**Accredit**, *vt.* (ઍક્રેડિટ્) To give credit, authority, honour or support to; to believe. માન્ય રાખવું; વિશ્વાસ રાખવો; સત્તા, માન કે ટેકો આપવો. (2) (to or at) To give credentials. પ્રમાણપત્ર આપવાં. (3) (with) Recognise as belonging to. માહીતી માન્ય રાખવી. (4) To receive as an envoy. મુખત્યાર-પ્રતિનિધિ તરીકે માન્ય રાખવો. [L. *ad*, & *credo*, I believe.]

**Accredited**, *adj. n.* (ઍક્રેડિટેડ્) Accepted. માન્ય; મુખત્યાર.

**Accrescent**, *a.* (ઍક્રેસન્ટ્) Growing; ever-increasing. વધતું; વૃદ્ધિ પામતું. [ L. *ad* & *crescere*, to grow. ]

**Accrescence**, *n.* (ઍક્રેસન્સ્) Regular or continuous increase. વૃદ્ધિ; ક્રમ પ્રમાણે ઉમેરો.

**Accretion**, *n.* (ઍક્રીશન્) The process of growing continuously; any extraneous addition. વૃદ્ધિક્રમ; બહારથી વધારાનું આવેલું; વૃદ્ધિ; ઉમેરો; ચઢાવો.

**Accretive**, *a.* (ઍક્રીટિવ્) Growing continuously. ધીમે ધીમે વધતું; બહારથી વધેલું.

**Accrue**, *vi.* (ઍક્રૂ) To come as a natural result of (followed by "from"); to come as an advantage (followed by "to"):to increase. નિપજવું; આવવું; મળવું; વધવું. [ L. *ad* & *crescere*, to grow. ]

**Accumbent**, *a.* (ઍકમ્બન્ટ્) Reclining; reclining on a couch. અઢેલીને સુવું; પાછળ ઢળવું; અઢેલીને બેસવું. [ L. *ad* & *cumbere*, to lie.]

**Accumulate**, *vt.* (ઍક્યુમ્યુલેઇટ્) To heap up; to increase greatly. ઢગલો કરવો; ભેગું કરવું; બહુ વધારવું. *vi.* To be increased or heaped up. ભેગું થવું; બહુ વધી જવું. **Accumulated**, *a.* (ઍક્યુમ્યુલેટેડ્) Collected into a mass. ભેગું થયેલું; જથ્થાબંધ.

**Accumulation**, *n.* (ઍક્યુમ્યુલેશન્) Heap or mass. પુંજી; જથ્થો; ઢગલો; સંગ્રહ; સમુદાય. [ L. *ad* & *cumulus*, a heap. ]

**Accumulative**, *a.* (ઍક્યુમ્યુલેટિવ્) Collecting; being collected, increased. વધતું જતું; ભેગું થતું જતું; સંગ્રહકારી; સંચય કરે એવું.

**Accumulator**, *n.* (ઍક્યુમ્યુલેટર) One who-that which accumulates or collects. સંગ્રહ કરતી વસ્તુ અથવા વ્યક્તિ; વીજળી ભેગી કરવાનું યંત્ર.

**Accuracy**, *n.* ( ઍક્યુરેસી ) Correctness; exactness. ખરાપણું; ચોકસપણું; બારીકી; યથાર્થતા; સત્યતા (also "**Accurateness**").

**Accurate**, *a.* (ઍક્યુરેટ્) Exact. બરાબર, ચોકસ.

**Accurately**, *adv.* (ઍક્યુરેટલી) Exactly. ચોકસાઈથી. [ L. *ad* & *cura* care. ]

**Accurse**, *vt.* (અકર્સ્) To curse; to doom to devastation, destruction or misery. શાપ દેવો; દુઃખી થા અથવા સત્યાનાશ જાઓ એવી કદુવા દેવી; બદદુવા દેવી. [A. S. *cursian*, to curse.]

**Accursed**, *a.* (ઍકર્સેડ્) Doomed to evil; detestable. શાપિત; પાપી; દુષ્ટ; શાપગ્રસ્ત; નિંદ્ય; નિંદવાજોગ; ગર્હણીય; શાપપાત્ર.

**Accusative**, *a.* ( ઍક્યુઝેટિવ્ ) Accusing. આરોપ-દોષ-તોહમત મુકતું. *n.* Objective case. બીજી વિભક્તિ; કર્મ.

**Accuse**, *vt.* (ઍક્યુઝ્) To bring a charge against; to blame. દોષ દેવો; આરોપ મુકવો; આળ ચઢાવવું [ L. *ad* & *causa*, cause. ]

**Accusable**, *a.* (ઍક્યુઝેબલ્) That can be accused. દોષ દઈ શકાય તેવું.

**Accusation**, *n.* ( ઍક્યુઝેશન્ ) Charge; blame. આરોપ; દોષ.

**Accuser**, *n.* (ઍક્યુઝર) One who accuses, આરોપ-દોષ મેલનાર.

**Accustom**, *vt.* (ઍકસ્ટમ્) To make familiar; to habituate. પરિચિત કરવું; મ્હાવરો અથવા ટેવ પાડવી; આદત-અભ્યાસ પાડવો.

**Accustomed**, *a.* (ઍકસ્ટમ્ડ્) Habituated; usual. ટેવ પડી હોય તેવું; હમેશનું; વારંવારનું. [ Fr. *costume*, a tax. ]

**Ace**, *n.* (એઈસ્) A single point at cards &c. એક્કો; પાસાનું રેજું. (2) An atom. રજકણ; ન્હાનામાં ન્હાનો કણ.

**Acephalous**, *a.* ( ઍસેફેલસ્ ) Headless; without a leader; wanting in essentials. માથા વગરનું; ન ધણીયાતું; જરૂરી ચીજ વિનાનું. [ Gr. *a*, not & *capate*, the head. ]

**Acerb**, *a* (ઍસર્બ્) Bitter; sour; harsh or severe, કડવું; ખાટું; કરડું; આકરૂં. [ L. *acer*, sharp. ]

**Acerbity**, *n.* (ઍસર્બિટી) Sourness; bitterness; harshness. કડવાશ વગેરે; કરડાઈ; સખ્તાઈ.

**Acerbate**, *vt.* (ઍસર્બેટ્) To make bitter or sour. કડવું અથવા ખાટું કરવું.

**Acetic**, *a.* (ઍસેટિક્) Sour; of the nature of vinegar. ખાટું; સરકાના તેજાબનું-જેવું.

**Acetify**, *vt* or *vi.* (ઍસેટિફાઇ) To change into acid. ખાટું કરવું; અખરાઈ જવું.

**Ache**, *n.* (એઇક્) Continued pain. દર્દ; વેદના; દુઃખ; પીડા. *vi.* to suffer pain. વેદના-દુઃખ થવું.

**Achieve**, *vt.* (ઍચીવ્) To accomplish; to obtain. પાર પાડવું; પ્રાપ્ત કરવું. [Fr. *achever*, to finish. ]

**Achievable**, *a.* (ઍચીવેબલ્) That can be achieved. પાર પાડી શકાય એવું-પ્રાપ્ત કરી શકાય એવું.

**Achievement,** *n* (ઍચીવમેન્ટ) Accomplishment; great deed. સિદ્ધ; સિદ્ધ થયેલી વસ્તુ; પરાક્રમ; સાહસકમ; મ્હોટી ફતેહ; જબરૂં કામ.

**Achromatic,** *a.* (ઍક્રોમૅટીક) Not producing colours. રંગ વગરનું; રંગની અસર ન થાય એવું. [Gr. *a*, & *chroma*, colour.]

**Acid,** *a.* (ઍસિડ) Sour; sharp. ખાટું; તીક્ષ્ણ; અમ્બટ. *n.* Anything sour; the sour extract or essence of anything. ખાટી ચીજ-તેજાબ.

**Acidify,** *vt.* (ઍસિડિફાઇ) To render acid. ખટાશભર્યું કરવું [સહેજ ખાટું.

**Acidulous,** *a.* (ઍસિડયુલસ્) Slightly sour.

**Acidulate,** *vt.* (ઍસિડયુલેટ્) To render slightly acid. સહેજ ખાટું કરવું.

**Acknowledge,** *vt.* (ઍકનૅાલેજ્) To admit as true; to recognise; to own; to give the receipt of. કબુલ રાખવું-કરવું;માન્ય રાખવું;કૃતજ્ઞતાથી કદર કરવી; પ્હોંચ સ્વીકારવી; ઓળખવું; આભાર ઉપકાર માનવો. [A. S. *on* & *cnaran*, to know.]

**Acknowledgable,** *a.* (ઍકનૅાલેજેબલ્) Recognisable; admitable. માન્ય રખાય તેવું-કબુલ કરાય-સ્વીકારાય તેવું; ઉપકાર માનવા જોગ.

**Acknowledgment,** *n.* (ઍકનૅાલેજમેન્ટ) Confession; avowal; recognition. અંગીકાર કદર; પ્હોંચ, ઉપકાર; ઓળખાણ; પ્રત્યુપકાર.

**Acme,** *n.* (ઍકમી) Highest point; crisis; zenith ટોચ; શિખર; ઉચ્ચકોટિ; પરાકાષ્ઠા; કટાકટી;

**Acclyte,** *n.* (ઍકોલાઈટ્) An assistart; attendant. મદદનીસ; પરિચારક; હજુરીયો. [Gr. *akolouthos*, an attendant.]

**Aconite,** *n.* (ઍકોનાઈટ્) A poisonous plant called wolf's bane. વચ્છનાગ નામનો ઝેરી છોડ.

**Acorn,** *n.* (ઍર્કોન્) The seed or fruit of the oak. ઓક નામના ઝાડનું ફળ અથવા બીજ; બલુત.

**Acoustic,** *a.* (ઍકુસ્ટીક-ઍકૌસ્ટીક) Pertaining to the sense of hearing or to the theory of sound. કાન; શ્રવણ અથવા અવાજ સંબંધીનું. *n. pl.* the science of sounds. ધ્વનિશાસ્ત્ર; શ્રવણવિદ્યા

**Acquaint,** *vt.* (ઍકવેઇન્ટ્) To make familiar with. વાકેફ થવું અથવા કરવું; જણાવવું; ખબર આપવી; ઓળખાણ અથવા માહીતી આપવી-મેળવવી. [L. *ad*, & *cognitus*. Known.]

**Acquaintance,** *n.* (ઍકવેઇન્ટન્સ્) Familiarity. પરિચિત; માહીતગાર; ઓળખીતો; પરિચિત માણસ. **Acquanited**=પરિચિત; ઓળખીતું.

**Acquiesce,** *vi.* (ઍકવીએસ્) To rest satisfied; to assent. રાજી રહેવું;માન્ય રાખવું;કબુલ કરવું; સંતોષ પામવો; ખુશ રહેવું-થવું. [L. *ad.* & *quies*, rest.]

**Acquiescence** *n.* (ઍકવીઍસન્સ્) Assent; submission. કબુલાત; અધીનતા; સંમતિ; સંતોષ; માન્ય રાખવું તે; ખુશી.

**Acqiescent,** *a.* (ઍકવીએસન્ટ્) Disposed to assent or submit. વાંધો ઉઠાવે નહી તેવું; રાજીખુશી ભળે તેવો.

**Acquire,** *vt.* (ઍકવાઈઅર્) To obtain; to attain to. મેળવવું, પ્રાપ્ત કરવું; સંપાદન કરવું; કમાવવું. [L. *ad.* & *quaerere*, to seek.]

**Acquirement,** *n* (ઍકવાએરમેન્ટ) Something gained by effort or labour. સંપાદન કરેલી વસ્તુ.

**Acquisition,** *n.* (ઍકિવઝિશન્) The act of acquiring or the thing acquired. પ્રાપ્તિ; પ્રાપ્ત કરેલી વસ્તુ; લાભ; ગુણ; જ્ઞાન.

**Acquisitive,** *a.* (ઍકિવઝિટિવ્) Desirous of gain. લાભની ઇચ્છાવાળું; પ્રાપ્ત કરવા માટે આતુર.

**Acquisitiveness,** *n.* (ઍકિવઝિટિવનેસ્) Greed; desire for gain. લોભ, અભિલાષા.

**Acquit,** *vt.* (ઍકિવટ) To release; to settle; to behave. છુટું કરવું; નિર્દોષ ઠેરવવું; મુક્ત કરવું; ચુકાવી દેવું; વર્તન ચલાવવું; પોતાની ફરજ અદા કરવી. [L. *ad. quietere*, to give rest].

**Acquittal,** *n.* (ઍકિવટલ્) Discharge from an accusation. નિરપરાધી ઠરવું તે;છુટકારો;મુક્તિ;મોચન.

**Acquittance** *n.* (ઍકિવટન્સ્) Discharge from debt: receipt to testify to this discharge. કર્જમાંથી ફારગતી; તેની પ્હોંચ.

**Acre,** *n.* (એકર) A measure of land; equal to 4840 sq. yds. ૪૮૪૦ ચોરસ વારનું-આસરે પોણાબે વિઘાનું-માપ. [L. *ager*, sand, *ajras*, a plain].

**Acreage,** *n.* (એયકરેજ્) The total number of acres. કુલ એકર. **Acred**=Possessing acres or land. જમીનદાર.

**Acrid,** *a.* (ઍક્રિડ્) Sharp; bitter; pungent. તીક્ષ્ણ; કરડું; તમતમું; તીખું; ધમધમાટ; સખત. [L. *acris*, sharp].

**Acrimony, acritude,** *n.* (ઍક્રીમની-ઍક્રીટ્યુડ) Bitterness of feeling or language. કટુતા; તીખાશ, ચળકાટ; ઉગ્રતા.

**Acrimonious,** *a.* (ઍક્રીમોનીએસ્) Sharp; bitter. કટુ; તીક્ષ્ણ; ઉગ્ર.

**Acrobat,** *n.* (ઍક્રૉબૅટ) A rope-dancer. દોરડાપર નાચી જાણનાર; ખજાણીઓ; નટ.

**Acropolis,** *n.* (ઍક્રૉપોલીસ્) Citadel; fort. ગઢ; કિલ્લો; શાહેરનો ઉંચો ભાગ. [Gr. *aeris*, the highest & *polis*, a city].

**Across,** *prep* or *adv.* (ઍક્રૉસ્) From side to side. આડું; આરપાર; ત્રાંસી રીતે; ઉપર થઇને.

**Acrostic,** *n.* (ઍક્રૉસ્ટીક્) A poem in which the first or the last letters of each line, taken in order, make up a word or a phrase. પ્રથમાક્ષરબંધ; અંત્યાક્ષરબંધ; આદ્યાંતાક્ષરલાપિકા. [Greek, *akros*, extreme, *stichos*, a line].

**Act,** *vi.* (ઍક્ટ્) To do; to perform an action; to behave; to exert; to feign. કરવું; ચાલવું; વર્તવું; અસર ચલાવવી-થવી; ઢોંગ કરવો. *vt.* to play the part of. પાઠ-પાર્ટ ભજવવો; બજાવવું. (2) To perform. કરવું; બજાવવું. *n.* Division of a play; deed; performance; a thing done once for all; laws; edict; doing. નાટકનો અંક; કર્મ, ક્રિયા; આચરણ; કૃત્ય; કાયદો; ઠરાવ; કરવાને તૈયારી. [L. *agere*; to put in motin, Sans. *aja*, to drive ].

**Acting,** *n.* (ઍકટિંગ્) Action; performing a part; doing duty for another. કર્મ, પાઠ ભજવવો તે; કામ ચલાવું; હંગામી; બદલે કામ કરતો.

**Action,** *n.* (ઍકશન્) Deed; a suit; effect; gesture; battle. કર્મ; દાવો; કોરટકામ; અસર; પ્રવૃત્તિ; ગતિ; હીલચાલ; ચાળા; લટકા; અભિનય; જંગ; લડાઈ.

**Actionable**=Liable to a law-suit; Capable of being sued જેના ઉપર ફરીયાદ થઇ શકે તેવું.

**Active,** *a.* (ઍક્ટિવ્) Busy; nimble; effective; practical. ચાલાક; ચપળ; અસરકારક; વ્યવહાર-ઉપયોગી; ક્રિયાવાળું. (2) Denoting action. કર્મદર્શક; સકર્મક **Actively,** *adv.* (ઍક્ટિવલી)= ચાલાકીથી; અસરકારક રીતે; ધમધોકાર.

**Activity,** *n.* (ઍક્ટિવિટી) Nimbleness; the state of being always busy or active. ચાલાકી; ઝડપ; તેજી; ઉદ્યોગ; પ્રવૃત્તિ; કાર્યપરતા-also Activeness.

**Actor,** *n.* (ઍકટર્) Player; doer. પાઠ ભજવનાર; નાટકીયો; કામ કરનાર; કર્તા. 2. A plaintiff. ફરીયાદી. 3. An advocate. વકીલ; પક્ષ ખેંચીને બોલનાર. **Actress** (feminine of actor)=પાઠ ભજવનાર-નાટકમાં કામ કરનાર સ્ત્રી.

**Actual,** *a.* ( ઍકચ્યુઅલ્ ) Real; existing; present. ખરેખરૂં; વાસ્તવિક; હસ્તી ધરાવતું; સત્ય; વર્તમાન; હાલનું.

**Actualize,** *vt.* ( ઍકચ્યુઍલાઇઝ ) To put in practice or show in action. ખરેખરૂં કરી બતાવવું.

**Actually,** *adv.* (ઍકચ્યુઅલી) Really; positively. ખરેખરી રીતે; કર્મ કરીને; યથાર્થ રીતે.

**Actuary,** *n.* (ઍકચ્યુઅરી) A fire-insurance Statistics expert. વિમાનો હીસાબ ગણનાર.

**Actuate,** *vt.* (ઍકટ્યુએટ્) To influence or to move into action. પ્રેરણા કરવી; ચલાવવું; ગતિમાં પ્રવર્તાવવું; ઉશ્કેરવું. [L. *actus*, an action].

**Acumen,** *n.* ( ઍક્યુમેન્ ) Sharpness. તીવ્ર બુદ્ધિ; બુદ્ધિની તીક્ષ્ણતા.

**Acute,** *a.* (ઍક્યુટ) Sharp; Shrill. તીક્ષ્ણ; તીણો. 2. Less than a right angle. કાટખુણાથી ન્હાનો-સાંકડો (ખુણો). 3. Shrewd. તીવ્ર બુદ્ધિવાળું; ઉંડી નજરનું; બુદ્ધિશાલી. 4. Severe. સખ્ત. [L. *acuo*, I sharpen].-*n.* **Acuteness** તીક્ષ્ણતા; તીવ્રતા; સફાઈ.

**Acuteness,** *n.* (ઍક્યુટનેસ્) The state of being acute. તીક્ષ્ણતા; તીવ્રતા; સફાઈ.

**Adage,** *n.* (ઍડેઈજ્) An old saying; a proverb. કહેણી; કહેવત. [L. *ad*, *aio*, I say].

**Adam,** *n.* (ઍડમ્) The first man; a jailer. ખ્રિસ્તિ મત પ્રમાણે સૌથી પહેલાં પેદા થયેલ પુરૂષ; જેલર.

**Adamant,** *n* (ઍડેમન્ટ્) A very hard stone; the diamond; anything very hard. વજ્ર; હીરો; ઘણોજ કઠણ પથરો; પદાર્થ. 2. A loadstone; A magnet. લોહચુંબક. [Gr. *a*. *damaeian*, to break].

**Adamantine,** *adj.* ( ઍડેમૅન્ટાઇન્ ) Like adamant; unbreakable. વજ્ર જેવું; ન ભાંગી શકાય તેવું; કઠણ.

**Adapt,** *vt.* (ઍડૅપ્ટ્) To make suitable to; to fit. લાયક અથવા બંધબેસતું કરવું. [L. *ad*, *aptāre*, to fit]. [કરાય તેવું.

**Adaptable,** *adj.* ( ઍડૅપ્ટબલ્ ) બંધબેસતું

**Adaptation,** *n.* (ઍડૅપ્ટે'શન્) બંધબેસતું કરવું તે; રૂપાન્તર. [દેવું; ઉમેરવું.

**Add,** *vt.* (ઍડ્) To join to; to sum up. જોડી

**Addendum,** *n.* (ઍડૅન્ડમ્) ઉમેરો; પૂરવણી; ધન.

**Adder,** *n.* (ઍડર્) The viper. એક જાતનો ઝેરી નાગ.

**Addition,** *n.* (ઍડિ'શન્) સરવાળાની વિધિ; ઉમેરો.

**Additional,** *adj.* (ઍડિ'શનલ્) ઉમેરેલું; વધારાનું.

**Addict,** *vt.* (ઍડિ'કટ) To give one's self up to. વ્યસન કરવું; પાછળ મંડવું. [L. *ad*, *dicĕre*. to declare]. [પાછળ મંડેલો.

**Addicted,** *adj.* (ઍડિ'કટેડ) વ્યસનમાં પરેલો;

**Addiction,** *n.* (ઍડિ'કશન્) a bad habit; devotion. વ્યસન; આસક્તિ; ચાહના.

**Addle,** *adj.* ( ઍ'ડલ્ ) Diseased; barren; corrupt. દર્દી; ખાલી; સડેલું. [A. S. *adila*, mud].

**Addled,** *same as Addle.* [વિચારશૂન્ય.

**Addle-headed,** *adj.* ( ઍ'ડલ-હે'ડેડ ) મૂર્ખ;

**Address,** *vt.* (ઍડ્રે'સ) To direct, speak or write to. શિરનામું કરવું; ઉદ્દેશીને બોલવું અથવા લખવું. 2. To court. લગ્નનું માગું કરવું. 3. To arrange. ક્રમવાર ગોઠવવું. 4. To devote. લાગી પડવું; પાછળ મંડવું.

**Address,** *n.* (ઍડ્રે'સ) શિરનામું; લખાણ અથવા ભાષણ; માગું; ગોઠવણી; સંરાગ. 2. Style of sppech; manners. વાત કરવાની રીતિ; રીતભાત. [L. *ad*, *directum*, straight].

**Adduce,** *vt.* (ઍડયૂ'સ) To cite or quote; to bring forward. અવતરણ-દાખલો-ટાંકવો; બતલાવવું; હાજર કરવું. [L. *ad*, *ducĕre*, to bring].

**Adducible,** *adj.* બતલાવાય તેવું; હાજર કરી શકાય તેવું.

**Adduction,** *n.* ( ઍ'ડક્શન ) The act of bringing forward. ટાંકવા-બતલાવવા-ની વિધિ; શરીરનો અવયવ બહાર ખેંચવાની ક્રિયા. **Adductive,** *adj.* આગળ લાવી બતાવે તેવું.

**Adept,** *n.* or *adj.* (ઍ'ડેપ્ટ; ઍડે'પ્ટ) An expert; proficient. પ્રવીણ પુરૂષ; પ્રવીણ. [ L. *adipisci,* to attain].

**Adequate,** *adj.* (ઍ'ડિક્વેટ) Sufficient, equal to પૂરતું; ની બરોબર. [L. *ad. aequus,* equal].

**Adequacy,** *n.* ( ઍ'ડિક્વસી ) Sufficiency. પૂરતાપણું.

**Adequatness,** *n.* (ઍ'ડિક્વેટનેસ) પૂરતાપણું.

**Adequately,** *adv.* પૂરતી રીતે; બરોબર

**Adhere,** *vi.* (ઍડહી'અર) To stick to; to remain attached to. ચોટવું; વળગી રહેવું [L. *ad, haerēre,* to stick].

**Adherence,** *n.* (ઍડહી'અરન્સ) Sticking to; attachment. વળગી રહેવું તે.

**Adherent,** *adj.* (ઍડહી'અરન્ટ) વળગી રહેલું.-*n.* Follower. અનુયાયી; એકજ પક્ષનો; વળગી રહેનાર.

**Adhesion,** *n.* (ઍડહી'ઝશન) વળગી રહેવું તે; સજ્જડ ચોટી રહેવું તે. [રહે તેવું.

**Adhesive,** *adj.* (ઍડહી'સિવ) વળગી-ચોટી-

**Adhesively,** *adv.* (ઍડહી'સિવલી) ચોટક રીતે.

**Adhesiveness,** *n.* (ઍડહી'સિવનેસ) ચોટી રહેવાનો સ્વભાવ.

**Adieu,** *adv.* (ઍ દ્યૂ) Farewell. રામ રામ; ઈશ્વર તમારૂં ભલું કરો. [Fr. *à,* to, *Dieu,* God].

**Adipose,** *adj.* (ઍ'ડિપોઝ) Fatty. ચરબીવાળું; પુષ્ટ. [L. *adeps,* soft fat].

**Adjacent,** *adj.* (ઍડજે'સન્ટ) Neighbouring; near to. પાસેનું; પડખેનું [L. *ad jacere,* to lie].

**Adjacency,** *n.* (ઍડજે'સન્સી) પાસે હોવું તે.

**Adjacently,** *adv.* પડખે રહીને; પાસે.

**Adjective,** *n.* (ઍ'ડજેક્ટિવ) A qualifying word. વિશેષણ.

**Adjectival,** *adj.* (ઍડજેક્ટા'ઈવલ) વિશેષણને લગતું; વિશેષક; ગુણદર્શક. [L. *ad. jacere,* to throw].

**Adjoin,** (ઍડજૉ'ઇન) To lie next or close to. નજીક હોવું. [L. *ad. jungo,* I join].

**Adjoining,** *adj.* (ઍડજૉ'ઇનિંગ) Adjacent. નજીકનું; પડખેનું; જોડાએલું.

**Adjourn,** *vt.* (ઍડજ'ર્ન) To put off to another day; to postpone મોકુફ રાખવું; થોડા વખત સુધી પડતું મેલવું [L. *ad, diurnus,* daily].

**Adjournment,** *n.* (ઍડજ'ર્નમેન્ટ) મોકુફી; તહકુબી; કામ બંધ રહેવાનો વખત.

**Adjudge,** *vt.* (ઍડજ'જ) To decide; to assign; to sentence. નિકાલ કરવો; ઠરાવ કરી આપવો; શિક્ષા કરવી. [L. *ad, judico,* I judge].

**Adjudgment,** *n.* ( ઍડજ'જમેન્ટ ) ઠરાવ; ચુકાદો; શિક્ષા.

**Adjudicate,** *vt.* (ઍડજ્યૂ'ડિકેટ) To decide legally. ન્યાય અથવા કાયદાની રૂએ ચુકાદો કરવો. *vi.* ચુકાદો આપવો.

**Adjudication,** *n.* ( ઍડજ્યુડિકે'શન્) દેવાદારને દિવાળીઓ ઠરાવીને તેની મિલ્કત ટ્રસ્ટીને સોંપવી તે; ઠરાવ.

**Adjunct,** *adj.* (ઍ'ડજન્કટ) Joined or added to. – જોડેલું અથવા ઉમેરેલું; વિશેષણ. — *n.* The thing joined or added to another. જોડેલો શબ્દ અથવા વસ્તુ અથવા ગુણ.

**Adjunction,** *n.* (ઍડજ'ન્કશન) જોડવાની ક્રિયા.

**Adjunctive,** *adj.* (ઍડજ'ન્કિટવ) જોડનારૂં.

**Adjuration,** *n.* (ઍડજ્યુરેશન) Charge on oath. શપથ; સમ અથવા સોગંદ ખાઇને કહેવરાવવું તે.

**Adjuratory,** *adj.* (ઍડજ્યૂ'રેટરી) ગંભીર ભલામણ કરતું; સોગંદપૂર્વક કહેવરાવતું.

**Adjure,** *vt.* (ઍડજ્યૂ'ર) To charge an oath; to cause to swear. ગંભીરતાથી ભલામણ કરવી; સોગંદ લેવરાવવા. [L. *ad, jurāre,* to swear].

**Adjust,** *vt.* (ઍડજ'સ્ટ) To settle; to fit. ગોઠવવું; નિકાલ કરવો; બંધ બેસતું કરી દેવું. [L. *ad, juxta,* near].

**Adjustable,** *adj.* (ઍડજ'સ્ટબલ) બંધ બેસતું કરી શકાય તેવું.

**Adjustment,** *n.* નિકાલ; બંધબેસતું કરવું તે.

**Adjutant,** *n.* (ઍ'ડજ્યૂટન્ટ) A military assistant, not above the rank of major. લશ્કરી કારભારી; આડજ્યુટંટ.—2. A species of stork. સારસ પક્ષી. [L. *ad, juvāre,* to assist].

**Adjutancy,** *n.* (ઍ'ડજ્યૂટન્સી) The office of an adjutant. આડજ્યુટંટની પદ્દી.

**Administer,** *vt.* or *vi.* (ઍડમિ'નિસ્ટર) To act as a minister; to manage; to give out or distribute. પ્રધાનપદું કરવું; વ્યવસ્થા રાખવી; આપવું કે વહેંચવું. [L. *ad, ministro,* I serve].

**Administration,** *n.* ( ઍડમિનિસ્ટ્રે'શન ) Management; giving out. કારભાર; વહીવટ; આપવું તે. [કારભાર ને લગતું; વહીવટી.

**Administrative,** *adj.* (ઍડમિ'નિસ્ટ્રેટિવ)

**Administrator,** *n.* (ઍડમિનિસ્ટ્રે'ટર) કારભારી, વહીવટ કરનાર; આપનાર.

**Admiral,** *n.* (ઍ'ડ્મિરલ) The commander of a fleet, the admiral's ship. નૌકાસૈન્યાધિપતિ; દરિયાઈ સેનાપતિ; એવા સેનાપતિનું વહાણ. [Arab. *ameer,* a lord]

**Admiralty,** *n.* (ઍ'ડ્મિરૅલ્ટી) The office, court or department of an admiral. દરિયાઈ સેનાપતિનો હોદ્દો, કોર્ટ, કચેરી અથવા ખાતું; નૌકાખાતું.

**Admire,** *vt.* (ઍડ્માʼયર) To respect with wonder and delight; to have great affection for. માન અથવા પ્રીતિની નજરે જોવું; વખાણ કરવાં; શોખ હોવો. [L. *ad*, *mirāri*, to wonder].

**Admirable,** *adj.* (ઍʼડ્મિરબલ) અચરતી ઉપજાવે તેવું; વખાણવા લાયક.

**Admiration,** *n.* (ઍડમિરેʼશન) આશ્ચર્ય; માન; ચાહના.

**Admirer,** *n.* (ઍડમાʼયરર) ચાહનાર;ચકિત થનાર.

**Admit,** *vt.* (ઍડમિʼટ્) To let in; to own the truth of. અંદર આવવા દેવું; સ્વીકારવું, કબૂલ કરવું.

**Admissible,** *adj.* (ઍડમિʼસિબલ) માન્ય કરવા જોગ; કબૂલ કરવા લાયક. [L. *ad*, *mittēre*, to send]

**Admission** } *ns.* પ્રવેશ, દાખલ થવાનો હક્ક
**Admittance** } અથવા રજા. Right to enter.

**Admixture,** *n.* (ઍડમિʼક્સ્ટ્યુર).Something added as a mixture. ભેગ; મેળવણી. [ L. *ad*, *mixtūra*, mixture ].

**Admonish,** *vt.* ( ઍડમૉʼનિશ ). To warn; to reprove calmly. ચેતવણી આપવી; ઠપકા રૂપે સલાહ આપવી. [L. *admonēre*, to warn].

**Admonitory** *n.* (ઍડમૉʼનિટરી) ચેતવનાર; બોધદાયક; શીખામણનું.

**Admonition** *n.* (ઍડમૉʼનિશન) One who warns or advises. ચેતવણી–સલાહ-દેનાર.

**Ado,** *n.* ( ઍડૂʼ ) Bustle; trouble. ઘોંઘાટ; ડખો; મહેનત.

**Adolescence,** *n.* (ઍડોલેʼસન્સ) The period of youth. જુવાની; તરૂણાવસ્થા. [L. *ad*, *olescĕre*, to grow].

**Adolescent,** *adj.* (ઍડોલેʼસન્ટ) Youthful. ઉગતી વયનું; જુવાન

**Adopt,** *vt.* (ઍડૉʼપ્ટ) To take up; to take another's child as one's own. લેવું; ગ્રહણ કરવું; દત્તક કરી લેવું.

**Adoption,** *n.* (ઍડૉʼપ્શન) સ્વીકાર; ગ્રહણ કરવું તે; દત્તક લેવું, દેવું તે. [L. *ad*, *optāre*, to choose].

**Adoptive,** *adj.* (ઍડૉʼપ્ટિવ) દત્તકલેનાર;દત્તકલીધેલું.

**Adore,** *vt.* (ઍડોʼર) To worship; to admire highly. આરાધન કરવું; ભક્તિ કરવી; અતિશય ચાહના રાખવી. [L. *ad*, *orāre*, to pray].

**Adorable,** *adj.* ( ઍડોરʼબલ ) Fit to be worshipped or loved. પૂજવા લાયક; પ્રીતિને લાયક; ચાહવા જેવું.

**Adoration,** *n.* (ઍડોરેʼશન) ભક્તિ;પ્રીતિ;ચાહના.

**Adorer,** *n.* (ઍડોʼરર) ભક્ત; ચાહનાર.

**Adorn,** *vt.* (ઍડૉર્ન) To beautify with dress or ornaments; to embellish. શણગારવું; અલંકારથી સજવું; સુશોભિત બનાવવું. [L. *ad*, *ornāre*, to furnish.]

**Adornment,** *n.* (ઍડૉʼર્નમેન્ટ) શણગાર.

**Adown,** *adv.* or *prep.* (ઍડાʼઉન) Down. નીચે.

**Adrift,** *adj.* or *adv.* (ઍડ્રિʼફ્ટ) Floating as driven; moving at random. ઘસડાતું; તણાતું.

**Adroit,** *adj.* (ઍડ્રૉʼઈટ) Dexterous; skilful. ચાલાક, ચતુર.

**Adroitly,** *adv.* ચાલાકીથી.

**Adroitness,** *n.* ચાલાકી; ચપળતા.

**Adulate,** *vt.* (ઍʼડ્યુલેટ) To flatter servilely. અતિશય ખુશામત કરવી. [L. *adulari*, to fawn upon].

**Adulation,** *n.* (ઍડ્યુʼલેશન) Servile flattery. નીચ ખુશામત. [હલકી ખુશામતવાળું; માખણીયું.

**Adulatory,** *adj.* (ઍʼડ્યુલેટરી) Flattering.

**Adult,** *n.* (ઍડʼલ્ટ) A grown up person. આધેડ માણસ; પુખ્ત ઉમ્મરનું માણસ.–*adj.* Grown up. પુખ્ત. [L. *ad*, *olescĕre*, to grow].

**Adulterate,** *vt.* (ઍડʼલ્ટરેટ) To debase the quality of a thing by mixing another with it. ભેગ કરી બગાડવું; ભેગ કરવો.–*adj.* Debased by adultery. ભેળભેળથી બગડેલું; દૂષિત થયેલું.

**Adulterant,** *n.* (ઍડʼલ્ટરન્ટ) ભેગ કરનાર.

**Adulterated,** *adj.* ( ઍડʼલ્ટરેટેડ ) ભેગવાળું; ભેળું કરેલું.

**Adulteration,** *n.* (ઍડલ્ટરેʼશન) ભેગ કરવો તે.

**Adulterer,** *n.* (ઍડʼલ્ટરર) One who has intercourse with another's wife. વ્યભિચારી માણસ; છિનાળવો.

**Adulteress,** *n.* (ઍડʼલ્ટરેસ) છિનાળ; વ્યભિચારિણી.

**Adulterine,** *adj.* (ઍડʼલ્ટરિન) Spurious. છિનાળનું જણેલું.–*n.* The offspring of adultery. છિનાળનું જણેલું છોકરૂં.

**Adultery,** *n* (ઍડʼલ્ટરી) વ્યભિચાર; છિનાળું; જારકર્મ.

**Adumbrate,** *vt.* (ઍડʼમ્બ્રેટ; ઍʼડમ્બ્રેટ) To show faintly or imperfectly. આભાસ દેખાડવો; ખ્યાલ આપવો.

**Adumbration,** *n.* ( ઍડમ્બ્રેʼશન ) આભાસ; છાંય; પ્રતિમા. [L. *ad*, *umbra*, a shadow].

**Adust,** *adj.* (ઍડʼસ્ટ) Burnt up; browned with the sun. બળી ગયેલું; સુકાઈ ગયેલું.

**Advance,** *vt.* (ઍડ્વૅʼન્સ) To put forward; to promote; to pay beforehand. આગળ લાવવું; ચઢાવવું; ઉત્તેજન આપવું; આગળથી ભરી દેવું.–*vi.* આગળ ચાલવું; પ્રગતિ કરવી; ચ્હડવું.

**Advance,** *n.* (ઍડ્વૅʼન્સ) પ્રગતિ; અગાઉથી નાણું આપવાં-ધીરવાં તે. [L. *ad*, *ante*, before].

**Advancement,** *n.* પ્રગતિ;આગળથી ભરી દેવું તે.

**Advantage,** *n.* (ઍડ્વૅʼન્ટેજ) Gain; superiority; opportunity. લાભ; ફાયદો; ચઢીયાતાપણું; તક.–*vt.* To profit. લાભ લેવો.

**Advantageous,** *adj.* ( ઍડ્વૅન્ટે'જીઅસ ) Useful. લાભદાયી; હિતકારી. [Fr. *avant*, before].

**Advent,** *n.* (ઍ'ડ્વેન્ટ) Coming or arrival. આગમન; બેસવું અથવા શરૂ થવું તે. *The* advent= ઈશુનો અવતાર-નું આગમન. [L. *ad*, *venire*, to come].

**Adventitious,** *adj.* (ઍડ્વેન્ટિ'શસ) Accidently; casual. બીનઆવશ્યક; બાહ્ય; બહારથી ચોંટેલું.

**Adventure,** *n.* ( ઍડ્વે'ન્ચ્યર ) Accident; risk; chance; the spirit of enterprise. દૈવજોગ; જોખમભરેલું કામ; સાહસ; અણધારેલો બનાવ.

**Adventure,** *vi.*-To attempt; to dare. સાહસ ખેડવું.-*vt.*-જોખમ વ્હોરી લેવું; સટ્ટો કરવો.

**Adventurer,** *n.* (ઍડ્વે'ન્ચ્યરર) સાહસી; નશીબ અજમાવનાર; સટ્ટોડિયો. [L. *ad*, *venire*, to come].

**Adventurous,** } *adj.* (ઍડ્વે'ન્ચ્યરસ)
**Adventuresome,** } (ઍડ્વે'ન્ચ્યરસમ)
સાહસિક; ભયભરેલું.

**Adventurously,** *adv.* સાહસ ખેડીને.

**Adventurousness,** *n.* સાહસિક વૃત્તિ.

**Adverb,** *n.* (ઍડ્વર્બ) A modifying word. ક્રિયાવિશેષણ અવ્યય. [L. *ad*, *verbum*, a word].

**Adverbial,** *adj.* (ઍડ્વ'ર્બિઅલ) ક્રિયાવિશેષણ સંબંધીનું-ના જેવું.

**Adverbially,** *adv.* ક્રિયાવિશેષણ તરીકે; નાઅર્થમાં.

**Adversary,** *n.* (ઍ'ડ્વર્સરી) An opponent; enemy. પ્રતિપક્ષી; વિરૂદ્ધ પક્ષનું; દુશ્મન.

**Adversative,** *adj.* (ઍડ્વ'ર્સેટિવ) Denoting opposition or variety. વિપરીતાર્થ; ભિન્નતાર્થ-વાચક [L. *ad*, *vertere*, to turn].

**Adverse,** *adj.* ( ઍ'ડ્વર્સ ) Opposed to; unfortunatele; harmful. પ્રતિકૂળ; દુઃખદાયી; આડું; વાંકું.

**Adversely,** *adv.* દુઃખ થાય તેવી રીતે; આડી રીતે.

**Adverseness,** *n.* પ્રતિકૂળતા; દુઃખાવસ્થા.

**Adversity,** *n.* ( ઍડ્વ'ર્સિટિ ) Affliction; misfortune. વિપત્તિ; આફત; કમનશીબી [L. *ad*, *vertere*, to turn].

**Advert,** *vi.* ( ઍડ્વ'ર્ટ ) To refer to. ધ્યાન આપવું; ઉદ્દેશીને અથવા ની સંબંધી કહેવું. [L. *ad*, *vertere*, to turn].

**Advertence** } *ns.* ધ્યાન; લક્ષ.
**Advertancy** }

**Advertent,** *adj.* (ઍડ્વ'ર્ટન્ટ) Heedful. [ધ્યાનવાળું.

**Advertise,** *vt.* (ઍડ્વર્ટા'ઇઝ; ઍ'ડવર્ટાઈઝ) To give public notice. જાહેરાત—જાહેર ખબર—આપવી. [L. *ad*, *vertere*, to turn].

**Advertisement,** *n.* ( ઍડ્વ'ર્ટિસમેન્ટ ) જાહેર ખબર.

**Advertiser,** *n.* (ઍડ્વર્ટા'ઈઝર) જાહેર ખબર [આપનાર.

**Advice,** *n.* (ઍડ્વા'ઈસ) Counsel. શિખામણ; સલાહ.—2. Information. ખબર; બાતમી.

**Advise,** *vt.* (ઍડ્વા'ઈઝ) To give counsel to. શિખામણ આપવી.-2. To inform. ખબર આપવી.-*vi.* To deliberate, વિચાર કરવો; મસલત ચલાવવી. [L. *ad*, *viso*, I view].

**Advisability,** *n.* (ઍડ્વાઈઝૅબિ'લિટિ) Fitness. યોગ્યતા; ઉચિતપણું.

**Advisable,** *adj.* (ઍડ્વા'ઈઝબલ) સારી શિખામણનું; યોગ્ય; દુરસ્ત; વ્યાજબી. [શિખામણ દેનારૂં.

**Advisory,** *adj.* (ઍડ્વા'ઈઝરી) સલાહકારક;

**Advised,** *adj.* (ઍડ્વાઇઝ્ડ) Cautious. સાવધાન; ચેતીને ચાલનારૂં [જાણી જોઈને.

**Advisedly,** *adv.* (ઍડ્વા'ઇઝ્ડ્લી) વિચારીને;

**Adviser,** *n.* (ઍડ્વા'ઈઝર) સલાહ દેનારૂં.

**Advocacy,** *n.* (ઍ'ડ્વોકસી) A pleading for; defence. હિમાયત; વકીલાત; પક્ષ તાણવો તે.

**Advocate,** *n.* (ઍ'ડ્વોકેટ) One who pleads the cause of another. વકીલ; પક્ષ તાણીને બોલનાર.-*vt.* વકીલાત કરવી; હિમાયત કરવી; એક પક્ષ તરફથી બોલવું. [L. *ad*, *vocare*, to call].

**Advowson,** *n.* (ઍડ્વા'ઉઝન) The right of appointing to a church benefice. ખાલી પડેલી જગ્યા ઉપર નવો પાદરી નીમવાનો હક્ક. [L. *advocatus*, a patron].

**Adze** *or* **Adz,** *n.* (ઍડ્ઝ) A carpenter's tool. વાંસલો. [A. S. *adesa*].

**Aegis,** *n.* (ઈ'જીસ) Anything that protects; a shield; originally, given by Jupiter to Minerva. ઢાલ; રક્ષક સાધન. [Gr. *aigis*].

**Aeolian,** *adj.* (ઇઓ'લિઅન) Acted on by the wind. પવનથી વાગતું. [*Aeolis*, a district of Asia Minor, colonised by the Greeks].

**Aeon** *or* **Eon,** *n.* (ઇ'ઑન) An age or a series of ages. યુગ; મહાયુગ; જમાનાના જમાના. [Gr. *aion*].

**Aerate,** *vt.* (એ'અરેટ) To supply with carbonic acid or other gas. કારબૉનિક વાયુ સાથે મેળવવું. [સાથે મેળવેલ.

**Aerated,** *adj.* કારબૉનિક અગર બીજા વાયુ

**Aerator,** *n.* વાયુ સાથે મેળવવાનું યંત્ર.

**Aeration,** *n.* (એઅરે'શન) વાયુ સાથે મેળવણી કરવાની ક્રિયા.

**Aerial,** *adj.* (એઇ'રિઅલ) Belonging to the air. વાયુ-હવા-સંબંધી; હવામાં વસનારૂં; વાયુજ; વાયુરૂપ. [L. *aër*, air].

**Aerie,** *n.* ( એ'રી; ઈ'રી ) The nest of an eagle or any other bird of prey; a house built on some high, lonely place; the brood of birds or children. શિકારી પક્ષીનો,

ગરૂડ અથવા ગીધનો માળો; ઉંચું, અટુલું ઘર; ગીધ, ગરૂડ વગેરેનાં બચ્ચાં; છોકરાંનું વેતર.–Also, **Aery, Eyrie, Eyry.** [L. *area*, a spot of level ground; M. E. *ey*, an egg].

**Aeriform,** *adj.* (એ'અરિફૉર્મ) Of the form or nature of air. વાયુરૂપ; હવાવાળું; હવા જેવું. 2. Unreal. આભાસરૂપ; માયારૂપ. [L. *aër*, air, *forma*, form].

**Aerify,** *vt.* (ઍ'અરીફાઇ) To change into air or gas; To fill with air. વાયુરૂપ કરવું; વાયુ સાથે મેળવવું.

**Aerification,** *n.* (એઅરીફીકે'શન) વાયુરૂપ બનાવવાની ક્રિયા; વાયુ સાથે મેળવવાની ક્રિયા. [L. *aër*, air, *facĕre*, to make].

**Aerolite,** *n.* (ઍ'અરોલાઇટ) A meteoric stone. હવામાંથી અથવા ખરતા તારામાંથી પડેલો પથ્થર; ઉલ્કા. [Gr. *aër*, air, *lithos*, a stone].

**Aerology,** *n.* (એઅરૉ'લૉજી) The branch of science which treats of the atmosphere. વાયુશાસ્ત્ર. [Gr. *aër*, air, *logos*, discourse].

**Aeromancy,** *n.* (એઅરૉ'મૅન્સી) Foretelling by means of air phenomena. હવા અથવા વાતાવરણથી ભવિષ્ય કહેવું તે. [Gr. *aër*, air, *manteia*, divination].

**Aerometer,** *n.* (એઅરૉ'મેટર) An instrument for measuring the weight or density of gases. વાયુમાપક યંત્ર. [Gr. *aër*, *metron*, a measure].

**Aeronant,** *n.* (એ'અરૉનૉટ) One who sails in a balloon or air-ship. વિમાનગામી; હવામાં ફરનાર.

**Aery,** *adj.* (એ'અરી) Aeriel; spiritual; visionary. હવા સંબંધીનું; અશારીરિક; વાયુરૂપ; આભાસરૂપ.

**Aesthetics,** *n.* (ઈસ્થે'ટિક્સ) Philosophy of the fine arts; principles of taste, beauty etc. રસશાસ્ત્ર, સૌંદર્યજ્ઞાન. [Gr *aisthanesthai*, to feel or perceive].

**Aesthetic,** *adj.* રસશાસ્ત્ર સંબંધીનું.

**Afar,** *adv.* (ઍફા'ર) From or to a great distance. ઘણે દૂર; ઘણે દૂરથી.

**Affable.** *adj.* (ઍ'ફેબલ) Courteous; condescending. વિવેકી; ભલું; મિલનસાર. [L. *ad*, *fari*, to speak].

**Affability,** *n.* (ઍફબિ'લિટિ) ભલમનસાઇ; સભ્યતા.

**Affably,** *adv.* (ઍ'ફબ્લી) સભ્યતાથી; ભલીભાતે.

**Affair,** *n.* (ઍફે'ર) Business; a small battle. કામ; વાત; ઝપાઝપી; ન્હાની લડાઈ. [L. *ad*, *facĕre*, to do].

**Affect,** *vt.* (ઍ'ફેક્ટ) To pretend to have; to act upon; to influence. હોવાનો ખોટો ડોળ ઘાલવો; અસર કરવી; મન ઉપર અસર કરવી; પીગળાવવું. [L. *ad*, *facĕre*, to do].

**Affectation,** *n.* (ઍફેક્ટે'શન) ઢોંગ; નખરાં.

**Affected,** *adj.* (ઍફે'ક્ટેડ) અસરથી ઉભરાએલ; વફાદાર; ઢોંગી.

**Affectedly,** *adv.* (ઍફે'ક્ટેડ્લી) પીગળી જઇને; અસરથી; દંભથી.

**Affectedness,** *n.* (ઍફે'ક્ટેડનેસ) The state of being full of feeling or pretence. લાગણી ભરેલી અથવા ઢોંગી વૃત્તિ.

**Affecting,** *adj.* (ઍફે'ક્ટિંગ) Pathetic. લાગણીવાળું; પીગળાવે તેવું. [લાગણીપૂર્વક.

**Affectingly,** *adv.* લાગણીથી પીગળી જઇને;

**Affection,** *n.* (ઍફે'કશન) Kindness or love; an attribute, disposition or disease of the mind. સ્નેહ; પ્રેમ; લાગણી; વસ્તુનો ગુણધર્મ; અમુક મિજાજ અથવા સ્થિતિ; મગજનો વિકાર.

**Affectionate,** *adj.* (ઍફે'કશનેટ) Full of affection. સ્નેહાળ; પ્રેમાળ; મમતાવાળું.

**Affectionateness,** *n.* (ઍફે'કશનેટનેસ) સ્નેહ; પ્રેમી વૃત્તિ.

**Affiance,** *n.* (ઍફા'અન્સ) Marriage pledge; trust. સગાઈ; વેવિશાળ; વિશ્વાસ. [L. *ad*, *fides*, faith].

**Affidavit,** *n.* (ઍફીડે'વિટ) A written statement upon oath. એકરાર; કસમપર જુબાની; એકરારનામું.

**Affiliate,** *vt.* (ઍફિ'લિએટ) To receive as a member; to attach to; to establish the paternity of. દત્તક લેવું; સંબંધ સ્થાપવો; સંયુક્ત કરવું; બાપનો સંબંધ સ્થાપવો. [L. *ad*. *filius*, a son].

**Affiliation,** *n* (ઍફિલિએ'શન) સંયુક્ત કરવું તે; દત્તક લેવું તે; અનૌરસ છોકરાને તેના બાપને સોંપવો તે.

**Affinity,** *n.* (ઍફિ'નિટી) Relationship; resemblance. સગપણ; મળતાપણું. 2. Attraction. આકર્ષણ; સ્નેહાકર્ષણ. [L. *ad*, *finis*, boundary]. –*adj.* Affinitive (ઍફિ'નિટિવ).

**Affirm,** *vt.* (ઍફ'ર્મ) To assert positively; to confirm. ખાતરીથી કહેવું; બહાલ રાખવું; ફરી પાછું ખરૂં ઠરાવવું. [L. *ad*, *firmus*, firm].

**Affirmable,** *adj.* (ઍફ'ર્મબલ) ખાતરીથી બોલી શકાય તેવું; ખરૂં ઠરાવી શકાય તેવું.

**Affirmance,** *n.* (ઍફ'ર્મન્સ) Assertion; confirmation. ખસુસ અભિપ્રાય; ખરૂં ઠરાવવું તે.

**Affirmant,** *adj.* or *n.* ખરૂં ઠરાવતું; ખરૂં ઠરાવનાર; ખાત્રીથી કહેનાર.

**Affirmation,** *n.* (ઍફર્મે'શન) Act of affirming; that which is affirmed. ખસુસ અભિપ્રાય; ખાત્રીથી અથવા સાચું ઠરાવવા બોલવું તે; ખાત્રીપૂર્વક બોલેલી વાત; સોગન લીધા સિવાય સત્ય જાહેર કરવું તે.

**Affirmative,** *adj.* (ઍફ'ર્મેટિવ) ખાત્રીથી બોલનાર; દેખાડનાર; હકારનું; ખરૂં ઠરાવનાર.–2. Dogmatic. એકપક્ષી; હઠીલું; એકસૂત્રાવલંબી.–*n.* હા કહેવી તે; હકાર.

**Affirmatory**, *adj*. (ઍફ્'મેંટરી) હકારક; ખરૂં કરાવનાર; ખાત્રી કરાવનાર.

**Affix**, *vt*. (ઍફિ'ક્સ) To fix to; to attach to; to add. જોડવું; બેસાડવું; ચોટાડવું; ઉમેરો કરવો.

**Affix**, *n*. An addition to a root, base, or word. પ્રત્યય. [L. *ad*, *figére*, to fix].

**Afflatus**, *n*. (ઍફ્લે'ટસ) Blowing of the wind; inspiration in a poet, an orator or a preacher. પવનનું વાવું તે; ઈશ્વરી પ્રેરણા; દૈવી જુસ્સો. [L. *ad*, *flāre*, to breathe].

**Afflict**, *vt*. (ઍફ્લિ'ક્ટ) To give pain; to distress. પીડા કરવી; દુઃખી કરવું; દુઃખ દેવું.-2. To annoy; to vex. મુંઝવવું; ચીડ ચડાવવી. [L. *ad*, *fligere*, to dash to the gronnd].

**Afflicted**, *adj*.(ઍફ્લિ'ક્ટેડ)Suffering; harassed or vexed. દુઃખી; ખિન્ન; ચીડાએલ; મુંઝાએલ.

**Affliction**, *n*. Distress; vexation. દુઃખ; ખિન્નતા; ચડિ.

**Afflictive**, *adj*.(ઍફ્લિ'ક્ટિવ)Causing distress or annoyance. દુઃખદાયક; કલેશકારક.

**Affluence**, *n*. (ઍ'ફ્લૂઅન્સ) Abundance; wealth; richness. પુષ્કળતા; સમૃદ્ધિ; તવંગરી; છત; દ્રવ્ય. [L. *ad*, *fluérre*, to flow].

**Affluent**, *adj*. (ઍ'ફ્લૂઅન્ટ) Abounding; wealthy. સમૃદ્ધિશાલી; શ્રીમંત; તવંગર.—*n* A stream. વહેનીયું; ઉપનદી; વ્હોંકળો.

**Afflux**, *n*. (ઍ'ફ્લક્સ) A flow; an addition. વહન; મોટા ઉમેરો; એકદમ વધારો. [L. *ad*, *fluêre*, to flow].

**Afford**, *vt*. (ઍફૉ'ર્ડ) To produce; to be able to bear. માંથી ઉપજવું; આવક થવી; ને પરવડવું, ભોગવું, પાલવવું; ઉઠાવી શકવું. [L. *fortis*, Strong].

**Affray**, *n*. (ઍફ્રે') An alarming fight; a quarrel; a brawl. ત્રાસદાયક બખેડો; ધમાલ; તકરાર; કજીયો. *vt*.-To frighten. ત્રાસ આપવો; બ્હીવરાવવું. [L. *ex*, *fragor*, a crash; Ger. *friede*, peace].

**Affright**, *vt*. (ઍફ્રા'ઇટ) To frighten. ડરાવવું; ભડકાવવું; ચમકાવવું.-*n*. Sudden terror. બ્હીક; ભડકામણ; ગભરાટ. [A. S. *fyrhto*, fear].

**Affront**, *vt*. (ઍફ્રં'ન્ટ) To meet face to face; to insult. સ્હામે ખડા થવું; અપમાન કરવું. *n*. Insult; contempt; disgrace. અપમાન; તિરસ્કાર; નામોશી. [L. *ad*, *front*, the forehead].

**Affuse**, *vt*. (ઍફ્યૂઝ) To pour; to sprinkle water at Baptism. ધાર કરવી; રેડવું; નામાભિધાન વખતે જલાભિષેક કરવો. [L. *ad*, *fusum*, to pour].

**Affusion**, *n*. (ઍફ્યૂ'ઝ્હન) રેડવું તે; જલાભિષેક.

**Afield**, *adv*. (અફી'લ્ડ) To, in, or on the field. ખેતરભણી-માં-ઉપર; મેદાનમાં.

**Afire**, *adv*. (ઍફા'યર) On fire, બળતું; જાજ્વલ્યમાન; ભભુકી ઉઠેલું.

**Aflame**, *adv*. (ઍફ્લે'મ) On fire, સળગી ઉઠેલું.

**Afloat**, *adj*. or *adv*. (ઍફ્લો'ટ) Resting or moving on water; on board a ship; passing or circulating, as a rumour; drifting, તરતું; વ્હાણ ઉપર; ( અફવા ) ઉડતી; ઘસડાતું; પ્રવૃત્ત; પ્રસૃત.

**Afoot**, *adv*. (ઍફૂ'ટ) On foot; in action. પગભર; પ્રવૃત્ત; પ્રસૃત.

**Aforesaid**, *adj*. (ઍફો'રસેડ) Said afore or before; Already mentioned. ઉપર કહેલું; સદરહુ; મજકુર. [આગળના વખતમાં.

**Aforetime**, *adv*. In former times. પુરા;

**Afraid**, *adj*. (ઍફ્રે'ઈડ) Filled with fear or suspense; alarmed. બ્હીનેલું; ભયભીત; શંકા હોય તેમ; લાગેલું; ધાસ્તી રહેલી.

**Afresh**, *adj*. (ઍફ્રે'શ) Fresh; from the beginning again. નવેસર; ફરી પાછું; નવે નામે.

**Aft**, *adj*. or *adv*. (ઍફ્ટ) At the back part; near the strean. પાછલા ભાગમાં; ડબુસા તરફ; વહાણના પાછલા ભાગ પાસે. [A. S. *aeft*]

**After**, *adj*. (ઍ'ફ્ટર) Later; near the back part. પછીનું; પાછળનું; ડબુસાનું—*prep*. Behind; in search of. પછવાડે, પુઠે લાગેલું; પાછળ મંડેલું. (3). Next in order. પછીનું. (4) According to. ની પ્રમાણે; ની મુજબ.

**After-age**, *n*. (ઍ'ફ્ટર એ'જ) પછીનો કાળ-જમાનો; પછીના લોક.

**After-all**, *adv*. (ઍ'ફ્ટર-ઑલ) When every consideration is allowed. બધું કહ્યા પછી પણ; એકંદરે; બધો વિચાર કર્યાં છતાં.

**After-birth**, *n*. (ઍ'ફ્ટર-બ'ર્થ) The placenta in which the fetus is involved. ઓર.

**After-crop**, *n*. (ઍ'ફ્ટર-ક્રૉપ) Second crop during the same year. બીજો પાક; પાછોતરો પાક; બીજું તુલ.

**After-life**, *n*. (ઍ'ફ્ટર-લા'ઇફ) Old age. ઉત્તર કાળ; વૃદ્ધાવસ્થા; પાછોતરી વયે. (2) Next life. બીજો જન્મ; આગળ; આ જીંદગી પછીનું જીવન.

**After-math**, *n*. (ઍ'ફ્ટર-મૅથ) Reaping of the second crop of grass, etc. ઘાસની બીજી કાપણી; બીજી કાપણી; બીજીવાર લણવું તે. (2) Results; fruits. પાછળનાં, બીજાં, પરિણામ; અમુક કાર્યનાં પાછળનાં ફળ.

**After-most**, *adj*. (ઍ'ફ્ટર-મો'સ્ટ) Hindmost. સૌથી પાછળનું; છેવટનું.

**After-noon** *n.* (ઑ'ફ્ટર-નૂ'ન) The period of the day after the noon, up to nearly 4 o'clock; the time between midday and evening. બપોર; શેંઢો; મધ્યાન્હ અને સાંજની સંધ્યા વચ્ચેનો વખત.

**After-pains,** *n.* (ઑ'ફ્ટર-પે'ઈન્સ) The pain after childbirth. છોકરૂં જન્મ્યા પછી દુઃખ અથવા વેદના થાય તે; જરાયુ વેદના.

**After-piece,** *n.* (ઑ'ફ્ટર-પીસ) A farce or other minor piece performed after a play. ઉપનાટક;નાટક પૂરૂં થયાપછી ભજવેલું ફારસઅથવા ખેલ.

**After-thought,** *n.*(ઑ'ફ્ટર-થૉટ) A thought after an action; a later thought. પછવાડેથી સુઝેલો વિચાર; પશ્ચિમબુદ્ધિ.

**After-wise,** *adj.* (ઑ'ફ્ટર-વા'ઇઝ્) Thinking after an action; thinking too late. પશ્ચિમબુદ્ધિવાળું-નું.

**After-wards,** *adv.* (ઑફ્ટર-વર્ડ્ઝ્) Later; subsequently; in aftertime. પછી; પછવાડે; આગળ જતાં; વળતી.

**Again,** *adv.* (ઍગે'ન્) Once more; back; in return. ફરી;ફરીથી;પાછું;બીજીવાર. [A. S. *agen*, on.]

**Again and again,** વારંવાર; ફરીને.

**As much again as,** બમણું; એટલું બીજું.

**Against,** *prep.* (ઍગે'નસ્ટ્, ઍગે'ઈન્સ્ટ્) Opposite to; in contact or collision with; instead of; in provision for. ઉલટું; સામું; વિરૂદ્ધ; ને બદલે; ના સાટામાં, ની પૂરવણી કરવા માટે. [A. S. *ougen*, opposite to.]

**Agape,** *adv.* or *adj.* (ઍગે'ઈપ્) Gaping from wonder, or expectation, or attention; having the mouth wide open. ઉત્સુક; ડાચું ફાડીને; મ્હોડું વકાસીને; બગાસું ખાઇને.

**Agate,** *n.* (ઍ'ગેઈટ્) A precious stone; a variety of quartz. અકીક; ગોમેદ 2 A kind of letters. એક જાતના અક્ષરો. [Gr. *achates*, first found near the river Achates in Sicily.]

**Agave,** *n.* (ઍગે'ઇવ્) A genus of plants. કેતકી; એક જાતનો કેવરો. [Gr. *aganos*, noble.]

**Age,** *n.* (એઈજ્) Life-time; mature years; a period of time; any great period of human history; a generation of men; a century. આયુષ્ય; આવરદા; ઉંમર; પાકી વય; ઘડપણ; લાયક ઉમર; યુગ; કાળ; પેઢી;જમાનો; સૈકો;સદી. [L. *aevum*, age.]

**Aged,** *adj.* (એ'ઇજેડ્) Advanced in age. પાકી વયનું; ઘરડું; જઈફ.—*n.* (the) ઘરડાં.-(એ'ઈજ્ડ્) of the age of. ની ઉમરનું.

**Agency,** *n.* (એ'ઈજન્સી) Office; business; instrumentality.સત્તા;શક્તિ;કરવું તે;મારફત;આડત; કારણ; ગુમાસ્તાગીરી; મુખત્યારી. [L. *agere*, to do.]

**Agent,** *n.* (એ'ઈજન્ટ્) One exerting power; an attorney; a substitute; an active cause or power. કર્તા; કારક; શક્તિ ધરાવનાર; વકીલ; આડતીયો; મુનીમ; ગુમાસ્તો; શક્તિ; સાધન; સત્તા.

**Agendum,** *n.* (ઍજે'ન્ડમ્) A thing to be done; a memorandum-book. કર્તવ્ય; કરવાનું કામ; યાદી; નોંધપોથી. (pl. *agenda*).

**Agglomerate,** *vt.* (ઍગ્લૉ'મરેઈટ્) To make into a ball or a mass. નો ગોળો વાળવો; ગોળાકૃતિ કરવી; ઢગલો કરવો; પિંડ કરવો.-*vi.* To grow into a mass. ગોળો અથવા ઢગલો થઈ જવું. [ L. *ad*, *glomus*, a ball. ]

**Agglomeration,** *n.* (ઍગ્લૉમરે'ઇશન્) ગોળો; ઢગલો; ઝૂંડ; જથ્થો.

**Agglutinate,** *vt.* (ઍગ્લૂ'ટિનેઈટ્) To cause to adhere by glue or cement; to stick; to affix. સરસ અથવા સિમેટથી ચોટાડવું; ચોટાડવું; જોડવું; વળગાડવું. [ L. *ad*, *gluten*, glue. ]

**Aggrandize-se,** *vt.* (ઍ'ગ્રૅન્ડાઇઝ્) To make great or large; to promote in power, rank or honour. મ્હોટું કરવું; વધારવું; વિશાળ અથવા વિસ્તૃત બનાવવું; ચઢાવવું; ચઢતી પાયરી કરવી; મોભો અથવા માન વધારવું. [L. *ad*, *grandis*, large.]

**Aggrandise-(ze)-ment,** *n.* (ઍ'ગ્રૅન્ડાઈઝ્-મેન્ટ્; ઍગ્રૅ'ન્ડિઝ્-મેન્ટ્) Promotion; making great or large. ચઢતી; ઉન્નતિ; સરફરાજી; મ્હોટું કરવું અથવા વધારવું તે.

**Aggravate** *vt.*(ઍ'ગ્રૅવેઇટ્) To make heavier or more serious or worse; to provoke; to exaggerate. વધારે ભારે કરવું; વધારે ગંભીર અથવા ખરાબ બનાવી દેવું; ખીજવવું; મીઠું મરચું ભેળી કહેવું; અતિશયોક્તિ કરવી. [L. *ad*, *gravis*, heavy.]

**Aggravation,** *n.* (ઍગ્રૅવે'ઇશન્) A making worse; exaggeration; displeasure. વધારે ખરાબ કરવું તે; અતિશયોક્તિ; કોપ; ખીજવણી.

**Aggregate,** *vt.* (ઍ'ગ્રેગેઈટ્) To collect into a mass; to accumulate. એકઠું કરવું; ભેગું કરવું. —*vi.*—to add; to combine with. વધારવું; સાથે જોડવું.—*adj.* Formed of parts; એકંદર; એકઠું કીધેલું; જૂદા જૂદા ભાગથી બનેલું.—*n.*—The sum total; mass. સમૂહ; જથ્થો; જુમલો; કુલ.

**Aggregation,** *n.* (ઍગ્રેગે'ઈશન્) State of being collected together; act of collecting; an aggregate. ભેગું થવું તે; ભેગું કરવાની ક્રિયા; સમૂહ; કુલ.

**Aggress,** *vi.* (ઍગ્રે'સ્) To attack first; to commence a quarrel; to intrude; પહેલો હુમલો કરવો; હલ્લો કરવો; લડાઈ અથવા તકરાર શરૂ કરવી; ઘૂસવું; દખલ કરવી. [L. *ad*, *gradi*, to step.]

**Aggression,** *n.* (ઍગ્ગ્રે'શન્) First act of hostility or injury; a breach of the peace; an attack on public privileges. પહેલો હલ્લો; સુલેહ અથવા શાન્તિનો ભંગ; જાહેર હક ઉપર ત્રાપ મારવી તે; દખલ; પહેલ.

**Aggressive,** *adj.* (ઍગ્ગ્રે'સિવ્) પહેલી લડાઈ અથવા તકરાર કરે તેવું; હલ્લો કરે તેવું; ઘાતક; આક્રમણ કરનારૂં.

**Aggressive-ness,** *n.*(ઍગ્ગ્રે'સિવ-નેસ) પહેલી તકરાર કરવાની વૃત્તિ; ત્રાપ મારવાની વૃત્તિ.

**Aggresor,** *n.* (ઍગ્ગ્રે'સર) One who attacks first; હલ્લો કરનાર; ત્રાપ મારનાર.

**Aggrieve,** *vt.* (ઍગ્ગ્રી'વ્) To give pain or sorrow or injury; to press heavily upon; to oppress; દુ:ખ દેવું; પીડા અથવા ઇજા કરવી; ઉપર જૂલમ ગુજારવો;હેરાન કરવું.[L. *ad, gravis,* heavy.]

**Aghast,** *adj.* or *adv.* (ઍગ઼'સ્ટ્) Stupefied with horror; frightful. બ્હાવરૂં; ગભરાયેલું; બ્હીકથી; ચકિત થઇને. [A.S. *gast,* a ghost.]

**Agile,** *adj.* (ઍ'જીલ્) Active; nimble. ચાલાક; ચપળ; ચંચળ. [L. *Agilis—agere,* to do or act.]

**Agility,** *n.* (ઍજી'લિટિ) Activity; liveliness: ચપળતા; ચંચળતા; ઝડપ.

**Agio,** *n.* (ઍજીઓ;એ'જીઓ) Discount;premium; the difference between the real and nominal value of money. વટાવ; ભાવમાં આપેલો વધારો; વધારાનો ભાવ; નામની અને ખરી કીંમત વચ્ચેનો તફાવત. [It. *aggio,* ease, exchange.]

**Agitate,** *vt.* (ઍ'જીટેઈટ્) To stir briskly; to discuss;to disturb;to excite. હલાવવું;ડોળી નાખવું વાદ કરવો; તકરાર કરવી; ચળવળ ચલાવવી; ઉશ્કેરવું; ખળભળાવવું.[L.*agitare-agêre,*to put in motion.]

**Agitation,** *n.*(ઍજીટે'ઇશન્) Public excitement; discussion; perturbation of mind; stirring. ખળભળાટ;ઉશ્કેરણી;ચર્ચા;વ્યાકુળતા;ઉઠાવત.

**Agitative,** *adj.* (ઍ'જીટેટિવ્) ઉશ્કેરે તેવું; વ્યાકુળ કરે તેવું; ચર્ચા ચલાવતું.

**Agitator,** *n.* (ઍ'જીટેઇટર્) ઉશ્કેરણી કરનાર; ચળવળ અથવા ચર્ચા ચલાવનાર.

**Agnate,** *adj.* or *n.* (ઍ'ગ્નેઈટ્) Related on the father's side or through males only; allied; akin. બાપની અથવા પુરૂષની પેઢીદ્વારા સગું; ગોત્રજ; પિત્રાઇ; ને મળતું આવતું; મળતું. [L. *ad, nasci,* to be born.]

**Agnation,** *n.* (ઍગ્ને'ઇશન્) Relation through males. ગોત્રસંબંધ; પિતૃ પક્ષનો સંબંધ.

**Agnostic,** *n.* (ઍગ્નૉ'સ્ટિક્)One who believes that we know nothing beyond the ordinary phenomena. અજ્ઞેયવાદી; પરલોક અથવા ઈશ્વર વિષે કંઈ ખબર ન પડી શકે એવો મત ધરાવનાર. [Gr. *agnostos,* not knowing.]

**Ago,** *adv.* (ઍગો') Gone; past since. થયાં; અગાઉ; ઉપર. [A. S. *a, gna,* to go.]

**Agog,** *adj* or *adv.* (ઍગૉ'ગ) Eager; excited. આતુર; આતુરતામાં; તલપી રહેલું; ઉત્કંઠાથી.

**Agoing,** *adv.*(ઍગો'ઇંગ) Going on; current. ચાલતું; જારી.

**Agony,** *n.* (ઍ'ગની) Extreme pain; a violent struggle; the death's struggle. મહાવ્યથા; ટળવળાટ; તીવ્ર વેદના; પ્રાણાન્ત કષ્ટ.

**Agonise,** *vi.* or *vt.* (ઍ'ગનાઇઝ્) To struggle; to suffer or give extreme pain. રીબાવવું;ઘણું કષ્ટ પામવું અથવા દેવું. [Gr. *Agon,* contest.]

**Agony-column,** *n.* (ઍ'ગનિ-કૉલમ) The part of a newspaper contaning advertisements for missing friends, etc. દુ:ખદાયી જાહેર ખબરવાળો વર્તમાનપત્રનો ભાગ.

**Agrarian,** *adj* (ઍગ્રે'રિયન્) Pertaining to land or its management. ખેતી અથવા તેના વહીવટ સંબંધી. [L. *ager,* a field.]

**Agree,** *vi.* (ઍગ્રી') To concur; to be of one mind; to assent to; to be consistent;to settle; to resemble; to suit; to be in concord with. એકમત રાખવું; કબૂલ રાખવું; સંમતિ આપવી; ને મળતું આવવું; માફક આવવું; સદવું; અન્વય હોવો. [L. *ad, gratus* pleasing.]

**Agreeable,** *adj.* (ઍગ્રિ'અબલ્) Suitable; pleasant; consenting to. રૂચિકર; માફક આવે તેવું; ખુશકારક; અનુકૂળ; મળતું આવે અથવા કબૂલ રાખે એવું; પ્રમાણે મુજબ. [અનુસરીને; ની પ્રમાણે.

**Agreeably,** *adv.* મનગમતી રીતે; સુખેથી;

**Agreement,** *n.* (ઍગ્રી'મેન્ટ્) Unity; bargain; contract; harmony. ઐક્ય; સાટું; શરત; બોલી; સંપ; બનાવ.—2. concord. સમન્વય; એકરૂપતા.

**Agriculture,** *n.* (ઍ'ગ્રિકલ્ચ્યર્) The art or practice of cultivating the land. ખેતીવાડી;ખેતી; કૃષિવિદ્યા.[L. *ager,*a field,*cultura*=cultivation.]

**Agricultural,** *adj.*(ઍગ્રિક'લ્ચ્યૂરલ્) Relating to agriculture. ખેતીવાડીને લગતું; કૃષિવિદ્યા સંબંધી.

**Agriculturist,** *n.* (ઍગ્રિક'લ્ચ્યૂરિસ્ટ્) One proficient in agriculture; a farmer. ખેતીવાડીમાં નિપુણ વ્યક્તિ; ખેડૂત; ખેતીશાસ્ત્રી. (also *agricult'uralist.*)

**Aground,** *adv.* (ઍગ્રા'ઉન્ડ્) Stranded; fixed in or touching the ground. તળે ચોટી બેઠેલું; જમીનને અડકીને; ભોંયભેગું.

**Ague,** *n.* (એ'ઈગ્યૂ) A periodical fever with shivering; fit; chilliness. આંતરીયો તાવ; ટાઢીયો તાવ; ધ્રુજારી; ટાઢ. [fr. *aign* sharp.]

**Ah, Aha**, *in.* (આ, આહા') An exclamation of surprise, joy, pity or contempt. છી ! છટ ! ઓહો ! હું ! શાબાશ ! વાહવાહ ! અરેરે ! હાયહાય ! ઓરે !

**Ahead**, *adv.* (અહે'ડ્) Farther on; headlong; in advance. આગળ; મોખરે; આંખો મીંચીને;ધસીને.

**Aid**, *vt.* (એઇડ) To help. મદદ કરવી; સહાય આપવી; કુમક આવવું.—*n.* Help; an auxiliary; money grant. મદદ; સહાયક; પૈસાની મદદ. [ L. *ad, juvare*, to help. ]

**Aid-de-camp**, *n.*(એ'ઈડ્-ડ્-કૅાન્) An officer attending a general. સેનાપતિ તરફથી હુકમ લઈ જનાર; પરિચારક; ખાસો; નકીબ; મુસાહીબ.

**Ail**, *vi.* (એઈલ્) To feel pain, to be troubled. દુ:ખ થવું; દુ:ખવું.–*vt.* To give trouble or pain. દુ:ખ દેવું; પીડા કરવી. [A. S. *aglan*, to pain.]

**Ailment**, *n.* (એ'ઇલ્મેન્ટ્) Pain; Disease. દુ:ખ; દદ; બેચેની.

**Aim**, *vi.* or *vt.* (એઈમ્) To point at with a weapon; to direct the intention or endeavour at. નિશાન તાકવું; તકાવવું; ઉદ્દેશ હોવો; યત્ન કરવો; ને માટે ઈરાદો રાખવો.–*n.*–The pointing of a weapon; the thing pointed at; plan; intention. નિશાન તાકવું તે; નિશાન;યોજના; ઈરાદો; ઉદ્દેશ. [L. *aestimo*, I estimate.]

**Aimless**, *adj.* (એ'ઇમ્લેસ્) Without aim; વગર નિશાનનું; લક્ષ્ય વગરનું; ચોટ વિનાનું; અમથું; નિશ્ચિત ઉદ્દેશ વિનાનું; ઠાલું.

**Air**, *n.* (એ'અર્) The atmosphere; the fluid we breathe; any special condition; વાતાવરણ; હવા; હવાની અમુક સ્થિતિ, 2. Publicity. **To take air**=ઉઘાડું પડી જવું; ખુલ્લું થઈજવું; વાત બહાર આવવી. **To take the air** = હવા ખાવી. Change of air=હવા ફેર; પાણી ફેર. 3. A tune, a song. રાગ; અમુક ઢબનું ગીત. 4. Manner; look. ડોળ; દેખાવ *vt.* To expose to the air; to dry; to display. હવામાં મેલવું; સુકવવું; હવા ખાવા દેવી; ડોળ કરી દેખાડવું. (L. *aër*, air.)

**Airs**, *n.* (એ'અર્સ્) Affectation; pretention; haughtiness;pride.મિજાજ;હુશિયારી;ડોળ;અકડાઈ; મગરૂરી; અભિમાન.

**Air-bladder** *n.* (એ'અર-બ્લૅ'ડર્) An organ in some fishes. વાયુકોષ; હવાથી ભરેલી કોથળી.

**Air-gun**, *n.* (એ'અર-ગન્) A gun which is fired by means of compressed air. હવા ભરીને ફોડવાની બંદુક.

**Airily**, *adv.*(એ'અરિલી) Gaily. મોજથી;આનંદથી.

**Airiness**, *n.* વાયુરૂપ હોવાની સ્થિતિ; મોજીલો આનંદી સ્વભાવ.

**Airing**, *n.* હવા ખાવા બહાર ફરવું તે; સહેલ.

**Air-hole**, *n.*વાતાયન;હવા આવે તેવું બાકોરૂં;ગવાક્ષ.

**Air-pump**, *n.* An instrument for pumping the air out of a vessel. કોઇ વસ્તુ અગર વાસણમાંથી હવા કાઢી નાખવાનું યંત્ર; વાતાકર્ષક અથવા વાયુરેચક યંત્ર.

**Air-tight**, *adj.* Impermeable to air; such that the air cannot enter through. હવા ન આવી શકે એવું સજ્જડ; તંગ; વાયુપ્રતિબંધક.

**Aisle**, *n.* (આઈલ્) The side portions of a church;a wing,of a building. મકાન અથવા દેવળની આજુબાજુ. પડખેનો ભાગ; સભાસ્થાન (L.*ala*,a wing.)

**Agar**, *adv.* (અજા'ર્) Partly open. અધખોલું; અધું ઉઘાડું;થોડું ઉઘાડું.[A. S. *on, cyrr*, a turn.]

**Akimbo**, *adj.* (અકિ'મ્બો) With hand on hip and elbow bent outward. કેડે હાથ દઇને;કમર પર બન્ને હાથ ટેકાવીને અને કોણીઓને બહાર કાઢીને.

**Akin**, *adj.*(અકિ'ન્) Related by blood;resembling. સગું; સંબંધી; સગોત્ર; એક જાતનું; મળતું આવતું; સરખું.

**Alabaster**, *n.* (અ'લૅબૅસ્ટર્) A kind of stone resembling marble; a semi-transparent kind of gypsum. સંગેમરમરના જેવો એક જાતનો સહેજ પારદર્શક પત્થર.—*adj.*–આલાબાસ્ટરનું (also alabas'trian)[Gr.*albasrton*,a town in Egypt.]

**Alack**, *in.*(અલૅક્) An exclamation expressing sorrow. હાયહાય ! અફસોસ ! તોબાતોબા !

**Alack-a-day**,*in.*(અલૅ'ક્-અ-ડે)હાયહાય ! વગેરે.

**Alacrity**, *n.* (અલૅ'ક્રિટિ) Cheerful readiness; briskness; promptitude. હોંશ; ઉત્સાહ; ઉલટ; ચપળતા; શીઘ્રતા. [L. *alacris*, brisk.]

**Alalia**, *n.* (અલે'લિયા) Loss of speech; મુંગા થઈ જવું તે. [Gr. *a*, *lalein*, to take.]

**Alamode**, *adv. adj.* (અલૅમો'ડ્) According to the mode or fashion. ફાસન પ્રમાણે; રિવાજ; રીતિ અનુસાર.–*n.* A kind of silk. ઝીણું, સુંવાળું, ચળકતું રેશમ. [Fr. *ā,lamode*, according to the mode.]

**Alarm**, *n.* (અલા'ર્મ્)Sudden surprise; notice of danger; a call to arms; a mechanical contrivance to arouse from sleep or to call attention; ચોંકાવવું તે; ભયની ખબર; ચેતવણી; ધ્વનિ; સજ્જ થવાનો હુકમ અથવા હથીયારબંધ થવાનો હુકમ; આલારામ; ધ્યાન ખેંચવા અથવા જગાડવાનો ઘંટ. *vt.* to give notice of danger; to surprise or fill with fear; to call to arms; to rouse, ભયની ખબર આપવી; ચોંકાવવું; ભયભીત કરવું; હથીયારબંધ થવા હુકમ કરવો; ભડકાવવું. [L. *ad, arma*, arms.]

**Alarming**,*adj.*(અલા'ર્મિંગ્)Surprising;terrifying; ચોંકાવનારૂં; ભયાનક; બ્હીવરાવનારૂં; ત્રાસજનક.

**Alarmist**, *n.*(ઍલા'મિ'સ્ટ્) ચોંકાવનારૂં; ભયભીત કરનાર; ભયવિષે ભવિષ્ય ભાંખતો-*adj*-ચોંકાવનારૂં.

**Alarm-bell**, *n.* ( ઍલા'ર્મ્-બેલ્ ) ચેતવણી આપનાર ઘંટ.

**Alarm-clock**, *n.* (ઍલા'ર્મ્-ક્લૉક) જગાડે તેવી રીતે વાગતું ઘડીઆળ.

**Alas**, *in.* (ઍલાસ્) Denoting grief. અરેરે! અફસોસ! હાયહાય!

**Alb**, *n.* (ઍલ્બ્) A white linen worn by the priest. પાદરીનો ધોળો જામો.

**Albatross**, *n.* (ઍ'લ્બૅટ્રોસ્) A Species of sea-birds. હંસ જાતનું દરીયાઈ પક્ષી.

**Albeit**, *adj.* (ઑલ્બી'ઈટ્) Notwithstanding; even if; although. તોપણ; જોકે; યદ્યપિ;અગરજો.

**Albino**, *n.*,(ઍલ્બા'ઇનો) A person or animal whose skin and hair are extremely white, and whose pupil is pink. અતિશય ધોળી ચામડી તથા ધોળા વાળવાળું તથા ભૂરા ગુલાબી ડોળાવાળું માણસ અથવા પ્રાણી. [L. *albus*, white.]

**Album**, *n.* (ઍ'લબમ્) A register; a blank book for the insertion of extracts;autographs; pictures; verses; stamps or the like. સારાં સારાં ચિત્રો, લખાણ, હસ્તાક્ષર, સ્મરણાંજલિ, ટિકિટ વગેરે રાખવાનું જડું, કોરૂં પુસ્તક.[L. *albus*,white.]

**Albumen**, *n.* (ઍલ્બ્યૂ'મેન) The white of eggs; a like substance. ઇંડાંની સફેતી અથવા તેના જેવો પદાર્થ [L. *albus*, white.]

**Alchemist**, *n.* (ઍ'લ્કેમિસ્ટ) One proficient in alchemy. કિમયાગર; રસાયણી.[Ar. *al kimia*, the black.]

**Alchemy**, *n.* (ઍ'લકિમિ) The infant stage of chemistry which aimed at transmitting the other metals into gold;and to discover the elixir of life. કીમિયો; રસાયણ; રસવિદ્યા;રસસિદ્ધિ.

**Alchemic**, *adj.* (ઍલ્કે'મિક્) Belonging to alchemy. કિમિયા સંબંધીનું.

**Alcohol**, *n.* (ઍ'લ્કોહૉલ્) Pure spirit; the intoxicating element of fermented liquors. મદ્યસાર; દારૂનો અર્ક; મદ્યાર્ક. [ Ar. *al. koh'l* fine powder of antimony.]

**Alcoholic**, *n.* (ઍલ્કોહૉ'લિક્) Of or like alcohol. દારૂના અર્કવાળું; દારૂના અર્કની સંબંધી.

**Alcove**, *n.* (ઍલ્કો'વ્) A recess in a room or a garden; a shady retreat. ઓરડામાં ખાનાએ એકાન્ત બેઠક; કુંજ; વાડીનો એકાન્ત માંડવો; પર્ણ શાળા; ગોદ. [Ar. *al, qobbah*, a vault.]

**Alderman**, *n.* (ઑ'લ્ડરમૅન્) A magistrate of a town corporate. ગામનો કારભાર ચલાવનારી મંડળીનો સભાસદ; મતદાર; શહેરનો કોટવાળ. [A. S. *Ealdor-man*, ruler, chief magistrate.]

**Ale**, *n.* (ઍઈલ્) A liquor made from an infusion of malt. જવનો બનાવેલો એક જાતનો દારૂ. (2). a festival ગામડામાં રમતગમતનો અને દારૂ પીવાનો તહેવાર અથવા મેળો. [A. S. *alu*, ale.]

**Ale-house**, *n.* પીઠું; કલાલની દુકાન.

**Ale-wife**, *n.* કલાલની બૈરી; કલાલેણ; એક જાતની માછલી.

**Alert**, *adj.* (ઍલ'ર્ટ્) Watchful; active; brisk. સાવધ; સાવધાન; જાગૃત; ચંચળ; ચાલાક. **On the alert** = Watchful. સાવધાન; ચોકી ઉપર. [ L. *erectus*, erect. ]

**Alert-ness**, *n.* (ઍલ'ર્ટ્નેસ્) Watchfulness; vigilance; briskness. હોંશીયારી; સાવધાનતા; ચાલાકી.

**Algebra**, *n.* (ઍ'લ્જિબ્રે) The science of calculating by symbols. બીજગણિત;અક્ષરગણિત. [Ar. *al—gebr*, combination.]

**Algebraic**, **Algebraical**, *adj.* (ઍલ્જીબ્રે'ઇક્) (ઍલ્જીબ્રે'ઇકલ્) Pertaining to algebra. બીજગણિતને લગતું.

**Algebraist**,*n.*(ઍલ્જીબ્રે'ઈસ્ટ) One skilled in algebra.બીજગણિતમાં હોંશિયાર;બીજગણિતશાસ્ત્રી.

**Alias**, *adv.* or *n.* (ઍ'ઇલિઍસ્) Otherwise; 2 An assumed name. ઉર્ફે; બીજે નામે; બીજું નામ; ધારણ કરેલું નામ. [Gr. *allos*, other.]

**Alibi**, *n.* ( ઍ'લિબાઈ ) The plea that the accused was elsewhere when the crime was committed. ગુન્હો થયો તે વખતે આરોપી બીજે સ્થળે હતો તેવી દલીલ. **To prove an alibi**= બીજે ઠેકાણે હતો તેવું સાબીત કરવું. [L. *alius*, other, *ibi*, there.]

**Alien**, *adj.* (એ'લિઅન્; એલ્યન્) Foreign; different in nature; opposed to. પરાયા દેશનું; વિદેશીય; પારકું; વિરોધી; વિરૂદ્ધ; ઉલટું; વિજાતીય; ભિન્ન;જૂદું.-*n.*a foreigner.વિદેશી;પરદેશી;અજાણ્યો; બીનઓળખીતો. [ L. *aluenus-alius*, other. ]

**Alienage**, *n.* ( એ'લ્યનેઈજ્ ) The state of being an alien. પરાયાપણું; વૈદેશીય હોવાની સ્થિતિ; વિદેશીયતા.

**Alienate**, *vt.* (એ'લ્યનેઈટ્) To transfer to another; to withdraw love or affection; to misapply. બીજાને સોંપવું અથવા હવાલે કરવું; બીજાને નામે ચઢાવવું; મન છૂટું થઈ જવું; સ્નેહ ઉતારી નાખવો; ગેરઉપયોગ કરવો; ખોટી રીતે નિયોગ કરવો.—*adj.* withdrawn; estranged. મન છૂટાં પડેલાં; સ્નેહ ઉતરી ગયેલ હોય તેવું;ઉલટું; વિરૂદ્ધ. (also, **alienated**. **Alienated land** = બહારખળી જમીન; બારખલી જમીન).

**Alienation**, *n.* (ઍલ્યેને'ઈશન્) Transfer; estrangement;delirium. બીજાને સોંપવું તે;જુદાઈ; મનઉતારો; વિરાગ; ઉચાટમન;અશુદ્ધિ;ઘેલછા;ચિત્તભ્રમ.

**Alight,** *vi.* (અ્લાઈટ્) To come down; to land; to fall upon. નીચે ઉતરવું;જમીન પર ઉતરવું; પડવું; આવી પડવું. [A. S. *alihtan,* to come down.]

**Align,** *vt.* (અ્લા'ઈન્) To regulate by a line; to form in line. લીટી મારવી; લીટી અથવા મર્યાદા નક્કી કરવી; હારબંધ ઉભા રહેવું. 2. To lay out a ground plan. ખીતીઓ મારી હદ મુકરર કરવી,આંધવી.

**Alike,** *adj.* (અ્લા'ઇક્) Like one another; resembling. એક સરખું; સમાન; તુલ્ય.—*adv.* In the same manner or form;equally.એકસરખી રીતે; સમાનતાથી; બરાબર.

**Aliment,** *n.* (ઍ'લિમેન્ટ્)Provision; nourishment; food. આહાર; અન્ન; ખોરાક; પુષ્ટિ.—*vt;* to support; to sustain; to make provision. ભરણ-પોષણ કરવું; પોષણને માટે સગવડ કરવી. [L. *alere,* to nourish.]

**Alimental,***adj.*(ઍલિ'મેન્ટલ્)Supplying food. ખોરાક પુરો પાડવું.

**Alimentary,** *adj.*(ઍલિમે'ન્ટરિ) Relating to aliment;nutritive.ખોરાક સંબંધી;પુષ્ટિકારક;પૌષ્ટિક.

**Alimony,** *n.* (ઍ'લિમનિ) An allowance for supporting divorced wife. છાંડેલી બૈરીને અપાતી ખોરાકી પોષાકી;-નું ભરણપોષણ.

**Aliquot,** *adj.* (ઍ'લિક્વૉટ્) Such a part of a number as will divide it without a remainder. નિઃશેષ ભાજક.[L *alius,*other, *quot,* how many.]

**Alive,** *adj.* (અ્લા'ઇવ્) Living; susceptible; in a state of action; lively. જીવતું; સજીવ; વિષે જાણીતું; હોશિયાર; સમજે તેવું; ચાલુ; જારી; ચપળ; ચાલાક. [A. S. *lif,* life.]

**Alkali,** *n.* (ઍ'લ્કલિ-લાઇ) A substance which combines with acid, forming a salt. ખાર; ક્ષાર. [Ar. *al quali,* ashes.]

**Alkaline,** *adj.* (ઍ'લ્કલિન્-લાઈન્) Having the properties of an alkali. ખારના ગુણવાળું; ક્ષારધર્મક; ક્ષારમય; ખારવાળું.

**All,** *adj.* (ઑલ) The whole of; any one; every one. બધું; આખું; સઘળું; એકેએક; ગમે તે. -*adv.* Wholly; completely. તમામ; પૂરી રીતે; સર્વથા; મુળગું; તદ્દન.–*n.* The whole; the total; the universe. સર્વસ્વ; તમામ; કુલ; સમષ્ટિ.

**All in all,** *n.* સર્વસ્વ; તમામ માલમતા. *adv.*–taken wholly; on the whole. સામટી રીતે લેતાં; સમગ્રદૃષ્ટિથી; એકંદર વિચાર કરતાં.

**All but,** *n.* or *adv.* Every thing or person except; almost. લગભગ બધા; લગભગ; ઘણુંખરૂં.

**All over,** *adv.* Thoroughly; entirely. બધી રીતે; સંપૂર્ણ રીતે.

**All over with,** *adj.* Finished; done with. ખલાસ; ખતમ; પૂરૂં.

**All right,** બહુ સારૂં; ઠીક; અચ્છા.

**At all,** *adv.* In the least degree. કંઈપણ છેક; જરાયે; મુદ્દલ.

**For good and all,** *adv.* Finally. છેવટને માટે; સદંતર. Once for all *adv.* once only; સદાને માટે; એકવાર.

**All powerful,***adj.*Omnipotent.સર્વશક્તિમાન્.

**All fools' day,** *n.* The first of April. એપ્રિલ મહીનાની પહેલી તારીખ; એપ્રિલ ફુલ.

**To be on all fours,***vi.*=Equally;adequately. બંધ બેસતું હોવું; સવ રીતે સરખું હોવું.

**Allay,** *vt.* (ઍલે') To lighten;relieve;to make quiet or calm.હલકું કરવું;ભાર ઉતારવો; મુક્ત કરવું; શાન્ત કરવું; ઠંડુ પાડવું;સમાવવું. [L.*ad,levis* light.]

**Allegation,** *n.* (ઍલેગે'ઈશન્) Positive assertion; a plea. ખાત્રીથી કહેલું તે;નિશ્ચયપૂર્વક બોલવું તે; તકરાર; દલીલ.

**Allege,** *vt.* (ઍલે'જ્)To assert;to give proof; to produce an argument or plea. ખાત્રીથી કહેવું; ઠોકીને કહેવું; સાબિતી આપવી; તકરાર અથવા દલીલ કરવી.[L.*ad litigare;* to clear at law.]

**Alleged,** *adj.* (ઍલેજડ્) Cited as proof or intance or charge; quoted. દલીલ, સાબીતી અથવા આરોપ તરીકે મૂકેલ; કહેવામાં આવતું;ટાંકેલું.

**Allegiance,** *n.* (ઍલ્લે'જીઅન્સ) The fidelity of a subject to his liege or ruler. પ્રજાધર્મ; વફાદારી; રાજનિષ્ઠા. [L. *ad, lego,* I bind.]

**Allegory,** *n.* (ઍ'લેગોરિ) A description of one thing under the guise of another; a speech or writing which has a meaning different from the literal one. દૃષ્ટાન્તરૂપી કથા; રૂપકકથન; રૂપક; અન્યોક્તિ. [Gr. *allos,* other, *agora,* an oration.]

**Allegoric-al,** *adj.*(ઍલેગો'રિક્-કલ્) Figurative; in the form of an allegory. દૃષ્ટાન્તરૂપે; રૂપક-જેવું; અન્યોક્તિ જેવું.

**Allegorist,** *n.* (ઍ'લેગોરિસ્ટ્) One who uses allegory. દૃષ્ટાન્ત આપનાર;દૃષ્ટાંત આપીને સમજાવનાર.

**Allegorise,** *vt.* or *vi.* (ઍ'લેગોરાઇઝ્) To put in the form of or to use an allegory. દૃષ્ટાન્તના રૂપમાં કહેવું; દૃષ્ટાન્ત આપીને વર્ણન કરવું; સમજાવવું.

**Alleviate,** *vt.* (ઍલ્લી'વિએટ્) To make light; mitigate; to lessen. હલકું કરવું; નરમ પાડવું; સમાવવું. [L.*ad, levis,* light.]

**Alleviation,** *n.* (ઍલ્લિવિએ'ઈશન્) Making light; mitigation. હલકું-ઓછું કરવું તે;શમન;શાંતિ.

**Alley,** *n.* (ઍ'લિ) A walk or a path in a garden or a city; a long narrow inclosure. બાગ અથવા શહેરમાંનો સાંકડો રસ્તો; પગથી; ચાલ; ગલી; કુંજ; વાડ. [Fr. *aller,* to go.]

**Alliance,** *n.* (ઍલ્લા'યન્સ્) State of being allied; union by treaty or marriage; friendship; assistance. સંપ; સગાઈ; સંબંધ, સુલેહ-સંપ; મિત્રાચારી; સહાય. [L. *ad, lego,* I bind.]

**Alligation,** *n.* ( ઍલિગેશન્ ) A rule in arithmetic. મિશ્રરાશિ; મિશ્રગણિત; મિશ્રનિયમ. [L. *ad, lego,* I bind.]

**Alligator** *n.* (ઍ'લિગેઇટર્) An animal of the crocodile group. મગર; સોસવાટ. [L. *lacerta,* a lizard.]

**Alliteration,** *n.* (ઍલિટરે'ઈશન્) The repetition of the same letter or sound at the beginning of two or more words in close succession; initial rhyme. અનુપ્રાસ; એકના એક અક્ષરનું અથવા અવાજનું ફરી ફરી આવ્યા કરવું તે; અક્ષરસગાઈ; ઝડઝમક. e.g. Apt alliteration's artful aid (Pope.) જે ગમે જગતગુરૂ દેવ જગદીશને તે તણો ખરેખરો ફોક કરવો. ( નરસિંહમહેતા. )

**Alliterative,** *adj.* (ઍલિ'ટરેઇટિવ્) Containing alliteration. અનુપ્રાસિક; ઝડઝમકવાળું. [L. *ad, litera,* a letter.]

**Allocate,** *vt.* (ઍ'લોકેઈટ્) To assign to each his share; to distribute; to place. હિસ્સો આપવો; વહેંચી દેવું; ને માટે જૂદું રાખવું. [*ad,* to, *locus,* a place.]

**Allocation,** *n.* (ઍલોકે'ઇશન્) હિસ્સો વહેંચી દેવો તે; જૂદું રાખવું તે.

**Allocution,** *n.* (ઍલોક્યુ'શન્) An address. સંભાષણ; ધર્માચાર્યનુંવ્યાખ્યાન. [L. *ad, loqui,* speech.]

**Allodium,** *n* (ઍલ્લો'ડિયમ્) Free-hold estate. ખુદ ખાસ્તાની જમીન; મિલ્કત; પસાયતું; કુલ સત્તાવાળી જમીન; બહારખલી જાગીર.

**Allodial,** *adj.* (ઍલ્લો'ડિયલ્) Free hold; held independently. ઈનામી; પસાયતી; બહારખલી.

**Allopathy,** *n.* ( ઍલ્લો'પથિ ) Orthodox medical practice; the practice of curing a disease by its antidvte as opposed to Homeop'athy. અસાગ્યોપચાર; ગરમી વગેરે ઠંડા વગેરે ઉપચારોથી મારવાની રીત. [Gr. *allos,* other, *pathos,* suffering.]

**Allot,** *vt.* (ઍલો'ટ્) To distribute by lot, or in portion; to give; to assign or appoint. ચિઠ્ઠી નાખી વહેચવું; નશીબ પ્રમાણે ભાગલા પાડવા; ભાગ પાડવા; વહેંચણી કરવી; આપવુ; સોંપવું; ઠરાવવું. [A. S. *hlot,* lot.]

**Allotment,** *n.* (ઍલો'ટમેન્ટ્) The act of alloting; the portion or part alloted; વહેચવું તે; વહેંચણી; ભાગ; ફાળો; હિસ્સો.

**Allow,** *vt.* (ઍલા'ઉ) To give; to admit; to approve; to permit; to deduct. આપવું; કબૂલ કરવું; માન્ય રાખવું; પસંદ કરવું; મંજુર કરવું; છૂટ મૂકવી; બાદ કરવું; મજરે આપવું; રજા; સંમતિ આપવી. [L. *ad. laudāre,* to praise; *locāre,* to place.]

**Allowable,** *adj.* (ઍલા'ઉવ્બલ્) That may be allowed; lawful. આપવા જોગ; યોગ્ય; રજા અપાય તેવું; દરગુજર કરવા લાયક; કાયદેસર.

**Allowance,** *n.* (ઍલા'વન્સ્) That which is allowed. દરમાયો; પગાર; નવાજમ; રોજ; રજા; કબુલાત; છૂટ; કપાત; વળતર; ઘટાડો; નિભાવ; માફી.

**Alloy,** *vt.* (ઍલો'ય્) To mix a baser metal; to debase; to temper or qualify. ધાતુને ભેગવાળી કરવી; ભેળ કરવો; ઉતરવું; હલકું કરી નાખવું; કમી કરવું; થોડી મજા ઉડાવી દેવી.—*n.* Mixture; baser metal; anything that debases or qualifies or lessens. ભેગ; મિશ્રણ; બગાડ; ક્ષીણતા; કમી.

**All—spice,** *n* (ઑ'લ્સ્પાઈસ્) Jamaica pepper. કબાબચીની; ચીનીકબાલા. [L. *ad, lex,* law.]

**Allude.** *vi.* (ઍલ્લ્યૂ'ડ્) To refer to. વિષે બોલવું; લાગુ પડવું; ઉદ્દેશીને કહેવું. [L. *ad* to, *ludĕre,* to play.]

**Allure,** *vt.* (ઍલ્લ્યૂ'ર્) To draw on by some temptation; to entice. લલચાવવું; લોભાવવું; મોહમાં નાખવું; ફસાવવું [Fr. *à, lurer,* to decoy.]

**Allurement,** *n.* (ઍલ્લ્યૂ'ર્-મેન્ટ્) The act of alluring; that which allures. લલચાવવાનો યત્ન; લોભન; લોભાવનારી વસ્તુ.

**Alluring,** *adj.* (ઍલ્લ્યૂ'રિંગ્) That which allures. લલચાવે તેવું; મોહક; લોભક.

**Alluvian,** *n.* (ઍલ્લ્યૂ'વિઅન્) Land gained from the sea by the washing up of sand and earth. પાણીના પ્રવાહથી ઘસડાઈ આવેલી જમીન; નવું ભાઠું; ચગું; કાંપથી બનેલી જગ્યા. [L. *ad, luĕre,* to wash.]

**Alluvium,** *n.* (ઍલ્લ્યૂ'વિઅમ્) The mass of matter deposited by rivers, etc. પાણીના પ્રવાહથી ઘસડાઈ આવેલી રેતી; કાદવ વગેરે *pl.* allúvia. [L. *ad, lauāre,* to wash.]

**Alluvial,** *adj.* (ઍલ્લ્યૂ'વિઅલ્) Pertaining to alluvium. ઘસડાઇ આવેલી રેતી વગેરેને લગતું; ચગાનું; ધોવાણથી બનેલું; નવા ભાઠાનું—ને લગતું.

**Ally,** *vt.* (ઍલા'ઇ) To form a relation by marriage, treaty, similarity or friendship. સગાઈ કરવી; સંબંધ સ્થાપવો; સુલેહ કરવી; મિત્રાચારી રાખવી; સમાન હોવું; સહાયક બનવું. [L. *ad, legare,* to bind.]

**Alma—Mater,** *n.* (ઍ'લ્મા-મેઈટર્) Fostering mother. ઉછેરનારી મા; જે સંસ્થામાં કેળવણી લીધી હોય તે વિદ્યાદાત્રી માતા. [Ar. *almah,* learned.]

**Almanac,** *n.* (ઑ'લ્મૅનૅક્) A register of the days of the year. પંચાંગ; ટીપણું. [Sp. Ar. *al-manākah,* almanac.]

**Almighty,** *adj.* (ઑલમા'ઇટિ) Omnipotent; possessing all might; very powerful. સર્વ શક્તિમાન્;સમર્થ. The Almighty=God.પ્રભુ;ઈશ્વર.

**Almond,** *n.* (આ'મન્ડ્) A kind of fruit or tree. બદામ; બદામડી.

**Almonds,** *n.* (આ'મન્ડ્ઝ્) A kind of fruit; the tree; tonsils or glands of the throat. બદામો; બદામડીઓ; લાળીઓ.

**Almoner,** *n* (ઑ'લ્મનર્) A distributer of alms. દાન આપનાર; સદાવ્રત દેનાર; ભિક્ષા આપનાર; દાનાધિકારી.

**Almonry,** *n.* (ઑ'લ્મન્રી) The place where alms are distributed. દાનગૃહ; સદાવ્રતશાળા; અન્નાશ્રમ; દાનાધિકારી ગૃહ; ગોખલો; દાનગોખ.

**Almost,** *adv.* (ઑ'લ્મોસ્ટ્) Nearly; all but લગભગ; નજદીક; ઘણું કરીને; આશરે.

**Alms,** *n* (આમ્ઝ્) Food; money or some other help given out of pity to the poor. ભીખ; ભિક્ષા; દાન; ખેરાત; ધરમ. [Gr. *elleo*, I pity.]

**Alms-deed,** *n.* A charitable deed. દાન અથવા ધર્મનું કામ.

**Alms-man,** *n.* One who lives by alms. દાન અથવા ભિક્ષા ઉપર ગુજરાન ચલાવતો માણસ.

**Aloe,** *n.* (ઍ'લો) A bitter plant; a kind of wood. કુંવાર; કુંઆર; અગર. [L. *aloe*, aloe.]

**Aloes,** *n.* (ઍ'લોઝ્) A purgative bitter drug; the juice of the aloe. એળીયો.

**Aloft,** *adv.* (ઍલૉ'ફ્ટ્) Overhead; at a great height; above the deck; at the mast head; aloof. ઉપર; ઉંચે; વહાણના ડોલ ઉપર; અલગ; અળગું; છેટું. [Icel. *alopt*, on high.]

**Alone,** *adj. adv.* (ઍલો'ઉન્) Solitary; only one of its kind; single; singly; by one's self only. એકલું; છડું; માત્ર; ફક્ત, એકજ. To let alone=જેમને તેમ રહેવા દેવું;છેડવું નહિ;દખલ ન કરવી.

**Along,** *adj.* (ઍલૉ'ન્ગ્) Lengthwise; by or through the length of; throughout; onward; in company of. સીધું; ઉભું; આગળ; સરેરાશ; સદંતર; ની સાથે. *prep.* By the side of; near. પડખે; સાથેસાથે; પાસે; નજદીકનું. [A. S. *ano*, against, *lang*, long.]

**Along-side,** *prep.* By the side; beside. પડખે; આજુબાજુએ; સાથે.

**Aloof,** *adv.* (ઍલૂ'ફ્) At a distance; apart. દૂર, અળગું; અલગ; નિરાળું; નોખું; આઘે.

**Aloof-ness,** *n.* (ઍલૂ'ફ્-નેસ્) Withdrawal, or remaining apart from another's action or sympathy. નોખા, નિરાળાપણું; અળગા રહેવું તે;ભાગ ન લેવો તે.

**Alopecia,** *n.* (ઍલોપી'સિયા) Baldness; a skin disease producing baldness. બોડકું; મુંડો; વાળ ખરી જવાનો રોગ; ઉંદરી [Gr. *alopex*, a fox.]

**Aloud,** *adv.* (ઍલાઉડ્) Loudly; with a loud voice. મ્હોટે સાદે; મ્હોટેથી; ઘાંટો પાડીને; બૂમ પાડીને; તાણીને [A. S. *a*, *hlúd*, noise.]

**Alpaca,** *n.* (ઍલ્'પૅકા) The Peruvian sheep; cloth made of its wool. એક જાતનું ઘેટું; તેના ઉનનું બનાવેલું કપડું; આલપાકો-કા.

**Alphabet,** *n.* (ઍ'લ્ફ્બેટ્) The letters of a language in order. મૂળાક્ષર; કક્કો; વર્ણમાળા. [Gr. *alpha*,*beta*, the first two Greek letters.]

**Alphabetarian,** *adj.* (ઍલ્ફ્બેટે'રિયન્) A beginner; a student of alphabets. શરૂ કરનાર; શીખાઉ; નવો નવો; જૂદી જૂદી ભાષાના મૂળાક્ષરનો અભ્યાસી.

**Alphabetic-al,** *adj.* (ઍલ્ફ્બે'ટિકલ્) Relating to or in the order of an alphabet. મૂળાક્ષર સંબંધી; વર્ણમાળાને ક્રમે ગોઠવેલો; કક્કાવાર.

**Already,** *adv.* (ઑલરે'ડિ) Before the time; previously. પહેલેથીજ; કયારનું, અગાઉથી.

**Also,** *adv.* (ઑ'લ્સો) In like manner; further; more-over. પણ; વળી; તે મુજબ; તદુપરાંત; અપરંચ.

**Alter,** *n.* (ઑ'લ્ટર્) An elevated place or structure; the communion table; a platform or pit into which sacrifices are offered; a place of worship. સ્થંડિલ; યજ્ઞવેદિ; કુંડ; ભોગ આપવાની પવિત્ર જગ્યા. At the altar of the mother-land, justice etc.=સ્વદેશ;ન્યાય વગેરેના યજ્ઞકુંડ આગળ, સ્વદેશ ન્યાય વગેરેની ખાતર. [L. *altus*, heigh.]

**Alter,** *vt.* (ઑલ્'ટર્) To change; to castrate. બદલવું; ફેરવી નાખવું; નું રૂપાન્તર કરવું; 2. ખસી કરવી.—*vi.* to become different. બદલાઇ જવું; માં ફેરફાર થવો. [L. *alter*, another.]

**Alterable,** *adj.* (ઑ'લ્ટરબલ્) That may be altered. બદલાય-ફેરવાય તેવું.

**Alteration,** *n.* (ઑલ્ટરે'ઇશન્) Change; the state of being altered. ફેર; ફેરફાર; વિકૃતિ; બદલાવું તે; રૂપાંતર.

**Altercate,** *vi.* (ઑલ્ટરકેઈટ્) To dispute; to quarrel. હોશાતોસી, બોલાબોલી, તકરાર, ટપ્પાટપ્પી કરવી. [L. *altercāre*, to bandy words form one to the other.]

**Altercation,** *n.* (ઑલ્ટરકે'ઈશન્) Controversy; quarrel. વાદવિવાદ; રકઝક; બોલાચાલી; તકરાર.

**Alter ego,** *n.* (ઑ'લ્ટર્, ઇ'ગો) Second self; double; counterpart. બીજો પંડ; બીજું રૂપ; પ્રતિમા. [L. *alter*, other, *ego*, I.]

**Alternate,** *vi. vt.* (ઑ'લ્ટરનેઇટ્;ઑલ્ટ'ર્નેઇટ્) To be or to act by turns; to cause to follow by turn.અવાર નવાર થવું,આવવું; વારાફરતી બનવું, એકાંતરે આવવું; એક પછી એક કરવું; વારાફરતી કરવું; લાવવું-*adj.* One after the other. વારાફરતી, એક પછી એક, એક પછી એક થવું.-*adv.* alternately.

**Alternation,***n* (ઑલ્ટર્ને'ઈશન્) Interchage; the act of alternating; reading or singing antiphonally. અદલાબદલી; વિપર્યય; વારાફરતી આવવું; કરવું તે; પ્રતિઘોષ; સામસામું; એક પછી એક બોલવું; વાંચવું અથવા ગાવું તે.

**Alternative,** *adj.* (ઑલ્ટ'ર્નેટિવ્) Offering a choice of two things. વિકલ્પ આપવું; ઈલાજ દર્શાવવું; બેમાંથી એકની પસંદગી કરવાની તક આપવું. -*n.* A choice between two things. બીજો ઉપાય; બેમાંથી એકની પસંદગી; વિકલ્પ; પક્ષાન્તર.-*adv.* alternatively. [L. *alter*, other.]

**Although,** *conj.* (ઑલ્ધો') Notwithstanding that; admitting all that. જોકે; યદ્યપિ, અગરજો.

**Altitude,** *n.* (ઍ'લ્ટિટ્યુડ) Height; high rank or eminence; highest point. ઉંચાઇ; ઉન્નતાંશ; ક્ષિતિજથી માંડીને ઉંચાઇ; ઉંચો દરજ્જો; મ્હોટી પદવી; ઉત્કૃષ્ટતા; કેન્દ્ર. [L. *altus*, height.]

**Altitudes,** *n.* ( ઍ'લ્ટિટ્યુડઝ્ ) Passion; excitement; plural of altitude. આવેશ; ઉશ્કેરણી; ગુસ્સો; જુદી જુદી ઉંચાઈ.

**Altogether,** *adv.* ( ઑલ્ટુગે'ધર્ ) Wholly; without exception; all together. છેક; સમુળગું; સર્વથા; તદ્દન; બધું સાથે; એકંદર.

**Altruism,** *n.* (ઍ'લ્ટ્રૂઈઝમ્) The principle of living and acting for the good of others. પરોપકારબુદ્ધિ; પારકાનું કલ્યાણ કરવાની વૃત્તિ; સર્વભૂતહિતે રતિ. [L. *alter*, another.]

**Altruistic,** *adj.* (ઍલ્ટ્રુઈ'સ્ટિક) Filled with altruism. પરોપકાર બુદ્ધિવાળું, નું; પરગજુ.

**Alum,** *n.* (ઍ'લમ્) A mineral salt. ફટકડી; ફટકી.

**Alumnus,** *n.* (ઍલ'મ્નસ્) A pupil of a college. વિદ્યાર્થી; વિદ્યાલયમાતાનો પુત્ર; શિષ્ય. [L. *alère*, to nourish.]

**Alvine,** *adj.* (ઍ'લ્વિન્) Of or from the belly. પેટ-આંતરડાં-સંબંધી;આંતરડાના મળ સંબધી. [L. *alvus*, belly].

**Always,** *adv.* (ઑ'લ્વેઈઝ્) For ever; in or by all ways; continually. નિરંતર; સર્વદા; હમેશાં; અહોનિશ; ચાલુ; જારી.

**Am,** *vi.* (ઍમ્) The first pers. sing; of the verb, *to be.* છું. [Sans. अस्मि.]

**Amain,** *adv.*(ઍમે'ઈન્) With force; suddenly; exceedingly. વેગ-ઝડપ, જોરથી; એકાએક; એકદમ; અહુજ; ઘણુંજ. [As. *a malgon*, force.]

**Amalgam,** *n.* (ઍમ'લ્ગૅમ્) A compound of mercury with mercury with another metal; a mixture of different things. પારો અને બીજી કોઇ ધાતુની મેળવણીથી બનેલી ધાતુ; ભેગ; મિશ્રણ; મેળવણી; મેળો; ઠક.

**Amalgamate,** *vt.* or *vi.* (ઍમ'લ્ગમેઇટ્) To mix with mercury with another metal; to mix together. પારો અને બીજી કોઇ ધાતુને મિશ્ર કરવી; મિશ્ર; ભેગું કરવું; એકઠું થવું; જોડવું. [L. Gr. *malassein*, to soften.]

**Amalgamation,** *n.* ( ઍમૅલ્ગૅમે'ઇશન્ ) Mixture, પારો અને બીજી ધાતુને મિશ્ર કરવી તે; નું મિશ્રણ; ભેગ; મેળવણી.

**Amanuensis,** *n.* (ઍમૅન્યૂએ'ન્સિસ્) One who writes to dictation; a copyist; a secretary. કોઈ લખાવે તે પ્રમાણે લખનાર; ઉતારો, નકલ કરનાર; લહીઓ; મંત્રી; કારકુન. [L. *ab*, *manus*, the hand.]

**Amaranth,** *n.* (ઍ'મૅરન્થ્) A genus of plants; the cock's-comb flower; a colour similar to purple. ગુલકેશ; માટની ભાજી; જાંબુ રંગને સ્હેજ મળતો રંગ; ન કરમાતું ફુલ. 2 An emblem of immortality. અમરત્વનું ચિન્હ-નો નમુનો. [L. *a*, *mori*, to die.]

**Amaranthine,***adj.*(ઍમૅર'ન્થાઈન્) Pertaining to amaranth. ગુલકેશને લગતું; કરમાઈ ન જાય એવું; લગભગ અમર જેવું.

**Amass,** *vt.* (ઍમ'સ) To gather in a mass; to accumulate. એકઠું કરવું; નો સંચય, સંગ્રહ, ઢગલો કરવો.

**Amateur,** *n.* (ઍ'મૅટ્યૂર, ઍમૅટ'ર) One who studies an art or does something else for the love of it, and not professionally or for money. વિદ્યાકળાનો શોખીન; શોખને માટેજ અભ્યાસ કરનાર. 2. A novice. શિખાઉ; રમતરાળાં કરનાર. [L. *amator*, a lover.]

**Amatory,** *n.* (ઍ'મૅટરિ) Relating to or causing love; affectionate. પ્યાર; શૃંગાર; હેત સંબંધી; મોહક; રત્યુત્પાદક; સ્નેહાળ.

**Amatorial,** *adj.* (ઍમૅટો'રિયલ્) Amative; produced by illicit sexual intercourse. મોહક; મુગ્ધ; જારજ; રાંડના પેટનું; વ્યભિચારથી પેદા થયેલું.

**Amaze,** *vt.* (ઍમે'ઈઝ્) To confound with surprise or wonder. દંગ, ચકિત, છક, તાજુબ કરી નાખવું; આશ્ચર્ય પમાડવું.-*n.* Astonishment. તાજુબી; આશ્ચર્ય. [Ice. *a*, *masa*, to jabber.]

**Amazement,***n.*(ઍમે'ઈઝ્મેન્ટ્)Astonishment; perplexity. આશ્ચર્ય; દિંગ્મૂઢતા; ગભરાટ.

**Amazing,** *adj.* આશ્ચર્યકારક; અદ્ભુત; અજબ; દંગ કરે તેવું.

**Amazon,** *n.* (ઍ'મૅઝૉન્) A masculine woman; a virago. લડાયક, શૂર બૈરી; ચણ્ડિકા; વીરાંગના. [Gr. *a*, *mazos*, a breast.]

**Ambassador,** *n.* (ઍમ્બૅ'સૅડર્) A representative of the sovereign at the court of another. પ્રતિનિધિ; એલચી; રાજા તરફનો વકીલ; સંદેશવાહક. [A. S. *ambikt*, a servant.]

**Amber,** *n.* (ઍ'મ્બર્) A yellowish fossil resin. કેરબો; તૃણમોણ. 2. Amber gris. અમ્બર. *adj.* made of amber hue. કેરબાનું બનાવેલું; તૃણમોણના રંગ જેવું.

**Ambidexter,** *adj.* or *n.* (ઍમ્બિડૅ'ક્સ્ટર્) Able to use, or one who uses both hands with equal ease; double-dealing; double dealer. ઉભયસાચી; બન્ને પક્ષ ખેંચનાર; દગાબાજ; બે ગોળીનો ચડવો.-*adj.* Ambidex'trous. [L. *ambo*, both *dexter*, right hand.]

**Ambient,** *adj.* (ઍ'મ્બિયન્ટ્) Surrounding; going round. આસપાસનું; ફેરા કરતું; ફરતું.-*n.* An encompassing sphere; the air or sky. ઘેરાવો; હવા; વાતાવરણ; આકાશ. [L. *ambi*, about, *ire*, to go.]

**Ambiguous,** *adj.* (ઍમ્બિ'ગ્યુઅસ્) Having more than one meaning; equivocal; indistinct; wavering or uncertain. બે અર્થવાળું; દ્વિઅર્થી; શકભરેલું. [L. *ambi*, *agere*, to drive.]

**Ambiguity,** *n.* (ઍમ્બિગ્યુ'ઇટિ) Uncertainty of meaning. અર્થનું અનિશ્ચિતપણું; શકભરેલો અર્થ; સંદિગ્ધતા.

**Ambit,** *n.* (ઍ'મ્બિટ્) Surroundig space; a circuit: extent of meaning. ઘેરાવો; ચક્કર; હદ; વિસ્તૃત અર્થ; અર્થનો વિસ્તાર.

**Ambition,** *n.* (ઍમ્બિ'શન્) Desire of power or honour. મ્હોટાઈ મેળવવાની ઇચ્છા; તૃષ્ણા; રાજ્યલોભ; લોકૈષણા. [L. *ambi*, *itum*, to go.]

**Ambitious,** *adj.* (ઍમ્બિ'શસ્) Full of ambition; greedy of power, etc. કીર્તિલોભી; રાજ્યલોભી; માનભૂખ્યો. 2. Pretentious. દાંભિક.

**Amble,** *vi.* (ઍ'મ્બલ્) To move as a horse, midway between trotting and walking; to move at an easy pace or affectedly. રવાલ ચાલ ચાલવી; ડોળઘાલુ ચાલ ચાલવી.-*n.* રવાલ ચાલ. [L. *ambutare*, to walk about.]

**Ambler,** *n.* (ઍ'મ્બ્લર્) One that ambles. રવાલે ચાલનારો ઘોડો; ઠેકો મારીને ચાલનાર.

**Ambrosia,** *n.* (ઍમ્બ્રો'ઝિયા) Food of the gods; the anointing oil of the gods; something delightfully sweet and pleasing. દેવનું અન્ન; અમૃત; પુરાણમાં ખાણું અથવા ચીજ; દેવાભિષેક તેલ; તેલ.

**Ambrosial,** *adj.* (ઍમ્બ્રો'ઝિયલ્) Immortal; heavenly; delicious; fragrant. અમૃત સરખું; અમર; દૈવી; મધુર; ખુશબોદાર. [Gr. *a*, *brotos*, mortal; Sans, *amrita*. nectar, not dead.]

**Ambry,** *n.* (ઍ'મ્બ્રિ) A niche for sacred utensils; a cupboard for victuals. ગોખલો; પૂજાનાં વાસણ રાખવાનો ગોખ; ખાવાનું રાખવાનું કબાટ; પેટી. [L. *armarium*, a chest for arms.]

**Ambulance,** *n.* (ઍ'મ્બ્યુલન્સ્) A special conveyance for the sick or injured; a movable field hospital; a unit of succour. માંદા પડેલા અથવા ઘાયલ થયેલાને લઈ જવા માટેનું એક ખાસ વાહન; ઘાયલ થયેલા માટેનું હરતું ફરતું દવાખાનું; જખમી સિપાઇને મદદ કરવારી ટોળી. Also, *adj.* એમ્બ્યુલન્સને લગતું.

**Ambulant or Ambulatory,** *adj.* Moving from place to place. હરતું ફરતું; ફરવાની શક્તિવાળું.

**Ambuscade,** *n.* (ઍ'મ્બસ્કેઇડ્) A hiding to attack suddenly; a body of troops in hiding; the hidden place of attack એકાએક હુમલો કરવા સંતાઇ રહેવું તે; છાનોમાનો હુમલો કરવા ભરાઇ બેઠેલી લશ્કરની ટુકડી; ગુપ્તદળ; હુમલો કરવા માટે સંતાઇ રહેવાની જગ્યા. [L. *in*, *boscus*, a bush.]

**Ambush,** *n.* & *v.* (ઍ'મ્બુશ્) Same meanings as ambuscade.

**Ameliorate,** *vt.* (ઍમિ'લ્યોરેઇટ્) To make better; to improve. સુધારવું; ચઢતી દશામાં લાવવું.-*vi.* to grow better. સુધરવું; સારૂં થવું. [L. *ad*, *milior*, better.]

**Amelioration,** *n.* (ઍમિલ્યોરે'ઇશન્) Improvement or the means of improvement; the state of being made better. સુધારો; સુધરવું તે; સુધરવાનો રસ્તો; સાધન; ઉન્નતિ; સુધારવું તે; સુધરાવવું તે.-*adj.* **Amel'iorative,** સુધારક; સુધારે તેવું.

**Amen,** *int.* (ઍ'ઇમે'ન્, આ'મે'ન્) So let it be. અસ્તુ; તથાસ્તુ; તેમ થાઓ; આમીન. *vt.* To say amen to anything; to confirm. તથાસ્તુ એમ કહેવું, ગંભીરતાથી ટેકો આપવો. [Heb. *amen*, firm, true].

**Amenable,** *adj.* (ઍમી'નૅબલ્) Easy to be led or governed; responsible; liable or subject to. માને તેવું; વશ; આધીન; જવાબદાર; જોખમેદાર. [L *ad*, *mener*, to lead.]-*ns.* Amenabili'ty, amen'ableness=જવાબદારી; આધીનતા.

**Amend,** *vt.* (ઍમે'ન્ડ્) To correct; to make better; to alter in detail. ચૂક સુધારવી; સુધારવું; સારે રસ્તે લાવવું; વિગતવાર બદલી નાખવું.-*vi* To become better. સુધરવું. [L. *e*, *menda*, a fault.]

**Amendment,** *n.* (ઍમે'ન્ડ્મેન્ટ્) Correction; improvement; alteration; a counter proposal.

ભૂલ સુધારવી તે; સુધારણા; ફેરફાર; સુધારો; સુધારાની દરખાસ્ત–*adj.* amend'able. સુધારાય તેવું; amend'atory=સુધારક; સુધારે તેવું.

**Amends**, *n.* ( ઍમે'ન્ડ્ઝ ) Compensation; reparation.બદલો;અવેજ;ખોટ ભરપાઇ કરી આપવી તે.

**Amenity**, *n.* (ઍમે'નિટિ) Pleasantness with regard to manners, climate etc. સુજનતા; ભલાઈ; રમ્યતા; શોભા; મનોરંજકપણું; ખુશનુમાઈ. [L. *amoenus* plesant.]

**Amenities**, *n.* Pleasant manners; Scenes. સુશીલ રીતભાત; રમણીય દેખાવ વગેરે.

**Amenorrhea**, *n.* (ઍમેનોરી'યે) Absence of menstruation. ઋતુ પ્રાપ્તિમાં હરકત; ઋતુ પ્રાપ્તિનો અભાવ; અભડાય નહિ અથવા અનિયમિત વખતે અભડાય તે; ઋતુકૃચ્છ્ર. [Gr. *a*, *men*, month, *roia*, a flowing.]

**Amerce**, *vt.* (ઍમ'ર્સ) To punish by a fine; to deprive; to inflict loss. દંડ કરવો; લઇ લેવું; ખોટમાં ઉતારવું;સજા,શિક્ષા કરવી.–*n.* amerce'ment =શિક્ષા; દંડ. [L. *merces*, wages, fine.]

**Amethyst**,*n* (ઍ'મેથિસ્ટ) A kind of precious stone; a bluish violet variety of quartz. યાકુત. [Gr. *a*, *methu*, wine; *sans.* મધુ, sweet.]

**Amiable**, *adj.* (ઍ'મિઍબલ્) Lovely; worthy of love; of sweet disposition. પ્યાર ઉપજાવે એવું; મળતાવડું; ભલું; પ્રીતિપાત્ર; સુશીલ; સુજન. [L. *amare*, to love.]

**Amiability**, *n.* (ઍમિઍબિ'લિટિ) Quality of being amiable. પ્રીતિપાત્રતા; પ્યાર ઉપજાવે તેવા ગુણ; મળતાવડાપણું; ભલાઇ; સુજનતા. *n.*– **Am'iableness** *adv.* **Amiably**.

**Amicable**,*adj.* (ઍ'મિકેબલ્) Friendly. મિત્રાચારીભરેલું; સંપીલું; સમાધાનીવાળું; મિલનસાર – *ns.* **Amicabil'ity, Am'icableness.** મળતાવડાપણું.

**Amicably**, *adv.* (ઍ'મિકબ્લી) In a friendly manner. ઘરમેળે; સમાધાનીથી;સલાહસંપથી; ખાનગી રાહે. [L, *amicus*, a friend.]

**Amid, Amidst**, *prep.* (ઍમિ'ડ, ઍમિ'ડસ્ટ) In the middle or midst; among. મધ્યે; વચમાં; અંદર; માંહે.–*adv.* **Am'idmost.** બરાબર વચમાં.

**Amidships**,*adv n.* (ઍમિ'ડશિપ્સ ) Half way between the stem and stern of a ship. વહાણના મોખરા અને વરામ અથવા પાછલા ભાગની અધવચ.

**Amiss**, *adj.* (ઍમિ'સ) Wrong; improper. ખોટું;ગેરવ્યાજબી;અયોગ્ય;આડું.–*adv.* In a faulty manner. અયોગ્ય રીતે;અઠીક;ખોટી રીતે **No book comes amiss to him.** બધી ચોપડીયોનું જ્ઞાન હોય એવું તે દેખાડે છે. **To take amiss.** ખોટું; માઠું લગાડવું; ખેટો, ઉંધો અર્થ લેવો; વાંકું પાડવું.

**Amity**, *n.* (ઍ'મિટિ) Friendship; goodwill. મિત્રાચારી; સ્નેહ; સંપ. [L. *amicus*, a friend.)

**Ammonia**, *n.* (ઍમો'નિઍ) An alkali which is gaseous if not combined. નવસાર; નવસાગર. [L. *ammon*, a title of Jupiter.]

**Ammunition**, *n.* (ઍમ્યુનિ'શન્) Military stores; anything used for defence. દારૂગોળા; લડાઇનો સામાન; યુદ્ધસામગ્રી; રક્ષકસાધન. [L. *ad*, *munio*, I fortify.]

**Amnesia**, *n.* (ઍમ્નિ'સિઍ) Loss of memory. યાદદાસ્તનો અભાવ, ખામી; શૂન્યમન.

**Amnesty**, *n.* (ઍ'મ્નેસ્ટિ) General pardon of political offenders; the proclamation of such pardon; an act of forgetfulness. સઘળા રાજદ્રોહી ગુન્હેગારને એક સામટી માફી; રાજક્ષમા; ક્ષમાપત્ર; માફીનું જાહેરનામું; ભૂલી જવું તે. [Gr. *a*–*mnēstos*, not remembered.]

**Among, Amongst**, *prep.* (ઍમ'ન્ગ, ઍમ'ન્ગસ્ટ) Amidst; of the number of. મધ્યે; અંદર; માંનું; માંહેનું. **From among**=પૈકી; માંથી. [A. S. *mengan*, to mingle.]

**Amorous**, *adj.* (ઍ'મરસ) Inclined to love; relating to or indicating love. કામી; સ્ત્રીલંપટ; ઇશ્કબાજ; વિલાસી; પ્રેમસંબંધી; ઇશ્કી; પ્રેમદર્શક. **Amorous airs**=શૃંગારનાં નખરાં, ની ચાલચલગત.

**Amorphous**, *adj.*(ઍમો'ર્ફસ) Of irregular shape; shapeless; uncrystallised. અનિયમિત આકારનું; ઢંગ વગરનું; ડોળ વિનાનું; ઘાટ વિનાનું; સ્ફટિક જેવું નહિ. [Gr. *a*, *morphē*, form.]

**Amount**, *vi.* (ઍમા'ઉન્ટ) To rise to; to result in; to mean in substance. એકંદર, સામટું થવું; સરવાળો થવો; પરિણામ આવવું; સારાંશ, સાર હોવો.– *n.* The whole sum; the total effect or result. સરવાળો; સાર; એકંદર અસર અથવા પરિણામ. [L. *ad*, *mont*, a mountain.]

**Amour**, *n.* (ઍમૂ'ર) A love-intrigue; illicit affection. પરસ્ત્રીસંગ; રંડીબાજી; નખરું; વ્યભિચાર.

**Amphibious**, *adj.* (ઍમ્ફિ'બિઅસ્) Having the power of living in two elements, land and water. પાણી અને જમીન બન્નેમાં રહી શકે એવું; જળસ્થળચર; જળ અને વાયુમાં વિચરી શકે તેવું. [Gr. *amphi*, both, *bios*, life.]

**Amphibia**, *n.* (ઍમ્ફિ'બિઍ) Animals capable of living both under water and on land. ઉભયચારી પ્રાણીઓ; જળસ્થળચર પ્રાણીઓ.

**Amphitheatre**, *n.* (ઍમ્ફિથિ'યેટર) An oval or circular arena in which public scenes are shown; anything like an amphi theatre in form. ચઢતી ચઢતી બેઠકવાળી, મ્હોટી ગોળાકાર

નાટકશાળા; રંગભૂમિ; ગોળાકાર અથવા અંડાકાર વાડો, મેદાન. [Gr. *amphe*, round about, *theatron*, a place for scenes.]

**Ample**, *adj.* (ઍ'મ્પલ્) Spacious; wide; large enough; fully sufficient; copious; liberal. મ્હોટું; વિશાળ; પહોળું; જોઇએ તેટલું; પુષ્કળ; વિસ્તીર્ણ; ઘોતાળ; ઉદાર.–*n* ampleness. [L. *amplus*, large.]

**Amplify**, *vt.* (ઍ'મ્પ્લિફાઈ) To make more copious; to enlarge; to add to. લંબાવી, વિસ્તારીને કહેવું, બોલવું; વધારે મ્હોટું કરવું; વધારવું; લંબાવવું. –*n.* **Am'plifier**=વધારનાર; દુરબીન.

**Amplification**, *n.* ( ઍમ્પ્લિફિકે'ઈશન્ ) Enlargement. વિસ્તાર; વૃદ્ધિ; વધારો; લંબાણ.

**Amplitude**, *n.* (ઍ'મ્પ્લિટ્યુડ્) Largeness; abundance; splendour; capacity; distance from the horizon. વિસ્તાર; લંબાઈ; પહોળાઈ; પુષ્કળતા; ભભકો; બુદ્ધિની વિશાળતા; અગ્રાંશ.

**Amputate**, *vt.* ( ઍ'મ્પ્યુટેઈટ્ ) To cut off a limb; to prune; અંગ કાપવું; છેદવું; (છોડવો) સોરવો; કાપીને ઠીક ઠાક કરવું. [L. *am*, round about, *putare*, to cut.]

**Amputation**, *n.* (ઍમ્પ્યુટે'ઈશન્) The cutting of a limb or a plant. અંગ કાપવું તે; સમારવું; સોરવું તે.

**Amuck**, *adv.* (ઍમ'ક્) Madly. ગાંડાતુર બનીને. to run amuck. ગાંડાતુર બનીને જેને તેને મારવા દોડવું; ઝારવું; હાથથી જવું.

**Amulet**, *n.* (ઍ'મ્યુલેટ્) A gem or other object used as a charm against evil. રક્ષા; તાવીજ; માદળીયું; દોરો; મંતરજંતર.

**Amuse**, *vt-vi.* (ઍમ્યૂ'ઝ્) To please the mind; to deceive with expectaion; to divert. મનરંજન કરવું; રીઝવવું; રમાડવું, ખુશ કરવું; દિલગીરી ઉડાવી દેવી; ખોટી આશાથી રીઝવવું, પંપાળવું, મજા કરવી. [Fr. *muser*=to loiter.]

**Amusement**, *n.* (ઍમ્યૂ'ઝ્મેન્ટ) Pastime; diversion; anything pleasing; pleasure. રમત; તમાસો; મજા; વિનોદ; મનોરંજક વસ્તુ; મનરંજન; આનંદ –*adj.* amusing. મનોરંજક.

**An**, *adj.* (ઍન્) One; the indefinite article, used before initial vowel sound. એક.

**Anachronism**, *n.* (ઍને'ક્રોનિઝમ્) An error in regard to time. કાળભૂલ; કાળપરિમાણ વિષે ચુક; અમુક બનાવ વિષે ખોટો સમય આપવો. 2 Anything untimely. સમયને અનુકૂળ ન હોય તે; કવખતનું. [Gr. *ana*, backwards, *chronos*, time.]

**Anaemia**, *n* (ઍની'મિઍ) Lack or poverty of blood. રાતા સરસ લોહીનો અભાવ; લોહી ન રહે. તેવો રોગ. [Gr. *an*, not, *haima*, blood.]

**Anal**, *adj.* (ઍ'નલ્) Pertaining to or near the anus. મળદ્વાર, ગાંડની નજીકનું.

**Analeptic**, *adj.* (ઍનલે'પ્ટિક્) Comforting; restorating; invigorating. સુખચેનકારક; પૌષ્ટિક; બળવર્ધક; પુષ્ટિકારક.–*n.* a medicine which gives strength or comfort. શાંતિ અથવા બળ આપનારી દવા; પૌષ્ટિક ઔષધ. [Gr. *analêptikos*, restorating.]

**Analogical**, *adj.* (ઍનૅલૉ'જિકલ્) Founded on or pertaining to analogy. ઉપમા સહિત; ઉપમાવાળું; મુકાબલો કરનારૂં; સપ્રમાણ.

**Analogous**, *adj.* ( ઍનૅ'લૉગસ્ ) Having analogy; similar in certain respects. તુલ્ય; અનુરૂપ; સરખું; મળતું આવતું; સદૃશ.

**Analogue**, *n.* (ઍ'નૅલૉગ્) A word or body bearing resemblance. મળતો આવતો શબ્દ અથવા પદાર્થ; સરખો શબ્દ અથવા વસ્તુ.

**Analogy**, *n.* (ઍનૅ'લૉજી) A resemblance or correspondence in certain respects between things otherwise different; likeness, proportion; similarity in derivation or inflectional processes. ઉપમા; સાદૃશ્ય; સરખાપણું; મુકાબલો; સજાતીયતા; પ્રમાણ; સમરૂપ વ્યુત્પત્તિ; સદૃશ રૂપરૂપાન્તર. [Gr. *ana*, according to, *logos*, ratio.]

**Analyse**, *vt.* (ઍ'નેલાઈઝ્) To resolve a body into its elements; to separate into parts. મૂળતત્ત્વ જૂદાં પાડવાં; પૃથક્કરણ કરવું. [Gr. *analyen*, to unloose.]

**Analysis**, *n.* (ઍનૅ'લિસિસ્) A resolving or separating a thing into its elements or parts. પદચ્છેદ; વ્યાકરણ; મૂળતત્ત્વ જુદાં પાડવાં તે; વ્યવચ્છેદ; વિભાગ; તત્ત્વવિવેચન; પૃથક્કરણ; વિશ્લેષણ. 2. Consideration by parts. કોઈ વસ્તુ અથવા વિષયના ભાગોનો એક પછી એક વિચાર કરવો તે; પૃથગ્વિચાર. 3. A brief explanation of the principles of a science. સાર; વિષયવિચાર; નિષ્કર્ષ; શાસ્ત્રસાર. (4). (in *math.*). Solution by the algebraic method. બીજગણિતથી છોડવું, ગણવું તે. 5. A syllabus or synopsis. સૂચનાવળી; સારાવળી; તારીજ.

**Analyst**, *n.* ( ઍ'નૅલિસ્ટ્ ) One skilled in analysis, *esp.* chemical analysis. પૃથક્કરણકર્તા.

**Analytic-al**, *adj.* (ઍનલિ'ટિક્) Pertaining to analysis. પૃથક્કરણ સંબંધી.

**Analytics**, *n.* ( ઍનલિ'ટિક્સ્) The name given by Aristotle to his treatises on logic; the science of analysis. ઍરિસ્ટોટલનું પ્રમાણશાસ્ત્ર; પૃથક્કરણ વિદ્યા.

**Analyze**, *vt.* (ઍ'નૅલાઈઝ્) To analyse. પૃથક્કરણ કરવું.

**Anapaest, anapest**, *n.* (ઍ'નૅપેસ્ટ્) A

foot consisting of three syllables, two unaccented or short and the third accented or long. પહેલા બે સ્વરચિન્હવાળા અથવા લઘુ અને ત્રીજા ગુરૂ અક્ષરવાળું ચરણ; "સલગમ્"વાળું ચરણ; સગણ. *e.g.* colonnade'-*adj.* **Anapaes'tic, -al** [Gr. *anapai-stos*, reversed.]

**Anarchic-al,** *adj.* (ઍનૅ'કિક્-અલ્) Without rule or government. અરાજક; રાજનીતિરહિત; અવ્યવસ્થિત; અંધેરવાળું.

**Anarchist,** *n.* (ઍ'નૅર્કિસ્ટ્)One who promotes anarchy. ફિતુરી; બંડ કરાવનાર; અંધાધૂની કરનાર.

**Anarchy,** *n.* (ઍ'નૅર્કિ) Want of government: political confusion; conflict of opinion. અરાજકતા; ગેરબંદોબસ્ત; અંધેર; ઝઘડો.

**Anathema,** *n.* (ઍનૅ'થેમા) An ecclesiastical curse or excommunication: any person or thing under anathema or any execration. શાપ દઈને મંડળમાંથી બહાર મૂકવું તે; બહિષ્કાર; શાપ; બદદુવા; શાપિત પુરૂષ વસ્તુ; અપશુકનીયું. [Gr. *ana*, up, *tithenai*, to place.]

**Anathematise,** *vt.* (ઍનૅ'થમૅટાઇઝ્) To pronounce accursed or excommunicated. બહિષ્કાર કરવો; શાપ દેવો; અમાંગલિક ગણવું.

**Anatomy,** *n.* (ઍનૅ'ટામિ) The science of the structure of the body learned by dissection; the art of dissection; skeleton; a mummy; shadow; the body; analysis. મુડદાં ચીરીને શરીરના અવયવોની રચના જોવાની વિદ્યા; કળા; શરીર શાસ્ત્ર; મુડદેહાલ; હાડપિંજર; શરીર; પૃથક્કરણ; વિવેચન. [Gr. *ana*, up, *tame*, a cutting,]

**Anatomic,-cal,** *adj.* (ઍનૅટો'મિક્-અલ્) Relating to anatomy. શરીરશાસ્ત્ર સંબંધી.

**Anatomist,** *n.* (ઍનૅ'ટામિસ્ટ્) A person skilled in anatomy. શરીરછેદન કર્તા; શારીરવૈદ્ય.

**Anatomise,** *vt.* (ઍનૅ'ટામાઇઝ્) To dissect; to show forth minutely. અવયવ છેદન કરવું; પૃથક્કરણ કરવું; વિગતવાર વિવેચન કરવું.

**Ancestor,** *n.* (ઍ'ન્સેસ્ટર્) A forefather;one from whom a person has descended. આદિ પુરૂષ; પૂર્વજ; બાપદાદો; વડવો. [L.*ante*, before, *cedĕre*, to go.]

**Ancestral,** *adj.* (ઍન્સે'સ્ટ્રલ) Relating to ancestors. બાપદાદાનું; પરંપરાગત; વડીલોપાર્જીત; ઘરડાનું.

**Ancestry,** *n* (ઍ'ન્સેસ્ટ્રિ)A line of ancestors; lineage; honourable descent. કુળ; વંશ;ઓલાદ; પેઢી; ખાનદાની; કુલીનતા.

**Anchor,** *n.* (ઍ'ન્ગકર્) An implement for keeping a ship in one place in the water. લંગર; લાંગર; બિલાડી, મીંદડી (બરાવવાની લોઢાની). 2. Anything that gives safety or defence. બચાવનો આધાર; આધાર; સલામતીનું સાધન. 3. Anything that gives stability or security. સ્થિરતાનું સાધન; પકડ.-*vt.* to fix by an anchor; to fasten. લંગર નાખવું; ઠરીઠામ બેસાડવું; મજબુત કરવું.-*vi.* To cast anchor; to step or depend upon. લંગર નાખવું; ના ઉપર આધાર રાખવો. **To cast achor**=લંગર નાખવું. 2. **To weigh anchor**=લંગર ઉપાડવું. 3. **At anchor**= લંગારેલું. [Gr. *anglos*. a bend.]

**Anchorage,** *n.* (ઍન્ગકરેઈજ્) (1) The act of anchoring;(2)The place where ships anchor; (3) The anchor and other necessary tackle for anchoring;(4)Anything that supports or protects;(5)Duty imposed on ships for anchoring. (૧) લાંગરવું તે; (૨) વહાણ લાંગરવાની જગ્યા; બારવો; લંગરવાડો; (૩) લંગર વગેરે સામાન; (૪) સલામતીનું સાધન; આધાર;(૫)લાંગરવાનો કર;ખુંટો.-*n.* **Anchor-ground** (ઍન્ગકર્-ગ્રા'ઉન્ડ) લાંગરવાની જગ્યા.

**Anchoret or Anchorite,** *n.* (ઍ'ન્કૉરેટ્, ઍ'ન્કૉરાઈટ્) One who has withdrawn from the world for meditation;a recluse;a hermit. વનવાસી જોગી; વિરાગી; તપસ્વી; બાવો; વાનપ્રસ્થ. [Gr. *ana*, a part *chōrein*, to go.]

**Ancient,** *adj.* (ઍન્શ્યન્ટ્) Old; belonging to former times; of great age or duration; venerable; experienced; old fashioned.જૂનું; પુરાણું; પુરાતન; પ્રાચીન; અસલી; વયોવૃદ્ધ; લાંબા કાળનું;પૂજ્ય;અનુભવી;અસલી ઘાટનું-*n.*A patriarch; an aged man;one superior in age or dignity. વડો ગૃહસ્થ; વયોવૃદ્ધ પુરૂષ; વધારે ઉમર અથવા મોભાવાળી વ્યક્તિ. **The ancients**=પુરાણા લોક, કવિઓ, લેખકો.

**Ancillary,** *adj.* (ઍ'ન્સિલૅરિ) Subservient; subordinate. તાબાનું;હાથ નીચેનું; સહાયક; પેટાનું. [L. *ancilla*, a maid servant].

**And,** *conj* (ઍન્ડ્) Signifies addition or repetition; a connection, અને; તથા; ઇત્યાદિ; વગેરે; જૂદી જૂદી જાતના.

**Androgynous, Androgynal,** *adj.* (ઍન્ડ્રૉ'જીનસ્,નલ્) Having the characteristic of both male and female in one;hermaphrodite સ્ત્રી પુરૂષ બન્નેની જાતિનું; ઉભયલિંગી; ઉભયજાતિના લક્ષણવાળો.[Gr.*andros*, a land,*gynē*,a woman.]

**Anecdote,** *n.* (ઍ'નેક્ડોટ્) A short story. an incident of private life; કોઇ માણસના જીવનની ટૂંકી વાર્તા; વાત; કહાણી; કથા. *adj.* **An'-ecdotal.** [ Gr. *an*, *ekdotos*, published. ]

**Anent,** *prep. & ad v.*( ઍને'ન્ટ્) In a line

with; towards; against; in regard to; about. એક સરખું; નીતરફ; નીસામે; વિષે; સંબંધી.

**Aneurism,** *n.* (ઍન્યુરિઝમ્) The dilatation of an artery; the tumour arising from it; any abnormal enlargement. ધોરી રગનો પડદો ઢીલો પડવાથી થયેલો સોજો; ગાંઠ; ફુલી જવું તે. [Gr. *ana*, up, *eurys*, wide.]

**Anew,** *adv.* (ઍન્યૂ) Afresh; again. નવેસરથી; નવેનામે; ફરીથી; પાછું.

**Anfracture,** *n.* (ઍન્ફ્રૅક્ટયૂર્) A mazy winding; ભૂલભુલામણી.

**Angle,** *n.* (ઍ'ઈન્જલ્),A divine messenger; attendant spirit; a pure person; a beautiful person; a messenger. દેવદૂત; માણસ; દૂત, કાસદ; જાસુસ.

**Angelic,-cal,** *ad.* (ઍઈન્જે'લિક્;-અલ્) Pertaining to an angel. દેવદૂત સંબંધી; ના જેવું. [Gr. *angelos*, a messenger.]

**Anger,** *n.* (ઍ'ન્ગર્) Resentment; wrath; rage. ગુસ્સો; કોપ; ક્રોધ; રીસ; આવેશ. *vt.* to irritate; to make angry. ગુસ્સે કરવું; કોપાયમાન કરવું; રીસ ચઢાવવી; ખીજવવું. [L. *ango*, I torture.]

**Angry,** *adj.* (ઍ'ન્ગ્રિ) Excited with anger; inflamed; lowering. ગુસ્સે થયલું; ખફા; ક્રોધયુક્ત; ક્રોધસૂચક; લાલચોળ; જોશવું; તોફાની.

**Angle,** *n.* (ઍ'ન્ગલ્) A corner. ખુણો; કોણ; ૨ A fishing tackle; a hook. માછલાં પકડવાનો આંકડો; ગળ. ૨ A simpleton; a gull. ભોળીઓ મૂર્ખ. **A right angle**=કાટખુણો; **An obtuse angle**=પહોળો ખુણો; **An acute angle**=સાંકડો ખુણો; **An oblique angle**=વાંકો ખુણો. **A complementary angle**=કોટિકોણ; **Supplementary angle**=સંપૂરકકોણ. **Vertical angle**=માથાનો કોણ; ઇતરતાંશકોણ [L. *angulus*, a corner.]

**Angle,** *vt.* to fish with an angle. ગળવતી માછલાં પકડવાં- *vi.* To entice; to try to gain by some artifice. લાલચ બતાવવી; મેળવવાને માટે ફાંફાં મારવાં.

**Angler,** *n.* One who fishes with an angle; a voracious fish. ગળવતી માછલાં પકડનાર. એક જાતની ભક્ષક માછલી.

**Angular,** *adj.* (ઍ'ન્ગ્યુલર્) Having angles or corners, ખુણાવાળું; ખુણાનું.

**Angularity,** *n.* (ઍન્ગ્યુલૅ'રિટિ) Quality of being angular; peculiar têmperament. ખુણાખુણાહોવાનો ગુણ;વિશેષગુણ;સ્વભાવનીઅણઘડતા.

**Anglican,** *adj.* (ઍ'ન્ગ્લિકન્)English અંગ્રેજી; ઇંગ્લાંડને લગતું. (2) Belonging to the church of England. ઇંગ્લાંડના ધર્મ સંબંધીનું; – *n.* A member of the church of England. ઇંગ્લાંડનો રાષ્ટ્રીય ધર્મ સ્વીકારનાર.

**Anglicise,-ze** *vt.* (ઍ'ન્ગ્લિસાઇઝ્)To make English; to express in English idioms. અંગ્રેજી લઢણમાં લાવી દેવું અથવા કહેવું; અંગ્રેજી ઢબનું બનાવવું.

**Anglicism,** (ઍ'ન્ગ્લિસિઝમ્) An English idiom. અંગ્રેજી ભાષાની ઢબ પ્રમાણે બોલ કે વાક્ય; અંગ્રેજી રૂઢિ.

**Anglo,** *pfx.* (ઍ'ન્ગ્લો) English. અંગ્રેજી.

**Anglomania,** *n.* (ઍ'નગ્લોમે'નિઍ) A mania for what is English: blind admiration of English things. અંગ્રેજી વસ્તુ માટે ગાંડો મોહ. *n.* **Ang'loman'iac.** એવો મોહ રાખનાર.

**Anglophobia,***n.*(ઍનગ્લોફો'બિઆ)Fear and dislike of England or what is English.વિલાયત અથવા વિલાયતી વસ્તુ માટે ભય અને અણગમાની નજર.

**Anguish,** *n.* (ઍ'ન્ગ્વિશ્) Excessive pain of body or mind; grief; distress. મન, શરીરનું અતિશય દુઃખ; સંતાપ; મનસ્તાપ; વેદના; ખળાપો. [L. *angere*, to press tightly; to strangle.]

**Anile,** *adj.* (ઍ'નાઇલ્) Old, womanish; imbecile; ઘરડી ડોશી જેવું; કમજોર; અશક્ત; નબળું; મંદ બુદ્ધિનું. [L. *anus*, an old woman.] *n.* **Anility** (ઍનિ'લિટિ) Dotage. ઘરડી ડોશીના જેવી અવસ્થા; સાઠી બુદ્ધિ. (also, Anileness.)

**Animadvert,** *vi.* (ઍનિમૅડવ'ર્ટ્)To criticise or censure. નિંદા કરવી; ટીકા કરવી; ચર્ચા, નિંદા કરવી; ઠપકારૂપે બોલવું; ગોણુ દોષ બતાવી બોલવું. 2. To turn the mind to. મન દેવું, ધાલવું; લક્ષ, ધ્યાન આપવું.–*n.* Animadversion. [L. *animus*, the mind, *ad*, to, *vertere*, to turn.]

**Animal,** *n.* (ઍ'નિમલ્) An organised being endowed with life, sensation and voluntary motion.પ્રાણી,જીવ. *adj.* Consisting of the flesh of the animal. માંસવાળો; માંસનું. 2. Sensual. ઇન્દ્રિયજન્ય, વિષયી. **Animal spirits**= cheerfulness; exuberance of health and life. ખુશમિજાજ; જોસ. [L. *anima*, breath.]

**Animal,** *n.* (ઍ'નિમલ્) Irrational being; Beast. પશુ; હેવાન; જાનવર.–*adj.* Relating to animals. પ્રાણી, જીવ વિષેનું, સંબંધી.

**Animalcule,** *n.* (ઍનિમૅ'લ્કયુલ્) A little animal that cannot be seen by the eye. છેક ન્હાનાં જીવજન્તુ; પોરા જેવાં જીવ; જીવાત.

**Animality,-ness,** *n.* (ઍનિમૅ'લિટિ; ઍ'નિમલ્નેસ્) Animal existence. હેવાનપણું; પશુત્વ.

**Animalize** *vt.* (ઍ'નિમૅલાઈઝ્) To endow with animal life; to change into animal matter. સજીવન, સચેત કરવું; પ્રાણી બનાવવું;

પ્રાણીના ગુણ આરોપવા. (2) To consider as a mere animal. હેવાનતુલ્ય ગણવું; પશુતુલ્ય કરવું.

**Animate**, *vt.* (ઍનિમેઇટ્) To give life to. સજીવન; જીવતું કરવું. 2. To inspire; to infuse courage; to incite. ચેતન રેડવું; ઉત્તેજન આપવું; હિંમત આપવી. (3) To heighten the power of. સૂર ચઢાવવો; તંગ કરવો.-*adj*. living. સજીવ; જીવતું. [L. *anima*, breath.]

**Animated**, *adj.* (ઍનિમેઇટેડ) Lively; vigorous; full of spirit; endowed with life. ઉત્સાહી; ઉલ્લાસવાળું; પ્રફુલ્લ; જોરદાર; જોસભરેલું; હોંશાતોશીવાળું; સજીવ; સચેતન.

**Animation**, *n.* (ઍનિમે'ઇશન્) The act of animating. સજીવન કરવું તે; સચેત કરવું તે. 2. Liveliness; vivacity; vigour. ઉત્સાહ; હોંશ; ઉત્તેજન; ઉલ્લાસ -*n.* **A'nimator** ચેતન રેડનાર.

**Animosity**, *n.* (ઍનિમૉ'સિટિ) Bitter hatred or enmity. વૈરભાવ; શત્રુવટ; દુશ્મનાઈ; ખાર; ઝેર. [L. *animositas*, fullness of spirit.]

**Animus**, *n.* (ઍ'નિમસ્) Intention; actuating spirit; prejudice. હેતુ; ભાવ; આવેશ; અંટસ; આંટી; દ્વેષ.

**Anise**, *n.* (ઍ'નિસ્) An aromatic plant. સુવાનો છોડ; અનિસુનો છોડ. **Anice seed**= સુવા; અનિસુનાં બીયાં.

**Ankle**, *n.* (ઍ'ન્કલ્) The join connecting the foot and leg. પગની ઘુંટી. [Ger. *enkel*, ankle.]

**Anklet**, *n.* (ઍ'ન્કલેટ્) An ornament for the ankle. કલ્લાં; સાંકળાં; ઝાંઝર; તોડા; લંગર.

**Annals**, *n.* (ઍ'નલ્ઝ્) History; records of events; chronological history. દર વર્ષનો ઇતિહાસ; વૃત્તાંત; જુના ઇતિહાસનાં દફતરો, પુસ્તકો; કાળાનુક્રમે ગોઠવેલો ઇતિહાસ; સાલવાર અખબાર. [L. *annus*, a year.]

**Annalist**, *n.* (ઍ'નલિસ્ટ્) A writer of annals. સાલવાર ઇતિહાસ, તવારીખ લખનાર; ઇતિહાસકાર; વૃત્તાન્ત લેખક.

**Anneal**, *vt.* (ઍની'લ્) To temper glass or metals by great heat and gradual cooling; to heat for fixing colours. પકવવું; તપાવીને ટીપાય તેવું કરવું; પાકો રંગ કરવા સારૂ કાચ વગેરે ચીજ તપાવવી. [A. S. *aelan*, to burn.]

**Annex**, *vt.* (ઍને'ક્સ્) To unite at the end; affix. જોડવું; લગાડવું; વધારવું. To unite; to take possession. જોડી દેવું; મેળવી દેવું; સાંધી દેવું; કબજે કરી લેવો. (3) To connect with; to mention in connection with. સાથે, છેડે લખવું.-*vi.* To be united. જોડાવું; સંધાવું; સાથે ભળી જવું.- *n.* something added or united; a supplementary building. જોડાયેલો ભાગ; જોડાણ; સાંધણ; અનુબંધ; ભળતું આવતું ઘર. [L. *ad*, to *nexus*, tied.]

**Annexation**, *n.* (ઍનેક્સે'ઇશન્) The act of annexing or being annexed. છેડે જોડવું તે; ખાલસા કરવું તે; સંયોગ.-*n.* **Annexture** સાંધણ; પરિશિષ્ટ; જોડેલી ચીજ.

**Annihilate**, *vt.* (ઍના'ઇહિલેઇટ્) To reduce to nothing; to destroy; to render null and void. સદંતર નાશ કરવો; નામ સહિત ભૂંસી નાખવું; હતું ન હતું કરી દેવું; જડમૂળથી ઉખેડી નાખવું; રદ કરવું. [L. *ad*, to *nihil*, nothing.]

**Annihilation**, *n.* (ઍનાઇહિલે'ઇશન્) Act of destroying; state of being reduced to nothing; destruction of both soul and body. નાશ, ઉચ્છેદ કરવો તે; નાશ; લય; ક્ષય; શરીર તથા આત્માની અવનતિ, નાશ.

**Anniversary**, *n.* (ઍનિવ'ર્સરિ) A day celebrated annually; the day of the year on which an event happened. વાર્ષિક દિવસ; સંવત્સરી; વર્ષી; મૃત્યુતિથિ; જયન્તિ; સાલગિરિ. **A. of birth**=જન્મગાંઠ; વર્ષગાંઠ; સાલગ્રહ. **A. of death**. વર્ષી; સંવત્સરી; સમચરી; છમછરી; મૃતતિથિ; ઓરસ. **A. of an avatar**=જયન્તિ; જયન્તિનો ઉત્સવ.-*adj.* Annual; recurring every year. પ્રતિવાર્ષિક; દરેક વર્ષે આવતું. [L. *annus*, a year, *versum*, to turn.]

**Anno Domini**, (ઍનોડૉમિનાઇ) Contracted as A. D. In the year of the Lord. ઇસ્વીસન; ઇશુખ્રિસ્તને વર્ષે.

**Annotate**, *vt.* (ઍ'નોટેઇટ્) To make notes upon. ટીકા, ટીપ્પણ, ભાષ્ય, વિવરણ કરવું; સટીક બનાવવું [L. *ad*, *notare*, to work.]

**Annotation**, *n.* (ઍ'નોટેઇશન્) Comment; explanatory note. ટીકા; વ્યાખ્યાન; ટીપ્પણી; ભાષ્ય. (2) Symptoms of an intermittent fever. આંતરીયા તાવની નિશાની.

**Annotator**, (ઍ'નોટેઇટર્) *n.* A commentator; a writer of notes. ટીકાકાર; ટીપ્પણ કર્તા; ભાષ્યકાર.

**Announce**, *vt.* (ઍના'ઉન્સ્) To proclaim; to declare; to make notes; to publish. પ્રસિદ્ધ, જાહેર, પ્રગટ કરવું; કહેવું; ખબર આપવી. [L. *ad*, *nuntare*, to deliver news.]

**Announcement**, *n.* (ઍના'ઉન્સ્મેન્ટ્) Proclamation; declaration; publication. જાહેર ખબર, નામું; જાહેરાત; નિવેદન; ખ્યાપન; કહેવું તે; સમાચાર; સંદેશો.

**Annoy**, *vt.* (ઍનૉ'ય્) To trouble; to molest; to vex. મુંઝવવું; હરકત કરવી; ઉના, દુઃખ કરવું; સંતાપ, ત્રાસ, કંટાળો આપવો; ઓઠું, માઠું લગાડવું. [L. *ad*, *noceo*, I hurt.]

**Annoyance**, *n.* (ઍન્નૉ'યન્સ્) That which annoys; vexation; molestation. કનડગત કરનાર વસ્તુ; ઇજા; ત્રાસ; પજવણી; હેરાનગતિ; કંટાળો.

**Annual**, *adj.* (ઍ'ન્યુઅલ્) Yearly; coming every year. વરસદહાડે આવતું; વાર્ષિક; વર્ષનું. (2) Requiring to be revived every year; lasting a year. દરેક વર્ષે નવું, ફરી પાછું કરવું પડે તેવું; એક વર્ષ ચાલે, ટકે તેવું.–*n.* a book or pamphlet published every year.વર્ષે વર્ષે છપાતું પુસ્તક અથવા ચોપાનીયું. (2) A plant that lives one year only. એક વર્ષ રહે એવો રોપો. છોડવો.–*adv.* annually=દર વર્ષે. [L. annus, a year.]

**Annuity**, *n* (ઍન્યુ'ઇટિ) A payment made annually or at a certain period continually. વર્ષાશન; વરસોણ;-સોંન; સાલીયું; સાલીયાણું; વરસાન. *n.* **Annu'itant**–વર્ષાસન ભોગવનાર.

**Annual**, *vt.* (ઍન્ન'લ) To make null; to abolish; to repeal or abrogate. રદ, બાતલ કરવું; કાઢી નાંખવું; નકામું છે તેમ ગણવું; નાશ કરવો *n.*Annul'ment=રદ કરવું તે [L.*ad,nullus,*none.]

**Annular**.-**y***adj.*(ઍન્યુલૅર,-રી)Ring shaped; having the form of a ring. વીંટીના આકારનું; વલયાકાર; કુંડલાકાર; કંકણાકૃતિ. **An annular eclipse** કુંડલાકાર ગ્રહણ.[L. *annulus*, a ring.]

**Annulet**, *n.* (ઍ'ન્યુલેટ્) A little ring. ન્હાની વીંટી; ગોળ કડી. (2) A small flat fillet. થાંભલાની આસપાસ મૂકેલી ઝાલર; નાડું; કોર. (3) A little circle on coats of arms. ઢાલનું ચિન્હ; ગૃહછાપનું ગોળાકાર ન્હાનું નિશાન.

**Annumerate**, *vt.* (ઍન્યૂ'મરેઇટ્) To add. ઉમેરો; વધારો કરવો [L. *ad*, *numeres*, number.]

**Annunciate**, *vt.* (ઍન'ન્સિએઇટ્) To proclaim; જાહેર કરવું; ખબર આપવી, કરવી. [L. *ad*, *nuncio*, I tell.]

**Annunciation** *n.* (ઍ'નનસિએઈશન્) The act of announcing, *esp.* the birth of Christ. વધામણી; ખબર; ઈશુ ખ્રિસ્તના અવતારની ખબર; મરિયમને કહેલી તે. **A. day**=માર્ચની પચીશમી તારીખ; જે દિવસે દેવતાઈ દૂતે માતા કુમારિકા મેરીને પોતાના પ્રણામ કહાવ્યા તે.

**Anodyne**, *n.*(ઍ'નોડાઇન્)A medicine which allays pain. દુઃખ, વેદના નરમ પાડનારૂં ઔષધ, દવા. *adj.* That which allays pain. દુઃખ નરમ પાડે તેવું; શામક. [Gr. *an*, *odyné*, pain.]

**Anoint**, *vt.* (ઍનૉ'ઇન્ટ્) To smear with oil, or ointment; to consecrate with oil. તેલ ચોપડવું, લગાડવું; તેલનો લેપ કરવો; તેલ રેડીને પ્રતિષ્ઠા કરવી; અભિષેક, અભ્યંગ કરવો. (2) To pour oil upon; to spread over. ઉપર તેલ રેડવું; ભરી દેવું.પાથરી દેવું.[L.*an.ungo,*I smear.]–*n.* **Anoint'ment.** અભિષેક કરવાની ક્રિયા.

**Anointed**, *adj.* (ઍનૉ'ઇન્ટેડ્) Consecrated with oil. અભિષિક્ત; લિપ્ત; ચોપડી પવિત્ર કરેલું; તેલવાળી કરેલું.-**The anointed**=The Messiah. ઈસુખ્રિસ્ત.

**Anomalism**, *n.*(ઍનૉમૅ'લિઝમ્)Irregularity; a departure from rule. નિયમ વિરૂદ્ધની વાત; નિયમ વિરૂદ્ધતા; વિચિત્રતા.

**Anomalistic,-al**, **Anomalous**, *adj.* (ઍનૉમૅલિ'સ્ટિક,-કલ્; ઍનૉ'મૅલસ્) Irregular; deviating from rule. નિયમ વિરૂદ્ધ; વિલક્ષણ; વિચિત્ર; રીતરિવાજથી ઉલટું; ગેરશિરસ્ત.

**Anomaly**, *n.* (ઍનૉ'મૅલિ) Irregularity; a departure from rule. નિયમ વિરૂદ્ધતા; ભંગ; વિલક્ષણતા, વિચિત્ર રીતિ; ગેરશિરસ્તપણું. [Gr. *an*, *homalos*, even, similar.]

**Anon**, *adv.* (ઍનૉ'ન્) In one instant;immediately, તત્ક્ષણ; તરતજ; ઝટપટ; જલદીથી.(2) At another time; again. બીજીવાર; ફરીથી. **Ever and anon**=વારેઘડીયે; વારંવાર.

**Anonymous**, *adj.* (ઍનૉ'નિમસ્)Wanting a name; nameless. વગર નામનું;નનામું; નામરહિત. [Gr. *an*, *onoma*, a name]—.*ns.* an'onym.= નનામી વ્યક્તિ;જેનું નામ આપવામાં ન આવ્યું હોય તે.*n.*

**Anonym'ity**=નનામું રહેવાની સ્થિતિ.—*adv.* **Anon'ymously**=નનામી રીતે.

**Anorexy**, *n.* (ઍનૉરેક્સિ) Want of appetite. અરૂચિ; મંદાગ્નિ. [Gr. *an* not, *oreo*, I desire.]

**Another**, *adj.* (ઍન'ધર્) Different; one more; a second; any other. જૂદું;બીજું; અન્ય; બીજું એક; એક વધારે; ગમે તે બીજું.° Place = House of Lords.

**Answer**, *vt.* (ઍ'ન્સર્) To reply to. જવાબ દેવો, વાળવો; ઉત્તર, પ્રત્યુત્તર આપવો. 2. To suit; to satisfy; to be sufficient for. બરાબર કામમાં આવવું; ગરજ સારવી. (3) To reply; to give tit for tat. બદલો વાળવો; પ્રતિકાર કરવો. (4) To be responsible for. ને માટે જવાબદાર હોવું. (5) To refute. નું ખંડન કરવું; તોડવું.-*vi.* (6) To correspond with. ને મળતું આવવું. (7) To stand as opposite or correlative. બરોબર, અન્યોન્ય હોવું; સામસામું હોવું.—*n.* a reply; a solution. જવાબ; ઉત્તર; પ્રત્યુત્તર; રદીયો. (2) Account; justification. હિસાબ; દોષ ઉડાવી દેવો તે.(3)Refutation.વાદખંડન.ઇન્કાર.(4) Echo. પડઘો; પ્રતિધ્વનિ. [A. S. *swerian*, to swear.]

**Answerable**, *adj.* (ઍ'ન્સૅરૅબલ્) Such as can be answerd. સંતોષકારક જવાબ આપી શકાય તેવું; હિસાબ ચૂકવી શકાય તેવું. (2) Responsible,

જવાબદાર;જુમ્મેદાર.(3) Suitable; proportionate; equal. માફક આવતું; મળતું આવતું; પ્રમાણસર; બંધબેસતું;અનુકૂળ.*–adv* a'nswerably.*–n.*an'swerer.

**Ant**, *n.* (ઍન્ટ્) A pismire; the emmet. કીડી. **Black ant.** મંકોડો. **Red ant**=ધીમેલ; ઝીમેલ. **White ant**=ઉધ્ધઈ; ઉધ્ધી.

**Antagonism**, *n.* (ઍન્ટૅ'ગૉનિઝમ) Oppositions of things, persons or principles; a contending. વિરૂદ્ધતા; વિરોધ; સ્હામાપણું; પ્રતિપક્ષીપણું; વૈર; દુશ્મનાઈ.

**Antagonist**,*n.*(ઍન્ટૅ'ગૉનિસ્ટ્) An adversary or opponent. શત્રુ; પ્રતિપક્ષી; પ્રતિસ્પર્ધી; હરીફ. [Gr. *anti*, against, *agón*, contest.]—*adj.* **Antagonist**, = વિરૂદ્ધ;પ્રતિપક્ષી.—*adv.* **Antagonis'tically**.

**Antarctic**, *adj.* (ઍન્ટા'ર્કિટ્ક્) Opposite to the Arctic or Northern pole; relating to the south pole or to south polar region. દક્ષિણધ્રુવ સંબંધી; દક્ષિણધ્રુવ આગળના પ્રદેશ સંબંધી A circle = દક્ષિણવૃત્ત.

**Antecedent**, *adj.* (ઍન્ટેસી'ડેન્ટ્) Prior; previous; foregoing. આગળનું; પૂર્વનું.*–n.* That which is prior. આગલી વાત, બીના; 2. The noun to which a relative refers. આગલો સંબંધી શબ્દ; તત્પદ. (3) The first of two propositions. પ્રતિજ્ઞાવાક્ય ( પ્રમાણશાસ્ત્રમાં ). (4) The first of two terms of a ratio. અગ્રપદ; પ્રમાણનું પહેલું પદ. (*pl.*) a man's earlier career. માણસનો આગલો ઇતિહાસ, હેવાલ, સ્થિતિ.

**Antecessor**, *n.* (ઍન્ટેસે'સર્) Predecessor; a leader. પૂર્વજ; વડિલ; અગ્રગામી; નાયક, નેતા. સરદાર.

**Ante-chamber**, *n.* (ઍ'ન્ટે-ચેમ્બર) A chamber or room leading to the chief apartment; an outer apartment. દિવાનખાનાની બ્હારનો ઓરડો; જ્યાંથી મુખ્ય ઓરડામાં જવાય તે જગ્યા.

**Ante-date**, *n.* (ઍ'ન્ટે-ડેઈટ્) A date earlier than the actual one. આગલી તારીખ; પૂર્વ મિતિ; *–vt.* To date before the true time. ખરી તારીખની અગાઉની તારીખ લખવી, કહેવી;To bring about at an earlier date. ઠરાવેલી તારીખ પહેલાં કરી લેવું. (3) To anticipate; to accelerate. આગળથી ધારી લેવું; ઝડપ કરવી.

**Ante-diluvian,-al** ( ઍન્ટેડિલ્યુ'વિઅન્, ઍન્ટેડિલ્યુ'વિઅલ્) Existing or happening before the deluge or flood; very old fashioned; primitive, જળ પ્રલય પહેલાંનું; પુરાણું; ઘણું જૂનું; નોહાના વખતનું.*–n.* જળ પ્રલય પહેલાનું માણસ; ઘણું જીવનારૂં માણસ.

**Antelope**, *n.* (ઍ'ન્ટેલોપ્) A deer; a sort of deer. હરણ; કાળીયેર. મૃગ; કુરંગ. [Gr. *anthos*, beautiful, *ãps*, an eye.]

**Ante-meridian**, *adj.* (ઍન્ટેમેરિ'ડિઅન્) Before noon or midday;contracted as A.M. મધ્યાહ્ન પહેલાંનું; પહેલા પહોરનું; બપોર અગાઉનું.

**Ante-penult**, *n.* (ઍન્ટેપે'નલ્ટ્) The syllable before the penultimate syllable of a word; the last syllable of a word but two. ઉપાન્ત અક્ષરની પૂર્વેનું પદ, અક્ષર; ઉપાન્ત્યપૂર્વપદ.

**Ante-penultimate**, *adj.*(ઍન્ટેપેન'લ્ટિમેઈટ્) Relating to the last syllable bnt two. ઉપાન્ત્ય અક્ષરની પૂર્વેના પદ સંબંધી.

**Ante-port**, *n.* (ઍન્ટે-પો'ર્ટ) An outer gate or port. આગલો દરવાજો.

**Anterior**, *adj.* (ઍન્ટિ'રિઅર્) Before, in time or place; in front. આગળનું;પૂર્વનું;પ્રથમ;અગાઉનું.

**Anthem**, *n.* (ઍ'ન્થમ્) The sacred song or hymn set to music; any song of praise or gladness. કીર્તન; સ્તોત્ર; ભજન; ગીત. [Gr. *anti*, against *phone*, the voice.]

**Ant-hill**, *n.* (ઍ'ન્ટ-હિલ્લ્) The hillock raised as nest by ants or termites; (fig.) The earth. રાફડો; કીડીનું દર; પૃથ્વી.

**Anthology**, *n.* (ઍન્થૉ'લૉજિ) A collection of flowers; a collection of poems or select extracts. ફુલનો સંગ્રહ; હાર; ફુલમાળા; સુંદર કવિતા અથવા ઉતારાનો સંગ્રહ. (2) A discourse on flowers. પુષ્પવર્ણન. [ Gr. *anthos*, a flower, *legein*, to gather.]

**Anthracite**, *n.* (ઍ'ન્થ્રસાઈટ્) A kind of coal consisting almost entirely of carbon, hard and compact. એક જાતનો કઠણ કોયલો. [Gr. *anthrax*, coal.]

**Anthropology**, *n.* (ઍન્થ્રૉપૉ'લૉજિ) The science of man, as a social animal; the natural history of man in its widest sense. મનુષ્યના સામાજિક, શારીરિક, માનસિક બંધારણ વિષેનું મતતંત્ર; મનુષ્ય જાતની ઉત્પત્તિ, વિકાસ વગેરેનો ઇતિહાસ.*–n.* Anthropol'ogist. તે મતતંત્ર અથવા ઇતિહાસ સારી રીતે જાણનાર.[Gr. *anthrópos*, man, *logos*, discourse.]

**Anthropometry**, *n.* (ઍન્થ્રોપૉ'મેટ્રિ) The measurement of the human body for comparison. મનુષ્યના શરીરના માપની વિદ્યા; દેહમાનવિદ્યા. [Gr. *metron*, measure.]

**Anthropomorphism**,*n.*(ઍન્થ્રૉપૉમૉ'ર્ફિઝ્મ્) The representation of God with human

attributes. માણુસને હોય તેવાં આકાર, ભાવના વગેરે ઈશ્વરને પણ હોય તેવું વર્ણન; નરત્વારોપ.

**Anthropophagy**, *n.* (ઍન્થ્રૉપૉ'ફૅજી) Cannibalism.મનુષ્યમાંસાહાર.–*n.*(*pl.*)**Anthropoph'agi**=man–eaters,cannibals;મનુષ્યમાંસાહારીઓ; રાક્ષસો. [Gr. *phag-ein*, to eat]

**Anti**, *pfx.* ( ઍન્ટિ ) Against; rivalling; simulating. વિરૂદ્ધ; સ્હામે; ઉલટું; હરીફ; ખોટો ડોળ-એવું બતાવનારો એક ઉપસર્ગ.

**Antic**, *adj.* (ઍ'ન્ટિક્) Odd; grotesque. વિચિત્ર; કઢંગું; હાસ્યજનક; અયોગ્ય; અસંગત.–*n.* A buffoon. મશ્કરો; વૈહાસિક; રંગલો; ડાગલો; ભાંડ. (*pl.*) Odd devices; mimicry. ઠઠ્ઠાબાજી; ચાળા. [ L. *antiquus*, old.]

**Anticipate**,*vt.*(ઍન્ટિ'સિપેઈટ્) To be beforehand. પ્રથમથી, અગાઉથી કરી લેવું અથવા ધારી લેવું. (2) To foresee, to expect. અગાઉથી જોવું, ધારવું, જાણવું, અનુભવ લેવો, વિચાર કરવો, આશા રાખવી. (3) To count upon as certain. ચોક્કસ રીતે માની લેવું.–*vi.* to increase speed; to occur earlier. ઝડપ કરવી; ના કરતાં વહેલું બનવું. [L. *ante*, before, *capere*, to take.]

**Anticipation,** *n.* (ઍન્ટિસિપે'ઈશન્) Taking up or considering beforehand. આગળથી કરવું, ચાલવું, ધારી લેવું તે; (2) Foretaste. પૂર્વાનુભવ; પૂર્વભોગ. (3) Hasty notion or presentiment. ઉતાવળથી બાંધેલો વિચાર; આગળથી થયેલી શંકા. (4) Expectation. આશા; અગમબુદ્ધિ. –*adj.* **Anticipatory** = અગાઉથી ધારેલું, કરેલું.

**Anti-climax**, *n.* ( ઍન્ટિ-ક્લા'ઇમૅક્સ ) A sentence in which the ideas become less important towards the close; descent as against the previous rise; the opposite of climax. જે વાકયમાં શરૂઆતથી માંડીને ઉતરતા વિચાર ચાલ્યા આવતા હોય તે વાકય; સારાલંકારવિપક્ષ.

**Antidate**, *n.* (ઍ'ન્ટિડોટ્) A medicine to remedy or to prevent any bad effect; a counter poison. વિષઘ્ન; વિષનાશક ઉપાય; દરદનું વારણ; ઝેર ઉતારવાનું ઔષધ, મ્હોરો; પાવઝેર. (2) (*fig.*) Anything that prevents, evil. દુઃખ, અનિષ્ટ દૂર કરે એવો ઉપાય; ઉતાર; મારણ; નિવારક ઇલાજ.–*adj.* **Antidotal** નિવારક. [Gr. *anti*, *dizómi* to give. ]

**Antifebrile**, *adj.* (ઍન્ટિફે'બ્રાઈલ્) Efficacious against fever. જ્વરનાશક; તાવ કાઢનારૂં.–*n.* a substance that cures fever. તાવ કાઢનારો પદાર્થ, ઔષધ; જ્વરઘ્ન. [Gr. *anti*, *febris*, a fever.]

**Antimony**, *n.* (ઍ'ન્ટિમનિ) A white metal used in the arts and in medicine. સુરમાની [illegible]; સુરમો.–*adj.* Antimon'ial.

**Antinomy**, *n.* ( ઍ'ન્ટિનોમિ, ઍન્ટિ'નોમિ ) Contradiction in a law; conflict of authority; incompatible conclusions. કાયદા કાયદાની વિરૂદ્ધતા; અસંગતતા; સત્તા સત્તાની વચ્ચે વિરોધ, ઘર્ષણ; એક બીજાં પ્રમાણની અથડાઅથડી; અસંગત અનુમાન; વિરૂદ્ધ વાત, કાયદો અથવા બીજું કંઈ. [Gr. *anti*, *nomos*, a law.]

**Antipathy**,*n.*(ઍન્ટિ'પૅથિ)Natural aversion. સ્વાભાવિક વેર; હાડવેર; જન્મવેર. (2) Opposition in properties; opposition. પદાર્થોના ગુણોની વિરૂદ્ધતા; વૈગુણ્ય; વિરોધ; અવિશ્વાસ. (3) The object of antipathy. વેર અથવા વિરોધનો હેતુ.–*adj.* Antipathet'ic.–*n.* Antip'athist. વેર રાખનાર. [Gr. *anti*, *pathos*, feeling.]

**Antipodes**, *n.* (ઍન્ટિ'પૉડિઝ્) Those living on opposite sides of the globe. પૃથ્વીની સ્હામસ્હામી બાજુએ રહેનારા; જેમના પગ એકબીજાની સ્હામસ્હામા હોય છે તે લોકો; પરસ્પરાભિમુખપાદલોક; કુદલાંતરવાસી લોક. (2) Opposite regions on the earth's surface. પરસ્પરાભિમુખપ્રદેશ. (3) Exact opposite of a person or thing. બિલકુલ વિરૂદ્ધ **At antipodes**=બરાબર સ્હામે. [Gr. *anti dodas*, a foot.]

**Antiquarian**, *adj.* (ઍન્ટિક્વૅ'રિયન્) Pertaining to antiquity. પુરાણું; પ્રાચીન. (2) Having a very large size. મ્હોટા કદનું.–*n.* One devoted to the study of antiquity. પુરાણી વસ્તુઓનો અભ્યાસી, સંગ્રહ કરનાર; પ્રાચીનવિષયજ્ઞ.

**Antiquary**, *n.* ( ઍ'ન્ટિક્વૅરિ ) One who studies or collects old things out of curiosity. પ્રાચીન વસ્તુ, વિષયનો શોખીન, સંગ્રહ કરનાર, માહીતગાર, અભ્યાસી. [L. *antiquus*, old.]

**Antiquate**, *vt.* (ઍ'ન્ટિક્વૅઈટ્) To make old; to put out of use. જૂની ઢબ પ્રમાણે કરવું; નિરૂપયોગી, નકામું પાડી દેવું; રદ કરવું.

**Antiquated**, *adj.* (ઍ'ન્ટિક્વૅઈટિડ્) Grown old; or out of fashion; obsolete. જૂનું; પ્રાચીન; અપ્રચલિત; બાતલ, રદ થયેલું.

**Antique**, *adj.* (ઍ'ન્ટિક્) Old. જૂનું; પ્રાચીન કાળનું; પુરાણું. (2) Old fashioned. જૂની ઢબ, છબ, ચાલ, તરાહનું. (3) Imitating ancient things. પ્રાચીન કાળની નકલ કરતું. (4) Grotesque; wild; odd; fantastic. કઢંગુ;વિચિત્ર; વિલક્ષણ;જંગલી;ઑાર.

**Antiquity**, *n.* (ઍન્ટિ'કિવટિ) Ancient times or people. જૂનો જમાનો; જૂના જમાનાના લોક; અસલના લોક. (2) Great or old age. ઘણો વખત; મ્હોટી ઉંમર; ઘડપણ. (3) A good, old man. બુઢા કાકા; ભલા ડોસા. (4) (*pl.*) manners, customs or the remains of ancient times. જૂના જમાનાની રીતભાત; વસ્તુઓ.

**Antiseptic**, *adj.* (ઍન્ટિસે'પ્ટિક્) Counteracting putrefaction, fermentation or corruption. કોહવાણ, સડો, બગાડ અટકાવનાર; અનીતિ અટકાવનાર.–*n.* That which prevents decay. કોહવાટ, સડો, બગાડ અટકાવનારો ક્ષાર જેવો પદાર્થ; અનીતિ અટકાવનાર વાત. [Gr. *anti*, *sepo*, I make putrid.]

**Antispasmodic**, *adj.* (ઍન્ટિસ્પૅઝ્મૉ'ડિક્) Resisting convulsions. ખેંચતાણ, ગોળો, ગોટા બંધ પાડતું.–*n.* a remedy for convulsions. ખેંચતાણ બંધ પાડતું ઓસડ.

**Antithesis**, *n.* (ઍન્ટિ'થેસિસ્) A figure of speech in which thoughts or words are set in contrast; opposition; contrast. શબ્દ; શબ્દાર્થ વિરોધ; પ્રતિપક્ષતા; મુકાબલો; વિરોધ. [Gr. *anti*, *lithēmi*, to place.]

**Antitype**, *n.* (ઍ'ન્ટિટાઇપ્) That which corresponds to the type; that of which the type is the model. પ્રતિબિંબનું મૂળ; પ્રતિબિંબ, મૂર્ત્તિ; આદર્શ; દર્શક વિષય.

**Antler**, *n.* (ઍ'ન્ટ્લર્) A branch of a stag's horn. સાબરનાં શીંગડાની શાખા; સાબરશીંગું; સાબરની શીંગોટી.

**Anus**, *n.* (એ'ઇનસ્) The lower orifice of the bowels; the opening through which excrement passes out. ગાંડ. [L. *as-nus*, sitting part.]

**Anvil**, *n.* (ઍ'ન્વિલ્) An iron block on which metals are hammered into shape. એરણ. **On or upon the anvil.** In preparation; under discussion. બનતું જતું; તૈયાર થતું; ઘડાતું; ચર્ચાતું. [A. S. *on*, *filtan*, to weld.]

**Anxiety**, *n.* (ઍન્ઝા'ઇટિ) Worry; uneasiness; care. ચિન્તા; ફિકર; તીવ્ર ઇચ્છા; ઇંતેજારી; આતુરતા; ચટપટી; ઉત્કંઠા; ઉત્સુકતા; ઉચાટ; કાળજી.

**Anxious**, *adj.* (ઍ'ન્ક્શ્યસ્) Uneasy; worrying; full of care. ચિંતાતુર; ફિકરમંદ; વલોપાતીયું; ઇંતેજાર; આતુર. [L. *ang-ĕre* to press lightly.]

**Anxiously**, *adv.* (ઍ'ન્ક્શ્યસ્લિ) In an anxious manner. ચિન્તા, ફિકરપૂર્વક; આતુરતા, ઉત્કંઠા, કાળજીથી.–*n.* Anxiousness. ચિન્તાતુરતા.

**Any**, *adj.* (ઍ'નિ) One; some one; whoever. કોઈ; કોઇએક; કંઈ, હરેક; ગમે તે.

**Anybody**, *n.* (ઍ'નિબૉડિ) Any single individual. ગમે તે એક વ્યક્તિ; હરકોઇ. (1) **Any how** =ગમે તે રીતે; છતાં પણ; છેવટ. (2) **Anything-a'rian.** One who has no definite belief. હરકોઈ મતને સ્વીકારનાર; ભંબુટિયો; એક પણ નિશ્ચિત મત વગરનો. (3) **At any rate**=ગમે તે થાય પણ; છેવટ એટલું. (4) **If any thing**=જો કંઇ પણ હોય તો.

**Aorist**, *n.* (એ'ઓરિસ્ટ્) The name of certain tenses in Greek; an indefinite past tense. ગ્રીક ભાષાનો અનિયમિત ભૂતકાળ. [Gr. *a*, not, *horos*, a limit.]

**Aorta**, *n.* (એ'ઑર્ટા) The great artery rising from the heart. હ્રદયની ડાબી બાજૂએથી નીકળતી મ્હોટી, ધોરી નસ. [Gr. *aeiro*, I raise up.]

**Apace**, *abv.* (ઍપે'ઈસ્) At a quick pace; swifty; જલદીથી; ઝટપટ; એકદમ ચાલીને; ઉભેપગે; સત્વર; તાકીદથી.

**Apart**, *adv.* (ઍપા'ર્ટ) Separately; aside; out of cosideration; aloof. પૃથક્; જૂદું; નોખું; પડખે; એકાન્તે; અલગ; બાજૂએ; તટસ્થ; કકડે કકડે; છૂટું છૂટું.

**Apartment**, *n.* (ઍપા'ર્ટમેન્ટ્) A room; chamber; ઓરડો; ખંડ. **Women's or inner apartment.** જનાનખાનું; અંતઃપુર; જનાનો. [L. *a*, *partis*, a part.]

**Apathetic,-al**, *adj.* (ઍપથે'ટિક–અલ્) Wanting in feeling; indifferent; insensible; લાગણીશૂન્ય, રહિત; તટસ્થ; બેદરકાર; જડ; મંદ; ઉદાસી; નિઃસ્પૃહી. [Gr. *a*, not, *pathos*, feeling.]

**Apathy**, *n.* (ઍ'પથિ) Want of feeling or passion; indifference. લાગણી શૂન્યતા; બેપરવાઈ; જડતા; નિઃસ્પૃહતા.

**Ape**, *n.* (એઈપ્) A monkey without a tail or with a short one; a monkey. પૂંછડી વગર અથવા ટૂંકી પૂંછડીવાળો વાંદરો; કપિ; વાનર. (2) A servile imitator; a foolish fellow. આંધળી નકલ કરનાર; ચાળા કરનાર; મૂર્ખ.–*vt.* to imitate; to mimick. નકલ કરવી; ચાળા પાડવા; ને મળતું આવવું. **God's ape**=a born fool. देवानांप्रियः પ્રતિનિવિષ્ટ મૂર્ખ. (2) **To make any one his ape**=to make a fool of any one. કોઇને મૂર્ખ બનાવવો.

**Apepsy,–Apepsia**, *n.* (ઍપે'પ્સિ; ઍપે'પ્સિઅ) Weakness of digestion. અપચાનો રોગ; મંદાગ્નિ; અજીર્ણ. [Gr. *a*, *peptein*, to digest.]

**Aperture**, *n.* (ઍ'પર્ટ્યૂર) An opening; a hole; a gap. કાણું; નાકું; બાકું; છિદ્ર; ચીરો; ભોક. [Gr. *a perirē*, to open.]

**Aperient**, *adj.* (ઍપી'રિએન્ટ્) Opening; laxative; ખોલે, ઉઘાડે તેવું; સુખરેચક; હલકો જુલાબ લાવે તેવું.–*n.* a laxative. રેચક દવા; સુખરેચક; ઔષધ.

**Apetalous**, *adj.* (ઍપે'ટલસ્) Without petals. પાંખડી વગરનું; અપટલ; નિષ્પત્ર. [Gr. *a*, not, *petalon*, a petal.]

**Apex**, *n.* (ઍ'ઇપેક્સ્) The top or point of anything. શિખર; અગ્ર; ટોચ; ભેગું; કળશ, કલગી;

અણી. (2) The mark of a long syllable. દીર્ઘાક્ષરની નિશાની. [L. *apex*, the peak of the flamen's cap.]-*adj*. Ap'ical.

**Aphorism**, *n*. ( ઍ'ફ઼રિઝમ્ ) A maxim; a brief, pithy saying. સૂત્ર; ઉક્તિ; વચન; [Gr. *apo*, from. *horos*, a limit.]

**Apiary**, *n*. (ઍ'યુપિઍરિ) A place where bees are kept. મધમાખો રાખવાની જગ્યા, કંડીયો, પૂડો; મધુમક્ષિકાગૃહ. [L. *apis*, a bee.]

**Apiece**, *adv*. (ઍપીસ્) To each; to the share of each. દરેકને; માથાદીઠ; દરેકને ભાગે; પ્રત્યેક, હરેકને ભાગે.

**Apish**, *adj*. ( એ'ઇપિશ ) Having the qualities of an ape; foppish; foolish; વાંદરા જેવું; ફક્કડ; ચિબાવલું; ચબાવલું; મૂર્ખાઈ ભરેલું.

**Apocryphal**, *adj*. ( ઍપૉ'ક્રિફ઼લ ) Not canonical; of doubtful authority; fictitious. અશાસ્ત્રીય; અપ્રમાણ; શક પડતું; બનાવટી; તરકટી. [Gr. *apo*, from, *crypt-ein*, to hide.]

**Apodal,-ous**, *adj*. (ઍપૉડલ્-ડસ્) Without feet. પગ વગરનું; અપંગ. [Gr. *a podos*, a foot.]

**Apogee** *n*. (ઍ'પૉજી) The point in the moon's orbit most remote from the earth. ચંદ્રની કક્ષા માંહેનું; પૃથ્વીથી આઘામાં આઘું બિન્દુ; ભૂમ્યુચ્ચ.

**Apologist**, *n*. ( ઍપૉ'લૉજિસ્ટ્ ) One who makes an apology; a defender. ખુલાસો, બચાવ કરનાર; માફી માગનાર.

**Apologise**, *vi*. ( ઍપૉ'લૉજાઇઝ્ ) To make excuse; to express regret for a misdeed. બચાવ કરવો; માફી માગવી; આજીજી કરવી.-*adj*. apologet'ic. માફી માગતું; આજીજી ભર્યું.

**Apologue**, *n*. (ઍ'પૉલૉગ્) A moral fable. નીતિની કલ્પિત વાર્તા; કહાણી; કથા; ઉપકથા.

**Apology**, *n*.(ઍપૉ'લૉજી) Defence or vindication. બચાવ; ખુલાસો; દોષ ઉડાવી દેવા માટેનું ભાષણ, લખાણ. (2) An excuse. બ્હાનું; બહાનું; આજીજી;ક્ષમા;માફી. (3) Makeshift. ખોટો બદલો; ડોળ; થાગડથીગડ. [Gr. *apo*, *logos*, speech.]

**Apoplexy**, *n*. (ઍ'પૉપ્લેક્સિ) Sudden loss of sense and motion. મગજે લોહી ચઢી જવાનો રોગ; સ્તબ્ધતા; શૂન્યતા; બુદ્ધિભ્રંશ. [Gr. *apo*,away. *plēss-ein*, to strike.]

**Apostasy,-cy**, *n*. (ઍપૉ'સ્ટસી) Abandonment of one's religion, principles, duty or party. સ્વધર્મ, સિદ્ધાંત, પક્ષત્યાગ;ધર્મપતન;ધર્મભ્રંશ; પરધર્માશ્રય. [Gr. *apo*, *stasis*, a standing.]

**Apostate**, *n*. ( ઍપૉ'સ્ટેટ્ ) One who abandons his religion etc. સ્વધર્મ, સિદ્ધાંત, પક્ષત્યાગી; ધર્મભ્રષ્ટ; પતિત.-*adj*. false; traitorous; fallen. દગાખોર; પતિત.

**Apostatise**, *vi*. (ઍપૉ'સ્ટૅટાઈઝ્) To abandon one's religion etc. સ્વધર્મ, સિદ્ધાંત, પક્ષનો ત્યાગ કરવો; પરધર્માશ્રય કરવો.-*adj*. Apostat'ic,—al.

**A posteriori**, *adj*. (એઇપૉસ્ટિરિઓ'રાઇ)From effect to cause; reasoning from experience. અનુભવસિદ્ધ; કાર્ય, પરિણામ ઉપરથી કારણ વિષે બોધ લેવું; કાર્ય ઉપરથી તર્ક કરીને કાઢેલું. [L. *ab*, *posterus*, after.]

**Apostle**, *n*. (ઍપૉ'સલ્) One sent to preach the gospel; a disciple of Christ; a champion. ખ્રિસ્તી ધર્મનો બોધ કરવા માટે મોકલેલો દૂત; પયગંબર; ઈશ્વર-દૂત; ધર્મસંસ્થાપક; અમુક ધર્મ, સિદ્ધાંત, પક્ષનો ચુસ્ત હિમાયતી. [Gr. *apo*, away, *stell-ein*, to send.]

**Apostolic-al**, *adj*. ( ઍપૉસ્ટૉ'લિક્,-કલ્ ) Pertaining to an apostle. ઈશ્વરપ્રેરિત દૂત સંબંધી; ઇશુખ્રિસ્તના ધર્મશિષ્ય સંબંધી. (2) Relating to apostles or their time. દેવદૂત અગર તેમના સમય વિષેનું. (3) Delivered or taught by the apostles.ઇશુખ્રિસ્તના શિષ્યોએ આચરેલું,સ્થાપેલું,કરેલું.

**Apostrophe**, *n*. ( ઍપૉ'સ્ટ્રોફે ) A turning away from the ordinary course of a speech to address some person or object present or absent or imaginary. ભાષણની વચમાં સંબોધન કરવું તે; સંબોધન. (2) The mark used to show that a word is contracted, ('). શબ્દ-સંક્ષેપ ચિન્હ; લુપ્તાક્ષર ચિન્હ. (3) The contraction of a word by the omission of a letter or letters. અક્ષરનો લોપ કરીને અથવા ઉડાવી દઇને શબ્દનો સંક્ષેપ કરવો તે. [Gr. *apo* from, *strophe*, a turning. ]

**Apostrophise**, *vt*. ( ઍપૉ'સ્ટ્રૉફાઇઝ્) To address by apostrophe. ગેરહાજર અથવા કલ્પિત વ્યક્તિનું સંબોધન કરવું; ને સંબોધન કરીને કહેવું. (2) To work with an apostrophe. લુપ્તાક્ષર ચિન્હ મૂકવું.

**Apothecary**, *n*. ( ઍપૉ'થેકરી ) One who prepares and sells drugs; a druggist. ઓષધ તૈયાર કરીને વહેંચનાર; ગાંધી; ભેષજવિક્રયી. [Gr. *apo*, *theka*, a storehouse.]

**Apothegn**, *n*. (ઍ'પૉથેન્) An aphorism; a pointed aphorism. કહેવત; સૂત્ર; કહાણિ; સુભાષિત; નીતિવચન. [Gr. *apo*, *phthengomai*, I speak.]

**Apotheosis**, *n*. (ઍપૉથિ'ઑસિસ્; ઍપૉથિઑ'-સિસ્) Deification of a mortal. મરનાર માણસ અથવા બાદશાહને દેવ કરીને માનવો તે; દેવત્વ અર્પણ કરવું તે; દેવીકરણ. [Gr.*apo*, *theos*, a God.]

**Apotheosise**, *vt*. ( ઍપૉથિ'ઑસાઇસ્) To deify. દેવ કરીને માનવું; દેવની પદ્વી આપવી.

**Appall, Appal,** *vt.* (ઍપ્પૉ'લ્) To terrify; to dismay. બ્હીવરાવવું; ડરાવવું; ત્રાસી જાય તેમ કરવું; નાશીપાશ કરવું.-*vt.* To be dismayed or terrified; બ્હીવું; ચકિત; વિસ્મિત, નાશીપાસ થવું.–*n.* Dismay; terror. ભય; ધાક; બ્હીક; ત્રાસ; વિસ્મય. [L. *ad, palleo,* I grow pale.]

**Appalling,** *adj.* (ઍપ્પૉ'લિંગ્) Shocking, છાતી, હૈયું, કાળજું, ફાડી, ચીરી નાંખે તેવું; ત્રાસદાયક; ધાક બેસાડનારું.

**Appanage.** (ઍ'પ્પેનેઈજ) The portion of land and feudal rights assigned by a sovereign for the sustenance of his younger sons. રાજકુંવરોના ગુજરાન તથા મોભા માટેની જાગીર; ભાયાતની કપાળ ગરાસ. (2) Sustenance. ઉપજીવિકા; ગુજરાન; નિભાવ; નિર્વાહ; ગુજારો. (3) An adjunct or attribute. વિશેષણ; ગુણદર્શક વસ્તુ અથવા શબ્દ; આડંબર. [L. *ad, pen-is,* bread.]

**Apparatus,** (ઍપ્પૅરે'ઈટસ્) A set of instruments; material; material for the proper study of a document. યંત્ર; ઓજાર; સાજ; સરંજામ; સાધન; સાહિત્ય; દસ્તાવેજનાં ઉકેલ કરવા માટેનાં પૂરતાં સાધનો. [L. *ad, aparātus,* prepared.]

**Apparel,** *n.* (ઍપ્પૅ'રેલ્) Dress, garment; aspect; લુગડાં; કપડાં; વસ્ત્ર; દેખાવ; સરંજામ-*vt.* to dress; to adorn; વસ્ત્ર પ્હેરાવવાં; શણગારવું; સજ્જ કરવું. [L. *ad, paro,* I prepare.]

**Apparent,** *adj.* (ઍપ્પે'રેન્ટ) Visible. નજરે દેખાતું; પ્રત્યક્ષ; (2) Obvious; evident. સ્પષ્ટ; સાફ; ઉઘાડું; ખુલ્લેખુલ્લું. (3) Seeming but not real. માત્ર દેખાવમાં ખરું ભાસતું, ઉપર ઉપરથી સાચું લાગતું; મિથ્યા. **Heir apparent**= પાટવી કુંવર; યુવરાજ; ટીકાયત. [L *ad, pareo,* I become visible.]

**Apparition,** *n.* (ઍપૅરિ'શન્) An appearance. દેખાવ. (2) Appearance of a spirit; a ghost or a spectre. ભૂત; ચુડેલ; પિશાચ; વેતાલ. (3) A visible object or form. દેખાતો આકાર, વસ્તુ; છાયા; આભાસ; [L. *ad, parēre,* to come forth.]

**Appeal,** *vi.* (ઍપ્પી'લ્) To call upon; to resort to. સંબોધન કરવું; માગણી કરવી; આશ્રય લેવો; મદદ માગવી. (2) To refer to another; to settle a question or to give justice. સવાલનો નિકાલ કરવા અથવા ન્યાયને સારૂ બીજા, ત્રાહિત ધણીને અરજ કરવી, કહેવું; (3) To remove a case from an inferior to a superior court. નીચલી કોર્ટથી નારાજ થઈ કેસના ચુકાદા માટે ઉપલી કોર્ટને અરજ કરવી; અપીલ કરવી.-*vt.* To remove a case to another court; અપીલ, અરજી કરવી.-*n.* Act of appealing; supplication. આજીજી કરવી તે; અરજ કરવી તે. (2) Recourse. આશ્રય લેવો તે; શરણ; ઓથ. (3) Removal of a case to a superior court. ઉપલી કોર્ટને કરેલી અરજ; અપીલ. [L. *ad, pello,* I drive.] **Appealing**=અસરકારક; હૃદય હલાવે તેવું.

**Appear,** *vi.* (ઍપી'ર્) To be in sight. નજરે પડવું; દેખાવું. (2) To come before. (3) To stand in the presense of. સમક્ષ ઉભા થવું. હાજર, રજુ થવું; to be obvious or clear. સ્પષ્ટ; ખુલ્લું પ્રગટ થવું. (4) To look or seem. લાગવું; ભાસવું; દેખાવવું; માલૂમ પડવું; જણાવું. [L. *ad, pareo,* I show myself.]

**Appearance,** *n.* (ઍપી'રૅન્સ્) Act of appearing, દેખાવું તે; દર્શન; ઉદય; પ્રાદુર્ભાવ; આવિર્ભાવ. (2) The thing seen; a phenomenon. દેખાવ; કુદરતી ચમત્કાર, બનાવ. (3) Apparent likeness. દેખીતું સરખાપણું; છાયા; આભાસ; (4) Manner; aspect; mien; આકૃતિ; ડોળ; આકાર; ચ્હેરો મ્હોરો. (5) Likelihood; probability. સંભવ; અનુમાન. (6) Appearing at a court. રજુવાત; હાજરી.

**Appease,** *vt.* (ઍપી'ઝ્) To pacify; to reconcile; to conciliate. શાન્ત કરવું; શાન્ત્વન કરવું; નરમ પાડવું; મટાડવું. [L. *ad, pax, pacis,* place.]-*adj.* Appeas'able. શાન્ત કરાય તેવું.

**Appellant,** *n.* (ઍપ્પે'લૅન્ટ્) One who appeals. અપીલ, અરજ કરનાર.

**Appellate,** *adj.* (ઍપ્પે'લેઈટ્) Pertaining to appeals; having power to hear appeals. અપીલ સંબંધી; અપીલ સાંભળનારી.

**Appellation,** *n.* (ઍપ્પેલે'ઈશન્) Name; title. નામ; ખિતાબ; અભિધાન; સંજ્ઞા.

**Append** *vt.* (ઍપ્પે'ન્ડ્) To attach; to affix; to hang. લગાડવું; ટાંકવું; સામેલ કરવું; લટકાવવું. (2) To annex; to subjoin. ઉમેરો કરવો; સાંધણ કરવું. [L. *ad, pendo,* I cause to hang down.]

**Appendage,** *n.* (ઍપ્પે'ન્ડેઇજ્) Something appended; an adjunct; a subordinate part. જોડેલો, વધારેલો ભાગ; અનુબંધ; અનુષંગી; સાંધણ; પેટાભાગ.

**Appendant,** *adj.* (ઍપ્પે'ન્ડૅન્ટ્) Hanging. લટકતું; જોડેલું (2) Subjoined; subordinate. ઉમેરેલું; ટાંકેલું; પેટાભાગ તરીકેનું.–*n.* that which is appended. ટાંચણ; પેટાભાગ; ઉમેરો.

**Appendix,** *n.* (ઍપ્પે'ન્ડિક્સ્) Something appended; supplement. જોડેલો, વધારેલો ભાગ; સાંધણ; પરિશિષ્ટ; પુરવણી; શેષસંગ્રહ.

**Apperception**, *n.* (ઍપ્પર્સે'પ્શન્) Consciousness; spontaneous thought. જ્ઞાન; સમજણ; સ્ફુરણા.

**Appertain**, *vi.* (ઍપ્પર્ટે'ઇન્) To belong to. નું હોવું; સંબંધ, નિસ્બત હોવી. [L. *ab, per, teneo,* I hold.]

**Appetence,-y**, *n.* (ઍ'પિટન્સ્,-સી) Desire; tendency; attraction. ઇચ્છા; વલણ; આકર્ષણ.

**Appetite**, *n.* (ઍ'પીટાઇટ્) Natural desire; desire for food; relish; passion. અભિલાષા; રૂચિ; ભૂખ; ક્ષુધા; ઇચ્છા; તૃષ્ણા; વાસના. **Sensual appetite**=વિષયવાસના; કામવાસના; ભોગતૃષ્ણા. [L. *ad, peto,* I seek.]

**Applaud**, *vt.* (ઍપ્લૉ'ડ્) To praise by clapping the hands, etc; to praise highly; to commend. તાળી વગેરે પાડીને ધન્યવાદ આપવો; વખાણ, સ્તુતિ કરવી; શાબાશી આપવી. [ L. *ad, plaudo,* I clap the hands. ]

**Applause**, *n.* (ઍપ્લૉ'ઝ્) Praise; huzzas. વખાણ; સ્તુતિ; શાબાશી; ધન્યવાદ; તાળી; હુરા.

**Apple**, *n.* (ઍ'પલ્) A fruit or tree of the genus, pyrus. શેબ; શેબફળ; સફરજન. **Apple of the eye.** આંખની કીકી, ડોળો, પુતળી. (2) **Adam's apple**=ગળાનો ટેકો. **Apple of discord** કજીયાનું મૂળ, કારણ; કલહબીજ. **Apple-pie-order.** પૂરેપૂરી વ્યવસ્થા; સંપૂર્ણ બંદોબસ્ત; ચકચકાટ.

**Appliance**, *n.* ( ઍપ્લા'ઈઅન્સ્ ) Act of applying or the thing applied. લાગુ પાડવું તે; સાજ; સાધન; સરંજામ; સાહિત્ય.

**Applicable**, *adj.* (ઍ'પ્લિકૅબલ્) That may be applied; suitable; fit. લાગુ પાડવા જોગ; લાયક; બંધબેસતું.

**Applicant**, *n.* ( ઍ'પ્લિકૅન્ટ ) One who applies or makes application. અરજ કરનાર; અરજદાર; દાદ માગનાર; દાદી; લગાડનાર.

**Application**, *n.* (ઍપ્લિકે'ઈશન્) Act of applying. લગાડવું તે; ઉપયોગ; પ્રયોગ; વિધાન. (2) Request; petition. અરજી; વિનંતિ; પ્રાર્થના. (3) Close study or attention; assiduity. સાવધાનતા; એકાગ્રતા; ચિત્તાસક્તિ; પરાયણતા; ખંત. (4) That which is applied. લેપ. (5) Reference; transference. બીજે ઉપયોગ કરવો તે; ઉપયોગ; જોડવું તે; ને બદલે મૂકવું તે.

**Apply**, *vt.* (ઍપ્લા'ય્) To join or attach; to lay. જોડવું; લગાડવું; ચોપડવું; મૂકવું. (2) To use; to devote. ઉપયોગમાં, કામમાં લેવું, વાપરવું. (3) To use, refer or put as suitable. બંધબેસતી રીતે વાપરવું, કહેવું, ટાંકવું, પ્રયોગ કરવો. (4) To engage with attention or diligence. ખંતથી અથવા ધ્યાનપૂર્વક લાગૂ થઈ જવું; મંડયા રહેવું; મન, ચિત્ત બેસાડવું, ઘાલવું, વાળવું, લગાડવું.-*vi.* to suit. લાગૂ પડવું; મળતું હોવું. (2) to make request; to resort to; to gain. અરજી, વિનંતિ, પ્રાર્થના કરવી; લાભની ખાતર લાગૂ થવું. [L. *ad, plico,* I fold.]

**Appoint**, *vt* (ઍપ્પૉ'ઈન્ટ્) To fix; to establish; to settle. સ્થાપવું; મજબુત કરવું; મુકરર કરવું; નક્કી કરવું. (2) To assign; to nominate; to order. સોંપવું; નીમવું; નિર્માણ કરવું; હુકમ આપવો. (3) To prescribe; to ordain. ઠરાવવું; નક્કી કરવું; વિધાન કરવું. (4) To equip. સજ્જ કરવું; તૈયાર કરવું.-*vi.* (1) To determine. નક્કી, નિર્માણ કરવું. [L. *ad, punctum,* a point.]

**Appointment**, *n.* (ઍપ્પૉ'ઈન્ટમેન્ટ્) Designation to an office; an office held. નીમણોક; સ્થાપન; હોદ્દો; અધિકાર; ચાકરી. (2) Arrangement; fixing by mutual agreement. વાયદો; સંકેત; ઠરાવ; વ્યવસ્થા. (3) Salary or pension; an allowance. દરમાયો; વર્ષાસન (*pl.*) Equipments. સરંજામ; સાજ; સામગ્રી.

**Apportion**, *vt.* (ઍપ્પો'ર્શન્) To divide into shares; to assign in just proportion. ભાગ, ભાગલા પાડી દેવા; ભાગે પડતું, બરાબર, હિસ્સા મુજબ વહેંચી આપવું. [L. *ad, portio,* a portion.]

**Apportionment**, *n.* ( ઍપ્પો'ર્શન્મેન્ટ્ ) A dividing into shares. ભાગેપડતી વહેંચણી; બાટણી; વાટણી.-*n.* Appor'tioner. ભાગ પાડી આપનાર.

**Apposite**, *adj.* (ઍ'પ્પોઝિટ્) Suitable; fit; relevant; well adapted to બંધબેસતું; યોગ્ય; વ્યાજબી; લાયક; લાગુ પડતું; સંગત; યથાર્થ; યુક્ત.-*adv.* Ap'positely.

**Apposition**, *n.* (ઍપ્પોઝિ'શન્) The relation of agreeing in case between nouns, pronouns or noun clauses. એકાન્વય; સમાનાધિકરણ; અભેદસંબંધ. (2) Addition; accretion. ઉમેરો; પૂરવણી. -*adj.* Appositional. [ L. *ad, pono,* I put. ]

**Appraisal**, *n.* (ઍપ્પ્રે'ઈઝલ્) Putting a price or value upon; valuation by authority. આંકણી; નિરૂપિત મૂલ્ય; અંદાજ; કિંમત.

**Appraise**, *vt.* (ઍપ્પ્રે'ઇઝ્) To set or fix a price or value on. કિંમત ઠરાવવી; મુલ્ય આંકવું; મૂલવવું. [L. *ad, pretium,* a price.]

**Appraisement**, *n.* (ઍપ્પ્રે'ઈઝ્મેન્ટ) Setting the value; valuation. કિંમત ઠરાવવી તે; ઠેરવેલી કિંમત; મુલવણી; આંકણી.—*n.* apprais'er. આંકણી કરનાર.

**Appreciable**, *adj.* (ઍપ્પ્રિ'શિઅબલ્) That may be appreciated; estimable; perceptible.

કદર, કિંમત, બુજ કરવા જોગ; જેની આંકણી, ગણુતરી થઈ શકે તેવું; દીસી આવે તેવું.

**Appreciate,** *vt.* (ઍપ્રિ'શિએઇટ્) To value; to estimate properly; to be able to perceive or notice. કિંમત આંકવી; કદર, બુજ જાણવી; ગુણ જાણવો, માનવો; જોઇ શકવું *-vi.* To rise in value. મોંઘું થવું. [L. *ad, pretium,* price.]

**Appreciator,** *n.* (ઍ'પ્રિશિએઇટર્) One who appreciates. ગુણગ્રાહી; ગુણજ્ઞ; કદરદાન; બુજ કરનાર.

**Appreciation,** *n.* (ઍપ્રિશિએ'ઈશન્) Act of appreciating; just valuation of merit etc. increase in price. ખરી કીંમત ઠરાવવી તે; બુજ; કદર; ગુણજ્ઞતા; કિંમત, ભાવમાં વધારો.*-adj.* Appreciatory. કદરવાળું; કરતું.

**Apprehend** *vt.* (ઍપ્રિહે'ન્ડ્) To take hold of; to arrest. પકડવું; ઝાલવું; કબજે કરવું. (2) To believe; to understand; to imagine; to fear. ધારવું; મનમાં ગ્રહણ કરવું; સમજવું; કલ્પના કરવી; શક લાવવો; શંકા રાખવી; ધારતી. દહેશત, અંદેશો, ભય હોવો.*-vi.* To think; to imagine. ધારવું; માનવું; કલ્પી લેવું. [L. *ad, pro, hendo,* I seize.]

**Apprehensible** (ઍપ્રિહે'ન્સિબલ્) Conceivable. સમજાય; કલ્પી શકાય એવું; મનમાં લાવી શકાય એવું. (2) Dreadful. શંકા, ભય, દહેશત, રાખવા જેવું.

**Apprehension,** *n.* (ઍપ્રિહે'ન્શન્) Arrest; seizure. પકડવું તે; ગ્રહણ; કબજે લેવો તે; કેદ કરવું તે. (2) The act of contemplating. વિચાર કરવો તે; વિચારવિધિ (3) Thought; opinion; conception. વિચાર; સમજણ; માન્યતા; કલ્પના; તર્કશક્તિ. (4) Suspicion; dread; fear. ધારતી; ભય; શંકા; અંદેશો; દહેશત. **Of dull A.** જાડી, ઠોઠ બુદ્ધિનું. **Of quick A.** તીક્ષ્ણ, ચાલાક, કુશાગ્ર બુદ્ધિવાળો.

**Apprehensive,** *adj.* (ઍપ્રિહે'ન્સિવ્) Quick of apprehension; fearful;believing;conscious or sensible. તુરત ચોંકે એવું; શંકાશીલ; બ્હીકણ; માની બેસે એવું; જાણકાર.

**Apprentice,** *n.* (ઍપ્રે'ન્ટિસ્) One bound to another to learn an art or an occupation. કરાર કરીને, હુનર અથવા ધંધો શીખવા રહેલો માણસ; શિષ્ય; શિખાઉ.*-vt.* To put as an apprentice. ધંધો શીખવા મૂકવું; દુકાને મૂકવું. [L. *ad, pre, hendo,* I seize.]

**Apprenticeseip,** *n.* (ઍપ્રે'ન્ટિસ્શિપ્) The period during which an apprentice serves. શિખાઉની મુદત; અવધ. (2) State of being an apprentice. શિખાઉપણું; શાગિર્દી; ઉમેદવારી.

**Apprise,** *vt.* (ઍપ્રાઈઝ્) To inform; to make acquainted. જણાવવું; કહેવું; ખબર આપવી; ચેતવવું; સૂચવવું. (followed by **of**) [L.*ad, pre, hendo,* I seize.]

**Approach,** *vt.* (ઍપ્રો'ચ્) To come; go near to; to bring near. પાસે આવવું; જવું; આવી પહોંચવું; પાસે, લગભગ લાવી મૂકવું; થવાપર આવવું. (2) To approximate; to be similar. લગભગ પહોંચવું; લગભગ, બરાબર, સરખું હોવું. ઉતરવું.-*n.* A coming near. પાસે આવવું તે.

**Approachable,***adj.*(ઍપ્રો'ચૅબલ)Accessible ઉપગમ્ય, પાસે જઇ શકાય એવું. [L. *ad, proprius,* nearer.]

**Approbation,** *n.* (ઍપ્રૉબે'ઈશન્) Approval; a liking; support; consent. પસંદગી; અનુમોદન; સંતોષ; સંમતિ; અનુમતિ; વખાણ; ધન્યવાદ. [L. *ad, probo,* I prove.]

**Appropriable,***adj.* (ઍપ્રૉ'પ્રિઍબલ્)Capable of being set apart for a particular use. અલગ રાખી મૂકાય તેવું; જમે પડાય તેવું; પોતાનું કરી લેવાય તેવું; બંધ બેસતું.

**Appropriate,** *vt.* (ઍપ્રો'પ્રિએઈટ્) To take as one's own; to claim or use exclusively. પોતાનું કરી લેવું; પચાવી પડવું; ખાઈ જવું; ઉચાપત કરવું. 2. To set apart; alienate, નોખું કાઢવું; જૂદું રાખી મૂકવું; અમુક કામ માટે રાખવું, વાપરવું; (3) To make fit or peculiar to; ખાસ લાગૂ અથવા બંધ બેસતું કરવું*-adj.* Peculiar; set apart for some use or person; ખાસ પોતિકું; સ્વકીય; ખાસ ઉપયોગ અથવા વ્યક્તિ માટે અલગ રાખેલું. 2. Suitable; fit; adapted. બંધ બેસતું; ઉચિત; યોગ્ય; લાયક. [L. *ad, proprius,* one's own.]

**Appropriateness,** *n.* (ઍપ્રો'પ્રિએઈટ્નેસ) The quality of being fit or peculiar. યોગ્યતા; ઔચિત્ય; અલગપણું.

**Appropriation,***n.*(ઍપ્રોપ્રિએ'ઈશન્) Application to a special use or purpose. ખાસ ઉપયોગ માટે જૂદું રાખી મૂકવું, લાગૂ પાડવું તે; ખાઇ જવું; વિનિયોગ 2. Something thus set apart. ખાસ હેતુ માટે જૂદી રાખેલી ચીજ, નાણું.

**Approvable,** *adj.* (ઍપ્રૂ'વૅબલ્) Worthy of approval; fit to be praised. સંમતિ આપવા જોગ; વખાણવા જોગ; સ્તુતિપાત્ર; તારીફ લાયક.

**Approval,** *n.* (ઍપ્રૂ'વૅલ્) Sanction; commendation. મંજૂરી; અનુમોદન; સંમતિ; અનુમતિ; પસંદગી; વખાણ.

**Approve,** *vt.* (ઍપ્રૂ'વ્) To consider or pronounce to be good. સારૂં છે એમ માનવું અથવા કહેવું. (2) To be satisfied or pleased with. થી સંતોષ પામવો; પસંદ કરવું; રૂચવું; રાજી, ખુશી થવું; માન્ય રાખવું. (3) To commend; to justify. વખાણ, સ્તુતિ, પસંદગી કરવી; સારૂં અથવા સાચું છે એવી હિમાયતી કરવી. (4) To

sanction. બહાલ રાખવું; મંજૂર કરવું.-*vi.* To think well of. સારૂં છે એમ માનવું; સંમતિ દેવી. [L. *ad, probare,* to test, to prove]

**Approximate,** *vt.* (ઍપ્રૉ'ક્સિમેઈટ્) To cause to approach, or to be nearly equal to. લગભગ બરાબર, મળતું કરવું.-*vi.* to approach; to come near to. પાસે જવું; લગભગ બરાબર, મળતું થવું.-*adj.* Nearly equal or like or true; approaching to. લગભગ, ઘણુંખરૂં, બરાબર, મળતું. (2) Next; near. પાસે, નજદીક, સાથે, પડખેનું, પાસપાસેનું [L. *ad, proximus,* nearest.] -*n.* **Approximation.**-*adj.* **Approximative.**

**Appurtenance,** *n.* (ઍપ'ર્ટેનન્સ્) An adjunct; an appendage. જોડણ; સાધણ; વળગણ; ઉપાંગ; અનુબંધ; વધારો; અનુષંગી પદાર્થ.

**Appurtenant,** *adj.* (ઍપ'ર્ટેનન્ટ્) Pertaining or belonging to. લગતું; જોડેલું; સબદ્ધ; સંબંધ રાખતું, ધરાવતું.

**Apricot,** *n.* (એ'પ્રિકૉટ) A delicious kind of fruit. એક જાતનું સ્વાદિષ્ટ ગોટલાવાળું ફળ. [L. *proe, coquo,* I ripen.]

**April,** *n.* (એ'પ્રિલ્) The fourth month of the Christian Era. અંગ્રેજી વર્ષનો ચોથો મહીનો. [L. *aperio,* I open]

**A priori,** *adv.* or *adj.* (એપ્રાયો'રિ) The method of reasoning from cause to the effect. કારણ ઉપરથી કાર્યસિદ્ધિ; અનુમાન.

**Apron,** *n.* (એ'પ્રન્) A cloth or piece of leather worn as a protection to the clothes. પહેરેલાં કપડાં ખરાબ ન થાય તે માટે ઉપર પહેરેલું લુગડું અથવા ચામડું. (2) A piece of leather spread before a person riding in a carriage to protect him from rain or dust. ગાડીમાં બેઠેલા માણસને ધૂળ અથવા વરસાદ ન ઉડે તે માટે બાંધવામાં આવતું કપડું અથવા લેધરક્લૉથ. (3) A sill of window. બારીનો તલઘટ. (4) A fat skin over the belly of a goose. બતકાંના પેટ ઉપરની જાડી ચામડી.-*vt.* to put an apron on. ઉપલું વસ્ત્ર, ઉપેરણું પહેરાવવું, આપવું. [Fr. *nappe,* a table-cloth.

**Apropos,** *adj* or *adv.* (ઍપ્રોપો') Pertinent; opportunely; hitting the mark; by the way. અનુરૂપ; વિષયને બરાબર લગતું; અણીને વખતે; વખતસર; ખરે તાકડે; બરાબર સચોટ; પ્રસંગોપાત. [Fr. *a, propos,* purpose.]

**Apt,** *adj.* (ઍપ્ટ્) Fit; pertinent. બંધ બેસતું યોગ્ય; ઉચિત; બરાબર. (2) Liable to. બને એવું; વશ; શીલ. (3) Ready; having a mind for. તત્પર; વલણવાળું; પાત્ર. (4) Quick; dexterous. ચપળ; દક્ષ; હોંશીયાર; કુશળ; [L. *apiscor,* I attain; *Gr. hapto,* I join.]

**Apterous,** *adj.* (ઍ'પ્ટરસ્) Destitute of wings. પાંખ વગરનું. [Gr. *a* not, *ptery,* a wing.]

**Aptitude,** *n.* (ઍ'પ્ટિટ્યુડ) Fitness; tendency; readiness. લાયકી; વલણ; યોગ્યતા; ગુણ; સ્વભાવ; શીલ; ચપલતા; શક્તિ.-*also,* A'ptness.

**Aquariun,** *adj* (ઍક્વે'રિયન્) An artificial pond for rearing aquatic plants or animals. વનસ્પતિ કે જલચર રાખવા માટેનું તળાવ કે જગ્યા.

**Aquarius,** *n.* (ઍક્વે'રિયસ્) A sign in the zodiac which the sun enters about the twenty first of January; the water-bearer. કુંભરાશિ.

**Aquatic,** *adj.* (ઍક્વે'ટિક્) Pertaining to or living in water. પાણીને લગતું, માં રહેતું અથવા ઉગતું; જળચર; અબ્જ.-*n.* A ( plant ) Plant growing in water. પાણીમાં ઉગતી વનસ્પતિ; જલ વનસ્પતિ. [L. *aqua,* water.]

**Aqueduct,** *n.* (ઍ'ક્વીડક્ટ્) A conduit or a channel for conveying water. જળમાર્ગ; નેહેર; પાણી લઇ જવા માટે નળ. [L. *aquae ductus,* a leading or conveyance of water. *Aqua Duct.*]

**Aqueous,** *adj.* (ઍ'ક્વીઅસ્) Of the nature of water or produced by water; watery. પાણીનો ગુણ ધરાવતું; જલના સ્વભાવવાળું; જળનું; પાણીનું; જળમય. [L. *aqua,* water.]

**Aquiline,** *adj.* (ઍ'ક્વિલાઈન્) Curved and hooked like the beak of an eagle.(2)Belonging to the eagle. ૧. ગરૂડ પક્ષીની ચાંચ જેવું વાંકું; વક્ર. ૨. ગરૂડનું; ગરૂડના જેવું. [L. *aquila,* an eagle.]

**Arab,** *n.* (ઍ'રબ્) A native of Arabia. આરબ; અરબસ્તાનનો રહેવાશી. (2) A neglected outcast boy or girl of the streets. કોઈ સંભાળ ન રાખે તેવું રખડતું રઝળતું છોકરૂં.

**Arabian,** *adj.* (ઍરે'બિઅન્) Pertaining to Arabia. અરબસ્થાનનું; અરબસ્થાની.-*n.* An Arab. આરબ.

**Arabic,** *adj.* (ઍ'રબિક્) Belonging to Arabia or the language of Arabia. અરબસ્તાન દેશનું; અરબી ભાષા.

**Arable,** *adj.* (ઍ'રબલ્) Cultivable; fit for ploughing or tillage. ખેડવા લાયક; ખેતી લાયક. [L. *aro, arare,* to plough.]

**Arbiter,** *n.* (આ'ર્બિટર્) An umpire; an arbitrator; a person appointed in controversy to settle differences. કજીઓ ચૂકવવાને નીમેલો પુરૂષ; મધ્યસ્થ; પંચ; લવાદ. (2) One who can exercise control. કર્તાહર્તા; ઈશ. [L. Arbiter.]

**Arbitrary,** *adj.* (આ'ર્બિટ્રરિ) Depending solely on one's own will or discretion. મરજી પ્રમાણે કરેલું; મનમાં આવે તેવું. (2) Absolute; capricious. સ્વતંત્ર; સ્વચ્છંદી; (3) Despotic, tyrannical; uncontrolled. કાયદા વગરનું; સ્વચ્છંદી; નિરંકુશ

**Arbitrate,** *vi.* (આ'ર્બિટ્રેઇટ્) To act as an arbitrator. પંચ તરીકે ચુકાદો કરવો; પંચાત કરવી.

**Arbitration,** *n.* ( આર્બિટ્રે'શન્ ) Act of arbitrating. પંચ તરીકે ચુકાદો કરવો તે; પંચાયત. (2) The hearing and determination of a case between parties. લવાદી; અમીની; મુનસફી.

**Arbitrator,** *n.* (આ'ર્બિટ્રેઈટર્) A person who arbitrates; an umpire; an arbiter. લવાદ; અમીન; પંચ; મધ્યસ્થ.

**Arbor,** *n.* (આ'ર્બર્) The principal axis; an axle; the main support of a machine. ધરી. [L. *arbor.*]

**Arbor,** *n.* A little tree, shrub. ન્હાનું ઝાડ; છોડવો. The Latin word for tree.

**Arboreous,** *adj.* ( આર્બો'રિઅસ્ ) Of or belonging to trees. વૃક્ષ સંબંધી; ઝાડ ઉપર ઉગતું,-થતું,-રહેતું; ઝાડરૂપ; ઝાડવાળું.

**Arc,** *n.* (આર્ક્) Any part of the circumference of a circle. વર્તુલ, ગોળના પરીઘનો કોઇ પણ ભાગ. (2) Any curved line. વાંકી લીટિ, ચાપ. [ L. *arcus,* a bow. ]

**Arcade,** *n.* (આર્કે'ઇડ્) A series of arches; a walk arched above. લાંબી કમાન; કમાનની હાર; કમાનવાળો રસ્તો. (2) An ornamental dressing in a wall. દિવાલ ઉપર શોભાપ્રદ નકશીકામ; ભીંત શોભા માટે કોતરકામ. (3) An arched building or gallery. કમાનવાળું મકાન અથવા પરસાળ, ગૅલરી. (4) A curve in a passage containing shops. મહેરાબદાર છાપરાવાળો રસ્તો. [L. *arcus,* a bow or arch.]

**Arcanum,** *n.* (ઍર્કે'ઇનમ્) A mystery; a secret; (generally used in plural.) ભેદ; છાનો ભેદ; રહસ્ય; ગૂઢાર્થ. [L. *arcanus,* secret, hidden.]

**Arch,** *n.* (આર્ચ્) A structure composed of pieces arranged in a curved line; a vault; the vault of heaven. કમાન; ગુમજ; ઘુમટ; નભોમંડળ.-*vt.* To cover with an arch; to form with a curve. કમાન કરવી; કમાનદાર, મહેરાબદાર કરવું. [L. *arcus,* a bow, arch, arc.]

**Arch,** *adj.* (આર્ચ્) Chief; of the first class or rank. મુખ્ય; શ્રેષ્ઠ; શિરોમણિ; મ્હોટું. [Gr. *archos,* chief.]

**Arch,** *adj.* (આર્ચ્) Cunning; sly; roguish. પક્કું; ખંધું; પ્રપંચી; પેચવાળું; લુચ્ચું; ધૂર્તતાભરેલું.

**Archaeology,** *n.*(આર્કીયો'લૉજિ) Learning pertaining to antiquity, specially to the remains of antiquity; knowledge of ancient art; science which investigates the history of a race by the help of remains of the early periods. પ્રાચીનવસ્તુવિદ્યા, વિજ્ઞાન; ઇતિહાસ ચિન્હવિદ્યા; પુરાણવસ્તુશાસ્ત્ર [Gr.*archaios,*ancient, *logos,* discourse.]

**Archangel,** *n.* (આર્કે'ઈન્જલ્) An angel of the highest rank; a chief angel. ઉત્તમ વર્ગનો દેવદૂત; મહાદૂત; વડો ફિરસ્તો. [*arch* and *angel.*]

**Archbishop,** *n.* (આર્ચ્-બિ'શપ્) A chief bishop. વડો પાદરી; મુખ્ય ધર્માધ્યક્ષ. [*arch* and *bishop.*]

**Archdeacon,** *n.* (આર્ચ્-ડી'કન્) An English church dignitary under a bishop. મુખ્ય ધર્માધ્યક્ષનો સહાયક. [*arch,* deacon.]

**Archer,** *n.* (આ'ર્ચર્) One who shoots with a bow and arrow; a bowman. ધનુર્ધર; તીરકામઠાવાળો; તીર મારનાર. [L. *arcus,* a bow.]

**Arhery,** *n.* (આ'ર્ચરિ) The practice, skill or art of archers; art of shooting with a bow and arrow. ધનુર્વિદ્યા; તીરંદાજી.

**Archetype,** *n.* (આ'ર્કી-ટાઇપ્) The original model from which a thing is made; the pattern. જે નમુના પ્રમાણે કામ કીધુંહોય તે મૂળ નમુનો; મૂળ; આદિરૂપ; અસલ; મૂળ પ્રત. [Gr. *arche,* beginning and *typos,* type.]

**Archipelago,** (આર્કિપે'લૅગો) A group of islands; a sea abounding in small islands. બેટનો સમૂહ; દ્વીપસમૂહ; બહુ બેટવાળો સમુદ્ર. [Gr. *archos,* chief and *pelagos,* the sea.]

**Architect,** *n.* (આ'ર્કિટેક્ટ્) One skilled in the art of building. ઘર વગેરે બાંધવાના કાર્યમાં નિષ્ણાત, પ્રવીણ, હોંશીઆર; શિલ્પશાસ્ત્રી. (2) A contriver, a maker. યોજના કરનાર, ઘડનાર.

**Man is the architect of his own fortune.** પોતાના નસીબનો ઘડનાર માણસ પોતે છે. [Gr. *archi,* chief, and *tektón,* a worker.]

**Architecture,** *n.* (આ'ર્કિટેક્ટયૂર) The art or science of building. શિલ્પવિદ્યા, કળા; ઇમારતો બાંધવાનો હુનર; શિલ્પશાસ્ત્ર. (2) Structure; workmanship. બાંધણી; કારિગિરી. Archilêctural. *adj.* ઘરબાંધણી વિષે, નું.

**Archives,** *n. pl.* (આર્કાઇવ્ઝ્) The place in which records are kept. દફતરખાનું,-શાળા; દફતર મુકવાની જગ્યા. (2) Records of a family, city or kingdom etc. દફતર. [L. *archivum,* a place for keeping public records.]

**Archness,** *n.* (આર્ચ-નેસ્) Slyness. ધૂર્તતાપણું; લુચ્ચાઈ. (2) Waggishness. મશ્કરી; ઠઠ્ઠાબાજી; ઠેકડી; રમુજ.

**Archway,** *n.* (આર્ચ્‌વે) A passage under an arch. કમાનની નીચે જતો રસ્તો.

**Arctic,** *adj.* (આ'ર્કિટક) Pertaining to the regions about the north pole; northern; cold. ઉત્તર ધ્રુવના પ્રદેશ સંબંધી; ઉત્તરનું,-તરફનું; શીત. (2) **A. circle**. ઉત્તરવૃત્ત. [L. *arcticus*, a bear, the northern constellation.]

**Arcuate,** *adj.* (આ'ર્ક્યુએઇટ) Arched; bent or curved. વાંકું; વક્ર; કમાનદાર. [L. *arcus*, a bow.]

**Ardency,** *n.* (આ'ર્ડન્સિ) Ardour; the state of being ardent; eagerness. આતુરતા; હોંસ; ઉત્સાહ; આવેશ; પાણી.

**Ardent,** *adj.* (આ'ર્ડન્ટ) Hot; burning. ગરમ; ઉનું; ઉત્કટ; જલદ. (2) Having the appearance of fire; દેવતા જેવું; લાલ; લાલચોળ; પ્રચંડ. (3) Passionate; zealous. eager; warm. આવેશી; ઉત્સુક, હોંશીલું; ઉત્સાહી; આતુર; પ્રેમી. [L. *ardeo*, I burn.]

**Ardour,** *n.* (આ'ર્ડર્) Same as Ardency. 2. Heat, literally or figuratively. તાપ; ઉત્સાહ.

**Arduous,** *adj.* (આ'ર્ડ્યુઅસ્) Steep; high; lofty. 2. Hard to attain; difficult; labourious. ૧. ઉંચું; ઉન્નત. ૨. કઠણ; અઘરૂં; મુશ્કેલ; વિકટ; દુષ્કર; દુર્ઘટ; મહેનત પડે તેવું. [L. *ardus*, high.]

**Are,** (આર્) The present tense plural of the verb, *to be*. છે; છુંનું બહુવચન; છીએ.

**Are,** *n.* (આર્) A French superficial or square measure containing 100 square metres or 1076·44 English square feet. એક જાતનું ફ્રેંચ ચોરસ માપ. સો ચોરસ મિટર= ૧૦૭૬·૪૪ ચોરસ ફીટ. [L. *area*.]

**Area,** *n.* (ઍરીઍ) Any plain or open surface. કોઈ પણ સપાટ અથવા ખુલ્લી જમીન. (2) (in geometry) Superficial contents. ક્ષેત્રફળ; વિસ્તાર. (3) A site. ઘરની જમીન. (4) A yard. વાડો; આંગણું; છૂટું મેદાન, જમીન. [L. *area*, any level, open piece of land.]

**Areca,** *n.* (ઍરિ'કા) A genus of palms including the betel-nut and cabbage-trees. સોપારી વગેરે તાડની જાતનું ઝાડ **A. nut**. સોપારી.

**Arefy** *vt.*, *vi.* (ઍ'રિફાઇ) To dry up; to wither. સુકવવું; સુકાવું. (*obs.*)

**Arena,** *n.* (ઍરી'ને) An open space. or ground. મેદાન; જમીન; ક્ષેત્ર. (2) Any place of public contest or show. અખાડો; મલ્લયુદ્ધશાળા; રંગભૂમિ; તાલીમખાનું; અગડ–*adj.* Arena'ceous. રેતીનું; રેતાળ. [L. *arena*, (originally harena) a sandy place.]

**Areometer,** *n.* (ઍરિઑ'મિટર્) A hydrometer; an instrument for measuring the specific gravity of liquids. પ્રવાહી પદાર્થનું વિશિષ્ટ વજન માપવાનું યંત્ર; વિશિષ્ટગુરૂત્વ માપવાનું યંત્ર [L. *arious*, rare, thin; *metron*, a measure.]

**Argentine,** *adj.* (આ'ર્જેન્ટાઇન્) Silvery; like silver; રૂપા જેવું; રૂપેરી; રૂપાનું. [L. *argentum*, silver.]

**Argil,** *n.* (આ'ર્જિલ્) Potter's earth; pure clay; white clay. ચીકણી માટી; ગારો; સ્વચ્છ મટોડી; ધોળી માટી. [L. and Gr. *argilla*, white clay.]

**Argue,** *vi.* and *vt.* (આ'ર્ગ્યુ) To offer reasons in order to make something clear; to offer reasons in favour of some view or opinion. કંઈ પણ વાતનું શુદ્ધ સ્વરૂપ બતાવવા કારણો આપવાં; કોઈ પણ પક્ષને વળગી રહી દલીલ કરવી. (2) To dispute; debate; to reason. વાદવિવાદ કરવો; તકરાર કરવી; ચર્ચા કરવી; તર્ક કરવો.–*vt.* to make clear or manifest; to show; to show reason for; to debate; to discuss; to evince; to prove. ચોકખું કરવું; શુદ્ધ સ્વરૂપ બતાવવું; બતાવવું; કારણ આપવાં; વાદવિવાદ કરવો; ચર્ચા કરવી; સાબિત કરી આપવું. [L. *arguere*, to show or to prove.]

**Argument,** *n.* (આ'ર્ગ્યુમેન્ટ્) A proof: process of reasoning; a plea. પ્રમાણ; દલીલ. (2) Subject of any discourse; abstract or summary of a book or its section in the beginning. વિષય; ગ્રંથમાં લખેલા વિષયની તે ગ્રંથને આરંભે લખેલી ટુંક મુખ્ય હકીકત, સાર. (3) Controversy. વાદવિવાદ. [L. *argumentum*, proof; theme; subject matter.]

**Argumentation,** *n.* ( આ'ર્ગ્યુમેન્ટે'ઇશન્ ) Act of arguing or reasoning; a using of arguments. વાદવિવાદ; નિરૂપણ; તર્ક; યુક્તિ; દલીલ.

**Argumentative,** *adj.* ( આર્ગ્યુમે'ન્ટેટિવ્ ) Containing arguments. (2) Fond of arguments. ૧. પ્રમાણ, દલીલથી ભરેલું; પ્રમાણદર્શક. ૨. તર્કબાજ; દલીલખોર; વિવાદશીલ; તકરારી.

**Arid,** *adj.* (ઍ'રિડ્) Barren; dry; parched. સૂકું; કોરાડ; કોરૂં; કોરડું; સૂકાઈ ગએલું; વન્ધ્ય. (2) Uninteresting. નીરસ; રસરહિત.

**Aridity or Aridness,** (ઍરિ'ડિટિ; ઍ'રિડનેસ્) Barrenness; state of being arid. સુકાપણું; શુષ્કતા; વન્ધ્યત્વ. [L. *areo*, I am dry.]

**Aries,** *n.* (એ'રિઇઝ્) The Ram; the first of twelve signs of the zodiac. મેષરાશિ; બાર રાશિમાંની પહેલી, મેષરાશિ. [L. *aries*, a ram.]

**Aright,** *adv.* (ઍરાઇટ્) On right; rightly; duly; justly. વાસ્તવિક રીતે; ન્યાયપૂર્વક; બરાબર રીતે; બરાબર; યોગ્ય રીતે. [Prefix *a,* for, and right.]

**Arise,** *vi.* (ઍરા'ઇઝ્) To ascend; to mount up; to rise up; to get up; to come into view or notice. ઉપર ચઢવું; ઉંચે જવું; ઉઠવું; પ્રગટ થવું; દેખાવું. (2) To spring upwards; to originate; to revive from death. ઉઠવું; ઉત્પન્ન થવું; ઉદ્ભવવું; સજીવન થવું. (3) To come above the horizon; to exert power. ઉદય થવો; સત્તામાં આવવું. [Past tense, *arose,* p. p. *arisen.*]

**Aristocray,** *n.* (ઍરિસ્ટૉ'ક્રેસિ) A form of government in which the nobility or most eminent citizens have power. (2) The nobility. ૧. અમીરોનું રાજ્ય; મ્હોટા ઉમરાવોનું રાજ્ય. ૨. અમીર; ઉમરાવ. [Gr. *aristos,* best; *kratos,* power; sovereignty.]

**Aristocrat,** *n.* (ઍ'રિસ્ટૉક્રૅટ્) One who favours aristocracy; one who belongs to the aristocracy. અમીરોના રાજ્યને ચાહનાર,–ને પક્ષી; અમીર.

**Aristocratic,** *adj.* (ઍરિસ્ટૉક્રૅ'ટિક્) Pertaining to aristocracy. ઉમરાવ લોકોના રાજ્યનું,-વિષે; ઉમરાવનું; અમીરને છાજતું, ઘટતું.

**Arithmetic,** *n.* (ઍરિ'થમેટિક્) That branch of mathematics which treats of numbers. અંકગણિત; અંકવિદ્યા. [Gr. *arithmos,* number.]

**Arithmetician,** *n.* (ઍરિથ્મેટિ'શૅન્) One skilled in arithmetic. અંકવેત્તા; અંકગણિતમાં નિષ્ણાત, પ્રવીણ; અંકગણિતમાં હોંશીયાર; અંકગણિતવેત્તા.

**Ark,** *n.* (આર્ક્) A chest or coffer; a depository. પેટી; કોષ. (2) The large floating vessel in which Noah and his family were preserved during the deluge. જળપ્રલયની વખતે જે વહાણમાં નોઆહ અને તેનું કુટુંબ રહ્યું હતું તે વહાણ. [L. *arca,* a chest.]

**Arm,** *n.* (આર્મ્) The limb of the human body from the shoulder to the hand. હાથ; ભુજ; બાહુ. (2) Anything extending from the main body, trunk or stem, as an inlet of the sea; branch of a tree. કંઇ પણ વસ્તુનો બહાર પડતો ભાગ;જેમકે, ખુરશીનો હાથ, સમુદ્રનો ફાંટા; ઝાડની શાખા. (3) (fig.) power; strength; might. બાહુબળ; શક્તિ; સામર્થ્ય. **A. chair**= હાથાવાળી ખુરશી. [L. *armus,* the shoulder.]

**Arm,** *n.* (આર્મ્) A weapon; a branch of the military service. હથિયાર; લશ્કરી ખાતાની એક શાખા.–*pl.* (1) War. લડાઇ; યુદ્ધ. (2) The military profession. લશ્કરી ધંધો. (3) Armour. બખ્તર; કવચ. (4) Armorial bearings. ખાનદાની બતાવવા માટે કવચ ઉપર બતાવેલું ચિન્હ; ઉચ્ચકુલદર્શક ચિન્હ.–*vt.* To furnish or equip with arms; to prepare for war; to protect. હથિયારબંધ, સજ્જ કરવું; શસ્ત્ર આપવાં; યુદ્ધ માટે તૈયાર કરવું; હિંમત લાવવી; રક્ષણ કરવું.–*vi.* To take or put on arms. શસ્ત્ર સજવાં.

**Armada,** *n.* (આર્મે'ઇડા–મા'ડા) A fleet of armed ships; a squadron. નૌકાસૈન્ય; લડાઇના વહાણનો કાફલો. [L. *arma,* armour.]

**Armament,** *n.* (આ'ર્મ-મેન્ટ) A land or naval force equipped or armed for war. લડાઈ માટે સજ્જ કરેલી ફોજ; વહાણનો કાફલો. 2.The munitions of war or ships.વહાણમાં રાખેલી યુદ્ધસામગ્રી. [L. *arma–menta*=implements.]

**Armful,** *n.* (આ'ર્મ્ફુલ્) As much as the arms can hold. હાથમાં સમાય તેટલું.

**Armhole,** *n.* (આ'ર્મ્હોલ્) The armpit; a cavity under the shoulder. બગલ; કાખ; કક્ષા. (2) A hole for the arm in a garment. બહું; બાંય.

**Armipotent,** *adj.* (આર્મિ'પોટન્ટ્) Powerful in arms. યુદ્ધવીર; બળવાન.

**Armistice,** *n.* (આ'ર્મિસ્ટિસ્) A truce. યુદ્ધવિશ્રાન્તિ; તહ; હંગામી સુલેહ; લડાઈ થોડી વાર બંધ રહે તે. [L. *arma,* arms, *sisto,* I stop.]

**Armlet,** *n.* (આ'ર્મ્લેટ્) A bracelet; an ornament for the arm. કડું; પહોંચી; બંગડી; બાજુબંધ; ઘુઘરી. 2 A small arm of the sea. સમુદ્રનો ન્હાનો ફાંટો; ઉપશાખા.

**Armour, Armor,** (આ'ર્મર્) Defensive arms. કવચ; બખ્તર; ચિલખત. (2) The steel or iron covering for protecting a ship of war. મનવાર ઉપર ચઢાવેલું પોલાદ કે લોઢાનું પતરું. (3) Any defensive covering. રક્ષણનો સાજ. [L. *armare,* to arm.]

**Armorial,** *adj.* (આ'મેાૅરિયલ્) Belonging to coats of arms or armours. કુલચિન્હને લગતું; ખાનદાનની નિશાનીવાળો; બખ્તરને લગતું.

**Armoury, armory,** *n.* (આ'મરિ) A place where arms and weapons are kept. શસ્ત્રાગાર; શિલેખાનું. (2) Armour or arms. શસ્ત્રાસ્ત્ર; હથીયારો. (3) The place where arms are made. હથીયાર બનાવવાની જગ્યા.

**Armpit,** *n.* (આ'ર્મપિટ્) The hollow place under the shoulder. બગલ; કાખ.

**Arms,** *n.* (આ'ર્મ્ઝ્) Weapons. હથીઆર; શસ્ત્ર. (2) Great deeds in a war. વીરપરાક્રમ; યુદ્ધલીલા. (3) Coat of arms. કુલચિન્હ. **To be up in arms.** લડવાને માટે સજ્જ થવું; બંડ મચાવવું.

**To be under arms**. લડાઈ માટે સજ્જ થઇ રહેવું. **To taka arms**. હથીયાર લેવાં. **To arms**. લઢાઈ માટે સજ્જ થાઓ.

**Army**, *n*. (આ'ર્મિ) A body of men armed for war. લશ્કર;સેના;ફોજ; સૈન્ય;અનીક (2) A host: a vast multitude. સમુદાય; સમૂહ; જથ્થો; ટોળું. [L. *armatus*, to arm.]

**Aroma**, *n*. (અૅરો'મા) A pleasant odour; perfume;fragrance.સુગંધ;સુવાસ;ખુશબો;પરિમલ.

**Aromatic**, *adj*. (અૅરોમૅ'ટિક્) Fragrant; having an aroma; odoriferous. સુગંધવાળું; ખુશબોદાર; સુવાસિત. (2) Spicy. મસાલાવાળું; મસાલાદાર.–*n*. A fragrant plant, substance or drug; a perfume. સુગંધી છોડ, વસ્તુ અથવા દવા, સુવાસ.

**Around**, *prep*. (અૅરાઉન્ડ્) On all sides; about. આસપાસ; ચારે તરફ; ચોમેર; ફરતું.–*adv*. In a circle; on every side. ગોળ ફરતું; ચક્રમાં. [prefix *a*, on, and *round*.]

**Arouse**, *vt*. (અૅરાઉઝ્) To awaken; to stir up; to excite into action. જગાડવું; જાગૃત કરવું; ઉશ્કેરવું. [*a* and *rouse*.]

**Arquebus,arquebuse**,*n*.(આર્કિવ્બસ્)An old fashioned handgun. ન્હાની બંદુક.

**Arraign**, *vt*. (અૅરે'ઇન્) To call to account before a court of justice. દોષારોપનો જવાબ આપવા માટે ન્યાયાધીશ પાસે ઉભું કરવું. (2) To call for a defence or justification. તહોમતનો જવાબ આપવા કોર્ટમાં બોલાવવું. (3). To indict; to accuse. દોષ મુકવો; આરોપ મુકવો. [L. *ad* to and *ratis*, account.]

**Arraignment**, *n*. (અૅરે'ઈન્મેન્ટ્) A calling in question; accusation. તોહોમત; દોષારોપ.

**Arrange**, *vt*. (અૅરે'ઇન્જ્) To put in order; to range in ranks; to settle; to classify. રચવું; ગોઠવવું; વ્યવસ્થા કરવી; ગોઠવણ કરવી; પતાવવું; નક્કી કરવું; વગ પાડવા. [L. *ad*, to and *ranger*, to range.]

**Arrangement**, *n*. (અૅરે'ઈન્જ્મેન્ટ) Adjustment; orderly disposition; act of arranging. રચના; ગોઠવણ; વ્યવસ્થા. 2. Classification. ક્રમ પાડવો તે; અનુક્રમ. (3) Settlement. નિવેડો; તોડ; ફડચો; ચુકાદો; નિકાલ; પતવણી.

**Arrant**, *adj*. (અૅ'રન્ટ્) Notorious; shameless; downright; thorough. નામીચું; બેશરમ; હડહડતું; પકું.[Originally,vagabond. wandering,hence worthless. L. *erro*, I wander.]

**Array**, *n*. (અૅરે') Regular order. રચના; ગોઠવણ. 2. Order of battle. વ્યૂહ; સૈન્યરચના. Array of troops. સૈન્યરચના. Battle array=યુદ્ધરચના. (3) An orderly collection. સમૂહ; ગોઠવેલું ટોળું. (4) Dress; apparel. પોષાક; શણગાર; શણગાર.–*vt*. To place or dispose in order. ગોઠવવું; હારદોર ઉભું કરવું. 2. To deck or dress; to adorn; to equip. શણગારવું; વસ્ત્ર સજવાં; તૈયાર કરવું.[O.Fr.*arrai*, order, arrangement,dress.]

**Arrear**, *n*. (અૅરી'ર્) That which is unpaid or undone even though the due time is past (usually in plural) ચડેલું, બાકી રહેલું; પાછળ પડેલું. **Arrears of pay**. ચઢેલો પગાર. **Arrears of work**. ચડેલું કામ. [L. *ad*, to and *retro*, behind.]

**Arrest**, *vt*. (અૅરે'સ્ટ્) To obstruct, stop or stay. અટકાવવું; હરકત કરવી. (2). To seize. પકડવું; કેદ કરવું. (by authority of law). 3. To engage; to catch (as attention). (ધ્યાન) દોરવું; ખેંચવું; ગુંથવું. *n*. A stopping. અટકાયત. 2. A seizure by warrant or authority. કેદ પકડવું તે; કેદ કરવું તે. (3). Hindrance; delay. અટકાવ; નિરોધ; પ્રતિરોધ. **Arrest of judgment**= ફેસલાનો અટકાવ. [L. *ad*. to,*restare*,to remain.]

**Arrival**, *n*. (અૅરા'ઇવલ્) A coming; act of coming to a place. આગમન; આવી પહોંચવું તે. (2) A person or thing arriving. નવો આવેલો માણસ કે વસ્તુ. (3) Attainment. પ્રાપ્તિ.

**Arrive**, *vi*. (અૅરા'ઇવ્) To come to a place or point; to reach. આવવું; પહોંચવું; દાખલ થવું. (2) To attain to a certain result or state. પ્રાપ્ત કરવું; લાવવું; મેળવવું. (3) To reach a destination in a progress. મહેનતથી આવી પહોંચવું; પ્રાપ્ત કરવું. (followed by *at*). [L. *ad*, to, and *ripa*, the bank.]

**Arrogance**, *n*.(અૅ'રોગૅન્સ્) Insolent bearing; pride; presumption. ગર્વ; અહંકાર; જૂઠો ડોળ; ઠાઠ; ડીફાંસ.

**Arrogant**, *adj*. (અૅ'રોગૅન્ટ) Overbearing; haughty; assuming. ઉદ્ધત; અહંકારી; ગર્વિષ્ઠ; ડોળી; માની.

**Arrogate**, *vt*. (અૅ'રોગેઇટ્) To claim unduly; to demand overbearingly. ડોળ ઘાલવો; ઉદ્ધતાઇથી પોતાનું માની લેવું; ગેરવ્યાજબી હક્ક માગવો, લેવો; દંભ કરવો. [L. *ad*, *rogo*, I claim.]

**Arrow**, *n*. (અૅ'રો) A straight pointed weapon, discharged from a bow. બાણ; તીર; શર.–*adj*. Arrowy.

**Arrow-root**, *n*. (અૅ'રોરૂટ્) A kind of plant. એક જાતનો છોડ. 2. The nutritive starch of the plant. આર; આરારૂટ; ખેર; પૌષ્ટિક કાંજી.

**Arsenal**, *n*. (આ'ર્સિનૅલ્) A magazine of warlike stores; a place where military arms

and equipments are manufactured or stored. તોપખાનું; દારૂખાનું; શસ્ત્રગૃહ; આયુધાગાર.

**Arsenic,** *n.* (આ'ર્સેનિક્) A kind of virulent poison; a chemical element of a still blue colour. સોમલ. [Gr. *arsên*, male.]

**Arson,** *n.* (આ'ર્સૉન્) The malicious setting on fire of a house etc. વૈર લેવા માટે કોઇના ઘરને, વહાણ વગેરેને આગ લગાડવી તે.

**Art,** *n.* (આર્ટ્) A system of rules for the preformance of certain actions. વિદ્યા; શાસ્ત્ર. 2. Practical application of such rules. કળા. 3. Skill; dexterity; craft. કરામત; ઇલમ; કસબ; હુન્નર; કળા. 4. Cunning; deceit; artifice. પેચ; હિકમત; દગો; કાવાદાવા; કપટ;કાવતું. 5. Profession of a painter or a sculptor; profession. ચિત્રકાર અથવા કોતરનારનો ધંધો; ધંધો; હુન્નર. 6. The second person singular indicative present tense of the verb **To be.** હુ બી ક્રિયાપદના વર્તમાનકાળનું બીજા પુરૂષનું એકવચન; છે; છું. **Arts**=Non-professional subjects.બીન-ધંધાદારી વિષયો; ઉંચી કળા. 2. **Six fine arts**= લલિતકળા; કાવ્ય, ચિત્રકળા; સાહિત્યકળા; કોતરકામ; શિલ્પકળા; સંગીત. [ L. *artis*, art. ]

**Artery,** *n.* ( આ'ટરિ ) One of the blood vessels, conveying the blood from the heart to all parts of the body. ધોરી નસ; ધમની; રક્તવાહિની [ Gr. *aer*, air, *tereo*, I contain. *airo*, I raise up-].–*adj.* arte'rial. ધોરી નસ સંબંધી.

**Artful,** *adj.* (આ'ર્ટ્ફુલ્) Full of art, or skill. કળાવાળું; હુન્નરી; ચાતુરીભરેલું; કૃત્રિમ; હાથથી બનાવેલું. 2. Cunning; crafty; skilful. કપટી; કારસ્થાની; પેચી; પેચવાળુ ; દગાખોર; ચતુર; કુશળ; નિપુણ.–*adv.* art'fully.—*n.* art'fulness.

**Article,** *n.* (આ'ર્ટિકલ્) A prose contribution to a newspaper or any other periodical. વર્તમાનપત્ર અથવા ચોપાનીયામાં લખેલો લેખ, નિબંધ. 2. A clause, condition or stipulation. કલમ; શરત; કરાર. 3. A separate item. જૂદી બાબત, વિગત, મુદ્દો. 4. A regulation; a point of faith. નિયમ; પ્રકરણ; બાબ; ધર્મકાનુન. 5. A particular thing or commodity. જણસ; ચીજ; દ્રવ્ય; વસ્તુ. 6. A part of speech. એ, ઍન્, ધી. 7. A distinct part. પૃથક્, નોખો ભાગ.–*vt.* To accuse or charge by articles. ઉપર આરોપ, તહોમત મૂકવું. 2. To draw up in particulars or articles. કલમ, ભાગ પાડીને લખવું; કલમબંધી કરવી. 3. To bind by articles. કરાર, શરત કરી રાખવું. [ L. *artus*, a joint. ]

**Articulate,** *adj.*(આર્ટિ'કયુલેઇટ્) Pronounced distinctly; clear. સ્પષ્ટ;સાફ;ખુલ્લું;વ્યક્ત;બોલે એવું. 2. Jointed; separated into distinct members. સંધિયુક્ત; જોડેલું; જૂદા ભાગ પાડેલું.–*vt.* To put to gether; to unite. સાંધવું; સંધિ કરવી; જોડવું. 2. To utter or pronounce distinctly.સ્પષ્ટ ઉચ્ચાર કરવો.–*vi.* To utter distinctly. સ્પષ્ટ ઉચ્ચાર કરવો.

**Articulation,** *n.* ( આર્ટિકયુલે'ઇશન્) A joining or juncture of bones; a joint. હાડકાંને જોડવાં તે; સાંધો. ( 2 ) Joint as in cane. નેતરમાં હોય છે તેવા ગાંઠા. 3. Distinct utterance. સ્પષ્ટ ઉચ્ચાર.

**Artifice,** *n.* (આ'ર્ટિફિસ્) A device; plan. યુક્તિ; કળા; હિકમત. 2. Trick; fraud; craft. કપટ; કાવતરૂં; પેચ; છળ. [ L. *artis*, art, and *facio*, I make. ]

**Artificer,** *n.*(આર્ટિ'ફિસર)One who contrives; an artist; a mechanic or workman. કારિગર; કસબી; હુન્નરી.

**Artificial,** *adj.* (આર્ટિફિ'શૅલ્) Not natural; fictitious; affected; imitating what is real or natural. કૃત્રિમ; બનાવટી; જૂઠું; હસ્તકૃત; હુન્નરી.

**Artillerist,** *n.* (આર્ટિ'લરિસ્ટ્) A person clever in gunnery. ગોલંદાજ; તોપખાનાનો વ્યવસ્થાપક,–નિયામક.

**Artillery,** *n.*(આર્ટિ'લરિ)Cannon or ordnance; great guns and their appendages. મ્હોટી તોપો અને તેને લગતી બીજી વસ્તુ. 2. The troops who manage them. તોપખાતાનાં માણસ. (3) The science of gunnery. તોપ સંબંધી શાસ્ત્ર.

**Artisan,** *n.* (આ'ર્ટિઝૅન્) A mechanic; a handicraftsman; one clever in any art. કારીગર; હુન્નરી; કળાપ્રવીણ. [L. *artitus*, skilled in art.]

**Artist,** *n.* (આ'ર્ટિસ્ટ્) One clever in the practice of some arts. કોઈ પણ કળામાં પ્રવીણ. 2. Specially one clever in one of the five arts as painting, singing etc ચિત્રકાર; સંગીત પ્રવીણ; કોતરનાર વગેરે; કિસબી;શિલ્પી;શિલ્પકાર વગેરે.

**Artless,** *adj.* (આ'ર્ટલેસ્) Simple; sincere. ભોળું; સરલ; નિષ્કપટ; નિખાલસ; દિલોજાન. 2. Wanting art or skill. અણઘડ.

**Artlessness,** *n.* (આ'ર્ટલેસ્નેસ્) Sincerity; simplicity. સરળતા; ભોળપણું; ભોળપ; નિખાલસપણું.

**As,** *adv.* and *conj.* (ઍઝ્) Like; similar. બરાબર સરખું; ના જેવું; તે પ્રમાણે. 2. While; when; because; since. જેવું–તેવું; જ્યારે–ત્યારે; કારણકે; કેમકે; તેથી; માટે. 3. Who; which. જે તે, જેઓ તેઓ. As in, 'Give help to such as are poor'. 4. Thus. દાખલા તરીકે.

**Asafetida, Asafoetida,** *n.* (ઍસફી'ટિડા) A fetid juice હિંગ; હિંગનું ઝાડ. [ Per. *aza*, gum and *foetidus*, fetid. ]

**Ascend**, *vi.* (ઍસ'ન્ડ્) To go or come up; to move upwards. ચઢવું; ઉપર આવવું. 2. To rise, ઉદય થવો; ચઢતી થવી.–*vt.* to climb. ચઢવું. [ L. *ad* and *scando*, I mount or climb.]

**Ascendant**, *adj.* (ઍસ્સે'ન્ડૅન્ટ્) Directed upwards; ઉપર જતું. 2. Superior. ચઢીયાતું; ચઢતું; પ્રધાન; ઉત્તમ; પ્રાબલ્યવાન; ઉદય પામેલું. 3. Above the horizon. ક્ષિતિજ ઉપર જતું.-*n.* Superiority; predominance. પ્રાધાન્ય; ચઢીયાતાપણું; ઉપરપણું. 2. Progenitor. વડીલ; પૂર્વજ.

**Ascendancy, - dency**, ( ઍસ્સૅ'ન્ડૅન્સિ, ઍસ્સે'ન્ડૅન્સિ ) Power; domination; authority. સત્તા; પ્રભુત્વ; ઉપરીપણું.

**Ascension**, *n.* ( ઍસ્સૅ'ન્શન્ ) The act of ascending. આરોહણ; ચઢવું તે; ઉદવ.

**Ascent**, *n.* (ઍસ્સે'ન્ટ્) Rise. ઉદય; ચઢવું તે; આરોહણ. 2. The way by which one ascends. ચઢવાનો રસ્તો, ઉપાય. 3. An upward slope; an eminence. ચઢા; ચઢાણ; ચઢણ; ચઢાવ.

**Ascertain**, *vt.* ( ઍસ્સર્'ટેઇન્ ) To make sure or certain; to determine. નક્કી કરવું; ખાત્રી કરવી; શોધી કાઢવું; મુકરર કરવું; ચોક્કસ કરવું. [ L. *certus*, sure, *ad*, to ].

**Ascertainment**, *n.* (ઍસ્સર્ટે'ઇન્મેન્ટ્) The act of ascertaining. નિશ્ચય; ખાત્રી; નિરૂપણ. કરવું તે.

**Ascetic**, *adj.* (ઍસ્સે'ટિક્) Austere; rigid. તપોનિષ્ઠ; કષ્ટવાળું; કઠણ; તીવ્ર; ઉગ્ર.–*n.* A hermit; a recluse, તપસ્વી; યોગી; મુનિ; જતિ; વેરાગી; સંન્યાસી. [ Gr. *askeo*, I exercise. ]

**Ascribable**, *adj.* (ઍસ્ક્રા'ઇબૅબલ્) That may be ascribed; attributable; imputable. ઠરાવવા જોગ; કારણ બતાવી શકાય તેવું.

**Ascribe**, *vt.* (ઍસ્ક્રા'ઇબ) To assign; to attribute or impute to; to refer to. તું છે એવું માનવું; કારણ છે એવું માનવું. [L, *ad* and *scribo*, I write.]

**Ash**, *n* (ઍશ્) A kind of tree. આશ નામનું એક વૃક્ષ.–*adj.* pertaining to the ash; made of ash. ઍશ વૃક્ષ સંબંધી;–નું.

**Ashamed**, *adj.* (ઍશે'ઈમ્ડ્) Abashed; put to shame; exhibiting shame. લજ્જિત; લજવાયેલું; શરમિંદું; શરમાયેલું; શરમથી ગભરાએલું; શરમાઇ ગએલું. [Prefix *a*, intense; and *shame*.]

**Ashes**, *n.* (ઍશેઝ્) The remains of a body that is burnt; powdery substance of a body which is burnt by fire. રક્ષા; રાખ; રાખોડી; ભસ્મ; ખાખ. 2. Remains of a human body either burnt or decayed. ચિતા ભસ્મ; મૃત શરીરની મટ્ટી; મડદાની માટી. 3. (fig.) Dead body. લાશ; મુડદું; શબ; મૃતશરીર.

**Ashore**, *adv.* (ઍશો'ર્) At the shore; on shore; on the land. કિનારે; ધરતી ઉપર; ખુશ્કી પર.

**Ashy**, *adj.* (ઍ'શિ) Pale; having the colour of ashes. 2. Belonging to ashes. ૧. ઝાંખું; ખાખી રંગનું; રાખના જેવું ઝાંખું; રાખના રંગનું. ૨. ભસ્મનું; રાખનું.

**Asiatic**, *adj.* (એઇશિઍ'ટિક્ or એઇઝિઍ'ટિક્) Belonging to Asia. એશિઆ ખંડનું,–સંબંધી; *n.* A native of Asia. એશિઆનો વતની, રહેવાશી.

**Aside**, *adv.* (ઍસા'ઈડ્) To or on one side. 2. Out of the line; કુમાર્ગે; આડે રસ્તે. 3. Spoken and supposed not to be heard. સ્વગત; આડું મોં રાખીને; બીજા ન સાંભળે તેમ.

**To set aside**; To coneal. રદ કરવું.

**Asinine**, *adj.* ( ઍ'સિનાઈન્ ) Belonging to or resembling an ass. ૧. ગધેડા સંબંધી, નું; ૨. ગધેડા જેવું; હઠીલું; બેવકુફ; મૂર્ખ. [L. a*sinus*, an ass.]

**Ask**, *vt.* (આસ્ક) To question; to demand; to request; to inquire. પ્રશ્ન પૂછવો; માંગવું, કહેવું, લેવું; અરજ કરવી; તપાસ કરવી; પૂછવું.–*vi.* To make request or inquiry. અરજ કરવી; તપાસ કરવી. [A. S. *a'scian*, to ask.]

**Askance, askant**, *adv.*(ઍસ્કૅ'ન્સ્, ઍસ્કૅ'ન્ટ્) Obliquely; sideways; toward one corner of the eye. આડું; વાંકું; ત્રાંસું; તિરકસ; આડુંઅવળું.

**Askew**, *adv* ( ઍસ્ક્યૂ' ) Obliquely; askant; contemptuously. આડું; વાંકું; તિરસ્કારભરેલી રીતે; તિરસ્કારથી; બેદરકારીથી. [Prefix. *a*, on and *skew*.]

**Asleep**, *adv.* (ઍસ્લી'પ્) Sleeping; at rest. સૂતેલું; નિદ્રાવશ; નિદ્રાધીન; ઉંઘેલું. ( 2 ) Dead. મૃત; મરી ગયેલું; મુવેલું.

**Asp**, *n.* (ઍસ્પ્) A kind of poisonous serpent. એક જાતનો ઝેરી સાપ; ઝેરી સર્પ. [ L. and Gr. *aspis*. ]

**Aspect**, *n.* (ઍ'સ્પેક્ટ્) Countenance; look; appearance; view. ચહેરો; સુરત; મુદ્રા; દેખાવ; આકાર; રૂપ. 2. Position; situation. અભિમુખતા; સ્થિતિ; મુખ; મ્હોડું. The house has an eastern aspect=ગૃહ પૂર્વાભિમુખ છે; ઘરનું મ્હોડું પૂર્વ તરફ છે. 3. The situation of one planet with respect to another. દશા; દૃષ્ટિ; દર્શન. [ L. *aspectus*, look, appearance ].

**Asperity**, *n.* (ઍસ્પે'રિટિ) Roughness or harshness to the touch, taste, hearing or feeling. સ્પર્શ, સ્વાદ, શ્રવણ અથવા ભાવનામાં વિષમતા. ( 1 ) Roughness of surface. ખડબચડાપણું. 2. Sourness. ખટાશ; ખટાઈ. 3. Harshness of sound. ખોખરાપણું; કઠોર અવાજ. 4. Roughness

or sharpness of temper. આકરાપણું; કરડો સ્વભાવ; તીક્ષ્ણતા; કઠોરતા. [ L. *asper*, rough. ]

**Asperse**, *vt.* (ઍસ્પ'ર્સ્) To sprinkle. છાંટવું. To slander; to vilify; to cast blots upon the character. બટ્ટો ચઢાવવો; બદનામ કરવું; નિંદા કરવી; આળ ચઢાવવું. [ L. *ad* to and *spargo*, I sprinkle, scatter.]

**Aspersion**, *n.* (ઍસ્પ'ર્શન્) A sprinkling. છાંટણ; છાંટવું તે. 2. Defamation; censure. બદનક્ષી; બટ્ટો; આળ; નિંદા.

**Asphalt-tum**, *n.* ( ઍસ્ફૅ'લ્ટ્, ઍસ્ફૅ'લ્ટમ્) Mineral pitch. એક જાતનો ડામર.

**Aspirant**, *adj.* & *n.* (ઍસ્પા'ઇરન્ટ્) One who aspires; a candidate. અભિલાષી; આકાંક્ષી; ઉમેદવાર—also *adj.* [ *aspire* and *ant*.]

**Aspirate**, *vt.* (ઍ'સ્પિરેઇટ્) To pronounce with a full breath. 2. To pronounce with the sound of the letter " h ". મહાપ્રાણયુક્ત ઉચ્ચાર કરવો.–*n.* The letter "h". "હ" અક્ષર. 2. An aspirated sound like that of "h" મહાપ્રાણી ઉચ્ચાર. [L. *aspiratus*, aspirated.]

**Aspiration**, *n.* (ઍસ્પિરે'ઇશન્) The act of aspirating; an aspirated sound. મહાપ્રાણી ઉચ્ચાર કરવો તે; મહાપ્રાણ. 2. Ardent desire; ambition to reach or attain. ઉત્કંઠા; મહત્વાકાંક્ષા; અભિલાષા; સ્પૃહા.

**Aspire**, *vt.* (ઍસ્પા'યર્) To aim at what is noble or great; to soar. મોટી આશા રાખવી; ઉંચે ચઢવું; ઉચ્ચ કામના કરવી. 2. To pant after something; to desire eagerly. ઘણી ઇચ્છા કરવી; આતુર મનથી ઉમેદ રાખવી; ઉત્કંઠા રાખવી; લાલસા રાખવી [ followed by *to* or *after*. ] [ L. *ad*, to, *spiro*, I breathe. ]

**Aspiring**, *adj.* (ઍસ્પા'યુરિંગ્) Ambitious; having aspirations. મહત્વાકાંક્ષાવાળું; કીર્તિલોભી; ઉચ્ચાભિલાષી; મ્હોટી ઇચ્છા રાખનાર.

**Ass**, *n.* (ઍસ્) A donkey. ગધેડો; ખર; ગર્દભ; લંબકર્ણ. 2. A dull stupid person. મૂર્ખ; બેવકૂફ; ગદ્ધો. [ L. *asinus*.]

**Assail**, *vt.* (ઍસ્સે'ઇલ્) To attack; to assault. હલ્લો કરવો; હુમલો કરવો; તૂટી પડવું; તકરાર કરવી; સામા થવું. [L. *ad*, to and *salio*, I leap.]

**Assassin**, *n.* (ઍસ્સૅ'સિન્) One who kills or attempts to kill by secret assaults. મારો; ગુપ્ત રીતે ઠાર કરનાર; છૂપી રીતે મારવા આવનાર. [ Ar. *hashashin*. ]

**Assassinate**, *vt.*(ઍસ્સૅ'સિનેઇટ્)To murder by surprise or secret assault. છાપો મારી કતલ કરવું; ગુપ્ત રીતે હલ્લો કરી મારવું; દગાથી ઠાર કરવું.

**Assassination**, *n.* (ઍસ્સૅ'સિને'ઇશન્) Act of assassinating. ગુપ્ત ઘાત; છૂપું ખુન; કતલ; વધ.

**Assault**, *vt.* ( ઍસ્સૉ'લ્ટ્ ) To assail; to make an attack; to storm. હુમલો કરવો; ચઢાઈ કરવી.–*n.* A violent attack. હુમલો; હલ્લો; ચઢાઇ. [L. *ad*, to and *salio*, I leap.]

**Assay**, *n.* (ઍસ્સે'યૂ) 1. Examination; proof; trial. કસોટી; પરીક્ષા. 2. Determination of the quantity of metal or of gold or silver in a coin. ધાતુની પરીક્ષા; કસોટી; તપાસણી.–*vt.* To make an assay of; to analyse chemically. કસોટી કરવી; કસ કાઢવો; રસાયણ વિદ્યાના નિયમાનુસાર વિવરણ કરવું.–*vi.* To try; to attempt; પ્રયત્ન કરવો; પ્રયાસ કરવો.

**Assayer**, *n.* (ઍસ્સે'યર્) One who assays. સોનારૂપાની કસોટી કરનાર; સોનુંરૂપું પારખનાર; ચોકશી; ધાતુ કસનાર; યત્ન કરનાર.

**Assemblage**, *n.*(ઍસ્સે'મ્બ્લેઇજ્) A collection of individuals or of particular things. મંડળી; સમુદાય;ટોળું;સંચય;સમૂહ;જમાવ;જથ્થો;ઢગલો;ઓઘ.

**Assemble**, *vt.* (ઍસ્સે'મ્બલ્) To collect; to call together. એકઠું, ભેગું કરવું; સાથે મેળવવું; (સભા) બોલાવવી.-*vi.* To meet together; to collect. ભેળા, એક ઠેકાણે મળવું; એકઠું, ભેળું થવું. [ 2. *ad*, *simul*, together. ]

**Assembly**, *n.* (ઍસ્સે'મ્બ્લિ) An assemblage; a meeting. મંડળી; મિજલસ; સભા. 2. A legislative body. ધારાસભા. 3. A religious society. ધર્મસભા. ભરસભા. **A full assembly**.

**Assent**, *vi.* (ઍસ્સે'ન્ટ્) To be of the same opinion; to consent. સંમત હોવું; અનુમતિ, રજા આપવી; કબુલ, માન્ય કરવું.–*n.* Concurrence; consent. સંમતિ; અનુમતિ; હા કહેવી તે; અંગીકાર; સ્વીકાર; કબુલાત. [ L. *ad*, *sentio*, I think. ]

**Assentation**, *n.* (ઍસ્સેન્ટે'ઇશન્) Flattery. ખુશામત; હલકી ખુશામત. [ L. *assentor*, I flatter.]

**Assert**, *vt.* (ઍસ્સ'ર્ટ્) To affirm positively; to vindicate. નિશ્ચય, પ્રતિજ્ઞા, ખાત્રીપૂર્વક બોલવું, સ્થાપવું, પ્રતિપાદન, સિદ્ધ કરવું; ખરૂં છે તેમ બતાવવા પ્રયત્ન કરવો. 2. To come forward; to assume one's rights and liberties. પોતાના હક્ક અને સ્વતંત્રતા લેવાં, સિદ્ધ કરવાં. [L *ad*, *sero*, I join.]

**Assertion**, *n.* (ઍસ્સ'ર્શન્) Affirmation; positive declaration; vindication. નિશ્ચયપૂર્વક કહેવું તે; પ્રતિજ્ઞા; ચોક્કસ કહેલું હોય તે; સ્થાપન; પ્રતિપાદન; એકરાર.–*adj.* assertive.

**Assess**, *vt.* (ઍસ્સે'સ્) To fix a certain sum as a rate or tax. કર બેસાડવો, ઘાલવો; દર નક્કી કરવો. 2. To settle the value of, for the purpose of taxation. કર વગેરે નક્કી કરવા માટે કિંમત ઠરાવવી, આંકવી; જમાબંધી કરવી. 3. To determine; to estimate. નક્કી કરવું; ઠરાવવું; આંકવું. [ L. *ad*, *sedeo*, I sit. ]

**Assessment**, *n.* (ઍસ્સે'સ્મેન્ટ્) Valuation; a tax; a rate. આંકણી; જમાબંધી; કર આંકવો તે; દર નક્કી કરવો તે; કર; વેરો; છાપો; નુકશાનની આંકણી.—*adj.* Assess'able. જેના પર કર લઈ શકાય, આંકણી કરી શકાય તેવું.

**Assessor**, *n.* (ઍસ્સે'સ્સર્) One who assesses. કર આંકનાર; જમાબંધી કરનાર; કિંમત ઠરાવનાર. 2 A legal adviser to a magistrate or judge. મસલત, મદદ કરનાર; કાયદામદદનીશ; આસેસર-*adj.* Assess'orial. આસેસરને લગતું.

**Assets**, *n.* (ઍ'સ્સેટસ્) Property actually possessed as opposed to liabilities. માલમતા; મિલ્કત; તારણું; પુંજી; દાવા ચુકવવા માટે જેટલી મિલ્કત હોય તે. [L. *ad*, and *satis*, enough.]

**Asseverate**, *vt.* (ઍસ્સે'વરેઈટ્) To affirm solemnly; to protest. પ્રતિજ્ઞાપૂર્વક બોલવું; પ્રતિજ્ઞા કરી કહેવું. [ L. *ad*, *severes*, severe. ] —*n.* Assevera'tion.

**Assiduity**, *n.* ( ઍસ્સિડયુ'ઈટિ ) Diligence; perseverance; vigilance. ઉદ્યોગ;પરાયણતા; ખંત; સાવધાની; આંખેબ. [L. *ad*. *sedeo*, I sit. ]

**Assiduous**, *adj.* (ઍસ્સિ'ડયુઅસ) Diligent; persevering; vigilant. ઉદ્યોગી; ઉદ્યમી; મહેનતુ; પરાયણ; તત્પર; ખંતીલું; મંડયા, મચ્યા રહેતું.

**Assign**, *vt.* (ઍસ્સા'ઇન) To allot; apportion. વહેંચી આપવું; ભાગ પાડીને આપવું. 2. To fix; to appoint. ઠરાવવું; નીમી, ઠરાવી આપવું; નીમવું. 3. To allege. આગળ ધરવું; કહી દેખાડવું. 4. To make over to another. બીજાને નામે, હવાલે કરી દેવું; સોંપવું. 5. To vest in assignees for creditors. લ્હેણદારોને માટે મુખત્યારને હવાલે કરવું. [ L. *ad*, *signo*, I allot.]

**Assignation**, *n.* ( ઍસ્સિગ્નૅ'ઇશન્ ) Act of assigning; an appointment by lovers. સોંપવું તે; પ્રીતમ અને પ્રિયાનો મળવા માટે સંકેત, વાયદો.

**Assignee**, *n.* (ઍસ્સાઈની') A person to whom an assignment is made. મુખત્યાર; પ્રતિનિધિ; જેને મિલ્કત સોંપી હોય તે ધણી.

**Assignment**, *n.* (ઍસ્સા'ઇન્મેન્ટ્) Act of assigning; thing assigned. વહેંચવું, ઠરાવવું, નીમવું તે; વહેંચેલો, ઠરાવેલો ભાગ. 2. A transfer of title or interest. હોદ્દો અથવા હક બીજાને સોંપવો તે. 3. A writ. મિલ્કતનો હક સોંપવા બાબતનો લેખ.

**Assimilate**, *vt.* (ઍસ્સિ'મિલેઈટ્) To make similar to, ના સરખું, જેવું, મળતું કરવું; 2. To turn to its own nature. ના ખરેખરા રૂપમાં ફેરવવું; સમપદાર્થ, સમધર્મક કરવું; ખોરાકને પચાવવો; 3. To absorb. બરાબર ચૂસી લેવું; એકરસ કરી દેવું; બરાબર સમજવું, પચાવવું; સેળભેળ, ઓતપ્રોત કરી દેવું.—*vi* To grow similar to; to be turned into its own nature; સરખું થવું; બરાબર પચવું; એકરસ, ઓતપ્રોત થઈ જવું. [ L. *ad* and *similis*, similar. ]

**Assimilation**, *n.* ( ઍસ્સિમિલે'ઇશન્ ) The process by which animals and plants convert and absorb nutriment. પાચન; પરિપાક. 2. Act of assimilating. સમીકરણ; સરખાપણું.

**Assist**, *vt.* (ઍસિ'સ્ટ્) To aid; to sustain; મદદ આપવી; સહાય કરવી; ટકાવી રાખવું.-*vi.* To contribute aid; to take part in. મદદ આપવી; ભાગ લેવો. [ L. *ad* and *sisto*, I stand. ]

**Assistance**,*n.*(ઍસિ'સ્ટન્સ્) Help; support; મદદ; કુમક; સહાય; ટેકો.

**Assistant**, *adj.* ( ઍસિ'સ્ટન્ટ્ ) Helping; auxiliary. સહાયકારી, કારક-*n.* One who helps; an auxiliary. મદદનીશ, ગાર; આસિસ્ટંટ.

**Assize**, *n.* (ઍસા'ઇઝ્) A statute for regulating weights etc. તોલ, ભાવ, કે માપ ઠરાવવાનો કાયદો. 2. Weights etc. thus regulated. ઠરાવેલા તોલ વગેરે. 3. The periodical session of judges of superior courts. ઇંગ્લાંડની વડી અદાલતની પરગણામાં થતી બેઠક; સેશન; ન્યાય સભા. [used in the plural.] [L. *ad*, *sedeo* I sit].

**Assize**, *vt.* (ઍસ્સા'ઈઝ) To assess. કરનો દર ઠરાવવો. 2. To regulate weights, prices etc. કાયદાથી માપ, ભાવ, તોલ વગેરે ઠરાવવું.

**Associable**, *adj.* (ઍસ્સો'શિઍબ્લ્) Companionable; that may be associated with; sociable. ૧. સમાગમ કરવા લાયક; સંસર્ગ રાખવા જોગ; સોબતી લાયક; ૨. મલતાવડું; મિલનસાર.

**Associate**, *vt.* (ઍસ્સો'શિએઇટ્) To unite; to join in company as a friend, companion or partner. સાથે ભળવું; સમાગમ કરવો; સોબત કરવી, કરાવવી; સામેલ કરવું; મિત્ર, સહચર અથવા ભાગીદાર તરીકે ભળવું. 2. To combine. એકઠું કરવું, મેળવવું.-*vi.* To unite one's self with another; to keep company. સોબતી થવું; જોડાવું; સંગતિ કરવી; સામેલ થવું; સંગતમાં આવવું અથવા રહેવું. *adj.*-Connected; joined to or with. સંયુક્ત; જોડાએલું; સંબદ્ધ; સાથે રહેલું; અનુષંગી; શામેલ.-*n.* One joined or united with another; a mate; a friend; a companion. સાથી; સોબતી; મિત્ર; સહચર. 2. A partner. મળતીયો; ભાગીદાર; ભાગીયો. [L. *ad*, and *socio*, I join.]

**Association**, *n.* ( ઍસ્સોશિએ'ઇશન્ ) Act of associating; connection; combination; union. સોબત; સંયોગ; સંયોજન; સંબંધ; સંમેલન; સંહતિ; એકત્રતા. 2. A society joined together

for the furtherance of some object. અમુક ઉદ્દેશ પાર પાડવા માટે એકત્ર થયેલ સંઘ; સભા; મંડળી; મંડળ; પંક્તિ. 3. A tendency which one idea or feeling &c. has to recall another; વિચાર સાહચર્ય; ભાવ સાહચર્ય; એક વિચાર પછી તુરત બીજો વિચાર આવે, એક ભાવના થાય કે તુરત બીજી ભાવના સાથે સાથે ઉત્પન્ન થાય, આવી સ્થિતિ.

**Assort**, *vi.* ( ઍસ્સૉર્ટ્ ) To arrange; to distribute into classes or kinds; to sort. ગોઠવવું; વર્ગ પાડવા; ક્રમવાર ગોઠવવું. *vi.* To agree; to suit. અનુકૂળ આવવું; માફક આવવું; બંધબેસતું થવું. [L. *ad* to and *sortis*, a lot.]

**Assortment**, (ઍસ્સૉર્ટ્મેન્ટ્) Act of assorting. 2. A mass or quantity assorted. ૧. વર્ગીકરણ; વર્ગ પાડવા તે; ૨. વગ પાડેલી ચીજનો ઢગલો, સમૂહ, જથ્થો. 3. A variety. ભાત; પ્રકાર.

**Assuage**, *vt.* (ઍસ્સ્વે'ઈજ્) To pacify; to calm; to mitigate. શાંત કરવું; નરમ પાડવું; શમાવવું; દિલાસો દેવો.-*vi.* To subside; to abate. ઠંડું પડવું; ઓછું થવું; ઉતરી જવું; ઓસરવું. [L. *ad*, to and *suavis*, sweet.]

**Assuasive**, *adj.* (ઍસ્સ્વે'ઇસિવ્) Softening; persuasive; tranquillizing. શાંત પાડતું; દિલાસો આપે તેવું; સાન્ત્વન કરતું; નરમ પાડતું; શામક. [L. *ad*, to, and *suavis*, mild.]

**Assume**, *vt.* (ઍસ્સ્યૂ'મ્) To take to or upon one's self; to arrogate. હાથમાં લેવું; ધારણ કરવું; (કોઇના આપ્યા વિના). 2. To take for granted; to suppose as true. ધારવું; પ્રમાણ વિના સત્ય માની લેવું. 3. To pretend to possess. ડોળ ઘાલવો; ઢોંગથી ધારણ કરવું; વેષ લેવો. 4. To usurp. પચાવી પડવું; ધણી થઇ બેસવું.-*vi.* To be arrogant; to claim more than what is due. ઉદ્ધતાઈ કરવી;ઉદ્ધત થવું;હક કરતાં વધારે માગવું. [L. *ad*, to, and *sumo*, I take.]

**Assuming**,*adj.*(ઍસ્સ્યૂ'મિંગ્)Presumptuous; haughty; arrogant. અહંકારી; અભિમાની; ગર્વિષ્ઠ; મગરૂર; ડોળી; ઉદ્ધત; તોછડો.

**Assumption**, *n.* (ઍસ્સ'મશન્) Act of assuming. પોતાના હાથમાં લેવું તે; ગ્રહણ; ધારણ. 2. A postulate. કલ્પના; ધારેલી વાત; ધારણા. 3. Supposition. પ્રમાણ વિના કબુલ કરવું માનવું તે. 4. The minor premis (in logic). પ્રતિજ્ઞા.

**Assurance**, *n.* (ઍશ્યૂ'રૅન્સ્) Act of assuring; full confidence or trust. ખાતરી; ખચિત કહેવું તે; સંપૂર્ણ ભરોસો, વિશ્વાસ. 2. Self-reliance; certain knowledge. સ્વાશ્રય; હિમ્મત; શ્રદ્ધા; નિશ્ચયાત્મક જ્ઞાન. 3. Impudence. અસભ્યતા; અમર્યાદા. 4. Insurance. વીમો. 5. Positive declaration or writing. ભરોસાપાત્ર, સત્ય, ચોક્કસ જાહેરાત અથવા લખાણ, લેખ; દસ્તાવેજ.

**Assure**, *vt.* (ઍશ્યૂ'ર્) To make certain. ખાત્રી કરવી; ભરોસો આપવો. 2. To insure. વીમો ઉતરાવવો. [L. *ad*, to, and *securus*, secure.]

**Asterisk**, *n.* (ઍ'સ્ટરિસ્ક્) A little star; a figure of a star thus (*) used in writing and printing. ચોકડી; ફુદડી. [Gr. *aster*, a star.]

**Asterism**, *n.* (ઍ'સ્ટરિઝ્મ્) A small cluster of stars. તારામંડળ; તારાગણ. 2. A constellation. નક્ષત્ર. 3. An asterisk. ફુદડી.

**Astern**, *adv.* (ઍ'સ્ટર્ન) Backward; behind; પાછું; પાછળ. 2. In or at the hinder part of a ship. વહાણના પાછલા ભાગ તરફ. [ Prefix *a* on or in and *stern* ]

**Asteroid**, *n.* (ઍ'સ્ટરૉઇડ્) A small plant. એક ન્હાનો ગ્રહ. [Gr. *aster*, a star and *eidos*, form.]

**Asthma**, *n.* (ઍ'સ્મૅ, ઍ'સ્થ્મૅ) A disorder of respiration. દમ; મુંઝ; હાંફ; દમનો રોગ. [Gr, *azo*, I pant.]

**Asthmatic**, *adj.* (ઍસ્મૅ'ટિક્) Suffering from the disease of asthma. દમિયલ; દમ સંબંધી; દમના રોગવાળું.

**Astonish**, *vt.* (ઍસ્ટૉ'નિશ્) To astound; to amaze: to strike with surprise. અચંબો પમાડવો; અચરત પમાડવું; વિસ્મિત કરવું; દંગ કરી નાખવું; ચકિત કરવું. [L. *ad*, to, and *tonare*, to thunder.]

**Astonishing**, *adj.* (ઍસ્ટૉ'નિશિંગ્) Wonderful; marvellous; આશ્ચર્યકારક; અચરત, અજાયબી, તાજુબી ભરેલું.

**Astonishment**, *n.* (ઍસ્ટૉ'નિશ્મેન્ટ્) Amazement; confusion; wonder; આશ્ચર્ય; અચંબો; વિસ્મય; ગભરાટ.

**Astound**, *vt.* (ઍસ્ટા'ઉન્ડ્) To astonish; to stun; દિંગ્મૂઢ બનાવી દેવું; ચકિત કરવું;-*adj.* Astounding.

**Astral**, *adj.* (ઍ'સ્ટ્રલ્) Belonging to the stars; starry; તારાનું, સંબંધી; ગ્રહવાસી; તારાવાળું; તારા જેવું.-**A. plane**=ભુવર્લોક; પિતૃલોક. [L. *astrum*, a star. ]

**Astray**, *adv.* (ઍસ્ટ્રે'ય્) Out of the right way. અવળે રસ્તે; કુમાર્ગે; ખોટે, ઉંધે રસ્તે; ભૂલું.

**Gone astray**=ખોટે રસ્તે ચઢેલ; ભૂલું પરેલ.

**Astride**, *adv.* (ઍસ્ટ્રા'ઈડ્) With the legs wide apart or on either side. પહોળા પગ કરીને; બન્ને બાજુએ એકેકો પગ મૂકીને; પલાંગીને.

**Astringe**, *vt.* (ઍસ્ટ્રિ'ન્જ્) To bind fast; compress. તાણીને બાંધવું; દબાવી બાંધવું.

**Astringency**, *n.* (ઍસ્ટ્રિ'ન્જેન્સ) The quality of contracting. બંધકગુણ. 2. Slight bitterness. તુરાશ.

**Astringent**, *adj.* (ઍસ્ટ્રિ'ન્જેન્ટ) Contracting the tissues; checking excessive discharges. કોઠાને મજબુતી આપે તેવું; બંધક, સ્તમ્ભક, બંધકોષ, કબજીયત કરે તેવું. 2. Slightly bitter. તૂરૂં.–*n.* A medicine that contracts. કબજીયત કરે તેવું; કોઠાને મજબુતી આપે એવું ઓસડ. [ L. *ad*, *stringo*, I bind. ]

**Astrologer**, *n.* (ઍસ્ટ્રૉ'લૉજર) One versed in astrology. જોષી; જ્યોતિષી; ભવિષ્ય કહેનાર; ગ્રહદશા જોનાર; નજુમી.

**Astrology**, *n.* (ઍસ્ટ્રૉ'લૉજી) The so-called science or art of foretelling future events by the situation and aspects of the stars. જ્યોતિષ; મુહૂર્તશાસ્ત્ર,ગ્રહદશાદર્શન;નજુમ.–*adj.*Astrolog'ical. [Gr. *astron*, a star, *logos*, discourse.]

**Astronomer**, *n.* (ઍસ્ટ્રૉ'નોમર) One versed in astronomy. ખગોળવિદ્યા જાણનાર; ખગોળવેત્તા; જ્યોતિષી.

**Astronomy**, *n.* (ઍસ્ટ્રૉ'નોમિ) The science which treats of the celestial bodies. ખગોળવિદ્યા; જ્યોતિષશાસ્ત્ર; સિદ્ધાંતજ્યોતિષ.—*adj.* Astron'omical. [Gr. *astron*, *nomos*, a law, or a rule.]

**Astute**, *adj.* (ઍસ્ટ્યૂ'ટ) Shrewd; sharp; crafty. ચતુર; તીક્ષ્ણ બુદ્ધિવાળું; વિચક્ષણ; ધૂર્ત; ધુતારૂં; લુચ્ચું. [L. *astus*, subtleness.]

**Astuteness**, *n.* (ઍસ્ટ્યૂ'ટનેસ) Sharpness; cunning. વિચક્ષણતા; તીક્ષ્ણતા; ધૂર્તતા; પક્કાઇ.

**Asunder**, *adv.* (ઍસ'ન્ડર) Apart; separately. જુદું; છુટું; અળગું.

**Asylum**, *n.* (ઍસા'ઇલમ) A place of refuge for debtors or criminals. આશરો; ઓથ; 2. An institution for the protection of the unfortunate. નિરાધાર લોકોને આશરો આપવાની જગ્યા; અનાથાશ્રમ, ગૃહ; ધર્મશાળા. An asylum for brutes. પાંજરાપોળ. [Gr. *a*, without; *sule*, right of seizure.]

**At**, *prep.* ( ઍટ ) Near. પાસે; નજીક; આગળ. 2. In. માં; માંહે; ઉપર. 3. Towards. તરફ; સામે. 4. According to. ના દરથી; પ્રમાણે. **At all.** જરાએ; સમુળગું. **At best.** બહુ બહુતો. **At command.** હાજરાહજુર; તાબામાં; સમક્ષ. **At large**=છુટું; સામટું. **At one.** એકમતનું. **At pleasure**. મરજી પ્રમાણે. **At random.** જેમતેમ. **At sight**. દેખતાં વેત; દેખત. **At three months' sight**. ત્રણ મહિનાની મુદતે.

**Atheism**, *n.* (એ'યૂથીઇઝમ) The doctrine that there is no God; disbelief in God. ઈશ્વર નથી એમ માનવું તે; નાસ્તિકમત, પણું; [Gr. *a*, *theos*, God.]

**Atheist**, *n.* ( એ'યૂથીઈસ્ટ ) One who disbelieves the existence of God or gods.નાસ્તિક.

**Atheistic,-al**, *adj.* ( એ'યથીઇ'સ્ટિક, કલ ) Pertaining to atheism. નાસ્તિક મત સંબંધી. 2. Irreligious; impious. અધર્મી; નાસ્તિક મતવાળો; દેવનિંદા કરનારૂં.

**Athirst**, *adj.* (ઍથ'ર્સ્ટ) Wanting drink; thirsty. તરસ્યું; પ્યાસું; તરસ લાગેલું. [ *a* and *thirst*. ]

**Athlete**, *n.* (ઍ'થ્લીટ) One who is trained to exercises of strength and agility. તાલીમબાજ; કસરતીયો; મલ્લ; પહેલવાન. [ Gr. *athlos*, a contest. ]

**Athletic**, *adj.* ( ઍથ્લે'ટિક ) 1. Strong; robust. બળવાન; જોરવાળું; કદાવર; જબરૂં. 2. Pertaining to athletes or their exercises. મલ્લ સંબંધી; મલ્લવિદ્યા સંબંધી; પહલવાનનું; પહેલવાનની કસરત સંબંધી; અંગ કસરત સંબધી તાલીમબાજી સંબંધી;–*n.* (pl.) મલ્લવિદ્યા;અંગકસરત.

**Athwart**, *prep.* (ઍથ્વૉ'ર્ટ) From side to side of; across. આડું; વાંકું.–*adv.* Crossly; wrongly. આડી રીતે; આડે રસ્તે; ગેરશિરસ્તે. [ Prefix. *a*, on, thwart. ]

**Atlantic**, *adj.* (ઍટ્લૅ'ન્ટિક) Pertaining to the ocean which lies between Europe and America. યુરોપ અને અમેરીકાની વચમાં આવેલા મહાસાગર સંબંધી.–*n.* The A. ocean. ઍટલૅંનટિક મહાસાગર [From *Atlas*,a mountain in Africa.]

**Atlas**, *n.* (ઍ'ટ્લૅસ) A collection of maps. નકશાનું પુસ્તક. 2. A volume of pictures. સમજાવવાનાં ચિત્રનું પુસ્તક.

**Atlas**, *n* (ઍ'ટ્લેસ) A kind of silk–satin સાટી. ( Ar. )

**Atmosphere**, *n.* ( ઍ'ટ્મૉસ્ફીર ) Air; the whole mass of air surrounding the earth. વાતાવરણ; વાયુમંડળ; વાતચક્ર. 2. Any pervading influence. આસપાસ પસરી રહેલી અસર. e. g. **He was brought up iu a moral atmosphere**. ધાર્મિક વાતાવરણમાં તે ઉછરેલો હતો [Gr. *atmos*, vapour, *sphaira*, sphere.]

**Atmospheric,-cal**, ( ઍટ્મૉસ્ફે'રિક,-કલ ) Depending on atmosphere; pertaining to the atmosphere. વાતાવરણ ઉપર આધાર રાખતું, ને આધીન; વાતાવરણ સંબંધી.

**Atom**, *n.* ( ઍ'ટૉમ ) A molecule; the smallest component part of any body; any thing extremely small; a very minute

particle of matter. અણુ; રજકણ; પરમાણુ; અતિ-સૂક્ષ્મ પદાર્થનો ભાગ; કણ; લેશ; છાંટો. [Gr. *a*, not, *tenno*, I cut; L. *atomus*, an atom; what is indivisible.]

**Atomic,-cal,** *adj.* (ઍટૉ'મિક્,-કૅલ્) Extremely minute; pertaining to or consisting of atoms. અતિસૂક્ષ્મ; પરમાણુ સંબંધી; પરમાણુનું બનેલું.

**Atomism**, *n.* (ઍ'ટોમિઝમ્) Atomic philosophy. 2. The doctrine of atoms. પરમાણુવાદ.

**Atone**, *vi.* (ઍટો'ન્) To expiate; to make reconciliation; to answer for. પ્રાયશ્ચિત્ત કરવું; પાપનિવારણ કરવું; બદલો વાળવો; સમાધાની કરવી; જવાબ આપવો. 2. To make satisfaction for. બદલો–અવેજ આપવો; નુકસાની ભરી આપવી. [Compounded of *at* and *one*.]-*vt.* પ્રાયશ્ચિત્ત કરવું; સમાધાની કરવી.

**Atonement**, *n.* (ઍટો'નમેન્ટ્) The act of atoning; expiation; satisfaction. પ્રાયશ્ચિત્ત; સમાધાન; પાપનિવારણ; મેળ.

**Atrocious**, *adj.* (ઍટ્રો'શસ્) Horrible; frightful; extremely heinous; cruel. ઉગ્ર; ઘોર; ત્રાસજનક; અતિદુષ્ટ; ઘાતકી.

**Atrocity**, *n.* (ઍટ્રૉ'સિટિ) Horrible cruelty; enormous wickedness. કાળો કેર; મહા પાપ; ઘોરકર્મ.

**Atrophy**, *n.* (ઍ'ટ્રૉફિ) Emaciation; a wasting away with loss of strength. ક્ષીણતા; ક્ષયરોગ; કમતાકાત; શરીરનું ગળવું તે; શરીરશોષણ.

**Attach**, *vt.* (ઍટ્-ટૅ'ચ્) To annex; to affix. જોડવું; બાંધવું; ચ્હોટાડવું. 2. To seize; to take. બળાત્કારથી લઈ લેવું; પકડવું. 3. To arrest or seize by authority. જપ્ત કરવું; જપ્તિ કરવી, લાવવી. 4. To attract or charm; to gain over; to win. મુગ્ધ કરવું; મન હરી લેવું; મોહવશ કરવું; પ્રીતિ-સ્નેહ બંધાવવો.-*vi.* To be attached; to be connected; to adhere. ચોંટવું; જોડાઈ જવું. [L. *ad*, to, E. *tack*, a small nail.]

**Attache**, *n.* (ઍટ્-ટૅ-શે'ય્) One attached to the suit of an ambassador. એલચીના તાબાનો નોકર; અનુષંગી.

**Attachment**, *n* (ઍટ્-ટૅ'ચમેન્ટ) State of being attached; act of attaching; a tie; union; tender regard. વળગણ; સ્નેહગ્રંથિ; પ્યાર; પ્રીતિ. 2. A seizing. જપ્તિ. 3. Adherence; fidelity. વળગણ; વળગી રહેવું તે; વફાદારી.

**Attack**, *vt.* (ઍટ્-ટૅ'ક્) To try to injure by any act, speech or writing. કર્મ, વચન અથવા લેખથી નુકશાન કરવા, દુઃખ દેવા, પ્રયત્ન કરવો; લડત ચલાવવી; વાદવિવાદ કરવો. 2. To assault; to make an onset upon. હલ્લો કરવો; હુમલો કરવો; તૂટી પડવું. 3. To seize as a disease. દરદમાં પકડાવું; ને વળગવું,લાગવું;આવવું. **He is attacked by fever.** તેને તાવ આવે છે.-*n.* An assault; હલ્લો; હુમલો. 2. Seizure. ચઢવું, આવવું, થવું તે.

**Attain**, *vt.* (ઍટ્-ટે'ઈન્) To come to; to obtain; to achieve. પહોંચવું; મેળવવું.-*vi.* To reach; to come. (followed by *to*.) પ્રાપ્ત થવું; સંપાદન હોવું. e. g. **He has attained to perfection.** તેણે સંપૂર્ણતા પ્રાપ્ત કરી છે. [L. *ad*, to, *tango*, I touch.]

**Attainable**, *adj.* (ઍટ્-ટે'ઇનેબલ્) That may be attained. સાધ્ય; પ્રાપ્ય; મેળવાય તેવું.

**Attainder**, *n.* (ઍટ્-ટે'ઇન્ડર્) Loss of civil rights through conviction for high treason. રાજદ્રોહ અથવા બેવફાઇના કારણથી રૈયત તરીકેના હક ગુમાવવા તે. [L. *attigere.*]

**Attainment**, *n.* (ઍટ્-ટે'ઈન્મેન્ટ્) Accomplishment; act of attaining; acquirement. મેળવવું તે; પ્રાપ્તિ; સંપાદન. (pl.) accomplishments. ગુણ; જ્ઞાન;સંપાદિત ગુણ;નિપુણતા. **A man of rare attainments.** અલૌકિક શક્તિવાળો મનુષ્ય.

**Attaint**, *vt.* (ઍટ્-ટે'ઈન્ટ્) To deprive of rights for being convicted of treason; to affect with attainder. રૈયત તરીકેના હક લઇ લેવા; રાજદ્રોહ માટે શહેરી તરીકેનો અધિકાર છીનવી લેવો; રાજદ્રોહ કે એવા મહા અપરાધથી ગુન્હેગાર ઠરાવવું. To stain (from a fanciful connection with *taint*.) લાંછન લગાડવું; કલંકિત કરવું.-*n.* A hit. આઘાત; ટકોરો. 2. Stain; disgrace. નામોશી; બદનક્ષી; બટ્ટો; લાંછન; બેઆબરૂ.

**Attemper**, *vt.* (ઍટ્-ટે'મ્પર્) To moderate; to temper; to modify. ઘટાડવું; ઓછું કરવું; નરમ કરવું. 2. To accomodate; to fit. બંધબેસતું કરવું; અનુસરતું કરવું; માફક આવે તેમ કરવું. [L. *ad*, *tempero*, I mix in due proportion.]

**Attempt**, *vt.* (ઍટ્-ટે'મ્પ્ટ્) To essay; to make an effort. પ્રયત્ન કરવો; કોશીશ કરવી; યત્ન કરવો; અજમાવવું. 2. To attack. હુમલો કરવો; હલ્લો ક૦ -*n.* Endeavour; an attempt; trial; enterprise. પ્રયત્ન; કોશીશ; તજવીજ; અજમાયશ; સાહસ; જોખમ. 2. Attack. હલ્લો; હુમલો; આક્રમણ. [L. *ad*, to *tempto*, I try.]

**Attend**, *vt.* (ઍટ્-ટે'ન્ડ્) To be present with or at; to wait upon. હાજર રહેવું; તહેનાતમાં રહેવું. 2. To follow; to watch or observe. સાંભળવું; ગણકારવું; અનુસરવું. 3. To accompany. ની સાથે રહેવું; હોવું. To A. as a physician; to A. school=ઓસડ આપવું, કરવું; નિશાળમાં જવું. -*vi.* (followed by *to* and *upon*.) to listen to. સાંભળવું. 2. To wait upon. સેવા કરવી;

ખિજમતમાં રહેવું; તહેનાતમાં રહેવું. [L. *ad*, to, *tendo*, I stretch.]

**Attendance,** *n.* (ઍટ્ ટૅન્ડન્સ્) Act of attending; service. હાજરી; નોકરી; સેવા; હાજર રહેવું તે. 2. Persons attending. હાજરીમાં રહેનારા લોકો; હાજર હોનાર. 3. Number present. હાજરી.

**Attendant,** *adj.* (ઍટ્-ટૅન્ડન્ટ્) Consequent upon; following. અનુષંગી; ની પાછળ આવનાર, જનાર; સંબંધ ધરાવનાર. 2. Being present; accompanying. સાથે રહેનાર; લગતું.-*n.* A follower; a servant; one who attends or waits on another. અનુચર; સેવક; ચાકર; નોકર. 2. One who is present; that which accompanies. હાજર રહેનાર; સાથી; સહચર.

**Attention,** *n.* (ઍટ્-ટૅન્શન્) Act of attending; care; heed. ધ્યાન; લક્ષ; મન; ચિત્ત; સાવધાનતા; સંભાળ. 2. An act of civility. વિવેક; સત્કાર; આદર.

**Attentive,** *adj.* (ઍટ્-ટૅન્ટિવ્) Observant; heedful; mindful. લક્ષ લગાડનાર; ચિત્ત ચોટાડનાર; ધ્યાન દેનાર; સાવધ. 2. Civil. આદરભાવિક; સત્કારયુક્ત.

**Attenuate,** *vt.* (ઍટ્-ટૅન્યુએઇટ્) To make thin. ઝીણું, બારીક, પાતળું કરવું. 2. To lessen the strength of. સત્ત્વ ઓછું કરવું. 3. To break into minute parts. ચુરો કરવો; વાટવું. 4. To extend in length. લંબાવવું; તાણવું; ખેંચવું. 5. To show to be less. ઓછું બતાવવું; ગુન્હો, વાંક ઓછો કરી બતાવવો.-*vi.* To become thin; to diminish. પાતળું, ઝીણું, બારિક, કૃષ, ઓછું, ક્ષીણ થવું; ઘટવું. *adj.* Atten'uated. પાતળું; નાજુક.-*n.* Attenua'tion. [L. *ad*, *tenuo*, I make thin.]

**Attest,** *vt.*, (ઍટ્-ટૅસ્ટ્) To bear witness to; to certify; સાક્ષી, સાહેદી આપવી; to give proof of. સાબિતિ આપવી; ના ઉપરથી સિદ્ધ કરવું. 3. To call to witness. સાક્ષી તરીકે રજુ કરવું. [L. *ad*, *testis*, a witness.]

**Attestation,** *n.* (ઍટ્-ટૅસ્ટે'યશન્) Evidence; testimony; સાક્ષી; શાખ; સાહેદી; પ્રમાણ; સાબિતી.

**Attestor,-ter,** *n.* (ઍટ્-ટૅસ્ટર્) A witness. સાક્ષી આપનાર.

**Attic,** *n.* (ઍ'ટ્ટિક) A garret. ઘરનું કાતરીયું; માળો; મેડો.-*adj.* Elegant in style of language. સફાઈદાર; સંસ્કારી; સુંદર. [L. *atticus.*]

**Attire,** *vt.* (ઍટ્-ટા'યર્) To dress finely; to array; to adorn. સુંદર વસ્ત્ર, પોષાક, પહેરાવવો; શણગાર સજવો; ઠીકઠાક ગોઠવવું.-*n.* Dress; raiment. વસ્ત્ર; પોષાક; સાજ.

**Attitude,** *n.* (ઍ'ટિટ્યુડ્) State; posture; સ્થિતિ; આસન; આકાર; નોક; અભિનય. 2. Condition; position. દેખાવ; આકૃતિ; 3. Disposition. વૃત્તિ; મનની સ્થિતિ. [L. *aptus*, fit.]

**Attorney,** *n.* (ઍટ્-ટ'ર્નિ) One appointed to act in place of another; a legal agent; મુનિમ; પ્રતિનિધિ; મુખત્યાર; વકીલ. **A. general.** સરકારી વકીલ. **Letter or power of A.** મુખત્યારનામું; વકીલાતનામું. [L. *ad*, O. Fr. *torner*, to turn.]

**Attract,** *vt.* (ઍટ્-ટ્રૅ'ક્ટ્) To draw towards. આકર્ષણ કરવું; to induce; to allure; લલચાવવું; મનોહરણ કરવું. [L. *ad*, *traho*, I draw.]

**Attraction,** *n.* (ઍટ્-ટ્રૅ'ક્શન્) Drawing towards. આકર્ષણ; ખેંચાણ; તાણ; 2. The force which attracts; આકર્ષણ શક્તિ; 3. Enticement. લાલચ; મોહ. **A. of gravitation.** ગુરૂત્વાકર્ષણ. **Tapillary A.** કેશાકર્ષણ; તત્ત્વાકર્ષણ. **Electric A.** વિદ્યુદાકર્ષણ.

**Attractive,** *adj.* (ઍટ્-ટ્રૅ'ક્ટિવ્) Having the power of drawing towards. આકર્ષક; આકર્ષક શકિતવાળું; 2. Alluring; charming. મોહક; ચિત્તાકર્ષક; મનોહર.

**Attractiveness,** *n.* (ઍટ્-ટ્રૅ'ક્ટિવનેસ્) Power of attracting. આકર્ષક શક્તિ; મનોહરતા; મનોરંજકતા.

**Attribute,** *vt.* (ઍટ્-ટ્રિ'બ્યુટ) To assign; to impute; લગાડવું; કારણ જણાવવું; ને લીધે છે એમ માનવું; આરોપ કરવો;-*n.* Property; characteristic; an adjective. ધર્મ; ગુણ; ઉપાધિ; વિશેષક શબ્દ અથવા વાકયાંશ-*adj.* Attributable. આરોપ્ય; લગાડવા જોગ.

**Attribution,** *n.* (ઍટ-ટ્રિબ્યુ'શન્) The act of attributing; the thing or quality ascribed. આરોપ; આરોપણ; ગુણ; ધર્મ; આરોપિત વસ્તુ.

**Attributive,** *adj.* (ઍટ્-ટ્રિ'બ્યુટિવ્) Attributing; ગુણ બતાવતું; ગુણદર્શક; વાચ્ય; લગતું. 2. Coming before the qualified noun. નામની પહેલાં આવતું; વિશેષણ રૂપ.-*n.* A word expressing quality. વિશેષણ.

**Attrite** *adj.* (ઍટ-ટ્રા'ઈટ) Worn away by friction; ઘસાઈ ગયેલું.

**Attrition,** *n.* (ઍટ-ટ્રિ'શન્) Act of wearing away by friction; abrasion. ઘસારો; ઘર્ષણ; ઘસાઈ જવું. 2. Grief for past misdeeds. પશ્ચાતાપ; અનુતાપ. [L. *ad*, *tero*, I rule.]

**Attune,** *vt.* (ઍટ્-ટયૂ'ન્) To put in tune; to adjust; સૂર, રાગ મેળવવો; ગાયન ઉતારવું; બંધ બેસતું, ઠીકઠાક કરવું; અનુકૂળ બનાવવું.

**Auburn,** *n.* (ઑ'બર્ન્) Reddish brown; rich chestnut; રાતો ભુરો; ગોર. [L. *ālbus*, white.]

**Auction,** *n.* (ઑ'ક્શન્) A mode of public sale in which the article is sold to the highest bidder. હરાજી; લિલામ; [L. *augeo*, I increase.]

**Auctioneer**, *n*. (ઑક્‌શની'ર્) The person who sells by auction. હરાજી, લિલામ કરનાર.

**Audacious**, *adj*. (ઑડે'શસ્) Bold in a bad sense; impudent; shameless; ઉદ્ધત; ધૃષ્ટ; ધીટ; બેમરજાદ, અદબ; નિર્લજ્જ; 2. Committed in defiance of law. કાયદાને તરછોડીને કરેલ. Bold. બહાદુર. [ L. *aveo*, I desire; *oudeo*, I dare. ]

**Audaciousness**, *n*. ( ઑડે'શસ્‌નેસ્ ) Insolence; effrontery; ઉદ્ધતાઈ; બેઅદબી; નિર્લજ્જતા. 2. Boldness. સાહસ; છાતીજોર; હિમ્મત.

**Audacity**, *n*. ( ઑડૅ'સિટિ ) Undesirable boldness; insolence. ધૃષ્ટતા; ઉદ્ધતાઈ, નિર્લજ્જતા.

**Audible**, *adj*. (ઑ'ડિબ્‌લ્) Capable of being heard. સાંભળી શકાય એવું; સ્પષ્ટ.–*n*. Audib'ility. [L. *audio*, I hear.]

**Audience**, *n*. (ઑ'ડિઅન્સ્) Act of hearing. સાંભળવું, ધ્યાન દેવું તે; શ્રવણ. 2. The persons hearing; an auditory. શ્રોતાજન; સાંભળનાર; પ્રેક્ષકવર્ગ. 3. Admittance to a hearing; interview. અરજ સાંભળવા માટે મુલાકાત. [L. *audio*, I hear.]

**Audit**, *n*. (ઑ'ડિટ્) An audience or hearing. શ્રવણ. 2. An official examination of accounts. હિસાબ તપાસણી. 3. Final account. છેવટનો હિસાબ; ચોકખો હિસાબ. 4. Any examination. તપાસણી; પરીક્ષા.–*vt*. To examine accounts. હિસાબ તપાસવો, નક્કી ક૦ [L. *audio*, I hear.]

**Auditor**, *n*. (ઑ'ડિટ્ર) A hearer; a person appointed to examine accounts. સાંભળનાર; હિસાબ તપાસનાર, લેનાર; ઑડિટર.

**Auditory**, *adj*. (ઑ'ડિટોરિ) Able to hear. સાંભળવાની, શ્રવણશક્તિવાળો. 2. Pertaining to the sense or organs of hearing. કાનસંબંધી; શ્રવણ, શ્રુતિસંબંધી, વિષયક.–*n*. Audience. શ્રોતાજન; સાંભળનારી મંડળી. 2. A place for lecturing. વ્યાખ્યાનગૃહ; ભાષણમંદિર.

**Auger**, *n*. ( ઑ'ગર્ ) An instrument for boring large holes. સારડી; ત્રેવણ. [ A. S. *nafu*, the nail, *gar*, a dart.]

**Aught**, *n*. (ઑટ્) Anything. કંઈપણ વસ્તુ; કંઈપણ; સહેજપણ.

**Augment**, *vt*. (ઑગ્મે'ન્ટ્) To increase; to enlarge. વધારવું; મ્હોટું કરવું.–*vi*. To increase; to grow large. વધવું; મ્હોટું થવું.–*n*. Increase. વધારો; વૃદ્ધિ, ઉપસર્ગ. [L. *augeo*, I increase.]

**Augmentation**, *n*. (ઑગ્મેન્ટે'શન્) Act of augmenting. વધારો કરવો તે. વર્ધન. 2. State of being increased. વૃદ્ધિંગત થવું તે 3. A thing added. વધારો.

**Augmentative**, *adj*. (ઑગ્મેન્ટ'ટિવ્) Having the quality or power of increasing. વર્ધકગુણ, શક્તિવાળું; વધારો કરે એવું.–*n*. A word expressing greatness opposed to **diminutive**. વૃદ્ધિદર્શક શબ્દ, નામ.

**Augur**, *n* (ઑ'ગર્) A foreteller; a soothsayer. પક્ષીઓના ઉડવા ઉપરથી અગર બીજાં શુકન જોઈને ભવિષ્ય કહેનાર; શુકન, ભવિષ્ય જોનાર.–*vi*. To conjecture; to bode; to be a sign. અટકળ બાંધવી; જણાવું; સારાનરસા શુકન તરીકે જણાવું.–*vt*.–Guess; to predict; to forebode. અટકળ કરવી; ભવિષ્ય કહેવું; આગળથી જણાવવું. [ L. *avis*, a bird. ]

**Augural**, *adj*. (ઑ'ગ્યરૅલ્) Pertaining to an augur, to divination. ભવિષ્યવેત્તા; ભવિષ્યવિદ્યાને લગતું. 2. Initial. પ્રારંભિક; શરૂવાતનું; પહેલા શુકનનું.

**Augury**, *n*. (ઑ'ગ્યરિ) Art or practice of an augur; an omen. ભવિષ્ય કહેવાની વિદ્યા, કળા; શુકન.

**August**, *n*. (ઑગ'સ્ટ્) Grand; majestic. પ્રૌઢ; પ્રતાપી; ગંભીર; મોભાદાર; ભભકાદાર. [L. *augeo*, I increase.]

**August**, *n*. (ઑ'ગસ્ટ્) The eighth month of the Christian year; named in honour of the Roman Emperor **Augustus**. અંગ્રેજી વર્ષનો આઠમો મહીનો; શ્રાવણ–ભાદરવો.

**Aunt**, *n*. (આન્ટ) The sister of one's father or mother. ફોઈ, માશી. 2. Wife of the brother of one's father or mother. કાકી, મામી.

**Aura**, *n*.(ઑ'રૅ)An exhalation;an emanation. શરીરમાંથી નીકળતા અણુ, રજ; તેજપુંજ; પ્રભા; દીપ્તિ. [Gr. *ao*, I blow.]

**Aurate**, *adj*. (ઑ'રેટ્) Resembling gold; gilded. સોના, સોનાના રંગ જેવું;ઢાળ ચઢાવેલું; સોનેરી.

**Aurated**, *adj*. ( ઑરે'ઇટેડ્ ) Having ears. કાનવાળું. [L. *auris*, an ear.]

**Aurelia**, *n*. (ઑરિ'લિઅ) The chrysalis of an insect. કોશ; કોશવાસી જીવડો. [L. *aurum*, gold.]

**Aureola,-e**, *n*. (ઑરિ'ઑલૅ,-ઑ'રિઓલ્) A halo of light round a saint; a circle of rays. તેજોમંડળ; કિરણચક્ર; કીર્તિતેજ.

**Auricle**, *n*. (ઑ'રિક્‌લ્) The external ear; કર્ણપુટ; કાનનો બહારનો ભાગ. 2. Either of the two muscular cavities at the base of the heart. હૃદયની નીચેની કોથળી. 3. The trumpet of the ear. કાનની ભુંગળી. [L. *auris*, an ear.]

**Auricular**, *adj*. (ઑરિ'ક્યુલૅર્) Pertaining to the ear. કાનને લગતું, સંબંધી. 2. Heard by the ear. સાંભળેલું; કાને પડેલું; દીઠેલું નહિ તેવું. 3. Secret; confidential. કાનમાં કહેલું; ખાનગી.

**Auriform**, *adj.* (ઑ'રિફૉર્મ્) Of the shape of the ear. કર્ણાકાર.

**Aurora**, *n.* (ઑરો'રે) The dawn. પ્રાતઃકાલ; પરોઢીયું; અરૂણોદય; વહાણું. **A. Borealis** (ઑરો'રા બોરિઍ'યલિસ) The northern light. ઉત્તર ગોળાર્ધમાં થતા ઝઘેરા; પ્રકાશ; સુમેરૂ જ્યોતિ. **A. australis.** ( ઑરો'રે ઑસ્ટ્રે'યલિસ્ ) દક્ષિણ ગોળાર્ધમાં થતા ઝઘારા; કુમેરૂ જ્યોતિ. [*Sans. usha*, the dawn.]

**Auspice**, *n.* ( ઑ'સ્પિસ્ ) Omens drawn from birds; foresign. પક્ષીની ગતિ પરથી લીધેલાં શુકન; નિમિત્ત; પૂર્વચિન્હ. 2. ( *pl* ) Protection; patronage. આશ્રય; અનુગ્રહ; નેકનજર; કૃપાદૃષ્ટિ. [*L. avis*, a bird, *specio*, I observe.]

**Auspicious**, *adj.* ( ઑસ્પિ'શસ્ ) Having omens of success; fortunate; માંગલિક; શુભ; કલ્યાણકારી, શ્રેયસ્કર; ભાગ્યશાળી; અનુકૂળ; આબાદ.

**Austere**, *adj.* (ઑસ્ટી'ર) Sour; acerb. ખાટું; તૂરૂં; કર્કશ; રૂક્ષ. 2. Severe; stern. ઉગ્ર; આકરૂં; કઠોર; કરડું; સખત.

**Austereness**, *n.* ( ઑસ્ટી'રનેસ્ ) Severity; harshness in taste. સખ્તાઇ; ખટાશ; તુરાશ; કર્કશતા.

**Austerity**, *n.* ( ઑસ્ટે'રિટિ ) Severity of manners or life; penance. આકરાપણું; કઠોરતા; સખ્તસંયમ; ઉગ્રતા; તપશ્ચર્યા; વૈરાગ્ય. Power acquired through **A.** તપોબળ.

**Authentic,-al**, *adj.* (ઑથે'ન્ટિક્,-કલ્) With no doubt about its truth; genuine; from the author's or doer's own hand. ખરેખરૂં; નિઃસંદેહ; ખાત્રીવાળું; સપ્રમાણ; કરનાર માણસનુંજ; સાચેસાચું. [ Gr. *anthentikos*, true. ]

**Authenticate**, *vt.* (ઑથે'ન્ટિકેઇટ) To discover the authorship or truth of; to prove as real or true. ખરેખરી બાતમી મેળવવી; સાબીત કરવું; સાચું, સપ્રમાણ ઠરાવવું; કર્તા કોણ તે જાણવું.

**Authentication**, *n.* ( ઑથેન્ટિકે'ઈશન્ ) Confirmation. સાબીત, સાચું કરી બતાવવું, ઠરાવવું તે; મંજૂરી; ટેકો.

**Authenticity**, *n.* (ઑથેન્ટિ'સિટી) Genuineness. ખરાપણું; સત્યતા; અસલતા; સપ્રમાણતા.

**Author**, *n.* (ઑ'થર) One who does something; a writer of books. કર્તા; ચોપડી લખનાર; ગ્રંથકાર; લેખક. 2. One who starts a thing. પ્રવર્તક; જનક; મૂળ હિલચાલ કરનાર; ઉત્પાદક. [*L. augeo*, I increase. ]

**Authoress**, *n. f.* (ઑ'થરેસ્) A female writer, or doer. ગ્રંથકર્ત્રી; સ્ત્રીલેખક; કરનારી; ચલાવનારી.

**Authoritative**, *adj.* ( ઑથૉ'રિટેટિવ્ ) Having authority; commanding. સત્તાવાર; દાબવાળું; દમામયુક્ત; સ્વામિત્વસૂચક. 2. Positive; peremptory. સપ્રમાણ; પ્રમાણયુક્ત; આપ્ત; ઝટપટ; દમામસર.

**Authority**, *n.* (ઑથૉ'રિટી) Power given by law or position. કાયદેસર સત્તા; હોદ્દાની સત્તા; અધિકાર; અખત્યાર; મુનસફી; સત્તા; ઐશ્વર્ય. 2. Power derived from opinion, testimony, respect or esteem. પ્રમાણ; આધાર; વજન; ભરોંસો; વકર; વિસાત; માન્યસત્તા; સાક્ષીઆધાર; સાબીતી; પુરાવો. 3. A precedent. દાખલો; ઉદાહરણ; પ્રમાણ. 4. An official statement. શાસનપત્ર; મુખત્યારપત્ર; સનદ; હુકમ.- (pl.).–The persons who put the law in force; the ruling body. સત્તાધિકારીઓ; શાસનકર્તાઓ; રાજ્યાધિકારીઓ.

**Authorize,-se**, *vt.* ( ઑ'થોરાઇઝ્ ) To give right or power to do; to empower. સત્તા આપવી; હક્ક આપવો. 2. To sanction. મંજૂરી આપવી. 3. To give credit. ટેકો, આધાર, પ્રમાણ આપવું; સત્ય ઠરાવવું. 4. To establish by custom, etc. રૂઢિ, વિધિ, લોકાચારથી સ્થાપવું; પ્રચલિત કરવું. *n.* Authorisa'tion. રજા; પ્રમાણ; અધિકાર આપવો તે.

**Authorship**, *n.* ( ઑ'થરશિપ્ ) State of being an author. ગ્રંથકારપણું; કર્તૃત્વ.

**Autobiographer**, *n.* ( ઑટોબાઈઑ'ગ્રફર્ ) One who writes about his own life. પોતાનું જીવનચરિત્ર લખનાર; સ્વચરિત્ર લખનાર.

**Autobiography**, *n.* (ઑટોબાઈઑ'ગ્રફી) A person's life written by himself. આત્મચરિત્ર; સ્વચરિત્ર; આત્મકથા; વર્ણન. [ Gr. *autos*, self; *bios*, life; *grapho* I write. ]

**Autocracy**, *n.* (ઑટૉ'ક્રસિ) Full power in the hands of one man; self-supremacy. મુખત્યારી; આપઅખત્યારી; સ્વતંત્ર અધિકારી, આપખુદી. [ Gr. *autos* self, *kratos*, power ]

**Autocrat**, *n.* (ઑ'ટોક્રેટ) An absolute prince or sovereign; one who uses full power. સ્વતંત્ર રાજા; આપઅખત્યાર; કુલમુખત્યાર; આપખુદ.

**Autograph**, *n.* (ઑ'ટોગ્રૅફ) A person's own hand-writing; one's own signature. સ્વહસ્તાક્ષર; પોતાની સહી; હાથનો લેખ. [ Gr. *autos*, *grapho*, I write. ]

**Automatic,-al**, *adj.* ( ઑટોમૅ'ટિક્-કલ્ ) Self-moving; not depending on the wish or will. પોતાની મેળે, આપોઆપ હાલતું ચાલતું; સ્વક્રિય; સ્વયંવહ; આત્મચાલક; આપોઆપ; સ્વયમ. [ Gr. *automatos* self-moving ]. — *adv.* Automat'ically.

**Automatism**, *n* (ઑટૉમૅ'ટિઝમ ) Self-moving power. આત્મચલન શક્તિ; સ્વયંવાહિની શક્તિ.

**Automaton**, *n.* ( ઑટૉ'મૅટન્ ) A self-moving machine. સ્વયંચાલક યંત્ર.

**Autonomy**, *n.* (ઑટૉ'નૉમી) Self-government. સ્વસત્તા, શાસન, રાજ્ય; આંતરિક સ્વતંત્રતા. [ Gr. *autos, nomos*, a law ].–*adj.* Auton'omous. સ્વસત્તાક.

**Autumn**, *n.* (ઑ'ટમ્) The third season of the year, when fruits are gathered in; the season in which leaves fall down. શરદ ઋતુ; શરત્કાલ; ખરીફનો સમય; પાનખર ઋતુ 2. Decline; third stage. પડતીનો સમય; પડતીની શરૂઆત; ત્રીજી અવસ્થા. [L. *augere*, to increase.]

**Autumnal**, *adj.* (ઑટ'મ્નલ્) Pertaining to autumn. શરદ્, પાનખર ઋતુ નું, સંબંધી. 2. Produced in autumn. શરદ્ ઋતુમાં ઉગતું, નિપજતું. 3. Flowering in autumn. શરદ્ ઋતુમાં ફાલતું, ફુલતું, 4. In the third stage; past the middle age. ઉતરતી વયનું; આધેડ અવસ્થા પછીનું; પડતીનું.

**Auxiliary**, *adj.* (ઑગ્ઝિ'લ્યરી) Subsidiary; giving help. સહાયકારી; મદદગાર.–*n.* A helper; a verb that helps. મદદગાર; સહાયકારી ક્રિયાપદ. (pl.). Foreign or helping troops; allies. પરદેશી લશ્કર; કુમકે આવેલી સેના; મિત્ર સૈન્ય [ L. *auxilium*, help ].

**Avail**, *vt.* (ઍવે'ઇલ્) To be of use to; to suit; to benefit. કામમાં આવવું, લેવું; ફાયદો, લાભ લેવો, કરવો; તક સાધવી; કામ કાઢવું.–*vi.* To answer a purpose; to be of use. કામ આવવું; ઉપયોગી થવું; ચાલવું; થી વળવું, પાર પડવું, ફળ મળવું.–*n.* Use; benefit. ઉપયોગ; હાંસિલ; ગુણ; હિત; ફાયદો; ફળ.–( pl. ) Proceeds; fruits. ઉત્પન્ન; ઉપજ; પેદાશ; ફળ. **Of no avail**= નકામું; વ્યર્થ; નિષ્ફળ. [L. *ad, valeo*, I am strong.]

**Available**, *adj.* (ઍવે'ઇલૅબલ્) That can be made use of; at hand; profitable. ઉપયોગમાં, કામમાં લઈ શકાય તેવું; મળી શકે એવું; પ્રાપ્ય; લાભકારક; ફાયદો, ગુણ કરનારૂં; ફલદાયી. 2. Valid; sound. સધર; યોગ્ય; જબરૂં.

**Avalanche**, *n.* (ઍ'વૅલૅન્શ્) A mass of snow or ice creeping down a mountain. પહાડ ઉપરથી સરતો બરફનો ઢગલો, ની શિલા. [L. *ad, vallis*, a valley.]

**Avarice**, *n.* (ઍ'વૅરિસ્) Greed of wealth; acquisitiveness. લોભ; તૃષ્ણા; લાલસા; કૃપણતા; ધનાભિલાષા. [L. *avaritia*, greed.]

**Avaricious**, *adj.* ( ઍવૅરિ'શસ્ ) Greedy of gain. ધનલોભી; કૃપણ; લાલચુ.

**Avast**, *interj.* (ઍવા'સ્ટ) Stop. સબૂર; બસ; સાવધાન.

**Avaunt**, *interj* (ઍવૉ'ન્ટ) Begone; away. ચલ જાઓ; બહાર નિકલ; કાળું કર; હટ જા

**Avenge**, *vt.* (ઍવે'ન્જ્) To take vengeance; to punish in return; to vindicate. બદલો લેવો; વેર વાળવું; વેરની વસુલાત કરવી. [L. *ad, vindicare*, to claim for.]

**Avenue**, *n.* (ઍ'વેન્યૂ) A passage shaded with trees; a street. ઝાડીની અંદર થઇને જતો રસ્તો, માર્ગ, દ્વાર, કુંજગલી; વૃક્ષવાટ; પહોળો રસ્તો. [L. *ad, venire*, to come.]

**Aver**, *vt.* (ઍવ'ર્) To state firmly; to declare to be true. ખાતરીથી કહેવું; સાચું, ખરૂં છે એમ ભાર દઇને કહેવું; પ્રતિજ્ઞા, નિશ્ચયપૂર્વક જાહેર કરવું. [ L. *ad, verus*, true. ] *n.* **Aver'ment** ખાતરીથી કહેવું તે; કહેવું તે.

**Average**, *n.* ( ઍ'વરેઇજ્ ) The sum of several amounts divided by their number; a mean proportion. સરેરાશ; સરાસરી; મધ્ય પ્રમાણ.–*adj.* Rising to an average. સરાસરીનું; મધ્યમ.–*vt.* To find the mean of. સરાસરી કાઢવી; સરેરાશ શોધવું –*vi.* To form the mean of. સરેરાશ હોવું, થવું. [L. *averia*, cattle; *harbeo*, I have.]

**Averse**, *adj.* (ઍવ'ર્સ્) Turned away from; having a dislike to. વિરક્ત; વિયુક્ત;વિમુખ;નારાજ; નાખુશ; પ્રતિકૂલ. [L. *ab, verto*, I turn.]

**Averseness**, *n.* (ઍવ'ર્સનેસ્) Dislike. અણગમો; વિરક્તતા.

**Aversion**, *n.* (ઍવ'ર્શન્ ) Dislike; the person or thing disliked. અણગમો; નાખુશી; અણગમતો માણસ, વસ્તુ; અપ્રીતિ; અભાવ; પ્રતિકૂલતા; વિરાગ.

**Avert**, *vt.* (ઍવ'ર્ટ) To turn aside; to ward off; to prevent. ફેરવી નાંખવું; વારવું; દૂર કરી નાંખવું; અટકાવવું. [L. *ad, verto*, I turn.]

**Aviary**, *n.* ( ઍ'વિઍરિ ) A bird-cage; a place or an inclosure for keeping birds. પક્ષીગૃહ, ભવન; પાંજરૂં; પક્ષીઓ માટે જગ્યા, અખાડો, વાડો. [L. *avis*, a bird.]

**Avidity**, *n.* ( ઍવિ'ડિટી ) Keenness; great desire; eagerness. તીવ્ર ઇચ્છા; લોલુપતા; હોંશ; સ્પૃહા; લાલસા.–*adj.* **Avid**; **Avidious.** આતુર; ભૂખ્યો; બ્હાવરો. [L. *aveo*, I desire.]

**Avocation**, *n.* (ઍવોકે'શન્) One's regular employment or occupation. ધંધો; નોકરી; કાર્ય; પ્રવૃત્તિ; પેશો; વૃત્તિ; વ્યાપાર; કામકાજ. [ L. *ad, voco*, I call. ]

**Avoid**, *vt.* (ઍવૉ'ઇડ્) To evade; to keep out of the way of; to shun. છટકી જવું; ઉડાવી દેવું; અખાડા કરવા; અલગ રહેવું; છોડી, ત્યજી દેવું; થી દૂર રહેવું; વજવું.

**Avoidable**, *adj.* (ઍવૉ'ઇડૅબલ્) That can be shunned; capable of being escaped from. તજવા જેવું; થી દૂર રહી શકાય તેવું; વર્જ્ય; નિવાર્ય;

નામંજૂર કરી શકાય એવું; જેમાંથી છટકી જવાય એવું. *-n.* **Avoid'ance**. છોડી દેવું તે.

**Avordupois**, *n.* or *adj.* (ઍવરડયૂપૉ'ઈઝ્) A system of weight in which a pound is equal to sixteen ounces; in or of that weight. એક જાતનું વિલાયતી તોલ, જેમાં એક પાઉન્ડના સોળ ઔંસ ગણવામાં આવે છે; તેવી રીતના તોલ સંબંધી, નું. [Fr *avoir du pois*, to have weight.]

**Avouch**, *vt.* (ઍવા'ઉચ્) To declare openly; to confess. ખુલ્લી રીતે કહેવું, જાહેર કરવું; કબૂલ, માન્ય કરવું; સ્વીકાર, અંગીકાર કરવો. [L. *ad*, *voco*, I call.]

**Avow**, *vt.* (ઍવા'ઉ) To confess freely; to declare frankly. ખુલ્લેખુલ્લું કબૂલ કરવું, કહી દેવું, જાહેર કરવું. [L. *ad*, *votum*, a vow.]

**Avowal**, *n.* (ઍવા'ઉઍલ) An open declaration. ખુલ્લેખુલ્લી કબૂલાત, જાહેરાત

**Avowedly**, *adv.* (ઍવા'ઉએડ્લી) Openly. ખુલ્લે ખુલ્લી રીતે; સ્પષ્ટતાથી; દેખીતી રીતે.

**Await**, *vt.* (ઍઉવે'ઈટ્] To wait for; to expect. ની રાહ, વાટ જોવી; આશા કરી બેસવું. 2. To be in store for. ને માટે તૈયાર હોવું; ભાવિમાં હોવું, બનવું; ને સારૂ રાખેલુંજ હોવું.

**Awake,-n**, *vt.* (ઍઉવે'ઈક્,-કન્) To rouse from sleep. જગાડવું; ઉઠાડવું. 2. To give new life or vigour to. સચેત કરવું; નવજીવન રેડવું; જાગૃત કરવું.*-vi.* To stop sleeping. જાગવું; જાગરણ કરવાં; જાગી ઉઠવું. 2. To be active. સાવધ થવું; સચેત થવું; જાગૃત બનવું; પ્રબુદ્ધ થવું.

**Awake**, *adj.* (ઍઉવે'ઈક) Not sleeping; on the watch. જાગતું; સાવધાન; હોશીયાર; જાગૃત.

**Awakening**, *adj.* (ઍઉવે'ઇકનિંગ્) Rousing from sleep; reviving જાગૃત, પ્રબુદ્ધ કરવું; જગાડતું; સચેત કરતું.*-n.* Rousing; revival. જાગવું તે; જાગૃતિ; પ્રબોધ; પુનરૂદ્ધાર.

**Award**, *vt.* (ઍવૉ'ર્ડ્) To adjudge. ચુકાદો, નિર્ણય, ન્યાય કરીને આપવું, અપાવવું.*-vi.* To judge; to determine. ન્યાય, નિર્ણય, ચુકાદો આપવો.*-n.* A judgment; decision; a prize given. નિર્ણય; હુકમનામું; ચુકાદો; ન્યાય; ફેસલો; ઇનામ; ફેસલનામું.

**Aware**, *adj.* (ઍવે'અર્) On the watch; having information; knowing. સાવધ; સચેત; માહિતગાર; જાણતું; વાકેફ; જાણકાર.

**Away**, *adv.* (ઍવે'યૂ) On the way; absent; at a distance. ગેરહાજર; દૂર; છેટે; આઘે.

**Awe**, *n.* (ઑ) Fear and reverence; fear with admiration; reverence. આદરયુક્ત ભય; દબદબો; શેહ; ધાક; ત્રાસ; દાબ; મોભો.*-vt.* To inspire with reverential fear; to strike with great fear. ધાક, દાબ, બેસાડવી; શેહ પાડવો; ત્રાસ પાડવો; ભય પેસાડવો.

**Awful**, *adj.* (ઑ'ફુલ્) Dreadful; solemn; awe-inspiring. પ્રૌઢ; ગંભીર; ધાસ્તી, ધાક, શેહ ભરેલું; ભીષણ; ભયંકર; દારૂણ; પૂજ્ય; માનનીય. 2. Detestable. ધિક્કારવાજોગ; કઢંગું; ઘણુંજ અનિષ્ટ. *-adv.* **Awful'y**.

**Awfulness**, *n.* (ઑ'ફુલ્નેસ્) Dreadfulness; solemnity. દારૂણતા; ભીષણતા; ગંભીરતા; ઘોરતા; દબદબો.

**Awhile**, *adv.* (ઍવ્હા'ઈલ્) For a time. થોડીવાર સુધી; ટુંક સમય માટે; ક્ષણવાર.

**Awkward**, *adj.* (ઑ'કવર્ડ) Ungraceful in manners; clumsy; wanting dexterity or skill. અણઘડ; બેડોળ; અણકીસબી; અનાડી; બદશિકલ; બેઢંગું; કઢંગું. 2. Unfavourable; adverse. પ્રતિકૂળ; અગવડભરેલું; અસાંપ્રત; નાપસંદ. [Scand. *awk*, the left hand.]

**Awkwardness**, *n.* (ઑ'કવર્ડ્નેસ્) Ungracefulness; want of skill. અણઘડતા; બેડોળ, બેઢંગા, કઢંગાપણું; અકૌશલ્ય; વિચિત્રતા.

**Awl**, *n.* (ઑલ્) A boring tool. સોયો; મોચીનું ટાંચણું; આર.

**Awn**, *n.* (ઑન્) The beard of corn. અનાજ, ઘાસનું સુંખળું.

**Awning**, *n.* (ઑનિંગ્) A covering to keep off the sun's light or heat. છત; છાટ; ચંદરવો; ચંદની.

**Awry**, *adj.* (ઑરી') To one side; off the straight line. વાંકુંચુકું; પડખે; ત્રાંસુ; આડકતરૂં.*-adv.* Crookedly. ત્રાંસી રીતે; પડખેથી; આડકતરીથી; વાંકું પાડીને.

**Axe**, *n.* (ઍકસ્) An instrument for cutting wood. કુહાડી; કુહાડો; કુઠાર.

**Axial** *adj.* (ઍ'કિસઍલ્) Pertaining to an axis. ધરીને લગતું.*-also.* **Axile**, (ઍ'કસાઇલ્).

**Axil**, *n.* (ઍ'કિસલ્) The angle between a leaf or branch and the stem; the armpit. પાન અથવા ડાળી અને થડ વચ્ચેનો વાંક; સાંધો, ખુણો; બગલ.

**Axilla**, *n.* (ઍ'કિસલ્લૅ) The armpit. કાખ; બગલ.

**Axiom**, *n.* (ઍ'કિસઅમ્) A self-evident truth; a statement requiring no proof. પ્રત્યક્ષ પ્રમાણ; સિદ્ધ સૂત્ર; પ્રથમ મુદ્દો. 2. An estiblished principle. સિદ્ધાંત. 3. Maxim. સામાન્ય વચન, સૂત્ર. [Gr. *axido*, I deem worthy; *axios*, worthy.]

**Axiomatic,-al**, *adj.* (ઍકિસઓમૅ'ટિક્,-કૅલ્) Self evident; pertaining to an axiom. સ્વતઃ, સ્વયંસિદ્ધ; પ્રત્યક્ષ પ્રમાણ સંબંધીનું; પ્રત્યક્ષ.

**Axis**, *n.* (ઍ'કિસસ્) The real or imaginary

line on which a body turns or revolves. ધરી; અક્ષ; ધ્રુવ; ગુણ; આંસ.

**Axle**, *n.* (ઍ'ક્સલ્) The rod or pin on which a body revolves. ધરી.—**Axle-tree**= The pole on which a body revolves. મુખ્ય ધરી; મોટી ધરી.

**Ay, Aye**, *adv.* (આય) Yes. હા; ઠીક; બહુ સારૂં.

**Aye**, *n.* (આય;આઇ) An affirmative note. હકાર.

**Aye**, *adv.* (એય્) Always; ever. હમેશાં; સદા; નિત્ય.

**Azimuth**, *n.* (ઍ'ઝિમથ્) An arc of the horizon between the meridian of a place and the vertical circles. સમાંશ. **The co-azimuth**=દિગંશ.

**Azote**, *n.* (ઍ'ઝોટ્) A name formerly given to Nitrogen. નાયટ્રોજન; એક જાતની ઝેરી હવા [Gr. *a* not, *zôê* life.]—*adj.* Azot'ic.

**Azure**, *adj.* (એ'યૂસ્ઝ્યૂર્) Resembling the blue colour of the sky. આસ્માની; નીલવર્ણું; વાદળી રંગનું.—*n.* The fine blue colour of the sky. આસ્માની, નીલ, વાદળી રંગ, વર્ણ. [Ar. *lazward*, blue.]—*vt.* To give an azure colour or tint to. આસ્માની રંગ, છાંય પૂરવી.

## B.

**B**, (બી) The second letter and first consonant of the English alphabet. બ; અંગ્રેજી મૂળાક્ષરનો બીજો અક્ષર; પહેલો વ્યંજન; બીજા વર્ગ અથવા ભાગનું.

**Baa**, *n.* (બૅ) The cry of a sheep or a goat. ઘેટાં કે બકરાંનો અવાજ, બેં બેં.—*vi.* To bleat. બેં બેં અવાજ કરવો.

**Babble**, *vi.* (બૅ'બ્બલ્) To utter indistinctly. તોતડું બોલવું. 2. To talk irrationally or idly. મૂર્ખાઇ કે અવિચારીપણાથી બોલવું; લવરી કરવી; બકવું; ઠાલો બડબડાટ, બડબડાટ કરવો; ફાવે તેમ બોલ્યા જવું. મગચણા ભરડવા. 3. To reveal secrets. છાની વાત ફોડી દેવી. 4. To make a continuous murmur. ખળખળ, અવાજ કર્યા કરવો.—*vt.* To talk idly or irrationally; to prate. બડબડવું; લવારો કરવો.—*n.* Idle talk. બડબડાટ; લવારો;બકબક; ખળભળાટ.—*n.* Babbler. બડબડીયો; બકબક કરનાર.

**Babe, Baby**, *n.* (બે'ઈબ્, બે'ઈબિ) An infant. બચ્ચું; બાળક;બાળકી. A doll for children. ઢીંગલી; રમકડું.— *n.* Babyhood. શૈશવ; છોકરાંની અવસ્થા; બચપણ.

**Babel**, *n.* (બે'યૂબેલ્) Confusion; disorder. ઘોંઘાટ; કોલાહલ; અવ્યવસ્થા; ગોટાળો; ગડબડ; ધાંધલ. [From *Babel*, the city where the confusion of tongues took place.]

**Babish,-yish**, *adj.* (બે'યૂબિઈશ્) Childish; like a babe. છોકરવાદી, મતીલું; નાદાન; છોકરાં, બચ્ચાંને શોભે, છાજે એવું.

**Baboon**, *n.* (બૅબૂ'ન્) A kind of monkey, having a dog like muzzle, short tail, and cheek pouches. એક જાતનું વાંદરૂં.

**Baby-farmer**, *n.* (બે'યૂબિફા'ર્મર્) One who brings up children for money. ભાડુતી ધાત્રી; પૈસા લઈ છોકરાં ઉછેરનાર.

**Bacchanal**, *n.* (બૅ'ક્કૅનૅલ્) One who indulges in drunken revels; a drunken feast. દારૂડીયો; છાકટો; મોજીલો; મસ્તીમિજલસ; દારૂડીયા પાર્ટી.—*adj.* Riotous and drunken. છાકટું; છકેલું; તોફાની. 2. Revelling. મસ્ત; ખ્યાલી, ખુશાલી સંબંધી. [L. *Bacchus*, the god of wine.]

**Bacchanalia,-ls**, *n.* (બૅક્કૅને'લિઍ,-બૅ'ક્કૅનૅલ્ઝ) Drunken feasts, originally in honour of Bacchus દારૂડીયાની મીજલસ; પાનોત્સવ; પાનસમારંભ; તોફાન મસ્તી.

**Bacchanalian**, *adj.* (બૅક્કૅને'લિઍન્) Bacchanal. છાકટું; દારૂડીયું.—*n.* દારૂપાર્ટી; ઉન્માદ.

**Bachelor**, *n.* (બૅ'ચેલર્) A man who has not been married; a person who has taken the degree below that of Master or Doctor. કુંવારો; અવિવાહિત; વાંઢો; મહાવિદ્યાલયની પહેલી પદ્વી મેળવનાર; માસ્ટર અથવા ડાક્ટરથી નીચલી પદ્વી ધરાવનાર; બી. એ., વગેરે.

**Back**, *n.* (બૅક) The hinder part of the body in man, and the upper in other animals. પુંઠ; પીઠ; વાંસો; બરડો. 2. The hinder part of a thing; the rear. પાછળનો ભાગ; આગલા ભાગ કરતાં દૂર રહેલ જગ્યા; પછવાડું; પૃષ્ઠ ભાગ; પૃષ્ઠ; પાછળનો નીચલો ભાગ. 3. A Broad, high ridge. કરોડ; પૃષ્ઠ. 4. The invisible part. અદૃશ્ય ભાગ; બીજો છેડો; અંત ભાગ. 5. The thick part of a tool. હથિયારનું ઠુંઠું; હથિયારનો જાડો છેડો, કુંદો.—*adv.* Again to the same place. પાછું; વળતું; ફરીને. 2. Toward the rear. પાછલા ભાગ, છેડા તરફ; પુઠે; વાંસે; પછાડી. 2. To a former state or condition. અસલની સ્થિતિએ; જ્યાંનું ત્યાં; ત્યાં નું ત્યાં. 4. Toward things or times past. આગળ; અગાડી; ગત, ભૂતકાળ, બીના તરફ; પાછલી વાત પરત્વે. 5. In return. બદલામાં; સાટામાં; પાછું.—*adj.* Belonging to the back; remote. પાછળનું; દૂર; આઘેનું.—*vt.* To support; to second. ટેકો, મદદ, ઉત્તેજન આપવું; પુષ્ટિ આપવી; ઉપરાણું કરવું. 2. To endorse. શેરો મારવો; મંજૂર કરવું. 3. To drive away. પાછા હઠાવવું. 4. To furnish with a back. પુઠું ચઢાવવું; પુઠું; પીઠ કરવી.—*vi.* To move behind. પાછા હઠવું, ખસવું.

**Back-bite,** *vt.* (બૅ'ક્બાઇટ્) To speak ill of a person who is away. પાછળથી નિંદા કરવી, ભુંડું બોલવું, કરવું; ચાડી ખાવી; પાછળથી કાપવું, વાટવું.-*vi.* To censure one who is absent. ચાડીચુગલી ખાવી, કરવી, ભરવી.

**Back-biter,** *n.* (બૅ'ક્બાઈટર્) One who backbites; a secret calumniator. ચાડી ખાનાર, ભરનાર; ચાડીઓ; ચુગલીખોર; છાનાંછપતરાં કરનાર; છાની સોય.

**Back-biting,** *n.* (બૅ'ક્બાઈટિંગ) Secret censure. ચાડી; ચુગલી; નિંદા; પાછળથી વાટવું, કાપવું તે.

**Back-bone,** *n.* (બૅ'ક્બોન્) The bone of the back; chief support; firmness. કરોડ; મુખ્ય, મૂળ ટેકો, આધાર; દ્રઢતા; સ્થિરતા.

**Backgammon,** *n.* (બૅકગૅ'મન્) A game for two played on a board with dice and fifteen 'men' each. એક જાતની ચોપાટ, ચોપટ જેવી રમત.

**Background,** *n.* (બૅ'ક્ગ્રાઉન્ડ્) The space behind the figures in a picture; obscure position. ચિત્રમાંની આકૃતિઓની પાછળનો ભાગ; નીચી સ્થિતિ; ગુપ્ત, ઝાંખી, પાછળ રહી ગએલી સ્થિતિ. **In the Background.**=અપ્રસિદ્ધ; પાછળ.

**Back-house,** *n.* (બૅ'ક્હાઉસ્) A building behind the main building. ઘરની પાછળના ઓરડા, ઓરડીઓ; ઉપગૃહ. 2. A privy. જાજરૂ; પાયખાનું; વાડો; સંડાસ.

**Back-side,** *n.* (બૅ'ક્સાઇડ્) The hinder part. પાછલો ભાગ; પૃષ્ઠ; ગાંડ. 2. The rear of a house. ઘરની પાછળનો ભાગ; વાડો; વંડો.

**Back-slide,** *vi.* (બૅ'ક્સ્લાઇડ્) To slide back; to fall off from right; to apostalize. પાછળ સરકી જવું; નીતિ, ધર્મમાર્ગથી ભ્રષ્ટ, ચ્યુત, પતિત થવું; સ્વધર્મ ત્યાગ કરવો.

**Back-stairs,** *n.* (બૅ'ક્સ્ટેઅર્ઝ્) A stairs in the back part of a house; private stairs. પાછલો દાદર, સીડી; છુપી, ખાનગી સીડી, દાદર.-*adj.* Pertaining to backstairs; underhand; unfair; secret. પાછલા દાદરને લગતું; પાછળનું; અપ્રમાણિક; અનીતિભરેલું; છુપું; ખાનગી. **Backstairs influence**=છુપી, ખાનગી, અનીતિ ભરેલી લાગવગ.

**Backsword,** *n.* (બૅ'ક્સોર્ડ્) A sword with one sharp edge. એકધારી તલવાર. 2. A kind of stick. લકડી; લાઠી.

**Backward,** *adj.* (બૅ'ક્વર્ડ્) Towards the back. પુંઠે; પાછળ; પછાડી. 2. Slow; dull. મંદ; સુસ્ત; ઠોઠ; પાછળ રહી જાય તેવું. 3. Late. પાછોતરૂં; મોડું; પછીનું. 4. Contrary; cross. અવળું; ઉંધું. 5. Unwilling; averse. નારાજ; નાખુસ; વિમુખ; પછાત.

**Backwards,** *adv.* (બૅ'ક્વર્ડ્ઝ્) Towards the back. પાછળ; પુંઠે. 2. On the back. ચત્તું; વાંસા, પીઠ ઉપર ટેકીને. 3. With the back first or forward. પાછે પગે; ઉંધું. 4. In the past. ગતકાળનું, માં; થઇ ગએલું. 5. Reversely. ઉંધી રીતે; અવળી રીતે; ઉલટું. **To go or fall backwards**=અવનતિ થવી; ઉતરતી, પડતી દશા થવી.

**Backwoods,** *n.* (બૅ'ક્વૂડ્ઝ્) Places in woods far from towns. શહેર કે કસ્બાથી દૂરની ઝાડીઓ.

**Bacon,** *n.* (બે'ક્ન્) Swine's flesh cured. ડુક્કર, સુઅર કે ભુંડનું, પીઠ અને પડખાનું મસાલાદાર માંસ.

**Bad,** *adj.* (બૅડ્) Not good; corrupt. ખરાબ; નઠારૂં; દુષ્ટ; ભૂંડું; દુરાચારી. 2. Harmful; unwholesome. નુકશાનકારક; ઇજા કરે તેવું; અપથ્ય. 3. Infirm; noxious; defective. માંદુ; અસ્વસ્થ; દુઃખ ઉપજાવે તેવું; બગડેલું; ખામીવાળું; અપૂર્ણ; સદોષ; બાધક; કાચું; ઓછી આવડતવાળું; વાંધાપડતું. 4. Incompetent; evil. નાલાયક; અધુરૂં; અશુભ; ખોટું; નકામું.

**Bade,** *vt.* (બૅડ) Past tense of **bid.** ફરમાવ્યું; કહ્યું.

**Badge,** *n.* (બૅજ્) A mark worn to distinguish a person; a special sign or symbol. ખાસ ચિન્હ; પટ્ટો; ચપરાશ; ખાસ બિલ્લો, પોશાક; વિશિષ્ટ નિશાની, લક્ષણ, ચિન્હ.

**Badger,** *n.* (બૅ'જર્) An animal of the bear kind. એક જાતનું રીંછ જેવું પ્રાણી. 2. A brush made of the badger's hair by artists. બ્રશ; કુચડી; પીછી.-*vt.* To worry; to pester; to persecute. સંતાપવું; મુંઝવવું; ખરાબ વચનો સંભળાવી છેડવું, ખીજવવું; વાંસે લાગવું, પડવું; પત્તર ઓખણવી, ધમકી; દમન ચલાવવું. [L. *ab*, *latum*, carried.]

**Badinage,** *n.* (બૅ'ડિનેઈજ્; બૅ'ડિનાશ્ઝ) Light or playful talk. ઠઠ્ઠા; ટોળ; મશ્કરી; અમનચમનની વાતો; લ્હેર, લીલા, ગમ્મત, મજાક, વાણું ભાષણ. [Fr. *badiner*, to banter.]

**Badminton,** *n.* (બૅ'ડ્મિન્ટન્) An outdoor game played with shuttlecocks. લૉનટેનિસ જેવી, પરંતુ પીછાંવાળા દડાથી રમાતી રમત. 2. A kind of summer beverage. ઉન્હાળામાં પીવાનો દારૂ, શરબત.

**Baffle,** *vt.* (બૅ'ફ્લ્) To make one's efforts fruitless; to balk or frustrate. નિષ્ફળ, વ્યર્થ, નકામું કરવું; ગુંચવવું; હરાવવું; હઠાવવું; પરાજય કરવો; ફાવવા, વળવા, ચાલવા ન દેવું.

**Bag,** *n.* (બૅગ્) A pouch or sack. થેલી, થેલો; કોથળી, કોથળો. 2. A sort of silken purse. રેશમી કોથળી. 3. As much as can be contained in a bag. કોથળા કે કોથળીમાં સમાય તેટલું; થેલો. *vt.* To fill into a bag; to steal. કોથળામાં ઘાલવું, મૂકવું; કોથળો ભરવો; કોથળામાં સીવીને ભરી

દેવું, પેક કરવું; ઢાંકી દેવું; સંતાડી દેવું. 2. To entrap; to capture. સપડાવવું; પકડવું.-*vi.* To bulge like a bag. ભરચક થેલી માફક ફુલવું; ઢમઢોલ થવું; ફુલીને દડા જેવું, ગોળમટોળ બનવું, થવું. **Bag and baggage**,=altogether=બિલકુલ; ગાંસડાં પોટલાં સહિત; સદંતર. (2) **A bag of bones**= સુકલકડી; હાડકાંનો માળો; અતિદુર્બલ. (3) **A bag of game**=શિકાર લઇ જવાનો કોથળો. (4) **A bag or a whole bag of tricks**= ઘણી, ઘણી કળવકળ; અનેક યુક્તિપ્રયુક્તિ, ખટપટ. (5) **A good bag**=સારો શિકારી માલ, માંસ. (6) **Got the bag or sack.**=નાળીયેર મળ્યું; રૂખસત મળી; કઢાયો. (7) **The bottom of the bag**=છેલ્લી યુક્તિ. (8) **To empty the bag**=બધી વાત કહી નાંખવી; છાનુંછપરૂં, બધું બહાર પાડવું. (9) **To let the cat out of the bag**=છાની વાત ખુલ્લી કરી દેવી (10) **Bag o' Nails**=Bacchanals=પીઠું; વેશ્યાગૃહ.

**Bagatelle**, *n.* (બૅગટે'લ) A trifle. નજીવી વાત; ક્ષુદ્ર, ક્ષુલ્લક વિષય, વાત, બીના; માલ, સાહ વગરની વાત. 2. A kind of play. એક જાતની રમત.-*exclam.* Nonsense. છટ્; ટટ્.[ L. *bacca*, berry].

**Baggage**, *n.* (બૅ'ગે'ઈજ્) Goods carried by traveller; the necessaries of an army. મુસાફરોનો સરસામન, ખટલો, પેટીપટારા; ગાંસડાંપોટલાં; તંબુ વગેરે લશ્કરી સામન, સાજ.

**Bagman**, *n.* ( બૅ'ગ્મૅન્ ) A commercial traveller. નમુનાઓથી ભરેલી કોથળીઓ લઇને વેપાર માટે ફરતો મુસાફર.

**Bagnio**, *n.* (બૅ'ન્યો) A bath; a prison; a brothel. હમામખાનું; જેલખાનું; વેશ્યાગૃહ; અખાડો; ખાંજરૂં.

**Bagpipe**, *n.* (બૅ'ગ્પાઈપ્) A musical instrument made up of a windbag and pipes. કોથળીવાળી, બહુમુખી શરણાઈ, વાંસળી, મોરલી.

**Bah**, *interj.* (બા) An exclamation expressing contempt or disbelief. વાહ; છટ્; બાપલીયા.

**Bail**, *vt.* ( બેઇલ્ ) To give security for a person's appearance; to let go on the promise of another. જામીન આપવા; જામીનપર છોડવું. 2. To deliver in trust. અનામત સોંપવું, મેલવું.-*n.* One who gives security; the security given. જામીન આપનાર; જામીન; જામીનગીરી. [ L. *Bajulus*, a bearer ]. **To bail up**=લુંટી લેતાં પહેલાં હથીયાર છોડાવી દેવાં; હથિયાર ઝુંટવી લેવાં.

**Bail**, *n.* (બેઈલ્) A cross-bar; a little stick on the stumps in Cricket; handle. આડો દાંડો; ક્રિકેટની દાંડીઓ ઉપર મૂકેલી ફરકડીઓ; હાથો; દાંડો. [ L. *baculum*, a rod or staff. ]

**Bail**, *vt.* (બેઇલ્) To free from water with a bucket or other utensil. પાણી ઉલેચવું, ડોળચી ભરી ભરીને કાઢી નાંખવું. [ Fr. *baille*, a bucket.]

**Bailable**, *adj.* ( બે'ઇલૅબલ્ ) Admitting of bail. જામીન લઇ શકાય એવું; જામીનપર છોડી શકાય તેવું. **Common bail or bail below**= પોલીસ અમલદારને અપાતા જામીન (2) **Special bail or bail above**=જામીન પડનારાઓ, આપનારા સવે.

**Bailiff**, *n.* (બે'યુલિફ્) An officer of the law. બેલીફ; સમન્સ બજાવનાર; નાજર. 2. An overseer; an understeward; a farm manager. જાગીર ઉપર દેખરેખ રાખનાર; ખેતર વગેરેનો વહીવટ કરનાર.

**Bailiwick**, *n.* (બે'યુલિવિક્) The extent of a bailiff's jurisdiction. નાજરની હકુમતની સરહદ.

**Bait**, *n.* (બેઇટ્) Food put upon a hook to attract fish. ગલમાં ભરાવેલું ભક્ષ્ય. 2. Anything to entice or entrap. લાલચ; ગલ; ફસાવવા માટે મોહજાળ; મધલાળ. **Bait for travellers**= મુસાફરી કરતાં ખાણુંપીણું મળે તે.-*vt.* To allure by bait. ગલથી લલચાવવું; લોભાવવું 2. To give food and drink to a travelling beast. ઘાસચારો કરાવવો; ઘાસ નીરવું; ખવરાવવું; પાણી પાવું. -*vi.* To refresh travellers. મુસાફરોને નાસ્તો, ખાણુંપીણું કરવું; ભાથું ખાવું; હાજરી કરવી.-*vt.* (3) To set dogs on; to harass. કૂતરાં ઘોડાવવાં; કૂતરાં ભસાવીને હેરાન કરવું; ખીજવવું; સતાવવું; કનડગત કરવી.

**Bairn**, *n.* (બેઅર્ન્) A child. છોકરૂં; બાલક.

**Baize**, *n.* (બેઇઝ્) A coarse woollen cloth. જાડું ઉનનું કપડું.

**Bajulus**, *n.* ( બૅ'જ્યૂલસ્ ) A pedagogue. મહેતાજી; મોટા માસ્તર; વીર પંતુજી.

**Bake**, *vt.* (બેઇક્) To make hard by heat; to prepare food in an oven or before a fire. પકવવું; શેકવું; તપાવવું. 2. To harden by cold. ટંડકથી કઠણ કરવું.-*vi.* To do the work of making bread. શેકવું; પકવવું; ભઠીઆરાનું કામ કરવું. 2. To become dry and hard in heat. શેકાવું; સુકાવું, ચઢવું. [A. S. *bacan*, to bake.]

**Bake-house**, *n.* (બે'ઈક્ હાઉસ્) A house or building for baking. પાકગૃહ, શાળા; પકવવાની જગ્યા, ભઠીયારૂં.

**Baker**, *n.* (બે'ઇકર્) One whose occupation is to bake bread, etc. રોટલા વગેરે પકવવાનો ધંધો કરનાર; ભઠીઆરો.

**Bakery**, *n.* (બે'ઇકરી) A bake house. પાકશાળા.

**Balance**, *n.* (બૅ'લૅન્સ્) A pair of scales ત્રાજવાં; કાંટો. 2. Surplus; excess. વધારો; શીલક; શેષ,

બાકી. 3. An etsimate. તુલના; ગણત્રી; વિચાર. 4. Equipoise; equality of weight, power or advantage. ધડો; સમતોલ; વજન, શક્તિ અથવા લાભની સમાનતા, સરખાપણું. The part of a clock or watch which regulates the beats. ઘડીઆળનું ચક્ર. 6. A sign of the zodiac. તુલા રાશિ.-*vt.* To weigh in a balance. તોળવું. 2. To weigh reasons for and against. ની તુલના કરવી, તોલ કાઢવો; બન્ને પક્ષનો ધડો લેવો. 3. To counterpoise. ધડો કરવો; સમતોલ કરવું. 4. To settle. હીસાબ પતાવવો, ચુકવવો, માંડી વાળવો.-*vi.* To be in epuipoise. સમતોલ હોવું; બરાબરીઆ હોવું. 2. To hesitate. આનાકાની કરવી; સંકલ્પવિકલ્પ કરવા. [ L. *bis*, double, *laneis*, a plate or a scale of a balance. ]

**Balance-sheet,** *n.* (બૅ'લૅન્સ્-શીટ્) A statement of the assets and liabilities of a trading concern. સરવૈયું; આવકજાવક હીસાબ.

**Balcony,** *n.* (બૅ'લ્કની) A projecting gallery. કઠેરો; જરૂખો; છજું; ગોખ. [It. *balco*, scaffold.]

**Bald,** *adj.* (બૉલ્ડ્) Wanting hair. બોડું; તાલવાળું, પડેલું; મુંડાવાળું. 2. Having white on the face (said of animals). ચહેરાપર ધોળા ચાંદાવાળું (પશુ). 3. Unadorned; bare. અલંકાર, શોભારહિત; અસભ્ય; નીરસ; ચોકખેચોકખું. 4. Destitute of natural covering. છાલ, પીછાં વગરનું; ઢાંકણુ, આચ્છાદનરહિત; ઉઘાડું; નગ્ન. [Gael. *bal*, a spot.]

**Balderdash,** *n.* ( બૉ'લ્ડર્ડૅશ્ ) Senseless prate; noisy nonsense. ગાંડી, મૂર્ખી વાત; ઢાલો બડબડાટ. 2. Bad, mixed liquor. ભેળવાળો દારૂ.

**Baldric,-k,** *n.* (બૉ'લ્ડ્રિક્) A broad belt. પટ્ટો; રાશિચક્ર; મેખળા. [ L. *baltens*, a belt. ]

**Bale,** *n.* (બેઈલ્) Misery; sorrow. સંકટ; દુઃખ; વિપત્તિ; આપત્તિ; શોક; દિલગીરી.-*vt.* To free from water. પાણી ઉલેચવું.

**Bale,** *n.* (બેઈલ્ ) A bundle or package of goods. ગાંસડી; બીંદડી; પોટલો.-*vt.* To make up in a bale. ગાંસડી બાંધવી.

**Baleful,** *adj.* (બે'ઈલ્ફુલ્ ) Calamitous; destructive. દુઃખદાયક; દુઃખિત; વિનાશક; સંહારક; ઇજા, નુકસાનકારક.

**Bale-fire,** *n.* (બે'ઈલ્ફાયર્) An alarm fire. ભયદર્શક આગ. [ Gr. *phalos*, shining. ]

**Balk,** *n.* ( બૉક્ ) A ridge of land left unploughed. પડતર, વગર ખેડેલી જમીન. 2. A great beam. મોભ; ભારવટીઓ. 3. Disappointment. નિરાશા; નાઉમેદી -*vt.* To frustrate. નિરાશ, નિષ્ફળ, નકામું કરવું. 2. To leave unploughed. પડતર રાખવું; હેરો, ઉરો રાખીને ખેડવું.-*vi.* To stop abruptly. એકદમ અટકી પડવું. [ A. S. *balca* a ridge. ]

**Ball,** *n.* (બૉલ્) Round body or mass. દડો; ગોળો; ગોટો; પીલ્લુ. 2. Any part of a thing that is rounded or protuberant. કોઇપણ વસ્તુનો આગળ પડતો અથવા દડા સરખો ભાગ. 3. The pupil of the eye. આંખનો ડોળો. 4. A bullet. ગોળી.-*vi.* To form into balls. દડા જેવું થવું, જેમ બાઝવું. [Fr. *balli*, ball.]

**Ball,** *n.* (બૉલ્) A social assembly of men and women for dancing. નાચ; નાચમંડળી; નૃત્યસમારંભ; મીજલસ.

**Ballad,** *n.* (બૅ'લ્લેડ્) A short narrative poem; a simple, popular song. ટુંકું, વર્ણનાત્મક કાવ્ય; લાવણી; ગરબી; લોકગીત.-*vi.* To sing ballads. ગીત ગાવાં.

**Ballast,** *n.* (બૅ'લ્લૅસ્ટ્) Heavy matter carried in the bottom of a ship to prevent it from being overset. નીરમ; નેહાવ. 2. Broken stones. ભાંગેલા પથરા, કાંકરા. **A ship in ballasts** = ખાલી વહાણ.

**Ballet,** *n.* (બૅ'લ્લેટ્) A theatrical performance in which dancing, etc. is accompanied with gesture. હાવભાવપૂર્વક નૃત્ય, નાટક.

**Balloon,** *n.* (બૅલ્લૂ'ન્) A hollow, flying vessel. બલુન; વિમાન; ગબારો. 2. A ball on the top of a pillar. થાંભલા ઉપરનો ગોળ ભાગ. 3. A ball filled with combustibles. સળગી ઉડે એવા પદાર્થથી ભરેલો ગોળો; હવાઈ; તારામંડળ, ગુબારો. [ Fr. *balle*, a ball. ]

**Ballot,** *n.* (બૅ'લટ્) A little ball, ticket or the like used in voting. મત આપવાની ગોળી, લખોટી, કાગળ. 2. The whole amount of votes. પડેલા, આવેલા મતની સંખ્યા. 3. The system of this kind of voting. ચીઠ્ઠીથી મત આપવાની પદ્ધતિ.-*vi.* To vote by battot. ચીઠ્ઠીથી મત આપવો.

**Ballot-box,** *n.* (બૅ'લટ્-બૉક્સ્) A box for receiving ballots. મતની ચીઠ્ઠી, ગોળી નાખવાની પેટી.

**Balm,** *n.* (બામ્) A fragrant ointment. ખુશબોદાર લેપ, તેલ. 2. A fragrant plant or sap. ખુશબોદાર છોડ, ઝાડનો રસ. 3. Anything which heals or soothes pain. શાન્તિદાયક ઔષધ; વેદનાનિવારક લેપ, દવા.-*vt.* To anoint with balm; to soothe. લેપ કરવો; ચોળવું; શમાવવું; મટાડવું.

**Balmy,** *adj.* (બામી) Fragrant. સુગંધી; ખુશબોદાર; સુવાસિત. 2. Soothing. શાન્તિકારક; શામક; નરમ; મીઠું; ગુલાબી.

**Balsam,** *n.* (બૉ'લ્સમ્) Soothing ointment. અભ્યંજન; ખુશબોદાર તેલ. 2. A kind of tree. એક જાતનું ઝાડ.-*adj.* Balsam'ic.

**Baluster**, *n.* (બૅ'લસ્ટર) A small column. નાનો થાંભલો; કઠેરાનો સળીઓ.

**Balustrade**, *n.* (બૅલસ્ટ્રે'ઈડ) A row of balusters joined by a rail. કઠેરો.

**Bamboo**, *n.* (બૅમ્બૂ') A strong, tropical plant with hollow jointed stems. વાંસ. **Manna of the bamboo**=વાંસકપુર; વંશલોચન.-*vt.* To flog with the bamboo. વાંસથી મારવું, ઝુડવું, કુટવું.

**Bamboozle**, *vt.* (બૅમ્બૂ'ઝલ) To impose upon; to deceive; to humbug. ઠીકુંસ હાંકવી; મોટો દેખાવ કરી છેતરવું; ગુંચવી મારવું; ફસાવવું.

**Ban**, *n.* (બૅન) An edict of proscription. મનાઇ ઢંઢેરો; દાંડી; જાહેરનામું. 2. (*pl.*) Proclamation of marriage. લગ્નની જાહેર ખબર. 3. Curse; excommunication. શાપ; કદુઆ; બહિષ્કાર. 4. Prohibition. મના; આણ, દુવાઈ.-*vt.* To curse; to interdict. શાપ દેવો; મનાઈ કરવી.

**Banana**, *n.* (બૅના'નૅ) A herbaceous plant and its fruit. સોનેરી કેળાં.

**Band**, *n.* (બૅન્ડ) A narrow strip of cloth for binding. પટ્ટો, પટ્ટી; પાટો; બંધ. 2. Means of attachment; bond. સ્નેહસંપ; સંબંધ; સંકલના; શ્રેણી. 3. A linen ornament for clergymen. પાદરીનો ડોકે બાંધવાનો પટ્ટો. 4. A company of persons. મંડળી; ટોળી; સમાજ; જમાત; ઝુંડ. 5. A company of soldiers. પલટણ; લશ્કરી ટુકડી. -*vt.* To bind; to unite. બાંધવું; એકસંપ કરવું.

**Bandage**, *n.* (બૅ'ન્ડેઈજ) A strip of cloth used in binding up wounds. પાટો. 2. A ligature in general. બંધન; પટ્ટો.-*vt.* To bind with a bandage or fillet. પાટો, પટ્ટો બાંધવો.

**Bandit**, *n.* (બૅ'ન્ડિટ) An outlaw; a robber; a highway man. બારવટીઓ; લુટારો; વાટપાડુ; ધાડપાડુ. (*pl.*) Banditti, bandits.

**Bandog**, *n.* (બૅ'નડૉગ) A large, fierce kind of dog. વિકાળ કુતરો

**Bandy**, *n.* (બૅ'ન્ડિ) A club bent at the lower part; a play at ball with such a club. ગેડી; ગેડીદડાની રમત.-*vt.* To strike; to toss to and fro. આમતેમ હલાળવું, ફેંકવું. 2. To exchange in quarrel. વાદવિવાદ, ટપાટપિ, ઝપાઝપિ કરવી; સામુ બોલવું -*vi.* To contend at a game. રમતમાં હરિફાઈ, ટપાટપી કરવી-*adj.* Bent outward. વાંટા.

**Bandy-legged**, *adj* (બૅ'ન્ડિલેગ્ડ) Having crooked legs. વાંટા પગવાળો.

**Bane**, *n* (બેઈન) That which causes death; poison. નાશકારક વસ્તુ, વ્યક્તિ, વિનાશ હેતુ; વિપત્તિનું ઘર; હળાહળ ઝેર. 2. Destruction; evil; mischief. સત્યાનાશ; અનર્થ; આફત. [Gr. *phonos*, murder.]

**Baneful**, *adj.* (બે'ઇનફુલ) Pernicious; destructive; poisonous. નાશકારક, પાયમાલ મુકનાર; ઝેરી.

**Bang**, *vt.* (બૅન્ગ) To beat; to handle roughly. પ્રહાર કરવો; મારવું; ઝાપટવું; અફાળવું. 2. To treat voilently. બળજોરીથી વર્તવું. 3. To surpass. ચઢીઆતું થવું; ઉપર વટી, ટપી જવું.-*vi.* To resound; to thump voilently. ભણકારો ઉડવો; મોટો અવાજ કરવો; ભટકાવવું.-*n.* A resonant sound; a blow. ભણકારો; ઝપાટો; સપાટો; માર. 2. An intoxicating drug. ભાંગ.

**Bangle**, *n.* (બૅ'ન્ગલ) An ornament worn upon the arms; an anklet in India and Africa. ચુડો; બંગડી; ગુજરી, ઘુઘરા; કલ્લી; મગદળીઓ.

**Banian**, *n.* (બૅ'ન્યન) An Indian trader or merchant. વાણીઓ; વેપારી. [Sans, *vanij*, a merchant.]-Banian days=ખારવાઓની અંદર જે દિવસે થોડો ખોરાક મળે તે દિવસો.

**Banian, Banyan**, *n.* (બૅ'ન્યન) A loose jacket or undergarment. બંડી; બદન; ગંજીફરાક. 2. The Indian fig tree. વડનું ઝાડ.

**Banish**, *vt.* (બૅ'નિશ) To condemn to exile; to expel. દેશનિકાલની સજા કરવી; દેશપાર કરવો; કાઢી મુકવું. [L. *bannire*, to proclaim.]

**Banishment**, *n.* (બૅ'નિશ્મેન્ટ) Exile. દેશવટો; દેશનિકાલ.

**Banister**, *n.* (બૅ'નિસ્ટર) Baluster. કઠેરાનો સળીઓ.

**Bank**, *n.* (બૅન્ક) A mound of earth. પુસ્તો; પાળ; બંધ. 2. The margin of a river, etc. કિનારો. 3. Rising ground in the sea. બેટડું; ભાઠું.-*vt.* To enclose with a bank. બંધ, ધોરો, પુસ્તો બાંધી લેવો. 2. To preserve fire in a smouldering condition. અગ્નિ ભારી મુકવો.

**Bank**, *n.* (બૅન્ક) A bench in a galley; a tier of oars. વહાણની પાટલી; હલેસાંની હાર. 2. The bench on which judges sit. ન્યાયાસન.

**Bank**, *n.* (બૅન્ક) A place where money is deposited, lent or borrowed. બેન્ક; પેઢી; સરાફી; કોઠી; ધીરધારની દુકાન.-*vt.* To deposit in a bank; to carry on banking. બેન્કમાં પૈસા મેલવા; વ્યાજે મેલવું; સરાફી કામ કરવું.

**Banker**, *n.* (બૅ'ન્કર) One who keeps a bank, one who does money business. બેન્ક, પેઢી ચલાવનાર; નાણાવટી; સરાફ; શાહુકાર.

**Bank-note**, *n.* (બૅ'ન્કનોટ) A note issued by a bank. તુરત મુદતની હુંડી.

**Bankrupt**, *n.* (બૅ'ન્ક્રપ્ટ) One who breaks in business; an insolvent person. દેવાળીઓ; નાદાર. -*adj.* Insolvent. નાદાર. 2. Destitute. વિહીન; રહિત.-*vt.* To make insolvent. દેવાળું, દિવાળું કઢાવવું. [L. *ruptus*, broken.]

**Bankruptcy,** *n.* (બૅન્ક્રપ્ટ્સી) The state of being, or act of becoming bankrupt. દેવાળીઆ હોવું તે; દેવાળું કાઢવું તે.

**Bank-stock,** *n.* (બૅન્ક્સ્ટૉક્) A share or shares in the capital of a bank. બૅન્કના શેર.

**Banner,** *n.* (બૅનર્) A standard; a flag. વાવટો; ધજા; પતાકા; નિશાન.

**Bannerol,** *n.* (બૅનરૉલ્) A little flag. નાની ધજા.

**Bannock,** *n.* (બૅનૉક્) A coarse cake. જવ કે ચણાની ભાખરી.

**Banns,** *n.* (બૅન્ઝ્) Proclamation of marriage. લગ્ન વિષે જાહેરાત. **To forbid the banns**= લગ્ન થવા સંબંધી રીતસર વાંધો ઉઠાવવો.

**Banquet,** *n.* (બૅન્કવેટ્) A feast; any rich entertainment. મીજબાની; ખાણું; જાફત; ઉજાણી. -*vt.* To give a feast to. ખાણું આપવું.-*vi.* To feast sumptuously. મિષ્ટાન્ન વગેરે ખાવાં; ઉજાણી કરવી.

**Banter,** *n.* (બૅન્ટર્) Humorous raillery; jesting. ઠઠ્ઠા; મશ્કરી; હાંસી; ઉપહાસ.-*vt.* To jest; to ridicule. હાંસી; ઠઠ્ઠા, મશ્કરી કરવી.

**Bantling,** *n.* (બૅન્ટ્લીંગ્) A child. બચ્ચું; બાળક.

**Baptism,** *n.* (બૅપ્ટિઝમ) A sprinkling with water as a Christian ceremony. ખ્રિસ્તિ ધર્મમાં દાખલ કરવાની નિશાનીરૂપ જળસંસ્કાર; ખ્રિસ્તિ અભિધાનવિધિ, નામારોપણ.

**Baptist,** *n.* (બૅપ્ટિસ્ટ્) One who baptises. જળસંસ્કાર કરનાર.

**Baptistic,** *n.* (બૅપ્ટિસ્ટિક્) Pertaining to baptism. જળસંસ્કાર, નામારોપણ સંબંધી.

**Baptise,-ze,** *vt.* (બૅપ્ટાઈઝ્) To christen; to administer baptism to. જળસંસ્કાર, નામ વિધિ કરવો. [Gr. *bapto*, I dip in water.]

**Bar,** *n.* (બાર્) A bolt; a rod. ભૂંગળ; ભોગળ; આગળો; ગજ. 2. A hindrance or obstruction. વિઘ્ન; આડખીલ; અંતરાય; અડચણ. 3. A bank of sand at the mouth of a river. નદીના મોં આગળનું ભાઠું. 4. A railing in a tavern or in the court house. હોટેલ અથવા અદાલતમાં બાંધી લીધેલો કઠેરો; વકીલોને બેસવાની જગ્યાની આસપાસનો કઠેરો. 5. A whole body of lawyers. વકિલમંડળ. 6. A lump of gold or other metal. સોનાની લગડી, પાટ, ઈંટ, ગઠ્ઠો; ધાતુનું ચોસલું.-*vt.* To fasten with a bolt. ભૂંગળ દેવી, વાસવી. 2. To obstruct. વિઘ્ન નાખવું; અડચણ, નડતર, કરવી; અટકાવવું; બંધ કરવું. 3. To except. બાદ, બાતલ કરવું; અપવાદ ગણવો. **Prisoner at bar**=ન્યાયાધીશ સમક્ષ ખડો થએલો આરોપી. 2. **Trial at bar**=સર્વ ન્યાયાધીશોથી ચલાવેલો મુકદ્દમો. 3. **To be called to the bar**= બારીસ્ટર તરીકે સ્વીકારવું; બારીસ્ટરની પદવી મળવી. 4. **To disbar**=બારીસ્ટરગીરીમાંથી કાઢી મુકવું.

**Barb,** *n.* (બાર્બ) The point that stands backward in an arrow. કાંટો; આંકડી, આંકડો. 2. A beard. દાઢી. 3. A horse of Barbary (in North Africa) noted for speed. બાર્બરી દેશનો ઘોડો. 4. An armour for horses. પાખર; ઘોડાનું બખ્તર.-*vt.* To arm with barbs. કાંટાદાર, આંકડાવાળું કરવું. 2. To shave, mow, trim. મુંડવું; કાતરીને ઠીકઠાક કરવું, સફાઈદાર કરવું. 3. To furnish a horse with an armour. ઘોડાને બખ્તર ચઢાવવું. 4. To pierce. ઘોંચવું; વીંધવું.-*adj.* Barbed. [L. *barba*, a beard.]

**Barbarian,** *n.* (બાર્બેરિયન્) An uncivilized man; a savage; a brutal person. અસભ્ય, અભણ, જંગલી માણસ; રાનવો; ઘાતકી નિર્દય મનુષ્ય.-*adj.* Uncivilized; cruel; foreign. અસભ્ય; અણઘડ; જંગલી; ક્રૂર; ઘાતકી; વિચિત્ર; પારકું. [L. *barbarus*, rude.]

**Barbarism,** *n.* (બાર્બૅરિઝમ્) Savage life. અસભ્ય, અસામાજીક, જંગલી જીવન. 2. Rudeness. અસભ્યતા; અનાડીપણું. 3. An incorrect form of speech. અશુદ્ધ ભાષણ શબ્દ. 4. A cruel act. ઘાતકી કામ.

**Barbarity,** *n.* (બાર્બૅરિટિ) Savageness; cruelty. જંગલીપણું; અસભ્યતા; નિષ્ઠુરતા; નિર્દયતા.

**Barbarise,-ze,** *vt.* (બાર્બૅરાઈઝ્) To make barbarous. અસભ્ય, જંગલી, અણુઘડ કરવું, બનાવવું. 2. To corrupt. અશુદ્ધ ભાષા વાપરવી, પ્રયોગ કરવો.

**Barbarous,** *n.* (બાર્બૅરસ્) Uncivilized. અસભ્ય; જંગલી; રાની. 2. Cruel; brutal. નિર્દય; ઘાતકી; ક્રૂર [Gr. *barbarus*, foreign.]

**Barbary,** *n.* (બાર્બૅરિ) A barbary horse. બાર્બરિ દેશનો ઘોડો.

**Barbate,** *adj.* (બાર્બેટ્) Bearded. દાઢીવાળો; ગુચ્છાદાર વાળવાળો. [L. *barbatus*, having a beard.]

**Barbed,** *adj.* (બાર્બ્ડ્) Bearded; having a barb. દાઢિવાળું; આંકડા, અણી, કાંટાવાળું.

**Barber,** *n.* (બાર્બર્) One who shaves beard and dresses hair. વાળંદ; હજામ; રાત, ઘાંયજો, નાપિક, નાઇ, રોમશત્રુ. **Barber monger**= ફાંકડો; ઇસ્કેટાટ. **Barber's block**=ખોટા વાળ બનાવવાનું કાલબુત. [L. *barba*, a beard.]

**Barberry,** *n.* (બાર્બેરિ) A thorny shrub with yellow flowers and red berries. એક જાતનો છોડ અને તેનું ફળ

**Bard,** *n.* (બાર્ડ) A singer; a poet. ભાટ; બારોટ; બંદીજન; ચારણ; કવિ. **Bard of Avon**= Shakespeare.

**Bardic,** *adj.* (બા'ર્ડિક્) Relating to the bard or his songs. ભાટ, ચારણ, કવિ સંબંધી; દુહા, ચોપાઈ, કાવ્ય સંબંધી.

**Bardism,** *n.* (બા'ર્ડિઝમ્) The maxims of bards. ભાટ ચારણના ઉખાણા; ભાટાઈ.

**Bare,** *adj.* (બેઅર્) Uncovered; naked. ઉઘાડું; બોડું; ખુલ્લું; નાગું; કોરું. 2. Plain; unadorned. સાદું; લુખું; અલંકાર રહિત; સફેદ. 3. Desolate; empty. ઉજ્જડ; ખાલી. 4.Much worn; threadbare. જુનું ખાખ, ખખરી ગયેલું; જીર્ણ. 5. Alone; near. એકલું; ફક્ત; છડું. 6. Rude. અસભ્ય; જંગલી.

**Barebone,** *n.* (બે'અર્બોન્). A very lean person. અતિ દુર્બલ માણસ; હાડકાનો માળો.

**Bare-faced,** *adj.* (બે'અર્-ફેઈસ્ડ્) With face uncovered. ખુલ્લા મોંવાળું; બુરખા વગર. 2. Impudent; avowed. નિર્લજ; ધૃષ્ટ; ખુલ્લેખુલ્લું.

**Bare-foot,** *adj & adv.* (બે'અર્ફુટ્) With the feet bare. ઉઘાડા, અડવા પગવાળું, પગે.

**Bare-headed,** *adj.* (બે'ર્હેડેડ્) Having a bare head. ખુલ્લા માથાવાળું; બોડું; બોડું માથું રાખેલ એવું.

**Bareness,** *n.* ( બે'અર્નેસ્ ) Nakedness; thinness. નાગાઈ; શૂન્યતા; દુબળાઈ; પતળાઇ.

**Bargain,** *n.* (બા'ર્ગિન્) A contract or agreement. કરાર; સાટું; પડ્ડુ; બોલી. 2. A favourable transaction; an advantageous purchase. નફા પડતો સોદો, સોંઘે ભાવે ખરીદી.–*vi.* To make a contract; to sell. સાટું, સોદો કરવો; પૈઠવું; ફેરબદલી કરવી; વેચવું. 2. To lose (with *away.*) ખોટ ખાઈને જતું કરવું. 3. To take into consideration (with *for*) ની ગણત્રી કરવી; નો ખ્યાલ મનમાં રાખવો. **Into the bargain**=માથે; ઉપરિઆમણ. 2. **To make the best of a bad bargain**=ખરાબ સ્થિતિ જેમતેમ નભાવી લેવી, માંથી સાર કાઢવો. 3. **To sell any one a bargain**=કોઇને મૂરખ બનાવવો. 4. **To strike a bargain**=સોદો પુરેપુરો કરી લેવો.

**Barge,** *n.* (બાર્જ) A flat-bottomed boat. હોડી; ક્રીડાનૌકા; મછવો.

**Bark,** *n.* (બાર્ક્) The cry of a dog. કુતરાનું ભસવું.–*vi.* To cry, as a dog. ભસવું. 2. To make noise; to grumble. ભસવું; બડબડાટ કરવો; નિરર્થક નિંદા કરવી. **Barking dogs seldom bite**=ભસ્યા કુત્તા કાટે નહિ. 2. **To bark at the moon**=મોટા માણસોની નિરર્થક નિંદા કરવી. 3. **His bark is worse than his bite**=તેની જીભમાં ઝેર છે, પરંતુ તે કંઇ ખરેખર અનર્થ કરતો નથી.

**Bark,** *n.* (બાર્ક્) Rind, છાલ; છોલ; બોડું.–*vt.* To peel. છાલ, છોલ ઉતારવી. 2. To cover with bark. છાલથી મઢી, છાજી લેવું. 3. To tan (ચામડું) કમાવવું.

**Bark,** *n.* (બાર્ક્) A small ship; barge. નાનું વહાણ; હોડી.

**Barker,** *n.* (બા'ર્કર્) A pistol. પીસ્તોલ.

**Bark-pit,** *n.* (બાર્કપિટ્) A pit to steep hides in. ચામડીઆનો કુંડ.

**Barley,** *n.* (બા'ર્લિ) A hardy grain used for food or for making liquors and spirits. જવ.

**Barm,** *n.* ( બાર્મ ) Froth of beer. બીઅર જાતના દારૂનાં ફીણ; ખમીર.

**Barmecide,** *n.* (બા'ર્મેસાઈડ્) One who offers an immaginary or pretended banquet or other benefit. વાતોનું વાળુ કરાવનાર; શીયાળ બગલાનું જમણ જમાડનાર; માત્ર દેખીતોજ અગર સાવ ખોટો લાભ બતાડનાર.

**Barn,** *n.* (બાર્ન્) A store house. ખળું; દાણો, ઘાસ વગેરે ભરવાની કોઠી, ઘર. 2. A cattleshed; a stable. કોઢ; ગમાણ; તબેલો. Barn door=ક્રિકેટમાં દરેક ફેરા દડો અટકાવે તે; મોટું નિશાન.

**Barometer,** *n.* (બૅરૉ'મેટર્) An instrument by which the pressure of the atmosphere is measured. વાયુભારમાપક યંત્ર; હવામાન. [Gr. *baros*, weight, *metron*, measure.]

**Barometric-al,** *adj.* ( બૅરૉમે'ટ્રિક્-કૅલ્ ) Relating to the barometer. વાયુભારમાપક યંત્રનું, માંનું, સંબંધી, વડે કરેલું; હવામાનનું.

**Baron,** *n.* ( બૅ'રૉન્ ) A title of rank or nobility. ઉમરાવની એક પદવી; એ પદવીનો ઉમરાવ. 2. A title of the judges of the court of Exchequer. અમુક ન્યાયાધીશોનો તથા અધિકારીઓનો ખિતાબ. [L. *baro*, a simple man.]

**Barony,** *n.* (બૅ'રૉનિ) The territory or rank of a baron. 'બારન'ની પદવી કે જાગીર.

**Baronage,** *n.* (બૅ'રૉનેઈજ્) The whole body of barons. ઉમરાવોનું મંડળ. 2. The land which bestows title to a baron. ઉમરાવની જાગીર કે વતન. 3. The title of a baron. બેરોનની પદ્વી.

**Baroness,** *n.* (બૅ'રૉનેસ્) A baron's wife. બારોનની સ્ત્રી. 2. A lady holding a baronial title in her own right. પોતાના હકથી બારનનો ઇલકાબ ધારણ કરતી સ્ત્રી.

**Baronet,** *n.* (બૅ'રૉનેટ્) The title next below a baron. બારોનથી ઉતરતી પદવીનો અમીર. 2. The lowest hereditary title in the United Kingdom of Great Britain. ગ્રેટ બ્રિટનના સંયુક્ત રાજ્યમાં વંશપરંપરાથી ઉતરી આવતી હલકી પદવી.

**Baroscope,** *n.* (બૅ'રૉસ્કોપ્) An instrument for indicating changes in the destiny of

the air. વાયુમાપક યંત્ર. [Gr. *baros*, weight; *skopein*, to see.]

**Barouche**, *n.* (બરૂ'શ્) A double seated four-wheeled carriage with a falling top. ચાર પૈડાની એક તરહની ખુલ્લી ગાડી; ચારટ-ઠ. [L. *barotus*, from *bis*, two & *rota*, a wheel.]

**Barque**, *n.* (બાર્ક) The rind. ઝાડની છાલ. 2. A small ship. એક જાતનું ન્હાનું વહાણ.

**Barrack**, *n.* (બૅ'રક્) A hut or building for soldiers especially in garrison. લશ્કરી સીપાઈઓને રહેવાનું ઘર કે ઝુંપડું.

**Baracoon**, *n.* (બૅ'રકૂન્) A depot for slaves. ગુલામખાનું.

**Barrator**, *n.* (બૅરે'ટર્) One who vexatiously stirs up lawsuits, quarrels etc. કજીઆદલાલ; દાવા લઢાવનાર. [Fr. *barateur*, a cheater.]

**Barratry**, *n.* (બૅ'રેટ્રિ) Fraudulent practices on the part of the master or mariners of a ship to the prejudice of the owners. વહાણના માલીક પ્રત્યે વહાણના નાયકે કરેલો દગો, ગેરવર્તણુંક 2. Vaxatious litigation. દાવા ઉઠાવવાની ઉશ્કેરણી કરવી તે.

**Barrel**, *n.* (બૅ'રેલ્) A wooden cask. પીપ. 2. The quantity which a barrel contains. પીપભર. 3. A tube. નળી; કોઠી; નાળ.-*vt.* To put in a barrel. પીપમાં ભરવું. [Fr. *baril*.]

**Barren**, *adj.* (બૅ'રેન્) Incapable of bearing offspring; not producing young. છોકરાં ન થતાં હોય તેવી; વંધ્યા; વાંઝણી. 2. Unfruitful; unproductive; sterile. પાક ન થતો હોય તેવું; અફળ પ; રૂક્ષ 3. Not containing useful ideas. નિરૂપયોગી; શુષ્ક; ખાલી. 4. Unmeaning; dull. મંદબુદ્ધિનું; મંદ. 5. Empty; stupid. શુષ્ક; શૂન્ય.

**Barrenness**, *n.* (બૅ'રેન્નેસ્) Unfruitfulness; stupidity. વાંઝીઆપણું; વંધ્યત્વ; નિષ્ફળતા; શુષ્કતા; લાભરહિતતા; જાડય; મૂર્ખતા.-*adj.* Barren-spirited; barren-witted.

**Barricade**, *n.* (બૅ'રિકેઈડ્) A temporary fortification made to hinder the advance of an enemy. શત્રુની પ્રગતિ અટકાવવા માટે, સામે બચાવ માટે કરેલો કામચલાઉ કિલ્લો; લક્કડકોટ. 2. Any means of defence or obstruction. બચાવનું સાધન;અટકાવ.-*vt.* To hinder;to fortify. અટકાવવું; કામ ચલાઉ કોટ બાંધવો. [Fr. *barrique*, a cask.]

**Barrier**, *n.* (બૅ'રિઅર્) A defence against attack. શત્રુને ખાળવા માટે કરેલો કોટ, બંધ, વાડ. 2. A limit or boundary. હદ; સરહદ; મર્યાદા; સીમા. 3. A fortress on the frontier. સરહદ ઉપરનો કિલ્લો. 4. Anything which hinders. અટકાવ; અડચણ; અન્તરાય; વિઘ્ન. 5. A gate where customs are collected. જગાત લેવાનો દરવાજો. 6. The lists in a tournament. અખાડાની સરહદ-*vt.* To shut by means of a barrier. કોટ, વાડ કરીને બાંધી લેવું.[L.*barra*, bar ]

**Barrister**, *n.*(બૅ'રિસ્ટર્)One who is qualified to plead at the bar. પહેલા વર્ગનો સનંદી વકીલ; બારિસ્ટર. [L. *barra*, bar.]

**Barrow**, *n.* (બૅ'રો) A small hand carriage. ઠેલણગાડી; હાથગાડી. [A. S. *beran*, to bear.]

**Barrow**, *n.* ( બૅ'રો ) A mound of earth. મટોડીનો ઢગલો; ટેકરો. 2. A hog. ડુક્કર; ખાસી, ખસી કરેલું ડુક્કર. 3. A long garment for infants. બચ્ચાંઓનું ફલાલીનનું ઝભલું. [A. S. *beorgan*, to protect.]

**Barter**, *vt.* (બા'ર્ટર) To exchange. સાટામાં આપવું; સાટું, બદલો કરવો.-*vi.* To exchange. બદલો કરવો; અદલબદલ કરવું.-*n.* Exchange; dealing. સાટું; અદલાબદલી; સાટાપાટી; વ્યવહાર.

**Barth**, *n.* (બાર્થ) A place of shelter for cattle. ઢોર બાંધવાનો વાડો..

**Basal**, *adj.* ( બે'યસલ્ ) Forming a base; situated at the base; pertaining to the base. પાયાને સ્થાને આવતું; પાયા પાસે રહેલું; પાયા, તળીઆને લગતું.-also, *basilar*.

**Basalt**, *n.* (બસૉ'લ્ટ્) A hard, dark coloured rock. એક જાતનો કઠણ, કાળો પથ્થર. 2. A kind of black porcelain. એક જાતનાં કાળાં ચીનાઈ વાસણ.-*adj.* Basalt'ic. [L. *basaltes*, a species of marble.]

**Base**, *n.* (બેઈસ્) Foundation; bottom. પાયો; મૂળ; તળ; તળીયું; આધાર. 2. The chief ingredient. રાસાયણિક મિશ્રણમાંનો મુખ્ય પદાર્થ. 3. The starting point. શરત અથવા લઢાઇનું કામ જ્યાંથી શરૂ થાય તે જગ્યા. 4. The extremity of a leaf, etc. ડીંટું; ડીંટડું. 5. The surface on which a body stands; the lower part of a wall. સપાટી; ભીંતનો નીચલો ભાગ.-*vt.* To place on a base. પાયાપર રચવું; સ્થાપવું. [L. *basis*, a foundation.]

**Base**, *adj.* (બેઈસ્) Low in birth or position. હલકા કુળનું; નીચ; હલકટ. 2. Mean; counterfeit. હલકું;પામર; ક્ષુલ્લક; નજીવું;ખોટું.3. Wicked. પાજી; દુષ્ટ; ખલ; શઠ. 4. Of illegitimate birth. રામજાદુ; રાંડના પેટનું. 5. Low in value. હલકી કીમતનું. 6. Not refined. બિનસંસ્કારી; અધમ; હલકી પંક્તિનું. 7. Deep in sound. ગંભીર, ઉંડા અવાજવાળું; ખરજ. [L. *bassus*, thick, low.]

**Base-born**, *adj.* (બે'ઈસ-બૉર્ન) Illegitimate; low-born. રામજાદુ; જારજ; નીચા કુળનું.

**Base-less,** *adj.* ( બે'ઈસ્-લેસ્ ) Without foundation.પાયાવગરનું;નિરાધાર;આધારશૂન્ય;ખોટું.

**Bashful,** *adj.* ( બૅ'શફુલ્ ) Sharp; modest; wanting confidence. શરમાળ; લજ્જાળુ; અતિ વિનયી; આત્મશ્રદ્ધાહીન; ગરિબડું; ગૌમુખું.

**Bashfuness,** *n.* ( બૅ'શફુલ્નેસ્ ) Shyness; extreme modesty. લજ્જા; લાજ; શરમ; અતિ વિનય; સંકોચ; શ્રદ્ધાભાવ.

**Basify,** *vt.* (બે'યસિફાય્) To convert into a base. પાયો બનાવવો; પાયા તરિકે વાપરવું. [L. *basis*, base; *facio*, I make.]

**Basil,** *vt.* (બૅ'ઝિલ્) To form the edge of a tool. ધાર કાઢવી.–*n.* A tanned sheep-skin. ઘેટાનું પકવેલું ચામડું. 2. A pot-herb. તુળશી.

**Basilic, basilich,** *n.* (બૅ'ઝિલિક્) A large hall of justice. ન્યાયદરબાર; કોર્ટ; દરબારહૉલ. 2. A palace. રાજગૃહ; દરબાર. 3. A summary of the laws of Justician, translated by order of Basil I. જસ્ટીસીઅને બનાવેલા કાયદાનો સાર; સારપુસ્તક. [Gr. *basilikos*, kingly.]

**Basilicon,** *n.* (બૅઝિ'લિકૉન્) Ointment possessing sovereign virtues. અદ્‌ભુત લેપ, મલમ.

**Basilisk,** *n.* (બૅ'ઝિલિસ્ક્) A fabulous dragon with a crest upon the head. એક કલ્પિત મણિધર નાગ. 2. A crested lizard. ધરોળી; હેડી. 3. An ancient brass cannon, અસલી પીત્તળની તોપ.

**Basin,** *n.* (બે'યસિન્) A wide open vessel. છાછરું વાસણ; વાડકો; તપેલું, તસ્ત. 2. Any hollow place containing water. હોજ; કુંડ; તળાવ. 3. The area drained by a river. દેશના જે ભાગનું પાણી નદીમાં જતું હોય તે ભાગ, પ્રદેશ. 4. Coal formation. કોયલાનું પડ, થર, ખેતર. [ Fr. *bassin.* ]

**Basis,** *n.* (બે'યુસિસ્) Foundation. પાયો; તળીયું; મૂળ; આધાર. 2. The pedestal of a column. થાંભલાની બેસણી; કુંભી. 3. The first principles. મૂળતત્વ; પાયો.–(*pl.*) bases. [L. *basis*, a base.]

**Bask,** *vi.* (બૅ'સ્ક્) To lie in the sun-shine or warmth. તડકે બેસવું; તડકો ખાવો; સુખચેન, મજા કરવી.–*vt.* To warm. ઉનું કરવું; શેકવું; તાજુમાજું બનાવવું. [Sc. *badask*, to bathe.]

**Basket,** *n.* (બૅ'સ્કેટ્) A vessel made of twigs or other flexible material. ટોપલી–લો; કંડીઓ; કરંડીઓ; છાબડી –*vt.* To put in a basket. ટોપલામાં ભરવું.

**Bass,** *n.* (બેઈસ્) A low or grave part in music. ખરજ.–*adj.* Low; deep; grave. ગંભીર; ઊંડું.–*vt.* To sound in a deep tone. ગંભીર, ખરજ અવાજ કરવો.

**Bass,** *n.* (બૅસ્) A door mat. બારણા આગળ નાખવાની ચટાઈ; સાદડી.

**Bass-relief,** *n.* ( બૅ'સ્રિલીફ્ ) Sculpture whose figures do not much stand out. થોડુંકજ ઉપસી આવેલું કોતરકામ; પ્રતિચ્છાયા.

**Bastard,** *n.* ( બૅ'સ્ટર્ડ્ ) A child born of parents not married. છીનાળના પેટનું છોકરું; અનૌરસ પુત્ર; રામજાદો; દાસીપુત્ર; જારજ સંતાન; લોંડીજાયો 2. An inferior quality of sugar. હલકી જાતની ખાંડ.–*adj.* Spurious. રામજાદુ; છીનાળના પેટનું; અનૌરસ. 2. False; of a normal shape or size કૃત્રિમ; બનાવટિ; તરકટિ; અસાધારણ આકાર અથવા કદવાળું.

**Bastardise,** *vt.* (બૅ'સ્ટર્ડાઈઝ્) To make or prove to be a bastard. છીનાળ, રાંડના પેટનું સાબીત કરવું, બનાવવું.

**Bastardy,** *n.* (બૅ'સ્ટર્ડિ) The state of being a bastard. હરામજાદાપણું; અનૌરસતા. 2. Illegitimacy. દાસીપુત્ર હોવું તે; જારજાવસ્થા; રંજાવસ્થા; વ્યભિચારોત્પત્તિ.

**Baste,** *vt.* (બૅ'ઈસ્ટ્) To beat with a stick; to cudgel. લાકડીનો માર મારવો; ઝાપટવું; ઝુડવું. 2 To drop fat or butter over the meat while roasting. માંસ સેકતાં સેકતાં તે ઉપર ઘી, ચરબી વગેરે રેડવું, છાંટવું.

**Baste,** *vt.* (બેઈસ્ટ્) To sew with long stiches; to sew slightly; to put together the pieces of a garment by slight preparatory stitches. આઘે-આઘે-લાંબા લાંબા ટાંકા, ટેભા મારવા; લાંબા લાંબા ટેભા મારી, નાખી સીવવું; ટેભા મારવા, દોરાટવું; ફાંટવું; ફાંટ મારવી.

**Bastile,** *n* (બૅ'સ્ટાઈલ્) Any tower or fortification. કિલ્લો; બુરજ; કેદખાનું.

**Bastinade-o,** *n* (બૅસ્ટિને'ઇડ્-ડો) A sound beating with a stick or cudgel. લાકડાના મારના ઝપાટા; કુંદાપાક; દંડપ્રહાર.–*vt.* To beat with a stick or cudgel; to beat on the soles of the feet as punishment. લાકડીથી ખુબ ઝુડવું, ઝાપટવું; લાકડીવતી મારવું; પગને તળીયે લાકડીથી શિક્ષા તરીકે માર મારવો. [ Fr. *bastonnade*, from *baston*, a stick or club.]

**Bastion,** *n.* (બૅ'સ્ટિયોન્) A great mass of earth raised up before a rampart; a bulwark. કિલ્લાની આગળનો બુરજ. [Fr. *batir*, to build.] *adj.* Bastionary, pertaining to or consisting of bastions. બુરજને લગતું.

**Bat,** *n* (બૅટ્) A heavy stick or club. દંડો; દંડુકો; ગેડી; બેટ; પાટીયું. 2. A sheet of cotton prepared for filling quilts. ગોદડું, રજાઈ ભરવા

કરેલું રૂનું પડ. 3. A bricklet. રેડું.-*vt.* To play with a bat.બેટ, ગેડીથી રમવું. [L. *batuo*, I beat.]

**Bat**, *n.* (બૅટ્) A small animal; an animal having the body of a mouse but with wings attached to the fore-feet by which it flies by night. વાગોળ; ચામાચિડિયું; ચામચીમડીયું; છાપું. [L. *batta*, a night moth.]

**Batable**, *adj.* (બે'ઇટેબલ્) Disputable. તકરાર, વાંધો લીધા જેવું.

**Batavian**, *adj.* (બૅટે'વિઅન્) An inhabitant of Batavia. બેટેવિઆનો રહેવાસી.

**Batch**, *n.* (બૅચ્) The quantity of bread baked at one time. રોટલીનો ઘાણ. 2. An assorment of things of the same kind. એક જાતની કેટલીક વસ્તુઓનો સમૂહ, જૂથ, જથ્થો.

**Bate**. *n.* (બેઇટ્) Quarrel; contention; strife. કજીઓ; ટંટો; તકરાર, ઝઘડો; વિવાદ.

**Bate**, *vt.* (બેઈટ્) To abate; lessen; reduce. ઓછું કરવું, ઘટાડવું. To except. મુકી દેવું, બાતલ કરવું.-*vi.* To remit or retrench a part. કમી કરવું; ઓછું કરવું; મજરે આપવું; કાપવું; ઘટાડવું. 3. To take away. લઇ લેવું. To flutter. પાંખ ફફડાવવી.

**Bat-fowling**, *n.* (બૅ'ટ્ફાઉલિન્ગ્) A mode of catching birds at night by means of a light and nets. બત્તિ અને જાળથી રાત્રે પક્ષીઓ પકડવાની રીત.

**Bath**, *n.* (બાથ્) A place for bathing or to bathe in. ન્હાવાની જગ્યા; હમામખાનું; સ્નાનાગાર; ન્હાવાની કોટડી, ઘર. 2. A receptacle of water to bathe; that in which the body or a part of it is bathed. ન્હાવાનું વાસણ; પીપ. 3. Immersion in a bath; the act of exposing the body for the purposes of cleanliness to water. સ્નાન; અંઘોળ; ન્હાવણ; શેક; બાફ; નાસ. 4. A high order of knighthood. અંગ્રેજમાં ઉમરાવની એક ઉંચી પદ્વી. [Ger. *baden*, to bathe.]

**Bath-brick**, *n.* (બાથ-બ્રિક્) A brick used for cleaning knives.છરીઓ માંજી સાફ કરવાની ઇંટ

**Bathe**, *vt.* (બેઈધ્) To subject to a bath; to immerse in water; to wash by immersion. સ્નાન કરાવવું; નવાડવું; ન્હવડાવવું; અંઘોળ કરાવવી. 2. To wash or moisten or suffuse with any liquid. ધોવું; પલાળવું; ભીંજવવું.-*vi.* To be in a bath; to take a bath; to be immersed in a fluid. ન્હાવું; સ્નાન, અંઘોળ કરવો.

**Bathing**, *n.* (બે'ઇધિન્ગ્)The act of bathing or washing the body in water.સ્નાન;અંઘોળ;ન્હાવણ.

**Bathing-box**, *n.* (બે'ઇધિન્ગ્-બૉક્સ) A fixed covered shed in which bathers dress and undress. ઢાંકણવાળું સ્નાનાગાર.

**Bathos**, *n.* (બે'ઇથૉસ્) A ludicrous descent from the elevated to the mean in writing or speech. લખવા બોલવામાં ઉંચા વિષયપરથી છેક નીચાપર ઉતરી જવું તે; કઢંગાઇથી થતો હાસ્યરસ.

**Bathometer**, *n.* (બૅથૉ'મેટર્) An apparatus for taking soundings. ઉંડાઇ માપવાનું યંત્ર.

**Bathometry**, *n.* (બૅથૉ'મેટ્રી) The measurement of depths. સમુદ્રનું ઉંડાણ માપવાની વિદ્યા; જળવેધવિદ્યા.

**Bating**, *prep.* (બે'ઈટિન્ગ્) Without; with the exception of; excepting.શિવાય;વિના;કારણવિના

**Batlet**, *n.* (બૅ'ટ્લેટ્) A short bat for beating clothes in washing. લુગડાં ધોવાનો પાયો; કુંદી કરવાની મોગરી; ધોકણું.

**Baton-oon**, *n.* (બૅ'ટાન્-ટૂન્) A staff. લાકડી; દંડો; દંડુકો; ડંગોરો. 2. The staff of a policeman or field-marshal. પોલીસ, સીપાઇનો અગર લશ્કરી અમલદારનો ડંગોરો; મોટા સેનાપતિની પદવીની નિશાની.

**Battalia**, *n.* (બૅટ્ટે'લિયે) The order of army for action. લશ્કરની ગોઠવણ; લઢાઇરચના; રણરચના; વ્યૂહ ગોઠવણ. [L. *battlia*, battle.]

**Battalion**, *n.* (બૅટ્ટે'લિયાન્) A company of nearly 300 to 1000 soldiers. ૩૦૦થી ૧૦૦૦ માણસના લશ્કરની ટુકડી-પલટણ. ઘણું કરીને ૧૦૦૦ સુધીના પાયદળ લશ્કરની સંખ્યાને કહે છે. તેનો એક ઉપરી હોય છે. ૪થી ૧૦ સુધી એક બટાલીયનના ભાગ પાડી શકાય છે. અને તે દરેક ભાગને કંપની કહે છે. બે અગર એથી વધારે બટાલીયનને રેજીમેન્ટ કહે છે. બે અગર એથી વધારે રેજીમેન્ટને બ્રીગેડ કહે છે. બે અગર એથી વધારે બ્રીગેડને ડીવીઝન કહે છે. બે અગર એથી વધારે ડીવીઝનને કોર કહેછે. બે અગર એથી વધારે કોરને આર્મી કહેછે.

**Battel**, *n.* (બૅ'ટ્લ્) A duel; A combat. દ્વંદ્વ-યુદ્ધ. 2 Provisions ordered from the buttery. પાકશાળાની દુધમાખણશાળામાંથી મંગાવેલો ખોરાક. 3. Charges for net provisions. તેવા ખોરાકની કીંમત.-*vt.* To be supplied with provisions from the buttery. ગોરસશાળામાંથી ખોરાક મળવો.

**Batten**, *vt.* (બૅ'ટ્ન્) To make fat; to grow or become fat; to live in luxury. પુષ્કળ ખવડાવી પીવડાવી જાડું, પુષ્ટ રૂષ્ટ, માતેલ કરવું, થવું; ચેનથી રહેવું; મોજમજા કરવી; તાગડધીના કરવા; એશઆરામથી રહેવું. 2. To enrich land. ખાતર પુરી ફળદ્રુપ રસાળ કરવું.-*vi.* માતવું, પુષ્ટ, જાડા થવું.

**Batten**, *n.* (બૅ'ટ્ન્) A piece of wood used by carpenters and plumbers. પટી; ચીપ; દાંડલી; કાઠી. 2. The moveable bar of a loom. સાળનો

ફરેતો ગજ.-*vt.* To fasten or form with battens. ચીપવડે બંધ કરવું અથવા જોડવું, સાંધવું. [ Fr. *baton*, a staff. ]

**Batter**, *vt.* (બૅ'ટર્) To beat with violence as to demolish. ઠોકી ઠોકીને તોડી પાડવું; ઠોકવું; મારવું; કુટવું. 2. To attack with artillery for the purpose of making a breach in a wall. કોટમાં બાકું પાડવા સારૂ તે પર તોપનો માર ચલાવવો. 3. To impair with beating. મારી મારી ઘાટ વગરનું કરી નાંખવું. 4. To flatten by hammering. હથોડાવતી ટીપી ટીપીને પહોળું કરવું.-*n.* A backward slope in the face of a wall. પાછલા ભાગ તરફ ભીંતનો ઢોળાવ. 2. Mixture of flour, eggs, milk etc. લોટ, ઇંડાં, દુધ વગેરેની મેળવણી. 3. Paste of clay. માટીની ગાર [L. *batuo*, I beat or strike.]

**Battering-ram**, *n.*(બૅ'ટરિંગરૅમ્)An engine used to beat down the walls of a besieged place. કિલ્લો તોડવાનું યંત્ર.

**Battery**, *n.* (બૅટ્રિ) The act of battering. ઠોકી ઠોકીને તોડી પાડવું તે. 2. The fortification on which the cannons are ranged for battering. મોરચો. 3. A number of guns ranged on the fortification. મોરચા પર ગોઠવેલી તોપો. 4. The unlawful beating of another. કાયદા વિરૂદ્ધ કોઇને મારવું તે. 5. An apparatus for producing an electric current. વિદ્યુત્ યંત્ર. 6. An apparatus consisting of a set of similar parts સજાતીય વસ્તુ માળા.

**Battle**, *n.* (બૅટલ્) A fight between enemies; an engagement. લડાઇ; વિગ્રહ; સંગ્રામ; જંગ; યુદ્ધ. **Brave in battle**=રણધીર. **Cowardly in battle**=રણભીરૂ. **Close battle**= દારૂણ સંગ્રામ. **A drawn battle**=સમાન સંગ્રામ. **To give battle**=શત્રુ પર હુમલો કરવો. **A pitched battle** = જે લડાઇમાં આગળથી લશ્કર ગોઠવી મુકેલું હોય તે-*vi.* લડવું અથવા યુદ્ધ કરવું. 2. To join in battle. હલ્લો જીલવો.-*adj.* Battle field. સમરાંગણ. **Battle song**=રણગીત. [L. *batuo*, I strike.]

**Battle-array**, *n.* (બૅ'ટલ્અૅરે') Order of battle. યુદ્ધ રચના; સૈન્ય રચના; વ્યૂહ; ફરેબંદી.

**Battle-axe**, *n.* (બૅ'ટલ્અૅકસ્) An axe formerly used as an offensive weapon. ફરસી; પરશુ; કોવાડો.

**Battle-door**, *n.* (બૅ'ટલ્-ડોર્) A racket; દડા રમવાનું પાટીયું.

**Battlement**, *n.* (બૅ'ટલ્મેન્ટ્) Solid part of a parapet. જંગીવાળી, કાંગરાવાળી ભીંત; જંગી; બારીઆંવાળી ભીંત; કોટ.

**Battology**, *n.* (બૅટૉ'લૉજી) Idle talk or babbling. નકામી બડબડ,

**Battue** *n.* (બૅટ્યૂ') Driving of game by beaters to the sportsmen's station; shooting party on this plan; the wanton slaughter of game. શિકારને વાસ્તે ઝાડી વગેરેમાં શોધખોળ; શિકારી ટોળી, શિકારીમંડળી; શિકારનો નકામો વધ અથવા સંહાર.

**Battula,** *n.* (બૅ'ટ્યૂલૅ) The measure of time by beating. ગાયનનો તાલ.

**Batture,** *n.* (બૅ'ટ્યૂર્) An elevated sea-bed. ઉંચાણમાં આવેલું સમુદ્રનું તળ.

**Bauble, Bawble,** *n.* (બૉ'બલ્) A trifling piece of finery; showy trinket; a gewgaw. હલકી કિંમતની તકલાદી દેખાવડી વસ્તુ; તકલાદી નજીવી ચીજ; બચ્ચાં ખુશ થાય તેવી ચીજ; નકલી અથવા ખોટો દાગીનો 2. The fool's club. રાજાના મશ્કરાને હાથમાં ઝાલવાની લાકડી-દંડ [L. *babulus*, foolish.]

**Bawbee**, *n.* (બૉ'બી) Half penny. અર્ધો પેન્સ.

**Bawd**, *n.* (બૉડ્) Procuress. કુટણી; ભડવેણ. 2. Obscene talk. બીભત્સ વાર્તાલાપ.-*adj.* Bawdy. Obscene. ભુંડું; છીનાળવું; બીભત્સ.

**Bavin**, *n.* (બૅ'વિન્) A faggot of brush wood for kindling fires. દેવતા સળગાવવાના ખોયાં. 2. Impure limestone. અશુદ્ધ ચુનાનો પથ્થર.

**Bawdrick**, *n.* (બૉ'ડ્રિક્) A belt; a girdle. કમરપટો; મેખલા; પટો.

**Bawdy-house**, *n.* (બૉ'ડિહાઉસ્) A house of lewdness. છીનાળનું ઘર.

**Bawl**, *vi.* ( બૉલ્ ) Say, speak in a noisy way; to cry out loudly; to shout; to vociferate. તાણીને બોલવું; પોકારવું; બુમ, રાડ પાડવી; ઘાંટો, સાદ પાડવો; બાંગ પોકારવી. 2. To cry aloud as a child. આરડવું; બરાડા પાડી રોવું.-*vt.* To proclaim by out-cry. બુમ પાડીને ખબર આપવી, જાહેર કરવું.-*n.* A loud cry. બુમ; રાડ; આરડ. [ L. *baulare*, bark. ]

**Bawler**, *n.* (બૉ'લર્) One who bawls. આરડનાર; બુમ પાડનાર; બાંગ દેનાર.

**Bawn**, *n.* (બૉન્) Cattle-fold. દામડી; તબેલો.

**Bay**, *n.* (બે) Kind of tree or shrub; laurel. એક જાતનું ઝાડ અગર છોડ; લારલ નામનું ઝાડ; તજનું ઝાડ.-*pl.* An honorary garland. માનસૂચક માળા; માનમાળા. [L. *baccu*, a berry.]

**Bay**, *n.* (બે) Part of sea filling wide-mouthed opening of land. અખાત; ઉપસાગર; મોટો અખાત. 2. Recess in a mountain range. પર્વતની હારમાંનો ખાંચો, ખાંચ. 3. Division of wall between columns or buttresses. કોઇ બુરજ અથવા ઈમારતનો ઓરડા જેવો બહાર પડતો ભાગ.

4. Part of main deck used as hospital. વહાણમાં તુલકના જે ભાગમાં માંદા માણસોને રાખવામાં આવે છે તે ભાગ. 5. Bark of a large dog or hounds. શિકારી કુતરાઓનું ભસવું. [ L. *badare*, to gape. ]

**Bay**, *vt.* (બે) Bark at. ભસવું. 2. To dam water (with *up* or *back*). રોકવું; ખાળવું; બંધ બાંધવો.

**Bay**, *adj.* (બે) Red or reddish. રતાસ પડતું; રાતું; ભુરૂં; બદામી; તપખીરી. [L. *badius*, brown.]

**Bayard**, *n.* (બે'યાર્ડ) A chivalrous person. સાહસિક માણસ. 2. A bay horse. બદામી ઘોડો. 3. A stupid fellow. મૂર્ખ માણસ.

**Bayonet**, *n* (બૅ'યોનેટ્) Stabbing blade attachable to rifle muzzle. બંદૂકની નાળ ઉપર જે ભાલા જેવું હોય છે તે બાયનેટ.-*vi.* To stab with a bayonet. સંગીન ભોકવું.

**Bay-salt**, *n.* (બે'-સૉલ્ટ્) Salt in large crystals obtained by evaporation. સિંધવ; સમુદ્રનું મીઠું.

**Bazaar**, *n.* (બૅઝા'ર) A fair for the sale of fancy wares for a charitable object. ધર્માદા સંસ્થાને મદદ માટે ભરાયેલ ફેન્સી બજાર. 2. A place where goods are exposed to sale. બજાર; ચૌટું.

**Bdellium**, *n.* (ડે'લિઅમ્) A gummy substance. ગુગળ.

**Be**, *vi* (બી) To exist. હોવું. 2. To become. થવું. 3. To remain. રહેવું. 4. To be present in a place. હોવું, આવવું. 5. To bring to effect; to produce; to cause. નુ પરિણામ થવું, કરવું; ને લાગતુ વળગતુ હોવું. 6. To symbolize; to answer to. એકજ અર્થ હોવો; ના રૂપ હોવું.-

**Be**, [as a prefix to other verbs]. ઉપસર્ગ દાખલ આગળ મુકવાથી વિશેષણ અને નામને ક્રિયાપદનું રૂપ આવે છે; as, be-little. નાનું કરવું. વળી એ ઉપસર્ગ લગાડવાથી અકર્મક ક્રિયાપદ સકર્મક થાય છે.

**Beach**, *n.* (બીચ્) Shore between high and low water mark; strand. દરિયાકાંઠો; સમુદ્રતટ; કિનારો. 2. Water-worn pebbles. કાંકરા; મરડી; રેતી.-*vt.* To run ashore; to haul up. કિનારે ચઢાવી દેવું, અથડાવવું.-*adj.* Beached; bordered by a beach. મોજાંના ઝપાટાથી ઘસડાતા કિનારાવાળું. 2. Stranded. કાંઠા ઉપર જઇ લાગેલું.

**Beacon**, *n.* (બી'કન્) Signal; signal fire on pole or hill; signal station; light-house; guide, warning. ભયજ્ઞાપક સૂચના; ભયસૂચક નિશાની; ઈશારો આપવાનું સ્થળ; દિવાદાંડી; સૂચન. 2. A signal fire to notify the approach of an enemy. શત્રુ પાસે આવ્યાની સૂચના કરવા સારૂ સળગાવેલો દેવતા. 3. A signal to direct navigation. વહાણવટીઆઓને સારૂ કરેલી દીવાદાંડી.-*vt.* To light up; to illumine. રોશની કરવી; ઝગઝગાટ સળગાવવું.

**Bead**, *n.* (બીડ્) A little perforated ball or glass globule. લાકડા અગર કાચનો મણકો; કીડીઉં; બજરબુટ;પારો.2. Drop of liquid. પ્રવાહી પદાર્થનું બિંદુ. A bubble in spirits. દારૂ પરનો પરપોટો.

**Bead tree**. ચણોઠીનું ઝાડ. 2. Bead snake. ઘામણ. 3. Bead roll. મરણ પામેલા લોકોને માટે જપ કરવાની ચાદી. 4. To tell beads; to beat on'es beads; to count one's beads. પ્રાર્થના કરવી; માળા ફેરવવી; જપ કરવો.-*vi.* To furnish with beads. મણકાથી શણગારવું. 2. To string together. એકઠા પરોવવું. 3. To form into beads. મણકા જેવું કરવું.

**Beadle**, *n.* (બી'ડલ્) A parish officer. હમેલીઓ; પટાવાળો; સિપાઈ. 2.A petty officer of a college, church etc. પાઠશાળા, દેવળ વગેરેનો ચોપદાર. 3. Messenger of a court. અદાલતનો ચોપદાર; નાજરનો સિપાઇ.

**Beadledom**, *n.*(બી'ડલ્ડમ્)Stupid officiousness. દોઢ ડહાપણ; ચાવળાપણું.

**Beady**, *adj.* (બી'ડિ) Small, round, bright and glistering. નાનું ગોળ ચળકતું. 2. With beads or drops. પરપોટા વાળું.

**Beagle**, *n.* (બી'ગલ્) Small dog tracking by scent formerly used in hare-hunting. સસલા વગેરેનો શિકાર કરનાર નાનો શિકારી કુતરો. 2. A spy; bailiff; detective. જાસુસ; છુપીપોલીસ.

**Beak**, *n.* (બીક્) Bird's bill. પક્ષીની ચાંચ. 2. Similar mandible-end of other animals as turtle.બીજાં પ્રાણીઓની જેવાંકે કાચબો,તેવાંની ચાંચ. 3. Hooked nose. અણીદાર નાક. 4. Projection at prow of ancient war-ship. પહેલાંના વખતનાં લડાયક વહાણનું મુડું.5.Magistrate or policeman. માજીસ્ટ્રેટ અગર પોલીસવાળો. *adj.* Having a beak. ચાંચવાળું; ચંચ્વાકાર.

**Beaker**, *n.* (બી'કર્) A large drinking cup. મોટો પ્યાલો અગર વાડકો. 2. Glass vessel for scientific experiment. રસાયણિક પ્રયોગના કામનું વાસણ. [L. *bacar*, wine-glass.]

**Beam**, *n.* (બીમ્) Long piece of squared timber in house or ship building. ભારવટીઓ; મોભ; પાટડો; પાટડી. 2. Cylinders in loom on which warp and cloth are wound. તુરી; ભરવાની શાળનો ગોળ દાંડો. 3. Chief timber of a plough. હળનો મુખ્ય દાંડો. 4. Bar of a balance. ત્રાજવાની દાંડી. 5.Shank of anchor. લંગરનો દાંડો. 6. Heavy lever in engine. વરાળયંત્રમાં લોઢાની ભારે લાટ. 7. Ray or

pencil of light. પ્રકાશ, તેજ; પુંજ.-*vt.* To emit. પાડવું; આપવું.-*vi.* To shine. લાલી આવવી; પ્રકાશવું; ચકચકવું; તગતગવું; તસતસવું.-*adjs.* Beamful; beaming; beamless; beamy = Radiant; emitting beams; not having light; shining; having horns. લખલખિત; કિરણમય; સુપ્રસન્ન;-તેજરહિત; નિષ્પ્રભ;-ચકચકિત; શિંગડાંવાળું.

**Bean,** *n.* (બીન્) A leguminous plant and its seeds. કઠોળનો છોડ; અનેક જાતના કઠોળનું સાધારણ નામ; દ્વિદલ ધાન્ય; કઠદણ; પાપડી. [L. *faba.*]

**Bear,** *vt.* (બેઅર્) To support. વહેવું; ઉચકી રાખવું. 2. To carry; convey. ઉઠાવી લઈ જવું. 3. To wear, to hold. ધારણ કરવું; રાખવું. 4. To keep afloat. તરતું રાખવું. 5. To endure. સહેવું. 6. To have in the mind. ધરાવવું. 7. To admit. લાગવું. 8. To bring forth or produce. ને આવવું; ને પેટથી થવું. 9. To exercise. ચલાવવું. 10. To be answerable for. ને માથે હોવું. 11. To manage. ચલાવવું. 12. To drive, or press. દાબવું; હઠાવવું. 13. To conduct; to bring. લાવવું; લઈ જવું. 14. To sustain; to have on. પહેરવું; ધારણ કરવું. 15. To gain or win. જીતવું. **To bear a part**=શામેલ થવું. 2. **To bear testimony**=સાક્ષી પુરવી. 3. **To bear down**=હરાવવું. 4. **To bear down upon** =પકડી પાડવું; ઉપર પટકાવું. 5. **To bear down**=આગ્રહ કરવો. 6. To bear off= અટકાવવું. 7. To bear on one hard= ના ઉપર દ્વેષ રાખવો 8. To bear oneself=ચાલવું. 9. To bear company=ની સોબતમાં આવવું. 10. To bear the bell=સૌથી આગેવાન હોવું 11. To bear out=ટેકો આપવો. 12. To bear on=ઉશ્કેરવું 13. To bear through or out= ચલાવવું; નિભાવવું. 14. To bear up=ટેકો આપવો. -*vi.* To endure. ખમવું; વેઠવું. 2. To be fruitful. ફળ આવવાં. 3. To take effect; to succeed. લાગુ પડવું; સફળ થવું. 4. To be situated. હોવું. 5. To refer to. સંબંધ હોવો, રાખવો. 6. To press upon. દબાવવું; દબાણથી થવું. **To bear in**=તરફ જવું. 2. To bear up=ધીરજ રાખવી; હિંમત પકડવી. 3. To bear upon=ની અસર થવી. 4. To bear with=ધીરજ રાખવી; સહન કરવું. 5. To bear off=જમીનથી દૂર હંકારી જવું. 6. To bear against=તલપ મારવી; ધસવું.

**Bear,** *n.* (બેઅર્), A wild animal covered with rough shaggy hair. રીંછ. 2. A brutal person. ગામડીઓ; ગમાર. 3. The great bear: સપ્તઋષિ. 4. The lesser bear. ધ્રુવ આગળનો સાત તારાનો ઝુમખો.-*adj.* Bearable=Tolerable. સહેવાય એવું; ખમાય એવું; સહ્ય [A. S. *bera,* a wild beast.]

**Bear, Bere,** *n.* (બેઅર્-બીર્) A species of barley cultivated in Scotland. સ્કોટલાંડમાં થતા એક જાતના જવ.

**Beard,** *n.* (બીર્ડ્) Hair of louer face excluding the moustache and sometimes the whiskers. દાઢી. 2. Chin tuft of animals. પ્રાણીઓની દાઢી પરના વાળ. 3. Beak bristles of birds. પક્ષીની ચાંચ નીચેનો ઝીણો નીમાળાનો ગુચ્છો. 4. An imposition; a trick. ઠગાઇ; છેતરપીંડી. 5. Shap point of an arrow. તીરનો આંકડો.-*vt.* Oppose openly; defy. સ્હામું થવું; મ્હોપર કહેવું; અપમાન કરવું.-*adj.* Beardless=Without a beard; youthful; destitute of an awn. દાઢી વગરનું; કિશોર; સુંખળા વગરનું. [L. *barba,* beard.]

**Bearer.** *n.* (બે'અરર્) Person or thing that carries. લઇ જનાર; લાવનાર; ઉચકનાર: વહેનાર. 2. Part carrier of coffin. ખાંધીયો; મુડદું ઉંચકનાર. 3. Palanquin carrier. પાલખી ઉંચકનાર. 4. Domestic servant. ઘરનો નોકર; ચાકર; હમાલ. 5. Bringer of letter or message. સમાચાર અગર પત્ર લાવનાર લઈ જનાર. 6. Mother. મા; માતુશ્રી.

**Bear-garden,** *n.* (બે'અરગાર્ડન્) A place where bears are kept. રીંછ રાખવાની જગ્યા. 2. A turbulent assembly. ધાંધલખોરની મંડળી; માછીબજાર જેવી જગ્યા.

**Bearing,** *n.* (બેઅ'રિન્ગ્) Behaviour; carriage. ચાલચલગત; વર્તણુંક; રીતભાત; આચરણ; ઢબ. 3. Relation. સંબંધ; નિસબત. 4. Patient endurance. સહનશીલતા; ધૈર્ય. 5. Purport; meaning. ભાવાર્થ; મતલબ; સાર.- **To bring one to his bearings**=ઠેકાણે લાવવું; પાંસરૂં દોર જેવું કરવું. 2. To lose one's bearings=ગુંચાઈ જવું. 3. To take bearings= હોકા યંત્રથી કોઈ પદાર્થની દિશા નક્કી કરવી.

**Bear-ward,** *n.* (બે'અર્વૉર્ડ્) A keeper of bears. રીંછનો સંભાળનાર.

**Beast,** *n* (બીસ્ટ્) Animal. પશુ; ઢોર. Quadruped. પશુ. 2. A brutal man. પશુ; હેવાન જેવું માણસ. 3. Any irrational animal. જનાવર; હેવાન; પશુ. 4. A game at card. એક પ્રકારની પાનાની રમત. [L. *bestia,* a beast.]

**Beastliness,** *n.* (બી'સ્ટલીનેસ્) Gluttony; drunkenness; obscenity; disgusting food; brutality; filthiness. જનાવરપણું; પશુવૃત્તિ; ક્રૂરતા; નિર્દયતા; પશુધર્મ; કંટાળો લાવે એવો ખોરાક, પીણું; મલિનતા.-*adj.* Beastly=Like a beast; unfit for human use; dirty; undesirable. પશુ જેવું; મનુષ્ય ઉપયોગને માટે નાલાયક; ગંદું; અપ્રિય; કંટાળો આવે એવું.-*adv.* Beastly. Regrettably. અફસોસથી; ખેદથી; દીલગીરીથી; દુઃખથી.

**Beat,** *vt.* (બીટ્) To strike repeatedly. મારવું; ઠોકવું; ટીપવું; કુટવું. 2. To play on. વગાડવું. 3. To break or bruise. ખાંડવું; કુટવું; છુંદવું; ભુકો કરવો. 4. To hammer. ટીપવું; મઠારવું. 5. To thresh. ઝુડવું. 6. To vanquish. હરાવવું. જીતવું. 7. To scour with out-cry. શિકારીને માટે ધુમરાણ કરવું. (1) **To beat about the bush**=To approach a subject slowly=મુદ્દાસર ન બોલતાં આડું અવળું ટાહેલું કરવું. (2) To beat the brains=Search for ideas=માથાકુટ કરવી; માથું ફોડવું (3) To beat down=To cheapen = તોડી પાડવું; ભાવ ઉતારવો. (4) To beat back= To lessen=હઠાવવું; પાછું ફેરવવું. (5) To beat into=To teach by repetition of instruction= વારે વારે કહીને મનમાં ઠસાવવું, ઉતારવું. (6) To beat up=To attack suddenly=ઓચિંતો હુમલો કરવો. (7) To beat off=To drive away=હાંકી કાઢવું. (8) To beat time=To measure or regulate time=તાલ આપવો મારવો. (9) To beat black and blue=શરીરે કાળાં ચકામાં પડે, ભરોળ ઉઠે તેવો માર મારવો. (10)To beat the streets=આમતેમ રખડવું. (11) To beat hollow=To get the upper hand= સર્વોપરિ થવું. (12) To beat the watch=To stagger belief=માન્યામાં ન આવે તેવું કહેવું. (13) To beat up the quarters of=To come back; to get home=પાછા આવવું; બેસી જવું. [A. S. *beatan*, to beat.]

**Beat,** *vi.* (બીટ્) To throb. ધડકવું; ધબકવું; થડકવું. 2. To strike repeatedly. ઠોકવું; કુટવુ; અફાળવું. 3. To dash with force. જોરમાં આવવું; અફાળવું. 4. To be in doubt. સંશયમાં હોવું; સંકલ્પ કરવો. 5. To go against the wind. પવનની સામે જવું. 6. To make a sound. ગડગડવું. – **To beat about** = To try to find=ખોળી કાઢવું; શોધવું. (2.) **To beat upon**=To enforce by repetition=વારે ઘડીએ કહી કહીને કરાવવું; સપાટા લાગવા (પવનનાં) ( ) To beat up for recruit=લશ્કર સારૂ ઉમેદવાર ખોળવા પડઘમ વગાડતાં ફરીને માણસ શોધવાં.

**Beat,** *n.* (બીટ્) A stroke. માર; ઝપાટો; ઠોકો; સપાટો; ધક્કો; ઠોસો. 2. A pulsation. ધડક ધડક થવું તે; ધબકારો. 3. The rise or fall of the hand in regulating the divisons of time in music. તાલ. 4. A round. ફેરો, ચક્કર; આંટો. 5. A place of frequent resort. - જ્યાં વારંવાર આવવું જવું થાય તે જગ્યા. 6. A cheat. ચોર; ઠગીઓ; ધુતારો,-**To have a beat on one**=To call on one=કોઈને મળવા જવું; ને ઘેર ધક્કો ખાવો. (2.) To get a beat on one=To have the laugh of one= કોઈની મશ્કરી કરવી.

**Beaten,** *adj.* (બીટન્) Exhausted.-થાકી લોથ પોથ થઇ ગયેલું. 2. Trodden. ઘણી અવર જવર થયેલ. 3. Shaped by the hammer હથોડાથી ઘડાએલું. 4. Vanquished. હારેલું. 5. Become common. સાધારણ થઈ પડે.-**Beaten down to bed rock** = Reduced to the last extremity=છેલ્લી અણીપર આવેલું.

**Beater,** *n.* (બીટર્) A man employed to rouse game. શિકારને છંછેડનાર. 2. Implement for beating flat. ધાણ; સાંબેલું; મોગરી.

**Beatific-al,** *adj.* (બીઍટિ'ફિક્-કલ્) Making blessed; imparting blissful enjoyment. સ્વર્ગ-સુખદાયક; સુખકર; મુક્તિદાયક.

**Beatification,** *n.* (બીઍટિફિકે'શન્) Making or being blessed; blessedness. સ્વર્ગસુખ; પરમાનંદ. 2. Announcement that dead person is in bliss. મુઆ પછી માણસ મુક્તિ પામ્યો એવું પ્રસિદ્ધ કરવું તે.

**Beatify,** *vt.* (બીઍ'ટિફાઇ) To make happy. સ્વર્ગસુખ આપવું; પરમાનંદ આપવો. 2. To pronounce happy. સુખી માનવું. [L. *beatus*, happy and *facio*, I make].

**Beating,** *n.* (બી'ટિંગ્) Punishment by blows. પ્રહારની શિક્ષા કરવી. 2. Pulsation. ધબકારો. 3. Pulsative. સ્પન્દનનાદ.

**Beatitude,** *n.* (બીઍ'ટિટ્યૂડ) Blessedness; consummate bliss. પરમસુખ; પરમાનંદ;સ્વર્ગસુખ; મુક્તિ; મોક્ષ; નિર્વાણ; કૈવલ્ય; સંસિદ્ધિ. According to Hindu relegion there are four kinds of final beatitudes (viz). (1) સાલોક્ય. Residence with God. (2). સામીપ્ય મોક્ષ. Nearness to Him. (3).સારૂપ્ય મોક્ષ. Conformedness to His image. (4). સાયુજ્ય મોક્ષ. Absorption into the essence of Him.-Beatitude=સ્વરૂપાનંદ. Bliss=પરમાનંદ. Blessedness=સ્વર્ગસુખ. Felicity=નિજાનંદ. Happiness=આનંદ.

**Beau,** *n* (બો) Fop; a fine gay man; dandy. ફક્કડ; વરણાગીઓ; છેલ; લાલ; અક્કડબાજ; બાંકેરાવ; ઈશ્કી; લાલા; રંગીલો; છબીલો; મોજીલો; છોગારો; શોખીન. 2. A lady's-man; lover. સ્ત્રીઓને વિષે આદરભાવ બતાવનારો; અધપ્રેમી; આશક. [L. *bellus*, gay.]-*pl.* Beaux; beaus.

**Beau-esprit,** *n.* (બો-એસ્પ્રીટ્) A witty fellow. ટીખળી માણસ; ઠઠ્ઠાબાજ.

**Beau-catcher,** *n.* (બો-કૅચર) સ્ત્રીના લમણા ઉપરનો વાળનો સમૂહ.

**Beau-fet,** *n.* (બો-ફેટ્) A buffet. તાકું; ગોખલો.

**Beau-ideal**, *n.* (બો-આઈડી'અલ્) One's highest type of excellence or beauty. સંપૂર્ણ ખુબસુરતી.-(1) **A** beau ideal of beauty=સૌંદર્યનું પુતળું-પુતળી. (2) **A** beau of chastity=પતિવ્રતની પુતળી. (3) **A** beau ideal of learning =પંડિત શિરોમણિ. (4) A beau ideal of valour =વીરશિરોમણિ.*adj*. Beauish=Foppish; fine. અક્કડબાજ; ડોળી; શોખીન.

**Beau-monde**, *n.* (બોમૉન્ડ્) Fashionable society; gaiety. શોખીન લોક; સુખી જીવડા; પોશાકના શોખીન.

**Beaune**, *n.* (બોન્) A red Burgandy wine. બરગાન્ડીનો લાલ દારૂ.

**Beauteous-tiful**, *adj.* (બ્યૂ'ટિઅસ્-ટિફુલ્) Delighting the eye or ear; gratifying any taste; morally impressive; charming; satisfactory. સુંદર; રૂપાળું; સુશોભિત; શોભિતું; ફુટડું; રૂપવંત; ખુબસુરત; સોહામણું; રળીઆમણું; કમનીય; મંજુલ.

**Beautify**, *vt.* (બ્યૂ'ટિફાઇ) To adorn; to grace; to make beautiful. શણગારવું; સુશોભિત કરવું; રમણીય કરવું.-*vi.* To become beautiful. સુંદર દેખાવું; શોભાવું.

**Beauty**, *n.* (બ્યૂ'ટિ) A beautiful person. ખુબસુરત, રૂપાળો પુરૂષ. 2. A beautiful woman. સુંદર, છબીલી, રૂપવંતી, ફુટડી સ્ત્રી. 3. A particular grace, feature or ornament. લીલા; ઠાઠ; ખુબી; ગુણ. 4. The graces that please the eye or mind. સૌંદર્ય; કાન્તિ; શોભા; ખુબસુરતી. [Fr. *beaute*, beau.]-**Beauty sleep**=મધ્યરાત્રિ પહેલાંની ઉંઘ.2.**Beauty spot**=ચાંલ્લો;છુંદણું.

**Beaver**, *n.*(બી'વર્) Amphibious broad tailed soft-furred rodent. જળસ્થળચર રૂઆંવાળું પ્રાણી. 2. A hat made of its fur. તેના રૂઆંની બનાવેલી ટોપી. 3. Its fur. એ જનાવરનાં રૂઆં. 4. A cloth for making overcoats. નીચા ડગલા બનાવવાનું કપડું. [L. *fiber*.]

**Beaver**, *n.* (બી'વર્) Lower face guard of helmet. મુખત્રાણ.

**Beavered**, *adj.* (બી'વર્ડ્) Covered with a beaver or hat. મુખત્રાણ અગર બીવરનાં રૂવાંટાની ટોપી પહેરેલું.

**Becalm**, *vt.* (બી'કામ્) To appease; to still; to make calm. સ્થિર-શાંત કરવું; ચેન પાડવું; સમાવવું. 2. To keep from motion. ચાલતું બંધ કરવું, અટકાવવું.

**Because**, *con.* (બીકૉ'ઝ્) For the reason that; by reason of; on account of; in as much as; since. કારણકે; કારણ; કેમકે; કાંજે; કાંકે; તે માટે; તેથી.

**Beccabunga**, *n.*(બેકબ'ન્ગ) A blue flowered plant. એક જાતનો આસ્માની ફુળવાળો રોપો.

**Beccafico**, *n.* (બેકફી'કો) Small migrant bird eaten in Italy and which feeds on figs and grapes.અંજીર તથા દ્રાક્ષ ખાઇને રહેનારૂં એક જાતનું પક્ષી.

**Bechamel**, *n.* (બેશમેલ્) Kind of white sauce. એક જાતની ધોળી ચટણી, અથાણું.

**Bechance**, *vt.* (બીચૅ'ન્સ્) To befall; to happen. આવી પડવું; વીતવું; ગુજરવું.

**Becharm**, *vt.* (બીચા'ર્મ્) To captivate. મોહ પમાડવો; મન હરણ કરવું.

**Bechic**, *n.* (બી'કિક્) A medicine for relieving coughs. ઉધરસ મટાડનાર ઔષધ.

**Beck**, *n.* (બેક્) Brook; mountain stream. નાળું; વહેળીયું. [A. S. *becc*, brook.]

**Beck**, *n.* (બેક્) Significant gesture, *nod* etc. અણુસારો; સાન; ઇશારો; સંકેત; શિરસૂચન. 2. A vat. પીપ. 3. A beak. ચાંચ. **To beat one's beck**; to be at the beck=ના કહ્યામાં રહેવું: તાબામાં હોવું. 2. Beck bear=પોલિસ; સિપાઈ. [A. S. *beacen*, a sign].

**Beck**, *vt.* (બેક્) To notify or call by a nod of the head or hand; to make mute signal. સાનમાં સમજાવવું; ઇસારો કરી બોલાવવું.-*vi.* To nod or make a sign with the head or hand. ડોકી અથવા હાથ હલાવીને ઇસારો કરવો.

**Becket**, *n.* (બે'કેટ્) Contrivance for securing loose ropes. દોરડાનો ગાળો. 2. A spade. કોદાળી.

**Beckon**, *vt. vi.* (બે'કન્) To summon. સંકેત; ઇસારો, સાન કરી બોલાવવું. 2. To make mute signal. સંકેત, સૂચના કરવી.-*n.* A beck. ઇશારત.

**Becloud**, *vt.* (બીકલા'ઉડ્) To obscure; to dim. ઝાંખું પાડવું; ઝંખવી નાખવું; થી ઢંકાઇ જવું.

**Become**, *vi.* (બીક'મ્) To pass from one state to another. થવું; બનવું; થઈ જવું.-**What will become of me**?=મારી શી ગતિ થશે;મારૂં શું થશે ?-*vt.* To suit; to be fit. શોભવું, છાજવું, દીપવું, સારૂં દેખાવું.

**Becomingness**, *n.* (બીક'મિન્ગનેસ્) Congruity;fitness;શોભાપણું;યોગ્યતા;લાયકાત;ઔચિત્ય;

**Becriple**, *vi.* (બીક્રિ'પલ્) To cripple; to lame. લંગડું કરવું; લુલું કરવું; ખોડું કરવું.

**Becurl**, *vt.* (બીક'ર્લ્) To adorn with curl. ગુચ્છાથી શોભીતું કરવું.

**Bed**, *n.* (બેડ્) A thing to sleep on; mattress; an article or furniture to sleep and take rest. પથારી; બીછાનું; શૈય્યા; તળાઈ; ખાટલો. 2. Marriage; lawful co-habitation. લગ્ન; વિવાહસંબંધ; પરિણય અભિગમન. 3. A plot of ground in a garden.ક્યારો; ક્યારી; કડકો;

ચીરો; ચાટો. 4. The bottom of a river or other body of water. તળીયું, પેટું, નદી, પાત્ર, ક્યારું. 5. A layer. પડ; થર; તબકો. 6. The horizontal surface of a building stone. ઇમારતી પત્થરની આડી સપાટી. 7. Animal's resting place. પ્રાણીઓનું વિશ્રાન્તિ સ્થાન. 8. Litter. ઠાઠડી. 9. Carriage of the gun. તોપની ગાડી ઉપર જડેલો મોટો કડો. 10. Grave. કબર અથવા ઘોર.-. **Bed of justice** = the throne occupied by the king when sittting in one his of Parliaments = રાજસભામાં બેસતી વખતે રાજાને બેસવાનું સિંહાસન. 2. Narrow bed = grave = કબ્રસ્તાન; ઘોર. 3. B. of down = easy position = સુખની જગો. 4. B. of sickness = invalid state = આજાર અવસ્થા. 5. Brought to B. = in child birth = પ્રસવમાં; જણવામાં. 6. To go to B. = To retire for the night = સુઇ જવું. 7. To take to one's bed = To become ill = માંદા, આજારી થવું, પડવું. 8. B. of thorns = સંકટ અવસ્થા. 9. Bed-faggot = છીનાળ; વેશ્યા. 10. B. house = ખાંજરૂ 11. To be in the bed = કર્યાં કર્મ ભોગવવાં. 12. As you make your bed so you sleep on it. તમારા કર્મનું ફળ તમેજ ભોગવો.-*vt.* To plant.-રોપવું; ચાલવું. 2. To lay flat. પહોળાં કરવાં; પાથરવા. 3. To make partner of one's bed = ભેગા સુવું. 4. To dress the surface of a stone પત્થર ઘડીને તૈયાર કરવો. *vi.* To go to bed; to cohabit. ભેગા સુઈ જવું; સંભોગ કરવો.

**Bedabble,** *vt.* (બીડૅ'બ્બ્લ્) To stain or splash with dirty liquid; to wet; to sprinkles with. છાંટવું; પલાળવું; ભીંજાવવું.

**Bedash,** *vt.* (બીડૅ'શ્) To bespatter. પાણીના છાંટા ઉડાડી પલાળવું.

**Bedaub,** *vt.* (બીડૉ'બ્) To besmear. ચોપડવું; લપટવું; દૂષિત કરવું.

**Bedazzle,** *vt.* (બીડૅ'ઝલ્) To make dim by lustre. આંજી નાંખવું; ઝંખાવી દેવું.

**Bedchamber,** *n.* (બે'ડ્ચેમ્બર્) શયન ગૃહ; રંગમહેલ. 2. Lords and ladies of the bed-chamber. રાજાના-રાણીની શય્યા મંદિરની વ્યવસ્થા કરનાર-કરનારી સરદાર-સ્ત્રીઓ. [ વાસુ.

**Bed-cord,** *n.* (બે'ડ્કૉર્ડ) ખાટલાને ભરવાની પાટી,

**Bedded,** *adj.* (બે'ડેડ્) Furnished with a bed. શય્યા વાળું.

**Bedder,** *n.* (બે'ડર્) The nether stone of an oil mill. ઘાણીનું નીચલું પડ.

**Bedding,** *n.* (બે'ડિન્ગ્) Mattress; bed-clothes. બીછાનું; ગાદલું; ગોદડાં; પથારી. 2. Bottom layer. પડ; થર.

**Bedeck,** *vt* (બીડૅ'ક્) To beautify; to adorn; to grace. શણગારવું; સુશોભિત કરવું; શોભાયમાન કરવું.

**Bede,** *n.* (બીડ્) An axe. ત્રિકમ; કોદાળો.

**Bedel-l,** *n.* (બી'ડેલ્) Higher officer of a court. કચેરીનો નાયક; ચોપદાર.

**Bedevil,** *vt.* (બીડે'વિલ્) To threat with diabolical violence or abuse; to torment. રાક્ષસી ગોટાળો કરી નાખવો; પજવવું. 2. To bewitch; to spoil; to confound; to call devil. કામણ કરવું; બગાડવું; ખરાબ કરવું; ગોટાળામાં નાખવું; દુષ્ટ કહેવું.

**Bedevilment,** *n.* (બીડે'વિલ્મેન્ટ્) Confusement; maddening trouble. ગોટાળો; ભ્રાન્તિજનક દુઃખ.

**Bedew,** *vt.* (બીડયૂ') To cover with drops or sprinkle. ટીપાંથી પલળી જવું; ભીંજવવું.

**Bed-hangings,** *n.* (બે'ડ્-હૅન્ગિંગ્ઝ્) Curtains of a bed. મચ્છરદાની.

**Bed-gown,** *n.* (બે'ડ્-ગાઉન્) A night gown. રાત્રે સુતી વખતે પહેરવાનું કપડું.

**Bedight,** *vt.* (બીડા'ઇટ) To array; to adorn. શણગારવું; સુશોભિત કરવું.

**Bedim,** *vt.* (બીડિ'મ્) To make dim; to darken. અંધારૂં કરવું; ઝાંખું કરવું.

**Bedizen,** *vt.* (બીડા'ઇઝન્) To dress out gaudily. શણગારવું.

**Bedlam,** *n.* (બે'ડ્લૅમ્) A mad house. ગાંડાની ઇસ્પિતાલ. 2. A lunatic. ગાંડો દિવાનો. 3. A noisy place. ઘોંઘાટ થતો હોય તેવી જગ્યા.

**Bedlamite,** *n.* (બેડ્લેમાઇટ્) A lunatic; A mad man. ગાંડો; ડાગળી ખસેલો; દિવાનો.

**Bedrop,** *vt.* (બીડ્રૉ'પ્) To sprinkle as with drops. છાંટવું; છાંટા પાડવા.

**Bedstead,** *n.* (બે'ડસ્ટેડ્) A frame for supporting a bed. ખાટલો; ચારપાઈ; પલંગ.

**Bedtick,** *n.* ( બે'ડ્ટિક્ ) A stout linen or cotton bag for containing the feathers or other packing material of a bed; the case for holding materials of a bed. ખોળીયું; ખોળ.

**Bedust,** *vt.* (બી'ડસ્ટ) To soil with dust. ધૂળવાળું કરવું.

**Bee,** *n.* (બી) An insect that makes honey and wax. મધમાખી; મધુમક્ષિકા; મધુકર. 2. An industrious person ઉદ્યોગી પુરૂષ -**A spelling bee** = અક્ષર જોડણીમાં પોતપોતાની હોશીયારી બતાવવા મળેલા પુરૂષોનું ટોળું. 2. To have bees in the head = બેચેન રહેવું; અજંપામાં રહેવું; ફરેલા મગજના હોવું; કડક થવું.

**Begarden,** *n.* (બીગા'ર્ડન્) An enclosure where bees are reared. માખી ઉછેરવાનો વાડો.

**Bee-hive**, *n.* (બી'હાઈવ્) A case or box intended as a habitation for bees, and in which they may store honey. મધપુડો.

**Bee's-wax,** *n.* ( બીઝ્-વૅક્સ્ ) The wax collected by bees. મીણ.

**Beef,** *n.* (બીફ્) An animal of the ox kind. ગોધો; બળદ; ગાય. 2. The flesh of an ox, bull, or cow when killed. ગોધાનું માંસ; ગોમાંસ. [L. *bovis*, an ox.]

**Beer**, *n.* (બીર્) A fermented liquor made from barley or other grains. જવનો કે બીજા દાણામાંથી બનાવેલો દારૂ. [L. *bibo*, I drink.]

**Beestings,** *n.* (બી'સ્ટિન્ગ્ઝ્) The first milk given by a cow after calving. વીઆએલી ગાયનું પહેલું દુધ; ખરેડું; ખીરૂ, કરાંટું.

**Beet**, *n.* (બીટ્) A plant with thick fleshy roots, the white variety of which yields sugar. એક જાતનું કંદમૂળ.

**Beetle**, *n.* (બી'ટલ્) A heavy wooden mallet. મોટી મોગરી. 2. A general name of insects having an anterior pair of wings of a horny nature. વાંદો અગર એવું બીજું જંતુ.-*vi.* To overhang; to jut. ઉપર લટકી, ઝઝુમી રહેવું; બહાર પડવું; નીકળવું.

**Beetle-headed**, *adj.* (બી'ટલ્-હેડેડ્) Dull; Stupid. જડ; ઠોઠ; મૂર્ખ; ઢ.

**Beetle-browed,***adj.*(બી'ટલ્-બ્રાઉડ્)Having prominent brow. મોટાં ભવાંવાળો.

**Befall**, *vt.* (બીફૉ'લ્) To fall to; to happen to. આવી પડવું; ગુજરવું; માથે પડવું; વીતવું.-*vi*-To happen. થવું; બનવું.

**Befit**, *vt.* (બીફિ ટ્) To suit; to become. યોગ્ય, લાયક, બંધબેસતું હોવું; ઘટવું; શોભવું.

**Befool**, *vt.* (બીફૂ'લ્) To fool; to delude. બેવકુફ બનાવવું; મોહમાં નાખવું; ભૂલથાપ દેવી; છેતરવું.

**Before**, *prep.* (બીફો'ર્) In front of. આગળ; સંમુખ; સામું. 2. Earlier than; preceding in time. અગાઉ; પૂર્વે; પહેલાં. 3. In preference to. ના કરતાં વધારે પસંદગીથી. 4. In presence of. દેખતાં; રૂબરૂ; સમક્ષ.-*adv* In front. અગાઉ; આગળ. 2. Already. પહેલાં; પૂર્વે; ક્યારનું.

**Before-hand**, *adj.* (બીફો'ર્-હેન્ડ્) In good circumstances. પૈસા સંબંધી સારી સ્થિતિમાં.-*adv.* In advance; in anticipation. આગળથી; આગમચ; પહેલેથી.

**Befoul**, *vt.* (બીફા'ઉલ્) To soil. મેલું કરવું; બગાડવું; ખરડવું.

**Befriend**, *vt.* (બીફ્રે'ન્ડ્) To favour, aid or assist. કૃપા, મિત્રતઃ દર્શાવવી; મદદ આપવી; ઉપકાર કરવો.

**Beg**, *vt* (બેગ્) To ask for earnestly; to ask in charity. વિનંતિ, આજીજી કરવી; ભીખ માગવી. 2. To take for granted; to assume without proof. ખરૂં માની લેવું. અનુમાન કરવું; અટકળ બાંધી લેવી-*vi.* To ask alms; to live upon alms. ભીખ માગવી; ભિક્ષા ઉપર ગુજરાન ચલવવું.

**Beget**, *vt.* (બીગે'ટ્) To pro-create. જન્મ આપવો; પેદા કરવું. 2. To produce, as an effect. ઉત્પન્ન કરવું.

**Beggar**, *n.* (બે'ગર્) One who begs; a mendicant. ભીખારી; માગણ; માગનાર; ભિક્ષુક.-*vt.* To reduce to poverty. ભીખ માગતું કરી નાંખવું. દરિદ્રી કરી નાંખવું. 2. To exhaust.—થકવી નાંખવું-**To beggar description**= વર્ણન ને થકવી નાંખવું; વર્ણન ન થઈ શકવું.

**Beggarly**, *adj.* ( બે'ગ્ગર્લિ ) Mean, poor. કંગાલ; હલકું; ગરીબ.-*adv.* Meanly. કંગાલીઅતથી.

**Beggary**, *n.* (બે'ગ્ગરિ) State of a beggar or great poverty. ભિક્ષુકાવસ્થા; દરિદ્રાવસ્થા; કંગાલિઅત; ગરીબી.

**Begin**, *vt.* (બીગિ'ન્) To commence. શરૂ કરવું; આરંભવું; કરવા માંડવું.-*vi* To originate; to commence. શરૂ થવું; ઉત્પન્ન થવું; મંડાણ થવું.

**Beginner**, *n.* ( બીગિ'નર્ ) A person who begins; a novice. શરૂ કરનાર; શીખાઉ.

**Beginning**, *n.* ( બીગિ'નિન્ગ્ ) Commencement; origin; source. શરૂઆત; પ્રારંભ; મંડાણ; મૂળ.

**Begird**, *vt.* (બીગ'ર્ડ્) To bind with a girdle. કમર બાંધવી; પટ્ટો બાંધવો. 2. To surround. આસપાસ ફરી વળવું; ઘેરો ઘાલવો.

**Begone**, *interj.* (બીગૉ'ન્) Go away. નીકળ; કાળું કર; દૂર થા; ભાગી જા.

**Begrudge**,*vt.* (બીગ્ર'જ્) To grudge; to envy. અદેખાઇ કરવી; થી નાખુશ થવું.

**Beguile**, *vt.* ( બીગા'ઇલ્ ) To deceive or impose upon. છેતરવું; ઠગવું. 2. To evade. નજર ચુકાવવી; થાપ દઈ ઉડાવવું. 3. To while away; to dispel. નિર્ગમન કરવું; પસાર કરવું.

**Beguilement**, *n.* ( બીગા'ઇલ્મેન્ટ્ ) Act of deceiving. ઠગાઇ; દગો; ભૂલથાપ.

**Behalf**, *n.* (બીહૅ'ફ્) Interest; defence. લાભ; હિત; પક્ષ; બચાવ.

**Behave**, *vt.* ( બીહે'ઈવ્ ) To conduct; to manage; to bear. ચાલવું; વર્તવું; રહેવું.

**Behaviour**, *n.*(બીહે'વ્યર્)Conduct;manners. ચાલચલગત; વર્તણુંક; વર્તન; આચરણ; આચાર.

**Behead**, *vt.* (બીહે'ડ્) To cut off the head of; to decapitate. ગરદન મારવું; માથું ઉડાવી દેવું, કાપી નાખવું.

**Behest,** *n.*(બીહે'સ્ટ)Command;precept.આજ્ઞા; ફરમાન; હુકમ. 2. A vow. બાધા; વચન.

**Behind,** *prep.* (બીહા'ઈન્ડ) At the back of. પાછળ; પૂંઠે. 2. Remaining after. પછવાડે; પાછળ. **-Close behind**=લગોલગ; અડીને. 2.Behind the times=જુના જમાનાનું.-*adv.* In the rear પાછલા ભાગમાં; પાછળ પડતું. 2. Backward. પાછું. 3. Passed. ગઇ ગુજરી; ગયા વખતનું. 4. Remaining. બાકી રહેલું

**Behind-hand,** *adj.* (બીહા'ઇન્ડ્ હેન્ડ) In a backward state; not equally advanced. પાછળ રહી ગયેલું.-also *adv.*

**Behold,** *vt.* (બીહો'લ્ડ) To look at wiih attention; to view; to contemplate. ધ્યાનપૂર્વક જોવું; નીરખવું; નીહાળવું.-*vi.* To look. જોવું.

**Beholden,** *adj.* (બીહો'લ્ડન્) Obliged; indebted. આભારી; ઉપકાર તળે; ઓશીઆળું.

**Behoof,** *n.* (બીહૂ'ફ્) Behalf; benefit. લાભ; હિત; ફાયદો.

**Behove,** *vt.* (બીહો'વ્) To be fit or necessary for. ઘટવું; છાજવું; શોભવું; અગત્યનું, જરૂરનું હોવું.

**Being,** *n.* (બી'ઇન્ગ્) Existence. અસ્તિત્વ; હોવાપણું. 2. A creature; that which has life. પ્રાણી; જીવ.

**Be-labour,** *vt.* (બીલે'બ્યર્) To beat hard. ઝુડવું; ખુબ માર મારવો; પ્રસાદી, ચૌદમું રતન ચખાડવું. 2. To ply diligently; to labour hard. ખુબ ચલાવવું; ઉદ્યોગ, મહેનત કરવી.

**Belay,** *vt.* (બીલે'ય) To make fast. તાણીને કઠણ બાંધવું. 2. To block up or obstruct. ઘેરો ઘાલવો; વચમાં અડચણ નાખવી. 3. To adorn. શણગારવું; પહેરાવવું.

**Belaud,** *vt.* (બીલૉ'ડ્) To praise highly. અતિશય પ્રશંસા કરવી.

**Belch,** *vt.* (બેલ્ચ્) To throw out voilently, as from the stomach or a hollow place. ઓડકાર ખાવો; બહાર કાઢવું.-*vi.* To eject wind from the stomach. વાછુટ થવી; પાદવું; ઓડકાર આવવો.-*n.* Eructation. ઓડકાર; ડકાર; અડકાર.

**Beldam, Beldame,** *n.*(બે'લ્ડૅમ્) An ugly old woman; an old woman. કુબજા; વંગી; ડાકણ; શાકણ; ડોશી; ડોસલી; ચુડેલ; [ Fr. *belle*, fine *dame* lady.]

**Beleaguer,** *vt.* (બીલિ'ગર્) To besiege; to blockade. ઘેરો ઘાલવો; અટકાયત કરવી; ફરી વળવું

**Belecture,** *vt.* (બીલે'ક્ચ્યુર્) To bore with lecture. ભાષણો કરી કંટાળો આપવો.

**Belesprit,** *n.* (બે'લિસ્પ્રિ) A fair genius. હાજરજવાબી; અક્કલબાજ.-*pl.* Beaux—sprits.

**Belfry,** *n.* (બે'લ્ફ્રિ) A bell tower. ઘંટ રાખવાનો બુરજ, ઘુમટ; ઘંટાલય. 2. A moveable tower erected by besiegers. ઘેરો ઘાલવા અને બચાવ કરવા લશ્કરમાં રાખેલો ઉપાડી લઈજઈશકાય તેવો બુરજ.

**Belial,** *n.* (બી'લિઍલ્) An evil spirit; Satan. દૈત્ય; સેતાન. 2. A wicked person. દુષ્ટ માણસ. 3. Wickedness.દુષ્ટતા;સેતાનીઅત.-*adj.*Wicked; worthless. દુષ્ટ; નિરૂપયોગી. [ Heb. *beli* not, *yaal*, use. ]

**Belie,** *vt.* (બીલા'ઈ) To tell lies about; to show to be false. જુઠું કહેવું; ખોટું પાડવું; જુઠું છે એમ સાબીત કરવું. 2. To slander. જુઠી બગદોઇ કરવી; ખણખોદ, નિંદા કરવી; નિંદવું; ભાંડવું. 3. To mimic; to counterfeit. નકલ કરવી; ચાળા પાડવા.

**Belief,** *n.* (બીલિ'ફ્) Faith શ્રદ્ધા; ભાવ; આકીન; યકીન. 2. Conviction; assurance; opinion. ખાત્રી; માન્યતા; ભરોસો; ઈતબાર; વિશ્વાસ; પતીજ. 3. Creed; doctrine; tenet. પંથ; ધર્મ; માર્ગ; મત.

**Believability,** *n.* (બીલિવૅબિ'લિટિ) માનવાજોગ હોવું તે.

**Believe,** *vt* (બીલિ'વ્) To regard as true; to place confidence in. સાચું માનવું; જાણવું.

**Believer,** *n.* (બીલિ'વર્) One who believes; an adherent of religious faith. માનનાર; શ્રદ્ધાવાન; શ્રદ્ધાળુ; ભાવિક. 2. One who believes in revelations. શાસ્ત્ર ઈશ્વરદત્ત છે એમ માનનાર; આસ્તિક.3. A professor of Christianity. ખ્રીસ્તિ ધર્મનો હીમાયતી.

**Belike,** *adv.* (બીલા'ઇક્) Perhaps; probably. કદાચ; ઘણું કરીને; દેવયોગે; સંભવિત.

**Belittle,** *vt.* (બીલિ'ટ્લ્) To make smaller; to speak disparagingly of. નાનું કરવું; નાનું કરી દેખાડવું; નિંદા કરી હલકું પાડવું.

**Bell,** *n.* (બેલ્) A hollow metallic vessel which gives forth a musical sound. ઘંટ; ઘંટડી.2. Anything in form of a bell. ઘંટના આકારનું; ઘંટાકાર વસ્તુ-*vi.* To put out bell-shaped blossoms. ઘંટાકાર કળી કાઢવી. 2. To grow in the form of a bell. 'ઘંટાકારે ઉગવું. -*vt.* To put a bell on. ને ઘંટ બાંધવો-*vi* To bellow. બરાડવું; ગાંગરવું. **To lose the bell**=હારવું.

**Belle,** *n* (બેલ્) A young lady of great beauty and much admired. રંગીલી; રૂપાળી, છેલ છબીલી; પ્રમદા; લલના; રંભા; સુંદરી.

**Belles-lettres,** *n.* pl. (બેલ્લે'ટ્ર્) Polite or elegant literature. અલંકારવિદ્યા, શાસ્ત્ર, સુંદર સાહિત્ય; કાવ્ય, ઇતિહાસ વગેરે સાહિત્ય.

**Bell-founder,** *n.* (બે'લ્ફાઉન્ડર્) A man who casts bells. ઘંટ બનાવનાર.

**Bellicose,** *adj.* (બૅલિકોસ્) Inclined to war; indicating war-like feelings. લડે એવું; લડવૈયું; લડાયક જુસ્સો દર્શાવનારૂં [L.*bellum*, war.]

**Belligerent,** *adj* (બેલિ'જરન્ટ) Carrying on war; pertaining to war. લડાઈ ચલાવનાર, મચાવનાર; લડાઈ સંબંધીનું; લડાઈ કરે એવું.—*n.* A nation or state carrying on war; a fighter. લડાઈ ચલાવનાર પ્રજા; રાજ્ય; લડનાર. [L. *bellum*, *gero*, I carry on ].

**Bell-metal,** *n.* (બે'લ્મેટ્લ્) A mixture of copper and tin. કાંસુ.

**Bellow,** *vi.* (બે'લો) To make a loud noise as a bull. બરાડવું; ગરજવું. 2. To clamour. બુમ પાડવી; આરડવું; ઘોંઘાટ કરવો; સુસવાટા લેવા.—*n.* A loud outcry; a roar. બુમ; ઘોંઘાટ; ગર્જના.

**Bellows,** *n.* (બે'લોઝ્) An instrument for blowing fire, supplying wind etc. ધમણ.

**Bell-pull,** *n.* (બે'લ્પુલ્) A bell rope. ઘંટ વગાડવાનું દોરડું.

**Bell-wether,** *n.* (બે'લ્વેધર્) A sheep which leads the flock with a bell on its neck. આગેવાન ઘેંટો; ઘંટવાળો ઘેંટો.

**Belly,** *n.* (બે'લિ) The abdomen. પેટ; જઠર; ઉદર; કોઠો. 2. The womb. ગર્ભસ્થાન; કુખ. 3. That which resembles the human belly. પેટની માફક પોલી અને ઉપસેલી વસ્તુ અથવા વસ્તુનો ભાગ.—*vi.*To swell like the belly.ફુલવું; ઉપસવું.

**Belly-band,** *n.* (બે'લિ બૅન્ડ્) A band that fastens the saddle of a horse. ઘોડાનો તંગ.

**Belly-ful,** *adj.* (બે'લિ ફુલ્) As much food as fills the belly; plentiful supply. પેટપુર; ધરાઈને; પુષ્કળ (વસ્તુ).

**Belly-god,** *n.* (બે'લિગૉડ્) A glutton. પેટનીજ પૂજા કરનાર; અકરાંતીઓ.

**Belong,** *vi.* (બીલૉ'ન્ગ્) To be the property of; to appertain. ની માલીકીનું હોવું; દાબામાં હોવું; તે સંબંધી હોવું. 2. To be a part of. નો ભાગ હોવો; ની હદમાં હોવું. 3. To be native or resident of. વતની, રહીશ, રહેવાસી હોવું. 4. To be proper to નો ધર્મ હોવો; નું કામ હોવું.

**Beloved,** *adj.* (બીલ'વ્ડ) Greatly loved; dear to the heart. વહાલું; પ્યારૂં; પ્રિય; ૨. (બીલ'વેડ્). પ્યારી માશુક.

**Below,** *prep.* (બીલો') Under in place. નીચે, તળે. 2. Inferior to. ઉતરતું; હલકું. 3. Unworthy of. અણઘટતું; અઘટિત; અયોગ્ય-*adv.* In a lower place. હેઠળ; નીચે; ઉતરતું. 2. On the earth. પૃથ્વી ઉપર; ઈંહ; આ લોકમાં. 3. In hell. નર્કમાં.

**Belt,** *n.* (બેલ્ટ્) A girdle; a band. પટ્ટો; કમરબંધ; કટિબંધ, મેખળા; કંદોરો; બંધ. 2. That which restrains like a girdle. પટાની માફક બંધમાં રાખે તે; હદ; મર્યાદા 3. One of the zones which surround the planet jupiter. બૃહસ્પતિની આસપાસ આવેલો કટિબંધ. 4. A strait or narrow passage. સામુદ્રધુની; નહેર-*vt.* To encircle; to surround પટો બાંધી લેવો; ચારેપાસ વીટળાઈ વળવું; ઘેરી લેવું. 2. To shear. વાળ કાતરવા.

**Bemire,** *vt.* (બીમા'યર્) To drag in the mire; to cover with dirt or mud. કીચડમાં રગદોળવું, ખરડવું.

**Bemoan,** *vt.* (બીમો'ન) To lament. શોક કરવો; ખેદ દર્શાવવો.

**Bench,** *n.* (બેન્શ્) A long seat. બાંક; પાટલી. 2. The seat of justice. ધર્માસન; ન્યાયાસન. 3. The judges; the court. ન્યાયાધીશો; કોરટ.—*vt.* To furnish with benches; to seat on a bench. બાંકડાઓ મુકવા; પાટલીઓ પુરી પાડવી; પાટલી ઉપર બેસાડવું.—*vi.* To sit as judge. ન્યાયાધીશ તરીકે બેસવું; ન્યાયાસને બિરાજવું.

**Bend,** *vt.* (બેન્ડ્) To make crooked. મરડી નાખવું; વાંકુ વાળવું. 2. To direct to a certain point. ની તરફ વાળવું; પ્રેરવવું; 3. To subdue. આધીન, તાબે કરવું; કબજે કરવું. 4. To exert; to apply; જહેમત ઉઠાવવી; લગાડવું; ચોટાડવું. 5. To fasten. જોડવું; બાંધવું; સાંધવું.—*vi.* To become crooked. વાંકુ વળવું. 2. To be directed. ફેરવાવું. 3. To be submissive. વશ થવું. 4. To bow in Prayer. નમવું 5. To overhang. બહાર નીકળવું; વળવું. 6. To be inclined. વલણ રાખવું; નિશ્ચય કરવો; મન હોવું.—*n.* A curve; a bow. વાંક; વળાંટ; ખાંચો; રાંટ. 2. A knot. ગાંઠ.

**Beneath,** *prep.* (બીની'થ્) Lower in place or rank; below the level of. તળે; હેઠળ; નીચે; ઉતરતું; અઘટિત; અયોગ્ય; હલકું. 2. Under, from pressure. તળીયે; તળે; દટાએલું —*adv.*In a lower place; below. નીચે; તળે.

**Benediction,** *n.* (બેનિડિ'કશન્) A blessing; kind wishes. આશીર્વાદ દેવો તે; ભલું ઇચ્છવું તે. 2 Expression of gratitude. દુઆ; ધન્યવાદ; આશીર્વચન. 3. A short prayer. ઈશ્વર સ્તુતિ; પ્રાર્થના [L. *bene* well, *dico* I speak.]

**Benedictive, Benedictory,** *adj.* (બેનેડિ'ક્ટિવ્-બેનેડિ'કટરી) Giving or containing a blessing or good wishes. આશીર્વાદ યુક્ત; આશીર્વાદાત્મક; દુઆદે એવું; શુભવાચક; માંગલિક. B. stanza=ભરતવાકય; છેવટનો આશીર્વાદનો શ્લોક. 2. Benedictive mood=આશીર્વચક ભેદ.

**Benefactor,** *n.* (બેનિફૅ'કટર્). One who

confers a benefit. કલ્યાણકર્તા; ઉપકાર કરનાર; પરગજુ; દાતાર.

**Benefice,** *n.* (બે'નિફિસ). An ecclesiastical living. પુરોહિત વૃત્તિ. 2. A benefit; an advantage. ઉપકાર; લાભ; બક્ષીસ.

**Beneficence,** *n.* (બેને'ફિસન્સ), The practice of doing good; charity. પરોપકાર; દયા; કૃપા; કલ્યાણ; કલ્યાણ વૃત્તિ.

**Beneficent,** *adj.* (બીને'ફિસન્ટ) Doing good; charitable. પરોપકારી; હિતકારી; દયાળુ.

**Beneficial,** *adj.* (બેનીફિ'શલ) Conferring benefit; helpful. ગુણકારી; ઉપયોગી; હિતાવહ; લાભકારી; કલ્યાણકર; સુખપ્રદ.

**Beneficiary,** *adj.* (બેનિફિ'શિએરી) Connected with the receipt of benefit; holding a subordinate office. લાભ, પ્રાપ્તિ સબંધી; ઉપકાર સબંધી; માંગલિક; પરતંત્ર; પરાધીન-*n.* One who holds a benefice. પુરોહિત; ઉપાધ્યાય; સેવક; પુજારી. 2. One who receives benefice. લાભ લેનાર; ફાયદો પ્રાપ્ત કરનાર. 3. One maintained by charity. દાનાશ્રયી; પરોપકારજીવી. 4. The receiver of a free gift. દાન લેનાર. 5. The officer at a benefice. દાનાધિકારી.

**Benefit,** *n.* (બે'નિફિટ) An act of kindness; a favour. કલ્યાણ; કૃપા. 2. Profit; advantage. લાભ; હિત; નફો; ફાયદો; ગુણ; હાંસલ-3. A public entertainment, the proceeds of which go to a certain object. અમુક એક ધર્માદા માટે કરેલો ખેલ; એકજ પાત્રના લાભાર્થે કરેલો નાટય પ્રયોગ. For *public* benefit=સાર્વજનિક લાભાર્થે.-*vt.* To do good to. હિત, કલ્યાણ, સારૂ કરવું; લાભ, ગુણ કરવો-*vi.* To gain advantage; to make improvement. લાભ મળવો; ગુણ થવો; સુધારો કરવો [ L. *bene* well, *factum*, done.]

**Benevolence,** *n.* (બીને'વોલન્સ) Good will; kindness; charitableness; કૃપા; ભલમનસાઈ; દયા; ઉદારતા; પરોપકાર વૃત્તિ; પરમાર્થ બુદ્ધિ; પરહિતેચ્છા. 2. An act of kindness. પરોપકાર 3. A contribution illegally exacted by arbitrary kings of England. ઇંગ્લેંડના કેટલાક મનસ્વી રાજાઓએ ગેર કાયદેસર લીધેલું ઉઘરાણું [ L. *bene volo*, I wish.]

**Benevolent,** *adj.* (બીનેવોલન્ટ) Possessing love to mankind; inclined to charitable actions. દયાળુ; પરગજુ; પરોપકારી.

**Benight,** *vt.* (બીના'ઇટ) To overtake with night; to involve in moral darkness or ignorance. ની ઉપર રાત પડી જવી, અંધારૂ થઈ જવું; અનીતિ અથવા અજ્ઞાનમાં લપેટવું.

**Benign,** *adj.* (બીના'ઈન) Gracious; salutary. કૃપાળુ; માયાળુ;અનુકૂળ; પરોપકારી. 2. Proceeding from kindness. ઉદાર; દાતાર; સખી. 3. Wholesome. રોગહારી; આરોગ્યકારી; ગુણકારી; સાત્વિક; સૌમ્ય. [L. *bonus* good, *genus*, kind.]

**Benignant,** *adj.* (બીની'ગ્નન્ટ) Gracious; favourable. કૃપાળુ; માયાળુ.

**Benignity,** *n.* (બીની'ગ્નિટિ.) Graciousness; kindness of nature. કૃપા; કરૂણાવૃત્તિ; પરોપકાર; મહેરબાની, અનુગ્રહ; દયા. 2. Salubrity; wholesomeness. સૌમ્યતા; આરોગ્યજનકતા.

**Benison,** *n.* (બે'નીઝન)A blessing. આશીર્વચન; આશીર્વાદ

**Bent,** *adj.* (બેન્ટ) Crooked; curved. વક્ર; વાંકું; વળેલું.—*n.* Curvity; turn; flexture. વક્રતા; વાંક; ફેર; મરડાટ. 2. Slope. ઢોળાવ; ઢાળ. 3. Disposition; inclination. વલણ; ઇચ્છા; રૂખ; ઝોંખ. 4. A wiry grass. દર્ભ તાર જેવું ખડ. 5. Any wild piece of land. જંગલી પ્રદેશ.

**Benumb,** *vi.* (બીનમ્બ) To deprive of sensation: to render inactive. બહેર મારી જવી; જડ, મંદ પાડી દેવું; ખોટું કરી દેવું.

**Benzoin,** *n.* (બેનઝો'ઇન)A resinous juice. લોબાન.

**Bequeath,** *vt.* (બીક્વી'ધ) To leave by will; to hand down. વારસામાં આપવું; મુકી જવું; પરંપરા, પરાપૂર્વ મેલતું જવું, આપી જવું.

**Bequest,** *n* (બીક્વે'સ્ટ) A legacy. વારસો; વસીઅત.

**Bereave,** *vt.* (બીરી'વ) To deprive of; to make destitute. છીનવી લેવું; રહિત, વિનાનું કરવું; નિરાધાર કરવું.

**Bereavement,** *n.* (બીરી'વમેન્ટ) State of being bereaved; deprivation. મરણથી થયેલો વિયોગ; વિરહ; હાનિ; નાશ; છીનવી લેવું તે. [A. S. *be*, and, *reafian*, to seize.]

**Berg,** *n.* (બર્ગ) A large mass; an iceberg. ડુંગર; બરફનો ડુંગર,

**Berry,** *n.* (બે'રી) A small fruit containing many seeds. ઘણાં બીઆં કે ઠળીઆવાળું બોર જેવું નાનું ફળ. 2. A mound. ટેકરો; ટેકરી.—*vi.* To bear or produce berry. બોર જેવાં ફળ લાવવાં.—*vt.* To impregnate with eggs. (ઇંડાં મૂકનાર પક્ષીને ગાભણું કરવું.

**Berth,** *n.* (બર્થ) Suitable room for a ship. વહાણ લંગરવાની જગ્યા. 2. Place for sleeping in a ship or railway carriage. વહાણમાં કે આગગાડીના ડબામાં સુવાની જાગ્યો, ઓરડો 3. A post; an official situation. હોદ્દો; જગ્યો.—*vt.* To give an anchorage to. વહાણ લાંગરવું. 2. To furnish berths to. વહાણમાં કે ડબામાં સુવાનો ઓરડો આપવો, પુરો કરવો; લાંગરવાની જગ્યા આપવી.

**Beryl**, *n.* ( બે'રિલ્ ) A mineral of great hardness. નીલમણિ; પીરોઝો.

**Beseech**, *vt.* ( બીસી'ચ્ ) To entreat; to beg eagerly for. વિનંતિ; અરજ, આજીજી કરવી; આજીજી કરી માંગવું; યાચના કરવી.

**Beseem**, *vt.* (બીસીમ્) To be fit for or worthy of. છાજવું; શોભવું; ઘટવું.

**Beseemly**, *adj.* (બીસીમ્લી) Becoming; fit. લાયક; ઘટતું; મુનાસબ; લાજમ; યોગ્ય.

**Beset**, *vt.* (બીસે'ટ્) To surround; to besiege. ઘેરી લેવું; ઘેરો ઘાલવો 2. To waylay. ભરાઈ બેસવું; આંતરવું; રોકવું. 3. To enclose. જડવું; બેસાડવું. 4. To press perplexingly. ગુંચવવું; મુઝવવું; ઘેરી લેવું.

**Besetting**, *adj.* (બીસે'ટીન્ગ્) That besets; habitually assailing. રૂઢ; લાગેલું; જાથુક; અનિવાર્ય.

**Beshrew**, *vt.* (બીશ્રુ') To execrate; to wish a curse to. શાપ દેવો; કદુઆ દેવી.

**Beshrouded**, *adj.* ( બીશ્રા'ઉડેડ્ ) Covered with a shroud. કફન ઓઢાડેલું, ઢાંકેલું; કફનવાળું.

**Beside**, *prep.* (બીસા'ઈડ્) By or at the side of. પડખે; બાજુએ; જોડે; સોડે. 2. Over and above; distinct from. ઉપરાંત; શીવાય; નીરાળું; જુદું. 3. Outside from; out of. આડું; બહાર; વિનાનું. **To be beside one's self**=ઘેલું થવું; ભાન જવું.

**Beside,-Besides**, *adv.* (બીસાઈડ્-બીસાઈડ્ઝ્) Moreover; in addition. વળી; બીજું; શીવાય; ઉપરાંત.

**Besiege**, *vt.* (બીસી'જ્) To lay siege to; to beset; to block up; to throng round. ઘેરો ઘાલવો; ઘેરવું; ચોગરદમ આંતરવું; થી ગભરાવવું, ઘેરાવું.-*n.* Besieger. One who besieges. ઘેરો ઘાલનાર.-*adv.* Besiegingly. Urgently.

**Besit**, *vi.* ( બીસિ'ટ્ ) To sit well on; to become. બરોબર, બંધબેસતું આવવું.

**Beslobber**, *vt.* (બીસ્લૉ'બર) To besmear with the spittle running frome one's mouth. મોમાંથી નીકળતી લાળથી ખરડવું.

**Besmear**, *vt.* ( બીસ્મી'ર્ ) To bedaub; to pollute; to soil. લપેડવું; ખરડવું.

**Besom**, *n.* (બીઝમ્) A broom. સાવરણી; સાવરણો; ઝાડુ; બુહારી.-*vt.* To sweep as with a broom. ઝાડુ કાઢવું; વાળવું; સાફ કરવું; પુંજો કાઢવો. Besomhead=Blockhead=ઠોઠ. 2. Besom-rider=A witch=ડાકણ; પિશાચિણી; શાકણ.

**Besot**, *vt.* (બીસૉ'ટ્) To make dull or stupid; to infatuate. છકી જવું; મૂઢ, દીવાના બનાવવું.

**Besotted**, *adj.* ( બીસૉ'ટેડ ) Infatuated; stupid. છકેલ; છાકટું; ગાંડું; મૂઢ; ઘેલું; છકી ગયલું; દીવાનું બનેલું.

**Bespangle**, *vt.* (બીસ્પૅ'ન્ગલ્) To adorn with spangles or with anything shining. ચાંદા-તારા-ટીપકીઓથી શણગારવું, શોભાયમાન કરવું.

**Bespatter**, *vt.* (બીસ્પૅ'ટર્) To spatter or sprinkle with dust on anything moist; to defame. ખરડવું; છાંટી ભરવું. 2. To asperse with reproach. નિંદા કરવી; ભાંડવું.

**Bespeak**, *vt.* (બીસ્પી'ક્) To speak for or engage beforehand; to stipulate or ask for. અગાઉથી નક્કી કરી, કહી, રાખી મુકવું. 2. To forebode; to foretell. અગાઉથી સૂચવવું; સૂચના આપવી. 3. To speak; to address. પ્રત્યે બોલવું, કહેવું. 4. To indicate by outward appearance. જણાવવું; માલુમ પડવું; કહી આપવું; દર્શાવવું.

**Bespeckle**, *vt.* (બીસ્પે'કલ ) To mark with speckles or spots. ડાઘથી નીશાની કરવી, થવી.

**Bespread**, *vt.* (બીસ્પ્રે'ડ્) To spread over; to cover over. ઢાંકવું; બીછાવવું; પાથરવું.

**Besprinkle**, *vt.* (બીસ્પ્રિ'ન્કલ્) To sprinkle over; to scatter over. છાંટવું; રેડવું; સિંચવું; ઉપર નાખવું.

**Best**, *adj.* (બેસ્ટ્) First; highest; most excellent; most good; exceeding all. ઉત્તમ; શ્રેષ્ઠ; સૌથી સારૂં; અવલ; સરસ; બેશ. 2. Most advanced; most complete. આગળ પડેલું; સૌથી પ્રવીણ; સંપૂર્ણ; વર્ય; વર; રત્ન.-*n.* One's utmost endavour; the highest perfection; utmost. બને તેટલું; યથાશક્તિ.-**At best or at the best**= છેવટે; આખરે; સમગ્ર રીતે જોતાં. 2. To make the best of=વધારેમાં વધારે લાભ થાય તેવો ઉપયોગ કરવો.-*adv.* To the highest degree. બહુજ; ઘણુંજ; અત્યન્ત. 2. Most thoroughly. સંપૂર્ણ રીતે.

**Bestead**, *vt.* (બીસ્ટે'ડ્) To help; to relieve; to be of use to; to avail. મદદ કરવી; ઉપયોગી થવું; કામમાં આવવું; છુટા કરવું.

**Bestial**, *adj.* (બે'સ્ટિઍલ્) Brutish; beastly; vile; depraved. પશુના જેવું; અતિ મલિન.

**Bestiality**, *n.* (બેસ્ટિઍ'લિટિ) The quality of being beastly; beastliness; brutism. પશુ સરખી રીતભાત. 2. Unnatural connection with a beast. પશુ સાથે સંભોગ; સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન.

**Bestialize**, *vt.* (બે'સ્ટિઍલાઇઝ્) To make like a beast; to brutalize. પશુવત્ બનાવવું; પશુ સમાન ગણવું.

**Bestially**, *adv.* (બે'સ્ટિઍલિ) In a bestial manner; in a manner below humanity. પશુવત્; મનુષ્ય પ્રકૃતિને અણછાજતી રીતે.

**Bestiarian**, *n.* (બેસ્ટિએ'રિઅન્) One who takes an interest in the kind treatment of

beasts. પશુઓ પ્રત્યે રહેમ નજર દેખાડનાર.

**Bestir,** *vt.* (બિસ્ટ'ર્) To stir up; to put into vigorous action; to move with life and vigour. જાગ્રત કરવું; સાવધાન કરવું; હોશિયાર થઈ જવું.

**Bestow,** *vt.* (બિસ્ટો') To stow away; to lay up; to give; to confer; to dispose of; to lay out; to apply. સંઘરવું; એકઠું કરવું; રાખી મુકવું; ઉપયોગ કરવો; વાપરવું; લગાડવું; બક્ષીસ આપવી; અર્પણ, સમર્પણ કરવું. 2. To give in marriage. પરણાવવું; લગ્ન કરવાં; દેવું.

**Bestowal,** *n.* (બીસ્ટો'અલ્) Act of bestowing; disposal. અર્પણ; દાન; બક્ષીસ; સમર્પણ.

**Bestower,** *n.* (બીસ્ટો'અર્) One who bestows; a giver; a disposer. દાતાર; અર્પણ કરનાર.

**Bestowment,** *n.* (બાસ્ટોમેન્ટ્) Bestowal. 2. Donation. બક્ષીસ; ધન; ઈનામ.

**Bestrew,** *vt.* (બીસ્ટ્રું') To scatter loosely over; to sprinkle. વેરવું; નાખવું.

**Bestride,** *vt.* (બીસ્ટ્રા'ઈડ્) To step over; to ride upon. ઓળંગવું; કુદીને જવું; ઘોડો પલંગી બેસવું.

**Bestud,** *vt.* (બીસ્ટ'ડ્) To set with studs; to adorn with bosses. બુટ્ટાથી શણગારવું.

**Bet,** *n.* (બેટ્) That which is pledged or staked; wager. હડપ; હોડમાં મુકેલી વસ્તુ; હોડ; સરત; પણ. *vt.* To wager. શરત કરવી; હોડ મારવી, બકવી.

**Betake,** *vt.* (બીટે'ઈક્) To commit to; to have recourse to; to apply; to resort. આશ્રય લેવો; મન લગાડવું; કરવા માંડવું; ઉપયોગ કરવો.

**Betel, Betle** *n.* (બી'ટલ્) A species of pepper cultivated in Asia for its leaf, which is chewed with the betel nut and lime. નાગરવેલ પાનનો વેલો.–Betel leaf=પાન. 2. Betel root=જડ.

**Betel-nut,** *n.* (બી'ટલ્-નટ્) The nut of the areca palm. સોપારી; પુંગીફલ.

**Bethink** *vt.* (બીથિ'ન્ક) To call to mind; to recollect; to reflect; to consider. યાદ કરવું, લાવવું; સંભાળવું; યાદ આવવું; વિચારવું.

**Betide,** *vt.* (બીટા'ઈડ્) To happen to; to befall. ગુજરવું; આવી પડવું; વીતવું.–*vi.* To come to pass; to happen. બનવું; થવું; ગુજરવું.

**Betimes,** *adv.* (બીટા'ઈમ્ઝ્) Seasonably; early; soon; in good season or time. ટાંકણાસર; વખતસર; બરોબર વખતે; ખરી વેળાએ; વહેલું; જલદી; થોડીવારમાં.

**Betoken,** *vt.* (બીટો'કન્) To show or signfy by a token or sign; to fore show; to portend; to signify. સૂચના આપવી; થી જણાવવું; દેખાવવું; ભવિષ્ય સૂચવવું.

**Beton,** *n.* (બે'ટૉ'ન્) A mixture of lime gravel, and cement. કાંકરેટ [L. *bitumen,* bitumen.]

**Betony,** *n.* (બે'ટૉનિ) A British plant formerly much used in medicine. દવાના કામમાં આવતો અંગ્રેજી છોડ.

**Betray,** *vt.* (બીટ્રે') To deliver up by treachery or fraud; to entrap; to violate confidence; to reveal in breach of trust. વિશ્વાસઘાતથી, દગાથી સોંપી દેવું, હવાલે કરવું; વિશ્વાસઘાત કરવો; વિશ્વાસ તોડવો 2. To disclose or discover. ઉઘાડું પાડવું; દેવું. 3. To show or indicate. ઉપરથી દેખાવું; જણાવવું; કહી આપવું. 4. To deceive. છેતરવું. [L. *tradere,* to give up or over.]

**Betrayal,** *n.* (બીટ્રે'અલ્) Act of betraying; an act of teachery. વિશ્વાસઘાત; દગો; દગલબાજી.

**Betrayer,** *n.* (બીટ્રે'અર્) One who betrays. વિશ્વાસઘાતી; દગાખોર,

**Betroth,** *vt.* (બીટ્રો'ધ્) To affiance. વિવાહ, વેવિશાળ, ચાંલ્લો કરવો. 2. To espouse. સાથે પરણવું.

**Betrothal ment,** *n.* (બીટ્રો'થલ-મેન્ટ) Act of betrothing; mutual promise of marriage. લગ્ન; વિવાહ; વેવિશાળ.

**Better,** *adj.* (બે'ટર્) Having good qualities in a greater degree. વધારે સરસ; સારૂં. 2. Preferable. પસંદ કરવા જોગ; ચઢિઆતું 3. Improved in health. સારૂં; સાજું થયેલું.—To be better off=વધારે સારી હાલતમાં હોવું.–*adv.* In a more excellent manner. સરસ રીતે; વધારે ચતુરાઈથી. 2. More correctly. વધારે સારી રીતે.—*vt.* To meliorate સુધારવું; ચઢિઆતું કરવું. 2. To surpass in excellence. ચઢિઆતું થવું, 3. To support. ફાયદો કરવો.–*n.* (*pl.*) Superiors. ઉપરી; વડિલ. 2. One who bets or lays a wager. શરત મારનાર, બકનાર.

**Betterment,** *n.* (બે'ટરમેન્ટ્) Improvement. સુધારો.

**Bettermost,** *adj.* (બે'ટર્મોસ્ટ્) Best. ઉત્તમ.

**Between,** *prep.* (બીટ્વી'ન્) In the middle. મધ્યે; વચ્ચે. 2. From one to another. ની વચ્ચે. 3. Having mutual relation. માંહોમાંહે; અંદર અંદર.

**Betwixt** *prep.* (બીટ્વિ'ક્સ્ટ્) See *Between.*

**Beverage,** *n.* (બે'વરેજ્) Liquor for drinking; drink; any pleasant mixed liquor. પીવાનો દારૂ; શરબત.

**Bevy,** *n* (બેવિ) A flock of birds; a company of females. પક્ષીનું ટોળું; જુથ; ઓઘ, વૃંદ,

**Bewail,** *vt.* (બીવે'લ્) To utter a wail of distress for; to lament. શોક; ખેદ; વિલાપ કરવો. *vi.* To express grief. દિલગીર થવું.

**Bewailer,** *n.* (બીવે'લર્) One who bewails or laments. શો·, ખેદ, વિલાપ કરનાર.

**Beware,** *vi.* (બીવે'અર્) To be wary or cautious; to take care; to regard with caution; to take heed. સાવધ રહેવું; હોશિઆર રહેવું; સાવચેત રહેવું; થી દૂર રહેવું

**Beweep,** *vt* (બીવી'પ્)To weep for. વિલાપ કરવો.

**Bewilder,** *vt.* (બીવિ'લ્ડર્) To confuse; to puzzle; to perplex. ગુંચવાવું; વ્યાકુળ બનાવવું; બાવરૂં કરવું.

**Bewilderment,** *n.* (બીવિ'લ્ડરમેન્ટ્) Confusion of mind; perplexity; state of being bewildered. ગભરાટ; ગુંચવણ; અકળામણ; મુંઝવણ.

**Bewitch,** *vt.* (બીવિ'ચ્) To enchant; to fascinate; to charm; to overpower by charms; to affect by witch-craft. જાદુ કરવું; મોહ પમાડવો; વશીકરણ કરવું; નજરબંધી કરવું.

**Bewitcher,** *n.*(બીવિ'ચર્)One who bewitches or fascinates. જાદુ કરનાર; મોહ પમાડનાર; નજર બાંધનાર.

**Bewitchery,** *n.* (બીવિ'ચરિ) Witchery; fascination; charm. જાદુ; મોહ; નજર; વશીકરણ.

**Bewitching,** *adj.* (બીવિ'ચિન્ગ્) Fascinating; captivating; enchanting; charming. મનોહર; કામણગારૂં; મોહિનીરૂપ.

**Bewitchingly,** *adv.* (બીવિ'ચિન્ગ્લિ) In a fascinating manner. મનોહર રીતે.

**Bewichment,** *n.* (બીવી'ચ્મેન્ટ્) See *bewitchery.*

**Bewray,** *vt.* (બીરે') To disclose; to betray. ઉઘાડું પાડવું: કહી દેવું.

**Bey,** *n.* (બે) In Turkey, a governor of a town or particular district of a country. તુર્કસ્તાનમાં કોઈ અમુક શહેર અગર પરગણાનો ગવર્નર; બેગ.

**Beyond,** *prep.* (બીયૉ'ન્ડ્) On the further side of. પેલી મેર; તરફ. 2. Before. આગળ; અગાડી. 3. Out of reach; past. પાર; ઉપરાંત. 4. In a degree exceeding or surpassing. ના કરતાં ચઢિઆતું, અધિક.

**Bezique,** *n.*(બેઝી'ક)A game at cards. બીઝીક

**Bezoar,** *n.* (બી'ઝોર્) A concretion found in the stomach of certain animals regarded as antidote to poison. કેટલાંક પ્રાણીના પેટમાં થતો પદાર્થ; ઝેર ઉતારનાર ઔષધ; સાપનો મ્હોરો.

**Biangular,** *adj.* (બાઇઍ'ન્ગ્યુલર્) Having two angles or corners. દ્વિકોણ. [L. *bis,* and E. *angular.*]

**Biarticulate,** *adj* (બાઈઆર્ટિ'ક્યુલેટ્)Having two joints. બે સાંધાવાળું.

**Bias,** *n.*(બા'ઇઍસ્) Inclination; prepossession; propensity; bent. વલણ; પક્ષપાત; તરફદારી; ભાવ. 2. A wedge-shaped piece of cloth. લુગડાની ત્રાંસ.-*adv.* Cross-wise; diagonally, આડું; ત્રાંસું; વાંકું.-*vt.* To incline to one side; to warp; to prejudice. તરફદારી કરવી; મન ફેરવવું; પક્ષપાત કરવો. [L. *bi,* double and *facies* the face.]

**Bib,** *vt.* (બિબ્) *vi.* To sip; to tipple; to drink frequently. પીવું; ચાટવું; આચમન કરવું; વારંવાર પીવું.-*n.* A piece of cloth worn by children over the breast. નાનાં બચ્ચાંઓને છાતી પર પહેરવાનો લુગડાનો કકડો. [L. *bibo,* I drink.]

**Bibber,** *n.* (બિ'બર્) A drinker; a tippler; a man given to drinking. છાકટો; દારૂડીઓ.

**Bible,** *n.* (બા'ઇબલ્) A sacred [illegible] the principles of Christian faith; scriptures. ખ્રીસ્તિ ધર્મપુસ્તક; શાસ્ત્ર; બાઇબલ.

**Biblical** *adj.* (બિ'બ્લિકલ્) Pertaining to the Bible. બાઈબલને લગતું.

**Biblically,** *adv.*(બિ'બ્લિકલ્લિ) In accordance with the Bible. બાઈબલ પ્રમાણે, ની રીતે.

**Biblicist,** *n.* (બિ'બ્લિસિસ્ટ) One skilled in Biblical knowledge. બાઇબલના અભ્યાસમાં પ્રવીણ.

**Bibliography,** *n.* (બિ'બ્લિઑ'ગ્રફિ) A history of literature. પુસ્તકોનું વર્ણન; પુસ્તક વિદ્યા.

**Biblist,** *n.* (બિ'બ્લિસ્ટ) One who makes the scriptures the sole rule of faith. ખ્રીસ્તિ ધર્મ ઉપર ખરૂં આકીન રાખનાર. [Gr. *biblion,* a book.]

**Bibliomania,** *n.* (બિ'બ્લિઓમે'નિઆ). Book madness. પુસ્તકઘેલછા; ચોપડી માટે ગાંડો શૉખ. [Gr. *biblion,* book and *mania,* madness.] -niac. ગાંડો.

**Bibliopegy,** *n.* (બિબ્લિઓ'પેજી) The art of book binding. પુસ્તક બાંધવાની કળા. [Gr. *biblion,* a book and *pegnymy,* I make firm.]

**Bibliothecca,** *n.* (બિબ્લિઓથે'કા) A liabrary. લાયબ્રેરી. [Gr. *biblion,* a book and *theke,* a repository. ]

**Bibulous,** *adj.*(બિ'બ્યૂલસ્)Spongy; addicted to drinking introxicants. શોષક; ચૂસી લે તેવું; જલશોષક; નિસો કરવું. [L. *bibo,* I drink.]

**Bice,** *n.* (બાઈસ્) A name given to two colours used in painting, one blue, the other green. ચિત્રકળામાં વપરાતા બે રંગ, એક ભુરો અથવા ગુઢો અને બીજો લીલો.

**Bicentenary,** *n.* (બાઈ સે'ન્ટનરિ) The period of two hundred years. બસો વર્ષ.

**Bicentennial,** *adj.*(બાઈસેન્ટે'નિઍલ્)Lasting two hundred years; occuring every two

hundred years. બસ્સો વર્ષ સુધીનું; દર બસ્સો વર્ષે આવતું.

**Biceps**, *n.* (બા'ઇસેપ્સ્) The name of two muscles, one of the arm, the other of the thigh. હાથ તથા જાંઘના બે સ્નાયુનું નામ [L. *bi*, double and *caput*, the head.]

**Bicipital-ous**, *adj.* (બાઈસિ'પિટ્લ્-ટ્સ્) Having two heads or origins; pertaining to biceps. બે માથાં, ટોકાંવાળું; બે સ્થાન, મૂળ, ઉત્પત્તિવાળું. [L. *bis*, double, *caput* the head ]

**Bicker**, *vi.* (બિ'કર્) To quarrel; to skirmish; to fight off and on. કજીઓ કરવો; ટંટો, કંકાસ થવો; ટપાટપી કરવી. 2. To move quickly. જવું; હાલવું. ડોલવું.–*n.* A confused fight. નાસભાગ થતી લડાઇ.

**Biconcave**, *adj.* (બાઈકૉ'ન્કેવ્) Hollow on both sides. બન્ને બાજુએ પોલું.

**Bicorn**, *adj.* (બા'ઈકાૅર્ન) Crescent shaped. બીજના ચંદ્રના આકાર જેવું. 2. Having two horns. બે શીંગડાં વાળું [L. *bis*, twice, *cornus*, a horn. ]

**Bickering**, *n.* (બિ'કરિન્ગ) Quarreling. કલહ; કજીઓ; લડાઈ; કંકાસ–B. flame=હાલતી જ્યોત.

**Bicycle**, *n.* (બા'ઇસિકલ્) A machine propelled by the feet of the rider acting on levers. સાયકલ; બાયસિકલ્.

**Bicyclist**, *n.* (બા'ઇસિક્લિસ્ટ) One who rides on a bicycle. સાયકલ ઉપર બેસનાર.

**Bid** *vt.* (બિડ્) To offer; to propose; to propose to give કહેવું; માગણી કરવી. 2. To declare as a wish. જણાવવું; આપવું; ઇચ્છા જણાવવી. 3. To order; to command; હુકમ, આજ્ઞા કરવી; ફરમાવવું. 4. To invite; to call in; to ask; to request. નિમંત્રણ કરવું; બોલાવવું–**To bid fair**=સારૂં થશે,નીકળશે એવું જણાવવું. *n.* An offer of a price at auction. માગણી.

**Bidder**, *n.* (બિ'ડર્) One who bids. માગનાર.

**Bidding**, *n.* (બિ'ડિંગ) Command; offer; proposal of a price; invitation. હુકમ; આજ્ઞા; માગણી; આમંત્રણ; નિમંત્રણ.

**Biddable**, *adj.* (બિ'ડૅબલ્)Obedient. આજ્ઞાંકિત.

**Bide**, *vt.* (બાઈડ) To endure; to suffer; to abide. ટકવું; ખમવું; નભવું. 2. To wait for. વાટ જોવી; રાહ જોવી.–*vi.* To dwell; to inhabit; to remain. વસવું; રહેવું.

**Bidental**, *adj.* (બાઇડે'ન્ટલ્) Having two teeth; two-toothed. બે દાંત વાળું; દ્વિ દંતક. [L. *bis*, double and *dentus*, a tooth.]

**Bidet**, *n.* (બિડે'ટ્) A small horse. ટટ્ટુ; વછેરો.

**Biennial**, *adj.* (બાઇએ'નિઍલ્) Continuing for two years; taking place once in two years. દ્વિવાર્ષિક; બબ્બે વર્ષે થતું; બે વર્ષ સુધી જીવનાર, રહેનાર.

**Biennially**, *adv.*(બાઇએ'નિએલિ)Once in two years; at the return of two years. દર બબ્બે વર્ષે, [L. *bis*, twice and *annus*, year.]

**Bier**, *n.* (બીર) A carriage; a frame of wood to carry dead bodies to grave. મુડદાં સ્મશાનમાં લઈ જવાની ખાટલી; ઠાઠડી; કરકટી; નનામી; શબવાહિની.

**Biestings**, *n* (બી'સ્ટિન્ગ્સ્) The first milk given by a cow after calving.ગાયનું ખરેટું;ખીરૂં.

**Bifarious**, *adj.* (બાઇફે'રિઅસ્) Two fold; in two rows;divided into two parts.બેવડું;બેહારમાં. 2. Pointing to two ways. દોપટ; બે તરફનું. [L. *bis*, twice. *fari*, to speak.]

**Biferous**, *adj.* (બિફે'રસ્) Bearing fruits twice a year. વર્ષમાં બે વાર ફળવું. [L. *bis*, twice, *ferro* I bear.]

**Bifold**, *adj.* (બા'ઇફોલ્ડ્) Two fold; double; of two kinds or degrees. બેવડું; દુપટ; બમણું.

**Bifoliate**, *adj.* (બાઇફો'લિએટ્) Having two leaves.બે પાંદડાંવાળું [L.*bis*,twoi *folium*,a leaf.]

**Biform-ed**, *adj.* (બા'ઇફૉર્મ–ર્ડ) Having two forms, bodies or shapes. બેવડા આકારનું; દ્વિગુણ; દ્વિવિધ. [L. *bis*, twice, *forma* shape.]

**Bifurcate-ed**,*adj.*(બાઈફ'ર્કેટ્ કેઇટેડ)Forked; divided into two branches. બે શાખા,પાંખાવાળું.

**Bifurcation**, *n.* (બાઈફર્કે'શન્)A forking or division into two branches બેપાંખાવાળી;બેશાખી.

**Big**, *adj.* (બિગ્) Large;great;bulky;having great size. મોટું; જાડું; ભારે. 2. Pregnant; full of something important.બેજીવ; ગર્ભવતી, ખાસ અગત્યનું. 3. Fraught; tumid; arrogant. ગંભીર; ભપકેદાર; ઉદ્ધત. 4. Brave. બહાદુર.

**Bigg**, *n.* (બિગ્) A kind of barley. એક જાતનો જવ.

**Bigamist**, *n.* (બિ'ગૅમિસ્ટ) One who has two wives or husbands at a time. બે પતિની પત્ની અથવા બે પત્નીનો પતિ.

**Bigamy**, *n.* (બિ'ગૅમિ) The crime of having two husbands or wives at a time. બે વહુ વર કરવા તે. [L. *bis*, twice,*gamos*, marriage ]

**Biggin**, *n.* (બિ'ગિન્) A child's cap; a night cap. બચ્ચાંની ટોપી; રાત્રે પહેરવાની ટોપી.

**Bight**, *n.* (બાઈટ્) The double part of a rope when folded; a loop. દોરડાનું ગુંછળું.

**Bigly**, *adv.* (બિગ્લિ) In a tumid manner. ભરેલી, સુજેલી રીતે; ભપકાબંધ.

**Bigot**, *n.* (બિ'ગૉટ્) One unreasonably

wedded to a particular religious creed, opinion, practice or ritual; a devotee. ધર્માન્ધ પુરૂષ; સ્વમતાગ્રહી, મતાંધ.

**Bigoted**, *adj.* (બિ'ગૉટેડ્) Having the characted of a bigot. દુરાગ્રહી; ધર્માન્ધ.

**Bigotedly**, *adv.* (બિ'ગૉટેડ્લિ) In a bigoted manner. ધર્માન્ધ રીતે;

**Bigotry**, *n.* (બિ'ગૉટ્રિ) Blind zeal in favour of a creed; excessive zeal; intolerance. મતાભિમાન; ધર્માન્ધપણું; દુરાગ્રહ; સ્વમતાગ્રહ.

**Bijou**, *adj.* (બીઝ્રૂ') A pretty trinket; a jewel. દાગીનો; ઝવેર. [L. *bis*, twice, *joco* I jest.]

**Bilabiate** *adj.* (બાઇલે'બિએટ્) Having two lips. બે હોઠ વાળો. [L. *bi*, twice, *labium*, a lip.]

**Bilateral** *adj.* (બાઇલૅ'ટ્રલ્) Having two sides; two-sided. બે બાજુ વાળું; [L. *bis*, double, *latus*, side]

**Bilbo**, *n.* (બિલ્બો) A rapier; a sword. પગની બેડી; તરવાર.

**Bile**, *n.* (બાઈલ્) A yellow bitter liquid secreted in the liver and serving to aid digestion. પિત્ત. 2. Choler; anger; ill-nature. ક્રોધ; ગુસ્સો. [L. *bilis*, anger.]

**Bilge**, *n.* (બિલ્જ્) The protuberant part of a cask at the middle; the breadth of a ship's bottom. પીપનું પેટ, નો વચલો જાડો ભાગ.

**Bilge-water**, *n.* ( બિલ્જ્વૉટર્ ) Water which enters a ship and lies upon her bilge or bottom. ગાબડાથી વહાણમાં આવેલું પાણી.

**Bilingual**, *adj.* (બાઇલિ'ન્ગ્વૅલ્) Containing or expressed in two languages. દુભાષી; બે ભાષાનું. [L. *bi* double, *lingua* a tongue.]

**Bilinguist**, *n.* (બાઇલિ'ન્ગ્વિસ્ટ્) One who speaks two languages. બે ભાષા બોલનાર; દ્વિભાષી.

**Bilious**, *adj.* (બિ'લિઅસ્) Pertaining to bile; affected by the bile. પિત્તવાળું, સંબંધિ. [ L. *bilis*, the bile. ]

**Bilk**, *vt.* (બિલ્ક્) To deceive; to defraud; to disappoint. નાઉમેદ કરવું; ઠગવું.

**Bill**, *n.* (બિલ) The beak of a bird; anything resembling a bird's bill. પક્ષીની ચાંચ; ચંચુ.– *vi.* To join bills. ચાંચે ચાંચ મેળવવી. 3. To caress. લાડ કરવાં, લડાવવાં. [A. S. *bile*, a beak.]

**Bill**, *n.* (બિલ્) A cutting instrument, hook-shaped towards the point used in pruning. દાતરડું. Hedge bill=ધારીયું. [A.S. *bil*, a sword.]

**Bill**, *n.* (બિલ્) A declaration in writing. વાદીની અરજી; એકરાર. 2. A security for money. નાણું અદલ આપેલી હામી; હુંડી. 3. A proposed law. નવા કાયદાનો ખરડો; બીલ. 4. An account of goods sold or delivered. બીલ; ભરતીયું. 5. Any paper containing a statement of particulars. વિગતવાર યાદી; ટીપ; લેખ; તપસીલ.–**B. of divorce**=ફારગતી. 2.B. of exchange=હુંડી. 3. B. at sight=તરત મુદતની હુંડી. 4. B. of lading=ભરતીયું. 5. B. of sale=વેચાણ ખત. [L. *bulla*, anything rounded.]

**Billet**, *n.* ( બિ'લેટ્ ) A small stick used especially for fire wood. બળતણની લાકડી. 2. A short letter. ચિઠ્ઠી; ટિકેટ –*vi.* To direct by a ticket where to lodge. સીપાઇઓને મુકામ જણાવવો.

**Billet-doux**, *n.* (બિલેડૂ') A love note or letter. પ્રીતિપત્ર; પ્રેમપત્ર [L. *dulcis*, sweet.]

**Bill-hook**, *n.* (બિ'લ્હુક) A kind of hatchet with a hook at the end of the cutting edge. કાપવાની ધાર ઉપર હુકવાળી કુહાડી.

**Billiards**, *n.* (બિ'લિઅર્ડ્ઝ) A game played on a table. દડા લાકડીની મેજપર રમવાની રમત.

**Billion**, *n.* (બિ'લિઑન્) A million of millions; or accroding to another system of notation a thousand millions. મહાપદ્મ. Ten Bs.=શંકુ. 2. A hundred Bs. જલધિ. 3. A thousand Bs. અંત્ય. 4. Ten thousand Bs. મધ્ય. 5. Hundred thousand Bs.=પરાર્ધ.

**Billon**, *n.* (બિ'લૉન્) Any alloy of precious metal with a large admixture of baser metal used in some countries for coins of low value. હલકી જાતના સિક્કામાં વપરાતી પંચધાતુ.

**Billow**, *n.* (બિ'લો) A great wave or surge of the seas. મોટું મોજું; હેલો; તરંગ; છોળ.–*vi.* To swell; to rise and roll in large waves or surges. મોજાં આવવાં.

**Billowy**, *adj.* (બિ'લ્લોઇ) Swelling or swelled into large waves; turgid. તરંગ, છોળવાળું.

**Bill-sticker**, *n.* (બિ'લ્સ્ટિકર) One who posts bills or advertisements. જાહેર ખબર ચોટાડનાર.

**Bilocular**, *adj.* (બાઈલૉ'ક્યુલર્) Divided into two cells. બે બાકાં, કાણાંવાળું. [L. *bi*, twice, *loculus* a cell.]

**Bimaculate**, *adj.* (બાઈમૅ'ક્યુલેટ્) Having two spots. બે ડાઘવાળું. [L. *bi*, twice, *macula* a spot.]

**Bimana**, *n.* (બા'ઇમૅના) Animals having two hands. બે હાથવાળાં પ્રાણી.

**Bimanous**, *adj.* (બા'ઈમૅનસ્) Having two hands. બે હાથવાળાં. [L. *bis*, twice, *manus* a hand.]

**Bimensal**, *adj.* (બાઇમે'ન્સલ્) Having two months. બે મહિનાનું.

**Bimonthly,** *adv.* (બાઇમ'ન્થલિ) Occuring every two months. દર બે મહિને થતું; દ્વિમાસિક.

**Bin,** *n.* (બિન્) A receptacle of corn; a box used as a repository. કોઠાર; કોઠી. [L. *benna,* a kind of carriage.]

**Binary,** *adj.* (બા'ઇનરિ) Two-fold; double બેવડું; દ્વિગુણ.

**Binate,** *adj.* (બાઇનેઇટ્) Growing in pairs. જોડલે ઉગતું; સાથે ફુટતું. [L. *bini,* two and two.]

**Bind,** *vt.* (બાઇન્ડ્) To tie together. બાંધવું; જકડી લેવું. 2. To confine or hold by physical force or influence of any kind. બાંધવું; પકડી રાખવું. 3. To prevent from natural action. બંધ, કબજ કરવું; કબજ રહેવું; બંધકોશ કરવો; મળાવરોધ ક૦ 4. To protect by a band. કોર મુકવી. 5. To fasten together. બાંધવું; શીવવું 6. To oblige or to hold. વચન કે બીજા કરારથી બાંધવું -*vi.* To grow hard or stiff. કઠણ થવું. 2. To be restrained from motion. બંધ પાડવું; અટકી પડવું. 3. To be obligatory. બંધક હોવું.

**Binder,** *n.* (બા'ઇન્ડર) A person who binds. બાંધનાર. 2. Bandage. પાટો; બંધ; દોરી; પટી.

**Bindery,** *n.* (બા'ઇન્ડરિ) A place where books are bound. ચોપડીઓ બાંધવાની જગો.

**Binding,** *adj.* (બા'ઇન્ડિન્ગ્) Serving to bind; that obliges; obligatory; astringent. બંધનકારક; અગત્યનું; ફરજીઆત.-*n.* Act of one who binds; the act of fastening with a band. બંધણી;પાટો બાંધવો તે.2.Bandage;the cover of book. બંધ; બંધન; પાટો; ચોપડીનું પુંઠું; બાંધણી.

**Bine,** *n.* (બાઇન્) The slender stem of a climbing plant. ઉગતા છોડનું પાતળું થડ, ઠુંઠું.

**Binervate,** *adj.* (બાઇનિ'ર્વેઇટ્) Two nerved. દ્વિસ્નાયુ.

**Binocle,** *n.* (બા'ઇનોકલ્) A kind of telescope. દુરબીન.

**Binocular,** *adj.* (બાઈનૉ'ક્યુલર) Having two eyes. બે આંખવાળું; દ્વિનેત્ર 2. Pertaining to both eyes. બે આંખ સંબંધી. 1.-*n.* A double telescope. બન્ને આંખથી જોવાનું દુરબીન

**Binomial,** *n. adj.* (બાઈનો'મિઅલ્) An expression consisting of two terms connected by the sign plus or minus. દ્વિપદ.–Consisting of two terms. દ્વિપદી.

**Biographer,** *n.* (બાઇઑ'ગ્રૅફર) A writer of lives. જન્મવૃત્તાંત, ચરિત્ર લખનાર.

**Biographical,***adj.*(બાઇઑગ્રૅ'ફિકલ્)Pertaining to or of biography. જન્મચરિત્ર સંબંધિ, વાળું.

**Biographically,** *adv.* (બાઇઑગ્રૅ'ફિકલિ) In the manner of a biography. જન્મવૃત્તાંતની રીતે.

**Biography,** *n.* (બાઇઑ'ગ્રૅફિ) A delineation or history of the life and character of a particular person; a life; a memoir. ચરિત્રલેખ; જીવનચરિત;ચરિત્રવર્ણન; ચરિત્રનિરૂપણ; ચરિત્રાખ્યાન. [Gr. *bios,* life, *grapho* I write.]

**Biologist,** *n.* (બાઇઑ'લૉજીસ્ટ) One skilled in or who studies biology.પ્રાણીધર્મગુણવિદ્યાભ્યાસી.

**Biology,** *n.* (બાઇઓ'લૉજી) The science of life. પ્રાણીધર્મગુણવિદ્યા [Gr.*bios* life,*logos* discourse ]

**Biometry,** *n.* (બાઈઑ'મેટ્રિ) The measurement of life; the calculation of the probable duration of human life. મનુષ્યાયુષ્ પ્રમાણ. [Gr. *bios,* life; *grapho,* I write.]

**Biotaxy,** *n.* (બા'ઇઓટૅક્સિ) The scientific classification of animals and plants. પ્રાણી તથા છોડનું વિજ્ઞાનિક વર્ગીકરણ.

**Biped,** *n.* (બા'ઈપેડ) An animal having two feet as man.બેપગું પ્રાણી.-*adj.* Bipedal,having two feet. બેપગું; દ્વિપાદ. [L. *bis,* twice, *pes* or *pedis,* a foot.]

**Bipennate,** *adj.* (બાઈપિ'નેઈટ્) Having two wings. બે પાંખવાળું. [L.*bis,*twice, *penna,* a wing.]

**Bipolar,** *n.* (બાઇપો'લર) Having two poles. બે સ્તંભવાળું.

**Biquadrate,** *a.* (બાઈક્વૉડ્રે'ઇટ્) The fourth power arising from the multiplication of a square number of a quantity by itself. વર્ગનો વર્ગ;ચતુર્ઘાત. [L. *bis,* twice,*quadro,* four.]

**Birch,** *n.* (બર્ચ) A tree of several species. ઝાડનું નામ; ભોજપત્ર.

**Birchen,** *adj.* (બર્ચેન) Made of birch; consisting of birch. ભોજપત્રનું બનેલું.

**Bird,** *n* (બર્ડ) A feathered flying animal. પક્ષી; પંખી; ખેચર; વિહંગમ; પંખેરૂ; ખગ -*vi.* To catch birds. પક્ષી પકડવાં.–Birds of the same feather = એક માળાના મણકા; એક તળાવનાં પાણી; એકજાતિ સ્વભાવનાં.

**Bird-bolt,** *n.* (બર્ડબોલ્ટ) An arrow broad at the end for shooting birds. પક્ષીઓને મારવાનું બાણ.

**Bird-call,** *n.* (બ'ર્ડકૉલ્) An instrument for imitating the cry of birds in order to attract them. પક્ષીઓને આકર્ષવાને તેના અવાજનું અનુકરણ કરતું એક જાતનું વાજું. સીસોટી.

**Bird-catcher,***n.*(બ'ર્ડકૅચર) A fowler. પારધી.

**Bird-eyed,** *adj.* (બ'ર્ડઆઇડ) Quick sighted બારીક નજરનું, વાળું; સુપર્ણાક્ષિ.

**Bird's-eye,** *adj.* (બ'ર્ડ્ઝઆઇ) General; not minute or entering into details. ઉપલક; ઉપરચોટિયું.

**Birostrate**, *adj.* ( બાઇરૉ'સ્ટ્રેટ ) Having a double beak. બે ચાંચવાળું. [L. *bi* twice, *rostrum* a beak.]

**Birth**, *n* (બર્થ) The act of coming into life or being born. જન્મ; અવતાર; સંભવ; ઉત્પત્તિ.-Blind from B. જન્માન્ધ. 2. Rich from birth=ગર્ભેશ્વર; ગર્ભશ્રીમંત. 2. Lineage; denceet. કુળ; વંશ; ખાનદાની. 3. Natural state or position. જન્મસ્થિતિ. 4. The act of bringing forth. પ્રસવ. 5. Origin; beginning. ઉત્પત્તિ; આરંભ; મૂળ.

**Birth-day**, *n.* (બ'ર્થ'ડે) The day on which a person is born or its anniversary.જન્મતિથિ, દિવસ; વર્ષગાંઠ; સાલગિરિ.

**Birth-place**, *n.* (બ'ર્થ'પ્લેઇસ્) The town or city or country in which a person is born. જન્મભૂમિ; વતન; સ્વદેશ; જન્મદેશ; દેશ.

**Bisquit**, *n.* (બિ'સ્કિટ) A kind of hard, dry, flat bread; a kind of small baked cake; unglazed porcelain.એક જાતની રોટલી;બિસ્કુટ;એક જાતનું માટીનું વાસણ. [L. *bis* and *coctus* cooked.]

**Bisect**, *vt.* (બાઇસે'ક્ટ) To cut or divide into two equal parts.બે સરખા ભાગ કરવા;સમભાગી બનાવવું; દુભાગવું. [L. *Bis* twice, *seco* I cut.]

**Bisection**, *n.* (બાઇસે'કશન્) Act of bisecting; division of any line or quantity into two equal parts. દુભાગવું તે; બે સરખા ભાગ કરવા તે; દ્વિધાકરણ.

**Bishop**, *n.* (બિ'શપ્) A prelate; a spiritual superintendent or director; the head of a diocese. ઉપરી; ધર્માધ્યક્ષ. [L. *epi* over; *scopeo* I look ]

**Bishop**, *n.* (બિ'શપ્) A mixture of wine oranges and sugar. નારંગીનું અથાણું; મુરબ્બો. -*vt.* To favour. મહેરબાની કરવી; કૃપા કરવી.

**Bishopric**, *n.* (બિ'શપ્રિક) The office of a bishop; a diocese; the district over which the jurisdiction of a bishop extends. ધર્માધ્યક્ષના તાબાનો પ્રદેશ; ધર્માધ્યક્ષનો હોદ્દો.

**Bisk**, *n.* ( બિસ્ક્ ) Soup made by boiling several sorts of meats together. જુદી જુદી જાતના માંસ વગેરેનો રસો.

**Bissextile**, *n.* (બિસે'ક્સ્ટાઈલ્) Leap year. જે વર્ષમાં ફેબ્રુઆરીમાં ૨૯ દિવસ આવે છે તે વર્ષ. [L. *bis sextus*, the 6th of the Calends of March.]

**Bit**, *n.* (બિટ્) The iron part of bridle to which the reins are fastened. લગામનું ચોકડું.-*vt.* To put the bit in the mouth of. ચોકડું ચઢાવવું; લગામ ઘાલવી.2. A mouthful; a morsel. કોળીઓ; બુક્કો; ગ્રાસ; કટકો; ટુકડો.-Bit by bit. કકડે કકડે; વિગતવાર.

**Bitch**, *n.* (બિચ્) The female of the dog kind;a name of reproach for a woman. કુતરી, વરૂ વગેરેની માદા; બળાપામાં સ્ત્રીને માટે વપરાતો શબ્દ.

**Bite**, *vt.* (બાઈટ્) To pierce with the teeth; to grip with the teeth. કરડવું; બચકુ ભરવું. 2. To cheat; to trick. છેતરવું;ઠગવું 3. To pierce; to pinch; to cause to smart. ઝટકો લગાડવો; ઝળઝળાટ કરવો; થી ચચરવું. 4. To take hold of; to corrode; to blast or blight. વળગી રહેવું; ચોંટવું. 5. To reproach with sarcasm. દુઃખ લાગે તેવું કહેવું; મેણું મારવું; ઠપકો દેવો.-*vi.* To have a habit of biting. કરડવાની ટેવ હોવી.-*n.* The act of seizing with the mouth. બચકુ; લોથરૂ. 2. A morsel; a mouthful. કોળીયો; બુક્કો. 3. A cheat; a trick. ઠગાઈ; કાવતરૂ. 5. A sharper. ઠગ; ગઠીઓ.

**Bitheism**, *n.* (બા'ઈથીઝમ્) A belief in the existence of two Gods. બે ઈશ્વરમાં માનનાર.

**Bitt**, *n.* (બિટ્) One of certain strong posts on board ships for fastening cables.

**Bitmouth**, *n.* (બિ'ટમાઉથ્) The bit or that part of a bridle which is put in a hors'es mouth. ચોકડું; લગામ.

**Bitter**, *adj.* (બિટ્ટર્) Sharp; severe; painful; inflicting pain or distress;grievous; calamitous; poignant; distressing; mournful; reproachful. કડવું; તીક્ષ્ણ; કટુ; તીવ્ર; ઠપકાનું; કઠોર દુઃખદાયક; વેદના કારક; આકરૂં; સખત; કડકડતું; કડવું; કડવું વિખ.

**Bitterly**, *adv.*(બિટ'લિ) In a bitter manner; sharply; cruelly; severely; grieviously; sorrowfully. બહુજ; પોકેપોક; છાતીફાટ.

**Bitterness**, *n.* (બિટ'નૅસ્) The quality of being bitter.કડવાસ.2.Keenness of reproach; deep distress of mind. તીક્ષ્ણ ભાષણ; મેણું; મર્મ. 3. Severity; hatred; enmity; sorrow; deepdistress આકરાપણું;સખ્તાઈ;દુઃખ;ઉંડી લાગણી.

**Bitumen**, *n.* (બિટ્યૂ'મૅન્) A mineral,pitchy inflammable substance. શિલાજીત [L.*bitumen* of unknown origin and connections.]

**Bituminous**, *adj.*(બિટ્યૂ'મિનસ્)Having the qualities or containing bitumen. શિલાજીતવાળુ.

**Biweekly**, *adj.* (બાઈવિ'કિલ) Appearing every two weeks. દ્વિ અઠવાડીક.

**Bivaulted**, *adj.* (બાઇવૅા'લ્ટેડ્) Having two vaults. બે કમાનવાળુ.[L.*bis* twice,*volvo* I rose.]

**Blab**, *vt.* (બ્લૅબ્) To tell or make known indiscreetly; to disclose unthinkingly; to

chatter about; લવરી કરવી; વિચાર્યા વગર બોલવું; બકવું; રહસ્ય બોલવું.—*vi.* To talk confusedly; to prattle. બકવું; લવારો કરવો.—*n.* A telltale. બહુ બોલો; છુપી વાત ફોડનાર, જાહેર કરનાર.

**Blabber,** *n.* (બ્લૅબર) One who blabs; a telltale; a tattler. લવારો કરનાર; અછકલા પેટવાળો; જલ્પક.

**Black,** *adj.* (બ્લૅક) The opposite of white; destitute of light; dark; darkened. અંધારા વાળું; કાળું; શ્યામ; કૃષ્ણ. 2. Dismal; gloomy; calamitous; overclouded; sullen. ઉદાસી; દીલગીરી ભરેલું; દુઃખથી ઘેરાયેલું. 3. Horrible; atrocious; evil; wicked. ઘાતકી; કાળું; અતિદુષ્ટ.—*n.* The darkest colour. શ્યામવર્ણ; કાળો રંગ. 2. A negro. હબસી; સીદી 3. A black dress. શોકનાં લુગડાં.—*vt.* To blacken; to soil. કાળું, મેલું કરવું.

**Blackamoor,** *n.* (બ્લૅકમૂર) A negro; a black man or woman. હબસી; સીદી.

**Black-art,** *n.* (બ્લૅક આર્ટ) Conjuration; magic. જાદુ, મેલી વિદ્યા; કુવિદ્યા.

**Black-bird,** *n.* (બ્લૅક બર્ડ) A species of thrush of a black colour. થ્રશ નામનું એક જાતનું કાળું પક્ષી.

**Black-board,** *n.* (બ્લૅક બોર્ડ) A board used in schools for various purposes of instruction. નિશાળનું કાળું પાટીયું.

**Black-coat,** *n.* (બ્લૅક કોટ) A clergy man. પાદરી.

**Blacken,** *vt.* (બ્લૅકન્). To make black; to darken; to sully; to soil; to defame; to slander. કાળું અગર શ્યામ કરવું; માં અંધારૂ કરવું; બટ્ટો, લાંછન, એબ લગાડવી; બે આબરૂ કરવી *vi.* To grow dark. કાળુ થઈ જવું.

**Black-friar,** *n.* (બ્લૅક ફ્રાઅર્) A friar of the Dominican order so named from the colour of his garments. ડોમીનીકન પંથનો ધર્માધ્યક્ષ.

**Black-guard,** *n.* (બ્લૅક ગાર્ડ) A mean, vile, scurrilous fellow; a scoundrel. હલકો માણસ; ચંડાળ; લબાડી; 2. A dirty fellow. ગંદો માણસ. *vt.* To revile in scurrilous language. ગાળ દેવી; નિંદા કરવી.—*adj* Abusive. ભાંડ; ખરાબ; પાજી.

**Blacking,** *n.* (બ્લૅકિંગ્) A substance used for polishing shoes. બુટ પાલીસ.

**Blackish,** *adj.* (બ્લૅકિશ) Somewhat black. કાળાશ મારતું.

**Black-lead,** *n.* (બ્લૅક્લેડ્) A mineral substance of a dark colour for pencils; plumbago; graphite. પેનસિલ બનાવવાનો ખનિજ પદાર્થ.

**Black-list** *n.* (બ્લૅક્લિસ્ટ) A printed list containing the names of persons who have been bankrupt. દેવાળીઆના નામનું છાપેલું પત્રક,

**Black-mail,** *n.* (બ્લૅક્મેઈલ્) Money paid to certain men allied with robbers to be protected by them from pillage; extortion by means of intimidation. ચોરોને આપવામાં આવતી ખંડણી; ધમકીથી કઢાવેલા પૈસા.

**Black-mouthed,** *adj.* (બ્લૅક માઉથ્ડ) Using foul language. નઠારી ભાષા વાપરનાર.

**Blackness,** *n.* (બ્લૅક્નેસ) Quality of being black; black colour; darkness; sombreness; severe aspect; enormity of wickedness. કાળાપણું; કાળો રંગ; અંધારૂં; ઘાતકીપણું; દુષ્ટતા.

**Black-smith,** *n.* (બ્લૅક્સ્મિથ્) A smith who works in iron; લુહાર; લવાર.

**Black-wood,** *n.* (બ્લૅક્વુડ) A kind of precious wood. સિસમ.

**Bladder,** *n.* (બ્લૅડર્) A bag or sack in animals. કોથળી; આશય. 2. Any visicle filled with air. ફોલ્લો; ઝબેલો. 3. (fig). Anything inflated, empty, or unsound. પરપોટો; અસાર વસ્તુ; શબ્દાડંબરી.

**Bladdery,** *adj.* (બ્લૅડરિ) Resembling a bladder. કોથળી, ફોલ્લો, પરપોટાને મળતું આવતું.

**Blade,** *n.* (બ્લેઈડ્) The leaf of grass; a leaf; cutting part of a sword shaped like a grass leaf; a broad bone of the shoulder; flat part of an oar; a swaggerer. ઘાસનું પાંતરૂં; પાતરૂં; પતું; પાનું; ફળ; હલેસાનો પહોળો ભાગ; ખભાનું પહોળું હાડકું; બડાઈખોર—*vi.* To furnish with a blade. પાનાવાળું કરવું—*vt.* To have a blade. પાનું હોવું. [A-S. *blaed*, a leaf.]

**Bladed,** *adj.* (બ્લેડેડ) Furnished with blades પાનાવાળું.

**Blain,** *n.* (બ્લૅઇન્) A blisher; pustule; blotch. ફોલ્લો; ગડ; ગુમડું

**Blameable,** *adj.* (બ્લૅઇમૅબલ્) Deserving of censure; faulty; culpable. દોષપાત્ર; ઠપકાજોગ.

**Blameably,** *adv.* (બ્લૅઇમૅબ્લિ) Culpably. દોષિત રીતે.

**Blame,** *vt.* (બ્લૅઇમ) To censure; to find fault with; to disparage; to condemn; to uubraid; to reprimand ઠપકો દેવો; દોષ મુકવો; દોષિત ઠરાવવું; ખોડ કાઢવી; ધિક્કારવું—*n.* Censure; imputation of fault; crime; sin; reprehension. ઠપકો; દોષારોપણ; દૂષણ; દોષ; વાંક; ગુન્હો.

**Blameful,** *adj.* (બ્લેમ્‌ફુલ) Reprehensible; faulty; guilty;criminal. અપરાધી;દોષિત;કલંકિત.

**Blameless,** *adj.* (બ્લેમ્‌લેસ્) Innocent; guiltless. નિરપરાધી; નિર્દોષ; નિષ્કલંક; દોષ રહિત.

**Blamer,** *n.* (બ્લેમર) One who blames or finds faults or censures.અપરાધી,દોષિત ઠરાવનાર.

**Blameworthy,** *adj.*(બ્લેમવર્થિ)Deserving blame; reprehensible. દોષ મુકવાયોગ્ય ઠપકાપાત્ર.

**Blanch,** *vt.* (બ્લૅન્શ્) To whiten; to change to white. સફેદ કરવું, બનાવવું—*vt.* To grow white. સફેદ થવું.

**Bland,** *adj.* (બ્લૅન્ડ્) Mild; soft; soothing; gentle; kindly. લાડીલું;ખુશામતીયું; વિવેકી; પ્રેમીલું. નરમ; પોચું; માયાળુ. [L. *blandus*, mild.]

**Blandish,** *vt.* (બ્લૅન્ડિશ્) To caress; લાડ લડાવવાં; ચઢાવવું; ખુશામત કરવી.—*vt.* To speak affectionately. વિવેકી થવું; પ્રેમથી બોલવું.

**Blandishment,** *n.* (બ્લૅન્ડિશ્‌મેન્ટ) Artful caresses. નખરાં; હાવભાવ; ચાળાં; લાલિત્ય.

**Blank,** *adj.* (બ્લૅન્ક્) Of a white or pale colour. સફેદ; ઝાંખું; ફિકું; 2. Pale from fear or terror; confused; dejected. ઉદાસી; ગાભરૂં; ઘોળુફક; આકુળ; ઉદાસી. 3. Empty. કોરૂં; ખાલી; પોલું. 4. Rare; mere કેવળ; તદ્દન. 5.Without rhyme. અનુપ્રાસ રહિત; યમક વગરનું—*n.* Any void space. ખાલી, કોરી જગ્યા. 2. A ticket in a lottery which draws no prize. ખાલી ગએલી ટીકેટ. 3.A paper unwritten.કોરો કાગળ.—*vt.* To annul. 2. To dispirit મન ભાંગવું; ઉદાસી કરવું.

**Blanket,** *n.*(બ્લૅન્કેટ્) A woollen covering for a bed. કામળો; ધાબળો; બનુસ.-*vt.*To cover with a blanket ધાબળી લપેટવી, ઢાંકવી.

**Blaspheme,** *vt.* (બ્લૅસ્ફીમ્) To speak impiously of God; to speak evil of; to utter abuse against. દેવનિંદા કરવી; નું ભુંડું બોલવું; ની બગદોઈ કરવી.—*vi.* To utter blasphemy. ઈશ્વર નિંદા કરવી [Gr. *blapsis* injury, *pheme* speech ]

**Blasphemous,***adj.* (બ્લૅસ્ફીમસ્) Containing bhasphemy; impiously reproachful towards God. ઈશ્વરનિંદક; દેવનિંદક. [L. *blasphemus.*]

**Blasphemy,** *n.* (બ્લૅસ્ફીમિ) The language of one who blasphemes;an indignity offered to God by words; impious malediction; outragious language. ઈશ્વરનિંદા; ઈશ્વર પ્રત્યે શબ્દોમાં બતાવેલો તિરસ્કાર.

**Blast,** *n.* (બ્લૅસ્ટ્) A forcible stream of air. ફુંક; ફુંફાડો; 2. A gust of wind.પવનનો ઝપાટો; સપાટો. 3. The sound made by blowing a wind instrument. મ્હોડે વગાડવાના વાજીંત્રમાંથી નીકળતો અવાજ. 4. The rending of rocks. ધડાકો. 5. A blight. મરકી; નાશકારક અસર.—*vi.* To blow up by gun powder. સુરંગથી ઉરાડવું. 2. To destroy; to injure. ભાંગી, તોડી પાડવું; ઉતારવું. 3. To confound. ગભરાવવું. 4. To blight.ચીમળાવી નાખવું.-*vi.*To be blighted. કરમાઇ જવું. [A. S. *bloest,* a puff of wind.]

**Blaster,** *n.* (બ્લૅસ્ટર્) One who blasts: સપાટો લગાવનાર.

**Blaze,** *n.* (બ્લૅઇઝ્) A flame; the flame of a burning body; conflagration. ભડકો; જ્વાળા; ઝાળ 2. Sunlight; offulgence;brilliance. તેજ; અજવાળુ; ઉજેસ. 3. A white spot on the forehead of a horse. ચાંદું. 4. A bursting out; શોરબકોર; ધોધાટ.—*vi.* To shine with flame. ભડકો થવો; સળગવું. 2. To send forth light. પ્રકાશવું. 3. To be cospicuous. પ્રખ્યાત થવું. *vi.*—To make public. પ્રગટ, જાહેર કરવું.

**Blazing-star,***n.*(બ્લૅઇઝિન્ગ સ્ટાર્) A comet. પુછડીઓ તારો; ધૂમકેતુ.

**Blazon,** *n.* (બ્લૅઝ઼ાન્) A coat of arms; show; pompous display. યુદ્ધ શાસ્ત્રનું ચિત્રામણ; ભભકો; આડંબર,

**Blazoment,***n.* (બ્લૅઝ઼નમેન્ટ)Emblazonment. શોભા.

**Blazon,** *vt.* (બ્લૅઝ઼ન્) To display. બતાવવું. 2. To adorn. શણગારવું; શોભાવવું.

**Bleach,** *vt.* (બ્લીચ્) To make pale by removing colour; to make white. ધોળું કરવું; નિખાળવું.—*vi.* To grow white કોઇ રીતે સફેદ થવું [A. S. *bloecon,* to make white.]

**Bleak,** *adj.* (બ્લીક્) Open to winds and cold; exposed; chill; dreary;desolate. ખુલ્લું; આશ્રય વગરનું; ઠંડું; શર્દ; શીતળ; એકાન્તિયુ.

**Bleakly,** *adv.* (બ્લીક્લિ) Coldly. ઠંડથી; શીતળતાથી.

**Bleakness,** *n.* (બ્લીક્‌નેસ્) Openness of situation; exposure to the wind; coldness. ખુલ્લું; અનાશ્રયપણું; શરદી; ઠંડક.

**Blear,** *adj.* (બ્લીર્) Dim sighted. ઝાંખવાળુ.—*vt.* To make sore; to dim with soreness; to deceive. દુખવા આવવું;ઝાંખપ આવવી;છેતરવું.

**Blear-eyed,***adj.* (બ્લીરઆઇડ્)Having sore eyes; dim sighted. દુ:ખવા આવેલી આંખવાળું; ઝાંખ વળતી હોય તે.

**Bleat,** *vi.* (બ્લીટ્) To make the noise of a sheep; to cry as a sheep. બેં બેં કરવું; મેંઢાની પેઠે બોલવું.—*n.* The cry of a sheep. બેં બેં.

**Bleb,** *n.* (બ્લેબ્) A little tumour; bister; a bubble as in water. નાનો ફોલ્લો; પરપોટો.

**Bleed,** *vi.* (બ્લીડ) To emit blood; to lose blood;લોહી નીકળવું,વહેવું.2.To die by slaughter; to feel pain or agony. કપાઇ મરવું; કમોતે મરવું. 3. To loose sap, gum or juice. રસ ઝરવો, નીકળવો. *vt.* To take blood from. નું લોહી લેવું. 2.To extort money from. પૈસા પડાવી લેવા.

**Blemish,** *vt.* (બ્લે'મિશ્) To injure; to mar; to tarnish; to taint; to sully. ખોડ, ખામી આણવી; બેડોળ કરવું; ફજેતી કરવી; બટ્ટો લગાડવો.–*n.* A mark of imperfection. ખામી; ખોડ;દોષ; ખાંપણ. 2. A scar; defect; speck; spot; flaw; fault; stain; taint; dishonour. બટ્ટો; કલંક; અપયશ; લાંછન; ડાઘ; ખોડ.

**Blench,** *vi.* (બ્લેન્શ્) To shrink; to give way; to flinch. પાછા હઠવું; હઠી જવું.-*vt.* To baffle. નિષ્ફળ કરવું; હરાવવું.

**Blend,** *vt.* (બ્લેન્ડ્) To mix or mingle together; to confound. ભેળસેળ કરવું, થવું;મિશ્ર કરવું; મેળવવું.—*vi.* To be mixed;to be united. મળી જવું; એકઠા થવું—*n.* A mixture of colours. રંગની મેળવણી.

**Bless,** *vt.* ( બ્લેસ્ ) To make happy or prosperous; to wish happiness to; to invoke a blessing upon; to praise; to extol; to esteem happy; to confer prosperity upon. સુખી, આબાદ કરવું; નું કલ્યાણ, કુશળ, મંગળ, ભલુ, સારૂં કરવું; આશીર્વાદ દેવો; દુઆ માગવી; સ્તુતિ, વખાણ કરવાં.

**Blessed,** *adj.* (બ્લે'સેડ્) Happy; fortunate; prosperous; adorable; highly favoured. સુખી; કુશળ; કૃતકૃત્ય; કૃતાર્થ; સુખદ; સ્વર્ગીય; દિવ્ય.

**Blessing,** *n.* (બ્લે'સિન્ગ્) A prayer imploring happiness upon another; benediction. આશીર્વચન; વરદાન; દુઆ; સુખસાધનલાભ; પ્રસાદ; બક્ષીસ.

**Blest,** *adj.* (બ્લેસ્ટ્) See, *blessed.*

**Blessedness,** *n.* (બ્લે'સેડ્નેસ્) Happiness; felicity; beatitude; sanctity. સુખ; કલ્યાણ; કૃતકૃત્યતા; ઈશ્વર કૃપાનો અનુભવ.

**Blight,** *vt.* (બ્લાઈટ્) To affect with blight; blast; to wither; to frustrate. કરમાવી નાખવું; બાળી નાખવું; નિષ્ફળ કરવું; ભંગ કરવું.–*n.* Mildew. છારી; સળો. 2. A plant louse. છોડને નાશ કરનાર કીડો.–*vi.* To injure as by a blight. કરમાવું.

**Blind,** *adj.* (બ્લાઈન્ડ્) Destitute of the sense of seeing; not having sight; wanting discernment. આંધળું; અંધ. 2. Unable to judge; ignorant. અજાણ્યું; હૈયાફૂટું; અજ્ઞાન. 3. Morally depraved. વિવેકહીન. 4. Closed. બંધી. 5. Inconsiderate. અવિચારી; બેપરવા.–*vt.* To make blind; to darken; to obscure; to conceal. કાણું, ઝાંખું કરવું; ઢાંકી દેવું.-*n.* Screen; cover. પડદો; ચક. 2. Something to mislead the eye or the understanding. અંધાર પિછોડો; આંધળા પાટા; નજરબંધી; અંધારી.

**Blind-fold,** *adj.* ( બ્લાઈન્ડફોલ્ડ્ ) Having the eyes covered; having the mental eye darkened. ભુલાવામાં પડેલું; હૈયાફુટ.-*vt.* To cover the eyes of. આંખે પાટા બાંધવો; અંધારી બાંધવી.

**Blindly,** *adv.*(બ્લા'ઈન્ડ્લિ) In a blind manner; heedlessly; inconsiderately; recklessly. આંખ મીચીને; વગર વિચારે; આંધળીઆં કરીને; વિવેક વગર.

**Blind-man's-buff,** *n.* (બ્લા'ઈન્ડ્-મૅન્સ્-બફ્) A play in which one person is blindfolded and tries to catch some one of the company and tell who it is. આંધળો પાટો–તે નામની રમત.

**Blindness,** *n.* (બ્લા'ઈન્ડનેસ્) State of being blind; want of bodily sight;ignorance; folly; delusion. અંધાપો; અંધત્વ; અજ્ઞાન; અવિવેક; અવિચાર; અજાણપણું; મોહ.

**Blink,** *vi.* (બ્લિન્ક્) To wink; to twinkle; to see obscurely; to get a glimpse; to glimmer. વારેવારે આંખ મીચવી ને ઉઘાડવી;મટકાં મારવાં,ઝાંખું તેજ આપવું; બળવું -*vt.* To avoid. ઉડાવવું; ટાળી દેવું.–*n.* Glance. કટાક્ષ; ઝાંખી. 2. Glimmering light. આભાસ; ઝાંખી રોશની. [ A. S. *blical,* to gleam. ]

**Blinkard,***n.*(બ્લિ'ન્કાર્ડ્) A person who blinks or has bad eyes. ચુંધળી આંખનો માણસ; ચુંચળો.

**Bliss,** *n.* ( બ્લિસ્ ) Perfect happiness; blessedness; supreme felicity; heavenly joys. પરમસુખ; અત્યાનંદ; સુખાવસ્થા; પરમાનંદ.

**Blissful,** *adj.* (બ્લિ'સ્ફુલ્) Full of bliss; full of joy and felicity. પરમ સુખનું; સુખાવહ.

**Blissfully,** *adv.* (બ્લિ'સ્ફુલિ) In a blissful manner. સુખાવહ રીતે; પરમસુખથી.

**Blister,** *n.* (બ્લિ'સ્ટર્) A thin bladder on the skin. ફોલ્લો; ઝળેલો. 2. A pustule; a vesicatory. ફોલ્લો ઉઠાડવા મારેલી પટ્ટી; પ્લાસ્ટર.–*vi.* To rise in blisters. ફોલ્લા ઉઠવા.–*vt.* To raise blisters upon. ફોલ્લા ઉઠાડવા.

**Blithesome,***adj.*(બ્લા'ઇધસમ્) Gay; merry; cheerful; full of blitheness. આનંદી; મોજી; હસમુખું; ઉલ્લાસી; ખુશમિજાજ.

**Blob,** *n.* (બ્લૉબ્) A dew drop; a blister; a bubble. ઝાકળનું ટીપું; ફોલ્લો; પરપોટો.

**Block,** *n.* (બ્લૉક્) A heavy piece of wood or stone; a lump or mass of solid matter,

અચ્છિયું; ઢીમચું; ગઠ્ઠો. 2. A mould on which something is formed. ટોપી, પાઘડી વગેરે બનાવવાનું લાકડાનું માથું. 3. A square mass of building in a town. ઘરોની હાર; ચાલ; ચાલી. 4. A stop; hindrance; an obstacle. અડચણ; ખલેલ; હરકત. 5. A bock-head. ઠોઠ; પથ્થર.-*vt.* To inclose or shut up; to stop us; to obstruct. બંધ કરવું; રોકવું. 2. To support by means of a block. ઢીમચાથી ટેકવવું.

**Blockade,** *n.* (બ્લૉકેઈડ્) The blocking up or shutting up of a place. ઘેરો; નાકાબંધી-*vt.* To block up; to shut up. ઘેરો ઘાલવો.

**Block-head,** *n.* (બ્લૉક્-હેડ્) A stupid fellow; a dolt. ઠોઠ; મૂર્ખ; શંખ; પથરો.

**Blockish,** *adj.* (બ્લૉકિશ્) Like a block; stupid; dull. મુરખ; અનાડી.

**Blond, Blonde,** *adj.* (બ્લૉન્ડ્) Of a fair colour or complexion. ગોરૂં; ગભરૂં. *n.*—:A person of very fair complexion.ગોરૂં માણસ.

**Blondness,** *n.*(બ્લૉન્ડનેસ્)Fairness.ગોરાંપણું.

**Blood,** *n* (બ્લડ્)The fluid which circulates through veins of body. લોહી; રૂધિર; રક્ત. 2. Consanguinity. સગપણ; સગાઈ; લોહી. 3. Honourable birth; royal lineage. કુલીનતા; વર્ણશ્રેષ્ઠતા;ખાનદાની;ઉંચુ કુળ.4.Murder; shedding of blood. ખુન;ઝપાઝપી.5. A man of fire;rake. રંગીબાજ; કામી.—*vt.* To bleed. લોહી કાઢવું. 2. To stain with blood. લોહીવાળું કરવું. 3. To inure to blood. લોહી ચખાડવું.-*vi.* To bleed. લોહી નીકળવું.

**Blood-heat,** *n.* (બ્લડ્હીટ્) Heat equal to the temperature of blood.લોહી જેટલી ગરમી.

**Blood horse,** *n.* (બ્લડ્હૉર્સ) A horse of a breed derived from a cross with the Arabian horse. ઉંચા તુખમનો ઘોડો.

**Blood-hound,** *n.* (બ્લડ્-હાઉન્ડ) A fierce kind of dog which has an acute sense of smell. એક જાતનો શિકારી કુતરો.

**Blood-less,** *adj.* ( બ્લડ્-લેસ્ ) Without blood; without life; dead. લોહી વગરનું; મુએલું. 2. Without slaughter. ખુનરેજી વગરનું. 3. Without spirit. દમ વગરનું; નિર્જીવ.

**Blood-shed,** *n.* (બ્લડ્-શેડ્) The shedding or spilling of blood; slaughter; waste of life. કતલ; કાપાકાપી; ખુનરેજી.

**Blood-shot,** *adj.* ( બ્લડ્-શૉટ્ ) Red and inflamed by frigid state of the blood vessels. લાલચોળ.

**Blood-thirsty,** *adj.* (બ્લડ્-થર્સ્ટિ)Thirsting for blood; eager to shed blood લોહીનું; ખુની; હિંસક.

**Blood-vessel,** *n.* (બ્લડ્-વેસેલ્) Any artery or a vein. નસ; રગ.

**Bloody,** *adj* (બ્લડિ) Pertaining to blood or blood-shed; stained with or mixed with blood; cruel; given to the shedding of blood, marked by bloods-hed out of cruelty; murderous. લોહીલોહાણ; કાપાકાપી થઈ હોય તેવું; ઘાતકી; ક્રૂર; ખુની; હત્યારૂં.-*vi.* To stain with blood. લોહીલોહાણ કરવું.

**Bloom,** *n.* (બ્લૂમ્) A blossom; a flower; an exapanded end; the opening of flowers. મોર; ફુલ; ખીલેલી કળી; વિકાસ; ખીલેલાં ફુલ. 2. State of youth or prime of life; fulness of life and vigour. જોબન; નવયૌવન; ભરજોબન. 3. A period of high success; flourishing condition. મહાન ફતેહ; ચઢતી સ્થિતિ. 4. Native flush on the cheek. ગાલની લાલી; ગુલાબી.-*vi.* To yield flowers. મોર આવવો; ખીલવું; ફુલ બેસવાં.-*vt.* To show beauty and freshness as of flowers. જોબનમાં આવવું; ખીલવું. [L. *flos*, a flower.]

**Blooming,** *adj* (બ્લૂમિન્ગ્)Showing blooms; flourishing; showing the freshness and beauty of youth. ખીલેલ કળી, મોરવાળું; ભરજુવાનીવાળું.

**Bloomy,** *adj.* (બ્લૂમિ) See, **Blooming**.

**Blossom,** *n.*(બ્લૉસમ્)The flower of a plant-the bloom;state of having flowers;blooming state or period. ફુલ; મોર; પલ્લવ; પુષ્પ—*vi.* To bloom. ફુલ લાગવાં; મોર આવવો. 2. To flourish and prosper. ખીલવું; ફુલવું; ફુલવું. [A. S. *blotoma* a blossom.]

**Blot,** *vt.* (બ્લૉટ્) To spot or to stain, to blur; to blemish. ડાઘ; ડપકો પાડવો; 2. To tarnish; to disgrace. બટ્ટો લગાડવો; લાંચ્છન લગાડવું. 3. To obliterate. છેરી નાખવું. 4. To efface; to destroy. ભૂસી નાખવું; મનમાંથી કાઢી નાખવું-*n.* A spot; a stain;a blur; a blemish; an obliteration of something written. ડાઘો; છાંટો; ડપકો; બદનામી; કલંક; બટ્ટો; એબ; લાંછન; વિસ્મરણ; છેકો.

**Blotting,-paper,** *n.* (બ્લૉટિન્ગ્ પેપર્) Unsized paper serving to imbibe ink and thus prevent blots. શાહીચુસ કાગળ.

**Blow,** *vt* (બ્લો) To throw or drive wind upon; to swell up or inflate; to sound by the breath. વગાડવું; ફુંકવું,ફુંક મારવી;વા નાખવો. 2. To impel. ધસડી જવું. 3. To publish; to

betray. ખુલ્લું કરવું, 4. To deposit.આસન મુકવું. 5. To blow through. પરપોટા કરવા.-*vi.* To form a current of air. ફુંક મારવી; ફુંકવું. 2. To pant; to puff. હાંફવું. 3. To move (as air) વાવુ; આવવું 4. To sound. વાગવું. 5. To boast; to brag. ફુલાઇ જવું; ગર્વ કરવો.-*n.* A stroke with the fist or an instrument. મુક્કી; લપડાક; ધોલ; ધપ્પો; ઠોંસો; તમાચ; ફટકો; પ્રહાર. 2. A sudden or severe calamity.વિપત્તિ; આફત; ગજબ; ધોકો. 3. A voilent wind gale. પવનનો ઝપાટો-**To blow out**=બુઝું બોલવું. 2. To blow over=વિખરાઇ જવું. 3. To blow up=ઉડવું. 4. To blow hot and cold=બન્ને બાજુની ઢોલકી બજાવવી. 5.To blow off=કાઢવી; જવા દેવી; ખરી પડવું.

**Blow-pipe,** *n.* (બ્લો'પાઈપ્) A tube for driving a current of air through a flame. ભુંગળી.

**Blowze,** *n.* (બ્લાઉઝ્) A fat faced woman. જાડા મ્હોંવાળી સ્ત્રી.

**Blowth,** *n.* (બ્લોથ્) Bloom or blossoms in general. ફુલ; મોર. 2. State of blossoming. ફુલાવો.

**Blubber,** *n.* (બ્લ'બર્) The fat of whales and other large sea animals. વ્હેલ અગર બીજાં મોટાં દરીઆઈ પ્રાણીઓની ચરબી.-*vi.* To weep in a noisy way. પોક મુકવી; મોટેથી રડવું. -*vt.* To disfigure with weeping. રડવાથી બેડોળ થવું.

**Bludgen,** (બ્લ'ડજન્) *n.* A short stick with one end heavier than the other and used as a weapon. ડાંગ; ડંગોરો; ગદા.

**Blue,** *n.* (બ્લ્યૂ) The colour which the sky exhibits. વાદળી, નીલો; આસમાની રંગ. 2. (pl.) Low spirits. ખિન્નતા; ઉદ્વેગ; દિલગીરી; ઉદાસી; શોક.—*adj.* Of a blue colour;sky-coloured; azure. વાદળી; આસમાની રંગનું. 2. Melancholy ઉદાસી; ખેદયુક્ત; શોકાતુર.

**Blue-coat-boy,** *n.* (બ્લ્યૂ'-કોટ-બૉય્) A boy attending certain charity schools in England being dressed in a blue coat and yellow stockings. આસમાની કોટ અને પીળાં મોજાં પહેરી ઇંગ્લાંડની ધર્માદા શાળામાં ભણતો છોકરો.

**Blue-jacket,***n.*(બ્લ્યૂ'જૅકેટ્)A sailor. ખલાસી.

**Blue-stocking,***n.*(બ્લ્યૂ'-સ્ટૉકિન્ગ્)A literary lady;a female pedant. પાંડિત્ય ધરાવનારી સ્ત્રી.

**Blue-vitriol,** *n.* (બ્લ્યૂ'-વિ'ટ્રિઓલ્) Sulphate of copper. મોરથુથુ.

**Bluish,** *adj* (બ્લ્યૂ'ઇશ્) Blue in a small degree. નીલાશ પડતું; કંઈક ગુહું, ભુરૂં.

**Bluff,** *adj.* (બ્લફ્) Blunt; hearty. અસભ્ય; જંગલી; દિલોજાન; બડો આનંદી; બાખાબોલું.

**Blunder,** *vi.* (બ્લ'ન્ડર)To mistake grossly; err stupidly; to flounder; to stumble. મોટી ભૂલ ખાવી; ઠોકર ખાવી; મૂર્ખાઇ કરવી.—*vt.* To confound; to mismanage. ગેરવ્યવસ્થા કરવી; ગોટાળવું.-*n.* A gross mistake;a stupid error; inadvertence. મોટી ભૂલ, ચૂક; ગોથું; સ્ખલન.

**Blunderbuss,** *n.* (બ્લ'ન્ડર્બસ) A short gun. મ્હોટા મ્હોડાવાળી, ઘણી ગોળી છોડનારી બંદુક.

**Blunder-head,** *n.* (બ્લ'ન્ડર્હેડ્) A stupid fellow; one who blunders. બેવકુફ; મૂર્ખ.

**Blunt,***adj.*(બ્લન્ટ)Dull on the edge or point; having a thicke dge. બુઠું (હથિઆર.) 2. Not sharp; dull in understanding; unpolished. જડ; ઠોઠ; બોથડ. 3. Abrupt in speech;rude. અસભ્ય; તોછડું.—*vt.* To make blunt;to dull the edge of; to weaken; to make dull as to feeling. બુઠું કરવું; ધાર ખાંડી કરવી;ની અસર ઓછી કરવી; તું જોર દબાવવું; નિષ્ઠુર બનાવવું.

**Bluntness,** *n.*(બ્લ'ન્ટનેસ્)Dullness of edge or point; state of being blunt. બુઠાપણું. 2. Want of polish; rude sincerity;coarseness of address. અસભ્યતા.

**Blur,** *n.* (બ્લર્) A dark spot; a stain; a blot. ડાઘો; ડાધ; ડપકો.2.Confused appearance. ઝાંખ; અંધાધુંધી. 3. A stain or injury. બટ્ટો; લાંછન; કલંક.—*vt.* To blot; to obscure; to soil; to stain; to blemish. ઝાંખુ કરવું; કલંક લગાડવું; એબ લગાડવી.

**Blurt,** *vt.* (બ્લર્ટ્) To utter suddenly,inadvertently; or rudely; to divulge unadvisedly. ઉતાવળ કરી બોલવું; લપલપ કરવું; ભડકાવવું.—To blurt at=To ridicule.=ધિક્કારવું;તિરસ્કાર કરવો.

**Blush,** *vi.* (બ્લશ્) To redden in the cheeks or face;to redden with shame or confusion; to become reddish;to bear a red blooming colour. શરમાવવું; ઝાંખુ પડવું;લજવાઈજવું;મ્હોંએ શેરડા પડી જવા; શરમ લાગવી; શરમથી મ્હોં પર શેરડા પડવા; રાતું થવું; રાતા રંગથી દીપવું; દીપવું.-*n.* A red colour on the cheeks or face caused by shame or confusion.શરમથી થએલે મ્હોં પરની લાલાશ, ગુલાબી, શેરડો. 2. Sudden appearance; view. પહેલોજ દેખાવ;પ્રથમ દર્શન. [A. S. *blyxan*, to glow.]

**Blushing,** *pr.* (બ્લ'શિન્ગ્) Reddening in the cheeks or face;bearing a bright colour;

roseate; ruddy; blooming;showing blushes. મ્હોં પરની લાલાશવાળું; શરમાળ; ખીલતું.

**Bluster,** *vi.* (બ્લ'સ્ટર) To roar like the loud wind or storm; to make a loud noise; to be biosterous; to bully; to boast; to swagger. જોરમાં વાવું (પવનનું); પતરાજી, બડાઈ કરવી; ફુલાઈ જવું; બરાડા પાડી મોટેથી બોલવું.-*n.*A voilent gust of wind;tumult; boisterousness; boasting; swagger. સુસવાટો; ઝપાટો; પતરાજ; બડાઈ; શેખી.

**Boa,** *n.*(બો) The name of a certain kind of serpents destitute of fangs and venom. ધામણ.2.A long round article of dress for the neck. ગળે પહેરવાનો બો. [L. *boa*, a serpent.]

**Boa-constrictor,** *n.* (બો-કૉ'ન્સ્ટ્રિ'કટર) A large and powerful serpant. અજગર. [L. *con, stringo* I strain]

**Boar,** *n.* (બોર) The wild hog. ડુક્કર; ભુંડ.

**Board,** *n.* (બોર્ડ) A plank; a table. પાટીયું; ફલક. 2. A table to put food upon. ખાણું પીરસાવાનું ટેબલ, મેજ. 3. Food; provison. ખાણું; જમણ; સુખડી. 4. A council. મંડળી. 5. The deck of a ship. વહાણનું પડખું, બાજું. 6. A table for a game. બાજી. 7. A paste-board. પુંઠાનો જાડો કાગળ.—*vt.*To spread with boards. પાટીયાં જડવાં. 2. To supply with food for compensation. પૈસો લઈ ભોજન કરાવવું.-*vi.* To play loosely. છુટાછવાયા રમવું. 2. To obtain food for compensation. પૈસો આપી ખાવું પીવું.- **On board**=into the ship. વહાણમાં.2.The boards=The stage of a theatre=થીએટરનું સ્ટેજ. [A. S. *bord*, a table.]

**Boarder,** *n.* (બો'ર્ડર) One who receives food and lodging at a stated charge. છાત્રી.

**Boarding-house,** *n.* (બો'ર્ડિંગહાઉસ) A house where board and lodging is furnished. વીશી; છાત્રાલય.

**Boarding-school,** *n.* (બો'ર્ડિંગ-સ્કૂલ) A school in which scholars receive board and lodging as well as instruction.વિદ્યાર્થીઓ માટે ખાવા અને સુવા બેસવાનું પણ હોય તેવી શાળા.

**Boarish,** *adj.* (બો'રિશ) Brutal; cruel. ઘાતકી; ક્રુર.

**Boast,** *vi.* (બોસ્ટ) To vaunt; to glory; to brag; to magnify. પતરાજ;બડાઇ મારવી;ફુલાવું; શેખી, ગર્વ કરવો. 2. To dress a stone with a board chisel. પથ્થર ઉતારવો. 3.**To shape** roughly. ડોળવું; ડોળીયુ કરવું.-*n.* A vaunting speech; brag. પતરાજ; બડાઈ; શેખી;ગર્વ;ફુલાસ.

**Boastful,** *adj.*(બોસ્ટફુલ)Given to boasting પતરાજખોર; બડાઈ હાંકનાર; ફુલણજી.

**Boasting,** *n.* (બો'સ્ટિંગ) Glorifying vaunting. અહંકાર; બડાઇ; ગર્વ; ફુલાસ; શેખી.

**Boat,** *n.* (બોટ) A small open vessel. હોડી મછવો; નાવ —*vt.* To transport in a boat.હોડીમાં લઇ જવું.-*vi.*To go in a boat.હોડીમાં બેસી જવું

**Boatsman,** *n.* (બો'ટસમૅન) A man who manages a boat; the rower of a boat ખારવો; ખલાસી.

**Boatswain,** *n.* (બો'સ્વેન) A ship's officer who has charge of boats,sails,rigging etc વહાણનો મુખ્ય ટંડેલ.

**Bob,** *n.* (બૉબ) An ornament at the ear a pendent. લોલક; મણકો; ઝુમખો. 2. The ball of a pendulum. લોલકનો ગોળ ભારે ભાગ 3. A short jerking motion. ઝોલો.4. A blow or a jog. ધક્કો; હડસેલો.—*vt.* To move in a short jerking motion. હલાવવું; ધુણાવવું. 2 To beat ઠોસો મારવો. 3. To cheat ઠગવું.- *vi.* To play loosely.ઝુલવું;લટકવું.2. To angle with a bob. લોલકથી માછલી પકડવી.

**Bobbin,** *n.* (બૉ'બિન) A cylindrical piece round which yarn is wound; a spool. સુત વિંટાળવાની ફિરકી;બોબીન [L.*bomby*,a silkworm.

**Bode,** *vt, vi.* (બોડ)To portend;to foreshow to presage;to give promise;to presage evil પૂર્વ સૂચન, દર્શન કરવું;અગાઉથી સૂચવવું;જણાવવું ભરોસો આપવો; માઠું જણાવવું.—*n.* An omen portent. ભવિષ્ય વાણી; સૂચન.

**Bodement,** *n.* (બો'ડ-મેન્ટ)Omen; portent prognostic. શુકન; ભાવિચિન્હ; પૂર્વસૂચન, દર્શન

**Boding,** *pa.* (બો'ડિંગ) Foreshowing અગાઉથી સૂચના આપવું; સૂચક. *n.* An omen; a prognostic. શુકન; ભાવિચિન્હ; ભવિષ્ય સૂચન.

**Bodice,** *n.* (બૉ'ડિસ) A corset; stays. ચોળી સ્રીઓનો કબજો; કાંચળી; કંચુકી; બદન.

**Bodiless,** *adj.* (બૉ'ડિલેસ) Having no body; incorporeal. વિદેહી; નિરાકાર.

**Bodily,** *adv.* (બૉ'ડિલિ) Having a body corporeal. શરીર, દેહવાળું; શરીરમાન; દૈહિક;કાયિક; શારીરિક. 2. Entirely. બધું; તદ્દન.

**Bodkin,** *n.* (બૉડકિન) A pointed pin of steel for piercing holes in cloth. કાણું પાડવાની મોટી સોય, સોયો. 2. A sharp tool for picking out letters in making correction. પ્રુફ સુધારતાં અક્ષર ખેંચવા મુકવાનો ચીપીઓ; પીન્ચીસ. A species of rich cloth of silk and gold. કીનખાબ; કપેડા.

**Body**, *n.* (બૉડિ) The trunk of an animal; the frame of an animal. શરીર; અંગ; તન; કાયા; દેહ. 2. The main portion of anything ધડ; મુખ્ય ભાગ; થડ 3. A number of persons spoken of collectively;corporation.સમૂહ;સભા; મંડળ; સમાજ. 4. A person; human body. માણસ; જણ. 5. Collective mass;main army. સંગ્રહ;સંહિતા;સેના;દળ;લશ્કર.6. Any substance distinct from others.પદાર્થ;વસ્તુ.7.Thickness. જાડાશ; ઘટ્ટપણું. 8. Strength. કસ; માલ; જીવ; સત્વ; દમ; પોત. [A. S. *boding*, a body.]

**Body-guard**, *n.*(બૉ'ડિગાર્ડ)The guard that protects or defends one's person. હજુરી; અંગરક્ષક.

**Bog**, *n.* (બૉ'ગ્) A quagmire; a marsh; a morass. પોચી ઘાસવાળી જમીન; પંક.-*vt.* To whelm in mud. જમીનમાં ગરી, ડુબી જવું.

**Boggle**, *vi.* (બૉ'ગલ્) To stop; to hesitate; to waver; to doubt. ખંચાવું; વિચારમાં પડવું; આનાકાની કરવી.-*vt.* To embarrass with difficulty. ગુંચવવું; ગભરાવવું; બિવડાવવું.

**Boggy**, *adj.* (બૉ'ગી)Swampy;marshy; miry. કળાય તેવું પોચું; ઘાસવાળું.

**Bogey-bogy-bogle-boggle**,*n.*(બો'ગે-બો'ગિ-બો'ગલ્-બૉગલ્)A bug bear; a spectre. બહાઉ; ઘોઘર; ભૂત.

**Boil**, *vi.* (બૉઇલ્) To bubble. ઉકળવું; ખદબદ થવું; ઉનું થવું. 2. To be in ebullition.ઉછળવું; તળે ઉપર થવું. 3. To be voilently agitated; to be hot; to be excited. ઉકળવું; તપી જવું, ઉશ્કેરાઈ જવું; રંધાવું. *vt.* To heat to a boiling state.ઉકાળવું;ઉનું કરવું;ખદખદાવવું.2.To seethe;to prepare by boiling and evaporation.ઉકાળીને, બાળીને બનાવવું. [L. *bullio* I bubble up.]

**Boil**, *n.* (બૉઈલ્) A swelling or tumour; a sore angry swelling. ગડ; ગુમડું.

**Boiler**, *n.* (બૉ'ઈલર્) A person who boils. રાંધનાર. 2. A vessel in which anything is boiled. કઢાઈ;દેગ;ચરૂ;દેગડો.3.A strong metallic vessel in which steam is generated. બૉઇલર.

**Boisterous**, *adj.* (બૉ'ઇસ્ટરસ્) Voilent; tempestuous; stormy;turbulent; noisy.જબરો; પ્રચંડ; ગરબડીયું; ધાંધલીયું; તોફાની.

**Bold**, *adj.* (બોલ્ડ) Daring; courageous; dauntless; intrepid; bold; fearless. સાહસિક; જવાંમર્દ. 2. Impudent. નિર્લજ્જ; તોછડું;બેઅદબ. 3. Overstepping usual limits. અમર્યાદ; નિર્લજ્જ. 4. Striking to the sight. વિસ્મયોત્પાદક; ખુલ્લું.

**Bold-faced**, *adj.* (બો'લ્ડ-ફેસ્ડ) Impudent. બેશરમું; બેઅદબ; તોછડું.

**Boldness**, *n.* (બો'લ્ડનેસ્) Quality of being bold; courage; intrepidity; bravery.હીમ્મત; છાતી; શૂર; શૌર્ય. 2. Impudence; rudeness. અવિનય; અમર્યાદા; તોછડાઈ.

**Bolster**, *adj.* (બો'લ્સ્ટર્) A long pillow or cushion. ઓસીકું. 2. A pad. ગાદી; તકીઓ. 3. Something in the shape of a bolster used as a support.ભાર ઝીલતો આડો ભારવટીઓ; માદળીયું. 4. A hollow stool for punching holes. પંચ.—*vt.* To support; to support with a bolster. ઉપરાણું, પક્ષ ખેંચવો; નીચે તકીઓ મુકવો; ઓસીકું મુકવું.-*vi.* To lie together on the same bloster. એક ઓસીકે સાથે સુવું. [A. S. *bolster*,a pillow.]

**Bolt**, *n.*(બોલ્ટ)An arrow;a dart; a pointed shaft. બાણ; ભાલો; તીર. 2. A moveable bar which fastens a door, gate etc. આગળી; ભોગળ; સાંકળ; આડ. 3. A thunderbolt;a stream of lightening. વજ્ર; વિજળીનો ચમકારો. 4. A shackle. બેડી. *vt.* To shoot forth suddenly. એકદમ ઉગી નીકળવું. 2. To fasten; to restrain. બાંધવું; અટકાવવું, 3. To utter or throw out. ફેંકવું; ઉતાવળું બહાર નીકળવું. 4. To swallow without chewing. ચાવ્યા વિના ઉતારવું; ઠાંસવું.

**Bolt**, *vt.* (બોલ્ટ) To sift good from bad or the like. ચારણી કે બીજા સાધનથી ચાળવું. 2. To examine. ધ્યાન દઇને તપાસીને જોવું—*vi.* To spring or move abruptly.ઝડપથી બહાર નીકળવું. 2. To fall suddenly. અફળાવું; ઓચિન્તું પડવું.

**Bolter**, *n.* (બો'લ્ટર્) One that bolts; an instrument for bolting bran from flour. ભડકતો (ઘોડો); ચાલણી.

**Bolus**, *n.* (બો'લસ્) A soft round mass of anything medicinal to be swallowed at once. એકદમ ગળવાની ગોળી; 2. A large pill. મોટી ગોળી. 3. A variety of clay. માટી. [L. *bolus*, morsel.]

**Bomb**, *n.* (બૉમ્) A large round hollow ball of cast iron filled with explosive material. છરાનો ગોળો; ગરબછોડ. 2. The stroke upon a bell. ટકોરો; રણકો. [L. *bombus*, deep sound].

**Bombard**, *vt.* (બૉ'મ્બાર્ડ) To attack with shells or shot thrown from mortars or guns. છરાના ગોળાનો માર ચલાવવો. [L. *bombus*.]

**Bombardier**, *n* (બૉમ્બાર્ડિ'અર્)An artillery man. ગોલંદાજ.

**Bombardment**,*n.*(બૉમ્બા'ર્ડમેન્ટ)An attack with bombs. ગરબછોડના મારાનો હુમલો.

**Bombast**, *n.* (બૉ'મ્બાસ્ટ) High sounding words;an inflated style;fustian.ભભકાદાર ભાષણ.

**Bombastic,** *adj.* (બૉમ્બૅ'સ્ટિક્) High sounding; inflated; turjid. બડબડાટ; અર્થ-રહિત; ડોળવાળું; ડોળી.

**Bombyx,** *n.* (બૉ'મ્બિક્સ્) A silk worm. રેશમનો કીડો.

**Bond,** *n.* (બૉન્ડ) A band; ligament. બંધ; દોરી; સાંકળ, 2. (pl.) captivity or chain. કેદ; બેડી; શૃંખલા. 3. A binding force; a uniting tie.સંબંધ;સંયોગ;ગાંઠ. 4. A moral obligation. ફરજ બંધન. 5. A deed. ખત; લેખ. *vt.*-To give bond for. ખત, દસ્તાવેજ લખી આપવો.

**Bondage,** *n.* (બૉ'ન્ડેજ્) State of being in bond or slavery; thraldom; captivity; imprisonment; restraint. ગુલામગીરી; દાસત્વ; ગુંડાપણું; કેદ; બંધન; કાબુ; બંધન; ફરજ.

**Bond-maid,** *n.* (બૉ'ન્ડ-મેઇડ્) A female slave. દાસી; લોંડી; ગુલામડી.

**Bond-man,** *n.* (બૉ'ન્ડ-મૅન્) A man-slave or one bound to service without wages. ગુલામ;દાસ.2.A tenant in villenage.બાકુંતી;ગુંડો

**Bondsman,** *n.* (બૉ'ન્ડ્ઝમૅન) A surety.જામીદાર.

**Bone,** *n.* (બોન્) A firm hard substance composing the internal skeleton of an animal body. હાડકું; અસ્થિ.-**To be upon the bones.**=હુમલો કરવો. 2. To make no bones= સંશય નહિ લાવવો; ને વાર નહિ લગાડવી. 3. To pick a bone with any one.=તકરાર કરવી.-*vt.* To take out bones from the flesh.માંસમાંથી હાડકાં વીણી કાઢવાં.

**Boned,** *adj.* (બોન્ડ્)Having bones.હાડકાવાળું.

**Bonelace,** *n.* (બોનલેસ્) A variety of lace made with bobbins which were originally of bone. શાલુની ફીત.

**Bonfire** *n.* (બૉ'નફાયર્)A large fire lighted up in the open air as an expression of public joy. જયસૂચક અગ્નિ. [Fr. *bon*, good, fire.]

**Bonnet,** *n.* (બૉ'નેટ્) A kind of hat or cap; a dress for the head worn by women; સ્ત્રીઓની ટોપી. 2. An elevated part of a parapet. કોટનો ઉંચો ભાગ—*vi.* To make obeisance=સલામ ભરવી.

**Bonny,** *adj.* (બૉ'નિ) Handsome; beautiful; gay; blithe. સુંદર; રુડું; રૂપાળું; આનંદી; ગમતી; ખુશ મીજાજી. 2. Plump; well-formed. ગોળ-મટોળ ભરેલું; તાજું હૃષ્ટપુષ્ટ. [Fr. *bon*, good.]

**Bonus,** *n* (બો'નસ્) A premium. વ્યાજ; મંડામણ. 2. Something in addition to what is due. સુખડી; પંખડી. 3. A extra dividend paid to shareholders. વ્યાજ ઉપરાંત નફામાંથી ભાગીદારોને અપાતા પૈસા.

**Bony,** *adj.* (બો'નિ) Consisting of bones. હાડકાનું, વાળુ, સંબંધિ. 2. Stout; strong. મજબુત; લઠ, જોરાવર; જબ્બર.

**Booby,** *n.* (બૂ'બિ) A blockhead; a dunce; a bubber; a stupid fellow. જડ, ઠોઠ, મૂરખ, ખલ પુરૂષ. 2. A kind of fowl. એક જાતનું પક્ષી. [L. *balbus*, stammering.]

**Book,** *n.* (બુક) Any printed or written literary composition forming a considerable collection of leaves. પુસ્તક; પોથી; ગ્રંથ; કિતાબ; ચોપડી. 2. A part of treatise of literary work. ખંડ; ભાગ; અધ્યાય. 3. A division of a subject in the same volume; a record. શરાફી નામાનો ચોપડો; વહી —*vt.* To enter or write in a book. નોંધવું; લખી રાખવું; ચઢાવવું—**In the books of**=in favour with=માનીતું; વહાલું.

**Book-binder,** *n.* (બુ'ક બાઈન્ડર્) One whose occupation is to bind books. ચોપડી બાંધનાર.

**Book-binding,** *n.* ( બુ'ક બાઈન્ડિન્ગ્ ) The act of binding books or of sewing the sheets and covering them with leather or other materials. ચોપડી બાંધવાનો કસબ.

**Bookish,** *adj.* (બુ'કિશ્) Given to books or reading; theoretical. વિદ્યા વ્યસની; વાંચવાનો શોખીન; વેદિયું.

**Book-keeper,** *n.* (બુ'ક્ કીપર્) One who keeps account. હીસાબી કારકુન; મહેતો.

**Book-keeping,** *n* (બુ' કીપિંગ્) The art of recording mercantile transactions in a regular and systematic manner. નામુ લખવાની કળા; રીત; નામુંઠામું.

**Book-worm,** *n.* (બુ'ક્ વર્મ) A worm that eats holes in books. આંતરી; ઉધાઈ. 2. A student closely attached to study; a reader without appreciation. પુસ્તક વ્યસની; વિદ્યાવ્યસની; ચોપડીનો કીડો; વેદીઓ.

**Boom,** *n.* (બૂમ્) A long pole running out from a vessel to extend the bottom of a sail. શઢ નીચેની કાઠી. 2. A barrier of timber across a river to prevent ships from passing in. નદીમાં અથવા સમુદ્રમાં થોડું પાણી હોય ત્યાં નિશાની તરીકે રોપેલી કાઠી. 3. A hollow roar. ધુધવાટો, સુસવાટો; ગર્જના.—To cry with hollow note. જાડા સ્વરથી બોલવું; બાંટો પાડવો. 2. To make a hollow sound as of waves or cannon. ધુધવાટો,ગર્જના કરવી.

**Boon,** *n.* (બૂન્) A favour granted;a gift, grant or benefaction. બક્ષિસ; દાન; પ્રસાદ. 2. A request. આજીજી;અરજી;પ્રાર્થના.—*adj.* Gay;

merry; pleasant; jolly. આનંદી; રંગીલું; ગમતી. 2. Kind; beautiful; દયાળુ; મનપસંદ.

**Boor,** *n.* (બૂર્) A rustic; a rude peasant; a clown; an ill-mannered or illiterate fellow. ગામડિયો; ગમાર; રેંચો.

**Boorish,** *adj.* (બૂ'રિશ્) Clownish; rustic; rude; illiterate. અભણ; ગામડીયું; જંગલી; રાનટું.

**Boose-ze,** *vi.* (બૂઝ્) To drink largely; to juggle liquor; to tipple. ખુબ પીવું; છાકટા બનવું.

**Boosy-zy,** *anj.* (બૂ'ઝી) A little introxicated; merry with liquor; fuddled. છાકટો; દારૂડીઓ.

**Boot,** *vt.* (બૂટ્) To profit; to advantage; to benefit. નફો મેળવવો; લાભ મળવો.—*n.* A cover for the foot and leg. બુટ; જોડા. 2. An apron for a carriage. ગાડી પર નાખવાનો ઓઢો.—**To boot**=વધારામાં. 2. To put boots on=જોડા પહેરવા. [Gr. *butis,* flask.]

**Booth,** *n.* (બૂથ્) A house or shed erected with boughs, branches, boards, etc. for temporary occupancy. છાપરૂં; માંડવો.

**Bootless,** *adj.* (બૂટલેસ્) Having no boots. બુટ વિનાનો; ઉઘાડપગો. 2 Unavailing; useless. નિષ્ફળ; મિથ્યા; ફોગટ; વ્યર્થ; નિરર્થક; નકામું; ખાલી.

**Boot-tree-last,** *n.* (બૂ'ટ્-ટ્રી-લાસ્ટ્) An instrument for stretching a boot. કાલબુત.

**Booty,** *n.* (બૂ'ટિ) Spoil taken from an enemy in war; plunder; pillage. લૂંટ; લૂંટફાટ.

**Borax,** *n.* (બો'રૅક્સ્) A salt found in a crude state or prepared from boracic acid and carbonate of soda. ટંકણખાર.

**Border,** *n.* (બૉ'ર્ડર્) The outer edge of anything; margin; boundary. કોર; છેડો; કોરણ; કાંઠો; સેડો; કિનારો; પાળ; સંજાપ; પાલવ; મગજી; સીમાડો; સરહદ.—*vi.* To be contiguous or adjacent.. હદપર હોવું, આવવું 2. To come near to. આવી પહોંચવું; મળતું આવવું.—*vt.* To be near or close to; to be contiguous to; to surround or adorn with a border; to reach to. સુધી પહોંચવું, આવવું, હદ હોવી; હદપર હોવું; કોરથી શણગારવું;

**Bore,** *vt.* (બોર્) To pierce through; to perforate; to make a hole in. સારવું; કાણું પાડવું. 2. To tease with ceaseless repitation. ચીડવવું. 3. To wax. હેરાન કરવું; થકવવું. 4. To go through with difficulty. મહામુસીબતે પસાર કરવું.—*vi.* To pierce by boring. સારવું, To be perforated. છેદ પાડવો. 3. To push forward. આગળ ચાલવા કરવું.—*n.* Cavity of a gun. છેદ; કાણું; બાકું; સાર; મોં; કાન; છિદ્ર. 2. A person that wearies by iteration. માથું પકવનાર. કાળી-માથ ટાચવું; લપ. (fig) ઉપાધિ; પીડા; જંજાળ; હાડખાવ.

**Bore,** *n.* (બોર્) A tidal flood. ભારે ભરતી; રેલ; ઘોડો.

**Boreas,** *n.* (બો'રિઍસ્) Cold northernly wind. ઓતરાતો, ઉતરાદો ઠંડો પવન; ઉત્તરાય. [L. *boreas,* storm.]

**Born,** *p. p.* **of Bear,** (બૉર્ન) Brought forth; produced. જન્મેલું; અવતરેલું; ઉદ્ભુત; પેદા થએલું.

**Borne,** (બોર્ન) Carried; conveyed; supported. સહન કરેલું; ખમેલું; લઇ જવાએલું.

**Borough,** *n.* (બ'રો) A corporate town; a town with a municipal goverment; a town that sends one or more members to parliament. સનંદીયા ગામ. [L *burgus,* a town.]

**Borrow,** *vt.* (બૉ'રો) To ask from another on trust. ઉછીનું લેવું; વ્યાજે લેવું. 2. To adopt; to appropriate; to assume. ઉતારી લેવું; ધારણ કરવું; સ્વીકારવું; ગ્રહણ કરવું. 3. To copy from the book of another. બીજાના પુસ્તકમાંથી ઉતારી લેવું. [A. S. *borgion,* to take on security.]

**Bosh,** *n.* ( બૉશ્ ) Nonsense; absurdity; trash; folly. દમદમાટ; ખોટી વાત; મૂર્ખાઈ.

**Bosom,** *n.* (બૂ'ઝમ્) The breast of human beings. છાતી; વક્ષ; વક્ષસ્થળ. 2. The seat of secrets and desires. હૃદય; અંતઃકરણ; કાળજું; મન. 3. The interior. અભ્યંતર; ગર્ભ; પેટું.—*adj.* Intimate; confidential; much beloved. પ્રિય; વહાલું; દીલોજાન; તનબદન.—*vt* To inclose in the bosom; to cherish intimately. પેટમાં રાખી મુકવું. 2. To conceal. ઢાંકવું; સંતાડવું.

**Boss,** *n.* (બૉસ્) A protuberant part; a stud; a knob. બુટો; બહાર પડતી ગાંઠ. 2. A round swelling body. ઉપસેલી ગોળાકૃતિ. 3. A wooden vessel for the mortar. કોલ, આરો ભરવાનું વાસણ; તગારૂં; 4. A wild ox. ગોધો; સાંઢ.

**Botanic-al,** *adj.* (બૉટૅ'નિક્-કૅલ્) Pertaining to botany. વનસ્પતિ સંબંધિ, વિદ્યાનું;

**Botanist,** *n.* (બૉ'ટનિસ્ટ્) One skilled in botany. વનસ્પતિ વિદ્યાવેત્તા; વનસ્પતિશાસ્ત્રજ્ઞ.

**Botany,** *n.* (બૉ'ટનિ) The science which treats of the structure etc. of plants. વનસ્પતિ-વિદ્યા; ઉદ્ભિજ્જવિદ્યા. [Gr. *botany,* fodder.]

**Botch,** *n.* (બૉચ્) A swelling on the skin. ગોડ; ફોલ્લો; ગડ; ગુમડું. 2. Ill finished work in mending. બેડોળ ચિગડું. 3. Clumsy performance. બેડોળ, ઢંગધડા વિનાનું કામ.—*vt.* To mark with botches; to mend clumsily; to perform in a bungling manner. બેડોળ ચિગડું દેવું; ચિગડથાગડ, આળપંપાળું કરવું.

**Botchy**, *adj.* (બૉચી) Marked with botches; full of botches. ડાઘવાળું.

**Both**, *adj. pron.* (બોથ્) The two taken by themselves; the one and the other; the pair or the couple. બન્ને; બેઉ; ઉભય. [L. *ambo*, both].

**Bother**, *vt.* (બૉ'ધર્) To tease, perplex or annoy. માથું પકવવું; દુખવવું; કાયર કરવું; પજવવું. પીડવું; હેરાન કરવું. *vi.*—To trouble or worry one's self. હેરાન થવું.

**Bottle**, *n.* (બૉ'ટલ્) A hollow vessel of glass; with a narrow mouth for holding liquors. સીસો; બાટલી; કુપ્પી; કુંડી; કુલ્લી.—A bottle of hay=a bundle of hay. ઘાસની પુળી.

**Bottom**, *n.* (બૉ'ટમ્) The lowest part; the base. તળીયું; તળેટી. 2. Foundation or ground work. તળ; આધાર; પાયો; બેસણી. 3. A dale; a valley. ખીણ; ખો. 4. Power of endurance. દમ; જીવ; જોર; પાણી. 5. Dregs; sediments. મેલ; કચરો. 6. Limit. હદ; પાર; છેડો.—*adj.* At the bottom; undermost. તળની; નીચેની.—*vt* To build upon; to base. પાયો નાખવો; બાંધવું, *vi.* To rest upon. આધાર રાખવો.–To the bottom=પુરતી રીતે; ઠેઠ સુધી 2. To be at the bottom of=કારણ હોવું; માં સામેલ હોવું. 3. At bottom=વસ્તુત; સત્ય રીતે.

**Bottomless**, *adj.* (બૉ'ટમ્લેસ્) Without a bottom; fathomless. અથાગ; અગાધ.

**Bottomry**, *n.* (બૉ'ટમ્રિ) The act of borrowing money on a ship's bottom. વહાણનું ખોખું ઘરેણે મુકવું તે.

**Boudoir**, *n.* (બૂ'ડ્વાર્) A small room private to a lady; a lady's private sitting room. સ્ત્રીઓને માટે નાનું ખાનગી ઘર, ઓરડો.

**Bough**, *n.* (બાઉ) The large branch of a tree. ડાળ; ડાળી; શાખા (A. S. *bog*, an arm.]

**Bought**, *imp.* and *p. p.* of **Buy** (બૉટ્) ખરીદ્યું— *n.* A twist; a link. વળ; આમળો. 2. The part of a sling which holds a stone. ગોફણનું ચાડું.

**Bounce**, *vi.* (બાઉન્સ) To leap or spring suddenly. કુદકો, છલંગ મારવી. 2. To beat or thump. ખખડવું; ઠોકવું. 3. To blast or bully. પતરાજી કરવી; બડાઈ હાંકવી —*vt.* To dive against anything suddenly. અફાળવું; પછાડવું.—*n.* A sudden leap or bound. કુદકો; ફલંગ. 2. A heavy blow or thump. ધક્કો; આંચકો; ધબાકો. 3. Bold lie. હડહડતું જુઠાણું.

**Bound**, *n.* (બાઉન્ડ્) That which limits; a boundary. હદ; સીમા; મર્યાદા. *vt.*—To limit; to restrict; to restrain; to confine; to border; to terminate. હદ, સીમા બાંધવી; દાબમાં રાખવું. 2. To mention the boundary of. ખુંટ લખવા. [L. *bonna*, a boundary.]

**Bound**, *vi.* (બાઉન્ડ) To leap; to jump; to spring; to rebound. કુદવું; કુદકો મારવો; ઠેકડો ભરવો.—*adj.* Going or intending to go. જવું; જનાર. [L. *bombus*, deep sound.]

**Boundary**, *n.* (બા'ઉન્ડરિ) Termination; border; a bound. હદ; સીમા; મર્યાદા.

**Bounden**, *adj.* (બા'ઉન્ડેન્) Obliged or beholden; appointed; indespensable; obligatory. ઋણી; આભારી; જરૂરનું; અગત્યનું; ખાસ; અનિવાર્ય.

**Boundless**, *adj.* (બાઉ'ન્ડ્લેસ્) Without bound or limit; unlimited; unconfined. અપાર; અનંત; બેસુમાર; બેહદ.

**Bountiful-eous**, *adj.* (બાઉ'ન્ટિફુલ્–ટીઅસ્) Liberal; kind; beneficent; generous. ઉદાર; દાતા; સખી; માયાળુ.

**Bounty**, *n.* (બાઉ'ન્ટી) Liberality; munificence; generosity; free gift. ઉદારતા; દાન; અનુગ્રહ.

**Bouquet**, *n.* (બુકે) A nosegay. ગોટો; કલગી. 2. An agreeable perfume. ખુશબો; સુવાસ.

**Bout**, *n.* (બાઉટ્) A turn, bend or loop. ખેપ; ફેરો; ગાળો; વખત. 2. A contest; a conflict. ધમાધમી; કોશીશ; તકરાર.

**Bovine**, *adj.* (બો'વાઇન્) Pertaining to oxen and cows; dull; stupid. બળદ, ગોવિષયક; મૂર્ખ; ઠોઠ. [L. *bos*, an ox.]

**Bow**, *vt.* (બાઉ) To bent; to curve; to arch. વાંકુ વાળવું, નમાવવું. 2. To incline; to bend in token of respect. પગે પડવું; પ્રણામ કરવા. 3. To depress; to subdue. વશ કરવું; તાબે કરવું.—*vi.* To bend the head in civility. નમવું; પગે લાગવું; નમસ્કાર કરવા. 2. To yield; to stoop; to submit. વશ થવું; તાબે થવું. *n.* A bending of the body in token of reverence. નમસ્કાર; અભિવંદન; પ્રણામ. 2. The stem of a ship. વહાણનો ગોળ મોખરાનો ભાગ. [L. *fugio*, I flee.]

**Bow**, *n* (બો') A curved instrument to shoot arrows; anything bent or in the form of a curve. કામઠું; ધનુષ્ય; ગાંડીવ; વક્રવસ્તુ; જોતર 2. An instrument to produce sound. તંબુરો વગેરે વગાડવાની નાની કામઠી.

**Bowels** *n. pl.* (બૉ'વેલ્સ) Entrails; guts. આંતરડાં. 2. Compassion. દયા; માયાળુતા. 3. Interior part of anything. અભ્યંતર; ગર્ભ; પેટું. To move the bowels of. ઝાડો, દસ્ત થવા. આંતરડાં કાઢવાં.

**Bower**, *n.* (બા'વર) A country seat. બેઠક; ઝુંપડી. 2. An arbour. માંડવો; કુંજ; મંડપ.

**Bowie-knife,** *n.* (બો'ઇનાઇફ્) A long knife. ખંજર.

**Bowl,** *n.* (બોલ્) A ball of wood or other material used for playing on a level surface. દડો. 2. Concave drinking vessel. પ્યાલો; વાડકો; છાલું. 3. The hollow part of anything. ચાડું; ખાગેળું.—*vt.* To roll; to pelt with. ગબડાવવું; ફેંકવું. –*vi.* To play with bowls; to roll the ball. દડે રમવું; દડો નાખવો. [L. *butta,* a ball.]

**Bow-man,** *n* (બો'મૅન્) A man who shoots with the bow; An archer. ધનુર્ધર; ધનુર્ધારી; તિરંદાજ.

**Bow-shot,** *n.*(બો'શૉટ્)The distance which an arrow will fly when shot from a bow. બાણું; ગોચર; તીરવો.

**Bow-string,** *n.* (બો'સ્ટ્રિંગ્)The spring of a bow. કામઠાની દોરી; પણછ; જ્યા.

**Bow-window,** *n.* (બો'વિન્ડો) A window that projects from a wall and is curved in plan. બારી; ગોખ; ઝરૂખો.

**Box,** *n.* (બૉક્સ) A case of wood, metal etc.પેટી;પટારો; કંડીઓ;દાબડો.2.A compartment in a play house or public room. નાટકમાંની અલગ બેઠક.3.A money chest.પૈસા રાખવાની પેટી; ગલ્લો; તીજોરી. 4. A driver's seat in a carriage. ગાડીમાં હાંકનારને બેસવાની જગો. 5. A small dwelling house used by sportsmen. રમત રમનારાઓને માટે નાનું ઝુંપડું.—*vt.* To put in a box; to confine. પેટીમાં પુરવું;બંદીખાને નાખવું. 2. To furnish with boxes, as a wheel. પૈડાને માળખું ઘાલવું. 3. To strike the ear or side of the head. લપડાક, ધોલ મારવી. **In a box**= ગુંચવણમાં;વિટંબણામાં. 2. In a wrong box= ભૂલેલું; ભૂલમાં [L. *boxus,* the boxtrer.]

**Box,** *n* (બૉક્સ) A blow with the fist; a blow with the open hand on the ear.મુક્કી; તમાચો; લપડાક; ધોલ—*vi.* To fight with the fists. મુક્કામુક્કી-ઠોસાઠોસીથી લડવું.

**Boxing,***n.* (બૉ'કિસન્ગ્) The art of fighting with the fist; pugilism. મુક્કામુક્કી; મુષ્ટિયુદ્ધ; ધપ્પાધપ્પી.

**Boy,** *n.* (બૉય્) A male child; a male beyond the period of infancy. and under that of manhood; A lad. છોકરો; પોરીઓ; કુમાર; કીકો. 2. Sometimes it is used in contempt for a man. હલકો માણસ; નોકર.

**Boy-hood,** *n.*(બૉ'યહુડ્) The state of a boy or of immature age. બાળપણું; બચપણું; નાનપણું.

**Boyish,** *adj.* (બૉ'ઈશ્) Belonging to a boy; childish. છોકરવાદ; નાદાન.

**Brace,** *n.* (બ્રેસ્) That which ties together, fastens, strengthens or supports. માદર; ટેકો. 2. A cincture or bandage. પાટો; દોરી; પટો; બંધ. 3. Brackets. કૌંસ. 4. A pair. જોડ; જોડી. 5. A thick strap. નાડી. 6. (pl) Straps; suspenders. સુરવાલ કે લેંઘાને તંગ રાખવા અને ભરવાના પટ્ટા. 7. Cords of a drum for tightening the heads. ઢોલ કે નરઘાં ઉપર તેને તંગ રાખવા રાખેલી દોરીઓ. *vt.* To draw tight; to tighten; to bind or tie close; to make tense; to strain up; to strengthen; to hold firmly. ટેકો આપવો; ટેકવવું; શક્તિ, કૌવત આપવું; ખેંચીને મજબુત બાંધવું; ટકી રહેવું; પાર પાડવું. [L. *brachia,* arms.]

**Bracelet,** *n.* (બ્રે'સ્લેટ્) An ornament which goes round the wrist; a piece of defensive armour for the arm. ચુડી; બંગડી; કડું; ગુજરી; સાંકળાં; પોંચી; કંકણ; પાટલી; હાથના રક્ષણ માટેનું બખ્તર. [L. *brachium,* arm.]

**Bracket,** *n.* (બ્રૅ'કેટ્) A piece or combined pieces of wood etc. projecting from or fastened to a wall. માદર; ટેકો. 2. One of two hooks used for various purposes. કૌંસ. —*vt.* To place with in brackets. કૌંસ દોરવો.

**Brackish,** *adj.* (બ્રૅ'કિશ્) Saltish.થોડું ખારૂં.

**Brad,** *n.* (બ્રૅડ્) A small nail with little or no head. ચૂંક; નાનો ખીલો.

**Brag,** *vi.* (બ્રૅગ્) To boast; to vaunt; to swagger; to talk big. બડાઇ, પતરાજ, શેખી, ફુલાસ મારવી.—*n.* A boast or boasting; a vaunt or the thing boasted of; a game at cards. અહંકાર; ગર્વ; બડાઈ; શેખી; ફુલાસ;પતરાજ; ડંફાસ; પાનાની રમત.

**Braggadocio,** *n.*(બ્રૅગૅડો'શિઓ)A boasting fellow; boastful words; brag; pretention. ફુલણજી; પતરાજખોર; તિસમારખાં; ઢોંગ; શેખઇ.

**Braggart,** *n.* (બ્રૅ'ગાર્ટ) A boaster; a vain fellow. બડાઇખોર પુરૂષ.—*adj.* Boastful. પતરાજીખોર; અહંકારી.

**Braid** *vt.* (બ્રેડ્) To weave or knit together; to intertwine. ગુંથવું;વણવું. 2. To mingle by rubbing fluid. હલાવવું; ચોળવું.–*n.* A texture formed by weaving different strands together. ગુંથેલી દોરી; નાડું; કસ.–Braid of hair=અંબોડો; વેણી.

**Brain,** *n.* (બ્રેન્) A whitish soft mass in the skull of a man. મગજ; ભેજું. 2. The understanding. બુદ્ધિ; અક્કલ;સમજણ;શક્તિ;મતિ.

**Brainless,** *adj.* (બ્રે'ન્લેસ્) Without brains or understanding; silly;thoughtless;witless. બેવકુફ; મૂર્ખ; અબુજ.

**Brain pan,** *n,* (બ્રે'ન્પૅન્) The skull. ખોપરી; કપાળ.

**Brait,** *n* (બ્રેટ્)A rough diamond. હીરાનો પથ્થર.

**Brake,** *n.* (બ્રેઇક્) An instrument to break flax. શણ કુટવાનો સાંચો. 2. The handle by which a pump is worked. બમ્બો ચલાવવાની લાટ. 3. A sharp bit. કડક લગામ. A frame for confining refractory horses. ઘોડાને નાળ જડતી વખત કબજે રાખવાની કરામત;ઢોરને રાખવાનો ડબ્બો.5.A large heavy harrow for breaking clods. સમાર. 6. A contrivance for stopping the motion of carriage wheels. ગાડીની ગતિ અટકાવવાનું યંત્ર; અટકાવવાનું યંત્ર; અટકણ; બ્રેક. 7.A heavy vehicle used in breaking horses. જેંસલો. 8. A thicket. ઝાડી.

**Bramble,** *n.* (બ્રૅ'મ્બલ્) A rough prickly shrub. કાંટાવાળું ઝાડ; બાળુ; કાંટો.

**Bran,** *n.* (બ્રૅન્) The husk of wheat or other grain. છાલાં; છોતરાં.

**Branch,** *n.* (બ્રૅન્શ્) A bough; a shoot. ડાળ;શાખા;ડાળી. 2. Any part shooting from the main body of a thing. ફાંટો; ફણગો; પાંખુ; શાખા. 3. A section or department. ભાગ; અંગ; અધ્યાય; પ્રકરણ.4.A line of family descent. વંશ; પેઢી; શાખા. 5. A chandelier. ઝુમ્મર; ઝાડ (દીવાનું) *vi.*-To shoot in branches. ડાળ, શાખા, ફણગો ફુટવો. 2. To divide into parts. જુદા પડવું.-*vt.* To divide. વિભાગ, ફાંટા પાડવા. 2. To adorn with needle work. ગુંથી, ભરીને શણગારવું.

**Brand,** *n.*(બ્રૅન્ડ્)A burning or partly burned piece of wood. બળતું લાકડું; ખીરીયું; ઉંબાડીયું. 2. A sword. તરવાર 3. A mark made with a hot iron. અમુક જણસની જાત વગેરે બતાવવા નિશાની; જાત; નમુનો. 4. A mark of infamy or stigma. કલંક; બટ્ટો; લાંચન; ડાઘ.—*vt.* To impress a mark with a hot iron.ડામ દેવો; ડામવું; નિશાની કરવી. 2. To fix a mark of infamy. કલંક લગાડવું; કાળીટીલી લગાડવી.

**Brand-iron,** *n.* (બ્રૅ'ન્ડાયર્ન) A branding iron. ડામણ; ડમેણું; 2. A trivet.તિરપાઈ;ઘોડી.

**Brandish,** *vt.* (બ્રૅ'ન્ડિશ્) To weave, to shake or flourish as a weapon.ફેરવવું;પટા ખેલવા.

**Brandnew,** *adj.*(બ્રૅ'ન્ડ્ન્યૂ)Quite new;bright as brand of iron.કોરૂં કડકડતું; નવું નકોર; તાજું.

**Brandy,** *n.* (બ્રૅ'ન્ડિ) An ardent spirit distilled from wine. એક જાતનો જલદ દારૂ;બ્રાન્ડિ.

**Brangle,** *n.*(બ્રૅ'ન્ગલ્)Wrangle.ટંટો;કલહ;લડાઈ.

**Brasier,** *n.* (બ્રેઈઝ્હર્) An artificer who works in brass. કંસારો.

**Brass,** *n.* (બ્રાસ્) An alloy of copper and zink. પીતળ. 2. Impudence. ઉદ્ધતાઈ;તોછડાઇ. 3.Utensils etc. made of brass.પીત્તળની જણસો.

**Brassy,** *adj.* (બ્રાસિ) Made of brass;hard as brass; like brass. પીત્તળના જેવું કઠણ; ના જેવા રંગવાળું;પિત્તળમય 2.Impudent.ઉદ્ધત;તોછડું.

**Brat,** *n.*(બ્રૅટ્)A child, so called in contempt. છોકરૂં; બચ્ચું. Brat and bantling.=બાળબચ્ચાં.

**Bravado,** *n.*(બ્રૅવૅ'ડો)A boast or brag;defiant air assumed. શેખી; ધમકી; ફિશિઆરી; બડાઈ.

**Brave,** *adj.* (બ્રેવ્)Courageous;bold;gallant; valiant; dauntless; noble. હિંમતવાન; બહાદુર; વીર;જવાંમર્દ; ઉમદા. 2. Lofty; excellent.ઉમદા; ખાનદાન; ઉદાર.—*n.* A bold daring person; a man daring beyond decency. વીર પુરૂષ; વગર વિચારે છાતી ચલાવનાર બહાદુર પુરૂષ.-*vt.* To challenge;to defy;to encounter with courage and fortitude. છાતી ચલાવી ચઢવું; સામા નળી રહેવું; ટક્કર ઝીલવી.

**Bravery,** *n.* (બ્રે'વરિ) Courage; heroism; valour; dauntlessness; intrepidity; fine appearance. શૂરપણું; હિમ્મત; બહાદુરી;જવાંમર્દી; છાતી; પરાક્રમ; ઉમદાપણું; તેજ; ભભકો.

**Bravo,** *n.*(બ્રા'વો) A daring villain. મારો;ખુની; ઘાતક. 2.-*interj.* Well done. શાબાશ; વાહવાહ.

**Brawl,** *vi.* (બ્રૉલ્) To make a loud noise or disturbance; to quarrel noisily and indecently. ગાળાગાળી, કજીઓ, ટંટો કરવો. 2. To scold. ઘોંઘાટ, શોરબકોર કરવો. 3. To roar as water. ઘુઘુ કરવું; (પાણી જેવો) શોર કરવો.-*n.* A noisy quarrel. ઘોંઘાટ; કજીઓ; ટંટો.

**Brawny,** *adj.* (બ્રૉ'નિ) Muscular; fleshy; strong; bulky. જોરાવર;માતુ;શરીરે ભરેલું;મજબુત.

**Bray,** *vt.* (બ્રે) To pound.કુટવું;ખાંડવું;કચરવું.-*vi.*To utter harsh cry, as an ass. ભૂકવું.2. To make a harsh noise.જાડો,ખોખરો અવાજ કાઢવો. -*n.* The roar of an ass. ગધેડાનું ભૂંકવું તે; ખોખરો જાડો અવાજ.

**Braying,** *pa.* (બ્રે'ઈન્ગ્) Making a harsh noise; જાડો અવાજ કરવું.—*n.* The noise of an ass. ગધેડાનું ભૂંકવું. 2.Roar;noise.ઘોંઘાટ;ખખડાટ.

**Brazen,** *adj.*(બ્રે'ઝન્)Made of brass;pertaining to brass. પિત્તળનું-સંબંધિ. 2. Impudent; impenetrable. ઉદ્ધત; તોછડું; બેશરમું; છકેલ; ફાટેલ.—*vt.* To behave with insolence. ઉદ્ધતાઈથી વર્તવું.

**Brazen-faced,** *adj.*(બ્રે'ઝન્-ફેસ્ડ)Impudent; bold to excess;shameless.ઉદ્ધત;તોછડું;નિર્લજ્જ.

**Brazenness,** *n.* (બ્રે'ઝનેસ્) Impudence. નિર્લજ્જપણું; બેશરમપણું; ઉદ્ધતાઇ; તોછડાઈ.

**Breach,** *n.* (બ્રીચ્) The act of breaking; a rupture; a break;a gap; an opening;disruption; infraction; infringement; violation; difference; quarrel; injury. ફાટ; ચીરો;બાકોરું; કાણું; ભગદાળું; ઉલ્લંઘન; ભંગ; તુટ; ફુટ; કજીઓ; નુકશાન; મતભેદ. [A. S. *brice* a breaking.]

**Bread,** *n.* (બ્રેડ્) An article of food made of flour or meal baked; food; substance; livelihood. રોટલી; રોટલો; ખોરાક;ભોજન;ગુજરાન; આજીવિકા; આધાર.—To quarrel with one's bread and butter=ભર્યાં ભાણાંને ઠેસ મારવી.

**Breadth,** *n.* (બ્રેડ્થ) Width. પહોળાઇ; પનો. [A. S. *breadu,* breadth.]

**Break,** *vt.* (બ્રેક) To separate by force. તોડવું; ભાંગવું; ફોડવું. 2. To rend. તોડવું; છોડી નાખવું. 3. To burst open. કહિ દેવું; ખુલ્લું કરવું. 4. To infringe. ભંગ કરવો; તોડવું. 5. To interrupt. ભંગાણ પાડવું; અંત આણવો. 6. To dash or shatter to pieces.ચુરેચુરા,કકડેકકડા કરવા. 7. To destroy the strength of. પીલી નાખવું; નરમ કરવું;તું જોર ભાંગવું.8.To weaken or impair. નિર્બળ કરવું;બગાડવું.9.To diminish the force of. નો જોશ, વેગ, જોર નરમ પાડવું. 10 To impart cautiously. ધીમે ધીમે કહેવું, સમાચાર આપવા. 11. To tame. કેળવવું; પલોટવું. 12. To make bankrupt.દેવાળુ કાઢવું.—**To B. down**=તાબે કરવું; કબજે કરવું. 2. To B. off=નિર્મૂળ કરવું; નાશ કરવો. 3. To B. open=તોડવું; ઉતારવું. 4. To break up=વખેરવું; વિસર્જન કરવું. 5. To B. the back,neck etc. of=હાડકાં ભાગવાં 6.To B. ground=જમીન ખેડવી; પાટા ખોદવા માંડવા; મુહૂર્ત કરવું. 7. To B. the heart=નિરાશ, નાઉમેદ, આશાભંગ કરવું. 8. To B. the ice. શરૂઆત કરવી;રસ્તો પાડવો. 9. To break wind= વાછુટ કરવી; પાદવું.—*vi.* To burst asunder. ભાગવું; તુટવું; છુટું પડવું. 2. To fall out. કજીઓ થવો. 3. To become bankrupt. દેવાળુ કાઢવું. 4. To burst forth; to dawn. થવું; ઉગવું; ફાટવું. 5. To burst forth violently. ચઢી આવવું.—To B. away. ઓચિન્તા ચાલ્યા જવું. 2. To B. down. તુટી પડવું. 3. To B. forth= નિકળવું; અવાજ થવો. 4. To B. in or upon= ધુસવું; માથું મારવું. 5. To B. loose=છટકી જવું. 6. To B. off=બંધ પડવું. 7. To B. out=આગ થવી; રોગ ફાટી નીકળવો. 8. To B. with.=કજીઓ, અણબનાવ થવો.—*n.* An opening made by fracture. ફાટ; બાકોરું; ભગદાળુ. 2. Change of direction. વાંક; ખુણો. 3. The dawn. પ્રભાત; મળસકું; પ્રાતઃકાળ. 4. Pause. અટકાવ; વિરામ; તુટ; ભંગ.

**Breakage,** *n.*(બ્રેકેજ્)A breaking; damage; allowance for things broken. ભંગાણ; ભાંગવું; તુટવું તે; ભાગ્યા તુટયા માટે મુકેલી છુટ.

**Break-fast,** *n.* (બ્રે'કફ્સ્ટ) The first meal in the day. નાસ્તો; હાજરી. 2. A meal after fasting. પારણું.—*vi.* To breakfast in the morning. પારણું કરવાં; નાસ્તો; હાજરી કરવી; શીરામણ.

**Break-water,** *n.* (બ્રે'ક્ વૉટર) A mole at the entrance of a harbour to break the force of the waves. બાંધ; પુસ્તો; આડ.

**Breast,** *n.*(બ્રે'સ્ટ)The fore part of the body between the neck and the body.છાતી;વક્ષઃસ્થળ. 2. The soft protuberan tbody adhering to the thorax in females in which the milk is secreted. થાન; ધાઇ; સ્તન; કુચ; પયોધર. 3. The heart. હૈયું;છાતી; હૃદય; ચિત્ત; મન.—**To make a clear breast of**=દીલ ખોલવું; છાની વાત કરી દેવી.—*vt.* To oppose a man fully. ટક્કર ઝીલવી; સામા હામ ભીડવી.

**Breast-deep,** *n.*(બ્રે'સ્ટડીપ)As high as the breast. છાતીપુર; છાતીભર; છાતી જેટલું ઉંચું.

**Breast-plate,** *n.* (બ્રે'સ્ટ-પ્લેટ)A plate for the breast;armour for the breast.છાતીનું કવચ.

**Breath,** *n.* (બ્રેથ્) The air inhaled and exhaled in the respiration of animals.શ્વાસ; દમ. 2. Life. જીવ; પ્રાણ;દમ;પ્રાણવાયુ.3.Respite; pause. વિરામ; થાક;વિસામો;દમ. 4. An instant. શુકલ; પળ. 5. An odour. વાસ; ગન્ધ. [A. S. *breath,* odour.]

**Breathe,** *vi.* (બ્રીધ્) To draw into and eject air from the lungs; to respire. શ્વાસ લેવો; દમ લેવો;જીવવું. 2. To rest from action for a time. કામમાંથી થોડો વખત વિશ્રામ લેવો; થાક ખાવો. 3. To emanate. નિકળવું; આવવું.—*vt.* To infuse.ઘાલવું:ફુંકવું.2. To utter softly. ધીમેથી બોલવું. 3. To cause to sound by breathing. મ્હોંથી વગાડવું. 4. To suffer to take breath. આરામ આપવો.—**To breathe one's last**=મરી જવું; દેહ છોડવો.

**Breathing,** *n.* (બ્રી'ધિન્ગ)Respiration;aspiration. શ્વાસ;દમ; શ્વાસોચ્છ્વાસ; અભિલાષા. 2 Air in gentle motion. લહેર; મંદમંદવાયુ.3. Secret prayer. છુપી પ્રાર્થના. 4. Utterance. ઉદ્ગાર. 5. Vent. બાકું; છિદ્ર.

**Breathless,** *adj.* (બ્રે'થલેસ્) Being out of breath. શ્વાસ,દમ વગરનું; હાંફતું. 2. Lifeless; dead; expired. મૃત; મરી ગયેલું.

**Breech**, *n.* (બ્રીચ્) The lower part of the body behind. કુલા; ગાંડ; નિતંબ; ધગરા. 2. The hinder part of a gun. તોપ કે એવા બીજા હથિયારનો મોં પછવાડેનો ભાગ; કુંદો.—*vt.* To put into breeches. સુરવાળ પહેરાવવો. 2. To fit or furnish with a breech. કુંદો અથવા પાછલો ભાગ બેસાડવો.

**Breeches** *n. pl* (બ્રી'ચિઝ્) An outer garment worn by men covering the legs down to the knees; trousers. સુરવાળ; તંગીઓ; ઈજાર; ચોરણો.—**To wear the breeches.** (સ્ત્રીએ)=મરદનું કામ કરવું; ધણીની સત્તા છીનવી લેવી. [L. *bruca,* trousers,]

**Breeching**, *n.* (બ્રી'ચિન્ગ) A flogging on the breech. ઠુમચી; પુંછડી; લટકણીયું.

**Breed**, *vt.* (બ્રીડ્) To bring up; to train; to educate; to generate; to engender; to produce; to bring forth; to bear; to give birth to; to contrive; to cause; to nurse; to train. પેદા કરવું; સેવવું; ઉછેરવું; પાલન કરવું; શીખવવું; કેળવણી આપવી; ઉપજાવવું; બનાવવું; નીપજવું; પેદા થવું; માં પાકવું.—*vi.* To produce a fetus. ગર્ભ રહેવો. હમેલ; દહાડા રહેવા. 2. To be produced. પાકવું; પેદા થવું; જન્મવું —*n.* A progeny from the same parents. સંતાન; વંશ; સંતતિ. 2. A caste; a kind. ઓલાદ; જાત; વર્ગ; ન્યાત.

**Breeding**, *n.* (બ્રી'ડિન્ગ) Act of generating or producing; nurture; education. કેળવણી; શિક્ષા; શિક્ષણ; પાલન. 2. Manners: સભ્યતા; સુશીલતા; ઢંગ; વિનય.

**Breeze**, *n.* (બ્રીઝ્) A light wind; a shifting wind. પવનની લહેર; મંદ, ઠંડો વાયુ. 2. A quarrel. કજીઓ; કંકાસ. 3. Ashes and cinders used for burning bricks. ઈંટો પકવવાની ભરસાળ-ઠની રાખ.

**Brethren**, *n. pl.* (બ્રે'થ્રિન) ભાઇબંધ; ભાઈભાંડું; બંધુવર્ગ.

**Breve**, *n.* (બ્રીવ્) A writ whereby anything is commanded to be done in the king's court. સમન. [L. *brevis,* short)

**Brevet**, *n.* (બ્રે'વિટ્) A warrant; a license; a patent. સનંદ; ઈલકાબ પત્ર.

**Breviary**, *n.* (બ્રી'વિઍરિ) An epitome; summary. સંક્ષેપ; ટુંક હેવાલ; સંહિતા; પ્રાર્થના પોથી; માળા; સંગ્રહ.

**Brevity**, *n.* (બ્રે'વિટિ) Shortness; briefness; conciseness. ટુંકાપણું; સંક્ષિપ્તતા. 2. Shortness; of duration. ટુંકાણ; સંક્ષેપ; સમાસ; સંહાર.

**Brew**, *vt.* (બ્રૂ) To boil or seethe. ઉકાળવું; ઉના પાણીમાં ભાફવું. 2. To make into ale or beer. જવનો કે બીજી ચીજનો દારૂ ગાળવો. 3. To contrive; to plot. તરકટ કરવું; ઘાટ ઘડવો.—*vi.* To make beer or ale. દારૂ બનાવવો. 2. To perform the business of brewing. ઉકાળવાનું કામ કરવું. 3. To be forming or gathering. તૈયારી હોવી; થવા માંડવું.

**Brewage**, *n.* (બ્રૂ'એજ્) A mixed drink; drink prepared in any way; malt-liquor. જવનો દારૂ; મિશ્ર દારૂ.

**Brewery**, *n.* (બ્રૂ'અરિ) The establishment and apparatus where brewing is carried on. ભઠ્ઠી; કુંડ.

**Bribe**, *n.* (બ્રાઈબ્) A price, reward, gift or favour bestowed or promised with a view to pervert the judgment or corrupt the conduct. લાંચ, રૂશ્વત; લાલચ.—*vt.* To give a bribe to; to win over by bribes. લાંચ આપવી; રૂશ્વત આપવી. 2. To hire for bad purpose. નીચ કામને માટે રાખવું.

**Bribery**, *n.* (બ્રા'ઇબરિ) The act or practice of giving or taking bribes. રૂશ્વત આપવા લેવાનો ચાલ; લાંચખોરી.

**Brick**, *n.* (બ્રિક્) A hard body of clay and sand. ઈંટ. 2. A loaf of the shape of brick. પાઉં.—*vt.* To lay or surround with bricks. ઈંટથી ચણવું.

**Brick-bat**, *n.* (બ્રિ'ક્-બૅટ્) A piece or fragment of a brick. રોડું; ઈંટાળો.

**Brick-kiln**, *n.* (બ્રિક્-કિલ્ન્) A furnace in which bricks are burnt. ઈંટવાડો; ઈંટ પકવવાની ભઠ્ઠી.

**Brick-layer**, *n.* (બ્રિ'ક્-લેઅર્) One who builds with bricks; a mason. કડીઓ.

**Brick-maker**, *n.* (બ્રિ'ક્-મેકર્) One who makes bricks. ઈંટ પાડનાર; દલવાડી; કુંભાર.

**Bridal**, *n.adj.* (બ્રા'ઇડલ્) A wedding-feast; a wedding; a marriage; nuptial. કન્યાલગ્ન સંબંધી; વૈવાહિક; વિવાહ યોગ્ય;લગ્નોત્સવ,વિવાહકાર્ય.

**Bride**, *n.* (બ્રાઇડ્) A woman newly married or on the eve of being married. વહુ; તરત પરણેલી સ્ત્રી; નવોઢા; કન્યા.

**Bride-groom**, *n* (બ્રા'ઈડ-ગ્રુમ્) A newly married man; a man about to be married. વરરાજા; વર.

**Brides-maid**, *n.* (બ્રા'ઇડ્ઝ-મેડ્) A woman who attends on a bride at her wedding. કન્યા તરફની સ્ત્રી; માંડવિયેણ.

**Bride-well**, *n.* (બ્રા'ઈડ્-વેલ્) A house of correction; a house of confinement and hard labour for offenders. બંદીખાનું; કેદખાનું.

**Bridge,** *n.* (બ્રિજ્) Any structure raised across a river, canal or ravine. પૂલ; સેતુ; ધારણ. 2. The small arch at right angles to the string of a violin etc. ઘોડી; બીડી; ટેકી. —**Bridge of the nose**=નાકની દાંડી. 2. Draw bridge=ખેંચી લેવાય એવો પુલ. 3. Suspension bridge. ઝુલતો પુલ.—*vt.* To build a bridge over. ઉપર પૂલ બાંધવો. **To bridge over a difficulty**=અડચણ દૂર કરવી; નો રસ્તો કાઢવો.

**Bridle,** *n.* (બ્રા'ઇડલ્) An instrument that governs a horse. લગામ; રશ્મિ. 2. A curb. અંકુશ; દાબ; અટકાવ; લગામ.—*vt.* To put a bridle on=લગામ ચઢાવવી. 2. To check; to restrain; to curb; to control દાબ, અંકુશમાં, કબજે રાખવું.-*vt.* To hold up the head and draw in the chin. અક્કડ રહેવું. [A. S. *bridel*, bridle.]

**Brief,** *adj.* (બ્રીફ્) Short; concise; succint; not using many words. ટુંકુ; સ્વલ્પ; ક્ષણિક; સંક્ષિપ્ત; પરિમિત. 2.Common.સાધારણ —*n.* A short or concise writing; an epitome. ટુંકુ પત્ર; સાર; સંક્ષેપ. 3. A writ or precept. કોઇ કોઇ કામમાં જવાબ આપવા કાઢેલો સમન, હુકમ. 4, An abridgement of a client's case drawn up for the use of a barrister. મુકદ્દમાનો સંક્ષિપ્ત હેવાલ. *vt.* To make an abstract.ટુંકી નોંધ ઉતારવી. [L. *brevis*, short.]

**Brier,-ar** *n.*(બ્રા'યર)A prickly shrub;species of rose. કાંટાવાળો છોડ; જંગલી ગુલાબ.

**Briery**, *adj.*(બ્રા'ઇયરિ)Full of briers;rough; thorny. કાંટાવાળું; કંટકવંત.

**Brig,** *n.* (બ્રિગ્) A vessel with no masts. બેડોલવાળું વહાણ.

**Brigade,** *n.* (બ્રિગે'ઇડ) A body of troops, cavalry or infantry, consisting of several regiments, squadrons or battalions. લશ્કરની મોટી ટુકડી; સૈન્યદળ.

**Brigadier-general,** *n.* (બ્રિગૅડી'ર્-જેનરલ્) An officer commanding a brigade. ચમૂપતિ; બ્રીગેડનો સરદાર.

**Brigand,** *n.* (બ્રિ'ગૅન્ડ્) A robber; a free-booter; a plunderer. લુટારો; પિંઢારો; ચોર; ધાડપાડુ; વાટપાડુ

**Brigandage,** *n.*(બ્રિ'ગૅન્ડેઇજ્)The practices of brigands; high-way robbery by brigands; plunder. લુટ; ચોરી; ધાડ; લુટારાનું કામ.

**Bright,** *adj.* (બ્રાઇટ) Glancing; twinkling; clear;shining;full of light;splendid;glorious; luminous; brilliant; glittering; sparkling; conspicuous; illustrious; acute; witty; lively; animated; cheerful. ચળકતું;ભભકાદાર; ઝગઝગતું; ચકચકિત;તેજસ્વી;સ્વચ્છ;નિર્મળ; નિતરેલું; શુદ્ધ; મનોહર; નામીચું; વિખ્યાત; પ્રસિદ્ધ;નામાંકિત; હોશિઆર; ચપળ; ચાલાક; તીવ્ર; સ્પષ્ટ; ખુલ્લું;સાફ; શુભ, કલ્યાણ, લાભદર્શક, સૂચક.

**Brighten,** *vt.* (બ્રા'ઇટન્) To make bright; to increase the lustre of. ઉજ્જવળ, ચકચકિત, તેજસ્વી, ચળકતું કરવું. 2. To make gay or witty. આનંદિત, હસમુખું, ઉલ્લાસિત કરવું. 3. To make illustrious.પ્રખ્યાત નામાંકિત,નામીચું,પ્રતાપી કરવું.*vi.*To grow bright. ઉજેસવાળુ, ખુલ્લું થવું.

**Brightness,** *n.* (બ્રા'ઇટનેસ્) Quality of being bright, clear or splendid; lustre; splendour; brilliancy. તેજ; પ્રભા;કાન્તિ;ઉજેશ; ઝલે; તેજી. 2. Sharpness of wit. તીક્ષ્ણ બુદ્ધિ; ઝીણી નજર; તીવ્રતા.

**Brilliance-y,** *n* (બ્રિ'લિઅન્સ્-સિ)The state of being brilliant; great brightness; splendour; lustre. ભભકો; ચળકાટ; પ્રતાપ;તેજ; ઉજેસ; ઝલે; પાણી.

**Brilliant,** *adj.* (બ્રિ'લિઅન્ટ્) Shining;glittering; sparkling; splendid; illustrious; distinguished; of noteworthy talents.ચળકતું; ઝગઝગતું; ઝળકતું; ઝગઝગાટ; ભભકાદાર; પ્રતાપી; તેજસ્વી; પ્રખ્યાત; મહાભારત.-*n.* A diamond of the finest cut. ઘણા પાણીવાળો હીરો; તેજદાર હીરો. [L. *beryllus*, precious stone of a seagreen colour.]

**Brim** *n.* (બ્રિમ્) The rim, edge, margin or brink of anything. કાનો; કોર; કાંઠો; તીર; કિનારો. 2. The edge or margin. કાંઠો; તીર; કિનારો. *vt.* To fill to the brim or top. કાંઠા સુધી ભરવું.-*vi.* To be full to the brim. છલોછલ હોવું.

**Brimful,** *adj.*(બ્રિ'મ્ફુલ)Full to the brim or top; completely full. છલોછલ; પરિપૂર્ણ; કાંઠોકાંઠ; ભરપૂર.

**Brimstone,** *n.* (બ્રિ'મ્સ્ટોન્) Sulphur.ગંધક. *adj.*—Made of or pertaining to brimstone. ગંધકનું બનેલું.

**Brinded-dled,***adj.* (બ્રિ'ન્ડેડ્-ન્ડલ્ડ)Spotted, variegated; streaked. કાબરચિતરૂ; અટાપટાદાર; પચરંગી; બુટીદાર.

**Brine,** *n.* (બ્રાઇન્)Salt-water; water strongly impregnated with salt; the sea or ocean. ખારૂ પાણી; દરિયો; સમુદ્ર; સાગર. 3. Tears. આંસુ.—*vt.* To steep in the brine. ખારા પાણીમાં બોળવું.2. To mix salt with.મીઠું ચઢાવવું.

**Brine-pan,** *n.* (બ્રા'ઇન્-પૅન્) A pit of salt

water where by the action of the sun salt is formed by crystallization. મીઠાનો અગર.

**Bring,** *vt.* (બ્રિન્ગ) To lead, draw or cause to come. દોરવું; લાવવું 2.To fetch;to bear; to convey. લાવવું; આણવું. 3. To procure. મેળવવું; પ્રાપ્ત થવું. 4. To induce; To prevail on. લલચાવવું; દોરવું; કબુલ કરાવવું; સમજાવવું.–To B. about=To effect; to accomplish= સાધવું;પાર ઉતારવું. 2. To B.down=To lower; To humiliate; to abase=હલકું પાડવું; વર્ગ ઉતારવો; માનખંડન કરવું. 3. To B. forth=To produce; to beget; to cause=જણવું; પ્રગટ થવું; નિપજવું. 4. To B. off=to convey from a place; to clear from condemnation=લઈ જવું; નસાડવું; મુક્ત કરવું. 5. To B. round= તબીઅત ઠેકાણે લાવવી 6.To bring under=તાબે, વશ કરવું. 7. To B. up=To nurse;to educate; to rear=પાલનપોષણ કરવું; ઉછેરવું; શિખવવું. 8. To B. home to=સાબીત કરવું; નક્કી કરવું; ફડચો લાવવો. 9. To B.to light=ઉઘાડા પાડવું; જણાઈ આવવું; ખુલ્લા થવું, કરવું. 10. To B. to mind=to recur=યાદ લાવવું; સ્મરણ કરવું.

**Brink,** *n.* (બ્રિન્ક) Verge; border; margin. કોર; ધાર; કિનારો; કાંઠો.

**Briny,** *adj.* (બ્રાઇનિ) Pertaining to brine or to the sea; salt. ખારા પાણીનું;દરિયાનું;ખારૂં.

**Brisk,** *adj.* (બ્રિસ્ક) Lively; quick; active; nimble. ચપળ; ચંચળ; ખુશમીજાજ. 2. Full of spirit and life. તેજ; જલદ.—*vt.* To make brisk; to animate. ચંચળ કરવું; સ્ફુરતા આણવી.–To B. up=To cheer=ચાલાક,ચપળ,રંગીલા થવું

**Brisket,** *n.* (બ્રિ'સ્કેટ) The breast of an animal. છાતી; ઉર; વક્ષ.

**Briskness,** *n.* (બ્રિ'સ્કનેસ) The state or quality of being brisk; liveliness;vivacity. ચાલાકી; ચપળતા; ખુશમિજાજ; હુંશીઆરી; તેજ.

**Bristle,** *n.* (બ્રિ'સલ)One of the stiff, coarse hairs of the hog and wild boar. જંગલી ભુંડના જાડા ટુંકા વાળ.—*vt.* To erect in bristless;to make bristly; to erect in anger. વાળ ઉભા અથવા ટટ્ટાર કરવા (ગુસ્સામાં) [A.S.*byrst*,a birstle]

**British,** *adj.* (બ્રિ'ટિશ) Pertaining to Britain or its inhabitants. ગ્રેટબ્રિટનનું, ના રહેવાસીઓનું; અંગ્રેજી.

**Briton,** *n.* (બ્રિ'ટન) A native of Britain. અંગ્રેજ. [L *britto, brittonis.*]

**Brittle,** *adj.* (બ્રિ'ટલ) Easily broken; not tough or tenacious; fragile. બરડ; તકલાદી; કાચલું; ભંગુર.

**Brittleness,** *n.* (બ્રિ'ટલ્નેસ) Fragility. તકલાદીપણું.

**Broach,** *vt.* (બ્રોચ) To pierce શારવું; ઘોંચવું. 2. To tap; to let out. મ્હોડું છોડવું; કાઢવું 3. To open for the first time. ખોલવું; ઉઘાડવું. 4. To make public; to give out. પ્રગટ કરવું; બહાર પાડવું.—*n.*A spit or something similar. લોઢાની સીક. 2.A rod of tough, iron.શંકુ. 3.An awl; a bodkin. આરી; ટાંચણુ; સોયો. 4. A tool of steel for something or enlarging holes in metal. મારગ મારવાની શારડી. [ Fr. *broche*, spit.]

**Broad,** *adj.* (બ્રૉ'ડ) Wide;ample; extensive; extended from side to side. પહોળું; વિશાળ; વિસ્તીર્ણ; બોહોળું;ચોડું. 2. Open. ખુલ્લું; ઉઘડેલું; વિસ્તૃત. 3. Mextended;comprehensive. બધાને લાગુ પડે તેવું; વ્યાપક. 4. Unrestrained.બેલગામ.–B. Compliment. વિનયહીન અભિવંદન. 2. B. Nonsense. હડહડતી મૂર્ખાઈ.

**Broad-axe,** *n.* (બ્રૉ'ડ-ઍક્સ) A military weapon. ફરશી. 2. An axe with a broad edge for hewing timber. કુહાડો; કુહાડી.

**Broad-cloth,** *n.* (બ્રૉડ-ક્લૉથ) A kind of broad woolen cloth. બનાત.

**Broad-gauge,** *n.* (બ્રૉ'ડ-ગેઈજ) A wide distance between the rails on railway. પહોળું માપ.

**Broad-sword,** *n.* (બ્રૉ'ડ-સૉર્ડ) A sword with broad blade. પહોળા પાનાની તરવાર.

**Broaden,** *vi.* (બ્રૉ'ડન) To become broad or broader; to grow broad. પથરાવું;પહોળું, મોટું થવું.*vt.*–To render more comprehensive. પહોળું કરવું; વિશેષ સ્પષ્ટ કરવું; ખુલાસાભરેલું કરવું.

**Brocade,** *n.* (બ્રોકે'ઇડ) A silk or sattin stuff variegated with gold and silver.કિનખાબ.

**Brocaded,** *adj.* (બ્રોકે'ઇડેડ) Worked like brocade; dressed in brocade. કિનખાબનું; જરીનું; કસબી; કસબી પોષાક પહેરેલું.

**Brochure,** *n*(બ્રોશૂર)A pamphlet. ચોપાનીયું.

**Brocket,** *n.* (બ્રૉ'કેટ) A pricket; a red deer two years old. બે વર્ષનું લાલ હરણ.

**Broil,** *n.* (બ્રૉ'ઈલ) A tumult; contention. કજીઓ; કલહ; ટંટો;ફિસાદ;અણબનાવ.*vt.*To dress or cook by direct exposure to heat over coals. શેકવું; ભુંજવું 2. To sweat with heat. પરસેવો છુટવો.

**Broken,** *p. a.* (બ્રો'કન)Made in fragments. ભાંગેલું; ફુટેલું; તુટેલું. 2. Made weak; infirm. દુબળું પડેલું, કમજોર; દેવાળું કાઢેલું. 3. Subdued; humbled; contrite. વશ કરેલું; શોકાતુર.

**Broken-hearted,** *adj.* (બ્રો'કન-હાર્ટેડ) Having the spirits quite crushed by grief

or despair. નિરાશ, દિલગીરી, શોકમાં ગરક થયેલું; શોકાતુર.

**Broken-ness**, *n.* (બ્રો'કન્-નેસ્) Unevenness. તુટ; ખડબચાટ.

**Broker**, *n.* (બ્રો'કર્) An agent. દલાલ; આડતિયો, મારફતીઓ. 2. A pimp; a procurer. ભડવો; કુટણો.

**Brokerage**, *n.* (બ્રો'કરેજ્) The business of a broker; the pay of a broker. દલાલું; આડત; મારફત;દલાલનો ધંધો;દલાલી;હકસાઈ;દસ્તુરી.

**Bronchial**, *adj.* (બ્રૉ'ન્કિઅલ્) Belonging to the bronchia or their ramifications in the lungs. કંઠમાંની નળીઓ સંબંધિનું. [Gr. *brony -chos*, the wind pipe.]

**Bronchitis**, *n.* (બ્રૉન્કા'ઇટિસ્) An inflammation of the lining membrane of the brouchia. કંઠની નળીઓનો સોજો.

**Bronze**, *n.* (બ્રૉન્ઝ્) An alloy of copper, tin and zink. કાંસુ. 2. A statue or other work of art cast in bronze. કાંસાની મૂર્તિ કે બીજી ચીજ. 3. Boldness;impudence. ઉદ્ધતાઇ; છાતી; હિમ્મત; તોછડાઇ; નિર્લજતા 4. A brown colour. ભૂરો રંગ.—*vt.* To make brown. મિશ્ર ધાતુના જેવું કરવું; કાંસાના રંગનું કરવું; ભૂરૂં કરવું. 2. To brazen. કઠણ, વજ્ર સરખું, કરવું.

**Brood**, *vi.* (બ્રૂડ્) To sit on eggs or young; to incubate. સેવવું, નું સેવન કરવું. 2. To sit quietly. શાન્ત, ચુપકીથી બેસવું. 3. To regard or think of with long anxiety; to ponder anxiously and constantly. નો વિચાર આવ્યાં કરવો; નું ચિંતન કર્યા કરવું; વિષે ચિંતાતુર રહેવું. —*vt.* To sit over=સેવવું *n.* Offspring. સંતાન; સંતતિ; ઓલાદ; પ્રજા. 2. Product. ફાલ; નિપજ. 3. A hatch. એક વેતરનાં, ફાલનાં બચ્ચાં.

**Brook**, *n.* (બ્રૂક્) A natural stream of water smaller than a river; a rivulet. વહેંળીયું; ઝરો; નાળું.—*vt.* To use; to enjoy; to bear; to endure; to support; to tolerate. ખમવું; સહેવું; સાંખવું; સહન કરવું; વેઠવું. [A. S. *broe*, a spring.]

**Broom**, *n.* (બ્રૂમ્) A leguminous shrub. શીંગવાળો એક જાતનો છોડ. 2. A brush for sweeping floors. સાવરણી; ઝાડુ; કરાંઠો [A. S. *brom*, broom]

**Broth**, *n.* (બ્રૉથ્) The liquor in which some substance is boiled. માંસની કઢી; સેરવો. Too many cooks spoil the broth=સાત સુયાણીએ વેતર વડે [A. S. soot of brew.]

**Brothel**, *n.* (બ્રૉ'થેલ્) A bawdy house; a house frequented by prositutes. વેશ્યા; કસબણનું રાંડનું ઘર; ખાંજરૂં.

**Brother**, *n.* (બ્ર'ધર્) A son of the same parents; ભાઇ; બાંધવ; સહોદર. 2. An associate. બંધુ; ભાઇબંધુ; દોસ્ત; સોબતી; બંધુજન; દોસ્તદાર. 3. One who resembles another in manners. ભાઈ.

**Brother-hood**, *n.* (બ્ર'ધર-હુડ્) Individuals of the same kind of profession; fraternity. ભ્રાતૃત્વ; ભાતૃભાવ; 2. A fraternity. મંડળ; સભા; મંડળી; સમાજ; પંક્તિ.

**Brother-in-law**, *n.* (બ્ર'ધર્-ઇન્-લૉ) The brother of one's husband or wife; a sister's husband; the brother of a husband. બનેવી; સાળો; જેઠ; દેર.

**Brotherly**, *adj.* (બ્ર'ધર્લિ) Like a brother; fraternal; kind; affectionate. ભાઈનું; ભાઈના જેવું; માયાળુ; સ્નેહશીલ, મમતાવાળું; બંધુયોગ્ય.

**Brougham**, *n.* (બ્રૂમ્) A one horse close carriage, either two or four wheeled. બે કે ચાર પૈડાંની ઘોડા ગાડી; બ્રુમ.

**Brow**, *n.* (બ્રાઉ) The prominent ridge over the eye. ભમ્મર; ભવું. 2. The forehead. કપાળ; લલાટ; ભાલ. 3. The edge of a steep place. કોર; ધાર; કાંઠો 4. The general air of countenance. મુખમુદ્રા.–To knit the brows= ભવાં ચઢાવવાં.–*vt.* To bound; to limit. સીમા, હદ બાંધવી. [A. S. *bru*, *eyebrow*].

**Brow-beat**, *adj.* (બ્રા'ઉ-બીટ્) To bear down with haughty stern looks. ડોળા કાઢી બોલવું; દબડાવવું; સપડાવવું.

**Browless**, *adj.* (બ્રા'ઉલેસ્) Without shame. બેશરમું; નિર્લજ; નફટ.

**Brown**, *adj.* (બ્રાઉન્) Of a dark, dusky colour; dusky. શામળું; ભૂરૂં; બદામી.–*vt.* To make brown or dusky. ભુરૂં, તપખીરીયા કરવું.

**Brownish**, *adj.* (બ્રા'ઉનિશ) Somewhat brown. ભુરાશ પડતુ.

**Brown study**, *n.*(બ્રા'ઉન્ સ્ટડિ) A reverie; a state of mental abstraction. સમાધિ; ધ્યાન.

**Browser**, *n.* (બ્રા'ઉઝર્) An animal that browses. ભાજી પાલો ખાનાર જનાવર.

**Bruin**, *n.* (બ્રુ'ઈન્) A familiar name given to a bear. રીંછ [Fr. *bruin* brown.]

**Bruise**, *vt.* (બ્રુઝ્) To crush; to pound; to make a dent in; to bray. કચરવું; ખાંડવું; વાટવું; નો ચુરો કરવો; ઉઝરડો થવો.–*vi.* To box; to fight with the fists. મુક્કા મુક્કી કરવી; ઠોંસા ઠોસી–*n.* A confusion. સોળ; ઉઝરડો; ચામઠું; ઢીમચું; ચાંદુ. [A. S. *brysan*, to bruise.]

**Brumal**, *adj.* (બ્રુ'મૅલ્) Belonging to the winter. શિયાળુ, શિયાળાનું. [L. *bruma*, winter.]

**Brunette**, *n.* (બ્રૂને'ટ્) A woman with a brownish or dark compexion. શ્યામ,ઘઉંવરણી સ્ત્રી. [ Fr. *brun brown.* ]

**Brunt**, *n.* (બ્ર'ન્ટ્) The heat of battle; the utmost violence of an onset;voilence.ઝપાટો; જોર; જોસ; ધુમ; તડાકો. 2. A collision. ધક્કો; હેલો. 3.A sudden engagement.ઝપાઝપી;તડાકો.

**Brush**, *n.* (બ્રશ્)An instrument made of bristles to clean by sweeping; a painter's large pencil. કુચડો; બ્રશ; કલમ; પીછી. 2. A rude assault; a skirmish. નાની લડાઇ;ઝપાઝપી. 3. A thicket of shrubs. ઝાંટવાં; ઝુંગાં 4. The tail of a fox. શિયાળની પુછડી.5.Lopped off branches of trees. કાપેલી ડાળીઓ.–*vt.* To sweep or paint with a brush; to remove by brushing. કુચડાથી સાફ કરવું; રંગ દેવો.–*vi.* To move nimbly in haste.ચપચપ ચાલ્યા જવું.

**Brushwood**, *n.* (બ્ર'શ્વુડ્) Branches of trees cut off; small shrubs growing together. કાપેલી ઝાડની ડાળીઓ; કક્ષા; ઝાડી; ઝાડવાં.

**Brushy**, *adj.* (બ્રશિ) Rough; shaggy. ખરબચડું; ગુચ્છાદાર.

**Brusque**, *adj.* (બ્રુસ્ક્) Abrupt in manner or speech. જંગલી; અસભ્ય; તોછડું; ઉતાવળું.

**Brutal**, *adj.* (બ્રૂ'ટૅલ્)Pertaining to a brute; savage; cruel; inhuman; ferocious. પશુ સંબંધિ; પશુના જેવું જંગલી; નિર્દય;ઘાતકી;નિષ્ઠુર.

**Brutality**, *n.* (બ્રૂટૅ'લિટિ) Quality of being brutal; inhumanity. પશુપણું; નિર્દયતા;ક્રૂરતા.

**Brutalize**, *vt.* (બ્રૂ'ટૅલાઈઝ્) To make brutal; inhuman. જંગલી, નિર્દય કરવું.–*vi.* To become brutal. જંગલી થવું.

**Brute**, *adj* (બ્રૂટ્)Senseless;stupid;irrational bestial; coarse; uncivilized. જડ; અચેત; અજ્ઞાન; ઢોર સરખું; જડબુદ્ધિનું; જનાવર જેવું; જાનવરી; અસભ્ય; જંગલી; મૂર્ખ.–*n* A beast. હેવાન; પશુ; જાનવર. 2. An unfeeling man. અસભ્ય માણસ; દુરાચારી; કર્મચંડાળ; ખવીસ.[L. *brutus*, stupid ]

**Brutish**, *adj.* (બ્રૂ'ટિશ્) Like a brute; ferocious; inhuman;brutal; cruel;savage;stupid; ignorant. પશુનું, ના સમાન; ક્રૂર; ઘાતકી; જડ; અજ્ઞાન; મૂર્ખ.

**Brutism** *n.* (બ્રુ'ટિઝમ્) Inhumanity;; cruelity; extreme stupidity. નિર્દયતા; મૂર્ખતા; જડતા; અજ્ઞાનતા; પશુપણું.

**Bubble**, *n.* (બ'બ્બલ્) A small vesicle of water. પરપોટો. A vain project; delusion; a fraud. જાળ; છળ; પ્રપંચ; માયા; અસાર; છળયુક્ત યોજના.–*vt.* To cheat. ઠગવું; છેતરવું.

**Bubbler**, *n* (બ'બ્બ્લર્) One who cheats. ઠગારો; ધુતારો.

**Bubby** *n.* (બ'બ્બિ) A woman's breast, સ્તન; થાન. 2. A word applied to small boys. ભાઈ; બાપુ; કીકો.

**Buccaneer-nier**, *n.* (બકૅની'ર્) A sea-robber; a pirate. વહાણનો લુટારો; ચાંચીયો.

**Buck**, *n.* (બક્) Lye in which cloth is soaked. ખારવું પાણી. 2. A wash of clothes. નિખારેલાં કપડાં. 3. Liquor in which clothes are washed. કપડાં ધોવાનો ખાર. 4. Deer. 5. The male of the goat. બોકડો. 6. A gap. ફક્કડ; ફાંકડો.–*vt.*To soak in lye. ખારમાં નિખારવાં.

**Bucket**, *n.* (બ'કેટ્) A small tub in which water is carried. કોસ; ડોલ; ડોલચી; દોણી; ચંબુ [A. S. *bue*, a bucket.]

**Bucketful**, *n.* (બ'કેટ્ફુલ્) As much as a bucket will hold. ડોલપુર; કોસભર.

**Buckish**, *adj.* (બ'કિશ્) Pertaining to a buck; foppish. નખરાંબાજ; છેલછબીલું; ફાંકડું; ઇશ્કી ટાઇટ.

**Buckle**, *n.* (બ'કલ્) An instrument with a rim and movable tongue to fasten belts etc. આંકડો. 2. A curl of hair. વાળનો ગુચ્છો. –*vt.* To fasten with a buckle. આંકડી ભેરવવી. –*vi* To apply with vigour. ખંત કે ઉમંગથી જોડાવવું. [L. *buccula, mouth.*]

**Buckler**, *n.* (બ'કલર્) A small round shield. એક જાતની નાની ઢાલ.–*vt.* To defend. રક્ષણ કરવું.

**Bud**, *n.* (બડ્) The first shoot of a leaf, branch or flower. અંકુર; ફણગો; પીલો; કળી.–*vi.* To put forth buds કળી આવવી;ફણગો ફુટવો. –*vt.* To inoculate as a plant. કલમ કરવી.

**Budge**, *vt.* (બજ્)To move off; to stir; to flinch. ખસવું; ચાલવું. [Fr. *bougar*, to move.]

**Budgero**, *n.* (બજે'રો) A large Bengal pleasure boat. એક જાતની સહેલ કરવાની બંગાળી હોડી.

**Budget**, *n.* (બ'જેટ્) A little sack with its contents ભરેલો થેલો; સંચય; સંગ્રહ. 2. An annual statement. ઉપજ ખરચના અડસટ્ટાનો હિસાબ.–To open the budget=કાયદા ઘડનાર સભાને આવક ખરચના અડસટ્ટાનો હિસાબ આપવો.

**Buff**, *n.* (બફ્) Leather paepared from the skin of the buffalo; a dull light yellow. ભેંસ વગેરેનું સાફ કરેલું ચામડું; આછો રાતો પીળો રંગ. 2. A blow. ઠોંસો. *adj.* Of the colour of buff leather.આછા રંગનું.2.Firm.દૃઢ; મજબુત.

**Buffalo,** *n.* (બ'ફેલો) A species of the genus Bos. પાડો. Female buffalo. ભેંસ. [L. *box, an ox.*]

**Buffer,** *n.* (બ'ફર્) Any apparatus for deadening the concussion between a moving body and one on which it strikes. ડફેરો; B. state = બે મ્હોટાં રાજ્ય વચ્ચેનું ન્હાનું રાજ્ય.

**Buffet,** *n.* (બફેટ્)A cupboard for holding wine. દારૂ રાખવાનું કબાટ. 2. A public place set apart for refreshment. સાર્વજનિક આરામગૃહ. 3. A blow with the hand or fish. મુક્કો. 4. A violent force of winds. ઝપાટો. 5. A small stool. નાનું સ્ટુલ. 6. A thump. અંગુઠો.-*vt.* To box; to contend against; to strike. મુક્કામુક્કી કરવી.

**Buffoon,** *n.* (બફુ'ન્) A droll; a mimic; a clown. મશ્કરો; ભાંડ.-*vt.* To make ridiculous. હાસ્યજનક કરવું.-*vi.* To play the buffoon. મશ્કરી કરવી; બનાવવો.

**Buffoonery,** *n.* (બફુ'નરિ) Antics; low jests. મશ્કરી.

**Bug,** *n.* (બગ્) An insect. ચાંચડ; માંકડ.

**Bugbear,** *n.* (બ'ગ્બેર્)Something frightful. હાઉ. *adj.* Causing needless fright. ખાલી બ્હીવરાવતું.

**Buggy,** *adj.* (બગિ) Abounding with bugs. માંકડથી ભરેલું. *n.* A light one horse chaise. ઘોડાગાડી.

**Bugle,** *n.* (બ્યૂ'ગલ્) A military musical brass wind instrument. રણશીંગું; તુરાઈ.

**Build,** *vt.* (બિલ્ડ્) To frame; to construct. બાંધવું; ઉભુ કરવું. *n.* General figure. બાંધો.-To build castles in the air=શેખચલ્લીના વિચાર કરવા. [A. S. *bold* a *house.*]

**Building,** *n.* (બિ'લ્ડિંગ્) The act of one who builds; an edifice; a house. બાંધવાનું; બાંધણી; મકાન.

**Bulb,** *n.* (બલ્બ્) A spheroidal body growing from a plant below the ground. કંદ. 2. A name given to certain parts resembling bulbous roots. કાંદાના આકારના શરીરના અવયવ.—Bulb of a tooth=અવાળુ. 2. Bulb of the eye. આંખનો ડોળો. [L. *bulbus.*]

**Bulbous,** *adj.*(બ'લ્બસ્)Shaped like a bulb; swelling out. કંદવાળુ; બહાર પડતુ.

**Bulbul,** *n.* (બુલ્બુલ્)The Persian nightingale. બુલબુલ પક્ષી.

**Bulge,** *vi.* (બલ્જ) To swell out; to be protuberant. ઉપસી આવવું. 2. To bilge; માં ગાબડું પડવું.-*n.* A bilge ગાબડું.

**Bulimy,** *n.* (બ'લિમિ) A morbidly voracious appetite. રાક્ષસી ભુખ [L. *bulimas.*]

**Bulk,** *n.* (બલ્ક્) Size. કદ; મહત્વ; પ્રમાણ. 2. A projecting part of a shop ઘર કે દુકાનનો આગળ પડતો ભાગ. 3. The principal portion. પ્રધાન ભાગ 4. The whole cargo of a ship when stowed. વહાણમાં ભરેલો માલ.-To break bulk=માલ ઉતારવો. 2. To sell in bulk= ઉધડુ વેચવું.-*vi.* To grow large or to appear large. મોટુ દેખાવું.

**Bulky,** *adj.* (બ'લ્કિ) Of great size or dimension; large. મોટું; વિશાળ.

**Bull,** *n.* (બુલ્) The male of the ox or cow kind. બળદ; આખલો; ગોધો. 2. Taurus. વૃષભ રાશિ. 3. One who operates in order to effect a rise in the price of stock. સ્ટૉકની કીંમતમાં તેજી લાવનાર. 4. A letter, edict or rescript of the Pope. પોપનું આજ્ઞાપત્ર. 5. A blunder. ભૂલ; ગોથું-*adj.* Of large size. મ્હોટું. [L. *bulla,* a stamp.]

**Bull-baiting,** *n.*(બુ'લ્-બેટિંગ્) The practice of attacking bulls with dogs. કુતરાં પાસે ગાધાને લઢાવવાં તે.

**Bull-beggar,** *n.* (બુ'લ્-બેગર્) Something terrible; a bugbear. હાઉ; બહાઉ.

**Bull-dog,** *n.* (બુ'લ્-ડૉગ્) A species of dog with large head, broad muzzle, short hair and great courage. એક જાતનો મ્હોટા માથાવાળો, પહોળા મોંઢાવાળો, ટુંકા વાળવાળો અને હિંમતવાળો કુતરો.

**Bulled,** *adj.* (બુ'લ્ડ્) Swollen. સુઝેલું.

**Bullet,** *n.* (બુ'લેટ્) A small ball of lead. બંદુકની નાની ગોળી. [L. *bulla,* a bubble.]

**Bulletin,** *n.*(બુ'લેટિન્) An official statement of some public event. અમલદાર તરફથી નીકળતું સમાચાર પત્ર. *vt.* To make known. બહાર પાડવું; જાણમાં લાવવું.

**Bullion.** *n.* (બુ'લિયૅન્) Uncoined gold or silver in mass. સોનારૂપાની લગડી. [L. *bull,* a bubble.]

**Bullock,** *n.* (બુ'લૉક્) An ox; a full grown steer. બળદ; આખલો.

**Bull's eye,** *n.* (બુ'લ્ઝ્-આઇ) Any circular opening for the admission of air. હવા, અજવાળું આવવા રાખેલું ગોળ બાકુ. 2. A police man's lantern. ચોર ફાનસ. 3. The centre of a target. ઢાલનું, નીશાન, લક્ષ્યનું મધ્યબિંદુ.

**Bully,** *n.* (બુ'લિ) A noisy, blustering, quarrelsome fellow; a dashing fellow. લફંગો; લુચ્ચો; ધમાલીઓ. *adj* Merry. આનંદી; ખુશમિજાજી.-*vt.* To insult with blustering menaces. ધાંધલ કરી અપમાન કરવું.

**Bulrush,** *n.* (બુ'લ્રશ્) A large strong kind of rush. પાણીમાં ઉગતો એક જાતનો છોડવો.

**Bulwark,** *n* (બુ'લ્-વર્ક) A work of defence round a place; a bastion. બુરજ; કોટ. -*vt.* To protect. રક્ષણ કરવું.

**Bum,** *vt* (બમ્) To make a humming noise. ચણચણ અવાજ કરવો. *n.* The buttocks. ગાંડ; કુલ્લા; ધગડા.

**Bump,** *n* (બમ્પ) A thump. મુક્કો; ધપ્પો; ઠોંસો. 2. A protuberance. ગાંઠ; ગુમડું; ઢીમણું.-*vt.* To strike with. સાથે પછડાવું.

**Bumpkin,** *n.* (બ'મ્પકિન્) A clown; a rustic. ગામડીઓ; ગમાર; રોંચો; જંગલી.

**Bun,** *n.* (બન્) A kind of cake; a sweet bread. ચાનકી; પુરી.

**Bunch,** *n.* (બન્શ્) A lump. ખુંધ; ઢેકો. 2 A collection; a cluster. ઝુમખું; લૂમ; જથો; સમૂહ -*vi.* To swell out in a protuberance. ખુંધ નિકળવું.-*vt.* To tie in bunch. ઝુમખામાં બાંધવું. -*adj.* Bunchy; massy. ઝુમખાદાર. 2. Having tufts. ગુચ્છાદાર.

**Bundle,** *n* (બ'ન્ડલ્) A number of things put together; a package; a parcel. ગાંસડી; બંધન.-*vt.* To tie or bind in a bundle. ગાંસડી બાંધવી -*vi.* To depart in a hurry. ઉતાવળથી જવાની તૈયારી કરવી.

**Bung,** *n.* (બન્ગ્) A cork for closing the orifice of a cask. પીપનો દાટો, બુચ.-*vt.* To close up. બંધ કરવું.

**Bungalow,** *n.* (બ'ન્ગૅલો) A residence of a single floor. ઘર; બંગલો.

**Bunghole,** *n* (બ'ન્ગહોલ્) The orifice in the side of a cask trough which it is filled. પીપના પેટામાં કાણું.

**Bungle,** *vi.* (બ'ન્ગલ્) To work in a clumsy manner. કઢંગી રીતે, બેડોળ રીતે કરવું -*vt.* To botch;to manage awkwardly કઢંગી રીતે ગોઠવવું. -*n.* A clumsy performance; gross blunder. ઢંગધડા; ભલીવાર વગરનું કામ.

**Bungler,** *n.* (બ'ન્ગ્લર્) One who bungles; a clumsy workman; one who performs without skill. અનાડી;વર્ણસંકર;અણઘડ; અણકસબી.

**Bunk,** *n.* (બન્ક્) A wooden box or case serving both as a seat and as a bed. બીછાના તથા પથારી તરીકે વપરાતી પેટી.

**Bunker,** *n.* (બ'ન્કર્) A sort of fixed box; a large receptacle. એક જાતની સ્થાયી પેટી; કોઠાર; કોઠી.

**Bunt,** *n.* (બન્ટ્) The belly of a sail. શઢનું પેટ.-*vt.* To swell out. ફુલવું.

**Bunting,** *n.* (બ'ન્ટિન્ગ્) A thin woolen stuff for flags. વહાણની ધજા; વાવટાનું ગરમ કપડું.

**Buoy,** *n.* (બૉય્) A floating mark to point out the position of objects beneath water. છાછરા પાણીમાં ખડક વગેરે સૂચવવા માટે તરતી મુકેલી વસ્તુ.-*vt.* To keep afloat. તરતું રાખવું. [L. *boja.*]

**Buoyancy,** *n.* (બૉ'યંન્સિ) Lightness. હલકાપણું. 2. Vivacity; hopefulness;cheerfulness. ઉત્સાહ; ઉમંગ.

**Buoyant,** *adj.* (બૉ'યૅન્ટ્) Light; elastic. હલકું; ફુએ નહિ તેવું. 2.Cheerful.આનંદી;ઉત્સાહી.

**Bur-r,** *n.* (બર્) The rough prickly flower-head of certain plants. કાંટાવાળુ કોટલું, પડ, છોડું રહી ગએલી ધાર. 2. A knob; a knot. ગાંઠ. 3. A halo round the moon or other heavenly bodies. ચંદ્ર અગર બીજા બિમ્બોનું પ્રભામંડળ.

**Burden,** *n* (બ'ર્ડન્) Load; weight. બોજો; ભાર. 2. Contents of a ship; freight. વહાણમાંનો માલ. 3. Wearisome. કષ્ટદાયક; દુઃખદાયક. 4. The verse repeated in a song. ધ્રુવપદ.-*vt.* To load. ભાર, બોજો ભરવો,મુકવો- B. of a favour received=આભાર. 2. B. of proof=દાવામાં મુદ્દાની સાબિતીનો બોજો.-*adj.* Grievous; heavy. ઘણું ભારે; બોજારૂપ. [A. S. *byrthen,* to bear. L. *burdo,* a drone;]

**Bureau,** *n.* (બ્યુ'રો) A writing table with drawers. ખાનાંવાળુ મેજ. 2. Office where business is transacted. ઓફીસ; કચેરી. 3. A body of subordinate officers. ખાતું 4. A chest of drawers.લુગડાંની પેટી [L.*burrus,*red.]

**Bureaucracy,** *n.* (બ્યુરૉ'ક્રસિ) The system of centralizing the administration of a country through regularly graded series of government officials.અમુક અમલદારના(પ્રજાના નહિં) તાબામાં જુદાં જુદાં ખાતાંની રાજ્યપદ્ધતિ; નોકરશાહી.

**Burganet,-gonet,** *n.* (બ'ર્ગૅનેટ્-ગૅનેટ્) A kind of helmet with a visor,formerly worn. લડાઈની ટોપી.

**Burgess,** *n.* (બ'ર્જેસ્) A bud; a shoot or sprout. કળી; ફણગો. 2. An inhabitant of a borough. શહેરનો વતની; કસ્બાનો પ્રતિનિધિ.

**Burgher,** *n.* (બ'ર્ઘર્) An in habitant of a borough. શહેરનો વતની; વકીલ.

**Burglar,** *n.* (બ'ર્ગ્લર્) One who breaks or plunders a house by night; a nocturnal house breaker. રાત્રે ઘર તોડી ખાતર પાડનાર.

**Burglary,** *n.* (બ'ર્ગ્લરિ) A house breaking to commit a felony. ઘર ફાડવું તે.

**Burgo-master,** *n.* (બ'ર્ગો-માસ્ટર) The chief magistrate of a municipal town. કોટવાર; જળચર પક્ષી.

**Burial,** *n.* (બે'રિઅલ્) The act of burying; interment; sepulture; a funeral. દફન. [A. S. *byrgels*, a tomb.]

**Burin,** *n.*(બ્યુ'રિન્)A graver. ખોદવા, કોતરવાનું હથિઆર; કોતરણી.

**Burke,** *vt.* (બર્ક) To murder by choking. ગુંગળાવીને મારી નાંખવું.

**Burl,** *n.* (બર્લ) A knot or lump in thread. દોરાની ગાંઠ. [L. *burra*, a flock of wool.]

**Burlesque,** *adj.* (બર્લેસ્ક) Tending to excite laughter by ludicrous images. હાસ્યજનક; હાસ્યાસ્પદ. *n* A gross perversion; a debasing caricature. મશ્કરી ભરેલી નકલ, ટોળ, ઠઠ્ઠો; ફારસ.–*vt.*To turn into ridicule.હાસ્યજનક ભાષણ કરવું.

**Burly,** *adj.* (બ'ર્લિ) Great in bodily size; stout. મ્હોટું; જાડું; કદાવર; અડાબડ. 2. Coarse; boisterous. અસભ્ય.

**Burn,** *vt.* (બર્ન) To consume with fire; to injure or wound with fire; to scorch; to inflame. બાળવું; બાળીને ભસ્મ કરવું; દઝાડવું; તપાવવું; આગ ઉઠવી; દાઝવું; ઝાળ ઉઠવી; ચચણવું. 2. To bake or harden by fire. અગ્નિથી શેકવું અગર સખત કરવું.–*vi.* To be on fire; to flame. બળવું; સળગવું; લાગવું. 2. To be in a state of strong desire. બળ્યા કરવું; બળવું. –*n.* A hurt, injury or mark on the body caused by fire. દેવતાથી દાઝવું અગર નિશાન થવું; ડામ થવો. *n.* A rivulet; a brook. ઝરો To burn a ball=દડો અનાયાસે ખસેડવો. 2. To burn one's fingers=અણુધારી મુશીબતમાં આવી પડવું. [A. S. *burna*, a stream.]

**Burner,** *n.* (બ'ર્નર્) One who burns. બાળનાર; દાહક.

**Burning,** *n.* (બ'ર્નિંગ્) Combustion; inflammation; ઝાળ; આગ. 2. Very hot. અતિશય ગરમ. 3. Powerful; vehement. જબરૂં; અતિશય.

**Burning-glass,** *n.* (બ'ર્નિંગ્-ગ્લૅસ્) A glass which collects the rays of the sun into a focus producing an intense heat. આગિયો કાચ.

**Burnish,** *vt.* (બ'ર્નિશ્)To polish; to make smooth. ઓપવું; તેજ મારવું કરવું.–*vi.*To grow bright. તેજ મારવું થવું. *n.* Brightness;lustre. તેજ; પ્રભા.

**Burnisher,***n* (બ'ર્નિશર્)One who burnishes. ઓપનાર; સિકલીગર. ૨. ઓપણી.

**Burr,** *vi.* (બર્) To whisper hoarsely; to murmur. ખોખરે અવાજે બોલવું.

**Burrow,** *n.* (બરો) A hole in the ground made by rabbits. દર; બોડ; ગ્રાફડો. 2. Any heap of weeds.કચરાનો ઢગલો–*vt* To excavate a hole. 2. To hide. દર, કોતર પાડવું. 2. To hide સંતાઈ જવું.

**Bursar,** *n.* (બ'ર્સર્) A treasurer of a college or monastery. મહાવિદ્યાલયનો ખજાનચી. 2. A student to whom a bursary is paid. સ્કોલરશીપ વિદ્યાર્થી.

**Bursary,** *n.* (બ'ર્સરિ) The treasury of a college. પાઠશાળા કે મઠનો ખજાનો.

**Burse,** *n.* (બર્સ) A purse. થેલી; કોથળી.

**Burst,** *vi* (બર્સ્ટ)To fly asunder or to gush forth. જોરથી ફાટવું 2. To come suddenly or with violence. જોરથી અંદર ધુસવું. *vt.* To break by force or violence; to rend; to open suddenly. જોરથી અગર એકાએક તોડવું. –*n.* A sudden breaking forth; sudden explosion. ધડાકો.

**Bury,** *vt.* (બે'રિ) To put into a grave; to inter; to entomb; to secrete; to withdraw into retirement or to hide in oblivion. દાટવું; દફન કરવું; સંતાડવું; ભસ્મીભૂત કરવું; હમેશની શાંતિ મેળવવી.[A.S. *burgan*,to bury].

**Burying-ground,** *n.* (બે'રિઇંગ ગ્રાઉન્ડ્) A grave yard or a church yard. સ્મશાનભૂમિ; મસાણ; દખમું; કબ્રસ્તાન.

**Bushel,** *n.* (બુ'શેલ) A measure containing eight gallons. આઠ ગેલનનું માપ. 2. A vessel of the capcity of a bushel. બુશલ માય એવા માપનું વાસણ.

**Bushy,** *adj.* (બુ'શિ) Full of bushes; full of branches thick and spreading like a bush. ભરાવ; ગુચ્છાદાર; જાડું; ઝાડવાંવાળું.

**Bushman,** *n.* (બુ'શ્મેન્) A woodsman. ઝાડીમાં વસનાર.

**Bushranger,** *n.* (બુ'શ્રેન્જર્) In Australia one who takes to the bush and lives by robbery. ઓસ્ટ્રેલીઆમાં ઝાડીમાં રહી લુંટ ચલાવનાર.

**Business,** *n.* (બિ'ઝનેસ્) Occupation; concern; employment. કામ; ધંધો. 2. Trade; profession. વેપારવણજ. *adj.* Relating to or connected with business. કામ, વેપાર; ધંધાને લગતું.

**Busk,** *vt.* (બસ્ક) To prepare; equip; to dress. તૈયાર થવું; સરંજામ તૈયાર કરવો; કપડાં પહેરી તૈયાર થવું.

**Busky**, *adj.* (બસ્કિ) Bushy; wooded. ઝાડીવાળું.
**Busket**, *n.* (બ'સ્કેટ્) A small bush. નહાનીઝાડી
**Buskin**, *n.* (બ'સ્કિન્) A covering for the foot. ઉચી એડીના અડધા જોડા 2. A. tragedy. કરૂણારસાત્મક બનાવ, નાટક.
**Buss**, *n.* (બસ્) A small vessel. નાનું વહાણ. 2. A kiss. માન આપવા કરેલી બચ્ચી. [L. *bussa*, a kind of boat.]
**Bust**, *n.* (બસ્ટ) The chest and thorax. છાતી. 2. The sculptured figure of a person showing only the head, shoulders and breast. પેટ ઉપરના ભાગની છાતી-પુતળું-બાવલું. [L. *buxida*, a box.]
**Bustle**, *vi.* (બ'સલ્) To hurry and be busy; to be very quick in motion. ધામધુમ, ગરબડ, ધાંધલ કરવી-*n.* Hurry; stir; tumult. ધાંધલ; ધામધુમ
**Bustler**, *n.* (બ'સ્લર્) One who bustles.
**Busy**, *adj.* (બિ'ઝિ) Full of business. ઉદ્યોગી; મહેનતુ; વ્યવસાયી. 2. Constantly active. ઉદ્યોગી 3. Officious. ઘાલમેલીયું.-*vi.* To employ; to occupy. કામમાં રોકવું.
**Busy-body**, *n* (બિ'ઝિ-બૉડી) An officious person meddling in the affairs of others. ઘાલમેલીઓ; ખટપટીઓ; બીજાના કામમાં માથું મારનાર.
**But**, *prep.* (બટ) Except; besides; unless; save. સિવાય; વિના; વળી; ફક્ત. 2. Save that; were it not that. ન હોત તો; સિવાય. 3. Only; merely; simply. ફક્ત; માત્ર, 4. Yet; still; however;nevertheless.તોપણ;છતાં પણ;પરંતુ;ઇ૦.
**Butcher**, *n.* (બુ'ચર)One whose occupation is to kill animals for food. ખાટકી; કસાઈ.*vt.* to kill as animals for food.કાપી મારી નાખવું.
**Butchery**, *n.* (બુ'ચરિ) The trade of a butcher;slaughter house; carnage;massacre. ખાટકીનો ધંધો; કસાઈખાનું; ખુન; વધ.
**Butler**, *n.* (બ'ટ્લર્) A male servant who has the care and management of wines, plates etc. in a great house.બુટલેર; સાહેબનું ખાણું પીરસનાર. [L. *bottlus*, a bottle.]
**Butment**,*n.*(બ'ટ્મેન્ટ્)An abutment ટેકો;પુસ્તો.
**Butt**, *n.* (બટ્) The end of a thing. છેડો; હદ; સીમા. 2. A piece of waste land. પડતર જમીનનો ટુકડો.3. The person at whom jests are directed. જેની મજાક મશ્કરી થતી હોય તે. 4. A mark to be shot at. નિશાન;ચોટ; નેમ. 5. A large cask. પીપ. *vi.* To thrust the head forward.માથું, ગોથું મારવું.*vt.* To strike by thrusting the head or horns against. શીંગડાં કે માથાથી મારવું.-Butt and bounds= સીમા; સીમાડો. [L. *butta*, an end.]

**Butter**,*n.*(બ'ટર્)Any substance resembling butter; an oily substance obtained from cream or milk by churning. માખણ; મસ્કો. -*vt.* To smear or spread with butter.માખણ લગાડવું, ચોપડવું.
**Butterfly**, *n.* (બ'ટર્ફ્લાઇ) The name of a very extensive group of beautiful winged insects. પતંગિયું. 2. A vain, trifling, showily dressed person. ફક્કડ; છેલબટાઉ; ફાંકડેરાવ.
**Buttermilk**, *n.* (બ'ટર્મીલ્ક) Whey. છાસ.
**Butter-knife**, *n.* (બ'ટર્નાઈફ્)Blunt knife used for cutting butter at table. માખણ કાપવાની ધારવી, નાની છરી.
**Butter-tree**, *n.* (બ'ટર્-ટ્રી) An African tree the seeds of which yield a substance like butter. આફ્રીકાનું એક જાતનું ઝાડ જેનાં બી માખણ જેવો પદાર્થ આપે છે.
**Buttery**, *n.* (બ'ટરિ) An apartment in which wine, liquors and provisions are kept. દારૂ, આસવ વગેરે જે ઓરડામાં રાખવામાં આવતો હોય તે ઓરડો.*adj.* Having the qualities of butter. માખણ સરખું લીસું.
**Buttock**, *n.* (બ'ટૉક્) The rump part of the body behind. કુલો; ઘગડો; થાપો.
**Button**, *n.* (બ'ટન્) A catch of various forms. બટન; બોરિયું. 2. A knot; a small ball.બહાર પડતી ગાંઠ.-*vt.*To fasten or inclose with a button. બોરીયાં ઘાલવાં, ભેરવવાં.
**Button-hole**, *n.* (બ'ટન્-હોલ્) The hole in which a button is caught. બોરીયાં ભેરવવાનું કાણું, નાકું, ગાજ; ચાક.
**Buttress**, *n.* (બ'ટ્રેસ્)Any props or support. *vt.*To support by a buttress to prop.ટેકો દેવો.
**Buxom**, *adj.* (બ'ક્સમ્)Gay; lively; brisk jolly; wanton. ચપળ; ચાલાક; આનંદી; સુંદર; તેજોમય. 2. Yielding. આજ્ઞાધીન; નરમ; ગરીબ. [A. S. *bushom*, obedient.]
**Buy**, *vt.* (બાઇ) To acquire; to procure; to obtain by payment; to purchase.વેચાતું લેવું; ખરીદવું. 2. To bribe.લાંચ આપવી;ચાંપવું.-:To buy off=To influence to compliance.=મન મનાવવું; સમજાવવું. (2) To buy on credit= ઉધારે વ્હોરવું, ખરીદવું.-*n.* Buyer. One who buys; purchaser. ખરીદ કરનાર.
**Buzz**, *vi.* (બઝ્) To make a low humming sound as bees;to hum;to whisper.ગણુગણવું; ગુણગુણ થવો.-*vt.* To whisper; to spread secretly. ગણગણ કરી જણાવવું. *n.* A report circulated secretly.છુપી રીતે બહાર પાડેલો હેવાલ.

**By-Bye**, *n.* (બાઇ) A thing not directly aimed at; something not the immediate object of regard. વચમાં મળેલી વાત, વસ્તુ; મૂળ નહિં; અનુષંગી.

**By-blow**, *n.* (બા'ઈ-બ્લો) Accidental blow. ઓચિંતો ઘા. 2. An illegitimate child. અનૌરસ પુત્ર

**By-corner**, *n.* ( બા'ઈ-કૉર્નર ) A private corner. છુપો ખુણો; ખાનગી ખુણો; ચોર ખુણો.

**By-design-end**, *n,* (બા'ઇ-ડીઝાઈન્-એન્ડ્) An incidental purpose; secret purpose. ખાનગી કામ; સ્વાર્થ; છુપી મતલબ

**By-name**, *n.* (બા'ઇ-નેઇમ્) A nick name. લાડનું નામ.

**By-path**, *n.* (બા'ઇ-પાથ્) A secret path. છુપો રસ્તો.

**By-expenses**, *n.* (બા'ઈ-એક્સ્પે'ન્સીસ્) Out of way expenses. પરચુરણ, આડાં અવળા ખર્ચ.

**By-gone**, *adj.* (બા'ઈ-ગૉન્) Past; gone by. ગત. *n.* a past event. ગઈ ગુજરી.

**By-lane**, *n.* (બા'ઈ-લેઈન્) A lane out of the usual road. આડો રસ્તો; ચોર ગલી.

**By-law**, *n.* (બા'ઈ-લૉ) A local or subordinate law. પેટા કાયદો; પેટા ધારો.

**Byssine**, *adj.* (બા'ઇસિન્) Made of silk. રેશમી.

**By-stander**, *n.* (બા'ઈ સ્ટૅન્ડર) One who stands by or near; a spectator; a mere looker on. પાસે ઉભેલું; જોનાર માણસ.

**By-story-tale**, *n.* (બા'ઈ-સ્ટોરિ-ટેલ્) An incidental tale. આડ કથા; ઉપ, અંતર્કથા.

**By-street**, *n.* (બા'ઈ-સ્ટ્રીટ્) A separate, private, or obscure street. અલગ રસ્તો; ગલી.

**By-word**, *n.* (બા'ઈ વર્ડ) A common saying; a proverb. કહેણી; કહેવત; સંકેત.

## C.

**C.** (સ્-ક્) The third letter of the English alphabet. અંગ્રેજી મૂળાક્ષરનો ત્રીજો અક્ષર, જેનો—a, o, u, l, r, s, અને t,—ની પહેલાં અને પછી 'ક્' ઉચ્ચાર થાય છે અને—e, i, y,—ની પૂર્વે 'સ્' ઉચ્ચાર થાય છે. Ch ના ઉચ્ચાર ત્રણ: ચ, છ, અને ષ. 2. The name of the first or keynote in music. તાલનું ઘર. 3. A hundred, according to the Roman figures. રોમન પદ્ધતિ પ્રમાણે સોનો આંકડો.

**Caaba**, *n.* (કા'અૅબ) A building within the mosque at Mecca, containing Keblah; the temple itself. પ્રખ્યાત 'કાબા' (એક કાળો પત્થર) જેમાં છે તે મક્કાની મસ્જીદનું નિજમંદિર; મક્કાની મસ્જીદ; 'કાબા' એ નામનો પ્રખ્યાત પત્થર.

**Cab**, *n.* (કૅબ્) A covered carriage with two or four wheels, usually drawn by one horse. બે ચાર પૈડાંનો એક્કો; ઘોડાગાડી. 2. A dry measure containing about three pints. ત્રણ પાઇન્ટ સમાય તેવું માપ; ભરવાનું વાસણ.—*n.* Cab'-man. ઘોડાગાડી ભાડે હાંકનાર. Cab'-rank, stand. ઘોડાગાડી ઉભી રાખવાની જગ્યા.

**Cabal**, *n.* (કૅબૅ'લ્) Persons united for a secret purpose. કાવતરાંખોરની ટોળી; ચંડાળ ચોકડી; ખટપટીયા મંડળ. 2. Plot. કાવતરૂં; યુક્તિ પ્રયુક્તિ—*vi.* To plot. કાવતરૂં કરવું; ખટપટ મચાવવી. [Fr. *cabala,* an intrigue.]

**Cabala, Cabbala**, *n.* (કૅ'બૅલ) A traditional, mysterious learning among Jewish rabbins. યાહુદી ધર્મગુરૂઓની અંદર ચાલતી ગૂઢ વિદ્યા; મંત્ર વિદ્યા; જંતરમંતર. [Heb. *qubàlà,* tradition].

**Caballer**, *n.* (કૅબૅ'લર્) A plotter or intriguer. કાવત્રાંબાજ; ખટપટીયો; કારસ્તાની.

**Cabbage**, *n.* (કૅ'બેજ્) A kind of vegetable. કોબી,-ચ; વિલાયતી મુળો. 2. Cloth purloined by a tailor. દરજીએ ચોરી લીધેલું, રાખી લીધેલું કપડું.—*vt.*

**Cabbaler**, *n.* (કૅ'બૅલર) One who intrigues. કાવતરાંખોર.

**Cabbalism**, *n.* (કૅબૅ'લિઝમ્) The science of the cabbala. ગૂઢ વિદ્યાતંત્ર; પદ્ધતિ.

**Cabbalist**, *n.* (કૅબૅ'લિસ્ટ) One versed in the cabbala. ગૂઢવિદ્યા જાણનાર.

**Cabbalistic,-cl**, *adj.* ( કૅબૅલિ'સ્ટિક્,-કલ્ ) Relating to the cabbala; having a hidden meaning. ગૂઢવિદ્યા, દંતકથા સંબંધી, ગૂઢાર્થ; માર્મિક; ગુપ્તાર્થ.

**Cabin**, *n.* ( કૅ'બિન્ ) A hut or cottage. ઝુંપડું; ઝુંપડી; છાપરી. 2. A small room, esp. in a ship. નાનો ઓરડો; વહાણમાં અધિકારીઓ અથવા ઉતારૂ માટેનો અલગ ઓરડો; ડબુસો. 3. Any covered place. છાપરી; તંબુ; રાવઠી; માંડવો.—*vt.* To shut up in a cabin. ઓરડામાં પૂરી દેવું; ગોંધવું;—*vi.* To reside in a cabin. ઝુંપડી; છાપરી; રાવઠી; અલગ ઓરડામાં રહેવું. [Fr. *cabane* a cabin]

**Cabinet**, *n.* ( કૅ'બિનેટ્ ) A private room for consultation. મસલત ચલાવવાનો ઓરડો; રાજદ્વારી હૉલ. 2. A limited number of ministers who govern a country. પ્રધાન મંડળ; મંત્રીમંડળ; રાજસભા. 3. A closet. એકાંત ઓરડી. 4. A chest with drawers and doors. ખાનાં ને બાર વાળો કબાટ; ઉભો કબાટ; અરમારી. 5. Place for safe custody. કિંમતી ચીજોને સાચવીને મૂકવાની જગ્યા; જાપતાની જગ્યા. 6. A collection of old curiosities પુરાણા પદાર્થ સંગ્રહ.

**Cabinet-council**, *n*. (કૅ'બિનેટ્-કા'ઉન્સિલ્) A council or consultation of the members of a cabinet. પ્રધાન મંડળની સભા; મસલત; મંત્રીમંડળ; સમૂહ. **Cabinet-edition**= લાયબ્રેરિ માટેની અમુક પુસ્તકની આવૃત્તિ કરતાં ન્હાની પરંતુ સુંદર આવૃત્તિ.

**Cable**, *n*. (કે'યુબલ્) A strong rope or chain. વહાણ લંગારવાની સાંકળ; તારનું દોરડું; સાંકળ; દોરડું; કુરૂમ; ખોરામ. 2. A nautical measure of 100 fathoms=600 ft. છસ્સો ફીટનું દરિયાઇ માપ. 3. A line of submarine telegraph wires. દરિયાની સપાટી નીચે નાંખેલાં તારનાં દોરડાં; જમીનની નીચે નાંખેલા તાર. 4. A cablegram. દરિયાપરથી કરેલો તાર; જલસ્થ દોરડાંદ્વારા કરેલ તાર. (1). **Cable's length**=દોરડા જેટલી લંબાઈ, ૭૨૦ ફુટ, ૧૨૦ વામ. (2). To serve the cable= દોરડું મેલતા જવું; દોરડાથી બાંધવું. (3) To put out or veer out the cable=દોરને ઢીલો; લચતો, સરકતો મૂકવો. (4). To slip the C. લંગરને સરકવા દેવું.—*vt*. To fasten with a cable. લંગર, દોરથી બાંધવું; થંભાવવું.—*vi*., *vt*. To cable. (દરિયાઇ) તાર કરવો; તારથી જણાવવું.

**Caboose**, *n*. (કૅબૂ'સ્) The kitchen or cooking-stove of a ship. વહાણમાંનું રસોઈખાનું; રસોડું; કુકર. [L. *kanse*, a small room.]

**Cabriolet**, *n*. (કૅબ્રિઓલે'યુ) A light carriage with two wheels; a cab. ન્હાની ઘોડાગાડી; છત્રીવાળી સફર ગાડી.

**Cachet**, *n*. (કૅ'શેયુ) Seal. મહોર; છાપ. **Lettre de cachet**=રાજા (ફ્રાંસના) ની સીલવાળી અસલી ખાનગી પત્રિકા.

**Cachexy**, *n*. (કૅકે'ક્સિ) A bad state of body; a bad habit. ખરાબ પ્રકૃતિ; તંદુરસ્તી; રોગ; દુષ્ટ ભાવના;વ્યસન.[Gr.*kakos*, bad,*hexis*,condition].

**Cachination**, *n*. (કૅકિને'યુશન્) A loud, vulgar laughter. અટ્ટહાસ્ય; ખીખીયાગીરી. [L. *cachinno*, I laugh loudly]

**Cack**, *vi*. (કૅક) To get relief by stool ઝાડે ફરીને નિરાંત વાળવી; જીવને ચેન કરવું. 2. ઝાડે ફરવા જવું.

**Cackle**, *vi*. (કૅ'કલ્) To utter a cry, as a hen or goose. મરઘી અથવા હંસની માફક અવાજ કરવો. 2. To talk or laugh in a silly manner. બકબક કરવું; ટકટક, લવારો કરવો; હીહી કરીને હસવું.–*n*. The cry of a hen or goose; prattle; silly laughter. મરઘી અથવા હંસની કીકીયારી; હંસનાદ; ધ્વનિ; બકબકાટ; લવારો; ટકટક હીહી હાસ્ય.–*n*. Cackler. અવાજ કરનાર.

**Cacophony**, *n*. (કૅકૉ'ફોનિ) A discordant or unpleasant sound. રૂક્ષોચ્ચાર; કઠોર, કર્કશ અવાજ. [Gr. *kakos*, bad, *phone*, sound].

**Cactus**, *n*. (કૅ'ક્ટસ્) A kind of prickly plant, a native of tropical America. કંટાળુ થોર; થોર; થુવેર.

**Cad**, *n*. (કૅડ્) A mean, vulgar fellow; messenger. હલકટ માણસ; બેપીઓ; હલકારો; દૂત; કાસદ; જાસુસ. 2. The conductor of an omnibus. ગાડી ચલાવનાર માણસ.

**Cadaver**, *n*. (કૅડૅ'વર્) A corpse. મડું; મુડદું; શબ; લાસ. [L. *cado* I fall].

**Cadaverous**, *adj*. (કૅડૅ'વરસ્) Pertaining to or appearing like a dead body; pale; wan; ghastly. મડદાને લગતું; શબ, લાસ સંબંધી; મડદા જેવું; ધોળું ફક્ક; ભઠકામણું.

**Caddy**, *n*. (કૅડિ) A small box for keeping tea. ચાહ રાખવાની પેટી; ડબ્બો.

**Cade**, *n*. (કેઈડ્) A barrel or cask. પીપ.–*vt*. To nourish. પાળવું; પોષવું.-*adj*. Domesticated; tame. પાળેલું.

**Cadence**, *n* (કે'યુડેન્સ્) A fall of the voice at the end. સ્વર પાત; વાક્યને છેડે અવાજ ઉતારી, પાડી નાંખવો તે. 2. Regularity in the motion observed by a horse. ઘોડાની એકસરખી ચડતી ઉતરતી ચાલ. 3. The sinking of the sun. સૂર્યનું ધીમે ધીમે અસ્ત થવું તે. 4. A pause at the end of an air. રાગ; સૂરને છેડે લેવાતો વિસામો. 5. Voice; tone. અવાજ; સાદ.

**Cadet**, *n*. (કૅડે'ટ્) The younger of two brothers. બે ભાઈમાંનો ન્હાનો ભાઈ; છોટાભાણુ; છોટાભાઇ. 2. The youngest sun. સૌથી ન્હાનો દીકરો; કનિષ્ઠપુત્ર. 3. A young man in training at a military school. યુદ્ધશાળાનો વિદ્યાર્થી.

**Cadi**, *n*. (કા'ડિ; કે'યુડિ) A town or village judge among the turks. કાજી; કોટવાલ; ન્યાયાધીશ.

**Caduceus**, *n*. (કૅડ્યુ'સિઅસ્) Mercury's winged rod, entwined by two serpents. બે પાંખ તથા બે સર્પવાળો ગુરૂનો દંડ.

**Caesarian**, *adj*. (સીઝે'રિઅન્) Pertaining to Caesar. (જ્યુલિઅસ્) સીઝરને લગતું, સંબંધી. Caesarian operation=જનનેંદ્રિયમાંથી છોકરાને બહાર ખેંચી કાઢવાની ડાકટરી ક્રિયા.

**Caesarium**,*n*. (સીઝૅ'રિઅમ્) Despotic sway; imperialism. આપખુદી સત્તા;શાહીમદ;શાસનલોભ.

**Caesura**, *n*. (સીઝ્યૂ'રે) A pause in verse; a separation, by the ending of a word, or a pause in the sense કાવ્યની કડીમાં સૂર અથવા અર્થની ખાતર લેવાતો વિસામો, વિરામ.[L. *caesum* I cut].—*adj*. Caesural.

**Caf'e**, *n*.(કૅફે'યુ)A coffee-house;a restaurant. ઉપાહારગૃહ; કાફીગૃહ.

**Cag**, *n.* (કૅગ્) A small barrel or cask. ન્હાનું પીપ.

**Cage**, *n.* (કેઇજ્) An inclosure formed of wires or twigs or iron bars,etc.for confining beasts or birds. પાંજરૂં; પિંજર. 2.A prison-house. કેદખાનું;પાંજરૂં.3.A skeleton framework. માળખો. *vt.* To confine. પાંજરામાં પૂરવું ઘાલવું.

**Cairn**, *n.* (કે'ર્ન્) A rounded or conical heap of stones, erected as a sepulchral monument as a land-mark, or to commemorate some event. કબર ઉપરનો ટેકરો; ટીંબો, ઢગલો; સીમાસ્તંભ; સ્મરણસ્તંભ.

**Caitiff**, *n.* (કે'ટિફ્) A mean villiain; a degraded wretch. હરામખોર; લુચ્ચો; બદમાશ; ચંડાળ; નીચ લફંગો.

**Cajole**, *vt.* (કજો'લ્)To persuade or deceive by flattery; to coax; to wheedle. પટાવવું; ફોસલાવી ખાવું; સમજાવી, મનાવી લેવું. [Fr. *cajoler*, to cajole].

**Cajolement**, *n.* (કજો'લ્મેન્ટ્) A wheedling; deceiving by flattery. પટામણી; ફોસલામણી; સવાસલું; ખુશામત; મનામણી-*n.* Cajoler. ફોસલાવનાર.–*n.* Cajolery. ફોસલામણી.

**Cake**, *n.* (કે'ઈક્) A composition of flour, butter, sugar, etc. baked into a small round mass. રોટલી; ભાખરી; પુરી; ચાનકી; અંબાગરી. 2. Anything in the form of a cake. ટીકડી; ગોળપાસો; ચકતી. Cow-dung cake=છાણું.

**Calabash**, *n.* (કૅ'લૅબૅશ્) The fruit of the calabash tree. દુધી; તુંબડું.

**Calaboose**, *n.* (કૅ'લૅબૂસ્) A prison; a jail. કેદખાનું; જેલ; તુરંગ.

**Calamitous**, *adj.* (કૅલૅ'મિટસ્) Causing great misery, loss, or ruin. અતિદુઃખ, હાનિ અથવા પાયમાલી કરનારૂં; આપત્તિજનક.

**Calamity**, *n.* ( કૅલૅ'મિટિ ) Any great misfortune. વિપત્તિ: આપદ્; આપદા; સંકટ. 2. Calamity from Heaven and kings or government=આસ્માની-સુલ્તાની. 2. A beating down of standing corn by wind or storm. પવન કે તોફાનથી પાકતું પડી જવું તે.

**Calamus**, *n.* (કૅ'લૅમસ્) The Indian cane. નેતર.2.A species of medicinal plants. ઘોડાવજ.

**Calash**, *n.* (કલૅ'શ્) A light carriage with very low wheels and a folding toy. ન્હાનકડાં પૈડાં અને ધમણવાળી ગાડી; બગી; ચારક

**Calcar**, *n.* (કૅ'લ્કાર્) A furnace used in glassworks. કાચના કારખાનાની ભઠ્ઠી. [L. *calx*, lime.]–2. A spur; a projection from the base of a petal. એડી; પોલું પાતરૂં. [L. *calx*, the heel.]

**Calcareous**, *adj.* (કૅલ્કે'રીઅસ્) Partaking of the nature of lime or chalk ચુના અથવા ચાક જેવા પદાર્થવાળો. [L. *calcis*, lime stone].

**Calcine**, *vt.* (કૅલ્સા'ઇન્) To reduce a substance to a powder or a friable state by the action of heat. બાળીને રાખ, ભસ્મ કરવી.

**Calciner**, *n.* (કૅલ્સા'ઈનર્) One who or that which calcines.ભસ્મ, ખાખ કરનાર; ધાતુ મારનાર.

**Calculable**, *adj.* (કૅ'લ્કયુલૅબલ્) Capable of being calculated. ગણીને, ગણિતથી નક્કી થઈ શકે એવું; પ્રમાણ નીકળે તેવું.

**Calculate**, *vt.* (કૅ'લ્કયુલેઈટ) To reckon up; to compute. ગણવું; ગણત્રીથી કાઢી લેવું. 2. To adjust; to adapt to an end. અમુક પરિણામ; ઉદ્દેશ માટે બંધબેસતું કરવું; યોગ્ય, લાયક કરવું.–*vi.* To compute; to deliberate. ગણત્રી, ગણિતથી નક્કી કરવું; વિચાર કરવો; ત્રાજવાં તોળવાં; ગણત્રી; કરવી;દુન્યવી લાભહાનિનો વિચાર કરવો. Calculated. to=suitable for; likely to bring about. પરિણામ લાવે એવું; માં, ની તરફ દોરે એવું.

**Calculation**, *n.* (કૅલ્કયુલે'યૂશન્) The art or process of calculating. ગણત્રી કરવાની વિદ્યા, રીત; હિસાબ; આંકડો. 2. Estimate; forecast. ગણત્રી; અંદાજ; ખ્યાલ; ગણના; અજમાયશ.–*adj.* Calculating. ગણત્રી કરવાની શક્તિ ધરાવતું; વિચારશીલ; સ્વાર્થી; ત્રાજવાં તોળે એવો; યુક્તિબાજ. [L. *calx*, a small stone, or counter].

**Calculative**, *adj.*(કૅ'લ્કયુલેયૂટિવ્)Pertaining to calculation; tending to calculation.ગણત્રી સંબંધી; ગણત્રી કરીને, હિસાબ કાઢીને કરે એવું; ગણત્રી તરફ ઢળતું.—*n.*Cal'culator.ગણત્રી કરનાર.

**Calculous; Calculose**, *adjs.* (કૅ'લ્કયુલસ્; કૅલ્કયુલોસ્) Stony; hard like stone. કાંકરી, પથરીવાળું; કઠણ;સખત. 2. Affected with the gravel. પથરીના દરદવાળું. [L. *calcis*,a stone].

**Calculus**,*n.*(કૅ'લ્કયુલસ્)Any hard concretion formed in the bladder. પથરી. 2. Stone; gravel.પત્થર;કાંકરી.3.A method of computation in the higher branches of mathematics. શૂન્યલબ્ધિ; કલન.Integral Calculus=ચલનરાશિ કલન.—*pl.* Calcubi.

**Caldron**, *n.* (કૉ'લ્ડ્રન્) A large kettle or boiler. દેગડો; હાંડો; તાવડો; ધુણીઓ. [L. *caleo*, I am warm].

**Caledonian**,*adj* (કૅલિડો'નિઅન્ ) Pertaining to Scotland. સ્કૉટલૅન્ડનું, સંબંધી.–*n.* A native of Scotland. સ્કૉટલૅન્ડનો રહીશ.

**Calefactory**. *adj* (કૅલિફૅ'ક્ટરી) Heating or warming. તપાવે અથવા ગરમ કરે તેવું.–*n.* A warming-pan. તાવડો. 2. A chamber in which the monks warmed themselves. તાપવા માટેનો મઠનો ઓરડો.

**Calendar**, *n.* (કૅ'લેન્ડર્) The calends; the first day of each month among the Romans. રોમન લોકોના રિવાજ મુજબ દરેક મહીનાનો પહેલો દિવસ. 2. An almanac. પંચાંગ; તારીખીયું; ટીપણું. 3. A register of monks, feasts, fasts etc. kept at the church. ખ્રિસ્તી દેવળનું તહેવાર વગેરેનું તારીખીયું. 4. A list of criminal cases. ફોજદારી દાવાઓનું ટિપ્પણ. 5. A catalogue; a register. નોંધ; દફતર; ટિપ્પણ. [L. *calendarium*, a calender, an account-book]. **Calender**. (કૅ'લેન્ડર) A press to smooth and glaze cloth, paper, etc. કાપડ વગેરેને સાફ, લીસાં તથા ચકચકિત બનાવવાનું યંત્ર. 2. An establishment where this press is used. સફાઈગૃહ 3. One having the business of calendering. કુન્દી કરનારો; ઇસ્ત્રી કરનાર; બંધારો.—*vt*. To finish in a calender. સફાઇ વગેરે કરી આપવાં. [L. *cylindrus*, a cylinder].–*n*. One of an order of dervishes in Turkey and Persia. તુર્કસ્તાન અને ઇરાનના અમુક પંથનો ફકીર.

**Calf**, *n*. (કાફ્) The young of the cow, and of the bovine animals generally. વાછરો; વાછરડું. 2. The young of the whale or an elephant. વ્હેલ નામના મચ્છનું બચ્ચું; હાથીનું બચ્ચું; મદનીયું. 3. An ignorant, stupid person. મૂર્ખો; ધનચક્કર. 4. Leather made from the skin of a calf. વાછરડાનું ચામડું-*pl*. Calves. [Ger. *kalb*, a calf].—*n*. The thick, fleshy part of the leg behind, below the knee. પગની પેંડી, ગોટલો, ગોટલો; ટેડું. Calf-love= જુવાનીયાનો સરાગ, ઉગ્રપ્રેમ, આસ્ક્તિનતા;

**Calibre**, *n*. (કૅ'લિબર્) The capacity of the mind. શક્તિ; ભેજું; ગુંજાસ;ગજું.2.The measure of a tube નળીનું માપ.3 The internal diameter of the bore of a tube. નળી, બુંગળાના મ્હોનો વ્યાસ; ગર્ભસૂત્ર. Three or four guns of small C.=નહાના વ્યાસવાળી ત્રણ કે ચાર તોપો, [Ar. *kâlib*, a mould].—**also**, **Caliber.**

**Calibrate**,*vt* (કૅ'લિબ્રેટ્) To find the calibre of વ્યાસ કાઢવો,નક્કી કરવો;શક્તિનું માપ લેવું,કાઢવું.

**Calico**, *n*. (કૅ'લિકો)Any white or unprinted cotton cloth. કેલિકો; છીંટ; સાદું સુતરાઉ કપડું.– C. printer=સાદા સુતરાઉ કપડા પર ચોકડી કે બુટ્ટા પાડનાર.

**Calid**, *adj*. (કૅ'લિડ્) Hot; burning; ardent. ઉષ્ણ; ગરમ; ધગતું; આતુર; તીવ્ર; ઉગ્ર [L. *caleo*, I am warm or hot].

**Calif**, **Caliph**, *n*. (કૅ'લિફ્; કે'ચુલિફ્) A title given to the successors of Mahomed, who are regarded by Mahomedans as supreme in civil and religious matters; an Arab or Moorish monarch. ખલિફ્;સુલ્તાન.-*also*,Kalif, Khalif, etc.

**Caliginous**, *adj*. (કલિ'જીનસ્) Dim; dark; obscure. ઝાંખુ; અંધકારગ્રસ્ત; અપ્રસિદ્ધ.

**Caligraphy**, *n*. (કલિ'ગ્રફી)Fair or elegant penmanship. સુંદર લિપિ, લેખ; કલમ; અક્ષરનો વળાંક, ની છટા.2.The art of beautiful writing. સુંદર લેખનકળા-**also**, Calligraphy. [Gr. *kalos*, beautiful, *grapho*, I write].

**Calipers**, *n*. (કૅ'લિપર્ઝ) Compasses for measuring calibre or the diameter of round bodies. ગોળ પદાર્થનો વ્યાસ કાઢવાનું યંત્ર,કમ્પાસ.– **also**, Callipers.

**Calix**, *n*. (કૅ'લિક્સ્) Same as Calyx.

**Calk**, *vt*. (કૉક્) To drive oakum into the seams of a ship to prevent leaking. વહાણના સાંધા, તડમાં કાથાના છુંછા ઘાલી મજબૂત બનાવવું. 2. To provide with a shoe. નાળ જડવી.-*n*. A pointed iron on a horse-shoe. ઘોડાની નાળનો ખીલો.-**also**, Caulk; [Calkin, Calker=ઘોડાની નાળનો ખીલો].

**Calk**, **Calque**, *vt* (કૉક)To copy a picture by tracing. ચાક ભૂંસી ચિત્રની નકલ ઉતારવી.

**Call**, *vi*. (કૉલ) To cry aloud; to invite. મોટેથી બોલાવવું; બોલાવવું; બરકવું. 2. To make a short visit. ( **with** *upon* **or** *at* ). ખબર કાઢવી; તલાસ કરવી; ટુંકી મુલાકાત લેવી; મળી આવવું -*vt*. To summon. બોલાવવું. 2. To name. નામ આપવું, કહેવું, પાડવું; ના નામથી ઓળખવું. 3. To select for a special office. અમુક ધંધા માટે પસંદ થવું, કરવું.–*n*. A summons or invitation; a short visit; a demand; an occasion or cause; a shrill whistle; admission to a certain profession or rank. બોલાવવું તે; નિમંત્રણ; તેડું; તલાસ; મુલાકાત; માગણી; ઉધરાણી; જરૂર; પ્રસંગ; કારણ; તીની સીસોટી, અવાજ; અમુક ધંધાપર ચડવું તે, માં દાખલ થવું તે. **Call-boy**=નાટકશાળાના પ્રૉમ્પ્ટર પાસે રહેતો છોકરો, જેનું કામ પાત્રોને વખતસર બોલાવવાનું હોય છે, તે. 3. Calling. ધંધો 4. Call-loan; Call-money=ઉધરાણી થાય કે તુર્ત જ ભરી દેવાનું નાણું. 5. Call-note=પોતાનાં બચ્ચાંને બોલાવવા માટે પશુ કે પક્ષી બોલે તે.–1. Call attention to=ધ્યાન ખેંચવું. 2. Call away=બોલાવી લેવું; મન બીજા વિષય પર ચડાવી દેવું. 3. Call for= માગણી કરવી; બૂમ પાડી માગવું; જરૂર હોવી. 4. Call forth=પ્રવૃત્તિમાં નાખી દેવું; વપરાશમાં આણવું. 5. Call for trumps=હુકમનું પત્તું નાખી બેલીને હુકમનાં પાનાં ઉતરવાનું સૂચવવું. 6. Call

in=પાછું ખેંચી લેવું, જેમકે નાણું. નોટ વિગેરે; વસુલ કરવું; તેડાવી લેવું. 7. Call in question= વાંધો ઉઠાવવો; ને માટે શકમંદ હોવું. 8. Call on, or upon=આવાહન કરવું; આજીજી કરવી; અપીલ કરવી. 9. Call out=લડાઇ માગવી; દ્વંદ્વ યુદ્ધ માટે આહ્વાન કરવું; નોકરી પર બોલાવવું; પ્રવૃત્તિમાં નાંખવું. 10. Call over=બોલી જવું. 11 Call to. account = હિસાબ આપવા કહેવું, બોલાવવું; ઉધડું લેવું.

**Callous**, *adj.* (કૅ'લસ્)Hardened;unfeeling. કઠણ; કઠોર; નિષ્ઠુર; લાગણીશૂન્ય. [L. *callus*, hard skin].

**Callow**, *adj.* (કૅ'લો)Unfledged;unbearded. પીછાં વગરનું; દાઢીના વાળ વિનાનું; બોડું. 2. Inexperienced. બીન અનુભવી; કાચુંકુંવારૂં.3.Low-lying. નિમ્ન; નીચું; પાણી ફરી વળે તેવું નીચું. *-n.* An alluvial flat. નીચવાસ; હેઠાણ ભોંય. [L. *calvus*, bald].

**Calm**, *adj.* (કામ્) Still or quiet; tranquil; serene. શાંત; સ્તબ્ધ; સ્થિર; સ્થિર;સ્વસ્થ;નિવૃત્ત; ગંભીર.*-n.*Stillness; tranquillity.શાંતિ;સ્વસ્થતા; સ્થિરપણું.*-vt.* To quiet; to pacify. શાંત, ઠંડું પાડવું.*-ns.* Calmant, Calmative. સ્વસ્થ, શાંત કરનાર દવા. [Gr. *kauma*, noonday heat].

**Calmness**, *n.* (કા'મ્નેસ્) Quietness.સ્વસ્થતા; શાંતિ.*-adj.* Calmy. શાંત વૃત્તિવાળું; સ્થિર.

**Calomel**,*n* (કૅ'લોમેલ્)One of the compounds of mercury and chlorine.પારાની માત્રા; નેપાળો; રસકપુર. [Gr. *kalos melas*, black].

**Caloric**,*n.*(કૅલૉ'રિક્)The supposed principle or cause of heat; heat. ગરમી; ઉષ્ણતા; ઉષ્ણતાનું મૂળતત્ત્વ.

**Calorific**, *adj.* (કૅલૉરિ'ફીક) Causing heat; ગરમી પેદા કરનારૂં; ઉષ્ણતાજનક.

**Calotype**, *n.* (કૅ'લૉટાઇપ્)An invention for making pictures on paper through light. પ્રકાશથી ચિત્ર પાડવાની કળા.

**Caltrop**, *n.* (કૅ'લ્ટ્રૉપ્) A genus of plants and its fruit. ગોખરૂનું ઝાડ; ગોખરૂ.

**Calumba** *n.* (કૅલ'મ્બૅ) A kind of root,used as a tonic.કલમકાચરી;કોલમ્બો,–also Colombo, Calombo.

**Calumet**, *n.* (કૅ'લ્યુમેટ્) The tobacco pipe used by the North American Indians, the symbol of peace. હુક્કો; હોકો [L. *calamus*, a reed.]

**Calumniate**, *vt.* (કૅલ'મ્નિએઇટ્) To slander or accuse falsely.ખોટી અથવા જુઠી નિંદા કરવી; જુઠો આરોપ મેલવો. [ L.*Calvmnia*,Calumny].

**Calumniation**, *n.*(કૅલમ્નિએ'ઇશન્)Defamation; false slander or accusation ચુગલી;ચાડી; ખોટી ફજેતી; બદબોઇ; નિંદા; આળ.

**Calumniator**, *n.* (કૅલ'મ્નિએઇટર્) One who slanders; back-biter; lampooner. ચાડીચુગલી કરનાર; નિંદાખોર; જૂઠાં આળ ચઢાવનાર, મુકનાર.

**Calumnious**,*adj.*(કૅલ'મ્નિઅસ્)Defamatory; libellous. કલંક, એબ લગાડે એવું; નિંદાયુક્ત; બદબોઈ ભરેલું.

**Calumny**, *n.* (કૅ'લમ્નિ) False slander or accusation. નિંદા, વગેરે.

**Calvary**, *n.* (કૅ'લ્વરી) A place of skulls, esp. the place near Jerusalem, where Christ was crucified. જેરૂસાલેમ પાસે જે ટેકરી ઉપર ક્રાઈસ્ટને વિંધવામાં આવ્યા હતા તે ટેકરી; ખોપરીઓથી ભરેલું સ્થાન [L. *calves*, bald ]

**Calve**, *vi.* (કાવ્) To bring forth a calf. વાછરડાને જન્મ આપવો, જણવું. To produce offspring. વિયાવું, જણવું.

**Calvinist**, *n* (કૅ'લ્વિનિસ્ટ) A follower of Calvin; one who embraces the doctrines of Calvin. કેલ્વીનનો અનુયાયી; કેલ્વીનના મત પ્રમાણે ચાલનારો; કેલ્વીન મતવાદી*-n.* Calvinism. કેલ્વીનનું મતતંત્ર.*-adj.* Calvini'stic. કેલ્વીન અથવા તેના મતને લગતું.

**Calvities**,*n.*(કૅલ્વિ'શિઈઝ્)General baldness. ટાલ; બોડાપણું.

**Calx**, *n* (કૅલ્કસ્) Lime of chalk. કળીચુનો *-pl.* Calxes, calces.[L. *calx*, Lime snone].

**Calyx**, *n.* (કૅ'યુલિકસ્) The outer covering of a flower. ફુલનું દિંટું.*-pl.* Calyces, calyxes.

**Camber**, *n.* (કૅ'મ્બર્) A convexity or an arch upon an upper surface as a ship's deck, a bridge, a beam, lintel; the curve of ship's plank. કમાન [L. *camera*, a vault].

**Cambric**, *n.* (કે'યુમ્બ્રિક્) A species of fine white linen, for which Cambray, in Flanders was famous. શણનું ઝીણું કપડું.

**Camel**, *n.* (કૅ'મેલ્) A large quadruped in Asia and America. ઉંટ.

**Camel-backed**, *adj.* (કૅમેલ્બૅ'કડ્) Hump-backed ખુંધો.

**Camelopard**, *n.* (કૅમે'લોપાર્ડ્) The giraffe. જીરાફ. [L. *camelus & pardalis*, a female panther].

**Camera**, *n.* (કૅ'મેરૅ) A vault; a council-chamber; a photographic instrument. કમાન; સભાસ્થાન;છબી પાડવાનું યંત્ર.

**Cognizable,** *a.*(કૉ'ગ્નીઝૅબલ)Apprehensible; understandable. સમજણ પડે એવું; જાણી શકાય એવું. 2. Such as can be investigated by a court of law.કોર્ટ સાંભળી તપાસ ચલાવી શકે તેવું.

**Cognizance,** *n.* (કૉ'ગ્નીઝૅન્સ) Understanding; knowledge. સમજ; જ્ઞાન; ચોકસી 2. Confession; acknowledgment. કબુલાત. 3. Jurisdiction. સાંભળવાનો કોરટનો અધિકાર-સત્તા.4. Recollection; recognition. સાવચેતી;યાદ-સ્મૃતિ.

**Cognisant,** *a.* (કૉ'ગ્નીઝૅન્ટ) Knowing; having knowledge of. જાણીતું; માહીતગાર; વાકેફગાર.

**Cognomen,** *n.* (કૉગ્નો,'મેન) A surname. ઉપનામ; અટક; કુળનામ. [L. *con*, together and *nomen*, a name].

**Cohabit,** *vi.* (કોહૅ'બીટ) To live together. એકઠું-ભેગા-એક સ્થળે રહેવું. 2. To live together in marital relations;to sleep together. ભેગા સુવું; ધણી ધણીયાણી તરીકે સાથે રહેવું-સબંધ રાખવો. [L. *con* & *habito*, I dwell.]

**Co-heir,** *n.* (કોએ,'ર) One of two or more heirs. સહવારસ; ભાગીદાર; ભાગીયો. [L. *con*, together & *hares*, a heir].

**Cohere,** *vi.* (કોહી'ર) To adhere or stick together. એકઠું વળગી-જોડાઈ રહેવું. 2. To agree or suit. બંધ બેસતું આવવું; અનુકૂળ આવવું. [L. *con*, together and *hæreo*, I stick.]

**Coherence-ency,** *n.* (કોહી'રન્સ-રન્સી) Adhesiveness; the quality of sticking together. એકઠા વળગી-બાઝી રહેવું છે; ઘનતા. 2. Harmonious connection; connectedness; congruity; consistence.સંપ; સંગતપણું;સંબંધ; સંગતિ.

**Coherent,** *a.* (કોહી'રન્ટ) Adhesive. વળગી રહેલું-ચોંટી રહેલું. 2. Connected; consistent. મુનાસબ; યોગ્ય;તુટક તુટક નહિં એવી રીતે(બોલવું તે); સ્પષ્ટ રીતે.

**Cohesion,** *n.* (કોહી'શન) Attraction of the atoms of a body towards each other. સ્નેહાકર્ષણ. 2. Adhesiveness; close union. ચોંટી-વળગી રહેવું તે. 3. Congruity; consistence. સંબંધ; સંગતિ; સ્પષ્ટતા.

**Cohesive,** *a.*(કોહી'ઝીવ) Adhering together. સંબંધક; સંયોજક; ચિકણું. [L. *con*, together & *hoesum*, stuck.]

**Cohort,** *n.* (કો'હર્ટ) A body of 500 or 600 troops. પાંચસો-છસો સિપાઈની ટુકડી.[L.*cohors*].

**Coiffure,** *n.* (ક્વા'ફૂર) A wig; a head dress. ટોપી.

**Coil,** *n.* (કૉઈલ)To roll up in a cylindrical form. વિંટવું; ગોળ વાળવું. *n.* A roll with rings within rings. વિંટો. [L. *con*,together & *lego*, I gather.]

**Coin,** *n* (કૉઈન)A stamped piece of metal.નાણું; સિક્કો.2.A legal tender.ચલણી નાણું, નોટ વગેરે. *vt.* or *vi.* To stamp with the current mark (on currency); to mint. પૈસા ઉપર છાપીને સિક્કો પાડવો. 3. To invent or fabricate. કંઇ નવું શોધી કાઢવું.

**Coinage,** *n.* (કૉ'ઇને,જ) Stamping process of current coins. નાણાં ઉપર છાપીને સિક્કા પાડવા તે 2. Currency; coins. સિક્કા; નાણાં. 3. The charges for minting or coining. સિક્કા પાડવાનો ખરચ. 4. Invention. નવી શોધ.

**Coincide,** *vt.* (કોઈનસા'ઈડ) To correspond to exactly; to occupy the same area. બંધબેસતું આવવું; એકસરખી જગ્યા રોકવી;સમ હોવું. 2. To agree in opinion. એકમત થવું. [L. *con*, together & *cado*, I fall.]

**Coincidence,** *n.* (કોઇ'નસીડન્સ) Exact corresponding to; falling together. બેસતું આવવું તે. 2. Concurrence; agreement. સંધિ. 3. Contemporiousness. સહવર્તમાનપણું.

**Coincident,** *a.*(કોઈ'નસીડન્ટ)Corresponding; consistent; agreeing.સમકાલીન;મળતું,બંધ બેસતું.

**Coir.** *n.*(કૉઇર)The fibres of the coco-nut.કાથો.

**Coition,** *n.* (કોઈ'શન) Copulation; sexual intercourse. મૈથુન; સ્રીસંભોગ.

**Coke,** *n.* (કો,ક) Coal made from coal. કોલસાને બાળીને બનાવેલો કોલસો.

**Colander,** *n.*.(કૉ'લૅન્ડર) A vessel with little holes at bottom used in sifting &c. ચાલણી; ગલણી. [L. *colum*.]

**Cold,** *a.* (કો,લ્ડ) Chilly; frigid. ઠંડું; શરદ. 2. Indifferent; unconcerned. જુસ્સા વગરનું-હોંશ વગરનું; ટાઢું. 3. Not satisfactory. અસંતોષકારક. 4. Not interesting. રસહીન; અગમ્ય. **In cold blood**=જાણીજોઇને; ખુન કરવાના ઇરાદાથી. **To give one the cold shoulder**=કોઈની સામું એ ન જોવું. *n.*Chilliness; absence of warmth. ટાઢ; શરદી. 3. (Med.) Catarrh. સળેખમ.

**Cold-blooded,** *a.* ( કો,લ્ડબ્લ'ડેડ ) Without feeling or sensibility. લાગણી વગરનું. 2. Having cold blood. ઠંડા લોહીવાળું.

**Coldly,** *a.* (કો,'લ્ડલી) In a cold manner. બેદીલથી; બેદરકારીથી; ટાઢી રીતે; શરદી થાય એવી રીતે.

**Coldness,** *n.* (કો,'લ્ડનેસ) Chilliness; absence of warmth. શીતળતા; ઠંડક. 2. Unconcern; indifference, બેદરકારી.

**Colic,** *n.* (કૉ'લીક્) Acute pain in the bowels. પેટશળ; ચુંક; ઉદરશૂળ. *a.* Affecting the bowels. આંતરડાંવિષયી.

**Colicky, colic, colical,** *a.* (કૉ'લીકી-કૉ'લીક્-કૉ'લીકલ્) About colic. ઉદરશૂળ-ચુંક સંબંધી.

**Collaborator,** *n.* (કૉલૅ'બોરે,ટર્) A co-worker in literary labours. સહઉદ્યોગી; સાથે લખનાર-કામ કરનાર.

**Collapse,** *vi.* (કૉલૅ'પ્સ્) To fall together; to close by falling together. સાથે પડવાથી દબાઈ જવું; પડી જવું; એકદમ ભાંગી જવું. 2. To come to nothing; to break down. એકદમ નિષ્ફળ-વ્યર્થ જવું. *n.* A falling in or together. એકદમ પડી જવું-ભાંગી પડવું તે. 2. A physical break-down. શારીરિક અસ્વસ્થતા; એકદમ માંદું પડવું તે. [L. *con*, together & *labor*, I fall.]

**Collar,** *n.* (કૉ'લર્) A coloured ring round the neck. કંઠપાશ; કાંઠલો; કંઠલો. 2 A cincture or ring. ઘેર. 3. A garment to be worn round the neck. ગલપટ્ટો; કૉલર. **To slip the collar**=પહેરામાંથી છટકી-ન્હાસી જવું; પોલ થવું. *vt.* To catch by the collar. ગળચી પકડવી. [L. *collum*, the neck.]

**Collar-bone,** *n.* (કૉ'લર-બો,ન્) The clavicle. હાંસડીનું હાડકું; હાંસડી.

**Collate,** *vt.* (કૉલે,'ટ્) To confer or bestow. બક્ષીસ આપવું. 2. To contrast and compare critically. બારીકાઈથી મુકાબલો કરવો. *vi.* To bestow a benefice upon. પુરોહિત વૃત્તિમાં મૂકવું. [L. *con*, together and *latus*, carried].

**Collateral,** *a.* (કૉલૅ'ટરલ્) Near by; adjacent to. પાસેનું; બાજુનું. 2. Inferior or subordinate to. પેટાનું; થી ઉતરતું. 3. In addition to; additional. વધારાનું; વધતું. 4. Allied by blood. સગોત્ર; નાતાનું; પડખાનું. **C. security**= પેટા બાંહેધરી. *n.* A relation. સગો. [L. *con* & *latus*, side].

**Collation,** *n.* (કૉલે,'શન્) A lunch. ફળાહાર. 2. Placing together for comparison. સાથે મુકીને સરખાવવું તે.

**Colleague,** *n.* (કૉ'લીગ્) An ally; a partner; a co-worker; an associate. સાથી; સહકારી; સાથેકામ કરનાર માણસ. *vt.* or *vi.* To associate or unite in office with. સાથે રહીને કામ કરવું; ની સાથે મળીને કામ કરવું. [L. *co*, & *lego*, I select].

**Collect,** *vt.* (કૉલે'ક્ટ્) To gather together. ભેગું-એકઠું કરવું. 2. To conclude or infer from. પરિણામ તરીકે અનુમાન કરવું. 3. To demand and obtain payment of money due. પૈસા ઉઘરાવવા-વસુલ કરવા. **To collect oneself**=શુદ્ધિપર આવવું-ભાન પર આવવું. *vi.* To be gathered together. એકઠાં-જમાવ થયેલા હોવું; સંચય થયેલો હોવું. *n.* A short prayer. ટુંકી પ્રાર્થના.

**Collection,** *n.* (કલે'કશન્) A crowd of persons or objects. સમૂહ; સંઘ. 2. Gathering together of funds for some particular object. અમુક એક કામ માટે પૈસા ઉઘરાવવા તે. 3. Accumulation or gathering together of anything. સંગ્રહ; સમુદાય; સમૂહ; એકઠું કરવું તે.

**Collective,** *a.* (કલે'ક્ટીવ્) Showing an aggregate of things. સમુદાય વાચક. 2. Formed by accumulation or gathering. એકઠુંકરીને કીધેલું.

**Collector,** *n.* (કલે'ક્ટર્) One who gathers. જુદી પડેલી ચીજો એકઠી કરનાર માણસ. 2. An officer of the Govt. in charge of the collection of revenue &c. of a district. કલેક્ટર; વસુલાતી અધિકારી.

**Collectorship, collectorate,** *n.* (કલે'ક્ટરશીપ્-કલે'ક્ટરે,'ટ્) The rank, dignity or office of a collector of revenue, taxes &c. કલેક્ટરનો હોદ્દો-હુકુમત વગેરે.

**College,** *n.* (કૉ'લેજ્) A school of higher education. મહાવિદ્યાલય; કૉલેજ. 2. An institution or society of scholars. પંડિતસમાજ. 3. A body of men invested with certain powers. અમુક એક સત્તા-અધિકાર ધરાવતું મંડળ. [L. *con*, together and *lego*, I gather.]

**Collegian,** *n.* (કૉલી'જીએન્) A student studying at a college. મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતો વિદ્યાર્થી.

**Collet,** *n.* (કૉ'લેટ્) A small metal ring. ધાતુની નાની કડી. 2. A small collar. ન્હાનો ગલપટ્ટો. [L. *collum*, neck.]

**Collide,** *vi.* (કૉલાઈ'ડ્) To dash against one another; to come together with a crash. સામેસામ અથડાવવું. [L. *con*, together & *ledo*, I strike.]

**Collier,** *n.* (કૉ'લ્યર્) A coal-miner or merchant. કોયલો ખોદી કહાડનાર; કોલસાનો વેપારી. 2. A vessel employed in coal trade. કોયલાના વેપારમાં રોકાયેલું વહાણ.

**Colliery,** *n.* (કૉ'લ્યરી) A coal mine. કોયલાની ખાણ. 2. The coal trade. કોયલાનો વેપાર-ધંધો.

**Collision,** *n.* (કૉલિ'ઝન્) A dashing against one another. અથડાઅથડી. 2. Conflict; interference. વિરોધ.

**Collocate,** *vt.* (કૉલોકે,'ટ્) To arrange in rows. હારબંધ ગોઠવવું. [L. *con*, together & *locus*, a place.]

**Collocution,** *n.* (કૉલોક્યુ'શન્) Dialogue; conference. બોલચાલ; સંભાષણ; કથાપ્રસંગ; વાદવિવાદ. [L. *con*, & *loquor*, I speak.]

**Colloquial,** *a.* (કૉલો'ક્વીઍલ્) Used in every day speech. સાધારણ વાતચીતમાં-બોલીમાં વપરાતું. **C. words**=ઘરગતુ શબ્દો.

**Colloquialism,** *n.* (કૉલો'ક્વીઍલીઝમ્) An idiom of every day language. સાધારણ ભાષારૂઢિ.

**Colloquy,** *n.* (કૉ'લોક્વી) Dialogue between two or more men. બે અથવા વધારે માણસ વચ્ચેની બોલચાલ-વાતચીત.

**Collude,** *vi.* (કૉલ્યુ'ડ્) To act in concerts; to conspire together. કપટ-દગામાં સામેલ હોવું; ભેગા મળી કપટ કરવું.

**Collusion,** *n.* (કૉલ્યુ'શ્ઝન્) Conspiracy; action in concert. દગા-કપટમાં સામેલ હોવું તે.

**Collusive-sory,** *a.* (કૉલ્યુ'સિવ્-સરી) Full of conspiracy. છળ-કપટ-દગા ભરેલું.

**Colly,** *vt.* (કૉ'લ્લી) To blacken with soot. મેશથી કાળું કરવું. *n.* Soot. મેશ.

**Collyrium,** *n.* (કૉલી'રીઅમ્) An eye-salve; an eye-wash. કાજળ; નેત્રાંજન.

**Colocynth,** *n.* (કૉ'લોસીન્થ્) The bitter apple of the shops. ઇન્દ્રવરણનાં કડવાં ફળ. 2. A violent purgative made from them. એક તેમાંથી બનતી જુલાબની દવા. [Gr. *coilia*, the belly, & *kineo*, I move.]

**Cologne,** *n.* (કો'ન્) A scented or perfumed liquid. એક પ્રકારનું સુગંધી પાણી **Cologne-water**=કોલનવાટર.

**Colon,** *n.* (કો,લો'ન્) Big intestines. મોટા આંતરડાં; નળ **Wind in the C.**=નળબંધ વાયુનો રોગ. 2. A mark of punctuation written thus. [:] અપૂર્ણવિરામ ચિન્હ.

**Colonel,** *n.* (ક'ર્નલ્) A military officer next high in rank to a captain. પલટણનો મુખ્ય સરદાર; કર્નલ.

**Colonelcy,** *n.* (ક'ર્નલ્સી) The office, rank or commission of a colonel. કર્નલનો હોદ્દો; કર્નલની જગ્યા વગેરે.

**Colonial,** *a.* (કૉલો'નીઍલ્) Relating to a colony. પરદેશી વસાહત સંબંધી.

**Colonist,** *n.* (કૉ'લૉનિસ્ટ્) The resident of a colony. પરદેશી થાણાનો રહેવાસી;સંસ્થાનવાસી.

**Colonise,** *vt.* (કૉ'લૉનાઈઝ્) To establish a colony. પરદેશમાં થાણું વસાવવું-વસાહત કરવી. *vi.* To emigrate. પરદેશી થાણામાં જઇને રહેવું.

**Colonnade,** *n.* (કૉ'લોને,ડ્) A regular line of columns. સ્તંભાવલી; થાંભલાની હાર. [L. *columna*, a column.]

**Colony,** *n.* (કૉ'લૉની) A body of emigrants or the place where they have settled; a foreign possession of a nation. પરદેશી થાણું; તે થાણામાં વસતા લોકો.

**Colour,** *n.* (ક'લર્) That property of bodies which gives them a different appearance to the eye, independent of its form, and depending upon the reflection of light from the body. રંગ. **Primary colours**= મૂળરંગ (લાલ, પીળો ને વાદળી). **To change colour**=જુદા રંગનું થઈ જવું;વિવર્ણ,ફીકા થઇ જવું. 2. Pigments; paints. રંગવાના પદાર્થ. 3. Species; kind. પ્રકાર; જાત. *pl.* The national flag of a country. નિશાન; રાષ્ટ્રધ્વજ. **To come off with flying colours**= કોઇપણ યુદ્ધમાં વિજયી થઇ પાછા ફરવું; વિજય-ફતેહ પામવી. *vt.* To give a false appearance to. ખોટું રૂપ આપવું. 2. To dye. રંગ આપવો; રંગાવવું. 3. To whitewash. દોષ છુપાવવો; ઢાંકપીછોડ કરવી. *vi.* To blush or change colour. નાથી લાજવું; ઝંખવાણા પડવું.

**Colourable,** *a.* (ક'લરૅબલ્) Plausible; specious; intended to deceive. સત્યભાસાત્મક; વાસ્તવિક જણાતું; સત્યદૃશ; બરાબર.

**Coloured,** *a.* (ક'લર્ડ્) Dyed or painted. રંગેલું-રંગાવેલું 2. Of any other colour except white. રંગીન.-also, Colored, etc.

**Colourless,** *a.* (ક'લરલેસ્) Having no colour. રંગહીન; વર્ણહીન; નિર્મળ.

**Colossal,** *a.* (કૉલૉ'સલ્) Gigantic; very large; huge. રાક્ષસી; જબરૂં; કદાવર; ઘણુંજ મોટું. [L. *colossus*.]

**Collosus,** *n.* (કૉલૉ'સસ્) A gigantic statue. રાક્ષસી પુતળું. 2. Something vast or gigantic. રાક્ષસી-બહુજ મોટી વસ્તુ.

**Colt,** *n.* (કો,લ્ટ્) The young one of a mare. વછેરો; ઘોડાનું બચ્ચું. **Colt's tooth**=જુવાન ઘોડાઓનો વધારાનો કે કાચો દાંત **To have a colt's tooth**=જુવાનીના તોરમાં-મદમાં ચકેલ થવું-વંઠી જવું. **To cast one's C's. tooth**=જુવાનીના મદમાંથી ઉતરવું.

**Colter,** *n.* (કો'લ્ટર્) The spike of a plough. હળની કોશ.

**Column,** *n.* (કૉ'લમ્) A round pillar. ગોળ સ્તંભ. **C. of water**=પાણીનો ધોધ. 2. A body of troops. લશ્કરની ટુકડી. 3. A perpendicular set of lines separated from others. ખાનું; કોઠો; કૉલમ.

**Coma**, *n.* (કો,'મા) Deep sleep; lethargy; an unnatural deep and profound sleep. ઘેન. 2. The tail of a comet. પુંછડીયા તારાની પુંછડી [Gr *koma*, lethargy and *koma*,tail.]

**Comart**, *n.* (કો'મૅર્ટ્) An agreement; a treaty. કરાર; તહ.

**Comate**, *a.* (કો'મેટ્) Covered with hair. વાળવાળું.

**Comatose**,*a.*(કો'મૅટો,સ્)Lethargic; drowsy. ઉંઘણસી; સુસ્તીવાળું; ઘેનમાં આવેલું.

**Comb**, *n.* (કો,મ્) A structure of cells, made by the bees, of wax, for storing their honey. પુડો. **Honey-comb**=મધપુડો. 2.A small toothed instrument for adjusting and cleaning hair, wool &c. કાંસકો-કી. 3. The crest of a cock. મરઘાંના માથા ઉપરનો તુરો-માંજર. *vt.* To clean and adjust with a comb. વાળ ઓળવા-ઉકેલવા-છુટા પાડવા.

**Combat**, *n.* (કૉ'મ્બૅટ્) A fight; a battle; a duel. લડાઈ. *vi.* To fight or engage in a battle. લડાઈ કરવી; લડવું. **Single combat** દ્વંદ્વ યુદ્ધ.

**Combatant**, *n.* (કૉ'મ્બૅટંન્ટ્) A person engaged in active war, controversy or argument.વીર;લડનાર;તકરાર લેનાર, વાંધો ઉઠાવનાર.

**Combative**, *a.* (કૉ'મ્બૅટીવ્) Warlike; quarrelsome; disposed to fight. લઢવાને તૈયાર; લડાઇખોર; યુદ્ધશીલ.

**Combination**, *n.* (કૉમ્બીને,'શન્) Union by affinity. રસાયન સંયોગ. 2. Confederacy; union. સંપ; એક્કો; સંયોગ. **Combination lock**=આંકડાંવાળું તાળું.

**Combine**, *vt.* (કમ્બા'ઇન્) To unite. ભેગું-એકઠું કરવું-થવું; મિશ્રણ કરવું-થવું; ભેળવવું. *vi.* to form a union. એકસંપ કરવો.

**Combustible**, *a.* (કમ્બ'સ્ટીબલ્) Capable of catching fine; inflammable દાહ્ય;બળે-સળગે એવું. *n.* An inflammable substance. બળે એવો પદાર્થ-દાહ્ય પદાર્થ.

**Combustion**, *n.* (કમ્બ'શન્) The act of burning or consuming by fire. દાહ-દહનક્રિયા.

**Come**, *vi.* (કમ્) To approach; to move hither. આવવું. 2. To arrive. આવી પહોંચવું. 3. To happen as the result of a cause. ઉપજવું; બનવું. 4. To be evident. દેખાવું; ઉપર આવવું. 5. To take place. થવું. **To come**=આવવું. **In times to come**=ભવિષ્યમાં; આવતા જમાનામાં. **To come about**=To take place. બનવું; થવું. 2. To change. ફરવું. **To come abroad**=પરદેશમાં જવું-આવવું. ૨. જાહેરમાં આવવું-જાહેર થવું.**To come across** =મળી આવવું; જડવું; અનાયાસે મળવું; મળવું; ભેટ થવી. **To come again**=પાછું જવું-ફરવું. **To come after**=અનુસરવું; પછવાડે જવું. ૨. લેવા આવવું. **To come away**=છોડીને ચાલ્યા આવવું. **To come between**=વચ્ચે -આડા આવવું. **To come by**=મેળવવું; સંપાદન કરવું; જડી આવવું. **To come home**= To impress one's mind deeply.અંતઃકરણ ઉપર ભારે અસર કરવી. **To come in**=કબુલ કરવું; નમતું-પડતું મુકવું. ૨. ના ભાગ હોવું-થવું. ૩. લાભ-નફા તરીકે મેળવવું. **To come in force**= અમલમાં આવવું.**To come in for**=લેવું; ફસાવું; હક-દાવો બતાવવો-ધરાવવો.**To come into**=માં સામેલ થવું-દાખલ થવું. **To come it over**= આંધળા પાટા બંધાવવા. **To come of**=ના વંશજ હોવું. ૨. પરિણામ તરીકે બનવું-થવું. **To come off**=પુરૂં થઈ જવું; થઈ જવું; પસાર-છુટા થઇ જવું;બચી જવું. **To come off from**= છોડવું; પડતું મુકવું; તજી દેવું. **To come on**= આગળ આવવું; ધસારો કરવો. 2. વૃદ્ધિ થવી;વધવું. 3.નો અમલ થવો;પાસે આવવું.**To come over**= મળવું. **To come out**=નિકળવું;જણાવું;દેખાવું; ઉગવું. **To come out with**=જાહેર-પ્રસિદ્ધ કરવું.**To come round**=ઠેકાણે આવવું;નિયમિત કાળે આવવું. **To come short**=ઓછું-ઘટતું હોવું; ખુટવું. **To come to**=કબુલ-માન્ય કરવું. 2. એકંદર-જુમલે થવું. 3. શુદ્ધિમાં-હોશમાં આવવું. **To come to oneself**=ભાનમાં-શુદ્ધિમાં આવવું. **To come to pass**=બનવું; થવું. **To come to time**=બરાબર વખતસર આવી ચઢવું. **To come true**=સત્ય હોવું; ખરૂં પડવું. **To come under**=પડવું-માં હોવું. **To come up with**=પકડી પાડવું. **To come upon**=ગુજરવું; સહન કરવું પડવું; વીતવું. **To come at**=યુક્તિપ્રયુક્તિથી ફાવી જવું.

**Comedian**, *n.*(કૉમી'ડીએન્)A comic actor. હાસ્યરસ પ્રધાન નાટક ભજવનાર.

**Come-down**, *n.* (ક'મડાઉન્) Humiliation; down-fall. માનભંગ; નાશ; પડતી; ખરાબી.

**Comedy**,*n* (કૉ'મેડી)A dramatic composition of mirthful or laughable character. હાસ્યરસ પ્રધાન,સુખાંત નાટક [Gr.*kumos*,a jolly festivity.]

**Comeliness**, *n.* (ક'મલીનેસ્) Good looks; beauty of face and figure. શોભા; ખુબસુરતી; ખુબી; કાન્તિ.

**Comely**, *a.* (ક'મલી) Good-looking; handsome. ખુબસુરત;રૂપાળું; મનોહર;સુંદર;ફાંકડું. 2. Decent; proper; becoming; appropriate. યોગ્ય-લાયક-બંધબેસતું.

**Comet,** *n.* (કૉ'મેટ) A heavenly body belonging to the solar system appearing at long intervals and often having a long tail behind it. પુચ્છડીયો તારો; ધુમકેતુ.

**Comfit,** *n.* (કૉ'મ્ફીટ્) Dried sweet-meat. ખાંડ પાઇને સુકવેલી મિઠાઇ. *vt.* To preserve after drying with sugar. ખાંડ પાઇને સુકવી રાખી મુકવી [L.*con*,together and *facio*, I make.]

**Comet-finder,** *n.*(કૉ'મેટ્‌ફાઇન્ડર્)A powerful telescope used in locating comets. ઘણુંજ દુર દેખી શકાય એવું દુર્બિન.

**Comfort,** *n.* (ક'મ્ફર્ટ્) Moderate enjoyment; freedom from trouble, sorrow or affliction; solace; consolation. સુખ; સ્વસ્થતા; આશ્વાસન; દિલાસો; હિંમત; ધીરજ; કુશળતા. 2. A quilt. રજાઈ. 3. A cause of comfort. સુખનુ-હિંમતનું કારણ [L. *confortis*, strong.]

**Comfortable** *a.* (ક'મ્ફર્ટેબલ્) Affording moderate enjoyment. શાંતિકારક; સુખકારક; દિલાસો-હિંમત આપનાર.

**Comforter,** *n.* (ક'મ્ફર્ટર્) A consoler; one who gives solace in trouble. ધૈર્ય-ધીરજ-દિલાસો-આશ્વાસન આપનાર.2.A woollen muffler. ઉનનો ગલપટ્ટો.

**Comfortless,** *a.* (ક'મ્ફર્ટ્લેસ્) Uneasy; unhappy; બેચેન; અસ્વસ્થ; સુખસાધન રહિત; વગર સોઈનું; અસુખી; અસંતોષકારક.

**Comical,** *a.* (કૉ'મીકલ્) Humorous; provoking laughter. હાસ્યોત્પાદક; હાસ્યજનક; ગમતી; હસાવે એવું. 2. About a comedy. હાસ્યરસ પ્રધાન નાટક સંબંધી.

**Comity,** *n.* (કૉ'મીટી) Politeness; affability. સભ્યતા; સભ્યવ્યવહાર;સુજનતા.[L.*comis*,affable].

**Comma,** *n.* (કૉ'મા)A sign of punctuation [ , ]. અલ્પવિરામ કે જે [ , ] એમ લખાય છે.[Gr. *komma*, a clause].

**Command,** *n.* (કૉમ્મૅ'ન્ડ્) Supreme power; final authority. સરદારી; આધિપત્ય. 2. An authoritative order.સત્તાવાર-અધિકારપૂર્વક હુકમ. 3. The exercise of authority. સત્તા; હુકુમત. *vt.* To enjoin or order authoritatively. સત્તાવાર રીતે હુકમ કરવો-આજ્ઞા કરવી. 2. To govern; to exercise military authority or control over; to lead as a general.ના ઉપર (લશ્કરી) સત્તા ચલાવવી-હુકુમત ચલાવવી; ના સેનાધ્યક્ષ હોવું. 3. To exact or compel by moral influence. હક તરીકે પામવું; સર, અખત્યાર કરવું. 4. To have at one's disposal. ની પાસે હોવું-હાથમાં હોવું. [ L. *con*, together and *mando*, I order. ]

**Commander,** *n.* (કમૅ'ન્ડર્) The person who commands. આજ્ઞા-હુકમ આપનાર. 2. Chief. સરદાર; નાયક; સેનાધ્યક્ષ.

**Commandment,** *n.* ( કૉમ્મૅ'ન્ડમેન્ટ્ ) An authoritative order.સત્તાવાર આજ્ઞા-હુકમ.2.One of the ten enjoinments attributed to God in the Bible. પરમેશ્વરે બાઇબલમાં આપેલી દશ આજ્ઞામાંથી એક.

**Commemorate,** *vt.* ( કૉમ્મે'મોરેટ્ ) To celebrate the memory of something with honour and solemnity.સંભારણ-યાદદાસ્તી રાખવા સારૂ મહોત્સવ કરવો. [L.*con* & *memor*,mindful.]

**Commemoration,** *n.*(કૉમ્મેમોરે'શન્) The celebration of the memory of some person or event. સ્મરણોત્સવ; સંભારણ-યાદદાસ્તી રાખવા માટે કરવામાં આવેલો ઉત્સવ.

**Commemorative, commemoratory,** *a.* ( કૉમે'મોરેટીવ્-કૉમે'મોરેટરી ) Serving to celebrate the memory of some person or event. યાદગીરીનું; સ્મારક.

**Commence,** *vi.* ( કૉમ્મે'ન્સ્) To make a beginning. શરૂ કરવું; માંડવું. 2. To take a university degree. કૉલેજમાંની પદવી લેવી. *vt.* To begin something. કોઈપણ કામની શરૂઆત ક૦.

**Commencement,** *n.* (કમે'ન્સમેન્ટ્) Beginning, dawn or rise of something. શરૂઆત; પ્રારંભ; આરંભ. 2. Convocation day. પદ્દીદાન સમારંભનો દિવસ. [L. *con* & *initio*, I begin.]

**Commend,** *vt.* (કૉમે'ન્ડ્) To praise. વખાણવું; સ્તુતિ કરવી. 2. To entrust or commit to the care of another. સંભાળને માટે સોંપવું; ભાળવવું; હાથમાં મુકી દેવું. 3. To recommend. ભલામણ કરવી. [L. *con*, & *mando*, I order.]

**Commendable,** *a.* (કૉમે'ન્ડેબલ્) Praiseworthy; laudable. વખાણવાલાયક; સ્તુત્ય.

**Commendation,** *a* (કૉમેન્ડે'શન્) Laudation; praise. વખાણ; સ્તુતિ. 2. Compliment. હેત-વ્હાલ-માનનો સંદેશો. 3. Recommendation. ભલામણ; શિફારસ.

**Commendatory,** *a.* (કૉમે'ન્ડેટરી) Laudatory; praising. ભલામણ; સ્તુતિ-વખાણથી ભરપુર; વખાણનું; સ્તુતિ કરતું.

**Commensality,** *n.*(કૉમે'ન્સૅલીટી) Company at dinner. એકપંક્તિ ભોજનવ્યવહાર.

**Commensurable,** *a.* (કૉમે'ન્સ્યુરૅબલ્)That may be measured by the same number or quantity. સમપ્રમાણ; સમપરિમાણ; સપ્રમાણિક; અનુરૂપ.

**Commensurate,** *a.* (કૉમે'ન્સ્યુરેટ્) Equal or having a common measure. સમાન; સમ-

પરિમાણુક. *vt.* to reduce to a common measure. સમપ્રમાણ કરવું.

**Comment**, *vt.* (કૉ'મેન્ટ્) To criticize or explain critically. ની ઉપર ટીકા કરવી; ના ગુણદોષ બતાવવા. *vt* To criticize. ટીકા કરવી-ગુણદોષ બતાવવા. *n.* Criticism. ટીકા, ગુણદોષ, સામ્ય. [L. *commentor*, I meditate upon.]

**Commentary**, *n.* (કૉ'મેન્ટરી) A criticism; a critical study of something (as a book &c.) ભાષ્ય; વિવેચન 2. A note; a noting down. બયાન; હકીકત; નોંધ.

**Commentator**, *n.* (કૉ'મેન્ટે,ટર્) An annotator; one who criticizes; a critic. ટીકાકાર.

**Commerce**, *n.* (કૉ'મર્સ્) Trade; traffic. વેપાર; લેવડ દેવડ. 2. Dealings; communication; social intercourse. વ્યવહાર; સામાજીક સંબંધ. 3. A game at cards. પત્તાની એક રમત. *vt.* to trade. વેપાર કરવો-લેવડ દેવડ કરવી.

**Commercial**, *a.* (કૉમ'ર્શલ્) Pertaining to trade; relating to commerce. વેપાર વિષયક; વેપાર સંબંધી. *vi.* To be mixed together. સેળભેળ થવું.

**Commingle**, *vt.* (કૉમ્મી'ન્ગલ્) To be mixed together. શેળભેળ થવું. *vt.* to mix or blend together. શેળભેળ-મિશ્રણ કરવું. [L. *c.n.* & *mingle.*]

**Comminute**, *vt.* (કૉ'મ્મીન્યુટ્) To grind to fine dust; to pulverize. ખાંડવું; પીસવું; ઝીણું-બારીક દળવું; ભુકો કરવો.

**Commiserate**, *vt.* (કૉમી'ઝરે,ટ્) To take compassion upon; to pity. દયા રાખવી-રેહમ નજર રાખવી. [L. *com*, & *miser* wretched.]

**Commiseration**, *n.* (કૉમ્મીઝરે',શન્)Sympathy; pity; compassion. દયા; દિલદાઝ; કરૂણા; અનુકંપા; બીજાને દુઃખને માટે દિલગિરી.

**Commiserative**, *a* (કૉમી'સરે,ટીવ્) Pitying; compassionate; sympathetic. અનુકંપાશીલ; કરૂણાત્મક; દયાશીલ.

**Commisariat**, *n.* ( કૉમીસ્સે',રીઍટ્ ) The provisions department of the army. લશ્કરનાં મોદીખાનાનું ખાતું.

**Commisary-general**, *n.* (કૉ'મીસરી-જેનરલ્) The head of the provision department of the army. લશ્કરના મોદીખાનાનો મુખ્ય અધિકારી.

**Commision**, *n.* (કમિ'શન્) The act of doing, committing or trusting. કામ કરવું તે-બનાવવું તે-સોંપવું તે; આચરણ 2. The duty entrusted. સોંપેલી ફરજ. 3. A formal written authority bestowing certain rights &c, મુખત્યારનામું. 4. A number of persons entrusted with the duty of investigating some question. પંચ; કમિશન; સમિતિ. 5. Brokerage. દલાલી; આડત; હકસાઈ; કમિશન. *vt.* To authorise or empower. સત્તા-અધિકાર આપવો. 2. To dispatch after properly authorising a person. યોગ્ય સત્તા આપી મોકલવું.

**Commisioner**, *n.* (કમિ'શનર્) An officer in charge of a public department. કમિશનર; સરકારી ખાતાનો ઉપરીઅધિકારી.

**Commisure**, *n.* (કૉમિ'સ્યુર) A joint. સાંધ; જોડાણ.

**Commit**, *vt.* (કૉમ્મિ'ટ્) To entrust. સોંપવું; હાથમાં આપવું. 2. To do (something evil or bad); to perpetrate. કોઈપણ ખરાબ કૃત્ય કરવું. 3. To pledge. બંધાવવું. 4. To take to prison. કેદમાં લઇ જવું; કેદ ક૦. **To commit to memory** = To learn by heart. મ્હોંડે કરવું-પાઠે કરવું. *vi.* To do some evil action. પાપ ક૦.

**Commitment**, *n.* (કમિ'ટમેન્ટ્) A sending to prison; a warrant of imprisonment. કેદ કરવું તે; કેદ કરવાનો હુકમ.

**Committal**, *n.* (કમ્મિ'ટલ્) A pledge. એકરાર; કબુલાત. 2. The act of entrusting. સોંપવું-હવાલે કરવું તે.

**Committee**, *n.* (કમિ'ટી) A number of persons to whom any business is referred. સમિતિ; કમિટિ; સરપંચ.

**Commix**, *vt.* (કૉમ્‌મિ'ક્સ્) To bend or mix together. મિશ્ર કરવું; એકઠું-ભેગું કરવું. [L. *con*, & *misceo*, I mix.]

**Commixture**, *n* (કૉમ્‌મિ'ક્સટ્યુર) Blending; adulterating. ભેળવવું; મિશ્રણ કરવું. 2. Mixture; adulteration. ભેળવણી; મિશ્રણ; ભેગ.

**Commodious**, *a.* (કૉમો',ડીએસ્) Spacious; convenient. સોઇદાર; ઉચિત; યોગ્ય; સગવડવાળું. [L. *con*, together & *modus*, measure.]

**Commodity**, *n.* (કૉમૉ'ડીટી) Merchandise; goods. માલ; સોદો; ચીજ.

**Commodore**, *n.* (કૉ'મોડોર) The flag-ship of the fleet. નૌકાસૈન્યનું મુખ્ય વહાણ. 2. The naval commander of a squadron. નૌકાસૈન્યાધ્યક્ષ; જલસેનાધિપતિ. [ L. *con* & *mando*, I order.]

**Common**, *a.* (કૉમન્) Belonging to all; general; universal. સામાન્ય; સાધારણ; સર્વસાધારણ. 2. Usual. હંમેશનું; સામાન્ય; સાધારણ. 3. Public. સાર્વજનિક. 4. Ordinary. સાધારણ; સામાન્ય. **C. carrier** = ભાડું લઈ સામાન લઈ જનાર. **C. crier** = ઢંઢેરો; ઢેંઢીગર; દાંડી પીટનાર. **C. measure or divisor** = ઢ્ઢભાજક.

**C. gender**=સામાન્ય જાતિ. **Common Law**=દેશના રીતરિવાજ ઉપરથી પડેલો કાયદો. **C. noun**=સામાન્ય નામ. **C. school**=સાર્વજનિક નિશાળ. **In common**=ભાગીયામાં;સહીયારૂં. **Out of the common**=અસાધારણ; વિચિત્ર; અસામાન્ય. *n.* A public ground. ગામનું પાધર. 2. The right of participating in the income of land. જમીનનાં ઉત્પન્નમાં ભાગ લેવાનો હક્ક. *vi.* To have a common right. બીજાને સાથે હક્ક ધરાવવો.

**Commonalty**, *n.* (કૉ'મનૅલ્ટી) The mass; the laymen. સાધારણ-વચલા વર્ગના લોક; સામાન્ય જનતા.

**Commoner**,*n* (કૉ'મનર્)An M.P.; a member of the parliament. બ્રિટિશ પાર્લમેન્ટનો સભાસદ. 2. A layman. સામાન્ય માણસ; સાધારણ માણસ.

**Commonly**, *adv.* (કૉ'મનલી) Generally; ordinarily. સર્વ સાધારણ રીતે; સામાન્ય રીતે; ઘણું કરીને; સાધારણપણે, બહુધા; વારંવાર.

**Commonplace**, *a.*(કૉ'મનપ્લે,સ) Ordinary. સાધારણ; સામાન્ય; નવું-વિચિત્ર નહિં એવું. *n.* An ordinary remark. સાધારણ ભાષણ. 2. A memorandum. નોંધપુસ્તક.

**Commonplace-book** *n.*(કૉ'મનપ્લે,સ બુક્) A diary. નોંધ પુસ્તક; સ્મરણવહી.

**Commons**, *n.*(કૉ'મન્ઝ્) The mass. સામાન્ય જનતા. 2. The House of Commons. આમ સભા. **To be on the short commons**= ખોરાક થોડો મળવો.

**Commonwealth**, *n.* (કૉ'મનવેલ્થ્) A free state; a republic; a body politic. પ્રજાસત્તાક રાજ્ય. **The Commonwealth**=ઑલીવર ક્રૉમવેલની કારકિર્દીમાં ઈંગ્લંડમાં ચાલતું રાજ્ય.

**Commotion**, *n.* (કૉમો',શન્) Tumult; hubbub; agitation. ફિતુર; તોફાન; બંડ; ખળભળાટ 2. Mental unrest. ક્ષોભ; અશાંતિ; સંતાપ; ગભરાટ.

**Commune**, *vi.* (કૉમ્યૂ'ન્)To talk familiarly. વાતચીત ક૦. 2. To take part in the sacred supper. પ્રભુ ભોજનમાં ભાગ લેવો. **To C. with oneself or one's own heart**=મનમાં ને મનમાં વિચાર કરવો; વિચારવું; મનન કરવું.[L. *communeo*, I communicate].

**Communicate**, *vt.* (કૉમ્યુ'નિકે,ટ્) To make known or recount. પ્રસિદ્ધ-પ્રકાશન કરવું; જાહેર ક૦; જણાવવું; નિવેદન-વિદિત કરવું. *vi.* To have intercourse. સાથે સંબંધ હોવો-ધરાવવો.

**Communication**, *n.*(કૉમ્યુનિકે',શન્) Intercourse. વ્યવહાર; સંબંધ. 2. The act of making known. નિવેદન-વિદિત કરવું તે. ખબર કરવું-ખબર આપવી તે; નિવેદન. 3. Company. સોબત; સમાગમ. 4. Passage; way. માર્ગ, રસ્તો. 5. News. ખબર; સમાચાર.

**Communicative** *a.* (કૉ'મ્યુ'નિકે,ટીવ્) Open; free; not secretive. છાની વાત કહી દે એવું; બોલકણું; વાતોડીયું.

**Communion**, *n.* (કૉમ્યુ'ન્યન્) Social intercourse. વ્યવહાર.સંસર્ગ; સંબંધ.2. Fellowship; agreement. સમાગમ; સોબત 3. The celebration of Lord's Supper. પ્રભુ ભોજનોત્સવ. **C. with God**=પ્રભુ ભક્તિ; ઈશ્વરનું ચિંતન; પ્રભુ સ્મરણ.

**Community**, *n.* (કૉમ્યુ'નિટી) Society generally. જનસમૂહ 2. A caste; a tribe. જ્ઞાતિ; જાત; વર્ણ; નાત.

**Commutable**, *a.*(કૉમ્યુ'ટબલ્) Convertible; inter-changeable. અદલાબદલ-ફેરબદલ કરી શકાય એવું.

**Commutation**, *n.*(કૉમ્યુટે',શન્) Exchange; barter. અદલાબદલી-સાટું. 2. Change. ફેરફાર; અદલાબદલ. 3. The lessening of a punishment. ભારે સજા માફ કરી હલકી સજા કરવી તે.

**Commute**, *vt.* (કૉમ્યૂ'ટ) To alter or exchange. ફેરબદલ-અદલાબદલ કરવી 2. To lessen or diminish. ઓછું કરવું; ઘટાડવું; કમી કરવું. *vi.* To effect an exchange. અદલાબદલી-સાટું કરવું. [L.*con*, together & *muto*, I change.]

**Commutual**, *a.* (કૉમ્યુચ્યુઍલ્) Reciprocal, mutual. અરસપરસ; આપસમાંનું; આમનસામન.

**Compact**, *a.* (કૉમ્પૅ'ક્ટ) Danse; close. ઘન; ઘટ્ટ. 2. Joined or held together. સાથે મજબુત જોડાએલું. 3. Short; brief. ટુંક; સંક્ષિપ્ત. *vi.* To unite or join. મજબુત જોડવું. [L. *con*, together & *pango*, I fasten].

**Compact**, *n.* (કૉ'મ્પેક્ટ) An agreement; a contract. કોલકરાર; ઠરાવ; શરત; બોલી.

**Companion**, *n.* (કમ્પૅ'ન્યન) A comrade; a friend. સાથી; સોબતી. 2. An order of nights. "નાઇટ"નો હલકામાં હલકો હોદ્દો.

**Companionable**, *a.* (કમ્પૅ'ન્યનૅબલ્) Sociable; amiable. મળતાવડું; મિલનસાર; ગમતી.

**Companionship**, *n.* (કૉમ્પૅ'ન્યનશીપ્) Association; fellow-ship. સમાગમ; સોબત; સાથીપણું; સંગાત.

**Company**, *n.* (ક'મ્પની) Society; assemblage of persons. મંડળી; સભા; સોબતી; સાથી. 2. Friendship; fellow-ship. સંગત; સોબત. 3. A corporate partnership (in business &c.) પેઢી; કંપની. 4. A party of soldiers. લશ્કરની ટુકડી. 5. The actors in a drama; a dramatic business. નાટક મંડળી.

**Comparable,** *a.* (કંમ્પેરૅબલ્) That can be compared. સરખાવવા લાયક; સરખામણી કરવાને યોગ્ય.

**Comparates,** *n.* ( કૉમ્પૅ'રેટિસ્ ) Things compared together. સરખામણી કરેલી બે વસ્તુ.

**Comparative,** *a.* (કમ્પૅ'રેટીવ્) Showing or relating to comparison. સરખામણી કરતું; તુલનાત્મક; મુકાબલો-સરખામણી-ઉપમાનું. 2. Resulting from comparison. ઉપમાનુસારી.3. Relative. મુકાબલાનું. **Comparatively**= સરખાવી જોતા; સરખામણી કરતાં; અપેક્ષાએ

**Compare,** *vt.* (કમ્પે',ર) To set or bring together and examine the relations between two things. સરખામણી-તુલના કરવી. 2. To liken. ઉપમા આપવી. *n.* Comparison. ઉપમા. **Beyond compare**=અનુપમ; અપ્રતિમ.

**Comparison,** *n.* (કમ્પૅ'રીસન્)Examination of the similarities and dis-similarities between things. સરખામણી; તુલના.2. Simile. ઉપમા; તુલના.

**Compartment,** *n.* (કમ્પા'ર્ટમેન્ટ) One of component parts. ખંડ; ભાગ.

**Compass,** *n.* (કં'મ્પૅસ)Circular measurement. ઘેર; ચક્કર. 2. Boundary; built. મર્યાદા; હદ. 3. Reach; capacity; extent. પ્હોંચ; શક્તિ; મર્યાદા;ટપ્પો.4.An instrument for ascertaining the direction, composed of a magnetic needle &c. હોકાયંત્ર. **Points of the compass**=બત્રીસ દિશા. **To fetch a compass**=પ્રદક્ષિણા કરવી; ચક્કર મારવું. *vi.* to go round. ગોલ ફરી વળવું; પ્રદક્ષિણા કરવી.

**Compassable,** *a.* (કં'મ્પૅસૅબલ્) Capable of being compassed.ની આગળપાછળ ફરી રહેવા લાયક; પ્રાપ્તવ્ય.

**Compassion,** *n.*(કૉમ્પૅ'શન્)Pity; sympathy in sorrow or distress. અનુકંપા; દયા; દિલદાઝ; કરૂણા.*vt.*To pity.દયા આણવી-ખાવી;કરૂણા બતાવવી. [L. *con*, together and *patior*, I suffer.]

**Compassionate,** *a.* (કૉમ્પૅ'શને,ટ) Pitiful; merciful. દયાશીલ; દયાળુ; કરૂણા બતાવતું. *vt.* To pity. દયા ખાવી-આણવી.

**Compatability,** *n.* (કૉમ્પૅટબિ'લીટી) Consistency; congruity. સંભવ;સંભવિતપણું;શક્યતા; મેળાપ; અવિરોધ.

**Compatible,** *a.* (કૉમ્પૅ'ટિબલ્) Consistent; agreeable; suitable. સંભવિત; બનવાજોગ;શક્ય; લાયક; યોગ્ય; બંધબેસતું.

**Compatriot,** *n.* (કૉમપે'ટ્રીઅટ્) A countryman. સ્વદેશી; દેશી ભાઈ. [L. *com*, & *patrius*, native land.]

**Compeer,** *n.* (કૉમ્પિ'ર્) An equal in rank &c. સાથી; બરોબરીયો. [L. *com* & *par*, equal.]

**Compel,** *vt.* ( કૉમ્પે'લ્ ) To force, to necessitate; to oblige; to use compulsion. બળજબરીથી કામ કરાવવું; જોરજુલમથી કામ લેવું; ફરજ પાડવી. 2 to take by force. જોરજુલમથી પકડવું. [L. *com* & *pello*, I drive].

**Compendium,** *n.* (કૉમ્પે'ન્ડીઅમ્) A summary; an epitome; an extract. સારસંગ્રહ; ટુંકમાં સાર. [L. *con* & *pendo*, I weigh.]

**Compendious,** *a.* (કૉમ્પે'ન્ડીઅસ્) Concise; brief; short. ટુંકું; સંક્ષિપ્ત.

**Compensate,** *vt.* (કૉ'મ્પેનસેટ્) To make good; to remunerate; to make amends for. બદલો વાળવો; નુકસાન ભરપાઈ કરી આપવી; બરાબર-સમતોલ કરવું; ખોટ ભરી આપવી. [L. *con* & *pendo*, I weigh.]

**Compensation,** *n.*(કૉમ્પેનસે,'શન્) Amends; recompense; remuneration. બદલો; સાટું; નુકશાની; ખોટ; ખાડ; અવેજ; નુકસાન ભરપાઈ.

**Compensative,** *a.* (કૉમ્પે'નસૅટીવ્) Giving compensation; making good or making amends for. ખોટ ભરી આપતું; નુકશાન ભરપાઈ કરતું; બદલો-અવેજ વાળતું; પાડ માનતું, વાળતું.

**Compete,** *vt.* (કૉમ્પી'ટ્) To rival; to seek or strive for the same thing as another; to contend. બરાબરી-હરિફાઈ કરવી. [ L. *con*, together & *peto*, I seek.]

**Competence-tency,** *n.* (કૉ'મ્પીટન્સ્-ટન્સી) Capability. યોગ્યતા;લાયકાત; શક્તિ.2. Sufficient means or property. પેટ પુરતું ધન. 3. Legal capacity. કાયદા પ્રમાણે યોગ્યતા-લાયકાત.

**Competent,** *a.* ( કૉ'મ્પીટન્ટ ) Qualified; able; capable. કાબેલ; સમર્થ; લાયક; યોગ્ય. 2.Belonging by right.વાસ્તવિક સત્તા-અધિકારનું.

**Competetion,** *n.* (કૉમ્પીટી'શન્) Emulation, rivalry; contention for the same thing or in a similiar field. હરિફાઇ; બરાબરી; સ્પર્ધા; પ્રતિસ્પર્ધા; ચડસાચડસી.

**Competetive,** *a.* (કૉમ્પી'ટીટીવ્) Emulous; rival. પ્રતિસ્પર્ધાવાળું; હરિફાઈમાં ઉતરતું; હરીફાઇવાળું; સ્પર્ધાસંબંધી.

**Competitor,** *n.* (કોમ્પી'ટીટર્) A rival; one who competes. હરિફ; પ્રતિસ્પર્ધી;એકાર્થાભિલાષી.

**Compilation,** *n.* (કોમ્પાઇલે',શન્) Anything (a book &c.) compiled. સારસંગ્રહ; સંહિતા; સાર; સંગ્રહ.

**Compile,** *vt.* (કૉમ્પા'ઇલ્) To collect from different sources.ભેગું કરવું.2.To be composed

of. માં સમાવેશ થવો. 3. To compose out of the materials from other books. જુદા જુદા ગ્રંથ ઉપરથી ગ્રંથ રચવો. **Compiler**=ગ્રંથાકાર; સંહિતાકાર; સારસંગ્રહ લખનાર.

**Complacence, complacency,** *n.* (કૉમ્પ્લે,'સૅન્સ્-કૉમ્પ્લે,'સન્સી) A feeling of quiet satisfaction with oneself; gratification. ખુશાલી; ખુશી; હર્ષ; સંતોષ. 2. Complaisance. આદરશીલતા; સભ્યતા; હર્ષ; ભલાઈ; સુજનતા. [L. *complacentis.*]

**Complacent,** *a.*(કૉમ્પ્લે,'સન્ટ્)Self-satisfied; gratified. પ્રસન્ન; સંતોષ-આનંદવાળું, [L. *con placeo*, I please.]

**Complain,** *vi.* (કૉમ્પ્લે,'ન્) To accuse or charge. ફરિયાદ-દાવો માંડવો. 2. To express sorrow, distress, grief &c. to murmur; to express dissatisfaction,or a sense of injury against. દોષ કાઢવો; ફરિયાદ કરવી. [L. *con* & *plango*, I bewail.]

**Complainant,** *n.* (કૉમ્પ્લે,'નન્ટ) One who lodges a complaint; the plaintiff. વાદી; ફરિયાદી; અભિયોક્તા.

**Complaint,** *n.* (કૉમ્પ્લે,'ન્ટ) Murmuring; fault-finding; expression of a sense of injury or of dissatisfaction against. દોષ; ફરિયાદ; ખેદ; વિલાપ; બડબડાટ. 2. A disease; a malady. પીડા; રોગ;વ્યાધિ. 3. The formal lodging of a complaint in a court of Law. ફરિયાદ.

**Complaisance,** *n.* (કૉ'મ્પ્લે,ઝન્સ્) Gratification Politeness; courtesy.સભ્યતા;સુજનતા.

**Complaisant,** *a.* (કૉ'મ્પ્લે,ઝન્ટ્) Polite; gratifying. સભ્ય; સુશીલ, આદરશીલ;માનભરેલું.

**Complement,** *n.* (કૉ'મ્પ્લીમેન્ટ્) Addition; that which completes. પૂરણ; પૂરણી; પૂરવણી; વધારો. 2. Complete number, amount &c. ભરતી; જોઈએ તેટલું. 3. Quantity added to make two numbers equal. ભરણુ.

**Complemental,** *a.* (કૉમ્પ્લીમે'ન્ટલ્) Completing; supplying a deficiency. પૂરક; પૂરવણીનું; ભરતીનું.

**Complementary,** *a* (કૉમ્પ્લીમે'ન્ટરી) Complimental; completing. ખુટતું, ખોટ પુરી કરનાર. **C. angle**=બન્ને મળીને એક કાટખુણો થાય એવા બે ખુણામાંનો એક.

**Complete,** *a.* (કૉમ્પ્લી'ટ્) Perfect; entire. સંપૂર્ણ; પૂર્ણ; પૂરૂં; આખું; સમાપ્ત. **C. army**=ચતુરંગસેના *vt.* To finish; to carry to a close; to perfect. પાર ઉતારવું; પુરૂં કરવું;સમાપ્ત કરવું. [L. *con,* together and *pleo,* I fill.]

**Completely,** *adv.* (કૉમ્પ્લી'ટ્લી) Entirely; fully. તદ્દન; છેક; સંપૂર્ણ રીતે; બીલકુલ; પુરેપુરૂં; તમામ.

**Completion,** *n.* (કૉમ્પ્લી'શન્) The act of completing or the state of being complete. સંપૂર્ણતા;પૂર્તિ. 2. Perfection; fulfilment. અંત; પાર; સમાપ્તિ; સફળતા.

**Complex,** *a.* (કૉ'મ્પ્લેક્સ્) Composite; composed of two or more distinct parts. સંયુક્ત; મિશ્ર; વિષમ; બે અથવા વધારે ભાગનું બનેલું. 2. Intricate; complicated. ગુંચવણ ભરેલું.

**Complexion,** *n.* (કૉમ્પ્લે'ક્શન્) The colour or hue of the skin particularly of the face; general appearance. અંગવર્ણ; કાંતિ; રૂપ; ડોળ; ઘાટ; રંગ; ચ્હેરો; બંધારણ; બાંધો.

**Complexity,** *n.* (કૉમ્પ્લે'ક્સીટી) Entanglement; inricacy; complicatedness. ગુંથાગુંથ; ગુંચવણ; ઘોટાળો; મિશ્રતા; ગુંચવડો.

**Compliance,** *n* (કૉમ્પ્લા'યૅન્સ) Assent or consent. સ્વીકાર; કબુલ રાખવું તે; સંમતિ; માન્ય કરવું-હા ભણવી તે. 2. Submission; obedience. આજ્ઞાધારકપણું; બીજાનું કહેલું માન્ય રાખે એવો સ્વભાવ-પ્રકૃતિ.

**Compliant,** *a.* (કૉમ્પ્લા'યન્ટ્) Submissive; yielding. સત્કારી; વિવેકી; સુજન; આદરશીલ; વિનયી; મર્યાદાશીલ; હાજી ભણે એવું.

**Complicacy,** *n.* (કૉ'મ્પ્લીકસી) Intricacy. ગડબડ; ઘોટાળો; ગુંચવણ.

**Complicate,** *vt.* (કૉ'મ્પ્લીકે,ટ્) To make or render intricate or complex. ગુંચવી નાંખવું; ગુંચવવું; ગુંચવડો કરવો; ગડબડઘોટાળો વાળવો. *a.* Complex. ગુંચાએલું; ગુંચવેલું.

**Complication,***n.*(કૉમ્પ્લીકે,'શન્)Complexity; rendering more intricate; entanglement. ગડબડઘોટાળો; ગુંચવણ; ગુંચવડો. 2. A disease accompanying another.રોગમાં બીજો રોગ થવો તે.

**Complicity,** *n.* (કૉમ્પ્લી'સિટી) Partnership in crime. ગુન્હામાં સામેલ હોવું તે-સામેલીયત-હાથ હોવો તે; લાગતુંવળગતું.

**Compliment,** *n.* (કૉ'મ્પ્લીમેન્ટ્) Regards; respects (as in the phrase "Best compliments".) આશીર્વાદ-સલામ-પ્રણામ. 2. A piece of delicate flattery; a polite or flattering remark. સ્તુતિ; પ્રશંસા; આદરસત્કાર; સલામ. *vt.* To pay a compliment; to express approbation, praise &c.; to flatter. સલામ કરવી; સ્તુતિ-પ્રશંસા-વખાણ કરવાં. [L. *con,* & *pleo,* I fill].

**Complimental-ary,** *a.* (કૉમ્પ્લીમે'ન્ટલ્-મે'ન્ટરી) Expressing civility or regard. સ્તુતિ-

મય; આશીર્વાદ-પ્રણામનું. 2. Praising; congratulating, flattering. વખાણુ-પ્રશંસા કરવું.

**Comply**, *vt.* ( કૉમ્પ્લા'ઈ ) To assent or consent. સંમતિ આપવી; કબુલ-માન્ય કરવું; હા કહેવી. [L. *con*, together & *plico*, I fold].

**Component**, *a.* (કૉમ્પો,'નન્ટ) Comprising; composing; constituting. અંગભૂત; એક ભાગ તરીકે હોવું. *n.* A part constituting a whole. અંશ; ભાગ; અંગ; સાધન; અવયવભૂત.

**Comport**, *vt.* (કૉમ્પો,'ર્ટ) To endure. ખમવું. 2. agree or suit. મળતું-બેસતું આવવું. *n.* Department; conduct; behaviour. વર્તણુક; ચાલચલગત; આચારવિચાર; વ્યવહાર.

**Comportable,** *a.* (કૉમ્પો,'ર્ટબલ્)Agreeable; suitable; consistent. બેસતું; મળતું; યથાયોગ્ય; અનુકૂળ; માફક.

**Comportment**, *n.* ( કૉમ્પો,'ર્ટમેન્ટ ) See **"Comport."**

**Compose**, *vt.* (કૉમ્પો,'ઝ્) To collect; to put together. ભેગા કરવું. 2. To compile. રચવું; બનાવવું. 3. To adjust. બરાબર કરવું; ગોઠવવું; મુકવું; પતાવવું; સમજુતી કરવી. 4. To make tranquil. શાંત કરવું-ઠંડું પાડવું. 6. To set types in order for printing. છાપવા માટે બીબાં ગોઠવવાં.

**Composed**, *a.* (કૉમ્પો,'ઝડ) Tranquil; quiet; calm. શાંત; સ્થિર; અચલ.

**Composedly**, *adv.* (કૉમ્પો,'ઝડલી) Calmly; quietly; tranquilly. શાંત રીતે; સ્થિરપણે; ગભરાટ વગર; અચલ રીતે.

**Composer,** *n.*(કૉમ્પો,'ઝર)One who composes or copies. ગ્રંથકાર; પુસ્તક-કવિતા વગેરે રચનાર; બીબાં ગોઠવનાર.

**Composite**, *a.* ( કૉ'મ્પોઝીટ ) Made up of separate parts. મિશ્રિત; ભાગવાળું; સંયુક્ત. **Composite number** = ગુણક સંખ્યા.

**Composition**, *n.* (કૉમ્પોઝી'શન્) The act of mixing. ભેગા કરવું, મિશ્રણ બનાવવું તે. 2. Arrangement of literary matter in an essay-form. નિબંધ. 3. Setting of types for printing. બીબાં ગોઠવવાં તે. 4. Arrangement. રચના; વ્યવસ્થા; સંયોગ. 5. Mixture. મેળવણી; મિશ્રણ. 6. Repayment of debt. પતાવટ-નિકાલ; તોડ. 7. A musical or literary production. કવિતા; નિબંધ; ગ્રંથ; ગાયન. [ L. *con* together & *posum*, I place. ]

**Compositor**, *n.* ( કૉમ્પો'ઝીટર્ ) One who arranges the types in order for printing. બીબાં ગોઠવનાર.

**Composure**, *n.* ( કૉમ્પો'ઝ્યર્ ) Orderly arrangement. રીતસર ગોઠવણી-રચના. 2. Calmness; tranquillity; sedateness. નિવૃત્તિ; ગંભીરતા; સ્વસ્થતા; શાંતિ.

**Compound**, *a.* (કૉમ્પા'ઉન્ડ્) Made of more than one. મિશ્રિત; મેળવણીથી બનેલું. **C. interest** = ચક્રવૃદ્ધિ વ્યાજ. *n.* A yard. કંપાઉન્ડ; મકાનનીઆસપાસનો વંડો;ચોગાન. *vt.* tomix; combine or put together. સાથે-એકઠું-મિશ્રણ કરવું. 2. To compile. બનાવવું; રચવું. 3. To arrive at a compromise. સમાધાની કરવી-ફેંસલો-ફડચો લાવવો. [L. *com*, together & ponere, to put.]

**Compounder,** *n.* (કૉમ્પા'ઉન્ડર) The assistant in a dispensary who mixes up the medicines according to the prescription. કમ્પાઉન્ડર; દવા તૈયાર કરી આપનાર. 2. One who makes a compromise. સમાધાની કરનાર; ફેંસલો-ફડચો લાવનાર.

**Comprehend,** *vt.*(કૉ'મ્પ્રીહેન્ડ) To compose. સમાવેશ-સમાસ કરવો. 2. To grasp or to understand. સમજવું-ગ્રહણ કરવું; મનમાં ઉતરવું-આવવું. 3. To contain. માં આવવું-હોવું. [L. *con*. & *prehendo*, I take].

**Comprehensible**, *a.* (કૉમપ્રીહે'ન્સીબલ) Intelligible; that can be understood. સમજાય એવું. 2. Contained in. અંદર સમાવેશ થયેલું.

**Comprehension**, *n.* (કૉમપ્રીહે'ન્શન્) Understanding. સમજશક્તિ; બુદ્ધિ. 2. Inclusion. સમાવેશ. **Power of C.** = મગજશક્તિ; સમજ શક્તિ.

**Comprehensive,** *a.*(કૉમપ્રીહે'ન્સીવ્)Extensive; broad. બહુવ્યાપી; બહોળું. 2. Having the power to comprehend or understand. અક્કલમંદ; સમજ શક્તિ-મગજ શક્તિવાળું.

**Compress**, *vt.* (કૉમ્પ્રે'સ્) To fold or press together. સંકોચવું-દાબવું. *n.* A quilt. ગાદી; ગાદલું.

**Compressibility**, *n.* (કૉમ્પ્રેસીબી'લીટી) The quality of being compressible. સંકોચક્ષમતા.

**Compressible**, *a.* (કૉમ્પ્રે'સીબલ્) Capable of compression. સંકોચનીય.

**Comprisal**, *n.* (કૉમપ્રા'ઈઝલ્) Inclusion; a compilation. સમાવેશ; સાર; સાર સંગ્રહ.

**Comprise**, *vt.* (કૉમ્પ્રા'ઈઝ્) To be composed of. સમાવેશ ક૦; સમાસ ક૦; નું બનેલું હોવું. [L. *con*, & *prehendo*, I take].

**Comprobate**, *vt.* (કૉ'મ્પ્રોબે,ટ) To concur or agree in testimony. પુરાવામાં-સાબિતીમાં મળતું આવવું. [L. *con*, together and *probo*, I prove].

**Compromise,** *n.* (કૉ'મ્પ્રોમાઇઝ્) An amicable agreement to settle differences by mutual concessions. સમાધાન; સમજુત; તોડ; નિકાલ. *vi.* To make a compromise. પતવવું; તોડ કાઢવો. *vt.* To settle by mutual concession. સમાધાની-સમજુતી કરવી. [L, *con,* & *pro* & *mitto,* I send].

**Comptroller,** *n.* (કૉન્ટ્રો,'લર્) An officer who examines the accounts of the collectors of public money. હિસાબ તપાસનાર અધિકારી.

**Compulsatory,** *a.* (કૉમ્પલસે,'ટરી) Compulsory. બળાત્કાર કરતું; ફરજ પાડતું;ઉપર બોજો નાખતું.

**Compulsory,** *a.* (કૉમ્પ'લસરી) Obligatory; enforced; constraining; coercive. ફરજિયાત; બળાત્કાર-જોરજુલમ-જબરાઈથી કરાવવાનું-કરાવવાની સત્તાવાળું; આવશ્યક; જરૂરનું.

**Compulsion,** *n* (કૉમ્પ'લ્શન્) Coercion; constraint. જબરદસ્તી; બળાત્કાર; બળ; હઠ; જોરજુલમ; ફરજિયાતપણું.

**Compunction,** *n.* (કૉમ્પ'ન્કશન્) Regret combined with some pity; remorse; contrition. પશ્ચાત્તાપ; પસ્તાવો; કચવાટ; ખેદ; ખટકો; બળાપો. [L. *con,* together & *pungo,* I pick].

**Compunctious,** *a.* (કૉમ્પ'ન્ગ્શસ્) Remorseful; contrite. પશ્ચાત્તાપ-પસ્તાવો કરતું; જીવને કચવાવે એવું.

**Computable,** *a.* (કૉમ્પ્યૂ'ટેબલ્) Capable of being counted ગણી શકાય તેવું.

**Computation,** *n* (કૉમ્પ્યૂટે,'શન્) Reckoning calculation. હિસાબ; ગણત્રી; ગણના; સુમાર; અડસટો; આશરો.

**Compute,** *vi.* (કૉમ્પ્યૂ'ટ) To count up or reckon. ગણત્રી-ગણના કરવી;અડસટો-સુમાર કાઢવો; ગણવું. [L. *con* & *puto,* I reckon].

**Comrade,** *n.* (કૉ'મ્રેડ) A companion. મિત્ર; સોબતી, સાથી. [L. *camera,* a chamber-fellow].

**Con-catenate,** *vt.* (કૉનકૅ'ટીને,ટ) To chain or link together. વળગાડવું; સાથે જોડવું. [L. *con,* & *catena,* a chain].

**Concatenation,** *n* (કૉનકૅટીને,'શન્) A chain; a series. સાંકળ; શ્રેણી; માળા.

**Concave,** *a.* (કૉ'ન્કે,વ્) Curved and hollow. અંતર્ગોળ. *n.* A hollow. પોકળ: પોલાણ. *vt.* To make hollow. પોલું કરવું. [L. *con,* & *cavus,* a hollow].

**Conceal,** *vt.* (કૉન્સી'લ્) To secrete or hide. છુપાવવું; ગુપ્ત-છાનું રાખવું; સંતાડવું; ઢાંકવું. [L. *con,* together & *celo,* I hide].

**Concealment,** *n.* (કૉન્સી'લમેન્ટ્) Privacy. છુટાપણું; અપ્રકાશ. 2. The act of concealing. છુપાવવું-સંતાડવું તે. 3. A secret hiding place. છુપવાની-સંતાવવાની જગ્યા.

**Concede,** *vt.* (કૉન્સી'ડ્) To grant; to give as a concession. નમતું આપવું-મુકવું; વગર તકરારે કબુલ-માન્ય રાખવું. *vt.* to consent. હા પાડવી; કબુલ થવું. [L. *con* & *cedo,* I yield].

**Conceit,** *n.* (કૉન્સી'ટ) Vanity; arrogance. ગુમાન; ગર્વ; મગરૂરી. 2. Opinion; conception; fantastical notion. વિચાર; ખ્યાલ; કલ્પનાશક્તિ.

**Conceited,** *a.* (કૉન્સી'ટેડ્) Vain-glorious; egotistical. અહંકારી; ગર્વિષ્ઠ; પતરાજખોર;ગુમાની; મગરૂર; ખુમારી ધરાવતો.

**Conceivable,** *a.* (કૉન્સી'વૅબલ્) Imaginable. કલ્પનીય; ખ્યાલ કરી શકાય તેવું.

**Conceive,** *vt.* (કૉન્સી'વ્) To form a full idea in the mind; to realize mentally. ધારવું; વિચારવું; મનમાં યોજવું. 2. To become pregnant with. ગર્ભધારણ ક૦. [L. *con,* & *capio,* I take.]

**Conceiving,** *n.* (કૉન્સી'વિન્ગ્) Pregnancy. દહાડા રહેવા તે; ગર્ભધારણ; હમેલ.

**Concentre, concenter,** *vi.* (કૉન્સે'ન્ટર) To meet in one centre; to come to one point. એક બિંદુ-એકત્ર થવું. *vt.* To direct or draw to a common centre. એક સામાન્ય બિંદુમાં લાવવું. [L. *con,* together and *centum,* a centre.]

**Concentrate,** *vt.* (કૉ'ન્સેન્ટ્રે,ટ) To cause to convrege or meet together at one point. જોડવું; મધ્યબિંદુ-કેન્દ્રમાં લાવવું; એક સામાન્ય બિંદુમાં લાવવું. 2. To bring to bear on one subject, to direct towards one subject (said of the mind or attention). ની એકાગ્રતા કરવી; એકચિત્ત થવું-કરવું. [ L. *con,* together & *centum,* a centre].

**Concentration,** *n.* (કૉનસેન્ટ્રે,'શન્) The act or process of concentrating. સંઘટન; સંગઠન; એક કેન્દ્રમાં લાવવું તે C. of the mind = એકચિત્ત; એકાગ્રતા; સમાધિ; ધ્યાન.

**Concentrativeness,** *n.* (કૉનસેન્ટ્રે,'ટીવનેસ્) The power of the concentration of the mind એકચિત્તપણું; એકાગ્રતા.

**Concentric,** *a.* (કૉનસે'ન્ટ્રીક્) Meeting in or having one common centre (as circles.) સમકેન્દ્ર;એકજ મધ્ય બિંદુવાળું;કેન્દ્રાનુસારી. [L. *con* & *centum,* a centre].

**Conception,** *n.* (કૉનસે'પ્શન્) The state of being pregnant. દહાડા રહેવા તે; ગર્ભ ધારણ; ગર્ભ રેહવો તે. 2, Image in the mind; notion; idea; thought. વિચાર કલ્પના; ધ્યાન; સમજ; ખ્યાલ; ધારણા.

**Concern**, *n.* (કૉન્સ'ર્ન) Affair; interest; business; connection. સંબંધ; લેવાદેવા; કામ. 2. Importance; moment. વજન; વિસાત; અગત્ય; ઉપયોગ; જરૂરિયાત. 3. Care; regard; solicitude; anxietv. કાળજી; હેત; દરકાર; માયા; ચિંતા. 3. [Com.] A manufacturing or commercial firm or establishment. પેઢી; કંપની; કારખાનું.

**Concerning**, *prep.* (કૉન્સ'ર્નીન્ગ્) Relating or pertaining to. વિષે; સંબંધી.

**Concert**, *n.* (કૉ'ન્સર્ટ) A musical entertainment or performance. સંગીતનો જલસો. 2. Harmony. એકરાગ-એક મત; એક વિચાર; સુરમેળ. 3. Cooperation or agreement in a design or plan or scheme. કોઈપણ કામમાં સામેલિયત-મદદ આપવી-સાથે કામ કરવું તે. *vi.* To act in harmony or together. સંપમાં ચાલવું; એક સંપી થવું. *vt.* To devise, frame or contrive a plan &c. by mutual communication of opinion. સાથે મળીને વિચાર ઘડવો-યોજના ઘડવી-નક્કી કરવી. 2. To plan or arrange. ગોઠવણ ક૦; ગોઠવવું. [L. *con* together & *certo*, I strive].

**Concert-hall** *n.* (કૉ'ન્સર્ટ-હૉલ્) A public enterainment place. સંગીતશાળા; થિએટર.

**Concertina**, *n.* (કૉનસર્ટી'ના) A kind of accordion-like musical instrnment. એક જાતનું હાથે વગાડવાનું ન્હાનું વાજું.

**Concession**, *n.* (કૉનસે'શન્) The act of yielding or granting. હક આપવો તે; બક્ષીસ આપવું તે; મ્હેરબાની ખાતર કંઈપણ બક્ષવું તે. 2. A grant; the thing yielded. બક્ષીસ; હક. 3. A privilege granted by the government. સરકારે બક્ષેલો હક. [L. *con* & *cedo*, I yield.]

**Conch**, *n.* (કૉન્ક) A shell of the sea. શંખ. 2. A concave surface. અંતર્ગોળ સપાટી. 3. The external ear. કાનનો બાહ્યભાગ. [L. *concha*, a shell.]

**Conciliate**, *vt.* (કૉન્સિ'લિએ,ટ્)To propitiate or pacify; to gain or win over the friendship of. -ની પ્રીતિ-નું મન મેળવવું-સંપાદન કરવું; સમાધાની કરવી.[L. *concelo*, I bring together.]

**Conciliation**, *n.* (કૉન્સીલીએ,'શન્) Reconciliation; the act of gaining the friendship of. સુલેહ;સમજુતિ;પ્રીતિ;સંપાદન કરવી તે;મન મેળવવું તે.

**Conciliatory**, *a.* (કૉન્સીલીએ,'ટરી) Pacifying; propitiating. મન-પ્રીતિ સંપાદન કરે તેવું;શાંતિપ્રિય.

**Concise**, *a.* (કૉ'નસાઇસ્) Abridged. સંક્ષિપ્ત; ટૂંકું; અલ્પ. [L. *con* & *cado*, I cut.]

**Concision**, *n.* (કૉનસી'ઝન્) A cutting off; a division. વિભાગ; છેદન; ભાગ. [L. *con* & *cisso*, I cut.]

**Conclave**, *n.* (કૉ'નક્લે,વ્) An assembly of cardinals. ધર્માધ્યક્ષોની સભા. 2. A private meeting or gathering. ખાનગી-ગુપ્ત સભા. 3. A private chamber. ખાનગી સભાની ઓરડી. [L. *con* & *clevis*, the key.]

**Conclude**, *vt.* (કૉનક્લ્યૂ'ડ્) To finish. પુરૂં કરવું; આટોપી લેવું; બંધ કરવું. 2. To infer; to give a final judgment. નિર્ધારવું; છેલ્લો ઠરાવ કરવો; અનુમાન કાઢવું. *vi.* To form a final judgment; to decide. છેલ્લો ઠરાવ કરવો; નિશ્ચય ઉપર આવવું; નિર્ણય ઉપર આવવું [L. *con* *claudo*, I shut.]

**Concluding**, *a.* (કૉનક્લ્યૂ'ડીન્ગ્) Winding up; final. અંતનું; છેલ્લે; પુરૂં કરતાં; આખરનું.

**Conclusion**, *n.* (કૉનક્લ્યૂ'ઝન્)End; Close termination. આખર; છેવટ; અંત. 2. Decision નિશ્ચય-નિર્ણય-છેલ્લો ઠરાવ. 3. Inference. અનુમાન; તર્ક; ખ્યાલ; નિશ્ચય. 4. [ In **Logic** ] The truth inferred from a given set o premisses. સિદ્ધાંત. **In conclusion** = આખરમાં; અંતે; પુરૂ કરતાં.

**Conclusive**, *a.* (કૉનક્લ્યૂ'સિવ્) Decisive final; convening. નિશ્ચયાત્મક;નિર્ણયિક;પ્રતિપાદક છેડો-અંત આણે એવું.

**Conclusiveness**, *n.* (કૉનક્લ્યૂ'સિવનેસ્) Finality; the quality of being convincing નિશ્ચયાત્મકપણું; નિર્ણયિકપણું; સચોટપણું.

**Concoct**, *vt.* (કૉનકૉ'કટ્) To devise, plo or plan. રચવું; યોજના કરવી; તૈયાર કરવું **Concocted evidence** = બનાવટી પુરાવો [L. *con*, together & *coquo*, I cook ]

**Concoction**, *n.* (કૉનકૉ'કશન્) The aco o devising or planning something. રચવું તે યોજના કરવી-તૈયાર કરવું તે. 2. Forging (as o evidence) પુરાવાની બનાવટ.

**Concommittance**, *n.* (કૉનકૉ'મીટૅન્સ્ A bringing together or in connection wit another thing. સાથે-સોબતમાં હોવું તે સહચાર; અનુષંગ.

**Concommitant**, *a.* ( કૉનકૉ'મીટૅન્ટ્ ) Ac companying; coming together; concurren સાથે-જોડે આવનાર; એક સાથે આવતું [L. *con* & *comos*, a companion.]

**Concord**, *n.* (કૉ'ન્કૉર્ડ્) Union; agreemen peace; unity; harmony. એકરાગ-એકસંપ એકમત; ઐક્ય; એકતા; શાંતિ; સંપ. 2. Agreeme of words with one another (in gramma

(શબ્દોનું) મળતાપણું. 3. Consonance. સુરમેળ. [L. *con*, together & *cordis*, heart.]

**Concordance**, *n.* (કૉનકૉ'ર્ડન્સ) Concord; agreement; harmony. મળતાપણું; એકસંપ; અન્વય. 2. Contents (of a book) અનુક્રમણિકા; સાંકળીયું.

**Concordant**, *a.* (કૉનકૉ'ર્ડન્ટ) Harmonious; agreeing; united. એક સંપી; મળતું;માફક;યોગ્ય.

**Con-corporate**, *vt.* (કૉનકૉ'ર્પોરેટ) To consolidate or unite in one mass. એક, ભેગું કરી દેવું. [L. *con* & *corpus*, the body.]

**Concourse**, *n.* (કૉ'નકોર્સ) A throng, crowd or assemblage of persons or things. મેળાવડો; ગીર્દી; ટોળું. 2. Confluence; place of meeting. સંધી સ્થાન; એકઠા થવાની જગ્યા. 3. A place where roads meet. ચૌટા; પંચવટી; ચાર રસ્તા મળે તે સ્થળ.

**Concrete**, *a.* (કૉ'ન્ક્રીટ) United in a solid form; material; existing in a subject; not abstract. ઘટ્ટ; સ્થૂલ (દાખલો.) *n.* A material made up of broken stones and cement. પથ્થરના કટકાનું બનેલું ઢેકૂં. *vt.* or *vi.* To make up into a mass. જામવું; ઘટ્ટ થવું; જામી જવું; જમાવવું; ઘટ્ટ કરવું.

**Concretion**, *n.* (કૉન્ક્રી'શન) Solid mass. ઢેકૂં; ગોળો; ગઠ્ઠો.

**Concubine**, *n.* (કૉ'ન્ક્યુબાઈન) A mistress. રાખેલી સ્ત્રી; રખાત. [L. *con*, with or together & *cubo*, I lie down.]

**Concupiscence**, *n.* (કૉનક્યુ'પીસન્સ) Coition; sexual intercourse. સ્ત્રી સમાગમ-સંભોગ; વિષય ભોગ.

**Concur**, *vi.* (કૉનક'ર) To agree or come to one opinion. એકમત થવું; એકરાગ થવું; મતમાં મળતા આવવું; [L. *con*, together & *curro* I run.]

**Concurrence**, *n.* (કૉનક'રન્સ) Concord or agreement of opinion; union. એક સંપ; મતનું મળતાપણું; એકમત.

**Concurrent**, *a.* (કૉનક'રન્ટ) Adjoining. જોડે રહેલું; સહગામી; સહકારી. 2. Acting or working together. જોડે-સાથે કામ કરનાર. 3. Joint & equal. સમાધિકારી. *n.* A man following the same profession as another. એકજ જાતનો-તેજ જાતનો ધંધો કરનાર માણસ.

**Concussion**, *n.* (કૉનક'શન) The act of violent shaking by dashing against another body. આંચકો-ધક્કો; અથડામણ. 2. A shock or injury to the brain or other organs by a fall, blow &c. પડવા-અથડવાથી શરીરના કોઈ અવયવને થયેલી ઈજા. [L. *con*, together & *quatio*, I shake].

**Condemn**, *vt.* (કૉન્ડે'મ) To declare guilty or in the wrong. દૂષિત-ખોટું ઠરાવવું; ગુન્હો-દોષ-અપરાધ જણાવવો. 2. To sentence or pronounce a judgment. ગુન્હેગારને શિક્ષા કરવી. 3. To reject or declare to be unfit or useless. વાપરવા લાયક નથી એમ ઠરાવવું; નકામું ઠરાવવું; [L. *con*, & *demno*, I condemn.]

**Condemnable**, *a.* (કૉન્ડે'મ્નેબલ) Culpable; blameable; useless. રદ કરવાજોગ-ધિક્કારવાજોગ; ગુન્હેગાર ઠેરવવા યોગ્ય.

**Condemnation**, *n.* (કૉન્ડેમ્ને,'શન) Culpability; blame. દૂષણ; નિંદા. 2. Declaring guilty. ગુન્હેગાર-સજાપાત્ર ઠરાવવું તે. 3. The act of sentencing (a criminal). સજા કરવી-શિક્ષા ફરમાવવી તે. 4. Order of forfeiture. જપ્તીનો હુકમ. 5. The cause of being declared guilty or the state of being so. ગુન્હેગાર ઠરાવ્યાનું કારણ; ગુન્હેગાર ઠરવું તે; શિક્ષા.

**Condemnatory**, *a.* (કૉન્ડેમ્ને,'ટરી) Expressing condemnation or censure. અપવાદક; નિંદાત્મક; શિક્ષાપાત્ર-ગુન્હેગાર ઠેરવતું.

**Condensate**, *vt.* (કૉન્ડેન્સે,'ટ) To thicken or condense. ઘટ્ટ-જાડું કરવું. *a.* Condensed. ઘટ્ટ-જાડું કરેલું; જામેલું.

**Condensation**, *n.* (કૉન્ડેન્સે,'શન) Thickening. જાડું-ઘટ્ટ કરવું તે.

**Condense**, *vt.* (કૉન્ડે'ન્સ) To thicken or make more dense or compact. ઠરાવવું-જાડું-ઘટ્ટ બનાવવું-કરાવવું-રૂપમાં ફેરવવું. [L. *con* & *densus*, dense.]

**Condensity**, *n.* (કૉન્ડે'ન્સીટી) Denseness. જાડાશ; ઘટ્ટપણું; ઘનતા.

**Condescend**, *vi.* (કૉન્ડીસે'ન્ડ) To deign; to be gracious or complaisant to an inferior. મહેરબાની કરવી; મોટાઈ-માન મુકી કરવું-આચરવું-બોલવું; રહેમ નજર બતાવવી. [L. *con*, *de*, down & *scando*, I climb.]

**Condescending**, *a.* (કૉન્ડીસે'ન્ડીંગ) Affable; complaisant; gracious or patronising to an inferior. વિવેકી; દયાળુ; મ્હોટા મનનું.

**Condescension**, *n.* (કૉન્ડીસે'ન્શન) Graciousness; affability; Complaisance. મહેરબાની; નિરભિમાનીપણું.

**Condign**, *a.* (કૉનડા'ઈન) Worthy; deserving. લાયક; યોગ્ય; ઘટતું; વાજબી. [L. *con* & *dignus*, worthy.]

**Condiment**, *n.* (કૉ'ન્ડીમેન્ટ) Spices used in relishing food. મશાલો; મરીમરચું વગેરે; વઘાર. [L. *con* & *do*, I preserve.]

**Condition**, *n.* (કૉન્ડી'શન્) Temperament. સ્વભાવ; પ્રકૃતિ. 2. State. હાલત; સ્થિતિ. 3. A stipulation or provision; an antecedent circumstance. શરત–બોલી–કરાર. *vt.* To stipulate or contract. શરત કરવી; ઠરાવ–બોલી–કરાર કરવો. *vi.* To stipulate or make terms. શરત-કરાર ક૦. [L. *con* & *do*, I give.]

**Conditional**, *a.* (કૉન્ડી'શનલ્) Subject to stipulations. શરતવાળું. 2. Showing a condition or supposition &c. (in grammar.) સંકેતાર્થ; ધારણા-શરત બતાવતું.

**Condole**, *vi.* (કૉન્ડો,'લ્) To sympathise with; to console. પારકા દુઃખે દુઃખી થવું. *vt.* To bewail. ને માટે શોક-દિલગીરી પ્રદર્શિત કરવી. [L. *con*, together & *doleo*, I feel pain.]

**Condolement**, *n.* (કૉન્ડો,'લમેન્ટ) Sympathy in distress. પરદુઃખે દુઃખ; દિલાસો; ખેદ; દિલગીરી; શોચ; શોક.

**Condolence**, *n.* (કૉન્ડો,'લન્સ) Commisseration; expression of sympathy. દિલાસો; પર દુઃખે દુઃખ; શોચ.

**Conduce**, *vi.* (કૉન્ડ્યૂ'સ) To further or promote an end. વધારવું; ઉપયોગી-કારણભૂત હોવું. *vt.* To lead to. લઈ જવું; પરિણામ લાવવું. [L. *con*, together & *duco*, I lead.]

**Conducive**, *a.* (કૉન્ડ્યૂ'સિવ્) Promoting or furthering an object; tending or leading to. સાધક; સહકારી; ઉપયોગી; કારણભૂત હોવું; વધારવું; લઈ જવું; પરિણામ લાવવું.

**Conduct**, *n.* (કૉ'ન્ડક્ટ) Generalship; skilful guidance. હોશિયારીથી દોરવું તે. 2. Guidance. વહિવટ. 3. Behaviour; personal deportment. ચાલચલગત; વર્તણુક. 4. Convoy. સંઘ; રક્ષક; વળાવો. *vt.* (કૉન્ડ'ક્ટ) To escort, guide or lead. લઈ જવું; દોરવું; વળાવવું; વળાવવા જવું; સેનાપતિ તરીકે દોરવું; લઇ જવું. 2. To regulate or manage. ચલાવવું; વહિવટ ક. 3. To behave or deport oneself. વર્તવું; આચરણ ક. *vi.* To act or to behave. વર્તવું; આચરવું. [L. *con*. together and *duco*, I lead.]

**Conductive**, *a.* (કૉન્ડ'ક્ટીવ) Having the power to lead. લઇ જાય એવું; આગેવાન.

**Conductor**, *n.* (કૉન્ડ'ક્ટર) A guide or leader. આગેવાન; રસ્તો બતાવનાર. 2. The director of a chorus. ગાયન શરૂ કરનાર 3. A substance transmitting heat or electricity to another in contact with it ઉષ્ણતા-વિદ્યુતવાહક.

**Conduit**, *n.* (ક'ન્ડિટ) A channel or pipe for conveying water &c. નળ; નિક; નેહેર; નગી. [L. *con*, & *duco*, I lead.]

**Cone**, *n.* (કો,ન્) A tapering, circular-based body. શંકુ. 2. A fruit of that shape. તેવા આકારનું ફળ *vt.* To make like a cone in shape. શંકુ જેવા આકારનું બનાવવું-કરવું.

**Coney-cony**, *n.* (કો,'ની, કૉની) A rabbit. સસલું. 2. A fish. માછલું. [L. *coniculus*, a rabbit.]

**Confabulation**, *n.* (કૉનફૅબ્યુલે,'શન્) Gossip; familiar talk. વાતચીત; ગપાટા; ગપસપ; બોલાચાલી. [L. *con* & *fabula*, a fable.]

**Confection**, *n.* (કૉનફે'કશન્) Sweet-meats; confit. મિઠાઈ; મુરબ્બો; હલવો.

**Confectioner**; *n* (કૉનફે'કશનર) A dealer of sweetmeats. કંદોઇ; સુખડીઓ; હલવાઇ; મિઠાઈવાળો.

**Confectionery**, *n.* (કૉનફે'કશનરી) Sweetmeats. મિઠાઈ. 2. The place where sweetmeats are sold. કંદોઈ આળ; મિઠાઇ બજાર.

**Confederacy**, *n.* (કૉનફે'ડરસી) A union or league of persons, parties, states or nations. માણસ-પક્ષ-રાષ્ટ્રસંઘ, એકસંપી; સંપ; મસલત.

**Confederate**, *n.* (કૉનફે'ડરે,ટ) A person in league; an ally. એકસંપીલો; સંઘમાં સામેલ માણસ. *a.* Leagued or united. એકસંપી; સંપ-સંઘમાં સામેલ. *vt.* To unite or league. એક-સંપ-એક્કો કરવો. [L. *con*, together & *fœdus*, a league.]

**Confederation**, *n.* (કૉનફેડરે,'શન્) A covenant or league. સંઘ; એકસંપ; એક્કો.

**Confer**, *vt.* (કૉ'ન્ફર) To bestow or grant. કબજે આપવો-બક્ષવું; હક બક્ષવો-આપવો. 2. To present. બક્ષિસ આપવું. *vi.* To counsel, advise, or consult together on some important question. મસલત ચલાવવી; સલાહ લેવી. [L. *con*, together & *fero*, I bear.]

**Conference**, *n.* (કૉ'ન્ફરન્સ) A meeting of representatives &c, to discuss some important question. કૉનફરન્સ; પરિષદ્; સભા. 2. Bestowal or grant. બક્ષવું તે.

**Conferee**, *n.* (કૉનફરી') One on whom something is bestowed. બક્ષિસ મેળવનાર-જેને કંઇ હક વગેરે બક્ષવામાં આવ્યો હોય એવો માણસ.

**Confess**, *vt.* (કૉનફે'સ) To admit as true or acknowledge some fault, crime &c. વાંક-ગુન્હો-દોષ વગેરે કબુલ કરવો; એકરાર આપવો; સાચે-સાચું કહી દેવું; માનવું. 2. To disclose or recapitulate one's sins to a priest or holy man with a view of getting absolution. પાદરી પાસે પોતાના ગુન્હા કબુલ કરી તેના માટે

ઈશ્વર પાસે માફી માંગવી. [ L. *con* & *fetior*, I confess ].

**Confessedly,** *adv.* (કૉનફે'સેડ્લી) Acknowledgedly; undeniably. મુકરર; નિઃસંશય; ખચિત; પોતાનીજ કબુલત પ્રમાણે; નિર્વિવાદ.

**Confession,** *n.* (કૉનફે'શન્) Acknowledgment or admission as true of a debt, crime, charge &c. દેવું-ફરજ-ગુન્હાની કબુલત. 2. Recapitulating of one's sins to a priest or holy man. પાદરી આગળ કરેલું પાપનિવેદન. **Confession of faith**=ખ્રિસ્તી ધર્મમાં માનવાનો એકરાર-કબુલત.

**Confessional,** *n.* (કૉનફે'શનલ્) A seat or chapel in which Roman catholics make their confessions to the priest. પાપશ્રવણ કરનાર પાદરીનું આસન.

**Confidant, confidante,** (fem.) *n.* (કૉન્ફીડૅ'ન્ટ્ -કૉન્ફીડૅન્ટ્) One entrusted with secrets; a bosom or confidential friend. ઇષ્ટમિત્ર; જીગરજાન દોસ્ત; વિશ્વાસુ ભાઇબંધ, બ્હેન, બાઈ.

**Confide,** *vi.* (કાનફા'ઈડ્) To rely upon; to put faith in; to trust. ની ઉપર વિશ્વાસ-ભરોસો-આકીન રાખવો-વું. *vt.* To entrust. સોંપવું; ને ભરોસે મુકવું-રાખવું. [L. *con* & *fido*, I trust.]

**Confidence,** *n.* (કૉ'નફીડન્સ્) Reliance; trust; faith. ભરોસો; વિશ્વાસ. **In confidence**= ખાનગી-ગુપ્ત રીતે. **Vote, of confidence** ="વિશ્વાસ છે" એવો ઠરાવ. **I do not share his confidence**=મને એના મનની વાતની ખબર નથી. **Confidence in oneself**= આત્મ-વિશ્વાસ; સ્વાશ્રય; સ્વાભિમાન.

**Confident,** *a.* (કૉ'નફીડૅન્ટ્) Reliant; trustful. ભરોસો-વિશ્વાસ રાખનાર-મુકનાર. 2. Secret; not divulged to all; giving occasion for confidence. વિશ્વાસુ; ખાનગી.

**Confidential,** *a.* (કૉનફીડૅ'ન્શલ્) Trustworthy; reliable. વિશ્વાસુ; ભરોસેદાર-પાત્ર. 2. Not public; secret. ખાનગી; ગુપ્ત.

**Confidently,** *adv.* (કૉ'ન્ફીડન્ટ્લી) Trustfully; reliantly. વિશ્વાસુપણે; ભરોસો રાખી. 2. Without doubt; with assurance. નિઃસંશય; ખાતરીપૂર્વક; નિઃશંક.

**Configure,** *vt.* (કૉનફી'ગર્) To array in a given shape. અમુક આકારમાં ગોઠવવું. [L. *con* & *figura*, a figure.]

**Confine,** *vt.* (કૉનફા'ઈન્) To limit or set a boundary to. સીમા-હદ બાંધવી; મર્યાદિત કરવું. 2. To imprison or shut up. કેદમાં રાખવું; ગોંધવું. **To be confined**=ખાટલે-સુવાવડમાં હોવું. [L. *con* & *finis* boundary.]

**Confines,** *n.* (કૉ'નફાઈન્સ્) Limit; boundary. હદ; સીમા; સરહદ.

**Confinement,** *n.* (કૉનફા'ઈનમૅન્ટ્) Restraint; limitations. મર્યાદા; પ્રતિબંધ; નિરોધ; અટકાવ; બંધન; હદ-મર્યાદામાં રાખવું તે. **Place of confinement**=બંદીખાનું. 2. સૂતિકાગ્રહ. 2. Child-birth. સુવાવડ.

**Confirm,** *vt.* (કૉનફ'મ્) To render firm. મક્કમ-મજબુત બનાવવું. 2. To corroborate; to verify. ખરૂં છે એમ ઠસાવવું-ખાત્રી આપવી. 3. To authorise or justify. બહાલ-મંજુર-કાયમ કરવું; પરવાનગી-મંજુરત આપવી [L. *con* & *fermus*, firm.]

**Confirmation,** *n.* (કૉનફર્મે,'શન્) Sanction or ratification (of a superior authority.) મંજુરાત; વરિષ્ઠ અધિકારી તરફથી પરવાનગી. 2. Corroboration. વધુ પુરાવો-ખાત્રી. 3. The act of making strong or firm. મજબુત-મક્કમ બનાવવું તે.

**Confirmatory,** *a.* (કૉનફર્મે,'ટરી) Ratifying; corroborating. પુષ્ટિ મજબુતી-મંજુરાત-પરવાનગી-વધુ પુરાવો આપતું.

**Confiscable,** *a.* (કૉ'નફીસ્કૅબલ્) Liable to confiscation. જપ્ત કરવા લાયક-કરી શકાય એવું.

**Confiscate,** *vt.* (કૉ'નફીસ્કે,ટ્) To take possession of property as a penalty. જપ્ત-કબજે કરવું; જપ્તી લાવવી. *a.* Appropriated property &c. કબજે-જપ્ત કરેલો ( માલ વગેરે ). [L. *con*, together & *fiscus*, a money bag.]

**Confiscation,** *n.* (કૉનફીસ્કે,'શન્) The act of taking possession of property as a penalty. કબજે-જપ્ત કરવું તે.

**Conflagration,** *n.* (કૉનફ્લૅગ્રે,'શન્) A fire which has spread to many objects. મ્હોટી આગ; વણ્વો; જંગલ, વનદાહ. [L. *con*, together and *flagro*, I blaze.]

**Conflict,** *n.* (કૉ'ન્ફ્લીક્ટ્) Battle; contest. લડાઈ; યુદ્ધ. 2. Violent collision; opposition; clashing together. અથડા અથડી; વિરોધ; ધક્કા ધક્કી. *vi.* To oppose or clash together; to fight. લડાઈ કરવી; સામે થવું; અથડા અથડી થવી; વિરોધ પડવો. **Conflict of interests**= સ્વાર્થનો વિરોધ; એકનો સ્વાર્થ તે બીજાનો નાશ-ખરાબી હોવી એવી સ્થિતિ.

**Conflicting,** *a.* (કૉનફ્લી'કટીન્ગ્) Clashing; incompatible; opposing; contradictory, પ્રતિકૂળ; પરસ્પર વિરોધી વિરૂદ્ધ; ઉલટું.

**Confluence,** *n.* (કૉ'નફ્લુઅન્સ) A junction of rivers, streams &c; a place of meeting together. સંગમ; ત્રિવેણી. 2. Crowd or concourse. દાટી; ભીડ; ઠઠ.

**Confluent,** *a.* (કૉ'નફ્લુઅન્ટ્) Running or flowing together. સંગત થનાર; એકત્ર થનાર; સંમેલક.

**Conflux,** *n.* (કૉ'નફ્લક્સ્) Confluence. સંગમ; ત્રિવેણી. 2. Concourse. દાટી; ભીડ; ઠઠ.

**Conform,** *vt.* (કૉન્ફૉ'ર્મ્) To render like; to cause to resemble. ના જેવું; પ્રમાણે કરવું. *vt.* To act according to (followed by *to*) ના પ્રમાણે વર્તવું; તાબે રેહવું, થવું; હુકમ માથે ચઢાવવો.[L. *con*, together and *forma*, a form]

**Conformable,** *a.* ( કૉનફૉ'ર્મેબલ્ ) Like; similar. સરખું; મળતું. 2. Becoming; proper; ઘટતું. 3. Compliant; submissive. આધીન. 4. (Geology) Parallel. સમાંતર.

**Conformation,** *n.* (કૉનફૉર્મે,'શન્) Configuration; structure; form. ઘાટ; આકાર; આકૃતિ; રચના. 2. The act of conforming. પ્રમાણે-સરખું-ને મળતું કરવું-બનાવવું તે.

**Conformist,** *n.* (કૉનફૉ'ર્મિસ્ટ્) A believer in the established Church of England. ઇંગ્લંડમાં સ્થાપિત ખ્રિસ્તી ધર્મ પ્રમાણે ચાલનાર.

**Conformity,** *n.* (કૉનફૉ'ર્મિટી) A like structure or formation; resemblance; આકારનું સરખાપણું-મેળ-મળતાપણું. 2. Belief in the Established Church of England. ઇંગ્લાંડમાં સ્થાપિત ખ્રિસ્તી ધર્મમાં માન્યતા.

**Confound,** *vt.* (કૉનફા'ઉન્ડ્) To entangle or mix together. ગુંચવી નાંખવું. 2. To confuse or mistake one for another. ભુલથી એકને બદલે બીજાને ધારવું-ગણવું; ખોટું ઓળખવું. 3. To amaze or astound. દિંગ-આશ્ચર્યચકિત કરવું. 4. To bring to naught or overthrow. ધૂળમાં મેળવવું; નકામું કરવું; ગુંચવી નાંખવું. [L. *con*. together & *fundo*, I pour.]

**Confounded,** *a.* (કૉનફા'ઉન્ડેડ્) Perplexed; confused. વ્યાકુળ; ગભરાએલું; બાવરૂં; છક્ક; ગુંચવડામાં પડેલું.

**Confraternity,** *n.* (કૉનફ્રૅટ'ર્નિટી) A union. મંડળ; બંધુવર્ગ મંડળ. [L. *con*, together and *frater*, a brother.]

**Confront,** (કૉનફ્ર'ન્ટ્) *vt.* To face; to stand face to face; to oppose. સન્મુખ-સામે ઉભું રેહવું; સામા થવું. 2. To bring face to face. રૂબરૂમાં હાજર કરવું; સમક્ષ મુકવું. [ L. *con* & *frons*, the forehead.]

**Confrontation,** *n.* (કૉનફ્રન્ટે',શન્) Comparison; the act of confronting. મુકાબલો; રૂબરૂમાં હાજર કરવું તે.

**Confuse,** *vt.* (કૉનફ્યુ'ઝ્) To disconcert; to perplex. ગુંચવવું; ગભરાવવું; ગુંચવડામાં-ઘોટાળામાં નાંખવું. 2. To entangle. ગુંચવી નાંખવું. [L. *con*, together & *fundo*, I pour.]

**Confusion,** *n.* (કૉનફ્યૂ'ઝન્) Indiscriminate mingling; disorder. અવ્યવસ્થા; ઘોટાળો; ગુચવણ; ઘાલમેલ. 2. Perplexity; agitation. મનની ગુંચવાએલી-અસ્વસ્થ સ્થિતિ.

**Confutable,** *a.* (કૉ'નફ્યુટૅબલ્) Refutable. ખંડન કરવા લાયક-જેવું; ખંડનીય; ખોટું પાડી શકાય એવું.

**Confutation,** *n.* (કૉન્ફ્યૂટે,'શન્) Refutation. ખંડન; રદિઓ; વિતંડાવાદ; તકરાર; સામો જવાબ.

**Confute,** *vt.* (કૉનફ્યૂ'ટ્) To refute or answer. દલીલનું ખંડન કરવું-રદિઓ આપવો; મ્હો (સામાનું) બંધ ક૦[L. *con*, together and *futo*, I argue.]

**Conge,** *n.* (કૉન્જી') Farewell; dismissal. છેલ્લી સલામ. *vi* To bid farewell to. સલામ-રામરામ ક૦; છેલ્લા સલામ ક૦.[L. *con* & *eo*, I go]. C. d' elire (કૉન્જીદેલી'ર્) ધર્મગુરૂ ચુંટવાની રજા.

**Congeal,** *vt.* (કૉન્જી'લ્) To make cold or chill. ઘટ્ટ-શિથિલ પાડવું. 2. To freeze. ઘટ્ટ કરવું; જમાવવું. *vi.* To become frozen. ઘટ્ટ થવું; જામી જવું. [L. *con* & *gelo*, I freeze.]

**Congealment,** } (કૉન્જી'લમેન્ટ્, કૉન્જીલે,'શન્)
**Congealation,** } The act or process of freezing or the state of being frozen. ઠારવું-ઠરેલું હોવું તે.

**Congener,** *n.* (કૉ'ન્જીનર્) A thing of the same class or genus. સજાતીય-એકજાતીય વસ્તુ; સમજાતીય વસ્તુ. [L. *con* & *genera*, race].

**Congeneric-ous,** *a.* (કૉન્જે'નેરીક્-કૉન્જે'નેરસ્) Of the same genus. એક જાતનું; સમજાતીય.

**Congenial,** *a.* (કૉન્જી'નીઍલ્) Kindred. સમજાતીય. 2. Naturally adapted. કુદરતથી માફક આવતું. [L. *con* & *genialis*, genial.]

**Congenital,** *a.* (કૉનજે'નિટલ્) Existing from birth. જન્મનું-થીજ હોવું; સ્વાભાવિક. [L. *con* & *gero*, I bear].

**Congest,** *vt.* ( કૉન્જે'સ્ટ્ ) To freeze or congeal. જમાવવું-એકઠું કરવું.

**Congestion,** *n.* (કૉનજે'સ્ચન્) The act of gathering in heaps or masses. જમાવ; ભરતી-ભરાવો; ઢગલો. 2. (Med.) Undue stagnation of the blood. શરીરનાં કોઇપણ ભાગમાં લોહીનું જામી જવું.

**Congestive,** *a.* ( કૉનજે'સ્ટિવ્ ) Causing stagnation of blood. રક્તાવરોધસૂચક; લોહીની ગાંઠ બંધાવું.

**Conglomerate,** *a.* (કૉનગ્લૉ'મરે,ટ્) Collected; concentrated. ગઠ્ઠાબંધ; જથાબંધ; કઠીબંધ. *vt.* To gather in a round ball or body. ઢગલે-એક

આકારમાં એકઠા થવું. *n.* A pebble-rock. ગોળ કકડાનો ખડક.

**Conglomeration,** *n.* (કૉન્ગ્લોમરે,'શન્) The act of gathering in a round body. સમુદાય; સંગ્રહ; જમાવ.

**Conglutinate,** *vt.* (કૉન્ગ્લુ'ટિને,ટ્) To stick together with glue. જોડવું. *vi.* To coalesce. સાંધવું; જોડવું. [L. *con*, together & *glutinos*, I glue].

**Conglutination,** *n.* (કૉન્ગ્લુટિને,'શન્) Junction; gluing together. સંયોગ; સાંધવું તે; જોડવું તે.

**Congratulate,** *vt.* ( કૉન્-ગ્રૅ'ટ્યુલે,ટ્ ) To felicitate; to wish joy. મુબારકબાદી આપવી-અભિનંદન કરવું-આપવું. **To C. oneself**= પોતાને મુબારકબાદી આપવી; આનંદિત થવું. [L. *con*, together & *gratus*, pleasure.]

**Congratulation,** *n.* ( કૉનગ્રૅટ્યુલે,'શન્ ) Felicitation; a wishing joy. અભિનંદન; મુબારકબાદી.

**Congregate,** *vt.* (કૉન્'ગ્રેગે,ટ) To gather together or assemble. જમાવ-મેલાવડો કરવો; એકઠું થવું. *vi.* To come together. એકઠું થવું. *a.* Close; collected. સજ્જડ; ઘન; ઘટ્ટ; એકઠું થયેલું. [L. *con*, together & *gres*, flock.]

**Congregation,** *n.* (કૉનગ્રેગે,'શન્)An assembly of persons. માણસનો જમાવ-એકઠા થવું છે; ગિર્દી; મંડળ; પ્રાર્થનામંડળ.

**Congregation,** *a.* (કૉનગ્રેગે,'શનલ્) Relating to a congregation. પ્રાર્થના સમાજ-મંડળ વિષયી-નું.

**Congregationalism,** *n.* (કૉનગ્રેગે,'શનૅલીઝમ્) A system of church government.- ચર્ચનો અધિકાર અમુક મંડળના હાથમાંજ હોય એવી વ્યવસ્થા-રીતિ.

**Congregationalist,** *n.* (કૉનગ્રેગે,'શનૅલિસ્ટ્) A believer in the system of congregationalism. સામાજીક પંથનો-સમુદાયનો માણસ.

**Congress,** *n.* (કૉ'ન્ગ્રેસ્) An assemblage of persons. લોકોનો સમૂહ - સમુદાય. 2. A conference of the representatives of nations, meeting to discuss important problems. પ્રતિનિધિઓની સભા; રાજપ્રતિનિધિ-પરિષદ. **The Indian National Congress**=An independent body now composed of the representatives of different races, provinces &c. of India, holding annual sessions at different centres to arrive at a satisfactory solution of the political problems before India. હિંદી રાજકીય મહાસભા.[L. *con*, together & *gradior*, I go].

**Congressive,** *a.* (કૉન્ગ્રે'સિવ્) Tending to assemble or gather together. મળવું; એકઠું થવું; જમાવ થવું.

**Congruence-cy,** *n.* (કૉ'ન્ગ્રુઅન્સ્) Concord; agreement. એકરાગ; મેળ.

**Congruous, congruent,** *a.* (કૉ'ન્ગ્રુઅસ, કૉ'ન્ગ્રુઅન્ટ્) Harmonious; agreeing; fit; suitable. અનુરૂપ; સંબંદ્ધ;યોગ્ય; માફક; બેસતું; મળતું.

**Congruity,** *n.* (કૉન્ગ્રૂ'ઈટી) Harmony; agreement; fitness. એકરાગ;યોગ્યતા; મળતાપણું.

**Conical,** *a.*(કૉ'નિકલ્)Like a cone;tapering upwards.શંકુના આકારનું.**C.section**=શંકુચ્છેદ.

**Conics,** *n.* (કૉ'નિક્સ્) That part of solid geometry dealing with the properties of cone &c. શંકુચ્છેદ ભૂમિતિ.

**Conjecturable,** *a.* (કૉનજે'ક્ચ રૅબલ્) Guessable. અનુમાનનીય; અનુમાનસાધ્ય; અનુમાનથી જણાય એવું.

**Cojectural,** *a.* (કૉન્જે'ક્ચરૅલ)Hypothetical; depending on guess. અનુમાનનું;કલ્પિત;અટકળીયું.

**Conjecture,** *n.* (કૉન્જે'ક્ચર) Guess;probable inference. ધારણા; ઉટ્ટંગ; કલ્પના;ક્યાસ;અનુમાન. *vt.* To guess or draw a probable inference from. અનુમાન-ક્યાસ-અટકળ ક૦. [L. *con*, & *jacio*, I throw].

**Conjoin,** *vt.* (કૉનજૉ'ઈન્ ) To join together. સાંધવું; એકઠા જોડવું; સંયોગ ક૦. *vi.* To unite. સંયુક્ત-એકત્ર થવું. [L. *con*, together & *ungo*, I join.]

**Conjoint,** *a.* (કૉનજૉ'ઇન્ટ્) Joint; united. સાંધેલું; જોડેલું.

**Conjointly,** *adv.* (કૉનજૉ'ઈન્ટલી) In unison with; together with. એકઠું; મળીને;સાથે;જોડે.

**Conjugal,** *a.* (કૉ'નજુગૅલ્) Pertaining to matrimony. વિવાહિક; વિવાહ સંબંધીનું. **C. happiness**=દંપતિ સુખ-સૌખ્ય.**C. rights** =ધણી-ધણીયાણી તરીકેના હક્ક-ફરજો. [L. *con*, together & *jugum*, a yoke].

**Conjugate,** *vt.* (કૉ'નજુગે,ટ્) To unite in wedlock. લગ્ન-વિવાહ ક૦. 2. [In Grammar] To give the different inflections of a verb. ક્રિયાપદના રૂપાખ્યાન આપવાં-ક૦. [L.*con*, together, & *jungo*, I join].

**Conjugation,** *n.*(કૉન્જુગે,'શન્) Assemblage; union. જોડાણ; એકઠા કરવું તે. 2.The inflection of verbs. ક્રિયાપદનાં રૂપાખ્યાન.

**Conjunct,** *a.* (કૉનજ'ન્કટ્) Joint; united. સંયુક્ત; જોડેલું.

**Conjunction,** *n.*(કૉનજ'ન્કશન્) Association; union. જોડાણ; સંયોગ; સંબંધ. 2. [In

grammar] A word showing connection or relation between two words or sentences. ઉભયાન્વયી અવ્યય. 3. The meeting together of two planets in one sign of the zodiac. યોગ. **C. of the Sun & the Moon** = સૂર્ય ચંદ્ર સંયોગ. **In C. with** = જોડે; ની સાથે.

**Conjunctive**, *a.* (કૉન્જ’ક્ટિવ્) Joining together. સાથે જોડનાર; જોડનારૂં.

**Conjuncture**, *n.* (કૉન્જ’ક્ચર્) Critical time or crisis. અણીનો-બારીક વખત; સંયોગ; યોગ; પ્રસંગ. 2. Union. સંયોગ.

**Conjuration**, *n.* (કૉન્જુરે,’શન્) Incantation. મંત્ર ભણવા તે; જાદુમંત્ર; નજરબંદી. 2. Binding by an oath. સમ ઘાલવા તે.

**Conjure**, *vt.* (કૉન્જૂ’ર્) To bind by an oath. સમ ઘાલવા; સોગંદ ઘાલીને બોલાવવું. 2. To solicit earnestly. કાલાવાલા કરવા-કગળી પડવું. [L. *con* and *juro*, I swear].-(ક’ન્જર્) To produce magical effects. નજરબંધી; જાદુ કરવું.

**Conjurer-or**, *n.* ( ક’ન્જરર્ ) A performer of tricks. જાદુગર; મદારી; ગારૂડી. 2. A very clever man. પુષ્કળ હોશિયાર ચાલાક માણસ; કામણગારો.

**Connate**, *a.* (કૉને,’ટ્) One of twins. બીજાની સાથે જન્મેલું; જોડમાંનું એક. 2. (Botany.) Of one origin. એકજ બી-મૂળમાંથી ઉત્પન્ન થયેલું. [L. *con*, together & *natus*, born].

**Connatural**, *a.* (કૉનૅ’ચરૅલ્) Of one genus or species. સજાતીય; એક જાતિનું.

**Connect**, *vt.* (કૉને’ક્ટ્) To join together. સંબંધ જોડવો; સાંધવું. *vi.* to be related, joined &c. સાંધેલુ-જોડાએલું-સંબંધી હોવું. [L. *con* together & *necto*, I bind].

**Connected**, *a.* (કૉને’ક્ટેડ્) Joined. સંધાએલું. 2. Related. સગપણ ધરાવતું.

**Connection, connexion**, *n.* (કૉને’ક્શન્) A relation. સંબંધી; સગો. 2. Junction. સંયોગ; સંબંધ. 3. That which connects or joins. અનુસંધાન; સંબંધ. 4. Relation. સંબંધ.

**Connective**, *a.* (કૉને’ક્ટિવ્) Possessing the power of joining. સંયોગ-જોડવાની શક્તિવાળું; અનુસંધાન કરતું.

**Connivance**, *n.* (કૉના’ઇવૅન્સ્) Voluntary blindness to an act or ignorance of it. આંખ આડા કાન કરવા તે; આંખમિચામણી.

**Connive**, *vt.* (કૉના’ઇવ્) To close the eyes to or overlook a fault &c. out of sympathy for the doer; to forbear. આંખ આડા કાન કરવા; આંખ મીચવી. [L. *con*. & *nivo*, I close.]

**Connoisseur**, *n.* ( કૉનસ’ર્ ) A critical judge of any art. મામિંક માણસ; મર્મજ્ઞ; પરીક્ષક; જાણકાર; રસજ્ઞ; પ્રવીણ-નિપુણ માણસ. [L. *con*, & *nosco*, I learn].

**Connote**, *vt.* (કૉનો,’ટ્) To include in the meaning; to imply. ના અર્થમાં સમાવેશ હોવો; ગુણ બતાવવો. [L. *con*. & *noto*, I mark.]

**Connotation**, *n.* ( કૉનોટે,’શન્ ) Implied meaning. અંદર સમાએલો અર્થ; સંકેતાર્થ.

**Connubial**, *a.* (કૉન્યુ’બિઍલ્) Relating to marriage. વિવાહવિષયી-નું. [L. *con*, together & *nubo*, I marry.]

**Conquer**, *vt.* ( કૉન્કર્ ) To vanquish or subdue. જીતવું; જીત મેળવવી; ફતેહ પામવું. [L. *con*. & *quæro*, I seek.]

**Conquerable**. *a.* (કૉ’ન્કરૅબલ્) Vanquishable. જીતી-હરાવી શકાય એવું.

**Conqueror**, *n.* (કૉ’ન્કરર્) Hero; vanquisher. વિજયી વીર; જીતનાર. **A mighty conqueror** = દિગ્વિજય મેળવનાર વીર; ચક્રવર્તિ; સમ્રાટ.

**Conquest**, *n.* (કૉ’ન્ક્વેસ્ટ્) Victory; success. વિજય; ફતેહ; જીત. 2. [In Law] Aquisition of property by means other than bequest. પોતાની કમાવેલી મિલ્કત.

**Consanguineous**, *a.* (કૉનસૅન્ગ્વિ’નીઅસ્) Kindred; allied by blood. એકજ લોહીનું-સગાઇ ધરાવતું. [L. *con*, & *sequinous*, blood.]

**Consanguinity**, *n.* (કૉનસૅન્ગ્વિ’નિટી) Blood-relationship. સગાઈ.

**Conscience**, *n.* (કૉ’ન્શન્સ્) One's own moral sense of right and wrong. સદસદ્વિચારબુદ્ધિ; અંતઃકરણનો અવાજ; હૃદયનો અવાજ; આત્મા; સદ્વિવેકબુદ્ધિ. **A matter of conscience** = ધર્મ, નીતિની બાબત.

**Conscientious**, *a.* (કૉન્સિએ’ન્શસ્) Righteous; influenced by the dictates of one's conscience. નેકીવાળો; ન્યાયનિષ્ઠ; સત્યપ્રિય; સદાચારી; પોતાના અંતઃકરણના અવાજ મુજબ વર્તનાર; ટેક જાળવનાર. 2. Done according to the dictates of one's conscience. અંતઃકરણના અવાજ મુજબ કરેલું (કામ).

**Conscientiousness**, *n.* (કૉન્સિએ’ન્શસ્નેસ્) Highly cultivated sense of morality. સાચી નિષ્ઠા; સત્યપ્રિયતા; એક ટેક; સદાચાર.

**Conscious**, *a.* (કૉ’ન્શસ્) In one's senses; knowing; aware. વાકેફ; જાણકાર; જાણનાર.

**Consciousness**, *n.* (કૉ’ન્શસનેસ્) The state of being in one's senses. ભાનમાં-શુદ્ધિમાં હોવું તે. **To bring to consciousness** = સાવધ કo. **To return to consciousness** = ભાનમાં આવવું; સાવધ થવું.

**Conscribe,** *vt.* (કૉન્સ્ક્રા'ઇબ્) To enlist or write down. નોંધવું; લખી લેવું-રાખવું.[L. *con.* & *scribo,* I write].

**Conscript,** *n.* (કૉ'ન્સ્ક્રિપ્ટ્) A compulsory recruit to the front. ફરજીયાત કાયદાથી પકડવામાં આવેલો (લશ્કરમાં નોકરી કરવા સારૂ) માણસ; રિક્રૂટ; રંગરૂટ.2.Any writen document &c.નોંધ;લખાણ.

**Conscription,***n.*(કૉન્સ્ક્રિ'પ્શન્)Compulsory enrollment in the military. લશ્કરમાં ફરજિયાત ભરતી. 2. Enrollment. નોંધ.

**Consecrate,** *vt.* (કૉ'ન્સીકે,ટ્) To declare sacred. પવિત્ર કરવું-ઠેરવવું. 2. To dedicate to a sacred purpose. પવિત્ર કામ માટે યોજવું. 3. To canonize. પૂજ્ય-પ્રતિષ્ઠિત ઠરાવવું

**Consecration,** *n.* (કૉન્સીકે,'શન્) The act of consecrating.દેવાર્પણ;કૃષ્ણાર્પણ;પ્રતિષ્ઠા; સંસ્કાર.

**Consecrator,** *n.* (કૉ'ન્સીકે,ટર્) One who consecrates. દેવાર્પણ કરનાર.

**Consecution.** *n.* (કૉન્સીક્યુ'શન્)A sequel; a following in order. પરંપરા; અનુક્રમ; માલા; હાર; પરિણામ.

**Consecutive,** *a.* (કૉન્સેક્યુટિવ્) Following each other in regular order;next in rank &c. અનુક્રમમાં પછીથી આવતું. 2. Resulting. પરિણામરૂપ, અસર તરીકે આવતું [L. *con,* together & *sequor,* I follow.]

**Consent,** *n.* ( કૉનસે'ન્ટ્ ) Concurrence; accord. અનુમતિ; સંમતિ. 2. Agreement. એક મત-રાગ. **With free consent of parties**=બન્ને પક્ષની રાજીખુશીથી કરેલો (કરાર) *vi.* To say "yes;" to agree to; to comply with &c. હા પાડવી; મળતા થવું. [L. *con,* together and *sentio,* I feel.]

**Cosentaneous,***a.*(કૉન્સેન્ટે'નીએસ્) Concurrent;agreeing. અનુકુલ; લાયક; યોગ્ય;મળતું;બેસતું.

**Consentient,***a.*(કૉનસે'ન્ટિએન્ટ્)Accordant; agreeing to. અનુકુલ; રાજી; કબુલ; હા ભણતું-પાડતું; સંમત.

**Consequence,** *n.* (કૉ'નસીકવેન્સ્) Effect; result. પરિણામ; અસર. 2.[Logic.] Conclusion or inference. અનુમાન. ii. Causal relationship. કાર્યકારણસંબંધ. 3. Moment; importance. વજન. **Of no consequence**=નકામું; નિરર્થક. **In consequence of**=એના પરિણામ રૂપ. *vt.* To infer. અનુમાન કાઢવું.

**Consequent,** *a.* (કૉ'ન્સીકવેન્ટ્) Resulting from. પરિણામરૂપ; માંથી ઉપજતું. 2. [Logic] Following as a natural inference. અનુમાન રૂપ. *n.* An infere nce or a conclusion. અનુમાન; તર્ક; સિદ્ધાંત.

**Consequential,** *a.* ( કૉન્સીક્વે'ન્શલ્ ) Pretending dignity or importance. ગૌરવવાળું; ડોળવાળું; ગર્વિષ્ઠ; માની. 2. Coming as a result. પરિણામક-પરિણામરૂપ.

**Consequentially,** *adv.* ( કૉન્સીક્વે'ન્શલી ) At last. આખર. 2. In a vain-glorious manner. માની-ગર્વિષ્ઠ રીતે.

**Consequently,** *adv.* (કૉ'ન્સીક્વન્ટલી) As a result of this. એને-તેને લીધે; એટલા માટે; તેથી કરીને.

**Conseravancy,***n.*(કૉન્સ'રવન્સી) Conservation; preservation. સંરક્ષણ; રક્ષણ; સંભાળ.

**Conservation,** *n.*(કૉન્સરવે',શન્)Preservation. સંભાળ; સંરક્ષણ; રક્ષણ.

**Conservatism,***n.*(કૉન્સ'રવૅટિઝમ્)Toryism; the principle of sticking to old things; "let alone" policy. ચાલતી રૂઢિ પ્રમાણે તંત્ર ચલાવવાની નીતિ; સંરક્ષક સુધારારીતિ; તેવો સ્વભાવ.

**Conservative,***a.*(કૉન્સ'રવૅટિવ્)Preserving. સંભાળનાર-નારૂં; રક્ષણ કરનાર-રૂં; સંરક્ષણ કરનારૂં. 2. Inclined to "no change" policy. ચાલતા રીતરીવાજને વળગી રહે એવું. *n.* A tory; one opposed to any radical change in the existing order of things either in the social or political field. છે તેમાં ઉચ્છેદ સારો નહિં એમ મત ધરાવનાર માણસ.

**Conservator,** *n.*(કૉ'ન્સરવે,ટર્)A preserver; a protector. **C. of forests**=જંગલ ખાતાનો સૌથી ઉપરી અધિકારી.

**Conservatory,** *a.* (કૉન્સ'રવૅ,ટરી)Preservative. રક્ષણ કરનારૂં; સંરક્ષક. *n.* A kind of green-house where tender plants are put when in bloom. ગ્રીન હાઉસ; કુમળા છોડને રાખવાની સૂર્યના તાપથી સંરક્ષિત એવી બનાવવામાં આવેલી જગ્યા.

**Conserve,** *vt.* (કૉન્સ'ર્વ્) To preserve; economise or save. સંભાળ રાખવી; સંરક્ષણ-રક્ષણ કરવું; સંભાળી રાખવું; સહીસલામત રાખવું. 2. To preserve things with sugar. નો મુરબ્બો બનાવવો. [L. *con,* together & *servo,* I keep.]

**Consider** *vt.* ( કૉન્સિ'ડર્ ) To think or reflect over. ની ઉપર વિચાર-મનન કરવું. 2. To attend to. ધ્યાનમાં-લક્ષમાં લેવું. 3. To judge to be or to reckon. તરીકે ગણવું; ધારવું; વિચારવું; ગણવું. [L. *con,* together & *sideo,* I sit ]

**Considerable,** *a.* (કૉન્સિ'ડરેબલ્) Moderately large. મ્હોટી સંખ્યામાં;ઘણા 2. Deserving notice; of distinction. વિચારવા જેવું; મહત્વનું.

**Considerably,** *adv.*=Much; greatly. ઘણું; ઘણુંએક.

**Considerate,** *a.* (કૉ'ન્સિડરે,ટ્) Thoughtful; polite; regardful. વિવેકી; વિચારશીલ; બીજાના સુખદુઃખ તરફ ધ્યાન આપનાર; સભ્ય. **Considerately,** *adv.*=વિવેકપૂર્વક-રાખી; સભ્યતાથી; બીજાની લાગણીને માન આપી.

**Consideration,** *n.* (કૉન્સિડરે,'શન્) Notice; serious deliberation. વિચાર; ધ્યાન; નજર નીચે હોવું તે. **C. of pros & cons**=આગળ-પાછળનો વિચાર; ફલાફલ-કાર્યાકાર્ય વિચાર. 2. Sympathetic regard for the feelings of others. બીજાના સુખદુઃખ તરફ લક્ષ-લાગણી દુઃખાય નહિં તેનો વિચાર. 3. Importance. પ્રતિષ્ઠા; માન; ગૌરવ. 4. Motive of action or ground of conduct. કાર્યની પ્રેરક વસ્તુ-કારણ-હેતુ વગેરે. 4. An equivalent in return; a compensation. બદલો; અવેજ.

**Considering,** *pre. part.* (કૉન્સિ'ડરિન્ગ્) Taking into account or consideration. ની તરફ ધ્યાન આપતાં; નો વિચાર કરતાં.

**Consign,** *vt.* (કૉન્સા'ઇન્) To entrust, commit or give in the charge of. આપવું; સોંપવું; હવાલે કરવું.2. [Comm.] To send goods to an agent in trust for sale. આડતીયાને માલ મોકલવો.

**Consignor-er,** *n.* (કૉન્સા'ઇનર) The principal who sends goods to an agent in trust for sale. આડતીયાને માલ મોકલનાર ધણી. **Consignee**=The agent to whom goods are so consigned. આડતીયો. (Pronounced કૉન્સાઇની').

**Consignment,** *n.* (કૉનસા'ઇનમેન્ટ્) Goods consigned to the care of an agent in trust for sale &c. આડતીયાને વેચવા સારૂ સોંપેલો માલ. [L. *con*, together & *signo* I mark.]

**Consist,** *vt.* (કૉન્સિ'સ્ટ્) To include or be composed of. નું બનેલું હોવું; નું હોવું. 2. To contain. માં હોવું-રહેવું.

**Consistence, consistency,** *n.*(કૉન્સિ'-સ્ટેન્સ્-ટન્સી) Coherence, firmness or solidity. ઘનતા-દૃઢતા-મજબુતી.2.Congruity;accordance; harmony. પૂર્વાપર સંબંધીપણું-સંગતિ; મેળ; બેસતું-મળતું-અનુસરતું આવવું, હોવું તે.

**Consistent,** *a.* (કૉન્સિ'સ્ટન્ટ્) Congruous; accordant. બંધબેસતું; મળતું; પૂર્વાપર સંબંધ પ્રમાણે; અનુસરતું.

**Consistently,** *adv.* (કૉન્સિ'સ્ટન્ટલી) Congruously. મળતી-બંધબેસતી રીતે; અનુસરીને; પૂર્વાપર સંબંધ પ્રમાણે.

**Consistory,** *n.* (કૉનસિ'સ્ટરી)A conference (of bishops and other dignitaries of the church). ધર્માધ્યક્ષોની ધર્મકાર્ય સભા.

**Consociate,** *n.*(કૉન્સો'શિએ,ટ્)An associate. સાથી-સોબતી. *vt.* To associate. સભા બોલાવવી-સંગતિ કરવી.

**Consolable,** *a.* (કૉન્સો,'લબલ્) Capable of being consoled for a loss &c. દિલાસો-સુખ મેળવી શકે-આપી શકાય એવું.

**Consolation,** *n.* (કૉનસોલે,'શન્) Solace, comfort or sympathy in grief or distress. આશ્વાસન; સમાધાન; દિલાસો; શોચ; દુઃખશાંતિ.

**Consolatory,** *a.* (કૉન્સો'લટરી) Acting as a solace or comfort in grief. આશ્વાસન-દિલાસો-સમાધાન-આપતું કરતું.

**Console,** *vt.* (કૉન્સો,'લ્) To offer one's sympathy in distress; to cheer up in distress, sorrow, grief &c. મન વાળવું; સમાધાન કરવું; દિલાસો આપવો. [L. *cod*, & *solor*, I comfort.] *n.* A bracket. માંડણી; ટેકો. [L. *con*, & *solidus*, firm.]

**Consolidate,** *vt.* (કૉન્સૉ'લીડે,ટ) To solidify; to make firm. ઘટ્ટ-ઘન કરવું. 2. To establish on a sound basis. મજબુત પાયાપર રચવું; ઉંડા પાયા નાંખવા. 3. Unite bones by means of applications [In Surgery]. હાડકાંને કંઇ લગાડી ને સાંધવાં. *vi.* to grow firm. ઘટ્ટ-મજબુત-કઠણ થવું. [L. *con*, together and *solidus*, firm.]

**Consols,** *n.* (કૉન્સૉ'લ્ઝ્) Funded government securities. વિલાયતમાં બજારમાં વેચાતી એક જાતની વ્યાજુ નોટો.

**Consonance, consonancy,** *n.* (કૉન્સો-નન્સ-નન્સી) Harmony of sounds. સ્વરમેળ; સુસ્વર; એકરાગ; એકતાલ. **In C. with**= પ્રમાણે. 2. Friendship. મૈત્રી. [L. *con*, together and *sono*, I sing.]

**Consonant,** *n* (કૉ'ન્સૉનન્ટ) An alphabetical sound other than a vowel. વ્યંજન. **Conjunct C.** = જોડાક્ષર. *a.* Consistent; congruous. બેસતું-મળતું આવતું; અનુસરતું.

**Consonantal,** *a.* (કૉન્સોનૅ'ન્ટલ્) Relating to consonants. વ્યંજન સંબંધી-નું.

**Consort,** *n.* (કૉ'ન્સૉર્ટ) A partner or companion espacially applied to a husband or a wife. સાથી; ભાગીદાર; ભાગિઓ; સોબતી; ભાગિઅણ (ખાસ કરીને) પતિ અથવા પત્ની; ધણી અથવા ધણીઆણી. 2. Consent or concord. એકમતિ; અનુમતિ. 3. Company. મંડળ-જથ્થો 3. Consonance. એકસ્વર; સ્વરમેળ; એકરાગ. **Prince-consort**=રાજ્યકર્ત્રી રાણીનો ધણી. **Queen consort**=રાજકર્તા રાજાની સ્રી. *vt.* To unite (generally in marital relationships.) ની સોબત-સંગત કરવો; પરણવું. [L. *con*, together & *sors*, lot.]

**Conspiccuous**, *a.* (કૉન્સ્પિ'ક્યુઅસ્) Evident; manifest; obvious or prominent to the eye. સ્પષ્ટ દેખાતું; ખુલ્લું; નજર ખેંચતું; દૃષ્ટિને આકર્ષણ કરતું. 2. Illustrious; eminent. પ્રખ્યાત;પ્રતિષ્ઠિત, નામચીન; મશહુર [L. *con*, & *specto*, I see.]

**Conspicuousness**, *n.* (કૉન્સ્પિ,'ક્યુઅસનેસ્) Prominence to sight; the state of being conspicuous. દૃષ્ટિ-નજર ખેંચતું હોવું તે; ખુલ્લાપણું સ્પષ્ટ દેખાવવું તે. 2. Illustriousness. પ્રખ્યાતિ; પ્રતિષ્ઠા.

**Conspiracy** *n.* ( કૉન્સ્પિ'રસી ) A secret combination of men for an evil, a treasonable &c. purpose. સંપ; કાવત્રું; તરકટ.

**Conspirator**, *n.* (કૉન્સ્પિ'રે,ટર્) A plotter of evil. કાવત્રું-તરકટ રચનાર માણસ.

**Conspire**, *vi.* (કૉનસ્પા'અર્) To combine for an evil purpose; to agree by oath &c. to commit crime. ખરાબ કર્મ-દુષ્ટ કૃત્ય કરવા સારૂ એકઠું થવું; કાવત્રું રચવું. 2. To tend to one end (as events &c.) એકજ પરિણામ લાવવું. *vi.* To plot a conspiracy. કાવત્રાં કરવાં. [L. *con*, together & *spiro*, I breathe.]

**Conspirer**, *n.* (કૉન્સ્પા'યરર્) A conspirator. કાવત્રાં રચનાર માણસ.

**Constable**, *n.* (કૉ'ન્સ્ટૅબલ) A police officer. પોલિસનો નાયક. **Lord High Constable** =અસલના વખતનો રાજાના મ્હેલ ઉપર દેખરેખ રાખનાર ગાર્ડનો સૌથી મોટો ઉપરિ અધિકારી.

**Constancy**, *n.* (કૉ'ન્સ્ટૅન્સી) Fidelity; steadiness to one purpose. અચળપણું; સ્થિરતા; દૃઢભાવ; નિશ્ચળતા.

**Constant**, *a.*(કૉ'ન્સ્ટન્ટ્) Firm; immovable; સ્થિર સ્થાયી; દૃઢ; નિશ્ચળ. 2. Ever-lasting. અચળ; ચિરસ્થાયી. 3. Remaining unchanged or invariable. બદલાય નહિં એવું; સ્થિર; નિત્ય.

**Constantly** *adv.* ( કૉ'ન્સ્ટન્ટલી ) Perserveringly; continuously. નિરંતર; નિત્ય; હંમેશા; એક સરખું; દૃઢપણાથી; અચળપણે.

**Constellation**, *n.* (કૉન્સ્ટેલે,'શન્) A cluster of fixed stars. નક્ષત્ર રાશિ. 2. An assemblage of splendours or excellences. તેજપુંજ. [L. *con*, together and *stella*, a star.]

**Consternation**, *n.*(કૉન્સ્ટરને,'શન્)Dismay; panic; horror. ગભરાટ; બેબાકળાપણું; સંભ્રમ; ત્રાસ; વિસ્મય.

**Constipate**, *vt.* (કૉ'ન્સ્ટિપે,ટ્) To press together. દબાવીને થોડામાં સમાવવું. 2. To make costive. મળાવરોધ કo; ઝાડો કબજ કo [L. *con*, together and *stepo*, I crowd].

**Constipation**, *n.* (કૉનસ્ટિપે,'શન્) Costiveness. દસ્તની કબજિયાત.

**Constituency**, *n.* (કૉન્સ્ટિ'ટ્યુએન્સી) The body of electors on whose votes a representative is dependent for his election. મતવર્ગ; મત આપનારાઓની સંખ્યા; મતદારો; મતદારમંડળ.

**Constituent**, *a.* (કૉન્સ્ટિ'ટ્યુએન્ટ્) Constituting; elemental. અંગભૂત; કારણભૂત; હેતુ-અવયવ ભૂત. *n.* The person who plans &c. યોજક માણસ. 2. The person representated by virtue of his vote. મતદાર. 3. The person acting for another. પોતાનો પ્રતિનિધિ હોય એવો; જેના માટે બીજો કામ કરે છે એવો માણસ; અસીલ.

**Constitute**, *vt.* (કૉ'ન્સ્ટિટ્યુટ્) To compose. મળીને થવું-હોવું. 2. To establish. ઠરાવવું; સ્થાપવું. *n.* An established law. સ્થાપિત કાયદો. [L. *con*, & *statuso*, a statute.]

**Constitution**, *n.* (કૉન્સ્ટિટ્યુ'શન્) Policy of government &c. રાજનીતિ-બંધારણ; રાજ-શાસન પદ્ધતિ. Laws in aggregate passed by the govt. ઠરાવ; નિયમ; સરકારી કાયદા. 3. Enactments relating to the manner of of govt. & its powers &c. રાજ્ય પદ્ધતિના કાયદા. 4. Nature; bodily built, structure and other personal peculiarities. બાંધો; પ્રકૃતિ; અવસ્થા.

**Constitution**, *a.* (કૉન્સ્ટિટ્યુ'શનૅલ્) Relating to the constitution of the body or mind. સ્વભાવ-પ્રકૃતિ-શરીરના બંધારણ વિષેનું. 2. According to the constitution of the government or society &c. તંત્રના બંધારણ પ્રમાણે સંબંધી-નું.

**Constitutionally**, *adv.* (કૉન્સ્ટિટ્યુ'શનલી) In a constitutional manner. સ્વભાવતઃ; પ્રકૃતિથીજ; બંધારણની રીતે, પ્રમાણે.

**Constitutive**, *a.* (કૉન્સ્ટિ'ટ્યુટિવ્)Essential; elemental. અંશભૂત; બીજનું; મુળનું; અંગભૂત. 2. Institutive. સ્થાપના કરતું; સ્થાપક.

**Constrain**, *vi.* (કૉન્સ્ટ્રે,'ન્) To force or compel. ફરજ-જબરૂ પાડવી. 2. To bind. બંધનમાં નાંખવું-બાંધવું. 3. To repress, check, or restrain. અટકાવવું; અટકાવ કરવો. [L. *con* & *stringo*, I bind].

**Constraint**, *n.* (કૉન્સ્ટ્રે,'ન્ટ્) Compulsion, force or necessity. ફરજ પાડવી-જબરૂ પાડવી તે. 2. Embarrassment or rererve. સંકોચ પામવો તે-શરમાવવું તે. 3. Restraint or check. અટકાવવું તે.

**Constrict,** *vt.* (કૉન્સ્ટ્રિ'ક્ટ્) To cause to shrink; to make narrow. દાબવું; સંકોચ પામે એવું ક૦; દબાવવું. [L. *con*, & *stringo*, I bind.]

**Constriction,** *n.* (કૉન્સ્ટ્રિ'કશન્) The act of constricting or the state of being constricted. સંકોચ; સંકોચન; આકુંચન; સંકોચ પામવો.

**Construct,** *vt.* (કૉન્સ્ટ્ર'ક્ટ્) To form or build. રચવું; બાંધવું; તૈયાર કરવું. 2. To put in order or arrange. રચવું. [L. *con*, & *struo*, I build up].

**Construction.** *n.* (કૉન્સ્ટ્ર'કશન્) The act of building; erection. ઘાટ; બાંધણી; રચના. 2. Interpretation; explanation. માયનો; અર્થ; અન્વય.

**Costructionalist,** *n.* (કૉન્સ્ટ્ર'કશનૅલિસ્ટ્) An interpreter. અર્થ કરનાર; દુભાષીઓ.

**Constructive,** *a.* (કૉન્સ્ટ્ર'ક્ટિવ્) Having the ability to construct, or relating to construction. રચનાત્મક; યોજક; ઉત્પાદક.

**Constructure,** *n.* (કૉન્સ્ટ્ર'કચર) An edifice or building. રચના; મકાન; ઈમારત.

**Constructor,** *n.* (કૉન્સ્ટ્રકટર) An overseer of buildings. ઓવરસીઅર; મકાન વગેરે બાંધનાર.

**Construe,** *vt.* (કૉ'ન્સ્ટ્રૂ) To interpret or explain the construction of. ની રચનાનો અર્થ સમજાવવો. 2. To misunderstand or understand. અર્થ કરવો-ખોટો-ખરો અર્થ કરવો.

**Consubsist,** *vi.* (કૉનસબ્સિ'સ્ટ્) To live together. સાથે રહેવું.

**Consubstantial,** *a.* (કૉનસબ્સ્ટૅ'ન્શલ્) One in essence. એકજ જાતનું-તત્વનું-ખીજનું.

**Consuetude,** *n.* (કૉ'નસ્વીટ્યુડ્) Local usage; the customs & manners of a people. લોકવ્યવહાર; લોકાચાર; રૂઢિ; ચાલ.

**Consul,** *n.* (કૉ'ન્સલ્) A foreign ambassador, residing abroad to guard the interests of the people of his country in that place. કૉન્સલ: પરદેશમાંનો એલચી-રાજકીય પ્રતિનિધિ.

**Consular,** *a.* (કૉ'ન્સ્યુલર) About the consul. પરદેશી દેશમાં એલચી સંબંધી-તું.

**Consulate,** *n.* (કૉ'ન્સ્યુલે,ટ્) The rank, office, dignity or official residence of a consul abroad. પરદેશી એલચીનો હોદ્દો અથવા તેની ઓફિસ અથવા રહેઠાણ.

**Consulship,** *n.* (કૉ'ન્સલશિપ્) The dignity of a consul; consulate. કૉન્સલનો હોદ્દો.

**Consult,** *vt.* (કૉન્સ'લ્ટ્) To take advice, opinion &c. of somebody. સલાહ-વિચાર-મત લેવો. 2. To deliberate upon. ઉપર વિચાર કરવો; ચું મનન ક૦. [L. *con*, & *sulo*, I consult].

**Consultation,** *n.* (કૉ'નસલ્ટે,'શન્) Taking the advice or opinion of. સલાહ-મસલત-વિચાર વગેરે લેવો તે; એકઠો વિચાર.

**Consultative,** *a.* (કૉન્સલ્ટે,'ટિવ્) Relating to consultation. સલાહ-મસલત-સંબંધીનું.

**Consume,** *vt.* (કૉનસ્યૂ'મ્) To eat up, destroy or waste slowly. ખાઇ જવું; બાળી નાંખવું; નાશ કરવો. *vi.* To waste away slowly. ધીમે ધીમે ખવાઈ જવું; નાશ થવો. [L. *con*, & *suma*, sum.]

**Consummate,** *vt.* (કૉનસ'મે,ટ્) To complete, perfect or bring to completion. પૂર્ણ-પરિપૂર્ણ-સિદ્ધ ક૦. *a.* Complete; perfect; thorough. પૂર્ણ; પરિપૂર્ણ; સિદ્ધ; પૂરેપૂરે.

**Consummation,** *n.* (કૉનસમે,'શન્) Termination; completion. પરિપૂર્ણતા; સંપૂર્ણતા: આખર; લય: અંત; છેડો; નાશ.

**Consumption,** *n.* (કૉન્સ'મ્પ્શન્) The process of being slowly consumed. ઉપભોગ; વાપર: ક્ષય; નાશ; ખપત. 2. [Medicine] Pthisis. ક્ષયરોગ; ખઈ. [L. *con*, & *sumo*, I take].

**Consumptive,** *a* (કૉન્સ'મ્પ્ટિવ્) Suffering from consumption. ક્ષય રોગવાળું; ખઈવાળું; ક્ષય રોગી; દમીએલ.

**Contact,** *n.* (કૉ'ન્ટૅક્ટ્) Close juncture of bodies; touch. સંસર્ગ, સંયોગ; સ્પર્શ. [L. *con*, & *tango*, I touch].

**Contagion,** *n.* (કૉન્ટે,'જન્) Infection through air &c. ચેપી રોગનું ઉડવું તે; સ્પર્શસંચરણ-સંચાર; ચેપ.

**Contagious,** *a.* (કૉન્ટે,'જસ્) Communicable through contact. ઉડતું; ચેપી; સ્પર્શજન્ય; ચેપથી થાય એવું; સ્પર્શથી થાય એવું.

**Cantain,** *vt.* (કૉન્ટે,'ન્) To consist of; to hold (as a hollow vessel); to compress; to be composed of. સમાવવું; માં હોવું. 2. To confine. મર્યાદા, હદમાં રાખવું.

**Contaminate,** *vt.* (કૉન્ટૅ'મિને,ટ્) To taint, tarnish or pollute. એબ-દૂષણ-કલંક-ડાઘ લગાડવો; વટાળવું; અભડાવવું; ભ્રષ્ટ કરવું. *a.* Tainted. બગડેલું; ભ્રષ્ટ; અપવિત્ર; કલંકિત; મલિન.

**Cuntamination,** *n.* (કૉન્ટૅમિને,'શન્) Taint; pollution; de-filement; rendering unchaste &c. એબ; લાંછન; ડાઘ; દૂષણ; કલંક

**Contango,** *n.* (કૉન્ટૅ'ન્ગો) A sum paid to the seller of stock by the buyer, or his agent on his behalf (generally in share markets) so that the latter might defer the day of the demanding the money & so accommodate the buyer. હુંડામણી; વટાવ; વ્યાજખાદ. [A fanciful word.]

**Contemn**, *vt.* (કૉન્ટે'મ્) To condemn or despise. તિરસ્કાર કo; અપમાન કo; દૂષણુ આપવું; ગુનેહગાર ઠરાવવું.

**Contemper**, *vt.* (કૉન્ટે'મ્પર્)To pacify or allay. નરમ કo; ઘટાડવું; જોર ઓછું-કમી કo; શાંત પાડવું.

**Contemplate**,*vt.*(કૉ'ન્ટેમ્પ્લે'ટ્)To meditate upon; to study attentively.મનન-ચિંતન-ધ્યાન કo. ધ્યાનમાં લેવું-ધરવું. 2. To intend or look forward to. ધારણા-ઈરાદો રાખવો; વિચાર હોવો; ધારવું. *vi.* to think deeply. ઉંડો વિચાર કરવો; ધ્યાન-ચિંતન-મનન કo. [L *contemptor*, I look round carefully on all sides].

**Contemplation**,*n.*(કૉન્ટેમ્પ્લે'શન્)Meditation, pondering over; continued and fixed attention. ધ્યાન; મનન; ચોતરફ ધ્યાન; ચિંતન; ગાઢ વિચાર. 2. Intention. ઇરાદો; વિચાર. **To have in C.**=નો વિચાર-ધારણા કo; ઈરાદો રાખવો; ના વિચારમાં હોવું.

**Contemplative**, *a.* (કૉન્ટે'મ્પ્લૅટિવ્) Addicted to contemplation; thoughtful.વિચારશીલ; ધ્યાનમગ્ન; ધ્યાની; ચિંતનશીલ.

**Contemporaneous**, *a.*(કૉન્ટેમ્પોરે'નીઅસ્) Contemporary; living at the same time. સમવયસ્ક; સમકાલીન; એકજ કાલનું. [ L. *con*, & *tempus*, time. ]

**Contemporary**,*a.*(કૉન્ટે'મ્પોરરી)Simultaneously existent. સમકાલીન; એકજ વખત-કાળનું. *n.* A person living at the same time as another. સમકાલીન માણસ.

**Contempt**, *n.* (કૉન્ટે'મ્પ્ટ) Derision; disdain. ધિક્કાર; તિરસ્કાર. 2. Disgrace;shame;want of honour.અપમાન.[L.con, & *temno*, I despise].

**Cotemptible**, *a.*(કૉન્ટે'મ્પ્ટિબલ) Despicable; mean; vile. ધિક્કારવા જોગ; તિરસ્કારપાત્ર.

**Contemptuous**, *a.* (કૉન્ટે'મ્પ્ટ્યુઅસ્) Disdainful;scornful.ધિક્કાર-અપમાન-તિરસ્કાર ભરેલું.

**Contend**, *vi.* (કૉન્ટે'ન્ડ્) To oppose or fight. સામસામે લડવું. 2. To argue. વાદવિવાદ-તકરાર કરવી. *vt.* To dispute for. ને માટે લડવું-બાથ ભીડવી. [L. *con* & *tendo* I stretch].

**Contending**, *a.* (કૉન્ટે'ન્ડિન્ગ્) Contesting; disputing. વિરૂદ્ધ; વિરોધી; કલહશીલ; સામસામેનું.

**Content**, *n.* (કૉન્ટે'ન્ટ્) Satisfaction.સમાધાન; સંતોષ. *a.* Satisfied. તૃપ્ત; સંતુષ્ટ. *vt.* to satisfy the desires or expectations of. ને સંતુષ્ટ-તૃપ્ત કરવું; ની મનની આશા પુરી કરવી.

**Contents**, *n.* (કૉન્ટે'ન્ટ્સ્) Things &c. contained in anything. અંદર સમાવેશ થયેલી ચીજો. **The contents (of a book)**= અનુક્રમણિકા; અનુક્રમણિકા.

**Contented**, *a.* (કૉન્ટે'ન્ટેડ્) Satisfied. સંતોષ પામેલું; તૃપ્ત; સંતુષ્ટ.

**Contentedness**, *n.* (કૉન્ટે'ન્ટેડનેસ) The state of being contented. સંતુષ્ટ-તૃપ્ત હોવું તે; સમાધાન; સંતોષ.

**Contention**, *n.* (કૉન્ટે'ન્શન્) Dispute or quarrel. ઝગડો; લડાઈ; ટંટો; કજીયો. 2. Point of dispute,controversy &c. વિવાદ, તકરાર, ઝગડાનો મુદ્દો, તું કારણ.

**Contentious**, *a.* (કૉન્ટે'ન્શસ) Given to disputing; quarrelsome. લડાઈખોર;કજીયાખોર. 2. Relating to quarrels. ટંટા-લડાઇનું.

**Contentment**, *n.* (કૉન્ટે'ન્ટમેન્ટ્) Content; acquiescence in one's present state without disquiet. સમાધાન; સંતોષ.

**Conterminous**, *a.* (કૉનટ'મિનસ્)Bounded by the same limits. એકજ હદ-સીમાવાળું; નિકટનું; નિકટવર્તી; લગોલગ; નજદીકનું. [L. *con*, & *terminus*, a boundary.]

**Contest**,*vt.*(કૉન્ટે'સ્ટ)To claim in opposition; to dispute. તકરાર-વાંધો ઉઠાવવો. 2. To rival or oppose. ટક્કર ઝીલવી; હરીફાઈ કરવી. 3. To fight. લડવું. **To C. an election** = ઉમેદવાર તરીકે ચુંટણીમાં બીજા માણસ સામે ઉભું રહેવું. 2. થયેલી ચુંટણી કાયદેસર નથી એમ વાંધો ઉઠાવવો. *vi.* To fight. લડવું. *n.* Debate; argument; dispute. તકરાર; લડાઈ; વાંધો.

**Contestable**, *a.* (કૉન્ટે'સ્ટૅબલ્)Disputable; debatable.વાંધો-તકરાર ઉઠાવવા યોગ્ય;વિવાદ યોગ્ય.

**Context***n.* (કૉ'ન્ટેક્સ્ટ) Passages of a book which throw light on the meaning of a sentence and which immediately precede or follow it. પૂર્વાપર સંબંધ; અર્થાન્વય [L. *con* & *texo*, I weave.]

**Contexture**, *n.* (કૉન્ટે'ક્સચર્) Texture; constitution; composition of parts. બંધારણ; સંરચના; પોત અથવા કુમાશ (કાપડનું). [L. *con*, together & *texo*, I weave].

**Contiguity**,*n.*(કૉન્ટિગ્યુ'ઇટી)Approximation; the state of being near by. નિકટપણું; સાન્નિધ્ય; સંનિધતા. [L. *con*, & *tango*, I touch].

**Contiguous**, *a.* ( કૉન્ટિ'ગ્યુઅસ્) Near; adjacent; touching. પાસેનું; નજદીકનું; સમીપનું; સરસું; અડકતું.

**Continence**, *n.* (કૉ'ન્ટિનન્સ્) Retention of one's semen;Brahmcharya. બ્રહ્મચર્ય;કામસંયમ.

**Continent**, *a.* ( કૉ'ન્ટિનન્ટ્ ) Abstemious. સંયમી; અટકાવ કરતું. 2. Continuous; incessant. જારી; સતત. *n.* A large body of land on the globe. ખંડ; મહાદ્વીપ.

**Continently,** *adv.* (કૉ'ન્ટિનન્ટલી) Abstemiously; temperately. સંયમી રીતે; સંયમથી.

**Contingence-cy,** *n.* (કૉન્ટિ'ન્જન્સ-કૉન્ટિ'ન્જન્સી) Chance; incident; probability; casualty. દૈવયોગ; નિમિત્ત; જોગ; સંભવ. 2. A helper or an adjunct. મદદગાર; સાથી. [L. *con*, & *tango*, I touch.]

**Contingent,** *a.* (કૉન્ટિ'જન્ટ) Accidental; casual. દૈવયોગી; અનિશ્ચિત-અણજાણ્યા બનાવો ઉપર આધાર રાખતું. *n.* A casual event. દૈવયોગ; નશીબજોગ.

**Continual,** *a.* (કૉન્ટિ'ન્યુઅલ્) Incessant. નિરંતર; નિત્ય; જારી; જાથુ; અખંડ; વારંવારનું.

**Continually,** *adv.* (કૉન્ટિ'ન્યુઅલી) Incessantly; very often. નિરંતર; અખંડ; નિત્ય; વારંવાર.

**Continuance,** *n.* (કૉન્ટિ'ન્યુઅન્સ) Continuation; stay; duration. અખંડિત-નિરંતર-પણું; નિત્યતા; વારંવાર થવું તે; ચાલુ રહેવું તે. 2. The postponement of a suit. મુકરદમાની મોકુફી.

**Continuation,** *n* (કૉન્ટિન્યુએ'શન્) Continuance; protraction. ચાલુ રાખવું-લંબાવવું તે. 2. An addition, extension or the thing added. પુરવણી; સાંધણ; વધારો; અનુસંધાન; વિસ્તાર; વૃદ્ધિ

**Continue,** *vt.* (કૉન્ટિ'ન્યુ) To carry further or to go on with; to keep up. ચાલુ રાખવું; જારી રાખવું. 2. To persevere or persist in. ચલાવવું; આગળ ચલાવવું; જારી રાખવું; ચાલુ રાખવું. 3. To prolong or extend. લંબાવવું; સુધી લઈ જવું. 4. To suffer or cause to remain as before. પહેલાંની માફકજ રહેવા દેવું. *vt.* To abide, endure or keep on. ચાલુ-જારી રહેવું; ચાલવું; ટકવું. [L. *continuo*, I connect.]

**Continuity,** *n.* (કૉન્ટિન્યુ'ઇટી) The state of being continued. જારીપણું; નિરંતરપણું; ચાલુ રહેવું તે.

**Continuous,** *a.* (કૉન્ટિ'ન્યુઅસ્) Continued; unbroken; connected. લાગટ; અખંડ; નિરંતર; સળંગ 2 Uniform. એકસરખું; નહિં બદલાતું.

**Continuously,** *adv.* (કૉન્ટિ'ન્યુઅસલી) In an unbroken or connected manner. અટકયા વગર; એકસરખી રીતે; અખંડ; લાગલાગટ; સળંગ.

**Contort,** *vt.* (કૉન્ટૉ'ર્ટ) To writhe; to cause to twist. આમળવું; વળ દેવો. [L. *con*, & *torqueo*, I twist.]

**Contortion,** *n.* (કૉનટૉ'ર્શન) A writhing or twisting. આમળવું-વળ દેવો તે; ચાળા પાડવા તે.

**Contour,** *n.* (કૉન્ટૉ'ર્) The figure or outline of anybody &c. (especially the outline of female chest.) ધાટ; આકૃતિ; ગોળાઇ.

**Contra,** *a* (કૉ'ન્ટ્રા) In opposition to; against. વિરૂદ્ધનું; સ્હામું; સ્હામે; ઉલટું. [L. *contra*, against.]

**Contraband,** *a.* (કૉ'ન્ટ્રૅબૅન્ડ) Smuggling; illegal or prohibited traffic. મનાઇનો-બંધી કરેલો વેપાર; જે ચીજો વેચવાની મનાઈ હોય તે છુપી રીતે વેચવી તે. *vt.* To declare some traffic illegal. કોઈપણ ચીજનો વેપાર કરવાની મનાઇ કરવી તે. [L. *contra*, against and *bandium*, a public edict.]

**Contract,** *n.* (કૉ'ન્ટ્રૅક્ટ) A legal agreement; an agreement by tender to supply something. કરાર; બોલી; ઠરાવ; ઈજારો; કંટ્રાકટ. *vt.* (કૉન્ટ્રૅ'ક્ટ) to diminish or shorten. ટુંકું-સંક્ષિપ્ત-ન્હાનું કo. 2. To knit or wrinkle ખેંચવું-ચઢાવવું. 2. To make a formal agreement to do something. કરાર-બોલી-ઠરાવ કરવો. *vi.* to become shortened. ટુંકું-નાનું થવું. 2. To enter into an agreement for supply. ઇજારો-કંટ્રાકટ રાખવો-માથે રાખવું.

**Contractible,** *a.* (કૉન્ટ્રૅ'કિટબલ્) That can be contracted. ટુંકાય-સંકોચાઈ જાય એવું.

**Contractile,** *a.* (કૉન્ટ્રૅ'કટાઇલ્) Inclined or tending to be contracted. સંકોચશીલ; સંક્ષિપ્ત; ટુંકુ કરે એવું; ટુંકુ થઈ જાય તેવું.

**Contraction,** *n.* (કૉનટ્રૅ'કશન્) The quality of contracting or the state of being contracted. સંકોચવું-ટુંકુ-સંક્ષિપ્ત થવું તે; સંકોચન. 2 [In mathematics] A method of short cut. ગુણાકારની ટુંકી રીત; સંક્ષેપ. 4. Marriage. લગ્નની બોલી

**Contractor,** *n.* (કૉન્ટ્રૅ'કટર્) One who agrees to do or supply something. કરાર-બોલી કરનાર; ઈજારો-કંટ્રાકટ રાખનાર.

**Contradict,** *vt.* (કૉન્ટ્રૅડિ'ક્ટ) To deny the truth of; gainsay. થી ઉલટું-વિરૂદ્ધ બોલવું; ખોટું ઠરાવવું [L. *contra*, against & *dico*, I say.]

**Contradiction.** *n.* (કૉન્ટ્રૅડિ'કશન્) Denial; inconsistency with itself. વચન વિરોધ; ઉલટું વચન-બોલ.

**Contradictory,** *a.* (કૉન્ટ્રૅડિ'કટરી) Denying; contrary. વિરોધી; વિપરીત; ઉલટું. *pl.* Words &c. of contradictory meaning. ઉલટો અર્થ ધરાવતા શબ્દો વગેરે; વિરોધી શબ્દ.

**Contradistinct,** *a.* (કૉન્ટ્રૅડિસ્ટિ'ન્ટ્ટ) Characterised by opposite qualities. જુદું; ઉલટું.

**Contra-distinction,** *n.* (કૉન્ટ્રૅડિસ્ટિ'ન્કશન્) Possession of opposite qualities. ઉલટાપણું; તફાવત; જુદાપણું; વિરૂદ્ધતા.

**Contra-distinguish,** *vt.* (કૉન્ટ્રૅડિસ્ટિં'ગ્વીશ) To compare by contrast. મુકાબલો કરવો; વિરૂદ્ધ દેખાડવું.

**Contrariety,** *n.* (કૉન્ટ્રરા'ઇટી) Contrast; opposition. ઉલટાપણું; ભિન્નતા; વિરૂદ્ધપણું.

**Contrarywise,** *a.* (કૉ'ન્ટ્રરીવાઇઝ્) On the contrary. એથી ઉલટું-સામું-વિરૂદ્ધ ભાવનું; ઉંધી-પ્રતિકૂળ રીતે.

**Contrarious,** *a.* (કૉન્ટ્રે'રિઅસ્) Repugnant; opposite. વિરૂદ્ધ; આડું; સામું; ઉલટું.

**Contrariousness,** *n.* (કૉન્ટ્રે'રિઅસનેસ્) Opposition; repugnancy. ઉલટાપણું; વિરૂદ્ધતા; સામોભાવ-ગુણ.

**Contrary,** *a* (કૉ'ન્ટ્રરી) Opposite; inconsistent. વિરૂદ્ધ; ઉલટું. *n.. pl.* Opposite qualities. વિરૂદ્ધ-ઉલટા ગુણ. *vt.* To oppose or contrast. વિરૂદ્ધતા દેખાડવી; મુકાબલો કo.

**Contrast,** *vt.* (કૉન્ટ્રૅ'સ્ટ્) To exhibit the differences between. ઉલટા ગુણ-વિરૂદ્ધતા બતાવી મુકાબલો કરવો. *n.* Comparison of opposing qualities. વિરૂદ્ધતા-ઉલટા ગુણનો મુકાબલો.

**Contravallation,** *n.* (કૉન્ટ્રૅવૅલે'શન્) A trench. ખાઈ; ખંદક.

**Contravene,** *vt.* (કૉન્ટ્રૅવી'ન્) To oppose or conflict. વિરૂદ્ધ આવવું-હોવું; સામે થવું-આવવું; ને હરકત-અડચણ કરવી; તોડવું. [ L. *contra,* against and *venio,* I come. ]

**Contravention,** *n.* (કૉન્ટ્રૅવે'ન્શન્) Conflict or opposition. અડચણ; નિષેધ; ઉલ્લંઘન; ભંગ; હરકત; અડચણ.

**Contribute,** *vt.* (કૉન્ટ્રિ'બ્યુટ્) To pay as a share or in common with others. આપવું. *vt.* To support. સહાયકારી-મદદરૂપ થવું. [ L. *con,* & *tribuo,* I grant.]

**Contribution,** *n.* (કૉન્ટ્રિબ્યુ'શન્) The act of contributing or the amount &c. contributed. મદદ આપવી તે; આપેલી મદદ; સામાન્ય ભંડોળમાં ભરેલો ભાગ.

**Contributive,** *a.* (કૉન્ટ્રિ'બ્યુટિવ્) Inclined or tending to contribute. ભાગ-હિસ્સો આપવા કબુલ-આપનારૂં.

**Contributor,** *n.* (કૉન્ટ્રિ'બ્યુટર્) One who contributes. ભાગ-હિસ્સો-ફાળો આપનાર-ભરનાર.

**Contrite,** *a.* (કૉ'ન્ટ્રાઇટ્) Repentant. પશ્ચાત્તાપ કરતું, અનુતાપી. [L. *con,* & *tero,* I rub.]

**Contrition,** *n.* (કૉન્ટ્રિ'શન્) Repentance. પશ્ચાત્તાપ; અનુતાપ.

**Contrivance,** *n.* (કૉન્ટ્રા'ઈવન્સ્) An artifice; an invention; the act of contriving. કળા; યુક્તિ; હિકમત; તદબીર; કરામત; યોજના; રચના.

**Contrive,** *vt.* (કૉન્ટ્રા'ઈવ્) To plan or devise. યુક્તિ રચવી; યોજવું; કરામત કરવી; કળા-કરામત લડાવવી; તદબીર ખોળવી; રચના કરવી; ઘાટ ઘડવો.

**Control,** *n.* (કૉન્ટ્રો'લ્) Check. અંકુશ; અટકાવ; હદ બાંધવી તે. 2. A counter-register. જોડીયું પત્રક. 3. Authority to restrain. અટકાવ કરવાની સત્તા-અધિકાર *vt.* to check or restrain. દાબમાં રાખવું; અંકુશમાં રાખવું; અટકાવવું.

**Controller,** *n.* (કૉન્ટ્રો'લર્) An officer of the government who controls some department &c. હિસાબ તપાસવા તથા કોઈ પણ ખાતા ઉપર અંકુશ રાખવા નીમેલો સરકારી અધિકારી.

**Controversial-tial,** *a.* (કૉન્ટ્રોવ'ર્શલ્) About dispute; disputed. વિવાદ-તકરાર સંબંધી; વાંધા ભરેલું; તકરાર-વિવાદ હોય એવું.

**Controversialist,** *n.* ( કૉન્ટ્રોવ'ર્શલિસ્ટ ) A disputing party. તકરાર-વાંધો ઉઠાવનાર માણસ; વાદવિવાદ કરનાર.

**Controversy,** *n.* (કૉ'ન્ટ્રોવર્સી) Quarrel; discussion; contention. તકરાર; વાંધો; મતભેદ; વાદવિવાદ; વાગ્યુદ્ધ,

**Controvert,** *vt.* (કૉ'ન્ટ્રોવર્ટ્) To discuss. વાદવિવાદ-તકરાર-વાગ્યુદ્ધ ચલાવવું; વાંધો ઉઠાવવો; તકરાર કરવી. [L. *contra,* against and *verto,* I turn.]

**Controvertible,** *a.* ( કૉન્ટ્રોવ'ર્ટિબલ્ ) Objectionable; that can be disputed. વાંધો લેવા જોગ; વિવાદપાત્ર; મતભેદયોગ્ય.

**Controvertist,** *n.* (કૉન્ટ્રોવ'ર્ટિસ્ટ્) One who disputes. વાદવિવાદ કરનાર; વાંધો ઉઠાવનાર; તકરાર લેનાર.

**Contumacious,** *a.* (કૉન્ટ્યુમે'શસ્) Stubborn. જિદ્દી; હઠીલું. 2. Wilfully disobedient to the orders of the court. અદાલતનું-કોરટનું જાણી જોઈને અપમાન કરનાર.

**Contumacy,** *n.* (કૉ'ન્ટ્યુમસી) Wilful disobedience. દુરાગ્રહ; હઠ; જીદ; ઘણી ભ.રે જક્ક; જક્કીપણું.

**Contumellious,** *a.* (કૉન્ટ્યુમી'લિઅસ્) Impudent; insolent. તિરસ્કાર-અપમાન કરવું; ઉતારી પાડે એવું. નિંદાત્મક; ઉદ્ધત; ઉચ્છૃંખલ; સામે થાય એવું.

**Contumely,** *n.* (કૉ'ન્ટ્યુમીલી) Contemptuousness; haughty insolence. તિરસ્કાર; ગર્વિષ્ટપણું; ધિક્કાર [L. *con,* & *temno,* I despise.]

**Contuse,** *vt.* (કૉન્ટ્યુ'ઝ્) To bruize. કચરી નાંખવું; છૂંદી નાંખવું. [L. *con,* & *tundo,* I beat.]

**Contusion,** *n.* ( કૉન્ટ્યુ'ઝ્યન્ ) A bruise. સોળ; ઉઝર્ડા પાડવા તે; કચરી નાંખવું તે.

**Conundrum,** *n.* (કૉ'નન્ડ્રમ્) A riddle. ઉખાણું.

**Convalescence, convalescency,** *n.* (કૉન્વૅલે'સન્સ્-સન્સી) The gradual return of health and strength of a sick man. સુધરતી હાલત; સુધારો; તબિયત સારી થતી જવી તે ( મંદવાડ પછી ).

**Convalescent,** *a.* (કૉન્‌વૅલે'સન્ટ્) Gradually recovering health and strength. તબિયત સુધરવું; તંદુરસ્તીમાં આવવું.

**Convene,** *vt.* (કૉન્‌વીન્) To convoke or call together. ભેગા બોલાવવું; સભા બોલાવવી. 2. To summon to meet legally. કાયદારૂએ મળવા બોલાવવું. *vi.* to gather or assemble. સભા ભરવી–મળવી; ભેગા–એકઠા થવું–આવવું.

**Convenience-cy,** *n.* (કૉન્‌વી'નિઅન્સ-અન્સી) Ease; comfort; freedom from trouble. અનુકૂળતા; સુખસાધન; જોગવાઈ. 2. Fit or convenient or suitable time. ફુરસદ; સવડ; સગવડ; સગવડતા.

**Convenient,** *a.* (કૉન્‌વી'નિએન્ટ્) Becoming or suitable. લાયક; યોગ્ય. 2. Affording ease, comfort or giving no cause for trouble. ઠીકપડતું; સુતરૂં; સોઈદાર; ફાવતું; સોઈવાળું.

**Convent,** *n.* (કૉ'ન્‌વેન્ટ્) Gathering together. સાથે મળવું–એકઠા થવું તે. 2. A company of monks. મઠવાસીઓનું મંડળ. 3. A monastery. મઠ; વિહાર. (ખાસ કરીને વિરક્ત થયેલી સ્ત્રીઓ માટે). *vt.* to summon before a judge. ન્યાયાધીશ આગળ બોલાવવું.

**Conventicle,** *n.* (કૉન્‌વે'ન્ટિકલ્) A gathering. સમાજ; સભા. *vt.* to be a member of a conventicle. સમાજ–સભામાં ભાગ લેવો–સંબંધ હોવો.

**Convention,** *n.* (કૉન્‌વે'ન્શન્) An informal agreement. કાચો ઠરાવ. 2. Local usage. ચાલ; ધારો; રિવાજ; રૂઢિ.

**Conventional,** *a.* (કૉન્‌વે'ન્શનલ્) Arising out of usage or custom. લોકવ્યવહારનું–પ્રમાણે; રૂઢિરિવાજ મુજબ. 2. Depending on an agreement. કરાર પ્રમાણે કરેલું.

**Conventual,** *a.* (કૉન્‌વે'ન્ટ્યુઅલ્) Monastic; pertaining to a convent. મઠ–વિહાર સંબંધી –વિષયનું.

**Converge,** *vt.* (કૉન્‌વ'ર્જ્) To tend to centre in one point. એકજ બિંદુ–કેન્દ્ર તરફ વળવું; કેન્દ્રાભિમુખ થવું. 2. To approach in character. ના સરખું રૂપ–ગુણમાં થવા લાગવું.

**Convergence-gency,** *n.* (કૉન્‌વ'ર્જન્સ-જન્સી) Tendency to come to one point. એક બિંદુ તરફ વલણ; સંપાત.

**Convergent-ging,** *a.* (કૉન્‌વ'ર્જન્ટ્-કૉન્‌વ'ર્જિંગ્) Tending to one point. એક બિંદુ તરફ વળવું; કેન્દ્રાભિમુખ; પાસે આવવું.

**Conversable,** *a.* (કૉન્‌વ'ર્સબલ્) Disposed to conversation. વાતચીત યોગ્ય રીતે કરી શકે તેવું.

**Conversance-sancy,** *n.* (કૉન્‌વ'ર્સન્સ-સન્સી) Familiarity. અતિ પરિચય; અભ્યાસ; વહિવટ.

**Conversant,** *a.* (કૉ'ન્‌વર્સન્ટ્) Well-versed; dexterous; skilled; familiar with. પ્રવીણ; નિપુણ; જાણકાર. 2. Associating with. સાથે રહેવું–સોબતી. 3. Related or concerned with. સાથે સંબંધ ધરાવતું.

**Conversation,** *n.* (કૉન્‌વર્સે'શન્) Deportment; behaviour. વર્તણુક; આચાર; ચાલ; વર્તન. 2. Familiar talk or discourse. વાતચીત; સંભાષણ; વાત.

**Conversational,** *a.* (કૉન્‌વર્સે'શનલ્) Relating to conversation. વાતચીત-સંભાષણ સંબંધી નું.

**Conversazione,** *n.* (કૉન્‌વરસૅટ્સિઓ'ની) *pl.* Conversazioni. A meeting for chatting. વાતચીત માટે થયેલો મેળાવડો.

**Converse,** *vi.* (કૉન્‌વ'ર્સ્) To carry on conversation. વાતચીત ચલાવવી; વાતો કરવી; સંભાષણ ચલાવવું. *n.* Conversation; gossip. વાતચીત; સંભાષણ; ગપ્પા.

**Converse,** *n.* (કૉ'ન્‌વર્સ્) Turned so as to be transposed or inverted; reversed; put the opposite or contrary way. ઉલટું પદ; વ્યુત્ક્રમ પદ, સિદ્ધાંત વગેરે. 2. Frequent intercourse. સહવાસ; બેઠક. પરિચય; સમાગમ.

**Conversion,** *n.* (કૉન્‌વ'ર્શન્) Transposition. રૂપાંતર. 2. Change of parties. મતાંતર; ધર્માંતર. 3. [Logic] Transposition of the terms of a proposition. પદવ્યુત્ક્રમ; પદનું રૂપાંતર. 4. Change of religion, faith, beliefs &c. ધર્માંતર; વિચારમાં ફેર: સન્માર્ગ સ્વીકાર.

**Convert,** *n.* (કૉ'ન્‌વર્ટ્) A person who has changed his religion, deed, opinions &c. વટલેલો માણસ–ધર્માંતર કરેલો માણસ. *vt.* (કૉન્‌વ'ર્ટ્) To alter or turn. આકાર બદલવો; ફેરવવું. 2. To change the opinions, religion &c. of. નું ધર્માંતર–મતાંતર ક૦. 3. To translate. ભાષાંતર કરવું; રૂપાંતર કરવું. 4. To exchange. સાટું–બદલો કરવો.

**Convertible,** *a.* (કૉન્‌વ'ર્ટિબલ્) That can be changed or altered. બદલાય તેવું; ફેરવી શકાય એવું; ફેરવાય એવું.

**Convex,** *a.* (કૉ'ન્‌વેક્સ્) Swelling on the exterior side into a sphere. બાહ્યગોળ આકારનું. *n.* A convex part. બાહ્યગોળ ભાગ–વસ્તુ.

**Convexity,** *n.* (કૉન્‌વે'ક્સીટી) The state of being convex. બાહ્યગોળપણું; બાહ્યગોળાકૃતિ.

**Convey,** *vt.* (કૉન્‌વે') To carry from one place to another. એક જગા ઉપરથી બીજી જગ્યા ઉપર લઈ જવું. 2. To transmit. માંથી જવું; પહોંચાડવાનું સાધન હોવું. 3. To hand over or give to others the interest in some

property. મિલ્કત કોઇના નામ પર ચઢાવવી 4. To manage privately. ખાનગી રીતે વહીવટ ચલાવવો-કારભાર કરવો.5. To go with.સાથે જવું.

**Conveyable,** *a.* (કૉન્વે',અબલ્) That can be transmitted. લઇ જવા જેવું; બીજાને આપી દેવા યોગ્ય.

**Conveyance,** *n.*(કૉન્વે,'યન્સ્)Transporting; carrying; the act of conveying. પોહચાડવું-લઈ જવું તે.2.Means of transport. વાહન;ગાડી. 3. The document formally transferring the possession &c. of some property. વેચાણખત-દસ્તાવેજ.

**Conveyancer,** *n.* (કૉન્વે'યન્સર) Deed of transfer of some property. બીજાના નામ ઉપર ચઢાવનાર ખત; વેચાણખત.

**Conveyer,** (કૉન્વે',અર્) *n.* A thing that or one who carries from one place to another.એક જગાએથી બીજી જગ્યાએ લઈ જનાર. 2. A performer of sleight of hand tricks. હાથચાલાકી કરનાર; મદારી.

**Convict,** *n.* (કૉ'ન્વિક્ટ્)A person sentenced for a crime. શિક્ષા થયેલો ગુન્હેગાર. *vt.* To condemn or sentence. ગુન્હેગાર-અપરાધી ઠેરવવું. 2. To prove to be false. ખોટું-જુઠું છે એમ સાબીત કo.[L.*con*,& *vinco*,I conquer.]

**Conviction,** *n.* (કૉન્વિ'કશન્) The act of condemning or sentencing. અપરાધી-ગુન્હેગાર છે એમ સાબીત કરવું; અપરાધી ઠેરવવું. 2. Strong assurance or belief.ખાત્રી;વિશ્વાસ.

**Convictive,** *a.* (કૉનવિ'ક્ટિવ્) Serving to convince. ખાત્રી કરી આપતું; વિશ્વાસ બેસાડતું; દોષી ઠેરવતું; સબળ; નિશ્ચયકારક.

**Convince,** *vt.* (કૉન્વિ'ન્સ્) To satisfy the mind by evidence or proof. ખાત્રી કરવી; સબળ પુરાવો આપવો; ખાતર જમા કo.

**Convincing,** *a.* (કૉનવિ'ન્સિન્ગ)Leaving no doubt; compelling assent.ખાત્રી કરી આપે તેવું.

**Convivial,***a.* (કૉન્વિ'વિઅલ્)Festive;feastial; social; jolly. આનંદી; મિજબાનીનું; ખુશબખ્તી ભરેલું; ઔત્સવિક. [L. *con*, & *vivo*, I live.]

**Conviviality,** *n.*(કૉન્વિવિઅ'લિટી) Festive good-humour or mirth. ઉત્સવ; મિજબાની વખતની મોજમઝા-ખુશબખ્તી-આનંદ.

**Convocate,** *vt.* (કૉ'નવૉકે,ટ્) To convene a meeting. એકઠી કરવી; સભા ભરવી. [L *con*, together and *voco*, I call.]

**Convocation,** *n.*(કૉન્વોકે,'શન્)A meeting or an assembly. સભા; મંડળી. 2. The annual degree conferring ceremonial of a University. વિદ્યાપીઠનો-યુનિવર્સિટીનો પદ્વીદાન સમારંભ. 3. The act of convening. સભા બોલાવવી તે-એકઠી કરવી તે.

**Convoke,** *vt.* (કૉન્વો,'ક્) To convene a meeting of. સભા બોલાવવી-એકઠી કરવી. [L. *con*, & *voco*, I call.]

**Convolution,** *n.* (કૉન્વોલ્યુ'શન્) The act of winding. વાળવું-વિંટવું તે. 2. The state of being wound. વળ; વીંટો.

**Convolve,** *vt.* (કૉન્વૉ'લ્વ્) To wind up; to roll together. વિંટવું; ગોળ વાળવું. [L. *con*, & *volvo*., I roll.]

**Convoy,** *n.* (કૉન્વૉ'ય) An escort. રખેવાળ; રક્ષણ કરનાર માણસો. 2. The men or property that is protected on its way by an escort. રખવાળ સહિત જનાર ગાડાનું લંગર-વહાણો. 3. Conveyance. વહાણ; વાહન; જળયાન. *vt.* To escort. રક્ષણ કરવા સારૂ સાથે જવું-હોવું. [L. *con*, together & *via*, way.]

**Convulse,** *vt.* ( કૉન્વ'લ્સ્ ) To contract violently as the muscles; to be affected with spasms. આંચકા આવવા; આંકડી આવવી; દુઃખ આo 2. To put into a commotion, agitate or disturb. ખળભળાટ મચાવવો; તોફાન મચાવી મૂકવું. [L. *con*, & *vello*, I pluck].

**Convulsion,** *n.* ( કૉન્વ'લ્શન્ ) Violent muscular spasms. આંકડી; કંપ. 2. Agitation; tumult;commotion.ક્ષોભ;તોફાન. **A political c** =રાજ્યક્રાંતિ; હુલ્લડ; તોફાન દંગો.

**Convulsive,** *a.* (કૉન્વ'લ્સિવ) Producing violent spasms. આંકડી આણે તેવું.

**Cony,** *n.* (કો,'ની) A kind of rabbit. એક જાતનું સસલું. **Coo,** *vi.* (કુ3) To make a low sound like a pigeon કુ-ઉ-ઉ એમ બોલવું; કોયલની માફક બોલવું-ટહુકાર કરવો. [also " cook "]

**Cook,** *vt.* (કુક્) To prepare as food by heat &c. રાંધવું. *n.* One who does cooking work. રસોઇઓ; બબરચી; મહારાજ. [L. *cocus*, a cook.]

**Cookery**. *n.* (કુ'કરી) The art of preparing food. રસોઈઆનો ધંધો; પાકશાસ્ત્ર; રાંધવાની કળા.

**Cool,** *a.* (કૂલ્) Cold. શીતળ; ઠંડું; હેત-માયા વગરનું; ગરમાવા વગરનું. *n.* Coldness (in a moderate degree ). શીતળતા; ઠંડક. *vt.* to render cool. ટાઢું-ઠંડું પાડવું. 2. To pacify. શાંત પાડવું.

**Cooler,** *a* (કૂ'લર) More cool. વધારે ઠંડું-હેત વગરનું. *n.* A cooling vessel or that which cools. ઠંડું પાડનાર વાસણ; શાંત પાડનાર માણસ.

**Coolie,** *n.* (કૂ'લી) A labourer. મજુર; હમાલ; વેતરો; બેગારી.

**Coolly,** *adv.* (કૂ'લી) In a cool manner. ટાઢી રીતે; શાંતપણે; ગભરાયા વગર; સમયસૂચકતાથી.

**Coolness,** *n.* ( કૂ'લનેસ્ ) Want of ardour or enthusiasm. બેપરવાઇપણું; શાંતપણું; ઉત્સાહહીનતા; ટાઢાપણું. *2.* Coldness. ઠંડક.

**Coom,** *n.* (કૂમ્) Soot. કાજળ; મેશ.

**Cooper,** *n.* (કૂ'પર્) A cask-manufacturer. પીપ બનાવનાર.

**Cooperage,** *n.* (કૂ'પરેજ્) The factory of a cooper. પીપ બનાવવાનું કારખાનું. 2. The price or charges made by him. એ કામ માટે આપેલી રકમ.

**Cooperate,** *vi.* ( કો-ઑ'પરેટ્ ) To work together or in unison with. કામમાં મદદ-સહાય કરવી; મળીને કામ કરવું. [L. *con*, to gether & *opus*, work].

**Co-operation,** *n.* (કો-ઑ'પરેશન્) The union of small capitalists for the purpose of the purchase, production or distribution of goods &c. for their joint benefit. સહકારીપણું. 2. Mutual help. અરસપરસ સહાય-મદદ; સામેલગીરી.

**Co-operating, Co-operative,** *a.* (કો-ઑ'પરેટિંગ્-ઑ'પરેટિવ્) Operating jointly to the same end. પરસ્પર સહાયકારી. **Co-operative Society**=ભાગીદારના નફા સારૂ થોડા થોડા પૈસા દર ભાગીદાર પાસેથી લઈ તેને અમુક વસ્તુઓ ફક્ત નામનોજ નફો લઇ વેચે એવી સંસ્થા; અરસપરસ સહાયકારી મંડળ.

**Co-opt,** *v.* ( કોઑ'પ્ટ્ ) Add by election. ચુંટીને વધારવું, ઉમેરવું.

**Coordinate,** *a.* ( કો-ઑ'ર્ડિનેટ્ ) Holding the same rank, degree, position &c. સરખું; બરોબરીનું; એક ધુંસરીનું. *vt.* to equal in rank. બરોબરીઉં કરવું; એકસરખા દરજ્જાનું બનાવવું. *n.* An equal in rank, position &c. બરોબરીઉં; સરખા દરજ્જાનું. 2. *pl.* [Mathematics]. Lines or other elements of reference. સંબંધ-સૂચના દર્શાવનારી લીટીઓ; આકૃમાં દિશા તથા અંતર દર્શાવનારાં બિંદુઓ. [ L. *con*, together and *orda*, order. ]

**Coot,** *n.* (કૂટ)A duck; a water-fowl.જળકુકડી; જળચર પક્ષી.2.A block-head.જડબુદ્ધિ;ઠોઠ માણસ.

**Copal,** *a.* (કો,'પલ્) The hard juice of certain trees made into varnish. ચંદરસ.

**Co-parcenary,** *n.* (કોપા'ર્સનેરી) Equal heir-ship in a legacy. વારસામાં સરખો ભાગ-હક ધરાવવો તે.

**Co-parcener,** *n.* (કો-પા'ર્સનર) Joint and equal heir. વારસામાં સરખો ભાગીદાર. [L. *co*, equal & *pars*, part.]

**Co-partner,** *n.* (કો-પા'ર્ટનર્) A joint partner. ભાગીદાર; ભાગીઓ. [L. *co*, equal & *pars*, part.]

**Co-partnership or Co-partnery,** *n.* (કોપા'ર્ટનરશીપ્-પા'ર્ટનરી) Joint partnership. ભાગીદારપણું; ભાગીઆ હોવું તે

**Cope,** *n.* (કો,પ્) A helmet. શિરસ્ત્રાણ. 2. A robe of the clergy. પાદરીઓનો ડગલો. *vi.* To rival, equal or match. બરાબરી કરવી-બાથ ભીડવી; પ્હોંચી વળવું. *vt.* to rival with. ની સાથે હરીફાઈમાં ઉતરવું;ની સાથે બાથ ભીડવી;ની બરાબરી કo.

**Copeck,** *n.* (કો,'પેક) એક તૃતીયાંશ પેન્સ જેટલો રશિયાનો એક સિક્કો,-રૂપાના રૂબલનો સોમો ભાગ.

**Copernican,** *adj.* (કો,પ'ર્નિકન્ )કોપર્નિકસના ખગોળશાસ્ત્રી સંબંધી.

**Cope-stone,** *n.* (કો,'પસ્ટો,ન્ ) The stone on the top. શિખરનો-ટોચ ઉપરનો પથ્થર.

**Copier, Copyist,** *n.* (કૉ'પિઅર, કૉ'પિઇસ્ટ) નકલ કરનાર.

**Copious,** *a.* (કો'પિઅસ્)Plentiful;abundant. બહુ. ઘણું; પુષ્કળ; વિપુલ; વિશેષ; વિશાળ. [L. *copia*, abundance].

**Copiously,** *adv.* (કો'પિઅસલી)Abundantly; plentifully; largely. ભરપુર; અતિ; ખુબ;ઘણું; પુષ્કળ; વિપુલપણે; મનમાનતું.

**Copiousness,** *n.* (કો'પિઅસનેસ્) Amplicity; plentifulness; abundance. વિપુલતા;પુષ્કળપણું; ઘણું હોવું તે; મનમાગતું હોવું તે. 2. Bumbast. વાક્ વિસ્તાર.

**Copper,** *n.* (કૅાપર્) A reddish metal of great use. ત્રાંબું. 2. A copper coin. તાંબાનું નાણું. 2. A copper pan. કઢાઈ. **Sulphate of copper**=મોરથુથૂ. **Calx-copper**= તામ્રભસ્મ. **Copper change**=છુટા પૈસા. *vt.* To cover with copper sheet. ની ઉપર ત્રાંબાના પત્રાં જડી લેવાં. [Remotely from Cyprus, a place where Romans found it.]

**Copperas,** *n.* ( કૉ'પરૅસ્) Green vitriol. હીરાકશી.

**Copper-plate,** *n.* (કૉ'પરપ્લેટ) Engraved sheet of copper. તામ્રપત્ર; અક્ષર કોતરેલું તાંબાનું પતરૂં.

**Copper-smith,** *n.* (કૉ'પરસ્મિથ્) One who makes copper vessels. કંસારો.

**Coppice or copse,** *n.* (કૉ'પિસ-કૉ'પ્સ) An undergrowth of bushes. વૃક્ષવાટિકા; ઝાડી;જંગલ.

**Coptic,** *a.* (કૉ'પ્ટિક્) Relating to the Copts or their language. પ્રાચીન મિસર દેશના લોકોના ખ્રિસ્તી ધર્મ પાળનાર વંશજ અથવા તેમની ભાષાને-વિષે.

**Copula,** *n.* (કો'પ્યુલા) A long ligament. અસ્થિબંધન. 2. A word which unites the

subject and predicate of a proposition. ઉદ્દેશ્ય તથા વાચ્યને જોડનાર શબ્દ.

**Copulate,** *vt.* (કૉ'પ્યુલે,ટ) To come together in sexual inter-course. મૈથુન-સંભોગ કરવો.

**Copulation,** *n.* ( કૉપ્યુલે,'શન્ ) Sexual intercourse; coition. વિષય; સંભોગ; મૈથુન; કામ-રતિક્રીડા.

**Copulative,** *a.* (કૉ'પ્યુલે,ટિવ્) That which joins. જોડનાર; ઉભયાન્વયી (અવ્યય).

**Copy,** *vt.* (કૉ'પી) To transcribe in duplicate; to imitate. નકલ કરવી; ઉતારો કરવો; ઉતારવું. *vi.* to imitate. કોઈપણ વસ્તુ-બીજાની નકલ કરવી. *n.* original printed matter. અસલ-પહેલાની પ્રત. 2. Sample; pattern. પ્રત; નમુનો; સૅમ્પલ. 3. Imitation; word to word transcription. નકલ; શબ્દે શબ્દની કૉપી. **C. book**=કિત્તો; અક્ષર સુધારવા માટે ઘુંટવાની કોપીબુક.

**Copy-hold,** *n.* (કૉ'પી-હોલ્ડ) A tenure of land &c. held by virtue of a copy of the court-roll. પટો-સનંદની કૉપીની રૂએ જમીનનો ભોગવટો. 2. Land so held. એવી રીતે ભોગવાતી માલમિલ્કત-જમીનજુમલો.

**Copyist,** *n.* (કૉ'પીઇસ્ટ્) An imitator. નકલ કરનાર. 2. A copying clerk. અસલ ઉપરથી નકલ કરનાર કારકુન.

**Copy-right,** *n.*(કૉ'પી-રાઈટ્)The exclusive right given by law to print or reproduce for a limited number of years, to the author of a book, painting, musical composition &c. or to his assignees. સર્વ હક્ક સ્વાધીનતા; છપાવવાનો તથા પ્રસિદ્ધ વગેરે કરવાનો હક્ક.

**Coquet,** *vi.* (કોકે'ટ્) To flirt.નખરાં-લટકો ક૦. *vt.* to attract the attention or love of. ની પ્રીતિ પોતાની તરફ આકર્ષી લેવાનો પ્રયત્ન કરવો.

**Coquetry,** *n.* (કો'કિટ્રી) Affectation of amorous advances; flirtation. હાવભાવ; લટકો; નખરાં.

**Coquette,***n* (કોકે'ટ્)A flirt.નાઝનીન;નખરાબાજ સ્ત્રી; લટકાવાળી સ્ત્રી;હાવભાવથી પોતા તરફ પુરૂષોનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરતી સ્ત્રી.

**Coquettish,***a.*(કોકે'ટિશ્)Flirting.નખરાંબાજ; લટકાવાળી; હાવભાવથી પુરૂષનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરતી.

**Coral,***n.*(કૉ'રલ્)A hard calcareous substance, found in the ocean, secreted by marine polyps, for their common support and habitation, red in colour and used mainly for ornamentation of the cheaper sort. પરવાળું; પ્રવાળ. *a.* Red like coral; pink. પ્રવાળ જેવા સુંદર ગુલાબી-લાલ રંગનું. 2. Made of coral. પ્રવાળનું બનેલું.

**Coral-tree,** *n.* (કૉ'રલ્ટ્રી) A tropical white-flowered plant. પારિજાત વૃક્ષ;પારિજાતક.

**Corb,** *n.* (કૉર્બ્) A basket.એક જાતની ટોપલી. 2. An ornamental bracket in a wall &c. દિવાલનો એક જાતનો શણગાર.

**Cord,** *n.* (કૉ'ર્ડ્) A piece of small rope. દોરડું; દોરી. *vt.* To fasten with a cord. દોરડાવતી બાંધી લેવું.

**Cordage,** *n.* (કૉ'ર્ડૅજ્) Rope-work. દોરડાનું બનાવેલું કામ.

**Cordial,** *a.* (કૉ'ર્ડિઅલ્) Tonic; stimulating; invigorating. બળ-જોર-જુસ્સો આપનાર (દવા વગેરે)|2.Hearty; sincere;warm and friendly. ખરા દિલનું;મનપૂર્વક.*n.* A tonic or stimulant. બળ જોર-જુસ્સો લાવનાર દવા; શક્તિવર્ધક દવા.

**Cordiality,** *n.* (કૉર્ડિઅલિ'ટિ) Warmth of heart; genial sincerity; heartiness, sincere kindness. ખરો ભાવ-હેત; મનપૂર્વક આપેલો આવકાર.

**Cordially,** *a.* (કૉ'ર્ડિઅલી) Genially; in a heart-felt manner. ખરા ભાવ-હેતથી; મનપૂર્વક; ખરા દિલથી.

**Cordon,** *n.* (કૉ'ર્ડન્) An ornamental badge -ribbon. માનની નિશાની તરીકે પહેરવામાં આવતી ફીત 2. A row of projecting stones. ઈમારતની બહારની બાજુએ ફરતી કરેલી પથ્થરની કિનારી. 3. A line or series of military posts for enclosing, hemming in or cutting off communication. શત્રુના લશ્કરની ફરતે પોતાના લશ્કર-વહાણથી ઘેરો ઘાલી તેમને આવજાવ કરતા અટકાવવું તે; ચક્રવ્યૂહ.

**Cordnan-cordwain,** *n.* ( કૉ'ર્ડનિન-કૉ'ર્ડવે,ન્ ) Spanish leather. સ્પેન દેશમાં બનતું એક જાતનું ચામડું.

**Cordwainer,** *n.* (કૉ'ર્ડવે,નર્)A cobbler; a shoe-maker. મોચી; જોડા બનાવનાર-શીવનાર.

**Core,** *n.* (કોર્) The heart or inner part of a thing (like fruit). માંહેનો-અંદરનો ભાગ-ગર્ભ. **The core of one's heart**=હૃદયનો ઉંડાણ ભાગ. 2. An assembly. ટોળું. *vi.* to remove the inner part of. અંદરનો ગર્ભ બહાર કાઢવો [L. *cor*, heart.]

**Corf,** *n.* (કૉર્ફ્) A big besket. મોટી ટોપલી. 2. A low wooden cart. નાના પૈડાનું ગાડું.

**Coriander,** *n.* ( કૉરિઍ'ન્ડર્ ) A kind of plant. કોથમીર; ધાણા.

**Cork,** *n.* (કોર્ક્) The outer bark of a species of oak made into stoppers for

bottle &c. બુચ. 2. A stopper made of cork. બાટલીનો બુચ *vt.* to put the cork on. બુચ દેવો-મારવો; દાટો દેવો [*L. corticis*, bark.]

**Corked,** *a.* (કોર્'ક્ડ્) Stopped or fitted with cork. દાટો દીધેલો; બુચ મારેલો.

**Cork-leg,** *n.* (કોર્'ક્લેગ્) An artificial leg made of cork & fitted on amputated feet. બુચનો બનાવેલો પગ.

**Cork-screw,** *n.* (કોર્'ક્સ્ક્રુ) An instrument resembling a screw used in drawing the cork from a bottle. દાટો ઉઘાડવાનો સ્ક્રુ.

**Corn,** *n.* (કૉર્ન્) Grain. દાણો; અનાજ. 2. A hard painless swelling on feet caused through tight shoes &c. આંટણ. *vt.* To form into small grains. દાણા પાડવા; દાણાદાર કરવું. 2. To salt. મીઠું પાવું (માંસને).

**Corn-dealer,** *n.* (કૉર્'ન્ડીલર્) A corn-merchant. કણીયો; અનાજનો વેપારી.

**Corn-field,** *n.* (કૉર્'ન્ફીલ્ડ્) A plantation or field of corn. અનાજનું ખેતર.

**Corn-floor,** *n.* (કૉર્'ન્ફ્લોર્) A floor for thrashing corn. ખળ; ખળું; ખળી.

**Corn-mill,** *n.* (કૉર્'ન્-મિલ્) A flour-mill. અનાજ દળવાની ઘંટી.

**Cornea,** *n.* (કૉર્'નીઆ) The horny transparent membrane in the forepart of the eye. આંખના ઉપરનો મજબુત પારદર્શક પડદો.

**Cornelian,** *n.* (કૉર્નીલિઅન્) A kind of precious stone red in colour. અકીક; હકીક.

**Corner,** *n.* (કૉર્'નર્) Direction. દિશા. 2. An angle or a projecting part. ખુણો. 3. Any part. પ્રદેશ; દેશ. *vt.* To drive into a position of difficulty. ખુણામાં લઈ જવું; ભારે મુશ્કેલીમાં લાવવું. [L. *cornu.*]

**Corner-stone,** *n.* (કૉર્'નર્સ્ટોન્) The principal stone which lies at the corner uniting two walls. ઈમારતમાં મુખ્ય પાયાનો પથ્થર. Hence 2. The foundation of a system &c. પાયો; મુખ્ય આધાર.

**Cornet,** *n.* (કૉર્'નેટ્) A band-instrument. બૅન્ડમાંનું એક વાજું. 2. A cavalry troop. લશ્કરમાંના ઘોડેસ્વાર. 3. The standard or flag. વાવટો. 2. The flag-bearer (of an army &c.) વાવટો રાખનાર અફસર.

**Cornice,** *n.* (કૉર્'નિસ્) An ornamental projection on walls &c. કાંગરી. [L. *corona*, head.]

**Corny,** *a.* (કૉર્'ની) Horny. શિંગડા જેવું શીંગડું અને કઠણ.

**Corollary,** *n.* (કૉ'રૉલરી) Addition. ઉમેરો; વધારો. 2 [Geometry]. Something which immediately follows from a theorem &c. in addition to the truth already proved. ઉપસિદ્ધાંત; ઉપલક્ષ્ય; અનુષંગી સિદ્ધાંત. [ L. *corrolarium*, a corollary. ]

**Coronal,** *a.* (કૉ'રોનલ્) Belonging or relating to the crown. રાજતાજને લગતું; મુકુટનું-વિષે. *n.* The fore-head bone. કપાળનું હાડકું.

**Coronation,** *n.* (કૉરોને,'શન્) The solemn public ceremony of crowning a sovereign. રાજ્યાભિષેક.

**Coroner,** *n.* (કૉ'રોનર્) An officer whose chief duty is to preside over a court of inquiry in a case of sudden or violent death from unknown causes. અકસ્માતથી થયેલા મરણ વિષે તપાસ ચલાવનાર ઓફીસર;કોરોનર.

**Coronet,** *n.* (કૉ'રોનેટ્) A ducal crown. અમીર-ઉમરાવનો મુગટ.

**Corporal,** *n.* (કૉ'પોરિલ્)The lowest officer in a company of infantary. લશ્કરનો સૌથી નાનો અમલદાર. *a.* Relating to the body; bodily; physical. શારીરિક.[L. *corpus* body.]

**Corporate,** *a.* (કૉ'પોરિટ્) United. એકઠું; જોડેલું. 2. Formed into a legal body.સરકારી સનંદ અગર કાયદાથી સમગ્ર થયેલું;સનંદી.3.Belonging to a coroporation. સનંદી સભા અગર મંડળને લગતું. *vt.* to give legal existence to a body of persons સનંદી-કાયદેસર મંડળ બનાવવું.*vi.*To unite in a body by law. કાયદેસર મંડળ તરીકે બનવું. [L. *corpus*, a body].

**Corporation,** *n.*(કૉરપોરે,'શન્)A coroporate body of persons united for some definite purpose. સનંદી મંડળી-કંપની; જમાત; મ્યુનિસિપાલિટિ વગેરે.

**Corporator,** *n.* (કૉ'રપોરે,ટર્) One who belongs by right to a coroporation.કંપની-સનંદી મંડળનો સભાસદ;મ્યુનિસિપલિટીનો સભાસદ.

**Corporeal,** (કૉર્પો'રીઅલ્) Possessing a body. શરીરમય; દેહવાળું; સ્થૂલાકાર. [ L. *corpus*, body. ]

**Corps,** *pl.* **same**, *n.* (કોર્ *pl.* કોર્ઝ) A code of laws. કાયદાનો કોડ-સંગ્રહ. 2. Body of troops. સૈન્યની ટુકડી-લશ્કરનો ભાગ. [L. *corpus*, a body.]

**Corpse,** *n.* (કૉ'ર્પ્સ્)A dead human body. શબ; મુડદું; લાશ; પ્રેત, [L. *corpus*, a body].

**Corpulence-cy,** *n.* (કૉ'ર્પ્યુલન્સ્)Stoutness in excess; obesity. અતિશય જાડાપણું.

**Corpulent,** *a.* (કૉ'ર્પ્યુલન્ટ્) Very fat, અતિશય જાડું.

**Corpuscle,** *n.* (કૉ'પ'સલ્) A physical atom. લોહીનું પરમાણુ. [L. *corpus.*]

**Corpuscular,** *a.* (કૉર્પ'સ્કયુલર્) Relating to physical atoms. કણુ; રજનું-વિષે. અણુરૂપ; અણુમય; અતિસૂક્ષ્મ; બહુજ ઝીણું.

**Corpuscularian,** *n.* (કૉપ'સ્કયુલૅ'રિઅન્) A believer in the Corpuscular theory of light. સૂક્ષ્મવાદી.

**Correct,** *a.* (કૉરે'કટ્) Right. સત્ય; ખરૂં; બરાબર. 2. True; without mistake. શુદ્ધ; દોષ-રહિત; ખરેખરૂં; વાજબી; યોગ્ય. *vt.* To improve or set right. સુધારવું; બરાબર કરવું. 2. To chastise. શિખામણ-ઠપકો આપી સુધારવાનો પ્રયત્ન કરવો. [L. *con,* & *recto,* I lead straight].

**Correction,** *n.* (કૉરે'કશન્) Chastisement. શિખામણ; ઠપકો. 2. The act of setting right. સુધારવું તે. **House of correction**= Reformatory. હલકી સજા માટે કેદખાનું.

**Corrective,** *a.* (કૉરે'કટિવ્) Rectifying; improving; by way of chastisement. સુધારનારૂં; સારે પંથે દોરે એવું. *n.* Anything having the power to improve. સુધારનાર વસ્તુ.

**Correctly,** *adv.* (કૉરે'કટલી) Accurately; exactly. દોષ-ભૂલ વગર. શુદ્ધ રીતે; વગર ભૂલે.

**Correctness,** *n.* (કૉરે'કટનેસ) Exactness; accuracy. શુદ્ધતા; દોષરહિત પણું; શુદ્ધપણું. 2. Acting in accordance with settled rules. સ્થાપેલા નિયમાનુસાર વર્તન.

**Corrector,** *n.* (કૉરે'કટર્) Chastiser; one who corrects. શિક્ષા કરનાર; સુધારનાર.

**Correlate,** *vt.* (કૉ'રીલે,ટ્) To place in mutual relation. અરસપરસ સંબંધ હોય એવી રીતે રાખવું. *vi.* To be reciprocally related. અરસ પરસ સંબંધ હોવો. *n.* Anything reciprocally related. અન્યોન્યાપેક્ષક; અરસ પરસ સંબંધ રાખનાર-હોય એવું. [L. *con,* & *relatus,* related.]

**Correlation,** *n.* (કૉરીલે,'શન્) Mutual or reciprocal relation. અરસપરસ સંબંધ; એક બીજા ઉપર આધાર.

**Correption,** *n.* (કૉરે'પ્શન્) Reproof; chiding. ઠપકો; શિખામણ [L. *con,* & *rapio,* I seize.]

**Correspond,** *vt.* (કૉરીસ્પૉ'ન્ડ્) To agree, fit or suit. મળવું-બેસવું આવવું. 2. To communicate by letters. પત્રવ્યવહાર રાખવો-હોવો. [L. *cor,* & *respondēre,* to answer.]

**Correspondence,** *n.* ( કૉરીસ્પૉ'ન્ડન્સ્ ) Suitability. મળવું-બેસવું હોવું તે. 2. Intercourse by letters. પત્રવ્યવહાર; કાગળની આવજા.

**Correspondent,** *n.* (કૉરીસ્પૉ'ન્ડન્ટ્) One who corresponds. પત્રવ્યવહાર રાખનાર-હોનાર; કાગળ-ખબર લખનાર; ન્યુસપેપરોનો ખબરપત્રી. 2. Suiting. મળવું-બેસવું આવવું.

**Corresponding,** *a.* ( કૉરીસ્પૉ'ન્ડિન્ગ્ ) Writing and receiving letters. પત્રવ્યવહાર રાખવું. 2. Fitting or suiting. બેસવું; મળવું; સરખું; યોગ્ય.

**Corridor,** *n.* ( કૉ'રિડૉર્ ) A passage into which a number of rooms open. પરસાળ; ગૅલેરી. [L. *curro,* I run ]

**Corrigible,** *a.* (કૉ'રિજિબલ) Chastisable. શિક્ષા કરવા-ઠપકો આપવા યોગ્ય. 2. That may be reformed. સુધારી શકાય એવું; સુધારવા લાયક. [L. *corrigo,* I correct.]

**Corroborate,** *vt.* (કૉરૉ'બોરે,ટ) To strengthen; to support; to add assurance to; to make more certain. વધારે મજબુત-જોરદાર કરવું-બનાવવું; ટેકો-પુષ્ટિ-મજબુતી આપવી; સાબિતિમાં વધારો કo. [L. *con,* together and *robur,* strength].

**Corroboration,** *n.* (કૉરૉ'બોરે,શન્) Additional strengthening proof. વધારે સાબિતી-ખાતરી- મજબુતી-ટેકો-પુષ્ટિ.

**Corroborative,** *a.* (કૉરૉ'બોરે,ટિવ્) Serving to strengthen or make more certain. વધારે મજબુત-ખાત્રીપૂર્વક નિ:સંશય કરવું. પુષ્ટિ-ટેકો-વધારે સાબિતી આપવું. *n.* A tonic. શક્તિવર્ધક દવા.

**Corrode,** *vt.* (કૉરો,'ડ) To burn or eat away by degrees. ધીમે ધીમે ખાઈ જવું-ઘસાઈ જવું; બાળવું; દાઝવું. [L. *con,* & *rodo,* I gnaw.]

**Corrodant,** *n.* (કૉરો',ડન્ટ્) Anything that corrodes. ધીમે ધીમે ખાઈ જાય એવું; બાળે એવું; દાઝે એવું.

**Corrosible,** *a.* (કૉરો',ઝિબલ્) That can be corroded. ખાઈ-ખવાઈ જાય એવું; ખાઈ નાંખનારૂં; સડો પેસાડે એવું.

**Corrosion,** *n.* (કૉરો'ઝન્) Action of corroding or the state of being corroded. ખાઇ જવું-ખવાઇ જવું તે; સડો પેસવો તે.

**Corrosive,** *a.* (કૉરો,'સિવ-ઝિવ્) Causing corrosion. ખાઈ નાખનારૂં; સડો પેસાડે એવું; સડો કરે એવું.

**Corrugate,** *vt.* (કૉ'રૂગે,ટ્) To cause to wrinkle. કરચલી પાડવી-પડવી-વળવી. **Corrugated iron**=સળ પાડેલાં લોઢાનાં પત્રાં.

**Corrugation,** *n.* (કૉરૂગે,'શન્) Wrinkling. સંકોચન; કરચલી પડવી તે.

**Corrupt,** *a.* (કૉર'પ્ટ્) To defile or vitiate. બગાડવું; ખરાબ કરવું. 2. To bribe. લાંચ આપી ફોડવું. 3. To waste. બગાડ કરવો. *vi.* To become

putrid or tainted. સડી જવું;બગડવું; કોહી જવું. 2. To become immoral or vitiated. ભ્રષ્ટ-નીતિભ્રષ્ટ-દુરાચરણી થવું; વંઠી જવું; બગડવું. *a.* Vitiated; immoral. ભ્રષ્ટ; નીતિભ્રષ્ટ; દુરાચરણી; વંઠેલ; સડેલું; પતિત; લાંચખાઉ. 2. Incorrect. ભુલોથી ભરપુર. [L. *con*, *rumpo*, I break.]

**Corruptible,** *a.* (કૉરપ્ટિબલ્) Vitiable capable of corruption or decay. ભ્રષ્ટ-સડેલું-લાંચીયું થઈ શકે એવું;લાંચ આપી ફોડી શકાય એવું;નાશવાન

**Corruption,** *n.* (કૉરપ્શન્) Bribery. લાંચ; રૂશવત. 2. Impureness. અશુદ્ધતા. 3. Vitiation; immorality. નીતિભ્રષ્ટતા; દુરાચરણ; વંઠેલપણું.

**Corruptive,** *a.* (કૉરપ્ટિવ્) Immoral; vitiating. નીતિભ્રષ્ટ કરે એવું.

**Corruptly,** *adv.* (કૉરપ્ટલી) Immorally. નીતિના વિરૂદ્ધ; અનીતિ કરીને; દુષ્ટપણાથી;દુર્બુદ્ધિથી; દુરાચરણથી; કુકર્મથી.

**Corsair,** *n.* (કૉર્સૅર) A sea-sobber or a pirate or pirate ship. ચાંચીઓ; ચોરવહાણ.

**Corse,** *n.* (કોર્સ) A human dead body. શબ; લાશ; પ્રેત; મુડદું.

**Corselet,** *n.* (કૉર્સલેટ) A piece of armour to protect the chest &c. છાતી વગેરે આગલા ભાગનું રક્ષણ કરનાર બખ્તર.

**Corset,** *n.* (કૉર્સેટ) A tight female under-garment. ચોળી; કબજો; કાંચળી.

**Cortege** *n.* (કૉર્ટેઝ્) A train of attendants. પરિવાર; સવારી.

**Coruscant,** *a.* (કૉરસ્કન્ટ) Flashing; gleaming. ચકચકતું; ચળકતું.

**Coruscate,** *vi.* (કૉરસ્કેટ) To flash. ચળકવું; ઝબકવું. [L. *corrusco*, I flash.]

**Corruscation,** *n.* (કૉરસ્કેશન્) A sudden flash of light. ચળકાટ; ઝબકો; ઝબુક.

**Cosey, cozy,** *a.* (કોઝી) Comfortable; snug; easy. સુખકારી. 2. Social. મિલનસાર.

**Cosmetic,** *a.* (કૉઝમેટિક્) Improving the beauty of the skin. ખુબસુરતી વધારે એવું-રૂપવર્ધક; કાંતિ વધારે સુંદર કરે એવું. *n.* A toilet-powder. ઉટણું.

**Cosmic, cosmical,** *a.* (કૉઝમિક-કૉઝમિકલ્) Pertaining to the universe. સૃષ્ટિ-ત્રિભુવન-બ્રહ્માંડ સંબંધી. 2. Harmonious. વ્યવસ્થિત.

**Cosmogany,** *n.* (કૉઝમૉગની) The origin or creation of the world or the universe. બ્રહ્માંડની ઉત્પત્તિ-જગત્ઉત્પત્તિ; વિશ્વોત્પત્તિ. [Gr. *kosmos*, the world.]

**Cosmography,** *n.* (કૉઝમૉગ્રફી) The science or description of the origin &c. of the Universe. સૃષ્ટિવિદ્યા; વિશ્વોત્પત્તિજ્ઞાન; સૃષ્ટિજ્ઞાન;સૃષ્ટિવર્ણન.[Gr. *kosmos*, the Universe.]

**Cosmopolitan, cosmopolite,** *a.* (કૉઝમોપૉલિટન્-કૉઝમૉપોલાઇટ્) Free from local, provincial or national prejudices or attachments. નાતજાત દેશના ભેદથી પર,મુક્ત. *n.* A citizen of the world. જગત્નિવાસી માણસ; દેશીય ભાવનાશીલ. [Gr. *cosmos*, the world and *polite*, a citizen].

**Cost,** *n.* (કૉસ્ટ) Price, value, expense. મુલ કિંમત; પડતર; લાગત. 2. Loss; pain; suffering. દુઃખ; નુકશાન; હાનિ; શ્રમ; મહેનત. 3. The expenses of a lawsuit દાવાખરચ. *vt.* To be bought for; to have as price. કિંમત બેસવી-મૂલ્ય હોવું. 2. To require to be borne or suffered. દુઃખ-શ્રમ-મહેનત વેઠવી પડવી. (અમુક એક વસ્તુ મેળવવા સારુ). [L *con*, & *sto*, I stand]

**Costal,** *a.* (કૉસ્ટલ્) Relating to the ribs. શરીરની બાજુ વિષે-પાંસળીનું. [L. *costa*, a side or rib]

**Coster-monger,** *n.* (કૉસ્ટર્-મન્ગર્) A fruit-seller. ફળ વેચનાર.

**Costive,** *a.* (કૉસ્ટિવ્) Constipated or causing constipation. દસ્ત કબજ થયેલું અથવા કબજિયાત કરનાર (ખોરાક વગેરે.)

**Costliness,** *n.* (કૉસ્ટ્લિનેસ્) Expensiveness; great cost or expense. કિંમ્મતીપણું; ભારે કિંમ્મત-મૂલ્ય; બહુ મૂલ્ય.

**Costly,** *a.* (કૉસ્ટલી) Of great cost; expensive. કિંમતી; મૂલ્યવાન; મોંઘું.

**Costume,** *n.* (કૉસ્ટ્યુમ્) Garb, dress or attire of a particular style; a woman's dress or gown. લેબાસ; પોશાક; પહેરવેશ; વેશ; સ્ત્રીનાં લુગડાં-કપડાં લત્તાં-સાડી ચોળી વગેરે.

**Cot-cote,** *n.* (કૉટ્-કોટ) A hut. ઝુંપડી. 2. A small boat. નાની હોડી.

**Cot-cott,** *n.* (કૉટ) A small bed-stead or sofa. ખાટલો.

**Cotemporaneous,** *a.* (કોટેમ્પોરેનીઅસ્) Same as "**Contemporaneous**"

**Cotemporary,** *a.* (કોટેમ્પરરી) Same as "**Contemporary**"

**Coterie** *n.* (કોટરી-રે) A meeting of friends. મિત્રમંડળ.

**Cottage,** *n.* (કૉટિજ્) A hut. ઝુંપડી;નાનું ઘર.

**Cottager,** *n.* (કૉટિજર્) A rustic or villager; one who lives in a cottage. ઝુંપડીમાં રહેનાર, ગામડિયો.

**Cotton,** *n.* (કૉટન્) A soft downy substance resembling fine wool, growing in the pods

of severals pecies of plants. કપાસ; રૂ; કપાસનો છોડ.2.Cotton-cloth.સુતરાઉ કપડું. **Cottons,**= જુદી જુદી જાતના કપાસ; જુદી જુદી જાતનાં સુતરાઉ કાપડો–કપડાં. *a.* Made of cotton or consisting of it. સુતરાઉ (કાપડ); કપાસનું બનેલું **C. gin**= કપાસ લોઢવાનો સંચો. **C. cleaver**=Carder of cotton. પીંજારો. **C. mill**=કાપડ વણવાની મિલ. **C. press**=રૂની ગાંસડી દાબવાનો સંચો. **C. king**.=કપાસનો મોટામાં મોટા વેપારી; કાપડ બજારનો સૌથી મોટો–ધનવાન વેપારી.

**Couch,** *vi.* (કાઉચ્) To recline, or lie down આડા પડવું; આરામ લેવો. 2. To lie down with the body close to the ground and make ready for a spring (like a leopard &c.) વાઘની માફક તરાપ મારવા જમીન પર દબાઈ બેસવું. 3. To stoop. વાંકા વળવું. *vt.* To lie down on ઉપર સુવું–આડા થવું. 2. To express in a language; to comprise. બોલવું; અમુક જાતની ભાષામાં બોલાએલું–લખાએલું હોવું. 3. To level, (as a spear &c.) (બરછી–ભાલો) ફેંકવાની તૈયારી કરવી; મારવા સારૂ આડો હાથમાં પકડવો *n.* A bed; a place or seat of repose. ખાટલો; પથારી; કોચ; આરામની જગ્યા. [L. *con*, together and *loco*, I place].

**Cough,** *n.* (કૉફ્) A violent convulsive effort of the lungs to throw out a white sticky irritating secretion.ખાંસી;ઉધરસ;બળખો. **Whooping cough**=ડાંગીયો; ઉટાગીઓ. *vi.* To expel violently and convulsively from the lungs.ખાંસી-ઉધરસ ખાવી;બળખો કાઢવો.

**Council,** *n.* (કાઉન્સિલ્) A body of men called togther for consultation, advice, law-making & the like. સભા; સલાહકાર મંડળ. **Legislative council** = ધારાસભા. **Executive C.** = કાર્યવાહક સમિતિ–સભા. **Council of War**=લડાઈ–યુદ્ધની કાર્યવાહક સમિતિ. **Council-chamber** = સભાગૃહ; મંડળ એકઠું મળવાની જગ્યા. **Privy-council**= રાજાને દેશના કારભારમાં મદદ કરનાર ખાસ અમાત્યોનું મંડળ; અમાત્ય-પ્રધાનમંડળ. **C. board**= સભાગૃહમાંનું કામકાજ જેનાપર ચલાવવામાં આવે છે તે ટેબલ.

**Councillor,** *n.* (કાઉન્સિલર) A member of a council. સભામંડળનો સભાસદ (ખાસ કરીને ધારાસભા-પ્રધાનમંડળ વગેરેનો).

**Counsel,***n.*(કાઉન્સેલ્)Advice, consultation; mature consideration. મસલત–અભિપ્રાય–મત–મનસુબો–પરસ્પર વિચાર–પુખ્ત વિચાર–સલાહ. 2. An advising lawyer. સલાહ આપનાર વકીલ. *vt.* To give advice or opinion &c, સલાહ–મસલત આપવી. **To take counsel together** = ખાનગીમાં વિચાર-વાટાઘાટ કo. **In counsel**=ખાનગીમાં; ગુપ્તપણે.

**Counsellor,** *n.* (કાઉન્સેલર) An advisor; a lawyer or barrister. સલાહ આપનાર વકીલ વગેરે; સલાહકાર; મત આપનાર.

**Count,** *vt.* (કાઉન્ટ) To reckon or number. સંખ્યા ગણવી; ગણવું. 2.To consider or ascribe. ગણવું; માનવું; લેખવું; ધારવું. **To count out**= કોઈપણ ગણનામાંથી બાતલ કo. *vi.* To be counted or numbered. ગણાવું. 2. To care for. દરકાર–પરવા-ફીકર રાખવી. *n.* The act of numbering or the number so ascertained. ગણત્રી–સંખ્યા; ગણવું તે. 2. [Law] Formal declaring of the Plaintiff's cause of complaint. વાદીની ફરિયાદ વાંચી સંભળાવવી તે.3. Estimation,consideration or value. લેખવું તે; ગણત્રી; કિંમત; માલ; મૂલ. [L. *con*, together & *puto*, I think.]

**Count,***n.*(કાઉન્ટ)A nobleman next in dignity to a Duke.ડયુકથી ઉતરતા દરજ્જાનો અમીર.

**Countenance,** *n.* (કાઉન્ટેનન્સ) Face. ચ્હેરો. **A weeping c.** = રડતી સુરત.**A laughing or cheery c.** =હસતું વદન-મુખ. 2. Help. મદદ. 3. Outward appearance. દેખાવ **In countenance**=Not dis-concerted. બેધડક. **Out of c.**=Disconcerted. ગભરાઇ ગયેલું. *vt.* To encourage, aid or abet. મદદ આપવી–ઉત્તેજન આપવું. **To keep countenance**= ચ્હેરો શાંત રાખવો. [L.*con*,& *teneo*, I hold.]

**Counter,** *n.* (કાઉન્ટર) One who or a machine that counts. હિસાબ કરનાર માણસ–મશીન. 2. A piece of metal &c. used in reckoning. ગણવાના કામમાં વપરાતો ધાતુનો ટુકડો. 3. A table in a shop over which the salesman exhibits the goods. માલ વેચવાનું–ઘરાકને માલ બતાવવાનું ટેબલ; પૈસા ગણવાનું ટેબલ. *a.* Opposite. વિરૂદ્ધ; સામું; ઉલટું.

**Counter-act,***vt.*(કાઉન્ટરૅ'ક્ટ) To withstand, defeat or frustrate. ધુળમાં મેળવવું; નકામું કરવું; અટકાવવું; પ્રતિકાર કરવો. 2. To act in oppositon to. સામા થવું;વિરૂદ્ધ ચાલવું–કામ કરવું. [L. *contra*, against & *ago*, I go.]

**Counter-action,** *n.* (કાઉન્ટર–ઍકશન્) Hindrance; action in opposition. વિરૂદ્ધ વર્તન; અટકાવ; સામા થવું તે; પ્રતિકાર.

**Counter-balance,** *vt.* (કાઉન્ટર–બૅ'લન્સ્) To weigh against with an equal weight. સામું સરખું વજન મુકવું. 2. To act against with equal power or effect; to nullify. તેટલાજ જોસથી સામે થવું; ભરપાઈ કરવી–નકામું

કરવું,n.Equal and opposite weight or force. સમતોલ; સમજોરતા.

**Counter-charm**, *n.* (કા'ઉન્ટરચાર્મ્) An opposing charm. મંત્રનો ઉતાર-ઉતારો. *vt.* To oppose a charm with another.મંત્રનો ઉતારો કરવો-સામો મંત્ર મુકવો.

**Counter-evidence**, *n.* (કા'ઉન્ટરએવિડન્સ્) Testimony in opposition. સામો પુરાવો-ઉલટ સાક્ષી પુરાવો.

**Counterfeit**, *vi.* (કા'ઉન્ટરફીટ્) To forge or imitate especially coins &c. ની નકલ કરવી; ખોટા નાણાં પાડવા; જુઠાણુ ઉભુ કરવું; તરકટ ક૦. *vt.* To pretend or fabricate. ખોટુ રૂપ ધારણ કરવું; બ્હાનું કરવું. *a.* Imitated or fabricated. બનાવટી; ખોટું (નાણું). 2. Hypocritical. ઢોંગ બ્હાનું કરનાર. *n.* An imitated or fabricated thing; a false coin. બનાવટી વસ્તુ ખોટું નાણું; [L. *contra* & *facio*, I do].

**Counter-mand**, *vt.* (કાઉન્ટરમૅન્ડ્) To revoke or annul a former command (by a contrary one) આગલો હુકમ ફેરવી બીજો હુકમ આપવો; પ્હેલો હુકમ રદ કરવો. 2. To stop or prohibit. અટકાવવું. *n.* A contrary order ઉલટો-વિરૂદ્ધ હુકમ. [L. *contra*, against and *mando*, I order].

**Counter-march**, *n.* (કા'ઉન્ટર-માર્ચ) A march in an opposite direction. ઉલટી દિશામાં કુચ. *vi.* To march back. પાછું કુચ ક૦.

**Counter-mark**, *n.* (કા'ઉન્ટર-માર્ક્) A distinguishing mark on a bale of goods. માલની ગાંસડી પરની ખાસ નિશાની. *vt.* To make such a mark. માલની ગાંસડીપર નિશાની ક૦

**Counter-mine**, *n.* (કા'ઉન્ટર-માઈન)A mine or trench formed to defeat the enemy's purpose. દુશ્મનોને સુરંગ ખોદતા અટકાવવા તથા તેમની સુરંગનો નાશ કરવા સારૂ ખોદેલી સુરંગ. *vt.* to make such mine. સામો સુરંગ ખોદવો. 2. To frustrate or undermine તોડી પાડવું નકામું કરવું.

**Counter-part**, *n.* ( કા'ઉન્ટર-પાર્ટ ) A corresponding part. મળતો-બેસતો ભાગ, બીજા ભાગના જેવો ભાગ; નકલ. 2. A person or thing closely resembling another. બીજા માણસ (અથવા વસ્તુ) જેવો માણસ (અથવા વસ્તુ) 2. One of a pair of parts; one of a pair of documents or its copy. બે ભાગમાંનો એક એક ભાગ; બે દસ્તાવેજમાંથી એક દસ્તાવેજ અથવા તેની નકલ; ઉતારો.

**Counterplea**, *n.* ( કા'ઉન્ટરપ્લી ) The argument of the opposite party. સામો રદીયો; સામી તકરાર.

**Counter-plot**, *n.* (કા'ઉન્ટરપ્લૉટ્) To hatch a plot to defeat another. કાવત્રા સામે કાવત્રું કરવું. *n.* An opposing plot. કાવત્રા સામે કરેલું કાવત્રું.

**Counter-poise**, *vt.* (કા'ઉન્ટરપૉઈઝ્) To equal in weight. સમતોલ થવું. *n.* An equal weight. ધડો; સરખું વજન; સાટું અવેજ.

**Counter-sign**, *n.* ( કા'ઉન્ટર-સાઇન્ ) A pass-word or military watch-word. સંકેત શબ્દ; ગુપ્ત ઇસારાનો શબ્દ.2.Additional signature. વધારામાં બીજા ઑફિસરની સહી. *vt.* To sign in addition to confirm or satisfy. સામી સહી કરવી; ખરી હકીકત છે એમ બતાવવા વરિષ્ઠ અધિકારી તરીકે સહી કરવી.

**Counter-vail**, *vt.* (કાઉન્ટરવે,'લ્) To oppose with equal force. તેટલાજ જોરથી સામે થવું; નું સાટું વાળવું. *n.* Revenge, retaliation or compensation. સાટું; બદલો; ખંગ; અવેજ. [L. *counter*, against & *valeo*, I am strong.]

**Counter-weight**, *n.* (કા'ઉન્ટરવે,ટ્) Equal and opposite weight. ધડો

**Countess**, *n.* (કા'ઉન્ટેસ્) The lady of a Count. કાઉન્ટની બૈરી.

**Count-less**, *a.* (કા'ઉન્ટલેસ્) Innumerable; beyond count. અસંખ્યાત; અગણિત; અનંત.

**Country**, *n.* (કન્ટ્રી) A territory or region. દેશ; પ્રદેશ. 2. The land of one's birth. સ્વદેશ; જન્મભૂમિ. 3. State or kingdom. રાજ્ય; દેશ. **The Country** = The rural parts of a region or its inhabitants. પ્રદેશનાં ગામડાંનો ભાગ -તે ભાગની વસ્તી. *a.* Rustic; rude. ગામડિયું; અસભ્ય; ઉદ્ધત. 2. Pertaining to the country; rural. સ્વદેશ સંબંધી-લગતું-નું; ગામડિયું. **Country-made** = સ્વદેશી.

**Country-seat**, *n.* (કન્ટ્રીસીટ્) A residence away from the city, in the rural parts. ગામડાનું નિવાસસ્થાન-રહેઠાણ.

**County**, *n.* (કા'ઉન્ટી) A part of a territory or region. પ્રગણું. 2. The estate of a count. કાઉન્ટના તાબાનો-માલિકીનો દેશનો ભાગ. **C. seat** = પરગણાનું મુખ્ય શહેર.

**Coup**, *n.* ( કૂ ) successful stroke or move. આબાદ ફટકો; સફળ પ્રવૃત્તિ. – C. de grace ( ડગ્રૅસ્ ) છેવટનો ઘા.–C. de main. એકદમ ઓચિંતો ફટકો.

**Couple**, *n.* (કપ્લ્) A pair. જોડ; જોડી. 2. A married pair. ધણી-ધણીયાણી; વરકન્યાનું જોડું. 3. That which links or unites two things. બે વસ્તુને જોડનાર વસ્તુ. *vt.* To unite, connect or join together. બાંધવું; સાંધવું;

એકઠું કરવું: જોડવું. 2. To unite in wed-lock. પરણવું. [L. *copula*, I join.]

**Couplet,** *n.* (કપ્લેટ) Two-lined, rhyming poem. બે સરખા અનુપ્રાસની કવિતા-ચરણ.

**Coupon,** *n.* (કૂપન) An interest warrant or similar other ticket &c. કૂપન;વ્યાજચિઠ્ઠી; ચડેલા વ્યાજની ચીઠ્ઠી; ટિકેટ વગેરે.

**Courage,** *n.* (કરિજ) Bravery; manliness. હિંમત; શૂરાપણું. **Moral courage** = હૃદયબળ; મનોબલ. [L. *cordis*, heart.]

**Courageous,** *a.* (કરે'જસ) Valorous. હિમતવાન; બહાદુર; મર્દ; શૂરવીર; સાહસિક;બેધડક. **Courageouly,** *adv.*=હિંમતથી; બહાદુરીથી; શૂરપણે.

**Courier,** *n.* (કૂરિઅર) A messenger sent express for carrying dispatches. કાસદ; જાસુસ. [L. *curro*, I run.]

**Course,** *n.* (કોર્સ) Passage; progress.વહેણ: ઓઘ; પ્રવાહ; ગતિ; ચાલ. 2. Path; way;track, માર્ગ;રસ્તો.3.Direction or line or progress. પ્રગતિની દિશા. 4.Conduct;behaviour.આચરણ; રહેણી; ચાલચલગત; વર્તણૂક. 5. Acts done. કરેલાં કામ; કૃત્યો; કમ. 6. Turn; order. વારો; ફેરો; આંટો. 7. *pl.* menses. આભડછેટ. **In monthly course**=અભડાએલું. **In the course of time**=વખત વીત્યા પછી;કેટલાક વખત પછી; દિવસે દિવસે *vi.* To race or run fast.ઉતાવળે દોડવું. *vt.* To run through માં રહીને દોડવું. [L. *curro*, I run.]

**Courser,** *n.* (કોર્સર) A war-horse;a swift horse. પાણીદાર-લશ્કરી ઘોડો. 2. A hunter. શિકારી; મૃગયા કરનાર.

**Court,** *n.* (કોર્ટ) A court-yard; an area of land or space inclosed before or behind a house. ચોક; વાડો;વંડો.2.Regal residence. રાજમહેલ. 3. Royal retinue; the persons by whom the king is always surrounded. દરબારના માણસ. 4. The office of justice or the place where a judge decides cases; judgment-house.કોરટ;અદાલત.**The Courts of the Lord**=જેરૂસલેમના દેવળ.**Court-breeding**=રાજ્યદરબારમાં સભ્યતા વગેરેની લીધેલી કેળવણી. **C. dress**=દરબારી પોશાક. **To pay one's court**=ની મહેરબાની-પ્રીતિ મેળવવાનો પ્રયાસ ક૦. **High Court**=વડી અદાલત. *vt.* To woo.ની પ્રીતિ મેળવવાનો પ્રયત્ન કરવો; પ્રેમયાચના ક૦; સંવનન ક૦. **To court favour**=ની મહેરબાની મેળવવાનો પ્રયત્ન કરવો. *vi.* To imitate the manners of a court. દરબારી ચાલચલગત-રીતભાતની નકલ કરવી.

**Court-baron,***n.*(કોર્ટ-બૅરન)A nobleman's levee. અમીરનો દરબાર.

**Courteous,** *a.* (કોર્ટીઅસ) Polite. સભ્ય: આદરશીલ; વિનયી; રીતભાતવાળું.

**Courtesan,** *n* (કોર્ટિઝન) A harlot or prostitute. વેશ્યા; રાંડ; પાતર; લવંડી; રામજણી.

**Courtesy,** *n.* (કોર્ટસી) Politeness. વિવેક; આદર; સભ્યતા. 2. Favour. મહેરબાની; દયા; રેહમિયત. 3. A polite act, word &c. સભ્ય કામ, શબ્દ; સભ્યતા.

**Courtier,** *n.* (કોર્ટિઅર) A member of the royal court. દરબારી માણસ.

**Court-like, courtly,** *a.* (કોર્ટલાઇક-કોર્ટલી) Well-bred. સભ્ય; કેળવાએલું: રાજદરબારી; વિવેકી; શિષ્ટ. 2. Flattering. હાજીહા કરતું; ખુશામતિયું.

**Courtliness,** *n.* (કોર્ટલીનેસ) Well-bred manners. સભ્યતા; આદરશીલપણું; વિવેક; શિષ્ટાચાર; રાજદરબારી રીતભાત; સુજનતા.

**Court-martial,** *n.* (કોર્ટમાર્શલ) **Pl. Courts-martial.** A summary military court to try military offences. લશ્કરી અદાલત-કોરટ.

**Court-ship,** *n.* (કોર્ટશિપ) Favour seeking. મહેરબાની મેળવવાનો પ્રયાસ. 2. Wooing or paying address to a woman. પ્રેમયાચના: પ્રીતિ મેળવવાનો પ્રયાસ.

**Court-yard,** *n.* (કોર્ટયાર્ડ) An inclosed free space in front or back of a house. વંડો; ચોક; વાડો.

**Cousin,** *n.* (કઝિન) Son or daughter of an uncle or aunt. કાકા-મામાનો છોકરો-છોકરી. 2. Blood-relation or kinsman. સગું. **C. german**=મામા-કાકાના છોકરા. *pl.* Cousins-german. **Cousinly** *adv.*=સગાને ઘટે એવું.

**Cove,***n.*(કોવ)A cave, a nook or a mountain-recess. નાની ખાડી; પર્વતમાં એકાંત ખુણો-બેઠક; બખોલ. *vt.* to think over deeply. મનન કરવું; ખુબ વિચાર કરવો.

**Covenant,** *n.* (કૉવેનન્ટ) An agreement. ઠરાવ: બોલી; કરાર; કરારનામું. 2. The promise of God (as given in the Bible.) ઈશ્વરવચન (બાઈબલમાં આપેલ). *vi.* To agree or contract. ઠરાવ-કરાર-બોલી ક૦.*vt.*To give by agreement. ઠરાવ-બોલી-કરારની રૂએ આપવું-બક્ષવું. [L. *con*, together and *venio*, I come.]

**Covenantee,** *n.* (કૉવેનન્ટી) A person with whom an agreement is made or a contract entered into. જેની સાથે કરાર-ઠરાવ-બોલી કરી હોય તે માણસ-શખસ.

**Covenanter, covenantor,** *n.* (કૉ'વેનન્ટર્) The person who makes an agreement or enters into a contract. કરાર કરનાર વનચ; આપનાર માણસ-શખસ.

**Cover,** *vt.* (કં'વર્) To over-spread. ઢાંકી દેવું; ઉપર પાથરવું; પાથરી દેવું. 2. To hide, screen or conceal. છુપાવવું; ઢાંકવું; સંતાડવું. 2. To shelter, protect or shield. ઢાંકવું; બચાવ કરવો. 4. To be sufficient for; to include or comprehend. પુરતું હોવું; સમાવવું; સમાવેશ કરવો. **To c. ground or distance**=રસ્તો કાપવો; પસાર કરવું. *n.* A lid or screen &c. આચ્છાદન; ઢાંકણું; આવરણ. 2. Protection, defence or shelter. રક્ષણ; બચાવ; આશ્રય. 3. An undergrowth of bushes. ઝાડી (શિકાર ભરાઈ રહે એવી). **Under cover**= પરબીડિયામાં-લખોટામાં. 2. ઝાડ વગેરેનો આશ્રય લઈ (શત્રુ પર હલ્લો કરવો).[L. *con*, & *opirire*, to cover.]

**Covering,** *n.* (કં'વરિંગ્) Anything that covers or overspreads as a lid, screen &c. ઢાંકણું; ઢાંકનાર વસ્તુ; આવરણ. આચ્છાદન; ચાદર; પુંઠું; સુજની; પડ. **Covering the retreat or advance of an army**=પાછળ પડતા અથવા આગળ ધસતા લશ્કરના બચાવ કરવું.

**Coverlet,** *n.* (કૉ'વરલેટ્) Sheet spread on a bedding. ચાદર; પલંગપોશ.

**Covert,** *a.* (કં'વર્ટ) Not open; kept secret or concealed. ઢાંકેલું; છુપાવી રાખેલું; ખુલ્લે ખુલ્લું નહિ એવું; ગુપ્ત. 2. Private; sheltered. ખાનગી; સુરક્ષિત. *n.* A shelter or defence. રક્ષણ કરે-બચાવે એવી જગ્યા; આશ્રય સ્થાન. 2. A thicket. દાટ-ગીચોગીચ ઝાડી. 3. *pl.* Tail feathers of a bird. પક્ષીના પુંછડાની બાજુના પીંછા.

**Coverture,** *n.* (કં'વર્ચર્) Defence or shelter. આશ્રય; રક્ષણ; બચાવ. 2. [Law.] The legal state and condition of a married woman who is considered to be under the guidance and protection of her husband. પરણેલી સ્ત્રીનું પોતાના વર ઉપર આશ્રિતપણું-આધીન પણું.

**Covet,** *vt.* (કૉ'વેટ્) To desire greedily; to desire earnestly to obtain. મેળવવાની આતુર ઇચ્છા રાખવી-હોવી.*vi.* To have an inordinate desire. તૃષ્ણા, આતુર ઇચ્છા-વાંછના-લાલસા; અભિલાષા-લોભ રાખવો-કરવો *n.* Eager desire. આતુર ઇચ્છા; લાલસા; અભિલાષા; તૃષ્ણા; વાંછના; ઝઝરની આશા.

**Covetous,** *a.* (કૉ'વેટસ્) Greedily; earnestly desirous. અભિલાષી; આતુર ઇચ્છા-લોભ-લાલસા-તૃષ્ણા રાખતું-વાળું; લોભી; લાલચુ; અતિલોભી.

**Covetousness,** *n.* (કૉ'વેટસનેસ્) Cupidity; greediness. અતિલોભ; તૃષ્ણા; ધનલોભ; લાલસા; લાલચ; અતિલોભ; અતિ લાલચ.

**Covey,** *n.* (કં'વે,) A flock of birds.પક્ષીઓનું ટોળું. [L. *cubo*, I lie down.]

**Covin.** *n.* (કૉ'વિન્) A fraudulent agrement. જુઠો-તરકટી-બનાવટી કરારનામું.

**Cow,** *n.* (કાઉ) The female of the bull, valuable as a milch-cattle &c. ગાય; ગૌ; ધેનુ. 2. *v.* To overawe; discourage or dishearten. દબાવવું; બ્હીકથી મારી નાખવું; ટરકાવવું; ખુબ ગભરાવવું.

**Coward,** *a.* (કા'વર્ડ) Dastardly; timid; base. બ્હીકણુ; બાયલો; ડરપોક. *n.* A craven;polroon; timid fellow. બીકણુ-બાયલો-ડરપોક માણસ. *vt.* To make afraid. બ્હીવરાવવું.

**Cowardice, cowardliness,** *n.*(કા'વર્ડિસ્-કા'વર્ડલિનેસ્) Extreme timidity; baseness; fear of exposing one's person to danger. બાયલાપણું; કાયરતા; બીકણપણું; ડરપોકપણું.

**Cowardly**, *a. adv.* (કા'વર્ડ્લી) Fearful or timidly બ્હીકણુ; કાયર; ભયમાંથી ઉત્પન્ન થતું; નામર્દ; બ્હીકણપણાથી; નામર્દાઈથી.

**Cow-dung,** *n.* (કા'ઉ-ડન્ગ્)Cow's excrement used as fuel, in cleansing rooms &c.છાણ.

**Cow-herd,** *n.* (કા'ઉ-હર્ડ) A cow-boy; one who tends cows.ગોરાખી;ગોવાળીયો;રબારી.

**Cow-hide**, *n.* (કા'ઉહાઇડ) The hide of a cow. ગાયની ચામડી-ચામડું.

**Cowl,** *n.* (કાઉલ) The hood of monks. વેરાગી-સાધુઓનો માથાનો ટોપ.

**Cowpen-shed-house,** *n.* (કા'ઉપેન-શેડ-હાઉસ્) A place where cows are kept. ગાયો બાંધવાની જગ્યા; ગૌશાળા.

**Cowry,** *n.* (કા'ઉરી) A small shell (used in some places as small money as well as in games of boys &c.) કવડી; કોડી.

**Cox-comb** *n.* (કૉક્સ-કોમ્) A comb or feather &c.resambling that of a cock,worn by dandies. માથામાં ખોસવાનો તુરો. 2. A dandy or fop.અક્કડબાજ માણસ;છરકો જવાન; છેલ; ફક્કડજી.

**Cow-pox.** *n.* (કા'ઉપૉક્સ્) A disease of the cows. ગોશીતળા; ઓરી.

**Cox-combical,** *a.*(કૉ'ક્સ-કૉ,મિકલ્) Foppish. ઈશ્કી; અક્કડબાજ; ફક્કડ.

**Coy**, *a.* (કૉય્) Modest; bashful. શરમાળ; લાજવું; લજ્જામય.

**Coyish,** *a.* (કૉ'યિશ્) A bit coy. જરાક શરમાળ; જરાક લાજવું.

**Cozen**, *vt.* (કો'ઝન્)To defraud or deceive. ને છેતરવું; ની પાસેથી છેતરપીંડી કરી પડાવવું. *vi.* To act deceitfully. છેતરવું-કપટ કરવું.

**Cozenage**, *n.* (ક'ઝનિજ્) Trick or artifice. યુક્તિ; કપટ; ઠગાઇ.

**Cozy**. *a.* (કોઝી) Snug; comfortable. સુખકારી; સુખદ; સગવડવાળું. 2. Chatty. વાતુડિયું.

**Crab**, *n.* (ક્રેબ્) A kind of animal of the sea. કરચલો. 2. A sign of Cancer. કર્કરાશિ. *a.* Austere, sour or rough. કઠોર; કરડું; કર્કશ. *vi.* To embitter. ચીઢિયું-કર્કશ-ઉદાસ કરવું.

**Crabbed**, *a.* (ક્રે'બ્ડ્) Morose; ill-tempered; peevish; uninviting. ચીઢિયું; કઠોર; કર્કશ; ઉદાસ.

**Crack**. *vt.* (ક્રેક્) To rend or break. ભાંગવું. 2. To throw out or utter with sharpness. ચટ દઇને-મશ્કરી કરવી. 3. To make crazy. મગજ ખસી જવું-જાય એવું કરવું. **To crack jokes**=મશ્કરી કરવી. **To crack a bottle**= શીશો ખલાસ કરવો. *vi.* To make a sharp sudden noise like that of grass breaking. કડાક-કડ-ડ-ડ એવો અવાજ થવો;ફટાકડા ફુટવા.*n.*A chink, fissure or breach. ફાટ; ચીર. 2. The change of voice at puberty. ઉમ્મર લાયક થયે ઘાટી ફુટવી તે. 3. A half-mad or crazy person. તુરંગી-અરધ ગાંડો માણસ.

**Crack-brained**, *a.* ( ક્રે'કબ્રેન્ડ્ ) Crazy; whimsical; deranged. વાયલ-મગજનો ફાટેલો-તુરંગી-ઉન્મત્ત-અધુ ગાંડું.

**Cracker**, *n.* ( ક્રે'કર્ ) A small firework. ફટાકો; ટેટો. 2. One of the teeth. દાંત. 3. Hard bread. કઠણ રોટલી. 4. A person who or a thing that cracks. ભાંગ-તડ-ફાટ પાડનાર માણસ-વસ્તુ. **A nut-cracker** =સુડી.

**Crackle**, *vi.* (ક્રે'કલ્)To make small abrupt noises like glass when cracking. તડતડવું; તડતડ થવું.

**Cradle**, *n.* (ક્રે,'ડલ્) A small movable bed or cot in which an infant is rocked. ઝોળી; પારણું; ઘોડીયું. 2. The place where something is nurtured or cradled. જન્મભૂમિ; પ્રારંભ-આરંભ-શરૂઆત થવાની જગ્યા. *vt.* or *vi.* To rock in a cradle. પારણામાં સુવાડવું.

**Craft**, *n.* (ક્રે'ફ્ટ્) Dexterity, ability, art or skill. યુક્તિ; હુન્નર; ચતુરાઈ; કળા. 2. Trade, profession or manual art. ધંધો; રોજગાર. 3. A vessel or ship. મછવો; જહાજ; વહાણ.

**Craftily**, *adv.* ( ક્રે'ફ્ટિલી ) Cunningly; artfully. કાવાદાવાથી; છળકપટથી; કળાથી; યુક્તિથી.

**Craftiness**, *n.* (ક્રે'ફ્ટિનેસ્) Cunningness; artfulness. કાવાદાવા; છળકપટ.

**Craftsman**, *n.* (ક્રે'ફ્ટસમૅન્) One following manual trade or business. કારીગર; કસબગાર.

**Crafty**, *a.* (ક્રે'ફ્ટી) Cunning. કાવાદાવાવાળું; કપટી; છળપ્રપંચ કરનાર; પેચી. 2. About an artifice. યુક્તિ, કળા સંબંધી.

**Crag**, *n.* (ક્રેગ્) A rugged steep rock. ખડક. 2. Neck. ગળું; ગર્દન.

**Cragged**, *a* (ક્રે'ગેડ્) Full of rugged rocks. ખડકવાળું; ખડબચડું.

**Cragginess**, *n.* (ક્રે'ગિનેસ્) The state of being full of rocks. ખડકવાળું હોવું તે.

**Cram**, *vt.* (ક્રેમ્) To learn by heart without properly grasping. ઘોખણપટ્ટી કરવી; ઘોખી મારવું; સમજ્યા વગર મોઢે કરવું. 2. To run down or stuff. ઠાંસવું; દાબી દાબીને ભરવું. *vi.* To devour greedily. ઠાંસી ઠાંસીને ખાવું-પેટમાં ભરવું. 2. To commit one's lessons to memory without understanding. સમજ્યા વગર ઘોખણપટ્ટી કરવી.

**Cramming**, *n.* (ક્રે'મિન્ગ્) Preparation for examination by committing one's lessons to memory without understanding. સમજ્યા વગર લેસનની ઘોખણપટ્ટી કરી પરીક્ષાની તૈયારી કરવી તે. 2. Stuffing. ઠાંસી ઠાંસીને પેટમાં ભરવું તે.

**Cramp**, *n.* ( ક્રેમ્પ્ ) Restriction or limit. પ્રતિબંધ. 2. A piece of bent iron. છેડેથી વાળેલો લોઢાનો સળીયો. 3. A painful and conclusive contraction of a limb (as foot). આંકડી આવવી તે. *vi.* To constrain, confine or restrain. પ્રતિબંધ-અટકાવ કરવો; સંકોચાવવું. 2. To affect with convulsions as limbs. શરીરના અમુક ભાગને આંકડી આવવી. 3. To fasten with a cramp. ચાંપ જડવી; ચાંપડો જડી બેસાડવું.

**Crane**, *n.* (ક્રે,ન્) A stork (a kind of bird). કરકોચો; બગલું. 2. A machine used for lifting heavy weights. ભારે વજન ઉપાડવાનું એક યંત્ર.

**Craniology**, *n.* (ક્રે,નિઑ'લૉજી) Phrenology. અસ્તિષ્કશાસ્ત્રવિદ્યા. [ L. *kara*, the head & *logos*, speech.]

**Cranium**, *n.* (ક્રે'નિઅમ્) *pl.* Animal skull. ખોપરી; કપાળ.

**Crank**, *n.* (ક્રેન્ક્) A contrivance for producing a horizontal or perpendicular motion by means of a rotary motion. ચકાકારમાં સંચો હલાવવાને કરેલો પેચ. *a.* Wanting steadiness. ઉંધુ વળે એવું.

**Cranny**, *n.* (ક્રે'ની) A chink. ફાટ; તરડ. 2. A nook or retired corner. ખુણો ખાંચરો. *a.* Quick. ઉતાવળીયું. *vt.* To make fissures. ફાટ-ચીરો પાડવો.

**Crape**, *n.* (ક્રે,પ્) A thin, transparent, black stuff made from raw silk. કાચા રેશમનું કાળું પારદર્શક લુગડું; ક્રેપ. *vt.* To curl, (as hair). ગુચ્છા બનાવવા. [L. *crispus*, curled].

**Crash**, *vt.* (ક્રૅશ્) To break violently. જોરથી અફાળી કકડે કકડા કરવા. *vi.* To make a loud dashing noise. ધડાકો-કડાકો થવો. *n.* A loud dashing noise. ધડાકો-કડાકો; કડડભુસ.

**Crass**, *a.* (ક્રૅસ્)Thick. જાડું. [L. *crassus*, thick.]

**Crassament**, *n.* (ક્રૅ'સમેન્ટ્) The clotty part of blood. લોહીની ગાંઠ.

**Crassamentum**, *n.* (ક્રૅ'સમેન્ટમ્) Moral; purport. સાર; સારાંશ.

**Crate**, *n.* (ક્રે,ટ્) A basket. કરંડીઓ; કંડીઓ.

**Crater**, *n.* (ક્રે',ટર્) The mouth of a volcano. જ્વાલામુખી પર્વતનું મ્હોં.

**Craunch**, *vt.* (ક્રાન્ચ્) To munch; to chew with a munching noise. બચડ બચડ ચાવી જવું; કચકચ કરી ખાવું.

**Cravet**, *n.* (ક્રવૅ'ટ્) A kind of neck cloth for men. ગલપટો; ગલેબંધ.

**Crave**, *vt.* (ક્રે,વ્) To beseech, implore, or beg for. કાલાવાલા કરીને માગવું. 2. To wish earnestly for. તૃષ્ણા-આતુરતા હોવી.

**Craven**, *n.* (ક્રે',વન્) A coward. નામર્દ; બાયલો; બ્હીકણ. *a.* Cowardly. નામર્દ. *vt.* To make timid. બીકણ બનાવવું.

**Craving**, *n.* (ક્રે',વિન્ગ્) A longing for. આતુર તૃષ્ણા.

**Craul**, *vi.* (ક્રાલ્) To creep. પેટે ચાલવું. 2. To insinuate oneself. ધીમે ધીમે યુક્તિ-પ્રયુક્તિથી દાખલ થવું.

**Crayon**, *n.* (ક્રૅ'યોન્) Chalk; chalk-like substance. ચાક અથવા બીજો ચાક જેવો નરમ પથ્થરનો (લખવામાં વપરાતો) કટકો 2. A sketch in chalk. ચાકથી દોરેલું ચિત્ર. *vt.* To chalk. ચાકવતી દોરવું-લખવું. [L. *creta*, a chalk.]

**Craze**, *n.* (ક્રે,ઝ્) A passion; a mania or an inordinate desire. અતિ ઉત્કટ ઈચ્છા, *vt.* To make deranged. ગાંડું ક૦; ઘેલું કરવું. *vi.* To be deranged. ગાંડું-ઘેલું થઇ જવું.

**Craziness**, *n.* (ક્રે,'ઝિનેસ્) Deranged state. ગાંડપણ; ઘેલછા.

**Crazy**, *a.* (ક્રે,'ઝી) Mad or deranged. ચસ્કેલું; દિવાનું; ગાંડું; ઘેલું.

**Creak**, *vi.* (ક્રીક્) To make a sharp harsh grating sound. તીણો-ચરરચુઈ કરીને અવાજ કરવો. *n.* A sharp grating sound તીણો અવાજ.

**Cream**, *n.* (ક્રીમ્) The richest thick part of milk. મલાઇ; તર. 2. The best part of anything. ઉત્તમાંશ; સારામાં સારો ભાગ. **Ice-cream**=આઈસક્રીમ. **Face-cream**= ખુબસુરતીમાં વધારો કરતો મોઢા પર લગાડવાનો લેપ. *vi.* To be covered with cream. મલાઇ ઉપર તરી આવવી; *vt.* To skin milk. મલાઇ તારવી લેવી. [L. *cremor*, thick juice.]

**Crease**, *n.* (ક્રીસ્) A wrinkle in a cloth &c. કોઈપણ વસ્તુ વાળ્યાથી પડેલી નિશાની-વળ. *vt.* To make a wrinkle. વાળી નિશાની પાડવી.

**Create**, *vt.* (ક્રીએ,'ટ્)To bring into existence. ઉત્પન્ન ક૦; પેદા ક૦; સરજાવવું 2. To originate or organize. બનાવવું; નીમવું; ફેરવવું.[L. *creo.*]

**Creation**, *n.* (ક્રીએ,'શન્)The act of creating. ઉત્પત્તિ; ઉત્પન્ન કરવું તે. 2. The act of investing with or conferring some office &c. નિમણુક. 3. The worldor universe. સૃષ્ટિ; જગત. **Creation of the mind or imagination**=માનસ સૃષ્ટિ; વિચાર તરંગ.

**Creative** *a.* (ક્રીએ,'ટિવ્) Possessing the power of originating or creating &c. ઉત્પાદક; નવા વિચાર દાખલ કરી શકે એવું.

**Creator**, *n.* (ક્રીએ,'ટર્) One who creates or originates. ઉત્પન્ન કરનાર; બનાવનાર; સરજનહાર. 2. God. જગત્કર્તા; ઈશ્વર.

**Creature**, *n.* (ક્રીચર્)A living being. પ્રાણી; જીવ; મનુષ્ય; માણસ. 2. A mean flattering fellow. ખુશામતીયો.

**Credence**, *n.* (ક્રે'ડન્સ્)The act of believing or giving credit to; full belief or trust in some story &c. ભરોસો. **A letter of C.**= આબરૂનો દાખલો-પ્રમાણપત્ર; શીફારસ. *vt.* to believe. ભરોસો—વિશ્વાસ રાખવો,

**Credendum**, *n.* (ક્રેડ'ન્ડમ્) An article of faith; a thing to be believed in. શ્રદ્ધા.

**Credentials**, *n.* (ક્રીડે'ન્શલ્સ્) Certificates of credit; testimonials. પ્રમાણપત્ર; આબરૂનો દાખલો; શિફારસપત્ર; અખત્યારનામું.

**Credibility**, *n.* (ક્રેડિબિ'લિટી) Believableness. ભરોસો-વિશ્વાસ; વિશ્વાસપાત્રતા.

**Credible**, *a.* (ક્રે'ડિબલ્) Believable. વિશ્વાસ-ભરોસાપાત્ર.

**Credibly**, *adv.* (ક્રે'ડિબ્લી) In a believable manner. વિશ્વાસ-ભરોસાપાત્ર રીતે.

**Credit**, *n.* (ક્રે'ડિટ્) Prestige. આબરૂ; પ્રતિષ્ઠા. 2. Trust; belief. ભરોસો; ઈતબાર; વિશ્વાસ; પતીજ. 3. [Com.] Transfer of goods in confidence of future payment. ઉધારી. 4. Reputation for commercial or pecuniary stability. આબરૂ; શાખ. 5. The payment side of an account. જમા બાજુ-પાસું. **Public credit**=

સરકારની સાખ. *vt.* To attribute or set to the credit of. કોઈપણ સારો ગુણ વગેરે અમુક માણસમાં છે એમ માનવું-લગાડવું. 2. To believe or trust in. માં ભરોસો-વિશ્વાસ રાખવો. 3. To enter into the credit side of an account. ને ખાતે જમે કo. **To do credit to** = શોભાવવું; દીપાવવું; અલંકારરૂપ હોવું. **To get credit from a bank** = બૅંકમાંથી પૈસા આપવા બીજા માણસ ઉપર હુંડી વગેરે મેળવવી. **Letters of credit** = શિફારસ-પ્રમાણપત્ર.

**Creditable,** *a.* (ક્રે'ડિટેબલ્) Worthy of confidence or trust. વિશ્વાસ-ભરોસાપાત્ર. 2 Estimable; possessing prestige; reputable. આબરૂદાર; સાખવાળું; ઈજ્જતદાર; પ્રતિષ્ઠિત.

**Creditably,** *adv.* (ક્રે'ડિટેબ્લી) With honour or credit. નામ રાખીને; વખાણવાજોગ રીતે; શાબાશીથી; ઉત્તમ-ઉમદા રીતે.

**Creditor,** *n.* (ક્રે'ડિટર્) One to whom a person owes something. લેણદાર; માંગનાર; ધીરનાર.

**Credulity,** *n.* (ક્રેડ્યુ'લિટી) A disposition to believe on slight evidence. અંધશ્રદ્ધા; કહેલી વસ્તુ તરત માની લે એવો સ્વભાવ; ભોળાપણું.

**Credulous,** *a.* (ક્રે'ડ્યુલસ્) Easily deceived; unsuspecting; apt to believe on slight evidence. શ્રદ્ધાળુ; ભોળું; તરતજ છેતરાય એવું.

**Creed,** *n.* (ક્રીડ્) A belief; a system of principles that are believed in. ધર્મમત; પંથ; માર્ગ; સંપ્રદાય. [L. *credo*, I believe.]

**Creek,** *n.* (ક્રીક્)A small inlet,bay or cave. ન્હાની ખાડી; નાળું.

**Creel,** *n.* (ક્રીલ્) A basket of osiers. વાંસની છીપની ટોપલી.

**Creep,** *vi.* (ક્રીપ્) To move on one's belly like a reptile. પેટે ચાલવું. 2. To move stealthily. ધીમે રહીને છાનામાના જવું.

**Creeper,** *n.* (ક્રી'પર્) One who creeps. પેટે ચાલતું જાનવર. 2. A plant which clings to supports by small rootlets and cannot stand erect like ordinary trees. વેલો; વેલ. 3. A kind of grapnel or drag. એક જાતની અણીવાળી વિલાયતી પાવડી.

**Creepingly,** *adv.* (ક્રી'પિંગ્લી) On one's belly; slowly. પેટે ચાલીને, ધીમેથી.

**Cremation,** *n.* (ક્રીમે'શન્) The practice of burning the dead. પ્રેતદહન.

**Creole,** *n.* (ક્રી'ઓલ્) A descendant of the Europeans inhabiting West Indies in old times. યુરોપીયન ઓલાદનો વેસ્ટઈન્ડીઝનો વતની.

**Crepane, or Crepance,** *n.* (ક્રી'પેન—ક્રી'પન્સ) A fault or blemish in a horse's leg. ઘોડાના પગમાં ખોડખાપણ. [L. *crepo*, I crack]

**Crepitate,** *vt.* (ક્રે'પિટેટ્)To snap or crackle. તણતણવું; તડતડવું.

**Crepuscule,** *n.* (ક્રીપ'સ્કલ્) Dusky light; twilight. ઝળઝળીયું; ઝળઝુલ.

**Crepuscular,** *a.* (ક્રીપ'સ્કયુલર્)Glimmering. ઝાંખું ઝળઝળતું.

**Crescent,** *a.* (ક્રે'સન્ટ્) Shaped like half the disc of the moon. અર્ધચંદ્રાકારી. *n.* The disc of the moon. નવચંદ્રકળા. 2. The Turkish dominion. તુર્કસ્તાનના રાજ્યની સત્તા. *vi.* To ornament with the shape of a crescent.

**Cresset,** *n.* (ક્રે'સેટ્) A fire-pan or lamp hung on the top of a pole. આકાશ દીવો; મ્હોટી મશાલ.

**Crest,** *n.* (ક્રેસ્ટ્) A tuft or plume of the head of birds like cock &c. માંજર-પીંછાની કલગી; છોગું. 2. A crown. તાજ; મુકુટ. 3. The top or summit. ટોચ; શિખર. 4. Lofty mien; pride or spirit. ગર્વ; તોર; રોફ. **Crest-jewel** = ચુડામણિ. *vt.* To ornament with a crest. તુરાથી શણગારવું (ટોપી વગેરે).

**Crest-fallen,** *a.* (ક્રે'સ્ટફૉલન્) Bowed down; humiliated; sunk; dejected; dispirited; spiritless. નિરાશ; નાઉમેદ; હોંશ-જોર વગરનું; ગર્વ-તોર ઉતરી ગયેલું; નરમ પડી ગયેલું; માનહાનિ-ગર્વભંગ થયેલું. 2. Having its mane hanging on one side (a horse). એક બાજુએ લટકતા વાળવાળું.

**Crevice,** *n.* (ક્રે'વિસ્) A crack; a cleft. ચીર; તરડ. *vt.* To crack. ચીર-તરડ પાડવી. [L. *crepo*, I crack.]

**Crew,** *n.* (ક્રૂ) A crowd. ટોળું. 2. Seamen who man a vessel. વહાણના ખલાસીઓ.

**Crib,** *n.*(ક્રિબ્) A pasture. ઢોરની ગચાણ;ચરાણ. 2. A stable for cattle. ઢોરોનો તબેલો. 3. A store-box. દાણા વગેરે ભરી મુકવાની પેટી. 4. Key or translation of a book for the aid of students. પુસ્તકનું ભાષાંતર-ની કુંચી. 5. A small theft or a thing so stolen. ચોરી-ચોરીનો માલ. *vt.* To cage. પાંજરામાં મુકવું. 2. To steal or purloin. ચોરી-ઉપાચત કo. [A. S. *crib*, a crib.]

**Cribbage,** *n.* (ક્રિ'બેજ્) A game of cards. એક જાતની પાનાની રમત.

**Cribble,** *n.* (ક્રિ'બલ્) A sieve. ચારણી. 2. Coarse flour. ભરડો. *vt.* To sift. ચાળવું [L. *cribrum*, a seive.]

**Crick**, *n.* (ક્રિ'ક્) A creaking noise. બારણાંનો ચીંચી-કડકડ એવો અવાજ. 2. A stabbing pain in some part of the body. કળતર; ચસકા; વા; તાણ.

**Cricket**, *n.* (ક્રિ'કેટ્) A kind of game played with bat & ball. ક્રિકેટ્ દડાની રમત. 2. A kind of insect. એક જાતનો જીવ-જંતુ.

**Crier**, *n.* (ક્રા'યર્) One who makes a proclamation. દાંડીયો; પોકારનાર. 2. One who cries. બૂમ પાડનાર-રડનાર.

**Crime**, *n.* (ક્રાઈમ્) A breach of law; iniquity; vice. ગુન્હો; અપરાધ; પાતક; તકસીર. 2. Cause of crime. ગુન્હાનું કારણ. **Capital C.**=દેહાંત દંડને યોગ્ય ગુન્હો [L. *cerno*, I judge.]

**Criminal**, *n.* (ક્રિ'મિનલ્) A felon; one who is found guilty of a crime. અપરાધી; ગુન્હેગાર. *a.* Involving a crime; culpable; iniquitous. પાપી; અપરાધી; ગુન્હેગાર **Criminality**=ગુન્હેગારપણું; પરદારાસંગ.

**Criminality**, *n* (ક્રિમિનૅ'લિટી)A violation of law; guiltiness. ગુન્હેગારી; અપરાધ; પાપ; તકસીર; પાતક.

**Criminally**, *adv.* (ક્રિ'મિનલી) In criminal manner; iniquitously. ફોજદારી રાહે;ગેરવાજબી-ગુન્હેગાર ઠરે એવી રીતે.

**Criminate**, *vt.* (ક્રિ'મિનેટ્) To allege to be guilty of a crime;to accuse or charge. અપરાધી-ગુન્હેગાર ઠરાવવું; ગુન્હામાં લાવવું.

**Crimination**, *n.* (ક્રિમિને,'શન્)Accusation; charge. આરોપ; તોહમત; દોષારોપ; દોષરોપણ. [L. *crimen*, a charge.]

**Criminatory**, *a.* (ક્રિ'મિને',ટરી) Accusing; involving a crime.દોષ લાવતું;અપરાધી-ગુન્હેગાર બનાવતું; શિક્ષા-દંડપાત્ર.

**Crimp**, *a.* (ક્રિમ્પ્) Brittle. સહેલાઈથી ભાંગે એવું; કકરૂં; બટકણું. *vt.* To curl. ગુચ્છા-ઝુમખા વાળવા. 2. To pinch and hold. ચીમટામાં લેવું. *n.* પત્તાની એક રમત. 2. A recruiting-broker. લોકોનો લશ્કરમાં લોભાવી-લલચાવી-ફોસલાવીને લઈ જનાર દલાલીયો.

**Crimson**, *n.* (ક્રિ'મઝન્)A bluish deep-red colour. કરમજી રંગ. *a.* Of crimson colour. કરમજી.*vt.*To colour crimson.કરમજી રંગ આપવો.

**Cringe**, *vt.* (ક્રિન્જ્) To cause to contract. સંકોચાવવું. *vi.* To fawn upon; to behave or bend servilely. ખુશામત કરવી.*n.* Servile civility. ખુશામતીયાપણું.

**Cringeling**, *n.* (ક્રિ'ન્જલિન્ગ્) A servile flatterer. ખુશામતિયો.

**Cripple**, *n.* (ક્રિ'પલ્) A lame person. પાંગળો-લુલો-લંગડો માણસ. *a.* Lame. લુલું; લંગડું. *vt.* To make lame. લુલું-લંગડું કરવું. 2. To disable or impair. બળહીન-અશક્ત બનાવવું-કરવું.

**Crisis**, *n.* (ક્રા'ઇસિસ્)(*pl.* Crises.) A critical time. અણીનો-બારીક સમય-વખત. [L.]

**Crispy**, *a.* (ક્રિ'સ્પી) Brittle. તરત ભાંગી જાય એવું. 2. Curly. ગુચ્છાગુચ્છાવાળું; વાંકદાર (વાળ). [L. *crilpus.*]

**Criterion**, *n.* (ક્રાઇટી'રીઅન્)A test; a mark or standard by which a correct judgment or estimate can be formed. કસોટી; પરીક્ષા; પારેખ. *pl.* Criteria [Gr. *crites*, a judge.]

**Critic**, *n.* (ક્રિ'ટિક્) A person skilled in judging the merits of a literary work. ગ્રંથવિવેચક;રસજ્ઞ; પરીક્ષક; વિવેચક. 2. A close or severe examiner. આકરો વિવેચક-પરીક્ષક. 3. Art of criticism. ટીકા.*a.*About criticism. ટીકા-બારીક તપાસ સંબંધી.[L. *criticus*,acritic.]

**Critical**,*a.*(ક્રિ'ટિકલ્)Dangerous;momentous; involving a crisis.અણીનું; બારીક;અણીના સમયનું; દેહશતભરેલું. 2. Relating to or containing criticism; nicely judicious. બારીક; ગુણદોષનું વિવેચન કરતું.3.Inclined to find fault.દોષ કાઢતું.

**Criticize**, *vt.* (ક્રિટિ'સાઈઝ્) To judge the merits of. ગુણદોષનું વિવેચન કરવું; ટીકા કરવી. 2. To find fault with.ભુલો કાઢવી;ખોતરણાં કo. *vi.* To pick out faults. દોષ કાઢવા; ભુલો કાઢવી. 2. To judge critically. ગુણદોષનું બારીક વિવેચન કરવું.

**Criticism**, *n.* (ક્રિ'ટિસિઝમ્) The art of judging the merits of a literary work. ગુણદોષ નિરૂપણ; વિવેચનશાસ્ત્ર; ગુણાગુણ પરીક્ષા; ટીકા; વિવેચન; પ્રવચન.

**Critique**, *n.* (ક્રિટિ'ક્) The art of criticism. વિવેચનશાસ્ત્ર-કળા. 2. A critic. પ્રવચન-વિવેચન કરનાર. *vt.* To criticize. ટીકા કરવી; ગુણદોષનું વિવેચન કરવું. [Gr. *kritike*. the critical art.]

**Croak**, *vi.* (ક્રો,ક્)To make a hoarse noise in the throat like frogs. આરડવું.2.To bode evil without much cause; to grumble. રોદણાં રોવાં-બબડવું. *n.* A low hoarse noise. દેડકા બોલે તેવો અવાજ; ડ્રાંઉ ડ્રાંઉ.

**Croaker**, *n.* (ક્રો,'કર) An alarmist; a grumbler. રોદણાં રોનાર; બડબડનાર.

**Croceous**, *a.* (ક્રો'શસ્)Resembling saffron. કેસરનું-જેવું.

**Crock**, *n.* (ક્રૉક્) An earthen-pot. માટીનું વાસણ 2. Soot. મેશ; કાજળ. *vt.* To place in

an earthen-pot. માટીના વાસણમાં મુકવું. 2. To blacken with soot. મેશથી કાળું કરવું.

**Crockery,** *n.*(ક્રૉ'કરી) Potter;earthernware. હલકાં ચીનાઇ વાસણ; માટીનાં વાસણ.

**Crocky,** *a.* (ક્રૉ'ક્રી)Sooty.મેશવાળું;કાજળવાળું.

**Crocodile,** *n.* (ક્રૉ'કોડાઇલ્) An alligator. મગર. **C. tears**=બીજાને છેતરવા સારૂ ઢાળેલાં જુઠાં આંસુ; બગભગતપણું.

**Croft,** *n.* (ક્રૉફ્ટ્) A small fenced field. નાનું વાડવાળું ખેતર.

**Crone,** *n.* (ક્રોન્) An old hag. ડોકરી;ડોશી. 2. An old ewe. ઘરડી ઘેંટી.

**Crony,** *n.* (ક્રો,'ની)A very intimate friend. જીગરજાન દોસ્ત;પ્રિય મિત્ર;ગોઠીઓ;રાતદિવસનો સોબતી.

**Crook,** *n.* (ક્રક) Any bend or curve. વલણ; વાંક. 2. A trick. કપટ. 3. A curved instrument or staff &c. છેડો વાળેલું ઓજાર-દંડુકો વગેરે. 4. A shady person. ચોરી વગેરે કરનાર માણસ; દુર્જન. **By hook or crook**=ગમે તેમ કરીને; સીધે રસ્તે નહિ તો પછી આડે રસ્તે. *vt.* To curve or bend. વાંકું કરવું-મરડવું. *vi.* To be bent. વાંકું વળવું; મરડાવું.

**Crooked,** *a.* (ક્રૂ'કેડ્) Bent. વાંકું; મરડાએલું. 2. Deviating from the path of rectitude. આડે રસ્તે જનાર. 3. Deceitful or false. ખોટું; આડું; બીજાને છેતરે એવું. **C. bodied**=અષ્ટાવક્ર.

**Crop,** *n.* (ક્રૉપ્) Standing grain or harvest. ઉભું અનાજ; પાક; ફાલ. 2. A short whip without a lash. ચાબુક. 3. Act of clipping hair. વાળ ટુંકા કાપવા તે. *vt.* To cut close (as hair). વાળ ટુંકા કાપવા. 2. To gather harvest from. પાક એકઠો કરવો-કાપવો. *vi.* To give as harvest. પાક આવવો-નિપજવું. **To crop up or out** =સપાટી ઉપર જણાવું; ઉગી નીકળવું; ફૂટી નીકળવું.

**Croquet,** *n.* (ક્રો,'કે) An open-air game. ગેંડીદડા અને ખીતી ચકરડાંથી રમાતી રમત.

**Crore,** *n* (ક્રો,રૂ)Ten millions. સો લાખ; કરોડ.

**Cross,** *a.* (ક્રૉસ્) An instrument of death in ancient times shaped like + on which malefactors were put to death. બે આડા લાકડાનો (ચોકડીના આકારનો) બનાવેલો વધસ્તંભ. 2. The symbol of the Christian religion or the religion itself. ખ્રિસ્તી ધર્મનું નિશાન; ખ્રિસ્તી ધર્મ. 3. Any mark, sign &c. shaped like +. ચોકડીના આકારની નિશાની વગેરે. 4. Anything that thwarts, obstructs or perplexes. અડચણ; વિઘ્ન; હરકત; ખલેલ; નડતર; વચમાં આડું આવવું તે. 5. A mixing of breeds; a hybrid. વર્ણસંકર; સંકર જાતિ. *a.* Transverse. વાંકું; ત્રાસું. 2. Thwarting; perverse. આડું ઉતરવું; ખલેલ-હરકત કરવું. 3. Peevish; fretful. ચીઢીયું. 4. Made by the opposite party. સામા પક્ષનું. **Cross action**=સામો દાવો. **C. wind**= પ્રતિકૂળ પવન. **To take up the cross**= સંકટ ખમવું; વિપત્તીઓ સહન કરવી. *prep.* Transverse; athwart. વાંકું. *vt.* To mark with a cross. ચોકડીની નિશાની ક૦. 2. To put across. ત્રાંસું-આડું મૂકવું. 3. To traverse. પેલે પાર જવું. 4. To thwart or obstruct. વચમાં આડું આવવું; હરકત કરવી; અટકાવ ક૦. 5. To erase. છેકવું. **To C. one's path**=કોઈ માણસનો મનસુબો-મુરાદ-યુક્તિની આડે આવવું. [L. *crux*, a cross.]

**Cross-bow,** *n.* (ક્રૉ'સ-બો) An ancient form of bow. કામઠું; એક જાતનું ધનુષ્ય.

**Cross-examine,** *vt.* (ક્રૉ'સ-ઈગ્ઝૅમિન્) To question or examine, as a witness. ઉલટ તપાસ ક૦; ઉલટપાલટ સવાલ ક૦; સ્હામા પક્ષના સાક્ષીને સવાલ પૂછવા.

**Cross-grained,** *a.* (ક્રૉ'સગ્રે,ન્ડ્) Perverse; intractable. આડું ઉતરવું; નહિં માને એવું. 2. Having cross fibres. વિલોમ; આડાઅવળા રેસા, દાણાવાળું.

**Crossness,** *n.* (ક્રૉ'સનેસ્) Fretfulness; ill-humour; peevishness. જીદ; જક્કીપણું; ચીઢિયાપણું; આડાઈ; અવળાઈ.

**Cross-purpose,** *n.* (ક્રૉ'સપર્પઝ્) Opposite intention. ઉલટો વિચાર-મનસુબો. **To be at C.**=અજાણતા એકબીજાથી ઉલટું વર્તવું; આંધળે બ્હેરૂં કુટવું

**Cross-wise,** *a.* (ક્રૉ'સ-વાઈઝ્) Transverse; across. ત્રાંસું; આડું.

**Crotch,** *n.* (ક્રૉચ્) A fork or forking. બે ડાળી હોવાથી બનેલો ખુણો.

**Crotchet,** *n.* (ક્રૉ'ચેટ્) A bracket. કૌંસ. 2. A hooked instrument. વાંકું હથીયાર-ઓજાર. 3. A musical symbol. ગાયનનું એક સુરદર્શક ચિન્હ. 4. Arrangement of troops. લશ્કરની ગોઠવણ-રચના.

**Crotten-oil,** *n.* (ક્રૉ'ટન-ઑઇલ્) The oil of an East Indian shrub possesing dangerous purgative properties. જમાલ ગોટાનું તેલ.

**Crouch,** *vi.* (ક્રાઉચ્) To cringe or fawn. ખુશામત-ગાંડીગુલામી કરવી. 2. To bend down. દબી જવું; દબાઈને બેસવું.

**Croup,** *n.* (ક્રૂપ્) The place behind a saddle. ઘોડાના જીનની પાછળનો ભાગ.

**Croupier,** *n.* (ક્રૂ'પિઅર્) A collector of stakes at a gambling table. જુગારમાં હોડો ભેગી કરનાર માણસ.

**Crow,** *n.* (ક્રો) A large black bird. કાગડો. 2. An iron bar. કોશ. 3. The "caw caw"

of a crow. કૉ કૉ એવો (કાગડાનો) અવાજ. 4. The voice of a cock. કુક કુક એવો મરઘાનો અવાજ. *vi.* To make a shrill sound like a cock. મરઘાની માફક બોલવું. 2. To swagger, vaunt or boast. બડાઈ મારવી. **To crow over one**=ની પાસ શીતાફી-બડાઈ મારવી. **As the crow flies**=નાકની દાંડી સામે; સીધી લીટીએ.

**Crow-bar,** *n.* (ક્રો'બાર્) An implement of iron sharp at one end used in digging. કોશ; પરાડ; પહારઈ.

**Crowd,** *n.*(ક્રાઉડ્)An assemblage of persons or things. ટોળું; સમુદાય; ઠાટી; ગીર્દી; જથો; ભીડ. *vt.* To press or drive together. મા ભીડ કરવી; ખિચોખીચ ભરવું. *vi.* To throng, collect in multitudes or be numerous. ભીડ થવી-ખિચોખીચ હોવું; ગીર્દી થવી. [A. S. *cruden*, to press.]

**Crown,** *n.* (ક્રાઉન્) Regal diadem; royal head-dress. તાજ; મુગટ. 2. The king or sovereign. રાજા; બાદશાહ. 3. Royalty. રાજસત્તા. 4. Honour માન; શોભા. 5. The top or summit. શિખર; ટોચ; મથાળું; માથું. 6. Perfection or action. પરિપૂર્ણતા; સિદ્ધિ; સરસાઇ; પરાકાષ્ઠા; પરિસીમા. 7. A coin current in England worth 5 s.પાંચ શિલિંગની કિંમતનો અંગ્રેજી સિક્કો-નાણું. 8. Dome of a furnace. ભઠ્ઠીનો ઘુમટ. 9. A wreath. ગજરો-હાર. 10. A size of writing paper. કાગળનું અમુક કદ. **Crown-prince** = યુવરાજ. *vt.*To invest with regal dignity and power. તાજ પહેરાવવો-રાજમુગટ પહેરાવવો;રાજ્ય આપવું. 2. To cover the top of. ની ટોચ-શિખર-માથાપર હોવું. 3.To perfect or complete.સિદ્ધિ ક૦;સંપૂર્ણ-પરિપૂર્ણ ક૦. [L. *corona*, a crown.]

**Crucial,** *a.* (ક્રશિઅલ્)Cross-wise.આડું-ત્રાંસુ. 2. Decisive; forming a thorough test.સખત; કસોટી લે-પરીક્ષા કરે એવું; ચોકસ ગુણદોષ બતાવનાર. [L. *crua*, a cross.]

**Cruciate,** *vt.* (ક્રૂ'શિએટ્)To torture.રિબાવવું; કષ્ટ આપવું.

**Crucible,** *n.* (ક્રૂ'સિબલ્) A glass vessel used for melting &c. ધાતુઓ વગેરે ગાળવાની કુલ્હી-નળી.

**Crucifix,** *n.* (ક્રૂ'સિફિક્સ્) The figure of crucified Christ. ઇસુખ્રિસ્તની સુળીએ ચઢાવવાના દેખાવની મૂર્તિ. [L. *crux*,cross & *figo*,I fix.]

**Crucifixion,** *n.* (ક્રૂસિફિ'કશન્) The act of crucifying a person. કોઈપણ માણસને ક્રોસ ઉપર ખીલા જડીને મારી નાખવો તે; ઈસુવધ, ભોગ.

**Crucify,** *vt.* (ક્ર'સિફાઇ) To kill by nailing to a cross. ક્રૂસપર ચઢાવી મારી નાંખવો. 2. To torture. રિબાવવું; કષ્ટ-દુઃખ આપવાં. [L. *crux*, a cross and *figo*, I fix.]

**Crude,** *a.* (ક્રૂડ્) Raw; unformed.કાચું; અધુરૂં. 2. Unrefined. કેળવણી વિનાનું; સુધરે નહિ એવું.

**Crudely,** *adv.* (ક્રૂ'ડલી)In a crude manner. કાચી-અધુરી રીતે; પુખ્ત વિચાર વગર.

**Crudeness,** *n.* (ક્રૂ'ડનેસ) Immaturity; the state of not being fully or well-formed. અધુરૂં હોવું તે; અપૂર્ણતા.

**Cruel,** *a.* (ક્રૂ'એલ્) Unkind; inhuman. ઘાતકી; નિર્દય; નિષ્ઠુર; કઠોર; ક્રૂર.

**Cruelly,** *adv.* (ક્રૂ'એલી) Inhumanly. ઘાતકી-ક્રૂર-નિર્દય રીતે.

**Cruelty,** *n.* (ક્રૂ'એલ્ટી) Mercilesness; inhumanity. ઘાતકીપણું; ક્રૂરપણું; ક્રૂરતા; નિર્દયતા 2. A cruel action. ક્રૂર કર્મ.

**Cruentate** *a.*(ક્રૂ'એન્ટેટ્)Bloody. લોહીવાળું; લોહીમાં રગદોળાએલું.

**Cruet-stand,** *n.* (ક્રૂ'એટ-સ્ટૅન્ડ) A stand for small bottles. સીસીખાનું.

**Cruise,** *n.* (ક્રૂઝ્) A voyage at sea. સમુદ્ર પર્યટન; દરિયાઈ સફર *vt.* To sail hither and thither. સમુદ્રમાં આમતેમ ફેરવું (વહાણ વગેરે).

**Cruiser,** *n.* (ક્રૂ'ઝર્) A swift armed ship for protecting commerce or attacking the enemy. સમુદ્રમાં ફરનાર લશ્કરી વહાણ-માણસ.

**Crumb,** *n.* (ક્રમ્) A small piece of bread. રોટલીનો કટકો. 2. A fragment. કકડો.

**Crumble,** *vt.* (ક્ર'મ્બલ્) To break into fragments; to pulverise. ભાંગીને કકડા-કચરો-ચુરો કરવો. *vi.* To go to pieces or to be pulverized. ભાંગીને ભુકો-ચુરો થવો. *n.* Small fragments. કકડા; ભુકો; ચુરો.

**Crumenal**. *n.*(ક્રૂ'મીનલ્) A purse. થેલી;કોથળી.

**Crump,** *n.* (ક્રમ્પ્) Curved or crooked. આડું-વાંકું.

**Crumple,** *vt.* (ક્ર'મ્પલ્) To form into folds or wrinkles. કરચલી વાળવી; સંકોચવું. *vi.* To wrinkle. કરચલી વળવી. *n.* A wrinkle. કરચલી.

**Crupper,** *n.* (ક્ર'પર્) A leather-strap buckled to saddle. દુમચી; ચામડાનો પટ્ટો. *vt.* To equip or furnish with a crupper. ના ઉપર ચામડાનો પટ્ટો-દુમચી ચઢાવવી.

**Crural,** *a.* (ક્રૂ'રલ્) Pertaining to the leg. પગનું; પગવિષે. **C. arteries**=પગની નસો.

**Crusade,***n.* (ક્રૂ'ઝેડ્) Religious war between the Christians and the Mohomedans for the restoration of Jerusalem to the Christian powers. જેરૂસલેમ પાછું મેળવવા માટે ખ્રિસ્તી

તથા મુસલમાન લોકો વચ્ચેનું ધર્મયુદ્ધ. *vi.* To engage in a religious war. ધર્મયુદ્ધમાં ઉતરવું. [L. *crux*, a cross].

**Crusader,** *n.* (ક્રૂસે,'ડર્) One engaged in a Crusade. ધર્મયુદ્ધમાં સામેલ માણસ.

**Cruse,** *n.* (ક્રૂસ્) A small bottle &c. નાની બાટલી-સીસો-પ્યાલો.

**Cruset,** *n.* (ક્રૂ'સેટ્) A vessel for melting metals used by goldsmiths. મુસ; સોનું ગાળવાની કુલ્લી.

**Crush,** *vt.* (ક્રશ્) To squeeze or press tightly. પીલવું; કચરવું; છુંદવું; ચગદવું. 2. To overpower or subdue દબાવી નાંખવી-દાબી દેવું-હરાવવું. **To C. a cup**=ગટગટાવી જવું; પી જવું. **To C. out**=દાબીને કાઢવું. *n.* A violent pressing or compression. દાબી નાંખવું-કચરવું તે.

**Crust,** *n.* (ક્રસ્ટ્) The outer surface. પોપડી; પોપડો; ઉપલો થર (પૃથ્વીનો). 2. Piece. ટુકડો *vt.* To incrust. ઉપરક ઠણ પડ-પોપડો ચઢાવવો-બાઝવો.

**Crusta,** *n.* (ક્ર'સ્ટા) An engraved gem. કોતરેલું નંગ. 2. A shell. છીપ.

**Crustacea,** *n.* (ક્રસ્ટે,'શીઆ) Hard shelled animals like crabs, tortoises &c. કાચબા જેવાં કઠણ પીઠવાળાં પ્રાણી.

**Crustily,** *adv.* (ક્ર'સ્ટિલી) Fretfully; peevishly. ચીઢથી; ચણુકાથી; મિજાજથી.

**Crusty,** *a.* (ક્ર'સ્ટી) Resembling a crust. પોપડા જેવું. 2. Fretful. ચીઢિયું; મિજાજી.

**Crutch,** *n.* (ક્રચ્) A wooden support used by lame persons. કાખલાઘોડી; લંગડાની ઘોડી. *vt.* To walk on crutches. કાખમાં લાકડી ઝાલી ચાલવું.

**Cry,** *vt.* (ક્રાઈ) To shout. બુમ પાડવી; શોરબકોર ક૦; પોકાર ક૦. 2. To weep loudly. પોક મુકવી; રડવું; દિલગીરી ક૦. 3. To scream or shriek. ચીસ પાડવી **To C. out aganist**=To protest against. ની સામે પોકાર ઉઠાવવો. **To cry to**=આજીજી કરવી. *vt.* To proclaim publicly. નો ઢંઢેરો-ઢોંડી પીટવી. **To C. down**=વખોડવું; નિંદવું; દોષ કાઢવો. *n.* Loud weeping, lamentation or shouts. બુમાબુમ; શોરબકોર; પોકાર; રડારોળ; રૂદન; વિલાપ; આક્રંદ. 2. Public report. લોકવાણી. [Fr. *crier.*]

**Crypt,** *n.* (ક્રિપ્ટ્) A cellar. ભોંયરૂં. 2. A grave. ઘોર-કબર. 3. A secret place. ખાનગી જગ્યા.

**Crystal,** *n.* (ક્રિ'સ્ટલ્) A superior kind of glass. બિલોરી કાચ. 2. The glass cover of a watch. ઘડિયાળનો કાચ. [Gr. *cystallos*, ice.]

**Crystalline,** *a.* (ક્રિ'સ્ટલાઈન્) Made of crystal. બિલોરી કાચનું. 2. Clear and transparent (like crystal.) કાચની માફક સફેદ અને નિર્મળ.

**Crystallization,** *n.* (ક્રિસ્ટલાઇઝે,'શન્) The process of forming into crystals. ગાંગડા-પાસલા બાંધવાની ક્રિયા-બાંધવા તે.

**Crystallize,** *vt.* (ક્રિ'સ્ટલાઈઝ્) To cause to form crystals. ગાંગડા-ગઠ્ઠા બંધાય એવું કરવું; ગાંગડા-પાસલા બાંધવા.

**Cub,** *n.* (કબ્) The young one of a bear or tiger. રીંછનું-વાઘનું-સિંહ વગેરેનું બચ્ચું. *vi.* To bring forth a cub (said of wild animals). બચ્ચું જણવું.

**Cube,** *n.* (ક્યુબ્) A solid square body. ઘન; ઘનાકૃતિ. 2. The product of a quantity multiplied by itself thrice. ઘન. **C root**=ઘનમૂળ. *vt.* To raise to the third power. નો ઘન કરવો.

**Cubeb,** *n.* (ક્યુ'બેબ્) A kind of tropical plant. ચીનીકબાલા.

**Cubical,** *a.* (ક્યુ'બિકલ્) Resembling a cube in shape. ઘનાકાર.

**Cubit,** *n.* (ક્યુ'બિટ્) A unit of measure (for length). (ભરતનો) હાથ. 2. The fore-arm. આગળનો હાથ.

**Cuckold,** *n.* (ક'કોલ્ડ્) The husband of an adultress; the man whose wife is false to his bed. છીનાળનો ધણી; ભડવો. [L. *cuculous.*]

**Cuckoo,** *n.* (કૂ'કૂ) A kind of singing bird. કોયલ; કોકિલા.

**Cucumber,** *n.* (ક્યુ'કમ્બર્) A kind of tree & its fruit. ત્રુરીયું; કાકડી.

**Cud,** *n.* (કડ્) The food which animals like the cow ruminate. વાગોળ. **To chew the cud,**=વાગોળવું.

**Cuddle,** *vi.* (ક'ડલ્) To crouch. છુપાઈ-દબાઈ બેસવું. *vt.* To hug or embrace. બાથમાં લેવું; આલિંગન દેવું.

**Cudgel,** *n.* (ક'જલ્) A thick, short staff. દંડુકો. **To take up the C. for**=ને માટે લડાઈમાં ઉતરવું *vt.* To give a sound drubbing. ડંગોરાથી મારવું.

**Cue,** *n.* (ક્યૂ) A straight rod for playing billiards. "બીલિયર્ડ" રમવાની લાકડી. **2. Tail.** પુંછડું. 3. An intimation or a hint. ઇશારો; સૂચના; નાટકી પાઠના છેલ્લા શબ્દો જેના પરથી બીજાને બોલવાનું સૂચન થાય તે. [L. *cauda*, a tail.]

**Cuff,** *n.* (કફ્) A blow with an open hand. તમાચો; થપ્પડ; ધોલ. 2. The folded part at the end of a sleeve. બાંહ્ય, બાંયનો વાળેલો ભાગ-કફ. *vt.* To beat with an open hand. ધોલ-થપ્પડ-તમાચો મારવો.

**Cuirass**, *n.* (ક્વિરૅ'સ્) An armour for protecting the trunk of a man fighting. બખ્તર; શરીરનું રક્ષણ કરનાર બખ્તર,

**Culinary**, *a.* (ક્યુ'લિનરી) Pertaining to the kitchen. રસોઈ વિષે. **C. art**=પાકશાસ્ત્ર. [L. *culina*, a kitchen.]

**Cull**, *vt.* (કલ્) To pick or select. વિણવું; ચુંટી કાઢવું. [L. *con* & *lego*.]

**Cullender**, *n.* (ક'લેન્ડર્) A strainer or seive. ચાળણી; ઢવાલો.

**Cully**, *n.* (ક'લી) A simpleton ભોળો માણસ. *vi.* To make fool of; to cheat. છેતરવું;બનાવવું.

**Culminate**, *vt.* (ક'લ્મિનેટ્) To end in; to reach the highest point physically or in rank, dignity &c. ઉંચામાં ઉંચું આવવું; પરાકાષ્ઠાએ પ્હોંચવું; પરિસીમા થવી; અંત આવવો; છેવટે આવવું.

**Culminating**, *a.* (ક'લ્મિનેટિન્ગ્) Forming the highest altitude or zenith. ઉન્નત; સૌથી ઉંચું; ચઢતી સ્થિતિએ પહોંચેલું; ઉંચવટનું; પરિસીમાનું.

**Culmination**, *n.*(કલ્મિને,'શન્) The highest point or zenith. ઉંચામાં ઉંચો દરજ્જો;અંત-છેડો.

**Culpability**, *n.* (કલ્પેબિ'લિટી) Guiltiness. વાંક; ગુન્હો; દોષ; તકસીર.

**Culpable**, *a.* (ક'લ્પેબલ્) Guilty. વાંક-કસુર-વાળું; ગુન્હેગાર. [L. *culpa*, a fault.]

**Culprit**, *n.* (ક'લ્પ્રિટ્) A guilty person. ગુન્હેગાર; અપરાધી. [L. *culpa*, a fault.]

**Cultivate**, *vt.* (ક'લ્ટિવેટ્) To till. ખેડવું-ખેડાણ કરવું. 2. To refine and improve; to strive; to make better by labour &c. ઉપર મહેનત લઈ સુધારવું; નો ખાસ અભ્યાસ કરવો-ઉપર વિશેષ ધ્યાન આપવું. 3. To civilize. સુધારો કરવો. [L. *colo*, I till.]

**Cultivation**, *n.* (કલ્ટિવે,'શન્) The act of tilling. ખેડાણ; કૃષિકર્મ. 2. Attempt to improve by labour &c. સુધારો કરવાને મેહનત-અભ્યાસ. 3. Civilization or refinement. સુધારો; કેળવણી.

**Cultivator**, *n.* (ક'લ્ટિવેટર્) Tiller of the soil. ખેડુત; ખેડાણ કરનાર 2. One who tries to civilize or educate. કેળવણી આપવાને-સુધારો કરવાને મહેનત કરનાર.

**Culture**, *n.* (ક'લ્ચર્) Tillage. ખેતી. 2. Refinement or civilization. કેળવણી; સુધારો; વૃદ્ધિ. *vt.* To cultivate or till. ખેડવું-ખેડાણ ક૦ 2. To refine or educate. સુધારો કરવો.

**Culver**, *n.* (ક'લ્વર્) A pigeon. કબુતર. 2. A small cannon. નાની તોપ.

**Cumbent**, *a.* (ક'મ્બન્ટ્) Recumbent; lying down. ઢેકળ-નીચે પડેલું. [L. *cumbo*, I lie down.]

**Cumber**, *vt.* (ક'મ્બર્) To overload or encumber; to embarrass. ભારે ભારવું; ભાર સાથે હોવું; અડચણ-ત્રાસ આપવો. *n.* Hindrance; embarrassment. અડચણ-નડતર. [L. *cumulous*, heap.]

**Cumbersome**,*a.*(ક'મ્બરસમ્) Burdensome; embarrassing. ભારે પડે એવું-અડચણ કરે એવું. 2. Unwieldy or unmanageable. નહિં વ્યવસ્થા કરી શકાય-નહિં ચલાવી શકાય એવું (સહેલાઈથી).

**Cumbrance**, *n.* (ક'મ્બ્રન્સ્) Hindrance or encumbrance. અડચણ; અટકાવ; હરકત; ભાર; વજન; જોખમ.

**Cumbrous**, *a.* (ક'મ્બ્રસ્) Causing encumbrance. ભારે; અડચણ કરે એવું; અગવડભરેલું. 2. Troublesome. ત્રાસદાયક.

**Cumin-seed**, *n.* (ક'મિનસીડ્) A kind of seed often used as a condiment. જીરૂં.

**Cumulate**, *vt.* (ક્યુ'મ્યુલેટ્) To collect; to gather together. ઢગલો વાળવો; એકઠું કરવું; એકત્ર કરી ઢગલો વાળવો. [L. *cumulus*, a heap.]

**Cumulation**, *n.* (ક્યુમ્યુલે,'શન્) Heaping together; a heap. ઢગલો કરવો તે; ઢગલો; સંચય.

**Cumulative**, *a.* (ક્યુ'મ્યુલેટિવ્) Making a heap. ઢગલાના આકારનું; ઢગલા કરતું. 2. Increasing. વધતું; વર્ધમાન. 3. Over and above what is already bequeathed. આપેલા વારસા ઉપરાંત આપેલું.

**Cunning**, *a.* (ક'નિન્ગ્) Wily; crafty; artful. કારસ્થાની; કપટી; ખંધું; લુચ્ચું. *n.* Craft; wiliness; artfulness; deceit. કાવાદાવા; પ્રપંચ; ભેદ; પેચ.

**Cup**, *n.* (કપ્) A small utensil for drinking. પ્યાલો-પવાલું; જામ. **To be in one's cups**= છાકટા-પીધેલ હોવું.

**Cup-board**, *n.* (ક'બર્ડ્) A piece of furniture in a room with shelves to receive things. કબાટ. *vt.* To gather. ભેગું-એકઠું ક૦.

**Cupel**, *n.* (ક્યુ'પેલ્) A utensil used in refining metals &c. કિંમતી ધાતુઓ ગાળવાની કુલ્લી. [L. *cupella*, a small cask.]

**Cupid**, *n.* (ક્યુ'પિડ્) The God of Love. મદન; કામદેવ; અનંગ. [L. *cupido*, I desire.]

**Cupidity**, *n.* (ક્યુપિ'ડિટી) Avarice. લોભ; અતિતૃષ્ણા; આતુર ઇચ્છા.

**Cupola**, *n.* (ક્યુ'પોલૅ) A dome. કળસ; ઘુમટ. [L. *cupa*, a tube.]

**Cupreous**, *a.* (ક્યુપ્રી'અસ્) Of copper. તાંબા જેવું બનાવેલું; તાંબાનું. [L. *cuprum*, copper.]

**Cur**, *n.* (કર્) A worthless dog. હલકી જાતનું કુતરું-માણસ; કુરકુરીયું.

**Curable**, *a.* (ક્યુ'રેબલ્) That can be cured. મટાડી શકાય-સારૂં કરી શકાય એવું; સાધ્ય; ચિકિત્સાધીન

**Curate**, *n.* (ક્યુ'રે,ટ્) A clergy-man. પાદરી; ખ્રિસ્તી ધર્મોપદેશક. [L. *cura*, care.]

**Curative**, *a.*(ક્યુ'રેટિવ્)Possessing properties that cure a disease. રોગ મટાડે-સારો કરે એવું.

**Curator**, *n.* (ક્યુરે',ટર્) A supervisor or one who takes care of. કોઇ ચીજ સાચવનાર-જાળવનાર. **C. of a library**=ગ્રંથશાળાધિકારી. [L. *cura*, care.]

**Curb**, *n.* (કર્બ્) Restraint; check. અંકુશ; સંયમ. 2. The bit of a horse. લગામનું ચોકડું. *vt.* To restrain or check. અંકુશમાં રાખવું; ઉપર સંયમ રાખવો. [L. *curus*, bent.]

**Curd**, *n.* (કર્ડ્) The thickened part of milk or any other liquid. દહીં; કોઇપણ પ્રવાહીનો જામેલો ભાગ. *vt.* To cause to thicken. જમાવવું.

**Curdle**, *vi.* (ક'ર્ડલ્) To change into curds. દહીં બનાવવું. 2. To freeze or run slow with terror. ગભરાટથી લોહીનું થંડું પડી જવું. *vt.* To make curds of. નું દહીં બનાવવું; ને જામવવું-જમાવવું.

**Cure**, *vt.* (ક્યુર્) To restore to health and strength; to heal. સાજા-સારા કo; રોગ મટાડવો. *vi.* To become well. સાજા થવું; સુધરવું;થી મુક્ત થવું. *n.* The office of a curate. પાદરીનો હોદ્દો. 2. Healing or remedial treatment. ઉપચાર; ઓસડપાણી; દવા કરવી તે. 3. Freedom from disease. રોગમુક્તતા; સાજા થવું તે. [L. *cura*, care.]

**Curfew**, *n.* (ક'ર્ફ્યુ) A bell rung at night at nine O'clock (in middle ages) for extinction of all fires. દીવા હોલવવાનો ઈસારો કરતો ઘંટનાદ.

**Curiosity**, *n.*(ક્યૂરિઑ'સિટી)A strong desire to see something novel; inquisitiveness શોધકબુદ્ધિ; જિજ્ઞાસા. 2. An interesting spectacle; a rarity. જોવા લાયક વસ્તુ. [L. *curiosus.*]

**Curious**, *a.* (ક્યુ'રિઅસ્) Inquisitive. શોધક; જિજ્ઞાસુ. 2. Strange; rare; singular. તરેહવાર; વિલક્ષણ. 3. Careful. બારીક; ઝીણું.

**Curl**, *n.* (કર્લ) A waving or ringlet of hair. વાંકડી; ગુચ્છો. *vt.* To make or form into ringlets. ગુચ્છા વાળવા. *vi.* To rise in waves or undulations. ઉછાળવું.

**Curly**, *a.* (ક'ર્લી) Having curls. ગુચ્છાવાળું.

**Currency**, *n.* (ક'રન્સી) Circulation;general acceptance. ચલણ; રિવાજ; પ્રચાર 2. Coins current. ચલણી નાણું. 3. Current value. ચાલતી કિંમત. [L. *curro*, I run.]

**Current**, *a.* (ક'રન્ટ્) Moving quickly. જલદીથી દોડતું. 2. Common; passing from hand to hand. ચાલતું; સાધારણ; ચલણીરૂઢ. *n.* A stream. રેલો; ધાર; પ્રવાહ; વ્હેણ. 2. General course or progress. સંકલના; ક્રમ; આક્રમણ.

**Currently**, *adv.* (ક'રન્ટલી) Commonly; generally. સાધારણ રીતે; ઘણું કરીને; લોકમાં; સર્વલોકમાં; સામાન્ય જનતામાં.

**Curricle**, *n.* (ક'રિકલ્) A two-wheeled chaise. બે પૈડાંની ગાડી. 2. A short cut. ટુંકો માર્ગ-રસ્તો. [L. *curro*, I run.]

**Curriculum**, *n.* (કરિ'ક્યુલમ્) A course of study fixed for a particular degree examination. અભ્યાસક્રમ; મુકરર કરેલો અભ્યાસ.

**Currier** *n.* (ક'રિઅર્)A dresser of leather. ચામડાને કમાવનાર; ચામડિઓ.

**Curry** *n.* (ક'રી) A kind of Indian sauce with spices &c. કઢી *vt.* To dress and tan (leather.) ચામડું, કેળવવું, કમાવવું 2. To prepare with curry. કઢી સાથે રાંધવું. 2. To rub and clean a horse with a comb. ઘોડાને ખરેરો કરવો. **To curry favour**=To seek favour by servile flattery, officiousness &c. ખુશામતથી વહાલા થઈ જવું; ગાંડી ગુલામી કરવી.

**Curry-comb**, *n.* (ક'રી-કો,મ્) A brush to clean horses. ખરેરો **To C. a horse** ઘોડાને ખરેરાથી સાફ કરવો તે.

**Curse**, *n.* (કર્સ) A malediction; an evil wish. શાપ; બદદુઆ. *vt.* To give utterance to a malediction or an evil wish. શાપ દેવો-બદદુઆ દેવી. *n.* Trouble or vexation. ઉપાધિ; સંકટ, આપદા.*vi.* to be vexed or troubled. સંકટ-ઉપાધિ આવી પડવી.

**Cursed**, *a.* (ક'ર્સિડ્) Deserving or under a curse. શાપિત; શાપ દેવા યોગ્ય. 2. Abominable; detestable. બહુ ખરાબ; ધિક્કારવા જોગ. 3. Vexatious. અતિ દુઃખદ; ત્રાસદાયક.

**Cursory**, *a.* (ક'ર્સરી) Careless; superficial; slight. ઉપરચોટીયું; ઉપલક; બેદરકારીભરેલું; ઉપરટપકાનું.

**Curt**, *a.* (કર્ટ્) Snappish; brief and abrupt. ટુંકું ને તોછડું. [L. *emtus.*]

**Curtail**, *vt.* (કર્ટે',લ્) To shorten or make concise or brief. ટુંકું-સંક્ષિપ્ત કરવું; કાપવું; કાતરવું; ઓછું-ન્યૂન કરવું.

**Curtain**, *n.* (ક'ર્ટન્) A screen. પડદો; ચકપટ. **A mosquito curtain**=મચ્છરદાની. **To draw the curtain over**=ઉપર પડદો

ખેંચવો-ઢાંકવું; ઢાંકપીછોડ ક૦. **To drop the curtain**=વાત પુરી ક૦. **Curtain lecture**=સ્ત્રી ખાનગીમાં, પડદાવાળા પલંગમાં, વરને વઢે તે; સ્ત્રિયાખ્યાન.

**Curtsy, Curtsey,** *n.* (કર્ટ્સી) A respectful bending by a female.ઘુંટણ નમાવી પ્રણામ કરવા તે.

**Curvated,** *a.* (ક'વેટેડ) Bent or curved. ચાંસું; વાંકું. [L. *curves.*]

**Curvation,** *n.*(કર્વે,'શન) The act of curving or the state of being curved. વાંકું વાળવું-વાળેલું હોવું તે.

**Curvature,** *n.* (ક'વેચર) Curved shape; the continual bending of a line. વક્રીભવન; વાંક; વક્રતા; વક્રીભાવ; વાંકો આકાર.

**Curve,** *n.* (કર્વ) Angleless bent or flexture. વાંક; વર્તુળાકાર. *vt.* To form into a curve. વાંકું કરવું. *vi.* To bend into a curve. વાંકું હોવું.

**Curvet,** *n.* (ક'વેટ) A kind of horse-leap. ઘોડાની અમુક તરેહની છલંગ-ઉડાણ. *vi.* To frisk & leap. કૂદીને ગેલ કરવી. *vt.* To cause to leap & frick. કુદાવવું; ગેલ કરાવવી.

**Curvilinear,** *a.* (કર્વિલિ'નીઅર) Bounded by or consisting of lines of a curved shape. વાંકી લીટીવાળું. [L. *curva,* curved & *lines,* a line.]

**Curvity,** *n.* (ક'વિટી) State of being curved. વાંકું હોવું તે; વાંક; વાંકાપણું. [L *ourvus,* a curve.]

**Cushion,** *n.* (કૂ'શન) A pillow used to lean against. તકીયો; ગાદી. *vt.* to seat on a pillow. ગાદી તકીયા ઉપર બેસાડવું.

**Cusp,** *n.* (કસ્પ) An ornamental projection of an arch. અણીદાર કમાનની ઝાલર. 2. Moon's disc. ચંદ્રકોર. [L. *curpis,* a point]

**Custard,** *n.* (ક'સ્ટર્ડ) A dish of sweetened milk and eggs. ઇંડા અને દુધમાં ખાંડ નાખી બનાવેલી એક જાતની રાબડી. [L. *custe,* a crust]

**Custard-apple.** *n.* (ક'સ્ટર્ડ ઍપલ) A kind of fruit. સીતાફળ; રામફળ.

**Custodian,** *n.* •(કસ્ટો'ડિઅન) One who has custody or care of a person or thing. જાળવનાર; રખવાલ; કાળજી રાખનાર.

**Custody,** *n.* (ક'સ્ટડી) Entrustment for safe keeping. સંભાળ; નીગેબાની. 2.Imprisonment. પેહરો; કેદ; જાપ્તો. [L. *custos,* guard]

**Custom,** *n.* (ક'સ્ટમ) Conventional manner. રીત; રૂઢી; રિવાજ. 2. Habitual purchase of goods. ઘરાકી. 3. Tax on imports, exports &c. જકાત. *vt.* to levy a tax or to pay a tax. જકાત લેવી-આપવી. [L. *cosumentume,* a custom.]

**Customs,** *n.* (ક'સ્ટમ્સ) Toll; goods-tax. દાણ; જકાત.

**Customary,** *a.* (ક'સ્ટમરી) Habitual. રીત-રૂઢી-રિવાજનું; હમેશનું. 2. Entitled to by custom. દસ્તુર મુજબ.

**Customer,** *n.* (ક'સ્ટમર) Purchaser. ઘરાક; ખરીદનાર; ગ્રાહક. 2. Customs officer. જકાત વસુલ કરનાર અધિકારી

**Custom-house,** *n.* (ક'સ્ટમ હાઉસ) The office of the customs department. જકાત-ખાતું; માંડવી; નાકું.

**Cut,** *vt.* (કટ) To pierce. નું હૃદય ભેદવું. 2. To carve. કોતરવું. 3. To sever in pieces. કાપવું; કકડા કરવા. 4. To intersect. છેદવું. **Cut and dried**=તૈયાર; ટૂંકુંટચ. **To cut down**=આછું કરવું; કાપી નાખવું; પાડવું. **To cut the Gordian knot**=મોટી મુશીબત-સંકટમાંથી પાર ઉતરવું. **To cut lots**=ભાગ પાડવા; ચિઠ્ઠી નાંખવી. **To cut off**=જુદું કરવું; કાપી નાંખવું (2) વેતરવું; કોતરીને ડોળ-ઘાટ કાઢવો. (3) અટકાવવું; પાછા જવાનો રસ્તો બંધ કરવો; ઘેરી લેવું.(4) To kill. કતલ કરવી. **To cut short**=ટુંકું-સંક્ષિપ્ત કરવું. **To cut the teeth**=દાંત ફૂટવા. **To have cut one's eye-teeth**=હોશિયાર-ચંચળ થવું.**To cast one's wisdom-teeth**=સમજતા થવું; માણસમાં આવવું.*vi.* To be severed. કપાવું.2. To perform the act of cutting &c. કાપવાની ક્રિયા કરવી; કાપવું વગેરે ક૦ **To cut a cross,**=સીધું જવું. **To cut in or into,**=ખલેલ-હરકત કરવી. *n.* A blow with a sharp instrument; a wound. ચીરો; કાપ; ટચકો; જખમ; વાઢ; ઘા. 3. A turn or anything that wounds one's feelings. મેહેણું; કટુ-કઠોરવચન. 3. A furrow. ખાંચુ; ખોભણ. 4. The piece or part cut. ટુકડો; કકડો. 5. An engraved block. છાપ; બીબું. 6. Division of cards among players after shuffling. વ્હેંચણી; કાપવું તે. **A short cut**=ટુંકો-નજીકનો રસ્તો.

**Cutaneous,** *a.* (ક્યુટે',નીઅસ) Relating to the skin. ચામડી સંબંધીનું. [L. *cutis,* skin.]

**Cuticle,** *n.* (ક્યુ'ટિકલ) The middle skin or the outer skin. ઉપલી અથવા વચલી ચામડી, ત્વચા. 2. The bark of a tree. ઝાડની ઉપલી છાલ.

**Cutlass,** *n.* (ક'ટલૅસ) A broad sword. પોહળી વાંકી તલવાર.

**Cutler,** *n.* (ક'ટલર) A manufacturer of sharp instruments. કાપવાના હથિયાર બનાવનાર અને વેચનાર લુહાર.

**Cutlery,** *n.* (ક'ટલરી) The business of a cutler. હથિઆર બનાવવાનો હુન્નર. 2. Sharp

instruments in general. ધારવાળાં હથિયાર ઓજાર-વસ્તુઓ.

**Cut-purse**, *n.* (કટપર્સ) A pick-pocket. ગજવાં કાતરૂ.

**Cutter**, *n.* (કટર્) One who cuts. કાપનાર 2. An instrument that cuts. કાપે એવું હથિયાર-ઓજાર. 3. The fourth tooth. આગલો દાંત. 4. Small boat. ન્હાની હોડી. 5. A small carriage. ન્હાની ગાડી.

**Cut-throat**, *n.* (કટ-થ્રોટ) An assassin. ગળા કાપુ; ખુની માણસ; ખુન કરવાના ઇરાદાથી આવેલો માણસ; ફાંસીઓ.

**Cutting**, *n.* (કટિન્ગ) The act of making a cut. કલમ; કાપ; કટકો; છેદ 2. The part cut. છેદેલો ભાગ; કાપેલો ભાગ.

**Cycle**, *n.* (સાંયકલ્) A bycicle. બે પૈડાની પગે ચલાવવાની ગાડી; સાયકલ. 2 Recurring periodical space of time. કાળચક્ર; યુગ; સંવત્સરચક્ર.

**Cyclic-cal** *a.* (સાય્'ક્લિક્-કલ્) Relating to cycles. કાળચક્ર સંબંધી. **Cyclic poets** = કેટલાંક ઐતિહાસિક કાવ્યો લખનાર કવિઓ.

**Cyclone**, *n.* (સાંયક્લોન્) A violent whirlwind at sea. દરિયાઈ તોફાન-વંટોળીઓ. [Gr. *kuklos*, a circle.]

**Cyclopedia**, *n.* (સાયક્લોપી'ડિઆ) A work, generally like a dictionary containing general information on all principal subjects. જ્ઞાનાવળી; સર્વ વિદ્યા-માળા સંગ્રહ. [Gr. *kuklos*, a circle & *paedia*, education.]

**Cyclops**, *n.* (સાંઈક્લૉપ્સ્) A kind of one-eyed mythical giants. એક આંખવાળા રાક્ષસ; ભાલલોચન રાક્ષસ.

**Cylinder**, *n.* (સીલિન્ડર્) A roller-like body. ભુંગળ જેવું-નળીના આકારની વસ્તુ; ભુંગળું; નળાકાર.

**Cylindrical**, *a.* (સીલિ'ન્ડ્રિકલ્) Shaped like a cylinder. નળાકાર; ભુંગળા જેવું.

**Cymbal**, *n.* (સીમ્બલ્) A kind of musical instrument. ઝાંઝ; કરતાલ.

**Cynical**, *a.* (સી'નિકલ્) Surly; sneering. ચિઢીયું; રિસાળ; કુટિલ. 2. About the dog-star. લુબ્ધ તારા સંબંધી. [Gr. *kuon*, a dog.]

**Cynic**, *n.* (સી'નિક્) A surly man; a man of currish temper. ચિઢીયો-રિસાળ માણસ;સર્વદ્વેષી

**Cynicism**, *n.* (સી'નિસિઝમ્) Currish or surly temper. ચિઢીયાપણું; સંસારના વૈભવનો ચિઢથી તિરસ્કાર.

**Cynosure**, *n.* (સાંઇનોશ્ઝર્) Constellation of the Lesser Bear. ધ્રુવનો તારો. 2. An attractive thing. બધાનું ધ્યાન ખેંચનાર વસ્તુ.

**Cypress**, *n.* (સાંયપ્રેસ્) A kind of tall straight tree. સરૂનું ઝાડ-સરૂવૃક્ષ.

**Cyprus**, *n.* (સાંયપ્રસ્) A kind of fine black cloth. એક જાતનું પાતળું કાળું કાપડ.

**Cytherean**, *a.* (સીથેરી'અન્) About Venus-star. શુક્રના તારાને લગતું; વીનસ; રતિને લગતું.

**Czar**, *n.* (ઝાર્) The Emperor of Russia. રશિયાનો શહેનશાહ.

**Czarina**, *n.* (ઝારી'ના) The Empress of Russia. રશિયાની રાણી.

**Czaro-witz**, *n.* (ઝા'રોવિટસ્) The Russian Crown Prince. ઝારનો પાટવી કુંવર.

**Czarevna**, *n.* (ઝારે'વના) The wife of the Russian 'Prince of Wales.' ઝારના પાટવી કુંવરની રાણી.

## D.

**D**, (ડી), Is the fourth letter of the English alphabet and the third consonant. અંગ્રેજી મૂળાક્ષરનો ચોથો અક્ષર અને ત્રીજો વ્યંજન 2. Roman sign for 500. રોમન અંકમાં પાંચસો માટેની સંજ્ઞા.

**Dab**, *n* (ડૅબ્) A skilful hand. ચાલાક માણસ. 2. A gentle blow. થપ્પડ. *vi.* To beat or strike gently. ધીમેથી થપ્પડ મારવી; ટીપવું.

**Dabble**, *vt* (ડૅ'બલ્) To moisten or sprinkle. ભીનું કરવું-છાંટવું. *vi.* to play in water. પાણીમાં રમત કરવી. 3. To do anything slighty or superficially; to interfere unnecessarily. માથું મારવું; ઉપલગ કામ કરવું.

**Dabbler**, *n.* (ડૅ'બ્લર્) A person who dabbles. ભીંજવનાર; ઉપલગ ઉપલગ કામ કરનાર; માથું મારનાર. [H. *dakait*, a robber.]

**Dacoit**, *n.* (ડૅકૉ'ઈટ્) One of a gang of robbers. ધાડપાડુ.

**Dacoity**, *n.* (ડૅકૉ'ઈટી) The practice of looting in gangs. ધાડ; લુંટ.

**Dactyl**, *n.* (ડૅ'કિટલ્) A foot of a verse. કવિતાનો એક છંદ.

**Dactylology**, *n.* (ડૅકટીલૉ'લૉજી) Language of signs. કરપલ્લવી ભાષા. [L. *dactulus*, finger and *logos*, speech.]

**Dagger**, *n.* (ડૅ'ગર્) A poniard; a stiletto. કટાર; ખંજર. 2. A sign (†) used as a mark of reference. કટારના આકારનું નિશાન. **To look or speak daggers** = ગુસ્સાથી જોવું-બોલવું. **To be at daggers drawn** = ની વચ્ચે દુશ્મનાવટ હોવી-સખ્ત અણબનાવ હોવો. **To plunge a dagger** = ના પેટમાં ખંજર મારવું.

**Daggle,** *vi.* (ડૅ'ગલ્) To be dirtied with mud. ખરડાઈ જવું. *vt.* To moisten. પલાળવું.

**Dahlia,** *n.* (ડૅ'લિયા) A kind of flowering plant. ગુલ દાઉદી.

**Daily,** *a.* (ડે,લી) Taking place every successive day. દરરોજનું, નિત્યનું. *adv.* Every day. દરરોજ. *n.* A pamphlet or publication published every day. દૈનિક; દરરોજ પ્રગટ થતું પત્ર.

**Dainty,** *n.* (ડે',ઈન્ટી) A delicious food. સ્વાદિષ્ટ ભોજન; મિષ્ટાન્ન. *a.* Toothsome; delicious. રૂચિકર; સ્વાદિષ્ટ; ભાવતું; મનગમતું.

**Dairy,** *n.* (ડે',રી) A place where milk is collected and its products prepared and sold. ગોરસશાળા; ડેરી.

**Dairy-maid,** *n.* (ડે,'રીમે,ડ્) Milk-maid. દુધવાળી; દુગ્ધ દોહનાર સ્ત્રી.

**Dais,** *n.* (ડૅ'ઈસ્) A raised seat (of honour like a throne). ઉંચું આસન. [ L. *discus*, a quoit. ]

**Dale,** *n.* (ડે,લ્) A valley. ખીણ; બે પહાડો વચ્ચેનો પ્રદેશ. [Gr. *dolos*, a rotunda.]

**Dalliance,** *n.* (ડૅ'લિઍન્સ) Exchange of voluptuous caresses; fondling; delay; trifling. કામક્રીડા; વિષયવિલાસ; વિલાસ; વિલંબ; ગમ્મત.

**Dally,** *vi.* (ડૅ'લી) To fondle or waste time in voluptuous caresses & pleasure; to delay. કામક્રીડા-વિષયવિલાસ કરવો; વિલંબ કરવો.

**Dam,** *n.* (ડૅમ્) A barrier, artificially erected to prevent the flow of water in a river. બાંધ; પુસ્તો; પાણી ખાળવાને માટે બાંધેલી પાળ. 2. King in chess. શેત્રંજમાંનો રાજા. 3. The female parent in beasts. માદા. [L. *domina*, a mistress.]

**Dam,** *vi.* (ડૅમ્) To confine by means of a dam (as the water of a river.) પાળ બનાવીને (નદીનું પાણી) અટકાવવું-પ્રવાહ બંધ કરવો. *interj.* An ejaculation of contemptuous anger. ડૅમ; તિરસ્કારયુક્ત ગુસ્સો બતાવનાર શબ્દ.

**Damage,** *n.* (ડૅ'મિજ્) Injury; detriment; harm. ખલેલ; નુકસાન; હાનિ; ધોકો; ખરાબી. 2. (Law) Compensation in money for some harm done &c. નુકસાન ભરપાઇ-નુકસાનીનો બદલો. *vt.* To hurt or injure. ખલેલ-ધોકો-નુકસાની પહોંચાડવી; ખરાબી કરવી. [L. *damnum*, loss.]

**Damask,** *n.* (ડૅ'મસ્ક્) A fine and beautiful quality of silk originally manufactured in Damascus in Asia Minor. એક જાતનું સુંદર રેશમી કાપડ. *a.* Manufactured in or resembling the silk manufactured in Damascus. ડૅમસ્કસ શહેરમાં બનતા રેશમી માલ જેવું. [From *Damascus*, a city in Asia Minor.]

**Dame,** *n.* (ડે,મ્) Mistress; lady; mother. ઘરધણીયાણી; બાઈ; બાનું; માં.

**Damn,** *vt.* (ડૅમ્) To curse or condemn as bad or fit for punishment. દૂષિત-શિક્ષાપાત્ર ઠરાવવું; ધિક્કારી કાઢવું. 2. to send to hell. નરકમાં પડજે એવી કદુવા દેવી.

**Damnable,** *a.* (ડૅ'મ્નૅબલ્) Condemnable. શિક્ષા-દૂષણપાત્ર; નરકમાં નાંખવા લાયક; ધિક્કારવા જેવું.

**Damnation,** *n.* (ડૅમ્ને',શન્) Eternal hell. નરકવાસ. 2. Censure; condemnation. ધિક્કારવું તે; દૂષણ; શિક્ષા; દુર્ગતિ; અધોગતિ.

**Damnatory,** *a.* (ડૅમ્ને'ટરી) Conclusively condemning; cond emnatory. ધિક્કારતું; પાપી-દોષિત-ગુન્હેગાર ઠેરવતું [L. *damnum*, loss].

**Damp,** *n.* (ડૅમ્પ્) Wetness; moisture. ભીનાશ; સરદી *a.* Moist. સરદી, ભીનાશવાળું. 2. Discouraged. ઉદાસ. *vt.* to discourage, depress or make dull. આશાભંગ-ઉત્સાહભંગ કરવો; દાબી દેવું; નરમ કરવું-પાડવું; ઉદાસ કરવું.

**Damsel,** *n.* (ડૅ'મસેલ્) A maiden; an unmarried girl. યુવતી; છોકરી; તરૂણી; મુગ્ધા; કુમારી; કન્યા. **Celestial damsels,** = અપ્સરાઓ. **Bevy of damsels** = તરૂણી ગણ.

**Dance,** *vi.* (ડૅ'ન્સ) To move with measured steps regulated to music. નાચવું. *vt.* To cause to dance. નચાવવું. *n.* A measured tread regulated to music. નાચ; નૃત્ય.

**Dancing-girl,** *n.* (ડૅ'ન્સિન્ગર્લ્) A female dancer. નાચનારી છોકરી.

**Dander,** *n.* (ડૅ'ન્ડર્) Wrath. ગુસ્સો. 2. Scorf on the head. ખોડો; ટાલ. *vi.* to wander either physically or in words. રખડવું; ફાવે તેમ બકવું.

**Dandle,** *vi.* (ડૅ'ન્ડલ્) To move to and fro on one's knees. ખોળામાં રમાડવું. 2. To wheedle. મીઠીમીઠી વાતો કરીને ફોસલાવવું.

**Dandy,** *n.* (ડૅ'ન્ડી) A coxcomb; a fop; a beau. ફક્કડ; છેલ; ઇશ્કી જવાન; છકેલ છોકરો.

**Dandyism,** *n.* (ડૅ'ન્ડીઈઝમ્) Foppery. ઇશ્કીપણું; છકેલપણું.

**Dane,** *n.* (ડે,ન્) A resident of Denmark. ડેનમાર્ક દેશનો રહેવાસી.

**Danish,** *a.* (ડે,'નિશ્) Pertaining to the Danes. ડેઇન લોકોનું.

**Danger,** *n.* (ડે,'ન્જર્) Risk of or exposure to loss, injury &c. ભય; જોખમ. 2. Difficulty. કષ્ટ; સંકટ. [L. *damnum*, loss & *gero*, I bear.]

**Dangerous,** *a.* (ડે,'ન્જરસ્) Risky; giving rise to danger, difficulty &c. હાનિકારક; ભયંકર; દહેશતભરેલું; ભય લગાડવું-પમાડવું.

**Dangerously,** *adv.* (ડે,'ન્જરસલી) Perilously; riskily; seriously (as ill.) ધાસ્તીભરેલી રીતે; દહેશત-ભય રાખવા જેવું.

**Dangle,** *vi.* (ડેં,'ન્ગલ્) To hang flowing or loose; to hang about a person. લટકલટકવું;લટકવું; ઝુલવું; કોઇ પણ માણસના પાછળ પાછળ ફરવું. **To D. about one**=કોઇપણ માણસની ખુશામત ક૦.

**Dank,** *a.* (ડેંન્ક્) Wet; moist. શરદ; ભીનું. *n.* Wetness. શરદી; ભીનાશ.

**Dapper,** *a.* (ડેં'પર્) Short and active. ઠીંગણું અને ચાલાક; સાફસુફ રહેનાર.

**Dapple,** *a.* (ડેં'પલ્) Piebald; spotted. કાબરચિતરૂં. *n* Spot of a spotted animal. કાબરચિતરા જાનવર ઉપરના ડાઘામાંનો એક ડાઘો. *vt.* To spot. રંગબેરંગી-કાબરચિતરૂં બનાવવું.

**Dare,** *vt.* (ડે,ર્) To venture or have courage to do something. કંઇપણ કરવાની હીંમત કરવી. *vi.* To have courage. હીંમત રાખવી. 2. To defy, challenge or provoke. હીંમત હોય તો કરવા કહેવું; ચડસે ભરાવવું; પડકાર, આવ્હાન ક૦.

**Daring,** *a.* (ડે,'રિન્ગ્) Venturesome; courageous. બહાદુર; સાહસિક; હીંમતવાન. *n.* A task requiring boldness; a venture. સાહસિક-હીંમતવાળું કામ; મર્દાની કામ.

**Dark,** *a.* (ડાર્ક) Secret. ગુપ્ત;છાની. 2. Mysterious. સમજાય નહિં એવું. 3. Wanting light. કાળું; અંધારાવાળું. 4. Uncultivated. અજ્ઞાન; મૂર્ખ. 5. Presaging evil. ભયાનક, ખરાબ પરિણામ સૂચવતું. 6. Sinister; wicked. પાપી;અનીતિવાળું. 7. Wheat-coloured. શામળા રંગનું; ઘઉંવર્ણું, 8. Blind. આંધળું.

**Darken,** *vt.* (ડા'ર્કન્) To drain or deprive of light. ઝાંખું-અંધારૂં કરવું. 2. To make ignorant. અજ્ઞાન કરવું. 3. To make less understandable or intelligible. ન સમજાય એવું-અગમ્ય કરવું. *vi.* To become dark or cloudy. શ્યામ-કાળું-અંધકારમય થઇ જવું.

**Darkish,** *a.* (ડા'ર્કિશ્) Somewhat dark or dim; dusky. લગીર અંધારૂં; શ્યામળું.

**Darkness,** *n.* (ડા'ર્કનેસ્) Absence of light; gloom. અંધારૂં; અંધકાર. 2 Secrecy; privacy. ગુપ્તપણું; છાનું રાખવું તે. 3. Want of refinement; ignorance. અજ્ઞાન; નિર્વિદ્યાપણું.

**Darksome,** *a.* (ડા'ર્કસમ્) Obscure; gloomy; dark. અંધકારમય; કાળું; અંધારૂં.

**Darling,** *a.* (ડા'ર્લિન્ગ્) Very dear. બહુજ વહાલું. *n.* A very dear person; a beloved. પ્રાણપ્યારૂં; લાડકું.

**Darn,** *vt.* (ડાર્ન્) To sew together imitating the texture of the cloth. રફૂ કરવું; તુણવું.

**Dart,** *n.* (ડાર્ટ્) A pointed missile like a spear, an arrow &c. તીર; બાણ; ભાલો વગેરે. *vt.* to launch or hurl a missile. ફેંકવું. *vi.* to come swiftly. તીરની પેઠે આવવું.

**Dash,** *vt.* (ડેંશ્) To shatter. તોડી પાડવું. 2. To knock suddenly and violently. આફળવું; અફળાય તેમ ફેંકવું. 3. to cancel by a stroke of the pen. ચીરી નાંખવું; છેકવું. *vi.* to collide or come together with violence. અથડાવવું. *n.* A horizontal small line like [-] ગુરુરેખા. 2. Concussion or collision. ટક્કર; અથડાઅથડી. 3. Pushing nature; grit. જોસ; ધુંસણીઓ સ્વભાવ; તાકાત. **Dashing**=Colliding. અથડનારૂં; ઘસનારૂં.

**Dastard,** *n.* (ડેં'સ્ટર્ડ્) A coward; an effeminate person. બાયલો; બીકણ. **Dastardly,** *adv.* (ડેં'સ્ટર્ડલી) In a cowardly manner. બાઇલી રીતે; નામર્દાઇથી.

**Date,** *n.* (ડે,ટ્) The consecutive number of a day in a month. મિતિ; તારીખ; તિથિ; દહાડો-વાર. 2. Exact day, time &c. વર્ષ; વરસ. 3. The fruit of the date palm. ખજુરીનું ફળ. 4. Length of time; duration. મુદત. 5. Ground of inference (L. *data*). આધાર; મુદ્દાની વાત. *vi.* To have a date. તારીખ હોવી. 2. To begin from a particular time. પ્રારંભ-આરંભ-મંડાણ હોવું. *vt.* to note the day of writing on something. તારીખ નાંખવી.

**Date-tree,** *n.* (ડે,ટ-ટ્રી) Date palm. ખજુરીનું ઝાડ.

**Dative,** *n.* (ડે,'ટિવ્) (*In grammar*) Case of nouns expressing the remoteness of objects. ચોથી વિભક્તિ.

**Daub,** *vt.* (ડૉબ્) To apply or paint with some sticky substance. ચોપડવું; લપેટવું. 2. To decorate badly. કઢંગી રીતે શણગારવું. 3. To disguise. ઢાંકવું. *n.* A spotted and spoiled picture. ડાઘાડાઘા પાડેલું ચિત્ર-છબી.

**Dauby,** *a.* (ડૉબી) Adhesive; viscous. ચીકટ; ચીકણું.

**Daughter,** *n.* (ડૉ'ટર્) A female issue of human beings. છોકરી; દીકરી; બેટી; પુત્રી;કન્યા. 2. Daughter-in-law. દીકરાની વહુ.

**Daunt,** *vt.* (ડૉન્ટ) To terrify or intimidate. નાહિમ્મત-ધૈર્યભંગ કરવો; ડરાવવું; ગભરાવવું; ડરાવવું; હિમ્મત દાબી નાંખવી.

**Dauntless,** *a.* (ડૉ'ન્ટલિસ્) Courageous; bold. મર્દ; હિમ્મતવાન; ધૈર્યવાન.

**Dawdle,** *vi.* (ડૉ'ડલ્) To kill time. વખત કાઢવો.

**Dawn,** *n.* (ડૉન્) Day-break.પ્રાતઃકાળ;પ્રભાત; પરોઢિયું; મળસ્કું. 2. Rise; beginning; first appearance, beams.ઉદય;પ્રારંભ;આરંભ;શરૂઆત.

**Day,** *n.* (ડે,)The time between the rising and the setting of the sun. દિવસ; દિન; દહાડો. 2. A period of 24 hours. દિનરાત. **Auspicious day** = શુભ મુહૂર્તનો દિવસ **Day to day**=દિવસેદિવસે;પ્રતિદિન.**Now-a-days** =હમણાંહમણાં;હાલ**To win the day**=જય-વિજય મેળવવો. **Week-days** = કામ કરવાના દિવસ. 3. Time; age. કાળ; જમાનો; **Day-bed** = A sofa. કોચ; સોફા. **Day-book** = A book of daily account. રોજમેળ.**Day-break** = પ્રાતઃકાળ; પ્રભાત. **Day-maid** = દૂધવાળી. **Day-star**=the morning star.શુક્રનો તારો. **Day-light**=સૂર્યનું અજવાળું.**Day-time**= દિવસનો વખત.**Day-long**=આખો દિવસ ચાલતું.

**Dazzle,** *vt.* (ડૅઝલ)To blind by the glare of intense light. અંખવી-આંજવી નાંખવું. 2.To confound or overpower by show,splendour &c.; to strike with wonder or admiration. છક્ક કરી દેવું; આશ્ચર્ય પમાડવું; ચકિત કરવું.*n.* A blinding glare. આંજી નાખે એવું તેજ;ઝળહળાટ.

**Deacon,** *n.* (ડીકન્) An officer of the Romish church, next to the bishops & priests. ડીકન; ધર્માધિકારી. [L. *diaconus*, a servant.]

**Dead,** *a.* (ડેડ)Lifeless. મરેલું; મુએલું. **Dead body** = મુડદું. 2 Death-like; inanimate. મરી ગયા જેવું; જડ; નિર્જીવ. 3. Dim; not brilliant. ઝાંખું; મંદ; ફિક્કું. 4. Soundless. અવાજ વગરનું. **A dead shot** = આબાદ-રામબાણ નિશાન તાકનાર-તિરંદાજ. **A dead language** = બોલાતી નહિં એવી ભાષા. **A dead letter** = ન ધણિયાતો કાગળ. *n.* The dead persons (preceded by "the").

**Deaden,** *vt.* (ડૅ'ડન્) To blunt; to dim; to make less acute, vigorous &c; to retard. અશક્ત-કમી કરવું; નો વેગ ઓછો કરવો; અવાજ વગેરે બુઠો કરવો.

**Deadly,** *a.* (ડૅ'ડ્લી) Mortal. પ્રાણઘાતક;મારક. 2. Not be pacified. ક્રૂર. 3. Mortal. મરણાધીન. વિનાશી.**Deadof night**=મધ્યરાત્ર.**Deadly wound** = કારમો, જીવલેણ ઘા.

**Dead-march,** *n.* (ડૅ'ડમાર્ચ્) A funeral song. મૃત્યુ રાગ.

**Deaf** *a.* (ડૅ'ફ્) Deficient in the faculty of hearing. સુનકાર; બધિર; બ્હેરૂં. 2. Careless; unheeding બેદરકાર; નિષ્કાળજી.

**Deafen,***vt.*(ડૅ'ફન્)To make deaf.બહેરૂં કરવું.

**Deaf-mute,** *n.* (ડૅ'ફ્મ્યૂટ્)A person wanting both speech and hearing. મુંગું તથા બ્હેરૂં માણસ.

**Deal,** *n.* (ડીલ્) Distribution of cards. પાનાની વ્હેંચણી. 2. A plank or board. દેવદારનું પાટીયું. 3. A share. ભાગ (મોટો). **A deal of trouble** = ઘણીજ મુશ્કેલી. *vt.*To divide or distribute. વહેંચવું; માંથી ભાગ કાઢી આપવો; ભાગ આપવો. 2. To give (as a blow &c.)

**Dealing,** *n.* (ડી'લિંગ્) Behaviour. વર્તણૂંક; ચાલચલગત; વહેવાર;આપલે;લેવડદેવડ.2. Exchange of goods; trade. વેપાર; લેવડદેવડ; ધંધો. 3. મારવું; લગાવવું. *vi.* To trade(followed by *in*). નો વેપાર કરવો; વેપાર ધંધો કરવો. 2. To distribute cards. પાનાં વહેંચવાં. 3. To behave or act. ચાલવું; વર્તન રાખવું. **To deal by**= વર્તવું. To deal in = નો વેપાર કરવો. **To deal with**=વર્તન રાખવું; ચાલવું; ખબર લેવી: ને યોગ્ય શિક્ષા વગેરે કરવી. **To deal out a blow**=માર મારવો. **A dealer** = વેપારી; ગંજીફાનાં પાનાં વહેંચનાર.

**Dean,** *n.* ( ડીન્ ) An officer of ( 1 ) a university (2) a church. યુનિવર્સિટીનો અથવા ધર્મનો અધિકારી; ધર્માધિકારી; કુલનાયક.

**Deanery,** *n.* ( ડી'નરી ) The residence or office of a dean. "ડીન"નું મકાન અથવા હોદ્દો.

**Dear,** *a.* (ડીર્) Scarce and costly. મોઘું; ભારે કીંમતનું. 2. Loved; esteemed. લાડકું; વહાલું. *adv.* At a high rate; dearly. ભારે કીંમતે; મોઘું. *n.* A beloved. વહાલું; પ્રાણપ્રિયા; વ્હાલી.

**Dear-born,** *n.* (ડી'રબૉર્ન્) A four-wheeled light carriage. ચાર પૈડાની એક હલકી ગાડી.

**Dearly,** *adv.* ( ડી'ર્લી ) At a high price. મોઘું; ઘણી કીમતે. 2. With great love. ઘણા પ્યારથી-વહાલથી.

**Dearth,** *n.* (ડાર્થ્) Want; famine; scarcity. દુકાળ; દુષ્કાળ; અછત; તોટો; મોંઘવારી; તંગાશ; અભાવ; ખોટ.

**Death,** *n.* (ડેથ્) Decease; extinction. મરણ; મોત. **Hour of do** = મરણઘડી-મરણકાળ. 2. Destruction; extinction. લોપ; નાશ. 3. The God of Death. જમદુત; કાળ. 4. A serpent so called from its poisonous bite. સર્પટોળી; લીલો અતિઝેરી સાપ. **Death bell** = મરણઘંટ. **Do warrant** = ફાંસીએ લટકાવવાનો સત્તાવાર હુકમ. **Do wound** = જીવલેણ ઘા. **To be the death of** = ના મરણનું-નાશનું કારણરૂપ થઈ પડવું. **Civil death** = દેશનિકાલની-જન્મટેપની સજા. **Spiritual do** = અતિ પાપીષ્ટપણું; ધર્મપતન. **Death-bed** = મરણપથારી; મરણશૈયા.

**Death-less**, *a.* ( ડે'થ્લેસ્ ) Immortal; perrenial. અમર; ચિરસ્થાઈ; હંમેશ ટકી રહે એવું.

**Debar**, *vt.* ( ડીબા'ર્ ) To bar or shut out from.અમુક કામમાંથી રદબાતલ કરવું;વચ્ચે આવી નડવું.

**Death-struggle**, *n.* ( ડે'થસ્ટ્રગલ્ ) The agony at the time of death. મરણવેદના;મરણકષ્ટ.

**Debark**, *vt.* (ડીબા'ર્ક્) To land from a vessel. વહાણમાંથી કિનારે ઉતરવું.*vi.* To lend. કિનારે ઉતરવું-કાંઠે જવું.

**Debase**,*vt.*(ડીબે,'સ્)To demean,or degrada. હલકું પાડવું-કરવું; ઉતારવું.

**Debeasment**, *n.*(ડીબેયસ્મેન્ટ્)Humiliation. માનહાનિ; નિચી સ્થિતિ; ઘટાડો; બગાડો.

**Debasing**, *a.* (ડીબેયસિન્ગ્) Degrading; tending to lower or de grade. નીચું-હલકું પાડનાર; નીચું પાડે એવું.

**Debate**, *n.* (ડીબે,'ચટ્) Wordy contention or dispute. વાકયુદ્ધ; તકરાર; વાદવિવાદ; કજીયો; તકરાર. *vi.* To argue;to discuss to strive to maintain a cause by reasoning. વાદવિવાદ ચલાવવો-તકરાર કરવી. *vt.* To argue about something. ની વિષે વાદવિવાદ-તકરાર ચલાવવી.

**Debater**, *n.* (ડીબે'યટર્) An arguer;a man who discusses a point. વાદવિવાદ કરનાર; તકરાર ચલાવનાર.

**Debauch**, *vt.* (ડીબૉ'ચ્) To currupt or vitiate; to pollute. ને નીતિભ્રષ્ટ કરવું; બગાડવું; નું પતિવ્રત ભંગ કરવું;ની આબરૂ લેવી.*vi.*To revel or riot. વ્યભિચાર વગેરે બદકર્મો કરવાં. *n.* Intemperance; lewdness; drunkenness. છાકટાઇ; વ્યભિચાર.

**Debauchee**, *n.* (ડીબૉ'શી) A profligate. રંડીબાજ: વ્યભિચારી; છાકટો; લંપટ; છીનાળવો.

**Debauchery**, *n.* (ડીબૉ'ચરી) Sensual indulgence; profligacy. રંડીબાજી;વ્યભિચાર; છાકટાઈ; બદકર્મ; દુર્વ્યસન,

**Debenture**, *n.* (ડીબે'ન્ચર્) A deed or document issued generally by corporate bodies, changing certain property with the repayment of money lent and with interest on the sum lent. લ્હેણુચિઠ્ઠી;ડીબેન્ચર. 2. A custom-house certificate. કસ્ટમનું સર્ટિફિકેટ-રવાચિઠ્ઠી.

**Debilitate**, *vt.* (ડેબિ'લિટે,ટ્) To weaken. ની શક્તિ ઘટાડવી. [L. *de*, & *habilis*, able.]

**Debility**, *n.* (ડેબિ'લિટી) Weakness; want of strength or vigour. કમકૌવત; નાકૌવત; અશક્તાઇ; નબળાઇ; નબળાપણું.

**Debit**, *n.* (ડેબિટ્) That which is entered in account as a debt. ઉધાર રકમ 2. The side of an account in which all the debts are entered. ઉધાર બાજુ. 3. Debt or money due. લહેણું. *vt.* To enter an account on the debtor side of the ledger; to charge with a debt. ખાતે લખવું-ખાતે લહેણું કહાડવું; ખાતે ઉધારવું. [L. *debed*, I owe.]

**Debonair**, *a.* (ડેબૉને',ર્) Urbane; polite. નમ્ર; સભ્ય; બેધડક.

**Debris**, *n.*(ડે',બ્રી)Ruins;rubbish;fragments. કચરો; ભુકો; પહાડમાંથી જુદા પડેલા તળેટીના પથરા,

**Debt**, *n.* (ડેટ્) Anything that one owes; an obligation; a liability. દેવું; કરજ. **The d. of nature**=મરણ. [L. *debeo*, I owes;

**Debtor**, *n.* (ડે'ટર્) One who owes something; an obligee. દેવાદાર; કરજદાર. [L. *debe,o* I owe.]

**Debut**, *n.* (ડે',બુ) A first appearance or entrance as of an actor upon stage &c.; a beginning. પ્રારંભ; પહેલ વહેલુંજ આવવું-દેખાવવું તે; આરંભ; શરૂઆત.

**Decade**, *n.* (ડી'કે,ડ્) A period of ten years. દસકો; દશક.

**Decagon** *n.* (ડે'કૅગાન્) A figure of ten sides and ten angles. દસ બાજુ અને દસ ખુણાવાળી આકૃતિ. [Gr. *deca*, ten and *gonia*, an angle.]

**Decalogue**,*n.*(ડે'કૅલૉગ્) The ten commandments of God ઈશ્વરનાં દસ વચનો-દસ આજ્ઞા. [Gr. *deca*, ten & *logos*, speech.]

**Decamp**, *vi.* (ડીકૅ'મ્પ્) To march off or depart from a camp; to take oneself off secretly. છાવણી-મુકામ ઉઠાવવો; ન્હાસી જવું; પોલ થવું.

**Decant-tate**, *vt.*(ડીકૅ'ન્ટ-ડીકૅ'ન્ટે,ટ્) To pour off gently from a vessel. નિતારવું; ઉપર ઉપરથી નિતારી લેવું.

**Decanter**, *n.* (ડીકૅ'ન્ટર્) A glass vessel. કાચનું પવાલું-પ્યાલો. [Gr. *kanthalos*, a large drinking vessel.]

**Decapitate**, *vt.* (ડીકૅ'પિટે,ટ્) To behead. ગર્દન મારવી; શિરચ્છેદ કરવો; નું માથું-ડોકું કાપવું. [L. *de* & *caput*, the head.]

**Decapitation**,*n.* (ડીકૅપિટે,'શન્)Beheading; execution. ગર્દન મારવી તે; માથું-ડોકું કાપવું તે. [L. *de*, and *caput*, the head.]

**Decay**, *vi.*(ડીકે,') To decline; waste, wither, diminish, fade or rot gradually. નાશ પામવું-કરમાઇ-ચિમળાઈ જવું; બગડી જવું; ધીમે ધીમે ખરાબ થઇ જવું. *vt.* To cause to waste, wither or rot. બગાડવું; કોહવડાવવું; નાશ પામે-કરમાઇ જાય એવું

કરવું. *n.* Destruction; corruption; decline; rotting. બગાડ-કોહી જવું તે-નાશ; ખરાબી. [L. *de* & *cado*, I fall.]

**Decease,** *n.* (ડીસી'સ્) Death; departure. મોત; મરણ. [L. *de* & *cedo*, I go.]

**Deceased,** *n.* (ડીસી'સ્ડ્) The person dead. મરનાર માણસ; મૃત.

**Deceit**, *n.* (ડીસી'ટ્) Deception; fraud; a trick with an intention to cheat. ઠગાઇ; લુચ્ચાઈ; હરામખોરી; પ્રપંચ; યુક્તિ; કપટ.

**Deceitful,** *a.* (ડીસી'ટ્ફુલ્) Treacherous; cheating. ધૂર્ત; ઠગ; પ્રપંચી; દગલબાજ; કપટી. **Deceitfulness** = Treachery; cheating. દગલબાજી; ઠગવાની ટેવ; કપટ; છળવિદ્યા; ધૂર્તપણું.

**Deceive,** *vt.* (ડીસી'વ્) To cheat, delude or defraud. ઠગવું; છેતરવું; ભોળવવું; ભરમાવવું; છળ-પ્રપંચ કરવો; દગો દેવો.

**Deceiver,** *n.* (ડીસીવ'ર્) One who cheats. દગો દેનાર; દગલબાજ માણસ.

**December,** *n.* (ડીસે'મ્બર્) The last month of the English year. અંગ્રેજી વર્ષનો છેલ્લો મહીનો. [L. *decem*, ten.]

**Decency**, *n.* (ડી'સન્સી) Refinement; politeness; seemliness; becoming behaviour; freedom from obscenity. યોગ્યતા; સભ્યતા; વિનય; લાયકી.

**Decennial,** *a.* (ડીસે'નિઍલ્) Occurring or coming every tenth year (as the census). દશ વર્ષનું; દર દશ વરસે આવતું; દશ વાર્ષિક.

**Decent,** *a.* (ડી'સન્ટ્) Seemly; becoming. યોગ્ય; ઘટિત; લાયક; ઉચિત. 2. Comely; graceful. દેખાવડું; સુંદર; ખુબીવાળું. 3. Respectable. આબરૂદાર; નઠારૂં ન દેખાય એવું; વ્યવહારિક.

**Decently,** *adv.* (ડી'સન્ટ્લી) In a decent manner. યોગ્ય-લાયક-ઘટતી રીતે.

**Deception,** *n.* (ડીસે'પ્શન્) Fraud; artifice. છેતરપીંડી; છળ; કપટ. 2. Deceit; duplicity; guide; double-dealing; delusion. છેતરવું તે; કપટ; પ્રપંચ.

**Deceptive,** *a.* (ડીસેપ્ટિવ્) Fraudulent; deceitful. છેતરતું; કપટ-પ્રપંચ કરતું; ભ્રાંતિજનક; ભુલાવામાં નાખે એવું.

**Decidable,** *a.* (ડીસા'ઈડબલ્) Capable of being determined. ઠરાવવા યોગ્ય-નક્કી કરવા જેવું.

**Decide,** *vt.* (ડીસા'ઇડ્) To resolve; to determine; to settle; to fix. ચુકવવું; નો નિવેડો-ફેંસલો આપવો; નિશ્ચય કરવો. [L. *de* & *caedo*, I cut.]

**Decided,** *a.* (ડીસા'ઈડિડ્) Resolute; fixed; settled. નિશ્ચિત; નિશ્ચયવાળું; સિદ્ધ; શંકા વિનાનું; શક રહિત.

**Decidedly,** *adv.* (ડીસા'ઇડિડ્લી) Certainly; clearly; undoubtedly. સાફ-સ્પષ્ટ રીતે.

**Decimal,** *a.* (ડે'સીમલ્) Tenth; reckoned or numbered by ten. દશમું; દશાંશ. **D. fractions.** = દશાંશ અપૂર્ણાંક. **D. point,** = દશાંશ ચિન્હ. *n.* A decimal fraction. દશાંશ અપૂર્ણાંક. **Recovering d.** = પુનરાવર્તી દશાંશ અપૂર્ણાંક. [L. *decem*, ten.]

**Decimate,** *vt.* (ડે'સીમે,ટ્) To divide into ten parts and select one of them. નો દશમો ભાગ-દશાંશ લેવો; ના દસભાગ કરી તેમાંથી એક ચુંટી કાઢવો. [L. *decem*, ten.]

**Decipher,** *vt.* (ડીસા'ઇફર્) To render readable or intelligible. ઉકેલવું; સમજાવવું; બેસાડવું; નો અર્થ બેસાડવો-કેહેવો. 2. To mark. ચિન્હ-નિશાન કરવું; ને માટે અંકાવું; અંકિત કરવું.

**Decision**, *n.* (ડીસિ'શ્ઝન્) Resolution; settlement. ઠરાવ; નિશ્ચય; નિવેડો; તોડ; ફેંસલો. 2. The written judgement of the court. નિવાડાનું-ફેંસલાનું હેવાલપત્રક 3. Unwavering firmness. દૃઢ નિશ્ચય; દૃઢતા; સંકલ્પ. 4. The act of separation or cutting of, (rarely used in this sense.) ભાગ જુદા પાડવા તે-કાપવું તે; કાપણી.

**Decisive**, *a.* (ડીસા'યુસિવ્) Conclusive; final; absolute. છેલ્લું; આખરનું; નિશ્ચયકારક.

**Deck,** *vt.* (ડેક્) To decorate, cover, spread or array with. આચ્છાદિત કરવું; પેહરાવવું; ઉપર પાથરવું; ઢાંકવું; શણગારવું. 2. To prepare the deck of a vessel. વહાણનું તુતક જડવું. **To clear the deck** = લઢાઈ માટે તૈયારી કરવી.

**Declaim,** *vi.* (ડીક્લે,'મ્) To harangue; to make a formal speech or deliver an oration. મોટે સાદે ભાષણ કરવું; લાંબીલાંબી વાતો કરવી; લેકચર આપવું. [L *de* & *clamo*, I cry out.]

**Declamation,** *n.* (ડેક્લૅમે'યુશન્) Ostentations speech or display. શબ્દપાંડિત્ય; ભાષણ આપવું તે.

**Declamatory,** *a.* (ડીક્લૅ'મે,ટરી) Ostentations; figurative. અલંકારિક; શબ્દપાંડિત્યવાળું.

**Declaration**, *n.* (ડેક્લૅરે'યુશન્) A pubiic proclamation or announcement; a written document announcing something. જાહેરનામું; ઢંઢેરો; જાહેર ખબર; પ્રસિદ્ધિ; પ્રકટીકરણ; સ્પષ્ટ વચન; કહેલી વાત; એકરાર-કબુલત. **A solemn d.** = પ્રતિજ્ઞા,

**Declarative,** *a.* (ડીક્લૅ'રૅટિવ્) Announcing or proclaiming something. જાહેર કરતું-પ્રતિજ્ઞા કરતું; એકરારવાળું.

**Declare,** *vt.* (ડીક્લે'અર્) To announce, proclaim, assent publicly; to make clear. છાતી ઠોકીને-ખાત્રીપૂર્વક કહેવું; જાહેરનામું-ઢંઢેરો ફેરવવો; એકરાર-કબુલત આપવી; સાફ-સ્પષ્ટ કહેવું. *vi.* To proclaim oneself (a king &c.). પ્રગટ થવું; પોતે અમુક હોવાનું ઢંઢેરો-જાહેરનામું ફેરવવું.

**Declension,** *n.* (ડીક્લે'ન્શન્) A refusal. નકાર. 2. Incline. ઉતરતો ઢાળ-ઢોળાવ-ઝોક. 3. Cases of nouns. વિભક્તિરૂપ-પદ્ધતિ.

**Declinable,** *a.* (ડીક્લા'ઇનેબલ્) That can be inflected for cases. જેને વિભક્તિરૂપ લાગે એવાં (નામ).

**Declination,** *n.* (ડેક્લિને'શન્) Decay. પડતી દશા, કળા. 2. Inclination. નીચું નમવું-નમાવવું તે. 3. Refusal. નકાર. 4. Obliquity. વાંકા-આડા ચાલવું તે. 5. Distance from the celestial equator. ક્રાંતિ. 6. Horizon. દૃષ્ટિ-મર્યાદાનું વર્તુલ; ક્ષિતિજ.

**Decline,** *vt.* (ડીક્લા'ઇન્) To inflect. વિભક્તિનાં રૂપો લગાડવાં. *vi.* To refuse or not to comply. ના કહેવી; ઈન્કાર કરવો. ના પાડવી. 2. To decay. ઓછું થવું-ઘટવું; નમવું; ની પડતી આવવી. *n.* Gradual decay or determination. ઉતરતી અવસ્થા-કળા; પડતી. **D. of life** = ઉત્તર વય. 2. (**In medicine**) The time when a disease is becoming less and less dangerous. રોગ ઓછો થતો હોય તે વખત. [L. *de,* & *cleno,* I bend.]

**Declivity,** *n.* (ડેક્લિ'વિટી) A sloping incline. ઉતરતો ઢાળ; ઢોળો. [L. *de* & *clevis,* a slope.]

**Declivous,** *a.* (ડે'ક્લિવસ્) Sloping; inclining. ઢાળ-ઢોળાવવાળું; ધીમે ધીમે ઉતરતું.

**Decoction,** *n.* (ડીકૉ'ક્શન્) Boiled extract of something. કાઢો; ઉકાળો. [L. *de* & *coqno,* I cook.]

**Decompose,** *vt.* (ડીકૉમ્પો,'ઝ્) To resolve into original elements. મૂળ તત્વો જુદા પાડવાં-પૃથક્કરણ-વિઘટન કરવું. **Decomposition** = Separation into constituent parts. પૃથક્કરણ; વિઘટન.

**Decompound,** *vt.* (ડીકૉ'મ્પાઉન્ડ્) To compound a second time. ફરીથી-બીજીવાર મેળવવું. *a.* So compounded. એવી રીતે બીજીવાર મેળવેલું.

**Decorate,** *vt.* (ડે'કોરે,ટ્) To ornament; to beautify; to deck; to adorn; to embellish. શણગારવું; સુશોભિત કરવું; દેખાવડું કરવું; શોભાયમાન કરવું; ઘરેણાં પહેરાવવાં. [L. *decoro,* I render beautiful.]

**Decoration,** *n.* (ડેકોરે'શન્) Ornamentation; the act of beautifying. શોભાયમાન કરવું તે; પહેરાવવું તે; શણગારવું તે. 2. A sign of distinction or honour. ચાંદ વગેરે.

**Decorative,** *a.* (ડે'કોરે,ટિવ્) Adorning; serving to decorate or embellish. શોભાયમાન કરતું; અલંકૃત કરતું; શણગારતું-શણગારવા લાયક.

**Decorous** *a.* (ડીકો,'રસ્) Seemly; befitting; becoming. ઘટિત; તથા યોગ્ય; ઘટે એવું; શોભે એવું.

**Decorum,** *n.* (ડીકો,'રમ્) Decency; propriety of manner or behaviour. યથાયોગ્ય વર્તણુક; માનપાન; આદર સત્કાર.

**Decoy,** *vt.* (ડીકૉ'ય્) To allure, entrap or deceive. લલચાવવું; ફસાવવું; પેચમાં નાંખવું; ફોસલાવવું. *n.* A bait; an allurement for entrapping. લલચાવનાર-ફાંદામાં નાખનાર વસ્તુ.

**Decrease,** *n.* (ડીક્રી'સ્) The wane (of the moon) ચંદ્રનો કળાક્ષય. 2. Gradual diminution or decay. ધીમે ધીમે ઓછું થવું તે. *vi.* To lessen gradually. કમી-ઓછું-ટુંકું થવું. *vt.* To cause to lessen gradually. કમી-ઓછું-ન્યૂન-ટુંકુ કરવું. [L. *de,* small & *creseo,* I grow.]

**Decree,** *n.* (ડીક્રી') An authoritative order, especially that of a court of law. કોરટનો ફેંસલો-નું હુકમનામું. 2. Destiny. ભાવિ-કર્મ-લિખિત ભવિષ્ય; વિધિલેખ. *vt.* To give a judgment in a court of law. ઠરાવ-હુકમ નામું કરવું. 2. To give a final decision. છેવટનો નિકાલ-ફેંસલો આપવો. [L. *de,* & *cerno,* I judge.]

**Decrement,** *n.* (ડે'ક્રીમેન્ટ્) Gradual dimunition. ન્યૂનતા; ઓછા પડવું; ઘટ. 2. A quantity of decrease. તુટ; ખોટ; ઘટ; ઓછા થયાનું પ્રમાણ.

**Decript,** *a.* (ડીક્રે'પ્ટ્) Bowed down with age. જરાગ્રસ્ત; ઉમરને લીધે વાંકુ વળી ગયેલું. [L. *de* & *crepo* I crack.]

**Decrepitude,** *n.* (ડીક્રે'પિટ્યુડ્) Broken and crazy physical state due to old age. જરાવસ્થા; ઘડપણ; વૃદ્ધાવસ્થા.

**Decrescent,** *a.* (ડીક્રે'સન્ટ્) Gradually diminishing. ઓછું થતું.

**Decretal,** *a.* (ડીક્રી'ટલ્) In the form of or containing a decree. હુકમનામા-ઠરાવ સંબંધી. *n.* A decree. સત્તાથી કરેલી આજ્ઞા.

**Decrial,** *n.* (ડીક્રા'ઍલ્) A crying down. આક્ષેપ; અપવાદ; ધિક્કારવું તે; ઠપકો દેવો તે.

**Decumbent,** *a.* (ડીક'મ્બન્ટ્) Recumbent; prostrate. પડેલું; સુતેલું. [L. *de,* & *cumbo,* I lie down.]

**Decuple,** *a.* (ડે'ક્યુપલ્) Tenfold. દશગણું; દશપુટ. *n.* A tenfold number. દશગણી સંખ્યા-આંકડો. *vt.* To decimate. દશગણું કરવું.

**Dedecorate,** *vt.* (ડીડે'કોરેયૂટ) To deprive of all ornamentation; to humble down the respect&c.of.માનભંગ કરવો-શણગાર ઉતારી લેવો.

**Dedicate,** *vt.* (ડેડિકે,'ટ) To Set apart and consecrate for sacred purpose; to devote to a sacred use.ધર્મના-પવિત્ર ઉપયોગ માટે કાઢવું; ચઢાવવું; અર્પણ કરવું. 2.To devote oneself or to give oneself up wholly to. તનમન અર્પણ કરવું.3.To inscribe or address to a patron or friend. ગ્રંથાર્પણ ક૦. [L. *de*, & *deco*, I proclaim]

**Dedication,** *n* (ડેડિકે'યશન્)Consecration; solemn appropriation; complete devotion of oneself. અર્પણ. ધર્માર્પણ; દેવને અર્પણ કરવું તે. 2.An address to a patron.ગ્રંથાર્પણ.

**Dedicatory,** *a.* (ડે'ડિકેયટરી) Serving as a dedication. અર્પણાત્મક; ગ્રંથાર્પણાત્મક.

**Deduce,** *vt.*(ડીડયૂ'સ)To draw a conclusion from; to conclude from.માંથી ખ્યાલ બાંધવો; માંથી કાઢવું-દોરવું; માંથી અનુમાન-સિદ્ધાંત કાઢવો; ઉપરથી અનુમાન કરવું. 2. To deduct. (used rarely). બાદ કરવું-ઓછું કરવું.

**Deducement,** *n.* (ડીડયૂ'સમેન્ટ) Conclusion; inference. અનુમાન; તર્ક.

**Deducible,** *a.* (ડીડયુ'સિબલ) Capable of being inferred from or concluded from. ઉપરથી અનુમાન કરી શકાય એવું; અનુમાનસાધ્ય; સિદ્ધાંતપૂર્વક અનુમાન થઈ શકે એવું.

**Deduct,** *vt.* (ડીડ'કટ) To lessen (from); to take away (from). બાદ કરવું-ઓછું કરવું. 2. To infer. તર્ક-અનુમાન દોરવું. [L. *de*, out of and *duco*, I lead.]

**Deduction,** *n.* ( ડીડ'કશન્ ) Conclusion; inference. અનુમાન; તર્ક; સિદ્ધાંતપૂર્વક અનુમાન. 2. The process (in logic) of arriving at a correct conclusion from a given set of premisses. સિદ્ધાંતપૂર્વક અનુમાન કાઢવાની તર્કશાસ્ત્રના નિયમ પ્રમાણે ક્રિયા. 3. Lessening from; taking away from. બાદબાકી; બાદ-ઓછું કરવું તે.

**Deductive,** *a.* ( ડીડ'કિટવ્ ) Pertaining to deduction; arrivable at by deduction (as a conclusion.) અનુમાનથી કાઢી શકાય એવું (સત્ય).

**Deed,** *n.* (ડીડ્) An achievement; an act પરાક્રમનું કામ; કામ. 2. A written document. દસ્તાવેજ; લેખ. **D. of acqittance** = રાજીનામું; ફારગતી. **Indeed** = ખરી વાત; બેશક; ખરેખર.

**Deem,** *vi.* (ડીમ્) To think. ખ્યાલ બાંધવો; ધારવું; વિચાર કરવો. *vt.* To be of opinion. વિચાર કરવો.

**Deep,** *a.* (ડીપ્) Descending far downward. ઉંડું; ખોલ. 2. Profound; penetrating. ભરપુર; ગાઢ; ઘોર; પુરૂં; પક્કું; ઉંડું; ઉંડી ભાવના-વિચારવાળું. 3. Strongly coloured. ઘેરા રંગનું. 4. Unintelligible; mysterious. ગહન; ગૂઢ; ભારે. *n.* (The) ocean; sea. સમુદ્ર; દરિયો. 2. Anything incomprehensible, mysterious, dark &c. નહિં સમજી શકાય તેવી-ગૂઢ-ગહન બાબત.

**Deepen,** *vt.* (ડી'પન્) To make deep. ઉંડું-ખોલ કરવું. 2. To make more intense or dark (as colour.) વધારે ઘેરૂં-ગાઢું-ઘેરા રંગનું કરવું. 3. To make more grave, sad, gloomy &c. વધારે ગંભીર, દુઃખી બનાવવું, વધારે વિચારશીલ બનાવવું. *vi.* To become deeper,more profound &c. વધારે ઉંડું-ગંભીર-વિચારશીલ બનતા જવું.

**Deep-laid,** *a.* (ડી'પલે,ડ) Organised well ( as a plot &c).ચતુરાઈ-હોશિયારીથી કરેલું(કાવત્રું). 2. Placed deep under ground ( as pipes &c ). જમીનની ખુબ નીચેથી લઈ જવામાં આવેલું.

**Deeply,** *adv.* (ડી'પલી) Gravely. ગાંભીર્યથી. 2. With great sorrow. ઘણી દિલગિરી સાથે. 3. Far below the surface. ઘણે ઉંડે સુધી. 4. With profound skill or learning. ઘણીજ ચતુરાઈથી-હોશિયારીથી;વિદ્વાન રીતે;વિદ્વતાભરેલી રીતે.

**Deepness, depth,** *n.* (ડી'પનિસ-ડેપ્થ્) profoundness; the state or quality of being deep. ગાંભીર્ય; ઉંડાપણું; ઉંડાઇ; ગાઢતા; પ્રૌઢતા; ગંભીરપણું; ગંભીરતા.

**Deer,** *n.* (ડીર્) A ruminant horned quadruped of the forest. હરણ; સાબર.

**Deer-hound,** *n.* (ડી'ર હાઉન્ડ) A hound used to chase the deer. મૃગયાનો એક કુતરો.

**Deface,** *vt.* (ડીફે,'સ) To render ugly or disfigure; to erase or cancel. કદરૂપું કરવું; ની સુરત બગાડવી; તે છેકવું-છેકાછેકી કરવી. [L. *de*, & *facio*, I do.]

**Defacement,** *n*(ડીફે,'સમેન્ટ) Disfigurement. સુરત બગાડવી તે; છેકાછેકી કરવી તે; છેકવું તે.

**Defalcate,** *vt.* (ડીફે'લકે,ટ) To take away or deduct. લઇ જવું; ઓછું કરવું. *vi.*To embezzle money given in trust or during the course of official duties &c. ભરોસે મુકેલા-આપેલા નાણાં ખાઇ જવાં-ઉચાપત કરવાં. [L. *de*, & *facis*, a sickle.]

**Defalcation,** *n.* (ડીફૅલ્કે'યશન્) Lessening; diminution. ઓછું થવું તે; ઘાટ. 2. Embezzlement. નાણાંની ઉચાપત.

**Defamation,** *n.* (ડીફૅ'મે,શન્) Calumny; slander; aspersion. લાયબલ; આબરૂ-ઈજ્જત લેવી તે; બદનામી.

**Defamatory,** *a.* (ડીફૅ'મેટરી) Libelous; calumnious. આબરૂને નુકસાન પહોંચાડે એવું; આબરૂ જાય એવું, કીર્તિહારક.

**Defame,** *vt.* (ડીફે,'મ્) To libel or calumniate. આબરૂ લેવી; પ્રતિષ્ઠા ઘટાડવી. 2. To accuse. -ની ઉપર તહોમત-આરોપ મૂકવો. *n.* Disgrace. બેઆબરૂ; અપકીર્તિ. [L. *e, fama,* a report.]

**Default,** *n.* (ડીફૉ'લ્ટ્) Fault; failing; failure; offence; a neglect of duty; a breach of duty. ભુલ; ચુક; ગફલત; કસુર; વાંક; ગુન્હો. **In default of**=એમ ન થાય-બને તો. *vt.* To fail to perform; to neglect; to make a mistake. ભૂલ-ચુક-કસુર-ગફલત કરવી. 2. To fail to appear when summoned in court. કોર્ટમાં હાજર થવાનું ચુકી જવું. **Defaulter**=One who neglects, makes a mistake, or fails to perform some duty. ચુક-ગફલત કરનાર, હિસાબચોર. 2. One who fails to appear at a court of law when summoned. કોરટમાં હાજરી નહીં આપનાર.

**Defeasance,** *n.* (ડીફી'ઝન્સ્) Rendering null and void; cancellation. રદબાતલ કરવું તે-નકામું કરવું તે. 2. A condition which render a contract null and void. મુખ્ય દસ્તાવેજ રદ થાય એવી કોઈ શરત. 3. Defeat. હાર.

**Defeasible,** *a.* (ડીફી'ઝિબલ્) Voidable; cancellable. રદબાતલ કરી શકાય એવું; બાતલ કરવા યોગ્ય.

**Defeat,** *n.* (ડીફી'ટ્) An overthrow. પરાજય; હાર; પરાભવ. 2. Ruin; destruction. નાશ. *vt.* To vanquish; to frustrate; to render null and void. હરાવવું; ધૂળ મેળવવું; રદ-બાતલ કરવું; પરાભવ-પરાજય કરવો.

**Defecate,** *vt.* (ડૅ'ફીકે,ટ્) To purify or clean. સાફ-નિર્મળ કરવું. [*de & fecis,* dregs.]

**Defect,** *n.* (ડીફે'ક્ટ્) Fault; blemish; deficiency. ખોડખાપણ; અપૂર્ણતા; ખામી; દોષ; એબ; કસર. [L. *de & facio,* I do.]

**Defection,** *n.* (ડીફે'કશન્) A falling away; a back-sliding a desertion; revolt from duty or allegiance. ત્યાગ; પરિત્યાગ; ફીતુરી; તોફાન; છોડીને નહાસી જવું તે; પાછા પડવું તે.

**Defective,** *a.* (ડીફે'ક્ટિવ્) Possessing defect; faulty. ખોડખાપણવાળું; અપૂર્ણ; ખામીવાળું; દોષયુક્ત; એબવાળું. 2. Lacking in some forms (as a verb.) ક્રિયાપદના પુરેપુરાં રૂપાખ્યાન ન આપી શકાય એવું.

**Defedation,** *n.* (ડીફેડે',શન્) Corruption. ખરાબી; ભ્રષ્ટતા; વટાળ. [L. *de, & fœtedus,* foul.]

**Defence,** *n.* (ડીફે'ન્સ્) Shelter; protection, રક્ષણ; આશ્રય; શરણાગત; બચાવ. 2. The answer of the defendant to charge. પ્રતિવાદીનો રદીઓ-ઉત્તર-જવાબ-બચાવ.

**Defenceless,** *a.* (ડીફે'ન્સલેસ્) Unsheltered; unprotected. રક્ષણ વિનાનું; બચાવ રહિત; આશ્રય વિનાનું.

**Defend,** *vt.* (ડીફે'ન્ડ્) To guard, protect or shelter. રક્ષણ-બચાવ કરવો; નો બચાવ કરવો. 2. To contest; to argue against; to oppose. સામી તકરાર લેવી; સામે જવાબ દેવો. [L. *de, & fendo,* I strike.]

**Defendant,** *n.* (ડીફે'ન્ડન્ટ્) A protector. રક્ષણ કરનાર-આશ્રય આપનાર. 2. The party against whom a complaint is lodged in a Court of Law. પ્રતિવાદી.

**Defender,** *n.* (ડીફે'ન્ડર્) A shelterer. રક્ષણ-બચાવ કરનાર.

**Defensible,** *a.* (ડીફે'ન્સિબલ્) Capable of being defended. શરણીય; બચાવ કરી શકાય એવું; રક્ષણીય.

**Defensive,** *a.* (ડીફે'ન્સિવ્) Serving as a protection or defence. રક્ષણોપયોગી, બચાવ કરવાને યોગ્ય-લાયક; બચાવ-રક્ષણ કરે એવું. **D. weapons**=રક્ષણોપયોગી શસ્ત્ર; બચાવનાં સાધન.

**Defer,** *vt.* (ડીફ'ર્) To postpone or delay. મુલતવી રાખવું. 2. To refer or lay before. ને રજુ કરવું; ની આગળ મુકવું-લઈ જવું. 3. To offer. અર્પણ કરવું. *vi.* To submit. તાબે થવું. 2. To put off or delay. વાર લગાડવી. [L. *dis,* & *ferro,* I bear.]

**Deference,** *n.* (ડૅ'ફરન્સ્) Respect; high regard. વિનય; માન; મર્યાદા.

**Deferential,** *a.* (ડૅફરે'ન્શલ્) Respectful.

**Defiance,** *n.* (ડીફા'યન્સ્) Regardless trespass. અવગણના; બેદરકારી. 2. Challenge. યુદ્ધનિમંત્રણ. **To bid defiance**="આવી જા" એમ કહેવું; સામા થવું.

**Defiant,** *a.* (ડીફા'યન્ટ્) Characterized by boldness or insolence. ઉદ્ધત; લડવાને તત્પર; કેડ બાંધીને ઉભેલું; બેદરકારીવાળું.

**Deficiency,** *n.* (ડીફિ'શન્સી) Inadequacy; failure; want. કસર; ખોટ; કમીપણું; કોતાઇ; ન્યૂનતા.

**Deficient,** *a.* (ડીફિ'શન્ટ્) Wanting; inadequate. ઘટતું; ખુટતું; કસરવાળું; થોડું; ન્યૂન; અપૂર્ણ; અધુરૂં; ઓછું; કમી.

**Defile,** *vt.* (ડીફા'ઇલ્) A ravine. નેળ; નાળ; ગલી; સાંકડો રસ્તો. 2. The raising of exterior defences in a fort. કિલ્લાના અંદરના ભાગનું રક્ષણ કરવા સારૂ આગળનો ભાગ ઉંચો કરવો તે. *vt.* To corrupt or make dirty or foul.

અપવિત્ર-ભ્રષ્ટ-મેલું-ગંદું કરવું. 2. To ravish. આબરૂ લેવી; પતિવ્રત ભંગ કo. 3. To render unclear. વટલાવવું. *vi.* To march in a file. એક લાઇનમાં ચાલવું.

**Defilement**, *n.* (ડીફા'ઈલમેન્ટ્) Corruption; uncleanliness; foulness. મલિનતા; અપવિત્રતા; ભ્રષ્ટતા; બગાડ; આભડછેટ; વટાળ. 2. Ravishment. પાતિવ્રત્ય ભંગ.

**Definable**, *a.* (ડીફા'ઈનબલ્) Ascertainable; determinable. વ્યાખ્યા આપી શકાય-નક્કી કરી શકાય એવું.

**Define**, *vt.* (ડીફા'ઈન્) To bound or limit. ની સીમા-મર્યાદા બાંધવી. 2. To make certain. ચોક્કસ રીતે કહી-બતાવી આપવું. 3. To give the definition of. ની વ્યાખ્યા-નો અર્થ આપવો. [L. *de* & *finis*, limit.]

**Definite**, *a.* (ડે'ફ્નિટ્) Fixed; limited. સીમા-મર્યાદાવાળું; ચોક્કસ.

**Definiteness**, *n.* (ડે'ફિનિટનેસ્) Certainty; precision. નક્કીપણું; ચોક્કસપણું; ચોકસાઈ.

**Definition**, *n.* (ડેફિનિ'શન્) Explanation of the meaning of a word. વ્યાખ્યા 2. The act of defining. વ્યાખ્યા આપવી તે.

**Definitive**, *a.* (ડીફિ'નિટિવ્) Conclusive; final; positive; express. ચોક્કસ; છેલ્લું; મર્યાદા-સીમા બાંધી આપનારૂં. **Definitively**, *adv.* = Positively. નક્કી; ચોક્કસ.

**Deflagration**, *n.* (ડેફ્લૅગ્રે'શન્) A sparkling fire or conflagration. એકદમ તણખા નીકળે એવું બળવું; જોસભેર એકદમ ઉત્પન્ન થયેલ દાહ, વનદાહ.

**Deflect**, *vi.* (ડીફ્લે'ક્ટ્) To turn aside. વળવું; માર્ગ છોડવો; એક માર્ગ ઉપર બીજો માર્ગ લેવો. *vt.* To cause to turn aside. વળાવવું; એક માર્ગ ઉપરથી બીજા માર્ગ ઉપર લઈ જવું. [L. *de*, & *flecto*, I bend.]

**Deflouration**, *n.* (ડીફ્લાવ્રે'શન્) Rape. નું કૌમાર્ય ભંગ કરવું તે.

**Deflower**, **Deflour**, *vt.* (ડીફ્લા'વર) To strip of flowers or bloom and beauty. ફૂલ-ફૂલો ઉતારી લેવા. ખુબસુરતીનો નાશ-ભંગ કo. 2. To deprive of virginity. નું કૌમાર્ય ભંગ કરવું. [L. *de*, & *fluo*, I flow].

**Defluxion**, *n.* (ડીફ્લ'ક્શન્) *n.* A discharge of fluid matter from numerous membranes રસનું ઉતરવું-વહેવું તે. [L. *de* & *fluo*, flow)

**Defoliation**, *n.* (ડીફોલિએ'શન્) Leaf-fall; the act of shedding leaves. પાંદડાં ખરી પડવાં તે. [L. *de*, & *folium*, leaf.]

**Deform**, *n.* (ડીફૉ'ર્મ) To render or make ugly. બેડોળ-કદરૂપું બનાવવું; આકાર-ડોળ બગાડવો. *a.* Ugly. કદરૂપું; બેડોળ. [L. *de*, & *forma*, shape.]

**Deformity**, *n.* (ડીફૉ'ર્મિટી) Ugly shape; want of shape. કદરૂપાપણું; ખોડ-ખાંપણ; બદસુરત; કૂબડાપણું; ખામી; એબ.

**Defoul**, *vt.* (ડીફા'ઉલ્) To corrupt or defile. બગાડવું; અપવિત્ર, ખરાબ કરવું; ભ્રષ્ટ-મેલું કo.

**Defraud**, *vt.* (ડીફ્રૉ'ડ્) To deceive or cheat. દગો દેવો; ઠગવું; છેતરવું; ધૂતવું; પચાવી પાડવું. [L. *de*, & fraud.]

**Defray**, *vt.* (ડીફ્રે) To pay, discharge or bear the expenses of. ખરચના પૈસા આપવા. 2. To satisfy. સંતોષ પમાડવો; સંતોષાવવું.

**Defunct**, *a.* (ડીફ'ન્ક્ટ્) Deceased. મયત; મરનાર; મરેલું-મુવેલું. *n.* A dead person. મરી ગયેલો માણસ; મરનાર માણસ. [L. *de*, & *fungor*, I do.]

**Defy**, *vt.* (ડીફા'ઈ) To set at naught; to challenge. "આવી જા" એમ કહેવું; તુચ્છ-ન ગણકારવું; લડવાનું આમંત્રણ આપવું; આવ્હાન આપવું. [L. *dis*, & *fidul*, faith.]

**Degeneracy**, *n.* (ડીજે'નરસી) A decline in good qualities or virtues &c. ક્ષીણતા; ભ્રષ્ટતા; નબળી-ઉતરતી દશા; નબળું પડવું તે; નબળાપણું; બાપદાદાના સદ્ગુણો આપણામાં ન હોવા તે.

**Degenerate**, *a.* (ડીજે'નરેટ) Having declined in physical or moral worth. પતિત; બગડેલું; ઉતરતી દશા બેઠેલું; ક્ષીણ. *vi.* To decay or become worse physically or morally. બગડવું; ભ્રષ્ટ થતા જવું.

**Degeneration**, *n.* (ડીજેનરે'શન્) Degeneracy. ક્ષીણતા; નબળી સ્થિતિ. 2. The thing degenerated. નબળી પડી ગયેલી વસ્તુ-ચીજ. [L. *de* & *genus*, race.]

**Deglutition**, *n.* (ડીગ્લુટિ'શન્) Swallowing. ગળી જવું-ગળે ઉતારવું તે.

**Degradation**, *n.* (ડેગ્રેડે'શન્) A reducing in rank, office, dignity &c.; dishonour. હલકી પાયરીએ-દરજ્જે ઉતારવું તે; કિંમત-માનવજનમાં ઘટાડો કરવો તે.

**Degrade**, *vt.* (ડીગ્રે'ડ્) To lessen the value of. ની કિંમત ઘટાડવી; ને નીચું-હલકું પાડવું. 2. To lower in dignity or rank. પદભ્રષ્ટ-માનભ્રષ્ટ, બેઆબરૂ કરવું. [L. *de* & *gradus*; a step.]

**Degraded**, *a.* (ડીગ્રે'ડેડ્) Debased or dishonoured. માનભ્રષ્ટ;પદભ્રષ્ટ;પતિત; નીચું; હલકું.

**Degree**, *n.* (ડીગ્રી') Rank. પદ્ધી; પાયરી; દરજ્જો. 2. Grade. ક્રમ; અનુક્રમ; પ્રમાણ દરજ્જો; પદસ્થાન. 3. Measure of an angle. અંશ. 4. One three hundred and sixtieth of the circumference of a circle. ગોળ, વર્તુળાકારના પરિઘનો $\frac{1}{360}$ ભાગ. **D. of Latitude** = અક્ષાંશ. **D. of longi-**

**tude**=રેખાંશ. 4. A recognised diploma of a university or college. વિદ્યાલય તરફથી અપાતી પદ્ઘી. **By degrees**=ધીમે ધીમે **To a degree**=બે સુમાર; ઘણુંજ,બેહદ,બહુજ.

**Dehort,** *vt.* (ડીહૉ'ર્ટ્) To dissuade. થી આઘા રહેવાનો-ને તજી દેવાનો ઉપદેશ આપવો.[L. *de* & *horteo,* I urge.]

**Deification,** *n.* (ડીઈફીકે',શન્) Exaltation to the rank of a deity. દેવ તરીકે માનવું-પૂજવું તે.

**Deiform,** *a.* (ડીઇ'ફૉર્મ્) God-like in form. દેવરૂપ-દેવાકારનું.

**Deify,** *vt.* (ડી'ઇફાઈ) To worship as god' દેવ તરીકે માનવું-પૂજવું; ઈશ્વર રૂપે ગણવું-દૈવત તરીકે માનવું; દેવ ગણવો; દેવની હાર-પંક્તિમાં મુકવું. [L. *deus,* God & *facio,* I make.]

**Deign,** *vt.* ( ડેન્ ) To condescend or vouchsafe. ની કૃપા-મહેરબાની ક૦. યોગ્ય જાણવું; બક્ષવું; લાયક ગણવું. *vi.* To think worthy. લાયક ગણવું.

**Deism,** *n.* ( ડી'ઇઝમ્) A deist's creed or doctrine. સાંખ્યેશ્વર વાદ; ઈશ્વર માત્ર સૃષ્ટિ પેદા કરે છે પણ તે ચાલે છે મેળે, પોતાની પ્રકૃતિથી એવો મત; ઈશ્વર વિષે તર્કવાદ.

**Deist,** *n.*(ડી'ઈસ્ટ્)A reasonable believer in the existence of God. તર્કથી ઈશ્વરવાદી. [ L. *deus,* God.]

**Deity,** *n.* (ડી'ઈટી) God; divinity. ઈશ્વર; દેવ; દેવી; દેવતા; ઈશ્વરત્વ.

**Deject,** *vt.* (ડીજે'ક્ટ્) To make spirit-less. નાઉમેદ-નાહિમ્મત કરવું;ઉદાસ-દિલગીર કરવું. *a.* Sad. દિલગીર; ઉદાસ; ખિન્ન. [L. *de* & *jacio,* I throw.]

**Dejected,** *a.* (ડીજે'ક્ટેડ) Heavy at heart; sad. ખિન્ન; ઉદાસ; દિલગીર.

**Dejection,** *n.* (ડીજે'ક્શન્) Sadness; spiritlessness; disheartenment. નિરૂત્સાહ; દિલગીરી; નાઉમેદી; અફસોસ; વિષાદ. 2. Weakness. નબળાઇ.

**Delay,** *n.* (ડીલે,') To postpone or retard. ખોટી કરવી; વાર લગાડવી; ઢીલ કરવી. *n.* Postponement. વાર; ઢીલ. 2. Detention. રોકાણ.

**Dele,** *vt.* (ડીલી') To cancel. છેકવું; રદ કરવું. [L. *deleto,* I erase.]

**Delectation,** *n.* (ડીલેક્ટે,'શન્) Transport of joy. આનંદની અતિશયતા. [L. *delecto,* I delight.]

**Delegate,** *vt.* (ડે'લીગે,ટ્) To depute or commission. મુખત્યાર-વકીલ-પ્રતિનિધિ તરીકે હક આપી મોકલવું; ને સત્તા સોંપવી. *n.* One who is authorised to represent others. પ્રતિનિધિ; મુખત્યાર. [L. *de* & *lego,* I choose.]

**Delegation,** *n.* (ડેલીગે,'શન્) Choice or authorization of a delegate. વકીલની નીમણુંક; વકીલને સત્તા-અધિકાર સોંપવો તે.

**Delete,** *v.* ( ડીલી'ટ્ ) Blot out. છેકી, કાઢી નાંખવું. [L. *de, letum,* death.]

**Deleterious,** *a.* (ડેલીટી'રીઅસ્) Pernicious; destructive. ઝેરી; ઘાતક; નુકસાન કરે એવું. [L. *deleo,* I destroy.]

**Delf,** *n.* (ડેલ્ફ્) A pit. ખાડો. 2. Enamelled earthenware. સફેદ રોગાન ચઢાવેલાં વાસણ.

**Deliberate,** *vt.* (ડીલિ'બરે,ટ્) To reflect deeply; to think maturely. પાકો-પુખ્ત વિચાર કરવો. *a.* Slow and mature. ધીરૂં; ઠાવકું. 2. Formed (as an opinion) or taken (as an action) after mature reflection. ખુબ વિચારીને કરેલું; પુખ્ત વિચાર પછી કરેલું.

**Deliberately,** *adv.* (ડીલિ'બરે,ટલી) Purposely; after mature thought. જાણી જોઈને-બુઝીને; બુદ્ધિસર; વિચાર પૂર્વક.

**Deliberation,** *n.* (ડીલિબરે,'શન્) Mature reflection. પુખ્ત-ઠરેલ વિચાર; જાણી જોઇને કરવું તે. 2. Advice. મસલત; સલાહ; મનસુબો.

**Deliberative,** *a.* (ડીલિબરે,'ટિવ)Proceeding or acting by deliberation. વિચારપૂર્વક કરેલું; વિચારશીલ.

**Delicacy** *n.* (ડે'લિકસી) Nicety; daintiness. લાલિત્ય; રમણીયતા; સુંદરતા; રૂચિરતા. 2. Tenderness or softness. નરમાશ; મૃદુતા; કોમળતા. 3. Refined taste. સુધરેલપણું; સભ્યતા. 4. Effeminacy or weakness. નાજુકાઇ; દુર્બળતા. 5. Nice critical perception. સૂક્ષ્મ દૃષ્ટિ. *n.* A dainty food. મિષ્ટાન્ન; સ્વાદિષ્ટ જમણ. [L. *de,* & *lacio,* I entice.]

**Delicate,** *a.* (ડે'લીકે,ટ્) Fine; nice; elegant; luxurious. મધુર; શોભીતું; એશારામી; વિલાસી. 2. Slender or fine. નાજુક; ઝીણું; કાવલું; પાતળું. 3. Smooth or soft. સુંવાળું; નરમ; મુલાયમ. 4. Effeminate; not able to endure hardship. નબળું; અશક્ત; બાયલું; દુર્બળ.

**Delicately,** *adv.* (ડે'લિકે,ટલી) In a delicate manner. સુંદર-સુંવાળી રીતે; નાજુક પણે; ખોટું નહિ લાગે એવી રીતે; કોમલતાથી; મૃદુપણે.

**Delicious,** *a.* ( ડીલિ'શસ્ ) Exquisite; delightful. મધુર; આનંદ દાયક; ખુશનુમા;રમણીય. 2. Highly pleasing to taste or any other of one's senses. મધુર; રૂચિકર; મીઠું; સ્વાદિષ્ટ. **Delicious,landscape**=રમણીય સૃષ્ટિશોભા.

**Delight,** *n.* (ડીલા'ઈટ્) Great pleasure; joy. આનંદ; હર્ષ. *vt.* to cause great joy or to please highly. સંતોષ પમાડવો; આનંદ-હર્ષ ઉપજાવવો; ને ખુશ કરવું.[L. *de,* & *lacio,* I allure.]

**Delighted,** *a.* (ડીલા'ઇટિડ્) Highly pleased. આનંદી; ખુશ; સંતોષી; ઉલ્લાસી; હર્ષિત.

**Delightful,** *a.* (ડીલા'ઇટફૂલ) Highly pleasing or charming; exquisite. રમણીય; મઝેનું; આનંદકારી; હર્ષજનક; આનંદજનક.

**Delineament,** *n.* (ડીલિ'નીઆમેન્ટ) Picture; sketch. ચિત્ર; આલેખન; વર્ણન; રેખાચિત્ર.

**Delineate,** *vt.* (ડીલિ'નીએ,ટ) To sketch or draw a picture of; to describe. આલેખવું; રેખા કાઢવી; ચીતરવું; વર્ણન આપવું-કરવું.

**Delineation,** *n.* (ડીલિનીએ,'શન્) The act of sketching or describing. રેખાચિત્ર દોરવું-વર્ણન કરવું તે. 2. The sketch or description. રેખાચિત્ર; વર્ણન. [L. *de* & *linea*, a line.]

**Delinquency,** *n.* (ડીલિ'ન્ક્વન્સી) A crime; a mis-deed; a fault. અપરાધ; તકસીર; ખોટું કામ; દોષ; કસૂર.

**Delinquent,** *a.* (ડીલિ'ન્ક્વન્ટ) A guilty person; the defaulter. તકસીરવાન; દોષવાન; ગુન્હેગાર; પાપી; અપરાધી. [L. *de* & *linquo*, I leave.]

**Deliquate,** *vt.* (ડીલિક્વે,'ટ) To melt. પીગળાવવું. *vi.* To be melted. પીગળવું. [L. *de* & *liquo*, I make liquid.]-Deliquesce.

**Deliquescence,** *n.* (ડીલિક્વે'સન્સ) Liquification. પ્રવાહી-દ્રવીકરણ.

**Deliquescent,** *a.* (ડીલિક્વેસન્ટ) Changable to water by the heat of atmosphere. હવાથી ઓગળી-પીગળી જનાર.

**Delirious,** *a.* (ડીલિ'રિઅસ) Deranged. સનેપાત થયેલું; બકવા-લવારા પર ચઢેલું; ભ્રાન્તચિત્ત; સન્નિપાત થયા સરખું. [L. *de* & *lira*, a furrow.]

**Delirium,** *n.* (ડીલિ'રિઅમ્) Deranged state of the mind. ચિત્તભ્રમ; સન્નિપાત; ઉન્મત્ત વાયુ; જ્વરમોહ; ચાળો-લવારો-બકવા.

**Deliver,** *vt.* (ડીલિ'વર્) To release. છુટું કરવું; છોડી મુકવું; કેદમાંથી મુક્ત ક૦. 2. To rescue. છોડવવું; બચાવવું; છુટકારો કરવો. 3. To speak. બોલવું. **To deliver a lecture**=ભાષણ કરવું; વ્યાખ્યાન આપવું. 4. To entrust or make over; to give in possession of. (followed by "to".) આપવું; સ્વાધીન કરવું; આપી દેવું. 5. To give birth to a child. જણવું; પ્રસવ કરવો. [L. *de* & *libero*, I free.]

**Deliverance,** *n.* (ડીલિ'વરન્સ્) Rescue. છુટકારો; બચાવ. 2. Labour (of child-birth.) પ્રસવ; પ્રસૂતિ. 3. Speaking. બોલવું તે.

**Delivery,** *n.* (ડીલિ'વરી) Liberation; release. બચાવ; છુટકો; છુટકારો. 2. Surrender. શરણ. 3. Style of speaking. બોલવાની છટા; વાક્શૈલી. 4. Child-birth. પ્રસવ.

**Dell,** *n.* (ડેલ્) A small valley. ન્હાની ખોખીણ. 2. A young muwao. જુવાન સ્ત્રી.

**Delta,** *n.* (ડે'લ્ટા) A letter of the Greek alphabet. ગ્રીક મૂળાક્ષરનો ચોથો અક્ષર. 2. The mouth of a river. નદીનું મુખ.

**Delude,** *vt.* (ડીલ્યૂ'ડ્) To deceive; to dupe. ભરમાવવું; ફસાવવું; ધૂતવું; ભોળવવું. 2. To disappoint. નાઉમેદ કરવું. [L. *de* & *ludo*, I play.]

**Deluge,** *n.* (ડે'લ્યૂજ્) Innundation or flood. જળપ્રલય; રેલ. *vt.* to flood or innundate. પાણી પાણી કરી મુકવું; જળમય કરી મુકવું; ડુબાવવું. *vi.* To be flooded. રેલ આવવી; પાણી પાણી થઈ જવું. [L. *de* & *lavo*, I wash.]

**Delusion,** *n.* (ડીલૂ'ઝ્યન્) Mental deception; false belief. ભ્રમ; ભ્રાંતિ; માયા. 2. State of being misled. મોહ; ભુલવણી. 3. Cheating. છેતરવું તે; કપટ, મોહ.

**Delusive, Delusory,** *a.* (ડીલૂ'સિવ-ડીલૂ'સરી) Beguiling; deceptive. ભ્રમ-ભ્રાંતિમાં નાંખનાર; મોહ પમાડનાર; છેતરે-ભુલથાપ દે એવું; ભ્રાંતિજનક.

**Delve,** *vt.* (ડેલ્વ્) To dig. ખોદવું; પાણીમાં ડુબકી મારવી. *vi.* To labour with a spade. પાવડાથી મજુરી કરવી.

**Demagogue,** *n.* (ડે'મૅગૉગ્) A leading political orator. લોકનાયક; લોકોનો સરદાર. [L. *demos*, people & *ago*, I lead.]

**Demand,** *vt.* (ડીમૅ'ન્ડ્) To question or interrogate authoritatively. સત્તાવાર રીતે પુછવું. 2. To ask for as a right. હકથી માંગવું. 3. To need. ની જરૂર હોવી; જરૂર તરીકે માગવું. 4. To call into court. કોરટમાં બોલાવવું. *vi.* To ask. પુછવું. *n.* A rightful claim. હકદાર માગણી. 2. The thing claimed. દાવો. 3. Claiming what is due. ઉઘરાણી; દાવો; માગણી. 4. The thing claimed as due. લહેણું; માગણું. **On D.**=માગે ત્યારે.

**Demandable,** *a.* (ડીમૅ'ન્ડબલ) Claimable. હકથી માગવા યોગ્ય; દાવો કરવા યોગ્ય.

**Demandant,** *n.* (ડીમૅ'ન્ડન્ટ) Claimant. હકદાર; દાવો કરનાર; વાદી.

**Demarkation,** *n.* (ડીમાર્કે,'શન્) The act of limiting; a limit. સીમા બાંધવી-મર્યાદા નક્કી કરવી તે; મર્યાદા. [L. *de* & *mark*, a limit.]

**Demean,** *vt.* (ડીમી'ન્) To dishonour. હલકું-નીચે પાડવું; માનભંગ ક૦. 2. To behave. વર્તણુંક ચલાવવી; વાગવું; આચરવું; વર્તવું. [L. *de* & *mineo*, I threaten.]

**Demeanour,** *n.* (ડીમી'નર્) Conduct. વર્તણુંક.

**Demency,** *n.* (ડીમે'ન્સી) Deranged state of mind. બુદ્ધિ ભ્રંશ; ગાંડાપણું; ઘેલપણું; ચિત્ત ભ્રમ. [L. *de* & *mens*, the mind.]

**Dement,** *a.* (ડીમે'ન્ટ) Deranged. ગાંડું. *vt.* To make insane or delirious.ગાંડું–ઘેલું બનાવવું.

**Dementate,** *a.* (ડીમે'ન્ટે,ટ) Mad. ગાંડું; ઘેલું; દીવાનું. *vt.* To deprive of reason. ગાંડું–ઘેલું બનાવવું.

**Demerit,** *n.* (ડીમે'રિટ) Slight fault; defect. વાંક; દોષ; તકસીર.[L. *de* & *merio* I deserve.]

**Demesmerise,** *vt.* (ડીમે'ઝ્મેરાઈઝ઼) To release from hypnotic influence. તાંત્રિક જાદુ, મનોબળથી થએલ બેભાન અવસ્થામાંથી સચેતન કરવું–ચેતનમાં લાવવું.

**Demi,** *a.* (ડેમિ)Half. અર્ધું; અડધું.[L. *demi*, half.]

**Demi-god**, *n.* (ડે'મિ-ગૉડ્) Half God, half a deity. અર્ધ દેવ.

**Demise,** *n.* (ડીમા'ઇઝ઼) The decease of a distinguished man નામાંકિત માણસનું મોત-મરણ. [L. *de* & *mitto*, I send.]

**Democracy,** *n.* (ડીમૉ'ક્રસી) Government of the people, by the people themselves. પ્રજાસત્તાક રાજ્ય. 2. People collectively. લોક સમસ્ત; જનતા. [L. *demos*, the people & *kratos*, strength.]

**Democrat,** *n.* (ડે'મોક્રૅટ) A believer in democracy. પ્રજાસત્તાક રાજ્યમાં માનનાર. 2. One of the representatives of the people. પ્રજાથી નીમાયેલો માણસ.

**Democratic-cal,** *a.*(ડેમો'ક્રૅટિક-કલ્)Favouring or relating to democracy. પ્રજાસત્તાક રાજ્ય સંબંધી-રાજ્યને લગતું; પ્રજાસત્તાક રાજ્યમાં મનાતું.

**Demolish**, *vt.* (ડીમૉ'લિશ્) To abolish or to raze to the ground. ભાંગી તોડી નાંખવું; તોડી પાડવું; જમીન સપાટ-દોસ્ત કરવું. [L. *de*& *moles*, a mass.]

**Demolition**, *n.* (ડીમૉલિ'શન્) Utter overthrow; abolition; destruction; ruin. સત્યાનાશ; પાયમાલી; ખરાબી.

**Demon**, *n.* (ડી'મન્) A devil or an evil spirit. ભૂત; પિશાચ. 2 An infuriated or fiend-like person. ક્રોધોન્મત્ત માણસ; રાક્ષસી માણસ.

**Demoniac, demonial,** *a.* (ડીમો'નિઍક-ડીમો'નિઅલ્) About the demons.અસુર સંબંધી; આસુરી; પિશાચી. 2. Influenced by demons. ભૂત ભરાએલું. 3. Extremely wicked or cruel. રાક્ષસી; આસુરી; અતિ ક્રૂર.

**Demonic,** *n.* (ડેમૉ'નિક) A possessed human being. ભૂત આવેલું માણસ.

**Demonstrable,** *a.* (ડીમૉ'નસ્ટ્રબલ્) Capable of proof. સાબીત-સિદ્ધ થવા જોગ.

**Demonstrate,** *vt.* (ડેમૉ'ન્સ્ટ્રે,ટ્) To prove. સાબીતી આપવી-સિદ્ધ કરવું. 2. To show clearly; to make evident; to exhibit. બતાવવું-દેખાડવું. [L. *de* & *monstro*, I show.]

**Demonstration,** *n.* (ડેમૉન્સ્ટ્રે,'શન્)Proof. પ્રતિપાદન; સિદ્ધાંત. **Occular demonstration**=પ્રત્યક્ષ પ્રમાણ. 2. A show or manifestation. દેખાવ. 3. The act of giving a logical proof of a syllogism. પ્રતિપાદન; અવયવ સિદ્ધાંત. 4. A mass of troops. આડંબર માટે એકઠું કરેલું લશ્કર.

**Demonstrative,** *a.* (ડીમૉ'ન્સ્ટ્રૅટિવ્) Serving to prove. સિદ્ધ કરનાર-સાબીતી આપનાર; પ્રતિપાદક; બતાવી આપનાર. 2. Outwardly expressive of one's feeling. મનોવિકારદર્શક; દેખાવ,ડોળ કરે એવું.**D.pronoun**=દર્શક સર્વનામ.

**Demoralization,** *n.* (ડીમૉરલાઇઝે,'શન્) Corruption of morality. આચાર ભ્રષ્ટતા; ખરાબ-અનીતિમાન વર્તણુંક.

**Demonstrator,** *n.* (ડે'મૉન્સ્ટ્રે,ટર્) Professor's assistant. વડા ગુરૂ ઉપદેશે તે પ્રયોગ કરી દેખાડનાર; રસાયણ તથા પદાર્થ વિજ્ઞાનના પ્રયોગ કરનાર મદદનીશ.

**Demoralize,** *vt.* (ડીમૉ'રલાઇઝ઼) To vitiate or deprave. નીતિભ્રષ્ટ કરવું; બગાડવું. 2. To deprive of courage. નાહીમ્મત કરવું.

**Demotic,** *a.* (ડીમૉ'ટિક્) Pertaining to the people. લોકો વિષે-નું.

**Demulcent,** *a.* (ડીમ'લસન્ટ્) Mollifying; softening; lenient. નરમ પાડનાર; પોચું કરનાર [L. *de* & *mulceo*, I soften.]

**Demur**, *vi.* (ડીમ'ર્) To hesitate, pause or delay. અચકવું; ખમચાવું; ઢચુપચુ રાખવું; આચકો ખાવો. 2. To object. વાંધો ઉઠાવવો. *vt.* To entertain a doubt about. નો શક હોવો; ને આનાકાની-વિલંબ કરાવવો. *n.* Hesitation; objection. વિચાર; અટકાવ; આનાકાની; વાંધો. [L. *de* & *mora*, delay.]

**Demure,** *a.* (ડીમ્યૂ'ર્) Consciously grave; affectedly modest. ગંભીરપણાનો-લજ્જાનો-શરમાળપણાનો દેખાવ કરતું; ગોમુખું; ગરિબડું; શાણી બાઈ; બગભક્ત.

**Demurely,** *adv.* (ડીમ્યુ'રલી) In a demure manner. ગંભીરપણાનો દેખાવ કરી.

**Demurrage,** *n.* (ડીમ'રે,જ્) The time during which a vessel is detained, beyond that originally stipulated, in loading or unloading. કરારખતમાં ઠરાવ્યા કરતાં માલ ચઢાવવા ઉતારવામાં માલધણી તરફથી વહાણને વધારે વખત થયેલું રોકાણ. 2. The compensation in money

made by the freighter for such delay. ડામરેજ; આવી રોકાણ માટે માલધણીએ વહાણના માલિકને આપેલી નુકસાની; સ્ટેશનેથી માલ વખતસર નહિં લઇ જવા બદલ રેલ્વે વગેરેને આપવાનું મહેનતાણું.

**Demurer**, *n.* (ડીમ'રર) One who hesitates. ઢચુપચુ કરનાર; વાંધો લેનાર. 2. A stop by a party to an action. કાયદાનો વાંધો.

**Demy**, *a.* (ડીમા'ઇ) A size of paper about 22 by 18″. બાવીસ ઇંચ લાંબો અને અરાઢ ઇંચ પહાળો કાગળ; ડીમાઈ કાગળ.

**Den**, *n.* (ડેન્) A cave. ગુફા; *vt.* To dwell in a cave. ગુફામાં રહેવું-ભરાઇ બેસવું.

**Dendrology**, *n.* (ડેન્ડ્રૉ'લૉજી) The natural history of trees. વૃક્ષવર્ણનવિદ્યા. [Gr. *dendron*, a trees & *logos*, discourse.]

**Denial**, *n.* (ડીના'યલ્) Refusal. ઈનકાર; ના પાડવી તે; ખરૂં નથી એમ કહેવું તે. 2. A refusal to grant. આપવાની ના; નિષેધ. **D. of oneself** = ઇન્દ્રિયદમન; નિગ્રહ.

**Denizen**, *n.* (ડે'નિઝન્) A naturalized foreign citizen. શહેરી તરીકે ગણાયેલો પરદેશી; રહીશ.

**Denominate**, *vt.* (ડીનૉ'મિને,ટ્) To name, designate or entitle. સંજ્ઞા આપવી; નામ આપવું. [L. *de* & *nomen*, a name.]

**Denomination**, *n.* (ડીનૉમિને,'શન્) Designation or naming. નામ-સંજ્ઞા આપવી તે. 2. A name, designation or epithet. સંજ્ઞા; નામ; વિશેષણ. 3. A party. ટોળી; પક્ષ; પંથ.

**Denominator**, *n.* (ડીનૉ'મિને,ટર્) Origin of a name or designation. સંજ્ઞા-નામનું મૂળ. 2. That number placed below the line in vulgar fractions, which shows into how many equal parts, the integer is divided. છેદ (વ્યવહારૂ અપૂર્ણાંકનો).

**Denotable**, *a.* (ડીનો,'ટબલ્) That may be denoted or marked. સૂચનીય; લક્ષણીય; દર્શનીય; અભિધેય.

**Denotation**, *n.* (ડીનોટે',શન્) The act of denoting. સૂચન; નિશાની ચિન્હ; નિર્દેશ.

**Denote**, *vt.* (ડીનો',ટ્) To point out or indicate; to be the sign of. બતાવવું; દર્શાવવું; નું ચિન્હ-નિશાનીરૂપ હોવું. [L. *de* & *nota*, a mark.]

**Denouement**, *n.* (ડે,નૂ'માં) The unravelling of a mystery. ભેદપરિસ્ફોટ; છુપો ભેદ પ્રગટ થવો તે; નાટકનો અંતભાગ.

**Denounce**, *vt.* (ડીના'ઉન્સ્)To inform against; to accuse publicly. ઉપર તહોમત-આરોપ મુકવો; ગુન્હેગાર ઠરાવવું. [L. *de* & *nuncio*, gannounce.]

**Denouncement**. *n.* (ડીના'ઉન્સમેન્ટ્) Threat; menace; accusation. તોહમત; આરોપ; નિંદન; દૂષણ; ધમકી; બ્હીક બતાવવી તે.

**Dense**, *a.* (ડેન્સ) Compact; close; thick. ગહન; ઘાડું; ઘન; ઘટ્ટ; ગાઢ; જાડું. [L. *densus*, thick]

**Density, Denseness**, *n.* (ડે'ન્સિટિ-ડે'ન્સનેસ્) Compactness; the state or quality of being dense or thick. જાડા-ઘાડા પણું; ઘનતા; ઘટ્ટપણુ-તા; ગાઢાપણું. [L. *densus*, thick.]

**Dent**, *n.* (ડેન્ટ્) A stroke or blow. ઘા; છેકો; ખાંચ; કાપો. 2. The mark of a stroke. ફટકાની-ઘાની નિશાની. 3. The tooth of a wheel. દાંત; દંતી; દાંતો. *vt.* To indent or make a mark. ખુણો-નિશાની પાડવી.

**Dental**, *a.* (ડે'ન્ટલ્) Relating to or about teeth. દાંતનું-દાંત સંબંધી. [L. *dentis*, teeth.]

**Dentifrice**, *n.* (ડે'ન્ટિ,ફ્રિસ્) A tooth-powder. દંત મંજન; દાંત સાફ કરવાનું પાઉડર. [L. *dentis*, a tooth.]

**Dentist**, *n.* (ડે'ન્ટિસ્ટ્) A dental surgeon. દાંતનો ડાકટર; દંતવૈદ્ય.

**Dentistry**, *n.* (ડે'ન્ટિસ્ટ્રી) The profession or art of a dentist. દંતવૈદ્યવિદ્યા. [L. *dentis*, a tooth.]

**Denudation**, *n.* (ડીન્યુડે',શન્) The act of making bare or nude. છેક ઉઘાડું-ખુલ્લું-સાફ કરવું તે. 2. The gradual wearing away of rocks, by the action of the wind and the waves. ખડકોનું ઘસાઇ જવું તે.

**Denude**, *vt.* (ડીન્યૂ'ડ્) To make bare or naked. નાગું-ખુલ્લું-ઉઘાડું કરવું. 2. To wear away, as rocks. ઘસાવવું; ઘસાઇ જવું. [L. *de* and *nudo*, nude.]

**Denunciate**, *vt.* (ડીન'ન્શિએ,ટ્) To inform against. ની વિરૂદ્ધ ખબર આપવી [L. *de* & *nuncio*, I give a message.]

**Denunciation**, *n.* (ડીનન્સિએ',શન્) The act of threatening or of denouncing a person. સૂચના-ધમકી આપવી તે; દોષ-આરોપ મુકવો તે; ગુન્હેગાર ઠરાવવું-જાહેર કરવું તે.

**Deny**, *vt.* (ડીના'ઈ) To assert to be untrue; to refuse. ઈન્કાર ક૦-ખરૂં નથી એમ કહેવું; ના પાડવી. 2. To refuse to grant; to withhold. આપવાની ના કહેવી; ની ના પાડવી. [L. *de* & *nego*, I say no.]

**De-ob-struct**, *vt.* (ડી-ઑબ્સ્ટ્રક્'ટ્) To remove an obstruction from, હરકત-અડચણ દૂર કરવી, નિર્વિઘ્ન કરવું.

**De-obstruent**, *a.* (ડી-ઑબ્સ્ટ્રૂ'અન્ટ્) Having the power to clear or open the natural

ducts in human body. શરીર-પેટ સાફ કરનાર; જુલાબ; રેચક. *n.* An aperient. રેચક; જુલાબ

**De-odorize**, *vt.* (ડી-ઑ'ડરાઇઝ્) To make odourless, or smell-less. વાસ-ગંધ વિનાનું કરવું-બનાવવું. [L. *de* & *oder*, smell.]

**Deoxidize**, *vt.* (ડી-ઑ'ક્સિડાઈઝ્) To take away "oxygen" from. કોઈપણ પદાર્થમાંથી "ઑક્સીજન", પ્રાણવાયુ છુટો કરવો.

**Depart**, *vt.* (ડીપા'ર્ટ) To go away or forth (from.) જવું; નીકળી જવું. 2. To die. નાશ પામવું, મરીજવું; જતા રહેવું. 3. To leave. તજી-છોડી દેવું; છોડીને જવું. [*de* & *pars*, a part.]

**Department**, *n.* (ડીપા'ર્ટમેન્ટ્) A portion, sub-division or part. ભાગ; વિષય. 2. Appointed province or sphere. પ્રકરણ; કારખાનું; ખાતું. 3. Province. મહાલ; પરગણું. 4. A part of a region for military purposes. કોઈ દેશનો લશ્કરી મહાલ.

**Departmental**, *a.* (ડીપાર્ટમે'ન્ટલ્)Pertaining or relating to a department. ખાતાને લગતું ખાતા સંબંધી. **Departmental inquiry**, અમુક ખાતા સંબંધી-અમુક ખાતાદ્વારા કરેલી તપાસ.

**Departure**, *n.* (ડીપા'ર્ચર્) The act of going away. ગમન; ચાલ્યા જવું તે; મુકીને જવું તે. 2. Relinquishment or deviation. ત્યાગ; પ્રમાણે ન ચાલવું તે. 3. Decease. પરલોકગમન. 4. Exit. છુટકારો; ચાલ્યા જવું તે.

**Depauperate**, *vt.* (ડીપૉ'પરેટ્) To make poor. ગરીબ કરવું. *a.* Fading. સુકાઇ-કરમાઈજવું. [L. de & *pauper*, poor.]

**Depend**, *vt.* (ડીપે'ન્ડ્) To trust or rely for support. આધાર રાખવો. 2. To trust or confide in. વિશ્વાસ-ભરોસો રાખવો. 3. To be or act as one dependant. આશ્રિત-તાબેદાર તરીકે વર્તન રાખવું. [L. *de* & *pendeo*, I hang.]

**Dependence**, *n.* (ડીપે'ન્ડન્સ્) Support. આધાર; ટેકો. 2. Confidence. ભરોસો. 3. State of being at the disposal of another. તાબેદારી; પરાધીનતા. 4. Inter-relation. અરસપરસ સંબંધ.

**Dependency**, *n.* (ડીપે'ન્ડન્સી) A colony. તાબાનો મુલક. 2. State of subjection or subordination. તાબેદારી; પરાધીનતા; ભરોસો. 3. That which depends upon another. બીજાને આધારે છે એવી વસ્તુ; અનુયાયી.

**Dependent-dant**, *a.* (ડીપે'ન્ડન્ટ્) Subject to another's control or power. તાબેદાર; પરાધીન. *n.* One who relies upon another for support &c. આશ્રિત માણસ; તાબેદાર; આધારે લટકતી વસ્તુ.

**Depeople**, *vt.* (ડીપી'પલ્) To ravage or lay waste. ઉજ્જડ-વસ્તી વગરનું કરવું.

**Depict**, *vt.* (ડીપિ'ક્ટ્) To sketch or portray. ની છબી પાડવી; ચિતરવું; આલેખવું. 2. To describe in words. નિરૂપણ-વર્ણન કરવું. [L. *de* & *pingo*, I paint.]

**Depilate**, *vt.* (ડે'પિલેટ્) To deprive of hair. વાળ કાઢી નાંખવા.

**Depilous**, *a.* (ડે'પિલસ્) Bald; hair-less. બોડું; વાળ વગરનું. [L. *de* & *pilous*, hair.]

**Deplete**, *v.* (ડીપ્લી'ટ્) To reduce or empty. ખેંચીને ઓછું કરવું, ખાલી કરવું.-*n.* Depletion-*adj.* Depletive.

**Deplorable**, *a.* (ડીપ્લો'રબલ્) Pitiable; lamentable. શોચનીય; દિલગીરી ઉપજાવનાર.

**Deplore**, *vt.* (ડીપ્લો'ર્) To lament or bewail. શોક-વિલાપ કરવો; દુઃખ કરવું; ને માટે દુઃખ દિલગીરી ઉત્પન્ન થવી.

**Deploy**, *vt.* (ડીપ્લૉ'ઈ) To stand in a row. હારબંધ-દંડવ્યૂહમાં ઉભા રહેવું. *vi* To line up in a file for battle. દંડવ્યૂહમાં હારબંધ ઉભા રહેવું. [L. *de* & *plico*, I fold.]

**Deplume**, *vt.* (ડીપ્લ્યુ'મ્) To take off the plumes from. નાં પીછાં તોડી લેવા. [L. *de* & *pluma*. a feather.]

**Depone**, *vt.* (ડીપો'ન્) To state or wager. હોડમારવી; શરત બકવી. 2. To assert solemnly or on oath. સોગનખાઈ-પ્રતિજ્ઞા ઉપર કહેવું. [L. *pono*, I put.]

**Deponent**, *a.* (ડીપો'નન્ટ્) Having a passive meaning. અર્થ મૂળભેદ અને રૂપ સહભેદનું હોય એવું. *n.* A witness on oath. જુબાની આપનાર; સાક્ષી; શાહેદ.

**Depopulate**, *vt.*(ડીપૉ'પ્યુલેટ્) To lay waste or to deprive of population. વસ્તી છેક ઓછી કરી નાંખવી; ઉજ્જડ કરવું [L. *de* & *populus*, people.]

**Depopulation**, *n.* (ડીપૉપ્યુલે'શન્) A decrease of population through destruction or expulsion. વસ્તી ઓછી થવી તે.

**Deport**, *vt.* (ડીપો'ર્ટ્) To transport or exile. દેશનિકાલ-દેશપાર કરવું-મોકલવું 2. To act or behave. વર્તન રાખવું-ચલાવવું. [L. *de* & *porto*, I carry].

**Deportation**, *n.* (ડીપોર્ટે'શન્)Transportation or exile from one's country. દેશપારની સજા; દેશનિકાલ.

**Deportment**, *n.* (ડીપો'ર્ટમેન્ટ્) Behaviour or conduct. આચરણ; વર્તન.

**Deposal**, *n.* (ડીપો'ઝલ્) Depriving of an office or dignity. પદભ્રષ્ટ કરવું તે; ગાદી પરથી ઉતારી-કાઢી મુકવું તે.

**Depose,** *vt.* (ડીપો,'ઝ્) To deprive of an office or dignity; to dethrone. પદભ્રષ્ટ કરવું; ગાદીપરથી ઉઠાડી મુકવું. 2. To assert solemnly. પ્રતિજ્ઞા-સોગન ઉપર કહેવું-સાહેદી આપવી. 3. To bear witness. *vi.*ની સાક્ષી આપવી. To assert as a witness. સાહેદી-સાક્ષી આપવી. [L. *de* & *pono*, I put].

**Deposit,** *n.* (ડીપૉ'ઝિટ્) To put up or lay down. ભરી રાખી મુકવું; થાપણ મુકવું; 2. To keep in or entrust to a bank &c. સોંપવું; બૅન્કમાં મુકવું. *n.* That which is deposited. ઘસડાઈ આવેલી ચીજ; થાપણ; અનામત મુકેલી થાપણ-પૈસા; "બૅન્ક"માં મુકેલા પૈસા.

**Depositary,** *n.* (ડીપૉ'ઝીટરી) A trustee of a deposit. અનામત-થાપણ રાખનાર. 2. Bailee. જેને જામીનપર માલ આપવામાં આવે છે તે.

**Deposition,** *n.* (ડીપોઝિ'શન્) The act of depositing. ઘસડાઇ આવવું તે. 2. A showing or presentation. પ્રદર્શન-ની આગળ મુકવું-બતાવવું તે. 3. [Law] Written solemn affirmation. સાક્ષી; જુબાની; એકરાર. 4. Depriving of an office; dethrone-ment. પદભ્રષ્ટ કરવું તે; રાજગાદી પરથી ઉઠાડી મુકવું તે; પદભ્રષ્ટતા; રાજભ્રષ્ટતા. 5. Incrustation. જાડા થર-પડ બાઝી જવાં તે.

**Depository,** *n.* (ડીપૉ'ઝિટરી) A place for safe-keeping. ભંડાર; વખાર; બૅન્ક વગેરે.

**Depot,** *n.* (ડે'પો) A godown. ભંડાર; કોઠી; વખાર; ગોદામ. 2. A military store-house. લશ્કરી વસ્તુ રાખવાનું ભંડાર-વખાર-મથક.

**Depravation,** *n.* (ડીપ્રૅવે,'શન્) Slander; ill-natured criticism. નિંદા; કોઈનું ખોટું બોલવું તે. 2. Corruption or degradation. ખરાબ કરવું; ભ્રષ્ટ કરવું-બગાડવું તે. 3. Degenerary. દુષ્ટતા; ભ્રષ્ટતા; દુષ્ટબુદ્ધિ.

**Deprave,** *vt.* (ડીપ્રે',વ્) To slander or speak ill of. નું ખરાબ બોલવું; ની નિંદા કરવી. 2. To corrupt or defile. નીતિભ્રષ્ટ કરવું;ખરાબ કરવું; બગાડવું. [L. *depravus*, crooked.]

**Depraved,** *a.* (ડીપ્રે,'વ્ડ) Corrupt હરામી; ભ્રષ્ટ; પતિત; આચારભ્રષ્ટ; પાપી; દુષ્ટ.

**Depravity,** *n.* (ડીપ્રૅ'વિટી) Unprincipled character; unscrupulousness; wickedness. દુષ્ટતા; આચાર ભ્રષ્ટતા; હરામીપણું; પાપ; નીતિ ભ્રષ્ટતા; કુબુદ્ધિ.

**Deprecate,** *vt.* (ડે'પ્રીકે,ટ) To plead against; to express disapproval of or regret for. ની વિરૂદ્ધ દલીલ કરવી; ના તરફ સખત અણગમો જાહેર કરવો; નાપસંદગી જાહેર કરવી-બતાવવી. 2. To pray for deliverance from or prevention of. નિવારણ થાય-અમલમાં ન આવે એવું માગવું; છુટકારો માગવો; ક્ષમા યાચવી.

**Deprecation,** *n.* (ડેપ્રીકે,'શન્) Prayer for deliverance from some evil. સંકટ નિવારણ માટે કરેલી પ્રાર્થના. 2. Dis-approval. નાપસંદગી; અણગમો.

**Deprecatory,** *a.* (ડે'પ્રીકે,ટરી) About a prayer for deliverance. દુઃખ નિવારણ થાય તે માટે પ્રાર્થના કરવું. 2. Expressing disapproval. ના પસંદગી-અણગમો જાહેર કરવું-બતાવવું.

**Depreciate,** *vi.* (ડીપ્રી'શિએટ્) To fall in value, price &c. કિંમત ઓછી થવી-ઘટવી. *vt.* To lessen in price; to desparage, belittle or under-rate. ની કિંમત ઘટાડવી-ઓછી કરવી; ની કિંમત ઓછી આંકવી. [L. *de* & *pretium*, price.]

**Depreciation,** *n.* (ડીપ્રીસિએ',શન્) Fall in value. કિંમતમાં ઘટાડો; કિંમત ઓછી કરવી-આંકવી તે.

**Depreciatory,** *a.* (ડીપ્રી'શિએટરી) Tending to lessen the price or value of. કિંમત ઘટે-ઘટાડે એવું; નિંદક; કિંમત ઘટાડતું.

**Depredate,** *vt.* (ડે'પ્રીડે,ટ્) To loot or despoil. લુંટવું;લુંટી લેવું. *vi.* To make predatory expeditions. લુંટવા સારૂ હુમલો-સવારી કરવી. 2. To be worn by eating. ખવાઈ જવું; ઘસાઈ જવું. [L. *de* & *proeda*, plunder.]

**Depredation,** *n.* (ડેપ્રીડે',શન્) Looting; plunder. ધાડ; લુંટ; લુંટફાટ; દરોડો. 2. Despoila-tion. બગાડ.

**Depredator,** *n.* (ડે'પ્રીડે,ટર્) A dacoit; a plunderer. ધાડપાડુ; લુટારૂ; પિંડારો; તારાજ કરી મુકનાર.

**Depress,** *vt.* (ડીપ્રે'સ્) To lower or let fall. ઉતારવું; નમાવવું; નીચું રાખવું-કરવું. 2. To disspirit. નાઉમેદ-આશાભંગ કરવું; તાઢું પાડવું. 3. To make less active. ની ચાલાકી-તેજી ઘટાડવી-ઓછી કરવી. 4. To depreciate. ની કિંમત ઘટાડવી.

**Depression,** *n.* (ડીપ્રે'શન્) Humiliation of pride. માનભંગ; ગર્વભંગ; નરમ પડવું તે; ઘટાડો. 2. Spirit-lessness; sadness; dejection. ઉત્સાહ-ભંગ; હર્ષભંગ; ઉદાસીનતા; ગમગીનપણું. 3. The act of lowering. નીચે પાડવું-નમાવવું તે.

**Depressive,** *a.* (ડીપ્રે'સિવ્) Causing or tending to depression. નીચે પાડે એવું; નમાવે-દબાવે એવું.

**Deprivation,** *n.* (ડીપ્રાઈવે,'શન્) Loss; the act of depriving. ખોટ; હાનિ; છીનવી લેવું તે.

**Deprive,** *vt.* (ડીપ્રા'ઇવ્) To dispossess. પાસેથી છીનવી લેવું; હરી લેવું; લઈ લેવું. 2. To divest of office, dignity &c. પદભ્રષ્ટ; કરવું;

અધિકાર ઉપરથી કાઢી મુકવું. **D of wealth**=નિધન કo. [L. *de* & *privus*, one's own.]

**Depth,** *n.* (ડેપ્થ્) The middle part. મધ્ય ભાગ. 2. Power of grasping. ગ્રહણશક્તિ. 3. Deepness.ઉંડાણ;ઉંડાઇ.4. Incomprehensibility. ગૂઢતા; ગહનતા; પાકાઈ. 5. Sobriety or gravity. પ્રૌઢતા; ગાંભીર્ય; ગંભીરતા.

**Depthless,** *a.*(ડે'પ્થલિસ્)Shallow.ઉંડાણ વિનાનું; છાલકું; છાછરૂં; ઉંડો વિચાર કરવાની શક્તિ વગરનો.

**Depulse,** *vt.* (ડીપ'લ્સ્) To deport or drive away. કાઢી-હાંકી મુકવું. [L. *de* & *pulsus*, drive].

**Depurate,** *vt.* (ડે'પ્યુરે,ટ્) To refine or make pure. નિર્મળ-શુદ્ધ કરવું; સ્વચ્છ-સાફ કરવું; કચરો કાઢી નાંખવો.

**Deputation,** *n.* (ડેપ્યુટે,'શન્) Appointing a representative, મુખ્ત્યારી; પ્રતિનિધિ નીમવો-બતાવવો તે. 2. An assemblage of representatives. પ્રતિનિધિ મંડળ; મુખ્ત્યાર.

**Depute,** *vt.* ( ડીપ્યૂ'ટ્ ) To delegate; to appoint as a substitute to do a work for another. પ્રતિનિધિ કરવું; વતીનું કામ કરવાને નીમવું. [L.-*deputo*, I send an ambassador.]

**Deputy,** *n.* (ડે'પ્યુટી) A representative, delegate or agent. વકીલ; મુખત્યાર; પ્રતિનિધિ; મુખત્યાર; ડીપુટી; મદદનીશ.

**Derange,** *vt.* (ડીરે',ન્જ્) To dis-arrange. ગરબડ સરબડ-ઘોંટાળો કરી નાખવો; અવ્યવસ્થિત કરવું. 2. To make insane or mad. ગાંડું-ઘેલું બનાવવું-કરવું. 3. To disturb the action of. કામ બગાડવું. [L. *dis* & *rang*, row.]

**Deranged,** *a.* (ડીરે',ન્જ્ડ) Mad; insane. ગાંડું; ઘેલું;ભ્રાંતચિત્ત; ચસ્કેલું; બુદ્ધિભ્રષ્ટ; અવ્યવસ્થિત.

**Derangement,** *n.* (ડીરે',ન્જમેન્ટ) Disorder; confusion. ખલેલ; ગાંડપણું; ગરબડ સરબડ; અવ્યવસ્થા; વિકાર; બગાડ. 2. Madness. ગાંડપણ; ઘેલછા; દિવાનાપણું; ભ્રાન્તચિત્તતા; ચિત્તભ્રમ.

**Deray,** *n.* (ડીરે',) Disorder.બગાડ-અવ્યવસ્થિતપણું; ગેરબંદોબસ્ત; વિકાર. [L. *dis* & *rai*, order.]

**Derelict,** *n.* (ડે'રીલિક્ટ્) A voluntarily relinquished thing. છોડી દીધેલી ચીજ. 2. A vessel abandoned and left floating about at sea. દરિયામાં આમતેમ ફરતું માણસોએ છોડી-ત્યજી દીધેલું વહાણ; માણસ વગરનું વહાણ. *a.* Relinquished or abandoned. છોડી દીધેલું; ત્યજેલું. [L. *de* & *linquo*, I leave.]

**Dereliction,** *n.*(ડેરીલિ'ક્શન્)Abandonment; forsaking. ત્યાગ; વર્જન; ભૂલ; ગફલત.

**Deride,** *vt.* (ડીરા'ઈડ્) To ridicule.ની તરફ ધિક્કારથી હસવું; ને હસી કાઢવું; ની મજાક-મશ્કરી હાંસી કરવી. [L. *de* & *rideo*, I laugh].

**Derision,** *n.* ( ડીરિ'શ્ઝન્ ) Ridicule mockery. હાંસી; મશ્કરી; મજાક; ઠઠ્ઠો. 2. A butt of ridicule. ઉપહાસપાત્ર; હાંસીનું પાત્ર.

**Derisive,** *a.* (ડીરા'ઈસિવ) Ridiculing. હસી કાઢવું; ઉપહાસસૂચક; મશ્કરી-ઠઠ્ઠાથી ભરેલું;મજાક કરવું.

**Derivable,** *a.* (ડીરા'ઇવબલ્) That can be derived or inferred from. તર્કથી-અનુમાનથી જણાય એવું.

**Derivation,** *n.* (ડેરિવે',શન્) Inference of an effect from a cause. કંઈ કારણ-મૂળ ઉપરથી પરિણામ મેળવવું તે. 2. The act of finding out the root or origin of. નું મૂળ-વ્યૂત્પત્તિ-ઉત્પત્તિ કાઢવી તે. 3. A word derived from another. ધાતુસાધિત શબ્દ.

**Derivative,** *a.* (ડેરિ'વૅટિવ્) Secondary; derived. સાધિત; બીજા ઉપરથી બનેલું-નીકળેલું. *n.* A word derived from another. ઉપસર્ગ-પ્રત્યય લગાડવાથી નીકળતો-બનતો શબ્દ.

**Derivatively,** *adv.* (ડેરિ'વૅટિવ્લી) By derivation. સાધિત રીતે.

**Derive,** *vt.* (ડીરા'ઈવ્) To find out the root or origin of. નું મૂળ વ્યૂત્પત્તિ-ઉત્પત્તિ બતાવવી-કાઢવી. 2. To get or receive. માંથી મળવું; કાઢવું; મેળવવું. [L. *de* & *rivus*, a stream]

**Derm,** *n.* (ડર્મ્) The skin. ત્વચા; ચામડી.

**Dern,** *a.* (ડર્ન્) Concealed; secret. છુપું; સંતાડેલું; છાનું. 2. Sad; lonely. દિલગીર; શોકાતુર.

**Derne,** *vt.* (ડર્ન્) To conceal or hide. છુપાવવું; સંતાડવું.

**Dernful,** *a.* (ડર્ન્ફૂલ્) Mournful; sad. દિલગીર; ઉદાસ; ખીન્ન.

**Dernier,** *a.* (ડ'ર્નિયર) Final; last. છેલ્લું; છેવટનું; અંતનું; આખેરનું.

**Derogate,** *vt.*(ડે'રોગે,ટ) To limit or restrict. ની મર્યાદા-હદ બાંધવી. 2. To lesson or depreciate. હલકું કરવું-ઘટાડવું. *vi.* To lessen or take away from. ઓછું કરવું; માંથી લઇ લેવું. 2. To act beneath ones dignity.પોતાની પદ્વીને ન છાજે એવું કામ કરવું.

**Derogation,** *n.* (ડેરોગે,'શન્)Depreciation; detraction. કિંમત હલકી પાડવી તે; હલકું કરવું તે.

**Derogative-derogatory,** *a.* (ડેરૉ'ગે, ટિવ્-ડેરૉ'ગે,ટરી) Depreciating; detracting. હલકું પાડે એવું-ઓછું કરે એવું.

**Derwish-dervish,** *n.* (ડ'રવિશ્) A tribe of Arabs. અરબ લોકોની એક જાત. 2. A persian monk. ઇરાની ફકીર.

**Descant,** *n.* (ડીસ્કૅ'ન્ટ્) Singing with a variation of air. સુર-રાગ ફેરવીને-આલાપસાથે ગાવું તે. 2. A commentary. ભાષ્ય; ટીકા. ભં.

To sing with varied melody. રાગ-તાન-સુર ફેરવીને ગાવું. 2. To comment upon some book &c. ટીકા કરવી; ગુણદોષ બતાવવા. [L. *dis* & *cantus*, song].

**Descend**, *vt.* (ડીસે'ન્ડ્) To alight or come down. નીચે ઉતરવું. 2. To attack suddenly and with violence. તુટી પડવું. 3. To be in or of a certain generation, family &c. કુળ-વંશ-ઓલાદમાં હોવું. [L. *de* & *scando*, I climb.]

**Descendant**, *n.* (ડીસે'ન્ડન્ટ્) A person descending from an ancestor; an off-spring. ઓલાદ; સંતાન; સંતતિ; વંશજ; વંશનું માણસ.

**Descending**, *a.* (ડીસે'ન્ડિંગ્) Moving downwards. નીચે આવતું-ઉતરતું; ઢોળાવવાળું. 2. Gradually decreasing. ધીમે ધીમે ઓછું થતું.

**Descent**, *n.* (ડીસે'ન્ટ્) The act of coming down; alighting ઉતરવું-નીચે આવવું તે. 2. Sudden attack. હુમલો; હલ્લો 3. Transmission from father to son. વારસાથી હાથમાં આવવું-મળવું તે. 4. Extraction. વંશ; કુળ; ઓલાદ.

**Describable**, *a.* (ડીસ્ક્રા'ઇબેબલ્) Relatable; capable of being described. વર્ણનીય; વર્ણન કરવા લાયક.

**Describe**, *vt.* (ડીસ્ક્રા'ઇબ્) To relate; to give an account of; to sketch. કહેવું; વર્ણન કરવું; ચિત્ર વગેરે દોરવું; વર્ણવવું; બ્યાન કરવું. [L. *de* & *scribo*, I write.]

**Descrier**, *n.* (ડીસ્ક્રા'યર્) One who sees. જોનાર; દેખનાર.

**Description**, *n.* (ડીસ્ક્રિપ'શન્) The act of sketching. દોરવું-કાઢવું તે. 2. A relating or an account. બ્યાન-વર્ણન-નિરૂપણ.

**Descriptive**, *a.* (ડીસ્ક્રિ'પ્ટિવ્) Containing description. વર્ણનાત્મક; વર્ણનરૂપ; વર્ણવનારું; દર્શાવે એવું.

**Descry**, *vt.* (ડીસ્ક્રા'ઇ) To see. દેખવું; જોવું.

**Desecate**, *vt.* (ડે'સીકે,ટ્) To reap or mow. લણવું; કાપણી કરવી. [L. *de* & *seco*, I cut.]

**Desecrate**, *vt.* (ડે'સીક્રે,ટ્) To profane or commit sacrilege on. પતિત-ભ્રષ્ટ કરવું; વટલાવવું; થી વટલાવું. [L. *de* and *sacer*, sacred.]

**Desert**, *n.* (ડે'ઝર્ટ્) A treeless sandy plain. રણ; રેતીનું મેદાન; વેરાન પ્રદેશ. 2. A wilderness. રાન; વગડો; વેરાન પ્રદેશ; જંગલ. *vt.* (ડીઝ'ર્ટ્) To relinquish or abandon. તજી-મુકી-છોડી દેવું. *vi.* To leave service especially in the army without permission. લશ્કરમાંથી પરવાનગી-રજા વગર નાસી જવું; બેવફાઈ કરવી.

**Deserts**, *n.* (ડીઝ'ર્ટ્સ્) Merit; qualities (especially good ones.) ગુણ; યોગ્યતા.

**Deserter**, *n.* (ડીઝ'ર્ટર્) A man who runs away from the army without permission. લશ્કરમાંથી નાસી જનાર. 2. One who forsakes his party &c. પોતાના પક્ષમાંથી બીજા પક્ષમાં જનાર.

**Desertion**, *n.* (ડીઝ'ર્શન્) Abandonment of service from army; leaving one party for another. લશ્કરમાંથી નાસી જવું તે; એક પક્ષમાંથી બીજા પક્ષમાં જવું તે.

**Deserve**, *vt.* (ડીઝ'ર્વ્) To merit or be worthy of. ને લાયક-પાત્ર હોવું; જેટલી યોગ્યતા હોવી. *vi.* To be worthy of something as thanks, recognition, honour &c. માનપાત્ર વગેરે હોવું. [L. *de* and *servio*, I serve.]

**Deservedly**, *adv.* (ડીઝ'ર્વિડ્લી) Rightly, justly; in a deserving manner. ઉચિતપણે; વાજબી રીતે; ન્યાયની રીતે; યથાયોગ્ય-ઘટિત રીતે.

**Deserving**, *a* (ડીઝ'ર્વિંગ્) Worthy; meritorious. લાયક; યોગ્ય; ગુણપાત્ર.

**Desiderate**, *vi.* (ડીસિ'ડરે,ટ્) To wish for, long, want or lack. ની ખોટ-જરૂર લાગવી; ની ઇચ્છા હોવી.

**Desiderative**, *a.* (ડીસિ'ડરે,ટિવ્) Showing desire. ઇચ્છા બતાવનાર; ઇચ્છાદર્શક. *n.* The thing desired. ઇચ્છિત વસ્તુ; ઇચ્છાફલ; જોઈતી ચીજ-વસ્તુ.

**Desideratum**, *n.* (ડીસિડરે,'ટમ્) A thing of which want is felt. જોઈતી-ખોટ જણાતી વસ્તુ.

**Desidious**, *a.* (ડીસિ'ડિઅસ્) Lazy; idle. આળસુ; નિરૂદ્યોગી; સુસ્ત [L. *de* and *sideo*, side.]

**Design**, *vt.* (ડીઝા'ઈન્) To sketch or delineate. નો આકાર-ચિત્ર દોરવું; આલેખવું. 2. To project or form a plan of. ની યોજના-તજવીજ કરવી; નો આકાર ઘડવો. *vi.* To act according to a plan. ઇરાદા-મનસુબા પ્રમાણે વર્તવું. *n.* Picture or sketch. ચિત્ર; રૂપરેખા; નકશો; આલેખન. 2. Plot or device. યુક્તિ; ઘાટ; તદબીર; રચના 3. Intention. ઇરાદો; ખેત; વિચાર. 4. Consciousness. બુદ્ધિ; ભાન.

**Designate**, *vt.* (ડે'ઝિગ્ને,ટ્) To show or indicate. સૂચવવું; દેખાડવું. 2. To distinguish and name. જુદું પાડી નામ આપવું. 3. To appoint. નીમવું; નિમણુક કરવી.

**Designate, designated**, *a* (ડે'ઝિગ્ને,ટ-ગ્ને,ટ્ડ) Particularly named. ઓળખાવેલું; બતાવી આપેલું. 2. Appointed. નીમેલું. [L. *de* & *signum*, a name]

**Designation**, *n.* (ડેઝિગ્ને,'શન્) A title of distinction. નામ; ખિતાબ; સંજ્ઞા. 2. The giving of a distinguishing name. ઓળખાવનારું નામ-સંજ્ઞા; નીમણુક; યોજના.

**Designedly**, *adv.* (ડીઝા'ઇનિડ્લી) Intentionally; purposely. જાણી જોઈને; ઈરાદાથી; જાણી બુઝીને.

**Designer**, *n.* (ડીઝા'ઇનર્) One who plans or desins. રચનાર; યોજનાર. 2. A plotter or conspirator. કાવત્રાખોર; કાવત્રાબાજ માણસ

**Designing**,*a.*(ડીઝા'ઇનિન્ગ્)Artful; cunning: scheming. દગાખોર; કાવત્રાખોર; દગલબાજ.

**Desipient**, *n.* (ડેસિ'પિઅન્ટ્) Silly; foolish. મૂર્ખ; બેવકૂફ;ઠોઠ. [L.*de* & *sipeo*, I am wise.]

**Desirable**, *a.* (ડીઝા'ઇરબલ્) Agreeable; pleasing. ચહાવા-ઈચ્છવાયોગ્ય.

**Desire**, *vt.* (ડીઝા'યર્) To long or wish for. ઇચ્છા રાખવી; ઇચ્છવું; વાંછા રાખવી. *n.* Inclination; longing. ઇચ્છા; આશા. 2. Object of desire. ઇચ્છિત વસ્તુ. 3. Covetousness. અતિશય લોભ; લાલસા; અતિ લોભ. **Carnal desire**=કામ; વિષયેચ્છા. [L. *desidero*, I wish for]

**Desirous**, *a.* (ડીઝા'યરસ્) Longing; eager; covetous; solicitous. આશા રાખનારૂં; ઇચ્છા રાખનારૂં; ઇચ્છાતુર; લોભી; ચાહનારૂં.

**Desirously**, *a.* (ડીઝા'યરસ્લી) Eagerly; solicitously. આતુરતાથી; ઉત્કંઠિતપણે; ઇચ્છાથી.

**Desist**, *vt.* (ડીસિ'સ્ટ્) To withdraw, cease or stop; to stand aside. અટકવું; છોડી દેવું; ત્યજવું; કોરે જવું; ખસી જવું;થી વેગળા-દૂર રહેવું; આગળ વધતાં બંધ પડવું.[L.*de* & *sisto*,I stand.]

**Desk**, *n.* (ડેસ્ક) A sloping table.ઢળતું મેજ. 2. A seat of the clergy. પાદરીનું આસન.*vt.* To shut up in a desk. ડેસ્કમાં મુકી દેવું.

**Desolate**, *vt.* (ડૅ'સોલિટ્) To ravage or lay waste. નાશ કરવો; ઉજ્જડ કરવું; ધુળધાણી-પાયમાલી કરવી; નિર્જન કરવું-બનાવવું. 2. To leave alone. એકલું રહેવા દેવું.*a.* Unpeopled; waste; deserted; destroyed. તારાજ;પાયમાલ-નાશ થયેલું; બેદાનમેદાન; ઉદ્દસ્ત; વેરાન; નિર્જન; વસ્તી વિનાનું-વસ્તીરહિત. 2. Lonely; forsaken. અનાથ; નિરાધાર; નિરાશ્રિત; એકલું. [L. *de* & *solus*, alone.]

**Desolation**, *n.* (ડેસોલે,'શન્) Destruction; ravaging. તારાજી; ખરાબી; નાશ; પાયમાલી. 2. A desolate place. ઉજ્જડ જગ્યા.

**Despair**,(of) *vt.*(ડીસ્પે,'ર્) To become hopeless of; to make hopeless. નાઉમેદ થવું; નિરાશ થવું-કરવું. *n.* Loss of hope. નિરાશા; નાઉમેદી.

**Despatch**,*vt.*(ડીસ્પૅ'ચ)Same as "Dispatch."

**Desperado**, *n.* (ડેસ્પરે,'ડો) A desperate man; a cut-throat ruffian. મરણીયો માણસ; હરામખોર; લુટારૂ.

**Desperate**, *a.* (ડૅ'સ્પરે,ટ્) Reduced to extremity and reckless of consequences. મરણીયું; સાહસિક. 2. Hopeless. નિરૂપાય; નિરાશ; અસાધ્ય.

**Desperation**, *n.* (ડેસ્પરે,'શન્) Desperate state. મરણીયાપણું; નિરાશાપણું; નાઉમેદી.

**Despicable**,*a.*(ડૅ'સ્પીકૅબલ્)Vile;worth-less; mean. હલકું; નીચ; કોડીનું; દમડીનું; પાજી; ટકાનું; ક્ષુદ્ર; નિકૃષ્ટ.

**Despise**,*vt.*(ડીસ્પા'ઇઝ્)To hold in contempt, to disdain or scorn. તુચ્છ-હલકું-નીચ ગણવું; ધિક્કારવું; ની અવગણના કરવી; તરછોડવું; નો તિરસ્કાર કરવો [L. *de* and *specio*, I look.]

**Despite**, *n.* (ડીસ્પા'ઇટ્) Extreme malice or hatred. અતિતિરસ્કાર-ધિક્કાર; ખાર; અદાવત; કીનો; ખુન; દ્વેષ; *vt.* To despise or offend. તિરસ્કારયુક્ત ગણવું; ચીઢવવું; સતાવવું. *prep.* In spite of. છતાં; એમ છતાં.

**Despiteful**,*a.*(ડીસ્પા'ઇટફૂલ્)Malicious or full of hatred. કીનાંખોર; દ્રોહી કપટી; ખૂની; ખારીલું; ડંશીલું; દ્વેષી; અદાવત રાખનાર.

**Despoil**, *vt.* (ડીસ્પૉ'ઈલ્) To rob or strip of. હરણ કરવું; લુંટી લેવું; ધૂતવું. *n*; Stripping of.લુંટવું તે-હરણ કરવું તે.[L.*de* & *spolium*,spoil.]

**Despond**, *vt.* (ડીસ્પૉ'ન્ડ્) To despair or lose courage. નિરાશ થવું; આશા છોડી બેસવું. *n.* Despair. નિરાશા; નાઉમેદી.

**Despondency**, *n.* (ડીસ્પૉ'ન્ડન્સી) Despair; discouragenent. નિરાશા; નાઉમેદી: ઉદાસી; વિષાદ; મનોભંગ.

**Despondent**, *a.* (ડીસ્પૉ'ન્ડન્ટ્) Despairing. નાહીંમત કરવું; નાઉમેદ કરવું; નાઉમેદ; નિરૂત્સાહ; નાહીંમત; નિરાશ.

**Desponding**,*a.* (ડીસ્પૉ'ન્ડિન્ગ્) Discouraging. નાઉમેદ-નિરાશ-નાહીમ્મત કરવું.

**Despot**, *n.*(ડૅ'સ્પટ્)A tyrant; an absolute monarch. કુલ અખત્યાર ભોગવનાર રાજા.

**Despotic-cal**,*a.*(ડીસ્પૉ'ટિક્-ટિકલ્)Arbitrary; tyrannical.આપખુદી;પોતાની સત્તા ચલાવનાર;જુલમી

**Despotism**, *n.* (ડૅ'સ્પટિઝમ્) Absolute power. સ્વતંત્રતા;અપ્રતિબદ્ધ સત્તા;કુલ અખતીયાર; જુલમ; આપખુદી. 2. An absolute monarchy. અપ્રતિબદ્ધ રાજસત્તાવાળું રાજ્ય.

**Dessert**, *n.* (ડીઝ'ર્ટ)That which is served at the close of a dinner, as sweet-meats. મુખવાસ.ફલ,મીઠાઈ વગેરે.[L *de* & *servio*,I serve.]

**Destination**, *n.* (ડેસ્ટિને,'શન્) Point of place aimed at; goal. ધારેલી જગ્યા; જે જગ્યાએ જવાનું હોય એ. 2. Fate; predetermined end, આગળથી ધારી મુકેલી વાત; નિર્માણ.

**Destine,** *vt.* (ડે'સ્ટિન્) To allot, doom or ordain. નક્કી ઠેરવવું; નિર્માણ કરવું.

**Destined,** *a.* (ડે'સ્ટિન્ડ્) Allotted; ordained. નિર્માણ; બ્રહ્મલિખિત; નિર્મિત; નક્કી કરેલું-ઠેરવેલું. [L. *de* & *sto,* I stand.]

**Destiny,** *n.* (ડે'સ્ટિની) Fate. બ્રહ્મલેખ; નિર્માણ; નશીબ. 2. Ultimate fate; divine doom. નશીબ; કિસ્મત; પ્રારબ્ધ; દૈવ; ભવિષ્ય; નશીબમાં લખેલી વાત.

**Destitute,** *a.* (ડે'સ્ટિટ્યુટ્) Indigent; needy. ગરીબ; લાચાર; દરિદ્રી; નિરાધાર; અનાથ; રંક; તંગીવાળું. 2. Lacking in or wanting; devoid of. વિનાનું; હીન.

**Destitution,** *n.* (ડેસ્ટિટ્યુ'શન્) Indigence; want; poverty. અભાવ; હીનતા; તંગી; લાચારી; ગરીબી; રંકપણું; દારિદ્રય; નિરાધારપણું; અનાથપણું.

**Destroy,** *vt.* (ડીસ્ટ્રૉ'ય્) To demolish. પાડી નાંખવું; ભાંગી-તોડી નાંખવું. 2. To kill. મારવું-નાશ કરવો. [L. *de* & *struo,* I build.]

**Destroyer,** *n.* (ડીસ્ટ્રૉ'યર્) One who kills or destroys. મારી નાંખનાર; મારનાર; નાશ કરનાર; સંહારક. 2. A war-ship લશ્કરી વહાણ.

**Destructible,** *a.* (ડીસ્ટ્ર'ક્ટિબલ્) Capable of ruin or destruction. નાશવંત; નાશ પામે એવું; ફાની.

**Destruction,** *n.* (ડીસ્ટ્ર'ક્શન્) Devastation; demolition. નાશ; ક્ષય; સંહાર. 2. Utter ruin. પાયમાલી; ઉચ્છેદ; સત્યાનાશ.

**Destructive,** *a.* (ડીસ્ટ્ર'ક્ટિવ્) Fatal; pernicious; ruinous. તારાજ-પાયમાલ-નાશ કરે એવું; નાશવંત; પાયમાલી કરનાર.

**Desuetude,** *n.* (ડી'સ્વટ્યુડ્) Disuse. વહીવટ-ઉપયોગ-ચાલ નીકળી જવો તે. [L. *de* & *suesco,* I am accustomed to.]

**Desultory,** *a.* (ડે'સલ્ટરી) Aimless; immethodical; disconnected. અવ્યવસ્થિત; અસ્થિર; જેમ તેમ કીધેલું; મ્હોં માથા વગરનું. [L. *de* & *salio,* I leap.]

**Desume,** *vt.* (ડીસ'યૂમ્) To borrow or take from. ઉછીનું-ઉધાર લેવું; ની પાસેથી લેવું. [L. *de* & *sumo,* I take.]

**Detach,** *vt.* (ડીટૅ'ચ્) To separate; to part. જુદું પાડવું; છુટું પાડવું; અમુક મુકરર બાબત-ઉપયોગમાંથી જુદું-છૂટું પાડવું.

**Detached,** *a* (ડીટૅ'ચ્ડ્) Unconnected; separate. જુદું; છુટું છુટું; અલગ; ભિન્ન; પૃથક્.

**Detachment,** *n.* (ડીટૅ'ચમન્ટ્) Separation. વિભાગ; વિયોગ; જુદું જુદું-છૂટું છુટું થવું તે. 2. A body of troops. લશ્કરની ટુકડી.

**Detail,** *vt.* (ડીટૅ',લ્) To narrate or relate in full. તપસીલવાર-વિગતવાર જણાવવું. 2. To depute or appoint for a particular task. અમુક કામગીરી ઉપર મોકલવું-નીમવું. *n.* (ડી'ટૅ,લ્) A particular. તપસીલ; વિગત; વિસ્તાર.

**Detain,** *vt.* (ડીટે',ન્) To restrain or withhold; to stop from proceeding. અટકાવવું; અટકાવી રાખવું; આગળ જતાં-વધતાં રોકવું. 2. To take in custody. કેદખાનામાં રાખવું. [L. *de* & *teneo,* hold.]

**Detainment,** *n.* (ડીટે,'ન્મન્ટ્) Detention. રોકાણ; અટકાવ.

**Detect,** *vt.* (ડીટે'ક્ટ્) To lay open or find out a secret thing. શોધી-પકડી કાઢવું. 2. To charge. ની ઉપર તોહોમત-આરોપ મુકવો. [L. *de* & *tego,* I cover.]

**Detection,** *n.* (ડીટે'ક્શન્) Discovery; the act of detecting. તપાસ; શોધ; ખોળ; ભાળ; પત્તો.

**Detective,** *n.* (ડીટે'ક્ટિવ્) A police of the C. I. D. સી આ. ડી. ખાતાનો પોલીસ; ગુન્હાઓ છુપી રીતે પકડનાર પોલીસ. *a.* Clever in detecting. ગુનાહ પકડવામાં-છૂપી વાતો બહાર લાવવામાં ચાલાક.

**Detention,** *n.* (ડીટે'ન્શન્) Restraint; delay; confinement. નજરકેદ; ચોકી ઉપર બેસાડવું તે. 2. The act of stopping, detaining or holding back. અટકાવવું-અટકાવી રાખવું તે; રોકાણ.

**Deter,** *vt.* (ડીટ'ર્) To stop or prevent through fear, warning &c. રોકવું; અટકાવવું; ખાળવું. [L. *de* & *terreo,* I frighten.]

**Deterge,** *vt.* (ડીટ'ર્જ) To purify or cleanse. મેલ કાઢી નાંખવો; લુછી સાફ કરવું. [L. *de* & *turgeo,* I rub.]

**Detergent,** *a.* (ડીટ'ર્જન્ટ્) Purifying; purging. સાફ કરે એવું; મેલ કાઢી નાંખે એવું. *n.* A purgative. જુલાબ.

**Deteriorate,** *vt.* (ડીટી'રિઓરે,ટ્ To reduce in quality; to make worse. બગાડવું; ખરાબ કરવું. *vi.* To become worse; to become reduced in quality. ખરાબ થવું-બગડી જવું. [L. *deterior,* worse.]

**Deterioration,** *n.* ( ડીટીરિઓરે,'શન્) The state or process of growing worse. અપકર્ષ; અધોગતિ; બગાડ; વિકાર.

**Determinate,** *a.* (ડીટ'રમિને,ટ્) Fixed or established. નિયમિત; નક્કી; ચોક્કસ; અમુક. 2. Undoubted. નિઃશંક; શક નહિં રહે એવું. 3. Firm. દૃઢ નિશ્ચયવાળું. *vt.* to bring to a conclusion. અંત-છેડો આણવો.

**Determination,** *n.* (ડીટરમિને,'શન્) The act of determining or fixing. નિર્ધારણ; નિર્ધાર,

2. Concluding. નીવેડો; ફેંસલો; ચુકાદો; ફડચો; તોડ; નિકાલ. 3. Intention; purpose; tendency. વલણ; સંકલ્પ; નિશ્ચય; વિચાર. 4. Resolve; firmness. આગ્રહ; નિશ્ચય; દ્રઢતા.

**Determine**, *vt.* (ડીટ'રમિન્) To bound or limit. ની હદ-સીમા બાંધવી. 2. To end or conclude. નો અંત-છેડો-નિકાલ-ફડચો આણવો-લાવવો; નો તોડ કાઢવો. 3. To fix. નક્કી કરવું. 4. To resolve on. નિશ્ચય કરવો; નિર્ણય કરવો; ચોક્કસ વિચાર હોવો [L. *de* & *terminus*, an end.]

**Determined**, *a.* (ડીટ'રમિન્ડ્) Resolute. નિશ્ચયી; સંકલ્પવાળું; ધીર; વજ્રસંકલ્પી

**Detest**, *vt.* (ડીટે'સ્ટ્) To abhor, hate or hold in contempt. ધિક્કારવું; નો તિરસ્કાર કરવો; નો ધિક્કાર કરવો. [L. *detestari*, to abhor]

**Detestable**, *a.* (ડીટે'સ્ટબલ્) Worthy of abhorrence or contempt. તિરસ્કાર-ધિક્કારપાત્ર; ધિક્કારવા જોગ.

**Detestation**, *n.* (ડીટેસ્ટે,'શન્) Contempt; hatred; abhorrence. તિરસ્કાર; ધિક્કાર; ધિક્કારવું તે; નામ ન ગમવું તે; કંટાળો આપવો તે.

**Dethrone**, *vt.* (ડીથ્રો,'ન્) To depose from kingship. ગાદી ઉપરથી ઉઠાડી મુકવું; રાજ્યભ્રષ્ટ કરવું. [L. *de* & *thronus*, throne.]

**Dethronement**, *n.* (ડીથ્રો,'નમેન્ટ્) Deposition: removal from throne. ગાદી ઉપરથી ઉઠાડી મુકવું તે; પદભ્રષ્ટ કરવું તે.

**Detinue**, *n.* (ડે'ટિન્યુ) A hostage. ખાત્રી તરીકે રાખેલો માણસ-ચીજ.

**Detonate**, *vt.* (ડે'ટોને,ટ્) To cause to explode. ફોડાવવું; ફોડવું; બાર કરવો. *vt.* To explode. ફૂટવું; બાર થવો. [L. *de* & *tono*, I thunder.]

**Detort**, *vt.* (ડીટૉ'ર્ટ્) To distort, wrest or pervert. વળ દેવો; અર્થનો અનર્થ કરવો; ફેરવવું. [L. *de* & *turqueo*, I twist.]

**Detour**, *n.* (ડીટૂ'ર્) A going round about. ફેરો; ફરીને આવવું તે. 2. A round about or circuitous way. ફરીને જવાનો-દૂરનો રસ્તો.

**Detract**. *vt.* (ડીટ્રૅ'ક્ટ્) To take away or withdraw. ઘટાડવું; ઓછું કરવું; લઇ લેવું. 2. To disparage. વખોડવું; નિંદા કરવી. *vi.* To defame. માન-આબરૂ ઘટાડવી-ઓછી કરવી. [L. *de* & *traho*, I draw.]

**Detraction**, *n.* (ડીટ્રૅ'ક્શન્) The act of decreasing, lessening or withdrawing. ઘટાડવું-ઓછું કરવું તે; હલકું પાડવું તે. 2. Defamation. નિંદા; બેઆબરૂ કરવી તે.

**Detractive**, *a.* (ડીટ્રૅ'ક્ટિવ્) Defamatory. નિંદા કરતું; બેઆબરૂ કરતું; વખોડતું; માનભંગ કરતું; માન-આબરૂ ઓછી કરતું; આબરૂને નુકસાન પહોંચાડતું.

**Detriment**, *n.* (ડે'ટ્રિમેન્ટ્) Harm; mischief; damage. અડચણ; હાનિ; ખલેલ; નુકસાન; બીગાડ; ક્ષતિ. 2. A charge. ચઢતર; ખરાજાત. *vt.* To harm or hurt નુકસાન કરવું; ઇજા પહોંચાડવી. [L. *de* & *tero*, I rub.]

**Detrimental**, *a.* (ડેટ્રિમે'ન્ટલ્) Hurtful; injurious; causing loss or damage. હાનિકારક. નુકસાન પહોંચાડે એવું; ખલેલ કરે એવું; બગાડે એવું.

**Detrition**, *n.* (ડીટ્રિ'શન્) A rubbing or wearing away. ઘસાઈ જવું તે; ઘસારો. [L. *de* & *tero*, I rub.]

**Detritus**. *n.* (ડીટ્રા'યટસ્) A mass of matter worn off from solid bodies. નક્કર પદાર્થ ઘસાવાથી પડેલો કચરો.

**Deturbation**, *n.* (ડીટર્બે,'શન્) Humiliation; degradation. માનભંગ; હલકું પાડવું.

**Detuperate**, *vt.* (ડેટ્યુ'પરે,ટ્) To corrupt or defile. ભ્રષ્ટ કરવું-ખરાબ-અપવિત્ર કરવું. [L. *de* & *turpis*, ugly.]

**Deuce**, *n.* (ડયુસ) The devil. પિશાચ; ભુત; સેતાન; રાક્ષસ. [L. *dusis*, armour.] ગંજીફા, પાસાની દુરી; ટેનિસમાં 40 all, games all—એ સ્થિતિ. [L. *duo*, two.]

**Deuterogamy**, *n.* (ડયુટરૉ'ગૅમી) Custom of second marriage of a widow or widower. પુનર્લગ્ન; બીજલગ્ન. [L. *deuteros*, second & *gamos*, marriage.]

**Devast, devastate**, *vt.* (ડે'વસ્ટ્-ડે'વૅસ્ટે,ટ્) To ravage, lay waste, desolate or plunder. લુંટવું; ઉજ્જડ કરવું; ખરાબ કરવું; વેરાન-નિર્જન કરવું; ખેદાનમેદાન કરી નાખવું. [L. *de* & *vasto*, I waste.]

**Devastation**, *n.* (ડેવસ્ટે,'શન્) Laying waste. ખરાબી; ખેદાનમેદાન કરવું તે; પાયમાલી; નાશ; વેરાની.

**Develop**, *vt.* (ડીવે'લપ્) To progress in growth. ખીલવું; વિકાસ પામવો. 2. To mature. પાકું થવું-પક્વાવસ્થામાં આવવું. **To develop a disease** = રોગ થવો [L. *de* & *valvo*, I roll.]

**Development**, *n.* (ડીવે'લપમેન્ટ્) The act of developing or its progress. ખીલવું તે. 2. Unravelling of a mystery &c. વિકાસ; પ્રાદુર્ભાવ; જાણીતું-ખુલ્લું-સ્પષ્ટ થવું તે; આગળના બનાવો.

**Devergence-cy**. *n.* (ડીવ'રજેન્સ-ડીવ'રજન્સી) Sloping; a slope. ઢાળ; ઢોળાવ; ઉતરાણ.

**Devex**, *a.* (ડીવે'ક્સ્) Sloping; bending down. ઢળતું; નીચે નમતું; ઢોળાવવાળું; વાંકું વળેલું. [L. *de* & *vehio*, I carry.]

**Deviate**, *vt.* (ડી'વિએ,ટ્) To wander, stray or err. આડા ફાટવું; ખસવું; ચળવું; માર્ગ મુકીને આડા જવું. [L. *de* & *via*, way.]

**Deviation**, *n.* (ડીવિએ,'શન્) Wandering or straying. ચગવું-ખસવું-આડા ફાટવું તે. ચાતરવું. 2. Sin. પાપ; અપરાધ; તકસીર; ચુક; ભુલ.

**Device**, *n.* (ડીવા'ઇસ્) A trick or contrivance. હિકમત; કળા; યુક્તિ; ઉપાય; કરામત. 2. An invention. શોધખોળ; બનાવટ. [L. *divido*, I separate.]

**Devil**, *n.* (ડે'વિલ્) Deuce or satan. દૈત્ય. ભૂત; પિશાચ; સેતાન. 2. A big scissors-like machine. સુતર વગેરે કાપવાનું કાતર જેવું મોટું યંત્ર. 3. A very cruel or wicked person. અતિખરાબ-અતિક્રૂર માણુસ. **D. dealer**= ભુવો. **To play with the devil**=આગ સાથે રમવું; જીવ જોખમમાં નાંખવો.

**Devilish**, *a.* (ડે'વિલિશ્) Demoniacal; diabolical. સેતાન-ભુત જેવું; અતિક્રૂર; અતિદુષ્ટ.

**Devious**, *a.* (ડી'વિયસ્) Crooked; winding. વાંકુંચુંકું; આડું. [L. *de* & *via.*]

**Devise**, *vi.* (ડીવા'ઈઝ્) To plan or invent. યોજવું; યુક્તિ હીકમત ખોળી કાઢવી; શોધી, વિચારી કાઢવું, 2. To bequeath. વારસામાં આપવું. *vt.* To invent or plan. ખોળી-શોધી કાઢવું. *n.* Bequeathing of property. મિલ્કત વારસામાં આપવી તે. 2. A real estate will. સ્થાવર મિલ્કતનું વસીયતનામું. [L. *divido*, I divide.]

**Devisable**, *a.* (ડીવા'ઈઝબલ્) Capable of contrivance or invention. કલ્પના કરવા જોગ; શોધ કરવા જોગ; યોજવા જોગ. 2. Capable of being bequeathed. વારસામાં આપવા જોગ.

**Devisee**, *n.* (ડીવાઇઝી') One to whom a real estate is bequeathed by will. સ્થાવર મિલ્કતનો વારસ.

**Devisor**, *n.* (ડીવા'ઈઝર્) A contriver or inventor. યોજના ઘડનાર; યુક્તિ રચનાર; શોધ-ખોળ કરનાર.

**Devisor**, *n.* (ડીવા'ઈઝર્) One who bequeathes real estate by a will. વસીયત નામું કરી મિલ્કત વારસામાં આપનાર.

**Devoid**, *a.* (ડીવૉ'ઈડ્) Empty; vacant; voice. પોકળ; ફોકટ; ખાલી. 2. Lacking; wanting in; destitute of. રહિત; વિનાનું; શૂન્ય; નિરાળું; વેગળું.

**Devolution**, *n.* (ડીવોલ્યુ'શન્) Passing from one man to another. એક પાસેથી બીજા પાસે જવું-બીજાના હાથમાં આવવું તે.

**Devolve**, *vt.* (ડીવૉ'લ્વ્) To pass from one person to another; to hand over. હાથોહાથ આપી દેવું. *vi.* To roll downward. ઉતરવું; નીચે ગબડવું. 2. To pass from one person to another. ના હાથમાં આવવું-મળવું.[L.*de*, & *volvo*, I roll.]

**Devote**, *vt.* (ડીવો,'ટ્) To give up to; to dedicate. માં વાપરવું; અર્પણ કરવું. 2. To be absorbed in; to engage solely in. માં મચ્યા રહેવું-મચવું. 3. To give oneself up to. સ્વાધીન કરવું [L. *de*, & *vaveo*, I vow.]

**Devoted**, *a.* (ડીવો,'ટિડ્) Strongly attached or given up to a person or cause. ફીદા; તલ્લીન; ભાવિક; એકનિષ્ઠ; આસક્ત; પરાયણ; તત્પર.

**Devotee**, *n.* (ડેવટી') A worshipper; one who is devoted. સંત; પુજારી; જોગી; યોગી; ભગત; ભક્ત; વેરાગી; ધર્માંધ માણસ.

**Devotion**, *n.* (ડીવો,'શન્) Strong attachment to or absorption in. એકનિષ્ઠા; સેવા; અનન્ય ભાવ; ભક્તિ. 2. Object of devotion. પૂજ્યસ્થાન; ભક્તિનું સ્થાન; મૂર્તિ.

**Devotional**, *a.* (ડીવો,'શનલ્) Relating to worship or devotion. પૂજા-ભક્તિ સંબંધી.

**Devour**, *vt.* (ડીવૅ'વર્) To eat ravenously. એકદમ, ફાડી ખાઈ જવું. **To devour a book**=કોઈપણ પુસ્તક ઘણાજ આનંદથી વાંચવું. [L. *de*, & *voro*, I eat whole.]

**Devout**, *a.* (ડીવા'ઉટ્) Reverent; pious. પરમ-ભક્તિવાળું; ભાવિક; પરમધાર્મિક. 2. Religious. ઈશ્વરનિષ્ઠ.

**Dew**, *n.* ( ડ્યૂ ) Atmospherical moisture deposited on ground &c. only in the morning. ઝાકળ; ઓસ.

**Dew-lap**, *n.* (ડ્યુ'લૅપ્ )Loose skin that hangs from the throats of cow or oxen. બળદ અથવા ગાયના ગળા નીચે જે ચામડીની ઝુલ, ગબગંબ, ધાબળો લટકતો હોય છે તે; ગોદડી.

**Dewy**, *a.* (ડ્યુ'ઈ) Full of dew. ઝાકળથી ભરેલું.

**Dexter**, *a.* (ડે'ક્સ્ટર્) Right. જમણું; જમણો.

**Dexterity**, *n.* (ડેક્સ્ટે'રિટી) Expertness; skill; readiness in action. ખબરદારી; દક્ષતા; કસબ; કારાગીરી; ચપળતા; ચાલાકી; હોશીયારી; કુશળતા. 2. Right-handedness. જમણા હાથથી કામ કરવાની ટેવ.[L.*dexter*,right hand.Sans.દક્ષ.]

**Dexterous**, **dextrous**, *a.* (ડે'ક્સટરસ્-ટ્રસ્) Skilful; expert.દક્ષ;ચંચળ;ચાલાક;ચતુરાઈથી કરેલું; હોશીયાર; ખબરદાર; ચપળ; કસબગાર.

**Diabetes**,*n.*(ડાઈઍબી'ટીઝ્)A urinary disease accompanied by great physical debility. મુત્રાતિસાર: સાકરીયો પરમીયો, પ્રમેહ.

**Diabolical**, *a.* (ડાયૅબૉ'લિકલ્) Infernal; devilish.સેતાની;અતિક્રૂર [Gr.*diabolos*,the devil.]

**Diadem**, *n.* (ડા'યડમ્) The regal crown or any other ornamental head-dress. રાજમુકુટ-શણગારેલો માથાનો ઝુંડો. [L. *dia*, throughout & *dignos*, I bind.]

**Diagnosis**, *n.* (ડાયૅગ્નો,'સિસ્) Determination of a disease from its symptoms.

રોગપરીક્ષા-રોગનિદાન; રોગચિકિત્સા. 2. Scientific determination of any kind. શાસ્ત્રાનુસારી નિશ્ચય-ઠરાવ. [Gr. *dea*, through & *gignasko*, I know.]

**Diagonal,** *a.* (ડાયૅ'ગનલ્) Extending from one angle to another of a quadrilateral. કર્ણરેખાકૃતિનું; કર્ણાકૃતિનું. [Gr. *dia*, through & *gonia*, an angle.]-*n.* કર્ણરેખા.

**Diagram,** *n.* (ડા'યૅગ્રૅમ્) An illustrative figure or sketch. સિદ્ધાંત સિદ્ધ કરવા સારૂ દોરેલી-કાઢેલી આકૃતિ. [Gr. *dia*, through & *grephos*, I write.]

**Dial,** *n.* (ડા'યલ્) A sun-dial. છાયાયંત્ર. 2. The face of watch, or clock on which the figures are written. ઘડિયાળના જે ભાગ ઉપર આંકડા લખ્યા હોય તે ભાગ, ચાંદો. 3. The compass. હોકાયંત્ર.

**Dialect,** *n.* (ડા'યલેક્ટ્) Language or sub-language. ભાષા; બોલી; પ્રાંતભાષા. [Gr. *dia*, & *lego*, I speak.]

**Dialectical,** *a* (ડાયલે'કટિકલ્) Relating to a language. ભાષા વિષે-નું. 2. Logical. તર્કશાસ્ત્રી વિષેનું.

**Dialectics,** *n.* (ડાયલે'કટિક્સ્) Science of reasoning; Logic. તર્કશાસ્ત્ર; ન્યાયશાસ્ત્ર; ન્યાય.

**Dialectician,** *n.* (ડાયલેક્ટિ'શન્) A logician. ન્યાયશાસ્ત્ર-તર્કશાસ્ત્રવેત્તા.

**Dialogue,** *n.* (ડા'યલૉગ્) A conversation between two or more person. સંવાદ; સવાલ જવાબ; વાતચીત. *vi.* To converse. સંવાદ-વાતચીત કરવી; સવાલ જવાબ ક૦. [L. *dia* and *lego*, I speak.]

**Diameter,** *n.* (ડાયૅ'મીટર્) The chord of a circle passing through its centre. મધ્ય, વ્યાસ રેખા. 2. Breadth or width. પહોળાઈ. [L. *dia* & *metron*, a measure.]

**Diametrical,** *a.* (ડાયૅ'મેટ્રિકલ્) About the diameter of a circle. મધ્ય,વ્યાસ રેખા સંબંધી. 2. Contrary. વિરૂદ્ધ; ઉલટું.

**Diametrically,** *adv.* (ડાયે'મેટ્રીકલી) Directly; in toto; completely. તદ્દન; શુદ્ધ; સીધું; છેક ખરેખરૂં.

**Diamond,** *n.* (ડા'યમન્ડ્) One of the costly jewels. હીરો. 2. One of a suit of cards. ગંજીફામાં ચોકડીનાં પાનાં. 3. Very small type. ઘણો નાનો ટાઇપ. **D. bits**=હીરાકણી [L. *adamas*, adament.]

**Diaper,** *n.* (ડા'યપર્) Chequered linen cloth &c. શણ; ચિત્રવિચિત્ર લીટી-નકશી વાળું કપડું. *a.* Chequered. ચિત્રવિચિત્ર; નકશીવાળું. *vt.* To chequer cloth. કપડા ઉપર તરેહતરેહના ચિત્ર-બુટ્ટા કાઢવા-તરેહ કાઢવી.

**Diaphanous,** *a.* (ડાયૅ'ફનસ્) Clear; transparent. સ્વચ્છ; નિર્મળ; પારદર્શક. [L. *dia*, through & *phanio*, I see.]

**Diaphoretic,** *a.* (ડાયફૅરે'ટિક્) Tending to promote perspiration in fevers. પરસેવા લાવવાની-વધારવાની શક્તિ ધરાવનાર. *n.* A medicine possessing this property. પરસેવો લાવનારી દવા. [Gr. *phero*, I carry.]

**Diaphragm,** *n.* (ડા'યફ્રૅમ્) A muscle separating the walls of the chest. પેટમાંહેનો પડદો. 2. A thin partition. આંતરો-પાતળો પડદો. [Gr. *dia*, through & *phrasso*, a fence.]

**Diarrhoea,** *n.* (ડાયરી'ઍ) A kind of disease marked by violent & frequent purging. સંગ્રહણી; અતિસાર; હાથ ઘોલું [Gr. *dia* & *rheo*, flow.]

**Diarchy,** *n.* (ડા'યાર્કી) Government by two authorities. દ્વિશાસન પદ્ધતિ; દ્વિરાજક તંત્ર.

**Diary,** *n.* (ડા'એરી) A small note-book for daily record purposes. ડાયરી; નોંધવહી. 2. A daily record. નિત્યનોંધ; દિનચર્યા. [L. *dies*, day]

**Diatribe,** *n.* (ડા'યટ્રાઇબ્) A tiresome discourse. ટહાયલું; સંવાદ. 2. A strain of reproach. ઠપકો. [*diatriba*, a learned discussion.]

**Diatribist,** *n.* (ડા'યટ્રાઇબિસ્ટ્) The author of a diatribe. ટાયલું-વાદવિવાદ-સંવાદ કરનાર.

**Dibble,** *n.* (ડિ'બલ્) A pointed iron instrument. ફરસી; કોદાળી. *vt.* To dig with a spade and sow. કોદાળીથી ખોદીને વાવવું.

**Dice,** *n.* (ડાઇસ્) *pl.* of die. Small numbered cubes used in gambling. રમવાના પાસા. 2. Gambling. જુગાર.

**Dicephelous,** *a.* (ડાઇસે'ફેલસ્) Two headed. એક ધડ ઉપર બે માથાવાળું.

**Dichotomy,** *n.* (ડિકૉ'ટમી) Division into two. બબ્બેનું વર્ગીકરણ.

**Dictate,** *vt.* ( ડિક્ટે,'ટ્ ) To speak so that another may write. લખાવવું. 2. To give an absolute order or command. સત્તાવાર-ઉપરિપણાથી હુકમ આપવો-આજ્ઞા કરવી. [L. *dico*, I say.]

**Dictate,** *n.* (ડિ'કટે,ટ્) An order or command. આજ્ઞા; હુકમ; ફરમાન; પ્રેરણા; સૂચના.

**Dictation,** *n.* (ડિક્ટે,'શન્) Writing down as another speaks. લખી લેવું તે; શ્રુત લેખન.

**Dictator,** *n.* (ડિક્ટે,'ટર્) An absolute commander or ruler. સર મુખત્યાર; હુકમ-આજ્ઞા આપનાર; પુરેપુરી સત્તા ધરાવનાર; કુલ અધિકારી.

**Dictatorial,** *a.* (ડિક્ટેટો,'રિઅલ્) Unlimited; absolute. અપ્રતિબદ્ધ; કુલ. 2. Imperious. તોરી; જહાંગીરી; અખત્યારી હોય એવું.

**Diction,** *n.* (ડિ'કશન્) Style of expression; language. ભાષા; વાકયરચના; શૈલી;લખવાની રીત. [L. *dico*, I say.]

**Dictionarian,** *n.* ( ડિકશને'રિઅન્) The author, compiler &c. of a dictionary. શબ્દ-કોશ લખનાર; કોશકર્તા; કોશકાર.

**Dictionary,** *n.* (ડિ'કશનરી) Vocabulary; a lexicon. શબ્દકોશ; શબ્દસંગ્રહ; ડિક્ષનેરી; ફરહંગ.

**Dictum,** *n.* (ડિ'કટમ્) A judicial or other authoritative opinion or assertion. સત્તાવાર વાકય: ઉક્તિ; વચન; મુકર્દમાનો ચુકાદો [L. *dico.*]

**Did,** (ડિડ્) Past tense of "do." કીધું; કર્યું.

**Didactic-cal,** *a.* (ડિડૅ'કિટક્-કલ્) Advisory; instructive. ઉપદેશાત્મક; બોધાત્મક; બોધ-ઉપદેશ કરવાને યોજેલું. [Gr. *didaseo*, I teach.]

**Dido,** *n.* (ડિડો) A buffoon. મશ્કરીયો; ઠઠ્ઠાબાજ માણસ. 2. A conspiracy 3. A leap. ઠેકડો;છલંગ.

**Die,** *n.* (ડાય્) A small numbered cube used in gambling. રમવાનો પાસો. 2. A coining stamp. સીક્કા પાડવાની મુદ્રા. **The die is cast**=કામ કરી ચુકયા છે. હવે બનવાનુ હોય તે બને. *vt.* To expire or cease to exist. રામ રમી જવા; મરણ પામવું; દેહત્યાગ કરવો; મરવું. 2. Become ruined or non-existent. નાશ પામવું; જતા રહેવું. **To die in the last ditch,**=મરણીયા થઈ લડવું; કેસરીયાં કરવા. **To die out**=ધીમેધીમે મરણ પામવું-બંધ પડવું. **D. hard**=પોતાનો મત કેમે કરી છોડે નહિ, સ્હામાના દબાણને ઠેઠ સુધી વશ થાય નહિ એવો.

**Diet,** *n.* (ડાએટ્)Usual food. ખાનપાન;ખોરાક; ખાણું; ભોજન. 2. An advisory council. રાજસભા; મંત્રીમંડળ. 3. Regimen. પરહેજી; પથ્ય. [L. *dieta*, manner of living.]

**Dietetic-cal,** *a.*(ડાયીટે'ટિક્-કલ્)About diet. પથ્ય-પરહેજી સંબધી; હમેશના ખોરાકનું.

**Differ,** *vt.* (ડિ'ફર્) To dissent, vary or dis-agree. સરખું-જેવું ન હોવું; પૃથક્-ભિન્ન હોવું; તફાવત હોવો; જુદા પડવું; મત-વિચારમાં મળતા ન થવું; મતભેદ હોવો. [L.*dis*,& *ferro*,I carry.]

**Difference,** *n.* (ડિ'ફરન્સ્)Variation. તફાવત; ફેરફાર. **Slight difference**=હેરફેર. 2. Remainder after deduction. બાકી; શેષ. *vt.* To make different. ભેદ-તફાવત ગણવો.

**Different,** *a.* (ડિ'ફરન્ટ્) Dissimilar;distinct; varying. વિજાતીય; નિરાળું; જુદું; ન્યારૂં.

**Differentia,** *n.*(ડિફરે'ન્શીયા)*pl.* Differentiæ. Specific difference. વિશેષતા. [Logic.]

**Difficult,** *a.* (ડિ'ફિકલ્ટ્) Hard; not easy. અઘરૂં; કઠણ; મેહનતનું; જડ; દુર્ઘટ.2. Unyielding; stubborn. જીદ્દી; કડક; હઠીલું.

**Diffide,** *vi.* (ડિફા'ઇડ્) To want confidence or trust in. ભરોસો-વિશ્વાસ ન હોવો.

**Diffidence,** *n.*(ડિ'ફિડન્સ્) Want of confidence; dis-trust. અણવિશ્વાસ; ભરોસો, ખાત્રી ન હોવી-રાખવી તે. 2. Timidity; bashfulness. આત્મશંકા; શરમાતા; શરમાળપણું; [L. *dis*, & *fido*, I trust.]

**Difficulty,** *n.* (ડિ'ફિકલ્ટી) State of being hard. મુશ્કેલી; કઠિણતા;ગુંચવણ.2. An objection. અડચણ; તકરાર; હરકત.

**Diffident,** *a.*(ડિ'ફિડન્ટ્)Distrustful; wanting confidence. ભરોસો-વિશ્વાસ નહિં હોય-કરે એવું. 2. Wanting in self-confidence. આત્મશંકિત.

**Diffuse,** *vt.*(ડિફ્યૂ'ઝ્)To spread. પ્રસારવું;ફેલાવવું; વિસ્તારવું; પસરાવવું. [L. *dis*, & *fundo*, I pour.]

**Diffuseness,** *n.*(ડિફ્યુ'સનિસ્) Lengthiness; looseness. લંબાણ; ફેલાવો; વિસ્તાર; છિન્નભિન્નતા.

**Diffusible,** *a.* ( ડિફ્યૂ'ઝિબલ્ ) Capable of being spread. વિસ્તાર કરાય-પથરાય એવું.

**Diffusion,** *n.* ( ડિફ્યૂ'શ્ઝન્) Circulation; dissemination; extension. પ્રચારણ; ફેલાવો; વિસ્તાર; પ્રસાર.

**Diffusive,** *a.*(ડિફ્યુ'સિવ્) Liable to circulate or diffuse. ફેલાય-પ્રસરે એવું; વ્યાપક.

**Dig,** *vt.* (ડિગ્) To turn up earth with a sharp instrument; to excavate. ખોદવું. 2. To poke. આંગળીઓ ઘોંચવી; ગોદા મારવા. *vi.* To work with a spade. કોદાળીથી ખોદવું. *n.* A thrust. ધક્કો.

**Digest,** *vt.* (ડિજે'સ્ટ્) To arrange. વ્યવસ્થિત રીતે ગોઠવવું. 2. To turn into nutritive elements. પાચન કરવું; પચવવું. *vi.* To become digested. પાચન-હજમ થવું;પચવું.*n*(ડાં'યજેસ્ટ્) Summarised collection. કાયદાગ્રંથસંગ્રહ;સાર. [L.*dis* & *gero*, I bear.]

**Digestible,** *a.* (ડિજે'સ્ટિબલ્) That can be digested. પચનીય; પાચન કરી શકાય એવું.

**Digestion,** *n.* (ડિજે'સ્ચન્) The process of the conversion of food into chyme. પાચનક્રિયા; પચનશક્તિ. **Slowness of d.**= મંદાગ્નિ 2. The act of digesting. પાક; પરિપાક.

**Digestive,** *a.* (ડિજે'સ્ટિવ્) Promoting digestion. પાચક; પચાવે એવું. *n.* A tonic, શક્તિની દવા.

**Digit,** *n.* (ડિ'જીટ્) A finger or a measure equal to it. આંગળી; પોણો તસુ; 2. Any single arithmetical figure. નવ સુધીનો કોઈ પણ અંક. *vt.* To point out with the finger. આંગળીથી બતાવવું. [L. *digitus*.]

**Dignification**, *n.* (ડિગ્નિફિકે'શન્) Exaltation. વધારે રૌફ-દમામવાળું કરવું તે; વધારે ઉંચી પદ્દવીએ ચઢાવવું તે. [L. *dignues*, worthy & *facio*, I make.]

**Dignified**, *a.* (ડિ'ગ્નિફાઈડ્) Marked with dignity;stately.પ્રૌઢ;ગૌરવવાળું;માનનીય;પ્રતિષ્ઠિત.

**Dignify**, *vt.* (ડિ'ગ્નિફાય્) To exalt; to make illustrious; to honour. ઉંચી પદ્દવી આપવી; ઉચ્ચ દરજ્જાપર ચઢાવવો; પ્રતિષ્ઠિત-મ્હોટું કરવું.

**Dignitary**, *n.* (ડિ'ગ્નિટરી) An officer &c. high in rank especially a clergy-man of high rank. પદવીવાળો માણસ; ઉંચી પદ્દવીનો ધર્માધિકારી.

**Dignity**, *n.* (ડિ'ગ્નિટી) High mind or character. મનની મ્હોટાઈ; પ્રભુતા; માહાત્મ્ય. 2. Stateliness. રૌફ; માન; મોભ્ભો, પ્રભાવ 3. High rank. મ્હોટી પદ્દવી. 4. Loftiness. દાબ; દમામ; દબદબો. **To stand upon one's dignity**=પોતાની ઉંચી પદ્દવી અથવા માન પ્રતિષ્ઠાનો ફાંકો રાખવો.

**Digress**, *vt.* (ડિગ્રે'સ) To stray; to turn aside; to deviate. આડા ફાટવું; આડે રસ્તે જવું; સીધો રસ્તો મૂકી વળવું. [L. *dis.* & *gradior*, I walk.]

**Digression**, *n.* (ડિગ્રે'શન્) A straying from the right path. શાખા; ફાંટો; સીધા માર્ગમાંથી આડા જવું તે. 2. A by-the-way talk away from the main topic. આડી અવળી વાતો;વિષયાંતર. [L. *dis*, & *gradsor* I walk.]

**Dike**, *vi.* (ડાઈક્) To excavate. ખોદવું. *n.* An artificial wall raised to prevent the seawater from flooding the low-levelled land. પુસ્તો; બાંધ. 2. A canal. પાણીનો માર્ગ; ન્હેર. *vt.* To drain by a dike. બાંધ વડે પાણી કાઢી નાંખવું.

**Dilacerate**, *vt.* (ડ'યલૅ'સરે,ટ્) To rend asunder. જોરથી જુદું પાડવું-ફાડવું. [L. *dis*, & *lacero*, I tear]

**Dilapidate**, *vt.* (ડિલૅ'પિડે,ટ્) To demolish or bring into a decayed condition. ભાંગી-તોડી નાંખવું. 2. To be consumed by use. વપરાશથી ઓછું થવું. [L. *dis* & *lapis*, a stone.]

**Dilapidated**, *a.* (ડિલૅ'પિડે,ટિડ્) Demolished; decayed. ખંડેર; નાશ પામેલું; ભાંગી-તુટી પડેલું.

**Dilapidation**, *n.* ડિલૅપિડે'શન્) The act of demolishing or the state of being decayed. ભાંગી તુટી ગયેલું હોવું તે; ખરાબ કરવું-તોડી પાડવું તે; પાયમાલી; ખંડેર. 2. [Law] The delition of a building. ઈમારત જમીન દોસ્ત કરવી-પાડી નાંખવી તે.

**Dilatation**, *n.* (ડિલેટે',શન્) Expansion. વિસ્તાર; ફેલાવો. 2 [Surgery] The enlargement of a canal. કોઈપણ ઇંદ્રિયનો વિસ્તાર-ફેલાવો.

**Dilate**, *vt.* (ડાઈલે',ટ્) To broaden or expand. ફૂલાવવું. 2. To dwell upon. ઉપર લંબાણથી વિવેચન કરવું. *vi.* To broaden. પોહળું થવું. 2. To lecture at length. લાંબુ વિવેચન કરવું. [L. *dis*, & *latus*, wide.]

**Dilation**, *n* (ડાઇલે',શન્) Expansion; extent. ફેલાવો; વિસ્તાર. 2. Delay. વાર; ઢીલ; વાર-ઢીલ લગાડવી વ [L. *delatio.*]

**Dilatory**, *a.* (ડિલૅ'ટરી) Delaying; tardy. ઢીલું; ઢીલ કરતું. 2. Making late. વારલગાડે એવું.

**Dilatoriness**, *n.* (ડિ'લૅટરીનેસ્) Sluggardliness; tardiness; lateness; slowness. સુસ્તી; ધીમાપણું; ધીમાશ; મંદપણું.

**Dilection**, *n.* (ડાયલે,કશન્) Love.પ્રેમ;પ્રીતિ. 2. Choice. પસંદગી.

**Dilemma**, *n.* (ડિલે'મ્) An argument in which two opposite truths are proved with equal conclusiveness.બેઉ તરફથી બરાબર બાંધી લે એવી દલીલ. 2. A difficult or doubtful choice: a state of things in which there is no escape from evil any way. સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ; વિટંબણા; ધર્મસંકટ. [L. *dis*, twice and *lemma*, an assumption]

**Dilettante**, *n.* (ડિલિટૅ'ન્ટિ) *pl.* Dilettanti. An amateur artist or an admirer or fine arts. સારા રસિક હુન્નરોને પસંદગી આપનાર; રસજ્ઞ માણસ; ડોળઘાલુ રસજ્ઞ.

**Diligence**, *n.* (ડિ'લિજન્સ્) A kind of four-wheeled carriage.ચાર પૈંડાવાળી ઘોડાગાડી. 2. Steady application; industry. મહેનત; ઉદ્યોગ;ઉદ્યોગીપણું. **To do one's diligence, to use diligence, to give diligence,** =પોતાથી બનતી મહેનત કરવી-ઝેહમત ઉઠાવવી. [L. *dis* & *lego*, I choose.]

**Diligent**, *a.* (ડિ'લિજન્ટ્) Industrious; assiduous. ખંતથી ધ્યાન લક્ષ આપનાર; મહેનતુ; ઉદ્યોગી; ઉદ્યમી.

**Diligently**, *adv.*(ડિ'લિજન્ટલી)In a diligent manner. ખંતથી; મહેનતથી; ઉદ્યોગથી

**Dilly-dally** *vt.* (ડિ'લી-ડૅલી) To trifle or loiter; to kill time. વખત નકામો ગુમાવવો; રઝળવું; રમીખાવું,

**Dilucidate**, *vt.* (ડિલ્યુ'સિડે,ટ્) To make clear or evident. સ્પષ્ટ-ચોખ્ખું કરવું; ગુંચવણ-મુંઝવણ દૂર કરવી. [L. *dis* & *lux*, light.]

**Diluent**, *a.* (ડિ'લ્યુઅન્ટ્)Making more thin or watery. વધારે પાતળું કરતું.*n.* That which thins. પાતળી કરનાર દવા વગેરે પદાર્થ.

**Distinction,** *n.* ( ડિસ્ટિ'ન્કશન્ ) Sign of difference. ફેર-તફાવતની નિશાની. 2. Power of discrimination. સારાસાર વિવેક. 3. Difference. ફેરફાર. 4. Estimation of difference. ભેદદષ્ટિ. 5. Fame. પ્રખ્યાતિ.

**Distinctive,** *a.* (ડિસ્ટિ'ન્કટિવ્) Discerning. પારખનાર; ઓળખનાર. 2. That makes distinct. ચોખ્ખી રીતે જુદું પાડે એવું.

**Distinctly,** *adv.* (ડિસ્ટિ'ન્કટલી) Evidently. ખુલ્લી-સ્પષ્ટ રીતે.

**Distinguish,** *vt.* (ડિસ્ટિ'ન્ગ્વિશ્) To show distinctly. ચોખ્ખી રીતે જુદું પાડવું-ઓળખાવવું. 2. To divide. ના ભાગ-વિભાગ પાડવા. 3. To know distinctly. ઓળખવું-પારખવું. 4. To make famous or well-known. પ્રખ્યાત-નામચીન-મશહૂર કરવું. *vi.* To make distinctions. ફેર-તફાવત શોધી કાઢવો-બતાવવો.

**Distinguished,** *a.* (ડિસ્ટિ'ન્ગ્વિશ્ડ્) Illustrious; well-known. પ્રખ્યાત; વિખ્યાત; નામીચું; મશહૂર; જાણીતું.

**Distinguishing,** *a.* ( ડિસ્ટિ'ન્ગ્વિશિન્ગ્ ) Characterstic; peculiar. ભેદદર્શક;ખાસ;વિલક્ષણ.

**Distort,** *vt.* (ડિસટૉ'ર્ટ્) To twist from or out of natural shape; to pervert. કુદરતી આકૃતિ-આકાર બદલી નાંખવો; અર્થનો અનર્થ કરવો. [ L. *dis* & *torqueo*, I twist. ]

**Distortion,** *n.* (ડિસટૉ'ર્શન્) Crookedness; a being twisted out of shape. વાંકાપણું;ફરી જવું તે.

**Distract,** *vt.* (ડિસટ્રૅ'કટ્) To madden. ગાંડું-ઘેલું કરવું. 2. To perplex. ગભરાવવું-ગરબડ કરાવી મુકવી. 3. To separate. જુદું પાડવું-ખેંચવું. [L. *dis* & *traho*, I draw. ]

**Distracted,** *a.* (ડિસટ્રૅકટેડ) Mad; bewildered. ગભરાયેલું; ગુંચવાઈ ગયેલું; ગાંડું; ઘેલું; દિવાનું.

**Distraction,** *n.* (ડિસટ્રૅ'કશન્) Separation, જુદું પાડવું તે. 2. Bewilderment. ગુંચવણ. 3. Quarrel. બખેડો. 4. Extreme agitation. ગભરાટ; અતિક્ષોભ. 5. Madness. ગાંડપણ.

**Distrain,** *vt.* (ડિસટ્રે'ન્) To tear or rend. ભાંગવું. 2. To confiscate in payment for a debt. કરજના-લેણાના બદલામાં મિલ્કત જપ્ત ક૦-મિલ્કતનો કબજો લઈ લેવો. [ L. *dis* & *stringo*, I draw tight. ]

**Distress,** *n.* (ડિસ્ટ્રે'સ્) Calamity; sorrow. દુ:ખ; આફત; આપત્તિ. 2. The confiscation of property in payment of debt. લેણાની પેટે મિલ્કત જપ્ત ક૦ તે. *vt.* To grieve or pain. દુઃખમાં-આફતમાં નાંખવું. **D. warrant** = લેણાની પેટે મિલ્કત કબજે કરવાનું વૉરન્ટ-નો સત્તાવાર હુકમ.

**Distressful,** *a.* (ડિસ્ટ્રૅ'સ્ફુલ્) Sorrowful. દુ:ખદાયક; દુ:ખદાયી.

**Distressing,** *a.* (ડિસ્ટ્રૅ'સિન્ગ્) Causing distress. પીડા કારક; દુઃખ દાયક; સતાવતું;ક્લેશ કરતું.

**Distribute,** *vt.* (ડિસ્ટ્રિ'બ્યુટ) To divide or distribute. વહેંચવું; વહેંચણી કરવી; વિભાગ પાડવા-કરવા. [L. *dis.* & *tribuo*, I give.]

**Distribution,** *n.* (ડિસ્ટ્રીબ્યૂ'શન્) The act of distributing. વહેંચણી કરવી તે. 2. Classifying. વિભાગ; વર્ગીકરણ; વ્યવસ્થા. 3. Type-arranging. બીબાં ગોઠવવાં તે.

**Distributive,** *a.* (ડિસ્ટ્રિ'બ્યુટિવ્) Dividing. હિસ્સા-વિભાગ પાડતું. **A distributive adjective or pronoun** = વિયોજક વિશેષણ કે સર્વનામ.

**Distributively,** *adv.* (ડિસ્ટ્રિ'બ્યુટિવલી) Dividedly; not collectively; singly. જુદું જુદું અકેક અકેક.

**District,** *n.* (ડિ'સ્ટ્રિકટ્) A portion of a territory for administrative purposes. જીલ્લો; પ્રાંત; ડિસ્ટ્રિકટ.

**Distriction,** *n.* (ડિસ્ટ્રિ'કશન્) Glitter; flash. ચળકાટ; ઝબકારો.

**Distrust,** *n.* (ડિસ્ટ્ર'સ્ટ્) Want of confidence or reliance. અણવિશ્વાસ; વહેમ; શંકા. *vt.* Not to trust in. વિશ્વાસ-ભરોસો ન હોવો-રાખવો.

**Distrustful,** *a.* (ડિસટ્'સ્ટફૂલ્) Wanting in confidence. અણવિશ્વાસ હોય એવું; વિશ્વાસ-ભરોસો ન રાખતું.

**Distrustfulness,** *n.* ( ડિસટ્'સ્ટફૂલનિસ્ ) Want of reliance or confidence. અણવિશ્વાસ; અણભરોસો.

**Distrustless,** *a.* (ડિસટ્'સ્ટ-લિસ્) Confiding વિશ્વાસ રાખતું.

**Disturb,** *vt.* (ડિસ્ટ'બ્ર્) To vex or perplex. ગભરાટમાં નાંખવું; ત્રાસ આપવો. 2. To interrupt. વચમાં હરકત કરવી-ખલેલ પહોંચાડવી. [L. *dis*, & *turba*, a tummlt.]

**Disturbance,** *n.* (ડિસ્ટ'બ્ર્ન્સ્)Interruption. ખલેલ; હરકત. 2. Perplexity. ગભરાટ. 3. Riot; tumult. હુલ્લડ.

**Dis-union,** *n.* ( ડિસ-યુ'ન્યિન્ ) Quarrel. કજીયો. 2. Separation. જુદાઇ. 3. Want of union. કુસંપ.

**Disunite,** *vt.* (ડિસયુના'ઈટ્) To separate or divide or part. જુદું-છુટું પાડવું; કુસંપ જગાવવો-કરવો. *vi.* To part. જુદું પાડવું.

**Disunity,** *n.* (ડિસ્યુ'નિટી)Want of union. કુસંપ; જુદાઇ.

**Disuse,** *n.* (ડિસ્યૂ'સ્) Want of use. વપરાસમાં નહિં હોવું તે; ગેરવહીવટ; બીનરિવાજ; અવ્યવહાર. *vt.* (્ઝ્)To cease using. વપરાસમાંથી કાઢી નાંખવું.

**Disutilized,** *a.* (ડિસ્યુ'ટિલાઈઝ્ડ્) Without use. વાપર વિનાનું.

**Disvouch,** *vt.* (ડિસવા'ઉચ્) Not to believe; to contradict. ન માનવું; વિશ્વાસ ન રાખવો; ઉલટું કહેવું.

**Ditch,** *n.* (ડિચ્) A drainage pit. ખોદેલી ખાડી. *vt.* To dig a pit. ખાઇ ખોદવી–ખાડી ખોદવી.

**Dition,** *n.* (ડિ'શન્) Power; rule. સત્તા; ધારો; કાયદો.

**Ditto,** *n.* (ડિ'ટો) A thing same as above or aforesaid. ઉપર પ્રમાણે–મુજબ; સદર; હાજી, હા.

**Ditty,** *n.* (ડિ'ટિ) A song. ગીત; ગાયન. *vi.* To sing. રાગ તાણવો; ગાવું. [L. *dico,* I say.]

**Diuretic,** *a.* (ડાયુરે'ટિક્) Promoting the secretion of urine. મૂત્રોત્પાદક; મૂત્રવર્ધક. [Gr. *dis* & urine.]

**Diurnal,** *a.* (ડાય'ર્નલ્) Pertaining to or happening in the day-time. દહાડા–દિવસનું–સંબંધી; દિવસે બનતું–થતું. 2. Daily. દરરોજનું. *n.* A day-book. રોજમેળ; ડાયરી.

**Divan,** *n.* (ડિવૅ'ન્) Court of justice. ઠરાવ કરનારી સભા. 2. Council chamber. દિવાનખાનું. 3. Prime minister. દિવાન; અમાત્ય.

**Divaricate,** *vt.* (ડિવૅ'રિકે,ટ્) To divide in two. બે ભાગ કરવા. 2. To become wide. પહોળું થવું. [L. *dis* & *varns,* bent.]

**Dive,** *vi.* (ડાઇવ્) To plunge in or go under water. પાણીમાં ડૂબકી મારવી–ખાવી. 2. To study deeply. પુરેપુરી રીતે જાણવું–અભ્યાસ કરવો. *n.* A plunge under water. પાણીમાં ડુબકી મારવી તે.

**Diver,** *n.* (ડા'ઈવર્) One who dives. પાણીમાં ડુબકી મારનાર; કોઈપણ વિષયનો ઉંડો અભ્યાસ કરનાર.

**Diverge,** *vt.* (ડિવ'ર્જ્) To radiate or spread out from a common point. એક જગ્યાએથી–મધ્યબિંદુમાંથી નીકળીને જુદી જુદી દિશાઓમાં પસરવું.

**Divergence-Divergency,** *n.* (ડિવ'ર્જન્સ્–જન્સી) Radiation from a common point. કેન્દ્રાભિપ્રસરણ. 2. Difference. તફાવત; ફેર.

**Divergent,** *a.* (ડિવ'ર્જન્ટ્) Going astray; diverging. આડુ ફાટનારૂં.

**Divers,** *a.* (ડા'ઈવર્ઝ્) Different; various. જુદું જુદું; અલગ અલગ. 2. More than one. કેટલાંએક.

**Diversification,** *n.* (ડિવર્સિ'ફિકે,'શન્) Alteration; change. ફેર; તફાવત; ફેરફાર. 2. The act of changing forms. રૂપ–આકાર બદલવો તે.

**Diversify,** *vt.* (ડિવ'ર્સિફાય્) To make various or different. જુદું જુદું બનાવવું; જુદી જુદી જાત કરવી. [L. *diversus,* differnt & *facto,* I make.]

**Diversion,** *n.* (ડિવ'ર્શન્) Difference; change. પરિવર્ત્તન; ફેરફાર. 2. Amusement. રમત; વિલાસ; મજા.

**Diversity,** *n.* (ડિવ'ર્સિટી) Variousness. જુદાજુદાપણું; ભિન્નતા. 2 Want of similitude. અસમાનતા; જુદાઈ.

**Divert,** *vt.* (ડિવ'ર્ટ્) To cause to turn aside. આડે રસ્તે લઈ જવું; આડું ચલાવવું; ફેરવવું. *vt.* To amuse. મનરંજન–ચિત્તરંજન કરવું; ગંમત કરવી.

**Diverting,** *a.* (ડિવ'ર્ટિંગ્) Entertaining; amusing. મનોરંજક; ગમત પડે એવું.

**Diversment,** *n.* (ડિવ'ર્સમન્ટ્) Amusement. ગમત; મનરંજન.

**Divest,** *vt.* (ડિવે'સ્ટ્) To deprive of; to strip (as clothes &c). ઉતારી લેવું; લઈ લેવું; છીનવી લેવું; જોરજુલમથી લઈ લેવું. [L. *dis* & *vestio,* I clothe.]

**Dividable,** *a.* (ડિવા'ઇડબલ્) That can be divided. વિભાજ્ય; વહેંચવા લાયક; ભાગલા પાડવા લાયક; જુદુ વહેંચેલું.

**Divident,** *a.* (ડિવિ'ડન્ટ્) Separate; divided. વહેંચેલું; જુદું જુદં થયેલું.

**Divide,** *vt.* (ડિવા'ઈડ્) To make parts of. ના વિભાગ–ભાગલા કરવા. 2. To separate. જુદું કઠ–પાડવું. 3. To distribute. વહેંચવું; વહેંચી આપવું. 4. To disagree. મતભેદ–મતાંતર હોવો–પડવો. *vi.* To be separated. જુદું થવું–પડવું; ભાગ થવા–પડવા. 2. To have a share. માં ભાગ–હીસ્સો હોવો.

**Dividend,** *n.* (ડિ'વિડન્ડ્) An amount to be divided (usually the profits of a joint concern.) ભાગ; હીસ્સો; વાંટો; ફાળો; નફાનો ભાગ.

**Divider,** *n.* (ડિવા'ઇડર્) One who or that which divides. વહેંચનાર; ભાજનાર; છેદક; ભાજક; (કમ્પાસ).

**Divination,** *n.* (ડિવિને,'શન્) Prophesying. ભવિષ્ય વર્તાવવું તે.

**Divine,** *a.* (ડિવા'ઈન્) Pertaining to God or divinity; god-like. ઈશ્વરી–દિવ્ય. *n.* A priest. પાદરી; ધર્મોપદેશક. *vt.* To predict or foretell events. ભવિષ્ય વર્તાવવું–કહેવું. *vi.* To make a guess. ધારણા–અટકળ બાંધવી. 2. To augur. શુકન–ભવિષ્ય કહેવું.

**Divinity,** *n.* (ડિવિ'નિટી) God. ઈશ્વર; પરમેશ્વર. 2. The qualities &c. attributed to God. ઈશ્વરપણું. 3. Pl. The priests (collectively.) પાદરી લોકો; ધર્મોપદેશકો.

**Divisibility,** *n.* (ડિવિઝિબિ'લિટી) The quality of being divisible. વહેંચાઈ, ભાંગી શકાય એવો ગુણ.

**Divisible,** *a.* (ડિવિ'ઝિબલ્) Capable of being divided. ભાગ પાડી શકાય–વહેંચી શકાય એવું.

**Division,** *n.* ( ડિવિ'શ્ઝન્ ) The act of dividing or the state of being divided. ભાગ પાડવા-જુદું પાડવું તે; વહેંચણી; વિભાગ; 2. Discord. વિરોધ. 3. The process of dividing a number into a certain number of parts. ભાગાકાર. 4. Parts of a discourse. પ્રકરણ; વિભાગ. **To claim or ask for a division**=પોતપોતાના મત પ્રમાણે સભ્યોને જુદા જુદા બેસાડી મતની ગણત્રી લેવાની માગણી કરવી.

**Divisive,** *a.* ( ડિવા'ઇઝિવ્ ) Dividing. ભાગ પાડતું; વહેંચી આપતું. 2. Creating disunion. કુસંપ કરતું.

**Divisor,** *n.* (ડિવા'ઇઝર્) The quantity which divides another. ભાજક.

**Divorce,** *n.* (ડિવો'ર્સ) Legal separation of husband and wife. ફારગતી: છુટા છેડા કરવા તે. 2. The legal decree authorizing it. ફારગતી-છુટા છેડા કરનાર આજ્ઞાપત્ર. *vt.* To separate legally (as husband & wife.) ફારગતી આપવી; છુટા છેડા કરવા.

**Divorcement,** *n.* (ડિવો'ર્સ્મન્ટ્)The act of divorcing. છુટા છેડા કરવા તે.

**Divulge,** *vt.* (ડિવ'લ્જ્) To reveal. પ્રગટ-પ્રસિદ્ધ-ખુલ્લું ક૦ *vi.* To be revealed. ઉઘાડું પડવું;પ્રસિદ્ધ થવું-ક૦.[L.*dis*,&*vulgus*,multitude.]

**Dizziness.** *n.*(ડિ'ઝિનિસ્)Vertigo; giddiness. ચકરી; ચક્કર;ફેર; તમ્મર.

**Dizzy,** *a.* (ડિ'ઝી) Giddy. ચક્કર-ફેર આવતું. 2. Causing dizziness (said of height &c.) ફેર-ચક્કર-તમ્મર લાવે એવું. *vt.*To make giddy. ચક્કર-ફેર આવે એમ કરવું.

**Do,** *vt.* (ડૂ) To perform; to cause. કરવું; ચાલવું; કરાવવું. 2. To complete. પૂર્ણ-પુરૂં કરવું. 3. To make ready. તૈયાર-કામમાં આવે એવું કરવું.**To do away with**=To remove. દૂર ક૦;કાઢી નાંખવું **To do one's business** =To ruin. નું કાટલું-કાસલ કાઢવું.**To do to death**=ત્રાસ આપી મારી નાખવું. 2. મરણીયા થઇ કામ કરવું. **To do with**=To dispose. ની વ્યવસ્થા-ગોઠવણ કરવી. **To have to do with**=ની સાથે કામ-લાગતું વળગતું હોવું.**Done up**=નાશ પામેલું. 2. થાકીને લોથપોથ થઇ ગયેલું. *vi.* To act. વર્તણુક-ચાલચલગત હોવી; કરવું 2. To fare.સારૂં-ખરાબ ચાલવું.**To do withal**= To prevent.અટકાવવું.**To do one's best** બનતો પ્રયાસ કરવો **To be done for**=ને માટે નકામું હોવું **To do one's bit**=પોતાનો ફાળો આપવો. **To be done by**=છેતરાવું **To do for**=To suit. ને માટે લાયક હોવું-ચાલવું. **To have done**=પુરૂં કરવું. **To have done with**=ની સાથે કંઇ લેવાદેવા નહિં હોવી; લાગતું વળગતું બંધ થવું. **To do into**=ભાષાંતર કરવું. **To doup**=બાંધી મુકવું. [A. S. *don*, to do.]

**Doab,** *n.* (દો'આબ) The territory lying between two rivers. બે નદી વચ્ચેનો મુલક.

**Doat,** *vt.* (ડોટ્) See 'Dote'.

**Docible,** *a.* (ડોસા'ઇબલ્) Tractable; docile. સહેલાઇથી શીખવી શકાય-પાળી શકાય એવું;વિનયી;નમ્ર.

**Docile,** *a.* ( ડૉ'સાઈલ્) Tractable; pliant; easily taught or managed. પાળી શકાય એવું; માની લે એવું; શીખવી શકાય એવું; વિનયી; નમ્ર. [ L. *docio*, I teach. ]

**Docility,** *n.* ( ડોસિ'લિટી) Tractability. ગરીબ સ્વભાવ; વિનયીપણું; નમ્રતા.

**Docimasy,** *n.* (ડૉ'સિમસી) The art or practice of assaying ores. ધાતુના કસની તપાસ. [ L. *doskimos*, tested. ]

**Dock,** *n.* (ડૉક્) Space between piers where ships enter the harbour. વહાણ ઉભા રહેવાની જગ્યા. 2. The criminal's cage. ગુન્હેગારને ઉભા રહેવાનું પાંજરૂં. **Dry docks**=પાણી દૂર ખસેડી શકાય એવી ગોદી. **Wet docks**= વહાણની આવજા જેટલું પાણી રાખેલું હોય એવા ગોદી.

**Dockage,** *n.* (ડૉ'કિજ્) Charge for the use of docks. ગોદીનું ભાડું.

**Docket,** *n.* (ડૉ'કિટ્) A label on goods. માલ સાથે બાંધેલી ચિઠ્ઠી. 2. A summary.ટાંચણ. 3. [ Law.] Summary of charges. કોરટના મુકરદમાની નોંધ. **On the docket**=હાથમાં *vt.* To summarize and enter in a book. લખાણનો સાર લખી લેવો.

**Dock-yard** *n.* (ડૉ'કયાર્ડ્) A lumber-yard near a harbour. વહાણના સામાનની વખાર-ગોદી.

**Doctor,** *n.* (ડૉ'ક્ટર્) A physician. વૈદ્ય; ડાકટર. 2. A very learned man; one who has obtained the highest degree of a faculty. વિદ્વાન; પંડિત; વિદ્યાની સૌથી ઉંચી પદ્દી ધરાવનાર માણસ. *vt.* To treat with medicines &c. દવા કરવી.

**Doctrinal,** *a.* (ડૉ'કિટ્રનલ્)Relating to a doctrine. મત સંબંધી. 2. In the form of a teaching. ઉપદેશ રૂપ-બોધરૂપ.

**Doctrine,** *n.* (ડૉ'કટ્રિન્) A tenet; a teaching. શિક્ષા; દીક્ષા; ઉપદેશ; બોધ; સંપ્રદાયનું મત; ધર્મમત. **Traditional doctrine**=સંપ્રદાય. **D. of evolution**=પરિણામવાદ.

**Document,** *n* (ડૉ'ક્યુમન્ટ્)A written evidence of something. દસ્તાવેજ; કાગળપત્ર; લેખ; લખાણ.

**Documental-tary**, *a.* (ડૉ'ક્યુમેન્ટલ-ન્ટરી) Consisting of documents; pertaining to written evidence. દસ્તાવેજી; લખાણનું; લેખી.

**Dodecagon** *n.* (ડોડે'કૅગોન્) A regular figure of twelve equal sides and angles. બાર સરખી બાજુ અને બાર ખુણાવાળી આકૃતિ. [Gr. *dodeka*, twelve & *gonia*, an angle.]

**Dodge**, *vi.* (ડૉજ્) To move aside suddenly. એકાએક ખસી જવું 2. To play false. છળભેદ કરવો. *vt.* To evade. ટાળાટાળ કરવી; ઉડાવવું; માથેથી કાઢી નાંખવું. *n.* An artifice or trick. યુક્તિ; છળભેદ; કપટ; દાવપેચ; પેચ.

**Doe**, *n.* (ડો) The female of a deer. મૃગી; હરણી; સાબરી.

**Doff**, *vt.* (ડૉફ્) To put off. ઉતારવું; દૂર કરવું. 2. To rid oneself of. કાઢી નાંખવું. *vi.* To remove the hat. ટોપી ઉતારવી.

**Dog**, *n.* (ડૉગ્) A kind of four footed domestic animal. કુતરો: શ્વાન. 2. One of the constellations. લુબ્ધકનો તારો. 3. A fire-prong. ચીપીઓ. **A dog-in-manger**=ઘાસની ગંજીના કુતરા જેવું હલકું. **Dog cheap**=ઘણુંજ સસ્તુ-સોંઘું. **To throw to the dog**=નકામું ગણી ફેંકી દેવું. **To go to dogs**=બુરા હાલ થવા; પાયમાલી-નાશ થવો.

**Dog-cart**, *n.* (ડૉ'ગકાર્ટ્) A light two-wheeled horse-carriage. બે પૈડાંવાળી હલકી ઘોડાગાડી.

**Dog-ear**, *vt.* (ડૉ'ગ-ઈર્) To mark the page of a book by folding the corner. પાનાના ખુણા વાળી નિશાની કરવી. **Dog's-ear**. એવો ખુણો.

**Dog-fox**, *n.* (ડૉ'ગ-ફૉ'ક્સ) He-fox. નરશિયાળ; શિયાળનો નર.

**Dogged**, *a.* (ડૉ'ગિડ્) Stubborn. જીદ્દી; નિશ્ચયી; હઠીલું.

**Doggerel**, *n.* (ડૉ'ગરલ્) Poor poetry; wretched verse. નકામી-ફેંકી દેવા લાયક કવિતા; જેમ તેમ ગોઠવી બેસાડેલી લીટીઓ.

**Doggish**, *a.* (ડૉ'ગિશ્) Churlish; like a dog. ડાચી નાંખતું; હઠીલું; કુતરા જેવું.

**Dogma**, *n.* (ડૉ'ગ્મા) A doctrine. મત; વાક્ય. 2. An established tenet. સ્થાપિત મત-વાત [Gr. *dokeo*, I think.]

**Dogmatic-cal**, *a.* (ડૉગમૅ'ટિક-ટિકલ્) Pertaining to a dogma. સ્થાપિત મતસંબંધીનું; અમુક એક મતને લગતું; અસંહિષ્ણુ; જીદ્દી.

**Dogmatism**, *n.* (ડૉ'ગમટિઝમ્) Opinionativeness. પોતાના મતને ગમે તે સંજોગોમાં વળગી રહેવું એવો સ્વભાવ; સ્વમતાભિમાન; હઠ.

**Dogmatist**, *n.* (ડૉ'ગમટીસ્ટ્) One who sticks to one's opinion સ્વમતાગ્રહી; સ્વમતવાદી; સ્વમતાભિમાની.

**Dogmatize**, (ડૉ'ગમૅટાઈઝ્) *vt.* To preach a dogma. અમુક એકમત શિખવવો-મતનો ફેલાવો કરવો.

**Dog-sleep**, *n.* (ડૉ'ગસ્લીપ્) Pretence of sleep. ખોટી નિદ્રા; ઢોંગ કરીને ઉંઘવું તે; શ્વાનનિદ્રા.

**Dog-star**, *n.* (ડૉ'ગ-સ્ટાર્) Sirius. લુબ્ધકનો તારો.

**Dog-tooth**, *n.* (ડૉ'ગ-ટૂથ્) An eye-tooth. રાક્ષસી-કુતરીયો દાંત.

**Doily**, *n.* (ડૉ'ઇલી) A kind of woolen cloth. એક જાતનું ઉનનું કપડું; ન્હાનો રુમાલ.

**Doit**, *n.* (ડૉઈટ્) A very small Dutch coin. આસરે બે પાઈની કિંમતનો હૉલંડનો સિક્કો.

**Dole**, *n.* (ડોલ્) A dividing amongst a number of persons. વહેંચણી; ભાગ પાડવા તે. *vt.* To distribute. વહેંચવું; વહેંચણી કરવી-વહેંચી આપવું તે.

**Doleful**, *a.* (ડો',લફુલ) Sorrowful; melancholy; grievous. શોચનીય;દિલગીરી ભરેલું;શોકાતુર.

**Dolent, dolesome**, *a.* (ડો',લન્ટ ડો',લસમ્) Dismal; sorrowful. દિલગીરી ભરેલું; ઉદાસીન; શોકાર્ત.

**Doll**, *n.* (ડૉલ્) A toy puppet. ઢીંગલી; રમકડું; પુતળી; પુતળું.

**Dollar**, *n.* (ડૉલર્) A coin, current in some European countries, of silver or gold, and worth about 2½. or 4s. અમેરિકન ડૉલરનો સિક્કો-ચાર શિલિંગ, ત્રણ રૂપૈયા જેટલો.

**Dolour**, *n.* (ડૉ'લર્) Grief; distress. શોક; ખેદ; સંકટ; દુઃખ.

**Dolorous**, *a.* (ડૉ,'લરસ્) Expressing pain or grief; dismal. ખેદકારક-દર્શક; શોચનીય; શોક-દુઃખ બતાવતું.

**Dolphin**, *n.* (ડૉ'લફિન્) A kind of fish. એક જાતની માછલી.

**Dolt**, *n.* (ડોલ્ટ્) A dullard. તદ્દન ઠોઠ-બુદ્ધિહીન માણસ; ગધેડો. *vi.* To kill time. નકામો વખત ગુમાવવો.

**Doltish**, *a.* (ડો,'લ્ટિશ્) Somewhat dull. મંદ બુદ્ધિનું; ઠોઠ; મૂર્ખ; જડબુદ્ધિ

**Domain**, *n.* (ડૉમે,'ન્) Kingdom. રાજ્ય. 2. Territory. પ્રદેશ. 3. The estate of a landlord. જમીનદારની વતની જમીન.

**Dome**, *n.* (ડો,મ્) A roof rising up in the form of an inverted cup. કળશ; ડેરું; ઘુમટ. 2. A house. ઇમારત; ઘર. [L. *domus*, a house.]

**Domestic**, *a.* (ડોમે'સ્ટિક્) About home. ઘરનું-ઘર સંબંધી. 2. Not wild; tame. પાળેલાં (જાનવરો) 3. Made in one's country, town, village &c. સ્વદેશી; ગામઠી; ઘરગતું; ઘરઘરાઉ.

*n.* A menial house-hold servant, ચાકર; નોકર. 2. Home-spun cotton-goods. ગામઠી સુતરાઉ કાપડ.

**Domestical,** *a.* (ડોમે'સ્ટિકલ્) About home or family ઘર-કુટુંબ સંબંધી. *n.* A household. કુટુંબ; ઘર.

**Domesticate,** *vt.* (ડૉમે'સ્ટિકે,ટ્) To habituate to live in a home. ઘરમાં-ઘરકામમાં રહેવાની ટેવ પાડવી. 2 To tame. પાળવું-હેળવવું.

**Domestication,** *n.* (ડૉમેસ્ટિકે,'શન્) Taming (of wild animals.) જાનવરોને હેળવવા-કેળવવાં-પાળવાં તે. 2. Accustoming to home-living. ઘરકામમાં-ઘેર રહેવાની ટેવ પાડવી તે.

**Domesticity,** *n.* (ડૉમિસ્ટિ'સિટી) Privacy, etc. of home. ગૃહપ્રેમ, રહસ્ય વગેરે.

**Domicile,** *vt.* (ડૉ'મિસાઇલ્) To establish a family residence. ઘર-રહેઠાણ કરવું. *n.* A habitation. ઘરબાર; રહેઠાણ.

**Dominant,** *a.* (ડૉ'મિનન્ટ્) Predominant; governing. પ્રધાન;પ્રબળ;જબરૂં; શ્રેષ્ઠ;સત્તા ચલાવતું.

**Dominate,** *vt.* (ડૉ'મિને,ટ્) To govern. ની ઉપર રાજ્ય-સત્તા ચલાવવી. *vi.* To predominate. પ્રધાન હોવું; પ્રાબલ્યવાન-જબરદસ્ત થવું. [ L. *dominus*, a lord. ]

**Domination,** *n.* (ડૉમિને,'શન્)Government; rule. સત્તા. 2. Arbitrary authority. આપખુદી સત્તા. **To be under one's domination**=નું દબાએલું હોવું; ની સત્તાની તાબે હોવું.

**Domineer,** *vt.* (ડૉમિની'ર્) To rule arbitrarily; to govern tyranically. ( followed by "over"). ની ઉપર આપખુદીથી સત્તા ચલાવવી-હકૂમત-રાજ્ય ચલાવવું.

**Dominican,** *n.* (ડૉમિ'નિકન્) An order of friars. બાવાઓનો એક પંથ.

**Dominion,** *n.* (ડૉમિ'ન્યન્) Government; rule. રાજ્ય; સત્તા. 2. Territory. તાબાનો મુલક; પ્રદેશ; રાજ્ય.

**Domino,** *n.* (ડૉ'મિનો) A kind of mask. એક જાતનો લુગડાનો ઝભ્ભો. 2. A person wearing such a mask. લુગડાનો બુરખો-ટોપ પહેરનાર માણસ.

**Don,** *vt.* (ડૉ'ન્) To put on. પહેરવું; ચઢાવવું. *n.* An aristrocrat. સરદાર.

**Donate,** *vt.* (ડૉ'ને,ટ્) To subscribe to a fund. ફંડમાં આપવું; બક્ષવું; બક્ષીસ તરીકે આપવું.

**Donation,** *n.* (ડોને',શન્) A gratuity or present. ભેટ; બક્ષીસ; બક્ષવું-આપવું તે; ફંડમાં ભરેલી રકમ.

**Donative,** *n.* (ડો'નટિવ્)A gratuity or present ભેટ; બક્ષીસ. 2. A benefice. પાદરીની આજીવિકા.

**Done,** *p. p.* (ડન્) Completed; finished. પુરૂં કરેલું; કરેલું; કીધેલું.

**Donee,** *n.* (ડો,ની') The recepient of a gift or present. બક્ષીસ લેનાર શખસ.

**Donjon,** *n.* (ડૉ'ન્જન્) Great tower or keep of a castle. કિલ્લાનો મુખ્ય બુરજ; અન્તર્ગઢ.

**Donkey,** *n.* (ડૉ'ન્કી) An ass. ગધેડું; ખચ્ચર. 2. A block-head. મુરખ-હોઠ માણસ.

**Donor,** *n.* (ડો'નર્) The giver of a gift. ભેટ-બક્ષીસ-ફંડમાં પૈસા આપનાર.

**Doodle,** *n.* (ડૂ'ડલ્) A simpleton. ભોળાનાથ; તદ્દન ભોળો, મૂર્ખ માણસ.

**Dooly,** *n.* (ડૂ'લી A palanquin. ડોળી; પાલખી.

**Doom,** *n.* (ડૂ'મ્) Evil destiny. દુર્દૈવગતિ. 2. Death. મોત; મરણ. 3. Ruin. પાયમાલી; નાશ. *vt.* To condemn. સજા-શિક્ષા-દંડ ફરમાવવો. 2. To judge. નો ઈન્સાફ-ન્યાય આપવો. 3. To destine to an evil fate. દુર્દૈવ માટે નિમવું-નિર્માણ કરવું.

**Dooms day,** *n.* (ડૂ'મ્ઝ્ડે) The day of Judgment. કયામતનો દિવસ.

**Doomsday-book,** *n* (ડૂ'મ્ઝ્ડેબુક)A revenue and survey register of William the Conqueror. પેહલા વિલિયમ રાજાના હુકમથી બનાવવામાં આવેલું જમીન તથા તેની માપણી માલેકી વગેરેનું દફતર.

**Door,** *n.* (ડોર્) An entrance. દરવાજો; બારણું. 2. A frame of movable boards opening and shutting at the entrance &c. of a room. બારણું. **Out of doors**=બહાર. **Indoors**=ઘરની અંદર. **To lie at one's door**=ને માથે(આળ,દોષ)આવવું;નો આરોપ આવવો.

**Door-case,** *n.* (ડો'રકે,સ્) The frame of a door. બારણાનું ચોકઠું.

**Door-keeper,** *n.* (ડો'રકીપર્) A footman. દ્વારપાળ; દરવાન; પ્રતિહાર.

**Door-post,** *n.*(ડો'ર-પોસ્ટ્)The upright piece at the side of a door. બારણાની બાજુએ હોતું ઉભું લાકડું; બારસાખ; દ્વારશાખા.

**Door-way,** *n.* (ડો'ર-વે) The entrance; door. દરવાજો; વાટ; બારણાનો રસ્તો.

**Dormancy,** *n.* (ડૉ'મન્સી) State of being dormant; quiescence; abeyance. વિશ્રાંતિ; ઉંઘ; આરામ; ગુપ્ત સ્થિતિ.

**Dormant,** *a.* (ડૉ'મન્ટ્) Suspended; not in action; sleeping. ઉંઘતું; કામમાં નહિં હોય એવું. **A dormant partner**=a sleeping partner. વહિવટમાં ભાગ ન લેનાર ભાગીદાર. **A dormant table**=લખવાનો સરસામાન રાખવાનું મેજ. [ L. *dormio*, I sleep. ]

**Dormitory,** *n.* (ડૉ'ર્મિટરી) Sleeping apartments. શયનગૃહ; સુવાની જગ્યા-ઓરડો.

**Dormouse,** *n.* (ડૉ'ર્માઉસ્) A wild mouse. જંગલી ઉંદર.

**Dorothy bag,** *n.* (ડૉ'રથિબૅગ્) Lady's handbag. યુરોપીઅન વગેરે સ્ત્રીઓ કાંડે લટકાવે તે પૈસાની થેલી.

**Dorsal,** *a.* (ડૉ'ર્સલ) About the back. વાંસા-પીઠ સંબંધી-નું. [L. *dorsum*, the back.]

**Dose,** *n.* (ડો,સ) Quantity of medicine to be taken at one time. ડોસ; એક વખતની દવા. [ L. *do*, I give. ]

**Dost,** *n* (ડસ્ટ્) Second person singular of "do". તું કરે છે.

**Dot,** *n.* (ડૉટ્) A point. મીંડું; ટપકું *vt.* To mark with dots. ટપકાંટપકાં પાડવાં.

**Dotage,** *n.* (ડો,'ટિ,જ) Blind love or infatuation. પ્રેમાતિરેક; ગાંડાઇ. 2. Imbecility of the mind. સાઠી બુદ્ધિ.

**Dotard,** *n.* (ડો,'ટર્ડ્) An old imbecile. ક્ષીણ બુદ્ધિનો ડોસો; સાઠી બુદ્ધિનું માણસ.

**Dotation,** *n.* (ડોટે,'શન્)The act of giving dowry. વહુ દીકરીને પલ્લું વગેરે આપવાની રીત;કોઈપણ સ્ત્રીને પરણવાની રીત આપવી તે.[L.*dotis*,dowry.]

**Dote,** *v.* (ડો,ટ્) To entertain excessive fondness for. અત્યંત-બેહદ ચાહવું-પ્રેમ રાખવો. 2. To have the intellect impaired by age. ઘડપણને લીધે બુદ્ધિ-મગજ નબળું થવું.

**Dotingly,** *adv.* (ડો,'ટિન્ગલી) With excessive or foolish fondness. પ્રેમાતિરેકથી; કમ અક્કલથી; મૂર્ખાઈથી.

**Dotish,** *a.* (ડૉ',ટિશ) Weak. imbecile. નબળા મનનું; કમ અક્કલનું; મૂર્ખ.

**Double,** *a.* (ડ'બલ) Taken twice. બેવડું. 2. Couple. જોડ. *adv.* Two-fold. બમણું; બેગણું. *vt.* To take twice. બમણું-બેગણું કરવું. 2. To march quickly. જલદીથી કૂચ કરવી. *vi.* To grow two-fold. બમણું થવું.

**Double-barrelled,** *a.* (ડ'બલ-બૅરલ્ડ)With two barrels. બે નળીવાળી (બંદુક).

**Double-dealing,** *a.* (ડબલ ડી'લીન્ગ) Hypocritical.કપટી;પ્રપંચી.*n.*Deceit;hypocrisy. દગો;કપટ;પ્રપંચ;તર્કટ;બન્ને બાજુ ઢોલકી બજાવવી તે.

**Double-entendre,** *n.* (ડુબ્લ-આંતાં'ન્દ્ર) A word capable of double or two interpretations. દ્વિઅર્થી શબ્દ વાક્ય.

**Double-faced,** *a.* (ડ'બલ-ફે,સ્ડ)Hypocritical. બે મ્હોડાનું; દગાખોર; ઉભયમુખ.

**Double-hearted,** *a.* (ડ'બલ-હાર્ટેડ્)Treacherous. દગાખોર; કપટી, પ્રપંચી.

**Double-minded,** *a.* (ડ'બલ-માઇન્ડેડ) Wavering. અનિશ્ચિત; ચલિત.

**Doublet,** *n.* (ડ'બ્લિટ્) A couple. જોડ; એકજ વ્યુત્પત્તિવાળો બીજો શબ્દ.2.A misprint consisting of doubling a word. ભુલથી બીજીવાર છપાઈ ગયેલો શબ્દ.2. A vest. બંડી; બદન. (૧૪-૧૮ સદી)

**Double-tounged,** *a.* (ડબલ-ટન્ગડ્) Hypocritical. બે બોલીવાળું: દ્વિમુખ.

**Doubling,** *n.* (ડ'બ્લિન્ગ)The act of taking a thing &c. twice. બમણું બેગણું કરવું તે. 2. Quick march. જલદી કૂચ; પ્રદક્ષિણા.

**Doubly,** *adv* (ડ'બ્લી) To twice the degree; in double the quantity. દ્વિગુણ; બમણું;બેવડું.

**Doubt.** *n.* (ડાઉટ)Suspicion; undeterminedness. વહેમ; શંકા; સંશય.**No doubt**=નિઃશંક બેશક. *vt.* Not to believe or confide in.અણુવિશ્વાસ-ભરોસો ન-હોવો;શક-સંશય હોવો.*vi.*To entertain doubts.શંકા-સંશય હોવો [L.*dubitus*,doubtful.]

**Doubtful,** *a.* (ડા'ઉટફુલ)Uncertain.અનિશ્ચિત. 2. Capable of being doubted. શક ભરેલું; સંશયવાળું. 3. Dubious. સમજાય નહિ એવું.

**Doubtless,** *a* (ડા'ઉટલિસ) Certain. નિઃશંક; સંશયરહિત.*adv.*Without doubt.બેશક;નિઃસંશય.

**Douceur,** *n,* (ડૂ'સર)A gift or a bribe. ભેટ; ઉપહાર; લાંચ. [Fr.]

**Douche,** *n.* (ડૂશ) Jet bath. ફુવારા સ્નાન.

**Doubtlessly,** *adv.* (ડા'ઉટલેસલી)Certainly. નિઃશંક; નિઃસંશય; ખચિત; સંદેહ વિના; નિશ્ચયપૂર્વક; નક્કી.

**Dough,** *n* (ડો)Wetted flour to be made into bread. કણક; બાંધેલો લોટ.

**Doughty,** *a.* (ડા'ઉટી)Gallant;brave.પરાક્રમી; પ્રતાપી; બહાદુર; જવાંમર્દ;હિંમતવાન.

**Doughy,** *a.* (ડો'ઇ) Soft like dough. કણક જેવું નરમ-પોચું.

**Douse,** *vi.* (ડાઉસ) To fall suddenly into water.પાણીમાં એકદમ પડવું. *vt.* To immerse or drench in water.પાણીમાં બોળીકાઢવું-ડુબકી મારવી-ભીંજવવું; પલાળી નાંખવું.

**Dove,** *n* (ડવ્)A tame pigeon.કબુતર (પાળેલું). **Dovecot**=ખબુતરખાનું.

**Dovelet,** *n.* (ડ'વલેટ્) A small pigeon. ન્હાનું ખબુતર.

**Dovelike,** *a.* (ડ'વલાઇક્) Like dove; mild; gentle. કબુતર જેવું નરમ સ્વભાવવાળું; ગરીબ ગાય જેવું; ગરીબડું.

**Dovetail,** *n.* (ડ'વટે,લ્)Fastening of boards together. સાલ, ખાંચ બેસાડવી તે. *vt.* To fasten boards in a particular manner by letting one board into another. સાલ બેસાડવી.

**Dowager**, *n.* (ડૉ'વેજર) A titled widow. સરદાર વગેરે ખિતાબ ધરાવનારની વિધવા. 2. A widow having a life-interest in an estate. મિલ્કતના ભોગવટાનો હક ધરાવનાર વિધવા.

**Dowdy**, *n.* (ડા'ઉડી) An ugly or awkward woman. બદસુરત-કદરૂપી બૈરી. *a.* Ugly. બદસીકલ; બેડોળ.

**Dower**, *n.* (ડા'વર) A dowry. પહેરામણી; પલ્લું. 2. A present. બક્ષીસ.

**Down**, *n.* (ડાઉન) Furry growth on the bodies of animals. પર; રૂંવાં. *vt.* To stuff with down. રૂંવાં-પરથી ભરવું. *n.* A meadow; a sandy plain. મેદાન; ખરાબો; ખરાબાની જમીન. *prep.* From a higher place, state &c. to a lower one. નીચે. 2. Towards the mouth of a river. નદીના મુખ તરફ. **Up and down**= ઉપરનીચે. **To be down and out upon** =ની ઉપર ખીજવાવું-આંખ હોવી. **Down with** =કાઢી નાંખવું; ઉડાવી દેવું; ફેંકી દેવું.

**Downcast**, *a.* (ડા'ઉનકાસ્ટ) Sad; disappointed; dejectd. ઉદાસીન; મ્હોડું ઉતરી ગયેલું.

**Down-fall**, *n.* (ડા'ઉનફૉલ) Ruin; destruction. વિનાશ; નાશ; ખરાબી; પાયમાલી; સત્યાનાશ; ક્ષય. 2. A falling down. પડવું તે; ધોધ; ધોધવો.

**Down-hill** *a.* (ડા'ઉનહિલ) Sloping. ઢોળાવ-ઉતારવાળું; ઢળતું. *n.* Slope; descent. ઉતરણ; ઉતાર; ઢોળ.

**Down-right**, *adv.* (ડા'ઉનરાઇટ) At once. તરતજ; ઢીલ કર્યા વગર. 2. Absolute. ચોખ્ખું-ચોખ્ખી; સાફ; સીધું *a.* Evident. દેખીતું. 2. Simple. સાદું.

**Down-sitting**, *a.* (ડા'ઉન-સિટિન્ગ) At rest. વિશ્રાંતિ લેતું-આરામવાળું. *n.* Rest; repose. આરામ; વિશ્રાંતિ.

**Down-trodden**, *a.* (ડા'ઉન-ટ્રૉડન) Trampled; completely suppressed. ચગદી નાખેલું; ચગદાઈ ગયેલું

**Down-ward, down-wards**, *adv.* (ડા'ઉનવર્ડ-વર્ડ્ઝ) In a lower state direction &c. ઉપરથી નીચે; કંગાલ સ્થિતિમાં; ઉચ્ચમાંથી નીચ સ્થિતિમાં.

**Downy** *a.* (ડા'ઉની) Covered with down. રૂંવાંવાળું. 2. Soft; delicate and smooth. સુકુમાર; નરમ, કોમળ; સુંવાળું.

**Dowry**, *n.* (ડા'વરી) A present. બક્ષીસ; ઈનામ. 2. Marriage-portion given with a wife. પહેરામણી; પલ્લું

**Dowse**, *n.* (ડા'ઉસ) A blow on the face. તમાચો; થોલ. *vt.* To immerse or dip in water. પાણીમાં બોળી કહાડવું-પખાળવું. 2. To beat. મારવું.

**Doxology**, *n.* (ડૉકસૉ'લૉજી) A hymn in praise of God. ઈશ્વરસ્તુતિપદ; ગ્રાવાનાં (ખ્રિસ્તી પુસ્તમાંનાં) ભજન. [Gr. *doxa*, glory & *logos*, speech.]

**Doxy**, *n.* (ડૉ'કસી) A loose wench. વેશ્યા; છીનાળ; પાતર.

**Doze**, *vi.* (ડો,ઝ) To become drowsy. ઝોકાં-લાં ખાવાં. *vt.* To pass in drowsiness. સુસ્તી-ઉંઘમાં કાઢી નાંખવું. 2. To make dull. આળસુ-સુસ્ત કરવું-બનાવવું.

**Dozen**, *n.* (ડ'ઝન) A set of twelve. બારનો સમૂહ; ડઝન. **A baker's or devil's dozen**=તેર.

**Dozing, dozy** *a.* (ડો,'ઝિન્ગ-ડો,'ઝી) Sleepy. ઉંઘતું; ઉંઘણસી; સુસ્ત; ઝોકાં ખાતું.

**Drab** *n.* (ડ્રૅબ) A loose woman. વેશ્યા; છીનાળ; કુલટા. *vi.* To practise looseness. છીનાળવું કરવું. *n.* A kind of cotton stuff. એક જાતનું કપડું. *a.* Dull. કંટાળો આપે એવું; શોકીયું.

**Dracunculus**, *n.* (ડ્રૅકયુ'નક્યુલસ) **Pl. Dracunculi**. A kind of plant. એક જાતનો છોડવો-ઝાડ.

**Draff**, *n.* (ડ્રૅફ) Dregs; refuse. કચરો; મેલ; કીટ્ટું; ફોડાં; છુછાં.

**Draffy, draffish**, *a.* (ડ્રૅ'ફી-ડ્રૅ'ફિશ) Full of refuse or dregs. કચરા-કીટાવાળું; મલિન; અસાર; હલકું.

**Draft**, *n.* (ડ્રા'ફ્ટ) Drawing. ઘસડવું-ખેંચવું તે; ચિત્ર દોરવું તે. 2. Choice of a military party. લશ્કરી માણસોની પસંદગી. 3. A bill of exchange. હુંડી; ચેક. 4. As ketch. રેખાચિત્ર 5. A current of air. પવનનો ઝપાટો-લહેર. 6. Rough outline of a piece of composition &c. ખરડો; રફ નકલ. *vt.* To outline. નું રેખાચિત્ર દોરવું. 2. To make a draft of. નો ખરડો કરી લખવું. 3. To send by means of a bill of exchange હુંડીથી મોકલી આપવું.

**Drafts-horse**, *n.* (ડ્રા'ફ્ટસ્‌હૉર્સ) A heavy load-horse. ભારનો ઘોડો.

**Draftsman**, *n.* (ડ્રા'ફ્ટસમન) One who draws designs, plans &c. નમુના-પ્લાન દોરનાર.

**Drag**, *vt.* (ડ્રૅગ) To pull along ground with force. જમીનપર જોરથી ખેંચવું-ઘસડવું. *n.* A grapnel. પાણીમાંથી વસ્તુઓ કાઢવાની ખિલાડી, મીંદડી. [L. *traho*, I draw.]

**Drag-bar, drag-bolt**, *n.* (ડ્રૅ'ગબાર-બોલ્ટ) A coupling or bolt. આગળો; જોડવાનો-ખેંચવાનો સળીયો.

**Drag-hook**, *n.* (ડ્રૅ'ગ-હુક) An angling hook. માછલી પકડવાનો ગલ.

**Drag-man**, *n.* (ડ્રૅ'ગ-મન) A fisher-man. માછી,

**Draggle-tail**, *n.* (ડ્રૅ'ગલ-ટે,લ) A dirty woman. ગંદી સ્ત્રી.

**Dragoman**, *n.* (ડ્રૅગોમન્) An interpreter. દુભાષીઓ; સમજાવનાર.

**Dragon**, *n.*(ડ્રૅગન્) A mythological monster winged serpent. પાંખોવાળો રાક્ષસી કલ્પિત સાપ, ઘોડો વગેરે. 2. A short musket. નાની બંદુક.

**Dragoon**, *n.* (ડ્રગૂ'ન્) A cavalry soldier. બરકંદાજ; ઘોડેસ્વાર બંદુકવાળો. 2. A kind of pigeon. એક જાતનું ખબુતર.[L.*draco*, a dragon.]

**Drain**, *vt.* (ડ્રે,ન્) To flow away slowly. ધીમે ધીમે વહી જાય-ખાલી થાય એમ કરવું; વહેવરાવવું. 2. To empty. ખાલીખમ કરવું. 3. To filter. ગાળવું. *vi.* To flow gradually or be emptied. પાણી ધીમે ધીમે વહી જવું-નીકળી જવું; ખાલી થવું. *n.* A drainage pit &c. ખાળ; મોરી.

**Drainable**, *a.* (ડ્રે,'નબલ્) Capable of letting water flow away slowly. પાણી વહી જઇ શકે એવું.

**Drainage**, *n.* (ડ્રે,'નિજ્) A slow flowing away (of liquids).પાણી વગેરે પ્રવાહીઓનું ધીમે ધીમે વહી જવું તે; પાણીનો નીકાસ; ધસડાઇ જવું 2. A system of drains for the water of a city to flow away. પાણી જવા માટેની ગટરો વગેરે.

**Drainer**, *n.* (ડ્રે,'ઇનર્) One who or that which drains. ગાળનાર; ગળણી.

**Drake**, *n.* (ડ્રે,ક્) A male duck નર બતક. 2.A male fly.નર માખ. **To make ducks and drakes of one's money**=ખોટે રસ્તે પૈસા વેડફી મારવા.

**Dram**, *n.*(ડ્રૅમ્)A measure of weight=60 grains or one-eighth of an ounce.સાઠ ગ્રેન અથવા એક આઉંસનો આઠમો ભાગ.2.A mouthful of wine &c. દારૂનો ઘુંટડો. [ L. *drachma.* ] *also*, Drachm.

**Drama**, *n.* (ડ્રા'મા)Representation of acts or actions by players on the stage. નાટક. 2. A composition or plot representing a picture of human life. નાટકનું પુસ્તક રચના વગેરે. [Gr. *drao*, I act or do.]

**Dramatic-tical**, *a.* (ડ્રમૅ'ટિક-ટિકલ્)About drama. નાટક સંબંધી; નાટકનું.

**Dramatist**, *n.* (ડ્રૅ'મૅટિસ્ટ્) A dramatic author. નાટકકાર.

**Dramatize**, *vt.* (ડ્રૅ'મેટાઇઝ્) To give the form of a drama.નાટકનું રૂપ આપવું;નાટક રચવું.

**Dran**, *n.* (ડ્રૅન્) A male-bee. મધમાખીનો નર.

**Drape**, *vt.* (ડ્રે,પ્) To cover with cloth. વસ્ત્રથી ઢાંકવું-સજ્જીત કરવું.2. To furnish with curtains. પડદા લગાવવા.

**Draper**, *n* (ડ્રે,'પર્) A mercer; a clothier. કાપડનો વેપારી; કાપડીઓ.

**Drapery**, *n.* (ડ્રે',પરી) Cloth-business. કપડાનો વેપાર. 2. Hangings, curtains &c. પડદા વગેરે.

**Drastic**, *a.* (ડ્રૅ'સ્ટિક્) Strong; severe; powerful. કડક સખ્ત; જોરવાળું; ઉચ્છેદક. *n.* [Med.] A strong purgative. આકરો જુલાબ.

**Draught**, *n.* (ડ્રાફ્ટ્) The act of drinking. પીવું તે. 2. Thing drawn. ખેંચાયેલી વસ્તુ. 3. Quantity drunk at one time. ઘુંટડો; ઘુંટ. 4. A current of air. પવનનો સપાટો.5. One who draws. ખેંચનાર 6.A drain.નીક;ખાળકુવો; મોરી. 7. Depth of water necessary for floatation of a ship. વહાણને તરવાને જોઇએ તેટલી પાણીની ઉંડાઈ. **Draughts**=A kind of game like chess. શેતરંજ જેવી એક રમત; સોકટાબાજી.

**Draught-board**,*n.* (ડ્રા'ફ્ટ-બોર્ડ્) A board over which draughts are played, square in shape. રમત રમવાનું પાટીયું.

**Draught-horse**, *n.* ( ડ્રા'ફ્ટ-હૉર્સ્ ) A heavy-load carrying house.ભાર ઉપાડનાર ઘોડો.

**Draughtsman**, *n.* (ડ્રા'ફ્ટસમૅન્) One who sketches plans or designs. નકશા ચીતરનાર; ચિત્રો દોરનાર. 2. A piece in chess. શેતરંજનું મોહરૂં.

**Draw**, *vt.* (ડ્રૉ) To pull along. ખેંચવું. 2. To bring out. બહાર લાવવું. 3. To remove a deposit. થાપણ ઉપાડવી-કાઢી લેવી. 4. To elect by lots. ચિઠ્ઠીઓ નાંખી નક્કી કરવું. 5. To take in air. શ્વાસોચ્છ્વાસ લેવો.6. To sketch a picture. નું ચિત્ર દોરવું-આલેખવું. **Drawn game or battle**=જેમાં કોઈ પણ પક્ષની હાર કે જીત ન થઈ હોય એવી રમત અથવા લડાઈ. **To draw a line**=હદ નક્કી કરવી-બાંધવી. **To draw lots**=ચિઠ્ઠીઓ નાંખવી. **To draw off**=ખેચવું-કાઢી લેવું. **To draw out**, = લંબાવવું (2.) ટીપીટીપીને લાંબુ કરવું. **To draw the long bow**=અતિશયોક્તિ કરવી; અસંભવિત વાતો કરવી; ગપ મારવી. 6. To array. હારબંધ ગોઠવવું-વ્યૂહરચનામાં ઉભું રાખવું. *vt.* To draw from the sheath. મ્યાનમાંથી બહાર કાઢવું. 2. To sketch. ચિત્ર કાઢવું. 3. To contract. સંકોચાઈ જવું-નાનું નાનું થવું. 4. To write a bill of exchange. હુંડી લખવી. To draw up. =હારબંધ-વ્યૂહરચનામાં ગોઠવવું-ઉભા રહેવું.

**Draw-back**, *n.* (ડ્રૉ'બૅક્) A disadvantage. ખામી; ખોટ. 2. An allowance. રૂપરિયામણ નાણું; જકાતપરત નાણું.

**Draw-bridge**, *n.* (ડ્રૉ'-બ્રિજ્) A portable bridge generally over moats of castles. ઉપાડી લઈ શકાય અને પાછો મૂકી શકાય એવો પુલ.

**Drawee,** *n.* (ડ્રૉઇ') A person on whom a bill of exchange is drawn. હુંડી સીકારનાર માણસ.

**Drawer,** *n.* (ડ્રૉ'અર્) A person who draws a bill of exchange. હુંડી લખનાર શખસ. 2. A sliding box in a table. ટેબલનું ખાનું 3. Trousers. સુરવાળ-પાયજામો.

**Drawing,** *n.* (ડ્રૉ'ઈન્ગ્) The act of attracting or pulling. ખેંચવું-આકર્ષવું તે. 2. A sketch. ચિત્ર; નકશો; છબી; આલેખન. 3. The declaration of winners &c. in lottery. લૉટરિમાં ઈનામ કાઢવું તે.

**Drawing-master** *n.* (ડ્રૉ'ઈન્ગ માસ્ટર્) A teacher who teaches drawing. ચિત્ર કલા શિક્ષક.

**Drawing-room,** *n.* (ડ્રૉ'ઇન્ગ રૂમ્) A hall for the reception of visitors. દિવાનખાનું; દર્શનગૃહ; બેસવા ઉઠવાનો ઓરડો.

**Drawl,** *vt* or *vi.* (ડ્રૉલ્) To speak in a slow, lengthened tone. ધીમેથી લંબાવીને-ઉંઘણસીની પેઠે બોલવું

**Dray,** *n.* (ડ્રે) A cart. ભારનું ગાડું. **A dray-horse**=ભારનો ઘોડો.

**Dread,** *n.* (ડ્રેડ) Extreme fear. બ્હીક; ભય; ધાસ્તી; ધાક. *a.* Feared and respected. શક્તિશાલી;ભવ્ય.*vt.* To be very much afraid of. બહુજ બ્હીક હોવી-ભય હોવો; થી ડરવું-ગભરાઈ જવું.

**Dreadful,** *a.* (ડ્રે'ડફૂલ્) Full of fear.ધાસ્તી ભરેલું-ભયવાળું; ભયંકર.

**Dreadless,** *a.* (ડ્રે'ડલિસ્) Fearless; bold. હીંમતવાન; નીડર; ભયહીન; નિર્ભય; બહાદુર.

**Dream,** *n.* (ડ્રીમ્) A vision.સ્વપ્નું. *vt.* To have a vision in sleep.સ્વપ્નું આવવું. 2. To imagine. ખ્યાલ કરવો; ધારવું; વિચારવું.

**Dreamy,** *a.* (ડ્રી'મી) Visionary.અસાર;સ્વપ્ન જેવું-સ્વપ્નનું; સ્વપ્નથી ભરપુર.

**Drear,** *n.* (ડ્રીર્) Dread. ધાસ્તી; ભય. *a.* Dismal. ઉદાસીનતા ઉપજાવે એવું.

**Dredge,** *n.*(ડ્રેજ્)A drag-net.એક જાતનું જાળું. *vt.* To catch with a kind of net. જાળામાં પકડવું-સપડાવવું. 2. To sprinkle flour on. ની ઉપર લોટ છાંટવો.

**Dreggy, Dreggish,** *a.*(ડ્રે'ગી-ડ્રેગિશ્) Full of refuse. કચરા-કીટવાળું; મેલું.

**Dregs,** *n.* (ડ્રેગ્ઝ) The sediment of liquors; sweeping; refuse. કચરો;મેલ. **D. of society** =અધમ કોટિના માણસ; સમાજનો કચરો.

**Drench**. *vt.* (ડ્રેન્શ્) To force to drink. ને બળજબરીથી-જોરજુલમથી પાવું. 2. To wet all over. પલાળી નાંખવું-ભીંજવવું.*n.* A draught ઘુંટડો

**Dress,** *vt.* (ડ્રેસ્) Clothes. કપડાં; લીબાસ; પહેરવેશ; લુગડાં. **D. of honour**=માનનો પોશાક; ખીલાત. *vt.* To put dress on. લુગડાં પહેરાવવાં; કપડાં પહેરાવવાં; શણગારવું. 2. To apply healing herbs. ને મલમપટ્ટો લગાડવો. 3. To prepare. કમાવું (ચામડું); ઓળવા; મસાલા વગેરેથી તૈયાર કરવું. *vi.* To put on clothes. કપડાં પહેરવાં.

**Dresser,** *n.* (ડ્રે'સર્) One who dresses. કપડાં પહેરનાર. 2. A dressing-table. એક જાતનું કપડાં મૂકવાનું ટેબલ. 3. A hospital assistant. દવાખાનામાં મલમપટ્ટા બનાવનાર. 4. A cup-board for placing utensils. રાંધવાનાં વાસણ મૂકવાનું કબાટ.

**Dressing,** *n.* (ડ્રે'સિન્ગ્) Clothes. લુગડાં. 2. A healing medicine or preparation. મલમપટ્ટો-પટ્ટો;ઓળવું વ૦ 3. Gum, starch &c. used in preparing linen, clothes &c. ખેળ (કાપડનો).

**Dressing-gown,** *n.* (ડ્રે'સિન્ગ-ગાઉન્) A gown used at home. ઘરમાં પહેરવાનો ઝભ્ભો.

**Dressy,** *a.* (ડ્રે'સી) Gaudy.વરણાગીયું;શૉખીન; બહારનો દેખાવ ગમે એવું.

**Dribble,** *vt.* (ડ્રિ'બલ્) To leak in drops. ઝરવું. 2. To weaken.નબળા-ધીમું પડવું.

**Dribblet,** *n.* (ડ્રિ'બ્લેટ્) A small piece or part. નાની સંખ્યા-રકમ. **In dribblets**= કકડે કકડે; થોડી થોડી સંખ્યામાં.

**Drift,** *n.* (ડ્રિ'ફ્ટ) Speed; force. પ્રવાહ; વેગ. 2. Intention. હેતુ; ધારણા. 3. Meaning. અર્થ; તાત્પર્ય. 4. A deposit from running water. પાણીથી ઘસડાઇ આવેલો કચરો.*vi.*To be carried aimlesslessly (as a ship).આમતેમ તણાવું-ખેંચાવવું.

**Drill,** *n.* (ડ્રિલ્) Military training. લશ્કરી કવાયત.*vt.* To train in martial movements. કવાયત કરાવવી.*vi.* To muster for drill.કવાયત માટે ભેગું કરવું-જમાવવું-એકઠું કરવું

**Drill sergeant,** *n.* (ડ્રિ'લ-સાર્જન્ટ) A sergeant who drills recruits. ડ્રિલ શીખવનાર ઑફિસર.

**Drink,** *vt.* (ડ્રિન્ક્) To swallow a liquid. પી જવું. 2. To take in or absorb. ચુસી લેવું. **To drink, off**=ગટગટાવી પીવું-પી જવું. **To drink to the health of**=અમુકના માનમાં-અમુક માણસ ખુશીમાં રહે એવું ઇચ્છી દારૂ પીવો. *vi.* To drink to excess. દારૂ ઢીંચવો. *n.* A liquid. પીવાનું પ્રવાહી; પીણું.

**Drinking,** *n.* (ડ્રિ'ન્કિન્ગ્) Intemperance. છાકટાપણું; અતિશય દારૂ પીવાની ટેવ.

**Drip,** *vt.* (ડ્રિપ) To dribble. ટપકાં પાડવાં. *vi.* To let fall in drops. ટપકાં પડવાં. *n.* A falling in drops.ટપકે ટપકે પડવું તે;ટપકવું તે;સ્રાવ.

**Drive,** *vt.* (ડ્રાઇવ્) To force to move.હાંકવું; હંકારવું. 2. To carry in a vehicle. ગાડીમાં લઈ જવું. 3. To dig. ખોદવું. 4. To compel.

ફરજ પાડવી; જબરૂ પાડવી. *vi.* To be forced along. ઘસડાઇ જવું 2 To go in a carriage. ગાડીમાં બેસી જવું. *n.* An excursion in a carriage.ગાડીમાં બેસી ફરવા જવું તે-સહેલ કરવી તે.

**Drivel,** *vi.* (ડ્રિ'વેલ્) To let fall saliva. લાળ ગળવી. 2. To be helpless or weak. નિર્બળ હોવું-થવું *n.* Saliva. થુંક; લાળ.2. A drudge. વૈતરો; નોકર; ચાકર.

**Driveller,** *n.* (ડ્રિ'વેલર્) An idiot. મૂર્ખ માણસ; દિવાનો.

**Drivelling,** *a.* (ડ્રિ'વેલિંગ્) Speaking senselessly. અર્થ વગર લવતો 2.Very foolish. ગાંડો. *n.* Foolishness. "સાઠી બુદ્ધિ નાઠી" એ

**Driver.** *n.* (ડ્રા'ઈવર્) A coachman. ગાડી હાંકનાર માણસ. 2. The main driving wheel of a locomotive. આગગાડીનો સંચો ચલાવનાર મ્હોટું પૈડું.

**Drizzle,** *vt.* ( ડ્રિ'ઝલ્ ) To rain gently in small drops. ઝરમર ઝરમર વરસવું

**Droll,** *a.* (ડ્રોલ્) Comic. હાંસી કરાવે એવું. *n.* Comic thing. હાંસી ઉપજાવનાર ચીજ-માણસ; મશ્કરીઓ. *vi.* To jest. મશ્કરી કરવી.

**Drollery,** *n.* (ડ્રો'લરી) Humour. હાસ્યવિનોદ. 2. A show of puppets. પુતળાની રમત-સર્કસ. 2. A comic sketch. હાસ્યજનક છબી-ચિત્ર.

**Dromedary,** *n.* ( ડ્રૉ'મિડરી ) A camel of high breed. સાંઢણી. [Gr. *dromo,* I run.]

**Drone,** *n.* (ડ્રોન્) A male bee. મધમાખીનો નર. *vi.* To make a buzzing noise. "ગણગણ" એવો અવાજ કરવો.

**Dronish,***a.*(ડ્રો'નિશ્)Idle. આળસુ; હરામી;સુસ્ત.

**Droop,** *n.* (ડ્રૂપ્) A drooping position or state. ખુંધું થઈ ગયેલું હોવું એવી સ્થિતિ. *vi.* To sink down. લબડી જવું; ખુંધા થવું.

**Drop,** *n.* ( ડ્રૉપ્ ) A minim. એક ટીપું. 2. Forward stage-curtain. રંગભૂમિનો આગલો પડદો. *vt.* To pour in drops. ટપકારૂપે રેડવું. 2. To allow to fall. પડવા દેવું-નાંખવું. 3. To send by post. ટપાલમાં મોકલવું. 4. To let fall by mistake. ગુમાવવું-ગુમ થવા દેવું. *vi.* To fall in drops. ટપકાં પડવાં. 2. To come unexpectedly. અણધાર્યા-ઓચિંતું આવવું. **To drop down**=વહાણ હંકારવું. **To drop a card**=કાગળ લખવો **To drop a habit**= ટેવ મૂકી દેવી-છોડવી. **To take a drop**= થોડો દારૂ પીવો. **You can drop this passage**=આ ફકરો તમે મૂકી દઈ શકો છો.

**Dropsical,** *a.* (ડ્રૉ'પ્સિકલ) Affected with dropsy. ઉદરરોગી; જલંદર રોગવાળું.

**Dropsy,** *n.* (ડ્રૉ'પ્સી) A kind of disease characterised by watery state of the skin. ઉદરરોગ; જલંદર રોગ. [Gr. *hydor,* water and *ops,* face.]

**Dross,** *n* ( ડ્રૉસ્ ) The refuse left after smelting ores. ધાતુનો મેલ-કીટ.

**Drossy,** *a.* (ડ્રૉ'સી) Full of refuse. કચરા-કીટવાળું; મલિન; નકામું.

**Drought,** *n.* (ડ્રાઉટ્) Failure of the monsoon. અવૃષ્ટિ; અવર્ષણ; વરસાદની અછત. 2. Thirst. તરસ. 3. Lack; want. ભીડ; તંગી; અછત; ખોટ.

**Droughty,** *a.* ( ડ્રા'ઉટી ) Arid. સુકું; જ્યાં વરસાદ કદી નહિં પડતો હોય એવું.

**Drove,** *n.* (ડ્રોવ્) A herd of cattle. ઢોરનું ટોળું, ધણ.2. A road over which cattle can be driven. ઢોર હાંકવાનો રસ્તો.

**Drover,** *n.* (ડ્રો'વર્) Driver of cattle. ઢોરનો હાંકનાર માણસ.

**Drovy,** *a.* (ડ્રો'વી) Muddy; dirty. ગંદું; મેલું; અસ્વચ્છ; મલિન; કચરાવાળું.

**Drown,** *vt.* (ડ્રાઉન્) To overwhelm with water. પાણીમાં ડુબવું-ડુબાડવું. 2. To be absorbed in care. ચિંતામાં મગ્ન હોવું. *vi.* To be suffocated to death in water. પાણીમાં ડુબી ગુંગળાઈ મરી જવું.

**Drowse,** *vt.* (ડ્રાઉઝ્) To make idle. આળસુ-એદી-સુસ્ત કરવું. 2. To sleep. ઉંઘવું. *n.* Slight nap. આડું પડવું-જરાક ઉંઘ લેવી તે.

**Drowsy** *a.* (ડ્રા'ઉઝી) Sleepy. ઉંઘ આવતી હોય એવું; સુસ્ત; ઉંઘણસી. 2. Producing sleep. ઉંઘ લાવે એવું.

**Drubbing,** *n.* (ડ્ર'બિંગ્) Flogging. લાકડીનો માર-ફટકા.

**Drudge,** *vi.* (ડ્રજ્) To do hard and laborious work. સખ્ત મજુરી કરવી; વૈતરૂં કરવું. *n.* A hard labourer. મજુર; વૈતરો; વેઠીઓ.

**Drudgery,** *n* (ડ્ર'જરી) Hard and laborious work. વૈતરૂં; સખ્ત મજુરી.

**Drug,** *n.* (ડ્રગ્) A medical substance. ઓષધિ; કરિયાણું; ઓષધના કામમાં વપરાતી વસ્તુ. 2. A labourer. મજુર *vi.* To season with drugs. મસાલો ચઢાવવો.

**Druggist,** *n.* (ડ્ર'ગિસ્ટ્) A dealer in drugs. કરીયાણાનો વેપારી; દવાઓ વેચનાર.

**Druid,** *n.* (ડ્રુ'ઈડ્) An ancient Celt priest. અસલના વખતમાંનો સેલ્ટ લોકોનો ગુરૂ-ધર્મોપદેશક.

**Druidism,** *n* (ડ્રુ'ઇડિઝમ્) The religion of the Druids. ડ્રુઈડી ધર્મ.

**Drum,** *n.* (ડ્રમ્) A kind of instrument. ઢોલ; પડઘમ. 2. The tympanum of the ear. કાનનો પડદો, ઢોલ. *vi.* To beat a drum. પડઘમ-ઢોલ વગાડવી. 2. To gather. ભેગા-એકઠું કરવું.

**Drummer**, *n.* (ડ્'મર્) One who plays on the drum. તબલચી; પડઘમ વગાડનાર.

**Drunk**, *a.* (ડ્રન્ક્) Intoxicated with spirituous liquors. છાકટું; પીધેલ; મસ્ત.

**Drunkard**, *a.* (ડ્'ન્કર્ડ્) One who drinks to excess. છાકટો; નીશાબાજ; દારૂડીયો.

**Drunken**, *n.* (ડ્'ન્કન્) Drunk. પીધેલ; છાકટું; બહુ પીવાની ટેવવાળું.

**Drunkenness**, *n.* (ડ્'ન્કનનિસ્) Drinking to excess. છાકટાપણું; અતિ પીવાની ટેવ; નીશ્સો; કેફ.

**Druxy**, *a.* (ડ્'કસી) Having decayed spots. કુંદાએલું. ચાંદાવાળું; સડેલા ટપકાવાળું.

**Dry**, *a.* (ડ્રાય્) Not moist. નીરસ; સુકું. 2. Not giving milk. દૂધ ઉડી ગયેલું હોય એવું; વગર દુધાળું. 3. Thirsty. તરસ્યું. 4. Plain. નીરસ; અસાર; સાદું. **Dry light** = સાફ અજવાળું. **Dry talk or lecture** = નીરસ ટાયલું *vt.* To deprive of moisture. સુકું કરવું. *vi.* To evaporate wholly. સુકાઈ જવું.

**Dryad**, *n.* (ડ્રા'યડ્) A female Diana. વનદેવી.

**Dry-foot**, *n.* (ડ્રા'યફૂટ્) A hunting dog. શિકારી કુતરો.

**Dry-goods**, *n.* (ડ્રા'યગુડઝ્) Cloths. કપ્પડ; કાપડ; કપડાં.

**Dry-shod**, *a.* (ડ્રા'યશૉડ્) Without wetting the feet. પગ ભીંજવ્યા વગર; કોરે પગે.

**Dual**, *a.* (ડ્યુ'અલ્) Consisting of two. દ્વિસંખ્ય; બે એ સંખ્યા બતાવનારૂં; દ્વિવાચક. [L. *duo*, two.]

**Dualism**, *n.* (ડ્યુ'અલિઝમ્) A doctrine of two original principles of good and evil &c. પાપપુણ્યવાદ; દેવદાનવવાદ.

**Duality**, *n.* (ડ્યુ'ઍલિટી) Twoness. દ્વૈતભાવ; દ્વૈત.

**Dub**, *vt.* (ડબ્) To deck. શણગારવું. 2. To smooth લીસું કરવું. *vi.* To make a quick noise. જલદીથી અવાજ કરવો.

**Dubber**, *n.* (ડ'બર્) One who dubs. ઇલ્કાબ-હોદ્દો આપનાર. 2. A vessel to hold ghee &c. ડબ્બો; કુપ્પી; કુલ્લી.

**Dubious**, *a.* (ડ્યુ'બિયસ્) Doubtful. વહેમવાળું; અસ્થિર. 2. Causing doubt. શક ભરેલું; સમજાય નહીં એવું; શક ઉપજે એવું. [L. *dubius*]

**Ducal**, *a.* (ડ્યુ'કલ્) About or relating to a Duke. ડ્યુક વિષે-નું.

**Ducat**, *n.* (ડ'કટ્) An ancient coin. જુના વખતનો ઈટાલિનો સોનાનો સિક્કો = ૯ શિ.

**Duchess**, *n.* (ડ'ચિસ્) The wife of a Duke. ડ્યુકની બૈરી-સ્ત્રી.

**Duck**, *n.* (ડક્) A kind of cloth. એક જાતનું કાપડ. 2. A water-fowl. જળકૂકડી; બતક. **To make ducks and drakes of one's money** = પૈસા વેડફી મારવા-ઉડાવવા *vi.* To nod. ઝુકું-માથું, ધુણાવવું.

**Duckling**, *n.* (ડ'કલીન્ગ્) A small duck. નાનું બતક.

**Duct**, *n.* (ડક્ટ્) A tube. નળી; શીરા; નસ. 2. Direction. શિક્ષા; દોરવણી [L. *duco*, I lead.]

**Ductile**, *a.* (ડ'કટાઇલ્) Capable of being easily drawn into wires. જેમાંથી સહેલાઈથી તાર ખેંચી શકાય એવું; નરમ.

**Ductility**, *n.* (ડકિટ'લિટી) The quality of being ductile. તાર ખેંચી શકાય એવો ગુણ; વળકણાપણું; યોગ્યતા.

**Duds**, *n.* (ડડઝ્) Rags. ચીંથરાં; ફાટેલા કપડાં.

**Due**, *a.* (ડ્યુ) Proper. વાજબી. 2. Owing. માગતું. 3. Sufficing. બરોબર. 4. Expected to arrive at a particular time. અમુક વખતે આવનાર-આવવાવાળું. 5. Owing to. ની લીધે થનારૂં. *adv.* Directly. સીધું. *n.* Debt. દેવું. 2. Toll. દાણ; કર. 3. Claim. દાવો; વાજબી હક.

**Duel**, *n.* (ડ્યુ'ઇલ્) A fight between two persons. બે પુરૂષો વચ્ચેની લડાઈ-દ્વંદ્વ યુદ્ધ. *vi.* To fight. દ્વંદ્વ યુદ્ધ કરવું. [L. *duo*, two.]

**Duelist**, *n* (ડ્યુ'ઈલિસ્ટ્) A fighter in a duel. દ્વંદ્વ યુદ્ધ કરનાર.

**Duet**, *n.* (ડ્યુએ'ટ્) A composition of music to be sung by two in concert. બે જણને સાથે ગાવાનું ગાયન.

**Dug**, *p. p* (ડગ્) Past tense & Past participle of "**To dig**". ખોદ્યું; ખોદેલું.

**Duke**, *n.* (ડ્યુક્) One belonging to the highest order of nobility in England. સૌથી ઉંચી પદ્વીનો અમીર; ડ્યુક. **To dine with Duke Humphrey** = ભુખે મરવું; ખાવાના ફાંફાં પડવા. [L. *dux*, a leader.]

**Dukedom**, *n.* (ડ્યુ'ક્ડમ્) The possessions, rank &c. of a Duke. "ડ્યુક"ના તાબાનો મુલક; ડ્યુકનો દરજ્જો, પદ્વી વગેરે.

**Dulcet**, *a.* (ડ'લ્સિટ્) Sweet; delicious. સ્વાદિષ્ટ; મીઠું; મધુર [L. *dulcis*, sweet.]

**Dulcify**, *vt.* (ડ'લ્સિફાઈ) To make delicious; to sweeten. ગળ્યું-મીઠું-સ્વાદિષ્ટ બનાવવું; લહેજતદાર બનાવવું. [L. *dulcis*, sweet & *facio*, I make.]

**Dulcimer**, *n.* (ડ'લ્સિમર્) A harp-like instrument. એક જાતનું તારવાળું વાજિંત્ર.

**Dull**, *a.* (ડલ્) Foolish. મૂર્ખ. 2. Awkward. બેડોળ; બ્હેર મારી ગયેલું. 3. Blunt. ધાર વિનાનું; બુઠું. 4. Dim. ઝાંખું. 5. Interestless. રસકસ વગરનું; મઝા વગરનું. *vt.* To make stupid મૂર્ખ બનાવવું. *n.* A block-head. નાઉમેદ કરવું; દિલગીર કરવું.

**Dullard**, *n.* (ડ'લર્ડ્) A block-head. ઠોઠ-અક્કલ વગરનો માણસ. *a.* Sluggish. મંદ બુદ્ધિનું.

**Dullness**, *n.* (ડ'લનિસ્) Stupidity. ઠોઠપણું; મૂર્ખતા; બેવકૂફ પણું; રીત મુજબ,

**Duly**, *adv.* (ડ્યુ'લી) Properly.વાજબી-યોગ્ય-ઘટતી રીતે; જેમ જોઇએ તેમ.

**Dumb**, *a.* (ડમ્મ્) Not possessing the power of speech.મુંગું.**To strike dumb** = વાચા (આશ્ચર્ય વગેરેથી) બંધ થઈ જવી.

**Dumb-bells**, *n.* (ડ'મ્બેલ્સ્) A kind of excercising apparatus. મગદળ.

**Dumble-dor**, *n.* (ડ'મ્બલડોર્) A drone. ભમરો; ભ્રમર.

**Dumbfound**,*vt.*(ડમફા'ઉન્ડ્)To strike dumb with terror &c. આશ્ચર્ય વગેરેથી મ્હો બંધ કરી દેવું; ચુપ કરી નાખવું.

**Dummy**, *n.* (ડ'મી) A dumb man. મુંગો માણસ. 2. A model. નમુનો; બનાવટી વસ્તુ. *a.* Artficial. બનાવટી; ખોટું. *n.* A blockhead. ઠોઠ માણસ.

**Dump**, *n.* (ડમ્પ્) Neglect. ગાંડાઇ,બેભાનપણું. 2. A melancholy air in music. શોકજનક સુર. *vt.* To throw down. પાડી નાંખવું.

**Dumpy**, *a.* (ડ'મ્પી) Short & thick. બટકું, ટુંકુ અને જાડું. 2. Sullen. ઉદાસીન; ખીજવાએલું.

**Dun**, *a.* (ડન્) Dull brown. તપખીરી-બદામી રંગનું. *vt.*To press for payment.ઉઘરાણી કરવી.

**Dunce**,*n* (ડન્સ)A block-head.ઠોઠ માણસ;મુરખ.

**Duncify**, *vt.* (ડ'ન્સિફાઇ) To make foolish. મૂર્ખ બનાવવું-કરવું.

**Dung**, *n.*(ડન્ગ્)Animal excrement of cows &c. છાણ. *vt.* To manure with dung. છાણનું ખાતર નાંખવું.

**Dungeon**, *n.* (ડ'ન્જન્) A prison-house. અંધારી કોટડી; કેદખાનું.

**Dung-hill**,*n.* (ડ'ન્ગ-હિલ્)A heap of dung. ઉકરડો; છાણનો ઢગલો.

**Duo-decimal***a.*(ડયુઓ-ડે'સિમલ્)Proceeding in computation by twelves. દ્વાદશ ગુણનું; બાર સકાનું. [D. *duo*, two & *decima*, ten.]

**Duo-decimo**, *a.* (ડયુઓ-ડે'સિમો) Oftwelve leaves to a sheet. એક તાવના બાર પાનાં કર્યાં હોય એવું. **Duo-decimos**=એક તાવ-તાનાં બાર પાના કરી બાંધેલી ચોપડી.

**Dupe**, *n* (ડયુપ્)A person who is deceived by another. બીજાએ છેતરેલો-ભોળો માણસ. *vt.* To deceive or cheat. છેતરવું; ફસાવવું.

**Duplex**, *a.* (ડયૂ'પ્લેક્સ્) Two-fold; double. દ્વિગુણ; બમણું; બેવડું.[L.*duo*,two & *plico*,I fold.]

**Duplicate**, *a.* (ડયૂ'પ્લિકેટ્) Double. બેવડું; બમણું. *n.* A copy. નકલ; બીજો ઉતારો. *vt.* To copy. નકલ કરવી. [L. *duo*, two & *plico*, I fold.]

**Duplicity**, *n.* (ડયૂપ્લિ'સિટી) Guile; deceit; double-dealing. છેતરપીંડી; કપટભાવ; દોરંગાપણું. 2. Doubleness. બેવડાપણું.

**Duply**, *n.* (ડયૂ'પ્લાઈ) Second answer. જવાબની નકલ; બીજો જવાબ.

**Durable**, *a.* (ડયૂ'રૅબલ્) Lasting. ટકાઉ; મજબુત; સ્થાયી. [L. *durus*, hard].

**Durance**, *n.* (ડયુ'રન્સ્) Duration. મુદત; લંબાણ. [L. *durans*]

**Duration**, *n.* (ડયુરે'શન્) Time of continuance. મુદત; કાળમર્યાદા. 2. Durability. નિભાવ; ટકાવ. સ્થિતિ **Of long duration**,= ચિરસ્થાયી; લાંબો વખત ટકી રહેનાર. **Of short duration** = ક્ષણભંગુર.

**Duress**, *n.* (ડયુ'રિસ્) Distress. દુઃખ; બળાત્કાર; ત્રાસ.

**During**, *adv.* (ડયુ'રિન્ગ્) In the interval of or time of. સુધીમાં.

**Dusk**, *n.* (ડસ્ક્) Twilight; half-darkness half-light. ઝાંખો પ્રકાશ; ઝળઝળું. *vt.* To obscure. ઝાંખું કરવું.

**Dusky**, *a.* (ડ'સ્કી) Obscure. ઝાંખું. 2. Partially black. કાળાશ પડતું.

**Dust**, *n.* (ડસ્ટ્) Fine earth. માટી; ધુળ;મંટોડી. 2. Fine powder. બારીક ભુકો. **To throw dust in one's eyes** = છેતરી જવું. *vt.* To clean dust from. ધુળ ખંખેરવી-કાઢી નાંખવી. 2. To spread dust on. ધુળ છાંટવી.-*n.*Duster. સાફ કરવાનો કટકો.

**Dusty**, *a.* (ડ'સ્ટી) Full of or covered with dust. ધુળવાળું.

**Duteous, dutiful**, *a.*( ડયૂ'ટીઅસ-ડયૂ'ટિફૂલ્ ) Obedient. વિનયશીલ; આજ્ઞાંકિત; આજ્ઞાધારી; મર્યાદશીલ.

**Dutiable**, *a.* (ડયૂ'ટિ,અબલ્) Subject to a duty (goods &c.) જકાત લેવા લાયક (માલ).

**Duty**, *n.* (ડયૂ'ટી) Moral obligation. ફરજ. 2. Reverence. ભક્તિ, માન. 3. Any business, service or office. કામ ધંધો. 4. Toll; tax on goods exported. દાણ; જકાત; કસ્ટમનો વેરો.

**Duumvirate**, *n.* (ડયુઅ'મવિરેટ્) A form of government in which supreme power rests with two persons jointly. દ્વિશાસનરાજ્ય; બે અમલદારને સત્તા હોય એવું રાજ્ય. [L. *duo*, two.]

**Dwarf**, *n.* (ડ્વાર્ફ) A short man. ઠીંગણો માણસ; વામનજી.*vt.*To make short or small. ન્હાનું-ઓછું કરવું; ટુંકું કરવું.

**Dwarfish**, *a.* (ડ્વાર્ફિશ્) Very short. ઠીંગણું; ઘણું ન્હાનું.

**Encumber,** *vt.* (ઈન્કં'બર્) To hamper; to burden with debts. અડચણ, અટકાયત કરવી; દેવામાં દાટવું.

**Encumbrance,** *n.* (ઈન્કં'બ્રન્સ) Burden. બોજો 2. Hindrance. અટકાયત પ્રતિબંધ.

**Encyclic,** *a.* (ઇન્સા'ઈક્લિક્) Sent round to many persons or places. ઘણી જગાએ ફેરવું મોકલેલું; also, **Encyclical.**

**Encyclopaedia,** (એન્સાઇક્લોપી'ડિઅ) A work embracing many branches or a particular branch of learning. સર્વવિદ્યાચક્ર વિદ્યાવલી [Gr. *en*, in, *kyklos*, circle, and *poideia*, instruction.]

**End,** *n.* (એન્ડ્) Termination. અંત; છેડો; 2. Death. મોત; નાશ. 3. Result. પરિણામ. 4. An aimed object. ધારેલી વસ્તુ. ફળ. 5. The last point. છેલ્લું બિંદુ; અવધિ *vi* To terminate; અંત આવવો. *vt.* To bring to an end. અંત લાવવો. **At loose ends,** in disorder. અવ્યવસ્થિત રીતે. **In the end,** at last. આખરે અંતમાં. **Make both ends meet,** to live with difficulty within one's income. જમા ઉધાર પાસાં માંડમાંડ મેળવવાં; મુશ્કેલીથી ખર્ચ ચલાવવો. **No end** (coll). very much. ઘણુંજ. **Endless;** unlimited. અનંત.

**Endanger,** *vt.* (ઈન્ડે'ન્જર્) To place in danger. ભયમાં મૂકવું.

**Endear,** *vt.* (ઇન્ડી'ર્) To make dear or dearer. વહાલ, વહાલું ક૦.

**Endearment,** *n.* (ઈન્ડિ'મેન્ટ્) A caress. વહાલ; લાડ.

**Endeavour,** *n.* (ઈન્ડે'વર્) Striving for accomplishment of an object; attempt. કાર્ય સિદ્ધિ માટે પ્રયત્ન; ઉદ્યોગ. *vt.* To try to accomplish. સિદ્ધ કરવા યત્ન કરવો; ઉદ્યોગ કરવો [Fr. *en*, in and *devoir*. duty.]

**Endemical,** *a.* (એન્ડે'મિકલ્) Prevalent in a people or locality. અમુક સ્થળે અથવા લોકોમાં ફેલાયલું.

**Endocarp,** *n.* (એ'ન્ડોકાર્પ્) The inner shell of a fruit. ફળનું અંદરનું સખત પડ, ઠળીયું.

**Endogamy,** *n.* (એન્ડૉ'ગમી) અમુક એક, પોતાનીજ જાત, નાતમાં પરણવાનો ચાલ, રિવાજ; Exogamyથી ઉલટો.–**Endogamous,** *adj.*

**Endorse,** *vt.* (ઈન્ડૉ'ર્સ) To write one's name on the back of; to approve. ની પાછળ પોતાનું નામ લખવું; મંજુર કબુલ, કરવું [L. *in*, and *dorsum*, the back.]

**Endorsement,** *n.* (ઇન્ડૉ'ર્સમેન્ટ્) Signature on the back of; approval. પાછળ સહી કરવી તે; મંજુર કરવું તે. સ્વીકાર.

**Endow,** *vt.* (ઈન્ડા'ઉ) To give dowry; to furnish with gift or faculty. સાસરવાસો આપવો; વેતન, બક્ષીસ આપવી, બક્ષીસ કરવું. [L. *dotis*, a dowry.]

**Endowment,** *n.* (ઈન્ડા'ઉમન્ટ્) Act of endowing; natural capacity. બક્ષીસ; આપેલી મિલકત; કુદરતી બક્ષીસ.

**Endue,** *vt.* (ઈન્ડ્યૂ') To clothe with; to endow. કપડાં પુરાં પાડવાં; બક્ષીસ કરવું.

**Endurable,** *a.* (ઈન્ડ્યૂ'રબલ્) That can be born. સહ્ય; સહેવાય તેવું.

**Endurance,** *n.* (ઇન્ડ્'યૂરન્સ્) Ability to endure. સહનશીલતા.

2. Continuance. નિભાવ; ટકી રહેવું તે.

**Endure,** *vt.* (ઈન્ડ્યૂ'ર્) To bear without sinking; to tolerate. થાકયા વિના સહેવું; સહન કરવું. *vi.* To last. છેવટ સુધી પહોંચવું; ટકવું [L. *durare*, to harden.]

**Endways, Endwise** *adv.* (એ'ન્ડ્વે,વાઈઝ્) With the end forward. છેડા આગળ રહે એમ.

**Enema,** *n.* (એ'નીમા) A liquid medicine thrown into the rectum. ગુદાદ્વારથી દાખલ કરેલી દવા. 2. An instrument. દવા દાખલ કરવાની પીચકારી.

**Enemy,** *n.* (એ'નીમી) A foe; an antagonist. દુશ્મન; વેરી; સામાવાળીઓ. [L. *in*, not and *amicus*, a friend.]

**Energetic** *a.*(એનર્જે'ટિક્)Vigorous; powerful active. ફરફરાટીવાળું; શક્તિમાન; તેજદાર.

**Energy,** *n.* (એ'નર્જિ) Vigour; life; efficacy; vigorous operation. બળ; જોર; જીવ; કાર્યસાધકતા; ઉદ્યમ મહેનતનું કામ, વીર્ય [Gr. *en*, in & *ergon*, work.]

**Enervate,** *vt.* (એ'નર્વેટ્) To weaken. નિર્બળ કરવું. [L. *e*, out & *nervus*, a nerve.]

**Enwe,** *vt.* (ઈન્યૂ) To pursue, (a fowl). પાછળ પડવું.

**Enfeeble,** *vt.* (ઇન્ફી'બલ્) To make feeble. નિર્બળ કરવું.

**Enfeoff,** *vt.* (ઇન્ફે'ફ્) To confer a fief on. જાગીર. વતન આપવું.

**Enflesh,** *vt.* (એન્ફ્લે'શ્) To change into flesh. માંસ બનાવા દેવું.

**Enforce,** *vt.* (ઇન્ફો'ર્સ)To give force to; to compel; to put into execution. જબરદસ્તી કરવી; ફરજ પાડવી; જબરદસ્તીથી કસવવું; અમલમાં મૂકવું. [L. *en*, in & *force*.]

**Enforcement,** *n.* (ઇન્ફો'ર્સમેન્ટ્) Compulsion; a putting into execution. દબાણ; જબરદસ્તી; અમલ કરવો તે.

**Enfranchise,** *vt.* (ઇન્ફ્રૅ'ન્ચાઇઝ઼)To set free; to give political rights to. મુક્ત કરવું; રાજકીય હક આપવા. (ચુંટણીમાં અધિકાર વગેરે.)

**Enfranchisement,** *n.* (ઇન્ફ્રૅ'ન્ચિઝ઼મન્ટ) Liberation; admission to political rights. સ્વતંત્રતા; રાજકીયહક પ્રાપ્તિ.

**Engage,** *vt.* (ઇન્ગૅ,'જ) To bind by contract. કરારથી બાંધી લેવું. 2. To gain over. જીતી લેવું. 3. To occupy. કામમાં રોકાવું. 4. To betroth. વિવાહ, સગાઈ કરવી. 5. To attack in contest હલ્લો કરવો. [Fr. *en*, in & *gage*, a pledge.]

**Engagement,** *n.* (ઇન્ગે,'જમન્ટ) A contract; occupation; betrothal; battle; employment. શરત; કરાર; ધંધો; વિવાહ; લડાઈ; રોજગાર;વ્યવસાય.

**Engaging,** *a.* (ઇન્ગે,'જિંગ) Winning; pleasing. હૃદયગ્રાહી; મોહક.

**Engender,** *vt.* (ઇન્જે'ન્ડર) To beget; to sow seeds of. જન્મ આપવો; નાં બીજ વાવવાં. *vi.* To be produced. ઉત્પન્ન થવું. [L. *en*, in & *genero*, I beget.]

**Engine,** *n.*(એ'ન્જીન) A complicated powerful machine or instrument. ગુંચવણીવાળું યંત્ર યા સાધન. (એન્જિન) 2. contrivance. યુક્તિ. *vt.* To contrive; to put into action. યુક્તિ લગાડવી; કામ કરતું કરવું.

**Engineer,** *n.* (એન્જીની'ર) One skilled in engineering. યંત્રશાસ્ત્રી; ઈજનેર *vt.* To contrive. ગોઠવવું; યુક્તિ લગાડવી. *vi.* To act as an engineer. ઈજનેરનું કામ કરવું.

**Engineering,** *n.* (એન્જીની'રિંગ) The science or art of an engineer. ઈજનેરી કામ; યંત્રશાસ્ત્ર.

**Enginery,** *n.* (એ'ન્જીનરી) Machinery; the art of managing engines. સાંચાકામ. એન્જિન ચલાવવાની કળા.

**English,** *n.* (ઇ'ંગ્લિશ) The language of the people of England. અંગ્રેજી ભાષા; અંગ્રેજ લોક. *vt.* To translate into the English language. અંગ્રેજી તરજુમો કરવો.

**Englut,** *vt.* (ઇન્ગ્લ'ટ) To fill; to swallow. ભરવું; ગળી જવું.

**Engorge,** *vt.* (ઇન્ગૉ'ર્જ) To swallow greedily. અકરાંતીઆની પેઠે ખાઈ જવું. [Fr. *en*, in & *gorge*, throat.]

**Engrain,** *v.* (ઇન્ગ્રે,'ન) To dye deep. પાકો રંગ, ઘેરો રંગ ચઢાવવો.

**Engrave,** *vt.* (ઇન્ગ્રે,'વ) To cut out with a graver on wood, stone, etc. લાકડા, પત્થર વગેરેપર કોતરકામ કરવું. 2. To impress deeply. ઊંડી છાપ પાડવી. 3. To put in a grave. દાટવું.

**Engraver,** *n.* (ઇન્ગ્રે,'વર) One who engraves. નકશીકામ કરનાર; શિલ્પી.

**Engraving,** *n.* (ઇન્ગ્રે,'વિંગ) The art of an engraver. શિલ્પકળા; નકશીકામ.

**Engross**, *vt.* (ઇન્ગ્રો'સ) To monopolise. ઈજારો રાખવો; એકહથ્થુ કરવું. 2. To make big or gross. મોટું બનાવવું. 3. To copy in distinct characters. શુદ્ધ, સ્પષ્ટ નકલ કરવી. 4. To absorb. તલ્લીન કરવું.*a* **Engrossed**.તલ્લીન કરેલું;તન્મય.

**Engulf,** *vt.* (ઇનગ'લ્ફ) To throw in a gulf; to swallow up; to overwhelm. અખાતમાં નાંખવું; ઓહીઆં કરી જવું; ગરક કરવું.

**Enhance,** *vt.* (ઇન્હૅ'ન્સ) To heighten; to increase. ઉંચે ચઢાવવું; વધારવું.

**Enhancement,** *n.* (ઇન્હૅ'ન્સમન્ટ) Aggravation. વૃદ્ધિ; અધિકતા.

**Enhydrous,** *a.* (ઇન્હા'ઇડ્રસ) Containing water or fluid. પ્રવાહી પદાર્થવાળું. [Gr. *Hydor*, water.]

**Enigma**, *n.* (ઇનિ'ગ્મા) A riddle. સમસ્યા; ઉખાણું; કોયડો; ન સ્હમજાય તેવી વાત.

**Enjoin,** *vt.* (ઇન્જૉ'ઇન) To order or forbid with authority. અધિકારથી ફરમાવવું; મના કરવી. Enjoinment, *n.* આજ્ઞા; મનાઈ.

**Enjoy,** *vt.* (ઇન્જૉ'ઇ) To delight in. માં મોજ માણવી. To use with pleasure or satisfaction. ભોગ ભોગવવો [Fr. *en* in & *joie*, joy.]

**Enjoyment,** *n.* (ઇન્જૉ'ઇમન્ટ) Delight; happiness. સુખ; મઝા; ભોગવિલાસ.

**Enkindle,** *vt.* (ઇન્કિ'ન્ડલ) To kindle; to rouse. સળગાવવું; ઉઠાડવું; જાગૃત કરવું.

**Enlarge,** *vt.* (ઇન્લા'ર્જ) To make larger; to set free. મોટું કરવું; વિકાસ કરવો; છુટું કરવું. *vt.* To grow larger. વધારે મોટા થવું; વિસ્તારવાળા થવું.

**Enlargement,** *n.* (ઇન્લા'ર્જમન્ટ) Increase; diffuseness in writing or speech; release. વૃદ્ધિ; વિસ્તારથી લખાયલું; બોલાયલું; છુટકારો.

**Enlighten,** *vt.* (ઇનલા'ઇટન) To shed light on; to impart knowledge to. પ્રકાશિત કરવું. જ્ઞાન આપવું.

**Enlightenment,** *n.* (ઇનલા'ઇટનમન્ટ)Act of enlightening; state of being enlightened. પ્રકાશિત કરવું તે; પ્રબોધન.

**Enlink**, *vt* (ઇનલિં'ન્ક) To connect closely. સન્જોડ જોડી દેવું.

**Enlist,** *vt* (ઇન્લિ'સ્ટ) To enter on a list. નોંધમાં નામ દાખલ કરવું; ભરતી કરવું. 2. To engage as soldier. સૈનિક તરીકે દાખલ થવું. *vi.* To engage in public service. જાહેર સેવામાં રહેવું.

**Enlistment**, *n.* (ઇન્લિ'સ્ટમન્ટ) Act of enlisting. નામ નોંધાવવું તે; સૈનિકની ભરતીમાં દાખલ થવું તે.

**Enliven**, *vt.* (ઇન્લા'ઇવન્) To give life to. જીવન્ત કરવું 2. To invigorate. બળ, ઉત્તેજન આપવું 3. To cheer. આનંદ આપવો.

**Enlivenment**, *n.* (ઇન્લા'ઇવ'ન્મન્ટ) The act of enlivening. પ્રાણદાન; ઉત્તેજન; આનંદ.

**Enmity**, *n.* (એ'ન્મિટી) Unfriendliness; hostility. અમિત્રતા; દુશ્મનાવટ; વૈર; દ્વેષ; વિરોધ.

**Ennoble**, *vt.* (ઇન્નો,'બલ્) To make noble. ઉમદા કરવું. પ્રતિષ્ઠા વધારવી. 2. To raise to nobility. અમીરને દરજ્જે ચઢાવવું.

**Ennoblement**, *n.* (ઇન્નો,'બલ્મન્ટ) Act of ennobling; that which ennobles. પ્રતિષ્ઠા વધારવી તે; ઉમરાવનું પદ એનાયત કરવું તે; પ્રતિષ્ઠિત કરનાર.

**Ennui**, *n.* (ઑ'ન્વી) A feeling of weariness or of disgust. ઉચાટ; કંટાળો; ગ્લાનિ.

**Enormity**, *n.* (ઈનૉ'મિટી) State of being enormous. અપરિમિતતા; બેહદપણું 2. A great crime or wickedness. મહાન ગુન્હો; મહા ખરાબ. [L. *e*, out & *norma*, rule.]

**Enormous**, *a.* (ઈનૉ'મસ્) Excessive. અતિશય; બેહદ. 2. Heinous. મહાપાપી.

**Enough**, *a.* (ઈન'ફ્) Satisfying want. જરૂર પુરતું. *adv.* Sufficiently. જોઈએ તેવી રીતે *n.* Sufficiency. પુરતા પણું.

**Enounce**, *vt.* (ઈના'ઉન્સ) To declare; to enunciate. જણાવવું, જાહેર કરવું; [L. *e*, out & *nuncio*, I declare.]

**Enouncement**, (ઇના'ઉન્સમન્ટ) Act of enouncing. જાહેરાત; સ્પષ્ટ વચન.

**Enquire**, *vi.* (એન્કવા'યર્) See **'Inquire'**

**Enrage**, *vt.* (ઇરે',જ્) To make angry. ગુસ્સે કરવું; ચીડવવું.

**Enrapture**, *vt.* (ઇરૅ,'પ્ચર્) To put in rapture. ખુશખુશ કરી દેવું;અતિ આલ્હાદિત કરવું.

**Enrich**, *vt.* (ઇન્રિ'ચ્) To make rich. સમૃદ્ધ કરવું. 2. To fertilize. ફલોત્પાદક કરવું. 3. To adorn. શણગારવું.

**Enring**, *vt.* (ઇન્રિ'ન્ગ) To encircle; to put a ring on. ઘેરી લેવું; વીંટી પહેરાવવી.

**Enrol, enroll**, *vt.* (એન્રો,'લ્) To register; to record. નોંધવું: દાખલો રહે એમ લખવું.

**Enrolment**, *n.* (અનો'લ્મન્ટ) Act of enrolling. નોંધણી; નોંધ; નોંધાયલી બાબત.

**Ensample**, *vt.* (ઇન્સૅ'મ્પલ્) To give an example of. નું ઉદાહરણ, દાખલો, નમુનો આપવો.

**Ensanguine**, *vt.* (ઇન્સૅ'ન્ગ્વિન્) To cover with blood. લોહીએ ભરવું.

**Ensconce**, *vt.* (ઇન્સ્કૉ'ન્સ્) To hide safely. સહિસલામત રીતે સંતાડવું.

**Enseal**, *vt.* (ઇન્સી'લ્) To seal up. સીલ કરવું; પોતાની સીલ મારવી.

**Ensemble**, *n.* (ઇન્સે'મ્બલ) All the parts of a thing considered to gether. વસ્તુનું સાવયવ વિચારેલું સ્વરૂપ; સમગ્ર દેખાવ.

**Enshrine**, *vt.* (ઇન્શ્રાઇ'ન્) To inclose in a shrine. પેટી, કંડીઆમાં, કબ્ર કે પવિત્ર સ્થાનમાં મૂકી રાખવું. 2. To preserve with affection. પ્રેમથી જતન કરવું.

**Ensign**, *n.* (એ'ન્સાઈન્) A sign; a flag of a regiment. ચિહ્ન; લશ્કરી ટુકડી ઓળખાવતો વાવટો. 2. A tittle to an officer in infantry. પાયદળના અમલદારનો ખિતાબ. [L. *signum*, a mark.]

**Enslave**, *vt.* (ઇન્સ્લે,'વ્) To make slave of; to put under subjection. ગુલામ કરવો; દબાણનીચે રાખવું.

**Ensnare**, *vt.* (ઇન્સ્ને',ર્) To catch in a snare. જાળમાં, ફંદમાં ફસાવવું.

**Ensue**, *vi.* (ઇન્સ્યૂ') To follow; to result. પાછળ આવવું; પરિણામ આવવું. *vt.* To follow after. ની પાછળ અનુસરવું; જવું.

**Ensure**, *vt.* (ઇન્શ્યૂ'ર્) To make secure. રક્ષિત કરવું.

**Entail**, *vt.* (ઈન્ટે',લ્) To settle an estate on some heirs so that the immediate possessor may not dispose of it. અમુક વારસોને નામે મિલ્કત કરવી જેથી તેની પછીનો વારસ તે વેચી શકે નહિં. 2. To transmit unalterably. કોઈથી ફેરવાય નહિ એમ વંશપરંપરાગત કરવું. 3. To impose. માથે નાંખવું; જરૂર ઉભી કo.

**Entangle**, *vt.* (ઈન્ટૅ'ન્ગલ્) To twist. ગુંચવવું; ગુંચવવું; ફસાવવું. 2. To confuse. મુંઝવવું.

**Entanglement**, *n.* (ઈન્ટૅ'ન્ગલ્મન્ટ) A perplexed state; confusion. ગભરાયલી સ્થિતિ; મુંઝવણ.

**Enter**, *vt.* (એ'ન્ટર્) To go into. માં દાખલ થવું, પ્રવેશ કરવો. 2. To join or engage in. માં જોડાવું, ભળવું; ધંધો કરવો. 3. To record. નોંધવું, નોંધાવવું. Enterclose. બે ઓરડી વચ્ચેનો રસ્તો.-Enter into. માં ભાગીદાર બનવું; માં રસ લેવો. [L. *intrare*, to go into.]

**Enteric**, *a.* (એન્ટૅ'રિક્) Perialntng to bowels. આંતરડાં સંબંધીનું.

**Enterprise**, *vt.* (એ'ન્ટરપ્રાઈઝ) To under take. માથે લેવું; સાહસ ખેડવું. *n.* A dangerous or bold undertaking; an adventure. મુશ્કેલ, વીરત્વવાળું કામ; સાહસ. [Fr. *en*, in & *prendre*, to seize.]

**Enterprising**, *a.* (એ'ન્ટર્પ્રાઇઝિંગ્) Adventurous. સાહસિક; વીર; મુશ્કેલ કામ માથે લેનાર.

**Entertain**, *vt.* (એ'ન્ટર્ટેન્) To treat hospitably. સારૂં આતિથ્ય કરવું; સારી આગતા-સ્વાગતા કરવી. 2. To hold in the mind. મનમાં રાખવું; ધારવું; વિચારવું. 3. To amuse. આનંદ આપવો. [L. *enter*, among & *tenere*, to hold.]

**Entertainment**, (એન્ટર્ટે'ન્મન્ટ્) Act of entertaining. સ્વાગત; આતિથ્ય; મિજબાની; રમુજ; લહેજત.

**Enthral**, *vt.* (ઈન્થ્રૉ'લ્) To make slave. ગુલામ કરવો.

**Enthrone**, *vt.* (ઈન્થ્રો'ન્) To place on a throne; to install as a bishop. ગાદીએ બેસાડવું; તખ્ત નશીન કરવું; બિશપની પદ્વી આપવી.

**Enthronement**, *n.* (ઈન્થ્રો'ન્મન્ટ્) Installation. રાજ્યાભિષેક; રાજ્યારોહણ.

**Enthusiasm**, *n.* (ઈન્થ્યૂ'ઝિઍઝમ્) Intense interest; passionate zeal. ઉત્કટતા; આવેશ, ઝનુન; અત્યાનંદ.

**Enthusiast**, *n.* (ઈન્થ્યૂ'ઝિઍસ્ટ One who possesses enthusiasm. ઉત્કટતાવાળું; ઝનુની માણસ.

**Enthusiastic**, *cal.* (ઇન્થ્યૂઝિઍ'સ્ટિક્-કલ્) Full of enthusiasm. આવેશી; ઉત્કટ; ઝનુની. [Gr. *en* & *theos*, God.]

**Entice**, *vt.* (ઇન્ટા'ઇસ) To tempt. લોભાવવું; લલચાવવું; ખોટે રસ્તે દોરવું. [L. *titio*, a fire brand.]

**Enticement**, *n.* (ઇન્ટાઇ'સ્મેન્ટ્) Templation. પ્રલોભન; છેતરપીંડી.

**Entire**, *n.* (ઇન્ટા'યર્) The whole. આખું; સમગ્ર; સકલ. *a.* complete; unmingled. પૂર્ણ; અમિશ્રિત; તદ્દન; શુદ્ધ. [L. *integer*. the whole].

**Entitle**, *vt.* (ઇન્ટા'ઇટલ્) To give a title to. ખિતાબ આપવો. 2. To give a claim to. હક આપવો; અખત્યાર આપવો. [L. *en*; in & *titulus*, a title.]

**Entity**, *n.* (એ'ન્ટિટી) Existence; being. અસ્તિત્વ; હોવાપણું; વસ્તુ.

**Entoil**, *vt.* (એન્ટૉ'ઇલ્) To ensnare. ગુંચવવું; ફસાવવું.

**Entomb**, *vt.* (ઇન્ટૂ'મ્) To put in a tomb. ભૂમનશીન કરવું; દાટવું.

**Entombment**, *n.* (ઇન્ટૂ'મ્મન્ટ્) Burial. ભૂમિદાહ; દફનક્રિયા.

**Entomology**, *n.* (એન્ટૉમૉ'લોજી) The science that treats of insects. જંતુશાસ્ત્ર. [Gr. *entoma*, insects & *logiā*, a discourse.]

**Entrails**, *n.* (એ'ન્ટ્રે,લ્ઝ) The bowels; the inside of anything. આંતરડાં; અંદરની બાજુ, ભાગ.

**Entrain**, *vt.* (ઇન્ટ્રે'ન્) To put into a train; to draw after. (લશ્કરને) રેલ્વેમાં બેસાડવું; પાછળ ખેંચવું.

**Entrance**, *n.* (એ'ન્ટ્રન્સ્) Act of entering. દાખલ થવું તે; પ્રવેશ 2. Right of entering. પ્રવેશ કરવાનો હક. 3. The beginning પ્રારંભ; શરૂઆત 4. The door. પ્રવેદ્વાર. *vt.* (ઇન્ટ્રૅ'ન્સ્) To transport. ખુશખુશ કરી દેવું; તલ્લીન, બેશુદ્ધ કરવું.

**Entrap**, *vt.* (ઇન્ટ્રૅ'પ્) To ensnare. સપડાવવું; ફસાવવું.

**Entreasnre**, *vt.* (ઈન્ટ્રે,'ઝર્) To store. સંઘરવું.

**Entreat**, *vt.* (ઇન્ટ્રી'ટ્) To ask with earnestness. આજીજી કરવી. 2. To beseech. વિનવવું *n.* **Entreatment**. વિનવણી; કાલાવાલા.

**Entreaty**, *n.* (ઇન્ટ્રી'ટી) Earnest prayer. આર્જવ વિનવણી; કાલુદીભરી આજીજી.

**Entree**, *n.* (ઑ'ન્ટ્રે,) Freedom to enter. દાખલ થવાની છુટ.

**Entrench**, *vt.* (ઇન્ટ્રે'ન્શ) To fortify with a trench. ખાઈ ખોદી કીલ્લેબંધી કરવી.

**Entrust**, *vt.* (ઇન્ટ્ર'સ્ટ) To give in trust. સોંપવું; ભરોસે સોંપવું.

**Entry**, *n.* (એ'ન્ટ્રી) Entrance. પ્રવેશ. 2. Entering passage. પ્રવેશમાર્ગ; ધાર. 3. The thing written. લખેલી વસ્તુ

**Enubilate**, *vt.* (ઈન્યૂ'બિલે,ટ) To free from clouds. વાદળાંમાંથી મુકત કરવું; છોડવું.

**Enumerate**, *vt.* (ઈન્યૂ'મરે,ટ) To count the number of. ગણતરી કરવી. અડસટ્ટો કાઢવો. **Enumeration**. ગણત્રી; અડસટ્ટો.

**Enunciate**, *vt.* (ઈનન્શિએ,ટ) To pronounce clearly; to state formally. સ્પષ્ટ ઉચ્ચારવું; કહેવું; જાહેર કરવું. [L *e*, out & *nuntiare*, to tell.]

**Enunciation**, *n.* (ઈનન્સિએ',શન્) A clear declaration સ્પષ્ટ ઉચ્ચારણ; પ્રતિજ્ઞા (ભૂમિતિમાં)

**Envelop**, *vt* (ઈન્વે'લપ્) To hide; to cover by wrapping. ઢાંકવું; સંતાડવું; કાગળ વિંટાળી ઢાંકવુ. *n.* **Envelope**: that which wraps. ઢાંકનાર; વિંટળાનાર; પરબીડીઉં.

**Envelope**, *n.* (એ'-ઑ'-વેલો,પ) Cover. પરબીડીઉં.

**Enviable**, *a.* (એન્વિ'અબલ) Worthy of envy. ઈર્ષા કરવા જોગ; ઈચ્છવા જોગ.

**Envious**, *a.* (એ'ન્વિઅસ્) Filled with envy. અદેખો; ઈર્ષ્યાખોર.

**Enviously**, *adv.* (એ'ન્વિઅસ્લિ) With envy. અદેખાઈથી.

**Environ**, *vt.* (ઇન્વા'યરન્) To surround; to envelop. ચારેગમથી ઘેરવું; વિંટી વળવું-**Environs**, *n.* Outskirts of the city. શહેરની પરાં, પાસેનો ભાગ. [Fr. *virer*, to turn round.]

**Environment**, *n.* (ઈન્વા'યૂરન્મન્ટ્) A surrounding. આસપાસની જગા, પરિસ્થિતિ; સંયોગ.

**Envoy**, *n.* (એ'ન્વૉઈ) A political messenger. રાજદૂત. (સલાહ વગેરે રાજકીય કામ કરનારો.) 2. A concluding part of a work. કાવ્ય કે પુસ્તકની અંતમાં લખેલો ભાગ. [Fr. *envoie*, on the way.]

**Envy**, *vt.* (એ'ન્વી) To look upon grudgingly. અસંતોષથી જોવું; અદેખાઈ, ઈર્ષ્યા કરવી. 2. To hate on account of prosperity. સંપત્તિ જોઈ કોઇના પર ફિટકાર વરસાવવો. *n.* Ill-will. અદેખાઈ; બીજાનું સારૂં ન ખમી શકવાથી થતી લાગણી; દ્વેષ. *vi.* To have envious feelings. અદેખાઈ થવી.

**Enwrap**, *vt.*(ઈન્રૅ'પ્) To cover by wrapping. વીંટાળીને ઢાંકી દેવું. 2. To perplex. ગુંચવી નાંખવું.

**Eoan**, *a.* (ઈ'ઓન્) Pertaining to dawn. પ્રાત:કાળ, ઉષા સંબંધીનું; પ્રાત:કાળનું. [L. *eos*, dawn.]

**Eon**, *n.* (ઈ'ઑન્) An age; an era. જમાનો; યુગ

**Epagoge**, *n.* (એ'પૅગોજી) Induction; proof by examples. અનુમાન કાઢવું તે; દાખલા ઉપરથી કાઢેલી સિદ્ધતા.

**Epaulet**, *n.* (એ'પૉલેટ્) A badge of a military officer. લશ્કરી અધિકારીને ખભે ધારણ કરવાની નિશાની. 2. An ornament on the shoulder of a lady's dress. સ્ત્રીઓનાં કપડાં પર ખભાની જગાએ ચોંટાડેલો શણગાર.

**Epeolatry**, *n.* (એપેઑ'લટ્રી) Worship of words. શબ્દપૂજા. [L. *epos*, words & *latreia*, worship.]

**Ephemera**, *n.* (ઇફે'મરૅ) A may fly. મે માસમાં દેખાતું અલ્પજીવી જંતુ. 2. Anything short-lived. ક્ષણમાં નાશ પામે એવી વસ્તુ.

**Ephemeral**, *n.* (ઇફે'મરલ) Short-lived. અલ્પાયુષી; ટુંકા જીવનવાળું.

**Ephemeris**, *n.* (ઇફે'મરિસ્) An account of daily transactions. રોજમેળ; લેવડદેવડનો રોજનો હિસાબ. [Gr. *hemera*, a day.]

**Epic**, *n.* (એ'પિક્) A heroic poem in an elevated style. ઉત્તમ ભાષામાં, શૈલીથી લખેલું વીરરસવાળું કાવ્ય; મહાકાવ્ય. *a.* Pertaining to heroic poem. વીરરસવાળા કાવ્ય સંબંધીનું. [L. *epicus*, word.]

**Epicene**, *a.* (એ'પિસીન્) Common to both sexes. બંને જાતિને લગતું.

**Epicure**, *n.* (એ'પિક્યૂર) A follower of Epicurus, a Greek philosopher. આનંદ લેવામાંજ જીવનનું સાર્થક થયું માનતો તત્વજ્ઞાની એપિક્યુરસનો અનુયાયી; વિષયી; સવાદીઓ *a.* **Epicurean**, Given to luxury. [illegible] આનંદ માનનાર.

**Epidemic**, *a.* (એપિડે'મિક) Present in a community at a certain time. અમુક વખતે અમુક જાતમાં પુષ્કળ ફેલાતો. (રોગ). *n.* A wide-spread outbreak. સાર્વજનિક ઉત્પાત; મહામારી; મરકી.

**Epidermis**, *n.* (એપિડ'ર્મિસ્) External skin over true skin. લાગણીવાળી ખરી છાલ; અંતર્છાલ; ઉપરની ચામડી.

**Epiglottis**, *n.* (એપિગ્લૉ'ટિસ્) A cartilage closing the aperture of the larynx. કંઠનળી બંધ કરતો પડદો.

**Epigram**, *n.* (એ'પિગ્રૅમ્) Any sarcastic or pointed concise saying. ટુંકું અસરકારક અથવા વ્યંગમાં બોલાયેલું વચન; સૂત્ર 2. A short poem on one subject full of ingenious thought. એકજ વિષયપર લખેલી ખુબીવાળી કવિતા. *a.* **Epigrammatic**, Relating to epigram. વ્યંગમાં લખાયલી; ટુંકી અને અસરકારક. *n.* **Epigrammatist**, writer of Eepigrams. ટુંકાં ભાવવાળી કાવ્ય, સૂત્ર બનાવનાર.

**Epigraph**, *n.* (એ'પિગ્રૅફ્) An inscription. કોતરેલો લેખ. 2. A motto at the beginning of a book. પુસ્તકની શરૂઆતમાં લખેલો મુદ્રાલેખ. *vt.* To provide with an epigraph. મુદ્રાલેખ લખવો. *n.* **Epigraphy**. The science of epigraphs. લેખનકલા.

**Epilepsy**, *n.* (એ'પિલેપ્સી) A disease of nerves. આંકડી; ફેફરૂં; ચકરી.

**Eipleptic**, *n.* (એપિલે'પ્ટિક્) A patient of an epilepsy. ફેફરાનો રોગી. *a.* Suffering from an epilepsy. ફેફરાનાં દરદથી પીડાતું.

**Epilogue**, *n.* (એ'પિલૉગ્) The conclusive part of a book, speech, poem or drama. પુસ્તક, ભાષણ, કાવ્ય અથવા નાટકનો ઉપસંહાર કરતો છેવટનો ભાગ.

**Episcopacy**, *n.* (ઇપિ'સ્કપસી) The government of the church by bishops. ખ્રિસ્તી ધર્મના ધર્મગુરુઓ મારફત વહીવટ. 2. Bishops. ધર્માધ્યક્ષો. 3. The office of bishops. બિશપનું કામ, હોદ્દો. *a.* **Episcopal**; governed by bishops. બિશપોથી વહીવટ થતું.

**Episode**, *n.* (એ'પિસોડ્) A story introduced in a poem, romance, to give variety. કાવ્ય અથવા વાર્તામાં રસ વધારવા વચ્ચે મુકવામાં આવતી વાર્તા; કિસ્સો; ટુચકો. 2. An interesting incident. રમુજી બનાવ; કિસ્સો. [Gr. *epi*, upon & *eisodos*, a coming in.]

**Epistemology**, *n.* (એપિસ્ટેમૉ'લજી) The theory of knowledge. જ્ઞાનનું શાસ્ત્ર; જ્ઞાનનો સિદ્ધાંત. [Ga. *episteme*, knowledge & *logia*, discourse.]

**Epistle**,*n.*(ઇપિ'સલ્) A letter. પત્ર. [Gr.*epi*, upon & *stellein*, to send.]

**Epistolise**, *vt.* (એપિ'સ્ટલાઇસ્) To write letters. પત્ર લખવા.*n.***Epistler**;a writer or reader of letter. કાગળ લખનાર કે વાંચનાર. *a.* **Epistolary,epistolic,-cal.**પત્ર સંબંધીનું.

**Epitaph**, *n.* (એ'પિટૅફ્) A commemorative inscription on a grave or monument. કબરપર કે આવલાપર લખેલો સ્મૃતિલેખ. *vt.* To write an epitaph upon.મૃત્યુલેખ,સ્મરણલેખ લખવો.*n.***Epitaphist**,સ્મરણલેખ લખનાર.[Gr.*taphos*,tomb]

**Epithalamium**, *n.* (એપિથૅલે,'મિઅમ્) A song in a marriage celebration. વિવાહ, લગ્ન ગીત; ધોળ. [Gr. *epi*, & *thalamos*, a marriage.]

**Epithem**, *n.* (એ'પિથિમ્) A soft external application. બહારથી લગાડવાની સુંવાળી વસ્તુ.

**Epithet**, *n.* (એ'પિથેટ્) An adjective that expresses real qualities. ગુણાન્વય વિશેષણ; ગુણદર્શક વિશેષણ. 2. Expression; term. સંજ્ઞા, શબ્દ. *a.* **Epithetic**, Pertaining to or possessed of epithets.વિશેષણને લગતું,વિશેષણયુક્ત.

**Epitome**, *n.* (ઇપિ'ટમી) A short summary. ટુંક સાર; સંક્ષિપ્ત લેખ.

**Epitomise**, *vt.* (ઇપિ'ટૉમાઇઝ્) To shorten; to condense; to give short summary. ટુંકું કરવું; સંઘટ્ટન કરવું; ટુંકસાર આપવો. [Gr. *epi*, & *temnein*, to cut.]

**Epoch**, *n.* (ઇ'પૉક્, એ'પૉક્) A point of time fixed by memorable events; a period for the same; era યાદ રહે એવા બનાવથી નક્કી થતો સમય; નવયુગ મંડાણનો સમય; યુગ.

**Eponymous**, *a.* (ઇપૉ'નિમસ્) નામ જોડીને સ્મરણીય કરેલું; જેમકે 'તિલક' 'તિલક સ્વરાજ ફંડ' સાથે નામયોગથી સ્મરણીય અથવા 'સુદામા' સુદામાપુરીથી છે તેમ.

**Epos**, *n.* (એ'પૉસ્) An epic poem. વીરરસવાળું કાવ્ય; વીરરસવાળા કાવ્યના જેવા બનાવ. *Also*, **Epopee**, (એ'પપી)

**Epsom, epsom-salt**, (એ'પ્સમ્,-સૉલ્ટ્) A purgative medicine. જુલાબની દવા;વિલાયતી મીઠું.

**Equable**, *a.* (ઇ'ક્વબલ્) Not variable; of even temper. જુદા નહિ એવા; સરખેસરખા; એકજ સ્વભાવના; શાંત.

**Equal**, *a.* (ઇ'ક્વલ્) Identical. સરખું; તેવુંજ; તેવડુંજ. 2. Fit. બરાબર; યોગ્ય. 3. Evenly balanced. તોલમાં સરખું. 4. Just. પ્રમાણિક, ન્યાયી. *vt.* To make or to be equal to. ની બરોબરીઆ, સમાન કરવું, થવું. *n.* One of the same rank, age, etc. વય, ધન, પદવી વગેરેમાં સમાન.

**Equality**, *n.* (ઇક્વૉ'લિટિ) The condition of being equal. સમાનતા. 2.Evenness.સરખાપણું.

**Equalise**, *vt* (ઇ'ક્વલાઇઝ્) To make equal. સમાન કરવું; સરખું બનાવવું. [L. *æquare*, to make equal.]

**Equally**,*adv.*(ઇ'ક્વલી) In an equal manner; in equal shares; impartially. સરખી રીતે; સરખા ભાગમાં; અપક્ષપાતપણે.

**Equanimity**, *n.*(ઇક્વૅનિ'મિટી)Evenness of mind or temper. મનની સ્વસ્થતા; સમાનભાવ; ઠરેલપણું. [L. *æquus*, *animus*, the mind.]

**Equanimous**, *a.*(ઇક્વૅ'નિમસ્)Evenminded. મનની સ્થિરતાવાળું; સમભાવવાળું; શાંત મીજાજનું.

**Equate**, *vt.* (ઇક્વે,'ટ્) To make equal. સમાન કરવું.

**Eqation**,*n.*(ઇક્વે,'શન્)The act of equating. સમાન કરવું તે; સમીકરણ.

**Equator**, *n.* (ઇક્વે,'ટર્)The greatest circle of our globe that divides it into two hemispheres.પૃથ્વીના બંને ધ્રુવથીસમાન અંતરે મધ્યમાં થઈ જતું મોટામાં મોટું કાલ્પનિક વર્તુળ; વિષુવવૃત્ત.

**Equatorial**, *a.* (ઇક્વૅટો'રિઅલ્) Pertaining to the equator. વિષુવવૃત્ત સંબંધીનું.

**Equerry**, *n.*(એ'ક્વરી)An officer of princes who cares for their horses. રાજાઓના તેમના ઘોડા સંભાળવા નીમેલો અધિકારી. [Fr. *ecurie*, a stable.]

**Equestrian**, *a.* (ઇક્વે'સ્ટ્રિઅન્) Pertaining to horsemanship. ઘોડેસ્વારી સંબંધીનું. 2. Skilled in riding. ઘોડેસ્વારીમાં કુશળ; સવારી કરવામાં પ્રખ્યાત. 3. A roman title for knights. રોમ રાજ્યના અમીરનો ખિતાબ. *n.* A rider on horseback; one who earns his bread by performing feats on horseback. ઘોડેસ્વાર; ઘોડાપર બેસી તમાસો કરનાર.

**Equi**, *a.* (ઇ'ક્વિ) A prefix meaning equal. 'સમાન' અર્થવાળો ઉપસર્ગ.–**Equiangular**, *a.* Having equal angles. સમાન ખુણાવાળું; સમકોણ. **Equibalance**,–*n.*Equal weight. સમાન વજન. **Equidifferent**, *a.* Having equal difference. સરખા તફાવતવાળું. **Equidistant**, *a.* Equally distant. સમાન અંતરવાળું. **Equilateral**, *a.* Consisting of all sides equal. સમાનબાજુ વાળું. **Equilibrate** *vt.* To balance equally. સમતોલ કરવું.

**Equilibration**. *n.* (ઇક્વિલાઇબ્રે,'શન્) The state of being equally balanced. સમતોલપણું.

**Equilibrity**, *n.* (ઇક્વિલિ'બ્રિટિ) Equality of force or weight. બળ વા વજનની સમાનતા.

**Equilibrium**, *n.* Level position. [illegible]

સ્થિતિ.-**Equipedal,** *a.* Having equal feet. સમાનપદવાળું. **Equipoise,** *vt.* (ઇ'ક્વિપૉઇઝ્) To equilibrate. સમતોલ કરવું. *n.* **Equilibrium,** સમાન સ્થિતિ; બંને બાજુ સરખાં બળ હોય એવી સ્થિતિ.

**Equinoctial,** *a.* (ઈક્વિનૉ'ક્શલ્) Pertaining to the equinoxes, the regions about the equator or to the period of equinoxes. સમાન દિનરાત સંબંધીનું; વિષુવવૃત્તની આસપાસના પ્રદેશનું; વિષુવબિંદુમાં સૂર્યના પ્રવેશકાળ સંબંધીનું. *n.* Celestial equator. આકાશી વિષુવવૃત્ત. [L. *æquus*, equal & *hoctis* night.]

**Equinox,** *n.* (ઇ'ક્વિનૉક્સ્) The time when the sun crosses the equator making the day and night equal everywhere. સૂર્ય વિષુવવૃત્તપરના મેષ અને તુલા બિંદુમાં પ્રવેશ કરી દુનિયા પર બધે દિવસ રાત્રિ સમાન કરે છે તે સમય; ૨૦ કે ૨૧મી માર્ચ અને ૨૨ કે ૨૩મી સપ્ટેમ્બર-*n.* The points where equator is crossed; મેષબિંદુ; તુલાબિંદુ.

**Equip,** *vt.* (ઇક્વિ'પ્) To fit out. તૈયાર કરવું; સજ્જ કરવું. 2. To supply necessaries for any service or work કોઈ કામ અથવા સેવાને માટે જોઇતાં સાધન પુરાં પાડવાં. 3. To dress. કપડાં પહેરાવવાં; શણગારવું. 4. To supply means of a warfare. લડાઈની સામગ્રી પુરી પાડવી.

**Equipage,** *n.* (એ'ક્વિપેજ્) That with which one is furnished; means of warfare; retinue; dresses. સજ્જ કરી આપેલી વસ્તુ; યુદ્ધસામગ્રી; રસાલો; કપડાંલત્તાં.

**Eqipment,** *n.* (ઇક્વિ'પ્મન્ટ્) Act of equipping; equipage; necessary things for a voyage or expedition. સજ્જ કરવું તે; યુદ્ધસામગ્રી વગેરે; દરિયાઈ મુસાફરી અથવા ચઢાઈ કરવા માટે જોઈતાં સાધન.

**Equipoise,** *n.* (ઇ'ક્વિપૉઇઝ્) Equal weight or balance. સમધારણ; સરખું વજન; સ્હામો સરખો તોલ, ભાર. *vt.* સ્હામું સરખું વજન નાખવું; સંદેહમાં રાખવું.

**Equipollent,** *a.* (ઇક્વિપૉ'લન્ટ્) Equivalent; having equal power. સમાન; સમાન બળવાળું.

**Equipollence-cy,** *n.* (ઇક્વિપૉ'લન્સ્-સી) Equality of power. બળની સમાનતા.

**Equiponderance,** *n.* (ઇક્વિપૉ'ન્ડરન્સ્) Equality in weight. સમતોલપણું.

**Eqiponderate,** *vt.* (ઇક્વિપૉ'ન્ડરેટ્) To balance. સમતોલ કરવું. 2. To be equal in weight. સમતોલ હોવું. [L. *aequus*, equal & *pondus*, weight.]

**Equitable,** *a.* (એ'ક્વિટબલ્) Just; impartial. ન્યાયી; પક્ષ ન કરનારું; પ્રમાણિક.

**Equitableness,** *n.* (એ'ક્વિટબલ્નિસ્) Equity; impartiality. ન્યાય; અપક્ષપાત.

**Equitably,** *adv.* (એ'ક્વિટબ્લી) Justly. ન્યાયની રીતે.

**Equitant,** *a.* (એ'ક્વિટન્ટ્) Riding. સ્વારી કરતું.

**Equitation,** *n.* (એક્વિટ'શન્) The art of riding on horse-back. ઘોડે બેસવાની કળા.

**Equity,** *n.* (એ'ક્વિટી) Distribution of pure justice. શુદ્ધ ન્યાયદાન. 2. Uprightness. પ્રમાણિકતા. 3. Right as founded by the laws of nature. કુદરતી આજ્ઞાથી હક.

**Equivalence,** *n.* (ઈક્વિ'વલન્સ્) The state of being equal. સમાનતા. 2. Equality of force, or value. બળનું સરખાપણું; કિંમતનું સરખાપણું.

**Equivalent,** *a.* (ઇક્વિ'વલન્ટ્) Equal in force; power or value. બળમાં, શક્તિમાં, અથવા કિંમતમાં સરખું. [L. *aequus*, equal & *valera*, to be worth.]-*n.* a thing that is equivalent. સમબળ, કિંમતવાળી વસ્તુ, બદલો; સમાનાર્થક શબ્દ.

**Equivocal,** *a.* (ઈક્વિ'વોકલ્) Having double meanings. દ્વિઅર્થી; બે અર્થવાળું. 2. Questionable. શંકાસ્પદ; વાંધાભરેલું.

**Equivocally,** *adv.* (ઈક્વિ'વોકલિ) Ambiguously; doubtfully દ્વિઅર્થી રીતે; વાંધા ભરેલી રીતે.

**Equivocate,** *vi.* (ઈક્વિ'વોકેટ્) To use ambiguous words to mislead. ઉંધે રસ્તે દોરવા સંદિગ્ધ અથવા બે અર્થવાળા શબ્દો વાપરવા. *vt.* To make ambiguous દ્વિઅર્થી કરવું. [L. *aequus*, equal & *vox*, *vocis*, the voice, a word.]

**Equivocation,** *n.* (ઈક્વિવોકે'શન્) Ambiguity of speech; evasion. શ્લેષવાળાં વચન; બેવડા અર્થવાળાં વચન; શંકાસ્પદ વચન; વક્રોક્તિ; કપટી બોલ.

**Equivocator,** *n.* (ઈક્વિવોકે'ટર્) One who equivocates. સંદિગ્ધ, બે અર્થવાળું અથવા પ્રપંચવાળું બોલનાર વ્યક્તિ.

**Equivoke, equivoque,** *n.* (ઇ'ક્વિવોક્) Equivocation શ્લેષયુક્ત વચન; વાંકાબોલ; બેવડી વચન.

**Era,** *n.* (ઈ'રે) A series of years counted from a fixed point or that fixed point. સંવત; અબ્દ; સંવત્સર જે સમયથી શરૂ થાય છે તે સમય. 2. An important date. અગત્ય ધરાવતો સમય; તારીખ. 3. Age, epoch. યુગ; જમાનો. [L. *æra*, number.]

**Eradiate,** *vi.* (ઈરે'ડિએટ્) To shoot out a beam. પ્રકાશનું કિરણ ફેંકવું. [L. *e*, out & *radius*, a ray.]

**Eradiation,** *n.* (ઇરે'ડિએ'શન્) Emission of rays of light. પ્રકાશનાં કિરણ ફેંકવાં તે.

**Eradicate**, *vt.* (ઇરે'ડિકે,ટ્) To pull up the roots of. નાં મૂળ ઉખેડી નાંખવાં; મૂળથી ઉખેડી નાંખવું. 2. To destroy completely. તદ્દન નાશ કરવો. 3. To exterminate. અંત આણવો. [L. *e*, out & *radix*, root.]

**Eradication**, *n.* (ઇરેડિકે,'શન્) Act of eradicating; total destruction. ઉન્મૂલન; ઉચ્છેદન; કાશળ કાઢી નાંખવું તે.

**Eradicative**, *a.* (ઇરે'ડિકે,ટિવ્) Serving to eradicate. ઉચ્છેદન,ઉન્મૂલન કરવામાં સાધનરૂપ થવું.

**Erase**, *vt.* (ઇરે',ઝ્)To rub out. ભુસી નાંખવું. 2. To expunge. રદ કરવું; કાઢી નાખવું. 3. To destroy. નાશ કરવું. (સ્મરણમાંથી).

**Erasement**, *n.* (ઇરે',ઝમન્ટ્) A rubbing out; obliteration. ભુસવું તે; છેકવું તે; છેકાછેકી; કાઢી નાંખવું તે.

**Eraser**, *n.* (ઇરે',ઝર્) One who erases. છેકનાર; ભુસનાર વ્યક્તિ. 2. A means to erase. છેકવાનું સાધન; રબ્બર.

**Erasion**, *n.*(ઇરે,'રઝન્)The act of erasing. છેકા મારવા તે.

**Erasure**, *n.* (ઇરે',શ્ઝર્) The place where something has been erased. છેકાછેકી; ભુસેલી જગા.

**Erata**, *n. pl.*(એરે',ટા) Misprints. ખોટા છાપેલા શબ્દો વગેરે. **Eratum**, *s.*

**Erato**, *n.* (એરે'ટો) The muse of lyric poetry. ગેય કાવ્યોની દેવી.

**Ere**, *adv.* (એ,ર્) Before. અગાઉ; પૂર્વે. *prep.* Before. પહેલાં. *conj.* Sooner than. ની આગમચ; પહેલાં. **Erelong**, Shortly. હમણાં; થોડા વખતમાં જ; જલદી **Erenow**, Before this time; formerly. અત્યાર પહેલાં; અગાઉ. **Erewhile**, Some time before. થોડા સમય અગાઉ.

**Erect**, *vt.* (ઇરે'કટ્) To set upright. ઉભું રાખવું. 2. To raise. ઉભું કરવું; ઉંચું કરવું; ચઢાવવું. 3. To build. બાંધવું; રોપવું. To found, to establish. સ્થાપવું. 4. To animate. ઉત્તેજવું; ખુશ કરવું. *a.* Upright. સીધું; ટટાર 2. Elaveted. ઉંચું; ઉંચું ચઢાવેલું 3. Unshaken, bold. દૃઢ; સ્થિર; નિશ્ચય [L. *e*, out & *regera*, to direct.]

**Erector**, *n.* (ઇરે'કટર્) One who raises or builds. રોપનાર વ્યક્તિ; બાંધનાર.

**Erection**, *n.* (ઇરે'કશન્) Act of erecting. ઉભું કરવાની, બાંધવાની ક્રિયા. 2. Anything erected. સ્થપાયલી, બંધાયલી વસ્તુ; બાંધકામ; મકાન. 3. Exaltation. ઉન્નતિ.

**Erective**, *a.* (ઇરે'કટિવ્) Tending to erect; setting upright. સીધું, ટટાર કરવાના વલણવાળું.

**Erectness**, *n.* (ઇરે'કટનિસ્) Erect posture. સરળતા; ટટારપણું.

**Eremite**, *n.* (એ'રીમાઇટ્) A recluse. સંન્યાસી; જોગી; જતિ. [Gr. *eremos*, a desert.]

**Eremitism**, *n.* (એ'રીમાઇટિઝમ્) State of being hermit. સંન્યાસ; જોગીપણું.

**Erethism**, *n.* (એરે'થિઝમ્) Excitement of any organ. કોઈ ઇંદ્રિયનો ઉશ્કેરાટ.

**Ergo**, *adv.* (અ'ર્ગો) Therefore. તેથી; તે માટે; [L. *ergo*, therefore.]

**Ergot**, *n.* (અ'ર્ગૉટ્) A disease of some grasses. ઘાસની જાતના છોડ પર થતો રોગ.

**Eristic**, *a.* (એરિ'સ્ટિક) Disputatious. સત્ય જાણવા કરતાં પોતાની દલીલ સાચી ઠરાવવા મથતું; મતાગ્રહી; તંડાવાદી; તકરારી.

**Ermine**, *n.*(અ'ર્મિન્) An animal of snowy white fur. સફેદ રૂંવાંવાળું શીતકટિબંધમાં થતું પ્રાણી. 2. The fur of the eremine. અર્માઇનનાં રૂંવાં.

**Ermined**, *a.* (અ'ર્મિન્ડ) Adorned with ermine. અર્માઇનનાં રૂંવાથી શણગારેલું. રૂંવાં પવિત્રતાની નિશાની ગણાય છે. ન્યાયાધીશના ઝભ્ભા એ રૂંવાના બનાવતા.

**Erne**, *n.* (અર્ન) The eagle. ગરુડપક્ષી.

**Erode**, *vt.* (ઈરો,'ડ્) To eat away; to wear away. ખાઈજવું; ઘસી નાંખવું; ખવાઈ જાય એમ કરવું. [L. *e*, out & *rodere*, to gnaw.]

**Erodent**, *n.* (ઈરૉ',ડન્ટ) A caustic drug. દાહકદ્રવ્ય.

**Erosion**, *n.* (ઈરૉ',શ્ઝન્) An eating away. ખવાઈ જવું તે; ઘસારો.

**Erotic**, *a.* (ઈરૉ'ટિક્) Pertaining to love. પ્રેમસંબંધી; શૃંગારી *n.* An amatory poem. શૃંગારકાવ્ય.

**Err**, *vi.* (અર્) To deviate from a right way. ખરે રસ્તેથી આઘા જવું 2. To mistake. ભૂલ કરવી; ચૂક કરવી. 3. To sin. પાપ કરવું; અપરાધ કરવો; ખોટું કામ કરવું.

**Errable**, *adv.* (અર'બલ્) Capable of erring. ભૂલ કરે એવું.

**Errand**, *n.* (એ'રન્ડ્) A message. સંદેશો; સોંપાયલું કામ.—**A fool's errand**, useless undertaking.—**Make an errand**. To find out a reason for going. જવાને માટે કારણ શોધી કાઢવું.

**Errant**, *a.* (એ'રન્ટ્) Wandering. ભમતું; ભટકતું. 2. Erring. ભૂલ કરતું; ખોટે રસ્તે જતું.

**Erratic**, *n.* (એરૅ'ટિક્) A wanderer. ભટકેલ. *a.* Wandering; irregular; not stationary. ભમતું; વિચિત્ર; અનિયમિત; અસ્થાયી.

**Erratum**, *n.* (એરે,'ટમ્) A mistake in printing or writing. છાપવામાં અથવા લખાણમાં ભૂલ. *pl.* **Errata**. [L. *erratum*, a blunder.]

**Erroneous,** *a.* (એરો,'નીઅસ્) Wrong. ખોટું; ભૂલભરેલું. 2. Inaccurate. અચોક્કસ; ખામીવાળું.

**Erroneously,** *adv.* (એરો,'નીઅસ્લી) Not rightly; in an erroneous manner. ખોટી રીતે; ભૂલભરેલી રીતે.

**Erst,** *adv.* (અર્સ્ટ્) At first; formerly. પહેલાં; અગાઉ.

**Erubescent,** *a.* (એરૂબે'સન્ટ્) Blushing. રતાશ પડતું. *n.* **Erubescence-cy,** act of being red. રાતું થવું તે; રતાશ.

**Eructate,** *vt.* (ઇર'કટે,ટ) To belch out. બહાર કાઢવું; ઓડકાર ખાવો. [L. *e*, out & *ructare*, to belch forth.]

**Eructation,** *n.* (ઇરક્ટે,'શન્) The act of belching. બહાર કાઢવાની ક્રિયા; ઓડકાર. 2. A violent ejection of matters from the earth. પૃથ્વીના પેટામાંથી પવન અથવા પદાર્થોનું જોસબંધ બહાર આવવું તે.

**Erudite,** *a.* (એ'રૂડાઈટ્) Learned. વિદ્વાન. *n.* A learned person. વિદ્વાન વ્યક્તિ. [L. *e*, out, *rudis*, rude.]

**Erudition,** *n.* (એરૂડિ'શન્) Learning. વિદ્યા; જ્ઞાન. 2. State of beidg learned. પંડિતાઈ; પાંડિત્ય.

**Erupt,** *vi.* (ઇર'પ્ટ્) To break forth. તોડી બહાર નીકળવું.

**Eruption,** *n.* (ઇર'પ્શન્) A breaking forth. તોડી ફોડી બહાર નીકળવું તે. 2. Violent emission of flame, lava etc. જોસથી અગ્નિ, લાવારસ વગેરેનું બહાર આવવું તે. 3. A breaking out of pimples on the skin. ચામડીપર ગોડગુમડ થઈ આવવાં તે. [L. *e*, & *rumpare*, to break.]

**Eruptional, eruptive,** *a.* (ઇર'પ્શનલ્-ઇર'પ્ટિવ્) Breaking or bursting forth. જોસબંધ બહાર નીકળવું.

**Escalade,** *n.* (એસ્કલે,'ડ્) The assault of a fortress by means of ladders. નીસરણી વડે કિલ્લાપર હુમલો કરવો તે. *vt.* To scale, to mount by ladders. નીસરણી મૂકી ચઢવું; હલ્લો કરવો.

**Escapable,** *a.* (ઇસ્કે'પબલ) Capable of being escaped. સટકી જાય; નજરચૂક થાય એવું.

**Escapade,** *n.* (એસ્કપે,'ડ્) A wild adventure. જંગલી વિચિત્ર; સાહસ. 2. An escape. છૂટકારો; પલાયન; નજરચોરી.

**Escape** *vt.* (ઇસ્કે,'પ) To make oneself free from. માંથી છૂટવું; સ્વતંત્ર થવું. 2. To pass without harm. ઈજા થયા વગર પસાર કરવું. 3. To evade. નાસી છૂટવું; ને છક્ક ખવાડી નાસવું. *vi.* To flee. નાસી જવું. 2. To leak. ગળી જવું; ખાલી થવું. *n.* Act of escaping. છૂટકારો. પલાયન; બચાવ [L. *excapes*, out of one's cloak.]

**Eschar,** *n.* (ઇસ્કા'ર્) A scar on wound caused by burning. ઘા પર ડહામ થઇ પડેલું ચાઠું.

**Escharotic,** *a.* (ઇસ્કૅ'રટિક્) Caustic; causing an eschar. દાહક; ડહામનું ચાઠું પાડે એવું.

**Escheat,** *n.* (ઇસ્ચી'ટ્) The reversion of property to the state for want of an heir or by forfeiture. બીનવારસી મિલ્કતનું ખાલસા થવું તે. 2. The property gained by the state thus. આ રીતે મળેલી મિલ્કત.

**Eschew,** *vt.* (ઇસ્ચૂ') To hate; to escape; to abstain from. ધિક્કારવું; નાસી છૂટવું; વર્જવું; ત્યજવું.

**Escort,** *n.* (એ'સ્કોર્ટ્) A guard or guards for protection or honour. રક્ષણ અથવા શોભા-માન-ખાતર રાખેલો રક્ષક યા રક્ષક-સમૂહ. *vt.* To attend as a guard. રક્ષક અથવા વળાવા તરીકે જવું.

**Escritoire,** *n.* (એ'સ્ક્રિટ્વાર્) A desk to write. લખવાનું ટેબલ. [L. *scribere*, to write.]

**Esculent,** *a.* (એ'સ્કયૂલન્ટ્) Fit to be eaten. ખાદ્ય; ખાવાજોગ. *n.* Eatable thing. ખાદ્ય વસ્તુ.

**Escutcheon,** *n.* (ઇસ્ક'ચન્) A family shield. કુલ-પરંપરાની ઢાલ. 2. The shield with armorial bearings. અમીરી, દિવાની ચિહ્નવાળી ઢાલ. **A blot on the E.** A stain on the family. કુલને લાગેલું કલંક.

**Esnecy,** *n.* (એ'સ્નસી) The right of the eldest to choose first. પહેલી પસંદગી કરવાનો સૌથી મોટાનો હક.

**Esoteric,** *a.* (એસૉટે'રિક્) Internal; private; mysterious. આંતર; છાનું; ગુપ્ત; ખાનગી; ગૂઢ.

**Esparto,** *n.* (એસ્પા'ર્ટો) A kind of grass. એસ્પાર્ટો જાતનું ઉત્તર આફ્રિકામાં થતું ઘાસ જેમાંથી કાગળ બને છે.

**Especial,** *a.* (ઇસ્પે'શલ્) Particular; chief. ખાસ; પ્રધાન; મુખ્ય. [L. *specialis.*]

**Especially,** *adv.* (એસ્પે'શલી) Particularly; chiefly. ખાસ કરીને, મુખ્યત્વે કરીને.

**Esperanto,** *n.* (એસ્પર'ન્ટો) કૃત્રિમ સર્વદેશીય ભાષા

**Espionage,** *n.* (એ'સ્પિઅનિજ્) Practice or employment of spies. ચારકર્મ; જાસુસી.

**Espousal,** *n.* (ઇસ્પા'ઉઝલ્) The act of betrothing. વિવાહ ક્રિયા; વિવાહ. [L. *spousare*, to promise.]

**Espouse,** *vt.* (ઇસ્પા'ઉઝ) To give in marriage. પરણાવવું, વિવાહ કરવો. 2. To wed. પરણવું. 3. Embrace; uphold. આદરવું, પક્ષ કરવો.

**Esprit,** *n.* (એસ્પ્રી') Sprightness; wit. ચંચળતા; રમુજી બુદ્ધિ, સ્વભાવ; ચાલાકી. **E. de corps,** (એસ્પ્રી'ડકોર) = પોતાના પક્ષ માટે અભિમાન, એક દિલી; સંઘ શક્તિ.

**Espy**, *vt.* (ઇસ્પા'ઇ) To watch carefully. બારીક નજરે તપાસવું. 2. To discover. શોધી કાઢવું, જાણી લેવું. 3. To catch sight of. ની નજરે પડવું. 4. To observe. અવલોકવું.

**Esquire**, *n.* (ઇસ્કવા'યર્) A title next below a knight. ઉમરાવથી ઉતરતા દરજ્જાનો ખિતાબ; અમીરોના દિકરાને અપાતો ખિતાબ. 2. A title of courtesy in addressing letters. સરનામામાં લખાતો સામાન્ય ખિતાબ.

**Essay**, *n.* (એ'સે,) An attempt, an experiment. પ્રયત્ન, યત્ન, પ્રયોગ. 2. A short treatise.નિબંધ; લેખ.-*v.* (એસે,')To endeavour. પ્રયત્ન, યત્ન, પ્રયાસ કરવો. 2. To make experiment of. નો પ્રયોગ કરવો, અજમાયશ કરવી.

**Essayist**, *n.* (એ'સેઇસ્ટ્) One who writes essays. નિબંધકાર લેખક.

**Essence**, *n.* (એ'સન્સ્) An extract. સત્વ; તત્વ; અર્ક. 2. Scent. સુગંધ; અત્તર. 3. Peculiar nature by which the thing is distinguished. ખાસ ગુણ. 4. A being, existence. અસ્તિત્વ; હોવાપણું; સત્વ. *vt.* To perfume. સુવાસિત કરવું. [L. *esse*, to be.]

**Esse**, *n.* (એસિ')Used in phrase, **in esse**, in existence. અસ્તિત્વમાં.

**Essential**, *a.* (ઇસ્સે'ન્શલ્) Relating to or containing essence. સત્વ, તત્વ સંબંધીનું; સત્વ વાળું. 2. Indispensable. અતિઆવશ્યક; જરૂરી. 3. Pure. સ્વચ્છ શુદ્ધ. *n.* Something essential. કાંઇક જરૂરી વસ્તુ; The prominent quality or feature મહત્વનો ગુણ, ધર્મ.

**Essentiality**, *n.* (ઇસ્સે'ન્શિઍ'લિટી) The quality of being essential. આવશ્યકતા, જરૂર.

**Essentially**, *adv.* (ઇસ્સે'ન્શલી) Indispensably. ખસુસ કરીને; આવશ્યક રીતે.

**Establish**, *vt.* (ઇસ્ટૅ'બ્લિશ્) To fix, to make firm. સ્થિર કરવું; દૃઢ કરવું. 2. To found. સ્થાપવું; બાંધવું; ઉભું કરવું. 3 To decree. સ્થાપવું, ઘડવું, નીમવું. 4. To set up in business. ધંધે વળગવું, વળગાડવું. [L. *stabilire*, to make stable.]

**Established**, *a.* (ઇસ્ટૅ'બ્લિશ્ડ્) Confirmed; supported by the state or church. દૃઢ કરાયલું; સ્થપાયલું; ઘડાયલું; રાજ્ય યા ધર્મથી સ્થપાયલું.

**Establishment**, *n.* (ઇસ્ટૅ'બ્લિશ્મન્ટ્) Act of establishing. સ્થાપનક્રિયા; સ્થાપના; અધિષ્ઠાન. 2. That which is established. સ્થપાયલું ખાતું, કારખાનું વગેરે. 3. Legally established church. કાયદાથી સ્થપાયલો ધર્મ. 4. The place of settlement, the style of living. રહેવાની, ધંધો કરવાની જગા; રહેવાની રીત.

**Estate**, *n.* (ઇસ્ટે,'ટ્) Condition. સ્થિતિ, સંજોગો; દરજ્જો. 2. Property in land. જાગીર; જમીન; ગરાસ. 3. Property. મિલ્કત. *vt.* To give an estate. જાગીર આપવી. **The fourth estate**, used in humour, for **the press.** જાહેર છાપખાનાં, છાપા માટે હાસ્યમાં વપરાય છે. [L. *status*, a state.]

**Esteem**, *vt.* (ઇસ્ટી'મ્)To estimate. ગણતરી કરવી, કિંમત કાઢવી. 2. To value highly; to regard with respect, love. મોટી કિંમત કરવી; માનની, પ્રેમની નજરે જોવું. *n.* **Estimation**; Reputation. ગણતરી; અડસટ્ટો; કિંમતની આંકણી; માન.

**Estimable**, *a.* (એ'સ્ટિમબલ્) Capable of being valued. ગણતરી, કિંમત કરવા જોગ. 2. Worthy of reputation. માન્ય, માન આપવા જોગ.

**Estimate**, *vt.* (એ'સ્ટિમિટ્) To reckon; to esteem. ગણતરી, ગણના કરવી; કિંમત કાઢવી, અડસટ્ટો કાઢવો. *n.* Valuation; rough calculation. કિંમતની આંકણી; અડસટ્ટો.

**Estimation**, *n.* (એસ્ટિમે,'શન્) Reckoning; esteem; calculation; supposition. ગણતરી, ગણના; માન; અભિપ્રાય; અડસટ્ટો; ધારણા; કલ્પના; મત.

**Estop**, *vt.* (ઇસ્ટૉ'પ્) To stop; to debar. અટકાવવું; બંધ કરવું.

**Estovers**, *n.* (ઇસ્ટો'વર્ઝ્) *pl.* Necessaries allowed by law from an estate. જાગીરમાંથી લાકડાં જેવી ચીજો લઈ જવા મળેલો હક.

**Estrange**, *vt.* (ઇસ્ટ્રે,'ન્જ્) To alienate. બીજાને સોંપવું; સ્નેહ તોડવો; ઉંચા મન કરવાં. 2. To give up familiarity. ખરવટ, પ્રેમ કરતાં બંધ થવું. [Fr. *estranger*.]

**Estranged**, *a.* (ઇસ્ટ્રે,'ન્જ્ડ્) Alienated. બીજાને સોંપાયલું; છુટું પડેલું; ઉંચા મનવાળું.

**Estrangement**, *n.* (ઇસ્ટ્રે'ન્જ્મન્ટ્) Alienation. મનનું મોળાપણું; નિઃસ્નેહ; ભિન્નભાવ.

**Estray**, *n.* (ઇસ્ટ્રે,')A wandering beast not owned by some one. માલીક વગરનું રખડતું ઢોર.

**Estuary**, *n.* (એ'સ્ટયૂઅરી)The wide mouth of a river where it becomes tidal. સમુદ્રની ભરતી પહોંચે એવું નદીનું પહોળું મુખ; અખાત.

**Esurient**, *a.* (ઇસ્યૂ'રિઅન્ટ્)Wishing to eat. ખાવા ઇચ્છતું; ભુખ્યું. *n.* **Essurience**, desire to eat. ખાવાની ઇચ્છા; ભુખ.

**Et cetera**. (એટ સે'ટરૅ) Written as etc. or &c.-the phrase means 'so on'. etc. અથવા &c.-સંજ્ઞાથી વપરાય છે; વગેરે; અને બીજાં. [L. *cetera*, the rest.]

**Etch**, *vt.* (એચ્)To carve on metals; glass etc. કાચ; ધાતુઓ ઉપર નકશી કરવી; કોતરકામ કરવું. (તેજાબથી).

**Eternal**, *a.* (ઇટ'ર્નલ્)Ever existing; having no beginning or end; endless; immutable.

શાશ્વત; સનાતન;અનાદ્યન્ત;અનન્ત; અવિકારી. **The Eternal**, Name of God. પ્રભુ. [L. *aeternus*.]

**Eternally,** *adv.* (ઇટ'ર્નલી) At all times; in an eternal manner. સદૈવ; શાશ્વત રીતે.

**Eternise;** *vt.* (ઇટ'ર્નાઇઝ઼્) To immortalise. અમર કરવું; અનંત કરવું.

**Eternity,** *n.* (ઇટ'ર્નિટી) Endlessness. અનન્તતા. 2 The state after death. મરણ પછીની અનંત સ્થિતિ. **The eternities,** everlasting truth. સનાતન સત્ય.

**Etesian,** *a.* (ઇટિ'શ્યન્) Recurring every season. દર વર્ષે, ઋતુમાં આવતું.

**Ether,** *n.* (ઇ'થર્) The clear air up in the heavens. ઉંચે આકાશમાંનો ચોકખો વાયુ; ઇથર. 2. A volatile fluid obtained from alcohol. આલ્કોહોલમાંથી નીકળતો પ્રવાહીવાયુ.

**Ethereal,** *a.* (ઇથી'રીઅલ્) Full of ether. ઇથરવાળું. 2. Heavenly. આકાશી;દિવ્ય; સ્વર્ગીય.

**Etherealize,** *vt.* (એથી'રીઅલાઇઝ઼્) To change into ether. ઈથર બનાવવો. 2. To make spiritual. આધ્યાત્મિક; આત્મરૂપ કરવું.

**Ethics,** *n.* (એ'થિક્સ્) The science of morality. નીતિશાસ્ત્ર. **Ethical.** *a.* Relating to morals. નીતિવિષયક.

**Ethnic-cal,** *a.* (એ'થ્નિક્-કલ્) Relating to nations or races. પ્રજા સંબંધી; મનુષ્ય જાતિ સંબંધી. 2. Relating to the heathen. જંગલી અણસુધરેલા લોક સંબંધીનું.

**Ethiopian,** *n.* (ઈથિઓ'પિઅન્) Negro. શીદી; હબસી; ઇથીઓપીઆનો રહીશ-*also, a.*

**Ethnology,** *n.* (એથ્નૉ'લૉજી) The science treating of various human nations. જુદી જુદી પ્રજા અથવા જાતિ સંબંધી વિદ્યા, શાસ્ત્ર.

**Ethology,** *n.* (ઈથૉ'લજી) The science of ethics; discourse on ethics. નીતિશાસ્ત્ર ચારિત્ર્ય વિદ્યા. [Gr. *eteos.* custom, *logia*; discourse.]

**Etiolate,** *vt.* (ઇ'ટિઓલેટ) To cause pale from want of light. પ્રકાશ ન આપી ફીકું, નિસ્તેજ કરવું-*vi.* To be pale ફીકા પડી જવું.

**Etiquette,** *n.* (એટિકે'ટ્) Formalities of decorum. વિનયવિધિ; સભ્યતા; શિષ્ટાચાર.

**Etymology,** *n.* (એટિમૉ'લૉજી) The science that treats of origin, derivation and history of words. વ્યુત્પત્તિશાસ્ત્ર. શબ્દોની ઉત્પત્તિની વિદ્યા. [Gr. *etmos,* true, *logia,* discourse.]

**Euge,** *inter.* (યુજી) Well-done. શાબાશ; ધન્ય ધન્ય.

**Eucalyptus,** *n.* (યુકલિ'પ્ટસ્) ઑસ્ટ્રેલીઆનું [illegible]

**Eucharist,** *n.* (યુક'રિસ્ટ્) ઈશુ ખ્રિસ્તનું શરીર તથા લોહીનું સ્મરણ કરાવનાર રોટલા અને દારૂની પ્રસાદિ; તું ધાર્મિક ભોજન..

**Eugenics,** *n.* (યુજે'નીક્સ્) સારાં સંતાન ઉત્પન્ન કરવાની વિદ્યા. [Gr. *Eugenes,* well-born.]

**Euphemism,** *n.* (યુ'ફીમિઝમ્) Use of mild words instead of being blunt. અપ્રિય સત્ય ને બદલે પ્રિય સત્ય કહેવું તે. જેમકે 'આંધળો છે' તેને બદલે 'આંખે જરા ઉણપ છે'. સરખાવો કહેવત આવો મારી મા પણ કહેવાય અને આવો બાપ બાપની બૈરી પણ કહેવાય; કહેવા કહેવાની રીત હોય. *a.* **Euphemistic.**—*v.* **Euphemise.**

**Eurasian,** *a.* (યુરે'શન્) જેનાં માબાપમાં એક યુરોપનો અને બીજું એશિયાનું એવો માણસ; એવા માણસ સંબંધી.

**Eulogy** *n.* (યૂ'લૉજી) Praise, a speech of praise. વખાણ; શ્લાઘા; કોઈનાં વખાણ કરતો લેખ કે ભાષણ.-**Eulogise,** *vt.* (યૂલૉજાઈઝ઼્) To praise, વખાણવું.-**Eulogist,** *n.* (યૂલૉજિસ્ટ્) One who praises. વખાણ કરનાર. [Gr. *eu,* well, *logia,* discourse.]

**Eunuch,** *n* (યૂ'નક્) A castrated chamberlain. પૂર્વદેશોમાં રખાતો નપુંસક રણવાસનો પરિચારક. 2. A castrated man. હીજડો; ષંઢ

**Eupepsia,** *n.* (યૂપે'પ્સિઅ) Contrary to 'dyspepsia'; good digestion. અજીર્ણથી ઉલટું; સારી પાચન શક્તિ.

**Euphony** *n.* (યૂ'ફની) A pleasing sound. મધુર શબ્દ; મીઠો ઉચ્ચાર.

**European,** *a.* (યૂરોપી'અન્) Pertaining to Europe. યુરોપીય; વિલાયતી -*n.* A native of Europe. યુરોપીઅન; યુરોપવાસી; ગોરો.

**Evacuate.** *vt.* (ઈવૅ'ક્યુએટ્) To make empty. ખાલી કરવું. 2. To withdraw. કાઢી લેવું; પાછું ખેંચી લેવું. 3. To discharge. સાફ કરવું, પેટ સાફ કરવું.—**Evacuant,** *a. n.* Purgative; a purgative. રેચક; જુલાબ.

**Evacuation,** *n.* (ઈવૅક્યૂએ'શન્) Act of evacuating; that which is evacuated. ખાલી કરવું તે; વિસર્જન; મલોત્સર્ગ; મળ.

**Evade,** *vt.* (ઇવે'ડ્) To avoid artfully; to fail; to baffle. કળાથી દૂર કરવું; ઉડાવી દેવું; નિષ્ફળ કરવું; વિફળ કરવું. [L. *e,* out & *vado,* I go.]

**Evanescent,** *a.* (એવને'સન્ટ્) Vanishing away. નાશ પામતું; ક્ષણિક; ક્ષણભંગુર; વિનાશી. 2. Imperceptible. અસ્પષ્ટ, અગમ્ય, અતિસૂક્ષ્મ.—

**Evanesce** *vi.* (એવને'સ) To vanish. નાશ પામવું; સૂક્ષ્મ થવું; અલોપ થવું. [L. *van-sco,* I vanish.]

**Evangel,** *n.* (ઇવૅ'ન્જલ્) The gospel. ધર્મ-[illegible]

**Evangelize**, *vt.* (ઇવૅ'ન્જલાઇઝ્) To preach the gospel to. સુવાર્તા ઉપદેશવી. [Gr. *eu*, good *angello*, I announce.]

**Evangelist**, *n.* (ઇવૅ'ન્જલિસ્ટ્) The writer of the gospel; one who preaches the gospel. સુવાર્તા લખનાર, અથવા ઉપદેશ કરનાર.

**Evaporable**, *a.* ( ઇવૅ'પરબલ્ ) That may evaporate. વરાળ થાય એવું.

**Evaporate**, *vi.* (ઇવૅ'પરેટ્) To escape in vapour. વરાળરૂપે સટકવું. 2. To vanish. અલોપ થવું; દેખાતાં બંધ થવું. *vt.* To convert into vapour. વરાળરૂપ કરવું. [L. *e*, off & *vapour*.]

**Evaporation**, *n.* ( ઇવૅપરે,'શન્ ) Act of evaporating. બાષ્પીભવન; વરાળ થવું તે; બાષ્પીભવનક્રિયા.

**Evasion**, *n.* (ઇવે,'ઝન્) Act of evading excuse. દલીલ ઉડાવવી તે; છળ; ચૂકાવી દેવું તે; બહાનું. **Evasive**, *a.* Shuffling. આડું; ઉડાવનારું; કુટિલ.

**Eve**, *n.* (ઇવ્) Evening. સાંજ, સંધ્યા. 2. The time just preceding any event of note. કોઈ મોટી બીના બનતાં પહેલાંનો સમય, આગલો દિવસ.

**Even**, *n.* (ઇવન્) The evening. (in poetry.) સાંજ (કવિતામાં વપરાતો શબ્દ).

**Even**, *a.* (ઈવન્) Smooth; fair. સપાટ; સરખું. 2. Not odd. બેકી. 3. Just. સીધું; પ્રમાણિક. 4. Equally balanced. વજનમાં સરખું; સમતોલ; બંને બાજુએ સરખું. *vt.* To make smooth or equal સપાટ કરવું; સરખું કરવું. **Be even with**, to repay. બદલો વાળી આપવો. *adv.* Moreover; exactly; still. વળી, તેમજ, તેવુંજ; હજી.

**Even-handed**, *a.* (ઇ'વનહૅન્ડિડ્) Impartial; honest. અપક્ષપાતી, ન્યાયી.

**Evening**, *n.* (ઈ'વનિંગ્) The end of the day. દિવસનો છેડો; સમીસાંજ. 2. The declining period of anything. વળતાં પાણીનો સમય; ઘડપણ; ઉતરતી દશા.

**Evenly**, *adv.* (ઇ'વન્લી) In an even manner. સરખી રીતે; ન્યાયથી; નિષ્પક્ષપાતપણે.

**Evenness**, *n.* (ઇવન્'નિસ્) Act of being even. સરખાપણું; સરળતા; ન્યાયીપણું.

**Event**, *n.* (ઇવે'ન્ટ્) That which occurs. બનાવ; બીના. 2. The consequence. પરિણામ; અંત; ફળ. [L. *e.* out & *venire*, to come.]

**Eventual**, *a.* (ઇવે'ન્ટ્યૂઅલ્) Relating to an event. બીના સંબંધી. 2. Final. છેલ્લું; આખરનું.

**Eventually**, *adv.* (ઇવે'ન્ટ્યૂઅલી) At length. આખરે; છેલ્લીવારે.

**Eventuate**, *vi.* (ઇવે'ન્ટ્યૂએ,ટ) To happen; to occur. બનવું; બીના બનવી; પરિણામ આવવું.

**Ever**, *adv.* (એ'વર્) Always; constantly; at any time. હમેશ; સદૈવ; સતત **Evermore**, *adv.* Perpetually, for ever. સદૈવનું. **Ever and anon**, now and then; time after time. જ્યારે ત્યારે; સમયે સમયે.

**Everlasting**, *a.* (એવર્લા'સ્ટિંગ્) Lasting for ever, eternal. સદૈવનું; સનાતન; અનંત; અવિનાશી. *n.* Eternity. અનંતતા; અનંતકાળ. **The everlasting**, God. પરમેશ્વર.

**Evert**, *vt.* (એ'વર્ટ્) To turn out. ઉથલાવી નાંખવું. **Eversion**, Act of turning out. ઉથલાવી નાંખવું તે.

**Every**, *a.* (એ'વ્રી) All taken separately. દરેક; પ્રત્યેક. **Every now and then**, at intervals; often. વચગાળે વચગાળે; વારંવાર.

**Everybody**, *n.* (એ'વ્રિબૉડી) Every person. પ્રત્યેક વ્યક્તિ; જણ.

**Everyday**, *a.* (એ'વરીડે,') Common; daily. રોજનું; ચાલુ; દરરોજનું.

**Everyone**, *n.* (એ'વ્રીવન્) Everybody. પ્રત્યેક વ્યક્તિ; દરેક જણ.

**Everywhere**, *adv.* (એ'વ્રીહ્વે,ર્) In all places. બધે; સર્વત્ર.

**Evict**, *vt.* (ઇવિ'ક્ટ્) To dispossess legally. કાયદાથી કબજો છોડાવવો. 2. To expel legally from. કાયદાથી દૂર, દેશપાર કરવું. [L. *vinco*, I overcome.]

**Eviction**, *n.* (ઇવિ'ક્શન્) Act of evicting from. કબજો છોડાવવો તે.

**Evidence** *n.* (એ'વિડ'ન્સ્) Testimony; means of proof of a disputed fact. આધાર; પુરાવો; પ્રમાણ; ચૂકાદો આપવા જોઈતાં પ્રમાણભૂત સાધન. 2. A witness. સાહેદ; સાક્ષી. *vt.* To prove; to make clear. સાબીત કરવું; પ્રમાણ આપવું; સ્પષ્ટ કરવું.

**Evident**, *a.* (એ'વિડન્ટ્) Clear; obvious to the mind. સ્પષ્ટ; જાહેર; ચોકખું; પ્રત્યક્ષ.

**Evidential**, *a.* (એવિડે'ન્શલ) Relating to evidence; giving evidence. પ્રમાણ સંબંધીનું; પ્રમાણ આપતું.

**Evidently**, *adv.* (એ'વિડેન્ટ્લી) Plainly; visibly. સ્પષ્ટ રીતે; ચોકખી રીતે; પ્રત્યક્ષ રીતે; દેખીતી રીતે.

**Evil**, *a.* (ઈ'વિલ્) Bad; wicked. ખરાબ; પાપી; દુષ્ટ. 2. Mischievous; injurious. હરકત કારક; દુઃખ કારક; હાનિકારક. 3. Unfortunate, unhappy. ભાગ્યહીન; દુઃખી. [A. S. *efal*.]—**The evil one**, An evil spirit. ભૂત; સેતાન; રાક્ષસ.—**To speak evil of**, To abuse.—બાડવું; નિંદા કરવી.—**Evil favoured**, Ugly. કુરૂપ.—**Evil minded**, Malicious. [illegible]

**Evilness**, *n.* (ઈ'વિલ્નિસ્) The state of being evil; badness. દુષ્ટતા; ભાગ્યહીનતા; અધમતા

**Evince**, *vt.* (ઇવિ'ન્સ્) To show clearly; to make evident. સ્પષ્ટ કરવું; સ્પષ્ટ દેખાડવું; ખાત્રી કરી આપવી. [L. *e*, & *vinco*, I conquer.]

**Evincible**, *a.* (ઇવિ'ન્સિબલ્) That can be evinced. સ્પષ્ટ; સાબીત થાય એવું.

**Evirate**, *vt.* (ઇ'વિરેટ્)To emasculate. નામર્દ; નપુંસક કરવું; નિર્બળ કરવું. [L. *e*, & *vir*, a man.]

**Eviscerate**, *vt.* (ઇવિ'સરે,ટ્) To take out bowels. આંતરડાં બહાર કાઢવાં.

**Evite**, *vt.* (ઇવા'ઇટ્) To forsake; to avoid. ત્યજવું; છોડવું; દૂર કરવું.

**Evoke**, *vt.* (ઇવો,'ક્) To call forth. બોલાવવું; બહાર કાઢવું. [L. *e*, out & *vocare*, to call].

**Evolution**, *n.* (ઇવોલ્યૂ'શન્)Gradual development. ક્રમિક વિકાસ; વિકાસ. 2. The process of development. વિકાસક્રમ; ઉન્નતિક્રમ. 3. The extraction of roots. ઘાતમૂળ કાઢવાં તે. (ગણિતમાં). 4. Regular movement of troops, war ships etc. લશ્કરી અથવા લડાયક જહાજોનું નિયમિત સંચલન. [L. *e*, out & *volvo*, I roll.]

**Evolutional, evolutionary**, *a.* (ઇવોલ્યૂ'શનલ્–નરી) Relating to evolution. વિકાસ સંબંધીનું; પ્રકટીકરણ સંબંધીનું.

**Evolutionist**, *n.* (ઇવોલ્યૂ'શનિસ્ટ્)One skilled in, believing in evolutional theory. વિકાસક્રમ જાણનાર; માનનાર.

**Evolve**, *vt.* (ઇવૉ'લ્વ્) To unroll; to expand; to develop. ઉઘાડું કરવું; ઉકેલી નાંખવું; ખીલવવું; ઉઘાડી પહોળું કરવું; વિકાસ કરવો. *vi.* To open itself; to result. ઉઘડવું; પરિણામ થવું. [L. *e*, & *volvere*, to roll.]

**Evulsion**, *n.* (ઇવ'લ્શન્) Act of plucking out. ચૂંટી કાઢવું; તોડી લેવું તે.

**Ewe**, *n.* (યુ) A female sheep. ઘેટી; મેંઢી. [A. S. *eowu.*]

**Ewer**, *n.* (યૂ'અર્) A big pot with a wide spout. મોટા નળવાળું પાણી ભરવાનું વાસણ.

**Exacerbate**, *vt.* (એગ્ઝૅ'સરબે,ટ્) To irritate; to exasperate. ચીડવવું; ગુસ્સે કરવું; તીવ્ર કરવું; ઉગ્ર બનાવવું. [L. *eserbus*, bitter.]

**Exacerbation, exacerbescence**, *n.* (એગ્ઝૅસરબે'શન્) Increased irritation; embitterment. કડવાશ; અધિક ચીડવણી; ઉગ્રતા; રોગની વૃદ્ધિ.

**Exact**, *a.* (ઇગ્ઝૅ'ક્ટ્) Accurate; closely correct; true; careful. ચોક્કસ; તદ્દન ખરું; સત્ય; નિયમિત; કાળજીવાળું. *vt.* To extort; to claim. કાયદાસર કઢાવવું, લેવું; હક કરવો; જોરજુલમથી લેવું. [L. *ex*, & *agere*, to drive.]

**Exaction**, *n.* (ઇગ્ઝૅ'ક્શન્) Extortion; an excessive demand; that which is exacted. જોરજુલમથી કઢાવવું તે; જુલમી, મોટી માંગણી; જોરજુલમથી લીધેલી વસ્તુ.

**Exactly**, *adv.* (ઇગ્ઝૅ'ક્ટ્લી)In an exact manner. ચોક્કસ રીતે; સુંદર રીતે; નિયમિતપણે; પૂર્ણતાથી.

**Exactness**, *n.* (ઇગ્ઝૅ'ક્ટનિસ્) Quality of being exact. ચોક્કસતા; નિયમિતતા; સત્યતા; પૂર્ણતા.

**Exaggerate**, *vt.* (ઇગ્ઝૅ'જરે,ટ્) To magnify unduly; to represent extravagantly. અતિશયોક્તિ કરવી; હોય તે કરતાં મોટું કરી દેખાડવું; મીઠુંમરચું ભભરાવીને કહેવું [L. *ex*, out & *agger*, a heap.]

**Exaggeration**, *n.* (ઇગ્ઝૅજરે,'શન્) A magnified representation. અતિશયોક્તિ કરી દેખાડેલી વસ્તુ; અતિશયોક્તિ.

**Exaggerative, exaggeratory**, *a.* (ઇગ્ઝૅજરે,'ટિવ્–રેટરી) Containing exaggeration. અતિશયોક્તિવાળું.

**Exalt**, *vt.* (ઇગ્ઝૉ'લ્ટ્) To elevate, to praise. ઉંચે ચઢાવવું; (પદ્વી, માન, પૈસામાં) વખાણવું; સ્તુતિ કરવી. [L. *ex*, & *altus*, high.]

**Exaltation**, *n.* (એગ્ઝૉલ્ટે,'શન્) Elevation to power, dignity etc; elevated position. સત્તાવૃદ્ધિ; પદ્વીવૃદ્ધિ; પ્રતિષ્ઠિત સ્થિતિ.

**Exalted**, *a.* (ઈગ્ઝૉ'લ્ટિડ્) Lofty, dignified; praised. ઉચ્ચ; ઉન્નત; પ્રતિષ્ઠિત.

**Examination**, *n.* (ઇગ્ઝૅમિને,'શન્) Careful observation. બારીક તપાસ, ઝીણવટથી તપાસ. 2. Act of testing the capacity of students. પરીક્ષા; વિદ્યાર્થીઓના જ્ઞાનની કસોટી.

**Examine**, *vt.* (ઇગ્ઝૅ'મિન્) To observe carefully. ઝીણવટથી તપાસવું; કસોટી કરવી. 2. To question. પ્રશ્ન પૂછવા. 3. To scrutinise. શોધવું; નિરીક્ષા કરવી. [L. *examen*, the tongue to balance.]

**Examinee**, *n.* (ઇગ્ઝૅમિની') One who is under examination. પરીક્ષામાં બેઠેલું માણસ.

**Examiner**, *n.* (ઈગ્ઝૅ'મિનર્) One who examines. પરીક્ષા કરનાર, પરીક્ષક; નિરીક્ષક.

**Example**, *n.* (ઈગ્ઝૅ'મ્પલ્) A specimen; a copy. નમુનો, નકલ. 2. A particular instance. કોઇ ખાસ દાખલો; ઉદાહરણ; બનેલો બનાવ. [L. *eximere*, to take out.]

**Exanimate**, *a.* (એગ્ઝૅ'નિમે,ટ્) Void of life; spiritless. નિર્જીવ, કમજોર; નિરૂત્સાહી. [L. *ex*, not, *animus*, life.]

**Exasperate**, *vt.* (ઇગ્ઝૅ'સ્પરે,ટ્) To exacerbate; to irritate. ચીડવવું; ગુસ્સે કરવું; અતિ દુઃખી કરવું. [L. *ex*, & *aspero*, I make harsh.]

**Exasperation,** *n.* (એગ્ઝૅસ્પરે,'શન્) Exacerbation; irritation. ચીડવણી; કરડાશ; 2. Fury. ગુસ્સો.

**Excavate,** *vt.* (એ'ક્સ્કૅવે,ટ્) To make a cavity. ખોદી કાઢવું; કોરી પોલું બનાવવું. [L. *ex*, out & *cavus*, hollow.]

**Excavation,** *n.* (એક્સ્કૅવે,'શન્) Act of excavating; a hollow. પોલું કરવાની ક્રિયા; પોલાણ; પોલું સ્થાન.

**Excavator,** *n.* (એ'ક્સ્કૅવે,ટર્) That which excavates. પોકળ કરનારૂં; પોલું કરનારૂં યંત્ર.

**Exceed,** *vt.* (ઈક્સી'ડ્) To pass beyond the limit. વધી જવું; મર્યાદા મૂકી વધી જવું. 2. To surpass. સરસા થવું; થી ચઢીઆતા થવું.—*vi.* To go beyond proper bounds. હદ બહાર જવું. [L. *ex*, beyond & *cedere*, to go.]

**Exceeding,** *a.* (ઇક્સી'ડિંગ્) Surpassing; very large. ચઢીઆતું; ઘણુંજ મોટું.

**Exceedingly,** *adv.* (ઈક્સી'ડિંગ્લી) Greatly; surpassingly. અતિશય; ઘણુંજ; ચઢીયાતી રીતે.

**Excel,** *vt.* (ઇક્સે'લ્) To exceed; to outdo. વધી જવું; નાથી શ્રેષ્ઠ થવું. *vi.* To be superior. ઉત્તમ હોવું. 2. To possess good qualities. સદ્ગુણી હોવું. [L. *celsus*, raised high.]

**Excellence-cy,** *n.* (એ'ક્સેલન્સ્-ન્સી) Superiority. ઉત્તમતા; શ્રેષ્ઠતા. 2. title of honour to a great officer. મોટા અધિકારીને અપાતો ખિતાબ.

**Excellent,** *a.* (એ'ક્સેલન્ટ્) Superior. સુંદર; સર્વોત્તમ. 2. Distinguished for superiority. ઉત્તમતા માટે ઓળખાયલું. 3. Of great virtue. ઉત્તમ ગુણવાળું.

**Excellently,** *adv.* (એ'ક્સેલન્ટ્લી) In an excellent manner. સર્વોત્તમ રીતે; અતિશય.

**Except,** *vt.* (ઇક્સે'પ્ટ્) To take out; to omit. લઈ લેવું; બાતલ કરવું. *vi.* To make objection. હરકત કરવી; વાંધો ઉઠાવવો. *prep.* Without, excluding. સિવાય; વિના. [L. *ex*, out & *capere*, to take.]

**Excepting,** *prep.* (ઈક્સે'પ્ટિંગ્) Excluding. સિવાય; વિના.

**Exception,** *n.* (ઇક્સે'પ્શન્) Act of taking out. લઈ લેવું તે; બાતલ કરવું તે. 2. Exclusion. બહિષ્કાર. 3. Objection. વાંધો; અપવાદ.

**Exceptionable,** *a.* (ઇક્સે'પ્શનબલ્) Fit for objection. વાંધા ભરેલું; વાંધો ઉઠાવવા જેવું.

**Exceptional,** *a.* (ઇક્સે'પ્શનલ્) Rare; peculiar; making an exception. અસાધારણ; વિરલ; બાતલ કરતું.

**Exceptionally,** *adv.* (ઇક્સે'પ્શનલી) In an exceptional manner. અસાધારણ રીતે; ખાસ કરીને.

**Excerpt,** *n.* (ઇક્સ'ર્પ્ટ્) An extract; a culling. ચુંટણી; ઉતારો. [L. *ex*, & *carpere*, to pick up.]

**Excess,** *n.* (ઇક્સે'સ્) That which goes beyond limits; immoderation. મર્યાદા મૂકી વધે તે; અસમધાતપણું. 2. Profusion. ઉડાઉપણું; અતિશયતા. [L. *excussus*, a going out.]

**Excessive,** *a.* (ઇક્સે'સિવ્) Gone beyond limits. મર્યાદા મૂકી વધેલું; અતિશય; ઉડાઉ; અસમધાત.

**Excessively,** *adv.* (ઇક્સે'સિવ્લી) Beyond limits. અમર્યાદિત રીતે; બેહદ.

**Exchange,** *vt.* (ઇક્સચે,'ન્જ્) To give and take mutually. અરસપરસ આપવું લેવું; અદલો બદલો કરવો. 2. To bargain. સોદો કરવો; સાટું કરવું. *n.* **Barter.** સાટું; અદલાબદલી; સાટું કરેલી વસ્તુ. 2. The difference between the value of coins of various countries. જુદા જુદા દેશના સિક્કાની કિંમતનો તફાવત. 3. A place where merchants meet. વેપારીઓને મળવાનું, સાટાં કરવાનું સ્થાન. [L. *ex*, out & *cambire*, to barter.]

**Exchequer,** *n.* (ઇક્સ્ચે'કર્) Formerly a revenue court but now a court of justice. અગાઉ જમાબંધીની કચેરી; હાલ ન્યાયની કચેરી; તીજોરી.

**Chancellor of Ex.** The British minister of finance. બ્રિટિશ સરકારના નાણાંખાતાનો પ્રધાન.

**Excipient,** *n.* (ઇક્સિ'પિઅન્ટ્) The substance with which the medicine is to be taken. અનુપાન; દવા સાથે લેવાનો પદાર્થ.

**Excise,** *n.* (ઇક્સા'ઇઝ્) A tax on home commodities. દેશમાં નીપજતી કેટલીક વસ્તુ પરનો ટૅક્સ; જગાત. 2. The department concerning this tax. જગાત; આબકારી ખાતું.—*vt.* **To impose excise duty.** જગાત નાંખવી. [L. *caedo*, I cut.]

**Excisable,** (ઈક્સા'ઇઝબલ્) Liable to excise tax. જકાત લેવા લાયક.

**Excision,** *n.* (ઇક્સિ'શ્ઝન્) A cutting out of something. અમે તે કાપી નાખવું; અંગ કાપવું; નોતરૂં કાપવું. [L. *cadere*, to cut.]

**Excitation,** *n.* (ઇક્સાઈ ટે,'શન્) Excitement. ઉત્તેજના; ઉશ્કેરાટ; વિહ્વળતા; આવેશ.

**Excite,** *vt.* (ઈક્સા'ઇટ્) To make active; to incite. ચપળ કરવું; ઉશ્કેરવું; ઉત્તેજિત કરવું. [L. *ex*, out *citere*, to put in motion.]

**Excitement,** *n.* (ઇક્સા'ઇટમન્ટ્) Provocation. ઉશ્કેરણી; ઉત્તેજના; આવેશ; સંભ્રમ.

**Exciting,** *a.* (ઇક્સા'ઇટિંગ્) Tending to excite; thrilling. ઉશ્કેરતું; ઉત્તેજતું; રોમરોમ ઉભાં કરી દે એવું.

**Exclaim,** *vi.* (ઈક્સ્કલે,'મ્) To cry out vehemently; to speak loudly. બરાડી ઉઠવું; મોટે સાદે બોલી ઉઠવું.—*n.* An outcry. બરાડો; ઉદ્ગાર.

**Exclamation,** *n.* (ઇક્સ્ક્લૅમે',શન્) An outcry; a cry of surprise. બરાડો; આશ્ચર્યનો અથવા એવો બીજો ઉદ્ગાર 2. The mark of surprise. ( ! ) આવું આશ્ચર્ય કે ઉદ્ગાર ચિહ્ન.

**Exclude,** *vt.* (ઇક્સ્ક્લ્'ડ્) To thrust out; to hinder from entering. બહાર કાઢવું; દાખલ ન થવા દેવું; બાતલ કરવું. [L. *ex*, & *claudere*, to shut.]

**Exclusion,** *n.* (ઈક્સ્ક્લ્'શ્ઝન્) Exception out of; shutting out. બાતલ; બહિષ્કાર; બહાર કાઢવું તે.

**Exclusive,** *a.* (ઇક્સ્ક્લ્'સિવ્) Not including; sole. બાતલ કરેલું; બધું. 2. Able to exclude. બાતલ કરે એવું.

**Excogitate,** *vt.* (એક્સ્કૉ'જિટ,ટ્) To find out thinking earnestly. આતુરતાથી વિચારી શોધી કાઢવું. [L. *cogitere*, to think.]

**Excogitation,** *n.* (એક્સ્કૉજિટે',શન્) Earnest thinking; advice; discovery. આતુર વિચાર; યુક્તિ; શોધ.

**Excommunicate,** *vi.* ( એક્સ્કૉમ્યૂ'નિકે,ટ્ ) To exclude from communion of the church. ખ્રિસ્તિ સમાજમાંથી બાતલ કરવું; નાતબહાર મૂકવું. [L. *ex* & *communis*, common.]

**Excommunication,** *n.* (એક્સ્કૉમ્યૂનિકે,'શન્) Act of excluding from the communion of a church. ખ્રિસ્તિ સમાજમાંથી બહિષ્કાર; નાતબહાર.

**Excoriate,** *vt.* (એક્સ્કૉ'રિએ,ટ્) To strip out the skin of. ચામડી ઉતારવી. [ L. *corium*, the skin. ]

**Excorticate,** *vt.* (એક્સ્કૉ'ર્ટિકે,ટ્) To strip out the bark of. છાલ ઉતારવી; છોડાં કાઢવાં.

**Excrement,** *n.* (એક્સ્ક્રી'મન્ટ્) Dung. છાણ; પશુનો મળ; વિષ્ઠા.

**Excrescence,** *n.* (ઈક્સ્ક્રે'સન્સ્) A troublesome superfluity, a tumour. દુઃખરૂપ વૃદ્ધિ; રસોળી; ગુમડું.

**Excrete,** *vt.* (ઇક્સ્ક્રી'ટ્) To dicharge. છુટું પાડવું; બહાર કાઢવું.–**Excreta,** *n.pl.* Matters dicharged from the body. મળ; શરીરમાંથી બહાર કાઢેલી ચીજ. [L. *cernere*, to separate.]

**Excruciate,** *vt.* (ઈક્સ્ક્રૂ'શિએ,ટ્) To torment, to pain. અસહ્ય દુઃખ દેવું; વેદના કરવી. [L. *ex* & *crucio*, I torment.]

**Excruciation,** *n.* (ઈક્સ્ક્રૂશિએ,'શન્) Excessive torment. મહાયાતના; મહા દુઃખ.

**Exculpate,** *vt.* (એ'ક્સ્કલ્પે,ટ્) To free from the charge, fault. ગુનાહમાંથી મુક્ત કરવું; બીનગુનેહગાર ઠરાવવું. [L. *ev* & *culpea*, a fault.]

**Exculpation,** *n.* (એક્સ્કલ્પે,'શન્) Vindication. નિર્દોષ ઠરાવવું તે.

**Excursion,** *n.* (ઇક્સર'શન્) A tour for pleasure. પર્યટન; આનંદપર્યટન. 2. Going away from the main point. મુખ્ય મુદ્દાથી દૂર જવું. [L. *ex* & *curro*, I run.]

**Excursive,** *a.* (ઇક્સર'સિવ્) Wandering; deviating. રખડતું; માર્ગથી દૂર જવું.

**Excuse,** *vt.* ( ઇક્સ્ક્યૂ'ઝ્) To forgive; to pardon. ક્ષમા કરવી. 2. To free from fault or obligation. ગુન્હો માફ કરવો; પાશમાંથી મુક્ત કરવું. 3. To exculpate. નિર્દોષ ઠરાવવું. 4. To apologize for. બહાનું બતાવવું; માફ કરવા વિનવવું. *n.* **Apology**, આજીજી; બહાનું; છૂટ. [L. *ex*, out & *cause*, an accusation.]

**Execrable,** *a.* (એક્સીક્રૅ'બલ) Deserving a curse; accursed. શાપ દેવા જોગ; શાપિત; નિંદ્ય.

**Execration,** *n.* (એક્સીક્રે'શન્) One who is execrated. શાપ મેળવેલી વ્યક્તિ. 2. A curse. શાપ.

**Execute,** *vt.* (એ'ક્સીક્યૂટ્) To achieve; to perform. સાધવું; કરવું; બજાવવું. 2. To finish. પૂર્ણ કરવું. 3. To put to death. વધ કરવો, ફાંસી દેવી. 4. To put in effect. અમલમાં મૂકવું.

**Execution,** *n.* (એક્સીક્યૂ'શન્) Achievement; completion; act of putting death. કાર્યસાધના, બજાવવું તે; પુરૂં કરવું તે; અમલ; દેહાંતદંડ; ફાંસી.

**Executioner,** *n.* (એક્ઝિક્યૂ'શનર) One who puts to death who are sentenced to death. ફાંસી દેનાર; મૃત્યુદંડ દેનાર; મારો.

**Executive,** *a.* (ઇક્ઝે'ક્યૂટિવ્) Governing; relating to law. અમલ કરતું; કાયદા સંબંધીનું. *n.* An officer to administer. અમલ ચલાવનાર અધિકારી.

**Executor,** *n.* (ઇક્ઝે'ક્યુટર) One who performs; a person to see a will carried into effect. અમલ કરનાર; ફાંસી દેનાર; વીલ; વસીયતનામું અમલ થતું જોનાર.

**Exedra,** *n.* (ઇ'ક્સેડ્રૅ) A dais in open air. ખુલ્લી જગામાં બનાવેલું આસન.

**Exegesis,** *n.* (એક્સેજિ'સિસ) Interpretation; explanation of holy scriptures. ટીકા; સમજુતી; ધાર્મિક શાસ્ત્રની ટીકા; સમજુતી.

**Exegete, exegetist,** *n.* (એક્સેજિ'ટ્, જિટિ'સ્ટ્) One skilled in interpretation. ટીકા કરવામાં કુશળ વ્યક્તિ.

**Exemplar,** *n.* (ઇગ્ઝે'મ્પ્લૅર) An ideal model; a copy. આદર્શ નમુનો; નકલ. [L. *exemplar*, an example.]

**Exemplary,** *a.* (ઇગ્ઝે'મ્પ્લૅરિ) Fit for model. નમુનારૂપ; નકલ કરવાજોગ. 2. Worthy of notice. ધ્યાન દેવાજોગ; ખાસ ક.

**Exemplification,** *n.* (ઇગ્ઝે'મ્પ્લિફિકેશન) Act of illustrating by example. દાખલો આપી સમજાવવું. 2. An illustrating by example. દાખલો આપી સમજાવવું. 2. An illustration. દાખલો; દૃષ્ટાંત.

**Exemplify,** *vt.* (ઇગ્ઝે'મ્પ્લિફાઇ) To illustrate by example; to act as example. દૃષ્ટાંતથી; દાખલાથી બતાવવું; દાખલારૂપ થવું [L. *exemplum*, example, *facere*, to make.]

**Exempt,** *vt.* (ઇગ્ઝે'મ્પ્ટ) To grant freedom to. મુક્ત કરવું; છૂટ આપવી; હક આપવો. *a.* Free. છૂટું; નોકરી દાણ વગેરેમાંથી મુક્ત. *n.* One who is granted freedom. છુટી; હક મળેલી વ્યક્તિ. [L. *ex*, & *emere*, to buy.]

**Exemption,** *n.* (ઇગ્ઝે'મ્શન) Freedom from, duty, service etc. દાણ; સેવા વગેરેમાંથી મુક્તિ; હક.

**Exequies,** *n.* (એ'ક્સીક્વીઝ) Funeral rites; funeral ceremonies. મરણવિધિ; મરણક્રિયા; ઉત્તરક્રિયા. [L. *ex*, & *sequi*, to follow.]

**Exercise,** *n.* (એ'ક્સરસાઇઝ) A keeping in practice, or use. ટેવ પાડવી તે; કામમાં પડવું તે. 2. Work; practice. કામ; અભ્યાસ. 3. Exertion for the mental, moral or physical development. શારીરિક, માનસિક, યા નૈતિક વિકાસ માટે મહેનત; પ્રયત્ન. 4. Dicipline. તાલીમ; ડ્રિલ. 5. Act of worshipping. ધર્મક્રિયા. 6. A lesson for practice. મનોયત્ન; અભ્યાસ માટે પાઠ. *vt.* **To put in practic.** અનુભવ કરવો; ટેવ પાડવી. 2. To train; to discipline. કેળવવું, તાલીમ આપવી. 3. To use. વાપરવું; કામમાં લેવું. 4. To give pain. દુઃખ દેવું. 5. To improve by practice. ટેવથી સુધારવું.

**Exert,** *vt.* (ઇગ્ઝ'ર્ટ) To put in action; to perform. કામમાં લેવું; ચલાવવું; કરવું; બજાવવું. 2. To strive. યત્ન કરવો; જહેમત ઉઠાવવી. [L. *ex* & *serere*, to put together.]

**Exertion,** *n.* (ઇગ્ઝ,'ર્શન) A putting into action; an attempt. કામમાં લેવું તે; પ્રયત્ન; મહેનત; પ્રયાસ.

**Exhalation,** *n.* (ઇક્સહે,'શન) Process of exhaling; effluvia. બાષ્પીભવન; વરાળરૂપ થવું તે; દુર્ગંધ; બદબો.

**Exhale,** *vt.* (ઇક્સિ'હેઇલ) To send forth as vapour or odour. વરાળ અથવા વાસરૂપે બહાર બહાર કાઢવું. 2. To evaporate. વરાળરૂપ થવું. [L. *ex* & *halare*, to breathe.]

**Exhaust,** *vt.* (ઇગ્ઝહો'સ્ટ) To draw out complelly. બધું બહાર કાઢવું; ખાલીખમ કરી દેવું. 2. To consume or expend. વાપરી નાખવું; ખાઈ જવું; ફના કરવું; ખુટાડી નાખવું. 3. To tire. થકવી નાખવું; શ્રમિત કરવું. 4. To treat completely. બધું સમજાવવું; ચર્ચવું; કહેવું; તપાસવું. [L. *ex* & *haurio*, I draw out.]

**Exhausted,** *a.* (ઇગ્ઝહો'સ્ટિડ) Emptied; fatigued. ખાલીખમ; થાકેલું; લોથપોથ.

**Exhausting,** *a.* (ઇગ્ઝહો'સ્ટિંગ) That which fatigues. લોથપોથ કરતું; ખાલી કરતું.

**Exhaustion,** *n.* (ઇગ્ઝહોસ્ટ,'શન) An exhausted state. થાકેલાપણું; ખાલીપણું; ખુટકો.

**Exhaustive,** *a.* (ઇગ્ઝહો'સ્ટિવ) Exhausting; treating completely. થકવતું; ખાલી કરતું; પૂર્ણ રીતે ચર્ચતું.

**Exhibit,** *vt.* (ઇગ્ઝિ'બિટ) To show. ધરવું; બતલાવવું; નજર સમક્ષ મૂકવું. 2. To present publicly. જાહેર રીતે અર્પવું; પ્રદર્શન કરવું. [L. *ex* & *habare*, to have.] *n.* **Anything exhibited,** જાહેરમાં મૂકેલી ચીજ.

**Exhibition,** *n.* (એક્સિબિ,'શન) A public show of art, industry etc. કળા; ઉદ્યોગ વગેરેનું પ્રદર્શન. 2. An allowance to university scholars. કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓને મળતો પગાર. To make an exhibition of one's self; to behave ridiculously. લોકો હસે તેમ મુર્ખપણે વર્તવું.

**Exhilarant,** *a* (ઇગ્ઝિ'લૅરન્ટ) Exciting mirth. ઉલ્લાસિત કરતું; આનંદ ઉપજાવતું.

**Exhilarate,** *vt.* (ઇગ્ઝિ'લૅરેટ) To cheer; to animate. ખુશ કરવું; ઉલ્લાસિત કરવું; ઉત્સાહી કરવું. [L. *hilaro*, I cheer.]

**Exhilaration,** *n.* (ઇ'ગ્ઝિલૅર,'શન) Cheerfulness; act of gladdening. આનંદ; ઉલ્લાસ; આનંદિત કરવું તે.

**Exhort,** *vt.* (ઇગ્ઝહો'ર્ટ) To advise to do good. સારું કરવા સલાહ આપવી. 2. To warn. ચેતવણી આપવી; સૂચવવું.

**Exhortation,** *n.* (એક્સોર્ટે,'શન) Advice. સલાહ; ઉપદેશ. 2. A religious discourse. ધાર્મિક વાતચિત; ઉપદેશ.

**Exhume,** *vt.* (એક્સ્હ્યુ) To unbury; to bring to light. કબરસ્તાનમાથી ખોદી કાઢવું; સ્ફોટ કરવો; પ્રકાશમાં લાવવું. [L. *ex*, out & *humus*, the ground.]

**Exigence-cy,** *n.* (એ'ક્સિજન્સ–સી) Pressing need; distress. ઘણીજ જરૂરીઆત; તંગી; દુઃખ; વિપત્તિ.

**Exigent,** *a.* (એ'ક્સિજન્ટ) Urgent; demanding immediate aid. જરૂરી; જરૂરી મદદ માંગતું;–*n.* **Extremity.** અંત; પરાકાષ્ઠા. [L. *ex*, & *agere*, to drive.]

**Exigible,** *a.* (એ'ક્સિજિબલ) Demandable. માગવાજોગ; જરૂરી.

**Exile**, *n.* (એ'ક્સાઇલ્) Banishment; one who is banished. દેશનિકાલ; વતન ત્યાગ કરાવવું તે; દેશનિકાલ થએલી વ્યક્તિ.

**Exilement**, *n.* (એ'ક્સાઇલ્મન્ટ્) Banishment. દેશનિકાલ.

**Exist**, *vi.* (ઇગ્ઝિ'સ્ટ્) To have life; to be; to continue to be. જીવન હોવું; હોવું; અસ્તિત્વ હોવું; નભવું; જારી રહેવું. [L. *ex*, out & *sistere*, to make stand.]

**Existence**, *n.* (ઇગ્ઝિ'સ્ટન્સ્) State of existing. હોવું તે. 2. continuation. જારી હોવું તે. 3. Life. જીવન; અસ્તિત્વ. 4. A being. જીવ; પ્રાણી

**Existent**, *a.* (ઇગ્ઝિ'સ્ટન્ટ) Being; having life. વિદ્યમાન; અસ્તિત્વવાળું; જીવવાળું; જીવતું.

**Exit**, *n.* (એ'ક્સિટ્) A going out of a player from the stage. નટનું રંગભૂમિ પરથી જવું. 2 Way of departure. જવાનો રસ્તો. 3. End of life. મૃત્યુ. [L. *ex*, & *eo*, I go.]

**Exode**, *n.* (એ'ક્સોડ્) The ending part in a Greek drama. ગ્રીક નાટકમાં છેલ્લો ભાગ.

**Exodus**, *n.* (એ'ક્સોડસ્) The way of departure. જવાનો માર્ગ. 2. A going of Israelites from Egypt. ઇઝરેલાઇટ યાહુદીનું, ઈજિપ્તમાંથી જવું. 3. The second book of the old testament. જુના કાયદાની ચોપડી, (ઓલ્ડટેસ્ટામન્ટ) ભાગ ૨ [L. *ex*, out & *podos*, a way.]

**Exogamy**, *n.* (એક્સૉ'ગમી) A custom compelling marriage of a man with woman of another tribe. બીજી ન્યાતની કન્યા પરણવા બાબતનો ધારો. [L. *exo*, outside, *gamos*, a marriage.]

**Exonerate**, *vt.* (ઇગ્ઝૉ'નરેટ્) To free from imputation. કપકામાંથી મુક્ત કરવું; ભાર ઓછો કરવો; આભારમાંથી મુક્ત કરવું. 2. To acquit. છોડી મૂકવું; નિર્દોષ ઠરાવવું. [L. *ex*, *onus*, burden.]

**Exorable**, *a.* (એ'ક્સોરબલ્) That can be moved by entreaty. આજીજીથી સમજે, પલળે તેવું.

**Exoration**, *n.* (એક્સોરે'શન્) Entreaty. આજીજી; કરગરાટ; કાલાવાલા.

**Exorbitance-cy**, *a.* (ઇગ્ઝૉ'રબિટન્સ્-ન્સી) Enormity; great excess. અતિશયતા; ઘણુંજ વધારાપણું.

**Exorbitant**, *a.* (ઇગ્ઝૉ'રબિટન્ટ્) Enormous; excessive. અતિશય; ઘણુંજ વધારે; બેહદ. [L. *ex*, out of, *orbis*, a circle.]

**Exorcise**, *vi.* (એ'ક્સૉર્સાઇઝ્) To call forth a spirit. ભૂત બોલાવવું; ભૂત કાઢવું. 2. To free from an evil spirit by adjurations. દેવની આણ, સોગન્દ આપીને ભૂત કાઢવું; રોગ કાઢવો. [Gr. *horkos*, an oath.]

**Exorcism**, *n.* (એ'ક્સૉર્સિઝમ્) Act of exorcising evil spirits; formula for exorcising. ભૂત કાઢવાની ક્રિયા; ભૂવાજતિ ભૂત કાઢવા બોલે તે મંત્ર.

**Exorcist**, *n.* (એ'ક્સૉર્સિસ્ટ્) One who exorcises evil spirits. ભૂવો; ભૂત કાઢનારો; મંત્રથી રોગ દૂર કરનારો.

**Exordium**, *n.* (એક્સૉ'ર્ડિઅમ્) An introduction to a composition. પ્રસ્તાવના; આમુખ. [L. *ex* & *ordiri*, to begin.]

**Exoteric-cal**, *a.* (એક્સૉટે'રિક્-કલ્) Not secret; fit to be communicated to the public. ઉઘાડું; જાહેર; જાહેરમાં મુકવાજોગ; અગૂઢ; લૌકિક. [Gr. *exo*, outside.]

**Exotericism**, *n.* (એક્સૉટે'રિસિઝમ્) Exoteric principles. જાહેરમાં મુકવાજોગ સિદ્ધાંત.

**Exotic**, *a.* (ઇગ્ઝૉ'ટિક્) Not native. પોતાના દેશનું નહિં, પરદેશી. *n.* Something foreign like a plant, custom, etc. પરદેશી છોડ, રિવાજ, શબ્દ વગેરે. [Gr. *exo*, out side.]

**Expand**, *vt.* (ઈક્સ્પૅ'ન્ડ્) To spread out; to enlarge. પહોળું કરવું; વિકસાવવું; મોટું કરવું; કદમાં વધારવું. *vi.* To be opened. ખુલ્લું થવું; વિકસવું; 2. To spread. પહોળું, મોટું થવું. [L. *ex*, out & *pando*, I spread.]

**Expanse**, *n.* (ઈક્સ્પૅ'ન્સ્) Widely expanded space. પુષ્કળ ખુલ્લી જગા. 2. The sky. આકાશ.

**Expansible**, *a.* (ઇક્સ્પૅ'ન્સિબલ્) Capable of being expanded. ખુલ્લું થાય, વિકસે એવું *n.* **Expansibility**. ખુલ્લા હોવાપણું; વિકાસાયલી સ્થિતિ.

**Expansion**, *n.* (ઈક્સ્પૅ'ન્શન્) Enlargement; that which is expanded; development. વૃદ્ધિ; વધારો; વિકાસ; વિકસાવેલું. સ્પષ્ટ કરેલું કંઇ કામ, વસ્તુ.

**Expansive**, *a.* (ઇક્સ્પૅ'ન્સિવ્) Expansible. વિકસે એવું; વ્યાપક.

**Exparte**, *a.* (એક્સ્-પાર્ટિ) Partial. પક્ષપાતી; એકજ બાજુનું.

**Expatiate**, *vi.* (ઇક્સ્પૅ'શિએટ્) To be copious in writing, discussion etc. વિસ્તારથી લખવું; વિવાદ કરવો વગેરે. [L. *ex*, out & *spotium*, space.]

**Expatiation**, *n.* (ઇક્સ્પે'શિએશન્) Act of enlarging in discourse. વિસ્તારથી વાદવિવાદ કરવો તે; લટકવું.

**Expatriate**, *vt.* (ઇક્સ્પૅ'ટ્રિએટ્) To banish. દેશનિકાલ કરવું; હદ પાર કરવું. [L. *ex*, & *patria*, fatherland.]

**Expatriation**, *n.* (ઇક્સ્પૅ'ટ્રિએશન્) Voluntary or compulsory banishment. ઐચ્છિક અથવા ફરજિયાત દેશવટો.

**Expect**, *vt.* (ઇક્સ્પે'ક્ટ) To await; to look for something to happen in future; to entertain hope; to anticipate. રાહ જોવી; ભવિષ્યમાં અમુક બનશે એમ જોવું; ધારવું; આશા; આસ્થા રાખવી; અગાઉથી ધારી લેવું. [L. *ex*, & *specere*, to see.]

**Expectance-cy**, *n.* (ઈક્સ્પે'ક્ટન્સ-ન્સી) Expectation. રાહ; આશા; અપેક્ષા. 2. That which is expected. આશા રાખેલી વસ્તુ.

**Expectant**, *a.* (ઈક્સ્પે'ક્ટન્ટ) Awaiting. રાહ જોતું; આશા રાખતું. *n.* One who expects. આશા, અપેક્ષા, રાખતી વ્યક્તિ.

**Expectation**, *n.* (ઇક્સ્પેક્ટે,'શન્) Act of expecting. રાહ જોવી તે; અપેક્ષા; આશા. 2 Prospect of good fortune. સારી માલમીલ્કત મળવાની આશા. 3. The object expected. અપેક્ષિત વસ્તુ.

**Expectative**, *a.* (ઇક્સ્પે'ક્ટટિવ્) Giving rise to expectation. આશા ઉત્પન્ન કરતું.

**Expectorant**, *a.* (ઈક્સ્પેક'ટરન્ટ) Tending to discharge expectoration. છાતીમાંથી કફ; બળખા વગેરે કાઢનારૂં—*n.* A medicine which promotes expectoration. કફ કાઢનારી દવા.

**Expectorate**, *vt.* (ઈક્સ્પે'ક્ટરે,ટ) To discharge cough from lungs. ફેફસાંમાંથી કફ બહાર કાઢવો. [L. *ex*, out & *pectus*, breast.]

**Expectoration**, *n.* (ઈક્સ્પેક્ટરે,'શન્) Act of expectorating; that which is expectorated. ફેફસાંમાંથી કફ બહાર કાઢવો તે; ફેફસામાંથી બહાર કાઢેલી વસ્તુ.

**Expediency**, *n.* (ઇક્સ્પી'ડિઅન્સી) Advisability; fitness; self interest. યોગ્યતા; ઉચિતપણું; સ્વાર્થ 2. Haste. ઉતાવળ; તાકીદ.

**Expedient**, *a.* (ઇક્સ્પી'ડિઅન્ટ) Profitable; proper. લાભકારક; ઉચિત. 2. A device. યુક્તિ.

**Expediently**, *adv.* (ઈક્સ્પી'ડિઅન્ટલી) Profitably; properly. લાભદાયક રીતે; યોગ્ય રીતે.

**Expedite**, *vt.* (એ'ક્સ્પીડાઇટ) To quicken; to free from obstacles. જલદ કરવું; તીવ્ર કરવું; વિઘ્નોથી, અડચણોથી મુક્ત કરવું. [L. *ex*, out & *pedis*, a foot.]

**Expedition**, *n.* (એક્સ્પીડિ'શન્) Quickness; freedom from impediments; the march of an army or body of men. ચપળતા; ઉતાવળ, વિઘ્નમાંથી છુટકારો; ચઢાઇ; મનુષ્યોના સમૂહની સફળ; મુસાફરી.

**Expel**, *vt.* (ઈક્સ્પે'લ્) To drive out; to exile. બહાર કાઢવું; દેશવટો આપવો. [L. *ex*, & *pellere*, to drive.]

**Expend**, *vt.* (ઈક્સ્પે'ન્ડ્) To spend; to consume. ખરચવું; વાપરવું; ખુટાડી દેવું; ખલાસ કરવું. [L. *ex*, & *pendere*, to weigh.]

**Expenditure**, *n.* (ઈક્સ્પે'ન્ડિચર્) Expense; money expended. ખર્ચ; ખર્ચાયેલા પૈસા.

**Expense**, *n.* (ઈક્સ્પે'ન્સ્) That which is expended; cost; charge. ખર્ચાયેલી વસ્તુ; કિંમત; લાગત, લાગો.

**Expensive**, *a.* (ઇક્સ્પે'ન્સિવ્) Costly; lavish. કિંમતી; ખર્ચાળ; ઉડાઉ.

**Expensiveness**, *n.* (ઇક્સ્પે'ન્સિવ્નિસ્) Costliness. મોંઘાપણું; કિંમતીપણું.

**Experience**, *n.* (ઈક્સ્પી'રિઅન્સ્) Practical knowledge of any matter; wisdom learnt by trials in life; thorough trial. અનુભવ; કોઇ વસ્તુનું વહેવારૂ જ્ઞાન; જીવનમાં અનેક પ્રસંગોથી મેળવેલું ડહાપણ; પૂર્ણ અજમાયશ. *vt.* To make trial of; to undergo; to make personal acquaintance with. અજમાયશ કરવી; અનુભવ કરવો; જ્ઞાન મેળવવું. [L. *ex*, & *periri*, to try.]

**Experienced**, *a.* (ઇક્સ્પી'રિઅન્સ્ડ) Taught by experience; wise by experience. અનુભવી; અનુભવથી કુશળતાવાળું.

**Experiential**, *a.* (ઈક્સ્પી'રિએન્શલ) Pertaining to or based on experience. અનુભવ સંબંધી; અનુભવપર આધાર રાખતું.

**Experiment**, *n.* (ઈક્સ્પે'રિમન્ટ) A trial. પ્રયત્ન; પ્રયોગ. 2. An operation to discover some theory or to prove some truth. કોઈ સિદ્ધાંત શોધવા તથા ખાત્રી કરવા કરેલું કામ. *vt.* **To make experiment**. પ્રયોગ કરવો; અજમાયશ કરવી. [L. *experiri*, to try fully.]

**Experimental**, *a.* (ઈક્સ્પેરિમે'ન્ટલ્) Pertaining to or based on experiment. પ્રયોગ સંબંધી; અનુભવ ઉપર આધાર રાખતું; પ્રાયોગિક.

**Expert**, *n.* (ઈક્સ્પ'ર્ટ) Taught by experience; skilful. અનુભવથી કુશળ થએલું; કુશળ; નિષ્ણાત; દક્ષ. *n.* A specialist in any art. કોઈપણ બાબતમાં ખાસ કુશળતાવાળો; કીસબી.

**Expertly**, *adv.* (ઇક્સ્પ'ર્ટલી) Skilfully. કુશળતાથી; દક્ષતાથી.

**Expiate**, *vt.* (એ'ક્સ્પિએ,ટ) To atone for. પ્રાયશ્ચિત્ત કરવું. 2. To make reparation for. નો બદલો ભરપાઈ કરવો.

**Expiation**, *n.* (એક્સ્પિએ,'શન્) Atonement. પ્રાયશ્ચિત્ત.

**Expiator**, *n.* (એ'ક્સ્પિએ,ટર્) One who atones for. પ્રાયશ્ચિત્ત કરનાર વ્યક્તિ.

**Expire**, *vt.* (ઇક્સ્પા'યર્) To breathe out. દમ, શ્વાસ બહાર કાઢવો. *vi.* To die out; to

die. હોલવાઈ જવું; મરી જવું; અંત આવવો. [L. *ex* & *spira re*, to breathe.]-**Expiration,** *n.* act of breathing out; death; end. ઉચ્છ્વાસ; શ્વાસ બહાર કાઢવો તે; મોત; અંત.

**Expiry,** *n.* (ઇકસ્પા'યરી) End; expiration. ઉચ્છ્વાસ; અંત; મોત.

**Expiscate,** *vt.* (ઇક્સ્પિ'સ્કે,ટ) To find by artful means or observation. યુક્તિથી શોધી કાઢવું; અવલોકનથી શોધી કાઢવું.

**Explain,** *vt.* (ઇકસ્પ્લે,'ન) To make clear; to disclose the meaning; to expound. સ્પષ્ટ કરવું; અર્થ ખુલ્લો કરવો; સમજાવવું; વિવરણ કરવું. [L. *ex*, out & *planus*, plain.]

**Explanation**, *n.* (એક્સ્પ્લૅને,'શન) Act of explaining. સમજાવવું તે; માંહોમાંહેની સમજુત; ટીકા; વિવરણ.

**Explanatory,***a.* (ઇક્સ્પ્લૅ'નેટરી) Containing explanation. સમજાવતું; વિવરણ કરતું; ટીકાવાળું.

**Expletive,** *a.* (ઇકસ્પ્લી'ટિવ્) Added to fill up. વધારાનું, પૂર્ણ કરવા. મૂકાયલું; વાકયપૂરક તરીકે વપરાયલું. [L. *ex* & *plere*, to fill.]

**Explicate,** *vt.* (એ'કસ્પ્લીકે,ટ) To lay open; to explain. ખુલ્લું કરવું; અર્થ સમજાવવો. **Explication,** explanation. સમજુતી; સ્પષ્ટીકરણ. [L. *ex* & *plico*. I fold.]

**Explicit,** *a.* (ઇકસ્પ્લિ'સિટ્) Clear; plain in language. સ્પષ્ટ; ઉઘાડું; સાદી ભાષાવાળું. **Explicitly,***adv.* Openly. ઉઘાડી રીતે; સ્પષ્ટપણે.

**Explode,** *vt.* (ઇકસ્પ્લો,'ડ) To disrepute. નાલાશી કરવી; વખોડવું. 2. To cause to blow up. ઉંચે ઉડાવી દેવું; ઉંચે ઉડાવી ટુકડા કરી નાખવા. *vt.* To burst with violence. જોસથી બહાર નીકળવુ; ફૂટવું. [L. *ex* & *plaudo*, to applaud.]

**Exploit,** *n.* (એ'કસ્પ્લૉઇટ્) A heroic deed. વીરકાર્ય; પરાક્રમ. *vt.* To work up; to utilise. મેળવવું; સાધવું; સંપાદન કરવું; પરાક્રમ કરવું. **Exploitation,** *n.* The act of working successfully. સફળતાથી કાર્ય સાધવું તે.

**Exploration,** *n.* (ઇકસ્પ્લોરે,'શન) Careful search. બારીક શોધ; કાળજીપૂર્વક તપાસ.

**Explore,** *vt.* (ઇકસ્પ્લો'ર) To travel to make discovery; to search carefully. નવું શોધવા મુસાફરી કરવી; બારીક તપાસ કરવી. **Explorer,** *n.* One who explores. મુસાફરી કરી શોધ કરનાર વ્યક્તિ. [L. *explorere.*]

**Explosion,** *n.* (ઇકસ્પ્લો'ઝન) A sudden burst of loud report or feeling. એકદમ થએલો ધડાકો; એકદમ દર્શાવેલી લાગણી.

**Explosive,** *a.* (ઇકસ્પ્લો'સિવ્) Bursting out with noise. ધડાકા સાથે બહાર આવતું. 2. Causing explosion. ધડાકો કરતું. *n.* Anything that explodes. ધડાકો કરે એવી કોઈ ચીજ.

**Exponent,** *n.* (ઈક્સ્પો,'નન્ટ્) One who expounds; that which represents. સમજાવનાર વ્યક્તિ; દર્શાવનાર વસ્તુ; ઘાત પ્રકાશક ચિન્હ. [L. *ex* & *ponere*, to put.]

**Exponible,** *a.* (ઇકસ્પો'નિબલ્) Fit to be explained. સમજાવવા જોગ.

**Export,** *vt.* (ઇકસ્પો'ર્ટ) To send out (goods in commerce) વેપાર માટે માલ પરદેશ મોકલવો; નિકાશ કરવી *n.* Act of exporting; goods exported. નિકાશ; બહારગામ વેપાર માટે મોકલેલી વસ્તુ. [L. *ex* & *portare*, to carry.]

**Exportable**, *a.* (ઈકસ્પો'ર્ટબલ્) That may be exported. નિકાશ તરીકે મોકલાય એવું

**Exportation,** *n.* (એકસ્પોર્ટે,'શન) Export. નિકાશ; નિકાશ થએલી વસ્તુ.

**Expose,** *vt.* (ઈક્સ્પો,'ઝ્) To lay forth to public view. જાહેરમાં મૂકવું. 2. To disclose. ખુલ્લું કરવું; ઉઘાડું પાડવું. 3. To remove from shelter. આશ્રય આપતા બંધ થવું; જોખમમાં નાંખવું. 4. To put for sale. માલ વેચાણ માટે ખુલ્લો મૂકવો. 5. To explain. સમજાવવું *n.* A shameful exposure. Exposition. ઉઘાડું પાડવું, હલકા પાડવું તે; પ્રદર્શન; જાહેર કરવું તે. [L. *exponere*, to expose.]

**Exposed**, *a.* (ઈક્સ્પો'ઝ્ડ) Open to danger: unprotected. ખુલ્લું; ભય આવી પડે એવું; અરક્ષિત.

**Exposition**, *n.* (એકસ્પોઝિ'શન) Act of laying open. ખુલ્લું કરવું તે. 2. Explanation. સમજુતિ, સ્પષ્ટી કરણ.

**Expositive**, *a.* (ઇકસ્પૉ'ઝિટિવ્) Explanatory; serving to expose. વિવરણ કરતું; સ્પષ્ટીકરણ કરતું; ખુલ્લું કરતું.

**Expositor,** *n.* (ઈકસ્પૉ'ઝિટર) One who expounds. વિવરણ, સ્પષ્ટીકરણ કરનાર વ્યક્તિ.

**Expostulate,** *vi.* (ઇકસ્પૉ'સ્ટયૂલે,ટ) To remonstrate. સમજાવવું; આચરણ સુધારવા દલીલથી સમજાવવુ; વાદ કરવો.

**Expostulation**, *n.* (ઇકસ્પૉસ્ટયૂલે,'શન) Remonstrance. દલીલથી સમજાવવું, ઉપદેશવું તે. [L. *ex*, out & *postulo*, I demand.]

**Exposure,** *n.* (ઇકસ્પો'ઝર) Act of laying open; act of showing an evil; openness to danger; position as regards the sun. ખુલ્લું કરવાની ક્રિયા: કોઈનું દૂષણ દેખાડવું તે; ભય આવી આવી પડે એવી સ્થિતિ; સૂર્ય સંબંધી સ્થિતિ.

**Expound,** *vt.* (ઇકસ્પા'ઉન્ડ) To explain, to clear the meaning of. સમજાવવું; સ્પષ્ટ

કરવું; અર્થ ખુલ્લો કરવો. [L. *ex*, out, *ponere*, to place.]

**Express**, *vt.* (ઇક્સ્પ્રે'સ્) To press out. બહાર ધકેલવું, કાઢવું. 2. To utter. બોલવું, ઉચ્ચારવું. 3 To reveal; to disclose. જણાવવું; કહેવું; ખુલ્લું કરવું. 4. To designate. બતાવવું; ઓળખાવવું. *adv.* With haste. ઉતાવળથી. Specially. ખાસ કરીને. *n.* A messenger or conveyance sent specially. ખાસ કામે મોકલવામાં આવતું વાહન અથવા દૂત. 2. A quick conveyance. ઉતાવળે જતું વાહન. *a.* Pressed out; directly stated; clear; sent purposely. દાબી કાઢેલું; પરોક્ષ જણાવેલું; સ્પષ્ટ; ખાસ હેતુથી મોકલેલું. [L. *ex*, *pressum*, press.]

**Expression**, *n.* (ઇક્સ્પ્રે'શન્) Act of pressing out. ચગદી બહાર કાઢવું તે. 2. Act of uttering. ઉચ્ચારણ કરવું તે. 3. Representation by language or features. ભાષાથી અથવા લક્ષણથી દર્શાવવું. 4. That which expresses; look. બોલાયલું, દર્શાવાયલું: મોઢા ઉપરના ભાવ.

**Expressional**, *a.* (ઈક્સ્પ્રે'શનલ્) Pertaining to expressions. ઉચ્ચારણ, મુખના ભાવ સંબંધીનું.

**Expressive**, *a.* (ઈક્સ્પ્રે'સિવ્) Emphatic; full of expressions; serving to express. અસરકારક, ભાવભરેલું; દર્શક; વાચક.

**Expressly**, *adv.* (ઈક્સ્પ્રે'સ્લી) Purposely; clearly. ઈરાદાપૂર્વક; સ્પષ્ટ રીતે.

**Expropriate**, *vt.* (એક્સ્પ્રો'પ્રિએટ્) To dispossess. માલિકી જવી; ગુમાવવું. [L. *ex* & *proprium*, property.]

**Expulsion**, *n.* (એક્સ્પ'લ્શન્) Banishment. દેશનિકાલપણું.

**Expunge**, *vt.* (ઈક્સ્પ'ન્જ્) To rub out; to wipe out. ભુંસી નાંખવું; લુછી કાઢવું. [L. *ex* & *pungere*, to erase.]

**Expurgate**, *vt.* (એ'ક્સ્પર્ગેટ્) To make pure. સ્વચ્છ, સાફ યા પવિત્ર કરવું. [L. *ex*, out & *purgo*, I purge.]

**Exquisite**, *a.* (એ'ક્સ્ક્વિઝિટ્) Excellent. અતિ સુંદર; ઉત્તમ. 2. Highly perceptive or discriminate. તરત સમજી જાય એવું; વિવેકી. 3. Exceeding. પરાકાષ્ઠાએ પહોંચેલું. *n.* A beau. સુંદર કપડાં પહેરેલી વ્યક્તિ; છેલબટાઉ. [L. *ex*, out & *quoerere*, to seek.]

**Exquisitely**, *adv.* (એ'ક્સ્ક્વિઝિટ્લી) Extremely. ખૂબ; અત્યંત; સૂક્ષ્મ રીતે.

**Exscind**, *vt.* (ઈક્સિ'ન્ડ્) To cut off. કાપી નાંખવું. [L. *scindere*, to cut]

**Extant**, *a.* (એ'ક્સ્ટન્ટ્) Still standing; not lost. કાયમ, હયાત, વિદ્યમાન [L. *ex*, out & *stare*, to stand.]

**Extemporaneous**, *a.* (ઈક્સ્ટેમ્પોરે'નિઅસ્) Hastily prepared; done at the spur of the moment. એકદમ તૈયાર કરેલું; તેજ પળે કહેલું; પૂર્વે વિચાર કર્યા વગર તાત્કાલિક કરેલું.

**Extempore**, *adv.* (ઇક્સ્ટે'મ્પરી) On the spur of the moment; suddenly. તાત્કાલિક; ઝટ દઈને. [L. *ex*, out of & *tempus*, time.]

**Extemporise** *vi.* (ઇક્સ્ટે'મ્પરાઈઝ્) To speak extempore. તાત્કાલિક બોલવું; તૈયારી વિના બોલવું.

**Extend** *vt.* (ઇક્સ્ટે'ન્ડ્) To stretch out. લંબાવવું. 2. To widen, to expand. પહોળું કરવું; લંબાવવું, વધારવું. 3. To impart, આપવું. *vi.* To become larger; to stretch. વધવું; લાંબા થવું. [L. *ex*, out & *tendere*, to stretch]

**Extendible**, *a.* (ઇક્સ્ટે'ન્ડિબલ્) Capable of being extended. લંબાવી શકાય એવું.

**Extension**, *n.* (ઈક્સ્ટે'ન્શન્) Expansion; a stretching out. લંબાવવું તે; વધારો; વિકાસ; પહોળાઇ.

**Extensity**, *n.* (ઇક્સ્ટે'ન્સિટી) Sensation which gives perception of extension. વિકાસ અથવા વૃદ્ધિનું જ્ઞાન આપતી લાગણી.

**Extensive** *a.* (ઇક્સ્ટે'ન્સિવ્) Wide; large; embracing many objects. વિશાળ; મોટું; ઘણી બાબતો સાથે સંબંધ ધરાવતું.

**Extent**, *n.* (ઈક્સ્ટે'ન્ટ્) The space or degree to which a thing is extended. જે સ્થાન અથવા હદ સુધી વસ્તુ વધી હોય તે સ્થાન અથવા હદ. 2. Bulk; size. કદ, વિસ્તાર. *a.* Stretched out. વધેલું; લંબાયલું.

**Extenuate**, *vt.* (ઈક્સ્ટે'ન્યૂએટ્) To make less; to underrate. ઓછું કરવું; હલકું ગણવું. [L. *tenuis*, thin.]

**Extenuation**, *n.* (ઇક્સ્ટેન્યુએ'શન્) Mitigation; act of showing anything less wrong. ઓછી ભૂલ છે એવું બતાવવું તે.

**Exterior**, *a.* (ઈક્સ્ટી'રિઅર્) External; foreign. બહારનું; પરદેશી. *n.* Outward part; outward features. બહારનો ભાગ; દેખીતાં ચિહ્ન; લક્ષણ.

**Exteriority**, *n.* (ઇક્સ્ટિરિઑ'રિટી) Outwardness. બહાર હોવાપણું; ઉપર ઉપરનું હોવું તે.

**Exterminable**, *a.* (ઇક્સ્ટ'ર્મિનબલ્) That can be exterminated. ઉચ્છેદ્ય; નાશ કરાય એવું.

**Exterminate**, *vt.* (ઇક્સ્ટ'ર્મિનેટ્) To root out. નિર્મૂળ કરવું; જડમૂળથી નાશ કરવો. 2. To destroy completely. તદ્દન નાશ કરવો. [L. *ex* & *termino*, I terminate.]

**Extermination**, *n.* (ઇક્સ્ટર્મિને'શન્) Complete destruction. સમૂળો નાશ; વિધ્વંસ.

**External**, *a.* (ઇક્સ્ટ'ર્નલ્) Exterior. બહારનું; પરદેશી. 2. That can be seen. જોઈ શકાય એવું. 3; Accidental. અકસ્માત થએલું; અપ્રાસંગિક. 4. Not innate. આંતરનું, સ્વાભાવિક નહિ એવું. *n.* **Exterior**. બહારનો ભાગ; દેખાવ. 2. *pl.* Outward parts; outward ceremonies. બહારના ભાગ; બહારની ક્રિયા [Fr. *exter*, on the out side.]

**Externally**, *adv.* (ઇક્સ્ટ'ર્નલી) Outwardly, visibly. બહારથી; દેખીતી રીતે.

**Extinct**, *a.* (ઇક્સ્ટિ'ન્ક્ટ્)Extinguished;dead. બુઝાએલું; નાશ પામેલું; મૃત.

**Extinction**, *n.* (ઇક્સ્ટિ'ન્કશન્)Annihilation. નાશ; અંત.

**Extinguish**, *vt.* (ઇક્સ્ટિં'ન્ગ્વિશ્)To put out; to annihilate. હોલવવું; ઠારવું; બુઝવવું; અંત લાવવો; ઉચ્છેદવું. 2. To eclipse. ઝાંખું પાડવું; તેજ હરવું. *vt.* To die out. મરી જવું.[L.*stinguo*, I scratch out.]

**Extirpate**, *vt.* (એ'ક્સ્ટર્પે,ટ્) To root out. મૂળમાંથી ઉખેડી નાંખવું.2.To remove completely. સમૂળો નાશ કરવો; સદાને માટે દૂર કરવું. [L. *ex*, out *strips*, a root.]

**Extirpation**, *n.*(એક્સ્ટર્પે,'શન્)Extermination. સમૂળો નાશ; ઉચ્છેદ; સંહાર.

**Extol**, *vt.* (ઇક્સ્ટૉ'લ્) To glorify; to praise. વખાણ કરવાં; મહિમા ગાવો.[L.*tolere*,to raise.]

**Extort**, *vt.* (ઈક્સ્ટૉ'ર્ટ્)To take by violence. જુલમથી લેવું; કઢાવવું.

**Extortion**, *n.*(ઇક્સ્ટૉ'ર્શન્)Illegal exaction. ગેરકાયદે કઢાવવું તે; જુલમથી લઈ લેવું તે.

**Extortionate**,*a.*(ઇક્સ્ટૉ'ર્શને,ટ્)Oppressive. જુલમી. **Extortioner**,Oppressor.જુલમગાર.

**Extra**, *a.* (એ'ક્સ્ટ્રા) More than needed or usual; additional; extraordinary. હમેશ કરતાં વધારે; જોયતું હોય તથી વધારે; વધારાનું; અસાધારણ. *adv.* Unusually. હંમેશ કરતાં જુદી રીતે.*n.*What is additional. વધારાની વસ્તુ.

**Extract**, *n.* (એ'ક્સ્ટ્રૅક્ટ્) Anything drawn as an essence. સત્વરૂપ કાઢેલી વસ્તુ. 2. A passage selected from a writing. લખાણમાંથી ઉતારેલો પરિચ્છેદ. *vt.* To distil. અર્ક કાઢવો, સત્વ કાઢવું. 2. To draw out forcibly. બળથી કઢાવવું. 3. To select. પસંદ કરવું; ચુંટી કાઢવું. [L. *ex*, & *trahere*, to draw.]

**Extraction**,*n.*(ઇક્સ્ટ્રૅ'ક્શન્) Act of drawing out. બહાર ખેંચવું તે. 2. Act of drawing out essences. સત્વ કાઢવાં તે. 3. Lineage; birth. કુળ, વંશ. 4. That which is extracted. જે કંઈ ખેંચી કાઢેલું તે.

**Extradite**, *vt.* (એ'ક્સ્ટ્રૅડાઇટ્) To hand over to justice. ન્યાય માટે સોંપી દેવું.-**Extradion**, *n.* delivery of a fugitive to authorities of a country from which he has come. ગુન્હો કરી બીજા દેશમાં આવેલા મનુષ્યને તેના દેશના અધિકારીને સોંપી દેવો તે. [L. *traditio*, a delivery.]

**Extraneous**, *a.* (ઇક્સ્ટ્રે'નીઅસ્) Exterior. બહારનું;પરદેશી.2.Irrelevant.અસંગત;અપ્રાસંગિક.

**Extraordinary**, *a.* (ઇક્સ્ટ્રૉ'ર્ડિનરી) Remarkable; unusual.અલૌકિક;અસાધારણ; હંમેશ ન હોય એવું. 2. Special. ખાસ; ઉદ્દામ.

**Extravagance-cy**, *n.* (ઇક્સ્ટ્રૅ'વગન્સ્-ન્સી) A going beyond limit. હદ બહાર જવું તે. 2. Excess. વધારો. 3. Lavish expenditure. ઉડાઉ ખર્ચ. [L. *extra*, beyond & *vagans*, I wonder.]

**Extravagant**, *a.* (ઇક્સ્ટ્રૅ'વગન્ટ્) Irregular. અનિયમિત. 2. Excessive. વધારાનું, બેહદ. 3. Lavish in expenditure. ઉડાઉ; અતિ ખર્ચાળ.

**Extravagate**, *vi.* ( ઈક્સ્ટ્રૅ'વગે,ટ્ ) To go beyond proper limit. હદ બહાર જવું.

**Extreme**, *a.* (ઇક્સ્ટ્રી'મ્) Outermost; last. અણીપરનું; છેક બહારનું; છેલ્લું. 2. Highest in degree. છેવટની હદનું; પારાવાર; અતિ (જરૂરી), અતિ (જુલમી), અતિ (વિશાળ) વગેરે. *n.* Utmost-limit. છેવટની હદ. 2. End. અંત, છેડો. 3. Great need. ઘણી જરૂર.-**Go to extremes**. બહુ દૂર જવું; છેવટના ઉપાય કામે લગાડવા.-**In the extreme**. છેવટે; આખરે.-**The last extremity**. મહાદુર્દૈવ; મૃત્યુ.

**Extremely**, *adv.*(ઇંક્સ્ટ્રી'મ્લી) Exceedingly; greatly. અત્યંત; અતીવ.

**Extremist**, *n.* (ઈક્સ્ટ્રિ'મિસ્ટ્) A supporter of extreme doctrines. ઉદ્દામ પક્ષવાદી; છેવટના સિદ્ધાંતનો માનનાર.

**Extremity**, *n.* (ઇંક્સ્ટ્રે'મિટી) The utmost limit or degree; the greatest distress. છેલ્લી હદ; મહાદુઃખ

**Extricable**, *a.* (એ'ક્સ્ટ્રિકબલ્) Capable of being extricated. વિઘ્નમાંથી મુક્ત કરી શકાય શકાય એવું. [L. *ex*, out *tricae*, hindrances.]

**Extricate**, *vt.* (એ'ક્સ્ટ્રિકે,ટ્) To free from obstacles. વિઘ્નમાંથી મુક્ત કરવું; છુટું કરવું— **Extrication**, *n.* Act of setting free. બંધમોચન; સ્વતંત્ર કરવું તે.

**Extricinic-cal**, *a.* ( એક્સ્ટ્રિ'સિનિક-કલ્ ) External; exterior. બહારનું; પરદેશી; બીનજરૂરી. [L. *exter*, outside & *secus*, beside.]

**Extrorse**, *a.* (ઇક્સ્ટ્રૉ'ર્સ્) Turned outward. બહાર ઉલટાવી નાખેલું.

**Extrude**, *vt.* (ઇક્સ્ટ્રૂ'ડ્) To expel; to drive off forcibly. બહાર કાઢવું; બળપૂર્વક કાઢી મૂકવું. [L. *ex*, out & *trudere*, thrust.]

**Extrusion**, *n.* (ઇકસ્ટ્રુ'શન્) A driving out. બહાર ધકેલી કાઢવું તે.

**Exuberance**, *n.* (ઇકઝ્યુ'બરન્સ) Super abundance; outburst. વિપુલતા; ભરપુરપણું; વધારો; અતિશયતા. [L. *ex* & *uber*, rich.]

**Exuberant**, *a.* (ઇકઝ્યૂ'બરન્ટ્) Plenteous; superabundant; fruitful. અતિશય; અધિકતમ; ફળદ્રુપ.

**Exudation**, *n.* (એકઝ્યુડે,'શન્) Act of throwing out through pores. કાણાં વાટે બહાર કાઢવું તે; ઝમવું તે.

**Exude**, *vt.* (ઇકસ્યૂ'ડ્) To discharge by sweating. પસીનો કાઢવો.–*vi.* To flow out through pores. ઝમવું; છિદ્રવાટે બહાર વહેવું. [L. *sudere*, sweat.]

**Exulceration**, *n.* (એગ્ઝલ્સરે,'શન્) Exasperation; ulceration. ક્રોધાયમાન કરવું તે; નાસુર; ચાંદાં; સડો.

**Exult**, *vi.* (ઇગ્ઝ'લ્ટ્) To rejoice beyond limit; to triumph. અતિઆનંદિત થવું; બહુ ખુશ થવું. [L. *ex* & *salire*, to jump.]

**Exultant**, *a.* (ઇગ્ઝ'લ્ટંટ્) Highly delighted; triumphant. અતિહર્ષિત; અત્યાનંદી.

**Exultation**, *n.* (એકસલ્ટે,'શન્) Transport; Rapture. અતિહર્ષ; અત્યાનંદ.

**Exuviœ**, *n.* (એકસ્યૂ'વિઇ) Cast off coverings of animals. પ્રાણીઓએ કાઢી નાંખેલાં ઢાંકણ; ચામડી વગેરે.

**Eye**, *n.* (આઇ) The organ of sight. જોવાની ઇંદ્રિય; આંખ. 2. Sight; view. દૃષ્ટિ; વિચાર. 3. Regard; respect; aim. દેખરેખ; માન; નેમ; નજર. 4. A hole or loop. કાણું (સોયનું). ગાળો; નાકું. 5. The seed bud of a potato or sugar cane. શેરડી અથવા બટાકાના બીજાંકુરનું સ્થાન. 6. Keeness of perception. જ્ઞાનશક્તિની તીક્ષ્ણતા. *vt.* To look on. નજર માંડવી; ને જોવું. 2. To observe. બારીક અવલોકન કરવું. *vi.* (Shak.) To appear. દેખાવું **Eye witness.** નજરોનજર જોનાર સાથી. **Eye of day.** સૂર્ય. **Be all eyes** પૂર્ણ ધ્યાન આપવું. **Cry one's eyes out.** અત્યંત રૂદન કરવું **Give an eye to.** ધ્યાન આપવું. **Green eye.** ઈર્ષ્યા, **Make eyes at.** આંખ મારવી; શૃંગારિક ચેષ્ટાથી જોવું. **Up to the eyes.** ખૂબ ગુંથાયલો; મશગૂલ થએલો.

**Eyeball**, *n.* (આ'ઇબૉલ્) Ball of the eye. ડોળો.

**Eye-brow**, *n.* (આ'ઇબ્રાઉ) Hairy arch above eyes. ભમર; ભવાં; ભ્રૂ.

**Eyelash**, *n.* (આ'ઇલૅશ) Hairy line at the edge of eyes. પાંપણ.

**Eyelid**, *n.* (આ'ઇલિડ્) The cover of the eye. પોપચું.

**Eyeshot**, *n.* (આ'ઇશૉટ્) Range of vision or sight. દૃષ્ટિમર્યાદા.

**Eyesore**, *n.* (આ'ઇસોર્) Anything offensive to eyes. આંખની કણી; જોવું ન ગમે એવું કાંઈ.

**Eye-tooth**, *n.* (આ'ઇટૂથ્) A fang. દાઢ; રાક્ષી.

**Eyry**, *n.* (આ'ઇરી) An abode of birds of prey. શિકારી પક્ષીનું રહેઠાણ.

## F.

**F**, (એફ્) The sixth letter of the English alphabet and a non vocal consonant. અંગ્રેજી મૂળાક્ષરનો છઠ્ઠો અક્ષર.

**Fable**, *n.* (ફે,'બલ્) A ficticious narrative. કલ્પિત જોડી કાઢેલી વાત; જુઠાં; અસત્ય. 2. A feigned story. વાર્તા; કથા; ગાથા; કિસ્સો. [L. *feri*, to speak.]

**Fabric**, *n.* (ફૅ'બ્રિક્) Frame or structure of a building. ઈમારત; બાંધકામ. 2. Woven material; cloth manufactured. કાપડ; વણાટ. 3. Texture. બનાવટ. 4. That which is fabricated. બનાવટ.

**Fabricate**, *vt.* (ફૅ'બ્રિકે,ટ્) To make frame, or fashion. ઉભું કરવું; તૈયાર કરવું. 2. To make out of wood; metal or other material. લાકડ, ધાતુ કે બીજામાંથી બનાવવું. 3. To build; to construct. બાંધવું. 4. To devise; to invent. બનાવી કાઢવું [L. *fabrico*, to construct.]

**Fabrication**, *n.* (ફૅબ્રિકે,'શન્) A falsehood; a fiction. તરકટ; તુત. 2. Construction; manufacture. બનાવટ. [L. *fabrication.*]

**Fabricator**, *n.* (ફૅબ્રિકે,'ટર્) One who fabricates. પાખંડી; તરકટબાજ; બનાવનાર. [L. *fabricator.*]

**Fabulist**, *n.* (ફૅ'બ્યુલિસ્ટ્) The inventor or writer of fables. કલ્પિત વાત રચનાર. [L. *fabula*, fable.]

**Fabulous**, *a.* (ફૅ'બ્યુલસ્) Abounding in fables; fictitious. જોડેલું; તાર્કિક; ખોટું. [L. *fabula*, fable.]

**Facade**, *n.* (ફસૅ'ડ્) The front of a building. ઈમારતનો આગલો ભાગ. [L. *facies*, face.]

**Face**, *n.* (ફે,સ્) The front part of the human head; the front. મ્હોડું; ચ્હેરો; મુખ; ઉપલો ભાગ; મુખપૃષ્ઠ. 2. Visage; air of the face. સ્વરૂપ; દેખાવ. 3. Look; countenance; expression of the face. સુરત; ડોળ; સિકલ; સિક્કો. 4. The dial of a clock. ઘડીઆળનો ડાયલ, ચંદો. 5. The principal flat surface of a part. [illegible]

સપાટી.—**To make F.**=To distort the countenance. ચાળા પાડવા. 2. **To fly in the F. of**=To defy. સામા થવું. 3. **To set in the face against**=સામા થવું.

**Face-guard**, *n.* (ફે,'સ-ગાર્ડ) A kind of mask to defend the face. એક જાતનો બુરખો; બખતર.

**Faced**, *a.* (ફે,'સ્ડ) Having a face marked with a face. મોંવાળું.

**Facer**, *n.* (ફે,'સર) One who faces; a blow in the face. સામો થનાર; મ્હોં પર મુક્કો.

**Face-painter**, *n.* (ફે,'સ-પે,ન્ટર) A painter of portraits. છબી ચીતરનાર; મોઢાંની આકૃતિ કાઢનાર.

**Facet**, *n.* (ફૅ'સિટ્) A small plane surface. નાનું મોં; પાસો; નાની સપાટી; પેલ. 2. A small smooth surface. લીસી સપાટી. *vt.* To cut a facet. પેલ પાડવો. *a.* Witty. મશ્કરો.

**Facetious**, *a.* (ફસી'શસ્) Merry; witty; humorous; jocular; sprightly; full of pleasantry; exciting laughter. રસિક; મશ્કરું; આનંદી; ગમ્મતી; મોજીલું; હસવું પેદા કરે તેવું. [L. *faceo*, I make.] *n.* Sportive humour; pleasantry. વિનોદ; ઠઠ્ઠાબાજી.

**Facial**, *a.* (ફે,'શલ્) Pertaining to the face. મ્હોડાનું; મ્હોં સંબંધી. [L. *facies*, face]

**Facile**, *a.* (ફૅ'સિલ્) Easy to be done; not difficult. સ્હેલું; સુગમ; સરલ; સતર. 2. Easy of access or converse. સહેલાઈથી મેળવી શકાય અગર વાત કરી શકાય તેવું. 3. Easily persuaded to good or bad; yielding. ભોળું; તાબે થઇ જાય તેવું. 4. Easily conquered. ઝટ તાબે થઈ જાય તેવું. [L. *faceo*, I make.]

**Facilitate**, *vt.* (ફસિ'લિટે,ટ્) To make easy or less difficult; to free from difficulty; to lessen the labour of. સ્હેલું; સુગમ કરવું; ભાર ઓછો કરવો. [L. *facilio*, easy.]

**Facility**, *n.* (ફસિ'લિટી) Ease. સહેલાઇ; સરળતા; સુગમતા. 2. Dexterity. ચંચળાઈ; અખત્યાર; ચપળતા. 3 Pliancy in character. નરમાશ; નબળાઇ. 4. Easiness of access. વિનય; સુશીલતા. [L. *facilis*, easy.]

**Facing**, *n.* (ફે,'સિન્ગ્) A covering in front for defence. રક્ષણ માટે આગળનું ઢાંકણ. 2. The movement of soldiers in turning round to the left right. ડાબી; જમણી બાજુએ સિપાઈઓનું ફરવાનું હલનચલન.

**Facsimile**, *n.* (ફૅક્સિ'મિલી) That which is made exactly like; an exact copy. આબેહુબ નકલ. *vt.* To make a copy of. ની નકલ કરવી. [L. *facio*, I make & *similis*, like.]

**Fact**, *n.* (ફૅક્ટ્) Anything done or that comes to pass; a deed; an event; an effect produced; reality; truth; verity. હકીકત; ખરી વાત; સત્ય બીના; પ્રમાણ; ખરેખરું; વાસ્તવિક હોય તે; ખરી બનેલી હકીકત. [L. *faceo*, I make.]

**Faction**, *n.* (ફૅ'કશન્) A party unscrupulously promoting their private ends at the expense of the public good; a junto. પક્ષ; ટોળી. [L. *faction*, making a party.]

**Factionary, factionist**, *n.* (ફૅ'ક્શનરી-ફૅ'કશનિસ્ટ્) A party man; one of a faction. ટોળીનો, પક્ષનો માણસ. 2. One who promotes faction. તડ પાડનારો.

**Factious**, *a.* (ફૅ'કશસ્) Given to faction; addicted to form parties; prone to clamour against public measures; turbulent. ટોળીને લગતો; ટોળીવાળો; સાર્વજનિક કાયદાઓની સામે ઝગડો જગાવનાર; ફિતુરખોર. [L. *factiosus*, factious.]

**Factitious**, *a.* (ફૅક્ટિ'શસ્) Artificial. બનાવટી. *adv.* In a factitious manner. બનાવટી રીતે. [L. *factitius*, made by art.]

**Factive** *a.* (ફૅ'ક્ટિવ્) Making; having power to make. કરવાની શક્તિ ધરાવતું. [L. *facio*, I make.]

**Factor**, *n.* (ફૅ'ક્ટર) An agent; commission merchant. આડતિઓ; મારફતીઓ; વહીઆત. 2. A person appointed by a landholder to manage an estate. મિલ્કતની વ્યવસ્થા કરવા જમીનદારે રોકેલો માણસ. 3. One or more numbers which when multiplied together form a product. અંકપદ; અવયવ. [L. *factor*, a maer.]

**Factorage**, *n.* (ફૅ'ક્ટરિજ્) Agency of a factor, commission paid to a factor. આડત; ગુમાસ્તી; હકસાઇ, દલાલી.

**Factorial**, *a.* (ફૅક્ટો'રિઅલ્) Pertaining to a factor in any sense. અવયવને લગતું.

**Factory**, *n.* (ફૅ'ક્ટરી) A building or collection of buildings appropriated to the manufacture of goods; a manufactory; a house; godown. કારખાનું; વખાર; કોઠી.

**Facula**, *n.* (ફૅ'ક્યુલા) One of those spots sometimes seen on the sun's disk which appear brighter than the rest of his surface. સૂર્યના બિમ્બમાં જોવામાં આવતા ડાઘમાંનો એક કે જે તેની બીજી સપાટી કરતાં વધારે ઉજવળ જણાય છે.

**Faculative**, *a.* (ફૅ'ક્યુલે,ટિવ્) Optional; contingent. ઓચિંતું; દૈવયોગી; વૈકલ્પિક.

**Faculty**, *n.* (ફૅ'કલ્ટી) Capacity; capability. શક્તિ; બળ. 2. Intellectual endowment. બુદ્ધિબળ. 3. Mental or bodily power. માનસિક કે

શારીરિક શક્તિ. 4. Capacity for any action. કોઈપણ કાર્ય કરવાની શક્તિ. 5. Authority. સત્તા. 6.Persons having special privileges. ખાસ હકવાળા માણસો. 6. The masters and professors of the several departments of University. વિદ્યાપીઠની વિદ્યાસમિતિ.

**Facund,** *a.* (ફૅકન્ડ) Eloquent. છટાદાર. [L. *fari*, to speak.]

**Fad,** *n.* (ફૅડ) A favourite theory. ગમતો સિદ્ધાન્ત.

**Fade,** *vi.* (ફેડ) To lose colour. રંગ જતો રહેવો. 2. To lose strength or health. કમતાકાત, કમજોર થવું. 3. To decay. કરમાઇ જવું. 4. To perish. નાશ પામવું. 5. To grow dim. ઝાંખું થવું—*a.* Weak. ફીકું; નબળું. [L. *fapid*, inside.]

**Fadeless,** *a.* (ફે'ડ્લિસ્) Unfading. નહિ કરમાય તેવું.

**Faddle,** *vi.* (ફૅ'ડલ્) To trifle. નકામો વખત કાઢવો *vt.* To fondle. રમાડવું.

**Fœces,** *n.* (ફી'સીઝ્) Grounds; sediment; dregs; excrement. મળ, નીચે ઠરેલો કચરો. [L. *fœcis*, dregs.] વિષ્ટા.

**Faffle,** *vi.* (ફૅ'ફલ્) To stammer; to falter. ખંચાવું; બોલતાં અટકાવું.

**Fag,** *vi.* (ફૅગ્) To become weary. થાકી જવું. 2. To fail in strength. કમતાકાત થવું. 3. To be faint with weariness. થાકથી બેભાન થઇ જવું. 4. To labour hard. સખત મજુરી કરવી. 5. To work till wearied. થાકી જતાં સુધી કામ કરવું.—*vt.* To use or treat as a fag. વેઠ કરાવવી; હલકું કામ કરાવવું. 2. To exhaust. થાકીને લોથ થઇ જવું—*n.* A laborious drudge. વેતરૂં કરનાર; વેઠ કરનાર.

**Fagging,** *n.* (ફૅ'ગિન્ગ્) Laborious drudgery. સખત વેતરૂં; લોથ, થાકી જવું.

**Fag-end,** *n.* (ફૅ'ગ-એન્ડ) The end of a web of a cloth. લુગડાના થાનનો છેડો. 2. The untwisted end of a rope. આમળા વિનાનો દોરડાનો છેડો. 3. The meaner part of anything. કોઇપણ વસ્તુનો નકામો, છેવટનો ભાગ.

**Fagot, faggot,** *n.* (ફૅ'ગટ) A bundle of sticks. લાકડાની ભારી. 2. A bundle of pieces of iron for remanufacture. ફરી ઘડવાના લોઢાના ટુકડાનો જથ્થો. 3. A woman ઘરડી; ઠગારી. *vt.* To bind in a bundle; to make a fagot of. જુથમાં બાંધવું. [L. *facis*, to roh.]

**Fail,** *vt.* (ફેલ) To become deficient. ખુટી જવું; ઓછું થવું; ઘટવું. 2. To be insufficient. [illegible]. 3. To come short. તંગી પડવી. 4. To decay or decline. કરમાઈ જવું. 5. To become weaker. અશક્ત; નબળું થઇ જવું. 6. Not to produce the effect. તારતમ્ય, અસર વિનાનું થવું. 7. To be unsuccessful. નિષ્ફળ થવું. 8. To err in judgment. ચૂકવું. 9. To become bankrupt. ખુટવું; દેવાદાર થવું; દેવાળું કાઢવું. *vt.* To cease aid to. મદદ આપતા બંધ થવું. 2. To desert. છોડી દેવું. 3. To lose. માં મુકવું; ન પાળવું. *n.* **Failure.** નિષ્ફળતા. 2. Want. ખોટ; અભાવ. [L. *fallo*, I deceive.]

**Failing,** *n.* (ફે'લિંગ) A natural weakness; foible: fault in character; deficiency. અશક્તપણું; ખોટ; ભુલ; ચૂક; ખામી; ખોડ: દેવાદાર થવું તે.

**Failure,** *n.* (ફે'લ્યર) Failing; becoming deficient. ટોટો; ખોટ; ત્રુટ. 2. Omission; nonperformance. તોડવું; નહિ પાળવું તે. 3. Want of success. નિષ્ફળતા; નિષ્ફળ થવું તે; દેવાળું.

**Fain,** *a.* (ફેન) Glad; pleased. ખુશી; રાજી; આનંદી. 2. Well pleased; satisfied; contented. સંતુષ્ટ; ધરાએલું *adv.* Gladly; with joy or pleasure. ખુશીથી; મનથી; આનંદથી [A. S *fægen*, joyful.]

**Faint,** *a.* (ફેન્ટ) Weak; languid; feeble. નરમ; કમજોર; તાકાત વિનાનું. 2. Indistinct; not vivid. નબળું; અશક્ત; ઢીલું; ઝાંખું; ફીકું. 3. Dejected; depressed; dispririted. બ્હીકણુ; બાયલું; કાયર.-*vi.* To become feeble; to lose strength and vigour. નબળું; અશક્ત થઈ જવું.2.To become senseless and motionless. મૂર્છા આવી જવી; ભાન; સાન વિનાના થઇ જવું. 3. To sink into dejection; to lose courage. ના હિંમત બનવું.—*n.* A fainting fit; a swoon. મૂર્છા. [L. *fingere*, to feign.]

**Faint-hearted,** *a.* (ફે'ન્ટ-હાર્ટિડ)Cowardly; timorous; dejected; easily depressed. બાયલો; બ્હીકણુ; ભીરૂ.

**Faintly,** *adv.* (ફે'ન્ટલી) In a lanquid manner; feebly; languidly. દુર્બળતાથી; ભીરૂપણે.

**Fainting,** *n.* (ફે'ન્ટિન્ગ) બેભાનપણું; મૂર્છા.

**Faintness,** *n.* (ફે'ન્ટનિસ્) Feebleness; want of vigour; irresolution. મૂર્છાગત થવું તે; બેભાન પણું; નબળાઈ; કમજોર.

**Fair,** *a.* (ફેર) Pleasing to the ear. કાનને ખુશ કરે તેવું. 2. Beautiful; handsom. સુંદર; રૂપાળું. 3. White coloured; free from a dark line. ગોરૂં; રૂપાળું. 4, Not stormy. તોફાન વિનાનું. 5. Favourable. અનુકૂળ. 6. Frank; open; free from obstacle. હરકત વગરનું. 7. Honest; equal; just. પ્રમાણિક; નેક; [illegible]. 8. Impartial. નિષ્પક્ષ. 9. Peaceful. [illegible]. 10.

**Field-work**, *n.* (ફીલ્ડ-વર્ક) A temporary fortification thrown up by an army in the field. લશ્કરે રણભૂમિમાં થોડા વખત માટે બનાવેલો કિલ્લો.

**Fiend**, *n.* (ફીન્ડ) An infernal being; a demon; the devil; a wicked cruel person. ભૂત; અસુર; સેતાન; જીવતો વેરી; રાક્ષસ; વેતાળ [A. S. *feoni*, an enemy.]

**Fiendish**, *a.* (ફી'ન્ડિશ) Having the qualities of a fiend; infernal; diabolic; devilish. પિશાચ જેવું; દુષ્ટ; વેરી; દ્વેષી; આસુરી.

**Fierce**, *a.* (ફીર્સ) Wild; vehement; furious; savage; ravenous; violent; passionate; angry; ardent. જંગલી; વિકાળ; ઘાતકી; ક્રૂર; ઘણું ગુસ્સાદાર; તોફાની; આતુર. *adv.* Violently; furiously. જંગલીપણે; ક્રૂરતાથી: ઘાતકીપણે. *n.* **F.ness**. Ferocity; fury; savageness; violence. જંગલીપણું; ક્રૂરતા; ગુસ્સો.

**Fiery**, *a.* (ફા'યરી) Bright; glaring; hot like fire; vehement; irritable; fierce. દેવતાવાળું-જેવું; અગ્નિમય; સ્હેજમાં ગુસ્સે થાય એવું; તાવ આવ્યો હોય એવું; પાણીદાર.

**Fife**, *n.* (ફાઈફ) A small shrill pipe. મોરલી. *vi.* To play on a fife. મોરલી વગાડવી.

**Fifer**, *n.* (ફા'ઇફર) One who plays on a fife. મોરલી વગાડનાર.

**Fifteen**, *a.* (ફિ'ફ્ટીન્) Five and ten. પંદર; ૧૫.

**Fifty**, *a.* (ફિ'ફ્ટી) Five times ten. પચાસ; ૫૦.

**Fig**, *n.* (ફિ'ગ્) A small fruit tree. અંજીરનું ઝાડ; અંજીર. 2. A mere trifle. નજીવું. 3. Dress. પોશાક. [L. *ficus*, fig tree.]

**Figent**, *a.* (ફિ'જન્ટ્) Restless. ચળિત; ચંચળ.

**Fight**, *vi.* (ફાઇટ્) To strive or contend for victory in battle or in single combat; to contend in arms. લડાઇ મચાવવી; જંગ કરવો; યુદ્ધ કરવું. *vt.* To carry on contention against; to war against. સાથે લડવું; યુદ્ધ કરવું; જંગ મચાવવો. *n* A struggle for victory; a battle; an engagement; a combat; a contest; a duel. લડાઇ; યુદ્ધ; જંગ; કોઈપણ જાતનો કજીઓ; સંગ્રામ. **To fight it out**=To fight until a descisive and conclusive result is reached. લડાઈનું ચોક્કસ પરિણામ આવે ત્યાં સુધી લડવું.

**Fighter**, *n.* (ફા'ઇટર) One who fights; a combatant; a warrior. લડવૈયો.

**Fighting**, *a.* (ફા'ઇટિન્ગ) Qualified for battle; fit for battle. યુદ્ધને લાયક; લડવું; લડાઇમાં કામ લાગે એવું

**Figment**, *n.* (ફિ'ગ્મન્ટ્) A fiction; an invention; a fabrication. કલ્પિત વાત; બનાવટ; રચના. [L. *fingo*, I form.]

**Figulin**, *a.* (ફિ'ગ્યુલિન્) Made by a potter. કુંભારથી બનાવાયેલું.

**Figurable**, *a.* (ફિ'ગરબલ) That may be figured. આંકડા પાડી શકાય એવું; દર્શનીય.

**Figurate**, *a.* (ફિ'ગ્યુરેટ્) Of a certain determinate form. મૂર્તિમાન; સાકાર; લાક્ષણિક.

**Figuration**, *n.* (ફિગ્યુરે'શન્) Act of giving form or figure; configuration; form. આકાર કરવો તે; આકૃતિ; મૂર્તિ.

**Figurative**, *a.* (ફિ'ગ્યુરટિવ્) Representative. લાક્ષણિક. 2. Typical; symbolical; metaphoric; florid; flowery. અલંકારી; અલંકારિક.

**Figuratively**, *adv.* (ફિ'ગ્યુરટિવ્લી) In a figurative manner. અલંકારિક રીતે.

**Figure**, *n.* (ફિ'ગર) A form, shape or fashion; person; eminence; distinction; a statue; an image; representation; a digit; a diagram; symbol; amount; price; value. મૂર્તિ; છબી; આકૃતિ; ડોળ; શિક્લ; શિનો; રૂપ; આકાર; ખ્યાતિ; પુતળું; પ્રતિમા; ઘાટ; ચિત્ર; નકશો; નિશાની; મુદ્દલ; કિમ્મત; ભાત; વેલ; નકશી. *vt.* To make a figure or likeness of. નો આકાર કે આકૃતિ બનાવવી. 2. To represent by a figure. આકૃતિ કાઢવી. 3. To compute. ગણવું. 4. To represent by a metaphor. અલંકાર આપવો. *vi.* To be distinguished. પ્રખ્યાત થવું. 2. To make a figure. આકૃતિ બનાવવી.-**To cut a figure**=To make one's self notorious. =છતા, પ્રખ્યાત થવું. 2. **To figure out**=To solve. ગણીને ખોળી કાઢવું.

**Figured**, *a.* (ફિ'ગર્ડ્) Adorned with figure. નકશી; છટાદાર. 2. Figurative. અલંકારી; અલંકારિક.

**Filament**, *n.* (ફિ'લમન્ટ્) A slender thread or body like a thread; a fine fibre. રગ; નસ; દોરો; તંતુ; રેશો; તાર. [L. *filum*. a thread.]

**Filamentoid**, *a.* (ફિલૅમે'ન્ટોઇડ્) Like a filament. નસ; દોરો; રેસા કે તાર જેવું.

**Filatory**, *n.* (ફિ'લેટરી) A machine which forms or spins threads. દોરો કાઢવાનો સંચો; રેંટીયો.

**Filch**, *vt.* (ફિલ્ચ્) To steal something of little value; to take wrongfully from another; to pilfer. લૂંટી, ચોરી લેવું; તફડાવવું.

**File**, *n.* (ફાઈલ્) A row; an orderly succession. પંક્તિ; શ્રેણી; હાર; માળા. 2. A row of soldiers. સિપાઇઓની હાર. 3. An orderly collection of papers. અનુક્રમવાર કાગળો; ફાઈલ; નોંધ. *vt.* To place in a file. ગોઠવવું; ફાઈલમાં નાખવું; હારબંધ રાખવું. To

bring before a court by presenting proper papers in a regular way. કાયદેસર દાખલા આપવા. *n.* A steel instrument for smoothing metals. કાનસ; અતરેડો *vt.* To polish. કાનસ વડે ઘસી સાફ કરવું.

**File-cutter,** *n.* (ફાઇલ્-કટર્) A maker of files. લુવાર.

**File-mot,** *n.* (ફાઇલ્-મૉટ્) A yellowish brown colour. પીળાશ પડતો ભુરો રંગ.

**Filer,** *n.* (ફાઇલર્) One who uses a file in smoothing and polishing. પૉલીસ કરવામાં કાનસનો ઉપયોગ કરનાર.

**Filial,** *a.* (ફિ'લિઅલ્) Pertaining to a son or daughter; bearing the relation of a son. દિકરા દિકરીનું; દિકરાનો સંબંધ ધરાવતું. [L. *filius,* a son.]

**Filiate,** *vt.* (ફિ'લિએટ્) To adopt as a son or daughter. છોકરો, છોકરી દત્તક લેવું.

**Filiation,** *n.* (ફિલિએ'શન્) The relation of son to a father. પુત્રનું સગપણ. [L. *filius,* son.]

**Filiform,** *a.* (ફિ'લિફૉર્મ) Having the form of a thread or filament; slender like a thread. તંત્વાકાર; સૂત્રાકાર. [L. *filum,* thread & *forma,* shaep].

**Filigrane,-gree,-agree** *n.* (ફિ'લિગ્રેન્) Net work containing beads સોનારૂપાના તારનું ઝીણું કસબકામ.[L. *filum,* thread, & *granum,* grain.]

**Filing,** *n.* (ફાઇલિંગ્) A particle rubbed off by the act of filing. ધાતુનો ચુરો.

**Fill,** *n.* (ફિલ્) As much as supplies want; a full supply. ભરપૂર; પૂરેપૂરૂં. *vt.* To make full; to put in till the thing will hold no more. ભરવું. 2. To satisfy; to content; to surfeit. સંતોષ પમાડવો. *vi.* To grow or become full. ભરાઈ જવું.—:**To fill in**=To insert. ગોઠવવું; ભરવું. 2. **To fill up**=To make quite full. છલોછલ ભરવું.

**Fillet,** *n.* (ફિ'લિટ્) A little band to tie about the hair. ચોટલો બાંધવાની પટ્ટી. 2. The fleshy part of the thigh. જાંઘનો ભરાવદાર ભાગ. 3. A thin ribbon. પટ્ટિ; કોર. *vt.* **To bind with a fillet.** નાડાથી બાંધવું.

**Filleting,** *n.* (ફિ'લેટિંગ્)Materials of which fillets are made. નાડું, દોરો બનાવવાનાં સાધનો.

**Filling,** *n.* (ફિ'લિંગ્) A making full; woof of a fabric. પૂરવણી; વણેલા કાપડનો તાણો.

**Fillip,** *n.* (ફિ'લિપ્)A smart blow or stroke. ટકોરો. *vt.* To strike smartly; to snap with the finger. આંગળીવતી ટકોરો મારવો.

**Filly,** *n.* (ફિ'લી) A female or mare colt; a young mare; a wanton girl. વછેરી; નાની ઘોડી; સ્વચ્છંદી છોકરી.

**Film,** *n* (ફિલ્મ) A thin skin; a pellicle. પોપડી. 2. A slender thread. નાજુક તાંતણો; દોરો;તાર 3.A very thin layer on something. કોઇપણ વસ્તુ પરનું પડ,થર. *vt.* To cover with a thin skin. પાતળી ચામડીથી મઢી લેવું. [A. S. *fylmen,* a thin skin.]

**Filoplume,** *n.* (ફિ'લોપ્લ્યુમ્) One of the thread-like feathers of a bird. તાર જેવું ઝીણું પક્ષીનું પીછું.

**Filose,***a.*(ફાઇ'લોસ્)That ends in a thread-like process.દોરાના છેડા જેવું [L.*filum,*thread.]

**Filter,** *n.* (ફિ'લ્ટર્) A strainer. ગાળણી; ગરણી. *vt.* To purify by passing through a filter. ગાળવું. *vi.*To percolate.ગાળવું;નિતરવું. **Filter bed.** રેતી તથા મરડીઆના તળીઆવાળું તળાવ.

**Filth,** *n.* (ફિલ્થ્) That which defiles; dirt; mustiness; pollution; corruption. મેલ;કચરો; ગલીચ; મલિનતા; ફુવડતા. [A. S. *fylth,* foul.]

**Filthy,** *a.* (ફિ'લ્થી) Dirty; foul; nasty; unclean; obscene; licentious; morally impure. મેલું; ગંદું; સ્વચ્છંદી; અસ્વચ્છ.

**Filthiness,***n* (ફિ'લ્થિનિસ્)Foulness;dirtiness. ગંદાપણું; ગંદવાડ.

**Filtrate,***vt.*(ફિ'લ્ટ્રેટ્)To filter.ગાળવું.[L.*filtro.*]

**Fimbriate,***a. vt.*(ફિ'મ્બ્રિએટ્) Fringed; having fibres on the edge;to hem.ઓટેલું;કોરવાળ; ઓટવું; કોર બાંધવી. [L. *fimbriæ,* threads.]

**Fin,***n.*(ફિન્)An organ of a fish. માછલાંની પાંખ.

**Finable,** *a.* (ફાઇનબલ્)That admits a fine; subject to a fine. દંડને લાયક; દંડ કરવા જોગ.

**Final,** *a.* (ફાઇ'નલ્) Pertaining to the end; last;ultimate;conclusive;decisive.છેવટનું; છેલ્લું.

**Finality,** *n.* (ફાઇનૅ'લિટી) Final state; conclusion. સમાપ્તિ.

**Finally,** *adv.* (ફાઇ'નલી) Ultimately. આખરે.

**Finance,** *n.* (ફિનૅ'ન્સ્) Revenue; public money. રાજની મહેસુલ.[L. *fino,*I *pay a fine.*]

**Financial,** *a.* (ફિનૅ'ન્શલ્) Pertaining to public revenue. મહેસુલનું; વસુલાત પ્રકરણનું.

**Financier,** *n.* (ફિનૅન્સી'ર્) One who is skilled in financial matters; a treasurer. કોશાધ્યક્ષ; મહેસુલ ખાતાનો ખાં, પ્રવીણ.

**Finative,***a.*(ફાઇ'નૅટિવ્)Definitive;final.નિશ્ચ; છેલ્લું.

**Find,** *vt.* (ફાઇન્ડ્) To come upon;to meet with;to discover;to gain first knowledge of. મળવું; જડવું; જોવું.2. માલુમ પડવું. To recover;to

obtain; to procure. જાણવું;પામવું મેળવવું;હાથમાં આવવું. 3. To detect; to catch. શોધી કાઢવું; પકડવું. 4. To perceive; to learn. જાણવું; જોવું. 5. To remark. ટીકા કરવી. 6. To furnish. પુરૂં પાડવું. *n.* A discovery of anything valuable. કોઈ પણ કિમતિ ચીજનું જડવું. 2. The thing found.–**To find fault with**=To blame. ઠપકો આપવો, દેવો; દોષ જોવા.

**Finding**, *n.* (ફા'ઈન્ડિંગ્) Discovery. શોધ. 2. Verdict. ફેંસલો; ચુકાદો; ઠરાવ; નિર્ણય; નિવેડો.

**Findy**, *a.* (ફિ'ન્ડી) Full; heavy; solid. ભરેલું; ભારે.

**Fine**, *a.* (ફાઈન્) Slender; minute; keen; not coarse; pure; refined; nice; delicate; exquisite; elegant; handsome; accomplished; excellent; superior; amiable; noble; showy; splendid. નાજુક; ઝીણું; તીણું; સુંવાળું; ચોકખું; સુધરેલું; સુંદર; ઢબદાર; સ્વચ્છ; સ્વરૂપવાન; ઉત્તમ; ઉમદા; ભભકાદાર. *vt.* To purify; to refine. સ્વચ્છ કરવું; બનાવવું. 2. દંડ કo **In fine**=In conclusion. આખરે; છેવટે. [L. *finis* end]

**Fineless**, *a.* (ફા'ઈનલિસ્) Endless. અનંત; અપાર.

**Finely**, *adv.* (ફા'ઈન્લી) Gaily; handsomely; elegantly; delicately. સારી રીતે; સુંદર રીતે.

**Fineness**, *n.* (ફા'ઈનનિસ્) Quality of being fine. બારીકાઇ; નાજુકાઇ; સૂક્ષ્મતા.

**Finer**, *n.* (ફા'ઈનર) One who fines, refines or purifies. દંડ કરનાર; (ધાતુ ગાળી) સાફ કરનાર.

**Finery**, *n.* (ફા'ઇનરી) Fine things; showy articles of dress; gay clothes. સુંદરતા; અલંકાર; ભૂષણ; ભપકાદાર પોષાક.

**Finesse**, *n.* (ફિને'સ્) Artifice; stratagem. યુક્તિ. *vi.* To use artifices. યુક્તિ વાપરવી.

**Finger**, *n.* (ફિં'ન્ગર) One of the five members of the hand. આંગળી. 2 An index. અનુક્રમણિકા. 3. A kind of measure. આંગળ. *vt.* To handle with the fingers; to touch lightly; to toy with; to pilfer. આંગળી વતી અડકવું; ધીમેથી અડકવું; રમત કરવી; ચોરી જવું. *vi.* To dispose the fingers aptly in playing on an instrument.વાજું વગાડતાં આંગળીઓ ચલાવવી —**To have at one's finger-ends** =To be quite familiar with.=ની સાથે પુરૂં પરિચિત હોવું; આંગળીને ટેરવે હોવું.

**Fingered**, *a.* (ફિં'ન્ગર્ડ) Having fingers or parts like fingers; digitate. આંગળીવાળું; નાની આંગળીઓ જેવાં પાંદડાંવાળું.

**Fingering**, *n.* (ફિં'ન્ગરિંગ્) Act of touching lightly; આંગળાં લગાડવાં તે. 2. The dexterous management of fingers in playing.વાજીંત્ર ઉપર આંગળીઓ ફેરવવાની ચાલાકી.

**Finger-post**, *n.* (ફિં'ન્ગર પોસ્ટ્) A post set up for the direction of travellers. અજાણ્યા માણસોને રસ્તો બતાવવા સારૂ આંગળીની નિશાની વાળો થાંભલો.

**Finger-stall**, *n.* (ફિં'ન્ગરસ્ટૉલ્) A cover for protection of a finger when injured. ઈજા પામેલી આંગળીના રક્ષણ માટેની અંગુઠી; ખોલી.

**Fingle**, *n.* (ફિં'ન્ગલ્) Trifle. નજીવી ચીજ.

**Finic**, *n.* (ફિ'નિક્) Fop. ટાપટીપીયો; વરણાગીયો.

**Finical**, *a.* (ફિ'નિકલ્) Very fine in drawing distinctions; fastidious. અક્કડબાજ; ફાંકડેરાવ.

**Finingpot**, *n.* (ફા'ઇનિન્ગપૉટ્) A vessel for refining ગળણી.

**Finis**, *n.* (ફા'ઇનિસ્) An end; conclusion; છેડો; અંત; સમાપ્તિ.

**Finish**, *vt.* (ફિ'નિશ્) To bring to an end; to complete; to terminate; to conclude; to accomplish. અંત, આખર, પાર લાવવો; પૂરૂં કરવું. *vi.* To come to an end; to terminate; to expire. અંત આવવું; પુરૂ થવું. *n.* Completion; polish. સમાપ્તિ; પૉલિશ; છેવટનું સંસ્કરણ

**Finite**, *a.* (ફાય્'નાઇટ) Limited; bounded; having a limit. અંતવાન. *adv.* In a finite manner or degree.પુરેપુરી, અંત આવે એવી રીતે. *n.* State of being finite. અંત; છેડો; સાંતતા.

**Finite-less**, *n.* (ફા'ઈનાઈટ-લિસ્) Having no limit; infinite. હદ વગરનું; અનંત; અપાર.

**Finitude**, *n.* (ફિ'નિટ્યૂડ) Limitation. હદ; મર્યાદા.

**Finless**, *a.* (ફિ'ન્લિસ) Destitute of fins. પાંખ વગરનું; પક્ષહીન.

**Finn**, *n.* (ફિન્) A native of England. ઇગ્લંડનો રહેવાસી. 2. Wings. પાંખો.

**Finny**, *a.* (ફિ'ની) Furnished with fins. પાંખવાળું.

**Fir**, *n.* (ફર) A genus of coniferous trees. દેવદારનું લાકડું.

**Fire**, *n.* (ફાયર) Heat and light emanating from a body; the effect of combustion. દેવતા. 2. A conflagration. લાહ; આગ. 3. The discharge of fire arms. તોપનો, બંદુકનો મારો. 4. Ardour; heat; passion. જુસ્સો; ચૈતન્ય; આવેશ. 5. Light; lusture. તેજ. 6. Loveliness of imagination; vigour of fancy. સુંદર તર્ક; કલ્પના બળ. 7. Ardent affection. અત્યન્ત પ્રેમ. *vt.* **To set on fire.** સળગાવવું; ચેતાવવું. 2. To discharge. ફોડવું; છોડવું. *vi.* **To take fire.** બળી ઉઠવું; સળગવું; ચેતવું. **2. To disch-**

**arge firearms.** બાર કરવો; ભડકો.—**To take fire.**=To begin to burn=સળગવું.

**Fire-arm**, *n.* (ફા'યર-આર્મ) A weapon which expels its projectile by the combustion of powder. તોપ; બંદુક જેવાં દારૂથી ફોડવામાં આવતાં હથિયાર; આગ્નેયઅસ્ત્ર.

**Fire-box**, *n.* (ફા'યર-બૉક્સ) The box in which the fire is placed in a locomotive. ઇંજનમાં જે પેટીમાં દેવતા રાખવામાં આવે છે તે પેટી.

**Fire-brand**, *n.* (ફા'યર-બ્રૅન્ડ) A piece of wood kindled or on fire. બળતું લાકડું; અગ્નિકાષ્ઠ. કોયી; તેજ.

**Fire-brigade**, *n.* (ફા'યર-બ્રિગે,ડ) A body of men organized to extinguish fire. અગ્નિ હોલવવા રાખેલી માણસની ટોળી.

**Fire-clay**, *n.* (ફા'યર-કલે) A kind of clay used in making firebricks. તાપથી બળી જાય એવી માટી.

**Fire-cock**, *n.* (ફા'યર-કૉક) A cock to let out water for extinguishing fire. આગ ઓલવવાને માટે પાણી જવાની ચકલી.

**Fire-eater**, *n.* (ફા'યર-ઈટર) One who pretends to eat fire; a fighting character. અગ્નિખાઉ; લડવાડીઓ; ઝઘડાખોર.

**Fire-engine**, *n.* (ફા'યર-એન્જીન) An engine for throwing water to extinguish fire. બંબો; આગ ઓલવવાનું યંત્ર.

**Fire-fly**, *n.* (ફા'યર-ફ્લાઈ) A winged insect which emits a brilliant light at night. આગીઓ; પતંગ.

**Fire-irons**, *n.* (ફા'યર-આયર્નઝ) Tongs, pokes etc ચીપીયો; સાણસી; વગેરે.

**Fire-kiln**, *n.* (ફા'યર-કિલ્ન) An oven or place for heating anything. ભઠ્ઠી.

**Fire-lock**, *n.* (ફા'યર લૉ ) A gunlock. ચકમક વાળી બંદુક.

**Fire-man**, *n.* (ફા'યર-મન) A man whose business is to extinguish fire; a member of a fire company. આગ ઓલવનાર; આગઓલવનાર કંપનીનો માણસ.

**Fire-new**, *a.* (ફા'યર-ન્યુ) Fresh from the forge; brand-new; bright; quite new. નવું, તાજું; ચકચકિત.

**Fire-pan**, *n.* (ફા'યર-પૅન) A pan for holding fire. દેવતા રાખવાનો પેણો; ભણી, સગડી.

**Fire-place**, *n.* (ફા'યર-પ્લે,સ) A hearth ચુલો.

**Fire-proof**, *a.* (ફા'યર-પ્રૂ'ફ) Incombustible; proof against fire. સળગી શકે નહિ તેવું; અદાહ્ય.

**Firer**, *n.* (ફા'યરર) One who sets fire to anything; an incendiary. અગ્નિ મુકનાર.

**Fire-ship**, *n.* (ફા'યર-શિપ) A vessel filled with combustibles to set fire to an enemy's ship. દુશ્મનના વહાણને આગ લગાડનારૂં વહાણ.

**Fire-side**, *n.* (ફા'યર-સાઇડ) A place near the hearth; home; domestic life in retirement દેવતા પાસેની જગા; અગ્નિસ્થાન; ઘર સંસાર; ઘરખટલો.

**Fire-stone**, *n.* (ફા'યર-સ્ટો,ન) A kind of sand-stone. ચકમક; 2. Iron phyrites. અગ્નિ પથ્થર.

**Fire-wood**, *n.* (ફા'યર-વુડ) Wood for fuel. બળતણ; ઇંધણું; કાઠી; બાળવાનાં લાકડાં.

**Fire-works**, *n.* (ફા'યર-વર્ક્સ) Various combustible preparations. દારૂખાનું; દારૂકામ; ફુલકરણી; આતસબાજી.

**Fire-worshipper**, *n.* (ફા'યર-વર્શિપર) One who worships fire. અગ્નિ પૂજક; પારસી લોક.

**Firing**, *n.* (ફા'યરિંગ) Act of one who fires; act of discharging firearms; fuel. ગોળીબ્હાર; તોપનો મારો; મારગિરી.

**Firk**. *vt.* (ફર્ક) To beat; to punish. મારવું; શિક્ષા કરવી.

**Firkin**, *n.* (ફર્કિન) An old measure of capacity equal to 7½ gallons; a small wooden vessel for butter. બૅરલના ચોથા ભાગ જેટલું એક માપ; માખણ ભરવાનું નાનું પીપ.

**Firm**, *a.* (ફર્મ) Steady; stable; firm; fixed; strong; robust; sturdy, compact; dense; hard; solid; fast; unshaken; constant; resolute. મજબુત; કઠણ; ઘટ્ટ; સ્થિર; અડગ; અચળ; ઘન; સખત; જાડું. *n.* Commercial house. પેઢી; દુકાન. *vt.* **To make firm or solid** દ્દઢ કે મજબુત બનાવવું. *vi.* **To become firm or solid.** દ્દઢ કે મજબુત થવું. [L *firmus*, strong.]

**Firmament**, *n.* (ફ'મેંમન્ટ) The sky or heavens; the region of the air; an expanse; a wide extent. આકાશ; ગગન; વાદળ. *a.* Pertaining to the firmament. આકાશમંડળનું નભસ્થાન.

**Firman**, *n* (ફ'ર્મન) A royal order of grant. બાદશાહી હુકમ; સનંદ.

**Firmity**, *n.* (ફ'ર્મિટી) Strength or firmness. દ્દઢતા; મક્કમતા; હિંમત.

**Firmly**, *adv.* (ફ'ર્મ્લી) Steadfastly; strongly; resolutely; immovably. મજબુતાઈથી; હિંમતથી.

**Firmness**, *n.* (ફ'ર્મનિસ)Stability; strength; constancy; solidity. દ્દઢતા; મક્કમતા; જોર; તાકાત; હૌવત.

**First**, *a.* (ફર્સ્ટ) Foremost in time, place, rank, estimation or importance. પહેલું; અગ્રણી આગળ. 2. Placed in front of others. પહેલું;

પ્રથમ; અસલ. *adv.* Before all others in time place, value or rank. આગળ; પહેલાં; પ્રથમ; પૂર્વે; અગ્રે;—**F. floor**=The story of a house next above the ground floor. જમીન. તળીઆ ઉપરનો માળ. 2. **F. fruits**=The earliest fruits gatherd.=પહેલો ફાલ; નવધાન્ય; 3. **At F. or at the F.**=In the beginning.=શરૂઆતમાં; પહેલેથી.

**First-born,** *n.* (ફ'ર્સ્ટ-બૉર્ન્) First brought forth; eldest. મોટું; વડું; જ્યેષ્ઠ; પૂર્વજ; અગ્રજ.

**First-class,** *n.* (ફ'ર્સ્ટ-ક્લૅસ્) First rate; or the highest excellence. ઉંચી પદ્દવીનું.

**First-day,** *n.* (ફ'ર્સ્ટ-ડે) Sunday. અઠવાડીઆનો પહેલો દિવસ; રવિવાર.

**First-hand,** *n.* (ફ'ર્સ્ટ-હૅન્ડ્) Obtained direct from the first source or maker. બ્હારોબાર મળેલું; અસલ; નવું.

**Firstly**, *adv.* (ફ'ર્સ્ટ્લી) In the first place; first મુખ્યત્વે.

**Firstling**, *n.* (ફ'ર્સ્ટ્લિંગ્) The first produce of offspring. પહેલા વેતરનું પ્રાણી.

**First-rate**, *a.* (ફ'ર્સ્ટ-રેટ્) Of the first estimate; of the highest excellence; pre-eminent. સરસ; ઉત્તમ; શ્રેષ્ઠ; ઉત્કૃષ્ટ.

**Firth**, *n.* (ફર્થ્) An arm of the sea; firth. ખાડી.

**Fisc**, *n.* (ફિસ્ક્) The treasury of a prince. રાજકુંવરનો ખજાનો.

**Fiscal**, *a.* (ફિ'સ્કલ્) Pertaining to the public treasury. સરકારી મહેસુલ સંબંધી; મહેસુલી. *n.* A treasurer. ખજાનચી.

**Fish**, *n.* (ફિશ્) An animal that lives in water. માછલું; મચ્છ; મત્સ્ય. 2. A counter used in various games. ગણત્રી કરવાનું પાટીયું. *pl.* The twelfth sign of the zodiac; pisces. મીનરાશિ. *vi.* To employ one's self in catching fish; to endeavour to catch fish by a rod and line. માછલાં પકડવાનો યત્ન કે કોશિશ કરવી. **To have other fish to fry**=To have other business on hand. હાથપર બીજું કામ હોવું

**Fisherman,** *n.* (ફિ'શર્મન્) One whose occupation is to catch fish. માછી; માછલાં પકડનાર.

**Fisher-town,** *n.* (ફિ'શર્-ટાઉન્) A town inhabited by fishermen. મચ્છીમારથી વસેલું શહેર.

**Fishery,** *n.* (ફિ'શરી) The business of catching fish; a place where fish are regularly caught. માછીનો ધંધો; મ છલાં પકડવાની જગા.

**Fish-fag,** *n.* (ફિ'શ્ફૅગ્) A woman who sells fish, a fishwife. માછેણ; માછલાં વેચવા ફરનારી સ્ત્રી.

**Fish-hook,** *n.* (ફિ'શ-હુક્) A hook for catching fish. માછલાં પકડવાની આંકડી.

**Fish-monger,** *n.* (ફિ'શ્-મંગર્) A seller of fish. મચ્છીનો વેપાર કરનાર.

**Fish-wife,** *n.* (ફિ'શ્-વાઇફ્) A woman who sells fish. માછલાં વેચનારી સ્ત્રી; માછેણ

**Fishy,** *a.* (ફિ'શી) Consisting of fish; fish-like. માછલાં જેવું. 2. Abounding in fish. મચ્છીથી ભરેલું. 3. Unsafe; unsound. અસહિસલામત.

**Fisk,** *vi.* (ફિ'સ્ક્) To run about; to bestir one's self. આસપાસ દોડવું; ગભરાવવું.

**Fissile,** *a.* (ફિ'સ્સિલ્) Capable of being split. ચીરાઇ શકે એવું. [L. *fissilis*, I split.]

**Fission,** *n.* (ફિ'શન્) The act of breaking up into two parts. બે ભાગલા પાડવા તે.

**Fissure,** *n.* (ફિ'શર્) A cleft. તડ; ફાટ; ચીરાડો; સાંધ; છિદ્ર. *vt.* To cleave a fissure in; to crack; to divide. ચીરવું; ફાટવું; તરડવું. [L. *fissura*, I split.]

**Fist,** *n.* (ફિસ્ટ્) The hand clenched; the hand with the fingers doubled in the palm. મુઠી; મુષ્ટિ; મુડ; હાથની નિશાની; હાથ. *vt.* To strike with fist. મુકી કે ઠોંસો મારવો.

**Fisticuffs**, *n* (ફિ'સ્ટિકફ્સ્) A blow with the fist; boxing. મુકા મુકી; ધપ્પા ધપ્પી; ઠોંસા ઠોંસી.

**Fistula,** *n.* (ફિ'સ્ટ્યુલૅ) A musical pipe. વાંસળી; નળી; સીસોટી. 2. Deep narrow chronic abscess. ભગંદર. [Gr. *phusao*, I blow.]

**Fistulate**, *vi.* (ફિ'સ્ટ્યુલેટ્) To become a pipe. ભર જેવું બનવું. *vt.* To make hollow like a pipe. બખોલ પાડવી.

**Fistuliform,** *n.* (ફિ'સ્ટ્યુલિફૉર્મ્) Tubular. નળીના આકારનું.

**Fistulous**, *a.* (ફિ'સ્ટ્યુલસ્) Hollow; like a pipe or reed. નળી જેવું; ભગંદર; નાસુરવાળું. [L. *fistula*, pipe & *forma*, form.]

**Fit,** *a.* (ફિટ્) Suitable; meet; becoming; proper; appropriate; congruous; qualified; competent; adequate. લાયક; યોગ્ય; બંધબેસતું; ભાવતું; બરોબર; જોઇએ તેવું. *vt.* To make suitable; to bring into some required form; to furnish with anything; to adapt; to suit; to prepare; to become. બેસતું કરવું; જોડવું; યોગ્ય હોવું; બંધ બેસતું આવવું; બેસવું. *vi* To be proper; to be suitable; to be adapted. ઘટવું; છાજવું; લાયક હોવું. *n.* The due adjustment of dress to the body શરીરને પોષાક બંધ બેસતો. 2. blow. ઝપાટો. 3. A sudden attack of disease. રોગનો એકાએક ઉપાડ. 4. Epilepsy. આંકડી; વાઈ. 5. A paroxysm. મૂર્છા. 6. A passing hummour.

તરંગ; લહેર.—**To fit out**=To supply with means.=સાધન પુરાં પાડવાં. 2. **To fit up**= To make proper for reception or use.= ઉપયોગ કે આવકારને માટે બરોબર કરવું. 3. **By fits and starts**=રહી રહીને; આંતરે આંતરે.

**Fitful,** *a.* (ફિ'ટ્ફુલ્) Full of fits; spasmodic; chequered. અસ્થિર; ચપળ; ચંચળ; મીજાજી.-*n.* Waywardness. સીધાપણું.

**Fitly,** *adv.* (ફિ'ટ્લી) Suitably; properly. બરાબર રીતે.

**Fitness,** *n.* (ફિ'ટ્નિસ્) Suitableness. યોગ્યતા.

**Fitting,** *a.* (ફિ'ટિન્ગ્) Fit; proper; appropriate; becoming. ઘટતું; શોભતું.

**Five,** *n.* (ફા'ઇવ્) The sum of four and one. પાંચ.

**Fives,** *n.* (ફાઇવ્ઝ્) A kind of game. એક જાતની રમત A kind of disease in horses. ઘોડાએ માં એક જાતનો રોગ.

**Five-fold,** *a.* (ફા'ઇવ્-ફો'લ્ડ્) In fives; consisting of five in one; five times repeated. પાંચગણું; પાંચપટ.

**Fix,** *vt.* (ફિક્સ્) To make firm; to establish; to settle; to determine; to define; to appoint; to set. સ્થાપવું; ઠરાવવું; નિમવું; નિર્માણ કરવું; સ્થિર કરવું; ઘોંચવું; ગોઠવવું. *n.* Predicament દુર્ઘટાવસ્થા; ધર્મસંકટ. [L. *figo*, I fix.]

**Fixed,** *a.* (ફિ'ક્સ્ડ્) Settled; established; firm; immovable. સ્થાપિત; દઢ; સ્થિર; અચળ; સ્થાપેલું.

**Fixedness,** *n.* (ફિ'ક્સ્ડ્નિસ્) A state of being fixed; stability. સ્થિરતા; મક્કમતા.

**Fixity,** *n.* (ફિ'ક્સિટી) Fixedness. અચળતા; સ્થિરતા.

**Fixture,** *n.* (ફિ'ક્સ્ચર્) That which is made fast; something immovable; fixedness. સ્થાવર દ્રવ્ય-માલ; સ્થિરતા; સ્થૈર્ય; અચળતા.

**Fizz,** *n.* (ફિઝ્) A hissing sound. ગણગણ, છણછણાટ; ગણગણાટ. *vi.* To make a hissing sound. ગણગણાટ કરવો. 2. To make a ridiculous failure હાંસી થાય એવી રીતે નિષ્ફળ થવું. *n.* A failure. નિષ્ફળ યત્ન.

**Flabbiness,** *n.* (ફ્લૅ'બિનિસ્) State of being flabby; softness; flaccidity. પોચાપણું; નરમાશ.

**Flabby,** *a.* (ફ્લૅ'બી) Loose by its own weight; wanting firmness of mind; languid; feeble. પોચું; નરમ; ઢીલું.

**Flabe',** *n.* (ફ્લૅ'બલ્) A fan. પંખો; વિંજણો [L. *flabrum*, a blast of wind.]

**Flabile,** *a.* (ફ્લૅ'બાઇલ્) Subject to be blown about. ઉડી જાય એવું.

**Flaccid.** *a.* (ફ્લૅ'ક્સિડ્) Flabby; soft; limber; dropping; yielding. અતિ નરમ; પોચું; તાબે થાય એવું. [L. *flaccidus*]

**Flaccidity,** *n.* (ફ્લૅક્સિ'ડિટી) Laxity; softness; flabbiness. પોચાપણું; નરમાશ.

**Flacker,** *vi.* (ફ્લૅ'કર્) To flutter as a bird. ફફડાવવું; ફફડવું.

**Flag,** *n.* (ફ્લૅગ્) A standard; a banner; a standard of nationality. વાવટો, નિશાન; ધ્વજ; ઝુંડો.—**Black F.**=હારેલાઓ ઉપર બીલકુલ દયા નહિં બતાવવામાં આવે એવું દર્શાવનારો કાળો વાવટો. 2. **F. of truce**=શત્રુઓને જે થોડો વખત લડાઇ બંધ રહે તે વખતનું નિશાન આપનાર ધોળો વાવટો. 3. **Red F.** ભય દર્શક લાલ વાવટો. 4. **To lower the flag**=શરણ થવાની નીશાની દાખલ વાવટો નીચે ઉતારવો. *vi.* To hang loose; to grow faint; to droop; to decline. વાંકા વળી જવું; મૂર્છા આવી જવી; ઢીલા થઈ જવું; નરમ પડી જવું. *vt.* To lay with flat broad stones. પહોળા સપાટ પત્થરથી જડવું.

**Flagellate,** *vt.* (ફ્લૅ'જલે,ટ) To scourge; to whip. ચાબખા; ફટકા મારવા. *a.* Flagelliform. નરમ; ઢિલું; શિથિલ. [L. *flagellum*, whip.]

**Flageolet,** *n.* (ફ્લૅ'જોલે'ટ્) A small wind-instrument of music. એક જાતનું વાંસળીજેવું વાજીત્ર; વીણા.

**Flagginess,** *n.* (ફ્લૅ'ગિનિસ્) State or quality of being flaggy: laxity; limberness. નરમપણું; શિથિલતા; નરમાશ.

**Flaggy,** *a.* (ફ્લૅ'ગી) Flexible; limber; resembling flag-stone; insipid. નરમ; ઢીલું; બે સ્વાદ.

**Flagitious,** *a.* (ફ્લૅજી'શસ્) Deeply criminal; grossly wicked; corrupt; heinous. ઘોર; દારૂણ; અતિદુષ્ટ. [L. *flagito*, I demand hotly.]

**Flagitiousness,** *n.* (ફ્લૅજી'શસ્નિસ્) State of being flagitious; corruption. ઘોરતા; દુષ્ટતા; દારૂણપણું.

**Flagon,** *n.* (ફ્લૅ'ગન્) A vessel with a narrow mouth, used for holding and conveying liquors. સિરોઇ; ચંબુ. [L. *flasca*, a flask.]

**Flagrancy,** *n.* (ફ્લે'ગ્રન્સી) Quality of being flagrant; enormity; atrocity. મહા પાપીપણું; ઘોરતા.

**Flagrant,** *a.* (ફ્લે,'ગ્રન્ટ્) Glaring; notorious; enormous; glowing. હડહડતું; ઘોર; મશહુર; અતિદુષ્ટ. [L. *flagrow*, I burn.]

**Flagrate,** *vt.* (ફ્લે'ગ્રે,ટ) To burn. બાળવું; લગાડવું. [L. *flago*, I burn.]

**Flail,** *n.* (ફ્લે,લ્) A wooden instrument for beating grain from the ear by hand. ધુંધું; ઝુડીયું.

**Flake**, *n.* (ફ્લે,ક) A loose flock; lamina, layer. પડ; થર; પોપડી; ટુકડો; ખંડ. *vi.* To break in layers; to peel off. છાલ ઉતારવી. *vt.* To form into flakes. પોપડી બાઝવી.

**Flaky**, *a.* (ફ્લે,કિ) Consisting of flakes; lying in flakes. પોપડી જેવું.

**Flam**, *n.* (ફ્લૅમ્) A falsehood; a deception; hoax. ઢોંગ; બહાનું; મિષ. *vt.* To cheat. છેતરવું; ઠગવું.

**Flambeau**, *n.* (ફ્લૅ'મ્બો) A light made of thick wicks covered with wax; a kind of torch. મશાલ; કાકડો. [L. *flamma*, flame.]

**Flamboyant**, *a.* (ફ્લૅમ્બૉ'યન્ટ્) Gorgeous; florid. ભભકાદાર; જ્વલંત; ઝાકઝમાળ; લાલચોળ. *n.* ઝળઝળતા રંગનાં ફુલ.

**Flame**, *n.* (ફ્લે,મ્) Light emitted from fire; a blaze; fire. ભડકો; ઝાળ; જ્યોત. 2. Heat of passion; violent emotion. આવેશ; ગુસ્સો; ઝનુન. 3 Tumult. ગભરાટ; ક્ષોભ; સંતાપ. 4. Ardent love. અતિશય પ્રેમ. 5. Rage; voilence. ગુસ્સો; હિંસકતા. *vi.* To burn. બળવું; ભડકો થવો. *vt.* To kindle. સળગાવવું. [L. *flamma*.]

**Flaming**, *a* (ફ્લે',મિંગ્) Emitting a flame; violent; vehement; burning. ભડકાવાળું; ગુસ્સાવાળું: જાજ્વલ્યમાન. *adv.* In a flaming manner. જાજ્વલ્યમાન રીતે.

**Flamingo**, *n* (ફ્લૅમિ'ન્ગો) A tropical bird; bright wren. રાજહંસ.

**Flamy**, *a.* (ફ્લે,'મી) Having the nature of flames; having the colour of flame. ભડકે બળતું; જ્વાલામય.

**Flange**, *n.* (ફ્લૅન્જ) A projecting rim of any substance. કોઇ પણ ચીજની ઉપસેલી ધાટ. કીનાર. *vt.* To furnish with a flange. કોર; ધાર કે કીનાર પાડવી.

**Flank**, *vt.* (ફ્લૅન્ક) To beat with a flap; to move; to stand at the side of; to attack the flank of. એક બાજુએ રહેવું; ની બાજુએ લાવવું; બાજુ પર હુમલો કરવો; હાલવું ચાલવું. *vi.* To move; to flutter; to be posted on the side. બાજુએ રહેવું; ફફડાવવું; ચાલવું. *n.* The hip; the division of an army; the side of a building. કુખ; કમર; લશ્કરની ટુકડી; ઇમારતનો એક ભાગ.

**Flannel**, *n.* (ફ્લૅ'નલ્) A soft, nappy woolen cloth of loose texture. ઉનનું એક જાતનું કપડું; ફલાલીન.

**Flap**, *n.* (ફ્લૅપ્) Some thing broad and flexible that hangs loose; the sound of anything broad and loose; a lappet; a skirt of coat. નીચે લબડતું રહે તેવું કાંઇ;કોઇપણ ઢીલી ને પહોળી વસ્તુનો અવાજ; ફડફડાટ; કોટની કીનાર. *vt.* To beat with a flap. ફફડાવવું. *vi.* To move as wings. પાંખો ફફડાવવી.

**Flap-eared**, *a.* (ફ્લૅ'પ-ઇર્ડ્) Having broad loose ears. પહોળા કાનવાળો.

**Flap-mouthed**, *a* (ફ્લૅ'પ-માઉથ્ડ્) Having loose hanging lips. લાંબા લબડતા હોઠવાળો.

**Flapper**, *n.* (ફ્લૅ'પર્) Fly-killer; young duck etc. માખી વગેરે મારવાનો વિંઝણો; જંગલી ન્હાનું બતક વગેરે; પક્ષિને ભગાડી નસાડી મેલવાની કટકટી; હાથ; યાદગિરીનું ચિન્હ; અણુછતી, અપરિચિત છોકરી.

**Flare**, *vi.* (ફ્લે,ર) To burn with an unsteady light; to give out a dazzling light; to spread outward. અસ્થિરતાથી બળવું; આંખો નાખે તેવું તેજ આપવું; બહાર ફેલાવવું; ચળકવું.–**To flare up**=To become suddenly angry= એકદમ તપી જવું.

**Flaring**, *a.* (ફ્લૅ',રિંગ) Sandy; glittering; showy. ચળકતું; ઝળહળતું; દેદીપ્યમાન.

**Flash**, *n.* (ફ્લૅશ્) A sudden burst of flame and light; a gleam; a sudden burst of merriment. એકાએક ચળકાટ; ઝબુકો; ચમકાર. *a.* Vulgarly showy. નીચ બીભત્સ ભભકાદાર *vi.* To give out a flash; to burst out; to break forth; to show a momentary brilliancy. એકાએક ચળકાટ મારવો.

**Flashy**, *a.* (ફ્લૅ'શી) Showy; gaudy; impulsive; fiery; insipid. ક્ષણિક; ચળકતું; ભભકદાર; ભભકી ઉઠે એવું; પાતળુંપાણી જેવું; સ્વાદ વગરનું.

**Flask**, *n.* (ફ્લૅસ્ક્) A kind of bottle; a narrow necked gobular glass bottle સીસો; બાટલી. 2. A vessel for containing gunpowder. બંદુકનો દારૂ લઇ જવાનું વાસણ.

**Flat**, *a.* (ફ્લૅટ્) Level; prostrate; tasteless; vapid; dead; dull; depressed; positive; not acute. સપાટ; સરખું; ચપટું; ચપાટ; ચત્તું; મંદ; બેસી ગયેલું; સાફ; જાડું; ખોખરૂં; મંદ; સ્વાદ વગરનું. *n.* A level surface; a low tract; a shoal; a flat bottomed boat. સપાટી; મેદાન; સપાટ તળીઆની હોડી. *vt.* To make flat. સપાટ કરવું. *vi.* To become flat. સપાટ થવું.

**Flatness**, *n.* (ફ્લૅ'ટનિસ્) Quality of being flat; levelness. સપાટપણું.

**Flat-iron**, *n.* (ફ્લૅ'ટ્-આયર્ન) An iron with a flat face for smoothing cloth. ઈસ્ત્રિ.

**Flatly**, *adv.* (ફ્લૅ'ટ્લી) Plainly; positively. સાફ રીતે. મોઢમોઢ મોકળી.

**Flat-race,** *n.* ( ફ્લૅટ-રેસ્ ) A race over level or clear ground. સાફ કે સરખી જમીન પરની રમત

**Flatten,** *vt.* ( ફ્લૅ'ટન્ ) To make flat; to level. સપાટ, સરખું, ચપટું કરવું, જમીન દોસ્ત કરવું. *vt.* To grow or become flat. સપાટ, ચપટું થવું.

**Flatter,** *vt.* ( ફ્લૅ'ટર્ ) To compliment; to praise falsely; to raise false hopes in; to gratify; to soothe by praise. ખુશી કરવું; સંતુસ્ટ કરવું; ખુશામત કરવી.

**Flatterer,** *n.* ( ફ્લૅ'ટરર્ ) One who flatters; a fawner; a wheedler. ખુશામતીયો.

**Flattering,** *a.* ( ફ્લૅ'ટરિન્ગ ) Bestowing flattery; gratifying; with partiality. ખુશામત ભરેલું; પ્રશંસામય, પક્ષપાતી.

**Flattery,** *n.* ( ફ્લૅ'ટરી ) False praise; adulation; sycophancy; cajolery. ખુશામત.

**Flatulence,** *n.* (ફ્લૅ'ટ્યુલન્સ્) State of being troubled with gases in the alimentary canal. આમવાયુ; વાત.

**Flatulent,** *a.* (ફ્લૅ'ટ્યુલન્ટ) Affected with gases in the stomach and intestines. આમવાયુવાળો.

**Flaunt,** *n.* ( ફ્લૉન્ટ ) Bold or impudent parade. બડાઇ;શેખી;ડોળ. 2. Anything displayed for show. ભપકો. *vt.* To display impudently. છેલછબીલા થવું; રોફ મારવો; ભપકો મારવો.

**Flautist,** *n.* (ફ્લૉ'ટિસ્ટ) A player on the flute. વીણા વગાડનાર.

**Flavour,** *n.* (ફ્લે,'વર્) That quality which gratifies the palate; relish; zest; taste; smell. સોરમ; ગંધ; વાસ; રૂચિ; પ્રીતિ; ભાવ. *vt.* To give flavour to. ખુશબોદાર કરવું. [L. *flagro*, I smell.]

**Flavorous,** *a.* (ફ્લે,'વ્રસ) Having flavour; pleasant to the taste or smell. સુગંધિદાર; સ્વાદિષ્ટ; મઝેદાર; રૂચિકર; રસિક.

**Flavoured,** *a.* (ફ્લે,'વર્ડ) Having flavour of this or that kind. અમુક જાતના સ્વાદવાળું; ખુશબોદાર.

**Flavous,** *a.* (ફ્લે,'વસ) Yellow. પીળું.

**Flavourless,** *a.* (ફ્લે',વરલિસ્) Tasteless. સ્વાદ વિનાનું.

**Flaw,** *n.* (ફ્લૉ) A crack; a blemish; a defect; a fault; an imperfection; a spot. તડ; ફાટ; ફાડ; ચીર; ડાઘ; ખોડ; ગુન્હો; ખાંપણ. 2. A sudden burst of wind. પવનનો ઝપાટો. *vt.* To make or produce a flaw in. ભાં ભૂલ કરવી.

**Flawy,** *a.* (ફ્લૉ'ઈ) Broken; defective; full of cracks. ખામીવાળું; ખોડવાળું. [સ્ક્.

**Flax,** *n.* (ફ્લૅક્સ્) A plant; linen. શણનો છોડ.

**Flaxen,** *a.* (ફ્લૅ'ક્સન્) Made of flax. શણનું.

**Flay,** *vt.* (ફ્લે,) To strip off the skin of an animal. ચામડી ઉતારવી; કાઢવી. *n.* One who flays. કસાઈ.

**Flay-flint,** *n.* (ફ્લે'-ફ્લિન્ટ્) A miserly fellow. કંજુસ.

**Flea,** *n.* (ફ્લી)A well-known insect whose bite is troublesome. ચાંચડ. *vt.* To flay. ચામડી, છોડું ઉતારવું.

**Flea-bane,** *n.* ( ફ્લી'બે,ન્ ) A plant supposed to have efficacy in driving away fleas. કાળીજીરી.

**Fleam,** *n.* (ફ્લીમ્) A sharp instrument used for opening the veins of animals for letting blood. પ્રાણીઓની નસો ઉઘાડી અંદરથી લોહી કાઢવાનું ઝીણું હથિઆર.

**Fleck,** *n.* (ફ્લેક) A spot; a streak; a dapple; a stain. ટપકું; ટીલું; ચાઠું. *vt.* To spot; to variegate. ડાઘો પાડવો; ટપકું પાડવું; ચિત્રવિચિત્ર કરવું.

**Fleckless,** *n.* (ફ્લે'ક-લિસ્ )Spotless;blameless. ડાઘા વગરનું; સ્વચ્છ; ચોકખું; નિર્મળ.

**Flection,** *n.* (ફ્લે'કશન્) Act of bending. વાળવું તે.

**Fled,** *p. p.* and *pret.* of **flee,** (ફ્લેડ્) Run away. નાશી ગયો, ગયેલો.

**Fledge,** *vt.* (ફ્લેજ્) To furnish with feathers. પીંછાં ઉગવાં *vi.* To become fledged. પાંખ આવવી *a.* Feathered. ઉડી શકે એવું [L. *flugge.*]

**Fledgeling,** *n.* (ફ્લે'જલિન્ગ) A young bird just fledged. પાંખો આવેલું નાનું પક્ષી; તરતનું પાંખ આવેલું બચ્ચું.

**Flee,** *vi.* (ફ્લી) To run away; to run with rapidity; to hasten away. નાસવું; દોડવું. *vt.* To shut; to avoid. ત્યજવું; દૂર કરવું-**To flee the question.** સવાલ ઉપર મદ આપવાનું ઉડાવી દેવું.

**Fleece** *n.* (ફ્લીસ્) The coat of wool that covers a sheep. એક વખત કાતરી લીધેલું ઘેટાનું ઉન. *vt.* To strip off the fleece. ઉન ઉતારી, કાતરી લેવું. 2. લૂંટી લેવું; નિચોવી લેવું.

**Fleecer,** *n.* (ફ્લી'સર્) One who fleeces. ઉન ઉતારનાર.

**Fleecy,** *a.* (ફ્લી'સી) Covered with a fleece; woolly; resembling wool. ઉનથી ઢંકાયેલું; ઉન જેવું.

**Fleer**, *vi.* (ફ્લીર્) To grin with an air of civility; to mock; to gibe; to leer; to deride. મશ્કરી કરવી; ચાળા પાડવા; સભ્યતાનો ડોળ રાખીને દાંત કાઢવા. *n.* A leer, derision or mockery. મહેણું; મશ્કરી; કટાક્ષ કરવી.

**Fleet**, *n.* (ફ્લીટ્) A squadron of ships; a number of ships in company. વહાણનો કાફલો; લડાઈના વહાણનો કાફલો; આરમાર. *a.* nimble; light and quick in motion. જલદ; વેગી; ઝડપી. *vt.* To fly swiftly; to hasten; to be in a transient state. જલદીથી ચાલવું. પસાર થવું.

**Fleet street**, *n.* (ફ્લી'ટ્ સ્ટ્રીટ્) Journalists; the press. છાપાંવાળા; અધિપતિઓ; છાપખાનાં [લંડનના એ નામના રસ્તામાં ઘણું છાપાની ઑફીસ આવેલી તેથી]

**Fleeting**, *p. a.* (ફ્લી'ટિન્ગ) Not durable; transient; momentary; transitory. ક્ષણિક; ફાની; ચલ; ક્ષણભંગુર; ક્ષણસ્થાયી.

**Fleetly** *adv.* (ફ્લી'ટ્લી) Rapidly; swiftly. ઝડપથી; વેગથી.

**Fleetness**, *n.* (ફ્લી'ટ્નિસ્) Swiftness; rapidity; speed; velocity. અતિવેગ.

**Flesh**, *n.* (ફ્લેશ્) The muscular part of an animal: beasts and birds used as food; the bodily frame; mankind; human nature; kindred; family; muscles. માંસ; શરીર; પિંડ; કાયા; મનુષ્ય, સ્વભાવ; સગું; ગર; માવો. *vt.* To accustom to flesh. માંસ ખાતાં ટેવાવવું.

**Flesh-brush**, *n.* (ફ્લે'શ્-બ્રશ્) A brush for exciting action in the skin by friction. ચામડી ઘસવાનું બ્રશ.

**Flesh-diet**, *n.* (ફ્લે'શ્-ડાઇટ્) The food of flesh. માંસાહાર.

**Fleshed**, *a.* (ફ્લે'શ્ડ) Fat; fleshy. જાડો; ચરબીવાળો.

**Flesher**, *n.* (ફ્લે'શર્)A butcher. કસાઇ;પારધિ.

**Fleshiness**, *n.* (ફ્લે'શિનિસ્) Plumpness; corpulence. શરીરનું ભરાઉપણું; માંસપુષ્ટિ.

**Fleshy**, *a.* (ફ્લે'શી) Full of flesh; composed of firm pulp. માંસપુષ્ટ; માવાદાર; ગરવાળું.

**Flesh-meat**, *n.* (ફ્લે'શ-મીટ્) Animal food. માંસાહાર.

**Flesh-pot**, *n.* (ફ્લે'શ્-પૉટ) A vessel in which flesh is cooked. માંસ રાંધવાનું વાસણ.

**Fletch**, *vt.* (ફ્લેચ્) To feather an arrow. તીરને પીછાં બાંધવાં.

**Flex**, *vt.* (ફ્લેક્સ્) To bend. વાળવું. [L. *flecto*, I bend.]

**Flexibility**, *n.* (ફ્લેક્સિબિ'લિટી) Pliancy; flexibleness; facility. પોચાશ; નરમાશ; સુગમતા. [L. *flexibilitas*.]

**Flexible**, *a.* (ફ્લે'ક્સિબલ્) Pliant; pliable; supple; tractable; plastic. વળે એવું; કેળવી શકાય એવું; શિખવી શકાય એવું [L. *flecto*, I bend.]

**Flexion**, *n.* (ફ્લે'ક્શન્) Act of bending; a bending; a bend; a fold. મરોડ; વાંક; વાળવું તે; મરડવું તે. [L. *flexis*.]

**Flexture**, *n.* (ફ્લે'ક્સ્ચર્) The act of bending. વાળવું તે; વળાંટ.

**Flick**, *n.* (ફ્લિક્) A sharp sudden stroke. એકાએક તીનો ફટકો. *vt.* To strike with a flick. ફટકાથી મારવું.

**Flicker**, *vt.* (ફ્લિ'કર્) To flutter. વગર ઉડે પાંખ ફફડાવવી. 2. Waver unsteadily. પવનને લીધે ફફડવું, ધ્રુજવું, હાલવું.

**Flier**, *n.* (ફ્લા'યર્) One who flies. દોડનાર; ઉડનાર. 2. A part of a machine which moves very rapidly. ઘણી ઝડપથી ચાલનારો કે ફરનારો યંત્રનો ભાગ.

**Flight**, *n.* (ફ્લાઇટ્) Act of flying; volitation. નાસભાગ; નાસાનાસ; પલાયન; દોડાદોડ; ઉડવાની રીત; ઉડી જવું તે. 2. A flock of birds flying in company. પક્ષીનું ટોળું. 3. Stair. સીડી; નિસરણી. 4. Act of running away to escape danger. ભયમુક્ત થવાને દોડધામ કરવી તે.—**To put to flight or to turn to flight**=નસાડી મુકવું

**Flightiness**, *n.* (ફ્લા'ઇટિનિસ્) Levity; giddiness; wildness; volatility. સ્વચ્છંદ; ચંચળપણું; તરંગ; જલદપણું; ચંચળતા.

**Flighty**, *a.* (ફ્લા'ઇટી) Unsettled; volatile; giddy; fickle; swift; transient. ઝડપવાળું; જલદ; ચંચળ; ચપળ; વાયલું; તરંગી; લ્હેરી.

**Flimsy**, *a.* (ફ્લિ'મ્ઝી) Without strength; of loose structure; without reason; superficial; shallow. કમજોર; રેઢિઆર; ઢીલા બાંધાનું; મૂર્ખ; છીછરૂં. *n.* Weak texture; weakness. નબળું પોત; એક જાતનો પાતળો કાગળ; રિપોર્ટરની નકલ; બૅન્ક નોટ; દુર્બળતા; ક્ષીણતા.

**Flinch**, *vi.* (ફ્લિન્શ્) To draw back from pain; to shrink; to wince; to withdraw. હઠી જવું; ચમકવું; થથરી ઉઠવું; પાછા હઠવું. [L. *flectere*, to bind.]

**Fling**, *vt.* (ફ્લિન્ગ્) To throw; to hurt; to dart; to send forth; to emit; to scatter; to prostrate. ફેંકવું; નાંખવું; માંથી નીકળવું; પછાડવું; નીચે ફેંકી દેવું; વેરી નાંખવું. *vi.* To utter harsh language. મ્હેણું મારવું; ઠકો કરવો. 2. To rush away angrily. ગુસ્સામાં એકદમ

જતા રહેવું. *n.* A sarcasm; a gibe; a sneer. મ્હેણું; ટોણો; ઠપકો.—**To fling off**=To baffle in the chase. શિકારમાં નિષ્ફળ કરવું; શિકાર ચુકાવવો. [L. *fligo*, I strike.]

**Flint**, *n.* (ફ્લિન્ટ્) A piece of flinty stone. ચકમકનો પથ્થર. 2. Anything proverbially hard. વજ્ર જેવી કઠણ વસ્તુ.

**Flint-hearted**, *a.* (ફ્લિ'ન્ટ્-હાર્ટિડ્) Hard-hearted. પાષાણ હૃદયી; વજ્ર હૃદયનો.

**Flinty**, *a.* (ફ્લિ'ન્ટી) Very hard; not impressible; cruel; unmerciful. ચકમકવાળો; ચકમકનું; વજ્ર જેવું કઠણ *n.* Quality of being hard. વજ્ર જેવી કઠણતા.

**Flip**, *n.* (ફ્લિપ્)A blow with a whip.ચાબુકનો, ચમરીનો સખત ફટકો.

**Flippancy**, *n.* (ફ્લિ'પન્સી) Heedless pertness;undue levity;volubility of speech. બોલકણાપણું; મ્હોડાની ચપળતા; લાંબી-છુટી જીભ.

**Flippant**, *a.* (ફ્લિ'પન્ટ્) Heedlessly pert; showing undue levity; petulant; shallow; disrespectful; talkative; empty. બહુબોલું; વાચાળો; છુટી જીભનો; લાંબી જીભવાળો; બેદરકાર; નિઃસાર; ચપળ.=**A flippant person**= છુટી જીભનો, લવકણ માણસ. *adv.* In a flippant manner. વાચાળતાથી; ગંભીરતા વગર.

**Flirt**, *vt.* (ફ્લર્ટ્) To throw with a jerk; to toss; to move suddenly; to coquet. એકદમ જુસ્સાથી ફેંકવું; છાંટવું; ચાળા, નખરાં કરવાં; નેનરા મારવા. *vi.* To run and dart about; to act with levity; to play the coquette; to throw sarcastic word. આમતેમ દોડવું; નખરાં મારવાં; મ્હેણાં મારવાં *n.*A sudden jerk; a quick throw; a coquette. હટસેલો; નખરાંખોર જુવાન સ્ત્રી.

**Flirtation**,*n.*(ફ્લર્ટે'શન્)A flirting;playing at courtship; coquetry. નખરાબાજી; હાવભાવ; નેનરા; અદા; નખરાં; વિલાસ.

**Flit**, *vi.* (ફ્લિટ્) To fly along; to flutter; to rove on the wing;to remove;to migrate. ઝડપથી ઉડી જવું;પાંખો ફફડવી; ખસવું;રહેઠાણ બદલવું.

**Flitch**, *n.* (ફ્લિચ્) The side of a hog salted and cured as bacon. મીઠું દઇને સુકવેલું ડુક્કરનું પાસું

**Flitter**, *vi.* (ફ્લિ'ટર્) To flutter. ફફડાવવું. *n.* A small piece. નાનો લુગડાનો કકડો. *n.* Flitting; a flying with lightness and celerity; a fluttering. ફડફડાટ. *n.*A removal from one habitation on another. સ્થાનાંતર.

**Flitter-mouse**, *n.* (ફ્લિટર્મા'ઉસ્) A bat. ચામાચીડીયું; છાપું.

**Float**, *n.* (ફ્લોટ્) A floating mass;a raft; anything that floats on the surface તરાપો. 2. The float-board of a wheel. પૈડાનું પાટીઉં. *vi.* To swim; to be bouyed up; to move with a light course. પાણી પર કે હવામાં શાંત રીતે કે ધીમેથી જવું; તરવું. *vt.* To cause to float. તરાવવું. 2. To inundate. બુડાડી દેવું. 3. To support the credit of. ની આબરૂ, શાખ રાખવી.-**To float a scheme** =To bring it prominently before public notice. યોજના લોકોની જાણમાં લાવવી, ચલાવવી.

**Floatage**, *n.* (ફ્લો',ટિજ્) Anything that floats on the water. પાણી પર તરતી વસ્તુ.

**Floater**, *n* (ફ્લો 'ટર્)One who floats.તરનાર.

**Floating**, *a.* (ફ્લો,'ટિન્ગ્) Disconnected; unattached; free or loose. છુટછુટું; વેરાએલું; અસ્થિર. 2. Buoyed upon. તરતું.

**Float-man**, *n.* (ફ્લો,'ટ-મન્) A seaman. ખલાસી; તારો; તર.

**Flock** *n.* (ફ્લૉક્) A lock of hair; the refuse of cotton and wool. વાળનો ગુચ્છો; રૂ અને ઉનનો કચરો.2.A company of sheep etc. ઘેટાનું ટોળું; જુથ. 3. A christian congregation. ખ્રિસ્તિલોકોનો ધર્મ સમાજ; મંડળી. *vi.*To gather in companies; to collect in multitudes; to crowd togather. ટોળાબંધ એકઠા, જમા થવું.

**Flock-bed**, *n.* (ફ્લૉ'ક-બેડ્) A bed filled with locks of coarse wool. ઉનનું ભરેલું ગાદલું.

**Flocky**, *a.* (ફ્લૉ'કી) Abounding in flocks. ટોળાબંધી.

**Floe**, *n.* (ફ્લો) A large mass of ice floating in the ocean. સમુદ્રમાં તરતો બરફનો ઢગલો.

**Flog**, *vt.* (ફ્લૉગ્) To whip; to scourge; to lash. ચાબુક મારવું. [L. *fligo*, I beat.]

**Flogger**, *n.* (ફ્લૉ'ગર્) One who flogs. ચાબુકે મારનાર.

**Flogging**, *n.* (ફ્લૉ'ગિન્ગ્) A whipping for punishment. ચાબુકમાર; ફટકા; ચાબખા.

**Flood**, *n.* (ફ્લડ્) A great flow of water; an inundation; a deluge; a river; the flowing or rising of the tide;superabundance. રેલ; પૂર; ભરતી; જવાળ; પુષ્કળપણું; મોટો જથ્થો; રેલછેલ; છોળપ્રવાહ. *vt.* To overflow; to inundate; to deluge;overwhelm.રેલ આવવી;ભરતી આવવી.

**Flood-gate**, *n.* (ફ્લ'ડ-ગેટ્ A gate to be opened for letting water flow through. પાણી આવતું જતું અટકાવવાનો દરવાજો.

**Flood-tide**, *n.*(ફ્લ'ડટાઇડ્)The rising tide. ભરતી.

**Floor**, *n.* (ફ્લોર) That part of a building on which we walk; a story in a building; a flat or body. ભોંય તળીયું; માળ; મજલો; કાચી ધાતુની સપાટ જમીન *vt.* To lay a floor upon; to furnish with a floor. પાટીઆંથી ઢાંકવું. [A. S. *flor*, a floor.]

**Flooring**, *n.* (ફ્લો'રિંગ્) A floor; materials for floor; the bottom of room pavement. ઓરડીનું તળીયું; ફરસબંધી.

**Floor-cloth**. *n.* (ફ્લોર-ક્લૉથ) Printed cloth for covering floors. જાજમ.

**Flop**, *vt.* (ફ્લૉપ્) To clap or flap; to let down suddenly. ફટકો, ટકોરો, થાપટ મારવી. *vi.* To flap; to jump down suddenly. ફડફડવું *n.* A sudden sinking to the ground. એકાએક જમીન પર પડવું તે. *a.* Having a tendency to flop. થાપડ કે ફટકો મારે એવું.

**Flora**, *n.* (ફ્લો'રે) The goddess of flowers ફુલની દેવી;વનસ્પતિ.A description of vegetable species. વનસ્પતિ વર્ણન.

**Floral**, *a.* (ફ્લો,'રલ) Pertaining to flowers; made of flowers. ફુલવાળું, સંબંધી [L. *floralis*, belonging to flower.]

**Florescence**, *n.* (ફ્લૉરે'સન્સ્) A flowering; a putting forth of blossoms. ફુલ ખીલવાં તે; ફુલો ખીલવાની મોસમ; ફુલનો બાર.

**Floret**. *n.* (ફ્લા'રિટ્) A floweret. ફુલોનું ઝુમખું; ફુલપાંદડી.

**Floriculture**, *n.* (ફ્લૉ'રિકલ્ચર) The culture of flowers. ફુલોનું ખેડાણ, ઉગાણ; ઉત્પત્તિ શાસ્ત્ર.

**Florid**. *a.* (ફ્લૉ'રિડ્) Flowery; bright in colour; highly ornate. ફુલથી ભરપુર; રંગમાં પ્રકાશિત; લાલચોળ; તેજ, ચળકાટ મારતું. અતિ ભપકેદાર, અલંકારિક. [L. *floris*. flower.]

**Floridness**, *n.* (ફ્લૉ'રિડનિસ્) Quality of being florid; brightness of colour. સુરખી; લાલી; અલંકારિત્વ.

**Floriferous**, *a.* (ફ્લૉરિફે'રસ્) Producing flowers. પુષ્પાવહ; ફુલ આપતું; પુષ્પપ્રદ [L. *fero*, I bear.]

**Florin**, *n.* (ફ્લૉ'રિન્) A coin. એક જાતનો સિક્કો. [L. *flos*, flower.]=૨ શિલિંગ.

**Florist**, *n.* (ફ્લૉ'રિસ્ટ) One skilled in the cultivation of flowers. માળી [L. *flos*,flower.]

**Floscule**, *n.* (ફ્લૉ'સ્કયુલ) A little flower. નાનું ફુલ.

**Flosoon** *n.* (ફ્લૉ'સૂન્) A border worked with flowers. ફુલની કોર, ઝાલર.

**Flosulent**, *a.* (ફ્લૉ'સ્યુલન્ટ્) Flowering; blossoming. મોર, કળીવાળું. [L. *flos*, flower.]

**Floss**, *n.* (ફ્લૉસ્) A downy or silken substance. રૂવાંનો અથવા રેશમી પદાર્થ. 2. Untwisted filaments of silk. કાચું રેશમ. [L. *flos*, flower.]

**Flossy**. *a.* (ફ્લૉ'સિ) Composed of floss. રૂવાં જેવા પદાર્થનું બનાવેલું.

**Flotation**, *n.* (ફ્લૉટે,'શન્) The act of floating bodies. તરતી વસ્તુ; તરણ; યોજના, કંપની ચાલતી કરવી તે.

**Flotilla**, *n.* (ફ્લૉટિ'લે) A little fleet or fleet of small vessels. નાનાં વહાણનો કાફલો.

**Flotsam**, *n.* (ફ્લૉ'ટસમ્) Such portion of the wreck of a ship and the cargo as continues floating. વહાણ ભાંગવાથી દરીઆમાં તરતો નચ્ચણીઓ માલ. [L. *fluctuare*,to float.]

**Flounce**,*vi.*(ફ્લાઉન્સ્)To twist with sudden effort; to move with jerks; to start away in anger. એકાએક બળથી આમળો, મરડ દેવી; હેલા મારતા ચાલવું; ગુસ્સામાં ચાલ્યા જવું. *vt.* To deck with a flounce. સંજામ મુકીને સુશોભિત કરવું. *n.* A sudden jerking motion of the body. આંચકો. 2.An ornamental appendage to the skirt of a lady's dress. સંજામ; કોર; કિનારી; પટી. [L. *frons*, the front.]

**Flounder**, *n.* (ફ્લા'ઉન્ડર્) A common flat fish found in the sea. એક જાતની માછલી. 2. A tool used by boot-makers. મોચીનું એક ઓજાર *vi.*To fling the limbs and body; to struggle; to tumble about. તરફડીયાં મારવાં; તરફડવું.

**Flour**, *n.* (ફ્લાઉર)The meal of wheat fine ground and sifted. આટો; લોટ; રવો; મેંદો. *vi.* To grind; to convert into flour. દળવું; નો આટો કરવો.

**Flourish**, *n* (ફ્લ'રિશ)To grow luxuriantly. ઘણું વધવું; ફાલવું. 2. To be prosperous; to increase in wealth, honour, comfort, happiness etc. આબાદ થવું;સુખી થવું; માન વધવું. 3. To write graceful figures. સુંદર, સુશોભિત, લસરકાથી લખવું. *vt.* To develop. વધારવું. 2. To adorn with rhetoric figures. અલંકારિક કરવું. *n.* A flourishing condition. આબાદાની; ભપકો;અવાજ:-**Flourish of trumpets**=A prelude by trumpets on the approach of a person of distinction. કોઇ મોટા માણસના આવકારમાં વાજાં વગાડવાં તે.

**Flourishing**, *a.* (ફ્લ'રિશિન્ગ્) Thriving; prosperous;growing luxuriantly.આબાદીવાળું; ખાઉંપીઉં; આબાદ; ફાલતું.

**Flout,** *vt.* (ફ્લાઉટ્) To mock or insult; to treat with contempt; to jeer; to sneer. અપમાન કરવું; તુચ્છ કરવો; તરછોડવું; ધિક્કારવું; ની સાથે ધિક્કારથી વર્તવું. *n.* A mock; an insult. તિરસ્કાર; અપમાન; ધિક્કાર.

**Floutingly,** *adv.* (ફ્લાઉ'ટિંગ્લી) Insultingly; with flouting. તિરસ્કાર ભરેલી રીતે; અપમાનથી; ધિક્કારથી.

**Flow** *vi.* (ફ્લો) To move વહેવું. 2. To rise as the tide. ભરતી આવવી. 3. To issue forth. થી ઉત્પન્ન થવું; નીકળવું. 3. To discharge blood in excess from the uterus. લોહી વહી જવું; અધારોવું. 4. To hang loose and waving. ઝુલવું; લટકવું *n.* A stream of water or other fluid; current. પાણીનો રેલો; પ્રવાહ; ધાર. 2. A pouring out. શબ્દોની રેલ. 3. Abundance. પુષ્કળતા છેલપણું.—**To flow over** ઉભરાઈ જવું; રેલ છેલ થવું [L. *fluo,* I flow.]

**Flowage,** *n.* (ફ્લો'એજ્) Act of flowing; state of being overflowed. પાણી ફરી વળવું તે; રેલછેલ.

**Flower,** *n.* (ફ્લાउ'વર્) A bloom or blossom. ફુલ; પુષ્પ. 2. The early part of manhood; the prime; youthful vigour; youth; the prime of life. જોબન; જુવાની; ભર જુવાની. 3. A figure or ornamental expression. અલંકાર. 4. The choicest part of anything. કોઈ પણ ચીજનો સૌથી સરસ ભાગ. *vi.* To blossom; to bloom. ને મોર, ફુલ આવવાં; ફાલવું; ખીલવું. [L. *flos, floris,* flower.]

**Flower-clock,** *n.* (ફ્લાउ'વર્-ક્લૉક્) A means of measuring time by growing flowers that open and shut at certain hours of the day. ફુલો કે જે દિવસના અમુક કલાકે ખીલે ને ચીમળાય તે ઉપરથી વખત માપવાનું સાધન; પુષ્પ ઘટિકા.

**Flowered.** *a.* (ફ્લાउ'વર્ડ્) Flowery. ફુલવાળું.

**Floweret,** *n.* (ફ્લાउ'વરિટ્) A small flower. નાનું ફુલ.

**Flower-garden,** *n.* (ફ્લાउ'વર્ ગાર્ડન્) A garden of plants bearing flowers. ફુલબાગ.

**Flower-pot,** *n.* (ફ્લાउ'વર્ પૉટ્) A pot in which plants are grown. કુંડું; ફુલદાની.

**Flowery,** *a.* (ફ્લાउ'વરી) Full of blossoms; florid. ફુલવાળું; પુષ્પમય; સુપુષ્પ; અલંકાર યુક્ત. —**The flowery kingdom** = China. નચી.

**Fluctiferous,** *a.* (ફ્લક્ટિ'ફરસ્) Tending to produce waves. મોજાં ઉત્પન્ન કરે એવું. [L. *fluctus,* wave & *fero,* I produce.]

**Fluctisonus,** *a.* (ફ્લક્ટિ'સોનસ્) Sounding like the waves. મોજાંના જેવો અવાજ કરતું. [L. *fluctus,* wave & *sonus,* sound.]

**Fluctuant,** *a.* (ફ્લ'ક્ચ્યૂઅન્ટ્) Wavering; unsteady. આમતેમ હાલતું; અસ્થિર.

**Fluctuate,** *vi.* (ફ્લ'ક્ચ્યૂએટ્) To move as a wave; to undulate; to waver; to hesitate. મોજાંની પેઠે હાલવું. ખદબાયા કરવું; ઢચુપચુ થયા કરવું. *vt.* To cause to move as a wave. મોજાંની પેઠે હલાવવું; ચઢ ઉતર થવી

**Fluctuation,** *n.* (ફ્લક્ટ્યૂ,એશન્) A rising and falling; change; vicissitude અસ્થિરતા; અનિશ્ચય; ચઢઉતર; વધઘટ.

**Flue,** *n.* (ફ્લ્યૂ) A passage for smoke; a pipe for conveying heat to water in certain kinds of steam-boilers; light downy matter; soft down. ધુમાડીયું; અમુક જાતનાં એન્જીનોમાં પાણીમાં ગરમી લઇ જવાની નળી; નરમ રૂંવાટાં. [L. *flou,* I flow.]

**Fluency,** *n.* (ફ્લુ'અન્સી) Facility of words; volubility. જીભનું ચપળપણું; શબ્દચાતુરી; બોલવાની છટા; વકતૃત્વ; વાક્પટુતા. [L. *fluentia,* a flowing.]

**Fluent,** *a.* (ફ્લુ'અન્ટ્) Flowing; ready in the use of words; having words at command; voluble. વહેતું; પ્રવાહી; બોલકણું; વાચાળ; વાક્પટુ; [L. *fluens.*]

**Fluently,** *adv.* (ફ્લુ'અન્ટ્લી) In a fluent manner. વગર અટકે; ઝપાટાબંધ; છટા બંધ.

**Fluid,** *a.* (ફ્લૂ'ઇડ) Capable of flowing like water; liquid or gaseous. વહેતું; પ્રવાહી. *n.* A body whose particles move easily amongst themselves. પ્રવાહી પદાર્થ.

**Fluidity,** *n* (ફ્લૂઇ'ડિટી) Qualitiy of being fluid; liquid state. પ્રવાહી પદાર્થનો ગુણ; દ્રવતા.

**Fluke,** *n.* (ફ્લૂ'ક) That part of an anchor which fastens in the ground; (*pl.*) the tail of a whale; a name for the flounder. લંગરનો આંકડો; દાંતો; કાંટો; મગર મચ્છની પુંછડી; એક જાતની માછલી.

**Flume,** *n.* (ફ્લૂમ્) A stream. પાણીનો ઝરો; વહેળો. [L. *fluo,* I flow.]

**Fluminous,** *a.* (ફ્લૂ'મિનસ્) Pertaining to rivers; abounding in rivers. નદી નાળાંથી ભરપુર, સંબંધી.

**Flummery,** *n.* (ફ્લ'મ્મરી) A sort of jelly made of flour, etc. flattery; nonsense. એક જાતનું હલકું ખાણું; ખુશામત; અર્થ વગરનું નકામું બોલવું તે.

**Flunkey,** *n.* (ફ્લ'ન્કી) A male servant in livery; a cringing flatterer. ભોળખાઉ આશ્રિત

game-fowl, *n.*=Cock bred for fighting. લડાવવાનો મરઘો.

**Game-keeper**, *n.* Man employed to breed game and prevent poaching. શિકારનાં પ્રાણીઓને સાચવવા માટેનો માણસ. Game-laws, *n.* Laws for preserving and killing game. શિકારમાં પ્રાણીને અથવા તેની સાચવણીને લગતા કાયદા.

**Game,** *a.* (ગે,મ્) Crippled (of arm, leg,). ખોડખાંપણવાળો (હાથે; પગે.)

**Gamesome,** *a.* (ગે',મ્સમ્) Sportive; gay. રમતિયાળ; વિલાસી.

**Gamester,** *n.* (ગે',મ્સ્ટર્) Gambler. જુગારી.

**Gamin,** *n.* (ગૅ'મિન્) Neglected street boy. ભટકતો છોકરો.

**Gammer,** *n.* (ગૅ'મર્) Rustic, old, woman. ગરીબ, વૃદ્ધ, સ્ત્રી; ડગરી; ડોશી.

**Gammon,** *n.* (ગૅ'મન્) Smoked or cured ham. ડુક્કરના માંસની સુકવણી,કાચરી. *vt.* To pickle; to cure. આથવું; સુકવણી કરવી.

**Gammon,** *n.* (ગૅ'મન્) Complete victory in a certain game of dice. પાસાની એક રમતમાં મેળવાતી જીત. *vi.* To excel in the game of back-gammon. રમતમાં સામાને હરાવવો.

**Gamp,** *n.* (ગૅમ્પ્) A large, clumsy, umbrella. બેડોળ મોટી છત્રી.

**Gamut,** *n.* (ગૅ'મટ્) Entire range of musical, major diatonic scale. ગાયનની સારીગમ.

**Gamy,** *adj.* (ગે,મી) Plucky; courageous. હિંમતવાન; બહાદુર. **Gaminess,** *n.* Pluck; courage. હિંમત; બહાદુરી.

**Ganch,** *vt.* (ગૅન્ચ્) To impale by dropping from a height on to sharp hooks. અદ્ધર ઉંચાઈથી અણીદાર ખીલા ઉપર નાંખી સજા કરવી.

**Gander,** *n.* (ગૅન્ડર્) Male goose. હંસ;નરબતક.

**Gang,** *n.* (ગૅન્ગ્) Set of workmen; set of persons associating for a particular purpose. માણસોનું ટોળું; સોનેરી ટોળી. 2. Set of tools arranged to work simultaneously. ઓજારનો સમૂહ. **Gang-way,** *n.* Bridge from ship to shore, or quarterdeck to forecastle; passage between rows of seats. વહાણથી કિનારા સુધીનો પુલ;વહાણમાં એક ભાગમાંથી બીજા ભાગમાં જવાનો પુલ;બેઠકોની હારવચ્ચેનો રસ્તો. **Ganger,** *n.* Foreman of gang. ટોળીનો આગેવાન, સરદાર. [also **Gangue.**]

**Ganglion,** *n.* (ગૅ'ન્ગ્લિઅન્) Nerve-nucleus; nerve-knot from which nerve-fibres radiate. નસની ગાંઠ; નસોની મૂળગાંઠ. **Ganglionic,** *adj.* Pertaining to ganglion. નસની ગાંઠને લગતું.

**Gangrene,** *n.* (ગૅ'ન્ગ્રીન્) Necrosis, with decomposition of part of body. શરીર ઉપર પડેલું ભાઠું;ચાઠું;તેમાં થતો સડો. **Gangrenous,** *adj.* Mortified;decomposed. સડાવાળું;ચાંદાંવાળું.

**Gangrene,** *vi.* & *vt.* Be affected or affect with gangrene. ચાંદાંનો ચેપ લાગવો, લગાડવો; ભાઠું પડવું.

**Gangue,** *n.* (ગૅન્ગ્) Earth, matrix in which ore is found. ખાણમાંથી કાચી ધાતુ કાઢવાનો ખોદેલો ખાડો.

**Gannet,** *n.* (ગૅ'નેટ્) Solan goose; sea-bird એક જાતનું બતક; દરિઆઇ પક્ષી.

**Gantlet,** *n.* (ગૅ'ન્ટ્લેટ્) A kind of military punishment. લશ્કરી સિપાઈઓને થતી એક જાતની શિક્ષા. Same as **Gauntlet.**

**Gantry,** *n.* (ગૅ'ન્ટ્રિ) Stand for barrels; structure for supporting machines. પીપનો ઘોડો; યંત્રોનું ટેકણ. (also Gauntry.)

**Ganymede,** *n.* (ગૅ'નિમીડ્) Cup bearer of Zeus; waiter. ઝ્યુસનો નોકર; નોકર.

**Gaol,** *n.* (જે,લ) Prison-house; place of confinement. તુરંગ; કારાગૃહ; કેદખાનું.(also *Jail*)

**Gaolbird,** *n.* Habitual prisoner. સદાકેદી,ચોર.

**Gaoler,** *n.* Warder in jail; jail-keeper. જેલર; જેલનો દરોગો, અધિકારી.

**Gap,** *n.* (ગે,પ્) Breach in hedge or wall, empty space; chasm. બાકોરું; છીંડું; બગાણું; 2. Interval. અવકાશનો વખત. 3. Wide divergence in views. વિચારોમાંનો તફાવત.

**Gape,** *vi.* (ગૅ,પ) Open the mouth wide; stare; yawn. મોઢું પહોળું કરવું; ટગર ટગર જોવું, બગાસું ખાવું. *n.* Yawn; stare. બગાસું; ટગર ટગર જોવું તે.

**Garage,** *n.* (ગૅ'રિજ્) Automobile, stable, storage or place of repairs. મોટર રાખવાની અથવા દુરસ્ત કરવાની જગ્યા.

**Garb,** *n.* (ગાર્બ્) Clothing; dress characteristic of a nation or class. કપડાં;પહેરવેષ;પોશાક; ખાસીયત. *vt.* To dress. કપડાં પહેરવાં; પહેરાવવાં.

**Garbage,** *n.* (ગા'ર્બેજ્) Offal used as food; foul refuse. એઠવાડ; સડેલાં શાકભાજી; પ્રાણીનાં આંતરડાંનો ભાગ.

**Garble,** *vt.* (ગા'ર્બલ્) Make unfair selection from facts and statements; cleanse by sifting. ચોરીથી, લુચ્ચાઇથી, પસંદ કરવું; તફડાવવું, ચાળીને સાફ કરવું.

**Garcon,** *n.* (ગા'સોં) Waiter. નોકર; ચાકર.

**Garden,** *n.* (ગા'ર્ડન્) Piece of ground for growing; flowers; fruits; vegetables. વાડી; બાગબગીચો. 2. Most fertile region. ફળદ્રુપ પ્રદેશ. Gardens=grounds laid out for public

resort. લોકોને ફરવા માટેની રાખેલી જમીન. *vi.* To cultivate a garden. બાગ રચવો; બગીચો બનાવવો. Garden-stuff, *n.*=Vegetables and fruit. શાકભાજી; ભાજીપાલો. **Garden-party,** *n.* Party held in a garden. બગીચામાં ભરેલો મેળાવડો. **Gardener,** *n.* One who looks after gardening; horticulturist. માળી; બાગવાન. **Gardening**, *n.* Cultivating gardens; horticulture. બગીચો વાવવાનું કામ.

**Gardenia,** *n.* (ગાર્ડે,નિઆ) Kinds of tree and shrub with fragrant white or yellow flowers. સુગંધી ફુલવાળાં એક જાતનાં ઝાડ.

**Garfish,** *n.* (ગા'ર્ફિશ્) A long-snouted green boned fish. લાંબા ગ્હોંવાળી માછલી.

**Gargantuan,** *a.* (ગાર્ગૅ'ન્ટયુઅન્) Gigantic. રાક્ષસી; પ્રચંડ.

**Gargle,** *vt. vi.* (ગા'ર્ગલ્) Wash throat with liquid. કોગળા કરી મ્હોં સાફ કરવું. *n.* Liquid used for washing throat. કોગળા કરવાની વસ્તુ.

**Gargoyle,** *n.* (ગા'ર્ગૉઇલ્) Grotesque gutter-spouts. ધોરિઆનું વિચિત્ર મ્હોડું; ગાય અથવા ઉંટના આકારના ધોરિઆ. (also, Gurgoyle.)

**Garibaldi,** *n.* (ગૅરિબૉ'લ્ડિ) Woman's or child's blouse; biscuits with currants enclosed inside. છોકરાંનું ઝબલું; સ્ત્રીઓની ચોળી; દ્રાક્ષવાળું બિસ્કિટ.

**Garish,** *a.* (ગે'રિશ્) Obtrusively bright; showy; dazzling. આંખને આંજી નાંખે તેવું; અતિશય ચકચકિત; ભભકાદાર; દેખાવડું.

**Garland,** *n.* (ગા'ર્લન્ડ) Wreath worn on head or hung on thing as decoration. માળા; હાર. *vt.* Crown or deck with garland. હાર પહેરાવવો; હારતોરા કરવા.

**Garlic**, *n.* (ગા'ર્લિક્) Plant with bulbous pungent smelling root લસણ. **Garlicky,** *adj* Seasoned or spiced with garlic. લસણવાળું.

**Garment,** *n.* (ગા'ર્મન્ટ્) Article of dress; clothing; outward visible covering. પહેરવાનું વસ્ત્ર; ઉપર પહેરેલું વસ્ત્ર; ઢાંકણ; ઓઢણું.

**Garner,** *n.* (ગા'ર્નર્) Storehouse for corn. કોઠાર. *vt.* To store up; to gather. ભેળો કરી રાખવો; સંઘરવો.

**Garnet,** *n.* (ગા'ર્નેટ્) Vitreous mineral used as gem; precious stone. એક જાતનો કિમતી પથ્થર; લાલ રંગનો કિમતી પથ્થર.

**Garnish,** *vt.* (ગા'ર્નિશ્) To decorate; to embellish a dish. શણગારવું; શોભા વધારવી. *n.* Materials for decorating. શણગાર; શણગારવાની ચીજ. **Garniture,** *n.* Appurtenances; decoration. શણગાર; સાજ; શોભા.

**Garnishee,** *n.* (ગાર્નિશી') Temporary receiver till the claims of a party are settled. અમુક પક્ષનો હક સાબિત થતાં સુધી મિલ્કત જાળવનાર.

**Garotte,** *n.* (ગારૉ'ત્) Apparatus for Spanish capital punishment by strangulation. સ્પેઇનનું જુના જમાનાનું ગુંગળાવીને મારી નાંખવાનું યંત્ર. *vt.* To execute; to throttle. સજા કરવી; મારી નાંખવું (ગુંગળાવીને) [also **Garrotte.**]

**Garret,** *n.* (ગૅ'રિટ્) Room on top floor; attic uppermost room of a house. મકાનનો સૌથી ઉંચો ઓરડો; મેડો; છજું; માળીયું. **Garreteer,** *n.* One who lives in a garret; (said of authors.) મેડામાં રહેનાર; ગરીબ લેખક.

**Garrison,** *n.* (ગૅ'રિસન્) Troops stationed at a place to defend it. રક્ષણને માટે રાખેલી ફોજ; થાણું. *vt.* Furnish with garrison; place on garrison duty. થાણું મુકવું; ફોજ રાખવી.

**Garrulous,** *adj.* (ગૅ'રૂલસ્) Verbose; talkative. વાતોડિયો; બહુબોલો; વાચાળ. **Garrulity,** (-રૂ'-) *n.* Verbosity; talkativeness. વાતુડિયાપણું; બહુ બોલાપણું; વાચાળપણું.

**Garter,** *n.* (ગા'ટર્) Band worn near knee to keep stocking up. મોજાં ઉપર બાંધવાનો પટો. 2. Badge; membership of highest order of English knighthood. ઈંગ્લંન્ડના અમીરને આપવામાં આવતો શ્રેષ્ઠ ખિતાબ; તેનો પટો. *vt.* To fasten with a garter. મોજાંનો પટો બાંધવો. 2. To invest with the order of the garter. નાઇટ ઑવ્ ધ ગાર્ટરનો ખિતાબ આપવો.

**Garth,** *n.* (ગાર્થ્) Yard; small enclosure garden. વાડી; વાડો.

**Gas,** *n.* (ગૅસ્) Any aeriform or completely elastic fluid. વાયુ; વાયુરૂપી પદાર્થ. 2. Coal-gas; jet of coal-gas. ગ્યાસ; ગ્યાસની મસ. **Gas-bag,** *n.* Bag of gas, empty talker; air ship or balloon. ગ્યાસની કોથળી; બડાઈ હાંકનાર; હવાઈ વહાણ; વિમાન. **Gas-bracket,** *n.* ગ્યાસના દીવાની નળી. **Gas-engine,** *n.* ગ્યાસથી ચાલતું યંત્ર. **Gas-burner,** *n.* That part of gas-lamp which gives light. ગ્યાસની બત્તીનો પ્રકાશ આપતો ભાગ. **Gas-fitter,** *n.* ગ્યાસની નળી જોડનાર. **Gas-mask,** *n.* ઝેરી ગ્યાસથી રક્ષણ કરવાનું હવા ભોળેલું ફુલાબિન. **Gas-meter,** *n.* ગ્યાસ માપવાનું સાધન, યંત્ર. *vi.&vt.* Talk vaguely, boastfully. ખાલી બડાઈ મારવી; ખોટી ગપ મારવી. 2. To project gas over. ગ્યાસ ફેલાવી દેવો. Gassed = (past part.) disabled by gas. ગ્યાસની અસરથી અશક્ત થયેલો.

**Gascon**, *n.* (ગૅ'સ્કન્) Native of Gascony in France noted for bragging. ફ્રાંસમાં ગૅસ્કનિનો રહેવાશી;બડાઈના માટે પ્રખ્યાત.**Gasconade**,*vi.* To boast, to brag. બડાઈ મારવી. *n.* Boast; brag. બડાઈ, બડાફ.

**Gaselier**, *n.* (ગૅસીલિ'અર્) Gas-lamp hung from ceiling with several burners. ઝુમર;હાંડી.

**Gaseous**, *a.* (ગૅ'સીઅસ્) In the form of gas; of the nature of gas. વાયુરૂપી, વાયુના જેવું. [Gassy.]

**Gaseity**. *n.* (ગૅસી'ઇટી) State of being gaseous. વાયુસ્થિતિ.

**Gash**. *n.* (ગૅશ્) Long deep cut; wound; cleft. ઉંડો ઘા; જખમ; ફાટ. *vt.* To make a cut; wound. ઉંડો ઘા કરવો; કાપ મૂકવો; જખમ કરવો.

**Gasify**, *vt.* (ગૅ'સિફાઇ) Convert into gas. ગ્યાસના રૂપમાં ફેરવવું. **Gasifiable**, *a.*ગ્યાસમાં ફરી શકે તેવું.**Gasification**,*n.*ગ્યાસમાં ફેરવવું તે

**Gasket**, *n.* (ગૅ'સ્કેટ્) Cord for securing sail to yard. સઢ બાંધવાનું દોરડું.

**Gasogene**, *n.* (ગૅ'સોજીન્) Apparatus for making aerated waters. સોડા લેમનનો સંચો. [Gazogene.]

**Gasolene**, *n.* (ગૅ'ઝલિન્) Liquid got from petroleum. પેટ્રોલમાંથી નીકળતું તેલ. [Gasoline.]

**Gasometer**, *n.* (ગૅસૉ'મીટર્) Reservoir from which gas is distributed by pipes; vessel for holding gas. ગ્યાસ રાખવાની ટાંકી.

**Gasoscope**, *n.* (ગૅસો'સ્કોપ્) Instrument for detecting the presence of inflammable gas. એકદમ સળગી ઉઠે તેવો ગ્યાસ જોવાનું યંત્ર.

**Gasp**, *vi.* (ગૅસ્પ્) Catch breath with open mouth as in exhaustion or surprise; pant for breath. મહામહેનતે શ્વાસ લેવો; હાંફવું. *n.* Convulsive catching of breath. હાંફ; દમ. At one's last gasp=at point of death. મરણને સમયે; અન્તકાળે.

**Gastric**, *a.* (ગૅ'સ્ટ્રિક્) Of the stomach. પેટ સંબંધીનું.Gastric fever=enteric fever;typhoid. આંતરડાનો તાવ. Gastric juice=digestive fluid secreted by stomach. જઠરરસ.

**Gastrology**, *n.* (ગૅસ્ટ્રૉ'લજી) Science of cookery. પાકશાસ્ત્ર.

**Gastronome-mer-mist**, *n.* (ગૅ'સ્ટ્રનો,મ-સ્ટ્રૉ'નમર્-મિસ્ટ્) Judge of cookery. પાકશાસ્ત્રી; રસોઈ પરીક્ષક.

**Gastronomy**,*n.*(ગૅસ્ટ્રૉનમિ)Science of good eating.ખાવા પીવાનો શોખ;સ્વાદ;ખાનપાનશાસ્ત્ર,કળા.

**Gastronomical**, *a.* (-નૉ'-) Pertaining to gastronomy. ખાવાનો શોખ; સ્વાદ વિષેનું.

**Gate**, *n.* (ગેટ્) Opening in wall for entrance and exit; large door. દરવાજો; બારણું. *vt.* (Oxford and Cambridge), confine to college after fixed hour. અમુક વખત પછી કૉલેજની બહાર ન જવા દેવું. **Gate-bill**, *n.* (Oxford & Cambridge) Record of student's irregular entrance & exit. વખત બહાર જતા આવતા છોકરાઓની નોંધ. **Gate-money**, *n.* Money paid for entrance. દાખલ થવાના પૈસા.

**Gateway**, *n.* Opening in wall. દરવાજો; દ્વાર.

**Gather**, *vt.* & *vi.* (ગૅ'ધર્) Bring together; assemble; accumulate. ભેગા થવું; ભેગું કરવું; એકઠા થવું, કરવું. **Be gathered, to one's fathers**=To die.મરી જવું. **Gather head**= Acquire strength. મજબૂત થવું. **Gather way** (of ship).=To move. ચાલવા માંડવું. **Gather**= Pluck flowers.ફુલ તોડીને ભેળાં કરવાં.

**Gathering**, *n.* Purulent swelling; assembly. સોજો; મેળાવડો.

**Gauche**, *a.* (ગોશ) Tactless,awkward. બેડોળ; રીતભાત વગરનો; કઢંગો **Gaucheric** *n.* Awkward acts, manners. ખરાબ રીતભાત, કામ.

**Gaud**, *n.* (ગૉડ્) Showy ornament; jewel. શણગાર; આભૂષણ. **Gaudy**, *n.* Grand entertainment. ભવ્ય મેળાવડો, ખાણું. *a.* Tasteless but showy. બેનમૂન; ભભકાદાર; ડોળી.

**Gauge**, *n.* (ગેજ્) Standard measure of capacity; measure the capacity of;estimate. માપ; પ્રમાણ, બે પાટા વચ્ચેનું અંતર; ધોરણ પારખું. *vt.* Measure the dimensions of; measure the capacity of; estimate. માપ કાઢવું; પ્રમાણ કાઢવું. **Gauger**. *n.* One who gauges. પ્રમાણ કાઢનાર.

**Gaunt**, *a.* (ગૉન્ટ્) Lean; haggard, grim; દુબળું, પાતળું, થઈ ગએલું; અશક્ત.

**Gauntlet**, *n.* (ગૉ'ન્ટલેટ્) Armoured glove. હાથનું બખ્તરનું મોજું. Throw down the gauntlet=offer challenge. બીડું ફેંકવું. Take up the gauntlet=accept challenge. બીડું ઝડપવું.

**Gauntlet**, *n.* (ગૉન્ટ્લેટ્) A kind of punishment; two rows of men striking the person passing between them. માણસોની બે હાર વચ્ચે માર ખાતા પસાર થવાની શિક્ષા. **Run the gauntlet**,=Pass between two rows of men. માણસોની બે હાર વચ્ચે થઈ પસાર થવું; જોખમ ખેડવું.

**Gauze**, *n.* (ગૉઝ્) Thin transparent fabric of silk; wire. ઝીણું જાળીદાર રેશમી કાપડ; જાળ; ધાતુના તાર.

**Gavelkind**, *n.* (ગૅ'વલ્કાઇન્ડ્) Land-tenure involving equal division of intestate's

property among his sons. મહેસુલનો કાયદો જેથી ધણીના દીકરાઓને મિલ્કત સરખે હિસ્સે મળેછે.

**Gavelock,** *n.* (ગે',વલૉક્) Spear;lance. ભાલો.

**Gawk,** *n.* (ગૉક્) Awkward;bashful person. રીતભાત વગરનો માણસ. **Gawky**, *adj.*Awkward. રીતભાત વગરનો; કઢંગો.

**Gay,** *a.* ( ગે, ) Mirthful; light-hearted; showy; dissolute. આનંદી;ખુશ; ગંભીરત વિનાનું; ડોળી; દબદબાદાર; સ્વચ્છંદી.

**Gaze,** *vi.* (ગે,ઝ્) Look fixedly at. એકીટસે જોયા કરવું. *n.* Intent look, fixed look. એક નજર; એકટસ.

**Gazelle,** *n.* (ગૅ,ઝે'લ્) Small graceful soft-eyed kinds of antelope. ઝીણી આંખોવાળું હરણ.

**Gazette,** *n.* (ગૅઝે'ટ્) Official journal;newspaper. સરકારી પત્ર; વર્તમાન પત્ર, છાપું. *vt.* To publish in official papers. સરકારી પત્રમાં છપાવવું.

**Gazetteer,** *n.* (ગૅઝીટી',ર્)Official publisher of news. સરકારી પત્ર છાપનાર. 2. Dictionary of geographical names. દેશના ગામ, શહેર વગેરેની કક્કાવાર તવારીખ, શબ્દકોશ.

**Gear,** *n.* (ગી,ર્) Apparatus; tools. ઓજાર; હથિયાર;સામન 2. Set of toothed wheels. દાંતાવાળા પૈડાંનો સમૂહ. 3.Rigging (in ship). દોરડાં. 4. Harness of draught animal. વાહનનાં જાનવરોનો સાજ; સામાન. 5. Apparel; dress. કપડાં; લુગડાં. 6. Goods; household utensils. સરસામાન;રાચરચીલું. *vt.&vi.*To harness. સામાન મુકવો; પહેરાવવો. Fit into. બંધ બેસતું થવું. (of cog wheels). To equip; to dress. કપડાં પહેરાવવાં;સાજ પહરાવવો.

**Geese,***n.* (ગીઝ્)Plural of *goose.*(બહુવચન)બતકો.

**Geezer,** *n.* (ગાઇ'ઝર્) Old person, buffer. ઘરડો માણસ. (used in contempt.)

**Geist,** *n.* (ગાઇસ્ટ્) Sensibility, tendency to mental fervour. લાગણી; માનસિક ઉલ્લાસ, ઉત્સાહ; ઝનુન.

**Gelatin(e),***n.* (જે'લટિન્) Basis of jellies got by stewing skin etc. of animals. સરસ.

**Gelatinize,** *vt. & vi.* (જીલૅ'ટીનાઇઝ્) and **Gelatinate,** *vt. & vi.* (જીલૅ'ટીને,ટ્) Convert or be converted into gelatine. સરસ બનાવવો.

**Gelatinous,** *a.* (જીલૅ'ટિનસ્) Viscous like jelly. સરસના જેવું ચીકણું.

**Geld,** *vt.* ( ગેલ્ડ્ ) Deprive of generative powers or essence; castrate. ખસી કરવી; સત્વ કાઢી લેવું. *n.* Tax or tribute. કર; ખંડણી.

**Gelding,** *n.* (ગે'લ્ડિંગ્) Act of castration. ખસી કરવી તે. 2. A gelded, castrated horse. ખસી ઘોડો.

**Gelid,** *a.* (જે'લિડ્) Cool; ice-cold. ઠંડું; બરફ જેવું ઠંડું; ઠરી ગયેલું.

**Gem,** *n.* (જેમ્) Precious stone cut and polished; thing of great beauty or worth; engraved jewel. રત્નનું નંગ; મણિ; હીરો; સુંદર અને કિંમતી ચીજ. *vt.* Adorn with gem. રત્નવતી શણગારવું.

**Geminate,** *vt.* (જે'મિને,ટ્) Double; repeat; arrange in pairs. બેવડાવવું; ફરીથી કરવું; જોડમાં ગોઠવવું. *a.* Arranged in pairs. જોડબંધ ગોઠવાએલું. **Gemination**, *n.* Doubling; arranging in pairs. બેવડાવવું તે; બેની જોડીમાં ગોઠવવું તે. **Geminal,** *n.* Pair. જોડું.

**Gemini,** *n.* (જે'મિનાઇ) Constellation castor and pollux; sign of Zodiac. મિથુન રાશિ.

**Gemma,** *n.* (જે'મા) Leaf-bud in mosses. ઝીણાં સેવાળનાં પાંદડાં. **Gemmate,** *a.*(જે'મે,ટ) Having leaf-buds. ઝીણાં પાંદડાંવાળું. **Gemmation,** *n* Budding. ઝીણાં પાન આવે તે. **Gemmiparous,** *a.* Pertaining to gemmation. ઝીણાં પાનને લગતું. also *gemmerous* and *gemminiferous.*

**Gendarme,** *n.* (જે'ન્ડાર્મ) Armed police man. હથિયારબંધ સિપાઇ. **Gendarmerie,** *n.* Force of armed policemen. હથિયારબંધ સિપાઇની ટુકડી.

**Gender,** *n.* (જે'ન્ડર્) Classification of sex in grammar. જાતિ. Sex. જાતિ.

**Genealogy,** *n.* ( જીનીઍ'લજી ) Descent, pedigree; development in plant and animal form. વંશાવળી; વંશચરિત; અહેવાલ. **Genealogical,** *a.* Pertaining to genealogy. વંશાવળીને લગતું. **Genealogist,** *n.* One who studies genealogy. વંશાવળી કરનાર. **Genealogical tree,** Family lineage. પેઢી; આંબો; વંશવૃક્ષ.

**Genearch,** *n.* (જી'નીઆર્ક્) Chief of a tribe or clan. જાત અથવા ટોળીનો આગેવાન.

**Genera,** *n.* (જે'નેરા) Plural of *genus.* જાતિ. (બહુવચન).

**General,***adj.* (જે'નરલ્) Including or affecting or applicable to all or a whole class. સામાન્ય; બધાને લગતું; બધાનો સમાવેશ થયેલો હોય એવું;સર્વગ્રાહી2 (title) Chief; with unrestricted authority.મુખ્ય;સર્વોપરિ સત્તાવાળો;વડો.3.Prevent; usual. સ્વાભાવિક; હમેશ મુજબ; સાધારણ. 4. Roughly correct, or adequate. સામાન્ય; વાસ્તવિક;અડસટે;અંદાજ.5 Vague;indefinite;lacking detail.અચોક્કસ;અનિશ્ચિત; વિગત વિનાનું. *n.* Army officer. લશ્કરી અમલદાર. Commander of the army.લશ્કરનો સેનાપતિ;સરદાર.**General confession,**બધાએ બોલવાની પ્રાર્થના. **General**

**dealer,** બધી ચીજોનો વેપારી. **General election,**મુખ્ય ચુંટણી;મોટી ચુંટણી.**General post,**સવારમાં થતી ટપાલની વહેંચણી. **Generalissimo,** *n.*(-લિ'-)Commander of combined military and naval forces, of many armies. લશ્કરો અને દરિઆઇ કાફલાઓનો . સર્વોપરિ સરદાર. **Generality.** *n.* General rule or general applicability.સામાન્યરૂપ;સામાન્યતા. 2. Majority, મોટો ભાગ.**Generalize,** *vt.* & *vi.* Form general notions; speak vaguely; infer by induction. સાધારણ વિચાર બાંધવા; અચોક્કસ રીતે બોલવું; અનુમાન બાંધવું; બોહોળા અર્થમાં વાપરવું. **Generalization,** *n.* Inference; general notion.અનુમાન, સામાન્ય વિચાર. **Generally,** *adv.* In a general sense. સામાન્યરીતે; સાધારણરીતે. **Generalship,** Commandership, tact, military skill. સરદારી; લશ્કરી હુશિયારી.

**Generate,** *vt.* (જેનરે,ટ્) Produce; bring into existence. ઉત્પન્ન કરવું;પેદા કરવું. 2. Trace out. શોધી કહાડવું. **Generative.** *adj.* Productive. ઉત્પન્ન કરી શકે એવું; વૃદ્ધિ કરી શકે એવું.

**Generator,** *n.*(જેનરે,'ટર્)Begetter;apparatus for producing. ઉત્પન્ન કરનાર; વરાળ વગેરે ઉત્પન્ન કરવાનું યંત્ર.

**Generation,** *n.* (જેનરે,'શન્) Procreation; begetting; production; step in pedigree. ઉત્પન્ન કરવું તે; ઉત્પાદન; ઓલાદ; વંશ; પેઢી. 2. Average time when children replace parents. પેઢી;જમાનો. (૩૦ વર્ષ).3.All persons born about the same time. એક વખતે જન્મેલાં, જમાનાનાં, માણસો.

**Generic,** *a.* (જીને'રિક્) Characteristic of a genus or class; applied to a large class. જાતિને લગતું; જાતિ સંબંધી. 2. General; not specific or special. સામાન્ય.

**Generous,** *a.* (જે'નરસ્) Noble-minded; not mean;liberal.ઉમદા;ઉદાર; સખી. 2. Fertile. ફળદ્રુપ. (of soil.) 3. Rich and full. કિંમતિ અને ઉંચો. (wine and diet.) **Generosity,** Magnanimity. ઉદારપણું; દાનશીલતા; મોટું મન.

**Genesis,** *n.* (જે'નીસિસ્) Origin; mode of formation. ઉત્પત્તિ; પેદાશની રીત. (Old Testament) Book giving the account of creation. બાઇબલના જુના પુસ્તકનું પહેલું પ્રકરણ, સૃષ્ટિની ઉત્પત્તિ વિષે.

**Genetic,** *a.* (જીને'ટિક્) Of or in origin. ઉત્પત્તિ વિષે, તે લગતું. **Genetically,** *adv.* **Genetics.** *n.* Science of breeding. ઓલાદની વિદ્યા.

**Genial,** *a.* (જી'નિઅલ્)Conducive to growth; mild; warm. પુષ્ટિકારક; સારી. 2. Cheering; jovial; kindly. આનંદી, મળતાવડો; મિલનસાર. **Geniality,** *n.* Sociableness; joviality. મળતાવડાપણું; આનંદીપણું; ખુશમિજાજ.

**Genii,** *n.* ( જી'નીઆઇ ) Plural of *genius*; sprites; goblins. ભૂતો.

**Genital,** *a.* (જે'નીટલ્) Of generation. ઉત્પત્તિ, પેદાશને લગતું. **Genitals,** *n.* External generative organs. જનનેંદ્રિય; ઉપસ્થ.

**Genitive,** *a.* & *n.* (જે'નિટિવ્) Pertaining to the genitive case. છઠ્ઠી વિભક્તિ વિષે. The case which shows the possessor. છઠ્ઠી વિભક્તિ. **Genitival,** *a.* (જેનિટા'ઇવલ્)

**Genius,** *n.* (જી'નિઅસ્) Tutelary spirit of person, or place. ભૂત; પિશાચ. 2. Prevalent feeling;taste.વલણ;વાતાવરણ (માનસિક); રૂચિ. 3. Special mental endowment;exalted intellectual power.અસાધારણ બુદ્ધિ;કલ્પના શક્તિ;પ્રતિભા. 4. Man with exalted intellectual power. બુદ્ધિશાળી પુરૂષ. **Genius Loci,** Presiding deity of the place. જગ્યાનો મુખ્ય રક્ષણ કરનારૂ દેવ; રક્ષક દેવતા; દૈવત.

**Genre,** *n.* (ઝાંર્) Kind;style; type.જાત;રીત; કલાશૈલી; સામાન્ય જીવનદૃશ્ય.

**Gent,** *n.* (જેન્ટ્) Abbreviation of *gentleman.* ગૃહસ્થ; સદ્‌ગૃહસ્થ.

**Genteel,** *a.* (જેન્ટી'લ્) Elegant; stylish. વિવેકી; સભ્ય; ખાનદાન. **Genteelly,** *adv.*

**Gentian** *n.* (જે'ન્શન્) Kind of blue-flowered plant. એક જાતનો છોડ. **Gentian-bitter,** Tonic from Gentian root. આ છોડનું પુષ્ટિકારક મૂળિયું.

**Gentile,** *a.* (જે'ન્ટાઇલ્) Not of Jewish race, nation or tribe, heathen. યાહુદી સિવાય જાતનું; અમુક જાતનું; મૂર્તિપૂજક લોકનું; *n.* Heathen. મૂર્તિપૂજક; પરધર્મી; કાફિર.

**Gentility,** *n.* (જેન્ટિ'લિટી) Gentle birth; social superiority; upper-class habits. ખાનદાની; અમીરી; કુલીનતા; સભ્યતા; લાયકાત; મ્હોટાઆની રીત.

**Gentle,** *a.* (જે'ન્ટલ્) Well-born. ખાનદાન; કુલીન. 2. (Heraldry) entitled to bear arms. હથિયાર વગેરે ચિહ્નનો હક ધરાવતા. 3. Honourable; gentlemanly. સભ્ય; વિવેકી. 4. Quite; moderate. નમ્ર; નરમ. **Gentle craft**= angling. માછલી મારવાનો ધંધો. **Gentle sex,** Woman. સ્ત્રી જાત. **Gentle,** *n.* Gentle-

man. સદ્ગૃહસ્થ; સભ્ય પુરૂષ. 2. Bait for fish. માછલીને પકડવાનું સાધન. **Gentlefolk**, (ક.) People of good family. ગૃહસ્થ લોકો; સારા માણસો.

**Gentleman**, *n.* (જે'ન્ટલમન્) Well-bred man; man of good social position or wealth. સદ્ગૃહસ્થ; સારી સ્થિતિવાળો; પૈસાવાળો માણસ.

**Gentleman - at - arms**, Sovereign's body-guard on state occasions. રાજદ્વારી પ્રસંગોમાં,સ્વારીમાં રાજાની સાથે રહેનાર માણસ;શાહી અંગરક્ષક. **Gentleman-at-large**,કામધંધા વગરનો નવરો માણસ. **Gentlemanly**, *a.* **Gentlemanlike**, *a.* Polite; courteous. સભ્ય; વિવેકી.

**Gentleness**, *n.* (જે'ન્ટલનિસ્) Kindliness; mildness; freedom from violence; suddenness. ભલાઇ; માયાળુપણું.

**Gentlewoman**, *n.* (જે'ન્ટલવુમન્) Woman of good birth or breeding; lady. સારા ઘરની સ્ત્રી; આબરૂદાર સ્ત્રી; કુલીન સ્ત્રી.

**Gently**, *adv.* (જે'ન્ટ્લી) Mildly; kindly; softly; quietly. માયાળુપણે; ભલાઇથી; ધીમેથી; ધીરેથી.

**Gentry**, *n.* (જે'ન્ટ્રી) People of good breeding below nobility. સારા લોકો; ગૃહસ્થ વર્ગ. (contempt) people. લોકો.

**Genuflect**, *vi.* (જે'ન્યુફ્લેક્ટ) Bend the knee in worship. પ્રાર્થના કરતી વખતે ગોઠણવાળીને બેસવું તે.. **Genuflection**, *n.* ગોઠણવાળીને બેસવું તે. (also Genuflexion).

**Genuine**, *a.* (જે'ન્યુઇન્) Real; pure; not sham; coming from the proper source. ખરૂં; ચોખ્ખું; અકૃત્રિમ; નૈસર્ગિક; યોગ્ય અધિકારી પાસનું. **Genuinely**,*adv* **Genuineness**, *n.* શુદ્ધતા; ચોખ્ખાઇ; ખરાપણું.

**Genus**, *n.* (જી'નસ્) Group of animals with common characteristis with several species. વર્ગ, જાતિ; પ્રકાર.

**Geocentric**, *a.* (જીઓસે'ન્ટ્રિક) Having the earth as centre; considered as viewd from the earth's centre. પૃથ્વીના મધ્યબિંદુમાંથી લીધેલું; પૃથ્વીને મધ્યબિંદુ તરીકે લીધેલું.

**Geodesy**, *n.* (જીઑડિ'સી) Study of figure and area of the earth. પૃથ્વીના આકાર તથા ક્ષેત્રફળનો અભ્યાસ.

**Geodesic, Geodetic**, Line shortest line between two points on the earth's surface, પૃથ્વી ઉપરના બે બિંદુ વચ્ચેની ટુંકામાં ટુંકી લીટી.

**Geognosy**, *n.* (જીઑ'ગ્નસી) Geology of a district or rocks. ભૂરચના.

**Geography**, *n.* (જીઑ'ગ્રફી) Science of earth's physical features. ભૂગોળવિદ્યા. 2. Manual of geography. ભૂગોળનું પુસ્તક. **Geograhhical**, *a.* **Geographer**, *n* ભૂગોળવિદ્યા જાણનાર; ભૂગોળનું પુસ્તક લખનાર. **Geographical mile**, about 2000 yards.

**Geology**, *n.* (જીઑ'લજી) Science of earth's crust; strata and their relations. ભૂસ્તરવિદ્યા; ભૂરચના શાસ્ત્ર. **Geological**, *a.* **Geologist**, *n.* ભૂસ્તર શાસ્ત્રી, ભૂસ્તર વિદ્યાનું પુસ્તક લખનાર. **Geologize**, *v.* ભૂસ્તર વિદ્યાનો અભ્યાસ કરવો.

**Geomancy**, *n.* (જીઑ'મન્સી) Divining by means of figures or lines રમલ.

**Geometry**, *n.* (જીઑ'મિટ્રી) Science of properties ond relations of magnitudes in space. ભૂમિતિ; રેખાગણિત. **Geometrical**, ભૂમિતિસંબંધી. **Geometrician**, *n.* One versed in geometry. ભૂમિતિશાસ્ત્રી.

**George**, *n.* (જૉર્જ) Jewel forming part of Garter insignia. બાદશાહી આભૂષણનું જવાહીર. **St. George**,Patron Saint of England ઇંગ્લેંડનો મુખ્ય રક્ષકદેવ.

**Georgic**, *n.* (જૉ'ર્જિક) Any book of Virgil's husbandry poem, the Georgics. વર્જિલની ખેતીવાડી સંબંધી કવિતા.

**Geranium**, *n.* (જરે'નિઅમ્) Kind of wild plant with flowers. ફુલવાળો એક જાતનો છોડ.

**Gerfalcon**, *n.* (જ'ર્ફૉકન્) Icelandic or any large northern falcon. આઇસલૅન્ડનું અથવા ઉત્તર દેશોનું મોટું બાજ.

**Germ**, *n.* (જર્મ્) First organism capable of growth; rudiment of animal or plant. જંતુ; ફણગો; અંકુર; બીજ; મૂળ. 2. Elementary principle. મૂળતત્વ. **Germinate**, *vt.* & *vi.* To sprout; to cause to sprout. ફણગો ફુટવો; ફણગો ફુટે તેમ કરવું.

**German**, *a.* (જ'ર્મન્) For *germane.*

**German**, *a.* (જ'ર્મન્) Of Germany, its inhabitants or language. જર્મનિ દેશ અથવા ત્યાંના માણસો,અથવા ભાષાને લગતું. 2. *n.* Native of Germany; German language. જર્મનીનો રહેવાશી, જર્મન ભાષા.

**Germansilver**,*n.* White alloy of nickel. કૃત્રિમ ચાંદી. **Germanic**, *a.* Of the Teutonic race. ટ્યુટૉનિક જાતને લગતું. **Germanism**,

*n.* Imitation of German idioms.જર્મનભાષાનું અનુકરણ.

**Germane,** *a.*(જર્મે',ન્) Relevant; pertinent to a subject. અમુક વિષયને લગતું. 2. Nearly related. નજીકની સગાઈવાળું.

**Germicide,** *n.* (જ'ર્મિસાઇડ્) Medicine for destroying germs. જંતુવિનાશક દવા. *a.* Destructive of germs. જંતુવિનાશક. **Germicidal,** *a.*

**Germinal,** *a.* (જ'ર્મિનલ્) Of germs, in earliest stage of development. ફણગા; અંકુર સંબંધી; શરૂઆતનું.

**Germinate,** *vi.* & *vt.*(જ'ર્મિનેટ્)To sprout; to cause to shoot. ફણગો ફુટવો; ફુટે તેમ કરવું **Germinative, Germinant,** *a.* **Germination** *n.* ફણગો ફુટવો તે. **Germinator,** *n.* ઉત્પન્ન કરનાર.

**Gerrymander,** *vt.* (ગૅરીમૅન્ડર) Manipulate so as to give undue influence to some class. અમુક વર્ગને વધારે લાગવગ મળે તેમ વર્તન રાખવું. *n.* તેવું વર્તન.

**Gerund,** *n.* (જે'રન્ડ) English verbal noun in -ing. ધાતુ સાધિત કૃદંતનામ. **Gerundial,** *a.* **Gerundive,** *n.* Latin verbal adjective. કૃદંત વિશેષણ. **Gerundival** *a*

**Gestation,** *n.* (જેસ્ટે'શન્) [illegible] womb [illegible] ગર્ભ ધારણ; આધાન; ગર્ભાવસ્થા. ગર્ભ કાળ.

**Gesticulate,** *vi.* & *vt.* (જેસ્ટિ'ક્યુલેટ્) Express with motion of limbs; use gestures in speaking. બોલવામાં લટકા કરવા; ચાળા કરવા. **Gesticulation,** *n.* લટકા કરીને બોલવું તે. **Gesticulator,** *n.* આવી રીતે બોલનાર; કરનાર. **Gesticulative, Gesticulatory,** *a.* અંગચેષ્ટાવાળું.

**Gesture,** *n.* (જે'સ્ચર) Significant movement of limb or body. શરીરના અવયવો હલાવવા તે. 2. Use of gestures as rhetorical device. લટકા; ચેષ્ટા; અભિનય; ઇંગિત. *vt.*& *vi.* To make gestures. ચાળા કરવા. To explain with gestures. લટકા કરી સમજાવવું.

**Get,** *vt.* & *vi.* (ગેટ્) Obtain; earn; gain; win; procure; entrap; beget; catch; arrive at; ascertain. મેળવવું; કમાવું; લાવવું; લેવું; જીતવું; પેદા કરવું;કબજામાં લેવું;નક્કી કરવું. 2.To become; to reach; to make; to cause; make to come or go. થવું; પહોંચવું; કરવું; કરાવવું; જવું; આવવું. 3. To get by heart; to commit to memory. મોઢે કરવું; શીખી જવું. **Get along** = Be off. ચાલ્યા જાઓ. **Get a move on, Get at,** Reach; get hold of; find out. પહોંચી જવું; શોધી કાઢવું; પકડી કાઢવું. **Get back,** Recover. પાછું મેળવવું. **Get away,** Escape. નાસી જવું. **Get back one's own,** Avenge injury. નુકસાનનું વેર લેવું. **Get into, Get on,** Put on; don. પહેરી લેવું. **Get by heart,** Learn. શીખવું; મોઢે કરવું.. **Get it into one's head** = Conceive the notion. વિચાર મગજમાં આવવો; ધૂન, ધુરી ચ્હડવી. **Get a thing off one's chest,** To say & have done with it. કહી નાખવું. **Get on one's nerves,** To irritate. ખીજવવું. **Get a thing on the brain,** To stick to one thought. એકજ વિચારને વળગી રહેવું. **Get over,** Surmount; overcome. ઓળંગી જવું. **Get rid of,** Be free from. છુટા થવું; દૂર થવું. **Get the wind up,** Be frightened. બીહી જવું **Get through,** Succeed. ફત્તેહ પામવી. **Gettable,** *a.* Accessible. મળી શકાય તેવું; મળી શકે તેવું. **Get up,** *n.* Style of arrangement or production. ગોઠવવાની, બનાવવાની રીત; બાંધણી. **Get with child** = To impregnate. બેજીવ કરવું; ગર્ભવંતી કરવી. **Getting** *n.* મેળવવું તે

**Gewgaw,** *n.* (ગ્યૂ'ગૉ) [illegible] dawning [illegible] દેખાવડું રમકડું; નજીવી કિંમતનું ઘરેણું; નજીવી ચીજ.

**Geyser,** *n.* (ગે,'સર) Intermittent hot springs; apparatus for heating water. ઉના પાણીનો ઝરો; પાણી ગરમ કરવાનું સાધન; સંચો.

**Ghastly,** *a.* (ઘા'સ્ટલી) Horrible; frightful. ભયંકર; બિહામણું. 2. Deathlike; pallid. મુડદા જેવું; પીળું; ફિકું. 3. Forced; grim. કૃત્રિમ; ભયંકર (હાસ્ય). **Ghastlily,** *adv.*

**Ghazi,** *n.* (ગા'ઝી) Fanatic moslem fighter. ઝનુની મુસલમાન લડવૈયો.

**Gherkin,** *n.* (ગ'ર્કિન્) Small cucumber for pickling. નાની કાકડી.

**Ghibelline,** (ગિ'બેલિન્) Adherent of the emperor's faction in mediaeval Italy. જુના જમાનામાં ઇટાલિમાં બાદશાહી ટોળીનો માણસ. *a.* તે ટોળીને લગતું.

**Ghost** *n.* (ગો,'સ્ટ) Spectre; dead person appearing to the living; soul of dead person in Hades. ભૂત; પિશાચ; મરેલા માણસનો પીડાતો આત્મા. 2. Emaciated person; shadow;

semblance.દુબળો માણસ;પડછાયો;આભાસ.**Holy Ghost**=Third person in Trinity. ખ્રિસ્તી ધર્મમાં ત્રિપુટીનો ત્રીજો માણસ. **Give up the ghost,**=To die. મરી જવું.

**Ghostly,** *a.* (ગો',સ્ટ્લી) Relating to ghost; spirit. ભૂત;આત્મા સંબંધી.**Ghostly enemy** =સેતાન.

**Ghoul,** *n.* (ગૂલ્)) Spirit preying on corpses in Eastern tales. વાર્તામાં આવતું મૃત દેહ ખાનારૂં ભૂત.

**Giant,** *n.* (જાં'યન્ટ્) Being of human form but superhuman size.દૈત્ય;રાક્ષસ.2.Very tall person; person of extraordinary strength બહુ ઉંચો માણસ;બહુ મજબુત માણસ.**Giantess,** (fem.) (જાં'યન્ટિસ્) **Gigantic,** *a.* **Giant-stride,***n.*Apparatus enabling user to take huge strides round pole. વાંસડાઓ કે જેના વતી મોટી ડાંપ ભરી શકાય છે.

**Giaour,** *n.* (જાં'વર્) Infidel especially Christian; a term used by Turks out of contempt નાસ્તિક; કાફર.

**Gibber,** *vi.* (ગિ'બર્, જિ'બર્) Chatter like ape. વાંદરાની માફક કિકીઆરી કરવી. *n.* Chatter. કીકીઆરી.

**Gibberish,** *n.* (ગિ'બરિશ્) Unintelligible speech. લવારો; બકબક.

**Gibbet** *n.* (જી'બેટ્) Gallows' post with arm for hanging executed criminals.ફાંસીનું લાકડું; મૂએલા ગુન્હેગારને ટાંગવાનું લાકડું. 2. Death by hanging. ફાંસીથી મોત. *vt.* Put to death by hanging. ફાંસી દેવી.

**Gibbon,** *n.* (ગિ'બન્) Kind of apes. વાંદરાની જાત.

**Gibbous,** *a.* (ગિ'બસ્) Convex.બહાર ઉપસેલું; 2. Moon's bright part greater than semi-circle. અર્ધા કરતાં વધારે તેજસ્વી ચંદ્ર. 3. Hunch-backed. ખુંધીઓ; ખુંધવાળું. **Gibbosity,** *n.* (ગિબૉ'સિટી) ખુંધ; ઢેકો.

**Gibe, Jibe,** *vt.* & *vi.* (જાઇબ્) Flout; jeer; mock; taunt. મશ્કરી કરવી; હસી કહાડવું; ટાણું મારવું. *n.* મ્હેણું; મશ્કરી.

**Giddy,** *a.* (ગિ'ડી) Dizzy, disposed to stagger;making dizzy;mentally intoxicated. ફેર આવે એવું; ચકરી આવે એવું; નિસાબાજ. 2. *vt.* & *vi.* To make, become giddy. ચકર આવવી; ચકર લાવવી. તમર ખાવી; તમર આવે એવું કરવું. **Giddiness,** *n.* ચકર; તમર.

**Gift,** *n.* (ગિફ્ટ્) Thing given; present. ભેટ; બક્ષિસ.2.Natural endowment;talent; faculty miraculously bestowed.બુદ્ધિ;શક્તિ; પરચો. *vt.* Endow with talents. બુદ્ધિ, શક્તિ આપવી. **Giftic,** (Scottish) gift.

**Gig,** *n.* (ગિગ્) Light two-wheeled one-horse carriage; light ship's boat; rowing-boat for race. બે પૈડાની એક ઘોડાની ગાડી; નાની હોડી; શરતની હોડી. **Gig-lamps,** Spectacles. ચશ્માં.

**Gigantic,** *a.* (જાઇગૅ'ન્ટિક્) Giantlike;huge. રાક્ષસ જેવું; જબરૂં; રાક્ષસી.

**Giggle,** *vi.* & *n.* (ગિ'ગલ્) Laugh like affected or ill bred girl; titter. છોકરીની માફક હસવું; અટ્ટહાસ્ય; ખીખી કરવું.

**Gild,** *a.* (ગિલ્ડ્) Cover thinly with gold; tinge with golden colour or light. સોનાનો રસ ચઢાવવો; સોનેરી રંગ અથવા રસ ચઢાવવો. **Gilded chamber,** House of Lords. અમીરની સભા. **Gild the pill,** ખરાબ વાતાવરણ સુધારવું, શાંત કરવું; કડવી વાત મીઠી કરી કહેવી, કરવી.

**Gill,** *n.* (ગિલ્) Respiratory organ of fish. ચુઇ; ઝાખલી. 2. Flesh below person's jaws and ears. જડબાં તથા કાન નીચેનું માંસ.

**Gill,** *n.* (ગિલ્) Deep wooded ravine; narrow mountain torrent. ઉંડી ખીણ; ડુંગર ઉપર પાણીનો ધોધ.

**Gill,** *n.* (ગિલ્) Quarter-pint liquid measure. પિન્ટનો ચોથો ભાગ; પ્રવાહી માપ.

**Gill, (in Jack and Gill,)** Lass. (છોકરો અને) છોકરી.

**Gilt,** *n.* (ગિલ્ટ્) Gilded. સોનેરી રંગ ચઢાવેલું. **Take the gilt off the ginger bread,** ઉપલો ઢોળ કાઢી નાંખવો; સાદું બનાવી દેવું; મોહ ઉતારવો.

**Gimlet** *n.* (ગિ'મ્લેટ્) Boring-tool with wooden cross-handle. સારડી; કાણું પાડવાનું ઓજાર. *vt.* To bore holes with a gimlet. સારડીવતી કાણાં પાડવાં. **Gimp, gymp,** *n.* (ગિમ્પ્) Twist; fishing line of silk; coarse thread for outline. રેશમની ફીત; રેશમની પટ્ટી; રેશમી દોરી.

**Gin,** *n.* Snare; trap; kind of crane and windlass; machine separating cotton from seed. જાળ; ભાર ચઢાવવા ઉતારવાનું યંત્ર; રૂમાંથી કપાસ છુટા પાડવાનું યંત્ર. *vt.* To trap; in gin. પકડવું; જીનમાં કામ ચલાવવું.

**Gin,** *n.* (જીન્) Geneva. **Gin-palace**=

બલકાદાર હોટલ. **Gin-sling,** આદાનું બનાવેલું ઠંડું પાણી.

**Ginger,** *n.* (જીં'જર્) Hot spicy root used in cooking and medicine. આદુ; સુંઠ. 2. Mettle;spirit.કૌવત;હિંમત;દૈવત. 3.Stimulation. ઉત્તેજન. **Ginger-beer**=Flavoured aerated drinks. ઠંડું પીણું. **Ginger-bread**=Flavoured treacle cake. આંદાંનો રસ તથા મસાલો નાંખીને બનાવેલી ગળી રોટલી. **Gingerade**= Gingerbeer. **Gingery,** *a.* Spiced with ginger. આદાંવાળું.

**Gingerly,** *a.* (જીં'જર્લી) Careful;cautious. સંભાળવાળું; કાળજીવાળું. *adv.* Carefully, cautiously. કાળજીપૂર્વક; સંભાળપૂર્વક.

**Gingham,** *n.* (ગિં'ગૅમ્) A cotton-cloth or linen cloth often striped. પટાવાળું સુતરાઉ કાપડ; છત્રી. 2. Umbrella. છત્રી.

**Gipsy,** *n* (જી'પ્સી)Member of a wandering race. રખડુ ટોળીનો માણસ; ભાટચારણ; ચારણી.2. Mischievous or dark-complexioned woman. તોફાની અથવા કાળા રંગની સ્ત્રી.

**Giraffe** *n.* (જીરા'ફ્) Camelopard; African ruminant quadruped. જીરાફ; આફ્રિકાનું ચોપગું પ્રાણી.

**Gird,** *vt.* (ગર્ડ્) To encircle with waist-belt. વીંટાળવું; કમર આસપાસ બાંધવું. **Gird one's loins, Gird up, Gird oneself**= Prepare for action. કમર કસીને તૈયાર થવું. 2. *vi.* To gibe at. મ્હેણું મારવું; હાંસી કરવી.

**Girder,** *n.* (ગ'ર્ડર્) Iron or steel beam for supporting joists.ગર્ડર;મોભ;મકાનમાં મુખ્ય લાકડું.

**Girdle,** *n.* (ગ'ર્ડલ્) Cord; belt tied round the waist. કમરપટો. *vt.*Surround with girdle. પટો બાંધવો.

**Girdle,** *n.* (ગ'ર્ડલ્) Round iron plate for cooking. લોઢી; તાવડી.

**Girl,***n* (ગર્લ્)Female child;young unmarried woman. છોકરી;કન્યા;કુમારિકા. 2. Maidservant. ચાકરડી. **Girl-guides**=Organization parallel to Boy Scouts. બોય સ્કાઉટના જેવી છોકરીઓની ટુકડી. **Girlhood,***n.*Maidenhood. કુમારિકાપણું; કૌમાર્ય. **Girlish,** *a.* Girl-like. છોકરીના જેવું.

**Girt,** *vt.* (ગર્ટ્) Gird;encircle.બાંધવું; વિંટાળવું.

**Girth,** *n.* (ગર્થ્) Leather belt round body of horse to fasten the saddle. ઘોડાનો તંગ. *vt.*Secure the saddle with girth. તંગ બાંધવો.

**Gist,** *n.* (જિસ્ટ્) Substance; pith; point. સાર; ભાવ; મુદ્દો.

**Give,** *vi.* & *vt.* (ગિવ્) Bestow gratuitously confer ownership of;make present of.આપવું; બક્ષીસ દેવું. 2. To deliver. દેવું; આપી દેવું. 3. Grant; accord. મંજુર કરવું. 4. To consign. સોંપવું. 5. Devote; addict. અર્પણ કરવું; વ્યસન હોવું. **Give one a piece of one's mind**=To denounce his folly. મૂર્ખાઈ છતી કરવી; ચોકખું સંભળાવવું. **Give as good as one gets**=બરાબર સામો જવાબ વાળવો. **Give away** = આપી દેવું. 2. ઉઘાડું પાડવું. **Give back**=પાછું આપવું. **Give birth to**=જન્મ આપવો. **Give chase**= પાછળ પડવું. **Give ground**=પાછા હઠવું. **Give over**=પડતું મૂકવું; છોડી દેવું. **Give place to**=જગ્યા ખાલી કરી આપવી. **Give rise to**=પેદા કરવું; ઉત્પન્ન કરવું.**Give tongue** =સમજાવવું. **Give way**=હારી જવું; મૂકી દેવું. **Give and take**=વાર્તાલાપ;વિચારની અદલા-બદલી.

**Give,** *n.* (ગિવ્) Elasticity. સ્થિતિ સ્થાપકતા.

**Gizzard,***n.*(ગિ'ઝર્ડ્) Bird's second stomach. કોઠો. **Fret one's gizzard**=To worry. કંટાળો ઉપજાવવો. **Sticks in one's gizzard** = Is unpalatable. અસ્વાદિષ્ટ થવું; અપચો થવો; પેટમાં ખુંચે છે.

**Glabrous,** *a.* (ગ્લે'બ્રસ્) Smooth-skinned. લીસી ચામડીવાળું.

**Glacial,** *a.* (ગ્લે',શલ્) Of ice; icy; frozen. ઠરી ગએલું; બરફનું. **Glacial Epoch,** પૃથ્વી બરફથી ઢંકાએલી હતી તે વખત. **Glaciate,** *vt.* Cover with ice-sheet. બરફથી ઢાંકવું. **Glaciate** *n.* બરફનો થર.

**Glacier,** *n.* (ગ્લે,'શર્ ગ્લૅ'સિઅર્)Slowly moving mass of ice formed by accumulation of snow. બરફની નદી; બરફનું ક્ષેત્ર.

**Glacis,** *n.* (ગ્લે'સિસ્) Bank sloping down from fort. કિલ્લા આગળનો ઢોળાવ; ઢોળાવવાળો કિનારો. (ગ્લૅ'સિસ્, ગ્લાસ્હી').

**Glad,** *a.* (ગ્લૅડ) Joyful; pleased. ખુશી, રાજી; આનંદી. **Gladden,** *vt.* Make glad. ખુશી, રાજી, આનંદી કરવું.

**Glade,** *n.* (ગ્લે,ડ્) Clear passage in a forest. વનમાં ખુલો માર્ગ; ખુલો રસ્તો; વનરાજી.

**Gladiate,** *a.* (ગ્લૅ'ડિએ,ટ્) Of the shape of a sword. તરવારના આકારનું.

**Gladiator,** *n.* (ગ્લૅ'ડિએ,ટર્) Trained fighter in ancient Roman shows. મલ્લ; કુસ્તીબાજ. **Gladiatorial,** *a.*

**Gladsome**,*a*.(ગ્લૅ'ડસમ્)Giving or diffusing joy. આનંદી; ખુશકારક; આહ્લાદિત.

**Glair**, *n*. (ગ્લે,ર) White of egg; viscid substance prepared from it. ઇંડાંની જરદી; સફેદ ભાગ. *vt*. Smear with glair. જરદીમાં રગદોળવું; જરદી લગાડવી.

**Glamonr**, *n*. (ગ્લૅ'મર્)Magic enchantment; delusive or alluring beauty of charm. મોહકતા; ભ્રાંતિ; ખોટા મોહ. *a*. **Glamorous**.

**Glance**, *vi*. & *vt*. (ગ્લાન્સ)Glide off object. ત્રાંસું છુટવું. 2. Pass quickly over. ઉતાવળથી ફેરવી જવું. 3. Cast momentary look. ઉતાવળી દૃષ્ટિ, નજર નાંખવી. *n*. Swift oblique movement of the eye.આંખનો પલકારો;કટાક્ષ;દૃષ્ટિપાત.

**Gland**, *n*. (ગ્લૅન્ડ) Organ formed of the secreting cells. માંસની ગ્રન્થી; કોથળી. also **Glandule**. *a*. **Glandular, Glandulous**.

**Glanders**, *n*. (ગ્લૅ'ન્ડર્ઝ) Contagious horse-disease.ઘોડાને થતો એક રોગ.*a*.**Glandered**. **Glanderous**.

**Glare**,*vi*. (ગ્લેઅર્) Shine dazzlingly. ચકચકવું; ચકચકાટ કરવો. 2. Stare; look fixedly. ટગર ટગર જોવું. *n*. ઉગ્રતેજ; ઝળઝળાટ અજવાળું; 2. ટગર ટગર જોવું તે.

**Glass**, *n*. (ગ્લાસ્) Transparent; brittle substance made by fusing sand with soda; potash,etc. કાચ. 2. **Glass-vessels**,કાચના વાસણ. 3.**Looking-glass**,Mirror.આરસો; દર્પણ;આયનો **Glass-paper**=કાચીઓ કાગળ. **Field-glass**,દુર્બિન **Hour glass**,કલાકની શીશી. **Optical - glass**. આંખના કાચ **Glasses**, ચશ્માં. **Weather-glass**, હવા માપવાનું યંત્ર. *a*. **Glassy**, કાચના જેવું લીસું.

**Glaucoma**, *n*. (ગ્લૉકો,'મા) Eye-disease ઝાંખરવા. *a*. **Glaucomatous**.

**Glaucous**, *a*. (ગ્લૉ'કસ્) Of dull greyish green or blue. ઝાંખા લીલા અથવા આસમાની રંગનું.

**Glaze**, *vt*. & *vi*. (ગ્લે,ઝ્) To polish. લીસું કરવું. 2. To cover with vitreous substance. ગ્લેઝ ચઢાવવો. (pottery) 3. Cover with coating of different colours.જુદા જુદા રંગ ચઢાવવા.*n*. Substance used for glazing;surface produced by glazing. ઢોળ; રોગાન; ઓપ. **Glazier**, *n*. (ગ્લે',ઝ્યર્, ગ્લે'ઝિઅર્) One who sets glasses in windows.બારી વગેરેમાં કાચ બેસાડનાર. **Glazy** *a*.

**Gleam**, *n*. (ગ્લીમ્) Transient light; momentary show. ઝાંખુ તેજ; તેજનો ઝબુકો; ઘડિભરનો દેખાવ. *vi*. **Emit gleam**. પ્રકાશ નીકળવો; તેજનો ઝબુકો થવો. **Gleamy**, *a*.

**Glean**,*vi*.&*vt*. (ગ્લીન્) Gather corn left by reapers. ખેતરમાંથી દાણો ભેગો કરવો; દાણે દાણે વીણવું.**Gleaner**,*n*.દાણો એકઠો કરનાર.**Gleaning**,*n*.દાણો એકઠો કરવો તે;ઉઞ્છન**Gleanings**, *n*. What one has been able able to collect. માણસે પોતાની જીંદગીમાં જેટલું એકઠું કર્યું હોય તે (સાહિત્ય, કળાના નમુના); કમાણી; સંગ્રહ.

**Glebe** *n*. (ગ્લીબ) Land attached to benefice. દેવળની,ધર્માદાની જમીન. 2. Earth; land; field. પૃથ્વી; જમીન. 3. Turf. જમીનનું ઢેફું.

**Glee**, *n*. (ગ્લી) Mirth; joy.આનંદ; મઝા;ખુશાલી. **Gleeful**, *a*.

**Gleet**, *n*. (ગ્લીટ્) Thin morbid discharge from urethra. પરમીઓ; પ્રમેહ.

**Glen**, *n*. (ગ્લેન્) Narrow valley. સાંકડી ખીણ.

**Glib**, *a*. (ગ્લિબ) Fluent; more voluble than sincere or sound. વાચાળ; બહુ બોલો. **Glibness**, *n*. વાકચાતુર્ય.

**Glide**, *vt*. & *vi*. (ગ્લાઈડ્) Proceed by smooth continuous movements. વહી જવું; ધીમે ધીમે તરવું. 2. Pass gradually or imperceptibly; cause to guide. સરી જવું; સેરવી નાંખવું. *n*. **Gliding motion**. લપસવું તે; સરવું તે. **Gliding by** *a*.

**Glim**, *n*. (ગ્લિમ્) Light. દીવો Dowse the glim. દીવો ઠારી નાંખવો; બુઝાવી દેવો.

**Glimmer**, *vi*. (ગ્લિ'મર્) Shine faintly or intermittently. ઝાંખું બળવું; ઝાંખું તેજ આપવું. *n*. Faint light; gleam. ઝાંખુ તેજ. **Glimmering**, *a*. Faint. ઝાંખું.

**Glimpse**, *n*. (ગ્લિ'મ્પ્સ્) Faint transient appearance; brief view. ઉતાવળી નજર; ક્ષણિક દેખાવ;આભાસ;છાયા.*vt*. & *vi*. See or be seen faintly or partly. ઉતાવળી નજરથી જોવું;ઉતાવળી નજર નાંખવી; ઝાંખું જોવું; ઝાંખું, જરા દેખાવું.

**Glint**, *vt*. & *vi*. (ગ્લિન્ટ) Flash; glitter; reflect light. ચળકવું; ઝગઝગાટ થવો; પ્રતિબિંબ પડવું.

**Glissade**, *n*. (ગ્લિસે,'ડ્) Slide down slope of ice. બરફ ઉપરનો ઢોળાવ. *vi*. To slide. બરફ ઉપર લપસવું; સરકવું.

**Glisten**, *vi*. (ગ્લિ'સન્) Glitter; sparkle. ચળકવું.

**Glister**, *vi*. (ગ્લિ'સ્ટર્) To glitter. ચળકવું. *n*. ચળકાટ.

**Glitter**, *vi*. *n*.(ગ્લિ'ટર્) Shine with bright

tremulous light; sparkle. ચળકવું; ઝગઝગવું; ઝગઝગાટ; ચળકાટ.

**Gloaming,** *n.* (ગ્લો,'મિંગ્) Evening twilight. સંધ્યાકાળ; ઝળઝળાઉ.

**Gloat,** *vi.* (ગ્લોટ્) Feast eyes or mind greedily, malignantly etc. ધારી ધારીને જોવું; પ્રરાઇને જોવું; વિચારવું; રાજી થવું.

**Globe,** *n* (ગ્લોબ્) Sphere; planet; star; sun. ગોળો; ગ્રહ; તારો; સૂર્ય. **The globe**=Earth. પૃથ્વી. **Terrestrial globe,** પૃથ્વીનો ગોળો. **Celestial globe,** ગ્રહસમૂહ. **Globe-fish,** ગોળમાછલી. **Globe – trotter**=Hurried sight-seeing traveller. પૃથ્વીની મુસાફરી કરનાર. **Globose, Globular, Globate,** *a.* Spherical. ગોળ; ગોળાકાર. **Globosity,** *n.* ગોળાકાર; ગોળ હોવું તે. **Globule,** *n.* Small globe; pill. નાનો ગોળો; ગોળી. 2. Blood corpuscle. લોહીનાં પિંડ. **Globulin,** *n.* Proteid found in blood. લોહીમાંનો પદાર્થ.

**Glomerate,** *a.* (ગ્લૉ'મરેટ) Compactly clustered. મજબૂત ભેગું થએલું; વીંટાએલું.

**Gloom,** *n.* (ગ્લૂમ્) Darkness. અંધારૂં. 2. Melancholy; depression. ઉદાસી; ગ્લાનિ, ગમગિની. *vi.* & *vt.* Look depressed. ઉદાસી દેખાવું. 2. Be dull; make dark; dismal. અંધારૂં થવું; અંધકારથી છવાઈ જવું. **Gloomy,** *a.* **Gloominess,** *n.* ઉદાસીનતા.

**Glory,** *n.* (ગ્લો,'રી) Renown, honourable fame. કીર્તિ; પ્રતિષ્ઠા; ખ્યાતિ. 2. Fit subject for boasting. મહિમા; પ્રતાપ; વડાઈ. 3. Resplendent majesty or beauty. સૌંદર્ય; ખુબી. **Go to glory,** Die. મરી જવું. **Send to glory**=Kill. મારી નાંખવું. **Be in one's glory,** સુખી હોવું. **Glory,** *vi.* To take glory in. વડાઈ માનવી. To take pride in. ખુશી થવું; રાજી થવું. **Glorify,** *vt.* Make glorious. ગૌરવ આપવું; વડાઇ આપવી. **Glorification,** *n.* પ્રશંસા; ગૌરવ; ગુણગાન. **Gloriole,** *n.* Aureole; halo. તેજ; પ્રતાપ; ગૌરવ; છાપ. **Glorious,** *a.* સ્તુત્ય; પ્રશંસાપાત્ર.

**Gloss,** *n.* (ગ્લૉસ્) Superficial lustre; specious appearance. ઓપ; ઝલક. *vt.* **To give gloss to,** Make specious. ઓપવું; સુશોભિત બનાવવું. **Glossy,** *a.* ચકચકિત.

**Gloss,** *n.* (ગ્લૉસ્) Explanatory word inserted in margin; comment. અર્થ; ટીકા. *vt.* & *vi.* Make comments; explain. ટીકા કરવી; અર્થ સમજાવવો. **Glossary,** *n.* Collection of comments; dictionary of technical or special words. શબ્દાર્થ; ટીકા; કોષ; ટીપ. **Glossarial,** (ગ્લૉસે'રિઅલ્) **Glossographer,** *n.* શબ્દકોષ લખનાર. **Glossology,** Terminology. શબ્દાર્થ; શબ્દ વર્ણન; શબ્દશાસ્ત્ર.

**Glossitis,** *n.* (ગ્લૉસાઇ'ટિસ્) Inflammation of tongue. જીભમાં બળતરા થવી તે; જીભ આવી જવી તે.

**Glottis,** *n.* (ગ્લૉ'ટિસ્) Opening at upper part of wind pipe and between vocal chords. શ્વાસ લેવાની નળી.

**Glove,** *n.* (ગ્લવ્) Hand-covering of leather or wool. હાથનું મોજું. **Throw down the glove**=Challenge to fight. લડવાને આહ્વાન આપવું; પડકાર કરવો. **Take up the glove**=Accept the challenge. લડવાનું આહ્વાન સ્વીકારવું. **Take off the glove,** Prepare for contest. તૈયાર થઇ જવું. *vt.* To provide with gloves. મોજું પહેરાવવું. **Glover,** *n.* **Glove-maker,** મોજાં બનાવનાર.

**Glow,** *vi.* (ગ્લો,) Emit flameless light and heat. બળવું; સળગવું; ધગધગવું; તમતમવું; જળવું; તપવું. 2. Shine like a thing intensely heated. સખત તપાવેલ ચીજના માફક લાલ ધગવું. 3. Burn with bodily heat or emotion. ગુસ્સા, આવેશથી બળવું. **Glow-worm,** *n.* Female coleopterous insect emitting green light at tail. આગિઓ.

**Glower,** *vi.* (ગ્લાવર્) Look angrily at. ગુસ્સાથી સામુ જોવું.

**Gloze,** *vi.* & *vt.* (ગ્લો',ઝ) Explain away; misconstrue. ખોટો અર્થ બતાવવો. 2. Use fair words. ખુશામત કરવી; મીઠું મીઠું બોલવું.

**Glucose,** *n.* (ગ્લૂ'કોઝ) Fruit-sugar. ફળનો શીરો.

**Glue,** *n.* (ગ્લૂ) Hard elatin made of hides, સરેશ. *vt.* Fasten with glue. સરેશવતી ચોંટાડવું; જોડવું.

**Gluey,** *a.* (ગ્લૂ'ઇ) Sticky; viscous, ચીકણું.

**Glum,** *a* (ગ્લમ્) Dejected; sullen. ઉદાસ.

**Glume,** *n,* (ગ્લૂમ્) Husks; chaff, ફોતરૂં.

**Glut,** *vt.* (ગ્લટ્) Feed to the full; sate; fill to excess. બહુ ખવરાવવું; વધારે પડતું લેવું; ભરવું. *n.* Full indulgence; surfeit; excessive supply. વધારે પડતો ભરાવ.

**Gluten,** *n.* (ગ્લૂ'ટિન્) Sticky substance; viscid part of flour. ચીકણો પદાર્થ; ઘઉંનું સત્વ, દુધ. **Glutinous,** *a.* Viscous, gluey. ચીકણું. **Glutinosity,** *n.* ચીકણાપણું; ચીકાશ.

**Glutton,** *n.* ( ગ્લ'ટન્ ) Excessive eater. અકરાંતીઓ; ખાઉધરો. 2. Devourer (of books); person insatiably eager. અતિ વાંચનાર; બહુ-આતુર માણસ.3. Voracious animal of weasel kind. બહુ ખાનાર પ્રાણી. **Gluttonous.** *a.* **Gluttony.***n.*Voracity; excess in eating. અકરાંતીઆપણું અત્યાહાર. *vt.* Eat excessively. અકરાંતીઆની માફક ખાવું.

**Glycerine,** *n.* (ગ્લિ'સરિન્) Colourless sweet liquid got from oils. તેલમાંથી નીકળતો મીઠો પ્રવાહી પદાર્થ. **Glycerinate,** *vt.* Treat with glycerine. ગ્લિસરીન મેળવીને બનાવવું.

**Glyptic,** *a.*(ગ્લિ'પ્ટીક્) Of carving on gems. કોતર કામને લગતું. **Glyptography**.*n.* Gem-en-graving. હીરામાણેકમાં કોતરકામ કરવું તે વિદ્યા.

**Gnarled,** *a.* (નાર્લ્ડ્) Knobby; rugged; twisted. ગાંઠાવાળું. also **Gnarly**. **Gnash** *vi. & vt.* (નૅશ્) (of teeth) Strike to-gether; grind one's teeth. દાંત પીસવા દાંત કકડાવવા.

**Gnat,** *n.* (નૅટ્) Fly with a blood sucking proboscis. ડાંસ; મચ્છર.

**Gnaw,** *vt. & vi.* (નૉ) Bite persistently. દાંતવડે કરડવું. 2. (Of acid, pain, envy etc.) Corrode; torture. બળી જવું; ખવાઇ જવું.

**Gnome,** *n.* (નોમ્) Maxim; aphorism. કહેવત. 2. Goblin; spirit. ભૂત. **Gnomic,** *a.* (નો,મિક્) Sententious. માર્મિક. **Gnomish,** (નો,મિશ્) Of, like gnome. કહેવતને લગતું

**Gnomon,** *n.* (નો',મન્) Rod, pin, of sun dial. દિવસનો વખત જાણવાના યંત્રનો કાંટો. 2. Part of parallelogram left when similar one is taken from its corner. એક ચોખુણમાં બીજું કાઢી લેવામાં આવે પછીની આકૃતિ.

**Gnosis,** *n.* (નો',સિસ્) Knowledge spiritual mysteries; gnosticism. ગૂઢ તત્ત્વજ્ઞાન;ધર્મનાં ગુહ્ય તત્ત્વનું જ્ઞાન.

**Gnostic,** *a.*(નૉ'સ્ટિક્)Having esoteric spiritual knowledge; mystic. ગૂઢ તત્ત્વજ્ઞાન સંબંધી; ને લગતું. *n.* **Gnosticism,** (નૉ'સ્ટિસિઝ્મ્)

**Gnu,** *n.* (ન્યૂ)Oxlike antelope. આફ્રિકાનું બળદ જેવું હરણ.

**Go,** *vi.* (ગો,) To move from one place to another. જવું. 2. Travel. મુસાફરી કરવી; 3. Proceed. આગળ વધવું. Walk. ચાલવું. 4. Go past. બાજુ થઇને જવું; આગળ થઇને જવું. To reach; terminate at. સુધી જવું. 6. Work; function. કામ કરવું; યંત્રનું ચાલવું. **To go ahead**=To proceed confidently. પોતાનામાં વિશ્વાસ રાખીને કર્યે જવું. **Go-ahead,** *a.* Enterprising. સાહસિક. **Go bad**=Become putrid. સડી જવું. **Go bail**=Act as bail. જામીન પડવું. **Go-between** *n.*=Intermediary. વચલો માણસ; દલાલ. **Go by**=To pass away unnoticed. ધ્યાન ખેંચ્યા વગર પસાર થવું. **Go-by,** *n.* Avoidance; ommission. ધ્યાન ન આપવું તે;જવા દેવું તે. **Go-cart.***n.* Wheeled frame for teaching a child to walk; perambulator. હિંડણ ગાડી; ડેલણગાડી. **Go dry**=Prohibit sale of liquor; intoxicants=દારૂ, કેફી પદાર્થોની મનાઇ કરવી. **Go phut, fut**=Collapse; burst. ફાટી જવું; નકામું થઇ જવું. **Go halves**=Take half each. દરેકે અર્ધું લેવું. **Go in**=Compete. શરતમાં ઉતરવું. **Going**=Available. મળી શકે તેમ. 2. Working in order. ચાલુ; કામ કરતું. **Gone case**=Desperate state of things. ઘણી ખરાબ સ્થિતિમાં આવી જવું તે. **Gone coon**=Person in hopeless condition. નિરાશાજનક સ્થિતિમાં આવી પડેલો માણસ. **Go out**=Be extinguished. ઓલવાઇ જવું. 2. (Government) Leave office.કામ ઉપરથી નિવૃત્ત થઇ જવું. 3.(Historical) To engage in duel. દ્વંદ્વયુદ્ધમાં ઉતરવું. **Go the pace; go the whole Hog; go through**=Examine;revise; perform; experience. તપાસી જોવું; પુનરાવર્તન કરવું; ક્રિયા કરવી; અનુભવવું. **Go to one's heart**=Grieve. દુઃખ આપવું. **Go to hell; go to Jericho**=Be dammed. શાપિત થવું;ચુલામાં, પાટમાં પડ. **Go-tomeeting.** *a.* Sunday--best. સારાં ( કપડાં ); તહેવારને દિવસે પહેરવાનાં ( કપડાં ). **Go to sea** = Be sailor. ખલાસીનો ધંધો લેવો. **Go to seed**=Cease flowering. ફળવું બંધ થવું. **Go up the line**=Rise from base to front. નીચેથી ઉપર આવવું. **Go west**=Be killed; die મરી જવું; મરાઇ જવું. **Go,** *n.* Animation; dash હિંમત; કૌવત; જોર. 2. State of affairs. સ્થિતિ.. **All the go**=In fashion. ફેશનમાં. **Near go**=Close shave.હજામત. **No go**=Failure. નાશીપાસપણું; નાપાસ. **Goings-on,** *n.* Strange conduct. વિચિત્ર ચાલચલગત.

**Goad,** *n.* (ગોડ્) Spiked stick for urging cattle. આર; અંકુશ; બાલો. *vt.* Urge; drive. આર, અંકુશ ભોંકીને ચલાવવું; ઉશ્કેરવું, પ્રેરણા કરવી.

**Highwayman**, *n.* (હા'યૃવેમન્) A robber on the road. ધાડપાડુ; રસ્તે લુંટનાર; લુંટારો.

**High-wrought**, *a.* (હા'ય્-રૉટ્) Skilfully worked. કૌશલ્યથી બનાવેલું; કારિગરીવાળું. **H. & dry**, પાણીની બહાર રહેલું; કેવલ તાત્ત્વિક; શુષ્ક. **H. & low**, બધી જાતના લોકો; સર્વ સ્થળે ઉંચે અને નીચે. **H. brow**, તટસ્થ; સ્વતંત્ર વિચારનું. **H. church**, પાદરી, કર્મકાંડ વગેરેને બહુ માન આપતો પંથ. **H. colour**. રાતોમાતો, ચોળ વર્ણ. **H. feeding**. સ્વાદિષ્ટ, ઉંચી જાતનું ખાણુંપીણું. **H. flier**. ઉંચી અભિલાષાવાળો અથવા વિખ્યાત માણસ. **H. handed**. સત્તાના જોરવાળો; અતિ દમામદાર. **H. jump**. અંગદ કુદકો; ઉંચે ઠેકવાનું. **H. lands**. પહાડી મુલક; સ્કૉટલાંડનો ઉત્તર પ્રદેશ. **H. road**. ચાલ, મુખ્ય રસ્તો. **H. spirits**, હિંમતવાળો, ખુશનુમા સ્વભાવ, વૃત્તિ. **H. strung**. અતિશય લાગણીવાળું. **H. time**, બરાબર વખત, તેથી પણ મોડું. **H. words**. ગુસ્સાના શબ્દો.

**Hilarity**, *n.* (હિલૅ'રિટી) Undue and noisy merriment. ખુશાલી; ગમત; મોજમજા.

**Hilding**, *n.* (હિ'લ્ડિન્ગ્) A menial. ચાકર; નોકર; નીચ-હલકો માણસ. *a.* Base. નીચ-હલકું.

**Hill**, *n.* (હિલ) An earthy eminence. ટેકરો; ડુંગર.

**Hillock**, *n.* (હિ'લક્) A small hill. નાનો ટેકરો.

**Hilly**, *a.* (હિ'લી) Covered with hills. ટેકરા-ડુંગરવાળું.

**Hilt**, *n.* ( હિલ્ટ્ ) Handle of a sword. તલવારની મુંઠ.

**Him**, *pro.* (હિમ) The person spoken of. એને; તેને.

**Himself**, *pro.* (હિમ્સે'લ્ફ્) He in person. તે પોતે-એ

**Hind**, *a.* (હાઇન્ડ) Back. પાછળનું; પાછલું. *n.* Female deer. હરણી.

**Hinder**, *a.* (હા'ઇન્ડર) Back. પાછલું. *vt.* (હિ'ન્ડર્) To prevent or keep back. રોકવું; અટકાવવું; પ્રતિબંધ કરવો.

**Hinderance-hindrance**, *n.* (હિ'ન્ડરન્સ્-હિ'ન્ડ્રન્સ્) Prevention or keeping back from. રોકાણ; અટકાવ; પ્રતિબંધ.

**Hindoo**, *n.* (હિન્ડૂ') A caste in India. હિન્દુ જાત. *a.* હિંદુ જાતનો.

**Hinduism**, *n.* ( હિન્ડુઇઝ્મ ) Hindu religion. હિંદુધર્મ; આર્યધર્મ;

**Hinge**, *vt.* (હિન્જ્) To attach hooks to. મજાગરા જડવા. *n.* A curved hooklike contrivance on which doors &c. turn. કડી મિજાગરું; મજાગરું. **To be off the hinges**=બેઠેલાવસ્થામાં હોવું.

**Hint**, *n.* (હિન્ટ્) A slight suggestion. ઇસારો; અણસારો; સૂચના. *vt.* To suggest indirectly. ઇસારો કરવો; સૂચના આપવી. *vi.* To allude indirectly. કશાને ઉદ્દેશીને કહેવું.

**Hinterland**, *n.* ( હિ'ન્ટરલૅન્ડ ) District behind banks. કિનારા પાછળનો પ્રદેશ.

**Hip**, *n.* (હિપ) The waist-circle. કેડ-કમ્મરનું હાડકું-હાડું; નિતમ્બ. **To smite hip & thigh**= તદન હરવવું-હરાવી દેવું.

**Hippocampus**, *n.* ( હિપોકૅ'મ્પસ્ ) નહાની માછલી; જળઘોડો.

**Hippocas**, *n.* (હિ'પોકસ) મસાલેદાર દારૂ.

**Hippocreme**, *n.* ( હિ'પોક્રીમ્ ) Fount of the Muses. કલા દેવીઓનો ઝરો.

**Hippodrome**, *n.* (હિ'પોડ્રોમ) રથ વગેરેની શરત માટે મેદાન; જાનવરના ખેલ માટેનો મંડપ.

**Hippopotamus**, *n.* (હિપોપૉ'ટમસ્) A sea-horse. જળઘોડો. [ Gr. *hippo*, a horse & *potamus*, a river.]

**Hip-roof**, *n.* (હિ'પ-રૂફ્) Roof with angles. ખુણાવાળું છાપરું

**Hip-shot**, *a.* (હિ'પ-શૉટ્) With a dislocated hip. વાંકી-લચેલી-કેડ-કમ્મરવાળું.

**Hire**, *vt.* (હાયર્) To procure for temporary use at a certain charge. ભાડે લાવવું-રાખવું-આપવું. *n.* Charge for hiring. ભાડું.

**Hireling**, *n.* (હા'યરલિન્ગ્) A mercenary. ભાડુતયો માણસ-મજુર.

**Hirsute**, *a.* (હ'સ્યુટ્) Rough-haired. બરછટ વાળવાળું.

**His**, *pro.* ( હિઝ્ ) Belonging to him. તેનું; તેની માલીકીનું.

**Hispid**, *a.* (હિ'સ્પિડ્) Bristly. કાંટાવાળું; કઠણ અને જાડા વાળવાળું.

**Hiss**, *n.* ( હિસ્સ્ ) A repeated sound like "s". સુસવાટ; છ છ એમ કરવું તે. *vt.* To make such a sound. છ-છ-કરવું; ફૂં ફૂં કરવું; સુસવાટ કરવો.

**Historian**, *n.* ( હિસ્ટો'રિયન્ ) An annalist; a chronicler; a writer of history. ઇતિહાસ લખનાર; ઇતિહાસ કર્તા.

**Historical**, *a.* ( હિસ્ટૉ'રિકલ્ ) About or relating to history. ઇતિહાસ વિષે-નું; ઐતિહાસિક; ઇતિહાસરૂપ.

**Historiographer**, *n.* (હિસ્ટૉરિઑ'ગ્રફર્) A historian. ઇતિહાસ કર્તા.

**History**, *n.* ( હિ'સ્ટરી ) An account of facts respecting nations, races &c. ઇતિહાસ; તવારિખ. **Natural H.** =સૃષ્ટિવર્ણન. [Gr. *historia*.]

**Histrionic**. *a.* (હિસ્ટ્રીઑ'નિક્) Theatrical. નાટકી; નાટક જેવું.

**Hit,** *vt.* (હિટ્) To strike. મારવું; ફટકો મારવો. 2. To guess. અટકળ-ધારણા બાંધવી. *vi.* To dash. અફળાવું; વાગવું. **To hit on or upon**= યુક્તિ સુઝવી-જડી આવવી. *n.* A stroke. ફટકો; ટકોરો: પ્રહાર.

**Hitch,** *n.* (હિચ્) A stoppage. એકદમ રોકાવું-અટકાવવું તે; રોકાણ; નડતર; હરકત; આંચકો. *vi.* To move with jerks. લથડાવવું. 2. To be entangled. ફસાઈ પડવું-ગુંચવાવું; ભેરવાઇ પડવું. *vt.* To fasten. ભેરવવું.

**Hither,** *adv.* (હિ'ધર્) Here. અત્રે; અહિં; આ જગ્યાએ. [L. *citre.*]

**Hithermost,** *adv.* (હિ'ધર-મો,સ્ટ્) Nearest on this side. આ બાજુએ નજીકમાં નજીક.

**Hitherto,** *adv.* (હિધરટૂ') To this place. આટલે સુધી. 2. To this time. આ વખત સુધી.

**Hitherward,** *adv.* (હિ'ધરવર્ડ) Towards here. આણીગમ-તરફ.

**Hitter,** *n.* (હિ'ટર્) One who hits. ફટકો મારનાર; પ્રહાર કરનાર.

**Hive,** *n.* (હાઇવ્) Place where bees live.

**Hoary,** *a.* (હો,'રી) White or gray (with age.) ધોળું; વયોવૃદ્ધ.

**Hoard,** *vt.* (હો,ર્ડ્) To treasure up. સંઘરી રાખવું; સંગ્રહ કરવો. *n.* A treasure. દટો; સંગ્રહ; સંચય.

**Hoar-frost,** *n.* (હો'ર્-ફ્રૉસ્ટ્) Snow-frost.હિમ

**Hoarse,** *a.* (હો,ર્સ) Rough; of grating or discordant sound. ભારે ઘાંટાનું-ખોખરૂં.

**Hoarsely,** *adv.* (હો,'ર્સ્લી) Roughly; in a hearse voice. ખોખરા અવાજમાં; ભારે ઘાંટાથી.

**Hoax,** *n.* (હો,કસ્) A deceptive or mocking trick. કપટ; છળ. 2. Practical joke. મશ્કરી. *vt.* To cheat. છેતરવું.

**Hob** *n.* (હૉબ્) The central cylindrical part of a wheel. પૈડાની નાથડી. 2. A fairy વનદેવી; પરી.

**Hobble,** *vt.* (હૉ'બલ્) To walk lame on crutches. લંગડાવવું; લંગડતા-લંગડતા ચાલવું. *n.* A limp. લંગડી ચાલ.

**Hobbledehoy,** *n.* (હૉ'બલ્દીહો'ય્) Awkward youth. સુંથણીઓ; બેડોળ જુવાન.-also, **Hobbadehoy**.

**Hobby, hobby-horse,** *n.* (હૉ'બી-હૉ'બી-હૉર્સ) A favourite plan, game, subject. વહાલી-મનગમતી વાત-રમત-વિષય વગેરે. 2. A nag. ટટ્ટુ. **To ride a h.**=પોતાને વહાલી વાતો કર્યા કરવી.

**Hobgoblin,** *n.* (હૉ'બગૉબ્લિ'ન્)An imp; a demon. પિશાચ; ભૂત.

**Hobnail,** *n.* (હૉબ્ને,'લ્) મોટા માથા વાળો જોડાનો ખીલો; નાળનો ખીલો.

**Hob-nob,** *v.* (હૉ'બ-નૉબ) સાથે દારૂ ઢીંચવો; છૂટથી વાતચિત; ટોળ કરવી.

**Hockey,** *n.* (હૉ'કી) મોટી ગેડીદડાની રમત.

**Hod-man,** *n.* (હૉ'ડમન્) તગારાવાળો; લખવાનું વૈતરૂં કરનાર.

**Hodden,** *n.* (હૉ'ડન્) એક જાતનું જાડું ગરમ કપડું; ખેડુતનો ગામડી પ્હેરવેશ.

**Hockle,** *vt.* (હૉ'કલ્) To lame. પગની નસ કાપી લંગડુ-લુલું કરવું.

**Hocus pocus,** *n.*(હૅા',કસ-પો,કસ્)A juggler's incantation. છુમંતર.

**Hod,** *n.* (હૉડ્) A mortar-trough. કડીયા લોકોનું તગારૂં.

**Hodge - podge, hotch - potch** *n.* (હૉ'જપૉજ-હૉ'ચપૉચ્)A mixed mass; a medley ખીચડો ખીચડી; સેળભેળ; પંચમેળ.

**Hodiernal,** *a.* (હૉ'ડિઅર્નલ્) To-day's; of to-day. આજના દિવસનું.

**Hoe,** *n.* (હો.) A kind of spade. કોદાળી; પાવડો. *vt.* To dig with spade. પાવડાવતી-કોદાળીથી ખોદવું. **To live one's hoe**=પોતાનું કામ કરી છુટવું.

**Hog,** *n.* (હૉ'ગ્) A quadruped of the pig family. ડુક્કર; સુવર.

**Hoggish,** *a.* (હૉ'ગિશ્) Gluttonous. આધાસી; ખાવપાધરૂં; અકરાંતીયું. 2. Curt. આકરૂં; કરડું.

**Hogget,** *n.* (હૉ'ગિટ્) એકાદ વરસનું ઘેટું.

**Hoick,** *v.* (હૉ'ઇક્) બહુન વગેરેને એકદમ ઉંચે ચઢાવવું.-**Hoicks,** *int.* શિકારી કુતરાને દોડવવાની બૂમ.

**Hoipolloi,** *n.* (હૉઇપૉ'લૉઈ) સામાન્ય લોક; અણસમજુ ટોળું.

**Hogshead,** *n.* (હૉ'ગ્સ-હેડ્)A wine-measure =63 gallons. ૬૩ ગૅલનનું દારૂનું માપ.

**Hoiden,** *n.* (હૉ'ઈડન્) A clown. ગામડીયો; ગમાર.

**Hoist,** *n.* (હૉ'ઈસ્ટ્) To elevate. ઉંચું કરવું-ચઢાવવું. *n.* The art of hoisting. ઉપર-ઉંચું ચઢાવવું તે.

**Hoity-toity,** *a.* (હૉ'ઇટી-ટૉ'ઇટી) Giddy. લહેરી; તરંગી; સ્વચ્છંદી.

**Hokey-pokey,** *n.* (હો',કી-પો',કી)Hocus-pocus; cheap ice-cream. જેવું તેવું ખાવાનું; ગડબડ; સાંઘો આઈસક્રીમ.

**Hold,** *vt.* (હો,લ્ડ્) To catch in hand. ઝાલવું; પકડવું. 2. To have or possess. -

કબજામાં હોવું. 3. To check. દાબમાં રાખવું. 4. To continue.ચાલુ-જારી રાખવું. 5. To contain. અંદર રેહવું-માવું-સમાવું. 6. To stick to (an opinion &c.)મતધરાવવો-ને વળગી રેહવું; વિચારવું; ગણવું. 7. To bear. રાખવું. **To h. forth**=બતાવવું;ભાષણ કo.**To hold in hand**=પોતાના હાથમાં-શક્તિમાં હોવું. **To hold off**=આઘે-દૂર રાખવું. **To hold one's own**=ટકી રહેવું; પાછું ન હઠવું. **To h. one's place**=ચુપ રેહવું. **To hold out hope**=આશા આપવી. *vi.* To be continued. ચાલુ-જારી રેહવું. 2. To be attached to. વળગી રેહવું. **To hold on or up**=ધૈર્ય રાખવું; રાહ જોવી. **To hold out**=ટકી રેહવું; નભવું. *n.* A castle or fort કિલ્લો; ગઢ. 2. Grasp. પકડ; ઝાલવું તે 3. Right. હક; અખ્તિયાર 4. Authority or power of control. અખ્તિયાર; બંધન; અંકુશ. 5. Gaol. બંધીખાનું; કેદખાનું. 6. Imprisonment. કેદ. 7. Underground cell or the room below deck in a ship. ભોંયરૂં; વહાણનો ભંડાર.

**Hold-all** *n.* (હો,'લ્ડઑલ) બધો સામાન મેલવાનો થેલો, ખડીઓ, બેડીંગ બાંધવાનું.

**Hold-fast,** *n.* (હો,'લ્ડ-ફાસ્ટ) A hook. આંકડો-હુક.

**Holding,** *n.* (હો,'લ્ડિંગ્) Grasping. પકડવું; ઝાલવું તે. 2. A tenure or land held in lease &c. બીજાની પાસેથી મળેલી જમીન; પટ્ટો.

**Hole,** *n.* (હો,લ્) A hollow place. કાણું; બાકું. 2. An excavation. ખાડો. 3. A dark small cell. અંધારી કોટડી.

**Holiday,** *n.* (હૉ'લિડિ) A holy day. તેહવાર; પવિત્ર દિવસ. 2. A day of freedom from work. રજાનો દિવસ. **To give, take a h.** = રજા પાડવી. લેવી.

**Holla,** *v.&n.*શિકારી કુતરાઓને બૂમ મારવી; બૂમ.

**Hollow,** *a.* (હૉ'લો) Containing an empty space within; not solid. પોલું. *n.* A pit. ખાડો-પોલાણ. *vt.* To excavate. ખાડી ખોદવી.

**Hollowness,** *n.* (હૉ'લોનિસ્) State of being hollow. પોલાણ. 2. Untruth; inconsistency; insincerity. જુઠાણું; ઠગાઈ.

**Holm,** *n.* (હો,મ્) An evergreen. સદા લીલું રહે એવું એક જાતનું ઝાડ.

**Holocaust,** *n.* (હૉ'લોકૉસ્ટ) A sacrificial fire. હોમ; યજ્ઞ.

**Holograph** *n.* (હૉ'લૉગ્રૅફ) પોતાનાજ દસ્કતનું દસ્તાવેજ.

**Holster,** *n.* (હો,'લ્સ્ટર) Leather pistol-case. પીસ્તોલ રાખવાની ચામડાની થેલી, પાકીટ.

**Holy,** *a.* (હો,લી) Sacred;consecrated. પવિત્ર; પ્રખિષ્ઠ. **Holy Land**=તીર્થ; પુણ્યક્ષેત્ર; પૅલેસ્ટાઈન. **Holy Ghost**=ક્રાઇસ્ટ. **Holy One** =પરમેશ્વર.**Holy rood**=ક્રૉસનું નિશાન.**Holy father**=પોપ; ધર્મગુરૂ. **Holy crusade** ધર્મયુદ્ધ. **Holy offerings**=ભોગ ધરાવવો તે.

**Homage,** *n.* (હૉ'મિજ્) Acknowledgement of inferiority or sovereignty. માન; આધારાજાભિવંદન; ભક્તિ. **To pay homage=to** વંદન કરવું; નું ચઢીયાતાપણું-સમ્રાટપણું કબુલ કરવું રાખવું.

**Home,** *n.* (હો,મ્) One's residence. સ્વગૃહ; ઘર. 2. One's country. સ્વદેશ. **At home** ઘેર-ઘરમાં; પોતાને ઘેર પાર્ટી આપવી તે **To be at home**=થી જાણીતા-વાકેફગાર હોવું; બરાબર આવડત હોવી. **To feel at home**=ઘર જેવું લાગવું. **To make one's self at home** પોતાના ઘરની માફકજ છૂટ લઈ રેહવું.

**Home-bred,** *a.* (હો,'મ-બ્રેડ્) Native; domestic. ગામડી-સ્વદેશી. 2. Not polished. અસંસ્કારી; રીતભાતથી અજાણ્યું.

**Home-felt,** *a.* (હો,'મ-ફેલ્ટ) Felt in the bottom of one's heart. દિલના ઉંડાણમાંનું.

**Homeless,***a.* (હો,'મલિસ્)Without a home. ઘર વગરનું; રખડતું.

**Homeliness,** *n.*(હો,'મ્લિનિસ્)Domesticity. ઘરબારની સંભાળ-કાળજી. 2. Plainness. સાદાઈ; રૂપાળું નહિ હોવું તે.

**Homely,** *a.* or *adv* (હો,'મ્લી) Plain. સાદું; મધ્યમ; રૂપાળું નહિ એવું.2.Domestic, ઘરકામનું.

**Home-made,** *a.* (હો,'મ-મે,ડ)Prepared at home. ઘેર બનાવેલું; ઘરગથુ; દેશી;ગામડી; મુલકી.

**Homeopathy,** *n.* (હોમીઑ'પથી)A system of medical treatment founded on resemblance. જે પ્રકારનો રોગ હોય તેજ ગુણની દવા આપી રોગ મટાડવાની વિદ્યા. [Gr. *homois,* like and *pathos,* affection.]

**Homesick,** *a.* (હો,'મસિક્) Pining for home. ઘેર જવા માટે આતુર થઇ રહેલું.

**Home-spun,** *a.* (હો,'મસ્પન્)Spun in one's country. સ્વદેશમાં કાંતેલું.

**Home-stead,** *n.* (હો,'મ-સ્ટેડ્) Home. ઘર; ગૃહ; ઘરની જગ્યા; ઘરખટલો.

**Home-truth**=કોઇપણ માણસનાં છિદ્ર,ની ખરાબીનો તેને બહુજ દુઃખ થાય તેવી રીતે ઉલ્લેખ કરવો તે; અતિઅપ્રિય સત્ય; હૃદય ભોંકે એવું સાચેસાચું.

**Homeward,***a* (હો,'મવર્ડ) Towards home. ઘર તરફ; સ્વદેશ તરફ.**Homeward bound**= સ્વદેશ તરફ-માતૃભૂમિ તરફ જતું (વહાણ).

**Homicidal,** *a.*(હૉમિસાઇ'ડિલ્) Pertaining to homicide; murderous. ખુનને લગતું;ઘાતકી;ખુની.

**Homicide,***n.*(હૉ'મિસાઇડ્)Human slaughter; murder. મનુષ્ય વધ; ખુન. 2. A murderer. ખુની-ઘાતકી માણસ. [L. *homo*, man and *coedo*, I cat.]

**Homily,** *n.* (હૉ'મિલી)A serious lecture or piece of advice નીતિ-ધર્મવિષયક ભાષણ;બોધવચન.

**Homogeneous,***a.* (હૉમોજી'નીઅસ્) Of the same kind, sort &c. સજાતીય; એકજ જાતનું. 2. [alg.] Possessing the same number of factors. એકજ જાતના પદવાળું. [Gr. *homos*, same and *genos*, kind.]-**Homogeneity,** *n.* (હૉમોજીની'ઇટી).

**Homologate,** *vt.*(હૉમૉ'લૉગે,ટ્)To approve of. મંજુર-કબુલ રાખવું; ગમવું.

**Homologous,** *a.* (હૉમૉ'લૉગસ્)Correspondingly proportionate. સમપ્રમાણ-તુલ્ય. [Gr. *homo*, same, & *logos*, ratio.]

**Hone,** *vt.* (હો,ન્) To grieve for. ખેદ-દુઃખ થવું. *n.* Whet-stone.ચપ્પુ વગેરે ઘસવાની પથરી; સલી.-*v.* સલી પર ઘસવું.

**Homonym,** *n.* (હૉ'મનિમ્) સરખાજ અક્ષરનો પરંતુ જુદા અર્થવાળો શબ્દ; સરખા નામવાળો [G. K. *omuma*, name.]

**Homuncule,-cle,** *n.*(હૉમ'ન્કયુલ,-કલ્)Little man. નાનકડો, ઠીંગણો માણસ.

**Homy,** *a.* (હો,'મી) Suggestive of home. ઘરની યાદ આપતું; કૌટુમ્બિક વાતાવરણ જેવું.

**Honest,** *a.* (ઑ'નિસ્ટ) Frank; open;upright; righteous. પ્રામાણિક, નેક; ઇમાનદાર; નિષ્કપટ.

**Honestly,** *adv.* (ઑ'નિસ્ટલી) In a honest way. પ્રમાણિકપણે; ઇમાનદારીથી.

**Honesty,** *n.* (ઑ'નિસ્ટી) Uprightness; righteousness. ઈમાનદારી; પ્રામાણિકપણું.

**Honey,** *n.* (હ'ની) A sugary fluid collected from flowers by bees. મધ.

**Honey-bag** *n.* (હ'ની-બૅગ્) A small bag in the body of bees for storing honey. મધમાખીના શરીરમાંની મધની કોથળી.

**Honey-comb,** *n.* (હ'ની-કો,મ્) A waxy structure formed by bees. મધપુડો. **Honey-combed**=નાની નાની ઓરડીઓ વાળું.

**Honeyed,** *a.* (હ'નીડ્) Covered with honey. મધવાળું; મધથી ઢંકાયેલું 2. Sweet outwardly બહારથી મીઠું. **Honeyed words and killing deeds**=ગુણ ગાતી ને હૈયામાં કાતી; મુખમેં રામ ને બગલમેં છુરી.

**Honey-moon,** *n.* (હ'નીમુન્) The first month after wedlock. લગ્ન પછીનો પ્રથમ માસ; મધુચંદ્રિકા.

**Honey-suckle,** *n.* (હ'નીસકલ્) સુગંધી પીળાં ફૂલવાળી એક જાતની વેલ.

**Honk,** *n.* (હૉન્ક) જંગલી બતકની ચીસ; મોટરનાં ભુંગળાંનો અવાજ, અવાજ કરવો.

**Honour,** *n.* (ઑ'નર) Prestige; respect. આબરૂ; પ્રતિષ્ઠા; ઇજ્જત; માન; સન્માન. 2. A title of honour. સન્માનની પદ્દવી *pl.* In the game of cards, the ace, king, queen & knave of trumps.હુકમનો,સરનો એક્કો-રાજા-રાણીને ગુલામને સટ **To do the honours**=આદર સત્કાર કરવો; માનપાન કરવા. **Word of honour**=પોતાનું વચન.-*a.* **Honorific** (ઑનરિ'ફિક્) માનસૂચક.

**Honourable,** *a.* (ઑ'નરબલ્) Respectable. માનનીય; સંભાવિત; આબરૂદાર. 2. Fair; not mean. આબરૂદારીનું-સારૂં; પ્રતિષ્ઠિત; નેક.

**Honourably,** *adv.* (ઑનરબ્લી) In an honourable manner. પ્રતિષ્ઠિત-આબરૂદાર-સંભાવિત રીતે.

**Honorarium,** *n.* (ઑનરે'રિઅમ્) A small fee for professional services. વકીલાત વગેરે માટે માનપૂર્વક આપેલી થોડી ફી.

**Honorary,** *a.*(ઑ'નરરી) Done for honour without the hope of pecuniary recompense. માનદ;મફત;માત્ર પ્રતિષ્ઠાને ખાતર કરેલું.2.Given as a sign of honour. માનની નિશાની તરીકેનું.

**Hood,** *n.* (હુડ) A cowl; a caplike covering for head. લુગડાંનો ટોપ; ગાડીની છત્રી.

**Hooded,** *a.* (હુ'ડિડ્) Equipped with a hood. છત્રીવાળું; ટોપવાળું; ટોપ પ્હેરેલું.

**Hoodwink,** *vt.* (હુ'ડવિન્ક) To blind-fold. આંખે પાટા-અંધારી બાંધવી.2. To impose upon. છેતરવું.

**Hoof,** *n.* (હુફ) The horny part of an animal foot. જાનવરોના પગની ખરી.**To show the cloven hoof**=જાતપર જવું; પોત પ્રકાશવું.

**Hook,** *n.* (હુક) A curved piece of metal. હુક; આંકડો. 2. A sickle. દાતરડું. **By hook or by crook**=ફાવે તે રીતે; ગમે તેમ કરીને. *vt.* To fasten with a hook. આંકડી ભેરવવી; ગલ નાંખીને પકડવું; હુક ચોંટાડવો-જડવો.

**Hookan,** *n.*(હુ'કાહ) Hubble-bubble. હોકો; હુક્કો.

**Hooligah,** *n.* (હુ'લિગન્) ગુંડા; રખડતો; તોફાની માણસ; ધીંગાણીઓ.

**Hooked,** *a.* (હુ'કડ્) Having a hook. આંકડીવાળું; હુકવાળું-જેવું.

**Hook-nosed**, *a.* (હુંક-નો,ઝ્ડ) Having a curved nose.શુકનાસિકાવાળું;પોપટ જેવા નાકવાળું.

**Hoop**, *n* (હુપ) A flexible piece of metal &c. bent into a circular form; a ring. પટો; ચક્કર; કડું. *vt.* To fasten with a hook. પાટાથી બાંધવું.

**Hooping-cough**, *n.* (હુ'પિંગકફ) Same as "Whooping-cough." ડાંગીયો; ઉટાંટીયો.

**Hoot**, *vt.* (હુટ) To utter contemptuous cries or shouts at. ધુતકારી કાઢવું; ધિક્કારથી બુમ પાડી ઉઠવું. 2. To cry as an owl. ઘુવડની માફક બોલવું. *n.* The cry of owl. ઘુવડનું બોલવું.

**Hop**, *vi* (હૉપ) To leap on one foot like birds. કુદતાં જવું-ઢંગડવું. *n.* A leap. કુદકો.

**Hope**, *n.* (હો,પ) An expectation of something good. ઉમેદ; આશા; મુરાદ; વિશ્વાસ; આકીન. *vi.* To expect. ઉમેદ-આશા રાખવી. *vt.* To entertain hopes of. ની આશા-ઉમેદ રાખવી.

**Hopeful** *a.* (હો',પફુલ) Expectant. આશાવાન્; ઉમેદવાળું.

**Hopefully**, *adv.* (હો',પફુલી) Expectantly. આસ્થાપૂર્વક; આશા-ઉમેદથી.

**Hopeless**, *a.* (હો',પલિસ્) Despairing. નાઉમેદ; નિરાશ; નાસીપાસ.

**Hopelessness**, *n.* (હો',પલિસનિસ્) Despair. નિરાશા; નાઉમેદી; નાસીપાસી.

**Hopper**, *n.* (હૉ'પર) One who hops. કુદનાર-ખેલનાર. *pl.* A kind of game. સાત સમુદ્રની રમત.

**Hopple**, *vt.* (હૉ'પલ) To entangle. ફસાવવું. ભેરવવું. 2. To tie the feet together. સાથે પગ બાંધવા.

**Horde**, *n.* (હોર્ડ) A group of nomads; a vast crowd. ફરતા લોકોનું ટોળું; ઘણો મોટો સમુદાય જથો-ઝુંડ.

**Horizon**, *n.* (હોરા'યઝન્) The seeming junction of the earth and the sky. દૃષ્ટિ મર્યાદા; ક્ષિતિજ. [Gr. *horos*, a limit.]

**Horizontal**, *a* (હૉરિઝૉ'ન્ટલ)About horizon. દૃષ્ટિ મર્યાદા સંબંધી. 2. Level. દૃષ્ટિ મર્યાદાની સમાંતરે; આડું.

**Horn**, *n.* (હૉર્ન) A bony projection on certain animal heads. શીંગડું 2 A musical wind instrument. રણશીંગું. **To take a horn**=દારૂ પીવો.

**Horn-book**, *n.* (હૉ'ર્ન-બુક)The first book for children. પહેલી ચોપડી.

**Horned**, *a.* (હૉ'ર્ન્ડ)Having horns.શીંગડાવાળું.

**Hornet**, *n.* (હૉ'ર્નિટ) A wasp. ભમરો. **H. fly**=એક જાતની માખી.

**Hornless**, *a.* (હૉ'ર્નલિસ્) Without horns. શીંગડા વગરનું

**Hornpipe**, *n.* (હૉ'ર્નપાઇપ) A musical instrument in bands. વાજું.

**Horny**, *a.* (હૉ'ર્ની) Full of or resembling horns. શીંગડાવાળું-જેવું કઠણ.

**Horography**, *n* (હૉરૉ'ગ્રફી) The art of making instruments for showing the hours. શંકુ-વખત બતાવવાના ઘડીયાળ વગેરે બનાવવાની વિદ્યા. [Gr. *Hora* an hour & *grapho*, I write.]

**Horologe**, *n.* (હૉ'રોલૉજ)A time-piece of any kind. કાલમાન, માપક યંત્ર; ઘડીયાળ.

**Horological**, *a.* (હૉરૉ'લૉ'જીકલ) About horology. કાલમાન, માપક યંત્રવિદ્યા સંબંધી.

**Horology**, *n.* (હૉરૉ'લૉજી) The art of making timepieces of anykind. કાલમાન, માપક યંત્ર બનાવવાની વિદ્યા-કલા.

**Horoscope**, *n.* (હૉ'રસ્કો,પ) A record of the conjunction of planets at one's birth-time. જન્માક્ષર; જન્મકુંડલી. [Gr. *hora*, hour and *scopeo*, I observe.]

**Horoscopy**, *n.* (હૉ'રસ્કોપી) Astrology. સામુદ્રિક વિદ્યા; જ્યોતિષ.

**Horrible**, *a.* (હૉ'રિબલ) Terrible. ગભરાવે એવું; બીહામણું. ભયાનક.

**Horrid** *a.* (હૉ'રિડ) Horrible. ભયંકર; ધિક્કારવા જોગ.

**Horror**, *n.* (હૉ'રર) Terror. ભય; ત્રાસ; કંપ; બ્હીક; ડર.

**Horse**, *n.* (હૉર્સ) A kind of swift-footed domestic quadruped. ઘોડો. 2. Cavalry. અશ્વદળ;ઘોડાનું લશ્કર. **Iron horse**=આગગાડી ચલાવનાર યંત્ર. **To look a gift horse in the mouth**=ધર્મની ગાયના દાંત જોવા ઉધાર આપ અને ખરૂં જોખ. **To take to horse**= ઘોડા પર બેસીપલાયન કરવું **H. back**=ઘોડાની પીઠ; ઘોડાપરનું આસન.

**Horse-breaker**, *n.* (હૉ'ર્સ-બ્રેકર) One who trains horses. ચાબુક સ્વાર;ઘોડાઓ કેળવનાર. પલોટનાર.

**Horse-guards**, *n.* (હૉ'ર્સ-ગાર્ડ્ઝ)Mounted soldiers ગારદી; અશ્વદળ.

**Horse-jockey**, *n.* (હૉ'ર્સ-જોકી) A professional horse-rider for races. શરતના ઘોડા કેળવનાર તથા તેની ઉપર સવારી કરનાર ચાબુક સ્વાર.

**Horse-laugh**, *n.* (હૉ'ર્સ-લાફ) Noisy laughter. અટ્ટહાસ્ય.

**Horse-leech,** *n.* (હૉ'સ'-લીચ્) A specialist in horse-diseases અશ્વપરીક્ષક-વૈદ્ય.

**Horse-litter,** *n.* (હૉ'સ'લિટર) A small two-horse carriage. બે ઘોડાની નાની ગાડી.

**Horse-man,** *n.* (હૉ'સ'મન્) A man on a horse. ઘોડે સવાર.

**Horsemanship,** *n.* (હૉ'સ'મનશિપ્) The art of riding and training a horse. અશ્વારોહવિદ્યા; અશ્વ વિદ્યા.

**Horse-power,** *n.* (હૉ'સ'-પાવર્) The power of a horse or its equivalent. એક ઘોડાનું-ઘોડા જેટલું જોર-એક સેકન્ડમાં ૫૫૦ રતલના વજનને એક ફૂટ ઉંચું કરે એટલું બલ.

**Horse-shoe,** *n.* (હૉ'સ'-શુ) The iron shoe of a horse. ઘોડાની નાળ.

**Horse-whip,** *n.* (હૉ'સ'-વ્હિપ) A whip. ઘોડાનો ચાબુક-ચાબકો. *vt.* To flog. ચાબકાથી ફટકારવું-ઝુડવું.

**Hortation,** *n.* (હૉર્ટે'શન્) An advisory discourse. બોધ; ઉપદેશ; શિખામણ [L. *hortor*, I exhort]

**Hortative,** *a.* (હૉ'ટૅટિવ્) Advising. ઉપદેશરૂપ; શિખામણ આપતું.

**Hortatory,** *a.* (હૉ'ટૅટરી) Exhorting. ઉત્તેજનરૂપ; શિખામણ આપતું; બોધ રૂપ.

**Horticultural,** *a.* (હૉર્ટિક'લ્ચરલ) Relating to horticulture. બાગકામ, વિદ્યાનું-સંબંધી; બાગકામનું.

**Horticulture,** *n.* (હૉ'ર્ટિકલ્ચર્) The art of gardening. બાગ બનાવવાની કળા.

**Horticulturist,** *n.* (હૉર્ટિક'લ્ચરિસ્ટ) An horticultural expert. બાગવિદ્યામાં પ્રવીણ માણસ. [L. *hortus*, garden.]

**Hortulan,** *a.* (હૉ'ટ્યુલન્) About gardens. બાગનું-સંબંધી.

**Hortus siccus,** *n.* (હૉ'ટ'સ્સિ'કસ્) સુકવેલા રોપાનો સંગ્રહ.

**Hosanna,** *n.* (હોઝૅ'ના) પાહિ મામ્; એ ખુદા! રક્ષણ કર, એ બૂમ.

**Hose,** *n.* (હોઝ્) Trousers. પાયજામો; પગનાં મોજાં 2. A flexible water-pipe. બંબાની સુંઢ.

**Hosier,** *n.* (હો'ઝ્અર્) A dealer in hoses & underclothing in general. મોજાં, ગંજીફાક વગેરે વેચનાર.

**Hosiery,** *n.* (હો'ઝરી) Under clothing in general. મોજાં વગેરે 2. Hosier's business. મોજાં વગેરે વેચનારનો ધંધો.

**Hospice,** *n.* (હૉ'સ્પિસ્) સાધુબાવાનો મુસાફરી માટેનો ઉતારો; અપંગ, માંદા માટે ધર્મશાળા.

**Hospitable,** *a.* (હૉ'સ્પિટબલ્) Entertaining strangers with kindness. સારી રીતે આદર સત્કાર કરનારૂં; પરોણાની બરદાશ કરનારૂં.

**Hospitably,** *adv.* (હૉ'સ્પિટબ્લી) In a hospitable manner. સારી રીતે આદરસત્કાર કરીને; આદર સત્કારથી; મેહમાનદારીથી.

**Hospital,** *n.* (હૉ'સ્પિટલ) A residential dispensary. દવાખાનું; ઇસ્પીતાલ.

**Hospitality,** *n.* (હૉસ્પિટૅ'લિટી) Entertainment of guests. પરોણાચાકરી; મેહમાનગીરી; આગત સ્વાગત.

**Host,** *n.* (હોસ્ટ) An entertainer of guests. યજમાન; પરોણાચાકરી કરનાર. 2. A horde. ટોળું; ઝુંડ. 3. An army લશ્કર.

**Hostage,** *n.* (હૉ'સ્ટિજ્) A person given as surety in treaties &c. સલાહના કોલ પાળવાની ખાત્રી માટે સાનમાં આપેલું માણસ, વગેરે. [L. *hospes*.]

**Hostess,** *n.* (હૉ'સ્ટિસ્)A lady-entertainer. ગૃહ સ્વામિની; સ્ત્રી યજમાન.

**Hostel,** *n.* (હૉ'સ્ટલ્) House for students. છાત્રાલય; વસતિગૃહ.

**Hostile.** *a.* (હૉ'સ્ટાઇલ) Unfriendly; inimical. વિરૂદ્ધ; પ્રતિપક્ષી, દ્વેષી, વેરી. [L. *hostis*, an enemy.]

**Hostility,** *n.* (હૉસ્ટિ'લિટી) Enmity. દુશ્મનાવટ; વેર; શત્રુભાવ.

**Hostler,** *n.* (ઑ'સ્લર્) The stableman of an inn. વિશીનો ઘોડાવાળો, તબેલા રખવાળ.

**Hot,** *a* (હૉટ) Heated; very warm. ઉષ્ણ; ગરમ; ઉનું; ધગધગતું; ખળખળતું. 2. Fiery; ardent. ગરમ સ્વભાવનું. **Hot water**= તકરાર,-અડચણ.

**Hot-brained,** *a.* (હૉ'ટ-બ્રેન્ડ) Fiery. તેજ મીજાજનું; ગરમ મીજાજનું.

**Hotel,** *n.* (હોટે'લ્) A house for entertainment of strangers. હૉટેલ; મુસાફરખાનું; વિશી.

**Hottentot,** *n.* (હૉ'ટનટૉટ) કેઇપ ઑવ્ ગુડ હોપની પાસે અગાઉ રહેતી એક જાત; બીન કેળવાયેલ; અણઘડ; વિદ્યાકળાનો દુશ્મન.

**Hot-headed,** *a.* (હૉ'ટ-હે'ડિડ) Rash; ઉતાવળીયું; કડક મીજાજનું.

**Hot bed,** ઉભરાતા ખાતરથી ગરમ કરેલી જમીન; ઉત્તેજન-ઉશ્કેરણી આપનારી જગ્યા.

**H cockles.** ગામઠી આંધળા પાડાની રમત. **H. foot.** બહુ ઝડપથી. **H. house.** ઘણું ખરૂં કાચનો બનાવેલો પરદેશી, કઠણતનાં ફળફૂલ ઉગાડવાનો મંડપ.

**H. pot.** ઢાંકણાવાળા હાંડલામાં બાફેલું, બટેટાં વગેરેવાળું માંસનું ઉધીયું.

**Hotly**, *adv.* (હૉ'ટ્લી) Passionately. ગુસ્સા–આવેશથી.

**Hot-pressed,** *a.* (હૉ'ટ-પ્રેસ્ટ) Pressed between hot plates. ગરમી લગાડીને દબાવેલું.

**Hot-spur,** *n.* (હૉ'ટસ્પર) An impetuous man. અવિચારી ઉતાવળીઓ માણસ.

**Houdah,** *n.* (હૌ'દા) The seat on an elephant's back. અંબાડી; હોદ્દો.

**Hound,** *n.* (હાઉન્ડ) શિકારી કૂતરો.

**Houri,** *n.* (હૂરી, હાઉરી) મુસલમાની અપ્સરા; પરી.

**Hour,** *n.* (અવર) *n.* A part of day; 60 minutes. કલાક; અવર. 2. Time. કાળ;વેળ;સમય.
**At all hours**=વેળાકવેળા; ફાવે ત્યારે. **To keep regular hours**=નિયમિત જીંદગી ગાળવી.

**Hour-glass,** *n.* (અ'વર-ગ્લાસ્) An Instrument for measuring time. ઘડી; વખત માપવાની શીશી; રેતીવાળી શીશી.

**Hour-hand,** *n.* (અ'વર-હૅન્ડ) The hand in a watch or clock which indicates hours. કલાકનો કાંટો.

**Hourly,** *adv.* (અ'વરલી) Happening every hour. કલાક કલાકનું; દર કલાકે; વારંવારનું.

**House,** *n.* (હાઉસ્) A building for man's residence. ઘર; ગૃહ. 2. Domestic affairs. ઘરખટલો; સંસાર. 3. Family. ઘરનાં માણસો; કુટુંબ; વંશ;કુળ; ઓલાદ. 4. A firm. પેઢી; કંપનિ. 5. The place of planets &c. સ્થાન–ભવન.
**House of Commons** = મિજલસેઆમ; આમસભા. **House of Lords**=દિવાનેખાસ. અમીરસભા.

**House-breaker,** *n.* (હા'ઉસ-બ્રિકર) A thief. ખાતરપાડુ; ચોર; ઘરફોડુ.

**House-breaking,** *n.* (હા'ઉસ-બ્રૅકિન્ગ) The breaking open and entering a house for criminal purposes. ઘર ફોડી ખાતર પાડવું તે.

**House-dog,** *n.* (હા'ઉસ-ડૉગ) A domestic dog. ઘરમાં પાળેલો કુતરો.

**House-hold**, *n.* (હા'ઉસ-હોલ્ડ) The family that a house holds. એક ઘરમાં રહેનાર માણસો; કુટુંબજન.

**House-holder,** *n.* (હા'ઉસ-હોલ્ડર) The master of a house. ઘરધણી.

**House-keeper,** *n.* (હા'ઉસ-કીપર) One who looks after the domestic affairs of a house. ઘરખટલો સંભાળનાર;ઘરની સંભાળ રાખનાર.

**House-keeping,** *n.* (હા'ઉસ-કીપિન્ગ) Management of a household. ઘરખટલો સંભાળવો–ઘરનું કામકાજ કરવું તે.

**Houseless,** *n.* (હા'ઉસલિસ્) Homeless; without a house. ઘર વગરનું: નિર્ગૃહ.

**House-maid**, *n.* (હા'ઉસ-મેડ્) A domestic waiting-woman. ઘરની ચાકરડી-દાસી; કામ કરનાર બૈરી.

**House-warming,** *n.* (હા'ઉસ્-વૉર્મિંન્ગ) A festival made when entering a new house. વાસ્તુ; ગૃહપ્રવેશ.

**House-wife,** *n.* (હા'ઉસ-વાઈફ,હ'ઝિફ) The mistress of a household. ઘરધણીયાણી.

**House-wifery,** *n.* (હા'ઉસ-વાઈફ્રી) The work of a house-wife. ઘરખટલો સંભાળવાનું કામ; ગૃહિણીધર્મ.

**House-wright,** *n.* (હા'ઉસ-રાઇટ) An architect. મિસ્ત્રી; શિલ્પશાસ્ત્રી.

**Housing,** *n.* (હા'ઉઝિન્ગ) Residing in a house. ઘરમાં રહેવું-રાખવું તે. 2. Saddle-cloth. ઘોડાનો સાજ.

**Hove,** *v.* (હવ) Past tense of "Heave." મોજે ચડયો; સુજયું.

**Hovel,** (હૉ'વલ્ હ'વલ્) *n.* An open cottage. છાપરું; ઝુંપડી

**Hover,** *n.* (હૉ'વર) A refuge; a cover. આશ્રય; ઢાંકણ. *vi.* To hang fluttering in the air. પાંખ ફફડાવી ઉડવું. 2. To waver. અનિશ્ચિત હોવું.

**How**. *adv.* (હાઉ) In what way. કેમ; કઈ રીતે. 2. To what grade, degree &c. કેવડું; કેટલું.

**Howbeit**, *adv.* (હાઉબી'ટ્) In spite of this. તોપણ; છતાં.

**However**, *adv.* (હાઉએ'વર) In whatever way. ગમે તે રીતે: ગમે તેમ; ગમે તેટલું.

**Howitzer** *n.* (હૉ'વિટ્ઝર) Short gun, firing high. ઉંચે ગોળો ફેંકે એવી તોપ.

**Howl,** *vi.* (હાઉલ) To cry out as a wolf, jackal, fox &c. શિયાળ વગેરે જાનવરોની માફક આરડવું–અવાજ કરવો; ભુંકવું; રડવું. *n.* The cry of a wolf &c. શિયાળ-વરુ વગેરેનું આરડવું.

**Howlet**, *n.* (હા'ઉલિટ્) A small owl. નાનું ઘુવડ.

**Howling,** *a.* (હા'ઉલિન્ગ) Filled with howling beasts. વાઘ વરુ વગેરે જંગલી જાનવરોના શબ્દોથી ગાજી રહેલું; જંગલી પશુઓથી, હિંસક પ્રાણીઓથી ભરેલું (વન–અરણ્ય): આરડતું.

**Howsoever,** *adv.* (હાઉસોએ'વર) To whatever degree or extent. ગમે તેવું–તેટલું; ગમે તે રીતે.

**Hoy,** *n.* (હૉય) A small vessel. નાનું વહાણ.

**Hoyden,** *n.* (હૉ'યડન્) તોફાની બૂમરાણ કરતી છોકરી.

**Hub**, *n.* (હબ્) જેમાં આરા જડવામાં આવ્યા હોય તે (પૈડાનો) વચલો ગાળો; અંતર ચક્કર, ધરી.
**Hubble-bubble**, *n.* (હ'બલ-બ'બલ્) A long tobacco-pipe. હુક્કો.
**Hubbub**, *n.* (હ'બબ્) Noise; tumult; uproar. ગરબડ; ઘોંઘાટ.
**Huckaback**, *n.* (હ'કૅબૅક્) ટુવાલ વગેરે માટેનું ખડબચડું કપડ.
**Huckster**, *n.* (હ'કસ્ટર્) A hawker. ફેરીઓ. 2. A cheat. દગાખોર માણસ. *vt.* To hawk trifles. નાની નાની વસ્તુઓ વેચવી.
**Huddle**, *vi.* (હ'ડલ્) To crowd together. ભીડ-ગીચો ગીચ ગરદી કરી મુકવી-થવી; ખીચો ખીચ ભરવું, ભીડ કરવી. *n.* A dense crowd. અતિ ભીડ.
**Hue**, *n.* (હ્યુ) Tint; colour. રંગ; રંગની છટા.
**Hued**, *a.* (હ્યૂડ) Printed; coloured. રંગેલું; અમુક રંગની છટાવાળું.
**Huff**, *vt.* (હફ્) To inflate. ફુલાવવું; મોટું કરવું. *vi.* To become inflated. મોટું થવું-ફુલવું.
**Huffish**, *a.* (હ'ફિશ્) Puffed up. ગર્વિષ્ઠ; ફુલાઈ ગયેલું.
**Hug**, *vt.* (હગ્) To embrace; to clasp to the heart. ગાઢ આલિંગન દેવું.
**Huge**, *a.* (હ્યૂજ્) Enormous; very big. વિશાળ; ગજાવર; અતિશય મ્હોટું.
**Hugger-mugger**, *n.* (હ'ગર-મ'ગર્) Clandestineness. ચોરી; છાનુમાનું કરવું તે; ગુપચુપી; ગટર પટર; શટરપટર. Confusion ગોટાળો; ગેરવ્યવસ્થા *a.* Clandestine. ગુપચુપ; છુપી રીતે.
**Huguenot**, *n.* (હ્યૂ'ગનૉટ) ફ્રાન્સનો પ્રૉટેસ્ટન્ટ.
**Hulk**, *n.* (હલ્ક્) Ship's body. વહાણનું ખોખું કાઢીયું *vt.* To take away the bowels of. ના આંતરડાં કાઢી લેવાં. **Hulking** *a.* કદ વર. બેડોળ.
**Hull**, *n.* (હલ્લ્) વહાણનું ખોખું; શીંગની છાલ, ફોતું. **H. down**-એટલે છેટે કે વહાણના ડોળ દેખાય પણ ખોખું ન દેખાય.
**Hullo**, *int.* (હલો,) આશ્ચર્ય દર્શક શબ્દ; ટેલીફોન પર બોલાવા કે જવાબ દેવાનો પહેલો શબ્દ.
**Hullabaloo**, *n.* (હલૅબલૂ') Uproar. બુમરાણ.
**Hum**, *vi.* (હમ્) To make a buzzing noise. ગણગણવું. 2. To show satisfaction. સંતોષ દર્શાવવો; હં કરવું. *n.* The buzz of a bee. માખીનો ગણગણાટ.
**Human**, *a.* (હ્યૂ'મન્) Relating to the human kind; natural to mankind. મનુષ્યનું; માનુષી; માણસનું; માણસ કરી શકે એવું; મનુષ્ય સુલભ.
**Humane**, *a.* (હ્યુમે'ન્) Merciful; kind. દયાળુ; પરોપકારી. **H. society**. સંસારી, સાહ્રી, ડુબતાને બચાવનારી મંડળી.
**Humanely**, *adv.* (હ્યૂ'મનલી) Kindly. દયાળુ પરોપકારી રીતે.
**Humanity**, *n.* (હ્યુમૅ'નિટી) Mankind. માણસ જાત. 2. Human nature. મનુષ્યત્વ; મનુષ્ય સ્વભાવ. 3. Mercy. ભૂતદયા; સાહિત્ય; રહેમ; દયા.
**Humanize**, *vt.* (હ્યુ'મનાઈઝ્) To civilize or refine. સુધારવું; સંસ્કારી બનાવવી-વું 2. To soften. કોમળ-નરમ કરવું.
**Human-kind**, *n.* (હ્યુમન-કા'ઇન્ડ્)Mankind. માણસ જાત; મનુષ્ય વર્ગ.
**Humanly**, *adv.* (હ્યુ'મનલી) Befitting a human being. માણસની પેઠે.
**Humble**, *a.* (હ'મ્બલ્) Unostentatious; modest; lowly. ગરીબ; રાંક; નમ્ર **To eat the humble pie**-અપમાન ગળી જવું-ગરીબ થઇને ખમવું. *vt.* To make humble; to lower; to bring down the pride of. નીચું-હલકું પાડવું; ગર્વ ઉતારવો; માન ખંડન કરવું. [L. *humus*, earth.]
**Humbly**, *adv.* (હ'મ્બ્લી) Modestly. નમ્રતાથી; વિનયપૂર્વક.
**Humbug**, *n.* (હ'મ્બગ્)A hoax; a deception. ઉઠુચતુ; અષ્ટંગષ્ટં; છેતરપીંડી; ભુલથાપ; આંધળાપાટા *vt.* To cheat. ઉઠુચ-નું સમજાવવું; બનાવવું; ગોળ ગોળ બોલી છેતરવું.
**Humdrum**, *a.* (હ'મડ્રમ્) Common place; homely. સાદું; મધ્યમ; કંટાળાવાળું; એક સરખું.
**Humid**, *a.* (હ્યુ'મિડ્) Moist; wet ભિનાશવાળું; થંડું.
**Humidity**, *n.* (હ્યુમિ'ડિટી) Wetness; moisture. ભિનાશ; શરદી.
**Humiliate**, *vt.* (હ્યુમિ'લિએટ) To make humble; to bring down the pride, position &c. of. માનહાનિ કરવી; નીચે જોવરાવવું; ગર્વ-મદ ઉતારવો.
**Humiliation**, *n.* (હ્યુમિલિએ'શન્)Degradation; lowering of position &c માનહાનિ; માનભંગ; ગર્વ-મદ ઉતારવો તે; નામોશી; ફજેતી; હીણપદ.
**Humility**, *n.* (હ્યુમિ'લિટી) Humbleness; freedom from pride; modesty. વિનય; નમ્રતા; હીનતા; નિરભિમાન.
**Humming**, *a.* (હ'મિન્ગ્) Buzzing. ગણગણતું. *n.* Buzzing sound. ગણગણ કરવું તે.
**Humour, humor**, *n.* (હ્યુ'મર) Nature. સ્વભાવ; પ્રકૃતિ; મિજાજ 2. Fun; wit. હાસ્યરસ; મજા; રમુજ. 3. Whim. લ્હેર; તરંગ. **Good h.**=સારો સ્વભાવ; ખુશમિજાજ.
**Humorous**, *a.* (હ્યુ'મરસ્) Witty. હાસ્યરસ પરિપૂર્ણ; વિનોદી; રમુજી 2. Whimsical. લ્હેરી; મનમોજી.

**Humoursome**, *n.* (હ્યુ'મરસમ્) Whimsical. તરંગી; વિલક્ષણ; લેહરી.

**Hump**, *n.* (હમ્પ) A fleshy prominence on the backs of certain animals. ખુંધ; ઢેકો.

**Hump-back**=ખુંધ નીકળેલું; ખુંધો.

**Hunch-back**, *a.*(હ'ન્ચ્ બૅક્)Hump-backed. ખુંધ નીકળેલું; ખુંધો.

**Hunch**, *n.* (હન્ચ્) A hump. ખુંધ. *vt.* To jostle. કોણીથી ધક્કો મારવો.

**Hundred**, *n.* (હ'ન્ડ્રેડ્) Number ten times ten. સો. *a.* Ten times ten. સો.

**Hundredth**, *a.* (હ'ન્ડ્રેડ્થ્) Coming after ninety-ninth in order. સોમું-સોમો.

**Hung**, *p. p.*(હન્ગ્)Suspended.લટકાવેલું;લટકેલું.

**Hunger**, *n.* (હ'ન્ગર્) Craving for food; ભુખ; ક્ષુધા. 2. Strong craving. લાલસા; આતુર-પ્રબળ ઇચ્છા.

**Hungry**, *a.* (હ'ન્ગ્રી) Craving for food; feeling hunger, ક્ષુધાતુર; ભુખ્યું.

**Hunt**, *vt.* (હન્ટ્) To pursue game. નો શિકાર કરવો. 2. To chase. ની પાછળ મંડવું; પુઠે લાગવું-લાગવું. **To hunt down**=ની પુંઠ પકડી મારવું. *vi.* To follow game.મૃગયા-શિકાર કરવો. *n.* Pursuit of game &c. મૃગયા; શિકાર; પાછળ પાડવું-પુંઠ પકડવી તે.

**Hunter**, *n.* (હ'ન્ટર્) One who hunts. શિકારી 2. A hunting dog. શિકારી કુતરો. 3. A horse used in hunting. શિકારી ઘોડો. 4. One who pursues something eagerly. ની પાછળ મંડનાર માણસ.

**Hunting**, *n.* (હ'ન્ટિન્ગ્) The pursuit of game. શિકાર; મૃગયા. **H. horn**=શિકારની વખતે ફુંકવામાં આવતું બ્યુગલ.

**Huntsman**, *n.* (હ'ન્ટ્સમન્) Hunter. શિકારી શિકાર કરનાર.

**Hurdle**, *n.* (હ'ર્ડલ્) A portable twig-frame. ડાળીઓનો-ડાખળાઓનો ઝાંપો. *vt.* To fence. વાડ-તટ્ટી બાંધવી.

**Hurl**, *vt.* (હર્લ્) To throw forcibly. જોરથી ફેંકવું. *n.* A forcible throw. જોરથી ફેંકવું તે.

**Hurly-burly**, *n.* (હ'ર્લિ-બર્લિ) Disorder; confusion. ગરબડ; તોફાન.

**Hurrah, hurray**, *interj.* (હુર્રા'-હુરે.) An exclamation of joy. આનંદ-ખુશાલીનો પોકાર.

**Hurricane**, *n.* (હ'રિકેન્) A tempest. વાવાઝોડું; સખત તોફાન.

**Hurriedly**, *adv.* (હ'રિડ્લી) With haste. ઉતાવળે; જલદી; ઝટ.

**Hurry**, *vi.* (હ'રી) To make haste. ઉતાવળ-ઝડપ કરવી; ખેંચી, દોડાવી લઈ જવું; દોડાદોડ કરાવવી. *vt.* To take hurriedly. ખેંચી દોડાવી લઈ જવું. *n.* Haste. ઉતાવળ; દોડાદોડ; ઝડપ.

**Hurst**, *n.* (હર્સ્ટ્) A grove. ઝાડોની ઘટા; જંગલ.

**Hurt**, *vt.* (હર્ટ્) To injure. ઇજા કરવી; વગાડવું. 2. To pain the feelings of. નું દિલ દુખાવવું-નાખુશ કo. *n.* An injury. વ્યથા; જખમ; હરકત; હાનિ; નુકસાન, ઈજા.

**Hurtful**, *a.* (હ'ર્ટ્ફુલ) Injurious. હાનિકારક; નુકસાન ભરેલું.

**Hurtfulness**,*n.*(હ'ર્ટ્ફુલનિસ્)Injuriousness. હાનિકારકપણું; નુકસાન કરે એવો ગુણ.

**Husband**, *n.* (હ'ઝ્બન્ડ્)The man legally married to a woman. વર; ધણી; સ્વામી; પતિ. *vt.* To economise. કાટકસર કરવી, કરી વાપરવું.

**Husbandman**, *n.* (હ'ઝ્બન્ડમન્)A farmer. ખેડુત 2. The master of a household. ઘરનો સ્વામી-માલેક.

**Husbandry**, *n.* (હ'ઝ્બન્ડ્રી) Farming. ખેતીનો ધંધો; ખેતીવાડી.

**Hush**, *vt.* (હશ્) To make silent. છાનું-ચુપ રાખવું-કરવું. *vi.* To become silent. શાંત થવું-ચુપ રેહવું. *interj.* Be silent ! ચુપ !

**Hush-money**, *n.* (હ'શ્-મની) Money paid for not divulging a secret. છાનું રેહવા સારૂ આપેલી લાંચ-રૂશવત-પૈસા.

**Husk**, *n.* (હસ્ક્) Chaff. ફોતરું-છાલા. *vt.* To separate the chaff from. ના ફોતરા-છાલાં કાઢવાં.

**Huskiness**, *n.* (હ'સ્કિનિસ્) Hoarseness of voice. અવાજની કર્કશતા-કઠોરપણું. 2. State of being husky. ફોતરાં-છાલાંથી ભરપુર હોવું તે.

**Hussy**, *n.* (હ'સી) A jade; a forward or impudent girl. ઉદ્ધત બૈરી; કુલટા.

**Hustings**, *n.* (હ'સ્ટિન્ગ્ઝ્) The old London Court. લંડન શહેરમાંની જુની કોરટ. 2. Electoral platform. ચુંટણી માટે ભાષણ આપવાની જગ્યા.

**Hut**, *n.* (હટ્) A cottage. ઝુંપડી; છાપરી.

**Hutch**, *n.* (હચ્) A store-house. ભંડાર-કોઠાર. *vt.* To store up. ભરી-સંઘરી રાખવું.

**Huzza**,*interj.*(હુઝા')Hurrah! વાહવાહ! શાબાશ!

**Hyacinth**, *n.* (હા'યુસિન્થ્) A kind of plant. એક જાતનો છોડ-ફુલ.

**Hyades, hyads**, *n.* (હા'યેડીઝ-ડ્ઝ્) The constellation of Taurus. તારાઓના એક ઝુમખાનું નામ.

**Hyaline**, *a.* (હા'યેલાઇન્) Glassy. કાચનાં જેવું. [Gr. *hylos* glass.]

**Hybrid**, *n.* (હા'યુબ્રિડ્) A cross between two species. વર્ણસંકર; મિશ્ર.

**Hydrant**, *n.* (હા'યડ્રન્ટ) A water-pipe for fire. આગ ઓલવવા સારૂ રાખેલો પાણીનો નળ. [Gr. *hudor*, water.]

**Hydraulic**, *a.* (હાયડ્રૉ'લિક) Pertaining to fluids in motion or the action of water used for mechanical purposes. જલશક્તિ અથવા વહેતા પાણી અથવા બીજા પ્રવાહી પદાર્થ સંબંધી. [Gr.*hudor*, water and *aulos*, a pipe.]

**Hydraulics**, *n.* (હાયડ્રૉ'લિક્સ) Water power mechanics. જલશક્તિશાસ્ત્ર; વહમાન ઉદકશાસ્ત્ર; તરંગવેગ ગણિત.

**Hydrogen**, *n.* (હા'યડ્રોજિન) A gas, which with oxygen forms water. હાયડ્રોજન વાયુ; ઉદકજનક વાયુ.

**Hydrographer**, *n.* (હાયડ્રૉ'ગ્રફર) One who is proficient in hydrography. પાણીના ભાગોના નકશા બનાવનાર માણસ.

**Hydrography**, *n.* (હાયડ્રૉ'ગ્રફી) The art of mapping seas &c. સમુદ્ર-નદીયો વગેરે જલમાર્ગોના નકશા દોરવાની વિદ્યા.

**Hydrology**, *n.*(હાયડ્રૉ'લજી) Water science. ઉદકશાસ્ત્ર; જલવિદ્યા.

**Hydromel**, *n.* (હા'યડ્રોમલ) Honey and water. મધપાણી.

**Hydrometry**, *n.* (હાયડ્રૉ'મીટ્રી) The art of ascertaining the gravity of fluids. જલગુરૂત્વદર્શનવિદ્યા.

**Hydropathy**, *n.* (હાયડ્રૉ'પથી) Cure by water. જલોપચાર; જલવૈદક. [L. *hudor*, water and *pathos*, affection.]

**Hydrophobia**, *n.* (હાયડ્રોફો'બિયા) The disease caused by the bite of a mad dog. હડકવો,-થાથી ઉપજતો પાણીનો ડર, જલભય.

**Hydropical**, *a.* (હાયડ્રૉ'પિકલ) Dropsical. જલંધર રોગ જેવું.

**Hydrostatics**, *n.* (હાયડ્રૉસ્ટૅ'ટિક્સ)Scieece of the equilibrjum,pressure &c. of fluids. સ્થિરોદકવેગશાસ્ત્ર; સ્થિરપ્રવાહીશાસ્ત્ર.

**Hydrous**, *a.* (હા'યડ્રસ) Watery. જળમય-જેવું; પાણી જેવું.

**Hyemal**,*a.*(હા'યેમલ)Wintry.શિયાળાનું-સંબંધી.

**Hyena**,*n.* (હાયી'ન) A carnivorous wolf-like animal. તરસ, સુવર.

**Hygeian**, *a.* (હાયજી'અન) Relating to health-preservation. આરોગ્યવિદ્યા સંબંધી.

**Hygiene**, *n.* (હા'યજીઇન)Science of health-preservation and promotion. આરોગ્ય-સંરક્ષણશાસ્ત્ર.

**Hygrology**, *n.* (હાયગ્રૉ'લજી) The science of ascertaining atmospherical moisture. વાયુજલપ્રમાણશાસ્ત્ર.

**Hygrometer**, *n.* (હાયગ્રૉ'મીટર) A barometer. વાયુઉષ્ણતામાપક યંત્ર.

**Hymen**, *n.* (હા'યૂમેન) Marriage. લગ્ન. 2. Coition. સ્ત્રીસંભોગ.

**Hymenial**,*a.*(હાયમિનિ'અલ)About wedlock. લગ્ન સંબંધી-નું.

**Hymn**, *n.* (હીમ) A song in praise of God. ભજન; સ્તવન; સ્તોત્ર; કીર્તન.

**Hymnal**, *a.* (હિમ્ન'લ) A collection of hymns. ભજનગ્રંથાવલી.

**Hymnology**, *n.* (હીમ્નૉ'લજી) Sacred literature. ભજનો-સ્તોત્રોના ગ્રંથો.

**Hyperbola**,*n.*(હાયપ'રબોલા)A conic curve. શંકુચ્છેદ.

**Hyperbola**,*n.* (હાયપ'રબોલે) Exaggeration of facts. અત્યુક્તિ; અતિશયોક્તિ.

**Hyperborean**,*a.*(હાયપરબો'રીઅન)Belonging to the extreme North. છેક ઉત્તરના પ્રદેશનું. *n.* An inhabitant of the extreme North. ઉત્તરના પ્રદેશમાં રહેનાર. [Gr. *hyper*, beyond and *Boreas*, north wind.]

**Hypercritical**,*a.*(હાયપરક્રિ'ટિકલ)Carping; over-critical. બહુજ સૂક્ષ્મ દૃષ્ટિએ ટીકા કરનાર; અતિ ટીકાખોર; ચીપી ચીપીને ખોડ કાઢનાર.

**Hyphen**, *n* (હા'યફન) A dash-like mark [ — ]. નાની લીટી [ - ] જેવું ચિન્હ.

**Hypochondria**, *n.*(હાયપોકૉ'ન્ડ્રીઍ)Melancholy. ઉદાસી; ઉદ્વેગ; વિષાદ.

**Hypochondriac**, *n.* (હાયપોકૉન્ડ્રિઍક) A melancholy person. ઉદાસ-ખિન્ન માણસ.

**Hypocrisy**, *n.* (હિપૉ'ક્રિસી) Pretension; imposing upon; false disguise. પાખંડ; છળભેદ; કપટ; દંભ; ઢોંગ; બકધ્યાન. [Gr. *hypo*, under and *krino*, I separate.]

**Hypocrite**, *n.* (હિ'પોક્રિટ) A false pretender. બકભગત; ઢોંગી માણસ; પાખંડી-કપટી માણસ.

**Hypocritical**, *a.* (હિપોક્રિ'ટિકલ) Characterized with hypocrisy; insincere. ઢોંગી; દાંભિક; ભેતરપિંડીવાળું; ઢોંગનું.

**Hypogastrium**, *n.* (હાયપોગૅ'સ્ટ્રિઅમ)The lower part of the abdomen. પેડું; પેડુ. [L. *hypo*, & *gaster*, the belly.]

**Hypostatic**, *a.* (હાયપોસ્ટૅ'ટિક) Personal. જાતનું; ખુદનું; પોતાનું.

**Hypotenuse**, *n.* (હાયપૉ'ટિન્યુસ) The side in a rt. angled triangle opposite the right angle. કાટખુણા સામેની બાજુ; કર્ણ.

**Hypothecate**,*vt.*(હાયપૉ'થિકેટ)To pledge. ગીરો રાખવું. [L. *hypothica*, pledge.]

**Hypothesis,** *n.*(હાયપૉ'થીસિસ્)An assumed truth not proved. પૂર્વ સિદ્ધાંત; માની લીધેલી વાત; કલ્પિતાર્થ.

**Hypothetical,** *a.* (હાયપૉથે'ટિકલ્) Supposed. માની લીધેલું.

**Hyson,** *n.* (હા'યસન્) A fragrant green tea. ખુશબોદાર વિલાયતી ચા.

**Hysteria,** *n.* (હિસ્ટી'રિઆ) A nervous disease of women. હર્ષવાયુ; હીસ્ટીરિયા.

**Hysterical,** *a.* (હિસ્ટે'રિકલ્) Suffering from hysteria. હર્ષવાયુ; હીસ્ટીરિયા થયેલું.

**Hysterics,** *n.* (હિસ્ટે'રિક્સ્) Hysterical fits. વાયુગોળી; ફિટ.

## I.

**I,** (આય્) The ninth letter of the English alphabet represented in Gujrati by ઇ and આય્. ઇંગ્રેજી મૂળાક્ષરનો નવમો અક્ષર છે અને તે ગુજરાતીમાં ઇ અને આઇથી દર્શાવવામાં આવે છે. 2. As a numeral it stands for I. સંખ્યામાં તે 'એક'ને માટે વપરાય છે.

**I,** *pron.* (આય્) The nominative case of the pronoun of the first person. હું.

**Iambic,** *a.* ( આયૅ'મ્બિક્ ) Consisting of a short syllable followed by a long one. લઘુ પછવાડે ગુરૂ સ્વરવાળું. 2. Pertaining to or composed of iambics. લઘુગુરૂ સંબંધી. *n.* 1. A foot consisting of two syllables, the first short and second long. પહેલો લઘુ અને બીજો ગુરૂ એવા બે અક્ષરનું ચરણ; લઘુગુરૂ. 2. A verse composed of short and long syllables alternately. લઘુ અને ગુરૂ અક્ષરો આવે એવી ટુંક. 3. A satirical poem; a lampoon. ઉપહાસક કવિતાસંગ્રહ-કાવ્ય.

**Iambus,** *n.* (આયૅ'મ્બસ્) A foot consisting of a short syllable followed by a long one; an iambic. લઘુ-ગુરૂ; બે અક્ષરનું ચરણ જેમાં પહેલો તાલ વગર અને બીજો તાલ સાથે બોલાતો હોય તે.

**Ice,** *n.* (આઇસ્) Water in a solid form. બરફ; બર્ફ. 2. Concreted sugar. ખાંડની ચાસણીનો ઢોળ. 3. Icecream. દુધમાં ખાંડ વગેરે નાંખીને તેને બરફના જોરથી ઠારીને કરેલી મલાઈ; આઈસક્રીમ. **To break the ice**=પગરણ, આરંભ કરવો. 2. To cover with concreteds ugar. ચાસણીનો ઢોળ ચઢાવવો. 3. To freeze. ઠારવું. નો બરફ ક૦.

**Iceberg,** *n.* (આ'ઇસ્બર્ગ્) A hill or mountain of ice. બરફનો ડુંગર. 2. A lofty body of floating ice. બરફનો દરીયામાં તરતો ઢગલો-પહાડ.

**Iceblink,** *n.* ( આ'ઇસ્બ્લિન્ક્ ) A bright appearance near the horizon, occasioned by the reflection of light from the ice. બરફમાંના પ્રકાશના પ્રતિબિંબવડે જણાતો પ્રકાશિત દેખાવ.

**Ice-bound,** *a.* (આ'ઇસબાઉન્ડ્) Totally surrounded with ice. ચોતરફ બરફથી ઘેરાઇ ગયેલું.

**Icecream,** *n.* (આ'ઇસક્રીમ્) Cream or milk sweetened; flavoured and congealed by a freezing mixture. સાકર નાંખી બરફથી ઠારેલી દુધની મલાઈ.

**Icefield,** *n.* (આ'ઇસ-ફીલ્ડ)A sheet of ice of a very great extent. મોટો લાંબો બરફ વિસ્તાર.

**Ice-house,** *n.* (આ'ઇસ-હાઉસ્) A repository for preserving ice during warm weather. ઉનાળામાં બરફ સાચવી રાખવાનું ઘર; બરફની વખાર.

**Ichneumon,** *n.* (ઇક્ન્યૂ'મન્) A kind of carnivorous mamal. મીસર દેશમાં મગરનાં ઇંડાં ખાઈ જનાર નોળીઆની જાતનું જનાવર-ઇક્ન્યૂમન-નોળીયો. [L. *ichno,* I hunt after.]

**Ichor,** *n.* (આ'ઇકૉર) An ethereal fluid that supplies the place of blood in veins of gods. દેવની નસમાં લોહીને બદલે વ્હેતો એક જાતનો દૈવી રસ. A thin watery discharge like whey. છાશ જેવી સફેદ, પાતળી, ગુમડામાંથી નીકળતી રસી.

**Ichorous,** *a.* (આ'ઇકરસ્) Thin; watery. પાણી જેવી પાતળી રસીવાળું.

**Ichthyology,** *n.* (ઇક્થિઑ'લજી) The science of classification &c. of fishes. મત્સ્યવિદ્યા-વર્ણન. [Gr. *ichthus,* a fish & *logo,* discourse.]

**Ichthyophagous,** *a* ( ઇકથિઑ'ફગસ્ ) Eating or subsisting on fish; માછલાં ખાઇ જીવનારૂં, નિર્વાહ કરનારૂં; મત્સ્ય. [Gr. *ichthus* a fish & *phago,* I eat.]

**Icicle,** *n.* (આ'ઈસિકલ્) A pendant conical mass of ice. ઘરના નેવ કે ઝાડની ડાળખી પરથી લટકતી શંકુ આકારની બરફની કટકી; હિમકણ.

**Iciness,** *n.* (આ'ઇસિનિસ્) The state of being cold. ઠરી જાય એવી અતિશય ઠંડ-શીતળતા.

**Icing,** *n.* (આ'ઇસિંગ્) A covering of concreted sugar. ચાસણી; ઢોળ-પડ.

**Icon,** *n.* (આ'ઇકન્) An image or representation. પ્રતિમા; આકૃતિ; છબી; સ્વરૂપ; મૂર્તિ.

**Iconoclasm,** *n.* (આઇકૉ'નોક્લૅઝમ્) The act of destroying images. મૂર્તિભંગ; પ્રતિમાભંગ.

**Iconoclast,** *n.* (આઇકૉ'નોક્લૅસ્ટ) A destroyer of images. મૂર્તિભંજક; મૂર્તિનું; મૂર્તિપૂજકનું ખંડન કરનાર. 2. One who destroys shams of any kind; a radical. કોઈ પણ જાતનો ઢોંગ, વેરાનું ઉચ્છેદન કરનાર-નો વૈરી.

**Iconolater,** *n.* (આઇકૉ'નોલેટર) One who worships images. મૂર્તિપૂજક; સેવક.

**Icy,** *a.* (આ'ઇસી) Cold; frosty. હિમમય; બરફવાળું; શાંત; શીતળ. 2. Chilling; indifferent. સ્નેહ વગરનું; ઘણું ઠંડું; બેદરકાર; નિરુત્સાહ.

**Idea,** *n.* (આઇડી'અ) The transcribed image or picture of a visible object formed by the mind; mental image. દૃશ્ય પદાર્થની મનકલ્પિત પ્રતિમા; મૂર્તિ; છબી; આકાર. 2. A general notion or conception. વિચાર; ખ્યાલ; ભાન. A thought; a notion. વિચાર; કલ્પના; તર્ક; સંકલ્પ. 4. A belief; a doctrine; a characteristic principle. મત; અભિપ્રાય; વિચાર; ભાવ. 5. Intention; design. હેતુ; આશય; ઈરાદો. 6. A rational conception. ભાવ; વિચાર.

**Ideal,** *n.* (આઇડી'અલ) A mental conception as standard of perfection; a model of excellence, beauty &c. મનોરથ સૃષ્ટિ; આદર્શ; ઉપમાન.*a.*1.Intellectual;mental. મનમાં કલ્પેલું; મનોગત;માનસિક.2.Fit for a model;faultless &c. નમુનાને યોગ્ય; બિનખોડ; નિર્દોષ; નિષ્કલંક; શુદ્ધ; યથાર્થ. 3. Visionary. કલ્પિત; કાલ્પનિક; માનસિક.

**Idealism,** *n.* (આઇડી'અલિઝમ) The state or quality of being ideal. કાલ્પનિક–મનોમય; માનસિક હોવાનો ગુણ–ધર્મ–સ્થિતિ.2.Conception of the ideal; imagery.માનસિક સૃષ્ટિ; કલ્પનાસૃષ્ટિ. The system or theory that denies the existence of material bodies. અવિદ્યાવાદ; અવિદ્યામત; માયા; માયાવાદ.

**Idealist.** *n.* (આઇડી'અલિસ્ટ)One who holds the doctrine of idealism. માયાવાદી; આદર્શી.

**Ideality,***n.*(આઇડીઍ'લિટિ) Capacity or disposition to form ideas of beauty or perfection. કલ્પનાશક્તિ;તરંગી,ઉચ્ચાશયી,વેદિયા વૃત્તિ.

**Ideally,** *adv.* (આઇડી'અલી) In an ideal manner.કલ્પનાથી. ભાવના, આદર્શપૂર્વક.

**Idealize,** *vt.* (આઇડી'અલાઇઝ) To make ideal or to give an ideal value to. કલ્પના કo; કલ્પિત ગુણ, ધર્મ, મૂકવા સ્થાપવા. *vi.* To form ideals. મનોરથ સૃષ્ટિ ઉત્પન્ન કરવી; આદર્શ બાંધવા.

**Identical,** *a.* (આઇડે'ન્ટિકલ) The same; the self same; not different. તે જ; એકરૂપ; અભિન્ન; તન્મય; અભેદ; નિર્વિશેષ; સમ; સમાન. 2. Uttering the same truth; tautlogical. એકજ વાત જણાવનારું, સરખું; પુનરુક્તિવાળું.

**Identification,** *n.* (આઇડેન્ટિફિકે'શન) The act of proving the same. ઓળખાણ આપવું તે; સમીકરણ; એકરૂપતા; વિજ્ઞાન; વિભાવના.

**Identify,** *vt.* (આઇડે'ન્ટિફાઇ) To make to be the same. એકસમાન; એકરૂપ–તુલ્ય કo. 2. To ascertain or prove to be the same. તે એજ છે એમ સાબીત કરવું,જણાવવું;ઓળખાવવું. *vi.* To become the same. એકરૂપ સમાન થવું.

**Identity,***n.*(આઇડે'ન્ટિટી)The state of being the same; sameness. ઐક્ય; અભેદતા;ઐક્યભાવ; અભેદ; અનન્યતા; એકરૂપતા–સામ્યતા; નિર્વિશેષતા. 2. The condition of being the same with something described or asserted. સમાનતા; 4. An identical equation. સમીકરણ.

**Ideography,** *n.* (આઇડીઑ'ગ્રફી)The representation of ideals independently of names. ચિત્રાક્ષર.

**Ideology,** *n.* (આઇડીઑ'લજી) The science of ideas. વિચારશાસ્ત્ર;તરંગ.

**Ides,** *n.* (આઇડ્ઝ) પ્રાચીન રોમમાં નૉન્ઝ પછીનો આઠમો દિવસ; પંદરમી તારીખ.

**Idiocrasy,** *n.* (ઇડિઑ'ક્રસી) Peculiarity of conception. વિચિત્ર ખાસિયત. પ્રકૃતિ સ્વભાવ; પ્રકૃતિવિશેષ.

**Idiocy,** *n.* (ઇ'ડિઅસી) The condition of being an idiot or idiotic; absence of sense or intellect. મૂઢપણું; કમઅક્કલ; જડપણું; જડબુદ્ધિ; મૂર્ખતા.

**Idiom,** *n.* (ઇ'ડિઅમ) A peculiar mode of expression. ભાષાની રૂઢિ; ભાષા સંપ્રદાય; વાક્ પદ્ધતિ. The peculiar cast of a language. ભાષાની ખાસ–ઢબ,શૈલી;પરિભાષા.[Gr. *idios*,one's own.]

**Idiomatical,** *a.* (ઇડિઓમૅ'ટિકલ) Peculiar to a language; pertaining to a peculiar kind of expression.ભાષાની રૂઢિને લગતું,અનુસરતું.

**Idiopathy,** *n.* (ઈડિઑ'પથી) An individual nature or affection. માણસ,વ્યક્તિ,ખાસ સ્વભાવ. પ્યાર. 2. A primary disease. મૂળરોગ.

**Idiosyncracy,** *n.* (ઇડિઑસિ'ન્ક્રસી) A characteristic belonging to an individual; idiocracy.જાતિ સ્વભાવ;પ્રકૃતિ સ્વભાવ; વિલક્ષણતા. [Gr. *idios*, *syn* & *krasis*, temperance.]

**Idiot,** *n.* (ઇ'ડિઅટ) A person in private life. નોકરી હોદ્દા પર નહિ એવો માણસ, 2. An unlearned or ignorant person. અભણ–અનક્ષર અજ્ઞાન માણસ. 3. A natural fool. જન્મથી બેવકૂફ, મૂઢ માણસ. 4. A simpleton. ભોળીયો; ભોળીયો; મૂર્ખ.

**Idiotcy,** *n.* (ઇ'ડિઅટસિ) The state of being an idiot. મૂર્ખતા; મૂઢતા.

**Idiotic-al,** *a.* (ઇડિઑ'ટિક–કલ) Familiar; plain; simple. સાદો; ભોળો.

**Inclusive,** (of) *a.* (ઇન્ક્લૂ'સિવ્) Including. માં ગણાતું; પરિગ્રાહી; અભિવ્યાપક.

**Incog,-Incognito,** *adv.* (ઇનકૉ'ગ્,ઇનકૉ'ગ્નિટો) In concealment. ગુપ્ત વેશથી; ગુપ્તરૂપે.

**Incognito,** *a.* (ઇન્કૉ'ગ્નિટો) One in disguise or under a false name. ગુપ્ત વેષવાળો માણસ; વેષધારી. 2. *n.* The state of being in disguise. ગુપ્ત વેષ.

**Incognizable,** *a.* (ઇનકૉ'ગ્નિઝબલ્) Incapable of being recognized. ઓળખાય જણાય નહિ એવું.

**Incoherence-cy,** *n.* (ઇનકોહી'રન્સ્, ઇનકોહી'રન્સી) Want of cohesion or adherence. અસંયોગ; શિથિલતા; ઘટ્ટતા, ઘનતાનો અભાવ.

**Incoherent,** *a.* (ઇન્કોહી'રન્ટ્) Loose. અળગું; છુટું. Inconsistent. વિરૂદ્ધ; સંબંધ વિનાનું. [L. *in, con,* & *hereo,* I stick.]

**Incoherently,** *adv.* (ઇન્કોહી'રન્ટલી) Inconsistently. ગમેતેમ; સંબંધ વગર; યદ્વાતદ્વા. સંપ, ઘટ્ટતા વિના.

**Incombustible,** *a.* (ઇનકમ્બ'સ્ટિબલ) Incapable of being burned; incapable of explosion. ફાટે નહીં એવું; સળગે નહિ એવું.

**Income,** *n.* (ઇ'ન્કમ્) The gain from labour. આવક; પેદાશ; કમાઈ; ઉપજ; આમદાની; આયપત.

**Incommensurate,** *a.* (ઇન્કમે'ન્શરટ્) Not admitting of a common measure. સામાન્ય ભાજક રહિત; અપ્રમાણ; વિષમ પ્રમાણવાળું. 2. Not adequate. અધુરૂં.

**Incommensurable,** *a.* (ઇન્કમે'ન્શરબલ) Not having common measure or standard of comparison. સામાન્ય ભાજક રહિત; અસમ પરિમાણ; ભિન્ન પરિમાણક.

**Incommodation,** *n.* (ઇન્કૉમોડે',શન્) State of being incommodated. અગવડ; સંકડાશ; અડચણ.

**Incommode,** *vt.* (ઇન્કમો'ડ્) To disturb or molest; to impede. અવરોધ કરવો; ને અડચણ કરવી; ને અગવડમાં નાંખવું. [*in,* & *commodo,* I make fit.]

**Incommodious,** *a.* (ઇનકમો'ડિઅસ્) Unsuitable; inconvenient. અડચણ ભરેલું; સોઈવિનાનું.

**Incommunicable,** *a.* (ઇન્કમ્યૂ'નિકબલ્) Incapable of being told or conveyed. બીજાને કહેવાય નહિ એવું.

**Incommunicative,** *a.* (ઇન્કમ્યુ'નિકટિવ્) Not free or apt to impart to others in conversation. બીજાની જોડે બહુ વાત નહિ કરે, કરી શકે એવું; મૂંઢ ભોટું.



**Incommutable,** *a.* (ઇનકૉમ્યૂ'ટબલ્) Not capable of being exchanged with another; not convertible. અદલ બદલ ન કરાય એવું.

**Incomparable,** *a.* (ઇન્કૉ'મ્પરબલ્) Without an equal; unequal. અનુપમ; અપ્રતિમ; સર્વોત્તમ; સરખામણી ન થાય એવું.

**Incompassionate,** *a.* (ઇનકમ્પૅ'શનેટ્) Void of pity. દયા, અનુકંપારહિત; કઠોર; નિર્દય.

**Incompatibility,** *n.* (ઇન્કમ્પૅ'ટિબિલિટી) Inconsistency; opposition. વિરૂદ્ધતા; વિપરીતતા; અસંભવ.

**Incompatible,** *a.* (ઇન્કમ્પૅ'ટિબલ)Inconsistent; discordant. વિરૂદ્ધ; અયુક્ત; અસંગત-વિપરીત.

**Incompetence,-cy,** *n.* (ઇન્કૉ'મ્પીટન્સ,ઇન્કૉ'મ્પીટન્સિ) Insufficiency અશક્તિ; અસામર્થ્ય. 2. Want of legal fitness to be heard or admitted, as a witness. સાક્ષી તરીકે હાજર થવાની નાલાયકી.

**Incomplete,** *a.* (ઇન્કમ્પ્લી'ટ્) Unfinished. અધુરૂં; અપૂર્ણ.

**Incompleteness,** *n.* (ઇન્કમ્પ્લી'ટનિસ્) Defectiveness; absence of completeness. અધુરૂં હોવું તે; અપૂર્ણતા.

**Incomprehensible,** *a.* (ઇનકૉમ્પ્રિહે'ન્સિબલ્) Beyond the capacity of human intellect; inconceivable. ગૂઢ; ગહન; દુર્બોધ; અગમ્ય; સમજી શકાય નહિ એવું.

**Incomprehensibility,** *n.* (ઇનકૉમ્પ્રિહેન્સિબિ'લિટી) The quality of being beyond the human intellect; uninteligibility. ગૂઢતા; અગમ્યતા; ગહનતા.

**Incompressible,** *a.* (ઇનકૉમ્પ્રે'સિબલ્) That cannot be compressed. દબાય નહિ એવું.

**Inconceivable,** *a.* (ઇન્કન્સી'વબલ્)Incapable of being imagined. અકલ્પિત; ગૂઢ; ગહન; અકળ; કલ્પી શકાય નહિ એવું.

**Inconclusive,** *a.* (ઇન્કન્ક્લૂ'સિવ્)Unsettled; not conclusive. જેનો છેડો ન આવે એવું; અપાર; અપ્રમાપક; અપ્રમાણ્ય; વિકારી.

**Incongruent,** *a.* (ઇન્કૉ'ન્ગ્રુઅન્ટ્)Incongruous; unsuitable. અયોગ્ય; બેસતું ન આવે એવું.

**Incongruity,** *n.* (ઇન્કૉન્ગ્રૂ'ઇટી)Inconsistency; absurdity; unsuitableness; disagreement. અયોગ્યતા; વિરૂદ્ધતા; અસંગતિ; અબંદ્ધ; અયુક્તિ.

**Incongruous;** *a.* (ઇન્કૉ'ન્ગ્રૂઅસ્)Unsuitable; out of place. અયોગ્ય; વિરૂદ્ધ.

**Inconsequence,** *n.* (ઇન્કૉ'ન્સિક્વન્સ્) The quality of being inconsequent; want of logical consequence; inconclusiveness. કુતર્ક; અપ્રમાણતા; અનિશ્ચિતતા.

**Inconsequent,** *a.* (ઇન્કૉ'ન્સિક્વન્ટ્)Without regular inference. પ્રતિજ્ઞા, આપેલા પ્રમાણમાંથી ન નીકળતું; અનન્વિત.

**Inconsiderable**, *a.* (ઇન્કન્સિ'ડરબલ્) Not important; trivial; immaterial. ધ્યાનમાં ન લેવા યોગ્ય; ન્હાનું; હલકું; નજીવું.

**Inconsiderate**, *a.* ( ઇકન્સીડરટ્ ) Hasty; thoughtless. અવિચારી; અવિવેકી.

**Inconsiderately**, *adv.* (ઇન્ક'ન્સિડરટલી) Rashly; hastily. વગર વિચારે; અવિચારપૂર્વક; બેદરકારીથી.

**Inconsideration**, *n.* (ઇન્કન્સિડરે,'શન્) Inattention. અવિચાર; અવિવેક.

**Inconsistence,-cy**, *n.* (ઇન્કન્સિ'સ્ટન્સ્-સી) Disagreement;opposition;discrepancy.પરસ્પર વિરોધ, વિરૂદ્ધતા; વિપરીતતા.

**Inconsistent**,*a.*(ઇનકન્સિ'સ્ટન્ટ્)Discrepant; repugnant;discordant.એકબીજાથી ઉલટું;વિપરીત; અયુક્ત. 2. fickle. ચંચળ, અસ્થિર મનનું;સંકલ્પ વિકલ્પ કરનારૂં; અદૃઢ

**Inconsistently**, *adv.* (ઇન્કન્સિ'સ્ટન્ટલી) Incongruously; without steadiness or uniformity ઘડ, માથું ગમે તેમ હોય તે.વિપરીત; વિરૂદ્ધ; અસંગત રીતિએ.

**Inconsolable**, *a.* (ઇન્કૉન્સો,'લબલ્) Not to be consoled; grieved beyond consolation. અતિ શોચ કરતું; શોકાકુળ.

**Inconspicuous**, *a.* ( ઇનકૉન્સ્પિ'કયુઅસ્ ) Hardly discernible. અસ્પષ્ટ;પરખાય નહિ એવું.

**Inconstant**,*a.* (ઇન્કૉ'ન્સ્ટન્ટ્) Not agreeing; inconsistent; discordant; jarring. અસ્થિર; ચંચળ; ચળિત, ઠેકાણા વગરનું;બેવફાદાર;વ્યભિચારી.

**Inconstancy**, *n.* (ઇન્કૉન્સ્ટન્સી)Mutability. અસ્થિરતા; ચંચળતા. [*Lin,con* & *sto*,I stand.]

**Incontestable**. *a.* (ઇનકૉન્ટે'સ્ટબલ્) Not to be disputed. નિર્વિવાદ; નિઃસંદેહ.

**Incontinence,-cy**, *n.* (ઇન્કૉ'ન્ટિનન્સ્,-ન્સી) Incapacity to hold વ્યભિચાર;લંપટતા; છિનાળતા.

**Incontinent**,*a*(ઇન્કૉ'ન્ટિનન્ટ)Unchaste.ઇંદ્રિય વશ; ઇંદ્રિયાધીન; લંપટ; વ્યભિચારી;છિનાળવો (પુરૂષ).

**Incontinently**, *adv.* (ઇન્કૉ'ન્ટિનન્ટ્લી) In an incontinent manner;unchastely.લંપટપણે; વ્યભિચારપણે. 2. Instantly; immediately; at once. એકદમ; તરતજ; લાગલુંજ.

**Incontrovertible**, *a.* (ઇન્કૉન્ટ્રોવ'ર્ટિબલ્) Too clear or certain to admit of dispute or controversy. નિર્વિવાદ; અવિવાદ્ય; તકરાર, વાંધા વગરનું

**Inconvenience**. *n.* (ઇનકન્વી'નિઅન્સ્) The quality of being inconvenient; want of convenience. અસુગમતા; અગવડતા; પ્રતિકૂલતા.

**Inconvenient**, *a.* (ઇનકન્વી'નિઅન્ટ્) Unsuitable;giving some trouble or uneasiness. અસૂતર; અસુગમ; અનુકૂળ ન પડતું.

**Inconvertible**, *a.* (ઇનકનવ'ર્ટિબલ્) Not capable of being changed. ફેરવાય, બદલાય, વટાવાય નહિ એવું.

**Incorporate**, *vi.* (ઇનકૉ'ર્પોરે,ટ્) To form into one body; to unite. જોડી નાંખવું, દેવું. 2. Amalgamate. મેળવવું; સંપાદન કo. *vt.* to be mixed or blended; to grow into. જોડાવું; જોડાઈ, ભળી જવું. *a.* not consisting of matter. વિદેહી.

**Incorporation**, *n.*(ઇનકૉર્પોરે,'શન્)Union; the act of incorporating.સંયોગ;મેળાપ;જોડણી.

**Incorporeal**,*a.*(ઇનકૉર્પોરી'લ્)Bodiless.વિદેહ; નિરાકાર; અનંગ

**Incorrect**, *a.* (ઇનકરે'ક્ટ્) Inaccurate. ચૂક, ભૂલવાળું; અશુદ્ધ. 2. Not in accordance with truth. અસત્ય; અનૃત. 3. Not in accordance with morality. અનીતિનું; ગેરવ્યાજબી.

**Incorrectly**, *adv.* (ઇનકરે'ક્ટલી) Inexactly; inaccurately. ભૂલચૂક કરીને; અશુદ્ધ રાખીને.

**Incorrectness**, *n.* (ઇનકરે'ક્ટનિસ્) Inaccuracy; inexactness; want of conformity to truth. ભૂલ; ચૂક; ખામી; દોષ.

**Incorrupt**, *a.* (ઇનકર'પ્ટ્) Unimpaired; pure; sound. ખરાબ થયેલું, બગડેલું નહિ એવું.

**Incorruptible**, *a.*(ઇનકર'પ્ટિબલ્) Free from decay; imperishable. અક્ષય; અવિનાશી. 2. બગડે, લાંચ ન લે એવું.

**Incorruptibility**, *n.* (ઇનકરપ્ટિબિ'લિટી) Quality of being incorruptible. અવિકારીપણું; અચલતા.

**Increase**, *vi* (ઇન્ક્રીસ્) To grow; to expand. ઉગવું; વધવું. 2. To advance in value. કિંમતમાં વધવું. *vi.* To make greater or larger; to augment in bulk, quantity, etc. મ્હોટું કરવું; વજન વધારવું.

**Incredibility**, *n.* (ઇનક્રેડિબિ'લિટી) The quality of being too extraordinary to admit of belief;that which is incredible. અવિશ્વાસ; અણપતિજ; અવિશ્વાસ્યતા.

**Incredible**, *a.* (ઇનક્રે'ડિબલ્) That cannot be believed; not to be credited. માન્યામાં ન આવે એવું; બેઈતબારી.

**Incredibly**, *adv* (ઇનક્રે'ડિબ્લી)In a manner to preclude belief. વગર ઈતબારથી;પતિજ વિના.

**Incredulity**, *n.* (ઇન્ક્રિડ્યૂ'લિટી) Disbelief; scepticism. અણભરોસો; અવિશ્વાસ.

**Incriminate**, *vi.* (ઇનક્રિ'મિને,ટ્)To accuse. આરોપ, દોષ, આળ ચઢાવવું. *n.* **Incrimination**=આળ; તોહમત; ગુન્હો.

**Incrust**, *vi.* (ઇનક્રસ્ટ) To cover with a crust થર, પડ ચઢાવવું, પાથરવું.*n.* **Incrustation**=થર; પડ; પોપડો.

**Incubate**, *vi.* (ઇ'નક્યુબે,ટ) To brood or sit on eggs for hatching. સેવવું; ઈંડા પર બેસવું. [L. *in*, upon & *cubo*, I lie down].

**Incubation**, *n.* (ઇનક્યુબે,'શન) The act of incubating. સેવન (ઈંડાનું).

**Incubator**, *n.* (ઇ'નક્યુબે,ટર) One who hatches. સેવનાર.

**Inculpate**, *vi.* (ઇ'નકલપે,ટ) To blame; to accuse; to incriminate. ઠપકો દેવો;દોષ મુકવો.

**Inculpation**, *n.* (ઇનકલપે,'શન) The act of inculpating. ઠપકો; દોષ; ગુન્હો.

**Inculpatory**, *a.* (ઇનક'લ્પે,ટરી) Tending to inculpate or criminate. દોષ, ઠપકાને ઠરાવનાર, મુકનાર; માં સંડોવવું.

**Incult**, *a.* (ઇનક'લ્ટ) Not cultivated; unpolished. ખેડાયા વગરનું; નઠારૂં.

**Incumbency**, *n.* (ઇનક'મ્બનસી) State of being incumbent. બીજી વસ્તુ પર પડેલા, રહેલા હોવું તે. 2. ધર્મગુરૂની જગાએ કામ ચલાઉ હોવું તે, તે પદ. 3. A duty કર્તવ્ય; ફરજ.

**Incumbent**, *a.* (ઇનક'મ્બન્ટ) Resting on. ઉપર પડેલું; આઢેલવું; ટેકવવું. 2. Supported. નું આશ્રિત, અવલંબિત. 3. Resting as obligation. માથે ચોટેલું; ફરજ દાખલ રહેલું.

**Incumber**, *n.* (ઇનક'મ્બર) One who rests. આશ્રિત.

**Incur**, *vi* (ઇનક'ર) To become liable to. પાત્ર થવું; વ્હોરી લેવું. [L. *in*, into & *curro*, I run.]

**Incurable**,*a.* (ઇનક્યૂ'રબલ) That cannot be cured. સારૂં, સાજું થાય નહિ એવું; અસાધ્ય 2. Irremediably. કંઇ ઉપાય ચાલે નહિં એવું; નિરૂપાય; અસાધ્ય

**Incurious**, *a.* (ઇનક્યુ'રિઅસ) Not curious to know. જાણવાની ઇચ્છા વગરનું; જીજ્ઞાસા રહિત; અજીજ્ઞાસુ-*adv.* **Incuriously**, અજીજ્ઞાસુ રીતે.

**Incurvate**, *vi.* (ઇનક'વે,ટ) To bend, to crook; to make curve. વાંકુ વાળવું; નમાવી દેવું.-*n.* **Incurvation**, વાંક; વળાટ [L. *in*, in & *curvo*, I bend.]

**Indagate**, *vi.* (ઇ'ન્ડગે,ટ) To seek or search out. શોધવું; ગોતવું; હાથ લાગવું-*n.* **Indagation**, શોધ; ગોત.

**Indebted**, *a.* (ઇનડે'ટિડ) Being in debt. દેવાદાર; ઋણી. (2) Obliged. કોઈની મહેરબાનીથી પ્રાપ્ત થયેલું; આભારી; ઉપકૃત.

**Indecent**, *a.* (ઇનડી'સન્ટ) Immodest; indecorous. નાગું; ઉઘાડું; બીભત્સ; નિર્લજ.

**Indecisive**, *a.*(ઇનડીસા'યસિવ) Not brought to a final issue. નિકાલ, નિર્ણય ન થાય એવું; છેવટ, પરિણામ શૂન્ય;અચોક્કસ.

**Indecision**, *n.*(ઇનડીસિ'શન) Irresolution; hesitation. અનિશ્ચય; અનિર્ણય; સંદેહ; સંશય; સંકલ્પ વિકલ્પ.

**Indeclinable**,*a.*(ઇનડીકલા'યનબલ)Not varied by terminations of cases, number, etc. જેને જાતી, વચન કે વિભક્તિ ન લાગે એવું; અવ્યય.

**Indecorous**, *a.* (ઇન્ડીકો'રસ) Unseemly; unbecoming; immodest. શોભે, છાજે નહિં એવું; અયુક્ત; અનુચિત.

**Indecorum**, *n.* (ઇન્ડીકો'રમ) Unbecoming conduct; impropriety of behaviour. અવિનય; અસભ્યતા; અવિનયાચાર.

**Indeed**, *adv.* (ઇન્ડી'ડ)In reality; in truth; certainly; surely. ખરેખર; ખચિત; તો ખરૂં.

**Indefatigable**, *a.* (ઇનડીફે'ટિગબલ) Untiring; unwearing. થાકી, શ્રમિત ન થાય એવું; અશ્રમિત; અતિ પરિશ્રમી.

**Indefeasible**, *a.* (ઇનડિફી'ઝિબલ) That cannot be lost or annulled; not defeasible. અખંડનીય; રદ ન કરી શકાય તેવું.

**Indefensible**, *a.* (ઈનડિફે'ન્સિબલ) That cannot be defended or maintained; untenable. ગેરવાજબી; અરક્ષણીય.

**Indefinable**, *a.* (ઈનડિફા'ઇનબલ) Not to be clearly explained by words; incapable of being defined. અલક્ષણીય; શબ્દોથી ન સમજાવી શકાય તેવું.

**Indefinite**, *a.* (ઈનડે'ફિનિટ) Unlimited; vague. અનિશ્ચિત; મોઘમ. (2) Not given or defined in magnitude, as a line.

**Indefinitely**, *adv.* (ઈનડે'ફિનિટલી) Not precisely; in an indefinite manner. અચોક્કસપણે; પાકી ગણત્રી વિના.

**Indeliberate**, *a.*(ઇનડિલી'બરે,ટ) Unpremeditated;unexpected;sudden,અનાયાસ;અચિંતિત.

**Indelible**, *a* (ઇનડે'લિબલ) That cannot be effaced, blotted out; ineffaceable. સહેજમાં ભુંસાઈ નહીં જાય તેવું; ભૂલી ન શકાય તેવું.

**Indelicacy**, *n.* (ઇનડે'લિકસી) The quality of being indelicate; want of a nice sense of propriety.અસંકોચ;જેમ આવ્યું તેમ; નિર્લજતા.

**Indelicate**, *a.* (ઇનડે'લિકટ) Offensive to purity, modesty, etc.; wanting delicacy; somewhat immodest.અવિનયી;અસભ્ય;વિવેકહીન.

**Indemnification**, *n.* ( ઇનડેમ્નિફિકે,'શન ) Act of indemnifying; compensation. નુકશાન ભરી આપવું તે; નો બદલો આપવો તે.

**Indemnify**, *vt.* (ઇનડે'મ્નિફાય) To make safe from loss or harm; to compensate for. નુકશાનથી બચાવવું; નો બદલો આપવો.

**Indemnity**, *n.* (ઇનડે'મ્નિટી) Exempt from penalty; security given against loss, damage, etc. જામિનગીરી; શિક્ષામાંથી મુક્તિ.

**Indent**, *vt.* (ઇનડે'ન્ટ) To bind by indenture. લખીને માલ મંગાવવો. *n.* A cut or notch in the margin of anything. ખાંચ.

**Indentation**, *n.* (ઇનડેન્ટે,'શન) A cut; act of indenting. કે.રણુ; ખાંચ; ખાંચ કરવી તે.

**Indenture**, *n.* (ઇનડે'ન્ચર) A mutual agreement in writing between two or more parties. કરારનામું. 2. The act of indenting. કેરણુ, ખાંચ કરવી તે. *vt.* To bind by agreement. લેખિત કરારથી બાંધી લેવું તે.

**Independence**, *n.* (ઇનડીપે'ન્ડસ) Being independent; free to do anything. સ્વાધીનતા; સ્વાતંત્ર્ય. 2. Having large means for comfortable livelihood. જીવન સંપત્તિ.

**Independency**, *n.* (ઇનડિપે'ન્ડન્સિ) The state of being independent. સ્વતંત્રતા. સ્વાધીનતા.

**Independent**, *a.* (ઇનડિપે'ન્ડન્ટ) Not subordinate; not subject to the control of others; free. સ્વાધીન. 2. Affording a comfortable livelihood. સુખેથી ગુજરાન ચલાવતો.

**Independently**, *adv.* (ઇનડિપે'ન્ડન્ટલી) In an independant way; without biass or prejudice. સ્વતંત્ર રીતે; સત્યતાથી.

**Indescribable**, *a.* (ઇનડિસ્ક્રા'યબલ) Beyond description; vague; indistinct. અવાચ્ય; ધ્યાન ન આવે તેવું.

**Indestructible**, *a.* (ઇનડિસ્ટ્ર'ક્ટિબલ) Imperishable; that cannot be destroyed. નાશ ન પામે તેવું; અવિનાશી.

**Indeterminable**, *a.* (ઇનડિટ'ર્મિનબલ) That cannot be ascertained or settled; not to be fixed. ચોક્કસ ન કરી શકાય તેવું.

**Indetermination**, *n.* (ઇનડિટર્મિને.'શન) A wavering state; vacillating. સંકલ્પ વિકલ્પ; અનિશ્ચય.

**Indevotion**, *n.* (ઇનડિવો,'શન) Impiousness; want of devotion. ભક્તિ હીનતા; દુરાચાર.

**Indevout**, *a.* (ઇનડિવા'ઉટ) Not pious; not devout. દુરાચારી; ભક્તિહીન.

**Index**, *n.* (ઇ'નડેક્સ) Something that points; alphabetical list of subjects usual at the end of a book. સૂચના; આગાહી; વિષયસૂચિ.

**Indexterity**, *n.* (ઇનડેક્સ્ટે'રિટિ) Want of skill or dexterity. ચાતુર્યહીનતા.

**India**, *n.* (ઇ'નડિઆ) A country in Southern Asia. ભરતખંડ; ભારત.

**Indiaman**, *n.* (ઇ'નડિઅમન) Ship in Indian trade. હિંદુસ્તાનનો વેપાર કરનાર વેપારીનું વહાણ.

**Indian**, *a.* (ઇ'નડિઅન) Of or pertaining to India. હિંદુસ્તાનનું અથવા હિંદુને લગતું.

**Indian-corn**, *n.* (ઇ'નડિઅન-કોર્ન) Maize. મકાઈ.

**Indian fig-tree**, *n.* (ઇ'નડિઅન-ફિગ-ટ્રી) The bunyan. વડનું ઝાડ.

**India-rubber**, *n.* ( ઇ'નડિઅ-રબર ) A substance of extraordinary elasticity. રબર.

**Indicant**, *a.* ( ઇ'નડિકન્ટ ) Indicating; pointing out. સૂચક; દર્શક.

**Indicate**, *vt.* (ઇ'નડિકે,ટ) To show; to point out. બતાવવું; સૂચન કરવું.

**Indication**, *n.* ( ઇનડિકે,'શન ) Act of indicating or pointing out; token; sign. સૂચના; ચિન્હ; નિશાની.

**Indicative**, *a* (ઇનડિ'કેટિવ) Serving as a sign or indication. 2. Designating a mood of the verb that declares directly or that asks questions. આગાહી આપનાર; સૂચક.

**Indicator**, *n.* ( ઇ'નડિકે,ટર ) One who or that which indicates. દેખાડનાર; બતાવનાર. 2. An instrument for recording the pressure of steam. વરાળનો જોસ માપવાનું યંત્ર.

**Indict**, *vt.* (ઇનડા'ઇટ) To accuse or charge with a crime or misdemeanour. દોષારોપણ કરવું.

**Indictable**, *a.* ( ઇનડા'ઇટબલ ) Subject to indictment; liable to be indicted. દોષાર્હ; તોહોમત મુકવા લાયક.

**Indictive**, *a.* ( ઇનડા'ઇટિવ ) Announced. proclaimed. જાહેર કરેલું.

**Indictment**, *n.* (ઇનડા'ઇટમન્ટ) A formal charge against a person; the act of indicting. આરોપ; તોહોમત.

**Indifference**, *n.* (ઇનડિ'ફરન્સ) Neutrality; absence of interest or attention. બેદરકારી; બેપરવાઈ.

**Indifferent**, *a.* (ઇનડિ'ફરન્ટ) Neither good nor bad; impartial; neutral. તટસ્થ; નિષ્પક્ષપાતી.

**Indifferently,** *adv.* (ઇન્‌ડી'ફ્રન્ટલી) In an indifferent manner; without concern. તટસ્થ રીતે; બેપરવાઈથી.

**Indigence,** *n.* (ઇ'ન્‌ડિજન્સ્) In a state of want; penury; poverty. નિર્ધનતા; કંગાલપણું; ગરીબાઈ.

**Indigenous,** *a.* (ઇન્‌ડી'જીનસ્) Born in a country; belonging naturally, (to the soil etc.) દેશી મુલકી.

**Indigent,** *a.* (ઇ'ન્‌ડિજન્ટ્) Needy; poor. કંગાલ; દીન.

**Indigestible,** *a.* (ઇન્‌ડિજે'સ્ટિબલ્) Difficult to digest; not to be digested. સહેલાઈથી ન પચી શકે તેવું; અજીર્ણ કરે તેવું.

**Indigestion,** *n.* (ઇન્‌ડિજે'સ્ચન્) Undigested condition. અજીર્ણ.

**Indignant,** *a.* (ઇન્‌ડી'ગ્નન્ટ્) Affected with indignation; affected with anger mingled with scorn. ગુસ્સાભર્યું; ક્રોધ અને દ્વેષથી ચીડાયેલું.

**Indignation,** *n.* (ઇન્‌ડિગ્ને,'શન્) Displeased at what is unworthy or base; disgust; abhorrence. દુગ્છાટ; ક્રોધ.

**Indignity,** *n.* (ઇન્‌ડી'ગ્નિટિ) Insult; unworthy treatment; affront. તિરસ્કાર; દુગ્છાટ; અપમાન.

**Indigo,** *n.* (ઇ'ન્‌ડિગો,) A blue colouring substance. ગળી.

**Indirect,** *a.* (ઇન્‌ડિરે'ક્ટ) Not done by direct means; not straight to the point. આડકતરૂં; સીધી રીતે નહીં.

**Indirection,** *n.* (ઇન્‌ડાયરે'કશન્) Corrupt practices; indirectness: ઉંધો રસ્તો; અરૂજુતા.

**Indirectly,** *adv.* (ઇન્‌ડાયરે'ક્ટલી) In an indirect way; not by straight means. આડકતરી રીતે; ફેરાવો ખાઇને.

**Indiscernible,** *a.* (ઇન્‌ડિસ'ર્નિબલ્) Indistinct; not discernible. પારખી ન શકાય તેવું; અદૃશ્ય.

**Indiscreet,** *a.* (ઇન્‌ડિસ્કી'ટ્) Unwary; injudicious; wanting in discretion. મૂર્ખ; મતિમૂઢ; વિચાર વગર કામ કરતો.

**Indiscreetly,** *adv.* (ઇન્‌ડિસ્કી'ટ્લી) In an indiscreet way; imprudently. વગર વિચાર્યું; ડહાપણ ભરેલી રીતે નહીં તે.

**Indiscretion,** *n.* (ઇન્‌ડિસ્ક્રે'શન્) Injudicious, imprudent conduct; a false step. અવિવેક; પ્રમાદ; ખોટું પગલું.

**Indiscriminate,** *a.* (ઇન્‌ડિસ્ક્રી'મિનટ્) Promiscuous; confused; without discrimination or distinction. ગૂંચવણ ભરેલું; જેમ આવ્યું તેમ.

**Indiscrimination,** *n.* (ઇન્‌ડિસ્ક્રિમિને,'શન્) Confusion; want of discrimination. ગૂંચવણ; ગોટો.

**Indispensable,** *a.* (ઇન્‌ડિસ્પે'ન્સબલ્) Not to be set aside; necessary; not to be omitted or remitted. ઘણુંજ જરૂરનું; જે વગર ચાલે નહીં તેવું.

**Indispensably.** *adv.* (ઇન્‌ડિસ્પે'ન્સબ્લી) In an indispensable manner; absolutely. ની વગર ન ચાલે તેમ.

**Indispose,** *vt.* (ઇન્‌ડિસ્પો,'ઝ) Make averse; make unfit or unable; to disqualify. નું મન બદલી નાંખવું; ને નકામું કરવું; રદ કરવું.

**Indisposed,** *a.* (ઇન્‌ડિસ્પો,'ઝડ) Disinclined; averse; some what ill. નારાજ; નાખુશ; નાદુરસ્ત.

**Indisposition,** *n.* (ઇન્‌ડિસ્પોઝી'શન્) Dislike; disinclination; slight disorder of the health. નારાજી; માંદગી.

**Indisputable,** *a.* (ઇન્‌ડિ'સ્પ્યૂટબલ્) Unquestionable; not to be disputed; positive; undeniable. નિઃસંશય; નિર્વિવાદ.

**Indissoluble,** *a.* (ઇન્‌ડી'સ્સલબલ્) Not capable of being dissolved; not to be broken; firm. ગળી ન શકાય તેવું; અભંગ; નક્કર.

**Indissolvable,** *a.* (ઇન્‌ડી'સ્સલ્વબલ્) Not capable of being separated; indissoluble. જૂદું ન પાડી શકાય તેવું; અભંગ.

**Indistinct,** *a.* (ઇન્‌ડિસ્ટી'ન્કટ) Not clear; not distinct; confused. અસ્પષ્ટ; ગૂંચવાડા ભરેલું.

**Indistinctly,** *adv.* (ઇન્‌ડિસ્ટી'ન્કટ્લી) Obscurely; not clearly; in an indistinct way. અસ્પષ્ટ રીતે; અવ્યક્ત રીતે.

**Indistinctness,** *n.* (ઇન્‌ડિસ્ટી'ન્કટનિસ્) The condition of being indistinct; confusion. અવ્યક્તિ; અસ્પષ્ટતા.

**Indite,** *vt.* (ઇન્‌ડાઇટ્) To compose or write; to dictate or direct. રચવું; લખવું; બોલી લખાવવું.

**Inditement,** *n.* (ઇન્‌ડાઇ'ટમન્ટ્) The act of inditing. મોઢેથી બોલી લખાવવું; રચવું.

**Individual,** *a.* (ઇન્ડિવી'ડ્યૂઅલ્) One; single; pertaining to one only. વ્યક્તિગત; પોતાનેજ લગતું.

**Individualism,** *n.* (ઇન્ડિવી'ડ્યૂઅલિઝમ્) The condition of being individual; individuality; self-interest. પ્રત્યેકતા; એકલપેટાપણું.

**Individuality,** *n.* (ઇન્ડિવિડ્યૂઍ'લિટિ) Individual existence or the state of oneness. પોતાની છાપ; એકત્વ.

**Individually,** *adv.* (ઇન્ડિવી'ડ્યૂઅલી) Severally; to the exclusion of others. એક એક; પ્રત્યેક.

**Indivisibility**, *n.* (ઇન્ડિવિઝિબી'લિટિ)State of being indivisible;not capable of being divided. અવિભાજ્યતા.

**Indivisible**,*a.* (ઇન્ડિવીઝબલ્) Not separable into parts. જેના ભાગ ન કરી શકાય તેવું.

**Indocile**,*a.*(ઇન્ડો,'સાઇલ)Not docile or teachable; intractable. શિક્ષણથી પાળી ન શકાય તેવું;

**Indoctrinate**,*vt.*(ઇન્ડૉ'ક્ટ્રિનટ્)To instruct; to imbue with any doctrine or principle. નાં મૂળતત્ત્વો શીખવવાં.

**Indoctrination**, *n.* (ઇન્ડૉક્ટ્રિને,'શન્) Instruction; act of indoctrinating.બોધ;કોઇપણ વિજ્ઞાનનાં મૂળતત્ત્વો સમજાવવા માટેનું શિક્ષણ.

**Indolence**, n. (ઇ'ન્ડલન્સ્) Habitual love of ease; laziness; sluggishness. જાડ્ય; મંદતા; નિરૂદ્યમ; આળસ.

**Indolent**, *a.*(ઇ'ન્ડલન્ટ્) Slothful; sluggish; idle. એદી; સુસ્ત.

**Indolently**, *adv.* (ઇ'ન્ડલન્ટલી) Sluggishly; lazily. સુસ્તતાથી; એદીની માફક.

**Indomitable**, *a* (ઇન્ડૉ'મિટબલ્) Not to be subdued; irrepressible; unconquerable. જીતી ન શકાય તેવું; દાબી ન શકાય તેવું; દુર્જય.

**Indorse**, *vt.* (ઇન્ડો'ર્સ્) To write on the back of. ની પાછળ લખવું. 2. To put on the back of. ની પીઠ ઉપર મૂકવું.

**Indorsee**, *n.* (ઇન્ડોર્સી') The person to whom a bill is indorsed. જે માણસ માટે હૂંડી લખાએલી હોય તે.

**Indorsement**, *n.* (ઇન્ડૉર્સમન્ટ્) શેરો; કબુલાત.

**Indraught**, *n.* (ઇ'ન્ડ્રાફ્ટ્) Drawing in. અન્તર્પ્રવાહ.

**Indubitable**, *a.* (ઇન્ડ્યૂ'બિટબલ્) Beyond doubt. નિઃસંદેહ; ખચિત; નિશ્ચિત.

**Induce**, *vi.* (ઇન્ડ્યૂ'સ્) To prevail on; to entice. ઉશ્કેરવું; લલચાવવું. મન ફેરવવું 2. To cause. ઉત્પન્ન, પેદા કરવું.

**Inducement**, *n.* (ઇન્ડ્યૂ'સ્મન્ટ્) Attraction; that which induces. લાલચ; પ્રયોજન; ઉત્તેજન

**Induct**, *vt.* (ઇન્ડ'ક્ટ્) Install; to introduce as to an office. અધિકાર, પદ્દવી પર બેસાડવું.

**Induction**, *n.* (ઇન્ડ'કશન્) Inducting; commencement. શરૂઆત; પ્રારંભ 2. A conclusion drawn from a process of induction. અનુભવ, અનુમાન; સિદ્ધાંત.

**Inductive**, *a.* (ઇન્ડ'ક્ટિવ) Persuasive. લલચાવવું 2. Carrying to inferences. અનુમાનિક; તાત્પર્ય કાઢનારૂં; અનુભવ, પ્રત્યક્ષ પ્રમાણ પરથી લેવું.

**Indue**, *vt.* (ઇન્ડ્યૂ) To endow; to invest. ધીરવું, આપવું. 2 To put on. પ્હેરવું; ધારણ કરવું.

**Indulge**, *vi.* (ઇન્ડલ્જ્) To permit or to continue. રાખવું; અટકાવવું નહિં 2. To gratify. રજા, છુટ આપવી; લાડ લડાવવાં. 3. To grant as a favour. મહેરબાની કરવી.

**Indulgence**, *n.* (ઇન્ડ'લ્જન્સ્) Indulging. અનિગ્રહ 2. Favour or grant. લાડ; છૂટ. 3. બક્ષીસ; પ્રસાદ.

**Indulgent**,*a.* (ઇન્ડ'લ્જન્ટ્) Fondling; mild. લાડ લડાવનાર; દયાળુ; ક્ષમાશીલ.

**Indurate**, *vi.* (ઇ'ન્ડ્યુરે,ટ) To make unfeeling. નિર્દય, કઠોર કરવું [L. *induratus*, hardened & *in*, in.]

**Induration**, *n.* (ઇન્ડ્યુરે,'શન્) The act of hardening. કઠોરતા; નિર્દયતા.

**Industry**, *n.* (ઇ'ન્ડસ્ટ્રી) Steadiness at one's work; diligence. ઉદ્યોગ; ધંધો; પરિશ્રમ. -*a.* **Industrial**. ઉદ્યોગ; ધંધા સંબંધીનું.,-*a.* **Industrious**. ઉદ્યોગી; મહેનતુ; કામકરૂં, કરંડુ.

**Inebriate**, *vi.* (ઇન્ઈ'બ્રિએ,ટ) To make drunk; to intoxicate. નીશો ચઢાવવો; છાકટો કરવો. (2) To stupefy. બેશુદ્ધ, ભાન વગરનું કરવું.

**Inebriation**, *n* (ઇન્ઈબ્રિએ,'શન્)Drunkenness. છાકટા, પીધેલપણું.

**Ineffable**, *a.* (ઇન્એ'ફબલ્) Unutterable; unspeakable. અવર્ણનીય;અવાચ્ય. [L.*in* and *effor*, I speak].

**Ineffableness**, *n.* (ઇન્એ'ફબલ્નિસ્) Unutterableness. બોલાય નહિં તેવી સ્થિતિ; અકથનીયતા.

**Ineffective, - ineffectual, - inefficacious**, *a.* (ઇન્ઇફે'ક્ટિવ્), ઇન્ઇફે'ક્ટ્યુઅલ્) ઇન્એફિકે,'શસ્) Unavailing;inefficient. વ્યર્થ; નિષ્ફળ; નિરર્થક.

**Inefficacy**, *n.* (ઇન્એ'ફિકસી) Inefficiency. નિષ્ફળતા; વ્યર્થતા.

**Inefficient**, *a.* (ઇન્એફિ'શન્ટ્) Unable to produce any effect. અયોગ્ય; વ્યર્થ; નિષ્ફળ.

**Inelegant**, *a.* (ઇન્એ'લીગન્ટ્) Ugly; without polish or refinement. અઘારૂ; બેડોળ; સાફ થયું નહિં હોય એવું; ગંદુ.

**Inelegance**,*n.*(ઇન્એ'લીગન્સ્)Want of beauty or polish. બેડોળપણું; કદરૂપતા. *adv.* **Inelegantly**=બેડોળપણાથી, બેડોળપણે.

**Ineligible**, *a.* (ઇન્એ'લિજબલ્) Unsuitable; not deserving.અયોગ્ય;નાલાયક.*n.* **Ineligibility**=અયોગ્યતા;નાપસંદગી.*adv.*-**bly** =અયોગ્યપણે.

**Inept**, *a.* (ઇને'પ્ટ્) Unsuitable; improper. અયોગ્ય. 2. Foolish. મૂર્ખ; અક્કલ વગરનું. [L. *in* & *aptus*, apt.]

**Inequality**, *n.* (ઇનઇક્વૉ'લિટી) Difference. ભિન્નતા; વિષમતા. 2. Unsmoothness. ખડબચડાપણું. 3. Inadequacy. અસમતા; અપૂર્ણતા.

**Inequitable**, *a.* (ઇન્એ'ક્વિટબલ્) Not fair or just. અયથાર્થ; ગેરવ્યાજબી; અન્યાયી.

**Inert**, *a.* (ઇન'ર્ટ્) Having inertia. જડ; અચેતન. 2. Dull; sluggish. મંદ બુદ્ધિનું; સુસ્ત. [L. *in*, not & *ars*, art.]

**Inertia**, *n.* (ઇન'ર્શિઍ) Inertness. જડત્વ; અચેતનતા.

**Inertness**, *n* (ઇન'ર્ટનિસ્) Want of activity. અચેતનતા.

**Inestimable**, *a.* (ઇન્એ'સ્ટિમબલ્) More than can be estimated or valued. અસંખ્ય; બેસુમાર. 2. Priceless. અમૂલ્ય.

**Inevitable**, *a.* (ઇન્એ'વિટબલ્) That cannot be avoided. ટળાય; દૂર થઈ શકે નહિ એવું; અનિવાર્ય. *n.* **Inevitableness.**

**Inexact**, *a.* (ઇનઇગ્ઝૅ'ક્ટ્) Not exact; not correct or true. બરાબર નહિં એવું; બિન ચોકસ; ભૂલ વાળું. [L *in*, not & *exact*, correct].

**Inexactness**, *n.* (ઇનઈગ્ઝૅ'ક્ટ્નિસ્) Incorrectness. બીન ચોકસી; ભૂલ.

**Inexcusable**, *a* (ઇનઇક્સ્ક્યૂ'સબલ્) Excuseless; which has no excuse. અક્ષમ્ય; માફ થઈ ન શકે એવું.

**Inexertion**, *n.* (ઇનઈગ્ઝ'ર્શન્) Want of effort. અપરિશ્રમ.

**Inexecution**, *n.* (ઇનએગ્ઝીક્યુ'શન્) Want of execution. અમલમાં ન લાવવું તે.

**Inexhausted**, *a.* (ઇનઇગ્ઝૉ'સ્ટિડ્) Not worn out; not spent; not emptied. અખૂટ, અપાર; અથાક,-ગ; ખૂટે નહિં એવું.

**Inexhaustible**, *a.* (ઇનઇગ્ઝૉ'સ્ટિબલ) Unworn; unspent. બેસુમાર; અપાર. [L. *in ex* & *hauris*, I draw].

**Inexistence**, *n.* (ઇનઈગ્ઝિ'સ્ટન્સ્) Want of being in existence. હયાતીમાં ન હોવું તે.

**Inexorable**, *a.* (ઇનએ'ક્સરબલ્) Unyielding; hard-hearted. કઠણ; વજ્ર હૃદયનું.

**Inexorably**, *adv.* (ઇનએ'ક્સરબ્લી) Hard-heartedly. કઠણરીતે; નિર્દયતાથી.

**Inexpedient**, *a.* (ઇનઇક્સપી'ડિઅન્ટ્) Improper; unfit. અનુચિત; અનુપયોગી; ડહાપણ વિરૂદ્ધનું.

**Inexpediency**, *n.* (ઇનઇક્સપી'ડિઅન્સી) Unsuitableness. અયોગ્યતા; અનુચિતતા; અકાલતા.

**Inexpensive**, *a.* (ઇનઇક્સપે'નસિવ્) Not costing much money. જેની બહુ કિંમત ન હોય એવું; સોંઘું; સસ્તું; બિનખરચાળ. [*in*, not.]

**Inexperience**, *n.* (ઇનઇક્સપી'રીઅન્સ્) Ignorance; absence of experience. અનનુભવ; બિનઅનુભવ; કચાશ; ગેરમાહિતી; બિનવાકેફગારી.

**Inexperienced**, *a.* (ઇનઈક્સપી'રિઅન્સ્ડ્) Without experience. અનુભવ વગરનું; અજાણ્યું; બિનવાકેફ.

**Inexpert**, *a.* (ઇનઇક્સપ'ર્ટ્) Not expert; without skill. અકુશળ; અનાડી; કૌશલ્યહીન; અચતુર.

**Inexpiable**, *a.* (ઇનઈ'ક્સ્પિઅબલ્) Admitting of no atonement or satisfaction જેનું પ્રાયશ્ચિત્ત નથી એવું. 2. Implacable. ગુંચવણ ભરેલું; શાંત, સંતુષ્ટ ન કરી શકાય એવું.

**Inexplicable**, *a.* (ઇનઇ'ક્સ્પ્લિકબલ્) That cannot be explained. સમજાવી ન શકાય એવું.

**Inexplicit**, *a.* (ઇન્એક્સપ્લિ'સિટ્) Not fully opened out; not clearly stated. અવ્યક્ત; ખુલ્લેખુલ્લું ન સમજાય તેવું.

**Inexpressible**, *a.* (ઇનઇક્સપ્રે'સિબલ્) Unspeakable. જેનું બ્યાન ન કરાય તેવું; અનિર્વચ્ય; અકથનીય.

**Inexpressive**, *a* ( ઇનઇક્સપ્રે'સિવ્ ) Not expressive. નહિં બોલતું; અવ્યક્ત; અસ્પષ્ટ; જડ; મંદ; મૂંગું.

**Inextinguishable**, *a.* (ઇનઇક્સ્ટિ'ન્ગ્વીશબલ્) Not capable of being extinguished. બુઝાય નહિ એવું; અશમનીય, ઓલવાય નહીં એવું.

**Inextricable**, *a.* (ઇન્એ'ક્સ્ટ્રિકબલ્) Not capable of being united. ગુંચવણમાંથી કઢાય નહિં તેવું; છૂટું ન કરી શકાય તેવું.

**Ineye**, *vt.* (ઇનઆ'ઈ) To inoculate as a tree or plant by the insertion of a bud. કલમ કરવી, રોપવી.

**Infallibility**, *n.* ( ઇનફૅલિબી'લિટિ ) The quality of being exempt from error. અસનાતન સત્ય, ઉચ્ચ સ્થિતિ, ઇપરિપક્વ. ચુકપણું; અભ્રાંતિ; નિઃસંશયતા.

**Infallible**, *a.* (ઇનફૅ'લીબલ્) સંપૂર્ણ; નિશ્ચિત.

**Infamous**, *a.* (ઈ'નફમસ્) Of ill report. બદનામીવાળું; ફજેત થયેલું; બે આબરૂનું. [L. *in*, & *fama*, fame.]

**Infamy**, *n.* (ઇ'નફમિ) Disgrace; dishonour. અપકીર્તિ; અપયશ; અપ્રતિષ્ઠા; બદનામ; નામોસી; બેઆબરૂ.

**Infancy**, *n.* (ઇ'નફન્સિ) The first part of life. બાલ્યાવસ્થા; બાળપણ; બચપણ.

**Infallibly**, *adv.* (ઇનફૅ'લીબ્લી) Certainly; surely. નિશ્ચયથી; નિઃસંશયતાપૂર્વક.

**Infant**, *n.* (ઇ'નફન્ટ્) A child; a young baby. બાળક છોકરું; બચ્ચું; બેબી. [*in-fari* to speak]

**Infanticide.** *n.* (ઇન્ફૅ'ન્ટિસાઇડ) Murder of a newly born child. બાળહત્યા; ખુની;હત્યા કરનાર; દૂધ પીતી કરવી તે. [*in, fari & caedo*, I kill].

**Infantile,** *a.* (ઇ'ન્ફન્ટાઇલ) Pertaining to the first period of the life. બાળદશાનું; બચગીનું; બચપણનું.

**Infantine,** *a.* (ઇ'ન્ફન્ટાઇન) Pertaining to infants or young children. બાળક સરખું; બાળકનું, ને લગતું.

**Infantry,** *n.* (ઇ'ન્ફન્ટ્રિ) Foot soldiers. પાયદળ; પગે ચાલનાર લશ્કર; [L. *in* & *fanto*, a foot-soldier.]

**Infatuate,** *vt.* (ઇનફૅ'ટયુએ,ટ) To make foolish. બુદ્ધિહીન કરવું; મોહમાં નાંખવું; ઉન્મત્ત બનાવવું. [L. *in*, & *fatua*, foolish.]

**Infatuation,** *n* (ઇનફૅટયુએ,'શન) Act of foolishness or stupidity. ઘેલાપણું; ગાંડાપણું; મૂર્ખાઈ; મોહ; ઉન્માદ.

**Infeasible,** *a.* (ઇનફી'ઝિબલ) Impracticable. અશક્ય; અસંભવિત; અવ્યવહારૂ.

**Infect,** *vt.* (ઇનફૅ'ક્ટ) To taint with disease. ચેપ લગાડવો, બગાડવું; રોગ લગાડવો.

**Infection,** *n.* (ઇન્ફૅ'કશન) The act of infecting. ચેપ લગાડવો તે. 2. That which infects or causes disease. ચેપ; ઉડતો રોગ; સંગદોષ.

**Infectious,** *a.* (ઇનફૅ'કશસ) Pestilential. ચેપી.

**Infecund,** *a.* (ઇન્ફી'કન્ડ) Not producing young; barren. વાંઝીયું; અફળવાન; પેદા નહિ કરતું.

**Infecundity,** *n.* (ઇન્ફીક'ન્ડિટિ) Unfruitfulness; barrenness. વાંઝીયાપણું; અફળતા, વંધ્યાપણું.

**Infelicitous,** *a.* (ઇન્ફિલિ'સિટસ) Unhappy. દુ:ખી; બરાબર નહિં બંધબેસતું; તાણીતુંસેલું.

**Infelicity,** *n.* (ઇન્ફિલિ'સિટી) Unhappiness. અયોગ્યતા; કમનસીબ; દુ:ખ. 2. Unfortunate state. દુ:ખી હાલત.

**Infer,** *vt.* (ઇનફ'ર) To prove. અનુમાન કરવું; અટકળ કરવી. [L. *in*, *fero*, I bring.]

**Inferable,** *a.* (ઇ'ન્ફરબલ) Capable of being inferred. અટકળ; અનુમાન કરવાજોગ: અનુમેય; અનુમાનથી જાણી શકાય એવું.

**Inference,** *n.* (ઇ'ન્ફરન્સ) The act of inferring. અનુમાન; તર્ક.

**Inferential,** *a.* (ઇન્ફરે'ન્શલ) Deduced or deducible by inference. અટકળે, અનુમાનથી નક્કી કરેલું, કરી શકાય એવું.

**Inferior,** *a.* (ઇન્ફી'રિઅર) Lower in place, rank. નીચેનું; ઉતરતા દરજ્જાનું *n.* A person lower in rank than another. બીજા કરતાં નીચી સ્થિતિ વાળો; ઉતરતી, હલકી, વ્યક્ત.

**Inferiority,** *n.* (ઇનફીરિઑ'રિટિ) A lower state or condition. ઉતરતો દરજ્જો; નીચાપણું; ગૌણત્વ; ઉતરતાપણું. [L. *infra*, beneath.]

**Infernal,** *a.* (ઇન્ફ'ર્નલ) Hellish. નર્ક સંબંધી; અતિ દુષ્ટ. An inhabitant of hell. નર્કવાસી.

**Inferno,** *n* (ઇન્ફ'ર્નો) Hell. નર્ક.

**Infertile,** *a.* (ઇન્ફ'ર્ટાઇલ) Unfruitful. અફળદ્રુપ.

**Infertility,** *n.* (ઇન્ફર્ટિ'લિટિ) Unproductiveness; barrenness. અફળદ્રુપતા; પેદા ન કરી શકે એવી સ્થિતિ.

**Infest,** *vt.* (ઇન્ફૅ'સ્ટ) To disturb; to harass. ઈજા, તસ્દી આપવી; હેરાન કરવું; ભરાઈને ત્રાસ આપવો. [L. *infestus*, hostile.]

**Infestivity,** *n.* (ઇન્ફૅસ્ટિ'વિટિ) Want of cheerfulness, or mirth. ગમગીની; નાખુશી; દુ:ખીપણું. [L. *in*, & *fendo*, I offend.]

**Infidel,** *n.* (ઇ'ન્ફિડલ) Unbeliever. શાસ્ત્ર નિંદક; નાસ્તિક. A heathen. મૂર્તિપૂજક; પરધર્મી; અસદ્ધર્મી.

**Infidelity,** *n.* (ઇન્ફિડે'લિટિ) Want of faith or belief. બેઈમાની; અવિશ્વાસ; નાસ્તિકતા; જાર કર્મ; છિનાળું.

**Infiltrate,** *vt.* (ઇનફિ'લ્ટ્રે,ટ) To enter by penetrating the pores of a substance. છણવું; ગાળવું; ગળવું.

**Infiltration,** *n.* (ઇન્ફિલ્ટ્રે,'શન) The process of filtering. પ્રવેશ; ઝરણ; ગાળવા, ગળવાની ક્રિયા.

**Infinite,** *a.* (ઇ'ન્ફિનિટ) Unlimited in time or space. વખત, જગ્યામાં બેહદ, અપાર; ઘણુંજ મોટું અનંત; બેસુમાર

**Infinitely,** *adv.* (ઇ'ન્ફિનિટલી) Without bounds or limit. બેસુમાર;અપારપણે;અનંતતાથી.

**Infiniteness**, *n.* (ઇ'ન્ફિનિટનિસ) Infinity; unlimitedness. અનંતતા;અનંત,બેહદ હોવાની સ્થિતિ.

**Infinitesimal,** *a.* (ઇન્ફિનિટે'સિમલ) Infinitely small. ઘણુંજ નાનું; અતિ સૂક્ષ્મ; અગણ્નીય.

**Infinity,** *n.* (ઇન્ફિ'નિટિ) Boundlessness. અપારતા; બેહદપણું; અનંતતા.

**Infirm,** *a.* (ઇન્ફ'ર્મ) Weak; feeble. નબળો; અશક્ત; દુર્બળ; શક્તિ વગરનો.

**Infirmary,** *n.* (ઇન્ફ'ર્મરિ) A hospital where the infirm are lodged and nursed. રોગીશાળા; દવાખાનું.

**Infirmity,** *n.* (ઇન્ફ'ર્મિટી) The state of being infirm; a disease. અશક્ત થવું તે; અશક્તિ; શક્તિહીનતા; રોગ.

**Infirmly,** *adv.* (ઇન્ફ'ર્મલી) In an infirm manner; weakly. નબળાઈથી; શક્તિહીનતાથી.

**Infirmness**, *n.* (ઇનફ'મ'નિસ્) The state of being infirm.દુર્બળતા;શક્તિહીનતા;કમજોર,-તાકાત.

**Infix**, *vt.* (ઇન્ફિ'ક્સ્) To fix; to fasten or tie. ચોટાડવું; બાંધવું; ગંઠવું. 2. To fix; by piercing. ખોસવું; ઘાલવું 3. To implant or fix. મનમાં ઠસાવવું, દાખલ કરવું, રોપવું.

**Inflame**, *vt.* (ઇન્ફ્લે,'મ્) To kindle; catch fire; light up. સળગાવવું; પ્રગટાવવું; ચેતાવવું 2. To excite or increase. જાગૃત કરવું; ઉદ્દીપ્ત ક૦; વધારવું. 3. To heat. (the body, blood etc.) તપાવવું; ગરમ, ઉષ્ણ કરવું.

**Inflammable**, *a.* (ઇન્ફ્લૅ'મબલ્) Easily kindled;that which can be kindled easily. તરત સળગી ઉઠે એવું; એકદમ ઝાળ, આગ લાગે એવું; શીઘ્રદાહી; જ્વાળાગ્રાહી.

**Inflammation**, *n.* (ઇન્ફ્લમે,'શન્) Act of inflaming. આગ ઉઠવી તે; સળગાવવું તે; આગ. 2. A redness or swelling of any part of an animal body. ગરમી ફુટી નીકળવી તે; સોજાની બળતરા, દાહ, અગન.

**Inflammatory**,*a.* (ઇન્ફ્લૅ'મટરી)Pertaining to inflammation. આગ સંબંધી. 2 (disease). દાહ ભરેલું, યુક્ત. 3. Tending to sedition.બંડ ઉઠાડે એવું; ઉશ્કેરણીવાળું.

**Inflate**, *vt.*(ઇન્ફ્લે,'ટ્) To swell by injecting air. હવા, પવનથી ફુલાવવું. 2. To elate; to raise above normal value.ગર્વ,મદથી ફુલાવવું,ચઢાવવું.

**Inflation**, *n.* (ઇન્ફ્લે,'શન્) State of being distended with air. ફુલાઇ જવું તે;ફૂલ,પતરાજ.

**Inflated**, *n.* (ઇન્ફ્લે,'ટિડ્) Bombastic;tumid; puffed up. ફુલેલું; ફોકટ, ખાલી ફુલ મારનારૂં, આડંબરવાળું, ભભકાવાળું.

**Inflect**, *vt.* (ઇન્ફ્લે'ક્ટ્) To curve, bend. વાળવું; નમાવવું. 2. (in grammar.) To decline or conjugate. વિભક્તિ લગાડવી;રૂપાખ્યાન કરવાં. 3. To modulate as the voice. કંઠ ઉંચો નીચો ચઢાવવો, ઉતારવો.

**Inflection**,*n.*(ઇન્ફ્લે'ક્શન્)Curve;zigzag.વાંક. 2.Declension or conjugation.વિભક્તિ;રૂપાખ્યાન. 3 Modulation of the voice.કંઠ ઉંચો નીચો કરવો તે.

**Inflective**, *a.* (ઇન્ફ્લે'ક્ટિવ્) Having the power of inflecting. વાંકું, ચુકું થાય એવું; વિભક્તિ લાગે એવું.

**Inflexible**, *a.* (ઇન્ફ્લે'ક્સિબલ્) That cannot be bent. અક્કડ, વાંકું વળાય નહિ એવું.2.Firm in purpose. દૃઢ; ચોક્કસ; જીદ્દી; હઠે, ડગે નહિ એવું; આગ્રહી.

**Inflexibility**, *n.*(ઇન્ફ્લેક્સિબિ'લિટી)Quality of being inflexible.દૃઢતા;ચોક્કસાઈ;જીદ્દ; આગ્રહ

**Inflexibleness**, *n.*(ઇન્ફ્લે'ક્સિબલ્નિસ્)State or quality of being unbending;steadiness; firmness. દૃઢતા; નક્કીપણું.

**Inflexibly**, *adv.* (ઇન્ફ્લે'ક્સિબ્લી) Steadily; firmly. દૃઢતાથી; જીદ્દીપણે; હઠે નહિ એવી રીતે.

**Inflexion**, *n.* (ઇન્ફ્લે'ક્શન્) See "**Inflection**".

**Inflict**, *vt.* (ઇન્ફ્લિ'ક્ટ્) To suffer or bear. ભોગવાવવું;સહન કરાવવું; દુ:ખ દેવું;કંટાળો આપવો. 2. Make disgraced. નામોશી, બટ્ટો લગાડવો. [L. *in*, in & *fligo*, I strike.]

**Infliction**, *n.* (ઇન્ફ્લિ'ક્શન્) Trouble; calamity. દુ:ખ; શિક્ષા.

**Inflictive**, *a* (ઇન્ફ્લિ'ક્ટિવ્)Able or tending to make suffer. દુ:ખ, આફત આપે એવું; અણગમો.

**Inflorescence**, *n.* (ઇન્ફ્લરે'સન્સ્) A flowering; collective flower of plant. પુષ્પ પ્રરોહ રચના; ફુલનો ગોટો; આખું ફુલ.

**Influence**, *n.* (ઇ'ન્ફ્લુઅન્સ્) Ability to move or affect. અસર; સત્તા. 2. Power arising from character, station, wealth etc. વજન; બોજો; વશીલો *vt.* To exercise influence on; to act on; to sway. ના પર સત્તા, રાજ્ય, અસર ચલાવવી.

**Influent**, *a.* (ઇન્ફ્લુ'અન્ટ્) Flowing in.અંદર વ્હેતું, આવતું.

**Influential**, *a.* (ઇન્ફ્લુએ'ન્શલ્) Having great influence; possessing power.વજનદાર; વગવસીલું; બોજાવાળું; મરતબાવાળું. *adv.* **Influentially**.

**Influenza**, *n.* (ઇન્ફ્લુએ'ન્ઝા) An epidemic catarrh or cold of an aggravated kind. આકરો તાવ; સળેખમ; રસપૂર્ણી.

**Influx**, *n.* (ઇ'ન્ફ્લક્સ્) Flowing in. અંદર વ્હેવું તે; અન્ત:પ્રવાહ; ભરતી; પુષ્કળ આવવું તે.

**Infold**, *vi.* (ઇન્ફો,'લ્ડ્) To wrap;to involve; to inclose. વિંટાળવું; વાળી દેવું; લપેટવું; સંકેલવું. 2. To embrace; to clasp with the arms. આલિંગન કરવું; ભેટવું; બાથમાં લેવું; છાતી સાથે ચાંપવું, દબાવવું.

**Inform**, *vt.* (ઇન્ફૉ'ર્મ) To give shape to; to give life to; to animate. સજીવન કરવું; આકાર, ઘાટ, જીંદગી આપવી;સચેતન ક૦. 2. To instruct; to communicate knowledge to. ખબર કરવી, આપવી; જણાવી દેવું; માહિતગાર કરવું;સૂચવવું. **To inform against**=અપરાધ સૂચવવો,જણાવવો; ચાડી ખાવી.

**Informal**, *a.*(ઇન્ફૉ'ર્મલ્)Without formality. અવ્યવસ્થિત; વિધિ, નિયમ રહિત.

**Informant**, *n.* (ઇન્ફૉ'ર્મન્ટ) An instructor; an informer; a fore-teller. ખબર, જાણુ, સૂચવનાર; અગાઉથી કહી દેનાર; ખબર આપનાર.

**Information**, *n.* (ઇન્ફરમે.'શન્) News; instructions. વર્તમાન; હકીકત; સમાચાર;બાતમી; સૂચના.2.Knowledge derived from reading. વાંચન, બોધમાંથી મળેલું જ્ઞાન, માહિતી. 3. A charge or accusation. અપરાધ, ગુન્હાની સૂચના, બાતમી.

**Informer** *n.* (ઇન્ફૉ'ર્મર્)One who fore-tells; a fore-instructor. બાતમી લાવનાર; સૂચવનાર; હકીકત કહેનાર; ચાડીયો.

**Informative**, *a.* (ઇન્ફૉ'ર્મે,ટિવ્)Instructive. અગાઉથી સૂચના, બાતમી આપે એવું; બોધદાયક.

**Infraction**, *n.* (ઇન્ફ્રૅ'કશન) Infringement; violation; breach. ખંડન; ભંગ; ઉલ્લંઘન.

**Infringe**, *vt.* (ઇન્ફ્રિ'ન્જ્) To transgress; to violate; to contravene; to break. ઉલ્લંઘન કરવું; ખંડન, ભંગ કરવો; સામા થવું.

**Infringement**, *n.* (ઇન્ફ્રિ'ન્જમન્ટ્)Infraction; violation; encroachment. ખંડન; ઉલ્લંઘન;ભંગ.

**Infringible**, *a.* (ઇન્ફ્રિ'ન્જીબલ્)Infractional; encroachable.ખંડન થાય,ભંગ થાય એવું;આક્રમણપાત્ર.

**Infula**, *n.* (ઇ'ન્ફ્યુલા) A kind of cap formerly put on by Roman priests. રોમના ધર્મોપદેશકોની ટોપી, મુંડી ઢાંકણુ.

**Infuriate**, *a.* (ઇન્ફ્યૂ'રિએ,ટ્) Enraged,mad; raging. ગુસ્સાથી ચક્કર, માતેલું, ગાંડું થઈ ગએલું; કોપાયમાન; ક્રોધીલું. *vt.* To madden. ગાંડું કરવું, બનાવવું.

**Infuse**, *vt.* (ઇન્ફ્યૂ'ઝ્) To pour into. રેડવું; ધાર કરવી; ઓરવું. 2. To instil as principles. મનમાં ઠસાવવું; મનન કરાવવું. 3. પલાળવું; બોળી મુકવું; બાફવું.-*a.* **Infusive**. પલાળે એવું.

**Infusion**, *n.* (ઇન્ફ્યૂ'ઝન્) Pouring. રેડવું તે. 2. Instilling. મગજમાં બેસાડવું તે.3.Liquid of medicine. ક્વાત; કાવો; પલાળીને કાઢેલો રસ.

**Infusoria**, *n.* (ઇન્ફ્યુસૉ'રિઍ) A kind of minute insects living in water. પાણીમાં રહેનારાં બારીક, ઝીણાં જંતુઓ, જીવડાં.

**Ingathering**, *n.* (ઇ'ન્ગૅથરિંગ્) Gathering in harvest. કાપણી; કાપણીની મોસમ.

**Ingeminate**, *vt.* (ઇન્જે'મિને,ટ્) Enjoin repeatedly; repeat. ફરી ફરી કહેવું, ઠસાવવું.

**Ingenious**, *a.* (ઇન્જી'નિઅસ્) Clever at contriving;having the faculty of invention. યુક્તિબાજ; નિપુણ; કલ્પક; કરામત, અક્કલવાળું. 2. Of curious design,structure or mechanism. અક્કલવાળું; કરામતવાળું. 3. Witty; humorous. આનંદી; મોજીલું; ચતુરાઈવાળું.

**Ingenuity**, *n.* (ઇન્જીન્યૂ'ઈટી) Ingeniousness. કરામત; અક્કલ; ડહાપણ, શોધક શક્તિ.

**Ingenuous**, *a.* (ઇન્જે'ન્યુઅસ્) Born in a high family. કુલીન; ઉંચા કુળનું; ખાનદાન. 2. Frank-hearted. નિખાલસ; ભોળા મનનું;નિષ્કપટ. 3. Noble; honourable. ઉદાર; લ્હેરી; મ્હોટા મનવાળું-*adv.* **Ingenuously**. મ્હોટું મને, થી; ભોળપણથી.-*n.* **Ingenuousness**. મ્હોટું મન; નિખાલસતા; ભોળપણ.

**Injest**, *vt.* ( ઇન્જે'સ્ટ્ ) To throw into the stomach. પેટમાં નાંખવું, ઘાલવું. [L. *in*, & *gero*, I bear.]

**Inglorious**, *a.* (ઇન્ગ્લો'રિઅસ્) Obscure; dim; disgraceful; shameful. અપયશસ્વી; અપકીર્તિવાન; બટ્ટો, નામોશી, શરમવાળું.

**Ingloriously**, *adv.* ( ઇન્ગ્લો'રિઅસ્લી ) Disgracefully;obscurely.નામોશીથી;કલંકિતપણે.

**Ingoing**, *a.* *n.* (ઇન્ગો,'ઇંગ્) Going in; entrance. પ્રવેશ કરવું; દાખલ થવાની જગ્યા.

**Ingot**, *n.* (ઇ'ન્ગૉટ્) A mass of gold, silver etc.સોનું, રૂપું વગેરેનો ગઠ્ઠો, પાટલો,લાટ, પાટ,લગડી.

**Ingraft**, *vt.* (ઇન્ગ્રૅ'ફ્ટ્) To insert; to graft; to introduce. ઝાડ વગેરેની કલમ રોપવી. 2. To insert deeply. ઉંડું બેસાડવું, જડવું.

**Ingrain**, *vi.* (ઇન્ગ્રે,'ન્) See "**Engrain**"

**Ingrate**, *a.* (ઇન્ગ્રે,'ટ્)Ungrateful.નિમકહરામ; કૃતઘ્ન; લુણહરામ.-*n.* Ungrateful person. નિમકહરામી; કૃતઘ્ની.

**Ingratiate**,*vt.*(ઇન્ગ્રે'શિએ,ટ્)To recommend; to insinuate. ઘુંસાડવું; જેમ તેમ પ્રાપ્ત કરાવવું.

**Ingratitude** *n.* (ઇન્ગ્રૅ'ટિટ્યુડ) Unthankfulness; ungratefulness. નિમકહરામતા; કૃતઘ્નતા; ગુણચોરપણું.

**Ingredient**, *n.* (ઇન્ગ્રી'ડિઅન્ટ્)A component of anything. અવયવ ભૂત વસ્તુ;અંશ;ભાગ; અંગ.

**Ingress**, *n.* (ઇ'ન્ગ્રેસ્) Entrance; a doorway; power, right or means of entrance. પ્રવેશ; પેસારો; દાખલ થવું તે; અંદર દાખલ થવાનો હક્ક, છૂટ.

**Ingrowing**, *a.* (ઇ'ન્ગ્રોઈન્ગ્) Growing into the flesh; growing inside the corners of a toe or finger nail. માંસની અંદર ઉગતું; આંગળીના નખ કે ખુણામાં ઉગતું-*n.* **In-growth**.

**Inguinal**, *a.* (ઇ'ન્ગ્વીનલ્)Belonging to the groin; situated in the groin. જાંઘના સાંધાનું, સંબંધી.

**Ingulf**, *vt.* (ઇન્ગ'લ્ફ્) To swallow up as in gulf, or whirpool. માં ગરક કરી નાંખવું; ડુબાડી દેવું.

**Ingurgitate**, *vt.* (ઇન્ગ'ર્જીટે,ટ્) To swallow greedily. ગળી જવું; પી જવું. 2. To drink eagerly. અતિશય પીવું, ગળવું.

**Inhabit**, *vi.* (ઇન્હૅ'બિટ્) To dwell in; to occupy. માં નિવાસ કરવો, રહેવું, વસવું. [L. *in*, in & *habito*, I dwell in.]

**Inhabitable**, *a.* (ઇન્હૅ'બિટબલ્) Fit for dwelling in. રહેવા, નિવાસ કરવાને યોગ્ય.

**Inhabitancy**, *n.* (ઇન્હૅ'બિટન્સી) The state or quality of resident. કાયદેસર વાસ, રહેઠાણ.

**Inhabitant**, *n.* (ઇન્હૅ'બિટન્ટ્) One who resides; a dweller; a resident. નો રહીશ, વતનદાર; રહેવાસી. **Inhabitant of water.**=જળચર.

**Inhabitation**, *n.* (ઇન્હૅબિટે,'શન્) Place for dwelling. રહેવાની જગ્યા, મુકામ, સ્થાનક.

**Inhale**, *vt.* (ઇન્હે,'લ્) To suck in; to draw into lungs. દમ, શ્વાસ લેવો; અંદર લેવું; દમ ભરવો. [L. *in*, in & *halo*, I breadth.]

**Inhalation**, *n.* (ઇન્હલે,'શન્) Act of inhaling. શ્વાસ, દમ લેવો તે.

**Inhaler**, *n.* (ઇન્હે,'લર્) One who draws in. અંદર શ્વાસ લેનાર, ભરનાર, લેવાની નળી.

**Inharmonious**, *a.* (ઇન્હાર્મો'નિઅસ્) Unmusical; discordant; jarring. અપસ્વર; બેતાલ; બેસુર;વિસંવાદી.2. Inclined to be quarrelsome. તકરારી; કુસંપી; કજીયાખોર.

**Inhere**, *vi* (ઇન્હી'ર) To be fixed; to be innate; to stick or remain firm in. ચોંટી રહેવું; વળગી રહેવું; માં સજ્જડ થઈ જવું. [L. *in*, in & *haereo*, I stick.]

**Inherent**, *a.* (ઇન્હી'રન્ટ્) Innate; inborn; natural. ચોંટી, વળગી રહે એવું; સ્વાભાવિક; સ્વભાવજ.

**Inherit**, *vt.* (ઇન્હે'રિટ્) To receive(property etc.) by the right of birth; to have by nature; to descend from fore-fathers. વારસો મળવો,મેળવવો;માં જન્મથી વંશપરંપરા આવવું,ઉતરવું.

**Inheritable**, *a.* (ઇન્હે'રિટબલ્) Capable of being handed from parents to child. વારસામાં મળે એવું.

**Inheritance**, *n.* (ઇન્હે'રિટન્સ્) An estate or property derived from an ancestor. વારસો. 2. Reception by hereditary right. વારસો હક્કથી લેવો તે, મેળવવો તે.

**Inheritor**, *n.* (ઇન્હે'રિટર્) Heir. વારસદાર.

**Inhibit**, *vt.* (ઇન્હિ'બિટ્) To prohibit; to restrain; to hinder; to hold back. નિષેધ કરવો; મના કરવી; અટકાવવું *n.* **Inhibition** મના; નિષેધ; અટકાવ. [L. *in*, in & *habeo*, I have.]

**Inhospitable** *a.* (ઇન્હૉ'સ્પિટબલ્) Not disposed;to receive;giving no shelter;dreary; cheerless; barren;wild. પરોણાગત, ચાકરી ન કરે એવું; ખરદાસ ન કરે એવું; ઉજ્જડ;અમનોરંજક;વેરાન.

**Inhospitality**, *n.* (ઇન્હૉસ્પિટૅ'લિટી) The quality of being inhospitable. સ્વાગત ન કરવું તે; પરોણા, મ્હેમાનની ચાકરી, સેવા ખરદાસ ન કરવી તે.

**Inhuman**, *a.* (ઇન્હ્યૂ'મન્)Savage; merciless; not humane; unfeeling. ઘાતકી; ક્રૂર; જંગલી; દયાહીન; નિર્દય.

**Inhumanity**, *n* (ઇન્હ્યુમૅ'નિટી) Cruelty; mercilessness દયાહીનતા; નિર્દયતા; ઘાતકીપણું; ક્રૂરતા.

**Inhume**, *vt.* (ઇન્હ્યૂ'મ્) To place in the ground; to bury. જમીનમાં મુકવું; દાટવું. [L. *in*, in & *humus*, the ground.]

**Inimical**, *a.* (ઇનિ'મિકલ)Hostile;unfriendly; harmful; repugnant; contrary. દ્વેષી; શત્રુવટ રાખે એવું; પ્રતિકૂળ; વિરોધી; નુકશાનકારક.

**Inimitable**, *a.* (ઇનિ'મિટબલ્) Not able to be copied or imitated; matchless; surpassing or excelling. જેની નકલ ન થાય એવું;જેનું અનુકરણ ન થાય એવું; જેના જેવું બીજું કોઈ ન હોય એવું; અપ્રતિમ; અનુપમ.

**Iniquitous**, *a.* (ઇનિ'ક્વીટસ્) Unjust; wicked. અન્યાયી; ગેરવ્યાજબી; દુષ્ટ; નિર્દય.

**Iniquity**, *n.* (ઇનિ'ક્વીટી) Wickedness; unjustness; unrighteousness. અન્યાય; ગેરવ્યાજબીપણું; અપ્રમાણિકતા; દુષ્ટતા. 2. A crime or sin. પાપ;અપરાધ; ગુન્હો.

**Initial**, *a.* (ઇનિ'શલ્) At the head or beginning; not complete. આદિ, પ્રારંભનું *n.* The first letter of a name. આદ્યાક્ષર; નામનો પ્હેલો અક્ષર. *vt.* નામના પ્હેલા અક્ષર કરવા; લખવા.

**Initiate**, *vt.* (ઇનિ'શિએ,ટ) To introduce; to begin; to commence. પ્રારંભ કરવો. 2. To make a member into a society. કોઈ મંડળીમાં દાખલ કરવું; દીક્ષા, મંત્ર આપવો. 3. જણાવવું.

**Initiated**, *a.* (ઇનિ'શિએ,ટિડ્) Introduced; entered in order. રીતિ પ્રમાણે દાખલ થએલું.

**Initiation**, *n.* (ઇનિશિએ,'શન્) The act or process of initiating. શિખવવું તે. 2. Mode of entrance into an organized body. કોઇ ને ઉપદેશ, જ્ઞાન આપીને મંડળમાં દાખલ કરવું તે.

**Initiative**, *a.* (ઇનિ'શ્યટિવ્) Of the first step of a work. આરંભનું; પ્રથમનું.1.-*n.*-Beginning; commencement. પ્રારંભ; શરૂઆત.

**Initiatory**, *a.* (ઇનિ'શ્યટરી) Introductory આરંભનું; શરૂઆતનું; દીક્ષાનું.

**Inject,** *vt.* (ઇનજે'ક્ટ્) To throw in. અંદર ઘાલવું. To inject with a syringe. પીચકારી મારવી.

**Injection,** *n.* (ઇન્જે'ક્શન) The act of throwing in. પીચકારીથી શરીરમાં દાખલ કરવાનું ઓસડ, ઔષધ; પેસાડવું તે.

**Injudicious,** *a.* (ઇન્જુડિ'શસ્) Wanting in judgement; unwise. અવિચારી; અણસમજુ; બેસમજુ

**Injunction,** *n.* (ઇન્જ'ન્ક્શન્) An order; a command. આદેશ; હુકમ; સૂચના; અટકાયત; મનાઈ.

**Injure,** *vt.* (ઇ'ન્જર્)To do injustice; wrong; harm; damage; to hurt. વગાડવું; ઘાયલ કરવું. 2. To impair. હાનિ, નુકશાન કરવું. 3. To slander. આબરૂને નામોશી, બટ્ટો લગાડવો. 4. To grieve. મન દુખાવવું; માઠું લગાડવું. [L. *in*, in & *juris*, law.]

**Injurious,** *a.* (ઇન્જૂ'રિઅસ્) Wrongful; causing hurt or damage. દુઃખદાયક; દુઃખ આપનારૂં; ઈજા, હાનિ કરે એવું; નામોશી લગાડે એવું.

**Injuriously,** *adv.* (ઇન્જૂ'રિઅસ્લી) Wrongfully; in an injurious way, manner. નુકશાનથી; દુઃખ આપે એવી રીતે.

**Injury,** *n.* (ઇન્જ'રી) Mischief; hurt or damage. હાનિ; ઈજા; ખરાબી; નુકશાન, બટ્ટો; બગાડ.

**Injustice,** *n.* (ઇન્જ'સ્ટિસ્) Wrong; want of justice; iniquity. ગેરઈન્સાફ; અન્યાય.

**Ink,** *n.* (ઇન્ક્) A black, red or other coloured fluid used in writing. શાહી; રૂશનાઈ. *vi.* **Ink-bag** = એક જાતની માછલીમાં શાહીના રંગ જેવા પદાર્થની કોથળી. **Ink-eraser** = શાહી છેકવાનું રબર. **Ink-horn** = શીંગડાના જેવું શાહીનું કેઇસ, ખડીઓ. **Ink-stand** = ખડીઓ; બોટો.

**Inky,** *a.* (ઇન્કી) શાહીથી ભરેલું; કાળું.

**Inkle,** *n.* (ઇ'ન્કલ્) A kind of broad linen tape. પહોળી ફીત; પાટી.

**Inkling,** *n.* (ઇ'ન્કિલ'ગ્) A hint; a whisper. સૂચના; ઈશારો; બાતમી.

**Inland,** *a.* (ઇ'ન્લૅન્ડ્) Not near the sea સમુદ્રથી દૂર; મધ્ય દેશનું. 2. Carried on within a country. દેશની અંદરનું. **In-lander** = one who lives in the interior of a country. દેશની અંદર રહેનારો, રહેવાસી.

**Inlay,**(with)*vt.* (ઇન્લે',) To stud with. જડવું; બેસાડવું.

**Inlet,** *n.* (ઇ'ન્લેટ) A way in; a narrow opening from the sea into the land. રસ્તો; માર્ગ; દ્વાર; ખાડી.

**Inmate,** *n.* (ઇ'ન્મે,ટ) A dweller. રહેનાર; રહેવાસી 2. One received into a hospital. ઇસ્પીતાલ, દવાખાનામાં રહેનાર.

**Inmost,** *a.* (ઇ'ન્મો,સ્ટ) Farthest in; deepest. ગુપ્ત; ઉંડું; છેક અંદરનું.

**Inn** *n.* (ઇન્) A house for the entertainment of travellers. ધર્મશાળા; વીશી; હોટેલ; મુસાફરખાનું. **Innkeeper**. મુસાફરખાનાવાળો; વીશીવાળો.

**Innate,** *a.* (ઇ'ને,'ટ્) Natural; inherent; inborn. કુદરતી; સહજ; જન્મ સાથેજ આવેલું—*n.* °**ness**.

**Innavigable,** *a.* (ઇનનૅ'વિગબલ્) That connot be navigated. વહાણો ન ચાલી શકે તેવું.

**Inner,** *a.* (ઇ'નર્) Internal; not outward. અંદરખાનાનું. 2. A shot that strikes the centre.

**Innermost,** *a.* (ઇ'નર્મો,સ્ટ) Deep; furthest inward. ઘણુંજ ઉંડું, અંદર ખાનાનું; બહુ ખાનગી.

**Innervate,** *v.* (ઇનન'રવટ્) To give nervous stimulus or strength. તાકાત આપવી.

**Inning,** *n.* (ઇ'નિ'ગ) The ingathering of grain. કાપણી; પાક.—(*pl.*) **Innings**, (ઇ'નિં-ગ્ઝ્) Time of power of a political party, etc. રાજકીય પક્ષના ચડતા દિવસ. 2. That part of the game of cricket when one side is batting. ક્રીકેટની રમતમાં એક દાવ.

**Innkeeper,** *n.* (ઇ'ન્કીપર્) One who keeps an inn. હોટેલવાળો; ભોજવાળો; હોટેલ અથવા ભોજનો માલીક.

**Innocence, Innocency,** *n.* (ઇ'નસન્સ્, ઇ'નસન્સિ) The quality of being innocent; freedom from crime or sin; simplicity of heart. નિર્દોષતા; નિષ્પાપ; ભોળા; દિલનું હોવું તે.

**Innocent,** *a.* (ઇ'નસન્ટ્) Guiltless; upright; unharmful; simple-hearted. નિષ્કપટી; ભોળો. થી રહિત. *n.* An innocent person. ભોળો, નિર્દોષ માણસ.

**Innocently,** *adv.* (ઇ'નસન્ટ્લી) In an innocent way; harmlessly; guiltlessly. ખુલ્લા દીલથી; દગાબાજી વગર; શુદ્ધ બુદ્ધિથી.

**Innocuous,** *a.* (ઇનૉ'ક્યુઅસ્) Producing no evil effect; harmless. નિરપકારી; દુઃખ ન આપે તેવું.

**Innominate,** *a* (ઇનનૉ'મિનટ્) Anonymous; having no name. નામ વિનાનું; નામ જણાવેલ નહિં તેવું.

**Innovate,** *vi.* (ઇ'નવે,ટ્) To effect changes; to introduce novelties. ફેરફાર કરવા; નવી રીતિઓ દાખલ કરવી.

**Innovation,** *n.* (ઇનવે,'શન્) Changes made in the established order of things; the act of innovating. ફેરફાર; નવી રીતિ; ફેરફાર કરવો તે.

**Innoxious,** *a.* (ઇનનૉ'ક્શસ્) Harmless; free from mischievous tendencies. નિરપાય; તોફાન, હાનિ ન કરે તેવું.

**Inthral**, *vt.* (ઇન્થ્રૉ'લ્) To enslave; to shackle. દાસ, હુંડો, ગુલામ કરવો; ગુલામીમાં, બંધનમાં રાખવું.

**Inthralment**, *n.* (ઇન્થ્રૉ'લમન્ટ્) Servitude; bondage; slavery. ગુલામી; દાસપણું;ગુલામગીરી.

**Inthrone**, *vt.* (ઇન્થ્રો,'ન્) To place on a throne;to invest with sovereign authority. ગાદીએ બેસાડવું; રાજ્યાભિષેક કરવો.

**Intimacy**, *n.* (ઇ'ન્ટિમસી) Close familiarity or friendship. દિલોજાન દોસ્તી;મિત્રાચારી;ઘરબો; ઘરવટ; ગાઢ મૈત્રી; સંસગ ; સુપરિચય.

**Intimate**, *a.* (ઇ'ન્ટિમટ્) Inward. અંદરનું; માંહેનું 2. Near; close; complete;thorough. દૃઢ; ગાઢ; રૂઢ; બદ્ધ; ઘન; પૂર્ણ;પાકું.3. Familiar. જીવજાન; દિલોજાન; સુપરિચિત; પ્રિયતમ; પ્રાણપ્રિય; *vt.* To share together. સાથે ખાવું, કામ કo. To give a slight notice of. ખબર, સૂચના, માહિતી આપવી;જણાવવું. **To I. in writing**. લખીને જણાવવું. *n.* A familiar friend or associate. દિલોજાન, પ્રાણપ્રિય, ભાઈબંધ.

**Intimately**, *adv.* (ઇ'ન્ટિમટ્લી) Closely; familiarly. ઘરોબા,ઘરવટની રીતે:અતિપરિચયપૂર્વક.

**Intimation**, *n.* (ઇન્ટિમે,'શન્) A hint; a direct suggestion or notice. ખબર; સૂચના; સંદેશ;બાતમી. 2.Announcement; declaration. જાહેર ખબર; ઢંઢેરો.

**Intimidate**, *vt.* (ઇન્ટિ'મિડે,ટ્) To make fearful;to dishearten;to deter with threats. ધમકીથી બ્હીવડાવવું; દહેશત લગાડવી; ધમકી આપવી; ધૈર્યભંગ કરવો; ધમકાવવું; ભડકાવવું.

**Into**, *prep.* (ઇ'ન્ટુ) Expressing insertion, inclusion. અંદર; માં; માંહે; વચ્ચે.

**Intolerable**, *a.* (ઇન્ટૉ'લરબલ્) Not to be borne or endured; insufferable. સહન ન થાય, સાંખી ન શકાય એવું; અસહ્ય; દુઃસહ. 2. Enormous. અત્યંત; બેહદ; પુષ્કળ.

**Intolerably**, *adv.* (ઇન્ટૉ'લરબ્લી) In an unendurable manner. ખમી ન શકાય, સાંખી ન શકાય એવી રીતે.

**Intolerance**, *n.* (ઇન્ટૉ'લરન્સ્) Illiberality; bigotry. પરમતાસહિષ્ણુતા; પરધર્મદ્વેષ;અપ્રસન્નતા. ધર્માંધતા. 2. Want of capacity to endure. સહન ન કરવું તે; સહન કરવાની અશક્તિ; અક્ષમતા; અક્ષમા.

**Intolerant**, *a.* (ઇન્ટૉ'લરન્ટ્) Not enduring difference in relation to religion. બીજા માણસોને તેઓના મત ધરાવવા અથવા ધરમ પાળવા દેવાને નારાજ; પરમતાસહિષ્ણુ; ધર્માંધ. 2. Not enduring. સહન ન કરે એવું; અક્ષમા, અસહનશીલ.

**Intomb**, *vt.* (ઇન્ટૂ'મ્) To deposit in a tomb; to bury; to entomb. કબરમાં મૂકવું; દાટવું; દફનાવવું; ગાડવું.

**Intonation**, *n.*(ઇન્ટોને,'શન્)A thundering; a thunder. ગડગડાટ; મેઘગર્જના. 2. (Mus.) The act of sounding the tones of musical-scale. કોઇ ગાયનના રાગ કાઢવા તે; ગાવું તે. 3. The act of modulating the voice. સ્વરભેદ; ગંભીર સ્વર; વાકછટા.

**Intone**, *vi.* (ઇન્ટો,'ન્) To utter a sound.સ્વર, અવાજ કાઢવો. *vi.* to utter a large protracted sound. તાણીને ગંભીર સ્વરે બોલવું; ગંભીર, છટાદાર સ્વર કાઢવો.

**Intoxicate**, *vt.* (ઇન્ટૉ'કિસકે,ટ્) To make drunk; to inebriate. છાકટું-પીધેલું, ઉન્મત્ત કરવું-કેફ-મદ મસ્તીએ ચઢાવવું.2.To excite to a kind of delirium. સનેપાત,ઉન્માદ કરવો.*vi.*1. Inebriated. છાકટું; પીધેલ. 2. Over-excited. મસ્ત; પ્રમત્ત; ઉન્મત્ત; મદોન્મત્ત; મદમસ્ત.

**Intoxication**, *n.* (ઇન્ટૉક્સિકે,'શન્) Inebriation. કેફ; નિસ્સો; ઉન્માદ.

**Intoxicating**, *a.* (ઇન્ટૉ'ક્સિકે,ટિંગ્) કેફી; નિસ્સાદાર; માદક; ઉન્માદ.

**Intractability**, *n.* (ઇન્ટ્રૅકટબિ'લિટી) Intractableness. હઠ; જીદ; અડીએલપણું; દુઃસાધ્યતા.

**Intractable**, *a.* (ઇન્ટ્રૅ'કટબલ્) Violent; stubborn; obstinate. હઠીલું; જીદી; અડીએલ; સમજે નહિ એવું;દુર્નિગ્રહ;અનિવાર્ય; ઉચ્છૃંખલ. 2. Indocile. શિખે નહિ એવું;વશ ન રહે એવું;અવિનયી.

**Intractableness**, *n.* (ઇન્ટ્રૅ'કટબલ્નિસ્) Obstinacy; perverseness. હઠીલાઈ; અડીએલપણું. 2. Indocility. શિખવાય નહિ એવું હોવું તે; અશિક્ષણીયતા; દુર્ઘટતા.

**Intransient**, *a.* (ઈન્ટ્રૅન્સિઅન્ટ) Not passing suddenly away. જલદીથી ન જતું રહે એવું; અભંગુર; ચિરસ્થાયી; અક્ષણિક.

**Intramural**, *a.* (ઇન્ટ્રમ્યૂ'રલ્) શહેર, ઘર વગેરેની દિવાલ અંદર આવેલું, કરેલું. [L. *murus*, wall].

**Intransitive**, *a.* (ઇન્ટ્રૅ'ન્સિટિવ્) (Gram.) Not passing over to an object. અકર્મક.

**Intransigent**, *a.* (ઇન્ટ્રૅ'ન્ઝિજન્ટ) સ્વમતાગ્રહી; રાજકીય બાબતમાં નમતું ન આપે, સમાધાન ન કરે એવો.–*n.* ચુસ્ત પ્રજાસત્તાકવાદી, સ્વરાજીઓ.

**Intransmutable**, *a.* (ઇન્ટ્રૅન્સમ્યૂ'ટબલ્) Not capable of being changed into another substance. અપરિણામી; અવિકારી.

**Intrench**, *vt.* (ઈન્ટ્રૅ'ન્શ્) To fortify with a ditch and parapet. ની આસપાસ ખાઈ ખોદવી; પરિમિત કરવું; ખાઈ ખોદી મોરચો બાંધવો. 2. To furrow. આસવું; કરચલી પાડવી. To in-

trench on. (બીજાના હકમાં) પગ પેસારો કરવો. *vi.* To invade; to encroach. આક્રમણ, પગ પેસારો કરવો; હલ્લો કરવો.

**Intrenchment,** *n.* (ઈન્ટ્રે'ન્શમન્ટ) The act of intrenching. ખાઈ ખોદવી તે. 2. (Mil.) A trench or ditch dug out for a defence against an enemy. દુશ્મનને અટકાવવાને, દુશ્મનથી બચાવ કરવાને ખોદેલી ખાઇ; મોરચો. 3. Any defence or protection. કોઇ પણ જાતનો બચાવ, રક્ષણ. 4. An encroachment on rights of another. બીજાના હકમાં પગ પેસારો કરવો તે.

**Intrepid,** *a.* (ઇન્ટ્રે'પિડ) Brave; undaunted. નિર્ભય; હિમ્મતવાન; છાતીજોર: બહાદુર; નિઃશંક; શૂર.

**Intrepidity,** *n.* (ઇન્ટ્રેપિ'ડિટી) Fearlessness; bravery; courage. બેધડકપણું: છાતી; હિમ્મત; હામ; શૌર્ય; વિક્રમ.

**Intrepidly,** *adv.* (ઇન્ટ્રે'પિડ્લી) Fearlessly; daringly; resolutely. બેધડકપણાથી; હિમ્મતથી; નિડરપણે; હામથી.

**Intricacy,** *n.* (ઇ'ન્ટ્રકસી) Perplexity; involution. ગુંચવણ; અસરળતા; ગહનતા; વિષમતા; કુટિલતા.

**Intricate,** *vt.* (ઇ'ન્ટ્રિકેટ) To perplex. ગુંચવણમાં પાડવું; ગુંચવવું. *a.* Perplexed; complicated. ગુંચવણ ભરેલું. વાળું; અસરળ; વિષમ; ગહન; દુર્બોધ; અસ્પષ્ટાર્થ. [L. *intricor,* I make difficulties.]

**Intrigue,** *n.* (ઇન્ટ્રી'ગ) A complicated plot. કારસ્તાન; કાવતરૂં; કૂટપ્રબંધ; કપટપ્રબંધ; કુપ્રયોગ. The plot of a play. નાટક અથવા વાતનું ચોકઠું, બંધારણ વસ્તુ. 3. A secret understanding or commerce of forbidden love between two persons of different sexes. કામ ચરિત્ર; વ્યભિચાર કર્મ. 4. Complication. ગુંચવણ; અસરળતા. *vi.* To form a plot or scheme. કપટપ્રબંધ રચવો; કારસ્તાન; કાવતરૂં રચવું-કરવું. 2. To carry on a commerce of forbidden love. વ્યભિચાર કર્મ કરવું; કામચરિત્ર કરવું. *vt.* To purplex or render intricate. ગભરાવવું; ગુંચવણમાં નાંખવું.

**Intriguer,** *n.* (ઇન્ટ્રી'ગર) One who intrigues or forms a plot. કારસ્તાન કરનાર; કારસ્તાની માણસ; કપટ પ્રબંધ યોજક-રચનાર.

**Intrinsic-cal,** *a.* (ઇન્ટ્રી'ન્સિક-કલ) Inward; true. સ્વભાવિક; માંહેનું; સહજવર્તી અંતસ્થ; સત્ય; યથાર્થ; વાસ્તવિક; અકૃત્રિમ. 2. Intimate; closely familiar. જીવજાન; દિલોજાન; પ્રાણપ્રિય.

**Introduce,** *vt.* (ઇન્ટ્રોડયૂ'સ) To lead or bring in. પ્રવેશ કરાવવો; અંદર લાવવું;લઇ જવું; ઘાલવું. To bring to be acquainted. ઓળખાણ, પિછાન; મુલાકાત કરાવવી; ની સમક્ષ રજુ કરવું. 3. To bring into notice or practice. રૂઢિ, પ્રચાર પાડવો; પ્રવૃત્ત કરવું; પ્રવર્તાવવું; ચલાવવું; ચાલુ, દાખલ કરવું. 4. To produce; to cause to exist. પેદા કરવું; પ્રવૃત્ત કરવું; પાડવું. 5. To put to notice; begin. આરંભ, પ્રસ્તાવ કરવો; ચાલુ, શરૂ કરવું.

**Introduction,** *n.* (ઇન્ટ્રોડ'ક્શન) The act of introducing or bringing into notice. અંદર લાવવું તે; પ્રવેશ; સ્થાપના; પ્રવૃત્તિ; પ્રસિદ્ધિ; પ્રચાર. 2. The act of making persons known to each other. ઓળખાણ, પિછાન કરાવવી, આપવી તે; મુલાકાત; ભલામણ. 2. Preliminary matter; preface. પ્રસ્તાવના; મુખબંધ; ઉપક્રમ; આરંભ; ઉપોદ્ઘાત; દિબાચો. A treatise. આખ્યાન; ચર્ચાગ્રંથ; નિબંધ.

**Introductive,** *a.* (ઇન્ટ્રોડ'ક્ટિવ) Serving as mean; to bring forward something; introductory. દાખલ, ચાલુ કરે એવું; પ્રવર્તક; સાધક; પ્રવેશ માર્ગ સાધક, પ્રાવેશિક; પ્રાથમિક; પ્રસ્તાવનારૂપ; પારિભાષિક.

**Introductory,** *a.* (ઇન્ટ્રોડ'કટરી) Previous; preliminary; prefatory. દાખલ-ચાલુ કરે એવું; પ્રસ્તાવનારૂપ, નું. સંબંધી.

**Introspection,** *n.* (ઇન્ટ્રોસ્પે'કશન) A view of the inside or interior; self-consciousness; reflection; inspection of one's own thoughts and feelings. અંદરની બાજુની તપાસ; અવલોકન; અંતરાવલોકન;આત્મનિરીક્ષણ;અંતર્દષ્ટિ. [L. *intro* & *specio* I see.]

**Intrude,** *vi.* (ઇન્ટ્રૂ'ડ) To thurst oneself in; to enter unwelcome into company. વગર બોલાવે-તેડે અંદર જવું-આવવું; ઘુસવું-માથું મારવું. 2. To encroach upon. હક વગર કોઇ જગાએ જવું; મર્યાદા છોડી જવું. *vt.* To enter without leave or welcome. વગર તેડે જવું; માથું મારવું; વગર રજાએ પ્રવેશ કરવો. 2. To force or cast in. જોર જુલમથી અંદર જવું. 3.(Geol.) To force into the clefts or rocks. ખડકના ચિરામાં જોરથી ઘાલવું; ઠોકી બેસવું.

**Intruder,** *n.* (ઇન્ટ્રૂ'ડર) One who enters where he has no right. ઘુસણીઓ;માથું મારનાર. (at a feast) ઘોલ્લો; ઘોશીયો; વગર તેડે આવનાર.

**Intrusion,** *n.* (ઇન્ટ્રૂ'ઝન) The act of intruding without right or welcome. હક, રજા, વિના પ્રવેશ કરવો તે; ઘુસવું તે. 2. (Geol.) The penetrating of one rock while in a melted state into another rock. જ્યારે કોઇ ખડક ઓગળેલો હોય તે વખતે તેનો બીજા ખડકની અંદર પ્રવેશ. 3. (Law) The entry of stranger. આક્રમણ; બિનહકપ્રવેશ.

**Intrusive,** *a.* (ઇન્ટ્રૂ'સિવ્) Entering without right or welcome. વગર બોલાવે જાય, આવે એવું; ઘુસણીયું; માથામારૂં; ધૃષ્ટ; અગંતુક.

**Intrust,** *vt.* (ઇન્ટ્ર'સ્ટ) To deliver; entrust; to confide to the care of. સોંપવું; સ્વાધીન, હસ્તગત કરવું; હવાલે કરવું.

**Intuition,** *n.* (ઇન્ટયુઇ'શન્) A looking after; regard to; an aim. દરકાર રાખવી તે; ધારણા. 2. Immediate knowledge. અંતર્જ્ઞાન; તાત્કાલિક જ્ઞાન; સહજ જ્ઞાન; અપ્રાપ્ત જ્ઞાન. 3. A first truth. મૂળ સત્ય. [L. *in* & *tueor*, I look.]

**Intuitive,** *a.* (ઇન્ટયુ'ઇટિવ) Seeing clearly. સ્પષ્ટ રીતે જોતું. 2. Knowing by intuition. અંતર્જ્ઞાની; સહજ જ્ઞાની. 3. Obtained by simple inspection. જરા નજર કરવાથી મેળવેલું; સહજ.

**Intuitively,** *adv.* (ઇન્ટયુ'ઇટિવ્લી) Without reasoning. સહજ જ્ઞાનથી; અંતર્જ્ઞાને; કોઇના કહ્યા વગર; તરતજ; તત્કાળ.

**Intumescence,** *n.* (ઇન્ટયુમે'સન્સ્) The action of swelling. સુજવું તે. 2. A tumour. ગાંઠ; સોજો.

**Intwine,** *vt.* (ઇન્ટ્વા'ઇન્) To twist; to involve. વિંટાળવું; લપેટવું.

**Intwist,** *vt.* (ઇન્ટ્વિ'સ્ટ્) To interweave. વળ દેવો; ગુંથવું; વણવું.

**Inundate,** *vt.* (ઇ'નન્ડે,ટ) To overflow; to deluge; to flood. રેલ, પૂરથી બુડાડવું; જળમય, જળવ્યાપ્ત કરવું–થી પાણી પાણી થઈ જવું. 2. To fill with an overflowing abundance. રેલછેલ કરવું; ભરપૂર કરવું. The country is inundated with beggars = ભીખારીઓથી દેશ ભરપૂર થઇ ગયો છે. [L. *in* & *unda*, a weave.]

**Inundation,** *n.* (ઇનન્ડે,'શન્) An overflow of water or other fluid; a flood. જળપ્રલય થવું તે; જળપ્રલય; રેલ; પૂર. 2. An overflowing or superfluous abundance. રેલછેલ; પુષ્કળતા; વિપુલતા; પૂર.

**Inure,** *vt.* (ઇન્યૂ'ર) To habituate; to harden; to accustom. મ્હાવરો, ટેવ, આદત પાડવી: મ્હાવરાથી કઠણ, પરિચિત કરવું. *vi.* To pass into use; to be applied. કામમાં આવવું.

**Inurement,** *n.* (ઇન્યૂ'ર્મન્ટ્) Use; practice; habit. ટેવ–મહાવરાથી કઠણ થવું તે.

**Inurn,** *vt.* (ઈન'ર્ન) To bury; to inter. દાટવું. 2. To put in an urn. શીશામાં, ચંબુમાં ભરવું.

**Inutility,** *n.* (ઇન્યુટિ'લિટી) Uselessness. વ્યર્થતા; નિરૂપયોગ.

**Invade,** *vt.* (ઈન્વે,'ડ) To attack; to enter with hostile intentions. હુમલો કરવો. 2. To infringe; to encroach upon. પગ પેસારો કરવો. દબાવવું; લઇ લેવાનું કરવું. [L. *in* & *vado*, I go.]

**Invader,** *n.* (ઇન્વે,'ડર્) An assailant. સ્વારી, હલ્લો કરનાર.

**Invain,** *adv.* (ઇન્વે,'ન્)Uselessly. ફોકટ; મિથ્યા.

**Invalid,** *a.* (ઈન્વૅ'લિડ) Enfeebled. નબળું; માંદું. 2. Void; null. રદ; બાતલ. *n.* A person who is weak and infirm. રોગી માણસ. 2. A soldier worn out in service. નોકરી કરવાથી અશક્ત થઈ રહેલો સિપાઇ.

**Invalidate,** *vt.* (ઇન્વૅ'લિડે,ટ) To render of no force or effect. રદ, નબળું, વ્યર્થ કરવું.

**Invalidity,** *n.* (ઇન્વૅલિ'ડિટી) Want of legal force or efficacy. નિર્બળતા; વ્યર્થતા. 2. Want of health. રોગીપણું; તંદુરસ્તી સારી નહિ હોવી તે.

**Invaluable,** *a.* (ઇન્વૅ'લ્યુઅબલ્) Precious; above estimation. અમૂલ્ય–અમૂલિક; ઘણુંજ કિંમતી; અણમોલ.

**Invariable,** *a.* (ઇન્વે,'રિઅબલ્) Unalterable. બદલાય નહિ એવું; એક સરખું; નિત્યના નિયમ પ્રમાણેનું.

**Invariableness,** *n.* (ઇન્વે'રિઅબલ્નિસ) Immutability. એકસરખાપણું; સ્થિરતા.

**Invariably,** *adv.* (ઇન્વે'રિઅબ્લી) Without alteration. એક સરખી રીતે; નિત્યના નિયમ પ્રમાણે.

**Invasion,** *n.* (ઇન્વે,'શ્ઝન) Encroachment. પગપેસારો. 2. An incursion or plunder. દ્વેષભાવથી લુંટને માટે કરેલી સ્વારી; હુમલો; ચઢાઇ; હલ્લો.

**Invasive,** *a* (ઇન્વે,'સિવ)Tending to invade; aggressive. હલ્લાકારી; વેર ભાવથી હુમલા માટે પ્રવેશ કરતું; ધુંસણુ

**Invective,** *n.* (ઇન્વે'ક્ટિવ્) An expression which rails against a person. બદબોઇ; નિંદા; આક્ષેપ. *a.* Railing. નિંદા ભરેલું.

**Inveigh,** *vi.* (ઇન્વે,') To exclaim or rail against; to express reproach. ને કઠોર વચન કહેવું; ખખડાવવું. [L. *invehor*, I assail.]

**Inveigher,** *n.* (ઇન્વે'અર્) One who rails; a railer. કઠોર વચન કહેનાર.

**Inveigle,** *vt.* (ઇન્વે,'લ્) To seduce; to wheedle. ફોસલાવવું; તંતરવું; ધૂતવું; ભુલથાપ દેવી; છેતરવું; મોહમાં નાંખવું.

**Inveigler,** *n.* (ઇન્વે,'લર) One who entices or draws into any design by arner flattery. ફોસલાવનાર: ફસાવનાર; ભુલથાપ દેનાર; મોહક.

**Invent,** *vt.* (ઇન્વે'ન્ટ્) To hit on; to meet; to find. શોધી કહાડવું; યુક્તિ, હિમત રચવી; યોજવું; યુક્તિ, કલ્પના, શોધ, કરવી. To frame; to fabricate

mentally. કંઇ ખોટું બનાવવું; બનાવટ કરવી; કલ્પવું; બનાવવું

**Invention,** *n.* (ઇન્વેન્શન્) The act of finding out. શોધી કહાડવું તે;શોધ; ઉપાય; યોજના; કલ્પના;રચના;મનઃસૃષ્ટિ.**Of one's own intention**=સ્વકપોલ કલ્પિત.3.Thought;idea.વિચાર-કલ્પના. 4. Affection; a forgery; falsehood. બનાવટ; તરકટ; જુઠાણું;મિથ્યા કલ્પના. 5. Original contrivance or construction; a device. શોધ; ઘાટ; રચના; યુક્તિ; હિકમત.

**Inventive,** *a.* (ઇન્વે'ન્ટિવ્) Able to invent; ready at expedients. નવું શોધી કાઢે એવું; કરામતી; યોજક.

**Inventor,** *n.* (ઇન્વે'ન્ટર્) One who finds out something new; a contriver. નવું શોધી કાઢનાર; યુક્તિ કાઢનાર; યોજક; યોજનાર.

**Inventory,** *n.* (ઇન્વે'ન્ટરી) A catalogue of goods & chattles. સામનની યાદી; ટીપ. To take an inventory. ની નોંધ, યાદી કરવી. To take a list of. યાદી કરવી.

**Inverse,** *a.* (ઇન્વ'ર્સ્) Inverted; reciprocal. ઉંધું; અવળું;વિપરીત;પ્રતિલોમ. 2.(Bot.) Inverted. મૂળ ઉપર અને ટોચ નીચે એવું; કુદરતી હોય તેનાથી ઉલટું. 3. (Math.) Opposite in effect. ઉલટી રીતનું; વિપરીત; વિપર્યાયી; વ્યસ્ત.

**Inversion,** *n.* (ઇન્વ'ર્શન્) The act of inverting. ઉંધું વાળવું, અવળું કરવું તે. A change of the natural order of things. કુદરતી નિયમથી ઉલટઃ નિયમમાં ચીજો હોવી તે. 2. (Mil.) A movement of tactics of the right wing on the left and the left on the right and so on. કવાયતમાં, વ્યૂહ રચનામાં ડાબી તરફના માણસોએ જમણી તરફ જવું ને જમણી તરફના માણસોએ ડાબી તરફ જવું તે; પ્રતિલોમ રચના.3.A change in the order of terms of a proportion so that the second takes the place of the first and the fourth of the third. પ્રમાણના પદમાં ફેરફાર થવો તે, જેથી બીજું પદ પહેલું ને ચોથું ત્રીજું આવે. વ્યુત્ક્રમ; વ્યસ્તતા. 4. (Mus.) Change of position by tones of a chord. ગાયનના નિયમિત રાગમાં ફેરફાર.

**Invert,** *vt.* (ઇન્વ'ર્ટ) To turn over; to put upside down; to beset. ઉલટાવવું; ઉથલાવવું; ઉંધું વાળવું;અનુક્રમ ફેરવવો.2.(Mus.) To change the position of. ની જગ્યા, સ્થિતિ બદલવી. 3. To divert, to embezzle. ફેરવવું; ખાઇ જવું; પચાવી લેવું. *n.* (Arch.) An inverted arch. ઉંધી-મથાળું, ટોચ નીચે એવી રીતે મુકેલી કમાન.

**Inverted.** *a.* (ઇન્વ'ર્ટિડ) Changed in order; reversed. ઉલટે ક્રમે આવેલું, લખેલું; ઉંધું વાળેલું; વ્યસ્ત, વ્યુત્ક્રાંત; પ્રતિલોમ; વિપરીત. **Inverted arch.** An arch placed on with crown downward. ઉંધી, મથાળું નીચે એવી રીતે મૂકેલી કમાન. **I. commas.** અવતરણ ચિન્હ. (" ")

**Invest,** *vt.* (ઇન્વે'સ્ટ્) To put garments on; to dress. પહેરાવવું; સજાવવું. 2. To endow; to grace. બક્ષીસ કરવું; યુક્ત, વિશિષ્ટ કરવું. To invest one with an estate=કોઈ માણસને જાગીર, મિલ્કત બક્ષવી-આપવી. 3. To place in possession of rank or dignity; to adorn. પદ્વી-અધિકાર આપવો; શણગારવો; સુશોભિત કરવું. To invest with honour. માન આપવું. 4. (Mil.) To enclose; to surround; to block up. ઘેરી ઘેવું; ઘેરો ઘાલવો; ચારે બાજુથી રોકી લેવું. **To invest a town**=શહેર ઘેરી લેવું, ને ઘેરો ઘાલવો. 5. To lay out money so that it will be safe and yield profit. સલામત રહે અને ફાયદો મળે એવી રીતે રોકવું. To invest money in bank stock. શરાફી દુકાનમાં નાણાં મુકવાં-થાપણ મુકવી.

**Investigate,** *vt.* (ઇન્વે'સ્ટિગેટ) To follow up; to pursue; to search into. પછવાડે લાગવું; શોધવું; તલાસ, તજવીજ કરવી.

**Investigation,***n.*(ઇન્વેસ્ટિગે,'શન્)Research; inquiry. તપાસ; શોધ; તજવીજ, તલાસ, ચોકસી; નિરૂપણ; વિચારણા; નિર્ણય; ચર્ચા; જીજ્ઞાસા; પરીક્ષા.

**Investigative,** *a.* (ઇન્વે'સ્ટિગેટિવ્) Given to investigation; inquisitive. તપાસ, ચોકસી, તલાસ, શોધન કરતું-શોધતું; અતિ જીજ્ઞાસુ.

**Investigator,** *a.* (ઇન્વે'સ્ટિગે,ટર્)One who investigates diligently into a subject. તપાસ-ચોકસી રાખનાર-નિરૂપક;નિર્ણયકાર; પરીક્ષક; ચોકસીદાર.

**Investiture,** *n.* (ઇન્વે'સ્ટિચર્) (Feudal law) The action of giving possession. કબજો આપવો તે 2. The right of giving possessions of any office or benefice; કોઇને પદ્વી, જગ્યા, ઉપાધ્યાય, પુરોહિતની વૃત્તિ-આપવાનો હક-સત્તા. 3. Investment. પ્રસ્થાન; અભિષેક; પ્રતિષ્ઠાપન; પ્રતિષ્ઠાસંસ્કાર.

**Investment,** *n.* (ઇન્વે'સ્ટમન્ટ) The action of investing. આપવું તે (અધિકાર-સત્તા). 2. A vestment or a robe. ઝભ્ભો; ડગલો. 3. (Mil.,. The act of surrounding or blocking up. ઘેરી લેવું, ઘેરો ઘાલવો, જવાનો માર્ગ બંધ કરવો તે; ઘેરો. 4. The lay in out of money in the purchase of property etc. મિલ્કત, જાગીર વગેરે ખરીદવામાં પૈસા રોકી રાખવા તે; રોકેલાં નાણાં; થાપણ.

**Inveterate**, *a.* (ઇન્વે'ટરટ્) Old; long established અસલી. 2. Deep-rooted; obstinate. કટ્ટું; હઠહઠડું. 3. Firmly established by long continuance. દૃઢ થયેલું; ઘણા દહાડાનું. 3. Having habits fixed by long continuance; habitual. ટેવ-મ્હાવરો-આદત પડેલી હોય તેવું; બંધાણી; વ્યસની. [L. *in* & *vetus* old].

**Inveteracy**, *n.* (ઇન્વે'ટરસી) Long continuance or the firmness acquired by time. જુનાપણું; દૃઢતા; જીદ્દીપણું.

**Invidious**, *n.* (ઇન્વિ'ડિઅસ્) Envious; malignant. અદેખું; ખારીલું; કટ્ટું. 2. Enviable; desirable. અદેખાઈ, લાલચ ઉત્પન્ન કરે એવું; ઘણું ઇચ્છવા લાયક. 3. Likely to provoke on by hateful. ઈર્ષ્યા, અદેખાઇ ઉત્પન્ન કરે એવું; દ્વેષજનક; અનિષ્ટ.

**Invidiously**, *adv.* (ઇન્વિ'ડિઅસ્લી) In an invidious, manner. અદેખાઇથી; મત્સર, દ્વેષપૂર્વક.

**Invigilance**, *n.* (ઈન્વિ'જીલન્સ) Neglect of watching. અસાવધાની; ગફલત; ગેરહુશીઆરી.

**Invigorate**, *vt.*(ઇન્વિ'ગરે,ટ્) To strengthen; to animate; to give life and energy. જોર, બળ, તેજ, શક્તિ, કૌવત આપવું, વધારવું; પુષ્ટિ કરવી.

**Invigorating**,*a.*(ઇન્વિ'ગરે,ટિંગ્) Strengthening; animating. પુષ્ટિકારક; ધાતુ, બળવર્ધક; પૌષ્ટિક.

**Invigoration**, *n.* (ઇન્વિગોરે,'શન્) The act of invigorating. બળવર્ધન; જોર વધારવું તે.

**Invincible**, *a.* (ઇન્વિ'ન્સિબલ્) Unconquerable. જીતાય નહિ એવું; અજીત; અજીત્ય. [L. *in* & *vinco*, I conquer].

**Inviolable**, *a.* (ઇનવા'યલબલ) Not violable; without violation. તોડાય નહિં એવું; અખંડ; ભંગાય નહિં એવું; વિરોધ રહિત.

**Inviolably**, *adv.* (ઈન્વા'યલબ્લી) Without violation. ભંગાય નહિં એવી રીતે.

**Inviolate**, *a* (ઈનવા'યલે,ટ) Unhurt, unpolluted; unbroken. ઇજા ન પામેલું; નહિ બગડેલું; અખંડ; દુસ્તર.

**Invisibility**, *n.* (ઇન્વિઝિબિ'લિટી) Incapacity of being seen; imperceptibility. અદૃશ્યતા; ન દેખાય, જોવાય એવી સ્થિતિ.

**Invisible**, *a.* (ઇન્વિ'ઝિબલ્) Incapable of being seen; imperceptible to the sight. અદૃશ્ય.

**Invitation**, *n.* (ઇન્વિટે,'શન્) The act of inviting; solicitation. નિમંત્રણ; અરજ; વિનંતિ; તેડું; ઇજન.

**Invite**, *vt.* (ઇન્વા'ઇટ્) To ask to an entertainment or visit. બોલાવવું; તેડું, નિમંત્રણ આપવું. 2. To allure. લલચાવવું; આકર્ષવું.

**Inviting**, *a.* (ઇન્વા'ઇટિંગ્) Alluring. મોહક.

**Invitingly**, *adv.* (ઇન્વા'ઇટિંગ્લી) In a manner to invite or allure. આકર્ષણથી; લલચાવીને.

**Invocate**, *vi.* (ઇ'ન્વોકે,ટ્) To invoke; to address in prayer. નામ સ્મરણ ક૦; નામ દેવું; આવાહન કરવું; પ્રાર્થના કરવી; આજીજીથી માગવું. [L. *in* & *voco* I call].

**Invocation**, *n.* (ઇન્વોકે,'શન્) The act of addressing in prayer. આવાહન; વિનંતિ; ઉચ્ચારણ.

**Invoice**, *n.* (ઇ'ન્વૉઇસ્) A written account of merchandise with price. ભરતિયું.–*v.* To make a written account of goods. ભરતીયું બનાવવું.

**Invoke**, *vt.* (ઇન્વો,'ક્) To call for or ask. વિનંતિથી માગવું. To address in prayer. નામનું સ્મરણ કરવું; આવાહન ક૦.

**Involuntarily**, *adv.* (ઇન્વૉ'લન્ટરિલી) Not by choice; not spontaneously. મરજી ન છતાં; સહજ.

**Involuntary**, *a.* (ઇન્વૉ'લન્ટરી) Not having will. મરજી વિનાનું; મરજી વિરૂદ્ધ-ઇચ્છાહીન.

**Involution**, *n.* (ઇન્વોલ્યૂ'શન્) The action of involving or infolding. લપેટવું વિંટાળવું તે. 2. Complication. ગુંચવણ; ગુંચવાડો. 3. The process of raising a quantity to any power assigned. ઘાતરીતિ; ઘાત.

**Involve**, *vt.* (ઇન્વૉ'લ્વ્) To envelop. લપેટવું; વિંટાળવું; ઢાંકવું. To imply. અનુમાનથી દેખાડવું; જણાવવું; ગર્ભિત, સુચિત હોવું. 3. To implicate. સામેલ કરવું; જોડવું. To entangle. ગુંચવવું. To overwhelm. ખુરાડવું; ગરક કરવું. To kill. ઘાત ક૦.

**Invulnerable**, *a.* (ઇન્વ'લ્નરબલ્) Incapable of being wounded. ઘા લાગે નહિ એવું; દુર્ભેદ્ય.

**Inward**, *a.* (ઇ'ન્વર્ડ્) Placed or being within; interior. અંદરનું; માંહેનું; માંહોમાંહે મૂકેલું. I. letters. આવકનુમાર. *adv.* Toward, to the inside. અંદર લગર.

**Inwardly**, *adv.*(ઇ'ન્વર્ડલી) Internally. અંદરથી.

**Inweave**, *vt.* (ઇન્વી'વ્) To weave together; to intermix by weaving. ગુંથવું; વણવું; વણીને ગુંથવું.

**Inworking**, *n.* (ઇન્વ'ર્કિંગ્) Internal operation; energy within. વિચાર, મનમાંનો શ્રમ, અંતક્રિયા

**Inwrap**, *vt.* (ઇન્રૅ'પ્) To involve. લપેટવું.

**Inwreathe**, *vt.* (ઇન્રી'ધ્) To surround or encompass with a wreath. હારમાળાની માફક કરવું; માં ગુંથવું.

**Inwrought**, *a.* (ઇન્રૉ'ટ્) Worked in other things; adorned with figures. જડિત; જડેલું.

**Iodide**, *n.*(આ'યોડાઇડ્) A non-acid compound of iodine. એક જાતનો રસાયણી ક્ષાર

**Iota**, *n.* (આયોટૅ) A very small quantity or degree. પરમાણુ; લવલેશ. [Gr. the smallest letter in the Greek alphabet, corresponding to *i*.]

**Irascibility**, *n.* (ઇરૅસિબિ'લિટી) The quality of being easily excited. તપી જાય એવી તબીયત; ક્રોધી સ્વભાવ.

**Irascible**, *a.* (ઇરૅ'સિબલ્) Susceptible of anger. જરા વારમાં તપી જાય એવું; ક્રોધી; ગ્રાંઝી; ચીઢીયું.

**Irate**, *a.* ( આઇરે.'ટ ) Angry. ગુસ્સાવાળું; ક્રોધાયમાન; ક્રોધી. [ L. *ira*, anger].

**Ire**, *n.* (આ'યર) Anger. ક્રોધ. [L. *ira*, wrath].

**Ireful**, *a.* (આ'યરફુલ) Angry. ક્રોધી; તામસી.

**Iris**, *n.* (આ'યરિસ્) *plu.* Irises. The rainbow. વરસાદની કમાન; મેઘ, ઇન્દ્ર ધનુષ્ય. 2. A circle round the pupil of the eye. આંખની કીકીની આસપાસનું કુંડાળું.

**Irish**, *a.* (આ'યરિશ) Pertaining to Ireland. આયર્લંડનું, ના રહેવાસીનું. 2. The language of the Irish આઇરિશ લોકોની ભાષા.

**Irksome**, *a.* (અ'ર્કસમ્)Tedious. કંટાળા ભરેલું.

**Irksomeness**, *n.* (અ'ર્કસમ્નિસ્) Tediousness; wearisomeness. ચીડ; કંટાળો; બેચેની.

**Iron**, *n.* (આ'યર્ન) One of the hard metallic elements. લોખંડ. 2. **Smoothing I.** ઈસ્ત્રી. 3. *plu.* Fetters બેડી. 4. Strength. શક્તિ; બળ; જોર. Cast iron or pig iron. = પોલાદ Magnetic iron. = લોહચુંબક. 4. *a.*-Made of iron. લોઢાનું બનાવેલું. *vt.* To smooth by instrument of iron. ઈસ્ત્રી કરવી. Wrought iron. = ખરૂં લોઢું.

**Iron-bound**, *a.* ( આ'યર્ન બાઉન્ડ ) Bound with iron. લોઢાથી બાંધેલું.

**Iron-cased**, *a.* (આ'યર્ન કેસ્ટ) Covered with iron. લોઢાથી મઢેલું, ઢાંકેલું.

**Iron-clad**, *a.* (આ'યર્ન ક્લૅડ) Clad in iron. લોઢાના પતરાથી મઢેલું;બખ્તરથી ઢાંકેલું. A ship of war covered with iron plates. લોઢાના પતરાથી મઢેલી મનવાર.

**Iron-founder**, *n.* (આ'યર્નફાઉન્ડર) One who makes iron-castings. લોઢાનું ઢાળીકામ કરનાર

**Iron-foundry**, *n.* (આ'યર્નફાઉન્ડ્રી) The place where iron-castings are made. લોઢાનું કારખાનું.

**Iron-hearted**, *a.* ( આ'યર્નહાર્ટિડ ) Of a hard heart; merciless કઠણ હૈયાનું-મનનું; નિર્દય.

**Iron-monger**, *n.* (આ'યર્નમંગર) A dealer in iron wares or hard wares. લોઢાનો સામાન વેચનાર.

**Iron-smith**, *n.* (આ'યર્નસ્મિથ) A worker in iron. લોઢાનું કામ કરનાર-લુહાર

**Iron-works**, *n.* (આ'યર્નવર્ક્સ) An iron foundry. લોઢાનું કારખાનું.

**Ironical**, *a.* (આયરૅા'નિકલ્) Pertaining to irony. અન્યોક્તિ, વ્યાજોક્તિને લગતું 2. Expressing one thing and meaning the other. કહેવું કંઈ અને ધારવું કંઈ; હોય તેથી ઉલટું; મશ્કરાટનું; દાઢમાંથી બોલેલું; વ્યંગ; વક્ર.

**Ironically**, *adv.* (આયરૉનિકલિ) By way of irony. વ્યંગોક્તિ; અન્યોક્તિ; હોય તેથી, ઉલટી રીતે.

**Irony**, *n.* (આ'યરનિ) A kind of ridiculo which expresses errors or faults of others by seeming to adopt them. મરોડની બોલી-વ્યાજોક્તિ; વક્રોક્તિ; ઉપરોધ; દાઢમાંથી બોલવું તે.

**Irradiance**, *n.* (ઇરરે'ડિઅન્સ) Emission of rays of light. અજવાળાનાં કિરણો નિકળવાં તે;પ્રકાશ.

**Irradiate**, *vt.* (ઇરરે'ડિએ,ટ) To illuminate. પ્રકાશિત કરવું. 2. To animate by heat or light. તાપ, પ્રકાશથી સતેજ કરવું.

**Irradiation**, *n.* (ઇરરેડિએ,'શન્)The act of smiting beams of light. પ્રદીપ્તિ; પ્રકાશન; પ્રકાશ.

**Irrational**, *a.* (ઇરૅ'શનલ) Void of reason or understanding. જ્ઞાનબુદ્ધિ, તર્કશક્તિ વિનાનું; ઢોર સરખું.

**Irrationality**, *n.* (ઇરૅશનૅ'લિટિ) Want of reason or understanding. જ્ઞાન-બુદ્ધિહીનતા-અજ્ઞાનતા

**Irrationally**, *adv.* (ઇરૅ'શનલી) Without reason; absurdly. મૂર્ખાઈથી; અજ્ઞાનભરી રીતે.

**Irreclaimable**, *a.* (ઇરિક્લે,'મબલ) Not capable of being reclaimed. ઠેકાણે પાછું મેળવાય નહિ એવું; ઠેકાણે પાછું લેવાય નહિ એવું.

**Irreconcilable**, *a.* (ઇરેકન્સા'યલબલ) Not reconcilable; implacable. શાંત પડે નહિ એવું; વિરોધી; કટ્ટું.

**Irrecoverable**, *a.* ( ઇરિક'વરબલ ) Not capable of being restored. પાછું મેળવાય નહિ એવું; નિરૂપાય.

**Irrecoverably**, *adv.* ( ઇરિક'વરબ્લી ) Beyond recovery. નિરૂપાયથી;સદંતર;અસાધ્ય રીતે.

**Irredeemable**, *a.* ( ઇરિડી'મબલ ) Not redeemable. ન છોડવી લેવાય એવું

**Irrefragable, irrefutable**, *a.* (ઇરૅ'ફ્રગબલ-ઇરૅ'ફ્યુટબલ) Not to be refuted or overthrown. ખંડન કરાય નહિ એવું; અખંડનીય; અનિવાર્ય. [L. *refragor*, I oppose.]

**Irregular**, *a.* (ઇરે'ગ્યુલર) Not according to common form or rules. સાધારણ નિયમ વિનાનું; અનિયમિત.

**Irregularity**, *n.* (ઇર્રેગ્યુલૅ'રિટી) Want of rule or method.રીતિ,નિયમ વિરૂદ્ધતા;અનિયમિતતા.

**Irregularly**, *adv.* (ઇર્રે'ગ્યુલર્લી) Without rule method or order. અવ્યવસ્થિત રીતથી-અનિયમિત રીતે.

**Irrelative**, *a.* (ઇર્રે'લટિવ્) Without mutual relations; unconnected. પારકું; સગાઇ, સંબંધ વગરનું.

**Irrelevancy**, *n.* (ઇર્રે'લિવન્સી)The quality of not being applicable. અપ્રાસંગિકતા-લાગુ ન પડે એવું; અસંબદ્ધતા; અપ્રસ્તુત ભાવ.

**Irrelevant**, *a.* (ઇર્રે'લિવન્ટ) Not applicable or pertinent. લાગુ પડે નહિ એવું; અપ્રસ્તુત.

**Irreligion**,*n.*(ઇર્રિલિ'જન્)Want of religion or contempt of it;impiety. અધર્મ;દેવ,શાસ્ત્રનિંદા.

**Irreligious**. *a.* (ઇર્રીલિ'જસ્) Destitute of religion; ungodly. અધર્મી; અનાચારી; નાસ્તિક.

**Irremediable**, *a.* (ઇર્રિમી'ડિઅબલ્)Not to be remedied.જેનો ઉપાય ન થઇ શકે એવું;અનિવાર્ય.

**Irremovable**, *a.* (ઇર્રિ'મૂવબલ્) Not removable; immovable. ખસેડાય નહિ એવું; અચળ; સ્થિર.

**Irreparable**, *a.* (ઈર્રિપે,'અબ્લ્) Not capable of being recovered or regained. પાછું મળે નહિ એવું; સુધરે નહિ એવું.

**Irreprehensible**, *a.* (ઇર્રેપ્રિહે'ન્સિબલ્) Not to be blamed or censured. ઠપકો ન દેવાય એવું; અનિંદ્ય.

**Irrepressible**, *a.* (ઈર્રિપ્રે'સિબલ્) Not capable of being repressed. દબાય નહિ એવું.

**Irreproachable**, *a.* (ઇર્રિપ્રો,'ચબલ્) Free from blame; upright; innocent. ઠપકો દેવાય નહિ એવું; શુદ્ધ; અનિંદ્ય.

**Irreproachably**, *adv.* (ઈર્રિપ્રો,'ચબ્લી) Blamelessly;uprightly.ઠપકો ન દેવાય એવી રીતે; શુદ્ધ રીતે.

**Irreprovable**, *a.*(ઈર્રિપ્રૂ'વબલ્) Blameless; upright. પ્રમાણિક; અદૂષણીય; નિર્દોષ.

**Irreptitious**, *a.* (ઈર્રિપ્ટિ'શસ્) Secretly introduced. છુપું રાખેલું, દાખલ કરેલું.

**Irresistible**, *a.* (ઇર્રિઝિ'સ્ટિબલ્) Superior to opposition. અટકાવી નહિ શકાય એવું; દુર્ધર્ષ; અનિવાર્ય.

**Irresolute**, *a.* (ઈર્રે'ઝોલ્યૂટ) Not decided; not firm; wavering. ચલિત મનનું; અનિશ્ચયી.

**Irresolution**. *n.* (ઇર્રેઝોલ્'શન્) Want of resolution or decision. અદૃઢતા; અસ્થિરતા.

**Irrespective**,*a.* (ઈર્રિસ્પે'ક્ટિવ્) Not having regard of. દરકાર, ધ્યાન ન રાખનાર; નિરપેક્ષ.

**Irrespectively**, *adv.* (ઇરિસ્પે'ક્ટિવ્લી) Without regard to. ધ્યાન, દરકાર, કાળજી રાખ્યા વિના

**Irresponsible**, *a.* (ઇર્રિસ્પૉ'ન્સિબલ્) Not responsible. બિનજવાબદાર.

**Irretrievable**, *a.* (ઇર્રિટ્રી'વબલ્)Not to be restored. ફરીથી મેળવાય, પાછું ખેંચાય નહિ એવું. પુનરપ્રાપ્ય.

**Irreverence**, *n.* (ઇર્રે'વરન્સ) Absence or defect of reverence. અપમાન; અનાદર.

**Irreverent**,*a.*(ઇર્રે'વરન્ટ) Wanting respect to superiors. અપમાન, અનાદર, આજ્ઞાભંગકારી.

**Irreversible, Irrevocable**,*a.* (ઇર્રિવ'-સિબલ્, ઈર્રે'વોકબલ્) Incapable of being repealed or annulled. રદ કરાય, ન ફેરવાય એવું; અપરિવર્તનીય.

**Irrigate**, *v.* ( ઇ'રિગેટ ) To water land by causing a stream to flow upon and over it. નહેરવતી, ખેતર જમીનને પાણી પાવું; નહેર કાઢવી. [L. *ir* & *rigo* I water.]

**Irrigation**, *n* (ઇરિગે,'શન્)The operation of causing water to flow over lands. નહેરવતી ખેતરને પાણી પાવું તે.

**Irriguous**,*a.* (ઇર્રિ'ગ્યૂઅસ્)Watered. પલળેલું.

**Irritability**, *n.* (ઇર્રિટબિ'લિટિ) Vexation; fretfulness. ગુસ્સો; રીસ; તામસી વૃત્તિ.

**Irritable**, *a.* (ઇ'રિટબલ)Capable of being irritated. ચિડાય, ખીજવાય એવું; ચિડાઉ.

**Irritant**. *a.* (ઇ'રિટન્ટ) Irritating. ગુસ્સે કરવું. *n.* A poison that produces inflammation. સોજો ચઢાવે એવું ઝેર, વિષ.

**Irritate**, *vi.* (ઇ'રિટેટ) To inflame or fret. લાલ, ઝાળ ઉઠાડવી To provoke; to vex. ચિડવવું, ખીજવવું; ગુસ્સે કરવું.

**Irritation**, *n.* (ઇરિટે,'શન્) Provocation; exasperation, anger. ચીડ, ખીજ, ગુસ્સો.

**Irritative**, *a.* (ઇ'રિટેટિવ્) Serving to excite; irritatory. આગ ઉઠાડે એવું; ચીડવવું.

**Irruption**, *n.* (ઇર'પ્શન્) A breaking or bursting in. એકાએક ફાટીને આવવું તે.A sudden invasion or incursion. એકાએક કરેલી ચઢાઈ.

**Irruptive**, *a.*(ઇર'પ્ટિવ્)Rushing in or upon. એકદમ ફાટીને અંદર આવવું; ઘુસવું; ફુટી નીકળવું.

**Is**, *vi.* (ઇઝ્) The third person singular of the substantive verb in the indicative mood. present tense. છે; હોય છે. [L. *esse* to be.]

**Ischury**, *n.* ( ઇ'સ્ક્યુરી ) A retention or suppression of urine. મૂત્રાવરોધ. [L. *iscuria.*]

**Islam**, *n.* ( ઇ'ઝ્લૅમ્ ) The religion of Mahomedans and Mahomed. મુસલમાન લોકોનો ધર્મ.

**Island**, *n.* ( આ'યૂલૅન્ડ્ ) A tract of land surrounded by water. ટાપુ, દ્વીપ; બેટ.

**Islander**, *n.* (આ'યૂલન્ડર્) An inhabitant of an isle. દ્વીપનો રહેવાસી; દ્વીપનિવાસી.

**Isle**, *n.* (આ'ઇલ )An island. ટાપુ.[L. *insula*].

**Islet**, *n.* (આ'ઇલેટ્) A little isle. નાનો ટાપુ.

**Isolate**, *vt.* (આ'ઇસોલે,ટ્) To place in a detached situation. જુદું મૂકવું; અલગ, એકાંત રાખવું. [L. *insula*, island.]

**Isolation**, *n.* (આઇસોલે,'શન્) Insulation. અળગું, જુદું, વેગળું, હોવું તે; વેગળાપણું.

**Isothermal**, *a.* ( આઇસોથ'મ'લ્ ) Having an equal mean temperature.સમશીતોષ્ણતાવાળું.

**Isosceles**, *a.* ( આઇસૅા'સલિઝ ) Having two legs or sides only, that are equal. સમદ્વિકોણ; સરખી બાજુવાળું. [ Gr. *isos* equal & *skelos* a leg.]

**Israelite**, *n.* (ઇ'ઝ્રલાઇટ્) A descendant of Israel or Jacob; a jew. ઇસ્રાઇલ્, જેકબના વંશનું માણસ; યાહુદી. [Gr. *israel* a soldier of god.]

**Issuable**, *a.* ( ઇસ્યૂ'અબલ્ ) Fit to be issued. બહાર કાઢવા યોગ્ય.

**Issue**, *n.* (ઇ'શ્યુ) The act of passing or going out. બહાર નીકળવું, આવવું તે; નિર્ગમન; નિકાસ. 2. (a) The whole quantity sent out at one time. એકજ વખત બહાર કાઢેલો; બધો જથો; ધાણ. (b) Ultimate result or end. છેવટનું પરિણામ. (c) Progeny; offspring. છૈયાં, છોકરાં; વિસ્તાર. 3. Any point made in a debate તકરારમાં ઉઠેલી, ઉત્પન્ન થયેલી બાબત; મુદ્દો. **At issue**=disputed. તકરારી. *vi.* To pass or flow out. બહાર નીકળવું. 2. To derive or descend. ઉત્પન્ન થવું; જન્મવું; પેદા થવું. *vt.* To send out. બહાર મોકલવું. 2. To deliver for use. વાંચવા, ઉપયોગ માટે આપવું. To deliver by authority. જાહેર કરવું.

**Isthumus**, *n.* (ઇ'સ્થમસ્) A neck or narrow slip of land by which two continents are connected. સંયોગીભૂમિ.

**It**, *prep.* (ઇટ) An impersonal neuter pronoun. તે; એ.

**Italian**, *a.* (ઇટૅ'લિઅન્) Pertaining to Italy. ઇટાલી દેશનું, ને લગતું *n.* A native of Italy. ઈટાલી દેશનો રહેનાર. 2. The language of Italy. ઇટાલી દેશની ભાષા, બોલી.

**Italic**, *a.* (ઇટૅ'લિક) Relating to Italy. ઈટાલીનું; સંબંધી. *pl.* Italics. An Italic letter or character. ઈટાલી, તિરકસ,વાંકા અક્ષર. *This line is printed in Italics.*

**Italicize**, *v.* (ઇટૅ'લિસાઇઝ્) To write or print out in Italics. ઈટાલી, વાંકા અક્ષરે લખવું, છાપવું.

**Itch**, *n.* (ઇચ્) An eruption of small isolated vesicles. ખસ; ખરજ; ખુજલી. 2. Its sensation. ખજવાળ; ચેળ; ચુંટ. 3. A constant irritating desire. વખવખ. *vi.* 1. To feel a particular uneasiness in the skin. ખંજવાળ. ચેળ, ચુંટ આવવી. To have a constant teasing desire. વખવખ કરવું; વલખાં ખાવાં, મારવાં.

**Itchy**, *a.* (ઇ'ચિ) Infected with the itch. ખસખસ, ખુજળીવાળું.

**Item**, *n.* (આ'ઇટમ) An article. કામ; રકમ; બાબત, 2. A hint, an innuendo. સૂચના; ઈસારત; વક્રોક્તિ. *vt.* To make a note. નોંધ કરવી. *adv.* Also. બીજું; વળી.

**Iterate**, *vt.* (ઈ'ટરે,ટ) To utter or do a second time; to repeat. ફરીથી, બીજી વાર બોલવું, કહેવું, કરવું, પુનરૂક્તિ કરવી. *a.* Repeated. ફરીથી. બીજીવાર કહેલું, કરેલું, બોલેલું. [L. *iterum*, again.]

**Itinerant**, *a.* (ઇટિ'નરન્ટ્) Wandering; not settled. ભટકનાર; ગામોગામ ફરનાર; સ્થાયી નહિ તેવું. One who travels from place to place. ગામોગામ મુસાફરી કરનાર.

**Itinerate**, *vi.* (ઇટિ'નરે,ટ્) To travel from place to place for the purpose of preaching or lecturing; to wander without any settled habitation. બોધ, ઉપદેશ કરવાને ગામેગામ ફરવું; સ્થાયી રહેઠાણ નહિ રાખવું.

**Itinerary**, *a.* (ઇટિ'નરરી) Travelling; passing from place to place. ફરતું; ભટકતું; દેશાટન કરતુ. *n.* An account of travels. દેશાટન વૃતાંત યાત્રાનોંધ, પુસ્તક; મુસાફરીની ગાઈડ.

**Itself**. *pron* (ઇટસે'લ્ફ)The neuter reciprocal pronoun or substitute applied to things. પોતાની મેળે (નપુંસક લિંગે) ખુદ; જાતે.

**Ivory**, *n.* (આ'યવરી) A hard white substance; the tusks of the elephants હાથીનો દંતશૂળ; હાથીદાંત. 3. Teeth. દાંત.

**Ivy**, *n.* (આ'યવી) A plant whose stems cling to walls and trees by root-like fibers. એક જાતનો છોડ જેના ડાંખળા વેલાની પેઠે દીવાલો કે ઝાડે વળગી રહે છે તે; એક જાતની બારમાસી.

---

## J.

**J**, (જે) The tenth letter of the English alphabet, developed from I, it denotes a consonant sound, is represented in Gujarati by the letter. જ.

**Jab,** *v.* (જૅબ્) Poke; thrust. ઓચિંતું, અણધરતાથી ભોંકવું; ઘોંચવું-*n.* ભોંકવું તે.

**Jabber,** *vi.* (જૅ'બર્) To gabble. ઝડપથી અસ્પષ્ટ વાત કરવી. *vt.* To utter indistinctly. બબડવું, લવારો કરવો-*n.* Rapid, indistinct speech. બબડાટ, લવરી, લવારો.

**Jabot,** *n.* (શૅબો,') Frill. ઝાલર.

**Jacent,** *adj.* (જે,'સન્ટ) Lying at length. લંબાણપૂર્વક, લાંબું પડેલું.

**Jacinth,** *n.* (જૅ'સિન્થ્) A gem. એક જાતનું નારંગી રતુંબડા રંગનું નંગ.

**Jack,** *n.* (જૅક્) Diminutive of John. જ્હૉનનું ટુંકું નામ. 2. A sailor. ખલાસી. 3. A screw.સ્ક્રુ. 4.A leather pitcher. ચામડાની ડોલ.શિરોઇ.ચંબુ, લોટો. 5.A knave in cards.પત્તામાંનો ગુલામ-ગોલો. **Jack-O'-Lantern**. ભૂતભડકા-Jackboots. ઘુંટણ ઉપર પહોંચતા જોડા.-**Jack-in office**. લુચ્ચો અભિમાની અધિકારી. **J.-in-the-box.** ઢાંકણું ખોલવાથી ઉભું થઈ જતું રમકડું; એક જાતની આતસબાજી. **Jackman**. બખ્તરથી સજ્જ થએલો સિપાઈ.-**Yellow Jack**. પિત્તજ્વર. **J. Ketch**. ફાંસીએ ચઢાવનાર.

**Jackal,** *n.* (જૅ'કૉલ્) A wild animal. શૃગાલ; શિયાળ.-A tool. એક જાતનું ઓજાર.

**Jackanapes,** *n.* (જૅ'કને,પ્સ) A coxcomb. ફક્કડ, લહરી આદમી.

**Jackass,** *n.* (જૅ'કૅસ) A male ass; a fool. ગધેડો; મૂર્ખ; અક્કલ વિનાનો. Jackdaw. ન્હાનો કાગડો.

**Jacket,** *n.* (જૅ'કિટ) A sleeveless coat. જાકીટ. [Fr. *Jaquette.*]

**Jacobean,** *adj.* (જૅકબિ'અન્) Of the period of James I from 1603-25. પહેલા જેમ્સના સમયને લગતું.

**Jacobite,** *n.* (જૅ'કબાઈટ) An adherent of James II and his descendants; a Syrian monophysite. ઇંગ્લાંડના રાજા જેમ્સ બીજા તથા તેના વંશજોનો વફાદાર અનુયાયી; ક્રાઈસ્ટનો સ્વભાવ એકજ છે એમ માનનાર સિરીયાનો પાદરી-*adj.* જેમ્સ બીજાના અનુયાયી સંબંધી.

**Jaconet,** *n.* (જૅ'કોનિટ્) જગનાથી.

**Jactation,** *n.* (જૅક્ટે,'શન્) Restlessness; boasting. બેચેની; બડાસ, ગપ્પા.

**Jade,***n.*(જે,ડ્)An old mare. ઘરડી ઘોડી 2. A low woman. હલકી, નીચ સ્ત્રી.-*vt.* To fatigue. થકવવું. To harass. પજવવું [Scot.*yed*, a mare.]

**Jadish,** *adj.* (જે,'ડિશ્) Fatigued, unchaste. થાકી ગએલું, અપવિત્ર; વ્યભિચારી.

**Jag,** *n.* (જૅગ્) A notch. ખાડો, ખો-*vt.* To cut into notches, to stab. ખાડા પાડવા; છરી, ભોંકી ખૂન કરવું.

**Jag,** *n.* (જૅગ્) A load, a saddle bag. સામાન;બોજ, પીઠપર નાખવાનો કોથળો-**Jagger,** *n.* a peddler. ફેરીઓ.

**Jacob,** *n.* (જે',કબ્) બાઇબલના ઓલ્ડ ટેસ્ટામેન્ટ, પૂર્વ ભાગનું એક પાત્ર. **J.'s-ladder.**નીસરણીના આકારનો ગોઠવાએલો પાંદડાવાળો એક જાતનો છોડ; વણાટદોષ; ઘુંઓ; નુકશાન; વાદળાંમાંથી આવતી કિરણજાળ; પહાડ પર ચડવાની નીસરણી. **J.'s-staff.** માપણીકાર, ઝરીફનો ગજ, પટ્ટી.

**Jacobin,** *n.* (જે'કાબિન્) ડૉમિનિકન સાધુ; પારિસની ૧૭૮૯માં પ્રથમ સ્થપાયેલી ઉદ્દામ મંડળીનો સભ્ય.

**Jacquerie,** *n.* (શૅકરી') ગામડી બંડ; ૧૩૫૭માં ફ્રાન્સમાં થયેલું ગામડીઆનું બંડ.

**Jaguar,** *n.* (જૅ'ગ્વર્)A beast like a leopard. ચિત્તા જેવું પ્રાણી.

**Jail,** *n.* (જે,લ્) A prison. કેદખાનું; જેલ. **Jail-bird** a man often imprisoned. વારંવાર જેલ જઇ આવેલો આદમી. [Fr. *Goale.*]

**Jam,** *vt.* (જૅમ્) To squeeze. ચગદવું; દબાવવું. *n.* ચબદાટ; દબાવવું તે; લોકો વગેરેની ભીડ, જમાવટ, જૂથ. 2. Conserve. મુરબ્બો.

**Jangle**. *vi.* (જૅ'ન્ગલ્) To sound discordantly. બેસુરો અવાજ થવો. To quarrel. કજીઓ, બોલાચાલી કરવી. *n.* Discordant sound, quarrel. બેસુરો અવાજ; બોલાબોલી; કજીઓ.

**Janitor,** *n.* (જે'નિટર્) A door-keeper. દ્વારપાળ; પોળીઓ. [L. *Janua,* door].

**Janizary**, *n.* (જે'નિઝરી) Formerly a Turkish soldier, now a soldier in infantry. તુર્ક સિપાઇ; પાયદળનો સિપાઇ.

**Jansenism**, *n.* (જૅ'ન્સનિઝમ્) મનુષ્યની ઇચ્છા હમેશાં અવળી દોડે છે અને સુધારી શકાતી નથી એવો મત.

**January,** *n.* (જૅ'ન્યુઅરી) The first month of the Christian year. ખ્રિસ્તી વરસનો પહેલો માસ.

**Jap**, *n.* (જૅપ્) Language or native of Japan, (coll.) જાપાની; જાપાની ભાષા; જાપાનનું.

**Japan,** *n.* (જપૅ'ન્) To varnish, to make black. વાર્નીશ લગાડવો; કાળું કરવું. **Black-Japan.** પતરાં, લાકડાં વગેરે પર લગાડવાનો કાળો વાર્નીશવાળો રંગ.

**Japanese,** *n.* (જૅપની'ઝ્) An inhabitant or the people of Japan. જાપાનનો રહેવાસી; જાપાનની પ્રજા. *adj.* Pertaining to Japan. જાપાન સંબંધીનું.

**Jape,** *vi.* (જે,પ્) To jest. મશ્કરી કરવી *n.* Jest. મશ્કરી.

**Jar,** *vi.* (જાર્) To give out discordant sound. બેસુરો અવાજ કાઢવો. 2. To quarrel with words. બોલાચાલી કરવી. 3. To

clash, dash. અફળાવું; આથડવું. *vt.* To shake. હલાવવું; ધ્રુજાવવું. *n.* Rattling sound; discord. બસુરો અવાજ; ખડખડતો અવાજ; વિરોધ; તકરાર.

**Jar,** *n.* (જાર) An earthen or glass vessel with a big mouth. પહોળા મોઢાનું માટી કે કાચનું વાસણ; બરણી. [O. Fr. *Jare.*]

**Jargon,** *n.* (જાર્ગન્) Unintelligible talk. ન સમજાય તેવી ગુંચવાડા વાળી વાતચીત, ભાષા; બડબડાટ. [Fr. *Jargon.*]

**Jasmine,** *n.* (જૅસ્મિન્) Fragrant shrub with white flowers. જાઈ; જુઈનો વેલો; સુગંધી ધોળાં ફૂલવાળો છોડ.

**Jaundice,** *n.* (જૉન્ડિસ્) A disease causing skin, eyes, etc. yellow. કમળાનો રોગ. [Fr. *Jaune*, yellow.]

**Jaunt,** *vi.* (જૉન્ટ) To ramble: To make trips. અહીંથી તહીં રખડવું; સફર કરવી. *n.* A trip. સફર.

**Jaunty,** *adj.* (જૉન્ટી) Affecting elegance; finical. સુંદરતાનો ડોળ કરતું; ભભકાદાર.

**Javelin,** *n.* (જૅવલિન્) Light spear. ન્હાનું ભાલું.

**Jaw,** *n.* (જૉ) The frame in which teeth are adjusted. જડબું. 2. Mouth. મોઢું. **Jawfallen**. *adj.* dejected. દિલગીર; ઉદાસીન થએલું **Jawtooth,** molar. રાક્ષી; દાઢ. **Break-jaw word**. જડબાતોડ શબ્દ; મુશ્કેલીથી ઉચ્ચારાય તેવો શબ્દ.

**Jay,** *n.* (જે) રંગબેરંગી પીછાંવાળું પક્ષી; મેના; મૂર્ખ વાતુડીઓ.

**Jealous,** *adj.* (જેલસ્) Suspicious in love; uneasy for a rival's success; anxious. શંકાશીલ; વ્હેમવાળું; પોતાના પ્રતિસ્પર્ધીની ફતેહને લીધે દુઃખી; અદેખું; ઈર્ષ્યાળુ, ખોર. [L. *Zelus*, emulation.]

**Jealousy,** *n.* (જેલસી) The quality of being jealous. પ્રેમમાં શંકા; ઈર્ષ્યા; અદેખાઇ.

**Jean,** *n.* (જેન્) જીન: કપડું.

**Jeer,** *vi.* (જીર) To laugh at, to gibe. હસવું; બનાવવું (મશ્કરીમાં). *n.* Mockery. ઉપહાસ; ટોણાં મારવાં તે.

**Jehovah,** *n.* (જીહો'વા) Hebrew name of the enternal deity. પરમેશ્વર-દેવનું-હીબ્રુ નામ.

**Jehu** *n.* (જી'હુ) A driver. ગાડીવાન.

**Jejune,** *adj.* (જીજ્યૂન) Devoid of attraction. આકર્ષકતા, રસ વિનાનું. 2. Empty. ખાલી; સત્વહીન. [L. *Jejunus*, hungry.]

**Jelly,** *n* (જેલી) Fruit-juice boiled with sugar. મુરબ્બો. Anything sticky. ચીકણો પદાર્થ. *vt.* To turn into jelly. ચીકણું કરવું; મુરબ્બો બનાવવો. [L. *Jelare*, to freeze.]

**Jemmy,** *adj.* (જેમી) Smart, neat. ચપળ; સાફ; સ્વચ્છ.

**Jennet,** *n.* (જેનિટ્) સ્પેઇનનો નાનો ઘોડો.

**Jeopardy,** *n.* (જેપર્ડી) Risk, hazard. જોખમ; ભય; હાનિ.

**Jeopardize,** *v.* (જેપર્ડાઇઝ્) To endanger. જોખમમાં, ભયમાં નાંખવું.

**Jeremiad,** *n.* (જેરીમા'યડ્) કરુણ વિલાપ, ફરીયાદ.

**Jerk,** *n.* (જર્ક્) A short, sudden pull. ધક્કો; આંચકો. *v.* To throw or pull with sudden motion. ધક્કો, આંચકો મારવો, ખાવો.

**Jerkin,** *n.* (જર્કિન્) A jacket. કબજો; બંડી.

**Jerry,** *n.* (જેરી) જર્મન સિપાઇ; મૂત્રપાત્ર. **J. builder**. જેવાં તેવાં સાધનથી ઘર બાંધનાર.

**Jersey,** *n.* (જર્ઝી) Very fine wool; a woollen jacket (woman's). બારીક ઉન; ચોળી; ચોળી ઘાઘરો.

**Jess,** *n.* (જેસ્) A short strap or short ribbon used in falconry. બાજપટ્ટો.

**Jest,** *n.* (જેસ્ટ) A joke. મજાક; મશ્કરી. 2. A laughing stock. ઉપહાસપાત્ર.

**Jester,** *n.* (જેસ્ટર) A buffoon. મશ્કરો; ભાંડ.

**Jesting,** *n.* (જેસ્ટિંગ્) Joking. ટોળ; મશ્કરી.

**Jesuit,** *n.* (જેઝ્યુઇટ) One of a religious order. રોમન કૅથલિક ધર્મ જેમ તેમ કરીને ફેલાવનાર એક પંથનો અનુયાયી.

**Jet,** *n.* (જેટ્) A shooting forth; a spout of water. ફુવારો. **J. pumps**. ફુવારા નળી. *vi.* To jerk. ધક્કો-આંચકો મારવો. 2. To jut out; to shoot forward. બહાર નીકળવું. *n.* A variety of lignite of a very compact texture. એક જાતનો કોલસો.

**Jetsam**. *n.* (જેટ્સમ્) વહાણનો ભાર હલકો કરવા ફેંકી દીધેલો માલ. **Jettison**. આમ ફેંકી દેવાની ક્રિયા; ફેંકી દેવું.

**Jetty,** *a.* (જેટી) Black. કાળું.

**Jet black**. *a.* (જેટ-બ્લૅક) Deep black. કાળું ભમ્મર; કાળું મેશ.

**Jet dean,** *n.* (જેટ-ડીન્) A stream of water spouting from a fountain or pipe. ફુવારો; કરંજો.

**Jew,** *n.* (જ્યૂ) A Hebrew, an Israelite. યાહુદી Jew's frankincense. લોબાન; ધૂપ. Jew's pitch, bitumen. શિલાજીત્.

**Jewess,** *n.* (જ્યૂઇસ્) A Hebrew woman. યાહુદણ.

**Jewel,** *n.* (જ્યૂઇલ્) An ornament of dress of precious metals. જડાવ ઘરેણું. 2. A precious stone, a jem. રત્ન; મણિ; ઝવેર.

**Jeweller,** *n.* (જ્યૂ'ઇલર્) One who deals in or makes jewels. ઝવેરી; સોની; જડીઓ.

**Jewellery,** *n.* (જ્યૂ'ઇલરી) The art or trade of a jeweller. ઝવેરીનો ધંધો. 2. Jewels collectively. ઝવેરાત; જવાહિર; દરદાગીના.–also, **Jewelry** (જ્યૂ'ઇલ્રી).

**Jewish,** *a.* (જ્યૂ'ઇશ્) Of or pertaining to the Jews. યાહુદીનું–સંબંધી.

**Jew's harp,** *n.* (જ્યૂ'ઝ્ હાર્પ્) An instrument of music. ચંગ; મોરચંગ.

**Jezebel,** *n.* (જે'ઝીબલ્) બેશરમ સ્ત્રી; નફટ સ્ત્રી; ચ્હેરો ચિત્રનાર સ્ત્રી.

**Jiffy,** *n.* (જી'ફી) જરા; થોડો વખત.

**Jib,** *n.* (જિબ્) A triangular sail set upon a stay yard. વહાણના નાળ આગળનો ત્રિકોણાકાર સઢ. **J. crane**, ભાર ઉંચકવાનો આંકડો.

**Jig,** *n.* (જિગ્) A light, brisk musical movement in a rhythim of triplets ઝડપની ગત. 2. A ballad. લાવણી. 3. A light dance or dance tune. *vt.* To sing to the tune of a jig. નાચ પ્રમાણે ગાવું.

**Jilt,** *n.* (જિલ્ટ) A woman who capriciously deceives her lover. આશકને છોડી દે એવી સ્ત્રી, હલકી સ્ત્રી, ચપળા. *vt.* To deceive in love. પ્યાર છોડી દેવો માં દગો દેવો.

**Jingle,** *n.* (જિ'ન્ગલ્) A rattling, clinking, tinkling sound. છમકારો,રણકો,રૂમઝુમ,ખણખણાટ. *vt.* To tinkle. છમછમ ક૦; **Jingling,** a clink. ઘંટનો રણકો.

**Jingo,** *n.* (જિં'ન્ગો) *pl.* ખટપટીઓ–દેશાભિમાની; ૧૮૭૮ની બીકનસ ફીલ્ડની રાજ્યનીતિનો પક્ષકાર. By (the living) J. એક જાતના સોગન; સોગન ખાઈને.

**Jinnee,** *n.* (જિની') ભૂત.

**Jinricksha-kisha,** (જિનરિ'કશા) માણસો જોડેલી ન્હાની ગાડી.

**Jo,** *n.* (જો.) A sweet-heart, a darling દિલોજાન, પ્યારી.

**Job,** *n.* (જૉબ્) A public transaction done for private profit. હલકા–નીચા મનનું કામ 2. A situation or opportunity of work. નોકરી, કામ. **By the job**=ઉધડ, સામટું. 3. To hire. ભાડે લેવું. *vi.* To do chance work for hire, to do petty work. પરચુરણ કામ લેવું–કરવું; 2. To carry on the business in stocks. શેરનો ધંધો કરવો. **Job's comforter**=a false friend. ઢોંગી મિત્ર. 2. A boil. ગુમડું.

**Jobber,** *n.* (જૉ'બર્) One who works by the job. ઉધડ કામ કરનાર.

**Jockey,** *n.* (જૉ'કી) A professional rider in races.શરતનો ઘોડો હાંકનાર;ઘોડા પલોટનાર.*v.*છેતરવું.

**Jocose, jocular,** *a.* (જોકો'સ્–જૉ'કયુલર્) Given to jokes. મજાક–મશ્કરીખોર. [L. *Jocus*, a joke]

**Joe,** *n.* (જો.) Not for J.=નહિજ.

**Jocund,** *a.* (જૉ'કન્ડ) Merry; gay. ખુશમિજાજી.

**Jog,** *vt.* (જૉગ્) To push or shake with the elbow or hand. જરાક હડસેલો મારવો. 2. To drive at a jog. રવાલ ચાલે ચલાવવું. *n.* A slight shake. થેડો. સહજ ધક્કો–ઠોસો.

**Jog-trot,** *n.* (જૉ'ગ્-ટ્રૉટ્) A slow, regular jolting gait. ધીમી ઝુલતી ચાલ.

**Joggle,** *v.* (જૉ'ગલ્) To put in one's mind. યાદ દેવડાવવું. આપવું. 2. આંચકા મારતા ચાલવું. *n.* પત્થર વચ્ચેની આડચ.

**Join,** *vt.* (જૉઇન્) To connect. જોડવું. 2. Associate one's self to. ની સાથે થવું. 3. To unite in marriage. લગ્ન ક૦. 4. To engage in. માં કામે લાગવું. *vi.* To come together. સાંધો હોવો; મળેલા હોવું. 2. To be close together. લગોલગ હોવું. 3. To unite. ભેગા થવું. [L. *jungo*, I join].

**Joiner,** *n.* (જૉ'ઇનર્)One who or that which joins. સાંધનાર; યોજક. 2. A carpenter. સુથાર.

**Joinery,** *n.* (જૉ'ઇનરી) The art or trade of a joiner. સુથારકામ.

**Joint,** *n.* (જૉઇન્ટ્) Junction. સાંધો 2. Union of bones, knot. ગાંઠ, સાંધો. 3. An internode. પેરિયું; પેશી. Joint-hinge. પણીઆરું. **Out of joint**=disordered. ઢંગધડા વિનાનું. *a* Combined. બન્નેનું; સમગ્ર; સંયુક્ત. 2. Done by two or more working together.ભેળું;સહકારી. 3.Not solitary in interest or action.ભાગીદારીયું. 4. Shared by two or more. બે અથવા વધારે ભાગીદાર હોય એવું. **Joint stock**. stock held in company. કંપનીનો માલ. Joint tenant. મજીઆરો ભોગવટો ધરાવનાર. *vt.* To unite by a joint. સાંધથી જોડવું. *vi.* To fit. બરાબર બેસતા થવું–આવવું.

**Joint-stock,** *n.* (જૉ'ઇન્ટ્ સ્ટૉક્) Fund. ફંડ; એકઠી કરેલી રકમ

**Jointer,** *n.* (જૉ'ઇન્ટર્) One who or that which joints. સુથાર. 2. A plane for smoothing. રંદો. 3. The longest plane. મોટો રંદો.

**Jointly,** *adv.* (જૉ'ઇન્ટ્લી) In a joint manner; together. સાથે મળીને, એકઠા થઈને.

**Jointure,** *n.* (જૉ'ઇનચર્) A joining. સાંધો, 2. An estate settled on wife which she, is to enjoy after her husband's decease પલ્લું; વિધવા ધન, સ્ત્રી ધન.

**Jointress**. *n.* (જૉઇન્ટ્રિસ્) વિધવા ધનવાળી સ્ત્રી.

**Joist,** *n.* (જૉઇસ્ટ્) A piece of timber laid horizontally. મોભ, ભારવટિયો; પીઢીઠ *vt.* To fit joists. મોભ ઘાલવો.

**Joke,** *n.* (જોક્) A jest. મજાક; મશ્કરી; ઠઠ્ઠો; ઉપહાસ. *vi.* To jest, to mock. મશ્કરી-મજાક ક૦.

**Jole,** *n.* (જોલ્) The cheek, the jaw. ગાલ; જડબું; ડાચું.

**Jollity,** *n.* (જૉ'લિટી) Gaiety. ખુશી; મઝા.

**Jolly,** *a.* (જૉ'લી) Jovial. ખુશમિજાજી; આનંદી.

**Jolly-boat,** *n.* (જૉ'લી બોટ) A small boat. ન્હાની હોડી; મછવો.

**Jolt,** *vi.* (જોલ્ટ) To shake. હીલારો-હલ્લો ખાવો. *vt.* To cause to shake. આંચકો આવવો-ખાવો. *n.* A sudden shock or jerk. આંચકો; ધક્કો,

**Jostle,** *vi.* & *vt.* (જૉ'સલ્) To push. હડસેલવું. *n.* A conflict by collision. આંચકો;ધક્કો.

**Jot,** *n.* (જૉટ્) An iota, a point. લવલેશ માત્ર; તલમાત્ર. *vt.* to write briefly; to make a note of, to take down. લખી લેવું:ટીપ્પણ કરી લેવું.

**Jotting,** *n.* (જૉ'ટિંગ્) A memorandum, a note to help the memory. યાદી; નોંધ.

**Journal,** *a.* (જ'ર્નલ્) Daily, diurnal. રોજનું; *n.* A diary. રોજનીશી. 2. A book of accounts in which daily transactions are entered. રોજમેળ. 3. A newspaper. વર્તમાન પત્ર. 4. A daily work or account of travels. રોજનું કામ અથવા મુસાફરી નોંધ. [L. *Diunrnalis*, diurnal.]

**Journalism,** *n.* (જ'ર્નલિઝમ્) The keeping of diary. રોજનો મેળ, ની નોંધ રાખવો તે. 2. The business of writing for newspapers. વર્તમાન પત્ર લખવાનો-ચલાવવાનો ધંધો.

**Journalist,** *n.* (જ'ર્નલિસ્ટ્) One who keeps a diary. રોજમેળ રાખનાર. 2. The conductor of public journal વર્તમાન પત્ર લખનાર-ચલાવનાર.

**Journalize,** *vt.* (જ'ર્નલાઇઝ્) To enter into diary. રોજમેળ રાખવો; *vi.* To conduct a public journal. વર્તમાન પત્રનો ધંધો ચલાવવો.

**Journey,** *n.* (જ'ર્નિ) The travel or work of a day. મુસાફરી; દેશાટન; પ્રવાસ. *vi.* To travel from one place to another. મુસાફરી ક૦

**Journey-man,** *n* (જ'ર્નિ-મન્) A workman. મજુર; રોજ કામ કરનાર; દહાડીઓ.

**Joust**. *n.* (જૂસ્ટ) A tournament. *vi.* to fight on horseback, tilt. ઘોડાદોડ; ભાલાબાજી કરવી.

**Jove,** *n.* (જોવ્) The planet Jupiter. બૃહસ્પતિ.

**Jovial,** *a.* (જો'વિઅલ્) Gay, jolly, merry. આનંદી; વિનોદી; રંગીલું.

**Jowl,** *n.* (જાઉલ્) જડબાનું હાડકું; જાડી ગરદન.

**Joy,** *n.* (જૉય્) Gladness. આનંદ; હર્ષ. 2. Happiness, exultation. સુખ; પરમાનંદ.

**Joyful,** *a.* (જૉ'યફુલ્) Full of joy, glad. ખુશ; ખુશી; આનંદી.

**Joyless,** *a.* (જૉ'યલિસ્) Void of joy. નાખુશ; નિરાશ; શૂન્ય.

**Joyous,** *a.* (જૉ'યસ્) Glad, merry, cheerful. આનંદી; ખુશી.

**Jubilate,** *vt.* (જ્યૂ'બિલેટ્) Exault. હર્ષમાં આવી જવું; આનંદ, મગરૂબી માણવી.

**Jubilant,** *a.* (જ્યૂ'બિલન્ટ) Triumphant. હર્ષ, વિજયથી ઉન્મત્ત. [L. *Jubilo*, shout for joy.]

**Jubilee,** *n.* (જ્યૂ'બિલી) A season of great joy and festivity. આનંદ-ખુશીનો દિવસ; ઉત્સવ. The fiftieth year, in which slaves and lands were released. ગુલામને છૂટા કરવાનો ઉત્સવદિન. **Silver J.** = પચ્ચીસમી વર્ષગાંઠ. **Golden J.** = સુવર્ણ મહોત્સવ; પચ્ચાસમી વર્ષગાંઠ. **Diamond J.** = હીરક મહોત્સવ; ૬૦મી વર્ષગાંઠ.

**Judaise,** *vi.* (જ્યુડે'ઝ્) To conform to the doctrines of the Jews. યાહુદી ધર્મને અનુસરવું.

**Judaism,** *n.* (જ્યૂ'ડેઇઝમ્) The religious doctrines and rites of the Jews. યાહુદી લોકોનો ધર્મ-મત.

**Judge,** *n.* (જજ્) One authorised to determine causes in court. ન્યાયાધીશ; જડજ. 2. An expert, a critic. કદર બુજ; ખુબી જાણનાર; રસજ્ઞ; ગુણગ્રાહી. 3 An umpire. મધ્યસ્થ; લવાદ; ત્રાહિત. 4. The title of the seventh book of the Old Testament, the Book of Judges. બાઇબલના સાતમા પ્રકરણનું નામ *vi.* To decide as a Judge, to give judgment. ઇન્સાફ ક૦. 2. To assume the right to pass judgment on another. ન્યાય આપવાનો હક્ક, દાવો કરવો. To determine to distinguish. (ખરા ખોટાના) વિચાર-તોલ ક૦. *vt.* To hear and determine by authority. ન્યાય ક૦. 2. To examine and pass sentence on. ન્યાયથી શિક્ષા ઠરાવવી. 3. To reason. જાણવું; ગણવું; ધારવું. 4. To govern. સત્તા ચલાવવી. [L. *jus*, law; *dico*, I declare.]

**Judgment,** *n.* (જ'જમન્ટ) The act of judging. વિચાર કરવો તે; મુનસફી; દરીયાફી. 2. The faculty of judging, good sense. વિવેક. 3. Opinion. અભિપ્રાય, મત; 4. The act of determining. ઠરાવ; ફેંસલો; ચુકાદો. 5. The determination of the mind. નિશ્ચય; નિર્ણય.

**J. day**, ન્યાય આપવાનો-કયામતનો દિવસ. Also, **Judgement**.

**Judgeship**, *n.* (જ'જ્શિપ્) The office of a judge. ન્યાયાધીશનો હોદ્દો; મુનસફગિરી.

**Judgment-day**, *n.* (જ'જ્મન્ટ-ડે,) ન્યાય આપવાનો દિવસ. **J. hall**, કોરટ; ન્યાય આપવાનું મંદિર. **J. seat**, ન્યાયાસન.

**Judicatory**, *n.* (જ્યૂ'ડિકેટરી) A court of justice; a tribunal. અદાલત;ન્યાયસભા;ધર્મસભા.

**Judicature**, *n.* (જ્યૂ'ડિકેચર્) Power of distributing justice; jurisdiction. કાયદાથી મળેલો અધિકાર. 2. A court of justice. ઇનસાફ કરવાનો અધિકાર રાખનારી કોર્ટ.

**Judicial**, *a.* (જ્યુડિ'શલ્) Pertaining to courts of justice or to a judge. અદાલત-કોર્ટનું; 2. Fitted or apt for judging, ન્યાય કરવા જેવું-લાયક, સંબંધી. 3. Belonging to the judiciary. અદાલતને લગતું.

**Judiciary**, *n.* (જ્યુડિ'શિઅરી) The judges taken collectively. કોર્ટ, અદાલત.*a.* Pertaining to law-courts. અદાલતનું-સંબંધી.

**Judicious**, *a.* (જ્યુડિ'શસ્) According to sound judgment. ડહાપણ-વિવેક-વિચારથી કરેલું; ઘટિત; યોગ્ય. 2. Wise, prudent, sagacious. ડાહ્યું; વિવેકી; વિચારવંત; સમજુ.

**Jug**, *n.* (જગ)A vessel usually earthenware. કુંજો; લોટવો; લોટો; ચંબુ; સિરોઇ. 2. A pitcher, an ewer. ઘડો; ગાગર; તાંબડી; કળશીઓ.

**Juggle**, *vi.* (જ'ગલ્) To play tricks by sleight of hand. જાદુ ખેલ કo; છુમંતર કરવું. *n.* A trick by sleight of hand. હાથચાલાકી. [L. *Jocus*, a jest.]

**Juggler**, *n.* (જ'ગ્લર્) A conjurer. ગારુડી; બાજીગર; મદારી; જાદુગર.2. A cheat. દગાખોર.

**Jugglery**, *n.* (જ'ગ્લરી) The art of a juggler, sleight of hand. હાથ ચાલાકી; નજરબંધી

**Jugular**, *a.* (જ્યુ'ગ્યુલર્) Of or pertaining to the throat or neck. ગરદન-ડોક-ગળાનું.

**Juice**, *n.* (જ્યૂસ્) The sap of vegetables, fluid part of animal substances. રસ; પાણી; દ્રવ; સાર.

**Juicy**, *a.* (જ્યૂ'સી) Full of juice. રસવાળું.

**Jujube**, *n* (જ્યૂ'જબ્) A pulpy fruit, confection of sugar and gum, any fruity lozenge. ગરદાર ફળ. 2. The tree. બોરડી. The fruit. બોર.

**Julep**, *n.* (જ્યૂ'લિપ્) A refreshed drink flavoured with aromatic herbs, a liquor or sirup. શર્બત; શરબત.

**Jumble**, *vt.* (જ'મ્બલ્) To mix in a confused mass. ગરબડ સરબડ-ઘાલમેલ કરી મૂકવી. *n.* A confused mixture. ભેળસેળ; ઘાલમેલ; લોચો.

**Jumbo**, *n.* (જ'મ્બો) An ugly person. કદરૂપો માણસ. *Pl. Jumboes.*

**Jump**, *n.* (જમ્પ) A kind of loose jacket for men. પહેરણ. 2. A bodice worn instead of stays by women. ચોળી; કાંચળી; કમખો. *vi.* To spring by raising both feet. બે પગે કુદવું. 2. To cause to jump. કુદાવવું. *vt.* To pass by a leap, to skip over. ટપી-ઠેકી જવું. *n.* A leap; a bound; distance leapt. કુદકો; છલંગ; ઠેકડો. **To jump one's bail**=જામિનગીરી આપીને છૂટા થયા પછી સટકી જવું.

**Jumpy**, કુદતો,-દું. **Jumper**, *n.* (જ'મ્પર્) One who jumps. કુદનારો.

**Junction**, *n.* (જ'ન્ક્શન્) The act of joining, union. યોગ; સંયોગ. 2. The place or point of union. સંગમ; સંધિસ્થાન; સાંધો.

**Juncture**, *n.* (જ'ન્ક્ચર્) A joint. સાંધો. 2. A point of time. અવસર; અણી; જોગ; તક; તાકડો; ટાંકણું. [L. *Jungo*, I join].

**Jungle**, *n.* (જ'ન્ગલ્) A dense growth of brush wood, grasses. રાન; જંગલ; વગડો.

**Junior**, *a.* (જ્યૂ'નિઅર્) Younger. બીજા કરતાં નહાનું. 2. Lower in standing or rank. નીચું; કનિષ્ઠ. [L. *Juvenis*, young.]

**Juniper**, *n.* (જ્યૂ'નિપર) An evergreen shrub.

**Junk**, *n.* (જંક) A thick piece. નક્કર ટુકડો. Pieces of old cordage. કાથાના દોરડાના કટકા. 3. A chinese ship without keel or prominent stem. ચીનાઇ ત્રણ ડોળવાળું વહાણ. [L. *Juncus*, a rush.]

**Junk**,*n.* (જંક) A chinese vessel. ચીનનું વહાણ.

**Junket**, *n.* (જ'ન્કિટ્) A cheese cake, a sweetmeat. મીઠાઇ; શિખંડ.

**Junto**, *n.* (જ'ન્ટો) A faction, a cabal. ફીતુરી મંડળી.

**Jupiter**, *n.*(જ્યૂ'પિટર્)The supreme deity of gods and men, Jove.યુનાની અને રોમન લોકોનો મુખ્ય દેવ. 2. One of the planets being the highest except venus,બૃહસ્પતિ;રોમન-દેવેશ ગુરૂ.

**Juridical**, *a.* (જ્યુરિ'ડિકલ્) Pertaining to a judge, legal. ઇનસાફદારનું; કાયદાનું.2. Used in courts of justice. કોર્ટમાં વપરાતું.

**Juris-consult**, *n.* (જ્યુ'રિસ્-કૉનસલ્ટ્) A man learned in the civil laws. ન્યાયશાસ્ત્રી;ધર્મશાસ્ત્રી.

**Jurisdiction**, *n.* (જ્યુરિસ્ડિ'કશન્) Legal authority or power. કાયદાથી મળેલો અધિકાર-સત્તા.

**Jurisprudence,** *n.* ( જ્યૂરિસ્પ્રૂ'ડન્સ્ ) The science of judicial law. ધર્મ, ન્યાયશાસ્ત્ર; સ્મૃતિશાસ્ત્ર.

**Jurist,** *n.* ( જ્યૂ'રિસ્ટ્ ) One who professes the science of law. ધર્મ, કાયદાશાસ્ત્રી.

**Juror,** *n.* (જ્યૂ'રર્) A member of a jury. જુરર; પંચનો સભ્ય.

**Jury,** *n.* (જ્યૂ'રી) A body of men usually twelve, sworn to declare the truth on the evidence betore them. પંચ; જુરી [L. *Juro,* I swear ]

**Jury-man,** *n.* (જ્યૂ'રી મન્ ) A juror. પંચમાંનો એક; જુરર.

**Just,** *a.* (જસ્ટ્) Honest, true, upright, lawful. ખરું; વાજબી; અદ્દલ; નીતિમાન; નેક. 2. Equitable, fair, impartial. વાજબી; યોગ્ય; નિષ્પક્ષપાતી. *adv.* Precisely, exactly. બરાબર. 2. Closely. પાસેજ. 3. Barely. માત્ર. 4. Narrowly. લગભગ. I just escaped drowning. હું બુડતાં બુડતાં રહી ગયો. **Just now.** હમણાંજ.

**Justice,** *n.* (જ'સ્ટિસ્ ) The quality of being just, equity. ન્યાય; નીતિ; ન્યાયનિષ્ઠા; સાચવટ; પ્રમાણિકપણું 2. Justness. વાજબીપણું. 3. A Judge. ન્યાયાધીશ. 4. Application of equity. ઈનસાફ; દાદ. 5. Impartiality. અપક્ષપાત; સમભાવ.

**J. of the peace**=(**J.P.**)સુલેહનો અમલદાર.

**Justiciary,** *n.* ( જસ્ટિ'શ્યરી ) An old name for judges of the higher English courts. ઇન્સાફ કરનાર; મુનસફ; ન્યાયાધીશ; ધર્માધિકારી.

**Justifiable,** *a.* (જ'સ્ટિફાયબલ્) Capable of being justified. ખરું; વાજબી; યોગ્ય ઠરાવી શકાય એવું.

**Justification,** *n.* (જસ્ટિફિકે,'શન્ ) The act of justifying or the state of being justified. વાજબી કરી આપવું તે; સમર્થન; પ્રતિપાદન. 2. The act of justifying in respect to God's requirements. દોષ-પાપ નિવારણ; શુદ્ધિ.

**Justify,** *vt.* (જ'સ્ટિફાય્) To prove to be just; to vindicate. વાજબી છે એમ બતાવવું. 2. To treat as if just. ન્યાયી છે એમ માનવું. 3. To judge rightly. વાજબી ઠરાવવું. 4. To space out in even lines. ભરી લેવું; માંથી લેવું. [L. *justus,* just; *facio,* I make.]

**Justifier,** *n.* (જ'સ્ટિફાયર) One who proves something to be a fact. ખરું છે એમ બતાવી આપનાર.

**Justness,** *n.* (જ'સ્ટ્નિસ્) The quality of being just, equity, propriety; fairness. ખરાપણું; સાચાઇ; યથાર્થતા.

**Jut,** *vi.* (જટ્) To shoot out. બહાર નીકળવું. 2. To butt. ટક્કર મારવી-લેવી.

**Jute,** *n.* (જ્યૂટ) A substance like hemp, from which a coarse kind of cloth is woven. 2. Bengal hemp. શણ.

**Juvenescence,** *n.* (જ્યૂવને'સન્સ્ ) A growing young; youth. યૌવન; જુવાની.

**Juvenescent,** *a.* (જ્યૂવને'સન્ટ્) Becoming young. જુવાન થવું; જુવાન.

**Juvenile,** *a.* (જ્યૂ'વિનાઈલ્ ) Young, youthful. જુવાન.

**Juvenility,** *n.* (જ્યૂવનિ'લિટી) Youthfulness. જુવાની; યૌવન; તારુણ્ય; યુવાવસ્થા.

**Juxtapose** *v.*(જ'ક્સ્ટપો,ઝ્) To put side by side. પડખે પડખે, પાસે પાસે મૂકવું.

**Juxtaposition,** *n.* (જક્સ્ટપોઝિ'શન્ ) Placing or being placed near; contiguity. પાસે પાસે નજીક મૂકવું તે; સમીપતા; સંનિધાન; નિકટતા.

---

## K.

**K.** (કે) The eleventh letter of the English Alphabet. અંગ્રેજી મૂળાક્ષરનો અગીઆરમો અક્ષર.

**Kaffir,** *n.* (કે'ફર્) An unbeliever. મુસલમાની ધર્મ નહિ માનનાર; કાફર. 2. An inhabitant of Africa. આફ્રિકાનો રહેવાસી; કાફર.

**Kaiser,** *n.* (કા'યઝર્) German Emperor. જર્મની કે ઑસ્ટ્રેલીઆનો બાદશાહ. [L. *Caesar,*]

**Kail,** *n.* (કે,લ્) A kind of headless cabbage. માથા વગરની કોબીજ. 2. Any cabbage. કોઇપણ જાતની કોબીજ. 3. Any broth. શેરવો; ખાણુ. **K. yard.** શાકની વાડી. K. Y. Novelists. સ્કૉટલન્ડના જીવનના નવલકથાકારો.

**Kaleidoscope,** *n.* (કેલા'યડૉસ્કો,પ) રંગીન પુષ્પચિત્રદર્શક ભુંગળું.

**Kalender,**_n._(કે'લન્ડર્)Same as **Calendar**

**Kangaroo,** *n.* (કૅન્ગરૂ') Any one of numerous species of jumping marsupials of the family Macopodidoe. કાંગારૂ; એક જાતનું ચોપગું પ્રાણી.

**Kaw,** *vi.* (કૉ) To crow as a crow. કાકા કo. *n.* Cry of the crow. કાકશબ્દ; કાકાકા; કાકારવ.

**Keck,** *vi.* (કેક્) To heave or to retch as in effort to vomit. ઓકારી-બકારી, 'હીબકાં ખાવાં. *n.* An effort to vomit. બકારી-ઓકારી.

**Kedge,** *vt.* (કેજ) To move by carrying out of kedge in a boat, dropping it overboard and hurling the vessel up to

it. વહાણને ખસેડવું. *n.* A small anchor. વહાણનું નાનું લંગર.

**Keel,** *vt.* (કીલ્) To cool; to skim or stir. ઠંડું; ટાઢું ક૦; હલાવવું.

**Keel,** *n.* (કીલ્) A longitude timber from stem to stem along the bottom of a vessel. વહાણનું તળેનું પાયાનું ચોકઠું; ખોખું; વહાણનું તળીઉં. 2. The whole ship. આખું વહાણ. 3. A barge used on the Tyne for carrying coals. ટાઇન નદીમાં વપરાતી નાની હોડી. One even K.= સીધું; સરખું; સપાટ. *vi.* To traverse with a keel; to navigate. ચલાવવું; હંકારવું. 2. To turn the bottom; to turn up keel. તળીયું ઉંચું વળી જવું.

**Keen,** *a.* (કીન્) Sharp. ધારવાળું; જલદ; ધારદાર. 2. Acute of mind; sharp. તીવ્ર; ચંચળ; તીક્ષ્ણ; કુશાગ્ર; ઝીણું. 3. Bitter; piercing; cutting. સખત; હૃદયભેદક; હાડોહાડ લાગે એવું. 4. Piercing; acrimonious. સખત; કડકડતી. 5. Eager; vehement; fierce. ઉગ્ર; જોસવાળું; ઉત્કટ; ઘણું આતુર. *vt.* To sharpen; to make cold. પાણીદાર ક૦; ધાર ચઢાવવી; ઠંડું ક૦.

**Keenly.** *adv.* (કી'નલી) In a keen manner. કડકીને; આતુરતાથી.

**Keep,** *vt.* ( કીપ્ ) To desire. દરકાર કરવી, રાખવી; ઈચ્છવું. 2. To hold; to restrain from departure or removal; to detain. રાખી રહેવું; રાખવું; ટકાવી, નભાવી શકવું 3. To cause to remain in a given situation or condition; to maintain unchanged. કબજામાં રાખવું; હાથમાં રાખવું, પકડવું. 4. To have in custody; to take charge of. રાખી રહેવું; રાખવું. 5. To preserve from danger, to guard. રક્ષણ કરવું; જાળવવું; જતન કરવું; સંભાળવું; સાચવવું 6. To preserve discovery. મનમાં, પેટમાં, છાનુંમાનું, ગુપ્ત રાખવું. 7. To attend upon; to tend. સાચવવું; ચારવું; ચરાવવું; ફેરવવું. 8. To record translations, accounts, or events in. હિસાબ રાખવો; નામું રાખવું. 9. To conduct; to manage. માંડવું; ચલાવવું. 10. To supply with necessaries of life; to entertain. ખવરાવવું; પીવડાવવું; રાખવું. 11. To hold; to maintain. રાખવું; પાળવું; ધારણ કરવું; પકડવું. 12. To confine oneself to; to hunt; to frequent. ભરાઈ રહેવું; માં પડયા રહેવું; માંથી ખસવું નહિ; વારેવારે જવું. To keep back (a) To reserve; to withold. થી ગુપ્ત છાનું; ગુપ્ત રાખવું. (b) To restrain. પાછું હઠાવવું; અટકાવવું; દૂર રાખવું; ના ઉપર દાબ રાખવો. To keep good (bad) hours; = to be customarily early (late) in returning home; or in retiring to rest. હંમેશ બરાબર વખતે સુઇ જવું અને ઉઠવું (નહિ) બરાબર નિયમસર (અનિયમિત) રહેવું. To keep house. = to occupy a separate house જુદું ઘર માંડવું. To K. the H.= to seclude one's self in one's house in order to evade the demands of creditors. દેવાળું કાઢીને, માંદગી, ઘરમાં ઉદાસીનતાને લીધે ભરાઇને બેસવું. To keep one's hand in = to keep up practice. ટેવ-આદત-મહાવરો રાખવો. To keep open house = to be hospitable. આગતાસ્વાગતા કરવામાં તત્પર રહેવું. To keep a stiff upper lip = to keep one's courage. હિંમત, ધૈર્ય રાખવું. To keep term = to reside during a term. અભ્યાસને માટે ઠરાવેલી મુદત ભરવી. To keep under = to hold in subjection. તાબા-દાબ-કાબુમાં રાખવું; જુલમ ગુજારવો. To keep = to maintain. ટકાવવું; નભાવવું; જાળવી, ટકાવી; નભાવી રાખવું; કાયમ-ચાલુ; જારી રાખવું. *vi.* To abide; to stay. રહેવું. 2. To last; to endure. ટકવું; રહેવું; બગડયા વગર રહેવું. 3. To lodge. રહેવું; વસવું; વાસો કરવો. 4. To take care સંભાળ લેવી; ચોકી કરવી. 5. To be in session. ઉઘડવું; ચલાવવું. To keep from = to abstain from. દૂર રહેવું-અળગા-વેગળા-આઘા રહેવું. To keep in with= to be on good terms with. ની સાથે રાસ હોવી-ની સાથે સારું હોવું. To keep on=to go forward. મંડયા રહેવું. To keep to = to adhere strictly to. ને વળગ્યા-વળગી રહેવું.

**Keep,** *n.* ( કીપ્ ) Guard; care; custody. સંભાળ; ચોકી; જતન; રક્ષણ; રખવાળી; બરદાસ; હવાલો; તાબો; જાપતો. 2. Condition; case. સ્થિતિ; હાલત; દશા; અવસ્થા; વૃત્તિ. 3. Support = maintenance. ખાનપાનની બરદાસી રાખવાનું; ખવરાવવાનું ખર્ચ. 4. (a) A strong hold castle. કિલ્લો; દુર્ગ; ગઢ. (b) Dunjon. બંધીખાનું; કારાગૃહ; અંધારી કોટડી.

**Keeper,** *n.* (કી'પર્) One who or that which keeps. રાખનાર. 2. One who retains in custody. કબજે, જાપતો રાખનાર; રખવાળદાર; રક્ષક. 3. One who has the care or superintendence of any thing. રખવાળ; ઉપરિ; પાળક; સંરક્ષક. 4. One who remains or keeps in a place or position. ચાકર; નોકર. 5. A ring, strap, clamp or any device for holding any object in place. ચાપડો; દબાવ; ચાંપ.

**Keeper of the Great Seal**=રાજાની મહોર રાખનાર; રાજ્યમુદ્રાધિકારી. Keeper of the King's conscience. લોર્ડ ચૅન્સેલર.

**Keeping**, *n*. (કી'પિંગ્) A holding; charge; care; custody. કબજો; હાથ; હવાલો; સંભાળ; રક્ષણ; તાબો; ચોકી; રખવાળું. 2. Support; feed. ખાનપાન;ખરદાશ;પોષણ.3.Conformity;harmony. મેળ; ઘટાવ; બનાવ; અવિરોધ; સંગતિ; અનુરૂપતા; સરખાપણું. **In K. with**=મળતું; બંધબેસતું; અનુરૂપ. **K. room**=ખાનગી ઓરડો.

**Keepsake**,*n*. (કી'પસે,ક) Anything kept or given to be kept for the sake of the giver. સંભારણું; યાદગીરી માટે ની ભેટ; સ્મૃતિદાન.

**Keg**, *n*. (કેગ્) A small cask or barrel. નાનું પીપ.

**Kelp**, *n*. (કેલ્પ) The calcined ashes of sea-weed. એક દરીયાઇ વનસ્પતિની ખાખ; ભસ્મ.

**Kelpie**, *n*. (કે'લ્પી) અશ્વાકાર જળપિશાચ.

**Ken**, *n*. (કેન્) A house, *esp*. one which is a resort for thieves. ચોરોનું રહેઠાણ. *vt*. To know; to understand. જાણવું; ની ખબર હોવી. 2. To recognise. ઓળખવું. *n*. View; cognizance. નિધા; ટપ્પો; ખબર. 2. Reach of sight. નજર; બુદ્ધિ; વિષયબુદ્ધિ; પહોંચ. *vi*. To look around. આસપાસ નજર કરવી.

**Kennel**, *n*. (કે'નલ્) The water recourse of a street; a gutter. નીક; મોરી; ગટર. 2. A house for dog or dogs. કુતરાની બોડ; કુતરા રાખવાનો ખંડ, ઓરડી. 3. A pack of hounds. શિકારી કુતરાનું જુથ; ટોળું. *vi*. To lie or lodge; to dwell. રહેવું; વસવું. To put or keep in a kennel. બોડ, બખોલમાં મૂકવું.

**Kerchief**, *n*. (કર્ચીફ્) A square of fine linen, worn by a woman as a covering for the head. બાયડીને માથે ઓઢવાનું ચોખંડું લુગડું; રૂમાલ.

**Kermes**, *n*. (કર્મિઝ્) સગર્ભ જંતુ; કીરમચી રંગ.

**Kernel**, *n*. (કર્નલ્) The essential part of the seed. બીમાંનું તત્વ; મગજ. 2. A single seed. દાણો; ગર્ભ; ગર; માવો. 3. A neuleus. માંસમાં ગાંઠ; ગડબ. 4. The gist. હાર્દ; મુદ્દો; આશય. *vi*. To produce kernels=માવો, ગર, ગર્ભ ઉત્પન્ન કરવો.

**Kerosene**, *n*. (કે'રોસીન્) ઘાસતેલ; ગ્યાસલેટ.

**Kettle**, *n*. (કે'ટલ) A metallic vessel with a wide mouth often with a cover used for heating and boiling water or other liquid. ચાહદાની; નાળચાવાળી દેગડી; કિટલી.

**Kettle-drum**, *n*. (કે'ટલ્ડ્રમ્) A drum made of thin copper in the form of hemispheric kettle with parchment stretched over the mouth. નગારું; ડંકો; તાંસું; ઢોલ; નોબત. 2. An informal social party. સાંજરે કરેલી મિજલસ.

**Key**, *n*. (કી) A ledge of rocks near the surface of water. બેટ, ખડકવાળી જમીન. 2. A quay. બંદર; ઘાટ; આરો.

**Key**, *n*. (કી) An instrument by means of which the bolt of a lock is shot or drawn. કુંચી; કીલી; ચાવી 2. An instrument which is turned like a key in fastening or adjusting any mechanism. ચાવી; કુંચી. 3. The part of an instrument or machine which serves as the means of operating it. કળ; કુંચી. 4. That which serves to unlock, open or solve something difficult; a solution. ખુલાસો; કુંચી; સમજુત; વ્યાખ્યા; ટીકા. 5. A piece of wood used as a wedge. ખીલી; ખુંત; ફાચર. 6. A key stone. કમાનનો વચ્ચેનો પત્થર. 7. A cotter; a force-lock. ફાચર; કળ. 8. (a) A family of tones. સુરનું ઘર; કુંચી; કળ.(b) Keynote=કળ. K. of position or country. કોઈ દેશમાં, જગ્યામાં ખરા દાવનું પેસવાનું સ્થળ.Power of K.S.ધર્માધર્મ વિષે ન્યાય કરવાનો અધિકાર. *vt*. To fasten or secure firmly.કુંચી દેવી;સજ્જડ ક.To keep up K.s (a) to raise=ચાલુ રાખવું. by driving in the keys tone forcibly. કમાનના વચ્ચેના પત્થરને ખૂબ જોરથી ઠોકીને ઉંચોનીચો ખસેડવો.(b) (Mus.) To raise the pitch of. નો સુર ચઢાવવો.

**Key-age**, *n*. (કી'એ,જ્)Wharfage;quayage. બંદર પર લેવાતી જકાત.

**Key-board**, *n*. (કી'બો,ર્ડ) પીઆનો વગેરે પરની કળ.

**Key-hole**, *n*. ( કી'હો,લ ) A hole or aperture in a door or lock for receiving a key. કુંચી ઘાલવાનું બાકું. 2. A mortise for a key or cotter. સાલનો વેહ, દર. K. hole saw. સાંકડી પાતળી આરી.

**Key-note**, *n*. (કી'નો,ટ) The first tone of the scale in which a piece of passage is written. તાલનું ઘર. 2. The fundamental fact or idea. મુખ્ય વિષય-મુદ્દો.

**Key-ring**, *n*. ( કી'રિંગ્ ) કુંચીનો લુમખો, ઝુડાની કડી.

**Key-stone**, *n*. (કી'સ્ટો,ન્) કમાનનો વચલો પથ્થર; મૂળ, સૌથી અગત્યનો સિદ્ધાંત.

**Khaki**, *a*. (ખૅ'કી) ખાખી રંગનું.

**K. election**,*n*.(ખૅ'કીઇલે'કશન્) લડાયક જુસ્સાનો લાભ લઇ ચુંટણીમાં વધારે મત મેળવાય એવી ચુંટણી.

**Kick**, *vt*. (કિક) To strike with the foot. પાટુ, લાત મારવી. To kick the beam=to be found deficient in weight. વજન-તોલમાં ઓછું થવું-નિકળવું. To kick the bucket=to

lose one's life; to die. મરી જવું; દેહ છોડવો. *vi.* To thrust out the foot with violence. લાત મારવી; પાટુ મારવું. 3. To recoil. નો પાછો ધક્કો-આંચકો આવવો-લાગવો. *n.* A blow with foot or feet. પાટુ; પાદપ્રહાર. 2. The projection on the tang of the blade of a pocket knife. ચપ્પુનું પાનું વાસતી વખતે હાથમાં અથડાય નહિ તેટલા માટે રાખેલી ડેસ. 3. The recoil of a musket or other fire-arm when discharged. બંદુક છોડયા પછી બંદુકનો આવતો ધક્કો. **K. bucket**. મરી જવું. **K. upstairs**. ઉમરાવપદ અથવા ખિતાબ આપીને કોરે મુકી દેવું.

**Kick shaw**, *n.* (કિ'કશૉ) Something fantastical; a toy. કોઇ વિચિત્ર-તરેહવાર-વિલક્ષણ વસ્તુ. 2. A fancy dish. વિચિત્ર ભોજન; મનપસંદ જમણ.

**Kid**, *n.* (કિડ્) A young goat. બોકડું; બકરીનું બચ્ચું; લવારીયું; બોકડીયું. 2. A young child or infant. નાનું બચ્ચું; બાળક. 3. A kind of leather. બકરાનું ચામડું. 4. Gloves made of kid. બકરાના ચામડાનાં મોજાં. *vi.* To bring forth a young goat. બચ્ચાંને જન્મ આપવો; વિયાવું.

**Kid**, *n.* (કિડ્) A fagot; a bundle of wood and furze. લાકડાની ભારી; ઝુડી.

**Kidnap**, *vt.* (કિ'ડ-નૅપ્) To take by force or fear against one's will. મનુષ્યનું હરણ કરવું; પકડી જવું; ઉપાડી જવું.

**Kiddy**, *n.* (કિ'ડી) છોકરૂં; બચ્ચું.

**Kidderminster**, *n.* (કિ'ડરમિનસ્ટર્) જુદા જુદા બે રંગની ગુંથણી, વણાટ.

**Kid-napper**, *n.* (કિ'ડનૅપર્) A man-stealer. મનુષ્યહરણ કરનાર.

**Kidney**, *n.* (કિ'ડની) Gland separating execretae and other waste products from the animal body. મૂત્રપિન્ડ; મૂત્રાશય; ગુર્દો. 2. Habit; disposition. ટેવ; સ્વભાવ; પ્રકૃતિ; આદત.

**Kidney**, *n.* (કિ'ડની) મૂત્રપિંડ; સ્વભાવ.

**Kidney-bean**, *n.* (કિ'ડનીબીન્) A sort of bean. અડદ.

**Kill** *vt.* (કિલ્) To deprive of life by any means. મારી નાંખવું; મારવું; રામશરણ પ્હોંચાડવું; નો જીવ, પ્રાણ લેવો; હત્યા કરવી; કતલ કરવી 2. To destroy; to ruin. નાશ કરવો; ખરાબ કરવું. 3. To quell; to still. ઠંડું-શાંત પાડવું; શમાવવું; બંધ પાડવું. 4. To destroy the effect of. અસર કાઢી નાખવી; મારવું. **To kill time**. to waste time. વખત કાઢવો.

**Killing**, *a.* (કિ'લિન્ગ્) An act of killing; fascinating. મારી નાંખવું તે; મોહ પમાડે તેવું; મોહક.

**Kiln**, *n.* (કિ'લ્) A large stove or oven. ભઠ્ઠા; નિભાડો; નિંભાડો;નિભાહ. 2. A furnace for burning bricks. ભઠ્ઠી.

**Kiln-dry**, *vt.* (કિ'લડ્રાય્) To dry in kiln. ભઠ્ઠીમાં કોરૂં કરવું-સુકવવું.

**Kilogram**, *n.* (કિ'લોગ્રૅમ્) A measure of weight being a thousand grams; equal to 2·046 lb. advoirdupois. આશરે પાકા (કાચા બે) શેર જેટલું તોલ.

**Kilt**, *n.* (કિલ્ટ્) કમ્મરથી ઢીંચણ સુધીનું વસ્ત્ર. (સ્કોટલૅન્ડમાં પહેરાય છે.)

**Kimbo**, *a.* (કિ'મ્બો) Crooked; arched. વળેલું; વાંકું; વક્ર; કમાનદાર.

**Kin**, *n.* (કિ'ન્) A primitive Chinese instrument. એક તરેહનું રેશમી તારવાળું ચિનાઇ વાજું.

**Kin**, *n.* (કિ'ન્) Relationship. સગાઇ; સગપણ; લોહીની સગાઇ. 2. Relatives. સગાંવહાલાં.

**Kindred**, *n. a.* (કિ'ન્ડ્રિડ્)સગાં વહાલાં; સંબંધી; સજાતીય.

**Kinsfollk**, *n.* (કિ'ન્સ ફોક્) Blood relation. સગાં સબંધી, વહાલાં; સગોત્ર ધરાવનારાં.

**Kind**, *a.* (કા'ઇન્ડ્) Natural; native. કુદરતી. 2. Congenial; sympathetic. નમ્ર; દયાળુ; કૃપાળુ; પરોપકારી;કૃપાવંત.વત્સલ.3.Showing tenderness; gracious. રહેમીઅતવાળું; માયાળુ; દયાળુ. 4. Proceeding from goodness. સારૂં; દયાજનક; મધુર; પ્રિય.

**Kind**, *n.* (કા'ઇન્ડ્) Race; genus. વર્ગ; જાતિ 2. Nature; style; sort. જાત; ભેદ; રૂપ; પ્રકાર. તરાહ.

**Kindle**, *vt.* (કિ'ન્ડલ્) To set on fire. સળગાવી દેવું; ચેતાવવું. 2. To inflame; to rouse. ઉત્તેજવું; ઉશ્કેરવું; ક્રોધ ચઢાવવો. *vi.* To take fire. સળગવું; ચેતવું; બળવું; લાગવું. 2. To begin to be excited. તપવું; તપી જવું; તપવા માંડવું; ચઢવું. [L. *Candeo*, I burn.]

**Kindler**, *n.* (કિ'ન્ડલર્) One who or that which kindles, stirs or sets on fire. ઉશ્કેરનાર; સળગાવનાર; સળી મુકનાર.

**Kindliness**, *n.* (કા'ઇન્ડલિનિસ્) Natural inclination. મનોવૃત્તિ. 2. Benevolence; gentleness; પરોપકાર, દયા, સ્નેહભાવ; પ્રીતિભાવ.

**Kindly**, *a.* (કા'ઇન્ડ્લી) Natural. કુદરતી. 2. Humane; gracious; kind. માયાળુ; કૃપાળુ; દયાળુ; પરોપકારી. Favourable; mild; gentle. માફકસર; ધીમું; શાંત; અનુકૂળ; લાભકારક. *adv.* In a kind manner. માયાળુપણે; હોંશથી.

**Kindness**, *n.* (કા'ઇન્ડનિસ્) Beneficence. માયા; મહેરબાની; કૃપા; પરોપકાર; અનુગ્રહ; મહેર;

ભલાઇ. 2. A kind act. ઉપકાર; કૃપા; મહેરબાની; અહેશાન.

**Kindred**, *n*. (કિ'ન્ડ્રિડ) Relationship by birth or marriage; affinity; kin. સગાઇ; સગપણ. 2. Relations. સગાં; સગાંવહાલાં (a) Related. મળતું; એક જાતનું; સજાતીય.

**Kine**, *n*. (કાઇન્) (*pl. of* cow) cows. ગાયો.

**King**, *n*. (કિન્ગ્) A chief ruler; a sovereign. રાજા; નૃપતિ; રાણો; નરેંદ્ર; શહેનશાહ; બાદશાહ 2. One who or that which holds a supreme position or rank. પ્રમુખ; મોટો સરદાર. 3. A playing card having the picture of the king. રાજાનું પત્તું; રાજા. 4. The chief piece in the game of chess. શેતરંજનો રાજા; બાદશાહ. K.'s Counsel. સરકારી વકીલ. King's English, pure English. શુદ્ધ અંગ્રેજી ભાષા *vt*. To supply with a King. રાજા બેસાડવો, ક૦.

**King-craft**, *n*. (કિ'ગ્-ક્રૅફ્ટ) The craft of Kings; Royal policy. રાજનીતિ; રાજ્યચાતુર્ય.

**King-cup**, *n*. (કિ'ગ્-કપ્) The common butter-cup. એક જાતનું જંગલી ફુલ.

**Kingdom**, *n*. (કિ'ન્ગડમ્) Royal authority; sovereign power. રાજત્વ; પ્રભુત્વ; રાજસત્તા; રાજ્યપદ; રાજ્યાધિકાર. 2. The territory or country subject to a king or queen. રાજ્યમુલક. 3. A principal division; a department. મહાકોટિ; મોટો વર્ગ; જાત. Animal K. પ્રાણિમાત્ર; જીવકોટિ. **Vegetable K.**=વનસ્પતિ માત્ર. **Mineral K.**=ખનિજ માત્ર, વર્ગ.

**King-fisher**, *n*. (કિ'ગ્-ફિશર્) Any one of numerous species of birds, constituting the family aleedo. એક જાતનું જળચર પક્ષી.

**Kingly**, *a*. (કિ'ગ્લી) Regal; royal; imperial. રાજાનું; રાજાસત્તાક. 2. Becoming a king. અમીરી; દરબારી; ભવ્ય.

**King's-bench**, *n*. (કિ'ન્ગ્સ્-બેંચ્) The highest court of common law in England. સૌથી મોટી સામાન્ય કાયદા કચેરી.

**King-ship**, *n*. (કિ'ગ્-શિપ) Royalty. રાજ્યપદ; રાજાધિકાર; નૃપત્વ.

**King's-evil**, *n*. (કિ'ગ્સ્-ઈવલ્) The scrofula કંઠમાળ.

**Kin's-folk**, *n*. (કિ'ન્સ્-ફોક્) Relatives; kindred; kin. સગાં; સગાંવહાલાં; બંધુજન; બંધુવર્ગ.

**Kins-man**, *n*. (કિ'ન્સ્-મન્) One related by blood. સગો; સંબંધી; બંધુજન; સ્વજન; કુટુંબી; સપિંડ; સગોત્ર.

**King-maker**, *n*. (કિ'ગ્-મેકર્) One who places kings on the throne. રાજા બનાવનાર, કરનાર, ઉડાવી નવો સ્થાપનાર.

**King of Kings**, પરમેશ્વર; ઈશ્વર. K. of Terrors. મૃત્યુ; મોત; મરણ.

**Kip**, *n*. (કિપ્) The hide of a young beasts. ન્હાનાં ઢોરનાં ચામડાં.

**Kipe**, *n*. (કાઇપ્) An osier basket used for catching fish. માછલીઓ પકડવાની ટોપલી.

**Kip-skin**, *n*. (કિ'પ્-સ્કિન્) Leather prepared from the skin of young or small cattle. ન્હાનાં ઢોરનાં સાફ કરેલાં ચામડાં.

**Kirk**, *n*. (કર્ક) Church. મંદિર; દેવાલય.

**Kirked**, *a*. (ક'ર્ક્ડ) Turned upward; bent. વળેલું; વાંકું; વક્ર.

**Kirk-man**, *n*. (ક'ર્કમન્) A priest. પાદરી. 2. A member of the church. ધર્મપંથી.

**Kismet**, *n*. (કિ'સ્મેટ્) Destiny; fate. નશીબ; ભવિષ્ય.

**Kiss**, *vt*. (કિસ્) Salute with the lips. બચ્ચી, બક્કી, ચુમી, ચુંબન ક૦. 2. To touch gently. સ્હેજ, ધીમેથી અડકવું. *vi*. To make salutation with the lips. બચ્ચી ક૦; વહાલથી અડકવું. *n*. Salutation with the lips. બચ્ચી; બક્કી; ચુંબન; ચુમી.

**Kisser**, *n*. (કિ'સર્) One who kisses. બચ્ચી કરનાર; ચુંબન કરનાર

**Kist**, *n*. (કિસ્ટ્) A chest; hence a coffin. પેટી; શબપિટિકા. *n*. Payment of rent for land. હફ્તો.

**Kit**, *vt*. (કિટ્) To cut. કાપવું. *n*. Kitten. બિલાડીનું બચ્ચું. 2 A small violin. ન્હાના બેઠા સુરની સારંગી.

**Kit**, *n*. (કિટ્) A large bottle. મોટો સીસો. 2. A wooden tub or pail smaller at the top than at the bottom. લાકડાનું પીપ. 3. A straw or rush basket. સળીની ટોપલી. 4. A whole outfit. બધો ખટલો; સરસામાન; ગવાળો.

**Kitchen**, *n*. (કિ'ચન્) A cooking room. રાંધવાની ઓરડી; રસોડું; રાંધણીયું; પાકશાળા 2. A roasting meat. શેકાતો ખોરાક. [L. *culina*, kitchen]

**Kitchen-garden**, *n*. (કિ'ચન ગાર્ડન્) A field or garden of vegetable. શાકભાજીનું ખેતર; વાડી.

**Kitchener**, *n*. (કિ'ચનર્) A cook. રસોઈઓ, -યો; પાચક.

**Kitchenery**, *n*. (કિ'ચનરી) A body of servants employed in the kitchen. રસોઇઆ.

**Kite**, *n*. (કાઇટ્) Any rapacious bird of the hawk kind. સમળી; સમડી; ચીલ. 2. A light frame of wood or other material covered with paper or cloth for flying in the air at the end of a string. પતંગ; કનકવો; પી; તુક્કલ. 3. A lofty sail, carried only when the wind is light. પવન ઓછો હોય તે વખતે ચઢાવવાનો મોટો સઢ. 4. An accommoda-

tion cheque or bill. જામીનહુંડી, ચેક. *vi* To raise money by kites. હુંડી-ચેક લખી નાણું ભેગાં કરવાં.

**Kite**, *n.* (કાઇટ્) Belly. પેટ; હોજરી.

**Kith**, *n.* (કિથ્) Kindred. ઓળખીતું; સગું.

**Kitling**, *n.* (કિ'ટલિંગ્) A young kitten. બિલાડીનું બચ્ચું.

**Kitten**, *n.* (કિ'ટન્) Young one of cat. બિલાડીનું બચ્ચું; બચ્ચાં.

**Knack**, *vi.* (નૅક્) To crack; to chink. તરડવું. 2.To speak affectedly.ઢોંગથી,આડંબરથી બોલવું. *n.* A toy;a playing thing. રમકડું;ખેલ;જુક્તિ. 2. Skill; dexterity. ચાતુર્ય; હથોટી;કરામત;કસબ. 3. A trick; a device. જુક્તિ; કળ; પેચ;કિસબ.

**Knacker**, *n.* (નૅ'કર્) A harness maker. ઘોડાનો સામાન બનાવનાર. 2. One who slaughters worn out horses and sells their flesh for dog's meat. કુતરાને ખાવા સારૂ ઘોડાનું માંસ વેચનાર.

**Knacky**, *a* (નૅ'કી) Cunning; crafty. લુચ્ચું; કપટી; પેચી; કરામતી.

**Knag**, *n.* (નૅગ્) A knot in wood; a portuberance. ગાંઠ; ગાંઠો. 2. A wooden key for hanging things on. ખીલી; ખીંટી. 3. A prong of anther. સાબરશીંગ. 4. The rugged top of a hill. ટેકરી; કાંગરો.

**Knaggy**, *a.* (નૅ'ગી) Knotty; rough. ગાંઠાવાળું.

**Knap**, *n.* (નૅ'પ્) A sharp blow or slap. થપ્પડ; તમાચો; ધોલ; લપડાક *vt.* To bite. બચકું ભરવું. 2. To rap; to snap. જરા ખખડાવવું; થપ્પડ મારવી.

**Knappish**, *a.* (નૅ'પ્પિશ્)Snappish; peevish. ચીડીઓ; રીસાળ; ડાચી નાંખે એવો.

**Knap-sack**, *n.* (નૅ'પ સૅક) A case of canvas or leather for carrying necessaries or the clothing. ઝોપણો; બચકો; ખડીઓ; પાકીટ; થેલી.

**Knar**, *n.* (ના'ર્) ઝાડ ઉપરની ગાંઠ; છાલ, લાકડાનો ગઠ્ઠો.

**Knave**, *n.* (ને,'વ્) A boy. ચાકર. 2. Any male servant; a menial. ગુલામ; ચાકર. 3. A rogue; a villain. ઠગ; ઠગબાજ; ધુતારો. A pack or crew of knaves. મંડાળ ચોકડી; ધૂર્તમંડળ. 4. A playing card marked with the figure of a servant; jack. ગુલામ (પત્તાનો.)

**Knavery**=હરામખોરી; લબાડી;ધૂર્તતા;ઠગબાજી; દગલબાજી; ઠગવિદ્યા.

**Knavess**, *n.* (ને,'વિસ્) A knavish woman. ઠગારી; ધુતારી; લુચ્ચી; છીનાળ.

**Knavish**, *a.* (ને,'વિશ્) Fradulent; dishonest; villainous. લુચ્ચો; ઠગ; હરામખોર; દગાબાજ; દગલબાજી; ધૂર્ત; હરામી. 2. Mischievous; roguish. ચેષ્ટાબાજ; ઉત્પાતી; ચેષ્ટાખોર; મસ્તીખોર.

**Knavishly**, *adv.* (ને,'વિશલિ) In a knavish manner.લુચ્ચાઇથી; ઠગાઇથી; ધુત્તાઇથી; દગલબાજીથી.

**Knead**, *vt.* ( નીડ્ ) To work and press into a mass with the hands. ટૂંપવું; ગુંદવું; બાંધવી. To treat or form by kneading. ગુંદીને બનાવવું, બાંધવું.

**Knee**, *n.* (ની) In man the joint in the middle part of the leg. ઘુંટણ; ઢીંચણ; જાનુ. 2. The joint or region of the joint between the thigh and leg. ઘુંટણ ઉપરનો ભાગ.

**Knee-cap**, *n.* (ની'કૅપ્) ઘુંટણનું હાડકું; ઘુંટણ પરનો બખ્તરનો ભાગ.

**Knee-deep**, *a.* (નીડી'પ્) ગોઠણ જેટલું ઉંડું; ગોઠણુંવા.

**Kneel**, *vi.* ( ની'લ્) To bend the knee. ઘુંટણીએ પડવું.

**Knee-pan**, *n.* (ની'પૅન્) The patella; the knee-cap. ઢીંચણની કાચલી; જાનુફલક.

**Knell**, *n* (નેલ)A death signal.મરણ, અથવા શબ લઇ જતી, વખતે વગાડેલો ઘંટ; પ્રેતઘંટ; મૃત્યુઘંટ. *vt.* To summon as by knell. ઘંટ વગાડીને બોલાવવો.

**Knickerbockers**, *n* (નિ'કરબૉકર્ઝ) સુંથણો; ઢીલાં બ્રિજીસ, બાંડીજ;વલંદા ઓલાદના ન્યુયૉર્કના રહીશ.

**Knick-knack**, *n.* (નિ'ક નૅક્) A trifle or toy. રમકડું; હલકું, તકલદી રમકડું; ખેલ; જુગતિ.

**Knife**, *n.* (નાઇફ્) An instrument consisting of a thin blade usually of steel and having a sharp edge for cutting. છરી; છરો; પાળી; સુડો; ચકકુ; ચપ્પુ. A sword or dagger. કટાર, તલવાર. **K. grass**. ચપ્પુની ધાર જેવું ઘાસ. War to the K. લોહીલુહાણ લડાઇ. *vt.* To prune with the knife. ખુટવું; કાબવું; સમારવું. 2. To cut or stab with a knife. છરાવતી કાપવું, મારવું.

**Knight**, *n.* (નાઇટ્) A young servant or follower. નોકર; ચાકર. 2, (a) In feudal times a man at arms.ફયુડલ પધ્ધતિ પ્રમાણે શસ્ત્રધારી સૈનિક. (b) One on whom knighthood, a dignity next below that of baronet is conferred, to be addressed as *sir*. જેને સરનો ઇતાબ મળ્યો હોય તે પુરૂષ; સરદાર; બહાદુર; નાઇટ. (c) A champion; a partisan; a lover. વીર પુરૂષ;અગ્રણી; શૂરવીર; આશક.A piece used in the game of chess usually bearing a horse's head=શેત્રંજનો ઘોડો. K. of the post. જુઠી સાક્ષી પુરનાર. *vt.* To dub or create a knight. સરનો ખિતાબ-પદ્વી આપવી.

**Knight-hood,** *n.* (નાઇટ્‌-હુડ્) The character, dignity or condition of a knight; chivalry. નાઇટ નામના સરદારની પદ્વી-હોદ્દો-સ્થિતિ; અમીરી; ક્ષત્રિય સુજનતા. 2. The whole body of knights. સરમંડળી.

**Knightly,** *adv.* ( નાઇટ્‌લી ) Becoming a knight. નાઇટને યોગ્ય એવું. *adv.* In a manner becoming a knight. નાઇટના જેવી રીતે.

**Knit,** *vt.* (નિટ્) To form into a knot or knots. બાંધવું; ગાંઠ વાળવી-બાંધવી-પાડવી. 2. To form as a textile fabric by interlacing of yarn or thread in a series of connected loops by means of needles either by hand or machinery. ગુંથવું; ગુણવું. 3. To join. સાંધવું; જોડવું; ભેગું કરવું. 4. To unite closely. એકઠું, એકત્ર કરવું. 5. To draw together. સંકોચવું;ચઢાવવું.*vi.* To form a fabric by interlacing yarn or thread. ગુંથવું. To be united closely. જોડાવું; સંધાવું.

**Knob,** *n.* ( નૉબ્ ) A hard protuberance. બહાર પડતી ગાંઠ; ગાંઠો; ગુઠો; ગુંચ; ગ્રંથિ; ટોચકું. 2. A knob-like ornament or handle. દટ્ટો; બારણાનો હાથો. 3. A rounded hill or mountain. ટેકરી. K. latch. કુંચી વગર દટ્ટાથી વાસવાની કળ.

**Knobby,** *a.* (નૉબી) Full of knobs. ગાંઠાવાળું. 2. Irregular. અનિયમિત. 3. Hilly. ટેકરા-ટેકરીવાળું.

**Knock,** *vi.* (નૉક્) To drive or be driven against something; clash. અથડાવું; અફળાવું; પછડાવું. 2. To strike with something hard or heavy. ઠોકવું. **To knock about** = to wander about રખડવું; રઝળવું; ભટકવું. **To be knocked up**=to fail of strength. થાકી જવું; તુટી પડવું. **To knock off** = to desist. અટકવું;વિરામવું;બંધ પડવું. **To knock under** = to yield. શરણ થવું; નમવું; આધીન થવું; તાબે થવું. *vt.* To strike with something hard or heavy. ઠોકવું; અથડાવું; પછડાવું; ફટકારવું. To rap upon as a door. બારણું ઠોકવું. **To knock down** = to strike down; to fell. ઠોકી, મારી પાડવું; પાડી નાંખવું; જમીનદોસ્ત કરવું. (b) To assign to a bidder in an auction. હરાજીમાં માગણી કરનારને આપવું. To knock on the head or in the head = to defeat; to frustrate; to quash. નું કાઢવું કાઢવું; અંત આણવો; ભાંગી પાડવું. **To knock off** = (a) To force off by a blow or by beating. ઠોકી પાડવું. (b) To assign to a bidder at auction. હરાજીમાં છેલ્લા માગણી કરનારને આપવું. (c) To leave off = છોડી દેવું. **To knock up.** 2. (a) To arouse by knocking. ઠોકીને જગાડવું. (b) To tire out = થકવી નાંખવું; થકવીને લોથ કરી નાંખવું. 1. Blow = ભારે વસ્તુનો ઘા;ઠોક; પ્રહાર. 2. A rap. બારણું ઠોકવું તે-તાડન. **K. down** = પછાડી નાંખે એવું; હરરાજીમાં ઓછામાં ઓછી કિંમત. **K. about** = નુકશાન કરવું; રખડવું. ધમપછાડીઓ. **K. kneed** = રાંટા, એક બીજા સાથે અથડાતા પગવાળો. **K out** = હરાજીમાં એક સંપીથી માલ સસ્તો લઈ લેવાનું કાવતું. **K. up** = ચઢાવતા જવું; ઠોકી જગાડવું; થાકી જવું.

**Knocker** *n.* ( નૉકર્ ) One who or that which knocks. ઠોકનાર; બારણું ઠોકવાનું કડું. ની કડી.

**Knoll,** *n.* (નોલ્) A little hill or mount. ટેકરી; નાની ટેકરી; ડુંગરી.

**Knoll,** *vt.* (નોલ્) To ring as a knell. મરણને વખતે ઘંટ વગાડવો. A bell. ઘંટ.

**Knot,** *n.* (નૉટ્) A fastening together of the parts or ends of one of more threads. ગાંઠ. A lump or loop formed in a cord, thread, rope &c. ગુંચવાયેલી ગાંઠ; ગુંચ. An ornamental tie. ગાંઠ; ગુંથણી. 2. A bond of union; a tie. સંબંધ; ગ્રંથિ. 3. An intricacy; a perplexity; a problem. કોયડો. ગુંચવાયલી; ગુંચવણની વાત. 4. A cluster of persons or things; a collection; a group; a band. ચોકડી; મંડળ; ટોળું; ટુકડી; ઝુમખો; ગુચ્છો. 5. The gist of a matter. મુદ્દો; ગાંઠ. 6. A nautical mile. દરિયાઇ માઇલ. *vt.* To tie in or with. ગાંઠ વાળવી. 2. To unite closely. સજ્જડ જોડવું; બાંધવું. 3. To puzzle. ગુંચવવું. *vi.* To form knots. ગુંચવાવું. 2. To copulate (said of toads). ( દેડકાઓનું ) મૈથુન કરવું.

**Knotty,** *a.* (નૉટી) Full of knots. ગાંઠવાળું; ગ્રંથિમય. 2. Hard. કઠણ; મજબુત. 3. Difficult. મુશ્કેલ; ગુંચવણ ભરેલું; વિષમ; ગહન; ગૂઢ; ગૂઢાર્થી.

**Knout,** *n.* (નાઉટ્) A kind of whip for flogging criminals. સજા કરવાનો ચાબકો; ચાબુક.

**Know,** *vt.*(નો,)To understand.જાણવું-ને ખબર માહિતી હોવી-સમજવું; નું જ્ઞાન હોવું. 2. To be convinced of the truth of. ની ખાત્રી હોવી. 3. To be acquainted with; to be familiar with. ઓળખાણ હોવી; નો પરિચય હોવો; થી જાણીતા, માહિતગાર હોવું; નો અનુભવ થવો; માં સમજવું 4. To recognize. ઓળખવું; ઓળખી, પારખી કાઢવું. 5. To have sexual commerce with. જોડે સંભોગ-મૈથુન કરવું-ની પાસે જવું-ગમન કરવું. *vi.* To have knowledge of. જાણવું-ને ખબર હોવી. 2. To be assured. ખાત્રી થવી.

**Knowable**, *a.* (નો,'અબલ્) That may be known. જાણી શકાય તેવું-જ્ઞેય-જ્ઞાનગમ્ય; જ્ઞાતવ્ય; બુદ્ધિગમ્ય.

**Knowing**, *a.* (નો'ઇંગ) Skilful. ચતુર; સમજુ; હોશિયાર; ખબરદાર; વાકેફ; પ્રવીણ; સમજદાર; વિચક્ષણ. 2. Artful; cunning. લુચ્ચો; કપટી; પક્કો; ખળ.

**Knowingly**, *adv.* (નો'ઇંગ્લી) With knowledge. જાણીજોઇને; જાણીબુઝીને.

**Knowledge**, *n.* (નૉ'લિજ્) The act or state of knowing; cognition. જ્ઞાન; સમજણ. 2. That which is or may be known. જ્ઞાન; માહિતી; ખબર. Instruction; learning. જ્ઞાન; વિદ્યા; વિદ્વત્તા; પ્રવીણતા; નિપુણતા. Divine or spiritual knowledge. બ્રહ્મજ્ઞાન; બ્રહ્મવિદ્યા; તત્વ-જ્ઞાન; પરમાર્થવિદ્યા. 4. Practical skill. માહિતી; અનુભવ; ખબર;જ્ઞાન;ખબરદારી;ચતુરાઇ. 5. Notice; cognizance. માહિતી; જાણ. 6. Sexual intercourse. સંભોગ; ગમન; રતિક્રિયા; મૈથુન.

**Knuckle**, *n.* (ન'કલ્) The joint of a figure. હાથના આંગળાનો સાંધો; વેઢો; હાથના આંગળા વાળવાથી થયેલો ઢેકો. 2. The knee joint of a quadruped. પશુના પગનો સાંધો-ઢીંચણ. 3. The joint of a plant. છોડની ગાંઠ. *vi.* To yield; to submit. નમવું-શરણ-તાબે-વશ-આધીન થવું. *vt.* To pommel. આંગળીના ઢેકાથી ટકોરા મારવા.

**Knut**, *n.* (નટ્) જુવાનીઓ; રંગીલો.

**Kohl**, *n.* (કો,લ) કાજળ; મેસ.

**Kotow**, *n.* (કટો'ઉ) પૂજા, તાબેદારી દર્શાવવા ચીના લોક જમીન સુધી કપાળ નમાવે છે તે.–*v.* તેવું નમન કરવું; બહુજ તાબેદારીથી વર્તવું.

**Koumiss**,*n.*(કૂ'મિસ્) ઘોડીના દૂધનો આસવ, દારૂ.

**Kourbash**, *n.* (કુ'ર્બૅશ્) ચામડાનો ચાબુક.

**Kremlin**, *n.* (ક્રે'મલિન્) રૂશિયાનો શાહી દુર્ગ.

**Krone**, *n.* (ક્રો,'ન) ઑસ્ટ્રીઆ (દશ પેન્સ), ડેનમાર્ક, નૉર્વે, અને સ્વીડન (૨૧ પેન્સ)નું રૂપાનાણું; જર્મની (દશ માર્ક)નું સોનાનાણું.

**Kukri**, *n.* (કુ'કરી) ગુરખાનો મોટો વાંકો છરો.

**Kultur**,*n.*(કુલટૂ'ર) સંસ્કૃતિ; કેળવણી. [German].

**Kyanize**, *vt* (કા'યૅનાઇઝ્) To render (wood) proof against decay by saturating it with solution of corrosive sublimate in open tanks or under pressure. લાકડું સડી ન જાય માટે રસકપૂર લગાડવો કે એવી બીજી ક્રિયા કરવી.

## L.

**L**, (એલ્) The twelfth letter and ninth consonant of the English alphabet. 2. Roman symbol for 50. અંગ્રેજી મૂળાક્ષરનો બારમો અક્ષર ૨. રોમન અંકમાં પચાસ માટેની સંજ્ઞા.

**La**, *inter.* (લા) Look, see, behold, lo! જોજો; જુઓ. *n.* 2. Tone. ગાયનનો સુર.

**Label**, *n.* (લે,'બલ્) A slip of silk, paper &c. affixed to anything to indicate something. નિશાની સારૂ મારેલી ચિઠ્ઠી; ચક્તિ; લેબલ; ટિકિટ. 2. A writing annexed by way of addition. વધારો; પુરવણી. *vt.* To affix a label to. ઉપર ચિઠ્ઠી ચોંટાડવી, મારવી, વળગાડવી.

**Labial**, *a.* (લે'બિઅલ્) Pertaining to the lips. ઓષ્ઠસ્થાની; ઓષ્ઠ્ય. *n.* Sound formed or uttered chiefly by the lips. ઓષ્ઠસ્થાની અક્ષર-વર્ણ. 2. A flue-pipe. એક જાતની વાંસળી, વાજું.

**Labio-dental**, (લે'બિયો ડેન્ટલ્) Pronounced by the aid of the teeth and the lips together. દંતઓષ્ઠસ્થાની.

**Laboratory**, *n.* (લૅ'બરે,ટરી) A chemist's workroom. પ્રયોગશાળા. 2. A place where something is prepared. કારખાનું.

**Laborious**, *a.* (લેબો'રિયસ્) Requiring labour; toilsome; tiresome. મેહનત પડે એવું; શ્રમ, કષ્ટવાળું; કંટાળા ભરેલું. 2. Diligent; clever; industrions. મેહનતુ, શ્રમ લેનાર; ઉદ્યોગી; કામગરૂ.

**Laboriously**, *adv.* (લેબો'રિયસ્લી) Diligently; industriously. મ્હેનત, શ્રમપૂર્વક. પ્રયત્નપૂર્વક.

**Laboriousness**, *n.* (લેબો'રિયસનિસ્) Industry; diligence. ઉદ્યોગ; ખંત; પરિશ્રમ; ઉદ્યમ, દુઃખ, શ્રમ પ્હોંચાડે એવું હોવું તે.

**Labour, Labor**, *n.* (લે,'બર્) Exertion; work. મ્હેનત; આયાસ; પરિશ્રમ. 2. Pang; distress. વેદના; દુઃખ. 3. Whatever requires hard work. મજુરીનું-વૈતરાનું કામ; મજુરી; વૈતરૂં. 4. The pangs and efforts of childbirth. પ્રસુતિવેદના. *vi.* To work hard; to toil; to take pains. મ્હેનત, પ્રયાસ, મજુરી કરવી. 2. To suffer from the pangs of childbirth. પ્રસુતિ વેદનામાં હોવું. *vt.* To till; to cultivate. મ્હેનતથી ખેડવું, સુધારવું. 3. To beat. ઢુંઢીપાક આપવો; મારવું. [Fr. L. *labor*, *laboris*, to labour]. **L. of love** = **હોંશથી લીધેલું, કરેલું કામ.**

**Laboured**, *v.* (લે,'બર્ડ્) Worked hard; completed after labour. મેહનત કરી; માથાકુટ કરી. *a.* Accomplished with difficulty; not easy. મેહનતથી કરેલું; શ્રમસિદ્ધ; કષ્ટસિદ્ધ.

**Labourer**, *n.* (લે,'બરર્) One who labours; a man who does work that requires little skill or special training as opposed to a

skilled artisan; a manual worker. મજુરી, વૈતરૂં કરનાર; મજુર; વૈતરો; હાંડીઓ; રોજીઓ.

**Laboursome,** *a.* (લે,'બરસમ્) Labourious; requiring great labour. મેહનતવાળું; કષ્ટદાયક.

**Labyrinth,** *n.* (લૅ'બીરિન્થ) An intricate enclosure in a park; a maze. ભુલભુલામણી. 2. A place full of intricate passages or ways. આડા અવળા રસ્તાવાળી જગ્યા; અતિ ગહન પ્રદેશ. 3. An inexplicable difficulty. ગુંચવણ ભરેલી મુશીબત; ગોટાળો. 4. A part of the internal ear. કાનની અંદરનો એક ભાગ. 5. An object of complicated nature. ગુંચાએલ વાત, મામલો,વસ્તુ.[L. *laburinthus*,Gr.*laburinthos*, uncertain].

**Labyrinthian, Labyrinthine,** *a.* (લૅબરિ'ન્થિયન્, લૅબરિ'ન્થાઇન્-થિન્) Perplexed; like a labyrinth. મુશ્કેલ, અઘરૂં; ગુંચવણવાળું; આડાઅવળા રસ્તાવાળું; ગહન.

**Lac,** *n.* (લૅક્) A resinuous substance. રાળ જેવો પદાર્થ; સીલ કરવાની-ચોટાડવાની લાખ 2. One hundred thousand. એક લાખ; લક્ષ [Fr. *laque*, Per. *lak.*, Sanskr. *laksha*].

**Lace,** *n.* ( લે,સ્ ) Fine threads of silk or linen &c., used for decorating the female dresses. પટી; ફીત, કોર, લેસ, કલાબુત. 2. Cord or string used in tying boots. બુટ બાંધવાની દોરી *vt.* To fasten with a lace. ગુંથેલી દોરીથી બાંધવું. 2. To adorn with lace. કોર-ફીત મુકવી. *vi.* To be fastened with a lace. ફીતારી ચોઢવી; ફીત રાખવી. [*Fr. lacs.* L. *laques*, a nose, snare.]

**Laced,** *a.* (લે,સ્ડ) Decorated with lace. ફીત-કસબી, કોર ચ્હોડેલું.

**Lacerable,** *a.* (લૅ'સરબલ્) That which can be torn or lacerated. ચીરી-ફાડી શકાય એવું.

**Lacerate,** *vi.* (લૅ'સરે,ટ્) To tear; to rend. ફાડવું; ચીરવું; ઉઝળવું; ઉખેડવું. 2. To torture. દુઃખ દેવું; રીબવું. [ L. *lacers.* F. *lacer*, mangled or torn].

**Laceration,** *n.* (લૅસરે,'શન્ ) The act of lacerating.2. The breach made by rending. ૧. વિદારણ. ૨. ગાબડું; ઘા; ચીર; છિદ્ર.

**Lacing,** *n.* (લે,'સિંગ્) Fastening with a lace or cord. ગુંથેલી દોરી પરોવીને, કોર બાંધવી તે. 2. A cord used in tying the sail of a ship. શઢને બાંધવામાં વપરાતી એક દોરી.

**Lack,** *n.* ( લૅક ) Deficiency; want; need. ખોટ, જરૂર, અભાવ, ખામી, ન્યૂનતા. *vt.* To want, to need. ખોટ-જરૂર હોવી-કમી હોવી. *vi.* To be wanting. ખુટવું; ઘટવું; કમી હોવું. 2. To be in want. તંગી-અડચણમાં હોવું, *interj.* Exclamation of surprise or regret. તોબા તોબા; અફસોસ; અરેરે! [ Dan. *lac*, fault, want ].

**Lack-a-day,** *interj.* (લૅક-અ-ડિ) Alas! હાય હાય!, અફસોસ! ગજબ! ગજબ!; તોબા! તોબા!!

**Lack-brain,** *a.* (લૅ'કબ્રે,'ન્ ) Deficient in understanding; witless. કમ અક્કલ; મૂરખ *n.* A blockhead, a person who is deficient in brain power. થોડી અક્કલવાળો માણસ; મૂઢ.

**Lacker, Laquer,** *n.* (લૅ'કર્) One who lacks or is in want of. તંગી-જરૂરવાળો માણસ. 2. A kind of varnish. એક જાતનો રોગાન.

**Lackey,** *n.* (લૅ'કી) An attending male servant; a footboy; a footman. ખીજમતગાર, હજુરીયો; પટ્ટાવાળો; ચાકર પાર્શ્વાનુચર; ખવાસ; ગોલો. *vt.* To attend as a lackey; to wait upon. ચાકરી કરવી. ખીદમત ઉઠાવવી; બરદાસ કરવી. *vi.* To act as a lackey. ચાકરની માફક કામ કરવું [F. *laquais*].

**Laconic-al,** *a.* (લૅકૉ'નિક-લ્) Short, brief, pithy. ટુંકાણમાં કહી નાંખનાર-જવાબ દેનાર; મિતભાષી; અલ્પાક્ષર 2. Stern; cruel. કઠોર; ક્રૂર નિષ્ઠુર. [L. *laconicus.*]

**Laconically,** *adv.* (લૅકૉ'નિકલી) Pithily, briefly. ટુંકમાં; સંક્ષિપ્તપણેથી.

**Laconicism, Laconism,** *n.* (લૅકૉ'નિસિઝમ-લૅકૉ'નિઝમ્ )A concise style.અલ્પાક્ષર,સંઘટ ભાષણ, શૈલી. 2. A brief or laconic phrase or expression. ટુંકમાં કહી નાંખેલો દાખલો; મિત ભાષણ; સૂત્ર. [F. *laconisme.*]

**Laconize,** *vi.* (લૅ'કોનાઇઝ્) To speak in a brief, pithy style. ટુંકમાં બોલવું; અલ્પ, તદ્દન થોડું, સૂત્રશૈલીથી બોલવું.

**Lacquer,** *n.* (લૅ'કર્) A sort of sealing wax. એક જાતનો રોગાન, લાખ. *vt.* To cover with lacquer. રોગાન લગાડવો; લાખવું. [F. *lacre.*]

**Lacquerer,** *n.* (લૅ'કરર્) One who does the work of lacquering. લાખનાર; રોગાન લગાડનાર.

**Lacquering,** *n.* (લૅ'કરિંગ્) The act of applying sealing wax. રોગાન લગાડવાની ક્રિયા.

**Lactation,** *n.* ( લૅકટે',શન્ ) The act of suckling; the function of secreting and excreting milk. સ્તન પાન કરાવવું-ધવડાવવું તે; ધાવણ.[L. *lacto*, I give suck. F. *lactis*, milk.]

**Lacuna,** *n.* (લૅ'કયુના) A ditch. ખાડો; ગાબડું; તમીઆણા ...

**Lacteal,** *a.* (લૅ'કટીઅલ્) Pertaining to chyle. અન્નરસવાહક. 2. Pertaining to milk; milky. દુધનું-સંબંધી. *n.* The vessels conveying the chyle. અન્નરસવાહિની. [L. *lacteus*, milky].

**Lacteous,** *a.*(લૅક્ટીઅસ્) Milky. દુધનું-સંબંધી. 2. Conveying chyle. અન્નરસચાલક, અન્નરસવાહક.

**Lactic**, *a.* (લૅ'ક્ટિક્) Pertaining to milk. દુધનું-સંબંધી. 2. Produced from sour milk or whey. છાસમાંથી ઉત્પન્ન થતું, મળતું [L. *lactis*, milk.]

**Lactiferous,** *a.* (લૅક્ટિ'ફ્રરસ્) Containing milk or milky fluid. દુધ અગર દુધ જેવા પદાર્થવાળું; દુધવાહક-પ્રવાહક.

**Lactometer,***n.*(લૅક્ટૉ'મીટર્) An instrument for ascertaining the purity of milk. દુધ શુદ્ધિદર્શક યંત્ર, દુગ્ધપરીક્ષક. [L. *lactis.*]

**Lad,** *n.* (લૅડ્) A stripling; a young man or boy. છોકરો; જુવાનીયો; કુમાર; પોરીઓ. 2. Comrade; fellow. સોબતી; સંગાથી; સાથી. [G. E. *ladde.* ]

**Ladder,** *n.* (લૅ'ડર્) An article of wood, metal or rope consisting of two long side-pieces connected by several cross pieces forming steps by which persons may ascend or descend. નિસરણી; સીડી; દાદર. 2. A means of rising to eminence. ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાનો રસ્તો. [O. E. *laddre*].

**Lade,** *vt.* (લે,ડ્) To put a load or cargo on or in; to load. લાદવું; ઉપર-માં ભરવું. *n.* 2. A ditch. પાણી જવાનો રસ્તો; ખાઈ. *vi.* To draw water. પાણી ખેંચવું (*p.* laded, *pp.* laden.) [A. S. *hladen*, to heap.]

**Lading**, *n.* (લે'ડિંગ્) Load; cargo. ભરેલો માલ; ભાર. 2. The act of loading. ભાર ભરવાનું કામ; લાદવું તે.

**Lad-kin,** *n.* (લૅ'ડ્-કિન્) A small boy. નાનો છોકરો; પોરીઓ.

**Ladle,** *n.* (લૅ'ડલ્-લે,'ડલ) An utensil like a spoon used in serving liquid foods. પળી; કડછી; ડોઇ; પળો. **Perforated ladle**=ઝારો; ઝરણી. Gun laddle = An instrument for drawing the charge from the gun, તોપનો ભાર કાઢવાનું હથીયાર, સળીયો, ગજ. *vt.* To serve with a ladle. કડછીથી પીરસવું-કાઢવું. [A. S. *hladel*, *hladan*, to draw water].

**Ladleful,** *a.* (લે"ડલફૂલ) As much as can be contained in a ladle. કડછીભેર; કડછીમાં માય તેટલું.

**Lady,** *n.* ( લે,'ડી ) A woman of rank or distinction (co-relative of *Lord*). આબરૂદાર સ્ત્રી; શેઠાણી; બાનુ; બાઇસાહેબ. 2. A woman of good breeding, education and refinement. સારી રીતે કેળવાએલી, સારા કુટુંબની, સભ્ય સ્ત્રી. 3. The female head of the household; mistress of the house. ગૃહિણી; ગૃહચારિણી. 4. A wife; a married woman. બા; ભાર્યા. **Lady in waiting** = A female servant who attends upon persons of rank. શેઠાણીની દાસી. **Lady's maid** = દાસી; લુંડી; ચાકરડી. [A. S. *hloef*, a loaf and *dey*, servant maid].

**Lady-bird,** *n.* ( લે',ડીબર્ડ ) A species of winged insects. એક જાતનું જીવડું; ઇન્દ્રગોપ.

**Lady-day**, *n* (લે,'ડીડે) 25th of March, the day of the annunciation of Virgin Mary. ૨૫મી માર્ચ.

**Lady-like,** *a.* (લે,'ડી-લાઇક્ ) Like a lady in manners, well-bred woman. કુલીન, સભ્ય સ્ત્રી જેવી સુવિનીત. 2. Fit or becoming a lady. સભ્ય સ્ત્રીને છાજે-ઘટે એવું. 3. Tender; delicate. સુકુમાર; મૃદુ; નાજુક; કોમળ.

**Lady-love,** *n.* ( લે,'ડીલવ્ ) A sweetheart. પ્રિયા; પ્રિયતમા; કાંતા; પ્રાણપ્રિયા; માશુક.

**Lady-finger,** *n.* (લે,'ડીફિન્ગર્) A kind of vegetable. ભીંડા.

**Ladyship**, *n.* (લે,'ડીશિપ્) The rank or position of a lady. કુલીન સ્ત્રીનો મરતબો-પદ્વી. 2. The word is applied as a title of honour for the wives of lords. આ શબ્દ સરદારોના સ્ત્રીને માટે માનાર્થે વપરાય છે.

**Lag,** *a* (લૅગ્) Slow; tardy. મંદ; સુસ્ત; શિથિલ; ધીમું. *n.* One who lags. પાછળ પડી જનાર. 2. The quality of retardation. પાછળ પડવાનો ગુણ. *vi.* To do something slowly; to remain behind. કામ ધીમું-મંદ રીતે કરવું, પાછળ રેહવું-પડી જવું. *vt* To cause to lag; to slacken. પાછળ પડવા-રેહવા દેવું [L. *languidus*, languid. Sw. *llag*, weak, languid.]

**Laggard,** *a.* (લૅગર્ડ) Slow; sluggish; backward. મંદ; સુસ્ત; એદી; ધીરો. શિથિલ *n.* One who loiters, tarries or is slow or sluggish. એદી-સુસ્ત-મંદ માણસ; રખડનાર.

**Lagger,** *n.* (લૅ'ગર્) One who lags. પાછળ રેહનાર, રખડનાર.

**Lagoon,** *n.* (લૅગૂ'ન્) A shallow sheet of water bordering the sea. છાછરૂં-છાછર તળાવ. 2. A lake in a coral island. પરવાળાંવાળા બેટની અંદરનું સરોવર-તળાવ. [L. *lacuna-lacus*; a lake].

**Laid,** *p.* & *pp.* of **Lay**. ( લે,ડ્ ) Kept; placed. રાખેલું; મુકેલું; મુકયું; મુકેલું.

**Lair**, *n.* (લે,ર્) The den or resting place of a wild beast. જંગલી પ્રાણીઓની રહેવાની જગ્યા, ગુફા, દર. [A. S. *leger*, a grave, bed, lying].

**Laird**, *n.* (લેર્ડ) A lord; a landowner; a house-proprietor. સરદાર; વતનદાર; ઘરધણી; જમીનદાર. [A form of Lord.]

**Laity**, *n.* (લે,'ટી) The common people as distinguished from the clergy. સંસારી લોક; ગૃહસ્થવર્ગ. 2. The state of a layman. સાંસારિક સ્થિતિ; ગૃહસ્થાશ્રમ. 3. Those not engaged in the genteel professions of a lawyer or a doctor. અમુક જાતના ધંધાદારી નથી એવા માણસ; બિનઅનુભવી.

**Lake**, *n.* (લે,ક્) A sheet or body of water wholly surrounded by land. સરોવર; જળાશય; તળાવ; કાસાર. 2. A pigment formed by combining certain colours. ચિતારાનો રંગ. 3. A fine kind of linen. એક જાતનું ઝીણું સણનું કાપડ. [Fr. L. *lacus*, a lake].

**Lakelet**, *n.* (લે,'ક્લિટ્) A small lake. નાનું તળાવ; સરોવર.

**Laky**, *a.* (લે,'કી) Pertaining to a lake. સરોવરનું-સંબંધી.

**Lama**, *n.* (લા'મા) A Tibetan monk or priest. ટીબેટ લોકોનો ધર્મગુરૂ.

**Lamb**, *n.* (લૅમ્) The young one of the sheep. ઘેટાનું બચ્ચું. 2. An innocent, gentle or meek person. ગરીબ, પોચા દિલનો માણસ. 3. A simple person. સાદો માણસ. **Lamb of God**=The Saviour, Jesus Christ. ઇશુખ્રિસ્ત. *vi.* To give birth to a lamb. [D. *lam*; Sw. *lamm*]

**Lambkin**, *n.* (લૅ'મ્કિન્) A diminutive form of lamb; a small lamb. નાનું ઘેટાનું બચ્ચું; બોકડીયું.

**Lamblike**, *a.* (લૅ'મ્લાઇક્) Resembling a lamb; gentle; meek. ઘેટા જેવું; ગરીબડું; નિર્દોષ.

**Lamb-skin**, *n.* (લૅ'મ્સ્કિન્) The skin of a lamb made into leather. ઘેટાંનું ચામડું.

**Lame**, *a.* (લે,મ્) Crippled or disabled in a limb. લુલું; લંગડું; ખોડું; પાંગળું; પંગુ. 2. Limping; halting. લુલું-લંગડું ચાલતું.3.Unsatisfactory (as an excuse); imperfect; defective. અપૂર્ણ; દુર્બળ; ન્યૂન; ખોટું; ખાલી. *vt.* To make lame. લુલું કરવું. [A. S. *lama*=lame.]

**Lamely**, *adv.* (લે,'મ્લી) In a lame manner. લંગડાતું; ખોડાતું; લુલું લુલું.

**Lameness**, *n.* (લે,'મ્નિસ્) The state of being crippled; the impaired condition of a limb. લંગડાપણું; પંગુતા. 2. Imperfection; defect; weakness. દુર્બળતા; ન્યૂનતા; ખોટાપણું.

**Lament**, *vi.* (લૅ'મેન્ટ્) To weep; to wail; to grieve; to mourn; to express sorrow. દુ:ખ-શોક કરવો; વિલાપ કરવો; શોચ-દિલગીરી-શોક-અફસોસી પ્રદર્શિત ક૦. *vt.* To mourn or grieve or weep for. ના માટે શોક-વિલાપ-ખેદ કરવો. *n.* Lamentation; mourning; grief; weeping. શોક; રડારડ; વિલાપ; રડારોળ; આક્રંદ; હાયહાય; વિલાપ. 2. An elegy or a mournful ballad. વિલાપ, રૂદન કાવ્ય; કરૂણપ્રશસ્તિ. [L. *lamento*, I wail.]

**Lamentable**, *a* (લૅ'મિન્ટબલ્) Grievous; mournful; sorrowful. ખેદજનક; શોકયુક્ત; દિલગીરી ઉપજાવનાર; શોચનીય; શોકાસ્પદ.

**Lamentation**, *n.* (લૅમિન્ટે,'શન્) The act of mourning; bewailing; grieving for; mourning; wailing રડારોળ; હાયપીટ; શોક; વિલાપ; આક્રંદ; કલ્પાંત; રડારડ. [L. *lamentatis.*]

**Lamish**, *a.* (લે,'મિશ્) Somewhat crippled થોડું થોડું લુલું, લંગડું, ખોડું.

**Lamina**, *n.* (લૅ'મિના) A thin plate or skin. ભીંગડું; પોપડી; વરખ.

**Lamp**, *n.* (લૅમ્પ) A contrivance adopted to supply artificial light; a vessel containing oil or any other substance to be burned by means of a wick. દિવો; દીપક; દીપ; ચીરાગ;કોડીયું;ડબ્બો. **A cluster of lamps**= ઝુમ્મર; ઝુંમર; ઝાડ. **Are lamps**=વિજળીના-ગેસના દીવા. **Flameless lamp**=શિખાહીન, શગ ન રહે એવો એકધારો દીપક.2.Metaphorically, something which communicates light or enlightens. સારૂં સુઝાડનાર કોઇપણ વસ્તુ-પ્રેરણા; જ્ઞાનદીપક. **To burn the midnight lamp** =to study hard. મોડી રાત સુધી અભ્યાસ કરવો. **To smell of the lamp**=To show sings of great study and labour. મહામ્હેનત, ગોખણપટ્ટીનાં ચિન્હો માલમ પડી આવવાં. **Alladins lamp**=જાદુઇ દીવો; પોતાની ઇચ્છિત ચીજ મેળવી આપનાર જાદુઇ વસ્તુ. [L. *lampus*, a lamp].

**Lamp-black**, *n.* (લૅ'મ્પ બ્લૅક્) The soot obtained from a lamp. કાજળ; મેસ.

**Lamp-chimney, Lamp-glass**, *n.* (લૅ'મ્પચિમ્ની-ગ્લાસ્) The glass shade or tube of a lamp. દિવાની, બત્તીની ચીમની; પોટો.

**Lamp-light**, *n* (લૅ'મ્પ લાઇટ્) The artificial light shed by a lamp. દિવાનું અજવાળું પ્રકાશ, તેજ.

**Lamp-lighter**, *n.* (લૅ'મ્પ લાઇટર્) One who lights street lamps. દિવો સળગાવનાર; ફાનસ.

2. Any contrivance for lighting a lamp. દિવો સળગાવવાની કોઈ પણ વસ્તુ.

**Lamprey**, *n.* (લૅમ્પ્રે) A kind of fish. એક જાતની માછલી.

**Lampoon**, *n.* (લૅમ્પૂ'ન્) A personal and abusive satire in verse or prose. કોઈની નિંદા, નાલાશી, બદનામીનું લખાણ. *vt.* To make any one the subject of such a satire. ની નિંદા, નાલાશી લખવી. [L. *lampoon*].

**Lampooner**, *n.* (લૅમ્પૂ'નર્) One who writes abusive satires. નિંદાનો લેખ લખનાર

**Lampstand**, *n.* (લૅ'મ્પ સ્ટૅન્ડ્) The stand for a lamp. સમેદાની; દીવી; ચાડું; દીપાધાર.

**Lance**, *n.* (લૅ'ન્સ્) A spear especially a long spear, carrried by horsemen. ભાલું; ભાલો. 2. A soldier who carries a spear. ભાલાવાળો; ભાલેદાર. 3. An iron bar used in charging guns. બંધુકનો બાર ભરવાનો ગજ. **Free lance**=A knight or soldier; a freebooter; a highwayman. ઉમરાવ; ધાડપાડુ; સ્વતંત્ર, નિષ્પક્ષપાતી યોદ્ધો. **To break lance with**=સાથે લડાઈમાં ઉતરવું;ની સામે લડાઇ, દલીલ માટે તૈયાર થવું. *vt.* To wound with a spear. ભાલો, બરછી મારવી. 2. To open with a lancet. નસ્તર મૂકવું. [L. *lancea*, a lance].

**Lancer**, *n.* (લૅ'ન્સર્) A soldier carrying a spear. ભાલેદાર; ભાલાવાળો સ્વાર. 2. A lancet. નસ્તર મુકવાનો ચપ્પુ.

**Lancet**, *n.* (લૅ'ન્સિટ્) A small surgical instrument, sharp-pointed and generally two-edged used in letting blood and opening abscesses &c. નસ્તર મુકવાનો ચપ્પુ. 2. An iron bar used for tapping a melting furnace. પીગળતી ભઠ્ઠીમાં ઘાલવાનો લોઢાનો સળીયો, શીક. [L. *lancette*.].

**Lancewood**, *n.*(લૅ'ન્સવૂડ્) A tough elastic wood. ચીકણું અને ભાંગે નહિં એવું એક જાતનું લાકડું.

**Lacinate**, *vt.* (લૅ'સિને,ટ્) To lacerate; to rend. ફાડી નાંખવું; ભોંકવું; વિદારવું; ચોંચી ઘાલવું. [L. *lacinare*, to tear.]

**Lacination**, *n.* (લૅસિને,'શન્) The act of lacerating or cutting open or rending. 'વિદારણ. 2. A sudden sharp shooting pain. શૂળ; ચસકો.

**Land**, *n.* (લૅન્ડ્) The solid part of the surface of the globe. ધરતી; જમીન; ભોં; ભોંય. 2. An estate. જાગીર. 3. A country; a nation. રાષ્ટ્ર; દેશ. 4. The mainland as distinguished from island. મુલક; દેશ; પ્રાંત. 5. Soil; earth. ધરતી; જમીન; ભોંય; કસ; મટોડી. 6. Real estate. સ્થાવર મિલકત. 7. Ground;floor. ભોંયતળીયું. **Land's End**=ઇંગ્લંડમાંના એક ભાગનું નામ. **Land agent**=જમીનનું ભાડું ઉઘરાવવાને તથા જમીન વેંચવા કે ખરીદવા સારૂ રાખેલો માણુસ; ઉઘરાતદાર. A person employed by the proprietor of an estate to collect rents, let farms and do the like work. **Land-force**=The part of the army fighting on land. જમીન ઉપર લડવાનું લશ્કર; ખુશ્કી ફોજ. **Land lady**=વીશી, ભાડુત રાખનાર સ્ત્રી; વીશી, ઘર માલેકની સ્ત્રી. **L. lord**=ઘર માલેક. **L. locked**=જમીનથી ઘેરાએલું. **L. lubber**=દરિયા, વહાણ વગેરેથી અજાણ માણસ. **L. mark**=સીમા સ્તંભ; માપ, પરિવર્તન દર્શક ચિહ્ન, બનાવ, તારીખ વગેરે. **L. of cakes.**=સ્કૉટલંડ. **L. of promise**=કનાન. **L. of the leal**=સ્વર્ગ. **L. of the living**=વર્તમાન જીવન; દુનિયાં. **L. slide**=જબરી રાજકીય હાર. પરાજય. **Land of nod**=slumber. ઉંઘ; નિદ્રા. **Land-revenue**=જમીનવેરો; જમીનની મહેસુલ. **Land tax**=જમીનવેરો; ભૂમિકર; જમીન ઉપર લેવાતો કર. **Land tenure**=પટેદારી; પટે રાખવું તે. **Unoccupied, fallow land**=પડતર જમીન. *vt.* To set on land or shore; to disembark; to debark. વહાણપરથી કિનારે ઉતારવું. 2. To capture and bring on land (as fish). પકડીને જમીન ઉપર લાવવું. *vi.* To go on shore from a ship; to disembark. વહાણમાંથી ઉતરી જમીન પર જવું; વહાણમાંથી ઉતરવું. [A. S. *land*, land.]

**Landau**, *n.* (લૅ'ન્ડો) A kind of coach or carriage where top may be opened and thrown back. ચાર ચાકની છત્રીવાળી બગી. [From *Landau*, the name of a town in Germany where such carriages were originally prepared.].

**Land-breeze**, *n.* (લૅ'ન્ડ બ્રીઝ્) The breeze or current of air setting from land to sea. કિનારા તરફથી વહેતો પવન.

**Landed**, *a.* (લૅ'ન્ડડ્) Having an estate in land; consisting of real estate. જમીનદાર; ખેતીવાડીવાળી; ભોંયાભાડાંવાળું; જમીનનું; સ્થાવર. **Landed proprietor**=જમીન જુમલાવાળો આસામી. **Landed property**=ખેતીવાડીવાળી મિલકત.

**Land-flood**, *n.* (લૅ'ન્ડફ્લડ્) Flowing over of the land by the water of the river or sea. પૂર; રેલ.

**Land-holder,** *n.* (લૅ'ન્ડહોલ્ડર્) One who owns or possesses some land. વતનદાર; જમીનદાર; જાગીરદાર; ગરાસીયો.

**Landing,** *a.* (લૅ'ન્ડિંગ્) Used for landing or setting on shore. કિનારે લાવવા લઇ જવાનું; ઉતારવાનું. 2. *n.* The act of going or setting on land. કિનારાપર લઇ જવું-મુકવું તે. 3. The part of a stair which being level without steps connects one part of the stair with another. જુદી જુદી દિશાઓમાં જતા દાદરોને એક બીજા સાથે જોડનાર સપાટ ભાગ.

**Land-lady,** *n.* (લૅ'ન્ડલે,ડી) A woman having a house or other real estate. ઘર-જમીનની માલકણ; જમીનદારેણ; જાગીરવાળી. 2. The mistress of an inn or hotel; a female lodging-house keeper. ઉતારા-વિશીની માલેક; ઘરવાળી; વિશીવાળી.

**Landless,** *a.* (લૅ'ન્ડલિસ્) Who has no land; having no landed property. જમીન જુમલા વગરનો.

**Land-locked,** *a.* (લૅ'ન્ડલૉક્ડ્) Encompassed or enclosed nearly by land (as a part of the sea). સઘળી બાજુએ જમીનથી આંતરી લીધેલું-ગયેલું.

**Landloper,** *n.* (લૅ'ન્ડલો,પર્) One who has no settled habitation; a vagrant; a vagabond. રખડેલ માણસ; ભટકનાર; રખડનાર.

**Landlord,** *n.* (લૅ'ન્ડલૉર્ડ) The owner of a piece of land or estate; the lord of a manor. જમીનદાર; વતનદાર; જાગીરદાર. 2. An innkeeper; the master of an inn. વિશીવાળો. 3. A host. ઘરધણી.

**Landmark,** *n.* (લૅ'ન્ડમાર્ક) A mark to designate the boundary of a piece of land; any fixed object by which the extent of a farm, a district &c. is marked. જમીનની હદનું નિશાન; સીમાસ્તંભ.

**Landmeasuring,** *n.* (લૅ'ન્ડમે,ઝરિંગ્) The process of surveying a piece of land. જમીનની માપણીનું કામ.

**Landoffice,** *n.* (લૅ'ન્ડઑફિસ્) Public land entries' registering office જમાબંદી ખાતાની કચેરી.

**Landowner,** *n.* (લૅ'ન્ડઓ,નર) One who possesses land or estate. જમીનદાર; જાગીરદાર.

**Landscape,** *n.* (લૅ'ન્ડસ્કે,પ્) A country scene; a piece of the scene of a land which can be taken in by the eye at one glance. નજરે પડતી જમીન તથા તે ઉપર આવેલા પદાર્થ; દશ્યભૂમિ; નજરબાઇ. 2 The scenery of a place. કોઇ પણ પ્રદેશનો ચિત્રાંતર્ગત દેખાવ. [A. S. *landscipe.*]

**Landslip,** *n.* (લૅ'ન્ડસ્લિપ્) The sliding down of a piece of land from a mountain. પહાડની ભેખડ પડવી તે. 2. The part so sliding down. આવી રીતે પડતો ડુંગર અથવા પર્વતનો ભાગ.

**Landman,** *n.* (લૅ'ન્ડસમન) A new sailor on his maiden voyage. તદન નવો, પ્હેલીજ વાર સફર પર જતો ખલાસી.

**Landwaiter,** *n.* (લૅ'ન્ડવે,ટર્) An officer at ports who takes care of newly landed goods. બંદરપર આવેલા માલનો તપાસ રાખનાર અધિકારી.

**Landward,** *adv.* (લૅ'ન્ડવર્ડ) Towards land. જમીન તરફ.

**Landwind,** *n.* (લૅ'ન્ડવિન્ડ્) The current of air blowing from the land. જમીનપરથી વેહતો પવન.

**Lane,** *n.* (લે,ન્) A narrow street or passage between a line of houses, hedges or men &c.; an alley. ગલી; નાળુ-કું; શેરી. [A. S. *lane.* a lane].

**Language,** *n* (લૅ'ન્ગ્વિજ્) The expression of thoughts by words or articulate sounds; human speech. બોલી; ભાષા. [L. *lingua,* the tongue].

**Languid,** *a.* (લૅ'ન્ગ્વિડ્) Wanting in energy listless; flagging; drooping; sluggish. લુલું-લબડી ગયેલું; સુસ્ત; ઢીલુંઢફ. [L. *languidus,* I droop]

**Languidly,** *adv.* (લૅ'ન્ગ્વિડલી) Listlessly, without energy. લુલી રીતે; સુસ્ત રીતે, આળસુપણે.

**Languish,** *vi.* (લૅ'ન્ગ્વિશ) To lose strength or animation; to become feeble or weary. નરમ-નબળા થવું. 2. To cause to droop or pine. નબળા, ઢીલા કરવું. [L. *languere,* to languish].

**Languishing,** *a.* (લૅ'ન્ગ્વિશિંગ્) Becoming spiritless and feeble. અશક્ત-નબળું થઇ જતું.

**Languishment,** *n.* (લૅ'ન્ગ્વિશમન્ટ્) A spiritless and feeble condition; pining; drooping. અશક્તિ; નબળાપણું; ઉત્કંઠા.

**Languour,** *n.* (લૅ'ન્ગ્વર્) Faintness; feebleness; lassitude of body; ennui. થાક; કંટાળો; કમજોરી. [L. *languor.*]

**Lank Lanky,** *a.* (લૅન્ક-લૅ'ન્કી) Lean; thin; slender; gaunt. અશક્ત; પાતળું. 2. Sluggish; dull. મંદ-સુસ્ત.

**Lansquenet,** *n.* (લૅ'ન્સકેનેટ્) A card-game. પાનાં, પત્તાં, ગંજીફાની રમત.

**Lantern**, *n.* (લૅ'ન્ટર્ન) Any contrivance or a case which protects the light inside from wind or rain. ફાનસ. *vi.* To furnish with a lantern. ફાનસ આપવું, ધરવું [L. *lanterna*]. **Majic L.**=જાદુઇ ફાનસ.

**Lanyard**, *n.* (લૅ'નયાર્ડ) A short piece of rope or line used for fastening something in ships. વહાણોમાં બાંધવા માટે વપરાતું ન્હાનું દોરડું [L. *lana*, wool].

**Lap**, *n.* (લૅપ) The lower part of a garment that hangs loosely; a skirt. ઘેર; ચાળ. 2. An edge; a border. કોર; છેડો. 3. The part of clothes that lies on the knees when a person sits down; hence the part of the knees in this position. ખોળો. *vt.* To rest in a lap. ખોળામાં સુવું. 2. To wrap; to twist over; to double; to fold. વાળવું; ધડી, કળી કરવી. *vi.* To lick up some liquor or liquid food with one's tongue. ચાટવું; બચબચ પી જવું; [A. S. *laepa*, a lap; A. S. *lapian*, to lap].

**Lap-dog**, *n.* (લૅ'પડૉગ) A small pet dog fondled in lap. ખોળામાં રમાડવાનો ન્હાનો લાડકો કુતરો.

**Lap-ful**, *a.* (લૅ'પફુલ) As much as can be held or contained in one's lap. ખોળાભર; ખોળો ભરાય એટલું; ખોળામાં માય એટલું.

**Lapidary**, *n.* (લૅ'પિડરી) One who polishes, cuts and engraves precious stones; a stone-cutter. ઝવેરાત ઉપર કોતરકામ કરનાર; રત્ન પરિષ્કાર 2. Pertaining to the art of cutting stones. ઝવેરાત-કોતરકામના હુન્નર વિષે. [L. *lapidarius*, a stone].

**Lappet**, *n.* (લૅ'પિટ) A small decorative fold. ઝુલ; ઘેર. *vt.* To ornament with a lappet. ઝુલ-ઘેર રાખવો-રખાવવો [Dim. of *lap*].

**Lapse**, *vi.* (લૅપ્સ) Gliding, slipping or passing away unnoticed (of time). કાલ ગતિ-ક્રમ. 2. A slip; an error; a fault; a failing in duty. ભૂલ; ફરજ બજાવવામાં થયેલી કસુર. 3. A slight deviation farmt ruth. અર્ધસત્ય; જૂઠાણું. *vi.* To pass slowly, and silently or by degrees. ધીમે ધીમે જવું. 2. To pass from one proprietor to another. એક માલેક પાસેથી બીજા માલેક પાસે જવું. 3. To become void (as right). હક ડુબી જવો. *vt.* To let slip; to allow; to pass. જવા દેવું; સોંપી દેવું. [L. *labor*, I slip.]

**Lapstone**, *n.* (લૅ'પસ્ટોન) A piece of stone used by shoemakers in beating leather. ખીપરું; મોચીનો ચામડાં ટોકવાનો પત્થર.

**Lapsus linguae**, *n.* (લૅ'પ્સસ્લિંગ્વિ) A slip of the tongue. જીભદોષ; વાક્દોષ; જીહ્વાદોષ; મુખદોષ. [A latin phrase].

**Lapsus manus**, *n.* (લૅ'પ્સસ્મૅનસ્) Slip of the hand. હસ્તદોષ. **L. calami**, *n.* (લૅ'પ્સસ્ કૅ'લમાય) કલમદોષ.

**Lapwing**, *n.* (લૅ'પ્વિંગ્) A handsome plover-bird about the size of a pigeon. એક જાતનું પક્ષી; ટીટોડી; ટીટી; ટિટ્ટિભ.

**Larboard**, *n.* (લા'રબોર્ડ) The left hand side of a boat when a person stands with his face towards its head. વહાણનું ડાબું પડખું. [L. *lar*, empty.]

**Larceny**, *n.* (લા'રસની) Theft of goods or personal property. ચોરી. [L. *latis*, a robber.]

**Lard**, *n.* (લાર્ડ) Pig's fat. ડુક્કરની ચરબી. *vt.* To fill or stuff with lard. ચરબીથી ભરવું-ચીકણું કરવું. [L. *lardum*.]

**Large**, *a.* (લાર્જ) Extensive; big; ample. મોટું; વિશાળ; ઘણું; પુષ્કળ **At large**=1. Without restraint or confinement. સ્વેચ્છાચારે; મોકળું; છુટું. 2. In details; diffusely. લંબાણથી; વિસ્તારપૂર્વક. **A gentlemen at large**=કામધંધા વગરનો રખડેલ માણસ. [L. [*largus*, big.]

**Large-hearted**, *a.* (લા'ર્જહાર્ટેડ) Noble-minded; having a broad or liberal view. મોટા મનવાળો; ઉદાર.

**Largely**, *adv.* (લા'ર્જલી) Extensively; amply; diffusely. ઉદારપણે; મોકળે હાથે; સારી પેઠે; વિસ્તારીને.

**Largeness**, *n.* (લા'ર્જનિસ્) The state or quality of being large; magnitude; greatness. મોટાપણું; ઉદારપણું; વિસ્તાર; મહત્તા.

**Largesse**, *n.* (લા'ર્જેસ) A present; a gift; bounty bestowed. બક્ષીસ; બહોણી. 2. Liberality. ઉદારતા. [L. *largitio*.]

**Lark**, *n.* (લાર્ક) A species of singing birds. ગાનાર પક્ષીની એક જાત; ચંડોળ; લાવરી. 2. Sport; frolic; a piece of merriment. રમત; ગંમત; મજાક.

**Larva**, *n.* (લા'ર્વા) An insect in the caterpillar or grub stage. કીડાની જુદી જુદી બદલાતી સ્થિતિમાંની પૂર્ણ થતાં પહેલાંની સ્થિતિ. 2. A kind of insect. કીડાની એક જાત; કામળાની જાતનો કીડો; કામળો. [L *larva*, a spectre.]

**Larynx**, *n.* (લૅ'રિન્ક્સ્) The upper part of the windpipe; the sound-box in the throat. કંઠસ્થાન; નરડી; ઘાંટી; કંઠેન્દ્રિય. [G. *laryngos*.]

**Lascivious**, *a.* (લૅસિ'વિયસ્) Sensuous; lewd; lustful; exciting voluptuous passions. વિષયલંપટ; કામાંધ. [L. *lascivia*, lewdness].

**Lash,** *n.* (લૅશ્) The cord of a whip. ચાબકાનો કારડો-દોરી. 2. The stroke of a whip ચાબકાનો ફટકો, સપાટો. *vt.* To whip. ચાબકાનો ફટકો મારવો; ચાબુક મારવો. 2. To tie or fasten with a stout piece of string. મજબુત દોરડાથી બાંધવું, ગંઠવું. [L. *laxa*, a loose cord.]

**Lass,** *n.* (લૅસ્) A young girl. નાની છોકરી; પોરી; છુચી. [Sw. *loske*, unmarried].

**Lassitude,** *n.* (લૅ'સિટ્યુડ્) A dull-idle-spiritless or weary condition of the mind or body; mental or physical languour. શરીર અથવા મનની સુસ્તી,ગ્લાનિ,મંદપણું.[L.*larsus*]

**Lasso,** *n.* (લૅ'સો-લૅસૂ) A rope or cord with a running noose used for capturing animals like horses &c. પ્રાણીઓને પકડવામાં વાપરવામાં આવતું ફાંદા-ગાળાવાળું દોરડું. ફાંદો.

**Last,** *a.* (લાસ્ટ્) Latest;hindmost; ultimate; final. છેલ્લું; છેવટનું; અંત્ય. 2. Next before the present ગયું; પાછલું. **At last**=In the end; in conclusion. અંતે. **To the last**=Until the end. છેલ્લે સુધી. *vi.*to continue in time; to remain unimpaired; to hold out. નભવું; ટકવું; અમુક વખત ચાલવું. [A. S. *laestan*, to endure. ]-*n.* મોચીનો કાલબુત. **Stick to one's last**=પોતાનુંજ કામ સંભાળી બેસવું; બીજે માથું ન મારવું.

**Lasting,** *a.* (લા'સ્ટિંગ્) Enduring; existing for a long time. દેઠ સુધી ટકી રહે એવું; ચિરસ્થાયી; સ્થિર.

**Lastly**, *adv.* (લા'સ્ટ્લી) Finally;in the last place, in conclusion. અંતમાં;છેલ્લીવારે; આખરે.

**Latch,** *n.* (લૅચ્) A catch for fastening a door. બારણું દેવાની આગળી-કડી, અડગળી, કડું, હાથો, ભોગળ. *vt.* to fasten with a latch. ને આગળી દેવી. [A. S. *loeccan*, to take hold of. ]

**Latchet,** *n.* (લૅ'ચિટ્) A string that fastens a shoe. જોડા બાંધવાની દોરી. [A. S. *loeccan.*]

**Late,** *a.* (લેટ્) After due time. મોડા. 2. One deceased;out of office.મરનાર;મર્હુમ;માજી; ભૂતપૂર્વ. 2. Recent, not long past.થોડા વખત ઉપરનું. *adv.* After time. મોડું. **Of late**=હમણાં હમણાં. **Lately**=હમણાં. [A. S. *loet*, late. ]

**Lately,** *adv.* (લેટ્લી) Not long ago. થોડા થોડા, દિવસ પહેલાં; હમણાં.

**Latency,***n.* (લે'ટન્સી) The quality of being latent, hidden or undetected. ગુપ્તપણું.

**Latent,** *a.* (લે'ટન્ટ્) Unmanifest;not visible apparent or detectable. ગુપ્ત; જોઈ-માપી ન શકાય એવી. **Latent heat**=The heat which exists in any body without its having any visible effect. કેટલીક વસ્તુઓમાંની ગુપ્ત ઉષ્ણતા, શક્તિ. [L. *latens.*]

**Later,** *a.* (લેટર્) More late. વધારે મોડું. 2 Afterwards. તે પછી.

**Lateral,** *a.* (લૅ'ટરલ્) Proceeding from or pertaining to the side. બાજુ સંબંધી-ઉપરથી. [L. lateralis.]

**Laterally,** *adv.* (લૅ'ટરલી) By the side; sidewise. બાજુ ઉપરથી-માંથી; પડખેથી.

**Lath,** *n.* (લૅથ્) A thin narrow strip of wood. ચીપ; લાકડાનો પતળો, પાતળો કકડો. *vt.* to cover or line with laths. ચીપ-લાકડાના પાતળા કકડા જડી લેવા.

**Lathe,** *n.* (લેધ્) A machine on which articles of wood, ivory &c. are turned and made smooth and round. સંઘાડો; ચરખ; ભ્રમી; ચક્ર. [ Dan. *loth* ]

**Lather,** *n.* (લૅ'ધર્) The foam or froth made by soap being moistened in water. સાબુનાં ફીણ. *vt.* To spread over with lather. ફીણ ચોપડવાં; ફીણ કાઢવાં. [A. S. *laether*, lather].

**Lathy,***a.*(લૅ'થી)Like a lath.ચીપ જેવું ઉંચું પાતળું.

**Latin**, *a.* (લૅ'ટિન્) Pertaining to Latium; the ancient language of Romans. અસલના રોમ સંબંધી; લૅટિન ભાષા સંબંધી. *n.* The people of Rome and Roman countries. રોમ અને રોમન દેશોનાં માણસો. 2. The Latin language spoken by them. એ લોકોમાં બોલાતી લૅટિન ભાષા. [L. latium.] **Classical L.**, 75 B. C.-175 A. D.; **Late L.**, up to 600 A. D.; **Medieval L.**; to 1500; **Modern L.**, since 1500; **Law L.**, 600-1500. **Dog L**=મિશ્ર લૅટિન ભાષા. **Thieves' L.**=ગુપ્ત ભાષા; સંકેત શબ્દ.

**Latinism**, *n.* (લૅ'ટિનિઝમ્) A Latin idiom. લૅટિન ભાષાપ્રયોગ, સંપ્રદાય.

**Latinise,** *vt.* (લૅ'ટિનાઇઝ્) To translate into Latin; to give Latin form or terminations of. લૅટિન ભાષામાં રૂપ કરવું, આપવું. 2. To make like the Roman Catholic Church. રોમન કૅથૉલીક ચર્ચ જેવું કરવું. *vi.* To use words or phrases borrowed from Latin. લૅટીન શબ્દ વાપરવા.

**Latitude,** *n.* (લૅ'ટિટ્યુડ્) Width; breadth, extent from side to side. પહોળાઈ. 2.(Geog.) Distance north to south of the equator measured on the merdian. અક્ષાંશ. 3. The distance of a star or any other heavenly

body north to south of the ecliptic. આકાશમાંના કોઇપણ ગોળનું ક્રાંતિવૃત્તથી અંતર. 3. Room; scope; looseners of application; extent of deviation from a standard. જગા;છુટ;સ્વતંત્રતા; શિથિલતા. [L. *latus*, broad, wide].

**Latitudinal,** *a.* (લૅ'ટિટ્યુડિનલ્)Pertaining to or in direction of the latitude. અક્ષાંશ સંબંધી; અક્ષાંશ તરફ.

**Latitudinarian,** *n.* (લૅટિટ્યુડિને'રિયન્)One who indulges in freedom of thinking or acting; an unorthodox man. સ્વતંત્ર વિચાર ધરાવનાર માણસ; સ્વેચ્છાચારી. *a.*Freethinking; liberal; unorthodox. સ્વતંત્ર મતવાળો.

**Latitudinarianisn,** *n.* (લૅટિટ્યુડિને'રિયનિઝમ્) Freedom of opinion, particularly in theology. વિચારની સ્વતંત્રતા; છુટ.

**Latrine,** *n.* (લૅ'ટ્રિન્) A water-closet; a privy.મોરી;સંડાસ; મૂતરડી; જાજરૂ; પાયખાનું;ગટર. [L. *latus*, I wash].

**Latter,** *a.* ( લૅ'ટર ) Later; coming after something else; opposed to former. પાછલું; પાછળનું; કહેલી બે વસ્તુમાંનું બીજું 2. Modern; lately done or past. અર્વાચીન; હમણાનું. [Irregular comp. of *late*].

**Lattice,** *n.* (લૅ'ટિસ્) Any structure like a window made by crossing laths or thin strips of wood and forming a network. જાળી. *vt.* To make a lattice of. જાળી, કઠેરા બનાવવા. [Fr. F. *lattis*, lath].

**Laud,** *n.* ( લૉડ્ ) Praise; flattery. વખાણ; પ્રશંસા; સ્તુતિ. 2. A part of divine service. ઈશ્વરસ્તુતિ. *vt.* To praise; to flatter. વખાણ-સ્તુતિ કરવી. [L. *laudis*, praise].

**Laudable,** *a.* (લૉ'ડબલ્) Worthy of being praised. વખાણ કરવા લાયક; પ્રશંસનીય.

**Laudanum,***n.*(લૉ'ડેનમ્)Tincture of opium. અફીણનો અર્ક; અરખ; અરગ.

**Laudation,** *n.* (લૉડે,'શન્) Commendation; praise. સ્તુતિ; વખાણ; પ્રશંસા.

**Laudatory,** *a.* ( લૉ'ડેટરી ) Containing or tending to praise. વખાણનું; સ્તવનાત્મક; સ્તુતિપરાયણ.

**Laugh,** *vi.* (લાફ્) To show mirth. હસવું. **To laugh at**=હસી કાઢવું; મશ્કરી કરવી. **To laugh in the sleeve**=To laugh secretly. છાનુંમાનું હસવું. **To laugh to**=હસી કાઢવું. *vt.* To express by laughing. હાસ્યથી બતાવવું. **To laugh to scorn**=To deride; to ridicule. તિરસ્કારપૂર્વક હસી કાઢવું. [A. S. *Hlehhan*, to laugh].

**Laughable,** *a.* ( લૅ'ફબલ્ ) Ridiculous; ludicrous; comic; fitted to excite laughter. હાસ્યજનક; હસામણું; હાસ્યોત્પાદક.

**Laughing,***n.*(લા'ફિંગ)The act of laughing. હસવું તે.

**Laughing-stock,** *n.* (લા'ફિંગસ્ટૉક) An object of derision or ridicule. હાસ્યોત્પાદક વિષય; બનાવી કઢાતો માણસ.

**Laughter,** *n.* (લા'ફ્ટર) The act or sound of laughing; expression of mirth. હાસ્ય; હાંસી. **A horse laughter**=અટ્ટહાસ્ય. [A. S. *hlehhan*, to laugh.]

**Launch,** *vt.* (લૉન્ચ) To let fly; to cause to move or slide; to send out; to set going. હડસેલી મુકવું; જોરથી ફેંકવું; ધકેલવું; ચાલતું કરવું. 2. To set afloat. પાણીમાં ધકેલવું. (વહાણ અથવા નાવડાને). *n.* The act of launching. ધકેલવું તે. 2. The setting afloat of a ship in water. જહાજને પાણીમાં તરતું કરવું તે. 3. A kind of boat એક જાતની હોડી.

**Launder,** *vi* (લૉ'ન્ડર) To clean or wash ( clothes ). કપડા વગેરે ધોવાં-સાફ કરવાં. [L. *lavare*, to wash].

**Laundress,** *n.* (લૉ'ન્ડ્રિસ) A washerwoman. ધોબણ; લુગડાં ધોનારી.

**Laundry,***n.* (લૉ'ન્ડ્રી) Laundering;washing. ધોવું તે. 2. A room where laundering, ironing &c. is conducted. લુગડા ધોવાનો ઓરડો-જગ્યા, દુકાન. [L. *lavare*, to wash.]

**Laureate,** *n.* (લૉ'રીએટ્) One crowned with laurels; a poet laureate. લૉરલ ધારણ કરેલો માણસ; રાજકવિ. *a.* Decorated with laurels. લૉરલથી શણગારેલું. [L. *laurea*, a laurel tree].

**Laurel,** *n.* (લૉ'રલ) An evergreen shrub. હમેશાં લીલો રહેનારોછોડવો;બારમાસી.2.A crown of laurels, (a symbol of honour or distinction). fame; honour. લૉરલનો મુકુટ (કે જે માનનું ચિહ્ન હતું); માન; પ્રતિષ્ઠા; વિજય ચિહ્ન. [L. *laurus*, a crown].

**Lava,** *n.* (લા'વ્હા) Heated, liquefied rock ejected by volcanoes. જ્વાળામુખી રસ. [L. *lavo*, I wash].

**Lave,** *vi.* (લે,વ્) To take a bath; to wash oneself. ન્હાવું. *vt.* To wash; to bathe. ન્હવડાવવું; ધોવું; અવગાહન કરાવવું.[L. *lave*, to wash.]

**Lavish,** *a.* (લૅ'વિશ્) Extravagant; wasteful; profuse; prodigal. 2. Superfluous; superabunddant; liberal to a fault. ઘણુંજ; બહુ; અમિત. *vt.* To expend or bestow with

profusion; to waste; to squander. છૂટે હાથે ખર્ચવું–ઉડાવવું; ખુબ ખર્ચવું. [L. *lave*, to throw or pour out].

**Lavishly**, *a.* (લૅ'વિશલી) Profusely; wastefully; abundantly. ઉડાઉપણાથી; છુટા હાથે.

**Law**, *n.* (લૉ) The dictates of God ઈશ્વરી–નિયમ, વિધિ. 2. A rule of action laid down or prescribed by authority. કાયદો; કાનુન. 3. All such rules, decrees &c. relating to one point collectively. કાયદો; કોડ; નિયમ સંગ્રહ. 4. Jurisprudence; justice; principles of equity. કાયદા; ધર્મ; સ્મૃતિ. 5. A principle deduced from experiments or practical observation; a formal statement of facts, casually related, unvariably observed in natural pheuomenan. કુદરતી નિયમ. **The Law**=The code of Moses. જ્યુ લોકોના ધર્મગુરૂ મોઝીસના કાયદાઓ. [A. S. *Lagu*=law].

**Law-abiding**, *a* (લૉ'ઍબા'ઇડિન્ગ) Obeying the law; observant of the law. કાયદા, નિયમ પ્રમાણે વર્તનાર, માનનાર.

**Lawful**, *a.* (લૉ'ફુલ્) Legitimate; allowed by law; just; recognised by the laws of the land. કાયદેસર; ન્યાયી; વ્યાજબી; કાયદા, નિયમ પ્રમાણે; શાસ્ત્રાનુસાર. *n.* **Lawfulness.**

**Lawfully**, *adv.* (લૉ'ફુલી) Legally; legitimately. કાયદેસર રીતે; યોગ્ય રીતે.

**Lawgiver**, *n*; (લૉ'ગિવર) One who makes laws; a legislator. કાયદા રચનાર.

**Law-maker**, *n.* (લૉ'મે,કર) One who enacts laws. કાયદા, કાનુન ઘડનાર, બનાવનાર.

**Lawless**, *a.* (લૉ'લિસ્) Not subject or obedient to law; illegal; contrary to law; unauthorised by law. ગેરકાયદેસર; બેકૈદ; ધર્મ, નીતિને છોડીને ચાલે એવું; અધર્મી; અવ્યવસ્થિત.

**Lawn**, *n.* (લૉન્) A space of smooth level ground covered with grass. ચડમાં કાપી નાંખેલું ઘાસનું મેદાન, પાધર; લીલું મેદાન, ચોક. 2. A very fine linen fabric with a rather open texture. શણનું એક જાતનું ઝીણું કાપડ; લૉન. **Lawn-mower**=ઘાસ કાપવાનું યંત્ર. [O. E. *lawnde*, a clear space].

**Lawsuit**, *n.* (લૉ'સ્યૂટ્) An action at law. દાવો; મુકર્દમો; ફરિયાદ.

**Lawyer**, *n.* (લૉ'યર્) A legal practitioner. વકીલ; કાયદા જાણનાર; બારીસ્ટર. 2. One well-versed in law. કાયદા પંડિત.

**Lax**, *a.* (લૅક્ષ) Loose; flabby; soft; slack. ઢીલ–ઢીલું પડી ગયેલું; ઢીલું; શિથિલ, મંદ પડેલું. [L. *laxus*, lax].

**Laxative**, *a.* (લૅ'ક્સટિવ્) Having the quality of opening the bowels. રેચક *n.* A purgative. રેચક દવા; સુખરેચક. [L.laxteous]

**Laxity**, *n.* (લૅ'ક્સિટી) The state or quality of being lax; looseness; remissness. પોચાપણું; શિથિલતા; ઢીલાપણું; બેઢંગપણું. Dissoluteness. સ્વછંદીપણું. [L. *laxitas*, loose]

**Lay**, *a.* (લે.) Pertaining to people or laity. સંસારી. *n.* The common people or laity. સાધારણ લોક. 2. A narrative song or ballad. વર્ણનાત્મક ગીત; છંદ; લાવણી; ગરબો; રાસ. *vt.* To place in a lying position; to put down. મુકવું. 2. To contrive; to scheme; to prepare. રચવું; બનાવવું. 3. To bring forth and deposit. (ઇંડું) મુકવું. 4. To impose. મુકવું; બેસાડવું; સોંપવું. 5. To state or allege. કહેવું; બતાવવું. 6. To hazard; to wager; to stake. સરત બકવી. **To lay aside**=બાજુએ મુકવું. To put off or away; to abandon or discard. **To lay by**=To save. બચાવવું. **To lay by the heels**=To confine; to put in prison. પકડીને કેદમાં નાખવું. **To lay down**=To resign; to stake; to delineate on paper. રાજીનામું આપવું; શરત બકવી; કાગળ ઉપર લખી આપવું. **To lay hold of-on**=To catch; to seize; to apprehend. ઝાલવું; પકડવું. **To lay violent hands on one's self**=To commit suicide. આપઘાત કરવો. **To lay in**=To collect and store. એકઠું કરી સંગ્રહ કરવો. **To lay open**=To make bare; to uncover. ખુલ્લું મુકવું–કરવું. **To lay of**=To spend. ખર્ચ કરવું. **To lay heads together**=To consult in unision. સાથે મસલત કરવી. **To lay to heart**=To consider seriously and intently. મનપૂર્વક ધ્યાનમાં લેવું. **To lay up**=To collect or store. સંઘરી–બચાવી રાખવું. **To be laid up**=To be confined to bed. માંદું, પથારીવશ પડવું. **To lay seige**=To beseige. ઘેરો ઘાલવો. **To lay waste**=To devastate. વેરાન કરવું. *vi.* To bring forth eggs. ઇંડાં મુકવાં. 2. To wager of stake money. પૈસાની શરત બકવી. **To lay on**=To deal blows. ઠીકે રાખવું; ઘા કરવા; મારવું. [L. *laicus*, to lay].

**Layer**, *n.* (લે'યર્) One who lays. મુકનાર. 2. A stratum; a bed; a row. પડ; થર; પૈપડો.

**Layland**, *n.* (લે'લૅન્ડ) Waste land; uncultivated land. પડતર જમીન.

**Layman**, *n.* (લે,'મન્) One of the laity; a common man. સંસારિ માણસ; અમુક ધંધાની

અનુભવનો માણસ; બિનઅનુભવી. 2. A lay figure. માણસનું પુતળું; નવલકથાનુંપાત્ર;વ્યક્તિત્વહીન માણસ.

**Laystall**, *n*. (લે,'સ્ટૉલ્) A dunghill. ઉકરડો;નંબર.

**Lazar**, *n*. (લૅ'ઝાર્) A leper. રક્તપિત્તનો રોગી; કોઢવાળો માણસ, કોઢીઉં; ગળતકુષ્ઠી. [From *Lazarus* in Bible].

**Lazarhouse**, *n*. (લૅ'ઝરહાઉસ્) A leper asylum. રક્તપિત્તના રોગીઓને માટે બંધાવેલું ઇસ્પીતાલ; કોઢીયા માટેનું દવાખાનું.

**Lazily**, *adv*. (લે,'ઝિલી) In an idle manner; sluggishly. સુસ્ત રીતે; આળસુપણાથી.

**Laziness**, *n*. (લે,'ઝિનિસ્) Idleness; sluggishness; tardiness; slowness. આલસ્ય; આળસ; સુસ્તી.

**Lazy**, *a*. (લે,'ઝી) Indolent; idle; averse to labour or exertion. આળસુ; સુસ્તી; દરિદ્રી. **Lazy Lateef**=A habitually idle man. હમેશ આળસ કરનાર માણસ;આળસુ.[L.*laxus*,lax.]

**Lea ley, la**, *n*. (લી-લે-લે) A measure of yarn. દોર-તારનું માપ. 2. A meadow; a grassy plain; a pasturage. ગોચરણ; બીડ; ચરણ. [Fr. A. S. *leah*, untilled land].

**Lead**. (લેડ્) *n*. A metal of a bright bluish colour used in pencils &c. સીસું. *a*. Made of lead. સીસાનું. *vt*. To cover with lead. ઉપર સીસું ચઢાવવું.

**Lead**, *vt*. (લીડ્) To guide or conduct. દોરવું; દોરી લઇ જવું; હાથ પકડીને તાણવું. 2. To precede; to introduce by going first. ની આગળ જવું. 3. To allure; to entice. લલચાવવું. **To lead astray**=આડે રસ્તે ચઢાવવું. **To lead captive**=To carry into captivity.કેદમાં લઇ જવું; કેદ કરવું. **To lead the way**=To go before and show the way. આગળ થઇ રસ્તો બતાવવો. સુઝાડવો. *vi*. To guide. દોરવું. *n*. Guidance; precedence. આગેવાની; અગ્ર પદવી. [A. S. *laeden*, to lead].

**Leaden**, *a*. (લે'ડન્) Made of lead. સીસાનું; સીસાનું બનાવેલું.

**Leader**, *n*. (લી'ડર્) One who leads or conducts; the chief or head of a party or faction. અગ્રેસર; આગેવાન; નેતા; મુખ્ય સરદાર. 2. The leading editorial article of paper. ન્યુસપેપરમાં આવતો અગ્રલેખ-તંત્રીનો લેખ. 3. One of the front horses or other animal in a team. ઘોડા અગર બીજા જાનવરોની જોડીમાંનો આગળનો ઘોડો અગર જાનવર.

**Leading**, *a*. (લી'ડિંગ્)Chief; guiding; that which directs the rest. મુખ્ય; પ્રધાન; મોટામાં મોટું. **L. question**=મુખ્ય સવાલ. *n*. The act of guidance. દોરવાની ક્રિયા.

**Leadpencil**, *n*. (લે'ડપેન્સિલ) A pencil made of lead. સીસાપેન.

**Leaf**, *n*. (લીફ્) One of the parts of a plant. પાંદડું 2.. A part of a book containing two pages પુસ્તકનું પાનું (બન્ને બાજુ).3. A very thin plate. વરખ. **To turn over a new leaf**=To adopt a different and better line of conduct. પહેલાંથી જુદો અને સારો એવો રસ્તો લેવો; સુધરી જવું. *vi*. To produce leaves. પાંદડાં ફુટવાં. [A. S. *leaf* ].

**Leafless**, *a*. (લી'ફ્લિસ્) Destitute of leaves. બોડું; પાંદડા વગરનું; નિષ્પત્ર.

**Leaflet**, *n*. (લી'ફ્લેટ્) A small leaf નાનું પાંદડું.

**Leafy**, *a*. (લી'ફી) Full of leaves. પાંદડાંથી ભરપુર.

**League**, *n*. (લીગ્) A confederacy; an alliance; a convent; a combination or union between princes or states for their mutual aid or defence. રાજ્ય અથવા માણસોનો સંઘ અથવા એકો;સંઘ;મંડળ.2.A measure of length equal to three miles. ત્રણ માઇલના અંતરનું એક માપ. **League of Nations**=રાષ્ટ્રસંઘ. [L. *ligo*, I bind].

**Leak**, *n*. (લીક્) A crack; crevice; fissure or hole in a vessel permitting the escape of the contents. તડ; ફાટ; ચીર; વેહ. **To spring a leak**=To begin to let in water. અંદર પાણી આવવા લાગવું; કાણું પાડવું.*vi*. To let water or other liquor in or out of a vessel through such hole. ચુવું; ગળવું;ઝમવું; તડ, કાણામાંથી બહાર નીકળવું.

**Leakage**, *n*. (લિ'કજ્) Leaking. ગળી ગયેલું પાણી; ઝરણ. 2. An allowance generally made for the leaking of casks. ઝરવાથી થતા નુકશાન બદલ ઘટની કપાત-છુટના દામ.

**Leaky**, *a*. (લી'કી) Having a leak or leaks; permitting the fluid contained to leak. ફાટ-ગાબડું પડેલું; ચુતું; ગળતું. 2. Likely to disclose secrets. છાની વાત ઉઘાડી પાડે એવું.

**Lean**,*a*.(લીન્)Meagre;wanting flesh;not fat. પાતળું; નબળું; શક્તિ વગરનું; નિર્બળ; દુર્બળ. 2. Unfertile or barren. અનુત્પાદક;ઉજ્જડ. 3.That part of meat which consists of red flesh without fat. ચરબી વગરનું લાલ માંસ. *vi*. To slope, slant or deviate from the perpendicular line; to incline. વાંકા વળવું; નમવું. 2. To tend or incline in desire or opinion. ઝું

વલણ-રૂખ હોવી. 3. To depend for comfort, consolation &c. on. સંતોષ અથવા દિલસોઝી માટે કોઈ ઉપર આધાર રાખવો. 4. To rely for support. અઢેલવું; ટેકો, આલિંગન દેવું; તકીયો કરવો. [A. S. *hlaenan*, to make to lean.]

**Leanness**, *n.* (લી'નનિસ્) Meagreness; the quality of being lean. નબળાઈ; કૃશતા; શક્તિ હીનતા

**Leap**, *n.* (લીપ્) A jump; a spring; a bound. છલંગ; કુદકો. *vi.* To jump; to spring. કુદવું; છલંગ મારવી. *vt.* To cross or pass by leaping over. ઉપરથી કુદકો મારી જવું. [A. S. *hlaepon*, to leap.]

**Leap-year**, *n.* (લી'પયીર) Every fourth year. વરસના આંકને ચારે ભાગતાં શેષ કંઇ નહિં રહે તે વરસ; ચાંદ્રવષ.

**Learn**, *vt.* (લર્ન) To gain or acquire knowledge of or skill in. ભણવું; શિખવું. *vi.* To receive instruction. જ્ઞાન મેળવવું; ભણવું. 2. To get information. ખબર મળવી. **To learn by heart**=મોઢે કરવું. **To learn by rote**=સમજ્યા વગર બોલી બોલીને મોઢે કરવું.

**Learned**, *a.*(લ'ર્નિડ્)Well-educated;having a deep knowledge of. વિદ્વાન; પંડિત; જ્ઞાની.

**Learnedly**, *adv.* (લ'ર્નિડ્લી) In a learned manner. જ્ઞાનથી; વિદ્વત્તાથી.

**Learner**, *n.* (લ'ર્નર્) A student; one who learns શિખનાર; વિદ્યાર્થી.

**Learning**, *n.* (લ'ર્નિંગ) The acquisition of knowledge; education. ભણતર; વિદ્વતા; જ્ઞાન; પંડિતાઇ; પ્રવીણતા.

**Leasable**, *a.* (લી'સબલ્) Such as can be leased or let. મુદત બાંધી ભાડે-પટ્ટે-ગણોતે આપવા લાયક.

**Lease**, *n.* (લીસ્)A letting of land or other property for rent. મુદત બાંધી ભાડે-પટ્ટે-ગણોતે (જમીન અથવા બીજી મિલકત) આપવી તે.2. Any tenure by grant or permission. ગણોત પટો. 3. The document of contract for such a transaction. ભાડાચિઠ્ઠી; ગણોત-પટા-નું લખત. *vt.* to let or grant by lease. મુદત બાંધી ભાડે-ગણોતે-પટે આપવું. [Old. Fr. *lais*.]

**Leasehold**,*a* (લી'સહોલ્ડ)Held by a lease; tenure by lease. બાંધી મુદત ની શરતે ભાડે-ગણોતે-પટ્ટે રાખેલી. *n.*Tenure of lease. ભા ડો પટાનો-ગણોતનો ભોગવટો. 2. Property held in lease. એવી રીતે ભાડે-પટે-ગણોતે રાખેલી મિલકત. [*lease* and *hold*].

**Leaseholder**, *n.* (લી'સ્હોલ્ડર) ગણોતે ભાડે રાખનાર.

**Leash**, *n.* (લીશ્) A piece of string with a loop with which a hunter holds his hound or the falconer, his hawk. બાજને અગર કુતરાને બાંધવાની વાધરી-દોરી. [L. *laxus*, loose].

**Leasing**, *n* (લી'સિંગ્) Falsehood; lies. જુઠાણું. [L. *leas* false.]

**Least**, *a.* (લીસ્ટ) Smallest; lowest. ઘણુંજ ન્હાનું; અલ્પ *adv.* In the smallest or lowest degree. થોડામાં થોડું. **At least or at the least** At the lowest degree; to say no more; at the lowest estimate. ઓછામાં ઓછું. **In the least**=જરાપણ; લગાર પણ [L. *loes*, less].

**Leather**, *n.* (લે'ધર્) The skin of an animal dressed and prepared for use; tanned hides generally.કમાવેલાં ચામડાં. *a.* Made of leather. ચામડાનાં બનાવેલાં. [A. S.*lether*, leather]

**Leather-dresser**, *n.* (લે'ધરડ્રેસર્) One who tans and dresses leather. ચામડાં કમાવનાર; ચમાર; ખાલપે; ચામડીઓ [*leather* and *dresser*].

**Leathern**, *a.* (લે'ધર્ન) Made of leather, consisting of leather. ચામડાનું બનાવેલું.

**Leathery**, *a.* (લે'ધરી) Resembling leather; tough. ચામડા જેવું; કઠણ.

**Leave**, *n.* (લીવ્) Permission; allowance; liberty granted. રજા; છુટ; આજ્ઞા; પરવાનગી. *vt.* To let remain. રહેવા દેવું. 2. To depart; to quit; to abandon; to forsake. જુદા પડવું, કરવા; છોડી દેવું. 3. To have remaining at death. પાછળ મુકી જવું. 4. To commit or trust to as a deposit; to bequeath. અનામત તરીકે સોંપવા; વારસામાં મુકી જવું. 5. To refer or commit for decision. ન્યાય, તોડ કરવા માટે કોઇ પણ માણસ આગળ તે બાબત મુકવી. **To leave off**=To desist from. આઘા રહેવું; થી દૂર રહેવું; અમુક કામ કરવાનું મુકી દેવું. 2. To leave out=To omit. કાઢી નાંખવું; છોડી દેવું. 3. **To leave (one) to oneself**= To let alone; to cease to interfere or meddle. એકલું મુકી દેવું; વાગી મુકવું; માથું નહિં મારવું. *vi.* To set out or start. ચાલવું; પરગામ નીકળવું. 2. To desist. આઘા રહેવું. [A. S. *loefan*, to leave ]

**Leave**, *vi.* (લીવ્) To put out leaves. પાંદડાં ફુટવાં.

**Leaven**, *n.* (લી'વન્) A substance that produces fermentation; yeast. આથો આથવાનું ઉપસાવવાનું આખરણ; ખમીર. *vt.* To mix with

leaven; to excite fermentation. ખીરૂં ચઢે તેમ કરવું; આથવું. [L. *levare*, to raise.]

**Leaves,** *n.* (લીવસ) Plural of *leaf*; foliages. પાંદડાં; પાતરાં; પાનાં.

**Leaving,** *n.* (લી'વિંગ્) Things left; refuse; offal. કચરો; પુંજો; નકામો માલ.

**Lecher,** *n.* (લે'ચર્) A man given to lewdness છીનાળવો. *vt.* To indulge in lust; to practise lewdness. છીનાળવું કરવું. [L. *lecher*].

**Lecherous,** *a.* (લે'ચરસ્) Lewd, lustful; addicted to lewdness or lust. રંડીબાજ; કામી; કામાંધ.

**Lechery,** *n.* (લે'ચરી) Lewdness; free indulgence of lust. રંડીબાજી.

**Lection,** *n.* (લે'કશન્) A lesson or selection. પાઠ; પાઠાંતર. 2. A reading. સમુચ્ચય; પસંદગી. [L. *lectio*, I read].

**Lectionary,** *n.* (લે'કશનરી) A book or list of texts for reading at the divine service. ઇશ્વરભક્તિ સારૂ શાસ્ત્રમાંથી કાઢેલા વાકયોનો સંગ્રહ; સ્તોત્રસંગ્રહ.

**Lecture,** *n.* (લે'કચર્) A discourse on any subject; a speech. ભાષણ; લેકચર. 2. Reprimand; a formal reproof. ઠપકો. *vi.* To read or deliver a lecture. ભાષણ આપવું-કરવું. 2. To reprove or reprimand. ઠપકો આપવો. [L. *lectum*, I read].

**Lecturer,** *n.* (લે'કચરર્) One who lectures; a professor or lecturer who delivers lectures to students. ઉપદેશક; ભાષણકર્તા.

**Lectureship,** *n.* (લે'કચર્શિપ્) The office of a lecturer. ભાષણકર્તાની પદવી, દરજ્જો.

**Led,** *pp.* (લેડ્) Guided; conducted. લઇ ગયેલું.

**Ledge,** *n.* (લેજ્) A narrow shelf on which articles may be laid. છાજલી; પાટલી. 2. A ridge or shelf of rocks. કોર; કડાણુ; ધાર. 3. A layer; a stratum; a crust. થર; પડ; પોપડો.

**Ledger,** *n.* (લે'જર્) A book of accounts containing a classified summary of all the commercial transactions. ખાતાવહી; ચોપડો. [*Dan.* legger.]

**Lee,** *n.* (લી) Dregs or sediment. કચરો. 2. The side towards which the wind blows. જે તરફ પવન વહે તે દિશા; પવનથી દૂર પ્રદેશ. *a.* Pertaining to the side towards which the wind blows. જે તરફ પવન વહે તે તરફથી-નું. [A. S. *hleo.*] *a.* and *adv.* **Leeward** (લ્યૂ'અડ્) પવનથી દૂર, રક્ષિત.

**Leech,** *n.* (લીચ્) A physician or doctor. હેકીમ વૈદ. 2. A border or edge at the side of a sail. સઢની આગળની કિનારી. 3. A name of several blood-sucking, wormlike animals, some of them used in medicinal practice. જળો. [L. *lacinoe*, I heal.]

**Leer,** *vt.* (લીર્) To throw a side-glance; to look through the corner of the eyes; to look archly. નેત્ર કટાક્ષ મારવી, થી લલચાવવું. 2. To learn. શિખવું. *n.* An oven in which glass-ware is anvilled. કાચના વાસણ પકાવવાની ભઠ્ઠી. [A. S. *hleor*, cheek.]

**Leeshore,** *n.* (લી'શોર્) The side opposite that towards which the wind blows. જે બાજુએ પવન વાતો હોય તેની સામેનો કિનારો.

**Leeward,** *a.* (લી'વર્ડ્) Pertaining to the side towards which the wind blows. પવન જે દિશા તરફ વહેતો હોય તે દિશા તરફનું.

**Left,** *pp.* (લેફ્ટ) Past tense of *leave*. મુકેલું; છોડેલું. 2. The side opposite to the right. ડાબું. **To take a person left and right** = To take him severely to task. ખુબ ઝડતી-ઝાટકણી કરવી. [A. S. *lef*, weak or infirm.] The left hand or side is generally weaker than the right one.]

**Left-handed,** *a.* (લૅ'ફ્ટહૅં'ન્ડિડ્) Using the left hand and arm with more strength and dexterity than the right arm. ડાબલીયો; ડાબા હાથથી કામ કરનાર; ડાબકડોયો.

**Leg,** *n.* (લેગ્) The limb on which an animal walks. પગ; સાથળથી પંજા સુધી કે ઘુંટણથી પેની સુધીનો પગ. 2. Whatever resembles a leg in form or use. પગના આકારની વસ્તુ, પાયો. **Legging** = A covering for the leg. પગનું ઢાંકણુ. **L. of mutton sail** = A triangular sail. ત્રિકોણાકાર સઢ. **To put one's best leg first** = પોતાથી બનતું બધું. ઉત્તમ રીતે કરવું. [Danish *loeg*, the calf.]

**Legacy,** *n.* (લે'ગસી) A bequest; a gift of property by will. વારસો; વારસામાં આપેલી વસ્તુ. **Legacy-hunter** = પરણીને કે બીજી રીતે વારસો પડાવવાની ઇચ્છા રાખનાર; વારસાબાજ. 2. Awkward. કઢંગો. **L. compliment** = વ્યાજસ્તુતિ; દાઢમાંથી કરેલાં વખાણ. **L. marriage** = morganatic marriage. વહુ કે વરને તથા તેમનાં છોકરાંને વર કે વહુની માલમિલ્કત વગેરેનો જેમાં વારસો ન મળે એવું લગ્ન. [L. *lego*, I bequeath]

**Legal,** *a.* (લી'ગલ્) Lawful; recognised or created by law. કાયદાસર; કાયદાનું.

**Legality,** *n* (લીગૅ'લિટી) Lawfulness; conformity to law. કાયદેસરપણું.

**Legalise-ze,** *vt.* (લી'ગલાઇઝ) To render lawful; to authorise; to make legal; to sanction. કાયદાસર ગણાય એમ કરવું.

**Legally,** *adv.* (લી'ગલી) Lawfully. કાયદેસર-રીતે.

**Legate,** *n.* (લી'ગે,ટ્) An ambassador or envoy particularly that of the pope to a foreign prince or state; an ecclasiastic. ધર્મદૂત; પાદરી પ્રતિનિધિ. [L. *lego,* I send with a charge].

**Legatee,** *n.* (લેગટી') The heir to a legacy. વારસાનો હકદાર માણસ.

**Legation,** *n.* (લીગે,'શન્) An embassy; the persons sent as ambassadors. એલચી; વકીલ મંડળ. 2. The official residence of an ambassador at foreign courts. પરરાજ્યમાં મોકલેલા એલચીનું રેહઠાણું, નો મુકામ, ઑફિસ.

**Legator,** *n.* (લી'ગે,ટર્) A testator; one who leaves a legacy. વશીયતનામું કરનાર;વારસો મેલી જનાર. [L. *lego,* I commit.]

**Legend,** *n.* (લે'જન્ડ્) A tradition; a myth; a marvellous story handed down from early times; a fable. અદ્ભુત, દંત કથા. [L. *lego,* I read or gather.]

**Legendary,** *a.* ( લે'જન્ડરી ) Relating to traditions or fables; mythical; fabulous. દંતકથાનું;અદ્ભુત;કથારૂપ. *n.* A book of legends. દંતકથાની ચોપડી. 2. One who relates fables. દંતકથા કહેનાર.

**Legerdemain,** *n.* ( લે'જરડમે,'ન ) Sleight of hand;an adroit trick; jugglery; trickery. હાથચાલાકી. [L. *leger,* light; *de,* of; *Main= Manus,* hand.]

**Legibility,** *n.* (લેજીબિ'લિટી) The quality or state of being legible. વંચાય-ઉકેલાય તેવું હોવું તે; વાચ્યતા.

**Legible,** *a.* (લે'જીબલ્ ) Readable or distinguishable with ease; able to be read. વંચાય-ઉકેલાય એવું. [L. *legere,* to read].

**Legibly,** *adv.* (લે'જિબ્લી) In a readable or legible manner. વંચાય-ઉકેલાય એવી રીતે.

**Legion,** *n.* (લી'જન) A body of infantry amongst the Romans of about 3,000 to 6,000 soldiers; a military force. ત્રણથી છ હજાર સુધી માણસનું પાયદળ. 2. A great number. મોટી સંખ્યા.-*a.* અસંખ્ય. [L. *legs,* I gather].

**Legislate,** *vi.* ( લે'જિસ્લે,ટ્ ) To make or enact a law or laws. કાયદા-કાનુન ઘડવા. [L. *lex,* law.]

**Legislation,** *n.* (લેજિસ્લે,'શન્ )The enacting of laws or statutes. કાયદા ઘડવા તે. 2. The laws or statutes so enacted. ઘડેલા કાયદા.

**Legislator,** *n.* (લે'જિસ્લે,ટર) A lawgiver; an enacter of laws; a maker of laws. કાયદા કરનાર-બનાવનાર. [L *lex,* law, *lat,* I carry.]

**Legislative,** *a.* (લે'જીસ્લે,ટિવ્) Pertaining to or capable of making laws. કાયદા કરનારૂં, બનાવનારૂં, કરવાની સત્તાવાળું.

**Legislature,** *n.* (લે'જીસ્લે,ચર્) A body of persons in the state authorised to enact laws.ધારાસભા;નિયમકાર સભા.2.The legislating power of a state. કોઇપણ રાજ્યના કાયદા ઘડનાર સત્તા

**Legitimacy,** *n.* (લિજી'ટિમસી) Lawfulness; legality;the state of being legitimate. ખરાપણું; હકદારી; લગ્નોત્પત્તિ.

**Legitimate,** *a.* (લિજી'ટિમે,ટ્) In accordance or conformity with the law of the land. કાયદાસર.2.Lawfully born; born in a legal marriage. પરણીઆતનું; ઓરસ. 3. Genuine; not false or spurious. ખરૂં;સાચું; ઠોકી બેસાડેલું નહિં.4. Following a logical or natural order (as a conclusion). તાર્કિક રીતે, રીતસર નીકળતું. *vi.* To render legitimate; to legalise. કાયદાસર થાય એમ કરવું.

**Legume,** *n.* ( લિગ્યૂ'મ ) A pod. શીંગ; ફળી. માંડવી.2.Fruit of leguminous plants; pulse. શીંગમાં થતું અન્ન; કઠોળ; દાળ.

**Leguminous,** *a.* (લિગ્યૂ'મિનસ્) Pertaining to or consisting of pulse. દ્વિદલ-શૈમ્બ્ય અન, શીંગવાળું. [L. *legumen,*]

**Leisure,***n.* (લે'ઝર્) Freedom from labour, occupation or business; spare or vacant time. નવરાશ; ફુરસદ; અવકાશ. *a.* Not used or spent in any occupation. ફુરસદનો; નવરાશનો [L. *licere,* to be allowed].

**Leisurely,** *adv.* ( લે'ઝરલી ) Slowly; at leisure. નવરાશ, ફુરસદને વખતે. *a.* Not hasty; deliberate; slow. ધીમું; વિચારવંત; મંદ.

**Leman,** *n.* ( લે'મન્ ) A mistress, a sweetheart. પ્યારી; માશુક; રખીયાત. [A. S. *leof,* dear.

**Lemon,** *n.*(લે'મન્)Acid fruit of the orange kind. લીંબુ; નિંબુ. 2. The tree that bears that fruit. લીંબુનું ઝાડ.

**Lemon-grass,** *n.* (લે'મનગ્રાસ્) A kind of tree giving fragrant oil. સુગંધિદાર તેલ આપનારૂં વૃક્ષ, દ્રુમ, ઝાડ.

**Lemonade,***n.*(લેમને,'ડ્)A drink containing the syrup of lemons. લીંબુનું શરબત.

**Lend**; *n.* (લૅન્ડ્) To grant to another for temporary use; to give as a loan. વાપરવા, ઉછીનું આપવું. 2. To allow possession and use of, on the condition of the return of an equivalent in kind. ધિરવું; હાથ ઉછીનું આપવું; વ્યાજે આપવું. **To lend a hand**= To aid, to help; to assist. મદદ કરવી. **To lend one's ears**=To hear attentively. ધ્યાન દઇને સાંભળવું **To lend oneself to a scheme**=કાર્યમાં મનપૂર્વક મદદ કરવી,માં ફસાવું. **To lend a name**= To give another the advantage of one's prestige or goodwill. બીજાને આપણી શાખનો લાભ આપવો. [A. S. *loenan*, to lend].

**Lender,** *n.* (લૅ'ન્ડર્) One who lends. નાણું ધીરનાર; સાહુકાર; વ્યાજનુ ધંધો કરનાર.

**Length,** *n.* (લૅન્થ્) The longest dimension of any object. લંબાઇ; લંબાણ. 2. Duration; extent. લંબાણ; વખત; કાળ. 3. Amplification or details. લંબાણ: વિસ્તાર. 4. Degree, or extent of progress.આગળ પ્રગતિ.**At length** 1. In details. વિસ્તાર, લંબાણથી 2. At last. અંતમાં; છેલ્લે, છેવટે. [A. S. *lang*, long.]

**Lengthen,** *vt.* (લૅ'ન્થન્) To increase in length.લાંબુ કરવું;લંબાઇ વધારવી;તાણીને લાંબુ કરવું.

**Lengthwise, Lengthways,** *adv.* ( લૅ'ન્થવાઇઝ-લૅ'ન્થ્વે,ઝ ) In the direction of the length; longitudinally. લંબાઇની બાજુમાં, લંબાઈની દિશામાં; લાંબુને લાંબું.

**Lengthy,** *a.* (લૅ'ન્થી) Having length. લાંબું.

**Lennience, Leniency, Lenity,** *n.* (લી'ન્યન્સ; લી'ન્યન્સી; લૅ'નિટી) The quality of being lenient; gentleness; mildness. નરમાશ; કુમળાશ; ઉદારતા; છૂટ.

**Lenient,** *a* (લી'ન્યન્ટ્)Gentle;mild; clement. કોમળ;નરમ;ઉદાર.[L.*lenis*,I make soft or mild].

**Leniently,** *adv.* (લી'ન્યન્ટ્લી) Mercifully; gently. નરમાશથી

**Lenity,** *n.* ( લૅ'નિટી ) Mildness; kindness; mercy નરમાશ; કોમળતા; દયાભાવ.

**Lens,** *n.* (લૅન્ઝ્ ) A transparent substance, usually glass, so formed that the rays of light passing through it appear magnified or diminished in size; one of the glasses of a telescope; microscope &c. કાચ; દૂરબીનનો કાચ.**Concave lens**=અંતર્ગોળ કાચ**Convex lens**=બાહ્યગોળ કાચ. **A crystal lens**= સૂર્યકાંત.[L. *lens* ]

**Lent,** *pp.* ( લૅન્ટ્ ) Given as a loan. ઉધાર આપેલું; ધીરેલું.*n.* A forty days' fast observed in Christian churches in commemoration of the forty days' fast of Christ, from Ash Wednesday to Easter Eve. ઇશુ ખ્રિસ્તના પુનરૂત્થાનના અંગનો ૪૦ દિવસનો પાળવામાં આવતો ઉપવાસ [A. S. *lencten.*]

**Lentigo,** *n.* (લૅ'ન્ટિગો) A freckly eruption on the skin. ચામડીપર થતો એક જાતનો રોગ. [L. *lentigo.*]

**Lentil,** *n.* (લૅ'ન્ટિલ્ ) A pealike plant cultivated in Egypt &c. having seeds which form a very nutritious diet. મસુરની દાળ; એક જાતનો વીલાયતી છોડ; દ્વિદળ અનાજ.[L. *lens*, a lentil]

**Leo,** *n.* ( લી'ઓ ) The lion, the fifth sign of the zodiac, a lion. સિંહ; સિંહ રાશિ.

**Leonine,** *a.* (લી'ઓનાઇન્) Catlike; lionlike; pertaining to the lion. સિંહ જેવા; બિલાડી જેવા; સિંહશીલ, સિંહધર્મી. **Leonine movements or motions**=Noiseless and soft, stealthy movement. અવાજ વગરની, ચોર જેવી હિલચાલ. [L. *leo*].

**Leopard,** *n.* (લૅ'પર્ડ્) A large carnivorous mammal of the cat genus; a panther. કુતરીઓ વાઘ; ચિત્તો; ચીતારો. [L, *leo*, lion and *pardus*, panther].

**Leper,** *n.* (લૅ'પર) A person affected with leprosy. કોઢીઓ; કઢીઅલ; રગતપિત્તયો.

**Leporine,** *a* (લૅ'પોરાઇન્) Pertaining to or having the qualities of a hare. સસલા જેવું-સંબંધી. [L. *leporis*, a hare].

**Leprosy,** *n.* (લૅ'પ્રસી) A foul cantaneous disease, characterised by dusky red or livid tubercles on the face, ears and extremities; a thickened state of the skin &c. રક્તપિત્ત; કોઢ. [Gr. *lepra.*]

**Leprous,** *a.* (લૅ'પ્રસ્) Pertaining to or affected with leprosy. કોઢ થયેલું; કોઢીયું.

**Lesion,** *n.* (લી'ઝન્) A wound or injury; a derangement. ઇજા; નુકશાન; હાનિ; ખલેલ; પીડા; ગોટાળો. [L. *lacsio*, I hurt].

**Less,** *a.* ( લૅસ્) Not so large or great; smaller. વધારે ન્હાનું,થોડું. *adv.* In a smaller or lower degree. ઓછું; ન્હાનું. [A. S. *less*].

**Lessee,** *n.* (લૅસી') One to whom a property is leased. મુદતની શરતથી ગણોતે-પટે-ભાડે રાખનાર રાખસ; ગણોતીયો; પટેદાર; ઇજારદાર.

**Lessen,** *vt.*(લૅ'સન્) To diminish; to reduce; to abate. ઓછું-કમતી કરવું. 2. To disparage or depreciate. કિંમત કમી કરવી; હલકું ગણવું. *vi.* to become less, to decrease.ઓછું-કમી થવું.

**Lesser,** *a.* (લે'સર્) Smaller.વધારે ઓછું, ન્હાનું.

**Lesson,** *n.* (લે'સન્) The portion of a book which a pupil recites at one time. પાઠ 2. A portion of scripture read in Divine Serviceશિક્ષા;ઉપદેશ;બોધ;શાસ્ત્રપ્રકરણ.3.A severe lecture, rebuke or reprimand. સખત ઠપકો. 4. A truth or instruction taught by experience. સ્વાનુભવથી જાણેલું સત્ય; પાઠ; અનુભવ. [L. *lego*, I read].

**Lessor,** *n.* (લે'સૉર્) One who lets or leases a property. ભાડે-ગણોતે-પટે આપનાર ધરધણી.

**Lest,** *a.* (લેસ્ટ્) Perhaps કદાચ; રખેને.

**Let,***vt.*( લેટ્ )To permit;to suffer. રજા આપવી; પરવાનગી આપવી. 2.To abandon;to relinquish. છોડી દેવું; ત્યજી દેવું. 3. To lease; to grant possession and use of for a compensation to hire out.ભાડે આપવું.**To let**=ભાડે આપવાનું છે. **To let alone**=To leave; to cease to interfere. છોડી દેવું; માથું નહિં મારવું; વાળી મુકવું. **To let fly or drive**=જોરથી ફેંકવું. To discharge with force. **To let go**=To allow or suffer to go. જવા દેવું; જવું કરવું. **To let off**=છોડી મુકવું. To allow to escape; to release. 2. To discharge as an arrow; to fire as a gun. તીર છોડવું; બંદુક ફોડવી. **To let loose**=To permit to wander at large. છુટું-રખડતું મુકી દેવું. **To let blood** =નસ્તર મુકી લોહી વહેવા દેવું. To open a vein. and let blood flow. **To let open**=To reveal or divulge as a secret. છાની વાત ઉઘાડી પાડવી. *n.* Hindrance; obstacle; impediment.અડચણ;અંતરાય.[A.S.*lettan*, to let.]

**Lethal,** *a.* (લી'થલ્) Deadly; mortal; fatal. પ્રાણનાશક; ઘાતકી; કતલી.

**Lethargical,** *a.* ( લિથા'ર્જીકલ્ ) Drowsy; pertaining to lethargy; affected with lethargy; morbidly inclined to sleep. ભારે ઉંઘણસી; સુસ્ત; બેભાન; ગાફેલ.

**Lethargically,** *adv.* (લીથા'ર્જીકલી) In an idle or drowsy manner. અઘોરી, સુસ્ત રીતે.

**Lethargy,** *n.* (લે'થર્જી) Unnatural drowsiness or sleepiness; profound sleep from which a person can scarcely be awakened; dullness; inaction. સુસ્તી; અતિનિદ્રા; અઘોરીપણું. [L. *lethargia*, oblivion.]

**Lethe,** *n.* (લી'થી) Death. મોત.2. Oblivion; forgetfulness. વિસ્મૃતિ; ભુલાવો. [Gr. *lethe*, river in Hades or lower world, producing forgetfulness.]

**Letter,** *n.* (લે'ટર્) One who lets or leases. ભાડે આપનાર. 2. A mark or character used as a representative of sound. અક્ષર;વર્ણ. **A compound letter**=જોડાક્ષર;સંયુક્તાક્ષર. 3.A written or printed communication or message; an epistle. લેખ; પત્રિકા; પત્ર; કાગળ. **Letters patent**=A royal order authorizing some person to do an act or enjoy a right. સનદ; પરવાનો. 4. Verbal expression; literal meaning.શબ્દાર્થ;અક્ષરાર્થ. *pl.*learning. ભણતર; વિદ્યા. **A man of letters**= A learned man. વિદ્વાન માણસ; સાક્ષર; કેળવણી પામેલો માણસ. *vt.* To impress or form letters on. અક્ષર કોતરવા, લખવા. **Dead letter** = ન ધણીયાતો કાગળ; બંધ પડેલો રિવાજ વગેરે. An unclaimed letter. **Letter-box**=Post-box. ટપાલના કાગળ નાખવાની પેટી. **Letter-carrier**=A postman. ટપાલવાળો;ટપાલી. **Letter-founder**=ટાઇપના અક્ષર ગાળનાર.A type-founder.**Letter book** =A book in which merchants keep copies of their correspondence. પત્ર વેહવારની નકલો રાખવાની ચોપડી. **To the letter**=બરાબર; જરા પણ ભુલ વગર. **Letter and spirit**= શબ્દાર્થ અને ભાવાર્થ, હેતુ. **L. of attorney** =વતી કામ કરવાનું અખત્યારનામું. **L. of credence** = પ્રમાણપત્ર. **L. perfect**= ( નાટકીયો ) પાઠમાં પાકો, અક્ષરે અક્ષર તૈયાર. [L. *litera*, a letter.]

**Lettered,** *pp.* (લે'ટર્ડ્) Educated. ભણેલો. **Unlettered**=અભણ. **Letterless**=Illiterate. અભણ.

**Letter-press,** *n.* (લે'ટરપ્રેસ્) A copying press. કાગળની નકલ કાઢવાનું યંત્ર. 2. Print; letters and words impressed on paper or other material by types. બીબાવતી છાપેલા અક્ષર, શબ્દ; ચિત્રો ઉપરાંત, સિવાયનું બીજું છાપેલું, લેખ વગેરે.

**Letter-writer,** *n.* (લે'ટરરાઇટર્) One who writes letters. કાગળ લખનાર. 2. A book teaching the correct way of writing letters. કાગળો લખવાની રીત શીખવનાર પુસ્તક; પત્રલેખન શિક્ષક, શિક્ષિકા.

**Letting,** *n.* (લે'ટિંગ્) The act of letting. ભાડે આપવું તે; જવા દેવું તે.

**Levant,** *n.* (લિવૅ'ન્ટ્) Countries east of the Mediterranean Sea. ભૂમધ્ય સમુદ્રની પૂર્વ તરફના દેશો. **Levantine**=આ પ્રદેશમાંથી આવતું એક જાતનું રેશમી કાપડ. 2. One who runs aways or decamps without paying

his debts. નાસી જનાર દેવાળીઓ. *vi.* To run away or decamp without paying one's debts. [L. *levare*, to raise].

**Levanter,** *n.*(લીવૅ'ન્ટર્) A decamper. નહા-સી જનાર માણસ. 2. The name of a strong wind on the Mediterranean coast. ભૂમધ્ય સમુદ્રમાં વહેતો પ્રચંડ, પૂર્વ તરફનો વાયુ.

**Levee,** *n.* (લે'વિ) A reception of visitors held by a prince or some other high functionary of state. દરબાર; સભા; મિજલસ. [L. *levare*, to rare].

**Level,** *n.* (લે'વલ્) A horizontal line or plane; a surface without inequalities. સરખી જમીન; સપાટ પ્રદેશ. 2. A certain status or position or rank in society. ધોરણ; સ્થિતિ; દરજ્જો; ભૂમિકા. 3. An instrument for determining the planeness of a surface. સાધની; આળંબો; ઓળંબો. 4. State of equality. બરોબરી; સમાનતા. **A carpenter's level** = કાટખુણો. **Mason's level** = સાધની; ઓળંબો. **Level of the sea**-Sea-level. દરીયાની સપાટી. *a.* Horizontal; even; flat. સીધો; સપાટ. 2. Having the same height; equal in rank or degree.. ઉંચાઇમાં સરખું; સરખા કુદાનું. *vt.* To make level by removing the inequalities of the surface. સરખું કરવું. 2. To reduce to an equality of condition. એક સરખી સ્થિતિ-દશામાં લાવવું. 3. To point or aim at. તાકવું **To level up** = To raise the level or state of anything. વધારે ઉંચુ કરવું; હોદો વધારવો. **To level down** = To lower to the same status or condition. ઉંચું-નીચું હોય તે એકસરખું કરવું. ન્હાના મોટાનો ભેદ દૂર કરવો. **To level to dust** = To raze to the ground. જમીન દોસ્ત કરવું. [L. *libella*, dim. of *libra*, a level].

**Leveller,** *n.* (લે'વલર્) One who levels; anything that destroys social distinctions and reduces all men to equality. સપાટ કરનાર. એકસરખું કરનાર. 2. A believer in common ownership of property ( in Economics ) સામાન્ય સ્વામિત્વનો મત ધરાવનાર માણસ; સમાજવાદી.

**Levelling,** *n.* (લે'વલિંગ્) The act of levelling; the act of ascertaining the different elevations of objects from the surface of the earth. એકસરખું કરવું તે; સમીકરણ કરવાની ક્રિયા. **Levelling pole-rod-staff** = An instrument used in levelling in conjunction with a spirit-level and a telescope. સમી-કરણ યંત્ર.

**Levelly,** *adv.* (લે'વલી) Evenly; in a level manner. એક સરખી રીતે.

**Levelness,** *n.* (લે'વલનિસ્) Evenness; the state of being level. એકસરખાપણું.

**Lever,** *n.* (લી'વર્) A bar of metal &c. capable of turning on an axis and used to overcome the resistance at one end by the application of a smaller force at the other. ઉચ્ચાલન યંત્ર. 2. A watch having a vibrating lever to connect the action of the escape wheel with that of the balance. લીવરવાળું ઘડીયાળ. [L. *levare*, to raise].

**Leverage,** *n.* (લી'વરેજ્) The action of a lever; lever power; the mechanical advantage gained by a lever. ઉચ્ચાલનથી થયેલો ફાયદો; ઉચ્ચાલન ક્રિયા, શક્તિ.

**Leveret,** *n.* (લે'વરિટ) A hare in the first year of its age. એક વરસનું સસલાનું બચ્ચું.

**Leviable,** *a.* (લે'વિઅબલ્) Assessable; that may be levied. વસુલ કરાય એવું; ઉઘરાવવા યોગ્ય.

**Leviathan,** *n.* (લીવા'યથન્) Sea monster; huge ship; powrful person, etc. મચ્છ; મગર; ગંજાવર વ્હાણ; જબરો સત્તાધારી; જબરદસ્ત કંઇક.

**Levigate,** *vt.* (લે'વિગેટ્) To rub or grind to a fine unpalpable powder; to mix thoroughly. ઝીણું-બારીક કરવું; એકરસ કરવું. *a.* Finely ground. ઝીણું કરેલું.

**Levite,** *n.* (લી'વાઇટ) One of the tribe or family of Levi, લીવીના કુટુંબ-જાતમાંનો માણસ. 2. A cleric; a priest. પાદરી. [*Levi*, one of the son of Jacob].

**Levity,** *n.* (લે'વિટી) Lightness of temper or conduct; unsteadiness; giddiness; want of seriousness; fickleness; disposition to trifle; volatility. મનની અસ્થિરતા-ચંચળતા; નાદાની; હલકાઈ; બાલિશતા; ભોકરવાદ-મત; ઉડાઉ, મજાકગીરી [L. *levitas*, lightness].

**Levy,** *vt.* (લે'વી) To raise or enlist (troops). લશ્કર એકઠું કરવું. 2. To collect (taxes). કર-વેરો બેસાડવો-ઉઘરાવવો. **To levy war** = To raise an army for fighting. લડાઈ માટે લશ્કર એકઠું કરવું. *n.* The act of raising troops. લશ્કર એકઠું કરવું તે. 2. The act of collecting taxes. વેરાઓ વસુલ કરવા તે. 3. The troops raised. એકઠું કરેલું લશ્કર. 4. The taxes collected. વસુલ કરેલા કરો-વેરાઓ. [L. *levare* to raise.]

**Lewd,** *a.* (લ્યુડ્) Lascivious; sensual; lustful. કામી; લંપટ; કામાંધ. 2. Given to or proceeding from unlawful lust. કામીપણાનું; બદચાલનું; કામી; લંપટ. [A. S. *laewed*, lewd].

**Lewdly,** *adv.* ( લ્યૂ'ડલી ) In a lustful or sensual manner. બદનજરથી; કામપૂર્ણ નજરથી; કામાંધરીતે

**Lewdness,** *n.* ( લ્યૂ'ડનિસ્ ) Lustfulness; sensuality; lasciviousness. વ્યભિચાર; શીલ'પટતા; કામાસક્તિ.

**Lexical,** *a.* (લે'કિસકલ્) Pertaining to the vocabulary of a language. શબ્દકોશ સંબંધી.

**Lexicographer,** *n.* (લેક્સિકૉ'ગ્રફર્) The author or compiler of a dictionary. શબ્દકોષકર્તા, સંગ્રાહક.

**Lexicography,** *n.* (લેક્સિકૉ'ગ્રફી) The act or art of compiling a dictionary; the occupation of compiling dictionaries. શબ્દકોષકરણ; કોષરચના. [L. *lexicon*, a word & *grapho*, I write.]

**Lexicologist,** *n.* (લેક્સિકૉ'લજીસ્ટ) A skilled dictionary writer. સારો શબ્દકોષકાર.

**Lexicology,** *n.* (લેક્સિકૉ'લજી) The science or art of words, their derivation, signification &c શબ્દકોષરચનાશાસ્ત્ર; વ્યુત્પત્તિશાસ્ત્ર.

**Lexicon,** *n.* (લે'કિસકન્) A dictionary; a a word-book. શબ્દકોષ; ડિક્શનરી. [Gr. *lego*, I speak.]

**Lex talionis,** *n.* (લેક્સ્ ટૅલિઓ,નિસ્) Law of retaliation. વેર ન્યાય; કરણી તેવી પાર ઉતરણી, ભરણી એ ન્યાય, મત [L.]

**Liable,** *a.* (લા'યબલ્) Answerable for consequences; bound to make good a loss; responsible. જવાબદાર; જોખમદાર. **Liable to err** = Likely to commit mistakes. ભુલ કરે તેવું; દોષપાત્ર. [L. *ligare*, to bind.]

**Liableness, Liability,** *n.* (લા'યબલનિસ્, લાયૅબિ'લિટી) The state of being liable; that for which one is liable. જવાબદારી; જુમ્મેદારી; જોખમ.

**Liaison** *n.* (લિએ'યઝન્) Illicit love affair. પ્રેમચેષ્ટા; નખરૂં; 2. સ્વર પ્હેલાંના અંત્યવ્યંજનનું ઉચ્ચારણ. 3. સંબંધ; દ્રુત સ્થિતિ.

**Liar,** *n.* (લાયર્) One who knowingly utters a falsehood. અસત્યવાદી; જુઠો.

**Libation,** *n.* ( લાયૂબે,'શન્ ) The act of pouring a liquor usually wine either on the ground or on a victim in sacrifice in honour of some deity. સિંચન; તર્પણ; તર્પણદ્રવ્ય; તર્પણોદક; રસ, આસવ. [L. *libatio.*] 2. Drinking. દારૂપાન.

**Libel,** *n.* (લા'યબલ્) A defamatory writing. આબરૂને નુકશાન પ્હોંચે એવું લખાણ. 2. The crime of issuing a defamatory publication. આબરૂને નુકસાન કરે એવું લખાણ લખવાનો ગુન્હો; બદનક્ષી. *vt.* To defame expose to public hatred or contempt by a writing or picture; to lampoon. આબરૂને નુકસાન પ્હોંચે એવું લખાણ લખવું. **A libel suit** = આબરૂ નુકસાનીનો, બદનક્ષીનો દાવો. [L. *libellus*, a libel].

**Libellous,** *a.* ( લા'યબલસ્ ) Defamatory; containing a libel. પ્રતિષ્ઠાહારી; આબરૂ લેવાનું; બદનક્ષી ભરેલું, કરતું.

**Liberal,** *a.* (લિ'બરલ્) Bountiful; generous. દાનશૂર; ઉદાર. 2. Ample; abundant; profuse. મોકળું; મોટું; સંપૂર્ણ; વિપુલ; પુષ્કળ. 3. Not characterised by selfish, narrow or contracted views. ઉદાર, મોટા મનનો. 4. Favourable to civil, political and religious liberty; in favour of social reforms. રાજકીય બાબતોમાં અથવા સામાજીક બાબતોમાં ઉદાર, સુધારક મત ધરાવનાર. 5. Not too literal or strict. વ્હોળો, વિશાલ; ભાવાર્થવાદી. *n.* One who advocates greater freedom from restraint especially in political institutions. રાજકીય બાબતોમાં ઉદાર વિચાર ધરાવનાર માણસ **Liberal arts** = Fine arts. ઉંચી કોટિની વિદ્યા, કળા. **Liberal education** = Higher education which cultivates the mind. ઉંચા પ્રકારની, સજ્જન ગૃહસ્થને છાજે એવી કેળવણી. **Liberal of heart** = Nobleminded. ઉદાર, વિશાળ હૃદયનો. **The Liberals** = ઇંગ્લંડમાંનો એક ઉદાર મત ધરાવતો રાજકીય પક્ષ. [L. *liber* free].

**Liberalism,** *n.* ( લિ'બરલિઝમ્ ) Liberal principles; the principles of the Liberal party in England. ઉદાર વિચાર; લિબરલ પક્ષના મતો અથવા સિદ્ધાંતો.

**Liberality,** *n.* ( લિબરૅ'લિટી ) Generosity; munificent bounty; magnaminity; largeness of mind; width of sympathy. ઉદારતા; દાનવીરતા; મનની મોટાઇ; હૃદયની વિશાલતા.

**Liberalize,** *vt.* (લિ'બરલાઇઝ્) To render liberal; to enlarge; to render free from narrow views or prejudices. મોટું, ઉંચું, ઉદાર કરવું.

**Liberally,** *adv.* ( લિ'બરલી ) Generously; bountifully; large-mindedly. ઉદારતાથી; પ્રૌઢપણે.

**Liberate,** *vt.* (લિ'બરેટ્) To release from restraint or bondage; to set at liberty; to free. કેદમાંથી છુટા કરવું; સ્વતંત્ર કરવું. [L. *libera*].

**Liberation,** *n.* ( લિબરે,'શન્ ) Freedom; release; setting at liberty. છુટકારો.

**Liberator,** *n.* ( લિ'બરે,ટર્ ) A rescuer; a deliverer; a saviour. છૂટકારો કરનાર માણસ.

**Libertarian,** *a.* (લિ'બર્ટેરિયન્) Pertaining to the doctrine of freewill as opposed to that of necessity. પુરૂષાર્થવાદી.

**Libertarianism,** *n.* ( લિબર્ટે'રિયૂનિઝમ્ ) The doctrine of the free will of mankind. પુરૂષાર્થવાદ.

**Libertine,** *n.* ( લિ'બર્ટિન ) A free man; a man without restraint; one unconfined. મન મુખત્યારથી ચાલનાર માણસ. 2. One who indulges in his lust without restraint; a debauchee; a sensualist; a rake. રંડીબાજ; વિષયાસક્ત માણસ. *a.* Licentious; dissolute. વિષયાસક્ત. [L. *liber*, free.]

**Libertinism,** *n.* ( લિ'બર્ટિનિઝમ્ ) The state of a libertine. બેફેદપણું. 2. A dissolute or licentious life; the conduct of a rake; debauchery. વિષયાસક્તપણું; શીલંપટપણું; રંડીબાજી; બદકર્મ; લુચ્ચાઇ.

**Liberty,** *n.* (લિ'બર્ટી) Freedom; The state of a free person. છુટ; સ્વતંત્રતા; મનમુખત્યારપણું. 2. Freedom from imprisonment. કેદમાંથી છુટકારો. 3. Privilege; exemption; permission granted. છુટ; રજા. 4. Leave. રજા; પરવાનગી. 5. Freedom of action or speech beyond the bounds of civility or decorum. બેઅદબી; અમર્યાદા. 6. Freedom from occupation or engagements. કામમાંથી છુટકારો, ફારગતી. 7. Choice or selection power. મનગમતું કરવાની રજા; આપમુખત્યારીપણું. **Liberty of individuals**=વ્યક્તિસ્વાતંત્ર્ય **Liberty of speech,** = બોલવાની છુટ; વાકસ્વાતંત્ર્ય. **Liberty of press** = Freedom of publishing anything except what is mischievous or injurious to public interests. છાપવાની છુટ. **Civil and political liberty** = રાજકીય સ્વાતંત્ર્ય. **Liberty of conscience**=વિચારસ્વાતંત્ર્ય; પોતાના અંતરના અવાજ પ્રમાણે વતવાની છુટ. **Liberty of intellect** = બુદ્ધિસ્વાતંત્ર્ય. **At liberty** = Unconfined. છુટો. 2. At leisure. ફુરસદ-નવરાશની વખતે. [L. *liber*, free].

**Libra,** *n.* (લિ'બ્રા) The seventh side of the Zodiac. તુલારાશિ. [L. *libra*, a balance].

**Librarian,** *n.* (લાયબ્રે'રિયન્) The keeper of a library or collection of books. પુસ્તકાલયનો અધિકારી.

**Library,** *n.* ( લા'યબ્રરી ) A collection of books belonging to any one. પુસ્તકાલય; કીતાબખાના; સંગ્રહ. 2. The building or edifice where such collections are gathered. લાયબ્રરીની જગ્યા-નું મકાન. [L. *libraria*, a bookseller's shop].

**Libratory,** *a.* ( લાયબ્રે'ટરી ) Oscillating; moving to and fro like a balance. ત્રાજવાની પેઠે ફરનારૂં. [L. *libra*, a scale.]

**Licence,** *n.* (લા'યુસન્સ) Authority or liberty to do or forbear from doing an act. રજા; પરવાનગી. 2. A certificate or document giving such permission. રજાચિઠ્ઠી; પરવાનો ઇજારો. 3. Undue or excess of liberty or freedom. ગેરવ્યાજબી છુટ; સ્વચ્છંદ. **License,** *v.* છુટ આપવી.

**Licensee,** *n.* (લાયસન્સી') પરવાનો ધરાવનાર.

**Licenser** = પરવાનો આપનાર અમલદાર.

**Licentiate,** *n.* (લા'યસેન્શિએ,ટ્) One who has a licence to practise any art or exercise any profession. સનંદ ધરાવનાર; સનંદી. [L. *licentia*, a licence].

**Licentious,** *a.* ( લાયસે'ન્શસ્ ) Profligate; dissolute; lawless; immoral. વંઠેલું; લંપટ; વ્યભિચારી.

**Licentiousness,** *n.* ( લાયસે'ન્શસ્નિસ્ ) Profligacy; sensuality. વ્યભિચાર; લંપટપણું; બદકર્મ. [L. *licentiosus*].

**Lick,** *vt.* (લિક્) To pass or draw the tongue over the surface of; to lap. જીભથી ચાટવું. 2. To flog; to beat; to overcome. મારવું; હરાવવું. ( licking ). **To lick into shape** = To give proper form to; to bring back to the right road. બરાબર આકાર આપવો; ખરે રસ્તે ચઢાવવો. 2. To subdue; tame. સીધો કરવો; વશ કરવું. rubbing or drawing over of the tongue. ચાટવું તે. 2. A blow or stroke. ફટકો; માર. [L. *licine*]. **L. spittle.** નીચ; ખુશામદીયો.

**Lickerish,** *a.* (લિ'કરિશ) Dainty; eager to taste or enjoy. આતુર; ભોગાતુર; શૉખીન.—also, **Liquorish.**

**Lico(quo)rice,** *n.* ( લિ'કરિસ્ ) A kind of plant the root of which abounds in sweet juice. જેઠી મધનો છોડ; જેઠીમધ.

**Lid,** *n.* (લિડ) That which covers the opening of a vessel. ઢાંકણું. 2. An eye-lid. [**A.** S. *hlid*, a cover].

**Lie,** *n.* (લાય) A falsehood; an untruth; a deception. જુઠું; જુઠાણું; અસત્ય. *vi.* To utter falsehood with an intention to deceive. અસત્ય બોલવું; જુઠું બોલવું. **To give the lie to** = To charge with falsehood; to prove

to be false. જુઠું બોલવાનો આરોપ મુકવો; જુઠાણું છે એમ સાબીત કરવું.2.To occupy a horizontal position; to rest on a bed or couch. સુવું. 3. To be situated or occupy a certain place. અમુક જગ્યાએ હોવું. 4. To abide or remain. પડી રેહવું. 5. To be present; found in; to exist in.માં હોવું; 6. To be incumbent on; to depend. આધાર હોવો-રાખવો. **To lie at the mercy of**=To be in the power of.ના હાથમાં આવી પડવું;ની સત્તામાં હોવું. **To lie in**=To be in child bed; to bring forth young. સુવાવડમાં હોવું; બાળકને જન્મ આપવો. **To lie in wait**=To wait in ambush or concealment. લાગ ફાવે ત્યાં સુધી સંતાઇ રહેવું; તાકીને બેસી રહેવું. **To Lie over**=To be postponed or deferred.આગળ ઉપર, મુલતવી રહેવું. **To lie on hand**.-**To lie in hand**=પાસે હોવું; સીલક હોવું. **As far as in me lies**=મ્હારી શક્તિ મુજબ. **L.-abed**, મોડો ઉઠનાર. **L. on the bed one has made**=કરેલાં કર્મનાં ફળ ચાખવાં. **L. to**=લંગર નાંખ્યા વગર બને તેટલું સ્થિર થવું, અટકવું. **L. up**= સૂઇ જવું; સુસ્ત થઇ જવું; ડૉકમાં, ફારગતીએ હોવું. **L. with**=સંભોગ હોવો. **L. of the land**= વસ્તુ સ્થિતિ; સંજોગ.

**Lief,** *a* (લીફ્) Beloved. વહાલું. 2. Pleasing. આનંદદાયક. 3. Agreeable; willing. મનગમતું; ખુશ. *adv.* Gladly;willingly;readily. ખુશીની સાથે *n.* A beloved; a sweetheart. માશુક.

**Liege,** *n.* (લીજ્) A lord; a sovereign. સત્તાધીશ; ઉપરિ; *a.* Superior; sovereign; independent. સત્તાધારી; સત્તાવાન [Gr. *ledie*, free].

**Lien,** *n.* (લીયન્) A legal claim; a right of the creditor to retain the goods of the debtor until the debt is paid. ખરો હક; કાયદેસર દાવો; પૈસા મળે ત્યાં સુધી દેવાદારની માલ મિલ્કત અટકાવવાનો લેણદારનો હક.[L.*ligo*,I bind].

**Lieu**, *n.* (લ્યુ) Place; room; stead. બદલો; ઠેકાણું. **In lieu of**=ને બદલે.

**Lieutenancy,** *n.* (લેફ્ટે'નન્સી) The office or commission of a lieutenant. પતિનિધિપણું.

**Lieutenant,** *n.* (લેફ્ટે'નન્ટ)An officer who supplies the place of his superior in his absence. પ્રતિનિધિ;ડેપોટી;ડેપ્યુટી. 2. A commissioned officer in the army next below in rank to a captain. કપ્તાનના હાથ નીચેનો અધિકારી. [L. *locus*, place; *tenant*, holding].

**Life,** *n.* (લાઇફ્) The state of living or being alive. જીંદગી; હયાતી; જીવન. 2. The time from birth to death. જીવન; જન્મારો જીવતર; આવરદા; આયુષ. 3. Vitality; animation. જીવન; જીવનશક્તિ; જીવ. 4. The present state of existence; the manner of living. જીવન ક્રમ; રહેણી; ઐહિક જીવન. 5. Human affairs. વ્યવહાર; સ્થિતિ રીતિ; રહેણી. 6. An exact resemblance(said of a picture or a portrait). આબેહુબ આકાર-ચિતાર;બરાબર નકલ. 7. Conduct or deportment in regard to morals. ચારિત્ર્ય; વર્તણુક. 8. Spirit; briskness; vivacity. દમ; જુસ્સો; પાણી. 9. A history of the acts and events of a life. જીવનવૃત્તાંત; જીવનચરિત. 10. General state of man or of social manners &c. માણસોની સાધારણ સ્થિતિ, રીતભાત અને રહેણી. 11. Course of things in the world. દુનિયાની રીત-રહેણી-વ્યવહાર. 12. Animation. ઉત્સાહ; તેજ. **To lose one's life**=to die. મરી જવું. **Life and soul**=With all one's energies. શકય તેટલા ઉત્સાહથી; બને તેટલા પ્રયાસથી; અંતઃકરણપૂર્વક; જીગર;આત્મા. **Vicissitudes of life** = કાળચક્ર; ચડતીપડતી. **The present life**=ઇહલોક; સંસાર; ભવ. **Life's little worries**=સંસારના દુઃખો. **Life of one's life**=Very dear. બહુજ વ્હાલું; આંખની કીકી જેવો. **Active life**= પ્રવૃત્તિ; માર્ગ. **A question of life and death**=અત્યંત મહત્વનો, જીવનમરણનો સવાલ. [A. S. *lif*.]

**Life-annuity**, *n.* (લાં'ઇફ્એન્યૂ'ઇટી) The sum of money paid to a person yearly during the person's life. માણસની જિંદગી સુધીજ આપવામાં આવતું વાર્ષિક વેતન-પગાર; વર્ષાશન.

**Life-assurance**, *n.* (લાઇફ્એશ્યૂ'રન્સ્) The insurance of life. જિંદગીનો વિમો.

**Life-blood,** *n.* (લા'ઇફ્બ્લડ્) Vital blood. જિંદગીને જરૂરનું લોહી; જીવન સર્વસ્વ.

**Life-boat,** *n.* (લા'ઇફ્બોટ્) A boat specially constructed for saving men in danger of drowning in storms at sea. ડુબતા માણસોને બચાવવા માટે બનાવેલી હોડી. **L. belt**=એવે પ્રસંગે તરવાનો પટ્ટો.

**Lifegiving**, *a.* (લા'ઇફ્ગિવિંગ્) Giving life or spirit; having power to give life; inspirating; invigorating. જીવનદાયક; સ્ફૂર્તિદાયક; ઉત્સાહકારક.

**Lifeguard,** *n.* (લા'ઇફ્ગાર્ડ્) The body-guard or aid-de-camp of a prince or any other important personage. રાજાનું રક્ષણ કરવા રાખેલો સિપાઈ; અંગરક્ષક.

**Life-interest,** *n.* (લા'ઇફ્ઇ'ન્ટરિસ્ટ) An estate or interest which lasts during one's lifetime only. હયાતી સુધીનો હક, ની જાગીર.

**Lifeless,** *a.* (લા'ઇફ્લિસ્) Dead; spiritless; inactive. પ્રાણરહિત; મરી ગએલું; નિર્જિવ; અચેતન; નિસ્તેજ.

**Lifelike,** *a.* (લા'ઇફ્લાઇક્) Like a living person; true to life. આબેહુબ; જીવતા માણસ જેવી (છબી).

**Lifelong,** *a* (લા'ઇફ્લૉન્ગ્) Lasting throughout life. જિંદગી સુધીનું; જિંદગીભરનું.

**Lifesize,** *n.* (લા'ઇફ્સાઇઝ્) Of the size of the object or person represented. અસલ, આખા શરીર જેટલી મોટી છબી અથવા પુતળું.

**Lifetime,** *n.* (લા'ઇફ્ટાઇમ્) Duration of one's life. જિંદગી; આવરદા; આયુષ.

**Lift,** *vt.* (લિફ્ટ્) To raise from a lower to a higher position; to raise; to hoist; to elevate. ઉંચકવું-ઉપાડવું; ઉંચે ચ્હડાવવું. **To lift up one's hand against**=To raise one's hand in hostility; to rebel. સ્હામે હાથ ઉપાડવો; સ્હામા થવું. *vi.* To raise or try to raise or be raised or elevated. ઉંચકાવવું; ઉંચું થવું. *n.* The act of raising (either physically or mentally or spiritually). ઉંચા થવું તે; ઉંચકાવવું તે; ઉન્નતિ. 2. An elevator. ઉપરના માળ ઉપર જવા માટે વાપરવામાં આવતું વિજળીથી ચાલતું એઠકવાળું મશીન; ઉચ્ચાલક. [A. S. *laft*, air or sky.]

**Ligament,** *n.* (લિ'ગમન્ટ્) A band; that which ties or unites one thing to another. એક વસ્તુને બીજી વસ્તુ સાથે જોડનાર; પાટો; અસ્થિબંધ. [L. *ligs*, I bind].

**Ligation,** *n.* (લિગે,'શન્) The act of binding or uniting one thing to another. બાંધવું તે. 2. That which binds. બંધારણ. 3. A band. પાટો. [L. *ligo.*]

**Ligature,** *n.* (લિ'ગચર્) Anything that binds; a band or bandage; a tie; a cord; a string. બાંધવું તે; બંધારણ; પાટો. [L. *ligo*, I bind].

**Light,** *n.* (લાઇટ્) That agent or force by the action of which upon the organs of sight, objects from which it proceeds are rendered visible. અજવાળું; તેજ; પ્રકાશ. 2. Anything that gives light as a lamp, a taper, a candle, a star &c. અજવાળું આપનાર; દીપક; દિવો. 3. Sun's radiance; day-time; dawn of the day. પ્રભાત; અરૂણોદય; દહાડો. 4. The brightness of the eyes. ચક્ષુતેજ. 5. Knowledge or enlightenment. જ્ઞાન; પ્રકાશ. 6. A firework made by fitting a case with a substance which burns brilliantly with a white flame. દિવાસળી વગેરે; દેવતા; અગ્નિ. 7. **To bring to light**=To reveal or uncover. ખુલ્લું, ઉઘાડું પાડવું. **To see the light**=To come to the public notice. પ્રકાશમાં આવવું; જાણીતા થવું. **To see the light of the day**=To be born. જન્મ થવો. **To stand in one's own light**=To be the means of preventing one's own good. પોતાના પગ પર હાથે રહીને કુહાડી મારવી; પોતાનું પોતેજ નુકશાન કરી લેવું. **Considered in this light** =આ દૃષ્ટિએ જોતાં. *a.* Bright; clear; not deep or intense (as colour). ચકચકિત; તેજોમય; ચોખ્ખું દેખાય એવું; ફીકા, ઝાંખા, આછા, ખુલતા રંગનું. *vt.* To illuminate; to enlighten; to kindle; to ignite. સળગાવવું. *vi.* To brighten. ચોખ્ખું દેખાય એવું અથવા ચકચકિત કરવું (ii) *a.* Not heavy; having little weight. હલકું; હલકા વજનવાળું. 2. Easy to be performed; not difficult. સ્હેલાઈથી થઈ શકે એવું 3. Easy to be digested. હલકું; જલદી પાચન થાય એવું. 4. Not heavily armed. છડું; લઘુસજ્જ. 5. Active; nimble. ચપળ. 6. Slight. નાજુક. 7. Inconsiderate; unsteady; volatile; gay; indulging in levity. અવિચારી; સ્વચ્છંદી. 8. Wanton; unchaste. સ્વચ્છંદી; છેલ. **Light-headedness**=ચિત્તભ્રમ; છોકરમત. **To make light of**=To treat as of no consequence. નજીવું ગણવું. *adv.* Lightly. હલકી રીતે. *vt.* To take off. ઉતારવું. *vi.* To dismount. ઘોડા ઉપરથી, ગાડીમાંથી નીચે ઉતરવું. 2. **To feel light**=હલકું લાગવું, થવું. 3. To descend form flight and rest. ઉડવું બંધ કરી આરામ લેવો; ઉતરવું. (પક્ષીઓ માટે વપરાય છે.) 4. To happen. બનવું; થવું. **The L. in, of one's eyes**=ઉલ્લાસ; ચૈતન્ય; તેજ; પાણી. 2. પ્રેમ, પૂજ્ય, કૃપાપાત્ર. **Acrostic lights**=મળેલા પત્તો, નિશાનીઓ. **According to one's lights.** પોતાની સ્હમજ, બુદ્ધિ પ્રમાણે [L. *luceo*, I shine.]

**Light-armed,** *a.* (લા'ઇટ્આર્મ્ડ) Armed with light weapons. હલકાં શસ્ત્ર સજ્જેલું, બાંધેલું.

**Lighten,** *vi.* (લા'ઇટન્) To become brighter; to shine; to flash. ચમકવું, અજવાળું થવું. *vt.* To light. અજવાળું કરવું. 2. To illuminate with knowledge. જ્ઞાનથી પ્રકાશિત, ઉજ્જવળ, શોભાયમાન કરવું. 3. To flash forth. દેવતાની પેઠે એકદમ ઝળકવું. 4. To reduce or lessen in weight. ભાર, વજન ઓછું કરવું. [Fr. *light*, and *en.*]

**Lighter,** *n.* ( લા'ઇટર્ ) One who or that which lights or kindles. દિવા કરનાર; ફરાસ; દિવાસળી વગેરે 2. A boat used in unloading. વહાણ ઉપરથી ઉતારવાની મોટી હોડીઓ.

**Lighterman,** *n.* (લા'ઇટરમન્) A person who manages a lighter. મછવાવાળો.

**Light fingered,** *a.* (લા'ઇટફિંગરર્ડ) Thievish; addicted to petty thefts; pilfering. હાથનો ચોર; હાથનો ચાલાક.

**Lightfooted,** *a.* (લા'ઇટફુટિડ્) Nimble in running or dancing; active. દોડવામાં,નાચવામાં ચપળ; ચાલાક.

**Light-hearted,** *a.* ( લા'ઇટહાર્ટિડ્ ) Free from grief or anxiety; gay; cheerful; merry. આનંદી; ગમતી; છોકરમતિલું.

**Lighthorse,** *n.* (લા'ઇટહૉર્સ્) Light armed cavalry. હલકાં શસ્ત્રથી સજ્જ થયેલું ઘોડાવાળું લશ્કર.

**Lighthouse,** *n.* ( લા'ઇટહાઉસ્ ) A tower or building with a powerful light at the top intended to direct seamen in navigating ships at night; a pharos. દિવાદાંડી.

**Light-infantry,** *n.* ( લા'ઇટઇન્ફન્ટ્રી ) Infantry selected and trained for rapid evolutions. હલકાં શસ્ત્રવાળું જલદીથી કુચ કરી શકે એવું પાયદળ.

**Light-keeper,** *n.* (લા'ઇટકીપર્) One who has charge of the lights in a lighthouse; lightship &c. દિવા સળગાવનાર તથા એની કાળજી રાખનાર; ફરાસ.

**Lightly,** *adv.* (લા'ઇટ્લી) In a light manner; with little weight; easily; readily; cheerfully; nimbly; gaily. હલકે વજને; ઉડાઉગિરી, છોકરમતથી; સ્હેલાઈથી; તરતજ; ખુશીથી; આનંદથી.

**Lightminded,** *a.* (લા'ઇટમા'ઇન્ડિડ) Of light mind; unsteady; volatile; unsettled; showing levity. અસ્થિર; ઢંગ વિનાનું; બેફીકર.

**Lightning,** *n.* (લા'ઇટ્નિંગ્) The sudden and vivid flash that precedes thunder, produced by a discharge of atmospheric electricity. વિજળી; વિદ્યુત્. **L. rod**=A metallic rod to protect buildings or vessels from lightning. મકાનનું વિજળીથી રક્ષણ કરવા માટે મકાનના ટોચ ઉપરથી જમીન સુધી મુકવામાં આવતી પટ્ટી; ધાતુની વિદ્યુત્વાહની.

**Lights,** *n.* (લા'ઇટ્સ્) The lungs of a bird or animal. પક્ષી અથવા પશુનાં ફેફસાં.

**Lightsome,** *a.* (લા'ઇટસમ્) Bright; light. પ્રકાશિત; હલકું. 2. Gay; cheering. આનંદી; ખુશમીજાજ; બેફીકર.

**Ligneous,** *a.* (લિ'ગ્નીઅસ્) Woody; wooden; resembling wood. લાકડાનું; લાકડા જેવું.

**Like,** *a.* (લાઈક) Equal; of the same kind; similar; resembling. જેવું; સરખું. *adv.* or *prep.* In a like manner, similarly; likely. પેઠે, માફક;જેમ. *n.* A liking. પસંદગી; પ્રેમ;રાગ. 2. An exact counterpart. બરાબર નકલ.*vt.* To be pleased within a moderate degree; to regard with approbation; to approve of. થી ખુશી થવું; પસંદ કરવું; ગમવું. 2. To liken; to compare. બરાબરી કરવી; મુકાબલો, સરખામણી કરવી. *vi.* To be pleased; to choose. ખુશી થવું; પસંદ કરવું. [A. S. *gelic*, take].

**Likehood, Likelihood,** *n.* (લા'ઇકલિહુડ, લા'ઇકહુડ) Probability; likeliness; appearance of reality. સંભવ; દેખાવ; ડોળ; શક્યતા; સરખાવટ.

**Likely,** *adv.* (લા'ઇકલી) In all probability. ઘણું કરીને; સોવરશા. *a.* Probable; credible; suitable. માનવા જેવું. 2. Well-adapted or convenient for some propose. કોઈ પણ કામ માટે યોગ્ય-સારી રીતે કરી શકે એવું; બંધબેસતું.

**Liken,** *vt.* ( લા'ઇકન્ ) To make like. સરખું કરવું. 2. To comparo, to represent as resembling or similar. સરખાવવું; મુકાબલો કરવો;ની ઉપમા આપવી.

**Likeness,** *n.* (લા'ઇકનિસ્) The quality or condition of being like; resemblance; similarity; what exactly resembles something else. સરખાપણું; મળતાપણું; આબેહુબ કાઢેલું ચિત્ર-છબી.

**Likewise,** *adv* ( લા'ઇકવાઇઝ્ ) In a like manner; moreover; too; also. તેમજ; તેવીજ રીતે; પણ.

**Liking,** *n.*(લા'ઇકિંગ્ )Inclination; pleasure; desire; preference; satisfaction. ઇચ્છા; મરજી; રાગ; ભાવ; પ્રીતિ.

**Lilac,** *n.* ( લા'યલક ) A shrub with flowers generally bluish or white. એક જાતનો ફુલ વાળો છોડ.

**Lilliputian,** *a.* ( લિલિપ્યૂ'શન્ ) Very small; pigmean. બહુજ ન્હાનું;વેંતીયું માણસ. *n.* A member of the diminutive race of beings described in Swift's imaginary kingdom of Lilliput in Gulliver's Travels. લીલીપુટના બેટનો કલ્પિત વેંતીયો માણસ.

**Lily,** *n.* (લિ'લી) A fragrant flower. કમળ.

**Limb,** *n.* ( લિમ્ ) An arm or leg of a human being. મનુષ્યનો હાથ; પગ; અવયવ. 2. A branch or bough of a tree. ઝાડની ડાળ;

શાખા;ડાળ.*vt.*To dismember; to tear the limbs from. અવયવછેદન કરવું.

**Limbed,** *a.* (લિ'મ્ડ્) Having limbs. ગાત્રવાળું; અવયવવાળું.

**Limber,** *n.* (લિ'મ્બર્) The detachable forepart of a guncarrige. તોપની ગાડીનો દાંડો. *pl.* Poles or shafts of a carriage. ગાડલાંના, ગાડીના દાંડા; ઉધ. [Ice. *liner,* a branch]. *a.* વળે એવું; ચપળ; ચાલાક.

**Limbo,** *n.* (લિ'મ્બો) An imaginary region beyond this world like hell. નરક લોક જેવો એક કલ્પિત પ્રદેશ.

**Lime,** *n.* (લાઈમ્) An inferior sort of lemon. ખાટું લીંબુ. 2. The linden tree. એક જાતનું ઝાડ. 3. Oxide of calcium. ચુનો. *vt.* To treat with lime; to cement. ચુનો ચોપડવો; સીમેંટ લગાડવી. [L. *limus,*lime].

**Lime-burner,** *n.* (લા'ઈમ બર્નર) One who burns lime stones &c. ચુનારો; ચુનો પકવનાર.

**Lime-juice,** *n.* (લા'ઇમજ્યુસ્) The juice of lemon. લીંબુનો રસ.

**Lime-kiln,***n.*(લા'ઈમકિલ્ન્-કિલ્) The furnace in which lime is manufactured. ચુનો પકાવવાની ભઠ્ઠી.

**Lime-light,***n.*(લા'ઇમલાઇટ્)A very powerful light produced by turning an oxyhydrogen flame on a ball of lime. ચુના ઉપર પાણીની ધાર પડતી રાખી એમાંથી નીકળતા ગૅસનું અજવાળું. 2. Publicity પ્રખ્યાતિ.

**Limestone,** *n.* (લા'ઇમસ્ટોન્) A rock or stone consisting of calcium carbonate. ચુનાનો પથ્થર.

**Lime-water,** *n.* (લા'ઇમવૉટર્) Water impregnated with lime. ચુનાની નિવળ, આછ.

**Lime-quarry,***n.*(લા'ઇમક્વૉરી) A mine of calcium carbonate.ચુનો જેમાંથી બને તે પથ્થરની ખાણ.

**Limit,** *n.* (લિ'મિટ્) A boundary; a border; utmost extent. હદ; સીમા; મર્યાદા; અવધિ; 2.The space or thing defined by a boundary. હદની અંદર આવેલી જગ્યા. 3. Restriction; restraint. દાબ; બંધ; નિયમ.*vi.*To set bounds or limit to. હદ-મર્યાદા બાંધવી. 2. To restrain. દાબ રાખવો.2.To apply exclusively. ફક્ત અમુકનેજ લાગુ પાડવું.]L. *limes,*a bound.]

**Limitable,** *a.* (લિ'મિટબલ્) That may be limited, circumscribed or bounded. હદ બાંધી શકાય એવું.

**Limitation,** *n.* (લિમિટે'શન્) The act of limiting, bounding or circumscribing. સીમા બાંધવી તે. 2. A restriction. બંધન. 3. A certain time fixed by law after the lapse of which the claimant cannot enforce his claim legally. ફરીયાદની, દાવાની મુદત.

**Limited,** *a.* (લિ'મિટેડ્) Within narrow limits; narrow; circumscribed; confined; restricted. ટુંક;સમર્યાદ;સાંકડું. **Limited Co.**= A company whose shareholders or partners are liable only to the extent of the shares taken by them. જે કંપનીના ભાગીદાર તેમણે લીધેલા શેર જેટલુંજ આપવા જોખમદાર છે એવી કું. **Limited monarchy**=A monarchy in which the king shares the power of supremacy with the nobles or a popular body &c. ઇંગ્લંડ જેવી રાજ્યપદ્ધતિ કે જેમાં રાજાની સત્તા ઉપર અંકુશ હોય છે તે.

**Limiter,** *n.* (લિ'મિટર્) One who or that which limits or confines. હદ, સીમા બાંધનાર.

**Limitery,** *a.* (લિ'મિટરી) Placed at the limits. હદ આગળ મુકેલું. 2. Confined within limits. હદની અંદર આવેલું.

**Limitless,** *a.* (લિ'મિટલિસ્) Boundless; unlimited; unbounded; infinite; immense; vast. અમર્યાદ; બેહદ; અનંત; અપાર; બેસુમાર.

**Limner,** *n.* (લિ'મ્નર્) A portrait-painter; an artist.ચિત્રકાર;ચિત્ર કાઢનાર. [L.*Illuminare,* to illuminate]

**Limp,** *n.* (લિમ્પ્) A halt; act of halting. લંગડાવું; લંગડાવવું તે. *a.* Easily bent; flexible; pliant; lacking stiffness;flaccid. ઢીલું;સ્હેલાઇથી વાંકું વળી જાય એવું; ઢીલું. *vi.*To halt; to walk lamely. ખોડંગાવું; લંગડાતા ચાલવું.[A. S. *lump-haelt,* lame].

**Limpid,** *a.* (લિ'મ્પિડ્) Clear; transparent; crystal; pure.સ્વચ્છ;નિતરેલું;નિર્મળ.[Gr. *lampo,* I shine.]

**Limpidness,** *n.* (લિ'મ્પિડનિસ્)Transparency; clearness; purity. નિતરેલું હોવું તે; સ્વચ્છતા.

**Limpingly,** *adv.* (લિ'મ્પિંગ્લી) In a halting manner. લંગડતા.

**Limy,** *a.* (લા'ઇમી) Containing or consisting of lime. ચુનાવાળું. 2. Resembling lime. ચુના જેવું.

**Linch-pin,** *n.* (લિ'ન્શ્પિન્) An axle;pin. પૈડાની ખીલી; સુથુ. [A.S. *lynis,*an axle tree].

**Line,***n* (લાઇન્)A small rope or cord. દોરડું; 2. A hawser. વરેડું; નાડો. 3. A long threadlike mark as with a pen. લીટી; લાઇન. 4. A row. હાર; રાંગ. 5. A route or road. માર્ગ; રસ્તો. 6. A straight row of words or figures,

હાર; ઓળ; પંક્તિ. 6. A short epistle or written communication. ટુંકી ચિઠ્ઠી; કાગળ;પત્ર. 7. A verse. પાદ; પાયો; ચરણ; કાવ્ય. 8. Course of procedure of thought; conduct occupation &c.વૃત્તિ; વલણ; ધોરણ. 9. The outline or boundary. હદ; સીમા. 10. Figure; features;lineaments. ચહેરો; આકૃતિ; મુદ્રા; રેખા. 11. Family; race. ઓલાદ; વંશ; પેઢી. 12. The line of the equator. વિષુવવૃત્ત. (ii) Circle of longitude and latitude=અક્ષાંશ કે રેખાંશવૃત્ત. 13. Measuring line or chord. માપવાની દોરી.14.Railroad,રેલવેની લોખંડની સડક;પાટા.*vt* To draw lines upon; to set with men or things in lines. લીટીઓ દોરવી; માણસ અથવા વસ્તુઓની હાર, રાંગ ગોઠવવી. 2. To cover on the inside; to protect by a cover on the inside. અસ્તર કરવું, નાંખવું. [A. S. *linea*, a chord or string.]

**Lineage**, *n* (લિ'નીએ,જ્) Race; progeny; family; house; descendants in a line from a common progenitor. વંશ; કુળ; વંશાવળી; વંશપરંપરા.

**Lineal**, *a.* (લિ'નીઅલ્) In a direct line from an ancestor; hereditary. પરંપરાગત; વંશપરંપરા ચાલતું આવેલું.

**Lineament**, *n.* (લિ'નિઅમન્ટ્) Feature; form; make. સીકલ; રેખા;મ્હોડાનો સીકો; ઘાટ. [L. *linea*, a line.]

**Linear**, *a.* (લિ'નીયર્) Pertaining to a line; consisting of lines. લીટી સંબંધી.

**Lineation**, *n.* (લિનીએ,'શન્) Delineation, ચિત્ર. [*Lineatus*, the drawing of a line].

**Linen**, *n.* (લિ'નન્) Cloth made of flax or cotton. શણનું, સુતરાઉ કાપડ. 2. Under clothing. શરીર નીચે પેહરવાનું કપડું. *a* Made of flax. શણનું. [L. *linum*, flax.]

**Linen-draper** *n.* (લિ'નનડ્રે,પર્) A person who deals in linen cloth in retail; a clothier; a cloth merchant. શણના, સુતરાઉ કાપડનો વેપારી; કાપડીઓ.

**Lines** *n.* (લા'ઇન્સ્) Military barracks or camp. લશ્કરની છાવણી; પડું.

**Linger**, *vi.* (લિ'ન્ગર્) To tarry; to delay; to loiter. ઢીલ કરવી; વિલંબ કરવો; જતાં વાર લગાડવી; ઉભા રહેવું. 2. To hesitate; to be slow in deciding or moving. નિશ્ચયપર આવતાં વાર લગાડવી;આનાકાની કરવી.3.To remain long. ઘણીવાર એકજ જગ્યાએ રહેવું-ચોલવું *vt.* To spend in a wearisome manner.કંટાળા ભરેલીરીતે પસાર કરવું. 2. To protract. લંબાવવું. [A. S. *lingra*, comp. of *lang*=long].

**Lingering**, *a.*(લિ'ન્ગરિંગ્)Delaying. વિલંબી; ધીમું; મંદમંદ. 2. Lasting for a long time; protracted. લાંબી મુદ્દત સુધી ટકનાર; લંબાવેલું.

**Linget**, *n.* (લિ'ન્ગેટ્) An ingot of any metal. ધાતુની લગડી.

**Lingo**, *n.* (લિ'ન્ગો) Language; tongue (often used contemptuously for heathen tongues). ભાષા;બોલી;બડબડ.(ખાસ કરીને નીચ પરધર્મી જાતિના લોકોની બોલીને માટે વપરાયછે.)[L.*lingua*,tongue].

**Lingua franca**, *n.* (લિ'ન્ગ્વા ફ્રે'ન્કે) A mixed language. ભેળસેળ બોલી; ઢેડભાષા.

**Lingual**, *a.* (લિ'ન્ગ્વલ્) Pertaining to the tongue;pronounced chiefly by means of the tongue. જીહ્વાસ્થાની; મૂર્ધસ્થાની. *n.* A letter pronounced by the aid of the tongue (as 'l'). જીહ્વાસ્થાની અક્ષર-વર્ણ. 2.ભાષા, બોલી સંબંધી.

**Linguist**, *n.* (લિ'ન્ગ્વિસ્ટ્) A person skilled in languages; one knowing several tongues. અનેક ભાષા જાણનાર; ભાષાપ્રવીણ; ભાષાશાસ્ત્રી. [L. *lingua*, tongue].

**Linguistic**, *a.* (લિંગ્વિ'સ્ટિક્) Relating to language; pertaining to the affinities of language; philological. ભાષા વિષે; ભાષાશાસ્ત્ર વિષે.

**Liniment**, *n.* (લિ'નિમન્ટ્) A species of soft ointment; an embrocation. ચોપડવાનું ઓસડ, લેપ, તેલ. [L. *lino*, I annoint].

**Lining**, *n.* (લા'ઇનિન્ગ્) That which covers the inner surface of anything. અસ્તર; પડ.

**Link**, *n.* (લિન્ક્) A torch made of tow and pitch. શણ અને ડામરની બનેલી મસાલ. 2. Anything connecting. બે વસ્તુને જોડનાર કોઇ પણ વસ્તુ;કડી;સાંકળ. 3. A single ring of a chain. સાંકળની એક કડી. 4.A tie; a bond. સંયોગ;સંબંધ; અન્વય 5.The length of one joint of Guntur's chain, about 7·92 inches. ગંઠો. 6. A connecting rod. સાંકળ, જોડાણ. *vi.* To be connected. સંધાણ, જોડાણ હોવું. *vt.* To join or connect (as by links); to unite. જોડવું; વળગાડવું. [A. S. *hlence*, a link.]

**Link-boy, Linkman**, *n.* (લિ'ન્કબૉય્-લિ'ન્ક્મન્) A torch-bearer. મશાલચી.

**Linseed**, *n.* (લિ'નસીડ્) Flax-seed. અળસી.
**Linseed cake**=અળસીનું તેલ કાઢી લીધા પછી બાકી રહેલો ખોળ, **L meal**=અળસીનો લોટ. **L. oil**=અળસીનું તેલ.

**Linsey-woolsey**, *n.* (લિ'ન્ઝીવુલ્ઝી) શણ કે સુતર અને ઉનનું બનેલું કાપડ.-*a.* કાંઈ મગજ વિના; ખડબચડું; નીચ.

**Lin(t)-stock,** *n.* તોપ ફોડવાની અમગીરીવાળી લાકડી, વાંસડો.

**Lint,** *n.* (લિ'ન્ટ્) Flax; linen scraped into a soft substance and used for dressing wounds and sores. અળસીનો છોડ; શણના કાપડની ઘા પર બાંધવાની પટ્ટી. [L. *lentenum,* linen cloth.]

**Lintel,** *n.* (લિ'ન્ટલ્) બારી કે બારણાંની, પત્થર કે લાકડાની ઉપલી આડસર.

**Lion,** *n.* (લા'યન્) A well-known carnivorous animal of the cat family. સિંહ;વનરાજ;સાવજ. 2. One of the signs of the Zodiac called Leo. સિંહરાશિ. 3. An object of interest and curiosity. પ્રસિદ્ધ માણસ; જીજ્ઞાસાવિષય. **Lion's share**=Almost the whole share in the advantages of anything. વધુમાં વધુ ભાગ-હિસ્સો. **Lion-hearted**=Brave and magnanimous. શૂર અને ક્ષમાશીલ,ઉદાર. **Lion's provider**. શિયાળ. **Into the L.'s mouth,** મોટા ભયમાં સત્તા નીચે. **To twist the Lion's tail,** ગ્રેટબ્રિટનનું અપમાન કરવું, ના હક ત્રાપ મારવી. [L. *leo,* a lion.]

**Lionise,** *v.* (લા'યનાઇઝ્) મ્હોટા બનાવવો.

**Lip,** *n.* (લિપ્) The name of the two fleshly parts covering the front of the teeth. હોઠ, અધર. 2. The edge, border, brink or margin of anything. કોર;કિનારો;અણી;ધાર; નાળચું. **Lip-language** = ઓષ્ઠભાષા (બહેરા તથા મુંગા માણસોને માટે વાપરવામાં આવતી.) **Lip-loyalty**=મુખભક્તિ. કહેવાની વફાદારી,ખરી નહિં. **Lip-service**=કાર્ય વગરના, ખાલી શબ્દ. **L. sympathy**=માત્ર મોઢાનીજ સહાનુભૂતિ. **Stiff upper lip** = ધૈર્ય; હઠીલાઇ. **Hangs on one's lips**=માનથી આતુરતાથી સાંભળે છે, બોલ્યું ઝીલે છે. **L. deep,** મોઢાનું; ખરા દિલનું નહિં. **L. salve,** ઓષ્ઠલેપ; ખુશામત. **Lip-wisdom**=મોઢાનુંજ ડહાપણ. [A. S. *lippa,* Per. *lab.*]

**Lip-devotion,** *n.* (લિ'પ્ડીવોશ,ન્) Devotion without the performance of actions. મુખભક્તિ.

**Lipothymy.** *n.* (લિપોથાયૂ'મી) Fainting; swoon. મૂર્છા; બેશુદ્ધિ.

**Liquefaction,** *n.* (લિક્વિફૅ'કશન્) The conversion of solids into liquids by the agency of heat. પીગળવવાની રીત; દ્રવીકરણ. [L. *liquifacere,* to melt.]

**Liquefiable,** *a.* (લિક્વિફા'યબલ્) Capable of being liquefied. પીગળી શકે એવું;દ્રાવ્ય;દ્રાવણીય.

**Liquefier,** *n.* (લિ'ક્વીફાયર્) That which liquefies or melts. પીગળાવનાર; દ્રાવક.

**Liquefy,** *vt.* (લિ'ક્વીફાય) To melt or dissolve by heat. ઉષ્ણતા લગાડી પીગળાવવું. *vi.* To become liquid; to be melted. પીગળી જવું.

**Liquid,** *n.* (લિ'ક્વીડ્) Fluid. પ્રવાહી. 2. Smooth and devoid of harshness (as a melody); harmonious. મળતા સ્વરનું; સુસ્વર. *n.* A fluid. પ્રવાહી પદાર્થ. [L. *liquiere,* to be liquid.]

**Liquidate,** *vt.* (લિ'ક્વીડે,ટ્) To settle; to adjust; to pay; to wind up. આપી, વાળી, સંકેલી દેવું. [L. *liquidus.*]

**Liquidation,** *n.* (લિક્વીડે,'શન્) The act of settling and adjusting debts. ફડચો; નિકાલ; ફેંસલો; પતાવટ.

**Liquidity,** *n.* (લિક્વી'ડિટી) The state of being liquid or fluid. પાતળાપણું; રસતા; પ્રવાહધર્મ.

**Liquidator,** *n.* (લિ'ક્વીડે,ટર) A person appointed to wind up the affairs of a company or firm. કંપનીનો ફડચો લાવનાર, કરનાર.

**Liquor,** *n.* (લિ'કર્) A liquid or fluid substance especially alcoholic liquids. પ્રવાહી પદાર્થ. (ખાસ કરીને) દારૂ; મદિરા; શરાબ; સુરા; મદ્ય. [L. *liqueo,* I melt.]

**Liquorice,** *n.* (લિ'કરિસ્) A kind of tree. જેઠીમધનું ઝાડ, મૂળીઉં; જેઠીમધ.

**Lisp,** *vi.* (લિસ્પ્) To pronounce the sibilant tetters (like "s" and "z") imperfectly; to speak imperfectly as a child. તુટક ઉચ્ચાર કરવો; બાળક પેઠે તોતડું, લુસપુસ બોલવું; સસસ કરવું. *vt.* To mispronounce. અશુદ્ધ બોલવું. *n.* The act of pronouncing imperfectly. અશુદ્ધ બોલવું તે;અશુદ્ધ બોલી. [A.S. *wlisp,* lisp.]

**List,** *n.* (લિસ્ટ્) A roll or catalogue. ટીપ; યાદી; નોંધ; ફેરીસ્ત. 2. A field of combat. રણાંગણ. 3. The woven edge on a cloth. કપડાની કોર. *vt.* To enroll; to enlist. ફેહરિસ્તમાં, યાદીમાં નામ દાખલ કરવું. *vi.* To enlist as in the army. લશ્કરમાં દાખલ થવું. 2. To desire; to choose; to be disposed to. પસંદ કરવું; પસંદગી બતાવવી; ઇચ્છા રાખવી. 3. To hearken; to give ear to; to attend. ધ્યાન આપવું; સાંભળવું. [L. *licium,* thread.]

**Listel,** *n.* (લિ'સ્ટેલ્) A little square moulding; a fillet. ઝાલર.

**Listen,** *vt.* (લિ'સન્) To attend; to hear; to give ear to. ધ્યાન દઇ સાંભળવું. *vi.* To hearken; to attend; to give heed; to attend with an intention to hear. લક્ષ આપવું; સાંભળવું.

**Listless,** *a.* ( લિ'સ્ટલિસ્ ) Indifferent; uninterested; languid; weary; vacant. બેદિલ; કંટાળી ગયેલો; બેફીકર; શૂન્યમનસ્ક; ઉત્સાહ વિનાનો. [A. S. *lyst*, desire; pleasure].

**Litany,** *n.* (લિ'ટની) A solemn supplication used in public worship. પ્રાર્થના; બંદગી. [L. *litaneuo*; I pray].

**Literal,** *a.* (લિ'ટરલ્) According to the letter or verbal expression; real; not figurative or metaphorical. મૂળ અર્થ પ્રમાણે; અક્ષરેઅક્ષર;શાબ્દિક.2.Consisting of or expressed by letters. અક્ષરી;અક્ષરનું. [L.*littera*, a letter].

**Literally,** *adv.* ( લિ'ટરલી ) According to the natural import of words. શબ્દાર્થ પ્રમાણે; અર્થાત; વાસ્તવિક જોતાં.

**Literalness,** *n.*(લિ'ટરલનિસ્) The state or quality of being literal. શબ્દાર્થ અનુસાર હોવું તે.

**Literalize,** *vt.* ( લિ'ટરલાઇઝ્ ) To render into a word for word translation;to interpret literally. શબ્દાર્થ અનુસાર, શબ્દે શબ્દ અર્થ કરવો.

**Literary,** *a.* (લિ'ટરરી) Pertaining to literature or letters.અક્ષરવિદ્યાનું;સાક્ષરી;સાહિત્યવિષયક. 2. Treating of or dealing with learning or learned men. વિદ્યા, વિદ્વાન સંબંધી. 3. Versed in letters. વિદ્યામાં પ્રવીણ; સાક્ષર; વિદ્યાવ્યસની. 4. Engaged in literature.સાહિત્ય કામમાં રોકાયેલો.

**Literate,** *a.* (લિ'ટરે,ટ્) Lettered; educated; learned. ભણેલો; કેળવણી પામેલો. *n.* An educated person. કેળવણી પામેલો, શિક્ષિત મનુષ્ય.

**Literati,** *n.* (લિટરે,'ટાઇ) Learned or literary men. વિદ્વાન માણસો. (*pl.* of *literate.*)

**Literatim,** *a.* (લિટરે'ટિમ્) Word for word. અક્ષરે અક્ષર

**Literature,** *n.* (લિ'ટરેચર્) Learning; literary knowledge. અક્ષરવિદ્યા; શાસ્ત્ર; વિદ્યા. 2. Literary productions of a country or period collectively. સાહિત્ય; ગ્રંથો; પુસ્તકો. 3. The literary profession. લેખનકલા; ગ્રંથકારનો ધંધો. **Light L.**=નવલકથા, વાર્તા વગેરે. **Polite L.**=વૈજ્ઞાનિક સાહિત્યથી જુદું કાવ્ય, નિબંધ, અદ્ભુત કથા વગેરેનું સાહિત્ય. [L. *litera*, letters.]

**Litharge,** *n.* ( લિ'થાર્જ ) Oxide of lead મુરદારશીંગ.

**Lithe,** *a.* (લાઇધ્) Slender; pliant; flexible. પાતળું; વાળી શકાય, વળાય એવું.

**Lithograph,** *n.* (લિ'થોગ્રૅફ્) A print from a drawing, on stone. શિલાછાપ. *vt.* To trace or engrave on stone and transfer it to paper by printing &c. શિલાછાપ પાડવી, મુદ્રણ કરવું. [Gr. *lithos*, a stone.]

**Lithographical,** *a.* ( લિ'થોગ્રૅફિકલ્ ) Pertaining to lithography; engraved or printed on stone. શિલાછાપ વિદ્યાનું; શિલાછાપ કરેલું.

**Lithography,** *n.* (લિથૉ'ગ્રફી) The art of writing or drawing with special pigments on a peculiar kind of stone and of producing impressions of the designs on paper. શિલાછાપ પાડવાની ક્રિયા-હુન્નર. [ Gr. *lithos*, stone and *grapho*, I write].

**Lithology,** *n.* (લિથૉ'લજી) The science of the mineral structure of rocks. પથ્થર નિરૂપણ શાસ્ત્ર. [Gr. *lithos*, stone, *logos*, discourse].

**Lithotomy,** *n.* ( લિથૉ'ટમી ) The art of removing a stone in the bladder by operation. પથરી કાઢવાની વિદ્યા.

**Litigiant,** *n.* (લિ'ટિગંટ્) A person engaged in a lawsuit. મુકરદમો, કેસ લડનાર માણસ. *a.* Engaged in a law-suit.મુકરદમો ચલાવતો-લડતો.

**Litigation,** *n.* (લિટિગે,'શન્) The proceedings in a suit of law; a lawsuit. દાવો;મુકરદમો.

**Litigate,** *vt.* (લિ'ટિગે,ટ્) To contest at law; to bring before a court of law for decision. દાવો માંડવો; મુકરદમો ચલાવવો. *vi.* To carry on a suit by judicial process. કાયદેસર, રીત પ્રમાણે મુકરદમો ચલાવવો. [L. *litis*, strife; *ago*, I carry on].

**Litigator,** *n.* ( લિ'ટિગે,ટર્ ) A party in lawsuit. દાવામાંનો એક પક્ષ.

**Litigious,** *a.* ( લિટિ'જસ્) Contentious; quarrelsome;apt to go to law.કજીયા, દાવાખોર.

**Litter,** *n.* (લિ'ટર્) A vehicular bed. ડોળી; માફો. 2. The young ones produced at one time by any quadruped. એકજ વખતે જણેલાં બચ્ચાં; વેતર.3.Articles scattered in a slovenly manner; scattered rubbish. અસ્તવ્યસ્ત પડેલી વસ્તુઓ; પસરાએલો કચરો. [L. *lectus*, couch].

**Little,** *a, adv.* (લિ'ટલ્) Small in size; not big. ન્હાનું; નહિ જેવું. **A little**=In a small quantity થોડે અંશે; થોડુંક. *adv.* In a small degree or quantity. થોડે અંશે; કંઇક.

**Liturgy,** *n.* (લિ'ટર્જી) A formula for public prayer or devotion. સમાજ પ્રાર્થના સૂક્ત; ભજન પદ્ધતિ; ભજન પોથી. [Gr. *leitos*, public and *ergon*, work.]

**Live,** *vi.* (લિવ્) To exist. હયાત હોવું. 2. To be alive. જીવવું. 3. To dwell. રહેઠાણ-ઘર હોવું. 4. To pass on as time. રહેવું; દહાડા કાઢવા. 5. To maintain oneself upon; to subsist. ખાવું; ખાઇને રહેવું. *a.* Having life, alive. જીવતું. 2. Burning; ignited, સળગતું;

ઝુળતું. 3. Vivid (as coal.) ચળકદાર; તેજ; બળતું.
**Live stock**=Horses, cattle and other domestic animals. ઘોડા, ગાય, બળદ વગેરે પ્રાણીઓ; ઢોર. [A. S. *liflan.*]
**Live coal**, *n.* (લા'ઇવ્કો,લ)Burning charcoal. અંગારો.
**Livelihood**, *n.* (લા'ઇવ્લિહુડ) Maintenance; subsistence; sustenance. રોજગારી; ગુજરાન; આજીવિકા; પોષણ. [A. S. *laf-lade.*]
**Liveliness**, *n.* ( લા'ઇવ્લિનિસ્ ) Vivacity; sprightliness ખુશમિજાજી;આનંદવૃત્તિ;ઉલ્લાસવૃત્તિ.
**Livelong**, *a.*(લા'ઇવ્લૉન્ગ્) Complete; entire; whole. આખું. 2. Lasting; durable. દીર્ઘકાલિક; દીર્ઘકાલનું.
**Lively**, *a.* (લા'ઇવ્લી) Vivacious; sprightly; gay. ચપળ;આનંદી;હસમુખું. 2. Lifelike.આબેહુબ.
**Liver**, *n.* (લિ'વર્) One who lives. જીવનાર. 2. An inhabitant; a dweller. રહેનાર; વાસી. 3. The organ secreting bile. કાળજું; કલેજું; યકૃત્. [A. S. *lifer*, a liver.]
**Livery**, *n.* (લિ'વરી) A distinctive uniform in which the servants of persons of rank or position are clad. લીબાસ; ઉમરાવના નોકરનો લીબાસ;ડ્રેસ. 2.Deliverance.છુટકારો.3.The act of delivering possession of lands &c. જમીનનો કબજો છોડવાનું કામ. [Fr. *livree*].
**Liveryman**, *n.* ( લા'ઇવરીમન્ ) One who wears a livery. લીબાસ પ્હેરનાર નોકર.
**Livestock**, *n.* (લા'ઇવસ્ટૉક્) Stock of living beings. પશુધન; જીવતી પુંજી.
**Livid**, *a.* (લિ'વિડ્) Of lead color; black and blue. કાળું અને આસ્માની; ફીકું.
**Lividity**, *n.* ( લિ'વિડિટી ) The state or quality of being livid. કાળો લીલો સીસાનો રંગ; ફીકાશ.
**Living**, *a.* (લિ'વિન્ગ્) Alive. જીવતું; પ્રાણધારી; હયાત. **A living being**=પ્રાણી. 2. Showing action, animation or vigour. ચૈતન્યયુક્ત. 3. Immortal. અવિનાશી. *n.* Manner of life. વર્તન; જીવનક્રમ. 2. Livelihood. આજીવિકા; ગુજરાન; નિર્વાહ. **The living**=Those who are yet alive. જીવતા માણસો.
**Lizard**, *n.* ( લિ'ઝર્ડ ) A kind of reptile. ગરોળી; ઢેઢગરોળી.
**Lo**, *interj.* ( લો, ) Behold; see; look. જો; જુઓ; વાહ.
**Load**, *n.* (લો,ડ) A weighty thing; a burden. ભાર; વજન; બોજો. 2. A gun-charge. બંદુકનો ભાર. *vt.* To lay burden on. લાદવું; ભાર ભરવો. 2. To charge (as a gun). બંદુકમાં ભાર ભરવો.

**Loading**, *n.* ( લો,'ડિન્ગ્ ) Burdening. ભાર લાદવો તે. 2. A cargo. ભાર.
**Loadstar**, *n.* ( લો,'ડસ્ટાર્ ) The star that leads or guides especially the pole-star. ધ્રુવનો તારો; આશાસ્થાન. [ More correctly, *Lodestar.*]
**Load-stone**. *n.* (લો,'ડસ્ટો,ન્) A magnet. લોહચુંબક. 2. A magnetic thing. લોહચુંબકના ગુણ ધરાવતી વસ્તુ
**Loaf**, *n.* (લો,ફ્) Cake. રોટલો; પાઉં. *vt.* To spend lazily. આળસુની રીતે ગાળવો; નકામો ગુમાવવો. *vi.* To idle away one's time. વખત નકામો ગુમાવવો.
**Loafer**, *n.* (લો,'ફર્) A lazy, disreputable lounger. રખડેલ માણસ.[Dan.*looper*, a loafer.]
**Loam**, *n* (લો,મ્) A kind of soil. મગરી મટોડી.
**Loan**, *n.* (લો,ન્) Lending; permission to use. ધીર; આપ. 2. Anything lent or furnished for temporary use on condition of return; a sum of money lent at interest. ધીરેલી ચીજ-કરજ. [A. S. *laen*,a loan.]
**Loath**, *a.* (લો',થ્) Reluctant; unwilling; averse. નાખુશ; નારાજ; ધિક્કારતું. [A. S. *lath.*]
**Loathe**, *vt.* (લો,'ધ) To feel disgusted at; to abhor. અરૂચિ-અણગમો હોવો; કંટાળો હોવો.
**Loathing**, *n.* ( લો,'ધિંગ્ ) Abhorrence; detestation; extreme aversion. અણગમો; અભાવ; કંટાળો.
**Loathsome**, *a.* (લો,'ધસમ્) Detestable; abhorrent; extremely disgusting. અભાવ-અણગમો ઉપજાવે એવું
**Lob**, *n.* (લૉબ) A sluggard; a dull and heavy person. પથરા જેવો, બોઘો માણસ. [W. *llob.*]
**Lobby**, *n.* ( લૉ'બી ) An entrance hall; a waiting room. પરસાળ; બેસવાનો ઓરડો. 2. A cattle-shed. ઢોર રાખવાની પડાળ.
**Lobe**, *n.* ( લો,બ્ ) A round division of a leaf. પાંદડાનો ગોળ ભાગ. 2. The lower soft part of the ear. કાનનો નીચલો ભાગ, ની બુટ્ટી.
**Local**, *a.* (લો,'કલ્) Pertaining to a particular place. સ્થાનિક. 2. Confined to a particular spot or organ ( in medicine. ) શરીરના અમુક ભાગનેજ લગતો. **Local affection**=અંગવ્યાધિ. *n.* A suburban railway. લોકલ ગાડી. [L. *locus*, a place.]
**Locality**, *n.* (લોકૅ'લિટી) Situation; place; position. જગો; સ્થાન; સ્થળ. 2. A certain area or district. અમુક એક લતો; પરગણું. [L. *locus*, a place.]

**Localization,** *n* (લોકલાઇઝે,'શન્) The act of localizing. જગ્યા નક્કી કરવી તે.

**Localize,** *vt.* (લો,'કલાઈઝ્) To discover or detect the place of. જગ્યા, સ્થાન વિષે નક્કી કરવું

**Locate,** *vt.* (લોકે,'ટ્) To place. મુકવું; રાખવું. 2. To set in a particular spot or position. -ની જગો નક્કી ઠેરવવી. 3. To settle. વસવું. *vi* To reside or adopt a fixed residence. રેહવું; વસવું. [L. *locus,* place.]

**Location,** *n.* (લોકે,'શન્) Place; situation with respect to a place. ઠેકાણું; સ્થાન; પત્તો.

**Loch,** *n.* (લૉક્) A lake. સરોવર; તળાવ.

**Lock,** *n.* (લૉક્) An appliance or mechanism for fastening doors &c. તાળું. 2. Tuft of hair. વાળનો ગુચ્છો. 3. The mechanism for firing a gun. બંદુકનો ઘોડો. 4. A fastening together. સાથે જોડાવવું તે. 5. The state of being closely entangled; grappling. કુસ્તીમાં એક બીજાને ચોટવું, વળગી પડવું તે; ભરાઇ જવું તે. *vt.* To fasten with lock and key. તાળું મારવું 2. To shut or confine. રસ્તો બંધ કરી રાખવો. 3. To join or unite firmly together. ભેગું જોડી દેવું. 4. To embrace closely. દ્રઢાલિંગન દેવું.

**Locker,** *n.* (લૉ'કર્) One who locks. તાળું વાસનાર. 2. A drawer or cupboard. કળ જોડેલું ખાનું.

**Locket,** *n.* (લૉ'કિટ્) A small lock. નાનુ તાળું; ખીલી, પંખીઆરૂં. 2. A little case worn as an ornament, often enclosing a miniature or a lock of hair &c. as a remembrancer. સોનાની ન્હાની ડાબલી, લટકણીયું.

**Lock-jaw,** *n.* (લૉ'કજૉ) Tetanus of the jaw. ડાચું બીડાઈ જવુ તે.

**Lock-out,** *n.* (લૉ'કઆઉટ્) Strike. સંપ; હડતાળ. 2. A place where people under-trial are imprisoned; a guard house. પોલીસ ગેટ.

**Locksmith,** *n.* ( લૉ'કસ્મિથ ) An artificer who makes or mends locks. તાળું બનાવનાર, દુરસ્ત કરનાર.

**Lock-up,** *n.* ( લૉ'કઅપ્ ) A place where persons under arrest are temporarily imprisoned. કાચી કેદનું ઠેકાણું; પૂરી દેવું તે.

**Locomotion,** *n.* (લો,કમો,'શન્) The act or power of moving from place to place. ચલનશક્તિ. [L. *locus,* place & *motio,* motion.]

**Locomotive,** *n.* (લો,'કમો,ટિવ્) A steam-engine used to move railway carriages &c. આગગાડી ચલાવનાર એન્જિન; વરાળયંત્ર. *a.* Pertaining to locomotives. વરાળયંત્ર વિષે. 2. Moving swiftly from place to place. ઝડપબંધ એક જગ્યાથી બીજી જગ્યા પર જતો.

**Locust,** *n.* (લો,'કસ્ટ્) The name of a crop-destroying insect of the grasshopper type. તીડ. [L. *locus,* a grasshopper.]

**Locution,** *n* (લૉકયૂ'શન્ ) Elocution; speech; discourse; lecture. ભાષણ; વાણી. [L. *loquor,* I speak.]

**Locus,** *n.* (લો,'કસ્) A path made to fulfil certain condition. અમુક શરત પાળીને ચાલવાનો રસ્તો; ઇચ્છિતાચલનરેખા.

**Lodge,** *n.* (લૉજ્) A hut; a small country residence. છાપરી; છાપરૂં. 2. An inn; a temporary place of abode. ખાવા રેહવાની સગવડવાળી વિશી; રેહઠાણ. *vt* To furnish with a temporary place of residence or abode. રેહવાની સગવડ કરી આપવી. *vi.* To dwell; to reside; to abide. રેહવું; રેહઠાણ રાખવું. **To lodge a complaint** = To carry complaint to any person against another. કોઇ પણ માણસ વિરૂદ્ધ ફરીયાદ, તકરાર કરવી. [L. *lobia,* porch.]

**Lodger** *n.* (લૉ'જર્) One who lodges. ઉતારૂ.

**Lodging,** *n.* (લૉ'જીન્ગ) Taking temporary shelter or accommodation. ઉતારો કરવો તે. 2. The place of lodging. ઉતારાનું ઠેકાણું.

**Lodgement,** *n.* ( લૉ'જમન્ટ્ ) ઉતારો, મુકામ કરવો તે; ઠરેલી વસ્તુ.

**Loft,** *n.* (લૉફ્ટ્) A space between the roof and the floor immediately below it (used often for storing hay, wood &c) માળીયું; મેડો. *a.* Lofty; high. ગર્વિષ્ઠ; અભિમાની; મહત્તાદર્શક. [A. S. *luft,* sky.]

**Lofty,** *a.* (લૉ'ફ્ટી) Towering. ઉંચું. 2. High in rank. મોટું; ઉંચું.

**Loftiness,** *n.* ( લૉ'ફ્ટીનિસ્ ) Elevation; haughtiness. ગર્વ; અભિમાન; પ્રૌઢપણું; મોટાઇ.

**Log,** *n.* (લૉગ) A hebrew measure of liquids containing nearly a pint. જાણુ લોકોનું પ્રવાહી પદાર્થનું એક માપ. 2. A bulky piece of timber unhewed. લાકડાનો કકડો. 3. An apparatus for measuring the ships velocity in water. નૌકાગતિમાપક યંત્ર. 4. The log-book of a ship. વહાણની નોંધ બુક. *vt.* To enter a ship's log-book. વહાણની નોંધ બુકમાં લખવું, નોધવું.

**Logarithm** *n.* ( લૉગરિથમ્ ) The power to which a number must be raised to give another number. લોગારિધમ; ઘાતાંકગણન. [Gr. *logos,* ratio, *arithmos,* number ].

**Loggerhead**, *n.* (લૉ'ગરહેડ્) A blockhead; a dance. ઠોઠ; જડભરત; મૂઢ; સુરંગ; જડબુદ્ધિ. **At logger heads**=વિરૂદ્ધ.

**Logic**, *n.* (લૉ'જિક્) The science and art of reasoning. તર્કશાસ્ત્ર; ન્યાયશાસ્ત્ર. [Gr. *logos*, reason].

**Logical**, *a.* (લૉ'જિકલ્) Pertaining to logic; used in logic. તાર્કિક; ન્યાયશાસ્ત્ર વિષયક; તર્કવિદ્યા વિષે.

**Logically**, *adv.* (લૉ'જિકલી) In a logical manner. ન્યાયશાસ્ત્રરીત્યા; તાર્કિક રીતે.

**Logician**, *n.* (લૉજિ'શન્) A person well versed in Logic. નૈયાયિક; ન્યાયશાસ્ત્ર વિષારદ; તર્કશાસ્ત્રી.

**Log-line**, *n.* (લૉ'ગલાઇન્) A string used in measuring the direction of the ship. વહાણની ગતિ દિશા માપવાની દોરી.

**Log-wood**, *n.* (લૉ'ગવૂડ્) A wood of a dark red colour used extensively as dye-wood. પતંગનું લાકડું.

**Loin**, *n.* (લૉઇન્) That part of the body from the ribs to the lower limbs. કમર; કટી; મધ્યાંગ; કટિપ્રદેશ. [L. *lumbus*, the lion].

**Loiter**, *vi.* (લૉ'ઇટર) To hang about; to spend time idly and uselessly; to wander aimlessly and without any purpose. રઝળવું; ભટકવું; રખડવું. [Dan. *lentern*, to loiter].

**Loll**, *vi.* (લૉલ) To lie at ease; to relieve. સુખે બેસવું. 2. To hang out (as the tongue of a dog). બહાર લટકવું.

**Lone**, *a.* (લો,ન્) Solitary; unfrequented; alone. એકલું; વસ્તી-આરોશપાડોશ વગરનું. [Short form of "alone"].

**Lonely**, *a.* (લો'નલી) Unfrequented; sequestered; retired. એકાંત; એકલું; નિરાધાર; અનાથ.

**Loneliness**, *n.* (લો,'નલિનિસ્) Seclusion; solitude; retirement. એકાંત; એકલશૂરાપણું; નિરાંત.

**Long**, *a.* (લૉ'ન્ગ) Extended in length. લાંબું; દીર્ઘ. 2. Extended in time or drawn out. ઘણી વારનું, લાંબો વખત ચાલતું. 3. Distant in time. આઘું; દૂર. **In the long run**=પરિણામે; અંતે; આખરે; છેવટે. **To have, a long head**= To have a farseeing mind. દીર્ઘદૃષ્ટિ હોવી. *adv.* To a great extent in space or time. લાંબે સુધી. *vi.* To wish eagerly for or desire something eagerly. આતુરતાથી ઇચ્છવું; ઘણીજ ઇચ્છા રાખવી. [L. *longus*, long].

**Long-eared**, *a.* (લૉ'ન્ગઇર્ડ્) Having long ears. લંબકર્ણું; લાંબા કાનવાળું.

**Longer**, *a.* (લૉ'ન્ગર્) More extended. વધારે લાંબું. *n.* One who wishes or desires for something eagerly. કંઇક વસ્તુની ઇચ્છા રાખનાર.

**Longeval**, *a.* (લૉ'ન્જીવલ્) Longlived. દીર્ઘાયુ; લાંબા આયુષ્યવાળો. [L. *longus*, long, *aevus*, life].

**Longevity**, *n.* (લૉ'ન્જેવિટી) Long life; great length of life. લાંબુ આયુષ્ય; દીર્ઘાયુષ્ય. 2. Length or duration of life. આયુષ્યની લંબાઇ. [ L. *longevitus* ].

**Long-headed**, *a.* (લૉ'ન્ગહેડિડ્) Having a long head. લાંબા માથાવાળો. 2. Discerning; shrewd; farsighted. દૂરદર્શી; દીર્ઘદૃષ્ટિવાળો.

**Longing**, *n.* (લૉ'ન્ગિન્ગ્) An eager desire. આતુર ઇચ્છા; આશા.

**Longwise**. *a.* (લૉ'ન્ગવાઇઝ્) Length-wise. લાંબાને લાંબું. [ L. *longus*, long+wise, an English suffix ].

**Look**, *vi.* (લુક્) To gaze; to direct one's eyes towards. જોવું; નજર ફેંકવી; નીહાળવું. 2. To consider; to examine. લક્ષ આપવું; ધ્યાન આપવું. 3. To seem; to appear. દેખાવું. 4. To expect; to watch for. આશા રાખવી. 5. To have or assume any air or manner. ડોળ કરવો. 6. જોજો; સંભાળ. **To look to** =To take care. સંભાળ-કાળજી રાખવી. **To look after**=બાબજત કરવી. To tend; to care for. 2. To seek; to search. ખોળ-શોધ કરવી. **To look about**=ચારે તરફ દૃષ્ટિ રાખવી. **To look about oneself**=To be on the guard or watch against, થી સાવધ રહેવું. **To look down on or upon**=To despise; to disparage. તિરસ્કાર કરવો; કીંમત ઓછી કરવી. **To look for**=To seek or search. ખોળવું-શોધવું **To look into**=To investigate or examine. તપાસવું. **To look on**=To regard; to consider. સમજવું; લેખવું. **To look out**=To be on the watch. સાવચેતી-ચોકી રાખવી. **To look up**=To search for. શોધવું. **To look up to**=To regard with respect and esteem. માનની દૃષ્ટિએ જોવું; માન આપવું. *n.* Sight; gaze; glance. નજર; દૃષ્ટિ. 2. Aspect; appearance. દેખાવ. 3. Countenance; features. ચ્હેરો; મુખમુદ્રા. *vt.* To see or behold. જોવું; નજરે પડવું. 2. To express or manifest by a look. દૃષ્ટિસંકેત કરવો; આંખથી બતાવવું. [A. S. *locien*, to look].

**Looking-glass**, *n.* (લુ'કિંગ્ગ્લાસ્) A mirror. દર્પણ; અરીસો.

**Looker,** *n.* (લુ'કર્) One who looks. જોનાર વ્યક્તિ. **A looker on**=A spectator; an audience. પ્રેક્ષક; જોનાર.

**Lookout,** *n.* (લુ'કઆઉટ્) A careful looking or watching. નજર; સંભાળ; શોધ; ખોળ 2. Duty or care. કામ; ફરજ; માવજત.

**Loom,** *n.* (લૂમ્) A machine by which thread is woven into cloth. સાળ; લુગડાં વણવાનો સંચો. *vt.* To appear larger than a thing really is and indistinctly. વધારે મોટું દેખાવું; લળકવું.

**Loon,** *n.* (લૂન્) A rascal; a rogue; a worthless fellow. નકામો, પાજી માણસ. [O. D. *loen*, a stupid man.]

**Loop,** *n.* (લૂપ્) A fold of a thread. ગાળો; ફાંસો.

**Loophole,** *n.* (લૂ'પહો,લ્) A small opening in the walls of a fortress. બાકું; બારી. 2. An underhand or unfair means of evasion or escape. છુટવાની, નહાસી જવાની બારી.

**Loose,** *a.* (લૂસ) Unbound; untied. છોડેલું; ખોલેલું; શિથિલ; મોકળું; ઢીલું. 2. Without restraint. છુટું. 3. Unconnected. જોડાણ વગરનું. 4. Lax; careless. નિષ્કાળજી; બેફેદ. *vt.* To unite or unbind. ગાંઠ ઉકેલવી. 2. To liberate; to set free. છુટકારો કરવો. [A. S. *leas.*]

**Loosen,** *vt.* (લૂ'સન્) To make loose; to untie; to free from tightness &c. છુટું, મોકળું કરવું; ઢીલું કરવું. *vi.* To become loose. છુટું થવું.

**Looseness,** *n.* (લૂ'સનિસ્) The quality or condition of being loose. ઢીલાપણું 2. Laxity of morals. વ્યભિચાર વગેરે દુષ્કર્મો કરવાં તે; સ્વચ્છંદ.

**Lop,** *n.* (લૉપ) The part cut or severed. કાપી કાઢેલો ભાગ. *vt.* To cut off at extremities; to trim by cutting. કાપી સરખું કરવું. [O. D. *lupain*, to maim.]

**Lopping,** *n.* (લૉ'પિન્ગ્) A cutting off. કાપવું તે. 2. Branches lopped. કાપી નાંખેલી ડાળી, ભાગ.

**Loquacious,** *a.* (લૉક્વે'શસ્) Talkative; garrulous. બહુ બોલો; વાતુડીઓ; વાચાળ. [L. *loquor*, I speak.]

**Loquacity,** *n.* (લૉ.ક્વૅ'સિટી) Talkativeness. વાચાળપણું.

**Lord,** *n.* (લૉર્ડ) A titled nobleman. અમીર; ઉમરાવ. 2. A master; a ruler. સ્વામી; ધણી. 3. A title bestowed upon the members of nobility. ઉમરાવોના નામને લાગતો ખિતાબ. 4. A husband, ધણી; વર. 5. The Almighty. પરમેશ્વર. **Lords spiritual**=પાર્લમેન્ટમાં બેસનાર ધર્માધ્યક્ષો. **Lords temporal**=ઇગ્લંડના અમીરો. **House of Lords**=અમીરી, ઉમરાવ સભા. *vi.* To invest with dignity. હોદ્દો, માન આપવું. **To lord it over others**=બીજા ઉપર આપ ખુદી સત્તા ચલાવવી. [A. S. *hlaford*, a lord.]

**Lordliness,** *n.* (લૉ'ર્ડ્લીનિસ્) The state or quality of being a lord; inordinate pride. ઉમરાવપદ; અભિમાન; મગરૂબી.

**Lordling,** *n.* (લૉ'ર્ડ્લિન્ગ્) A little or insignicant lord. નાનો અમીર; ઠાકરડો.

**Lordly,** *a.* (લૉ'ર્ડ્લી) Magnificient, sumptuous; suitable for a lord. ઉમદા; અમીરી; રાજવિલાસી. 2. Inordinately proud. ગર્વિષ્ઠ.

**Lordship,** *n.* (લૉ'ર્ડ્શિપ્) The state or condition of being a lord. અમીરી; ઉમરાવપણું.

**Lore,** *n.* (લૉ,ર) Knowledge; learning. વિદ્યા; કથાવાર્તા; હુનર. 2. Counsel; advice. શિખામણ.

**Loricate,** *vt.* (લૉ'રિકે,ટ્) To cover with some protecting substance. ઢોળ ચઢાવવો. *a.* Covered with a shell. કાચલીથી ઢાંકેલું. [L. *loricare*, to clothe in mail.]

**Lorication,** *n.* (લૉરીકે,'શન્) The act of loricating. ઢોળ ચઢાવવો તે; પતરે મઢાવવું તે.

**Lorn,** *a.* (લૉર્ન) Lost; undone. ભુલું-અખડાઇ પડેલું. 2. Forsaken; abandoned; lonely. નિરાધાર; તજેલું; અટુલું.

**Lose,** *vt.* (લૂઝ્) To part with unintentionally. ખોવું; ગુમાવવું. 2. To destroy; to ruin. નાશ કરવું. 3. To be deprived of the view of. દેખાતા બંધ થવું. 4. To fail to enjoy or obtain. ન મળવું. **To lose ground,** To fall behind. પાછળ પડી જવું. **To lose heart,** નાહીંમત થવું. **To lose one's self,** બેભાન થવું. **To lose sight of,** To cease to see. નજર આગળથી દૂર થવું. *vi.* **To suffer loss.** ખોટ, જોખમ વેઠવું. [A. S. *losian*, to lose.]

**Loss,** *n.* (લૉસ્) Failure; destruction. નાશ; હાનિ; ખોટ; તોટો. 2. Casualties of a fight. લડાઇમાં નકામાં થયેલાં, માર્યા ગયેલાં માણસો. **To bear a loss,** To make good a loss. નુકસાન ભરપાઇ કરી આપવું. **To be at a loss,** ગુંચવાવવું; સમજણ ન પડવી. **Profit & loss,** નફોટોટો.

**Lost,** *a.* (લૉસ્ટ્) Missing; not found. ખોવાયેલું. 2. Abandoned or given up. તજી દીધેલું. 3. Destroyed or ruined. નાશ થયેલું.

**Lot,** *n.* (લૉટ્) Destiny; fate; chance. નસીબ; દૈવદશા; ભાગ્ય; પ્રારબ્ધ. 2. An allotted part. હીસ્સે પડતો ભાગ. 3. A prize in a lottery.

સોટીનું ઈનામ. 4. Distinct portion of land. જમીનનો અમુક એક મુકરર ભાગ. **To cast in one's lot with,** To share the fortunes of. ના-નશીબ-ચડતીપડતીમાં ભાગ લેવો; નશીબ સાંકળવું. **To cast lots,** To determine by means of a dice etc.પાસા,ચિઠ્ઠી નાંખી નક્કી કરવું. *vt.* To allot or portion. ભાગ પાડવા; વિભાગ કરવા. [A. S. *hlot,* a lot].

**Lotion,** *n.* (લો',શન્) An ointment; a liquid for washing the skin. ઓસડનું પાણી; લેપ. [L. *lotum,* I wash.]

**Lotus,** *a.* ( લો',ટસ્ ) Name of water-lily flower. કમળનું ઝાડ-ફૂલ.

**Lottery,** *n.* (લૉ'ટરી) A scheme for distribution of prizes by lot or chance. લોટરી.

**Loud,** *a.*(લાઉડ્) Noisy; vociferous; clamorous. મોટું; અવાજી; ઉચ્ચ. *adv.* Loudly. મોટે અવાજે. [A. S. *hlud,* loud.]

**Loudly,** *adv.* (લા'ઉડ્લી) In a loud manner. મોટેથી.

**Loudness,** *n.* (લા'ઉડ્નિસ્) The quality of being-loud. મોટો ઘાંટો; ધુમ.

**Lough,** *n.* (લૉક્) A lake. તળાવ; સરોવર.

**Lounge,** *vi.* (લાઉન્જ્) To loiter; to spend time lazily. નવરા રઝળતા ફરવું. 2. To loll. આડા પડીને બેસવુ. *n.* A place for lounging. નવરાનો અખાડો; કોચ કે આરામ ખુરશી. [L. *longus,* long.]

**Lounger,** *n.* (લા'ઉન્જર્) An idler. રખડેલ-રઝળનાર માણસ.

**Lousy,** *a.*(લા'ઉઝી) Infested with lice. જૂવાળું.

**Lovable,** *a.* (લ'વબલ્) Amiable; worthy of love. પ્રીતિપાત્ર; ચાહવા લાયક.

**Love,** *n.* (લવ્) Fondness; tenderness; affection. વ્હાલ; માયા; પ્રેમ; પ્રીતિ; હેત; મમતા; રાગ; ચાહ. **The art of love**, કામ-કોકશાસ્ત્ર. **Love broker,** ભડવો. *vt.* To be strongly attached to; to like. ની ઉપર વિશેષ પ્રીતિ-પ્રેમ હોવો. *vi.* To be in love. પ્યાર કરવો. [A S. *lufian.*]

**Loveletter,** *n.* (લ'વલેટર્) A letter professing love. પ્રેમપત્રિકા.

**Lovely,** *a.* (લ'વ્લી) Charming; beautiful. ખુબસુરત; સુંદર; શોભન; રમણીય; લલિત

**Lover,** *n.* (લ'વર્) One who loves; a suitor; an admirer; a wooer. આશક; પ્રિય; વલ્લભ.

**Lovesick,** *a.* (લ'વસિક્) Languishing with love or amorous desire. પ્રેમપીડિત; કામાતુર; વિરહવ્યાધિપીડિત.

**Loving,** *a.* (લ'વિંગ્) Affectionate.પ્રેમ રાખતો.

**Lovingly,** *adv.* (લ'વિંગ્લી) Affectionately. પ્રેમથી. 2. With love. પ્યારથી

**Low,** *vi.* (લો) To bellow as an ox or cow. આર કું;ભાંભરવું.2.Not high; unelevated. નીચું. 2. Cheap; moderate. હલકું; સોંઘું. 3. Near the horizon. નીચું. 4. Humble in rank. નીચી પદ્દવીનું. 5. Base; mean. અધમ; ક્ષુદ્ર; હલકું; નીચું. *adv.* Not high. નીચું. 2. At a moderate price. સોંઘુ; સસ્તું. 3. With low musical pitch. ધીમે સાદે. *vt.* To lower; to depress. ધીમું-નીચું, હલકું કરવું. [O. E. *taw.*]

**Low-born,** *a.* ( લો'બૉર્ન ) Plebian; baseborn. કમજાત; હીનજાતિ.

**Lower,** *vt.* ( લો'અર્ ) To depress as to direction. નીચું કરવું. 2. To humiliate; to humble. ઉતારવું; તોડવું; માનભંગ કરવો. 3. To let down. ઉતારવું; નીચે પાડવું.*vi* To sink; to fall. પડવું; ઘટવું; ઉતરવું; ઓછું કરવું.-(લા'વર્) *v.* Frown. ગુસ્સે જણાવું:ભ્રુકુટી ચ્હડાવવી;કાળું, ઘનઘોર દેખાવું. *n.* ગુસ્સો; ઘનઘોરતા. also, **Lour.**

**Lowermost,** *a.* ( લો'અરમો,સ્ટ્ ) Lowest. સૌથી નીચું.

**Lowery,** *a.* ( લા'વરી ) Cloudy; gloomy. વાદળાવાળું; મલિન.

**Lowland,** *n.* ( લો,'લૅન્ડ્ ) A low or level country. નીચો, સપાટ પ્રદેશ.

**Lowliness,** *n.* ( લો,'લિનિસ્ ) Meekness; humility. નમ્રતા; વિનય. 2. Poor condition. ગરીબાઇ; દીનતા.

**Lowly,** *a.* (લો,'લી) Low; not exalted or high ઉતરતું; હલકું 2. Meek; free from pride. નમ્ર; વિનયશીલ. *adv.* Humbly. નમ્રતાપૂર્વક; વિનયથી.

**Lowness,** *n.* (લો,'નિસ્)The state or quality of being low હલકાઈ;ઉદાસી;નીચાપણુ; સોંઘવારી.

**Lowspirited,** *a.* (લો,'સ્પિરિટેડ્) Not lively; dejected; depressed ખિન્ન; ઉદાસ.

**Loyal,** *a.* (લૉ'યલ્) Faithful in allegiance to the King or established government. રાજભક્ત;રાજનિષ્ઠ.2.Constant;not treacherous. .વફાદાર; સત્યવચની. [L. *legalis,* legal].

**Loyally,** *adv.* (લૉ'યલી) In a loyal manner; faithfully. વફાદારીથી.

**Loyalist,** *n.* (લૉ'યલિસ્ટ્) A loyal person. વફાદાર રૈયત; રાજનિષ્ઠ; રાજભક્ત.

**Loyalty,** *n.* (લૉ'યલ્ટી) Fidelity; the quality of being loyal. રાજભક્તિ; વફાદારી; ઈમાનદારી; શુદ્ધતા.

**Lozenge,** *n.* (લૉ'ઝિન્જ્) A diamond shaped figure. ચતુષ્કોણ. 2. Anything of the shape

of a lozenge. આકૃતિના આકારની કોઈપણ વસ્તુ. 3. ઓષધની ગોળી; ગોટી.

**Lubber,** *n.* (લ'બર્) A heavy, clumsy or awkward fellow. લટ્ઠેશ્વર; અડબંગ.

**Lubberly,** *a.* (લ'બર્લી) Clumsy. અડબંગ જેવું; લઠ્ઠ જેવું.

**Lubricate,** *vt.*(લુ'બ્રિકે,ટ્)To remove friction; to smoothen. સુંવાળું-લીસું કરવું. 2. To oil. તેલ પુરવું. [L. *lubrico*, I lubricate.]

**Lubricious,** *a.* (લુ'બ્રિશસ્) Smooth. સુંવાળું; ચીકણું.

**Lubricity,** *n.* (લુબ્રિ'સિટી) Smoothness. સફાઇ; તૈલગુણ, ધર્મ. [L. *lubricitus*].

**Lucent,** *a.* (લ્યૂ'સન્ટ્) Bright; shining. ચળકતું; તેજસ્વી; તેજ મારતું.

**Lucid,** *a.* (લ્યૂ'સિડ્) Clear. ચોખ્ખું;સ્વચ્છ;નિર્મળ. 2. Easily understood. સ્પષ્ટ; સમજણ પડે એવું. 3. Bright; shining. ચકચકિત; તેજસ્વી. [L. *lucis*, light.]

**Lucidness,** *n.* (લ્યૂ'સિડ્નિસ્) The quality of being lucid. ચળકાટ; સ્વચ્છતા.

**Lucifer,** *n.* (લ્યૂ'સિફર્) The venus. શુક્રનો તારો. [L. *lux*, light and *fero*, I bear]. શેતાન; દિવાસળી; કાંડી.

**Luck,** *n.* (લક્) Fortune; fate; destiny. ભાગ્ય; નશીબ; કિસમત. **Good luck**=ભાગ્યોદય. સોભાગ્ય.

**Luckily,** *adv.* (લ'કિલી) Fortunately. નશીબના જોરથી; દૈવબળે કરીને; સારે નશીબે.

**Luckiness,** *n.* (લ'કિનિસ્) Good luck. દૈવયોગ; નશીબદારી; સુભાગ્ય.

**Luckless,** *a.* (લ'ક્લિસ્) Unfortunate. કમનશીબ; ભાગ્યહીન.

**Locklessness,** *n.*(લ'કલિસનિસ્) Bad or ill luck. દુર્દૈવ; દુર્ભાગ્ય.

**Lucky,** *a.* (લ'કી) Fortunate. નશીબવંત; ભાગ્યશાળી.

**Lucrative,** *a.* (લ્યૂ'ક્રટિવ્)Profitable;gainful. પૈસા મળે એવું; લાભકારક.

**Lucre,** *n.* (લ્યૂ'કર્) Profit in money. નફો; લાભ. [L. *lucrum*, gain].

**Lucubration,** *n* (લ્યૂક્યુબ્રે,'શન્) Nocturnal study; meditation. રાત્રિનું અધ્યયન; નિશાભ્યાસ; વિચારમાલા, નિબંધ.

**Ludicrous,** *a.* (લુ'ડિક્રસ્) Laughable; ridiculous. હાસ્યજનક; હસવા જેવું; હાસ્યોત્પાદક. [L. *ludus*, play.]

**Lug,** *n.* (લગ્) The lobe of the ear. કાનની બુટ. 2. A handle. હાથો; દાંડો. 3. The act of lugging. ખેંચવું તે.

**Luff,** *n.* (લફ્) વહાણને પવન ભણી હંકારવું તે.

**Luggage,** *n.* (લ'ગિજ્) Baggage; goods. સરસામાન; સરંજામ.

**Lugubrious,** *a.* (લ્યુગ્યુ'બ્રિઅસ્) Doleful. કલ્પાંતીક; રોદણાં રડનારૂં.

**Lukwarm,** *a.* (લ્યૂ'કવૉર્મ્) Tepid; a mixture moderately hot and cold. સ્હેજ ઉનું; મળમળું; સ્હેવાતું. 2. Not ardent or zealous. ઢીલું; પોચું; ઉદાસીન.

**Lull,** *vt.* (લલ્) To quiet; to soothe; to calm. ટાઢું પાડવું; શાંત ક૦. *vi.* To become calm gradually; to subside. શમી જવું; નરમ પડવું. *n.* A temporary cessation. શાંતિ; ઠંડક; પવનનું શમવું તે; અક્ષોભ.

**Lullaby,** *n.* (લ'લબાઇ) A nursery song. હાલરડું; હાલરૂં.

**Lumbago,** *n.* (લંબે,'ગો) A kind of rheumatic pain. કટિવાયુ; કેડના ભાગનો સંધિવા, રહી જવું તે, વા.

**Lumber,** *n.* (લ'મ્બર્) Disorderly and useless things. કચરકુચર. *vt.* To heap together in disorder. ગમે તેમ આડું અવળું ગોઠવવું.

**Lumber-room,** *n.* (લ'મ્બરરૂમ્) Store-room. સામાન ભરવાની જગ્યા; ગોદાડૈ.

**Luminary,** *n.* (લ્યૂ'મિનરી) A light-radiating body or planet. તેજસ્વી વ્યક્તિ, પદાર્થ; સૂર્ય; સૂર્યચંદ્ર. [L. *luman*, light].

**Luminous,** *a.* (લ્યૂ'મિનસ્) Radiating light. તેજસ્વી; પ્રકાશમાન; ચળકતું; તેજોમય.

**Lump,** *n.* (લમ્પ્) Mass of irregular shape. ગઠ્ઠો; ગાંગડો; લોટો. *vt.* To heap into a mass. એકંદર ક૦; જુમલો, ઢગલો. ક૦. 2. To take altogether. એક કલમે લેવું. કહેવું.

**Lumpish,** *a.* (લ'મ્પિશ્) Like a lump; mest. ગઠ્ઠા જેવું; મંદબુદ્ધિ; જડ; મૂઢ.

**Lunacy,** *n.* (લ્યૂ'નસી) Madness; insanity. ગાંડપણ; દિવાનાપણું.

**Lunar,** *a.* (લ્યૂ'નર્) Pertaining to or resembling the moon. ચંદ્રનું; ચંદ્રમાસી; ચંદ્રના જેવું. **L. eclipse**=ચંદ્રગ્રહણ. **L. month**=ચંદ્રમાસ. [L. *luna*, moon.]

**Lunated,** *a.* (લ્યૂ'નટિડ્) Crescent shaped. અર્ધ ચંદ્રાકાર. [L. *lunatus*, a crescent.]

**Lunatic,** *a.* (લ્યૂ'નટિક્) Insane; mad. ગાંડો; દિવાનો. 2. Relating to the mad. ગાંડાઓનું. *n.* An insane or mad person. ગાંડો માણસ.

**Lunch,** *n.* (લન્શ્) A luncheon. બપોરનું ખાણું, નાસ્તો.

**Luncheon,** *n.* (લ'ન્ચન્) A lunch; food taken between regular meals. નાસ્તો.

**Lung**, *n.* (લન્ગ્) An organ for respiration. ફેફસું.

**Lunt**, *n.* (લન્ટ્) A match cord for firing cannon. તોપ સળગાવવાની જામગી.

**Lunular**, *a.* (લ્યૂન્યુલર્) Having the form of a small crescent. બીજના ચંદ્રની કોર જેવું.

**Lupine**, *a.* (લ્યૂ'પાઇન્) વરૂનું; ના જેવું.

**Lurch**, *vt.* (લર્ચ્) To roll; sway, or stagger to one side. એક બાજુએ ડોલવું. 2. To play tricks. બનાવવું; છેતરવું. **To leave one in the lurch,** = To abandon in a critical position. ખરા કામને વખતે છોડી જવું; ની પડખે ઉભું ન રહેવું.

**Lure**, *n.* (લ્યૂર) An allurement; attraction; decoy; or enticement. લાલચ; આકર્ષણ. 2. Anything that attracts. લોભાવનાર, લલચાવનાર વસ્તુ. *vt.* To attract; to entice; to lure. લોભાવવું; લલચાવવું.

**Lurid**, *a.* (લ્યુ'રિડ્) Faint yellow. છેક ફીકું પીળું.

**Lurk**, *vi.* (લર્ક) To lie concealed or hid; to lie in wait; to keep out of sight. છુપાઈ, ભરાઇ રેહવું; સંતાતા ફરવું.

**Lurking-place**, *n.* (લર્કિંગપ્લેસ્) A hiding place. સંતાઇ રેહવાની જગ્યા. 2. A den (of an animal). જાનવરની ગુફા.

**Luscious**, *a.* (લ'શસ્) Tasty; juicy; delicious; sweet. અતિશય મીઠાશવાળું; ગળ્યું; મીઠું; રસભર્યું; અતિશય શૃંગારિક, આડંબરી, ચિત્તમય.

**Lusciousness**, *n.* (લ'શસનિસ્) Deliciousness; extreme; sweetness. માધુર્ય; મધુરતા; ગળપણ

**Lusary**, *a.* (લ'ઝરી) Playful; sportive. આનંદી; ગમતી.

**Lust**, *n.* (લસ્ટ્) Sexual appetite; sensual craving. વિષયવાસના; કામ; કુબુદ્ધિ; કુવાસના. *vt.* To desire; to like. ઇચ્છા કરવી.

**Lustful**, *a.* (લ'સ્ટફુલ્) Sensual; voluptuous. કામાંધ; સ્ત્રીલંપટ; કામી.

**Lustily**, *adv.* (લ'સ્ટિલી) In a vigorous manner. બહાદુરીથી; જીવ તોડીને; જહેમતથી.

**Lustral**, *a.* (લ'સ્ટ્રલ્) Used in or pertaining to purification. સફાઇનું; શુદ્ધિનું; શુદ્ધિકારક. [L. *lustro*, I purify.]

**Lustrate**, *vt.* (લ'સ્ટ્રેટ્) To clean or purify as by water. પવિત્ર કરવું; સાફ કરવું; પાણીથી ધોઈ નાંખવું. [L. *lustro*, I purify.]

**Lustration**, *n.* (લસ્ટ્રે'શન્) Purification. શુદ્ધિકરણ; શુચીકરણ; શુદ્ધિ;શૌચ; પાવન; પવિત્રીકરણ.

**Lustre**, *n.* (લ'સ્ટર્) Brightness, brilliance; splendour. તેજ; કાંતિ; ચળકાટ; શોભા; પાણી. 2. Distinction;fame;glory;renown. પ્રખ્યાતિ; ખ્યાતિ; કીર્તિ; આબરૂ; નામ, પ્રતિષ્ઠા. 3. વર્ષપંચક. *vt.* To make lustrous. તેજસ્વી કરવું; પ્રકાશિત કરવું.

**Lustrous**, *a.* (લ'સ્ટ્રસ્) Brilliant; bright; shining.તેજસ્વી;પાણીદાર.[L.*lustre*,I illumine].

**Lustrum**, *n.* (લ'સ્ટ્રમ્) Purification. શુદ્ધિ 2. A period of five years. વર્ષપંચક; પાંચ વરસ. [L. *pl. lustra.*]

**Lutanist**, *n.* (લ્યુ'ટનિસ્ટ્) A player on the lute; a violinist. વીણાધારી; સતાર વગાડનાર. [L. *lutana*, a lute.]

**Lute**, *n.* (લ્યૂટ્) A stringed instrument of the guitar kind. વીણા; તંબુર; સારંગી.

**Luxuriance-cy**, *n.* (લ'ક્ઝ્યુરિઅન્સ્-ન્સી) Exuberance; the state or quality of being luxuriant. ભરભાર; સમૃદ્ધિ; અતિવૃદ્ધિ; બાહુલ્ય.

**Luxuriant**, *a.* (લક્ઝ્યૂ'રિઅન્ટ્) Exuberant; excessive; very abundant; rank in growth. ભરભાર; ઘેઘટ; બહુ ફાલેલું.

**Luxuriate**, *vi.* (લક્ઝ્યુ'રિએટ્) To grow exuberantly or in a rank manner. અતિવૃદ્ધિ થવી; પુરજોસમાં ઉગવું-ખીલવું; ભરભાર-ઘેઘટ થઇ રહેવું.

**Luxurious**, *a.* (લક્સ્યુ'રિઅસ્) Given to luxury; administering to luxury. મોજશોખ; એશઆરામ, ચેન, ભોગવિલાસમાં મચેલું; વિલાસી.

**Luxuriuasly**, *adv.* (લક્સ્યુ'રિઅસલી) In a luxurious manner. એશઆરામથી; મોજશોખથી; ચેનથી; વિલાસી રીતે.

**Luxury**, *n.* (લ'ક્ઝરી) An indulgence in costly food, dress, furniture &c. મોજશોખ; એશઆરામ; ચેન; ભોગવિલાસ. 2. An article of luxury. મોજશોખનું સાધન. [L. *luxus*, excess.]

**Lycanthropy**, *n.* (લાયકૅન્થ્રપી) દરદી પોતાને અમુક જાતનું પ્રાણી માનીને વર્તે તેવું ગાંડપણ, ગાંડાઇ, ઘેલછા.

**Lyceum**, *n.* (લાઇસિ'અમ્) A literary institute. સાહિત્ય સંસ્થા; ભાષા મંદિર. 2. A company of learned persons. પંડિતોનું મંડળ; સાહિત્ય મંડળ. 3. A place where the learned persons meet. પંડિતોને મળવાની જગ્યા.

**Lydian**, *a.* (લી'ડિયન્) Soft; effeminate. નામરદ; બાયલો. 2. An ancient Greek mode of music. જુના ગ્રીક લોકોના વખતની એક ગાયન-સંગીત પદ્ધતિ.

**Lye**, *n.* (લાય્) Water impregnated with strong alkaline salts obtaind from ashes of wood. ક્ષારજલ.

**Lyke-wake,** *n.* ( લા'ઇકવે,ક્ ) શબની ચોકી રાખવા માટેનો ઉજાગરો, આખી રાત બેઠા રહેવું તે.

**Lynx,** *n.* ( લિન્કસ્ ) તીક્ષ્ણ, ઝીણી નજરવાળું; બિલાડી જાતનું પ્રાણી. **L.-eyed**,બારીક નજરવાળો.

**Lymph,** *n.* (લિમ્ફ્) Water. પાણી. 2. A colourless fluid inanimal bodies. પ્રાણી; શરીરમાં રહેતો એક રંગહીન પ્રવાહી પદાર્થ. 3. A fluid used in different injections (called Vaccine Lymph). રસી; ચેપ [L. *lymphe.*]

**Lyre,** *n.* (લાયર્) A stringed U-shaped instrument of the harp kind. સારંગી;તંબુરો; વીણા; એકતારો. [L. *lyra* ]

**Lyric,** *n.* (લિ'રિક્) Poetry referring to the individual emotions of the poet. કવિના મનોવિકાર દેખાડનાર કવિતા; સંગીત, વીણા, ભાવનાકાવ્ય.

**Lyrist,** *n.* (લા'યુરિસ્ટ્) A player on the lyre. સારંગી વગાડનાર. 2. A lyric writer. કવિતા લખનાર.

---

## M.

**M,** ( એમ્ ) The 13th letter of the English alphabet. અંગ્રેજી મૂળાક્ષરનો તેરમો અક્ષર. 2. Roman sign for 1000. રોમન આંકડામાં ૧૦૦૦ માટે સંજ્ઞા તરીકે વપરાય છે.

**Ma,** *n.* ( મૅ ) Mamma; mother. મા; માને બોલાવવા છોકરું જે શબ્દ વાપરે છે તે.

**Maam,** *n.* ( મ'મ્ ) Madam. બાઇસાહેબ; મડમ.

**Mab,** *n.* (મૅબ્) Queen of imaginary beings. અપ્સરા રાણી.

**Macadamise,** *vt.* (મૅકૅ'ડમાઇઝ્) To cover a road with small broken stones. કાંકરા નાખી રસ્તાને પાકો કરવો.

**Macaroni,** *n.*(મૅકૅરો,'નિ)A paste or dough of fine wheat flour made into slender tubes and used as an article of food. ઘઉંની શેવ. 2. A dandy or a fop. લાલ; ઇશ્કી; છેલ. [Gr. *macaria* happiness].

**Mace,** *n.* ( મે,સ્ ) A staff with a heavy metal head. ગદા; દંડ; સોટો; ધોકો. 2. A staff usd as an ensign of authority. છડી; નકીબ. 3. A kind of spice. જાયપત્રી; જાવંત્રી.

**Mace-bearer,** *n.* (મે,'સબે,રર્) An officer who bears or carries the mace before persons of authority. ચોપદાર; છડીદાર; નકીબદાર.

**Macerate,** *vt.* (મૅ'સરે,ટ્) To make lean or cause to waste away. ક્ષીણ-પાતળું કરવું. 2. To soften by steeping in a liquid. પલાળવું. 3.To subdue one's appetites by self-denial. દેહને કષ્ટવું. [L. *macer*, I make soft].

**Maceration,** *n.*( મૅસરે,'શન્ )The process or act of macerating. દેહ કષ્ટ; દેહ દંડ; દેહ દુઃખ.

**Machiavellian,** *a.* (મૅકિઅવે'લિઅન્) ખટપટી; કાવત્રાંખોર; ચાણક્ય, કુટિલ નીતિવાળું, સંબંધી.

**Machinate,** *vt.* ( મૅ'કિને,ટ્ ) To plot; to scheme; to plan. ખટપટ કરવી; કાવત્રું કરવું; કપટ કરવું. [L *machinari*, to devise].

**Machination,** *n.* ( મૅકીને',શન્ ) Plotting; scheming.રચના;યોજના;ખટપટ. 2. Adevice.ઘાટ.

**Machine,** *n.* ( મશી'ન્ ) A mechanical contrivance; an engine; an instrument of force.યાંત્રિકશક્તિ;યંત્ર;સાંચાકામ.[L.*machina*, a machine].

**Machinery,** *n.*(મશી'નરી) The component parts of a complex machine. સાંચાકામ; યંત્ર સાહિત્ય. 2. Machines in general યાંત્રિક શક્તિ; યંત્રો.

**Machinist,** *a.* (મશી'નિસ્ટ્) A constructor or worker of machines. સાચાંકામ બનાવનાર, ચલાવનાર; યંત્રકાર.

**Macrocosm,** *n.*( મૅ'ક્રૉસમ્ ) The universe; the great world. અખિલ વિશ્વ; સૃષ્ટિ; ત્રિભુવન. [Gr. *makros*, great, *kosmos*; world].

**Macula,** *n.* (મૅ'કયુલે) A blot; stain; a spot. કલંક; લાંછન; તલ.

**Maculate,** *vt.* ( મૅ'કયુલે,ટ્ ) To stain; to spot; to defile. લાંછન લગાડવું; બટ્ટો લગાડવો. *a.* Marked with spots; blotted. ડાઘા, તલવાળું. 2. Impare; defiled. લાંછન-બટ્ટો લાગેલું. [L. *maculoe*, I spot].

**Maculation,** *n.* ( મૅકયુલે,'શન્ ) A stain; spot. ડાઘો; છેંકો; બટ્ટો; લાંછન.

**Mad,** *a.* ( મૅડ્ ) Deranged; insane. ગાંડો; ઘેલો; દિવાનો; ચસ્કેલ; મસ્ત બનેલો.

**Madam,** *n.*( મૅ'ડમ્ ) A form of address to a lady. મડમ; શેઠાણી; બાઇ.

**Mad-cap,** *n.*(મૅ'ડકૅપ્)A flighty or harebrained person; a half-mad person. અવિચારી; ઉદ્ધત; ગાંડો.

**Madden** *vt.* (મૅ'ડન્ ) To drive mad; to enrage. ગાંડા કરવું-ઘેલા બનાવી દેવું.

**Madder,** *a.* (મૅ'ડર્) More insane. વધારે ગાંડો. *n.* A plant of a kind, મજીઠ.

**Mad-dog,** *n.* (મૅ'ડડૉગ્) A hydrophobiatic dog. હડખાયેલું કુતરું; હડકવાવાળુ કુતરું.

**Made,** *pp.* (મે,ડ્) Prepared; did. કીધું; કરેલું.

**Mad-house,** *n.* (મૅ'ડહાઉસ્) A lunatic asylum; a bedlam. દિવાના, ગાંડાનું ઇસ્પીતાલ.

**Madeira**, *n.* (મૅડી'રા) A rich wine of Madeira in spain. એક જાતનો ઉંચો દારુ; મદિરા.

**Madman**, *n.* (મૅ'ડમન્) A deranged person; a lunatic. ગાંડો માણસ.

**Madness**, *n.* (મૅ'ડનિસ્) Lunacy; insanity. ગાંડપણુ; ઘેલછા; દિવાનાપણું.

**Madrigal**, *n.* (મૅ'ડ્રિગલ્) A love song; a pastoral song. ભરવાડ લોકોનું ગાયન; ગોપ, પ્રેમકાવ્ય [L. *madres*, a herd of cattle.]

**Magazine**, *n.* (મૅગઝી'ન્) An ammunition store-room. દારૂ, અસ્ત્રશસ્ત્રખાનું. 2. A pamphlet published at fixed periods. ચોપાનીઉં; માસિક વગેરે.

**Maggot**, *n* (મૅ'ગટ્) A grub. કીડો; ચેળ; એળ; ઇયળ.

**Maggoty**, *a.* (મૅ'ગટિ) Containing maggots. કીડાવાળું; જંતુવાળું.

**Magi**, *n.* (મે,'જાઇ) A caste of priests of ancient Egypt. પ્રાચીન મિસર દેશના પાદરી લોકોનો એક વર્ગ. 2. Holy men or sages. જ્ઞાની પુરૂષો.

**Magian**, *n.* (મે,'જીયન્) A priest of ancient man. માગી; ઇરાન દેશનો પ્રાચીન ધર્મોપદેશક.

**Magic**, *n.* (મૅ'જીક) Sorcery; enchantment; necromancy; the art of doing things by superhuman agency. મંત્ર; જાદુ; ઇલમ; મેલી વિદ્યા. [L. *magicus*, magic or sorcery.]

**Magical**, *a.* (મૅ'જીકલ્) Relating to sorcery. જાદુ સંબંધી; માંત્રિક; જાદુઇ; ઇલમનું.

**Magician**, *n.* (મૅજી'શન્) A sorcerer; an enchanter. જાદુગર; એલ્મી; ઇલમનું.

**Magic-lantern**, *n.* (મૅ'જીકલૅન્ટર્ન) A lantern throwing magnified pictures. જાદુઇ, ન્હાના સીનેમાનું ફાનસ.

**Magisterial**, *a.* (મૅજીસ્ટી'રિયલ્) Pertaining to a magistrate or his office. ફોજદારી કામ સંબંધી. 2. Authoritative; haughty; domineering. સત્તાધારી; ગર્વિષ્ઠ; તોછડો.

**Magisterially**, *adv.* (મૅજીસ્ટી'રિયલી) In a magisterial manner. ફોજદારી અમલની રૂએ

**Magistracy**, *n.* (મૅ'જીસ્ટ્રસી) The dignity or office of a magistrate. માજીસ્ટ્રેટનો હોદ્દો.

**Magistrate**, *n* (મૅ'જીસ્ટ્રેટ) A judge; any public civil officer invested with judicial powers. માજીસ્ટ્રેટ; ન્યાયાધીશ. [L. *magister*, a master].

**Magnanimity**, *n.* (મૅગ્નનિ'મિટી) Greatness of mind or soul. ઉદારતા; મનનું મોટાપણું.

**Magnanimous**, *a.* (મૅગ્નૅ'નિમસ્) Generous; high-minded; exhibiting nobleness of soul; liberal and honourable. મોટા મનવાળો; ઉદાર; મહાત્મા; સખી [L. *magnus*=great and *aimus*, mind.]

**Magnate**, *n.* (મૅ'ગ્નેટ્) A great man; a noble; a person of rank or wealth. ભારે પદ્દીનો માણસ; ધનાઢ્ય, મ્હોટા માણસ.

**Magnet**, *n.* (મૅ'ગ્નિટ્) A load-stone. લોહચુંબક.

**Magnetical, Magnetic**, *a.* (મૅગ્ને'ટિકલ્, મૅગ્નૅ'ટિક) Pertaining to the magnet. લોહચુંબક સંબંધી. 2. Attractive. આકર્ષક; મનોહર.

**Magnetism**, *n.* (મૅ'ગ્નિટિઝમ્) The property of magnets. લોહચુંબકનો ગુણ 2. The power of attraction. ખેંચાણ, આકર્ષણ શક્તિ.

**Magnetise**, *vt.* (મૅ'ગ્નિટાઇઝ્) To communicate magnetic properties to. લોહચુંબકના ગુણો આપવા. 2. To fascinate or attract strongly. જોસભેર આકર્ષણ કરવું.

**Magnific**, *a.* (મૅ'ગ્નિફિક્) Illustrious; grand; noble; splendid. મ્હોટું; ભવ્ય. [L. *magnus*, great.]

**Magnificence** *n.* (મૅગ્નિ'ફિસન્સ્) Grandeur; splendour; pomp. ભપકો; ઠાઠ; શોભા. [L. *magnus*, great & *facio*, I make.]

**Magnificent**, *a.* (મૅગ્નિ'ફિસન્ટ્) Grand in appearance; splendid. શોભીતું; શોભાયમાન. 2. Pompous. ઠાઠવાળું; પ્રૌઢ; ભવ્ય.

**Magnificently**, *adv.* (મૅગ્નિ'ફિસન્ટલી) Splendidly; grandly. ઠાઠથી; શોભાથી; ભપકાથી.

**Magnifier**, *n.* (મૅ'ગ્નિફાયર) A thing that or one who magnifies. હોય તેથી મોટું કરી દેખાડનાર; દુર્બિન.

**Magnify**, *vt.* (મૅ'ગ્નિફાય્) To amplify; to enlarge; to make great or greater. મ્હોટું કરી બતાવવું. 2. To increase the power, glory, importance &c. of. ની મહત્તા વધારવી. 3 To sound the praises of; to extol. વખાણવું; સ્તુતિ કo. 4. To exaggerate. અતિશયોક્તિ કરવી. [L. *magnus*, great and *facio*, I make.]

**Magniloquent**, *a.* (મૅગ્નિ'લોક્વંટ્) Speaking pompously or loftily. ડોળથી બોલનાર; પ્રૌઢભાષી [L. *magnus*, great and *loquor*, I speak.]

**Magnitude**, *n.* (મૅ'ગ્નિટ્યુડ્) Greatness; size; bulk; extent of dimensions. પરિમાણ. 2. That which has one or more of the three divisions. લંબાઇ, જાડાઇ અથવા પહોળાઇ. 3. Importance; grandeur; greatness; consequence. મોટાપણું; મોટાઈ; ગુરૂત્વ; ગૌરવ; વજન; દબદબો.

**Magnum**, *n. a.* (મૅ'ગ્નમ્) ચાર પાઇન્ટનો દારૂનો શીશો; મહાન. **M. bonum**. મ્હોટો ઉપકાર; બટાકો, બટેટું; એક જાતનું આલુ. **M. opus**. મહાન્ કાર્ય.

**Magpie**, *n.* (મૅ'ગ્પાઇ) ચોરી જવાની ટેવવાળુ કાળું અને ધોળું પક્ષી; વાતુડીઓ; બંદુકનો ઘા.

**Magyar,** *a* (મા'ડ્યર) હન્ગરીમા વસતી માંઙ્ગોલ, મૉન્ગોલ જાત સંબંધી; મોડિઅર ભાષા, માણસ.

**Mahogany,** *n.* ( મહૉગની ) ફરનીચર માટે વપરાતું લાલ, કાળું લાકડું; તેવો રંગ.

**Mohemmedan-tan,** *n.* (મહૉ'મિડન-ટન) A Muslim. મુસલમાન.

**Maid,** *n.* (મે,ડ) Virgin; spinster. કુમારિકા; નહિ પરણેલી યુવતી.

**Maiden,** *n.* (મે'ડન) A virgin; a maid; an unmarried woman. કુમારી; કન્યા; કુમારિકા. 2. A female servant. ચાકરડી; દાસી. 3. A machine for washing linen. કપડાં ધોવાનો સંચો. *a.* Pertaining to a maiden, virgin. કુમારિકાનું-સંબંધી. 2. Fresh; unpolluted; unused. તાજું; નવીન; ન વપરાયેલું. **A maiden speech,** The first speech made in public (or parliament). પહેલું વહેલુંજ જાહેર ભાષણ.

**Maidenhood,** *n.* ( મે,'ડનહુડ ) The state of being a maiden; virginity. કૌમાર્ય; તારુણ્ય; જોબન; કુંવારાપણું.

**Maidenly,** *a.* ( મે',ડનલી ) Becoming or like a maiden; modest; coy. કુમારિકા જેવું; શરમાળ; લુચ્ચી; કન્યાયોગ્ય.

**Maidenlike,** *a.* (મે,'ડનલાઇક) Resembling a maiden. કુમારિકા જેવું; શરમાળ.

**Maid-servant,** *n.* (મે,'ડ્સર્વન્ટ) A female domestic servant. ચાકરડી; દાસી.

**Mail,** *n.* (મે,લ) An armour of chainwork or other material. બખ્તર; કવચ. *vt.* To put on a coat of mail or any other defensive armour. બખ્તર, કવચ પહેરવું. *n.* A wallet; a bag. થેલી; કોથળી. 2. A bag for the conveyance of letters and papers. ટપાલની કોથળી. 3. The letters and papers conveyed by post. ડાક; ટપાલ. *vt.* To post a letter. કાગળો નાંખવા.

**Mail-coach,** *n.* ( મે,'લકો,ચ ) A carriage carrying the post. ટપાલગાડી.

**Maim,** *n.* (મે,મ) An injury; a mutilation; a crippling. ખોડ; ખાપણુ; ન્યૂનતા; વ્યંગતા. *vt.* To disable; to cripple; to mutilate. ખોડવાળો-અપંગ-લુલું-લંગડું કo.

**Maimed,** *a.* (મે,'મ્ડ) Crippled; disabled; impaired; mutilated. લુલું; લંગડું; ખોડું; વ્યંગ; અપંગ.

**Main,** *a.* ( મે,ન ) Principal; chief; most important. મુખ્ય; અગત્યનું. *n.* Force; strength. જોર; શક્તિ; બળ. 2. Chief or main portion or part. મુખ્ય-પ્રધાન ભાગ. 3. The open sea. સમુદ્ર; મહાસાગર. **With might and main** = With great effort and labour. બહુ પ્રયાસથી; મહામહેનતે. [L. *manus*, the hand].

**Mainland,** *n.* (મે,'નલૅન્ડ) The principal land; the continent. ભૂખંડ; ભૂમિ.

**Mainly,** *adv.* (મે,'નલી) Principally; chiefly. મુખ્યત્વે કરીને; ઘણું કરીને.

**Mainmast,** *n.* (મે,'નમાસ્ટ) The principal mast or ship. વહાણનો વચલો કુવો-ડોલ.

**Mainsail,** *n.* ( મે,'નસે,લ ) The principal sail. મુખ્ય સઢ.

**Maintain,** *vt.* ( મેનટે,'ન ) To keep; to support; to sustain; to hold or keep in any condition. નભાવવું; પોષવું; પાળવું 2. To keep possession of; to hold and defend. કબજે રાખી રહેવું. 3. To bear the expense of the living of. નો ખર્ચ ચલાવવો; નિર્વાહ કરવો. 4. To uphold; to vindicate; to justify; to affirm or assert. મત આપવું; ખાત્રીપૂર્વક કહેવું; ખરું કરવું; સાચું છે એમ સિદ્ધ કરવું. [L. *manus*, the hand and *tenere*, to hold].

**Maintainable,** *a.* (મેન્ટે,'નબલ)That may be maintained; sustainable; defensible. રાખવા-ચલાવવા યોગ્ય

**Maintenance,** *n.* (મે,'ન્ટિનન્સ) Livelihood; sustenance. સ્થાપન; રક્ષણ; સંભાળ; પ્રતિપાદન; ગુજરાન; ઉપજીવિકા; પાલણ-પોષણ; નિર્વાહ; ભરણ-પોષણ.

**Maize,** *n.* (મે,ઝ) An Indian corn. મકાઈ.

**Majestic,** *a.* (મજે'સ્ટિક) Splendid; noble; grand. ભપકાદાર; પ્રતાપી; રાજતેજવાળું; પ્રૌઢ.

**Majesty,** *n.* (મૅ'જીસ્ટી) Grandeur; dignity. ગૌરવ; મ્હોટાપણું; પ્રૌઢતા; ગાંભીર્ય. 2. A title used in addressing Emperors and Kings. મહારાજા; રાજાધિરાજ; જનાબ. [L. *majus*].

**Major,** *n.* (મે',જર) A military officer લશ્કરી અમલદાર. 2. Greater in extent; quantity or number. વધારે; મ્હોટું. 3. One who has attained the full legal age. પુખ્ત ઉમરે પોંહચેલો માણસ. 4. Of more importance or greater dignity. મોટું; પ્રધાન; શ્રેષ્ઠ; મુખ્ય. [L. *major*, greater].

**Major-domo,** *n.* (મે,'જરડોમો) A steward. ઘરનો કારભારી, વહીવટ કરનાર. [L *major*, greater and *domus*, house].

**Major-general,** *n.* ( મે',જર જનરલ ) An army officer. સૈન્યાધિપતિ; લશ્કરનો ઉપરિ.

**Majority,** *n.* '(મજૉ'રિટી) Competency in matter of age. ઉમરમાં લાયકાત; યોગ્ય-લાયક ઉમ્મર. 2. A greater part; more than half. અર્ધી ઉપરાંત સંખ્યા. ?. Superiority; the quality of being more important. અધિકતા; આધિક્ય. **Majority of votes** = બહુમત,

**Make,** *n.* (મે,ક્) Form; shape; structure; texture. આકાર; આકૃતિ; બાંધો, ડોળ; રૂપ; ઘાટ.

**Make,** *vt.*(મે,ક્)To prepare or manufacture from materials.નું બનાવવું; કરવું; ઘડવું. 2. To create some artificial or false thing. બનાવટ ક૦. ખોટું ઉભું ક૦. **To make account of,** To value; to esteem. ગણકારવું, ગણવું. ધારવું. **To make away,** To dispatch or kill. મારી નાંખવું. **To make, believe,** To feign or pretend. ઢોંગ ક૦. ડોળ ક૦. **To make bold**=To dare or venture. હીમત ચલાવવી;આગળ પડવું.**To make the cards** =To shuffle (cards). પાનાં,ગંજીફો ચીપવો,ખાટવો. **To make much of**=To value highly. વધારે કીમત આંકવી; બહુમાન ક૦ **To make anything of**=To understand.સમજણ પડવી. **To make out**=To decipher; to find out. નો અર્થ ક૦; સમજવું; ઉકેલવું; વાંચવું. **To make over**=To transfer the title; to convey. સોંપવું; હવાલો ક૦; સ્વાધીન ક૦. **To make up**=To collect or total; to make ready. એકંદરે, એકઠું-ભેગે-જુમલે ક૦.**To make good** =To compensate. ભરી-વાળી આપવું. **To make up one's mind**=Resolve. નિશ્ચય કરવો. **To make water**=To urinate. પેશાબ ક૦. **To make way or to make one's way**=To push; to advance. આગળ વધવું; વધારો ક૦. **To make away with** =To carry off. નસાડવું; લઇ જવું. **To make off**=To decamp. પોલ થવું; નાસી જવું. **To make up**=To be reconciled. નું સમાધાન થવું; મળી જવું. **To make up for**=To compensate for. ભરી આપવું; ખોટ પુરી ક૦. [A. S. *macain*, to make].

**Makebate,** *n.*(મે,'કબે,ટ્)A quarrel-monger. કજીયાખોર માણસ.

**Makebelieve,** *n.* (મે,'કબિલીવ્) Pretence; pretext; sham; fiction. બ્હાનું; મિષ; નિમિત્ત. *a.* Unreal; sham; fictitious. કૃત્રિમ; ઢોંગભરેલું.

**Maker,** *n.* (મે,'કર્) One who makes; a manufacturer. બનાવનાર; તૈયાર કરનાર.

**Makeweight,** *n.* (મે,'કવે,ટ્) A weight thrown to make the two pans of a balance equally weighty. ધડો,ડોળધાલુ નજીવી દલીલ,મુદ્દો.

**Maladminstration,** *n.* (મૅલઅડમિનિસ્ટ્રે,'શન્) Bad government; bad management of public offices. અવ્યવસ્થા; અંધાધુંધી.

**Malady,** *n.* (મૅ'લડી) Disease. બિકાર; રોગ.

**Malapert,** *a.*(મૅ'લેપર્ટ્)Impertinent,forward; bold. ઉદ્ધત; અવડો.

**Malaria,** *n.* (મલે'રિયા) A fever caused by the bites of poisonous mosquitoes. મેલીરીયા; એક જાતનો તાવ.

**Malarious-al,** *a.* (મલે'રિઅસ્) મેલેરિઆવાળું; મેલેરિઆ સંબંધી.

**Malcontent,** *a.* (મૅ'લકન્ટેન્ટ્) Unhappy; discontented. નારાજ; અસંતોષી. *n.* One who is dissatisfied with the existing state of affairs (especially in politics.) રાજ્યથી નાખુશ થયેલી પ્રજા; રાજદ્રોહી.

**Male,** *n.* (મે,લ્) A he-animal. નર; પુરૂષ. [L. *mascilus.*]

**Malediction,** *n.* (મૅલીડિ'ક્શન્) Evil speaking; curse. કદુવા; શાપ. [L. *malus*, ill & *dico*, I say.]

**Malefactor,** *n.* (મૅ'લીફૅક્ટર્) A criminal; a culprit; an evil-doer. અપરાધી; ગુન્હેગાર.

**Malevolence,** *n.* (મલે'વલન્સ્) Personal hatred; ill-will; enemity of heart. વેરભાવ; અદાવત; કીનો; દ્વેષભાવ; દ્વેષબુદ્ધિ.

**Malevolent,** *a.* (મૅલે'વલન્ટ્) Having ill-will; evil-wishing; malicious. દ્વેષભાવ રાખનાર; કીનાખોર. [L. *malus*, bad and *voleo*, I wish.]

**Malice,** *n.* (મૅ'લિસ્) Spite; ill-will; enmity of heart. અદાવત; કીનો; વેર; દ્વેષભાવ. [L. *malus*, bad].

**Malicious,** *a.* (મૅલિ'શસ્) Ill-willed; spiteful. અદાવતી; અદેખું; દ્વેષી; કીનાખોર; ખારીલું [L. *malus*, ill]

**Malign,** *n. a.* (મલા'ઇન્) Malevolent. દ્વેષી; અદાવતી; કીનાખોર; ડંશી. *vi.* To treat with malice; to defame; to traduce; to vilify. ખોટું, નુકશાન, નાલાશી કરવી.

**Malignancy,** *n.* (મૅલિ'ગ્નન્સી) Bitter enmity; extreme. malevolennce. વેરભાવ; અદાવત; અદેખાઇ; દ્વેષ. [L. *malus*, bad.]

**Malignant,** *a.* (મૅલિ'ગ્નન્ટ્) Malicious. અદેખું; કીનાખોર; ખારીલું; દ્વેષી.

**Malignity,** *n.* (મૅલિ'ગ્નિટી) Evil disposition; malice; rancour. ખાર; વેર; દ્વેષ; અદાવત.

**Malison,** *n.* (મૅ'લિઝન્) Exoration; curse; malediction. શાપ.

**Mall,** *n.* (મૅાલ) A heavy wooden club. ડાંગ. *vt.* To beat with a club. ખાંડવું; ડાંગ મારવી.

**Malleability,** *n.* (મૅલીઅબિ'લિટી) Quality of malleableness. ટીપવાથી વધે એવો ગુણ.

**Malleable,** *a.* (મૅ'લીઅબલ) Capable of being shaped or beaten out with a hammer (said of metals) ટીપાય એવું; ટોકવાથી લાંબુ થાય એવું. [L. *malleu*, hammer.]

**Mallet**, *n.* (મૅ'લિટ્) A short-handled small hammer. મોગરી; મેચકી; મેઘચું.

**Mallow**, *n.* (મૅ'લો) Kinds of flowering plant. એક જાતનો ફુલવાળો છોડ. *a.* **Malvaceous**.

**Malmsey**, *n.* (મૅ'મ્ઝી) A kind of grapes and the wine prepared from them. એક જાતની દ્રાક્ષ તથા દારૂ.

**Malpractice**, *n.* (મૅલપ્રૅ'ક્ટિસ્) Misbehaviour; evil ways. નઠારી ચાલ; ખરાબ રીત; દુરાચાર. [L. *malus*, bad.]

**Malt**, *n.* (મૉલ્ટ્) Any grain steeped in water till germination. ફણગા ફુટે ત્યાં સુધી પલાળી રાખેલું અનાજ.

**Maltese**, *a.-n.* (મૉલ્ટી'ઝ્) માલ્ટાનું; માલ્ટાનો રહીશ, તેની ભાષા.

**Malthusian**, *a.* (મૅલ્થ્યૂ'સ્ઝન્) વસ્તી ઓછી કરવી એ મત સંબંધી; મૅલ્થસનો અનુયાયી.

**Maltster**, *n.* (મૉ'લ્ટ્સ્ટર્) A man whose occupation is to make malt. જવનો દારૂ બનાવનાર.

**Maltreat**, *vt.* (મૅલટ્રી'ટ્) Ill-treat; to treat roughly or rudely or with unkindness. દુ:ખ દેવું; બેહાલ કરવા.

**Maltreatment**, *n.* (મૅલટ્રી'ટમન્ટ્) Ill-treatment; ill-usage. પીડા; મારપીટ; અપકાર.

**Malversation**, *n.* (મૅલવરસે'શન્) Corruption; misbehaviour. ખરાબ ચાલ; દુષ્ટ વર્તણુક; અપ્રમાણિકતા.

**Mam, Mama**, *n.* (મૅમ્-મમા') Mother. મા; બા.

**Mammal, Mammalia**, (*pl.*) *n.* (મૅમલ્-મૅમે'લિઆ) The highest class in the animal kingdom whose distinguishing characteristic is that the females suckle their young. પોતાના બચ્ચાંને ધવડાવનાર પ્રાણી.

**Mammiferous**, *a.* (મૅમિ'ફરસ્) Breasted; having breast; suckling. સ્તન, આંચળવાળું; ધવરાવીને ઉછેરનાર.

**Mammiform**, *a.* (મૅ'મિફૉર્મ) Having the form of a breast. સ્તનના, આંચળના આકારનું. [L. *mamma*, a breast.]

**Mammilary**, *a.* (મૅ'મિલરી) Pertaining to the breast or nipple. સ્તનનું; આંચળનું.

**Mammon**, *n.* (મૅ'મન્) God of wealth. કુબેર; ધનદેવતા. 2. Wealth; riches. સંપત્તિ:ધન.

**Mammoth** *n.* (મૅમથ્) An extinct elephant. એક જાતનો અતિ મોટો હાથી, ગજ.

**Mammy**, *n.* (મૅ'મી) Mother. માતા; જનની.

**Man**, *n.* (મૅન્) A human being. માણસ. 2. Mankind. માણસ જાત. 3. An adult male. પુખ્ત ઉમરનો માણસ. 4. Male sex of mankind. જગતનો પુરૂષવર્ગ. **Man-of-war** = લડાઇનું વહાણ. **M. in the street** = સાધારણ, રખડતો માણસ.

**Manful**, હિંમતવાન; બહાદુર.

**Manacle**, *n.* (મૅ'નકલ્) Hand-cuffs; shackles. હાથકડી; બેડી. [L. *manus*, hand.]

**Manage**, *vt.* (મૅ'નિજ્) To carry on; to conduct; to guide. ચલાવવું; વહીવટ કરવો. 2. To control and direct. પોતાના ધાર્યા પ્રમાણે ક૦ 3. To train a horse. શિખવવું; પલોટવું. 4. To treat with care. સંભાળ લેવી. *vi.* To carry on a business; to conduct an affair. કારભાર ચલાવવો. [L. *manus*, hand ]

**Manageable**, *a.* (મૅ'નિજબલ્) Governable; tractable; such as can be managed. તાબે થાય એવું; હુકમમાં રહે એવું.

**Management**, *n* (મૅ'નિજમન્ટ્) Administration; conduct; direction and control. વહીવટ; કારભાર; બંદોબસ્ત. Skilful treatment. હીકમત; યુક્તિ; ચાલાકી. [L. *manus*.]

**Manager**, *n.* (મૅ'નિજર) Director; governor (of a bank). વહીવટ કરનાર; મુનિમ; અધિકારી.

**Mandarin**, *n.* (મૅ'નડરિન્) ચિનનો અમલદાર, સુબો.

**Mandamus** *n.* (મૅન્ડે,'મસ્) Mandate of a superior court. વરિષ્ઠ અદાલતનો હુકમ [L= we command.]

**Mandate**, *n.* (મૅ'ન્ડટ્) An injunction; an order; an official command. આજ્ઞા; હુકમ; આદેશ; ફરમાન. [L. *manus*, hand and *do*, I give.]

**Mandatory**, *a.* (મૅ'ન્ડટરી) Containing a command; directory; preceptive. આજ્ઞાકારક.

**Mandible**, *n.* (મૅ'ન્ડિબલ્) A bird's jaw. પક્ષીનું ડાચું: નીચલું જડબું.

**Mane**, *n.* (મે,ન્) Hair growing on the neck of animal like the horse. યાળ; ગરદન ઉપરના વાળ; કેશવાળી. **Maned**. યાળવાળું. [Gr. *mamos*, neck ].

**Mandolin**, *n.* (મૅ'ન્ડલિન્) Kind of lute. વીણા.

**Manege**, *n.* (મને,'ઝ્) The training of horses or the art of horsemanship. ઘોડાને કેળવવાની કળા; સવારીકળા.

**Manes**, *n.* (મે,'નીઝ્) Dead ancestors. પિતૃઓ.

**Manfully**, *adv.* (મૅ'નફુલી) Courageously; boldly. બહાદુરીથી.

**Mange**, *n.* (મે,ન્જ્) A skin disease of cattle. ઢોરને થતો ખોડ.

**Manger**, *n.* (મે,'ન્જર્) A trough or box in which fodder is placed for cattle. ગમાણ; ઢોરની ખાવાની જગ્યા; ચાલણી.

**Mangle,** *n.* (મેં'ન્ગલ્) A rolling press. અત્રી; કુંદી કરવાનું યંત્ર. *vt.* To hack; to cut by repeated blows; to mutilate. ભાંગી નાંખવું; અવયવચ્છેદ ક૦-પીંખી, ચુંથી નાંખવું. 2. To destroy the symetry or completeness of. બગાડવું; બગાડી નાંખવું.

**Mango,** *n.* (મેં'ન્ગો) A tropical sweet juiced fruit.આંબો;કેરી.**Mango grove**=આંબાવાડી.

**Manhood,***n.* (મેં'નહુડ)Manliness;humanity; virility.પુરુષત્વ;પુરુષાતન;શૌર્ય;પ્રૌઢ દશા;માણુસજાત.

**Mania,** *n.* ( મે,'નિઆ ) Frenzy; lunacy; madness; insanity. ઘેલાપણું; દિવાનાપણું; ઘેલછા; ઉન્માદ; ગાંડપણ. 2. Rage or eager desire for anything. ઘેલછા; પવન; વા; વ્યસન. [Gr. *mania,* rage]. [ગાંડો.

**Maniac-al,***a.*(મે,'નિઅક-અ·કલ) Mad. દિવાનો;

**Manifest,** *a.* ( મેં'નિફેસ્ટ ) Public; clear; open. ખુલ્લું; સ્પષ્ટ; ઉઘાડું; સાફ. 2. A public notice; a manifesto. જાહેરનામું; ઢંઢેરો. *vt.* To show plainly; to display, to exhibit. પ્રદર્શિત-ખુલ્લું-ઉઘાડું કરવું. [ L. *manus,* hand, *ferto,* I dash against].

**Manifestation.***n.* (મેંનિફેસ્ટે,'શન)Display; exhibition.સ્પષ્ટીકરણ;પ્રકાશ;પ્રસિદ્ધિ;ઉઘાડું કરવું તે.

**Manifesto,***n.* (મેં'નિફેસ્ટો)A public declaration or proclamation. જાહેરનામું; ઢંઢેરો.

**Manifestly,** *adv.* (મેં'નિફેસ્ટલી) Plainly; evidently; clearly. ખુલ્લી રીતે; ચોકખી રીતે; પ્રત્યક્ષ રીતે.

**Manifold,** *a.* (મેં'નિફો,લ્ડ) Many; numerous; various. ઘણા પ્રકારનું; ઘણી જાતિનું; નાનાવિધ.

**Mannikin,** *n.* (મેં'નિકિન) A dwarf. ઠીંગણું માણસ.

**Mankind,** *n.* ( મેંનકાં'ઇન્ડ ) Human race. માણસ જાત-(મેં'ન્કાંઇન્ડ). પુરૂષવર્ગ.

**Manipulate,** *vt.* (મેંનિ'પ્યુલે,ટ) To treat or operate upon with hands; to handle; to operate so as to give a false appearance to. હાથવતી કરવું; હાથવતી બનાવવું; બનાવટ કરવી.

**Manipulation,** *n.* (મેંનિપ્યુલે,'શન) The act of manipulating. હાથવતી કરવું તે; હાથચાલાકી.

**Manlike,** *a.* (મેં'નલાઇક) Like man; human; manly. માણસયોગ્ય; શૂર; મર્દાની; શૂરું; મર્દાની.

**Manly,** *adv.* ( મેં'નલી ) Bold; brave; courageous. હીંમતવાન; બહાદુર; મર્દાની; શૂર. **Manliness**=મર્દાનગી; પુરુષાતન.

**Manna,** *n.* (મેં'ના) Heavenly or divine food. અમૃત; ઈશ્વરદત્ત અન્ન; વંસલોચન.

**Manner,** *n.*(મેં'નર્) Habit;bearing;conduct. ચાલ; ઢંગ; રીત. 2. Mode of doing; way of performance; method. તરાહ; રીત; પ્રકાર. *pl.* Carriage; behaviour; deportment (especially polite), civility. ચાલ; આચાર; રહેણી; આચરણ; સભ્યતા. **Manners of a country**=દેશની રીતભાત. [ L. *manus,* the hand; probably meaning the way in which a man handles things].

**Mannered,***a* (મેં'નર્ડ)Showing mannerism. રીતભાતવાળું.

**Mannerism,** *n.* (મેં'નરિઝમ) રીતભાત; ચાલચલગત; આદત; શૈલી.

**Mannerless,** *a.* (મેં'નરલિસ્)Unmannerly. રીતભાત નહિં જાણનારું; અવિનયી.

**Mannerly,** *adj.* ( મેં'નર્લી ) With good manners; civil; polite; respectfuf. સભ્ય; વિનયી; આદરશીલ; યોગ્ય.

**Manœuvre,** *n.* (મેનૂ'વર્) Stratagem. યુક્તિ; પેચ; દાવ; દાવપેચ. 2. A regular or dexterous movement of ships or soldiers; a military evolution. વ્યૂહ; કવાયત; કુચબાજી. [L. *manus,* hand and *opera,* work.]

**Manor,** *n.* (મેં'નર્) The estate of a lord. અમીરની જાગીર.

**Manorial,** *a.* (મેંનો'રિઅલ્) Pertaining or belonging to a manor. જાગીરીસંબંધી; વતનસંબંધી.

**Mansion,***n.*(મેં'ન્શન) A place of residence. રહેવાનું ઘર; હવેલી; મહેલ. 2. Moon's constellation. નક્ષત્ર; ચંદ્રનું ઠેકાણું. [L. *maneo,* I stay.]

**Manslaughter,** *n.* (મેં'નસ્લૉટર્) Killing of men; destruction of human lives. મનુષ્યવધ; કતલ; ખુન

**Manslayer,** *n.* (મેં'નસ્લેઅર્) One who kills a man; a murderer. ખુની; માણસખાઉ.

**Mantel,** *n.* (મેં'ન્ટલ) The finish around a fire place. પેંડલી; બેલ; ચુલા પછવાડેની જગ્યા.

**Mantlet,***n.*(મેં'ન્ટલિટ)Women's short cloak. ઓઢણી; નાનો ઝભ્ભો.

**Mantle,** *n.* (મેં'ન્ટલ) A loose garment worn over the other attire; a cloak. ઝભ્ભો; શાલ. *vt.* To disguise; to cloak. ઢાંકવું; સંતાડવું. [L. *mantelum.*]

**Manual,** *n.* (મેં'ન્યુઅલ) A hand-book.લઘુગ્રંથ. *a.* Made by or belonging to the hand. હાથનું; હાથથી બનેલું.

**Manufactory,** *n.* (મેંન્યુફૅ'ક્ટરી) A place of manufacture; a factory (especially one where human labour is employed). કારખાનું [L. *manus,* the hand and *facio,* I do.]

**Manufacture**, *n*. (મૅન્યુફૅક્ચર્) The preparation of any raw material into its corresponding finished product.હુન્નર;કોઇ પણ વસ્તુ બનાવવાની કળા. 2. A finished product. એવી રીતે તૈયાર કરેલી વસ્તુ; બનાવટ. *vt*. To prepare finished products from raw materials. કોઈ પણ વસ્તુ બનાવવાનો હુન્નર.

**Manufacturer**, *n*. (મૅન્યુફૅક્ચરર્) One who prepares such finished products. કારખાનાનો ધણી; માલેક; કારીગર.

**Manumission**, *n*. (મૅન્યુમિ'શન્) Emancipation from slavery. દાસત્વમાંથી છુટકારો; દાસ્યમોચક.

**Manumit**, *v*. (મૅન્યુમિ'ટ્) To emancipate, free or liberate from slavery. દાસત્વમાંથી મુક્ત ક૦

**Manure**, *n*. (મન્યૂ'ર્) Any snbstance added to soil with a view of fertilizing it. ખાતર. *vt*. To enrich by manuring. ખાતર નાંખવું.

**Manurial**, *a*. (મૅન્યૂ'રિઅલ્) Relating to manures. ખાતર વિષે.

**Manuscript**, *n*. (મૅન્યુસ્ક્રિપ્ટ્) A hand-written copy. હસ્તલિખિત પ્રત; હસ્તલેખ. *a*. Handwritten. હસ્તલિખિત.

**Many**, *a*. (મે'ની) Numerous. ઘણું; પુષ્કળ; બહુ. **Many a**=A large number. ઘણું;પુષ્કળ.

**Map**, *n*. (મૅપ્) A representation of the surface of the earth or any part of it on paper or any other material. નકશો. *vt*. To sketch a map. નકશો દોરવો.

**Mar**, *vt*. (માર્) To spoil the beauty of; to deface. ખરાબ ક૦; બગાડવું. 2. To ruin. ખરાબી ક૦.

**Maple**, *n*. (મે'પલ્) Kind of tree. એક જાતનું વૃક્ષ.

**Maranthe**, *n*. (મૅ'રૅન્થે) Imprecation; curse. બદદુવા; શાપ.

**Marasmus**, *n*. (મૅ'રૅસ્મસ્) Consumption; phthisis. ક્ષય.

**Maraud**, *vt*. (મરૉ'ડ્) To loot; to plunder. લુંટવું; લુંટ ક૦. *n*. A looting expedition. ધાડ; દરોડો; લુંટફાટ.

**Marauder**, *n*. (મરૉ'ડર્) A highwayman; a robber. લુંટારો; ચોર; ધાડપાડુ.

**Marble**, *n*. (મા'ર્બલ્) A kind of stone. આરસપાણનો પત્થર. 2. A small round piece of stone used in the piay of children. લખોટો; લખોટી. *a*. Made of marble. આરસપાણનું બનેલું.

**Marble-hearted**, *a*. (મા'ર્બલ્હાર્ટિડ્)Stone-hearted; cruel. પાષાણ હૃદયી; ક્રૂર; ઘાતકી.

**Marcescent**, *a*, (માર્સે'સન્ટ્) Withering; decaying; fading. કરમાઇ જવું; સુકાવું.

**March**, *n*. (માર્ચ) The English third month coming after February. ફેબ્રુઆરી માસ પછી આવતો "માર્ચ" માસ. 2. The act of marching; movement of the military. લશ્કરની કુચ. 3. Progress (as of civilization &c.) પ્રગતિ; આગળ વધવું તે; વૃદ્ધિ. *vt*. To move with regular steps. કુચ કરવી. *vi*. To move with regular steps. કુચ ક૦.

**Marchioness**, *n*. (મા'ર્શનિસ્) The wife of a Marquis. મારકવીસની ઓરત. (મારકવીસ એ ઉમરાવી પદ્વીમાંની એક પદ્વી છે અને બીજા નંબરના સરદારની છે.)

**Mare**, *n*. (મેઅર્) A she-horse. ઘોડી.

**Margin**, (મા'ર્જીન્) *n*. An edge; border. કીનારો; કાંઠો; પાળ; કોર. 2. An unwritten space left at the left side of page generally. હાંસીયો; મારજીન. 3. The profit or charge. નફો; ચડતર. 4. An allowance. ગાળો;શિલક.*vt*.To leave a margin. હાંસીયો, જગ્યા રાખવી.

**Marginal**, *a*. (મા'ર્જીનલ્) Pertaining to a margin. હાંસીઆ વિષે.2. Written or printed on margin (as notes &c.) મારજીનમાં લખેલું.

**Marine**, *a*. (મરીન્) Naval; pertaining to the sea. સમુદ્ર સંબંધી; દરીયાઇ. *n*. A sea-soldier. નૌકા સીપાઇ. 2. The navy of a country. રાષ્ટ્રનું નૌકા સૈન્ય.

**Mariner**, *n*. (મૅ'રિનર્) A sailor; a sea-man. ખલાસી.

**Marital**, *a*. (મૅ'રિટલ્) Pertaining to the husband. પતિ-ભરથાર,દંપતી વિષયક. [L. *maritas* husband].

**Maritime**, *a*. (મૅ'રિટાઈમ્) Near sea-shore. દરીયાના કાંઠાપર આવેલું 2. Naval; pertaining to the sea. દરિયાઇ. **M. supremacy or power**, નૌકાશક્તિ,બલશ્રેષ્ઠતા;જલમાર્ગનું ઉપરિપણું.

**Mark**, *n*. (માર્ક) A token; a visible sign; a stamp. નિશાન; ચિહ્ન. 2. A coin. સિક્કો. 3. A character written as a substitute for signature. સહીની નિશાની. 4. A trade mark. છાપ; છાપો. 5. A stain; a scratch; a scar. રેખા;ઘસરકો;ઉઝરડો;ડાઘો. 6. Attention. લક્ષ; દરકાર; ધ્યાન. 7. The object of an aim. નિશાન 8. Badge or sign of distinction પ્રતિષ્ઠાસૂચક ચિહ્ન. 9. Boundary; limit. ધોરણ;હદ.10. Pre-eminence. વિખ્યાતિ, પ્રખ્યાતિ. **To make one's mark**=To sign by a mark. સહીનું નિશાન ક૦. 2. To attain distinction. આબરૂ-ખ્યાતિ મેળવવી. *vt*. To leave a scar

or stamp upon. છાપ મારવી; નિશાની ક૦. 2. Observe or notice. જોવું; ધ્યાનમાં લેવું. [A.S. *meare*, a mark]

**Market,** *n.* (મા'ર્કિટ્) A place for the purchase and sale of goods. મારકીટ; બજાર; ગુજરી. 2. Current price or value. ચાલતો ભાવ અથવા કીંમત. *vi.* To deal in a market; to buy or sell. સોદો કરવો; વેંચાણ-ખરીદ ક૦. *vt.* To sell in a market. બજારમાં વેંચાણ ક૦.

**Marketting,** *n.* (મા'ર્કિટિન્ગ્) The act of buying and selling. સોદો કરવો તે;બજારનું કામ.

**Market-price-value,** *n.* (મા'ર્કિટપ્રાઇસ-વૅ'લ્યુ) બજાર ભાવ; રૂખ; પીઠ ભાવ.

**Marksman,** *n.* (મા'ર્ક્સમન્) One skilled in shooting. નિશાનબાજ માણસ; નિશાન તાકવામાં હોંશીયાર.

**Markedly,** *adv.* (મા'ર્કિડ્લી)Unmistakably. ભૂલ વગર; સ્પષ્ટ રીતે.

**Marker,** *n.* (મા'ર્કર્) One who marks. નિશાની કરનાર માણસ.

**Marl,** *n.* (માર્લ) Quick or quay-mire. ચીકણી માટી. *vt.* To cover or overspread with marl. ચીકણી માટીથી ઢાંકવું.

**Marmalade,** *n.* (મા'ર્મલેડ) A sugared preserve. મુરબ્બો.

**Marmorian,-eal,** *a.* (મારમો'રીઅન્)Made of marble સંગે મરમર, આરસપાણનું બનાવેલું.

**Marmoset** *n.* (મા'ર્મોઝેટ) Small bushy-tailed monkey. એક જાતનો વાંદરો.

**Maroon,** *n.* (મરૂ'ન્) સીદી, હબશી.

**Marquee,** *n.*(મા'ર્કી)Large tent. મોટો તંબુ.

**Marquis,-quess,** *n.*(મા'ર્કિવસ્)An English noble-man next in rank to a duke. ડયુકની પદ્વીથી નીચેની પદ્વીનો સરદાર.

**Marriage,** *n.* (મૅ'રિજ્) Nuptials; matrimony; wedlock. લગ્ન; વિવાહ; શાદી. 2. Vows or contract of marriage. લગ્ન સંબંધ.

**Marriageable,** *a.* (મૅ'રિજીબલ્) Fit for marriage. પરણવા યોગ્ય.

**Marrow,** *n.* (મૅ'રો) A soft, half-liquid and oily substance contained in the cavities of bones of most animals. હાડકામાંની ચરબી; મજ્જા; મગજ; મેદસ્.

**Marrow-bone,** *n.* (મૅ'રોબોન્) A bone containing marrow. મજ્જાવાળું હાડકું.

**Marrowy,** *a.* (મૅ'રોઈ) Full of marrows. ગરવાળું (હાડકું).

**Marry,** *vt.* (મૅ'રી) To wed; to unite in matrimony or wedlock. ને પરણવું; ની સાથે લગ્ન કરવું;પરણાવવું.*vi.*To enter into the married state of life. પરણવું, ગૃહસ્થ બનવું.

**Mars** *n.* (મા'ર્સ્) God of war. રણદેવતા; યુદ્ધદેવ. 2. A planet of the solar system. મંગળગ્રહ.

**Marsh** *n.* (માર્શ) A swamp; a tract of low and wet land. ઘાસવાળી ભીની જમીન; ખાબોચીયું.

**Marshal,** *n.* (મા'ર્શલ્) A military field officer of the highest rank. સેનાધ્યક્ષ. *vt.* To array; to arrange or dispose of in order. વ્યવસ્થાપૂર્વક ગોઠવવું;રચના ક૦-વ્યૂહ રચવો.

**Mart,** *n.* (માર્ટ) A market. બજાર; ચોટું; પીઠું. 2. A bargain; a deal. કરાર; સોદો; સાટું. *vt.* To deal in a market. બજારમાં લેવડદેવડ ક૦

**Marten,** *n.* (મા'ર્ટીન્) કીંમતી રૂંવાંવાળું એક જાતનું પ્રાણી.

**Martin,** *n.* (મા'ર્ટિન્) A kind of small bird. એક જાતનું ન્હાનું પક્ષી.

**Martial,** *a.* (મા'ર્શલ્) Warlike; military. લડાઇનું; યુદ્ધનું; રણસંબંધી. 2. Courageous; brave. શૂરો; રણમર્દ.

**Martinet,** *n.* (મા'ર્ટિનેટ્) A disciplinarian. સખ્ત બંદોબસ્ત રાખનાર.

**Martingal-gale,** *n.*(મા'ર્ટિન્ગલ-ગેલ્)A strap forming a pan of the harness of a horse. જેરબંધ; તંગ; બમણા દાવનું જુગાર.

**Martyr,** *n.* (મા'ર્ટર્) A man who lays down his life for the sake of his religious beliefs; a self sacrificing hero. પોતાના ધર્મ અથવા અંતઃકરણની માન્યતા માટે પોતાનો પ્રાણ અર્પનાર શૂરવીર; આત્મભોગી મહાત્મા. *vt.* To sacrifice for one's beliefs or conscience. પોતાના મત માટે જીવનનો ભોગ આપવો, અર્પણ ક૦

**Martyrdom,** *n.* (મા'ર્ટરડમ્) The doom or death of a martyr. સ્વધર્મ માટે આત્માર્પણ.

**Marvel,** *n.* (મા'ર્વલ્) A miraculous or wonderful thing. અચરતી; ચમત્કાર. 2. Wonder; miracle. અજાયબી; આશ્ચર્ય. *vt.* To wonder at; to be astonished at. ને જોઇને અચરજ, આશ્ચર્ય પામવું. *vi.* To cause to wonder; to astonish. આશ્ચર્ય, અચરજ પમાડવું [L. *mirror*, I wonder].

**Marvellous,** *a.* (મા'ર્વલસ્) Miraculous; astonishing; wonderful. અચરજ પમાડે એવું; આશ્ચર્યકારક; અજાયબ જેવું; ચમત્કારી.

**Marvellously,** *adv.* (મા'ર્વલસ્લી) In an astonishing manner; wonderfully. આશ્ચર્યકારક રીતે; અજાયબી ભરેલી રીતે; ચમત્કારિક રીતે.

**Masculine,** *a.* (મૅ'સક્યુલિન્) Male; of the male sex. નર-પુરૂષ જાતિનો. 2. Manly;

robust; strong. પૌરૂષવર્ધક; પુરૂષના જેવું જોરાવર; મર્દાની

**Mash**, *n.* (મૅશ્) A soft beaten pulpy mass. ઘુંદો; ઘુંદો; ઘુગદી. 2. A trouble; a snare. ફાંસો; ફાંદો. *vt.* To beat to a pulpy state. ઘુંદવું; કચરવું.

**Mask**, *n.* (માસ્ક્) A sportive cover for the face with apertures for the eyes &c. મુખવટો; બુરખો; બનાવટી મ્હોડું. 2. Anything disguising; a subterfuge or pretext. મિષ; નિમિત્ત; બ્હાનું. *vt.* To cover with a mask or visit. વેષ બદલવો. 2. To disguise; cover or hide. ઢાંકવું; છુપાવવું.

**Mason**, *n.* (મે,'સન્) Artisan who works upon stone. કડીઓ; સલાટ. 2. A free mason; a mem ber of the lodge of Freemasons. ફ્રીમૅસનના મંડળમાંનો એક.

**Masonic**, *a.* (મસૉ'નિક) Petaining to the craft or mysteries of Freemasons. ફ્રીમૅસન, ગુપ્ત સંકેત મંડળની વિધિ સંબંધી.

**Masonry**, *n.* (મે,'સન્રી) The occupation or art of a stone mason. કડીઆનો ધંધો. 2. A stone work; the work produced by a mason. ચણતર; પત્થરનું કામ.

**Masora**, *n.* (મૅ'સોરા) A religious book of the Jews. યાહુદીશાસ્ત્ર, ગ્રંથ.

**Masquerade**, *n.* (મૅસ્કરે,'ડ્) A masked ball. વેષ બદલી નાચ-ગાન માટે એકઠી થયેલી ટોળી. 2. A disguise. વેષબદલો કરવો તે. *vi.* To assemble in masks; to go in disguise. વેષ બદલી જવું.

**Mass**, *n* (માસ્) A lump. ગઠ્ઠો; લોચો; ગોળો; પિંડો. 2. A religious service of the Roman Catholics. રોમન લોકોના ધર્મનો એક વિધિ. 3. An assemblage; a crowd. જથ્થો; સમુદાય; સમૂહ. **The mass**=The common people. સામાન્ય જનસમૂહ. *vt.* To collect; to crowd; to assemble. એકઠું ક૦

**Massacre**, *n.* (મૅ'સૅકર્) The murder of a large number of men. કતલ; કાપાકાપી. *vt.* To murder or kill in large numbers. કતલ ક૦.

**Massiveness**, *n.* (મૅ'સિવ્નિસ્) Bulk, ponderousness; the state or quality of being massy. વજન; ભાર; કદાવરતા.

**Massive, Massy**, *a.* (મૅ'સિવ્-મૅ'સી) Heavy; weighty; bulky. વજનદાર; ભારવાળું; ભારે; મ્હોટું.

**Mast**, *n.* (માસ્ટ્) A round long piece of timber set upright in a ship and supporting the rigging, the sails &c. વહાણનો ડોળ-કુવો. *vt.* To equip with a mast. ડોળ કુવો પાડવો.

**Master**, *n.* (મા'સ્ટર) The owner; the proprietor. શેઠ; માલેક; ધણી. 2. A title of civility placed before the names of unmarried males. મીસ્તર; કુંવર; નો પુત્ર. 3. A director; a ruler; a governor; a controller. સત્તા-અમલ ચલાવનાર. 4. A teacher; a tutor. ગુરૂ. 5. A person holding authority among the Freemasons. ફ્રીમૅસનની સંસ્થાઓનો કારભારી. 6. An eminently skilled man. ઉસ્તાદ; ખાં; ચતુર. 7. Uncontrolled possessor. ધણી; પતિ; કુલ મુખત્યાર. *vt.* To bring under control; to subdue; to conquer. જીતવું; તાબે ક૦; વશ ક૦. 2. To make oneself the master of. માં હોશીયાર-નિપુણ થવું. *a.* Belonging to a master; principal; chief. ધણીનો; મુખ્ય; પ્રધાન. [L. *magister*, a master.]

**Masterhand**, *n.* (મા'સ્ટર-હૅન્ડ્) A person eminently skilful; the hand of a master. અતિકુશળ કારીગર; ચતુર શૈલી.

**Masterkey**, *n.* (મા'સ્ટરકી) A key fitting many locks. ઘણા તાળાંને લાગુ પડતી ચાવી.

**Masterly**, *a.* (મા'સ્ટરલી) Suitable to a master. શેઠ-ધણીને છાજે એવું. 2. Most excellent; skilful; formed or executed with a superior skill. સર્વોત્કૃષ્ટ; અત્યુત્તમ.

**Mastery, Mastership**, *n.* (મા'સ્ટરી-મા'સ્ટરશિપ્) Power or authority of a master; dominion; superiority; command. ધણીપણું; ઉપરિપણું; અખત્યાર. 2. Upper hand or superiority in war. જય; ફતેહ. 3. Superior dexterity; eminent skill. નિપુણતા; કૌશલ્ય; ચતુરાઇ.

**Masticate**, *vt.* (મૅ'સ્ટિકે,ટ) To grind or chew with the teeth. ખુબ ચાવવું; વાગોળવું. [L. *mastico*, I chew].

**Masticatory**, *a.* (મૅ'સ્ટિકે,ટરી) Relating to mastication or chewing. ચાવવાને ઉપયોગી; કામનું, સંબંધી. *n.* A substance to be chewed to increase the saliva. ચાવવાની ચીજ-પદાર્થ.

**Mastiff**, *n.* (મૅ'સ્ટિફ્) A kind of dog. એક જાતનો કુતરો.

**Mat**, *n.* (મૅટ્) An article of interwoven rushes or straw used to cover the ground. સાદડી; ચટાઇ. *vt.* To cover with mats. સાદડી પાથરવી.

**Match**, *n.* (મૅચ્) A lucifer; a small wooden chip with a sulphurous composition at one end, igniting itself on friction. દિવાસળી. **M. of a gun** બત્તી; પલીતો; જામગીરી. 2. An equal; a mate. બરોબરીઓ;

સમો વડીઓ; જોડીઓ. 3. A union by marriage. લગ્ન; વિવાહ. 5. A competitive contest. બાજી; દાવ; હરિફાઇ. *vt.* To show an equal to; to set against as equal in contest. બરોબરીઓ શોધી કહાડવો; પૂરૂં પડવું. 2. To marry; to give in marriage. પરણાવવું; લગ્ન કરાવવું. *vt.* To be united in marriage. લગ્ન ક૦.

**Matchless,** *a.* ( મૅ'ચલિસ્ ) Unequalled; unsurpassed. અનુપમ; સર્વોત્કૃષ્ટ; અપ્રતિમ; અતુલ્ય.

**Matchlock,** *n.* ( મૅ'ચલૉક્ ) A musket with a lock. તોડાવાળી બંદુક; જામગીરીવાળી બંદુક.

**Matchmaker,** *n.* (મૅ'ચમે,કર્) A manufacturer of matches. દિવાસળી બનાવનાર; 2. A matrimonial agent or a contriver of matches. લગ્નનો બાંજગડીયો; વેવિશાળ કરાવનાર.

**Mate,** *n.* ( મે,ટ્ ) An equal; a match. જોડીઓ; બરોબરીઓ. 2. A comrade; a companion. સાથી; સોબતી. 3. An officer on board of a ship. વહાણનો એક અમલદાર. 4. A check-mate in chess. મ્હાત; શેહમાત 5. One of a couple or pair. વહુવરમાંનું એક.

**Material,** *n.* ( મટી'રિઅલ ) The substance or matter from which anything is made. ચીજ; વસ્તુ; સાહિત્ય; સામગ્રી. *a.* Corporeal; worldly; consisting of matter. પંચભૂતનું બનેલું; જડ; પંચભૂતાત્મક. 2. Important. ઉપયોગી; અગત્યનું; ભારે. 3. Pertaining to the physial nature or bodily wants of men. દૈહિક; અધિભૌતિક. **Material cause,** ખરૂં-વાસ્તવિક, ઉપાદાન, કારણ.

**Materialism,** *n.* ( મટી'રીઅલિઝમ્ ) The doctrine of materialists; the extreme care of our material nature. જડવાદ; અનાત્મ-મતવાદ.

**Materialist,** *n.* (મટી'રિઅલિસ્ટ્) One who asserts that all existence is material alone. જડવાદી; અનાત્મમતવાદી.–'**ic.** *adj.* (િક').

**Materiality,** *n.* (મટીરિઍ'લિટી) Coroporeity; material existence. પંચભૌતિકભાવ; પંચભૂતાત્મક ભાવ.

**Materially,** *adv.* (મટી'રીઅલી) In a natural manner; in the state of matter. વસ્તુતઃ; પ્રકૃતિતઃ; તત્વથી. 2. Essentially; substantially. અવશ્યકરીને; અવશ્ય રીતે; વાસ્તવિક રીતે.

**Maternal,** *a.* ( મૅટ'ર્નલ્ ) Pertaining or relating to the mother. માતૃક; માતા સંબંધી; મા વિષે.

**Maternity,** *n.* ( મૅટ'ર્નિટી ) Motherhood. માતૃપદ.

**Mathematical,** *a.* (મૅથિમૅ'ટિકલ્) Pertaining to mathematics; precise; exact; accurate. ગણિત શાસ્ત્ર સંબંધી; બરાબર. [L. *mathematicas.*]

**Mathematician,** *n.* (મૅથિમૅટિ'શન્) One well versed in mathematics. ગણિતશાસ્ત્રી.

**Mathematics,** *n.* ( મૅથિમૅ'ટિક્સ્ ) The science which treats of magnitude, or number. ગણિતશાસ્ત્ર.

**Matin,** *n.* (મૅ'ટિન્) Morning prayers or song. પ્રભાતિઉં; પ્રભાત પ્રાર્થના, પાઠ. [L. *maturus,* early].

**Matrass,** *n.* (મૅ'ટ્રસ્) A chemical vessel with a tapering neck used in laboratory experiments. રસાયનના પ્રયોગ કરવાનું વાસણ.

**Matrice, Matrix,** *n.* ( મૅ'ટ્રિસ્–મૅ'ટ્રિક્સ્ ) A form; a mould; a type. બીબું; ઓઢું. 2. The womb. ગર્ભાશય; ગર્ભસ્થાન.

**Matricide,** *n.* (મૅ'ટ્રિસાઇડ્) The murder of one's mother. માતૃઘાત. 2. A mother's murderer. માતૃઘાતકી.

**Matriculate,** *a.* (મૅટ્રિ'ક્યુલે,ટ્) One who has passed in Matric. મૅટ્રીક પાસ થયેલો. *n.* A matric passed man. મૅટ્રીક થયેલ માણસ. *vi.* To pass the matric. મૅટ્રીકની પરીક્ષામાં પાસ થવું.

**Matriculation,** *n.* (મૅટ્રિક્યુલે,'શન્) The examination for entering the college. મેટ્રીક્યુલેશનની પરીક્ષા.

**Matriculator,** *n.* (મૅટ્રિ'ક્યુલે,ટર્) One who has passed the matriculation examination. મૅટ્રિક પાસ થએલો; સાત અંગ્રેજી પાસ થયેલો.

**Matrimonial,** *a.* (મૅટ્રિમો,'નિઅલ્) Relating to marriage; nuptial; connubial. વૈવાહિક; લગ્ન સંબંધી; વિવાહ સંબંધી.

**Matrimony,** *n.* ( મૅ'ટ્રિમની ) Nuptials, marriage; wedlock. લગ્ન; વિવાહ.

**Matron,** *n.* (મે,'ટ્રન્) A lady with a child. પ્રૌઢા. 2. A nurse in charge of a hospital. નર્સ. 3. A lady superintendent of a boarding for girls. છોકરીઓની બોર્ડીંગની ઉપરિ, સ્ત્રીઅધિકારી.

**Matronly,** *adv.* (મે'ટ્રનલી) Sedate; elderly. પ્રૌઢ; ઉતરતી, પાકી વયનું; પુખ્ત. 3. Motherly. માતૃતુલ્ય; માતા જેવું.

**Matross,** *n.* (મૅ'ટ્રૉસ્) A gunner. ગોલંદાજ.

**Matter,** *n.* ( મૅ'ટર્ ) Material substance. પદાર્થ; દ્રવ્ય. 2. The essence; the pith. સાર. 3. That of which the whole sensible universe is composed. પ્રકૃતિ; ઉપાદાન, સાધન. 4. Substance; theme. વિષય; વાત. 5. Significance. અગત્યતા. 6. Concern. વાત; કામ.

7, Pus. પરૂ. **M. of dispute,**=વિવાદ વિષય-વસ્તુ. **M. of fact**=A reality as distinguished from what is fanciful. સત્ય; ખરી પરિસ્થિતિ. *vi.* To signify (used with *it, this, that* or *what*); to be of importance. અગત્યનું હોવું; અર્થ હોવો.

**Matter-of-fact,** *a.* (મૅ'ટરઑવ્ફૅ'ક્ટ) Ordinary; unromantic. તદ્દન વ્યવહારૂ; કલ્પના, ઉંચી ભાવના રહિત; સાવ સાધારણ.

**Mattery,** *a.* (મૅ'ટરી) Full of pus. પરૂવાળું.

**Matting,** *n.* (મૅ'ટિંગ્) The act of intertwining fabrics to form a mat. સાદડી કરવી તે.

**Mattock,** *n.* (મૅ'ટક્) A pickaxe with both ends broad used in digging. ખરપી; બે બાજુ ધારવાળો પાવડો.

**Matress,** *n.* (મૅ'ટ્રિસ્) A quilted bed; a bed stuffed with hair strand &c. સુજની; તળાઇ; ગાદી.

**Maturate,** *vt.* (મૅ'ટ્યુરેટ્) To ripen. પકવવું. 2. To form or gather pus. માં પરૂ કરવું; પકવવું.

**Maturation,** *n.* (મૅચ્યુરે'શન્) The process of ripening or coming to maturity; ripening; suppuration. પરિપક્વતા; પુખ્તપણું.

**Mature,** *a.* (મૅચ્યૂ'ર્) Perfected by natural growth; ripe. પુખ્ત; પરિપક્વ; પાકું. 2. Brought to completion; prepared; ready. પૂરૂં થયેલું; તૈયાર થયેલું.3. Past puberty. પુખ્ત ઉમરે આવેલું. 4. Past the date of payment (as a bill). પાકેલી (હુંડી) *vt.* To ripen; to bring to maturity. પકવવું. *vi.* To become ripe. પાકું થવું. 2. To reach the time fixed for payment.ના નાણાં લેવાનો વખત આવી રેહવો. (L. *maturus*, ripe].

**Maturity,** *n.* (મૅચ્યુ'રિટી) Full development; ripeness. પરિપક્વતા; સિદ્ધિ; પૂર્ણતા.

**Maudlin,** *a.* (મૉ'ડલિન્) Weakly; sentimental. નબળી, ગેંગેં, રેંઢીપેંઢી લાગણીવાળો; મસ્ત; પીધેલું.

**Mauger,** *n.* (મૉ'ગર્) છતાંપણ.

**Maul,** *n.* (મૉલ્) A mall; a shorthanded hammer or club. મોગરી; મેધચુ'. *vt.* To beat with a mall. મોગરીનો માર મારવો.

**Maund,** *n.* (મૉન્ડ) An Indian weight varying from one cwt. to three quarters.મણ.

**Maulstick, mahl-,** *n.* (મૉ'લ્સ્ટિક-મ્હૅ'લ-સ્ટિક્) ચિત્ર કાઢવા વખતે હાથ સ્થિર રાખવા માટે વપરાતું લાકડું, ટેકણ.

**Maunder,** *v.* (મૉ'ન્ડર) કટકે કટકે અને જાણે કે અન્ય મનથી, ધ્યાન વગર બોલવું.

**Maundy,** *n.* (મૉ'ન્ડી) ઈસ્ટર પહેલાંના ગુરૂવારે થતી પાદપ્રક્ષાલન ધર્મક્રિયા; તે દિવસની બાદશાહી સખાવત.

**Mauser,** *n.* (માઉઝર) એક જાતની બંદુક.

**Mausoleum,** *n.* (મૉસોલી'અમ્) A stately sepulchral monument; a magnificient; tomb (like the Taj Mahal). બાદશાહી સુંદર કબર ("તાજમહાલ" જેવી); સુશોભિત દરગાહ.

**Maw,** *n.* (મૉ) The belly of animals. પશુની હોજરી. 2. An ancient game of cards. પત્તાંની અસલી રમત.

**Mawkish,** *a.* (મૉ'કિશ્) ઉડી ઉડી બદબો, દુર્ગંધવાળું; નબળી, ઉંધી લાગણીવાળું.

**Maxillary,** *a.* (મૅક્સિ'લરી) Pertaining to the jaw. ડાચા-જડબા સંબંધી.

**Maxilla,** *n.* (મૅ'ક્સિલા) The upper jaw or the jaw bone. ઉપલું જડબું; જડબાનું હાડકું. [L. *maxilla*, a jaw.]

**Maxim.** *n.*(મૅ'ક્સિમ્) A proverb;a saying. કહેવત; નીતિવચન; સૂત્ર.

**Maximum,** *n.a.* (મૅ'ક્સિમમ્)The largest or greatest in number or quantity. સૌથી વધારે; મ્હોટામાં મ્હોટી સંખ્યા, પ્રમાણ. [L. *maximus*, greatest.]

**May,** *n.* (મે,) The month of the Gregorian calendar immediately following April. મે માસ. 2. An auxilliary verb. સહાયકારી ક્રિયાપદ.

**Mayday,** *n* (મે,'ડે) The 1st of May. મે માસની પહેલી તારીખ.

**Mayor,** *n.* (મે'યર્) An alderman; the chief magistrate of a city or the chief of a Municipal Corporation. કોટવાલ;હાકેમ; મ્યુનિસિપાલિટીનો પ્રમુખ.

**Mayorality,** *n.* (મે'અરલ્ટી) The dignity or office of a mayor. કોટવાલની, શહેરી પ્રમુખ જગ્યા અગર હોદ્દો.

**Mayoress,** *n.* (મે'યરિસ્) The wife of the mayor. કોટવાલની, પ્રમુખની સ્ત્રી; મ્યુનિસિપલ સ્ત્રી પ્રમુખ.

**Mazarine,** *n.* (મૅઝરી'ન્) A deep blue colour. ઘેરો વાદળી, ગુઢો રંગ.

**Maze,** *n.* (મે,ઝ) A confusing network of paths or passage; a labyrinth. ભુલભુલામણી. 2. Perplexity; bewilderment. ગુંચવણ;ઘોંટાળો. *vt.* To amaze. આશ્ચર્યચકિત કરવું. 2. To bewilder; to perplex. ગુંચવવું; ગુંચવણમાં નાંખવું; આડે રસ્તે લઇ જવું. [L. *mazle*, to wander, perplex].

**Mazy,** *a.* (મે,ઝી) Winding; intricate. ગલી-ગુંચીવાળું; ગુંચવણભરેલું; ગહન; કુટિલ.

**Me,** *pro.* (મી) The objective or accusative case of 'I'. મને; મ્હને.

**Mead,** *n.* ( મીડ્ ) A meadow. ઘાસવાળી જમીન; ખીડ. 2. A fermented liquor made from honey and water. મધને પાણીનો દારૂ; મધપાણી.

**Meadow,** *n.* (મે'ડો) A grassy plain; sward. ઘાસવાળી જમીન; ખીડ; ચારણ.

**Meagre,** *a.* (મી'ગર્) Thin; lean; emaciated. ક્ષીણ; પાતળું; કૃશ. 2. Destitute of richness, fertility; barren; poor. રસ વિનાનું; ફિક્કું; કસહીન. 3. Mean; scanty. હલકું; જુજ.

**Meal,** *n.* (મીલ્) Occasion or time of taking food. જમવાનો વખત. 2. Dinner or supper; repast. ભોજન; ખાણું; વાળુ.

**Mealy,** *a.* (મી'લી) Powdery; farinaceous. ભરભર; કોરૂંકટ; લોટ, આટા, કણ, દાણાદાર.

**Mealy-mouthed**, *a.* (મી'લી-માઉથ્ડ્) Honey-tongued. મીઠી ઝબાનવાળો; મીઠાબોલો. 2. Shy; plausible. શરમાળ; દેખાવમાં ખરૂં.

**Mean,** *a.* (મીન્) Low; humble; ignoble. હલકા દરજ્જાનો; હલકું. Lowminded; base; spiritless. અધમ; નીચ; ભાવના, જુસ્સાહીન. 3. Despicable; contemptible. હલકું; તુચ્છ; નજીવું. 4 Middle; intermediate; midway between extremes. મધ્યમ; મધ્ય; વચલા પરિમાણનું. *n.* A quantity having an intermediate value between several others મધ્યમ પદ. *pl.* Instrumentality; agency; medium. સાધન; ઉપાય; ઇલાજ; કાર્યસાધક; સાધકતા. 2. Resources; riches; wealth. દ્રવ્ય; શક્તિ; આવક. **By all means**=Certainly. ખચિતજ; સર્વથા. **By every means**=In any way. ગમે તે પ્રકારે. **By no means**=Not at all. જરાએ નહિં. *vt.* To intend; to purpose. ઇરાદો રાખવો; મનમાં હોવું. 2. To indicate; to signify. અર્થ બતલાવવો. *vi.* To have purpose, thought, ideas or meaning. ઇરાદો, અર્થ હોવો. [A. S. *meane*, mean and L. *medius*, middle. **A.** S. *maenan*, to intend.]

**Meander,** *n.* (મીઍ'ન્ડર્) A maze; a labyrinth; a crooked and wide course. વાંક; વાંકીચુકી, સર્પાકાર ગલી, વલણ *vt.* To twist; to turn; to wind. ફેરવવું; વાંકુચુંકું કરવું. *vi.* To be intricate, winding. ગુંચવાએલું હોવું. સર્પાકારે વ્હેવું (નદીને માટે વપરાય છે.)

**Meaning,** *n.* ( મી'નિન્ગ્ ) Object; intent; purpose; aim. ધારણા; મતલબ; અભિપ્રાય; ઉદ્દેશ; કારણ. 2. Import; sense, અર્થ; ભાવ; ખુલાસો.

**Meanly,** *adv.* ( મી'નલી ) Lowly; basely; unworthily. હલકાઇથી; અધમ બુદ્ધિથી.

**Meanness,** *n.* (મી'નનિસ્) Lowness; unworthiness; baseness. અધમતા; નીચપણું; હલકાઇ; પાજીપણું.

**Meantime, Meanwhile,** *adv.* (મી'નટાઇમ્-મી'નવ્હાઇલ્ ) During the interval. તેટલામાં; દરમ્યાન.

**Measled,** *a.* ( મી'ઝલ્ડ્ ) Affected with measles. ઓરીવાળું; અછબડાવાળું.

**Measurable,** *a.* (મે'ઝ્રરબલ્) Such as can be measured. માપી શકાય એવું.

**Measure,** *n.* (મે'ઝર્) A means to an end. ઉપાય; ઉપચાર; સાધન. 2. A standard of dimensions. પરિમાણ; પ્રમાણ; માપ. 3. An instrument of measure. માપવાનું સાધન, યંત્ર. 4 Estimated dimensions. માપ. 5. A boundary or limit. હદ. 6. Degree. દરજ્જો. 7. Course of action; proposed step. આગળ લેવાનું પગલું, રસ્તો, ઇલાજ. 8. A legislative proposal. ઘડવાનો કાયદો; પસાર કરવા ધારેલો નિયમ અથવા બીજો કોઇ પણ કાયદો. **To take measures**=To take means or steps. પગલાં લેવાં. **To take one's measure**=કપડાં શીવડાવવા માટે માપ લેવું. *vt.* To ascertain or judge the dimensions of. નું માપ લેવું. 2. To estimate or value. કિંમત કરવી. 3. To allot or distribute (to measure out). વ્હેંચાણ કo. વ્હેંચી આપવું. *vi.* To have measurements taken of; to be in extent. માપ લેવડાવવું; માપમાં હોવું. **To measure one's length**=To be thrown down or to fall down. લાંબા થવું; પડી જવું. **To measure strength**=To compete for supermacy. હરિફાઇ, સામાસામી કરવી. **To measure swords**=To fight with swords. તલવારથી લડવું [L. *mensura*, a measuring.]

**Measured,** *a.* (મે'ઝર્ડ્) Graduated; uniform; limited. માપેલું; સરખું; એક સરખું; નિયમસર.

**Measureless,** *a.* (મે'ઝરલિસ્) Limitless; unbounded. હદપાર; બેહદ; અમર્યાદ; બેસુમાર; અપરિમિત; અફાટ

**Measurement,** *n.* (મે'ઝરમન્ટ્) The act of measuring. માપવું તે. 2. Dimensions. માપ; પરિમાણ

**Meat,** *n.* (મીટ્) Animal flesh. માંસ 2. Food; living. અન્ન; આજીવિકા.

**Mechanic,** *n.* (મીકૅ'નિક્) An artisan; an artificer. કારીગર; કસબગાર *pl.* The science which treats of motion and force. વેગ, ગતિ-

શાસ્ત્ર. *n.* An artisan employed in the repairs of machinery. મશીન દુરસ્ત કરનાર કારીગર.

**Mechanical**, *a.* (મીકૅ'નિકલ્) Relating to mechanics.યંત્ર, કલા સંબંધી;યાંત્રિક. 2. Pertaining to a mechanism or a piece of machinery. યંત્ર વિષે. 3. Done by the mere force of habit; done without any thought or independent judgment. યંત્ર જેવું; પોતાની મેળે ચાલતું; યાંત્રિક.

**Mechanically**, *adv.* (મીકૅ'નિકલી) In a mechanical manner. યાંત્રિક રીતે; વિચાર કર્યા વગર એની મેળેજ.

**Mechanician,Mechanist**,*n.*(મેકનિ'શન્-મે'કનિસ્ટ્) A maker of machines. યંત્રો બનાવનાર. 2. One skilled in the theory of mechanics. યંત્રવિદ્યાપ્રવીણ; યંત્રશાસ્ત્રવિશારદ. [Gr. *mechane*, a machine].

**Mechanics**, *n.* ( મીકૅ'નિક્સ્ ) ગતિશાસ્ત્ર; વલણ, યંત્રવિદ્યા.

**Mechanism**, *n* (મે'કનિઝમ્) A mechanical contrivance.યાંત્રિક વસ્તુ-રચના. 2. Machinery; the parts collectively or the arrangement and relation of the parts of a machine. યંત્ર; યંત્રના જુદા જુદા ભાગની ગોઠવણ અથવા અંતરરચના.

**Medal**, *n.* (મે'ડલ્) A piece of metal like a coin stamped with some figure or device to commemorate the memory of some person or to reward some one's merit. ચાંદ. *vt.* To award a medal to. ને ચાંદ આપવો. **A medallist**=The recipient of a medal. ચાંદ લેનાર. [L. *metallum*, metal].

**Medallion**, *n.* (મીડૅ'લ્યન્) મ્હોટો ચાંદ; શણગાર માટેનું ગોળ ચિત્ર, પાટીયું.

**Medallist**, *n.* (મે'ડલિસ્ટ્) ચાંદ મેળવનાર.

**Meddle**, *vt.* (મે'ડ્લ) To mix or concern oneself with. મળવું; ભેગું થવું; ભળવું. 2. To interfere; to interpose or intervene officiously. નિષ્કારણ કોઇના પણ કામમાં માથું મારવું. [L. *misceo*, I mix].

**Meddler**, *n.* (મે'ડ્લર્) An officious person; an interferer; a busy-body. કામ વગર વચ્ચે માથું મારનાર.

**Meddlesome, Meddling**,*a.* (મે'ડલસમ્-મેડ્લિંગ્) Given to interfering; officiously intrusive. માથું મારનાર.

**Medial**, *a.* ( મી'ડીઅલ્ ) Middle; mean; average. વચલું; અડસટો દેખાડતું. [L. *medius*, middle].

**Median**, *a.* ( મી'ડીઅન્) Situated in the middle; passing through the middle. વચલું; વચ્ચેથી જતું. **M. line**=A vertical line supposed to divide a body into two parts. કોઈ પણ આકૃતિના બે સરખા ભાગ પાડનાર લીટી.

**Mediate**, *a.* ( મી'ડિઅટ્ ) Between two extremes; middle; interposed. મધ્યમ; વચ્ચે આવેલું. *vt.* To effect by mediation. વચમાં પડી કરાવવું. *vt.* To intercede; to negotiate between contending parties; to intervene. વચ્ચે પડવું; મધ્યસ્થ થવું. [L. *medictus*, to be in the middle].

**Mediation**, *n.* (મીડિએ,'શન્) Intervention; interposition. વચ્ચે પડવું તે; મધ્યસ્થગીરી.

**Mediator**, *n.* (મી'ડિઍટર્) A negotiator; an intervener. વચમાં પડનાર; મધ્યસ્થી કરનાર; મધ્યસ્થ; મધ્યવર્તી.

**Medical**, *a.* ( મે'ડિકલ્ ) About medicine or science of medicine. દવા અથવા વૈદકશાસ્ત્ર સંબંધી; વૈદકવિષયક. 2. Medicinal. ઔષધવાળું.

**Medicament**, *n.* ( મે'ડિકમન્ટ્ ) Physic; medicine. દવા.

**Medicate**, *vt.* ( મે'ડિકેટ્ ) To treat with medicine; to drug. ઓસડ આપવું; ઔષધ સાથે મિશ્ર કરવું.

**Medicinal**, *a.*(મિડિ'સિનલ્)Having medical properties. રોગહારી; ગુણકારી; ઓસડના ગુણવાળું.

**Medicinally**, *adv.* ( મિડિ'સિનલી ) In a medicinal manner. ઔષધના ગુણથી.

**Medicine**, *n.* (મે'ડ્સિન્) The science or art of preventing, curing and alleviating diseases; the healing art. વૈદકશાસ્ત્ર. 2. A drug with curative properties. ઔષધ; ઓસડ; દવા.

**Medieval**, *a.* ( મેડિઈ'વલ્) Pertaining to the middle ages. મધ્યમકાળ સંબંધી; મધ્યમકાલિક. [L. *medius*, middle and *aevum*, age].

**Mediocre**, *a.* (મી'ડિઑકર) Of middle state; middling; of moderate degree. સાધારણ-મધ્યમ *n* middling state or position. સાધારણ-મધ્યમ સ્થિતિ. [L. *medius*, middle].

**Mediocrity**, *n.* ( મીડિઑ'ક્રિટી ) Middling state or position. મધ્યમ-સાધારણ સ્થિતિ.

**Meditate**, *vi.* (મે'ડિટે,ટ)To turn or resolve any subject in one's mind; to muse. ધ્યાન ધરવું; ખુબ વિચાર કરવો. *vt.* To contemplate; to think on. મનન-ધ્યાન કરવું.

**Meditated**, *a.* (મે'ડિટે,ડિ)Intended. ધારેલું.

**Meditation**, *n.* (મેડિટે,'શન્) Deep reflection or thought. ધ્યાન; ચિંતન; મનન.

**Meditative**, *a.* ( મે'ડિટ,ટિવ્ ) Reflective; thoughtful; musing. ધ્યાની; ચિંતન, મનન કરતું.

**Mediterranean**, *a.* (મેડિટરે'નીયન્) Of or pertaining to the Mediterranean sea. ભૂમધ્ય સમુદ્રનું. [ L. *medius*, middle and *terra*, earth.]

**Medium**, *n.* ( મી'ડિયમ્ ) Middle; mean. મધ્યપદ 2. Mean to an end. સાધન, ઇલાજ. 3. Intervening body. ઠામ; આવવા જવાની જગ્યા; વાહન,-ક૦. [L. *medius*, middle].

**Medlar**, *n.* (મે'ડ્લર્) A tree fruit eaten when decayed. એક જાતનું ફળ જે સડી જાય ત્યારે ખવાય છે.

**Medley**, *n.* (મે'ડ્લી) A jumble;a miscellany; mixture; a hodge-podge. ખીચડો; પંચમેળ; શેળભેળ; મેળવણી.

**Meed**, *n.* ( મીડ્ ) Recompense; reward. બદલો; ઇનામ.

**Meekness**, *n.* (મી'કનિસ્)Humility;gentleness; mildness of temper. ભલમનસાઇ; ગરીબી; દીનતા; વિનય.

**Meek**, *a.* (મીક) Humble; gentle; mild in temper. ગરીબ; સાલસ.

**Meerschaum**, *n.* (મી'રશમ્) A fine white clay-like mineral substance. ધોળી માટી.

**Meet**, *a.* ( મીટ ) Suitable; fit; proper; appropriate. લાયક; યોગ્ય. *vt.* To come face to face or in contact with. સામા મળવું; આવવું; ને મળવું. 2. To come upto. પ્રાપ્ત, અનુકૂળ થવું; કામ લાગવું. **To meet with**=To find. મળવું; જોવું. 2. To encounter,experience or light on suddenly. એકદમ આવી પડવું. *n.* A meeting or the place of meeting as of huntsmen. શીકારીઓનું ટોળું અથવા ભેગા થવાનું સ્થળ.

**Meeter**, *vt.* (મી'ટર) To suit. યોગ્ય લાયક ક૦.

**Meeting**, *n.* ( મી'ટિન્ગ્ ) An assembly; a collection of people. સભા; મંડળી; બેઠક; મિજલસ; મેળો.

**Meetly**,*adv.*(મી'ટ્લી) In a befitting manner. યોગ્ય રીતે; ઠીક.

**Meeting-house**, *n.* (મી'ટિન્ગ્-હાઉસ) A place where the members are gathered. ભેળા, મળવાની જગ્યા, સ્થાનક, ગૃહ.

**Meetness**, *n.* (મી'ટ્નિસ્) Fitness. લાયકાત; યોગ્યતા.

**Megalomania**, *n.* (મેગલમે,'નિઅ) દિવાનો અહંકાર; મોટી મોટી વસ્તુ માટેનું ગાંડપણ.

**Megaphone**, *n.* (મે'ગફોન્) મોટી બોલવાની ભુંગળી; ભુંગળીમાંથી બોલવું.

**Megrim**, *n.* (મિ'ગ્રિમ્) A neuralgic headache. અર્ધશિશિ; આધાશીષક. 2. Low spirits; whims or fancies. ઉદાસ મન; ખિન્ન વૃત્તિ.

**Melancholy**, *a.* (મે'લન્કલી) Depressed in spirits; gloomy; dejected. દિલગીર; ઉદાસ; ખિન્ન. 2. Gloom; dejection; depression of spirits. દિલગીરી; ખિન્નતા; ખેદ; પશ્ચાત્તાપ. [L. *melas*, black and *cho'e*, bile.]-°**lia**, મુંઝીદર્દ.-°**lic**, ઉદાસીન.

**Melee**, *n.* (મે'લે,) An affray.ઝપાઝપી;ઠઠ;ગિરદી.

**Meliorate**, *vt.* (મિ'લિઅરે,ટ્ ) Ameliorate; to alleviate; to improve. સુધારવું; સારૂં-દુરસ્ત ક૦ *vi.* To grow better. સુધરવું; સારૂં થવું. [L. *melior*, better.]

**Melliferous**, *a.* ( મેલિ'ફરસ્ ) Producing honey. મધ પેદા કરતું

**Mellifluous,-ent**, *a.* (મેલિ'ફ્લુઅસ્ )Sweet; flowing as with honey. અમૃતસ્રાવી;મધુર; મીઠું.

**Mellow**, *a.* (મે'લો ) Soft with ripeness. બરાબર પાકેલું; નરમ; પોચું. 2. Soft and smooth to taste. મીઠું;મધુર;ગળ્યું. 3. Half-topy. પીધેલ. 4. Rich and pleasant to the eye or ear. આંખ અથવા કાનને મધુર અથવા સુંદર લાગતું. *vt.* To make mellow. પકવવું *vi.* To become mellow. પાકવું. [L. *mollis*, soft.]

**Mellowness**; *n.* (મે'લોનિસ્ ) The state or quality of being mellow. નરમાશ; પકવતા; પરિપકવતા.

**Melodious**, *a.* (મિલો,'ડિઅસ્ ) Harmonious; musical. મધુર; સુસ્વર.

**Melodize**, *vt.* (મે'લડાઇઝ્) To render or make melodious. મધુર-મીઠું-સુસ્વર ક૦. *vt.* To compose or sing melodies. મધુર ગાયનો રચવાં.

**Melodrama**, *n.* ( મેલોડ્રૅ'મા ) નાટકી ખેલ; નાટકીય વર્તન.

**Melody**, *n.* ( મે'લડી ) An agreeable and harmonious succession of sounds.sweetness of sounds; મધુર સ્વર; સુસ્વર; મધુર સ્વરનો ક્રમ. [Gr. *m-lodia*. a tune].

**Melon**,*n.*(મે'લન્ )A fruit of the cucumber family. કાકડી; ખરબુજ. **Musk melon**= સકરટેટી; તળીયું. **Water melon**=ખરબુજ; કલિંજર; તડબુચ.

**Melt**, *vt.* ( મેલ્ટ્ ) To relax. થી પીગળાવવું. પલાળવું. 2. To liquefy with heat. ગાળવું; ઓગાળવું; *vi.* To change from solid to liquid by heat પીગળવું.

**Member**, *n.* (મે'મ્બર) A limb; a part of the animal body. અવયવ; શરીરનો ભાગ. 2. A part of a verse; a part of a whole, as

a clause. ભાગ. 3. One of a community or society &c. સભાસદ; સભ્ય; અંગભૂત.

**Membership**, *n.* (મેંમ્બરશિપ્) The state of being a member. સભાસદપણું.

**Membrane**, *n.* (મેંમ્બ્રે,ન્)A thin flexible skin or texture occurring in animal bodies. માંહેલી પાતળી ચામડી; ત્વચા

**Membranous**, *a.* (મેંમ્બ્રનસ્) Resembling a membrane. અંદરની પાતળી ચામડી જેવું. [L. *membrum*].-also,**'neous** (મેમ્બ્રે'નીઅસ્)

**Memento**, *n.* (મીમેં'ન્ટો) A suggestion; a hint; a token to awaken memory.સંભારણું; યાદગીરી; સૂચના; નોંધ.

**Memoir**, *n.* (મે'મ્વાર્) An account of events or transactions. વૃત્તાંત; વર્ણન. 2. Recollections of one's life; a biography. જીવનચરિત; વૃત્તાંત. [L. *memoria*, memory].

**Memorable**, *a.* (મે'મરબલ્) Worthy to be remembered; remarkable; celebrated. famous. પ્રખ્યાત; સુપ્રસિદ્ધ; યાદ રાખવા લાયક; સ્મરણયોગ્ય; ચિરસ્મરણીય; યાદગાર.

**Memorandam**, *n.* (મેમરૅ'ન્ડમ્) A brief entry as in a diary; a note to help memory; a formal statement. યાદ; ટીપ; નોંધ; રજુઆત. [L. *memoratus*, I bring to remembrance].

**Memorial**, *n.* (મિમૉ'રિઅલ્)A monument; anything that serves to keep the memory of some person or event. યાદગીરી; સંભારણું; સ્મારક.2.A petition;a written representation. વિનતિપત્ર; અરજી. 3. A species of informal State paper much used in negotiation. રાજ્યપત્ર. [L. *memor*, mindful]. *a.* Commemorative; preservative of memory. સ્મારક; સ્મૃતિજનક,

**Memorialist**, *n.* (મિમૉ'રિઅલિસ્ટ્) The submitter of a memorial. અરજદાર; અરજ કરનાર. 2. A biographer. જન્મચરિત લખનાર.

**Memorialize**, *vt.* (મિમૉ'રિઅલાઈઝ્) To submit or address a memorial or petition. અરજી આપવી; કરવી.

**Memorize** *vt.* (મે'મરાઇઝ્) To make a note of; to record. યાદ કo; નોંધવું; ટીપ કo; 2. To commit to memory. મોઢે કરવું; ગોખી કાઢવું.

**Memory**, *n.* (મે'મરી) Remembrance, recollection or retention of past ideas. યાદગીરી; સ્મરણ; સંભારણું. 2. The faculty of remembrance or recollection. સ્મરણશક્તિ; સ્મૃતિ; યાદદાસ્ત. 3 A time in which a person may remember what is past. સ્મરણકાળ; યાદ. 4. What is treasured in the mind and recalled. યાદ; યાદગીરી; સંસ્મરણ. **To commit to memory**,=મોઢે કo; પાઠ કo. [L. *memoria*. memory].

**Men**. *n.* (મેન્) Persons, human beings આદમીઓ; માણસો.

**Menace**, *n.* (મે'નસ્) A threatening or threat. ધમકી; ધાક; દહેશત; બીક; ભય. *vt.* To threaten. ધમકી બતાવવી; ધમકાવવું. *vi.* To act in a threatening manner; ધમકીથી વર્તવું.

**Menacing**, *a.* (મે'નસિંગ્) Threatening. દેહશતભરેલું; ભયભરેલું; ધમકી આપતું.

**Menagerie**, *n.* (મિનૅ'જરી) The place of keeping a collection of wild animals for exhibition. જંગલી પશુઓને રાખવાની જગ્યા, પ્રદર્શન બાગ.

**Mend**, *vt.* (મેન્ડ્) To correct or improve. સુધારવું. 2. To repair. ઠીક કo; સમરાવવું-સમારવું. *vt.* To grow better. સુધરવું; વધારે સારૂં થવું.

**Mendacious**, *a.* (મેન્ડે,'શસ્) False; lying; deceptive. અસત્યવાદી; જુઠો; જુઠાણુ-ખોટું બોલનાર. [L. *mendacis*, lying].

**Mendacity**, *n.* (મેન્ડૅ'સિટી) Deception; lie; falsehood. જુઠ; જુઠાણુ.

**Mendicancy**, **Mendicity**, *n.* (મે'ન્ડિકન્સી-મેન્ડિ'સિટી) Begging; beggary. ભિક્ષાવૃત્તિ; કંગાલીયત.

**Mendicant**, *n.* (મે'ન્ડિકન્ટ્) A beggar. ભિખારી. **A religious mendicant**=A begging friar. સાધુ. *a.* Begging; living on alms. ભિખ માગતું. [L. *mendieo*, I beg].

**Menial**, *n.* (મી'નિઅલ્) An inferior domestic servant. ઘરનો ચાકર. *a.* Belonging to household servants; performing servile or low office. ચાકર સંબંધી; હલકું; નીચ [L. *maneo*, I dwell].

**Menses**, *n.* (મે'ન્સીઝ) The monthly course of women. અટકાવ; ઋતુપ્રાપ્તિ; આભડછેટ; રજ. [L. *mensis*, month.]

**Menstrual**, *a.* (મે'નસ્ટ્રુઅલ્) Pertaining to the monthly course of women. દસ્તાન-ઋતુપ્રાપ્તિ સંબંધી.

**Menstruate**, *vi.* (મે'ન્સ્ટ્રુએ,ટ્) To be in the monthly course. ઋતુપ્રાપ્તિ થવી; અટકાવ આવવો; રજસ્વલા થવું. *a.* In her monthly course. અભડાએલી; અટકાવવાળી; રજસ્વલા.

**Menstruous**, *a.* (મે'ન્સ્ટ્રુઅસ્) Having the monthly flow. અભડાએલી; રજસ્વલા.

**Mensurable**, *a* (મે'ન્સ્યુરબલ્) Measurable. મપાય એવું; ગણાય એવું.

**Mensuration**, *n.* ( મેન્સ્યુરે,'શન્ ) The process or art of measuring. માપણી;માપવું તે.

**Mental**, *a.* (મે'ન્ટલ્) Intellectual; pertaining to the mind or intellect. માનસિક; બુદ્ધિનું. [L. *mens*, mind.]

**Mentally**, *adv.* ( મે'ન્ટલી ) Intellectually. બુદ્ધિથી; મનમાંથી.

**Mentality**, *n.* (મેન્ટે'લિટી) મનોવૃત્તિ; ખાસ્યત.

**Menthol**, *n.* ( મે'ન્થૉલ ) વેદના ઓછી કરવા વપરાતો કપુર જેવો પદાર્થ.

**Mention**, *n.* (મે'ન્શન્) A cursory remark, a brief notice. કથન; ટુંક વાકય-બોલવું તે. *vt.* To make a mention of; to speak of. કહેવું-બોલવું.

**Mentor**, *n.* (મે'ન્ટૉર) A wise and faithful adviser. ડાહ્યો સલાહકાર, હિતોપદેશક.

**Menu**, *n.* (મેનુ) ખાવાની પીવાની વસ્તુનું લિસ્ટ, ની નોંધપોથી.

**Mephitis**, *n.* ( મિફા'યટિસ્ ) Noxious exhalations. દુર્ગંધ; ઝેરી હવા. [L. *mephitis*].

**Mercantile**, *a.* (મ'રકન્ટાઇલ્) Pertaining to the trade or commerce of a country; commercial; trading.વેપારનું;વેપાર સંબંધી,કરવું. [L. *mercor*, I buy.]

**Mercenary**, *a.* ( મ'રસીનરી ) Hired or obtained by hire; venal; sordid; greedy of gain; actuated by a hope of reward or monetary benefit. ભાડુતી; પૈસા લઇ કામ કરનાર. *n.* A hireling; a soldier that is hired in foreign service. ભાડુતી સીપાઇ.

**Mercer**, *n* (મ'સ'ર) A linen-draper. કાપડનો વેપારી. [L. *merces*, merchandise].

**Merchandise**, *n.* (મ'ર્ચનડાઇઝ) Commodities; wares; goods. વેપારની ચીજ; માલ; વેપાર. *vt.* To trade. વેપાર ક૦ *vi* To buy and sell. વેંચાણ-ખરીદ ક૦.[L. *marchaud*,a trader].

**Merchant**, *n.* (મ'ર્ચન્ટ) A trader; a dealer in goods. વેપારી; સોદાગર. 2. A trading vessel or ship. વેપારી વહાણ.

**Merchantable**,*a* (મ'ર્ચન્ટબલ્)Marketable. વેંચવા લાયક.

**Merchantman**,*n.*( મ'ર્ચન્ટમન )A trading vessel. વેપારી વહાણ. 2. A trader. વેપારી.

**Merciful**, *a.* ( મ'સિ'ફુલ્ ) Clement; full of mercy; compassionate. કૃપાળુ: દયાળુ; ક્ષમાશીલ; દયાવંત.

**Mercifully**, *adv.* ( મ'સિ'ફુલી ) Compassionately;in a merciful or clement manner. દયાળુપણે; કૃપાળુ રીતેથી.

**Merciless**, *a.* (મ'સિ'લિસ્) Hard-hearted; cruel; pitiless. નિર્દય; ક્રૂર; ઘાતકી.

**Mercurial**, *a.* ( મરક્યૂ'રિઅલ્ ) A man of mercurial qualities; light-hearted; gay. ચપળ; હલાસી; આનંદી. 2. Pertaining to or containing mercury. પારા સંબંધી, વાળું.

**Mercury**, *n.* (મ'ર્ક્યુરી)A latin God. રોમન લોકોનો એક દેવ;ચોર,કારીગર,વેપારી વગેરેનો રક્ષકદેવ. 2. Quicksilver. પારો; રસ. 3. One of the planets of the solar system. બુધનો ગ્રહ,

**Mercy**, *n.* (મ'ર્સી) Clemency; benevolene; pity; compassion; forbearance; forgiveness. ક્ષમા; રહેમ; દયા. **To be at the mercy of**=ના પૂર્ણ અમલમાં, સત્તામાં હોવું.

**Mere**, *a.* (મીર્) Absolute; simple; utter; entire; pure; unmixed. કેવળ; માત્ર; ફક્ત; છેક. [L. *merus*, pure].

**Merely**, *adv.* (મી'ર્લી) Absolutely;entirely; purely. કેવળ; ફક્ત 2. Only. કેવળ;ફક્ત; માત્ર.

**Meretricious**, *a.* (મેરીટ્રિ'શસ્) Relating to prostitutes. છીનાળ, રાંડો સંબંધી. 2.Showy. આકર્ષક; ભપકાબંધ

**Merge**, *vt.* (મર્જ) To cause to be swallowed or incorporated. મેળવી દેવું; ગરક કરવું; ડુબાવવું. *vi.* To be sunk, swallowed or lost. ગરક થવું; ડુબી જવું; એકરસ થવું.

**Meridian**, *n.* (મિરિ'ડિઅન્) An imaginary line in the heavens passing through the zenith of any place.મધ્યાહ્ન રેષા 2. Mid-day; noon. મધ્યાહ્ન; ખરા બપોર. 3. Culmination; heyday; zenith. શિખર; ટોંચ; પૂર્ણતા; સીમા. *a.* Pertaining to mid-day. મધ્યાહ્નને લગતું.

**Merino**, *n.* (મરી'નો) A breed of sheep. એક જાતનાં ઘેટાં. 2 A fine fabric of merino wool. મરીનો.

**Merit**, *n.* (મે'રિટ્) Desert; worth; value. ગુણ; યોગ્યતા;લાયકાત *vt.* To deserve or incur; to have a just title to. યોગ્ય, લાયક, પાત્ર થવું.

**Merited**. *a.* (મે'રિટિડ્) Deserved; proper લાયક થયેલું; યોગ્ય

**Meirtorious**, *a.* ( મેરિટો'રિઅસ્ ) Praiseworthy; having merit. ગુણી; ગુણવાન; યોગ્ય [L. *mereor*, I deserve].

**Mermaid**, *n.* (મ'રમે,ડ્) Fabulous marine creature having the form half of a woman and the lower parts of a fish. મત્સ્યકન્યા; જળસી **Merman**=The male corresponding to a mermaid વરાહરૂપ માણસ.

**Merrily**, *adv.* ( મે'રિલી ) Jovially; gaily; in a merry manner. મોજ મઝાથી; આનંદથી.

**Merriment**, *n.* (મે'રિમન્ટ્) Gaiety; mirth; joyousness. આનંદ; મજા; હરખ; રમુજ.

**Merriness.** *n.*(મે'રિનિસ્) Joviality; jolliness. આનંદ.

**Merry**, *a.*(મે'રી) Joyous; jovial; mirthful; sportive. આનંદી; ખુશ મીજાજી; ચેની; મોજીલો; ગમતી. 2. Exciting laughter. હાસ્યોત્પાદક; હાસ્યજનક; વિનોદી. **To make merry**, To be jovial. મોજમજા મારવી; ચેન ક૦. **M. go-round** ચકડોળ. **M. making** ઉત્સવ; મોજ મજા,

**Merry-andrew**, *n.*(મે'રી અં'ન્ડ્રુ) A clown; a buffoon. વિદૂષક; મશ્કરો.

**Mesh**, *n* (મેશ્) Net; network. જાળ; જાળગુંથણ. *vt.* To catch in a net; to ensnare. જાળમાં પકડાવવું; સપડાવવું. *vi.*To be entangled with each other. એક બીજામાં ગુંચવાવું; એક બીજા સાથે ભેરવાઈ જવું. [A. S. *mase*, a net.]

**Mesmerism**, *n.* (મે'ઝ્મરિઝ્મ્) Hypnotism; animal magnetism. મોહિની વિદ્યા; ગુરુકી વિદ્યા.

**Mesne**, *n. adv.* (મીન્) Middle; during the time. મધ્ય; તે દરમ્યાનનું.

**Mess**, *n.* (મેસ્) A dish of food for one person. એક માણસનું ખાણું. 2. A number of persons who take food at the same table. એક પંક્તિએ જમનારા; એકજ ઠેકાણે જમનારા. 3. The milk given at one time by an animal. એક ટંકે આપેલું દુધ. 4. A disorderly mixture; a state of dirt and disorder. ભેળસેળ; ગડબડગોટો; ખીચડો. 5. A jumble; a muddle. ગડબડ; ગોટાળો. *vt.* To take meals at a mess. એક સાથે બેસીને, ક્લબ, લૉજમાં, જમવું.

**Message**, *n.* (મે'સિજ્) An oral or written communication sent from one person to another. પેગામ; કહેણ; સમાચાર; સંદેશો. [L. *mitto*, I send.]

**Messenger**, *n.* (મે'સિન્જર્) One who bears or carries messages or despatches. દૂત;કાસદ; જાસુસ.

**Messiah**, *n.* (મેસા'ઇઅ) The saviour of the world; Christ. જગતનો ઉદ્ધાર કરનાર મહાત્મા; ઇશુખ્રિસ્ત

**Mess-mate**, *n.*(મે'સમેટ્) A companion at dinner. એક સાથે જમનાર;જમવામાં સાથી,સોબતી.

**Metal**, *n.* (મેટલ્) A name of certain elementary substances as gold, brass &c. ધાતુ. 2. Broken stones used in covering roads. મેટલ; કાંકરી. 3. Spirit;courage. હિમ્મત; પાણી; જુસ્સો; દમ. [L. *metallum*, metal.]

**Metallic**, *a.* (મિટૅ'લિક્) Of or resembling or pertaining to a metal. ધાતુનું-ધાતુ સંબંધી.

**Metalliferous**, *a* (મિટૅલિ'ફરસ્ )Productive of metals.ધાતૂત્પાદક;ધાતુ જેમાંથી જડી આવે છે એવી.

**Metalline**,*n.*(મે'ટલાઇન્) An alloy composed of different metals. જુદા જુદા ધાતુઓની બનેલી એક ધાતુ. *a.* Consisting of or pertaining to the metal. ધાતુ સંબંધી; ધાતુનું.

**Metallist**, *n.* (મે'ટલિસ્ટ્) One skilled in metals; a worker in metals. ધાતુ પરીક્ષક; ધાતુનું કામ કરનાર.

**Metallurgy**, *n.* (મિટૅ'લર્જી) The art of working metals; the art of separating metals from ores. ધાતુશોધન વિદ્યા; ધાતુપૃથક્કરણવિદ્યા.

**Metamorphose**, *n.* (મેટમૉ'ર્ફોઝ્) To transform; to change into a different form. રૂપાંતર ક૦; સ્વરૂપ બદલવું; રૂપભેદ ક૦.

**Metamorphosis**, *n.* (મેટમૉ'ર્ફસિસ્) Transformation; change of form or shape. રૂપાંતર; રૂપભેદ. [Gr. *meta*, change and *morphe*, form]

**Metaphor**, *n.* (મે'ટફર્) A compressed simile. રૂપક.

**Metaphorical**, *a.*(મેટફૉ'રિકલ્) Figurative; not literal. રૂપકાત્મક.[L *meta*,over and *fero*, I carry.]

**Metaphrase**, *n.* (મે'ટફ્રેઝ્) A word to word translation. શબ્દેશબ્દ ભાષાંતર; અક્ષરેઅક્ષર તરજુમો. [L. *meta*. beyond & *phrasis* I speak.]

**Metaphrast**, *n.* (મે'ટફ્રસ્ટ્) A literal translator. અક્ષરેક્ષર તરજુમો કરનાર.

**Metaphysical**, *a.* (મેટફી'ઝિકલ્) Relating or pertaining to metaphysics. આત્મવિદ્યા વિષે.

**Metaphysics**, *n.* (મેટફી'ઝિક્સ્) Philosophy of the mind; ontology. આત્મતત્ત્વવિદ્યા;

**Metaphysician** = One well-versed in metaphysics. અર્થતત્ત્વવેત્તા; આત્મતત્ત્વવિદ્યા; માનસશાસ્ત્રી.

**Mete**, *n.* (મીટ્) Boundary; limit. સીમા; હદ. *vi.* To meet.મળવા જવું. *vt.* To measure. માપી આપવું.

**Metempsychosis**, *n.* (મિટેમ્સાયકો'સિસ્ Transmigration of souls. પુનર્જન્મ; જન્માંતર; દેહાંતર. [Gr. *meta;* beyond and *psukhe*, soul.]

**Meteor**, *n.* (મી'ટીઅર્) A falling star. ખરતો તારો.

**Meteoric**, *a.* (મીટીઑ'રિક) Pertaining to or consisting of meteors; proceeding from meteors. ખરતા તારા સંબંધી-માંથી પડતું. 2. Brilliant and transitory. ક્ષણિક ઝળકતી; અચિરોજ્જ્વલ.

**Meteor(oli)te,** *n.* (મિ'ટીઅરલાઈટ્) A meteoric stone; an aerolite. ખરતા તારામાંથી પડતો પથ્થર.

**Meteorological,** *a.* (મીટીઅરલૉ'જીકલ્) Pertaining to meteorology. વાયુચક્ર સંબંધી.

**Meteorology,** *n.* (મિટીઅરૉ'લજી) The science of atmospheric changes. વાયુચક્રશાસ્ત્ર.

**Meter,** *n* (મી'ટર્) One who or an instrument or apparatus that measures. માપવાનું યંત્ર; માપક.

**Methinks,** *vt.* (મીથિં'ન્કસ્) It seems to me; I think મને લાગે છે.

**Method,** *n.* (મે'થડ્) Classification. વર્ગીકરણ. 2 Manner or mode of procedure. પ્રકાર; રીત; તરેહ; પદ્ધતિ; માર્ગ. 3. Systematic or orderly arrangement or mode of procedure. નિયમ; વ્યવસ્થા. [Gr. *meta*, after and *hodos*, way.]

**Methodical,** *a.* (મિથૉ'ડિકલ્) Systematic; orderly. વ્યવસ્થિત; રીતસર.

**Methodist,** *n* (મે'થડિસ્ટ્)One who observes method. નિયમિત, વ્યવસ્થિત રીતે ચાલનાર. 2. One of the Weslian sect વેસ્લીઅન ધર્મ પ્રમાણે ચાલનાર.

**Methodise,** *vt.* (મે'થડાઇઝ્)To systematise; to dispose in due order. નિયમિત, વ્યવસ્થિત કરવું.

**Methylated,** *a.* (મે'થીલેટિડ્) Made undrinkable by mixing with methyl or the base of wood spirit. [Gr. *methu*, wine, *hule*, wood.]

**Metonymy** *n.* (મેટૉ'નિમી) A figure of speech in which one word is put for another on account of some relation between the things signified. એક શબ્દને બદલે બીજો શબ્દ મુકવાથી થયેલો અલંકાર; અજહલ્લક્ષણા. [Gr. *meta*, beyond and *onoma*, name].

**Meticulous,** *a.* (મિટિ'ક્યુલસ્) ડરીને દરેક વિગત આપવું; ગુલામી વૃત્તિથી વ્યાજબી, સાચું, ચોક્કસ રહેવું.

**Metre,** *n.* (મી'ટર્) Verse; poem. કવિતા. 2. Measure; rhythm. છંદરચના; વૃત્ત.

**Metrical,** *a.* (મે'ટ્રિકલ્) Consisting of verse; pertaining to rhythm or metre. છંદને લગતું; પદ્યાત્મક; છંદોબદ્ધ. તાલબદ્ધ.

**Metropolis,** *n.* (મિટ્રૉ'પલિસ્) The chief city or capital of a kingdom. રાજધાની; પાટનગર.

**Metropolitan,** *a.* (મેટ્રૉપૉ'લિટન્) Pertaining to the capital. રાજધાનીના શહેર વિષેનું. 2. પ્રાંત પાદરી; મુખ્ય ધર્મગુરુ.

**Mettle,** *n.* (મે'ટલ્) Stuff, temper; spirit; courage; fire. હીમ્મત; જુસ્સો; પાણી; જીવ;દમ.

**To try the mettle of**=નું પાણી જોવું.

**Mettled,** *a.* (મે'ટલ્ડ), **Mettlesome,** *a.* (મેટલસમ્), Fiery; highspirited; ardent. પાણીદાર; જુસ્સેદાર.

**Mew,** *n.* (મ્યુ) Sea-gull. જળકુકડી, ટીટોડી.

**Mew,** *n.* (મ્યુ) Cage or coop used for confining birds. પાંજરૂં. 2. The cry of a cat. *vi.* To cry like a cat. મીયાંઉ મીયાંઉ કરવું.

**Mewl,** *vi.* (મ્યૂલ્) To cry as a young child. નાના બાળક જેવું રડવું; માંઉ માંઉ ક૦.

**Miasma,** *n.* (માઇઍ'ઝમ)Noxious emanation; malaria. કોહી ગયેલી ચીજમાંથી નીકળતી ઝેરી હવા, વરાળ.

**Mica,** *n.* (મા'યકા) Cat-silver, a kind of metal. અબરખ.

**Micawberism,** *n.* (મિકૉ'બરિઝમ્) અકસ્માત કંઇક સારૂં થઇ જશે એવો આશાવાદ, આશા. [ડિકન્સની એક નવલકથાનું એક પાત્ર, મિકૉબર પરથી].

**Michaelmas,** *n.* (મિ'કલમસ્). સેઈન્ટ માયકલના માનમાં ૨૯મી સપ્ટેમ્બરે ઉજવાતો તહેવાર.

**Mickle,** *n.* (મિ'કલ્) મોટો જથ્થો.

**Microbe,** *n.* (મા'યક્રોબ) દરદ કરનાર સૂક્ષ્મ વનસ્પતિ કે પ્રાણી.

**Microcosm,** *n.* (મા'યક્રૉસમ્) સૂક્ષ્મ જીવાત્મા; સૂક્ષ્મ પ્રમાણ. ઉપમા.

**Microphome,** *n.* (મા'યક્રફોન) ન સંભળાય એવા અવાજને સંભળાય તેવા બનાવવાનું યંત્ર; શબ્દશ્રાવક.

**Microscope,** *n.* (મા'યક્રસ્કોપ્) An optical instrument for rendering minute objects visible to the naked eye. સૂક્ષ્મદર્શક યંત્ર. [Gr. *micros*, little and *scopeo*, I look at].

**Microscopical,** *a.* (માયક્રસ્કૉ'પિકલ્) Pertaining to the microscope. સૂક્ષ્મદર્શક યંત્ર વિષે.

**Mid,** *a.* (મિડ્) Amidst. વચમાં, માં. 2. Denoting the middle parts. વચલો ભાગ બતાવતું.

**Mid-day,** *n.* (મિડડે,) Noon. બપોર; મધ્યાહ્ન. *a* Pertaining to noon. બપોરને-મધ્યાહ્નને લગતું.

**Middle,** *a.* (મિ'ડલ્) Intermediate; intervening; occupying the middle place. વચ્ચેનું; વચલું; મધ્યનું.

**Middle-aged,** *a.* (મિ'ડલએજ્ડ્) Between thirty and fifty years of age. મધ્ય,આધેડ વયનું.

**Middle-term,** *n.* (મિ'ડલટર્મ્)Mean between two extremes. મધ્યપદ.

**Middling,** *a.* (મિ'ડ્લિંગ્) Medium;mediocre. મધ્યમ; સાધારણ.

**Midland,** *n.* (મિ'ડલૅન્ડ્) The central region of a country. સમુદ્ર કીનારાથી દૂરનો દેશ. 2. Encircled by land. સુમધ્ય; જમીનથી વિંટળાએલું.

**Midnight**, *n.* (મિ'ડનાઇટ્) Middle of the night; twelve o'clock at night. મધ્યરાત્રિ. *a.* Pertaining to midnight; very dark. મધ્યરાત્રિ જેવું: ગાઢ અંધકારભરેલું.

**Midoff,-on**, *n.* (મિડ્ઑ'ફ, ઑ'ન્) બૅટસમનની પાસેના ફીલ્ડર્સ; લૅાન્ગ ઑફ, ઑાનથી વધારે પાસે.

**Midriff**, *n.* (મિ'ડ્રિફ) The diaphragm. પેટ માંહેનો પડદો..

**Midst**, *n.* ( મિ'ડ્સ્ટ્ ) Middle part. મધ્ય. *prep.* In the midst of; amidst. મધ્ય. *adv.* In the middle. વચમાં; મધ્યે.

**Midsummer**, *n.* (મિ'ડસમર્) The middle of summer. ભર ઉનાળો; દક્ષિણાયન.

**Midway**, *n.* (મિ'ડ્વે,) The middle of the distance or way. અડધો રસ્તો; અર્ધ માર્ગ. *a.* Being in the middle of the way. અડધા રસ્તામાં. *adv.* Half way. અર્ધે રસ્તે.

**Midwife**, *n.* (મિ'ડવાઇફ્) A woman that assists other women at child birth. દાઇ; સુયાણી.

**Midwifery**, *n.* ( મિ'ડ્વાઇફ્રી-ઈફ્રી ) The art or practice of a midwife. દાયણનું કામ; પ્રસવકરણ; ગર્ભમોચનવિદ્યા.

**Mid-winter**, *n.* (મિડવિ'ન્ટર્) The middle of the winter. ભર શીયાળો.

**Mien**, *n.* (મીન્) Deportment; bearing; air; carriage. ચેહરો; વર્તણુક; હાવભાવ; ચાલરીત; બોલવું ચાલવું; ડોળ; સીનો.

**Might**, *n.* (માઇટ્) Strength; power; ability; force. શક્તિ; બળ; જોર; સામર્થ્ય; પરાક્રમ; કૌવત.

**Mightiness**, *n.* (મા'ઇટિનિસ્) Great power; high dignity. સામર્થ્ય; શક્તિ; જોર; પરાક્રમ; કૌવત.

**Mighty**, *a.* ( મા'ઇટી ) Powerful; potent; strong; vast; intellectually eminent. જોરાવર; પરાક્રમી; મ્હોટું; જબરૂં; પ્રચંડ.

**Migrate**, *vi.* (માયૂગ્રે,'ટ્) To emigrate; to remove from one residence to another. દેશાંતર કરવું; ઘર બદલવું.

**Migration**, *n.* (માયૂગ્રે,'શન્) Emigration. દેશાંતર કરવું તે.

**Migratory**, *a.* ( મા'યુગ્રે,ટરી ) Emigrating from time to time. દેશાંતર જઇ રેહનાર.

**Milch**, *a.* (મિલ્ચ્) Giving milk as cow or goats. દુઝણી; દુધ દેતી.

**Mild**, *a.* (માઇલ્ડ્) Soft; kind; gentle. શાંત; નમ્ર; વિનયી; કોમળ; નરમ; સાલસ; સૌમ્ય.

**Mildew**, *n.* (મિ'લ્ડ્યુ) A parasitic fungus causing decay. ઉબ, ફુંગ. *vt.* To taint with mildew. ઉબ, ફુગ ચડવી.

**Mildness**, *n.* ( મા'ઇલ્ડનિસ્ ) Meekness; gentleness. નમ્રતા; સૌમ્યતા; વિનય; આદરશીલતા; નરમાશ; કોમળપણું.

**Mile**, *n.* (માઈલ્) A distance of 1760 yds. અર્ધો ગાઉ; મૈલ; માઇલ.

**Mil(e)age**,*n.*(મા'ઈલેજ્)Travelling allowance per mile. દર માઇલે મળતું ભથું. 2. The aggregate of miles run by a carriage &c. કુલ માઇલ.

**Milepost-stone**, *n.* (મા'ઇલ્પો,સ્ટ્-સ્ટો,ન્) A signpost at the distance of one mile each. મૈલની નિશાનીનો થાંભલો.

**Militant**, *a.*(મિ'લિટ'ટ્) Serving as a soldier; fighting; combating. લડનાર; કટર વિરોધી, ઝપટદાર.

**Military**, *n.* (મિ'લિટરી) Army;troops. લશ્કર; સૈન્ય. *a.* Warlike; martial; soldierly. લશ્કરી; યુદ્ધપ્રકરણી.

**Militate**, *vi.* ( મિ'લિટે,ટ્ ) To combat; to carry on war; to contend; to fight. લડવું; સામા થવું; યુદ્ધ કરવું. 2. Go against. વિરૂદ્ધ જવું

**Militia**, *n.* ( મિલિ'શૅ ) A body of men enrolled and trained as military. જરૂર વખતે લડવાની સરતે રાખેલી ફોજ. [L. *miles*, a soldier].

**Milk**, *n.* (મિલ્ક્) A whitish fluid secreted by certain glands of female animals and used as food. દુધ. 2. The white juice of certain plants. ઝાડનું દુધ. *vt.* To draw or press out milk from the female animals' breast or udder. દોહવું; દુધ કાઢવું. **M. & water.** નબળી, સત્વ, જોસ વગરની.

**Milk-maid**, *n.* (મિ'લ્કમે,ડ્) A woman who milks the cows &c. દુધ દોહનારી; દુધવાળી; દુધ વેચનારી; મતવી; મહીયારી.

**Milk-man**, *n.* (મિ'લ્કમૅન્) A male seller of milk. દુધવાળો.

**Milk-pail**, *n.* (મિ'લ્કપે,લ્) A vessel of milk. દુધની ત્રાંબડી; દુધ દોહવાનું વાસણ.

**Milksop**, *n.* (મિ'લ્કસૅાપ્) A piece of bread sopped in milk. દુધમાં પલાળેલી રોટલી. 2. A soft, effeminate, or feebleminded fellow. બાયલો; દીન, પાણી વગરનો **M. teeth**=દુધીઆ પ્હેલા દાંત.

**Milky**, *a.* (મિ'લ્કી) Containing or like milk. દુધનું; દુધવાળું; દુધ જેવું; દુધનું કરેલું.

**Milkway**, *n.* (મિ'લ્કવે,) A constellation of stars; a galaxy. આકાશગંગા.

**Mill**, *n.* (મિલ્) A grinding or juice extracting machine. ઘંટી; કોલ્હુ; ઘાણી. 2. A weav-

ing and spinning mill. કાપડ વણવાની મિલ. **Sugarcane mill**=શેરડી પીલવાનો કોલુ.

**Mill-dam,** *n.* (મિ'લડૅમ્) A mound or dam across a water-course. નદીમા પાણી ખાળવાનો બંધ; પુસ્તો.

**Mill-stone,** *n.* (મિ'લસ્ટોન્) ઘંટીનું પડ. **To see into a M.-s.**=અલૌકિક, બારીક નજર હોવી.

**Millenary,** *n.* (મિ'લનરી) An aggregate of a thousand years સહસ્ર વર્ષ.

**Millenium,** *n.* (મિલે'નિઅમ્) A space or time of thousand years. સહસ્ર વર્ષ. [L. *mille*, a thousand]

**Miller,** *n.* (મિ'લર્) The owner or attendant at a grinding mill. ઘંટીવાળો.

**Milliner,** *n.* (મિ'લિનર્) A seller of fancy female dresses; a designer and manufacturer of fashionable female ware. સ્ત્રીઓનો પોષાક બનાવનાર માણસ-સ્ત્રી.

**Millinery,** *n.* (મિ'લિનરી) The articles made or sold by a milliner. સ્ત્રીઓની ભપકાબાજ પોષાકની ચીજો 2. The occupation of a milliner. પોષાક બનાવવાનો ધંધો.

**Million,** *n.* (મિ'લ્યન્) A thousand times a thousand. દશ લાખની સંખ્યા. 2. A very great number. સંખ્યાબંધ માણસો અથવા ચીજો વગેરે. [L. *mille*, a thousand.]

**Millionaire,** *n.* (મિલ્યને,'ર્) A man worth a million of pounds, dollars, rupees &c. a very rich man. લક્ષાધિપતિ; લખપતિ; લાખોનો ધણી.

**Milt.** *n.* (મિલ્ટ્) Spleen. બરોળ.

**Milter,** *n.* (મિ'લ્ટર્) A male fish. નર માછો

**Mimetic-cal,** *a.* (માયુમે'ટિક્-માયુમે'ટિકલ્) Apt to imitate; characterised by or given to mimicry. નકલી; નકલ કરનાર; અનુકરણશીલ.

**Mimic,** *n.* (મિ'મિક્) An imitator; one who mimics. નકલખોર; નકલ કરનાર; ટીખળી. *a.* Imitative; imitating. નકલી. *vt.* To imitate or ape especially for fun; to ridicule by imitation. નકલ ક૦; ચાળા પાડવા; અનુકરણ કરવું [L. *mimos*; an actor.]

**Mimicry,** *n.* (મિ'મિક્રી) Imitation especially for sport or ridicule. ચાળા પાડવા તે; નકલ કરવી તે.

**Mimosa,** *n.* (મિમો,'ઝ) રીસામણી વગેરે છોડ, ઝાડ.

**Minacious,** *a.* (મિને'શસ્) Menacing; threatening. ધમકી ભરેલું; ભયસૂચક.

**Minaret,** *n.* (મિ'નરેટ્) A slender lofty turret, with one or two balconies, attached generally to the Mohomedan mosques. મિનારો; શિખર; બુરજ.

**Minatory,** *a.* (મિ'નેટરી) Menacing; threatening. ભયસૂચક; ધમકી ભરેલું; ધાસ્તી ભરેલું.

**Mince,** *vt.* (મિન્સ્) To cut or chop into very small pieces. ઝીણા ઝીણા કકડા કરવા. *vi.* To speak with an air of affected delicacy and softness. લટકામાં, ધ્રુપાવીને બોલવું. **Mincingly,** In an affectedly modest and delicate manner. લટકામાં.

**Mincement** *n.* (મિ'ન્સમન્ટ) નાના કકડા; કટકા

**Mind,** *n.* (મા'ઇન્ડ) The understanding; the intellectual power in man. ચિત્ત; બુદ્ધિ; મન. 2. Inclination; choice. વાસના; ઇચ્છા. 3. Belief. વિચાર; સંકલ્પ 4. Purpose; intention. ઇરાદો; ઉદ્દેશ; હેતુ. 5. Remembrance; memory. યાદદાસ્તિ; સ્મૃતિ; સ્મરણશક્તિ. 6. The heart. હૃદય; મન **To put in the mind**=યાદ દેવડાવવું. **To lose one's mind**=To go mad. ગાંડા થઇ જવું. *vt.* To attend to; to fix one's thoughts on. ધ્યાન, લક્ષ આપવું. 2. To attend to with submission. માનવું; ઉપદેશ માથે ચઢાવવો. [Gr. *mencs*, mind.]

**Minded,** *a.* (મા'ઇન્ડિડ્) યાદ દેવડાવેલું; સ્મરણ કરાવેલું.

**Mindful,** *a.* (મા'ઇન્ડફુલ્) Regardful; heedful; observing; attentive. સાવધ; હોશિયાર; સાવચેત; ધ્યાન આપતો.

**Mine,** *n.* (માઇન્) A pit or excavation in the earth from which ores are dug up. ખાણ. 2. An underground tunnel. ભોંયરૂં; સુરંગ. 3. A rich source or store of wealth; anything highly valued. નિધિ; ભંડાર; સાગર. *adj. p. o.* My; belonging to me. મારૂં; મારી માલકીનું *vt.* To dig a mine or an excavation; to make a tunnel. ખાણ ખોદવી; ભોંયરૂં-સુરંગ ખોદવી.

**Miner,** *n.* (મા'ઇનર્) A digger for metals; one who mines. ખાણ ખોદનાર; બેલદાર.

**Mineral,** *a.* (મિ'નરલ્) Pertaining to minerals; impregnated with mineral matter. ખનિજ પદાર્થવાળું. *n.* An ingredient forming the earth's crust. ખનિજ; જમીનમાંથી જડી આવતું.

**Mineralize,** *vt.* (મિ'નરલાઇઝ્) To convert into a mineral; to impregnate with a mineral. ધાતુ શોધવી; ધાતુમય બનાવવું.

**Mineralist, Mineralogist,** *n* (મિ'નરલિસ્ટ, મિનરૅ'લજિસ્ટ્) One versed in the science of minerals. ખનિજશાસ્ત્રવેત્તા; ધાતુપરીક્ષક.

**Mineralogy**, *n.* (મિનરૅલજી) The science treating of the property of minerals &c. ધાતુ, ખનિજ વિદ્યા.

**Mingle**, *n.* ( મીંગલ ) A mixture. ભેળ. *vt.* To mix up; to blend; to adulterate by mixing. મેળવવું; ભેળસેળ કo. 2. To associate. સંબંધ રાખવો *vi.* To become mixed or blended. મળી જવું.

**Miniature**, *n* (મિ'નિઅચર) A small portrait. નાની છબી. 2. Red lettering. લાલ અક્ષરો. *a* On a small scale; diminutive. ન્હાનુંસરખું; અસલની નાની નકલ. [L. *miniature*].

**Minikin**, *n* ( મિ'નિકિન્ ) A favourite; a little darling. ન્હાનકડો છબીલો; લાડકું.

**Minim**, *n.* ( મિ'નિમ્ ) A dwarf. ઠીંગણો માણસ. 2. A very minute thing. ઘણીજ બારીક ઝીણી વસ્તુ. 3. A single drop. એકજ ટીપું.

**Minimum**, *n.* ( મિ'નિમમ્ ) The smallest or lowest quantity. ઓછામાં ઓછી સંખ્યા, ભાગ; કનિષ્ઠ સંખ્યા

**Minion**, *n.* (મિ'ન્યન્) A mere dependant; a darling. નીચ આશ્રયી, આશ્રિત; માનીતું.

**Minish**, *vt.* (મિ'નિશ્) Bring to low estate. ખરાબ, દીન સ્થિતિમાં મુકવું.

**Minister**, *n.* (મિ'નિસ્ટર) A pastor of the church. ઉપદેશક; ઉપાધ્યાય; પાદરી. 2. One to whom the sovereign entrusts the direction of the affairs of the state. વજીર; પ્રધાન. 3. An attendant; a servant. નોકર; ખીદમતગાર. *vt.* To perform service. ચાકરી ઉઠાવવી. To give things needful; to afford supplies. પુરૂં પાડવું; આપવું.

**Ministerial**, *a.* (મિનિસ્ટી'રિઅલ્) Pertaining to the minister. વજીર-પ્રધાન-મંત્રી સંબંધી. 2. Pertaining to the pastors of the church. ઉપાધ્યાય-ઉપદેશક-પાદરી વિષે. 3. Attendant or serving. સેવાચાકરી ઉઠાવનાર. 4. Contributive; tending to advance or promote. કાર્યસાધક; કાર્યનિર્વાહક.

**Ministrant**, *a.* ( મિ'નિ્ટ્રંટ્ ) Performing service as minister. પ્રધાનપદ ભોગવતો; કામ કરતું.

**Ministration**, *n* મિનિસ્ટ્રે,'શન્) Attendance or service. સેવા; ચાકરી; કારભારી.

**Ministry**, *n.* (મિ'નિસ્ટ્રી) Office of a minister. પ્રધાનપદ; વજીરાત. 2. The body of the ministers of state or the chief officers of the executive government. પ્રધાનમંડળ. 3. The administration; the government. કારભાર; અમલ; કારકીર્દી.

**Minium**, *n.* (મિ'નિઅમ્) Red powder. સિંદુર.

**Minor**, *n.* (મા'યનર) An infant; a person below the legally competent age. સગીર; કાચી ઉમરનું માણસ; બાળક. *a.* સગીર; કનિષ્ઠ; ગૌણ; નબળું; ન્હાનું.

**Minoriy**, *n.* ( માયનૉ'રિટી ) The state of being minor. સગીર ઉમર. 2. A number less than half; the smaller number. થોડો, ન્હાનો ભાગ.

**Minster**, *n.* ( મિ'ન્સ્ટર્ ) A monastery; a cathedral church. દેવળ; મંદિર.

**Minstrel**, *n.* ( મિ'ન્સ્ટ્રલ્ ) A musician; a bard; a player on the harp. કવિ; ભાટ. **Celestial m.**=ગાંધર્વ.

**Minstrelsy**, *n* (મિ'ન્સ્ટ્રલ્સી) The art and occupation of a minstrel. ગાવા વગાડવાની કલા; ચારણવિદ્યા.

**Mint**, *n.* (મિન્ટ્) Coinage-depot. ટંકશાળ. *vt.* To coin money. સિક્કા પાડવા. 2. *n.* The name of several aromatic plants. ફુદીનો.

**Minus**, *a.* (મા'યનસ્) Less. ઓછું; ઓછા. *n.* The sign of substraction બાદબાકીનું ચિહ્ન[ − ].

**Minute**, *a.* (મિન્યૂ'ટ્) Slight; very small; little. ઝીણું; ન્હાનું 2. Precise; particular; exact. ચોકસ. *n.* 2. One sixtieth part of an hour. એક મિનીટ. 3. The sixtieth part of a degree. કળા; અંશ. 3. A nautical mile. દરિયાઇ માઇલ. 4. A very small period of time. થોડો વખત. 4. *pl.* A report of the proceedings of a meeting. સભાના કામની નોંધ.

**Minute-book**, *n.* (મિ'નિટ્ બૂક્) A book in which a note is made of the proceedings of a meeting. સભાના કામની નોંધવહિ.

**Minute-hand**, *n.* (મિ'નિટ્હૅન્ડ્) The hand showing the minutes of the hour in a watch or clock. મિનીટ, મ્હોટો કાંટો.

**Minutely**, *adv.* (મિન્યૂ'ટલી) In a minute manner, precisely; exactly. બારીકાઈથી; ઝીણી નજરથી.

**Minuteness**, *n.* (મા'યન્યૂ'ટ્નિસ્) The quality of being very small. ઝીણવટ; બારીકાઇ; સૂક્ષ્મતા. 2. Preciseness; attention to small particulars. સૂક્ષ્મતા; ચોકસાઇ.

**Minutiæ**, *n.* ( મિ'ન્યુશિઅ ) Minor or unimportant details or particulars. બારીક, સૂક્ષ્મ ઝીણી ઝીણી વાત; સૂક્ષ્મ વિચાર, વિગતો.

**Minx**, *n.* (મિન્કસ્ ) A hussy; an impertinent girl. લુચ્ચી, ઢોંગી છોકરી.

**Miracle**, *n.* (મિ'રૅકલ્) A marvel; a wonder. આશ્ચર્ય; અદ્ભુત કામ; કૌતુક. 2. A prodigy. અદ્વિતીય

ચમત્કાર; ગ્હોટી નવાઇ. 3. A supernatural event. ચમત્કાર; અલૌકિક બનાવ

**Miraculous**, *a.* (મિરૅ'ક્યુલસ્) Marvellous; prodigous. અદ્ભુત; હેરતભર્યું. [ L. *mirus*, wonderful.]

**Mirage**, *n.* (મિરૅ'રૅઝ) An optical delusion arising from unequal aerial reflection. મૃગજળ; જલાભાસ

**Mire**, *n.* (માયર્) Wet muddy soil; deep mud. કાદવ. *vt.* To sink and fix in mire. કાદવમાં ચોંટી જવું. *vi.* To stick fast in the mud. કાદવમાં, ગારામાં ચોંટી રહેવું.

**Mirror**, *n.* (મિ'રર) A looking glass. અરીસો; દર્પણ; આયનો; ચાટલું; આભલું.

**Mirth**, *n.* ( મર્થ ) Jovialness; merriness. આનંદ; રમુજ; ગમ્મત.

**Mirthful**,*a.*(મ'ર્થ ફુલ) Jovial, merry. આનંદી; રમુજી; ગમ્મતી.

**Mirthless**, *a.* (મ'ર્થલિસ્ ) Sad; not merry. ઉદાસ; રમુજ વિનાનું.

**Miry**, *a.* (મા'ઇરી) Muddy. કાદવ-કીચડવાળું.

**Misadventure**, *n.* ( મિસ્ઍડવે'ન્ચર ) An unlucky accident; a misfortune; a mischance. કમનશીબ; વિપત્તિ; આપત્તિ.

**Misalliance**, *n.* ( મિસ્અલા'યન્સ્ ) Any unproper association or marriage. અયોગ્ય સંબંધ.

**Misanthropical**, *a.* ( મિસ્ઍન્થ્રૉ'પિકલ્ ) Hating mankind. લોકદ્વેષી; જનશત્રુ; સર્વદ્વેષી.

**Misanthrope-ist**,*n* (મિ'સ્ઍન્થ્રો,પ થ્રો,પિસ્ટ) A hater of mankind લોકદ્વેષી;જનશત્રુ;વિશ્વદ્વેષી

**Misanthropy**, *n.* (મિસ્ઍ'ન્થ્રપી) Hatred of mankind. વિશ્વદ્વેષ; માણસ જાતનો ધિક્કાર. [Gr. *misos*, hatred and *anthropes*, non.]

**Misapplication**, *n.* ( મિસ્ઍપ્લિકે,'શન્ ) A wrong or illegal or unauthorised application or use. ખોટો વ્યય; કુવ્યય; ખોટી રીતે લાગુ પાડવું તે.

**Misapply**, *vt.* (મિસ્ઍપ્લા'ઇ) To apply to a wrong purpose. અયોગ્ય કામમાં ખરચવું; ખોટે રસ્તે વાપરવું.

**Misapprehend**, *vt.* ( મિસ્ઍપ્રીહે'ન્ડ્ ) To misunderstand; to take in a wrong sense. ખોટું સમજવું.

**Mis-apprehension**,*n.* (મિસઍપ્રીહે,'ન્શન્ ) Misunderstanding; mistake. ખોટી સમજ.

**Misbehave**, *vt.* or *vi.* ( મિસ્બીહે'વ ) To conduct oneself improperly; to behave ill. ખરાબ રીતે, ખોટે રસ્તે ચાલવું.

**Misbehaviour**, *n.* ( મિસ્બીહે'વિયર્ ) Improper conduct; bad behaviour. કુચાલ; અયોગ્ય વર્તન; નઠારી, ખરાબ ચાલ.

**Misbelief**, *n.* (મિસ્બીલી'ફ્) Wrong belief. ગેરવિશ્વાસ; અશ્રદ્ધા; કુશ્રદ્ધા; અસત્ય શ્રદ્ધા.

**Misbelieve**, *vt.* ( મિસ્બીલી'વ ) To believe erroneously. ખોટો ભરોસો રાખવો; ખોટી રીતે માનવું.

**Miscalculate**, *vt.* ( મિસ્કૅ'લક્યુલે,ટ ) To judge or calculate wrongly. ભુલચુક ક૦; ખોટી ગણના કરવી.

**Miscalculation**, *n* ( મિસ્કૅલક્યુલે,'શન્ ) Wrong judgment or calculation. ખોટી, ભુલ ભરેલી ગણના.

**Miscarriage**, *n.*(મિસ્કૅ'રિજ્) Bad conduct. કુચાલ; ગેરવર્તન. 2. Failure; unfortunate issue or result. ગેરપરિણામ; નિષ્ફળતા. 3. Abortion. ગર્ભપાત; કસુવાવડ.

**Miscarry**, *vt.* (મિસ્કૅ'રી) To fail to reach its proper destination (as a letter). ગેરવલ્લે પડવું; ભળતે ઠેકાણે જવું. 2. To fail of the intended effect or success. નિષ્ફળ નિવડવું. 3. To have abortion. ગર્ભપાત, કસુવાવડ થવી.

**Miscellaneous**, *a.* ( મિસેલે'નીઅસ્ ) Diversified; consisting of several kinds; mixed or mingled. અનેક જાતનું, પ્રકારનું; પરચુરણ.

**Miscellany**, *n* (મિ'સલની) A mixture or mass of various kinds or things. સેળભેળ વસ્તુઓનો ભંડાર, સંગ્રહ, સમૂહ; ચોપાનીયું.

**Mischance**, *n.* ( મિસ્ચૅ'ન્સ્ ) Mishap; an unlucky incident; ill-luck. દુર્ભાગ્ય; કમનશિબ; અકસ્માત્.

**Mischief**, *n.* ( મિ'સ્ચીફ્ ) Harm; hurt; injury; damage. ઉપદ્રવ; નુકશાન; ખરાબી; હાનિ. 2. A vexatious affair. ત્રાસદાયક વસ્તુસ્થિતિ. 3. Troublesome or annoying conduct. મસ્તી; તોફાન; ગેરવર્તણુક.

**Mischievous**, *a.* (મિ'સ્ચીવસ્) Given to mischief; damaging; harmful. તોફાની, મસ્તીખોર; નુકશાન કરે એવું.

**Miscomputation**, *n.* ( મિસકૉમ્પ્યુટે'શન્ ) Miscalculation. ભુલ ભરેલી ગણતરી.

**Miscompute**,*vt.*(મિસ્કૉમ્પ્યૂ'ટ્)To miscalculate. ખોટી ગણત્રી કરવી; ગણત્રીમાં ભૂલ હોવી.

**Misconceive**, *vt.* ( મિસ્કનસી'વ્ ) To misunderstand; to misapprend. ખોટું, આડું ભુલથી સમજવું.

**Misconception**, *n.* ( મિસ્કનસે'પશન્ ) Misunderstanding; misapprehension. ખોટી સમજ; ભુલ; ભ્રાંતિ; ભ્રમ.

**Misconduct**, *n* (મિસ્કૉન્ડક્ટ્) Misbehaviour; bad behaviour. ગેરવર્તન; ખરાબ ચાલ; કુચાલ.

**Misconjecture**, *n.* (મિસ્કનજે'કચર્) A wrong guess. ભુલ ભરેલી ધારણા; ખોટી અટકળ. *vt.* To guess wrongly. ખોટી ધારણા, અટકળ કરવી.

**Misconstruction**, *n.* (મિસ્કનસ્ટ્ર'કશન્) Mis-interpretation. હલકો-ખોટો અર્થ; ખોટી સમજ.

**Misconstrue**, *vt.* (મિસકૉ'નસ્ટ્રુ) To misunderstand; to take in the wrong sense. ખોટો અર્થ કરવો; આડો અર્થ લેવો.

**Miscreant**, *n.* (મિ'સ્ક્રીઅન્ટ્) A villain; a ruffian; a misbeliever. ખલ; શઠ; દુર્જન; નાલાયક માણસ; ખરાબ વ્યક્તિ

**Misdate**, *vt.* (મિસડે'ટ) To put on or write a wrong date. ખોટી તારીખ નાંખવી.

**Misdeed**, *n* (મિસડી'ડ્) An evil deed; a wicked action. બદકર્મ; ખરાબ કર્મ; કુકર્મ.

**Misdemeanant**, *n* (મિસ્ડીમી'નન્ટ્) A guilty man; a man who has committed evil actions. ખોટું કામ કરનાર; ગુન્હેગાર.

**Misdemeanour**, *n.* (મિસ્ડીમી'નર્) A fault; an offence; a transgression. દુરાચરણ; કુચાલ. 2. A crime. ગુન્હો.

**Misdirect**, *vt.* (મિસડિરે'કટ્) To direct to a wrong course, person or place. ખોટો રસ્તો રસ્તો બતાવવો 2. To address wrongly as a letter. ખોટે શિરનામે લખવું.

**Misdirection**, *n.* (મિસડિરે'કશન્) A wrong direction. ખોટો રસ્તો બતાવવો તે 2. An error of a judge in charging the jury wrongly. જ્યુરીને ખોટી રીતે સમજાવવામાં સમાયેલી ન્યાયાધીશની ભુલ.

**Misdoing**, *n.* (મિસડૂ'ઇંગ્) A misdeed. ખરાબ ચાલ; કુકર્મ.

**Misemploy**, *vt.* (મિસ્ઇમ્પ્લૉ'ય) To misuse; to employ amiss or to no purpose. ખોટી રીતે વાપરવું; નઠારે રસ્તે વાપરવું

**Misentry**, *n.* (મિસએ'ન્ટ્રી) An erroneous entry as of an account. ખોટી નોંધ; ખોટું લખાણ.

**Miser**, *n* (માઇ'ઝર્) A niggard; a covetous person who only hoards and does not make use of his money. કૃપણ, કંજુસ માણસ.

**Miserable**, *a.* (મિ'ઝરબલ) Very unhappy; wretched; suffering misery. અતિ દુઃખી. 2. Causing misery. દુઃખદાયક; ત્રાસદાયક 3. Despicable; worthless. નાલાયક.

**Miserably**, *adv.* (મિ'ઝરબ્લી) Unhappily; in a wretched manner. દુઃખ, દીન, નીચ, ભરેલી રીતે.

**Miserly**, *adv.* (મા'ઇઝરલી) Mean and covetous; niggardly. કૃપણ.

**Misery**, *n.* (મિ'ઝરી) Extreme distress; great unhappiness. અતિ દુઃખ; અતિ સંકટ.

**Misfortune**, *n.* (મિસફૉ'ર્ચુન્) Ill-luck; ill-fortune; mishap. કમનશિબ; દુર્દૈવ; દુર્ભાગ્ય.

**Misgive**, *vt.* (મિસ્ગિ'વ્) To grant or give amiss. ખોટી રીતે બક્ષવું. આપવું. 2. To have a doubt. અંદેશો રહેવો. શક આવવો.

**Misgiving**, *n.* (મિસ્ગિ'વિન્ગ્) Doubt; distrust. શક; અંદેશો.

**Misgovern**, *vt.* (મિસગ'વર્ન્) To govern ill; to administer ill. અન્યાયી રાજ્ય ક૦; રાજ્યમાં અંધેર ચલાવવું.

**Mis-government**, *n* (મિસ્ગ'વર્નમન્ટ્) Bad administration. અંધેર કારભાર; ગેરબંદોબસ્ત.

**Misguide**, *vt.* (મિસ્ગા'ઇડ) To lead astray; to direct wrongly ખોટી રીતે દોરવું; આડે રસ્તે લઇ જવું; ભમાવવું.

**Mishap**, *n.* (મિસહૅ'પ્) An unlucky incident; a mischance; ill-luck. આપદા; આફત.

**Misinform** *vt.* (મિસ્ઇનફૉ'ર્મ) To give wrong information about. ખોટું કેહવું; ખોટી ખબર આપવી.

**Misinterpret**, *vt* (મિસઇં'ટરપ્રિટ્) To give a wrong or false meaning to. અવળો, ખોટો અર્થ કરવો.

**Misjudge**, *vt.* (મિસજ'જ) To give a wrong judgment about. ખોટો વિચાર બાંધવો; ભુલ કરવી.

**Misjudgment**, *n.* (મિસજ'જમન્ટ) A wrong or false decision or judgment. ખોટો ઠરાવ; ગેર સમજ.

**Mislay**, *vt.* (મિસલે') To place in a wrong place, to misplace. ખોટી જગ્યાએ, ખોટું મુકવું.

**Mislead**, *vt.* (મિસલી'ડ્) To misguide; to conduct or lead in a wrong way. ભુલ ખવડાવવી; ભરમાવવું; ભુલમાં પાડવું.

**Mismanagement**, *n.* (મિસમૅ'નિજમન્ટ્) Bad management. ગેરવ્યવસ્થા.

**Misname**, *vt.* (મિસ્ને'મ્) To give a wrong name to. ખોટું નામ આપવું.

**Misnomer**, *n.* (મિસ્નો'મર્) An inappropriate name. ખોટું, ગેરવાજબી નામ. *vt.* To misname. ખોટું નામ આપવું.

**Misogamist**, *n.* (મિસૉ'ગમિસ્ટ્) A hater of marriage; a hater of women. લગ્નનિંદક; વિવાહને, સ્ત્રી જાતને ધિક્કારનાર.

**Misogynist**, *n.* (મિસૉ'જીનિસ્ટ) A woman hater. સ્ત્રી જાતિનો ધિક્કારનાર. [Gr. *miseo*, I hate and *gyni*, woman.] *n.* **Misogyny**, સ્ત્રી જાત તરફ તિરસ્કાર.

**Misplace**, *vt.* (મિસ્‌પ્લે'સ્‌) To mislay; to place in a wrong place. આડું અવળું મુકી દેવું; ખોટી જગાએ મુકી દેવું.

**Misprint**, *vt.* (મિસ્‌પ્રિ'ન્ટ)To print wrongly. ખોટું છાપવું. *n.* A mistake in printing. છાપવામાં ભૂલ.

**Misprize**, *v.* (મિસપ્રા'ઈઝ્‌) To slight or undervalue. અપમાન કે ઓછી કિંમત કરવી; તિરસ્કારવું.

**Mispronounce**, *vt.* (મિસપ્રોના'ઉન્સ્‌)To pronounce erroneously. અશુદ્ધ-ખોટો ઉચ્ચાર ક૦.

**Mispronunciation**, *n.* (મિસપ્રોનનન્સીએ'શન્‌) An incorrect or improper pronunciation. ખોટો ઉચ્ચાર; અશુદ્ધ ઉચ્ચાર.

**Misquotation**, *n.* (મિસક્વોટે'શન્‌) An erroneous quotation; the act of quoting wrong. ખોટું ઉતારવું; ઉતારો, અવતરણ કરવામાં ભુલ કરવી

**Misquote**, *vt* (મિસક્વો'ટ) To quote erroneously or improperly. ઉતારો કરવામાં ભૂલ કરવી; ખોટું ઉતારવું.

**Misrelation**, *n.* (મિસરીલે'શન્‌) A wrong relation or narration. ખોટું કહેવું તે.

**Misreport**, *n.* (મિસરીપો'ર્ટ) An erroneous report. ખોટી ખબર; ખોટી અફવા. *vt.* To give an incorrect account of. ખોટી ખબર આપવી.

**Misrepresentation**, *n* (મિસરેપ્રીઝેન્ટે'શન્‌) A false or incorrect account given. જુઠી વાત; ખોટી રીતે બતાવવું તે.

**Misrule**, *n.* (મિસરૂ'લ્‌) Misgovernment; bad administration. અંધેર; ગેરવ્યવસ્થા. *vt.* To rule amiss; to govern badly or oppressively. ખોટી રીતે-અન્યાયથી રાજ્ય કરવું. અમલ ચલાવવો.

**Miss**, *n.* (મિસ્‌) A girl; an unmarried woman. છોકરી; કુંવારી છોકરી. 2 A title of courtesy for unmarried females. કુંવારી બૈરીઓનાં નામ પહેલાં માનાર્થે બોલવાનો શબ્દ; બાઇ, બ્હેન. *vt.* To lack; to need; to feel the want of. ની ખોટ-ઉણપ જણાવી. 2. To fail in getting, seeing &c. ચુકવું; ચુકી જવું. 3 To go without; to omit. પડતું મુકવું; બંધ રાખવું; કર્યા વગર રહેવું *vi.* To fail to hit; to miss aim. ચુકવું 2. To fail in attaining one's object. નિષ્ફળ નિવડવું. 3. To err; to wrong. ભુલ-ચુક કરવી.

**Missal**, *n.* (મિ'સલ્‌) રોમન કૅથલિક પંથની એક જાતની વિધિનું પુસ્તક.

**Mis-shapen**, *a.* (મિસશે'પન્‌) Ill-formed; deformed; ugly. વિરૂપ; કદરૂપ; બેડોળ, બદશીકલી.

**Missile**, *n.* (મિ'સિલ્‌) A weapon or projectile thrown or to be thrown. છુટું ફેંકી મારવાનું હથીયાર; અસ્ત્ર.

**Missing**, *a.* (મિ'સિંગ) Not to be found; lost; wanting. ખોવાઇ ગયેલું.

**Mission**, *n.* (મિ'શન્‌) A commission; an errand. દૂતપણાનું કામ;સંદેશો. 2. A diplomatic embassy. એલચી-પ્રતિનિધિકાર્ય, મંડળ. 3. An organisation for the propagation of Christian religion ખ્રિસ્તી ધર્મપ્રચારક ઉપદેશકોનું મંડળ.

**Missionary**, *n.* (મિ'શનરી) One sent to propogate religion or doctrines of a certain kind. મિશનરી; ધર્મપ્રચારક.*a.*Of or pertaining to missions. મિશન, પ્રચાર વિષે; જનુની.

**Missive**, *n.* (મિ'સિવ્‌) An epistle; a communication sent. મોકલેલો કાગળ.*a.* Such as is sent. મોકલેલું; ફેંકેલું.

**Misspell**, *vt.* (મિસસ્પે'લ્‌) To spell wrongly or incorrectly. ખોટી રીતે જોડણી કરવી.

**Misspend**, *vt.* (મિસસ્પે'ન્ડ) To waste to no purpose; to squander. ખોટે રસ્તે પૈસા ઉડાવવા; કમાર્ગે ખર્ચના-વાપરવા.

**Misstate**, *vt* (મિસસ્ટે'ટ્‌)To state wrongly. ખોટી રીતે કહેવું.

**Misstatement**, *n.* (મિસસ્ટે'ટમન્ટ)A false or incorrect statement. ખોટું, મિથ્યા ભાષણ; અસત્ય જુબાની, લખાણ.

**Mist**, *n* (મિસ્ટ) Fog; haze. ધુમર; ધુમસ. 2. Something which dims and obscures the vision ઝાંખ; અંધારી *vt.* To cover with mist; to dim; to cloud.ધુમસથી ઝાંખું કરવું;અંધી આણવી.

**Mistake**, *n.* (મિસ્ટે'ક્‌) An error. ભુલ. *vt.* To take in the wrong sense. ખોટું સમજવું; ખોટો અર્થ કરવો 2.To misunderstand or misapprehend; to take wrongly; to select wrongly. ભુલવું-ચુકવું. *vi.* To commit an error. ભુલ-ચુક કરવી.

**Mistaken**, *a.* (મિસ્ટે'કન્‌) Wrong; in the error; judging wrongly. ભુલ કીધી હોય ચુકયું હોય એવું;ભુલેલું. 2. Incorrect; erroneous; wrong. ખોટું: ભુલ ભરેલું.

**Mister**, (written in short as Mr.), *n.* (મિ'સ્ટર) A title of courtesy prefixed to the names of gentlemen મીસ્તર; શેઠ;સાહેબ.

**Misthink**, *vt.* (મિસ્‌થિ'ન્ક્‌) To entertain a wrong idea about. ખોટો ખ્યાલ, વિચાર, અટકળ કરવી.

**Mistime**, *vt.* ( મિસટા'ઇમ્ ) Not to adapt to the time; to time wrongly. અકાળે, કવખતે યોજના કરવી; ખોટે વખતે મેલવું.

**Mistranslate**, *vt.* (મિસ્ટ્રૅન્સ્લે,'ટ્) To give a wrong translation or interpretation of ભૂલ ભરેલો તરજુમો કરવો; ખોટો અર્થ કરવો.

**Mistress**, *n.* (મિ'સ્ટ્રિસ્) The female head of a family; the lady of the house. ઘરધણીયાણી. 2. A kept concubine. રખાત; રાખેલી સ્ત્રી. 3. A title of courtesy to married woman. બાઈ સાહેબ; શેઠાણી. 4. A femalet eacher; lady teacher. અધ્યાપિકા; સ્ત્રીશિક્ષક.

**Mistrust**, *vt* (મિસ્ટ્ર'સ્ટ્) To suspect; to distrust. અણવિશ્વાસ રાખવો. *n.* Want of confidence; doubt. અવિશ્વાસ; શંકા.

**Misty**, *a.* (મિ'સ્ટી) Foggy; hazy. ઝાકળવાળું; ઝરમર વરસતું.

**Misunderstand**, *vt.* (મિસઅંડરસ્ટૅ'ન્ડ્) To misapprehend; to get a wrong idea of. ખોટું આડું સમજવું; ખોટો, આડો અર્થ લેવો.

**Misunderstanding**, *n.* (મિસઅંડરસ્ટૅ'ન્ડિન્ગ્) Misapprehension; mistake in meaning. ગેરસમજુતી; ખોટું-આડું સમજવું તે.

**Misusage**, *n.* (મિસ્યૂ'ઝિજ્) Bad or ill-treatment; abuse. ખરાબ ચાલ-વર્તણુંક; કુપ્રયોગ; અસત્ પ્રયોગ.

**Misuse**, *vt* ( મિસ્યૂ'ઝ્) To abuse; to maltreat. ખરાબ રીતે વગોવવું. 2. To misapply; to use to a bad purpose. ખોટે રસ્તે, અર્થે વાપરવું.

**Mite**, *n.* (માઇટ) A very small insect or creature. જીવડું; ઝીણું જીવડું. 2. A small coin. હલકી કિંમતનો એક સિક્કો.

**Mitigable**, *a.* (મિ'ટિગબલ્) That can be mitigated or alleviated. શાંત-નરમ-ઓછું દુઃખદાયક કરાય એવું.

**Mitigate**, *vt.* ( મિ'ટિગે,ટ્ ) To alleviate; to soften. ઓછું-કમી કરવું; ઓછું દુઃખદાયક કરવું; દુઃખ ઘટાડવું.

**Mitigation**, *n.* ( મિટિગે,'શન્ ) Relief; alleviation; abatement of anything painful, harsh &c. શાંતિ; ઉપશમન; ઉતાર; સુત્રાણ

**Mitre**, *n.* (મા'ઇટર્) A tall cap put on by the Bishops. ધર્મગુરૂની ટોપી. ટોપો.

**Mitten**, *n.* (મિ'ટન્ )આંગળાં વગરનું હાથનું મોજું.

**Mittimus**, *n* (મિ'ટિમસ્) A warrant of commitment to prison. કેદમાં મોકલવાનું હુકમનામું.

**Mix**, *vt* ( મિક્સ્) To associate; to keep company with. સોબત કરવી. 2. To mingle; to blend. મેળવવું; ભેળવવું; સેળભેળ કરવી; મિશ્રણ કરવું *vt.* To becomed mingled or united in a compound. મિશ્ર થઇ જવું; એકઠું થઈ જવું.

**Mixed**, *a.* (મિ'ક્સ્ડ્) Combined. સાથે ભળેલું; મિશ્રિત.

**Mixture**, *n* (મિ'ક્સ્ચર )Compound; the act of mixing. મેળવણી; મિશ્રણ; ભેગ. 2. A medicine composed of many drugs. ઓસડ; દવા.

**Mizzle**, *vt.* (મિ'ઝલ્) ઝીણું ઝીણું વરસવું; ઝરમર ઝરમર પડવું.

**Mnemonics**, *n.* (નિમૉ'નિક્સ્) The ... nce of memory-training. સ્મરણશાસ્ત્રવિદ્યા.

**Moan**, *vt.* ( મો,ન્ ) To bewail audibly. પશ્ચાત્તાપ,વિલાપ કરવો. *vi.* To utter sounds of grief or pain; to groan ધીમે સ્વરે રૂદન ઉંડું, ઓય્, ઓય્ કરવું.

**Moan**, *n.* (મો,ન્) A low dull sound of pain or grief. વિલાપ; ઉંકારો.

**Moat**, *n.* (મો,ટ્) A deep trench or ditch full of water around a castle acting as a defence thereof. ખાઈ; ખાઈ. *vt.* To dig such a pit. ખાઈ-ખાઇ ખોદવી.

**Mob**, *n.* (મૉબ્ ) A crowd; a rabble; a throng. હુલ્લડ કરનાર લોકોની ટોળી. 2. The plebians, the lower class of the society. સામાન્ય માણસોનો વર્ગ-ટોળી. *vt.* To crowd; to collect in large numbers with a mischievous intention. હુલ્લડ ક૦. **Mobile**, *a* જલદી ખસેડી શકાય તેવું.

**Mobility**, *n.* ( મોબિ'લિટી ) Readiness to move or change. ચપળતા; એક જગ્યાથી બીજી જગ્યા પર જવાની તૈયારી-શક્તિ. 2. The mass. સામાન્ય હલકા માણસોનો વર્ગ.

**Moccasin**, *n.* (મૉ'કસિન્) A shoe made of deerskin. હરણ, મૃગના ચામડાનો બનાવેલો જોડો, બૂટ.

**Mock**, *vt.* (મૉક્) Imitation. નકલ;ચાળા 2. An act of ridicule. મજા; મજાક; મશ્કરી. *vt.* To deride; to imitate. ચાળા પાડવા; મશ્કરી કરવી.

**Mockery**, *n.* (મૉ'કરી) Derisive imitation. ચાળા; મશ્કરી. 2. Butt or object of ridicule. હાસ્યસ્થાન, વિષય; મિથ્યા પ્રપંચ.

**Modal**, *a.* ( મો'ડલ્ ) Pertaining to mode, manner or form. વિધિ-પ્રકાર-વિષયક, સંબંધી.

**Mode**, *n.* ( મો,ડ્ ) Manners and cutoms. રીતભાત; રીતરિવાજ. 2. Method; manner. રીત; રીતિ; માર્ગ. 3. Condition. હાલત; દશા; અવસ્થા. 4. Fashion or form. રૂપ; આકાર, પ્રકાર.

**Model**, *n.* (મૉ'ડલ્) A standard. પ્રમાણ;માપ; આદર્શ. 2 Any copy. નમુનો;નકલ;પ્રત. 3. A sample or specimen. નમુનો; ફરમો. 4. A mould. ઓઠું; બીબું. 5. A pattern. નમુનો; દાખલો. *vt.* To mould; to shape; to plan or form after

some model. ના સરખું ઘડવું, બનાવવું. *vi.* To make a model. નમુનો, નકલ બનાવવી.

**Moderate,** *n.* (મૉ'ડરેટ) A liberal-party man. ઇંગ્લંડમાંના મધ્યમ,વિનીત,મવાલ પક્ષમાંનો એક. *a.* Medium; mediocre. મધ્યમ;સાધારણ. 2. Temperate. મધ્યમ,નિયમિત રીતે ચાલનાર. *vt.* To lessen; to allay; to temper; to reduce in intensity (as rage &c.) કાબુમાં રાખવો; કમી, ઓછો કરવો. *vi.* To become less violent, rigorous, intense &c. નરમ, શાંત પડવું; ઓછું થવું.

**Moderation,** *n.* (મૉડરે,'શન્) The act of moderating; tempering; due restraint; or temperance. વિવેક; મર્યાદશીલતા; નરમાશ; કરકસર; મિતતા. 2. Coolness of judgment; calmness of mind. મનની શાંતતા; ગાંભીર્ય; શાંતતા.

**Moderator,** *n.* (મૉ'ડરે,ટર) A chairman or president. સભાધ્યક્ષ. 2. That which or one who moderates. નિયમિત, માફકસર રાખનાર.

**Modern,** *a.* (મૉ'ડર્ન) Belonging to the present time અર્વાચીન. 2. Of recent origin; late; recent હમણાંનું.

**Modernize,** *vt.* (મૉ'ડર્નાઇઝ) To bring up-to-date; to render modern. હાલના રીત રીવાજ, આચારવિચારને અનુસરવું,અર્વાચીન, જમાનાનુસાર કરવું

**Modest,** *a* (મૉ'ડિસ્ટ) Shy; bashful; unpretending; diffident. શરમાળ; મર્યાદશીલ; નમ્ર; વિનયશીલ; સાદું. 2. Not excessive; moderate. મધ્યમ; સાધારણ.

**Modesty,** *n.* (મૉ'ડિસ્ટી) Bashfulness; shyness; simplicity. વિનયશીલતા; નમ્રતા; મર્યાદશીલતા; સાદાઇ. 2. Moderation; freedom from excess. મધ્યમતા; સાધારણપણું.

**Modification,** *n.* (મૉડિફિકે,'શન્) Change, variation or alteration in form, appearance or character; the act of modifying. રૂપાંતર ભેદ; ફેર; વિકૃતિ; સ્વરૂપાંતર.

**Modicum,** *n.* (મૉ'ડિકમ્) Small quantity. ન્હાનું પ્રમાણ; અંશ, ભાગ.

**Modify,** *vt.* (મૉ'ડિફાય) To qualify; to change; to give a new form to. રૂપ ફેરવવું; બદલવું. રૂપાંતર કરવું. 2. To reduce in extent. ઓછું કરવું.

**Modish,** *a.* (મો,'ડિશ્) Fashionable. ફેશ્રી; ડોળી; તરેહવાર; ફેશનવાળું.

**Modishly,** *adv.* (મો,'ડિશ્લી) Fashionably. ઇશ્કી રીતે; ડામ ડોળથી; ફેશનથી.

**Modulate.** *vt.* (મૉ'ડ્યુલે,ટ્) To adjust; to proportion. પ્રમાણસર કરવું; બરાબર ક૦. બેસતું ગોઠવવું. 2. To inflect [illegible] voice. અવાજ ઉંચો નીચો કરવો. 3. To change the musical key of a piece of music; to transform from one key to another. સુર મેળવવો, ચઢાવવો, બદલવો.

**Modulation,** *n.* (મૉડ્યુલે,'શન્) Adjustment; inflection or change of voice or the key of music. સુરનું ચઢાવવું ઉતારવું અથવા એક સુરમાંથી બીજા સુરમાં ગાયન ગાવું, વગાડવું તે.

**Module,** *n.* (મૉ'ડ્યુલ્) A measure; a model. નમુનો, આકાર, ઘાટ.

**Mogul,** *n.* (મોગ'લ્) Inhabitants of Persia. ઇરાનના લોકો; બાબરના વંશજો.

**Mohammedan,** *n.*(મોહૅ'મીડન્) A follower of Islam. ઇસ્લામી. મુસલમાની ધર્મ પાળનાર; મુસલમાન. Pertaining to the Islamic people. એ લોકો વીષે, બાબત.-also, **Mahometan, Muhammadan.**

**Mohammedanism,** *a.* (મોહૅ'મિડનિઝમ્) ઇસ્લામી, મહમ્મદી ધર્મ.

**Moiety,** *n.* (મૉ'ઇટી) One half. અર્ધો *n.* A portion; a share. હીસ્સો; ભાગ.

**Moil.** *n.*(મૉઇલ્) Stain; tarnishing; defilement. દૂષણ; કલંક.

**Moist,** *a.* (મૉઇસ્ટ્) Humid; damp; wet. ભીનું; હવાએલું *vt.* To moisten; to dampen; to soften by making moist. પલાળીને નરમ, ભેજવાળું કરવું.

**Moisten,** *vt.* (મૉ'ઇસન્) To dampen; to soften by wetting or dampering. પલાળવું; ભીનું, ભેજાળું કરવું; પલાળીને નરમ કરવું.

**Molasses,** *n.* (મોલૅ'સીઝ્) Treacle; raw sugar. ગોળ.

**Mole,** *n.* (મોલ્) A dark spot or mark on the human body. તિળ; તલ; ડાઘો; લાખું. 2. A stain; a spot. ડાઘો. 3. A mound or breakwater formed to protect a harbour. ડક્કો; બંધ. 3. A small animal which burrows underground. છછુંદર. *vt.* To dig and throw up earth in mounds like the mole. ખોદી ઢગલા કરવા.

**Molecular** *a.* (મૉલે'ક્યુલર) Pertaining or belonging to molecules; consisting of molecules. અણુમય; પરમાણુનું.

**Molecule,** *n.* (મૉ'લિક્યુલ્) An extremely small particle of matter; an atom. પરમાણુ; રજકણ; અણુ. [L. *moles*, a mass.]

**Molehill,** *n.* (મો,'લહિલ) A hillock of earth formed by the moles. છછુંદરે કીધેલો માટીનો ઢગલો. **To make a mountain of a molehill,** રજનું ગજ ક૦; તરણાનો મેરુ ક૦.

**Molest**, *vt* (મૉલે'સ્ટ્) To trouble; to annoy; to disturb. પજવવું; હેરાન કરવું; તસ્દી આપવી; ત્રાસ આપવો.

**Molestation**, *n*. (મૉલેસ્ટે'શન્) Trouble; annoyance; disturbance. તસ્દી; ઉપદ્રવ; ઈજા; નડતર; દુ:ખ; પીડા.

**Mollient**, *a*. (મો'લિઅન્ટ્) Alleviating; assuaging. શાંત કરતું.

**Mollifiable**, *a*. (મૉ'લિફાયબલ્) Assuageable; alleviable. શાંત થવા લાયક; નરમ થાય એવું.

**Mollify**, *vt*. (મૉ'લીફાય્) To alleviate; to assuage; to pacify; to soften. સમાવવું; શાંત કરવું; નરમ કરવું.

**Mollusk**, *n*. (મૉ'લસ્ક્) An animal whose body is soft. નરમ માંસવાળા પ્રાણીઓમાંનું એક પ્રાણી.

**Molluscous**, *a* (મૉલ'સ્કસ્) નરમ માંસવાળા પ્રાણીનું.

**Molten**, *a*. (મો'લ્ટન્) Melted. ગાળેલું. 2. Prepared by melting. ગાળીને, ઓગાળી તૈયાર કરેલું-બનાવેલું.

**Moment**, *n*. (મો,'મન્ટ્) A very small period of time. ક્ષણ; પલક; લેહલો. **Auspicious moment**, શુભ મુહૂર્ત. 2. Impulsive power; momentum. જોર; શક્તિ,બળ. 3.Consequence; importance; weight; gravity. અગત્ય; મહત્વ; પ્રાધાન્ય.

**Momentarily**, *adv*. (મો,'મન્ટરિલી) For a moment; every moment. ઘડીઘડીએ; ક્ષણેક્ષણે; પલક; થોડી વાર; તત્ક્ષણ.

**Momentary**, *a*. (મો,'મન્ટરી) Done in or continuing only for a moment; fleeting; temporary. ક્ષણભંગુર; ક્ષણિક; થોડીવાર ટકે એવું; ક્ષણસ્થાયી; તત્ક્ષણ. [L. *moveo*.]

**Momentous**, *a*. (મોમે'ન્ટસ્) Of great consequence; weighty; important. જરૂરનું; અગત્યનું.

**Momentum**,*n*. (મોમે'ન્ટમ્) Impetus; force possessed by a body in motion. ચાલવાનું જોર; ગતિવેગ. 2. સારભૂત અંશ.

**Monachism**, *n*. (મૉ'નકિઝમ્) Monkery; monkish life or system. વાનપ્રસ્થાશ્રમ; વનવાસ; સંન્યાસ; સંસારત્યાગ; મઠજીવન, રીતિ.

**Monad**, *n*. (મૉનડ્) A unit. પરમાણું; માપ.

**Monarch**, *n*. (મૉ'નર્ક) A king; a sovereign. રાજા; શહેનશાહ.

**Monarchical**, *a*. (મૉ'નર્કિકલ્) Relating to monarchy. રાજાનું; રાજસત્તાવાળું, સંબંધી.

**Monarchist**, *n*. (મૉ'નર્કિસ્ટ) An advocate of monarchy. રાજાની જરૂર છે એમ માનનાર; રાજસત્તાવાદી.

**Monarchy**,*n*.(મૉ'નર્કી)Kingship;sovereignity. સ્વતંત્ર રાજાની સત્તા; રાજપદ; રાજશાસનપદ્ધતિ.

**Monastery**, *n*. (મૉ'નૅસ્ટરી) A nunnery; a convent. આશ્રમ; મઠ.

**Monastical**, *a*. (મૉનૅ'સ્ટિકલ્) Belonging or pertaining to a monastery. મઠ-આશ્રમ સંબંધી.

**Monasticism**, *n*. (મૉનૅ'સ્ટિસિઝમ્) The life of a monk. મઠવાસ; સંસારત્યાગ; સન્યાસ; વાનપ્રસ્થાશ્રમ.

**Monday**, *n* (મ'ન્ડિ) The day after Sunday. સોમવાર; ચંદ્રવાર.

**Monetary**, *a*. (મ'નીટરી) Pecuniary; relating to money પૈસા સંબંધી; નાણાંવિષયક.

**Money**, *n*. (મ'ની) A coin; a current piece of metal stamped and turned out by the mint. નાણું; પૈસા. 2. Wealth; riches. ધન; સંપત્તિ. **Hard money-ready money** =Cash. રોકડ નાણું. **Money makes the mare go**=દામ કરે કામ ઓર બીબી કરે સલામ.

**Money-box**, *n*. (મ'નીબૉક્સ્) A box in which money is saved or kept. પૈસા રાખવાની પેટી.

**Moneychanger**, *n*. (મ'નીચેન્જર્) An exchanger of money, bills, &c.નાણાવટી;સરાફ.

**Moneyed**, *a*. (મ'નીડ્) Possessing wealth; rich; well-to-do. સધન; પૈસાદાર; પૈસેટકે સુખી.

**Moneylender**, *n*. (મ'નીલેન્ડર્) An usurer; a man who lends money on credit at interest. વ્યાજવટ્ટાંનો ધંધો કરનાર; નાણું ધીરનાર.

**Money-market**, *n*. (મ'નીમાર્કિટ) Operations of dealers in stocks and bills. બજાર ભાવ; શેરનો ભાવ.

**Money-matter**,*n*. (મ'નીમૅટર્)પૈસાની બાબત; સાહુકાર અને આસામી વચ્ચેનો લેવડદેવડનો સંબંધ.

**Money-order**, *n*. (મ'નીઑર્ડર્) Sending of money. પૈસા મોકલવા તે; ને પૈસા મોકલવા.

**Money-spinner**, *n*. (મ'નીસ્પિનર્) A kind of small spider. કરોળીઆની એક જાત.

**Moneyless**, *a*. (મ'નીલિસ્) Destitute; poor; penniless. નિર્ધન; અકિંચન.

**Monger**, *n*. (મ'ન્ગર્) A trader; a merchant; a dealer. વેચનાર; વેપારી. *vt*. To trade or deal in. વેપાર કરવો.

**Monition**, *n*. (મૉનિ'શન્) A caution; a warning; indication; intimation. સૂચના; બોધ; તાકીદ; ઉપદેશ; આગાહી; પ્રબોધ.

**Monitive**, *a*. (મૉ'નિટિવ્) Intimatory; admonitory. ઉપદેશક; સૂચક; પ્રતિબોધક.

**Monism,** (મૉ'નિસમ્) અદ્વૈતવાદ. **Monist.** અદ્વૈતવાદી. °**tic.** તે વાદને લગતું.

**Monitor,** *n.* (મૉ'નિટર્) A senior pupil in a school appointed to instruct and look after the junior one. વર્ગરક્ષક; વડો નિશાળીઓ; મૉનીટર. Fem. **Monitress,** બાળાઓમાં વડી છોકરી; ઉપદેશક સ્ત્રી.

**Monitorial,** *a.* (મૉનિટો'રિઅલ્) Pertaining or belonging to the monitor. વર્ગરક્ષક સંબંધી; વર્ગરક્ષકનું.

**Monitory,** *a.* (મૉ'નિટરી) Monitive; admonitory. ઉપદેશક; સૂચક.

**Monk,** *n.* (મન્ક્) One of a community of males inhabiting a monastery and bound by vows to celibacy and religious exercises. મઠનિવાસી; આશ્રમવાસી; સાધુ. *a.* **Monkish.** મઠવાસીનું.

**Monkery,** *n.* (મ'ન્કરી) The collective body or life of monks. સંન્યાસીઓ, સંસારત્યાગીઓની ટોળી; સંસારત્યાગ; મઠવાસ.

**Monkey,** *n.* (મ'ન્કી) A long-tailed quadrumanous animal. માંકડું; વાનર; મર્કટ; વાંદરૂં; કપિ. **Monkey-bread** = એક જાતનું ફળ.

**Monody,** *n* (મૉ'નડી) An ode or poem of lamentation. દુઃખદર્શક,શોકયુક્ત કવિતા;વિલાપકાવ્ય.

**Monogamy,** *n.* (મૉનૉ'ગમી) Marrying only one person at a time. એક પત્નીવ્રત; એકજ સ્ત્રી કે પુરૂષ સાથે પરણવું એવો ચાલ. [L. *monos,* one & *gamos,* marriage].

**Monogamist** *n.* (મૉનૉ'ગમિસ્ટ્) એકજ વખત પરણનાર; પતિવ્રત, પત્નીવ્રત રાખનાર.

**Monogram,** *n.* (મૉ'નોગ્રૅમ્) A character or cipher composed of one, two or more initial letters usually the initials of a name. એક અથવા વધારે અક્ષરનું ટુંકું નામ; એકાક્ષરી; આદ્યાક્ષરી મુદ્રા.

**Monograph,** *n.* (મૉ'નોગ્રૅફ્) An elaborate description of a single thing. એકજ વસ્તુ ઉપર લખાયેલો નિબંધ; વૃત્તાંત.

**Monolith,** *n.* ( મૉ'નોલિથ્ ) A pillar or column consisting of a single stone. એકજ પથ્થરનો બનાવેલો થાંભલો-સ્તંભ.

**Monologue,** *n.* ( મૉ'નોલૉગ્ ) A speech uttered by one person alone; a soliloquy. આત્મગત ભાષણ; એકપાત્રપાઠ.

**Monomania,** *n.* (મૉનોમે'નીઆ) Insanity in regard to a single subject or a class of subjects; a craze. એકવિષયોન્માદ; એકજ બાબતમાં દિવાનાપણું. [L. *monos,* one and *mania,* madness].

**Monomanaic,** *n.* (મૉનોમે'નિઍક્) A person affected by monomania. એકજ બાબતમાં ગાંડો માણસ. *a.* Affected with monomania. એકજ બાબતમાં ગાંડું, ઘેલું.

**Monopolist,** *n.* ( મનૉ'પોલિસ્ટ્ ) One who enjoys a monopoly. ઇજારદાર; એકજ જાતનો બધો માલ પોતાની પાસે રાખનાર.

**Monopolize,** *vt.* (મનૉ'પલાઇઝ્) To obtain a monopoly of. અમુક વસ્તુ વેંચવાનો ઇજારો રાખવો. 2. To asume exclusive possession of. અમુક એક જાતની વસ્તુઓનો પૂર્ણ કબજો લેવો. 3. To engross (as a conversation). (પોતાના ભાષણમાં) ગરક, લીન, તલ્લીન કરવું.

**Monopoly,** *n.* (મૉનૉ'પલી) An exclusive trading privilege; the sole right of manufacturing or selling anything or having the fullest possible command over the sale of it. ઇજારો. 2. That which is to monopolised. એવી જાતનો ઇજારો રખાયલી ચીજ, વસ્તુ. (L. *monos.* one and *polio,* I sell].

**Monosyllabic,** *a* (મૉનોસીલૅ'બિક્) Having only one syllable. એકાક્ષરી;એક અક્ષરનું;એકપદી.

**Monosyllable,** *n.* (મૉનોસી'લબલ્) A word of one syllable only. એકાક્ષરી શબ્દ.

**Monotheism,** *n* ( મૉ'નોથીઇસમ્ ) The belief or doctrine of the existence of one God only. એકેશ્વરવાદ.

**Monotheist,** *n.* ( મૉ'નોથિઈસ્ટ્ ) Believer in a single God only. એકઈશ્વરમતવાળો; એક દેવ છે એમ માનનાર. [Gr. *monos,* one and *theos,* God].

**Monotonous,** *a.* (મનૉ'ટનસ્ ) Continued in dull uniformity. એક સરખા સુરનું. 2. Unvaried, wanting variety. એક સરખું; એકરૂપ; નહિં બદલાય એવું.

**Monotony,** *n.* (મનૉ'ટની) A dull or irksome sameness or uniformity in sound or scene &c.; complete want of variety. કંટાળાભરેલું; એકસ્તરખાપણું, એકરૂપ.

**Monsieur,** *n.* (મેરિયું' મસ્યૅર્) A French title of civility. શેઠ; સાહેબ; ધણી; મેહરબાન; મિસ્તર.

**Monsoon,** *n.* (મનસૂ'ન્ ) A tradewind of the Indian and Arabian seas bringing moisture with it; the rainy season. ચોમાસું; વર્ષાઋતુ.

**Monster,** *n.* (મૉ'ન્સ્ટર્) An animal or plant of abnormal dimension. રાક્ષસી આકારનું પ્રાણી અથવા ઝાડ. 2. A horribly or unnaturally wicked person. રાક્ષસ; દૈત્ય; અતિક્રૂર માણસ.

**Monstrous**, *a.* (મૉ'ન્સ્ટ્રસ) Having the qualities of a monster. રાક્ષસી ગુણવાળું; અપૂર્વ. 2. Wonderfully extraordinary. વિકાળ; દારૂણ. 3. Marvellous; strange. અદ્ભુત; અજાયબી ભરેલું; ભયંકર. [L. *moneo*, I warn.]

**Monstrosity**, *n.* (મૉન્સ્ટ્રૉ'સિટી) Mis-shapenness. રાક્ષસીપણું, વિકાળપણું.

**Month**, *n.* (મન્થ) One twelfth part of a year; a space of time varying from 28 to 31 days. એક માસ; મહિનો. **Lunar month** = ચાંદ્રમાસ; લગભગ ર૯½ દિવસ. **Solar month** = સૌર માસ.

**Monthly**, *n.* (મ'ન્થ્લી) A publication which appears regularly once a month. માસિક; મહિને મહિને નિકળતું ચોપાનીઉં. *a.* Performed, done or happening once every month. માસિક; પ્રતિમાસિક; મહિનાનું. *adv.* Once a month; in every month. દરમાસે; માસિક.

**Monument**, *n.* (મૉ'ન્યુમન્ટ) An edifice built to preserve the memory of some person or event. સ્મરણસ્તંભ; કીર્તિસ્તંભ. 2. A memorial. યાદગીરી. [L. *moneo*, I warn].

**Monumental** *a.* (મૉન્યુમે'ન્ટલ્) Commemorating. યાદગીરી દાખલ; સ્મરણાર્થક. 2. Of or pertaining to a monument. સ્મારક; સ્મરણ કરાવનારૂં; સ્મરણસ્તંભ સંબંધી.

**Mood**, *n.* (મૂડ) A certain form of verbs expressive of contingency, possibility and the like. અર્થ; વાચ્ય વિધિ. 2. Humour; disposition; temper of the mind. મિજાજ; પ્રકૃતિ; મનની સ્થિતિ.

**Moodiness**, *n.* (મૂ'ડિનિસ્) Sullenness; ill humour. ખેદ; ગુસ્સો; મનની અસ્વસ્થ સ્થિતિ.

**Moollah**, *n.* (મુ'લ્લાહ્) મુલ્લાં સાહેબ; મીયાંભાઇ.

**Moody**, *a.* (મૂ'ડી) Ill-humoured. ચીડાક-ચીડખોર.

**Moon**, *n.* (મૂન્) The celestial orb that revolves round different planets. ચંદ્ર; ચંદ્રમા. **Full moon** = પૂર્ણિમા; પુનેમનો ચાંદો. **Disc of the moon** = ચંદ્રની કોર-નું બિંબ. **Moonlight** = ચાંદની. **Moon blindness** = રતાંધળાપણું. [L. *mensis*, month]. **M. calf** = મૂર્ખ; અક્કલ વગરનો, રહિત. **M. shine** = ચાંદની. **It is all M. shine** = ઢમઢોલ માંહે પોલ. **M. plant** = સોમવલ્લી. **M. stone** = ચંદ્રકાન્ત; ચંદ્રમણિ. **M. struck** = ગાંડું; ઘેલું; અક્કલ બહેર મારી ગઇ હોય એવું; ચસકેલ.

**Moor**, *n.* (મૂર્) A heath. ભીનાશ અને ઘાસવાળી જમીન. 2. A negro. હબસી. *vi.* To cast anchor. નાંગરવું; લાંગર નાંખવું.

**Moorage**, *n.* (મૂ'રેજ્) Anchorage; anchor-ground. વહાણ નાંગરવાની જગ્યા.

**Moorish, Moory**, *a.* (મૂ'રિશ્-મૂરી) Of or pertaining to the moor. હબસી લોકો વિષે. 2. Having the character of a moor. ઘાસવાળી જગ્યાને લગતું, ના જેવું.

**Moorland**, *n.* (મૂ'રલૅન્ડ્) A waste or barren district, a moor. ભીનાશ-ગારાવાળી પડતર જમીન.

**Moot**, *n.* (મૂટ્) A discussion; a debate. વાદવિવાદ; તકરાર. 2. A meeting for discussion and deliberation. વાદસભા; ન્યાયકચેરી. *a.* Debatable; discussable. તકરારી; વાદગ્રસ્ત. *vt.* To argue for and against; to debate; to discuss. ની ઉપર વાદવિવાદ; ચર્ચા કરવી.

**Mootcase**, *n.* (મૂ'ટકે,સ્) A debatable or disputable point. તકરારી મુકરદમો; વિવાદગ્રસ્ત વિષય. Also, **M. point**.

**Mope**, *n.* (મો,પ્) A dullard; a lowspirited person. ઉદાસ, ખોચો માણસ *vt.* & *vi.* To be spiritless and gloomy. ઉદાસ ખિન્ન હોવું; મનમાં ને મનમાં મુંઝાવવું.

**Mopish**, *a.* (મો,'પિશ્) Sad; dull; spiritless. ખિન્ન; ઉદાસ; શોકાતુર.

**Mopet**, *n.* (મો,'પેટ્) A rag baby. ઢીંગલી.

**Mope-eyed**, *a.* (મો,'પ્-આઇડ્) Short sighted; blind. ઉંધી પુતળીનો; કાણી આંખવાળો.

**Moral**, *n.* (મૉ'રલ્) The practical lesson inculcated by any story or experience. તાત્પર્ય; સાર; શિખામણ; ભાવાર્થ. *pl.* General conduct & behaviour; principles and mode of life. ચાલચલગત; વર્તણુક; નીતિરીતિ. *a.* Right in conduct; virtuous. નેક; ધાર્મિક; સદાચારી. 2. Ethical; relating to right and wrong. ખરાખોટા કર્મ વિષે; નીતિશાસ્ત્ર સંબંધી-પ્રમાણે. **Moral courage**, મનોબળ. **M. philosophy**; નીતિશાસ્ત્ર. *vi.* To moralize. સાર કાઢવો-તાત્પર્ય કાઢવું નીતિશાસ્ત્ર ચર્ચવું. [L. *moralis*, manner.]

**Moralist**, *n.* (મૉ'રલિસ્ટ) One who teaches morals. નીતિશિક્ષક; સદાચારી; નીતિનો ઉપદેશ કરનાર.

**Morality**, *n.* (મૉરૅ'લિટી) The quality of an action in regard to right and wrong. નીતિ; ગુણ; નીતિરૂપી ગુણ. 2. Ethics. નીતિશાસ્ત્ર. 3. Moral character or quality. આચારવિચાર. 4. Virtue. સદાચાર; સદ્ગુણ.

**Moralize**, *vt.* (મૉ'રલાઇઝ્) To give a moral quality to. નીતિથી વિચારવું, ચર્ચવું. 2. To apply to a moral purpose. નીતિના ક્રમે

લગાડવું. *vi.* To draw a moral or a lesson from some story or experience. કોઇપણ વાત અથવા ઘટનાનો સાર-તાત્પર્ય કાઢવું.

**Morally,** *adv.* (મૉ'રલી) According to the accepted code of virtue. નીતિશાસ્ત્ર પ્રમાણે; નીતિની રીતે.

**Morass,** *n.* (મોરૅ'સ) A swamp; a fen; a marsh. પોચી અને ભીની પડતર જમીન.

**Morbid,** *a.* (મૉ'ર્બિડ્) Unhealthy; sickly; diseased. વિકારી; રોગી. [L. *morbus.* a disease.]

**Morbidness,** *n.* (મૉ'ર્બિડનિસ્) Morbidity; diseased or sickly state (of mind specially). અસ્વસ્થતા;વિકારી-રોગીપણું;આયકાંકલા, ટાયલાપણું.

**Morbose,** *a.* (મૉ'ર્બો,સ)Unhealthy;morbid; diseased; sickly; sullen; gloomy. વિકારી; ખેદી; ઉદાસ; રોગયુક્ત.

**Mordacity,** *n.* (મૉર્ડૅ'સિટી) The quality of being biting; pungency. આકરાશ; સખ્તાઇ; કરડાપણું.

**More,** *a.* (મૉ,ર) A larger amount, quantity or number of. વધારે. **More and more.** અધિકાધિક. **To be no more.** To be dead. મરી જવું; નાશ પામવું.

**Moreover,** *adv.* (મૉરઓ,'વર્) Besides this; further. વળી; વધારામાં.

**Morganatic-marriage,** *n.* (મૉર્ગૅનૅ'ટિક્-મૅ'રિજ્) કોઈ પણ રાજા કે રાણીનું પોતાનાથી હલકી જાત સાથે કરેલું લગ્ન; પ્રતિલોમ લગ્ન. [L. *morganatica,* a gift from a wife.]

**Morgue,** *n.* (મૉર્ગ્) A place where dead bodies of persons are exposed to public view for identification (in France). હાથે લાગેલા મડદાં ખુલ્લાં રાખવાની જગ્યા.

**Moribund,** *a.* (મૉ'રિબન્ડ્) In a dying state; at the last extremity. મરણ પથારીએ; મરવા પડેલું. [L. *minor,* I die.]

**Morn, Morning,** *n.* (મૉર્ન્-મૉ'ર્નિંગ્) The first or early part of the day from dawn till forenoon. સવાર-સકાળ; પ્રાતઃકાળ; પ્રભાત. *a.* Pertaining to the morning; taken in the morning (as meals). સવારનું; સવારના પોરમાં લેવામાં આવતું (ખાણું). **Morning ceremonies or ablutions,** શૌચ-મુખમાર્જનાદિ વિધિ. **M. prayer,** પ્રભાત પ્રાર્થના. [A. S. *morgen,* morning.]

**Morning-star,** *n.* (મૉ'ર્નિંગ્ સ્ટાર્) The planet Venus when it rises before the sun. સવારનો તારો; શુક્રનો તારો.

**Morocco,** *n.* (મરૉ'કો) બકરાનું સાફ કરેલું ચામડું.

**Morose,** *a.* (મૅરો,'સ્) Gloomy; sullen. ઉદાસીન; ચીડાએલ.

**Morpheus,** *n.* (મૉ'ર્ફસ્) God of dreams. સ્વપ્નદેવ **In the arms of M**=નિદ્રાધીન; ઉંઘેલું.

**Morphia,** *n.* (મૉ'ર્ફીઅ) The narcotic principle of opium. અફીણનો સત્વાંશ,અર્ક. [L *morpheus,* God of Dreams].

**Morrow,** *n.* (મૉ'રો) The next day. બીજો દિવસ. 2. Morning. પ્રાતઃકાળ; સવાર.

**Morsel,** *n.* (મૉ'ર્સલ્) A mouthful; a bite. કોળીઓ; ગ્રાસ; બટકું (રોટલો).

**Mortal,** *a.* (મૉ'ર્ટલ્) Vital. મર્મભેદી. 2. Destroying life. પ્રાણઘાતક નાશકારક. 3. Destined or subject to death. મરણાધીન. 4. Belonging to man who is mortal; human. મરણાધીન માણસ વિષે. *n.* A being subject to death.મરણાધીન માણસ-પ્રાણી;મર્ત્ય.

**Mortality,** *n.* (મૉર્ટૅ'લિટી) The state of being mortal. મરણાધીનતા 2. Humanity. માણસપ્રકૃતિ, જાત. 3. Death. મરણ; મોત. 4. Human life. માણસની જીંદગી

**Mortally,** *adv.* (મૉ'ર્ટલી) In a mortal manner. પ્રાણઘાતક રીતે.

**Mortar** *n.* (મૉ'ર્ટર્) A vessel in which substances are pounded with a pestle ખલ; ખાંડણી. **Pestle mortar**=ખલબત્તો;ખાંડણી-દસ્તો. 2. A building material composed of lime, sand &c. છો; રેતી વગેરે ભેળવીને બનાવેલો ગાળો; કેલ; કોલ; આરો.

**Mortgage,** *n.* (મૉ'ર્ગિજ્) An assignment or conveyance of land or property as a security for the payment of a debt. ગીરો મુકવું તે. 2. The state of being mortgaged. ગીરો. *vt.* To pledge; to make liable to the payment of any debt. ગીરો, ઘરેણે મુકવું.

**Mortgage-deed,** *n.* (મૉ'ર્ગિજ ડી'ડ્) A written agreement by which a thing is pledged. ગીરો ખત.

**Mortgagee,** *n.* (મૉરગજી') The person to whom an estate is mortgaged. ગીરો રાખનાર; ગીરો લેનાર માણસ.

**Mortgagor,** *n.* (મૉ'રગજૅર્) A pledger; the person who pledges. ગીરો આપનાર શખસ.

**Mortification,** *n.* (મૉર્ટિફિકે,'શન્) The subduing of passions and appetites by abstinence, penance &c. ઇન્દ્રિય દમન; નિગ્રહ; સંયમ. 2. Humiliation; vexation; chagrin. માનખંડન; રીસ.[L. *mors,* death and *facio,* I make].

**Mortify**, *vt.* ( મૉ'ટિ ફાય્ ) To subdue or bring into subjection by penance &c.ઇંદ્રિય દમન કરવું; મન મારવું;મનોજય કરવો. 2. To cause to become gangrenous. પાકવવું; પાકું, સાકું કo. 3. To humiliate or chagrin. માનભંગ કરવો; માનખંડન કરવું: ગર્વખંડન કરવું; રીસ ચડાવવી. *vt.* To become gangrenous પરૂવાળું થવું; પાકી આવવું; મરેલું પાકું થવું.

**Mortifying**, *a.* ( મૉ'ટિ ફાઇંગ્ ) Vexatious; humiliating. ઉતારી પાડતું; માનભંગ કરતું; માનભંજક; સંતાપક

**Mortise-ce**, *n.* ( મૉ'ર્ટિસ્ ) A hole cast in one piece of material to receive the corresponding projecting part of the other. સાલનો વેહ,ખાંચ *vt.* To make mortise in; to join by mortise. સાલ બેસાડવો; સાલ બેસાડવાનો વેહ પાડવો.

**Mortmain**, *n.* ( મૉ'ટ મન્ ) છે.ડવી, વેંચી ન શકાય એવી રીતે, તેવી રીતનો કબજો; માલીકી.

**Mortuary**, *n.* (મૉ'ટ્યુંઅરી) A dead house. મુડદાં રાખવાની જગ્યા. *a.* Pertaining to a deadhouse. મુડદા રાખવાની જગ્યા વિષે.

**Mortuary-returns**, *n.* ( મૉ'ટ્યુંઅરી રીટર્ન્સ્ ) A catalogue of the dead persons; mortality-returns. મરણ નોંધ; મરણ પત્રક.

**Mosaic**, *n.* ( મઝે,'ઇક્ ) પથ્થર કે કાચની રંગ બેરંગી તકતી જડીને બનાવેલું ચિત્ર, નમુનો, શણગાર પદ્ધતિ; ચિત્ર વિચિત્ર કામ, પટ.

**Mosiem**, *n.* ( મૉ'સ્લિમ્ ) A mahommedan. મુસલમાન.

**Mosque**, *n.* (મૉસ્ક્)A mahommedan place of worship. મસજીદ.

**Mosquito**, *n.* (મસ્કી'ટો) Gnat. મચ્છર; ડાંસ. [L. *musca*, a fly].

**Moss**, *n.* ( મૉસ્ ) A bog. લીલ; શેવાળ 2. A place full of peat or moss.શેવાળવાળી જગ્યા. *vt.* To cover or overgrow with moss.શેવાળ, લીલ ચડાવવો.

**Mossy**, *a.* ( મૉ'સી ) Overgrown or covered with moss; abounding in moss. લીલ, શેવાળથી ઢંકાયેલું; લીલવાળું

**Most**, *n.* ( મો,સ્ટ ) The largest number. વધારેમાં વધારે સંખ્યા. *a.* Nearly the whole, all. વધુમાં વધુ; ઘણાખરા. *adv.* In the highest degree. ઘણામાં ઘણું.

**Mostly**, *adv.* (મો,'સ્ટ્લી) Chiefly. ઘણું કરીને.

**Mote**, *n.* ( મો,ટ્ ) A place of debate; a debating club or meeting. વાદવિવાદ કરનાર સભા. 2. A small particle; an atom. રજકણ; અણુ.

**Moth**, *n.* (મૉથ્) A kind of nocturnal insect. પતંગીઉં.

**Mother**, *n.* (મ'ધર્) A female parent. મા; બા; જનની. 2. An origin; a source; that which has produced anything. મૂળ; ઉત્પત્તિ સ્થાન. **Foster or half mother**=ઉપમાતા; સાવકી, દુધમાતા. 3. An old woman or a matron. બા; ડોસીમા.

**Mother-in-law**, *n.* ( મ'ધર-ઇન-લૉ ) The mother of one's husband or wife (as the case may be). સાસુ.

**Motherless**, *a.* (મ'ધરલિસ્ ) Having lost its mother. મા વગરનું.

**Motherly**,*a.*(મ'ધર્લી) Tender; affectionate; maternal. માના સરખું; માતા સમાન.

**Mother-o'-pearl**, *n.* (મ'ધર ઑવ્ પ'ર્લ્)The hard silvery brilliant internal layer of the shells from which pearls are extracted. છીપ.

**Mother-tongue**, *n.* (મ'ધરટન્ગ) માતૃભાષા.

**Mother-wit**,*n.*(મ'ધરવિટ્)સામાન્ય,સહજ સમજ.

**Motion**, *n.* ( મો,'શન્ ) Change in the relative position of the parts of anything. સ્થિતિમાં ફેરફાર; ગતિ. 2. A feeling or movement of mind. મનોવિકાર. 3. A proposal made. દરખાસ્ત. 4. Gait or carriage. ચાલવાની રીત. 5. A process or act of changing place. ગમન; હાલચાલ; ચલનવલન; વ્યાપાર. 6. The power of motion or moving. ચલનશક્તિ. 7. Course. ગતિ; ચાલ. 8. A stool. દસ્ત; ઝાડો. 9. The effect of impulse. વિચાર: બુદ્ધિ; ભાવ. *vt.* To propose. દરખાસ્ત કo. 2. To make a sign. ઈસારત કરવી. **Motionless**=At rest; without motion. નિશ્ચેતન;ગતિહીન;સ્થિર; સ્તબ્ધ. [L. *moveo*, I move].

**Motive**, *n.* (મો,'ટિવ્) Reason; cause; subject; theme. કારણ; વિષય; નિમિત્ત. 2. Intention; that which invites action. હેતુ; મતલબ; ઉદ્દેશ; ભાવના. *a.* Causing or giving motion to something. ચાલક; ચલનશક્તિ આપનાર.

**Motley**, *a.* (મૉ'ટ્લી)Of variegated colours. પંચરંગી. 2. Heterogenous; varied; diversified. જુદી જુદી જાતનું. *n.* A dress or any other thing of various colours. ચિત્રવિચિત્ર રંગનો પોષાક અથવા બીજી કોઇ વસ્તુ.

**Motor**, *n.* (મો,'ટર્) A moving power; a prime mover. ચલાવનાર; ચાલકશક્તિ આપનાર. 2. A machine that drives cars, dynamos &c. મોટર; એન્‌જીન. 3. A motor car; an automobile. મોટર ગાડી.

**Motto**, *n.* (મૉ'ટો) A short sentence, phrase or a single word adopted as the guiding idea or principle of one's actions.બોધવચન; જીવનનું ધ્યેય; વચનામૃત; મુદ્રાલેખ.

**Mould**, *n.* (મો,લ્ડ્) The matrix in which anything is cast. બીબું; ચોકું; સાંચો. 2. Soil, earth. માટી; મટોડી. 3. Shape; form; figure. ડોળ; ઘાટ; આકાર. *vt.* To knead. મસળવું. 2. To shape, form or fashion. ઘડવું. *vi.* To get mouldy. ઉબ, ફુંગ ચઢવી; ખરખર થવું.

**Moulder**, *vt.* (મો,'લ્ડર્) Decay; crumble away. ખરવું જવું; જરજર થઈ જવું

**Moult**, *v.* (મો,લ્ટ્) Shed feathers. પીછાં ખેરવવાં, ખરી પડવાં.

**Mound**, *n.* (માઉન્ડ્) A hillock. ટેકરી; ડુંગરી; ટીંબો. 2. A bulwark; a raised bank. પુસ્તો; બંધ. *vt.* To fortify or erect a mound. બંધ કરી લેવો.

**Mount**, *n* (માઉન્ટ્) A mountain; a hill. ડુંગર; ટેકરી. 2. Anything on which one can ride; a horse. સવારી; ઘોડો અથવા બીજું કોઈ પણ પ્રાણી (ઉંટ, ખચ્ચર વગેરે.) *vt.* To furnish with means of riding as a horse. ઘોડા વગેરે પુરા પાડવા. 2. To lift on high; to raise aloft. ઉંચું કરવું. 3. To bestride. ચઢવું; પલાણવું. 4. To ascend; to got upon. ઉપર ચઢવું; ઉંચે જવું. [L. *montis*, a mountain.]

**Mountain**. *n.* (મા'ઉન્ટિન્) A high hill. પર્વત; ઉંચો ડુંગર. Anything large. ઘણી મોટી વસ્તુ. *a.* Pertaining to, found on or growing on mountains. પર્વત ઉપર થતું; પર્વત ઉપરનું.

**Mountaineer**, *n.* (માઉન્ટિની'ર્)A resident or the hills. પર્વત પ્રદેશ નિવાસી; પહાડી માણસ.

**Mounte-bank**,*n.*(મા ઉન્ટિ બૅન્ક) A quack; a charlaton. ઉંટવૈદ; ઢોંગી વૈદ; પાખંડી વૈદ.

**Mounted**, *a.* (મા'ઉન્ટિડ્) Riding. સવાર; અશ્વારૂઢ.

**Mounting**, *n.* (મા'ઉન્ટિન્ગ્) The act of ascending or riding upon horseback. આરોહણ; ચઢવું તે

**Mourn**, *vt* (મો,'ર્ન) To grieve for the loss of; to lament, to bewail. શોક, વિલાપ કરવો; હાયહાય કરવું. 2. To wear mourning. શોક પાળવો: શોકદર્શક કપડાં પ્હેરવાં. *vi.* To be sorrowful; to utter in a mournful voice. શોકાતુર થવું; શોકાતુર અવાજે ઉચ્ચારવું.

**Mournful**, *a.* (મો,'ર્નફુલ્) Sorrowful; lamentable. શોકજનક; ખેદયુક્ત; દિલગીરી ઉપજાવનાર; શોકયુક્ત

**Mourning**, *n.* (મો,'ર્નિંગ્) Grief;bewailing; lamentation. શોક; વિલાપ; દુઃખ; ઉદ્વેગ. 2. Garb of sorrow. શોકસૂચક પ્હેરવેશ. *a.* Grieving or expressing s rrow. શોક પ્રદર્શિત કરતું.

**Mouse**, *n.* (માઉસ્) A small rat. ઉંદર; મૂષક. 2. A match used in firing guns. બંદુક, તોપની જામગીરી

**Mouser**, *n.* (મા'ઉઝર્) A mice destroying cat. ઉંદરખાનાર બીલાડી અથવા બીજું એવુંજ પ્રાણી.

**Mousetrap**, *n.* (મા'ઉસટ્રૅપ્) A trap for catching mice. ઉંદર પકડવાનું પાંજરૂં.

**Moustache**, *n.* (મસ્ટૅ'શ્) મુંછ; એક પડખાની મુંછ.

**Mouth**, *n.* (માઉથ) Orifice. નાકું. 2. Opening or entrance of a well, a river &c. નદીનું, કુવાનું વગેરેનું મુખ. 3. The opening in the animal head through which it takes food &c.મોઢું;મુખ. 4. A leader;a chief.મુખ્ય માણસ: સરદાર.**To make, mouths at**, To mock. ચાળા પાડવા. **Down in the month,** Dejected; depressed. ઉદાસ; દુઃખી. **Mouth-friend**, નામનોજ-મોઢાનોજ મિત્ર. **To be in every one's mouth,** To form a public topic. સર્વને મુખે હોવું; ની ચર્ચા બધે ચાલવી. **To spot the mouth,** To shame. શરમાવવું. *vt.* To chew. ચાવવું. 2. To mock. ચાળા પાડવા.

**Mouthful**, *n.* (મા'ઉથફુલ્) A quantity enough to fill the mouth; a morsel. કોળીઓ; ગ્રાસ.

**Mouthpiece**, *n.* (મા'ઉથપીસ્)The part of a wind instrument which is applied to the mouth for playing upon it. વગાડવાના વાજાનો મોઢે લગાડવાનો ભાગ; પીપી; મ્હોઢું. 2. One who delivers the opinions of others; a spokesman. બીજાની વતી બોલનાર માણસ.

**Movable**, *a.* (મૂ'વબલ્) Such as can be moved. હલાવી શકાય એવું; જંગમ. **Movable property**, જંગમ મિલ્કત.

**Movables**, *n.* (મૂ'વબલ્ઝ્) Goods, ware, commodities, furniture &c. which form the part of a man's movable property. જંગમ મિલ્કત.

**Move**, *n.* (મૂવ્) A step. પ્રારંભ; પગલું; ચાલ. 2. The act of moving. ખસેડવું તે; હિલચાલ. **To make a move,** To take a step. પગલું ભરવું. **To move a piece,** દાવ ખેલવો: ચાલ ચાલવી. *vt.* To touch pathetically. દયા ઉત્પન્ન ક૦. 2. To propose દરખાસ્ત રજુ ક૦. 3. To persuade. મનાવવું. 4. To cause to

change place in any manner. હલાવવું; ખસેડવું. 5. To excite. ઉશ્કેરવું; જાગૃત ક૦. *vi.* To walk. ચાલવું. 2. To change place, residence, posture &c. જગ્યા-મકાન વગેરે બદલવું. [L. *moveo*, I move.]

**Moveless**, *a.* (મૂ'વલિસ્) Motionless;fixed. સ્થિર; નિશ્ચિત; સ્તબ્ધ. **Movable**, Such as can be moved. ખસેડી શકાય એવું. **Movableness, Movability**, હિલચાલ; ગતી; ખસેડી શકાય તે ગુણ. **Movelessness**, Rigidity; fixedness. સ્થિરતા; નિશ્ચલતા.

**Movement**, *n.* (મૂ'વમન્ટ્) Motion; any change of position in a material body; art of moving. હાલચાલ; સ્થલાંતર: ચલનવલન. **Military movement**=કવાયત; કૂચ. 2. Agitation. ગભરાટ; ક્ષોભ. 3. Wheelwork of a clock, a watch &c. ઘડીયાળની મશીનરી. 4. Motion of the mind, &c. મનની ગતિ; ચાલ.

**Mover**, *n.* (મૂ'વર્) Anything or a person that moves. ગતિ આપનાર; હલાવનાર; ખસનાર. 2. One who proposes a motion in an assembly. દરખાસ્ત રજુ કરનાર. 3.An exciting or pitiable sight of person. હૃદયવેધક કરૂણાજનક દેખાવ-માણસ.

**Movingly**, *adv.* (મૂ'વિંગલી) Pathetically; in a moving manner. દયા ઉત્પન્ન કરે એવી રીતે.

**Mow**, *n.* (મો,) A store-house for hay. ઘાસ રાખવાની જગ્યા. *vt.* To reap grass. ઘાસ કાપવું.2.To cut down; indiscriminately; to slaughter in large numbers. કાપી મારી નાંખવું. [L. *metere*, to reap].

**Much**, *n.* (મચ્) A great quantity; a great deal. ઘણું; પુષ્કળ; બહુ. **To make much of**=To value highly. બહુ કરીને માનવું; લાખગણું માની લેવું.*a.*Great in quantity. ઘણું; બહુ.

**Mucid**, *a.* (મ્યૂ'સિડ્) Mouldy;musty. ઉતરી ગયેલું; વાસી

**Mucilage**, *n.* (મ્યુ'સિલિજ્) A kind of sticky substance. ચીકાશ; ચીકણી વસ્તુ. 2. Gum. ગુંદર,

**Muck**, *n.* (મક) Money (in contempt). પૈસો. 2. Manure; dung. ખાતર; છાણ. *a.* Like muck. ગંદી રીતે. *vt.* To manure with muck. ખાતર પુરવું

**Muck-worm**, *n.* (મ'કવર્મ) An insect found in dung. છાણમાંનો કીડો.

**Mucus**, *a.* (મ્યૂ'કસ્) Slimy. ચીકણું. 2. Secreting cough or other slimy substance. કફ, લીંટ પેદા કરનાર.*n* A viscid fluid secreted by the mucus membranes. આમ; શ્લેષ; જળપ; મળ; લીંટ; સેડા.

**Mud**, *n.* (મડ્) Mire; wet clay or earth. કીચડ; કાદવ. *vt.* To cover with or bury in mud. કાદવથી છાંટવું.

**Muddle**, *vt.* (મ'ડ્લ્) To make muddy. ડહોળી નાંખવું. 2. To make a mess of. ઘોટાળો કરવો; ગડબડ ઘોટાળો વાળવો. 3. To stupefy or intoxicate partially with liquor. કેફી કરવું; નિશો ચઢાવવો. *n.* Dirty confusion; bewilderment; mess. ગડબડ ઘોટાળો; ગુંચવણ ભરેલી સ્થિતિ; ઘોટાળો.

**Muddy**, *a.* (મ'ડી) Miry; full of mud. કાદવવાળું. 2. Dirty. મેલું. *vt.* To soil with mud. મેલું કરવું.

**Mudie's**, *n.* (મ્યુ'ડીઝ્)નમુનાદાર ફરતું પુસ્તકાલય.

**Muezzin**, *n.* (મુએ'ઝિન્) બાંગ પુકારનાર.

**Muff**, *n.* (મફ્) A stupid fellow. બેવકુફ-મૂર્ખ માણસ. 2. A hand-glove. હાથનાં મોજાં. *vt.* To fail to hold. ઝીલવામાં નિષ્ફળ જવું-થવું.

**Muffle**, *n.* (મ'ફલ) A glove.હાથનું મોજું. 2. A pulley block.ગડગડીનું,ગરેડીનું પાટીયું. 3. The bare end of the nose. નાકની અણી. *vt.* To cover close; to wrap. વિંટાળવું. 2. To conceal from view. સંતાડવું. 3. To deaden the sound of something by wrapping a piece of cloth round it. નો અવાજ બુઠ્ઠો કરવો.

**Mug**, *n.* (મગ) A drinking cup. જામ; પ્યાલો.

**Muggish, Muggy**, *a.* (મ'ગિશ્-મ'ગી) Damp; moist ભીનું; હવાએલું.

**Mulatto**, *n.* (મ્યુલૅ'ટો) A half-caste. ગોરો બાપ અને કાળી મા અથવા ગોરાઓમાંની મા અને કાળા લોકોમાંનો બાપ તેનો છોકરો-ની છોકરી.

**Mulberry**, *n.* (મ'લબરી) A kind of tree on which silk-worms are reared; or its fruit. સેતુરનું ઝાડ-ફળ.

**Mulct**, *n.* (મલ્કટ) A defect or blemish. વાંક; ભુલ. 2. A fine. દંડ. *vt.* To deprive of. ખુંચી લેવું. 2. To fine. દંડ કરવો.

**Mule**, *n.* (મ્યૂલ્) The cross between a horse and an ass. ખચ્ચર. 2. A stubborn man. ખચ્ચર જેવો હઠીલો-જીદી માણસ.

**Muleteer**, *n.* (મ્યુલિટી'ર્) A mule-driver. ખચ્ચર હાંકનાર.

**Mulish**, *a.* (મ્યૂ'લિશ્) Like a mule. ખચ્ચર જેવું; અડીએલ; જીદી.

**Mull**, *n.* (મલ્) A kind of muslin. એક જાતની મલમલ. 2 Snuff-box. છીંકણીની દાબડી. 3. A promontory. ઉંચી ભુશિર. *vt.* To dull

or blunt. બુઠું-ખરાબ કરવું. 2. To powder. ભુક્કો કરવો.

**Multifarious-Multiform**, *a.* (મલ્ટિફે'રિઅસ્ મ'લ્ટિફૉર્મ્) Manifold; diversified; of various kinds. જાત જાતનું; નાનાવિધ; અનેક પ્રકારનું. [L. *multus*, many & *ferro*, I bear].

**Multiformity**, *n.* (મલ્ટિફૉ'ર્મિટી) Diversity of forms. બહુરૂપીપણું.

**Multimillionaire**, *n.* (મલ્ટિમિલ્યને,'ર્) લક્ષાધિપતિ; કરોડપતિ; વીસલાખની અથવા વધારે મુડીવાળો.

**Multimonial**, *a.* (મલ્ટિમો,'નિઅલ્) Having many names. બહુનામક, બહુ સંજ્ઞક.

**Multiped**, *n.* (મ'લ્ટિપેડ્) An insect with many feet. બહુપગી જંતુ; કાનખજુરો. *a.* Having many feet. બહુપગું.

**Multiple**, *n* (મ'લ્ટિપલ્) A quantity containing another a number of times without remainder. ગુણાકાર; ભાજ્ય. **The least common multiple** = લઘુત્તમ. *a.* Having many parts or divisions; manifold. બહુ પ્રકારનું; વધારે સંખ્યાનું. [L. *multus*, many & *plico*, I fold].

**Multipliable**, *a.* (મ'લ્ટિપ્લાયબલ્) That may be multiplied. ગુણવા જેવું.

**Multiplicand**, *n.* (મલ્ટિપ્લિકૅ'ન્ડ્) The quantity or number to be multiplied by another. ગુણ્ય; ગુણ્યાંક.

**Multiplication**, *n.* (મલ્ટિપ્લિકે'શન્) The process of repeating a given quantity or number a certain number of times. ગુણાકાર. 2. Reproduction; the act of multiplying. વૃદ્ધિ; વધારવું તે 3. Augmentation. વૃદ્ધિ, વધારો;

**Multiplicity**, *n.* (મલ્ટિપ્લિ'સિટી) A great number; multitude; a state of being many. બહુપણું; પુષ્કળતા. [Fr. Latin, *multiplex*, many].

**Multiplier**, *n.* (મ'લ્ટિપ્લાયર્) One who or that which multiplies or increases the number of something. વધારનાર; વૃદ્ધિ કરનાર. 2. The number by which another is multiplied. ગુણકાંક; પૂરક; ગુણક;

**Multiply**, *vt.* (મ'લ્ટિપ્લાય્) To make more numerous; to increase in number. ઉમેરો કo; વધારો કo; વધારવું. 2. To add to itself any given number of times. ગુણાકાર કo; ગુણવું. [L. *multus*, many & *plico*, I fold].

**Multitude**, *n.* (મ'લ્ટિટ્યુડ્) A throng; a crowd; a large assembly. સમુદાય; ટોળું; જથો. 2. A great number indefinitely; numerousness. મોટી સંખ્યા; બહુતા.

**Mum**, *n.* (મમ્) A species of ale brewed from wheaten malt &c. એક જાતનો (જવનો) દારૂ. *a.* Not speaking; silent. મુગું; ચુપ. *n.* Absence of speech; silence. મુંગાપણું; ચુપકી. **Mum's the word** = આ ખાનગી છે હો; કોઇને કહેતા નહિં.

**Mumble**, *vi.* (મ'મ્બલ્) To mutter; to speak with lips closed and in an inarticulate manner. અસ્પષ્ટ રીતે બોલવું; ગણગણવું. 2 To chew with lips closed. હોઠ બીડીને ખાવું.

**Mumbo-Jumbo**, *n.* (મ'મ્બો-જ'મ્બો) આફ્રિકાના મૂળ વતનીઓની એક કલ્પિત મૂર્તિ; ફારસ; અંધપૂજાનો કોઇ પણ વિષય, ફારસ.

**Mummery**, *n.* (મ'મરી) Buffoonery; farcial show. ખાલી ફારસ, ભપકો. 2. Masquerade; masking. મ્હોરાં પ્હેરીને કાધેલો ખેલ.

**Mumify**, *vt.* (મ'મિફાય્) To embalm. મુડદામાં સુગંધીદાર મસાલો ભરવો.

**Mummy**, *n.* (મ'મી) An embalmed dead human body ખુશબોદાર મસાલો ભરીને રાખેલું મુડદું. 2. A kind of wax એક જાતનું મીણ.

**Mumps**, *n.* (મમ્પ્સ) Silent displeasure; sullenness. ચીઢીયાપણું; ખીજ. 2. Parotitis. ગળાના ભાગનો સોજો.

**Mundane**, *a.* (મ'ન્ડેન્) Temporal; carnal; earthly; worldly. ઐહિક; આ લોકનું; દુન્યવી; દુનિયાનું.

**Mungoose**, *n.* (મ'ન્ગુસ) A species of ichneumon. નોળીઓ; મંગુસ.

**Municipal**, *a.* (મ્યુનિ'સિપલ્) Belonging to a corporation or a city. શહેર-કસ્બાનું. [L. *munia*, official duties & *capio*, I take.]

**Municipality**, *n.* (મ્યુનિસિપૅ'લિટી) A town or city possessed of the right of local self-government. મ્યુનિસિપાલિટી; કચરાપટી; શહેરસુધરાઇ ખાતું.

**Munificence**, *n.* (મ્યુનિ'ફિસન્સ્) Bounty; liberality; generosity. ઉદારતા.

**Munificent**, *a.* (મ્યુનિ'ફિસન્ટ્) Generous; lavish; bountiful. ઉદાર; છુટા હાથનો.

**Muniment**, *n.* (મ્યુ'નિમન્ટ) A stronghold; a fortification. કોટ; કિલ્લો; ગઢ. 2. Support, defence. બચાવ; આધાર. [L. *munio*, I fortify.]

**Munition**, *n.* (મ્યુનિ'શન્) Ammunition. દારૂગોળો; યુદ્ધસામગ્રી. 2. Military stores; fortification. યુદ્ધસામગ્રી; કિલ્લો; ગઢ.

**Mural**, *a.* (મ્યૂ'રલ) Resembling or pertaining to a wall. દિવાલ-ભીંત સરખું-વિષે.

**Murder**, *n.* (મ'ર્ડર્) The act of unlawfully putting a man to death. ખૂન; મનુષ્યહત્યા;

વધ. *vt.* To kill with premeditated malice. ખૂન કરવું. 2. To destroy. નાશ કરવો. 3. To mar the beauty of by bad executing. બગાડવું; ખરાબ કરી નાંખવું.

**Murderer,** *n.* (મ'ર્ડરર્) One guilty of murder. ખૂની; ખૂન કરનાર

**Murderous,** *a.* (મ'ર્ડરસ) Meditating murder. ખૂનના ઇરાદાવાળું 2. Bloody; savage; sanguinary; cruel. ઘાતકી; જીવલેણ; ખુની.

**Muratic,** *a.* (મ્યુરૅ'ટિક્) Hydrochloric. મીઠાના ગુણ ધરાવતું.

**Murky,** *a.* (મ'ર્કી) Obscure; gloomy; dark. અંધારાવાળું; અંધારૂં; સાફ ન દેખાય એવું. [Sw. *mork,* dark.]

**Murmur,** *n.* (મ'ર્મર્) A low muttering sound. ગુણગુણ; કલકલ. *vt.* To grumble. કકળાટ કરવો; કકળવું; ગણગણ, ગુંજાર કo.

**Murrain,** *n.* (મ'રિન્) A deadly and infectious disease among the cattle. ઢોરોની મરકી.

**Muscle,** *n.* (મ'સલ્) A mass or portion of the animal body consisting of fibres suceptible of contraction and relaxation and thus effecting motion. સ્નાયુ; માંસરજ્જુ.

**Muscovado,** *n.* (મસ્કોવે,'ડો) Molasses, raw sugar. ગોળ; લાલ ખાંડ.

**Muscular,** *a.* (મ'સ્કયુલર્) Pertaining to or consisting of muscles. સ્નાયુ સંબધી. 2. Brawny; having strong muscles. જોરાવર; જબરો. 3. Performed by muscles. તંતુ-સ્નાયુથી થયેલું.

**Muscularity,** *n.* (મસ્કયુલૅ'રિટી) The quality or state of being sinewy or muscular. જોરાવરપણું-જબરાપણું.

**Muse,** *vt.* (મ્યૂ ઝ્) To ponder over; to reflect upon. ની ઉપર ઊંડો વિચાર કરવો; નું મનન કરવું. *vi.* To be absent in mind; to be in deep thought. ઉંડા વિચારમાં હોવું; ધ્યાન કરવું. *n.* Godesses of learning, poetry &c. કલા-દેવી. 2. Deep thought; meditation. ઉંડો-ગહન વિચાર; ધ્યાન.

**Museum,** *n.* (મ્યુઝી'અમ્) A repository of interesting objects connected with literature, art or science. સંગ્રહસ્થાન; મ્યુઝીયમ.

**Mushroom,** *n.* (મ'શરૂમ્) The name of numerous fungii. કુતરાની, બિલાડીની ટોપ, ટોપી; કુતરાના કાન. 2. An upstart; one who springs up suddenly into notice like the mushroom plant. એકદમ પ્રસિદ્ધિમાં આવેલો-એકાએક પૈસાદાર થયેલો માણસ.

**Music,** *n.* (મ્યુ'ઝિક્) The science of harmonious sounds, the art of combining sounds to please the ear. સંગીતશાસ્ત્ર; ગાયનવિદ્યા. 2. A succession of modulated sounds pleasing the ear; harmony; melody. સુસ્વર; સંગીત. [ Greek. *mousike,* music, art, culture &c. ]

**Musical,** *a.* (મ્યુ'ઝિકલ્) Of or pertaining to music. સંગીતશાસ્ત્ર વિષે, પરીક્ષક. 2. Harmonious; melodious. સુસ્વર; મધુર આલાપવાળું.

**Musician,** *n.* (મ્યુઝિ'શન્) A person skilled in music. ગવૈયો; ગાનાર; સંગીત શાસ્ત્રી સંગીતાચાર્ય; સંગીતરત્ન **Band of musicians** = ગાયક મંડળી.

**Musk,** *n.* (મસ્ક) A very fragrant substance obtained from the musk-deer and used as a perfume. કસ્તુરી. 2. The musk-deer. કસ્તુરી મૃગ. 3. The fragrance or perfume of the musk. કસ્તુરીની સુવાસ. **Musk melon** ખરબુચ.

**Muskdeer,** *n* (મ'સ્કડીર્) The deer from whose navel musk is extracted. કસ્તુરીમૃગ.

**Musket,** *n.* (મ'સ્કિટ્) A gun. બંદુક; પીસ્તોલ. 2. A hawk-sparrow. બાજ પક્ષી.

**Musketeer,** *n.* (મસ્કિટી'ર્) A soldier with a gun. બંદુકવાળો સીપાઇ; બરક અંદાચ; બંદુક ફોડનાર.

**Musketry,** *n.* (મ'સ્કિટ્રી) The fire of muskets. બંદુકનો મારો; 2. Troops armed with guns. બંદુકવાળું લશ્કર.

**Musky,** *a.* (મ'સ્કી) Emitting a musklike perfume. કસ્તુરીમય; કસ્તુરીયુક્ત.

**Muslin,** *n.* (મ'ઝલિન્) A very fine cotton fabric. મલમલ. *a.* Made of muslin. મલમલનું.

**Must,** *vt.* (મસ્ટ્) A defective or auxiliary verb expressing obligation or necessity; to be obliged. જરૂર પડવી; જોઈએ; પડવું. *n.* The unfermented juice of grapes. નવો દારૂ.

**Mustache,** *n.* (મ'સ્ટૅશ) The long hair on the upper lip of men. લોમ; મુંછો; મુંછ.

**Mustard,** *n.* (મ'સ્ટર્ડ) Kind of plant and and its seeds. રાઇ; રાઇનો છોડ.

**Muster,** *n.* (મ'સ્ટર્) A crowd; a gathering. ટોળું; જમાવ. 2. The total number of presence in an army &c. હાજરી. 3. The review or assembling of troops. લશ્કરની કવાયત; લશ્કરી તાલીમ. **Muster-book** = લશ્કરી નોંધ. **To pass muster** = To pass without censure; to be allowed to pass. પસાર થઇ જવું, પડવું. *vt.* To collect, assemble or bring

together as troops for service; receive, parade &c. લશ્કર જમાવવું; સૈન્ય ખડું કરવું; લશ્કરની હાજરી લેવી. **To muster up**=To gather up મેળવવું. *vi.* To meet in one place. એક ઠેકાણે એકઠા થવું.

**Muster-roll**, *n.* (મ'સ્ટરરૉલ્) A catalogue of presence. હાજરીપત્રક (ખાસ કરીને સૈન્યનું)

**Musty**, *a.* (મ'સ્ટી) Mouldy. ઉતરી ગયેલું; ફુંગ, ઉબવાળું; જજર.

**Mutability**, *n.* (મ્યુટૅબિ'લિટી) Instability; vicissitude; changeableness; inconstancy. ચંચળતા; અસ્થિરતા; વિકારશીલતા.

**Mutable**, *a.* (મ્યૂ'ટબલ) Changeable; variable; fickle; unstable; alterable; transformable. બદલાઇ જાય, ફેરવી શકાય એવું. [L. *muto*, I change.]

**Mutation**, *n.* (મ્યુટે,'શન્) Alteration; transformation; change. ફેરફાર; બદલાબદલ.

**Mute**, *a.* (મ્યૂટ) Not having the power of speech; dumb. મુંગું. 2. Silent; not speaking. ચુપ; અવાજ નહિં આપતું. 3. Not pronounced. જે અક્ષરનો ઉચ્ચાર લોપ થતો હોય એવું. *n.* A silent letter. (જે અક્ષરનો) ઉચ્ચાર લોપ થતો હોય એવો અક્ષર. 2. A dumb person. મુંગો માણસ. [L. *mutus*, mute.]

**Mutilate**, *vt.* (મ્યુ'ટિલે,ટ) To injure or disfigure by cutting a piece or limb off; to maim. હાથ પગ,અવયવ કાપી નાંખવા.[L.*mutilatus*, I cut or lop.]

**Mutilation**, *n.* (મ્યુટિલે,'શન્) Maiming; disfiguring. અંગછેદન; હાથપગ કાપી નાંખવા તે.

**Mutineer**, *n.* (મ્યુટિની'ર) A person accused of or guilty of mutiny. બળવાખોર; બંડખોર.

**Mutinous**, *a.* (મ્યુ'ટિનસ) Turbulent; seditious; exciting or promoting mutiny. ફિસાદી; ફીતુરી; બળવાખોર; દગાખોર; બંડખોર.

**Mutiny**, *n.* (મ્યુ'ટિની) An insurrection of soldiers against their officers and commanders; an open resistance to officers or their authority; a rebellion. ફીતુર; બળવો; બંડ; ફિસાદ. 2. Tumult. શોર; બંડ. *vt.* To rise or revolt against the rightful authority. બંડ કરવું. [L. *motus*, revolt].

**Mutter**, *n.* (મ'ટર) Murmur; obscure utterance. બડબડ; બડબડાટ. *vi.* To mumble; to murmur. બબડવું; બડબડવું. *vt.* To utter in a low obscure voice. લવવું; ધીમે બોલવું.

**Muttering**, *n.* (મ'ટરિંગ્) Grumbling; mumbling; murmuring. લવલવ; બડબડાટ; અસ્પષ્ટ ઉચ્ચારણ.

**Mutton**, *n* (મ'ટન્) The flesh of sheep (raw or dressed for food). ગોસ; મટન; ગોસ્ત; ઘેટાંનું, બકરાંનું માંસ.

**Mutual**, *a.* (મ્યૂ'ચ્યુઅલ્) Interchanged; reciprocal; common to both. પરસ્પર; અરસપરસનું; અન્યોન્ય.

**Mutuality**, *n.* (મ્યુચ્યુઍ'લિટી) Reciprocation. પરસ્પર સંબંધ; માંહોમાંહે, અરસપરસપણું.

**Mutually**, *adv.* (મ્યૂ'ચ્યુઅલી) In the manner of giving and receiving; reciprocal. અરસપરસ, આપસઆપસમાં; માંહોમાંહે; અન્યોન્ય. [L. *muto*, I change].

**Muzzle**, *n.* (મ'ઝલ્) The open end of a gun or pistol. બંદુક-તોપનું મોઢું. 2. A fastening or cover for the mouth of an animal which prevents it from biting. કુતરા-ઘોડા વગેરે જાનવરોને ચાવતાં-કરડતાં અટકાવવા માટે એમના મોઢાપર બાંધવામાં આવતો પટો અથવા જાળી. 3. The projecting part of the nose of animals. જાનવરોના નાકનો આગલો ભાગ. *vt.* To bind the mouth to prevent the animal from biting or eating. મોઢું બાંધી લેવું. [L. *musus*, mouth].

**My**, *pro.* (માય્) Pertaining or belonging to me મ્હારૂં; મમ.

**Myopia**, **Myopy**, *n.* (માયો'પિઆ-મા'યુપી) Short-sightedness. ટુંકી નજર; દૂરની વસ્તુઓ બરાબર ન દેખાવી તે.

**Myriad**, *n.* (મી'રિઅડ્) The number of ten thousand. દશ હજાર; અયુત. *a.* Multitudinous; innumerable. અસંખ્યાત;અસંખ્ય;અપરિમિત;ઘણું.

**Myrobalan**, *n.* (મા'યરોબલન્) A dried astringent fruit. સુકાં આમળાં. **Beliric myrobalan**, બ્હેડાં. **Yellow or chebulta myrobalan**, હરડાં. [L.*myrobalan*, the fruit of a palm tree.]

**Myrmidon**, *n.* (મ'રમિડન્) પરિચારક; દૂત; ટોળ અનુયાયી.

**Myrrh**, *n.* (મ'ર) The gum resin. હીરાબોળ.

**Myself**, *pro.* (મિસે'લ્ફ) I and not another; I or me in person. મારી મેળે; હું જાતે.

**Mysterious**, *a.* (મિસ્ટિ'રિઅસ) Enigmatical; unintelligible; beyond human comprehension. ગુહ્ય; અસ્પષ્ટ; ગહન; ગૂઢ; ન સમજાય એવું.

**Mystery**, *n.* (મિ'સ્ટરી) A kind of secret religious celebration. ધર્મનો એક પ્રકારનો ગુપ્ત વિધિ. 2. A profound secret. ગુપ્ત વાત; મર્મ ભેદ. 3. Something hidden from human knowledge or above human comprehension,

ગુહ્ય વાત; ગહન વાત; ન સમજાય એવી ઘટના [L *mysterium.*]

**Mystic,** *n. a.*(મિ'સ્ટિક્) યોગી;ગહન;ગૂઢ તત્ત્વવેત્તા, વાદી. *a.* યોગી, તત્ત્વ સંબંધી; ગહન; ભય, માન ઉપજાવે તેવું.

**Mystical,** *a.* (મિ'સ્ટિકલ્) Involving some secret meaning or import. ગુહ્ય અર્થવાળું. 2. Obscure; dark; mysterious. ગહન; ગુહ્ય;ગૂઢાર્થક.

**Mystify,** *vt.* (મિ'સ્ટિફાય્) To bewilder; to perplex intentionally. જાણી જોઇને ગુંચવણમાં નાંખવું; ભમાવવું; ગુંચવવું; ગભરાવવું.

**Myth,** *n.* ( મિથ્ ) A tradition; a legend. કાલ્પનિક વાત-વાર્તા.

**Mythic,** *a.* (મિ'થિક્) Legendary;fabulous; imaginary. કલ્પિત; ખોટી; જોડી કાઢેલી; કાલ્પનિક.

**Mythological,** *a* (માયૃથલૉ'જીકલ્) Fabulous; legendary. પુરાણોક્ત; પુરાણ સંબંધી; કલ્પિત.

**Mythologist,** *n.* (માયૃથૉ'લજીસ્ટ્)One versed in mythology. પુરાણી; પુરાણમાં કુશળ હોય તે.

**Mythology,** *n.* (માઇથૉ'લજી) The treatise of myths. દેવાખ્યાન; પુરાણ; દેવતાઓની કથા. [From Greek, *mythos*, a fable or legend]

## N.

**N,** ( એન્ ) The fourteenth letter of the English alphabet. અંગ્રેજી મૂળાક્ષરનો ચૌદમો અક્ષર. ઙ, ઞ, ણ, ન.

**Nab,** *vt.*(નૅબ્) To grasp. ઝુંટાવી લેવું;ખુંચાવી લેવું.

**Nabob,** *n.* (ને,'બૅાબ્) નવાબ; પૈસાદાર; અહંકારી ઍન્ગ્લો ઈન્ડીઅન.

**Nadir,** *n.* (ને,'ડિર્) That point of the heavens directly opposite to the zenith. અધોબિંદુ; અધમાધમ સ્થિતિ.

**Nag,** *n.* (નૅગ્) An animal that neighs; a small horse. ઘોડું; ટટ્ટુ. [Sax. *hnægan*, to neigh.]

**Naiad,** *n.* (ના'યડ્) A female deity that presides over rivers and springs. જળદેવી; પતંગીઆનો એક વર્ગ. [Gr. *nao*, to flow.]

**Naif,** *n.* (નૅઇ'ફ્) Naive. સાદું; આળુભોળું.

**Nail,** *n.* ( ને,લ્ ) The claw or talon of a bird or an animal; the horny substance growing at the end of the human fingers or toes. પંજો; નખ; ખીલો; ચુંક; મેખ; સવા બે ઇંચનું એક માપ. **On the nail.** હાથમાં; તરત; રોકડું. **To hit the nail in the head.** બરાબર લાગુ પડે એવી વાત કહેવી; આબાદ મારવું. *vt.* ખીલા મારવા; મારી જડવું.

**Nailer,** *n.* (ને,'લર્) ખીલા બનાવનાર.

**Nailery,** *n.* (ને,'લરી) ખીલા બનાવવાનું કારખાનું.

**Nainsook,** *n* (ને,'ન્સુક્) નેનસુખ; ઝીણું સુતરાઉ કપડ [Sans. નયનસુખ].

**Naive,** *adj.* (નૅઇ'વ્) Having native simplicity. ભોળો; નિખાલસ.

**Naivete,** *n.* ( નૅઇ'વતે, ) ભોળાપણું; અમાયા; સૌજન્ય.

**Naked,** *adj.* ( ને,'કિડ્ ) Not covered; defenceless; unexaggerated; plain; mere. નાગું; ઉઘાડું; મીઠું મરચું ઉમેર્યા વિનાનું; કેવળ; બિલકુલ. It is the naked truth. તે બિલકુલ સાચી વાત, નર્યું સત્ય છે. With the naked eye. નરી આંખથી. [Sax. *nacod*, naked.]

**Nakedly,** *adv.* (ને,'કિડ્લી) Without covering, simply, evidently. નગ્નતાથી; ઉઘાડી રીતે; ચોખ્ખી રીતે.

**Nakedness** *n.* (ને,'કિડ્નિસ્) નગ્નતા; કેવળપણું; અડવાપણું.

**Namby-Pamby,** કૃત્રિમ અલંકારથી તુચ્છકાર કરવા જેવું થએલું; ટાયલું; ચોવટીયું.

**Name,** *n.* (ને,'મ્) That by which a person or thing is known; fame; remembrance, memory; behalf. નામ; સંજ્ઞા; આબરૂ; કીર્તિ; સ્મરણ. **In the name of,** in behalf of. ને નામે-ની તરફથી. **To call names.** નું નામ પાડવું; માઠું લાગે એવે નામે બોલાવવું. To blast or sully one's good name. નામ બોળવું. To preserve one's good name. નામ રાખવું. Family name. અટક. To nominatte. નીમવું; ઠેરવવું.

**Nameless,** *adj.* (ને,'મ્લિસ્) નનામું,અપ્રખ્યાત.

**Namely,** *adv.* That is to say. એટલે.

**Nankeen,** *n.* (નૅ'નકીન્) પીળું ખાખી કપડું; એવો રંગ.

**Namesake,** *n.* (ને',મ્સે,ક્) One that has the same name as another. નામરાશિ;નામેરી.

**Nap,** *n.* (નૅપ્) A short sleep. ઝોકું; અલ્પનિદ્રા. *vi.* 1. To be careless. ઝોકું ખાવું; પાસું મરડવું; થોડીવાર ઉંઘવું. 2. To be careless. નચિંત હોવું. To be caught napping નચિંત થએલું. અકુશલીમાં સપડાવું.[A.S.*hnæppian*, to bend one's self].

**Nap,** *n.* (નૅપ્) (on cloth). રૂંઆં; રૂંઆંટી.

**Nape,** *n.* (ને,પ્) Back of neck. બોચી; બોડ.

**Naphtha,** *n.* ( નૅ'ફ્થા ) Nock-oil. નખતેલ. [ L. *nafatha*, to boil ]. Naphthaline. એક જાતનું જંતુવિનાશક.

**Napkin,** *n.* (નૅ'પ્કિન્) A little towel. ટુવાલ; હાથ-મ્હોં લુછવાનો રૂમાલ.

**Nappy,** *adj.* ( નૅ'પી ) Inclined to sleep; sleepy. ઉંઘ આવે એવું; ઉંઘણશી; ઝોકાં ખાતું

**Narcotic,** *n adj* (નારકાૅ'ટિક) A drug which produces sleep. નિદ્રાજનક (ઓસડ); દુઃખ નરમ પાડી નિદ્રા આણે એવું. [Gr. *narke,* torpor].

**Nard,** *n.* ( નાર્ડ ) (The plant). જટામાસી. 2. (The ointment). જટામાસીવાળું ફટણું, લેપ.

**Narrate,** *vt.* (નૅરે,'ટ્) To relate; to describe. નું વર્ણન-નિરૂપણ કરવું. [ L. *narro,* to narrate].

**Narration,** *n.* (નૅરે,'શન્) Rehearsal કથન; નિરૂપણ. 2. A story; history. કથા; વાર્તા; વર્ણન; ઇતિહાસ.

**Narrative,** *adj.* (નૅ'રટિવ્) Pertaining to narration. કથા સંબંધી; આખ્યાન સંબંધી. *n.* વાર્તા; કથા; વૃત્તાંત; આખ્યાન.

**Narrator,** *n.* (નૅરે,'ટર્) One who relates a series of events. કથા-વાર્તા-વર્ણન કરનાર.

**Narrow,** *a.* ( નૅ'રો ) Of little breadth. સાંકડું. 2. Having but a little margin. મુશ્કેલી ભરેલું. 3. Limited as to means. તંગી, ભીડ, સંકોચવાળું. 4. Not liberal. કૃપણ; કંજુસ. 5. Accurate; close. બારીક; ચાપાચિપથી કરેલું. A narrow escape ( from drowning ). બુડતાં બુડતાં બચી જવું તે. *vt.* To contract. સાંકડું કરવું. 2. To limit. ઘટાડવું. *vi.* To become less broad. સાંકડું થવું.

**Narrowly,** *adv.* ( નૅ'રોલી ) With little breadth; closely; nearly. સંકડાશથી; બારીકાઇથી; માંડમાંડ.

**Narrow-minded,** *adj.* ( નૅરો-માઇન્ડિડ્ ) Of narrow mental scope. સાંકડા મનનું.

**Narrowness,** *n.* (નૅ'રોનિસ્)The condition or quality of being narrow. સાંકડાપણું.

**Nasal,** *adj.* ( ને,'ઝલ્ ) Pertaining to the nose. નાકનું, સંબંધી; અનુનાસિક. *n.* અનુસ્વાર; અનુનાસિક વર્ણ. [L. *nasus,* the nose.]

**Nascency,** *n.* (નૅ'સન્સી) Birth; beginning. જન્મ

**Nascent,** *adj.* (નૅ'સન્ટ્) Beginning to grow. ઉગવા, વધવા માંડતું; ઉઘડતું; ખીલતું; પ્રફુલ્લ થતું. **N. genius.** ખીલી નીકળતી બુદ્ધિ; પ્રતિભા. [L. *nascor,* I am born.]

**Nasty.** *adj.* ( નૅ'સ્ટી ) Offensively filthy; very dirty. ઘણુંજ ગંદું; ગલીચ; સૂગ ચડે તેવું. 2. Obscene. બીભત્સ; ભુંડું.

**Natal,** *adj* (ને,'ટલ્) Pertaining to birth. જન્મનું, સંબંધી. The natal day. જન્મનો દિવસ. [L. *natus,* born.]

**Natation,** *n.* (નૅટે,'શન્) Swimming. તરવું તે. *a.* **Natatorial, Natatory.**

**Nates,** *n.* (ને,'ટિઝ્) Buttocks. કુલા; ઢગરા.

**Nathless,** *adv.* (નૅ'થલિસ્) Nevertheless. તથાપિ; છતાં પણ.

**Nation,** *n.* (ને,'શન્) A body of people inhabiting the same country. પ્રજા;લોક; એકરાષ્ટ્ર.

**National,** *a.* ( નૅ'શનલ્ ) Pertaining to a nation. પ્રજા, લોક સંબંધી. **N. anthem,** a popular song or hymn. રાજગીત. **N. congress.** રાષ્ટ્રીય સમાજ; મહાસભા.

**Nationalizm,** *n.* (નૅ'શનલિઝમ્) The state of being national. રાષ્ટ્રીત્વ,પ્રજાકીય જુસ્સો;ભાવના.

**Nationalist,** *n.*(નૅ'શનલિસ્ટ્) પ્રજાપક્ષનો માણસ; દેશાભિમાની; રાષ્ટ્રવાદી.

**Nationalize,** *v.*(નૅ'શનલાઇઝ્)પ્રજા,રાષ્ટ્ર બનાવવી; રાષ્ટ્રિય, પ્રજાકીય કરવું. *n.* **Nationalization.**

**Nationality,** *n.*(નૅશનૅ'લિટી)Patriotism.સ્વદેશાભિમાન. 2. National character. દેશીયધર્મ; દેશભાવ. 3. Nation. પ્રજા; લોક. 4. National unity and integrity. પ્રજાનો એકસંપ અને શાહવટ; એકરાષ્ટ્રત્વ.

**Native,** *adj.* (ને,'ટિવ્) Arising by birth. જન્મ-મૂળનું; દેશી. 2 Original. તળપદું;અસલ. 3. Conferred by birth. કુદરતી; સ્વાભાવિક. As, **N.** Talent. સ્વાભાવિક જ્ઞાનશક્તિ.**N.**Disposition. પ્રકૃતિ. **N.** Rights. જન્મથી મળેલા હક. 4. Pertaining to the place of birth. સ્વજન્મ. As, **N.** Country. સ્વદેશ;જન્મભૂમિ. 5.Not artificial. હાથથી ન બનેલું હોય તેવું; કુદરતી. *n.* One who or that which is born in a place or country referred to; a denizen by birth. વતની; રહેવાસી. [L. *natus,* born].

**Natively,** *adv.* ( ને,'ટિવ્લી ) By birth, naturally, originally. જન્મથી; મૂળથી.

**Nativeness,** *n.* ( ને,'ટિવ્નિસ્) State of being native,or of being produced by nature. દેશીયતા; સ્વાભાવિકતા.

**Nativity,** *n.* (નેટિ'વિટિ) The coming into life or the world; birth. જન્મ; ઉત્પત્તિ; ઉદય; ઉદ્ભવ. 2. Time, place &c. of birth. જન્મકાળ-ભૂમિ 3. A horoscope. જન્માક્ષર;જન્મપત્રિકા. To calculate one's **N.** = કોઇના જન્માક્ષર કરવા-માંડવા. 4. The birth day of Christ. ક્રાઇસ્ટનો જન્મ-દિવસ; નાતાલ.

**Natron,** *n.* (ને,'ટ્રન્) સાજીખાર.

**Natty,** *a.* (નૅ'ટી) Neat. બધું ઠીકઠાક હોય તેવું.

**Natural,** *a.* ( નૅ'ચરલ્ ) Fixed by nature. સ્વાભાવિક; સહજ; મૂળનું. 2. Of human reason. સૃષ્ટિ-પ્રકૃતિજન્ય. 3. Springing from true sentiment. ઢોંગ વગરનું; અકૃત્રિમ. 4. True to nature. આબેહુબ. 5. Born out of wedlock. અનૌરસ-રાંડના પેટનું. 6. **N.** History. સ્થાવર-

જંગમવિદ્યા; પ્રાણી,વનસ્પતિવિજ્ઞાન **N**.Philosophy. પદાર્થવિજ્ઞાન **N**.Theology.સૃષ્ટિજ-ચઇશ્વરજ્ઞાન,ધર્મ.*n* જન્મથી કમઅક્કલ; બેવકુફ; ચકલગંડુ. [L. *natus*, born.]

**Naturalist,** *n.* (નૅ'ચરલિસ્ટ) One versed in natural history. સ્થાવર જંગમ, સિદ્ધ પદાર્થ વિજ્ઞાની; કુદરતનો ઇતિહાસ, લીલા જાણનાર.

**Naturalisation,** *n.* ( નૅચરલાયૂઝે,'શન્ ) પોતાનું કરવું તે; પોતાના દેશમાં ભેળવવું તે; અનુકૂળ આવે તેમ કરવું તે.

**Naturalise,***vt.*(નૅ'ચરલાઇઝ્)To confer on an alien the rights and privileges of naative.કોઇ પરદેશીને સ્વદેશીના જેવા અધિકાર તથા હકો આપવા. 2. To render easy by habit. થી અનુકૂળ થાય તેમ કરવું;વરો થવો. Custom naturalises labour. મહાવરાથી મહેનત અનુકૂળ થાય છે. 3. To make suitable. ને યોગ્ય, લાયક કરવું. 4. To habituate (a plant) માં ઉછરે તેવું કરવું.

**Naturally,** *adv* (નૅ'ચરલી) કુદરતી રીતે.

**Nature,** *n.* (ને,'ચર્) સૃષ્ટિ; જગત્;પ્રકૃતિ; સ્વભાવ; કુદરત.

**Naught,** *n.* (નૉટ) કંઇજ નહિં તે. For naught. મફત; ફોગટ; અમસ્તું. To set at naught. ન ગણકારવું; ધિક્કારવું. You have set at naught all my counsel. *a.* Bad; worthless. ખરાબ; કોહીનું; નકામું. It is naught. તે નકામું છે.

**Naughty,** *a.* ( નૉ'ટી ) Bad. ખરાબ; ભુંડું; 2. Mischievous. તોફાની; બદમાસી.

**Nausea,** *n.* (નૉ'સીઆ) વહાણમાં આવતા ફેર, ચક્કર; ગોળ; ઓકારી; ઉલ.ટી; મોળ.

**Nauseate,** *vt.* (નૉ'સીએ.ટ) To reject with disgust. ને કંટાળો આવવો. The patient nauseates his food. દરદીને પોતાના ખોરાકનો કંટાળો આવે છે, થી સુગ ચ્હડે છે.

**Nauseous,** *a.* (નૉ'સીઅસ્) કંટાળો આવે તેવું; સુગ ચઢે તેવું; ઓકારી, ઉલટી કરવાનું થાય તેવું. *n.* Medicine. [L. *naus*, a ship.]

**Nautical,** *a* (નૉ'ટિકલ)વહાણ ચલાવવા સંબંધી; નૌકાશાસ્ત્ર સંબંધી. **N**. Skill. વહાણ ચલાવવાનો હુનર

**Nautilus,** *n.* (નૉ'ટિલસ્) એક જળચર પ્રાણી.

**Naval,** *a.* (ને,'વલ્) દરીઆઈ. **N**. Force. દરીઆઇ લશ્કર. **N**. Stores. અરમારી,વહાણનો ખજાનો, સાહિત્ય.

**Nave**, *n.* (ને.વ્) નાભ; નાભિ; હેરળનો મધ્ય ભાગ; ડુંટી; નારખું.

**Navel,** *n.* (ને,'વલ્) ડુંટી; નાભિ; ઉદરાવર્ત; કમળ. **N**. String. નાળ.

**Navigable,** *a.* (નૅ'વિગબલ્) That may be passed over in ships. વહાણ જઇ શકે તેવું; નૌકાગમ્ય

**Navigate,** *vi.* (નૅ'વિગે.ટ્) To sail. વહાણમાં બેસીને જવું; સફર કરવી. *vt.* To sail on. દરીઆની પાર જવું. To steer (a ship.) વહાણ હંકારવું.

**Navigation,** *n.* (નૅવિગે,'શન્) (The act). સફર કરવી તે; નૌકાપર્યટન. 2. (The science or art) નાવિકવિદ્યા; નૌકાશાસ્ત્ર.

**Navigator,** *n.* (નૅ'વિગે,ટર્) વહાણ ખેડનાર; વહાણવટી; નાવિક; નૌકાશાસ્ત્ર જાણનાર; ટંડેલ.

**Navy,** *n.* (ને',વી) A fleet of ships. વહાણોનો કાફલો; અરમાર; નૌકાસૈન્ય.

**Nay,** *adv.* (ને.) No. નહિં. 2. Not only so. માત્ર એટલુંજ નહિં;બલ્કે 3 Refusal. ના; નકાર. You will not say me nay. તમે મને ના નહિં કહેશો, કહી શકો.

**Nazarene,** *n.* ( નૅઝરી'ન્ ) A native of Nazareth in Judea. ખ્રિસ્તી.

**Nazarite,** *n.* ( નૅ'ઝરાઇટ્ ) યહુદી ધર્મ પ્રમાણે શુદ્ધ રહેવાનું વ્રત પાળનાર; અસલી યાહુદી-ખ્રિસ્તી પંથનો; નૅઝરેથનો વતની.

**Nazaritism,** *n.* ( નૅ'ઝરિટિઝમ્ ) The vow and practice of a Nazarite.

**N. B.**-An abbreviation of L. *nota bene*, mark well. બરાબર જુઓ; સૂચના.

**Neap,** *adj.* ( નીપ્) Low; ઓછું; થોડું; As, **N**. Tide. થોડી-ઓછી ભરતી; સાતેમ આઠેમની ઓછી ભરતી.

**Neaped, beneaped,** *adj.* Left aground by the tide, as a ship. ઓછી ભરતી, ઓટને લીધે અટકેલું.

**Near,** *adj.* ( નીર ) પાસે, સમીપ, નજીકનું. 2. Parsimonious. બખીલ, કંજુસ, કૃપણ.*prep.*પાસે. *adv.* Almost. ઘણું કરીને; લગભગ; થોડી વારમાં. As, it is **N**. Twelve o'clock. થોડી વારમાં બાર વાગશે. *vt.* To approach. પાસે આવવું. The ship neared the land.

**Near-sighted,** *adj.* ટુંકી દૃષ્ટિવાળું.

**Nearly,** *adv.* (નીર્'લી) At no great distance. પાસે-નજદીક. 2. Closely. પાસે; પાસેનું; અડોઅડનું; લગોલગનું; 3. Almost. લગભગ; ઘણું કરીને; સોળસા. To **N**. concern one. કોઇને ઘણી અગત્યનું હોવું.

**Neat,** *adj.* (નીટ્) ઠીકઠીક; ચોખ્ખું; સ્વચ્છ; સાફ. 2. Net. બારદાન વાળી આપ્યા પછી બાકી રહેલું વજન. As, **N**. Weight. [L. *niteo*, I shine].

**Neat,** *n.* Cattle. ગોજાતનાં જાનવર. A. Single cow. ગાય.

**Neat-herd,** *n.* ગોવાળિઓ; ગાયોનો ચરાવનાર.

**Neatly,** *adv.* (ની'ટ્લી) સફાઇથી; ચોખ્ખી રીતે

**Neatness,** *n.* (ની.'ટ્નસ્) ચોખ્ખાઇ; સફાઇ; સૌજન્ય.

**Neb,** *n.* ( નેબ્ ) પક્ષીની ચાંચ. 2. A point. અણી; ટાંક; કન.

**Nebula,** *n.* ( ને'બ્યુલા ) વાદળ સરખા દેખાતા તારાઓનો સમૂહ. [L. *nephele*, cloud].

**Nebulous,** *a.* (ને'બ્યુલસ્) Cloudy. વાદળાંથી ભરાએલું; ધુમસી; વાદળાના જેવું; વાદળા સરખા દેખાતા તારાઓના સમૂહને લગતું.

**Necessary,** *a.* (ને'સિસરી) Such as must be. આવશ્યક; જરૂરનું. 2. Requisite for. જરૂરનું; જે વગર નિભે નહીં એવું. Air is **N.** to support animal life. 3. Not free. નસીબ-દૈવવશ. 4. Unavcidable. અનિવાર્ય. As, a **N.** Consequence. અનિવાર પરિણામ. *n. pl.* અગત્યની-જરૂરની વસ્તુ. As, the necessaries of life. 2. A privy. સંડાસ; જાજરૂ; વાડો. [L. *ne*, not, *cedo*, I yield.]

**Necessarily,** *a.* ( ને'સિસરિલી ) અવશ્ય; જરૂરી રીતે.

**Necessitate,** *vt.* ( નિસે'સિટેટ્ ) To make necessary or unavoidable. જરૂર પાડવી; આવશ્યક-અનિવાર્ય કરવું.

**Necessitous,** *a.* (નિસે'સિટસ્) Very needy or indigent. ઘણુંજ કંગાલ-ગરીબ. 2. Pinching. સંકટનું; તંગીવાળું. As, **N.** Circumstances. સંકટની હાલત.

**Necessity,** *n.* ( નિસે'સિટી ) જરૂર; અગત્યતા; પ્રયોજન; ખપ. 2. Extreme indigence. ઘણીજ ગરીબાઈ. 3. Things requisite for. જરૂરી વસ્તુ. **N.** compels him. તેનાથી (કર્યા) વિના રહેવાતું નથી.

**Neck,** *n.* (નેક્) ગરદન; ડોકી; બોચી; ગ્રીવા; ગળચી; 2. **N.** of land. સંયોગી ભૂમિ. 3. (Of a vessel). ગળું, કાંઠો. A stiff **N.** હઠ; જીદ; ખેંચપકડ; મમત. 5. To break the **N.** of અટકાવવું 6. To harden the **N.** હઠીલું થવું; મમતી-જીદ્દી થવું. Necklet. ઘરેણું; આભૂષણ.

**Neck-cloth,** *n.* (ને'ક્કલૉથ્) ગળેબંધી; ગલપટો; કંઠવસ્ત્ર.

**Neck lace,** *n.* (ને'ક્લેસ્) હારમાળા; કાંઠલી; ગંઠો.

**Necromancer,** *n.* (ને'ક્રમૅન્સર) જાદુગર; મંતર મંતર કરનાર; ઇલમી. [Gr. *necros*, dead; *manteia*, divination].

**Necromancy,** *n.* (ને'ક્રમૅન્સી) Conjuration. મંતર મંતર; જાદુ; ભૂતવિદ્યા; પ્રેતસિદ્ધિ.

**Nectar,** *n.* (ને'ક્ટર) The drink of the Gods. અમૃત; સુધા; પીયૂષ. 2 A very pleasant drink. જે પીવામાં અમૃત જેવું મીઠું તે.

**Nectary,** *n.* (ને'ક્ટરી) પુષ્પમાં મધને રહેવાની જગ્યા.

**Need,** *n.* (નીડ) Want of. ગરજ; જરૂરી; જોઇતું હોવું તે. As, I have no **N.** of it. મારે તે જોઇતું નથી. 2. Poverty. ગરીબી; નિર્ધનપણું; કંગાલીયત; દળદર In the hour of **N.** તંગીના, દુઃખના વખતમાં. *vi.* To want. ગરજ, જરૂર પડવી; જોઇએ એવું હોવું.

**Needful,** *adj* (નીડ્'ફુલ્) Necessary; requisite. જરૂર, ગરજનું; જોઇએ એવું; ગરજાઉ; જોઇતું.

**Needless,** *adj.* (નીડ્'લિસ્) વગર જરૂરનું નિષ્કારણ; નકામું. As, **N.** labour. નકામી મેહેનત.

**Needy,** *adj.* (નીડી) Necessitous, indigent. ગરીબ; કંગાલ; તંગીની હાલતવાળું; દરિદ્રી.

**Needle,** *n.* (નીડલ) સોય; હોકાયંત્રનો કાંટો **N.** Work. સોયથી થતું કામ; ભરત, ચીકન The eye of a **N.** સોયનું નાકું. Point of a **N.** સોયની અણી.

**Needle-work,** *n.* ( નીડલવર્ક્ ) Work embroidered by means of a needle. શીવણકામ; ભરત; ગુંથણકામ.

**Nefarious,** *a.* (નિફે'રિયસ્) અતિદુષ્ટ; અઘોર પાપી; બદફેલી; લુચ્ચું. [L. *ne*, not; *fari*, to speak]

**Negation,** *n.* ( નિગે'શન્ ) Denial. નકાર; નામંજુર ક૦ તે; નિષેધ; અસ્વીકાર. ૨. અભાવ; ગેરહાજરી; નાસ્તિત્વ. Universal **N.** સંસર્ગાભાવ. Relative **N.** અન્યોન્યાભાવ. [L. *nego*, I deny].

**Negative,** *a.* ( ને'ગટિવ્ ) (Opposite to *affirmative*). નકારનું; નિષેધક; અસ્વીકારસૂચક. 2. (Opposite to *positive*). અભાવસૂચક; ગેરહાજરી દેખાડનાર. As, *a.* **N.** process. અભાવદર્શક રીત. 3. Having the power of stopping. અટકાવવાની શક્તિવાળું. A. **N.** Quantity. જે પરિમાણની આગળ ઓછાનું ચિહ્ન હોય તે. 5 Right of preventing by non-consent. ના કહીને અટકાવવાનો હક. *vt.* To disprove. ખોટું-ઉલટું સાબીત કરી આપવું. To refuse to enact or sanction. મંજુર કરવું નહિં. As, the senate negatived the bill. તે બીલ રાજ્યસભાએ મંજુર કીધું નહિં.

**Nagatively,** *a.* (ને'ગટિવલી) In a negative manner. નિષેધ રીતિએ.

**Neglect,** *vt.* (નીગ્લે'ક્ટ્) To omit. ન કરવું; ગફલત કરવી; ભૂલી જવું; એક કોરે મૂકીને જવું. As, he neglected his business. તેણે પોતાનું કામ ન કીધું 2. Not to treat with attention or respect. અનાદર કરવો; અપમાન કરવું *n.* Omission of civilities. અપમાન. Negligence. ગફલત: બેખબર; અસાવધપણું.

**Neglectful,** *a.* ( નીગ્લે'ક્ટ્ફુલ્ ) Negligent; heedless. ગાફેલ; બેપરવા; બેફીકર. 2. Apt to forget or omit. વિસરભોળું; ભૂલકણું.

**Negligence,** *n.* ( ને'ગ્લિજન્સ્ ) Habitual omission. ન કરવાની, ભૂલવાની ટેવ; ગફલત; ભૂલ; કસુર; અનાદર.

**Negotiate,** *vi.* (નિગો'શિએ,ટ્) (For sale or purchase). વાત, તકરાર ચલાવવી; સાટું કરવું; સોદો કરવો; 2. (For a treaty). ભાંજઘડ કરવી. *vt.* To procure a loan of money. પૈસા ધીરવાનો બંદોબસ્ત કરવો. 2. To sell. વેચવું. [L. *nec*, not; *otium*, leisure.]

**Negotiation,** *n.* (નિગોશિએ,'શન્) The act of arranging. સોદો; ભાંજઘડ.

**Negotiator,** *n.* (નિગો'શિએ,ટર્) સોદો, ભાંજગડ કરનાર.

**Negotiable,** *a.* (નિગો,'શબલ્) That may be passed to another (a note or bill.) માલિકની સહી થઇને બીજા આસામીને અપાય એવું; નું ચલણ થાય એવું.

**Negress,** *n.* (ની'ગ્રેસ્) હબસણ; સીદણ.

**Negro,** *n.* (ની'ગ્રો) હબસી; સીદી. [L. *niger*, black.]

**Negro-head,** કાળી આકરી તમાકુ.

**Negus,** એબીસીનીઆનો રાજા; આકરો દારૂ.

**Neigh,** *vi.* (ને,) ખોંખારવું; હણહણવું.

**Neighing,** *n.* (ને,'ઇંગ્) ખોંખારો; હણહણાટ.

**Neighbour,** *n.* (ને,'બર્) પાડોશી. *a* -°**ing.** પાડોશનું.-°**ly.** પાડોશીને લાયક, મળતાવડું, મિલનસાર.-°**hood.** પાડોશ; નજદીકની જગા.*pl.*આડોશી પાડોશી. They were neighbourly with one another. તેઓ પરસ્પર મળતાવડાં હતાં.

**Neighbouring,** *a.* (ને,'બરિંગ્) Situated close by. પાસેનું; પડખેનું.

**Neighbourhood,** *n.* (ને,'બરહુડ્) પડોશ;નજીક.

**Neighbourly,** *adv.* (ને,'બરલી) Acting like a neighbour. પડોસીની ફરજ નું, ધર્મનું.

**Neighbourship,** *n.* (ને,'બરશિપ્) પડોશી હોવાપણું, ની સ્થિતિ.

**Neither,** *pro.* (ના'યધર્) બેમાંનું એકે નહિં; *conj.* બેમાંથી એક નહિં; અને પણ નહિં.

**Nem-con,** *adv.* (નેમકૉન્) Without opposition. કોઈ ના ન પાડતાં; વગર વિરોધે.

**Nemesis,** *n.* (ને'મિસિસ્) વૈરદેવી; કર્મફલ, વિપાક; વૈર [Gk.]

**Nemine,** *adv.* (નિ'મિની) વગર વિરોધે; એક મતે. [L.]

**Neolithic.** *a.* (નિઑલિ'થિક્) Of the later stone age. પાછલા અશ્મ, પત્થરયુગનું.

**Neology,** *n.* (નીઑ'લજી) નવું મત; ઈશ્વરોક્તશાસ્ત્ર વિરૂદ્ધ મનકલ્પિત મત. [Gr. *neos*, new; *logos*,a word].નવા શબ્દ દાખલ કરવા,બનાવવા તે.

**Neophyte,** *n.* (ની'ઓફાઇટ્)A new convert. નવો થએલો ખ્રિસ્તિ. 2. A novice, a tyro, શિખાઉ; નવો નિશાળીઓ. [Gr. *neos*; *phuton*, a plant).

**Neoteric,** *adj.* (નીઓટે'રિક્) New; modern. નવું; અર્વાચીન; હાલનું. [Gr. *neos*, new].

**Nephew,** *n.* (ને'ફ્યુ) ભત્રીજો; ભાણેજ; ભાણનો. [L. *nepos*, a grandson].

**Nephritic-al,** *adj.* (નિફ્રિ'ટિક્) Pertaining to the kidneys or urinary organs; venal. મૂત્રપિંડનું; ગુરદાનું. [Gr.*nephros*, the kidneys].

**Nepotism** *n.* (ને'પટિઝમ્) Undue preference shown to relations. પોતાના સગાનું કામ પાર પાડવું, તેની ચઢતી કરવી, તેનું ઠેકાણું કરવું તે; સ્વજન પક્ષપાત.

**Neptune,** *n.* (ને'પ્ટ્યૂન્) એક ગ્રહ છે. વરૂણદેવ. [L. *neptunus*, the god of the waters].

**Nereid,** *n.* (ની'રીઇડ્) A daughter of the sea. જળદેવી; દરીયાઇ અપ્સરા. [Gr. *nereis*].

**Nerve,** *n.* (નર્વ) One of the fibres which convey sensation from all parts of the body to the brain. જ્ઞાનતંતુ; મગજતંતુ; નસ; રગ. 2. શરીરનું બળ-જોમ. *vt.* To give strength or vigour. જોર, જોમ આપવું. To strain every nerve=છાતી તોડવી; જીવ તોડવો; પોતાથી બનતું કરવું. [L. *nervous*, a sinew]

**Nerveless,***adj.*(ન'ર્વલિસ્) જોર વગરનું; અશક્ત

**Nervine,** *adj.* (ન'ર્વાઇન્) Having the quality of acting upon nerves. પૌષ્ટિક; બળ આપતું.

**Nervous,** *adj.* (ન'ર્વસ્) Sinewy. બળવાન 2. Possessing vigour of mind. હિંમતવાળું; જોમદાર. 3. Pertaining to the nerves. જ્ઞાન તંતુ સંબંધી, માથાનું. 4. Sensitive. બીકણ; સેહેજમાં ગભરાય એવું.

**Nescience,** *n.* (ને'શ્યન્સ્) Want of knowledge; ignorance. અજાણપણું; અજ્ઞાન; ન જાણવું તે; અવિદ્યા. [L. *ne*, not; *scio*, I know].

**Nest,** *n.* (નેસ્ટ્) The bed or receptacle prepared by a bird or fowl for holding her eggs and for hatching and rearing her young. પક્ષીનો માળો; જાળું. 2. A snug, comfortable,or cozy residence. આશ્રમ;રેહેઠાણ. *vi.* To build and occupy a nest. માળો બાંધીને તેમાં રહેવું. *vt.* To form a nest for. ને માટે માળો બનાવવો. [L. *nidus*, a resting place].

**Nest-egg,** *n.* (ને'સ્ટ્-એગ્) An egg left in the nest to prevent the hen from forsaking it. પક્ષીની માદા માળો ન છોડે એ માટે માળામાં રાખેલું ઇંડું

**Nestful,** *adj*; (ને'સ્ટ્ફુલ્) As much or many as will fill a nest.માળામાં એટલું સમાય તેટલું.

**Nestle,** *vi.* (ને'સલ્) To lie close and snug. સુખ ચેનથી સુઇ રહેવું, ભરાઇ લપાઈ જવું. *vt.* To cherish. પાળી પોષી મ્હોટું કo. જતનથી ઉછેરવું.

**Nestling** *n.* (ને'સ્લિંગ્) A young bird which has not abandoned the nest. ઇંડામાંથી તુરતનું નીકળેલું બચ્ચું. *adj.* Newly hatched. તરતનું સેવેલું.

**Net,** *n.* (નેટ્) A fabric of twine, thread, or the like wrought or woven into meshes. જાલ; પાશ; જાળી. 2. A snare. ફાંસો; ફંદ. *n.* Work. જાળીદાર કામ. *vt.* જાળ ગુંથવી. **Net income**=ખરચ જતાં વધેલી કમાઇ.*vi.*To form network; to knit. જાળી બનાવવી; ગુંથવું. *adj.* Pure;unadulterated. ભેળ વગરનું;નર્યું;અસલ શુદ્ધ.

**Nether,** *a.* (ને'ધર)Lower. નીચેનું; હેઠેનું;તળેનું.

**Netherlander**,*n.* (ને'ધરલૅન્ડર) An inhabitant of the Netherland. નેધરલૅન્ડનો રહેવાસી.

**Netherlandish,** *a.* (ને'ધરલૅન્ડિશ્) Of the Netherland. નેધરલાન્ડનું; સંબંધી.

**Nethermost,** *a.* ( ને'ધર્મોસ્ટ્ ) Lowest. છેક તળેનું.

**Netsuke**=A carved ornament like a button. બટનના ઘાટનું ઘરેણું; આભૂષણ.

**Nettle,** *n.* (ને'ટલ્) A plant of the genus Urtica. કૌવચ; ખજવાળ આણે એવો છોડ. *vt.* To fret; to irritate. ખીજવવું; ચીડવવું.

**Neuralgia,** *n.* ( ન્યૂરૅ'લ્જે ) શૂળનું દરદ; મજ્જાતંતુમાં થતું દરદ. [Gr. *neuron*, nerve; *algos*, pain.]

**Neurology**, *n.* ( ન્યુરૉલ'જી ) The branch of science which treats of the nervous system. જ્ઞાનતંતુ વિદ્યા-નું શાસ્ત્ર. [L. *neuron*, nerve; *logos*, doctrine].

**Neuter,** *a.* (ન્યૂ'ટર) Expressing that which is of neither sex. નાન્યતર જાતિનું. 2. Having no generative organs. નપુંસક. 3. ત્રાહિત; અલગ; મધ્યસ્થ.[L.*ne*, not; *uter*, either of two].

**Neutral,** *a.* ( ન્યૂ'ટ્રલ્ ) Not engaged on either side. નિષ્પક્ષપાતી; ત્રાહિત; તટસ્થ.

**Neutrality,** *n.* ( ન્યૂટ્રૅ'લિટી ) મધ્યસ્થપણું; નિષ્પક્ષપાત.

**Neutralize,** *vt.* ( ન્યૂ'ટ્રલાઇઝ્ ) To render neutral. રદ-બરબાદ કo. 2. To render imperceptible the peculiar properties of a body. કોઇ પદાર્થના ખાસ ગુણો નહિં માલમ પડે તેમ કરવું. 3. To render inoperative. અસર ન થાય તેવું કરવું; નિષ્ફળ-નિરૂપયોગી કરવું.

**Neutralization,**n.(ન્યૂટ્રલાઇઝે'શન્) બરબાદી.

**Never,** *adv.* (ને'વર્) At no time. કદી નહિં. 2. Not in the least. બીલકુલ નહિં. 3. **N.** So. ગમે તેમ, ગમે તેવું, તેટલું કદી નહિં થયું હોય. As, ask me **N.** So much. કોઈએ કદી માગ્યું નહિં હોય તેટલું મારી પાસે માગ. Charm he **N.** so wisely. ગમે તેવી ચતુરાઈથી તે મંત્રે.

**Never-the-less,***adv.* & *conj* (નેવર-ધ-લિ'સ્) Notwithstanding; in spite of. તોએ; તોપણ; એમ છતાં પણ; તથાપિ; પરંતુ.

**New,** *adj.* ( ન્યૂ ) Fresh; recent; modern. નવું; તાજું; હમણાનું; કોરે કડકડતું; અર્વાચીન.

**Newly,** *adv.* (ન્યૂ'લી) હમણાંજ;થોડીક વાર થયે.

**Newness,** *n.* (ન્યૂ'નિસ) નવીનતા; નૂતનતા.

**New-fangled,** *adj.* (ન્યૂ-ફૅ'ન્ગલ્ડ્) Formed with the affection of novelty. નવું બનાવેલું; નવાઇ ભરેલું; નવી વસ્તુપર મગ્ન, મોહિત.

**News,** *n.* ( ન્યૂઝ્ ) Fresh tidings. સમાચાર. વતમાન; ખબર.

**News-monger,** *n.* (ન્યૂ'ઝ્-મંગર્) ગપ્પીદાસ; ગપ મારનાર; કાસદ; ખેપીઓ,

**New-moon,***n.*( ન્યુ'મૂન્ ) બીજનો ચંદ્રમા;બીજ.

**News-paper,** *n.* ( ન્યૂ'ઝ્-પે,પર ) વર્તમાન-સમાચાર પત્ર.

**News-vendor,** *n.* (ન્યૂ'ઝ્-વેન્ડર) વર્તમાન પત્ર વેચનાર.

**New-year's day,** *n.* (ન્યૂ-યીર્સ-ડે,')બેસતા વર્ષનો પેહેલો દહાડો; નૂતનવર્ષપ્રભાત.

**New-year's-gift,***n.* (ન્યૂ-યીર્સ-ગિ'ફ્ટ્)બોણી બક્ષીસ; નૂતનવર્ષભેટ.

**Next,** *adj.* (નેક્સ્ટ્) Nearest in place, time or order. પાસેનું; પછીનું; બીજું; જોડેનું;લગોલગનું. *adv.* પછીથી; તે પછી.

**Nexus,** *n.* ( ને'ક્સસ્ ) Connection; tie. સંબંધ; ગાંઠ.

**Nib,** *n.* (નિબ્) પક્ષીની ચાંચ; અણી;કલમની ટાંક; કત. *vt.* To furnish with a **N.** ટાંક મારવી; અણી કાઢવી.

**Nibble,** *vt.* (નિ'બલ્) To bite by little at a time. થોડે થોડે કરડી ખાવું.*vi*, To bite upon something gently.બચકું ભરવું. 2. To carp at. ભૂલ કાઢયા કરવી; હલકી-નજીવી ટીકા કo. *n.* A small piece. નહાનો કડકો.

**Nice**, *adj.* (નાઇસ્) Dainty; delicate. સ્વાદિષ્ટ 2. Fine. બારીક; સૂક્ષ્મ; ઝીણું. 3. Accurate. બરાબર; ચોકસ. 4. Fastidious. ખનખોર; અતિ રસિક; ચાપચીપીયું.

**Nicely,** *adv.* ( નાઈસ્લી ) સુંદર રીતે; બારીકાઇ-ચોકસાઇ-સંભાળથી.

**Nicety,** *n.* (નાઈ'સિટી) The quality or state of being nice. બારીક, સૂક્ષ્મ, ઝીણી દષ્ટિ, નજર. 2. Squeamishness. ખણખોદપણું; સહેજમાં કંટાળવાની વૃત્તિ. 3. Minute difference. બારીક

વકુફવત. **N.** of management. યુક્તિ; બારીક હિકમત, ચોકસાઇ.

**Niche,** *n.* (નિચ્) A cavity. પુતળાં વગેરે મૂકવાને માટે દિવાલમાંનો ગોખલો.

**Nick,** *n.* (નિક્) Critical time. એન વખત; અણી વેળા, અણી પર વાત આવી હોય એવો વખત. A notch cut in something. ચીરો; ખાંચ. *vt.* To make a nick or nicks in. માં ચીરો, ખાંચ, કાપ પાડવા. 2. Nickname. મશ્કરીના નામથી બોલાવવું; ઉપનામ.

**Nick-nacks** *n. pl.* (નિ'ક્-નૅક્સ્) Small wares; trifles; baubles. આચરકુચર, હલકો સામાન, કચરો, રમકડાં.

**Nickname,** *n.* (નિ'ક્ નેમ્) A name given in contempt, derision. મશ્કરીનું, ચીડનું નામ.

**Nictation,** *n.* (નિક્ટે'શન્) The act of winking. આંખનો પલકારો, મચકારો.

**Nidget,** *n.* (નિ'જીટ્) A fool; an idiot. મૂર્ખ માણસ.

**Nidificate,** *vt.* (નિ'ડિફિકેટ્) To make a nest. માળો કરવો. [L. *nidus*, nest, *facio*; I make.]

**Niece,** *n.* (નીસ્) ભત્રીજી; ભાણેજી.

**Nid-nod,** *v.* (નિ'ડનૉડ્) હલાવ્યા, ધુણાવ્યા કરવું.

**Niggard,** *a.*(નિ'ગર્ડ) Miserly. કંજુસ; બખિલ; કૃપણ. *n.* A miser. કંજુસ; કરકસરીઓ માણસ. *a. adv.*-**ly.** કંજુસીયો; કંજુસાઇથી.

**Nigger,** *n.* (નિ'ગર્) Negro. સીધી; હબસી; કાળો; હલકો.

**Niggle,** *v.* (નિ'ગલ્) ટાયલું કરવું; ઝીણી ઝીણી ખણખોદ કરવી.

**Nigh,** *adj.* (નાય્) Not distant. પાસેનું; નજીકનું. *adv.* Near. પાસે; નજીક. *vi.* & *vt.* To approach; to come near. જઈ પહોંચવું; પડખે પાડવું. *prep.* Near to. ની પાસે.

**Night,** *n.* (નાઈટ્) The time from sunset to sunrise; the time of quiet, rest, sleep. રાત; રજની; નિશા. 2. Darkness. અંધારૂં. 3. Ignorance. અજ્ઞાન. 4. The period after the close of life. મરણાંતરકાલ. **N.** Blindness. રતાંધળાપણું.To sit up at **N.** જાગરણ-ઉજાગરો કરવો.

**Night-dress,** *n.* (નાઈ'ટ્-ડ્રેસ્) પહેરી સુવાનાં લુગડાં; શયનવસ્ત્ર.

**Night-fall,** *n.* (નાઇ'ટ્-ફૉલ્) Evening. સમીસાંજ; સંધ્યાકાળ; દીવા વખત.

**Nightingale,***n.*(નાઇ'ટિંગેલ્)An European song-bird. બુલબુલ પક્ષી.

**Nightly,** *a.* (નાઇ'ટ્લી) Of the night. રાત્રે થતું; રાતની વખતનું.

**Night-mare,** *n.* (નાઇ'ટ્-મેર્) A fiend or incubus formerly supposed to cause trouble in sleep. ઓથાર; ખરાબ સ્વપ્નું.

**Night-shade,** *n.* (નાઇ'ટ્-શેડ્) A plant of the genus solanum. ભોંયરીંગણી.

**Night-soil,** *n* (નાઇ'ટ્-સૉઇલ્) The contents of privies. સંડાસોમાંથી કાઢેલાં મળમૂત્ર.

**Night-watch,** *n.* (નાઇ'ટ્-વૉચ્) A watch or guard at night. રાતની ચોકી કરનાર.

**Nigrescent,** *a.* (નિગ્રે'સન્ટ્) Blackish. કાળાશ પડતું; કાળું.

**Nihilism,** *n.* (નાઇ'હિલિઝમ્) Rejection of moral principles; doctrine that nothing exists. સર્વ ધાર્મિક તથા નૈતિક સિદ્ધાંતોનો ઈનકાર; ઈનકારવાદ; શૂન્યવાદ; સ્થાપિત રાજ્યસત્તાનો વિરોધી મતવાદ. **Nihilist**=શૂન્યવાદી. **Nihilistic**= શૂન્યવાદને લગતું, ના જેવું.

**Nihility,** *n.* (નિ'હિલિટી) Nothingness. નાસ્તિત્વ; અભાવ; શૂન્યતા; નહિંપણું. [L. *nihil*, nothing].

**Nill,** *n.* (નિલ્) ૦ નંબર; શૂન્ય; કંઈ નહિં.

**Nil admirari,** (ઍડમિરે'રાઈ) કંઇપણ નવાઈ ન લાગે તેવી વૃત્તિવાળું; અભિમાની.

**Nimble,** *a* (નિ'મ્બલ) Light and quick in motion; lively. ચપળ; ચંચળ; ચાલાક; હોશીયાર.

**Nimbose,** *a.* (નિ'મ્બોઝ્) Cloudy, stormy. વાદળવાળું; ઘનઘોર. [L. *nimbus*, cloud].

**Nimbus,** *n.* *pl.* **Nimbi,** a halo. વાદળાં; કિરણ; અંશ; માળા

**Nimiety,** *n.* (નિમા'ઇટી) Too-muchness. અતિશયતા.

**Niminy-piminy,** *a.* (નિ'મિની-પિ'મિની) પુરૂં બોલે નહિં એવું; ગણગણીયું; ઇક્કડેટાટ.

**Nincompoop,** *n.* (નિ'નકૉમ્પૂપ્) મૂર્ખ; અનાડી; ઢોંડો.

**Nimmer,** *n.* (નિ'મર) A thief. ચોર.

**Nine,** *adj.* (નાઇન્) ૯.વ. **N.** Fold નવગણું.

**Nine-pins,** *n.* (નાઇ'ન્-પિન્સ્) લાકડાની નવ ખુંટી સપાટી ઉપર બેસાડીને તેને પાડી નાંખવાને માટે તેણી ગમ લાકડાનો દડો ફેંકવાની રમત.

**Nineteen,** *adj.* (નાઇ'નટીન્) ઓગણીસ.

**Ninety,** *adj.* (નાઇ'નટી) નેવું.

**Ninth,** *adj.* (નાઇ'ન્થ) નવમું.

**Ninny** *n. pl* **Ninnies,** *a* (નિ'ની) A fool; A simpleton. બેવકૂફ; ભોળો.

**Nip,** *n.* (નિપ્) A sip or small draught. ફડકો; આચમન; નાનો ઘુંટડો. *vt.* To pinch. ચીમટા દેવા; ચોંટી દેવી. 2. To cut off the end. છેડેથી કાપી નાંખવું; છાંટી કાઢવું. 3. To check the growth. વધતું અટકાવવું. To nip in the

bud=મૂળમાંથીજ નાશ કરવું, ડાંભી દેવું. *n.* A pinching. ચીમટો; ચોંટી.

**Nippers,** *n. pl.* (નિ'પર્ઝ) Small pincers. નાના ચિપિયા; સાંણસી.

**Nipple,** *n.* (નિ'પલ) A teat; a pap; the mammila.. કુચાગ્ર; સ્તનાગ્ર; સ્તનનું ટોચકું; દીંટડી.

**Nit,** *n.* (નિટ) The egg of a louse. જૂની લીખ.

**Nitty,** *adj.* (નિ'ટી) લીખોવાળું.

**Nitid,** *adj.* (નિ'ટિડ) Bright. ચળકતું.

**Nitre,** (*n.*) (નાઈટર) Saltpetre. સુરોખાર.

**Nitrate,** *n.* (ના'ય્ટ્રેટ) A salt formed by the union of the nitric acid with a base. કોઇ મુખ્ય તત્વની સાથે નાઇટ્રિક ઍસિડના મળવાથી થતો ખાર. **N.** of potash. જવખાર. **Nitric**= Having the properties of nitre. જેમાં સુરોખારના ગુણો છે તેવું.

**Nitrous,** *adj.* (ના'યટ્રસ) સુરાખારનું.

**Nitrogen,** *n.* (ના'ઈટ્રજીન્) A gas forming nearly four-fifths of common air. નાઇટ્રોજન્ વાયુ.

**No,** *adj.* (નો) ના, નહિં; માં; કોઇ નહિં.

**Noachian,** *adj.* (નોએ'કિઅન્) Pertaining to Noah, the patriarch or to his time. નોહનું; ના વખતનું.

**Nobody,** *n.* (નો'બડી) કોઈ નહિં; એકું નહિં; કોડીનો, નકામો માણસ.

**Noble,** *adj.* (નો'બલ) Dignified. ઉમદા; પ્રૌઢ; પ્રશસ્ત. 2. Splendid. ભભકાદાર; સુંદર; ઠાઠમાઠવાળું. 3. (Of family.) કુલીન; ખાનદાન. 4. Highest in rank. અમીરમાંનું; નામદાર; આલીશાં; 5. Generous; liberal. ઉદાર. 6. Excellent. ઉત્તમ; ઘણું સારૂં. A nobleman. અમીર; ઉમરાવ. *interj.* ખાસું; વા વા; શાબાશ; ભલે, [L. *nobilis*, noble].

**Nobility,** *n.* (નોબિ'લિટી) Greatness. ખાનદાની; કુલીનતા; ઉદારતા; અમીરાઇ. Nobleminded. મોટા, ઉદાર મનનું.

**Nocturnal,** *adj.* (નૉક્ટ'ર્નલ) Pertaining to night; done at night. રાતનું; રાત્રે કીધેલું, થએલું. [L. *nox*, night.]

**Noctambulist,** *n* (નૉક્ટૅ'મ્બ્યુલિસ્ટ) A night-walker, one who rises from bed and walks in his sleep. [L. *nox*, night; *ambulo*, to walk] સ્વપ્ન, નિશાચારી.

**Noctilucous,** *adj.* (નૉક્ટિલ્યુ'કસ) Shining in the night. [L. *nox*, night; *lucco* to shine.]

**Nocturne,** *n.* (નૉ'ક્ટર્ન) An office of devotion or religious service at night. પ્રાર્થના ખંડ; રાત્રિકૃત્ય; સંગીત.

**Nocturnally,** *adv.* (નૉક્ટ'ર્નલી) In the night; nightly. રાત્રિએ.

**Nod** *vi.* (નૉડ) To incline the head with a quick motion. માથું ડોલાવવું, ડોલવું, ડોલ્લાં ખાવાં. 2. To be drowsy. ઝુકવું; ઉંઘટું થવું; ડોલ્લાં, ઝોકાં ખાવાં. 3. To make a motion of assent or of salutation. ડોકી ધુણાવવી; સલામ કરવી; કબુલ કરવું. *vt.* ડોલાવવું; હલાવવું. To nod approbation=ડોકું હલાવીને કબુલાત આપવી. *n.* ડોલું; ઝોકું; સલામ; પ્રણામ; ઇશારો; સાન; સંકેત.

**Noddle,** *n.* (નૉ'ડ્લ) માથું; ટોચકું. [L. *nodus*, a knot].

**Noddy,** *n.* (નૉ'ડી) A simpleton; a fool; a sea-fowl; a sort of vehicle. ભોગીયો; જલકુકડી; એક જાતનું વાહન.

**Node,** *n.* (નોડ) A knot; a protuberance. ગાંઠ; ઢેકો, (જ્યોતિષમાં) ઉપગ્રહ.

**Nodule,** *n* (નૉ'ડ્યુલ) A mineral mass. કાચી ધાતુ; ચકમક વગેરે ખનિજ પદાર્થનો ગોળો; ગાંઠ. [L. *nodulus*, a little knot].

**Nodose,** *a.* (નોડો'સ) Knotty. ગાંઠાવાળું; ટોચકાવાળું.

**Nodule,** *n.* (નૉ'ડયુલ) ગોળી; ગાંઠ; ઢીમચું. *a.* **-°lar,-°lose,-°ulous.** ગાંઠાવાળું.

**Nodus,** *n.* (નો'ડસ) નવલકથા વગેરેની અંદરનો ગુંચવાયેલો પ્રશ્ન, ભાગ. *pl.* **Nodi,** (નો'ડાય).

**Noetic,** *a.* (નોએ'ટિક) બુદ્ધિને લગતું; કેવલ બુદ્ધિમય, શુષ્ક.

**Noggin,** *n.* (નૉ'ગિન્) A small mug or wooden cup. લાકડાનું પ્યાલું.

**Noise,** *n.* (નૉ'ઇઝ) Sound. અવાજ; શબ્દ; નાદ. 2. Clamour. પોકાર; ઘોંઘાટ; કકલાણ. 3. Frequent talk. પ્રસિદ્ધ વાત; ચર્ચા-વાત ચાલવી તે. To make a **N.** in the world. નામનો ડંકો વાગવો-વગાડવો; નામ-કીર્તિ ગાજવી; ધમાલ કo. To make a noise about. બુમાટો-પોકાર-હોકારો કo. *vt.* ગવાવું; ચર્ચાવું; લોકમાં પ્રસિદ્ધ-જાણ-મશહૂર કo. As, all these sayings were noised abroad. એ સઘળી વાતો લોકોમાં ગવાઇ ગઇ. [L. *noceo*, I hurt].

**Noiseless,** *a.* (નૉ'ઇઝ્લિસ) Soundless. અવાજ, ઘોંઘાટ વગરનું; સુનું; ચુપ.

**Noisy,** *a.* (નૉ'ઇઝી) મોટો અવાજ કરનાર; ચળકતો (રંગ વગેરે.) 2. Clamorous. ઘોંઘાટવાળું; ગાજી હેલું; ધાંધલીઉં. 3. Full. ખીચોખીચ-ધાડી વસ્તીવાળું.

**Noisome,** *a.* (નૉ'ઇસમ્) Noxious to health; hurtful; mischievous; unwholesome; offensive to the smell or other senses; disgusting. અપકારક; ઇજા કરે એવું; બાધક; કંટાળો ઉપજે એવું.

**Nomad,** *n.* (નૉ'મડ્) A roaming or wandering shepherd. ચારાને માટે પશુઓને લઇને ફર-

નાર, રખડનાર; ઢોર ચરાવીને પેટ ભરનાર. [Gr. *nomos*, pasture.]

**Nomadic,** *adj.* (નમૅ'ડિક્) Pastoral. જનાવરો ઉછેરીને તથા ઢોરો ચરાવીને પેટ ભરતું.

**Nomen**, *n.* (નો,'મેન્) Clan-name. જાતિ નામ; ટુકડી, પંથ નામ.

**Nomenclature,** *n.* (નો,'મન્કલે,ચર્) A calling by name; a dictionary of technical terms. શબ્દકોશ, કોઇ વિદ્યા, હુન્નર સંબંધી વપરાતા ખાસ શબ્દો. [L. *nomen*, a name; *calo*, I call].

**Nomenclator**, *n.* (નો,'મન્કલે,ટર્) One who calls a person or a thing by name; a person who gives names to things. નામ આપનાર.

**Nominal,** *adj.* (નૉ'મિનલ્) Existing in name only (not real). માત્ર નામનું, દેખાવનું.

**Nominally,** *adv.* (નૉ'મિનલી) By name or in name only. નામથી; દેખાવ પૂરતું.

**Nominate,** *vt.* (નૉ'મિને,ટ્) To appoint by name. (નામ લઇને, લખીને) નિમવું, સ્થાપવું. [L. *nomino*, to nominate.]

**Nomination,** *n.* (નૉમિને,'શન્) The act or power of nominating. નિમણુક, નિમવાની સત્તા.

**Nominative,** *adj.* (નૉ'મિનટિવ્) (વ્યાકરણમાં) પ્રથમા; કર્તા.

**Nominee**, *n.* (નૉમિની') નિમેલો પુરૂષ.

**Non,** *adv.* (નૉન્) ન; અ; અન્; નિ.

**Non-acceptance,** *n.* (નૉન્ઍકસે'પ્ટન્સ્) અસ્વીકાર.

**Non-age,** *n.* Minority. બાલ્યાવસ્થા; સગીરપણું

**Non-appearance,** *n.* (નૉન્-ઍપી'રન્સ્) Non-attendance. ગેરહાજરી.

**Non-chalance,** *n.* Indifference. બેફિકરાઈ; બેદરકારી; બેદિલી.

**Non-commisioned,** *adj.* સનંદ વગરનું.

**Non-compos,** *a.* (નૉન્-કૉમ્પૉસ્) Not of sound mind.ઘેલું;ગાંડું;ખસેલું;ચળેલું;બિનજવાબદાર.

**Non-conductor,** *n.* (નૉન્-કન્ડ'કટર્) (In physics). ઉષ્ણતા, વિજળીવાહક નહિ તે;અવાહક.

**Non-conformist,** *n.* (નૉન્-કન્ફૉ'મિસ્ટ) (કોઇ દેશમાં) સરકાર સ્થાપિત પંથનો અનુસારી નહિ તે; વિરોધી.

**Nonce**, *n.* (નૉન્સ) Occasion. અમુકજ વખત; પ્રસંગ.

**Nonchalant,** *a.* (નૉનશૅ'લન્ટ્) Unmoved. બેદરકારીભર્યું; શાંત.

**Nondescript,** *a.* (નૉ'નડીસ્ક્રિપ્ટ) Indeterminate. અકથ્ય; કયુ જાતનું છે એ કહેવું મુશ્કેલ; અનિર્વર્ણનીય વસ્તુ, આદમી.

**Non-conformity,** *n.* The neglect or refusal to unite with the established church in its rites and mode of worship. પંથવિરોધ; અનનુસરણ.

**Non-delivery,** *n.* (નૉન્-ડીલિ'વરી) Neglect of delivery. હવાલે ન કરવું તે; અસમર્પણ.

**None,** *pro.* (નન્) કોઇ નહિં; એક પણ નહિં.

**Non-entity,** *n.* (નને'ન્ટિટી) Non-existence. નહિંપણું; નાસ્તિત્વ; અભાવ; કિંમત વગરની વ્યક્તિ.

**Nones,** *n.* (નો,ન્ઝ્) Eighth day before Ides. સાતમી, પાંચમી તારીખ; નવમે કલાકે થતી ધર્મક્રિયા.

**Non-essential,** *adj.* (નૉન્-ઇસે'ન્શલ્) કોઇ કામને માટે અગત્યનું નહિં; બિનજરૂરી; અનુષંગી.

**Non-pareil,** *a.* (નૉન્-પરે'લ્) જેની બરોબરી થઈ શકે નહિં તેવું.-*n.* A person or thing having no equal; a nonesuch. અદ્વિતીય;અનુપમ.

**Non(e)-such,** A thing having no equal, an extraordinary thing.

**Non-plus,** *n.* (નૉન્પ્લ'સ્) ઘોળ; ગભરાટ; ગુંચવાડો. *vt.* ને ઘોળ પડવો, ને ગભરાટ, ગુંચવાડામાં નાંખવું; ભોંઠા, ઝંખવાણા પાડવું.

**Non-resident,** *adj.* (નૉન્-રે'ઝિડન્ટ્) ઠરાવેલી જગાએ નહિં રહેનાર; અનિવાસી.

**Non-resistance,** *n.* (નૉન્-રીઝિ'સ્ટન્સ્) The omission of resistance; passive obedience, submission to authority. અવિરોધ; દીનતા.

**Non-sense,** *n.* (નૉન્-સેન્સ્) વગર અર્થનું બોલવું તે; નકામું; ટાયલું.

**Non-sensical,** *adj.* અનર્થક; અર્થહીન; અગડબગડ; ખાલી; નકામું; અયોગ્ય.

**Non-solvency,** *n.* (નૉન-સૉ'લ્વન્સી) Inability to pay debts. દેવાળીઆપણું;ઓગાળવાની અશક્તિ.

**Non-solvent,** *n.* (નૉનસૉ'લવન્ટ) Not solvent; insolvent. દિવાળીયું; અદ્રાવક; અશિથિલકર.

**Non-suit,** *vt.* (નૉ'નસૂટ્) વાદીની ગફલતને લીધે અથવા તેના ગેરહાજર રહેવાથી તેનો દાવો નહિં ચાલે એવો ઠરાવ કરવો; દાવો રદ કરવો, દાવો નહિં ચાલે એવો ઠરાવ.

**Noodle,** *n.* (ન'ડલ્) મૂર્ખ;અનાડી;બોઘલું;બેવકૂફ.

**Nook,** *n.* (નૂક) ખૂણો; કોણ.

**Noon,** (નન્) **Noon-day,** (નૂ'ન-ડે) **Noontide,** *n.* (નૂ'નટાઇડ) બપોર,મધ્યાહ્ન;*a.* બપોરનું.

**Noose,** *n.* (નૂસ્) A running knot. સરકીઓ ગાંઠ; ગાળો; ફાંસો; આંટી. *vt.* To entrap. ફાંસવું, ફાંસામાં આણવું.

**Nor.** *conj.* (નૉર્) પણ નહિં; અને નહિં.

**Normal,** *a.* (નૉ'મલ્) Perpendicular. લમ્બ. 2. Regular. નિયમિત; સાધારણ. 3. Instructing in

the art of teaching (a school). મહેતાજી-બાળ-શિક્ષકનો ધંધો શિખવવું.

**North**, *n.* (નૉર્થ્) ઉત્તર દિશા. *a.* ઉત્તર દિશાનું; **N.** East, ઈશાન ખૂણો. **N.** West, વાયવ્ય ખૂણો. **N.** Star, ઉત્તર ધ્રુવનો તારો. **N.** Wind, ઉત્તરવાયુ. **N.** Pole, ઉત્તર ધ્રુવ. **N.** ward, *a.* ઉત્તર તરફ. Northerly; northern. ઉત્તરનું. Northernmost. છેક ઉત્તરનું.

**Nose**, *n.* (નોઝ્) The organ of smell. નાક; નાસિકા; ઘ્રાણેન્દ્રિય. 2. Scent. વાસ લેવાની શક્તિ. To lead by the nose=આંખ મિચાવીને-આંખે પાટા બાંધીને.મરજી મુજબ દોરવવું To be led by the nose=વગર વિચારે કોઈના કહ્યામાં રહેવું; આંખ મિચીને પછવાડે ચાલવું;બેદરકારીથી જવું. To thrust one's nose into=માં માથું મારવું; વચ્ચે પડવું. To blow the nose=નાક નસીંગવું; લીંટ કાઢવી. To put one's **N.** out of joint=ની સાથે (કોઇનો) સ્નેહ તોડવો. To turn up the **N.** at. ને તુચ્છ માનવું. Under one's **N.** ના દેખતાં. Bridge of the **N.** નાકની દાંડી. That speaks through his **N.** ગુંગણું. Nose-bag, તોબરો. Nose-gay, ફુલનો તોરો, ગોટો. Nose-ring, નથ; નથની.

**Nostalgia**, *n.* (નૉસ્ટૅલ્જ્યા) Home-sickness. સ્વદેશ, પોતાને ઘેર જવાની તૃષ્ણા, આતુરતા, તલપાપડ થવું તે; ઘર ઘેલછા.

**Nostradamus**,*n.*(નૉસ્ટ્રૅડે,'મસ્)Prediction-monger. ભવિષ્યવાણી ભેગી કરનાર; ગ્રહ, જોષઘેલો.

**Nosology**, *n.* (નસૉ'લજી) રોગનિદાન શાસ્ત્ર.

**Nostril**, *n.* (નૉ'સ્ટ્રિલ્) નસકોરૂં. Cartilage of the **N.** નાકનો પડદો. To dilate the **N.** (as in anger). નસકોરાં ફુલાવવાં.

**Nostrum**, *n.* (નૉ'સ્ટ્રમ્)A quack medicine. જડીબુટ્ટી;ગૂઢૌષધ;વઘ્ઘી;ખાસ દવા. [L.*noster*,ours]

'**Not**, *adv.* (નૉટ્) નહિં; નથી; ના; ન.

**Notch**, *n.* (નૉચ્) A hollow cut in anything; a nick. કાતરો; ચીરો; ખાંચ. *vt.* To cut into; to cut in small hollows. ખાંચ, ચીરા, સળ, કાતરા પાડવા.

**Note**, *n.* (નોટ્) A mark; sign or token. નિશાની; ચિહ્ન. 2. A short remark. ટીપ; પાનાના હાંસીઆ પર લખેલો ખુલાસો. 3. Memorandum. ટીપ; યાદી; નોંધ; ટપકાવેલી યાદી. 4. Notice; heed. લક્ષ; ધ્યાન. 5. Reputation આબરૂ; પ્રતિષ્ઠા; ભારબોજ. 6. (Mus.). સૂર. 7. A short letter. ચિઠ્ઠી. 8. Annotation. ટીકા; વ્યાખ્યા; ભાષ્ય. Promisory **N.** દસ્તાવેજ; વ્યાજુ ચિઠ્ઠી; પ્રૉમિસરી નોટ. **N.** of hand. ખત; લેખ *vt.* To observe. લક્ષ; ધ્યાનમાં લેવું. 2, To write down. ટપકાવી લેવું; નોંધ કરી લેવી; ટાંચણ કરવું. Note this in your book. તમારી ચોપડીમાં લખી લો. [L *nota*, a mark.]

**Notable**, *a.* ( નો,'ટબલ્ ) Remarkable, notorious. લક્ષમાં રાખવા જોગ; મશહૂર; પ્રસિદ્ધ; નામાંકિત.

**Notary**, *n.* (નો,'ટરી) કરારનામાં-ખત, કબાલા વગેરે કાગળ પર સહી-સિક્કો કરનાર વકીલ, લેખક

**Notation**, *n.* (નોટે,'શન્) A marking or noting; an act of recording anything by marks; figures or characters; a system of signs or symbols. આંકડા માંડવા તે, પરિમાણ સંખ્યા; અંક; આંકડો.

**Noted**, *a.* (નો,'ટિડ્) Remarkable. પ્રખ્યાત; પ્રસિદ્ધ.

**Nothing**, *n.* (ન'થિંગ્) કાંઇ નહિં.

**Nothingness**, *n.* (ન'થિંગનિસ્) Nihility; non-existence; a thing of no value. અભાવ; કિંમત વગરની વસ્તુ.

**Notice**, *n.* (નો,'ટિસ્) Observation. લક્ષ; ધ્યાન. 2. Information. ખબર; સૂચના; બાતમી. 3.A paper. પ્રસિદ્ધિપત્ર;જાહેરનામું. 4.Respectful treatment. આદરસત્કાર. *vt.* To observe. જોવું; લક્ષમાં લેવું. 2. To heed. ધ્યાન દેવું; નિઘા-નજર રાખવી. 3. To make remarks on. કોઇ વિષય પર બોલવું-લખવું. 4. To treat with civilities. આદરસત્કાર ક૦.

**Nothingarian**, *n.* ( નથિંગે'રિઅન્ ) Sceptic. સંશયાત્મા; શંકાશીલ; ધર્મમાં નહિં માનનારો.

**Noticeable**, *a.* ( નો,'ટિસબલ્ ) Worthy of observation. ધ્યાન-લક્ષ આપવા જોગ.

**Notification**, *n.* (નોટિફિકે,'શન્ ) જાહેરનામું; સૂચનાપત્ર; ઢંઢેરો; થાળી-દાંડી પીટવી તે.

**Notify**, *vt.* ( નો,'ટિફાઈ ) To make known. જાહેર ક૦; જણાવવું; સૂચના આપવી.

**Notion**, *n.* (નો,'શન્) An idea. કલ્પના; તર્ક; ભાવના. 2. Sentiment; opinion. મત; અભિપ્રાય. 3. Inclination. મનનું વલણ; મનોરથ. I have a notion to go. મારે જવાનો મનોરથ છે. High notions and fancies=મિજાજ; પતરાજી; મગરૂરી; તોર.

**Notional**, *a.* (નો,'શનલ) Imaginary. કલ્પિત, મનમાં ધારેલું. 2. Fanciful. તરંગી; તર્કબાજ.

**Notoriety**, *n.* ( નોટોરાં'યટી ) બદકીર્તિ; અનિષ્ટ પ્રસિદ્ધિ.

**Notorious**, *a.* (નોટો'રિયસ્) Publicly known. પ્રસિદ્ધ; જાણીતું; ખરાબ રીતે પ્રખ્યાત.

**Notwithstanding**, *conj.* ( નૉટ-વિધ્-સ્ટૅ'ન્ડિંગ્ ) Nevertheless. એમ છતાં પણ; તોયે; તથાપિ; તે છતાંએ.

**Nought**, *n.* (See *naught*).

**Noumenon,** *n.* (નુ'મિનૉન્) બુદ્ધિગ્રાહ્ય વિષય; માત્ર મનથીજ સમજાય એવું; અદૃશ્ય.

**Noun,** *n.* (નાઉન્) નામ. A proper **N.** વિશેષનામ. A common **N.** સામાન્ય નામ. An abstract **N.** ભાવવાચક નામ. A collective **N.** સંઘસૂચક નામ. A verbal **N.** ક્રિયાવાચક નામ.

**Nourish,** *vt* (ન'રિશ્) To suckle; to feed; to foster. ધવરાવવું; પોષવું; પાલણપોષણ કરવું; પરવરશી કo. 2. To encourage. ઉત્તેજન આપવું. 3. વૃદ્ધિ કરવી. [L. *nutrio*, to nourish].

**Nourishing,** *a.* (ન'રિશિંગ્) Nutritious. પૌષ્ટિક; ધાતુપુષ્ટિ-કૌવત આપનાર; પુષ્ટિકારક.

**Nourishment,** *n.* (ન'રિશ્મન્ટ્) Nutrition. ખોરાકી; આહાર; જીવન; ખાવાપીવાનું 2. Instruction. પુષ્ટિ આપનારી કેળવણી.

**Novel,** *a.* (નૉ'વલ્) New; unusual. નવું; હાલનું; અપૂર્વ; અદ્ભુત. *n.* A fictitious tale. કલ્પિત કથા-વાર્તા; નવલકથા. [L. *novus*, new].

**Novelist,** *n* (નૉ'વલિસ્ટ્) A writer of novels. કલ્પિત-જોડી કાઢેલી કથા-વાત-ઉપાખ્યાન લખનાર-બનાવનાર; નવલકથાકાર.

**Novelty,** *n.* (નૉ'વલ્ટી) નવાપણું; નવીનતા; અપૂર્વતા; અલૌકિકપણું; નવાઈ; નવાઇની-અજબ જેવી-અપૂર્વ વસ્તુ.

**November,** *n.* (નવે'મ્બર્) અંગ્રેજી વર્ષનો અગીઆરમો મહિનો. [L. *novem*, nine]

**Novice,** *n.* (નૉ'વિસ્) A beginner. કોઇ ધંધામાં નવું દાખલ થએલું માણસ; શીખાઉ; નવો નિશાળીઓ. 2. (In a convent). અજમાએશ આપનાર; ઉમેદવાર. 3. A recent convert. તરતનો-નવો ધર્મમાં આવેલો કોઇ પુરૂષ Ever a novice=રોજ નવો; લગને લગને કુંવારો.

**Novitiate,** *n.* (નૉવિ'શિએટ્) The state of being a novice. શિખાઉપણું; અણુવાકેફગિરી. 2. Period of probation. ઉમેદવારી; અજમાએશનો વખત

**Now,** *adv.* (નાઉ) હમણાં; સાંપ્રત; અધુના; હવે. 2. Very lately. થોડું થયું; થોડા વખત ઉપર. 3. After this. આ ઉપરથી; આવું છે ત્યારે. 4. At that time. તે વખત. 5. At one time—at another time. એક વખતે; બીજી વખતે. Now high-now low=એક વખત ઉંચું-બીજી વખત નીચું. From now=અતઃપર; આયંદે; આજ પછી. Now and then=કોઇ કોઈ વેળા; કદી કદી; વખત બેવખત. Till now=આજ લગી. *n.* Present time. હાલનો, ચાલતો વખત. An eternal **N.** સનાતન ચાલતો વખત.

**Now-a-days,** *adv.* આ દહાડાઓમાં; આજકાલ.

**No-way,-ways,-wise,** કોઇ પણ પ્રકારે નહિં.

**Noxious,** *a.* (નૉ'ક્શસ્) Hurtful; harmful; unwholesome; corrupting to morals. અપકારક; ઈજા દુઃખ દેનાર; નુકશાનકારક; રોગકારક; દુષ્ટ. [L. *noceo*, I hurt.]

**Nozzle,** *n* (નૉ'ઝલ્) નાકનું ટેરવું; જનાવરનું લાંબું ચ્હેરું

**Nubile,** *a.* (ન્યુ'બાઈલ્) પરણવા યોગ્ય.

**Nucleus,** *n.* (ન્યુ'કલીઅસ્) The central part of a body. મધ્ય ભાગ; ગર્ભ. **N.** of a comet. ધૂમકેતુનું માથું.

**Nude,** *a.* (ન્યુડ) Bare. ઉઘાડું; નાગું. 2. (In law) Void. નિરર્થક; પોકળ; બાતલ. **N.** contract. નિરર્થક કોલકરાર. [L. *nudus*, naked].

**Nudity,** *n.* (ન્યુ'ડિટી) Nakedness. નાગાપણું; નગ્નતા.

**Nudge,** *vt.* (નજ્) ચેતાવવાને, જણાવવાને ધીમેથી કોણીએથી અડકવું, સ્પર્શ કરવો; ઠોંસો મારવો.

**Nugatory,** *a.* (ન્યૂ'ગટરી) Trifling. નજીવું; હલકું. 2. (Law). નકામું; વ્યર્થ. Laws rendered **N**=વ્યર્થ થએલા કાયદા. [L *nugae* trifles.]

**Nugget,** *n.* (ન'ગેટ્) સોનાની લગડી.

**Nuisance,** *n.* (ન્યૂ'સન્સ્) જેથી કંટાળો ઉપજે તે; ઉપદ્રવકારક; કંટાળો ઉપજાવનારી વસ્તુ; ઈજા; ગંદવાડ. [L *noceo*, I hurt].

**Null,** *a.* (નલ્) Of no force or worth; void. ફોકટ; વ્યર્થ; રદ.

**Nullify,** *vt.* (ન'લિફાઇ) નકામું, રદ, બાતલ કo.

**Nullity,** *n.* (ન'લિટી) Nothingness. નહિંપણું; અભાવ; નાસ્તિત્વ. 2. (In law). જેમાં કાયદાનું જોર, ની સત્તા નથી તે.

**Numb,** *a.* (નમ્) Benumbed, deprived or destitute of the power of sensation and motion. બેશુદ્ધ; બેહેર મારી ગએલું; જડ. *vi* બેશુદ્ધ થવું; સુનકાર મારી જવું, રહી જવું; બેહેર મારી જવું *vt.* અચેતન, બેશુદ્ધ કo. (આંગ વગેરેને) જુઠા પાડવું.

**Number,** *n.* (ન'મ્બર્) That which is dealt out, distributed or assigned; a unit. અંક; આંક; સંખ્યા; નંગ. 2. Many. ઘણાં. Numbers died on the way. રસ્તામાં ઘણાં મરણ પામ્યાં. 3. (In poetry). માત્રા; છંદ; વૃત્ત. 4. Verse. કવિતા; પદ્યબંધ; 5. (In gram.) વચન. 6. Cardinal numbers, 1, 2, 3 &c. Ordinal numbers, 1st, 2nd, 3rd &c. Odd **N.** એકી, વિષમ સંખ્યા. Even **N.** બેકી સંખ્યા. Table of **N.** સંખ્યાનો કોઠો, નું કોષ્ટક. *vt.* To count. ગણવું; ગણતરી કo. 2. To reckon as one of. ગણવું. To affix a **N.** to. આંક, આંકડો મારવો, લખવો [L. *numera*, number.]

**Numbered**, *pp.* Counted; enumerated. આંક માંડેલો; ગણાવેલો.

**Numberless**, *a.* (ન'મ્બર્લિસ્) Countless. અગણિત; અસંખ્ય.

**Numerable**, *a.* (ન્યૂ'મરબલ્) That may be numbered or counted. ગણી શકાય તેટલાં.

**Numeral**, *a.* (ન્યુ'મરલ્) સંખ્યાદર્શક-વાચક.

**Numerally**, *adv.* According to number; in number. ક્રમાંક પ્રમાણે; સંખ્યામાં.

**Numeration**, *n.* (ન્યુમરે,'શન્) આંકડા માંડવા તે; સંખ્યાપરિમાણ-આંકડા વાંચવા તે.

**Numerator**, *n.* (ન્યૂ'મરે,ટર્) અપૂર્ણાંકમાંનો ઉપરનો આંકડો; અંશ; ગણનાર.

**Numeric**, *a.* (ન્યુમે'રિક) Belonging to, denoting number. સંખ્યાદર્શક, સંબંધી.

**Numerical**, *a.* (ન્યુમે'રિકલ્) સંખ્યા સંબંધી.

**Numerically**, *adv.* In numbers.

**Numerous** *a.* (ન્યૂ'મરસ્) મોટી સંખ્યાનું; પુષ્કળ; બહુ; ઘણુંજ.

**Numerously**, *adv.* In great numbers.

**Numismatics**, *n.* (ન્યુમિસ્મૅ'ટિક્સ્) સિક્કા વિષેની વિદ્યા. [L. *numisma*, a coin of a state].

**Numskull**, *n.* (ન'મ્સ્કલ્) A dunce. ગમાર; અડબંગ; ઢ; જડસો.

**Nun**, *n.* (નન્) બાવી; વેરાગણ; સંન્યાસિની; ગરણીજી; સાધવણ; મઠમાં રહેનારી કુંવારી સ્ત્રી. [L. *nonna*, a pious woman].

**Nuncio**, *n.* (ન'નશિઓ) પોપનો કાસદ; પ્રતિનિધિ.

**Nuncupate**, *v.* (ન'નક્યુપે,ટ) (વસીયતનામું) મોઢેથીજ કરવું, જણાવવું.

**Nunnery**, *n.* (ન'નરી) કુંવારી સ્ત્રીઓને રહેવાનો મઠ-ઘર.

**Nuncio**, *n* (નન્શ્યો) An ambassador from the Pope to a King. ધર્મદૂત. 2. A messenger. દૂત; જાસુસ; સંદેશો લઇ જનાર. [L. *nuncius*, a messenger].

**Nuptial**, *a.* (ન'પ્શલ્) Pertaining to marriage. લગ્ન વિવાહ, સંબંધી. *n. pl.* લગ્ન; વિવાહ.

**Nurse**, *n.* (નર્સ્) One who nourishes; a woman who suckles infants or takes care of. છોકરાંને સંભાળનારી-ધવડાવનારી સ્ત્રી; આયા; રોગીની સંભાળ રાખનાર; પુષ્ટિ આપનાર. To put to nurse. બાળકને ધવડાવવાને મૂકવું. Wet **N.** ધાવ. *vi.* To tend as infants. ધવડાવવું; બરદાસ કo. To nurse a feeble plant. નબળા રોપાને ઉધારવો; ઉત્તેજન આપવું; પુષ્ટિ આપવી.

**Nursery**, *n.* (ન'ર્સરી) છોકરાંઓની સંભાળ રાખવાનો ઓરડો-ની જગ્યા. 2. (Of young trees). ઝાડના રોપાની જગ્યા. 3. (Fig.) જ્યાં પુષ્ટિ મળે છે-વૃદ્ધિ થાય છે-વધે છે તે જગ્યા.

**Nursling**, *n.* (ન'ર્સ્લિંગ્)One who is nursed; an infant; a child. બચ્ચું; બાળક.

**Nurture**, *n.* (ન'ર્ચર્) That which nourishes; food; diet; that which promotes growth; education; instruction. આહાર; ખોરાક; ભક્ષ; કેળવણી; બોધ. *vt.* To nourish; to feed; to educate. પાલણપોષણ કરવું; પરવરી કo; કેળવણી આપવી; શીખવવું.

**Nut**, *n.* (નટ) The roundish fruits of certain trees or shrubs. કોટલાંથી ઢંકાએલા ગરવાળું ફળ; સોપારી; મીંજ, મગજ. 2. પેચની માદા જેથી સજ્જડ બેસે છે તે. **N.** cracker. સુડી. **N.** meg. જાયફળ. **N.** shell. કોચલું; કોટલું. [L. *nux*, a nut].

**Nutation**, *n.* (ન્યુટે,'શન્) A nodding. હલાવવું તે [L. *nus*, to nod, to shake].

**Nutmeg**, *n.* (ન'ટમેગ્) જાયફળ.

**Nut-brown**, *a.* (ન'ટ્-બ્રાઉન્) Brown as a nut; long kept and dried. સુકુંસટ; ભુખરડ.

**Nutriment**, *n.* (ન્યુ'ટ્રિમન્ટ્) Nourishment; food. આહાર; ખોરાક; જીવન; પૌષ્ટિક પદાર્થ; ધાતુપુષ્ટિ ગુણ. [L. *nutrio*, I nourish].

**Nutritious**, **Nutritive**, *a.* (ન્યુટ્રિ'શસ્, ન્યુ'ટ્રિટિવ્) Nourishing. પૌષ્ટિક; કૌવત આપનાર.

**Nutrition**, *n.* (ન્યુટ્રિ'શન્) Nutriment. પૌષ્ટિક-શરીરના ધાતુને માફક આવે તેવો ગુણ; પૌષ્ટિક પદાર્થ.

**Nutting**, *n.* (ન'ટિંગ્) Act of gathering nuts. સુકાં ફળ વીણવાં તે.

**Nutty**, *a.* Abounding in nuts; resembling a nut; flavoured like a nut. મીંજવાળું, જેવું.

**Nuzzle**, *vi* (ન'ઝલ્) To nestle; to hide the head, as a child in the mother's bosom. *vt.* To nestle; to house as in a nest; to insnare. 2. To work with the nose. લપાઇ, ભરાઇ જવું; ફસાવું; સુંઘવું; નાકથી ઠોસા મારવા.

**Nymph**, *n.* (નિ'મ્ફ્) A fabled goddess of mountains, forests, waters. પર્વતની-વન-જળ દેવી; અપ્સરા. 2. A poetical name for a lady. સુંદરી. [L. *nympha*, a nymph, from *nubs*, to veil.)

**Nuxvomica**, *n.* (નક્સવૉ'મિકા) ઝેરકચુરો; કોચરૂં-લું. [L. *nux*, nut; *vomicus*, pert. to vomiting.]

---

## O.

**O**, (ઓ) અંગ્રેજી મૂળાક્ષરનો પંદરમો અક્ષર, ચોથો સ્વર. 2. આયરલેન્ડમાં કુળનામને માટે વપરાતો અક્ષર. 'પુત્ર', 'જ', 'સુત'.

**O**, **Oh**, *interj.* (ઓ, ઓહ્) રે; હો; અરે. Exclamation denoting surprise, pain, sorrow or anxiety.

**Oaf,** *n.* (ઓ,ફ્) An idiot; a dolt; a blockhead મૂર્ખો;મંદ બુદ્ધિવાળો;ઠ. 2. A changeling. અપ્સરાઓએ એક બાળકને બદલે મુકેલું બીજું મૂર્ખ છોકરૂં [Sax. *oelf fairy.*]

**Oafish,** *a.* (ઓ,'ફિશ્) Foolish. મૂર્ખાઈ ભરેલું; અક્કલ વગરનું.

**Oak,** *n.* (ઓ,ક્) A name of a tree growing in England and other countries of Europe. વિલાયતમાં અને યુરોપના બીજા દેશોમાં ઉગતાં ઝાડો. [Sax. *ac*] 2. ગ્રીસ દેશમાં પવિત્ર મનાતું ઝાડ. (આ ઝાડ લગભગ ૩૦૦ વર્ષ જીવે છે.) [Gr. *drus* oak.]-**ling,** ઓકનું નાનું છોડ.

**Oaken,** *a* (ઓ,'કન્) Made of oak. 'ઓક'ના લાકડાનું બનેલું.

**Oakum,** *n.* (ઓ,'કમ્) The substance of old ropes untwisted and pulled into loose lump. જુના દોરડાનો કાથો.કુચો,છુંછાં. White **O.** ડામર વગરના દોરડાનો કુચો. [ Sax. *occamba, occumbr*, a comb.]

**Oaky,** *a.* (ઓ.'કી) Like oak; hard; strong 'ઓક'ના જેવું; મજબુત, જબર, કઠણુ, ચીકણું.

**Oar,** *n.* (ઓર) An instrument for rowing. હલેસું; ચાટવો. To lie on one's oars=નવરા બેસવું; થાક ખાવો; આરામ લેવો; વિસામો લેવો.

**Oar,** *vt.* (ઓર) To impel by rowing હલેસાં મારીને ચલાવવું. *vt.* To row. હલેસાં મારવાં. **-ed,** *a.* Furnished with oars. હલેસાંવાળું. *pp.*Impelled by rowing. હલેસાં મારીને ચલાવેલું.

**Oarsman,** *n.* (ઓ'ર્સમન્) One who rows at the oar. હલેસાં મારનાર.

**Oary,** *a.* (ઓ'રી) Having the form or use of an oar. હલેસાંને લગતું; હલેસાં જેવું.

**Oasis,** *n.* (ઓએ,'સિસ્) A fertile spot in a sandy or barren desert; it is particularly applied to such spots watered by springs in the desersts of Arabia, Egypt and other parts of Africa. રણમાં કે ઉજ્જડ મેદાનમાં ફળદ્રુપ જગ્યા; ઉપવન.

**Oat,** *n.* (ઓ,ટ) The seed of a plant, the meal of which forms a considerable and very valuable article of food for man in Scotland and the north of England; the grain, or seeds usually called Oats everywhere. એક જાતનું વિલાયતી ધાન,ચણા,અનાજ;એક જાતના સ્કૉટલાંડમાં અને વિલાયતના ઉત્તર વિભાગમાં ઉગતાં ઝાડનાં બીયાં, દાણા. તેના લોટના લોકો રોટલા કરી ખાય છે. ઘોડા અને ઢોર માટેનો સરસ ખોરાક. (Sax. *ate*, oats). He has sown his wild oats=તેણે પોતાની બદફેલી મૂકી દીધી છે.

**Oaten,** *a.* (ઓ,'ટન્) Made of oatmeal as oaten cakes. 'ઓટ' નામના ધાનનું બનેલું.

**Oath,** *n.* (ઓ,થ્) A vow;a solemn promise. સમ; કસમ; સોગન; પ્રતિજ્ઞા; એકરાર. To administer an oath, સોગન દેવા, ખવરાવવા. To take an oath, સોગન ખાવા, લેવા. [Sax. *ath.* an oath.]

**Oath-breaking,** *n.* (ઓ,'થ-બ્રેકિંગ્) The violation of an oath; perjury. સોગન, પ્રતિજ્ઞા ભાંગવી, તોડવી તે; વચનભંગ.

**Obduracy,** *n.* ( ઑબ્ડ્યૂ'રસી ) Invincible hardness of heart; obstinacy in wickedness. કઠોરતા; દુરાગ્રહીપણું; કાળજાનું અતિ કઠોરપણું.

**Obdurate,** *a.* (ઑ'બ્ડ્યુરટ્) Hardened in heart; hardened against good or favour; persisting obstinately in sin. હૈયાનું અતિ કઠોર; દુરાગ્રહી;પાપી;નિષ્ઠુર.2. Incapable of remorse. અતિ પાપ કરનાર; પશ્ચાત્તાપ ન કરે એવું;ઘાતકી;નિર્દય. 3. Stubborn; inflexible; unyielding. જક્કી; જીદ્દી; હઠીલું; સ્વચ્છંદી; નમતું ન આપે એવું. [L. *obduratus*,from *obduro*-ob,*duro*-to harden].

**Obedience,** *n.* ( ઓબી'ડિઅન્સ) Act of obeying; the quality of being obedient. અધીનતા; તાબેદારી; આજ્ઞાધીનપણું; આજ્ઞા, હુકમ, પાળવો, માનવો તે.

**Obedient,** *a.*(ઓબી'ડિઅન્ટ્) આજ્ઞાંકિત;તાબેદાર; આજ્ઞાનુસાર.

**Obeisance,** *n.* ( ઓબે,'સન્સ) A bow; salutation; an act of reverence made by an inclination of the body or the knee; prostration. નમસ્કાર; પ્રણામ; સલામ; ઘુંટણીએ પડીને અથવા જમીનપર લાંબા પડીને પ્રણામ, સલામથી માન કરવાની રીત; જયજય; જેગોપાળ; સાષ્ટાંગ પ્રણામ; દંડવત્ પ્રણામ.

**Obelisk,** *n.* (ઑ'બિલિસ્ક્) A tall four-sided pillar, gradually tapering as it rises, and cut off at the top in the form of a flat pyramid; a mark referring the reader to a note in the margin, thus or ÷ used in printing and writing. ઉંચો ચાર પાસાવાળો, ધીમે ધીમે સાંકડો થતો જતો પણ મથાળે ચપટો એવો થાંભલો; વાંચનારનું ધ્યાન ખેંચવા માટે લખવામાં અને છાપવામાં વપરાતું ચિહ્ન; નિશાની ÷ [Gr. *obelos*, a pointed pillar].

**Obese,** *a.* (ઓબી'સ્) Fat; plump. જાડો;હૃષ્ટપુષ્ટ. **ness.** *n.* Excessive fatness from much eating; fleshiness. ખાધેલપાધેલ, માંસથી ભરેલ શરીર. [L. *ob* & *edo* I eat].

**Obesity,** *n.* (ઓબિ'સિટી) Encumbrance of flesh. માંસથી ઠસોઠસ,ભરપૂર સ્થિતિ.[L.*ob* & *edo*, I eat. ]

**Obey,** *vt.* (ઓબે,') To comply with, as the commands, orders of. હુકમ માનવો, બજાવવો, ઉઠાવવો. 2. To submit to the instruction, direction, control of. આજ્ઞા પાળવી, માનવી; આજ્ઞામાં રહેવું; કહ્યું માનવું, કરવું; તાબામાં રહેવું; વશ રહેવું; માથે ચઢાવવું. 3. To yield to; to be ruled by; to submit to the government of. સત્તા માનવી; અધિકાર કબુલ કરવો, રાખવો; હકુમત માનવી; તાબે થવું.

**Obit,** *n.* (ઑ'બિટ્) Death. મોત; મરણ. 2. A funeral ceremony for the dead. અગ્નિસંસ્કાર; મરણક્રિયા. [L. *obitus* from *ob* & *eo* I go, I die].

**Obituary,** *n. a* (ઑબિ'ટ્યુઅરી) A list or register of the dead; an account of a person or persons deceased. માણસના મોત સંબંધી-નોંધપોથી-રજીસ્ટર-સમાચાર-હેવાલ-હકિકત. [Fr. *obituaire*].

**Object,** *n.* (ઑ'બ્જિક્ટ્) Goal; end; aim; purpose; intention. હેતુ; ઉદ્દેશ; અર્થ; નેમ; ધારણા; વિચાર. 2. A thing; substance. વસ્તુ; ચીજ; જણસ. 3. (In gram.) કર્મ. 4.–of favour; dislike. કૃપાપાત્ર; અકૃપાપાત્ર. 5.–of thought. મનોવિષય; વિષય. 6.–of sense=That which excites emotion, affection or passion. હેત, લાગણી અને રાગને ઉશ્કેરનાર-ઉત્પન્ન કરનાર વસ્તુ-વિષય; ઇંદ્રિયવિષય. *vt* (ઑબ્જેક્ટ) To oppose. સામે-વિરૂદ્ધ કહેવું-થવું. *vi.* To oppose in words or arguments; to offer reasons against. સામી તકરાર-વાંધો-અડચણ-હરકત હોવી-ઉઠાવવી. [L. *ob* & *jacio*, I throw].

**Objection,** *n.* (ઑબ્જે'ક્શન્) Act of objecting; adverse argument. વાંધો; હરકત; બાધ; અડચણ; તકરાર.

**Objectionable,** *a.* (ઑબ્જે'ક્શનબલ્) Liable to be objected; offensive. બાધ્ય; વર્જ્ય; તકરારી; વાંધો, અડચણ, હરકત ઉઠાવે એવું.

**Objective,** *a.* (ઑબ્જે'ક્ટિવ્) Relating to an object. પદાર્થ, વિષય, વસ્તુ સંબંધી નું વિષે. 2. (In gram.). કર્મ; કર્મવિષયક; બીજી વિભક્તિ.

**Objector,** *n.* (ઑબ્જે'ક્ટર્) One who objects; one who offers arguments or reasons in opposition to a proposition or measure. વાંધો-હરકત કરનાર, ઉઠાવનાર, લેનાર; તકરારી; દલીલ-રદીયા-કરનાર-આપનાર.

**Oblation,** *n.* (ઑબ્લે,'શન્) An offering. બળિ, દેવોપહાર; બળિદાન; ભોગ; આહુતિ.

**Obligation,** *n.* (ઑબ્લિગે,'શન્) An act of obliging; binding. અહેસાન-બંધનમાં લાવવું, આણવું તે. 2. The binding power of a promise, vow, oath, law or contract, civil, political, or moral bond independent of promise. રાજદ્વારી, વ્યવહારી, નૈતિક બંધન, ભાર, ઋણ, કર્તવ્યતા, આવશ્યકતા. 3. External duties imposed by law, promise, or contract. ફરજ; કર્તવ્ય; કામ. 4. The binding force of civility, kindness or gratitude. સામા માણસને ઉપકાર, દયા અને વિવેક અથવા સભ્યતાની લાગણીથી આપણા એહસાન, ઉપકાર, આભાર, ઋણ નીચે, તળે લાવવું, આણવું તે; વિનયધર્મ; પાડ઼સોણું. 5. A bond with a condition annexed and penalty for nonfulfilment. લખેલી સરત ન પળાય તો ગુન્હેગારી આપવી એવી રીતનું લખેલું લખત, દસ્તાવેજ. [L. *ob* & *ligo*, I bind.]

**Obligatory,** *a.* (ઑબ્લિ'ગેટરી) Implying an obligation; imposing duty. ફરજીયાત; બાધક; કર્તવ્ય; આવશ્યક.

**Oblige,** *vt.* (ઓબ્લા'ઇજ્) To compel by necessity or physical force. જરૂર, ફરજ પાડવી. 2. To do favour to. આભાર, ઉપકાર, અહેસાન, પાડ કરવો.

**Obliging,** *a* (ઓબ્લા'ઇજિન્ગ્) Kind; benevolent. ઉપકારી; પરોપકારી; દયાળુ.

**Oblique,** *a.* (ઑબ્લી'ક્) Aslant; not direct. વાંકું; ત્રાંસું; આડું.–**ly**. *adv.* (ઑબ્લી'ક્લી) By an illusion. પ્રપંચયુક્ત, ભુલ ભરેલી રીતે. 2. Not in a direct or plain meaning. સીધા અને સરળ અર્થમાં નહિં એવું; આડું; સામું; વક્ર. [L *ob* & *liquis*, away.]

**Obliquity,** *n.* (ઑબ્લિ'ક્વિટી) Obliqueness; state of being oblique વક્રત્વ; વક્રતા; વાંક. 2. Deviation from ordinary rules. આડાઇ; નિયમવિરૂદ્ધતા; નિયમ ભંગ.

**Obliterate,** *vt.* (ઑબ્લિ'ટરે.ટ્) To erase; cancel. છેકવું; ભુંસવું. 2. To wear out. ઘસી નાંખવું; થી ઘસાઇ જવું. [L. *oblino*, I daub.]

**Obliteration,** *n.* (ઑબ્લિટરે'શન્) Act of obliterating. છેકી, ભુસી નાંખવું તે. 2. Extinction. ઘસાઇ ઘસાઇને નાશ થવું તે.

**Oblivion,** *n.* (ઑબ્લિ'વિઅન્) Forgetfulness. વિસ્મૃતિ; ભુલાવો; વિસ્મરણ. 2. A forgetting of offences. ગુન્હા માત્રની માફી. [L. *ob* & *livio* I forget.]

**Oblivious,** *a.* (ઑબ્લિ'વિઅસ્) That easily forgets. ભુલકણું; વિસ્મરણશીલ. 2. Causing forgetfulness. ભુલાવે, વિસ્મૃત કરાવે એવું; વિસ્મારક.

**Oblong,** *a.* (ઑ'બ્લૉન્ગ્) Longer than broad. લંબચોરસ; લાંબું. *n.* A rectangle which has its length greater than its breadth. લંબચોરસ આકૃતિ જેમાં પહોળાઈ કરતાં લંબાઇ વધારે હોય છે. [L. *ob* & *longus*, long.]

**Obloquy,** *n.* (ઑ'બ્લક્વી) Reproachful language; censure; calumny. ચાડી ચુગલી; નિંદા; બદગોઇ; ભુંડું બોલવું તે; નામોશી લાવે એવું ભાષણ. [L. *ob* & *loquor* I speak.]

**Obnoxious,** *a.* (ઑબ્નૉ'ક્શસ્) Odious; censurable; offensive. અણગમતો; અળખામણો; અપ્રિય; ધિક્કારવા યોગ્ય; નિંદ્ય; કુપાત્ર.

**Obscene,** *a.* (ઑબ્સી'ન્) Inauspicious; ominous. અશુભ; અમંગળ; નિષિદ્ધ. 2. Foul; filthy. ગંદું; મેલું; મલિન. 3. Unchaste; lewd. બીભત્સ; ભુંડું; નિર્લજ. [Gr. *skaios* left ill-omened.]

**Obscenity, Obsceneness,** *n.* (ઑબ્સી'નિટી, ઑબ્સી'ન્નિસ્) Quality of being obscene. ભુંડા, બીભત્સ, નિર્લજ શબ્દો; ફટાણાં; બીભત્સતા.

**Obscure,** *a.* (ઑબ્સ્ક્યૂ'ર્) Dim; destitute of light. ઝાંખું; નિસ્તેજ; અંધારાવાળું. 2. Unknown; not noted, noticed. અપ્રસિદ્ધ; જાણમાં નહિં એવું. 3. Hidden; remote from observation. છુપું; ખુણામાં પડેલું. 4. Not clear, or legible; unintelligible. અસ્પષ્ટ; ગૂઢ; ગહન; દુર્ગંચ. 5. Imperfect; indistinct. અપૂર્ણ; ઉપરચોટિયું. *vt.* To hide; to conceal. સંતાડવું. [L. *ob* & *scuro*, I darken, to give shade.]

**Obscurely,** *adv.* (ઑબ્સ્ક્યૂ'ર્લિ) Indirectly; not plainly; by hints or allusions. અસ્પષ્ટ, અવ્યક્ત, ગોળગોળ રીતે.

**Obscurity,** (ઑબ્સ્ક્યુ'રિટી) State or quality of being obscure. નિસ્તેજપણું; અંધકાર. 2. Retirement from the world; privacy. એકાન્તપણું; અપ્રસિદ્ધપણું; વિરક્તપણું. 3. Humility. ગરિબાઇ; અતિનમ્રતા.

**Obsequies,** *n.* (ઑ'બ્સીક્વીઝ) The last duties or services rendered to a person after his death; funeral rites and solemnities. પ્રેતકર્મ; મરણ, મૃત્યુસંસ્કાર; ઉત્તરક્રિયા. [L. *ob* & *sequor*, I follow.]

**Obsequious,** *a.* (ઑબ્સી'ક્વિઅસ્) Subservient; promptly obedient or submissive to the will of another. ખુશામદીયું; વશવર્તી; હાજીહા કરનારૂં.

**Obsequially,** *adv.* (ઑબ્સી'ક્વિઅલી) In a manner appropriate to obsequies. ઔર્ધ્વદૈહિક; મરણ, મૃત્યુસંસ્કાર સંબંધીનું; ઉત્તરક્રિયા વિષેનું.

**Obsequiousness,** *n.* (ઑબ્સી'ક્વિઅસ્નિસ્) Quality of being obsequious; ready obedience; prompt compliance તાબેદારી; ગુલામગીરી; દાસ્ય; છંદાનુવર્તન; ખિજમત.

**Observable,** *a.* (ઑબ્ઝ'ર્વબલ્) Worth seeing; noticeable; remarkable. જોવાલાયક; પ્રેક્ષણીય; જોવા લાયક એવું.

**Observance,** *n.* (ઑબ્ઝ'ર્વન્સ) Act of observing. નિરીક્ષણ; અવલોકન. 2. Performance of religious rites and ceremonies. ધર્મના આચારવિચાર પાળવા તે; ધર્મ, વ્રત; ક્રિયા. નિયમ, વિધિ.–of external service. બાહ્ય આચારવિચાર; બહારના નિયમ; વિધિ; ક્રિયા.

**Observant,** *a.* (ઑબ્ઝ'ર્વન્ટ્) Attentively viewing or noticing. નજરબાજ; બારીકીથી જોનાર; અવલોકન કરનાર. 2. Obedient. આજ્ઞાધીન; વશ; કહ્યું કરનાર; માનનાર, પાળનાર; પાળે એવું.

**Observation,** *n.* (ઑબ્ઝર્વે'શન્) The act of observing; attentive inspection or view. અવલોકન; નિરીક્ષણ. 2. The expression of what is thought or observed. (*a*) Conclusion, વિચાર; અનુમાન. (*b*) Remark. ટીકા; ટીપ; શેરો. 3. See *observance*.

**Observatory,** *n.* (ઑબ્ઝર્વે'ટરી) A place or building fitted with instruments for making scientific observations of the heavenly bodies. વેધશાળા; તારાંગણ; આકાશમાં સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહ, ઉપગ્રહ વગેરેનું અવલોકન કરવાનું મકાન.

**Observe,** *vt.* (ઑબ્ઝ'ર્વ્) To watch; to notice ધ્યાન, ચિત્ત દઇને જોવું; નિહાળવું; અવલોકન કરવું. 2. To utter or express as a remark or opinion. બોલવું; કહેવું. 3. To keep religiously. કરવું; પાળવું. To observe a fast = ઉપવાસ કરવો, પાળવો. *vi.* To comment. ટીકા કરવી. 2. To be attentive. ધ્યાન, લક્ષ આપવું, દેવું. [L. *ob* & *servo*, I watch or keep.]

**Observer, Observator,** *n.* (ઑબ્ઝ'ર્વર્ ઑબ્ઝરવે,'ટર્) One who observes or takes notice. અવલોકનકાર, કર્તા; નિરીક્ષક; બારીકીથી જોનાર. 2. One who conforms to anything in practice. ના પ્રમાણે ચાલનાર; માનનાર. [Fr. *observateur* = L. *observator* = Eng. *observator* or *observer*.]

**Observing,** *a.* (ઑબ્ઝ'ર્વિંગ્) Attentive to what passes. નજરબાજ; ચારે તરફ નજર રાખનાર; બારીકીથી જોનાર.

**Observingly,** *a.* (ઑબ્ઝ'ર્વિંગ્લી) Attentively; carefully; minutely. બારીકીથી; ધ્યાનથી; સંભાળથી; ઝીણી નજરેથી; ચોકસાઇથી.

**Obsess,** *vt* (ઑબ્સે'સ્) To haunt; pre-occupy. ઘેરવું; ઘેરી લેવું; ગ્રસ્ત, મગ્ન કરવું; ભૂત ભરવું; મનમાં દૃઢ વિચાર, વ્હેમ, ભૂત ઘાલવું. [L. *ob* & *sedeo*, I sit].

**Obsolescent,** *a.* (ઑબ્સોલે'સન્ટ્) Going out of use. અપ્રચલિત; હળવે હળવે વ્યવહાર-

ઉપયોગમાંથી નીકળી જવું. [L. *ob* & *soleo,* I use or wear out].

**Obsolete,** *a.* (ઑ'બ્સોલીટ્) Out of date; antiquated; old; worn out. અપ્રચલિત; રૂઢિભ્રષ્ટ; જુના જમાનાનું; પુરાણું; વ્યવહાર-ઉપયોગમાંથી નીકળી ગએલું. [L. *ob* & *sol. o,* I am accustomed].

**Obsoleteness,** *n.* (ઑ'બ્સોલીટ્‌નિસ્) Obsolescence; state of being out of date or use, obsolete. ચાલતા જમાનાનું કે રૂઢિનું નહિં તે; પુરાણું; ચાલુ વ્યવહાર-ઉપયોગ-વાપરમાંથી નીકળી ગએલું હોવું તે.

**Obstacle,** *n.* (ઑ'બ્સ્ટકલ્) That which stands against or opposes; anything that hinders progress; an obstruction. આડ; હરકત. [L. *ob* & *sto,* I stand].

**Obstetric-al,** *a.* (ઑબ્સ્ટૅ'ટ્રિક્-ઑબ્સ્ટૅ'ટ્રિકલ) Pertaining to midwifery or the delivery of women in child-bed. સોયાણિના ધંધા સંબંધીનું. [L. *ob* & *sto, statum,* to stand before].

**Obstetrics,** *n.* (ઑબ્સ્ટૅ'ટ્રિક્સ્) The science of midwifery. ગર્ભમોચન વિદ્યા; સુવાવડનું વૈદક શાસ્ત્ર; સાયાણિનું કામ.

**Obstinacy,** *n.* (ઑ'બ્સ્ટિનસી) Not yielding to reasons, arguments, persuasions or other means; stubbornness. આડાઈ; હઠ; જીદ; જક

**Obstinate,** *a.* (ઑ'બ્સ્ટિનેટ્) Stubborn; persistent. મમતી; જીદ્દી; જક્કી; હઠીલું; આડું. [L. *ob* & *sto,* I stand].-°**ly,** *adv.* (ઑ'બ્સ્ટિનેટલી) Stubbornly. મમતીપણે; હઠીલાઇથી; જક્કી, જીદ્દીપણે.

**Obstruct,** *vt.* (ઑબ્સ્ટ્ર'ક્ટ્) To stop; to close; to block. રોકવું; બંધ કરવું; રૂંધવું. 2. To hinder; to come in the way of. ની આડે આવવું. [L. *ob* & *struo,* I build before or against.]

**Obstruction,** *n.* (ઑબ્સ્ટ્ર'કશન્) An obstacle; a bar or barrier; check; hindrance. હરકત; અડચણ; આડખીલી; ડખલ; અટકાવ; રોકાણ; રૂંધન.

**Obstructive,** *a.* (ઑબ્સ્ટ્ર'કટિવ્) Presenting obstacles; hindering. રોધક; પ્રતિબંધક; ડખલી; હરકત, અડચણ કરે એવું.

**Obtain,** *vt.* (ઑબ્ટે,'ન્) To win; to earn; to gain; to procure; to attain. જીતવું; ફાવવું; કમાવવું; મેળવવું; પ્રાપ્ત કરવું; લાભ મેળવવો. [L. *ob* & *teneo* I hold.]

**Obtainable,** *a.* (ઑબ્ટે'નબલ્) Capable of being obtained. મળે એવું; લભ્ય; પ્રાપ્ય.

**Obtend,** *vt.* (ઑબ્ટૅ'ન્ડ્) To oppose. સામે થવું; વિરૂદ્ધ થવું. 2. To offer as the reason of anything. કશાનું કારણ બતાવવું. [L. *ob* & *tendo,* I stretch.]

**Obtest,** *vt.* (ઑબ્ટૅ'સ્ટ્) To call upon as a witness. સાક્ષી પુરવાને, સાક્ષી તરીકે બોલાવવું. *vi.* To protest. વાંધો ઉઠાવવો; સામે થવું; તકરાર લેવી. [L. *ob* & *testor,* a witness.]

**Obtestation,** *n.* (ઑબટેસ્ટે,'શન્) An entreaty; supplication. વિનતી; આજીજી; કાલાવાલા. 2. Solemn injunction. સખ્ત હુકમ; ભારે આજ્ઞા; ધર્મની પવિત્ર આજ્ઞા; ફરમાન; તાકીદનો હુકમ. ઈશ્વરસાક્ષી, આજ્ઞા.

**Obtrude,** *vt.* (ઑબ્ટ્રૂ'ડ્) To offer with unreasonable importunity; to urge upon against the will. સામા માણસની મરજી, ઇચ્છા વગર કરવું; કહ્યા વગર કરવું; વગર બોલાવે જવું; ઘુસવું; ઘુસીને આવવું. *vt.* To enter when not invited. રજા, આમંત્રણ વગર જવું; દાખલ થવું. [L. *ob* & *trudo,* I thrust.]

**Obtruder,** *n.* (ઑબ્ટ્રૂ'ડર) One who obtrudes. વગર બોલાવે, તેડે, રજાએ વચ્ચે ઘુસનાર, ગોઢ્ઢો; ઘોઢ્ઢો.

**Obtrusion,** *n.* (ઑબ્ટ્રૂ'ઝન્) Act of obtruding. ઘુસણિયા વિદ્યા; પરાણે વચ્ચે આવવું તે; સામાની મરજી-ઈચ્છા વગરનું કામ, કાર્ય.

**Obtrusive,** *a.* (ઑબ્ટ્રૂ'સિવ્) Pushing; intrusive. ઘુસણીયું; ઘુસે એવું; વચ્ચે માથું મારે એવું; માથામારૂ.

**Obtund,** *vt.* (ઑ'બ્ટન્ડ્) To quell; to dull. નરમ-ધીમું પાડવું; મંદ જડ કરવું; ઉતારી પાડવું; બુઠું કરવું. [L. *ob* & *tundo,* I strike].

**Obtuse,** *a.* (ઑબ્ચ્યૂ'સ્) Not pointed; blunt. પહોળું; વિષમ. 2. Angle. કાટખૂણો-૯૦ ડીગ્રી કરતાં મોટો ખૂણો. 3. Dull. જડ, મંદ, સ્થૂલબુદ્ધિ.

**Obtuseness,** *n.* (ઑબ્ચ્યૂ'સ્નિસ્) The state or quality of being obtuse. મંદતા; જડતા; સ્થૂલતા; વિષમતા.

**Obtusion,** *n.* (ઑબ્ટયૂ'ઝન્) Act of making obtuse જડ-મંદ-બહેર-બુઠું કરવું તે; મૂઢતા.

**Obverse,** *n.* (ઑ'બ્વર્સ્) The face of a coin. સિક્કાની જે બાજુએ મુખ્ય છાપ, મ્હોરૂં હોય તે બાજુ. *a.* Opposed to reverse. આગળનું; સિક્કાવાળું; ઉપસેલું, બહારપડતું. [L. *ob* & *verto,* I turn ].

**Obviate,** *vt.* (ઑ'બ્વિએ,ટ) To meet in the way. રસ્તામાં મળવું. 2. To prevent. ટાળવું; નિવારણ કરવું; આગળથી દૂર રાખવું; બચવું; ખસેડવું. [L. *ob* & *via* a way].

**Obvious,** *a.* (ઑ'બ્વિઅસ્) Clear; plain; evident. સાફ; સ્પષ્ટ; ખુલ્લું; ઉઘાડું; દેખીતું.

**Obviously,** *adv.* (ઑ'બ્વિઅસ્લી) Evidently; plainly. ખુલ્લી રીતે; સ્પષ્ટ રીતે.

**Obviousness,** *n.* (ઑ'બ્વિઅસનિસ્) State of being obvious, plain, evident to the eye or mind. આંખને અથવા મનને સ્પષ્ટ-ખુલ્લી-સાફ રીતે દેખાઇ અથવા જણાય એવું હોવું તે; સ્પષ્ટતા.

**Occasion,** *n.* (ઑકે,'શન્) An incident; occurrence. બનાવ; બિના. 2. An opportunity; a favourable time; circumstance. લાગ; તાકડો; ફાવતો પ્રસંગ-અવસર. 3. An accidental or incidental cause. કારણ; નિમિત્ત; પ્રસંગ. 4. Need. ગરજ; જરૂર; પ્રયોજન; કારણ. *vt.* To cause. કરાવવું. [L. *ob* & *cado*, I fall].

**Occasional,** *a.* (ઑકે,'શ્ઝનલ્) Casual; occurring at times. કોઇ કોઈ વાર થતું; પ્રાસંગિક; નૈમિત્તિક; અનિત્ય.

**Occasionally,** *adv.* (ઑકે,'ઝ્નલી) At times; on occasion not regularly. કદાચિત; કદાચ; પ્રસંગે; કેટલીકવાર.

**Occident,** *n.* (ઑ'કિસડન્ટ્) The west. પશ્ચિમ; આથમણી દિશા. [L. *occidens*, falling].

**Occidental,** *adj.* (ઑકિસડે'ન્ટલ્) Western; situated in the west. પશ્ચિમ તરફનું; પશ્ચિમનું; આથમણું; પાશ્ચિમાત્ય.

**Occiput,** *n.* (ઑ'કિસપટ) The back or hinder part of the head. માથાનો પાછલો ભાગ. [L. *ob* & *caput*, head].

**Occult,** *a.* (ઑક'લ્ટ) Hidden; concealed; secret; invisible; undetected. છાના; અપ્રસિદ્ધ; ગૂઢ; ગુપ્ત; ગુહ્ય Occult sciences. જાદુઈ અથવા મેલી વિદ્યાઓ; કીમીઓ; ઠગવિદ્યા. [L. *occulo*, I hide.

**Occultation,** *n.* (ઑકલ્ટે,'શન્) The hiding of a heavenly body from our sight by the intervention of some other heavenly body. આચ્છાદન; સમાગમ; ગ્રહણ; ગ્રાસ.

**Occupancy,** *n.* (ઑ'કયુપન્સી) An act of taking possession. કબજો;વહિવટ;ભોગવટો;ખેડહક.

**Occupant,** *n.* (ઑ'કયુપન્ટ્) One who has or takes possession. કબજેદાર; ભોક્તા; ભોગી; કબજો લેનાર-કરનાર.

**Occupation,** *n.* (ઑક્યુપે,'શન્) Act of occupying. વહીવટ; ભોગવટો; કબજો; કબજો કરવો, લેવો તે. 2. Profession; trade; employment. ધંધો; રોજગાર; ઉદ્યમ.

**Occupier,** *n.* (ઑ'કયુપાયર્) (see Occupant).

**Occupy,** *vt.* (ઑ'કયુપાય્) To hold or take possession of. હાથ-કબજ કરવું-લેવું; કબજો-વહીવટ-ભોગ-ભોગવટો કરવો-લેવો. 2. To cover. ઢાંકવું; વાળવું. 3. To use, to make use of. વાપરવું; નો ઉપયોગ કરવો; અમલ કરવું. 4. To employ or engage. કામે લગાડવું. 5. To follow business. કામે વળગવું-કામમાં ગુંથાયલા રહેવું. [L. *ob* & *capio*. I hold or take or seize].

**Occur,** *vi.* (અ'કર્) To be met with; to take place. જડવું; હોવું; થવું; નજરે પડવું; જોવામાં આવવું. 2. To come to the mind. સુઝવું; સુઝી આવવું; સુઝ પડવી.[L. *ob* & *curro*, I run].

**Occurrence,** *n.* (અક'રન્સ્) An incident or event. બનાવ; બીના; વૃત્તાંત; વાત.

**Ocean,** *n.* (ઓ,'શન્) The sea or the great sea. સમુદ્ર; સાગર; દરીયો; મહાસાગર. 2. A heap or expanse e. g. Ocean of misery. ઢગલો; રાશિ; દરીયો; નિધિ. [L. *oceanus*. Fr. *ocian*.] [Sans. स्ना to wash, स्नु to flow.]

**Oceanic,** *a.* (ઓશીઍ'નિક્) Of or pertaining to the sea. દરીયાનું; દરીયા, સમુદ્ર વિષેનું, સંબંધી. 2. Found or formed in the sea. દરીયાઇ; સમુદ્રમાં થતું, ઉપજતું, નીપજતું, મળતું.

**Ochre,** *n.* (ઓ,'કર્) A kind of clay of a brownish-red colour. એક જાતની રાતી, ભુખરી પીળી માટી; ગેરૂ [L. *ochra*.]

**Octagon,** *n.* (ઑ'ક્ટગન્) A plane figure of eight sides and eight angles. અષ્ટકોણ. [Gr. *okto*, eight & *gonia* an angle.]

**Octagonal,** *a.* (ઑક્ટૅ'ગનલ્) Having eight sides and eight angles. અષ્ટકોણ આકારનું.

**Octahedron,** *n.* (ઑક્ટહે'ડ્રન્) A solid having eight sides or faces. આઠ બાજુવાળી ઘન આકૃતિ. [Gr. *okto*, eight & *hedra* side.]

**Octangular,** *a.* (ઑક્ટૅ'ન્ગ્યુલર્) Having eight angles. આઠ ખૂણાનું; અષ્ટકોણ આકારનું. [L. *octo* eight & *angular*.]

**Octavo,** *n.* (ઑક્ટે,'વો) A book in which a sheet is folded into eight leaves એક તાવ, કાગળના આઠ પાનાની ચોપડી; અષ્ટપત્રી પુસ્તક. *a.* Having eight leaves to the sheet. એક કાગળ, તાવના આઠ પાનાવાળું. *8vo.*

**Octennial,** *a.* (ઑક્ટે'નિઅલ્) Happening every eighth year. આઠ આઠ વર્ષે થતું, આવતું; અષ્ટવર્ષસ્થાયી. [L. *octo* eight & *annus* year.]

**October,** *n.* (ઑક્ટો,'બર્) The tenth month of the English year. અંગ્રેજી વરસનો દશમો મહિનો.

**Octogenary,** *a.* (ઑક્ટોજી'નરી) Of eighty years of age. એંશી વર્ષનું.-°**genarian,** *n.* (ઑક્ટોજીને'રિઅન્) One who is eighty years old. એંશી વર્ષનો માણસ. [L. *octogeni*, eighty each.]

**Octroi,** *n.* (ઑ'કટ્રૉય્,-ટ્રૉ) A tax levied in money or kind at the gate of a city. જકાત, વેરો; નાકું; દાણ; નાકાદાર; જકાતપદ્ધતિ.

**Ocular**, *a.* (ઑ'ક્યુલર્) Received by actual sight. નજરોનજર, આંખે જોયલું; પ્રત્યક્ષ. 2. Of the eye. આંખનું; આંખ વિષે, સંબંધી. [L. *oculus* the eye.]

**Oculist**, *n.* (ઑ'ક્યુલિસ્ટ્) One skilled in treating diseases of the eyes. આંખના ડાક્ટર; નેત્રવૈદ્ય.

**Odd**, *a.* (ઑડ્) Solitary; singular; standing by itself. એખલું; નોખું; જુદું; અલાયદું. 2. Queer; strange; unusual. વિલક્ષણ; વિચિત્ર; તરેહવાર; ઑર; કઢંગુ. 3. Left over after a definite round number has been taken. વધારાનું; ઉપરનું; બાકીનું; પરચુરણ; થોડાં વધારે. 4 Not divisible by two without a remainder; uneven. બેથી ભંગાય નહિં એવું; એકી.

**Oddity**,*n.* (ઑ'ડિટિ)Peculiarity;strangeness. વિલક્ષણતા; તરેહવારપણું; કઢંગાપણું.

**Oddness**, *n.* (ઑ'ડનિસ્) State of being odd; not even. એકી. 2. See **Oddity**.

**Odds**, *n.* (ઑડ્ઝ્) Inequality;the difference in favour of one and against another. ફેર; તફાવત; અંતર. 2. Quarrel; dispute; debate; strife. તકરાર; કજીયો ટંટો. 3. Advantage. ચઢીયાતાપણું; સરસપણું. Odds and ends. બાકી રહેલો ભાગ; કચરપચર; કકડાકકડી. At odds in dispute. સામસામા; વિરુદ્ધ; લડાઈમાં; કજીયામાં.

**Ode**, *n.* (ઓડ્) A short poem. A lyric poem. ટુંકું, ગાયનમાં ઉતારવા લાયક ઉચ્ચ રસનું કાવ્ય, ગીત, ગાયન; ગઝલ. [L. *ode*, a song.]

**Odious**, *a.* (ઓ'ડિઅસ્) Disgustive; offensive; hateful; exposed to hatred. અણગમો, ધિક્કાર ઉપજાવે તેવું; નઠારૂં; ભુંડું; અળખામણું; અપ્રિય; દ્વેષપાત્ર; તિરસ્કાર્ય. [L. *odio*, I hate.]

**Odium**, *n.* (ઓ'ડિઅમ્) Enmity; hatred; dislike. તિરસ્કાર; ફિટકાર; અભાવ; અણગમો; ભુંડાશ; કજીયો; લડાઇ; ટંટો; અદાવત; વેર. [L. *odium*. hatred.]

**Odorating**, *a.* (ઑડરે'ટિન્ગ્) Diffusing odour, scent, fragrance. સુગંધ, સુવાસ, ખુશબો, ફેલાવતું.

**Odoriferous**, *a.* (ઑડરિ'ફરસ્) see *Odorous* below.

**Odorous**, *a.* (ઓ'ડરસ્) Emitting, giving out; scent; fragrance; perfume. સુગંધી; સુવાસિત; ખુશબોદાર.

**Odour**,**Odor**,*n.* (ઓ',ડર્) Scent; fragrance; perfume; any smell. સુવાસ-સુગંધ-ખુશબો. કોઈપણ જાતની વાસ. [L. *odor*, a smell].

**Of**, *prep.* (અવ્-ઑવ્) Belonging to; relating to. નો-ના-ની-નું; માંનું-નો-ની.માંથી. 2. Indicating; source; origin. નું-નો-ની,થી-માંથી-પાસેથી; થી ઉત્પન્ન થયેલું. *3. It also denotes. (*a*) Cause. થી. (*b*) Identity, (in this case *of* is understood). (*c*) Distance from. થી. (*d*) Relation of subect to attribute. વાન્; વાળું. (*e*) The material of which anything is composed. મય; નું બનેલું. (*f*) Agent. એ; એ-કરીને; એથી. (*g*) The relations of possessor or owner to the thing owned. નો-ની-નું, છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો.

**Off**, *adv.* (ઑફ્) Denoting distance. આઘે; દૂર; વેગળે. 2. Denoting separation. છુટું;વિખુટું. Also after verbs of motion and departure. રહેવું; જવું; દેવું; કાઢવું. *a.* On the farther side. પેલી બાજુ, તરફનું. *prep.* Not on; away from. ખસેલું; બહાર; ઉપર નહિં રહેલું. *interj.* Away; begone. જા; ચાલ; ખસ; ટળ.

**Off and on**, *adv.* Now and then. ઘડીઘડીએ; છુટક; વારંવાર.

**Off and on**, *n.* આમ કે આમ; લાભમાં કે વિરૂદ્ધ.

**Off-hand**, વગર તૈયારીનું; આગળથી તૈયારી કે અભ્યાસ વગરનું.

**Offal**, *n.* (ઑ'ફલ્) The rejected or waste parts of a butchered animal. કાપી નાખેલાં પ્રાણીના નકામા ભાગ. 2. Carrion. કોહેલું માંસ. 3. Refuse or waste. કચરો; પુંજો; એંઠવાડ; નાંખી દેવાની વસ્તુ.

**Offence**, *n.* (ઑફે'ન્સ્) A crime; sin; fault. ગુન્હો; અપરાધ; વાંક; નાખુશી; ઇતરાજી.2.Injury. નુકસાન. [L. *ob* & *fendo*, I strike, dash.]

**Offend**, *vt.* (ઑફે'ન્ડ્) To displease; to make angry;to affront. નાખુશ કરવું; ગુસ્સે કરવું; માઠું; ખોટું લગાડવું. 2. To commit a crime. વાંક, ગુન્હો, અપરાધ કરવો.

**Offender**, *n.* (ઑફે'ન્ડર) One wko offends. ગુન્હેગાર; અપરાધી.

**Offensive**, *a.* (ઑફે'ન્સિવ) Giving offence. ખોટું, માઠું લાગે એવું; ગુસ્સો ઉપજાવે તેવું. 2. Disgusting; disagreeable. ગમે નહિ તેવું; અણગમતું; ખરાબ; દુઃખ કરે તેવું 3. Making the first attack. પહેલો હુમલો કરે તે; લડાઇ કરનાર, જગાવનાર; લડાઈનું મૂળ. *n.* આક્રમણ; મારો; લડાઇની શરૂઆત.

**Offer**,*vt.*(ઑ'ફર્) To present for acceptance. અંગીકાર કરાવવા મ્હોં આગળ ધરવું, મુકવું; આપવા માંડવું. 2. To propose; to tender; to make a proposal. સુચવવું; દરખાસ્ત કરવી, મુકવી. 3. To sacrifice; to present in prayer or devotion, અર્પવું, નૈવેદ્ય કરવું; હોમવું; ભોગ,

બલિદાન આપવું. 4. To bid as a price, reward, wages. કિંમત, આંકણી આપવા માંડવું; ઠરાવવું. *n.* An act of offering; first advance. માગણી; કહેણ; માગું; માગ. [L. *ob* & *fero*, I bear or bring].

**Offering**, *n.* (ઑ'ફરિંગ્) A sacrifice. બળિ; બળિદાન; ભોગ. 2. A bidding. કહેણ; માગણી; નિવેદન.

**Offertory**, (ઑ'ફર્ટરી) પ્રાર્થના વખતે ધર્મદાન ભેળું કરવું તે.

**Off-hand**, *a.* (ઑ'ફહૅન્ડ્) Instant; ready; done or said at the moment. વગર તૈયારી કે અભ્યાસ સિવાયનું; તત્ક્ષણે-તેજ ઘડીએ કરેલું-કહેવાયું.

**Office**, *n.* (ઑ'ફિસ્) A special duty; charge conferred by an authority; service. અધિકાર, હોદ્દો, પદ્દી, નોકરી કરવાની જગ્યા. 2. A charge or trust of a sacred nature; duty. ધર્મનું કામ; કાર્ય. 3. A house, a place where public business is transacted. કચેરી; હાફિસ. [L. *ob* & *facio* I do.]

**Officer**, *n.* (ઑ'ફિસર્) An office-bearer; one who holds office. અમલદાર; અધિકારી; કામદાર; હોદ્દેદાર.

**Official**, *a.* (ઑફિ'શલ્) Of or pertaining to an office. અધિકારી-અમલદારી વિષયક; હોદ્દાને લગતું-સંબંધી. 2. Made by virtue of an office or authority. અધિકાર, સત્તાની રૂએ કરેલું; સરકારી, અમલદારી; કામદારીને લગતું.

**Officially**, *adv.* (ઑફિ'શલી) By virtue of the proper authority. અમલદાર-કામદાર તરફથી; અધિકાર-હોદ્દાની રૂએ.

**Officiate**, *vt.* (ઑફિ'શિએ,ટ્) To act as an officer; to transact appropriate business of an office. કામ કરવું-બજાવવું.

**Officinal**, *a.* (ઑફિ'સિનલ) Used in medicine or the arts; belonging to a shop. ઔષધીય;વૈદકોપયોગી;દુકાનમાં મળે તેવું-દુકાનને લગતું. [L. *opificino* or *officina* a workshop from *opus* a work and *facio* I do].

**Officious**, *a.* (ઑફિ'શસ્) Importunately interposing service; meddlesome. માથું મારનાર; ઘુસણીયું; દોઢડાહ્યું.

**Offing**, *n.* (ઑ'ફિંગ્) કિનારા કે વ્હાણ પરથી દેખાતો દરિયાનો દૂરનો ભાગ.

**Offscouring**, *n.* (ઑ'ફસ્કાઉરિંગ્) Refuse. નકામી ચીજ; એઠવાડ; કચરો; પુંજો.

**Offset**, *n.* (ઑ'ફસેટ્) A sum; account; value set off against another sum or account as an equivalent. સામું લ્હેણું; દાવો. 2. A sprout; shoot. ફણગો; ફાંટો. *vt.* To balance; to set off; to place over against. વળતર દાખલ મુકવું; સામું વાળવું.

**Offshoot**, *n.* (ઑ'ફશૂટ્) An offset or that which shoots off. ફાંટો; શાખા; અંકુર.

**Offspring**, *n.* (ઑ'ફસ્પ્રિંગ્) A child; descendant issue; posterity. સંતાન; સંતતિ; પ્રજા; વંશજ; ઓલાદ.

**Oft, Often**, *adv.* (ઑફ્ટ્-ઑ'ફન્) Now and then; again and again; frequently. વારંવાર; વારેઘડીએ; ઘણીવાર; હરવખત.

**Oft, Often-times**, (ઑ'ફ્ટટાઇમ્ઝ્-ઑ'ફન-ટાઇમ્ઝ્) Same as oft or often. વારંવાર;હરઘડીએ.

**Ogle**, *vt.* (ઓ,'ગલ્) To cast a glance; to eye. આંખ મારવી; આડું, ત્રાંસું જોવું. *n.* An amorous side glance. નેત્ર કટાક્ષ; ઈચ્છાપૂર્વક જોવું તે. [L. *oculus*, an eye].

**Oh**, *interj.* (ઓ) An exclamation denoting surprise, pain, sorrow, anxiety. રે ! હો ! અરેરે ! હાય હાય ! અરે અરે !

**Oil**, *n.* (ઑઇલ્) An unctuous inflammable liquid extracted from various animal and vegetable substance. તેલ; ચરબી. Castor oil એરંડીનું તેલ; એરંડીયું; Linseed oil. અળશીનું તેલ. To burn the midnight oil=મોડી રાત સુધી દીવો બાળી અભ્યાસ કરવો, ગોખવું To pour oil on burning fire=બળતામાં ઘી હોમવું Oil-cake. ખોળ. [L. *ol a* olive.]

**Oil-cloth**, *n.* (ઑ'ઈલ કલૉથ્) Cloth treated with oil, or paint. મીણીયું; રોગાન ચઢાવેલું કપડું; મીણતું.

**Oil-colour**, *n.* (ઑ'ઇલકલર્) A paint made by grinding a colouring substance in oil. કોઈ પણ રંગને તેલમાં વાટીને કરેલો રંગ.

**Oilman**, *n.* (ઑ'ઇલમન્) One who deals in oil. તેલ વેચનાર; ઘાંચી; તેલી.

**Oil-painting**, *n.* (ઑ'ઇલપે,ન્ટિંગ્) The art of painting in oil-colours. તેલમાં રંગ વાટીને રંગવાની કળા. 2. Any kind of painting of which the pigments are originally ground in oil. તેલમાં રંગ વાટીને તે વડે ચિત્રેલું ચિત્રકામ.

**Oily**, *a.* (ઑ'ઇલી) Fatty or greasy; consisting of oil. ચીકણું; તેલવાળું; જાડું; સુંવાળું; મસ્કાપાલીસ.

**Oint**, *vt.* (ઑ'ઇન્ટ્) To anoint; તેલ લગાડવું; ઘસવું; ચોપડવું; લેપ, મર્દન કરવું.

**Ointment**, *n.* (ઑ'ઇન્ટમન્ટ) An unguent; an ointment. મર્દન; લેપ; મલમ; શરીરે ચોપડવાનું તેલ. [L. *unguo*, I smear.]

**Painting**, *n.* (પે,'ન્ટિંગ્) A picture; the art or act or employment of laying on colours; the act of representing objects in colours; vivid description in words. ચિત્ર; ચિત્રકલા, વિદ્યા; રંગવું તે; વસ્તુ રંગવાનો અથવા ચિતરવાનો ધંધો; છબી; શબ્દચિતાર; આબેહુબ વર્ણન.

**Paintiness**, *n.* ચિતરવું તે.

**Paintable**, *a.* ચિતરી શકાય તેવું.

**Paint-box**, *n.* રંગ રાખવાની પેટી.

**Paint-brush**, *n.* ચિત્રકામમાં વપરાતી પીછી.

**Pair**, *n.* (પેઅર્) Two things used together; a set of like things; a couple; a man and his wife. યુગ્મ; જોડું; વરવધૂ; જોડી. *vi.* To be joined in pairs. જોડું બંધાવું, બાંધવું. To fit as a counter part. જોડ બેસવી, મળવી; બરાબર હોવું. *vt.* To join in couples. બેબેની, બબ્બેની જોડી બાંધવી; જોડ કરવી. To pair off= to stand aside in a pair from voting. સભામાં એક ગાંઠ કરી મત ન આપવો. [ L. *par*, equal. ]

**Paired**. *a.* Arranged in pairs. જોટામાં; જોટામાં; જોડીમાં.

**Pair-wise**, *adv.* In pairs. જોડીમાં, બબ્બે.

**Pair of colours**, *n.* ( પે'અર્ આવ્ કલર્સ ) Two flags carried by a regiment, one the national ensign, the other the flag of the regiment. લશ્કરી ટુકડી એક પ્રજા તરીકેનો અને એક પોતાની ટુકડીનો, એમ બે વાવટા લઈ જાય તે; ધ્વજદ્વય.

**Palace**, *n.* (પૅ'લસ્) A very large and splendid house; the residence of a king or queen. મહેલ; હવેલી; પ્રાસાદ; રાજમંદિર. [ L. *palatium*, the Roman emperor's residence on the Palatine Hill at Rome.]

**Palatial**, *a.* ( પૅલે,'શલ્) Resembling a palace, pertaining to or of a palace; royal; magnificent. રાજમંદિર જેવું; રાજમંદિરને શોભે તેવું; ભવ્ય; મ્હોટું; વિશાલ.

**Palatine**, *a.* (પૅ'લટિન્) Pertaining to a palace. રાજાના જેવા હક અથવા અધિકાર ધરાવનાર. *n.* An individual or a noble invested with royal privileges and rights. રાજાના હક અથવા અધિકાર ધરાવનાર પુરૂષ અથવા અમીર.

**Paladin**, *n.* (પૅ'લડિન્) A knight-errant; a paragon of knighthood; a distinguished champion. શૂરવીર; સર્વોત્તમ વીર; સંકટ દૂર કરવા પરિક્રમણ કરતો બહાદુર નર. [ L. *palatinus*, belonging to the palace.]

**Palankeen**, **palanquin**, *n* (પૅલન્કી'ન્) A light covered inclosed oblong and boxlike litter for a single person and borne on the shoulders of men. પાલખી; મિયાનો [From Hind. *Palkhi*.]

**Palatable**, *a.* (પૅ'લટબલ્) Agreeable to the palate or taste; savoury. સ્વાદિષ્ટ; મિષ્ટ; રૂચિકર.

**Palatal**, *a.* ( પૅ'લટલ્ ) Pertaining to the palate; uttered by aid of the palate. તાલુ, તાળવા સંબંધી; તાલવ્ય; તાલુસ્થાની.

**Palate**, *n.* (પૅ'લટ્) Taste; relish; the roof of the mouth. સ્વાદ; રૂચિ: તાળવું. *vt.* To taste. સ્વાદ લેવો. [L. *palatum*.]

**Palaver**, ( પલૅ'વર્ ) Talk; conversation; an idle talk; flattery. વાર્તા; વાત. નકામી કુથલી; નકામી વાતો; ખુશામત. *vi* ખુશામત કરવી. નકામી વાત કરવી. [ Port. *palavra*—L. *parabola*, a parable].

**Pale**, *a.* ( પે,લ્ ) Dim; faint; not ruddy or fresh; wan. ફિક્કું; ઝાંખું; બોડું; ભભક વિનાનું; પિળાશવાળું. *vt.* To make pale. ઝાખું, નિસ્તેજ કરવું. *vi.* To turn pale. ઝાંખું પડવું; નિસ્તેજ થવું. [ L. *pallidus*, pale].

**Pale**, *n.* ( પે,લ્ ) Any enclosed field or space; limit; district, વાડ; હદ બાંધી લીધેલું ક્ષેત્ર અથવા જગ્યા; સીમા; મર્યાદા. 2. A fence; anything that encloses or fences. કોઈપણ વસ્તુ કે જેનાથી કબજે કરી લેવાય, હદ બાંધી શકાય તે. *vt.* To enclose with stakes. વાડ; હદ કરવી [L. *palus*, a stake ]

**Pale-face**, *n.* A white person. ફિક્કા ચ્હેરા વાળો માણસ.

**Palfrey**, *n.* ( પૉ'લ્ફ્રી ) A saddle horse especially for a lady. બૈરાં માટે ખાસ સ્વારી લાયક ઘોડો; ન્હાનો ઘોડો. [L. *vehere*, to draw, *rheda*, a carriage.]

**Pale-hearted**, *a.* (પે,'લ-હાર્ટિડ્) Dispirited. ઉત્સાહ વગર; ઉમંગ વિનાનો; ઉત્સાહહીન.

**Paleography**, *n.* (પૅલિઑ'ગ્રફિ) The study of ancient inscriptions and modes of writing. પુરાતન લેખનો અથવા લીપિનો અભ્યાસ; લેખ ઉકેલવાની વિદ્યા. [Gr. *palaios*, ancient & *grapho*, I write.]

**Paleology**, *n.* ( પૅલિઑ'લજિ ) A treatise on or study of antiquities. પ્રાચીન વસ્તુને ગ્રંથ, નિબંધ; પુરાણ જ્ઞાન; પ્રાચીન વસ્તુનું જ્ઞાન, ની વિદ્યા. [Gr. *palaios*, ancient, *logos*, speech.]

**Paleontology**, *n.* (પૅલિઑન્ટૉ'લજિ) Science treating of the ancient life of the earth. પુરાતન કાળનાં પ્રાણી તથા વનસ્પતિઓ જાણવાની વિદ્યા; લુપ્ત પ્રાણી વિદ્યા. [Gr. *palaios* & *on*, *ontos*, being.]

**Paleous**, *a.* (પૅ'લીઅસ્) Chaffy; like chaff. ફોતરાંવાળું.

**Palillogy**, *n.* (પૅલિ'લજી) A repetition of a word or phrase. શબ્દ અથવા વાક્યની પુનરૂક્તિ. [Gr. *palillogia-paliu*, again, *legein*, to say].

**Palimpsest**, *n.*(પૅ'લિમ્પસેસ્ટ્) An engraved brass plate with a new inscription on the reverse side; a manuscript which has been written upon twice, the first writing having been rubbed off to make room for the second. બીજી બાજુ ઉપર ફરીથી લખાયેલ તામ્રપત્ર; એક વાર લખાયેલ લેખ ભુંસી નાખી ફરીથી ઉપયોગમાં લેવાતું પત્ર.

**Palindrome**, *n.* (પૅ'લિનડ્રોમ્) A verse, word or sentence that reads the same either backward or forward. પ્હેલાંથી ને અંતથી જેમ વાંચીયે તેમ તેના તેજ શબ્દ અથવા વાક્ય થાય તેવો, અનુલોમ વિલોમ, શબ્દ અથવા વાક્ય. *e. g.* મલમ; સરસ. [Gr. *palindro mia-palin*, back, *dromos*, a running.]

**Palisade**, *n.* (પૅલિસે'ડ) A fence of pointed pales or stakes. ઉભી વાડ.

**Pall**, *n.* (પૉલ્) An outer garment; a mantle; a cloak. ઝબ્બો; જામો; જબ્બો. 2. A covering; a curtain; a cloth thrown over a dead body. શબ ઉપર ઓઢાડવાનું કપડું; કફન; ચાદર. [L. *palla*, a mantle.]

**Pall**, *vi.* To become wearisome or insipid. કંટાળી જવું; વીરસ, અરસિક થવું. *vt.* To depress; to dispirit. ના ઉમેદ કરવું; ઉત્સાહહીન કરવું. [*n. pallu*, to fail, *pall*, failure.]

**Palladium**, *n.* (પૅલે'ડિયમ્) Safe-guard; a statue of Pallas on the protection of which the safety of Troy depended. રક્ષણ સ્થાન, નિવાસ; પૅલાદેવીની મૂર્તિ. 2. A rare metal. એકજાતની ધાતુ. [L.-Gr. *palladion —pallas, palladas, pallas.*]

**Paliet**, *n.* (પૅ'લિટ્) A mattress of straw. 2. A Palette. 3. A tool used by potters for shaping their wares. 1 પરાળની, ન્હાની પથારી. 2. ચિત્રકારનું રંગ મેળવવાનું પાટીયું. 3. કુંભારનું પટપટીયું. [Fr. *palette* from L. *pala*, a spade. 2. L. *palea*, chaff.]

**Palliate**, *vt.* (પૅ'લિએ,ટ્) To extenuate; to cover; to excuse; to mitigate. ગુન્હો ન્હાનો બતાવવા પ્રયત્ન કરવો; ઓછું કરવા પ્રયત્ન કરવો; ન્હાનું બતાવવું;નું સ્વરૂપ ઢાંકવું;ને માટે દલીલ કાઢવી;-કરવી. [L. *palliare,-atum*, to cloak —*pallium* a cloak.]

**Palliation**, *n.* (પૅલિએ,'શન્) Extenuation; act of palliating; mitigation; abatement. ઉપશમન; શમન; ઘટાડો; સ્વરૂપ ઢાંકવા પ્રયત્ન કરવો તે; દલીલ કાઢવી તે; અપરાધ ઓછો કરવો તે.

**Palliative**, *a.* (પૅ'લિઅટિવ્) Mitigating; that which palliates. ઉપશામક; અપરાધ ઓછો કરતું; ઘટાડો કરતું. *n.* That which lessens disease, pain etc. દરદ, દુઃખ વગેરે ઓછું કરે તે.

**Palliatory**, *a.* (પૅ'લિએટરી) Serving to palliate. ઉપશામક; ઓછું કરતું.

**Pallid**, *a.* (પૅ'લિડ્) Pale; wan. ફિક્કું; નિસ્તેજ; ઝાંખું; તેજહીન [L. *palleo*, I look pale.]

**Pallor**, *n.* (પૅ'લર્)State or quality of being pale or pallid; paleness. ફિક્કાશ; નિસ્તેજપણું; ઝાંખાપણું. [L. *pallere*, to be pale.]

**Palm**, *n.* (પામ્) The inner part of the hand; a measure. હથેળી; મૂઠી; મૂઠ. *vt.* To conceal in palm; to stroke with the hand or palm. હાથમાં સંતાડવું; સંતાડી રાખવું; થાબડવું; હથેળીથી થાબડવું. 2. To impose by fraud. છેતરીને, દગાથી આપવું; માથે મારવું, લેવડાવવું. [L. *palma*, the palm of the hand.]

**Palm**, *n.* (પામ્) A tree of many varieties without branches growing in tropical regions. ઉષ્ણ પ્રદેશમાં ઉગતું એક જાતનું વૃક્ષ; ખજુરીની-તાડની જાતનું વૃક્ષ. **The areca palm** = સોપારીનું ઝાડ. **The date palm** = ખજુરીનું ઝાડ. **The cocoa palm** = નાળીયેરી; નાળિએરી. **Palm**, *n.* = A token of superiority or victory. 2. Superiority; triumph; victory. જયચિહ્ન; શ્રેષ્ઠતાનું પ્રમાણ. ૨. શ્રેષ્ઠતા; જય; વિજય. **Palm-christ** = દિવેલો; એરંડો;એક જાતનો છોડ. [A. S. from L. as above].

**Palmy**, *a.* (પા'મિ) Bearing palms; flourishing; victorious. તાડ-ખજુરીવાળું; આબાદ; જાહોજલાલીવાળું; ચઢતા દિવસ આવતું; ચઢતી કળાનું.

**Palmer**, *n.* (પા'મર્) A pilgrim so distinguished by his carrying a branch of palm; a religious votary. ઉપાસક; યાત્રાળુ. 2. One who cheats at cards or dice. ગંજીફા અથવા શેત્રંજ ખેલવામાં ઠગારો; ઠગ.

**Palmist-ster**, *n.* (પા'મિસ્ટ્ પા'મિસ્ટર્) One who foretells by reading the lines and marks of palm. હસ્તરેખા જોઈ ભવિષ્ય કહેનાર; હાથ જોઈને નશીબ કહેનાર.

**Palmistry**, *n.* (પા'મિસ્ટ્રી) The art or practice of reading palm. હસ્તરેખા જોવાની વિદ્યા,-કળા.

**Palpable**, *a.* (પૅ'લ્પબલ્) That which can be felt or touched; easily found ( as lies,

mistake, etc.); easily perceptible સ્પર્શજ્ઞેય; સ્પર્શગોચર; સ્પર્શેંદ્રિયથી જ્ઞાન થાય તેવું, જણાય તેવું; જણાઈ; પકડાઇ જાય તેવું. (ભૂલ; જૂઠાણું); પ્રત્યક્ષ; ખુલ્લું; ચોકખું. [L. *palpo*, I touch softly.]

**Palpitate**, *vi.* (પૅલ્પિટે,ટ્) To pulsate; to throb; to beat rapidly; to move quickly. ધબકવું; ધડકવું; જોસથી ચાલવું; ઉછાળા મારવા. [L. *palpo*, I beat.]

**Palpitation**, *n.* (પૅલ્પિટે,'શન્) Irregular action of heart caused by disease or excitement. દરદ અથવા જુસ્સાથી હૃદયનું ધડકવું; અંતઃકરણ સ્ફુરણ; ધબકાટ; થડકો.

**Palsy**, *n.* (પૉ'લ્ઝી) Paralysis; a complete or a partial loss in the motion of the muscles of the body. લકવો; ગાત્રસ્તંભ; પક્ષઘાત; સંપૂર્ણ અથવા અર્ધ અંગનું રહી જવું તે. [Gr. *paralysis.*]

**Palter**, *vi.* (પૉ'લ્ટર્) To use trickery; to cheat; to equivocate; to shuffle; to dodge. છળ રમવું; કપટ કરવું; ભેદભર્યું બોલવું; દ્વિઅર્થી બોલવું; ફર્યા ફર્યા જવાબ દેવા; ઉડાવવાની કોશીશ કરવી. [Low. Ger. *paltrig*=ragged.]

**Paltry**, *a.* (પૉ'લ્ટ્રી) Worthless; mean; vile. તુચ્છ; નજીવું; હલકું; ક્ષુદ્ર; પામર.

**Pamper**, *vt.* (પૅ'મ્પર્) To gratify to the full; to feed with fine food; to glut. ધરાય તેટલું ખવરાવવું; સંતોષ થાય ત્યાં સુધી ખવરાવવું; તૃપ્ત કરવું; યથેચ્છ ખવરાવવું; મીઠું મીઠું ખવડાવી, કહી કરી ખુશ કરવું. [Low. Ger. *pampen.*]

**Pamphlet**, *n.* (પૅ'મ્ફ્લિટ્) As hort interesting essay; a small book with a paper cover but not bound. ટૂંક રસિક નિબંધ, લેખ, વિષય; ચોપાનીયું.

**Pamphleteer**, *n.* (પૅમ્ફ્લિટી'ર્) ચોપાનીયાં લખનાર; લઘુ, અલ્પ ગ્રંથલેખક.

**Pan**, *n.* (પૅન્) A shallow broad vessel. ગરમું; તાંસલું; ત્રાંસળી;વાડકી;લ્હોયું; કુહડાઇ; કોઇપણ જાતનું છાછરૂં તથા પહોળું વાસણ. [L. *patina*, a basin.]

**Pan**, *vi. vt.* To treat with the panning process; to obtain in any way; to secure. વિજ્ઞાનના નિયમો પ્રમાણે પૃથક્કરણ કરવું;ગમે તેમ મેળવવું; જુદા પાડવું. To cook and serve in a pan. કહડાઇમાં રાંધી પીરસવું. *vi.* To yield gold; to turn out gold as expected. સોનું આપવું; ધારણા પ્રમાણે સોનું નીકળવું.

**Panacea**, *n.* (પૅનસી'અ) A universal medicine; all-heal; a remedy for all diseases. સર્વવ્યાધિહર, વિનાશક; બધાં દરદો મટાડે તેવું ઓસડ, ઔષધિ;સર્વોપાય.[L.Gr. *pan*, all,*akos*, cure.]

**Panary**, *a.* (પૅ'નરી) Pertaining to bread. અન્ન સંબંધી; રોટલા સંબંધી. *n.* Store-house for bread; pantry. રોટલા રાખવાનો ભંડાર, કોઠારીયું, કબાટ.

**Pancreas**, *n.* (પૅ'ન્ક્રીઅસ્) An organ emitting digestive juice. જઠરવાસા; પાચકરસ ઝરનારો અવયવ. [Gr. *pan*, all *kreas*, flesh.] *a.* Pancreatic.

**Pandect**, *n.* (પૅ'ન્ડેક્ટ્) An exhaustive treatise on any subject; the treatise by Justinian. અમુક એક વિષય ઉપર સર્વગ્રાહી ગ્રંથ. જસ્ટીન્યને કરાવેલો વ્યવહારશાસ્ત્રસંગ્રહ. [L. *pan* all, *dechesihai*, to receive.]

**Pandemonium**, *n.* (પૅન્ડિમો'નીયમ્) The great hall of evil spirits; a demon house. અસુર,દાનવ સભાસ્થાન;પિશાચગૃહ;જીનમહેલ;ઘોંઘાટગૃહ;નર્ક.[Gr. *pan*, all, *daimon*, a demon.]

**Pander**. *n.* (પૅ'ન્ડર્) A procurer; a male bawd; one who procures for another the means of gratifying his passion. કુટણો; ભડવો; દુષ્ટ કામનાની સિદ્ધિ કરાવી આપનાર. *vt.* To play the pander for. *vi.* To act as a pander; to minister to the passions. દુષ્ટ કામનાની સિદ્ધિ કરાવી આપવી; ખરાબ ઇચ્છા પરિપૂર્ણ કરાવવી; ભડવાઇ કરવી; દુષ્ટ વાસના પૂર્ણ કરવી.

**Pane**, *n.* (પેન્) A glass plate. કાચની તકતી [L. *pannus*, a cloth, a rag.]

**Panegyric**, *n.* (પૅનિજિ'રિક્)An encomium; laudation; an oration or eulogy in the praise of some event or person. સ્તુતિ; વખાણ; તારીફ; પ્રશંસા; ગુણાનુવાદ; ગુણકીર્તન. [L. [Gr. *pan*, all, *agyris* (agora) an assembly.]

**Panegyrist**, *n.* (પૅને'જરિસ્ટ્) સ્તુતિકાર; કીર્તનકાર; સ્તોતા.

**Panegyrise**, *vt.* સ્તુતિ કરવી; વખાણ કરવાં; ગુણાનુવાદ ગાવા.

**Panel**,*n.*(પૅ'નલ્) A flat surface with raised margins; a thin board on which a picture is painted. બારીબારણામાં ખોભણ કાઢી તેમાં જડેલું પાટીયું;તકતી;ચોકઠું.2. The jury. પંચ;સમસ્ત જ્યૂરી [L. *pannus*, a rag.]

**Panel-saw**, *n.* A saw for cutting very thin wood. ઝીણી, ન્હાની હાથઆરી; કરવતી.

**Pang**, (પૅન્ગ્) Throe; a temporary but violent pain; bitter feeling of sorrow. તીવ્ર વેદના; મહાવ્યથા; તીવ્ર દુઃખ; અંતઃકરણ ઉપર આઘાત કરે તેવું દુઃખ; કલેજું ચીરી નાખે તેવી

વેદના; *vt.* To torture. દુઃખ દેવું. વેદના કo [L. *pungo*, I prick.]

**Panic**, *n.* (પૅનિક્). Great terror; sudden or extreme fright. ફાળ; હેબક; એકાએક બ્હીક; ધ્રાસકો; ધાક. (Gr. *pan*. the God, god of the woods.]

**Pannel**, (પૅનલ્) *n.* Same as **Panel.**

**Pannier**, *n.* (પૅન્યર) A bread-basket; a basket. કંડીયો; પરાળનો ડબ્બો ટોપલી. [L. *panis*, bread.]

**Panoply**, *n.* (પૅનપ્લી) A full suit of armour; complete armour. પૂર્ણકવચ; સર્વાંગ-રક્ષણ; આખું બખ્તર. [G. *pan*, all, *hopla*, arms.]

**Panorama**, *n.* (પૅનરૅ'મા) An exhaustive view; complete and wide view. A picture giving an exhaustive view. પૂર્ણદર્શન; સંપૂર્ણ દેખાવ; કુદરતનું સંપૂર્ણ શોભા દર્શન; મહાદૃશ્ય ચિત્ર; સંપૂર્ણ ચિત્રનો દેખાવ; ફરતાં, ગોળ. અર્ધગોળ ચિત્ર. [Gr. *pan*. all, *horma*, a view.]

**Panoramic**, *a.* (પૅનરૅ'મિક્) મહાદૃશ્ય, ચિત્રપરિપાટિ, સંબંધી.

**Pant**, *vi.* (પૅન્ટ્) To breathe hard and quickly; to throb; to gasp; to heave. હાંફવું; ફેં ફેં કરવું; હાંફી જવું; શ્વાસ ભરાઇ જવો. *vt* To long for; to gasp out. ટાંપી રહેવું; ની ઉત્કંઠા કરવી; ઝંખના કરવી; ઝંખવું; આતુરતાથી ઇચ્છા કરવી. [L. *palo*, I beat.]

**Pant or Panting**, *n.* (પૅન્ટ્-પૅ'ન્ટિંગ્) A quick breathing; palpitation; longing. ઉતાવળો શ્વાસ; ફુંફાટા; ઉત્કંઠા; ઝંખના; આતુરતા.

**Pantaloon**, *n.* (પૅન્ટલૂ'ન્) A ridiculous character; a buffoon. વિદૂષક; મશ્કરો. *pl.* Pantaloons = A kind of trousers. સુરવાલ; પાટલુન; ચોરણો; પાયજામો.

**Pantheism**, *n.* (પૅ'ન્થીઇઝમ્) The doctrine that the universe itself is God; the belief that there is no God apart from nature or the universe. આખું વિશ્વ એજ ઈશ્વર એવો મત; જગદીશ્વરમત; સૃષ્ટિ એજ ઈશ્વર એવો મત; સર્વવ્યાપકતાવાદ. [Gr. *pan*, all, *theos*, God.]

**Pantheist**, *n.* (પૅ'ન્થીઇસ્ટ) A believer in pantheism. જગદીશ્વરમતાશ્રયી, મતવાદી.

**Pantheistic-al**, *a.* જગદીશ્વર મતનું.

**Pantheon**, *n.* (પૅન્થી'અન્). A temple dedicated to all the Gods. સઘળા દેવોનું મંદિર, દેવાલય, દહેરૂં. 2. All the gods of a nation taken in a body. વિશ્વેદેવા; દેવસમૂહ.

**Panther**, *n.* (પૅ'ન્થર) A fierce, carnivorous spotted quadruped of Africa, Asia. આફ્રિકાનો ચિત્રો વાઘ; ચિત્તો.

**Pantograph**, *n.* (પૅ'ન્ટોગ્રૅફ્) An instrument for copying plans or drawings. ચિત્ર અથવા નકશાની નકલ કરવાનું યંત્ર.

**Pantography**, *n.* (પૅ'ન્ટોગ્રફિ) General description; process of copying by the pantograph. સામાન્ય વર્ણન; ચિત્ર અથવા નકશાની નકલ કરવી તે. [Gr. *pan*, all, *graphein*, to write.]

**Pantology**, *n.* (પૅન્ટોલજિ) A book of Universal information; universal knowledge. અખિલવિશ્વજ્ઞાન ગ્રંથ; સર્વ સમાચાર સંગ્રહ; અખિલજ્ઞાન; વિશ્વજ્ઞાન.

**Pantomime**, *n.* (પૅ'ન્ટોમાઇમ્) The representation by action without speech; a play or an entertainment in dumb show. મૂકનાટ્ય; બોલ્યા વિના ચાળા કરી નાટક બતાવવું તે. 2. One who acts in that way. મૂંગા રહી ચાળા કરી બતાવનાર. [Gr. *pantos*, all, *mimos*, an imitator.]

**Pantomimical**, *n.* મૂકનાટ્ય સંબંધી.

**Pantry**, *n.* (પૅ'ન્ટ્રિ) Panary; a store-house for bread. ખાદ્યશાળા; અન્નકોશ; ભક્ષ્યાગાર; રોટલાનો કોઠાર. [L. *panis*, bread.]

**Pap**, *n.* (પૅપ્) A nipple; a teat. સ્તનમુખ. ડીંટડી; કુચ. 2. Pulp of fruits. ફળનો ગર્ભ. 3. Soft food for infants. છોકરાંઓને ખાવાનો પદાર્થ; માવો; ગર.

**Papa**, *n.* (પપૅ પૅ'પા) Father; a bishop; a child's word for father. બાવા; બાપા; ધર્મગુરૂ.

**Papacy**, *n.* (પે,'પસી) Popery; the office of the Pope; the authority of the Pope. પોપની હકુમત, અમલ, અધિકાર, સત્તા; પોપનું આચાર્યપદ. [L. *papa*, a father.]

**Papal**, *a.* (પે,'પલ્) Pertaining to the Pope of Rome. પોપ સંબંધી.

**Papist** = પોપને ધર્માચાર્ય માનનાર; પોપ સેવક; રોમન કૅથલિક.

**Papaverous**, *a.* (પૅપૅ'વરસ્) Pertaining to the poppy. ખસખસના જેવું.

**Paper**, *n.* (પે.'પર્) A substance made from rags and vegetable fibres on which we write. કાગળ; પત્ર. 2. A document; a writing. દસ્તાવેજ; નિબંધ; લેખ. 3. A newspaper; a journal. વર્તમાન પત્ર. 2. Hangings printed or stamped. ભીંતે ચોંટાડવાના કાગળ. 5. Paper money. કાગળના ચલણમાં ચાલતી નોટ. *vt.* To cover with paper. કાગળોથી ઢાંકવું; કાગળ ચઢાવવા.

**Papilionaceous**, *a.* (પૅપિલ્યોને,'શસ્) Resembling a butterfly; having a flower shaped somewhat like a butterfly. પતંગીયા

જેવું; પતંગીયા જેવા ફુલવાળું. [L. *papilio,–onis*, a butterfly.]

**Papillary-ous,** *a.* ( પૅપિલરી-પૅપિલસ્ ) Having a nipple-like protuberance; covered with small eminences (as the tongue, tips of finger etc.) સ્તનાગ્ર જેવા ઉપસેલા ભાગવાળું; ઝીણી ઝીણી ફેલ્લી ફેલ્લાવાળું; ફણગીવાળું; ખીલથી ભરાઈ ગયેલું; સ્તનાગ્ર જેવું. [L. *papilla*, a nipple.]

**Pappus,** *n.* ( પૅપસ્ ) The fine hair or down which grows on the seeds of some plants; the first hair on the chin. રૂવાં; પીછાં; પહેલી દાઢી ઉગે તે.

**Pappous,** *a.* ( પૅપસ્ ) Furnished with a pappus. રૂવાવાળું; પીછાવાળું; પહેલી દાઢી ઉગી હોય તેવું. [L. *pappus*, down.]

**Pappy,** *a.* Like pap. રસ ભરેલું;નરમ;માવાદાર.

**Papyrus,** *n.* (પૅપા'યૂરસ્) The material on which the ancient Egyptians and Indians wrote. તાલપત્ર.

**Par,** *n.* ( પાર્ ) State of equality; equal value. સમાનતા; સરખી કિંમત; બરોબરી,સમાન, સરભર હોવું તે. At a par.સરભર.[L.*par*,equal.]

**Parable,** *n.* ( પૅરૅબલ્ ) An apologue; proverb. નીતિ કથા; દૃષ્ટાંતને રૂપે કહેવાયલી વાર્તા; સંભવિત અથવા અનુભૂત વાર્તા. [ Gr. *para*, beside; *ballo*, I throw.]

**Parabolic,** *a.* દૃષ્ટાન્તરૂપ.

**Parabola,** *n.* (પૅરૅબલા) A kind of curve. શંકુ આકૃતિ; પરવલય; સમકલ. [Gr. *parabole*.]

**Paraclete,** *n.* (પૅરક્લીટ) The comforter; advocate. દિલાસો દેનાર; પક્ષ લઈ બોલનાર.

**Parade,** *n.* (પૅરે,'ડ્) The orderly arrangement of troops; a review of troops; the place where such a display takes place; pompous show of any kind. કવાયત;કવાયતનું મેદાન; ઠાઠ; ભપકો. દબદબો; ડોળ. *vt.* To show off; to arrange in Military order. ભપકો બતાવવો;ઠાઠ બતાવવો;કવાયત કરાવવી;વ્યૂહ રચવો. *vi.* To pass in Military order; to march in procession. લશ્કરી ઠાઠથી જવું; સરઘસમાં, ક્રમવાર નીકળવું. [L. *paratum*, to prepare.]

**Paradigm,** *n.* ( પૅરૅડાઇમ્ ) Model; an example; an example of the inflection of a word. આદર્શરૂપ દાખલો; પ્રમાણ; નમુનો. (નામ, સર્વનામ, ક્રિયાપદ, વિશેષણનું) રૂપાખ્યાન; રૂપાવળી; ધાતુરૂપમાલિકા. [Gr. *para*, beside, *deiknumi*, to show ]

**Paradise,** *n.* (પૅરૅડાઇઝ્) The garden of Eden; heaven; any place of great beauty or state of blissful delights; a place of bliss. ઇડનની વાડી, બાગ; સ્વર્ગ; વૈકુંઠ; પરમાનંદ ભુવન; પરમાનંદ અવસ્થા; ઉત્કૃષ્ટ સુંદર ભૂમિ, અવસ્થા. [L. *paradisus*. a park.]

**Paradisaic-al,** } *a.* ( પૅરડિઝે,'ક,-કલ્ )
**Paradisiac-al,** } ( પૅરડિ'ઝિઅક-કલ )
Pertaining to paradise. સુખધામ સંબંધી; આનંદ લોક સંબંધી.

**Paradox,** *n.* ( પૅરૅડૉક્સ્ ) That which is apparently absurd but really true; a tenet or preposition seemingly absurd. ફારડો; ફાહડો; દુનીયાથી દેખાવમાં વિપરીત વિચાર; દેખાઇતો વિપરીત મત; વિવેકવિરુદ્ધાભાસ; અસત્યાભાસ;ન્યારી, વિચિત્ર વાત. [Gr. *para*, against, *doxa*, an opinion.]

**Paradoxical,** *a.* વિપરીતવિચારદર્શી; વિરોધાભાસદર્શક; વિપરીત.

**Paragon**, *n.* (પૅરૅગન્) A model; a pattern; something supremely excellent. નમુનો; શિરોમણિ; કંઇ પણ ઉત્કૃષ્ટ વસ્તુ. 2. A companion; a rival. બરાબરીયો; હરીફ. *vt.* To compare; to surpass. ની સાથે બરોબરી કરવી; હરીફાઇ કરવી; સરખામણીમાં ઉતરવું;ને ટક્કર મારવી; ચઢીયાતા થવું; ને હરવવું.

**Paragraph,***n.* (પૅરૅગ્રૅફ્) A distinct part of a writing or discourse; a short passage. પારાગ્રાફ; કલમ;પરિચ્છેદ [Gr.*para*, *graphein*= to write].

**Parallax**, *n.* ( પૅરલૅક્સ્ ) An apparent change in the position of an object resulting from the change of position. દૃક્સૂત્ર તથા ગર્ભસૂત્ર વચ્ચેનો અંતર;લંબન.[L. *para*, beside, *allos*, another].

**Parallel,** *a.* ( પૅરૅલલ્ ) Running in accordance with;resembling in all essential points; equidistant from another at all points and running in the same direction. મળતું; સરખું; સમ; તુલ્ય; સમાન; સમાંતર. સમાંતર લીટી. 2. A comparison made. મુકાબલો. 3. Likeness. સમાનતા; સરખાપણું; સમતા; સાદૃશ્ય. 4. A counterpart. બદલો; જોડી;બરાબરીયો;ઉપમાન. Without a parallel= અનુપમ; અપ્રતિમ. *vt.* To correspond or to make to correspond. અનુરૂપ, બંધ બેસતું હોવું; કરવું. To compare સરખાવવું; બરોબરી કરવી. [L. *para*, beside, *allos*, another.]

**Parallelism,** *n.* ( પૅરેલલિઝમ્ ) સમાનતા; સમાંતરપણું; સરખાપણું; સાદૃશ્ય.

**Parallelogram,** *n.* ( પૅરેલે'લગ્રૅમ્ ) સમાન્તર ચતુર્ભુજ; સમાન્તર બાજુ ચોખુણુ [Gr.*parallelos*, side by side; *gramma*, a line.]

**Parallelepiped,** *n.* ( પૅરલલે'પિપેડ્ ) A regular solid, the opposite sides and ends of which form three pairs of equal parallelograms. છ બાજૂવાળી ચીજ; સમખાત.

**Paralogy,** ( પૅ'રૅલજી ) Paralogism. A reasoning beside the point; a false reasoning. અર્થાભાસ; આભાસ; પક્ષાભાસ; ખોટી તકરાર, અનુમાન. [Gr. *para*, beside, *logos*, discourse.]

**Paralysis** *n.* ( પૅરૅ'લિસિસ્ ) A loss of function in any part of the body either partial or complete. લકવો કોઇપણ અંગનું સંપૂર્ણ રહી જવું અથવા અર્ધાંગ સ્થિતિ હોવી; ગાત્રજડતા; પક્ષાઘાત: અર્ધાંગવાયુ. [ Gr. *para*, beside, *lyein*, loosen ]

**Paralytic,** = પક્ષઘાતવાળું.

**Paralyse,** *a.* (પૅ'રલાઇઝ્) Paralytic. *vt.* To strike with paralysis or palsy; to make useless; to deaden; to unnerve. ( અંગનું ) જૂઠું પડી જવું; જડ કરી નાખવું; બહેરૂં કરી નાખવું; નિર્બળ કરી નાખવું; પક્ષઘાત, ગતિનાશ ક૦.

**Paramount,** *a.* ( પૅ'રમાઉન્ટ ) Supreme; superior to all; chief; of the highest order. શ્રેષ્ઠ; સર્વોપરિ; ઉત્કૃષ્ટ; ઉત્તમ. *n.* A chief; a superior. સરદાર; મુખ્ય; સર્વોપરિ. [ Fr. *paramount.*]

**Paramour** *n.* (પૅ'રમુર) A lover of either sex now used in bad sense. યાર; જાર; રખેતર; રાંડ; જારિણી. [Fr. *par*, *amour*, by or with love. L. *per amorem.*]

[ **Parapet,** *n.* ( પૅ'રપિટ્ ) A low wall; a rampart breast-high. નીચી ભીંત; વંડો; ઘેરો; છાતીપૂર ઉંચી ભીંત; કરેઢી; ભીંતડી [L. *pectus*, the breast.]

**Paraphernalia,** *n.* (પૅરૅફરને'લીયા) That which a bride brings in addition to her dowry; the clothes, jewels, etc possessed by a wife in her own right. પહેરામણી ઉપરાંતના કન્યાના દરદાગીના; કન્યાદાનમાં મળેલું ધન; સ્ત્રી ધન. Means of equipment. સાજ; ઠાઠ; ચિહ્ન વગેરે.

**Paraphrase,** *n.* (પૅ'રફ્રેઝ્)An explanation; a loose or free translation. વિવરણ;વ્યાખ્યાન; વ્યાન; ટીકા; સરલ રીતે કહેવું તે. *vi.* વિવરણ કરવું;વ્યાખ્યાન ક૦ વિવરણ થવું.[Gr. *para*,beside *phrazein*, to speak.]

**Paraphrast.** *n.* ( પૅ'રફ્રસ્ટ ) One who paraphrases. વિવરણકાર; વ્યાખ્યાનકાર.

**Paraphrastic-al,** (પૅરફ્રૅ'સ્ટિક,-કલ્) વિવરણ-રૂપ; વિવરણના જેવું.

**Paraquito, Paraquet,** *n.* (પૅરકી'ટો, પૅ'રૅકવેટ્) A kind of parrot;parrakeet.શુક;પોપટ.

**Parasite,** *n.* ( પૅ'રસાઇટ્ ) A sycophant; a hanger-on. કકડાખાઉ; ખુશામતીયો, ભોજનભટ; ભાજીહા કરનાર; પરોપજીવી, જંતુ,વેલ. [Gr. *para*, beside, *sitos*, corn.]

**Parasitical,** *a.* (પૅરૅસિ'ટિકલ્)Of the nature of parasite Fawning;acting as a sycophant. ખુશામતીયું; પરાવલંબનીય,-ક.

**Parasol,** *n.* (પૅ'રૅસૉલ) A small umbrella used by women. સ્ત્રીઓ વાપરે તે ન્હાની છત્રી. *vt.* To shelter from the sun. છત્રીથી છાયો કરવો. [L.*parare*, to prepare, *solis*, the sun.]

**Parboil,** *vt.* (પા'ર્બૉઇલ્) To boil slightly or in part. અડધું પડધું, કાચું પાકું, રાંધવું, ઉકાળવું. [As if from *part* and *boil.*]

**Parcel** *n.* (પા'ર્સલ્) A portion; a little part. 2. A number forming a group or a lot; package. ભાગ; ખંડ; કકડો. 2. સમૂહ; જથ્થો; થોક; ઢગલો; બિંદડી; ગાંસડી; પોટલી; પોટલું;પુટકું- *vt.* To divide into portions. કકડા કરી વહેંચવું. 2. To make up into a parcel. પારસલ કરવું. [L. *partis*, a part.]

**Parcenary,** *n.* (પા'ર્સીનરી) Co-heirship. વારસામાં ભાગીયાપણું; અવિભક્તપણું; મજીયારો ભાગ હોવો તે; સહદાયાદત્વ.

**Parcener,** *n.* (પૅ'ર્સનર) A co-heir. એકત્ર વારસ; સરખો હિસ્સેદાર, હકદાર.

**Parch**, *vt.* ( પાર્ચ ) To scorch; to burn superficially; to burn slightly. શેકવું; ભૂંજવું; ચચણાવી નાંખવું; દઝાડવું; બળાવવું. *vi.* To become scorched. ચચણવું; દાઝવું; ઝંઝાવું; શેકાવું; ભુંજવું. [Sans. *pari*, *shushka*, dry.]

**Parchment**, *n.* (પા'ર્ચમન્ટ) The skin of a sheep or goat prepared for writing upon. ચર્મપત્ર; ભોજપત્ર; ઘેટાં અથવા બકરાનું કમાવેલું લખવાના કામમાં આવે તેવુ ચામડું.

**Pard**, *n.* (પાર્ડ) A panther; a leopard. ચિત્તો; આફ્રિકાનો ચિત્રો વાઘ [L. *pardus*, the panther; the leopard.]

**Pardon,** *n.* (પા'ર્ડન્) Forgiveness; the act of pardoning. માફી; ક્ષમા; માફ. *vt.* To forgive; to let off without doing something; to free from penalty. માફી આપવી; ક્ષમા આપવી; માફ કરવું; સજામાંથી મુક્ત કરવું. [L. *per*, through, *donare*, to give].

**Pardonable,** *a.* ( પા'ર્ડનબલ્ ) Excusable. ક્ષમ્ય; માફી આપવા લાયક; ક્ષમાપાત્ર; ક્ષમાયોગ્ય.

**Pardoner,** *n.* માફ કરનાર.

**Pare,** *vt.* (પેઅર્) To trim; to remove by cutting; to cut; to share off. છોલવું; કાતરવું; રહેોરવું; તાછવું;કાપવું. **To pare the nails=**

નખ લેવા, કાપવા. 2. To diminish slowly. કાતરતાં કાતરતાં કમી કરતા, થતા જવું. [L. *parare*, to prepare.]

**Paring,** *n.* છાલ; છાતરું; સ્હોરણ.

**Paregoric,** *a.* ( પૅરીગૉ'રિક્ ) Mitigating; lessening pain; soothing. દુઃખશામક; વ્યાધિશામક; દરદ નરમ પાડે તેવું. *n.* A medicine which lessens pain. દુઃખશામક ઔષધ; ઓસડ. [L.-Gr. *paregorikos, paregorein*, to exhort.]

**Parent,** *n.* (પે,'રન્ટ્) A father or mother. 2. An author. 3. A cause. બાપ અથવા મા. પિતા અથવા માતા. 2. જનક; કર્તા. 3. કારણ; હેતુ; ઉત્પાદક.

**Parentage,** *n.* ( પે,'રન્ટેજ્ ) Pedigree; descent from parents. કુળ; ઓલાદ; ઉત્પત્તિ; બુનીઆત; ખાનદાની.

**Parental,** *a.* Pertaining to parents. 2. Tender. માતા પિતા સંબંધી; ભ્હાલ ભરેલું. [L. *parens*, to bring forth.]

**Parentally,** *adv.* In a parental manner. વહાલથી; દાઝથી; દયા, વહાલ ભરેલી રીતે.

**Parenthesis,** *n.* ( પૅરે'ન્થિસિસ્ ) A word, phrase or sentence put in by way of explanation to complete the meaning. કોઇ વાકયના કોઈ અંગનો અર્થ સંપૂર્ણ સમજાય તે ઉદ્દેશથી ટીકારૂપે આપેલો શબ્દ અથવા વાકય;પેટા શબ્દ. 2. The sign to mark off the paranthesis (—).ઉપન્યાસચિહ્ન; ઉપન્યાસ; કૌંસ. [Gr. *para*, beside, *en*, in, *thesis*, a placing.]

**Parenthetic,** *a.* ( પૅરન્થે'ટિક ) Of the nature of a parenthesis. ઉપન્યસ્ત; પ્રક્ષિપ્ત. 2. Containing parenthesis કૌંસમાનું;કૌંસવાળું.

**Parentless,** *a.* (પે,'રન્ટલિસ્) Without a parent; deprived of parents. મા અથવા બાપ વિનાનું; મા બાપ વિનાનું.

**Parget,** *vt.* (પા'ર્જીટ્) To plaster; to paint. ચોડવું (પથર); રંગવું. [L. *paris*, a wall; *jacio*, I throw.]

**Pariah,** *n.* ( પૅ,'રિઆ ) A member of a caste in Southern India; other than the four principal castes. હિંદુમાં હલકામાં હલકી જાતનો માણસ; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર શિવાય જ્ઞાતિનો અંગભૂત; અતિશૂદ્ર; નીચ વર્ણનો માણસ; ઢેડ; ભંગી; અંત્યજ.

**Parietal,** *a.* (પૅરા'ઇટલ્) Pertaining to a wall or walls. ભીંત;દિવાલનું; શરીરપડદાનું,બખોલ, દ્વાર સંબંધી. 2. One of the bones of the skull. ખોપરીનું એક હાડકું. [L. *paries*, a wall.]

**Parish,** *n.*(પૅ'રિશ્) A district under one pastor. વિલાયતના "પાર્સન" કહેવાતા ધર્માધ્યક્ષની સત્તા નીચેનું પરગણું. "પાર્સનનો" તાલુકો; પારિશ. 2. The people of a parish. "પારિશ"ના લોકો. *a.* Supported by the parish. 2. Belonging or relating to a parish. "પારિશ"ની ઉપજમાંથી જેનું પોષણ થાય છે તેવા તું "પારિશ"માનું;નું [Gr. *para*, beside, *oikos*, a dwelling.]

**Parishioner,** *n.*(પૅરિ'શનર્)One who belongs to a parish; a member of a parish or a church. "પારિશ"માંનું માણસ; તાલુકા દેવળનો સભાસદ.

**Parisian,** *a.* ( પૅરિ'શ્ઝયન્ )Of Paris. પારિસ શહેરનો રહેવાશી; ની ઢબનું.

**Parity,** *n.* (પૅ'રિટિ) Resemblance; a state of being equal in rank, quality etc.; equality. સાદશ્ય; સમાનતા; સરખાપણું;બરાબરી; તુલ્યતા. [L. *par*, equal.]

**Park,** *n.* (પાર્ક) A piece of land enclosed for a special purpose, as for wild beasts. 2. A grass field. 3. A place for recreation. મૃગયાવન; શિકારસ્થાન; વન; તૃણાચ્છાદિત સ્થાન; ખડ ઉગેલી જમીનનો કટકો, કકડો; વિહારસ્થાન; આરામસ્થાન; બાગ. 4. (Mil.) A collection of artillery, wagon, etc. in an encampment. છાવણીનું તોપખાનું.

**Parlance,** ( પા'ર્લન્સ ) *n.* Conversation; speaking; talk; discourse. વાતચીત; વાત; સંભાષણ. [Fr. *parler*, to speak.]

**Parley,** *vi.* ( પા'ર્લિ ) To speak with another to confer on some point. વાતચીત કરવી; અન્યોઅન્યના સ્વાર્થની વાત કરવી; મસ્લેહત કરવી; મસલત ક૦ *n.* Mutual discourse; a conference with an enemy in a war. પ્રરસ્પર ગોષ્ઠી; માંહેમાંહે વાર્તા; યુદ્ધની અંદર સમાધાન વાર્તા; વિષ્ટિ.

**Parliament,** *n.* (પા'ર્લમન્ટ્) A meeting for deliberation; supreme legislature of Great Britain, also of some of her colonies. વિચારવિષયક સભા; વિલાયતની અને કેટલાક તેના અંગભૂત દેશોની કાયદા ઘડનારી સભા; પ્રતિનિધિ સભા; પારલામેન્ટ. [Fr. *parler*, to speak.]

**Parliamentarian,** *a* (પાર્લમેન્ટે'રિઅન્) Pertaining to parliament. પ્રતિનિધિ સભા સંબંધીનુ. *n.* One who is well versed in the rules of parliament. સભાના કાયદામાં પ્રવીણ પુરૂષ; મંત્રીસભાના પક્ષનું માણસ.

**Parliamentary,** *a.*(-મે'-)મંત્રીસભાની રૂઢિ, રીતિ પ્રમાણેનું;પારલામેન્ટે કીધેલું, ની વિષેનું,બનાવેલું, રચેલું, ને યોગ્ય.

**Parlour,** *n.* (પા'લ'ર્) An ordinary familbly sitting room; a room for the reception of

guests. ઘરના માણસને બેસવા ઉઠવાનો ઓરડો; પરસાળ.૨.દિવાનખાનું;અતિથિસત્કારગૃહ,સ્વાગતમંદિર.

**Parlous**, *a.* (પા'ર્લસ્) Perilous; harmful; dangerous. ભયંકર; ભયભરેલું; જોખમવાળું; સંકટપૂર્ણ. 2. Venturesome. છાતીવાળો; પાણીદાર; સાહસિક; હિંમતવાન; ઝંપલાવે તેવો; ચાહોમ કરે તેવો. 3. Notable=પ્રખ્યાત; સુવિખ્યાત; પ્રસિદ્ધ. [Old form of *perilous*.]

**Parochial**, *a.* (પૅરો'કિઅલ) Of the parish; local; not national. 'પારિશ',પરગણાનું;સ્થાનિક; પ્રાંતીય; સાંકડા મનનું.

**Parody**, *n.* (પૅ'રોડિ) A ridiculous imitation of a poem. વિનોદાર્થે કાવ્યનું અનુકરણ; ઉપહાસયુક્ત કાવ્યવિકૃતિ;પ્રતિકાવ્ય; હાસ્યજનક અનુકરણ. *vt.* મૂળ કાવ્યમાં ફેરફાર કરી હાસ્યરસ મૂકવો; મશ્કરી કરવી. [Gr. *para*, beside, *ode*, an ode.]

**Parole**, (પૅરો,'લ્) Word of mouth; word of honour; 2. The daily pass word in a camp. બોલી; વચન; પ્રતિજ્ઞા; કોલ; જીભાન; સંકેત.

**Paronomasia**, *n.* (પૅરનૉમે'ઝિઅ) A play upon words in rhetoric. શ્લેષ; વિરોધાભાસ. [Gr. *para*, beside, *onoma*, name.]

**Paronymous**, *a.* (પૅરૉ'નિમસ્) Having the same sound but different in spelling and meaning; derived from the same root. એકજ ઉચ્ચાર પરંતુ જુદી જોડણી અને જુદા અર્થવાળું; એક મૂળનું, વ્યુત્પત્તિવાળું; સમોચ્ચાર; સમોત્પન્ન.

**Paroquet**, *n.* (પૅ'રોકેટ્) A kind of parrot. એક જાતનો પોપટ; શુકની એક જાત; પોપટની જાતનું પક્ષી. [Fr. *perroquet*.]

**Paroxysm**,*n.* (પૅ'રક્સિસમ્) A fit of acute pain at intervals. 2. A fit of passion. ૧. જોરથી ઉઠી આવવું તે,વેદના થવી તે.૨.આવેશ;જુસ્સો; જોશ. [Gr. *para*, beside, *oxus*, sharp.]

**Parricidal**, *a.* (પૅરિસા'ઇડલ્)Guilty of parricide. પિતૃઘાતક; બાપની હત્યા કરનારું; પિતૃઘ્ન.

**Parricide**, *n.* (પૅ'રિસાઇડ્) The murder of a parent. પિતૃહત્યા; બાપની હત્યા; ગુરુહત્યા. 2. The murderer of a parent or one to whom reverence is due. પિતૃ, ગુરુહત્યા કરનાર; ગુરુ, પિતૃઘ્ન, હિંસક. [L. *pater*, father, *caldere*, to slay.]

**Parrot**, *n.* (પૅ'રટ) A kind of bird. શુક; પોપટ. 2. One who prepares any thing without understanding. સમજ્યા વગર મોંઢે કરનાર;પોપટીયું જ્ઞાન ધરાવનાર;ગોખણીયો-*v.* પોપટની પેઠે બોલી જવું; યાદદાસ્તથી બોલી જવું; *vt.* ગોખવું; ગોખી જવું; ગોખેલું બોલવું.

**Parry**, *vt.* (પૅ'રી) To keep aside; off; to turn aside; to avoid; to ward off. ટાળવું; નિવારવું; અટકાવવું; દૂર કરવું. [L. *parare*, to prepare.]

**Parse**, *vt.* (પાર્સ્) To tell the parts of speech of a sentence and the relations of the various words to each other.નું વ્યાકરણ, પદચ્છેદ, પદભંજન કરવું. [L. *pars*, a part of speech.]

**Parsimonious**, *a.* (પાર્સિમો'નિઅસ્) Frugal; sparing in the use of money; economical; covetous. કરકસરીયું; કોસરીયું. 2.Niggardly. કંજુસ; લોભીયો; ઘણી ઝીણી કસર કરનાર; કૃપણ; મખ્ખી ચુસ; મખીચો.

**Parsimony**, *n.* (પા'ર્સિમનિ) Frugality; economy. 2. Niggardliness. કરકસર;મિતવ્યય; યોગ્ય ખર્ચ; કંજુસાઇ; લોભ; કૃપણતા; બખીલાઇ. [L. *parcere*, to spare.] **Low of P.**=અમુક પરિણામ, કાર્ય માટે માત્ર ખરેખરાંજ કારણ સ્વીકારવાને ન્યાય; આવશ્યકકારણન્યાય.

**Parsley**, *n* (પા'ર્સ્લિ) A bright-green herb, having fine, divided and strongly scented leaves useful in cookery. એક જાતની વનસ્પતિ. [Gr. *petra*, a rock, *selinon*, a kind of parsley.]

**Parson**, *n.* (પા'ર્સન્) A priest or incumbent of a parish; a clergyman. વિલાયતમાં એક પરગણામાં રહેનાર ખ્રિસ્તી ધર્મ પાળનારાઓના સમૂહનો ધર્મગુરુ; ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરનાર; ખ્રિસ્તી ધર્મોપદેશક; ગ્રામગુરૂ. [L. *persona*, a person.]

**Part**, *n.* (પાર્ટ્) Something less than the whole; a portion; a fraction. ભાગ; અંશ. 2. *pl.* Talents, qualities. ગુણ; શક્તિ; બુદ્ધિ. *e. g.*"Men of considerable parts."=બુદ્ધિવાળા માણસો. 3. Regions; quarters. (used in pl.) દિશા; મુલક; ભાગ; ઠેકાણું. 4. Side. પક્ષ; બાજુ. 5. Character taken by an actor in a play. વેશ; વેશ ભજવવો તે; પાઠ. *vt*, To divide into parts; to put or keep asunder. ભાગ કરવા; ભાગલા પાડવા; જુદું કરવું. *vi.* To be separated; to be torn asunder. જુદું પડવું; જુદું થવું; છૂટું પડવું. [L. *pars.*]

**Partake**, *vi* (પાર્ટે,'ક્) To take a part or have a part (with *of* or *in* before the thing shared, as food etc.) *e. g.* He partook of common joy=સામાન્ય આનંદમાં તેણે ભાગ લીધો.2."Alfred gladly partook of herdsman's plain fare."=આલ્ફ્રેડે ગોવાળીયાને ત્યાંનું લુખું પાખું તેની સાથે આનંદથી ખાધું; તેની સાથે ભોજન કર્યું. *vt.* To share; to have a part in. ભાગ લેવો; હિસ્સો લેવો. *pr. p.* partaking;*p.t.* partook. *p. p.* partaken.

**Partaker**, *n.* (પાર્ટે,'કર્) One who shares in along with others. માં ભાગ લેનાર; મળતીયો; સોબતી; સાથી. [*part* & take.]

**Parterre**, *n.* (પાર્ટે,'ર્) An arrangement of flower plots. ક્યારાની રચના; વચમાં વચમાં ચાલવાની જગ્યા રાખી ફુલઝાડની સુંદર ચક્રાકારમાં અથવા બીજી કોઈ અનુકૂળ રીતમાં રચના. 2. The pit of a theatre, esp. beneath the galleries. નાટકશાળામાં નાટક પાસેની, સ્ટેઇજ પાસેની જમીન ઉપરની જગ્યા. [L. *per' terram*, along the ground.]

**Partial**, *a.* (પા'ર્શલ્) Not total or entire. 2. Prone to favour one person or party. ૧. થોડું; કંઈ. ૨. એકપક્ષી; એકતરફી; પક્ષપાતી; ની તરફ વધારે તાણનારૂં, મહેરબાની રાખનારૂં. 3. Having a predilection for; predisposed. વલણ, ભાવવાળું; ની તરફ પ્રવૃત્ત; ની તરફ આગળથી લાગી ગયેલા શોખવાળું; અનુરાગી. [L. *pars*, a part.]

**Partiality**, *n.* (પાર્શિઍ'લિટી) State or quality of being partial. પક્ષપાત; મમતા; તરફદારી.

**Partially**, *adv.* (પા'ર્શલી) In part. થોડું; અમુક અંશે; પક્ષપાતથી.

**Partible**, *a.* (પા'ર્ટિબલ્) Separable. ભાગ થઇ શકે તેવું; વિભાજ્ય. *n.* Partibility.

**Participant**, *a.* (પાર્ટિ'સિપન્ટ્) Participating; sharing. ભાગ લેવું. *n.* ભાગ લેનાર.

**Participate**, *vi.* (પાર્ટિ'સિપે,ટ્) To have a share; to partake. માં ભાગ લેવો; સામેલ થવું.—*vt.* To receive a share of. ભાગ મળવો. *n.* **Participation**. [L. *pars*, part, *capere*, to take.]

**Participle**, *n.* (પા'ર્ટિસિપલ્) A part of speech partaking of the nature of both the verb and adjective; a word having the value of an adjective but regularly formed from a verb. કૃદંત.

**Participial**, *a.* (પાર્ટિસિ'પિઅલ્) Formed from a participle; having the nature of a participle. કૃદંતનું કામ કરનારૂં; કૃદંત ઉપરથી નીકળેલું, ના સંબંધી; કૃદંતના જેવું.

**Particle**, *n.* (પા'ર્ટિકલ્) A small portion; a little part. કણ; રજ; લવ; લવલેશ. 2. (*gram.*) An indeclinable word as a preposition, conjunction, etc. અવ્યય. 3. (in *physics*) The minutest part into which a body can be divided; an atom. રજ; કણ; લવ. [L. *particula*, a part.]

**Particular** *a.* (પર્ટિ'ક્યુલર્) Relating to a part; pertaining to a single person or thing; not general. અમુક; વિશેષ; વ્યક્ત; એકજણ, વસ્તુ, બાબતનું; ચોક્કસ. 2. Special; worthy of special attention; not ordinary; not able; distinctive. ભેદદર્શક; અસાધારણ; વિખ્યાત; વિશિષ્ટ; જૂદું જ. 3. Minute; nice. બારીક; બરાબર. સવિસ્તર. **Particular news** = નવલ, ખાસ સમાચાર.—*n.* Point; a single instance. 2. Detail. વિગત; અમુક બાબત; હકીકત. **In particular.** વિશેષે કરીને. **Particular writer** = ઝીણું ઝીણું બધું કહેનાર; બારીક, ચોક્કસ, વર્ણન કરનાર. [L. *particula*, a part.]

**Particularity**, *n.* (પર્ટિક્યુલૅ'રિટી) Quality of being particular. 2. Minuteness of detail. 3. Something peculiar or singular. જૂદાપણું; ભિન્નતા; અમુકતા. ૨ સૂક્ષ્મતા; સવિસ્તરતા. ૩. વિલક્ષણતા; વિશેષ લક્ષણ; ખાસ ગુણ; ખાસીયત.

**Particularize**,–**se**, *vt.* (પર્ટિ'ક્યુલરાઇઝ્) To enumerate in detail; to mention the particulars. ઝીણી ઝીણી બધી વાતનું વર્ણન કરવું; સૂક્ષ્મ વર્ણન કરવું; સવિસ્તર, ખાસ કહેવું. *n.* Particularisation.

**Particularly**, *adv.* (પર્ટિ'ક્યુલર્લી) In an especial manner. ખાસ જૂદું પાડી; સ્પષ્ટ રીતે; જૂદું પાડીને; ભાર મૂકીને; વિશેષ કરીને; ઝીણી વિગતથી.

**Parting**, *a.* (પા'ર્ટિંગ્) Serving to part; separating. જૂદું પાડવું; વિભાગ પાડવું, કરવું; વિભાજક. 2. Departing. જવું; છૂટું પડવું; વિખુટું પડવું. 3. Given when departing. વિખુટા પડે તે વખતે અપાતું; જતી વખતે અપાતું. *e. g.* **Parting salute** = છુટા પડતી વખતે અપાતી સલામ. **Parting words** = ગમન સમયે આપવામાં આવેલી સલાહ, બોલાયેલા બોલ; છુટા પડતી વખતના બોલ. 4. Admitting of division. જૂદું પાડી શકાય તેવું; વિભાજ્ય.

**Partisan**, *n.* (પા'ર્ટિઝન્) One who is too strongly devoted to his own party or sect; an adherent. ચુસ્ત અનુયાયી; પક્ષનો માણસ; પક્ષધર; પોતાના પક્ષને વળગી રહેનાર; પક્ષાવલંબી—*a.* Adherent to a party. પક્ષનું; પક્ષાભિમાની; પક્ષને વળગી રહેનારૂં. [L. *partiri*.]

**Partisanship**, *n.* (પા'ર્ટિઝન્શિપ્) The state of being a partisan. પક્ષાવલંબન; તરફદારી; પક્ષપાતી; આપપણું; પક્ષ ધારણ.

**Partition**, *n.* (પર્ટિ'શન્) Act of parting or dividing. 2. Separate part. 3. That which divides. 4. The place separated. વહેંચવું તે; ભાગ. ૨. વિભાગ. ૩. પડદો; ભીંત; આંતરો. ૪. ઓરડો; આંતરો કરેલી જગ્યા.—*vt.* To divide into shares; to divide into parts by

a wall. ભાગ પાડવા; ભીંત કરી વિભાગ કરવા. [L. *partiri*, divide.]

**Partitive,** *a.* ( પા'ર્ટિટિવ્ ) Distributive; parting; dividing. ભાગદર્શક; ભાગ બતાવતું; જુદું પાડતું; વિભાજક.

**Partlet,** *n.* (પા'ર્ટ્લિટ્) A ruff or band worn round the neck or shoulders by women. ગળપટો; ગલપટ્ટો. 2. A hen from its habit of ruffing the feathers round its neck.મરઘી;કુકડી.

**Partly,** *adv.* (પાર્ટ્લી) Not wholly; partially. થોડું; અલ્પ; અપૂર્ણ; અરધું; અર્ધ. **Partly true.** અમુક અંશે ખરૂં.

**Partner,** *n.* ( પા'ર્ટ્નર્ ) A sharer; a partaker. ભાગીદાર; ભેરૂ; ભિરૂ 2. One engaged with another in business, etc. વ્યાપાર, ધંધા રોજગારમાં ભાગીયો; પાંતીદાર. 3. A husband or wife. પતિ અથવા પત્ની; ધણી અથવા ધણીયાણી. 4. One who dances with another. નાચવામાં સાથીયો અથવા સાથીપણ; નૃત્યસંગી.

**Partnership,** *n.* (પા'ર્ટ્નરશિપ્) The state of being a partner; a contract between persons in any business. ભાગિયા-સંગીપણું; ભાગીદારી; પાંતીદારી. ૨. કરાર; ઠરાવ; કંટાકટ. **Sleeping partner** = One who has money invested in a business but takes no part in its management. વેપારમાં પોતાના પસા નાખનાર પરંતુ વહીવટમાં ભાગ નહિ લેનાર ભાગીયો; તટસ્થ.

**Parturient,** *a.* (પાર્ટ્યૂ'રિઅન્ટ્) About to bring or bringing forth young; fruitful. જણવાની તૈયારીમાં; જણતું; વિયાતું; ફળદ્રુપ.

**Parturition,** *n.* ( પાર્ટ્યુરિ'શન્ ) Delivey; act of bringing forth. પ્રસૂતિ; જણવું તે; પ્રસવ. [L. *parere*, to bring forth.]

**Party,** *n.* ( પા'ર્ટિ ) A faction; a part of a greater number. ટુકડી; ટોળી; મંડળી;પક્ષ;તડ; ભાગ. **Party spirit** = પક્ષાપક્ષી; પક્ષાભિમાન; પક્ષનો મત. 2. A company met for a certain purpose as a dinner party, a pleasure party etc. અમુક ઉદ્દેશથી (જમવા, આનંદ કરવા વગેરે) ભેગી મળેલી મંડળી; મજલીસ; મીજલસ; બેઠક; મેળાવડો. 3. Party of troops. ટુકડી; સેનાનો ભાગ. 4. One concerned in the affair. માં હોનાર; સંગી; સામેલ; સામિલ હોનાર. 5. A person or persons on either side in law-suit. પક્ષકાર. **Party suing** = ફરીયાદી; વાદી. Party sued = પ્રતિવાદી;દાદી. [L. *pars*,a part.]

**Particoloured,** *a.* (પા'ર્ટિ-ક'લર્ડ્) Coloured variously; having a variously coloured skin. વિધવિધ; ભાતભાતના રંગવાળું; કાબરચિતરૂં; ચિત્રવિચિત્ર રંગવાળી ચામડીવાળું;રંગબેરંગી;પચરંગી.

**Party wall** = A wall that divides house and house. બે ઘર વચ્ચેની ભીંત;જોતરૂં;પાર્ટિશન.

**Pasquinade,** *n.* (પૅસ્ક્વિને'ડ્) A lampoon. નિંદાલેખ; અનીતિ, અનાચારની ભવાઇ; દુર્ગુણ પ્રકાશ; ઉપહાસ લેખ.-*vt.* To lampoon. નિંદા ક૦ ઉપહાસ ક૦.

**Pass,** *vi.* (પૅસ્) To go; to move; to pace or walk onward; to change; to travel; to circulate. જવું; ચાલવું; બદલાવું; મુસાફરી કરવી; ફરવું. 2. To undergo transition or change. સ્થિતિ બદલાવી; પરિવર્તન થવું. 3. To pass away; to die. મરી જવું; મૃત્યુ પામવું. 4. To go from one person to another વારસામાં કે બદલામાં જવું. 5. To elapse. વ્યતીત થવું. 6. To be succeseful. ફતેહમંદ થવું; પાસ થવું; પરીક્ષા પાસ કરવી 7. To be sanctioned or approved. મંજૂર થવું. **To P. by** = પાસે, પડખે થઇને જવું. **To pass away** = મરી જવું; ગત થવું. **To pass over** = ઓળંગીને જવું; આગળ ચલાવવું. **To pass off** = જતા રહેવું; નીકળી જવું.-*vt.* 1. To go by, beyond, through etc. માં થઇને, ચીરીને, પાસે થઇને, ની ઉપર થઈને જવું. 2. To disregard; to omit attention to. ધ્યાનમાં ન લેવું; પડતું મુકવું. 3. To spend. ગાળવું; કાઢવું; ગુજારવું. 4. To enact. મંજૂર કરવું;પસાર કરવું. 5. To surpass; to excel. ઉપર ટપી જવું; ચઢીયાતા થવું; ને પાછળ મૂકી દેવું; વધારે થવું; વધવું. 5. To transfer; to send. મોકલવું;પહોંચાડવું; ચલાવવું. 6. To thrust. ઘોંચવું; ભોકવું; ખોસવું. **To p. away** = To neglect. ભૂલી જવું; મૂકી દેવું; આંખ આડા કાન કરવા. **To pass off** = ના તરીકે પસાર થઇ આવવું. *n.* A narrow passage. દુર્ઘટ રસ્તો; વિકટ ઘાટ. 2. State or condition. અવસ્થા;સ્થિતિ;દશા; ગતિ. 3. Ticket; passport. ટિકિટ;પરવાનો. 4. A thrust. ઠોસો;ભોંકવું તે. 5. A success in examination without honours. *e.g.* **He was declared pass** = સામાન્ય-રીતે પરીક્ષા ઉત્તીર્ણ કરનારાઓમાં તેનું નામ હતું. 6. A joke. મશ્કરી; ઠઠ્ઠો. 7. A movement of the hand. હાથને હલાવી બોલાવવું તે. [L. *passus*, a step.]

**Passable,** *a.* (પૅ'સબલ) Capable of being passed. ગમ્ય;ઉતરાય, જવાય તેવું. 2. Tolerable. સહન થઈ શકે તેવું;સાધારણ.3.Bearing inspection. પસાર, મંજૂર થઈ શકે તેવું;તપાસ થઇ શકે તેવું. 4. Current; receivable (bank notes etc.) લેવાય, ચાલે તેવું. 5. Admissible. નક્કી જાય તેવું; કામચલાઉ.

**Passade,** *n.* (પૅસે,'ડ્) A push or thrust. ધક્કો; પ્રહાર.

**Passage,** *n.* (પૅ'સિજ્) Act of passing; moving from one place to another. જવું આવવું તે; ગમન; સંચરણ. 2. Course; path. રસ્તો; વાટ; માર્ગ. 3. Travel; journey. મુસાફરી; પ્રવાસ. 4. Price paid for passing or for being conveyed. ભાડું; મુસાફરીમૂલ્ય. 5. Entrance. દ્વાર; દરવાજો; બારણું. 6. A part of a book; paragraph. ફકરો; ઇંતેખાબ; પારાગ્રાફ; પારગ્રાફ.

**Pass-book,** *n.* (પા'સબુક્) A book that passes between a trader and his customer in which credit and purchases are entered; a bank-book. ખાતાવહી; ચોપડો; પાસબુક.

**Passenger,** *n.* (પૅ'સિન્જર) One who travels in some conveyance. 2. One who passes; a passer by. ઉતારૂ, મુસાફર. ૨. વટેમાર્ગુ; પંથી; રસ્તે જનાર.

**Passer-by,** *n.* (પા'સરબાઇ) One who goes by. વટેમાર્ગુ; પંથી.

**Passible,** *a.* (પૅ'સિબલ્) Susceptible of suffering or of impressions from external agents. અસર લાગે તેવું; લાગણીવાળું; દયાળુ; પીગળે તેવું. [L. *passus*, to suffer.]

**Passim,** *adv.* (પૅ'સિમ્) Here and there. જ્યાં ત્યાં; છૂટાછવાયા.

**Passing,** *a.* (પૅ'સિંગ્)Going by or through a way. ની પાસેથી, ની અંદરથી જવું. 2.Happening now. અત્યારે બનતું;સમકાલીન. 3. Surpassing. ચઢીયાતું;વધતું,ને પાછળ મૂકી દેવું.*adv.*Exceedingly. અતિશય; બહુ.

**Passion,** *n.* (પૅ'શન્) Strong feeling or agitation of mind. જુસ્સો; જોશ; ઉભરો; ઉગ્ર ચિત્તવૃત્તિ. 2. The passions. મનના સર્વ વિકારો (કામ, ક્રોધ, મોહ, લોભ ઇત્યાદિ). 3. Anger. ક્રોધ; ગુસ્સો; ઝનૂન; તમોગુણ. 4. Love; devotion. પ્યાર; પ્રીતિ; મોહ; આસક્તિ; અનુરક્તિ. 5, Eager desire. છંદ; હવસ; નાદ. **To fly into a passion,** રાતાપીળા, ધૂઆંફૂંઆં થઇ જવું; પીત્તો ઉછળવો; તપી જવું. **His passion for her,** સ્ત્રી ઉપરની આસક્તિ. His passion for poetry. કાવ્ય, કવિતા-આદિનો શોખ, ધૂન.

**Passionate,** *a.* (પૅ'શનેટ્) Easily moved by passion. તામસી; ઝનૂની; ક્રોધી; અનુરાગી; આસક્ત. 2. (Things). અનુરાગ, આસક્તિ, ક્રોધ વગેરે દર્શાવનારૂં. [L. *patior* I suffer.]

**Passionless,** *a.*(પૅ'શન્લિસ્)Void of passion; calm. ઠંડા, શાંત સ્વભાવવાળું; વિરક્ત; રાગ વગરનું; સૌમ્ય.

**Passive,** *a.* (પૅ'સિવ્) Suffering; unresisting. ક્રિયાસહ-ક્ષમ; વ્યાપારક્ષમ; નિષ્ક્રિય; સહનશીલ; રાંકડું. 2. Not active but acted upon. કંઈ કરે નહિં પણ પોતાના ઉપર જે થાય તે કરવા દેનાર. 3. (Gram) P. verb or P. voice. સહભેદ; સહભેદ ક્રિયાપદ. [L. *pati*, suffer.]

**Passively,** *adv.* (પૅ'સિવ્લી) In a passive manner. મુંગે મોંઢે; ગુપચુપ; છાનામાના; ચુપાચુપ; ચું કે ચાં કર્યા વિના.

**Passiveness,** *n.* (પૅ'સિવ્નિસ્) The quality of being passive. ધીરજ; ધૈર્ય; સહનશીલતા.

**Passport,** *n.* (પૅ'સ્પૉર્ટ્) Permission to pass; a warrant of protection and permission to travel. રજાચિઠ્ઠિ; ઓળખનામાની સનંદ; ઓળખનામું; પરવાનો.

**Past,** *pa. p.* of **Pass**, *a.* Gone by; elapsed; ended; now retired from service. ગયેલું; ભૂત; વ્યતીત; આરામ ભોગવતું.-*prep.* Farther than; out of reach of. આગળ; મૂકી દઇને; મૂકીને આગળ; રહિત; શૂન્ય; અતીત. **P. remedy** = નિરૂપાય. Beyond in time. *e. g.* half past seven = સાડાસાત. Five minutes past seven = સાતને પાંચ મિનિટ.-*adv.* By. થી; પેલી તરફ.

**Paste,** *n.* (પે,સ્ટ) A kind of cement made of flour and water etc. લાહી; લહી; મલીદો; ખેળ.-*vt.* To unite with paste. ચહોડવું; ચોંટાડવું. [Gr. *paste*, a mess of food.]

**Paste-board,** *n.* (પે,'સ્ટબોર્ડ) A stiff board made of sheets of paper pasted together. દોપિસ્તું; પુંઠાનો કાગળ.

**Pastern,** *n.* (પૅ'સ્ટર્ન) A part of the foot of a horse. ઘોડાના પગનું કાંડું.

**Pastille,** *n.* (પૅ'સ્ટીલ્) A small cone of charcoal and aromatic substances burned as incense. 2. A small aromatic confection. અગરબત્તી.

**Pastime,** *n.* (પૅ'સ્ટાઇમ્) That which serves to pass away the time; recreation; amusement. રમતગમત; વિહાર; સહેલસપાટો; જેનાથી વખત ખુશીમાં જાય તેવી કંઇ વસ્તુ.

**Pastor,** *n.* (પૅ'સ્ટર) One who takes care of a flock; a shepherd. ભરવાડ; ગોવાળીઓ; આહીર; ગોપ. 2. A clergyman. ધર્મોપદેશક; પાદરી. [L. *pastum*, to feed.] *n.* (પૅ'સ્ટરે,જ્).

**Pastoral,** *a.* (પૅ'સ્ટરલ્) Pertaining to shepherds or shepherd's life; rustic. ભરવાડ, ભરવાડની જીંદગી સંબંધી; ગામડીયું. 2 Pertaining to the pastor of a church. ખ્રિસ્તિ ધર્મોપદેશક સંબંધી.-*n.* A poem which describes the rural scenery and life. ગ્રામ્ય

સુંદિસૌંદર્યતા અને જીવન વર્ણવતું કાવ્ય;ગોપકાવ્ય.2.A letter addressed by a pastor to his people. ધર્મોપદેશકનો નિબંધ.

**Pastorate**, *n.* (પૅ'સ્ટરે,ટ્) The office of a pastor. ખ્રિસ્તી ધર્મોપદેશકની પદ્વી,અધિકાર,વિષય.

**Pastorless**, ખ્રિસ્તી પાદરી વિનાનું.

**Pastry**, *n.* (પે,'સ્ટ્રી) The place where pastry is made; articles made of paste. મિઠાઈ વેચવાની દુકાન; કંદોઇઓળ; મિઠાઇ.

**Pasturable**, *a.* (પૅ'સ્ટચરબલ્) Fit for pasture. ચરવા લાયક.

**Pasturage**, *n.* (પૅ'સ્ટચરે,જ્) Pasture-land; grass for feeding or grazing the cattle. ઘાસ; તૃણ. 2. Grazing ground. ગોચર; ઢોરને ચરવાની જગ્યા; ચરો. 3. Business of feeding or grazing the cattle. ચારવાનું, ચરાવવાનું કામ.

**Pasture**, *n.* (પૅ'સ્ટચર્) Grass; grass-plot. ખડ અથવા ખડ ચરવાની જગ્યા; ઘાસ; ગોચર.-*vt.* To feed on pasture; to supply with grass. ચરાવવું.-*vi.* To graze. ચરવું.

**Pat**, *vt.* (પૅટ્) To strike gently; to tap; to stroke lightly. થાબડવું; થાપડવું.-*n.* A light blow; a tap. થબડાક;ટપલી;થપ્પડ;તબડાક;લપડાક.

**Patch**, *vt.* (પૅચ્) To mend by putting in a piece; to make hastily; to repair in a clumsy manner. થીંગડું દેવું, મારવું; જેમતેમ ઉતાવળથી પૂરું કરવું; અણઘડ રીતથી સમારવું, સમું કરવું; જેમતેમ ઊભું કરી દેવું; ગોળો પીંડામાં વાળી મૂકવો.-*n.* A small piece of anything put in as a repair. થીગડું; સાંધણ.

**Patch-work** *n.* (પૅ'ચ્-વર્ક) Work formed of patches. જુદાજુદા કકડા ભેગા કરી પૂરું કરેલ કામ અથવા વસ્તુ.

**Pate**, *n.* (પે,ટ્) The crown of the head; head. તાલકું; માથું. [Ger. *platte*, a plate]

**Pate**, *n.* (પે'ટે.) Pie; patty. ખાવાનો પદાર્થ.

**Paten**, *n.* (પૅ'ટન્) The plate for the bread in the eucharist. પ્રભુભોજન મૂકવાનો બાજોઠ; નૈવેદ્યપાત્ર. [L. *patina*, a plate.]

**Patent**, *a.* (પે,'ટન્ટ્, પે'ટન્ટ્) Conspicuous; public; lying open. ઉઘાડું; ખુલ્લું; જાહેર; પ્રકટ. 2. Appropriated by letters patent. સનંદી; પરવાનો મળ્યો હોય તેવું.-*n.* An official document conferring an exclusive right or privilege. ઇજારાપત્ર; સનંદ; પરવાનો.-*vt.* To grant or secure by patent. સનંદ કરી આપવી, મેળવવી. [L. *patere*, to lie open.]

**Patentee**, *n.* (પે,'ટન્ટી') One who holds a patent. સનંદદાર.

**Paterfamilias**, *n.* (પે,ટર્ફૅમિ'લિઍસ્) The father, the head of a family. પિતા; બાપ; કુટુંબનો ભાર વહન કરનાર. [*pater*, a father, *familias*, a household.]

**Paternal** *a.*(પૅટ'ર્નલ્) Fatherly; affectionate as a father; derived from father; hereditary. પિતાનું; બાપનું; પિતાતુલ્ય; બાપ તરફથી મળેલું; વંશપરંપરાગત. [L. *paternus*, a father.]

**Paternity**, *n.* (પૅટ'ર્નિટી) Fatherhood; relation of a father; authorship. પિતૃતત્વ;બાપપણું; પિતૃસંબંધ; જનકપણું; કર્તૃત્વ.

**Paternoster**, *n.* (પે,'ટર્નૉસ્ટર્, પેટર્નૉ'સ્ટર્) The Lord's prayer; the whole rosary. ખ્રિસ્તિ લોકની પ્રભુપ્રાર્થના,માળા.[L.*pater noster*, 'Our Father'.]

**Path**, *n.* (પાથ્) A track; road. 2. A course of action or conduct. વાટ; રસ્તો; માર્ગ; પગથી. ૨. વર્તવા, ચાલવાની રીત; આચરણ; વર્તણુકની રીતિ. *pl.* Paths=કરણી. "He marketh all my paths". તે મારી બધી કરણી ઉપર લક્ષ રાખે છે. [L. *pontis*, a bridge.]

**Pathetic,-cal**, *a.* (પથે'ટિક્-કલ્) Causing pity, grief, or sorrow; showing passion; touching. મન પીગળી જાય તેવું; કરૂણાજનક; હૃદયાર્દ્રકારી. [Gr. *pathetikos*, subject to suffering,]

**Pathless**, *a.* (પા'થલિસ્) Having no path. નિષ્પથ; અપથ; રસ્તા વિનાનું; માર્ગ વિનાનું.

**Pathmaker**, *n.* (પા'થમે,કર્) One who makes a path. રસ્તો કરનાર; માર્ગ કરનાર.

**Pathologic,-al**, *a.*(પૅથૉલૉ'જીક્-કલ્)Pertaining to pathology.નિદાનશાસ્ત્ર સંબંધી;નિદાનશાસ્ત્રનું.

**Pathology**, *n.* (પૅથૉ'લૉજી) Science of the nature, causes, and remedies of diseases. રોગનિદાન;નિદાનશાસ્ત્ર;ચિકિત્સાશાસ્ત્ર. [Gr.*pathos*, suffering; *logos*, discourse.]

**Pathos**, *n.* (પે,'થૉસ્) That which touches the feeling. કરૂણારસ; કરૂણાભાવોત્પાદકતા; કરૂણા, ખિન્નતા; દયા વગેરે ભાવોને ઉત્પન્ન કરે તેવો ગુણ. [Gr. *pathos*, suffering.]

**Pathway**, *n.* (પા'થવે) A footpath. રસ્તો; માણસોને ચાલવાનો માર્ગ.

**Patience**, *n.* (પે,'શન્સ્) Endurance. ધૈર્ય; સહનશીલતા; સબૂરી; ખામોશ; સહિષ્ણુતા; ક્ષમા. [L. *pati*, to bear.]

**Patient**, *a.* (પે,'શન્ટ્) Long suffering. સહિષ્ણુ; દુઃખ સહન કરનાર. 2. Not open to provocation. ખામોશવાળું; ક્ષમાવાન. 3. Not hasty. ધૈર્યવાન; સ્થિર મનવાળું. 4. Perservering. ખંતવાળું;ખંતીલું;સબૂરીવાળું.-*n.* A person under

medical treatment. દરદી; રોગી માણસ.-*adv.* Patiently. શાંતિપૂર્વક; ક્ષમાપૂર્વક.

**Patriarch,** *n.* ( પે,'ટ્રિઆર્ક્ ) One who governs by paternal right. કુટુંબનો વડિલ તથા વડિલપણાની સત્તા ભોગવનાર; કુલપતિ; ગુરૂ.

**Patriarchal,-archic,** *n.* (પૅટ્રિઆ'ર્કલ્,પૅટ્રિઍ'-ર્કિક્) Archic. Belonging or pertaining to a patriarch. વડિલ, કુલપતિ, ગુરૂ સંબંધી, નું. [L. Gr. *pater*, father, *arche*, beginning.]

**Patrician,** *n.* ( પૅટ્રિ'શન્ ) A nobleman in ancient Rome; a noble man. રોમનો પ્રાચીન કાળનો, અમીર.-*a.* Pertaining to the ancient Senators of Rome or to their descendants; of noble birth. રોમના પ્રાચીન આર્ય, કુલીન પુરૂષ; અમીર સંબંધી; અમીરનું; અમીરના વંશજનું; કુલીન. (As opposed to *plebeians*). [L. *patris*, a father.]

**Patricide,** *n.* (પૅ'ટ્રિસાઈડ્) The murder or the murderer of one's own father. પિતૃહત્યા અથવા પિતૃઘાતક; પિતૃઘ્ન; બાપનું ખૂન કરનાર. [L. *patris*, father, *caldere*, to kill.]

**Patrimonial,** *a.* ( પૅ'ટ્રિમો'નિઅલ્ ) Inherited from forefathers; pertaining to a patrimony. વંશપરંપરાગત હક, મિલ્કતનું-ની સાથે સંબંધ ધરાવતું; વૃદ્ધપરંપરાપ્રાપ્ત; બાપદાદાથી ઉતરેલો ગરાસ, હક, મિલ્કત સંબંધી.

**Patrimony,** *n.* ( પૅ'ટ્રિમનિ ) A right or estate inherited from a father or forefathers. બાપ તરફથી ઉતરેલો વારસો; વંશપરંપરાપ્રાપ્ત હક, મિલ્કત, વતન. [L. *pater*, a father.]

**Patriot,** *n.* ( પૅ'ટ્રિઅટ્-પે,'ટ્રિઅટ્ ) A lover of one's own country.સ્વદેશભક્ત;સ્વદેશાભિમાની.

**Patriotic,** *a.* (પૅટ્રિઑ'ટિક્) Actuated by a love for one's own country; directed to the public welfare. દેશાભિમાનવાળું; લોકસુખના ઉદ્દેશવાળું; દેશભક્ત.

**Patriotism,** *n.* (પે,'ટ્રિઅટિઝ્મ્) Love of one's own country. સ્વદેશભક્તિ; સ્વદેશપ્રીતિ; દેશાભિમાન. [L. *patris*, a father.]

**Patrol,** *vi.* (પૅટ્રો,'લ) To watch and protect. રોન ફરવી.-*vt.* To pass round as a sentry. રોન ફરવી; માં ચોકી કરવી.-*n.* The marching round of a guard. રોન; ચોકી. 2. The guard. ચોકીદાર; રોન ફરનાર.

**Patron,** *n.* (પે,'ટ્રન્) A defender; one who protects; a protector; an advocate; a man of rank or standing who helps a person in an humble position. રક્ષક; વકીલ; આશ્રયદાતા; ધણી; આશ્રય આપનાર. 2. A guardian; a promoter. મુરબ્બી; હિતકર્તા; પાલક.-*a.* Serving as patron; acting as patron. મુરબ્બીવટ કરનાર; રક્ષણ કરનાર; આશ્રય આપનાર. [L. *pater*, a father.]

**Patronage,** *n.* ( પૅ'ટ્રનેજ્, પે,'ટ્રનેજ્ ) Act of patronizing; support; guardianship. સહાય; આશ્રય; મુરબ્બીગીરી; સંરક્ષણ; રખેવાળી; પાલકતા; અધિષ્ઠાતાપણું. (of a saint). 3. The right of presentation to an office or church benefice. નિમણુંક કરવાનો હક; ગોરવૃત્તિ કરવા દેવાની પરવાનગી આપવાનો હક; પુરોહિતવૃત્તિ આપવાનો હક.

**Patroness,** *n.* (પે',ટ્રનિસ્) A female patron. આશ્રય આપનારી. 2. A female guardian saint. ઇષ્ટદેવી.

**Patronization,** *n.* (પૅટ્રનાઇઝે,'શન્)Support; act of patronizing. આશ્રય; સહાય; ઓથ.

**Patronize,** *vt.* (પૅ'ટ્રનાઇઝ્, પે,'ટ્રનાઇઝ્) To support; to act as a patron of; to lend aid. સાહાય આપવી; આશ્રય આપવો. 2. To assume the air of a patron.-ના બાપ,મુરબ્બી, આશ્રયદાતા થઈ બેસવું અથવા તેવો ડોળ કરવો, દંભ કરવો. - *n.* **Patronizer,** One who patronizes. આશ્રયદાતા

**Patten,** *n.* (પૅ'ટન્) A wooden shoe or sole upon an iron ring and worn to keep the shoes from the dirt or mud. પગની પાવડી; ચાંખડી. [Fr. *patin*, a clay.]

**Patter,** *vi.* ( પૅ'ટર્ ) To make a sound like that of falling drops of water.વરસાદના છાંટા પડે તેવો અવાજ કરવો. 2. To move with quick steps making light sounds. ચપચપ ચાલવું; ધીમેધીમે ચાલવું. 3. To speakly slowly and quickly. ધીમેથી બબડી જવું; બબડવું; ગણગણવું.-*n.* A quick succession of small sounds. છબછબ; ઝરમર; તડતડાટ.

**Pattern,** *n.* (પૅ'ટર્ન્) A model; a sample; anything which is to be copied or imitated. જેના જેવું બનાવવું હોય તે મૂળ વસ્તુ; નમુનો; વાનગી; અસલ વસ્તુ. 2. An ornamental design. બુટ્ટો; ભાત. 3. (in moulding). A part showing the figure of the quality of the whole. બીબું; ઓઠું. Pattern of beauty=સૌંદર્યનો નમુનો. [Fr. *patron*, a patron, a pattern; same word as *patron*].

**Paucity,** *n.* (પૉ'સિટી) Scarcity; smallness. અલ્પતા; થોડાપણું. [L.*paucitas*, little, few.]

**Paunch,** *n.* (પૉન્ચ્) Abdomen. પેટ. 2. The belly and its contents. પેટ તથા પેટનો ભાગ; પેટ તથા પેટનાં આંતરડાં. 3. The first stomach of ruminating quadrupeds. વાગોળનારાં પશુ-

ઓનું પહેલું પેટ.–*a.* Paunchy=Big-bellied. [L. *Pant-x*, the belly.]

**Pauper**, *n.* (પૉ'પર્) A poor person; one who has to depend on public for maintenance. દરીદ્રી; ભિક્ષોપજીવી; માગીને પેટ ભરનાર; લાચાર માણસ. [L *pauper*, poor.]

**Pauperism**, *n.* (પૉ'પરિઝમ) State of being a poor man; poverty. ભૂખે મરતાપણું; દારિદ્ર; સદાવર્તુ-ભ્રત લેનારની દશા.

**Pauperize**, *vt.* (પૉ'પરાઇઝ્) To reduce to pauperism. ભૂખે મરતું કરી નાખવું; ભિખારી બનાવવું.

**Pause**, *n.* (પૉઝ્) An intermission of action; a temporary cessation or stop. જરા બંધ રહેવું, ઉભા રહેવું, અટકવું તે; વિરામ; અલ્પ વિશ્રામ. 2. A temporary rest in thinking, writing, etc. વિચારમાં, લખવામાં વગેરે અટકી જવું તે. 3. Hesitation. સંકલ્પવિકલ્પ. *vi.* To stop; to make a pause. થોડીવાર થોભવું; વિસામો લેવો. 2. To stop in order to consider. વિચાર કરવા થોભવું; સંકલ્પવિકલ્પ કરવો. [Gr. *pausis*, a stopping]

**Pave** *vt.* (પેવ્) To make a hard surface by laying stones. ફરસબંધી કરવી; પત્થર જડવા. **To pave a way**, (fig.) To prepare a way; to remove obstacles before hand. વિઘ્ન દૂર કરવાં. [L. *pavire*, to pave.]

**Pavement**, *n.* (પે'વમન્ટ) The solid floor; a paved road. ફર્શબંદી; ચીરાબંધી; પત્થર જડેલ રસ્તો.

**Pavilion**, (પૅવિ'લ્યન્) A canopy; a tent; a small building having a tent-formed roof. છત્ર: તંબુ; ડેરો; તંબુ જેવા છાપરાવાળું ન્હાનું મકાન, બેઠક.

**Paw**, *n.* (પૉ) The foot of animals having claws. બિલાડી જેવાં નખવાળાં પશુના પગની પાટલી; પંજો; પંઝો. *vt. vi.* To draw the forefoot along the ground; to fawn upon. પગથી ખોતરવું; ટાંપ મારવી; પંપાળવું.

**Pawn**, *n.* (પૉન્) A piece of the lowest rank at chess. શેતરંજનું પ્યાદું. 2. Something given or deposited as security. ઘરેણે મૂકેલી જણસ, વસ્તુ; ગિરવી, ગિરોનો માલ. 3. A pledge for the fulfilment of a promise. પણ; હોડ. 4. State of being pledged. હોડમાં મુકાવું તે; હોડમાં મુકાયેલી વસ્તુ; હોડમાં મુકાવાની સ્થિતિ.–*vt.* To give or deposit in pledge. ગિરો, ઘરેણે મૂકવું. 2. To wager. હોડમાં મૂકવું; શરતમાં મૂકવું.

**Pawn-broker**, *n.* (પૉ'ન્બ્રો,કર્) A person who lends on the security of goods, property etc. માલમિલ્કત ઉપર નાણાં ધીરનાર; માલ ગિરો રાખી ધીરનાર.

**Pawnee**, *n.* (પૉની') માલ ગિરો રાખી ધીરનાર. One to whom a pledge is delivered as security.

**Pay**, *vt.* (પે,) To remunerate for goods received or services rendered; to reward; to compensate. પગાર આપવો; મજૂરી આપવી; બદલો આપવો. 2. To discharge as a debt. નું કરજ, દેવું પતાવવું. 3. To render or offer without obligation (as attention, respect, visit). ધ્યાન આપવું; માન આપવું; મુલાકાત દેવી; ને ત્યાં જવું (to pay a visit). *vi.* (for) To make a payment or payments. પૈસા, કિમ્મત, ખરચ, નુકશાન આપવું, ભરી આપવું; દંડ ભોગવવો; ગુન્હેગારી આપવી, ભરવી, વેઠવી; બદલો મળવો. *e. g.* To pay dearly for one's own folly. મૂર્ખાઈનો ભારે દંડ ભોગવવો.–*n.* Compensation; reward. પગાર; બદલો; પારિતોષિક. **To pay a debt of kindness**, ઉપકારના ઋણથી છૂટવું; ઉપકારનો બદલો વાળવો. **To pay a debt of honour**, આબરૂનો ખ્યાલ રાખી કર્તવ્ય કરવું. [L. *pecare*, to pay.] To pay in the same coin=To give tit for tat. જેવાને તેવું દેવું.

**Payable**, *a.* (પે'અબલ્) That may or ought to be paid; justly due. આપી શકાય તેવું; આપવા જોગ; કાયદેસર લેણું થતું.

**Payee**, *n.* (પેયી') The person to whom money is paid. નાણાં લેનાર.

**Paymaster**, *n.* (પે,'માસ્ટર્) One who gives pay or wages. પગાર, મજુરી આપનાર અધિકારી; બક્ષી.

**Payment**, *n.* (પે,'મન્ટ્) Act of paying; discharge of a debt or obligation. 2. What is given for service; wages; reward. ૧. નાણાં, પગાર આપવાનું કામ; બદલો વાળવો તે. ૨. પગાર; કિંમત; બદલો; સાટું.

**Pea**, *n.* (પી) A well-known plant and the seeds. વટાણાનો છોડ; વટાણાના દાણા; વટાણા. [L. *pisum*, Gr. *pisos*, a pea.]

**Peace**, *n.* (પીસ્) Quietness; tranquillity. શાન્તિ; સ્વસ્થતા; નિરૂદ્વેગ; ટાઢક. 2. Public tranquillity=freedom from war. સલાહ; સંપ; મેળાપ; સંધિ; સલુક. [L. *pax*, *pacis*, peace.] 1. **To hold one's peace** = To be silent. શાન્ત રહેવું; ખામોશ પકડવી; પેટમાં સમાવવું; ગળી જવું; મુંગા રહેવું; ચૂપ રહેવું. 2. **Breach of the peace**=Disturbance of public tranquillity. સુલેહનો ભંગ. 3. **Justice of**

**the Peace**=શાંતિરક્ષક,(written as J. P.). 4. To make peace=સલાહ, સમાધાન થવું;પતાવવું. 5. To be at peace. સલાહશાન્તિ હોવી; સલાહ-સલૂક હોવી. 6. To make one's peace=To reconcile; to be reconciled. સમાધાન કરવું, કરાવવું; સલાહ કરવી, કરાવવી. 7. To be sworn of the peace=શાન્તિ જાળવવાના સોગન લેવા; સુલેહ રાખવાની પ્રતિજ્ઞા લેવી.

**Peaceable,** *a.* (પી'સબલ્) Peaceful;quiet; tranquil. શાન્ત; અવ્યગ્ર; સ્વસ્થ; શાન્તિપ્રિય; નિશ્ચિંત; ગરીબ; ગરીબડું. 2. Free from war. શાન્તિમય; સ્વસ્થ; સન્ધિયુક્ત. 3. Disposed to peace. શાન્તિપ્રિય; કલહભીરૂ; સન્ધિપ્રિય; કોઇની સાથે કુસંપ ન કરે તેવો, તેવું; તકરાર ન કરે તેવું; કજીયાનું કાયર. 4. Undisturbed; calm; serene; not agitated with passion. ઠરેલ સ્વભાવનું; શાન્ત; ગંભીર; નરમ; ઉશ્કેરાય જાય નહિ તેવું; ક્ષુબ્ધ થાય નહિ તેવો.

**Peaceably,** *adv.* (પી'સબ્લી) Without quarrel; quietly; peacefully; in a peaceful manner. સલાહસંપથી; સમાધાનીથી.

**Peaceful,** *a.* (પી'સ્ફુલ) Quiet; full of peace. શાન્ત; સન્ધિપ્રિય.–*n.* Peacefulness.

**Peacefully,** *adv.* (પી'સ્ફુલી) Quietly; gently. શાન્તિથી; સુલેહસંપથી.

**Peacemaker,** *n.* (પી'સ્મે,'કર્) One who promotes or makes peace. સલાહ, સન્ધિને ઉત્તેજન આપનાર; સલાહ–સંપ કરનાર.

**Peaceofficer,** *n.* (પી'સ્ઑફિસર્) An officer in charge of public peace. સુલેહનો અમલદાર; શાન્તિ જાળવનાર અધિકારી.

**Peacock,** *n* (પી'કૉક્) A kind of bird. મયૂર; મોર.

**Peahen,** *n.* (પી'હેન્) The hen or female of the peacock. ઢેલ; મયૂરી.

**Peak,** *n.* (પીક) The top of a hill or mountain. શિખર; ટોચ; ટૂંક. 2. A point; the end of anything terminating in a point. અગ્ર; અણી; અગ્ર ભાગ. [A. S. *peac.*]

**Peal,** *n.* (પીલ્) A loud sound or usually succession of loud sounds. મ્હોટો અવાજ, ધ્વનિ. 2. (Of thunder, cannon) કડાકો; ગર્જના; ધડાકો; ભડાકો. 3. (Of shouts or laughter) હોહો; કોલાહલ; નાદ; હસાહસ; હાસ્યઘોષ; 4. A sound of a bell. ઘોષ; નાદ; ઝણકાર; ઘંટનાદ. *vi.* To utter and give out loud sounds; to resound. ગર્જના થવી; મ્હોટો નાદ થવો; પડઘો પડવો; પ્રતિઘોષ થવો. *vt.* To make loud sounds. મ્હોટા અવાજથી બોલવું, કહેવું. 2. To cause to ring. પડઘો પાડવો; પ્રતિધ્વનિ કરવો.

3. To celebrate. મહોત્સવ કરવો; તહેવાર ઉજવવો; ઉજવણી કરવી.

**Pæan,** *n.* (પી'અન્) A song of praise or triumph. સ્તુતિ; જયગીત.

**Pear,** *n.* (પેઅર્) A kind of fruit of a tree or the plant or tree itself. એક જાતનું ઘણા સ્વાદવાળું ફળ, છોડ અથવા ઝાડ, વૃક્ષ. [L. *pirum,* a pear, *pirus,* a pear-tree.]

**Pearl,** *n.* (પર્લ્) A smooth, hard, white shining body found in certain fish. મોતી. 2. A white speck or film growing on the eye મોતીયો. 3. A small printing letter. છાપવાના નાના અક્ષર. 4. (Poetically) something round and clear as a drop of water or dew. મોતીના જેવું ફોરૂં. *vt.* To set or adorn with pearls. મોતીથી જડવું; શોભાવવું; મોતીથી શણગારવું. [A. S.]

**Pearl oyster,** *n.*(પ'ર્લ-ઑયસ્ટર્)The oyster which yields pearls. શુક્તિ; જેમાં મોતી પાકે છે તે છીપ.

**Pearly,** *a.* (પ'ર્લિ) Abounding with pearls. મોતીમય; મોતીનું; જેમાં મોતી ઘણાં થતાં હોય તેવું. 2. Pure; clear. દાણા જેવું;નિર્મળ,સ્વચ્છ; ચોકખું.

**Peasant,** *n.* (પે'ઝન્ટ્) A country-man. ગામડીયો; ગ્રામવાસી; ખેડુત; ગામડામાં રહેનાર. *a.* Rustic; rural. ગામડીયું; ગ્રામ્ય. [L. *pagus,* a village.]

**Peasantry,** *n.* (પે'ઝન્ટ્રી) Peasants; the body of country people. ગ્રામજન; ગામડીયા;ખેડુત વર્ગ.

**Peat,** *n.* (પીટ્) A substance of vegetable origin and forming, when dried, a valuable kind of fuel. 2. A small delicate person. સ્કૉટલૅન્ડ દેશમાં ઉગતી વનસ્પતિ જે બળતણ તરીકે વપરાય છે. ૨. ન્હાનો, નાજુક માણસ; વામન.

**Pebble,** *n.* (પે'બલ્) A roundish stone of any kind. 2. A transparent and colourless rock-crystal. કાંકરો; કંકર; પત્થર. ૨. પારદર્શક પત્થર. [A. S. *pabob,* pebble stones.]

**Pebbly,** *a.* (પે'બ્લિ) Abounding with small roundish stones. 2. Full of pebbles. કાંકરાવાળું; કંકરમય; પત્થરવાળું.

**Peccable,** *a.* (પે'કબલ્)Subject to transgress the divine law. 2. Liable to sin. જેને હાથે પાપ થાય તેવો. [L. *pecco,* I transgress.]

**Peccadillo,** *n.* (પેકડિ'લો) A petty fault. 2. A slight offence. અલ્પ અપરાધ; ન્હાનો ગુન્હો;અલ્પ દોષ;નાની કસુર. [L. *peccatum,* a sin.]

**Peccancy,** *n.* (પે'કન્સી) Offence. 2. Bad quality. દોષ;વાંક;અપરાધ. ૨. વિકાર; બગાડ;વિકૃત.

**Peccant,** *a.* (પે'કન્ટ્) Guilty of sin; sinning; criminal. પાપિષ્ઠ; પાપી; અપરાધી; ગુન્હેગાર. 2. Bad; not healthy; corrupt. બગડેલું; ખરાબ; વિકારયુક્ત; વિકાર પામેલું. 3. Missing; mistaking. ભૂલી જાય તેવું; ભૂલકણું; ભૂલ કરે તેવું. [L. *pecco*, I miss, go wrong, to sin.]

**Peck,** *n.* (પેક) The fourth part of a bushel. એક જાતનું વિલાયતી માપ, બુશલનો ચોથો ભાગ. [Fr. *picotin.*]

**Peck,** *vt. vi.* (પેક્) To thrust the beak into; to strike with the beak. ચાંચ ઘોચવી, મારવી, ભોંકવી, લગાડવી. 2, To pick up with the beak. ચાંચથી ઉંચકી, ઉપાડી, લઇ લેવું, વીણી લેવું, વીણી ખાવું; ચણવું. 3. To strike with a pointed instrument. અણી ઘોંચવી, ભોંકવી. *vi.* To strike in a way to make small impression. છિદ્ર, છીંડા, કાણાં પાડવાં. 2. To strike with repeated and small blows. ચાંચ માર્યા કરવી; ટકોરા માર્યા કરવા. To p. at= ચાંચ-ટકોરા માર્યા કરવા. (fig.) છિદ્ર શોધવાં [It. *peccare*, to peck.]

**Pectinal,** *a.* (પે'ક્ટિનલ્) Resembling a comb; pertaining to a comb. કાંકસી, દાંતીયા જેવું; કાંસકી સંબંધી. [L. *pecten*, a comb.]

**Pectoral,** *a.* (પે'ક્ટરલ્) Pertaining or relating to the breast. છાતી, વક્ષ, ઉર સંબંધી; છાતીને લગતું. *n.* 1. A medicine which cures the complaints of the breast and lungs. છાતી તથા ફેફસાંની વ્યાધિનો વિનાશ કરે તેવું ઓસડ; છાતીના રોગોને સારા કરવાનું, મટાડવાનું ઓસડ. 2. A breast-plate. છાતીનું કવચ, બખ્તર. [L. *pectus*, the breast.]

**Peculate,** *vi.* (પે'ક્યુલે,ટ) To apply to one's private uses by a breach of trust; to misappropriate; to embezzle; to defraud the public of money or goods entrusted. હાથ મારવો; ખાઈ જવું; પચાવી પડવું; ગળી જવું; ઓચ્યાં કરી જવું; સાર્વજનિક ધન અથવા મિલ્કતનો ઉપભોગ કરવો; -નું ઉચાપત કરવું. [L.*peculium*, private property.]

**Peculation,** *n.* (પેક્યુલે,'શન્) Act of peculating; embezzlement; misappropriation. સોંપેલાં નાણાં ખાઇ જવાં તે; ઉચાપત કરી જવું તે; ઉચાપત.

**Peculator,** *n.* (પેક્યુલે,'ટર્) One who peculates. ઉચાપત કરનાર; નાણાં અથવા મિલ્કત ખાઈ જનાર.

**Peculiar,** *a.* (પીક્યૂ'લિઅર્) One's own; individual; belonging to a person; particular; special. વ્યક્તિગત,વ્યક્તિ સંબંધી; સ્વકાય; વિશેષ; વિશિષ્ટ; તરેહવાર. ખાસ; અમુક; વિચિત્ર; વિલક્ષણ; બીજા કોઈનામાં ન હોય તેવું; એકલા, એક જણ અથવા વસ્તુમાં રહેલું; વિચક્ષણ.

**Peculiarity,** *n* (પીક્યૂલિ'ઍરિટી) Quality of being peculiar; something peculiar to a person or thing. વિલક્ષણતા; ખાસીયત; તરેહવારપણું; વિશેષતા; વિચિત્રતા; ખાસ લક્ષણ-ગુણ. [L. *peculium.*]

**Pecuniary,** *a.* (પીક્યૂ'નિઅરી) Consisting of money; relating to money. નાણાંનું; નાણાં સંબંધી; પૈસા સંબંધી; દ્રવ્ય સંબંધી. [L. *pecunia*, money.]

**Pedagogic,-al,** *a.* (પેડગૉ'જિક્-કલ્) Belonging to a pedagogue or a teacher of children. મહેતાજી સંબંધી.

**Pedagogics,** *n.* (પેડગૉ'જિક્સ્) The art or science of teaching. શિક્ષણકળા; શિક્ષણ-પદ્ધતિ, શાસ્ત્ર.

**Pedagogism,** *n.* (પે'ડગૉજિઝમ્) The business, character or manners of a pedogogue. મહેતાજીનો ધંધો, ખાસીયત અથવા રીતભાત.

**Pedagogue,** *n.* (પે'ડગૉગ્)A school-master; a teacher of children. મહેતાજી; શિક્ષક; છોકરાં ભણાવનાર. *vt.* To teach with the air of a pedagogue. મહેતાજીની પેઠે બોધ કરવો; મહેતાજી થવું. [Gr. *pais*, *paidos*, a child, a boy; *ago*, I lead·]

**Pedant,** *n.* (પે'ડન્ટ્) A school-master; a pedagogue. મહેતાજી; શિક્ષક. 2. A person who makes a vain and unsuitable display of learning. વિદ્યાનો દંભ કરનાર; મિથ્યા-પંડિત; જ્ઞાનની બડાઇ કરનાર; વિદ્વાનનો ડોળ કરનાર. [Fr. *pedant.*]

**Pedantic.-al,** *a.* (પિડૅ'ન્ટિક્,-કલ્) Making a show of knowledge; ostentatious of learning; vainly displaying knowledge. જ્ઞાનનો દંભ કરનારૂં; વિદ્યાદંભી; અમથો જ્ઞાનનો ડોળ કરનારૂં; મિથ્યા પાંડિત્યનું; આડંબરી.

**Pedantry,** *n.* (પે'ડન્ટ્રિ) False show of learning; vain ostentation of learning; bad use of learning unsuitable to the time, place or company; empty display of knowledge. મિથ્યાપાંડિત્ય; વિદ્વત્તાનો દંભ; વિદ્યાનો અપ્રાસંગિક ડોળ, દેખાવ; અસંબંદ્ધ પ્રલાપ; જ્ઞાનનો નકામો દંભ.

**Peddle,** *vi.* (પે'ડ્લ્) To roam about with wares for sale; to hawk. ફેરફેર, ફેરીએ ફેરીએ ફરીને માલ વેચવો; ફરીફરીને માલ વેચવો; ફેરી કરવી; ફેરીયાનો ધંધો કરવો. 2. To be busy

about trifles or small matters. ચાગ્ત કરવા; નકામું કરવું; અમથી રમત કરવી. *vt.* To sell or retail from place to place on foot. ફેરી કરવી. [L. *pes*, sans. *pada*, the foot.]

**Peddler**, *n.* (પે'ડ્લર્) One who peddles; a travelling foot-trader. ફેરીયો; ફેરી કરનાર; ફરીફરીને માલ વેચનાર.

**Peddlery**, *n.* (પે'ડ્લરી) The trade or business of a peddler. ફેરીનો ધંધો; ફેરિયાનો ધંધો.

**Peddling**, *ppr.* ( પે'ડ્લિંગ્ ) Hawking; travelling about to sell small wares; peddlery. ફેરી; ફેરી કરવી તે 2. Unimportant; trifling. નકામું; અમથું; નહિં કામનું.

**Pedestal**, *n.* (પે'ડિસ્ટલ્) A stand; the part which serves the purpose of a foot; the part which sustains a column, pillar, statue etc. બેમણી; જેના ઉપર કંઈ રહેલું હોય તે; પાયો; તળગટ; પીઠ; સ્તંભપદ; પટથી. [L. *pes*, Sans. *pada*, the foot.]

**Pedestrian**, *a.* (પીડે'સ્ટ્રિઅન્) Going on foot; walking. પગે ચાલનાર; ચાલતો જનાર. *n* One who walks. પગે ચાલીને જનાર; પગે ચાલનાર; પગે મુસાફરી કરનાર; પાળો. 2. A remarkable walker. અસાધારણ-નામાંકિત-પ્રખ્યાત ચાલનાર. 3. One who walks for a wager. ચાલવાની શરતમાં ઉતરનાર.

**Pedestrianism**, *n.* (પીડે'સ્ટ્રિઅનિઝમ્) The practice of walking. પગની મુસાફરી; પગે ચાલવું તે.

**Pedigree**, *n.* (પે'ડિગ્રી) Lineage. વંશ; પ્હેડી; કુળ; ઓલાદ. 2. A genealogy; an account of a line of ancestors. વંશચરિત્ર; વંશાવળી; વંશવર્ણન; પેઢી; વંશ; વંશપરંપરા. 3 An account or register of a line of ancestors. પ્હેડીપ્રત્રક. [ Propably from Fr. *per*, through, *degre*, a step.]

**Pedobaptism**, *n.* ( પીડોબૅ'પ્ટિઝમ્ ) The baptism of infants. ન્હાનાં છોકરાંને ખ્રિસ્તિ ધર્મની દીક્ષા આપવી તે, નામસંસ્કાર.

**Pedobaptist**, *n.* (પીડોબૅ'પ્ટિસ્ટ્) One who practises the baptism of infants; one who holds to infant baptism. ન્હાનાં છોકરાંને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપનાર-ની દીક્ષા આપવાના મતવાળો. [Gr. *paidos*, a child; *baptizo*, I baptize.]

**Peduncle**, *n.* (પીડં'ગ્કલ્) The stern or stalk that supports the flower and the fruit. ડાંખળી; દાંડી; મંજરી; વૃન્ત. [L. *pes*, *pedis*, a foot.]

**Peel**, *vt.* (પીલ્) To strip off or tear off skin or bark without a cutting instrument. છોલવું; ની છાલ-છોલ ઉતારવી. 2. (In a general sense) to remove the skin or bark even with an instrument. છોલવું; છાલ ઉતારવી. *vi.* (Off). To lose the bark or skin. છોલાવું; ની છોલ, છાલ ઉતરવી.-*n.* The skin or bark. છોતરૂં; છોડું; છાલ; છોલ. [ L. *pellis*, skin. Gr. *pella*.]

**Peep**, *vi.* (પીપ્) To look through a crevice or small opening; to look closely or narrowly. ચોરીથી, છાનામાનાં જેવું; ડોકીયાં કરવાં. 2. To make the first appearance; to begin to appear. દેખાવા મંડવું; દર્શન દેવાં; દેખા દેવી; આવિર્ભાવ થવો; પ્રાદુર્ભૂત થવું. 3. To cry as chickens. (મરઘીનાં બચ્ચાંએ) બોલવું.-*n.* First appearance, as the peep of day. પ્રથમ દર્શન. P. of day. અરૂણોદય. 2. A sly look. ડોકીયું. 3. The cry of a chicken. મરઘીનાં બચ્ચાંનું બોલવું-બોલી. [L. *pipo*, to pip, chirp; said to be transferred from the *cry* to the appearance and look of a chicken when it first breaks the shell.]

**Peer**, *vi.* (પી,ર્) To appear; to peep out; to come forth. દેખાવું; દર્શન થવાં. 2. To peep; to look narrowly. ડોકીયાં કરવાં; નીરખીને-બારીકાઈથી જેવું. [L. *pareo*, to come forth ]

**Peer**, *n.* (પી,ર્) One of the same rank; an equal; a companion; a fellow. બરાબરીયો; સમગુણી; જોડિયો; જોડ; સોબતી; જોડીદાર. 2. A nobleman. અમીર; ઉમરાવ; આર્યજન-પુરૂષ. [L. *par*, equal.]

**Peerage**, *n.* (પી,'રેજ્)The rank ordignity of a noble. આર્યપદ્વી; અમીરનો દરજ્જો. 2. The body of peers. અમીરમંડળ; આર્યવર્ગ; અમીર ઉમરાવ લોક.

**Peeress**, *n.* (પી,'રિસ્) The wife of a peer; a noble lady. કુલીન સ્ત્રી; અમીરાણી; અમીરની પત્ની.

**Peerless**, *a.* (પી,'રલિસ્) Having no peer, or equal; unequalled; matchless. અનનુરૂપ; અનુપમ; અપ્રતિમ; સર્વોત્કૃષ્ટ; ઉત્તમ; જેની જોડજ ન હોય તેવું.

**Peevish**, *a.* ( પી'વિશ્ ) Apt to mutter and complain; easily vexed; childish; hard to please. પડપડાટ કરે તેવું; બડબડે તેવું; ખીજાય તેવું; જરા જરામાં ચીડાઈ જાય તેવું; ચીડીયું; રીસાળ; મિજાજી; મિજાજથી ભરેલું; ધૂંધવાતું; બાલિશતાપૂર્ણ; બાળકમતવાળું; છોકરાંના સ્વભાવવાળું; માંડમાંડ સમાધાન થઇ શકે તેવું. [Perhaps Sans. *vash*, to cry out; the prefix *pee* is akin to the Sans. *api*.]

**Peevishness**, *n.* (પી'વિશ્-નિસ્)The state of being peevish; petulance; sourness of temper. રીસ; રીસાળપણું; ચીડીયાપણું.

**Peg**, *n.* (પેગ્) A wooden nail; a pin on which to hang anything; small pointed piece of wood to hang upon. ખીલી; મેખ; ખીંટી; ખીતી. To take down a peg=એક પાયરી ઉતારવું. To come down a peg=એક પાયરી ઉતરવું. *vt.* To fasten with pegs. ખીલી મારવી, જડવી. [Gr. *pegnumi*, to fix.]

**Pelf**, *n.* (પેલ્ફ્) Money; riches; wealth. ધન; પૈસો; દોલત. [Probably from *pilfer*; originally the word signified wealth acquired by pilfering.]

**Pelisse**, *n.* (પિલિ'સ્) A silk coat worn by ladies. સ્ત્રીઓ પહેરે તે રેશમી કોટ An outer garment made of silk worn by ladies. રેશમી કપડું (સ્ત્રીનું). [L. *pellis*, a skin.]

**Pell**, *n.* (પેલ્) A skin or hide. ચામડું. [L. *pellis*, a skin.]

**Pellet**, *n.* (પે'લિટ્) A little ball. ગોળી;ગુટિકા. (Of wax or lint.) 2. A bullet; a ball of fire arms. ગોળી; છરા.

**Pellicle**, *n.* (પે'લિકલ્) A thin skin. પાતળી ચામડી; છોડું; છોતરૂં; પડ. (Of seeds, stones, fruits etc.) [L. *pellis*, a hide; a skin.]

**Pellitory**, *n.* (પે'લીટરી) The name of several plants of different genera, sometimes used in medicine. ઔષધિ-દવા તરીકે કોઇ કોઇ વાર વપરાતી અમુક વનસ્પતિ. [L. *paries.*]

**Pellmell**, *adv.* (પેલ્મે'લ્) With confused violence; in utter confusion. સેળભેળ; ભેળ-સેળ; અબડગબડ; ખીચડા જેવું; ભીડંભીડા થઇ જઇને, કરી નાંખીને. [Fr. *pele-mele.*]

**Pellucid**, *a.* (પિલ્યુ'સિડ્) Transparent; perfectly clear. પારદર્શક; સ્વચ્છ; નિર્મળ. [L. *per*, through; *lucidus* from *lux*, light.]

**Pelt**, *n.* (પેલ્ટ્) A raw hide; the skin of a beast with hair on it. કમાવ્યા વગરનું ચામડું; ખાળ; ખાલ. [Gr. *pella*, a hide.]

**Pelt**, *vt.* (પેલ્ટ્) To strike with something thrown. સામું ફેંકવું; ને છૂટો માર મારવો; ફેંકીને છૂટું મારવું. *n.* A stroke; a knock; a blow. છૂટો માર; હાથછૂટો માર; છૂટો ઘા; મુક્તપ્રહાર. [Fr. *pelote*, a ball; a pellet.]

**Peltry**, *n.* (પે'લ્ટ્રી) The skin with the fur. 2. Furs in general. ઉનવાળું ચામડું; રૂવાંવાળું ચામડું; રૂવાં.

**Pelvis**, *n.* (પે'લ્વિસ્) The large bony cavity at the bottom of the belly. બસ્તિ પ્રદેશ; બસ્તિ; મૂત્રેન્દ્રિય તથા પ્રજનનેન્દ્રિયની સ્થિતિ જ્યાં હોય છે તે શરીરપ્રાંત, જગ્યા.

**Pen**, *n.* (પેન્) A feather used as an instrument for writing; an instrument for writing, made of any metal. કલમ; લેખણ; લેખિની. 2, A writer. લેખક. 3. Style. લખવાની શૈલી, પદ્ધતિ. *vt.* To commit to paper; to write. લખવું; નવું રચીને લખવું. [L. *penna.*]

**Pen**, *vt.* (પેન્) To shut up; to confine in a narrow place. ડબામાં પૂરવું; ડબામાં પૂરી દેવું. *n.* A small inclosure. વાડો; ડબો.

**Penal**, *a.* (પી'નલ્) Inflicting or incurring punishment; subject to a penalty; relating to pain or punishment. દંડ્ય; દંડનીય; શિક્ષાપાત્ર; શિક્ષા, દંડસંબંધી. Penal code.=ફોજદારી કાયદો; દંડનીતિ. P. sufferings.=સજાને પરિણામે ભોગવેલાં દુઃખ.

**Penalty**, *n.* (પે'નલ્ટી) A fine; pain or punishment. દંડ; સજા; શિક્ષા; શાસન.

**Penance**, *n.* (પે'નન્સ્) Suffering or pain to which a person voluntarily subjects himself, or which is imposed upon him as an expression of penitence. તપ; તપશ્ચર્યા; પ્રાયશ્ચિત્ત.

**Pence**, *n.* (પેન્સ્) The plural of penny. એક આનાની કિંમતના વિલાયતી પેની સિક્કાનું બહુવચન.

**Pencil**, *n.* (પે'ન્સિલ્) A small hair brush used by painters; an instrument consisting of black lead or red chalk used for writing and drawiug purposes; any kind of instrument without ink used for writing. પીછી; કલમ; સીસાપેન; પેન્સિલ. 2. An aggregate of rays of light to, or from, the same point. એક કેન્દ્ર-એક બિન્દુ તરફ વળતો જતો, પાસે આવતો જતો, અથવા એક બિન્દુમાંથી નીકળતો કીર્ણ-સમૂહ. [L. *penis*, a tail, from *pendeo*, I hang.] *vt.* ચિતરવું; પેન્સીલથી લખવું.

**Pendant**, *n.* (પે'ન્ડન્ટ્) Something which hangs; anything hanging, as by way of ornament. આભૂષણ તરીકે ઝુલતી વસ્તુ; લટકતી ચીજ. 2. An ear-ring. કાનફુલ; કર્ણફુલ; કુંડળ; એરીંગ. 3. An ornament of a chandelier. હીરો; લોલક; ઝુમર, ઝુંમરનો શૃંગાર. 4. A long narrow piece of bunting or a small flag of vessels of war. લડાઈના વહાણની પતાકા. [L. *pendeo*, I hang or hang down.]

**Pendency**, *n.* (પે'ન્ડન્સી) The state of being undecided; suspense. ઉચાટ; મન ડચુ-પચુ રહે તેવી અવસ્થા; ઉચ્ચાટ; અનિશ્ચય; ઉધરાવો; સંદિગ્ધાવસ્થા; સંદેહ.

**Pendent**, *a.* (પે'ન્ડન્ટ્) Pendulous; jutting over; hanging. લટકતું; ઝુલતું; બહાર નીકળતું; ઝઝૂમતું; ઝૂમતું.

**Pendulous**, *a.* (પે'ન્ડ્યુલસ્) Swinging; hanging. ઝુલતું; લંબમાન.

**Pending**, *prep.* (પે'ન્ડિંગ્) During. ના દરમીઆન;થાય ત્યાં સુધી.-*a.* Remaining undecided; hanging in suspense. ચાલતું; સંદિગ્ધાવસ્થામાં રહેતું; કંઇપણ નિશ્ચયાત્મક પરિણામ વિનાનું; લટકતું.

**Pendulum**, *n.* (પે'ન્ડ્યુલમ્) The swinging instrument in a clock regulating its motion. ઘડીયાળનું લોલક.

**Penetrability**, *n.* ( પેનીટ્રૅબિ'લિટી ) The state of being passed through or entered into by another body. ભેદ્યતા; પ્રવેશ્યતા.

**Penetrable**, *a.* (પે'નીટ્રબલ્) That may be penetrated; capable of being pierced. ભેદ્ય; પેસાય-ઉતરાય એવું; પ્રવેશ્ય.

**Penetrate**, *vt.* (પે'નીટ્રેટ્) To pierce or enter; to enter. માં પેસવું; પ્રવેશ કરવો. 2. To affect (the heart.) સચોટ અસર કરવી; અંતઃકરણ ભેદી નાંખવું-ની ઉપર અસર કરવી; મન પીગળાવવું. 3. To understand. મર્મ સમજવો; ઉંડું ઉતરવું. *vi.* To make way intellectually. અંદર પેસવું; સમજણ પડવી. [L. *penetro.*]

**Penetration**, *n.* ( પેનીટ્રે'શન્ ) Act of penetrating;mental entrance;discrimination; discernment. પ્રવેશ; ભેદ; તીવ્રતા; ઝીણી બુદ્ધિ; કુશાગ્ર બુદ્ધિ; તીક્ષ્ણ બુદ્ધિ; ઉંડા ઉતરવાની શક્તિ.

**Penetrating**, *a.* ( પે'નીટ્રેટિંગ્ ) Sharp; acute. તીક્ષ્ણ; ભેદક; ભેદી શકે તેવું. 2. Quick to understand. તીવ્રબુદ્ધિવાળું.-*ppr.* **Piercing** understanding. ભેદક; સમજે તેવું; બુદ્ધિવાળું.

**Peninsula**, *n.* (પેનિ'ન્સ્યુલૅ) A portion of land connected with a continent by an isthmus; a piece of land almost surrounded by water. દ્વીપકલ્પ. [ L. *paene*, almost, *insula*, an island. ]

**Penisular**, *a.* (પેનિ'ન્સ્યુલર) Pertaining to a peninsula. દ્વીપકલ્પ સંબંધી. 2. In the form of a peninsula. દ્વીપકલ્પના આકારનું 3. Inhabiting a peninsula. દ્વીપકલ્પમાં રહેનારૂં. નું.

**Penitence**, *n.* ( પે'નિટન્સ્ ) Remorse; repentance. પ્રાયશ્ચિત્ત પશ્ચાતાપ; અનુતાપ; પરિતાપ; પસ્તાવો; પાપકર્મનો શોક. [L. *paeniteo*, I repent ]

**Penitent**, *a.* (પે'નિટન્ટ્) Repentant. અનુતાપ કરે તેવું;પશ્ચાત્તાપ કરતું.-*n.* અનુતાપી,પશ્ચાત્તાપ કરનાર.

**Pentential**, *a* (પેનિટે'ન્શલ્) Relating to penitence or proceeding from repentance. પશ્ચાત્તાપનું; પશ્ચાત્તાપથી થએલું.

**Penitentiary**, *a.* (પેનિટે'ન્શરી) Relating to penance; expressive of penitence. પશ્ચાત્તાપ સંબંધી; પરિતાપ, અનુતાપ, પસ્તાવા સંબંધી; પ્રાયશ્ચિત્તને લગતું; પસ્તાવાનું; અનુતાપ દર્શક.-*n.* A house of correction in which offenders are imprisoned for punishment. કેદખાનું; શાસનગૃહ; કારાગૃહ. 2. A state prison. બંધીખાનું; જેલ. 3. A place for penance. તપશ્ચર્યાસ્થાન; તપ કરવા માટેની જગ્યા. 4. An office at the court of Rome to examine the cases of conscience, confession etc. પાપકર્મની કબુલાત લેવાનો એક ઓરડો. [ચાકુ.

**Pen-knife**, *n.* (પે'નાઇફ્)A small knife. ચપ્પુ;

**Penman**, *n.* (પે'ન્મન્) One who writes a good hand. લ્હેઇયો; લેખક. 2. An author. ગ્રંથકર્તા. 3. One who teaches the art of writing. લેખનકળાનો શિક્ષક; લખવાની કળાનું જ્ઞાન આપનાર. [*pl. penmen.*]

**Penmanship**, *n.* (પે'ન્મન્શિપ્) The art of writing with pen; manner of writing. લ્હેઇયાપણું; લખવાની કળા; લખવાની પદ્ધતિ, રીત, રીતિ. 2. The use of the pen in writing; મુત્સદ્દીપણું; કલમ.

**Pen-driver**, *n.* A clerk. કારકુન.

**Pen-name**, *n.* English equivalent of French word **nom de plume**. તખલ્લુસ; ઉપનામ. 2 A name assumed by a writer. લેખકે ધારણ કરેલું નામ.

**Pen-and-ink**, *a.* ( પે'નૅન્ડ્ઇન્ક્ ) Done with a pen and ink as a sketch or a drawing;literary. શાહી અને કલમથી આલેખાયલું, ચિતરેલું, કરેલું; શાઇ, રૂશનાઇથી આલેખેલું; વિદ્યાવિષયક,-સંબંધી; અક્ષરવિદ્યાનું.

**Pennant** or **Pennon**, *n.* ( પે'નન્ટ્ ) A small flag; a flag much longer than it is wide. ધજા; વાવટો; પતાકા; ધ્વજ.

**Pennate**, *a.* (પે'નેટ્) Feathered; winged. પાંખવાળું; સપક્ષ. [L. *pennatus* from *penna*, a feather, wing.]

**Penniless**, *a.* (પે'નિલિસ્) Without a penny; very poor; destitute of money; moneyless. કંગાલ; નિર્ધન; ગરીબ; પાસે કોડી નહિ હોય તેવું, રાતી પાઇ નહિ હોય તેવું.

**Penny**, *n.* ( પે'ની ) An English coin; a bronze coin (value of $\frac{1}{12}$ of a shilling) of which there are twelve in the shilling. એક આનાની કિંમતનો એક વિલાયતી સિક્કો; પેની. 2. An insignificant coin; a small sum. કોડી; દમડી; દોકડો; પાઇ; દામ; બદામ. 3. Money in general. પૈસો.-*n.* **Penny-a-liner**, Any poor writer for hire; any poor news-writer available for poor remuneration.

થોડા પૈસા, મહેનતાણું લઇને લખી દેનાર ગરીબ લેખક; અલ્પ પારિતોષિકથી સંતુષ્ટ રહેનાર લેખક; વેતરૂં કરનાર. (*pl.* **Pennies,** for number of coins; **Pence,** for amount in value.) [A. S. *pening.*] **Penny-dreadful.** *n.* દુષ્ટ ભાવના ઉત્પન્ન કરનાર માસિક, સમાચારપત્ર. **Penny-wedding.** *n.* જે લગ્નમાં જમણ વગેરેનો ખર્ચ ઉઠાવવા મ્હેમાનો ફાળો આપે તે લગ્ન. **To cost a pretty penny.** બહુ ખર્ચાળ હોવું **To turn an honest penny.** પ્રમાણિકમણે પૈસા મેળવવો; પરસેવાના ટીપાથી, પરસેવો પાડી પૈસો મેળવવો; કરવો.

**Penny-weight,** *n.* (પે'નિવે,'ટ્) A troy weight equal to the twentieth part of an ounce or twenty-four grains. પેનિવેટ નામનું એક અંગ્રેજી તોલ.

**Penny-wise,** *a.* (પે'નિવાઈઝ્) Saving in small matters. કોડી માટે લોભ કરે તેવું.- Penny-wise and pound foolish=કોડી દમડી માટે રૂપિયાની ખોટ ખમે તેવું; ખાળે ડુચા અને બારણાં ઉઘાડાં, દરવાજા ખુલ્લા તેવું.

**Pensee,** *n.* (પાન્સે'યૂ) A reflection; an aphorism. વિચાર, સૂત્ર; વચન.

**Penseroso,** *a.* (પેન્સરો,'સો) Thoughtful; melancholy. વિચારશીલ; ગંભીર; ગમગીની ભરેલું.

**Pensile,** *a.* (પે'ન્સાઇલ્) Hanging loosely. લટકતું; લબડતું; ઝુલતું. [L. *pendeo,* I hang.]

**Pension,** *n.* (પે'ન્શન્) A periodical payment in consideration of past services. પેન્શન; બેઠો પગાર; પરવશી; આસામી. *vt.* To grant a pension to. પેન્શન, બેઠો પગાર આપવો. -*n.* (Fr.) (પાંસિઆં') A boarding house or school.

**Pensionary, Pensioner,** *n.* (પે'ન્શનરી,-નર્) One receiving a pension. બેઠોપગાર, પેન્શન, પરવશી ખાનાર; આસામદાર; નીમણુંકદાર. 2. A student at Cambridge paying all his own expenses. પોતાનો તમામ ખર્ચ આપનાર વિદ્યાર્થી. [L. *pendo,* weigh, pay.]

**Pensive,** *a.* (પે'ન્સિવ્)Seriously thoughtful. ઉંડા વિચારમાં પડી, બુડી ગયેલું, રહેલું; ચિંતાતુર, ગ્રસ્ત; ઉદાસ. 2. Expressing or producing serious thoughtfulness.વિચાર,ચિંતા કરાવે એવું;ચિંતામય્યું. [L. *penso,* I weigh.]

**Pensiveness,** *n.* (પે'ન્સિવ્-નિસ્) The state of being pensive.વિચારમગ્નતા;ઉદાસીનતા; ગમગીની.

**Pentachord,** *n.* (પે'ન્ટકૉર્ડ્) An ancient instrument of music with five strings. પાંચતારો તંબુરો. [Gr. *pente,* five; *chorde,* a string.]

**Pentagon,** *n.* (પે'ન્ટગૅન્) A geometrical figure having five sides and angles. પંચકોણ; પંચાસ્ર [Gr. *pente, gonia,* an angle.]

**Pantagonal,** *a.* (પે'ન્ટૅગનલ્) Like a pentagon; relating to a pentag n. પંચકોણા-કૃતિવાળું; પાંચ ખુણા અથવા બાજુવાળું; પંચકોણને લગતું.

**Pentameter,** *n.* (પેન્ટૅ'મિટર્) A line of verse, consisting of five metrical feet. પંચગણની કવિતાની લીટી; પંચગણવાળી કવિતા.

**Pentateuch,** *n.* (પે'ન્ટટ્યુક્) The first five books of the Old Testament. જુનો કરાર; બાઇબલના પહેલાં પાંચ પ્રકરણો, સ્કંધો. [Gr. *pente, teukhos,* a book.]-*a.* Pentateuchal.

**Pentecost,** *n.* (પે'ન્ટૅકૉસ્ટ) A festival of the Jews; Whitsuntide, fifty days after pass-over. યાહુદીઓનો એક તહેવાર; પાસ્ઓવર નામના તહેવાર પછીના પચાસમા દિવસનો તહેવાર.

**Penthouse,** *n.* (પે'ન્ટ્હાઉસ્) A shade with a roof sloping from the main wall or building. ઘર આગળની પડાળી; ઓશરી; રવેશી. 2. A shelter over a door. પજારી; શાહેબાન; વાછંટીયું.

**Pentroof,** *n.* (પે'ન્ટરૂફ્) A roof having one slope. એક ઢાળીયું, એક પડાળનું છાપરૂં.

**Penult,***n.*(પે-પી'-ન'લ્ટ્)The last syllable but one in a word. ઉપાંત્યાક્ષર.

**Penultimate,** *a.* (પિન'લ્ટિમે,ટ) The last but one. ઉપાન્ત્ય;છેલ્લાની પહેલાંનું -*n.*ઉપાન્ત્યાક્ષર.

**Penumbra,** *n.*(પિન'મ્બ્રે)A partial shadow. ઝાંખો ઓળો; અપૂર્ણ છાયા. 2. In painting, the blending of light and shade. અલ્પાભાસ; ચિત્રનો ઝાંખો અને ઝગઝગતો ભાગ ભેળો થાય છે તે છાયા. [L. *pene,* almost, *umbra,* shade.]

**Penurious.** *a.* (પિન્યૂ'રિઅસ્) Poor;miserly. કંગાલ; દરિદ્રી; ગરીબ; મખ્ખીચૂસ; કૃપણ.

**Penury,** *n.* (પે'ન્યુરિ) Poverty; want. દરિદ્રતા; નિર્ધનતા; કંગાલીયત.

**Peon,** *n.* (પી'અન્) (In India) A native policeman or constable; an attendant. સિપાઇ; પટાવાળો; ચપરાશી. 2. A day-labourer; a kind of serf (in Spanish America). મજુર; ગુલામ [L. *pes, pedis,* the foot.]

**People,** *n.*(પી'પલ્)Masses, as distinguished from persons of authority and rank; a community; those connected with a person as relatives, attendants and others; men in general; the nation or race. અમીરવર્ગ તથા ધર્માધિકારી સિવાયનો સાધારણ લોકવર્ગ; પ્રજાવર્ગ; લોક; જ્ઞાતિ; જાતિ; મંડળ; અનુયાયી તથા

સંબંધી (વ્યક્તિ સાથે સંબંધ ધરાવનારા.) [L. *populus*, people.] *vt.* To populate. વસાવવું; ને વસ્તું કરવું; માં વસવું.

**Pepper,** *n.* (પે'પર્) A plant and its aromatic pungent seed. પીપરનો છોડ; મરી. [L. *piper.*]

**Peppermint,** *n.* (પે'પર્-મિન્ટ્) A kind of plant; an aromatic herb. મરી ફુદનો. 2. Its oil used in medicine. મરી ફુદનાનો અરક.

**Peppery,** *a.* (પે'પરી) Relating to pepper; like pepper; having the qualities of pepper. મરી, પીપર સંબંધી; ના જેવું; ના ગુણવાળું. 2. Pungent. તીખું; તીખું તમતમું. 3. Irritable. તીખું; સ્હેજમાં ચીડાઇ જાય તેવું; તિરસ્કારમાં; થોડા થોડામાં મરચાં લાગે એવું.

**Peptic,** *a.* (પે'પ્ટિક્) Digestive; relating to digestion; promoting digestion. પાચક; પાચનસંબંધી; પાચનક્રિયા ઉત્તેજક.—*n.* A medicine promoting digestion. પાચનઉત્તેજક ઓષધી, દવા. [Gr. *peptikos, pepto*, I cook, I digest.]

**Peptics,** *n.* The doctrine of digestion. પાચનસિદ્ધાંત, મત, ઉપદેશ. As a plural, the digestive organs. પાચનેંદ્રિય.

**Per,** *prep.* L. (પર્) A Latin preposition denoting the sense of by, for, through. *e. g.* Per annum, P. centum etc. દર વરસે; પ્રતિવર્ષે. દર સેંકડે. P. Man; p. mensem. માથા દીઠ; માણસ દીઠ. દર માહેને; દર માસે; પ્રતિ માસે. P. bearer. માણસ સાથે, જોડે.

**Peradventure,** *adv.* (પર-ઍડ-વે'ન્ચર્) By chance; per chance; it may be; if by chance; perhaps. કદાચિત્; કદાચ; દૈવયોગે, જોગે; એમ બને કે; કદાપિ; ભોગજોગે; ન કરે નારાયણ અને, ને; નશીબજોગે. *n.* Doubt; question; possibility of question or mistake. શક; સંદેહ; સવાલ, ભૂલની શકયતા.

**Perambulate,** *vt.* (પરૅ'મ્બ્યુલે,ટ્) To walk through or over; to go about. ફરી વળવું; પ્રદક્ષિણા કરવી; પરિક્રમણ કo. 2. To pass through; to survey. તપાસણી સારૂ ફરવું; સીમાડો, હદ નક્કી કરવા ફરવું, [L. *per*, through, *ambulo*, I walk or go.]

**Perambulation,** *n.* (પરૅમ્બ્યુલે,'શન્) The act of perambulating. પરિક્રમણ; ભ્રમણ. An annual survey of boundaries. હદની માપણી; આંકણી.

**Perambulator,** *n.* (પરૅ'મ્બ્યુલે,ટર્) One who walks about. માપણી કરનાર. A surveyors' instrument for measuring distances. રસ્તો માપવાનું યંત્ર. A small child's carriage. છોકરાંની ઠેલણ ગાડી.

**Perceive,** *vt.* (પર્સી'વ્) To obtain knowledge of through the senses; to understand. ને જણાવું; માલમ પડવું. To observe. દેખવું; જોવું. To take intellectual cognizance of. સમજવું; ના ધ્યાન, લક્ષમાં આવવું, ઉતરવું; ને ભાન ભાસ થવો. [L. *per*; *capio*, I take.]

**Percept,** *n.* (પ'રસેપ્ટ્) That which is perceived. જ્ઞાન; જ્ઞાનવિષય.

**Perceivable, Perceptible,** *a.* (પર્સી'વબલ્, પરસે'પ્ટિબલ્) જણાઇ જાય, માલમ પડે એવું. ઇંદ્રિયગમ્ય; ગોચર; સમજાય; મનમાં ઉતરે એવું; ભાસમાન.

**Perceptibility,** *n.* (પરસે'પ્ટિબિ'લિટી) જણાય એવું હોવાનો ગુણ, સ્વભાવ; ઇંદ્રિયગમ્યતા; દશ્યતા.

**Perception,** *n.* (પરસે'પ્શન્) Knowledge. જાણવું, દેખાવું તે; દર્શન; સમજવું તે; સમજણ; સમજશક્તિ.

**Percipient,** *a.* (પર્સિ'પિઅન્ટ્) સમજવાની શક્તિવાળું.

**Percentage,** *n.* (પરસે'ન્ટિજ્) A certain rate per cent. સેંકડે કેટલું તે: સેંકડા ઉપરનું લવાજમ, દલાલી, દસ્તુરી; સેંકડે સરાસરી.

**Perch,** *vi.* (પર્ચ્) To sit on a perch, to roost. (પક્ષીએ કોઇ પદાર્થ ઉપર આવીને) બેસવું; વાસો કo. *n.* A roosting-stick. સાડા પાંચ વારનો દંડ. A roost. પક્ષીઓને ઉડતાં આવીને બેસવાનો ઠેકાણે વાંસ; આડવાંસ; વાસયષ્ટિ.

**Perch,** *n.* (પર્ચ્) A fresh water fish. મીઠા જળની માછલી; માછલી.

**Perchance,** *adv.* (પર્ચૅ'ન્સ્) By chance. દૈવયોગે; કદાચિત.

**Percolate,** *vt.* (પ'ર્કોલે,ટ્) To filter. ગાળવું; છણવું. *vi.* To pass through in small drops. ગળવું; ઝરવું; દડદડવું. [L. *per*; *colo*, I strain].

**Percolation,** *n.* (પર્કોલે'શન્) The act of percolating. ગાળવું; છણવું તે; ગાલણ. Filtration, straining.

**Percussion,** *n.* (પર્ક'શન્) Collision; the forcible striking together of two bodies. સામસામા અથડાવું તે: ટક્કર; આઘાત. Vibratory shock. ટક્કરથી લાગેલો આચકો; ઝોકો. (Med.) (રોગ પરીક્ષા સારૂ) છાતી, પેટ, પેડુ, ઠોકી જોવું, ઉપર ટકોરા મારી જોવા તે. **P. cap.** (બંદુકની) ટોટી. **P. lock.** ટોટીની ચાંપ. **P. powder.** જરા ઠોકવાથી સળગી ઉઠે એવો ભૂકો; ટોટીનો દારૂ. [L. *quatio*, I shake.]

**Perdition,** *n.* (પરડિ'શન્) Utter ruin; destruction; devastation. નાશ; સત્યાનાશ; અસદ્ગતિ. [L. *per*; *do*, I give.]

**Perdu,-due**, *n.* (પર્ડ્યૂ') One placed on watch or in ambush. ચોકી પર નો, છાનો માનો બરાઈ બેઠેલો માણસ Abandoned. વહી ગએલું: કલેજું ઝાડ, છાપરા પર મૂકીને ફરનારું. *adv.* વહી જઇને; સંતાઇને.

**Peregrinate**, *vi.* (પે'રીગ્રિને,ટ્) To travel. દેશેદેશ ફરતા ફરવું; મુસાફરી કરવી. [L *peri*, abroad; *ager*, land.]

**Peregrination**, *n.* (પેરીગ્રિને,'શન્) A travelling from one place to another. મુસાફરી.

**Peremptory**, *a.* (પે'રિમ્ટરી) Positive in opinion or judgment; decisive; absolute; express. સામા બોલાય નહિં એવું: માનવુંજ પડે એવું; રૉફદાર; જરૂરી; ભરેલું; જહાંગીરી (હુકમ) સ્પષ્ટ ચોખ્ખે ચોખ્ખી વાત કરનારું [L. *per*; *emo*, I buy over.]

**Peremptorily**, *adv.* (પે'રીમ્ટરિલી) Promptly; all of a sudden. સત્વરે; તાબ:તોબ; તાકીદથી; જલ્દીથી.

**Perennial**, *a.* (પરે'ન્યલ્) Perpetual. નિરંતર; હમેશનું. 2. Lasting for the whole year. આખું વર્ષ રહોંચે તેવું. [L. *per*; *annus*, a year].

**Perennially**, *adv.* (પરે'ન્યલી) Continuing; without ceasing. નિરંતર; સદૈવ.

**Perfect**, *a.* (પ'ર્ફેક્ટ્) Complete; not defective. સંપૂર્ણ; ખોડ ખાંપણ વિનાનું, રહિત. 2. Complete in moral excellence. સંપૂર્ણ; સર્વગુણોપેત. **P. tense** = ભૂતકાળ. *vt.* To accomplish; to consummate. સંપૂર્ણ, ખોડખાંપણ વિનાનું કરવું.

**Perfection**, *n.* (પર્ફે'કશન્) Bringing to perfection. પરિપૂર્ણતા; સંપૂર્ણતા.

**Perfectibility**, *n* (પર્ફેક્ટિબિ'લિટી) The state or quality of being perfect. સંપૂર્ણતા.

**Perfective**, *a.* (પર્ફે'ક્ટિવ્) Concluding to bring to perfection. જેનાથી સંપૂર્ણતા મેળવાય એવું.

**Perfectly**, *adv.* (પ'ર્ફેક્ટલી) Completely; in a perfect manner. સંપૂર્ણ રીતે.

**Perfectness**, *n.* (પ'ર્ફેક્ટનિસ્) Completeness; the state or quality of being perfect. સંપૂર્ણતા.

**Perfidy**, *n.* (પ'ર્ફિડી) Treachery; faithlessness. બેવફાઇ; નિમકહરામતા; બેઇમાની. [L. *perfidia*, faith.]

**Perfidious**, *a* (પર્ફિ'ડિઅસ્) Faithless; treacherous. કપટી; દગલબાજ; નિમકહરામી.

**Perforate**, *vt* (પ'ર્ફોરે,ટ્) To make hole or holes by piercing with an instrument. કાણું, બાકું, વિંધ પાડવું; વ્હે પાડવો. **To P. the ears** = કાન વિંધવા. [L. *per*, through & *foro*, I pierce.]

**Perforation**, *n.* (પર્ફોરે,'શન્) The act of perforating; a hole. કાણું પાડવું તે; કાણું; છિદ્ર; વ્હે; બાકું.

**Perforator**, *n.* (પ'ર્ફોરે,ટર્) One who perforates. કાણાં પાડનાર; વિંધનાર.

**Perforce**, *adv* (પર્ફો'ર્સ) Forcibly. બળાત્કારથી; જોરજુલમથી.

**Perform**, *vt.* (પર્ફો'ર્મ) To execute; to accomplish; to do. કરવું; સાધવું; પાર પાડવું. 2. To discharge a promise, duty or anything else. પાળવું; બજાવવું; અમલ કરવો. **To P. a vow** = માનતા, સોગન. વ્રત પુરૂં કરવું. **To P. on a musical instrument** = નાચવું; નૃત્ય કરવું; ગાવું. [L. *performo*, I form.]

**Performance**, *n.* (પર્ફો'ર્મન્સ્) The act of performing; an action. કાર્ય; કૃતિ; બજાવવું; વગાડવું તે.

**Perfomer**, *n.* (પર્ફો'ર્મર્) One who accomplishes. નટ; નૃત્ય કરનાર; વગાડનાર.

**Perfume**, *n.* (પ'ર્ફ્યુમ્) Fragrance; incense. સુગંધ; ખુશબો. *a.* ખુશબોદાર; સુગંધીદાર.

**Perfumer**, *n.* (પ'ર્ફ્યુમર) One who sells fragrant oils, otters etc. સરૈયો; અત્તર કે સુગંધી તેલ વગેરે વેચનાર.

**Perfumery**, *n.* (પર્ફ્યૂ'મરી) The art of preparing perfumes; perfumes in general. ખુશબોદાર ચીજો બનાવવાનો ધંધો; ખુશબોદાર; સુગંધીદાર પદાર્થો.

**Perfunctorily**, *adv.* (પર્ફં'ન્કટરિલી) Negligently. દરકાર વગર; બેફિકરાઈથી; વેઠીયાવેઠ.

**Perfunctory**, *a.* (પર્ફં'ન્કટરી) Careless; negligent. દરકાર વગરનું; બેફિકરવાળું; નિશ્ચિંત.

**Perhaps**, *adv.* (પર્હે'પ્સ્) Possibly; fortunately. વખતે; કદાચ. 2. It may be. એમ બને પણ ખરૂં.

**Peri**, *a.* (પે'રી) આસપાસથી; ઉપર.

**Pericardium**, *n.* (પેરિકા'ર્ડિઅમ્) The double fold of membrane inclosing the heart. રક્તાશયની આગળ પાછળ વિંટલાએલી પાતળી ચામડી; રક્તાશયાવરણ. [Gr. *peri*, around; *kardia* the heart.] *a.* **Pericardiac.**

**Peri-carp**, *n.* (પે'રિ કાર્પ) The seed vessel (of a plant). બીજાશય; દાંડી. [Gr, *karpos*, fruit.]

**Perigee** *n.* (પે'રિજી) That point in the moon's orbit nearest to the earth. ચંદ્રની કક્ષાનો પૃથ્વીની પાસેમાં પાસેનો ભાગ; નીચસ્થાન. [Gr. *peri*; *ge* the earth.]

**Perihelion**, *n.* (પેરિહી'લ્યન્) *pl.* Perihelia. That point on the orbit of a planet or comet nearest to the sun. ગ્રહ કે કેતુની કક્ષાનો

સૂર્યની પાસેમાં પાસેનો ભાગ. [Gr. *peri*; *helios*, the sun.]

**Peril,** *n.* (પે'રિલ્) Risk; danger. જોખમ; ભય. *vi.* To be in danger. જોખમ; ભયમાં પડવું. [L. *perilus*, practised.]

**Perilous,** *a.* (પે'રિલસ્) Dangerous જોખમ, હાનિકારક; ભયકારક.

**Perimeter,** *n.* (પેરિ'મીટર્) The measure round anything; the sum of all the sides of a figure. આકૃતિ મર્યાદા; પરિમાણ; સીમાસૂત્ર: ઘેર. An instrument for determining the extent and shape of the field of vision. દૃષ્ટિક્ષેત્રનો વિસ્તાર તથા આકાર નિર્ણય કરવાનું યંત્ર. [Gr. *peri*, *metron*, measure.]

**Period,** *n.* (પી'રિઅડ્) A division of time; term; length of duration. કાળ; વખત; મુદ્દત; અવધિ;સમય.An end.છેવટ;અંત. The full point. પૂર્ણવિરામ. The time of exacerbation and remission of a disease. રોગની અવધિ. A complete musical sentence. ગાયનનું વાક્ય; ચરણ; ટેક. [Gr. *peri*; *hodos*; a way.]

**Periodic-al**, *a.* (પીરિઑ'ડિક્-કલ્) Happening at regular intervals of time. પરિવર્તનાત્મક; અમુક અંતરે થતું આવતું; તાલબદ્ધ; સામયિક. 2. Pertaining to time. કાળને લગતું, નું -*n.* **Periodicity.**

**Peripatetic,** *a.* (પેરિપૅટે'ટિક્) Wandering from one one place to another. ભ્રમણ કરતું; ફરતું. 2. Of the school of Aristotle who walked while he taught. ભ્રમણ કરતું, ફરતું; અસ્થાયી; એરીસ્ટોટલના મતનું. *n.* ભટકનાર; એરિસ્ટોટલનો અનુયાયી. [Gk. *pateo*, I tread.]

**Periphery,** *n.* (પેરિ'ફરી) The surface of a body. પરિધ; ઘેરાવ; ચકાવ. [Gk. *peri*, & *pateo*, I walk.]

**Peripheral,** *a.* (પેરિ'ફરલ્) Pertaining to periphery. પરિધ, ઘેરાવ, સીમા સંબંધી.

**Periphrase,-sis,** *n.* (પે'રિફ્રે,-ફ્રિ'ફ્રસિસ્) The use of many words to say little. થોડા શબ્દને બદલે ઘણા શબ્દ બોલવા તે;લંબોક્તિ; બહૂક્તિ.

**Perish,** *vi.* (પે'રિશ્) To breathe last; to die; to be lost. નાશ પામવું, થવું; મરી જવું.-*a.* **Perishable,** નાશવંત; ક્ષણભંગુર; ઘડીમાં ઉડી જાય તેવું.

**Perispheric,** *a.* (પેરિ'સ્ફેરિક્) Circular; globular. ગોળાકારવાળું; ગોળ.

**Periwig,** *n.* (પે'રિવિગ્) A cap made up of hair. વાળ, નિમાળાની ટોપી.

**Periwinkle,** *n.* (પે'રિવિન્કલ્) Any small marine gastropod shell of the genus Littorina. ખાંગડીઓ ગોકળગાય, ખાંગડાધારી છીપમાં રહેનારૂં એક જીવડું.

**Perjure,** *vt.* (પ'જર્) To swear contrary to the truth; to swear and break one's oath; to forswear. જુઠા સોગન-કસમ ખાવા, ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો ક૦, પ્રતિજ્ઞાભંગ કરવો.

**Perjured,** *a.* (પ'રજર્ડ્) Guilty of perjury.

**Perjury,** *n.* (પ'જરી) False swearing. જુઠા સોગન-ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો. [L. *per*; *juro*, I swear.]

**Perk,** *vi.* (પર્ક્) To make smart or trim, to erect. ઠીકઠાક ક૦; સીધું ઉભું ક૦. To exalt one's self. માનગુમાનમાં જવું, તોરમાં રહેવું, નખરાં ક૦; અક્કડ રહેવું.

**Permanent,** *a.* (પ'મનન્ટ્) Lasting; firmly fixed; durable; fixed; stable. બહાલ જાયુતું; સ્થાવર; સ્થાયી; કાયમ. [L. *per*; *maneo*, I stay.]

**Permanence-cy,** *n.* (પ'ર્મનન્સ્-ન્સી) The quality or state of being permanent કાયમપણું; સ્થાવરતા.

**Permeable,** *a.* (પ'ર્મીઅબલ્) Yielding passage; passable. જેમાં આરપાર ઉતરાય એવું; વ્યાપ્ય; ભેદ્ય.

**Permeate,** *vt.* (પ'ર્મીએટ્) To pass through the pores. આરપાર ઉતરી જવું, પ્રસરી જવું, વ્યાપવું. [L. *per*; *meo*, I go.]

**Permeation,** *n.* (પર્મીએ'શન્) The act of permeating વ્યાપ્તિ, પ્રવેશ, ભેદન.

**Permit,** *vt.* (પમિ'ટ્) To allow; to give leave to let pass. પરવાનગી આપવી. To grant leave.રજા આપવી.*n.*(પ'-)Leave;permission. રજા, જકાતી માલ લઈ જવાનો પરવાનો-રજાચિઠ્ઠી. [L. *per*; *mitto*, I send.]

**Permiscible,** *a.* (પમિ'સિબલ્) Capable of being mixed. ભેળાઇ-મળી જાય એવુ. [L. *per*; *misco*, I mix.]

**Permissible,** *a.* (પર્મિ'સિબલ્) Allowable; that may be permitted. રજા, છુટ આપી શકાય એવું; પરવાનગી જોગ.

**Permission,** *n.* (પમિ'શન્) Formal consent, leave; licence. પરવાનગી; રજા; છુટ.

**Permissive,** *a.* (પમિ'સિવ્) Permitting; giving permission; grating leave. રજા, છુટ, આપવાનું, આપતું.

**Permutation,***n.* (પર્મ્યુટે'શન્) Interchange. અદલાબદલી; સાટું; અંતર્વિન્યાસ. [L. *per*; *muto*, I change.

**Permute,** *vt.* (પમ્યૂ'ટ્) To interchange; to exchange. અદલો, સાટું ક૦.

**Permuter**, *n.* ( પરમ્યૂ'ટર્ ) One that exchanges. અદલબદલ કરનારો; ફેરફાર કરનારો.

**Pernicious**, *a.* (પનિ'શસ્) Very mischievous; destructive; tending to injure or destroy; noxious. ખરાબ, ખરાબખસ્તે કરનારૂં; ઉખડી જવાય એવું; હાનિકારક. [L. *per*; *neco*, I kill.]

**Perniciousness**, *n.* (પરનિ'શસ્નિસ્) The state or quality of being injurious or mischievous. હાનિ, નુકશાનકારકતા.

**Peroration**, *n.* (પેરોરે,'શન્) ભાષણોપસંહાર; છેવટનું ભાષણ. [L. *per*; *oro*, I speak.]

**Perpendicular**, *a.* (પર્પેન્ડિ'ક્યુલર્) Exactly upright or vertical. ઉભું; ટટાર; પાધરદોર; સીધું. (Geom.) જેથી કાટખુણા થાય એવું; લંબ; સમકોણ પાટી. *n* પાધરીદોર લીટી, લંબરેખા. [L. *per*; *pendeo*, I hang.]

**Perpendicularity**, *n.* (પર્પેન્ડિક્યુલે'રિટી) The quality of being perpendicular. લંબતા; સિદ્ધઈ; ઉભાઈ.

**Perpendicularly**, *adv.* (પર્પેન્ડિ'ક્યુલર્લી) In a perpendicular manner. સિદ્ધિ રીતે; ઉભી રીતે; લંબપણે

**Perpetrate**, *vt.* (પ'ર્પીટ્રે,ટ્) To commit; to do or perform. (ઘોર) કર્મ ક૦. [L. *per*; *petro*, I execute.]

**Perpetration**, *n.* (પર્પીટ્રે,'શન્) The act of perpetrating, an evil action or crime. ઘોર કર્મ કરવું તે; ઘોર, દુષ્ટ કર્મ.

**Perpetrator**, *n.* (પ'ર્પીટ્રે,ટર્) One who commits evil actions. ઘોર કર્મ કરનાર; દુષ્ટ, પુરૂષ.

**Perpetual**, *a.* (પર્પે'ચ્યુઅલ્) Everlasting; permanent; endless. અખંડ; જાથુનું. [L. *per*; *peto*, I go towards.]

**Perpetually**, *adv.* (પર્પે'ચ્યુઅલી) Continually. હમેશ; નિત્ય; નિરંતર; અખંડ.

**Perpetuate**, *vt.* (પર્પે'ચ્યુએ,ટ્) To eternize; to make perpetual. હમેશ, કાયમ રહે એમ ક૦.

**Perpetuity**, *n.* (પર્પિચ્યૂ'ઇટી) The quality or state of being perpetual. નિત્યતા;સ્થિરતા; Endless time. અનંતકાળ, ચિરસ્થાયિત્વ. **An estate in p.**=યાવત્ચંદ્રદિવાકરૌ, વંશમાં રહે એવી મિલ્કત.

**Perplex**, *vt.* (પર્પ્લે'ક્સ્) To involve; to make intricate; to entangle. ગુચવી નાંખવું. To throw into confusion. ગભરાવવું;અકળાવવું; વિચારમાં પરોવી દેવું. [L. *por*; *plecto*, I plait.]

**Perplex**, *a.* ( પર્પ્લે'ક્સ્ ) Difficult or intricate. અંધારૂં; ગુંચવાડાવાળું; અઘરૂં.

**Perplexity**, *n.* (પરપ્લે'ક્સિટી) Intricacy; embarrassing; puzzling. ગુંચવણ; આંટી; મુંઝવણ; પંચાયત; કૂટ.

**Perpotation**, *n.* (પરપોટે,'શન્) The act of drinking largely. બહુ પીવું તે; અતિશય દારૂ પીવો તે.

**Perplexing**, *a.* (પર્પ્લે'ક્સિંગ્) Embarrassing; puzzling. ગુંચવણ ભરેલું; ગભરાવતું; મોહક.

**Perquisite**, *n.* ( પ'ર્કિવઝિટ્ ) Something gained over and above the ordinary *salary*. પગાર ઉપરાંત મળેલું લવાજમ, બાલાઇ, દસ્તુરી. Things gotten by a man's own industry. પોતાના ઉદ્યમથી ઉપાર્જન કરેલો પદાર્થ; પરચુરણ ભેટ. [L. *per*; *quaero*, I seek.]

**Persecute**, *vt.* (પર્'સીક્યૂ,ટ્) To harass; to tease; to inflict. ની પાછળ મંડવું; નો કેડો, પુંઠ લેવી; સતાવવું; ને હેરાન ક; ના ઉપર જુલમ ગુજારવો. [L. *per*; *sequor*, I follow.]

**Persecuting**, *a.* (પ'રસીક્યુટિન્ગ્) Inflicting; harass. સતાવતું; ચીડવતું.

**Persecution**, *n.* ( પર્સીક્યૂ'શન્ ) જુલમ; પીડન; સતાવણી; ઉપદ્રવ.

**Persecutor**, *n.* ( પ'ર્સીક્યુટર્ ) Pursuer. પાછળ મંડનાર; સતાવનાર.

**Persevere**, *vi.* (પર્સીવી,'ર્) To persist in any business. ખંત રાખવી; ખાંમચુ થવું; સદાગ્રહ રાખવો. [L. *per*; *severus*, strict.]

**Persevering**, *a.* (પર્સીવી,'રિંગ્) Persistent. ખંતીલું; ધારેલું, લીધેલું પાર મૂક્યા વગર રહે નહિં એવું.

**Persian**, *n.* ( પ'ર્શન્ ) Inhabitant of Persia. ઇરાનનો વતની; ફારસી ભાષા; ઈરાનનું. Pertaining to Persia.

**Persist**, *vi.* (પર્સિ'સ્ટ્) To persever; to stand firm. વળગી રહેવું, આગ્રહ લેવો, ખોટી જિદ-દુરાગ્રહ કરવો. [L. *per*; *sisto*, I stand].

**Persistence-cy**, *n.* ( પર્સિ'સ્ટન્સ્-ન્સી ) The qualtity or state of being persistent; contumacy. આગ્રહ, હઠ, જિદ્દ, દુરાગ્રહ; વળગી રહેવું તે.

**Persistent**, *a.* (પર્સિ'સ્ટન્ટ્) Inclined to persist. આગ્રહી, હઠીલું, જિદ્દી, દુરાગ્રહી; વળગી રહે એવું.

**Person**, *n.* ( પ'ર્સન્ ) A character in a dialogue. રૂપ, વેષ; પાત્ર. Body. શરીર, દેહ. A humanbeing; a man, woman or child. માણસ, જણ, આસામી. Form. રૂપ, આકાર. (Gram.) પુરૂષ [L. *persona*, a mask.]

**Person**, *vt.* ( પ'ર્સન ) To image. આકૃતિ કરવી; ના જેવું બનાવવું.

**Personage,** *n.* (પ'સ'નિજ્) Appearance of a person. માણુસનો દેખાવ. A person of rank, a notable or distinguished person. નામીચું માણુસ, સંભાવિત પુરૂષ.

**Personal,** *a.* (પ'સ્'નલ્)Belonging to persons and not to things. માણુસનું. Relating to an individual. જાત-પોતાનું, ખાસ, અંગત. Pertaining to the external appearance. શરીર-કાયાનું. **P. estate, property**= અંગત, જંગમ મિલ્કત. P. graces. શરીર લાવણ્યતા. **P. experience.** સ્વાનુભવ. *n.* A movable.

**Personality,** *n.* (પર્સનૅ'લિટી) That which constitutes distinction of person. પોતાપણું, માણુસનો રૂઆબ; વ્યક્તિત્વ. Something said or written which refers to the person, conduct &c. of some individual. કોઇ ઉપર ઉતરી પડીને કંઇ કહેલું-લખેલું તે, ઉદ્દિશ્યનિંદાવાણી; અંગત ટીકા.

**Personalty,** *n.* ( પ'સ'નલ્ટી ) Personal property. જંગમ, અંગત મિલ્કત.

**Personate,** *vt.* (પ'સ'નેટ્) To counterfeit; to feign (a virtue.) નું ખોટો ડોળ-દેખાવ રાખવો, નો ઢોંગ ક૦; અનુકરણ કરવું. To act the part of. નો વેષ-સ્વરૂપ ધારણ ક૦, થઈને બેસવું, ફલાણો તે હું એમ કહેતા ફરવું. To personify. નું રૂપ-સ્વરૂપ આપવું.

**Personation,** *n.* (પર્સને,'શન્) વેષધારણ.

**Personify,** *vt.* (પર્સૉ'નિફાય્) To regard as a person. ને પ્રાણીનું રૂપ આપવું; ચેતનભાવ આપવો; અચેત વસ્તુને ચેતનવાળીનું રૂપ આપવું; સજીવારોપણ ક૦.

**Personification,** *n.* (પર્સૉનિફિકે,'શન્) ચૈતન્યરૂપક; ચેતનધર્મારોપ; સજીવારોપણ.

**Personnel,** *n.* (પર્સને'લ્) Staff or hands. માણુસો; જીવંત કાર્યકર્તાઓ, મદદનિશ; પાત્રો.

**Perspective,** *a.* (પર્સ્પે'ક્ટિવ્) Pertaining to the science of vision. દૃષ્ટિશાસ્ત્ર સંબંધી. A glass through which objects are viewed. આરપાર દેખાય એવો કાચ; દુર્બીન. A drawing in line. આભિમુખ ચિત્ર પાડવાની,સપાટી પર ઘનાકૃતિ દોરવાની વિદ્યા. [L. *per*; *specio*, I look]. ચિત્રભાગપ્રમાણ; દૃશ્ય; ભૂત, ભાવિદર્શન, વિચાર.

**Perspicacity,** *n.* (પર્સ્પિકૅ'સિટી) The state of being perspicacious. તીક્ષ્ણ નજર; તીવ્ર બુદ્ધિ.

**Perspicuity,** *n.* (પર્સ્પિક્યૂ'ઇટી) The quality or state of being transparent. પારદર્શકપણું; નિર્મળતા; સ્વચ્છતા. The quality of being prespicuous to the understanding. સરળતા; સ્પષ્ટતા.

**Perspicuous,** *a.* (પર્સ્પિ'ક્યુઅસ્) Capable of being seen through. પારદર્શક. Clear to the understanding. સરળ; સ્પષ્ટ.

**Perspire,** *vi.* (પર્સ્પા'યર્) To excrete matter through the skin. પરસેવો થવો. [ L. *per*; *spiro*, I breathe through].

**Perspirable,** *a.* (પર્સ્પા'યરબલ્) Emitting perspiration. પરસેવો છૂટે તેવું.

**Perspiration,** *n.* (પર્સ્પિરે',શન્) Sweat. પરસેવો; પસીનો; સ્વેદસ્રાવ.

**Persuade,** *vt.* (પર્સ્વે',ડ) To influence the will of. ની મરજી થાય એમ ક.;-ને સમજાવવું; મનાવવું. To convince by argument. ધ્યાનમાં મેલવું; ના મનમાં ઉતારવું. [L. *per*; *suadeo*, I advise.]

**Persuasion,** *n.* (પર્સ્વે',ઝન્) The act of persuading. સમજાવવું તે;-ની પાસે મનાવવું તે; ( the state ). સમજાવું તે; ( મન સાથે ) સમજવું તે; મન સાથે માનેલો સંભવ; ધારણા; સમજણ; ભરોસો; આકીન; પ્રતીતિ. A belief or opinion. મત; વિચાર. Religion. પંથ; માર્ગ; સંપ્રદાય; ધર્મ.

**Persuasive,** *a.* (પર્સ્વે,'સિવ્) Tending to persuade. મનને અસર કરે એવું; મન વળાવનાર.

**Pert,** *a.* (પર્ટ્) Open, evident. ઉઘાડું; સ્પષ્ટ. Brisk; smart; brisk. ચપળ; ચંચળ; જાગ્રત; Impertinent તોછડાઇ-અવિનય ભરેલું; ચબરાક.[L. *apurtus*, free.]

**Pertain,** *vi.* (પરટે',ન્) To belong; to have relation to. નું, માં હોવું; To relate.-ને લગતું હોવું. [L. *per*; *teneo*, I hold.]

**Pertaining,** *a.* (પરટે',નિંગ્) Belonging; relating, ને લગતું, ને વિષે, ના સંબંધનું.

**Pertinacious,** *a.* (પર્ટિને,'શસ્) Resolute; firm; steady. આપમતીલું;મમતીલું;હઠીલું; દુરાગ્રહી.

**Pertinacity,** *n.* (પર્ટિનૅ'સિટી) Firmness; steadiness; obstinacy. હઠ; જિદ્દ; આપમતીઆપણું; ચિવ્વડપણું; હઠીલાપણું; આગ્રહીપણું.

**Pertinence-cy,** *n.* (પ'ર્ટિનન્સ્-ન્સી)Fitness; appositeness; suitableness.યોગ્યતા;પ્રસંગોપાત્તતા.

**Pertinent,** *a.* (પ'ર્ટિનન્ટ્) Relating;concerning. (ચાલતી વાત સાથે) બરાબર સંબંધ રાખતું; પ્રસ્તુત; સંગત, બદ્ધ-Regarding. લગતું; વિષયક.

**Perturbate,** *vt.* (પર્ટ'ર્બે,ટ્) To disquiet; to disturb; to agitate. વ્યગ્ર-વ્યાકુલ કરવું; કાયર કરવું;સંતાપ કરાવવો. [L. *per*, *turba*, an uproar.]

**Perturbation,** *n.* (પર્ટર્બે,'શન્) Agitation; disturbance. વ્યગ્રતા; વ્યાકુલતા.

**Perturbed,** *a.* (પર્ટ'ર્બ્ડ્) Agitated. વ્યગ્ર; વ્યાકુલ.

**Peruse,** *vt.* ( પરૂ'ઝ ) To read through. વાંચવું; લક્ષથી વાંચવું. [L. *per*; *usus*, to become intimate with.]

**Perusal,** *n.* (પરૂ'ઝલ્) The act of reading. વાચન; અધ્યયન.

**Pervade,** *vt.* (પરવે,'ડ) To pass or flow through; to permeate. ફરી વળવું; બધે ફેલાવું, પસરવું; વ્યાપવું. [*L. per; vado,* I go].

**Pervasive,** *a.* (પરવે.'સિવ્) Tending to pervade everywhere. બધે પસરી જઇ શકે એવું; વ્યાપક. *n.*–**sion.**

**Pervert,** *vt.* (પરવ'ર્ટ) To turn another way. ફેરવવું; ફેરવી નાંખવું, થી અવળું ચાલવું; નું મન, બુદ્ધિ મતિ ફેરવી નાંખવી. To misapply; to misinterpret. ખોટો-અવળો અર્થ ક. To corrupt. બગાડવું; ભ્રષ્ટ કરવું. *vi.* To take the wrong course. આડે રસ્તે જવું. *n.* One who has been perverted. વટલેલ;વંઠેલ [*L. per; verto,* I turn.]

**Perverter,** *n.* (પરવ'ર્ટર) One who takes opposite path. ઉંધો, આડો જનારો; અવળે રસ્તે લઈ જનાર; બગાડનાર.

**Pervertible,** *a.* (પરવ'ર્ટિબલ્) That which may be perverted. આડું ચલવાય એવું.

**Pervestigate,** *vt.* (પરવે'સ્ટિગે,ટ) To find out by research. શોધી કાઢવું; ગોતવું.–*n.* **Pervestigation**=શોધ.

**Perverse,** *a.* (પરવ'ર્સ) Distorted from the right. વાંકું; ઉંધું; અવળું. Disposed to be contrary; obstinate. મમતી,હુજતી,જિદ્દી,અડિયલ.

**Perverseness,** *n.* (પરવ'ર્સનિસ્)Obstinacy; firmess; stubbornness. હઠ; જિદ્દ; દુરાગ્રહ; ટેક.

**Perversion,** *n.* (પરવ'ર્શન) A turning from truth or right. વિકાર; વિકૃતિ; વિપર્યય.

**Perversity,** *n.* (પરવ'ર્સિટી) The quality of being perverse. વાંકાપણું; કુટિલતા;વૈપરીત્ય.

**Pervious,** *a.*(પ'ર્વિઅસ્)Admitting passage. Open પ્રવેશ્ય, ભેદનીય; ખુલ્લું; સ્પષ્ટ: [*L. per; via,* a way.]

**Perviousness,***n.*(પ'ર્વિઅસ્નિસ્)The quality or state of being pervious. પ્રવેશ્યતા; ભેદ્યતા.

**Pessimism.** *n.* (પે'સિમિઝમ્) નિરાશાવાદ; નિરાશાવૃત્તિ. *n.* **Pessimist**=આ દુનિયા ખોટી છે, દુઃખથી ભરેલી છે એવો મત ધરાવનાર; નિરાશાવાદી. *a.* **Pessimistic**=નિરાશા ભરેલું. *vt.* **Pessimize**=નિરાશ થવું.

**Pest,** *n.* (પેસ્ટ) Plague; a fatal disease; pestilence. મરકી; પ્લેગ; રોગ; કડકડીયું. (Fig.) Bane. પીડા;પાપ;શૂળ;ઉપાધિ;લપ. [*L. pestis.* a plague.]

**Pester,** *vt.* (પે'સ્ટર) To trouble; to harass; to disturb; to annoy. હેરાન કરવું; દુઃખ દેવું; સંતાપવું; પજવવું; પીડા કરવી.

**Pesterous,** *a.* (પે'સ્ટરસ્) Burdensome; encumbering. બોજારૂપ.

**Pest house,** *n.* (પે'સ્ટ-હાઉસ્નિસ્) A hospital for persons infected with any mortal disease. મરકીશાળા. મરકીનું દવાખાનું, ખંડ.

**Pestiferous,pestilent,pestilential,** *a.* (પેસ્ટિ'ફરસ, પે'સ્ટિલન્ટ, પેસ્ટિલે'ન્શલ્) Causing pestilence. મરકી, રોગ આણનારૂં; માંદા પડાય એવું; રોગિષ્ઠ. Noxious. બગાડે, નીતિ ભ્રષ્ટ કરી નાંખે એવું; દુઃખદાયી; હાનિકારક.

**Pestilence,** *n.* (પે'સ્ટિલન્સ્) Plague. મરકી. Vice. જેમાંથી વિષ નીકળે એવી વાત;પાપ:ફુટ;સળો.

**Pestle,** *n.* (પે'સલ્) An instrument for pounding substances in a mortar. દસ્તો; મૂસળું; સાંબેલું; ઉખળું. *vt.* To pound with a pestle. (દસ્તા વતી) ખાંડવું; વાટવું; છુંદવું. [*L. pinso,* I beat.]

**Pet,** *n.* (પેટ) વચકો; માઠું લાગવું તે.

**Pettish,** *a.* (પે'ટિશ) વચકાખોર; સેહેજમાં માઠું લગાડે એવું; રીસાળ.

**Pet,** *n.* (પેટ) A little darling. વહાલું; લાડકું જનાવર, પશુ, પક્ષી. A fondling child. લાડકું છોકરૂં, માણસું. *a.* લાડ લડાવેલું; લાડકવાયું. *vt.* To fondle. લાડ લડાવવા. *vi.* To be a pet. લાડકવાયું હોવું.

**Petal,** *n.* (પે'ટલ્) One of the leaves of the corolla. (ફૂલની) પાંખડી; પાંતરી; પાંદડી; પુષ્પદલ; [*Gr. peto,* I expand.]

**Petiole,** *n.* (પે'ટિઓલ્) A leaf-stalk. ફૂલ કે પાંતરાંનું ડીંટું. [*L. petiolus,* a little foot.]

**Petit,** *a.* (પતિટ) Small; little. ન્હાનું; હલકું; નીચ; ક્ષુદ્ર. P. maitre, (મે,ત્ર) ફાંકડો; છેલ. –Fem. *petite.*

**Petition,** *n.* (પીટિ'શન્) A prayer; an application; a supplication. અરજ; વિનંતી; પ્રાર્થના. A formal written request addressed to an official person. અરજી; વિનતીપત્ર. *vt.* To solicit: અરજ કરવી; અરજી કરવી. [*L. peto,* I seek.]

**Petitioner,** *n.* (પીટિ'શનર) One who presents a petition. અરજદાર; અરજી કરનાર.

**Petrify,** *vt.* (પે'ટ્રિફાય્) To convert into stone. પથ્થર, પાષાણ કરી નાંખવો. To stupefy. પથ્થર જેવું, વજ્ર જેવુ, પાષાણવત, કઠોર, કઠણ કરી નાંખવુ; થીજવી નાંખવું; જડ ભરત જેવું, દિગ્મૂઢ કરી નાંખવું. *vi.* To become stone. પથ્થર, જેવું સખત, થવું. [L. *petra,* a rock.]

**Petrescent** *a.* (પે'ટ્રીસન્ટ) Converting into stone. પથ્થર થવું, કરી નાંખવું.

**Petrifaction**, *n.* (પેટ્રિફૅ'કશન્) The process of pertifying. પત્થર થઇ જવાની ક્રિયા; કઠિનતા; દિઙ્મૂઢતા.

**Petroleum**, *n.* (પિટ્રો,'લીઅમ્) Rock oil. ભૂમિતેલ;ઘાસતેલ; [L. *petra*,rock;*oleum*, oil.]

**Petticoat**, *n.* (પે'ટિકો,ટ્) A loose under-garment worn by women. ચણીઓ; ઘાઘરો; સ્ત્રીની લાગવગ, અસર, હાજરી. **P.** government. સ્ત્રિયારાજ; સ્ત્રીનું જોર.

**Pettifogging**,*a.*(પે'ટિફૉગિંગ્)Paltry. હલકું.

**Pettifogger**, *n.* (પે'ટિફૉગર) ટોપચી-રેંજીપેંજી-ભૂખડો વકીલ; મુખ્તારું કરનાર; મુખ્તાર; [O.Germ. petty; *fogat*, an advocate].

**Petty**, *a.* (પે'ટી) Small; trifling;little. ન્હાનું; ન્હાનું સરખું; હલકું; જુજ. Inferior. હલકી પંક્તિનું; રેંજીપેંજી; રડભૂખડુ.

**Petulant**, *a.* (પે'ટયુલન્ટ્) Peevish. ખીજાળ; રીસાળ; ટપીપડનારું; ઝાંઝ ચઢી આવે એવું; ઝનુની.

**Petulance-cy**, *n.* (પે'ટયુલન્સ-ન્સિ) Pettishness. રીસાળપણું; ઝાંઝ; ઝનુન.

**Pew**, *n.* (પ્યૂ) An inclosed seat in a church. ખ્રિસ્તી દેવળોમાં એક જાતની આસપાસ કઠેરાવાળી બેસવાની બેઠક. *vt.* કઠેરા બનાવવા.

**Pewit, pee-**, *n.* (પી'વિટ્) Lapwing; plover. ટીટોડી; ટિટ્ટિભ.

**Pewter**, *n.* (પ્યૂ'ટર્) A hard tough alloy consisting of tin with a little lead. જસત; *a.* જસતનું.

**Phaeton**, *n.* (ફે',ઇટન્) An open, four-wheeled carriage. ચાર પૈડાની ગાડી;ચારઠ;ફેટીન.

**Phalanx**, *n.* (ફૅ'લૅન્કસ્)Any body of troops or men formed in close array. જેમાં માણસો ઘણા અને પાસે પાસે એવો નામીચો મજબૂત વ્યૂહ; ઘનવ્યૂહ.

**Phantasm**, *n.* (ફૅ'ન્ટૅસમ્) That which appears to the mind; a dream. જંખના; માયા; મનોરથસૃષ્ટિ; અસદ્ભાસ; આભાસ; સ્વપ્ન. shine].

**Phantastic**, *a.* (ફન્ટૅ'સ્ટિક્) Imagined; wrong. ખોટું; કલ્પિત.

**Phantom**, *n.* (ફૅ'ન્ટમ્) An airy spirit; an apparition;something that appears;a spectre, a ghost. ભૂત; પિશાચ; આભાસ; ઓળો; દેખાવ.

**Pharisee**, *n.* (ફૅ'રિસી) યાહૂદી પંથમાંનો ડોળ રાખનાર માણસ; "ફારિસી".

**Pharisaism**, *n.* (ફૅ'રિસેઇઝમ) "ફારિસી" પણું; ધર્મ ઠગપણું.

**Pharisaic-cal**, *a.* (ફૅરિસે',ઇ-કલ્) "ફારિસી" નું; ધર્મઠગપણાનું.

**Pharmacy**, *n.* (ફા'ર્મસિ) The art or practice of preparing and preserving drugs. ઔષધક્રિયા. A place where medicines are compounded. ઔષધ કરણશાળા. [Gr, *pharmakon*, a drug.]

**Pharmaceutic-al**, *a.* (ફાર્મસ્યૂ'ટિક્-કલ્) Pertaining to the knowledge of pharmacy. ઓસડ સંબંધી; વૈદકજ્ઞાન સંબંધી.

**Pharmacopœia**, *n.*(ફાર્માકોપી'આ) A book describing the drugs, preparations. જુદી જુદી જાતનાં ઓસડ કરવા બાબતનો ગ્રંથ. A chemical laboratory.ઔષધ બનાવવાનું પ્રયોગગૃહ.

**Pharos**, *n.* (ફે,'રૉસ્) A light-house, a beacon. દીવાદાંડી.

**Phase, phasis**, *n.* (ફે,ઝ-ફે,'ઝિઝ) બહુરૂપી પદાર્થના જુદે જુદે વખતે થતાં અનેક રૂપમાનું એક રૂપ (Astron.) કળા; **phases of the moon**, ચંદ્રકલા, ભેદ. [Gr. *phaino*, I appear.]

**Pheasant**, *n.* (ફે'ઝન્ટ્) A Turkish cock. તુર્કી મરઘો.

**Phenix**, *n.* (ફી'નિક્સ્) એક કલ્પિત પક્ષી; "ફીનિક્સ". A bird fabled to exist single. 2. A southern constellation. દક્ષિણ તરફનું તારાનું ઝુમખું.

**Phenomenon**, *n.* (ફીનૉ'મીનન્) An appearance; a sight; anything visible. દેખાતી કોઈપણ ચીજ; દૃશ્યમાન; કુદરતી બનાવ. That which strikes one as strange; a portent. ઉત્પાત; વિચિત્રતા. [Gr. *phainomai*, I appear.]

**Phenomenal**,*a.*(ફીનૉ'મીનલ્)દૃશ્યમાન સંબંધી; અસાધારણ.

**Phial**, *n.* (ફા'યલ) A glass vessel or bottle. (કાચની) પવાલી; શીશી. *vt.* શીશીમાં ભરવું.

**Philander**, *vi.* (ફિલૅ'ન્ડર્) Amuse one's self with love-making. પ્રેમ ચેષ્ટા, લીલા કરી મજા કરવી.

**Philanthropy**, *n.* (ફિલૅ'ન્થ્રપી) Love to mankind; universal good-will. પરગજુપણું; લોકોપકારબુદ્ધિ; સર્વજનહિતેચ્છા; પરદુઃખભંજનપણું. [Gr. *philos*, loving; *anthropos*, man.]

**Philanthropist**, *n.* (ફિલૅ'ન્થ્રપિસ્ટ) પરગજુ માણસ; જગન્મિત્ર; દયાળુ.

**Philanthropic-cal**, *a.* (ફિલન્થ્રૉ'પિક-કલ્) પરગજુ; લોકોપકારશીલ; પરદુઃખભંજન; દયાળુ.

**Philately**, *n.* (ફિલૅ'ટલી) Stamp-collecting. ટિકીટ ભેળી કરવી તે; ટિકિટ, છાપ સંગ્રહ.

**Philharmony**, *n.* (ફિલા'ર્મનિ) Loving harmony or music. ગાયન ઉપર પ્રીતિ. [Gr *philos*, love; *harmonia*, harmony.]

**Philology**, *n.* (ફિલૉ'લજિ) The science of language. ભાષાતત્વશોધન, શાસ્ત્ર; વાક્શાસ્ત્ર. [Gr. *philos*; *logos*, speech.]

**Philological,** *a.* ( ફિલલૉ'જિકલ્ ) ભાષા-શબ્દશાસ્ત્ર સંબંધી.

**Philologist,** *n.* (ફિલૅ'લજિસ્ટ્) One versed in philology. વૈયાકરણી;શબ્દશાસ્ત્ર વેત્તા;શબ્દશાસ્ત્રી.

**Philomel,** *n.* (ફિ'લમેલ્) A kind of bird resembling the nightingale. બુલબુલ પક્ષીને મળતું આવતું એક જાતનું પક્ષી. (આ પક્ષી રાત્રે મધુરૂં ગાય છે).

**Philosophy,** *n.* (ફિલૅા'સફી) The love of wisdom. તત્વજ્ઞાન. 2.The science of principles and causes.કારણકાર્ય વિદ્યા,વિવેક;દર્શનશાસ્ત્ર;ફિલસુફી. [Gk. *philos*, love & *sophia*, wisdom.]

**Philosopher,** *n.* ( ફિલૅા'સફર્ ) A person proficient in philosophy. તત્વજ્ઞાન, તત્વવિદ્યા જાણનારો; તત્વજ્ઞ. **P.s' stone** = ચિંતામણિ; પારસમણિ.

**Philosophical,***a.*(ફિલસૅા'ફિકલ્) Pertaining to philosophy. તત્વજ્ઞાન સંબંધી.

**Philter-re,***n.*(ફિ'લ્ટર્ ) A potion intended to excite love. પુરૂષે સ્ત્રીને અને સ્ત્રીએ પુરૂષને પોતાના પર પ્રેમાસક્તિ થવાને કીધેલો ટુચકો, પીવા આપેલું પાણી; કામણ; વશીકરણ.*-vt.* To charm to love. વશ થાય એવું કરવું.

**Phiz,** *n.* ( ફિઝ્ ) Countenance; the face. મુખમુદ્રા; ચ્હેરો; મોઢું.

**Phlebotomist,** *n.* ( ફ્લબૉ'ટમિસ્ટ્ ) One that opens veins. નસ, ફસ ખોલનારો, જાણનારો.

**Phlebotomy,** *n.* (ફ્લીબૉ'ટમી) The act of opening veins for letting blood. નસ, ફસ ખોલવી તે.

**Phlegm,** *n.* (ફલેમ્) Cold fluid; one of the four humours. કફ; બળખો; શ્લેષ્મ. **To force up a P.** =બળખો કાઢવો.

**Phlegmatic,** *a.* ( ફ્લેગ્મૅ'ટિક્ ) Watery. પાણીરૂપ-જેવું. Abounding in phlegm. રસ-કફ-શ્લેષ્મવાળું.P.constitution=કફના બંધારણનું શરીર; કફ-પ્રકૃતિ. Generating phlegm (drink, food). રસ થાય એવું. (Fig.) (Temper). જેને ક્રોધ નહિં એવું, ઢીલું, બહેર. 2. Cold; dull; heavy. ઠંડું; સુસ્ત; ભારે.

**Phonetics,** *n.* ( ફૉને'ટિક્સ્ ) The doctrine or science of sounds. માણસના કંઠમાંથી નીકળતા અવાજનું શાસ્ત્ર; સ્વરશાસ્ત્ર. [Gr. *phone*, sound.]

**Phonetic,** *a.* (ફૉને'ટિક્) Pertaining to the science of voice or sound. સ્વરશાસ્ત્ર સંબંધી,નું.

**Phonographist,** *n.* ( ફૉનૉ'ગ્રફિસ્ટ્ ) One who explains the laws of phonography. સ્વરશાસ્ત્રી; કંઠના કાયદા જાણનારો; ફોનોગ્રાફ વિષે જાણકાર; લઘુલેખક.

**Phonography,** *n.* (ફોનૉ'ગ્રફિ) Description of the laws of the human voice. સ્વરનિયમશાસ્ત્ર. 2. Sond-recording. યંત્રગાયનકલા. 3. A kind of short-hand.લઘુલેખન [Gr.*phone*, sound; *grapho*, I write.]

**Phonolite,** *n.* (ફો'નૉલિટ્) Sounding stone. વાગે એવો પત્થર; અવાજ થાય એવો પત્થર.

**Phonology,** *n.* ( ફોનૉ'લજી ) The science of the elementary sounds uttered by the human voice in speech. સ્વરનિયમ;ઉચ્ચારવિદ્યા-શાસ્ત્ર. [Gr. *phone*, sound; *logos*, discourse.] *-n.* **Phonologist**=સ્વરશાસ્ત્રી.

**Phosphorus,** *n.* (ફૉ'સ્ફરસ્) The morning star. સૂર્યોદય પહેલાં દેખાતો શુક્રનો તારો. 2. A kind of yellowish wax-like substance. એક જાતનો પીળાશ પડતો પદાર્થ; ફાસફરસ;તેજોત્પાદકતત્વ. [Gr. *phos*, light; *phero*, I bring.]

**Phosphorescent,** *a.* ( ફૉસ્ફરે'સન્ટ્ ) બળે પણ દાઝીએ નહિં એવું; ફાસ્ફૂસિયા ભૂતભડકાવાળું; મંદતેજસ્ક.

**Phosphoric,***a.*(ફૉસ્ફૉ'રિક્) ફાસ્ફરસનું-ને મળતું-માંથી કાઢેલું.

**Photography,** *n.* (ફોટૉ'ગ્રફિ) The science which relates to the action of light on sensitive bodies in the production of pictures. સૂરજના અજવાળાની અસરથી ચિત્ર, છબી પાડવાનો હુનર. [Gr. *phos*, light; *grapho*, I write.]

**Photogenic,** *a.* ( ફોટો'જીનિક્ ) Producing light. રોશની, તેજ ઉત્પન્ન કરતું, કરે એવું.

**Photograph,** *n.* ( ફો,'ટગ્રૅફ્ ) A picture or likeness obtained by photography. ફોટોગ્રાફ; છબી; તસવીર. *vt.* To take a picture by means of photography. ફોટોગ્રાફ, છબી પાડવી.*-a.* **Photographic**=ફોટોગ્રાફ સંબંધી.

**Photographer-ist,** *n.* (ફટૉ'ગ્રફર્) One who practises in photography. છબી,તસવીર, ફોટો પાડનાર.

**Photometer,** *n.*(ફોટૉ'મીટર્) An instrument for measuring the intensity of light. પ્રકાશ માપવાનું યંત્ર.

**Phrase,** *n.* ( ફ્રે,ઝ્ ) A short sentence or expression. વાક્યનો ભાગ; ઉપવાક્ય. A short saying,expression. કહેણી; કહેવત; રૂઢવાક્ય. *vt.* To call; to express in words; to style. શબ્દમાં સમજાવવું;કહેવું;નામ આપવું.[Gr. *phraso*, I speak.]

**Phraseless,** *a.* ( ફ્રે,'ઝલિસ્ ) Not to be described; difficult to be expressed. અ-વર્ણનીય; સમજી ન શકાય તેવું.

**Phraseology**, *n.* (ફ્રે,ઝીઑ'લજી) Manner of expression, style. બોલવાની રીત; વાક્ય રચના; શૈલી; ઇબારત. A collection of phrases. શબ્દો, વાક્ય સમૂહ. [Gr. *phrasis*, a phrase; *logein*, to speak.]

**Phrenetic**, *a.* (ફ્રિને'ટિક્) Mad. ઘેલું; ઉન્મત્ત. *n.* Lunatic. ગાંડો માણસ; દિવાનો.

**Phrenitis**,*n.*(ફ્રીના'યૂટિસ્) Delirium;frenzy. ઉન્માદ. [Gr. *phrenos*, the heart.]

**Phrenology**, *n.* (ફ્રિનૉ'લજી) The science of the special functions of the several parts of the brain. મનશક્તિના જુદા જુદા ધર્મો થયા જવાનાં સાધનરૂપી અંગો મગજમાં છે એમ બતાવનારૂં શાસ્ત્ર; કપોલશાસ્ત્ર; મસ્તકવિદ્યા.[Gr. *phrenos*, the heart; *logos*, discourse.]

**Phrenzy**, *n.* (ફ્રે'ન્ઝિ) Madness; delirium. ઉન્માદ; ગાંડપણ; ચિત્તવિભ્રમ; આવેશ; ઝનુન. *vt.* To render frantic. ઉન્માદ-ઝનુની કo.

**Phthisis**, *n.* (થા'ઇસિસ્) A wasting or consumption of the tissues. ક્ષયરોગ; કફક્ષય; ધાસણી; શ્વાસાવરોધ.-*a.* **Phthisical**=Consumptive. ક્ષયરોગી, સંબંધી. [Gr. *phthino*, I waste away.]

**Phylactery**, *n.* (ફિલૅ'ક્ટરિ) Any amulet worn among the Jews. મંત્રેલું માદળીયું; તાવીજ.

**Physic**, *n.* (ફિ'ઝિક્) The science of medicine. વૈદું; વૈદક ચિકિત્સા. A medicine. ઓસડ; ઔષધ. A purge. જુલાબનું ઓસડ; જુલાબ; રેચ. (*pl*) The science of natural objects. પ્રકૃતિવિવેક-વિજ્ઞાન. *vt.*-ને જુલાબનું, ઓસડ આપવું. [Gr. *physis*, nature.]

**Physical**, *a.* (ફિ'ઝિકલ્) Pertaining to the nature or natural productions. પ્રાકૃતિક; દૈહિક. **P. strength, p. science**, શરીરબલ; પદાર્થવિજ્ઞાન-શાસ્ત્ર. Pertaining to physics or natural philosophy.પદાર્થોનું-વિષેનું.Pertaining to the art of medicine. દવા સંબંધી.

**Physically**, *adv.* (ફિ'ઝિકલી) According to nature. કુદરત પ્રમાણે; શારીરિક, ભૌતિક, સ્થૂલ રીતિએ.

**Physician**, *n.* (ફિઝિ'શન્) A person skilled in the art of healing. વૈદ; હકીમ; તબીબ; ડાક્ટર.

**Physiognomy**, *n.* (ફિઝિઑ'નમી) The face or countenance. ચ્હેરો; વદન; સુરત. The art of telling fortunes by inspection of the features. ચ્હેરો જોઇને ભવિષ્ય કહેવાની વિદ્યા; મુખરેખા વિદ્યા, સામુદ્રિક. [Gr. *physis*, nature; *gignosko*, I know.]

**Physiognomist**, *n.* (ફિઝિઑ'નમિસ્ટ્) One skilled in physiognomy. મુખસામુદ્રિક જાણનાર.

**Physiologist**, *n.* (ફિઝિઑ'લજિસ્ટ્) One skilled in the science of physiology. સર્વેન્દ્રિયશાસ્ત્રી; પ્રાણી તથા વનસ્પતિ ગુણધર્મ શાસ્ત્રવેત્તા.

**Physiology**, *n.* (ફિઝિઑ'લજી) The science which treats of the phenomena of living organisms; the study of functions of living beings. પ્રાણી તથા વનસ્પતિ ગુણધર્મશાસ્ત્ર. [Gr. *physis*, nature; *logos*, disconrse.]

**Physique**, *n.* (ફિઝી'ક્) A person's natural constitution. શરીરનો બાંધો; કાઠું.

**Piacular**,*a.*(પાયૅ'કયુલર્)Criminal,atrociously bad; merciless. દુષ્ટ; પાપી; ચંડાળ; નિષ્કરૂણ.

**Piano, pianoforte**, *n.* (પિઍ'નો, પિઍનોફૉ'ર્તિ) A musical instrument. પિઆનો. (*pl.* Pianos.)

**Pianist**, *n.* (પી'અનિસ્ટ્) One skilled in playing at a piano. પિઆનો વગાડનાર.

**Piazza**, *n.* (પિઍ'ટ્ઝા) An open square in a European town. મહેરાબ તથા શોભિતા થાંભલાઓ મૂકેલા હોય એવી ચાલ-ચોક. [L. *platea*, street.]

**Pick**, *vt.* (પિક્) To peck at. ઉપર ચાંચ મારવી; માથું મારવું. To strike at. ને ગોદા મારવા, ઘોંચવું; ઠોસા દેવા. To thrust. ઘોંચવું; ઘાલવું; ઘોંચપરોણો કરવો. To open (a lock) as by a wire. સળી-ખીલાથી ઉઘાડવું; તોડવું. To remove something with the fingers. ખોતરવું; કોતરવું. To separate (cotton, wool &c.) ટૂંપવું; ગુંદવું. To pull a part or away (fruit.) તોડવું; ચૂંટવું. To pick a pocket=ખીસ્સામાંથી ઉઠાવવું,કાઢી લેવું. To choose. પસંદ કરવું; જોઇને વીણી લેવું. To take up, to collect. ભેગું કo. To pick out=to mark out. શોધી કાઢવું. To P. a quarrel=જાણી જોઇને લડાઇ કo. To P. up a hole in one's coat. કોઇનાં છિદ્ર જોવાં. *vi.* To nibble. ચગળવું; ચગળી ચગળીને ખાવું. *n.* અણીવાળું ઓજાર; કોદાળી; સરસ ભાગ. [Gr. *peko*, I pull.]

**Pick-axe**, *n.* (પિ'ક્-ઍક્સ્) A pick with a point at one end. ટીકમ; ચાંચવો.

**Picked**, *a.* (પિક્ડ્) Pointed. અણી કાઢેલું. ચુંટેલું.

**Pickedness**, *n.* (પિ'ક્ડનિસ્) Sharpness. તીક્ષ્ણતા; અણી; ધાર.

**Pickeer**, *vt.* લુટવું; દગો દેવો, રમવો; છળ, કપટ કરવું.

**Picking**, *n.* (પિ'કિંગ્) Pickings and stealings. ઉઠાવેલો અને ચોરેલો માલ.

**Pick-lock,** *n.* (પિ'ક-લૉક) તાળાં ઉઘાડવાની સળી-ખીલો; (*pers.*) તાળાં ઉઘાડુ ચોર.

**Pick-pocket,** *n.* ગજવામાંથી કાઢી લેનાર ચોર; ગજવાં કાતરનાર.

**Pick-thank,** *n.* માથાંમારૂ; ડાહ્યો થાય એવો; ચોવટડાહ્યો; અતિ ખુશામતીયો.

**Picket,** *n.* (પિ'કિટ્) A pointed stake, used in making a fence. અણીદાર ખૂંટા, ખજિઓ, ગરજો. A pale. અણીદાર પકવાસો. A game at cards. પત્તાંની રમત;ગંજીફાની રમત.A detached body of troops serving to guard an army from surprise. દુશ્મનોના અકસ્માત્ સામે બચાવને માટે પોતાના લશ્કરની આસપાસ રાખેલી ટુકડી. *vt.* To fortify with pointed stakes. અણીવાળા ખીલાથી,ગજીયા,ડાહીથી મજબૂત ક૦.**P.-guard**= રક્ષણ માટે રાખેલો માણસ.

**Picketing,** *n.* ( પિ'કટિન્ગ્ ) A torture. સતાવણી; પીડા; ચોકી.

**Pickle,** *n.* (પિ'કલ્) Fruit or vegetable preserved. અથાણું; આથણું; આચાર. **To be in a p.**=મુશીબતમાં હોવું. **To take the p.**=અથાવું-માં આથો ચ્હડવો. *vt.*To treat with some kind of pickle.મીઠાના પાણીમાં,મસાલામાં, નાખવું, આથવું. **P. materials**=અથાણાનો મસાલો; સંભાર. **P. herring**=વિદૂષક; મશ્કરો.

**Picnic,** *n.* (પિ'કનિક) A pleasure-party. વાડી-ગામ જઇને કીધેલી ઉજાણી; જિયાફત; મિજબાની; વનભોજન.

**Picture,** *n.* (પિ'કચર્) A painting or drawing. ચિત્ર; ચિતાર. A representation of any thing. ચિત્ર; આકૃતિ; તસવીર. In P.=ચિતરેલું. A likeness. પ્રતિબિંબ. As, the child is the P. of his father; (mental.) ચિત્ર; વર્ણવેલું સ્વરૂપ. *vt.* To delineate; to represent. નું ચિત્ર-સ્વરૂપ મનમાં લાવવું.

**Pictorial,** *a.* (પિકટો'રિઅલ્) Pertaining to pictures. ચિત્રનું; ચિતરેલું; ચિત્રમય. Illustrated by pictures. ચિત્ર કાઢીને સમજાવેલું. Forming pictures. ચિત્ર-સ્વરૂપ મનમાં લાવનારૂં.

**Picturesque,** *a.* (પિકચરે'સ્ક) Picture-like. હઠીને આંખે વળગે એવું; મનોહર; સુંદર; લલિત. Graphic. આબેહુબ; ચિત્રમાં ઉતારવા લાયક.

**Pie,** *n.* (પાઇ) An article of food consisting of paste baked with something in it, as apple. પૂરણ-ફળ ગલેફીને સેકીને કાઢેલો એક ખાવાનો પદાર્થ; ભજીયું. An Indian coin. પૈ. The service book. ભજન-પોથી. [Gr.*pesso,* I cook.]

**Piddle,** *n.* (પિ'ડલ્) Potter. કુંભાર;અણઘડ઼ત.

**Piebald,** *a.* ( પા'ઇબૉલ્ડ્ ) Belonging to different colours. પચરંગી; કાબરચીતરૂં; જુદા જુદા રંગનું; અબલખ (ઘોડો).

**Pied,** *a.* (પાઇડ) બુટ્ટાવાળું; સોગઠાદાર.

**Piece,** *n.* (પીસ્) A part, a fragment. કકડો; કટકો. Any literary composition. લેખ. A coin. સિક્કો. A cannon. તોપ. A gun; a musket.બંદુક.A patch.થીગડું;સાંધો.A separate performance as in a drama. એક જૂદો અંક, પાઠ. **Of one a p** સળંગ; ના જેવું. To give a piece of one's mind=To speak plainly. ચોખ્ખે ચોખ્ખું કહી દેવું, સંભળાવી દેવું. To take to pieces=વેરણછેરણ કરી નાંખવું; પાયમાલ કરી નાંખવું. *vi* To unite. સાંધવું. *vt.* To enlarge or to mend by the addition of a P. થીગડુ દેવું. [L. *pecia,* a fragment.]

**Piecemeal,** *adv.* ( પી'સમીલ્ ) In pieces. કકડે કકડે; કકડે કકડા થઇ જઇને.

**Pier,** *n.* ( પાયર ) Any detached mass of masonry. કમાન; મહેરાબને ટેકા સારૂ મૂકેલો પત્થરનો થાંભલો. A projecting wharf or landing place. ડક્કો; પુસ્તો.

**Pierce,** *vt.* (પીર્સ્) To thrust into. ભોકવું; છેદવું; વીંધવું; ઘોંચવું. To penetrate deeply. -માં ધુસવું; -નું કલેજું ભેદવું. *vi.* To force a way into. -માં પરાણે રસ્તો કરવો, ધુસવું, માથું મારવું. To drive into a secret. -માં પ્રવેશ કરી દેવો, સમજી લેવું. [F. *percer.*]

**Piercing,** *pp.* ( પી'ર્સિંગ્ ) Perforating; sharp; pointed. તીક્ષ્ણ; અણીદાર; બારીક; ભેદક.

**Piety,** *n.* ( પા'ઇટી ) Veneration towards God. ઈશ્વરભક્તિ; ભક્તિભાવ;ધર્મ,આચાર પરાયણતા. [L. *pius,* to venerate.]

**Pietist,** *n.* (પા'યટિસ્ટ્) એક જાતનો પંથ; ધર્મી.

**Pietism**="પાયટિસ્ટ" લોકોનો ધર્મ.

**Pig,** *n.* (પિગ્) A young sow or boar; a hog; a swine. ડુક્કર-ભુંડનું બચ્ચું. One who is hoggish. લાલચુ, લોભી, ગંદો, જીદ્દી માણસ.

**Pig-headed,** *a.* ( પિગહે'ડિડ્ ) Obstinate. હઠીલું; મૂર્ખ.

**Piggery,** *n.* (પિ'ગરી) ડુક્કર રાખવાની જગા; ડુક્કરખાનું.

**Pigeon,** *n.* (પિ'જન્) A dove. કબૂતર. [L. *pipio,* I chirp.]

**Pigeon-hearted,** *a.* ( પિ'જન્-હાર્ટિડ્ ) Timid. બીકણ; બાયલો.

**Pigment,** *n.* ( પિ'ગ્મન્ટ્ ) A paint; a dye. ચિતારા-રંગનારનો રંગ;રંગ. [L. *pingo,* I paint.]

**Pigmy,** *n.* (પિ'ગ્મિ) A short man;a dwarf. ઠીંગણો માણસ.

**Pike,** *n.* (પાઈક) A spike or spear. ભાલો; બરછી; ડુંડું. A pointed or peaked hill. શિખરવાળી ટેકરી. [L. *spica*, a point.]

**Pile,** *n.* (પાઇલ) A heap; a mass or collection of things. ઢગલો; ગંજ. A funeral P. = ચિતા, ચહે. An edifice. ઈમારત; હવેલી. Piles. = હરસ. *vt.* To heap; to amass; to fill above the brim or top. ભેગું કરવું; ઢગલો સીંચવું; ગંજ કરવો; ઉભરાતું ભરવું. To drive piles into. થાંભલા, ખૂંટા ઠોકવા. [L. *pila*, a ball.]

**Pile,** *n.* (પાઇલ) (હરકોઇ ઇમારતનો) થાંભલો; ટેકો; ખૂંટો. Iron piles (of a bridge). ભૂંગળાં. *vi.* થાંભલા, ભૂંગળ દાટવાં. [L. *palus*, a stake.)

**Pillfer,** *vi.* (પિ'લ્ફર) To steal in small quantities. ન્હાની ચોરી કરવી; હલકી ચોરી કરવી; ચીભડાના ચોર થવું. [L. *pilare*, to plunder or to pillage.]

**Piferer,** *n.* (પિ'લ્ફરર) One who pilfers. ન્હાની ચોરી કરનાર; ન્હાનો ચોર.

**Pilgrim,** *n.* (પિ'લ્ગ્રિમ્) One who travels for the purpose of visiting holy or sacred places; one who visits holy places. જાત્રાળુ યાત્રિક; યાત્રા કરનાર; યાત્રાળુ. 2. A traveller or a wanderer. મુસાફર; પંથી; પથિક; ભટકનાર. [L. *peregrinus*, from *per* & *ager* land, a foreigner.]

**Pilgrimage,** *n.* (પિ'લ્ગ્રિમિજ્) The journey of a pilgrim. જાત્રા; યાત્રા; હજ.

**Pill,** *n.* (પિલ) A medicine in the form of a ball. ઓસડ-દવાની ગોળી. *vt.* To deprive of hair. તાલ પાડવી. વાળ કાઢી નાંખવા. To rob; to deprive of anything. લૂટવું; હરી લેવું.

**Pillage,** *n.* (પિ'લિજ્) Stripping or depriving of property by open force or violence; robbery; plunder. લૂટ; લૂટફાટ; બારવટું. 2. Booty. લૂટેલો માલ; લૂંટ. [L. *pileo* to plunder, to pill.]-P.r = A robber. લૂંટારો; બારવટીઓ.

**Pillar,** *n.* (પિ'લર) A prop; a mainstay. ટેકણ; સ્તંભ; થાંભલો. [L. *pila*, a pillar;]

**Pillion,** *n.* (પિ'લ્યન્) A low-saddle; a cushion; a pannel for women to ride on horse-back behind men. તકીઓ; ઓશીકું; ઘોડા ઉપર બેસવા માટે મરદની પાછળ બેસવાની ગાદી; ન્હાનું પલાણ, જીન.

**Pillory,** *n* (પિ'લરી) A frame of wood erected on a post having holes through which the hands and head of an offender were thrust. અપમાનસ્તંભ; અકીર્તિ સ્તંભ; ફજેતી કરવા કરેલો લાકડાનો થાંભલો. *vt.* To punish with the pillory.

**Pillow,** *n.* (પિ'લો) A cushion. તકીઓ; અસીકું. *vt.* To rest on a pillow. તકીએ પડવું; થાક, વિસામો લેવો. [L. *pulvinus*, a pillow]

**Pillowy,** *a.* (પિ'લોઇ) Like pillow. ઓસીકા, તકીઆ જેવું.

**Pilot,** *n.* (પા'યલટ) A guide; one who shows the course. ભોમીઓ; માર્ગ બતાવનાર. ૨. સુકાનીનું કામ કરનાર. *vt.* To indicate one's way. માર્ગ, દિશા, રસ્તો ચિંધવો, બતાવવો.

**Pilotage,** *n.* (પા'યલટિજ્) The duty of a helmsman. સુકાનીનું કામ. 2. Money paid to a helmsman. સુકાનીને આપવાનો દર, લવાજમ.

**Pimp,** *n.* (પિમ્પ) A panderer; a procurer. ભડવો.

**Pimple,** *n.* (પિ'મ્પલ) A small boil; an abscess. ખીલ; ફોલ્લો; ફોલ્લી; ન્હાનું ગુમડું.

**Pin,** *n.* (પિન્) A sharp pointed needle; a bolt; a small peg. ખીલી; ટાંચણી; મેખ; નકુચી. **Not to care a P.** = રતિભાર દરકાર ન કરવી. *vt.* ખીલી ઠોકવી, ટાંચણી મારવી [L. *pinna*, a feather.] **P. cushion** = ટાંકણી ખોસી મુકવાની ગદેલી. **P. money** = પોતાની ધણીઆણીને આપેલા હાથખરચીના પૈસા.

**Pincers,** *n.* (પિ'ન્સર્ઝ) An instrument for taking out nails. સાણસી; ચીપીઓ; ખીલી કાઢી નાખવાનું ઓજાર.

**Pinch,** *vt.* (પિન્ચ) To twist; to squeeze. ચોંટીઆ લેવો, ભરવો, બચકું ભરવું; ચીમટવું. 2. To press. દબાવવું. 3. To take hold of. પકડવું **P.-veck** = વિલાયતી સોનું. *n.* ચપટી; ચીમટ; ડંખ.

**Pine,** *n.* (પાઇન્) A kind of evergreen tree. વિલાયતી સરળ; દેવદાર. **A pine-apple** = અનનાસ. *vt.* To grieve for; to make to languish. થી ઝુરવું; દુ:ખ પામવું; મનમાં દુ:ખ, સંતાપ થવો; તલપાપડ, અતિ આતુર થવું.

**Pinion,** *n.* (પિ'ન્યન્) A bird's wing. પાંખ 2. A feather. પીછું. 3 A fetter for the arms. હાથ બાંધવા માટેનો બંધ, પાટો, જાળી. *vt.* To fasten or confine the pinions of. પાંખ બાંધવી. [L. *pinna*, a feather.]

**Pink,** *n.* (પિન્ક) A ship with a narrow stern. જે વહાણનો પાછળનો ભાગ સાંકડો હોય તેવું વહાણ. 2. A kind of colour. ગુલાબી રંગ. 3. Very excellent. અવધિ; ઘણુંજ સુંદર. **The pink of courtesy** = અતિવિવેક; ખોટો આગ્રહ. *vt.* તરવારથી ઘોંચી દેવું; ચામડા વગેરેને કાણાં કોરી શણગારવું.

**Pinnace,** *n.* ( પિ'નેસ્ ) A small vessel having generally two sails or 8 oars. બે ડોળનું, આઠ હલેસી, ન્હાનું વહાણ. [L. *pinus*, a pine tree.]

**Pinnacle,** *n.* ( પિ'નૅકલ્ ) વિલાયતમાં મોટી ઈમારતો ઉપર પતાસાના પડાના આકારનો જે ભાગ કાઢેલો હોય છે તે, શિખર; કળશ. A pointed summit. શિખર; ટોચ. ( Fig. ) (of glory, fame &c.) A small turret; peak. ટોચ; શિખર; નાનો ટાવર. *vt.* To build or furnish with a P. ટોચ, શિખરવાળું ક૦. [L. *pina*, pinnacle].

**Pinner,** *n.* (પિ'નર્) A pin-maker. ટાંચણી બનાવનાર. 2. એક જાતની સ્ત્રીને પ્હેરવાની ટોપી.

**Pint,** *n.* ( પાઇન્ટ્ ) A measure containing one-eighth of a gallon. અર્ધા ક્વાર્ટનું માપ; એક ગેલનનો ટ્રૈમો ભાગ.

**Pioneer,** *n.* ( પાયોની,'ર્ ) One who goes before into the wilderness preparing the way for others to follow. લશ્કરને માટે રસ્તો તૈયાર કરવા આગળથી જનાર, પહેલ કાઢનાર, અગ્રેસર; ભોમીઓ. *vi.* To go in advance and prepare a way for. પહેલાં જઈ રસ્તો તૈયાર કરવો; આગળથી તૈયાર કરી મુકવું.

**Pious,** *a.* (પા'યસ્) Holy; godly; devoted. ધર્મિષ્ઠ; ભક્તિવાળો; આસ્થાવાળો; ધાર્મિક; ધર્મનિષ્ટ.

**Piously,** *adv.* (પા'યસ્લી) In a pious way. ભક્તિથી; ભક્તિને રસ્તે.

**Pip,** *n.* ( પિપ્ ) A seed of an apple or orange. ઍપલ અથવા નારંગીનું બી. A spot on cards. પત્તાં, પાસાનું ચિહ્ન, રમત. *vi.* To cry or warble as a chicken or young one. ચીંચીં ક૦. [L. *pitnita*, slime.]

**Pipe,** *n.* (પાઈપ્) A wind instrument of music; flute. વાંસળી; બંસી; મુરલી; પાવો. A long and narrow tube. નળી; ભુંગળી. A P. made of leaves. પીપી; પીપોડી. A P. (for smoking tobacco.) ચૂંગી; ન્હાનો હુક્કો. A boatswain's whistle to call the crew to their duties. ખલાસીઓને કામે લગાડવાને વગાડેલી સીસોટી. *vt.* To play on a P. વાંસળી વગાડવી. To whistle. સીસોટી વગાડવી. [L. *pipo*, I chirp.]

**Pipe-clay,** *n.* (પા'ઈપ્-ક્લે) An elastic clay of a grayish white colour. ધોળી મટોડી, ખડી, બુતડો. *vt.* To whiten with pipe-clay. ખડીથી ધોળવું.

**Piping,** *a.* (પા'ઇપિંગ્) Hot; boiling. ગરમ ગરમ; ઉકળતું; સસડતું; ફફળતું. As P. hot. ઉનું સસડતું. 2. Weak; feeble. દુર્બળ; શક્તિહીન.

**Piquancy,** *n.* ( પિ'કન્સિ) The quality or state of being piquant; tartness; pungency; severity. ઝાટકો; કડવાટ; ચણચણાટ; ઝમઝમાટ; તીખાશ; તીવ્રતા.

**Piquant,** *a.* (પિ'કન્ટ્) Tart;sharp; pricking; stimulating to the tongue. ઝાટકો લાગે એવું; ઝમઝમાટ, મરચાં લાગે એવું; તીખું.

**Piquantly,** *adv.* (પિ'કન્ટ્લી) Tartly. ઝાટકો લાગે એવી રીતે.

**Pique,** *n.* ( પિક્ ) Irritation; grudge; an offence taken; a wrong passion. રોષ; માઠું; મરડાટ; અમળાટ; ચટકો; ઝાટકો. A cotton fabric figured in the loom.(પી'કે,)સાળમાં વણેલું કાપડ; પટ્ટીદાર. Point; nicety. અણી; સૂક્ષ્મતા; સરસતા.*vt.*To offend.માઠું લગાડવું.To stimulate; to irritate. ને ચટકો લગાડવો; ઉસ્કેરવું. To pride or value one's self. અભિમાન રાખવું.

**Piquet,** *n.* (પિ'કેટ્) A sport at cards. એક જાતની પાનાની રમત; ગંજીફાની રમત.

**Piracy,** *n.* (પા'યરસી) The act or practice of a pirate. ચાંચીઆનું કામ, ધંધો. Robbery on the high seas. વહાણ લૂટવું તે.

**Pirate,** *n.* (પા'યરેટ્) A robber on the high seas. ચાંચીઓ. An armed ship which sails without a legal commission for the purpose of plundering other vessels. વહાણ લૂટનારૂં ચાંચીઆનું વહાણ. One who infringes the law of copy-right. રજા વિના બીજાનું બનાવેલું પુસ્તક છપાવનાર. *vi.* To play the P. ચાંચીઆનો ધંધો કરવો. To publish books without the permission of the author. બનાવનારની રજા સિવાય કોઈ પુસ્તક છપાવવું. [Gr. *peiras*, to try.]

**Piratical,** *a.* (પાયરૅ'ટિકલ્) Pertaining to a pirate. ચાંચીઆનું; બિન પરવાનગીનું.

**Piscator,** *n.* (પિ'સ્કેટર્) A fisherman.માછી.

**Pisces,** *n.* (પિસી'ઝ્) The twelfth sign of the Zodiac. બારમી રાશિ; મીન. [L. *piscis*, a fish.]

**Piss,** *vt.* (પિસ્) To make water. પેશાબ કરવો. *n.* Urine. પેશાબ.

**Pistachio,** *n.* ( પિસ્ટૅ'શિઓ ) The nut of the Pistacia vera. પિસ્તાં.

**Pistil,** *n.* ( પિ'સ્ટિલ્ ) The seed bearing organ of a flower. ફુલનો કેસર.

**Pistol,** *n.* (પિ'સ્ટલ્) A small fire-arm; a hand gun. નાની બંદુક; પિસ્તોલ; રાઇફલ. [L. *pinso* I pound.]

**Pistole,** *n.* ( પિ'સ્ટોલ્ ) Spanish coin. સ્પેઈનનો એક જાતનો સિક્કો, નાણું=૧૮ શિ.

**Piston**, *n.* (પિ'સ્ટન્) A short cylinder of metal or other solid substance which fits exactly the cavity of a pump or a barrel and works up and down so as to press or force some fluid into or out of the tube which it fills. બંબા વગેરે યંત્રામાં પાણી ખેંચીને લેવી અથવા હડસેલી બહાર કાઢવાને અંદરથી જે નક્કર લઠ્ઠો હોય છે તે; પંપનો દટ્ટો; દાંડો. [L. *pindo*, I press.]

**Pit**, *n.* (પિટ્) A hole; cavity; hollow in the ground. ખાડો; કાણું; ભેખડ. 2. A grave or hell. કબર; નરક. [L. *puteus*, a well.]

**Pit-a-pat**, *n.*(પિ'ટ્-અ-પૅટ્) A light, repeated sound. ધીમો, વારેવારે થતો અવાજ. *adv.* In a flutter. ધબકધબક; પટપટ.

**Pitch**,*n.* (પિચ્ )A resinous black substance. (વહાણનો) તાર; ડામર. Degrees of elevation or depression. પ્રમાણ; દરજ્જો. Highest P. ટોચ; શિખર. Height. ઉંચાઈ. Gravity of a tone. સૂર. *vt.* To hurl. ફેંકવું. To fix a tent. તંબુ ઠોકવો. *vi.* To light. ઉડતાં ઉડતાં આવીને બેસવું. To fall headlong. ઉંધે માથે પડવું. (On,upon) to fix choice. પસંદ ક૦; શોધી કાઢવું. To encamp. મુકામ ક૦. Pitched battle. વ્યૂહપૂર્વક થએલું, જામેલું. યુદ્ધ. To cover over. ઢાંકવું.

**Pitcher**, *n.* (પિ'ચર) One who pitches anything. કોઇ ઠોકનાર, બેસાડનાર. A vessel with spout to hold liquors; a jug. નાળચાવાળો ઘડો, કરવડો.

**Pitch-dark**, *a.* ( પિ'ચડાર્ક ) Very dark. શ્યામ; કાળું; ઘોર અંધારૂં.

**Pitch-fork** *n.*(પિ'ચ્-ફૉર્ક)A fork or farming utensil used in pitching hay. પંજેઠી; કાંટો; સૂળ. *vt.* To pitch with a pitch-fork. પંજેઠી મારવી.

**Pitch-pipe**, *n.* ( પિ'ચ્-પાઇપ ) A musical instrument. સૂર, તાળ મેળવવાનું યંત્ર.

**Piteous**, *a.* ( પિ'ટીઅસ્ ) Miserable; sad; compassionate. દયાવંત; કંગાલ; દયાજનક; કરૂણ.

**Piteously**, *adv.* (પિ'ટીઅસ્લી) Mournfully; sorrowfully. કંગાલ રીતે; ગમગીન રીતે.

**Pith**, *n.* (પિથ્) The spongy interior substance of a feather. ગર્ભ; ગર; ચરબી; મેદ. Force; vigour; essence. બળ; શક્તિ; કસ; તત્વ; સાર; જીવ; માલ; દમ. The spinal cord of an animal. બરડો; વાંસાનું હાડકું.

**Pithless**, *a.* (પિ'થ્લિસ્) Destitute of pith or strength; feeble. સત્વરહિત; નિર્માલ્ય;રસકસ વિનાનું; નિર્બળ; રસહીણું.

**Pithy**, *a.* (પિ'થી) Consisting of pith. ગર મેદવાળું. Forcible (word). થોડામાં ઘણો અર્થ રહ્યો હોય એવું;માર્મિક (pers.) થોડામાં ઘણું કહેનાર

**Pitiable**, *a.* (પિ'ટિઅબલ્) Deserving pity lamentable. દયાપાત્ર; દુઃખી; દીન.

**Pitiful**, *a.* (પિ'ટિફુલ્) Feeling pity. કૃપાળુ દયાર્દ્ર; દીન.

**Pitiless**, *a.* (પિ'ટિલિસ્) Incompassionate destitute of pity; hard-hearted. દયારહિત નિષ્કરૂણ; નિર્દય; દયાશૂન્ય; દુષ્ટ.

**Pitman**, *n.* (પિ'ટમન) A miner. ખાણીઓ કડીઓ.

**Pitsaw**, *n.* (પિ'ટસૉ) એક જાતની કરવત.

**Pittance**, *n.* (પિ'ટન્સ્) An allowance food bestowed in charity. ભાથું;ભથ્થુ; કં શેટલો; સિધો; A small quantity. અલ્પાં P. of learning=અલ્પવિદ્યા; [L. *pitanti* food in general.]

**Pituite**, *n.* (પિ'ટયુઆઇટ્) Mucus, phlegm બળગમ; કફ; લીંટ. [L. *pituita*, phlegm.]

**Pituitous**, *a.* (પિટયુ'ઈટસ્) Full of, di charging mucus; resembling muc બળગમ-કફવાળું; દમવાળું; દમીઅલ.

**Pity**, *n* (પિ'ટિ) Fellow-feeling; sympath commiseration; compassion. દયા; કરૂણા. thing to be regretted. અફસોસની વાત. To commiserate.દયા લાવવી; [L. *pius*, piou

**Pivot**, *n.* (પિ'વટ્) A short axis on t end of which a wheel turns; a pin which anything turns. વચલો ઉભો ખીલો જેમાં પોએલું ચક્કર વગેરે કંઇ ફરતું હોય. turning point or condition. આધાર; મુ વિષય. [L. *palus*, a stake.] *vt.* To pla on a pivot. આધાર દેવો; ધરી બેસાડવી.

**Pivotal**, *a* (પિ'વટલ્) Belonging or pe taining to a pivot. આધાર, ધરીસંબંધી, ને લગ

**Placability**, *n.* (પ્લૅકબિ'લિટિ) The qual or state of being placable. શાંત કરી શક સમજે, માને, વળે એવો ગુણ; ફોસલામણી; વળક પણું [L. *placo*, I appease.]

**Placable**, *a.* (પ્લૅ'કબલ્) Appeasable; rea to be pacified. રોષ ભૂલાવાય એવું; સા એવું; વળકણું.

**Placard**, *n.* (પ્લૅ'કાર્ડ) A poster; a writ or printed paper, posted in a public pla જાહેરનામું;પત્રિકા.*vt.* To post placards. જાહેરખ ચોડવી.[Gr, *plakos*, anything flat and broa

**Placate**, *vt.* (પ્લે'કેટ્) To appease; to paci શાંત પાડવું; સમજાવવું; મ્હેરબાની મેળવવા, વિરે મટાડવા, યત્ન કરવો.

**Place**, *n.* (પ્લે,સ્) A site; ground; spot. જગા; ઠામ. vacated space; room. જગ્યા; ઠેકાણું; સ્થાન. An *open space*; a public place. ચોક; મેદાન; ચોગાન; પાધર. An official post. પાયરી; દરજ્જો; પદ. A dwelling house. મકાન; ઘર. A town ગામ; શેહેર. Out of P.=inappropriate. અનુચિત; કવેળાનું. **To give p.=to make room**-ને જગો કરી આપવી; **To take p.** To come to pass; to happen. બનવું; થવું. To take the P. of=to be substituted for.-ને બદલે આવવું. **Out of place**=વગર નોકરીએ. *vi.* To put or set in a particular rank; office or position. મૂકવું; નીમવું; [L. *platea*, a street. Gr. *platus*, broad.]

**Placeman**, *n.* (પ્લે,'સ્મન્) One who holds an office. સરકારી કામદાર; હોદ્દેદાર; સત્તાવાળો; અમલદાર; અધિકારી.

**Placenta**, *n.* (પ્લસે'ન્ટ) ગર્ભમાંથી નીકળતી ઓર, ઓળ; બીજસ્થાન.

**Placid**, *a.* (પ્લૅ'સિડ્) Calm; peaceful; pleased; contented. સંતુષ્ટ; સંતોષી; શાંત; પ્રસન્ન; સૌમ્ય. [L. *placeo*, I please]

**Placidity**, *n.* (પ્લૅસિ'ડિટિ) The quality or state of being peaceable. સંતોષ; શાંતતા; સૌમ્યતા; અવ્યગ્રતા.

**Plafond**, *n.* (પ્લફૉ'ન્ડ્) The ceiling of a room. છાપરૂં; દિવાલની ઉપર ઢાંકેલો ભાગ; કાષ્ઠછત. [Fr. *plat*, flat & *fond*, bottom.]

**Plagiarize**, *vt.* (પ્લે,'જિઅરાઈઝ્) To steal from the writings of another; to copy. લખાણ ચોરી લેવું; તફડંચી કરવી. [L. *plagio*, I kidnap.]

**Plagiarism**, *n.* (પ્લે,'જીઅરિઝમ્) The passage stolen or copied from a book; literary theft. ચોરી કરીને લખેલો ભાગ; તફડંચી. [L. *plagiarius*, a kidnapper.]

**Plague**, *n.* (પ્લે,ગ્) A deadly disease. મરકી; કડકડીયું; પલેગ. A great evil or calamity. ગજબ; મોટી આફત; વિપત્તિ A great trial or vexation. જંજાળ; મહાપીડા; ખેન; સાલ; લપ. A P. upon it=એનું સત્યાનાસ જાઓ; એ બળી મરો; એનું નખોદ જાઓ. *vt.* To torment; to vex. ઉપર મરકી મોકલવી; મરકીથી પીડવું. To be plagued. જંજાળમાં પડવું; માથાફોડ ક. **P. spot**=મરકીવાળી જગ્યા. [L. *plaga*, a blow.]

**Plaguy**, *a.* (પ્લે,'ગી) Troublesome; annoying; vexatious. પીડા-દુઃખવાળું; કિલષ્ટ; કષ્ટદાયી; બહુજ.

**Plaice**, *n.* (પ્લે,સ્) A kind of flat fish. એક જાતની માછલી.

**Plaid**, *n.* (પ્લૅડ્) A rectangular garment; a kind of shawl. ઉનનો પચરંગી પટકો; પછેડી, ફાળીયું, દુપટ્ટો. [L. *pellis*, a skin.]

**Plain**, *a* (પ્લે,ન્) Open; clear; evident; clear (for understanding) ખુલ્લું; ઉઘાડું; સ્પષ્ટ; સ ફ. Even (ground); level. સરખું; સપાટ. Void of ornament (dress); not decorated. સાદું. Void of beauty (countenance). ફુટડું નહિં એવું; સાધારણ રૂપવાળું; ઘઉંવર્ણું. Artless. કાવાદાવા વગરનું; સીધું; ભોળું; નિષ્કપટી Not rich (diet). સાદું. (Pattern of cloth). સાદું; તરેહ વગરનું (A tune.) સાદું; તાનકવાલ, ટપ્પા વગરનું. Candid; honest. નિષ્કપટ; નિખાલસ; સાફ હૃદયવાળો. *n.* Level land. મેદાન; પાધર. A battle-field; an arena. લડાઈનું મેદાન; રણભૂમિ. *vt.* To plane or level. સ્પષ્ટ-સરખું ક૰. **P.-dealer**=ભોળો; સાચો. [L. *planus*, flat.]

**Plain-dealing**, *a.* (પ્લે,ન્-ડી'લિંગ્) Practising plain dealing; artless. સૂધું; નિખાલસ; ભલું. *n.* ભલમનસાઇ; સૂધાઇ.

**Plain-hearted**, *a.* (પ્લે',ન્-હાર્ટિડ્) Frank. ભોળું; કપટરહિત.

**Plainness**, *n.* (પ્લે,'ન્નિસ્) The quality or state of being plain. સાદાપણું; ભોળાપણું; નિષ્કપટતા.

**Plain-spoken**, *a.* (પ્લે,'ન્-સ્પો,કન્) Speaking with plain, unreserved sincerity. ખુલ્લું; સાફ; ચોકખે ચોકખું સંભળાવે તેવું.

**Plaint**, *n.* (પ્લે,ન્ટ) Lamentation; complaint. દુઃખ રોવું તે; રોદણાં; ફરિયાદ. An accusation. ફરિયાદી; દાવાઅરજી; આરોપ. [L. *plango*, I lament.]

**Plaintiff**, *n.* (પ્લે,'ન્ટિફ્) One who commences a suit to obtain a remedy for an injury to his right. ફરિયાદી; વાદી.

**Plaintive**, *a.* (પ્લે,'ન્ટિવ્) Complaining. ફરિયાદી કરતું. Mournful; sad. શોકાતુર; ઉદાસીન; ખિન્ન; કરૂણ.

**Plait**, *n.* (પ્લૅટ્) A flat fold. પાટલી; કલી. A braid. વેણી; લટ. *vt.* To fold. પાટલી, કલી વાળવી; ચૂણવું; સાંકડી ઘડી વાળવી To braid. ચોટલો, વેણી ગુંથવી. [L. *plico*, I fold]

**Plan**, *n.* (પ્લૅન્) A drawing or sketch; a graphic representation; a draught; a form. નકશો; નમૂનો; આલેખન. A scheme; a design. યોજના; પ્રબન્ધ; રચના; યુક્તિ. A method or way. રીત; રસ્તો; ઘાટ. *vi.* To draught. નમુનો કાઢવો, ચીતરવો. To devise. યુક્તિ કરવી. **P. of campaign**=કંઇ કામની યુક્તિ. [L. *planus*, flat.]

**Planch,** *n.* (પ્લૅ'ન્શ્) A plank. પાટિયું. *vt.* To cover with planks; to plank. ફ્રતેતાગ ભરવી; પાટિયાં ભરવાં.

**Planchette,** *n.* (પ્લૅન્શે'ટ) પ્રેતાવાહન યંત્ર: પેન્સિલ આપોઆપ ચાલે અને નીચે મુકેલા કાગળ પર ટીસરડા થઈ કંઇક લખાય એવું પાટીયું.

**Plane,** *n.* (પ્લેન્) Any tree of the genus *platanus*. ઝાડ. A surface real or imaginary. સપાટી; સમતલ. A tool for smoothing boards. રંદો. *a.* Smooth. સીધું; સપાટ. *vt.* To make smooth. ઉપર રંદો ફેરવવો; રંદાવતી સાફ, લીસું કરવું. [Gr. *planus*, broad.]

**Planet,** *n.* (પ્લૅ'નિટ્) A celestial body which revolves about the sun in an orbit of a moderate degree of eccentricity. ગ્રહ; ખેચર. [Gr. *planao*, I wander.]

**Planetary,** *a.* (પ્લૅ'નિટરી) Pertaining to or consisting of planets. ગ્રહ સંબંધી. ગ્રહનું.

**Planisphere,** *n.* (પ્લૅ'નિસ્ફી,ર) The representation of the circle of the sphere upon a plane. ગ્રહનો નકશો.

**Plank,** *n.* (પ્લૅન્ક્) A broad piece of sawed timber. પાટિયું. That which supports or upholds. આધાર. *vt.* To cover or lay with planks. પાટિયાં જડવાં. [L. *planca*, any thing flat and broad.]

**Plant,** *n.* (પ્લૅન્ટ્) A vegetable. છોડવો; રોપો. A bush or young tree. છોડ; ઝાડવું. *vt.* To put in the ground and cover as seed for growth. વાવવું; રોપવું. [L. *planta*, a sprout.]

**Plantain,** *n.* (પ્લૅ'ન્ટિન્) A tree-like perennial herb of topical regions; banana. એક જાતનો બીયાંવાળો ઔષધિ છોડ. કેળ (the fruit.) કેળું.

**Plantigrade,** *a.* (પ્લૅ'ન્ટિગ્રે,ડ્) Walking on the sole. પગ પર ચાલતું -*n.* એવું પ્રાણી.

**Plantation,** *n.* (પ્લૅન્ટે',શન્) The act of planting. વાવણી; રોપણી. The place planted. વાડી. A mango P. આંબાવાડી. A colony. નવું સંસ્થાન, થાણું. [L. *planto*, I set.]

**Planter,** *n.* (પ્લૅ'ન્ટર્) વાવનાર; વાડીનો ધણી; નવી વસ્તી વસાવનાર.

**Planticle,** *n.* (પ્લૅ'ન્ટિકલ્) A young plant; herb. કૃણગો; ઝવેરા.

**Plash,** *n.* (પ્લૅશ્) A puddle of water; a pond. ખાબોચિયું; નહિ જેવું ન્હાનું તળાવ. *vi.* To dabble in water. પાણીમાં પટપટ કo, પટાકા બોલાવવા. *vt.* To splash, as water. પાણી ઉછાળવું, પચાકવું.-*n.* પટાકો.

**Plasmatic,** *a.* (પ્લૅઝ્મૅ'ટિક્) Forming. ઘાટ આપનારૂં. Pertaining to plasma. ઢાળ પાડવાનાં બીબાં, જીવનતત્વ, દુધ, લોહી, રસીના રંગ રહિત પ્રવાહી રસ, સંબંધી, નું.

**Plaster,** *n.* (પ્લૅ'સ્ટર) A composition of lime, water and sand used for coating walls. કોલ; સલ્લો; પ્લાસ્ટર; મલમ, આગળી; પટ્ટી. *vt.* To over-lay with P. સલ્લો દેવો; પલાસ્તર કo. લગાવવું; ચોપડવું. To cover with a P. પટ્ટી મારવી; ચિપ દેવી. **P. of Paris**=પારિસમાંથી પ્લાસ્ટર માટે નીકળતાં પદાર્થો; એક જાતની રાતી પીળી માટી (જીપ્સમ્).

**Plastic,** *a.* (પ્લૅ'સ્ટિક્) Having the power to give form or fashion to a mass of matter. નવા નવા ઘાટો બનાવી શકે એવું; ઘટક; આકારદ. Capable of being formed. ઘાટ બનાવા લાયક; વાળી શકાય એવું; ઘટનીય. [Gr. *plasso*, I form.]

**Plat,** *vt.* (પ્લૅટ) To braid. to plait. ગુંથવું; વણવું. *n.* Work done by plaiting. ગુંથણકામ; કલ્લી; ઘડી; વેણી; જમીનનો સપાટ કકડો,કિત્તો; પલાટ.

**Plate,** *n.* (પ્લે,ટ્) A flat piece of metal. જાડું સપાટ પતરૂં. Armour of plates. પતરાંનું બખ્તર. Domestic vessels and utensils wrought in gold and silver. (રકાબી વગેરે) સોના રૂપાનાં વાસણ. A small, shallow and usually circular vessel of metal, wood or earth. વિલાયતી થાળી, રકાબી. A printed picture. ધાતુ, લાકડાના બીબાં ઉપરથી છાપીને પાડેલું ચિત્ર, છાયાચિત્ર; છાયો. *vt.* To adorn with plated metal. પતરાં જડવાં. To cover with silver. નો ઢોળ ચઢાવવો,-થી મઢવું. To cover with plates of metal. બખ્તર પહેરાવવું. To beat into thin, flat pieces. પાતળાં પતરાં ઘડવાં.

**Platter,** *n.* (પ્લૅ'ટર) વિલાયતી થાળો; મ્હોટી ચીનાઇ રકાબી; વણનાર, કલ્લી કરનાર.

**Plate-glass,** *n.* (પ્લે,'ટ્-ગ્લાસ્) Very high quality of glass used in mirrors. આરસા-આરસીનો, બારી બારણાંનો જાડો કાચ; હલકી કાચ.

**Plate-layer,** *n.* (પ્લે,'ટલેયર્) One who fixes the railways. પાટા (આગગાડીના) ઠોકનાર, બેસાડનાર.

**Plate-warmer,** *n.* (પ્લે,'ટવૉર્મર્) An apparatus for warming the plates. તબકડીને ઉની કરવાનું સાધન.

**Plateau,** *n* (પ્લૅટો,') A table-land. ઉંચી સપાટ ધરતી; ઉચ્ચ પ્રદેશ.

**Platform,** *n.* (પ્લૅ'ટ્ફૉર્મ) A sketch upon a plane surface. સપાટી ઉપર કાઢેલો નકશો.

A place for standing outside the car or railway-carriage.ઉંચી કરેલી જગા,તખ્ત,પ્લૅટફૉર્મ, મંડપ; માંચડો. To form a plan of. યોજના ક.

**Platina, platinum**, *n.* (પ્લૅ'ટિના, પ્લૅ'ટિનમ્) A kind of metal like silver. (It is an old name). રૂપાના જેવી એક ધાતુ.

**Platitude**, *n.* (પ્લૅ'ટિટ્યુડ) Triteness; dullness; inspidity. રસહીનતા. A truism; a common-place. સ્વતઃસિદ્ધ પ્રમાણ; સાધારણ, ટાયલી વાત.

**Platonic**, *a.* (પ્લેટૉ'નિક્) Pertaining to Plato, or his philosophy, school or opinion. પ્લેટોના મતનું. A follower of Plato. પ્લેટોના મત પ્રમાણે ચાલનાર; પ્લેટોની ફીલસુફીને માનનાર.

**Platting**, *n.* (પ્લૅ'ટિંગ) Plaited strips of bark, canestraw &c. ગુથેલું, વણેલું કામ.

**Plaudit**, *n.* (પ્લૉ'ડિટ્) Loud praise; a marked expression of applause. (ઘણીવાર) વખાણ, વાહવાહ, શાબાશી. [L. *plaudo*, I clap.]

**Plauditory**, *a.* (પ્લૉ'ડિટરી) Applauding. વખાણમય.

**Plausible**, *a.* (પ્લૉ'ઝિબલ્) Specious. દેખીતું ખરૂં; સત્યાભાસાત્મક. **P. tale**, ડાહી ડાહી વાત. (persons). ડાહી ડાહી વાત કહેનાર.

**Play**, *vi.* (પ્લે,) To sport; to frolic. રમવું. (with) to trifle (health &c.) કંઇ બાળવવા, કરવાનો વિચાર ન રાખવો. To P. at a game. રમવું; દાવ ખેલવો. To perform on an instrument of music. વગાડવું. To act. ચલાવવું. To act on the stage. વેષ લેવો, લઇને રમવું. To play into a person's hands=કોઈ માણસને લાભ થાય એવી રીતે, હથીયાર બની વર્તવું. **To play off**, To affect. ઢોંગ ક૦; છળ, પ્રપંચ રમવો. **To play false**=દગો દેવો. To play upon= to deceive. છેતરવું; ઉશ્કેરવું.To use in a droll manner. રમુજ ક૦. *vt.* To exhibit in action. બજાવવું. To act; perform. વેષ ભજવવો. To behave like. ની માફક વર્તવું. To play off. બનાવવું; વાપરવું. To P. one's cards. યુક્તિ ક૦ **To play the fool.** બેવકુફ બનવું. **To play the woman.** બૈરાંગત કરવી. *n.* Amusement. ક્રીડા; રમત; ખેલ; વિલાસ. A dramatic composition or exhibition. નાટક. Manner of dealing. Room for motion. અવકાશ; લાગ. **A p. upon words.** શબ્દવિનોદ,શ્લેષ.To bring into **P.**=to bring into use. વપરાશમાં લાવવું.. **To hold in p.** To keep occupied ગુંચાયલા રાખવું. Fair **P.**=વાજબી રીતે ચાલવું તે. Foul **P.** ગેરવાજબી રીતે ચાલવું તે; દગો.

**Play-actor**, *n.* (પ્લે,' ઍક્ટર) An actor; a player. નાટકીઓ; પાઠ ભજવનાર; ઢંગી. (fem.) **P. actress.** સ્ત્રી પાઠ ભજવનારી.

**Play-bill**, *n.* (પ્લે,'બિલ્) નાટકપત્ર, ની જાહેરાત.

**Player**, *n.* (પ્લે'અર્) રમનાર; નટ; વગાડનાર. A gambler. જુગારી.

**Play-fellow**, *n.* (પ્લે,' ફેલો) A companion in amusements or sports; a play-mate. રમનાર સોબતી.

**Playful**, *a.* (પ્લે,'ફુલ્) Full of play; sportive. લ્હેરી; આનંદદાયી.

**Playfulness**, *n.* (પ્લે,'ફુલ્નિસ્) The act or play; sportiveness. રમતીયાળપણું; ક્રીડાશક્તિ; ટોળ; રમુજ; લ્હેર; આનંદ; ગમ્મત.

**Play-house**, *n.* (પ્લે,' હાઉસ્) A building used for dramatic exhibition. નાટકશાળા. A house for children to play. છોકરાને રમવાનું ઘર; રમતશાળા.

**Play-mate**, *n.* (પ્લે'મે,ટ્) A play-fellow. સાથે રમનારો દોસ્તાર; મિત્ર; સાથી; જોડીઓ.

**Play-thing**, *n.* (પ્લે,'થિંગ્) Toy. રમકડું.

**Play-wright**, *n.* (પ્લે,' રાઇટ્) A maker of plays. નાટક બનાવનાર; રમત શોધનાર.

**Plea**, *n.* (પ્લી) That which is alleged or pleaded. પ્રતિવાદીનો જવાબ; દલીલ; તકરાર; સબબ; બહાનું. An urgent prayer. અરજ. [L. *placeo*, I please.]

**Plead**, *vi.* (પ્લીડ્) To urge; to argue; to argue in support of a claim. પક્ષ ખેંચીને બોલવું. To present an answer. જવાબ, રદીયો આપવો. *vt.* To offer in excuse. નું કારણ, સબબ બતાવવું. To plead a cause. ની તરફની તકરાર લેવી; વકીલાત કરવી.

**Pleadable**, *a.* (પ્લીડ'ઍબલ્) Capable of being pleaded. તકરાર, જવાબમાં કહેવા, બતાવવા જેવું, ટકે એવું.

**Pleader**, *n.* (પ્લી'ડર્) One who pleads. વકીલ.

**Pleadings**, *n.* (પ્લી'ડિંગ્ઝ્) The mutual pleas and replies of the plaintiff and defendant. પક્ષકારોની તકરાર.

**Pleasant**, *a.* (પ્લે'ઝન્ટ) Pleasing; humorous; sportive. ખુશકારક; મનોહર; ગમ્મતવાળું.

**Pleasantly**, *adv.* (પ્લે'ઝન્ટલી) In a pleasant manner. સંતોષ, આનંદથી, મનરંજન થાય તેવી રીતે.

**Pleasantry**, *n.* (પ્લે'ઝન્ટ્રિ) Cheerfulness; merriment; gaiety. રમુજ; મજાક; ટોળ; હાસ્ય વિનોદ; કલ્લોલ; ટીખળ.

**Please**, *vt.* (પ્લીઝ્) To gratify; to make glad. ખુશી, રાજી ક૦; સંતોષવું; આનંદ આપવો; રીઝવવું. To choose. મરજીમાં આવવું; પસંદ પડવું. To seem good to. ને સારૂં લાગવું, રૂચવું.*vi.* To

afford pleasure.ખુશી ગમ્મત ઉપજાવવી [L. *placeo*, I please.] To condescend. મહેરબાની, કૃપા કરવી. *adv.* મહેરબાની કરીને; કૃપયા.

**Pleasing,** *a.* (પ્લી'ઝિંગ) Pleasant; agreeable; giving pleasure. મનોરંજક; રૂચિકર; સુખપ્રદ; લલિત.

**Pleasure,** *n.* (પ્લે,'ઝર) Joy; gladness; the gratification of the mind or senses. ખુશી; આનંદ; સંતોષ; મઝા; Amusement; sport. ગમત; રમત; રમુજ. Frivolous or sensual enjoyment. મોજ; મોજશોક; ભોગવિલાસ; *pl.* ચહેનબાજી; એશઆરામ. Will; wish; choice. મરજી; ખુશી; ઇચ્છા; રૂચિ. Cause of P. ખુશીની બાત, કારણ.

**Pleasure-ground,** *n.* (પ્લે,'ઝર-ગ્રાઉન્ડ) A piece of ground laid out for sports; amusements etc. રમતો રમાય તે જગ્યા; રમતશાળા; વિહારસ્થાન.

**Pleasureless,** *a.* (પ્લે,'ઝરલિસ્) Devoid of pleasure. ખિન્ન; ઉદાસી; અરમતીઆળ.

**Plebeian,** *a.* (પ્લી'બિઅન્) Pertaining to the plebs or common people, મધ્યમ, હલકી વડીના લોકનું; અકુલીન; અનાર્ય. The Roman Plebeians. રોમન મધ્યમ, નીચ વર્ગ.

**Pledge,** *n.* (પ્લેજ્) The thing pawned; something given as security. ઘરેણે, ગિરો, સાનમાં મૂકેલો માલ, જંગમ મિલ્કત. A guarantee. ખાતરી, ભરોસો, પ્રતીતિ. Promise. વચન, પ્રતિજ્ઞા. Security; a surety. જામીન. *vt.* To deposit in P. ઘરેણે મૂકવું. To guarantee–ની ખાતરી કરી આપવી, નું વચન, કોલ આપવો. To secure performance of by P. જામીન આપવો, લેવા To bind by promise. વચનથી બાંધવું. [L. *plegium*, surety.] પીને તંદુરસ્તી ચાહવી; આરોગ્ય, શુભેચ્છાપાન.

**Pledget,** *n.* (પ્લે'જિટ્) A small plug. (ગુમડા ઉપર મુકવાનું) પુમડું; ઘડી; પેલ.

**Plenary,** *a.* (પ્લી'નરી) Entire; full. પૂરેપૂરૂં; સંપૂર્ણ; સદંતર. *n.* A decisive procedure. સંપૂર્ણ રીત; નિકાલ સત્તા, કામ. A P. license = સદર પરવાનગી. [L. *plenus*, full.]

**Plenipotence,** *n.* (પ્લેનિપોટે'ન્સ્) The quality or state of being plenipotent. કુલ અખત્યાર.

**Plenipotent,** *a.* (પ્લેનિપે'ટેન્ટ્) Possessing full power. કુલ અખત્યારધારી.–°**tiary,** (°ટે'ન્શરી) ફેંસલો આપવાની સત્તા ધરાવતું; એવી વ્યક્તિ.

**Plenitude,** *n.* (પ્લે'નિટ્યૂડ) Fullness; completeness. પુષ્કળતા; અખૂટતા; ભરપૂરપણું; [L. *plenus*, full.]

**Plenteous,** *a.* (પ્લે'ન્ટીઅસ્) Abundant. બહુ; ભરપૂર. Fruitful; productive. ફળદ્રુપ; આબાદ. Abounding; rich. પુષ્કળ; સમૃદ્ધ.

**Plentiful,** *a.* (પ્લે'ન્ટિફુલ) Copious. પુષ્કળ; અતિશય.

**Plenty,** *n.* (પ્લે'ન્ટિ) Full supply; abundance. પુષ્કળતા; સુકાળ; આબાદી; રેલછેલ; અતિશયપણું; અખૂટતા.

**Pleonasm,** *n.* (પ્લી'અનૅસમ્) The uses of more words than are necessary. શબ્દાતિશય, શબ્દાધિક્ય.

**Pleonastic,** *a.* (પ્લીઅનૅ'સ્ટિક્) ખપ કરતાં વધારે શબ્દો વાપર્યા જેવું; અધિકશબ્દદોષવાળું.

**Plethoric,** *a.* (પ્લીથૉ'રિક્) Full of excess; having a full habit of body. લોહીએ ભરાવું તે; લોહીવાળું; ઉભરાતું. °**ra** (પ્લે'થરા) પુષ્કળતા.

**Pleurisy,** *n.* (પ્લ્યૂ'રિસી) An inflammation of the pleura છાતીની અંદર લાઇ બળવી તે; ફરોઢાહ.

**Plexiform,** *a.* (પ્લે'ક્સિફૉર્મ) Like net-work; complicated. જાળીના કામ જેવું; જાળીદાર.

**Pliability,** *n.* (પ્લાઍબિ'લિટી) The quality or state of being pliable. વાળીએ તેમ વળે એવો ગુણ.

**Pliable,** *a.* (પ્લા'યબલ્) Flexible; easy to be bent. વળી શકે એવું; સમજી જાય એવું.

**Pliancy,** *n.* (પ્લા'યન્સિ) The quality or state of being pliant. ઢંગ વિનાના હોવું તે; વળકણતા.

**Pliant,** *a.* (પ્લા'યન્ટ્) That may be easily bent; capable of bending. વળાય એવું નરમ, અક્કડ.

**Pliers,** *n.* (પ્લા'યર્સ) A kind of small pincers with long jaws. ચિપિયો; ચીમટો, પકડ.

**Plight,** *n.* (પ્લાઇટ) *vt.* To braid. કલ્લી, ઘડી વાળવી; ગુંથવું. To pledge. વચન આપવું. *n.* Net work. જાળી કામ. A security. બ્હાંય; ધરી. Condition; state. હાલત; દશા; દુર્દશા.

**Plighter,** *n.* (પ્લા'ઇટર) જામીનગીરી આપનાર; ખાતરી આપનાર.

**Plinth,** *n.* (પ્લિન્થ) કાન્નેસ; વાટો; બેસણી; પાયો; પાટ. [Gr. *plinthos*, a brick.]

**Plod,** *vi.* (પ્લૉડ) To travel slowly but steadily; to trudge. ધીમે ધીમે ચાલ્યાં જવું. To drudge. વૈતરૂં કર્યાજ કo.

**Plot,** *n.* (પ્લૉટ) A small extent of ground; a plat ખેતરનો કકડો; ટુકડો; નાનું ખેતર. A plantation laid out. વાવેતર. A conspiracy or a shame. કાવતરૂં; તરકટ; યુક્તિ. Contrivance. યુક્તિ; પ્લાન. The story of a novel or a play. ચોકઠું; બંધારણ; વાર્તાવસ્તુ. *vt.* કાવતરૂં કo.

**Plotter,** *n.* (પ્લૉ'ટર) A conspirator. કાવતરૂં, કારસ્થાન કરનાર; દગાબાજી.

**Plotting**, *n*. (પ્લૉ'ટિન્ગ્) The act of making a plot. કાવતરૂં રચવું તે; કારસ્થાન.

**Plough**, *n*. (પ્લાઉ) An instrument for turning up the soil. હળ; સાંતિ. A joiner's plane for making grooves. ખાંચો પાડવાનો રંદો. *vt*. To till with a plough ખેડવું. To furrow.ચાસ પાડવા.

**Plough-man**, *n* (પ્લાઉ'કમન્) One who ploughs; a peasant. હળ ફેરવનાર; ખેડુત. A rustic. ગામડિયો.

**Plough-land**, *n*. (પ્લાઉ'ઉ લૅન્ડ) Land that is suitable for tillage. ખેડવા લાયક,ખેડેલી ભોંય, જમીન.

**Plough-share**, *n*. (પ્લાઉ'ઉ શેઅર) That part of a plow which cuts the slice of earth. હળનું ચવડું; હળપૂણી.

**Plover**, *n* (પ્લ'વર) દરિયાઇ પક્ષી; ટીટોડી.

**Plow**, *n*. *vt*. *vi*. (પ્લાઉ) Plough. હળ; ખે ડું.

**Pluck**, *vt*. (પ્લક) To pull; to pick; to draw. ખેંચવું; તાણવું. To pull with sudden force. આચકો, ઝટકો મારવો. To gather. તોડવું; ચુંટવું; વીણવું. To reject at an examination. કાઢી નાંખવું; નાપાસ કરવું. To pluck away=to pull away. ઉખેડી કાઢવું. To P. down=to pull down. તોડવું. To P. off; to tear off. તોડી કાઢવું. To P. up; to tear up by the roots. જડ મૂળથી ઉખેડી નાંખવું. To P. up courage. હિમ્મત ધરવી. *n* A pull. આંચકો. Spirit; courage. હિમ્મત; છાતી. To extort money; ની પાસેથી પૈસા કઢાવવા; મૂંડવું.

**Plug**, *n*. (પ્લગ) A stopper; a stopple. ડચ્ચો; ડટ્ટો; દાટો. A flat, oblong cake of pressed tobacco તમાકુનો પડો. A high,tapering silk hat. ઉંચી રેશમી ટોપી. *vt*. To stop with a plug. દાટો દેવો.

**Plugger**, *n*. (પ્લ'ગર) An instrument for filling a tooth; one who plugs ટુંપણી; ચુંટનાર; ઉખેડી લેવાનું હથીઆર.

**Plum**, *n*. (પ્લમ્) The edible drupaceous fruit of the **Prunus domestica** વિલાયતી ફળ; આળુ. A grape dried in the sun. સુકી દ્રાક્ષ.

**Plumage**, *n*. (પ્લૂ'મિજ્) The feathers that cover a bird. પીંછાં; કલગી.

**Plumb**, *n*. (પ્લમ્) A little mass or weight of lead; a plummet. (કડીઆનો) ઓળંબો. *vt*. To cause to be perpendicular ઓળંબામાં આણવું. To sound with a P. દરિયાની ઉંડાઇ માપવી. [L. *plumbum*, led].

**Plumbago**, *n*. (પ્લમ્બે,'ગો) Graphite. સિસાપેન બનાવવાની ધાતુ; પ્લમ્બેગો; સીસું.

**Plumber**, *n*. (પ્લ'મર) One who plumbs. સીસાનું કામ કરનાર; સીસાગર; માપ કાઢનાર.

**Plummet**, see **'Plumb'**

**Plumbery**, *n*. (પ્લ'મરી) The business of a plumber. સીસા ઘડનારનું કામ; (place.) સીસા કામનું કારખાનું.

**Plumb-line**, *n*. (પ્લ'મ્-લાઇન્) The string of the plumb. ઓળંબાની દોરી.

**Plume**, *n*. (પ્લૂ'મ્) Feather of a bird. પીંછું. A collection of feathers. પીછાંનો ગુચ્છો; *vt*. To pick and adjust the feathers of. નાં પીછાં સમારવાં. To adorn with feathers. પીંછાં પહેરવાં. To pride. પતરાજી, શેખી, બડાઇ ક.

**Plumed**, *a*. (પ્લૂમ્ડ) Having feathers; crested પીછાંવાળું; પીંછાથી શણગારેલું; કલગીવર.

**Plump**, *a*. (પ્લમ્પ) Full; fleshy; fat. ભરેલું; ગોળમટોળ, વટાણા, દરિંગા-ભરી સિંગ સરખું. A P. lie.=હળાહળ, સ્હડેસ્હડિયાન; જૂઠાણું. *vi*. To grow P. ફુલવવું. *vt*. To make P. to fill. ફુલવું; To cause to drop heavily. ધબ્બ દઇને નાંખવું. (in voting) To give as a plumber. એકલાનાજ લાભમાં મત આપવો.

**Plumpness**, *n*. (પ્લ'મ્પનિસ્) State or quality of being plump.ફુલેલપણું;ભરાવો;ભરાવાપણું.

**Plumpy**, *a*. (પ્લ'મ્પી) Fat; corpulent. સ્થૂલ; ભરાવદાર.

**Plumy** *a*. (પ્લૂ'મી) Adorned or covered with plumes.પીછાંથી શોભાયમાન થએલું; પીંછાવાળું.

**Plunder**, *n*. (પ્લ'ન્ડર) Booty; spoil; robbery. લૂટ; લુંટી લીધેલો માલ.

**Plunder**, *vt*. (પ્લ'ન્ડર) To pillage; to spoil. લુંટવું; હરી લેવું; લઇ લેવું. [Gk. *plunelern*, a to pillage.]

**Plunderer**, *n*. (પ્લ'ન્ડરર) A robber; one who plunders. લુંટારો

**Plunge**, *vt*. (પ્લન્જ્) To dive or immerse. બોળવું; ડુબકી ખવરાવવી. 2. Thrust (any arm) ભોંકવું; ઘાલવું. *vi*. To dive into water. ઝંપલાવવું; ઝબોળવું. *n*. The act of immersing in. ડુબકી **The p. of a kite**=કનકવાની, પતંગની ગોથ.

**Plunger**, *n*. (પ્લ'ન્જર) One who plunges in. ડુબકી ખવડાવનાર; બોળી દેનાર.

**Pluperfect**, *a*. (પ્લૂ'પર્ફિ'કટ) Past perfect. પુર્ણભૂત.

**Plural**, *a*.-*n*. (પ્લુ'રલ) Consisting of two or more than two. બહુવચન.

**Pluralize,** *vt.* (પ્લૂ'રલાઇઝ્) To make plural by applying the termination. બહુવચન કરવું.

**Plurality,** *n.* (પ્લુરૅ'લિટી) The state or condition of being plural. બહુપણું; અનેકતા; અતિશયતા.

**Plus,** *a.* (પ્લસ્) In addition to; more. વત્તા. (In arithmetic it is written:- + ). [L. *plus*, more.]

**Plush,** *n.* (પ્લશ) પ્લશ; એક જાતનું વિલાયતી કાપડ.

**Pluto,** *n.* (પ્લૂ'ટો) The God of death. યમરાજ; પ્લુટો.

**Plutus,** *n.* (પ્લૂ'ટસ્) The God of wealth. કુબેર દેવ; લક્ષ્મીના દેવ; પૈસાપતિ.

**Pluvial,** *a.* (પ્લૂ'વિઅલ્) Rainy; pertaining to rain; humid. વરસાદ સંબંધી, નું.–*n.* A kind of robe. પાદરીનો ઝભ્ભો.

**Pluviometer,** *n.* (પ્લુવિઑ'મીટર) A rain-gauge. વરસાદ માપવાનું યંત્ર. [L. *pluvia*, rain and Gk. *metron*, measure.]

**Pluvious,** *a.* (પ્લૂ'વિઅસ્) Pluvial; rainy. વરસાદનું, સબંધી.

**Ply,** *vt.* (પ્લાઇ) To employ with diligence. ની પાછળ આગ્રહથી મંડયા રહેવું. 2. To be busy with. કર્યાજ કરવું. 3. To urge. બાઝવું; સતાવવું. 4. To punish severely. ઝુડી નાખવું; અતિશય મારવું.–*n.* (*pl.*) **Plies** = A fold; a twist. ચીંટયો; ચીમટી; વળ. [L *plicare*, to fold.]

**Plyer,** *n.* (પ્લા'યર્) One who plies. ખૂબ માર મારનાર; ચલાવનાર.

**Pneumatic,** *a* (ન્યુમૅ'ટિક્) Pertaining to the air, gas. વાયુનું, સંબંધી; વાયુ જેવું.

**Pneumatics,** *n.* (ન્યુમૅ'ટિક્સ્) That branch of physics which treats of the mechanical properties of air and other elastic liquids. વાયુશાસ્ત્ર, વિદ્યા.

**Pneumonia,** *n.* (ન્યૂમો'નિઆ) Inflammation of the lungs. ફેફસાંનો સોજો-દાહ; કફજ્વર; નેમોનીઆ.

**Poach,** *vt.* (પો,'ચ્) To cook softly. જરા જરા બાફવું; ધીમી આંચે સીજવવું. To steal or to pocket. ગજવામાં ઘાલીને લઇ જવું; ચોરી જવું; ઉઠાવવું. *vi.* To steal game. શિકારનું જાનવર-મૃગયા-પશુ ચોરી લઈ જવું.

**Poacher,** *n.* (પો,'ચર્) મૃગચોર; રાંધવાનું વાસણ

**Poachy,** *a.* (પો,'ચી) Wet and soft. ભીનું અને પોચું.

**Pock,** *n.* (પૉક્) Pustule raised on the surface of the body in the disease called the small-pox. (રહેંચડ-શીળી-અછબડાનો) દાણો.

**Pocket,** *n.* (પૉ'કિટ્) A bag or a pouch; a cavity where anything can lie. ગજવું; ખીસું; ગુંજું. *vt.* To put or conceal in the P. ગજવામાં મૂકવું-સંતાડવું. **Pocket-book** = નહાની ચોપડી. To **P.** an insult = To bear an insult without any resentment. મુંગે મોઢે અપમાન સહન કરવું; પેટમાં સમાવવું; સ્હેવું.

**Pocket-book,** *n.* (પૉ'કિટ્-બુક્) A small book for carrying papers, notes or money in the pocket; a note-book; a book small enough to be carried in a pocket. ગજવામાં રહે એવી ચોપડી; ખલેચી.

**Pocket-money,** *n.* (પૉ'કિટ્-મની) Money for the pocket or miscellaneous expenses. ગજવા-હાથ ખરચી; વાપરવાના પૈસા.

**Pocket-picking,** *n.* (પૉ'કિટ્-પિકિંગ્) An act of picking the pocket. ગજવું કાતરવું તે.

**Point,** *n.* (પૉઇન્ટ્) The sharp end of a body. અણી; ટોચ. A steel instrument used by engravers. ટાંકણું. A small cape. ભૂશલાકા. (the mark.) ઝીણું-સોયની અણી જેવું કાણું; છિદ્ર; બિંદુ. A mark of punctuation. વિરામ ચિહ્ન; પૂર્ણવિરામ. (of space). અણી જેટલી જગો. (of time) અણુ ભાગ; ક્ષણ. The verge. તૈયારી. As, he is on the P. of death. Degree. અંશ; દરજ્જો. (*pl.*) Characteristics; salient features. લક્ષણ. Important features of argument. પકડેલી વાત; દલીલ; મુદ્દા. **A** single part of a question. મુદ્દો; વાત; બાબત. Aim; object. ચોટ; નિશાન; હેતુ; મુદ્દો. Punctilio (of honour, dress &c.) ઝીણી ઝીણી વાત-બાબત; બારીકી. To carry one's P. = to accomplish one's object. ધારેલી મતલબ પાર પાડવી. To make a point of=to attach special importance to. ને ખરેખરૂં મહત્વનું ગણવું. **P. at issue** વિવાદ-વિષય. *vt.* To give **a. p. to,** ની અણી કાઢવી. To direct the finger at. આંગળીથી બતાવવું. Lie to. તરફ હોવું, ચીંધવું. 4. Stand rigid. થંભી જવું. 5. Fill up with morter. ચીપ દેવી. 6. Punctuate. ચિહ્ન મેલી પસંદ કરવું. 7. અણીદાર કરવું. **At the p. of** = છેડે; અણીને સમયે **P. of war** = લડાઈમાં નગારે વગાડવા વખતે અપાતી નિશાની. **To give p. to** = ઉદાહરણ આપી સમજાવવું. [L. *punctum*, a small hole.] **P. blank,** સીધેસીધું **P.-device,** અતિ ચોક્કસ, ચીકણું. **P. of view,** દૃષ્ટિબિંદુ. **Pints-man.** રેલ્વેના પાટા દબાવનાર.

**Pointed,** *a.* (પૉ'ઇન્ટેડ) Having a sharp point. અણીદાર; તીક્ષ્ણ; સીધું; ટુંકું માર્મિક.

**Pointer,** *n.* (પૉ'ઈન્ટર્) One who points out. બતાવનાર. The hand of a time-piece. ઘડીઆળનો કાંટો.

**Pointless**, *a.* (પૉ'ઇન્ટ્લિસ્) Not sharp; having no point; blunt. બુઠું

**Pointedly**, *adv.* (પૉ'ઇન્ટિડલી) With direct reference to a subject; explicitly. ડંશ-મરોડ પકડીને; ચોખાળીને; ચોખ્ખી રીતે.

**Pointedness**,*n.* (પૉ'ઇન્ટિડ્નિસ્)Smartness. તીક્ષ્ણતા; માર્મિકતા.

**Poise**, *n.* (પૉ'ઇઝ્) Weight; counterpoise; gravity. ભાર; વજન; તોલ Equipoise. સમતોલ. *vt.* To balance. સમતોલ રાખવું. To counterpoise. ધડો કરવો [L. *pendo*, I weigh.]

**Poison**, *n.* (પૉ'ઇઝન્) Any substance which when introduced into the animal organism tends to destroy its life. ઝેર; વિષ; ગરલ; ગર. 2.That which taints or destroys moral purity or health. નુકસાન કરનાર પદાર્થ,દુર્ગુણ;બહુ કડવું તે. *vt.* To kill by P. ઝેર દઈ મારી નાંખવું 2.To put P. upon-into. માં ઝેર ભેળવવું. 3. To corrupt. બગાડવું. To P. one's ears=ના કાન ભંભેરવા. **P.-fang**=સાપની ફેણ. [L. *potio*, I drink.]

**Poisonous**, *a.* (પૉ'ઇઝનસ્) Having the qualities or effects of poison. ઝેરી; બગાડ-ભ્રષ્ટ કરનારું; દોષ લગાડનારું.

**Poke**, *vt.* (પો ક્) To thrust with a pointed arm. ભચ્ચ દઇને ભોંકવું. 2. To thrust with the horns. શીંગડાં મારવાં. 3. To put a P. on=કોટમાં હડો પહેરાવવો. To buy a pig in a P. આંધળા થઇને વેચાતું લેવું.

**Poke**, *n.*(પો,ક્) A pouch; a pocket.થેલી;કોથળો.

**Poker**, *n.* (પો,'કર્) One who thrusts. ખોસનાર. 2. An iron bar used in poking or stirring the fire. દેવતા ખોરવાનો લોઢાનો ગજીઓ.

**Polar**, *a.* (પો,'લર્) Pertaining to one of the poles of the earth. ધ્રુવ સંબંધી-પાસેનું. Situated near a pole. ધ્રુવ પાસનું. 3. વિરૂદ્ધ ગુણ, ક્રિયાવાળું.

**Polarize**, *vt.* (પો,'લરાઇઝ્) To communicate polarity to. ધ્રુવ તરફ જવાનો ગુણ આપવો.

**Polary**, *a* (પો,'લરી) Having a direction towards a pole. ધ્રુવ તરફ ફરતું.

**Pole**, *n.* (પો,'લ્) A long stick. સોટો; વાંસ; લગુડ; લાકડી; કાઠી. A carriage P. ઉધ; પોલ. 2. A measuring stick. સાડા પાંચ વારનું માપ. *vt.* To furnish with poles for support. ટેકાને માટે થાંભલા મૂકવા. To impel by a pole, as a boat. વાંસ વતી ધકેલવું. *n.* Either extremity of an axis of a sphere. ધ્રુવ. [L. *palus*, stake. Gk. *polos*, pole. I make fast.]

**Pole-axe**, *n.* (પો,'લ-ઍકસ્) An axe with a long handle. ભાલો; ફરશી; પરશુ; કુહાડો.

**Polemic-cal**, *a.* (પૉલે'મિક્-કલ્) Disputative. તકરારી; વિવાદરૂપ. *n.* પ્રતિપક્ષી.

**Pole-star**, *n.* (પો,'લ-સ્ટાર્) ધ્રુવનો તારો; ગુરૂ-નિશાન; પંથલક્ષ્ય.

**Police**, *n.* (પલી'સ્) The internal regulation of a city or a town. ગામનો બંદોબસ્ત, વ્યવસ્થા; પોલીસખાતું. **P. station**=ચોકી *n.* સીપાઇથી બંદોબસ્ત રાખવો.[Gk.*polis*,a city.]

**Police-magistrate**, *n.* (પલી'સ્-મૅજીસ્ટ્રેટ) A constable. કોટવાળ; ફોજદાર.

**Police-man**,*n.*(પલી'સ-મન્) પોલીસ; ચોકીદાર.

**Policy**, *n.* (પૉ'લિસી) The art of governing a city. રાજ્ય ચલાવવાની રીતિ; રાજ્યનીતિ; પદ્ધતિ. 2. Tricks. યુક્તિ; પેચ. ૩. વીમાની પૉલિસી.

**Polish**, *vt.* (પૉ'લિશ્) To make smooth and glossy; to burnish. માજવું; ઓપવું; ચકચકિત ક૦; પાલીસ ક૦. 2. To refine. સુધારવું; *vi.* To become smooth. સુંવાળું, લીસું થવું. *n.* A smooth glossy surface. સુંવાળી સપાટી. 2. Anything used to produce a gloss. ઓપ. 3. Refinement. સભ્યતા. [L. *polio*, I smooth ]

**Polished**, *a.* (પૉ'લિશ્ડ્) Refined; polite. સુધરેલું; પાલીસ કરેલું.

**Polite**, *a.* (પલા'ઇટ્) Courteous; elegant; urbane;well-bred.વિનયી;વિનયશીલ;સભ્યતાવાળું.

**Politely**, *adv.* (પલા'ઇટ્લી) Courteously. વિનય-સભ્યતાપૂર્વક; શિષ્ટસંપ્રદાયાનુસાર.

**Politeness**, *n.* (પલા'ઇટ્નિસ્) The state or quality of being polite; refinement of manners; courteous behaviour. સભ્યતા; વિનય; વિવેક.

**Politic**, *a.* (પૉ'લિટિક્) Pertaining to the polity; political. રાજનીતિમાં કુશળ. Well-devised. ચતુર; પ્રૌઢ. 3. Wise. Prudent. દાનું; ડાહ્યું. 4. Cunning. લુચ્ચું; પહોંચેલું; મકરબાજ; ફેંટિયાલ.

**Political**, *a.* (પોલિ'ટિકલ્) Having a settled system of administration. રાજ્યકારભાર વિષેનું; રાજકીય. 2. Politic; wise. દાનાઈ અને દૂરંદેશાઈ ભરેલું; ડાહ્યું. **P. affairs**=રાજ્યકાર્ય. **P. science**=રાજનીતિશાસ્ત્ર. **P. economy**= અર્થશાસ્ત્ર.

**Politically**,*adv.*(પોલિ'ટિકલી) In a political way. પ્રૌઢપણે; ડહાપણથી; લુચ્ચાઇથી.

**Politician**, *n.* (પૉલિટિ'શન્) One who is very skilful in politics. રાજનીતિમાં પ્રવીણ માણસ;મુત્સદ્દી.2.One primarily devoted to his own advancement in public; a man of deep contrivance. ખટપટિયો; કારસ્થાની.

**Politics,** *n.* (પૉ'લિટિક્સ્) The science of Government. રાજનીતિશાસ્ત્ર. 2. The management of a political party.રાજખટપટ;પક્ષધમાલ.

**Polity,** *n.* (પૉ'લિટી) The form or constitution of the civil government of a nation. કોઇ રાજ્ય-ખાતા-કારખાનાનું બંધારણ કે વ્યવસ્થા; વ્યવસ્થિત સંસ્થાન, રાજ્ય.

**Poll,** *n.* (પો,લ્) The head. માથું; ગરદન; ડોકું. 2. The counting of the votes of registered electors. નોંધાએલા મત આપનારાઓનો આપેલો મત; મત સંખ્યા, મત આપનારની નામ ગણત્રી. 3. The place where the votes are cast. મત લેવાની જગા. *vt.* To remove the poll or head of or to lop (branches of trees.) ટોચ છેડા કાપી નાંખવા. 2. To sheer (hair, wool.) કાતરવું; કલઇ કરી નાંખવી. 3. To impose a tax upon. ઉપર કર, વેરો નાંખવો. 4. To enroll. આસામીવાર યાદીમાં (કોઇનું) નામ લખવું, ચઢાવવું.

**Poll,** *n.* (પૉલ) Parrot. પોપટ. **P.** parrot= પોપટ; લવરી કરનાર.

**Poll-tax,** *n.* (પો,'લ્-ટૅક્સ) A capitation tax. માથાદીઠ લેવાતો કર-વેરો; જજિયો.

**Pollard,** *n.* (પૉ'લર્ડ્) A clipped coin. કાપેલો સિક્કો; ખોટો સિક્કો. 2. A hornless ox. શીંગડા વગરનો ગોધો.

**Pollen,** *n.* (પૉ'લિન્) Fine bran or flour. ઝીણો લોટ, ચૂર્ણ,ભૂકો;કેસર;પુષ્પરજ. [L. *pollen*, fine flour.]

**Pollute,** *vt.* (પલ્યૂ'ટ્) To defile; to make unclean or impure. બગાડવું; ગંદું. મેલું ક૦; વટાળવું. 2. To debauch. ની કાયા ભ્રષ્ટ કરવી. 3. To render ceremonially unclean. અપવિત્ર ક૦. [L. *polluo*, I defile.]

**Pollutedness,** *n.* (પલ્યૂ'ટિડ્નિસ્) State or quality of being polluted. અભડાવું તે; અપવિત્રતા; આભડછેટ.

**Pollution,** *n.* (પલ્યૂ'શન્) Defilement; uncleanness; impurity. બગાડ; વટાળ; ભ્રષ્ટતા; આભડછેટ; અપવિત્રતા; દૂષિતપણું.

**Polo,** *n.* (પો,'લો) A kind of game resembling hockey and played on horseback. ઘોડા પર બેસીને રમવાની ગેંડીદડાની રમત.

**Poltroon,** *n.* (પોલટ્રૂ'ન્) A dastard; an arrant coward; a craven. બાયલો; હીજડો; નામર્દ; ડરકણ; પીતીયાછોકું.

**Poltroonery,** *n.* (પૉલ્ટ્રૂ'નરી) Cowardice; the conduct of a poltroon; want of spirit or courage. બાયલાપણું; નામર્દાઈ.

**Polyandry,** *n.* (પૉ'લિઍન્ડ્રિ) The possession by a woman of more than one husband at the same time. એકજ વખતે ઓરતે ઘણા ધણી પરણવાનો ચાલ; અનેક પતિ સ્વીકાર. [Gr. *polys*, many; *andros*, man.]

**Polygamy,** *n.* (પૉલી'ગમી) The practice of having more than one wife or husband. એક કરતાં વધારે સ્ત્રી કે વર પરણવાનો ચાલ. [Gr. *polys*, many; *gamos*, marriage].

**Polyglot,** *a.* (પૉ'લિગ્લૉટ્) Many tongued. ઘણી ભાષાનું. *n.* બહુભાષાગ્રંથ. [Gr. *polys* & *glotta*, the tongue.]

**Polygon,** *n.* (પૉ'લિગન્) A plane figure having many angles and sides. બહુકોણાકૃતિ. [Gr. *polys*, many; *gonia*, an angle.]

**Polygraphy,** *n.* (પૉ'લિગ્રફી) Much writing. ઘણું લખાણ; ટાયલું ટાયલું લંબાણથી લખવું તે. [Gr. *polys*; *grapho*, I write.]

**Polyhedron,** *n.* (પૉલિહે'ડ્રન્) A body or solid contained by many sides or polyscope or planes. ઘણી બાજુવાળી આકૃતિ. 2. A multiplying glass. એકનું અનેક દેખાય એવો કાચ. [Gr. *polys*; *hedra*. sides.] [ફીડલો;ગડગુમડ.

**Polypus,** *n.* (પૉ'લિપસ્) A polyp; A tumour.

**Polysylable,** *n.* (પૉ'લિસિલબલ્) A word consisting of many syllables. બહુ સ્વરવાળો શબ્દ.

**Polytechnic,** *a.* (પૉલિટે'ક્નિક્) Comprehending many arts and sciences. જ્યાં ઘણી વિદ્યાહુન્નર શીખવાતાં હોય એવું [Gr. *polys*; *techne*, the art].

**Polytheism,** *n.* (પૉ'લિથીઇઝમ્) The belief in plurality of gods. ઘણા દેવ છે એવો મત; અનેકદેવવાદ. [Gr. *polys*; *theos*, god.]

**Pomatum,** *n.* (પમે,'ટમ્) A perfumed unguent composition for the hair. ખુશબોદાર પદાર્થ; પોમેટમ.-also, **Pomade.**

**Pomegranate,** *n.* (પૉ'મગ્રૅનેટ્) The fruit of a tree. **Punica granatum**, દાડમ;અનાર. [L. *pomum*, the fruit; *granum*. a grain.]

**Pommel,** *n.* (પ'મેલ્) A knob, a ball; any roundish ornament. ગટ્ટો; મોગરો; પિંડો. 2. The high part of the saddle bow. જીનનો ઉંચો ભાગ. *vt.* To beat soundly. મારવું; કુટકડવું;પીટડવું;મેથીપાક જમાડવો; ધુસ્તા, ધુંબા મારવા.

**Pommelion,** *n.* (પ'મિલ્યન્) The caskabel or hindmost knot of a cannon. તોપનો મોગરો.

**Pomology,** *n.* (પોમૉ'લજી) The science or knowledge of fruits. ફળવિદ્યા. [L *pomus*, a fruit.] *n.* **Pomologist** = ફળ વિષે જાણનાર.

**Pomp,** *n.* (પૉમ્પ્) Grandeur; splendour, a splendid show. દબદબો; બહારનો ખોટો દેખાવ; દમામ; ઠાઠ. 2. A showy procession. ધામધૂમવાળી સ્વારી, વરઘોડો.

**Pompous,** *a.*(પૉ'મ્પસ્) Magnificent; showy. ભભકાદાર; દામદમાટવાળું. 2. Showing self-importance; boastful. પતરાજી, ખોટી ફુલવાળું.

**Pompousness,** *n.* (પૉ'મ્પસ્‌નિસ્) Pomposity; pride. દબદબો; ભભકો; અહંકાર; દર્પ.

**Pond,** *n.* (પૉન્ડ્) A very small lake. ન્હાનું સરોવર, તળાવ; ખાબોચીયું; કુંડ; હોજ.

**Ponder,** *vt.* (પૉ'ન્ડર્) To think about; to weigh mentally. વિચારવું; મનમાં ઘડો, તોલ કાઢવો. [L. *ponderare*, to weigh.]

**Ponderability,** *n.* (પૉન્ડરૅબિ'લિટી) The state or quality of being ponderable. વિચારવંતતા; તુલના થાય તોળાય એવી સ્થિતિ; વજન.

**Ponderable,** *a.* (પૉ'ન્ડરબલ્) That may be weighed; capable of being weighed. તોલ, કિંમત થાય એવું.

**Pond-lily,** *n.* (પૉ'ન્ડ્-લિલી) Lotus. કમળ; પદ્મ.

**Poniard,** *n.* (પૉ'ન્યર્ડ્) A small dagger. નાની કટાર, ખંજર.

**Pontiff,** *n.*(પૉ'ન્ટિફ્) The Pope. ધર્માધિકારી; પોપ.

**Pontifical,** *a.* (પૉન્ટિ'ફિકલ્) Belonging to the pontiff. પોપ વિષે, સંબંધી. *n.* ધર્માધિકારીની ક્રિયાની ચોપડી.

**Pontificate,** *n.* (પૉન્ટિ'ફિકેટ્) Papacy; the high office of the Pope. પોપગીરી; પોપની પદવી.

**Pontoon,** *n.* (પૉન્ટૂ'ન્) A kind of boat. એક જાતની ન્હાની હોડી. [ન્હાનો ઘોડો.

**Pony,** *n.*(પો,'ની) A very small horse. ટટ્ટુ; બહુ જ

**Poodle,** *n.* (પૂ'ડલ્) A small dog. કુતરો.

**Pooh-pooh,** *vt.* (પુપૂ') Ridicule as nonsense.. છિટ્કારવું; હડધૂત કરવું.

**Poosh,** *interj.* (પૂશ્) An exclamation of disdain; nonsense. છટ્; છિટ્. *vt.* To turn aside with a poosh. છટ્ કહી કાઢી નાંખવું; તરછોડવું.

**Pool,** *n.* (પૂલ્) A puddle; a small collection of water. ખાબોચીઉં; ન્હાનો પાણીનો જથ્થો.

**Poop,** *n.* (પૂપ્) વહાણના સુકાનના ભાગમાંનું તુતક. *vi.* To murmer. બડબડાટ કરવો.

**Poor,** *a.* (પૂ,ર્) Indigent; needy. દરિદ્ર; નિર્ધન. 2. Barren. ઉજ્જડ. 3. Unimportant. હલકું; નજીવું 4. Deserving pity; pitiable. કરૂણાજનક; રંક. 5. Little. થોડું; ક્ષુદ્ર. 6. Weak; bad. દુર્બળ; ખરાબ. 7. Mean. નીચ; હલકટ. **P. box** = A box to receive money for the poor. ભીખારીની, ધર્માદા પેટી **P. house** = A residence for the poor. અનાથાશ્રમ; ગરીબોને રહેવાની ધર્મ શાળા.

**Poorly,** *adv.* (પૂ',ર્લી) In a poor condition. ગરીબાઇથી; દરિદ્રતાથી. 2. With no success. ભાગ્યહીનપણે; નહિ જેવું. 3. Meanly. હલકી રીતે.

**Poorness,** *n.* (પૂ',ર્નિસ્) Poverty. ગરીબાઇ; દરિદ્રતા; નિર્ધનતા. [બ્હીકણ; નિર્માલ્ય.

**Poor-spirited,** *a.*(પૂ,ર્સ્પિ'રિટેડ્) Cowardly.

**Pop,** *n.* (પૉપ્) A small sharp, quick explosive sound or report. ફટ્ટ દઇને થએલો અવાજ. *vi.* To make a sharp sound. ફટ્ટ દઇને અવાજ થવો. 2. To dart. એકદમ ધસવું. *vt.* To thrust suddenly. સડપ દઇને ઘાલવું. 2. To put the question; to make an offer of marriage to a lady. તું મારી સાથે પરણશે એમ કોઈ પુરૂષે કેઇ સ્ત્રીને ચપ પુછવું; લગ્નપ્રશ્ન કo. 3. (Corn), (ચણા વગેરે સેકીને) ફૂટે એમ કo. *adv.* સડપ, સટ્ટ, ફટ્ટ દઇને.

**Pope,** *n.* (પો,પ્) The Bishop of Rome. રોમન કૅથોલિક ધર્મનો ઉપરિ પાદરી; પોપ.

**Popedom,** *n.* (પો,'પ્ડમ્) The office or dignity of Pope. પોપની પદવી. 2. The jurisdiction of the Pope. પોપનો મુલક.

**Pop-gun,** *n.* (પૉપ્-ગંન્) A child's gun. છોકરાંને રમવાની ન્હાની બંદુક; ફટકનળી.

**Popish,** *a.* (પો,'પિશ્) Pertaining to the Pope. પોપ વિષેનું.

**Popinjay,** *n.* (પૉ'પિન્જે) The green woodpecker; a parrot. પોપટ. 2. A fop. ફૂલફટાકિયો; વરણાગિયો; છેલ; લાલાલોક.

**Poplar,** *n.* (પૉ'પ્લર્) એક વિલાયતી તથા તુર્કિ ઉંચું, સીધું અને પાતળું, ઝાડ; ધ્રુજતાં પાદડાંવાળું 'પૉપ્લર.'

**Poppy,** *n.* (પૉ'પી) (Plant). ખસખસનો છોડ. 2. **P.** seeds. ખસખસ.

**Poplin,** *n.*(પૉ'પ્લિન્) A fabric usually made of silk and worsted. રેશમ અને ઉનનું કાપડ.

**Popu'ace,** *n.* (પૉ'પ્યુલિસ્) The common people; the vulgar. સાધારણ, અભણ લોક; પ્રજા.

**Popular,** *a.* (પૉ'પ્યુલર્) Pertaining to the common people. લોક, પ્રજાનું. 2. Beloved by the people. લોકપ્રિય; લોકને વહાલું. 3. Prevailing among the people. લોકમાં પ્રચાર-પામેલું; રૂઢ; પ્રાકૃત. P. practices = લોકાચાર, રિવાજ. P. accusation. લોકાપવાદ. [L. *populus*, people.]

**Popularity,** *n.* (પૉપ્યુલૅ'રિટી) The state of being popular. લોકપ્રિયતા; જનપ્રિયતા; લોકપ્રીતિ.

**Popularly,** *adv.* (પૉ'પ્યુલર્લી) In a popular way or manner. લોકો ખુશી રહે એવી રીતે; લોકરંજનાર્થે; લોકોથી; સામાન્યતઃ

**Populate,** *vt.* (પૉ'પ્યુલે,ટ્) To people. વસાવવું; વસ્તી કરવી, વધારવી. *a.* Populous. વસ્તીવાળું. [L. *populas*, people.]

**Population,** *n.* (પૉપ્યુલે,'શન્) Populousness; inhabitants. વસ્તી; પ્રજા; રહેનારા લોકો.

**Populous,** *a.* (પૉ'પ્યુલસ્) Thickly populated. ઘીચ વસ્તીવાળું.

**Populousness**, *n.* (પૉ.'પ્યુલસનિસ્) The state or quality of being peopled. વસ્તી હોવી તે.

**Porcelain**, *n.* (પૉ'ર્સ્લિન્) Chinese earthen vessels. ચીનાઇ વાસણ **P. clay**=ચીનાઈ માટી; મટોડી. *a.* ચિનાઈ વાસણ સંબંધી.

**Porch**, *n.* (પૉર્ચ) A portico. બારણા આગળની પરસાળ; આંગણું; પ્રવેશ, મુખમંડપ.

**Porcine**, *a.* (પૉ'ર્સાઇન્) Belonging to swines. ભૂંડ, ડુક્કર વિષે, સંબંધી.

**Porcupine**, *n.* (પૉ'ર્ક્યુપાઇન્) A kind of animal whose back is always covered with quills. સાહુડી.

**Pore**, *n.* (પો,ર) A very small opening in an animal's membrane. રૂંવાટીનું કાણું; છિદ્ર. *vi.* To look steadily. એકી ટસે જોવું; ધારી ધારીને જોવું.

**Poriness**, *n.* (પો,'રિનિસ્) The state or condition of being porous; porosity. છિદ્ર હોવાં તે; કાણું; ફુટેલું હોવું તે. [છિદ્રવાળું.

**Porous**, *a.* (પો,'રસ) Having pores. કાણું,

**Porphyry** *n.* (પૉ'ર્ફિરી) સંગે સુમાક.

**Porridge**, *n.* (પૉ'રિજ્) A food made by boiling some leguminous substance. વિલાયતી કાંજી, રાબડી, ઘેંશ.

**Porpoise**, *n.* (પૉ'ર્પસ્) A blunt-snouted marine mammal about 5 ft. long. એક જાતનું દરિયાઇ ડુક્કર; સૂકરમત્સ્ય.

**Porringer**, *n.* (પૉ'રિન્જર્) A porridge dish. વાડકો; કટોરો; પ્યાલો.

**Port**, *n.* (પૉર્ટ્) A haven; a seaport; a harbour. બંદર. 2. A harbour where vessels are admitted to discharge and receive cargoes. ગોદીબારૂં. 3. A port-hole બંદરમાં દાખલ થવાનો માર્ગ. A gate. દરવાજો. 4. Carriage; demeanour; deportment. બાની; ઢબ, રીતભાત. As, majestic in his P. પ્રતાપી બાનીનો. 5. A kind of wine made in Portugal. પોર્ટુગાલમાં થતો પોર્ટ નામનો દારૂ. *vt.* To carry. ફેરવવું; લઇ જવું. 2. To turn to the left side of a ship. ડાબે બુડદે ફેરવવું. *n.* The larboard side. ડાબું બુડદું. [L. *porto*, I carry.]

**Portable**, *a.* (પૉ'ર્ટબલ્) That can be easily carried, transported; carriable. સહેલાઈથી લઇ જવાય એવું; ઉચકાય તેવું.

**Portage**, *n.* (પૉ'ર્ટિજ્) The act of carrying. ઉચકીને લઇ જવું તે; ભાડું; જરૂરી માલ ભરવો તે; તેની ધમાલ. *vt.* To carry goods &c. માલ વગેરે લઈ જવું.

**Portal**, *n.* (પૉ'ર્ટલ) A door; an opening. દરવાજો; ખડકી. 2. A prayer book. પ્રાર્થનાપોથી.

**Portent**, *n.* (પૉ'ર્ટેન્ટ) A token of ill-omen. અપશુકન. *vt.* ગભરાવવું; બ્હીવરાવવું.

**Portentous**, *a.* (પૉ'ર્ટેન્ટસ્) Foreshowing ill; prodigious. અપશુકન, અનિષ્ટ, અશુભ સૂચવનારૂં.

**Porter**, *n* (પૉ'ર્ટર્) A door-keeper; one who stands at a door to receive messages. દરવાન; દ્વારપાલ. A carrier. વૈતરો; મજુર; હેલકારી; જવદાર.

**Porterage**, *n.* (પૉ'ર્ટરિજ્) Money paid for the work of carrying. લઇ જવા લાવવાની મજુરી; વૈતરું; મજુરી.

**Portfolio**, *n.* (પૉર્ટ્ફો'લિઓ) A portable case for papers, prints &c.; department. કાગળ રાખવાનું જોસ્તાન; ફાઈલનું પુંઠું; ખાતું.

**Portico**, *n.* (પૉ'ર્ટિકો) A colonnade or covered ambulatory; a porch. દરવાજાના ઉપર ધાબા તળેનો ભાગ, મંડપ; દ્વાર [L. *porticus.*]

**Portion**, *n.* (પો'ર્શન્) A share; allotment; a part. ભાગ. 2. A part assigned. ભાગ; હિસ્સો. 3. An inheritance. વારસામાં મળેલો ભાગ. 4. A wife's fortune; a dowry. સાસરવાસો; સ્ત્રીધન. *vt.* To parcel. ના ભાગ ક૦.

**Portliness**, *n.* (પૉ'ર્ટ્લિનિસ્) Stateliness; gracefulness. ભવ્યપણું; ભરાવદાર ઢબ.

**Portly**, *a* (પૉ'ર્ટ્લિ) Of a noble appearance; imposing. ભવ્ય; ખુબસુરત; કાંતિવાળો; તેજોમય; કદાવર.

**Portmanteau**, *n.* (પોર્ટમૅ'ન્ટો) A case; bag for carrying wearing apparel. લુગડાં રાખવાની પાકીટ, ખલેચી; પોર્ટફોલિયો; જોસ્થાન; ખડીઓ.

**Portrait**, *n.* (પૉ'ર્ટ્રિટ્) The likeness of a person painted, drawn or engraved. છબી; તસવીર; ચિત્ર; પ્રતિમા; આબેહુબવ્યાન, વર્ણન. *vt.* To portray. તસવીર કાઢવી; વર્ણન આપવું.

**Portray**, *vt.* (પૉર્ટ્રે,') To delineate. ની છબી કાઢવી 2. To describe in words. બ્યાન, વર્ણન ક૦.

**Portrayal**, *n.* (પૉર્ટ્રે'અલ્) The act or process of portraying; delineation; representation. છબી પાડવાની કળા; વર્ણન.

**Portress**, *n.* (પૉ'ર્ટ્રિસ) Female porter. મજુરણ; દ્વારપાલિકા; પ્રતિહારિણી.

**Portuguese**, *a.* (પોર્ચુગી'ઝ્) Belonging or pertaining to Portugal. પોર્ચુગલને લગતું, સંબંધી 2. An inhabitant of Portugal. પોર્ચુગલને રહેવાસી, ફીરંગી. 3. The P language. ફીરંગી ભાષા.

**Pose**, *vt.* (પો,ઝ) To place in an attitude or fixed position for the sake of effect ઠિકઠાક કરીને ગોઠવવું. To perplex; to puzzle to interrogate. ને સવાલ પૂછીને અકળાવી નાંખવું નું મોં બંધ કરી દેવું. [L. *pausa*, a pause. જવાબ દેતાં અટકી પડે એમ ક૦; ગુંચવી, મુંઝવી દેવું. 3. Exhibit oneself as ડોળ ઘાલવો; લટકો લેવો.

**Pose**, *n.* (પો,'ઝ્) ઉભા રહેવાની ઢબ; ચાલ. *vi.* ડોળ, વેશ કરવો.

**Poser**, *n.* ( પો,'ઝર્ ) One who puzzles. જવાબ દેતાં ગુંચવનાર; ડોળઘાલુ.

**Position**, *n.* (પોઝિ'શન્) The state of being placed. સ્થિતિ. 2. Site. ઠેકાણું; જગો. 3. A thesis. પૂર્વપક્ષ; પક્ષ. 4. Social rank. (લોકોમાં ગણાતી) યોગ્યતા, સ્થિતિ, મોભો;પ્રતિષ્ઠા. 5. Condition. દશા; હાલત. [L. *pono*, I put.]

**Positive**,*a.* (પૉ'ઝિટિવ્) Actual; existing in fact;real. ખરેખરૂં;વાસ્તવિક;સાક્ષાત્. 2. Not implied; apparent. સ્પષ્ટ; ખુલ્લે ખુલ્લું. 3. Certain; possible. નક્કી; શક્ય. 4. Not circumstantial. પ્રત્યક્ષ; ચોખ્ખું. 5. Compelling obedience.-માનવુંજ પડે એવું. 6. Full of confidence. બેધડક-છાતીઠોક કહેનાર-બોલનાર. **P. degree**=અનન્યાપેક્ષરૂપ **P. quantity**=ધનપદ.**P. sign**=વત્તાનું ચિહ્ન.Electro-P.કેવળ,અનન્યસંબદ્ધ વિદ્યુતનું.

**Positively**,*adv.* (પૉ'ઝિટિવ્લી) Really; absolutely; in a positive manner. સ્પષ્ટરીતે;ખચિત; જરૂર;નક્કીપણે કુદરતી રીતે.*n.* **Positiveness.**

**Posse**,*n.*(પૉ'સી) Party of police.પોલિસ ટુકડી.

**Possess**, *vt.* (પઝે'સ્) To occupy in person; to have and to hold. ના કબજામાં હોવું. 2. To own. નું હોવું. 3. To gain. મેળવવું. 4. To put in possession of. ના કબજામાં આપવું; ને આધીન કરવું. 5. To enter into and influence (as an evil spirit). -માં ભરાવું; -માં સંચાર ક૦;-ને ભૂત આવવું. [L. *possideo*, I have ]

**Possession**, *n.* (પઝે'શન્) The act or state of possessing;actual occupancy.કબજો;ભોગવટો. 2.The thing possessed.માલ; તાબાનો મુલક 3. (By an evil spirit ) ભૂતસંચાર, વળગણ. *vt.* To invest with property. વહીવટ સોંપવો.

**Possessor**, *n.* (પઝે'સર) One who possesses. ની માલીકી ધરાવનાર કબજો લેનાર.

**Possessive**,*a* (પઝે'સિવ) Pertaining to possession.સંબંધક;સંબંધવાચક. The P.case. ષષ્ઠી, સંબંધકવિભક્તિ A P.pronoun. સંબંધક સર્વનામ.

**Possessor**, *n.* (પઝે'સર) One who possesses or occupies. કબજેદાર; ભોક્તા.

**Posset**, *n.* (પૉ'સિટ્) A beverage composed of hot milk curdled by some infusion. દુધનું શરબત.-*v.* To curdle. જમાવવું; આખરવું; કણી કણી થઇ જવું. [L. *poto*, I drink.]

**Possibility**, *n.* (પૉસિબિ'લિટી) The state or quality of being possible; that which is possible. શક્યતા; સંભવ; બની શકે એવી વાત.

**Possible**, *a.* (પૉ'સિબલ્) That which can be done; able to happen. બની શકે એવું; શક્ય. [L. *potis*, able; *esse*, to be.]

**Possibly**,*adv.* (પૉ'સિબ્લી) Undoubtedly; in a possible manner. કદાચિત; કદાપિ; શક્યરીતે; સંશય વગર.

**Post**, *n.* (પો,સ્ટ્) A pillar. થાંભલો. 2. A stopping place; a station. મુકામ, થાણું,ચોકી. 3. A place; a public office or employment. નોકરીની જગો; હોદ્દો. 4. (Of letters.) ડાગ; ટપાલ. **p. man**, ડાગ લઇ જનાર; ડાગવાળો; ટપાલી. To ride post=to ride rapidly. તાબડતોબ મજલ ક૦. To travel P.=to travel as a post does. થોડે થોડે અંતરે ઘોડાનો ટપ્પો રાખી મુસાફરી ક૦. *vt.* To set or to fix ચોડવું. 2. To expose. ઉઘાડું પાડવું; ફજેત ક૦. 3. To mail. ટપાલમાં કાગળ નાંખવો. **To p. off**, =To put off; to delay. વાર લગાડવી; ઢીલ ક૦. [ L. *postis*; *pono*, I put. ]-**P. mark**= ટપાલનો સિક્કો, છાપ.

**Postage**, *n.* ( પો,'સ્ટિજ્ ) Money paid for the letters. ડાગ, ટપાલ ખર્ચ, લવાજમ.

**Postal**, *a.* ( પો,'સ્ટલ્ ) Belonging to the post office or mail service. ટપાલ સંબંધીનું.

**Post-card**, =પત્તું; પોસ્ટ કાર્ડ.

**Post-chaise**, *n.* ( પો,'સ્ટ્-શે,ઝ્ ) A hired carriage with four wheels for the mail. ટપાલ ગાડી; એકો; ટપ્પાગાડી.

**Post-date**, *vt.* (પો,સ્ટ્-ડે,'ટ્) To date after the real time. પાછળની તારીખ નાંખવી. *n.* A date put to a bill of exchange later than when it was actually made. પાછલી તારીખ.

**Post-diluvian**, *a.* ( પો,સ્ટ્-ડિલ્યૂ'વિઅન્ ) Happening after the deluge.જગત્-રેલ, પ્રલય પછીનું. *n.* One who lives after the flood. જગત્-રેલ પછી જીવનાર.

**Poster**, *n.* (પો,'સ્ટર) One who posts bills. જાહેરનામું ચોડનાર. One who travels expeditiously. ડાગવાળાની પેઠે ઝડપથી દોડનાર.

**Posterior**, *a.* (પૉસ્ટી,'રિઅર્) That comes after or follows; later in time or order. પછી આવતું; પછીના જમાનાનું.

**Posteriority**,*n* (પૉસ્ટીરિઑ'રિટી) The state of being later in order. પાછળ થવું-હોવું તે.

**Posteriors**, *n.* (પૉસ્ટી'રિઅર્ઝ્) The hinder parts of an animal body. નિતંબ.

**Posterity**, *n.* ( પૉસ્ટે'રિટી ) Descendants. ભવિષ્યની પ્રજા;વંશજો;વારસ;સંતતિ. [L.*posterus*, coming after ]

**Postern**, *n.* (પૉ'સ્ટર્ન્) A back door; a private door; a small gate. પાછલું બારણું; નહાનો દરવાજો. 2. A subterraneous passage. જમીનની અંદરનું છાનું બારણું.

**Post-fix**, *n.* (પો,'સ્ટ્-ફિક્સ્) A letter added to the end. પ્રત્યય; અંત્યાક્ષર. *vt.* To annex. અંતે, છેડે મૂકવું, જોડવું.

**Post-haste**, *n.* (પો,સ્ટ્-હે,'સ્ટ્) Great haste; speed in travelling.ઝડપ, ઉતાવળ.*adv.* With haste. ઉતાવળે.

**Posthumous**, *a.* (પૉ'સ્ટ્યુમસ્) Born after the father's death or taken from the dead body of the mother. બાપ મરી ગયા પછી જન્મેલું; સગર્ભા મરી ગયેલી સ્ત્રીને ચીરીને કાઢેલું; આધાનનું. 2. Published after the author's death. ગ્રંથકાર મરી ગયા પછી પ્રગટ કરેલું-છાપેલું. [L. *postumus*, coming after.]

**Postilion**, *n* .(પસ્ટિ'લ્યન્) ગાડીના ઘોડા પર બેસનાર, અને સૌથી આગલી જોડીને ચલાવનાર;સવાર.

**Post-mark**, *n.* (પો,'સ્ટ્-માર્ક્)The stamp or mark of a post office on a letter. પોસ્ટ ઑફિસની કાગળ ઉપર મારેલી છાપ.

**Post-meridiem**,*a.* (પો,સ્ટ્મરિ'ડિએમ)Afternoon બપોર-મધ્યાહ્ન પછીનું.(generally written p. m.) [L. *post*, after; *medius*, middle.]

**Post-mortem**, *a.* (પો,સ્ટ-મૉ'ર્ટમ્) After death. મુઆ પછીનું; મરણોત્તર.

**Postpone**, *vt.* (પસ્ટપો,'ન્) To put off to a later or future time; to delay. મુલ્તવી રાખવું. [L. *post*; *pono*, I place,]

**Postponement**, *n.* (પસ્ટપો,'નમન્ટ્) The act of postponing or putting off. વિચાર પર રાખવું તે, મુલ્તવી રાખવું તે.

**Post-script**, *n.* (પો,'સ્ટ્-સ્ક્રિપ્ટ)(P. S.) An addition to a letter after it is finished. તાજે કલમ [L. *post*; *scribo*, I write.]

**Postulate**, *n.* (પૉ'સ્ટ્યુલે,ટ) Something that is sought, demanded or required. સંમાનિત પૂર્વપક્ષ, ઇષ્ટકલ્પના.-*v.* ધારી લેવું; સ્વીકારવું. [L. *postulo*, I demand.] [ઉમેદવાર.

**Postulant**, *n.* (પૉ,'સ્ટ્યુલન્ટ) A candidate.

**Postulated**, *a. vt.* (પૉ'સ્ટ્યુલે ટિડ)Assumed without proof. ધારેલું; અનુમાનિક; કાલ્પનિક

**Postulation**, *n.* (પૉસ્ટ્યુલે,'શન્) The act of postulating. ધારણા; અરજ; દાવો.

**Posture**, *n.* (પૉ'સ્ચર) The position of the body. શરીરનું વલણ-ઢબ-લઢણ-સ્થિતિ. 2. Mood રંગ; ઢંગ; ડોળ; સ્થિતિ.

**Posy**, *n.* (પો,'ઝી) A short sentence. લેખ; કહેણી; દુહો. 2. A nose-gay. ફુલનો તોરો.

**Pot**, *n.* (પૉટ) A vessel for drinking; a metallic or earthen vessel. ધાતુનું કે માટીનું વાસણ-પાત્ર. Pots and pans=હાલ્લાં ડોબરાં, વાસણ કુસણ. To go to pot=to go to destruction; to be ruined. પાયમાલ થવું; ચુલામાં જવું. [L. *poto*, I drink.]

**Potable**, *a.* (પો,'ટબલ) Drinkable; fit to be drunk. પીવા લાયક.

**Potash**, *n.* (પૉ'ટૅશ્) The hydroxide or potassium. એક જાતનો ખાર-ક્ષાર.

**Potassium**, *n.* (પોટૅ'સિઅમ્) A white metal. એક જાતની સફેદ ધોળી ખનીજ.

**Potation**, *n.* (પોટે,'શન્) A drinking bout. પીવાનો ગુંકડો; કેટલાક જણે સાથે પીવું તે; પીવાની ખેપ, મિજલસ. 2. A draught. ઘૂંટડો.

**Potato**, *n.* (પટે,'ટો) A well-known plant and its root. બટાકુ; અરબ્બી; અળોકડું; બટેટું. The sweet P.રતાળુ.P. disease=એક જાતનું દરદ.

**Pot-bellied**, *n.* (પૉટ-બે'લિડ્) A person who has a protuberant belly. મોટા પેટવાળું; ફાંદવાળું. *a.* મહોદર.

**Pot-sherd**,*n.*(પૉ'ટ્શર્ડ)A piece of a broken pot. ભાંગેલા વાસણનો કકડો. (Of earth.) ઠીકરું.

**Pot-herb**, *n.* (પૉ'ટ-હર્બ) A herb used in cooking. શાક, ભાજી; એક જાતનો છોડ.

**Pot-hook**, *n.* (પૉ'ટહૂક) દેવતા ઉપર વાસણ લટકાવવાની હૂક, કડી, આંકડી; અક્ષરત્રાંસ.

**Potted**, *a.* (પૉ'ટિડ) કોઈ વાસણમાં મસાલા સાથે રાખેલું, ભરી રાખેલું.

**Pottage**, *n.* (પૉ'ટિજ્) A kind of food made by boiling vegetables or meat in water. શાક અગર રાંધેલું માંસ, વિલાયતી ડખું.

**Potency**, *n.* (પો,'ટન્સી) Power; might; energy; ability. શક્તિ; તાકાત; બળ; સામર્થ્ય; [L. *potens*. powerful.]

**Potent** *a.* (પો,'ટન્ટ્) Powerful; mighty; efficacious. જલદ; તેજ; રામબાણ. 2 Mighty. બળવાન. પ્રતાપી. 3. Having great influence. બળવાન; મજબૂત.

**Potentate**,*n* (પો,'ટનટે,ટ્)One who is potent; a prince; a sovereign. પ્રતાપી; સમર્થ રાજા.

**Potential**, *a.* (પોટે'ન્શલ) Being potent. શક્ય; સંભવિત. Existing in possibility. હોઈ શકે એવું; શક્યરૂપ P. mood. શક્યાર્થ.

**Pother**, *n.* (પૉ'ધર્) Hubbub; bustle. ધાંધલ; ગરબડાટ;ધમચકડ; તોફાન. *vi.* To make abustle. તોફાન, ગરબડાટ, ક૦; *vt.* To harass.ગભરાવવું.

**Potion**, *n.* (પો,'શન્) A dose; a liquid medicine; a draught. પીવાનું ઓસડ; ઘૂંટડો. *v.* To drug.ઓસડ પીવું,પાવું.[L. *poto*,I drink.]

**Potter**, *n.* (પૉ'ટર્) One whose occupation is to make earthen vessels. પ્રજાપતિ; કુંભાર; ઓઝો; રસોયો. *vt.* કોઇ કામમાં પરોવાએલા રહેવું.

**Pottery**, *n.* (પૉ'ટરી) Earthenware; the vessels made by potters. માટીનાં વાસણ. 2. (The place.) વાસણ બનાવવાની જગા.

**Pouch**, *n.* (પાઉચ્) A small bag or sack. ખલેચી. 2. A protuberant belly. પેટની ફાંદ; ફૂમ. To put into a pouch. ખલેચીમાં મૂકવું. To pocket. ગજવામાં-ખીસ્સામાં નાંખવું.

**Poult**, *n.* (પોલ્ટ્) Young fowl; turkey or game bird. નાનું બતક.

**Pou-chong**, *n.* (પૂ-શૅાંગ્) A superior kind of souchong tea. એક જાતની ઉત્તમ કાળી ચાહ.

**Poulterer**, *n.* (પો'લ્ટરર) A dealer in poultry. મરઘાં વેચનાર.

**Poultice**, *n.* (પો,'લ્ટિસ્) A soft composition to be applied to sores; bread. પોટીસ. *vt.* To apply a P. to પોટીસ લગાડવી [*L. pulitis*, a thick pap].

**Poultry**, *n.* (પો,'લ્ટ્રી) Domestic fowls reared for the table. મરઘાંકૂકડાં. [*L. pullus*, a chicken]

**Pounce**, *n.* (પાઉન્સ્) A fine powder to prevent ink from spreading on paper. શાહી પસરી ન જાય તેને માટે નાંખવામાં આવે છે તે ભૂકો; વિલાયતી રેતી. 2. Charcoal dust. કોયલા વગેરેનો ભૂકો; બીબામાં ઉતારવાની રેતી. **P. box**=વિલાયતી રેતદાની. **P. paper**=નકશો; ચાર્ટ ચીતરવાનો પારદર્શક કાગળ. *vt.* To spinkle with P. રેતી નાંખવી. [*L. punex*, a volcanic substance.] *n.* [*L. pungo*, I prick] The claw of a bird પંજો; નોર. *vt.* To strike or seize with the talons. નોર ભરવા; પંજાથી પકડવું. *vi.* (On, upon) to seize with the claws. ઝડપ-ત્રાપ મારીને પકડવું.

**Pound**, *n* (પાઉન્ડ) *vt.* To strike repeatedly with some heavy instrument. કુટવું; ભુકો કરી નાંખવો;ખાંડવું;છડવું. 2. ડબામાં ગોંધવું. *n.* A pinfold.રખડતાં ઢોરોને પૂરવાનો ડબો.2.A certain specified weight. (અનાજ વગેરે તોળવાનો) સોળ આઉન્સ, પાઉન્ડ; (ગ.) સુરતી શેર ને અઢી રૂપીઆભારનો રતલ; કાચો, ૪૦ રૂા.ભારનો શેર. 3. (સોનું રૂપું તોળવાનો) બાર આઉન્સ અથવા ૫૭૬૦ ગ્રેનનો પાઉન્ડ, (Troy) ૨૭॥ તોલાનો રતલ. 4. A coin of twenty shillings. વિશ શિલીંગનો એક વિલાયતી સિક્કો દશ, પંદર રૂા.[*L.pondus*,weight.]

**Poundage**, *n.* (પા'ઉન્ડિજ્) A certain rate per pound; a commission. લવાજમ, દસ્તુરી. 2. A subsidy of twelve pence in the pound, formerly granted to the crown on all goods expo ted and imported. નાકું, માલ ઉપરની જકાત.*vt.*To collect, as poundage. લવાજમ ઉઘરાવવું-વસુલ કo.

**Pounder**, *n.* (પા'ઉન્ડર્) One who pounds as a stamp in an ore mill. છાપ, બીબું, ચોકઠું ઢાળનાર. 2. An instrument used for pounding. ડાંડો; દસ્તો; સાંબેલું; મૂસળું.

**Pour**, *vt.* (પોર્) To cause to flow in a stream. ધારા ચાલવી-નીકળવી.2.To send forth from, as in a stream. ખુલ્લું-મોકળું મૂકવું. *vt.* To flow-pass in a stream. પુષ્કળ-જથાબંધ વહેવું.

**Pout**,*n.*(પૂટ્) The young of birds. નાનું બચ્ચું. *vi.* To shoot pouts. પક્ષીનાં બચ્ચાંનો શિકાર કo.

**Pout**, *vi.*(પાઉટ્)To look sullen;to thrust out the lips.મોં ફફડાવવું-મચકોડવું;પીસો તાણવો.*n.* A sullen protrusion of the lips. ઉદાસી દેખાવ; પીસો; તોબરો.

**Poverty**,*n.*(પૉ'વર્ટી)Indigence;meagreness; need.ગરીબાઈ;નિર્ધનતા;દરિદ્રતા.*L.pauper*,poor.

**Poverty-struck**, *a.*ગરીબ;નિર્ધન થઈ ગએલું.

**Powder**, *n.* (પા'ઉડર) Dust. ભૂકો; ચૂરો ચૂર્ણ.2. Gun-powder. બંદુકનો દારૂ *vt.*To pulverize. નો ભૂકો કo.2.To sprinkle with salt. મીઠું દેવું. *vi.* To be reduced to powder.ભૂકો થવો.[*L.pulvis*, dust]. P. horn=દારૂ ભરવાની સીંઘડી, શીંગી.

**Powdery**, *a.* (પા'ઉડરી) Easily crumbling to pieces; friable. જરામાં ભૂકો થઇ જાય એવું; ભગરૂં.2. Resembling powder. ભૂકા જેવું. પાઉડર લગાવેલું, થી મસરકદું.

**Power**, *n.* (પા'વર્) Potency; mightiness. શક્તિ. 2. Strength; ability. જોર; બળ. 3. Sway; rule. સત્તા; હકુમત. 4. A government which exercises control. સરકાર. 5. An army or navy. (જમીન ઉપરનું કે દરીઆઇ) સૈન્ય. 6. Mental or moral ability to act. ગુણ; શક્તિ; બુદ્ધિ. 7. The degree to which a lens, mirror or any optical instrument magnifies.નરી આંખે દેખાય તે કરતાં મોટું જણાવવાની શક્તિ;સ્થૂલદર્શકતા.8. An authority enabling a person to dispose of an interest vested either in himself or in other person. આપેલો અધિકાર, અખ્તયાર, સત્તા.P. of attorney=મુખત્યારનામું. [*L posse*, to be able.]

**Powerful**,*a.*(પા'વરફુલ) Mighty;efficacious. જોરાવર; બળવાન; મજબુત; કરડું; ઉગ્ર; જબરૂં.

**Powerfulness**,*n.*(પા'વરફુલનિસ્) The state or quality of being powerful. બળ;સામર્થ્ય.

**Powerless**, *a* (પા'વરલિસ્) Destitute of power, force or energy; impotent; weak. અશક્ત; દુર્બલ; અસમર્થ.

**Power-loom**, *n.* (પા'વરલૂમ્) A machine for weaving clothes. યંત્રથી ચાલતો લુગડાં વણવાનો સંચો.

**Pox,** *n.* (પૉક્સ્) A disease characterized by pustules or eruptions of any kind. શીતળા; ટાંકી; ફોલ્લા. *vt.* To infect with the P. બળીયાકાકા નીકળવા.

**Practicable,** *a.* (પ્રૅ'ક્ટિકબલ્) Feasible; that may be done, effected or performed by human means. શક્ય; થઇ શકે એવું; બનવાયોગ્ય. 2. Capable of being used. વાપરી શકાય તેવું; વાપરવા યોગ્ય.-*n.* °**cability**.

**Practical,** *a.* (પ્રૅ'ક્ટિકલ્) Pertaining to practise use or action; not merely theoretical. વ્યવહારોપયોગી; વ્યવહારૂ; પ્રયોગાત્મક. 2. Derived from practice or experience. અનુભવથી પ્રાપ્ત થએલું.*n.* **Practicality** or °**ness**.

**Practically,** *adv.* (પ્રૅ'ક્ટિકલી) In a practical manner. અભ્યાસથી; અનુભવથી; ખરેખાત.

**Practice,** *n.* (પ્રૅ'ક્ટિસ્) A doing; effecting. કૃતિ. 2. Custom; habit; usage. મ્હાવરો; ટેવ; અભ્યાસ. 3. Skilful or artful in management. વ્યવસ્થા રાખી શકે એવું; વ્યવસ્થાયી. 4. પાંતીના દાખલા. (in Arith.). 5. વહીવટ.

**Practise,** *vt.* (પ્રૅ'ક્ટિસ્) To perform customarily or habitually. હમેશાં, નિત્ય કર્યા કરવું. 2. Commit. કરવું. 3. To be accustomed. અનુભવ, મ્હાવરો, ટેવ પાડવી. *vi.* To do actions customarily. અભ્યાસ, ટેવ, મ્હાવરો રાખવો. 2. To learn by practice. ટેવ પડી જવી; મ્હાવરો થઇ જવો. 3. To attempt artificially. યુક્તિ કરવી.

**Practiser,** *n.* (પ્રૅ'ક્ટિસર્) Practitioner; one who practises. ધંધો કરનાર.

**Practitioner,** *n* (પ્રૅક્ટિ'શનર્) One who practises. વૃત્તિક; ધંધો કરનાર. **Medicine P.** ડાક્ટર; ભિષજ; વૈદ્ય. **Legal P.** વકીલ; બારીસ્ટર.

**Pragmatic-cal,** *a.* (પ્રૅગ્મૅ'ટિક્-કલ્) Practical. અનુભવસિદ્ધ 2. Ready to intervene. માથામારૂં; બહુ ડ્હાયું થનાર; ચોવટ-ડાહ્યું. 3. Philosophical. ફિલસુફી; તત્વદર્શી.

**Prairie,** *n.* (પ્રે'રી) Treeless ground. નિર્વૃક્ષ [જગ્યા; મેદાન.

**Praise,** *vt.* (પ્રે'ઝ્) To eulogize; to extol; to appreciate; to applaud. ના વખાણ કo; ઉંચે ચઢાવવું; ને શાબાશી આપવી; ના ગુણગાવા. *n.* Laudation; admiration; approbation. વખાણ; તારીફ; શાબાશી; સ્તુતિ; પ્રશંસા. 2. Worship. સ્તુતિ; ઈશ્વરસ્તવન. [L. *pretium*, price or reward.]

**Praiseworthy,** *a.* (પ્રે'ઝ્વર્ધી) Admirable; laudable; deserving applause; worthy of praise. વખાણવા લાયક; સ્તુતિ કરવા યોગ્ય.

**Praline,** *n.* (પ્રૅ'લિન્) ટોપરાપાક; કોપરાપાક.

**Prance,** *vi.* (પ્રૅન્સ્) To bap; to jump; to spring. કૂદવું; ઠેકવું; (ઘોડા વગેરેનું) ઝાડ થવું.

**Prank,** *vt.* (પ્રૅન્ક્) To decorate; to adorn in a showy manner. દેખાવડું કo. *vi.* To make ostentatious show. દીપવું; શોભવું. *n.* A sportive gesture. ચાળા; નખરાં; ચેષ્ટા; ટીખળ -*a.* **Prankish**=દેખાવડું; નખરાંબાજ; ટીખળી.

**Prate,** *vi.* (પ્રે'ટ્) To prattle; to speak foolishly; to chatter; to tattle; to babble. બકબકાટ, લવારી કo. *n.* બકવાટ; લવારી. Trifling tatter. કુથલી નકામી વાતો.

**Prattle,** *vi.* *vt.* *n.* (પ્રૅ'ટલ્) Prate.

**Pravity,** *n* (પ્રૅ'વિટી) Degeneration નીચા, હલકા પડવું તે. Depravity; corruption. બીગાડ; ભ્રષ્ટતા; દુષ્ટપણું [L. *pravus*, crooked.]

**Pray,** *vi.* (પ્રે.) To entreat; to beseech; to beg. કાલાવાલા, અરજ, પ્રાર્થના કo; કરગરવું. 2. To address or supplicate the supreme being with solemnity and reverence. ઈશ્વરસ્તુતિ, પ્રાર્થના કo. *vt.* To petition. ને કરગરી કહેવું. 2. To ask earnestly for. આતુરતાથી વિનંતિ કo. [L. *precor*, I ask.]

**Prayer,** *n.* (પ્રે,'અર્) The act of praying પ્રાર્થના; વિનંતિ; અરજ; કાલાવાલા; આજીજી; આજીજી કરનાર.

**Prayerful,** *a.* (પ્રે'અર્ફુલ્) Given to prayer; devotional. ઇશ્વર પ્રાર્થના કરવા ઉપર આસક્તિવાળું; પ્રાર્થનાનિષ્ઠ; ધાર્મિક; આસ્થાવાળું.

**Prayerless,** *a* (પ્રે'અર્લિસ્) Not given to prayer. પ્રાર્થના નહિ કરનારૂં; નાસ્તિક; અભાવવાળું.

**Preach,** *vi.* *vt.* (પ્રીચ્) To pronounce a public discourse on a religious subject. ધર્મનો ઉપદેશ કo; ધર્મ વિષે ભાષણ કo; ઉપદેશ કo. [L. *pro*, before; *dico*, I proclaim.]

**Preacher,** *n.* (પ્રી'ચર્) One who preaches. ધર્મનો ઉપદેશ કરનાર; ધર્માચાર્ય; બોધ કરનાર.

**Preachify,** *vi.* (પ્રી'ચિફાય્) To give a long-winded moral, advice. ધર્મ વગેરેનો બોધ કરવો; શિક્ષણ આપવું; નીતિનું લાંબું વ્યાખ્યાન કરી પાડવું.

**Preaching,** *pp.* *n.* (પ્રી'ચિંગ્) The act of preaching; a sermon. ધર્મનો બોધ કરવો તે; ઉપદેશ.

**Preamble,** *n.* (પ્રીઍ'મ્બલ્) Introduction to a writing or discourse; prelude or preface. ઉદ્દેશ; ઉપોદ્ઘાત. [L. *præ*, before, *ambulo*, I walk.] *vt.* To preface.

**Prebend,** *n.* (પ્રે'બન્ડ્) A stipend. વર્ષાશન.

**Prebendal,** *a.* (પ્રે'બન્ડલ્) Pertaining to a prebend. વર્ષાશન વિષે, સંબંધી.

**Precarious,** *a.* (પ્રીકે'રિઅસ્) Uncertain; doubtful; held by no certain tenure; depending upon other's will. અનિશ્ચિત; સંદિગ્ધ. પરાધીન. [L. *precor*, to pray.]

**Precaution,** *n.* (પ્રીકૉ'શન્) Previous caution or care. આગળથી રાખેલી સાવચેતી; અગમચેતી; ચોકસાઈ; પેરવી. *vt.* To caution beforehand. આગળથી સાવચેતી આપવી. [L. *præ,* before; *caveo,* I am on my guard.]

**Precautionary,** *a* (પ્રીકૉ'શનરી) Pertaining to precaution. અગમચેતીપણાનું; પૂર્વોપાયરૂપ.

**Precautious** *a.* (પ્રીકૉ'શસ્) Taking or using precautions. પૂરતો ઉપાય લેવું-કરવું; સાવચેત.

**Precede,** *vt.* (પ્રીસી'ડ્) To go before in the order of time. આગળ જવું-બનવું. 2. To preface or introduce. પહેલાં મુકવું-જણાવવું. [L. *præ,* before; *cedo,* I go.]

**Precedence-cy,** *n.* ( પ્રીસી'ડન્સ્-સી ) The act or state of preceding. અગ્રગમન; પૂર્વાગમન. 2. The right to a more honourable place. મ્હોટી જગોનો હક; જ્યેષ્ઠતા. 3. Superiority. (of desires &c.) આગેવાની; મુખ્યતા.

**Precedent,** *a.* ( પ્રે'સિડન્ટ્ ) Going before. પહેલાંનું; પૂર્વગામી. *n.* An authoritative example. આધાર ગણવા જેવો આગળનો દાખલો. 2. A judicial decision which serves as a rule for future determination in similar cases. આધારભૂત ફેંસલો; આગલો દાખલો. [આગળનું.

**Preceding,** *a.* (પ્રીસી'ડિંગ્) Going before.

**Precentor,** *n.* (પ્રીસે'ન્ટર્) A leader of a choir. ગવાડનાર; મુખ્ય ગાયક; ગવરાવનાર. [L. *proe*; *cano,* I sing.]

**Precept,** *n.* ( પ્રી'સેપ્ટ્ ) A command in writing. આજ્ઞા; હુકમપત્ર. *vt.* To teach by precepts. ઉપદેશ દઈ શીખવવું.

**Preceptive,** *a.* ( પ્રીસે'પ્ટિવ્ ) Containing or giving precepts. જેમાં આજ્ઞા-હુકમ લખેલો છે એવું; ઉપદેશાત્મક. [આચાર્ય; ઉપદેશક.

**Preceptor,** *n.* (પ્રીસે'પ્ટર્) A teacher. ગુરુ,

**Precinct,** *n.* ( પ્રી'સિંક્ટ્ ) A boundary. હદ. 2. A district. પ્રગણું.

**Precious,** *a.* (પ્રે'શસ્) Of great price; costly. કિંમતી; અમૂલ્ય; અપૂર્વ. P. stone = A jewel. મણિ; રત્ન; જવાહીર. [L *pretium,* price.] *adv.* **Preciously,** અમૂલ્ય રીતે.

**Precipice,** *n* (પ્રે'સિપિસ્ )A falling headlong; a steep descent of land. છેક સિદ્ધો ને ઉંચો ઢોળાવ; કરાડો; ટેકરો. [L. *proe*; *caput,* the head.]

**Precipient,** *a.* (પ્રિસિ'પિઅન્ટ્)Commanding; directing. હુકમ, ફરમાન આપતું કરતું.

**Precipitance-cy,** *n.* ( પ્રિસિ'પિટન્સ્-સિ ) Headlong hurry. અતિશય ઉતાવળ, દોડાદોડ, ધાડધાડિયાપણું.

**Precipitant,** *a* (પ્રીસિ'પિટન્ટ્) Falling headlong; rushing swiftly; precipitate. એકદમ આંખ મીંચીને; હુડાહુડનું; વગર વિચાર્યું; એકદમ સીધું ઢળતું.

**Precipitate,** *a.* (પ્રીસિ'પિટે,ટ્) Over-hasty; rash. બહુ ઉતાવળું; ઝડપવાળું. 2. Hurried. ઉતાવળું; વગર વિચારે આંધળિયા કરનારું. 3. Headlong. ઉંધે માથે. *n.* A chemical insoluble substance. રસાયણિક મિશ્રણ. *vt.* To throw headlong. ઉંધે માથે નાંખવું; હડસેલી પાડવું. *vi.* To fall headlong. ઉંધે માથે પડવું.

**Precipitation,** *n.* ( પ્રીસિપિટે,'શન્ ) ઉંધે માથે ઢળી પાડવું તે; અધઃક્ષેપ. 2. Hurry. ઘણીજ ઉતાવળ; ધાડાધાડ; લેદોડ.

**Precipitous,** *a.* (પ્રિસિ'પિટસ્) Steep. ઉભું; સિધું. 2. Headlong. ઉંધે માથે. 3. Hasty. ઉતાવળિયું.

**Precipitously,** *adv.* (પ્રિસી'પિટસ્લી) In a precipitous manner. ઉતાવળથી; સીધે સીધું.

**Precise,** *a.* (પ્રીસા'ઇસ્) Exact. ચોકસાઇથી કીધેલું. (Hour, meaning of a word.) ચોક્કસ; બરોબર; ખરેખરું. 2. Excessively nice. ચાપલુસિયું; ચિંધું. He is very **P.** in his dress. તે પહેરવા ઓઢવાની બાબતમાં ઘણો ચાપલુસિયો છે. [L. *præ,* *cædo,* I cut.]

**Precisely,** *adv.* (પ્રીસા'યસ્લી) In a precise manner. ચોક્કસ રીતે; બરોબર; નક્કીપણે.

**Precision,** *n.* ( પ્રીસિ'ઝન્ ) Exactness. ચોક્કસપણું; યથાર્થતા.

**Preclude,** *vt.* (પ્રીક્લૂ'ડ્)To stop. ખાળવું; બાધ ક૦; પથરો પડવો, હરકત ક૦. To render ineffectual. ને પ્રતિબંધ ક૦. [—L. *claudo,* I shut.]

**Preclusion,** *n.* (પ્રીક્લૂ'ઝન્ ) A shutting out. અટકાવ; નિરોધ; અવરોધ.

**Precocious,** *a.* ( પ્રીકો,'શસ્) Early ripe. (tree, fruit.) વહેલું પાકેલું-મ્હોટું થઇ ગએલું; અકાલ ફલિત. 2. Developed more than is natural or usual at given time. બાળક છતાં પાકી સમજણનું. [—L. *coquo,* I cook.]

**Precocity,** *n.* (પ્રીકૉ,'સિટી) Untimely ripeness. અકાલ પકવતા; અકાલ ફલિતતા; બાલપ્રૌઢ, પ્રૌઢતા; વ્હેલા પાકી જવું તે.

**Precognition,** *n.* (પ્રીકૉગ્નિ'શન્ ) Previous cognition. આગલી માહીતી; પૂર્વજ્ઞાન. [L. *proe*; *con*; *nosco,* I know.]

**Preconceive,** *vt.* ( પ્રીકૉન્સી'વ્ ) To form a previous notion or idea of. અગાઉથી ધારી મૂકવું; મત બાંધવો. [L *proe, con*; *capio,* I take.]

**Preconception,** *n.* (પ્રીકૉન્સે'પ્શન્) The act of preconceiving. પૂર્વકલ્પના-ધારણા; અગમચેતી.

**Preconcert,** *vt.* (પ્રીકૉન્સર્ટ્) To concert beforehand. અગાઉથી વિચાર ક૦. *n.* Something

concerted before hand અગાઉથી ગોઠવેલી વ્યવસ્થા.

**Precursory,** *a.* (પ્રીકર્'સરી) Preceding as a precursor. આગળથી જણાએલું; ચિહ્નરૂપ; પૂર્વગામી. As, the P. symptoms of fever. તાવનાં અગાઉથી જણાએલાં ચિહ્નો. *n.* An introduction. ઉપોદ્ઘાત; પ્રસ્તાવના; પ્રારંભ.

**Predacious** *a.* (પ્રીડે'શસ્) Living by prey, predatory. શિકાર, લૂટ-ચોરી કરીને રહેનારો. [L. *proeda.* prey. ]

**Predel,** *a.* (પ્રીડ'લ્) Pertaining to prey; plundering. શિકાર સંબંધી; લૂટનું.

**Predatory,** *a.* ( પ્રે'ડેટરી ) Plundering; pillaging. લૂટફાટ કરનારૂં.

**Predecessor,** *n.* (પ્રી'ડીસેસર) One who preceds. પહેલાં થઇ ગયેલો; પૂર્વગામી; માજી અધિકારી.

**Predestine,-nate,** *vt.* (પ્રીડે'સ્ટિન્-ને,ટ્) To predetermine. આગળથી નીમી મૂકવું; વિધિનિર્મિત. *a.* Preordained. આગળથી ઠેરવેલું નીમેલું; પ્રારબ્ધ. [L. *proe*; *destino*, I determine.]

**Predestination,** *n.* (પ્રીડેસ્ટને,'શન્) The act of decreeing or fore-ordaining events. નિર્માણ.

**Predetermine,** *vt.* ( પ્રીડીટ'ર્મિન્) To determine beforehand. આગળથી નિશ્ચય ક૦; પ્રારબ્ધમાં લખી મૂકવું.

**Predetermination,** *n.* (પ્રીડીટર્મિને,'શન્) The act of determining beforehand. પૂર્વ સંકલ્પ, નિર્માણ

**Predial,** *a.* (પ્રી'ડિઅલ) (An estate) ભોંય-ખેતર રૂપી; સ્થાવર. ૨. ખેતરની સાથે વળગેલું; ક્ષેત્રાંગ.

**Predicable,** *a.* ( પ્રી'ડિકબલ ) Affirmable; attributable. છે એમ કહી શકાય એવું; વિધાનયોગ્ય; અસ્તિવાચ્ય.

**Predicament,** *n* (પ્રીડિ'કૅમન્ટ્ ) Condition; particular situation or state. પદાર્થ; વર્ગ; જાતિ. 2. A trying position. દુર્ઘટ અવસ્થા; દુગ્ધા; વિટંબના; આપદા; પીડા; ધર્મસંકટ.

**Predicate,** *vt.* (પ્રી'ડિકે,ટ્) To assert to belong to something; to affirm. કોઇને વિષે કાંઇ છે એમ કહેવું, નું વિધાન ક૦. *n.* ( Gram. ) વાકયમાં વિશેષ્યને વિષે જે કંઇ કહ્યું હોય તે; વિશેષક; વાચ્ય; ક્રિયાપદ. That which is affirmed of the subject. [L. *proe*; *dico*, I say or proclaim.]

**Predication,** *n.* (પ્રિડિકે,'શન્) Affirmation. વિધાન; નિદેશ; અભિધાન.

**Predict,** *vt* (પ્રીડિ'ક્ટ્)To foretell. ભવિષ્ય ભાખવું.

**Prediction,** *n.* (પ્રીડિ'કશન્) The act of foretelling. ભવિષ્યવાણી; ભાવિકથન; જોષ.

**Predictive,** *a.* ( પ્રીડિ'કિટવ્ ) Foretelling. આગમસૂચક; ભવિષ્ય કહેનારૂં.

**Predictor,** *n.* ( પ્રીડિ'કટર્ ) A foreteller. ભવિષ્ય કહેનાર-સૂચવનાર.

**Predilection,** *n.* (પ્રીડિલે'કશન્) A previous liking. આગળથી લાગી ગએલો શોક, ચોંટી ગએલો ભાવ, પ્રીતિ; પૂર્વની ચિત્તવૃત્તિ; પૂર્વસ્નેહ. [L. *proe*; *de*; *ligo*, I choose.]

**Predispose,** *vt.* (પ્રીડિસ્પો,'ઝ્) To incline beforehand. નું પહેલાંથી વલણ કરાવવું, વૃત્તિ દોડાવવી, પક્ષપાત થવો. 2. To fit previously. આગળથી તૈયાર કરી મૂકવું, માં આગળથી ઘર કરી આપવું, માં (કશાથી) આગળથી ઘર થઇ રહેવું.

**Predisposition,** *n.* (પ્રીડિસ્પોઝિ'શન્) Previous inclination. આગળથી થએલી વૃત્તિ; પક્ષપાત.

**Predominance-y,** *n.* (પ્રીડૉ'મિનન્સ્-ન્સી) Prevalence over others; superiority in strength, power, influence or authority; ascendency. બીજાથી આગળ પડતાં હોવું તે; પ્રાબલ્ય; ઉપરિપણું; અધિકાર; સત્તા.

**Predominant,** *a.* (પ્રીડૉ'મિનન્ટ્) Having the ascendency over others; prevailing. બીજાથી આગળ પડતું; વિશેષ પ્રાબલ્યવાન; સત્તાધારી.

**Predominate,** *vi.* (પ્રીડૉ'મિને,ટ) To prevail. પ્રબળ હોવું. *vt.* To rule over. બીજાથી ચઢીઆતા થવું; અમલ ચલાવવો. [L. *dominus*, a ruler.]

**Predoom,** *vi.* (પ્રીડૂ'મ) To judge beforehand. આગળથી ચુકાદો આપવો, ઠરાવવો, ભાવિ નિર્માણ ક૦.

**Pre-eminence,** *n.* (પ્રી-એ'મિનન્સ્) Superiority in prominence. સર્વોપરિપણું; શ્રેષ્ઠતા; ઉત્કર્ષ.

**Pre-eminent,** *a.* (પ્રી-એ'મિનન્ટ્) Eminent above others; superior in excellence. સર્વોપરિ; મુખ્ય; શ્રેષ્ઠ. [L. *mineo*, I jut out.]

**Pre-emption** *n.* (પ્રી-એ'મ્શન્) The right of purchasing before others. વેચાતું લેવાનો સૌથી પહેલો હક. [L *emo*; I buy.] Right to first refusal. પ્રથમ ના પાડવાનો હક.

**Pre-engage,** *vi.* (પ્રી-ઇનગે,'જ્) To preoccupy. અગાઉથી બોલી કરવી; ઠરાવવું, લઇ લેવું, બાંધી લેવું.

**Pre-engagement,** *n.* (પ્રી ઇન્ગે,'જ્મન્ટ) Prior engagement. અગાઉથી કરેલી બોલી, બંધન. 2. Previous attachment binding the will or affections. પહેલાંની આસક્તિ; આકૃષ્ટચિત્તતા; પૂર્વ-વ્યવસાય, વ્યગ્રતા.

**Pre-establish,** *vi.* ( પ્રી-એસ્ટે'બ્લિશ ) To build beforehand અગાઉથી બાંધી લીધેલું.

**Pre-exist,** *vi.* (પ્રી-ઈગ્ઝિ'સ્ટ્) To exist previously. કોઇનાથી પહેલાં હોવું; પૂર્વે હસ્તિ હોવી.

**Pre-existent,** *a.* (પ્રી ઇગ્ઝિસ્ટન્ટ્) Existing previously. કશાથી પહેલાં હોનારૂં; ભૂતપૂર્વ.

**Pre-existence**, *n*. (પ્રી-ઇગ્ઝિ'સ્ટન્સ્) કશાની પહેલાં હોવાપણું, અસ્તિત્વ; પૂર્વદશા, સ્થિતિ.

**Preface**, *n*. (પ્રે'ફસ્) That which is said beforehand; an introduction. પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; દિબાચો. [L. *fatus*, spoken.]

**Prefatory**, *a*. (પ્રે'ફેટરી) Pertaining to the nature of a preface. પ્રસ્તાવના વિષે, સંબંધી, ને લગતું.

**Prefect**, *n*. (પ્રી'ફેક્ટ્) One placed over others; a governor; a superintendent of a department. સુબો; સરદાર; અધ્યક્ષ; કોઇ ખાતાનો ઉપરિ, અધિકારી. [L. *facio*, I make.]

**Prefecture**, *n*. (પ્રી'ફિક્ચર) The office or jurisdiction of a perfect. સુબાદારી, ગીરી, ની હકૂમત.

**Prefer**, *vt*. (પ્રીફ'ર્) To set forth (a request, a claim.) કરવું; રજુ, જાહેર, વિદિત ક૦; ગુજારવું 2. To out-rank; to surpass. થી ચઢીયાતા, શ્રેષ્ઠ હોવુ. 3. To regard more than another; to choose. વધારે પસંદ ક૦. [L. *fero*, I bear.]

**Preferable** *a*. (પ્રે'ફરબલ્) Worthy to be preferred; more desirable. વધારે પસંદ કરવાજેવું.

**Preference**, *n*. (પ્રેફ'રન્સ્) Choice. પસંદગી.

**Preferment**, *n*. (પ્રી'ફરમન્ટ્) The act of choosing, promoting. દરજ્જે ચઢાવવુ, વધારવું તે; મોટા દરજ્જો આપવો તે. 2. (The state.) મોટા દરજ્જો મળવો તે. 3. A superior post; a position of honour. મોટી જગો; દરજ્જો; પદ્વી

**Prefigure**, *vt*. (પ્રીફિ'ગર્) To show by antecedent types and similitudes ડોળ, ચિહ્નથી કશાનું સ્વરૂપ આગળથી જણાવવું; આગળથી બતાવવું. [L. *figura*, a shape.]

**Prefigurative**, *a* (પ્રીફિ'ગરેટિવ્) Showing by prefiguration. આગળથી ડોળ, ચિહ્ન બતાવી આપવું.

**Prefix**, *vt*. (પ્રીફિ'ક્સ્) To put before. આગળ મૂકવું; ઉપસર્ગ લગાડવો. *n*. ઉપસર્ગ. That which is prefixed.

**Pregnancy**, *n*. (પ્રે'ગ્નન્સી) The state of being pregnant. સગર્ભાવસ્થા. 2. ગૌરવ; ભરપૂર; માતબરપણું; બાહુલ્ય. P. of parts. બુદ્ધિ બાહુલ્ય, ગૌરવ. [L. *geno*, I beget.]

**Pregnant**, *a*. (પ્રે'ગ્નન્ટ્) Being with young, as a female. દહાડાવાળુ; ભારેવાઈ; ગર્ભવંતી. 2. Big; fertile; full of promise. ભરપુર; જેમાંથી ભારે પરિણામ નીપજે એવું; અર્થસૂચક; ગંભીર; આશાજનક.

**Prehensible**, *a*. (પ્રીહે'ન્સિબલ્) Capable of being seized. પકડી, ઝાલી શકાય એવું [L. *prehendo*, I take.]-°**sile**. પકડી શકે એવું.-**sion**. ગ્રહણશક્તિ.

**Prejudge**, *vt*. (પ્રીજ'જ્) To judge before hearing. પૂરો વિચાર, તપાસ, ચોકસી કર્યા વિના ઠરાવ, નિશ્ચય ક૦; અગાઉથી મત બાંધવો. [L. *proe*; *judico*, I judge.]

**Prejudgment**, *n*. (પ્રીજ'જ્મન્ટ્) (The act). પૂરો વિચાર કર્યા વિના કરેલો ઠરાવ; પૂર્વનિર્ણય.

**Prejudice**, *n* (પ્રે'જુડિસ્) An opinion formed without due examination. આગળથી પૂરી તપાસ કર્યા વિના કોઇના વિરૂદ્ધ બંધાઈ ગયેલો વિચાર; અકારણ વિરોધ, સૂગ, ચડ, છેડ. 2. A bias on the part of a judge; jury or witness. ન્યાયાધીશ; પંચ કે સાક્ષીનું એક તરફી વલણ વડેમાનું તે. 3. Hurt. નુકશાન; હાનિ; ઇજા; હરકત. *vt*. To cause to have prejudice (for). ના મનમાં સારો વિચાર ભરાવી દેવો; (against.) ના મનમાં માઠો વિચાર બેસાડવો. 2. To injure; to damage. હરકત પહોંચાડવી; નુકસાન ક૦.

**Prejudicial**, *a*. (પ્રેજુડિ'શલ) Detrimental; harmful. નુકસાન કરે. ધોકો પહોંચે એવું; નુકસાનકારક.

**Prelacy**, *n*. (પ્રે'લસી) The office of a prelate. (ખ્રીસ્તિ) અધ્યક્ષ પદ્વી. 2. The church government by prelates. ધર્માધ્યક્ષો કરતા હોય એવો વહિવટ, વ્યવસ્થા. 3. The order of prelates taken collectively. ધર્માધ્યક્ષમંડળ.

**Prelate**, *n*. (પ્રે'લેટ્) A clergyman of a superior order. (ખ્રીસ્તિ) ઉપરિ; અધ્યક્ષ; ધર્માધ્યક્ષ [L. *latus*, carried.]

**Prelector**, *n*. (પ્રીલે'કટર્) A reader of lectures; a lecturer. ભાષણ વાંચનાર, કર્તા; પાઠક. [L. *lego*, I read]

**Prelection**, *n* (પ્રીલે'કશન્) A public lecture. જાહેર ભાષણ; પાઠ (કરેલો); વિદ્યાપીઠપ્રવચન.

**Preliminary**, *a*. (પ્રીલિ'મિનરી) Previous; introductory. પ્રાથમિક; શરૂઆતનું; પૂર્વાંગરૂપ; પ્રાસ્તાવિક. *n*. That which precedes the main discourse-work. પહેલાં કરવાનું કામ; પૂર્વાંગ. [L. *limen*, a threshold.]

**Prelude**, *n*. (પ્રે'લ્યુડ) An introductory performance. પૂર્વગાન, વાદન. 2. Something which indicates a future event એંધાણ; ચિહ્ન; નિશાની *vi*. To play an introduction. શરૂઆતનું ગાયન ક૦. *vt*. To introduce with a previous performance. પ્રથમ દર્શન ક૦; આરંભ ક૦. 2. To serve as prelude to. ના પ્રસ્તાવનારૂપ થવું. [L. *ludo*, I play.]

**Premature**, *a*. (પ્રે'મેચ્યૂર્) Ripe before the proper time. વહેલું પાકેલું; અકાલપક્વ; અકાલ. 2. Too early. કાચા દહાડાનું; ઉતા વળ કરીને કીધેલું; બાંધેલું. As, opinions; aspirations; measures &c. 3. (Report, news &c.) કાચું; કાચા પાયાનું; જોઇએ તેવા આધાર વિનાનું. [L. *maturus*, ripe.]

**Premeditate**, *vt*.*vi*. (પ્રીમેડિ'ટેટ્) To think on and resolve in the mind beforehand. મનમાં

આગળથી ગોઠવી રાખવું.ઘાટ ગોઠવવો; પૂર્વચિંતન. [L. *meditor*, I meditate.]

**Premeditation**, *n.* (પ્રીમેડિટે,'શન્) (The act) પક્વ વિચાર; 2. આગળથી ગોઠવેલી યોજના; પૂર્વસંકલ્પ. A design previously formed.

**Premices**, *n.* (પ્રેમિ'સિઝ્) First fruits. નવો, પહેલો ફાલ.

**Premier**, *a.* (પ્રે'મિઅર્) First, chief. મુખ્ય. 2. *n.* The first minister of a state. મુખ્ય પ્રધાન, વજીર. [L. *primus*, the first.]

**Premiership**, *n.* (પ્રે'મિઅર્શિપ્) The office of the premier. પ્રધાનની જગો; પ્રધાનપદ; પ્રધાનની પદ્વી, હોદ્દો.

**Premise,-(ss)**,*n.*(પ્રે'મિસ્) A proposition antecedently supposed. આગળથી કહેલું તે; પ્રતિજ્ઞા; સાધન. Major P. પૂર્વસાધન. Minor P. ગૌણ સાધન. 2. *pl.* A building and its adjuncts. ઘર તથા તેના અંગના ભાગો; મકાન અને તેની હદ; ખત, દસ્તાવેજનો પ્રથમ, નામ વિભાગ.–*vt.* To state beforehand.પ્રથમ, આગળથી કહેવું; તર્કમાં પ્રતિજ્ઞા કરવી, મેલવી. [L. *mitto*, I send.]

**Premium**, *n.* (પ્રી'મિઅમ્) A prize; a reward. ઇનામ; બક્ષીસ. 2. A sum of money paid to under-writers for insurance. વીમો ઉતરાવનારે આપવાનો હફ્તો,"પ્રીમિઅમ". 3.Value above par or original price. ઉપર ભાવ; વટાવ; ચઢાવો; વધારો. [L. *emo*, I take.]

**Premonish**, *vt.* (પ્રીમૉ'નિશ્) To forewarn. આગળથી ચેતવવું. [L. *moneo*, I remind.]

**Premonition**, *n.* (પ્રીમૉનિ'શન્) Previous warning. આગળથી મળેલી ચેતવણી, ખબર.

**Premonitory**, *a.* (પ્રીમૉ'નિટરી)Giving previous warning,notice. પૂર્વસૂચક; પૂર્વપ્રબોધક.

**Prenotion**, *n.* (પ્રીનો,'શન્)A notice which precedes something else in time. પૂર્વજ્ઞાન.

**Preoccupancy**, *n.* (પ્રીઑ'ક્યૂપન્સી) The act or right of taking possession before another. આગળથી કબજો, ભોગવટો,વહીવટ કo. તે.

**Preccupation**,*n* (પ્રીઑ'ક્યુપે,'શન્) The act of preoccupying. અગાઉથી કરેલો કબજો,ભોગવટો; પૂર્વવ્યવસાય, વ્યગ્રતા.

**Preoccupy**, *vt.* (પ્રીઑ'ક્યુપાઈ) To take possession of beforehand; to prepossess.નો આગળથી કબજો, ભોગવટો કરી લેવો;વ્યગ્ર રાખવું. [L. *capio*, I take.]

**Preopinion**, *n.* (પ્રીઓપિ'નિઅન્) Opinion previously formed. અગાઉથી બાંધેલો અભિપ્રાય. (L. *opinor*, I think.]

**Preordain**,*vt.* (પ્રીઑર્ડે,'ન્) To ordain or appoint beforehand. આગળથી મુકરર, નક્કી, નિર્માણ કo, નીમવું.

**Preordination**, *n.*(પ્રીઑર્ડિને,'શન્) Previous determination. ચોક્કસાઇ; નિર્માણતા.

**Prepaid**, *a.* (પ્રીપે,'ડ્) Given beforehand. આગળથી આપેલું, ભરેલું; ચૂકવેલું.

**Preparation**, *n.* (પ્રેપરે,'શન્) State of readiness. તૈયારી; સજ્જતા. 2. Readiness. કમરબંધી.3. A preparatory act.આગળથી કીધેલો ઉપાય.

**Preparative**, *a.* (પ્રીપૅ'રટિવ) Preparatory. તૈયાર, લાયક થઇ રહેવાય, કરે એવું.*n.* That which prepares. જેથી તૈયાર થઇ રહેવાય, જવાય એવું કંઈ.

**Preparatory**, *a.* (પ્રીપૅ'રટરી) Introductory આગળથી કીધેલું, કરવાનું; પ્રથમ; આદ્ય.

**Prepare**, *vt.* (પ્રીપે,'ર્) To make,get ready. તૈયાર કરી મૂકવું. [L. *paro*, I get ready.]

**Prepay**,*vt.*(પ્રીપે,')To pay before obtaining possession of. આગળથી આપવું.–*n.*–°**ment**. આગળથી પગાર, ચુકવવું તે.

**Prepense**,*vt.*(પ્રી પેન્સ્)To weigh or consider beforehand.આગળથી તોલ,વિચાર કરવો.*a.*Premeditated;aforethought.અગાઉથી વિચાર કરીને કરેલું, ગોઠવી રાખેલું. [L. *pendo*, I weigh.]

**Preponderance,-tion**, *n.* (પ્રીપૉ'ન્ડરન્સ્-રે,'શન્) Superiority of weight, force or power. વધારે ભાર, વજન; પ્રબળ ગૌરવ; પ્રધાનતા.

**Preponderate**, *vt.* (પ્રીપૉ'ન્ડરે,ટ્) To outweigh; to overbalance. વધારે ભારે થવું; નમવું. 2. To exceed in influence or power. વધારે પ્રબળ હોવું. [L. *pondus*, weight.]

**Preposition**, *n.* (પ્રેપોઝિ'શન્) A word employed to connect a noun or pronoun. શબ્દયોગી અવ્યય [L. *pono*, I put.]

**Prepositional**,*a.* (પ્રેપોઝિ'શનલ્) શબ્દયોગીનું, ના જેવું.

**Prepositive**, *a.* (પ્રીપૉ'ઝિટિવ્) Put before; prefixed. આગળ ઠરાવેલું, લગાવેલું.

**Prepossess**, *vt.* (પ્રીપઝે'સ્) To possess beforehand; to preoccupy નો આગળથી કબજો, ભોગવટો કo. 2. To preoccupy as the mind so as to preclude other things. ના મનમાં પહેલાંથી અસર કo; વ્યગ્ર, ગ્રસ્ત કo.

**Prepossession**, *n.* (પ્રીપઝે'શન્) Prior possession. પહેલો કબજો; ભોગવટો. 2. Previous impression,prejudice,bias.પહેલેથી ચોંટી ગએલો ભાવ, આસ્થા, પક્ષપાત.

**Preposterous**, *a.* (પ્રીપૉ'સ્ટરસ્) Having that first which ought to be last; inverted in order. જેમાં પહેલું તે છેલ્લું અને છેલ્લું તે પહેલું; ઉંધું. Foolish. ઉધબુધિયું,મતિહું. 3.Contrary to

nature or reason. વિપરીત;સ્વભાવ,તર્ક વિરૂદ્ધ [L. *posterus*, comingafter.]

**Preposterousness**, *n.* (પ્રીપૉ'સ્ટરસ્નિસ્) The state or quality of being preposterous. ઉંધું ચતું થવું તે; વિપરીતતા; વિચિત્રતા; મૂર્ખતા.

**Prepotency**, *n.* (પ્રીપો,'ટન્સી) Superior power. શ્રેષ્ઠતા; ચઢીઆતાપણું; ઇષ્ટતા.

**Prerogative**, *n.* (પ્રીરૉ'ગટિવ્) An exclusive or peculiar privilege or right. ખાસ હક; વિશેષ સત્તા; અધિકાર. [L. *rogo*, I ask.]

**Presage**, *n.*(પ્રે'સિજ્) A presentiment. આમ થશે એમ મનમાં ઉઠેલો દુર્વિચાર;અગમસંકેત,ઉત્પાત.2. An outward sign. કંઈ ભાવિની નિશાની; ભાવિ ચિહ્ન.*vt.*-(પ્રીસે,'જ્)ભાવિ છે એમ લાગવું,જણાવું. To foretell,to predict.આગળથી સૂચન, અપશુકન ક૦. [L. *sagio*, I perceive quickly or acutely.]

**Presageful**, *a.* (પ્રે'સિજ્ફુલ્) Ominous. દુર્વિચારી; અનિષ્ટ;અપશુકન સૂચક.

**Presbyterian**, *a.*(પ્રેસ્બિટિ'રિઅન્)Pertaining to a presbyter.*n.*ખ્રિસ્તી વડિલ ધર્મગુરૂ,પાદરી સંબંધી. A member of the Presbyterian church. ખ્રિસ્તી મંડળમાંનો એક માણસ.

**Presbyterianism** *n.*(પ્રેસ્બીટિ'રીઅનિઝમ્) ખ્રિસ્તી ધર્મ; રોમન કૅથલિક ધર્મનો એક પંથ.

**Prescience**, *n.* (પ્રે'શ્યન્સ્) Knowledge of events before they take place. ભાવિ,ભવિષ્યજ્ઞાન [L. *scio*, I know.]

**Presbytery**, *n.* (પ્રે'સ્બિટરી) A body of elders in the early Christian Church. ખ્રિસ્તી પાદરીનું ન્યાયમંડળ;દેવળનો પૂર્વ ભાગ.[Gr.*presbys*, an elder]

**Prescribe**, *vt.* (પ્રીસ્ક્રા'ઇબ્) To direct; to appoint;to indicate.બતાવવું;કહેવું;ચીંધવું;નીમવું. *vi.*To dictate.(ચાલવા, વર્તવાનો) રસ્તો બતાવવો, કહેવો 2. (Med.)ઓસડ લખી આપવું.[L. *scribo*, I write]

**Prescript**, *a.* (પ્રીસ્ક્રિ'પ્ટ્) Directed; prescribed; indicated. ચિંધાએલું; જણાવેલું. *n.* Direction. સૂચના; ફરમાન.

**Prescription**, *n.* (પ્રીસ્ક્રિ'પશન્) Direction; appointment. નિર્દેશ; વિધાન; આદેશ. 2. (Med.) prescript. આપેલું. કહેલું; લખી આપેલું ઓસડ.

**Prescriptive**, *a.* (પ્રીસ્ક્રિ'પ્ટિવ્) Acquired by immemorial use and enjoyment. કાયદામાં કહેલી મુદત ઉપરાંતનાં ઘણાં વરસનાં ભોગવટાથી સંપાદન કરેલું; લાંબા ભોગવટા સંબંધી.

**Presence**, *n.* (પ્રે'ઝન્સ્) The state of being present. હાજરી; વિદ્યમાનતા; મોજુદી. 2. Person; personality હજુર;ખુદ;જાત;વ્યક્તિત્વ.P.chamber-room=દિવાનખાનું. P. of mind=સમયસૂચકતા; સાવધાની.

**Present**, *a.* (પ્રે'ઝન્ટ) Being at hand; within reach or call. હાજર; મોજુદ. 2.Now existing. હમણાંનું; ચાલતું; વિદ્યમાન; પ્રસ્તુત; આધુનિક. 3. Instant. તરતનું. 4.Ready.હાજર;પ્રત્યક્ષ. P. time = ચાલતો, વર્તમાન વખત. 2. P. letters or instruments=લેખ; દસ્તાવેજ. 3. Gift. બક્ષિસ; ભેટ; નજરાણું. P. tense=વર્તમાનકાળ.At P.=now.હાલ. For the P.=for the time being.ચાલતો થોડો વખત. *vt.*(પ્રીઝે'ન્ટ)To introduce formally.કોઇની રૂબરૂ,હજુરમાં તેડી લાવવું;ઓળખ કરાવવી 2.Exhibit, offer to view. મોં-આંખ આગળ મૂકવું; પ્રદર્શન કરવું. 3. To deliver. હાથમાં આપવું, સોંપવું, 4. To make a gift of. બક્ષિસ, ભેટ કરવી. 5. To lay before a public body for consideration. રજુ ક૦. 6. To lay before a court as an object of inquiry. તપાસ માટે રજુ કરવું. 7. To aim, point or direct. ની સામે ધરવું; તાકવું; લક્ષ સાધવો. [L. *esse*, to be.]

**Presentable**, *a.* (પ્રીઝે'ન્ટબલ્) Capable of being presented. કોઇની રૂબરૂ, હજુરમાં તેડી જવા લાયક; કહેવા, ધરવા યોગ્ય; નિવેદનીય.

**Presentation**, *n.* (પ્રીઝેન્ટે,'શન્) A setting forth; an offering. નિવેદન; ગુજારણી 2. Exhibition. (તમાશો-રમત) કરી-રમી બતાવવું તે. 3. ઔરૂં કપાતું હોય તે વખત ગર્ભદ્વારને સંબંધે બાળકે રહેલાં, પડેલાં હોવું તે; બાળકની સ્થિતિ. Cross P.=આડું પડી ગએલું હોવું તે; વક્રસ્થિતિ. P. of an oblation= બલિદાન. 4. A present; a gift. બક્ષિસ; ભેટ.

**Presentiment**, *n.* (પ્રીઝે'ન્ટિમન્ટ) Previous sentiment or apprehension. આમ થશે એમ આગળથી મનમાં આવી ગએલો વિચાર; અગમભાસ.2. Anticipation of evil.માઠી વાત મનમાં આવવી તે; અનિષ્ટસૂચન, સંકેત.

**Presently**, *adv.* (પ્રે'ઝન્ટલી)Instantly. તરતનું તરત; તરતજ; તત્કાળ. 2. Before long; after a while. થોડી વારમાં; જરા રહીને.

**Presentment**, *n.* (પ્રી'ઝેન્ટમન્ટ) The act of presenting. ધરવું, રજુ ક૦ તે; નિવેદન; ગુજારણી. P. of a bill of exchange. હુંડીનો દેખાડ.

**Preservation**, *n.*(પ્રીઝરવે,'શન્) The act of preserving; safety;security.રક્ષણ;જતન;પાલન.

**Preservative**, *a.* (પ્રીઝ'ર્વેટિવ્) Having the power of preserving. બગડે, કોહે નહિ એવું. *n.* That which preserves; a preservative agent. બચાવ, રક્ષણ કરનાર-નો ઉપાય.

**Preserve**, *vt.* (પ્રીઝ'ર્વ્) To guard or defend from evil; to protect. બચાવવું; જાળવવું; સંભાળવું. 2. To save from corruption. બગડવા

ન દેવું; બગડતું સમાલવું; મુરબ્બો, અથાણું ક૦. 3. To keep throughout (જેની આકૃતિ) ઠેકાણે રાખવી. *n.* મુરબ્બો, અથાણું [L. *servo*, I keep.]

**Preserver,** *n.* (પ્રીઝ'વ'ર) One who preserves from destruction. બચાવનાર; તારનાર.

**Preside,** *vi.* (પ્રીઝા'ઈડ્) To occupy the place of authority. પ્રમુખ, સરનશીનનું કામ ક૦. 2. To watch over. અધ્યક્ષપણું ક૦. દેખરેખ રાખવી. [L. *sideo*, I sit.]

**Presidency,** *n.* (પ્રે'ઝિડન્સી) The function or condition of one who presides. પ્રમુખતા,પદ 2. The office of a president. પ્રેસિડન્ટ, રાજ્ય નિયંતાપણું. 3. The jurisdiction of a president or governor. ઈલાકો.

**President,** *n.* (પ્રે'ઝિડન્ટ્) The presiding officer. પ્રમુખ; અધ્યક્ષ; સરનશીન.

**Presidential,** *a.* (પ્રેઝિડે'ન્શલ્) Presiding or watching over. પ્રમુખ. અધિષ્ઠાતાનું.

**Presidentship,** *n.* (પ્રે'ઝિડન્ટ્શિપ) The office, also the term of a president. રાજ્યનાયકી; તંત્રી, પ્રમુખપદ; તેનો સમય.

**Presignify,** *vt.* (પ્રીસિ'ગ્નિફાઇ) To intimate beforehand. આગળથી કહી બતાવવું.

**Press,** *vt.* (પ્રેસ્) To compress. દાબવું; ચાંપવું; ઠાંસવું-થી દબાતાં જવું. 2. To squeeze. નિચોવવું. (paper or cloth &c.) સાંચા કે બીજા ઓજારથી દાબીને લીસું ક૦. ચપટવું 3. To hug. જોરથી ભેટવું. 4. To distress (with poverty). ભીડાઇ, સપડાઇ જવું. 5. To impulse by importunity. આગ્રહ કરીને આપવું; ગળે ઘાલવું; ભેરવવું. 6. To urge by authority or necessity. સપડાવવું; સપાટામાં લેવું, ઉપર ધાઇ પાડવી. To be pressed. સપડાએલાં હોવું; સપાટા-ઘેરામાં આવવું. 7. To solicit with importunity. ને ભીડ ઘાલવી; વળગવું. આગ્રહ ક૦.8. To urge on (a horse &c.) ખૂબ દાબીને હાંકવું, ચલાવવું. 9. To enforce (a truth, conviction &c.) મનાવવા, મનમાં ઉતારવાનું બહુ ક૦.ઠસાવવું. 10.To force into service વેઠે પકડવું. *vi.* To exert pressure. જોરથી પહોંચવું; દાબવું.2. To crowd.ઘેરવું.3. To bear onward forcibly. ધસ્યાં ચાલ્યાં જવું; બળ કરીને આવવું, આવ્યા કરવું. *n.* An apparatus by which any substance is pressed દાબવાનો સંચો. 2. Printing P.= છાપવાનો સંચો; છાપખાનું; પ્રેસ. 3. The art or business of printing and publishing. છાપવાનું કામ, પ્રગટ કરવાનું. Printed publications; newspapers. લેખ; છાપાં;વત માનપત્રો.4. Urgent demands of business; urgency. ભરાવો; ભીડ;ધાઈ.Liberty of the press=છાપખાનાની છૂટ, સ્વતંત્રતા. [L. *premo*, I press.]

**Pressing,** *a.* (પ્રે'સિંગ્) Urgent; exacting. અકળાવનારું; તાકીદનું; આગ્રહ ભરેલું.

**Pressure,** *n.* (પ્રે'શર્) The act of pressing; compression. દાબવું, ચાંપવું તે, ભાર. 2. A constraining force. દબાણ. 3. Affliction. પીડા; ભીડ. 4.Urgency. ઘણું કામ.5.Impression. છાપ.

**Prestige,** *n.* (પ્રેસ્ટી'સ્ઝ્) Influence derived from past success. મોભો; ગૌરવ; પ્રતિષ્ઠા; આબરૂ; છાપ. [L. *praestringo*, I dazzle.]

**Presto,** *adv.* (પ્રે'સ્ટો) Quickly. જલદી; ઉતાવળાં; એકદમ.

**Presumable,** *a.* (પ્રીઝ્યૂ'મબલ્) That may be presumed or supposed to be true. અનુમાન કરવા લઇ, જવા યોગ્ય; ખરૂં માનવા લાયક.

**Presume,** *vi.* (પ્રીઝ્યૂ'મ્) To assume or to take beforehand. સંભવ ઉપરથી ખરૂં માનવું 2. To infer. અનુમાન ક૦. *vi.* To venture without positive permission. મર્યાદા મૂકીને ચાલવું, બોલવું; આગળ વધીને બોલવું. 2. To be overconfident. અતિશય ભરોસો રાખવો; બહુ બેધડક રહેવું;ફાંકો રાખવો; ઉદ્ધત થવું [L. *sumo*, I take].

**Presuming,***a.*(પ્રીઝ્યૂ'મિંગ્) Presumptuous; unreasonably bold. હદપાર જનાર; મર્યાદા મૂકી ચાલનાર; અભિમાની; ઉદ્ધત.

**Presumption,** *n.* (પ્રીઝ'મ્શન્) The act of presuming or believing upon probable evidence. અનુમાન; તર્ક 2. Arrogance; affrontery. અહંકાર; શેખી; તોર; ગુમાન. P. of fact.= પુરવાર થએલી હકીકત ઉપરથી તેના સંબંધ બીજી હકીકત ખરી છે એમ માનવું તે.P. of law=કાયદાએ કરેલું અનુમાન.

**Presumptive,** *a.* (પ્રીઝ'મ્ટિવ્) Grounded on probable evidence. અનુમાનસિદ્ધ P. heir, heir P'=સંભાવિત સ્થાનાધિકારી.વારસ ગાદી વારસ.

**Presumptuous,** *a.* (પ્રીઝ'મ્ચ્યુઅસ્) Arrogant; insolent; rash. ઉદ્ધત; અભિમાની; ગુમાની. 2. Founded on presumption. અમર્યાદ; અભિમાન ભરેલું; અનુમાનિત; માની લીધેલું.

**Presuppose,** *vt.* (પ્રીસપો'ઝ્) To suppose beforehand. આગળથી કલ્પના. ભાવના ક૦.

**Pretence,** *n.* (પ્રીટે'ન્સ્) A false or hypocritical appearance. ખોટો દેખાવ; ડોળ 2. An act of pretending. ખોટું બહાનું બતાવવું તે.

**Pretend,** *vi.* (પ્રીટે'ન્ડ) To feign.નો ડોળ ક૦. 2. To plot. પ્રપંચ, કાવતરૂં ક૦. 3. To exhibit as a veil for something hidden. ઢોંગ ક૦. 4. To lay a claim to નો હક, દાવો ક૦. નું અભિમાન ધરાવવું. *vi.* To allege a title. હક, દાવો ક૦. [L. *tendo*, I stretch.]

**Pretender,** *n.* (પ્રીટે'ન્ડર્) One who pretends. ડોળ, ઢોંગ, દાવો કરનાર.

**Pretension,** *n.* (પ્રીટે'ન્શન્) The act of pretending. ડોળ. હક, દાવો રાખવો તે. 2. A claim. હક, દાવો.

**Pretentious,** *a.* (પ્રીટે'ન્શ્યસ્) Full of pretension; assuming. ફાંકો. ફુલ, દાવો કરનારૂં; ડોળી.

**Preterite,** *n.* (પ્રે'ટરિટ્) The past tense. ભૂતકાળ; પૂર્ણભૂતકાળ [L. *proeter*, beyond; *eo*, I go.] *a.* ભૂતપૂર્વ; થઇ ગએલું.

**Preternatural,** *a.* (પ્રીટરનૅ'ચરલ્) Different from what is natural; abnormal. અદ્ભુત; વિચિત્ર; તરેહવાર

**Pretext**. *n.* (પ્રી'ટેક્સ્ટ્) Pretence; excuse બહાનો;ઢોંગ;મિષ;નિમિત્ત;આભાસ.[L.*texo*, I weave.]

**Pretty,** *a.* (પ્રિ'ટી) Handsome; elegant. સુશોભિત; સુંદર. 2. Small; diminutive. નાનું; નાજુક. 3. અનિષ્ટ; હદપાર. *adv.* In some degree; moderately. થોડુંઘણું; થોડેઘણે અંશે.

**Prevail,** *vi.* (પ્રીવે,'લ્) To be predominant; to extend over with force. અમલમાં હોવું; તું જોર ચાલવું; 2. To overcome; to gain the advantage. ફાવવું. 3. To persuade. મનાવવું; સમજાવવું. [L. *valeo*, I am strong.]

**Prevailing,** *a.* (પ્રીવે,'લિંગ્) Prevalent. ચાલતું; પસરતું. 2. Efficacious. લાગુ થઇ ગએલું;અસરકારક

**Prevalence,** *n.* (પ્રે'વૅલન્સ્) The state of being prevalent. પ્રબળ ફેલાવો; પ્રચાર; વાવર; વાયરો; ચ્હડીયાતાપણું; સત્તા.

**Prevalent,** *a.* (પ્રે'વૅલન્ટ્) Prevailing. ચાલુ; જોર પકડનારૂં; પ્રબળ 2. Most generally received. બહુ લોકના માનમાં આવેલું; રૂઢ; ચાલતું.

**Prevaricate,** *vi.* (પ્રીવૅ'રિકેટ્) To undertake a thing falsely and deceitfully. કંઇ વાત નાબુદ કo; ને માથે જોહોરી લેવી. *vt.* To equivocate. બે મોઢે બોલવું; બે વચની થવું. [L. *varico*; I straddle]

**Prevarication,** *n.* (પ્રીવૅરિકે,'શન્) A deviation from the truth and fair dealing. જવાબ દેવામાં આડા ફાટવું તે;ગુલાંટ;સંદિગ્ધ વચન.

**Prevaricator,** *n.* (પ્રીવૅ'રિકેટર્) One who prevaricates. જવાબમાં આડો ફાટનાર. 2. A sham dealer. ફુટી જનાર; તરકટ કરનાર.

**Prevent,** *vt.* (પ્રીવે'ન્ટ્) To hinder. રોકવું; અટકાવવું; અડચણ કo. [L. *venio*, I come.]

**Prevention,** *n.* (પ્રીવે'ન્શન્) The act of going before; obstruction. અટકાવ; પ્રતિબંધ; નિવારણ; વારણ.

**Preventive,** *a.* (પ્રીવે'ન્ટિવ) Tending to defeat. થાય જ, બને જ નહિ એવું, ફરીથી ઉબળે નહિં એવું કરવું;નિવારક;અટકાવતું. *n.* That which prevents. નુકસાન, રોગ થાય નહિં, ઉભળે નહિં એવો ઉપાય, ઓસડ.

**Previous,** *a.* (પ્રી'વિઅસ્) Going before; antecedent. અગાઉનું; પૂર્વનું; પહેલાનું. [L. *via*. the way.]

**Previously,** *adv.* (પ્રી'વિઅસ્લિ) Beforehand; antecedently. આગળથી; અગાઉ; પૂર્વે.

**Prevision,** *n.* (પ્રીવિ'ઝ્હન્) Foresight. અગમચેતી.

**Prey,** *n.* (પ્રે) That which is seized by animals. શિકાર; ભક્ષ્ય. 2. Spoil. લૂટ. *vi.* (On, upon) to take booty; to pillage. લુટવું; ખાવું; ફોરવું. 2. શિકાર કo. [L. *proeda*, plunder.]

**Price,** *n.* (પ્રાઈસ્) Cost; value. કિંમત; મૂલ્ય; મૂલ. *vt.* To pay the price of. કિંમત આપવો. Market P. = બજારભાવ. P. list = ચાલતા ભાવની યાદી. [L. *pretium*, I buy.]

**Priceless,** *a.* (પ્રા'ઈસલિસ્) Invaluable. અમૂલ્ય.

**Prick,** *vt.* (પ્રિક્) To drive a fine point. ભોકવું; કોચવું; વીંધવું. 2. To fix by the point. ખોસી દેવું. 3. To spur. આર, એડી મારવી. 4. To sting, as with remorse. ખટકો, ડંખ લગાડવો. *vi.* To be punctured, pained. દરદ થવું; કળતર, કાણું થવું. *n.* A goad; a point. આર; કાંટો. 2. That which pricks. સરાક; ફાંસ. 3. Remorse. ખટકો, (મનમાં પેસી રહેલું) સાલ, ચટકો; ચણચણાટ. 4. (કોચવા-ભોંકાવાથી પડેલું) કાણું; છિદ્ર; જ્હે. **Pin-P.s** = ટાંચણીના ઘોંચા; ન્હાનાં ન્હાનાં માઠાંસાઠાં, અપમાન, આપત્તિ.

**Prickle,** *n.* (પ્રિ'કલ્) A little prick. કાંટો. 2. A kind of willow basket એક જાતની વાંસની ટોપલી. *vt.* To prick slightly. ધીમે ઘોંચવું.

**Prickly,** *a.* (પ્રિ'કલી) Full of sharp points. કાંટાવાળું; ખૂંચે તેવું.

**Pride,** *n.* (પ્રાઇડ્) Splendour; splendid show; pomp. ભપકો; ઠાઠ, 2. Inordinate self-esteem; an unreasonably high opinion of one's self. અભિમાન; ગર્વ; મદ; દંભ. 3. A noble selfesteem. સદભિમાન; સ્વમાન; ખુમારી; ખમીર. *vt.* To value one's self; to rate highly. અભિમાન કરવું, ધરાવવું; મ્હોટાઈ માનવી-મારવી, બેડસાઇ, પતરાજી કરવી.

**Prideful,** *a.* (પ્રા'ઈડ્ફુલ્) Full of pride; insolent; scornful. અહંકારભરેલું; ઉદ્ધત.

**Prie-dieu,** *n.* (પ્રીડ્યૂ'ર્) Kneeling-dask. ઘુંટણીએ પડવાની, પ્રાર્થના બાજઠ.

**Priest,** *n.* (પ્રીસ્ટ્) A presbyter or elder; a minister. બિશપથી ઉતરતા અને ડીકનથી ચડતા દરજ્જાનો પાદરી. Family P. = કુલાચાર્ય; કુલગુરૂ; ગોર.

**Priest-craft,** *n.* (પ્રી'સ્ટ ક્રૅફ્ટ્) Priestly policy. ધર્માધિકારીઓની લુચ્ચાઈ, પ્રપંચ; મંડળ, ધંધો; ધર્મકાપટ્ય.

**Priesthood,** *n.* (પ્રી'સ્ટ્હુડ્) The office or character of a priest. ધર્માધિકારીપણું, ની પદ્ધી; પુરોહિતવૃત્તિ, મંડળ.

**Priestly,** *a.* (પ્રી'સ્ટલી) Pertaining to a priest; sacerdotal. ધર્માધિકારીના જેવું; વિધિ સંબંધી.

**Prig,** *vi.* (પ્રિગ્) To haggle about the price of a commodity. માલની કિંમત કરાવવામાં રકઝક કo. *n.* A conceited fellow. અહંકારી માણસ; ચોર; ડોળઘાલુ.

**Priggish,** *a.* (પ્રિ'ગિશ્) Like a prig. તોછડું; ચપઓલો.

**Prim,** *a.* (પ્રિમ્) Formal; precise. યથાવિધિ ચાલનાર; અતિશય ચોક્કસ; ચાપલુસિયું; સિંધું. *vt.* To deck with great nicety. શણગારવું; ટાપટીપ કo. [L. *primus*, first].

**Primacy,** *n.* (પ્રા'યૂમસી) The office or rank of a primate. મુખ્ય ધર્માધ્યક્ષની જગો.

**Primage,** *n.* (પ્રા'યૂમિજ્) A charge in addition to a freight. માલના નુર, ભાડા ઉપરાંત માલધણી વહાણના કપ્તાનને આપે છે તે લવાજમ.

**Primary,** *a.* (પ્રા'યૂમરી) First in order of time. મૂળ; પ્રથમ; પહેલું. 2. First in order; as being preparatory to something higher. પ્રાથમિક; શરૂઆતનું. 3. Chief. મુખ્ય. *n.* A primary meeting. મૂળ, પ્હેલી સભા. [L. *primus*, first.]

**Primate,** *n.* (પ્રા'ઇમિટ્) The chief ecclesiastic in a national church. મુખ્ય ધર્માધ્યક્ષ. °**macy**. તે પદ.

**Prima-donna,** *n.* (પ્રિ'મેડૉના) મુખ્ય નાયિકા, ગાયન કરનારી.

**Prima-facie,** *adv. a* (પ્રા'યૂમાફે,શિઇ) પ્હેલા પુરાવાથી; રીતસરની તપાસ પ્હેલાં; તાત્કાલિક; પ્રાથમિક.

**Prime,** *a.* (પ્રાઇમ્) The first in order of time. મૂળનું. 2 First in rank. પહેલા વર્ગનું; મુખ્ય. 3. Early blooming. ખીલતું; પ્રથમાવસ્થાનું. P. factor = a factor which is a P. number. મૂલાંક; અન્વય ન પાડી શકાય એવું પદ. P. minister = the responsible head of a ministry. મુખ્ય પ્રધાન. *n.* The first part; the dawn. ઉદયકાળ; પ્રથમાવસ્થા; પ્રાતઃકાલ; સૂર્યોદય વખત. 2. Youth. ભર જુવાની; જોબન; પુર જુવાનીનું જોર. 3. પુર બહાર. 4. The best part. સારામાં સારો ભાગ; ઉત્તમોત્તમ અંશ. 5. પટ્ટા વગેરેના ખેલમાં પ્હેલી બાજી, ઘાઝીલવાની, બચાવની વિધિ. 6. A P. number. મૂલાંક. *vt.* To apply priming to, as a cannon. બંદુકમાં રંજક પૂરવી. 2. To lay hte first colour, as in painting. રંગનો પીછો મારવો; પ્હેલો હાથ દેવો.

**Primer,** *n.* (પ્રા'ઇમર) A small elementary book for teaching children to read and to spell. પ્હેલી ચોપડી; બાળપોથી; પ્રાઇમર. 2. A prayer-book. પ્રાર્થના પોથી; ધર્મનું પુસ્તક.

**Primero,** *n.* (પ્રા'ઇમરો) A game at cards. ગંજીફા, પાનાંની એક જાતની રમત.

**Primeval,** *a.* (પ્રાઇમી'વલ) Primitive; pristine; original. અસલનું; પુરાણું; જુના કાળનું; પ્રથમનું.

**Primigenial,** *a.* (પ્રાઇમીજી'નીઅલ્) First born; original. પહેલું જન્મેલું; અગાઉનું; અસલનું.

**Priming,** *n.* (પ્રા'ઇમિન્ગ્) Powder in the pan of a gun. તોટીનો દારૂ; રંજક જામગીરી.

**Primitial,** *a.* (પ્રિમિ'શલ્) Belonging to the first production. પહેલા પાક, ઉત્પન્ન, ફળ સંબંધીનું; મૂળનું; આદિનું; શરૂઆતનું.

**Primitive,** *a.* (પ્રિ'મિટિવ્) Formal; original; primray. શરૂઆત, આરંભનું; અસલ; પુરાણું; અણઘડ. **P. colours** = મૂળ રંગ. *n.* An original word. સિદ્ધ શબ્દ.

**Primitiveness,** *n.* (પ્રિ'મિટિવનિસ્) Antiquity; the state or quality of being original. પ્રાથમિક, શરૂઆતી. પુરાણું હોવું તે.

**Primness,** *n.* (પ્રિ'મનિસ્) Stiffness; preciseness. ખુબ ચીપચાપ; ઠીકઠાકપણું; અક્કડતા; ઇસ્કીટાટ.

**Primogenial,** *a.* (પ્રાઇમોજી'નિઅલ) Original; first born; primary. પહેલી ઉત્પત્તિનું; પહેલું જન્મેલું.

**Primogeniture,** *n.* (પ્રાઇમોજે'નિચર) The right of inheriting to the eldest son વડિલ હક; મોટા દિકરાનો વારસાનો હક.

**Primordial,** *a.* (પ્રાઇમૉ'ર્ડિઅલ્) Original; primary; existing from the beginning. મૂળનું; અસલનું; પુરાણું.

**Primus,** *a.* (પ્રા'ઇમસ્) પ્હેલો. *n.* Stove. સ્ટવ.

**Prince,** *n.* (પ્રિન્સ્) The son of a king; the issue of a royal family. શાહજાદો; કુંવર; યુવરાજ; પાટવી પુત્ર. 2. A sovereign; a king. રાજા; પાદશાહ. **Prince of Wales** = અંગ્રેજ પાટવી પુત્ર; યુવરાજ. [L. *primus*, first & *capio*, I take].

**Prince,** *vi* (પ્રિન્સ્) To take state. રાજ્ય લેવું; ગાદી મેળવવી. *n.* **Princedom** = શાહજાદા, પાટવી પુત્રનો મુલક; રાજ્ય.

**Princely,** *a.* (પ્રિ'ન્સલી) Royal; regal; belonging to a prince. રાજાનું; રાજશાહી; પાદશાહી. 2. August; majestic. ભવ્ય; વૈભવ, પ્રતાપશાળી. 3. Large; munificent. ઉદાર; મ્હોટું.

**Princess,** *n.* (પ્રિ'ન્સિસ્) The daughter of a king; a female prince. રાણી; શાહજાદી; કુંવરી; રાજપુત્રી. 2. The consort of a prince. રાજપત્ની; રાણી; રાજમાતા.

**Principal,** *a.* (પ્રિ'ન્સિપલ્) Chief; highest in rank. મુખ્ય; મોટું; પ્રધાન. 2. The head of a college. પ્રિન્સિપાલ; કૉલેજનો ઉપરિ

મુખી; વડો; આગેવાન. 3. One who employs another for his work; an abettor. શેઠ;ઉપરિ; માલિક, ધણી; ઉશ્કેરનાર; ગુન્હામાં મુખ્ય જોડીઓ. 4. A sum of money. મુદ્દલ; નાણું.

**Principality**, *n.* (પ્રિન્સિપૅ'લિટી) Sovereignty; supreme power. કુલ સત્તા; હકુમત. 2. The country belonging to a prince. દેશ; મુલક; રાષ્ટ્ર. 3. Superiority. ઉંચાપણું; ઉત્તમતા.

**Principally**, *adv.* (પ્રિ'ન્સિપલી) In a principal way or manner. વિશેષ; મુખ્યત્વે કરીને; ઘણું કરીને.

**Principate**, *n.* (પ્રિ'ન્સિપે,ટ્) Supreme rule. પૂર્ણ સત્તા; હકુમત; કબજો.

**Principle**, *n.* (પ્રિ'ન્સિપલ્) Primordial substance. હેતુ; બીજ; કારણ. 2. Constituent part. ભાગ; અંગ; વસ્તુ. 3. A source of origin. મૂળ; કારણ; ઉત્પત્તિ. 4. A maxim. સૂત્ર; નિયમ; ધોરણ; સિદ્ધાંત; નીતિ; રીતિ.

**Prink**, *vi.* (પ્રિન્ક્) To dress for show. ખોટો દેખાવ કરવા માટે સારાં કપડાં પ્હેરવાં; શણગારવું.

**Print**, *vt.* (પ્રિન્ટ્) To mark by pressing one thing upon another. છાપવું; સીક્કો, છાપ મારવી. 2. To impress anything. છાપ મારવી. 3. To stamp. દાબવું; ઠોકવું. *vi* To practise the art of typography. છાપવાનો ધંધો કરવો. 2. To publish anything. છાપવું. **P. of a wheel**=ચીલો. [L. *premo*, I press.]

**Print**, *n.* (પ્રિન્ટ્) A newspaper. ચોપાનીઉં; છાપું; વર્તમાનપત્ર. 2. Printed letters. છાપેલા પત્રો. 3. છાપેલું ચિત્ર. **Out of P.** આકૃતિ ભંગ થએલું; છપાતું બંધ થએલું.

**Printed**, *a.* (પ્રિ'ન્ટિડ) Indented; pressed. છપાએલું; છાપ પડેલું.

**Printer**, *n.* (પ્રિ'ન્ટર્) One who prints. છાપનાર. 2. A compositor. બીબાં ગોઠવનાર.

**Printing**, *n.* (પ્રિ'ન્ટિંગ્) Art or act of printing. છાપવું તે; છાપવાની કળા.

**Prior**, *a.* (પ્રા'યર્) Previous; former; primary. પ્હેલું; આગલું. **P. existene**=પૂર્વ જન્મ. *n.* The superior of a convent of monks. 'ઍબટ'થી ચઢતો મઠાધિકારી.

**Priority**, *n.* (પ્રાયૉ'રિટી) Precedence in rank. અગ્રતા; ઉંચી પદ્વી; ચઢીઆતાપણું.

**Priory**, *n.* (પ્રા'યરી) A convent of which a prior is the superior. પ્રાયરનો મઠ; આશ્રમ.

**Prism**, *n.* (પ્રિ'ઝમ્) A solid whose ends are similar and whose sides are parallelograms. સમપાદઘન; હીરાકાચ; ઝુમ્મર કાચ.

**Prismatic**, *a.* (પ્રિઝમૅ'ટિક) Pertaining to a prism. સમપાદઘન; ત્રિપાર્શ્વ કાચનું; સપ્ત, સાત (જાંબુડો, નીલ કે આસ્માની, ભૂરો કે ગુદ્ધો લીલો, પીળો, નારંગી અને લાલ રંગ); ઝુમ્મર કાચમાંથી દેખાતા.

**Prison**, *vt.* (પ્રિ'ઝન્) To confine; to enchain; to captivate. પુરી દેવું; બંધ કરવું; ગોંધવું. [L. *prehendo*, I captivate.]

**Prison**, *n.* (પ્રિ'ઝન્) Any place of confinement or restraint. તુરંગ; જેલ; બંધીખાનું; કારાગૃહ.

**Prisoner**, *n.* (પ્રિ'ઝનર્) A man who is arrested. કેદી; કારાગૃહવાસી; બંધીવાન. 2. An accused person. ગુન્હેગાર; તહોમતદાર.

**Prison-house**, *n* (પ્રિ'ઝન-હાઉસ્) A jail. કારાગૃહ; બંદીખાનું; જેલ.

**Prisonment**, *n.* (પ્રિ'ઝનમન્ટ્) Imprisonment. કેદ; શિક્ષા; સજા.

**Pristine**, *a.* (પ્રિ'સ્ટાઇન્) Primitive; original; first. પ્રાચીન; અગાઉનું; પુરાણું; અસલ.

**Prithee**, *interj.* (પ્રિ'ધી) A corruption of **pray thee**=હું તમને (વિનંતપૂર્વક, આજીજીથી) પુછું છું કે:—

**Privacy**, *n.* (પ્રા'યવસી) Solitude; retirement; retreat. એકાંત વાસ; અરણ્યવાસ. 2. Secrecy. ગુપ્તતા; ખાનગીપણું.

**Private**, *a.* (પ્રા'ઇવેટ) Not publicly known; not open. ખાનગી; ભેદી; ગુપ્ત. 2. Solitude. એકાંત. **P. aparment**=A harem. અંતઃપુર; સ્ત્રીઓનો ખાનગી ઓરડો. **P. parts**=ઉપસ્થ; ગુહ્યસ્થાન. 3. Not invested with public offices. ખાનગી; એક વ્યક્તિ તરીકેનું; અંગત. *n.* A common soldier. સૈનિક. [L. *privo*, I deprive.]

**Privateer**, *n.* (પ્રાઇવે,ટી'ર્) An armed private vessel which bears the commission of the sovereign power to cruise against the enemy. લડાઇની વખતે શત્રુના વેપારને હરકત કરવાને યુદ્ધ સામગ્રી સાથે ફેરવ્યા કરવાની સરકાર તરફથી રજા મળેલું ખાનગી વહાણ; તેનો કપ્તાન.

**Privately**, *adv.* (પ્રા'યવટલી) Not publicly. ખાનગી રીતે; છાનામાના. 2. Personally; not officially. જાત સંબંધી; ખાસ; બિન અમલદારી, અંગત રીતે.

**Privation**, *n.* (પ્રાઇવે,'શન્) The act of taking away. લઇ, ખુંચી, છીનાવી લેવું તે. 2. Destitution; need. તંગી; દરિદ્રતા; અભાવ.

**Privative**, *a.* (પ્રિ'વેટિવ્) Causing privation. તંગી પાડે એવું. 2. Implying privation. અભાવસૂચક, દર્શક. *n.* A term indicating the absence of any quality which might be naturally expected. સ્વાભાવિક રીતે જરૂર છે તેવા ગુણનું નાસ્તિત્વ બનાવનાર સંજ્ઞા; પરોક્ષ વસ્તુ; નકારદર્શક ઉપસર્ગ.

**Privilege**, *n.* (પ્રિ'વિલિજ્) A prerogative; any peculiar benefit or advantage enjoyed

by a person; company or society beyond the common advantages of other citizens. સદર પરવાનગી; ખાસ હક. *vt.* To authorize; to invest with a peculiar right. ખાસ હક, છુટ આપવી. 2. To exempt. ને માફી આપવી. [L. *privus*, private; *lex, legis*, law.]

**Privileged** *a.* (પ્રિ'વિલિજ્ડ્) Invested with a privilege; granted a peculiar right of. માફી બક્ષેલું;ખાસ હક અપાએલું;સંરક્ષિત;ટીલું લાવેલો.

**Privity**, *n.* (પ્રિ'વિટી) Privacy; confidence; secrecy.ખાનગી;ભરોસો.A private knowledge. માહીતગારી; ખાનગી બાતમી.

**Privy**, *a.* (પ્રિ'વી) Secret; private. ખાનગી. 2. Privately knowing. અંદરખાનેથી વાકેફ. P. seal, signet = રાજાએ પોતે આપેલાં બક્ષીસપત્રો વગેરે ઉપર મારવાની સીલ, મહોર, છાપ. *n.* A part taker. ભાગીદાર; ભાગીઓ. 2. A necessary house. જાજરૂ; પાયખાનું; સંડાસ. **P. council** = રાજમંત્રી, વરિષ્ઠ ન્યાય સભા, મંડળ.

**Prize**, *n.* (પ્રાઇઝ્) That which is taken from the enemy in war; booty. લુટ. 2. That which is obtained or offered as the reward of a competitive contest. ઇનામ; બક્ષીસ; ઉપાયન; સરપાવ. *vt.* To price; to set a value to. કિંમત ક૦, ઠરાવવી. 2. To value highly. બહુ કીમતી ગણવું. To make P. of = to capture. પકડવું. [L. *prehendo*, I take.]

**Prize-fighter**, *n.* (પ્રા'ઇઝ્-ફાઇટર્) One who fights for a prize publicly; a competitor. ઈનામ માટે લડનાર; હરીફ.

**Prize-list**, *n.* (પ્રા'ઇઝ-લિસ્ટ્) A list of prizes. કિંમતનું, ઇનામનું લિસ્ટ.

**Prize-money**, *n* (પ્રા'ઇઝ્-મની) A dividend from the proceeds of a captured vessel &c. paid to the captor. લુટમાં આવેલા નાણુંનો ફાળો; ભાગ, હિસ્સો.

**Pros-and-cons**, *n.* ( પ્રૉસ્ ઍન્ડ્ કૉન્સ્ ) The arguments on either side. વિરૂદ્ધાવિરૂદ્ધ; બન્ને પક્ષ; તરફેણમાં અને વિરૂદ્ધ દલીલો, કારણો.

**Probability**, *n.* (પ્રૉબૅબિ'લિટી) Likelihood; that which seems to be true. સંભવ; સંભવિતપણું; ભરોસાપાત્રતા. [L. *probo*, I prove.]

**Probable**, *a.* (પ્રૉ'બબલ્) Capable of being proved. બનવા જેવું; શક્ય. 2. Having more evidence for than against. શક્ય; સંભાવ્ય.

**Probably**, *adv.* ( પ્રૉ'બબ્લી ) Likely. ઘણું કરીને; સોનવ્વાણું વસા; સંભવ જોતાં.

**Probate**, *n.* (પ્રો,'બેટ્) Proof; official proof that an instrument purporting to be a will or testament of a person deceased is indeed his lawful act. વસીઅતનામાના ખરાપણા વિષેનો પુરાવો; મૃત્યુલેખનું પ્રમાણપત્ર. *vt.* To obtain the official approval of a will or testament. વસીઅતનામાના ખરાપણાનું કોરટનું સરટીફીકેટ મેળવવું.

**Probation**, *n.* (પ્રોબે,'શન્) The act of proving; proof. સાબીત કરવું તે; સાબીતી. 2. Any proceeding designed to ascertain truth to determine character &c; trial; testing. અજમાયશ; કસોટી; પરીક્ષા.

**Probationary**, *a.* (પ્રોબે'શનરી) Relating to probation. અજમાયશી; કામ, વર્તણુક કસી જોવાને માટે આપેલું, સોંપેલું.

**Probationer**, *n.* (પ્રોબે,'શનર્) A novice. અજમાયશ ઉપર રાખેલું માણસ; પરીક્ષક.

**Probative**, *a.* ( પ્રો'બટિવ્ ) Serving for trial or proof; probationary. અજમાયશ તરીકે કામ કરતું.

**Probe**,*n.*(પ્રો,બ્)An instrument for examining wounds, ulcers &c. (ઘા, નાસુર, પિશાબ વગેરેમાં મૂકવાની) સળી. *vt.* To examine with a probe. સળી મૂકી તપાસવું; કસી-ચકાસી જોવું.

**Probity**, *n.* (પ્રૉ'બિટી) Honesty; sincerity; uprightness; rectitude. પ્રમાણિકપણું; ચોખ્ખી દાનત; નેકી; ઈમાનદારી.

**Problem**, *n.* (પ્રૉ'બ્લમ્) A question proposed for solution or decision. પ્રશ્ન; સવાલ. A matter difficult of solution; dispute; unsettlement.શક ભરેલી,તકરારી વાત;ફૂટ પ્રશ્ન;મુશ્કેલી. 2.Anything which is required to be done. કૃત્ય; બીજ, અક્ષરગણિતમાંનો એક જાતનો દાખલો. [Gk. *pro*; *ballo*, I throw.]

**Problematic-cal**, *a.* ( પ્રૉબ્લિમૅ'ટિક્-કલ્ ) Having the nature of a problem; doubtful; disputable; unsettled. શક, સંદેહ ભરેલું; અનિશ્ચિત; સંદિગ્ધ; ફૂટ; કોયડા જેવું.

**Problematically**, *adv.* (પ્રૉ'બ્લિમૅ'ટિકલી ) Doubtfully; uncertainly. અનિશ્ચિતપણે; શકથી; મુશ્કેલીથી.

**Problematist**, *n.*(પ્રૉ'બ્લિમટિસ્ટ્) One who proposes problem. શંકા, સંદેહ ભરેલી વાતો પુછનાર; ફૂટ પ્રશ્ન વિચારનાર, માં હોંશીયાર.

**Problematize**, *vt.* (પ્રૉ'બ્લિમટાઇઝ્) To propose problem. શંકા ભરેલી વાતો પુછવી; કઠણ સવાલ મૂકવા.

**Proboscis**, *n.* (પ્રબૉ'સ્સિસ્)A hollow organ attached to the head of various animals; a snout. સુંઢ.

**Procedure**, *n.* (પ્રોસી'ડ્ય-ઝ્ર્) The act of proceeding; progress. ચાલ; ગતિ. 2. (The

manner); operation; management; conduct. કામ ચલાવવાની રીત; વહીવટ; ક્રમ.

**Proceed**, *vi.* (પ્રોસી'ડ્) To advance; to go forth; to move; to make progress. આગળ ચાલવું; પ્રગતિ કરવી. 2. To issue forth. નીકળવું; ઉત્પન્ન થવું; જન્મવું. 3. To act by method. અનુક્રમે ચાલ્યાં જવું. 4. To begin and carry on a legal process. મુકદ્દમો ચલાવવો. [L. *pro*; *cedo*, I go.]

**Proceeding**, *n.* (પ્રોસી'ડિંગ્) The act of one who proceeds; moving forward; transacting. કામ; કાર્ય; પ્રગતિ. Progress from one thing to another. કામ; ક્રિયા; ચાલ; વહીવટ. Report of P. હકીકતનામું; રોજનામું; રોજ કામ. 2. The course of procedure in the prosecution of an action or law. કેસ, કામ ચલાવવાની રીત*a* Arising.ઉત્પન્ન થવું; આગળ ચાલવું.

**Process**,*n.*(પ્રો,'સેસ્)Operations;course;progress.ગતિ; ક્રિયા; ગમન; ક્રમ. 2. Method; management. અનુક્રમ; કાર્યક્રમ. 3. A summons for bringing the defendant into court. પ્રતિવાદીને બોલાવવાનો સમન; હુકમ.

**Procession**, *n.* (પ્રોસે'શન્) The act of proceeding આગળ ગતિ,ચલણ કરવું તે.2.A ceremonious long train of persons.વરઘોડો;સ્વારી;સરઘસ; ક્રમવાર શરત, હરીફાઇ.

**Processional**, *a.* (પ્રોસે'શનલ્) Pertaining to a procession. વરઘોડો, સ્વારી સંબંધી. *n.* A book of prayers. પ્રાર્થના પોથી; ધાર્મિક પુસ્તક. 2. A hymn. સ્તોત્ર, ગીત.

**Procidence**, *n.* (પ્રો'સિડન્સ્) A fall down. નીચે પડવું તે; અધોગતિ પામવી તે.

**Proclaim**, *vt.* (પ્રોક્લે,'મ્) To announce; to publish; to promulgate;to declare. જાહેર કરવું; પ્રસિદ્ધિ કo; બહાર પાડવું; ઢંઢેરો, ડાંડી પીટવી. [L. *pro clamo*, I cry out.]

**Proclaimer**,*n.*(પ્રોક્લે,'મર્) One who publishes; declarer. જાહેર કરનાર; ડાંડી પીટનાર

**Proclamation**, *n.* (પ્રૉક્લમે.'શન્) The act of proclaiming; publication;announcement. ઢંઢેરો; જાહેરાત.

**Proclivity**, *n.* (પ્રોક્લિ'વિટી) Propensity; tendency; inclination. વૃત્તિ; વલણ; પ્રવૃત્તિ; રૂખ.

**Proclivious**, *a.* (પ્રોક્લિ'વિઅસ્) Inclined; tending by nature. શીલ; વૃત્તિવાળું; પ્રવૃત્ત.

**Procrastinate**, *vt.*(પ્રોક્રૅ'સ્ટિને,ટ્) To delay; to put off to future; to postpone. વિલંબ કરવો; વાર લગાડવી; મુલતવી રાખવું. [L. *pro*, forward and *cras*, to-morrow.]

**Procrastination**, *n.* (પ્રોક્રૅસ્ટિને,'શન્) A putting off to a future time; dilatoriness; delay. લાસરીઆપણું; વિલંબ; દીર્ઘસૂત્રીપણું;

**Procrastinator**,*n.*(પ્રોક્રૅ'સ્ટિને,ટર્)One who puts off a thing to future time. લાસરીયું માણસ; દીર્ઘસૂત્રી, મુલતવી રાખનાર.

**Procreant**, *a.* (પ્રો'ક્રીઅન્ટ્)Generating;productive;fruitful. ઉત્પાદક; જનક; શોધક; ગર્ભવંતું. *n.* One who generates. જન્મ આપનાર; જનેતા.

**Procreate**, *vt.* (પ્રો'ક્રીએ,ટ્) To generate; to beget; to give birth to. જન્મ આપવો;સંતતિ, ઉત્પત્તિ કo. [L. *creo*, I create.]

**Procreation**, *n* (પ્રોક્રીએ,'શન્) The act of begetting; generation; production. ઉત્પત્તિ; ઉત્પાદન; જનન; પ્રજોત્પાદન; જન્મ.

**Procreative**, *a.* (પ્રો'ક્રીએ,ટિવ્) Generative; having the power to beget. છોકરાં ઉત્પન્ન કરે એવું; ઉત્પાદક; જન્મદાતા

**Procrustean**, *a.* (પ્રોક્રસ્ટી'અન્) Forcing uniformity પરાણે એકસરખું બનાવવું;સર્વસમાનકારક.

**Proctor**, *n.* (પ્રૉ'ક્ટર્) An attorney; agent; an official. વકીલ; મુખત્યાર;પ્રતિનિધિ. [L.*curo*,I take care of.]

**Proctor**, *vi.* (પ્રૉ'ક્ટર્) To manage. ચલાવવું.

**Procurable**, *a.* (પ્રોક્યૂ'રબલ્) That may be procured; obtainable. મળી શકે એવું; પ્રાપ્ય.

**Procuration**, *n.* (પ્રૉક્યુરે,'શન્) Act of obtaining. મળી શકે એમ કરવું તે; પ્રાપ્તિ; દલાલી; વતીસત્તા.

**Procurator**, *n.* (પ્રૉ'ક્યુરેટર્) An agent; an attorney; a manager; a proctor. આડતીઓ; પ્રતિનિધિ; કારભારી; મુનીમ.

**Procure**, *vt.* (પ્રોક્યૂ'ર્) To get; to obtain; to gain;to bring into possession.મેળવવું;લેવું.2.To effect; to cause. આણવું. 3. To bring. લાવવું; ખેંચી લાવવું. [L. *curo*, I take care of.]

**Procurement**,*n.*(પ્રોક્યૂ'રમન્ટ્)Obtainment; attainment. પ્રાપ્તિ; સંપાદન;લાભ;ખેંચી લાવવું તે.

**Procurer**, *n.*(પ્રોક્યૂ'રર્)One who obtains or procures. મેળવી આપનાર. 2. A pimp;a pander. કૂટણો; ભડવો.Procuress = a female procurer. કૂટણી; દૂતી.

**Prod**, *v.* (પ્રૉડ્) ઘોંચવું; ઠોસો, અણી મારવી. *n.* ઠોસો; ભોંક.

**Prodigal**, *a.*(પ્રૉ'ડિગલ્)Lavish;extravagant. બેફ ઉડાઉ;છૂટાહાથનું;ખર્ચાળ.*n.* One who expends money extravagantly. ઉડાઉ, ધોતાળ માણસ. [ L. *ago*, I drive. ]

**Prodigality**, *n.*(પ્રૉડિગૅ'લિટી)Extravagance in the expenditure;waste;lavishness.બેફ ઉડાઉ-

પણું;ઘણો ખરચ ક૦ તે;બહુ સખીપણું;અતિશય ઉદારતા.
**Prodigence**, *n.* ( પ્રૉ'ડિજન્સ્ ) Waste; prodigality. ઉડાઉપણું; સખાવગીરી.
**Prodigious**, *a.* ( પ્રૉડિ'જસ્ ) Marvellous. વિચિત્ર; વિલક્ષણ. 2. Extraordinary; vast; ample; very huge. બેસુમાર; બેહદ; ગંજાવર; જબરૂં; મ્હોટું.
**Prodigy**, *n.* (પ્રૉ'ડિજી) A portent; a prophetic sign; something extraordinary. જે ઉપરથી શુભાશુભ ફળ ગણવામાં આવે એવો અદ્ભુત બનાવ–વાત; ઉત્પાત ચિહ્ન. 2. A marvel (of learning, wisdom &c.) (કોઇ વાતમાં) દિગ્ગજ જેવું, અપૂર્વ કંઇ; ભંડાર; સમુદ્ર; અદ્ભુત શક્તિવાળો માણસ, મનુષ્ય. [L. *dico*, I show.]
**Produce**, *vt.* (પ્રોડ્યૂ'સ્) To exhibit. દેખાડવું; હાજર, રજુ, રૂબરૂ ક૦. 2. To bring forth (young; fruits, corn &c.) ઉત્પન્ન ક૦; માં, ઉપર થવું. 3. To make; to construct. બનાવવું. 4. To originate as an effect; to yield. માંથી ઉપજવું, નીકળવું, પેદા થવું; ઉત્પત્તિ થવી. To extend. વધારવું. *n.* (પ્રૉ'ડ્યુસ્) Product; proceeds. પેદાશ; ઉપજ. 2. Agricultural products. પાક; ઉપજ; નિપજ. [L. *duco*, I lead.]
**Producing**, *a.* (પ્રોડ્યૂ'સિન્ગ્) Yielding; generating. ઉપજાવતું; ઉત્પન્ન થતું, કરતું.
**Product**, *n.* (પ્રૉ'ડક્ટ્) Anything that is produced; production; generation. ઉપજ; પેદાશ. 2. The number resulting from the multiplication of two or more quantities. ગુણાકાર.
**Production**, *n.* (પ્રોડ'ક્શન્) That which is produced; produce; fruit. ઉત્પત્તિ; પેદાશ; ફળ.
**Productive**, *a.* (પ્રોડ'ક્ટિવ્) Yielding or furnishing results; bearing fruits; fertile. ફળ મળે એવું; ફળદાયક; પ્રાપ્તિકારક. 2. Bringing into being; efficient. ઉત્પન્ન કરનારૂં; સરસ. 3. Producing good crops; fertile. સારી પેઠે પાકે એવું; ફળદ્રુપ.
**Productiveness**, *n.* (પ્રોડ'ક્ટિવનિસ્) The state or quality of being productive. ફળ આપનારૂં હોવું તે; ફળદ્રુપતા.
**Proem**, *n.* (પ્રો'ઇમ્) A preface; a hint; a direction. પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; સૂચના. *vt.* To preface. પ્રસ્તાવનાલખવી; કરવી. [L *ominos*, way.]
**Profanation**, *n.* (પ્રૉફને,'શન્) The act of violating holy things; desecration. અપવિત્રકરણ. The act of treating with abuse or disrespect. નિંદા; અપમાન; દેવનિંદા; ભ્રષ્ટાચાર. [L. *fanum*; a temple.]
**Profane**, *a.* (પ્રોફે,'ન્) (Place, writings, writers) pertaining to things not sacred. ધર્મ વિષયનું નહિં એવું; કેવળ સાંસારિક, પ્રાપંચિક. 2. Not holy or sacred; polluted; desecrated. અપવિત્ર; ધર્મ પ્રકરણથી નિરાળું. 3. Unclean. ભ્રષ્ટ. 4. Irreverent. ઈશ્વરદ્વેષી; ધર્મનિંદક; નાસ્તિક. *vt.* To pollute or to defile. અપવિત્ર ક૦; ભ્રષ્ટ ક૦; અભડાવવું. [L. *fanum*, temple.]
**Profanity,-ness**, *n.* (પ્રોફૅ,'નિટી-પ્રોફે'ન્નિસ્) The state of being profane; irreverence of sacred things ધર્મ, ઈશ્વરનિંદા; ભ્રષ્ટતા; સાંસારિકતા.
**Profess**, *vt.* ( પ્રોફે'સ્ ) To avow; to acknowledge; to confess. છચોક જણાવવું; અંગીકાર ક૦; પ્રતિજ્ઞા ક૦. 2. To set up a claim to. કહેવું. 3. To pretend the knowledge of; to proclaim one's self versed. માં પ્રવીણ, પંડિત કહેવડાવવું; ડાહ્યું મનાવવું. *vi.* To confess. કબુલ ક૦. [L. *fateor*, I confess.]
**Profession**, *n.* (પ્રોફે'શન્) Open declaration. છચોક બોલવું તે; દાવો. 2. An avowal. અંગીકાર; સ્વીકાર. 3. Calling; vocation. (ઉંચો) ધંધો; રોજગાર; (ઉચ્ચ) વૃત્તિ. The learned professions. ધર્મશાસ્ત્ર તથા વ્યવહાર અને વૈદકશાસ્ત્ર.
**Professional**, *a.* (પ્રોફે'શનલ્) Pertaining to a profession or occupation. ધંધાસંબંધી. 2. Professed. સ્વીકૃત; પ્રવીણ; પાવરધું 3. Engaged in by professionals. ધંધાદારી; ધંધા રોજગારનું. *n.* One who prosecutes anything professionally. ધંધો કરનાર; ધંધાદારી.
**Professor**, *n.* (પ્રોફે'સર્) A person who teaches any science. પાઠ કહેનાર ગુરૂ; આચાર્ય; પાઠક; અધ્યાપક; ઉસ્તાદ.
**Professorship**, *n.* ( પ્રોફે'સરશિપ ) The office or position of a professor. આચાર્યની પદ્વી.
**Proffer**, *vt.* (પ્રૉ'ફર્) To offer; to give. આપવું. 2. To undertake. કરવાનું કહેવું; સૂચવવું. [L. *pro, fero*, I bring.]
**Proffer**, *n.* (પ્રૉ'ફર્) A offer made for acceptance. વચન; કહેણુ; આપવું તે
**Proficience-cy**, *n.* (પ્રોફિ'શન્સ્–સી) The state or quality of being proficient; improvement; adeptness. હોશીઆરી; ખબરદારી; નિપુણતા; પંડિતાઇ. [L. *facio*, I make.]
**Proficient**, *a.* (પ્રોફિ'શન્ટ્) Versed. કાબેલ; પ્રવીણ. *n.* An expert. કાબેલ, પ્રવીણ, નિપુણ માણસ.
**Profile**, *n.* (પ્રો'ફિલ્) An outline or contour traced by a thread-like line. રૂપરેખા. 2. The side face or half face. એકજ બાજુ, અર્ધમુખ જણાય એવી છબી. *vt.* To draw the outline of. છબી કાઢવી; રૂપરેખા દોરવી.
**Profit**, *n.* (પ્રૉ'ફિટ્) Any addition to value; gain; advantage. નફો; લાભ; ફાયદો.
**Profitable**, *a.* (પ્રૉ'ફિટબલ્) Causing advantage. લાભકારક; નફાકારક; ફાયદાકારક.

**Profitless,** *a.* (પ્રૉ'ફિટલિસ્) Without any gain or advantage. અલાભકારક; જેમાંથી લાભ કે નફો ન મળતું હોય તેવું; ફાયદા વગરનું.

**Profligate,** *a.* (પ્રૉ'ફ્લિગે,ટ્) Very wicked; sinful. દુરાચારી; દુષ્ટ; પાપી —*n.* **Profligacy.** દુરાચાર; દુષ્ટતા; સ્વચ્છંદ; સ્વેચ્છાચાર. [L. *fligo,* I strike down.]

**Profound,** *a.* (પ્રો'ફાઉન્ડ્) Learned; talented. બુદ્ધિવાળું; હોશીઆર; પંડિત. 2. Deep; deeply learned. ગૂઢ બુદ્ધિવાળો; અગાધ બુદ્ધિવાળો; ગંભીર; પ્રવીણ; અતિઊંડું. [L. *fundus,* bottom.]

**Profundity,** *n.* (પ્રોફ'નડિટી) Knowledge; the state of being profound; cleverness. પ્રવીણતા; હોશીયારી; પંડિતતા; અગાધતા. Also, **Profoundness,** (પ્રોફા'ઉન્ડનિસ્)

**Profuse,** *a.* (પ્રોફ્યૂ'સ્) Plentiful; bountiful; lavish. બહુ વાપરે તેવું; અતિશય ખરચક. [L. *pro,* forth & *fundo,* I pour.]

**Profuseness,** *n.* (પ્રોફ્યૂ'સનિસ્) Abundance; plenty. પુષ્કળતા; રેલંછેલ. 2. The state of being profuse. ઉડાઉપણું; ખર્ચાળપણું. Also. **Profusion.**

**Prog,** *vi.* (પ્રૉગ્) To ramble here and there for begging. ભિક્ષા માટે ભટકવું; રખડવું. *n.* Food. ભિક્ષા.

**Progenitor,** *n.* (પ્રોજે'નિટર્) A fore-father; an ancestor. પૂર્વજ; બાપદાદા; મૂળ પુરૂષ.

**Progeny,** *n* (પ્રૉ'જની) Descendants; children. બાળબચ્ચાં; સંતાન; પ્રજા.

**Prognosis,** *n.* (પ્રૉગ્નો,'સિસ્) The act or art of foretelling the course and termination of a disease. ચિકિત્સા; દર્દપરીક્ષા [L. *gignosco,* I know]

**Prognostic,** *a.* (પ્રગ્નૉ'સ્ટિક) Foreshowing; indicating something future. ભવિષ્યસૂચક. *n.* An indication; a sign; an omen. પુર્વ ભાવિ, ચિહ્ન-લક્ષણ

**Prognosticate,** *vt.* (પ્રગ્નૉ'સ્ટિકે,ટ્) To prophesy; to foreshow; to predict. ભવિષ્ય કહેવું, સૂચવવું.

**Prognosticator,** *n.* (પ્રગ્નૉ'સ્ટિકે,ટર્) A foreknower. ભવિષ્ય કહેનાર.

**Programme,** *n.* (પ્રો'ગ્રૅમ્) A public notice or order in writing; a prospectus. કાર્યક્રમ; વ્યવસ્થાપત્રી. [L. *grapho,* I write.]-also, **Program.**

**Progress,** *n.* (પ્રો'ગ્રિસ્) A moving forward by steps. આગળ ચાલવું તે. 2. (In growth). મોટા થવું, વધતા જવું તે. 3. Increase. વધારો. 4. In knowledge or proficiency. વૃદ્ધિ; સંવૃદ્ધિ; અભ્યાસ; પ્રગતિ 5. A journey of state. A circuit. રાજપ્રસ્થાન, પ્રવાસભ્રમણ. In P=ચાલતું. *vi.* -ગ્રે'સ્) To advance. આગળ વધવું. 2. To make improvement. સુધરતા જવું. *vt.* To make progress in. સુધારો કરવો. [L. *gradior,* I step.]

**Progressing,** *a.* (પ્રોગ્રે'સિંગ્) Advancing; going forward; improving. આગળ જવું; પ્રગતિ કરવું; સુધરવું.

**Progression,** *n.* (પ્રોગ્રે'શન્) Advance. આગળ જવું તે; ગતિ; 2. Passage; course. ક્રમ. 3. Regular advance in increase or decrease of numbers. શ્રેણી.

**Progressive,** *a.* (પ્રોગ્રે'સિવ્) Advancing. આગળ વધતું જવું; પ્રગતિ કરવું 2. Improving. સુધરતું જવું; ચઢતું જવું.

**Prohibit,** *vt.* (પ્રોહિ'બિટ્) To forbid; to interdict; to prevent; to preclude. મનાઈ કo; નિષેધ કo; અટકાવવું; રોકવું; વારવું; ના કરવાનો હુકમ કo. [L. *habeo,* I have.]

**Prohibitor,** *n.* (પ્રોહિ'બિટર્) One who forbids or prevents. નિષેધ, અટકાવ કરનાર.

**Prohibition,** *n.* (પ્રોહબિ'શન્) The act of prohibiting; interdiction. બંધી; મનાઇ; નિષેધ; બાધો; દારૂ નિષેધ, નિષેધક કાયદો.

**Prohibitive-tory,** *a.* (પ્રોહિ'બિટિવ) Forbidding; implying prohibition. નિષેધક; નિવારક; અટકાવે તેવું; વિઘ્ન નાખે તેવું; અતિશય.

**Project,** *n.* (પ્રૉ'જેક્ટ્) A scheme; a design; a plan. ઉપાય; યુક્તિ; યોજના. 2. An ideal scheme. શેખચલ્લીસાઈ વિચાર; હવાઇ કિલ્લા. *vt* (પ્રોજે'—) To shoot forth; to throw forward; to throw away. પાડવું; નાખવું; ફેંકવું. 2. To contemplate. ને વિષે વિચાર કo; યોજના ઘડવી. *vi.* To shoot forward; to jut. આગળ નીકળવું; અણી નીકળવી.

**Projectile,** *a.* (પ્રોજે'ક્ટાઇલ) Impelling forward. પાછળથી જોર, હડસેલો આપનારૂં 2. (Motion &c.) પાછળથી જોર લાગવાથી આવેલું; પ્રેરિત. *n.* A body projected or impelled forward by force. ફેંકેલું હથીઆર; દૂરવેધી અસ્ત્ર; દારૂગોળો.

**Projection,** *n.* (પ્રોજે'ક્શન્) A jutting out; the act of throwing forward. શૃંગ; કાંગરો; આગળ પડતો, બહાર નીકળી આવેલો ભાગ. 2. A plan; design. નકશો; ઘાટ; આલેખન.

**Projector,** *n.* (પ્રોજે'ક્ટર) One who projects a scheme or design. યોજક; યોજના કરનાર; કલ્પક.

**Projecture,** *n.* (પ્રોજે'ક્ચર્) A jutting out beyond a surface. શૃંગ; કાંગરો; અણી; ટેકો.

**Prolapse,** *n.* (પ્રોલૅ'પ્સ્) The falling down of a part through the orifice with which it is naturally connected. ભ્રંશ, ગર્ભાશય ભ્રંશ (Of the

uterus). શિરાભ્રંશ (Of the rectum.) [L. *labor*, I fall, slide.] *vi.* To fall down. ઘસવું.

**Prolate,** *a* (પ્રો'લે.ટ્) Stretched out; extended. સપાટ; ચપટું; વિસ્તૃત. [L. *latus*, carried.]

**Prolation,** *n.* (પ્રોલે,'શન્) Utterance; pronunciation. ઉચ્ચાર. 2. Delay; act of deferring. વિલંબ; ઢીલ; વાર.

**Prolepsis,** *n.* (પ્રોલે'પ્સિસ્) An anticipation; an error in chronology. બનેલ વખત કરતાં આગળનો વખત નાંખ્યો હોય એવી ઐતિહાસિક ભૂલ [L. *lambano*, I take.]

**Proleptic-cal,** *a.* (પ્રોલે'પ્ટિક્-કલ્) Anticipative; previous. આગળથી ધારેલું; અગમચેતીનું; દીર્ઘદૃષ્ટિનું. 2. Anticipating the usual time. વખતધારાની પહેલાનું; અગાઉનું.

**Proleptically,** *adv.* (પ્રોલે'પ્ટિકલી) By the way of anticipation. આગળથી; ધારેલી રીતે; દીર્ઘદૃષ્ટિથી.

**Proletariate,** *n.* (પ્રોલિટે,'રિઅટ્) કનિષ્ઠ વર્ગ; સામાન્ય જનસમૂહ; આમવર્ગ.

**Prolific,** *a.* (પ્રલિ'ફિક્) Generative; productive; fruitful. બહુ છોકરાં-બચ્ચાં જણવાની શક્તિવાળું. **P. tree** = બહુ ફળ લાગે એવું. **P brain** = genius. બહુ તાકિદી; કંઇ બહુ થાય -ઉત્પન્ન થાય-નીપજે એવું. As, a controversy prolific of evil consequences. બહુ માઠાં પરિણામો નીપજે એવી તકરાર. [L. *proles*, offspring; *facio*, I make.]

**Prolix,** *a.* (પ્રો,'લિક્સ્) Extending to a great length; long. ઘણું લાંબું; ગાણું ગાયા જેવું; પુનરૂક્તિથી ભરેલું. 2. Of long duration. ઘણા વખતનું; પુરાણું; જુનું. [L. *pro*; *laxus*, loose, wide.]

**Prolixity,** *n.* (પ્રોલિ'ક્સિટી) Lengthiness; long-windedness; tediousness. અતિ વિસ્તાર; લાંબુંલચકપણું; મિથ્યા લંબાણ; વાક્પ્રપંચ.

**Prolocutor,** *n.* (પ્રો.'લક્યુટર્) Spokesman. પ્રતિનિધિ બોલનાર; અધ્યક્ષ; પ્રમુખ.

**Prologue,** *n.* (પ્રો,'લૅાગ્) Preliminary discourse or poem; first of a series of events. આમુખ; પ્રસ્તાવના; ઉપોદ્ઘાતરૂપ વિવેચન, પ્રવચન, કાવ્ય; પ્હેલો બનાવ.

**Prolong,** *vt.* (પ્રોલૅાં'ન્ગ્) Cause to continue or exist; to make longer. લંબાવવું; વધારે લાંબું કરવું; જારી રખાવવું.

**Prolongation,** *n.* (પ્રોલૅાન્ગે,'શન્) The act of making longer; continuing; extension. વધારે લાંબું કરવું તે; વિસ્તાર.

**Prolusion,** *n* (પ્રોલ્યૂ'ઝન્) A preliminary trial. શરૂઆતની તપાસ.

**Promenade,** *n.* (પ્રૅામિનૅ'ડ્) A going up and down on foot or otherwise. ચહલવિહાર; ફરવું ફરવું તે; હવા ખાવા, આનંદ લેવા આમતેમ આંટા મારવા તે; વિહાર. 2. A place made for thus waking about વિહારસ્થાન; ચલનરંગ; હવા ખાવાની જગ્યા-*v.* Thus go up and down. જવું અને પાછા ફરવું; ચહલવહલ કરવું. 2. Lead or convey up and down. દર્શન માટે આમતેમ લઇ જવું, ફેરવવું. [L. *mino*, I drive].

**Promethean,** *a.* (પ્રૅામી'થીઅન્) પ્રૅામીથીઅસને લગતું, ના જેવું; માટીમાંથી માણસ બનાવી ઑલીમ્પસ પર્વત પરથી અગ્નિ તેમને લાવી આપી, કળા વગેરે તેમને શીખવનાર અને પરિણામે ખડક સાથે સંકળાવાની શિક્ષા પામેલા પ્રૅામીથીઅસ સંબંધી.

**Prominence,** (પ્રૅા'મિનન્સ્) Conspicuousness; distinguished position. પ્રખ્યાતિ; વિશિષ્ટ, તુરત દેખાઈ આવે, અળગું તરી આવે એવું સ્થાન; પ્રતિષ્ઠા. 2. Salientness. મુખ્યતા; પ્રાધાન્ય 3. Projection; a jutting out. લંબતા; ટેકરી; આગળ, બ્હાર પડતું હોવું તે.

**Prominent,** *a.* (પ્રૅા'મિનન્ટ્) Conspicuous. તુરત દેખાય એવું; ખાસ; પ્રખ્યાત. 2. Jutting out. આગળ પડતું; ઉપર લટકી રહેલું [L. *mineo*, I project.]

**Promiscuous,** *a.* (પ્રૅામિ'સ્ક્યુઅસ્) Unsorted; confused. પરચુરણ; ગમડસમડ; સેળભેળ; અવ્યવસ્થિત. 2. Indiscriminate. વિવેક, વિચાર વિહીન; જેમતેમ; ખીચડીરૂં; એકઠું.-**P. bathing** = સ્ત્રી પુરૂષનો એક સાથે સ્નાન વિહાર.-**P. sexual relations,** = લગ્ન કે સહનિવાસ રહિત સ્ત્રીપુરૂષનો સંભોગ વ્યવહાર.-*adv.* Casually; at random. અવાર નવાર; પરચુરણ રીતે; ફાવે તેમ; નિયમ, વિધિ વિના.-*n.*-°**cuity,** (ક્યૂ'ઇટી) સેળભેળતા; એકઠાપણું; નાનાવિધતા. - *adv.* °**cuously.** In confusion. સેળભેળ કરીને; વિચાર, વ્યવસ્થા વગર; જેમ તેમ; પરચુરણ; અવિવિક્ત.

**Promise,** *n.* (પ્રૅા'મિસ્) A binding declaration of something to be done. વચન; પ્રતિજ્ઞા; કોલ; વાગ્દાન. *vt.* To make a binding declaration. વાયદો; વચન આપવું *vi.* To assure one by a promise. આશા આપવી, દેવી; ભરોસો રખાવવો. [L. *promitto*, I send forward.]
**Breach of P.** = વચનભંગ **Promisee,** (સ્ત્રી) **Promisor** = વચન લેનાર; આપનાર; કરાર, કોલ લેનાર, લખાવનાર; લખનાર. **Promising** આશાજનક; વચન આપતું; સારૂં; ખાસ્સું.

**Promise-breaker,** *n.* (પ્રૅા'મિસ્બ્રેકર્) One who violates a promise. વચન ભંગ કરનાર; વચન પાળે નહિં તે.

**Promissory,** *a.* (પ્રૅા'મિસરી) Containing a promise; binding. બંધનકારક; પ્રતિજ્ઞાવિશિષ્ટ; વચન આપતું. **P. note** = વ્યાજુચિઠ્ઠિ; કાગળનાણું; ચલણી નોટ.

**Promontory,** *n.* (પ્રૉ'મન્ટરી) A high point of land or rock. અણી; ઉંચી જમીનનો છેડો; ભૂશિર. [L. *promontis*, a mountain.]

**Promote,** *vt.* (પ્રમો,'ટ્) To advance; to forward; to raise. ઉપર, ઉંચી પદ્દવીએ ચઢાવવું. [L. *pro moveo*, I move forward.]

**Promoter,** *n.* (પ્રમો,'ટર) One who forwards or encourages. વૃદ્ધિ કરનાર; વધારનાર; ઉંચે ચઢાવનાર.

**Promotion,** *n.* (પ્રમો,'શન્) The act of promoting; advancement; encouragement. વૃદ્ધિ; ઉંચે ચઢાવવું તે; વધારો કરવો તે.

**Promotive,** *a.* (પ્રમો,'ટિવ્) Tending to encourage. વર્ધક; વૃદ્ધિકારક; પ્રવર્તક.

**Prompt,** *a.* (પ્રૅા'મ્પ્ટ્) Ready; present; quick to act. એકદમ; તાબડતોબવાળું; સત્વરતા, ઝડપવાળું. *vt.* To excite; to encourage. ચઢાવવું; ઉશ્કેરવું; યાદ દેવરાવવું.

**Prompter,** *n.* (પ્રૅા'મ્પ્ટર) A person stationed to prompt actors; an encourager. નાટકીઆઓને પ્રેરનાર; પાઠ યાદ દેનાર; ઉશ્કેરનાર; ઉત્તેજન આપનાર

**Prompting,** *a.* (પ્રૅા'મ્પ્ટિન્ગ) Inciting; encouraging. ઉશ્કેરતું; પ્રેરણા કરે એવું; ઉત્તેજન આપનારૂં.

**Promptitude,** *n.* (પ્રૅા'મ્પ્ટિટ્યુડ) Promptness; briskness; activeness. ચાલાકી; ઝટ દઇને; તૈયારી; ચંચળાઈ; સત્વરતા.

**Promptness,** *n.* (પ્રૅા'મ્પ્ટ્નિસ્) Promptitude. સત્વરતા; ચંચલતા; ચાલાકી.

**Promptly,** *adv.* (પ્રૅા'મ્પ્ટ્લી) Expeditiously; quickly. તાબડતોબ; ચાલાકીથી; ઝટ દઇને.

**Promulgate,** *vt.* (પ્રૅા'મલ્ગે,ટ) To publish as coming into force. પ્રસિદ્ધ ક૦; ફેલાવવું; વધારવું. [L. *promulgo*, I publish.]

**Promulgation,** *n* (પ્રૅામલ્ગે,'શન્) Publication; open declaration. પ્રસિદ્ધ કરવું તે; ઢંઢેરો; પ્રસિદ્ધિકરણ; પ્રકટીકરણ.

**Prone,** *a.* (પ્રો,ન્) Lying face or front downwards; prostrated. ઉંધું મ્હોં રાખીને સુતેલું, પડેલું. 2. Inclined; bending forward. વલણવાળું; વલણશીલ; સ્વભાવવાળું. 3. Not erect; sloping. ઢળતું; સીધું નહ હોય એવું.–°**ness,** (નિસ્) Slope; declivity. ઢોળાવ. 2. મનનું વલણ.

**Prong,** *n.* (પ્રૅાન્ગ) One spike of a fork or trident or other instrument having two or more. દાંતો; શળ; ફણું; કાંટો; કાંટો.

**Pronoun,** *n.* (પ્રો,'નાઉન્) Word serving as substitute for and constructed like a noun. સર્વનામ.

**Pronounce,** *vt.* (પ્રોના'ઉન્સ્) To utter solemnly or formally. ને કહેવું; ઉચ્ચાર કરવો.

**Pronounceable,** *a.* (પ્રો'નાઉન્સબલ) Utterable; capable of uttering. વાચ્ય; બોલવા યોગ્ય; ઉચ્ચારવા જેવું; ઉચ્ચારી શકાય તેવું.–*n.* °**nunciation** (એ,') ઉચ્ચાર; વર્ણોચ્ચાર.

**Proof,** *n.* (પ્રૂફ) Trial; experiment. પરીક્ષા; કસોટી; સાબીતી; પુરાવો; અજમાયેશ. 2. Firmness of mind; stability not to be shaken. દૃઢ વિચાર, સંકલ્પ; દૃઢતા. 3. The act of proving. સિદ્ધિકરણ; તાળો. (Arith.) ઉપપત્તિ. [L. *probo*, I test.]

**Proofless,** *a.* (પ્ર'ફ્લિસ) Without any proof. પુરાવા વગરનું.

**Prop,** *vt.* (પ્રૅાપ્) To support; to sustain; to prevent from falling. ટેકણ, આધાર, ટેકો આપવો. *n.* That which sustains; a support. ટેકણ, આધાર; ટેકો.

**Propganda,** *n.* (પ્રૅાપગૅ'ન્ડે) પ્રચારક મંડળ; પ્રચાર કામ –°**dist.** પ્રચારક.

**Propagate,** *vt.* (પ્રૅા'પગે,ટ) To generate; to produce. વધારવું; ઉત્પન્ન કરવું. 2. To extend; to increase. વૃદ્ધિ કરવી; વધારો કરવો. 3. To spread. વધારવું; પ્રસારવું. 4. To spread from person to person. વંશ વધારવો; વંશનો વિસ્તાર, વેલો વધારવો. [L. *propago*, layer.]

**Propagation.** *n.* (પ્રૅાપગે',શન્) The act of propagating. વિસ્તારવું તે. 2. વંશ વધારવો તે. 3. વિસ્તાર; વધારો; ફેલાવો.

**Propagator,** *n.* (પ્રૅા'પગે,ટર) One who spreads; a predicter. ભવિષ્ય કહેનારો; ભાંખનાર. 2. પેગમ્બર; પ્રચાર કરનાર.

**Propel,** *vt.* (પ્રોપે'લ્) To move onward. ધક્કો મારી આગળ લઇ જવું; હડસેલવું; ખસેડવું; આગળ ધસાવવું; ઠેલવું. [L, *pro*; forward & *pello*, I drive.]

**Propeller,** *n.* (પ્રપે'લર) One who propells. હડસેલનાર; આગળ ધસેડનાર; ઠેલનાર

**Propend,** *vi.* (પ્રોપે'ન્ડ)) To lean forward; to incline આગળ, બહાર લટકવું; વલણ ધરાવવું.

**Propendency,** *n.* (પ્રોપે'ન્ડન્સી) Inclination; a leaning forward. વલણ; વૃત્તિ. 2. Preconsideration. ઇચ્છા; વૃત્તિ; મરજી. [L. *pendeo*, I hang.]

**Propendent,** *a.* (પ્રોપે'ન્ટન્ટ) Inclining forward. વૃત્તિ, વલણવાળું.

**Propense,** *a.* (પ્રોપે'ન્સ્) Leaning towards; inclined; disposed. મન વળેલું; શીલ; વલણ પકડેલું.

**Propensity,** *n* (પ્રોપે'ન્સિટી) Inclination; bent. વલણ.

**Proper,** *a.* (પ્રૅા'પર) Peculiar; particular. ખાસ કરીને; સહજ. 2. Right; suitable. ખરું; વ્યાજબી; યોગ્ય. 3. One's own. સ્વીકીય; પોતાનું. 4. Accommo-

dated;suitable.ઘટતું;યોગ્ય;બરાબર;જેવું જોઇએ તેવું. 5. Handsome;beautiful.સુંદર;બરાબર. 6.Just; correct. સાચું; ખરેખરૂં.

**Properly,** *adv.* (પ્રૉ'પર્લી) Suitably; justly. યથાર્થ રીતે;ઘટતી રીતે:ઝ્યાજબીપણે.

**Properness,** *n.* (પ્રૉ'પરનિસ્) The state or quality of being proper.ઘટતાપણું;ઝ્યાજબીપણું.

**Property,** *n* (પ્રૉ'પર્ટી)An estate; possession; attribute. માલમિલ્કત; માલમતા; ગુણ; ધર્મ. 2. Ownership. ધણીપણું; સ્વામીપણું. 3. Quality or disposition લક્ષણ; વલણ.

**Prophecy,** *n.*(પ્રૉ'ફિસી) A prediction;a foretelling. ભવિષ્ય કહેવું તે;ભવિષ્યકથન, વાણી; નસીબ ભાખવું તે. [Gk. *pro,* beforehand & *phemi,* I speak.]

**Prophesy,** *vt.*(પ્રૉ'ફિસાઇ)To predict;to foretell. ભવિષ્ય ભાખવું; કહેવું; આગળથી કહેવું.

**Prophet,** *n.* (પ્રૉ'ફિટ) One who foretells, propagates. વધારો કરનાર;વંશ ફેલાવનાર; પ્રચાર કરનાર; વૃદ્ધિ કરનાર; પયગમ્બર; પેગંબર.

**Prophetess,** *n.* (પ્રૉ'ફિટિસ્) A female prophet. ભવિષ્ય, નસીબ ભાખનારી સ્ત્રી;સ્ત્રી પયગમ્બર.

**Prophetic-cal,** *a.* (પ્રોફે'ટિક્-કલ્) Foretelling. ભવિષ્યસૂચક.

**Prophylactic,** *a.* (પ્રોફિલૅ'ક્ટિક્)રોગ નિવારક. *n.* તેવું ઔષધ.

**Propinquity,** *n.* (પ્રોપિ'નક્વિટી) Neighbourhood; nearness of blood; nearness in place. નજીક, સમીપપણું; પાસેનું સગપણ.

**Propitiate,** *vt.* (પ્રોપિ'શિએ,ટ્) To make propitious; to conciliate; to appease; atone; reconcile. મનાવવું; પ્રસન્ન ક૦; આરાધવું. *vi.* To make propitiation; to atone. આરાધના, પ્રસાદન ક૦. [L. *propitius,* favourable.]

**Propitiation,** *n.* (પ્રોપિશિએ,'શન્) The act of making propitious; conciliation. આરાધના; પસાદન; સાંત્વન.

**Propitiator,** *n.* (પ્રોપિ'શિએટર્) One who propitiates or appeases. આરાધનાર;શાંતિ કરનાર.

**Propitiatory,** *a.* (પ્રોપિ'શિએટરી) Having the power to make propitious. પ્રસન્ન કરવાનું; શાંતિકર.

**Propitious,** *a.* (પ્રોપિ'શસ્) Favourable; kind (men) મેહેરબાન; માફક આવે તેવું; અનુકૂળ. ઇ૦ To be P=મેહેરબાની કૃપાદૃષ્ટિ હોવી.2.Auspicious; favourable. કૃપાળુ; પ્રસન્ન; સાનુકૂળ. 3. Auspicious (circumstances; day &c) પાધરૂં પડે એવું; શુભકારી; મંગળ; વરદ.

**Proportion,** *n.* (પ્રપો'ર્શન્) Comparative relation; ratio; size; symmetry. પ્રમાણ; માપ. 2. Lot; equal share. સરખો ભાગ; ફાળો; વરાડ. 3. The quality of ratios. પ્રમાણ. The rule of three. ત્રિરાશિ Compound P. પંચરાશિ. *vt.* To adjust in a suitable proportion. પ્રમાણમાં રાખવું. 2. To divide into equal shares. સરખા ભાગ કરવા.[L. *pro;pars,partis.* a part.]

**Proportionable,** *a.* (પ્રપો'ર્શનબલ્) Capable of being proportioned. પ્રમાણસર; માપસર; યથાપ્રમાણ; વિભાજ્ય.

**Proportional,** *a.* (પ્રપો'ર્શનલ્) Having a due proportion. સમતોલ; બરાબર વજનવાળું. 2. Relating to proportion. પ્રમાણ સંબંધી. *n.* Any number in a proportion. સમ પ્રમાણ; અંકસંખ્યા.

**Proportionate,** *a.* (પ્રપો'ર્શનેટ્) Adequate; equal. કશાના પ્રમાણમાં કાપેલું, રાખેલું; પ્રમાણસર. *vt.* To be proportional. પ્રમાણમાં હોવું.

**Proposal,** *n.* (પ્રપો,'ઝલ્) That which is offered for consideration or acceptance; a scheme or design, terms; intention; offer. બતાવેલો વિચાર; દરખાસ્ત; માગણી; શરત.

**Propose,** *vt.* (પ્રપો,'ઝ્) To set forth;to offer. (વિષે વિચાર, વાદ કરવાનું, સ્વીકારવાનું) કહેવું, આગળ મૂકવું. 2. To offer, present for consideration or acceptance. દરખાસ્ત ક૦. 3. To intend. મન સાથે ધારવું; ઇરાદો, વિચાર ક૦. To offer one's self in marriage. લગ્નની માગણી ક૦. *vi.* To make a proposal; to purpose. દરખાસ્ત ક૦; ધારવું; વિચારવું; મનસુબો ક૦. As, man proposes, but God disposes. ધારે માણસ, પણ કર્તા પ્રભુ. [L. *pro; pono,* I place.]

**Proposition,** *n.* (પ્રૉપોઝિ'શન્) Offer; proposal. દરખાસ્ત. 2. That which is proposed; a proposal. દરખાસ્ત; માગણી; ઉક્તિ; પક્ષ. 3. A statement in terms of a truth to be demonstrated. પ્રતિજ્ઞા; સિદ્ધાંત.

**Propound,** *vt.* (પ્રોપા'ઉન્ડ્) To exhibit. બતાવવું; દરખાસ્ત ક૦. 2. To propose as a candidate for admission to communion with a church. પંથમાં દાખલ થવાને માટે ઉમેદવાર તરીકે નામ જણાવવું. [L. *pono,* I put.]

**Proprietary,** *a.* (પ્રોપ્રા'ઇટરી) Belonging to a proprietor. માલેક-ધણી વિષે, સંબંધી; માલિકીવાળું.-*n.* A proprietor;an owner. ધણી;માલીક.

**Proprietor,** *n.*(પ્રોપ્રા'ઇટર્) An owner; possessor. માલીક; ધણી; સ્વામી.

**Proprietorship,** *n.* (પ્રોપ્રા'ઇટરશિપ્) The state of being proprietor.સ્વામીપણું;માલીકીપણું.

**Propriety,** *n.* (પ્રોપ્રા'ઇટી)Property; ownership. માલીકપણું. 2. Suitableness; justness; fitness. યોગ્યતા; લાયકાત.

**Prorogation**, *n.* (પ્રોરોગે,'શન્) Continuance;prolongation. વિલંબ;ઢીલ;લંબાવી, મુલતવી, બરખાસ્ત રાખવું તે.

**Prorogue**,*vt.*(પ્રોરો,'ગ્) To prolong;to postpone;to defer;to continue;to protract.મુલતવી, બરખાસ્ત રાખવું;વિલંબ લગાડવો;વિસ્તારવું.[L.*pro*, forward and *rogo* I ask ]

**Proruption**,*n.*(પ્રોર'પ્શન્) A bursting out. ફુટી નીકળવું તે.

**Prosaic-cal**, *a.*(પ્રોઝે'ઇક-કલ)Pertaining or resembling prose. ગદ્યના જેવું, વિષે. 2. Uninteresting;dull. સુરત;મઝા વગરનું; રસ વગરનું; અગમ્મતી. [ગદ્ય લખનાર.

**Prosaist**, *n.* (પ્રોઝે'ઇસ્ટ્)A writer of prose.

**Proscenium**, *n.* (પ્રોસી'નિઅમ્) Stage or theatre. નાટકશાળા; રંગભૂમિ.

**Proscribe**, *vt.* (પ્રોસ્ક્રા'ઇબ્) To outlaw; to condemn.દેશનિકાલ ક૦.2.Forbid.નિષિદ્ધ ક૦.[L. *pro scribo*, I write.]

**Proscription**, *n.* (પ્રોસ્ક્રિ'પ્શન્) Outlawry. હદપાર,દેશનિકાલ કરવું તે.2.Prohibition.અટકાવવું તે; મનાઈ; નિષેધ.

**Prose**,*n.* (પ્રો,ઝ્)The natural language of men. ગદ્ય;ગાથા. P. & verse. ગદ્યપદ્ય. *a.* ગદ્યરૂપ.

**Prosecute**, *vt.* (પ્રૉ'સીક્યુટ્)To carry on; to continue. ચલાવ્યાં કરવું. 2. To seek;to obtain by legal process.સરકાર,દરબાર ચઢવું;કોર્ટે ખેંચવું. 3. To pursue with the intention of punishing. ના ઉપર ફરિયાદ ક૦. *vi.*To follow after. પૂંઠ પકડવી-લેવી.[L. *pro*; *sequor*, I follow.]

**Prosecution**, *n.*(પ્રૉસીક્યૂ'શન્)The institution and carrying on of a suit in a court of law. દાવો બાંધવો તે, દાવો, દીવાની. The institution and commencement of a criminal suit. ફોજદારીમાં ચાલતું કામ. The party by whom criminal proceedings are instituted. ફરિયાદી.

**Prosecutor**, *n.* (પ્રૉસીક્યૂ'ટર) The person who institutes and carries on a criminal suit against another. સરકાર તરફથી ગુન્હેગાર ઉપર કામ ચલાવાનાર ફરિયાદી, ફોજદારીમાં કામ ચલાવનાર.

**Proselyte**, *n.*(પ્રૉ'સિલાઇટ્)A new convert. સ્વધર્મત્યાગી. *vt.* To convert to some religion. એક ધર્મમાંથી બીજા ધર્મમાં લાવવુ. [Gr, *pros*; *erchomai*, I come.]

**Proselytize**, *vt.* (પ્રૉ'સિલિટાઇઝ્)To convert to some religion. નવા ધર્મમાં આણવું.

**Prosodial-cal.** *a.* (પ્રસૉ'ડિઅલ્) Pertaining to the rules of prosody.પિંગળના નિયમ પ્રમાણેનું, છંદશાસ્ત્રનું, છાંદસ.

**Prosody**, *n.* (પ્રૉ'સડિ) That part of grammar that treats of the quantity of syllables, of accent, and of the laws of versification. પિંગળ, કવિતાશાસ્ત્ર, છંદશાસ્ત્ર.[L. *prosodia*, the tone of a syllable.]

**Prospect**, *n.* (પ્રૉ'સ્પેક્ટ્) Survey; view. દેખાવ, નજરગાહ. 2. A landscape. લલિત દગ્ભૂમિ. 3. A lookout. દેખાવ-જોવાની જગો. 4. Foresight;anticipation.આશા,ઉમેદ. ભવિષ્ય. *v.*(-પે'-) શોધ કરવી. [L.*pro*; *speceo*, I see.]

**Prospective**,*a.*(પ્રૉસ્પે'ક્ટિવ્)Pertaining to a prospect;foreseeing; forward. આશા સંબંધી; નજર આગળનું.2.Acting with foresight;regarding the future. ભવિષ્યના વિચારવાળી. 3. Relating to the future. ભવિષ્યને લગતું; ભાવિ.

**Prospectus**, *n.* (પ્રૉસ્પે'ક્ટસ્) A summary of something proposed. વિનતિપત્ર; વિજ્ઞાનપત્ર; કંપની વગેરેની જાહેર ખબર.

**Prosper**, *vt.* (પ્રૉ'સ્પર્) To cause to succeed as one could hope;to favour;to thrive, flourish. સફળ ક૦; પાર પાડવું; સિદ્ધ ક૦. *vi.* To be in a desirable state; to be successful. આબાદ હોવું. 2. To grow; to increase. ઉગવું; થવું; આબાદ થવું. (Business, trade &c.) ધમધોકાર ચાલવું. [L. *pro*; *spero*, I hope.]

**Prosperity**, *n.* (પ્રૉસ્પે'રિટી) Good fortune; attainment of the object desired; happiness; success. આબાદી; ચઢતી દશા; ઉત્કર્ષ.

**Prosperous**, *a.* (પ્રૉ'સ્પરસ્) Flourishing; lucky; fortunate; successful; gaining or increasing; auspicious. અનુકૂળ; આબાદ; માંગલિક, શુભ; મંગળ.

**Prostitute**, *n.* (પ્રૉ'સ્ટિટ્યુટ) A harlot; a strumpet. છિનાળ; વેશ્યા; ગુણકા. *vt.* To offer as a woman to a lewd use.છિનાળું.બદકામ કરવા માટે આપવું; વેડફી નાંખવું. *a.* Openly given up to lewdness. નઠારા કામમાં લાગેલું. [L. *pro*, before; *statuo*, I put.]

**Prostitution**, *n.* (પ્રૉસ્ટિટ્યૂ'શન્) Common lewdness of a woman. છિનાળું, વેશ્યા, ગુણકાવૃત્તિ.

**Prostrate**, *vt.* (પ્રૉસ્ટ્રે',ટ્) To lay flat. સુવાડી દેવું. 2. To overthrow (honour, law, village &c.). ઉડાવી દેવું;પાયમાલ કરવું. To cause to bow in humble reverence.સાષ્ટાંગ નમસ્કાર ક૦; લાંબા કરી પાડવું. 3.To cause to sink totally.નરમ કરી નાંખવું.*a.*(પ્રૉ'સ્ટ્રે,ટ્)Stretched out.લાંબુ થઇ પડેલું.

**Prostration**,*n.*(પ્રૉસ્ટ્રે,'શન્)The act of falling down or bowing in humility. સાષ્ટાંગ

દંડવત; નમસ્કાર; પ્રણામ. 2. શક્તિભંગ; બેહોશી. 3. જમીનદોસ્ત કરવું.

**Prostyle,** *a* (પ્રો'સ્ટાઇલ્) Having columns in front. ઈમારતના આગલા ભાગમાં થાંભલાની હારવાળું. [Gr. *pro*: *stulos*, pillar.]

**Prosy,** *a*. (પ્રો.'ઝિ) Like prose. ગદ્યજેવું; ગદ્યરૂપ.

**Protect,** *vt* (પ્રોટે'ક્ટ્) To cover or shield from danger or injury; to defend રક્ષણ ક૦; બચાવવું; આશ્રય આપવો; રાખવું; પાળવું. સાચવવું; -ની(કોઈ ઉપર) છત્તર છાંયા હોવી; -નો કોઈને જબરો સ્હાયો હોવો. [L. *pro*; *tego*, I cover.]

**Protection,** *n*. (પ્રોટે'કશન્) Shelter; preservance; defence રક્ષણ; આશ્રય; પાલન; ઓઠ; સંરક્ષણ; બચાવ; હિમાયત.

**Protective,** *a* (પ્રોટે'ક્ટિવ્) Sheltering; defensive. રક્ષણકારી

**Protector,** *n*. (પ્રોટે'ક્ટર્) A defender. રક્ષણ કરનાર; પાલક; રક્ષક; આશ્રયદાતા. 2. A regent. રાજા વતી રાજ્ય ચલાવનાર; રાજ્યરક્ષક.

**Protectorate,** *n*. (પ્રોટે'ક્ટરેટ) Government by a protector. સંરક્ષકસત્તાક રાજ્ય; તેનો અમલ, સમય; રક્ષકની પદ્વી; આશ્રિત પ્રદેશ.

**Protege,** *n*. (પ્રૅ'ટેશ્ઝે,) One under the care and protection of another. સાહ્યવાન; આશ્રિત.

**Protest,** *vt*. (પ્રોટે'સ્ટ) To bear witness; to declare solemnly; to avow; to affirm. પ્રતિજ્ઞા કરીને-સત ઉપર કહેવું સાફ કહેવું: કંઇ બાબત પ્રતિજ્ઞા લઇને બોલવું. 2. (Against). સામાં પડવું: વાંધો લેવો: ખોટું. ગેરવ્યાજબી, અધર્મ્ય છે એમ કટાક્ષીને કહેવું લખી આપવું; વિરૂદ્ધ મત જણાવવો, લખી આપવો. To call as a witness in affirming. જુબાની આપવી. *n*. A solemn declaration. પ્રતિજ્ઞાપૂર્વક કહેણ. નિષેધ; અસમ્મતિ લેખ. [L. *pro*; *testis*, a witness.]

**Protestant,** *n*. (પ્રૉટિ'સ્ટન્ટ) One who protests સામો થનાર, પડનાર. 2. A follower of Luther. પોપના મતથી વિરૂદ્ધ મત આપનાર માણસ; રોમના પોપની સામેના થનાર "પ્રૉટેસ્ટન્ટ"; લ્યુથર ધર્મપંથી.

**Protestation,** *n*. (પ્રૉટિસ્ટે'શન્) A public avowal. પ્રતિજ્ઞા ઉપર કહેલી વાત; પ્રતિજ્ઞાપૂર્વક નિષેધ.

**Proteus,** *n*. (પ્રો'ટ્યુસ્) બહુરૂપી.

**Prothonotary,** *n*. (પ્રોથૉ'નૉટરિ) A chief notary or clerk. શિરસ્તેદાર; ચિટનિસ. 2. One who had the charge of writing the acts of the martyrs ધર્મને માટે પ્રાણાર્પણ કરનારનાં ચરિત. લખનાર [Gr *prothos*, first; *notarius*, a scribe.]

**Protocol,** *n*. (પ્રો,'ટકૉલ્) The original copy of any writing. અસલ પ્રત 2. The minutes of an instrument. મુસદ્દો; ખરડો; ટાંચણ. 3. A preliminary document on the basis of which negotiations are carried on. સંધિપત્રનો અસલ ખરડો. *vt*. To make a P. of, નો મુસદ્દો, ખરડો કરવો. [Gr. *protos*, first; *kolla*, glue.]

**Prototype,** *n*. (પ્રો',ટટાઇપ્) An original model. મૂળ પ્રતિમા. [Gr. *tupos*, type.]

**Protract,** *vt*. (પ્રોટ્રૅ'ક્ટ) To continue; to prolong. રગસરગસ પ્હોંચાડયાં ક૦; લંબાવ્યાં ક૦; 2. To delay; to defer (decision of a question.) બાધું, લાંબી મુદત ઉપર નાંખવું. [L. *pro*; *traho*, I draw.]

**Protraction,** *n*. (પ્રોટ્રૅ'કશન્) Prolongation; delay; deferation. લંબાણ; વિલંબ; ઢીલ.

**Protractive,** *a*. (પ્રોટ્રૅ'ક્ટિવ્) Prolonging; delaying. લંબાવતું; વિલંબ કરતું.

**Protrude,** *vt*. (પ્રોટ્રૂ'ડ) To push forward. *vi*. To project. બહાર નીકળવું; ઉપસી આવવું. [L *pro*; *trudo*, I thrust.]

**Protrusion,** *n*. (પ્રોટ્રૂ'ઝન્) (The act.) બહાર નીકળવું તે. 2. (The state.) ફુટી નીકળવું તે.

**Protuberance,** *n*. (પ્રોટ્યૂ'બરન્સ્) A prominence; a swelling. ઉપસવું તે; બ્હાર નીકળી આવવું તે; સુઝી જવું તે.

**Protuberant,** *a*. (પ્રોટ્યૂ'બરન્ટ્) Swelling; prominent. ઉપસેલું; સુઝેલું; બ્હાર નીકળી આવેલું.

**Protuberate,** *vi*. (પ્રોટ્યૂ'બરેટ્) To bulge out; to swell; to be prominent. ઉપસવું; બ્હાર નીકળવું; સુઝવું.

**Protuberation,** *n* (પ્રોટ્યુબરે.'શન્) The act of swelling. ઉપસવું; સુઝી જવું તે.

**Protuberous,** *a* (પ્રોટ્યૂ'બરસ્) Protuberant; swelling. ઉપસેલું; સુઝેલું.

**Proud,** *a*. (પ્રાઉડ) Arrogant; haughty; vain; supercilious. અભિમાની; મગરૂર; ગર્વિષ્ઠ; અહંકારી; દંભી; ખોટા ડોળવાળું; ફુલ હાંકનારૂં. 2. Daring; presumptuous. હિમ્મતવાળું; ઉદ્ધત. 3. Splendid; magnificent. ગંજાવર; મહાન; અતિ ભભકાવાળું; શોભાયમાન; અતિ દંભી. 4. Very high. ઉંચું; મોટું.

**Proudly,** *adv*. (પ્રાઉડ્લી) Haughtily. અભિમાન, અહંકારથી.

**Provable,** *a*. (પ્રૂ'વબલ્) That can be proved. સાબીત થઈ શકે એવું; સાબીતીવાળું; પ્રતિપાદનીય.

**Prove,** *vt*. (પ્રૂવ) To experience; to try; to ascertain. પરીક્ષા કરવી: અજમાવવું; પાણી કાઢવું; પારખવું. 2. To verify. સાબીત કરવું; તાળો કાઢવો.

**Prove** *vi*. (પ્રૂવ) To make trial; to essay. પરીક્ષા કરવી; અજમાવવુ 2. To make certain. નક્કી. મુકરર કરવું. 3. સાચા પડવું. [L. *probo*, I prove.]

**Provender,** *n*. (પ્રૉ'વિન્ડર્) Provisions of food; meat. ચારો; ઢોરનો ખોરાક; દાણો: ભાથું.

**Provent,** *n*. (પ્રો'વન્ટ્) Eatables. ખાવાની ચીજો.

**Proverb**, *n.* (પ્રૉ'વર્બ) A maxim of wisdom; a saying; aphorism. કહેવત; કહેણી. 2. A by-word. ઉખાણો; ઉદાહરણ; દાખલો.–(*pl.*) કહેવત બોલતા જવાની રમત.

**Proverbial**, *a.* (પ્રૉવ'બિઅલ્) Resembling a proverb. કહેવત, કહેણી જેવું. 2. જગપ્રસિદ્ધ; ખાસ.

**Provide**, *vt.* (With) (પ્રોવા'ઇડ) To furnish; to supply. પૂરૂં પાડવું. કરી આપવું; સારી રીતે આપવું 2. To get. ભરી રાખવું; ભેગું કરી રાખવું. 3. To stipulate previously. શરત કરવી. [L. *video*, I see.]

**Provide** *vi.* (પ્રોવા'ઇડ્) To stipulate beforehand. માં શરત લખેલી હોવી; પૂરૂં પાડવું.

**Provided**, *a. conj.* (પ્રોવા'ઇડિડ્) Supplied; furnished. પૂરૂં પાડેલું. 2. On condition; by stipulation. પણ એટલું ખરૂં કે, જો.

**Providence**, *n.* (પ્રૉ'વિડન્સ્) The act of providing. પૂરૂં પાડવું તે. 2. Foresight; timely care. આગળથી તૈયારી રાખવી તે; દીર્ઘદૃષ્ટિ; દૂરંદેશ. 3. Prudence in management. વ્યવસ્થા; વ્યવસ્થા રાખવાનું ડહાપણ. Care of God or nature. પ્રારબ્ધ; ઈશ્વરી, કુદરતી યોજના.

**Provident**, *a.* (પ્રૉ'વિડન્ટ્) Forecasting; cautious; foreseeing wants and cares. દીર્ઘદર્શી; દૂરંદેશાવાળું; દૂરંદેશી. 2. Economical. કરકસરીયું.

**Providential**, *a.* (પ્રૉવિડે'ન્શલ્) Effected by the providence of God. દૈવયોગનું; ઈશ્વરી સત્તાનું.

**Providentially**, *adv.* (પ્રૉવિડે'ન્શલી) By means of God's providence. ઈશ્વરી સત્તાથી.

**Province**, *n* (પ્રૉ'વિન્સ) A region of country. મુલક; દેશ; વિષય; પ્રાંત. 2. The proper office or business of a person. વિષય; અધિકાર. 3. પ્રગણું; તાબાનો મુલક. [L. *provinco*, I conquer.]

**Provincial**, *a.* (પ્રૉવિ'ન્શલ્) Consisting of, pertaining to a province. મુખ્ય સરકારના તાબાનું; પ્રાંત, ઇલાકાનું; પ્રાંતિક. 2. Not polished; rude. ગામડિયું; ગ્રામ્ય; દેશી. *n.* A person belonging to a province. પ્રાંતમાં રહેનાર; પ્રાંતીય.

**Provincialism**, *n.* (પ્રૉવિ'ન્શલિઝમ્) A peculiar word or manner of speaking in a province or district of country remote from the principal country or from the metropolis. ગામડિયા બોલી; ગામઠી ભાષા, રૂઢિ, શબ્દ, રચના.

**Provision**, *n.* (પ્રોવિ'ઝન) Preparation; things provided. તૈયારી; બંદોબસ્ત; ગોઠવણ; તજવીજ. 2. (*pl.*) A stock collected; thing provided. સાહિત્ય; સામગ્રી; સંગ્રહ; સંચય. Victuals; provender; food. સીધુંસામાન; અન્નપાણી; ખોરાકી; ખાવાપીવાનું; મોદીખાનું; ભાથું. 3. A condition; a proviso. કરારનામાની શરત, ઠરાવ, યોજના; કલમ. 4. A nomination to a place. નિમણુંક; ગોઠવણ.

**Provisional**, *a.* (પ્રોવિ'ઝનલ્) Temporary; serving as a provision for the time being. કામચલાઉ; ચાલતા કામનું; અલ્પકાળસ્થાયી; તાત્કાલી.

**Proviso**, *n.* (પ્રોવા'ઇઝો) Condition; stipulation; caution. શરત; પણવાક્ય; સંકેત.

**Provocation**, *n.* (પ્રોવકે'શન્) The act of exciting. ખીજવણી; ચીઢવણી; ચીડવણું. 2. That which provokes; anything that excites anger. ચીડ ચઢે એવું કંઇ; છેડખાની, ચીઢવણી; ઉશ્કેરણી. 3. An appeal to a court. અદાલતને કરેલી અપીલ. [L. *pro*; *voco*, I call.]

**Provocative**, *a.* (પ્રોવૉ'કેટિવ્) Exciting; stimulating; serving to provoke. આણનારૂં; લગાડનારૂં; પ્રકોપક; ઉદ્દીપક *n.* Anything that is P. દીપન; અગ્નિવર્ધન; ક્ષુધાદીપન થાય એવું વસાણું.

**Provoke**, *vt.* (પ્રોવો'ક) To call forth; to arouse; to excite; irritate. આણવું. To incite or incense to action; to move; to stir up. સળગાવવું; ચીડવવું; ખીજવવું; છેડવું. *vi.* To cause provocation or anger. ગુસ્સો ક૦. 2. To appeal. અપીલ ક૦.

**Provoker**, *n.* (પ્રોવો'કર) That which excites. ચ્હીડવનાર; (કજીઓ) સળગાવનાર, ઉત્પન્ન કરનાર.

**Provost**, *n.* (પ્રૉ'વસ્ટ્) A principal of a college. કૉલેજનો પ્રિન્સિપાલ. 2. The chief magistrate in some cities. મુખ્ય ફોજદારી અમલદાર; વડો માજીસ્ટ્રેટ. 3. The keeper of a prison. જેલર; દરોગો. [L. *pro*, *pono*, I put.] (પ્રવો'સ્ટ્) Police officer.

**Prow**, *n.* (પ્રાઉ) The forepart of a ship. વહાણનો આગળનો ભાગ; નાળ. 2. એક જાતનો મછવો; પડાઉ. *a.* Brave; gallant; valiant. હિમ્મતવાન; બહાદુર. [Gr. *proira*.]

**Prowess**, *n.* (પ્રૉ'ઊવિસ્) Bravery; valour; gallantry; intrepidity. શૌર્ય; પરાક્રમ; પ્રતાપ; બહાદુરી; જવાંમર્દી; શૂરાપણું.

**Prowl**, *vt.* (પ્રાઉલ) To rove over-through-about in a stealthy manner for prey or booty. શિકાર-લૂટને માટે ભટકતા ફરવું. *vi.* To rove and plunder. શિકાર-લૂટને માટે છાનામાના ફરતા ફરવું; શિકાર પકડવો; ભક્ષ ક૦

**Proximate** *a.* (પ્રૉ'ક્સિમેટ્) Nearest; next; immediate. છેક પાસે, નજીકનું; સમીપનું; સંસક્ત; નિકટનું; સંનિહિત; લગભગ. P. cause. ઉપાદાન કારણ. [L. *proximus*, the nearest.]

**Proximity**, *n.* (પ્રૉક્સિ'મિટી) The state of being next; nearness. સમીપતા; સામીપ્ય; સાન્નિધ્ય; છેક નિકટપણું; સંનિધિ; સંસર્ગ.

**Proximo**, (પ્રૉ'ક્સિમો) Denoting the coming month. આવતો મહીનો, ના ની.

**Proxy**, *n.*(પ્રૉ'ક્સી) The person who is substituted or deputed to act or vote for another. પ્રતિનિધિ;મુખત્યાર;અવેજી. 2. A writing by which one person authorizes another to vote in his stead. મુખત્યારનામું;પ્રતિનિધિપત્ર. *vi.* To act or vote by proxy. પ્રતિનિધિદ્વારા કામ ક૦,મત આ૦.

**Prude**, *n.*(પ્રૂડ્) A woman of affected modesty or coyness. નખરાંખોર સ્ત્રી; બાહ્યલજ્જાળુકા; ચાગલી; વાયડી.

**Prudence**, *n.*(પ્રૂ'ડન્સ્) Discretion; wisdom. ડહાપણ. 2. Economy. કરકસર.

**Prudent**, *a.* (પ્રૂ'ડન્ટ્) Practically wise. ડાહ્યું; નીતિનિપુણ; દુનિયાદારીનું ડહાપણ વિચારીને કામ કરનાર. [L. *pro*; *video*, I see.]

**Prudential**, *a.*(પ્રુડે'ન્શલ્) Prudent; discreet. ડહાપણનું;નીતિનિપુણ;પૂર્વાપર વિચારનું. *n.* (*pl.*) That which relates to the discretion. ડહાપણની વાત.

**Prudentiality**, *n.*(પ્રુડેન્શૅ'લિટી) The quality of being prudential. ડહાપણ; ડાહ્યું હોવું તે.

**Prudery**, *n.*(પ્રૂ'ડરી) Stiffness; coyness. નખરાંખોરી; ભારેખમપણું; વિનયાભિમાન; ડાવકાપણું; ચાગલાવેડા.

**Prudish**, *a.* (પ્રૂ'ડિશ્) Like a prude; very formal. થોડાબોલું;નખરાંબાજ;થોડબોલું;જાડું;ભારેખમ; લજ્જાળુ; ડાવકું.

**Prune**, *vt.*(પ્રૂન્) To clear of useless material; to trim; to top off the useless branches. ડાળવું;સોરવું;ઝારવું;ખૂંટવું. 2. To cut off, out. ટુંપવું; સમારવું;કાપી નાંખવું.

**Pruning-hook**, *n.* (પ્રૂ'નિંગ્-હુક્) A cutting instrument used in pruning trees &c ધારેયું; વાંસી.

**Prurient**, *a.* (પ્રુ'રિઅન્ટ્) Uneasy with desire; itching; lustful તલપી રહેલું; તલપાપડ થઇ રહેલું; રતળવતળ થએલું;વખવખી રહેલું; કામાતુર; લાલપીળું. [L. *prurio*, I itch.]

**Pry**. *vi* (પ્રાય) To inspect closely; to gaze. સૂક્ષ્મનિરીક્ષા ક૦;ખણખોસ ક૦; ચિકિત્સા જોવી, સાંભળવી. As, to pry into the private affairs of families બીજાના ઘરની ચકચાળ જોવી, સાંભળવી. *n.* Curious inspection. બારીક તપાસ.

**Prying**, *a.* (પ્રા'ઇંગ્) Looking into curiously. ઝીણું જોનાર; સૂક્ષ્મદર્શી; ચકચાળીયું; ચિકિત્સાખોર.

**Psalm**, *n.* (સામ્) A sacred song or hymn. ભજન; ઈશ્વરસ્તુતિનું સ્તોત્ર; કીર્તન;ગીત 2. ખ્રિસ્તિ ભજન. [L. *psalmus*, a song.]

**Psalmist**, *n.* (સા'મિસ્ટ) A writer of holy hymns. ભજન બનાવનાર; સ્તોત્રકાર;કવિ. 2. ખ્રિસ્તિ ભજન બનાવનાર.

**Psalmodist**, *n.*(સૅ'મડિસ્ટ્) One who sings holy songs. કીર્તનકાર; ભજન ગાનારો.

**Psalmody**, *n.* (સૅ'મડી) The act of knowing how to sing sacred songs. સ્તોત્રગાન;ભજન વગેરે ગાતાં આવડવાં તે.

**Psalter**, *n.* (સૉ'લ્ટર્) The book of Psalms. ભજન સંગ્રહની ચોપડી; ભજનનું પુસ્તક; સ્તોત્રાધ્યાય. [Gk. *psalterion*, a string of instrument.]

**Pseudo**, *n.* (સ્યૂ'ડો) A prefix signifying = counterfeit, falsehood or spurious. ખોટો, મિથ્યા એ અર્થ બતાવનારો પૂર્વગ, ઉપસર્ગ.

**Pseudology**, *n.* (સ્યુડૉ'લજી) Falsehood of speech. જુઠાણું; કૃત્રિમ વાણી.

**Pseudonym**, *n.* (સ્યૂ'ડનિમ્) ધારણ કરેલું નામ; ખોટું નામ.

**Pshaw**, *interj.* (શૉ) An exclamation of contempt, or dislike. છત;છટ્. 2. Pish; pooh. અરે હટ્!; અરે ચલ, જા!

**Psychology**.(સાયકૉ'લજી) A treatise or study of the human soul or mind. આત્મધર્મશાસ્ત્ર; અધ્યાત્મશાસ્ત્ર;આત્મજ્ઞાનશાસ્ત્ર;માનસશાસ્ત્ર,ગ્રંથ. [Gk. *psuche*, the soul & *logos*, discourse.]

**Psychologic-al**, *a.* (સાયકૉલૉ'જીક-કલ્) Pertaining to the science of the human soul. આત્મવિવેક સંબંધી,વિષે;માનસધર્મ સંબંધી. 2. બરાબર કટોકટીનું;સચોટ તાકડે

**Ptolemaic**, *a* (ટૉલીમે'ક્) Pertaining to Ptolemy. મીસર દેશના પ્રખ્યાત ટૉલમી નામના ખગોળવેત્તા વિષેનું.

**Ptyalism** *n.* (ટા'યલિઝમ્) Salivation. લાળ;થુંક

**Puberty**, *n.* (પ્યૂ'બર્ટિ) Ripe age. ભરજુવાની; જોબન; યૌવન. **To arrive at P.** = જુવાની ફુટવી,ખીલવી;મ્હોટા થવું.

**Pubescence**, *n.* (પ્યુબે'સન્સ્) The state of a youth who has arrived at puberty. ભર જુવાની; જોબન; યૌવન; તરૂણતા.

**Pubescent**, *a.* (પ્યુબે'સન્ટ્) Arriving at puberty. યુવાની વેષે ચઢવું; જુવાન થવું જવું.

**Public**, *a.* (પ'બ્લિક્) Pertaining to a nation, state or community. સૌ લોકનું; પ્રજા, દેશ રાજ્યનું, સાર્વજનિક. 2. Notorious; public to all. સૌના લાભનું,ખુલ્લું,ઉઘાડું;જગપ્રસિદ્ધ;જાહેર. **A P. occasion** = સાર્વજનિક અવસર. **P. prosecutor** = ગુન્હેગાર ઉપર કામ ચલાવવા માટેનો સરકારી વકીલ. **To become P.** = જાહેર થવું; પ્રસિદ્ધિમાં આવવું. **P. works** = લોકોપયોગી કામો. **In P.** = છચોક; સૌની દેખતાં **In private and in P.** = ઘરને ખુણે પણ અને જાહેરમાં પણ. **P. house** = ધર્મશાળા;પીઠું. [L. *populus*, the people.]

**Publication**, *n.* (પબ્લિકે'શન્) The act of publishing; divulgation. ઉદ્ઘાટન; પ્રકાશન; પ્રગટીકરણ. 2. That which is published. ચોપાનીયું; વર્તમાનપત્ર; ગ્રંથ.

**Public-house**, *n.* (પ'બ્લિક્-હાઉસ્) An inn; a house for the entertainment of travellers. વીશી; મુસાફરખાનું; દારૂનું પીઠું.

**Publicity**, *n.* (પબ્લિ'સિટી) Notoriety; the quality or state of being published. જાહેરપણું; પ્રગટતા.

**Publicly**, *adv.* (પ'બ્લિકલી) Openly; without concealment. છચોક રીતે; સૌ દેખે એમ.

**Public-spirited**, *a.* (પ'બ્લિકસ્પિ'રિટિડ્) Disposed to make private sacrifices for the benefit of the public. જનસમાજને મદદ કરવાની ઇચ્છાવાળું; લોકહિતેચ્છુ.

**Publish**, *vt.* (પ'બ્લિશ્) To make known to mankind; to make public. જાહેર કરવું; પ્રગટ, ઉઘાડું કરવું. 2. ચોપાનીયાં વગેરે બ્હાર પાડવાં.

**Publisher**, *n.* (પ'બ્લિશર્) One who publishes or makes known. પ્રગટ કરનાર; પ્રકાશક.

**Pucker**, *vt.* (પ'કર્) To corrugate (skin) to gather into wrinkles કરચલી, વાટા વાળવા; કણી, ઘડી વાળવી.–*n.* A fold or wrinkle. કરચલી; કણી, વાટો, ઘડી. 2. Confusion; bustle. ગુંચવણ; મુંઝવણ; ઘોંઘાટ. [L. *pectus.*]

**Pudder**, *vi.* (પ'ડર્) To make bustle or tumult. ઘોંઘાટ, બખબખાટ, ધીંગાણું કરવું; તોફાન મસ્તી કરવી. *vt.* To perplex; to throw into confusion. ગુંચવવું; ગભરાવવું. *n.* Bustle. ઘોંઘાટ; ધીંગામસ્તી; હુડીઓ હુડીઓ

**Pudding**, *n.* (પુ'ડિંગ્) ખીર, દુધપાક જેવું વિલાયતી ખાણું.

**Puddle**, *n.* (પ'ડલ) A small pool or dirty water; a pond; a muddy plash. ગંદા–મેલા પાણીનું ખાબડું; તળાવડું; ખાબોચિયું. *vt.* To make foul or muddy. ડહોળું કરવું; ગંદું કo. *vi.* To make a dirty stir. રગડવું; ડોળવું; ગંદુ કરવું.

**Puddly**, *a.* (પ'ડ્લિ) Foul; muddy. કાદવવાળું; મેલું; ગંદું; ડહોળું.

**Puerile**, *a.* (પ્યૂ'અરાઇલ) Boyish; trifling; childish. છોકરવાદ; નાદાનીભરેલું; બાળકબુદ્ધિનું; બાલિશ.

**Puerility**, *n.* (પ્યુઅરિ'લિટી) The quality of being puerile; boyishness; childishness. બાળકબુદ્ધિ; નાદાની, છોકરમત, છોરખેલપણું; બાલિશતા.

**Puerperal**, *a.* (પ્યુઅ'ર્પલ) Pertaining to childbirth. સુવાવડ, પ્રસૂતિકાલ સંબંધી. [L. *puerpera*, a lying in woman & *puer*, a boy.]

**Puff**, *n.* (પફ્) A sudden and single emission of breath from the mouth. ફૂંક; ફૂત્કાર; ફુંકારો. 2. A slight gust of wind. પવનનો સપાટો; લ્હેર, ઝપાટો. 3. An exaggerated expression of praise. ખોટાં વખાણ, ખાણગા; અતિશયોક્તિ; ધુમાડો. *vi.* To blow in puffs. ફૂંફાટા મારવા; હાંફવું. 2. To swell with air; to inflate. ફૂલવું; ફૂલીને દડો થવું. *vt.* To drive with a puff. પવનના સપાટામાં, ફુંકથી ઘસડાઇ જવું. 2. To repel with words. વદવું; કાઢી મૂo. 3. To inflate with pride. ફૂલાવવું. 4. To praise with exaggeration. નાં વખાણ કરવાં; પ્રશંસા કરવી.

**Puffy**, *a.* (પ'ફી) Swelled with air. ઉપસેલું; ફૂલેલું. 2. Bombastic. ભભકાદાર, આડંબરી; ધુમાડાના બાચકા જેવું.

**Pug**, *n.* (પગ્) A little dog with a monkey-like face or nose. વાંદરાના જેવા મ્હોં અથવા નાકવાળું એક જાતનું ન્હાનું કુતરૂં; વાંદરિયું કુતરૂં. 2. Tempered clay. ગારો; ગુંદેલી માટી. 3. An elf. ભૂત; પરી. *vt.* To mix and stir when wet. ગારો કરવો. 2. To fill or stop with clay. ધૂળ–માટીથી બંધ કo.

**P. nosed** = ચીબુ; ચપટા નાકવાળું.

**Pugh**, *interj.* (પૂ) A word used in contempt. છટ્; છિટ્.

**Pugil**, *n.* (પ્યુ'જિલ્) As much as is taken up between the thumb and the two fingers. ચપટીભર; ચીમટો; ચપટી.

**Pugilism**, *n.* (પ્યુ'જિલિઝમ્) The practice of boxing or fighting with the fist. મુક્કાબાજી; ઠોસાબાજી. [Gr. *pugmo*, a fist]

**Pugilist**, *n.* (પ્યુ'જિલિસ્ટ) A boxer; one who fights with his fist. મુક્કાબાજી કરનાર. [L. *pugil*, a boxer.]

**Pugilistic**, *a.* (પ્યુજીલિ'સ્ટિક Pertaining to boxing. મુક્કાબાજી વિષેનું.

**Pug-mill**, *n* (પ'ગ મિલ્) A kind of mill for grinding and mixing clay. ચુનો પીલવાની ચક્કી.

**Pugnacious**, *a.* (પગ્ને'શસ્) Quarrelsome; disposed to fight. લડાઇખોર; ટંટાખોર; લડવાડિયું. [L. *pugno*, I fight]

**Pugnacity**, *n* (પગ્ને'સિટી) Quarrelsomeness. લડકણાપણું; કજીઆખોરી.

**Puisne**, *a.* (પ્યૂ'ની) Latter in age. નાનું; ઉતરતું; પછીનું. 2. Petty. હલકું; ઓછું; ક્ષુદ્ર. 3. Inferior in rank. ઉતરતું; નીચું. [L. *post*, after; *ne*, born.]

**Puissance**, *n.* (પ્વિ'સન્સ્) Power; ability; strength; might. બળ; પ્રતાપ; સમર્થ; પરાક્રમ. [L. *posse*, to be able.]

**Puissant**, *a* (પ્વિ'સન્ટ) Strong; powerful; mighty બળવાન; સમર્થ; પરાક્રમી; જબરદસ્ત. [L. *potens*, powerful.]

**Puke**, *vi.* (પ્યૂક્) To vomit. ઉલટી કo; ઓકવું.

**Puke,** *n.* (પ્યૂક) A vomit; a medicine which excites vomiting. ઉલટી; ઓકવું તે; ઉલટી કરાવવાની દવા.

**Puker,** *n.* (પ્યૂ'કર્) One who vomits. ઉલટી કરનાર; ઓકનાર.

**Pule,** *vi.* (પ્યૂલ્) To cry like a chicken. ઉંઉં કo. (બાળક છોકરાંએ) કજીઆ કo.

**Pull,** *vt.* (પુલ્લ્) To draw. તાણવું; ખેંચવું; આંચકા મારવા. 2. તાણી, ખેંચી, હાથે કરીને માંગી લેવું. 3. To tear; to rend. ફાટવું; ચીરી નાંખવું. 4. To pluck; to gather. (આચકો મારીને) તોડવું; તોડી લેવું. 5. To hold back. અટકાવવું. 6. To make as a proof or impression. ચાંપવું; દાબવું. To P. down; to demolish. તોડી પાડવું. To P. off. ખેંચીને જુદું પાડવું. *vi.* To tug. જોર વાપરવું. To P. up = to stop. ની લગામ ખેંચી રાખવી; દબાવવું. To P. through = to come successfully to the end. પસાર થઈ જવું; ચલાવવું. *n.* The act of drawing with force. આંચકો. 2. The act of rowing. હલેસાં મારવાં તે; હલેસાં.

**Pullet,** *n.* (પુ'લિટ્) A young hen. નાની મરઘી. [L. *pullus*, a young animal.]

**Pulley,** *n.* (પુ'લિ) A wheel with a broad rim. ગરેડી; ગરગડી; કપ્પી; કપ્પો. *vt.* To raise by means of a P. ઘરેડીથી ઉંચું ચઢાવવું. [Gr. *poleo*, I turn.]

**Pulmonary, pulmonic,** *a.* (પ'લ્મોનરી-પલ્મૉ'નિક્) Pertaining to the lungs; affecting the lungs. ફેફ્સાનું-માંથી ઉઠેલું. [L. *pulmo*, a lung.]

**Pulp,** *n.* (પલ્પ્) A soft mass; marrow; the soft part of a fruit. ગર; મેંદો; માવો; ગર્ભ. *vt.* To reduce to pulp. માવો કo.

**Pulpit,** *n.* (પુ'લ્પિટ્) An elevated place or inclosed stage in a church on which the clergyman stands when preaching; desk. ભાષણ કર્તાની બેઠક; ગુરૂપીઠ; વ્યાસાસન. 2. A desk or platform for an orator. ભાષણ કરનારનું આસન; માંચડો. [L. *pulpitum*, a platform of boards.]

**Pulpous,-pulpy,** *a.* (પ'લ્પસ્-પ'લ્પી) Consisting of pulp. માવા, ઢળદાર; નરમ.

**Pulpousness,** *n.* (પ'લ્પસ્નિસ) Softness. નરમપણું; પોચાપણું.

**Pulsate,** *vi.* (પલ્સે,'ટ્) To beat or throb as a pulse. નાડી, રક્તાશયનું ધડકવું. [L. *pullo*, I beat.]

**Pulsation,** *n.* (પલ્સે',શન્) The beat of a pulse. નાડીનો ધબકારો. સ્ફુરણ, વેગ.

**Pulsative,** *a.* (પ'લ્સે'ટિવ્) Beating; throbbing. ધબકતું.

**Pulse,** *n.* (પલ્સ્) The beating or throbbing of the heart and arteries. નાડીના ધબકારા. To feel one's P. નાડ જોવી, પરીક્ષા કo મનવંદી જોવું. Leguminous plants or their seeds, as beans. કઠોળ, વટાણા, ચણા. [L. *puls*, a thick pap.]

**Pulverable,** *a.* (પ'લ્વરબલ્) That may be reduced to fine powder. ચૂર્ણ, ભૂકો થઈ શકે એવું.

**Pulverate,** *vt.* (પ'લ્વરેટ) To reduce to fine powder. ભૂકો કરવો; કુટડવું; ખાંડવું.

**Pulverization,** *n.* (પલ્વરાઇઝે',શન) The act of reducing to powder or dus . ચૂર્ણ કરવું તે; બારીક ભૂકો કરવો તે; સૂક્ષ્મચૂર્ણીકરણ.

**Pulverise,** *vt.* (પ'લ્વરાઇઝ્) To reduce to fine powder. બારીક, ઝીણો ભુકો કરવો. *vi.* ચૂર્ણ થવું. [L. *pulvis*, dust & *ise* to reduce or to make.]

**Pump,** *n.* (પમ્પ) A machine generally employed for raising water or extracting air. બંબો; પમ્પ; પાણી સીંચવાનું યંત્ર; હવા ચુસી લેવાનું યંત્ર *vt.* To raise water with a pump. પાણી ચઢાવવું; ફુંકાવવું; વાત કઢાવવી.

**Pumpion,** *n.* (પ'મ્પિઅન્) A pumpkin. દુધી.

**Pumpkin,** *n.* (પ'મ્પકિન્) A pumpion. a kind of gourd or vegetable marrow. દુધી; કોળુ; પતકાળું; ચીભડું.

**Pun,** *n.* (પન) A quibble; a play on words that agree or resemble in sound but differ in meanings. શબ્દવિનોદ, રમુજ, રમત; શબ્દશ્લેષ. *vi.* To make puns. દ્વિઅર્થી શબ્દ કહેવા.

**Punch,** *n.* (પન્ચ્) An instrument of iron used for driving holes in plates or other substances. છેદ, ગાબડી પાડવાનું ઓજાર; વેણું; પન્ચ. *vt.* To hit with the fist. માં ગોદો, ધક્કો મારવો.

**To P. with the elbow** = કોણી મારવી. 2. A kind of wine. પંચદારૂ. 3. A dwarf. ઠીંગણો પુરૂષ; વામન. 4. A buffoon. વિદૂષક; મશ્કરો. 5. લીંબુ અને દારૂનો શરબત; પંચ. [Fr. *poincon*, a punch.]

**Puncheon,** *n.* (પ'ન્શન્) A perforating tool. કાણું, છેદ પાડવાની સારડી 2. A measure of liquids or a cask containing from 84 to 120 gallons. એક જાતનું પ્રવાહી પદાર્થનું માપ; ૮૪ થી ૧૨૦ ગૅલનનું પીપ.

**Punctate,-punctated,** *a.* (પ'ન્ક્ટેટ્,-પ'ન્ક્ટેટિડ) Pointed; maked with dots. અણીવાળું; તીક્ષ્ણ; ડાઘવાળું.

**Punchinello,** *n.* (પંચિને'લો) A buff on. મશ્કરો; વિદૂષક; તરકડીઓ.

**Punctilio,** *n.* (પન્ક્ટિ'લિઓ) A nice point of exactness in conduct. બારીક વર્ત્તનાચાર; સૂક્ષ્મ વર્તનરીતિ; ઝીણવટ.

**Punctilious**,*a*.(પન્કિટ'લિઅસ્) Attentive to punctilio. સૂક્ષ્મ વર્ત્તનાચારનિષ્ઠ; વાયડો.

**Punctual**,*a*.(પ'ન્ક્ચુઅલ્) Precise; exact in observing time.સમયસાવધ;બરાબર વખત સાચવનાર; નિયમિત. 2. Made or done at the exact time. વાયદાસર કરેલું; બરાબર વખતે આપેલું.

**Punctuality**,*n*.(પન્કચુઍ'લિટી)The state or quality of being punctual;exactness.નિયમિતપણું; ચોકસાઈ; સમયસેવન.

**Punctuate**, *vt*. (પ'ન્કચુએ,ટ) To make the points or stops were necessary વિરામચિહ્ન કાઢવાં, મુકવાં.

**Punctuation**,*n* (પન્કચુએ.'શન્) The act of punctuating.વિરામચિહ્ન કાઢવાં તે.2.વિરામચિહ્ન.

**Puncture**,*n* (પ'ન્કચર)A small opening or hole;a prick. છેદ;છિદ્ર;કાણું;બખોલ.–*vt*.To make a hole. કાણું પાડવું. [L. *pungo*, I prick.]

**Pundit**, *n*. (પ'ન્ડિત્) An Indian scholar; a learned man. વિદ્વાન; પંડિત; પ્રાજ્ઞ

**Pungency**,*n*.(પ'ન્જન્સી) Keenness; sharpness;causticity. સૂક્ષ્મતા;તીક્ષ્ણતા;તીવ્રતા; તીખાશ; ઝમઝમાટ. 2. Tartness. કલેજાફાડપણું.

**Pungent**,*a*.(પ'ન્જન્ટ્) Affecting the tongue in a sharp manner. મરચાં લાગે એવું; ઝમઝમૂ થઇ રહે એવું; ઝણઝણાટ. (to the sense of smell). 3. ( Pains etc. ) કલેજે કાણું પડે એવું; તીવ્ર; સખ્ત. 4. ચટકો.

**Puniness**,*n*.(પ્યુ'નિનિસ્)Pettiness;weakness. સૂક્ષ્મતા; નબળાપણું; પામરતા.

**Punish**,*vt*.(પ'નિશ્) To inflict pain, loss or any evil on as a penalty for a crime or fault. ને સજા કરવી; દંડવું. 2. To inflict pain on. દુઃખ દેવું. 3. To chastise. શિક્ષા કરવી [L. *pœna*, punishment.]

**Punishable**, *a*. (પ'નિશબલ્) Worthy of punishment;liable to punishment. શિક્ષા કરવા જેવું; શિક્ષણીય; દંડાર્હ; શિક્ષાપાત્ર.

**Punishment**, *n*. (પ'નિશમન્ટ) The act of punishing.સજા,દંડ,શાસન કરવું તે. 2. Penalty inflicted for a crime or an offence.નશીયત; દંડ;સજા;શિક્ષા.**Corporal P.**=દેહદંડની, મારવાની, ફટકાની શિક્ષા. **Capital P.**=દેહાંત દંડની શિક્ષા.

**Punitive**, *a*. (પ્યૂ'નિટિવ્) Pertaining to punishment. દંડ,શિક્ષા વિષેનું; દંડ દાખલ મુકેલું.

**Punitory**,*a* (પ્યૂ'નિટરી)Punitive; punishing. શિક્ષા આપનારું; શિક્ષા ખાતર કરેલું.

**Punning**,*a*.(પ'નિન્ગ્)Containing puns.શબ્દની રમુજવાળું; શ્લેષવાળું.

**Punster**,*n*.(પ'ન્સ્ટર્)One who is skilled in punning; a quibbler. શબ્દવિનોદ કરનાર.

**Punt**, *n*.(પન્ટ્)A square flat-bottomed boat used in fishing etc. થાપડો; થાપડ; હોડી.

**Punter**, *n*. (પ'ન્ટર્) One who punts.

**Puny**,*a*.(પ્યૂ'ની)Undersized; feeble; insignificant નબળું;દુબળું;ક્ષુદ્ર.–*n*.A novice.જુવાનીઓ; તરૂણ.

**Pup**,*n*. (પપ્)A puppy. કુરકુરીઉં; ભોટીલું; કુતરાનું બચ્ચું.–*vi*.To bring forth. જણવું; વિયાવું; કુરકુરીઆં આવવાં.

**Pupil**,*n* (પ્યુ'પિલ્)A learner; a scholar.શિષ્ય; ચેલો;નિશાળીયો,વિદ્યાર્થી. 2. The centre of the iris. કનીનિકા; આંખની કીકી, પુતળી; ડોળો. [L. *pupus*, a boy.]

**Pupillage**, *n*. (પ્યુ'પિલેજ્) The state of being a pupil. શિષ્યાવસ્થા; શિષ્યત્વ;વિદ્યાર્થિદશા. 2. The state of being under guardianship. બીજાના વાલીપણામાં હોવાની સ્થિતિ.

**Pupillary**, *a*. (પ્યૂ'પિલરી)Pertaining to the pupil of the eye. આંખની કીકીને લગતું. 2. Pertaining to a stutent. શિષ્યને વિષે.

**Puppet**, *n*. (પ'પિટ્) A small doll or image. ઢીંગલી; પુતળું; રમકડું. 2. A person completely controlled by another.બીજાની સત્તા,દાબ નીચેનો માણસ; ઠાલો; નામનો **P.-show**=A play in which puppets are moved by wires or strings. પુતળાનો તમાશો, નાચ. [L. *pupa*, a doll.]

**Puppy**,*n* (પ'પી)A young dog.કુરકુરીયું;ભોટીલું. 2. A conceited youth. તોરી, બડાઈખોર માણસ.

**Puppism**, *n*. (પ'પિઝમ્) The manners of a dandy; affectation. તોર; મીજાજ; બેડસાઈ

**Pur**, *vi*. (પર) To speak in a low tone. મ્યાઉં મ્યાઉં કરવું. *n*. The murmuring of a cat. બિલાડીનો અવાજ; મ્યાંઉં મ્યાંઉં.

**Purblind**, *a*. (પ'ર્બ્લાઇન્ડ્) Nearly blind; dim-sighted. આંધળો; ઝાંખું દેખનારું; ટુંકી નજરવાળું. 2. Dull. ઠોઠ; ઓછી બુદ્ધિનું.

**Purchase**, *vt*. (પ'ર્ચેસ્) To obtain; to acquire at a cost; to buy. ખરીદવું; વેચાતું લેવું. *n*. The act of buying. ખરીદવું તે;ખરીદી;સોદો. 2. A mechanical advantage (as gained by a lever, etc.) બહારથી લાગેલું જોર, ટેકો.

**Purchasable**, *a*. (પ'ર્ચેસબલ્) That can be purchased. ખરીદી શકાય તેવું.

**Purchaser**, *n*. (પ'ર્ચેસર્) One who buys. ખરીદનાર; વેચાતું લેનાર.

**Pure**, *a*. (પ્યૂર્) Without admixture; clean; unadulterated.ભેળસેળવિનાનું;ચોકખું;સ્વચ્છ;નિર્મળ,

2. Chaste. પવિત્ર. 3. Free from stain. નિષ્કલંક. 4. Absolute. એકલું; કેવળ. [L. *purus*, clean.]

**Purely**, *adv.* (પ્યૂ'ર્‌લી) Solely; merely. માત્ર; કેવળ.

**Pureness**, *n.* (પ્યૂ'ર્‌નિસ્) Purity. ચોકખાઇ; પવિત્રતા.

**Purfle**, *n.* (પ'ર્ફલ્) Ornamented dress or border. ભરેલો પોષાક; ગુંથણકામ.

**Purgative**, *a* (પ'ર્ગેટિવ્) Having the power of purging. રેચક; જુલાબ લાગે એવું. *n.* A medicine that purges. જુલાબની દવા.

**Purge**, *vt.* (પર્જ્) To make pure or clean. સાફ કરવું; કચરો, કાદવ કાઢી નાંખવો. 2. To clear from guilt or moral defilement. નિર્દોષ ઠેરવવું. 3. જુલાબ લગાડવો *vi.* To produce evacuations by a cathartic. જુલાબ લાગવો; પેટ આવવું. *n.* The act of purging. જુલાબ, પેટ આવે તે. 2. That which purges. જુલાબ; રેચક. [L. *purgare*, to cleanse.]

**Purification**, *n.* (પ્યુરિફિકે'શન્) The act of purifying. વિશુદ્ધ કરવું તે. 2. A cleansing from guilt. નિર્દોષીકરણ; પાપમુક્તિ; પ્રાયશ્ચિત્ત.

**Purifier**, *n.* (પ્યૂ'રિફાયર) One who cleanses; a refiner. સાફ, પવિત્ર કરનાર.

**Purify**, *vt.* (પ્યૂ'રિફાય્) To cleanse; to make pure or clear. ચોખ્ખું, સ્વચ્છ કરવું. 2. To free from moral defilement. નિર્દોષ ઠેરવવું; ગુન્હામાંથી મુક્ત કરવું. *vi.* To become clear. પવિત્ર, પાવન થવું. [L. *purus*. pure & *facio*, I make.]

**Purism**, *n.* (પ્યૂ'રિઝમ્) Practice of rigid purity. સ્વચ્છતા; પવિત્રતા.

**Puritan**, *n.* (પ્યૂ'રિટન્) One who is very strict in religious matters. ધર્મમાં ચુસ્ત, મક્કમ. 2. એકલું બાઈબલનેજ માનનાર. *a.* Pertaining to puritans. પ્યુરિટન સંબંધી.

**Purity**, *n.* (પ્યૂ'રિટી) Cleanness; chastity; innocence. સ્વચ્છતા; નિર્મળતા; શુદ્ધતા; નિર્દોષિતા; પવિત્રતા.

**Purl**, *n.* (પર્લ્) એક જાતનો દારૂ. 2. ભમરો. *vi.* To flow with a murmuring sound. ખળખળ વહ્યા કરવું. 2. ભરતથી શણગારવું.

**Purlieu**, *n.* (પ'ર્લ્યૂ) The boundaries of a place; neighbourhood. આજુબાજુનો ભાગ; પ્રાંત ભાગ; છેડા ઉપરનો ભાગ; સીમા.

**Purling**, *n.* (પ'ર્લિંગ્) Sound produced when flowing. ખળખળાટ; નદી કે નાળાનો ખળ ખળ અવાજ.

**Purloin**, *vt.* (પર્લૉ'ઇન્) To steal; to pilfer; to make off with. છાના માના ચોરવું; હાથ મારવો. *vi.* ચોરી કરવી.

**Purparty**, *n.* (પ'ર્પાર્ટી) A share. ભાગ; હિસ્સો.

**Purple**, *n.* (પ'ર્પલ્) A blend of blue and red. આબાશાહી, જાંબુડો રંગ-*vt.* જાંબુડો રંગ દેવો. *a.* જાંબુડા રંગવાળું. 2. Imperial. બાદશાહી; રાજાનું. **The P. East**=The Turkish Empire. તુર્કસ્તાનનું રાજ્ય. **Born in the P.**=બાદશાહી કુટુંબમાં જન્મેલું. [Gk. *porphura*, a shellfish from which a purple dye was obtained.]

**Purport**, *n.* (પ'ર્પૉર્ટ) Purpose; meaning. મતલબ; અર્થ; ભાવાર્થ.-*vt.*(-પૉ'-) અર્થ હોવો; સૂચવવું.

**Purpose**, *n.* (પ'ર્પસ્) Design; intention; object. પ્રયોજન; ઉદ્દેશ; ધારણા. *vt.* Toi ntend. ધારણા હોવી. **Firm of P.**=દૃઢ. [L. *pro*, *poser*, to place.]

**Purposeless**, *a.* (પ'ર્પસ્‌લિસ્) Without any aim or object. નકામું; મતલબ વિનાનું; નિરર્થક.

**Purposely**, *adv.* (પ'ર્પસ્‌લી) With design or intention; not accidently. જાણી જોઇને; ઇરાદાપૂર્વક; મતલબથીજ; વિચારપૂર્વક.

**Purr**, *vt.* (પર) To murmur like a cat when pleased. બિલાડીની માફક બોલવું; પુર્‌પુર્ ક૦

**Purse**, *n.* (પર્સ્) A small money-bag for the pocket. પૈસાની થેલી; કોથળી; વાંસળી; બટવો. A present of money. પૈસાનું ઇનામ, બક્ષીસ-*vt* To put into the purse; to wrinkle. પૈસા મુકવા; સંઘરવા; કરચલી વાળવી; ખેંચવું. **P.-proud**= પૈસાથી અહંકારી થએલું. **P.-seine**=માછલાં પકડવાની જાળ. **P.-strings**=ખર્ચવાની સત્તા.

**Purser**, *n.* (પ'ર્સર્) A clerk who has charge of provisions; payment of sailors. ખલાસીઓને પગાર ચુકવનાર ભંડારી; હિસાબનીશ.

**Pursuance**, *n.* (પર્સ્યૂ'અન્સ્) The fulfilment of a purpose. ઇરાદો પાર પાડવો તે; આગ્રહ; ખંત. 2. The act of pursuing. અનુગમન; પાછળ પડવું તે.

**Pursuant**, *a.* (પર્સ્યૂ'અન્ટ્) In accordance with. પ્રમાણેનું; અનુસરતું.

**Pursue**, *vt.* (પર્સ્યૂ') To chase. ની પુંઠે પડવું, પાછળ પડવું. 2. To carry on. ચલાવ્યા કરવું. 3. To prosecute. ને હેરાન કરવું 4. To proceed along with a view to some object અમુક ઈરાદાથી ચલાવે જવું. 4. To seek (fame, glory, etc.) ની પાછળ મંડવું; મેળવવાનો ઉપાય કરવો. [L. *pro*, forward & *sequor*, I follow.]

**Pursuit**, *n.* (પર્સ્યૂ'ટ) Chase. કેડો; પુંઠ પકડવી તે; અનુસરણ. 2. Search. સંપાદન કરવાનો પ્રયત્ન. 3. Prosecution. ચલાવ્યા જવું તે. 4. Perseverance. ખંત.

**Pursuivant**, *n.* (પ'ર્સિવન્ટ) A follower. અનુયાયી 2. A state messenger. રાજદૂત; જાસૂસ. એલચી.-*vt.* To follow. ની પાછળ પડવું.

**Purulence,** *n.* (પ્યુ'રૂલન્સ્) Pus.પરૂ; પરૂ ભરાવું તે.-*a.*-°**nt.** પરૂથી ભરેલું.

**Purvey,** *vt.* (પરૂવે,') To supply; to furnish with food. ખોરાક પુરો પાડવો; ખાવાની સામગ્રીની યોજના કરવી. [*L. providere,* to supply.]-*vi.* To buy food. ખોરાક વેચાતો લેવો.

**Purveyance,** *n.* (પરવે'યન્સ્) Act of purveying. વ્યવસ્થા, બંદોબસ્ત કરવો તે. 2. Provisions. ખોરાક; સામગ્રી.

**Purveyor,***n.*(પરવે'યર) A caterer;one who purveys; a victualler.ખોરાક પુરો પાડનાર;મોદી.

**Purview,***n.* (પ'ર્વ્યુ) The limit of a statute. પરવાનો; હુકમ; સત્તા. 2. The body of a statute as distinguished from preamble.મૂળ કાયદો.

**Pus,** *n.* (પસ્) The soft yellowish matter formed in suppuration; the matter of a sore. પરૂ; પસ.

**Push** *vt* (પુશ્)To thrust,to drive.ધોંચવું;ઘાલવું. 2. To enforce. આગળ કરવું;ધકેલવું;ઘુસાડવું. 3. To press against forcibly. હડસેલવું; ધકેલવું. *vi.* To drive in. ગોદો, ધક્કો મારવો. *n.* The act of pushing; a thrust.અંદર ઘાલવું તે; ગોદો; છાતીજોર; ધુસણપટ્ટી. 2. A shove. હડસેલો. [L. *pulsare,* to drive.]

**Pushing,** *a.* (પુ'શિન્ગ) Intruding pushing forward. ઘુસણીઉં; આગળ જાય એવું. 2.Vigorous; enterprising. ઉદ્યમી; જોરવાળું; જોરાવર.

**Pusillanimity,***n.*(પ્યુસિલૅનિ'મિટી)Timidity; cowardice; quality of being pusillanimous. બ્હીકણપણું; નામર્દાઈ; બાયલાપણું; શૌર્યહીનતા.

**Pusillanimous,** *a.* (પ્યુસિલૅ'નિમસ્ ) Timid; coward; faint-hearted. બ્હીકણ; નામર્દ; બાયલું; શૌર્યહીન.

**Puss,** *n.* (પુસ્ ) A name for the cat and also for the hare. બિલાડી; સસલું. 2. છોકરાંનું હુલામણાંનું નામ.

**Pussy,** *n.* (પુ'સી) A diminutive of puss. બિલાડીનું ટુંકું નામ; મીનીબાઈ. 2. એક જાતની રમત.

**Pustulate,** *vi.* (પ'સટ્યુલે,ટ) To form into blisters. ફોલ્લી થવી; ગુમડું થવું. *a.* ગુમડાવાળું; ફોલ્લીવાળું. *n.* ફોલ્લો.

**Put,** *vt.* (પુટ) To place. મુકવું; સ્થાપવું. 2. To bring. લાવવું; મુકવું. 3. To suppress. દાબવું. 4. To ask (a question) પ્રશ્ન પુછવો. 5. To cast (a stone or shot.) ફેંકવું; નાંખવું. **To P. about**=દુઃખ દેવું, પાછું હંકારવું. **To P. back**=To restore something.પાછું આપવું. **To P. by**=To save money. પૈસા સંઘરવા; પાછું ફેરવવું. **To P. down**=To suppress. દાબી દેવું; બાતલ કરવું. **To P. in**=To insert. દાખલ કરવું. **To P. in for**=To apply (for a vacancy etc.) અરજી કરવી. **To P. off**=To postpone. મુલતવી રાખવું; ધકેલવું. **To P. on**=પ્હેરવું. **To P. out**=કાઢવું; ઠારવું; ભોંઠું પાડવું; અજમાવવું; હંકારવું. **To P. in mind of**=To remind. યાદ દેવરાવવું. **To P. through**=પાર ઉતારવું. **To P. up**=બાંધવું. **To P. up to**=To inform about. જાગૃત કરવું; યાદ આપવું. **To P. up with**=સહન કરવું; ખમવું. **To P. upon**= કામ સોંપવું, નાંખવું. (કોઈ બીજા પર)-*n.* ગામડીઓ. 2. પાનાંની રમત.

**Putative,***a.*(પ્યૂ'ટેટિવ્)Generally supposed; reputed. જગપ્રસિદ્ધ; લોકોમાં મનાતું, ગણાતું. [L. *puto,* I think.]

**Putid,***a.* (પ્યૂ'ટિડ્) Rotten;decayed. સડેલું;હલકું

**Putrefaction,** *n.* (પ્યુટ્રીફૅ'કશન્)The state of being putrified. કોહેલું હોવું તે; બગાડ.

**Putrefy,** *vt.* (પ્યુ'ટ્રીફાઇ) To decay. કોહી નાંખવું. *vi.* કોહવાઇ જવું. [L *putrifacio,* I make rotten.]

**Putrescent,***a.*(પ્યુટ્રી'સન્ટ)Becoming putrid. સડી જવું. કહોવું; ગંધાવું.

**Putrid,** *a.* ( પ્યૂ'ટ્રિડ્ ) Decayed; corrupt; rotten. સડેલું કોહેલું; બગડેલું.

**Putridness,** *n.* (પ્યૂ'ટ્રિડનિસ્ ) Corruption. બગડી જવું તે; કોહવાણ.

**Putridity,** *n.* (પ્યૂટ્રિ'ડિટી) Corruption; the quality of being decayed. સડેલાપણું; કોહવાણ; કોહેલાપણું.

**Putty,** *n.* (પ'ટી) A very fine cement made of lime only used by plasterers. કાચ જડવાની, બેસાડવાની મળી.

**Putty,** *vt.* (પ'ટી) To cement with putty. મળી ચોટાડવી.

**Puzzle,** *vt.*(પ'ઝલ)To perplex;to embarrass. ગુંચવવું; મુંઝવવું; મુંઝવણમાં મુકવું. 2. To make intricate; to entangle. ગુંચવવું. *vi.* To be awkward.ગુંચવાડામાં પડવું.*n.*Embarrassment. ગુંચવણી.2 That which throws into confusion. ગુંચવણમાં નાંખે એવું કંઇ; સમસ્યા; કોયડો; ઉખાણો. **Puzzle-headed**=ગોટાળીયું; અસ્પષ્ટવિચારક. [L. *pose.*]

**Pygmy,** *a.*(પિ'ગ્મી)Pertaining or resembling a pygmy. વામનજી, ઠ્હેંતીઆ, બટાક જેવું, ને મળતું. 2 Dwarfish; very small. બટકું; ઘણુંજ ન્હાનું; ઠીંગણું; ઠ્હેંતીક. *n.* બટકો; ઠીંગણો માણસ; ઠ્હેંતીઓ માણસ; વામનજી.

**Pyramid,** *n.* (પિ'રૅમિડ્) A solid figure with a rightlined plane (triangle, square, etc.)

for base and with triangular sides which meet in a point at the top.જેનું તળીયું ત્રણ ખુણીઉં કે ચોરસ હોય તે અને જેની ટોચ અણીવાળી હોય એવો પદાર્થ; ઘાટ, ઇજીપ્તનો મિનારો;પિરામિડ. [Gk. *puramis*, probably of Egyptian origin.]

**Pyramidal**, *a.* ( પીરૅ'મિડલ્ ) Pyramidical. પિરામીડના આકારનું, ને મળતું આવતું 2. ને વિષે.

**Pyramidical**, *a.* ( પીરૅમિ'ડિકલ્ ) See. "**Pyramidal.**"

**Pyre**, *n.*(પાયર્)A pile to be burnt;a funeral pyre. ચિતા; મુડદાં બાળવાની ચ્હે.

**Pyrexia**, *n.* (પાયરે'ક્સિઍ) Fever. તાવ; જ્વર. (*n. pl.*) Pyrexiae.

**Pyrites**, *n.* (પિરા'ઈટિઝ્) A kind of mineral containing sulphur. અગ્નિપાષાણ; સુવર્ણમાક્ષિક; એક જાતની ગંધકવાળી ધાતુ.

**Pyromancy**, *n.* ( પાયરૉ'મન્સી ) Divination by fire. અગ્નિ ઉપરથી ભવિષ્ય ભાખવાની વિદ્યા.

**Pyrometer**,*n.*(પાયરૉ'મીટર્) An instrument for measuring temperatures higher than those which can be indicated by the ordinary thermometer. ઉષ્ણતામાપક યંત્ર; ગરમી માપવાનું થરમામીટર.

**Pyrotechny**,*n.*(પાયરૉટેકની) ફુલકરણી; મેતાબ; આતશબાજી, હુન્નર.

**Python**, *n* (પા'યથન્ )A snake that crushes its prey. એક જાતનો અજગર. 2. જાણીતું પ્રેત,દેવ; જેને આવતું હોય તે વ્યક્તિ; ભવિષ્ય કહેનાર; ભૂવો.

**Pyx**, *n.* (પિક્સ્) The chest at the British Mint in which sample standard coins are kept. બ્રિટિશ ટંકશાળમાં નમુનાના સિક્કા રાખવાની પેટી. 2. A book-case. પુસ્તક રાખવાની પેટી. **The Trial of the Pyx**=ટંકશાળમાંથી સિક્કા આપતાં પહેલાં તેનું તોલ થાય છે તે. [L. *pyxis*, a box.]

---

## Q.

**Q**, ( ક્યુ ) The seventeenth letter of the English alphabet. અંગ્રેજી મૂળાક્ષરનો સત્તરમો અક્ષર-*n.* Reverse.વિરૂદ્ધ,ફરતી બાજુ **Q-boat**= mystery ship. **Q-department**=નૌકા,લશ્કર સંબંધી બાતમી મેળવનાર ખાતું.

**Qua**, *conj.* (ક્વે.) In the capacity of. તરીકે.

**Quack**, *n.* (ક્વૅક) Sound made by ducks. બતકનો તક્તક્ અવાજ. 2.Pretender;charlatan. ઢોંગી; ઉંટવૈદ; ઠગ.-*vi.* Utter quack. બતકની જેમ બોલવું. Talk boastingly. મૂર્ખી વાતો કરવી; બડાઈ હાંકવી,મારવી;ઢોળ કરવો.**Quackery**,-*n.* (ક્વૅ'કરી) ખોટા દેખાવ; ઉંટ વૈદું.



**Quadragenarian**, *a.* (ક્વૅડ્રજીને'રિઅન્) ચાલીસથી ઓગણપચાસ વર્ષનું -*n.*A person from 40 to 49 years old. ૪૦થી ૪૯ વર્ષનું માણસ.

**Quadrangle**, *n.* (ક્વૅ'ડ્રૅન્ગલ્) Square or rectangle.સમચોરસ;લંબચોરસ;-*a.*ચાર બાજુવાળી આકૃતિનું,ચતુષ્કોણ.2 A courtyard; a compound. ચોરસ, લંબચોરસ મેદાન.-°**gular**,(ક્વૅડ્રૅ'ન્ગ્યુલર્) ચતુષ્કોણ આકૃતિનું.મેદાન જેવું;ચોખંડું. [L.*quadri*, four.]

**Quadrant**, *n.* (ક્વૅ'ડ્રન્ટ્) Quarter; fourth part of circumference; circle or sphere. પરિઘ, વર્તુલ કે ગોળનો ચોથો ભાગ, પાદ. 2. An instrument for measuring angles. ખુણા માપવાનું ઓજાર. 3.An instrument for taking elevation. સૂર્યયંત્ર; તારા વગેરેની ઉંચાઈ માપવાનું યંત્ર. [L. *quadrans*, a fourth part.]-*a.*-°**tal**, (ક્વૅડ્રૅ'ન્ટલ્) તેને લગતું.

**Quadrat**, *n.* (ક્વૅ'ડ્રિટ્) Small block used by printers in spacing. કોરી જગ્યા રાખવા માટે વપરાતો કટકો, બીબું; ચોરસ, લંબચોરસ ટુકડો, ઓઢું.

**Quadrate**, *a.* (ક્વૅ'ડ્રિટ) Four-sided.ચોરસ; લંબચોરસ.-*n.* ચોખંડું હાડકું, સ્નાયુ. 2. વર્ગાત્મક; બંધબેસતું-*vi.* To adjust; to suit. બંધબેસતું થવું, કરવું.

**Quadratic**, *a.* (ક્વૅડ્રૅ'ટિક્) Involving the square power. વર્ગાત્મક-*n.* વર્ગાત્મક સમીકરણ; વર્ગ. (*pl.*) Algebra dealing with quadratics. વર્ગાત્મક બીજ, અક્ષર ગણિત.

**Quadrature**, *n.* (ક્વૅ'ડ્રૅચર) The reducing of a figure to a square. અમુક આકૃતિના ક્ષેત્રફળની બરોબર ચોરસ કાઢવો તે.

**Quadrennial**, *a.* (ક્વૅડ્રે'નિઅલ્) Coming every fourth year. ચતુર્વાર્ષિક; ચાર ચાર વર્ષે બનતું; થતું [L.*quator*,four & *annus*,a year.]

**Quadrilateral**,*a* (ક્વૅડ્રિલૅ'ટરલ્)Four-sided. ચાર બાજુવાળું; ચતુષ્કોણ; ચોખંડું.

**Quadrille**, *n.* (કડ્રિ'લ્) A square dance or music for it; an old card game. ચોરસનાચ, હીંચ; તેનું સંગીત, નિનાદ; એક જાતની પત્તાંની, ગંજીફાની રમત.

**Quadrillion**, *n.*(ક્વૅડ્રિ'લિઅન્)The fourth power of a million. (૧૦૦૦૦૦૦)⁴; મહાપદ્મ× મહાપદ્મ; એક ઉપર ૨૪ મીંડા લગાડવાથી થતી સંખ્યા; પરાર્ધ×એક કોટિ, કરોડ.-°**rinomial**, ચતુષ્પદ.-°**partite**, ચાર ભાગવાળું.-°**reme**, હલેસાંની ચાર હારવાળું વહાણ.

**Quadroon**, *n.* (ક્વૅડ્રૂ'ન્) Mulatto. જેના લોહીમાં ¼ સીદી અને બાકી ગોરાનું લોહી હોય તેવું; સીદી અને ગોરાનું સંતાન.

**Quadrumanous**, (ક્વૉડ્રુ'મનસ્) Four-handed. વાંદરાની જેમ ચાર હાથવાળું; ચતુર્ભુજ.

**Quadruped**, *n*. (ક્વૉ'ડ્રુપિડ્) Four-footed animal. ચોપગું પ્રાણી; પશુ-*a*. ચોપગા જેવું, ને લગતું-°**dal**, *a*.

**Quadruple**, *a. n. v.* (ક્વૉ'ડ્રુપલ્) Four-fold. ચોગણું; ચારગણું; ચોગણું; ચાર ભાગ, પક્ષનું; ચોમણી સંખ્યા, જથ્થો.Multiply;increase or exceed by four times. ચારે ગુણવું;ચારગણું વધારે થવું, હોવું, કરવું.

**Quadruplicate**, *vt*. (ક્વૉડ્રૂ'પ્લિકેટ્) To double twice; to make four-fold. ચોગણું, ચારગણું કરવું. [L. *quatuor*, four & *plico*, I fold.]

**Quaff**, *vt*. (ક્વૉફ્) To drink; to swallow in large draughts. સ્વાદથી પીવું,ગટગટાવવું;ઠાંસી જવું.-*vi*. To drink luxuriously. મઝેથી પીવું; ગટગટાવવું. [Gk. *quo*, I hold.]

**Quaggy**, *a*. (ક્વૅ'ગી) Of the nature of a quagmire. પગ પેસી જાય, ખૂંચી જાય એવું નરમ, પોચું.

**Quagmire**, *n*. (ક્વૅ'ગમાયર)Soft, wet land. પગ પેસી જાય, ખુંચી જાય એવી નરમ જમીન; પોચી જમીન; કાદવ.

**Quail**, *vt*. (ક્વેલ્) To sink; to subdue; to crush; to depress. કચરી નાંખવું; છુંદી નાંખવું-*vi*. To curdle. ઠરી થવું; જામી જવું. 2. To die or perish. મરી જવું.-*n*. A gallinaceous bird, closely allied to the partridges.લાવરી.

**Quaint**, *a*. (ક્વેન્ટ્) Nice. સુંદર. 2. Artful. ભભકાદાર; સુંદર; કળાવાળું. 3. Elegant. છટાદાર. 4. Affected. વિચિત્ર [L. *cognitus*, known.]

**Quake**, *vi*. (ક્વેક્) To shake;to tremble; to shudder. ધ્રુજવું; કંપવું-*vt*. To cause to shake. ધ્રુજાવવું; કંપાવવું-*n*. A shake; a trembling. ધ્રુજારો; કંપારી.

**Quaker**, *n*. (ક્વે'કર) One that quakes. ધ્રુજનાર; કંપનાર. 2. One of the religious sect called *Friends*. ખ્રિસ્તી ધર્મ,ફ્રેન્ડ,નો પંથ.

**Quaking**, *n*. (ક્વે'કિન્ગ્) A shaking; a shuddering;a trembling.ધ્રુજારો;કંપારો;થરથરાટ -*a*. Shaking. કંપતું; ધ્રુજતું; થરથરતું; ફડફડતું.

**Qualification**, *n*. (ક્વૉલિફિકે'શન્) The act of qualifying. યોગ્ય કરવું તે.2. Requisite capacity. યોગ્યતા; પાત્રતા; ગુણ; લાયકાત-કી.

**Qualified**, *a*. (ક્વૉ'લિફાઇડ્) Fitted by accomplishments or endowments. યોગ્ય; ગુણવાળું; લાયકાતવાળું; પાત્ર.

**Qualify**, *vt*. (ક્વૅ'લિફાય્) To limit by exceptions. સુધારા વધારાથી બાંધી લેવું. 2. To restrict. ફેરફાર, અદલાબદલ કરવું; કમી, ઓછું કરવું. 3. To fit; to make capable. યોગ્યતા આપવી; ગુણ, લાયકી દર્શાવવી. 4. To assuage. ઓછું કરવું; કમી કરવું. [L. *qualis*, such & *facio*, I make.]

**Quality**, *n*. (ક્વૉ'લિટી) Property. માલમત્તા. 2. Virtue or vice. ગુણદોષ. 3. Disposition; temper. સ્વભાવ. 4. Rank. દરજ્જો; પદ્વી. 5. Character. ચાલચલગત; ગુણદોષ. 6. Accomplishment. સિદ્ધિ. [L. *qualis*, such.]

**Qualm**, *n*. (ક્વૉમ્) Uneasiness. બેચેની. 2. Sickness. મંદવાડ. 3. Death. મરણ. 4. Pain. દુઃખ; વેદના. 5. Vomit. ઉલટી; ઓકારો.

**Qualmish**, *a*. (ક્વૉ'મિશ્) Inclined to vomit. ઉલટી કરાવે એવું; ફીબકો ખવરાવે એવું. 2. Sick at the stomach; misgiving. પેટમાં દરદ થએલું; પશ્ચાતાપ, આનાકાની કરતું.

**Quantity**, *n*. (ક્વૉ'ન્ટિટી) A portion or part. ઢગ;ઢગલો;ભાગ 2.Measure. પ્રમાણ; માપ. 3. Amount. જથ્થો. 4. (In math.) રાશિ;મુદ્દલ. Known Q.=વ્યક્ત રાશિ;જાણીતી રકમ.Unknown Q.=અવ્યક્ત રાશિ; અજાણી રકમ. A positive Q.=ધન રાશિ. A negative Q.=ઋણ રાશિ. [L. *quantus*, how great.]

**Quantitative**, *a*. (ક્વૉ'ન્ટિટે,ટિવ) પરિમાણ, માત્રા પ્રમાણે કાઢેલું, કરેલું; જથ્થાબંધ.

**Quantum**, *n*. (ક્વૉ'ન્ટમ્) The amount; the quantity. પ્રમાણ; ઇયત્તા; કિયત્તા; રકમ. 2. A definite portion. કલ્પિત,અમુક, જોઇતો,ભાગ.

**Quarantine**, *vt*. (ક્વૉ'રન્ટિન્) To prohibit from intercourse with a city. શહેરની સાથે સંબંધ અટકાવવો;ચેપ સબબ પેસવા ન દેવું,તપાસવું. *n*.A space of forty days.ચાલીસ દિવસની મુદત. 2. A place where prohibited ships are kept. અટકાવેલાં વહાણો રાખવાનું સ્થળ.

**Quarrel**, *n*. (ક્વૉ'રલ) A dispute; a contest. લડાઇ; કજીઓ; કંકાસ; ટંટો. 2. Objection. વાંધો; હરકત. 3. An arrow with a square head. ચોરસ અણીવાળું તીર. 4. A diamond-shaped pane of glass. હીરાકણી. *vi*. To dispute. વાંધો, ઝગડો ઉઠાવવો. 2. To squabble. બોલાચાલી કરવી. 3. To find fault. વખોડવું; નિંદા કરવી. *vt*. To quarrel with. ઝગડો કરવો. **To pick a Q.**= લડાઇ હોરી લેવી.

**Quarrelsome**, *a*. (ક્વૉ'રલ્સમ્) Irascible; petulant. ટંટાખોર; કજીઆખોર; વઢવાઢીયું; ફીસાદ કરનારૂં.

**Quarry**, *n*. (ક્વૉ'રી)A place where stones are taken out from the earth. પત્થરની ખાણ. 2. A heap of game killed.મારી નાંખેલાં

પ્રાણીનો ઢગલો.-*vt.* To take out from a quarry. ખોદી કાઢવું.-*vi.* શિકાર કરવો. [L. *quadratus*, a square.]

**Quart,** *n* (ક્વૉર્ટ્) Two pints; the fourth part of a gallon. બે પાઈન્ટ; એક ગૅલનનો ચોથો ભાગ; આશરે બે સુરતી શેર; બશેર.2.The fourth part. ચોથો ભાગ. [L. *quartus*.]

**Quarter,** *n.* (ક્વૉ'ર્ટર્) The fourth part. પા; ચોથો ભાગ; હિસ્સો; ચોથીઉં; એક ચતુર્થાંશ. 2. ૨૮ પૌંડ; એક ક્વૉર્ટર. 3. A division of a town or city. પરૂં; મહોલ્લો; લત્તો; ફળીયું. 4. (*pl.*) The place or lodging. ઉતારો; મુકામ; પડાવ. 5. Treatment shown to an enemy. વેરી, શત્રુ તરફનું વર્તન 6. Proper station. મુકામ; રહેવાનું સ્થાનક. 7. A country.દેશ;પ્રદેશ. 8. A point of the compass. દિશા.**To ask Q.**=ને શરણે જવું, તાબે થવું. **Close Q.**= Quite near to each other. તદ્દન પાસે,નજીક. **Q. of a rupee**=પાવલું,પાવલી **To give Qs. to**=જીવતદાન,શરણ આપવું.**Head Q.**= મુખ્ય સરદારનો તંબુ કે પડાવ;મથક.-*vt.*To divide; to separate into parts. ભાગ પાડવા; નોખું, જુદું પાડવું. 2. મુકામ કરવો-*vi.*To lodge.ઉતરવું; મુકામ કરવો; પડાવ નાંખવો.

**Quarterly,** *adv.* (ક્વૉ'ર્ટર્લી) Consisting of a fourth part. ચોથા ભાગનું.-*n.* A work published once in a quarter of a year. ત્રિમાસિક ચોપાનીઉં.

**Quarter-master,** *n.*(ક્વૉ'ર્ટર્-માસ્ટર)One who has to provide the army with quarters. સીપાઇઓનો રહેવા ખાવાપીવા વગેરેનો બંદોબસ્ત રાખનાર અમલદાર.

**Quarto,** *n.*(ક્વૉ'ર્ટો)A size made by twice folding a sheet, which then makes four leaves. એક તાવનાં ચાર પાનાં (આઠ) કર્યાથી થએલી ચોપડી. [L. *quartus* the fourth.]

**Quartz,** (ક્વૉ'ર્ટ્ઝ્) Rock-crystal. કાચમણિ.

**Quash,** *vt.* (ક્વૅશ્) To crush; to subdue. કચરી, છુંદી નાંખવું. 2. To abate. નામંજુર કરવું; રદ્દ, બાતલ કરવું [L.*quasso*,I shake violently.]

**Quasi,** (ક્વે,સિ) As if. જાણે કે; સદરશી; મળતું.

**Quassation,** *n.* (ક્વૅસે,'શન્) The state of being shaken; concussion. ધ્રુજવું તે; આંચકો; ધ્રુજારો; ધક્કો. [L. *quasso*, I shake.]

**Quaternion,** *n.*(ક્વૅટર્'નિઅન્)The number of four. ચાર; ચોકડી.2.A file of four soldiers. ચાર સીપાઇની ટુકડી.3.A word consisting of four syllables.ચાર સ્વર,પદનો શબ્દ.-*vt.*ચાર ભાગ પાડવા.

**Quatrain,** *n.*(ક્વૉ'ટ્રિન્)Four-line stanza.ચાર લીટીવાળી કડી.

**Quaver,** *vi.* (ક્વે,'વર્)To tremble;to vibrate. થરથરવું; ધ્રુજવું;કંપવું.2.To shake the voice.થરથરતું બોલવું,અવાજ કાઢવો.-*vt.*થરથરતું,ધ્રુજતું બોલવું.

**Quay,** *n.* (કી) A landing place; a wharf for loading and unloading ships. ડક્કો; બંદર; ધાટ; ઓવારો; આરો.

**Quayage,** *n.* (કી'ઇજ્) Wharfage. બંદરનું ભાડું; ડકા, ઓવારા વેરો.

**Queachy,** *a.* (ક્વી'ચી) Trembling;shaking; shuddering. ધ્રુજતું; થરથરતું; કંપતું.

**Queasy,** *a.* (ક્વી'ઝી) Inclined to vomit. ઉલટી કરાવે એવું; ઉલટીના દરદવાળું. 2. Delicate. નાજુક; સૂક્ષ્મ; મુલાયમ.

**Queen,** *n.* (ક્વીન્) The consort of a king. રાજપત્ની; રાણી; રાજ્ઞી. 2. A woman who is the sovereign of a kingdom. રાજ ચલાવનારી સ્ત્રી; રાણી. 3. (Among bees). મધમાખીઓની રાણી. 4. (in chess). પ્રધાન; વજીર; રાણી. 5. A female pre-eminent among others. શિરોમણિ; મુખ્ય.**Q. dowager**=The widow of a king. મૈયત રાજાની રાણી;રાજાની વિધવા રાણી. **Q. mother**=રાજમાતા.**Q.'s-metal**=કાંસું.**Q. of Heaven**=મેરી.*vi.*To play the queen.રાણીની માફક વર્તવું, ચાલવું.

**Queenly,** *a.* (ક્વી'ન્લી) Suitable to a queen; becoming a queen. રાણીના જેવું; રાણી યોગ્ય; રાણીને શોભે એવું.

**Queer,** *a.* (ક્વી,ર્) Quaint; odd; singular; open to suspicion. વિલક્ષણ; વિચિત્ર; અદ્ભુત; તરેહવાર; અજાયબ જેવું. [L. *torquso*, I twist.]

**Queerness,** *n.* (ક્વી,'ર્નિસ્) Peculiarity; oddity. વિચિત્રતા; અદ્ભુતતા.

**Quell,** *vi.* (ક્વેલ્) To abate; to die. મરી જવું. *vt.* To reduce to peace; to pacify. શાન્ત પાડવું; નરમ કરવું; દબાવી દેવું. 2. To crush; to subdue. સમાવવું; શાન્ત પાડવું. 3. To put to death. મારી નાંખવું.

**Quench,** *vt.* (ક્વેન્શ્) To put out. હોલવવું; ઓલવવું;ઠારવું. 2. To still;to quiet. શાન્ત પાડવું, કરવું. 3. તરસ મટાડવી, છીપવી.-*vi.* To cool; to become cool. શાન્ત, નરમ થવું. [A. S. *cuencan*, to extinguish.]

**Quenchable,** *a.* (ક્વે'ન્શબલ્)That may be extinguished. ઓલવાય એવું.

**Quencher,** *n.* (ક્વે'ન્શર્) That which extinguishes. ઓલવનાર; મટાડનાર.

**Querist,** *n.* (ક્વી,'રિસ્ટ્) One who inquires. પુછપરછ કરનાર; સવાલ પુછનાર.

**Querulous,** *a.* (ક્વે'રૂલસ્) Murmuring. બડબડતું; ગણગણતું. 2. Complaining. ચાડીચુગલી ખાતું. [L. *quero*, I complain.]

**Query,** *n.* (ક્વી,'રી) A sign of interrogation. સવાલચિહ્ન. 2. A question; an inquiry તપાસ; પુછપરછ; પ્રશ્ન પુછવો તે. *vi.* To ask a question. સવાલ, પ્રશ્ન પુછવો. *vt.* To examine by questions. સવાલ પુછીને પરીક્ષા કરવી. 2. To doubt of. સંદેહ રાખવો.

**Quest,** *vt.* (ક્વેસ્ટ) To seek for. નું સંશોધન કરવું.–*vi.* To go in search. શોધ કરવી.–*n.* Search; inquiry; examination. શોધ; તપાસ; પરીક્ષા; ખોળ. 2. Solicitation; request. વિનંતિ; ખેંચ; ઇચ્છા.

**Questant,** *n.* (ક્વે'સ્ટન્ટ્) A seeker શોધનાર; ખોળ કરનાર.

**Question,** *n.* (ક્વે'સ્ચન્) The act of asking; an interrogatory. પુછવું તે; પુછપરછ. 2. Inquiry; disquisition. શોધ; પુછપરછ. 3. Trial; examination. પરીક્ષા. 4. Dispute or subject of debate. વાદવિવાદ; તકરાર; વાદવિષય. 5. Doubt. સંદેહ; સંશય; શંકા.–*vi.* To ask a question. તપાસ કરવી; સવાલ પુછવો.–*vt.* To doubt of; to be uncertain of. સંશયમાં નાંખવું. **Out of the Q.** = Not worth considering. અશક્ય; બને નહિં એવું. **To call in Q.** = To express doubt about. સંશય લાવવો; તકરાર ઉઠાવવી. **A leading Q** = સૂચક, મુખ્ય સવાલ. [L. *quæstio*, I seek.]

**Questionable,** *a.* (ક્વે'સ્ચનબલ્) Doubtful; disputable; uncertain. શકભરેલું; વાંધાવાળું; અચોક્કસ.

**Questionary,** *a.* (ક્વે'સ્ચનરી) Inquiring; asking questions. તપાસ કરતું; સવાલ પુછતું.

**Questionless,** *a.* (ક્વે'સ્ચનલિસ્) Doubtless; beyond any doubt or question. અસંશયવાળું; અતકરારી.

**Quibble,** *n.* (ક્વિ'બલ્) A shuffling use of words; an evasion. બ્હાનું; ફાંફાં મારવાં તે; અલ્લાંતલ્લાં; ખાલી શબ્દચાતુરી. *vi.* To pun. યુક્તિથી ઉડાવી દેવું; આડું બોલવું; દ્વિઅર્થી કહેવું.

**Quibbler,** *n.* (ક્વિ'બ્લર્) A punster; an evader. આડું બોલનાર; ખોટું બ્હાનું આપીને છટકી જનાર.

**Quick,** *a.* (ક્વિક્) Swift; active; nimble. ઉતાવળું; ચપળ. 2. Speedy. ઉતાવળું; ત્વરાવાળું. 3. Alive = જીવતું; સચેત; સજીવન. 4. Quick with child = pregnant. ગર્ભવંતું.–*adv.* Hastily; speedily, ઉતાવળથી; ઝડપથી. *n.* A living animal. જીવ જંતુ. 2. Sensible parts. મર્મસ્થલ. 3. A hedge. વાડ. *vt.* To make alive. સજીવન કરવું.–*vi.* To become alive. સજીવન થવું. **To touch to the Q.** = ગાળ લગાડવી. **Q. with child** = Pregnant. સગર્ભા.

**Quicken,** *vt.* (ક્વિ'કન્) To hasten. ઉતાવળ, ઝડપ કરવી. 2. To incite. ઉત્તેજન આપવું; ઉશ્કેરવું. જાગૃત કરવું. 3. To make alive. સજીવન, પ્રદીપ્ત કરવું. *vi.* To become alive. જીવતું થવું. 2. To move with rapidity or activity. ઉતાવળથી ચાલવું.

**Quick-lime,** *n.* (ક્વિ'ક્-લાઇમ્) Unslaked lime. કળીચુનો.

**Quickly,** *adv.* (ક્વિ'કલી) Hastily; soon; without delay જલ્દી; ઉતાવળથી; ઝડપથી.

**Quickness,** *n.* (ક્વિ'કનિસ્) Speed; velocity. ઉતાવળ; ઝડપ; ત્વરા. 2. Activeness; promptness. ચપળતા; ચાલાકી. 3. Acuteness of perception. હોશીયારી; તીવ્રતા.

**Quick-sighted,** *a.* (ક્વિ'ક્સાઇટિડ્) Having quick discernment. બારીક, તીવ્ર નજરનું.

**Quick-silver,** *n.* (ક્વિ'ક-સિલ્વર) Mercury. પારો.

**Quick-witted,** *a.* (ક્વિ'ક્-વિટિડ્) Having ready wit. તીક્ષ્ણ બુદ્ધિનું; હાજર જવાબી.

**Quid,** *n.* (ક્વિડ્) પાઉન્ડ; સોના મ્હોર; તમાકુનો લોંદો, ગટ્ટો.

**Quiddity,** *n.* તત્ત્વ; ઉડાઉ જવાબ; ગહ્વાં.

**Quidnunc,** *n.* સમાચારીયો; ખબરખાં; વાતુડીયો.

**Quiescence-cy,** *n.* (ક્વાએ'સન્સ–-સી) Rest; repose; silence. શાન્તિ; સ્થિરતા. 2. નિશ્ચલતા.

**Quiescent,** *a.* (ક્વાએ'સન્ટ્) Resting; silent. સ્થિર; શાંત; નિશ્ચલ. *n.* A silent letter, જેનો ઉચ્ચાર ન થતો હોય એવો અક્ષર.

**Quiet,** *n.* (ક્વા'યટ્) Stillness; rest. સ્થિરતા; અચલપણું. 2. Peace. શાન્તિ; સલાહ. *a.* Still; calm. સ્થિર; અચલ. 2. Smooth. લીસું. 3. Unmolested; undisturbed. શાંત; ગુપચુપ. 4. Gentle. નરમ; ગરીબ. *vt.* To stop motion; to still. સ્થિર કરવું. 2. To calm. છાનામાના કરવું; શાન્ત પાડવું. *vi.* To become calm. શાન્ત થવું.

**Quietism,** *n.* (ક્વા'અટિઝ્મ્) Stillness; calmness. સ્થિરતા; અચલતા; વિરાગ.

**Quietist,** *n.* (ક્વા'યુટિસ્ટ્) One of a sect of mystics originated by Molino. નિવૃત્તિ માર્ગ; વેદાન્તી; વિરાગી.

**Quietly,** *adv.* (ક્વા'યટલી) Without tumult. ઘોંઘાટ વગર; ગુપચુપ; મુંગે મ્હોડે. 2. Peaceably. સલાહશાન્તિથી; સ્વસ્થપણે. 3. Calmly. હળવે હળવે; ઠંડે પેટે; ધૈર્યથી.

**Quietude,** *n.* (ક્વા'યિટ્યુડ્) Quiet; tranquillity. નિરાંત; શાંતિ.

**Quill**, *n.* (ક્વિલ્) The large, strong feather of a bird. પીછું; સીસોળીઉં. 2. The instrument of writing. કલમ. 3. A spindle. ત્રાક. 4. The instrument with which the musicians strike the strings of instruments. ધનુષ; દાંડી; કામઠું. 2. ભુંગળી. વાંસળી. *vt.* To wind on a quill. ત્રાક પર વીંટાળવું. **Q.-driver**=One who writes with a quill. લખનાર; કારકુન.

**Quilt**, *n.* (ક્વિલ્ટ્) A coverlet; padding. ચાદર; ગોદડું; રજાઈ; ગાદલું. *vt.* ગાદી; ગાદલું બનાવવું. [L. *culcita*, a cushion.]

**Quinary**, *n.* (ક્વા'યૂનરી) Consisting of five. પાંચ પાંચનું; પંચક.

**Quince**, *n.* (ક્વિન્સ્) A kind of fruit. સફરજન **Q.-seed**=બીહાદાણા.

**Quincunx**, *n.* (ક્વિ'ન્કન્ક્સ્) ચતુંકોણ, પાંચ વસ્તુ, વ્યકિતનું મધ્ય અને ચાર ખુણાનાં બિંદુ.

**Quinine**, *n.* (ક્વિનિ'ન્) A bitter drug got from cinchona bark. કોયલીન; કવીનાઈન.

**Quinquennial**, *a.* (ક્વિન્ક્વે'નિઅલ્) Coming every fifth year. પંચવાર્ષિક-*n.* °**ium.** પંચ વર્ષિ; પાંચ વર્ષનો સમય.

**Quinsy**, *n.* (ક્વિ'ન્ઝી) An inflammation of the tonsils. કંઠમાળ; ગંડમાળ. [L. *cynanche*]

**Quintessence**, *n.* (ક્વિન્ટે'સન્સ્) Essence. અર્ક; સત્વ; કસ; સાર-*vt.* અર્ક, સત્વ કાઢવું.

**Quintuple**, *a.* (ક્વિ'ન્ટ્યુપલ્) Fivefold; containing five times the amount. પાંચ ગણું; પાંચપટ; પાંચવડું-*vt.* To make five fold. પાંચગણું, વડું કરવું.

**Quip**, *n.* (ક્વિપ્) A taunt. મ્હેણું; ટોણું; દાઢમાંથી બોલેલું વચન. *vt.* To taunt. મ્હેણું મારવું; દાઢમાંથી બોલવું.

**Quire**, *n.* (ક્વાયર્) A body of singers; a chorus. ગાનારાઓનું મંડળ, ટુકડી. 2. A collection of paper containing 24 sheets. એક ઘા; ઘાયો; દસ્તો. 3. The part of a church where prayers are sung. કવિતા ગાવાનો ઓરડો;પ્રાર્થના મંદિર,ખંડ.*vt.*To sing unanimously.સાથે ગાવું.

**Quirk**, *n.* (ક્વર્ક) A taunt. મ્હેણું; ટોણું; મર્મ વચન 2. A quibble. ઉડાવણી; છટકી જવું તે. 3 A short turn. ફેર; ચક્કર.

**Quit**, *vt.* (ક્વિટ્) To leave; to free; to clear. માંથી મુક્ત કરવું; છોડી દેવું; ત્યાગ કરવો. 2. To carry through. છેડો, અંત લાવવો; પૂરૂં કરવું. 3. To requite. બદલો વાળવો. To Q. cost=ખરી આપવું. *vi.* To go away. જતાં રહેવું. *a.* Absolved; free; clear. મોકળું; છૂટું [Fr. *quitter.*]

**Quite**, *adv.* (ક્વાઈટ્) Completely; entirely; totally. છેક; તદ્દન; બિલકુલ;કેવળ; નરમદ. 2. Very ઘણું; તદ્દન. A rent by which a tenant is discharged from other service. ભાડું.

**Quitrent**, *n.* (ક્વિ'ટ્રૅન્ટ્) સરકારને ગણોત ભરતાં જાગીરદાર બીજી બધી ચાકરી કરવાથી છુટો થાય એવું ગણોત.

**Quits**,*n.*(ક્વિટ્સ્)Equal terms.બરાબરી;સરખાઇ; બરપાઇ; સરભર.

**Quittal**, *n.* (ક્વિ'ટલ્) Repayment; return. બદલો; પાછું વાળવું તે.

**Quittance**, *n.* (ક્વિ'ટન્સ્) Recompense; return. બદલો; દેવામાંથી છુટકારો.

**Quiver**, *n.* (ક્વિ'વર્) A case or sheath for arrows. બાણનું ભાથું, ગરૂં.-*a.* Active;nimble; smart. ચંચળ; ચાલાક; હોશીઆર; ચપળ.-*vi.* To shake. ધ્રુજવું; તરવરવું.

**Quixotic**,*a.*(ક્વિક્સૉ'ટિક્)Like Don Quixote; romantic to extravagance. ડૌં કિવક્સોટ જેવું; અદ્ભુત વૃત્તિનું; હવાઇ ખ્યાલવાળું.

**Quiz**,*n.*(ક્વિઝ્) An enigma;a riddle. ઉખાણો.-*vt.* To puzzle.ગુંચવી નાખવું.-*a* **Quizzical**= મશ્કરૂં; મશ્કરી કરનારૂં.

**Quoin**, *n.* (કૉઇન્) A sharp corner. ઝીણો ખુણો. 2. ફાચર.

**Quondam**,*a.*(ક્વૉ'ન્ડૅમ્)Sometime; former. માજી; ભૂતપૂર્વ.

**Quorum**, *n.*(ક્વો'રમ્)A special commission of justice.ન્યાયમંડળી.Necessary number.કામ ચલાવી શકાય એટલા સભાસદોની હાજરી, મંડળી.

**Quota**, *n.* (કવો,'ટા) A proportional part or share. પાંતી; ભાગ; હિસ્સો.

**Quotation**, *n.* (કવો'ટે,શન્) The act of quoting; a passage cited.ઉતારો. **Q.mark**= અવતરણ ચિહ્ન ("–").

**Quote**, *vt.* (કવો,ટ્) To cite. બીજા ગ્રંથકર્તાનું વાક્ય બોલવું, ઉતારી લેવું.

**Quoth**, *pp.* (કવો,થ્)Uttered;said.બોલ્યો; કહ્યું.

**Quotidian**, *a.* (ક્વોટિ'ડિઅન્) Daily.રોજનું-*n.* રોજ આવતો તાવ.

**Quotient**,*n.*(ક્વો,'શન્ટ્) The number resulting from the division on one number by another. ભાંગાકાર; ભાંગાકારનું ફળ, જવાબ; ભંજનફળ. [L. *quoties*, how often.]

---

# R

**R**, ( આર્ ) The eighteenth letter of the English alphabet, is a consonant. અંગ્રેજી મૂળાક્ષરનો અઢારમો અક્ષર; ગુજરાતીમાં એનો

ઉચ્ચાર "ર્" થાય છે. **Three R's**=Reading, writing and arithmetic.વાંચન,લેખન અને ગણિત.

**Rabbate,** *vt.* (રૅબે,ટ્) To lessen ઓછું-કમી ક૦ *n.* Lessening ઘટાડો; ઓછું કરવું તે; ન્યૂનતા.

**Rabbet,** *vt.* (રૅ'બિટ્) To groove. ખાંચ પાડવી; ખોભણુ પાડવા. *n.* A longitudinal groove. ખોભણું; ખાંચ.

**Rabbi,** *n.* (રૅ'બિ) A learned doctor. (યાહુદી લોકમાં) વિદ્વાન માણસ; શાસ્ત્રી; પંડિત; સ્વામી.

**Rabbinic,** *a.* (રૅબિ'નિક્) Pertaining to Hebrew language or Jewish scholars. યાહુદી લોકોની ભાષા-તેઓના વિદ્વાન માણસોનું-વિષે.

**Rabbit,** *n.*(રૅ'બિટ્)A hare.શશક; સસલું;સસો.

**Rabble,** *n.* (રૅ'બલ્) A disorderly crowd. તોફાની ટોળું-લોકોનું ઝુંડ. **The R.**=હલકા વર્ગના માણસ. *a.* About a mob. હુલ્લડખોર લોકોનું-વિષે. *vt.* To assault in a disorderly crowd. ટોળામાં એકઠા થઈ હુલ્લડ મચાવવું.-*n.* **Rabblement.** તોફાન.

**Rabid,** *a.*(રૅ'બિડ્) Excessively enthusiastic. હદપાર ઝનુની; દિવાનું; ઘેલું. 2. Affected with rabbies; mad (dog). હડકાયેલું; હડખવાનું. [L. *rabio,* I rave.]

**Race,** *n.* (રે,સ્) Progeny; descendants. ઓલાદ;વંશ;જાત;કુળ;નસલ;પ્રજા2.Rapid progress. ઉતાવળી ચાલ; ઝડપદાર ગતિ-વેગ. 3. Running together in competition (as horses). શરત-હોડ.4. *pl.* The meeting at race-time. શરતોમાં આવેલા માણસ વગેરે. **Race course** શરતનું કુંડાળું, મેદાન. *vi.* To run swiftly, as in a race. ઝડપથી દોડવું; શરતમાં ભાગ લેવો. *vt.* To drive swiftly. ઝડપથી દોડાવવું. [It. *razza,* a rush.]-*a.* **Racial.**

**Raceme,** *n.* (રૅસી'મ્) Cluster of flowers. ફૂલનો તુરો-ગુચ્છો.ઝુમખો [L. *racemus,*a bunch.]

**Racer,** *n.* (રે',સર્) A race-horse, yacht or vehicle. શરતનો ઘોડો, હોડી, ગાડી.

**Rack,** *n.* (રૅક્) An instrument of torture. ગુન્હો કબુલ કરાવવા સારૂ માણસને રીબાવવાનું એક જાતનું યંત્ર.2.A frame. ચોકઠું; ઘોડી.3. Anguish અતિવેદના; મહાદુઃખ. 4. Ruin. પાયમાલી;વિનાશ. **To go to rack and ruin**=નું સત્યાનાશ વળવો. *vt.* To remove the dregs from.માંથી કચરો-કીટ કાઢી નાંખવો. *vi.* To be ruined. પાયમાલી થવી. **To be on the rack**= અતિવેદના સહન ક૦. **To live at rack and manger**=પારકે પૈસે પરમાનંદ ક૦.**To put to the rack**=દુઃખ દેવું;રીબાવવું. 2. To stretch. ખેંચવું, તાણવું. 3. To oppress. સતાવવું, જુલમ ગુજારવો. **To rack one's brains or wits**=માથું ખંજવાળવું;માથાકુટ કરવી;ખુબ વિચાર કરવો.

**Rack-rent,** *n.*(રૅ'કરેન્ટ્)વાજબી ભાડા કરતાં જરા વધારે ભાડું, ગણોત.

**Racket,** *n.* (રૅ'કિટ્) A skate or snow-shoe. બરફ પર ચાલવાનો જોડો. 2. A tennis bat. ટેનિસ રમવાનું બૅટ. *vt.* To strike with a racket. બૅટથી મારવું. *n.* Clamour. ગરબડ;ઘોંઘાટ. *vt.* To make noise. ગરબડ, ઘોંઘાટ કરી મુકવો. *a.* **Rackety.** ઘોંઘાટીઉં; ગડબડીઉં.

**Racking,** *a.*(રૅ'કિન્ગ્)Very unhappy. પીડિત; અતિદુઃખી.

**Racy,** *a.* (રે,'સી) Characteristic; having traces of origin. ખાસ;અસલ; મૂલગામી, ગંધી; રસિક;રસોત્પાદક.2.Pungent.જોસદાર;તીખું;તમતમું.

**Radiance,** *n.* (રે'ડિયન્સ્)Lustre;brilliancy; splendour. પ્રભા;તેજ;પ્રકાશ;કાંતિ;દીપ્તિ; ચળકાટ.

**Radiant,** *a.*(રે'ડિઅન્ટ્) Emitting or darting brilliant rays. કિરણવાળું; પ્રકાશિત; તેજોમય; ચકચકિત;તેજસ્વી. *n.* Point of lustre. તેજ પુંજ; પ્રકાશજનક બિંદુ, સ્થાન.

**Radiate,** *vi.* (રે'ડિએ,ટ્) To throw out rays. પ્રકાશવું;કિરણ ફુટવાં, પડવાં. *vt.*To diffuse.પ્રસારવું, ચોતરફ ફેલાવવું.2.To illuminate. પ્રકાશિત,તેજસ્વી કરવું;તેજોમય બનાવવું *a* Diffusing rays. મધ્યબિંદુમાંથી કિરણ નીસરતાં હોય એવું; પ્રકાશપ્રચારક.

**Radiation,** *n.* (રેડિએ,'શન્) Emission or diffusion of the rays of light, heat &c. from a body. કિરણોનું ચોતરફ ફેલાવવું તે; પ્રકાશ; બિમ્બ, ઉષ્ણતા પરાવર્તન, પ્રસાર.

**Radiator,** *n.*(રે,'ડિએટર્) That which emits rays of light, heat &c. કિરણ, ગરમી ફેલાવનાર. 2. A machine in a motor-car. મોટરનો એક યાંત્રિક ભાગ, એન્જિનને ઠંડું પાડવાનો.

**Radical,** *a.* (રૅ'ડિકલ્) Original. અસલ-મૂળનું. 2. About root ઝાડના મૂળ સંબંધીનું. 3. Origin. મૂળ.**R.quantity**=જેની આગળ,ઘનમુળ;વર્ગમૂળ ઇત્યાદિનાં ચિહ્નો હોય તે સંખ્યા.4.Fundamental; extreme;thorough-going. મૂળમાંથી-બીજમાંથી; મૂળગામી; અત્યંત; પૂરેપૂરૂં.*n.*A primitive word. મૂળ શબ્દ.2.An extremist who advocates out and out change. મૂળમાંથી સુધારો-ઉથલ પાથલ કરવી જોઈએ એવો મત ધરાવનાર; ઉચ્છેદક. [L. *radix,* a root.]

**Radicalism,** *n.* (રૅ'ડિકૅલિઝમ્) Extremist doctrines. છેક મૂળમાંથી ઉખેડી નાંખવાનો મત; ઉદ્દામ, ઉચ્છેદક મત, વૃત્તિ.

**Radicate,** *vt.* (રૅ'ડિકે,ટ) To cause to take root. મૂળ ઘલાવવાં. *vi.* To take root. મૂળ ઘાલવાં.

**Radish,** *n.* (રૅ'ડિશ્) A pungent vegetable root. મુળો.

**Radius,** *n.* (રે'ડિઅસ્) The St. line drawn from the centre of a circle to any point on its circumference. ત્રિજ્યા; જ્યા.

**Radix,** *n.* (રે,'ડિક્સ) A root or origin. મૂળ(ઝાડનું, શબ્દનું વગેરે). Basic symbol. મૂલાંક, ચિહ્ન.

**Raff,** *vi.* (રૅફ્) To remove dust from. વાળવું; સાફ કરવું *n.* Refuse. કચરો; પુંજો. 2. Mob. તોફાની ટોળું.

**Raffle,** *n.* (રૅ'ફલ) Lottery. સોરટી. 2. Dice. પાસાની રમત. *vi.* To stake in a lottery. સોરટીમાં મુકવું. *vt.* To give away by means of a raffle. સોરટી કરી આપી દવું.

**Raft,** *n.* (રૅફ્ટ્) A float formed by tying logs or plants together. તરાપો. *vt.* To carry on a raft. તરાપામાં લઇ જવું.

**Rafter,** *n.* (રૅ'ફ્ટર્) A boatsman. તરાપો હાંકનાર. 2. A beam of timber. વળી; મોભ. *vt.* To make rafts. તરાપા બનાવવા.

**Rag,** *n.* (રૅગ્) A torn piece of cloth; remnant. ચીંથરૂં; ઉતાર. 2. Tattered clothes. ફાટાં તુટાં કપડાં. *vt.* To tear into rags. ના ચીંથરા કરવાં. **R. shop**=ફાટેલાં કપડાં વેચવાની દુકાન. **R school** =ગરીબ છોકરાંને ભણાવવાની નિશાળ.

**Ragamuffin,** *n.* (રૅ'ગૅમફિન્) A mean fellow. લુચ્ચો, નીચ માણસ. 2. One dressed in rags. ચીંથરાં પ્હેરેલો માણસ; ચીંથરે હાલ.

**Rage,** *n.* (રે,જ્) Wrath; anger; intense passion. વેગ; ગુસ્સો; ઝનુન; ક્રોધાવેશ; રોષ; ઝાંઝ. *vi.* To be furious. બહુજ ગુસ્સે થવું. 2. To prevail with fatal effects. કેર વર્તાવવો; ઘાણ કાઢી નાંખવો; અતિશય દુઃખદાયક થઇ પડવું; ફાટી નીકળવું. *vt.* To make angry. ગુસ્સો આવે એમ કરવું.

**Ragged,** *a.* (રૅ'ગિડ) Tattered. ચીંથરા થઇ ગયેલા, તદન ફાટી ગયેલું; ચીંથરે હાલ.

**Raging,** *a.* (રે,'જીન્ગ્) Furious. અતિ કોપાયમાન; ક્રોધી; ફેલાતું.

**Ragman,** *n.* (રૅ'ગમન્) Dealer in rags. ચીંથરાનો વેપારી.

**Ragout,** *n.* (રૅગૂ') A delicious dish. એક જાતની સરસ ખાવાની બનાવટ; શાકમાંસ.

**Raid,** *n.* (રે,ડ્) A predatory assault; foray. લુંટ કરવા સારુ કરેલો હુમલો; હલ્લો. *vt.* To assault for loot. લુંટવા સારુ એકાએક હુમલો કરવો; જપ્તી લેવી.

**Rail,** *n.* (રે,લ્) A metal or timber bar used like fence. કઠેરો; ગજ; અરાદ; સળીયો 2. Iron road for locomotives &c. લોખંડની સડક; પાટા. *vt.* To fence with rails. કઠેરા કo. *vi.* To reproach sarcastically. નિંદા કરવી; ગાળ દેવી. *vt.* To abuse. ને ન્હેણું, ગાળ દેવી.

**Railer,** *n.* (રે,'લર્) A scoffer. ગાળ દેનાર; નિંદા, હાંસી કરનાર.

**Railing,** *a.* (રે,'લિન્ગ્) Abusive. ગાળથી ભરેલું; અપમાન-નિંદા કરતું. *n.* Rails. કઠેરા-લોખંડના પાટા. 2. Abuse. નિંદા; ગાલિ; હાંસી.

**Raillery,** *n.* (રે,'લરી) Jesting language. બનાવટ; મશ્કરી; ઉપહાસ.

**Rail-road,-way,** *n.* (રે,'લરો,ડ-વે) The iron road for trains. લોઢાની સડક; રેલવેના લોખંડના પાટા.

**Raiment,** *n.* (રે,'મન્ટ્) Dress. વસ્ત્ર, લીબાસ; લુગડાં; પોષાક.

**Rain,** *n* (રે,ન્) Water falling from clouds. વરસાદ; વૃષ્ટિ; મેઘ; પર્જન્ય **The rains**= ચાતુર્માસ; ચોમાસું; વર્ષાકાળ. *vi.* To fall from clouds as rain. વરસાદ પડવો; વૃષ્ટિ થવી; મેહ વરસવો. *vt.* To shower. નો વરસાદ વરસવો-ની વૃષ્ટિ થવી. [L. *ringo*, I water.]

**Rain-bow,** *n.* (રે,'ન્-બો,) The arc-like form displaying seven colours often seen in sky in monsoon. મેઘધનુષ્ય; ઇંદ્રધનુષ.

**Rain-deer,** *n.* (રે,'નડી.ર્) Same as **"Reindeer"** =એક જાતનું સાબર, હરણ.

**Rain-fall,** *n.* (રે,'નફૉલ્) વૃષ્ટિ; વરસાદ આવે તે.

**Rain-guage,** (રે,'ન-ગે,જ્) An instrument for measuring rain. વૃષ્ટિમાપક-વરસાદ માપવાનું યંત્ર.

**Rainy.** *a.* (રે,'ની) About rain; abounding in rains. વરસાદનું-વૃષ્ટિનું; ચોમાસાનું; વૃષ્ટિમય; વરસાદવાળું-પરેલું; આપત્તિ, સંકટનું.

**Raise,** *vt.* (રે,ઝ્) To elevate. ઉંચું કરવું. 2. To make higher in dignity. વધારવું; ચઢાવવું; પદવી-દરજ્જો વધારવો. 3. To resurrect મુએલા માણસને પાછો ઉઠાડવો-જીવતો કo. 4. To build or erect. ચણાવવું-ઉભું કરવું; બાંધવું. 5. To gather. એકઠું કરવું. 6. To cause to grow. ઉગાડવું. 7. To create. પેદા-ઉત્પન્ન કo; સરજાવવું. 8. To cause to happen. ઉઠાવવું; બનાવવું. **To raise a seige**=(કિલ્લાનો-શહેરનો) ઘેરો ઉઠાવવો. **To raise the wind**=ગમે તેમ પૈસા મેળવવા.

**Raisin,** (રે,'સિન્) A grape. દરાખ; દ્રાક્ષ. 2. Dried grapes. સુકી દરાખ.

**Rajah,** *n.* (રા'જાહ્) The King of a Native State. રાજા; નરેશ; પ્રજાપતિ.

**Rake,** *n.* (રે,ક્) An agricultural instrument. પાવડી; પંઝેટી; દાંતી. *vt.* To collect together with rake. પંઝેટી વડે એકઠું કરવું. A debaucher; a profligate person. રંગીબાજ; ખરાબ ચાલચ-

લગતનો માણુસ. *vi.* To lead a debaucherous life. પેસ્કબાજી-છીનાળી-રંડીબાજી કરવી.To rake up. પાછું લાવવું.

**Rake-hell,** *n.* (રે,'ક-હેલ્) A lewd man. રંડીબાજ માણુસ; વ્યભિચારી

**Rakish,** *a.* (રે,'કિશ્) Lewd. સ્ત્રી લંપટ; વ્યસની; રંડીબાજ.

**Rally,** *vt.*(રૅલી) To gather together again. ફરી એકઠું કરવું; ફરીથી ભેગું કરી ગોઠવવું.*vi.* To come together. ફરી એકઠું થવું. 2. To recover strength. સાજું થવું; શક્તિ-તાકાત પાછી આવવી. 3. To have a rise in price. ભાવ તેજ થવો. *vt.* To make fun of.ની અમુક બાબત વિષે મશ્કરી કરવી; ઉધડું લેવું.-*n.* સતેજતા; સંગત; પ્રહાર પરંપરા.

**Ram,** *n.* (રૅમ્) A male sheep. ઘેટો; મેંઢો. 2. The constellation of Aries. મેષરાશિ. 3. A battering engine. કિલ્લાની દિવાલ ભાંગવાનું યંત્ર. *vt.* To batter with a ram; to drive home. કિલ્લાની દિવાલ ભાંગવા સારૂ તેની સામે લાકડાના મોભા વગેરે અફાળવું; અફાળવું; ઠાંસવું.

**Ramble,** *vt.* (રૅ'મ્બલ્) To wander; roam. રખડવું; ભટકવું; આથડવું; રઝળવું. 2. To stray. આડા ફાટવું,મૂળ વિષય ઉપરથી વાત ઉડાવવી.*n.* A wandering; a walk.સ્હેલ; રખડપટ્ટી;સફર; ફેરો.

**Rambler,** *n.* (રૅ'મ્બ્લર્)A wanderer.રખડનાર; ફેરીયો; રઝળનાર.

**Rambling,** *a.* (રૅ'મ્બ્લિન્ગ્) Wandering. રખડતું; રઝળતું; ઉડઉડ; ચપલ.

**Ramification,** *n.* (રૅમિફિકે,'શન્)A branch. શાખા;ડાળી,ઉપશાખા 2.A sub-division. વિભાગ; ભાગ; ફાંટો.

**Ramify.** *vt.* (રૅ'મિફાય્) To branch. શાખા પાડવી*vi.* To branch out. શાખા ફુટવી-નીકળવી-થવી.[L.*ramus*, a branch and *facio*, I make.]

**Rammer,** *n.*(રૅ'મર્) One who or that which rams.ધક્કા મારનાર;અફાળનાર; કિલ્લા ભાંગવાનું યંત્ર.

**Ramous,** *a.* (રૅ'મસ્) Full of branches. ડાળીઓથી ભરપુર; ડાંખળીવાળું; શાખા, ફાંટાવાળું.

**Ramp,** *vi.* (રૅમ્પ્) To leap; to walk with leaps. છલંગ મારવી; કુદવું; ઉછળતાં ચાલવું. *n.* A spring. કુદકો; છલંગ.

**Rampant,** *a.* (રૅ'મ્પન્ટ) Standing upon the hind-legs, as if attacking. પાછળના પગ પર ઉભું થએલું;કુદવું;આડ થએલું. 2.Rank in growth. હદપાર ઉગવું; ફાટી નીકળેલું. 3. Predominant. ચઢીઆતું. [L. *ram per*, to clamber.]

**Rampart,** *n.*(રૅ'મ્પાર્ટ)Castle-wall; bulwark. કિલ્લાની ભીંત,દિવાલ,કોટ. *vt.*To erect a defence. કિલ્લાની દિવાલ ચણવી. [L. *paro*, I prepare.]

**Ramrod,** *n* (રૅ'મરૉડ્)A rod used in ramming down the charge in a gun,pistol &c. બંદુકનો, તોપનો સળીઓ, ગજ.

**Rancid,** *a.*(રૅન્સિડ્) Sour;musty.ખોરૂં;ઉબવાળું; બગડી ગયેલું.

**Rancidity, rancidness,** *n.* (રૅન્સિ'ડિટી-નિસ્) Sourness.ખોરાશ;બગડેલી ખટાશ;વાસી ગંધ.

**Rancour,** *n.* (રૅ'ન્કર્) Implacable enmity or hatred.અતિદ્વેષ;ખાર;અદાવત;હાડવેર;ખુન્નસ;કીનો.

**Rancorous**,*a.*(રૅ'ન્કરસ્) Extremely malignant. કીનાખોર; અદાવતી; દ્વેષી; ખારીલું.

**Rand,** *n.*(રૅન્ડ્)An edge or border.કોર;કીનારી.

**Random,** *n.*(રૅ'ન્ડમ્)Action or course without any definite object. કોઈપણ ચોકસ હેતુ વગર કરેલું, નિરૂદ્દેશ,નિરર્થક, કાર્ય. 2.Distance.ટપ્પો.**At random**=ફાવે તેમ-ઢંગધડાવગર.*a.* Haphazard. આડું અવળું; રહી રહીને.

**Rang,** *p. tense.*(રૅન્ગ્) Past tense of "Ring." વગાડયું; વાગ્યું.

**Range,** *vt.* (રે,ન્જ્) To array. વ્યવસ્થિતરીતે, હારબંધ ગોઠવવું, રચવું. 2. To divide. ના ભાગ પાડવા. 3.To classify.વર્ગ પાડવા. 4.To wander. ભટકવું. *vi.* To roam. રખડવું, રઝળવું. 2. To reach.પ્હોંચી શકવું. 3. To be classified.ગોઠવેલું, વર્ગ પ્રમાણે હોવું. *n.* Line; row. પંક્તિ;હાર; ઓળ. 2.Classification.વર્ગીકરણ. 3.Wandering.ભટકવું તે;ફેરો;પરિભ્રમણ. 4.Distance.ટપ્પો. 5. Spread. ફેલાવો. 6. Reach. વિસ્તાર; પ્હોંચ.[Fr.*ranger*, to range.]

**Ranger,** *n.*(રે,'ન્જર્) A forest-officer. જંગલ ખાતાનો એક અધિકારી. 2. A sieve. ચાળણી. 3. A wanderer; a rambler. રખડનાર.

**Rank,** *a.* (રૅન્ક) Exuberant. ખુબ; ભરપૂર. 2. Very much.ભારે;કેવળ;અત્યંત.3.Growing luxuriantly.અત્યંત, ફાટફાટ,આડે વગડે ઉગવું.4.Sour.ખાટું, ખોરૂં.*n.*A row of soldiers.સિપાઇઓની હાર-લાઇન. 2. Degree. દરજ્જો-પદ્વી. 3. Class. વર્ગ. 4. Distinction. માન; ગૌરવ; પ્રતિષ્ઠા. **To take rank of**=થી વધારે દરજ્જાનું હોવું. *vt.* To arrange in row.હારબંધ ગોઠવવું. 2.To classify. વર્ગીકરણ કo. 3. To be higher in position. ના કરતા વધારે પદ્વી-દરજ્જાનું હોવું. *vi.* To have a certain position. ની પદ્વી, દરજ્જો હોવો. 2. To belong to a particular class, order or division. અમુક વર્ગમાં ગણાવું-લેખાવું. [Fr. *rang*, a row or line.]

**Rankle,** *vi.* (રૅ'ન્કલ્) To fester painfully. ચણચણવું; દુઃખવું. 2. To continue to irritate or fester or feel rancour. સાલવું; ખટકવું. *vt.* To cause to fester. ચણચણાવવું-દુઃખાવવું.

**Ransack**, *vt.*(રૅનસૅક્) To enter and search every part of. બધે ફરી વળીને શોધખોળ કરવી; ફૂટ ક૦. 2. To plunder. લુંટવું.*n.*Plundering. લુંટ; પાકી શોધ. [N. *rann*, house.]

**Ransom**, *n.*(રૅન્સમ્) Deliverance. છુટકારો; છુટકો. 2. Money paid for restoration to liberty. છોડી દેવા સારુ આપેલા પૈસા;મુક્તિદંડ.*vt.* To deliver. છોડાવવું-છુટકારો કરવો.2.To pay deliverance-money for.ના છુટકારા માટે પૈસા ભરવા. [L. *re*, back and *emo*, I buy.]

**Rant**, *vi.* (રૅન્ટ્) To rave loudly. મોટેથી બડબડવું. *n.* Raving; nonsensical words. લવારો-બડબડાટ.

**Rap**, *vi.* (રૅપ્) A bundle of yarn 120 yds. long.૧૨૦ વારનું સુતરનું બંડલ. 2. A tap. ટકોરો; થાપ; ઠોક *vi.* To tap. ટકોરો-થાપ મારવી. *vt.* To snatch away. ઝુંટવી લેવું. **Not to care a rap**=લેશમાત્ર પણ દરકાર ન હોવી.

**Rapacious**, *a.* (રૅપે,'શસ્) Greedy; avaricious; plundering. લુંટારૂં; અપહરણ કરનાર; જોર જુલમથી લુંટી લેનાર; લોભી. 2. Carnivorous. હિંસક; અઘાશી; ખાઉધરૂં. [L. *rapio*, I seize.]

**Rapacity**, *n.* (રૅપૅ'સિટી) Avarice; greed. લુંટારાપણું; લોભ; અપહરણશીલતા; બળાત્કારથી લુંટી-ખુંચવી લેવું તે. 3. Carnivorousness. હિંસકપણું; ફાડી ખાય એવો સ્વભાવ.

**Rape**, *n.* (રે,પ્) Sexual intercourse with a woman forcibly and against her will. બળાત્કાર; જોરજુલમથી કરેલો સ્ત્રીસંભોગ. [L. *rapio*, I seize.]

**Rapid**, *a.* (રૅ'પિડ્) Speedy; swift. શીઘ્ર; શીઘ્રગામી; ઉતાવળું; ઉતાવળે ચાલતું, વ્હેતું.

**Rapidity**, *n.* (રૅપિ'ડિટી) Speediness; swiftness. શીઘ્રગતિ; ઉતાવળ; ત્વરા; ઝડપ.

**Rapidly**, *adv.* (રૅ'પિડલી) Hurriedly; hastily; swiftly. ઉતાવળે; ઝડપથી; શીઘ્રતાથી.

**Rapier**, *n.* (રે'પિઅર્) A straight sword; finely pointed out blade. સીધી તલવાર. ભાલો; બરછી; કટાક્ષ. **R. thrust**=નર્મ કટાક્ષ.

**Rapine**, *n.* (રૅ'પિન્) Spoliation; plunder. ધાડ; લુંટ; લુંટફાટ. [L. *rapio*, I seize.]

**Rapparee**, *n.* (રૅપૅરી') An Irish robber. આયર્લૅન્ડનો લુંટારો, ધાડપાડુ.

**Rappee**, *n.* (રૅપી') Strong snuff. ઉંચી જાતની તપકીર, તમાકુ.

**Rapprochement**, *n.* (રૅપ્રૉ'શ્માં) રાજ્ય રાજ્ય વચ્ચે સમાધાની; પુનર્વ્યવસ્થા.

**Rapt**, *a.* (રૅપ્ટ્) Transported; enraptured. નિમગ્ન; પરાયણ; અત્યાનંદી. *vt.* To transport. હર્ષઘેલું કરવું.

**Rapture**, *n.* (રૅ'પ્ચર્) Transport of joy. અત્યાનંદ; હર્ષાતિરેક; પરમાનંદ; બેહદ ખુશાલી. *vt.* To enrapture. ખુશખુશ-અતિ આનંદી ક૦.

**Rapturous**, *a.*(રૅ'પ્ચરસ્) Transported with joy. હર્ષઘેલું-હર્ષજનક.

**Rare**, *a.* (રે,ર્) Unusual; not frequent. નવાઈ જેવું, દુર્લભ; અસાધારણ. 2. Extraordinarily good or fine. અપૂર્વ; અત્યુત્તમ; અત્યુત્કૃષ્ટ. [L. *rarus*, thin.]

**Rarefaction**, *n.* (રે,રીફૅ'કશન્) Thinning. પાતળું કરવું તે; સૂક્ષ્મતા.

**Rarify**, *vt.* (રે,'રિફાય્) To make thin. પાતળું કરવું; સૂક્ષ્મ ક૦. *vi.*.To become thin. સૂક્ષ્મ, પાતળું થવું. [L. *rarus*, thin & *facio*,I make.]

**Rarely**, *adv.* (રે,'રલી) Unusually; seldom; not often. ભાગ્યેજ; કદી; ભાગ્યેજ; કેઇ પ્રસંગે. 2. Finely. અત્યુત્તમ રીતે.

**Rarity, rareness**, *n.* (રે,'રિટી-રે,'રનિસ્) Thinness. પાતળાપણું. 2. An unusual thing. અસાધારણ, અપૂર્વ, દુર્લભ વસ્તુ; નવાઇ. 3. The quality or state of being rare. વિરલતા; દુર્લભતા; અસાધારણપણું.

**Rascal**, *n.* (રા'સ્કલ્) A scoundrel or rogue; villian; a dishonest person.ખલ;શઠ;હરામખોર; દુર્જન;ખરાબ માણસ; લુચ્ચો.

**Rascally**, *a.* (રા'સ્કલી) Roguish. હરામખોર; લુચ્ચું; શઠ. *adv.* Befitting a rascal. ખરાબ રીતે; લુચ્ચી રીતે.

**Rascality**, *n.* ( રૅસ્કૅ'લિટી ) Roguishness; wickedness. શઠતા; હરામખોરી; ઠગાઈ; લુચ્ચાઇ. 2. Low class. નીચ વગ.

**Rascallion**, *n.*(રૅસ્કૅ'લ્યન્)A scoundrelly or roguish fellow. હલકું-નીચ માણસ;શઠ;હરામખોર,

**Rase**, *vt.* (રે,ઝ્) To erase. છેકવું; ભુસી નાંખવું. 2.To level to ground.પાડી નાંખવું;જમીનદોસ્ત કરવું.*vi.*To be levelled to ground. જમીનદોસ્ત થવું. [L. *rado*, I scrape.] *n.* **Rasure.**

**Rash**, *n.* (રૅશ્) A very small eruption on skin. અળાઇ. 2. A kind of silk. હલકું રેશમ. *a.* Thoughtless. અવિચારી. 2. Hasty. અધીરૂં; અકળાએલું. [Gr. *rasch*, quick.]

**Rasher**, *n.* (રૅ'શર્) A piece of bacon. માંસનો કટકો.

**Rashness**, *n.* (રૅ'શનિસ્) Thoughtlessness. અવિચાર; અધીરાપણું; આકળામણ.

**Rasp**, *vi.* (રૅસ્પ્) To file. કાનસથી ઘસવું. *n.* A file. કાનસ.

**Raspberry**, *n.* (રૅ'ઝબરી) A kind of fruit. એક જાતનું ફળ-ઝાડ.

**Rasure,** *n.* (રે'શ્ઝર્) Erasure. લીટી; છેકો; [L. *rado*, I scrape.]

**Rat,** *n.* (રૅટ્) A big mouse. મૂષક; ઉંદર; ઉતળ; કોળ, **To smell a rat**=વાસ-ગંધ-વહેમ આવવો; શક, સંદેહ પડવો.

**Ratable,** *a.* (રે'ટબલ્) Capable of being valued. કિંમત-ભાવ આંકવા જોગ.

**Ratafia,** *n.* (રૅટફિ'એ) Wine; liquor. દારૂ; મદિરા.

**Rattan,** *n.* (રટૅ'ન્) Cane. નેતરની સોટી-છડી.

**Rate,** *n.* (રેટ્) Fixed price; valuation &c. ભાવ-દર-કિંમત. 2. Established portion. નીમેલો ભાગ. *vt.* To chide soundly. સખ્ત ઠપકો આપવો-ધમકાવવું. 2. To value or assess. ની કિંમત-આંકણી ઠેરવવી; ગણવું 3. To estimate. ગણત્રી-અડસટ્ટો કરવો. *vi.* To belong to a class. અમુક વર્ગ-દરજ્જામાં ગણાવું-ગણત્રી થવી.

**Rath,** *n.* (રૅથ) A small hill. ટેકરો; ટેકરી. *a.* Early. વહેલું; પહેલું.

**Rathe,** *a.* (રેથ્) Early; soon તરતજ; વહેલું.

**Rather,** *adv.* (રા'ધર્) More early. તરતજ; વધારે વહેલું. 2. Preferably. વધારે ખુશીથી-પસંદગીથી. 3. A little. જરાક. 4. More properly. ખરૂં કહીએ તો; ખરી રીતે જોવા જઇએ તો.

**Ratification,** *n.* (રૅટિફિકે'શન્) Sanction; the act of ratifying. અનુમતિ; સ્વીકાર; મંજુરી; બહાલી.

**Ratify** *vt.* (રૅટિફાય્) To sanction or confirm. કબુલ-મંજુર કરવું; બહાલી-મંજુરાત આપવી; વરિષ્ઠ અધિકારીની અનુમતિ મેળવવી-આપવી.

**Ratio,** *n* (રે'શિઓ) The quantitative relation of one quantity to another. પ્રમાણ; પરિમાણ.

**Ratiocination,** *n.* (રૅટિઓસિને'શન્) Logic. તર્કવિદ્યા-જ્ઞાન-શાસ્ત્ર; તર્કશાસ્ત્ર.

**Ration,** *n.* (રે'શન્) A fixed allowance of food given to soldiers on march. ભથ્થું; સીધું; ભાથું; પેટયું; રાતબ *vt.* To supply with provisions. સીપાહીઓને ભાથું-સીધું પૂરૂં પાડવું.

**Rational,** *a.* (રૅ'શનલ્) About reason. બુદ્ધિ વિષયક; માનસિક 2. Logical. તર્કજ્ઞ; વિચારવાન. 3. Possessing reason. વિચાર શક્તિ-બુદ્ધિવાળું *n.* A rational being. ડાહ્યો-સમજણવાળો માણસ.

**Rationale,** *n.* (રૅશને'લી) A statement of reasons. કારણનું નિરૂપણ; ખુલાસો; ઉપપત્તિ.

**Rationality,** *n.* (રૅશનૅ'લિટી) Faculty of reasoning. જ્ઞાન-વિચાર શક્તિ; બુદ્ધિ ગ્રાહ્યતા.

**Ratsbane,** *n.* (રૅટ્સ-બે'ન્) Rat-killing poison. ઉંદર મારવાનું ઝેર, સોમલ.

**Rattle,** *vi.* (રૅ'ટલ્) To clatter. ખડખડ કરવું; ખખડવું. 2. To move along rapidly and noisily. ખડખડ અવાજ કરતા જવું. 3. To chatter fluently. ઉતાવળથી વાત કo. *vt.* To cause to clatter. ખડખડ અવાજ કરાવવો. 2. To utter noisily. ગડબડ કo. *n.* A clattering sound. ખડખડાટ-ગડગડાટ. 2. Noisy speech. ગડબડ. 3. An instrument making sound. ઘુઘરો. 4. The death rattle. મરણ વખતનો ઘરેડો.

**Rattling,** *n.* (રૅ'ટ્લિન્ગ્) Clattering. ખણખણાટ; ખખડાટ.

**Rattleheaded,** *a.* (રૅ'ટલ-હેડિડ) Giddy; unsteady. ચંચળ; અદ્ઢ; અસ્થિર; લહરો; લ્હેરી.

**Raucity,** *n.* (રૉ'સિટી) Hoarseness. અવાજની કર્કશતા-કઠોરપણું. [L. *rancus*, hoarse.]

**Ravage,** *vt.* (રૅ'વેજ્) To devastate or lay waste province &c. પાયમાલી કo; વેરાન ખેરાન કo; લુંટવું. *n.* Devastation. ખરાબી-પાયમાલી-ધુળધાણી. [L. *rapeo*, I carry off.]

**Rave,** *vi.* (રેવ્) To talk insanely. ગાંડપણમાં બકવું-લવારો કરવો. *vt.* To talk or utter in madness. ગાંડપણમાં ભસવું. [Old Fr. *raver*, to be delirious.]

**Ravel,** *vt.* (રૅ'વલ) To disentangle. ઉકેલવું. 2. To solve શોધવું. 3. To entangle or make intricate. ગુંચવવું, વધારે ગુંચવણ ભરેલું કo; ગુંચવી નાંખવું.-*vi.* ગુંચવાઇ જવું; ઉકલવું.

**Raven,** *n.* (રૅ'વન્) A wild crow. જંગલી કાગડો. *n.* Prey; plunder. લુંટફાટ. *vt.* To prey voraciously. આધાસીની માફક ખાવું.

**Ravenous,** *a.* (રૅ'વનસ્) Furiously voracious. હિંસક; અતિઆધાસી; ફાડી ખાનારૂં; ઘાતકી.

**Ravin,** *n.* (રૅ'વિન્) Same as "Raven."

**Ravine,** *n.* (રૅવી'ન્) A long deep hollow or gorge, formed by water, in mountains &c. કોતર; નાળું; ખીણ; ધોધની ખાંચ.

**Raving,** *a.* (રે'વિન્ગ્) Talking insanely. લવારો કરતું; ઉન્મત્ત; ગાંડું.

**Ravish,** *vt.* (રૅ'વિશ્) To seize and carry away by violence. જોરજુલમથી હરણ કo, લઈ જવું. 2. To enrapture. મન હરી લેવું; અતિઆનંદ આપવો 3. To rape. ની ઉપર બળાત્કાર કરવો.

**Ravisher,** *n* (રૅ'વિશર)One who ravishes. હરણ-બળાત્કાર કરનાર; આનંદઘેલું કરનાર.

**Ravishing,** *a.* (રૅ'વિશિન્ગ્)Giving exquisite pleasure. અત્યાનંદઆપતું; મન હરી લેતું. 2. Committing a rape. બળાત્કારે સ્ત્રીસંભોગ કરતું.

**Ravishment,** *n.* (રૅ'વિશમન્ટ) Rapture. અત્યાનંદ; પરમાનંદ; મન હરણ કરવું તે. 2. Capture by force. હરણ. 3. Rape. બળાત્કાર.

**Raw,** *a.* (રૉ) Unripe; not cooked. અપકવ; કાચું. 2. Not manufactured into a finished product. કાચું; કાચો (માલ). 3. Inexperienced. બીનઅનુભવી. 4. Without skin. ચામડી વગરનું.

**Rawness,** *n.* (રૉ'નિસ્) The quality or state of being raw. કાચાપણું; બીનઅનુભવ; અપકવતા; કચાશ.

**Ray,** *n.* (રે,) A beam of light &c. પ્રકાશનાં કિરણ–તેજ; રશ્મિ; અંશુ. 2. Understanding. બુદ્ધિ; પ્રકાશ. *vt.* To radiate. પ્રકાશનાં કિરણ ચોમેર ફેલાવવાં. *vi.* To shine. પ્રકાશવું. [L. *radius,* a beam.]

**Raze,** *vt.* (રેઝ્) Same as "Rase." પાયમાલ કરવું; જમીન દોસ્ત કરવું.

**Razor,** *n.* (રે'ઝર્) A knife-like instrument used in shaving. અસ્તરો; અસ્ત્રો; સજીઓ. **R. strop**=હજામની ટપટપી.

**Reach,** *vt.* (રીચ્) To lengthen. લંબાવવું. 2. To give. આપવું. 3. To obtain by extending the hand. હાથ લાંબો કરી પહોંચાડવું. 4. To penetrate. દાખલ થવું. 5. To arrive at. પહોંચવું. 6. To obtain. પ્રાપ્ત કરવું–મેળવવું. *n.* Extent; stretching. ફેલાવો–વિસ્તાર. 2. Power of achievement. પહોંચ–ગ્રહણશક્તિ. **Within the reach,**=લક્ષ્ય; હાથ લાગવાજોગ; મળે એવું. **Beyond the reach**=હાથ–પહોંચ બહાર, અલક્ષ્ય.

**React,** *vt.* (રી–ઍ'ક્ટ્) To repeat પુનઃ–ફરીથી કરવું. *vi* To act reciprocally or mutually; to return an impulse, impression &c. અરસપરસ ક્રિયા–અસર કરવી–થવી; પ્રતિક્રિયા–પ્રત્યાઘાત થવો. સામી અસર થવી.

**Reaction,** *n.* (રીઍ'ક્શન્) Action in opposition or resistance. ઉથલો; પ્રત્યાઘાત; પ્રતિક્રિયા.

**Reactive,** *a.* (રીઍ'ક્ટિવ્) Possessing reacting power. પ્રત્યાઘાતક; પ્રતિકારક; ફરીથી કરતું.

**Read,** *vt.* (રીડ્) To peruse. વાંચવું. 2. To understand thoroughly. સારી પેઠે સમજવું; અધ્યયન કરવું. **To r. out**=મોટેથી વાંચવું. **To read through**=પારાયણ કરવું. **To read between the lines**=અંદરનો–ગુહ્ય અર્થ ખોળી કાઢવો–સમજવો.

**Reader,** *n.* (રી'ડર્) One who reads. વાંચનાર માણસ. 2. A text-book for reading. વાંચન ચોપડી.

**Readily,** *adv.* (રે'ડિલી) At once; willingly. ખુશીથી; તરતજ; વિના વિલંબે; તત્કાળ; શીઘ્ર.

**Reading,** *n.* (રી'ડિંગ્) Study or the act of reading. વાંચન; અધ્યયન; વિદ્યાભ્યાસ; વાંચી બતાવવું તે. *a.* About reading. વાંચન સંબંધી.

**Reading-room,** *n.* (રી'ડિંગરૂમ્) A public place where papers &c. are placed for reading. વાંચનાલય. 2. A study-room. વાંચવાનો ઓરડો.

**Readjust,** *vt.* (રી–ઍડજ'સ્ટ્) To settle or adjust again. ફરી પાછું ગોઠવવું, સુધારવું; સમાધાન કo.

**Re-admit,** *vt.* (રી–ઍડમિ'ટ્) To admit again. પાછું–ફરીથી દાખલ કo.

**Ready,** *a.* (રે'ડી) Prepared. તૈયાર; સજ્જ. 2. Fit for immediate use. તરત ઉપયોગમાં લેવા યોગ્ય, લાયક. 3. Active. ચાલાક; ચપળ. 4. Disposed or inclined. ખુશી; તૈયાર. 5. Near at hand. પાસે, નજદીકનું. 6. On the point, eve or brink of. ની તૈયારીમાં. **Ready at an answer**=હાજર જવાબી. **Ready-money**=રોકડનાણું.

**Ready-reckoner,** *n.* (રે'ડી–રેકનર્) A book of tabulated calculating. હીસાબ–પગાર વગેરેના કોઠાઓની ચોપડી; જંત્રી.

**Ready-witted,** *a.* (રે'ડીવિટિડ્) Witty. વિનોદી; હાજર જવાબી; સમયસૂચક.

**Real,** *a.* (રી'અલ્) Actual or actually existent. સાચું; ખરેખરું; વાસ્તવિક; સત્ય. **Real estate**= સ્થાવર મિલ્કત. [L. *rei,* a thing.]

**Reality,** *n.* (રીઍ'લિટી) Genuineness; state of being actually existent. સચ્ચાઇ; સત્ય; સત્યતા; અસ્તિત્વ; સત્યવસ્તુ; હયાતી. **In reality**= ખરી રીતે; વસ્તુતઃ; વાસ્તવિક રીતે.

**Realization,** *n.* (રીયલાઇઝે',શન્) The act of bringing thoroughly home to one's mind. પુરેપુરૂં જાણવું–સમજવું તે; સંપાદન; સિદ્ધિ. **R. of self**=આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાન.

**Realize,** *vt.* (રી'અલાઇઝ્) To make real; to bring into reality or action. પૂરૂં કરવું; સાધવું; પાર પાડવું; વ્યવહારમાં મુકવું. 2. To convert to money. વેચી પૈસા લાવવા–મેળવવા. 3. To believe or consider as true. ખરૂં વિચારવું–માનવું. 4. To acquire or gain. મેળવવું; સંપાદન કo. *vi.* To turn any kind of property into money. સ્થાવર મિલ્કત વેંચી પૈસા મેળવવા–લેવા.

**Realm,** *n.* (રેલ્મ્) Domain; kingdom; region. દેશ; પ્રદેશ; રાજ્ય. [L. *regalis,* royal.]

**Really,** *adv.* (રી'અલી) Truly. ખરી–સાચી રીતે; બરોબર; વાસ્તવિકરીતે; સત્યપણે.

**Realty,** *n.* (રી'અલ્ટી) Real estate. સ્થાવર મિલ્કત. 2. Truth. સત્ય.

**Ream,** *n.* (રીમ્) A package of paper, consisting of 20 quires of 24 sheets each. રીમ; વિશ ઘા–દસ્તા

**Reanimate,** *vt.* (રી–ઍ'નિમે,ટ્) To infuse new life or energy into. ફરીથી સજીવ કરવું; હિંમત આપવી.

**Reannex,** *vt.* (રી–અને'ક્સ્) To reunite. ફરીથી જોડવું–ખાલસા કરવું.

**Reannexation,** *n* (રીઍનેક્સે,'શન) The act of reannexing. ફરી જોડવું, સંધાણ કરવું તે; પુનઃસંધાણ.

**Reap**, *vt.* (રીપ) To cut as corn with a sickle. કાપણી કરવી; લણવું; 2. To collect. ભેગું-એકઠું કરવું; મેળવવું. *n.* A heap of reaped corn. લણેલા અનાજનો ઢગલો; ખળું.

**Reaping**, *n.* (રી'પિન્ગ)Cutting corn.કાપણી-લણવું તે.**R. hook**=દાતરડું.

**Reappear**, *vt.* (રી-ઍપી,'ર) To come into sight again. વળી પાછું-ફરીથી દેખાવવું; બીજી વખત દેખાવવું.

**Reappoint**, *vt* (રી-ઍપૉ'ઈન્ટ) To appoint again. ફરીથી નિમવું, નિમણુક કરવી.

**Rear**, *vi.* (રી,ર) To raise; to erect; to stand up on hind legs. ઉભું કo; ઉગાડવું,પાછલા પગપર ઉભું રહેવું. 2. To bring up or cherish. ઉછેરી મોટું કરવું; કેળવવું; પાળવું. *n.* The back part. પાછળનો ભાગ. 2. The troops which form the backward part of an army.લશ્કરની પછવાડેની ટુકડી. **Rear guard**=લશ્કરની પાછળની ટુકડી; પૃષ્ઠરક્ષક. *vi.* Use privy. જાજરૂ જવું.

**Rear-bat**, *n.* (રી,'ર-બૅટ) A kind of bat. એક જાતનું પક્ષી; ચામાચીડયું.

**Reason**, *n.* (રી'ઝન) Cause; motive.મતલબ; કારણ; હેતુ; સબબ; પ્રયોજન. 2. The faculty of understanding. મતિ;બુદ્ધિ;તર્કશક્તિ. 3. Justice. ન્યાય,યોગ્યતા.**By reason of**=ને લીધે;ના કારણથી.**In all reason**=ન્યાયની રીતે જોતાં;ન્યાયસર.**Without reason**=નાહક.**To come to reason**=ઠેકાણે આવવું; સમજવા લાગવું. *vi.* To think of cause and effects. વિચાર, અનુમાન,તર્ક કo.2. To discuss.વાદવિવાદ, વિચાર કરવો. *vt.*To persuade by reasoning.સમજાવવું.

**Reasonable**, *a.* (રી'ઝનબલ) Possessing reason. તર્કશકિત, વિચારશક્તિવાળું. 2. Open to reason; thoughtful. સમજુ-બુદ્ધિમાન. 3. Due. રીતસર; નિયમસર.

**Reasonableness**, *n.*(રી'ઝનબલનિસ)Moderation; the state or quality of being reasonable. વિચારીપણું;વિવેક; યોગ્યતા;વાજબીપણું.

**Reasoning**, *n.*(રી'ઝનિન્ગ) The arguments employed; the art of employing the faculty of reasoning. વિચાર; ન્યાય; અનુમાન; તર્ક; વિતર્ક. **Art of reasoning** તર્કશાસ્ત્રવિદ્યા.

**Reassemble**, *vt.* (રીઍસે'મ્બલ) To collect again. ફરી ભેગું કરવું-*vi.* ભેગું થવું.

**Reassume**, *vt.* (રીઍસ્યૂ'મ) To take up once more. ફરી પાછું ધારણ કo. હાથમાં લેવું.

**Reassure**, *vt.* (રી-ઍશ્યુ'ર) To convince again. દીલાસો આપવો; ફરી પાછી ખાત્રી આપવી. 2. To reinsure. ફરીથી વિમો ઉતારવો.

**Rebate**, *n.* (રીબે',ટ) An allowance. વટાવ-છૂટ; ઘટાડો; વળતર. *vt.* To abate, deduct, or discount from. ઓછું કરવું-ઘટાડવું; વટાવ કાપી લેવો;છૂટ મુકવી. [L. *re* & *bateo*, I beat.]

**Rebel**, *a.* (રે'બલ) Revolting. બળવાખોર-હુલ્લડી. *n.* One who revolts. ફીતુરી; બંડ કરનાર; બળવાખોર માણસ. *vi.* (રીબે'લ) To revolt. બંડ ઉઠાવવું-હુલ્લડ કરવું [L *re* & *bello*, I make war.]

**Rebellion** *n.* (રેબે',લ્યન) Insurrection. બંડ; હુલ્લડ; તોફાન; બળવો

**Rebellious**, *a* (રિબે'લ્યસ) Revolting. બંડ-બળવાખોર; હુલ્લડી.

**Rebound**, *vt.* (રીબા'ઉન્ડ) To recoil or fly back through elasticity. સ્થિતિસ્થાપક હોવું, થવું. 2. To echo. પડઘો પાડવો. 3.To leap back.પાછું કુદવું. *vt.*To send back. પાછું મોકલવું *n.* Recoil. પ્રત્યાઘાત; પાછું આપવું તે.

**Rebuff**, *n.* (રીબ'ફ) A repulse; a forcing or driving back. અટકાવ;પ્રતિકાર. 2.Refusal. સાફ ઇન્કાર-ના પાડવી તે.*vt.* To check. અટકાવવું-પ્રતિકાર કરવો. 2. To reject unceremoniously. સાફ ના પાડવી-ઈન્કાર કરવો-અસ્વીકાર કરવો.

**Rebuild**, *vt.*(રીબી'લ્ડ)To build again.ફરી બાંધવું.

**Rebuke**, *vt.*(રીબ્યૂ'ક)To reproach.ઠપકો આપવો. *n.* A reproach. દાબ; ધમકી; ઠપકો. [L. *re* & *bucca*, the mouth. F. *bucher*, beat.]

**Rebut**, *vt.* (રીબ'ટ) To repel. હઠાવવું. 2. To contradict. વાંધો ઉઠાવવો; ઇન્કાર કo. 3. To answer or reply to. નો પ્રત્યુત્તર આપવો;તોડવું. ખેંચી લેવું.

**Recall**, *vt.* (રી'કૉલ) To call back. પાછું બોલાવવું; 2. To cancel. રદ બાતલ કરવું. 3. To recollect. સંભારવું-યાદ કo. *n.* A calling back. પાછું બોલાવવું તે; સંભારવું-યાદ આણવું તે.

**Recant**, *vt.* (રીકૅ'ન્ટ) To retract or take back; to disavow.ફરી જવું, રદ કરવું, પાછું ખેંચી લેવું. *vi.* To unsay or retract one's words. શબ્દ પાછા ખેંચી લેવા;ભૂલ કબુલ કo.[L.*re*& *canto*, I sing ]

**Recantation**, *n* (રી-કૅન્ટે,'શન)Retracting. પાછા ખેંચી લેવું તે.

**Recapitulate**, *vt.* (રી-કૅપિ'ચ્યુલે,ટ)To narrate in short. ટુંકમાં કહેવું. *vi.* To sum up. સારાંશ કહેવો.[L.*re* & *capitulum*,a small head.]

**Recapitulation**, *n.* (રી-કૅપિચ્યુલે,'શન) A summing up. સારાંશ; ઉપસંહાર; સંક્ષેપ; ટુંકસાર.

**Recapture** *n.* (રી-કૅ'પ્ચર) A capturing; a gain. ફરીથી પકડવું તે; પાછું લેવું તે. *vt.* To catch again. ફરીથી પકડી લેવું.

**Recast**, *n.* (રીકા'સ્ટ્) To cast again. ફરીથી બીબું પાડવું. 2. To throw again. બીજીવાર, ફરીથી નાંખવું.

**Recede**, *vi.* (રીસી'ડ્) To step back. પાછળ હઠવું, પાછાં પગલાં ભરવા. 2. To desist. પરથી હાથ ઉઠાવવો. છોડવું. *vt.* To return. પાછું આપવું. [L. *re* & *cedo*, 1 go]

**Receipt**, *n.* (રીસી'ટ્) Recipe; receiving. ઓસડવિધિ; મેળવવું તે; પ્રાપ્તિ; સંપાદન. 2. A written acknowledgement of money paid. પૈસાની રસીદ, પ્હોંચ, પાવતી. 3. *pl.* Income &c. received. વસુલાત; આવક; આમદાની. *vt.* To give a receipt for. ની પ્હોંચ આપવી.

**Receive**, *vt.* (રીસી'વ્) To take a thing given; to accept. સ્વીકારવું; માન્ય કરવું; ગ્રહણ કરવું; લેવું. 2. To obtain. પ્રાપ્ત કરવું. 3. To welcome or entertain as a guest. પરોણાચાકરી, આગતાસ્વાગતા કરવી. 4. To take stolen goods from a thief knowing them as such. ચોરીનો માલ રાખવો. [L. *re* & *capeo*, I take.]

**Receiver**, *n.* (રીસી'વર્) A public official court trustee. (કોરટનો) રક્ષક, રીસીવર. 2. An acceptor. માન્ય કરનાર, લેનાર.

**Recency**, *n.* (રી'સન્સી) Freshness. (of news &c.); newness. તાજાપણું; નવિનતા; નવાપણું.

**Recent**, *a.* (રી'સન્ટ્) Fresh; new. તાજું; નવું; નવિન.

**Recently**, *adv.* (રી'સન્ટલી) Lately; newly. હમણાંજ; તાજી રીતે; થોડા વખત અગાઉ.

**Reception**, *n.* (રીસે'પ્શન્) Receiving. સ્વીકાર; અંગીકાર; ગ્રહણ. 2. Welcoming; entertaining. સત્કાર; આગતાસ્વાગતા.

**Receptive**, *a.* (રીસે'પ્ટિવ્) Grasping. ગ્રહણશક્તિવાળું; ગ્રાહક; ગ્રહણશીલ.

**Recess**, *n.* (રીસે'સ્) Time of intermission. રજા-છુટ્ટીનો વખત; વિશ્રામ. 2. A cavity or niche. ગોખલો-ગોખ. *vt.* To make a recess in. મા ગોખ-ગોખલો કરવો-પાડવો. [L. *re* & *cedo*, 1 go.]

**Recharge**, *vt.* (રીચા'ર્જ) To accuse again. ફરીથી દોષ-આરોપ મુકવો. 2. To attack again. ફરીથી હુમલો કરવો. To load again. ફરીથી ભરવું -*n.* ભરવું, સોંપવું તે.

**Recheat**, *n.* (રી'ચીટ્) A whistle to call back hounds. શિકારી કુતરાઓને પાછા બોલાવવા સારૂ કરેલો પોકાર-શીટી. *vt.* To whistle. શિકારી કુતરાને શીટી વગાડી પાછા બોલાવવા.

**Recherche**, *a.* (રશે,'રશે) Rare; exquisite. ઉત્તમ; ચુનંદા; સોહામણું.

**Recipe**, *n.* ( રે'સિપિ ) A formula or prescription for mixture of ingredients. ઓસડની, ખાણું બનાવવાની વસ્તુઓની યાદી-ટીપ; ઓસડ; ઉપાય, સાધન. [L.=take thou].

**Recipiency**, *n.* (રીસી'પિઅન્સી) Grasping power; receiving. ગ્રહણશક્તિ; સ્વીકાર.

**Recipient**, *n.* ( રીસી'પિયન્ટ્ ) One who receives; a receiver. લેનાર; કબુલ કરનાર; ગ્રાહક; પ્રતિગ્રહિતા -*a.* ગ્રહણ કરતું.

**Reciprocal**, *a.* (રિસિ'પ્રોકલ્) Mutual. અરસપરસ; એક બીજાનું; એક બીજા માટે વપરાય એવું. *n.* A reciprocal thing. અરસ પરસ ઉપયોગી વસ્તુ.

**Reciprocate**, *vt,* (રિસિ'પ્રોકેટ્) To give in requital. અરસપરસ આપવું. *vi.* To alternate. વારાફરતી થવું.

**Reciprocation**, *n.* (રિસિપ્રોકે',શન્) Mutual requital. અરસપરસ આપવું તે; દાનપ્રતિદાન.

**Reciprocity**, *n* (રેસિપ્રૉ'સિટી) Mutual action and reaction; interchange of acts. પરસ્પરતા; પરસ્પરભાવ.

**Recision**, *n.* (રીસિ'સ્ઝન્) A cutting off. કાપવું તે; કાપણી. [L. *re* & *cædo*, I cut.]

**Recital**, *n.* (રીસા'યટલ્) Rehearsing; narration. મ્હોડે બોલી જવું તે; ઉચ્ચારણ. 2. Public rehearsal. મ્હોડે કરેલો ભાગ શ્રોતાવર્ગ આગળ ભજવી બતાવવો તે; મુખપાઠ.

**Recitation**, *n.* (રેસિટે',શન્) Rehearsal; repetition of words. મ્હોડે બોલવું તે; મુખપાઠ.

**Recite**, *vt.* (રીસા'ઇટ્) To repeat. મ્હોડે ભણી જવું; બોલવું. *vi.* To repeat by heart. બોલી જવું. [L. *re* & *cieo*, I call.]

**Reckless**, *a.* (રે'કલિસ્) Rash; heedless. બે પરવા; નિષ્કાળજી; બેતમા. અવિચારી.

**Reckon**, *vt.* (રે'કન્) To number or compute. ગણવું; ગણત્રી કરવી. 2. To esteem. માનવું, માની લેવું. 3. To suppose or think. વિચારવું; લેખવું; ગણવું. *vi.* To enumerate. ગણાવું. **To r. for**=જવાબદાર હોવું. **To r. on or upon**=આધાર રાખવો-કરવો. **To reckon with**-હીસાબ લેવો. **To reckon without one's host**=ગણવામાં ભુલ કરવી-ખાવી.

**Reckoning**, *n.* (રે'કનિન્ગ) Computing; reputing. ગણના; ગણત્રી; સુમાર. 2. Bill (of a hotel). હોટેલનું બીલ. 3. Esteeming. લેખવું તે; ગણત્રી કરવી તે.

**Reclaim**, *vi.* (રીકલે',મ્) To ask back as one's due. હકથી પાછું માગવું. *vt.* To bring to the right path. સન્માર્ગે લાવવું; ઠેકાણે લાવવું. 2. To bring to the original state. અસલ સ્થિતિમાં લાવવું. 3. To improve. સુધારણા કરવી. *vi.* To argue in opposition. સામે દલીલ કરવી..

**Reclamation**, *n.* ( રેકલમે',શન્) The bringing back of a person from evil

courses. ઉદ્ધારણા; સુધારણા; કુમાર્ગત્યાગ; પાપ વિમોચન. 2. Argument in opposition, સામી દલીલ-ઠપકો. 3. Winning from waste state. ખેડવા લાયક, ઉપયોગી બનાવવું તે; પુનઃપ્રાપ્તિ.

**Reclination,** *n.* (રીક્લાઇને',શન્) The act of bending back or of reclining. અઢેલીને બેસવું તે. 2. A medical eye-operation for cataract. આંખમાંથી મોતીયા કાઢવા તે.

**Recline,** *vt.* (રીક્લા'ઇન્) To lean upon. ને અઢેલીને બેસવું. *vi.* To lean; to assume a recumbent position. લાંબા થવું; અઢેલવું; આડા થવું; આરામ લેવો. [L. *re* & *clino*, I lean.)

**Reclose,** *vt.* (રીક્લો',ઝ્) To shut again. ફરીથી બંધ કરવું.

**Recluse,** *n.* (રીક્લૂ'સ્) A hermit;a sanyasi. સંન્યાસી; સાધુપુરુષ; એકાંતવાસી.2. A hermitage. મઠ; આશ્રમ.

**Reclusion,** *n.* (રીક્લૂ'ઝ્શન્) Seclusion; a state of seclusion from the world. એકાંતવાસ; સંન્યાસ; સંસારત્યાગ.

**Recognition,** *n.* (રેક્ગ્નિ'શન્)A knowing again. ઓળખવું તે. 2. An avowal or acknowledgement.ઓળખવું તે;અંગીકાર;સ્વીકાર.

**Recognizable,** *a.* (રે'કગ્નાઇઝબલ્) Acknowledgable. સ્વીકારવા યોગ્ય; ઓળખાય એવું; જામીન લેવા લાયક.

**Recognizance,***n* (રેકૉ'ગનિઝન્સ્) Acknowledgement. સ્વીકાર;અંગીકાર. 2. A sign. ચિહ્નનિશાન. 3. A bond. જામીનગીરીનું કરારનામું.

**Recognize,** *vt.* (રે'કગ્નાઇઝ્)To know again. ઓળખવું. 2. To acknowledge. અંગીકાર, સ્વીકાર કરવો.3.To appreciate.કદર કરવી;પ્રસન્નતા જણાવવી. [L.*re*, again and *nosco*, I know.]

**Recoil,** *vi.* (રી-કૉ'ઇલ્) To rebound or start back.પાછા હઠવું; પ્રત્યાઘાત કરવો. *n.* A starting back. પાછળ હઠવું તે, પ્રત્યાઘાત; પરાવર્તન.

**Recoin,** *vt.* (રીકૉ'ઇન્)To coin again. ફરીથી નાણું પાડવું.

**Recoinage,***n.*(રીકૉ'ઈનિજ્)A coining anew. ફરીથી નાણું પાડવું તે.

**Recollect,** *vt.* (રી-કલે'ક્ટ્) To recall. ફરીથી યાદ આણવું, કરવું. 2. To recover self-control. પોતાનું મન ઠેકાણે લાવવું; સ્થિર, શાંત થવું. *vt.*To gather again. ફરીથી એકઠું કરવું. [L. *re*, again & *lego*,I gather.]

**Recollection,** *n.* (રીકલે'કશન્) The act of remembering. યાદદાસ્તી; સ્મરણશક્તિ; સ્મૃતિ; સ્મરણ; ફરી યાદ આણવું તે.

**Recommence,** *vt.* (રીકમે'ન્સ્) To begin again. ફરીથી શરૂ કરવું; નવેસરથી શરૂ કરવું. *vi.* To have a new beginning. ફરી શરુ થવું, ફરીથી પ્રારંભ થવો.

**Recommend,** *vt.* (રેકમે'ન્ડ્) To offer or commend to another's notice, kindness, favour &c. ની ભલામણ કરવી; ને માટે વગ પહોંચાડવી; સારૂં છે એમ કહેવું.

**Recommendation,** *n.* (રેકમેન્ડે,'શન્) The act of offering for another's notice, kindness, favour &c.શીફારસ;ભલામણ. 2. A letter of commendation. શીફારસ, ભલામણપત્ર.

**Recommendatory,***a.* (રેકમે'ન્ડટરી) Serving to recommend.પ્રશંસાકારી; ભલામણ કરતું.

**Recommit,***vt.*(રી-કમિ'ટ્)To give back into keeping. ફરીથી સ્વાધીન કરવું.

**Recompense,** *vt.* ( રે'કમ્પેન્સ્ ) To remunerate or requite; to give in return for. નો બદલો વાળવો-ને બદલે આપવું-નું સારું વાળવું. *n.*A reward or requital. સાટું; અવેજ; બદલો. [L. *re*, *con*, & *penso*, I weigh.]

**Recompose,***vt.*(રી-કૉમ્પો,'ઝ્)To tranquillize again. ફરીથી શાંત ક૦. 2. To set types again. ફરીથી ટાઇપ ગોઠવવા, રચવું.

**Reconcile,** *vt.* ( રે'કન્સાઇલ્ ) To restore to friendship or union after estrangements. સમજુત-સમાધાની કરવી; મેળાપ કરવો. 2. To make consistent. બંધ બેસતું-એક સરખું કરવું. 3. To bring to an end. નિકાલ કરી આપવું-પતાવવું. *vi.* To become friendly. સંપ થવો-સમાધાની થવી.

**Reconcilement, Reconciliation** *n.* (રે'કન્સાઇલમન્ટ) or (રેકૉનસિલિએ',શન્) Restoration to friendship after estrangement. સમાધાની; સમજુતી.

**Recondite,** *a.* (રે'કન્ડાઈટ્) Clandestine. ગુપ્ત. 2. Profound. ગહન. [L. *re* & *condo*, I hide.]

**Reconditory,** *n.* (રી-કૉ'ન્ડિટરી) A storehouse or repository. ભંડાર; કોઠાર; વખાર.

**Reconduct,** *vt.* (રી-કૉન્ડ'ક્ટ્) To conduct back or again. ફરીથી લઇ જવું.

**Reconnaissance,***n.*(રીકૉ'નિસન્સ્) Preliminary examination of a country before the beginning of military operation. લડાઈ શરૂ કરતા પહેલાં કરેલી દેશની તપાસ-સરવે; ખબર કરનાર ટુકડી.

**Reconnoitre,** *vt.* (રીકૅનૉ'ઇટર્) To examine or survey as a tract of land for military purposes. લશ્કરી કામ સારૂ (કોઈપણ મુલકની) તપાસ કરવી. *vi.* To examine. તપાસ કરવી. [L. *re* & *con* & *nosco*, I know.]

**Reconquer**, *vt.* (રીકૉં'ન્કર્) To conquer again. ફરી જીતવું. 2. To regain. પાછું મેળવવું.

**Reconsider**, *vt.* (રીકન્સિ'ડર્) To think of again. ફરીથી વિચાર કo

**Reconvey**, *vt.* (રી-કન્વે,') To recarry. ફરીથી લઇ જવું; પ્હોંચાડવું.

**Record**, *v.* (રીકૉ'ર્ડ્) To note or write down in a record-book. દફતરમાં દાખલ કરવું-લખી રાખવું.*n.*(રે'કૉર્ડ્)An official register.દફતર;નોંધ; રજીષ્ટર. 2. A memorial. સ્મરણ; લખેલી વાત-હકીકત;નોંધ. 3. Anything noted down on a register. વૃત્તાન્ત; હકીકત. 4. Highest result attained. સૌથી ચઢીયાતું-અપૂર્વ પરિણામ. **To break the record**=અપૂર્વ પરાક્રમ કરીબતાવવું

**Recorder**, *n.* (રીકૉ'ર્ડર્) One who registers. દફતરી; નોંધ લેનાર.

**Recount**, *vt.* (રીકા'ઉન્ટ્) To relate in details. તપસીલવાર-સવિસ્તર કેહવું. *n.* A counting of votes. મતોની ગણત્રી. [L. *re*, again & *puto*, I reckon.]

**Recoup**, *vt.* (રીકૂ'પ્) To compensate or recompense. ની ખોટ વાળી આપવી-પૂરી પાડવી; સાટું વાળવું. To indemnify oneself for a loss by a corresponding advantage.ખોટ ભરી આપવી; સાટું વાળી લેવું. 2.To keep back as a set-offer discount વટાવ તરીકે કાપી લેવું. Recover. પાછી તંદુરસ્ત, બરાબર કo.

**Recourse**,*n* (રીકૉ'ર્સ) A resort in difficulty or perplexity. ઉપાય;માર્ગ; રસ્તો; ગતિ; આશ્રયકરણ; આધાર. **To have recourse to**=નો આધાર લેવો. [L. *re*, back & *curro*, I run.]

**Recover**, *vt.* (રીક'વર્) To restore to health. રોગ મટાડવો. 2. To get back. ફરીથી મેળવવું. 3. To improve. ઠેકાણે આવવું. 4. To obtain. મેળવવું. *vi.* To regain health. તબીયત સુધરવી. 2. To obtain by a judgment. કોરટના હુકમનામાથી મેળવવું.

**Recovery**, *n.* (રીક'વરી) Restoration to health. આરોગ્ય સાધન;રોગમુક્તિ;આરામ. 2. The obtaining of something by legal procedure. વસુલ-વસુલાત. 3. A getting back. ફરીથી, પાછું મળવું તે; પુનઃપ્રાપ્તિ.

**Recreant**,*a.* (રે'ક્રીઅન્ટ) Timid; cowardly. બાયલું;બ્હીકણ;નામર્દ. *n.* A cowardly wretch. બ્હીકણ-નામર્દ માણસ. [L. *re* back & *credo*, I believe.]

**Recreate**, *vi.* (રીક્રીએ,'ટ્) To create again. ફરીથી-નવેસરથી કo; સર્જન કરવું. *vt.* (રે'-) To enliven or amuse. આનંદ-ગમત આપવી; મનોરંજન કરવું.

**Recreation**,*n.*(રીક્રીએ,'શન્)પુનઃસર્જન.-(રે'-) Enlivenment; amusement. મનોરંજન; ગમત; વિનોદ; આનંદ.

**Recreative**,*a.* (રીક્રીએ,'ટિવ્) ફરીથી પેદા કરતું. (રે'-)Amusing. મનોરંજક; ગમતી. 1. Creating again. નવેસરથી નબાવતું.

**Recrement**,*n.*(રે'ક્રીમન્ટ) Refuse. મેલ; કચરો; કીટું. [L. *re* & *cretum*, I separate.]

**Recriminate**, *vt.* (રી-ક્રી'મિને,ટ્)To accuse in return. સામો આરોપ મુકવો. *vi.* To retort one charge with another.સામો દોષારોપ મુકવો; ટોણું મારવું [L.*re*,back & *criminor*,I accuse.]

**Recriminative**,*a.*(રીક્રિ'મિને,ટિવ્)Accusing in return. સામો આરોપ, દોષ મુકતું.

**Recruit**,*n.*(રીક્રૂ'ટ્)A newly enlisted soldier. નવો સિપાઇ.2. A supply of something new. જમાવ; ભરતી. [L. *re* & *cresco*, I grow.]

**Recruit**,*vi.* (રીક્રૂ'ટ) To repair or arrange. સમારવું; યથાસ્થિત કરવું. 2.Restore to health. તબિયત દુરસ્ત-સારી કરવી; સાજું કરવું. 3. To enlist new men.નવા માણસોની (લશ્કરમાં) ભરતી કરવી *vt.* To gain health. તંદુરસ્તી મેળવવી. [L. *re* & *cresco*, I grow.]

**Rectangle**, *n.* (રે'કટેન્ગલ્) A quadrilateral with all the angles as right angles.કાટખુણાવાળી, ચતુષ્કોણાકૃતિ. [L. *rectus*, right and *angulus*, an angle.]

**Rectangular**,*a.* (રેકટે'ન્ગ્યુલર્)Like a rectangle; of the shape of a rectangle. કાટખુણાવાળી, ચૌકોણાકૃતિ જેવું;કાટખુણાકૃતિ હોય તેવું.

**Rectifiable**, *a.* (રે'કિટફાયબલ્) That can be improved. સુધારવા જોગ.

**Rectification**,*n.* (રેકિટફિકે,'શન્) Improvement. સુધારો; શુદ્ધિકરણ.

**Rectify**,*vt.* (રે'કટીફાય્)To improve or correct. સુધારવું, શુદ્ધિકરણ કo. 2. To refine by repeated distillation.ગાળવું;શોધવું;શોધી કસ કાઢવો.

**Rectilinear, Rectilineal**,*a.*(રેકિટલિ'નિઅરઅલ્)Bounded by straight lines.સીધી લીટીથી મર્યાદિત થયેલું, બાંધેલું.

**Rectitude**, *n.*(રે'કિટટયુડ્) Uprightness. નેકી; પ્રમાણિકપણું;સાચવટ;સીધાપણું. [L.*rectus*,right.]

**Rector**, *n.* (રે'કટર્)A clergyman. પાદરી-ધર્મોપદેશક. 2. The headmaster of a school. નિશાળનો, વિદ્યાપીઠનો, મુખ્ય અધ્યાપક-આચાર્ય.

**Rectorship**,*n.*(રે'કટરશિપ્) The office;rank &c. of a rector. પાદરીની-હેડમાસ્તરની પદ્દી હોદ્દો.

**Rectory**,*n.*(રે'કટરી)A clergyman's residence or domain.ધર્માધિકારીનું મકાન-તાબાનો મુલક-સત્તા.

**Rectum,** *n.* (રે'ક્ટમ્) The terminal part of the large intestine. ગુદા; મલાશય.

**Recubation,** *n.* (રેક્યુબે',શન્) Rest. વિસામો; આરામ. [L. *re* & *cubo*, I lie down.]

**Recumbent,** *a.* (રીક'મ્બન્ટ્) Reclining; leaning; resting. અઢેલું; આરામ-વિસામો લેતું; આડું પડેલું; અવલંબિત.

**Recuperate,** *v.* (રિક્યૂ'પરે,ટ્) Recover; restore. પાછું મેળવવું, આપવું; તાજા માજા થવું કરવું.–*a.* °**tive**

**Recur,** *vt.* (રીક'ર્) To occur again. ફરીથી થવું-બનવું-યાદ આવવું. 2. Resort to. ની ઉપર આધાર રાખવો. [L. *re* & *curro*, I run.]

**Recurrence-ency,** *n.* (રીક'રન્સ-રીક'રન્સી) The act of occurring again. ફરીથી બનવું-યાદ આવવું તે; સ્ફુરણ.

**Recurrent, recurring,** *a.* (રીક'રન્ટ્, રીક'રિન્ગ્) Occurring at intervals. રહી રહીને-ફરી ફરીથી બનતું, આવતું.

**Recuse,** *vt.* (રિક્યૂ'ઝ્) To reject or refuse. નામંજુર કરવું; ના પાડવી.

**Red,** *a.* (રેડ્) Of bloody colour. લાલ-લોહીના, રાતા રંગનું. **Red lead** = સિંદુર. *n.* Red colour. લાલ, રાતો રંગ. *vt.* To arrange. ગોઠવવું.

**Red-book,** *n.* (રે'ડ-બુક્) Service list of England. નોકરોની નોંધની ચોપડી.

**Redden,** *vt.* (રે'ડન્) To make red. લાલ કરવું. *vi.* To become red. (ચ્હેરો) લાલ-રાતું પીળું, રક્ત થઇ જવું.

**Reddish,** *a.* (રે'ડિશ્) Somewhat red. રતાશ પડતું; થોડુંક લાલ

**Rede,** *n.* (રીડ્) Instruction. શિખામણ; શિક્ષા-બોધ; કાયદો; વાત. *vt.* To advise. શિખામણ-ઉપદેશ-બોધ આપવો.

**Redeem,** *vt.* (રીડી'મ્) To buy back. ફરીથી ખરીદ કરવું. 2. To retake possession of an estate. ઇસ્ટેટનો ફરી કબજો લેવો. 3. To ransom. પૈસા આપી પાછું લેવું; છોડાવવું. 4. To absolve from sin; fulfil. પાપ મુક્ત ક૦; ઉદ્ધારવું; તારવું; પાળવું. **To R. the time** = વખતનો સદુપયોગ કરવો. [L. *re*, back & *emo*, I buy.]

**Redeemer,** *n.* (રીડી'મર્) Rescuer. બચાવ કરનાર; તારનાર. **The Redeemer** = ઈસુ-ખ્રિસ્તનું એક નામ.

**Redemption,** *n.* (રીડે'મ્પશન્) Release, liberation or freeing of a person or estate &c. છુટકારો; છોડાવવું તે; છુટકો; ગીરો મુકેલી વસ્તુ છોડાવવી તે. 2. Absolution from sin. પાપ મુક્તિ; ઉદ્ધાર; તારણ. [L. *re*, back & *emo*, I buy.]

**Red-hot,** *a.* (રે'ડ-હૉટ) Heated to redness. તપીને લાલચોળ થયેલું.

**Red-letter-day,** *n.* (રેડ-લે'ટરડે) A day of good fortune. સપરમો દહાડો; નશિબનો દહાડો; તહેવાર; પુણ્ય, સ્મરણીય દિન.

**Redolence,** *n.* (રે'ડોલન્સ્) Perfume; fragrance. સુવાસ; ખુશબો; પરિમલ; સુગંધ; પીમળ.

**Redolent,** *a.* (રે'ડોલન્ટ્) Fragrant; perfumed. ખુશબોદાર; સુગંધીદાર. [L. *re* & *oleo*, I smell]

**Redouble,** *vt.* (રીડ'બલ) To double again; increase. ચોવડું, ચોગણું; કરવું; વધારવું. *vi.* To be doubled. બમણું થવું; વધવું.

**Redoubtable,** *a.* (રીડા'ઉટબલ્) Formidable. ભયાનક; ભયંકર. 2. Valiant. બહાદુર; પરાક્રમી.

**Redound,** *vt.* (રીડા'ઉન્ડ) To roll or flow back as a wave. પાછું લોટવું-ગબડવું. 2. To have effect; to contribute. પરિણામ રૂપ થવું; વધારવું. [L. *re*, back & *undo*, I surge or swell.]

**Redress,** *vt.* (રીડ્રે'સ્) To dress again. ફરીથી કપડાં પ્હેરવાં. 2. To set right or remedy; to relieve or ease. નો ઈલાજ-ઉપાય કરવો; ને સુધારવું-ની દાદ આપવી. [L. *redresser*, to straighten again.] *n.* Remedy; relief. દાદ; સુધારવું તે; ઇલાજ; ઉપાય; સુધારો.

**Reduce,** *vt.* (રીડ્યૂ'સ્) To lower. હલકી-નીચી સ્થિતિએ લાવવું. 2. To subdue. વશ કરવું-તાબે ક૦; જીતી લેવું. 3. To grind to powder. નો ભુકો-ચૂર્ણ કરવું. 4. Lessen. ઓછું કરવું-ઘટાડવું. [L. *re*, back & *duco*, I lead ]

**Reducible,** *a.* (રીડ્યૂ'સિબલ્) That may be reduced. રૂપાંતર ઓછું, થઇ શકે એવું.

**Reduction, reducement,** *n.* (રીડ'કશન્-રીડ્યૂ'સમન્ટ્) Lessening. ઓછું કરવું-ઘટાડવું તે. 2. Conquest. જીતવું-પરાભવ કરવો તે. 3. The correction of observations or errors. સુધારણી; છુટ. 4. Copying. નકલ કરવી તે.

**Redundance, redundancy.** *n.* (રીડ'ન્ડન્સ-ડન્સી) Excess; superfluity. વ્યર્થતા; નકામો વધારો-વધારવું તે; પુનરૂક્તિ.

**Redundant,** *a.* (રીડ'ન્ડન્ટ્) More than necessary; superfluous. વધારાનું; ફાજલપડતું; ફાલતુ

**Reduplicate,** *vt.* (રી-ડ્યુ'પ્લિકે'ટ્) To make double again. ફરીથી બમણું-બે નકલ કરવી. બે વાર લેવી. *a.* Repeated; double. ફરીથી બમણું કરેલું; પુનરૂક્ત.

**Ree,** *vt.* (રી) To sift. ચાળવું-ગાળવું.

**Re-echo,** *vt.* (રી-એ'કો) To echo back. પાછો પડઘો પાડવો. *vi.* To be echoed back. પાછો પડઘો પડવો. *n.* An echo back. પ્રતિધ્વનિ.

**Reed**,*n*.(રીડ્) A grasslike plant. નેતર-બરૂ-એક જાતનું ઘાસ; દર્ભ. 2. An arrow made of reed. બરૂનું તીર.

**Reef**, *n*.(રીફ્) A rocky chain.ખડકોની હાર-રાંગ.

**Reefy**,*a* (રી'ફી) Rocky. ખડકોવાળું.

**Reek**,*n*.(રીક્) Steam; smoke. ધુમાડો-બાફ.*vi*. To smoke. વરાળ-ધુમાડો નીકળવો.

**Reeky**, *a*. (રી'કી) Smoky. ધુમાડાવાળું.

**Reel**,*n*.(રીલ)A bobbin or machine for winding yarn upon. ફીરકી;રીલ;ચરખ; ચરખો; ગરેડી. *vt*.To wind. વીંટવું-લપેટવું.*vi*. To wind upon a reel.ફીરકી-રીલ ઉપર લપેટવું-વિંટવું.2.To stagger or have a giddy sensation. ફેર-ચક્કર આવવાં; લથડવું. *n*. A giddy sensation. ચક્કર; ફેર; તમર.

**Re-elect**, *vt*. (રી-ઈલે'ક્ટ) To elect again. બીજીવાર ચુંટવું-ચુંટી કહાડવું.

**Re-election**,*n*. (રી-ઇલે'કશન્) New or fresh election. ફરીવાર ચુંટણી.

**Re-embark**, *vt*. (રી-એમ્બા'ર્ક) To embark again. ફરીથી વહાણ ઉપર ચઢાવવું-વહાણપર લઇ જવું, ચઢવું, જવું. *vi*. To put on board again. ફરીથી વહાણ ઉપર મુકવું.

**Re-enact**, *vt*. (રી-ઇનૅ'ક્ટ) To enact again. ફરીથી કાયદો ઘડવો; નવેસરથી કાયદા બાંધવા.

**Re-enforce**,*vt*.(રી-એનફો'ર્સ)To reimburse or strengthen.નવા સીપાઈ મોકલવા;કુમક-મદદ મોકલવી

**Reenforcement**, *n*. (રીએનફો'ર્સમન્ટ) A strengthening (with new men &c.) પૂરવણી; ભરતી;પૂર્તિ.2. Additional help. મદદ;કુમક; પુષ્ટિ.

**Reengage**,*vt*.(રીઇન્ગે'જ)To employ again. ફરીથી કામે લગાડવું; ફરીથી સરત કરવી.

**Re-enter**,*vt*.(રી-એ'ન્ટર)To come in again. ફરીથી દાખલ કરવું. *vi*. To enter in again. ફરીથી દાખલ થવું.

**Reestablish**,*vt*.(રી-ઇસ્ટૅ'બ્લિશ) To restore or establish again. પુનઃસ્થાપના કરવી; પુનઃ સ્થાપન કરવું.

**Re-examine**,*vt*.(રી-ઇગ્ઝૅ'મિન્)To examine again. ફરીથી પરીક્ષા લેવી, તપાસવું.

**Re-export**, *vt*. (રી-ઇક્સપો'ર્ટ) To export imported goods. આવેલો માલ ફરીથી દેશાવર મોકલવો.*n*.Goods re-exported.ફરી મોકલેલો માલ.

**Refection**,*n*.(રી-ફે'કશન્) Lunch. નાસ્તો.

**Refectory**, *n*. (રી-ફે'ક્ટરી) A refreshment-hall. ઉપાહારશાળા; નાસ્તો કરવાનો ઓરડો.

**Refer**,*vt*. (રીફ'ર)To carry or trace back. ને હવાલે કરવું;પાછું લઈ જવું,મોકલવું. 2.To hand over for treatment.ને હવાલે કરવું,સોંપવું. 3.To appeal to. અપીલ કરવી.*vi*.To appeal to a superior officer &c. અપીલ ક૦. 2. To allude to. ને વિષે બોલવું;ઉલ્લેખ, નિર્દેશ ક૦. 3.To have recourse to.ની મદદ લેવી. 4. To direct the attention. ને પુછવું,પુછપરછ કરવી.[L.*re*,back&*fero*,I bear.]

**Referee**,*n*.(રેફરી')An umpire.મધ્યસ્થ; ત્રાહીત, ત્રીજો માણસ.

**Reference**, *n*.(રે'ફરન્સ) Relation; allusion. નીસબત;સંબંધ;સૂચના;ઇસારો;નિર્દેશ;ઉલ્લેખ. 2. A person to whom inquiries may be made as regards conduct &c. ઓળખાણ. 3.Submission for decision to a court &c.કોરટ-ત્રાહિત માણસો પાસે નીવેડો, નિકાલ કરાવવો તે.

**Refine**,*vt*.(રી-ફા'ઇન)To civilize.શિષ્ટ,સભ્ય ક૦. સુધારવું. 2. To purify. શુદ્ધ, ચોખ્ખું કરવું. *vi*. To become pure. શુદ્ધ, ચોખ્ખું થવું.

**Refined**,*a*.(રીફા'ઇન્ડ)Purified.ચોખ્ખું કરેલું;શુદ્ધ 2. Civilized. શિષ્ટ, સભ્ય, સુધરેલું; સંસ્કૃત, સુઘડ.

**Refiner**, *n*. (રીફા'ય્નર) One who refines metals &c.ધાતુઓ શોધનાર (સાફ ક૦) અને ગાળનાર.

**Refinement**,*n*.(રીફા'ઇનમન્ટ)Purity.સ્વચ્છતા; શોધવું-ગાળવું તે. 2. Cultivation or civilizing. સુધારણા-સભ્યતા-સંસ્કૃતિ કરવી તે. 3. Fineness of feeling,etc.મુલાયમતા;સૂક્ષ્મતા;તીવ્રતા;સૂક્ષ્મ ભેદ.

**Refit**, *vt*. (રીફિ'ટ) To make fit again.ફરીથી તૈયાર કરવું-સમારવું.

**Reflect**,*vt*. (રીફ્લે'ક્ટ) To throw back. પરાવર્તન કરવું; પ્રતિબિંબ પાડવું. *vi*. To be thrown back. પરાવર્તન થવું. 2. To meditate. ધ્યાન દઈને વિચાર, મનન કરવું. **To reflect no credit upon**=નામને લાંછન લગાડવું [L. *re* & *flecto*, I bend.]

**Reflection**, *n*.(રીફ્લે'કશન્)Thought; meditation. મનન; ધ્યાન; વિચાર. 2. The act of reflecting. પરાવર્તન. 3. An image. પ્રતિબિંબ; પડછાયો.4.Reproach;censure.આક્ષેપ;ઠપકો;લાંછન.

**Reflective**, *a*. ( રીફ્લે'ક્ટિવ્ ) Thoughful. વિચારશીલ-ધ્યાનશીલ. 2. Throwing back an image &c. પરાવર્તન કરતું; પડછાયો પાડતું.

**Reflector**, *n*. (રીફ્લે'ક્ટર) One who reflects. પ્રતિબિંબ પાડનાર. 2. A polished surface for reflecting light. પ્રકાશનું પરાવર્તન કરવા,વધારવા સારુ દીવા પાછળ મુકેલી તખ્તી.

**Reflex**, *a*. (રીફ્લે'ક્સ્) Directed back or reflected. પ્રતિક્રિયાત્મક; પરાવર્તી.*n*.Reflection. પ્રતિબિંબ. *vt*. To reflect. પરાવર્તન ક૦.

**Reflexibility**, *n*. (રીફ્લેક્સિબિ'લીટી)Reflex quality. પાછું વળે એવો ગુણ; પ્રતિક્રિયા; સ્વધર્મ; આત્મીયતા.

**Reflexive**, *a*. ( રીફ્લે'ક્સિવ્ ) Reflecting. પરાવર્તન, પડછાયો કરતું;સ્વકર્મીય;પોતાને લગતું. 2. Censorious. નિંદાયુક્ત;ખોડ કાઢે એવું;આળ લગાવતું.

**Reflux**, *n.* (રીફ્લ'ક્સ્)A flowing back, as of tide. પાણીનો ઉતાર-ઓટ;પાછું વ્હેન. *a.* Flowing back. પાછળ, પાછું ઉતરતું-ઓટવાળું.

**Reform**, *vt.* (રીફૉ'ર્મ્) To improve. સુધારવું; ઠેકાણે લાવવું;દુરસ્ત કરવું. *vi.* To become improved. સુધરવું. *n.* Improvement. સુધારો. [L. *re* & *forma*, form].

**Reformation**, *n.* (રેફૉર્મે,'શન્) Change for good. સુધારણા;સુધારો. 2. A religious movement started by Martin Luther. ધર્મસુધારક ચળવળ (માર્ટિન લ્યુથરની).

**Reformatory**, *n.* (રીફૉ'ર્મેટરી)A place for reforming juvenile criminals. બાળગુન્હેગારોને સુધારવાની જગ્યા–જેલ.

**Reformer**, *n.* (રીફૉ'ર્મર)One who reforms or favours social or political reform. સુધારો કરનાર;સુધારક. *a.* **Reforming**. સુધારક;વ્યવસ્થાપક.

**Refraction**, *n.* (રીફ્રૅ'ક્શન્)The change of direction impressed upon rays, passing from one medium into another, of different density. કિરણનું વક્રીભવન.

**Refractory**, *a.* (રીફ્રૅ'ક્ટરી) Stubborn. જીદ્દી; હઠીલું; તોફાની; વક્ર.

**Refractoriness**, *n.* ( રીફ્રૅ'ક્ટરીનિસ્ ) Obstinacy. હઠ; જીદ; તોફાન.

**Refrain**, *vt.* (રીફ્રે,'ન્)To check. રોકવું,અટકાવવું 2. To abstain from. ન કરવું. *vi.* To forbear. થી અળગા રહેવું. *n.* The burden of a song. ટુંક; ધ્રુવપદ. [L. *re*, back & *frænum*, a bridle.]

**Refrangible**, *a.* (રીફ્રૅ'ન્જીબલ્) Subject to or capable of refraction. વક્રીભવન થાય એવું; પરાવતનીય.

**Refresh**, *vt.* (રીફ્રે'શ) To revive or freshen. તાજું કરવું. **To R. oneself** = થાક ખાવો; વીસામો લેવો, આરામ લેવો.

**Refreshing**, *a.* (રીફ્રે'શિન્ગ્) Reviving. તાજું કરતું; વીસામો, આરામ આપતું; થાક ઉતારતું;મનોહર.

**Refreshment**, *n.* (રીફ્રે'શમેન્ટ્)Rest. વિસામો, આરામ. 2. *pl.* Food and drink (after fast &c.) નાસ્તો; ઉપાહાર.

**Refrigerant-ative**, *a.* (રીફ્રી'જરન્ટ્-જરેટિવ્) Allaying heat;cooling. શામક; ઠંડક આપનારું; શાંતિ વાળનારૂં. *n.* A cooling medicine. શામક, ઠંડક આપનાર દવા.

**Refuge**, *n.* (રે'ફ્યુજ્) Protection. આધાર; રક્ષણ; આશ્રય; શરણ; આસરો; ઓથ. *vt.* To give shelter to. ને આશ્રય આપવો [L. *re*, back & *fugio*, I fly.]

**Refugee**, *n.* (રેફ્યુજી') One who seeks shelter. શરણાગત માણસ; આશ્રય, આસરો માગનાર માણસ.

**Refulgence**, *n.* (રીફ'લ્જન્સ્) Brilliancy; splendour. તેજ; પ્રકાશ; ચળકાટ; ઓપ. [L. *re*, *fulgeo*, I shine.]

**Refulgent**, *a.* (રીફ'લ્જન્ટ્) Shining. ચળકતું, ચળકાટ મારતું હોય એવું; તેજોમય; દેદીપ્યમાન.

**Refund**, *vt.* (રીફ'ન્ડ્) To pay back. પાછું ફરી વાળી આપવું. 2. To pour back. પાછું રેડવું. [L. *re*, back & *fundo*, I pour.]

**Refusal**, *n.* (રીફ્યૂ'ઝલ્) Denial. ના પાડવી તે; નકાર; અસ્વીકાર. 2. Pre-emption. લેવા ન લેવાની ખુશી-મરજી, હક્ક; વિકલ્પ.

**Refuse**, *vt.* (રીફ્યૂ'ઝ્) To reject or decline acceptance of. ના પાડવી; અસ્વીકાર કરવો. 2. To disown. નાકબુલ કરવું-થવું. *vi.* To decline acceptance. ના પાડવી-ન ગણવું. *n.* ( રે'ફ્યુસ્ ) Dross;dirt. કચરો; પુંજો. [L. *recusare*, to refuse.]

**Refutable**, *a.* ( રીફ્યૂ'ટબલ્ ) Capable of being disproved or refuted. તોડી શકાય-જવાબ આપી શકાય એવું;ખંડનીય;રદીયો આપી શકાય એવું.

**Refutation**, *n.* (રેફ્યુટે,'શન્) Disproving. રદીયો; ખંડન; તોડવું તે.

**Refute**, *vt.* (રીફ્યૂ'ટ્) To disprove. રદીયો-જવાબ આપવો; ખંડન કરવું તોડી પાડવું. [L. *re*, back & *futo*, I pour.]

**Regain**, *vt.* ( રીગે,'ન્) To gain back. પાછું મેળવવું-સંપાદન કરવું.

**Regal**, *a.* (રી'ગલ્) Royal; kingly. બાદશાહી; રાજકીય; રાજાનું-વિષયી. [L. *regis*, a king.]

**Regalement**, *n.* (રીગે,'લમન્ટ્) The act of regaling. ઉજાણી; ખુશાલી.

**Regale**, *vt.* ( રીગે,'લ્ ) To gratify. સંતોષ આપવો. *vi.* To enter ain with a feast ઉજાણી-મીજબાની આપવી. *n.* A royal right. રાજાનો હક્ક. [Fr. *regaler*, to treat.]

**Regalia**, *n.* (રીગે,'લ્યે)Ensigns or appendages of royalty—like the crown, the sceptre &c. રાજચિહ્નો-રાજલક્ષણો [L. *regis*, a king.]

**Regality**, *n.* (રીગૅ'લીટી)Sovereignty; royalty. રાજસત્તા; બાદશાહી; રાજાનો અધિકાર; રાજપણું.

**Regard**, *vt.* (રીગા'ર્ડ્) To behold or look at. જોવું-સ્હામું જોવું; નિરખવું. 2. To feel for. લાગણી થવી. 3. To honour; respect or care for. ગણકારવું-માન આપવું; ગણવું-માનવું. 4. To reckon or consider. માનવું-ધારવું-ગણવું. 5. To lay to heart or mind. ધ્યાનમાં લેવું. 6. To have relation to or connection with. ની સાથે નીસબત-લેવાદેવા હોવી;ની સાથે સંબંધ હોવો. **As regards** = ની બાબતમાં;ને વિષે. *n.* Careful notice or look. ધ્યાન આપવું તે; તાકી તાકીને જોવું તે; નજર; લક્ષ. 2. Estimation or respect,

માન;આદર;સાવ;લાગણી;સન્માન.3.Consideration. વિચાર. 4. Connection. સંબંધ, નિસબત.[L. *re* & *garder*, to heed.]

**Regardful**,*a*.(રીગા'ર્ડ્ફુલ્)Careful;attentive. કાળજીવાળું; ચોક્કસ; ધ્યાન, માન આપતું.

**Regarding**, *prep*.(રીગા'ર્ડીંગ્) About વિષે; બાબતમાં; સંબંધી.

**Regency**, *n*.(રી'જન્સી) Government by a regent. રાજપ્રતિનિધિરાજ્ય; રાજ્યરક્ષકપણું, તેનો અમલ. 2. A body of persons deputed to conduct government on behalf of a king: રાજપ્રતિનિધિમંડળ; રાજ્યરક્ષકતા.

**Regenerate**, *vt*. (રીજે'નરેટ્) To reform thoroughly. સારો, સદંતર ફેરફાર કરવો. 2. To recreate.ફરીથી પેદા-ઉત્પન્ન કરવું. 3.To redeem the soul of.આત્મોદ્ધાર કરવો.*a*.Created or born anew or again. ફરીથી જન્મેલું-પેદા થયેલું. [L. *re*, back & *genero*, I create.]

**Regeneration**,*n*.(રીજેનરે'શન્)Re-creating પુનરુત્પત્તિ;ફરીથી પેદા.ઉત્પન્ન થવું તે. 2.Reformation. સુધારો. 3.Redemption of one's soul.આત્મોદ્ધાર.

**Regenerative**, *a*. (રીજે'નરેટિવ્) Creating again. ફરી પેદા કરતું; પુનર્વ્યવસ્થાપક.

**Regent**,*n*.(રી'જન્ટ્)A person who governs the kingdom during the incompetency of the king. રાજપ્રતિનિધિ,રાજ્યરક્ષક.*a*.Governing *vice* the king. રાજાને બદલે રાજ ચલાવતું [L.*rego* I rule.]

**Regicide**, *n*. (રે'જીસાઇડ્) The murder or murderer of a sovereign. રાજહત્યા; રાજહત્યા કરનાર. [L. *regis* the king & *coedo*, I kill.]

**Regime**,*n*.(રેઝ્ઝી'મ્) Reign (of a king &c.] રાજ્ય;કારકીર્દી; અમલ. [L. *rego*, I govern.]

**Regimen**,*n*. (રે'જીમન્) Regulation of diet, excercise, &c. પરહેજી;પથ્ય. [L.*rego*,I guide.]

**Regiment**,*n*.(રે'જીમન્ટ્) A body of troops under the command of a colonel. લશ્કરની ટુકડી-પલટણ.

**Regimental**, *a*. (રેજીમે'ન્ટલ્) Pertaining to a regiment. લશ્કરની ટુકડી-પલટણ વિષે-નું.

**Regina**, *n*. (રીજા'યના) Reigning queen. રાજકર્ત્રી; રાણી.

**Region**, *n*. (રી'જન્) Country. મુલક-દેશ-પ્રાંત-જગ્યા-સ્થાન.

**Register**, *vt*. (રે'જીસ્ટર્) To note down. નોંધવું-લખી લેવું.*n*.A record for noting down. નોંધવહી;દફતર;ચોપડો.[L.*re*,back &*gero*,I carry.]

**Registrar**, *n*. (રે'જીસ્ટ્રાર્) An officer who registers. દફતરી; બારનીસ.

**Registration**, *n*. (રેજીસ્ટ્રે'શન્) The act of registering. દફતરમાં નોંધી લેવું તે; નોંધણી; પોસ્ટમાં કાગળ "રજીસ્ટર" કરાવવો તે, કરામણ.

**Registry**,*n*.(રે'જીસ્ટ્રી) Place of registering બારનીસી ખાતું; દફતર રાખવાની જગ્યા.

**Regnal**, *a*. (રે'ગ્નલ્) Of the reign. રાજ્યનું.

**Regnant**, *a*. (રે'ગ્નન્ટ્) Reigning.રાજ્ય કરતું.

**Regress**, *n*. (રી'ગ્રેસ્) Passing back or return; power of returning. પાછું જવું તે; પાછા જવાની સત્તા. *vi*. (રીગ્રે'સ્) To go back. પાછું જવું. *vt*. To retrace. પાછળ પગલાં ભરવા. [L. *re*, back & *gradior*, I walk.]

**Regression**, *n*. (રીગ્રે'શન્) A going back. પાછા જવું તે.

**Regret**, *n*. (રીગ્રે'ટ્) Remorse or sorrow felt for something done or undone. ખેદ-પસ્તાવો દિલગીરી. *vt*. To repent of or be sorry for. ખેદ-પસ્તાવો-દીલગીરી-પશ્ચાત્તાપ થવો.*a*.-°ttabl દિલગીર થવા જોગું.-°tful દિલગીરી કરતું;પશ્ચાત્તાપી.

**Regular**,*a*. (રે'ગ્યુલર્)Conforming to a rule, law or principle. રીતસર; નિયમસર-પ્રમાણે. 2. According to an established usage, custom &c. ચાલુ રિવાજ પ્રમાણે.3.Methodical.નિયમિત. નિયમસર ચાલનાર. 4.Out and out; thorough. પૂરેપૂરો;બરાબર; સંપૂર્ણ રીતે.[L. *regula*,a rule.]

**Regularity**, *n*. (રેગ્યુલૅ'રીટી) Orderliness; method; quality or state of being regular વ્યવસ્થિત-નિયમિતપણું; નિયમિતતા; કાયદેસરપણું; યથાવિધતા; વ્યવસ્થા.

**Regulate**, *vt*. (રે'ગ્યુલેટ્) To conform to a rule; to control and cause to act properly to put or keep in good order. બરાબર-રીતસર-નિયમિત-નિયમસર ક૦;વ્યવસ્થિત-કાયદા-ધોરણ પ્રમાણે કરવું; કાયદો-નિયમ બાંધવો. [L *regula*, a rule.]

**Regulation**, *n*. (રેગ્યુલે'શન્) The act of conforming to a rule. વ્યવસ્થિત-નિયમિત-કાયદેસર કરવું-બનાવવું તે. 2. Law. ધારો-કાયદો-શાસન. [L. *regula*, rule.]

**Regulator**, *n*. (રે'ગ્યુલેટર્) One who or that which regulates.નિયમિત-વ્યવસ્થિતકરનાર 2. An accurate time-piece. બરાબર વખત આપતું ઘડીયાળ.

**Regulus**, *n*. (રે'ગ્યુલસ્) A petty monarch ઠાકોર; નાનો રાજા. *pl*. **Regulii or reguluses**. [L. *regis*, a king.]

**Rehabilitate**, *v*. (રીહૅબિ'લિટેટ્) Restore સુધારવું; સમારવું; પાછી વ્યવસ્થા કરી દેવી;સોંપવું

**Rehash**, *v*. (રીહૅ'શ્) સુધારી દેવું; ઠીકઠાક કરી દેવું.-*n*. નવી રીતે બનાવેલી જૂની વસ્તુ.

**Rehearsal,** *n.* (રીહ'સ઼ૅલ્) A recital; a trial performance as of a dramatic piece. પૂર્વ-પ્રયોગ; નાટકનું રીહર્સલ; મુખપાઠ.

**Rehearse,** *vt.* (રીહ'સ઼ૅ) To recite; કહી સંભળાવવું-બોલી જવું. *vt.* To hold a trial performance as of a dramatic piece. પૂર્વ પ્રયોગ કરી બતાવવો. [L. *re*, back & *hearse*, same as "hear"].

**Reichstrat,-stag,** *n.* (રિ'ક્સ્ટૅટ્-સ્ટૅગ્)German or Austrian Parliament. જર્મની કે ઑસ્ટ્રિઆની પ્રજા પ્રતિનિધિ સભા; રાજસભા.

**Reign,** *n.* (રે',ન્) Regime. કારકીર્દી; રાજ્ય; અમલ. *vi.* To govern or hold sovereignty રાજ્ય કરવું-અમલ ચલાવવો. 2. To be predominant. મુખ્ય હોવું. 3. To prevail (as a disease). પસરવું-પ્રવર્તવું-પર કાબુ મેળવવો. [L. *regis*, a king.]

**Reigning,** *a.* (રે,'નીન્ગ્) Governing. રાજકરતું-કરનારૂં.

**Re-imburse,** *vt.* (રી-ઇમ્બ'ર્સ્) To repay or replace in treasury. પાછું ભરી દેવું-ભરવું-ભરપાઈ કરવી.

**Rein,** *n.* (રે,ન્) The bridle-strap. લગામની દોરી; રેન. 2. Control; authority.અંકુશ;અધિકાર. **To take the reins**=અધિકાર હાથમાં લેવો. **To give reins to** = સ્વતંત્ર-નિરંકુશ કરવું; લગામ છોડવી. *vt.* To control with reins. હાથમાં રાખવું. **To rein up**= લગામ ખેંચી ઉભું રાખવું. [L.*re*,back & *teneo*, I hold.]

**Reindeer,** *n.* (રે,'નડી,ર્) A kind of polar deer. ઉત્તર ધ્રુવવાસી એક જાતનું હરણ.

**Reinforce,** *v.* (રીઇન્ફો'ર્સ) Strengthen. મદદ, વૃદ્ધિ કરવી.

**Reins,** *n.* (રે,ન્ઝ્) The kidneys. મૂત્રાશય. [L. *renes*.]

**Reinsert,** *vt.* (રી-ઈન્સ'ર્ટ)To insert again. ફરીથી અંદર દાખલ કરવું.

**Re-inspection,** *n.* (રી-ઇન્સ્પે'કશન્) Re-examination. બીજીવાર તપાસવું-પરીક્ષા લેવી તે.

**Re-install,** *vt.*(રી-ઇન્સ્ટૉ'લ્)To invest again with a rank or dignity. ફરીથી તેજ પદ્દવી-સ્થાન આપવું; ફરીથી સ્થાપવું.

**Re-instate,** *vt.* (રી-ઈન્સ્ટે,'ટ્) To restore to a former position. ફરીથી બહાલ કરવું-તેજ જગ્યા પર, હોદા પર મુકવું.

**Reinsurance,** *n.* (રી-ઇન્શ્યૂ'રન્સ્) Insuring again of goods &c. already insured. વીમો ઉતરાવેલા માલનો ફરી વીમો ઉતારવો તે.

**Re-invest,** *vt.* (રી-ઇન્વે'સ્ટ્)To invest again. નાણાં ફરીથી રોકવાં; ફરીથી શણગારવું-પદ્દવી વગેરે આપવી.

**Re-iterate,** *vt.* (રી-ઇ'ટરે,ટ્) To do or say something repeatedly. ફરીફરી વાર તેજ કહેવું-કરવું. [L. *re*, again & *itere*, I repeat.]

**Reject,** *vt.* (રીજે'કટ્) To give up. વર્જ્ય કo; તજવું; છોડી દેવું. 2. Not to comply with; to refuse. ના પાડવી; ના કબુલ-નામંજુર કરવું. 3. To refuse to accept. લેવાની-સ્વીકાર કરવાની ના પાડવી. [L. *re*, back & *facio*, I throw.]

**Rejection,** *n.* (રીજે'કશન્) A giving up; a refusal. તજવું-છોડી દેવું તે; ના પાડવી-ના મંજુર કરવું તે; અસ્વીકાર; ઈન્કાર.

**Rejoice,** *vt.*(રીજૉ'ઈસ્)To gladden.આનંદ-સુખ આપવું. *vi.* To become glad. સુખ-આનંદ અનુભવવો-ભોગવવો; આનંદ થવો. [L. *re*, and *gaude*, I feel joy.]

**Rejoicing,** *n.* (રીજૉ'ઇસીન્ગ્)Gladness; joy. હર્ષ;આનંદ.**Public r.**=જાહેર ઉત્સવ; મહોત્સવ.

**Rejoin,** *vt.* (રીજૉ'ઇન્) To unite after separation. ફરીથી જોડવું-સાંધવું-એકઠું કરવું. 2. To reply. નો જવાબ આપવો. *vi.* To give an answer. જવાબ વાળવો (સામાના જવાબનો).

**Rejoinder,** *n.* (રીજૉ'ઇન્ડર્) An answer to a reply. જવાબનો પ્રત્યુત્તર આપવો. 2.Plaintiffs answer to the defendant's replication. પ્રતિવાદીનો જવાબ-પ્રત્યુત્તર.

**Re-juvenate,** *vt.* (રી-જુ'વિને,ટ્) To revive or make young again. ફરીથી તાજું, જુવાન કરવું;પ્રાણ રેડવો.[L.*re*,again &*juvenis*,young.]

**Relapse,** *n.* (રીલૅ'પ્સ્) A falling back into a former bad state. રોગ, દરદ પાછું ઉભળવું તે; અસલની ખરાબ સ્થિતિ પર પાછું આવવું તે. *vi.* To return to a former bad state. અસલની ખરાબ સ્થિતિ પર પાછું આવવું; રોગ, દરદ ઉથળવો, ઉથલો ખાવો. [L. *re*, back & *labor*, I slide.]

**Relate,** *vt.* (રીલે'ટ્) To tell. કહેવું. 2. To connect. સંબંધ જોડાવવો, જોડવો. **To r. one-self**=બોલી પોતાના વિચાર જણાવવા. 3. To refer. લાગુ પાડવું. *vi.* To be connected with. ની સાથે સંબંધ, નીસબત હોવી. 2. To describe. વર્ણન, બ્યાન કરવું [L. *re*, & *latus*, carried.]

**Related,** *a.* (રીલે,'ટિડ્) Connected. સંબંધ ધરાવતું. 2. Kindred. સજાતીય, સગું. 3. Described વર્ણન, બ્યાન કરેલું.

**Relating,** *a.* (રીલે,'ટિન્ગ્) About. સંબંધીનું, નું; વિષે; બાબતમાં.

**Relation,** *n.* (રીલે,'શન્) Description or narration. બ્યાન; વર્ણન; કથન; નિરૂપણ; વાર્તા. 2. Connection. લેવાદેવા; સંબંધ; નીસબત. 3. Kindredship. સંબંધ, સગાઇ. 4. A relative. સંબંધી, સગો, બાંધવ; સગોત્ર.

**Relationship,** *n.* (રીલે,'શન્શિપ્) Kindredship; state of being related.સગપણ;સગાઇ;સંબંધ.

**Relative,** *n.* (રે'લટિવ્) A relation. સગું, સંબંધી. 2. A kind of pronoun. સંબંધી સર્વનામ *a.*Comparative.સંબંધી,સંબંધવાળું;સરખામણીમાંથી નીકળતું-ઉપજતું; સંબંધદર્શી; તુલનાત્મક **Relative importance**=તારતમ્ય. 2. About; respecting; referring. લગતું, સંબંધી, લાગુ.

**Relax,** *vt.* (રીલૅ'ક્સ્) To make loose or slacken. ઢીલું, શિથિલ કરવું. 2. To lessen the severity or rigour of. ઓછું સખત કરવું. *vi.* To become slackened. ઢીલું, શિથિલ થવું. 2. To lose severity. ઓછું સખત થવું. 3. To unbend. નમતું આપવું. 4. To remit attention. ઓછું ધ્યાન આપવું. [L. *re*, & *laxare*, to loosen.]

**Relaxation,** *n.* (રીલૅક્સે,'શન્) Recreation. આરામ, વીસામો; મનોરંજન. 2. The act of relaxing or the state of being relaxed. ઢીલું, શિથિલ થવું, પડવું તે.

**Relay,** *n.* (રીલે,') A supply of horses placed on the road to relieve others. ટપ્પે ટપ્પે બદલવા માટે રાખેલા ઘોડા. [Fr. *relais*.]

**Release,** *vt.* (રીલી'સ્) To set free. છોડવું, છોડી દેવું, બંધનમુક્ત કરવું. 2. To acquit or let go, as a legal claim. મુક્ત કરવું, છોડવું. *n.* Liberation. છુટકારો, મુક્તિ, છુટકો. 2. An acquitting from a legal claim. ફારગતીની દાવા ચિઠ્ઠી. [L. *re*, back & *laxare*. to loosen.]

**Relegation,** *n.* (રેલિગે,'શન્) Banishment; exile. દેશનિકાલ; દેશ ત્યાગ; કાઢી મુકવું તે.

**Relent,** *vi.* (રીલે'ન્ટ) To feel remorse for something. મન પીગળવું; દયા આવવી. *vt.* To regret. ને વિષે મનમાં ખરાબ લાગવું [L. *re*, back & *lentus*, pliant.]

**Relentless,** *a.* (રીલે'ન્ટલિસ્) Hard-hearted; pitiless. નિર્દય; કઠોર; વજ્ર હૃદયનું.

**Relevant,** *n.* (રે'લિવન્ટ્) To the purpose; pertinent; applicable to the matter in hand. પ્રસ્તુત; મુદ્દાને લાગુ પડે એવું.

**Reliable,** *a.* (રીલા'યબલ્)Trustworthy.વિશ્વાસપાત્ર; ભરોસો મુકવા લાયક; ભરોસેદાર; વિશ્વાસુ.

**Reliance,** *n.* (રીલા'યન્સ્) Confidence; trust. વિશ્વાસ; ભરોસો.

**Relic,** *n.* (રે'લિક્) That which is left. અવશેષ; શેષભાગ. 2. A keepsake, souvenir or memento. સ્મારક; સંભારણું. [L. *re*, back & *linquo*, I leave.]

**Relict,** *n.* (રે'લિક્ટ) A widow. વિધવા;રાંડીરાંડ.

**Relief,** *n.* (રિલી'ફ્) Ease; alleviation. શાંતિ; શમન; કળ; આરામ; દુઃખમાંથી છુટકારો. 2. Release from duty by a substitute. બદલી; રજા.3. Succour; remedy; redress. દાદ; ઇન્સાફ; વહાર; મદદ. 4. The prominence of figures above a plane surface in sculpture. સપાટ ભોંય પરથી ઉપસેલી આકૃતિ. Prominence or distinctness by contrast. ચોખ્ખી રીતે દેખાવું તે. [L. *relaver*, to lift up.]

**Relievable,** *a.* (રિલી'વબલ્) That may receive relief; capable of being relieved. મદદ કરી શકાય, દુઃખ ઓછું કરી શકાય, આરામ, શાંતિ, મુક્તિ આપી શકાય એવું.

**Relieve,** *vt.*(રિલી'વ્) To mitigate; alleviate or ease. આરામ-શાંતિ આપવી; દુઃખમુક્ત કરવું. 2. To succour. અડચણ મટાડવી-મદદ કરવી. 3. To release from duty by substitution.કામ પરથી બદલી કરવી-મુક્ત કરવું. 4. To remove the monotony of.ફેરબદલી કરવી;વિવિધતા આણવી. [L.*re*, back & *levo*, I lift.]

**Religion,** *n.* (રિલી'જન્) A system of faith and worship. ધર્મ.

**Religionist,** *n.* (રિલી'જનિસ્ટ્) A religious bigot. સ્વધર્મમતાભિમાની; ધર્મી; પંથી.

**Religious,** *a.* (રિલી'જસ્) About religion. ધર્મ સંબંધી-નું.2.Pious;scrupulously faithful. ધર્મિષ્ઠ; ધર્મચુસ્ત.

**Relinquish,** *vt.* (રિલી'ન્કવિશ્) To give up. તજવું; છોડવું; મુકવું; પરથી હાથ ઉઠાવવો.

**Relish,** *vt.* (રે'લિશ્) To like or enjoy the taste of નો સ્વાદ ગમવો-ભાવવો; ગમવું. *n.* An agreeable taste. મનગમતો સ્વાદ.

**Relishable,** *a.* (રે'લિશબલ્) Of good taste. સ્વાદિષ્ટ; રૂચિકર.

**Reluctance,** *n.* (રીલ'ક્ટન્સ્)Unwillingness. નામરજી; નાખુશી.

**Reluctant,** *a.* (રીલ'ક્ટન્ટ્) Unwilling.નાખુશ; નારાજ. [L. *re*. back and *luctor*, I strive.]

**Rely,** *vt.* (રીલા'ય્) To confide in; to trust. ભરોસો-વિશ્વાસ રાખવો-હોવો.

**Remain,** *vi.* (રીમે,'ન્) To stay, abide or continue. પાછળ રેહવું-મુકામ કરવો-રેહવું. *vt.* To be left. બાકી શિલક હોવું-રેહવું.*n.* *pl.*That which is left. શેષ-બાકી-ખંડીયર-શબ-મુડદું. [L. *re*, back & *maneo*, I stay.]

**Remainder,** *n.* (રીમે,'ન્ડર્) The residue; anything left after removal; the quantity left after subtraction. બાકી; શિલક; શેષ.

**Remaining**, *a.* (રીમે,'નિન્ગ્) That which remains. બાકીનું

**Remand**, *v.* (રીમૅ'ન્ડ્) To send back to gaol, as an accused party. ફરીથી તપાસ કરવા સારૂં કાચી કેદમાં પાછું મોકલવું. *n.* The act of remanding or the state of being so. પાછું કાચી કેદમાં જવું-મોકલવું તે. [L. *re*, back & *mando*, I commit.]

**Remark**, *vt.* (રીમા'ર્ક્) To observe or note in the mind. ધ્યાનમાં લેવું. 2. To utter by way of comment. બોલવું-કહેવું, ટીકા કરવી. *n.* Observation. ધ્યાન આપવું તે. 2. Comment. ટીકા-ચર્ચા. *vt.* To mark a new or a second time. બીજી વખત નિશાની કo. *n.* A mark made second time. ફરી કરેલી નિશાની.

**Remarkable,** *a.*(રીમા'ર્કબલ્) Conspicuous; wonderful; worthy of notice. અસાધારણ; પ્રખ્યાત;પ્રસિદ્ધ;નામાંકિત;ધ્યાનમાં લેવા લાયક.

**Remarriage,** *n.* (રીમૅ'રિજ્) A second marriage. નાતરૂં; બીજી વખતનું લગ્ન; પુનર્વિવાહ.

**Remarry,** *vt.* (રીમૅ'રી) To marry again. નાતરે જવું; પુનર્વિવાહ કરવો.

**Remediable,** *a.* (રિમિ'ડીઅબલ્) Curable or redressable. ઉપાય કરવા જોગ; દાદ-ઇન્સાફ આપી શકાય એવું; સાધ્ય.

**Remediless,** *a.* (રિ'મીડીલિસ્)Irreparable; incurable. બેઇલાજ; નિરૂપાય; ઉપાયરહિત; દાદ-ઈન્સાફ વગરનું.

**Remedy,** *n.* (રે'મીડી) A cure or curative medicine. ઓસડ; ઔષધ; ઈલાજ. 2. Redress; reparation; relief. કાયદાનો ઇલાજ. 3. Legal redress. કાયદાનો ઇલાજ. *vt.* To cure.ઇલાજ-ઓષધ કરવું; મટાડવું [L. *re*, back & *medeor*, I heal.]

**Remember,** *vt.* (રીમે'મ્બર્) To remind or recollect. સાંભરવું; યાદ-સ્મરણ કરવું; યાદ દેવડાવવું. *vi.* To recollect.યાદ આવવું-સાંભરવું [L.*re*,back & *memorare*,to bring to mind.]

**Remembrance,** *n.* (રીમે'મ્બ્રન્સ્) Faculty of remembering. સ્મરણશક્તિ; યાદદાસ્તી. 2. Recollection. સ્મૃતિ; યાદ; સ્મરણ; ફોમ. 3. A memento. સંભારણું; યાદગીરી.

**Remembrancer,** *n.* (રીમે'મ્બ્રન્સર્) One who reminds. યાદ દેવડાવનાર; સ્મરણ કરાવનાર. 2. A legal officer of the court. કોરટનો એક અમલદાર.

**Remind,** *vt.* (રીમા'ઇન્ડ્) To cause to recollect. યાદ દેવડાવવું; સંભારવું; ને સ્મરણ કરાવવું-દેવું.

**Reminder,** *n.* (રીમા'ઈન્ડર્) One who reminds. સૂચવનાર; સ્મરણ કરાવનાર; અરજી પછી યાદ દેવડાવવા સારૂ લખેલો કાગળ.

**Reminiscence,-scency,***n.*(રેમિનિ'સન્સ-સન્સી) Recollection. સ્મૃતિ; સ્મરણ; યાદદાસ્ત. [L. *reminisco*, I call to mind.]

**Remiss,** *a.* (રિમિ'સ્) Heedless; negligent. ગાફેલ;બેપરવા. 2. Slack. શિથિલ;મંદ. [L. *re*, & *mitto*, I send.]

**Remission,***n.*(રિમિ'શન્) A giving up or abatement.પાછું આપવું,ઓછું કરવું તે. 2. Pardon. ક્ષમા;માફી; સજા ઓછી કરવી તે.

**Remissness,***n.* (રિમિ'સનિસ્) Negligence. ગાફેલી; બેપરવાઈ; બેદરકારી.

**Remit,***vt* (રિમિ'ટ્)To transmit or send back. પાછું મોકલવું;પૈસા મોકલવા, મોકલી આપવા. 2. To diminish a sentence;to pardon. માફ કરવું;સજા ઘટાડવી, ઓછી કરવી. *vi.*To slacken. નરમ, હલકું કરવું. 2. To send money. પૈસા મોકલવા. [L. *re*, back & *mitto*, I send.]

**Remittance,***n.*(રિમિ'ટન્સ્)The sending of money to a distance. પૈસા દૂર મોકલવા તે; મોકલેલા પૈસા.

**Remittent,***a.*(રિમિ'ટન્ટ્) Temporarily ceasing. આવતું જતું; ચઢતું ઉતરતું; રોજ આવીને ઉતરી જતું. **R. fever**=વિષમજ્વર.

**Remnant,***n.*(રે'મ્નન્ટ્) That which remains. બાકી; અવશેષ;બાકી રહેલી વસ્તુ. 2. Piece-goods. કડકાનો માલ, ખંડ. *a.* Remaining. બાકી રહેલું, શેષ. [L. *re*, back & *maneo*, I remain.]

**Remodel,***vt* (રી-મૉ'ડલ્)To shape or fashion again.ફરીથી નમુનો બનાવવો.પાડવું;પુનર્વ્યવસ્થા કo.

**Remonstrance,***n.*(રીમૉ'ન્સ્ટ્રન્સ્) Expostulatory counsel or advice;strong representation of reasons against. પ્રબોધવચન;ઉપદેશ; બે શબ્દ કહેવા તે; દલીલ; કાન ઉઘાડણી; સાબીતી; દાખલો. [L. *re*, back & *monstro*, I show.]

**Remonstrate,***vt.*(રીમૉ'ન્સ્ટ્રેટ્) To expostulate against.ની વિરૂદ્ધ શિખામણ દેવી; સમજાવવું. *vi.* To expostulate. બોધ-ઉપદેશ આપવો. [L. *re* & *monstro*, I show.]

**Remordency,Remorse,** *n.* (રીમૉ'ર્ડન્સી-રીમૉ'ર્સ્) Stings or reproach of conscience. ખેદ; પસ્તાવો; પશ્ચાત્તાપ; દયા; કરૂણા. [L. *re*, & *mordeo*, I bite.]

**Remorseful,** *a.* (રીમૉ'ર્સફુલ્) Regretful. પસ્તાવો-પશ્ચાત્તાપ કરતું.

**Remorseless,** *a.* (રીમૉ'ર્સલિસ્) Hard-hearted. નિર્દય; ક્રૂર.

**Remote,** *a.* (રીમો,'ટ્) Distant; far off. દૂરનું; આઘેનું; છેટેનું; વેગળું. 2. Not nearly related. દૂરનું; વેગળેનું.

**Remoteness,***n.* (રીમો,'ટનિસ્)Distantness; distance. દૂર હોવું તે; દૂરનું હોવું તે; અંતર.

**Remount,** *vt.* (રીમા'ઉન્ટ્) To ascend on horseback again. ફરીથી ઘોડાપર સવાર થવું.

**Removable,** *a.* (રીમૂ'વબલ્) That can be removed. ખસેડી શકાય એવું.

**Removal,** *n* (રીમૂ'વલ્) Act of removing. ખસેડવું તે; સ્થાનાંતર; બરતરફી.

**Remove,** *vt.* (રીમૂ'વ્) To move from one place to another. ખસેડવું-જગ્યા બદલવી. 2. To banish. મટાડવું-જગ્યા ઉપરથી બરતરફ કરવું. *vi.* To change position. ખસવું.*n.*A change of place. ફેરફાર.

**Remunerate,** *vt.* (રેમ્યુ'નરેટ્) To give in return.નો બદલો આપવો-ના બદલામાં આપવું. [L. *re,* & *numus,* a gift.]

**Remuneration,***n.*(રેમ્યુનરે,'શન્) Reward; return. ફળ; અવેજ; બદલો; પગાર.

**Remunerative,** *a.*(રેમ્યુ'નરેટિવ્)Lucrative. મેહનત-બદલો મળે-આપે એવું; સારી પ્રાપ્તિવાળું.

**Renal,** *a.* (રી'નલ્) About kidneys. મૂત્રપિંડ સંબંધી. [L. *renes.*]

**Renard,** *n.* (રી'નાર્ડ) Same as "Reynard". કોલ્હુ: શિયાળ.

**Recounter,***vt.*(રીકા'ઉન્ટર)To meet suddenly. ઓચિંતા-એકદમ-ઓચિંતાપણે મળવું. 2. To fight hand to hand. સામાસામા લડવું.*n.*A meeting. મળવું તે, ભેટ. 2. Fight. લડાલડી.

**Rend,***vt.*(રેન્ડ)To tear asunder. તોડવું; ફાડવું; ચીરવું. *vi.* To be torn. ચીરાએલું હોવું, ફાટેલું હોવું.

**Render,** *vt.* (રે'ન્ડર) To give, furnish or afford. આપવું;કરવું; બજાવવું. 2. To translate. ભાષાંતર, તરજુમો કરવો. **To R. account**= હિસાબ કરવો, આપવો. [L. *re,* back & *do,* I give.] *n.* One who tears. ચીરનાર; ફાડનાર.

**Rendering,** *n.* (રે'ન્ડરિન્ગ્) Act of giving. આપવું તે; બજાવવું તે. 2. A version or translation. ભાષાંતર; તરજુમો.

**Rendezvous,** *n.* (રે'ન્ડેવૂ) A place of meeting.એકઠા થવાની જગ્યા;સંકેતસ્થાન.*vt.* To cause to meet in a certain place. અમુક એક જગ્યાએ એકઠા કરવું, કરવા.

**Renegade,***n.*(રે'નીગે,ડ)An apostate. સ્વધર્મ, સ્વપક્ષત્યાગી. [L. *re,* & *nego,* I deny.]

**Renew,** *vt.* (રીન્યૂ') To make new. તાજું, નવું કરવું. 2. To continue. ચાલુ રાખવું. 3. To begin again. ફરીથી પ્રારંભ કરવો.

**Renewal,** *n.* (રીન્યૂ'અલ્)
**Renovation***n.*(રીનોવે,'શન્) } The act of renewing or making new. તાજું, નવું કરવું તે;ચાલુ રાખવું તે; જારી રાખવું તે;ફરીથી પ્રારંભ કરવો તે.

**Renewed,** *a.* (રીન્યૂ'ડ્) Made new again. ફરીથી નવું,તાજું કરેલું,બનાવેલું. [દબાણ કરવું.

**Renitent,** *a.* (રે'નિટન્ટ) Exerting pressure.

**Rennet,** *n.* (રે'નિટ્) A kind of apple. એક જાતનું સફરજન.

**Renounce,** *vt.* (રીના'ઉન્સ્) To disown; to forsake. ત્યજવું;વર્જ્ય કરવું. 2. To reject.ના કબુલ કરવું;તજવું; ન માનવું. [L. *re,* back & *nuncio,* I tell.]

**Renouncement,** *n.* (રીના'ઉન્સમન્ટ) Rejection;renunciation; disowing. ના પાડવી તે, ના કબુલ કરવું તે.

**Renovate,***vt* (રી'નોવે,ટ)To renew or revive; to restore.ફરીથી નવું,તાજું કરવું; નવો પ્રાણ રેડવો. [L. *re,* back & *novo,* I make new.]

**Renown,** *n.* (રીના'ઉન્) Celebrity; reputation; fame. પ્રસિદ્ધિ; પ્રખ્યાતિ; નામ; કીર્તિ; યશ;તારીફ;ખ્યાતિ. [L. *re* & *nomen,* a name]

**Renowned,** *a* (રીના'ઉન્ડ)Eminent;famous. remarkable. પ્રખ્યાત; પ્રસિદ્ધ; જગજાહેર; નામાંકિત; નામીચું.

**Rent,** *n.* (રેન્ટ્) A hole torn; a breach or rupture. ફાટ; ચીરો; તુટ; ફૂટ; બે બનાવ. 2. A valuable compensation made to the owner of a tenement by the occupier for the right of occupancy. ભાડું-કીરાયું.**Nominal R.**=સલામી;નામનું ભાડું. *vt.*To take on hire. ભાડે-ગણોતે-પટે લેવું-રાખવું-આપવું.

**Rental,** *a.* (રે'ન્ટલ) A rent roll. વસુલ બાકીની યાદી-આમદાનીની યાદી. 2. Total rent. કુલ ભાડાની ઉપજ.

**Renumerate,** *vt.* (રીન્યુ'મરેટ) To count again. ફરીથી ગણવું.

**Renunciation,** *n.* (રીનન્સિએ,'શન્) Renouncement, rejection or disownment. પરિત્યાગ; ત્યાગ; ત્યજવું-વર્જ્ય કરવું તે.

**Reoccupy,** *vt.* (રીઑ'કયુપાય) To occupy anew. ફરી લેવું, દબાવવું.

**Reopen,** *vt.* (રીઓ,'પન્) To open again. ફરી ખુલ્લું, ઉઘાડું મુકવું; પ્રદર્શિત કરવું

**Reorganisation,** *n.*(રીઑર્ગનિઝે,'શન્)The act of re-organising. ફરીથી યોજના ઘડવી-વ્યવસ્થા કરવી તે, કરેલી યોજના.

**Reorganize-se**, *vt.* (રી-ઑ'ર્ગૅનાઇઝ્) To organize again; to reduce again to an organised condition. ફરીથી યોજના ઘડવી-વ્યવસ્થા કરવી-રચવું; નવેસરથી ગોઠવવું.

**Repack**, *vt.* (રીપૅ'ક્) To pack again. ફરીથી પોટલું બાંધવું-બાંધવું.

**Repair**, *vt.* (રીપે,'ર્) To go back; to restore. પાછા જવું, સ્થાપવું. *n.* Returning. પાછા જવું તે. *vt.* To refit or restore to good condition. સમારવું-સારું કરવું; દુરસ્ત કરવું. 2. To redress; to make amends for. ભરી આપવું. *n. pl.* The refitting of a house. મરામત-સમરામણી; રીપેર કરવું તે. [L. *re*, back & *pars*, I get, make ready.]

**Repairable**, *a.* (રાપે,'રબલ્) Capable of being repaired. દુરસ્ત થઇ શકે એવું. [L. *reparabilis*.]-**Reparable**, (રે'પરબલ્) ભરપાઇ થાય એવું.

**Reparation**, *n.* (રેપરે,'શન્) A making amends of. ભરી આપવું-નુકસાન ભરપાઇ કરવી તે; બદલો; સાટું; અવેજ. 2. Repairing. સુધારો-મરામત.

**Repartee**, *n.* (રીપાર્ટી') A smart, witty and ready reply. સમયોચિત ઉત્તર; હાજરજવાબી. *vi.* To answer wittily. હાજરજવાબ આપવો. [L. *re*, back & *partis*, a part.]

**Repass**, *vi.* (રીપા'સ્) To pass again. પાછું જવું. *vt.* To go back again from. પાસેથી પાછું જવું.

**Repast**, *n.* (રીપા'સ્ટ્) Victuals; meals; food. ભોજન; જમણ; ખાણું; ખોરાક. *vt.* To supply with food. ખોરાક-ભોજન-જમણ આપવું-પૂરૂં પાડવું. [L. *re*, again & *pastum*, I feed.]

**Repay**, *vt.* (રીપે,') To pay back; recompense; requite. પૈસા પાછા આપવા. 2. To remunerate. બદલો વાળવો, ની બદલામાં આપવું.

**Repayment**, *n.* (રીપે,'મન્ટ્) The act of repaying-money &c.; the money so repaid. પૈસા પાછા આપવા, ભરી આપવા તે, પાછા આપેલા પૈસા; મજરે આપેલું નાણું.

**Repeal**, *vt.* (રીપી'લ્) To revoke; to abolish; to annul. રદ, બાતલ કરવું; પાછું લઈ લેવું. [L. *re*, & *appelo*, I call upon.]

**Repeat**, *vt.* (રીપી'ટ્) To recite; to rehearse; to do; make or utter again. ફરીથી બોલવું, ફરીથી બોલવું, કરવું; ગ્હેરે બોલી જવું; ફરી ફરીથી કેહવું, બોલવું. [L. *re*, back & *peto*, I seek.]

**Repeater**, *n.* (રીપી'ટર્) A striking (hours &c.) watch. કલાકના ટકોરા પાડતું હોય એવું ઘડીયાળ. 2. One who repeats. ફરી બોલનાર.

**Repel**, *vt.* (રીપે'લ્) To repulse or check the advance of. પાછું હઠાવવું, અટકાવવું. [L. *re*, back & *pello*, I drive.]

**Repellence, Repellency**, *n.* (રીપે'લન્સ્-રીપે'લન્સી) Repulsion; the quality of being repellent. અટકાવવું તે; નિષેધ; કદ્રૂપ; દુઃછાટતા.

**Repellent**, *a.* (રીપે'લન્ટ્) Repulsing. પાછું હઠાવનાર *n.* Repulsive thing. દુઃછાટ, ઉચાટ કરનાર વસ્તુ *a.* Ugly; repulsive. બેડોળ; કદરૂપું; ન ગમે એવું.

**Replant**, *vt.* (રી'પ્લૅન્ટ્) To plant again; to reinstate. નવેસરથી રોપવું-વાવવું.

**Replete**, *a.* (રીપ્લી'ટ્) Full of; abounding in. પરિપૂર્ણ; ભરેલું; પૂર્ણ. *vt.* To fill to the brim. પૂરેપૂરૂં ભરવું-પૂર્ણ ભરવું. [L. *re*, back & *pleo*, I fill.]

**Repletion**, *n.* (રીપ્લી'શન્) Abundance: surfiet; fullness. પરિપૂર્ણતા; ભરેલું હોવું તે. 2. Satiation. સંતોષ; અતિરેક; અભેખ.

**Repletive**, *a.* (રીપ્લી'ટિવ્) Filling. ભરપૂર થતું-પૂર્ણ થતું; ભરેલું.

**Replication**, *n.* (રીપ્લિકે'શન્) An answer. પ્રત્યુત્તર. 2. The answer of the plaintiff to the defendant. વાદીનો જવાબ. [L. *re*, back & *pleco*, I fold.]

**Reply**, *n.* (રીપ્લા'ય્) An answer. જવાબ. *vt.* To answer; to respond. જવાબ આપવો. [Fr. *replier*, to answer.]

**Report**, *vt.* (રીપો'ર્ટ્) To give an account of. ની હકીકત કેહવી-લખવી. 2. To narrate. ખબર કેહવી-નું બ્યાન કરવું-હેવાલ જાહેર કરવો. 3. To take down a speech of. નું ભાષણ લખી લેવું *vi.* To make a report. હેવાલ-હકીકત આપવી; છાપાંઓ માટે ભાષણ લખી આપવું. *n.* Statement or account of facts ascertained. હકીકત; હેવાલ; કરેલી તપાસનો રીપોર્ટ. 2. Rumour. ઉડતી ખબર-અફવા. 3. Loud sound. ધડાકો-અવાજ. 4. Reputation. કીર્તિ; નામ. 5. Sketch of a speech. ભાષણની ટૂંક નોંધ. [L. *re*, & *porto*, I carry.]

**Reporter**, *n.* (રીપો'ર્ટર્) A member on the staff of a newspaper whose duty it is to make reports of interesting public event &c. ખબરપત્રી; બાતમીદાર; બાતમી આપનાર અમલદાર.

**Reposal**, *n.* (રીપો,'ઝલ્) Rest. વિશ્રાંતિ; વિસામો; આરામ.

**Repose**, *n.* (રીપો,'ઝ્) Rest; sleep; tranquillity. આરામ-વિસામો; વિશ્રાંતિ; આડા થવું તે; સમાધાન; ચેન. *vt.* To take rest. આરામ લેવો-સુવું; આડા થવું. [Fr. *reposere*, to rest.]

**Repository**, *n.* (રીપૉ'ઝિટરી) A place of deposit; a store-house; a ware-house. કોઠાર ભંડાર-વખાર.-°**ary**. પાત્રવ્યક્તિ.

**Repossess**, *vt* (રીપઝે'સ્) To possess again. ફરીથી કબજો લેવો. [L. *re*, & *possess*.]

**Repent**, *vi.* (રીપે'ન્ટ્) To feel remorse for. પસ્તાવો, ખેદ, પશ્ચાત્તાપ થવો. *vt.* To regret. ને માટે ખેદ, પસ્તાવો, પશ્ચાત્તાપ કરવો. [L. *re*, back & *pœna*, pain.]

**Repentance**, *n* (રીપે'ન્ટન્સ્) Remorse; the act of repenting. ખેદ, પશ્ચાત્તાપ, પસ્તાવો; અનુતાપ; શોક; જીવનો બળાપો.

**Repentant**, *a.* (રીપે'ન્ટન્ટ) Remorseful; sorrowful; repenting. ખેદ, પશ્ચાત્તાપ, પસ્તાવો કરતું; પશ્ચાત્તાપી. *n.* Penitent. પશ્ચાત્તાપ કરતો માણસ.

**Repercussive**, *a.* (રીપરક્યૂ'સિવ્) Reverberatory; reacting. પ્રત્યાઘાતી; પાછું મારતું, આવતું; પ્રતિઘાતી.–**ion.** (ક'શન્) ઉછાળો; પ્રત્યાઘાત.

**Repetition**, *n* (રીપીટિ'શન્) Reiteration; the act of repeating. પુનરાવર્તન; પુનરૂક્તિ; ફરી ફરી વાર બોલવું, કરવું તે; પુનર્વચન. [L. *re*, back & *peto*, I seek.]

**Repine**, *vt.* (રીપા'ઈન્) To feel continued inward discontent. ઝુરવું; મનમાં બળ્યા કરવું; બળાપો કરવો; ચણચણવું; તલપાપડ થવું.

**Replace**, *vt.* (રીપ્લે'સ્) To put again in the former place. અસલની જગ્યા પર મુકી દેવું. 2. To take the place of. ની જગ્યા લેવી, ખોટ પૂરવી. 3. To substitute or be a substitute. ની જગામાં બીજું નવું મુકવું, હોવું.

**Reprehend**, *vt.* (રેપ્રીહે'ન્ડ્) To censure or reprove. ધમકાવવું-ધમકી આપવી; ઠપકો દેવો; ને માથે દોષ દેવો; ખીજવવું. [L. *re* & *prehendo*, I lay hold of.]

**Reprehensible**, *a.* (રેપ્રીહે'ન્સિબલ્) Blamable. નિંદ્ય; પાત્ર; દૂષણીય; ઠપકો આપવા લાયક.

**Reprehension**, *n.* (રેપ્રીહે'ન્શન્)Censure; blame. દૂષણ; ઠપકો; નિંદા.

**Represent**, *vt.* (રેપ્રિઝે'ન્ટ્)To show.બતાવવું. 2. To sketch. ચિતરવું; ઓળખાવવું. 3. To act the part of.નો ભાગ-સોંગ, વેષ લેવો-ભજવવો. 4. To speak or act on behalf of. ના પ્રતિનિધિ થવું. 5. To describe. વર્ણન-નિરૂપણ-બ્યાન ક૦. 6. To exhibit to the mind. મનને દેખાડવું. 7. To serve as a sign or symbol.નિશાની રૂપ હોવું.[L.*re*,again & *presentare*,to present.]

**Representation**, *n.* (રેપ્રીઝેન્ટે'શન્) The act of representing. વર્ણન-દર્શન; નિરૂપણ. 2. Resemblance. પ્રતિમા; મૂર્તિ; પુતળું; છબી. 3. Delegation.પ્રતિનિધિમંડળ.4.A memorandum. વિજ્ઞાપના; અરજ; યાદી; વિનંતિ.5.Symbolizing. સૂચન; પુનર્દર્શન; ચિહ્ન.

**Representative**, *n.* (રેપ્રીઝે'ન્ટેટિવ્) A delegate. પ્રતિનિધિ; મુખત્યાર. *a.* Acting on behalf of.પ્રતિનિધિરૂપ;ની વતી કામ કરતું-બોલતું.

**Repress**, *vt.* (રીપ્રે'સ્) To press again. ફરીથી દબાવવું. 2. To put down or suppress or quell. સમાવવું-બેસાડી દેવું. *vi.*To suppress, દાબમાં રાખવું-દાબી દેવું.

**Repressive**, *a.* (રીપ્રે'સિવ્) Having the power to repress. બેસાડી દે-દાબમાં રાખે એવું. નિગ્રહી; જુલમી.

**Reprieve**, *n.* (રીપ્રી'વ્) The temporary suspension of the execution of a criminal's sentence. દેહાંતશિક્ષા મુલતવી-તહકુબ રાખવી તે. 2. Respite. થોડી વારનો છુટકો-છુટકારો. *vt.* To suspend the punishment of. ની શિક્ષામાં વિલંબ કરવો-મુલતવી રાખવી. *vi.* To suspend temporarily the sentence of a criminal અપરાધીની દેહાંતશિક્ષા મુલતવી રાખવી. [L. *re probo*. I reject.]

**Reprimand**,*n.* (રે'પ્રીમૅન્ડ્)Severe censure; a sharp rebuke. દોષ; ઠપકો. *vi.* To reprove. ઠપકો-દોષ આપવો; ધમકાવવું; દોષ દેવો. [L. *re*, back & *primo* I press.]

**Reprint**, *vt.* (રીપ્રિ'ન્ટ) To print again. ફરીથી છાપવું-બીજી આવૃત્તિ કાઢવી. *n.* Matter printed second time. બીજી આવૃત્તિ; ફરીથી છાપેલું લખાણ.

**Reprisal**,*n.*(રીપ્રાય઼'ઝલ્) Retaliation. વેર લેવું-સાટું વાળવું તે; પ્રત્યપહરણ. [L. *re*, again & *prehendo*, I seize.]

**Reproach**, *n.* (રીપ્રો'ચ્)Blame or censure. ઠપકો; દોષારોપ; નિંદા. 2. Infamy; disgrace. બદનામી; ધિક્કાર. *vt.* To reprove. ઠપકો દેવો. [L. *re*, back & *prope*, nearer.]

**Reproachful**, *a.* (રીપ્રો'ચફુલ્) Reproving. તિરસ્કાર-ધિક્કાર ભરેલું; ઠપકા ભરેલું; નિંદક.

**Reprobate**, *a.* (રે'પ્રોબેટ્) Depraved. પાપી; દુષ્ટ; પાપમાં ગરક થઇ ગયેલું. *n.* A profligate. દુષ્ટ-દુરાચારી-પાપી માણસ.*vt.*To condemn strongly. અતિ તિરસ્કાર કરવો; ધિક્કારવું.

**Reproduce**,*vt.*(રીપ્રોડ્યૂ'સ્)To create again. ફરીથી પેદા-ઉત્પન્ન ક૦.2.To bring forward again. ફરીથી આગળ આણવું-યાદ કરવું; ઉપજાવી કાઢવું; લખવું; બોલવું.

**Reproof**, *n.* (રીપ્રૂ'ફ) Blame; censure. મેણું; ઠપકો; નિંદા; દોષ.

**Reprovable**, *a.* (રીપ્રૂ'વબલ્) Condemnable; censurable; blamable. દોષપાત્ર; ઠપકા લાયક.

**Reproval**,*n.*(રીપ્રૂ'વલ્) Reproof;admonition. ઠપકો; દોષ; મેણું; નિંદા.

**Reprove**,*vt.*(રીપ્રૂ'વ્)To reproach;to censure. ઠપકો આપવો; દોષ દેવો-મુકવો. 2. To disprove. ખંડન કરવું-તોડી પાડવું.

**Reptile,** *n.* (રે'પ્ટાઈલ્) A crawling animal. પેટે ચાલનારું પ્રાણી;સાપ વગેરે પ્રાણી. *a.* Crawling on the belly. પેટે ચાલનારું.

**Republic,** *n.* (રીપ'બ્લિક) A government of the people, by the people for the people. પ્રજાસત્તાક રાજ્ય.2.Public weal.સાર્વજનિક,જાહેર હિત. [L. *res*, a thing & *publicus*,belonging to the people.]

**Republican,** *a.* (રીપ'બ્લિકન્) About a republic.પ્રજાસત્તાક રાજ્ય,સાર્વજનિક હિતનું-સંબંધી. *n.* One favouring a republic. પ્રજાસત્તાક રાજ્ય હોવું જોઇએ એમ મત ધરાવનાર માણસ; પ્રજાસત્તાક, સ્વરાજવાદી.

**Republish,***vt.*(રીપ'બ્લિશ્)To publish again. ફરીથી છપાવી પ્રસિદ્ધ કરવું.

**Repudiate.** *vt.* (રીપ્યૂ'ડિએ,ટ્)To disown or deny. નાકબુલ કરવું; ખોટું છે એમ કેહવું. 2. To divorce. ફારગતી આપવી. [ L. *re*, back & *pudor*, shame.]

**Repudiation,** *n.* (રીપ્યુડિએ,'શન્) Disowning or denying. ત્યાગ; પરિત્યાગ; અસ્વીકાર; સાફ ઇનકાર; તલાકનામું; ના પાડવી તે.

**Repugnance,-nancy,***n.*(રીપ'ગ્નન્સ-નન્સી) Detestation; opposition. અણગમો, કંટાળો, ત્રાસ, વિરાગ, નાખુશી; પ્રતિકૂળતા.

**Repugnant,** *a.* (રીપ'ગ્નન્ટ) Detesting; averse; hostile; opposed. વિરોધી; વિપરીત; વાંકું;ઉલટું;સામું;પ્રતિકૂળ;અણગમો, નાખુશી ઉપજાવતું.

**Repulse,** *vt.* (રીપ'લ્સ્) To drive back. પાછા હઠાવવું 2. To deny. ના પાડવી. *n.* Repelling. અટકાવ,પાછા હઠાવવું તે;હડસેલો;સામો અટકાવ;ધુત્કાર.

**Repulsive,-sory,** *a.* (રીપ'લ્સિવ્-રીપ'લ્સરી) Repellent; forbidding. અણગમો, નાખુશી ઉપજાવે એવું, અપ્રિય, અપ્રીતિજનક; અતડું; પ્રત્યાસારક; પ્રત્યાકર્ષક; દુ:છાટ, ઉચાટ કરે એવું.

**Reputable,** *a.* ( રે''પ્યુટબલ્ ) Esteemable; held in esteem.શિષ્ટ; આબરૂદાર;પ્રતિષ્ઠિત;શાહજોગ.

**Reputation,** *n.* (રેપ્યુટે,'શન્) Fame; esteem; repute; good name. કીર્તિ; પ્રસિદ્ધિ; યશ; ખ્યાતિ; આબરૂ; ઇજ્જત; પ્રતિષ્ઠા; સાખ; નામ; આંટ. [L. *re* & *puto*, I reckon.]

**Reputed,** *a.* (રીપ્યૂ'ટિડ્) Famous; eminent. આબરૂદાર; પ્રસિદ્ધ; ઇજ્જતવાળું; સાખવાળું; પ્રતિષ્ઠિત; કીર્તિ પામેલું, પ્રખ્યાત થએલું.

**Request,** *n.* (રીક્વે'સ્ટ) An asking; a petition. અરજ, વિનંતિ, પ્રાર્થના. 2. Thing asked for. માગેલી વસ્તુ. *vt.* To solicit. અરજ, વિનંતિ, પ્રાર્થના કરવી. [L.*re*,again & *quæstium*,I seek.]

**Requiem,** *n.* (રે'ક્વિએમ્) Mass for dead. શાંતિપ્રાર્થના; આત્મશાંત્યર્થવિધિ.**R. I. P.** = Rest in peace.

**Require,** *vt.* (રીકવા'યર્) To ask for by right. હકથી માંગવું, હુકમ ફરમાવવો. 2. To lack. જરૂરીયાત હોવી. 3. To request. માગવું, પુછવું. [L. *re*, & *quoero*, I seek.]

**Requirement,** *n.* (રીકવા'યરમન્ટ્) Need. ગરજ, જરૂરીયાત. 2. Demand. હકની માગણી; સત્તાપૂર્વક માગવું તે.

**Requisite,** *a.* (રે'ક્વીઝિટ) Needful; necessary. જરૂરનું; અગત્યનું. *n.* A thing necessary. જરૂરીની ચીજ; અગત્યની વસ્તુ.

**Requisition,** *n.* (રેક્વીઝિ'શન્) A demand. ઉઘરાણી;દાવો.2.A written or formal invitation. નિમંત્રણ; નોતરું.-*vt.* માગણી ક૦; કામે લગાડવું.

**Requital,***n.*(રીક્વા'યૂટલ) Return.બદલો; સાટું; પ્રતિદંડ; સજા.

**Rescind,** *vt.* (રીસિ'ન્ડ્) To annul or go back upon; to cancel. રદ, બાતલ કરવું.

**Rescission,** *n.* (રીસિ'સ્ઝન્) Cancellation; annulling. વિલોપ-ખંડન; તોડી પાડવું તે.

**Rescribe,***vt.*(રી'સ્ક્રાઇબ્)To reply in writing. પ્રત્યુત્તરમાં લખવું.

**Rescript,***n.*(રી'સ્ક્રિપ્ટ્)A royal decree. રાજાનો હુકમ (કાયદાની બાબતમાં); આજ્ઞાપત્ર.

**Rescue,** *n.* (રે'સ્કયુ) Protection. બચાવ-રક્ષણ. 2. Liberation by violence. જબરદસ્તીથી-જોર જુલમથી બચાવ-છુટકારો કરવો તે. *vt.*To liberate especially by force.કેદમાંથી છોડવવું-બચાવવું તે.

**Research,** *v.* (રીસ'ર્ચ) To search again. ફરીથી શોધવું. *n.* Scientific inquiry. વિજ્ઞાનિક શોધખોળ-તલાશ.*vi.*To make scientific inquiries. વૈજ્ઞાનિક શોધખોળ કરવી.

**Resemblance,** *n.* (રીઝે'મ્બલન્સ્) Likeness; similitude; similarity. મળતાપણું-સરખાપણું. 2. A likeness.પ્રતિમા;પ્રતિરૂપ.3.Comparison.ઉપમા.

**Resemble,** *vt.* ( રીઝે'મ્બલ્ ) To liken; to compare. સરખાવવું. *vi.*To be like or similar to.જેવું-સરખું હોવું.[L.*re*,back & *simulus*,like.]

**Resent,** *vi.* ( રીઝે'ન્ટ્ ) To consider as an affront or injury. માઠું લાગવું-ખરાબ લાગવું; ગુસ્સો લાગવો-ચઢવો. *vt.* To feel angry or provoked at.નો ગુસ્સો લાગવો-ચઢવો. [L.*re*, & *sentio*, I feel.]

**Resentful,** *a.* (રીઝે'ન્ટફુલ્) Irritable; angry. તામસી; ક્રોધી; ચીઢવું.

**Resentment,** *n.* (રીઝે'ન્ટમન્ટ્) Indignation, displeasure; anger. રોષ; ક્રોધ; દ્વેષ; તામસ; કોપ; ખફગી.

**Reservation,** *n.* (રીઝર્વે,'શન્)Concealment or withholding from disclosure.દાબી રાખવું તે-દાબી રાખેલી ચીજ.2.A proviso.શરતવાળું વાક્ય.શરત.

**Reserve,** *vt.* (રીઝ'ર્વ્) To keep in store for future use. રાખી મુકવું. 2. To hold back or retain.દાબી રાખવું; બહાર નહિં પાડવું. *n.* The act of reserving or the thing reserved. રાખી મુકવું તે-રાખેલી વસ્તુ ચીજ; શિલક. 2. Caution in personal behaviour; closeness. સંકોચ-લાજ; ખચકો-પડદો;ગંભીરતા. 3. Troops or money reserved. રાખી મુકેલું સૈન્ય; અનામત અવેજ; સંકોચ; સંઘરી રાખેલો પૈસો વગેરે.

**Reserved,** *a* (રીઝ'ર્વ્ડ) Kept for future use.ભવિષ્યમાં ઉપયોગ માટે રાખી મુકેલું;અલગ;ખાસ. 2. Shy; not frank.સંકોચશીલ;શરમાળ;થોડબોલું.

**Reset,** *vt.* (રીસે'ટ્) To set again; to set over again as printed matter. ફરી બેસાડવું, સ્થાપવું.

**Reservoir,** *n.* (રે'ઝર્વોર્) An artificial lake, cistern &c. for storing water in. પાણીનું તલાવ, ટાંકું, હોજ, કુંજ, જળાશય. [L. *re* & *servo* I keep.]

**Reship,** *vt.* (રીશિ'પ્) To ship again. ફરીથી વહાણ પર માલ ચઢાવવો.

**Reside,** *vt.* (રીઝા'ઈડ્) To dwell or inhabit. રેહવું, વસવું, ઘર હોવું, કરવું. [L. *re* & *sideo,* I settle.]

**Residence,** *n.* (રે'ઝિડન્સ્) Permanent inhabitation or dwelling. ઘર કરવું, રેહવું, વસવું તે; ઘર; રેહઠાણ; નિવાસ; વાસ; વસ્તિ; ઠેકાણું; મકાન; રેહવાની જગ્યા.

**Residency,** *n.* (રે'ઝિડન્સી) Residence. વાસ; નિવાસ. 2. The official residence of a British Resident at the court of a native prince. બ્રીટીશ રેસીડન્ટનું રેહવાનું સ્થળ, જગ્યા.

**Resident,** *n.* (રે'ઝિડન્ટ્) A British Political Agent at the court of native princes. રેસિડન્ટ; પરરાજ્યમાં રાખેલો વકિલ, એલચી. *a.* Inhabiting;living permanently. રેહનાર;સ્થાયી.

**Residual,** *a.* (રિઝિ'ડ્યુઅલ્) Remaining. બાકી રહેલું; શેષ; અવશિષ્ટ.

**Residuary,** *a.* (રિઝિ'ડ્યુઅરી) Pertaining to the part remaining. બાકીના ભાગ વિષે-નું **R. legatee**=કરજ વગેરે બાદ કર્યા પછી રહેલી મીલ્કતનો વારસ.

**Resign,** *vt.* (રીસા'ઇન્) To sign again. ફરીથી સહિ કરવી.

**Resign,** *vt.* (રીઝા'ઈન્) To give up or over; to quit. છોડવું, ત્યજવું; નું રાજીનામું આપવું. 2. To commit to the care of; to submit to providence. સોંપવું; ઈશ્વરેચ્છાને તાબે થવું. [L. *re,* back & *signare,* to sign.]

**Resignation,** *n.* (રેઝિગ્ને,'શન્) A quitting; a giving up. ત્યાગ; રાજીનામું. 2. Submission to the will of God. ઈશ્વરેચ્છાને સંતોષથી તાબે થવું તે; ધૈર્ય; સમાધાન.

**Resigned,** *a.* (રીઝા'ઇન્ડ્) Content with one's lot. સંતોષી; ઈશ્વરે આપેલી સ્થિતિમાં સુખ માનતું; ઈશ્વરેચ્છાને સંતોષપૂર્વક તાબે થતું;સમાહિત.

**Resilience,***n.*(રીઝિ'લ્યન્સ્)Elasticity.સ્થિતિ-સ્થાપકતા.

**Resin,** *n.* (રે'ઝિન્) An inflammable, vegetable, gummy substance. રાળ; લાખ; બેરજો.

**Resist,** *vt.* (રીઝિ'સ્ટ્) To oppose; to withstand. ની સામા થવું; નિવારવું; અટકાવ, પ્રતિબંધ કરવો; સામા બળથી ખાળવું. [L. *re,* & *sistere,* to stand ]

**Resistance,** *n.* (રીઝિ'સ્ટન્સ્) Opposition. પ્રતિબંધ; અવરોધ; અટકાવ; સામા થવું તે, ખાળવું તે.

**Resistable,** *a.* (રીઝિ'સ્ટબલ્) That can be opposed. નિવાર્ય; અટકાવાય એવું.

**Resisting,***a.*(રીઝિ'સ્ટિંગ)Opposing અટકાવતું; હરકત કરનારૂં; પ્રતિરોધી.

**Resoluble,** *a.* (રે'ઝોલ્યુબલ્) Soluble. દ્રાવ્ય; ઓગળે એવું.

**Resolute,***a.*(રે'ઝોલ્યુટ્)Resolved; determined; firm; unshaken. દૃઢ;અચળ;આગ્રહી;નિશ્ચયી; હિંમતવાન;બહાદુર.

**Resolution,** *n.* (રેઝોલ્યૂ'શન્) Firmness; set purpose; determination. દૃઢતા; નિશ્ચય; આગ્રહ;અચળ નિર્ણય. 2. Solving. જવાબ કાઢવો તે. 3. A formal decision by a legislative body &c. ઠરાવ.

**Resolve,** *vt.* (રીઝૉ'લ્વ્)To determine upon. નક્કી-નિશ્ચય કરવો. 2. To solve. જવાબ કાઢવો. 3.To separate. જુદું પાડવું (મૂળતત્વો). 4.(Med.) To scatter. વિખેરી નાંખવું;વિગ્રહ ક૦. *vi.*To be determined.નિશ્ચય હોવો. 2. To be separated. મૂળતત્વો જુદાં પાડેલાં હોવાં. *n.* Determination. નિશ્ચય;દૃઢતા;નિર્ણય.[L.*re,* back,*solve,*I loosen.]

**Resolvent,** *a.* (રીઝૉ'લ્વન્ટ્)Separating into elements. પૃથક્કરણ કરનારૂં; મૂળતત્વો જુદું પાડનારૂં. *n.*A drug of that property.પૃથક્કરણ કરનાર દવા.

**Resonance,** *n.* (રે'ઝોનન્સ્) The state or quality of being resonant. પ્રતિધ્વનિ-પાછો પડઘો પડવો તે; ઝણકાર.

**Resonant,** *a.* (રે'ઝોનન્ટ્)Resounding.પડઘો, પ્રતિધ્વનિ પાડતું.[L.*re,*back & *sono,* I sound.]

**Resort,** *vt.* (રીઝૉ'ર્ટ્) To have recourse to. ની પાસે જવું, નો આસરો, આશ્રય લેવો. 2. To go

frequently to. ઘડીઘડી જવું. *n.* A place frequented. જવા આવવાની-બેસવા ઉઠવાની જગ્યા. 2. Recourse. ઉપાય; આશરો. [L. *re*, back & *sortir*, to go out.]

**Resound**, *vi.* (રીઝા'ઉન્ડ્) To echo. મોટેથી અવાજ થવો;પડઘો થવો; ગાજી ઉઠવું;પ્રતિધ્વનિ, શબ્દ થવો, ઉઠવો. 2. To make celebrated.વખાણથી ગાજી ઉઠવું. *n.* Echo. પ્રતિધ્વનિ;પડઘો. [L. *re*, back & *sono*, a sound.]

**Resource**, *n.*(રીસો'ર્સ્) Expedience;means; device. ઇલાજ;તદબીર; યુક્તિ;સાધન; હુન્નર;આસરો; ઈલમ.2.*pl.* Wealth;means. સંપત્તિ;પુંજી;પૈસાટકા. [L. *re*, again & *soudre*, to rise.]

**Respect**,*n.*(રીસ્પે'ક્ટ) Honour; regard.માન. 2. Sign or expression of respect. નમસ્કાર; સલામ;પ્રણામ;રામરામ. 3. Reference; relation. બાબત;વિષય.*vt.* To honour.માન આપવું, રાખવું. [L. *re* & *specio*, I look.]

**Respectability**, *n.* (રીસ્પેક્ટબિ'લિટી) Good character or repute; state or character of being respectable. ઇજ્જત; આબરૂ; પ્રતિષ્ઠા.

**Respectable**, *a.* (રીસ્પે'ક્ટબલ્)Esteemable; held in good repute; of good character. સંભાવિત; આબરૂદાર; પ્રતિષ્ઠિત; પૂજ્ય; માન આપવા લાયક.

**Respectful**, *a.* (રીસ્પે'ક્ટફુલ્) Civil. આદરમર્યાદાવાળું; વિનયી.

**Respecting**, *prep.* (રીસ્પે,'ક્ટિન્ગ્) About; regarding. સંબંધી; વિષે; બાબતમાં.

**Respective**, *a.* ( રીસ્પે'ક્ટિવ્ ) Pertaining severally each to each. અન્યોન્ય સંબંધી; સાપેક્ષ; પોતપોતાનું; આપ આપનું.

**Respectively**,*adv.*(રીસ્પે'ક્ટિવલી)As relatingto each. પોતપોતાને, દરેકને લાગતું.

**Respiration**, *n.* ( રેસ્પિરે,'શન્ )Breathing; the act of inhaling the air. શ્વાસોચ્છ્વાસ; શ્વાસ લેવો તે.

**Respiratory**, *a.*(રે'સ્પિરેટરી)About breathing. શ્વાસોચ્છ્વાસ સંબંધી-નું.

**Respire**, *vt.* or *vi.* (રીસ્પા'યર્) To breathe; to inhale. શ્વાસ લેવો [L.*re* & *spiro*,I breathe.]

**Respite**, *n.* (રે'સ્પાઈટ્)Postponement.તહકૂબી; મોકૂફ રાખવું તે; ઢીલ; વિલંબ. 2. Interval of rest અવકાશ; વિસામો; વિશ્રામ. 3. Reprieve. દેહાંત શિક્ષા તહકૂબ રાખવી તે. *vt.* To delay. વિલંબ-ઢીલ કરવી.2.To give a reprieve. દેહાંત શિક્ષા મુલતવી રાખવી.[L.*re* & *specio*, I look.]

**Resplendence,-dency**, *n.* (રીસ્પ્લે'ન્ડન્સ્-ન્ડન્સી) Lustre; brilliancy. તેજ; તેજી;ચળકાટ; કાંતિ;ઝળહળાટ.[L.*re*,back & *splendeo*, I shine.]

**Resplendent**, *a.* ( રીસ્પ્લે'ન્ડન્ટ્ ) Lustrous; shining brightly. તેજોમય; ચળકતું; કાંતિમય; ઝાકઝમાળ.

**Respond**, *vi.*(રીસ્પૉ'ન્ડ્)To reply;to answer. જવાબ આપવો-વાળવો. 2. To be like. ને સાથે મળતા આવવું. 3. To be affected. અસર થવી. *n.* An answer. જવાબ.

**Respondent**,*n.*(રીસ્પૉ'ન્ડન્ટ્)The defendant. પ્રતિવાદી;પ્રતિપક્ષી;ઉત્તર આપનાર.-*a.* પ્રતિવાદી.

**Response**, *n.* ( રેસ્પૉ'ન્સ્ ) An answer; a reply. ઉત્તર; પ્રત્યુત્તર; જવાબ.

**Responsibility**, *n.* ( રીસ્પૉન્સિબિ'લિટી ) Answerableness. જવાબદારી. 2. Risk. જોખમ; ભાર; બોજો.

**Responsible**,*a.*(રીસ્પૉ'ન્સિબલ્)Answerable; accountable. જવાબદાર; જુમ્મેદાર. 2. Risky. જોખમદારીનું; જુમ્મેદારીનું; ભારે.

**Responsive**, *a.* (રીસ્પૉ'ન્સિવ્) Answering. જવાબ આપતું. 2. Suited. બંધ બેસતું-અનુરૂપ-યોગ્ય-મળતું આવતું.

**Rest**, *vt.* (રેસ્ટ) To arrest. કેદ કરવું. *n.* Cessation from work. આરામ; વિસામો. 2. Tranquillity. શાંતિ; સમાધાન; આરામ. 3. Sleep. નિદ્રા; ઉંઘ. 4. Death. મરણ. 5. Support. આધાર; ટેકો. **R. house**=ધર્મશાળા. **To set at rest**=શાંત પાડવું. *vi.* To repose. આરામ, વિસામો, વિશ્રાંતિ લેવી. 2. To rely. ઉપર આધાર રાખવો, ટકાવ કરવો. **To rest with**=ના હાથમાં હોવું. *vt.* To cause to lean. ટેકો આપવો, ટેકવી રાખવું. *n.* Remnant. બાકી; વધારો. [Gr. *rasten*, to rest.]

**Restaurant**, *n.* (રે'સ્ટરૉં) Place where meals or refreshments may be had. ઉપાહાર, વિશ્રાંતિગૃહ.

**Restiff**, *a.* (રે'સ્ટિફ્) See "Restive."

**Restitution**, *n.* ( રેસ્ટિટ્યૂ'શન્ ) Return. બદલો. 2. Returning to the original state. અસલની સ્થિતિપર આવવું તે;પૂર્વસ્થિતિપ્રાપ્તિ.[L. *restuo*, I restore.]

**Restive**, *a.* (રે'સ્ટિવ્) Unwilling to move forward. અડીએલ (ઘોડો) 2. Obstinate; impatient. દુરાગ્રહી; હઠીલું; અધીરૂં; ઉતાવળું.

**Restless**, *a.* ( રે'સ્ટલિસ્ ) Sleepless. નિદ્રા રહિત; ઉંઘ નહિં આવતી હોય એવું. 2. Disturbed; unquiet. અશાંત; અસ્વસ્થ; બેચેન.

**Restoration**, *n.* ( રેસ્ટોરે'શન્ ) Bringing back to a former state. ફરીથી આપવું તે; ઉદ્ધાર; પુનઃસ્થાપના. 2. Recovery. તંદુરસ્તી થવી તે; તબીયતનો સુધારો.

**Restorative**, *a.* (રિસ્ટૉ'રેટિવ્) Tonic. બલવર્ધક; શક્તિવર્ધક. *n.* A tonic. શક્તિવર્ધક દવા.

**Restore**, *vt.* (રીસ્ટૉ,'ર્) To bring back to the former state or own. પ્હેલી, અસલની સ્થિતિમાં આણવું, લાવવું; માલિકને પાછું આપવું. 2. To make good. બદલો વાળવો. 3. To repair. સમારવું, સાજું કરવું; જીર્ણોદ્ધાર કરવો. [L. *re*, back & *sto*, I stand.]

**Restrain**, *vt.* (રીસ્ટ્રે,'ન્) To check; to curb; to restrict. દાબમાં રાખવું; ની પર અંકુશ રાખવો; રોકવું. 2. To limit. હદ બાંધવી.

**Restraint**, *n.* (રીસ્ટ્રે,'ન્ટ) Check; repression; limitation. અટકાવ; મના; ખાળો; દાબ; અંકુશ. 2. Limiting. બંધન; મર્યાદા; સંકોચ.

**Restrict**, *vt.* (રીસ્ટ્રિ'ક્ટ્) To limit; to restrain. હદ બાંધવી; ધોરણ બાંધવું; નું બંધારણ બાંધવું; મના કરવી.*a.* Limited સંકોચિત-મર્યાદિત

**Restriction**, *n.* (રીસ્ટ્રિ'ક્શન્) Limiting; restraining. અટકાવ; દાબ; પ્રતિબંધ; મર્યાદા; હદ. 2. Care in diet &c. પરહેજી; કરી. [L. *re*, back & *stringo*, I draw tight.]

**Restrictive**, *a.* (રીસ્ટ્રિ'ક્ટિવ) Imposing restraint. નિયામક; અવરોધક; અટકાવ કરે એવું; દાબમાં રાખે એવું; બાધક.

**Restringent**, *a.* (રીસ્ટ્રિ'ન્જન્ટ) Astringent. અવરોધક; બંધક; કોઠાને મજબુતી આપે એવું; ખારવાળું; તુરું; સંકોચક.

**Result**, *vt.* (રીઝ'લ્ટ)To proceed as a consequence.નું પરિણામ હોવું; માંથી ઉત્પન્ન થવું. [L. *re*, back & *salio*, I leap.] *n.* પરિણામ; ફળ.

**Resume**, *vt* (રીઝ્યૂ'મ્) To take up or begin again. ફરીથી હાથમાં લેવું, આરંભ કરવો; પાછું લેવું. [L. *re*, back & *sumo*, I take.]

**Resume**, *n.* (રે'ઝુમે,) A summary.સારાંશ, સાર; સંક્ષેપ.

**Resumption**, *n.*(રીઝ'મ્પ્શન્) A beginning again. ફરીથી હાથમાં લેવું, આરંભ.

**Resurrect**, *vt.* (રીસરે'ક્ટ) To rise again from the dead. મૃત માણસોનું પાછું સજીવન થવું. 2. To disinter. કબર, ઘોરમાંથી ખોદી કહાડવું. [L. *re*, back & *surgo*, I rise.]

**Resurrection**, *n.* (રીસરે'ક્શન્)The rising again (on the day of Judgment) of the dead. કયામત; પુનરુત્થાન; મુએલામાંથી ઉઠવું તે.

**Resuscitate**, *vt.*(રીસ'સિટે,ટ્) To recover from apparent death. સજીવન કરવું. *vi.* To come to life again. ફરીથી સજીવન થવું. [L. *re*, again & *susisto*, I rouse up.]

**Retail**, *a.* (રીટે,'લ્) A sale of commodities in small quantities. છુટક-પરચુરણ વેંચાણ. *vt.* To sell in small quantities.પરચુરણ-છુટક વેંચવું. [L. *re*, again & *tailer*, to cut.]

**Retailer**, *n.* (રીટે',લર્) A dealer in small quantities. પરચુરણ-છુટક વેંચનાર.

**Retain**, *vt.* (રીટે,'ન્) To keep in hand. હાથમાં રાખવું;કબજામાં રાખવું;છોડી ન દેવું;રહેવા દેવું. 2.To hire. ભાડે-ચાકરીમાં રાખવું. [L. *re*, & *teneo*, I hold.]

**Retainer**, *n.* (રીટે,'નર્) One who keeps. રાખનાર. 2. Lawyer's fees. વકીલની ફી. 3. An attendant. ખીજમતગાર; હજુરીઓ.

**Retake**, *vt.* (રીટે,'ક્)To take or gain back. ફરીથી લેવું, મેળવવું, સંપાદન ક૦.

**Retaliate**, *vt.* (રીટૅ'લિએ,ટ્) To pay in the same coin. નો બદલો, વેર વાળવું. [L. *re*,back & *talio*, like for like.]

**Retaliation**, *n.* (રીટૅલિએ,'શન્) Reprisal; vengeance; revenge. વેર;સાટું,બદલો વાળવો તે.

**Retaliative**, *a.* (રીટૅ'લિએટિવ્) Vindictive. વેર લે એવું; ખુની; વૈરી; વિરોધી.

**Retard**, *vt.* (રીટા'ર્ડ્) To check. અટકાવવું-રોકવું. 2. To postpone. ઢીલ-વિલંબ કરવો. *vi.* To be kept back. પાછળ રહેવું. *n.* Delay. વિલંબ-ઢીલ. [L. *re*, back & *tardus*, slow.]

**Retardation**, *n.* (રીટાર્ડે,'શન્) The act of retarding.અટકાયત; રોકવું તે;ઢીલ-વિલંબ કરવો તે.

**Retch**, *vi.* (રેચ્) To strain as in vomiting. ઓકવું-ઉલટી કરવી; ખાલી હીચકો ખાવો.

**Retention**, *n.* (રીટે'ન્શન્) The act of retaining. ધારણ ક૦ તે; રાખવું તે. 2. The power of grasping. ગ્રહણશક્તિ;અક્કલ;સ્મૃતિ; યાદદાસ્તી. 3. Check. અટકાવ; દાબ; અંકુશ. [L. *re*, back & *teneo*, I hold.]

**Retentive**, *a.* (રીટે'ન્ટિવ્) Having strong powers of retaining; parts &c. યાદદાસ્તીવાળું; સ્મૃતિવાળું; ધારણા શક્તિવાળું. **R. faculty**= યાદદાસ્તી; ધારણા શક્તિ.

**Reticence-cy**, *n.* (રે'ટિસન્સ-સન્સી) Reservedness. મૌન; ચુપકી; મૂક ભાવ.

**Reticent**, *a.* (રે'ટિસન્ટ) Reserved. મીંઢું; મૌનાવલંબી; શરમાળ; ચુપ; થોડબોલું. [L. *re*, back & *taceo*, I am silent.]

**Reticular**, *a.* (રિટિ'ક્યુલર્) Netted. જાળીદાર; જાળીવાળું; જાળીજાળી

**Reticulate, reticulated**, *a.*(રિટિ'ક્યુલેટ-લે,ટિડ્) Netted જાળીદાર કળાવાળું;જાળી જાળીવાળું; જાળા જેવું [L. *rete*, a net.]

**Reticulation**, *n.* (રિટિક્યુલે,'શન્) Network. જાળીનું કામ; જાળું.

**Retina,** *n.* (રે'ટિનૅ) A delicate sensitive membrane of the eye. આંખની કીકી.

**Retinue,** *n.* (રે'ટિન્યુ) A suite; the attendants of a prince or great personages. ચાકર નફર; સ્વારી; લવાજમ, પરિચારક.

**Retire,** *vt.* (રીટા'યર્) To take away or remove from active service. નોકરીમાંથી પેન્શન આપી ઘેર બેસાડવું. **To R. a bill,** = હુંડીનાં નાણાં લેવાં. *vi.* To go back. પાછા જવું-હઠવું. 2. To withdraw from active service or life. પેન્શન લઇ ઘેર બેસવું; વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવો; નિવૃત્ત થવું. 3. To go to sleep. સુવા જવું. [L. *re*, back & *traho* I draw.]

**Retired,** *a.* (રીટા'યર્ડ) Solitary; lonely. એકાંતવાસી; ખાનગી; સુનું; નિર્જન. 2. Having withdrawn from active service or life. પેન્શન લઈ ઘેર બેઠેલું; નિવૃત્ત.

**Retirement,** *n.* (રીટા'યરમન્ટ) Withdrawal from active life. વાનપ્રસ્થાશ્રમ; વૈરાગ; નોકરીમાંથી પરવારી ઘેર બેસવું તે; નિવૃત્તિ. 2. A solitary place. શાંત-નિર્જન સ્થાન-જગ્યા.

**Retiring,** *a.* (રીટા'યરિન્ગ્) Shy; reserved. સંકોચશીલ; મર્યાદાવાળું; શરમાળ; ખુણે, એકાંતમાંનું; પાછળ પડતું.

**Retort,** *vt.* (રીટૉ'ર્ટ) To return as an argument. નો જવાબ વાળવો. *vi.* To return an argument or charge. સખ્ત જવાબ આપવો; સામું બોલવું. *n.* An answer. પ્રત્યુત્તર; સખત સામો આપેલો જવાબ; ટોણું. 2. A chemical vessel with a long bent neck. વક્ર નળીવાળો સીસો. [L. *re* & *torqueo*, I twist.]

**Retouch,** *vt.* (રીટ'ચ્) To revise or improve. ફેરફાર કરી સુધારવું.

**Retrace,** *vt.* (રીટ્રે'સ્) To trace back or over again. નું મૂળ શોધવું. 2. To go over or repeat in a reverse direction. પાછું ફરીને જવું. 3. To trace again. ફરીથી કાઢવું, ચિતરવું.

**Retract,** *vt.* (રીટ્રૅ'ક્ટ) To withdraw or recall (one's words). શબ્દ, બોલેલું પાછું ખેંચવું, ખેંચી લેવું. *vi.* To withdraw one's words. પોતાના શબ્દ પાછા ખેંચી લેવા; પાછું ખેંચવું, ખેંચી લેવું. [L. *re*, back & *traho*, I draw.]

**Retractable,** *a.* (રીટ્રૅ'ક્ટબલ) Capable of being withdrawn. પાછું ખેંચી, વાળી શકાય એવું.

**Retraction,** *n.* (રીટ્રૅ'કશન્) A going back upon or withdrawing one's words. શબ્દ પાછા ખેંચવા તે; સાફ ઇન્કાર કરવો તે; હઠવું તે.

**Retrait,** *n.* (રીટ્રે'ટ્) A resemblance. આકૃતિ; પ્રતિમા; છબી; મૂર્તિ.

**Retreat,** *n.* (રીટ્રી'ટ્) A shelter; a refuge; a place of retirement. એકાંતવાસ; આશ્રમ; એકાંત જગ્યા; આશ્રય સ્થાન. 2. The returning of an army &c. પાછા હઠવું તે; પલાયન; અપસરણ. *vi.* To make a retreat. જવું, પાછું હઠવું. [L. *re*, back & *traho*, I draw.]

**Retrench,** *vt.* (રીટ્રે'ન્શ્) To cut off. કાપી કાઢવું. 2. To abridge or lessen. કમી કરવું, ઘટાડવું, ઓછું કરવું. *vi.* To diminish the expenses; to economise. ખર્ચ ઓછો કરવો, ઘટાડવો; ખરચમાં કાપકૂપ કરવી.

**Retrenchment,** *n.* (રીટ્રે'ન્શમન્ટ) Economising. ખર્ચમાં કાપકૂપ. 2. The wall inside a fort. બહારની કોટના અંદરનો કોટ.

**Retribute,** *vt.* (રેટ્રિ'બ્યુટ) To give in return for. નો બદલો વાળવો. [L. *re*, & *tribuo*, I give.]

**Retribution,** *n.* (રેટ્રિબ્યૂ'શન્) Return. ફળ; પ્રતિફળ; અવેજ; બદલો. 2. Punishment for a bad deed. શિક્ષા; બદકર્મનો બદલો; વૈરની વસુલાત.

**Retributive,** *a.* (રેટ્રિબ્યુ'ટિવ્) Rewarding or requiting according to one's deserts. કામ પ્રમાણે, ફળ, બદલો આપે તેવું; પ્રતિદાયક; વૈરી.

**Retrieve,** *vt.* (રિટ્રી'વ્) To recover or get again. ફરીથી મેળવવું. 2. To make amends for. નુકશાન ભરી આપવું. *n.* A getting back. પાછું મળવું તે.

**Retrocede,** *vt.* (રીટ્રોસી'ડ્) To cede back. પાછું આપવું, સોંપવું.-*n.* °**cession**.

**Retrograde,** *a* (રેટ્રો'ગ્રેડ્) Going or moving backward. પાછળ જવું, ખસવું. 2. Declining from a better to a worse state. ઉતરતી દશાવાળું; અવનતિ પામવું. *vi.* To decline; to go backward. પાછું જવું, ઉતરતી દશા આવવી. [L. *retro*, back & *gradior*, I walk.]

**Retrogression,** *n.* (રીટ્રોગ્રે'શન્) A going back; a decline. પાછું જવું તે; ઉતરતી દશા.

**Retrospect-tion,** *n.* (રેટ્રૉસ્પે'ક્ટ-સ્પે'કશન્) View or contemplation of the past. ગતકાલાવલોકન; સિંહાવલોકન; મનન. [L. *retro*, back & *specio*, I look.]

**Retrospective,** *a.* (રેટ્રૉસ્પે'ક્ટિવ્) Contemplating the past. ગતાવલોકી; ગતકાલાપેક્ષી; અંતર્મુખ; મનનશીલ.

**Return,** *vi.* (રીટ'ર્ન્) To go or come again. પાછું ફરવું; પાછા ફરીને આવવું. 2. To reply. જવાબ આપવો. *vt.* To send or turn back. પાછું મોકલવું. 2. To give back. મજરે-પાછું આપવું. 3. To recompense. નો બદલો આપવો.

4. To make an official report of. નું પત્રક કરી મોકલવું. *n.* A going back. પાછું જવું-આવવું તે. 2. Recompense. બદલો; અવેજ. 3. Payment back. ભરણું-બદલો. 4. Reply. જવાબ. 5. Official report. પત્રક; ચાઠી; નોંધ. [L. *re*, back & *tourner*, to turn.]

**Returnable**, *a.* (રીટ'ર્નબલ્) Capable of being returned. પાછું લાવવા-આપવા જોગ-લાયક; કાયદા પ્રમાણે પાછું આપી શકાય એવું.

**Reunion**, *n.* (રીયૂ'ન્યન્) Meeting again after separation. પાછું મળવું તે; પુનર્મિલન; પુનર્યોગ, પુનઃસમાગમ; ફરીથી જોડવું તે.

**Reunite**, *vt.* (રી'યુનાઇટ્) To unite again. ફરીથી મળવું-જોડવું.

**Revalescent**, *a.* (રીવૅ'લેસન્ટ્)Recovering. સાજું-સારું થવું. [L. *re*, again & *valo*, I am strong.]

**Reveal**, *vt.* (રીવી'લ્) To divulge. જાહેર-ઉઘાડું કરવું-જાહેરમાં લાવવું. પ્રગટ કરવું. [L. *re*, back & *velum*, a veil]

**Reveille**, *n.*(રિવ'લિ)Military waiking-signal. સૈન્યને જગાડવાનો નાદ, નિશાન.

**Revel**, *n.* (રે'વેલ્) An orgy or feast of wine. દારૂની-મદ્યપાનની મિજબાની-ઉજાણી. *vi.* To eat, drink and be merry. ખાઈપીને મોજમજા મારવી; માણવું;માં મસ્ત રહેવું.

**Reveller**. *n.* (રે'વલર્) One who revels. ખાઈપીને મોજમજા મારનાર; મસ્ત.

**Revelation**, *n.* (રેવીલે,'શન્) Disclosing. ખુલ્લું પાડવું-સ્પષ્ટીકરણ કરવું તે.2.Thing revealed. જાહેર કરેલી, ફોડેલી વાત. 3.Revealing of divine truth. ઈશ્વરી સત્ય જાહેર કરવું તે;દર્શન;મંત્ર,શાસ્ત્ર દર્શન. 4. The Bible. બાઇબલ.

**Revelry**, *n.* (રે'વલ્રી) A noisy feast. ખાનપાન-મોજમજા; લ્હાણી; મસ્તી.

**Revenge**, *n.*(રીવે'ન્જ્)Retaliation;vengeance. વેર; સુડ. **To give one his revenge**= રમતમાં જીત્યા પછી હારનાર માણસને પાછી જીતવાની તક આપવી. *vt.* To avenge. નો સુડ-નું વેર લેવું. *vi.* To retaliate, વેર લેવું.

**Revengeful**, *a.* (રીવે'ન્જ્ફુલ્) Vindictive. ખારીલું; ખુનશી; કિનાખોર; ડંશીલું; વેરીલું.

**Revenue**, *n.* (રે'વિન્યુ) The annual income of a state from taxes; annual income. વાર્ષિક ઉપજ-પેદાશ-આવક; મેહસુલ; જમાબંધી; વસુલાત. [L. *re*, back & *venio*, I come.]

**Reverb**, *vt.*(રીવ'ર્બ્) To echo.પડઘો-પ્રતિધ્વનિ પાડવો.

**Reverberate**, *vt.* (રીવ'ર્બરે,ટ્) To reflect back as sound.પડઘો પાડવો. *vi.* To resound. પડઘો-પ્રતિધ્વનિ થવો. [L. *re*, back & *verbero*, I beat.]

**Reverberation**, *n.* (રીવર્બરે,'શન્) A resounding or echo. પડઘો; પ્રતિધ્વનિ;પ્રતિશબ્દ.

**Revere**, *vt.* (રીવી,'ર્) To entertain great respect for. અતિશય માન આપવું; પૂજ્ય ગણવું. [L. *re* & *vereor*, I feel awe.]

**Reverence**, *n.* (રે'વરન્સ)Profound respect. આદર; પૂજ્યભાવ; માન. *vt.* To revere. માન આપવું; પૂજ્ય ગણવું.

**Reverend**, *a.*(રે'વરન્ડ્)Worthy of reverence. માનનીય; પૂજ્ય ગણવા લાયક.2.A title of honour applied to clergymen. પાદરી લોકોના નામ આગળ લગાડવામાં આવતો એક ઇલકાબ.

**Reverent**, *a.* (રે'વરન્ટ્)Humble;impressed with reverence. તાબેદાર; આદરશીલ; નમ્ર;ભક્તિમાન; માનપૂર્વક; ભક્તિપૂર્વક; પૂજ્ય બુદ્ધિથી.

**Reverential**, *a.* (રેવરે'ન્શલ્) Full of reverence. પૂજ્યભાવ સહિત; શ્રદ્ધાળુ.

**Reverie**, *n.* (રે'વરી) A fit of mental abstraction. ધ્યાન; વિચારમાં નિમગ્ન-તલ્લીનથવું તે. 2. Visionary projects. શેખચલ્લી જેવા વિચારો; મનસ્વી કલ્પનાઓ.

**Reversal**, *n.*(રીવ'ર્સલ્)The act of reversing. ઉંધું કરવું તે; ફેરફાર કરવો તે. 2. Change or overthrowing. ફેરફાર; ઉથલપાથલ. *a.* Intended to reverse. ફેરફાર કરવા સાર કરેલું. [L. *re* back & *verto*, I turn.]

**Reverse**, *a.* (રીવ'ર્સ્) Opposite; contrary. વિપરીત;ઉલટું.*n.*Contrary or opposite direction. ઉલટી બાજુ. 2. Thorough change.તદ્દન ફેરફાર. 3. *pl.* Calamities. દુઃખો; ઉતરતી દશા. *vt.* To turn in a contrary direction. ઉંધું વાળવું-કરવું. 2. To alter to the opposite.માં તદ્દન ફેરફાર કરવો; ફેરવવું. *vi.* To become reversed.ઉલટું-વિપરીત થવું. [L. *re*, back & *verto*, I turn.]

**Reversible**, *a.* (રીવ'ર્સિબલ્) That can be reversed. ઉલટું-ઉંધું કરી, ફેરવી શકાય એવું.

**Reversion**, *n.* (રીવ'ર્શન્) Return. પાછું આવવું તે. 2. The return of an estate to the grantor or his heirs. મિલ્કતનું, પાછું આપનાર અથવા તેના વારસ પાસે.પાછું આવવું તે;પ્રત્યાગમન. 3.Right of succession. મરનારના પછી મળનાર ભોગવટનો, વારસાનો હક. [L. *re*, back & *verto*, I turn.]

**Reversionary**, *a.* (રીવ'ર્શનરી) About reversion. મરણ પછી મળનાર ભોગવટનો, વારસાના અધિકાર સંબંધી-નું. **R. right**=શેષભોગાધિકાર. **R. heir**=ઉત્તરાધિકારી.

**Reversioner,** *n.* (રીવ'ર્શનર્) The person who has the reversion of an estate. ઉત્તરાધિકારી; મરનાર શખસ પછી ભોગવટનો હક ધરાવનાર.

**Revert,** *vt.* (રીવ'ર્ટ્) To reverse. ઉલટું ફેરવવું, કરવું; પાછું બદલવું. *vi.* To return. પાછું આવવું. 2. To return to the possession of the donor or of the former proprietor. અસલના માલીકના કબજામાં ફરીથી આવવું. [L. *re*, back & *verto*, I turn.]

**Revertible,** *a.* (રીવ'ર્ટિબલ્) That can be reverted. પાછું ફેરવી શકાય તેવું.

**Revest,** *vt.* (રીવે'સ્ટ્) To reclothe. ફરીથી કપડાં પહેરાવવાં. 2. To invest again with authority. ને ફરીથી સત્તા સોંપવી. *vi.* To vest again. ફરીથી સત્તા સોંપવી-પદ્વી આપવી. [L. *re*, back & *vestir*, a garment.]

**Review,** *vt.* (રીવ્યૂ') To see again. ફરીથી જોવું. 2. To write a critical note on (a book &c). અમુક પુસ્તકના ગુણદોષ વિચારવા-નિરીક્ષણ, અવલોકન કરવું. 3. To inspect (as troops &c.) (લશ્કરની) તપાસણી કરવી. *n.* A careful examination; inspection &c. પુનરાવલોકન; તપાસ; ગુણદોષ વિવેચન; તપાસણી. 2. A magazine devoted to criticism; a critic. ટીકાકાર; ગુણદોષનું વિવેચન કરનાર ચોપાનીયું. [L. *re* & *video*, I see ]

**Reviewer,** *n.* (રીવ્યૂ'અર્) A literary critic. પુસ્તકના ગુણદોષ કાઢનાર; ગુણદોષ વિવેચક; અવલોકનકાર.

**Revile,** *vt.* (રીવા'ઇલ્) To abuse. ગાળ દેવી-નિંદા કરવી. *n.* Reproaches. ગાળ; બદબોઇ; નિંદા.

**Reviler,** *n.* (રીવા'ઇલર્) One who abuses. ગાળ દેનાર; નિંદા કરનાર.

**Revisal, revision,** *n.* (રીવા'ઇઝલ્; રિવિ'ઝન્) Reexamination. ફરીથી પરીક્ષા-તપાસ કરવી તે; ફરીથી તપાસી જવું તે; પુનરાવર્તન.

**Revise,** *vt.* (રીવા'ઇઝ્) To examine again. ફરીથી તપાસવું-સુધારવું; ફરીથી જોઇ જવું-માં સુધારો વધારો કરવો; પુનરાવર્તન કo. [L. *re*, again & *video*, I see]

**Re-visit,** *vt.* (રીવિ'ઝિટ્) To visit again. ફરીથી મુલાકાત લેવી-કરવી.

**Re-vival,** *n.* (રીવા'ઇવલ્) Recovery from apparent death. પુનર્જીવન. 2. Return or revival from a state of languor to a state of activity. ચેતના લાભ; પ્રબોધ; જાગૃતિ; ની વૃદ્ધિ-ચઢતી થવી તે; ધર્મસજીવન; ઉદ્ધાર.-*n.* **°ist.** પુનર્જીવન દેનાર, કરવાના મતવાળો.

**Revive,** *vi.* (રીવા'ઇવ્) To come to life again. ફરીથી સજીવન થવું. 2. To recover new life or vigour. સારી હાલતમાં આવવું-નવજીવન પ્રાપ્ત થવું; ની ચઢતી-વૃદ્ધિ થવી. 3. To recollect. યાદ કરવું-આવવું. *vt.* To bring again to life. ફરીથી સજીવન કરવું. 2. To reanimate. ને ધીરજ-હિમ્મત-ઉત્તેજન આપવું. 3. To recall. યાદ આણવું-કરવું. [L. *re*, again & *vivo*, I live.]

**Revivicate, revivify,** *vt.* (રીવિ'વિકેટ્-રીવિ'વિફાય્) Same as "Revive."

**Reviviscent,** *a.* (રીવિ'વિસન્ટ્) Re-animating. ફરીથી જીવ-તેજ આણતું.

**Revocable,** *a.* (રે'વોકબલ્) Recallable; cancellable. રદ કરી શકાય-ફેરવી શકાય-પાછું ખેંચી શકાય એવું.

**Revocation,** *n.* (રેવોકે'શન્) Cancellation or annulment. પાછું ખેંચી લેવું-રદ કરવું તે; ખંડન; રદ બાતલ કરવું તે.

**Revoke,** *vt.* (રિવો'ક્) To annul; repeal or cancel; to recall. ફરીથી બોલાવવું-પાછું ખેંચી લેવું; રદબાતલ કરવું; પાછું ખેંચી લેવું [L. *re*, back & *voco*, I call.]

**Revolt,** *vi.* (રીવો'લ્ટ્) To rebel. બંડ-બળવો ઉઠાવવો; અધિકાર સામે થવું. 2. To be disgusted. કમકમી આવવી-કમકમાટ ઉપજવો *vt.* To shock or repel with disgust. કમકમાટ, દુઃછાટ ઉપજાવવો. *n.* Rebellion. બળવો-બંડ-દંગો-ફીતુરી-તોફાન. [L. *re*, back & *volvo*, I roll.]

**Revolting,** *a.* (રીવો'લ્ટિન્ગ્) Shocking; exciting extreme disgust. કમકમાટ ઉપજાવે એવું; ત્રાસદાયક. [L. *re*, again & *volvo*, I roll.]

**Revolter,** *n.* (રીવો'લ્ટર્) A reveller. ફીતુરી; બંડખોર; બળવો ઉઠાવનાર.

**Revolution,** *n.* (રેવોલ્'શન્) Rotation. પરિભ્રમણ. 2. Space of rotation. પરિવર્તન; ભ્રમણ; મર્યાદા. 3. A radical change. તદન ફેરફાર. 4. A sudden and violent change in the government or constitution of a country. રાજ્યક્રાન્તિ; રાજ્યપરિવર્તન; રાજ્યની ઉથલપાથલ; ઉત્પાત.

**Revolutionary,** *a.* (રેવોલ્'શનરી) About or tending to produce a revolution. રાજ્યમાં ઉથલપાથલ સંબંધી; રાજ્યક્રાન્તિ કરે એવું. *n.* A revolter. રાજ્યમાં ઉથલપાથલ કરનાર; ક્રાન્તિવાદી.

**Revolutionise,** *vt.* (રેવોલ્ શનાઇઝ્) To bring about a complete change or revolution in. તદન-ફેરફાર ઉથલપાથલ કરવી.

**Revolve,** *vi.* (રીવૉ'લ્વ્) To turn round. પરિભ્રમણ કરવું-ફરવું. 2. To move in a circle. ની આસપાસ-ગોળ ફરતે ફરવું. *vt.* To cause to turn. ફેરવવું. **To R. in the mind**=મનમાં વિચાર કરવો. [L. *re*, & *volvo*, I turn.]

**Revolvency.** *n.* (રીવૉ'લ્વન્સી) Rotary motion. પરિવર્તન; ચક્રગતિ; પરિભ્રમણ.

**Revolver,** *n.* (રીવૉ'લ્વર) A six bullet gun. રીવૉલ્વર.2.One who originates revolutions. પરિભ્રમણ કરનાર.

**Revulsion,** *n.* (રીવ'લ્શન્)A turning back. પાછું ફરવું તે.2.A sudden and violent change, especially in feelings. એકાએક મનોવૃત્તિમાં થયેલો ફેરફાર; પ્રતિક્ષેપ; વૃત્તિભેદ. [ L. *re*, back & *vello*, I pull.]

**Reward,** *n* (રીવૉ'ર્ડ)A requital or recompense for something good. બક્ષીસ;ફળ;ઈનામ. *vt.*To recompense a person for something good done. ને બક્ષીસ-ફળ-ઈનામ આપવું; બદલો વાળવો.

**Reynard,** *n.* (રે'નાર્ડ) A fox. શિયાળ;લોંકડી.

**Rhapsodical,** *a.* (ર્હૅપ્સૉ'ડીકલ્) Consisting of rhapsodies. અસંબદ્ધ; ઉલ્લાસી;ઝનુની.

**Rhadamanthus,** *n* (ર્હૅડમૅ'ન્થસ્) Stern judge. કરડો, નિષ્ઠુર ન્યાયકારી. વિવેચક.

**Rhapsody,** *n.*(ર્હૅ'પ્સડી) An extravagant and ill-connected outburst of sentiment. અસંબદ્ધ તુટક,લખાણ-ભાષણ 2.An irregular song.સંબંધ વગરનું ગાયન-ભાષણ. High-flown utterance or composition. ઉલ્લાસ, અતિરેક વાળી, નિબંધ;મહા કાવ્ય; લાવણી;ભજન ધૂન; ઝનુન;રમછટ.[Gr.*rhapto*, I stitch, & *aeido*, I sing.]

**Rhetoric,** *n.*(ર્હે'ટરિક) The art of eloquence. સુભાષિત; ભાષણ કરવાની વિદ્યા; સુલેખનશૈલી. 2. Eloquence; oratory છટાદાર ભાષણ; વાક્છટા, ધારા. [Gr. *rheo*, I speak.]

**Rhetorical,** *a.* (ર્હીટૉ'રિકલ્) About the art of oratory છટાદાર ભાષણ કરવાની કળા સંબંધી; છટાદાર; અસરકારક.

**Rhetorician,** *n.* (ર્હેટરિ'શન્) One skilled in the art of oratory. અલંકાર શાસ્ત્ર જાણનાર; છટાદાર ભાષણ,લેખનકલા શીખવનાર,જાણનાર.કરનાર.

**Rheumatic,** *a.*(રૂમૅ'ટિક)About rheumatism. સંધિવાને લગતું-વિષે, વાળું.

**Rheumatism,** *n.* (રૂ'મટિઝમ્) A disease consisting of the inflammation of joints and muscles of the body. સંધિવાયુ-સંધિવા.

**Rhinoceros,** *n.* (ર્હાયનૉ'સરસ્) A large hoofed animal like a buffalo, with a horn on the nose. ગેંડો; ગેંડી. [Gr. *rhinos*, the nose and *ceras*, a horn.]

**Rhombus,** *n.* (ર્હૉ'મ્બસ્) An equilateral parallelogram, diamond or lozenge. સમભુજવાળી ચતુષ્કોણ આકૃતિ:સમચતુરસ્ર; એકસરખી બાજુવાળો (કાટખુણ વિનાનો) હીરો, ટીકડી, તકતી. *a.* °**bic.**

**Rhomboid,** *n.*(ર્હૉ'મ્બૉઈડ્)A parallelogram which is neither equilateral nor right-angled. સમાંતર અસમભુજ ચતુષ્કોણ; જેની બે લીટી સમાંતર પરંતુ એકસરખી નથી એવી આકૃતિ; વિષમ દીર્ઘચતુરસ્ર.

**Rhubarb,** *n.* (રૂ'બાર્બ) A medicinal plant. રેવંચીનો છોડવો; રેઇબાઝ.

**Rhyme,** *n.* (ર્હાઇમ્) Identity of sound in verse-lines. પ્રાસ; છંદ. 2. Verse. કવિતા;કાવ્ય; કવન; પદ્ય. **Neither R. nor reason**=તાલ કે તંત વગરનું; ઢંગધડા વગરનું. *vt.* To put into rhyme. કાવ્ય,કવિતા કરવી. *vi.* To accord in sound or metre. અનુપ્રાસ-છંદ મળવો-મળતો આવવો.-Also, *rime.*

**Rhythmical,** *a.* (ર્હિ'ધમિકલ્) Having rhythm. તાલવાળું; તાલબદ્ધ; સંગત.

**Rib,** *n.* (રિબ્) Bone at the back which encircles the chest. પાંસળી. 2. The curved part of the keel of a ship. વહાણનું પેટાળ, લાકડું. 3. The rod of an umbrella. છત્રીનો સળીયો. 4. Ridge; raised line in knitting; arch. કિનાર; સળી; પટ્ટો; લ્હેરીયું; કમાન.-*vt.* સળી, કિનાર મેલવી.

**Ribald,** *a.* (રિ'બલ્ડ્) Obscene; low. હલકું; નીચ. *n.* A low, mean fellow. નીચ અધમ માણસ. [Fr. *ribaut*, a menial.]

**Ribaldry.** *n.* (રિ'બલ્ડ્રી) Obscene language. નાગું-હલકું ભાષણ; નાગાપણું; નાગી મશ્કરી.

**Ribbon,** *n.* (રિ'બન્) A band or narrow strip of some woven fabric. પટ્ટી; કોર; ફીત; કિનાર; દોરી; લીરીયું. Also, *riband.*

**Ribibe,** *n.* (રીબા'ઇબ્)A guitar.સતાર;સારંગી.

**Rice,** *n.* (રાઇસ્) A cereal plant whose seed is used as food. ચોખા. **R. in husk**=ડાંગર. **R., pulse & curry**=દાળ ભાત ને કઢી.

**Rich,** *a.* (રિચ્) Wealthy. ધનવાન; પૈસાદાર; શ્રીમંત.2. Plentiful. પુષ્કળ; ઘણુંજ. 3.Fruitful; fertile.ફળવંત,દ્રૂપ. 4. Precious. કીંમતી;મૂલ્યવાન; ભારે. 5. Tasteful. સ્વાદિષ્ટ 6.Melodious.સુસ્વર-મધુર. *n.* (*pl.*) Wealth.ધન;સંપત્તિ;પૈસો;દોલત.

**Richly,** *adv.* (રિ'ચલી) In a rich manner. અતિઘણું;પુષ્કળ;સારી રીતે;શોભીતી-ઉમદા-પૂરતી રીતે.

**Richness,** *n.*(રિ'ચનિસ્)Wealthiness.શ્રીમંતાઇ; ધનાઢયતા.2.Fertility.રસાળતા;ફળવંતપણું;સરસતા.

**Rick,** *n.* (રિક) A heap of hay.ઘાસનો ઢગલો *vt.* To heap. ઢગલો કરવો.

**Rickets,** *n.* (રિ'કિટ્સ) Children's disease. રાંટા પગ વગેરે દરદ.

**Rickety.** *a.*(રિ'કિટિ)Shaky;insecure.ડગમગતું; લુલું; ખળભળી ગયેલું; અચોક્કસ.

**Rictus.** *n.*(રિ'કટસ્) The mouth of a bird. પક્ષીનું મ્હોડું.

**Rid**,*vt*.(રિડ્)To free or disencumber.છોડવવું-બચાવવું; કાઢીને સાફ કરવું. *a.* Free. છુટું; સાફ. **To be rid of**=માંથી મુક્ત થવું-બચવું. **To get rid of**=ની પીડામાંથી મુક્ત-છુટા ક૦,થવું.

**Riddance,** *n.* (રિ'ડન્સ્)Release;disencumbrance. મુક્તિ; છુટકારો;બચાવ; સાફ કરી નાંખવું તે.

**Ridden,**(રિ'ડન્)Past participle of "Ride". સ્વારી કરેલું; આરૂઢ.

**Riddle**,*vt*.(રિ'ડલ્)To sift coarsely.જાડા વેરની ચાળણીમાં ચાળવું. *n.* A coarse sieve. જાડી ચાળણી.2. An enigma;a puzzling question. સમસ્યા; ઉખાણો. કોયડો. *vt.* To make many little holes in. નાનાં નાનાં કાણાં પાડવા.*vi.*To be perforated with bullets. ગોળીઓથી છિન્ન વિચ્છિન્ન થવું, વિંધાવું.

**Ride,** *vt.* (રાઇડ્) To travel on the back of an animal like a horse &c. સ્વારી કરવી; સ્વાર થવું;ઘોડાપર બેસવું.**To R.at anchor**=લંગરવું.**To ride easy**=આંચકા વગર લાંગરવું. **To R. a hobby**=પોતાનો મનગમતો વિષય ઉપાડવો-વિષે વાત કરવી. **To ride over**=પરથી(ઘોડો)ફેરવી વાળવો.*n.*A trip on horse-back. ઘોડાપર બેસી ફરવું-સહેલ કરવી તે. [L. *rehda*, a chariot.]

**Rider,** *n.* (રા'ઇડર્) One who rides. સવાર.

**Ridge,** *n.* (રિજ્) A chain of hills. ડુંગરો-પર્વતોની હાર. 2. The angle of a roof.છાપરાનો ખુણો. Line of junction of slopes; narrow elevation. ધાર; કોર; કિનાર. *vt.* To form a chain. ટેકરાની હાર બનાવવી. 2. To wrinkle. કરચલી પાડવી **R. bone** The backbone.પીઠ; વાંસાનું હાડકું.

**Ridicule**,*n.* (રિ'ડિક્યુલ્) Mockery;derision; satire.હાસ્ય;મશ્કરી;ફજેતી.*vt.* To mock at.ની મશ્કરી કરવી;ને બનાવવું. [L. *ridiculum*,a jest.]

**Ridiculous,** *a* (રિડિ'ક્યુલસ્)Laughable and contemptible; droll; absurd. હાસ્યજનક; હસી કાઢવા જોગ.

**Ridiculously**, *adv.* (રિડિ'ક્યુલસ્લી) Preposterously. હાસ્યજનક રીતે; બેડોળ; કઢંગ.

**Riding**, *a.* (રા'ઇડિન્ગ્) Used in travelling સ્વારીનો-સવારી કરતો.*n.*The act of riding.સવારી.

**Riding-hood,** *n.* (રા'ઇડિન્ગ-હુડ) A hood used by women in riding. ઘોડાપર બેસતી વેળાએ સ્ત્રીઓને માથાપર પ્હેરવાનો બુરખો.

**Ridotto,** *n.* (રિ'ડૉટ્ટો) A favourite Italian song. જલસો; ગઝલ.

**Rife,** *a.* (રાઇફ્) Abounding in;replete with. પ્રચલિત; ભરેલું.

**Riffraff,** *n.* (રિ'ફ્રૅફ્) Refuse. કચરો-પૂંજો.

**Rifle,** *n.* (રા'ઇફલ્) A gun. પેચની બંદુક. 2. (*pl.*) Musketry. બંદુકવાળું લશ્કર. *vt.* To rob. લુંટ-ચોરી કરવી.

**Rifler,** *n.* (રા'ઇફ્લર) A robber.હરણ કરનાર; ચોર; લુંટારો.

**Rift,** *n.* (રિફ્ટ્) A fissure; crack; split.ચીરો; ફાટ.2 A ford.છાછરા પાણીવાળી જગ્યા;આરો.*vt.* To rend.ચીરા પાડવા.*vi.*To burst open.ઉઘાડું થવું;

**Rig,** *n.* (રિગ્) Dress. કપડાં. 2. A style of sails &c. વહાણના સઢ વગેરે બાંધવાની વ્યવસ્થા. **To run a rig**=કાવત્રું રચવું. *vi.* To play a trick. યુક્તિ રચવી.

**Rigger,** *n.* (રિ'ગર્) One who fits the sails &c.of a ship.વહાણના સઢ વગેરે બાંધનાર માણસ.

**Rigging,** *n.* (રિ'ગિન્ગ્) The ropes &c. of a ship. વહાણના સઢ બાંધવાનાં દોરડાં વગેરે.Hence 2. Dress. પોષાક; પહેરવેષ; કપડાં લત્તાં.

**Right,** *a.* (રાઇટ્) Direct; straight. પાસરૂં; સીધું; ઉભું. 2. Equitable. વાજબી; ઇન્સાફની રીતે. 3. Befitting; proper. ઠીક; બરાબર;યોગ્ય. 4. Real. ખરૂં; હકદાર. 5. Correct. સાચું-ખરૂં. 6. Opposite to "left"; dexter. જમણો;દક્ષિણ. **R. angle**=૯૦° ડિગ્રીનો કાટખુણો. *adv.* Properly. વાજબી રીતે બરાબર. 2. Correctly. ખરી રીતે; ભુલવગર; બરાબર રીતે. 3. Righteously. સત્યપૂર્વક;ખરી રીતે;ન્યાયથી.**R.Honourable**=નેકનામદાર.**R.along**=સીધું; અટકયા વિના-વગર. **Right away**=એકદમ; તરતજ; સીધેસીધું. *n.* Claim.દાવો;હક;છુટ;સ્વતંત્રતા.**By right**=હકથી, પૂર્વક.**To set or put right**=દુરસ્ત-બરાબર કરવું.**Might is right**=બળીયાના બે ભાગ.*vt.* To put right. સુધારવું.**To right a wrong**=અન્યાયની દાદ આપવી. *vi.* To resume a vertical position. સીધું થવું.**R. of way**=બીજાની જમીનમાંથી પસાર થવાનો હક. [L. *rectus*, straight.]

**Righteous,** *a.* (રા'ઇચસ્)Virtuous; godly. ધર્મી; સત્યવાદી; પુણ્યકર્મી; ન્યાયી.

**Righteousness**,*n.*(રા'ઇચસનિસ્) Virtuousness. સદાચાર; પવિત્રતા, નેકી; ધર્મિષ્ઠપણું; સાધુતા.

**Rightful**, *a.*(રા'ઇટ્ફુલ્)Lawful; legal.વાજબી. ખરું; હકદાર; દાવાદાર.

**Right-handed**,*a.*(રા'ઇટ-હૅન્ડિડ્) Working with the right hand.જમણે હાથે કામ કરનાર.

**Right-hearted,** *a.* (રા'ઇટ-હાર્ટિડ્) Good-natured. સારા સ્વભાવનું; માયાળુ; ભલું.

**Rightly,** *adv.* (રા'ઇટ્લી) Correctly; justly; properly. બરાબર રીતે; ન્યાયપૂર્વક.

**Rightward,** *adv.* (રા'ઇટ્વર્ડ) સીધેસીધા; હક્ષા

**Rigid**, *a.* (રિ'જીડ્) Stiff and inflexible. ટાટ; વળે, મરડાય નહિં એવું. 2. Stern; rigorous. આકરૂં; સખ્ત; કરડું;કડક; કઠણ;કઠિનતા [L. *regio*, I am stiff.]

**Rigidity-rigidness**,*n.*(રિજી'ડિટિ-રિ'જીડ્‌નિસ્) Severity. સખ્તાઈ; કઠોરતા; કઠિનતા; કડકપણું; કરડાપણું 2. Stiffness. વળે નહિં એવો ગુણ.

**Rigmarole**, *n.* (રિ'ગ્મરોલ્) Raving; nonsensical talk; meaningless talk.બકબક;લવારો; બડબડ; અર્થવિનાનું ભાષણ.

**Rigor**, *n.* (રિ'ગર)Same as "Rigour.". 2. Stiffness. કઠિનતા; કઠોરતા; કઠણપણું **Rigor Mortis**=માણસના મરણ પછી એના શરીરને આવતી કઠણતા, કડકતા; માણસનું શરીર લાકડા જેવું બની જાય છે તે.

**Rigorous**,*a.*(રિ'ગરસ્)Strict; severe; harsh. કરડું; આકરૂં; ઉગ્ર; કડક.

**Rigorously**, *adv.* (રિ'ગરસ્લી) Severely; strictly; harshly. બારીકીથી; સખ્તીથી;કરડીરીતે.

**Rile**, *vt.* (રાઇલ્) To make muddy. મેલું-ગંદુ-કચરાવાળું બનાવવું.2.To raise anger in. ગુસ્સો ચઢાવવો; ખીજવવું.

**Rill-let**,*n.*(રિ'લ-લેટ્)A very small brook.ઝરો.

**Rim**, *n.* (રિમ્) The edge or border.કિનારી-કોરણ-કોર-ધાર-કાંઠો.

**Rima**, *n.* (રા'ઇમ) A rent. ફાટ-ચીરાડો.

**Rime**, *n.* (રાઇમ્) Hoar-frost. ધોળું-જામેલી ઝાકળ. *vi.* To congeal into frost. જામીને ધોળું ઝાકળ થવું. 2. Same as "Rhyme."

**Rimple**, *n.* (રિ'મ્પલ્) Wrinkle.કરચલી;કરોચી.

**Rind**, *n.* (રાઈન્ડ) The skin of a fruit;skin of bacon.ફળની છાલ-છોલ;ભુંડ. ડુક્કરના માંસ પરનો થર; પનીર પરનો પોપડો. *vt.* To remove the rind from the kernel.ની છાલ ઉતારી લેવી.

**Ring**, *vt.* (રિન્ગ્) To cause to produce a sound. વગાડવું; ઘંટ વગાડવો. *vi.* To sound. અવાજ થવો-વાગવું; ગાજી ઉઠવું. *n.* Anything in the form of a circle; especially a circle of gold worn round the fingers. કુંડાળું; ગોળ; અંગુઠી; વિંટી; મુદ્રિકા; કડું. 2. Arena for shows &c. અખાડો; કુંડાળું **The ring**=મલ્લ લોકોની-કુસ્તી કરવાનો ધંધો *vt.* To circle. ની આસપાસ કુંડાળું કરવું-ઘેરી લેવું. 2. To fit with rings. વિંટી-અંગુઠી પ્હેરાવવી. *n.*Sound. અવાજ; રણકો; ભણકારો. 2. Curls of smoke. ધુમાડાના ગોટેગોટા *vi.* To rise in curls as smoke. ગોટેગોટા નીકળવા.

**Ringing**, (રિ'ન્ગિન્ગ્) Present participle of "Ring." વાગવું.

**Ring-leader**, *n.* (રિ'ન્ગ-લીડર્) The arch-conspirator. બંડખોરોની ટોળીનો સરદાર-મુખ્ય મસ્તી ખોર.

**Ringlet**, *n.* (રિ'ન્ગલિટ્) A small ring. નાની વિંટી-અંગુઠી. 2. Curl of hair. વાળનો ગુચ્છો.

**Ringworm**, *n.* (રિ'ન્ગવર્મ્) A contagious skin disease, forming rings whose area is slightly discoloured. ગજકર્ણ; ધાધર; દરાજ.

**Rinse**, *vt.* (રિન્સ્)To wash lightly; to pour water into. વીછળવું; નીચોવવું; ધીમેથી પાણીમાં બોળી ધોવું;ગુડગુડ ક૦;કોગળા ક૦.

**Riot**, *n.* (રા'યટ્) Tumult; disturbance; disorder. દંગો; હુલ્લડ; તોફાન. 2. Revelry. મસ્તી; મોજમજા. 3. Disturbance of peace. સુલેહ-શાંતિનો ભંગ કરવો તે. **To run r.**= વંઠવું; વંઠી જવું;બગડવું.*vi.*To raise an uproar. તોફાન-હુલ્લડ મચાવવું 2. To revel.ભોગ વિલાસ-મોજમજા કરવી.

**Rioter**, *n.* (રા'યટર્) A reveller. ભોગ વિલાસી. 2. A rebel. બળવાખોર; તોફાન-હુલ્લડ મચાવનાર; રાજદ્રોહી; ફિતુરી.

**Riotous**,*a.*(રા'યટસ્) Revelling. ભોગવિલાસી. 2.Tumultuous. તોફાની-હુલ્લડ મચાવતું; ફિતુરી.

**Rip**, *vt.* (રિપ્) To cut open. ચીરીને કાપી કાઢવું. અંદરથી કાઢવું. 2. To lay bare. પૂરૂં ઉઘાડું પાડવું.3. To saw lengthwise.લાંબું વહેરવું.

**Ripe**. *a.* (રાઈપ્)Mature; perfect. પાકું; પાકેલું; પરિપકવ; કાબેલ; નિપુણ 2. Ready for action or effect. તૈયાર; સજ્જ. *vt.* To ripen. પાકવું.

**Ripen**, *vt.* (રા'ઇપન્)To become ripe.પાકું-પરિપકવ-અનુભવી થવું.

**Ripeness**, *n.* (રા'ઈપનિસ્) Maturity. પાકવું તે; પરિપકવતા; કાબેલીયત; સજ્જતા.

**Ripple**, *n.* (રિ'પલ્)An agricultural instrument. દાંતો; પાવડો. *vt.* To gather with a ripple. પાવડી-દાંતીથી એકઠા કરવું. 2.To fret or ruffle as water.ધીમેથી ખળખળ એવો અવાજ કરવો. *vi.* To ruffle or be disturbed, as water. ઉપર લ્હેર ઉઠવી-આવવી. *n.* A ruffling of the surface of water. નાનાં-ઝીણાં મોજાં.

**Rip van Winkle**, *n.* (રિપ્વૅન્‌વિ'ન્કલ્) Person far behind the times. રામાવતારી; જુના જમાનાનો, અણઘડ, અજ્ઞાન માણસ.

**Ris**, *n.* (રિસ્)A twig; a branch. ડાળી; શાખા.

**Rise**, *vi.* (રાઇઝ્) To go up. ચઢવું-ચાલીને કે ગમે તે રીતે ઉપર જવું; ઉંચે જવું. 2. To float in a fluid. પાણી વગેરેમાં તરી આવવું. 3. To move upward. 4. To grow. ઉંચું વધવું. 5. To become filled with water.માં પાણી ચઢવું, ઉભરાવું. 6. To stand up. ઉભા થવું-ઉઠવું.7.To

seem high. ઉંચું દેખાવું. 8.To appear above the horizon. ઉગવું;ઉદય થવો. *vt.*To originate. માંથી નીકળવું-નું મૂળ હોવું. 2. To increase in size, strength &c. કદ-બળ-કિંમત વગેરેમાં વધવું; નો જોર-જુસ્સો વધવો. 3. To become larger. ઉપસવું-મોટા થવું.4.To become more intense.નું જોર-તીવ્રતા વધવી. 5. To increase in amount. રકમમાં વધવું. 6. To rebel. સામા થવું-બળવો ઉઠાવવો. 7. To occur. મનમાં આવવું. 8. To be resurrected. કબરમાંથી ઉઠવું. 9. To end officially,as a meeting &c.સભા પૂરી-વિસર્જન થવું. *n.* Origin. મૂળ. 2. Appearance above the horizon. ઉદય. 3. Increase;betterment. તેજી; ચઢતી; ઉન્નતિ; ઉત્કર્ષ; વધારો; વૃદ્ધિ; ઉદય; ચઢતી પાયરી-કળા.

**Risibility, risibleness,***n* (રિઝિબિ'લિટી-રિ'ઝિબલનિસ્) Proneness to laugh. હાસ્યશીલતા; હસવાની ટેવ; હસનસામર્થ્ય.

**Risible,** *n.* (રિ'ઝિબલ્)Ludicrous;ridiculous; inclined to laugh. હસવાલાયક; હસી શકે એવું [L. *rideo,* I laugh].

**Rising,** *a.* (રા'ઈઝિન્ગ)Increasing in wealth, position &c.દોલત-શક્તિ-પ્રખ્યાતિમાં વધતું-ચઢતું; ઉંચી સ્થિતિવાળું. 2. Growing. વધતું જતું. *prep.* More than. ના કરતાં વધારે.

**Risk,** *n.* (રિસ્ક્) Danger; peril; jeopardy; responsibility. જોખમ-જુમ્મો; ભય. **To run a R.**=જોખમ માથે વ્હોરી લેવું. **At all risks**= ગમે તે થાય તોપણ.*vt.*To put in peril or danger. ને જોખમમાં નાંખવું-નો જુમ્મો માથે લેવો. [L. *reseco,* I cut off.]

**Rite,** *n.* (રાઇટ્) A religious ceremony. ધર્મક્રિયા-વિધિ.

**Ritual,** *n.* (રિ'ટ્યુઅલ્) Rite. ધર્મક્રિયા-વિધિ. *a.* About a religious ceremony. ધર્મક્રિયા-વિધિ સંબંધી-નું.

**Ritualist,** *n.* (રિ'ટ્યુઅલિસ્ટ્) One who observes ceremonies of religion very orthodoxily. ધર્મક્રિયા-વિધિનું બરાબર પાલન કરનાર, પ્રમાણે ચાલનાર, માનનાર.

**Rivage,** *n.* (રિ'વેજ્) A bank, of a river. કિનારો. 2. A duty on vessels. વહાણો ઉપર નદીઓમાંથી પસાર થવા સારૂ લેવાતો કર. [L. *ripa,* a bank.]

**Rival,** *n.* (રા'ઇવલ્) One who is in pursuit of the same object as another;a competitor. પ્રતિસ્પર્ધી;બરાબરીઓ. *a.* Competing.અરસપરસ સ્પર્ધા-સરસાઈ કરનાર. *vt.* To compete with. ની સાથે હરિફાઇમાં ઉતરવું,-સ્પર્ધા કરવી,તુલના,સરખામણી, બરોબરી થવી, કરવી. *vi.* To be a competitor. હરિફાઇ હોવી. [L. *rivus,* a brook.]

**Rivalry,** *n.* (રા'ઇવલ્રી)Emulation; competition. હરિફાઈ; ચડસાચડસી; પ્રતિસ્પર્ધા.

**Rive,** *vt.* (રાઇવ) To rend. ફાડવું-ચીરવું. *vi.* To be rent. ફડાવું; ચીરાવું.

**River,** *n.* (રિ'વર્) A very large stream. સરિતા; નદી; નદ. **R. bed**=નદીનું પાત્ર; નદીના તળીયાની જમીન. **R. dragon**=સુસર; મગર,

**Rivet,***n.*(રિ'વિટ્) A short pin or bolt. બન્ને તરફથી બેસાડવાનો બે માથાંનો ખીલો. *vt.*To fasten with a rivet. ખીલાથી મજબુત જડવું.

**Rivulet** *n.* (રિ'વ્યુલિટ્) A small stream. વહેળીયું; નાની નદી; નાળું.

**Road,** *n.* (રોડ્) A street; road prepared for foot-passengers or riders. રસ્તો; માર્ગ; સડક. **To go on the road**=વેપાર-મુસાફરીના કામમાં રોકાવું. **To take to the road**=રસ્તાપર લુંટફાટ કરવાનો ધંધો લેવો. **Public road.**=સરીયામ-રાહદારી, જાહેર, માર્ગ-રસ્તો; રાજમાર્ગ.

**Roadway,** *n.* (રો'ડવે) Main part of a road. પ્હોળો ભાગ; મ્હોટો રસ્તો.

**Roam,** *vt.* or *vi.* (રોમ્) To wander;to ramble. ભટકવું; રખડવું; આથડવું; ફરવું.

**Roan,***n.*(રોન) Soft sheepskin leather used in book-binding.ચોપડીઓ બાંધવાનું ઘેટાંનું ચામડું.

**Roar,** *vi.* (રોર્) To bellow, as a lion &c. બરાડવું-બુમ મારવી; ગર્જના કરવી. 2. To cry out in distress. આરડવું-ચીસ પાડવી. *n.* Loud sound or cry. નાદ; ગર્જના; સ્વાર;શબ્દ;ધ્વનિ. **Roaring**=ગર્જના.

**Roast,** *vt.* (રો'સ્ટ) To cook by throwing in fire. ભુંજવું-સેકવું.2. To heat excessively. ખુબ તપાવવું. **To rule the roast**= કામકાજના ઉપરિ હોવું.

**Rob,***vt.*(રૉબ્)To plunder or strip unlawfully. લુંટવું; ચોરવું. 2. To deprive of property by violence. પડાવી-છીનવી લેવું.

**Robber,***n.*(રૉ'બર્) A thief;one who commits robbery. ચોર; લુંટારો; ધાડ પાડનાર.

**Robbery,***n* (રૉ'બરી)Forcible theft; pillage. ચોરી-લુંટ-અપહરણ. 2. The crime of pillage. લુંટ-ધાડ પાડવાનો ગુન્હો.

**Robe,** *n.* (રોબ્) A loose outer garment. જામો;ઝબ્બો. **Robe of honour**=ખીલત. *vt.* To dress. પોષાક પ્હેરાવવો; ઢાંકવું.

**Robin,** *n.* (રૉ'બિન્) A red singing bird of Europe. રાતી ચકલી.

**Robust**, *a.* ( રૉબ'સ્ટ ) Sturdy; of strong physique. બળકટ; જબરૂં; કદાવર; જોરાવર; મ્હેનતુ; ધટ્ટકટ્ટ [*L. robus*, strength]-°**ious.** ધમાલીયું.

**Robustness**,*n.*(રૉબ'સ્ટનિસ્) Vigorousness. જોરાવરપણું; બળકટપણું; જબરાપણું.

**Roc**, *n* (રૉક્)Gigantic bird of Eastern tales.

**Rochealum**, *n.* (રૉ'કીલમ્) Pure alum. ચોકખી ફટકડી.

**Rock**, *n.* (રૉક્)A large fixed stone or crag &c. ખરાબો; ખડક. *vt.* To swing in a cradle &c. હિંચકા-ઝોલા નાંખવાં. 2. To lull to sleep by swinging. હિંચકા નાખી સુવાડવું *vi.* To swing. હિંચકા ખાવા. 2. To reel.ઝુલવું-ડોલવું-ડગવું. **R. crystal**=કાચમણિ-બિલોર.

**Rocker**, *n.* (રૉ'કર્) One who rocks. હીંચકા નાંખનાર;હીંચકાની ઉપલી થાંભલી.2.A toy-horse. છોકરાંઓને રમવાનો ઘોડો.

**Rockery**, *n.* (રૉ'કરી) Roughness of stones. ખરબચડી જમીન, પથ્થર.

**Rocket**, *n.* (રૉ'કિટ્) A fire-work. બાણ; હવાઈ; તારામંડળ.*vi.* To rise straight up. સીધું ઉંચે ચઢવું. [*L.rochet-*, an ignited firework.]

**Rockiness**, *n.* (રૉ'કિનિસ્) The state of being full of crags. ખડકવાળું હોવું તે.

**Rock-oil**, *n.* (રૉ'ક-ઑઈલ્) Petrol. પેટ્રોલ.

**Rock-salt**, *n.* (રૉ'ક-સૉલ્ટ્) A kind of salt. સિંધવ; સિંધાલું.

**Rocky**, *a.* (રૉ'કી) Craggy; full of stones. ખડકાળ; ખડકવાળું.

**Rod**,*n.*(રૉડ્)A slender straight round stick or metal bar.સોટી-લાકડી;દંડ-સોટો.2.Punishment. શિક્ષા-સજા-નસીયત.3 Sceptre.રાજદંડ.4.Power. સત્તા-અધિકાર. 5. A measure of length = 16½ feet. સાડાસોળ ફુટનું માપ.**Spare the rod, and spoil the child**=છડી લાગે છમછમ, વિદ્યા આવે ધમધમ.

**Rodent**, *a.* (રો,'ડન્ટ્) Gnawing. કરડી ખાનાર-કાતરી ખાનાર. *n.* An animal which gnaws. કરડી-કાતરી ખાનાર પ્રાણી [L. *rodo*, I gnaw.]

**Rodomontade**, *n.* (રૉડોમન્ટે',ડ) Vain-gloriousness. ટાયલું; બડાઇ; ફુલણશીપણું.

**Roe**, *n.* (રો,) A female deer હરણી-મૃગલી. 2. The *eggs* of a fish. માછલીનાં ઇંડાં.

**Rogation**, *n.* ( રોગે,'શન્ ) A supplication or litany. પ્રાર્થના; અરજ; કાલાવાલા; પોથી.

**Rogue**, *n.* (રો.'ગ્) A rascal or dishonest person. લુચ્ચો; લબાડ; હરામખોર; રખડેલ માણસ; શઠ. **A pack of rogues**=ચંડાળ ચોકડી. *vi.* To play the vagabond. હરામખોરી કરવી-રખડેલ હોવું.

**Roguery**,*n* (રો',ગરી)Knavishness;rascality. દગલબાજી; લુચ્ચાઈ; ઠગવિદ્યા.

**Roguish**,*a.*(રો',ગિશ)Knavish;mischievous. દગલબાજી; લબાડ; કપટી-લુચ્ચું-ધૂર્ત-શઠ.

**Roil**, *vt.* (રૉઈલ્) To make turbid. ગંદું કરવું.

**Roist**, *vt.* (રૉ'ઇસ્ટ્) To boast; to be proud of. બડાઈ મારવી; ફુલ મારવી; વધારીને કહેવું.

**Roll**,*vt.*(રો,લ)To revolve. ગબડાવવું; ફેરવવું. 2. To wind.નો વીંટો વાળવો.3. To wrap. લપેટવું. 4. To move on. આગળ વધવું. 5. To press with a roller. રોલર વડે દબાવવું-સપાટ કરવું. 6. To reflect. વિચારમાં પડવું **To r. oneself**=લોટવું. *vi.* To revolve. ગોળ-ધરી પર ફરવું 2. To be wound. વિંટવું-લપેટવું; હોવું. 3. To move circularly. ફરવું. 4. To ripple.મોજાની પેઠે હાલવું; વહેવું.5.To rock. ડોલવું. 6. To wallow. લોટવું. 7. To make a rumbling noise. ગડગડાટ થવો. *n.* The act of rolling. ગબડાવવું તે. 2. A roller. રોલર. 3. Anything rolled up. વિંટો;ભુંગળું. 4. A register. નોંધપત્રક;યાદી. 5. A bundle of tobacco leaves. તમાકુનો પડો. 6. A loud reveberatory sound. (મેઘ) ગર્જના.**To call the roll**=હાજરી પૂરવી-લેવી.

**Rollic**, *vi.* (રૉ'લિક્) To make merry. રમત-ગમત, મસ્તી, કરવી.

**Rollicking**,*a.*(રૉ'લિકિન્ગ્) Jolly;humorous; witty. ગમતી; આનંદી; રમતીયાળ.

**Rolling**, *a.* (રો,'લિંગ) Turning round. ગબડતું; પૈડા પર ચાલતું. **R. pin**=વેલણ.

**Romaic**, *a.* (રોમે,'ક)About Rome and its languages. અર્વાચીન રોમન-ઇટલી સંબંધી અથવા તેમની ભાષાની-નું.

**Roman**, *a.* (રો',મન્) About Rome or the Romans. રોમન લોકો અથવા રોમ વિષે-*n.* An inhabitant of Rome. રોમવાસી; રોમનો રહેવાસી **R. Catholic**=રોમન કેથલિક ધર્મનો અનુયાયી.માનનારો.**R.fever**=Malaria prevalent at Rome. **R. law**=પ્રાચીન રોમનો કાયદો, કાયદો.**R.letters**=વાંકા અક્ષર [*L.Romanus-Roma*, Rome.]

**Roman**, *a.* (રો,'મન્) About Rome or the Romans. રોમન લોકો અથવા તેમની ભાષા વિષે. *n.* An inhabitant of Rome. રોમનો રહેવાસી; રોમન માણસ. [L. *Roma*, Rome.]

**Romance**, *n.* (રોમૅ'ન્સ્) A kind of novel dealing with extraordinary and often extravagant adventures નવલકથા; અદ્ભુત કલ્પિત વાર્તા; બનાવેલી, કલ્પિત વાત; દાસ્તાન; નૉવેલ વિષેનું.

**Roman-cement,** *n.* (રો,'મન-સીમેન્ટ્) A kind of cement. એક જાતની ઘણી સરસ સીમેંટ-કોલ. 2. સાગોળ.

**Romanesque,** *a.* ( રોમને'સ્ક્ ) Somewhat Romanish. રોમન રાજ્યની બાંધણી સંબંધી. 2. Imaginary. કલ્પિત.

**Romanism,** *n.* (રો,'મનિઝમ્) Roman Catholic religion. રોમન કૅથલિક ધર્મ.

**Romanize,** *vt* (રો,'મનાઇઝ્)To make Roman. રોમન બનાવવું; રોમન કૅથલિક ધર્મના બનાવવું; ભાષામાં લૅટિન શબ્દ ભેળવા, ઉમેરવા.

**Romantic,** *a.*(રોમૅ'ન્ટિક્) Imaginary. કલ્પિત; વિલક્ષણ; ચમત્કારી; અદ્ભુત. 2. Fanciful. લ્હેરી; તરંગવાળું 3. Wildly picturesque (as scenery) રમ્ય-અદ્ભુત દેખાવ.

**Romish,** *a.* ( રો,'મિશ્ ) Roman Catholic. રોમન કૅથલિક ધર્મનું.

**Romp,** *vi.* (રૉમ્પ) To leap and frisk about in play. કૂદાકૂદ કરી રમવું; ધીંગાણું કરવું. *n.* A boisterous girl. ઉચ્છૃંખલ છોકરી. 2. Boisterous play. તોફાનીરમત, કૂદાકૂદ; ધીંગાણું; ધમાચકડી; ધમસાણ.

**Ronion,** *n.* ( રૉ'ન્યન્ ) A scurvy person. ફાતમા; કદરૂપી સ્ત્રી.

**Rood,** *n* (રૂડ્) A cross or crucifix. ક્રૉસનું ચિહ્ન, છબી. 2. Quarter of an acre; a measure equal to 5½ yards. એક એકરનો ચોથો ભાગ; પોલ; સાડા પાંચ વાર.

**Roof,** *n.* (રૂફ્) The cover on the top of a house. છાપરું. **The r. of the mouth**= તાળવું. 2. The interior of a vault. ઘુમટ; ઘુમજ. **The r. of heaven**=આકાશ. **Under one's r.** ના ઘરમાં. *vt.* To furnish with a roof. છાપરું ચઢાવવું, ક૦.

**Roofing,** *n.* (રૂ'ફિન્ગ) The act of covering with a roof. છાપરું કરવું તે. 2. The materials of a roof. છાપરું બનાવવાનો સામાન.

**Roof-tree.** *n.* (રૂ'ફ-ટ્રી) The beam in the angle of a roof. છાપરાના ખુણાનું મોભીયું.

**Rook,** *n.* (રૂ'ક) A bird like crow. એક જાતનો કાગડો. 2. **In chess,** the castle or one of the four pieces played from the corner square of the chess-board. શેત્રંજનો હાથી.

**Rookery,** *n.* (રૂ'કરી) The nests of rooks. કાગડાઓની માળા બાંધવાની જગ્યા. 2. A close assemblage of insanitary houses. નીચ વરતીને રેહવાનાં ઘરોનો સમૂહ; ગંદા ઘરોનો લતો.

**Room,** *n.* ( રૂમ્ )A chamber or apartment. ઓરડી; સ્થળ; ઠેકાણું; ખંડ; ઓરડો. 2 Place. જગ્યા; ઠેકાણું; બેઠક *vi.* To dwell. વસવું; રહેવું. **In the room of**=ની જગ્યાએ; ઠેકાણે. 2. Place. અવકાશ; જગ્યા; ઠેકાણું; પ્રયોજન; ઉદ્દેશ. **To make r. for**=ને જગ્યા આપવી. **To take up r**= જગ્યા રોકવી. [L. *rue*, a country ]

**Roominess,** *n.* (રૂ'મિનિસ્) Extensiveness. વિશાળતા; મ્હોટાપણું.

**Roomy,** *a.* (રૂ'મી) Spacious. વિશાળ; મ્હોટું; પૂરતી જગ્યાવાળું.

**Roost,** *n.*(રૂસ્ટ્) The pole or other support on which the birds rest at night. પક્ષીઓની આરામ લેવાની દાંડી. 2. A collection of fowls. મરઘી વગેરેનું ટોળું-સમૂહ. *vi.* To lodge or perch. માળો બાંધવો; બેસવું.

**Root,** *n.* (રૂટ્) That part of a plant which has fixed itself in the earth. મૂળીયું; જડ; મૂળ. 2. Roots used as food. કંદમૂળ. 3. The original form of a word. શબ્દનો મૂળ ધાતુ 4. The origin at the cause. કારણ; મૂળ; મૂળ કારણ. **To take root**=ઉગવું. **Root and branch** છેક; તદ્દન; પૂરેપૂરું. *vi.* To take root. મૂળ બાઝવું, ઘાલવું. *vt.* To implant or establish firmly. સ્થાપિત-મજબુત પાયાપર લાવવું-કરવું. **To root out**=જડમૂળથી ઉખેડી નાંખવું.

**Rooted,** *a.* (રૂ'ટિડ્)Fixed; deep. મૂળ બાઝેલું; સ્થાપિત થયેલું; જડિત.

**Rope,** *n.* (રો,પ્ ) A big, strong cord. દોરડું; જાડો દોર; નાડો. 2. A chain or row. શ્રેણી-માળા. 3. *pl.* The small intestines. નાનાં આંતરડાં. **To give one the rope**=ફાવે તેમ કરવાની છુટ આપવી. *vt.* To fasten with a rope. દોરડા વતી બાંધવું.

**Ropy,** *a.* (રો,'પી) Capable of being drawn into a thread. તાર-રેસાવાળું.

**Roquefort,** *n.* (રૉ'કફૉર) એક જાતની પનીર.

**Roquet,** *n.* ( રો,'કી ) ક્રોકેની રમતમાં દડાની અથડામણી. *v.* દડો મારવો.

**Roral,** *a.*(રો'રલ્) About dew. ઝાકળનું-સંબધી. [L. *roris*, dew.]

**Rosary,** *n.* (રો,'ઝરી) A garden of roses. ગુલાબવાડી. 2. Prayer beads. જપવાની માળા-રૂદ્રાક્ષ વગેરેની માળા.

**Roscid,** *a.* (રૉ'સિડ) Dewy. ઝાકળવાળું-ઝાકળનું. [L. *roris*, the dew.]

**Rose,** *n.* (રો,ઝ)A kind of sweet-smelling; beautiful flower, pink in color. ગુલાબનું ફુલ. **Under the rose**=છૂપી-છાની રીતે; ગુપ્તપણે. **The roses on the cheek**=ગાલપરની ગુલાબી. **Wars of the roses**=યૉર્ક અને લૅન્કેસ્ટરના બાદશાહી કુટુંબ વચ્ચેની લડાઈ.

**Roseate,** *a.* (રો,'ઝીએટ્) Rosy. ગુલાબના ફુલથી ભરેલું-ભરપૂર. 2. Like the rose in colour or

fragrance. વાસ-રંગમાં ગુલાબના ફુલ જેવું. [L. *rosa*, a rose.]

**Roset**, *n.* (રો,'ઝેટ્) A red paint. ચિતરવામાં વપરાતો લાલ રંગ.

**Rosemary**, *n.* (રો,'ઝમરી) Ever green fragrant shrub. એક જાતનો બારમાસી જેવો છોડ.

**Rose-water**, *n.* (રો,'ઝ-વૉટર્) Water tinctured with roses. ગુલાબજળ.

**Rose-wood**, *n.* (રો',ઝ-વૂડ્) A kind of valuable timber, dark red in colour. એક જાતનું કિમતી ગુલાબી રંગનું ઈમારતી લાકડું; મહોગની, માંગણી જેવું.

**Rosin**, *n.* (રૉ'ઝિન્) Solid resin. રાળ.

**Rosinante**, *n.* (રૉઝિનૅ'ન્તી) સુકલકડી, થાકેલું ઘોડું; ડૉન્ કિવઃસોટનું ઘોડું.

**Roster**, *n.* (રૉ'સ્ટર) નોકરીનું સમય પત્રક.

**Rosiness**, *n.* (રો,'ઝિનિસ્) Pinkness. ગુલાબી રંગની છટા; ગુલાબીપણું.

**Rosiny**, *a.* (રૉ'ઝીની) Full of resin or like it. રાળ જેવું; રાળવાળું.

**Ross**, *n.* (રૉસ્) The rough skin on the bark of trees. ઝાડની ખડબચડી છાલ. *vt.* To remove the bark. છાલ ઉખેડી લેવી.

**Rostral**, *n.* (રૉ'સ્ટ્રલ્) Like or about the beak of birds. પક્ષીની ચાંચનું જેવું.

**Rostrum**,*n.*(રૉ'સ્ટ્રમ્)The head of a ship. વહાણની ચાંચ, મથાળું.2.An elevated stage or pulpit for speaking.ભાષણ કરવાની ઉંચી જગ્યા; પ્રસિદ્ધિ સ્થાન.

**Rosy**, *a.* (રો,'ઝી) Pink; blushing. ગુલાબી; લજવાતું; લાલ; સુરખ. 2. Very alluring or hopeful. મનોહર;મન આકર્ષણ કરતું.સરસ; મજેદાર

**Rot**,*vt* (રૉટ્) To cause to putrefy or decay. કોહવડાવવું; સડાવવું. *vi.*To decay or putrefy. સડવું-કોહવું.*n.*Decay. સડો. Nonsense. બકવાદ.

**Rotary**, **rotatory**, *a.* (રો,'ટરી-રો,'ટેટરી) Turning round an axis. ચક્રગતિનું સંબંધીવાળું; ગોળ ચક્રની માફક-ફરતું.

**Rotate**, *vt.* (રોટે,'ટ્) To cause to revolve. ગોળ-ચક્રની પેઠે ફેરવવું. *vi.* To revolve. ગોળ ફરવું. *a.* Wheel-shaped. ચક્રાકાર; વર્તુલાકાર. [L. *rota*, a wheel.]

**Rotation**, *n.* (રોટે,'શન્) Revolving or revolution. ગોળ ફેરો. 2.Alternation ક્રમ;ગતિ. ચડ ઉતર.

**Rote**, *n.* (રો,ટ) Repetition of words, without understanding the meaning thereof. પોપટની માફક બોલી જવું તે. **Mere repetition by rote**=પોપટ પંડિતાઈ; ગોખણપટ્ટી. *vt.* To cram. ગોખણપટ્ટી કરવી; ગોખવું. *vi.* To rotate. ચક્રમાં ફરવું. [Fr. *rote*, a way.]

**Rotten**, *a.* (રૉ'ટન્) Decayed. કોહી ગયેલું; સડેલું. 2. Smelling very bad.ખરાબ ગંધવાળું.

**Rotund**, *a.* (રોટ'ન્ડ્) Circular; round.વર્તુલાકાર; ગોળ; ગોળાકાર. [L. *rotundus*.]

**Rotundity-rotundness**, *n.* (રોટ'ન્ડિટી-રોટ'ન્ડનિસ્) Circular shape. ગોળાકાર.

**Rotunda-o**,*n* (રોટ'ન્ડ-ન્ડો)A round building. ગોળ આકારનું મકાન.

**Roue**, *n.* (રૂ'એ)A profligate. દુરાચારી;લંપટ.

**Rouge**, *n.* (રૂ'ઝ્) A red toilet powder. કસુંબી રંગનો મ્હોડે લગાડવાનો પાઉડર. *vi.* To apply rouge. મ્હોડાપર પાવડર લગાવવો.

**Rough**, *a.* ( રફ્ ) Uneven; not smooth. ખડબચડું-ઉંચનીચ; વિષમ. 2. Tempestuous. તોફાની-ઉછળતું. 3. Uncivilized. અણઘડ:અણસુધરેલું. *n.* Storm. દરીયાઈ તોફાન. **In the rough**=સફાઈ વગર.**To rough it**=દુનિયાના સુખદુઃખ અનુભવવાં-વેઠવાં.

**Rough-cast**, *vt.* (રફ-કાસ્ટ્) To sketch a draft. ખરડો કરવો. 2. To cement. કોલ દેવો-લગાડવો. *n.* A rude model. બેઢંગો નમુનો 2. Rough cement. દેશી કોલ, ચીમેટ.

**Roughen**, *vt.* ( રફન્ ) To make rough. ખડબચડું કરવું-બનાવવું. *vi.* To become rough. ખડબચડું થવું.

**Rough-hew**, *vt.* (રફ્હ્યુ) To saw without smoothing. સાફ કર્યા વગર આરીવતી કાપવું.

**Roughly**,*adv.*(રફ્લી) In a rough manner. ખડબચડી, અશુદ્ધ રીતે, જંગલી રીતે; અડસટ્ટે.

**Roughish**, *a.* (રફિશ્) A bit rough. જરાક ખડબચડું.

**Roughness**, *n.*(રફ્નિસ્) State or quality of being rough. ખડબચડાપણું.

**Rough-rider**,*n.*(રફ-રાઇડર્)A horse-trainer. ચાબુક સ્વાર.

**Rough-shod**, *a.* ( રફ-શૉડ્ ) Shod with rough shoes. દેશી નાળ જડેલું.

**Roulade**, *n.* (રૂલૅ'ડ્) આલાપ.

**Rouleau**, *n.* (રૂલો,') નાણાંની થોકડી, ઢગલી; ગુંચળું; ભુંગળું.

**Round**, *a.* ( રાઉન્ડ્ ) Globular; spherical. વર્તુલાકાર; ગોળ. 2. Perfect. પૂર્ણ. 3. Plain. સ્પષ્ટ વક્તા; ચોકખું. **At a round rate**=ઝડપથી-ઉતાવળથી. **Round hand**=ગોળ-મોતીના દાણા જેવા અક્ષર.**To bring up with a round turn**=એકદમ અટકવું. *n.* Alternating duty; rotation as in office.વારો;ક્રમ; આંટો 2. [Military.] The beat of a sentry &c. રોન; પ્હેરો. 3. A volley of shots. એક સામટો બંદુકનો બાર. *adv.* Everywhere. સઘળી

બાજુએ. 2. In a round manner. ગોળ-સંપૂર્ણ રીતે. **To bring one round**=ઠેકાણાપર લાવવું. 2. કોઇની પણ તબિયત ઠેકાણાપર લાવવી. *prep.* About, around. આસપાસ **Round about** =ગોળ ફરતે;આસપાસ;મુદ્દા વગર;લાંબું લાંબું. *vt.* To make circular. ગોળ કરવું, બનાવવું. To encircle or cut off. ઘેરી લેવું-ની આસપાસ ફરી વળવું;પ્રદક્ષિણા કરવી. *vi.* To become round. ગોળ થવું. 2. To go around, as a guard. ચોકી કરવી; પ્હેરો ભરવો.

**Roundel,** *n.* (રા'ઉન્ડેલ) A small disk. નાની તક્તી, ચાંદ.

**Roundelay,** *n.* (રા'ઉન્ડિલે) Bird's song. પક્ષીઓનું ગાયન, ગીત; ધ્રુવપદવાળું ટુંકું ગીત.

**Round-head,** *n.* (રા'ઉન્ડ-હેડ્) A nick-name given to the followers of Oliver Cromwell. પ્યુરિટન લોકોનું એક નામ.

**Round-house,** *n.* (રા'ઉન્ડ-હાઉસ્) A guard-house. ગેટ, ચોકી.

**Roundlet,** *n* (રા'ઉન્ડલિટ્) A small circle. નાનું વર્તુળ; ઘેરો; ગોળ.

**Roundly,** *adv.* (રા'ઉન્ડ્લી) In a round manner. ચકાકાર; ગોળ રીતે; તદ્દન; સંપૂર્ણ રીતે. 2. Plainly. ખુલ્લી રીતે; ચોખ્ખી રીતે.

**Roundness**,*n.* (રા'ઉન્ડનિસ્) Circular shape. ગોળાકાર; વર્તુલાકાર. 2. Plainness. ખુલ્લેખુલ્લી રીતે કહી દેવું તે.

**Roup**, *v. n.* (રૂપ) હરાજ કo;હરાજી;લીલામ.

**Rouse,** *vi.* or *vt.* (રાઉઝ્) To haul. દોરડાથી ખેંચવું;પકડવું. *vt.* To awaken. જાગૃત, સતેજ કરવું; જગાડવું. *vi.* To get up. ઉઠવું. 2. To be excited. ઉશ્કેરાવું.

**Rout,** *vi.* (રાઉટ્) To shout. બુમ પાડવી. *n.* A shout. ચીસ; બુમ. **To rout out**=શોધવું; જોર જુલમથી કાઢી મુકવું. 2. A rabble. તોફાની-અધમ લોકોની ટોળી. 3. Disorganised state. ભંગાણ; અવ્યવસ્થા. 4. Disturbance. સુલેહભંગ. **To put to rout**=હરાવીને નસાડવું. *vt.* To cause to flee in disorder. હરાવીને વિખેરી નાંખી નસાડવું. [L. *rumpo*, I break.]

**Route,** *n.* (રુટ્) A way, road or course. માર્ગ;વાટ;રસ્તો. **R. by land**=જમીન,સ્થલ માર્ગ. **R. by sea**=જલમાર્ગ.-(રાઉટ) કુચ હુકમ.

**Routine,** *n.* (રુટી'ન્) A daily practice or course in business &c. નિત્યક્રમ; પાઠ;પરિપાઠ; હંમેશની ટેવ.

**Rove,** *vt.* (રો'વ્) To wander over. રખડવું. *vi.* To stroll or wander. રખડવું-રઝળવું. 2. To spin. કાંતવું. 3. To twist. વાળવું. *n.* A sliver of cotton. રૂની પુણી; ઉનની કોકડી. *vi.* To practise piracy. લુટવું;ચાંચીયાનો ધંધો કo.

**Rover,** *n.* (રો'વર્) A wanderer. રખડનાર-રઝળનાર; ભટકનાર. 2. A sea-robber; a pirate. ચાંચીઓ.

**Row,** *n.* (રૌ,) A brawl; a disturbance. તોફાન; ટંટો; કજીઓ. 2. A line or chain. હાર; રાંગ; ઓળ. *vt.* To drive through water with oars. હલેસાં મારીને ચલાવવું *vi.* To use the oar. હલેસું મારવું.

**Rowdy,** *a.* (રા'ઉડી) Tumultous; disreputable. તોફાની; હુલ્લડખોર. *n.* A ruffian. તોફાની માણસ; હરામખોર.-*n.* °**yism**=તોફાન: જંગલીવેડા.

**Rowel,** *n.* (રૉ'ઉવિલ્) મારવાની એડીના છેડા પરની ચકરડી.

**Rowen,** *n.* (રૉ'વિન્) Untilled field. પડતર-વગર ખેડેલું ખેતર.

**Rower** *n.* (રો'અર) One who rows. નાવિક; હલેસાં મારનાર; ખલાસી.

**Royal,** *a.* (રૉ'યલ્) Regal; kingly. શહેનશાહી; રાજકીય; રાજાનું. **R. metal**=સોનું. 2. A particular size of paper. અમુક એક સાઇઝનો કાગળ. [L. *rex*, a king.]

**Royalist.** *n.* (રૉ'યલિસ્ટ) A partisan of the king. રાજાના પક્ષનો માણસ.

**Royalty,** *n.* (રૉ'યલ્ટી) Authority &c. of the king. રાજાધિકાર; બાદશાહી; રાજચિહ્ન 2. A share in the profit or product. નફાનો-પેદાશનો અમુક ભાગ; રાજકર.

**Rub,** *vt.* (રબ્) To apply friction. ચોળવું-ઘસવું; ના ઉપર લગાડવું,ઘસવું. **To r. down**= ઘસીને સાફ કરવું. **To rub off**=ઘસીને કાઢી નાંખવું. **To rub out**=છેકી-કાઢી નાંખવું. *n.* Rubbing. ઘસારો. 2. Obstruction. હરકત-વાંધો. **R.-a-dub**=ઢોલનું ઢીંચાંગ ઢીંચાંગ.

**Rubber,** *n.* (રૅબર) India rubber. રબર. 2. A game at cards. પત્તાની રમત. 3. Anything that rubs. છેકનાર; છેકી નાંખનાર વસ્તુ.

**Rubbish,** *n.* (રૅબિશ્) Refuse; waste. છારૂં; મેલ; કચરો; પુંજો.

**Rubble,** *n.* (રૅબલ્) Worn out stones. પાણીથી ઘસાઈ ગએલા પથ્થર.

**Rubify,** *vt.* (રુ'બિફાય્) To make red, like ruby. લાલ કરવું-બનાવવું.

**Ruble,** *n.* (રુ'બલ્) A rouble of Russia. રશીયાનો એક સીક્કો-રૂબલ. (અગાઉ ૨ શિ.૧½ પે.ની કિંમતનો)

**Rubric,** *n.* (રુ'બ્રિક્) Heading or title. મુખપૃષ્ઠ; ટાઇટલપેજ; મથાળું; શીર્ષક. 2. Directions as to worship contained in the prayer book. પ્રાર્થના કરવાની રીત વિષે સૂચનાઓ. [L. *ruber*, red.]

**Rubstone,** *n.* (રૅબસ્ટોન) A whet-stone. ધાર ચઢાવવાની પથરી-સરાણ; સલ્લી.

**Ruby,** *n.* (રૂબી) A beautiful and highly polished gem, reddish in colour. માણેક *a.* Red. લાલ.

**Ruche,** *n.* (રૂશ) ફીતની ઝાલર.

**Ruck,** *vt.* & *vi.* (રક્) To wrinkle. કરચલી વાળવી-વળવી. *n.* A wrinkle. કરચલી. 2. A heap. ઢગલો.–Also, **ruckle.**

**Ructation,** *n.* (રક્ટે,'શન્) The act of belching wind. વા છુટવો તે.

**Rudder,** *n.* (રૅડર) The steering mechanism of a ship &c વહાણનું સુકાન 2.Sieve.ચાળણી.

**Ruddy,** *a.* (રૅડી) Red. લાલ; રાતું.

**Rude,** *a.* (રૂડ) Unrefined;impolite. અણઘડ; જંગલી; રીતભાત વગરનું. 2. Raw; unpolished. કાચું; બિનઅનુભવી; સફાઇ વગરનું.

**Rudely,** *adv.*(રુડલી)Impolitely. અસભ્યતાથી.

**Rudeness,** *n.* (રુડનિસ્) Incivility.અસભ્યતા; અણઘડપણું, તોછડાઇ.

**Rudiment,** *n.* (રુ'ડીમન્ટ) Fundamental principle. મૂળતત્વ. 2. Elementary knowledge. મૂળ પીઠિકા–આરંભ.

**Rudimental, rudimentary,** *a.*(રુડીમે'-ન્ટલ-મે'ન્ટરી)Fundamental;elementary.પ્રાથમિક; મૂળ; આરંભનું પ્રારંભનું; મૂળારંભનું; પ્રથમ.

**Rue,** *n.* (રૂ) Lamentation. શોક–વિલાપ. *vt.* To repent of.નો પસ્તાવો થવો. 2. To cause to grieve. દુઃખ દેવું.*vi.* To pity. દયા આવવી. *n.* Grief. પસ્તાવો–ખેદ- દિલગીરી–દુઃખ. [Gr. *ruen,* to repent.]

**Rueful,** *a.* (રુફુલ્) Repentent.પસ્તાતું-દીલગીર થતું; દુઃખી.

**Ruff,** *n.* (રફ્) A game of cards. પત્તાની એક રમત. 2. A muffler. ગળાની આસપાસ વીંટવાનું મફલર.3. The beat of a drum. ઢોલનો અવાજ. *vt.* To disarrange. અવ્યવસ્થિત કરી મુકવું.

**Ruffian,** *n.* (રૅફયન્) A rascal. હરામખોર-લુચ્ચો માણસ;ઘાતકી માણસ *vt.*To act wickedly. ક્રૂર કર્મ કરવું.

**Ruffianism,** *n.* (રૅફયનીઝમ્) Rascality. ક્રૂરતા; ઘાતકીપણું; હરામખોરી.

**Ruffle,** *vt.*(રૅફલ્)To wrinkle. કરચલી વાળવી-પાડવી. 2. To cause to ripple. હલાવી મુકવું; પીછાં હલાં-ઉંચાં કરવાં. 3. To discompose or put out. ગભરાટમાં નાંખવું; ખીજવવું.**To ruffle the feathers**=ને ચીડવવું; ગુસ્સે કરવું. *vi.* To put on airs; to swagger. નો ડોળ,દમામ રાખવો. *n.* A frill. લુગડાની કોરણ.

**Rug,** *n.* (રગ્) A coarse blanket. કામળો. *vt.* To loot. લુંટવું.

**Ruga,** *n.* (રૅગે) A wrinkle. કરચલી.

**Rugged,***a.* (રૅગિડ્) Rough. ખડબચડું;તોફાની; આકરૂં; કરડું. 2.Rude; uncivil. અસભ્ય; જંગલી.

**Rugose,rugous,** *a.*(રુગો,'સ-રુગસ્) Wrinkled. કરચલીવાળું-થી, ભરેલું.

**Ruin,** *n.* (રુ'ઈન્) Overthrow; destruction. ખરાબી;નાશ. 2. Bane; pest. પાયમાલી; વિનાશનું કારણ. 3. *pl.* The remains of a decayed building &c. ખંડેર; ભાંગી ગયેલાં ઘર વગેરે. *vt.* To destroy or overthrow.સત્યાનાશ, પાયમાલી કરવી,લાવવી;અંત,નાશ આણવો. 2.To impoverish. ને ભીખ માંગતું, ભીખારી કરવું;પાયમાલ કરવું; ધુળ મેળવવું.*vi.* To go to dogs;to be destroyed. પાયમાલી,ખરાબી થવી. 2. To fall into ruins. ઘર પડી-ભાંગી જવું. [L. *ruo,* I fall.]

**Ruinous,***a.* (રુ'ઈનસ્) Dilapidated. પડી ગયેલું; ખંડેર. 2. Baneful; destructive. હાનિ નાશકારક; પાયમાલી કરનારૂં.

**Rule,** *n.* (રૂલ્) Statute or law. કાયદો-ધારો. 2. Order. વ્યવસ્થા-ક્રમ. 2. Established mode, method.રીત-રિવાજ-નિયમ.3.Ordinary state of thing. સામાન્ય વિધિ, સ્થિતિ.. 4.Government. સત્તા; રાજ્ય.5.Legal regulation. કાયદાનો ઠરાવ. 6.A ruler. આંકણી. **R.of three**=ત્રિરાશિ-ત્રિરાશિક.**Double rule of three**=પંચરાશિ. *vt.* To direct; to govern.ની ઉપર હુકમ રાજ્ય સત્તા ચલાવવી,થી-ને દોરવું-ચલાવવું.2.To regulate. ધારાથી નક્કી કરવું. 3. To mark with lines. આંકવું. *vi.* To excercise supreme authority. પૂરેપૂરો–કુલ અખ્ત્યાર ચલાવવો. હાથમાં સત્તા હોવી. [L. *rego,* I rule.] **Ruling.** હુકમ; સત્તાવાર સૂચના, પ્રમાણ.

**Ruler,** *n.* (રુલર્) A governor. સત્તાધીશ–અમલ ચલાવનાર;રાજા.2. A straight or curved strip of wood used in marking papers &c. with lines. આંકણી–રુલર-ફૂટપટ્ટી.

**Rum,***n.*(રમ્) Wine made from cane-juice. એક જાતનો દારૂ. સરકો *a.* [Old English] Queer; strange. વિચિત્ર.

**Rumble,** *vi.* (રૅમ્બલ્) To make a dull, low, heavy, continued sound. ગડગડવું; ગર્જવું; ગર્જના થવી. *n.* A rumour. અફવા; ગપાટા. 2. A loud and continued noise. ગડગડાટ; ગર્જના.

**Rumbling,** *n.* (રૅમ્બલીન્ગ્) A low, heavy, continued sound. ગડગડાટ;ગર્જના;ઘરઘરાટ;ઘોષ.

**Ruminant,** *a.* (રુ'મિનન્ટ)Chewing the cud. વાગોળનારૂં. *n.* An animal which ruminates. વાગોળનારૂં પ્રાણી.

**Ruminate,** *vt.* (રુમીનેટ્) To chew the cud. વાગોળવું. 2. To reflect. વિચાર કરવો. [L. *ruman,* the throat.]

**Rumination,** *n.* (રુમીને,'શન્) The act of ruminating. વાગોળવું તે. 2. Pondering. ફરીફરીને વિચાર કરવો તે; મનન; ચિંતન.

**Rummage,** *n.* (ર'મેજ્) The hold (of a ship). વહાણમાં માલ ભરવાની જગ્યા. 2. A thorough search. પૂરેપૂરી તપાસ-શોધખોળ *vi.* To search a place narrowly. બારીકાઇથી તપાસ કરવી. *vt.* To ransack. માં પૂરેપૂરી શોધખોળ કરવી.

**Rumour,** *n.* (રુ'મર્)A popular flying report. અફવા; ગપ; ગપાટા; લોકવાત. *vt.* To circulate a report. અફવા ફેલાવવી. [L. *rumor.*]

**Rump,** *n.* (રમ્પ્)The buttock. કુલ્લા;ગાંડ;ઢગરો

**Rumple,** *vt.* (ર'મ્પલ્) To crumple. કરચલી વાળવી-પાડવી. *n.* A wrinkle. કરચલી. [Gr. *rumfen,* to wrinkle.]

**Run,** *vi.*(રન્) To walk speedily. દોડવું. 2. To flow. વહેવું. 3. To fly away through fear. બ્હીક-ભયથી -ન્હાસી છૂટવું. 4. To pack off. છૂપી રીતે ન્હાસી છૂટવું.**To run away with**=ની સાથે ન્હાસી જવું. **To run out** (as a watch &c.)=પૂરૂં થવું-બંધ પડવું.**To be run down**=અશક્ત નબળું થવું. **To run down**=કામ બંધ કરવું. **To run for an office**=જગા માટે ઉમેદવાર તરીકે ઉભા રહેવું. **To run in trust**=કરજ-દેવું કરવું. **To run mad**-ગાંડા થવું. **To run over**= ઉભરાઇ જવું; રેલ-પૂર આવવું. **To run through**=(૧) તરવાર વગેરે હથીયાર શરીરમાં ભોંકવું. (૨) પૈસા ખર્ચી નાખવા-ઉડાવવા. **To run riot**=હદપાર જવું. **To run to seed**=ઉગતાં અટકવું. **To run through a book**=ઉતાવળથી ચોપડીમાંથી નજર ફેરવી જવી-ઉપર ઉપરથી જોઇ જવું **To run up**= ચઢી જવું-વધવું. **To run counter**=ની વિરૂદ્ધ ઉઠાવી જવું. *vt.* To cause to run. દોડાવવું. 2. To reflect. વિચારવું. 3. To pierce with. ભે કવું. 4. To emit. બહાર કાઢવું-માંથી નીકળવું-ઝરવું; ગળવું **To run out**=લંબાવવું **To run a chance of**=જોખમ વ્હોરવું-નશીબ અજમાવવું. **In the long run**=અંતે-છેવટે-પરિણામે **The run or the common run**=સાધારણ લોકો-આમવર્ગ.

**Runagade, runaway,***n.*(ર'નગેડ્-રનઅવે) A refugee. ન્હાસી છૂટનાર.

**Rundel,** *n.* (ર'ન્ડેલ્) A streamlet. વહેળો. 2. A circle. વર્તુળ; ગોળ; ચક્ર.

**Rune,** *n.*(રુન્) ટયુટોનિક પ્રાચીન મૂળાક્ષર, લેખ; ગહન, જાદુઈ ચિહ્નો.

**Runlet,***n.*(ર'નલેટ્)A streamlet.વેહળો;વ્હેકળો.

**Runnel,** *n.*(ર'નલ્) A streamlet. નાળું; વેહળીયું.

**Runner,** *n.* (ર'નર્) One who runs. દોડનાર; જાસુસ; નાસનાર. 2. A creeper. વેલો.

**Running,** *n.* (ર'નિન્ગ્) The act of moving speedily. દોડવું તે. *a.* Moving speedily. દોડતો. 2. Coming one after another. વારાફરતી-એક પછી એક આવતું.

**Rupee,** *n.* (રુપી') An Indian coin=1*s.* 4*d.* (એક) રૂપીયો; રૂપૈયો; રૂા.

**Ruption,rupture,***n.*(ર'પ્શન્-ર'પ્ચર્)Breaking asunder. ભંગાણ; તુટ; ફાટ. 2. Ill-feeling; quarrel.અણબનાવ 3.Hernia.અંતર્ગળ;સારણ. 4. An explosion. સ્ફોટ-સ્ફોટન;ભડાકો.*vt.*To rend. ભાંગવું; ફાડવું. *vi.* To be rent. ભાંગેલું-ફાટેલું હોવું. [L. *rumpo,* I break.]

**Rural,** *a.* (રુ'રલ્) Pertaining to the country; rustic. ગામડાનું; ગામડીયું. 2. About agriculture.ખેતીવાડી વિષે.[L.*rus,*the country.]

**Ruse,** *n.* (રુઝ) A strategem; an artifice or trick. યુક્તિ; કાવતરૂં; પ્રપંચ; પેચ.

**Rush,** *n.* (રશ્) A kir [illegible] ...ss. એક જાતનો દર્ભ-છોડ-ઘાસ; બરૂ.*vi.* To a[illegible] with impetuosity, force, violence [illegible] ...ટી પડવું. 2. To enter upon rash [illegible] કોઇપણ કામ કરવું. *n.* A [illegible] ધસારો. 2. An eager [illegible] ખપ (માલનો) ઘરાકોનો ધસ.

**Rush-light,** *n.*(ર'શ-લ[illegible] flickering light.ઝાંખો પ્રકાશ.2.A ru[illegible] ...તૃણપ્રકાશ

**Rusk,** *n.* (રસ્ક્) Sweetened bread or biscuit. એક જાતની ગળી રોટલી.

**Russet,** *a.* (ર'સિટ્) Red brown. રાતુંભુરૂં-કીરમજી રંગનું *n.*Red brown colour.રાતોભુરો રંગ.

**Russia,** *n.* (ર'શ) A country of Europe. રૂશીયા.

**Russian,** *a.* (ર'શન્) Pertaining to Russia or its language. રુસ દેશ અથવા રુસ ભાષાસંબંધી-નું. *n.* An inhabitant of Russia. રશીયા દેશનો રહેવાસી.

**Rust** *n.* (રસ્ટ્) Oxide of iron. લોઢાનો કાટ. **R. of copper**=જંગાલ. *vi.* To become oxidized. કાટ ખાવો-ચઢવો. *vt.* To make rusty. કાટવાળું કરવું. 2. To impair by time and inactivity. ને કટાવા-સડવા દેવું. [L. *russus,* redd'sh.]

**Rustic,** *a.* (ર'સ્ટિક્) Homely; not polished or refined; rural. દેશી; ગામડીયું; ગ્રામ્ય;

અસભ્ય; અણુઘડ; જંગલી, *n.* A clown.ગામડીયો. [L. *rus*, the country.]

**Rusticate**, *vt.* (રસ્ટિકે'ટ્) To banish from a university or college. થોડા વખત સુધી નિશાળમાંથી-કૉલેજમાંથી કાઢી મુકવું. *vi.* To reside in the country. ગામડામાં રહેવું.

**Rustication**, *n.* (રસ્ટિકે,'શન્) Expulsion from college. કૉલેજમાંથી કાઢી મુકવું તે. 2. Homely work. ગામડીયું કામ.

**Rusticity**, *n.* (રસ્ટિ'સીટી) Homeliness. ગામડીયાપણું; અણુઘડપણું.

**Rustle**, *vi.* (ર'સલ્) To make a noise like something (as silk, dry leaves); rub. ખડખડવું-ખખડવું. *n.*સળવળાટ.*vt* To cause to rustle.ખડખડાવવું-ખણુખણુાવવું.સરસરવું;સળવળવું.

**Rustling**, *n.* (ર'સ્લિન્ગ્)A quick succession of small sounds, like dried leaves rubbing together. ખડખડાટ-ખખડાટ. *a.* Making a rustling noise. ખડખડતું.

**Rusty**, *a.* (ર'સ્ટી) Eaten away by rust. કટાએલું-કટાઇ ગયેલું.

**Rut**, *n.* (રટ્) The breeding time of animals. જાનવરોમાં કામ-મદ ઉભરાવાનો વખત. 2. Sound of waves. મોજાંનો અવાજ. 3. The track of a wheel. પૈડાની ખાંચ-કાપો-ચીલો.*vi.* To feel the sexual desire like animals. જાનવરોમાં કામોદ્દીપ્ત થવો. *vt.* To copulate. મૈથુન કરવું. 2. To make grooves. ખાંચ-કાપો-ચીલો પાડવી.

**Ruth**, *n.* (રુથ્) Compassion; pity; tenderness. દયા; સહાનુભૂતિ.

**Ruthful**, *a.* (રુ'થફુલ્) Compassionate.દયાળુ-માયાળુ; સહાનુભૂતિવાળું.

**Ruthless**, *a.* (રુ'થલિસ્) Merciless. નિર્દય; ઘાતકી; ક્રૂર; કઠોર.

**Ruthlessness**, *n.* (રુ'થલિસનિસ્)Mercilessness. નિર્દયતા; ઘાતકીપણું.

**Ruttish**, *a.* (ર'ટિશ્) Lustful. વિષયલંપટ; કામી; વ્યભિચારી.

**Rye**, *n.* (રાઇ) A cereal plant whose seed is used as food. નાગલી; એક પ્રકારનું અનાજ.

**Ryot**, *n.* (રા'યટ્) A Hindu cultivator of the soil. હિંદુ ખેડુત. 2. Subjects. પ્રજા; રૈયત.

## S.

**S**,(એસ્) The nineteenth letter of the English Alphabet, is a consonant, called a sibilant. It has two uses; one to express a mere hissing as in "this"; the other a vocal hissing or buzzing, like that of "z" as in "wise". અંગ્રેજી મૂળાક્ષરનો ૧૯મો અક્ષર તથા વ્યંજન છે. "સ" અને "સ્ઝ." 2. The suffix used to form the plural of most words. ઘણા શબ્દોનું બહુવચન કરવાને વપરાતો પ્રત્યય. 3. The suffix used to form the 3rd person singular of English verbs, in the present tense. વર્તમાનકાળ ત્રિજા પુરૂષના એકવચનાર્થ સૂચક ક્રિયાપદ બતાવવાના કામમાં આવતો પ્રત્યય.

**Sabaoth**, *n. pl.* (સૅ'બેઑથ્) Armies; hosts. લશ્કર; ટોળું; ધાડું; ઝુંડ; જથો; સૈન્યદેવ.

**Sabbath**, *n.* (સૅ'બથ્) A day of rest. થાક, આરામ લેવાનો દિવસ; વિશ્રામ દિવસ. 2. A day in each week for rest or worship.અઠવાડીઆમાં એક છુટી અથવા ધર્મનો દિવસ; રવિવાર. 3. A time of rest or repose. હડતાલ; પાકી; અણોજો; વિસામાનો દિવસ.

**Sabbath-breaker**, *n.* (સૅ'બથ્-બ્રેકર્) One who profanes the Sabbath. વિશ્રામવાર પાકી, અણોજો, નહિં પાળનાર.

**Sabbatarian**, *n.* (સૅબટે',રિઅન્) A very strict or rigid observer of Sabbath રવિવારને દિવસે ચુસ્તપણે પાકી પાળનાર. *a.* પાકી પાળવાના દિવસ સંબંધી.

**Sable**, *n.* (સે',બલ્) A carnivorous animal of the weasel family, found in northern Europe and Asia. નોળીઆની જાતનું પ્રાણી. 2. A mourning garment; a funeral robe. શોકમાં-સ્મશાન જતી વખતે પહેરવાનું લુગડું-કપડું-*a.* Dark; dusky; black. ઝાંખું; કાળું;શામળું-*vt.* To render black. કાળું બનાવવું.

**Sabre**, (સે,'બર્) A curved broadsword; a falchion. પહોળી-વાંકી-જાડા ફળવાળી તલવાર; કટાર; ખડ્ગ; શમશેર. અંગ્રેજોમાં ઘોડેસ્વારની તલવાર. *vt.* To strike; to kill; to cut with a sabre. વાંકી તલવારથી ઘા કરવો-મારી નાખવું-કાપી નાખવું.

**Sac**, *n.* (સૅક્) A bag or receptacle for a liquid. પ્રાણીઓના શરીરમાંની રસની ન્હાની કોથળી.

**Saccharine**, *a.* (સૅ'કરાઇન્) Pertaining to sugar; having the qualities of sugar; sweet; producing sugar. સાકર-ખાંડવાળું.ઉત્પન્ન કરનારૂં; ગળ્યું; શર્કરાયુક્ત; મિષ્ટ; મધુર. [L. *saccharon*,sugar.]-°**rin**.એક બહુજ ગળ્યો પદાથ.

**Sacerdotal**, *a.* (સૅસર્ડો,'ટલ્) Priestly; pertaining to priests. યાજ્ઞિક; બ્રાહ્મણસંબંધી; યજ્ઞકર્મનું; પુરોહિત-પાદરીસંબંધી; યાજકસંબંધી. [L. *sacer*, sacred; holy. *sacerdos*, a priest.]

**Sacerdotalism**, *n.*(સૅસર્ડો,'ટલિઝમ્)Devotion to the interests of priesthood. ગોર, પાદરી-ધર્મક્રિયા કરનાર લોકના પક્ષની ખેંચ-ઉપર મમતા; વિધિ ચુસ્તતા.

**Sachel**, *n.* (સૅ'ચલ્) A small bag,in which children carry papers and books. જુગદાન; દફતર; થેલી; નાની કોથળી.

**Sack**, *n.* (સૅક) A large bag. કોથળો; ગુણ; થેલો. 2. A loosely hanging garment, with sleeves, worn by women. બાયડીઓનું પહેરવાનું બાંયવાળું કપડું-વસ્ત્ર. 3.A spanish wine;sherry. સ્પેઇન દેશનો દારૂ;શેરી નામનો દારૂ. 4. A measure of varying capacity. કોથળા પૂર; કોથળામાં માય તેટલું એક જાતનું માપ.–*vt.* To bag; to put in a sack; કોથળા–ળીમાં મુકવું–ભરવું. 2. To plunder; to devastate; to pillage. લુંટવું; લુંટફાટ કરવી; ખેદાન મેદાન કરવું. [L. *saccus*, a sack.]

**Sackcloth**, *n.* (સૅ'કક્લૉથ્) Cloth for sacks; coarse cloth. ગુણપાટ; કંતાન; ટાટ; તાટ. 2. A garment worn in mourning distress or penance. શોક-સંતાપનાં લુગડાં,કપડાં;પ્રાયશ્ચિત્તવસ્ત્ર.

**Sacking**, *n.* (સૅ'કિન્ગ્) A coarse, stout cloth for sacks, bags, bed bottoms, etc. ગુણ પાટ; કોચ, ખાટલા ઉપર જડવાનું ટાટ.

**Sacrament**, *n*, (સૅ'ક્રમન્ટ) A solemn oath, taken by Roman soldiers. રોમના લડવૈયાઓએ લીધેલા વફાદાર–રાજભક્ત–રહેવાના કસમ સોગન–સમ–પ્રતિજ્ઞા. 2. A solemn religious ceremony. પ્રતિજ્ઞા; સંસ્કાર; ધર્મવિધિ. 3. An oath. કસમ; સોગન. 4. The Lord's supper or eucharist. ખ્રિસ્તી લોકોનો પ્રભુ ભોજન નામનો પ્રસાદ–*vt.* To bind by an oath. કસમથી બાંધવું; સોગનથી બાંધવું. [L. *sacer*, sacred.]

**Sacramental**, *a.* (સૅક્રમે'ન્ટલ્) Constituting a sacrament; pertaining or belonging to a sacrament. પવિત્ર સંસ્કારનું, સંબંધી, વિધિ. 2. Bound by a sacrament. પવિત્ર સંસ્કારથી બંધાએલો; વિધિબદ્ધ.

**Sacred**, *a.* (સે',ક્રિડ્) Holy; consecrated. પવિત્ર; પ્રતિષ્ઠા કરેલું; ધર્માદા કરેલું. 2.Inviolable; not to be profaned. અલંઘ્ય; અવધ્ય; નહિં તોડવા-ભ્રષ્ટ કરવા જેવું.3.Dedicated to;devoted to. અર્પણ કરેલું; અર્પિત; નિર્માણ 4. Reverend; venerable. પૂજ્ય; પવિત્ર; માન આપવા યોગ્ય. 5. Religious; not secular. ધાર્મિક; ઈશ્વરી; અલૌકિક; અસંસારિક; વૈદિક. 6. Accursed. નાશકારક; દુઃખદાયક **Sacred to Shiva**. શિવાર્પણ; શિવનિર્માણ.–°**ly**. *adv.* Religiously. ધાર્મિકપણે.

**Sacredness**, *n.* (સે,'ક્રિડ્નિસ્) Quality of being sacred; reverence; inviolableness. પવિત્રતા; ધર્મીપણું; ઈશ્વરીસંબંધનું;અલંઘનીયતા.

**Sacrifice**, *n.* (સૅ'ક્રિફાઇસ્) The offering of anything to God or to a god; anything, consecrated to a divinity. પરમેશ્વર કે દેવને બળિદાન આપવું તે; હોમ કરવો તે; હવન; યજ્ઞ. 2. Destruction of anything for the sake of something else. આહૂતિ; ભોગ;વ્યય; ઉત્સર્ગ; સમર્પણ; આપભોગ. 3.The sale at a price less than the actual value.એટેલી કિંમત કરતાં ઓછી કિંમતે વેચવું તે.–*vt.* To make an offering to a divinity; consume. ચઢાવવું; અર્પણ કરવું; ભોગ આપવો; મુકી દેવું. 2. To destroy; to surrender; to kill. વધેરવું; મારી નાખવું; વધ કરવો; ભોગ આપવો.–*vi.* To make an offering to God. બળિદાન આપવું. [L. *sacer*, sacred & *fario*, I make.]

**Sacrificer**, *n.* (સૅ'ક્રિફાઇસર્) One who sacrifices or immolates. યાજ્ઞિક; યજમાન; ભોગ આપનાર.

**Sacrificial**, *adj* (સૅક્રિફિ'શલ્) Relating to or concerned with sacrifice.યાજ્ઞિક;યજ્ઞસંબંધી. S.–pit. વેદિ; યજ્ઞકુંડ. S.–thread. જનોઇ, કસ્તિ; યજ્ઞોપવીત. S. grass. દર્ભ; કુશ.

**Sacrilege**, *n.* (સૅ'ક્રિલિજ્) The crime of violating or profaning sacred things.પવિત્ર વસ્તુને ભ્રષ્ટ કરવાનો અપરાધ; ધર્મદાનની ચોરી; ધર્મલોપ. [Fr. *sacrilegus*, one who steals sacred things. L. *sacer*, sacred & *lego*, I gather.]

**Sacrilegious**, *a.* (સૅક્રિલી'જસ્) Violating sacred things; impious;profane.અધર્મી;પાપી; દુષ્ટ; અપવિત્ર; પુણ્યદ્રવ્ય દ્વેષી.

**Sacristan**,*n.* (સૅ'ક્રિસ્ટન્) An officer of the church, who has the care of its utensils or movables; a sexton. ખ્રિસ્તી દેવળમાં વાસણ વગેરે જંગમ મિલકત સાચવનાર અધિકારી; કિલેદાર.

**Sacristy**,*n.* (સૅ'ક્રિસ્ટિ) Vestry;an apartment in a church,where sacred vessels are kept. ખ્રિસ્તી દેવળમાં પૂજાનાં વાસણ વગેરે રાખવાની ઓરડી.

**Sad**, *a.* (સૅડ્) Gloomy; melancholy; dull; grave;mournful.દિલગીર;ઉદાસ; શોકાતુર;ગમગીન; મ્લાન; ઉતરી ગએલું. 2. Dark. કાળાશ પડતો. 3. Serious; grave. ગંભીર; ભારેખમ. 4. Heavy; weighty.ભારે;વજનદાર.5.Weary; tired.કંટાળેલું; થાકી જવાય તેવું. 6. Troublesome; bad; naughty. નઠારૂં; તોફાની; લાંડીયું; મસ્તીખોર. 7. Causing sorrow; afflictive.ખેદકારક;દુઃખદ; કલેશકર; શોચનીય. *vt.* To make melancholy; to sadden. શોકાતુર કરવું. ખિન્ન કરવું. [L. *sat*, *satis*, enough.]

**Sadden**,*vt.*(સૅ'ડન્)To make sad or gloomy. શોકાતુર કરવું; ઉદાસ કરવું; થી ઉદાસ થવું. *vi.* To become sad. શોકાતુર થવું. દિલગીર થવું;

**Saddle,** *n.* (સૅ'ડલ્) A seat to be placed on a horse's back.જીન;ખોગીર;પુઠનો તંગ.2.The threshold of a door.ઉમરો; ઉંબર. 3.A part of horse's harness, worn on his back. ગાડીએ જોડતી વખતે ઘોડાને બાંધવામાં આવતું નાનું જીન. 4. A piece of meat, containing the back bone with ribs on each side. પાંસળાં સાથેની ઘોડાની કરોડવાળો માંસનો કટકો.-*vt.* To put a saddle on; to equip for riding. જીન બાંધવું; ઘોડા પર સામાન મૂકવો; જીન સજવું. 2. To encumber; to load. બોજો લાદવો; ભાર મૂકવો; માથે નાખવું. **To saddle with costs.** મુકરદમા-કામનું ખર્ચ માથે નાખવું.[L.*sedeo*,I sit.]

**Saddle-bags,** *n. pl.* (સૅ'ડલ્બૅગ્ઝ્) Leather bags, united by straps. ઘોડા ઉપર બે તરફ નાખવાની ચામડાની કોથળી.

**Saddle-bow,** *n.* (સૅ'ડલ્બો) The arch in front part of the saddle. મોર; આગલો કમાનદાર જીનનો ભાગ.

**Saddle-cloth,** *n.* (સૅ'ડલ્કલૉથ્)A housing. ઘાશીઓ; દલી; જીનપોશ.

**Saddle-girth,** *n.* (સૅ'ડલ્ગર્થ્) A band, passing round the horse's body. ઘોડબંધ, તંગ, કમ્મરબંધ.

**Saddler,** *n.* (સૅ'ડલર્) One who makes saddles &c. જીનગર; ઘોડાનાં જીન બનાવનાર.

**Saddlery,** *n.* (સૅ'ડલરિ) Articles for sale in a saddler's shop. જીનગરની દુકાનમાં વેચાતો બધો સામાન. 2. The trade of a saddler. જીનગિરી; જીન બનાવવાનો ધંધો.3.The materials for making saddles and harness. જીન બનાવવાનો સામાન.

**Sadiron,** *n.* (સૅ'ડાઇરન્) An instrument for ironing clothes; a flat iron. અસ્ત્રી-અસ્ત્રી કરવાનો સાંચો.

**Sadness,** *n.* (સૅ'ડ્નિસ્)Gloominess; heaviness. દિલગીરી; ભારેપણું; ભારેખમપણું.

**Safe,** *adj.* (સે,ફ્) Free from harm, injury or risk; whole; secure. સહી સલામત; સાંગોપાંગ; નિર્વિઘ્ન; નુકસાન થયા વગરનું; સાજું; તાજું; સુખથી. 2. Sure; secure; in secure care or custody. સાબુત; સહીસલામત; સારા જાપ્તામાં રાખેલું; કબજામાં રાખેલું. 3. Secure from harm; free from danger. ભો વગરનું; બીક વગરનું; નિર્ભય; જોખમ વગરનું. **Safe and sound,** આરોગ્ય; કુશળ; સાજા; તાજા.-*n.* A fire proof chest for containing money. લોઢાની તીજોરી; મજુસ; પટારો; આગમાં ન બળે તેવી પેટી 2. A chest or cupboard for meals. ભંડારીયું; કોઠારીઓ; ખાવાની ચીજો રાખવાનું પાંજરૂં. *vt.* To make safe. નિર્ભય કરવું; રક્ષિત કરવું. [L *salvus*, safe; whole.]

**Safe-conduct,***n.*(સે,ફ્-કૉ'ન્ડક્ટ્)That which gives a safe passage; a convoy; guard. વળાવો; રખવાળ; વળાવું. 2. A warrant or pass of security; a writing. પરવાનો; અભયદાન; કોલ; અભયપત્ર.

**Safe-guard,** *n.* (સે,'ફ્-ગાર્ડ્) That which defends or protects; a convoy. બચાવ કરનાર; રક્ષણ કરનાર; રખેવાળ; રક્ષક; વળાવો. 2. Defence; protection. રક્ષણ; બચાવ; આશ્રય.

**Safely,** *adv.* (સે,'ફ્લી) In a safe manner; without danger or injury. નિર્ભયપણે; ક્ષેમકુશળતાથી; બીન હરકતે; સહીસલામત. 2. In close custody. સખત જાપ્તામાં; ચોકી-પહેરા સાથે; સંભાળપૂર્વક.

**Safety,** *n.* (સે',ફ્ટી) Exemption from hurt, injury, or loss. ક્ષેમકુશળતા;સલામતી;બીનહરકત. 2. State of being safe.અભયપણું; નિર્ભયપણું; 3. Insuring against loss; close custody. જાપ્તાબંધ; બંદોબસ્ત; ચોકી; વીમો.

**Safety-lamp,** *n.* (સે,'ફ્ટી-લૅમ્પ્) A lamp, covered with wire-gauge, to give light in mines, without the danger of setting fire to inflammable gases. ખાણોમાં લઇ જવાનો આગ નહિં લાગે તેવો દીવો.

**Safety-valve,** *n.* (સે,'ફ્ટિ-વાલ્વ્) A valve, fitted to the boiler of a steam engine, which yields and lets the steam escape. વરાળ નીકળવાનું અને હવા આવવાનું બાકું;કાણું.

**Safflower,***n.* (સૅ'ફ્ફ્લાવર)An annual plant, the flowers of which are used as a dye stuff and in making rouge. કસુંબી. 2. The red dyestuff obtained from the flowers. જોઠો; જોઠો.**The dried flowers of the plant,** કસુંબો; **the seeds of the plant,** કાબરી.

**Saffron,***n.*(સૅ'ફ્રન્) A bulbous plant, with a deep yellow flower.કેસર વૃક્ષ 2.The dried stigmas of the plant.કેસર. *a.* Deep yellow. કેસરી; કેસરીઆ; જાફરાન.

**Sag,** *vi.* (સૅગ્) To lean; incline. લચવું; નમવું; વાંકા થવું. 2. To bend; to yield. વાંકા વળવું; નમવું; તાબે થવું.3. To wander; to loiter idly. રઝળવું; ભટકવું; નકામા રખડવું. *vt.* To cause to bend or give way, લચાવવું; નમાવવું; વળાવવું.

**Saga,** *n.* (સૅ'ગા) A northern European, popular historical tale of olden time. નોર્વે કે ડેન્માર્ક દેશની દંતકથા; વાર્તા

**Sagacious,** *a.* (સૅગે,'શસ્) Quick of scent; of keen judgment. ચપળ; ચાલાક; ઝટ પારખી

કાઢનાર. 2. Judicious; shrewd; quick; wise. બુદ્ધિવાળું;ચતુર; હોશિઆર; તીક્ષ્ણ;ઝીણી અક્કલવાળું; ડાહ્યું. [L. *sagio*, I perceive quickly by the senses.]

**Sagacity,** *n* (સગૅ'સિટિ) Acuteness of scent; quickness of sense; shrewdness.ચતુરાઈ; ડહાપણ; શાણાપણું; ચાતુર્ય; તીવ્રબુદ્ધિ.

**Sage,** *n.* (સે,જ્) A plant of many species. એક જાતનો છોડ *a.* Acute; grave; prudent. બુદ્ધિશાળી; ડાહ્યું; ગંભીર; પુખ્ત; વિચક્ષણ;આરંભમ. *n.* A wise man; a grave philosopher; a man of wisdom. જ્ઞાનીપુરૂષ; સાધુ; મુનિ; ગુરૂજન; મુમુક્ષુ; પંડિત. [L. *sapio*, I have savour, am wise.]

**Sagittarius,** *a* (સૅજિટે,'રિઅસ્) The ninth of the twelve signs of the zodiac, which the sun enters about Nov. 22; the archer. ધનુરાશિ; ધનરાશિ.

**Sago,** (સૅ,'ગો) *n.* A nourishing eatable; a dry, granulated starch.સાબુચોખા; સાબુદાણા; વાંસદાણા; વાંસીઆચોખા.

**Said,** *Imp. & p. p.* **of Say,** (સેડ)બોલ્યો;કહ્યું. *a.* Uttered; aforesaid; before-mentioned. સદરહુ; કહેલું; ઉપર પ્રમાણે; પૂર્વોક્ત; મજકુર.

**Sail,** *n.* (સે,લ) A canvas, spread to the wind to assist the progress of vessel in water. શઢ;નૌકાવસ્ત્ર. 2. A sailing vessel; ship of any kind.સઢવાળું વહાણ;જહાજ;બારકસ.3.A van; a wing.પાંખ. 4.Journey or excursion upon the water. સફર; જળપ્રવાસ; પાણીની મુસાફરી. **To loose sails,** to unfurl sails. શઢ ઉકેલવાં; શઢ છુટાં કરવા. **To set sails,** શઢ નીચે ઉતારવાં; શઢ ફેલાવવાં; હંકારવું; મુસાફરી શરૂ કરવી. Sail-yard. શઢ જે સાકડી ઉપર પછાડે છે તે સાકડી, પરબાણુ.-*vi.* To be driven forward by the action of the wind upon sails. શઢને પવન લાગવાથી આગળ ચાલવું તે 2. To swim. પાણીમાં તરવું. 3. To set sail. હંકારવું; સફર કરવી. 4. To move through the air. હવામાં ઉડવું.-*vt.* To move in a ship with sails. સફર શરૂ કરવી; દરિયા ઉપર હંકારવું. 2. To direct the motion of the ship. હંકારવું,ચલાવવું. 3. To fly through. હવામાં ઉડવું.

**Sail-cloth,** *n.* (સે,'લ્-ક્લૉથ્) Canvas or duck used in making sails. કંતાન; તાટ;જીન.

**Sailing,** *n* (સે,'લિંગ્)Art of directing a ship's way on the ocean; navigation, seamanship. વહાણ ચલાવવાનો હુન્નર-કળા; નૌકાશાસ્ત્ર. 2. Act of one, who or which sails. હંકારવું તે;પ્રયાણ.

**Sailor,** *n.* (સે,'લર્) A mariner, a seafarer, a sea-man. ખારવો; ખલાસી; નાવિક.

**Saint,** *n.*(સે,ન્ટ્)A godly or holy person.સાધુ; મુનિ;સન્ત;ઋષિ;મહાત્મા;પુણ્યજન.2 One canonized by the church. રોમન કૅથોલિક મત પ્રમાણે સાધુની પંક્તિમાં-પદ્વીમાં દાખલ કરેલો માણસ. 3. One of the blessed in heaven. સ્વર્ગવાસ પામેલો પુણ્યશાળી પુરૂષ; સ્વર્ગવાસી પુણ્યાત્મા -*vt.* To canonize; to make a saint of. સાધુ બનાવવો; સાધુની પંક્તિમાં દાખલ કરવું. [L. *sanctus*, sacred.]

**Sainted,** *a.* (સે,'ન્ટિડ્)Consecrated;sacred; pious; holy. ભક્ત; પવિત્ર; પુણ્યાત્મા; સાધુ; ધર્માત્મા; પાવન. 2, Gone to heaven.સ્વર્ગવાસી.

**Saint-like,Saintly,** *a.*(સે,'ન્ટ્લાઇક્,સે,'ન્ટ્લિ) Like a saint; becoming a holy person. સાધુ જેવું; ઋષિ જેવું; પાવન; પવિત્ર; ચોકખું;વિમલ.

**Saintliness,** *n.* સાધુત્વ;સાધુપણું; સંતપણું.

**Sake,** *n.* (સે,ક્) Purpose; cause; motive; account. હેતુ; કારણ; પ્રયોજન; નિમિત્ત; કામ; અર્થ; ખાતર. **For one's sake,** ને માટે-કાજે-વાસ્તે-સારૂ; આત્માર્થે. 2. Japanese liquor made from rice. જાપાન દેશનો એક જાતનો દારૂ.

**Sal,** *n.* (સૅલ્) Salt; a word used in chemistry. મીઠું; ખાર; ક્ષાર. **Sal ammoniac,** ammonium chloride. નવસાર;નવસાગર.

**Salaam,** *n.* (સલા'મ) Oriental salutation. સલામ; કુર્નિસ; જમણી હથેળી કપાળ ઉપર મૂકી માથું નમાવવું તે.

**Salacious,** *a.*(સૅલે',શસ્) Lecherous; lusty; passionate. કામી; વિષયી; લંપટ; કાછડી છુટું. [L. *salio*, I leap.]

**Salad,** *n.* (સૅ'લડ્) Uncooked herbs, dressed with salt, oil, vinegar; or spices, and eaten as a relish. મીઠું, રાઇ, તેલ, સરકો વગેરેની સાથે મેળવેલી ભાજી; કચુંબર; ચટણી; ચટાકો.

**Salamander,** *n.* (સૅ'લમૅન્ડર્) A small lizard-like animal, supposed to live in fire. એક જાતની ધીરોડી; ધરોળી. 2. A large poker. તળેથો; તાવેથો;તવેતો.3. A utensil of metal for frying or roasting. લોઢી; તાવો; તવો; કઢઈ. A lover of heat. ઉષ્ણતાપ્રેમી.

**Sal-ammoniac,** *n.* (સૅ'લ્ ઍમ્મો'નિઍક્) Ammonium chloride. નવસાર, નવસાગર.

**Salary,** *n.* (સૅ'લરિ) Pay; wages; stipend; hire; a stated allowance. દરમાયો; પગાર; વેતન; મહિનો; અવેજ; તનખો; વર્ષાશન; સાલીયું; વરસુંદ.-*vt.* To pay a salary to one. ને પગાર-દરમાયો આપવો. **Salaried,** *a.* From

salary. પગાર ખાનાર;દરમાયો ખાનાર;બાંધ્યા પગારનું. [L. *salarium*, Fr. *salaire*, salt money.]

**Sale**, *n.* (સે,લ્) The exchange of a commodity for money; act of selling. વકરો; વિક્રય; વેંચાણ. 2. Public transfer to the highest bidder; exposure of goods in a market; auction. લીલામ; હરાજી. 3. Demand; opportunity of selling. ઉઠાવ; ઉપાડ; ઘરાકી, ખપ; ખપત. **Bill of sale**. વેંચાણ કબાલો.– °**able**, *a.* Fit for selling. વેંચાય તેવું: જલદી વેંચાઇ જાય તેવું.

**Salep**, *n.* (સૅ'લપ્) Nutritive meal from dried tubers of some orchidaceous plants. સાલમ, સાલેમિશ્રિ. [Ar. *saleeb.*]

**Salesman**, *n.* (સે,'લ્સમન્) A person engaged in selling goods in a shop; one who sells anything. વેંચનાર; મારફતીયો;દલાલ; આડતિયો; વેંચાણ કરનાર.

**Salic**, *a.* (સૅ'લિક્) A term applied to a law in France, which excludes females from the throne. પુરૂષોનેજ રાજગાદી મળે તેવો (ફ્રાન્સ દેશનો કાયદો.) [Fr. *salique.*]

**Salient**, *a.* (સે',લિઅન્ટ્) Jumping; leaping. કૂદકા મારતું; કૂદતું; ઠેકડા મારતું; છલંગ મારતું. 2. Conspicuous; prominent; forcing itself on the notice. મુખ્ય; પ્રમુખ; પ્રધાન; વિશિષ્ટ,બહાર પડતું. 3. Shooting out; projecting; springing. બહાર પડતું-નિકળતું; દેખાઈ આવતું; મુખ્ય.

**Salient angle**, બહાર પડતો ખુણો. [L. *salio*, I leap]

**Salify**, *vt.* (સૅ'લિફાઇ) To form into a salt by combining an acid with a base. નું મીઠું બનાવવું; ખાર બનાવવો. 2. To mix with a salt. મીઠા સાથે મેળવવું; આથવું. [L. *sal*, salt.]

**Salimeter**, *n.* (સૅ'લિમિટર્)An instrument for measuring the amount of salt present in any given solution. કોઇપણ મિશ્રણમાં કેટલું મીઠું છે તે માપવાનું યંત્ર. [Gr. *metron*, a measure.]

**Saline**, *a.* (સે,'લાઇન્) Impregnated with salt; containing salt. મીઠાવાળું;ખારૂં;લવણયુક્ત; નિમકવાળું. *n.* A salt spring. ખારો ઝરો; ખારા પાણીનો ઝરો.

**Saliva**, *n.* ( સલા'ઇવૅ ) Fluid, secreted by certain glands of the mouth; spittle. થૂંક; લાળ; અમી; મુખરસ.

**Salivary**, *a.* (સૅ'લિવરિ) Pertaining to saliva. થૂંક-મુખરસ-લાળ-સંબંધી.

**Salivate**, *vt.*(સૅ'લિવે,ટ્) To produce unusual secretion of saliva. મ્હોં આણવું; મ્હોં લેવું; લાળ છૂટવી.

**Salivation**, *n.* (સૅલિવે,'શન્) An excessive flow of saliva. ઘણું થૂંક આવે તે;લાળ ગળવી તે.

**Sallow**, *n.* (સૅ'લો,) A shrub of the willow kind. એક જાતનું ઝાડ. *a.* Of a pale, sickly colour; of a yellowish colour. પીળાશ પડતું; ફિક્કું; પીળું; પાંડુ વર્ણનું.

**Sally**, *vi.* (સૅ'લિ) To burst forth; to issue suddenly; to leap or rush out. એકદમ કુદકો મારીને, ધસારો કરીને નિકળવું તે. ધસી આવવું તે. *n.* A leaping forth.કુદકો; છલંગ. 2.A sudden bursting forth from a besieged place.શત્રુએ ઘેરેલી જગ્યામાંથી કરેલો એકદમ ધસારો;છાપો.3. A flight of fancy.મનનો તરંગ;તોર.4. Digression; range.આડે રસ્તે મારેલો આંટો; વિષયાંતર. 5. A going beyond the limits of soberness.રંગની લહેરમાં મર્યાદાની બહાર જવું તે; અતિવિલાસ; આવેગ; વિભ્રમ. [L. *salio*, I leap.]

**Sally-port**, *n.* (સૅ'લિપોર્ટ્) A postern or passage, to afford egress to troops in making a sally. છાપો મારવા નિકળવાની ચોર બારી; છુપો રસ્તો; નિર્ગમદ્વાર.

**Salmon**, *n.* (સૅ'મન્) A large fish, with excellent flesh of a pinkish-orange colour. એક જાતની માછલી. [L. *salio*, I leap.]

**Saloon**, *n.* (સૅલૂ'ન્) A spacious apartment for the reception of company or for works of art. ભપકાદાર દિવાનખાનું; રંગ મહેલ. 2. Luxurious railway carriage. આગગાડીમાં તાલમેલ કરેલ સુશોભિત ડબ્બો. 3.A large cabin in a ship. આગબોટમાં સગવડવાળી ઓરડી. [L. *solum*, ground. Fr. *salon*, a hall]

**Salt**, *n* (સૉલ્ટ્) A substance, used for seasoning and preserving meat &c. the sodium chloride.મીઠું;લવણ;નિમક;ક્ષાર;લુણ; ખાર; રામરસ; સબરસ 2.Piquancy; wit. મીઠું મરચું; સ્વાદ; તમતમાટ.3.Marshes flooded by the tide.ખારોપાટ. ખાજણ. 4. Flavour; taste. સ્વાદ; રસ;લ્હેજત. 5. An old sailor. ઘડાએલો, કસાએલો ખારવો. 6.A salt cellar. મીઠાખાનું; નિમકદાની. **Rock salt** સિંધવ; સૈંધવ; સિંધવલૂણ. **Sachal salt** સંચળ; સંચળખાર. **Salt, formed into large crystals**, વડાગડું, વડાગરૂં મીઠું. **Salt formed into small crystals**, ઘસીયું મીઠું -*a.* Impregnated with salt; abounding in or containing salt. ખારૂં; ખારવાળું; મીઠું દીધેલું; મીઠામાં આથેલું 2. Pungent; sharp; bitter. તીખું; સખત. 3. Salacious. અતિ વિષયી; કામી. *vt.* To sprinkle or season with salt.

મીઠું ભભરાવવું; મીઠામાં આથવું; મીઠામાં નાખવું. **To be worth one's salt**, to be worthy of one's hire. મહેનતાણાને છાજે તેવું થવું; યોગ્ય થવું-લાયક, નિમકહલાલ થવું. **To salt a mine**, to sprinkle it with a little of the precious metal, in order to obtain a high price. અજાણ્યા માણસ પાસેથી વધારે કીમત મેળવવાને ખાણમાં થોડી કીમતી ધાતુ નાખવી તે.-નું મીઠું બંધાવું [L. *sal*, salt.]

**Saltation**, *n.* (સૅલ્ટે,'શન્) A jumping; a dancing; a leaping. છલંગ; કુદકો; છલંગ મારવી તે. 2. Sudden transition or movement. એકાએક-ઓચિંતો-અણધાર્યો ફેરફાર. 3. Palpitation or beating. ધબકારો; ધડકવું તે. *L. salio*, I leap.]

**Salt cellar**, *n.* (સૉ'લ્ટ-સેલર્) A vessel to hold salt at table. નિમકદાની; મીઠાખાનું.

**Salted**, *a.* (સૉ'લ્ટિડ્) Seasoned with salt. આથેલું; મીઠું દીધેલું.

**Salter**, *n.* (સૉ'લ્ટર્) One who salts; one who sells salt. મીઠું પાનાર; મીઠાનો વેપારી; અગરીઓ

**Saltish, Salty**, *a.* (સૉ'લ્ટિશ સૉ'લ્ટિ) Somewhat salt. થોડું ખારું; ખારાશ પડતું.

**Salt-mine**, *n.* (સૉ'લ્ટ્ માઇન્) A mine which yields rock-salt. સિંધવની ખાણ.

**Salt-pan,pit**, *n.* (સૉલ્ટ્-પૅન્,-પિટ્) A pit yielding salt. મીઠા અગર; મીઠાનો અગર.

**Saltpetre**, *n.* (સૉલ્ટપી'ટર્) Nitre; potassium nitrate. સુરોખાર; યવખાર.

**Salt-work, Saltern**, *n.* (સૉ'લ્ટ વર્ક-સૉ'લ્ટર્ન્) A place where salt is made. મીઠું બનાવવાનું કારખાનું-જગ્યા-ઠેકાણું; અગર.

**Salubrious**, *a.* (સૅલૂ'બ્રિઅસ્) Healthy, healthful, promoting health. નિરોગી; શરીરને ગુણકારી; આરોગ્યવર્ધક; તંદુરસ્તી વધારે તેવું; પથ્યકર; પૌષ્ટિક; તંદુરસ્ત. [L. *salus*, health.]

**Salutary**, *a.* (સૅ'લ્યુટરિ) Wholesome; healthful. શરીરને ગુણકારી; આરોગ્યવર્ધક. 2. Beneficial; profitable; advantageous. સુખકારી; હિતકારી; ફાયદાવાળું; લાભકારી. [L. *salus*, health ]

**Salutation**, *n.* (સૅલ્યુટે,'શન્) The act of saluting; a greeting. સલામ; રામરામ; જુવાર; નમસ્કાર; સાહેબજી; જેગોપાળ; પ્રણામ; અભિવંદન; જયગુરૂ.

**Salute**, *n.* ( સૅલૂ'ટ ) A greeting; a bow; a kiss. સલામ; નમસ્કાર; જુવાર; જેગોપાળ, રામરામ; તોપના અવાજથી સત્કાર; બોકી; બચ્ચી.-*vt.* To address with expression of kind wishes; to hail; to greet. ક્ષેમ-કુશલ સહીસલામતી પુછવી; જુવાર, રામરામ કહેવા. 2. To show honour to by discharge of cannon. તોપ છોડી માન આપવું; તોપ છોડી સલામી આપવી. 3. To kiss. બોકી દેવી; બચ્ચી કરવી; બક્ષીસ કરવી. 4. To greet by some act. મુબારકબાદી આપવી; સત્કાર કરવો; અભિવંદન કરવું.-*vi.* To perform a salutation; to greet each other. સલામ કરવી; એકબીજાને નમન કરો-રામરામ કરવા-જુવાર કરવા. [L. *salutis*, health.]

**Salvage**, *n.* (સૅ'લ્વેજ્) Saving of a ship or its cargo, from loss by wreck or capture. વહાણને અથવા તેમાંના સરસામાનને-માલને, દરિયાના સરસામાનને-માલને, સંકટમાંથી બચાવવું તે. 2. A reward allowed by law for the saving of a ship or goods from loss at sea. દરિયામાં ડુબતા જાનમાલનું રક્ષણ કરનારને ઇનામ. 3. Property saved from peril. વહાણનો નાશ થતાં ઉગરેલો માલ. [L. *salvus*, safe.]

**Salvation** *n.* (સૅલ્વે,'શન્) The saving of the soul; preservation from destruction, danger or calamity. મુક્તિ; મોક્ષ; બચાવ; રક્ષણ; પરિમાણ; સંરક્ષણ. 2. That which saves, the cause of saving. બચાવનાર; તારકશક્તિ; બચાવનારી શક્તિ. 3. Deliverance from sin and its consequences and admission to heaven brought about by Christ. ઉદ્ધાર; સદ્ગતિ; છુટકો; પરમપદ. **Salvation army**, મુક્તિફોજ. [L. *salvus*, safe.]

**Salve**, *n.* (સાવ્-સૅલ્વ્) A healing ointment for sores and wounds. મલમ; મલમપટ્ટો; લેપ; અંજન. 2. A remedy. ઉતાર; વારણ; ઉપાય; ઇલાજ; શાંતિ. *vt.* To apply salve to. ને મલમપટ્ટી લગાડવી. 2. To remedy; to cure. ને મલમપટ્ટી કરી રૂઝવવું; મટાડવું; લેપ કરી મટાડવું; શાંતિ આપવી. 3. To save a ship or cargo from destruction. સમુદ્રના સંકટમાંથી વહાણ તથા માલનું રક્ષણ કરવું.

**Salver**, *n.* (સૅ'લ્વર્) A kind of tray or waiter for table service. કથરોટ; થાળ; તબક; છાછર.

**Salvo**, *n.* (સૅ'લ્વો,) An excuse; a reservation; an exception. અપવાદ; બહાનું; માફીનું સબબ; શરત; બારી. 2. A military or naval salute; a volley લશ્કરી અથવા દરિયાઈ સલામીને માટે તોપોના સાથે લાગા અવાજ કરવા તે; વૉલી; બહાર.

**Sal volatile**, *n.* (સૅલ વૉ'ટિલિ) ભાનમાં લાવવાની દવા; નવસાર.

**Salvor**, *n.* ( સૅ'લ્વર્ ) દરિયા પર બચાવનાર માણસ કે વહાણ.

**Samaritan**, *n.* (સમૅ'રિટન્) પરગજુ, પરોપકારી જણ; સમેરિયાનું.

**Sambo**, *n.* (સૅ'મ્બો) The offspring of a Negro and Indian parents. જેનાં માબાપ એકજ જાતનાં ન હોય તે માણસ; સીદી અને હિંદી માબાપથી જન્મેલો માણસ.

**Same**, *a.* ( સે,મ્ ) Not different or other; identical. એજ; તેજ; એકનું એક; એનું એ; તેનું તે; અભિન્ન. 2. Similar; like. સરખું; એવું ને એવું; એનું એ; તેવુંજ. 3. Just mentioned or denoted. સદરહુ; મજકુર; એ; આગળ કહેલું તે; પૂર્વોક્ત. Always preceded by "the", "this" or "that" &c. **Of the same kind**, સમરૂપ. **Of the**

**same age,** એકવયનું; બરોબરીનું. [L. *similis,* like.]

**Sal volatile,** *n.* (સૅલ્વલૅ'ટિલિ) ભાનમાં લાવવાની દવા; નવસાર.

**Salvor,** *n.* (સૅ'લ્વર) દરિયાપર બચાવનાર માણસ કે વહાણ.

**Samaritan,** *n.* (સમૅ'રિટન્) પરગજુ, પરોપકારી જણ; સમેરિયાનું.

**Sameness,** *n.* (સે,'મ્નિસ્) Similarity; want of variety; the state of being perfectly alike. એકજપણું; સરખાપણું; અનન્યતા; તદ્રુપતા; સમભાવ; સમતા; સામ્ય.

**Samite.** *n.* (સૅ'માઇટ) An old rich silk stuff, interwoven with gold or embroidered. મધ્ય કાળના વખતનું સોનાના તાર સાથે વણેલું અથવા સોનાના તારથી ભરેલું રેશમી કપડું.

**Samphire,** *n.* (સૅ'મ્ફાયર) A cliff-plant, with fleshy leaves, used in pickles. એક જાતની દરિયાઈ વનસ્પતિ; મર્યાદ, હદવેલ.

**Sample,** *n.* (સૅ'મ્પલ) A specimen. નમુનો; વાનગી; માસલો; ચાસણી. 2. A pattern; example. દાખલો; ઉદાહરણ; દૃષ્ટાંત.–*vt.* To take or give a sample. વાનગી-નમુનો લેવો-આપવો. 2. To equal. ની બરોબર બનાવવું; સરખું કરવું. [Fr. *essample,* example.]

**Sampler,** *n.* (સૅ'મ્પ્લર) A collection of needle-work patterns. ભરતકામના નમુના. 2. One who samples. કાઢનાર-બનાવનાર-તપાસનાર-બતાવનાર. 3. Young tree left standing, when others are cut down. ઝાડ કાપી નાંખતાં બાકી રહેલું કુમળું ઝાડ.

**Sampson's-post,** *n.* (સૅ'મ્પ્સન્સ-પો,સ્ટ) A strong pillar, used in a ship for various purposes. વહાણમાં ઉપયોગમાં આવતો એક મજબુત થાંભલો-ડોળ.

**Sanative,** } *a.* (સૅ'નેટિવ્. (સૅ'નેટરિ) Heal-
**Sanatory,** } ing; curing; conducive to health. રોગ મટાડે એવું; આરોગ્યવર્ધક; રોગ નાશક; તંદુરસ્તીને લગતું; શરીરસંરક્ષક; શરીરસંબંધી સારૂં-ફાયદાકારક. **Sanitary,** *a.* લોકોની આરોગ્યતાનું રક્ષણસંબંધી. **Sanitation,** *n.* આરોગ્યવ્યવસ્થા; આરોગ્ય. **Sanatorium,** સારાં હવાપાણીની જગ્યા; અરોગ્યસ્થળ; આરોગ્યવર્ધક સ્થળ. [L. *sanus,* healthy.]

**Sanctifier,** *n.* (સૅ'ન્કટિફાયર) One who makes holy. પવિત્ર, શુદ્ધ; નિર્મળ, પાવન કરનાર; પવિત્રાત્મા.

**Sanctify,** *vt.* (સૅ'ન્કટિફાઇ) To make holy or sacred. પવિત્ર, પાવન કરવું; ગણવું; ઉજવું. 2. To set apart for holy purpsoes. ધર્મના કામને વાસ્તે જુદું કાઢવું, નિર્માણ કરવું. 3. To make free from sin; to purify. પાપમુક્ત, પાપહીન કરવું; પાપધ્વંસ કરવો. 4. To consecrate. યોગ્ય સંસ્કારવિધાનથી પવિત્ર કરવું-ની પ્રતિષ્ઠા કરવી. 5. To impart inviolableness to. અલંઘ્ય કરવું; કાયમ-મંજુર કરવું; રાખવું. 6. To make the means of holiness. પુણ્યકર્મ તરીકે નિયોજવું; પવિત્ર થવાનું સાધન કરવું. [L. *sanctus,* holy & *facio,* I make.]

**Sanctimonious,** *a.* (સૅન્કટિમો,'નિઅસ્) Possessing sanctity. પવિત્ર; પવિત્રતાવાળું; સાધુ; પરમ પવિત્ર. 2. Having the appearance of sanctity; affecting saintliness. પાકી ભક્તિનો ડોળ ઘાલનારૂં; દંભી; ડોળી; ઢાંગી; કપટ ધર્મી; બગભગત; બકધ્યાની -°**ness,** *n.* Devoutness. ભકતાઈ; પવિત્રતાનો ડોળ, ઢોંગ.

**Sanction,** *n.* (સૅ'ન્ક્શન્) Confirmation; ratification; authority. આધાર; રજા; મંજુરી; બહાલી; પરવાનગી; આશ્રય; મંજુરીઆત; અનુમોદન. 2. Penalty incurred by the breach of a command. કાયદા વગેરેને અમલમાં લાવવા ઠરાવેલા ઉપાય-શિક્ષા. *vt.* To ratify; to approve; to confirm. મંજુર-બહાલ-કાયમ કરવું; રાખવું; અનુમોદન આપવું. [L. *sanctum,* sacred.]

**Sanctitude-Sanctity,** *n.* (સૅ'ન્કટિટ્યુડ્-સૅ'ન્કટિટિ) Holiness; godliness. પવિત્રતા; અંતઃશુદ્ધિ; શુદ્ધવૃત્તિ; સાધુતા. 2. Sacredness; inviolability; saintliness. પવિત્રતા નિર્મલતા. અનુલ્લંઘનીયતા. [L. *sanctus,* holy.]

**Sanctuary,** *n.* (સૅ'ન્ક્ચ્યુઅરિ) A sacred or consecrated place. પવિત્ર, દેવાર્પિત જગ્યા; દેવળનો ગભાર; દેવ, નિજમંદિર; દેવાલય. 2. A church. દેવળ; મંદિર; પૂજાગૃહ. 3 A place of shelter or refuge. નિર્ભયસ્થાન; આશ્રયસ્થાન; રણભૂમિ. 4. The most retired part of the temple at Jerusalem. જેરૂસલેમ શહેરમાં યાહુદી લોકોના દેવળમાંનો અતિ પવિત્ર ભાગ. ગભાર. 5. The part of the church, where altar is placed. રોમન કૅથલિક દેવળમાં યજ્ઞભૂમિ; વેદિ. 6. The temple at Jerusalem. જેરૂસલેમ શહેરમાં યાહુદી લોકોનું દેવળ. [L. *sanctus,* holy.]

**Sanctum,** *n.* (સૅ'ન્કટમ્) A sacred place. પવિત્ર જગ્યા, સ્થાન. 2. A private retreat or room. એકાંત સ્થળ; એકાંત જગ્યા, વાસ.

**Sand,** *n.* (સૅન્ડ) Any mass or collection of fine particles of stone. રેત; રેતી; વાલુ; વાલુકા; વેળુ. 2. Period of life. આયુષ્ય; આવરદા. આયુષ્. 3. A measured interval. ટુંકો અંતર. 4. A moment. પળ; ક્ષણ. 5. (*pl.*) Sandy tracks of land. રેતીનાં મેદાન; રણ. *vt.* To sprinkle with sand. રેતી ભભરાવવી, નાંખવી.

2. To drive upon a sand-bank. રેતીના ખડક, ઢગ ઉપર વહાણ ચઢાવી દેવું [L. *sabulum*, grave.]

**Sand-bank**, *n.* (સૅન્ડ્-બૅન્ક્) A bank of sand, formed by tides or currents. દરિયામાં રેતીનો ખડક, ટેકરો, ખરાબો.

**Sandal**, *n.* (સૅન્ડલ્) A shoe or slipper worn by monks &c. પાવડી; ચંપલ; પાદુકા; એક જાતનો માત્ર તળીઆવાળો જોડો. [L. *sandalium.*]

**Sandal-Sandalwood**, *n.* (સૅન્ડલ્-સૅન્ડલ્-વુડ્) Kinds of scented wood (white, red, yellow, S. W.) સુખડ; ચંદન; મલયાગર; સુખડનું ઝાડ; ચંદનવૃક્ષ. **Red Sandalwood** રતાંજળી.

**Sanda-rach**, *n.* (સૅન્ડ-રૅક્) A kind of resin, used in preparing spirit, varnish and pounce. વાર્નીસ વગેરે બનાવવામાં વપરાતી રાળ. 2. Red sulphide of arsenic. ચંદ્રરસ.

**Sand-box**, *n.* (સૅન્ડ્-બૉકસ્) A box with perforated top for sprinkling sand over wet ink. રેતદાની; રજીઉં; રેતીઉં.

**Sand-fly**, *n.* (સૅન્ડ્-ફ્લાઇ) A minute insect, whose bite is painful. એક જાતનું રેતીવાળા પ્રદેશમાં થતું મગતરા જેવું બહુ પીડાકારક જંતુ-જીવડું.

**Sand-glass**, *n.* (સૅન્ડ-ગ્લાસ) A glass that measures time, by the running of sand, from one division of it to the other. ઘડીઆળની શીશી; રેતીનું ઘડીઆળ; કલાકની શીશી.

**Sand-paper**, *n.* (સૅન્ડ-પે,પર) A paper, stuck with sand for polishing. એક બાજુ રેતી ચોટાડેલી એવો કાગળ; રેતીઓ કાગળ; પાલીસ કાગળ.–*vt.* To polish with sand paper. રેતીઆ કાગળથી સાફ કરવું, પાલીસ કરવું.

**Sand-stone**, *n.* (સૅન્ડ્-સ્ટો,ન્) A stone composed of compressed grains of sand. અડદીઓ પથ્થર.

**Sandwich**, *n.* (સૅન્ડ્વિચ્) [From the Earl of Sandwich.] Two thin slices of bread with meat, fish or the like between. માખણ ચોપડેલી રોટલીના બે કકડાની વચ્ચે મીઠું દીધેલો માંસનો કકડો; માંસ પોળી, વેડમી, ભજીયું.

**Sandy**, *a.* (સૅન્ડિ) Consisting of or abounding in sand. રેતાળ; રેતીવાળું; રેતીનું. 2. Resembling sand. રેતી જેવું; રેતીના રંગનું.

**Sane**, *a* (સે,ન્) Healthy; not deranged. નિરોગી; સાજું; તનદુરસ્ત. 2. Sound in mind; not disordered. સાબુત મનવાળું; અક્કલ, હોંશિયારીવાળું; સાવચેત; શુધબુધ ઠેકાણે હોય તેવું; સાબુત; ડાહ્યું. [L. *sanus*, sound.]

**Sang-froid**, *n.* (સ્હાંફ્રૉ') Composure; coolness in danger or under agitating circumstances. શાન્તતા; શાન્તપણું; સહનશીલતા; નરમાશ; બેપરવાઈ.

**Sanguiferous**, *a.* (સૅંગ્વિફ્રરસ્) Conveying blood. રક્તવાહક; રક્તવાહિની; લોહી લઈ જનારૂં. [L. *sanguis*, blood & *fero*, I carry.]

**Sanguify**, *vt.* (સૅંગ્વિફાઇ) To produce blood. લોહી પેદા કરવું. [L. *sanguis*, blood.]

**Sanguine**, *a.* (સૅન્ગ્વિન્) Blood-red. રાતું; લોહીના રંગનું; લાલચોળ. 2. Ardent; warm. હોંશીલું; ઉમંગી. 3. Abounding in blood. ઘણા ઉતાવળા લોહીવાળું. 4. Anticipating the best; confident. ભારે ઉમેદવાળું; આશાભર્યું; સારા ફળની આશા રાખનાર; આશાપૂર્ણ. *n.* Blood-colour. રાતો રંગ; લોહીનો રંગ. 2. Blood-stone. રાતો પથ્થર. *vt.* To stain with blood. લોહીઆળું કરવું; લોહીથી ખરડવું.

**Sanguineous**, *a.* (સૅન્ગ્વિ'નીઅસ્) Full-blooded; abounding with blood. ઘણા લોહીવાળું. 2. Of the colour of blood. લોહી જેવું લાલ. 3. Constituted of blood. રક્તજન્ય; લોહીમાંનું. 4. Of blood. લોહી વિષે, સંબંધી.

**Sanhedrim**, *n.* (સૅનહિડ્રિમ્) Highest court of justice among the Jews in Jerusalem. યાહુદી લોકની મોટી ધર્મ, ન્યાય સભા.

**Sanies**, *n.* (સૅ'નિઇઝ્) A thin reddish discharge from wounds or sores. ગુમડા-ચાંદા ઉપર ભરાતો પાતળો રસ-રસી.

**Sanitary**, *a.* (સૅ'નિટરિ) Pertaining to or designed to secure health; hygienic. લોકની આરોગ્યતાનું રક્ષણ કરે એવું; તનદુરસ્ત રાખે એવું; આરોગ્યકર. [L. *sanitus*, health.]

**Sani(a)torium**, *n.* (સૅ'નિટો'રિઅમ્) A health retreat; a sanatorium. આરોગ્યવર્ધક સ્થળ; શાન્તિભવન; સારાં હવાપાણીની જગ્યા. (Amer. forms).

**Sanitation**, *n.* (સૅનિટે,'શન્) The improving of sanitary conditions; hygiene. આરોગ્ય; આરોગ્યવ્યવસ્થા; તનદુરસ્તીની સાચવટ-જાળવણી; આરોગ્યવર્ધન.

**Sanity**, *n.* (સૅ'નિટિ) The state of being sane or of sound mind; saneness. મનનું સાબુતપણું, શુદ્ધિ; ચપળતા; ચાલાકી; સાબુતી; સાવચેતી; અક્કલહોંશિઆરી.

**Sanskrit**, **Sanscrit**, *n.* & *a.* (સૅન્સ્ક્રિટ્) The ancient and sacred language of India. સંસ્કૃત ભાષા; ગીર્વાણભાષાનું.

**Sap**, *n.* (સૅપ્) The vital juice, circulating in plants. વનસ્પતિ રસ; ઝાડનો રસ-દુધ; ઝાડનું સત્વ. 2. A sap-wood. ઝાડની છાલ નીચેની ખાલ.–°**less**. *a.* Dry; withered. નીરસ; સુકું; નિર્માલ્ય; અસાર.–°**ling**. *n.* A young tree full of sap. રોપ; રોપો; નાનું કુમળું ઝાડ. [L. *sapo*, I taste.]

**Sap**, *vt.* (સૅપ્) To undermine; to make insecure by removing foundations. થી નીચે

ખોદવું; નીચેથી ખોદીને પાડવું; ખોદી નાંખવું; જડમૂળથી ઉખેડી નાખવું. 2. To mine. સુરંગ પાડવી-ખોદવી. 3. To subvert by removing foundation. (Fig.) નું મૂળ ખોદવું; ઉંધુ વાળવું; ની ખોદણી કરીને નુકસાન લગાડવું.-*vi.* Be studious at books. વિદ્યાભ્યાસી થવું. [L. *sapp*, juice.]

**Sapid**, *a.* (સૅ'પિડ્) Tasteful; savoury; palatable. સ્વાદિષ્ટ; સુરસ; મિષ્ટ; લહેજતદાર; સ્વાદવાળું.-*ns.* Sapidity; sapidness. સ્વાદ; લહેજત; રસ. [L. *sapio*, I taste.]

**Sapience**,*n.*(સે,'પિઅન્સ્)Sageness; wisdom. બુદ્ધિશાળીપણું; ચતુરાઇ; અક્કલ; દાનાઇ; બુદ્ધિ.

**Sapient**, *a.* (સૅ'પિઅન્ટ્) Sagacious; sage; wise. શાણો; ડાહ્યો; ચતુર; અક્કલમંદ; વિવેકી; બુદ્ધિશાળી 2. Overwise. દોઢડાહ્યુ.

**Saponaceous**, *a.* (સૅપને,'શસ્) Having the qualities of soap; soapy. સાબુ જેવું; સાબુવાળું; સાબુજેવું ચીકણું. [L. *sapo*, soap.]

**Saponify**, *vt.* (સૅપૉ'નિફાઇ) To turn into soap by combination with alkali. ખારની સાથે ચરબી, તેલ વગેરે ભેળવીને સાબુ બનાવવો.-(*n.*) Saponification.

**Sapor**, *n.* (સૅ'પૉર્) Taste; relish; savour. સ્વાદ; લહેજત; રસ. [L. *sapere*, to taste.]

**Sapper**, *n.* (સૅ'પર્) One who digs a trench. ખોદનાર; સુરંગ પાડનાર.-ખોદનાર-°**ment.** A German oath. (corrupt. of sacrament.) જર્મનલોકોનો.-સમ-સોગન.

**Sapphic**, *a.* (સૅ'ફિક્) Pertaining to Sappho, a Grecian poetess. સૅફો નામની ગ્રીસ દેશની કાવ્ય કારિણી-કર્ત્રીનું *n.* A Sapphic verse.સૅફો નામની કાવ્ય કર્ત્રીએ શોધી કહાડેલી કવિતાની કડી.

**Sapphire**, *n.* (સૅ'ફાયર્) A transparent blue precious stone. ઇંદ્રનીલ; નીલમણિ; નીલમ; શનિશ્વર-શનિ. 2. A bright blue colour; azure. પ્રકાશિત; વાદળીરંગ; હીરા માણેકનો રંગ.-*a.* Resembling sapphire; blue. નીલમાણના જેવું; શનિના જેવું. **Green Sapphire,** The emerald. લીલમ-નીલમ; પાનું. **Red S.** The ruby. માણેક; પદ્મરાગ. **Violet S.** The amethyst. યાકુત. **Yellow S.** The topaz. પોખરાજ; પુષ્પરાગ-રાજ [L. *sapphirus.*]

**Sappy**, *a.* (સૅ'પિ) Abounding with sap; juicy. રસભર્યું; રસમય; રસવાળું; લીલું. 2. Weak; young. નાનું; કુમળું; કાચું; અશક્ત; નબળું. 3. Hard-working; weak in intellect. સખ્ત મ્હેનતુ; મંદબુદ્ધિ; કમ અક્કલ-બુદ્ધિનું વાળું.

**Saraband,Sarabande,***n.* (સૅ'રૅબૅન્ડ્) A slow Spanish dance in triple time. એક જાતનો સ્પેન દેશનો નાચ.

**Saracen**, *n.* (સૅ'રસન્) One of Arabic race. આરબ; મુસલમાન; અરબસ્તાનથી પશ્ચિમના મુલકમાંનો કોઈપણ મુસલમાન. [L. *saracenus.*]

**Sarcasm**,*n.*(સા'ર્કૅઝ્મ્)Bitter,or wounding remark; a taunt; a cutting jest. કઠોર-કરડું; સખત-આકરૂં વચન; મર્મવચન; આક્ષેપ;ટોક; ટપ્પો. [L. *sarkazo*, to tear flesh like dogs.]

**Sarcastical,** } *a.* (સાર્કૅ'સ્ટિકલ્)
**Sarcastic,** } (સાર્કૅ'સ્ટિક્) Bitterly cutting; taunting. કડું; કરડું; આકરૂં; કોવાડાના, કુહાડાના ઘા જેવું; મરડાટવું; ઉગ્ર;તીક્ષ્ણ.-°**ly,** *adv.* (સાર્કૅ'સ્ટિકલિ) In a sarcastic manner. કરડાશથી; ઘણા મરડથી.

**Sarc(s)enet**, *n.*(સા'ર્સ્નિટ્)A fine soft silk-cloth, used for lining &c. એક જાતનું ઝીણું રેશમી કપડું-લુગડું. [L. *saracenicum*, cloth made by Saracens.]

**Sarcophagus**, *n.* (સાર્કૉ'ફગસ્) A stone coffin;a tomb. પત્થરની બનાવેલી શબપેટી,કબર;એક જાતનો પત્થર. 2. *a.* Flesh-eating; carnivorous. માંસ ખાનારૂં, ભક્ષી; માંસાહારી. [Gr. *sarkos*, flesh, & *phagein*, eating.]

**Sardine**, *n.* (સાર્ડી'ન્) A small fish of the herring family. એક પ્રકારની ભૂમધ્ય સમુદ્રની માછલી. [Gr. *sarda*, from Sardinia.]

**Sardonic**, *a.* (સાર્ડૉ'નિક્) Denoting a kind of forced, bitter laugh;scornful; mocking. ઉપર-ઉપરનું ખાલી; બળાત્કારનું; વગરમનનું;પરાણે; પિશાચી. **Sardonic laugh**, પરાણે, પિશાચી હાસ્ય [Gr. *sardanios*, grinning.]

**Sardonyx**, *n.* (સાર્ડૉ'નિક્સ્) An onyx with white layers, alternating with sard. પોખરાજ; ગોમેદ.

**Sark**, *n.* (સાર્ક્) A shirt; a chemise.ખમીસ; પહેરણ.

**Sarsaparilla**, *n.* (સાર્સપરી'લ) The roots of several plants of tropical America and East Indies, yielding a medicine. સારસાપરિલા નામનો છોડ તેનું મૂળ. સાલસ.

**Sash**,*n.*(સૅશ્)A silk band;a girdle; a scarf worn over the shoulder for ornament.સુશોભિત પટ્ટો; કમ્મર બંધ; ખેસ; સેલું; અંગવસ્ત્ર -*vt.* To dress or adorn with sash. ખેસ ઓઢવો; કમ્મરબંધ પહેરવો; ખેસ ઓઢાડીને સુશોભિત કરવું. [Per *shash*, a scarf.]

**Sash**, *n.* (સૅશ્) A frame of wood holding a pane of glass. બારીમાં કાચ જડવાનું લાકડાનું ચોકઠું.-*vt.* To furnish with sash windows. બારીમાં કાચ જડવાનું ચોકઠું કરવું ઘડવું; ચોકઠાદાર બારી ક૰. [Fr, *chasse*, a frame.]

**Sassenach,** *n.* (સૅ'સનક્) A Saxon; an Englishman. અંગ્રેજ-અંગ્રેજ-ઇંગ્રેજી-લોક.

**Sat,** *imp.* of *sit.* (સૅટ્) બેઠો; બેઠી; બેઠું.

**Satan,** *n.* (સે,'ટન્) The devil or the prince of darkness. સેતાન; ઇબલીસ; પાપી પુરુષ; કળિ.

**Satanic,** } *a.* (સૅટૅ'નિક-સટૅ'નિકલ્) Having the qualities of satan; wicked; devilish. સેતાનના જેવું; પાપી પુરુષ સંબંધી; સેતાની. [Heb. *satan*, an adversary.]
**Satanical,**

**Satchel,** } *n.*(સૅ'ચલ્) A little sack or bag, hung from shoulder with a strap. નાની કોથળી; જોસ્તાન; જુઝદાન; દફ્તર.[L. *sachus*, a bag.]
**Sachel,**

**Sate,** *vt.* (સે,ટ્) To gratify to the full; to feed beyond natural desire; to glut; to satiate. ધરાય તેમ કરવું; તૃપ્ત કરવું;ભરપૂર કરવું; ધરાય ઓકાય (ઓચાય) જાય તેમ કરવું. 2. *imp.* of *sit.* બેઠો-બેઠી-બેઠું. [L. *satis*, enough.]

**Sateen,** *n.* (સૅટી'ન) A kind of glossy fabric resembling satin. સાટીન, અતલસના જેવું એક જાતનું કપડું.

**Satellite,** *n.* (સૅ'ટલાઇટ્) An obsequious dependant; underling. ખુશામતીયું માણસ; પુંછડું; આશ્રિત જન. 2. A planet revolving round another. ઉપગ્રહ.[L.*satelles*,a guard.]

**Satiate,***a.* (સે,'શિએ,ટ્) Sated;glutted. ધરાઈ, ઓકાઈ ગએલું; તૃપ્ત થએલું. તૃપ્ત. *vt.* To satisfy the appetiteof; to feed to the full.સંતોષવું; તૃપ્ત કરવું.ભુખ મટાડવી.પોષવું(તોષવું.)2.To surfeit; to glut.ધરાય, ઓકાઇ(ઓચાઇ)જાય તેમ કરવું;ભરપૂર કરવું. **Men sated with the business of great cities.** મોટા શહેરોના ધંધાની ધમાલથી ધરાઈ ગએલાં માણસ.[L.*satis*,enough.]

**Satin,** *n.* (સૅ'ટિન્) A species of glossy silk. સાડી; સાટીન; અતલસ; જાડું રેશમી લુગડું. [L. *seta*, silk.]

**Satire,** *n.* (સૅ'ટાયર) A poem aimed at prevalent vices or follies. દુરાચરણ ઉપહાસક કવિતા; નિંદાત્મક કવિતા. 2. Sarcastic ridicule; trenchant wit; keen remark. કરડી-સખત-ટીકા; ઉપહાસ; મ્હેણું; નિંદા; આક્ષેપ; ઠોક. [L. *satur*, full.]

**Satirical,** } *a.* (સૅ'ટિરિકલ્) (સૅટી'રિક્) Belonging to satire. ઉપહાસક; નિન્દાત્મક; સાક્ષેપ; કરડું. 2. Severe in language; censorious. સખત; કરડું; નિન્દાખોર; નિંદક; માર્મિક; છિદ્ર-દૂષણદર્શક-નિંદક.
**Satiric,**

**Satirist,** *n.* (સૅ'ટિરિસ્ટ્) A writer of satires. ઉપહાસકાવ્ય રચનાર; નિંદક, કરડું બોલનાર-લખનાર.

**Satirize,** *vt.* (સૅ'ટિરાઇઝ્) To assail with satire; to censure with keenness. નિંદક કવિતા લખવી; સખત ટીકા કરવી; ની ધુળ કાઢવી.

**Satisfaction,** *n.* (સૅટિસ્ફૅ'ક્શન્) Contentment;gratification. સંતોષ;તૃપ્તિ; મનનું સમાધાન; પતીજ; ખાતરી. 2. Compensation;atonement. નુકસાન ભરી આપવું તે; નુકસાનીનો બદલો-અવેજ. 3. Settlement of claim due; payment. ચુકાદો; ફડચો; નિકાલ; પતાવટ; બદલો; અવેજ. 4. That which satisfies. સંતોષ કરનાર પદાર્થ, મન વાળવાનું કારણ; સંતોષ. [L. *satis*,enough, & *facio*, I make.]

**Satisfactory,** *a.* (સૅટિસ્ફૅ'ક્ટરિ) Giving content; producing satisfaction. સંતોષકારક; મનમાનતું; સમાધાનકારક, ખાતરીલાયક. 2. Relieving the mind from doubt. સંશયભંજક; સંદેહભંજન; મનનું સમાધાન કરે તેવું.-**Satisfactorily,** *adv.* (સૅટિસ્ફૅ'ક્ટરિલિ) With satisfaction. સંતોષપૂર્વક; સંતોષકારક રીતે.

**Satisfy,** *vt.*(સૅ'ટિસ્ફાય)To gratify fully the wants, wishes or desires of; to content. તૃપ્ત-સંતુષ્ટ કરવું; સંતોકવું; ખુશ રાજી રાખવું-કરવું. 2. To free from doubt; to convince. ખાતરી કરી આપવી; શંકા વગેરેને દૂર કરવી; ખુલાસો કરવો. 3. To give what is due to; to comply with the rightful demands of.નું મન મનાવવું; રાજી રાખવું; સંતોકવું. 4. To discharge as a debt, or claim. પતાવવું; ચુકવવું;આપવું;વાળવું; ફડચો-તોડ-નિકાલ કરવો-લાવવો-કાઢવો.5.To clear as doubts.નું સમાધાન કરવું. (શંકા વગેરે) દૂર કરવી. [L. *satis*, enough & *facio*, I make.] *vi.* To give satisfaction or content. તૃપ્ત; સંતુષ્ટ કરવું.

**Satrap,***n.*(સે,'ટ્રપ્) A holder of provincial governorship. સુબો, નવાબ [L. *satrapes.*]

**Satrapy,** *n.* (સે,'ટ્રપિ) The government or jurisdiction of a satrap. સુબાના તાબાનો મુલક; સુબાગીરી.

**Saturate,** *vt.* (સૅ'ચ્યુરે,ટ્) To impregnate, to soak thoroughly; to satiate. સારી પેઠે પલાળવું; ભીંજવવું. સારી પેઠે ભરવું; તરબોળ કરવું. *a.* Being full; saturated. ભીંજવેલું; પલાળેલું. [L. *satur*, full of food.]

**Saturation,** *n.* (સૅચ્યુરે,'શન્) The state of being saturated. સારી પેઠે ભીંજવાએલું તે; પરિપૂરણ.

**Saturday,** *n.* (સૅ'ટર્ડિ) The seventh or last day of the week. શનિવાર,મંદવાસર-વાર.

**Saturn,***n.*(સૅ'ટર્ન્)Italic god of agriculture. પ્રાચીન રોમન લોકનો એક દેવ. 2. One of the planets smaller than Jupiter. શનિ;શનિશ્વર. 3.The metal lead.સીસું.[L.*saturnus*,to sow.]

**Saturnalia,** *n.* (સૅટર્ને,'લિઍ) An ancient roman festival of Saturn in December.રોમન

લોકનો ડિસેમ્બર મહિનામાં હોળીના જેવો બીભત્સ ઓચ્છવ-પર્વ; શનિ મહોત્સવ. Any period of noisy licence and revelry. મોઝમઝા તથા બીજી જાતની ગમતો કરવાનો વખત-સમય.

**Saturnalian,** *a.* (સૅટર્નૅ'લિઅન્)Pertaining to the saturnalia.રોમન લોકના ઓચ્છવને લગતું; સંબંધી. 2. Merry; loose;dissolute.રમતીઆળ; રમુજી; ગમતી; તોફાની; વિષયી.

**Saturnian,** *a.* (સૅટ'ર્નિઅન્) Pertaining to Saturn, whose age or reign was called, "The golden age." શનિદેવતાસંબંધી. રામરાજ્ય જેવું; સત્યયુગ જેવું-સંબંધી.

**Saturnine,** *a.* (સૅ'ટર્નાઇન્) Supposed to be under the influence of the planet Saturn. શનિની દશાગ્રસ્ત. 2. Dull; heavy; grave. મંદ; જડ;ભારે; ધીમું; થંડું. [L.*saturnus*, the god Saturn.]

**Satyr,** *n.*(સૅ'ટર્)A mythological demi-god, in human form with goat's ears and tail and legs. એક કલ્પિત વનદેવતા (જેનો ઉપલો ભાગ માણસ જેવો અને નીચલો ભાગ બકરા જેવો હોય તેવો). 2. Lustful or beastly minded man. માતેલો અથવા પશુ-ઢોરના જેવી બુદ્ધિવાળો માણસ. [L. *satyrus*, a kind of monkey.]

**Sauce,** *n.* (સૉસ્) A mixture to be eaten with food, for improving its relish. મુખ્ય ભોજનની સાથે સ્વાદને માટે ખાવાનું શાક-ભજીયું-ચટણી-પાપડ-અથાણું વગેરે; ચટાકો; મુરબ્બો. 2. Insolence; pertness. અવિનયતા; ઉદ્ધતાઇ; આડાપણું.-*vt.* To supply with appetising condiments. જોડે સ્વાદની ચીજો રાખવી-મૂકવી.2. To season. મસાલો નાંખવો; સ્વાદિષ્ટ કરવું; લહેજતદાર કરવું; તીખુંતમતમું કરવું. 3. To render attractive. સ્વાદવાળું કરવું; રસિક કરવું; દીપાવવું. 4. To treat with pert language. અવિનય-ઉદ્ધત વર્તન રાખવું; બેઅદબ-બેશરમ થવું -**boat.** શાક-ચટણી વગેરે રેડવાનું, નાખવાનું વાસણ; ઝારી; બદનો; કમંડલું. [L. *salsus*, salted.]

**Sauce-pan,** *n.* (સૉ'સ્-પૅન્) A metal vessel, to make sauce in.વાડકી;તપેલી;નાની કડાઇ;ગરમું.

**Saucer,** *n.* (સૉ'સર્) A small China plate, to hold the tea cup. રકાબી; તબકડી. 2. Something resembling a saucer. કથરોટ; ટાટ, તાસક, નાની થાળી; ઢાંકણું.

**Sauciness,** *n.* (સૉ'સિનિસ્)Impudence;pertness.ઉદ્ધતાઇ;બેઅદબી;ફાટેલ,બેમરજાદપણું;ચઢાઉપણું.

**Saucy,** *a.* (સૉ'સિ) Impudent. ઉદ્ધત; ચઢાઉ; ફાટેલ. 2. Rude, pert. ફાટેલ, બેમરજાદ;નિર્લજ્જ; ચબરાક; ચબાબલું.

**Saunter,** *vi.* (સૉ'ન્ટર્) To walk in a leisurely way; to loiter; ભમવું; રખડવું;રઝળવું;આળસાયા કરવું. *n.* A sauntering place. રઝળવાની જગ્યા.

**Saunterer,** *n.* (સૉ'ન્ટરર્) A wanderer. રખડનાર; રઝળનાર; આળસ્યા કરનાર.

**Saurian,** *n.* (સૉ'રિઅન્) One of the order of scaly reptiles of which the lizard is a type.ઘીલોડીની જાતનાં પ્રાણી.[Gr.*sauros*,a lizard.]

**Sausage,** *n.* (સૉ'સેજ્) An article of food, made of minced or chopped meat.જનાવરના આંતરડાંના કટકાની કરેલી કોથળીમાં, ગુંદી અને તેમાં મસાલો નાંખી ભરેલું માંસ; કુલમો.

**Sauve-qui-peut,** *n.* ( સો,વ્કીપ'ર્ ) આપ આપકી સમાલીયોનો વિગ્રહ, લડાઈ; સ્વાર્થતંત. [Fr.=Let him find safety who can.]

**Savage,** *a.* ( સૅ'વિજ્ ) Pertaining to the forest; wild; uncultivated. જંગલી; વગડાઉ; રાની; જંગલી. 2. Uncivilized; rude. અણઘડ; ગમાર જેવું; અસભ્ય. 3. Cruel; brutal. ક્રૂર; વિકરાળ;ઘાતકી;નિર્દય;દારૂણ, *n.* A human being in his native state of rudeness.જંગલી;અણઘડ, અસલ માણસ.અસભ્ય;ગમાર જેવું માણસ;ક્રૂર,નિર્દય માણસ. 2. A brutally cruel or barbarous person.રાક્ષસ; દૈત્ય;નિર્દય-ક્રૂર માણસ. [L.*silva*, a wood.]

**Savanna,** } *n.* ( સૅવૅ'નૅ ) A treeless
**Savannah,** } grassy plain. ઝાડ વગરનું ઘાસવાળું મેદાન-પાધર.

**Savant,** *n.* (સ્ઠૅ'વાં) A man of learning. A man of science. પંડિત; વિદ્વાન; મહાપંડિત; વિદ્વજ્જન. [L. *sapere*, to be wise ]

**Save,** *vt.* (સે,વ્) To protect, to bring out of danger. બચાવવું;રક્ષણ કરવું;ઉગારવું; સલામત રાખવું. 2. To rescue from sin and eternal death.પાપ અને તેની સજા શિક્ષામાંથી મુક્ત કરવું; મોક્ષ આપવો. 3. To obviate. અટકાવવું; ન થવા દેવું. 4. To reserve; to hoard. ઉગારવું; બચાવવું સંગ્રહ કરવો;સંઘરી રાખવું "**Money saved, is money got.**" પૈસો બચ્યો એ પૈસો મળ્યો. 5. To be in time for. જાળવવું;સાધવું;સાચવવું. **He saved the tide,** તેણે ભરતીનો વખત જાળવ્યો. 6. To prevent. અટકાવવું;વારવું;ન થવા દેવું. **To save appearances,** દેખાવ જાળવવા; પોતાની શોભા રાખવી; બહારથી પોકળ (પોગળ) ઉઘાડું પડવા ન દેવું. *vi.* To be economical; to hinder expense. નુકસાન થતું અટકાવવું;કરકસર કરવી.-*prep.* or *con.* Except; not including; saving. સિવાય;વિના;વગર [L. *salvus*, safe.]

**Saveloy,** *n.* (સૅ'વ્લૉય) મસાલેદાર કુલમો.

**Savoir faire,** *n.* (સૅ'વ્વૉર્ફે,ર્) વિચક્ષણતા; કળ; હુશીયારી; સચોટતા.

**Savoir vivre,** *n.* (-વી'વ્ર) શિષ્ટાચાર નિપુણતા; સૌજન્ય; મળતાવડાપણું.

**Saving,** *a.* (સે,'વિન્ગ્) Avoiding loss; frugal; preserving from evil. કરકસરીયું; કસરીયું;નીતિથી ખરચનારૂં;સંગ્રહ-સંઘરો કરનારૂં;ઉગારનારૂં;બચાવનારૂં. 2. Bringing back the sum expended. ઘરનાં નાણાં પાછાં ફરે-વળે એવું;સરભરનું;બેઠાબેઠનું.3.Exceptional. નિયમ બ્હાર; અપવાદરૂપી. 4. Securing salvation. મોક્ષ આપે એવું; મુક્તિપ્રદ. *n.* Something hoarded-up. ઉગારો; બચાવ; સંઘરો; બચત. **Savings bank**. સંઘરેલું નાણું જમે કરાવવાની પેઢી. *prep.* Excepting, but. સિવાય;વગર;વિના; બાતલ કરતાં.

**Saviour,** *n.* (સે,'વ્યર્) One who saves, preserves, or delivers from danger or destruction. ભય, નાશમાંથી તારનાર; બચાવનાર; ઉદ્ધાર કરનાર; મોક્ષ આપનાર. 2. Jesus Christ, the Redeemer. માણસનો તારનાર જીસસ ક્રાઈસ્ટ. [L. *salvo*, I save.]

**Savour, Savor,** *n.* (સે,'વર્) Taste, relish, odour. સ્વાદ; રસ; ગંધ; વાસ; સોરમ. 2. Distinctive temper; taint. અસર; પાસ; ગુણ. *vi.* To have a particular taste or smell. ની વાસ હોવી; નો સ્વાદ હોવો. 2. To smack. ના જેવું લાગવું; પાસ, અસર, હોવી; ની અસર લાગવી. **This talk savours of distraction** આ વાતચીત ગાંડપણ જેવી લાગે છે. *vt.* To like; to relish. રૂચિ લાગવી; ચાખવું; પસંદ કરવું. [L. *sapor*, taste.]

**Savoury,** *a.* (સે,'વરિ) With appetizing taste or smell. સ્વાદિષ્ટ; મઝેદાર; લહેજતદાર; સુગંધવાળું; મિષ્ટ.

**Saw,** *imp.* of **See**, (સૉ) જોયું; દીઠું. An instrument to cut boards or stones.કરવત;આડી;આરી 2. A proverb; a maxim; a saying. કહેવત; કહેણી. *vt.* To cut with a saw.કરવત-આરીથી કાપવું-વહેરવું. 2. To form by cutting with a saw. કરવતથી વહેરીને કરવું, બનાવવું. *vi.* To use a saw. વહેરવું; વહેરાવું. **Saw-dust,** વહેર; લાકડાનો વહેર; **Saw-pit,** વહેરવાનું લાકડું ઉભું કરવાનો ખાડો. [L. *seco*, I cut.]

**Saw-mill,** *n.* (સૉ'મિલ્) A mill for sawing. વહેરવાનો સંચો.

**Sawyer,** *n.* (સૉ'યર્) One whose occupation is to saw. વહેરણીઓ; વહેરનાર; કરાઈ.

**Say,** *vt.* (સે,) To utter; to speak. કહેવું; બોલવું; ભાખવું. 2. To recite; to repeat; to rehearse. કહી-બોલી-ભણી જવું; ફરીથી કહેવું. 3. To take for granted; to suppose. આશરેથી કહેવું; માની લેવું; ધારવું; અટકળ કરવું. **Say, three hundred**=ધારોકે ત્રણસો;એમ માનો કે ત્રણસો. *v.* To be determined in mind as to. નક્કી કહેવું; જણાવવું; નિશ્ચય કરવો; ઠરાવ ક૦. **To say nay,** =to refuse. ના પાડવી. **That is to say,** in other words. મતલબ કે, એટલે કે, કહેવાનું કે; બીજી રીતે કહીએ તો. *vi.* To answer; to reply. જવાબ-ઉત્તર દેવો આપવો.કહેવું *n.* What one has to say; a speech. ભાષણ; કહેવાનું; બોલવાનું; વાત; કહેવત; વચન.-°**er,** *n.* (સે'યર્) કહેનાર; ભાષણ કરનાર. [A Sax *secgan*, to say.]

**Saying,** *n.* (સે'ઇંગ્) A proverb; a maxim; moral. કહેણ; વચન; કહેવત; કહેલું; વાત;ઉખાણું.

**Scab,** *n.* (સ્કૅબ્) A sort of crust formed over a sore in healing. ગુમડાં, જખમ વગેરે ઉપર વળેલી કપોટી-પોપડી;ભીંગડું;કોપડું.2.A mean dirty fellow. અધમ-પાજી, હલકો-માણસ; નબળો માણસ. 3. Mange; itch or similar skin-disease. ખરજ-ખુજલી, ખસ વગેરેની જાતનો ચામડીનો રોગ. [L. *scabo*. I scratch.]

**Scabbard,** *n.* (સ્કૅ'બર્ડ્)A sheath of sword; bayonet. મ્યાન; મેન; કોશ.-*vt.* To put in a sheath. મ્યાનમાં મૂકવું-ઘાલવું.

**Scabby,** *a.* (સ્કૅ'બિ) Abounding with scabs. કપોટી-પોપડીવાળું; ભીંગડાંવાળું; ખુજલીવાળું.

**Scabies,** *n.* (સ્કે,'બિઝ્) The mange, the itch. ખસ; ખુજલી; ઉદરી.

**Scaffold,** *n.* (સ્કૅ'ફલ્ડ્) A temporary stage or platform. પાલખ; માંચડો. 2. An elevated platform for execution of criminals. ફાંસી બાંધેલી પાલખ-માંચડો; વધસ્થળ:ફાંસી.-°**ing,** *n.* (સ્કૅ'ફલ્ડિંગ્) પાલક-ખોખું-ફાંસીનાં લાકડાં.

**Scalade,** *n.* (સ્કૅ'લે,ડ્) A escalade; scaling of walls with ladders. ના ઉપર નીસરણી મૂકી હુમલો કરવો તે. [*scala*, a ladder.]

**Scald,** *vt.* (સ્કૉલ્ડ્) To injure or burn with hot liquid or vapour. ઉના પાણીથી કે બીજા પ્રવાહીથી દઝાડવું; બાળવું. 2. To raise to near boiling point ખૂબ ગરમ કરવું; ઉકાળવું; બાફવું.-*n.* An injury to skin by scalding. ઉકળતા, ઉના પાણીથી દાઝવું તે; ડામ. 2. Poor, paltry. હલકું; ક્ષુદ્ર.-°**head.** માથામાં થતી ઉદરી-ખોડો. [L. *ex*, intense, & *caldus*, hot.]

**Scald; Skald,** *n.* (સ્કૉલ્ડ્) An ancient Scandinavian poet. પ્રાચીન નૉર્વે તથા સ્વીડન દેશનો કવિ-ભાટ.

**Scale,** *n.* (સ્કે,લ્) The dish of a simple balance; a balance. (કાંટાનું) તરાજવું; પલ્લું; કાંટો; જોખવાનું ત્રાજવું.-*vt.* To weigh. તોળવું;

જોખવું; માપવું.-**beam,** (સ્કેલ્-બીમ્) દાંડી. [A. Sax. *scalu*, the dish of a balance.] (*pl.*) A sign of the Zodiac. તુલારાશિ

**Scale,** *n.* (સ્કે,લ) Crusty covering of a fish. ભીંગડું; છારી; પાતળું પડ, 2. Any thin layer. કપોટી; ભીંગડું; ધાતુનું પાતળું પડ; વરખ. *vt.* To strip or clear of scales. ભીંગડાં કાઢી નાખવાં ઉખેડવાં. 2. To clean the inside of a cannon. (થોડો દારૂ નાખીને) બંદુકને, તોપને ફોડીને સાફ કરવી. 3. To take off in thin layers. પડે પડે ઉખેડવું; છોલવું; ઘસી નાખવું. *vi.* To come off in thin layers. પાતળાં પડ થઇને-ઉખડી-ખરી જવું. 2. To separate. વિખેરાઇ જવું-જુદું પડવું. [A.Sax.*scealu*, a shell.]

**Scale,** *n.* (સ્કે,લ) Series of degrees;a ladder. નિસરણી;સીડી;દાદરો-દાદર;પગથિયાં. 2. Regular gradation. પાયરી; ચઢતો-ઉતરતો ક્રમ; પંક્તિ. 3. Anything graduated. સરખા અંતરે આંકા પાડેલી કોઇપણ વસ્તુ. A mathematical instrument. સમાન અંતરના આંકાવાળું ઇજનેરી કામનું ઓજાર. A succession of notes arranged in order of pitch. ગ્રામ;સારી ગમ. A basis for a numeral system. અંકગણિતમાં અંક ગણવાનું ધોરણ; અંકધોરણ; પ્રમાણ. (*d*) A series of spaces marked by lines નકશાના માપનું પરિમાણ-પ્રમાણ. **On a large scale,** મોટા પાયા ઉપર; ઘણું.- *vt.* To climb by a ladder. નીસરણીએ ચઢવું; પગથીએ ચઢવું. 2. To ascend by steps. પગથીએ ચઢવું. [L. *scala*, a ladder.]

**Scalene,** *a.* (સ્કલીન્)Unequal sided. વિષમ બાજુવાળું; વિષમ બાજુ-*n.* A scalene triangle. વિષમકોણ. [L. *skalenos*, unequal.]

**Scall,** *n.* (સ્કૉલ્) Scurf; scald. ખોડો.

**Scallop,** *n.* (સ્કૅ'લપ્) A genus of shell-fish. એક જાતની ગોળ કાંગરાવાળી માછલી.-*vt.* To cut into segments. ની કોર કાપીને ગોળ કાંગરા પાડવા; એ માછલીની છીપમાં રાંધવું.

**Scalp,** *n.* (સ્કૅ'લ્પ્) The outer covering of the head. માથા ઉપરની વાળવાળી ખાલ-ચામડી. (Fig.) The top; the summit. શિખર; ટોચ.- *vt.* To take scalp of. માથા ઉપરથી વાળવાળી ચામડી ઉખાડી નાખવી

**Scaly,** *a.* (સ્કે,'લિ) Covered with scales. ભીંગડાંવાળું.

**Scamp,** *n.* (સ્કૅમ્પ્) A knave; a rogue, a rascal. લુચ્ચો; બદમાસ; ધુતારો; ઠગ; શઠ;ખલ.- *vt.* To work inadequately. ઉપરચોટિયું-હરામ હાડકાંથી કામ કરવું; ઉપરઉપરથી કામ કરવું. [L. *campus*, a field.]

**Scamper,** *vi.* (સ્કૅ'મ્પર્)To run with speed. સટકી જવું; સટકવું; દોડી જવું; નાસવું.-*n.* A hasty flight. વેગ; પલાયન; રપુ ચક્કર; પોબારા.

**Scampish,** *a.* (સ્કૅ'મ્પિશ્) Knavish.લુચ્ચાઇ ઠગાઇ, હરામખોરી, ઠગાઇથી ભરેલું.

**Scan,**vt.(સ્કૅન્)To read or recite metrically. માત્રા, તાલ,વિરામ જણાય એવી રીતે કવિતા વાંચવી; બોલવી. માત્રા ગણવી; માત્રા, ગણ-માંડવા. 2. To examine critically બારીકીથી તપાસવું; રજેરજ તપાસવું;ધારી ધારીને જોવું.[L. *scando*,I climb.] -°**sion,** *n.* માત્રા, ગણ, ચિહ્ન ગણના, પરીક્ષા.

**Scandal,** *n.* (સ્કૅ'ન્ડૅલ્) Offence, disgrace. બેઆબરૂ; ફીટકાર; અપવાદ; દૂષણ. 2. Censure; public reproach. નિંદા; કલંક;બદનામી; આરોપ. *vt.* To slander;to defame. કોઇની આબરૂને એબ લાગે એવું જુઠું બોલવું;ઇજ્જત લેવી;ની બદનક્ષી કરવી; આરોપ મૂકવો. [L. *scandalum*, a snare.]

**Scandalize,** *vt.* (સ્કૅ'ન્ડલાઈઝ્) To offend moral feelings; to disgrace.ને માઠું, ખોટું લગાડવું; ઉપર આળ મુકવું; આબરૂ ઇજ્જત લેવી; એબ લગાડવી.

**Scandalous,** *a.* (સ્કૅ'ન્ડલસ્) Shameful; disgraceful. લાજ ઉપજાવનારૂં; માઠું લાગે તેવું; હલકું; કલંકિત; ઇજ્જત વગરનું; નીચું ઘાલવા જેવું.

**Scandent,** *a.* (સ્કૅ'ન્ડન્ટ્) Climbing. ચઢતું; ચઢાવ હોય તેવું.

**Scant,** *a* (સ્કૅન્ટ્) Barely sufficient;deficient. ઓછું; થોડું; કમી;અધુરૂં;જેવું તેવું;અલ્પ. 2.Sparing. કરકસરીયું; કંજુસ. *vt.* To limit; to stint. હદ બાંધવી;સંકોચ પાડવો;પેટ બાળવું. 2. Curtail. ઓછું કરવું; ટાંચ પાડવી.-**ly,-ily**. *adv.* (સ્કૅ'ન્ટલિ-સ્કૅ'ન્ટિલિ) Sparingly; not fully. કરકસરથી; થોડું.

**Scantiness,** *n.* (સ્કૅ'ન્ટિનિસ્) The state of being scanty. ન્યૂનતા; તંગાસ; ખોટ.

**Scantling,** *n.*(સ્કૅ'ન્ટલિંગ્) A specimen, a sample; a small piece. નાનો ટુકડો; નમુનો; દાખલો; કકડો (લાકડાનો)2. A rough draught. ડોળિયું; ખોખું; ચિત્રનું ખોખું. 3. The measure of anything. માપ; પરિમાણ.

**Scanty,***a.*(સ્કૅ'ન્ટિ)Wanting;barely sufficient. અલ્પ;સાંકડું;નાનું;થોડું;જોઇએ તેટલું નહિ.2.Sparing. કરકસરીયું; કંજુસ.

**Scape,** *n.* (સ્કે,પ્) A radical stem, bearing fructification without leaves. ફણગો; શાખો. *vt.* & *vi.* To escape. નાશીજવું; સટકી જવું; અગિઆરા ગણવા. [L. *scapus*, a stem.]

**Scape-goat,***n.*(સ્કે,'પ્-ગો,ટ્)A goat allowed to escape when Jewish chief priest had laid sins of people upon it. ચાહુંદી લોકો

પોતાનાં પાપ એક બકરા ઉપર મૂકી જંગલમાં જવા દેતા તે બકરો. 2. A person bearing blame due to others. બીજાઓને બદલે ઠપકો વેઠનાર. જેને માથે બીજાનાં પાપ પડે તે.

**Scape-grace,** *n.* (સ્કે,'પ્-ગ્રે,સ્) A careless, idle, or harebrained person. ભ્રષ્ટ-છકેલ-વહી-વંઠી ગએલો માણસ; ઢંગ-ધડા વગરનો માણસ.

**Scapula,** *n.* (સ્કૅપ્યુ'લે)The shoulder-blade. ખભા-વાંસાનું હાડકું.

**Scar,** *n.* (સ્કાર્) The mark of a wound; a cicatrix. ચાઠું; ડાઘ; ચાંદું; ચકામું. 2. A blemish. એબ; કલંક. 3. A cliff. ટેકરો; ટીંબો; ઉંચો ખડક. 4. The mark on a plant left by fall of a leaf. પાંદડું ખર્યા પછી ઉપર પડેલો ડાઘ. [*L. eschara*, a scar.]

**Scaramouch,** *n.* (સ્કૅ'ર-માઉ) A braggart, a buffoon. વિદૂષક; ભાંડ; જાડઠણુ; રંગલો.

**Scarce,** *a.* (સ્કે,ર્સ) Insufficient for the demand, rare. કમી;ઓછું;થોડું;મોઘું. 2 Scanty; deficient. ખપ કરતાં ઓછું; તાણુ, ભીડવાળું; થોડી છતનું; દુર્લભ. **To make oneself scarce.** to get out of the way. સટકી જવું; પલાયન કરી જવું; નહિં દેખાય એવું; ગેપ થઈ જવું. [L. *excerptus*, to pluck out.]

**Scarce,** } *adv.* (સ્કે,ર્સ-સ્કે,'ર્સલિ)Hardly;
**Scarcely,** } with difficulty. ભાગ્યેજ; મુશ્કેલીથી; પરાણે; બળાત્કારથી. 2. Scantly; frugally. કંજુસાઇથી; કૃપણતાથી.

**Scarcity,** } *n.* (સ્કે,'ર્સિટિ-સ્કે,'ર્સ્નિસ્)
**Scarceness,** } Deficiency, want, famine. તાણુ; ભીડ; અછત; દુકાળ; મોઘવારી; તંગાશ.

**Scare,** *vt.* (સ્કે,ર્) To terrify suddenly; to frighten; to alarm. ભડકાવવું; બીવડાવવું; ચમ-કાવી નસાડવું; ચમકીને નાસવું.*n.* Unreasoning terror; a sudden fright. એકદમ લાગેલી ભડક-બીક.

**Scare-crow,** *n.* (સ્કે,'ર્ક્રો) Anything set up in field to keep birds away from crops. અનાજ વગેરેના ખેતરોમાં પંખીઓ ચમકાવી નસાડવા કરેલું વાંદરૂં; ચાડીઓ; ભડકામણુ. 2. A person meanly clad. ચીંથરે હાલ માણસ; ચાડીઆ જેવો કંગાલ માણસ.

**Scarf,** *n.* (સ્કાર્ફ) A piece of dress that hangs loose over the shoulders.ખેસ;પીછોડી; અંગવસ્ત્ર; છેડી; દુપટ્ટો; ચલોડો; શેલું. **A girl's scarf.** ઓઢણી; હોઇણી Scarf-skin. ખાલ. *vt.*To dress with a scarf.ખેસ-પીછોડી ઓઢાડવી.

**Scarf,** *vt.* (સ્કાર્ફ) To join ends of timber. સાગના છેડા સરખા કદના કરીને સમાન્તર થઈ જાય તેમ જોડવા. *n.*A joint made by scarfing.સરખા કદના લાકડાના છેડાનો સાંધો.

**Scarify,***vt.*(સ્કૅ'રિફાઇ) To make superficial incisions in: to cut off skin from. નસ્તર મારવું મૂકવું; વહેતુર મૂકવું. 2. To stir the soil. જમીન ખેડવી; ઉથલ પાથલ કરવું; ખોતરવું.

**Scarlet,** *n.* ( સ્કા'ર્લેટ્ ) Brilliant red colour inclining to orange. લાલચટક રંગ; લાલચોળ રંગ. 2. A cloth of scarlet colour. લાલ ચટક રંગનું લુગડું *a.* Of the colour scarlet. કીરમજી; કસુંબી; સિંદુરીઉં; ચણોઠીઉં.

**Scarp,** *n.* (સ્કાર્પ) The inner wall or slope of a ditch in fortification; a steep slope. ખાડીનો ઢોળાવ-ત્રાંસ-ઢાળ; ઉભો ઢોળાવ *vt.* To cut down like a scarp. સીધો-ઉભો ઢોળાવ, ઢાલ કરવો.

**Scath,** } *n.* (સ્કૅધ્)Harm; injury; damage.
**Scathe,** } નુકસાન; ઇજા; હાનિ; ન્યાન *vt.* To injure. હાનિ નુકસાન કરવું; ઇજા કરવી-**less.** *a* (સ્કૅ'ધ્-સ્કે,'ધલિસ્)Unharmed.અણિશુદ્ધ;અક્ષત; ઈજા-નુકસાન ખમ્યા વગરનું.

**Scatter,** *vt.* (સ્કૅ'ટર્) To throw here and there, to strew; to sprinkle around. વેરવું; છુટું છુટું નાખવું; વિસ્તારવું. 2. To separate; to disperse.વિખેરવું; છુટા પાડવું. 3. To disappoint and overthrow. નાઉમેદ, નાસીપાસ કરવું; બર ન આવવા દેવું.-*vi.* To separate from each other. વિખેરાઇ જવું; વેરાઇ જવું;જુદા પડવું.-°**ing,** *n.* (સ્કૅ'ટરિંગ્) વેરાણ;વેરાએલી વસ્તુ;વિયોગ.

**Scavenge,** *vt.* (સ્કૅ'વિન્જ) To cleanse from filth. વાળવું; ઝાડવું; કચરો કહાડવો-વાળવો.

**Scavenger,** *n.* (સ્કૅ'વિન્જર્) One who cleans streets. ઝાડુ કહાડનાર; કચરો વાળનાર; ભંગી, ઢેડો; મહેતર.

**Scene,** *n.* (સીન્) A stage; a place on which something is exhibited. તમાસો-ખેલ-નાટક કરી દેખાડવાની જગ્યા, રંગભૂમિ;રંગ;અખાડો; તકતો. 2. Subdivision of an act. અંક;પ્રવેશ; અંકભાગ. 3. A theatrical display. વેષ; નાટકનો ભજવેલો વેષ; તમાસો, ખેલ; નાટક. 4. A spectacle.દેખાવ;દગ્વિષય;દશ્ય. 5. A landscape. દેખાવ; રચના. 6. The place of occurrence, action or exhibition. ભૂમિ; સ્થળ. 7. An exhibition of strong feelings between two or more persons. જોવા જેવો વેષ-તમાસો; બોલાચાલીજંગ;ધમસાણુ. **One behind the scenes**, one acquainted with the secrets. અંદરખાનાની વાત જાણનાર. [L.*scena*, a stage.]

**Scenery,** *n.* (સી'નરિ) The appearance of a place or of paintings, presented to view. દેખાવનો સમૂહ; સ્થળનું ચિત્ર; નાટકની, રંગભૂમિની ગોઠવણુ. 2. The general appearance or natural features of a place. સૃષ્ટિ, પદાર્થનો સામાન્ય-સમગ્ર દેખાવ; દશ્ય.

**Scenic,** } *a.* (સી'નિક્-સી'નિકલ્)Theatrical.
**Scenical,** } વેષ; નાટક,ભવાઇ વિષેનું 2.Pertaining to scenery. સમગ્ર દેખાવ-રંગચિત્રની રચનાસંબંધી.

**Scent,***n.*(સેન્ટ્)Odour;smell.વાસ;સુગંધ;ખુશબો; સોરમ;ગન્ધ. **Good scent.** સુગંધ;મ્હેક;સોઢમ, ખુશબો. **Bad scent,** દુર્ગંધ; બદબો; ગન્ધ. 2. Course of pursuit; track. ભાળ જડવી તે;પગલે પગલે જવું તે;પાછળ ગન્ધે ગન્ધે જવું તે.3.The sense of smell. નાક; ઘ્રાણેન્દ્રિય.-*vt.* To smell; to discern by smell. સુંઘવું; વાસ લેવી; વાસથી જાણવું. 2. To make fragrant. ખુશબોદાર-સુવાસિત-સુગંધીવાળું કરવું.-*vi.* To have a smell. વાસ આવવી. [L. *sentio,* I feel.]

**Sceptic,** *n.* (સ્કે'પ્ટિક્) One who doubts the truth, and reality of any principle. સંદેહમાં ગુંચવાએલો માણસ; નાસ્તિક; ખ્રિસ્તિ ધર્મ નહિં માનનારો. 2. An enquirer after facts. શંકાશીલ માણસ; સંશયાત્મા; શોધક. [Gr. *skeptikos,* thoughtful.]

**Sceptical,** *a.* (સ્કે'પ્ટિકલ્) Inclined to suspense. સંદેહ-સંશય-લાવનાર-વાળું. 2. Holding the opinions of a sceptic. ખ્રિસ્તિ મત નહિં માનનાર; સંશયવાદી.

**Sceptre,** *n.* (સે'પ્ટર્) A royal staff.રાજદંડ; છડી. 2. Royal authority.રાજ્યપદ;રાજ્યાધિકાર. [Gr. *skuptron,* a sceptre.]

**Schedule,** *n.* (શે'ડ્યુલ્) Tabulated statement of details. વિગતવાર નોંધ; યાદી, પત્રક, પરિશિષ્ટ. 2. A written or printed scroll of papers. કાગળનો વીંટો-ભુંગળું-*vt.* To place in a schedule. વીંટો બનાવવો; પત્રકમાં લખવું. [L. *scheda,* a leaf of paper.]

**Scheme,** *n.* (સ્કીમ્) A systematic arrangement. યુક્તિ; ઘટના;રચના.2.A plan; a design. યોજના; તદબીર; વિચાર; મનસુબો; ઘાટ; બુટ્ટો. 3. A diagram. ચિત્ર; આકૃતિ; નકશો; રૂપરેખા.-*vt.* & *vi.* To plan; to make plans.યુક્તિ-યોજના કરવી-રચવી; મનસુબો-ઘાટ કરવો-ઘડવો.-°**er.** *n.* (સ્કી'મર્) A contriver; a plotter. યોજનાર; ઘાટ-મનસુબો ઉઠાવનાર, ઘડનાર; કાવત્રાં કરનાર. [L. *schema,* a form.]

**Scheming,** *a.* (સ્કી'મિન્ગ્) Intriguing; artful. તરકટી;કાવત્રાં કરનાર;ખટપટીયું:પ્રપંચી;પેચી.

**Schism,***n.*(સિ'ઝ્મ્)Division of a community into factions. ફાટ; જુદાઇ; તડ; ભેદ. 2. Permanent division in the Christian church. ખ્રિસ્તિ મંડળમાં કાયમની તુટફાટ; તડ; ધર્મભેદ; મતભેદ.3.Offence of causing such separation. યોગ્ય કારણ સિવાય ખ્રિસ્તિ મંડળમાં ફાંટા પાડવાનો અપરાધ;ધર્મ, બુદ્ધિભેદદોષ.[L. *schisma,* a split.]

**Schismatic-cal,** *n.* & *a.* (સિઝ્મૅ'ટિક્-કલ્) Pertaining to schism. ચાલતા ધર્મથી જુદો પડેલો; ભેદ-તુટ-ફાટ-સંબંધી. *n.* ભેદ પાડનાર.

**Schist** *n.* (શિસ્ટ્) થરવાળો ખડક.

**Scholar,** *n.* (સ્કૉ'લર્) A student; a pupil શિષ્ય; વિદ્યાર્થી; નિશાળીઓ; સાગીત; ભણનાર; ચેલો. 2. A learned person. પંડિત; વિદ્વાન્ માણસ; ભટ્ટ. 3. A student who receives a portion of the revenues of a college or school. પગાર, શિષ્યવૃત્તિ લઇને ભણનાર વિદ્યાર્થી; સ્કૉલર. —°**ly,** *a.* (સ્કૉ'લર્લિ) Like a scholar. વિદ્વાન્ માણસને ઘટતું, યોગ્ય; વિદ્વતાવાળું; પંડિત; વિદ્યાવાન્.

**Scholarship,** *n.* (સ્કૉ'લર્શિપ્) Eruditior; learning. જ્ઞાન; વિદ્વત્તા;પાંડિત્ય. 2. Maintenance for a scholar. વિદ્યાર્થીનો પગાર; શિષ્યવૃત્તિ;વેતન.

**Scholastic,** *a.* (સ્કલૅ'સ્ટિક્) Pertaining to a scholar or a school. પંડિત જેવું; શાળા-પાઠશાળા સંબંધી; વિદ્વાન્; સાક્ષર. 2. Formal; pedantic. અતિશય પંડિતાઈ-જ્ઞાનના ડોળવાળું; દાંભિક. 3. Pertaining to the schoolmen of the middle ages. યુરોપના મધ્ય યુગના વિદ્વાન સંબંધી વિષે.

**Scholasticism,** *n.* (સ્કલૅ'સ્ટિસિઝ્મ્) The philosophy of the schoolmen of the middle ages. યુરોપના મધ્ય યુગના પંડિતોની પદ્ધતિ-બારીકી-પ્રણાલિકા. 2. Scholastic philosophy. "સ્કુલમૅન" નામના પંડિતોનું મત.

**Scholiast,***n.* (સ્કો',લિ ઍસ્ટ્)A commentator. ટીકાકાર; ભાષ્ય કરનાર; ખુલાસો કરનાર.

**Scholium,** *n* (સ્કો,'લિઅમ્)(*pl.*) A marginal note, or annotation. ટીકા; ખુલાસો; ભાષ્ય; ટીપ. 2. An explanatory comment. સિદ્ધાન્તની સિદ્ધતા પુરી થયા પછી કરેલી ટીકા. [Gr. *schole,* leisure.]

**School,***n.* (સ્કુલ્)An institution of educating children; an educational establishment. વિદ્યાલય; પાઠશાળા; શાળા; નિશાળ; મદ્રેસા 2. The exercise of instruction. નિશાળનો વખત; નિશાળ બેસવાનું; નિશાળનું કામ. As, **There is no school to-day.** આજે નિશાળે બેસવાની નથી. 3. A hall, in which university examinations are held. વિદ્યાલયોમાં વિદ્યાપદ્દવીની પરીક્ષા આપવાની જગ્યા. 4. One of the medieval universities and its teaching. યુરોપના મધ્ય યુગમાં હતી તે (ન્યાય, આત્મવિદ્યા અને તત્વજ્ઞાન શિખવાની) પાઠશાળા-વિદ્યાપીઠ. 5. A body of pupils. વિદ્યાર્થીઓ; નિશાળીઆ. 6. The followers of a teacher. આચાર્યના શિષ્યો;

અનુયાયીઓ; એક મત અનુચારી. 7. A band of persons, devoted to some cause or principle. મત; પંથ; સંપ્રદાય; શાખા. **School of Philosophy**. દર્શન.–*vt.* To instruct; to teach. ભણાવવું; શિખવવું; કેળવવું. 2. To reprove. વઢવું; ઠપકો દેવો; ધમકાવવું; શિક્ષા; શિખામણ આપવી. [L. *schola*, leisure.] Shoal of fish. મચ્છીઓ.

**School-book**, *n.* (સ્કૂ'લ-બુક્) A book used in schools. શાળાપોથી; નિશાળમાં ચાલતી ચોપડી.

**School-boy**, *n.* (સ્કૂ'લ બૉય્) A boy attending school. નિશાળીઓ; વિદ્યાર્થી; નિશાળમાં ભણનાર શિષ્ય

**School-fellow,–mate**, *n.* (સ્કૂ'લ્ફેલો-મે,ટ્) An associate in school. સહાધ્યાયી; ગુરૂભાઇ; નિશાળનો ગોઠીઓ; સોબતી.

**Schooling**, *n.* (સ્કૂ'લિન્ગ્) Instruction in school; tuition. શિક્ષણ; કેળવણી; ભણાવવું તે. 2. Reproof. ઠપકો; શાસન

**School master**, *n.* (સ્કૂ'લમૈસ્ટર્) A male teacher of a school. શિક્ષક; આચાર્ય; ઉપાધ્યાય; શાળાધ્યક્ષ; મહેતાજી; ગુરૂ; આકનજી.–**School mistress**, *n.* (સ્કૂ'લ–મિસ્ટ્રિસ) A female school teacher. મહેતીજી; સ્ત્રી શિક્ષક.

**Schooner**, *n.* (સ્કૂ'નર્) Fore-and-aft-rigged vessel. એક પ્રકારનું સાંકડું બે ડોળવાળું વહાણ. 2. A tall glass. લાંબો, ઉંચો કાચનો પ્યાલો; ઉંચો ગલાસ.

**Schottische**, *n.* (શૉટી'શ્) એક જાતનો નાચ.

**Sciatic**, *a.* સાઍ'ટિક્) Of the hip-nerve. સાથળ તથા પગની મોટી નસના રોગ સંબંધી; રાંઝણનું.

**Sciatica**, *n.* (સાઍ'ટિક) A pain in the hip. રાંઝણું; શ્રોણીવેદના.

**Science**, *n.* (સા'યન્સ) Knowledge. જ્ઞાન; વિજ્ઞાન; વિદ્યા. 2. Pursuit of pure knowledge. વિદ્યામાત્રનો અભ્યાસ. 3. Any branch of systematized knowledge. વિદ્યા; વિજ્ઞાન; શાસ્ત્ર; વિદ્યામાત્ર; હુન્નર. 4. Special skill. ચતુરાઇ; કુશળતા; નિપુણતા; કળા. [L. *scio*, I know.]

**Scientific-cal**, *a.* (સાય'ન્ટિફિક્-કલ) According to rules laid down in science. શાસ્ત્રાનુસારી; સશાસ્ત્ર; શાસ્ત્રીય; વૈજ્ઞાનિક 2. Systematic; accurate. પાંડિત્યવાળું; વિદ્વત્તાવાળું. વિદ્વાન; પંડિત. 3. Used in science. શાસ્ત્રમાં વપરાતુ, ઉપયોગી; શાસ્ત્રીય. [L. *scientia*, knowledge & *facio*, I make.]

**Scientist**, *n.* (સા'યન્ટિસ્ટ્) A person versed in or devoted to science. શાસ્ત્રજ્ઞ; શાસ્ત્રવેત્તા; વિજ્ઞાનવિત્.

**Scil icet**, *adv.* (સા'ઇલ્ઈસેન્)Sc.; scil. That is to say. એટલેકે; અર્થાત્.

**Scimitar**, *n.* (સિ'મિટર્) An oriental curved sword. કટાર; નાની તરવાર; તેગો; બરછી.–Also, –°**metar**.

**Scintillate**, *vi.* (સિ'ન્ટિલે,ટ) To sparkle; to twinkle. ચકચકવું; ઝમકવું; પ્રકાશવું; ચળકવું. 2. To emit sparks. માંથી તણખા નિકળવા; દેવતા ઝરવો. [L. *scintilla*, a spark.]

**Sciolism**, *n.* (સા'યલિઝમ્) Superficial knowledge. ઉપરચોટિયું જ્ઞાન; વેદીઉં, પોથીજ્ઞાન; પોપટિયું જ્ઞાન.

**Sciolist**, *n.* (સા'યલિસ્ટ્) A smatterer; a superficial pretender. વેદીયું ઢોર; વિદ્વત્તાનો ડોળ કરનાર; પોથી પંડિત.

**Scion**, *n.* (સા'યન્) A shoot of a plant. ફણગો; અંકુર; ઝાડની કલમ; ફાંટો. 2. An heir or descendant. વારસ; વંશજ; નબીરો; પુત્ર. [L. *seco*, I cut.]

**Scirrhus**, *n.*(સ્કિ'રસ્-સિ'રસ્)A hard tumour in the flesh. માંસની બંધાએલી ગાંઠ; વરસોળી; દડમ.-°**hous**.*a.* (સ્કિ'રસ્) Indurated; knotty. વસોળીવાળું; માંસની બંધાએલી ગાંઠ જેવું. [L. *scirrus*, hard.]

**Scissors**, *n.* (સી'ઝર્ઝ) A cutting instrument. કાતર; કેંચી. [L. *cædo*, I cut.]

**Scoff**, *n.* (સ્કૉફ્) Mocking words; taunt; gibe. હાંસિ; તિરસ્કારયુક્ત મશ્કરી; ફિટકાર; તિરસ્કાર. *vi.* To treat with scorn. હસી કહાડવું; મઝા કરવી; મશ્કરી કરવી. *vt.* To mock at. ની હાંસી, મશ્કરી કરવી; તિરસ્કારવું.

**Scold**, *vi.* & *vt.* (સ્કો,લ્ડ) To rail; to rebuke; to find fault noisily. ટકટક કરવી; તાણીને ધમકાવવું; ગાળ દેવી; ની ધૂળ કાઢવી; ખખડાવવું; ખીજવવું.–*n.* One who scolds. ધમકાવનાર. 2. A brawl. કજીઓ; બોલાબોલી; વઢવાડ; ટપ્પાટપ્પી.3.A noisy woman. વઢકણી; કર્કશા.[Ger. *schelden*, to scold].

**Sconce**, *n.* (સ્કૉન્સ્) A hanging candle stick. દિવાલગિરી; વાલસાટ. 2. A socket of a candle stick. મીણબત્તી ઘાલવાનું બાકું. 3. A bulwark. બચાવનો કિલ્લો. 4. A helmet. ટોપ; શિરસ્ત્રાણ. 5. A person's head. માથું; ખોપરી; મગજ. 6. Fine imposed for trivial offence. નજીવા ગુન્હાને માટે નાખેલો દંડ. *vt.* To fine. દંડ કરવો; દંડવું. 2. To shelter. આશ્રય આપવો; ઢાંકવું; છાયા નીચે રાખવું. [L. *abscondo*, I hide.]

**Scoop**, *n.* (સ્કૂપ્) A large ladle. મોટો કડછો; ડોઈ. 2. A spoon-shaped surgical instrument. ચમચાના આકારનું નસ્તર મૂકવાનું હથિયાર. 3. A coal scuttle. ઉંડો પાવડો; કોયલા ભરવાનો તાવડો. 4. A hollow. પોલાણ; અખોલ; પોલ. *vt.* To lade out. કડછા, ડોલવતી લેવું. 2. To empty with a scoop. ડોલથી, કડછાથી ખાલી કરવું; ઉલેચવું. 3.

To make hollow. ખોદી કાઢવું; પોલાણુ કરવું; ખોદવું. [Dut. *schop*, a shovel.]

**Scone,** *n.* (સ્કોન્) જવ કે ઘઉંના આટાની શેકેલી રોટલી, પાઉં.

**Scope,** *n.* (સ્કોપ્) Aim; space or extent viewed. લક્ષ્ય; તકાવેલી વસ્તુ; ચોટ; નિશાન; હેતુ; મતલબ; ઇરાદો. 2. Ultimate design. મનસુબો; ઈરાદો. 3. Space. અવકાશ;મોકળાશ;પૂરતો પ્રસંગ. 4. Length, extent. લંબાઇ;વિસ્તાર. [L. *scopus*, a mark.]

**Scorbutic,-cal,** *a.*(સ્કોર્બ્યુ'ટિક્-કલ્)Affected with scurvy. ખોડાવાળું.

**Scorch,** *vt.* (સ્કૉર્ચ્) To burn superficially. શેકવું; ઉપરથી બાળવું. 2. To parch; to affect painfully, as with heat. બાળવું; દઝાડવું; શેકી નાખવું; બળ્યા બળ્યા થઇ જવું. 3. To burn. બાળી મૂકવું; સળગાવી મૂકવું. *vi.* To be burnt on the surface. ઉપરથી બળવું; શેકાવું; દાઝવું. [L. *ex* & *cortex*, bark.]

**Score,** *n.* (સ્કોર્) A notch cut or a line cut or drawn; a tally mark. કાપો; આંકો; લિસોટો;નિશાન;ચિહ્ન; લસરકો;ઉઝરડો. 2. Twenty; a set of twenty.કોડી;કૂડી;વીસ 3.The number of points made by a player. રમત, દાવમાં મળેલા ગુણ; દાવ; હાથ **To quit scores,** ચૂકવું વાળવું; સાટું વાળવું; ચુકતે હિસાબ કરવો. 4. An account; bill. હિસાબ; દેવું-લેણું, આંકડો; બિલ; દેવું. 5 Reason; account. બાબત;સબબ; હેતુ; કારણ. **On the same score,** એજ બાબત વાસ્તે. *vt.* To make scratches on; to furrow. આંકા, લીસોટા,કાપા પાડવા, કરવા;નિશાની કરવી. 2. To record. હિસાબ રાખવો; નોંધવું. 3. To engrave. ખોતરવું; કોતરવું; ખોદવું;પોલાણ કરવું. 4. To set down or charge. ને ખાતે-નામે લખવું. [A. Sax. *scor*, a notch.] **Scorer,** *n.* રન નોંધનાર; ગણનાર; લઈ જનાર.

**Scoria,** *n.*(સ્કૉ'રિઅ)The recrement of metals in fusion. ધાતુમાંથી નિકળેલો કચરો-મેલ. 2. The volcanic lava or cinders. જ્વાળામુખી ફાટવાથી નિકળેલા લાલ-અંગારા

**Scorn,** *n.* (સ્કૉર્ન્) Disdain,contempt.અતિશય તિરસ્કાર; ધિક્કાર; ફિટકાર; 2. An object of derision.અતિશય તિરસ્કારની,ધિક્કારની, ફિટકારની વસ્તુ-વાત-વિષય. **To laugh to scorn,** to make a mock of.ની હાંસી કરવી;નો તિરસ્કાર કરી હસી કાઢવું.*vt.*To hate,to disdain.ધિક્કારવું; ધૂતકારવું; તરછોડવું; તુચ્છકારવું; અવગણના કરવી. 2. To make a mock of.ની મશ્કરી કરવી; ને હસવું. *vi.* To show scorn. તિરસ્કારથી વર્તવું; ધિક્કાર કરવો, તરછોડવું.**-ful,** *a.* (સ્કૉ'ર્નફુલ્) Contemptuous; full of scorn. તિરસ્કારી; ધિક્કારવા લાયક; ધિક્કારેલું; નિંદાત્મક.

**Scorpio,** *n.* (સ્કૉ'ર્પિઓ) A scorpion. વીંછી 2. The zodiacal constellation and eighth sign. વૃશ્ચિક રાશિ.

**Scorpion,** *n.* (સ્કૉ'ર્પિઅન્) A venomous reptile,with lobster-like claws and jointed tail. વીંછી; વિંછુ. 2. A painful whip. એક પ્રકારની ઘણું દુઃખ થાય તેવી ચાબુક-સાટકો-જોરબંદ. 3. The eighth sign of the zodiac. વૃશ્ચિક રાશિ. [L. *scorpio*, a scorpion ]

**Scot,** *n.* (સ્કૉટ્) A payment;a contribution. ફાળે પડતો, ભાગે પડતો વેરો-દંડ-કર. 2. A native of Scotland. સ્કૉટલૅન્ડ દેશનો રહેવાસી. **Scot and lot,** ગજા પ્રમાણેનો ફાળો. **Scot-free,** *a.* ફાળા-વેરામાંથી બચી-ઉગરી ગએલું. 2. Unhurt; safe. સહીસલામત; ક્ષેમકુશળ; સાંગોપાંગ; આંચ આવ્યા વગર.

**Scotch,** **Scottish,** *a.* (સ્કૉચ-, સ્કૉ'ટિશ) Pertaining to Scotland. સ્કૉટલૅન્ડ દેશનું. સ્કૉચ લોકનું.

**Scoundrel,** *n.* (સ્કાઉન્ડ્રલ્) A villain, a rascal. હરામખોર; લુચ્ચો; પાજી; ઠોંગો; બદમાશ; શઠ; ધૂતારો; ખલ. *a.* Base. નીચ; અધમ; હરામખોર; પામર.

**Scour,** *vt.* (સ્કાવર્) To cleanse or brighten by friction. માંજવું; અજવાળવું; ઘસવું; સાફ કરવું; ઉટકવું; સાજવું. 2. To purge violently. સખત રેચ આપવો જુલાબ આપવો. 3. To brush along. ફરીને તપાસ કરવી; ઉપરથી જલદી જવું; ઉસરડી જવું; ખેંચી લઇ જવું. *vi.* To clean by rubbing. ઘસી ઘસીને સાફ કરવું-મેલ કાઢવો. 2. To rove or range. રખડવું-ભટકવું-આથડવું. 3.To be purged freely.અતિશય ખુલાસાથી રેચ લાગવો-ઝાડો થવો [L.*ex* & *curo*,I take care.]

**Scourge,** *n.* (સ્કર્જ્) A lash; a whip. સાટકો; ચાબુક; કોરડો; જોરબન. 2. One who greatly harasses or destroys. ત્રાસ આપનાર; પીડનાર. 3. A punishment. સજા-શિક્ષા. દુઃખ; વેરનું સાધન.-*vt.* To whip severely. સખત ફટકા, કોરડા મારવા; સખત શિક્ષા કરવી. To torment. દુઃખ દેવું; પીડવું; ઇજા કરવી; ત્રાસ આપવો. [L. *ex* & *corrigia*, a rein.]

**Scout,** *n.* (સ્કાઉટ) A man sent out to get information about enemy or surroundings. બાતમીદાર; જાસુસ; ચાર; ગુપ્ત દૂત. 2. A college servant or a waiter. કૉલેજમાં શિખનારાનો ચાકર-નોકર.-*vt.* To act as a scout. જાસુસ તરીકે જવું-અનુસરવું 2. To watch closely.

બારીકીથી (શત્રુની) તપાસ રાખવી. *vi.* To go to seek information. ભેદ લેવા જવું; ખબર-બાતમી લેવા જવું. [L. *ausculto*, I listen.]

**Scout,** *vt.* (સ્કાઉટ્) To reject with scorn or ridicule. ધિક્કારવું; તુચ્છકારી કાઢવું; ધૂતકારવું; તુચ્છકારવું.

**Scow,** *n.* (સ્કાઉ) A kind of flat-bottomed boat. પહોળા તળીઆવાળું એક જાતનો મછવો.

**Scowl,** *vi.* (સ્કાઉલ્) To wear sullen look; to look sour. ગુસ્સે, નાખુશ દેખાવું; ભમર ચઢાવવાં; ડોળા કાઢવા; ધુરકવું. 2. To look gloomy or tempestuous. તોફાની, ભયંકર દેખાવું.–*n.* A deep angry frown. કટાક્ષ; કોપમુદ્રા; ક્રોધમુદ્રા. 2. Gloom. તોફાની, ભયભીત, બિહામણો દેખાવ.

**Scrabble,** *vi.* (સ્ક્રૅબલ્) Scrawl; scramble; grope; scratch. સરસર, લસરદું જવું; દરોડો, દોડ કરવી; ફાંફાં મારવાં; ખણવું; ખંજવાળવું.

**Scraggy, Scragged,** *a.* (સ્ક્રૅગિ–સ્ક્રૅગિડ્) Having an irregular broken surface. ખરબચડું; ખાડા-ખઇઆવાળું. 2. Lean; bony. પાતળું; હાડકાવાળું-દેખાય તેવું.

**Scramble,** *vi.* (સ્ક્રૅમ્બલ્) To move or climb by the aid of hands; to move on all fours. હાથ પગ ટેકવી ચાલવું, ચઢવું, જવું; ઘુંટણીએ ચાલવું. 2. To snatch eagerly at anything; to struggle to get before others. ઝડપી, તલપીને ઝાલવું; પકડવું, ખુંચવવું; અસભ્ય રીતે બહાર નીકળીને પકડવા જવું, ઝડપવા જવું.–*vt.* To gather by scrambling. ધીરેધીરે એકઠું કરવું.–*n.* An eager contest for something. કોઇ વસ્તુ લેવાને માટે મારામારી, તરફડીઆં, ખેંચાખેંચ. દરોડો, દોડ, ધાડ. 2. The act of scrambling. ટેકીટેકીને ચાલવું તે; મંદમંદ આરોહણ.

**Scrannel,** *a.* (સ્ક્રૅનલ્) Weak; feeble. નબળો; પાતળો; અશક્ત; રોગી.

**Scrap,** *n.* (સ્ક્રૅપ્) A fragment; remnant. ટુકડો; કકડો; ખંડ; અવશેષ. 2. A picture. ચિત્ર; છબી. 3. A short or unconnected extract. સંબંધ વગરનો, ટુંકો ઉતારો; કકરો. **Scrap-book.** ચોપડીઓ તથા વર્તમાનપત્રોમાંથી કાઢેલા ઉતારા-ઇન્તેખાબ ચોઢવાની કોરી ચોપડી. **Scrap-iron.** લોઢાનો ભંગાર; ગાળવાનું જુનું લોઢું.

**Scrape,** *vt.* (સ્ક્રેપ્) To level surface; to remove or take off by rubbing. ઘસવું; છોલી કહાડવું; ઉપરથી છોલવું; તાસવું. 2. To collect by laborious effort. કરકસર, કષ્ટથી ઉગારવું, બચાવવું, ભેગું કરવું. **To scrape acquaintance with a person.** બીજા માણસની સાથે ઓળખાણ કાઢવી, શોધવી. To condemn by rubbing feet. પગ ઘસીને નાપસંદ કરવું, તરછોડી કાઢવું. *vi.* To remove a surface by rubbing. ઘસીને દૂર કરવું, કાઢી નાખવું. 2. To rub the feet on the ground. જમીન ઉપર ઘસવા; ખરખર અવાજ કરવો. 3. To make an awkward bow. બેઢંગી સલામ કરવી. 4. To play awkwardly. બેસુરૂં વગાડવું. *n.* A rubbing with something hard. ઘસવું, છોલવું તે; છોલ; ઘસારો. 2. An awkward bow. બેઢંગી સલામ. 3. Perplexity. મુંઝવણ; મુશ્કેલી; મુશીબત; આપદા; ધર્મસંકટ; ગુંચવણ.

**Scraper,** *n.* (સ્ક્રે'પર્) An instrument, with which anything is scraped. છીણી; છોલણી; તાસણી. 2. A misor. કંજુસ; કૃપણ; બખિલ માણસ.

**Scratch,** *vt.* (સ્ક્રૅચ્) To rub, to tear or to mark the surface of, with something sharp. ખોતરવું; ખણવું; ઉઝરડવું; વલોરવું; ખજવાળવું. 2. To excavate with the claws. કોતરવું; ખોતરવું. 3. To erase. છેકવું; ચહેરવું; ઘસી નાખવું; નું નામ કાઢી નાખવું. 4. To write or draw awkwardly. ઉતાવળથી, બેઢંગી રીતે લખી કહાડવું; ઘસડી કાઢવું. *vi.* To make scratches. ખણવું; ખોદવું; ખોતરવું. *n.* A mark; a slight wound. ઉઝરડો; લીસોટો; નખોરીઉં. 2. A line from which competitors in race start. શરતના કુંડાળાની આસપાસની લીટી. **To scratch out.** ઘસી નાખવું; ખોતરી નાખવું. *a.* Taken at random. અલેલ ટપ્પે લીધેલું; જેમ તેમ.

**Scrawl,** *vt. vi.* (સ્ક્રૉલ્) To draw or mark irregularly. જેવું તેવું ઉતાવળથી લખી કાઢવું, ચિતરી નાખવું; ઘસડી કહાડવું; અસ્પષ્ટ લખવું; અગડંબગડં લખવું; લીસોટા, ટીસરડા કાઢવા. *n.* A piece of unskilful, hasty writing. ખરડો; ઉતાવળથી ચિતરી કાઢેલા અક્ષર; ઉતાવળું બેઢંગું લખત.

**Scream, Screech,** *vi.* (સ્ક્રીમ્–સ્ક્રીચ્) To give out a shrill sound; to shriek. ચીસ પાડવી; તીણા અવાજથી બૂમ પાડવી, ચીસેચીસ પાડવી. *n.* A shriek; a sharp shrill cry. ચીસ; ચીચીઆરી; આક્રંદ; તીની બૂમ.

**Screen,** *n.* (સ્ક્રીન્) A partition; a curtain; a shield. પડદો; ઓઢું; આંતરો; બચાવ; રક્ષણ. 2. A wire sieve. મોટી ચાળણી; ડોળ ચાળણી. *vt.* To shelter or protect from danger or injury. નું રક્ષણ-બચાવ કરવો; છુપાવવું; બચાવવું; આશ્રય આપવો. 2. To sift. ચાળવું.

**Screw,** *n.* (સ્ક્રૂ) A cylinder with spiral ridge called the thread, running round it. પેચ; પેચનો ખીલો. 2. One who makes a sharp bargain. કસીને સોદો કરનાર; કંજુસ, ચીકણો, માણસ. 3. A strict examiner or instructor. સખ્ત, હઠીલો, પરીક્ષક-શિક્ષક; અઘરી પરીક્ષા લેનાર. 4. An importunate beggar. ચીકણો, જૂડ જેવો

માણસ, ભિખારી. 5.A persistent questioner. ગોડની માફક પાછળ લાગીને પૂછપૂછ કરનાર. 6. A screw-steamer. પેચથી ચાલનારી આગબોટ. 7. An unsound or worn-out horse. ઘસાઈ ગએલો-રદ્દડ ઘોડો; જુનો ભારદારીનો ઘોડો. **A screw-loose**.ચૂક;ખોડ;ખામી; ભૂલ.**To put on the screw,** to force. દબાણ કરવું; બળાત્કાર-જોર-જુલમ કરવો. **To put under the screw,** to press. ઉપર દબાણ કરવું; પરાણે તાણી તૂષીને કઢાવવું. **Male screw,** નરપેચ. **Female screw,** માદા પેચ.-*vt.*To apply a screw to. પેચ ફેરવવો; ઇસ્ક્રૂ ઘાલવો; પેચ વડે સજ્જડ કરવું-બરોબર બેસાડવું. 2. To press;to force.પરાણે-તાણી તુષીને કાઢવું, કઢાવવું, ચઢાવવું, ઠેકાણે રાખવું. 3. To twist. આમળવું; આમળી, મચડીને વાંકુચૂકું કરવું. 4. To oppress by exactions. કરવેરો નાખી નીચોવી, ચુસી લેવું. **To screw out**,to press out.નીચોવી દાબી કાઢવું **To screw up,** to force. બળાત્કારે, પરાણે લાવવું, રાખવું. **To screw in,** to force in. મારી મચડીને અંદર ઘાલવું,પેસાડવું.

**Screw-driver,** *n.*(સ્ક્રૂ'-ડ્રાઈવર) A tool for turning screws. પેચીઉં; ઇસ્ક્રુ ફેરવવાનું ઓજાર.

**Screw-piles,** *n.* (સ્ક્રૂ'પાઇલ્ઝ્) A wooden structure with a screw at the lower end. દીવાદાંડી; પૂલ વગેરેના આધાર સારૂ ભોંયમાં ઠોકી ઘાલેલા ખીલાના આકારનાં લાકડાં.

**Scribble,** *vt.* (સ્ક્રિ'બલ્) To write with haste or without care. બેફિકરાઈથી, ઉતાવળથી લખી નાખવું, ચિતરી કાઢવું. 2. To fill with worthless writing. નજીવા લખાણથી ભરવું; દમ, માલ વગરનું લખવું.-*vi.* To scrawl. ઉતાવળથી લખવું; બેદરકારીથી લખવું.-*n.* Careless handwriting. અમથું, ગડબડીયું, નજીવું લખાણ. -°**er,***n* (સ્ક્રિ'બ્લર્)A writer of no reputation. બેફિકરાઈથી લખી,ચિતરી કાઢનાર;લેભાગુ લેખક,ગ્રંથકર્તા.

**Scribe** *n.* (સ્ક્રાઇબ્) One who writes; a penman. લહીઓ; લખનાર; કારકુન; લેખક. 2. A Jewish writer or the doctor of the law. યાહુદી ધર્મશાસ્ત્રી-પંડિત; પંડિત.-*vt.* To mark; લખવું;નિશાની કરવી;કોતરવું. [L. *scribo*,I write.]

**Scrimmage**, **Scru-**, *n.*(સ્ક્રિ'મિજ્) Tussle. ખેંચતાણ; દરોડો; ધાડ; ધાંધાટ; કજીઓ; ધમાલ. 2. ફુટબૉલની રમતમાં દડો વચમાં મેલી ઉભેલા આગળના રમનારનો સમૂહ-*v.* ધમાલ કરવી; દડો વચમાં મેલવો.

**Scrip,** *n.* (સ્ક્રિપ્) A small bag; a satchel. નાની કોથળી;ઝોળી. 2. A certificate or schedule. ચીઠ્ઠી; સર્ટિફિકેટ; ટુંકો લેખ. 3. A certificate of stock or share. શેરનું સર્ટિફિકેટ કાચું; અરધા કૉલ ભરેલું હોય તેવું સર્ટિફિકેટ.

**Script,** *n.* (સ્ક્રિપ્ટ)A hand-writing; original document. લિપિ; લખાણ; દસ્તાવેજ; લેખ. 2.Printed types, resembling hand-writing. લખવાના જેવા અક્ષર છાપવાના બીબાં.

**Scriptural,** *a.* (સ્ક્રિ'પ્ચુરલ્) Contained in the scriptures; Biblical. ધર્મપુસ્તક અનુસાર; ધર્મપુસ્તકમાંનું, શાસ્ત્રીય; ખ્રિસ્તી ધર્મશાસ્ત્રમાંનું-પ્રમાણે; શાસ્ત્રોક્ત.

**Scripture,** *n.* (સ્ક્રિ'પ્ચર્) A document. લેખ; દસ્તાવેજ; લખાણ. 2. The Bible. ધર્મશાસ્ત્ર-પુસ્તક. 3. A quotation from the Bible. ધર્મશાસ્ત્ર-પુસ્તકમાંનું બાઇબલનું વાકય. 4. A sacred book of non-Christian community. શાસ્ત્ર;વેદ;ધર્મગ્રંથ;ધર્મપુસ્તક. [L.*scribo*. I write.]

**Scrivener,** *n.* (સ્ક્રિ'વનર્) A writer or drafter of documents. દસ્તાવેજ, ખત લખનાર; મુત્સદ્દી. 2. A money-broker. વ્યાજુ દલાલ; નાણાં ધીરનાર; આડતીઓ. [L. *scribo*, I write.]

**Scrofula,***n.*(સ્ક્રૉ'ફ્યુલૅ)A disease consisting of tumors in the neck. કંઠમાળ; ગંડમાળ; ગળે થતું એક જાતનું દરદ. [L.*scrofa*,a breeding sow.]

**Scrofulous,** *a.* (સ્ક્રૉ'ફ્યુલસ્) Pertaining to scrofula. કંઠમાળ સંબંધી-ને લગતું.2. Affected with scrofula. કંઠમાળના રોગવાળું.

**Scroll,** *n.* (સ્ક્રોલ્) A roll of paper or parchment. વીંટો; ભૂંગળું; લખોટો.

**Scrotum,** *n.*(સ્ક્રો,'ટમ્) A bag containing testicles. અંડકોશ (ગુહ્યાંગની) કોથળી; વૃષણ.

**Scrub,** *vt.* (સ્ક્રબ્) To rub hard. ઘસવું; ચળકતું કરવું; ઉટકવું; વાળા કુંચી વગેરેથી ધોઇને સાફ કરવું -*vi.*To be diligent and penurious. મહેનત છતાં કૃપણ, દરિદ્રી હોવું; દહાડો ન વળવો -*n.* A worn-out brush. ઘસાઈ ગએલી નકામી સાવરણી; કુચો. 2. A mean fellow. પાજી માણસ; કૃપણ-ગુગળીપણે રહેનાર માણસ; મહેનતુ પણ અકર્મી માણસ.3. Something small and mean. હલકી ચીજ-પદાર્થ-વસ્તુ. 4. A brush-wood or forest. જંગલ; ઝાડી. *a.* Mean. હલકું; તુચ્છ; દોદલું; પામર; અધમ. °-**by,** *a.* (સ્ક્ર'બિ) Small and mean. ઠીંગણું; ટુંકું ને નીચું; નીચ; હલકું; હીમાએલું.

**Scruple,** *n.* (સ્ક્રુ'પલ્) A weight of twenty grains; the third part of a dram. વીસ ગ્રેન ભાર વજન; એક ડ્રામનો ત્રીજો ભાગ. 2. Any small quantity. ઘણોજ થોડો જથો; રજકણ; રતી; વાલ. 3. Doubt; hesitation; perplexity.શંકા; આનાકાની; સંદેહ; ખટકો; ખચકો; અચકાવું તે **To make scruple,** to hesitate. ખેંચાવું;

અટકવું; ખમચાવું. *vi.* & *vt.* To hesitate, to doubt. ખમચાવું; અટકવું; આનાકાની કરવી; બ્હીને પાછું હઠવું.[L.*scrupulus*, a small sharp stone.]

**Scrupulosity**,*n.*(સ્ક્રુપ્યુલૉ'સિટિ)A hesitation from fear of acting wrongly. કાળજી; ફિકર; ચોકસપણું; સંદેહ; શંકા; આનાકાની.

**Scrupulous**,*a.*(સ્ક્રુ'પ્યૂલસ્)Nicely doubtful; full of scruples. ખેંચાઇ ખેંચાઈને-અનીતિથી બ્હી બ્હીને ચાલનાર-વર્તનાર;સંશયી. 2. Cautious; careful. કાળજી-ફિકર-સંભાળવાળું; ચોકસ. **With scrupulous care,** બહુ સંભાળથી.

**Scrutinize,** *vt.* (સ્ક્રુ'ટિનાઈઝ) To examine closely; to search carefully. બારીક-ઝીણી; ચોકસ રીતે તપાસવું;ચોકસાઇથી નજર રાખવી;તપાસ-ચોકસી કરવી.-°**tator.** શોધક.

**Scrutineer,** *n.* (સ્ક્રુટિની'ર્) One who scrutinizes. ઝીણી-બારીક તપાસ કરનાર. 2. An examiner of votes.મતની તપાસ, ગણત્રી કરનાર.

**Scrutiny,** *n.* (સ્ક્રુ'ટિનિ) A critical examination; a minute inquiry. ચોકસ-ઝીણી-બારીક તપાસ. 2. An examination of the votes given at an election. સભાસદ પસંદ કરવાના મત અપાયા હોય તેની તપાસ. [L. *scrutor*, to search carefully.]

**Scud,** *vi.* (સ્કડ્) To run quickly. ઘણા વેગથી-નાસી, સટકી જવું; જોસબંધ, ઝપાટાબંધ ચાલવું; એકદમ સટકી, નાસી, જવું. 2. To run before the wind without sail. સઢ ચઢાવ્યા વગર પવન આગળ હંકાયા તણાયા જવું.-*vt.* To pass over quickly. ના ઉપર થઈને જલદીથી જવું.- *n.* Vapoury driving clouds. છુટી દોડતી વાદળીઓ. 2. The act of scudding. જોસબંધ-નાસી-સટકી જવું તે; ઘસડાવું, ઘસડવું તે; પ્રવહન.

**Scuff** *vi.* (સ્કફ્) Walk with dragging feet. ઘસડપસડ ચાલવું.

**Scuffle,** *vi.* (સ્ક'ફ્લ્) To struggle with close grapple. બાથંબાથા આવી જવું; ઝપાઝપી કરવી, બાઝંબાઝા કરવું. 2. To fight disorderly. મારામાર-બાઝંબાઝ, બાથંબાથ-ધક્કા ધકી-ઝપાઝપી કરવી. *n.* A struggle with close embrace. બાઝંબાઝા; બાથંબાથા. 2. A tumultuous contest. મારામાર; લડવાડ; ટંટો; ઝપાઝપી.

**Sculk,** *vi.* (સ્કલ્ક) To skulk, to lurk. સંતાવું; ભરાઈ બેસવું; છુપાવું; કામ કરવામાં લુચ્ચાઇ કરવી-ખુણે ભરાવું.

**Scull,** *n.* (સ્કલ) The skull. ખોપરી; તાલકું; કપાળ. 2. A boat. નાવડું; હોડી; મછવો. 3. An oar. ચાટવો; હલેસું.-*vt.* & *vi.* To propel a boat with sculls. હલેસું પાણીમાં ફેરવીને હોડીને આગળ ચલાવવી; હલેસવું.

**Scullery,** *n.* (સ્ક'લરિ) A back kitchen; a room for washing up dishes. રસોઇનાં વાસણ રાખવાની અને ધોવાની ઓરડી. [L. *scutella*, a dish.]

**Scullion,** *n.* (સ્ક'લ્યન્) A cook's boy; a washer of dishes and pots. રસોઇનાં વાસણ માંજનાર-ઘસનાર; એઠવાડ કાઢનાર.

**Sculptor,** *n.*(સ્ક'લ્પ્ટર્)A carver or engraver કોતર કામ કરનાર; શિલ્પી; નકશીગર; ખોદનાર. [L. *sculpo*, I engrave.]

**Sculpture,** *n.* (સ્ક'લ્પ્ચર્) The art of engraving or carving. કોતરવાની કળા; શિલ્પકળા; નકશી; કોરણી; કોતરકામ. 2. Carved work. પ્રતિમા; મૂર્તિ; બાવલું. *vt.* & *vi.* To engrave કોતરવું; ખોદવું;નકશી કામ કરવું.[L. *sculpo*, I engrave.]

**Scum,** *n.* (સ્કમ્) Dross. પ્રવાહી પદાર્થ ઉપર બાઝેલો કચરો, મેલ, કીટું; ફીણ; બગરી. 2. Recrement; refuse. કચરો; નિતરામણ; ગળામણ. *vt.* To take the scum from; to skim. પ્રવાહી પદાર્થના ઉપરથી કચરો, આછ, મેલ જુદો કાઢવો, તારવી કાઢવો. 2. To sweep or range over the surface of. ઉપર ઉપરથી જોઇ લેવું; નજર ફેરવવી. *vi.* To throw up scum. ના ઉપર મેલ, કચરો થવો; ફીણ આવવું.-°**my.** ફીણ જેવું, વાળું.

**Scumble,** *vt.* (સ્કમ્બલ્) Soften colour, etc. રંગ આછો, ખુલતો, સ્હેજ ઝાંખો કરવો -*n.* છાયા રંગ; આછો, ઝાંખો ભાગ, અસર, દશ્ય.

**Scupper,** *n.* (સ્ક'પર્) A hole in the side of a ship, to carry off water from the deck. તુતક ઉપરથી પાણી લઇ જવાને વહાણની એક બાજુએ પાડેલું કાણું, બાકું.

**Scurf,** *n.* (સ્કર્ફ્) A dry scab on the body. ખોડો; મેલ; ખસ. 2. Any scaly matter on the surface. પડ; પોપડો; થર; છારી. 3. Stain. એબ; કલંક; ડાઘ.

**Scurfy,** *a.* (સ્ક'ર્ફિ) Covered with scurf. ખોડાવાળું; ખોડાના જેવું.

**Scurrility,** *n.* (સ્કરિ'લિટી) Low, vulgar, abusive language. બેફાટ, નાગા, નિર્લજપણું; ભાંડવેડા; મૂર્ખતા. 2. Vulgar abuse. અપશબ્દ; ભાંડપણું; ભાંડ; દુર્વચન. [L. *scurra*, a buffoon.]

**Scurrilous,** *a.* (સ્ક'રિલસ્) Containing low abuse; foul; vile. નાગું; નિર્લજ્જ;ભાંડ જેવું;અધમ; નીચ; બેફાટ.

**Scurvy,** *a.* (સ્ક'ર્વિ) Paltry; low; mean. તુચ્છ; હલકું; નીચ; અધમ; તિરસ્કાર્ય. *n.* A disease characterized by livid spots. આગરૂ; પુષ્ટિકારક ખોરાક અને તાજાં શાકભાજી ખાવા ન મળવાથી થતો એક જાતનો મોં આવવાનો, નબળાઇ તથા ખોડાનો રોગ.

**Scutch,** *vt.* (સ્કચ્) To dress by beating. ઝપેટવું; ખંખેરવું; જાડા દાંતાવાળા ઓજારથી ઝુંડી કચરો કાઢીને સાફ કરવું. *n.* A wooden instrument, used in scutching. કચરો સાફ કરવાનું દાંતાવાળું ઓજાર. 2. The refuse of the scutched flax. સાફ કરેલા શણનો કચરો; ક્ષુથા. [Same as *scotch*, to cut slightly.]

**Scut,** *n.* (સ્કટ્) સસલા કે હરણના જેવી ટુંકી પુંછડી.

**Scutcheon,** *n.* (સ્ક'ચન્) A shield for armorial bearings. નામની, કુલચિહ્નની ચકતી. 2. The ornamented cover to a key-hole. કુંચી ઘાલવાના બાકોરા ઉપર મઢવાનું બાકોરાવાળું પિત્તળનું ચકતું.

**Scuttle,** *n.* (સ્ક'ટલ્) A broad shallow basket. પહોળી છાબડી; કરંડીઓ. 2. A pan for holding coals. કોલસા ભરવાનું પહોળા મ્હોડાનું વાસણ. [L. *scutra*, a dish.]

**Scuttle,** *n.* (સ્ક'ટલ્) A hole with a lid in the wall or roof. છાપરામાં અગર ભીંતમાં નાનું બારણાવાળું જાળીયું. 2. A hole in the side of a ship. વહાણના તુતકમાં પાડેલું બાકું. *vt.* To sink by making holes through the bottom. (વહાણના તળીઆમાં) બાકાં-કાણાં પાડીને વહાણને ડુબાડવું. *vi.* To hurry. ઉતાવળ બતાવી-નાસી છટકી જવું.

**Scythe,** *n.* (સાઇધ્) An instrument used in mowing and reaping. દાતરડું; ઉભા રહી વાઢવાનું લાંબા હાથાવાળું દાતરડું. 2. The curved blade used anciently in war chariots. પ્રાચીન યુદ્ધરથમાં વાંકી તલવાર રાખતા તે. *vt.* To cut with a scythe. દાતરડા વડે કાપવું; લણવું. [L. *seco*, I cut.]

**Scythian,** *a.* (સિ'થિઅન્) Pertaining to Scythia. કાળા સમુદ્રની ઉત્તર-પૂર્વે આવેલા પ્રાચીન સીથીઆને લગતું. *n.* An inhabitant of Scythia. સીથીઆનો રહીશ-રહેવાશી.

**Sea,** *n.* (સી) An expanse of salt water, that covers most of the earth's surface. દરિઓ; સાગર; સમુદ્ર; સિંધુ. 2. The ocean. મહાસાગર; મહાસમુદ્ર; ઉદધિ; અર્ણવ; દર્યાવ. 3. Some special portion of the ocean. જમીનમાંનો પાણીનો ભાગ; સમુદ્ર. 4. A surge; a wave. ઘણું ઉંચું મોજું; દરિઆનો ઉછાળો. **At sea,** વહાણમાં; દરિઆ ઉપર. **A heavy sea,** તોફાની દરિઓ. **On the high seas,** ભર દરિઆમાં. ત્રણ માઈલથી દૂર. **To go to sea,** ખલાસીનો ધંધો લેવો. **To be at sea,** ગોળગોળ, મોઘમ, ગોથાં ખાવાં. **At full sea,** રેલની ભરતી વખતે; ભર દરીએ **Sea-farer,** ખારવો; ખલાસી; નાવિક; વહાણવટીઓ. **Sea-horse,** એક પ્રકારનું દરિઆઇ પ્રાણી, જળઘોડો. **Sea-king,** નૉર્વે દેશનો ચાંચીઓ. **Sea-level,** સિંધુતલ. **Sea-side,** દરિઆ કાંઠો, ઉતારો. **Sea-worthy,** દરિએ સફર કરવા લાયક. (વહાણ) [A Sax. *sae*, sea.]

**Sea-board,** *n.* (સી'બૉર્ડ્) The sea shore. દરિઆ કિનારો, કાંઠો; સમુદ્રતીર, તટ, કાંઠો. 2. The coast region. દરિઆ કાંઠે આવેલો પ્રદેશ.

**Sea-born,** *a.* (સી'બૉર્ન્) Born of the sea or born at sea. દરિઆમાંથી જન્મેલું, ઉત્પન્ન થએલું. દરિઆની મુસાફરી વખત જન્મેલું.

**Sea-green,** *a.* (સી'ગ્રીન્) Being of faint green colour. દરિઆ જેવા ઘેરા લીલા રંગનું; સાગરવર્ણનું.

**Sea-gull,** *n.* (સી'ગલ્) A gull living on the sea-coast. સમુદ્ર કુકડુટ-કુકટ; ટીટોડી.

**Seal,** *n.* (સીલ્) A marine carnivorous mammal. એક પ્રકારનું દરિઆઈ, માંસાહારી, આંચળવાળું પ્રાણી. 2. A piece of stone or metal, engraved with some figure or inscription. સિક્કો; મ્હોર; મુદ્રા; મુદ્રિકા. 2. The impression of a seal. પાડેલો સિક્કો; છાપ; મ્હોર; સક્કો. 3. The wax or other substance so impressed. બીડવા ચાંપવાની લાખ, મીણ કે તેવો ચિકણો પદાર્થ. 4. Assurance. ખાત્રી; નિશ્ચય. *vt.* To mark with a stamp. ઉપર મ્હોર, નિશાન મારવું; છાપવું; કબુલ મંજુર કરવું. 2. To fasten and mark with a seal. બીડવું; ઉપર મ્હોર કરવી; લાખ વગેરેથી બંધ કરવું. 3. To shut or keep close. સજ્જડ બંધ કરવું; બીડવું; છુપુ રાખવું; છાનું રાખવું. 4. To confine. જાપ્તામાં રાખવું; કેદ કરવું. 5. To destine; decide. નિર્માણ થવું; આવી બનવું; ચોક્કસ થવું. **To seal weights,** કાટલાં છાપવાં. **Great seal.** A seal in charge of Lord Cancellor. મુખ્ય ન્યાયાધીશની મ્હોર, સિક્કો. [L. *signum*, a sign.]

**Sealer,** *n.* (સી'લર્) One who seals. છાપગર; સિક્કો મારનાર, કરનાર; છાપનાર.

**Sealing-wax,** *n.* (સી'લિંગ-વૅક્સ્) A pigment used for seals. મ્હોર કરવાની લાખ.

**Seam,** *n.* (સીમ્) The uniting of two edges of cloth &c. together. બે કટકા સાંધવા તે; સીવણ; ઓડણ; ફાટ; ફાંક; સાંધ. 2. A scar. ચાઠું; ચકામું; ડાઘ. 3. A thin layer. પાતળું પડ; થર. 4. A line of junction. સાંધો; સાંધ -*vt.* To unite with a seam. સીવવું; સાંધી, જોડી લેવું; ટોશટવું. 2. To scar. ચકામું-ચાઠું-ડાઘ-પાડવો; નિશાન કરવું; શળ પાડવો.. 3. To knit. ગુંથવું. -°**er,** *n.* (સી'મર) One who seams. દરજી; સઇ; મેરઇ. -°**stress,** *n.* (સી'મ્સ્ટ્રિસ) A sewing woman; a sempstress. દરજણ; સીવનારી સ્ત્રી; સમણ; પેરણ. [A. Sax. *seam.*]

**Sea-man,** *n.* (સી'મન્) A sailor; a mariner. ખલાસી; ખારવો; નાવિક; વહાણવટીઓ.–'**ship,** *n.* (સી'મૅન્-શિપ્) The skill of a good-seaman. વહાણ ચલાવવાની ચતુરાઈ-કુશળતા; નૌકાચાતુર્ય; વહાણવટીઆપણું.

**Seance,** *n.* (સ,'યાં) મંડળીની બેઠક;આધ્યાત્મિક તત્ત્વ પ્રદર્શન, 'પરીક્ષા.

**Seaplane,** *n.* (સી'પ્લે,'ન્) Hydro-aeroplane. પાણી પર ચાલતું બલુન.

**Sea-port,** *n.* (સી'પોર્ટ્) A harbour on the coast. દરિઆ કાંઠાનું બંદર; બંદર; નૌકાશ્રય સ્થાન.

**Sear,** *a.* (સી,ર્) Withered; dry. સુકું; કરમાએલું; ચીમળાઇ ગએલું. *vt.* To wither; to dry. ચીમળાવવું; સુકાવવું; કરમાવવું. 2. To burn; to scorch. ડામવું; ઉપરથી ખાલ-સપાટી બાળી નાંખવી. [A Sax. *searian*, to parch.]

**Search,** *vt.* (સર્ચ્) To explore, to examine. શોધવું; ખોળવું; તપાસવું; ઢુંઢવું;નો ઝાડો-જપ્તી લેવી;ની ભાળ કાઢવી. 2. To prove. માંહે બોનર થાલી તપાસ કરવી-તપાસવું. 3. To seek. શોધવું; ની તલાસ-ખોળ કરવી-તપાસવું. 4. To put to the test. કસી જોવું, કસવું; બારીકાઇથી તપાસવું-*vi.* To make inquiry. ખોળવું; શોધવું.–*n.* Inquiry; quest. શોધ; તપાસ; ખોળ; તલાશ; ઝાડો; જડતી. **To search out,**-શોધી,ખોળી ઢુંઢી કાઢવું. [L. *circus*, a circle.]

**Search-light,** *n.* દુશ્મન, વિઘ્ન, વગેરે પારખવાનો વીજળીનો દીવો; શોધક; પ્રકાશક.

**Search-warrant,** *n.* (સ'ર્ચ-વૉરન્ટ્) A warrant granted by a judge, to enter premises, in search of the stolen goods. ઝાડો; જડતી લેવાનું અખત્યારપત્ર; વારંટ.

**Sea-sick,** *a.* (સી'સિક્) Affected with sickness. વહાણમાં બેસવાથી જેને ઓકારી-ફેર આવતા હોય તેવું; દરિયો લાગ્યો, ચ્હડયો હોય તેવું.

**Season,** *n.* (સી'ઝન્) One of the divisions of the year. ઋતુ; મોસમ; રત. **Hot season,** ઉનાળો; **Cold season,** શિઆળો; **Rainy season,** ચોમાસું. 2. A convenient or suitable time. સમય; અવસર; પ્રસંગ; સંધિ; તાકડો; તક; જોગ. 3. That which gives a relish to food. મસાલો; વધાર. 4. A while; a time. વેળા; કાળ; વખત; અવસર. **Out of season,** કવેળા;વગર પ્રસંગે. **In season,** in good time. ખરે, યોગ્ય પ્રસંગે; વેળાસર; સવેળા.–*vt.* To render suitable. યોગ્ય, લાયક, તૈયાર કરવું. 2. To render palatable. મીઠું, મરચું વગેરે મસાલો નાંખવો; માં વધાર કરવો; સ્વાદિષ્ટ કરવું. 3. To habituate. સદે, માફક આવે તેમ કરવું; અનુકૂળ પડે તેમ કરવું; કાળે કરીને આદત, ટેવ પાડવી. **To season one to a climate,** કોઇને કોઇ દેશની હવા માફક આવે, સદે એમ કરવું. 4. To prepare by drying or hardening. સુકવી કરી વાપરવા લાયક કરવું; પાકું, રીઢું કરવું; બે ત્રણ મોસમ ખવડાવવી. 5. To render pleasant. રસ મૂકવો; રસિક કરવું. **To season justice with mercy.** દયા ભેળવી ન્યાયને ઓછો કડક કરવો.–*vi.* To become suitable by time. પાકવું; કામ લાયક થવું; રીઢું થવું; માફક થવું. 2. To become dry and hard. કઠણ, પાકું, રીઢું, સુકું થવું. [L. *sero*, I sow.]

**Seasonable,** *a.* (સી'ઝનબલ્) Opportune; timely. ખરા ટાંકણા, પ્રસંગનું;સવેળાનું;વખતસરનું.

**Seasonably,** *adv.* (સી'ઝનબ્લિ) In due time. વેળાસરનું; સવેળા; ખરે તાકડે-પ્રસંગે.

**Seasoning,** *n.* (સી'ઝનિંગ્) Something added to enhance enjoyment. સ્વાદ કરવા નાંખેલી વસ્તુ; વધાર; મરી મસલો; મીઠું મરચું.

**Seat,** *n.* (સીટ્) The place or thing on which one sits. બેઠક;આસન;બેસણી;ઠામ;પાટલી; પાટલો; ખુરશી; બેસણું. 2. A manner of sitting. બેસવાની તરેહ, રીત, ઢબ, બેઠક. 3. A station, an abode. જગ્યા;સ્થળ;રહેઠાણ;ઠામ;ઠેકાણું. 4. A right to sit. બેસવાનો હક; બેસવાની ખાસ જગ્યા. *vt.* To place on a seat. બેસાડવું;આસન આપવું; ઠેરવીને બેસાડવું;થાપવું. 2. To supply with seats. આસન, પાટલા માંડવા, મૂકવા. 3. To fix; to set firm. બેસાડવું; ઠેરવવું; મજબુત ગોઠવવું. 4. To establish in position.માં બેઠક જડવી; ની જગાઠેકાણે મૂકવું. [L. *sedeo*, I sit.]

**Seater,** *n.* (સી'ટર્) Car, plane, with a certain number of seats. અમુક બેઠકવાળી મોટરકાર, એરોપ્લેઇન. **Two seater**=બે બેઠકવાળી ગાડી વગેરે.

**Sebaceous,** *a.* (સિબે,'શસ્) Fatty. ચીકણું; ચરબી જેવું; ચરબીદાર; ચરબી વધ્યાથી થએલું. [L. *sebum*, tallow.]

**Secant,** *a.* (સે'કન્ટ્) Cutting; dividing into two parts. છેદે એવું; કાપે એવું; છેદનારૂં;બે ભાગ કરનાર. *n.* A line that cuts another. છેદન રેષા, લીટી. [L. *seco*, I cut.]

**Secateurs,** *n.* (સે'કૅટર્ઝ્) Pruning-shears. છોડ સમારવાની કાતર.

**Secede,** *vi.* (સિસી'ડ્) To withdraw from fellowship; to retire. અલગ, જુદું, નોખું પડવું, થવું; નો સંસર્ગ, પક્ષ છોડવો; સોબત છોડવી, ત્યાગ કરવો. [L. *se*, apart; & *cedo*, I go.]

**Secession,** *n.* (સિસે'શન્) The act of withdrawing. ત્યાગ; અલગ, નોખું, જુદુ પડવું, થવું તે.

**Seclude,** *vt.* (સિક્લ્લૂ'ડ્) To keep retired or away from the company. વેગળું, અલાયદું રાખવું, રહેવું; એકાંત રહેવું; પડદામાં રાખવું; એકાંત વાસમાં લઈ જવું. 2. To exclude. દૂર રાખવું, વેગળું, નિરાળું રાખવું; બાતલ કરવું.[L. *se*, aside, & *claudo*, I shut.]

**Seclusion,** *n.* (સિક્લ્લૂ'શ્ઝન્) Retirement; privacy. બધાથી નોખું, નિરાળું રહેવું તે; પડદામાં રાખવું તે.

**Second,** *a.* (સે'કન્ડ્) Next to the first; another. બીજું; અન્ય; દ્વિતીય. 2. Inferior. ઉતરતું; બીજા નંબરનું; ઉતરતા પ્રકારનું. **He is second to none,** તે કોઈથી ઉતરતો નથી. **Second estate,** વિલાયતમાં ઉમરાવોની સભા; "હાઉસ ઑવ લૉર્ડ્ઝ." **Second cousin,** મોળાઈ, પિત્રાઈ, ફોઇઆત ભાઇ, બેનનું છોકરૂં. *n.* One next to the first.ઉતરતા, બીજા દરજ્જાનું પ્રાણી, વસ્તુ. 2. An assistant. પીઠ ઠોકનાર; સાથ; સોબતી; દ્વન્દ્વ યુદ્ધમાં બીજાને મદદ કરનાર; સહકારી. 3. The sixtieth part of a minute or a degree. મિનિટ; અંશનો સાઠમો ભાગ; ક્ષણ; વિપળ;વિકલા. 4. Goods of inferior quality. હલકી જાતની, બીજા દરજ્જાની વેપારની વસ્તુ. 5. Coarse flour. થૂલા-ભરડા જેવો જાડો આટો. *vt.* To assist; to back. ને આશ્રય-પુષ્ટિ મદદ-ઉત્તેજન આપવું; ઉપરાણું તાણવું; ટેકો, અનુમોદન આપવું. 2. To support. તે ટેકો, પુષ્ટિ આપવી. 3. To succeed.ની પાછળ આવવું; બીજું આપવું, હોવું. [L. *sequor*, I follow.]

**Secondary,** *a.* (સે'કન્ડરિ) Subordinate; not primary. ઉતરતા દરજ્જાનું-પાયરીનું; ગૌણ; ઉતરતું; અમુખ્ય. 2. Acting by deputation. મુખ્ય ધણીનું નહિ એવું; પારકા હાથનું; અપ્રધાન. **Secondary evidence.** ઉતરતા દરજ્જાનો પુરાવો.**Secondary education,**પ્રાથમિકથી ચઢતી, માધ્યમિક, અંગ્રેજી ધારણ ૭ સુધીની કેળવણી. **Secondary planet,** ચંદ્રમા; ઉપગ્રહ. 3. Of second place,origin,rank or importance.બીજા દરજ્જાના ગુણવાળું;મધ્યમ; સામાન્ય;ઉત્પત્તિમાં બીજું. —*n.* A deputy; a delegate. ઉતરતો-તાબાનો અધિકારી;મુખત્યાર;પ્રતિનિધિ.2. A satellite.ઉપગ્રહ; **Secondary circle,** ગૌણવર્તુલ.

**Seconde,** *n.* (સીકૉ'ન્ડ્) પટ્ટાબાજીમાં બચાવનો બીજો દાવ.

**Second-hand,** *a.* (સે'કન્ડ-હૅન્ડ્)Not original or primary; received from another. બીજાની મારફત-હાથે-દ્વારે મળેલું. 2. Not new. ઉતરેલું; જૂનું; વાપરેલું; એંઠું-*n.* Extra hand in a watch. ઘડીઆળમાં સેકન્ડ બતાવનારો કાંટો. 2. Possession received from the first possessor. આગળના ધણી પાસેથી મળેલો કબજો. **At second-hand,** બીજાની પાસે થઇને; મૂળ માણસ પાસેથી નહિ તેવું; જૂનું. **A second-hand report.** બીજાને મોઢે થઈને આવેલી વાત.

**Secondly,** *adv.* (સે'કન્ડ્લિ) In the second place. બીજું; બીજું એ કે.

**Second-rate,** *a.* (સે'કન્ડ્-રે,ટ્)Of the second order, size, rank, quality or value. મધ્યમ દરજ્જા-કદ-ગુણ-કિંમતનું; મધ્યમ; સામાન્ય.

**Second-sight,** *n.* (સે'કન્ડ્-સાઇટ્) The Poetic vision. દીર્ઘ દૃષ્ટિ; દિવ્યચક્ષુ; દૂર અંદેશી.

**Secrecy,** *n.* (સી'ક્રસિ) The state of being secret or hidden. ગુહ્યતા; ભેદ; પડદો; મર્મ. 2.Retiremnt; privacy. છાની, ગુપ્ત જગ્યા, સ્થિતિ; છાના-ગુપ્તપણું; ભેદ. 3. Fidelity to a secret. છાની વાત ગુપ્ત રાખવી તે; મૌન; ગોપન.4. Concealment. સંતાડેલી-છુપાવેલી ચીજ-વાત; ગુહ્ય; રહસ્ય.

**Secret,** *a.* (સી'ક્રિટ્) Concealed; hidden. છાનું;ગુપ્ત;ઢાંકયું; ગૂઢ; અવિદિત; ગૂઢાર્થ.2.Affording privacy. છાની વાત મનમાં, ગુપ્ત રાખે તેવું. 3. Secluded. એકાંતમાં રહેલું; નિર્જન. *n.* Something studiously concealed. છુપો ભેદ; મર્મ; રહસ્ય; ગુપ્ત વાત. 2. A mystery. છુપો ભેદ; મર્મ; અજાણી, ગૂઢ વસ્તુ, વાત. 3. (*pl.*) The secret parts of the body. ગુહ્યાંગ; ગુહ્ય અંગ. **Secret instruction,** ગુરૂમંતર. **In secret,** ખાનગી, છુપી રીતે; છાનામાના; ચુપકીથી.-*adv.* (સી'ક્રિટ્લિ) Privately; inwardly.ખાનગી રીતે; અંદરખાનેથી; છાનામાના; છુપી રીતે. [L. *se*, aside; & *cerno*, I sift.]

**Secretariat,-ate,** *n.* (સેક્રિટે,'રિઅટ્-સેક્રિટે,'રિએ,ટ્)The official position of a secretary. મંત્રીનો હોદ્દો-જગ્યા.The office of a secretary. સેક્રેટરીની ઑફીસ.

**Secretary,** *n.* (સે'ક્રીટરિ) An official scribe or writer. મંત્રી; દફતરી; ચિટનીસ. 2. An officer in charge of a particular department of government. કોઈપણ ખાતાનો મુખ્ય અધિકારી; સચિવ; પ્રધાન; અમાત્ય. 3. An escritoire. કલમદાન;ઈસ્કોતરો.-°**taire,**ઈસ્કોતરો.

**Secrete,** *vt.* (સિક્રી'ટ્) To separate. જુદું પાડવું; કોરે મૂકવું; ખસેડવું; જુદું પડી ઝરવું. 2. To hide, to conceal. સંતાડવું; છુપાવવું; ગુપ્ત જગાએ મૂકવું. 3. To separate as substances from the blood in animals. લોહી-વૃક્ષના રસમાંથી પ્રવાહીરૂપે જુદું પડવું-ઝરવું. [L. *se*, aside & *cerno*, I sift.]

**Secretion,** *n.* (સિક્રી'શન્)The act of concealing. સંતાડવું-છુપાવવું તે. 2. The matter

secreted. લોહી-વૃક્ષરસ વગેરેમાંથી જુદો પડેલો-ઝરેલો પદાર્થ-રસ; સ્રાવ; નિસ્સરણ; મળમૂત્ર; લાળ.

**Secretive,** *a.* (સી'ક્રિટિવ્) Causing secretion. રસ કાઢતું; માંથી રસ જુદો નિકળે એવું; ધાતુવર્ધક.2. Given to secrecy.ગુપ્ત-છાનું રાખનાર.

**Secretory,** *a.*(સિક્રી'ટરિ)Secreting.ધાતુવર્ધક; રસ કાઢનાર; સ્રાવ સબંધી.

**Sect,** *n.* (સેક્ટ) A school; dissenters from an established church. પંથ, મત; ધર્મમાર્ગ, ધર્મનો ફાંટો; શાખા; પક્ષ. [L. *seco*, I cut.]

**Sectarian. Sectary,** *a.* (સેક્ટે'રિઅન-સે'કટરિ) Pertaining to a sect.જુદાજુદા-અમુક મત-પંથ-માર્ગ-સંપ્રદાયસંબંધી. 2. Bigotedly devoted to a sect. પોતાના મત-ધર્મને અંધપણે વળગી રહેનાર; સાંપ્રદાયિક;સાંકડા મનવાળું;અનુદાર. *n.* One of a sect.અમુક-ધર્મ-સંપ્રદાય પાળનાર; પંથી; શાખામાર્ગી; પક્ષપાતી.

**Section,**n.(સે'કશન્)Separation by cutting. છેદન;છેદ;કાપવું,વાઢવું તે. 2.A portion, a division. ભાગ; વિભાગ; કકડો; પક્ષ; છેદ. 3.A distinct part or portion as of a book. કલમ;પ્રકરણ;અધ્યાય; પર્વ; કાંડ; સુંધ; ભાગ. 4. A distinct part of a country. દેશનો જુદો ભાગ, વર્ગ.5. A representation of a building, showing the internal structure. છેદ ચિત્ર; છેદ આકૃતિ.[L.*seco*,I cut.]

**Sectional,** *a.* (સે'કશનલ્) Pertaining to a section. પાક્ષિક; પક્ષ, ભાગનું, સંબંધી, વિષે. 2. Composed of several independent sections. જુદા જુદા ભાગ એકઠા મૂકીને કરેલું. **Sectional interests,** એક પક્ષવાળાનું હિત.

**Sector,**n.(સે'ક્ટર)A plane figure enclosed between two radii of a circle or ellipse and the arc cut off by them. વૃત્તખંડાભાસ; વર્તુલની બે ત્રિજ્યા અને તેની વચ્ચેના પરિઘના ભાગ સાથેની આકૃતિ.2.A mathematical instrument. ખુણા માપવાનું યંત્ર; ખગોળનું યંત્ર. [L.*seco*,Icut.]

**Secular,**a.(સે'ક્યુલર) Occurring once in an age or century. સૈકામાં, પેઢીમાં એકવાર બનતું, થતું, આવતું. 2. Accomplished in a very long period of time. બહુ વર્ષે બનનાર, થનાર. 3. Not monastic. મઠવાસીના નિયમ નહિ પાળનાર.4. Not spiritual; worldly. ધર્મ સંબંધી નહિ તેવું; વ્યવહારિક; સંસારી; ઐહિક; લૌકિક.*n.* One not bound by monastic rules, a layman. મઠવાસીના નિયમ નહિ પાળનાર પાદરી; ગૃહસ્થ;સંસારી. [L. *saeculum*, an age.]

**Secularity,Secularness** *n.*(સેક્યુલૅ'રિટિ-સે'ક્યુલરનિસ્) Worldliness.વ્યવહારમાં મગ્ન રહેવું તે; સંસારાસક્તપણું; માયામગ્નપણું; ઐહિક દૃષ્ટિ.

**Secularize,** *vt.* (સી'ક્યુલરાઇઝ્) To make secular;to convert from religious to secular or common use.સંસારી કરવું;આશ્રમ કે મઠમાંથી કાઢીને વ્યવહારમાં નાખવું;વ્યવહારના ઉપયોગમાં લેવું. **To secularize a church,** દેવળને વ્યવહારના ઉપયોગમાં લેવું. 3. To make worldly. સંસારી બનાવવું. 4. To make separate from religion.ધર્મોપદેશ રહિત કરવું.**To secularize oneself,** ધર્મકર્મ મૂકી સંસારમાં ગરક થઇ જવું.

**Secure,** *a.* (સીક્યૂ'ર) Free from fear or danger; safe. નિર્ભય; સલામત; નિશ્ચિન્ત;સ્વસ્થ; ભરોસાદાર. 2. Confident; sure. ખાતરીવાળું; ખાતર જમા. 3.Careless;unsuspecting. બેફિકરૂં; નિભ્રાન્ત; પ્રમાદી. 4. Not exposed to danger. નિર્ભય;બીનજોખમી;સલામત.*vt.* To make secure. નિર્ભય-બેફિકર કરવું. 2. To protect;to guard. રક્ષણ-બચાવ કરવો. 3. To seize and confine. પાકા જાપ્તા-બંદોબસ્તમાં રાખવું. 4. To assure. ખાતરી કરી લેવી; તારણ-બાંહેધરી રાખવી. 5. To get possession of.નો કબજો લેવો-મેળવવો. **To make oneself secure of.** નો પાકો કબજો કરવો; કબજામાં લેવું; નક્કી કરવું. [L. *se*, without, & *cura*, care.]

**Securely,** *adv.* (સીક્યૂ'ર્લિ) Safely. નિર્ભય પણે; નિર્વિઘ્ને; બિન જોખમે; વગર હરકતે.

**Security,** *n.* (સીક્યૂ'રિટિ) Freedom from fear, care or anxiety. નિર્ભયપણું; નિરાંત; નિશ્ચિન્તપણું; નિભ્રાન્તપણું. 2. Negligence; carelessness. બેફિકરાઈ;ગફલત; બેદરકારી. 3.Freedom from risk. સલામતી; બીન જોખમપણું. 4. An evidence of property. ખત;લેણદેણનો દસ્તાવેજ-લેખ.5.A pledge. બાંહેધરી; જામીનગીરી. 6. A surety. જામીન, ખોળાધર; હામી; બાંહેધરી. **-bond,** *n.* (સિક્યૂ'રિટિ-બૉન્ડ) A bond for security anything. જામીન ખત.

**Sedan,** *n.* (સિડૅ'ન્) A covered chair or vehicle, borne on poles by two men. ખુરશી જેવી બેઠકવાળો મિઆનો; પાલખી; તાવદાન; મેનો.

**Sedate,** *a.* (સીડે'ટ) Calm, tranquil. શાન્ત; ગંભીર; વિચારશીલ; ધીરૂં. [L. *sedeo*, I sit.]

**Sedative,** *a.* (સે'ડટિવ્)Tending to calm. શાન્તિકારક-જનક; દુઃખશામક.-*n.* A medicine which allays irritation or pain. ઝાળ-લાય, દુઃખ ઓછું કરનાર-મટાડનાર ઔષધ-દવા;ઉપશામન.

**Sedentary,** *a.* (સે'ડન્ટરિ) Accustomed to sit much.ઘણીવાર સુધી બેસી રહેનાર;બેઠાગરૂં; બેસી રહે તેવું. 2. Requiring much sitting. ઘણું બેસી રહેવું પડે તેવું; બેઠાં બેઠાં કરવાનું; બેઠું. 3. Inactive; sluggish. સ્થિર; હાલે ચાલે નહિ તેવું; નિરુદ્યોગી. 4. Caused by long sitting.

ઘણીવાર બેસી રહેવાથી થએલું; અવ્યવસ્થાયી. [L. *sedeo*, I sit.]

**Sedge**, *n.* (સેજ્) A grass-like plant. દર્ભની જાતનું ઘાસ. [L. *seco*, I cut.]

**Sedilia**, *n. pl.* (સીડિ'લિઅ)Stone seats for priests.પાદરીઓની ચંદરવાવાળી (ત્રણ) બેઠક,આસન; ધર્માસનો.

**Sediment**, *n.* (સે'ડિમન્ટ્) Dregs; lees; matter that settles to the bottom or liquid. મેલ; કીટું; નીચે બેઠેલો કચરો; ગાળ; મળ. [L. *sedeo*, I sit.]

**Sedimentary**, *a.* (સે'ડિમેન્ટરિ) Formed by sediment. નીચે બેઠેલા કચરા-ગાળ-વાળું,સંબંધી.

**Sedition**, *n.* (સિડિ'શન્)Agitation directed against the government સરકારના સામું હુલ્લડ, તોફાન; બેદિલી કરાવવી તે; રાજદ્રોહ; ફિતુર; દંગો; બળવો. 2. Conduct or speech tending to rebellion. હુલ્લડ-તોફાન-બેદિલી ફેલાવનારી વર્તણુંક-સંભાષણ-ભાષણ [L. *se*, aside, & *eo*, I go.]

**Seditious**, *a.* (સીડિ'શસ્) Pertaining to sedition. રાજદ્રોહનું; દંગાખોરનું; દંગા-હુલ્લડનું. 2. Riotous. દંગો-બળવો રાજદ્રોહ ઉઠાવે, કરાવે તેવું. 3. Turbulent; factious. રાજદ્રોહી; બળવા ખોર; દંગાખોર; ફીતુરી; તોફાની; હુલ્લડી.

**Seduce**, *vt.* (સિડયૂ'સ્) To lead astray; to entice to evil; to corrupt. ખોટે રસ્તે-કુમાર્ગે ચઢાવવું; બગાડવું; ભ્રષ્ટ કરવું. 2. To persuade (woman) into surrender of chastity; to debauch. ફોસલાવી-લાલચ આપી અનીતિ-કુમાર્ગે લઇ જવું;પતિવ્રતનો ભંગ કરાવવો; ભોળવીને બગાડવું; કાઢી જવું. [L. *se*, aside & *duco*, I lead.]

**Seduction**, *n.* (સિડ'કશન્) The act of seducing. સતીપણાનો ભંગ; શીલપાતન 2.Thing that tends to seduce. ફોસલાવી કુમાર્ગે દોરવાનાં સાધન; પ્રલોભન; ફોસલામણી.

**Seductive**, *a.* (સિડ'ક્ટિવ)Tempting;leading astray. મોહક; આકર્ષક; કુમાર્ગે લઇ જાય એવું, ભોળવે તેવું; ભૂલથાપ ખવડાવે તેવું.

**Sedulous**, *a.* (સે'ડયુલસ્)Diligent; persevering; assiduous. ઉદ્યોગી; ખંતીલું; અભ્યાસી; સરખા આગ્રહથી ઉદ્યોગ કરનાર. [L. *sedeo*, I sit.]

**See**, *vt.* (સી)[*imp.*saw,(સૉ) *p.p.*,seen,(સીન)]To perceive by the eye; to behold. જોવું;દેખવું; ભાળવું; દષ્ટિએ પડવું. 2. To understand; to comprehend. સમજવું; જાણવું; જોવું. 3. To visit. મળવું; મુલાકાત લેવી. 4. To attend. જોડે જઇ પહોંચાડવું. **To see a lady home**, કોઇ બાઇને ઘેર પહોંચાડવી. 5. To take care of. ફિકર રાખવી; સાચવવું; સંભાળ રાખવી. 6. To meet or associate with.ના સમાગમ,સંગમાં,સોબતમાં રહેવું. નાં દર્શન કરવાં. 7. To experience. અનુભવવું; જાત અનુભવથી જાણવું. **To see service, death** અનુભવી હોવું,મરણને જાત અનુભવથી જાણવું. *vi* To perce to have the power of vision.ને દેખાવું;સુઝવું;જોવું;ભાળવું.2.(through or into).To discern.સમજવું;જાણવું.3.To take care.ધ્યાનમાં; લક્ષમાં રાખવું;જોવું;ચિત્ત રાખવું. **See to this,** આ વાત ઉપર ધ્યાન રાખજો.**Let us see**, જોઇએ; વારૂ. **To see one's way**. ને સુઝવું; સુઝ પડવી. **To see to**, જોવું; તપાસવું. [L. *sequor*, I follow.]

**See**,*n* (સી) The seat of episcopal power. ધર્માધ્યક્ષની ગાદી. પોપની ગાદી-નું ઠેકાણું. 2. A diocese of a bishop. ધર્માધ્યક્ષના તાબાનો મુલક, તાલુકો, હકુમત. [L. *sedeo*, I sit.]

**Seed**, *n.*(સીડ્) A matured ovule of a plant. બી; બીજ; બીયું. 2. Semen; nilt.વીર્ય; ધાતુ;રેતસ; શુક્ર. 3. Progeny; offspring. પ્રજા; વંશ;સંતાન; ફરજંદ; છોકરાં.4.Germ; prime cause; original. બી; તત્ત્વ; મૂળ;પાયો;અસલ. 5.Race; generation. જાત;પેઢી;મૂળ;જન્મ. *vi.*To produce seed.પાકવું; ને દાણો બેસવો; આવવો. 2. To shed the seed. બી પાડવું *vt.* To sow. વાવવું; વેરવું; પેરવું.

**Seediness**,*n.* (સી'ડિનિસ્)Shabbiness.ચિંથરે હાલપણું; નિર્માલ્ય, નિર્વીર્યપણું; તવાયલાપણું.

**Seedling**, *n.* (સી'ડલિંગ્) A plant reared from the seed. બીજમાંથી ઉછરેલો છોડ; રોપો.

**Seed-plot**, *n.* (સી'ડ્-પ્લૉટ) A piece of nursery-ground. રોપવા-વાવવાની જગ્યા; કયારો.

**Seedsman**, *n.* (સી'ડ્ઝમન્) A person who deals in seeds. બી વેચનાર 2. A sower. બી વાવનાર, વિખેરનાર.

**Seed-time**, *n.* (સી'ડ્-ટાઈમ્)Sowing season. વાવવાની મોસમ-વેળા; ઓરણીની મોસમ.

**Seedy**, *a.* (સી'ડિ) Full of seeds. બહુ બીજવાળું. 2. Shabby; worn out. જુનું; ફાટેલું; જીર્ણ; ઉતરેલું; દમ વિનાનું; હોંસ-જુસ્સા વગરનું.

**Seeing**, *conj.* (સી'ઇન્ગ્) Considering; since; because. કારણ કે, ત્યારે, જોતાં; જોઇને; માટે.

**Seek**, *vt.* (સીક્) [*imp.* & *p. p.* sought.] (સૉટ) To make search or inquiry. ખોળવું; શોધવું; ઢુંઢવું; ગોતવું. 2. To solicit. માંગવું; પ્રયત્ન કરવો; યાચવું; યાચના કરવી. 3. To try or to be anxious to find. શોધવાને-મેળવવાને માટે યત્ન કરવો-ઇચ્છા કરવી-ચિન્તા કરવી -*vi.* To make search or inquiry. શોધવું; ખોળવું; ઢુંઢવું. 2. To strive. સારે પ્રયત્ન કરવો. **To seek after**=ની પાછળ લાગવું; મેળવવા પ્રયત્ન કરવો. **To seek for**, શોધવું; ખોળવું. **To seek to**, નો આશ્રય-આધાર લેવો. [A. Sax. *secan*, to seek.]

**Seem,** *vi.* (સીમ્) To appear. દેખાવું; જણાવું; દીસવું. 2. To be taken as. લાગવું; ભાસવું. **It seems to me that,** મને લાગે છે કે.–°**ing,** *a.* (સી'મિંગ્) Apparent. ઉપરનું; દેખીતું;કહેવાતું; બતાવવાનું.**Seeming friendship,** કહેવાની દોસ્તી.–*n.* Appearance. દેખાવ.–**ingly,** *adv.*(સી'મિંગ્લિ) Apparently. ઉપરઉપરથી; બહારથી; દેખીતી રીતે; કહેવામાં. [A. Sax. *seman,* to adjust.]

**Seemly,** *a.* (સી'મ્લિ) Becoming; fitting; suitable. લાયક; યોગ્ય; ઘટિત; જુગતું; ઉચિત; છાજતું.–*adv.* In a suitable manner. યોગ્ય રીતે; યથાથ; ઉચિત.

**See-saw,** *n.* (સી'સૉ) A game in which two persons sit one at each end of long board, balanced in the centre and move alternately up and down. ચીંચવો; ચીચુડો; ચાકુરીઓ; હચરક દાંડીયો.–*a.* Moving up and down. ઉંચાનીચું થતું.

**Seethe,** *vt.* (સીધ્) To boil. ઉના પાણીમાં બાફવું-ઉકાળવું-રાંધવું–ચડાવવું.–*vi.* To be hot. ઉકળવું; ખળભળવું; ખદખદવું.[A. Sax. *seothan,* to boil.]

**Segment,***n.*(સે'ગ્મન્ટ્)A section, a portion cut off rom a figure.ખંડ,અંશ; ભાગ;કકડો;ફાડ. 2. The part of a circle, contained by an arc and its chord.ધનુષ્ય આકૃતિનો કટકો;ગોળાનો ખંડ; વૃત્તખંડ. *vi.* To divide or become divided up into segments. વૃત્તખંડમાં ભાગવું; ભાગલા પાડીને વૃત્તખંડ બનાવવા. [L. *seco,* I cut.]

**Segregate,***a.*(સે'ગ્રિગે,ટ્)Set apart;separate. બીજાથી જુદું–નોખું ઈલાયદું રાખેલું-મૂકેલું, કાઢેલું; પાડેલું; નિરાળું.*vt.* To separate. બીજાથી છુટું-જુદું પાડવું;ઈલાયદું રાખવું.[L.*se,*apart &*grex,*a flock.]

**Segregation,** *n.* (સીગ્રીગે,'શન્) The act of separating from others.બીજાથી જુદું પાડવું તે; અલગવાસ.

**Seignior, Seigneur,***n.* (સે,ન્ય'ર્)A lord; a lord of manor. શેઠ; જાગીરદાર; નામદાર;મહેરબાન. 2. A title of honour in the south of Europe. [Similar to "*Sir*", or "*Mr.*" in English.] અંગ્રેજીમાં "સર" કે "મીસ્ટર"ના જેવો દક્ષિણ યૂરોપમાં વપરાતો સન્માનનો શબ્દ, ઇલકાબ; શેઠ. [L. *senior,* elder.]

**Seignorage,Seigniorage,***n.*(સે,'ન્યરિજ્) Something claimed by a sovereign as a prerogative on bullion for coining. સરકારી ટંકશાળમાં નાણું છાપવા બદલ થોડો નગદી કર;નાણું છપામણી. 2. A royalty payable to an author for his copy-right. કૉપીરાઈટના હકની કિંમત; છપામણીનો હિસ્સો.

**Seigniory Seignory,** *n.* ( સે,'ન્યરિ ) A lordship; sovereign authority. અમીરની સત્તા અધિકાર–હકુમત–રાજ્ય-મુલક.

**Seize,** *vt.*(સીઝ્) To lay hold on suddenly, to catch.એકદમ ધસીને પકડવું-ઉપર હાથ નાંખવો; ઝડપવું; પકડી–પડાવી લેવું; ત્રાપ મારવી. 2. To take hold of. પકડવું; નો કબજો કરવો;ને ચઢવું; આવવું. (fever, તાવ) 3. To take possession by force. લુંટાવી, પડાવી, ખુંચાવી, છીનવી લેવું; બળાત્કારે લઇ લેવું; પચાવી પડવું. 4. To take possession of by legal authority or a warrant. જપત કરવું; જડતીમાં લેવું; કાયદેસર સત્તાથી જપ્ત કરવું. 5. To grasp with the mind. સમજવું; મનમાં જાણવું. 6. To fasten. દાબવું; ચાંપવું; જડવું. **To seize on,** ઝડપી ખુંચવી લેવું; કબજ કરવું. **To be seiz(s)ed of.** નો કબજો હોવો–નો હક હોવો; પૂરૂં જાણવું.

**Seizure,** *n.* (સી'ઝર્) The act of seizing; capture. કબજો; પકડવું, ઝાલવું, જડતીમાં લેવું તે. 2. Ownership, possession. કબજો; માલીકી; સ્વામિત્વ. 3.That which is possessed. લુંટાવી, બચાવી, પડાવી લીધેલી વસ્તુ; પદાર્થ.

**Sejant,** *a.* (સી'જન્ટ્) Sitting with forelegs upright. આગલા પગ ઉંચા લઇને બેઠેલું. [L. *sedeo,* I sit.]

**Seldom,***adv.* (સે'લ્ડમ્) Rarely; not often. ભાગ્યેજ; કોઇજવાર; જવલ્લે; કવચિત્; ઘણું કરીને નહિં. *a.* Rare; unfrequent. કોઇજવાર, ભાગ્યે થતો, આવતો.

**Select,** *vt.* (સિલે'કટ્) To choose and take from a number; to pick out. અમુક સંખ્યામાંથી પસંદ કરવું; ચુંટી, વીણી કાઢવું; પસંદ કરવું. *a.* Nicely chosen; picked out. પસંદ કરેલું; ચુંટી કાઢેલું; વીણી કાઢેલું; ઉંચી જાતનું. (L. *se* & *lego,* I gather.]

**Selection,** *n.* (સિલે'કશન્) A taking by preference from a number. પસંદગી; ચુંટણી; સાર, છાંટ. 2. A number of things selected. પસંદ કરેલી,ચુંટી કાઢેલી-વસ્તુ,વસ્તુસંગ્રહ.**Natural selection,** પ્રાકૃતિક ગ્રહણ.

**Selenite,***n.*(સિલી'નાઈટ્)Crystallized sulphate of lime. ચળકતા પાસા પડેલો ચુનાનો ખાર. 2.A moon-stone.ચંદ્રકાન્ત.[Gr. *selene,* the moon.]

**Selenography,** *n.* (સેલીનૉ'ગ્રફિ) The science that treats of the physical features of the moon. ચંદ્રનીસપાટીનું વર્ણન હોય તેવું શાસ્ત્ર; ચંદ્રદેશશાસ્ત્ર. [Gr. *selene,* the moon & *grapho,* I write.]

**Self,** *n.* (સેલ્ફ) [*pl.* selves.] A person's or thing's own individuality or essence. પંડ; જાત; આત્મ; સ્વ; ખુદ. 2. One's own private

interest (**"he is always for self."**) સ્વાર્થ; મતલબ; એકલપેટાપણું. 3. A flower of a uniform colour. એક સરખા રંગનું ફુલ;એકજ જાતના રંગનું ફુલ. 4. Personification; embodiment. સજીવારોપણ; મૂર્તિ; ચૈતન્ય. *a.* Same; very same; identical. તેજ;આત્મ;પોતેજ;સ્વીય; અમુક. **To come to one's self,** ને ભાન આવવું; શુદ્ધિમાં આવવું. **One's better self,** પોતાના સારા ગુણ-પ્રકૃતિ-સ્વભાવ. **To spare one's self,** લુચ્ચાઈ કરવી; હાડકાં ચોરવાં. **I myself,** હું પોતે જાતે-પંડે; મારો પંડ. **Thou thyself,** તારો પંડ, તું જાતે-પોતે-પંડે. **He himself,** તે જાતે-પોતે; પંડે.

**Self-acting,** *a.* (સે'લ્ફ્-ઍક્ટિંગ્) Acting of itself. પોતાની મેળે કરનાર-ચાલનાર.

**Self-conceit,** *n.* (સે'લ્ફ્-કન્સીટ્) Vanity; pride. ગર્વ; મગરૂરી; અહંકાર;આપવડાઇ;અભિમાન.

**Self-control,** *n.* (સેલ્ફ્-કન્ટ્રો,'લ્) Control exercised over one's self. આત્મસંયમ;ઇંદ્રિયો વશ રાખવી તે; દમન.

**Self-defence,** *n.* (સેલ્ફ્-ડીફે'ન્સ્) Defence of one's own person or property. પોતાની જાત-પંડ-માલમિલ્કતનું રક્ષણ; આત્મરક્ષણ.

**Self-denial,** *n.* (સેલ્ફ્-ડીના'યલ્) The denial of one's self. આત્મસંયમ; સ્વાર્થત્યાગ; મન મારવું-વશ રાખવું તે.

**Self-destruction,** *n.* (સેલ્ફ્-ડીસ્ટ્ર'કશન્) Self-murder; suicide. આત્મહત્યા; આપઘાત.

**Self-esteem,** *n.* (સેલ્ફ્-ઇસ્ટી'મ્) The good opinion of one's self. પોતાના પંડ-જાત વિષે સારો વિચાર; અહમ્મતિ; અભિમાન; અહંકાર.

**Self-evident,** *a.* (સેલ્ફ્-એ'વિડન્ટ્) Evident without proof or reasoning. એની મેળે જણાય તેવું; સ્પષ્ટ; પ્રત્યક્ષ; સ્વયંપ્રકાશ, પ્રમાણ. સિદ્ધ.

**Self-existent,** *a.* (સેલ્ફ્-ઇગ્ઝિ'સ્ટન્ટ્) સ્વયંભૂ; આત્મભૂ, સ્વતઃસિદ્ધ.

**Self-government,** *n.* (સેલ્ફ્-ગ'વર્નમન્ટ્) Self-command; self-control. આત્મસંયમ; આત્મશાસન. 2. Democracy; સ્વરાજ્ય;લોકરાજ્ય; પ્રજા પોતે પોતાનું રાજ કરે તે. પ્રજાસત્તાક રાજ્ય.

**Self-help,** *n.* (સેલ્ફ્-હે'લ્પ્) Assistance by one's self. જાતમહેનત; સ્વાશ્રય; જાત ઉપર આધાર રાખવો તે.

**Self-importance,** *n.* (સેલ્ફ્-ઇમ્પૉ'ર્ટન્સ્) Pride; high opinion of one's self. અભિમાન; મ્હોટમ; મગરૂરી; બડાઈ.

**Self-indulgent,** *a.* (સેલ્ફ્-ઇન્ડ'લજન્ટ) Gratifying one's own passions or desires. અસંયમી; સ્વચ્છંદી; વિષયી; ભોગી.

**Self-interest,** *n.* (સેલ્ફ્-ઇ'ન્ટરિસ્ટ્) Private advantage. સ્વાર્થ; સ્વહિત; પોતાની મતલબ; આત્મહિત.

**Selfish,** *a.* (સે'લ્ફિશ્) Caring only for self. મતલબી; સ્વાર્થી; એકલપેટું; આપગરજુ. **Selfish philosophy**. સ્વાર્થ એજ બધાનો પાયો છે એવું મત; સ્વાર્થદર્શન.

**Self-knowledge,** *n.* (સેલ્ફ્નૉ'લિજ્) Knowledge of one's real character. આત્મજ્ઞાન;પોતાની લાયકાત, શક્તિ કે ચારિત્ર્યનો ખ્યાલ; સ્વપરિમાણ.

**Self love,** *n.* (સે'લ્ફ્-લવ્) The love of one's own person or happiness. આત્મપ્રીતિ; મમતા; અહંભાવ; પોતાના પંડ ઉપર પ્રીતિ, વહાલ.

**Self-made,** *a.* (સે'લ્ફ્-મે'ડ્) Made by one's self. આપકર્મી; પોતાના પ્રયત્નથી મોટાઇને પામેલો.

**Self-opinionated,** *a.* (સેલ્ફ્-ઓપિ'ન્યને,ટિડ્) Valuing one's own opinion highly. આપમતીલું; દુરાગ્રહી.

**Self-possessed,** *a* (સેલ્ફ્-પઝે'સ્ડ્) Composed, cool. સ્વસ્થ; સાવધ; અવ્યાકુળ; મનમાં સ્વસ્થ.

**Self-possession,** *n.* (સેલ્ફ્-પઝે'શન્) Presence of mind; calmness. મનનું સાવધપણું;સમય સૂચકતા; દેહભાન; ચિત્તનું સ્વસ્થપણું-અવ્યાકુળતા.

**Self-praise,** આત્મસ્તુતિ;આપવખાણ,વડાઇ,બડાઈ.

**Self-registering,-recording,** આપોઆપ દર્શાવતું;નોંધતું.

**Self-reliance,** *n.* (સેલ્ફ્-રીલા'યન્સ્) Dependence on one's own power; self-help. સ્વાશ્રય; પોતાની જાત ઉપર આધાર રાખવો તે; આત્માશ્રય; આત્મસહાય.

**Self-respect,** *n.* (સેલ્ફ્-રીસ્પે'ક્ટ્) Regard for one's character. સ્વાભિમાન; ટેક; પોતાની આબરૂની દરકાર; સ્વમાન.

**Self-restraint,** *n.* (સેલ્ફ્-રીસ્ટ્રે,'ન્ટ્) Self control. દમ; આત્મસંયમ; આત્મનિગ્રહ.

**Self-sacrifice,** *n.* (સેલ્ફ્-સૅક્રિફાઈસ્) Sacrifice of one's own interest. આત્મભોગ; સ્વાર્પણ; જાતે નુકશાન વેઠવું તે.

**Self-same,** *a.* (સેલ્ફ્-સે,'મ્) The very same; identical. તેજ; એજ; એનું એજ;અનન્ય.

**Self-sufficient,** *a.* (સેલ્ફ્-સફિ'શન્ટ્) Independent of the aid of others. આપ બળથી પૂરો; સ્વનિષ્ઠ; પોતાનું બધું કામ સહાય વગર કરી શકે તેવો; પગભર; આત્મસંતોષી. 2. Overbearing; proud. અભિમાની; મગરૂર; મનપૂરો.

**Self-willed,** *a.* (સેલ્ફ્-વિ'લ્ડ્) Wilful; obstinate. હઠીલું;જીદ્દી; આપમતીયું; મમતી;જકકી;સ્વચ્છંદી.

**Sell,** *n.* (સેલ્) A saddle. ઘોડાનું જીન. [L. *sedeo*, I sit.]

**Sell,** *vt.*(સેલ્)[*imp.& p. p.* sold.] To transfer to another for an equivalent. વેચવું; વેચાતું આપવું; સાટવું. 2. To betray for money. પૈસા ખાઇને નિમકહરામીથી પારકાને આપવું; ફૂટી જઈ દગો દેવા. **To sell a person up,** દેણદારોને પૈસા આપવાને માણસનો સરસામાન વેચવો. To sell one's life dearly. મારી નાખનારને ઘણું નુકશાન કરવું. *vi.* To practise selling. વેચવું. 2. To be sold. વેચાવું; ખપવું. [A. Sax. *sellan,* to give.]

**Selvage, Selvedge,** *n.*(સે'લ્વિજ્)A woven border. લુગડાની કોર–કિનારી.

**Semaphore,** *n.* (સે'મફોર) A machine for facilitating telegraphic signals. વેગળેથી ઈસારત કરવાનો સંચો–યુક્તિ–હાથ. [Gr.*sema,* sign & *phero,* I bear.]

**Semblance,** *n.* ( સે'મ્બ્લન્સ્ ) Similarity; likeness. સરખાપણું; મળતાપણું. 2. A form; image. રૂપ; દેખાવ; આકાર, ડોળ. [L.*similis,* like.]

**Semen,** *n.* (સી'મેન્) The generative fluid of male animals. વીર્ય; ધાતુ; રેતસ; શુક્ર; તુખમ. 2. The seed of plants. છોડવાનાં બી; બીજ. [L. *sero,* I sow.]

**Semester,** *n.* (સિમે'સ્ટર) A term of six months; half-year course. પાઠશાળામાં કામ કરવાનું અર્ધું વર્ષ; છ મહિના. [L. *sex,* six & *mensis.* month.]

**Semi,** (સેમિ)A prefix signifying **half.** અર્ધ; અરધું દર્શાવનારો ઉપસર્ગ; નીમ; અર્ધ. [L.*semi,* half.]

**Semi-circle,** *n.*(સે'મિ-સર્કલ્) The half of a circle. ગોળાર્ધ; અર્ધગોળ; અર્ધવર્તુલ. 2. An instrument for measuring angles. ખુણા માપવાનું યંત્ર; કોણમાપક યંત્ર.

**Semi-colon,** *n.*(સેમિ-કો,'લન્) The punctuation mark (;) અર્ધવિરામ; ટાંપમિસલો.

**Seminal,** *a.* (સે'મિનલ) Pertaining to seed or semen. બીજ, ધાત સંબંધી, વાળું-વિષેનું. 2. Germinal. મૂળનું; પ્રાથમિક; આદિનું. [L. *semen,* seed.]

**Seminary,** *n.* (સે'મિનરિ) A seed plot, a nursery. બીજરોપણ સ્થળ; ઝાડના છોડની જગ્યા. 2. A school or a college. નિશાળ; શાળા; વિદ્યાલય; પાઠશાળા [L. *semen,* seed.]

**Seminate,** *vt.*(સે'મિને,ટ)To sow, to spread. રોપવું; વાવવું; ફેલાવવું; વધારવું.

**Semi-official,** *a.*(સેમિઑફિ'શલ) અર્ધસત્તાવાર; અમલદારી પરંતુ ખાનગી; વિધિ, રીતસરનું નહિ.

**Semite,** *n.* (સી'માઇટ્) શેમ, હીબ્રુ, આરામિઅન, ફિનિશિઅન, આરબ, કે ઍસિરિઅન વંશનો.–*a.* °**Semitic,**–*n.*Semitism. યાહુદી વિચાર, લાગવગ.

**Semi-tone** *n.* (સે'મિટો,ન્) Half a tone. બે સૂરોની વચ્ચેનો સૂર; મૂર્છના; અર્ધસુર.

**Semi-vowel,** *n.* (સે'મિ-વૉવિલ્) A sound intermediate between a vowel and a consonant. અર્ધસ્વર; અંતઃસ્થ અક્ષર.

**Sempiternal,** *a.* (સેમ્પિટ'ર્નલ) Everlasting; endless. અનંત; અખંડ; સનાતન; શાશ્વત. 2. Eternal. હંમેશનું; અંત અથવા શરૂઆત વિનાનું. [L. *semper.* always.]

**Senate,** *n.*(સે'નટ)A council of distinguished citizens. પ્રતિષ્ઠિત, પૌર મંડળી; રાજમંડળી. 2. A legislative body in ancient Roman republic. પ્રજાસત્તાક વગેરે રાજ્યોમાં કાયદા બનાવનારી મંડળી–ધારાસભા. 3. The governing body of a University. વિદ્યાલયોનું કારભાર ચલાવનારૂં મંડળ. નિયામક સભા. [L. *senex,* old.]

**Senator.** *n.* (સે' નટર) A member of a senate. રાજ્યમંડળીનો સભાસદ. 2. A king's councillor. રાજાનો સલાહકારી; સચિવ; મંત્રી.–°**ial,** *a* (સેનટો'રિઅલ્) Pertaining to a senate or a senator. વ્યવસ્થાપક મંડળી કે તેના સભાસદ સંબંધી–ને લગતું. 2. Entitled to elect a senator. વ્યવસ્થાપક મંડળીનો સભાસદ ચુંટી કાઢવાને હક મળેલો હોય તેવું. [L. *senex,* old man.]

**Send.** *vt.* (સેન્ડ્) [*imp.* & *p. p.* sent.] To bid go; to dispatch. મોકલવું; રવાને કરવું. 2. To throw; to cast. ફેંકવું; નાખવું; છોડવું; મારવું. 3. To cause to be conveyed; to impel. ની સાથે મોકલવું–વિદાય કરવું. 4. To inflict; to grant. કરવું; આવવા દેવું; પાડવું; નાખવું *vi.* To despatch a message or a messenger. આડતીઆ–કાસદ–દૂતની સાથે સંદેશો–કહેણ મોકલાવવું. **To send for** બોલાવા–તેડવા–લેવા મોકલવું; નિમંત્રણ કરવું. **To send forth,** માંથી નીકળવું; ફુટવું; પસરવું; ફેલાવું. To send word. કહાવવું; સંદેશો મોકલવો. [A Sax. *sendan,* to send.]

**Senescene,** *n.* (સિને'સન્સ્) The state of growing old. ઘડપણ; વૃદ્ધાવસ્થા; જરા; ઘરડાપો.

**Seneschal,** *n.* (સે'નિશલ્) A steward. કારભારી; વહીવટ કરનાર; મુનીમ; (રાજદરબારમાં) ઘોડાધરતે; જમણવાર તથા ઘર વ્યવહારની ક્રિયાનું કામ કરનાર અધિકારી. [L. *senex,* old.]

**Senility,** *n.* (સિની'લિટિ) Feebleness of old age. ઘડપણની અશક્તિ; જરા; ઘરડાપો. [L.*senilis,* old.]

**Senior,** *a.*(સી'નિઅર) More advanced in age; elder. જ્યેષ્ઠ; વડિલ; ઉમરે–હોદ્દે, પાયરીએ મોહું; પહેલી નિમણુકનું. 2. Superior. પાયરીમાં, નોકરીમાં, હોદ્દે, ચઢતું; પહેલાનું; મુરબ્બી; વડું; ઉંચી પદ્દીનું. ઉપરિ. *n.* A person of advance age. બીજા કરતાં મોટી

ઉમરનો માણસ; વડિલ; જેષ્ટ. 2. One prior in rank or office. પાયરી, પદ્વીએ મોટું હોય તેવું માણસ. 3. An aged person. વૃદ્ધ, ઘરડો માણસ. [L. *senex*, old.]

**Seniority**, *n.* (સિનિઑ'રિટિ) The state of being senior. ઉપરિપણું; વડિલ, વડા, જ્યેષ્ઠપણું. 2. Priority in rank.હોદ્દા, પાયરીમાં ચઢતાપણું; જ્યાયાન્‌પણું; જ્યેષ્ઠતા.

**Senna**,*n.*(સે'ને)The leaves of various species of Cassia. સોનામુખી; મીંઢીઆવળ; સેનામક્કાઇ.

**Sen-night**,*n.* (સે'ન્નાઇટ્) A week.અઠવાડીયું; સપ્તરાત્ર.

**Sensation,** *n.* (સેન્સે,'શન્) An impression through the organs of sense; a feeling. ઇન્દ્રિયજન્ય ભાન, જ્ઞાન; ઇન્દ્રિયબોધ; કલના; બોધ; જ્ઞાન;અનુભવ;લાગણી;સંવેદના.2.A state of some excitement. મનની વ્યાકુળતા; સંક્ષોભ; આકુળતા; આવેગ; વિકાર. [L. *sentio*, I feel.]

**Sensational,** *a.* (સેન્સે,'શનલ્) Relating to sensation.સંવેદના,ઇન્દ્રિયજ્ઞાન,ભાન,સંબંધી, વિષેનું. 2.Producing sensation,emotional.મનનેવ્યાકુળ, ક્ષુબ્ધ કરે તેવું; ઘણો રસ પડે તેવું; હાહાકાર થાય તેવું; રૂચિકર; સનસનીજનક, ફેલાવતું.

**Sense,** *n.*(સેન્સ્)Any of the special bodily faculties by which the sensation is roused. પ્રાણીની જ્ઞાનેન્દ્રિય; ઇન્દ્રિય; બુદ્ધિ; ઈન્દ્રિ. 2. Perception, sensation. ઇન્દ્રિયદ્વારા જ્ઞાન; ભાન; બોધ; લાગણી; સંવેદન. 3. Understanding; rationality. સમજણ; સમજ; અક્કલ; બુદ્ધિ; મતિ. 4. Apprehension through the intellect. બુદ્ધિથી ભાન; બોધ; સમજ; જાણપણું. 5. Moral perception.સારાનરસાની સમજ; અનુભવ; વિવેક.6. Meaning; import. ભાવ; અર્થ; માયનો; તાત્પર્ય. 7. An opinion. મત; અભિપ્રાય; વિચાર. **Common sense,** સાધારણ બુદ્ધિ-સમજ; વિવેક. **Moral sense,**અન્તર્યામી.**The internal sense,** અન્તર-આત્મજ્ઞાન-બોધ. **Pleasures of sense,** વિષય-ઇન્દ્રિયસુખ. **To come to senses,** શુદ્ધિમાં-ભાન આવવું.-*vt.* To perceive by the senses.લાગવું;ઓળખવું; જાણવું. [L. *sentio*, I feel.]

**Senseless,** *a.* (સે'ન્સ્લિસ્) Unconscious; incapable of feeling. બેશુદ્ધ; બેભાન; અચેતન; બેહોશ. 2. Foolish, stupid. જડ; મૂર્ખ; બેવકુફ; હૈયાફુટું; કમઅક્કલ; નાદાન; અણસમજુ.

**Sensibility**, *n.* (સેન્સિબિ'લિટિ) Capacity to feel. ચેતના; શુદ્ધિ; હોશ; ભાન; દેહભાન. 2. Delicacy of feeling; capacity of emotion or feeling. હૃદયનું કોમળપણું; ચેતના; ગ્રહણ સામર્થ્ય; કાળજાના તીખા-ઉતાવળાપણું.**Sensibility to pain**, દુઃખ લાગવામાં તીખાપણું. 3. Delicacy, as of an instrument. બારીકપણું; નાજુકી, શીઘ્રસૂચકતા; કોમળપણું.

**Sensible**, *a.* (સે'ન્સિબલ્) Perceptible by the senses. ઇન્દ્રિયગોચર; લાગે-જણાય તેવું; ગ્રાહ્ય. 2.Aware,not unmindful.ચેતના-શુદ્ધિ-ભાનવાળું; સચેતન; જાણીતું; વાકેફગાર. 3. Wise, intelligent. સુજ્ઞ; સમજુ; ડાહ્યું; વિવેકી;શાણું;અક્કલવાન-બાજ; બુદ્ધિશાળી. 4. Cognizant; persuaded. જાણ; વાકેફ; માહિતગાર. 5. Delicate. બારીક; તીણું; શીઘ્રસૂચક. **To be sensible,** જાણવું; માહિતગાર હોવું.

**Sensibly,** *adv.* (સે'ન્સિબ્લિ) Sensitively. કોમળતાથી; જણાય-ખબર પડે તેમ; પ્રત્યક્ષ રીતે. 2. Judiciously.સમજ-ડહાપણ-વિવેકથી;જ્ઞાનપૂર્વક.

**Sensitive,** *a.* (સે'ન્સિટિવ) Having sense or feeling. સચેતન; ભાન-શુદ્ધિ-ચેતનાવાળું. 2. Of keen sensibility; easily affected બારીક લાગણીવાળું; તીખું; ખારૂં; તરત ઘણું લાગે એવું; હૃદયવાન. 3. Delicate. કોમળ; શીઘ્રસૂચક;સુગ્રાહક. **Sensitive plant,** લજામણી; રીસામણી.

**Sensorial, Sensory,** *a.* (સેન્સો'રિઅલ્-સે'ન્સરિ) Conveying sensation. જ્ઞાનતંતુ સમૂહ સંબંધી-નું વિષે; જ્ઞાન, સંવેદનાવાહક.

**Sensorium**,*n.* (સેન્સો'રિઅમ્) The seat of sensation; the brain. જ્ઞાનસ્થળ; જ્ઞાનાગાર;જ્ઞાન-તંતુસમૂહ; મગજ. [L. *sensus*, sense.] [*pl.* sensoria.]

**Sensual**,*a.*(સે'ન્શુઅલ્)Of sense or sensation. શારીરિક;ઇન્દ્રિયોનું;ઈન્દ્રિયજન્ય. 2. Carnal;fleshy; lewd. વિષયી; ઇન્દ્રિયાદિક; વિષયલંપટ; લંપટ; વિલાસી; કામાસકત; છિનાળવું; કાછડી છુટું.-**'ism,** *n.* (સેન્સ્યૂઍ'લિઝ્મ્) Sensuality. વિષયીપણું; લંપટપણું; છિનાળું;વિષયાસકિત. ઇન્દ્રિયાદિક સુખમાં મગ્ન રહેવું તે. 2. Sensationalism. ઇન્દ્રિયાદિક ભોગ એ મુખ્ય સુખ છે એવો મત; સઘળા વિચાર અને અનુભવ, સમજણ, ઇન્દ્રિયજ્ઞાનથીજ ઉત્પન્ન થાય છે એવો મત.

**Sensualist**, *n.* (સે'ન્સ્યુઅલિસ્ટ્) One who is sensual. લંપટ; વિષયી પુરૂષ; કામી; ઇન્દ્રિયાદિક સુખ એ મુખ્ય સુખ છે એમ માનનાર.

**Sensuality,** *n.* (સે'ન્સ્યુઍ'લિટિ) Lewdness; indulgence in lust. લંપટપણું; વિષયીપણું; ઇન્દ્રિયાદિક સુખમાં મગ્ન રહેવું તે; કામાસક્તિ.

**Sensuous,** *a.*(સે'ન્સ્યુઅસ્) Pertaining to the senses. ઇન્દ્રિય વિષયક;ઇન્દ્રિય જન્ય;બાહ્ય પદાર્થનું, ને લગતું, સૂચક.

**Sent,** (સેન્ટ્) [*Imp. & p. p.* of *send.*] મોકલ્યું; મોકલેલું.

**Sentence,** *n.* (સે'ન્ટન્સ્) An opinion. મત; વિચાર; અભિપ્રાય. 2.A judgment, a decision.

ફોજદારી મુકદ્દમામાં શિક્ષાનો ઠરાવ; શિક્ષા; સજા; નશીઅત. 3. A maxim. નીતિવચન; સૂત્ર; વચન. 4. A number of words containing complete sense, and followed by a full point. વાક્ય. **A dark sentence**, ગૂઢ વચન. *vt.* To doom, to condemn.ને શિક્ષા કરવી; શિક્ષાનો ઠરાવ કરવો; સજા કરવી.[L. *sentio*, I perceive.]

**Sententious**, *a.* (સેન્ટે'ન્શસ્) Abounding in maxims; pithy; terse. જેમાં કહેવતો હોય તેવું; થોડામાં ઘણું કહેનાર; ટુંકું ને માર્મિક; માર્મિક; અસરકારક; સૂત્ર જેવું; ડાહીડમરી.

**Sentient**, *a.* (સે'નશિઅન્ટ) Having the power of sense or perception. ચેતનાવાળું; સચેતન; ઇન્દ્રિયજ્ઞાનયુક્ત. [L. *sentio*, I feel.]

**Sentiment**, *n.* (સે'ન્ટિમન્ટ) A mental feeling; a thought prompted by feeling. તર્ક; મનોભાવ; લાગણી; ભાવના; કલ્પના. 2.Emotion; sensibility. હૈયાનું હૃદયનું કોમળપણું; ભાવ, રસ; સ્હેમ;રંગીપણું;નરમાશ. 3.A thought or opinion. અભિપ્રાય;મત;વિચાર;ઠરાવ;આશય. 4. A saying; a maxim. વચન; વાક્ય; સૂત્ર. [L.*sentio*,I feel.]

**Sentimental**, *a.* (સેન્ટિમે'ન્ટલ્) Having sentiment. સુવાક્યવાળું;બોધવાળું-કારક;નીતિવચન ભરેલું.2.Showing excess of sensibility.અતિશય કોમળપણું બતાવનાર;ભાવ-અભાવસૂચક;લાગણીવાળું; માંદીયલ; રગશીયું. 3. Appealing to sentiment rather than to reason. કલ્પના, લાગણી, તરંગ ઉશ્કેરાતું; ખોટું આડંબરી; ભભકવાળું.

**Sentimentalist**, *n.* (સેન્ટિમે'ન્ટલિસ્ટ) One who affects sentiment. અતિશય કોમળપણું-બારીક મનોભાવ વગેરે બતાવનાર; રડતી સુરત.

**Sentimentality**, *n.* (સેન્ટિમેન્ટે'લિટિ) Affectation of fine feeling. અતિશય કોમળ હૃદય બતાવવું તે; સુકુમારપણાનો ખોટો વેષ-ઢોંગ; માંદીયલ, રડતી લાગણી; દંભ.

**Sentinel**, *n.* (સે'ન્ટિનલ્)A sentry; a guard, a watch. પ્હેરો કરનાર; પહેરેગીર; ચોકીઆત,પગી; રખેવાળ; રખો.-*vt.* To watch over as a sentry. ચોકી કરવી-તપાસ રાખવી. [L. *semita*, a path.]

**Sentry**, *n.* (સે'ન્ટ્રિ) A sentinel; a soldier placed on guard. સંત્રી; પહેરેગીર; ચોકીઆત. 2.Watch,duty of a sentinel.ચોકી;પહેરો;તપાસ.

**Sentry-box**, *n.* (સે'ન્ટ્રિ-બૉક્સ્) A small shed to cover a sentry. પહેરેગીરને ઉભા રહેવાની ઓરડી-છાપરી; ચોકી.

**Separable**, *a.* (સે'પરબલ્) Capable of being divided or disjoined. જુદું પાડી શકાય એવું; વિભાજ્ય; ભેદ્ય.

**Separate**. *vt.* (સે'પરેટ્) To divide; to disunite. **જુદું-વિખુટું-નિરાળું-નોખું પાડવું-કરવું; ભાગલા પાડવા; ભાગ કરવા.** 2. To lie between. ની વચ્ચે આવવું; પડવું; જુદું પાડવું. 3. To set apart from a number. વીણી-ચુંટી કાઢવું;પસંદ કરવું. *vi.* To go apart; to split. જુદું, વિખુટું પડવું; થવું. [L. *se*, apart, & *paro*, I get.]

**Separate**, *a.* (સે'પરેટ) Disjoined; divided. જુદું; વિખુટું; ઈલાયદું; નોખું; નિરાળું. 2.Alone; without company. એકલું; વિખુટું; અળગું. 3. Disunited; distinct. અળગું; ન્યારૂં; અલગ; પૃથક્; સાફ; ખુલ્લું. *n.* A copy of a single article reprinted from a magazine.કોઈ પણ માસિકમાંના એક લેખની છાપેલી જુદી નકલ; માસિકમાંના એક લેખનો ઉતારો.[L.*se*, apart & *paro*,I get.]

**Separately**, *adv.* (સે'પરેટલિ) Apart; distinctly. જુદું જુદું; પૃથક્પૃથક્; ભિન્ન;નિરાળું;ઇલાયદું.

**Separation**, *n.* (સેપરે'શન્) The act of separating.જુદું-વિખુટું પાડવું તે;વિયોગ;વિપ્રયોગ; તુટ; ફાટ; ભેદ; કુસંપ. 2. Divorce.છુટા છેડા;તલ્લાક; ફારગતી. 3. Disunion of married persons. ધણી ધણીઆણીને જુદાં રાખવાં તે. 4. Chemical analysis. પૃથક્કરણ.

**Sepoy**, *n* (સી'પય્) A native Indian soldier in the British service.અંગ્રેજ રાજ્યમાં નોકરી કરતો પાયદલનો દેશી સીપાઈ; સીપાઈ. [Pers. *sipah*, army.]

**Sepsis**, *n.* (સે'પ્સિસ્)Septic state or agency. સડો; કહોવાણ; પાચપરૂ થવું તે; સડો કરે તે.

**Septangular**, *a.* (સેપ્ટે'ન્ગ્યુલર્) Heptagonal. સપ્તકોણી. [L. *septem*, seven & *angulus*, an angle.]

**September**, *n.* (સપ્ટે'મ્બર) The ninth month of the year. અંગ્રેજી વર્ષનો નવમો માસ; શ્રાવણ-ભાદરવો. [L. *septem*, seven.]

**Septenary**, *n.* (સેપ્ટી'નરી)સપ્તવાર્ષિક ઉત્સવ.

**Septennial**, *a.* (સેપ્ટે'નિઅલ્) Lasting for seven years. સાત વર્ષ સુધી ચાલતું; સપ્તવર્ષી. 2. Returning once in every seven years.સાત વર્ષે એકવાર આવતું-થતું; સપ્તવાર્ષિક. [L. *septem*, seven & *annus*, year.]

**Septic**, *a.* (સે'પ્ટિક્) Causing putrefaction. કહોવાણ કરે તેવું;જલદી કહોવડાવી નાખે તેવું;સડાવી નાખે તેવું; સડાવી નાખતું. [Gr. *sepo*, rot.]

**Septilateral**, *a.* (સેપ્ટિલૅ'ટરલ્)Having seven sides. સપ્તબાજુ; સાતબાજુનું. [L. *septem* & *latus*, a side.]

**Septuagint**, *n.* (સે'પ્ટયુઅજીન્ટ) A Greek version of the Old Testament. (સિત્તેર માણસોએ કરેલું) ખ્રિસ્તિ જુના કરારનું એક ભાષાન્તર. [L. *septuaginta*, seventy.]

**Septum**, *n.* (સે'પ્ટમ્) A partition, a wall. પડદો; અંતરાય; ભીંત. [*L. sepio*, I fence.]

**Sepulchre**, *n.* (સે'પલ્કર્)A tomb, a grave. કબર; રોજો; દેવડી; ઘોર; દરઘા; દેવડી; સમાધિ; છત્રી.-*vt.* To entomb; to bury. દાટવું; ની ઘોર કરવી. [*L. sepelio*, I bury.] *a* –°**hral.**

**Sepulture**, *n.* (સે'પલ્ચર્)Interment, burial. દાટવું તે; દફન; ભૂમિદાહ. 2. A tomb; a burial place. કબર; ઘોર. [*L. sepelio*, I bury.]

**Sequacious**, *a.* (સિક્વે,'શસ્) Inclined to follow; attendant. નીચેનું;બીજું;પછીનું;અનુગામી; આવતું. 2. Servile. પાળી શકાય એવું; દાબમાં રાખી શકાય એવું; વળે એવું. 3.Coherent.સંબંધ રાખતું; સુઘટ્ટ. [*L. sequor*, I follow.]

**Sequel**, *n.* (સી'ક્વલ્) A succeeding part. પાછળનો ભાગ; ઉત્તર ભાગ; ઉત્તરાર્ધ;શેષ.2.Result; consequence. છેવટ; પરિણામ; અંત; ફળ; છેડો. [*L. sequor*, I follow.]

**Sequence**, *n.*(સી'ક્વન્સ્) Succession;series અનુક્રમ; પૂર્વાપર સંબંધ; પરંપરા;અન્વય.2.Result; consequence. પરિણામ; અંત; છેવટ. 3. Order. ક્રમ;નિયમિત ક્રમ;પરિપાટિ. 4. A series of things following in a certain order. ક્રમપ્રમાણે સાથે આવતી વસ્તુઓ; શ્રેણી; સાંકળ.

**Sequent**, *a.* (સી'ક્વન્ટ) Following. પછીનું; ચાલતું; પૂર્વાપર. 2. Following by logical consequence. પરિણામી;છેવટનું;અનુમાન્ય;નિગામી.

**Sequester, Sequestrate**,*vt.*(સિક્વે'સ્ટર્-સી'ક્વિસ્ટ્રે,ટ) To set apart; to separate.જુદું-નોખું-ઈલાયદું મૂકવું-રાખવું. 2. To confiscate. જપ્ત કરવું; ટાંચ મારવી; ની કલમબંધી કરવી; જપ્ત કરી ત્રીજા સખસના હાથમાં રાખવું.3.To seclude one's self; to retire. એકાંત વાસ કરવો; સંસાર છોડવો. [L. *sequor*, I follow.]

**Sequestration**, *n.* (સીક્વિસ્ટ્રે,'શન્)Retirement. એકાંત વાસ; સંસાર ત્યાગ; જુદું-નોખું રહેવું તે. 2. The act of taking property from the owner for a time.જપ્તી;ટાંચ;કલમબંધી.

**Sequestrator**, *n.* (સી'ક્વિસ્ટ્રે,ટર્)One who sequesters. જપ્તી કરનાર-કરાવનાર; ટાંચ મારનાર, જપ્ત થએલો માલ રાખનાર-જાળવનાર.

**Seraglio**,*n.*(સરૅ'લ્યો,) A harem. જનાનખાનું; અંતઃપુર; ઓઝલ; રંગમહેલ;રણવાસ. 2.The palace of the Turkish Sultan. તુર્કસ્તાનના સુલતાનનો રાજમહેલ. [L. *sera*, a bar.]

**Serai**,*n.*(સેરા'ઇ)A palace. રાજમહેલ;મહેલ.2.A caravansary;an inn.ધર્મશાળા;સિરાઈ;મુસાફરખાનું.

**Seraph**,*n.* (સે'રફ્) [*pl.* seraphs; seraphim] An angel of the highest order. સૌથી ઊંચા દરજ્જાનો દેવદૂત,ફિરસ્તો [Heb. *seraph*,to burn.]

**Seraphic**,*a.* (સરૅ'ફિક્) Angelic. દેવદૂત જેવું; યોગ્ય. 2. Sublime; pure. ઉત્કૃષ્ટ; નિષ્કલંક;સ્વચ્છ. 3 Inflamed with holy love or zeal. અત્યુત્સુક; પ્રીતિ, હોંસનું ભરેલું; જાજ્વલ્યમાન; ઝળહળતું.

**Sere**, *a.* (સી,ર) [see *sear*.] Dry; withered. સુકું; સુકાએલું; શુષ્ક; કરમાએલું; ચીમળાએલું.

**Serenade**, *n.* (સેરિને,'ડ્)An evening song or instrumental piece, sung or played by a lover, at his lady's window. રાત્રે આશક પોતાની માશુકને ખુશ કરવાને તેણીના મકાન આગળ ગાનતાન કરવું, વાજીંત્ર વગાડવું તે.2. Music sung or performed in the open air at night. રાત્રે હવામાં ગાએલું ગાયન.*vt.*To entertain with a serenade. ગાવું બજાવવું; ગાનતાન કરવું. [L. *serus*, late.]

**Serene**,*a.* (સિરી'ન્) Clear and calm.સ્વચ્છ; નિર્મળ; નિતરૂં; શુદ્ધ. 2. Placid; tranquil.શાન્ત; સ્વસ્થ; અવ્યગ્ર; સ્થિર. *n.* Clearness. નિર્મળતા; સ્વચ્છતા; શાન્તિ. *vt.* To make serene.સ્વચ્છ, નિર્મળ કરવું. [L. *serenus*, calm.]

**Serenity**,*n.* (સિરે'નિટિ)Clearness;calmness. સ્વચ્છ, નિર્મળપણું; શાન્તિ; પ્રસન્નતા; સ્વચ્છતા. 2. Peace; coolness. શાન્તિ; સ્વસ્થપણું; નિવૃત્તિ; અવ્યગ્રતા; ગંભીરતા, ભાવ.

**Serf**,*n.* (સર્ફ્) A slave; a villain employed in husbandry. ખેતીના કામમાં લગાડેલો ગુલામ; લુંડો; દાસ. [L. *servus*, a slave.]

**Serfdom**, *n.* (સ'ર્ફ્ડમ્) The state of a serf. ગુલામી; દાસત્વ; ખેતીના અંગનું દાસ્ય; દાસવૃત્તિ.

**Serge**, *n.* (સર્જ્)A kind of woolen twilled stuff.એક જાતનું ઉનનું કપડું.[*L.sericus*,silken.]

**Sergeant, Serjeant**, *n.* (સા'ર્જન્ટ્) A lawyer of the highest rank. સર્વથી ઉંચી પદવીનો વકીલ-બારીસ્ટર-કાયદાશાસ્ત્રી. 2. A non-commissioned officer in the army.હવાલદાર; નાયક; જમાદાર; કવાયત શિખવનાર હવાલદાર. 3. A police-officer of superior rank. સારજન્ટ, હવાલદાર; જમાદાર. [L. *servio*, I serve.]

**Serial**, *a.* (સી'રિઅલ્)Pertaining to a series. અનુક્રમનું; હારમાં આવતું; ક્રમવાર; હારબંધ. 2. Appearing in successive parts. અંકવાર નિકળતું -*n.* A periodical, a tale running through successive numbers of a periodical. અંકવાર નીકળતી જોડી કાઢેલી વાત-વિષય; મુદતે મુદતે નીકળતું ચોપાનીયું-વર્તમાનપત્ર.

**Seriatim**, *adv.* (સેરિએ,'ટિમ્) Point by point; in regular order. અનુક્રમે; ક્રમ પ્રમાણે; હારબંધ; પરંપરાગત; સિલસીલાવાર; મુદ્દાસર.

**Series**, *n.* (સી,'રીઝ્) Succession; row; set; sequence. ક્રમ; હાર; માળા; પરંપરા;શ્રેણી;સાંકળ;

પંક્તિ. 2. (Math.) An infinite number of terms succeeding one another. અનંત શ્રેણી; વહી. 3. A set of the successive issues of a periodical. કોઇપણ માસિક-વર્તમાન પત્રની ક્રમવાર નકલો-પ્રતો-અંક. **A series of vessels arranged conically,** ઉતરડ; ઉતરાણ. **A series of events,** કેટલાએક બનાવ. [L. *sero*, I join.]

**Serio-comic,** *a.* (સિરિઓ-કૉ'મિક) Serious and comical. હાસ્ય તથા ગાંભીર્યના મિશ્રણવાળું; હાસ્યગાંભીર્યયુક્ત; ઠાવકું.

**Serious,** *a.* (સી'રિઅસ્)Thoughtful;earnest; solemn. ગંભીર; ઠાવકું; ભારેખમ; ઓજવાળું; હાસ્ય-મશ્કરી વગરનું. 2. Weighty; important; not trifling. અગત્યનું; ભારે; મોટું; મહાન; મહાભારત; નાનુંસુનું નહિં એવું; વિચાર કરવા જેવું. 3. Not jesting. મશ્કરી વગરનું; ખરેખરૂં; ખરૂં. 4. Responsible; attended with danger. જોખમ ભરેલું; ભયંકર; ભારે; હાનિકારક.

**Seriously,** *a.* (સી'રિઅસ્લિ) Earnestly; gravely. ગંભીરતાથી; ભારેખમ થઇને; ખરા દિલથી; ખરેખર; બહુ; ઘણું; સખત **He is seriously wounded.**તેને ઘણું વાગ્યું છે [L.*serius*,grave.]

**Seriousness,** *n.* (સી'રિઅસ્નિસ્) Gravity; solemnity. ગંભીરતા; ઠાવકાઈ; ઠાવકાપણું; ધીરતા; ધૈર્ય; ગૌરવ; ખરો ભાવ; જોખમ; ભય.

**Sermon,** *n.* (સ'મંન્) A discourse, a talk, a writing.વાતચિત;લખાણ. 2.A homily.ઉપદેશ; શિખામણ;બોધ. 3. A discourse delivered in public by a clergyman. ધર્મસંબંધી ભાષણ; ઉપદેશ; વ્યાખ્યાન;ધર્મોપદેશ. *vt.* To lecture, to lesson.ની આગળ ભાષણ, વાતચીત કરવી; ભાષણ કરવું. [L. *sero*, I join.]

**Sermonize,** *vi.* (સ'મંનાઇઝ્)To preach; to discourse. બોધ કરવો; શિખામણ આપવી, દેવી; ને ઉપદેશ કરવો. *vt.* To preach a sermon to. ને બોધ આપવો; શિખામણ દેવી.

**Serous,***a.*(સી'રસ્) Like serum;thin;watery. પાણી જેવું પાતળું;લોહીના પાતળા અંશનું, સંબંધી વિષે; મેદસ્વી.

**Serpent,***n.*(સ'ર્પન્ટ) A snake.સાપ;સર્પ; એરૂ; અજગર; નાગ; ભુજંગ. 2. (Fig.)A treacherous person. કપટી;ઝેરીલો; ખુનસવાળો માણસ; ડંશીલો માણસ. 3. A wooden tube with several bends.સાપના જેવા આકારનું એક વાજીંત્ર,ભુંગળું.**A small flying serpent,**તણુસીઉ; તણુછ. **A small serpent,** સાપોલીયું; પૈડવું. [L. *serpo*, I creep. San. સર્પ.]

**Serpentine,** *a.* (સ'ર્પન્ટાઇન્) Winding; zigzag; resembling a serpent. વાકુંચુકું; વક્ર; કુટિલ; લેહેરીઆ જેવું; સર્પાકાર; સાપના જેવું.

**Serpigo,***n.*(સ'પીંગો) A name for ring-worm or similar skin-disease.એક પ્રકારની દરાજ;ખરજવું.

**Serrate, Serrated,** *a.* (સે'રે,ટ્ સેરે,'ટિડ્) Toothed; notched like a saw. દાંતાવાળું; કરવત જેવા દાંતાવાળું;કરવત જેવું.[L.*serra*,a saw.]

**Serried,** *a.* (સે'રિડ્) Compacted, crowded, without gaps.ધાડું; પાસે પાસે; ખીચોખીચ;ઢોળે મળેલું; ભેગું થએલું; ઘનઘટ્ટ.

**Serum,** *n.* (સો,'રમ્)Whey; the thin transparent part of the blood; watery animal fluid. છાશ; લોહીનો પ્રવાહી અથવા પાતળો અંશ; મેદ; વપા. [L. *serum*, whey.]

**Servant,***n.*(સ'વંન્ટ્)One who is employed to wait on another or to labour for him; a subordinate assistant. ચાકર; નોકર; સેવક; કિંકર; ભૃત્ય; પરિજન. 2. One in a state of subjection. દાસ્ય વૃત્તિવાળો માણસ; ગુલામ. -°**girl,** *n.*(સ'વંન્ટ્-ગર્લ્) ચાકરડી, દાસી; આયા. [L. *servio*, I serve.]

**Serve,***vt.*(સર્વ) To work for;to do service to.ની ચાકરી, નોકરી-સેવા કરવી, બજાવવી;ની મરજી ઉઠાવવી. **One cannot serve two masters,** કોઇ બે ધણીની નોકરી ન કરી શકે. 2. To minister to.ના હાથ નીચે-તાબામાં-હેઠે કામ કરવું. 3. To worship. ની ઉપાસના, સેવા કરવી; પૂજવું; આજ્ઞા પાળવી. 4. To be of use to. કામમાં આવવું; ચાલવું; ને ઉપયોગી-ખપના થવું. 5. To attend at meals.નું ભાણું પીરસવું; ખાણું આપવું; પીરસવા રહેવું; ખાવાનું આપવું. 6. To conduce to; to be sufficient for; to satisfy. સારવું;થી ચાલવું; સાધવું; પૂરૂં થવું; પાર પડવું;થી સરવું. **This will serve my purpose,** આથી મારૂં કામ સરસે 7. To treat; to behave towards.જોડે વર્તવું-ચાલવું. 8.To bring to notice;to deliver. બજાવવું;ની બજાવણી કરવી. 9. To profess love to ની સાથે પ્રીતિ કરવી; પોતાનો પ્રેમ-પ્યાર જણાવવો. 10. To regulate one's conduct in accordance with the time. વખત પ્રમાણે પોતાનું વર્તન રાખવું; વખતને અનુસરવું. 11. To handle; to manage. વાપરવું; વ્યવસ્થા કરવી; ચલાવવું. **The guns were well served,** તોપો સારી ચલાવી હતી. **To serve out,** વહેંચવું; આપવું; ખાવાનું પીરસવું. **To serve the time.** વખત પ્રમાણે ઢોલકી બજાવવી; સમય પ્રમાણે ગીતો ગાવાં; ચાલતે ગાડે બેસી જવું; **To serve one out,**ને ઘટતો બદલો આપવો; સાટું-વેર વાળવું; પૂરૂં કરવું; ઠેઠ પહોંચાડવું. **To serve one right.**ના ગુણ પ્રમાણે બદલો આપવો;નો ઠીક ઘાટ ઘડવો. **To serve a writ**(law.)પ્રતિવાદીની આગળ વાંચવું.

**To serve a warrant,** વારંટ બજાવવો. *vi.* To act as a servant. ની સેવા, ચાકરી ખીજમત કરવી; બજાવવી;ના ચાકર; નોકર રહેવું થવું. 2. To do duty. માં-નું કામ કરવું 3.To answer a purpose. કામમાં-ખપમાં લાગવું-આવવું; ઉપયોગના થઇ પડવું; થી ચાલવું. 4. To perform domestic offices.ઘરનું કામકાજ કરવું-*n.*(Tennis &c.) The first stroke of the round. ટેનિસની રમતમાં પહેલો ફટકો. **Whose serve is it?**કોનો પહેલો ફટકો-દાવ છે?[L.*servio*,I serve.]

**Service,** *n.* (સ'ર્વિસ)The act of serving; menial duties. નોકરી; ચાકરી; ખીજમત; સેવા; મદદ. 2. Office of devotion.ઉપાસના;આરાધના; પૂજા; ભક્તિ; ભજન. 3. Assistance. સેવા; વૃત્તિ. ભક્તિ. 4. Official function. નોકરી; ચાકરી; સિપાઈગીરી; સૈનિકવૃત્તિ. 5. A musical composition. ગાન; સંગીત; ભજન. 6. Useful office. ઉપયોગ; કામ; ફાયદો; હિત; અર્થ. 7. A set of vessels or things used at table. જમવાનાં વાસણ; જમણ વખત મેજ ઉપર પાથરવાની વસ્તુઓ (ચાદર-રૂમાલ વગેરે). 8.Profession of respect. નમસ્કાર; પ્રણામ; બંદગી; વંદન. 9. (Law).The act of bringing to notice. બજાવણી.

**Serviceable,** *a.* (સ'ર્વિસબલ્) Useful; of use; beneficial.ગુણકારી;ઉપયોગી;ફાયદા-નફાકારક; ઉપકારી; કામનું. 2. Durable. (લાંબા વખત સુધી) ચાલે તેવું; માફક. 3. Diligent; active. ઉદ્યોગી; ચાલાક; ચંચળ; ખંતીલું.

**Service-book,** *n.*(સ'ર્વિસ્-બુક) A prayer book; a missal. ભજનમાળા; પ્રાર્થનામાળા; ભજનાવલી; નિત્ય કર્મની પોથી.

**Servient,** *a.* (સ'ર્વિઅન્ટ) Subordinate. તાબાનું; હાથ નીચેનું; હલકું; ગૌણ.

**Servile,** *a.* (સ'ર્વાઇલ્) Slavish. ગુલામ જેવું-નું-સંબંધી; દાસોચિત; અધમ; હલકું. 2.Dependent. પરવશ; પરતંત્ર; પરાધીન. 3. Meanly submissive. ખુશામતીયું; હાજીહા કરનારૂં;મરજીરખું; નો હુકમ બોલનારૂં.

**Servility,** *n.* (સર્વિ'લિટિ)Mean submission; slavishness. ગુલામગિરિ; દાસ્ય; અધમપણું; પરાધીનતા; ખુશામતીઆપણું; ખુશામત.

**Servitor,** *n.* (સ'ર્વિટર્) A male servant. ચાકર; હજુરીઓ; અનુચર; ખીજમતદાર; સેવક; પરિવાર. 2. (Oxford University.) A student aided by college funds,and doing menial duties. થોડો પગાર ખાનાર વિદ્યાર્થી.

**Servitude,***n.*(સ'ર્વિટ્યુડ્) Slavery;bondage. ગુલામી; દાસત્વ; ચાકરી;હુંડાપણું; બંધન;સેવાધર્મ. 2. Compulsory labour. બળાત્કારનું વૈતરૂં; વેઠ. **Penal servitude,** સજા કરી મહેનત-વૈતરૂં કરાવે તે. 3. (Law). The subjection of the tenement to an easement. બીજાની સ્થાવર મિલકત ઉપર કામ ચલાવવાનો હક. 4. Servants (collectively). ચાકર-નફર; સેવકગણ; નોકરચાકર.

**Sesame,***n.*(સે'સમિ) An annual herbaceous tropical plant.તલ; તિલ. **Open sesame,** તાવિજ; મંત્ર;ચાવી; કુંચી[અલિબાબાની વાત પરથી] [L. *sesamum*]

**Session,** *n.* (સે'શન્) A sitting; the act of sitting. બેઠેલા હોવું તે;બેસવું તે; બેસણી;આસન. 2. The sitting of a court or council.કોરટ; મંત્રીસભા વગેરેની બેઠક; દરબાર; સભાની બેઠક. 3. The time or term during which a court or a council and the like meet daily for business. જ્યાં સુધી મંત્રીસભા, કોરટ વગેરે નિયમસર મળ્યાં જાય તે, બેઠકની મુદત-કાળ; સભા મળવાનો વખત; બેઠક. **Court of sessions,** ફોજદારી કોરટ. [L. *sedeo*, I sit.]

**Set,** *vt.*(સેટ્) [*Imp.* & *p.p.* set. સેટ્]To put; to lay; to place; to fix. મૂકવું; આધારે રાખવું; ગોઠવવું;સ્થાપવું;બેસાડવું;ચોઢવું;માંડવું;જગ્યા આપવી. 2. To attach to.રાખવું;બેસાડવું;ચોઢવું;વળગાડવું; મૂકવું. 3. To appoint; to assign. મુકરર કરવું; ઠેરવવું; બેસાડવું; આપવું; નીમવું. **To set a time for a journey,** મુસાફરીનો વખત ઠરાવવો. **To set an example,** દાખલો બેસાડવો. 4. To make or cause to be. અમુક સ્થિતિ-દશામાં લાવવું; મૂકવું. **To set a person right,** કોઈને ઠેકાણે લાવવો. When followed by the present participle it means, કરવું or નાખવું. **To set agoing,** ચાલતું કરવું. **To set a person athinking,** કોઇને વિચારમાં નાખવો. 5. To fix firmly; to make fast. દૃઢ, સ્તબ્ધ,જડ કરવું. (*a*)To embarrass. ગુંચવવું; ગુંચવાવવું; સપડાવું; મુઝવવું. They are hard set to decide the matter. = સ્થિતિ નક્કી કરવાને તેઓ ગુંચવાયા કરે છે. (*b*) To fix beforehand. ચોઢવું; મૂકવું; રાખવું. ;**To set one's mind**. મન ચોંટાડવું. (*c*) To make firm. જડ-સ્તબ્ધ કરવું. (*d*) To plant. દાટવું; ઘાલવું; રોપવું;વાવવું.**To set a tree,** ઝાડ રોપવું. (*e*) To fix ( ornament ). જડવું; બેસાડવું. (*f*) To curdle. આખરવું; મેળવવું; જમાવવું; ઠારવું. 6. To appoint. ઠરાવવું;નીમવું; નક્કી કરવું.**To set a time,** મળવાનો વખત ઠરાવવો. 7. Adjust; to regulate.પ્રમાણે ચલાવવું; કરવું; ઠીકાઠીક કરવું; ગોઠવવું. (*a*) To sharpen. ઘસીને તૈયાર કરવું ધાર ચઢાવવી.(*b*) To regulate. (a clock). ચલાવવું;મૂકવું (*c*)To spread(a sail). ઉકેલવું; પસારવું; ચઢાવવું. (*d*) To fit with music. ( ગાયનમાં ) ઉતારવું; બેસાડવું. (*e*) To replace (a bone). (હાડકું ચઢાવવું; બેસાડવું;

ઠેકાણે લાવવું. 8. To stake at play. દાવમાં હોડમાં મૂકવું. 9. To adorn by fixing some thing. જડિત કામથી શોભાવવું; દીપાવવું; મઢવું; જડિત કરવું. 10. To point out position of (to a hunter &c.) દેખાડવું;ની જગા બતલાવવી; છોડી મૂકવું. **To set against,** સામે મૂકવું; લાવવું; મુકાબલે લાવવું; મુકાબલો કરવો. **To set about,** to begin. આરંભવું; શરૂ કરવું; માંડવું. **To set apart,** જુદું-નોખું કાઢવું; મૂકવું; રાખવું; વેગળું કાઢી મૂકવું. **To set aside,** કોરે મૂકવું; બાજુએ રાખવું; હિસાબમાં ન લેવું; જુદું રાખવું; મૂકવું, **To set at defiance,** સામું થવું. **To set at ease,**સમાધાન કરવું; નિરાંત વાળવી. **To set at naught,** તુચ્છકારવું. **To set to work,** કામે વળગાડવું;ની પાસે કામ લેવું. **To set before,** (*a*) To show; to exhibit. દેખાડવું; બતાવવું. (*b*) To offer to. આગળ ધરવું;પસંદ કરવાને આગળ મૂકવું; ધરવું. **To set by,** to reject;to set apart. જુદું મૂકવું; કોરે મૂકી દેવું; નામંજૂર કરવું. (*c*)To consider.લેખવું;ગણવું;માનવું. **To set forth,** બતલાવવું;દર્શાવવું;પ્રસિદ્ધ કરવું.**To set down,** (*a*) To register. લખવું; નોંધવું; માંડવું.(*b*) To fix.નિયમિત કરવું;સ્થાપવું;બાંધવું. **To set fire,** દેવતા મૂકવો; સળગાવવું; આગ લગાડવી. **To set forward,** ધપાવવું; આગળ વધે તેમ કરવું;ની ઉન્નતિ કરવી; વધારવું. **To set free,**છૂટું મૂકવું છોડવું. **To set in order,** વ્યવસ્થિત કરવું; બરાબર ગોઠવવું. **To set in,** to begin. શરૂ કરવું; આરંભવું; બેસવું. **To set off** (*a*) To separate. જુદું કાઢવું-રાખવું; નોખું રાખવું. (*b*) To adorn.શણગારવું;શોભાવવું;દીપાવવું.(*c*)To counter-claim. સામો અવેજ માગવો-વાસવો-દેખાડવો, **To set on or upon,** (*a*) To excite. ઉશ્કેરવું; ચઢાવવું; આંગળી-સળી કરવી. (*b*) To employ. વળગાડવું; બેસાડવું. (*c*) To fix upon. ચોટવું; રાખવું; નિરંતર રાખવું; ઘાલવું. **To set on fire,** સળગાવવું; ચેતાવવું; લગાડવું; ને આગ લગાડવી. **To set on foot,** to start. શરૂ કરવું; ચલાવવું;ઉભું કરવું; શરૂ કરવું.**To set out,** (*a*) To start. ચાલવું; ઉપડવું. (*b*) To allot. નક્કી નિર્માણ ક૦; જુદું કાઢવું; કાઢી મૂકવું. (*c*) To adorn.શણગારવું;શોભાવવું; દીપાવવું. (*d*) To state at large.વિગતવાર કહેવું;વિસ્તારપૂર્વક કહેવું;અથેતિ કહેવું.(*e*)To prove to;show. સાબીત કરી આપવું; બતાવવું. (*f*) To mark as boundaries. ની હદ-નિશાન કરવાં; ખુંટ નક્કી કરવા. (*g*) To equip.સજ્જ તૈયાર કરી મોકલવું.**To set over,** (*a*) To appoint or constitute as supervisor or ruler. ના ઉપરિ-રક્ષક; પરીક્ષક-નિયામકની રાખનાર તરીકે નીમવું. (*b*) To convey. વેચાતું આપવું-ને સોંપવું. **To set right.** સુધારવું; દુરસ્ત કરવું. **To set to,** ઉપર લગાડવું;મારવું. **To set spurs to a horse.** ઘોડાને એડી મારવી. **To set up.** (*a*) To erect. ઉભું કરવું; બાંધવું; સ્થાપવું. (*b*) To enable to commence a new business.ધંધામાં વળગાડવું-નાખવું; રસ્તે પાડવું. (*c*) To begin. માંડવું; કાઢવું; સ્થાપવું. (*d*) To utter loudly. બૂમ પાડીને-તાણીને-મોટેથી કાઢવું. (*e*) To propose. કાઢવું; ઉઠાવવું; આગળ ધરવું. **To set up a doctrine,** મત કાઢવો. (*f*) To raise from depression. તારવું;બાહુંપીઠું કરવું (*g*) To place in view. દેખાય તેમ મૂકવું-રાખવું-કરવું; ચોઢવું. (*h*) To put in type. નાં બીબાં ગોઠવવાં. [A. Sax. *sattan,* to set.]

**Set,** *vi.* (સેટ) [*Imp. & p. p.* set. (સેટ)] To sink; to decline. આથમવું; અસ્ત પામવું;ડુબવું. 2. Solidify. નક્કર-ઘટ્ટ-કઠણ થવું; બાઝવું; બંધાઇ જવું. 3. To tend; to flow. વહેવું; ની તરફ વલણ હોવું. 4. To point out game. શિકારનું સ્થળ સૂચવવું-બતલાવવું; કુતરાની સહાયતાની શિકાર કરવો. 5. To undertake earnestly. મંડવું; લાગવું; મચવું. 6. To plant. રોપવું વાવવું. 7. To face one's partner in dancing. નાચમાં કોઇ સાથીની સામે રહેવું. **To set about,** શરૂ કરવું; માંડવું; લાગવું; આરંભવું **To set forth, or forward.** આગળ ચાલવું; વધવું; મુસાફરી કરવી.**To set in**(*a*) To begin (Winter sets in). બેસવું. (*b*) To flow towards the shore. કિનારા તરફ વહેવું. **To set off,** to start. મુસાફરીએ જવું; ઉપડવું; નિકળવું.**To set on or upon,** (*a*) To begin. મુસાફરીએ જવું; ઉપડવું; નિકળવું.**To set on or upon,**(a) To begin. શરૂ કરવું; આરંભવું.(*b*) To assault. ઉપર હુમલો-ચઢાઇ કરવી; ઉપર ધસી આવવું; તૂટી પડવું.**To set out.** મુસાફરીએ જવું; ઉપડવું; નીકળવું. **To set out in life,** ધંધે પડવું. **To set to,**પાછળ પડવું:મચવું;મંડવું.**To set up,** (*a*) To profess openly. નો ઉઘાડો ડોળ ઘાલવો; નો પક્ષ લેવો. (*b*) To begin business. ધંધો માંડવો; વળગવું.[A.Sax. *sattan,* to set.]

**Set,** *a.* (સેટ) Fixed; placed. દૃઢ; સ્થિર; ખસે નહિ તેવું; નિશ્ચિત;આગ્રહી. 2. Regular.નિયમસર; નિયમિત;રીતસર;રૂઢ. 3. Well arranged.અનુકૂળ; ગોઠવેલું. 4. Determined; firm.દૃઢ; નિશ્ચિત. 5. Established. સ્થાપિત; ચાલતું; પ્રચલિત; કાયદાકાનુન પ્રમાણેનું. [A. Sax. *sattan,* to set.]

**Set,** *n.* (સેટ) A group; a collection. જુથ; મંડળ; ટોળું; જમાત; ઝુંડ; સંઘ. 2, An assort.

ment. સટ;ગંજ;જોડ;સમૂહ; એક જાતના બધા પદાર્થોનો સમૂહ. 3. The act of setting, descent. આથમવું; અસ્ત પામવું તે; અસ્ત. 4. An attitude or position વલણ; ઝોક. 5. A direction or course. માર્ગ; રસ્તો; દિશા; પ્રવાહ; ગતિ. **To be at a dead set**, આગળ વધી ન શકાય એવી સ્થિતિમાં આવવું, હોવું. **To make a dead set on**,ના ઉપર જુસ્સાથી હુમલો કરવો. **A set of vessels arranged conically**,ઉતરાણ;ઉતરેડ. [A. Sax.*sattan*,to set.]

**Set-off**,*n.* (સેટ્-ઑ'ફ્) An offset.સામો પડછો. 2. An ornament;a decoration.શણગાર;આભૂષણ; અલંકાર. 3. A counter claim.સામો દાવો; મજરે આવવું તે.**-out**, *n.* પ્રદર્શન; સાજ.**-square**. T આકારનું ખુણા કાઢવાનું ઓજાર. **-to.** *n.* દાવ.

**Seton**, *n.* (સી'ટન્) A few horse hairs, or a twist of silk or fine linen. પોત; વાટ;કાકડો; બત્તી; આંટલી. [L. *seta*, a thick hair.]

**Settee**,*n.*(સેટી') A long seat with a back. એક જાતનું પીઠવાળું આસન; તાવદાન.

**Setter**,*n.*(સે'ટર) One, who, or that which sets. બેસાડનાર; પ્રતિષ્ઠા કરનાર; પ્રતિષ્ઠાપક. 2. A sporting dog of the hound kind. એક જાતનો શિકારી કુતરો.

**Settle**, *vt.* (સે'ટલ્) To make firm, steady, or stable; to fix. દૃઢ બેસાડવું;ઠેરવવું;નક્કી,સ્થિર, ખરૂં કરવું. 2. To establish in business or in situation. ધંધે, રોજગારે વળગાડવું; ઠેકાણે, રસ્તે, ઠામ પાડવું; રહેવાનું ઠામ પાડવું. 3. To establish in pastoral office. કોઈ દેવળના અધ્યક્ષ તરીકે નીમવું. 4. To render pure or clear. નિર્મળ, સ્વચ્છ, ચોકખું કરવું; કચરો નીચે બેસાડવો; ઠરવા દેવું. 5. To calm; to still. શાન્ત-નરમ-ઠંડા પાડવું; ઠેકાણે લાવવું. 6. To determine; to free from wavering.નો ઠરાવ કરવો; ફેસલો-નિવેડો કરવો; નક્કી કરવું; સમાધાન કરવું. 7. To lower. તળીએ-નીચે બેસાડવું. 8. To adjust(accounts); to balance. ચૂકવવું; પતવવું; તોડ-નિકાલ કરવો; હિસાબ ચોકખો કરવો.9.To colonize;to people. માં વાસ કરાવવો-વસાવવું; માં વસ્તી કરવી.-*vi.*To establish one's self;to become fixed.,સ્થિર-કાયમ-થવું; દૃઢ થવું; ઠામ-ઠેકાણે પડવું. 2.To fix one's residence. ઘર માંડીને-ઠામ પડીને રહેવું; વસવું. 3. To sink and rest on the bottom. તળીએ-નીચે બેસવું-ઉતરવું; જામવું-ઠરવું. 4. To enter into the married state.ગૃહસ્થાશ્રમ માંડવો; માંડીને રહેવું;ઘર સંસાર માંડવો. 5. To become calm. શાન્ત, સ્વસ્થ થવું. 6. To become quiet, firm, dry or hard.સુક્કું-કઠણ-દૃઢ થવું;પાકું થવું 7. To be established in a profession.ધંધામાં જામી જવું.8.To adjust differences or accounts. હિસાબ કરવો; નો નિકાલ-તોડ કાઢવો; સમજવું; પતવણી-સમાધાન-કરવું.

**Settlement**, *n.* (સે'ટલ્મન્ટ્) The act of settling or the state of being settled.થાણું; વાસ; વસતિ; નિવાસ. 2. Establishment in business, condition etc. ધંધે-રોજગારે-રસ્તે પડવું તે; ધંધામાં જામી જવું તે. 3. The act of adjusting or determining. સ્થાપના; ઠરાવ; ફેંસલો; ફડચો;નિકાલ;તોડ;નિર્ણય.4.Colonization. વસાત; નિવાસ; વસવું-વસાવવું તે. 5.Disposition of property. મિલ્કતની ગોઠવણ, વ્યવસ્થા. 6. That which settles or is settled. (*a*) Dregs; lees. મેલ; કચરો; નિતરામણ. (*b*) A colony new established. વસાત; વસતિ; સંસ્થાન. (*c*) A jointure made to a woman at her marriage. કન્યાને તેના લગ્ન વખતે આપેલી રકમ; જીવાઇ; પલ્લું; સ્ત્રીધન; શુલ્ક. 7. A settled place, a residence.ઠામ; કાયમ રહેઠાણ; વાસ નિવાસ.

**Settler**, *n.* (સે'ટ્લર) A colonist વસનાર; વસતિ-વાસ કરનાર; રહીશ; વાસી.

**Seven**, *a.* (સે'વન્) One more than six. સાત; સપ્ત-*n.* The number greater by one than six. સાતનું જૂથ. સાતકલું. 2. A symbol representing seven unit as '7" or "VII" સાત દર્શાવનારૂં ચિહ્ન જેવું કે "૭"

**Seven-fold**, *a.* (સે'વન્-ફોલ્ડ્) Repeated seven times. સાતગણું; સાતપટ. [L. *septem.*]

**Seventeen**, *a.* (સેવન્ટી'ન્) One more than sixteen or less than eighteen. સત્તર. *n.* The sum of ten and seven. સત્તરની રકમ, સમૂહ; 2. A symbol representing seventeen units, as "17" or "XVII." સત્તર દર્શાવનારૂં ચિહ્ન જેવું કે "૧૭"

**Seventeenth**, *a.* (સેવન્ટી'ન્થ્) One next in order after the sixteenth. સત્તરમું.-*n.* One of seventeen equal parts. સત્તરમા ભાગનું. 2. The next in order after the sixteenth. સત્તરમું.

**Seventh**, *a.* (સે'વન્થ્) One next in order after the sixth. સાતમું.- *n.* One of seven equal parts. સાતમો અંશ, ભાગ.

**Seventieth**, *a.* (સે'વન્ટિઇથ્) One next in order after the sixty-ninth. સિત્તેરમું.-*n.* One of seventy equal parts. સિત્તેરમા ભાગનું.

**Seventy**, *a.* (સે'વન્ટિ) Seven times ten. સિત્તેર.-*n.* The sum of seven times ten. સિત્તેરની રકમ-સંખ્યા. 2. A symbol repre-

senting seventy units as "70" or "LXX". સિત્તેર દર્શાવનારૂં ચિહ્ન-નિશાની જેવી કે.' ૭૦".

**Sever,** *vt.* (સે'વર્) To separate; to part. જુદું કરવું કાપીને જુદું પાડવું; કરવું; ભાગ કરવા; છુટું-નોખું પાડવું. 2. To keep distinct or apart; to exempt. જુદું, નોખું રાખવું; બાતલ કરવું; છુટું પાડવું. 3. To disconnect. જુદું-નોખું કરવું.-*vt.* To distinguish. ઓળખવું. 2. To be parted or rent asunder. ફાટવું; ચિરાઈ જવું; કપાઇને-ફાટીને જુદું પડવું. [L. *separo*, I separate.]

**Several,** *a.* (સે'વરલ્) Separate; distinct. જુદું; ઇલાયદું; નોખું; આગવું; છુટું. 2. Single; diverse. જુદુંજુદું; ભિન્નભિન્ન. 3. More than two but not very many; sundry. કેટલાંક; અનેક. **A joint and several bond**, એકા એકા મતેજ તેવું ખત. [L. *separo*, I separate.]

**Severally,** *adv.* (સે'વરલિ) Separately, distinctly; individually. જુદુંજુદું; એકએક; નિરાળું; આસામીવાર.

**Severalty,** *n.* (સે'વરલ્ટિ) A holding by individual right. આગવાપણું;જેમાં બીજા કોઈનો ભાગ ન હોય તેવી સ્થિતિ.

**Severance,** *n.* (સે'વરન્સ્) Separation. જુદાઇ; અલગપણું; વિયોગ; વિચ્છેદ,પૃથક્કરણ.

**Severe,** *a.* (સિવી'ર્) Serious; sedate.ગંભીર; કઠોર; કરડું. 2. Stern; morose; rigid. કઠણ; સખત; નિષ્ઠુર. 3.Harsh; rigorous. સખત;કઠોર; નિષ્ઠુર; બારીક. 4. Sarcastic; cutting. અલંકાર સહિત; તાત્પર્ય સર. 5 Sharp;cruel.કરડું; જાલીમ; તીવ્ર. [L. *severus*, severe.]

**Severity,** *n.* (સિવે'રિટિ) The quality of being severe; harshness.સખ્તાઇ;ઉગ્રતા;કઠોરતા; કરડાકી; તીવ્રતા. 2. Cruel treatment. સખ્તાઈ; નિર્દયપણું.3. Strictness; rigorousness.સખ્તતા; કઠીણાઇ; અતિશય ચોકકસપણું.

**Sew,** *vt.*(સો,) To unite or fasten together with a needle and thread; to stitch.સીવવું; સાંધવું. સીવીને બંધ કરવું;ટાંકી લેવું.*vi.* To practice sewing સીવતા-સાંધતાં શિખવું. [*p. p.* *sewd*, rarely *sewn*.]

**Sewage,** *n.* (સો,'વિજ્) The contents of a sewer or a drain. ગાર-મોરીનું પાણી-કચરો. 2. Sewerage. ગટરકામ; મેલું પાણી લઈ જવાની મોરીઓ-નીકો-ખાઇઓ.

**Sewer,***n.*(સો,'અર્)A drain or passage to con-off water and filth under ground મોરી;ગટર; નળ; નીક. [L. *ex*, out & *uaqa*, water.]

**Sewing,** *n.* (સો,'ઇંગ્) The act of using a needle. સીવણ; સીવવાનો ધંધો; રોજગાર. 2. That which is sewed with the needle.સીવણ કામ; સીવણ; સીવેલી ચીજ, પદાર્થ.

**Sex,** *n.* (સેક્સ્) The physical difference between male and female.સ્ત્રી પુરૂષભેદ; જાતિ; લિંગભેદ; જાત. **The sex**; the fair, gentle, softer, weaker sex = womankind, females. સ્ત્રી જાતિ;અબળા જાતિ.**Hard,sterner Sex**= પુરૂષવર્ગ; મરદ જાત; ભાયડા. [L. *seco*, I cut.]

**Sexagenarian,** *n.* (સેક્સજીને'રિઅન્) A person sixty years old. સાઠ વરસનું માણસ.

**Sexagenary,** *a.*(સેક્સજી'નરિ) Sixty years old; pertaining to the number sixty. સાઠ વર્ષની ઉમરનું; સાઠની સંખ્યા સંબંધી, વિષે, દર્શાવનારૂં. [L. *sexageni*, sixty each.]

**Sexennial,***a.*(સેક્સે'ન્યલ્)Lasting six years; or happening once in six years.છ વર્ષ ચાલે એવું; છ છ વર્ષે આવતું, થતું, બનતું; ષટ્ વાર્ષિક. [L. *sex* & *annus*, a year.]

**Sextant,** *n.* (સે'ક્સ્ટન્ટ્) (Math.) The sixth part of a circle.વર્તુલનો ષષ્ઠાંશ-છઠ્ઠો ભાગ;વૃત્તષટ્ ભાગ. 2. An instrument for measuring angular distances, between objects. પદાર્થો વચ્ચેના કોણ, અંતર માપવાનું યંત્ર; સૂર્ય-યંત્ર;ષષ્ઠાંશ યંત્ર. [L. *sex*, six.]

**Sexton,***n.*(સે'ક્સ્ટન્) An under officer of a church. ખ્રિસ્તી દેવળમાં પરચુરણ સંભાળવાનું, કબર ખોદવાનું વગેરે કામ કરનાર નોકર.

**Sextuple,***a*(સે'ક્સ્ટ્યુપલ્)Sixtimes as much; sixfold. છ ગણું; છ પટ. 2. Having six parts. છ ભાગવાળું;છથી ભાગી શકાય એવું [L.*sextus*,sixth.]

**Sexual,** *a.* (સે'ક્સ્યુઅલ્)Pertaining to sex, distinguishing sex.(સ્ત્રી પુરૂષની) જાતિ સંબંધીનું; વિષે; સ્ત્રી પુરૂષના ગુહ્યાંગ સંબંધીનું;નરમાદા,લિંગનું. **Sexual intercourse,** મૈથુન; સંગમ; સંભોગ; [L. *sexus*, sex.]

**Shabbiness,** *n.* (શૅ'બિનિસ્) The quality or state of being shabby. કૃપણતા; કંજુસાઇ; મલિનતા; જીર્ણતા; અધમતા; હાલહવાલી; બેડોળ, કઢંગાપણું.

**Shabby,** *a.* (શૅ'બિ) Ragged; mean; poor. ફાટું તુટું; ફાટેલું; તુટેલું; જુનું; પુરાણું; ચિંથરેહાલ; ભીખારી; હલકું; મલિન. 2. Paltry; despicable તુચ્છ; હલકું; અધમ; નીચું; તિરસ્કાર જેવું; પાજી; કૃપણ. 3. Clothed with ragged or soiled garments. ચિંથરેહાલ;ચિંથરીઉં;બેડોળ.

**Shackle,** *vt* (શૅ'કલ્) To put in fetters; to chain. બેડી ઠોકવી-નાખવી; હાથકડી કરવી-પહેરાવવી; ના હાથ પગ બાંધવા; ને કેદમાં પૂરવું-નાંખવું. 2. To join by a link or chain, as railroad cars. આગગાડી જોડવાવેની સાંકળ-હુક

નાખવી-ભરાવવી. 3. To impede; to cumber. આડ-અડચણ નડવી; ને વિઘ્ન, ડખલ કરવી.-*n.* A fetter; a gyve. બેડી; હેડ; ઝાંઝરીઆં; સાંકળી; પાશ; બંધન. 2. That which obstructs free action. અડચણ; આડ; ખીલી; નડતર; ડખલ. 3. A link for connecting railroad cars. ડબા-ગાડીઓ જોડવાનો આંકડો; સાંકળ; હૂક. 4. A fetter-like ornament. સાંકળું; તોડો; સાંકળના જેવું પહેરવાનું ઘરેણું.

**Shad,** *n.* (શૅડ્) A food fish. એક જાતની માછલી.

**Shade,** *n.* (શે,ડ્) Comparative obscurity, owing to interception of the rays of light. છાયા; છાંયગો; ઓળો; પડદો. 2. Darkness; dimness. અંધારૂં; અંધકાર; તિમિર. 3. Cover; protection; shelter. ઢાંકણ; પડદો; આશ્રય; આશરો; રક્ષણ; છાયા; ઓઠું. 4. A spirit; a ghost. પ્રેત; જીન; ભૂત; મુએલા માણસનો જીવ. 5. A shadow. પડછાયો; ઓળો. 6. An obscure place. એકાન્ત જગ્યા; ઘટા. 7. The darker portion of a picture. ચિત્રનો છાયાવાળો ઝાંખો ભાગ; છાયા. 8. A minute difference. મનફેર; તફાવત; સૂક્ષ્મ ભેદ.-*vt.* To shelter; to cover. પડછાયો,છાંયડો કરવો;ઉપર ઓઢું-પડદો નાંખવો-૦ક. 2. To protect. રક્ષણ કરવું;સંતાડવું; વેપાળવું. 3. To paint in obscure colours. ઘેરૂં કરવું; ઘેરા રંગે રંગવું-ચિતરવું. 4. To obscure. અંધકાર કરવો; ઝાંખું કરવું; ઓળો પાડવો. 5. To mark with gradations of light or colour. ચઢતા ઉતરતા રંગ પાડવા,ક્રમ પાડવા. **The shades,** પ્રેતભૂમિ. [A Sax. *sceadu*, a shadow.]

**Shading,** *n.* (શે,'ડિંગ) Different gradations of colour. ચિત્રમાં ચઢતા ઉતરતા રંગ જે રીતે પડે તે; છાંયડો.

**Shadow,** *n.* (શૅ'ડો,) Shade within defined limits, representing the form of a body. પડછાયો; ઓળો; છાયા. 2. Obscurity; darkness. અંધારૂં; અંધકાર; તિમિર. 3. Shelter, protection. છાંયડાવાળી જગ્યા; એકાન્ત જગ્યા; આશ્રય; રક્ષણ; છાંયડો; ઓઠું. 4. An inseparable companion. સાથી; અનુયાયી; પડછાયો; પુંછડું. 5. An indistinct image; adumbration. આભાસ; ભ્રાન્તિ; ઝાંખો પ્રકાશ; આછીઆછી છાયા. 6. A spirit; a ghost. ભૂત; પ્રેત; જીન; પિશાચ;ઓળો. 7. A reflection; an image. પ્રતિબિંબ;પડછાયો; પડછો; પ્રતિમૂર્તિ. 8. Mockery. ચાળા પાડવા-નકલ કરવી તે; ચાળા; ચેષ્ટા.-*vt.* To cut off light from; to shade. ઉપર છાંયડો-છાયા કરવી. 2. To protect; to hide. રક્ષણ કરવું; બચાવ કરવો; છુપાવવું; સંતાડવું; ઢાંકવું. 3. To paint in obscure colours. ઝાંખા રંગથી ચિતરવું-રંગવું. 4. To shade. આભાસ આપવો; ચઢતો ઉતરતો રંગ કરવો. 5. To cloud; to darken. અંધારૂં કરવું; ઉદાસીન કરવું. 6. To follow closely. ની પાછળપાછળ જવું-ચાલવું; ની પુંઠ પકડવી. 7. To represent faintly or imperfectly. આભાસ બતાવવો; અપૂર્ણ દર્શાવવું; ના રૂપમાં દેખાડવું-આણવું. **Shade of death,** ઘોર અંધકાર; મોતની વેળા; ભારે સંકટ.

**Shadowy,** *a.* (શૅ'ડો,ઇ) Full of shade. છાયા-છાંયડાવાળું; શીતલ. 2. Dark; gloomy; obscure. ઘોર; અંધકારવાળું; ઝાંખું; અજાણ્યું. 3. Faintly light. ઝાંખું; આછું; મંદ; તેજ વગરનું. 4. Unreal; unsubstantial. કલ્પિત; મિથ્યા; અસાર; ભ્રમભરેલું; આભાસમય.

**Shady,** *a.* (શે,'ડિ) Abounding with shade; overspread with shade. છાયા-છાંયડાવાળું;ઘણી છાયા હોય તેવું. 2. Sheltered from the glare of light or sultry heat. શીળું હોય એવું; તેજ કે ગરમી વગરનું-રહિત-થી રક્ષણ થયેલું; ટાઢું; શીતળ; છાયાવાળું. 3. Equivocal. શકમંદ; દ્વિઅર્થી; શંકાત્મક; સંદિગ્ધ. **To keep shady,** to conceal. સંતાઇ-ભરાઈ રહેવું.

**Shaft,** *n.* (શૅફ્ટ) A body of a long cylindrical shape. દાંડો; થંભ. 2. The stem of an arrow. તીરનું રાડું. 3. An arrow. તીર; બાણ, શર 4. The body of a column. કુંભીથી સરણા ભરણા સુધીનો થાભલાનો ભાગ. 5. The part of a chimney above the roof. ધુમાડીઆનો છાપરાથી ઉપરનો ભાગ. 6. The handle of a weapon. શસ્ત્ર હથિયારનો દાંડો-હાથો, મુઠ. 7. The stem of feather. પીછાની કરોડ; પીંછાનો થેડો 8. The pole of a carriage. ગાડીની ઉંધ; ધોરીયો;ધુંસરી-ઝુંસરી. 9. A well-like excavation in the earth. પૃથ્વીમાં કુવાના જેવું પોલાણ;કુવો. [L. *scapus*, a staff.]

**Shafting,** *n.* ( શૅ'ફ્ટિંગ્ ) The system of shafts in factories. (કારખાનામાં)ગોળ સળીઆની ગોઠવણ, ગરેડી, ગરગડીઓવાળો ગોળાકાર લોઢાનો-લાકડાનો સળીઓ-દાંડો.

**Shaggy,** *a.* (શૅ'ગી) Rough with long hair or wool. જાડા-બરછટ-ગુચ્છાવાળા વાળવાળું. 2. Rugged; rough. બરછટ, ખડબચડું; રૂક્ષ.

**Shake,** *vt.* (શે,ક્) [*Imp.* shook, *p. p.* shaken.] To cause to move with quick vibrations. ડોલાવવું; ડગમગાવવું; ડગડગાવવું; ડામાડોલ કરવું; ની દૃઢતા ડગાવવી. 2. To agitate; to make to tremble. હલાવવું; હલાવી નાખવું;ડોલાવવું,કંપાવવું; ધ્રુજાવવું. 3. To remove by agitating. હલાવીને ખસેડવું; ઝાટકી નાખવું; ખંખેરી નાખવું; દૂર કરવું; ત્યજવું. 4. To trill. થરડાવવું. **To shake**

**hands,** હાથ મેળવીને સલામ કરવી. હસ્તધુનન ક૦ **To shake off** ખંખેરવું; ખંખેરી નાખવું. **To shake hands with,** સલામ કરી વિખુટું પડવું.–*vt.* To move. હાલવું. 2. To tremble; to shiver. ધ્રુજવું; ડોલવું; ઝોકાખાવા; કંપવું; ધ્રુજવું 3. To totter.ડગવું; ડોલવું; ડગમગવું. *n.* A wavering motion; a trembling. ધ્રુજારી; કંપારો :થરથરાટ; કંપ. 2. A crack in timber or in a rock. ખડકોમાં પડેલી ફાટ–ચીરા, ચિરાડો. 3. A trill. થરથરાટ; ડગડગાટ. **The shakes,** તાવનો ધ્રુજારો; ટાઢીઓ તાવ.

**Shaky,** *a.* (શે,'કી) Trembling or shaking. ધ્રુજતું; કાંપતું. 2. Full of clefts. ચીરાવાળું; ચીરાડા—ફાટોવાળું 3. Tottering; unsound. ડગમગતું; ડોલતું; નબળું; ડામાડોળ; અસ્થિર.

**Shall,***vi* (શૅલ્) [Auxiliary verb,*imp.*should.] To owe; to be under obligation.ના આભારી હોવું. 2. As an auxiliary *shall* indicates a duty or necessity, whose obligation is derived from the person speaking; it expresses,in the second and third persons, a command, threat or promise; and in the first person it only expresses, the future action. સહાયકારક ક્રિયાપદ તરીકે બીજા અને ત્રીજા પુરૂષમાં "શૅલ્" હૂકમ, મરજી, આજ્ઞા બતાવે છે;અને પહેલા પુરૂષમાં માત્ર ભવિષ્ય બતાવે છે.

**Shallow,***a* (શૅ'લો,) Not deep; shoal. છાછરૂં; છાલકું; છબછબીઉં, 2. Superficial; ignorant. અલ્પજ્ઞ; ઉપરચોટીઉં; ઉપર ટપકેલું; છાછરૂં. 3. Not of loud or penetrating sound. ટુંકા સાદવાળું. *n.* A shoal; a flat. ભાડું; છાછરા પાણીની જગ્યા. *vt.* To make shallow. છાછરૂં કરવું.

**Shallow-brained,***a* (શૅ'લો,-બ્રે,ન્ડ)Foolish; of weak intellect.જડબુદ્ધિનું; જડ; મૂર્ખ.

**Shalt,** (શૅલ્ટ્) Second person singular of **shall,** "શૅલ્"નું બીજો પુરૂષ એકવચન.

**Sham** *n.* (શૅમ્) Deception; imposture; delusion. ઢોંગ; પાખંડ; છળભેદ; પ્રપંચ; ઠગાઈ; છેતરપંડી-બાજી; વેશ; છળ. 2. An impostor; a deceiver.ઠગારો; ધુતારો. **Pillow sham,** ઉશીકાનું અસ્તર; ગલેફ. *a.* False; pretended. ઢોંગી; જુઠું; દેખાડવાનું; બનાવટી.*vt.* To deceive expectation;to obtrude by fraud. માથે મારવું; આશા આપી છળવું; ઠગવું; છેતરવું. To imitate; to ape.નકલ કરવી;ચાળા પાડવા-નો ઢોંગ,વેશ કરવો.

**Shamble,***vi.*(શૅ'મ્બલ્) To walk awkwardly and unsteadily; to shuffle along. બેઢંગુ ચાલવું; લથડતા પગે ચાલવું.

**Shambles,** *n.* (*pl*) (શૅ'મ્બલ્ઝ) A place where butcher's meat is sold. ખાટકીવાડો; મચ્છી બજાર; કસાઇવાડો; માછી બજાર. 2.A place for slaughtering animals for meat.કતલખાનું; કસાઈખાનું. [L. *scamnum*, a stool.]

**Shame,** *n.* (શે,મ્) Sense of disgrace; a painful sensation, excited by a consciousness of guilt. લાજ; લજ્જા; શરમ; સંકોચ; 2. The cause or reason of shame. શરમ; લાજ; શરમની વાત; લજ્જા કારણ-હેતુ. 3. Dishonour. અપકીર્તિ; કલંક; અપમાન; ફિટકાર. 4. The secret parts. ગુહ્યાંગ; છુપા–એબ લાગે એવા ભાગ. **To put to shame,** To disgrace. શરમાવવું; નીચું ઘલાવવું; લાજ લગાડવી. **What a shame,** કેવી શરમની વાત છે. **For shame!** શરમાઓ; નીચું ઘાલો; શરમ તને-તમને. *vt.* To make ashamed. શરમાવવું. લજાવવું; નીચું ઘલાવવું; ઓશિયાળું કરવું. 2. To disgrace; to dishonour. ને એબ લગાડવી; કલંકિત કરવું; ની બેઆબરૂ કરવી.

**Shame-faced,***a.*(શે,'મ્ફે,સ્ડ)Bashful;modest; diffident. શરમાળ; લજ્જાળુ; લાજાળું; સંકોચશીલ.

**Shameful,** *a.* (શે,'મ્ફુલ્) Bringing shame or disgrace. લાજવા જેવું; શરમભરેલું;નિંદાપ્રદ; લાજ લાગવા જેવું. 2. Indecent; degrading. બેશરમ; નાગું; નિર્લજ; બીભત્સ; અમર્યાદ.

**Shameless,** *a.* (શે,'મ્લિસ્) Destitute of shame; wanting modesty. નિર્લજ્જ; શરમ વિનાનું; અસભ્ય; નફટ. 2. Indecent. અમર્યાદ; બેશરમ; બીભત્સ; ભાંડ.

**Shampoo,** *vt.* (શૅમ્પૂ') To rub and press the limbs, and at the same time to rack the joints after warm bathing. ચંપાવવું; ચંપી કરાવવી; ગુંદવું; 'મસળવું; દબાવવું. 2. wo wash thoroughly and rub the head of a person, with a soap. નવરાવીને માથું ચોળવું. *n.*The act of shampoosing.ચંપી;દિલ ચાંપવું તે.

**Shank,** *n.* (શૅન્ક્) The whole joint from the knee to the ankle. ઢીંચણથી ઘુંટી લગીનું પગનું હાડકું; નળો. 2. The whole leg. પગ. 3. A handle.હાથો;દાંડો. **To ride shanks's mare,** To walk.પગે ચાલીને જવું; પગપાળા જવું.

**Shanty,** *n.* (શૅ'ન્ટિ) A hut; cottage.ઝુંપડી; મઢુલી; છાપરી.

**Shape,** *vt* (શે,પ્) [ *p. p* **Shaped** or **Shapen**] To form or create; to mould or make into a particular form. ઘડવું; આકાર આપવો; ઘાટ બનાવવો; ઉત્પન્ન કરવું. 2. To direct; to regulate. ચલાવવું; વર્તાવવું; ની વ્યવસ્થા કરવી. 3. To conceive; to

image. કલ્પવું; ધારવું; અનુમાન કરવું; ગોઠવવું; રચવું; ઉભું કરવું.-*vi.* To suit. ચાલવું; લાયક થવું;બંધ બેસતું થવું; બરાબર આવવું.-*n.*External form or figure. રૂપ; આકાર; ઘાટ; ડોળ. 2. A figure, a model. આકૃતિ; મૂર્તિ; નમુનો, રૂપ; સ્વરૂપ. 3.Guise. વેશ;પોષાક-°**less**,*a.*(શે,'પ્લેસ્). Destitute of shape.બેડોળ;કદરૂપું;બદશિકલ;નિરાકાર.

**Shapely**, *a.* (શે,'પ્લિ) Well formed; symmetrical. ઘાટદાર; રૂપાળું; સુંદર; દેખાવડું;અવયવ શુદ્ધ; ડોળદાર.

**Share**, *n.* (શેઅર્) A part; a division; a portion. ભાગ; અંશ; લેશ. 2. A dividend; an allotment. પાંતી ભાગ; ફાળો; હિસ્સો, વાંટો. 3.One of a certain number of equal portions into which any property is dividend.હિસ્સો; વાંટો.-*vt.* To divide; to part. વહેંચી લેવું;ના ભાગ કરવા.2. To partake; to enjoy.માં ભાગ હોવો;ની જોડે ભોગવવું. To part among two or more. ભાગ પાડવા; વહેંચી લેવું.-*vi.*To have part.નો ભાગ હોવો-મેળવવો.**To go shares**; to partake.માં ભાગ હોવો; સરખો હક હોવો.

**Share-broker**,*n* (શે'અર્-બ્રો,કર્) A broker who deals in shares. શેરનો દલાલ; શેર દલાલ.

**Share-holder**,*n.*(શે'અર્-હો,લ્ડર્) One who holds or owns a share in a joint fund or property. ભાગીઓ; ભાગીદાર;પાંતીદાર; શેરહોલ્ડર.

**Shark**, *n.* (શાર્ક્) A voracious fish. સમુદ્રનું એક જબરૂં માછલું; મગર મચ્છ;શાર્ક.2.A sharper, an artful fellow. ઠગ; લુચ્ચો; ખલ; ધૂતારો. *vt.* To pick up hastily. ગમે તેમ-આડાઅવળું વીણવું.-*vi.* To swindle. ઠગવું; ધુતવું; મંતરવું. [L. *carcharus*, a dog-fish.]

**Sharp**, *a.* (શાર્પ્) Having a very thin edge; keen. અણીદાર; ધારવાળું-દાર; તીક્ષ્ણ; પાણીદાર; બારીક; ઝીણું તેજદાર. 2. Sarcastic, severe. કરડું; કઠોર; સખ્ત; હાડોહાડ લાગે એવું. 3. Shrewd; ingenious. તર્કબાજ; હોશિઆર; ચતુર; પક્કું; બારીક બુદ્ધિવાળું; પહોંચેલું; ચાલાક. 4. Biting; sour; pungent. તમતમાટવાળું; તીવ્ર; ખાટું 5. Eager in pursuit; impatient for gratification.ભૂખ્યું;કડકડતું;તલ્પી રહેલું.6.Fierce, violent. ગુસ્સાદાર; જબરૂં; ભારે. 7. High in pitch. ઉંચું; તીણું; ઉદાત્ત.*n.* An acute sound. ઉદાત્ત સૂર. 2. A needle with a sharp point. ઘણીજ બારીક સીવવાની સોય. 3. A sharp tool or weapon. અણીવાળું; ધારદાર હથિયાર 4. An expert. કાબેલ;ચતુર;નિપુણ.*vt.* To make keen; to sharpen.ધાર કહાડવી; ઝીણું, બારીક બનાવવું. 2. To raise above the proper pitch. સૂર ઉંચો એવી *adv.* Piercingly; eagerly. લાગે એવું; આતુરતાથી. 2. Precisely; exactly; ચોક્કસ રીતે; સખ્તાઈથી; બારીકાઈથી. **Look sharp**, Alert. ધ્યાન આપો;ચંચળ થાઓ;ચાલો; ઝડપ કરો. **Sharp practice**, પેચ; પહોંચેલાના જેવો ગેરવાજબી વહેવાર; છેતરપીંડી.

**Sharpen**, *vt.* (શૅ'ર્પન્) To make sharp; to edge.ધાર ચઢાવવી-કહાડવી; તીણું-ઝીણું કરવું. 2. To render more quick or acute in perception. સતેજ કરવું; લાગે-જણાય તેવું કરવું. 3. To make more pungent and painful. તીક્ષ્ણ-તીવ્ર-કડક-તમતમું કરવું; વધારવું. 4. To render more shrill or piercing. તીણું કરવું; કાન ફોડી નાખે એવું તીણું કરવું. 5. To make sour. ખાટું કરવું. 6. To make biting or severe.હાડોહાડ લાગે એવું, કરવું, સખત કરવું; માર્મિક કરવું. 7. (Mus.)To apply a sharp to.રાગ ઉંચે ચઢાવવો.

**Sharper**, *n.* (શૅ'ર્પર્) A cheat, a swindler. લુચ્ચો; ધુતારો; ઢોંગી; પ્રપંચી; મારવાડી; છકેલ-પંજેબાજ; સોદો.

**Sharpness**,*n.* (શા'ર્પ્નિસ્) Keenness;acuteness બારીકાઈ; તીવ્રપણું; તીવ્રતા; પાણી; ધાર;તેજ; હોશિઆરી; ચતુરાઈ.

**Sharp-set**, *a.* (શાર્પ્-સે'ટ્) Eager in appetite; ravenous. તલ્પિ રહેલું; ભૂખ્યું ડાંસ; ખાઉ ખાઉ કરતું; ક્ષુધાતુર.

**Sharp-sighted**, *a.*(શાર્પ્-સા'ઇટિડ્) Having quick or acute sight.તેજ નજરવાળું;સૂક્ષ્મદૃષ્ટિ; નજરબાજ; કુશાગ્રબુદ્ધિનું.

**Sharp-witted**,*a.* (શાર્પ્-વિ'ટિડ્) Sagacious. તેજ અક્કલ-હાજરજવાબીવાળું; શીઘ્ર બુદ્ધિવાળું; હાજરજવાબી.

**Shatter**, *vt.* (શૅ'ટર્) To break at once into pieces; to crack. ભાંગી ભુકો-ચુરેચુરો કરી નાખવું; કકડેકકડા કરી નાખવું; કચરઘાણ કરી નાખવું. 2. To derange; to disorder. ગડબડ સડબડ કરવું; અવ્યવસ્થિત કરવું; ધુળધાણી કરવું.3. To scatter about.આમતેમ વેરવું-પાથરવું-નાખવું. *vi.* To be broken into fragments. ચુરેચુરા થઈ જવા; કકડેકકડા થવા; કચરઘાણ વળવો-*n.* A fragment of anything forcibly rent or broken. ચુરો; કકડો; કકડી; ભાગ.

**Shave**, *vt.* (શેવ્) To make smooth by paring off slices. છોલવું; રંદો ફેરવવો; પાતળી ચીપો-ચીરીઓ ઉતારવી. 2. To cut off from the surface of a body by an edged instrument. હજામત કરવી; બોડવું; વતું કરવું. 3. To strip; to fleece. ખંખેરવું; લુંટી લેવું; પડાવી લેવું; ઠગવું; મુંડવું. 4. To skim along the surface of. ને ઘસાઇને જવું; ની પાસે હમોલગ થઇને જવું.-*vi.* To use a razor,

હજામત કરવી; મુંડવું; વતું કરવું. 2. To cheat. છેતરવું; ઠગવું; ધુતવું.–*n.* A thin slice. છોલ; કાતરી; કરચ; કાપલી. 2. Operation of shaving. વતું; હજામત; મુંડન. 3. An exorbitant discount on a note. હુંડીનો હદ ઉપરાંતનો વટાવ. . A tool with a long blade and handle for shaving wood. એક જાતનું પટ્ટાના જેવા આકારનું લાકડાં છોલવાનું હથિઆર; રંદો.

**Shave-ling,** *n.*(શે,'વ્-લિંગ્)A man shaved, a monk or other person of a religious order. હજામત કરાવેલો માણસ; સાધુ; જતિ;ઓઘડો;મુંડીઓ.

**Shaving,** *n.* (શે,'વિંગ્) The act of shaving. હજામત;મુંડન;વતું;ક્ષુરકર્મ.2.A thin slice pared off with a cutting instrument.છોતરાં;છોડાં; છોલ.

**Shawl** *n.*(શૅાલ્)A kind of mantle.શાલ; દોશાલા.

**She,** *pron.* (શી) This or that female; the woman understood or referred to. આ–તે સ્ત્રી; તેણી. 2. A woman, a female–used humourously as a noun.બાયડી;સ્ત્રી;ઓરત;નારી.

**Sheaf,** *n. pl.* Sheaves (શીફ્) A number or quantity of things pressed or put together; a bundle of stalks. પૂળો;પૂળી;ભારો; ભાથો.-*vt.* To collect and bind. એકઠું કરવું અને પુળો બાંધવો. [A. S. sceaf.]

**Shear,** *vt.* (શી,ર્) [*imp.* Sheared or Shore; *p. p.* Sheared or Shorn.] To cut or clip from a surface. ની ઉપરથી કાતરવું; કાતરી લેવું-નાખવું;લણવું;કાપી લેવું; કાપણી કરવી. *n. pl.* A cutting instrument, consisting of two blades; scissors. કાતર; કાતરણી 2. An instrument for raising heavy weights, as the lower masts of ships. ભારે વજન ઉપાડવાનું યંત્ર.

**Shearer,***n.*(શી,'રર્)One who shears.કાતરનાર; હજામ; લણનાર.

**Shearling,***n.* (શ,લિંગ્) A sheep that has been but once sheared.એક વખત કાતરેલું ઘેટું.

**Sheath,***n.*(શીથ) A case, a scabbard.મ્યાન; મેણ;તલવારનું ઘર;ગલેફ. 2. Any thin covering for defence or protection.રક્ષણ-બચાવનું ઢાંકણ.

**Sheathe,***vt.* (શીધ્) To put into a sheath, case or scabbard. મ્યાન કરવું; મ્યાનમાં ઘાલવું. 2. To cover or line, to cover with boards or sheets of copper.મઢાવવું;ઉપરથી પતરાં-પાટીયાં જડવાં; માંહેથી અસ્તર દેવું-નાખવું; ઢાંકણ દેવું. 3. To fit or furnish with a sheath. નું ઢાંકણ કરવું; ઉપર મ્યાન-ઘર-ઢાંકણ કરવું-બેસાડવું. **To sheathe the sword** લડાઈ બંધ કરવી; સુલેહ કરવી; વેરભાવ મૂકી દેવો; સમાધાન કરવું.

**Sheathing,** *n.* (શી'ધિંગ્) That which sheathes. મઢાણ; મઢેલાં પત્રાં; ઢાંકણ; અસ્તર.

**Shed,***vt.*(શેડ્) To cause or suffer to flow out.પ્રસારવું;વહેવા દેવું. 2. To throw off;to let fall. નાખવું; પડવા દેવું; ખેરવવું; ઉતારવું. 3, To diffuse; to emit. પસરવું; બહાર કાઢવું; માંથી નીકળવું; ખરી પડી; ગરી જવું. 4. To cause to fall off without penetrating. વહી જવું; પરથી ખરી પડવું. *vi.* To let fall the parts. ટપકવું; ખરવું; નાં ટપકાં પડવાં; ટપકાંરૂપે પડવું.2. To throw off a covering or envelope. ઢાંકણ-પડવું, પડખરી-નીકળી જવું.–*n.* A hut;an out-building. છાપરી; ઝુંપડી; મઢુલી; માંડવી; મરૂડી; ઓસરી; ઢાળીયું. **Sheds for cattle,** કોઢ;કોડ. 2. A division; a parting. જુદાઈ; જુદું પડવું તે; ભિન્નતા. 3. The act of shedding. સ્રાવ. [L. *scindo,* I cleave, cut.]

**Sheen,** *vi.*(શીન્) To shine.ચળકવું;પ્રકાશવું-*a.* Bright;glittering. પ્રકાશિત;ચળકતું.–*n.* Brightness; splendour. ચળકાટ; ભપકો; શોભા; પ્રકાશ.

**Sheep,** *n. sing.* & *plu.*(શીપ્)A ruminant quadruped of many species. ઘેટું; મેઢું; ગડરું; મેષ. 2. The people of God. માણસ–આદમ-મનુષ્ય જાત.**Sheep run,** ઘેટાંને ચરવાનું ચોગાન-મેદાન-ચરો. **Sheep-cot, fold,** A pen. ઘેટાં-ગેઢાં રાખવાનો વાડો-નેસડો.

**Sheep-headed**, *a.* (શીપ્-હે'ડિટ્) Silly; stupid. મૂર્ખ; જડસો; ઢોઢો.

**Sheepish,** *a.* (શી'પિશ્) Like a sheep; bashful; timorous to excess. બકરી જેવું; ગરીબ; શરમાળ; બીકણ; લાજાળુ; રાંકડું;દમ વગરનું; નિસ્તેજ. 2. Foolishly imitating. ગાડરીયું; બીજું કર્યું કરનાર; નકલ કરનાર.3. Embarrassed. સાંગું; જડસું; ભદ્રંભદ્ર.

**Sheep's eye,** *n.* (શીપ્સ્ આ'ઇ) A modest look; a loving glance. પ્રેમી, મીઠી નજર; રહેમનજર; નેત્રકટાક્ષ.

**Sheer,** *a.* (શી,ર્) Unmixed; pure; clear. ચોકખું; ચળકતું; નિર્મળ; સ્વચ્છ. 2. Simple; mere; clear. શુદ્ધ; સ્પષ્ટ; ઉઘાડું; માત્ર; ફક્ત; કેવળ. 3. Perpendicular. ઉભી; ઉભા ઢોળાવવાળી. 4. Thin. પાતળું; આરપાર દેખાય તેવું; બારીક. [L. *scir,* bright.]

**Sheer,** *vi.* (શી,ર્) To turn aside, to move away. આઘા ખસવું; કોરે ખસવું; આડું વળવું–ફાટવું-જવું; આઘાપાછા થઇ જવું. **To sheer up,** આડકતરા પહોંચવું;ત્રાંસી રીતે જવું.–*n.* The longitudinal curve. ગતિમાંનો ફેર-ફેરફાર-વલણ-વાંક. 2. (*pl.*) Shears. કાતર.

**Sheet,** *n.* (શીટ્) A broad piece of cloth. ચોફાળ; ચાદર; પલંગપોશ. 2. A broad piece of paper, a newspaper.વર્તમાનપત્ર; (કાગળનો)

તા,તાવ-તાર. 3. A broad expanse of water. પાણીનો પહોળો પટ; જલવિસ્તાર. 4. Broad piece of metal. પતરૂં.5. A single signature of a book or a pamphlet.પાનું;પત્ર; ચોપડીનાં પાનાં.6. A sail.શઢ.7.A rope fastened to the lower corner of a sail. શઢનાં દોરડાં; શઢનું નીચલું દોરડું. **Sheet in the wind,** Half drunk અધ નિશામાં;અરધો પિધેલ-ચઢેલો.**Both sheets in the wind**. નિશામાં ચકચુર;ઘણોજ પીધેલો;લટ્ટુ. **In sheets**,લાંબો;સપાટ;દંડવત્.-*vt.* To fold in a sheet. ચાદરમાં વિંટાળવું;લપેટવું.2.To draw or expand, as a sheet. બિછાવવું; પાથરવું; વિસ્તારવું. [A. S. *scete*, a sheet.]

**Sheet-anchor,***n.* (શીટ્-ઍંન્કર) The chief anchor. વહાણમાંની સૌથી મોટી બિલાડી; લંગર. 2.The last refuge for safety.છેલ્લો-મુખ્ય આધાર.

**Sheik,***n.* (શેક્)The chief of an Arab tribe or clan. શેખ; આરબ; ટોળાનો સરદાર.

**Shekel,** *n.* (શે'કલ્) An ancient weight and coin, among the jews.એક જાતનું યાહુદી લોકનું વજન; કાટલું; સિક્કો.

**Sheldrake,***n.*(શે'લ્ડ્રે,ક્) A large,handsome, fish-eating duck, a goosander. એક જાતનું માછલી ખાઇને રહેનાર બતક.

**Shelf,** *n.* (શેલ્ફ્) [*pl.* Shelves.] A board or platform, elevated above the floor and fixed horizontally on a frame, to hold objects of use.અભરાઈ; છાજલી; છાજ; અવરાઇ. 2. A sand-bank in the sea, or a rock or ledge of rocks.ભાઠું;ખરાબો; રેતીના ખડકો. **To lay on the shelf,**to dismiss.કામ વગરનું; નકામું ગણીને ઉંચું મુકવું; કોરે મુકવું; આઘું મુકવું; કાઢી મુકવું.

**Shell,** *n.* (શેલ) A hard outside covering, of a fruit.કાચલી; કોચલું; ખપેટી;છોડું. -Of an egg. ઇંડાનો કઠણ આગલો ભાગ; અંડકોશ. -Of mollusks.છીપ; શીપ; શંખ; કવચ; કચકડો; કાચબા જેવા પ્રાણીઓનું આવરણ. 2.A pod.શિંગ;મગફળી; 3. A bomb.છરાનો ગોળો;બાંબ; ગરભછાંટ. 4 A frame-work.ખોખું;ચોકઠું.5.An instrument of music as a lyre વાજિંત્ર;તંબુરો. 6.A light boat. સફરી હોડી.7.(*pl.*)The husks of the cocoanut. છોડાં; ફોતરાં; છોતરાં-*vt.* To strip or break off the shell of. ની કાચલી ફોડવી; ને ફોડવું; ભાગવું-છોડા કઢાડવા. 2. To separate (corn) from the ear. કણસલાં-છોડાંમાંથી અનાજ જુદું પાડવું; ઉપણવું; મસળવું. 3. To bombard, to throw shells upon.ઉપર ગોળાનો મારો ચલાવવો; છરાવાળા ગોળા નાંખવા. **To shell out,** છુટથી ખર્ચવું; ઉડાવવું; છુટે હાથે વાપરવું-આપવું. *vi.* To fall off as a shell. માંથી નીકળી પડવું;ખરી પડવું. 2. To cast the shell or exterior covering.છોડાં-કણસલાં-છાલાંમાંથી છુટું પડી જવું.

**Shellac, Shell-lac,** *n.* (શેલૅ'ક્-શેલ્-લૅક્) The resin lac spread into thin plates. લાખનાં પતરાં.

**Shelter,** *n.* (શે'લ્ટર) That which protects. રક્ષણ; બચાવ; છત્ર; આશ્રય, છાયો-છાંયડો; ઓથ. 2. An asylum;a refuge.આશ્રય;રક્ષણ,ધર્મશાળા; અનાથાશ્રમ. 3. A guardian. વાલી;રક્ષક;બચાવ-રક્ષણ કરનાર.-*vt.* To defend; to protect. બચાવવું; રક્ષણ કરવું; આશ્રય આપવો.2.To cover from notice; to disguise. સંતાડવું; છુપાવવું. 3. To betake to cover or to a safe place (used reflexively.) આશ્રય આપવો;નો આશ્રય-ઓથ લેવી.-*vi.* To take shelter. આશ્રય-ઓઠું લેવું-બચાવ થવો.-°**less,** *a.* Destitute of shelter or protection. નિરાધાર; આશ્રય વગરનું; અશરણ.

**Shelve,** *vt.* (શેલ્વ્) To furnish with shelves. અભરાઇ-છાજલીઓ જડવી-બેસાડવી-કરવી. 2. To place on a shelf. અભરાઇ ઉપર મૂકવું. 3. To put aside.કોરે મૂકવું;ઉંચું મૂકવું.-*vi.*To incline, to be sloping.નમવું-ઢળવું-ઢોળાવવાળું હોવું;ઢળવું.

**Shelvy,** *a.* (શે'લ્વિ) Full of rocks or sand banks; shallow. રેતીના ઢગથી ભરેલું;છાછરૂં;રેતાળ.

**Shepherd,** *n.* (શે'પર્ડ્) One who tends sheep; one in charge of sheep. ભરવાડ; રબારી; મેષપાલ. 2. The pastor of a parish or church. દેવળનો ધર્મોપદેશક; પાદરી; ગુરૂ.[A Sax. *Sceap*, sheep & *hydre*, a herd.]

**Shepherdess,** *n.* (શે'પર્ડિસ્) A woman who tends sheep. રબારણ; ભરવાડણ. 2. A rustic lass. ગામડીઅણ; ગામડાની છોકરી.

**Sherbet,** *n.* (શ'રબટ્) A kind of drink used in the East. પૂર્વ તરફના દેશમાં વપરાતું એક જાતનું પીણું; શરબત.

**Sherd,***n.* (શ'ર્ડ્)A fragment. કકડો; ટુકડો; ખંડ.

**Sheriff,** *n.* (શે'રિફ્) The chief officer of a shire or county. શેરીફ; નાજર; આખા પ્રગણાનો નાજર.

**Sherry,** *n.* (શે'રિ) A Spanish white wine. એક જાતના સ્પેન દેશનો દારૂ-મદ્ય.

**Shew**, *vt.* & *i.* (શો,) See **Show**.

**Shibboleth**. *n.* (શીબ'લેથ્) The criterion of a party. એક તરફના પક્ષના લોકોને પારખવાનું ચિહ્ન; એ શબ્દના ઉચ્ચાર ઉપરથી યાહુદી લો; માણસ પોતાનામાંથી કઇ જાતનો છે તેનું પારખું કરતા હતા; ખાસ શબ્દ, રૂઢિ, સિદ્ધાંત.

**Shield,** *n.* (શીલ્ડ્) A buckler. ઢાલ. 2. Shelter; protection. રક્ષણ; [illegible]

One who protects or defends. રક્ષણ-બચાવ કરનાર; રક્ષક; છત્ર; ઢાલ. 4. A frame-work used to protect workmen in the mines. મજુરોનું રક્ષણ કરવાને ખાણમાં વપરાતું-ખોખું-ચોકઠું. 5. The escutcheon or shield on which are placed the bearings in coats of arms. ઢાલના ઉપર કાઢેલાં ચિહ્નો.-*vt.* To cover with a shield. ઢાલથી બચાવ-રક્ષણ કરવું. 2. To defend. રક્ષણ કરવું; સંભાળવું. 3. To keep aside. દૂર રાખવું; આઘે-છેટે રાખવું.

**Shift,** *vt.* (શિફ્ટ્) To change; to alter. બદલવું; એકને બદલે બીજું કંઈ ભળતું મૂકવું. 2. To transfer from one place to another. જગા બદલવી; ફેરવવું; એક જગ્યાએથી બીજીએ લઈ જવું; (માથેથી) ઉતારવું; (ખાંધ) બદલવી 3. To put off or out of the way by some expedient. ઉડાવવું; સમજાવી કાઢવું 4. To change (clothes). કપડાં બદલવાં-બદલાવવાં. *vi.* To vary from one point or direction to another. સ્થાન, સ્થળ, દિશા બદલવી; સ્થિતિ બદલવી. ફેરફાર કરવો. 2. To change one's clothes. લુગડાં બદલવાં. 3. To practise indirect or evasive methods. ઉડાવવું; છક્કા પંજા રમવા. **To make shift,** to delay. ઢીલ-વાર કરવી, વિલંબ કરવો; મુલ્તવી રાખવું. **To shift about** = ફર્યા કરવું; ડગમગવું-*n.* Change. ફેરફાર; ફેર; ફેર બદલો. 2. An expedient tried in difficulty; a trick. તોડ; ઉપાય; યુક્તિ; રસ્તો; હિકમત; પ્રયોગ. 3. A fraud; an artifice. પ્રપંચ; પેચ; છળ; ભેદ; દાવ; કપટ 4. A woman's under-garment. બાયડીનું માંહે પહેરવાનું બદન-ખમીસ, કુરતું. **To make shift,** To contrive; to manage. રસ્તો-યુક્તિ શોધી કાઢવી; સંકટ-ભીડ-અણીને વખતે યુક્તિ કરવી; ચલાવી લેવું. [A Sax. *Sciften*, to divide; to change.]

**Shiftless,** *a.* (શિ'ફ્ટ્લિસ) Destitute of expedients. ઉપાય રહિત; જેને યુક્તિ ન સુઝે તેવું; આળસુ; પ્રમાદી; ઉકેલ વગરનું.

**Shifty,** *a.* (શિ'ફ્ટિ) Full of or ready with shifts; fertile in expedients. તરત યુક્તિ-તોડ કાઢે તેવું; સમયસૂચકતાવાળું; ઉકેલવાળું; યુક્તિબાજ.

**Shillelagh,** *n.* (શિલે,'લા)A cudgel.[Name of a wood in Ireland famous for its oaks.] આયરીશમેન રાખે છે તે ઓકની લાકડી; ડાંગ; ડંગોરો; ધુધું.

**Shilling,** *n.* (શિ'લિંગ્) An English silver coin value twelve pence. અંગ્રેજી રૂપાનાણું (આઠઆનાની કીંમતનું) શિલીંગ. 2. In U. S. a denomination of money, differing in value in different States. યુનાઇટેડ સ્ટેટસમાં જુદાં જુદાં સંસ્થાનોમાં જુદી જુદી કીંમતનું નાણું. [A Sax. *Scilling*, to divide.]

**Shilly-shally,** *n.* (શિ'લી-શૅલી)Indecision; irresolution. આનાકાની કરવી,માં દગદગો રહેવો, ઢચુપચુ હોવું તે. *adv.* Hesitatingly. આનાકાનીથી; ડામાડોલ.

**Shimmer,** *vi.* (શિ'મર્) To gleam; to glisten; to glimmer. ઝાંખું અજવાળું-પ્રકાશ પડવો; આછું ચળકવું. *n.* A glimmer. ઝાંખું-આછું અજવાળું-પ્રકાશ.

**Shin,** *n.* (શિન્) The fore part of the leg. પગનો નળો-નળી; ચુડો. *vt.* To climb by clasping with the hands and legs alone. ઝાડ, વાંસ વગેરે ઉપર ચઢવું.

**Shindy,** *n.* (શિ'ન્ડિ)A disturbance; a riot. હુલ્લડ; તોફાન; બખેડો; ધાંધલ; દંગો; ફિતુર.

**Shine,** *vi.* (શાઇન્) [*Imp.* and *p. p.* Shone.] To give light; to emit rays of light. પ્રકાશવું; ચળકવું; ઝળકવું. 2. To be brilliant. શોભાયમાન-ભપકાદાર હોવું; શોભવું; વિરાજવું. 3. To glitter; to be glossy. ઝગઝગવું; ચળકવું; ઝળકવું; તકતકવું. 4. To be conspicuons or distinguished. શોભવું; નામ કાઢવું; દીપી આવવું; પ્રખ્યાત થવું. આગળ પડવું.-*vt.* To cause to shine. પ્રકાશ પાડવો; ચળકાવવું.-*n.* The state of shining; brightness. તેજ; પ્રકાશ; ચળકાટ; ઓપ; રોશની. 2. Fair weather; sunshine. તાપ; તડકો; સુરજનો પ્રકાશ. 3. A fancy; a liking for a person. પ્યાર; મોહ; ભાવ; પ્રીતિ.

**Shingle,** *n.* (શિંગલ્) A thin oblong piece of wood. પાતળું પાટીયું; લાંબુ ઢાળ પડતું વહેરેલું પાટીયું. 2. Round, water-worn, and loose gravel and pebbles. કાંકરા; મરડીઆ.-*vt.* To cover with shingles. પાટીયાં જડવાં; કાંકરી પાથરવી. 2. To cut hair like shingles. સરખું-એકું કાપવું-કાતરવું. ઢાળ પડતું કાતરવું.

**Shingles,** *n.* (શિ'ન્ગલ્ઝ્) A kind of herpes, which spreads around the body like a girdle. શરીર ઉપર ફુટી નીકળે તેવો રોગ. વિસ્ફોટિક; દાદર; ખસ. [L. *Cingulum*, a girdle.]

**Shining** *a.* (શા'ઈનિંગ્) Radiant; bright; illustrious. પ્રકાશ પાડનારૂં; તેજસ્વી; પ્રખ્યાત; નામીચું; દીપતું

**Ship,** *n.* (શિપ્)As a termination. પણું; પણું; (as owner-ship.) Any large sea-going vessel. વહાણ; ઝાજ; બારકસ; નૌકા. **To take ship,** to embark in a ship. વહાણમાં મુસાફરી કરવી; વહાણે ચઢવું.-*vt.* To put on board of a vessel. વહાણમાં ચઢાવવું, મોકલવું. 2. To dispose of; to get rid of. મોકલવું; મોકલી આપવું; વિદાય કરવું.

પતાવવું. 3. To engage for service on board of a ship. વહાણમાં નોકરી કરવાને રાખી લેવું. 4. To fix anything in its place. તેની જગ્યાએ મૂકવું-બેસાડવું.-*vi.* To serve on board of a ship. વહાણમાં નોકરી કરવી. **To ship off.** જળમાર્ગે, વહાણમાં મોકલી રવાને કરવું.

**Ship-board,** *adv.* (શિ'પ્-બોર્ડ) Upon or within a ship aboard. વહાણમાં-ઉપર.

**Ship-chandler,** *n.* (શિપ્-ચૅ'ન્ડલર્) One who deals in cordage, canvas and other furniture of ships. દોર-કંતાન વગેરે વહાણનો સામાન વેચનાર.

**Ship-master,** *n.* (શિ'પ્-મા'સ્ટર્) The master, captain or commander of a ship. વહાણનો કપ્તાન-નાખુદા; ટંડેલ; નૌકાધ્યક્ષ.

**Ship-mate,** *n.* (શિપ્-મે,'ટ્) A fellow sailor. જોડે નોકરી કરનાર ખલાસી-ખારવો.

**Ship-ment,** *n.* (શિ'પ્-મન્ટ્) Embarkation. વહાણમાં માલ ચઢાવવો તે. 2. That which is shipped. વહાણમાં ચઢાવેલો માલ.

**Ship-money,** *n.* (શિ'પ્-મનિ) An imposition formerly charged on ports and cities of England. ઇંગ્લેન્ડનાં બંદરો અને શહેરો ઉપર અગાઉ નંખાતો એક જાતનો કર.

**Shipper,** *n.* (શિ'પર) One who ships. વહાણમાં માલ મોકલનાર.

**Shipping,** *n.* (શિ'પિંગ્) Vessels of navigation. એક જગાનાં બધાં વહાણ; નૌકા સમસ્ત 2. Navigation. નાવિકવિદ્યા.

**Ship-shape,** *adv.* (શિ'પ્-શે,પ્) Properly; in seamanlike manner. રીતસર; બરોબર; ઠીક કરીને; જોઇએ તેવી રીતે.

**Ship-wreck** *n.* (શિ'પ્-રેક્) The destruction of ship by being driven against rocks. વહાણનું ભાંગવું તે; નૌકાભંગ. 2 A ship destroyed upon the water. ભાંગેલું વહાણ-નૌકા. 3. Ruin; total destruction. પાયમાલી; પૂરેપૂરો નાશ; સત્યાનાશ.-*vt.* To destroy (a ship at sea.) વહાણનું ભાંગવું-નાશ થવો તે. 2. To expose (sailors) to destruction by the loss of a ship. વહાણ ભાગવાથી પડતી મુશીબતમાં નાંખવું. **To be ship-wrecked,** વહાણ ભાંગવું; વહાણ ભાગવાથી આફતમાં આવવું; પાયમાલી થવી.

**Ship-wright** *n.* (શિ'પ રાઇટ) A builder of vessels. વહાણ બાંધનાર; નૌકાકાર; વાઢીઓ.

**Ship-yard,** *n.* (શી'પ્-યાર્ડ) A place where ships are built or repaired. વહાણ બાંધવાની, દુરસ્ત કરવાની જગ્યા; વાડો.

**Shire,** *n.* (શાયર્) A division of territory, a county. પ્રગણું; તાલુકો; મહાલ; જીલ્લો; પ્રાંત.

**Shirk,** *vt.* & *vi.* (શર્ક) To avoid; to get off from duty. છટકી-નીકળી જવું; કામ કરવાના અખાડા કરવા; માથેથી કાઢી નાખવું; ભૂલી જવું; કામ ચોરવું. 2. To procure by fraud છળ, ભેદથી, કપટથી મેળવવું; પ્રાપ્ત કરવું. *n.* One who lives by shifts and tricks. છળકપટ-કાવતરાં કરીને રહેનાર; કામ ચોરાવનાર; લુચ્ચાઈથી ગુજારો કરનાર.

**Shirt,** *n.* (શર્ટ્) A man's under linen garment. ખમીસ; અંદરનું પહેરણ; બંડી; બદન. *vt.* To cover or clothe as with a shirt. ખમીસ-બંડી પહેરવી પહેરાવવી.-°**ing,** *n.* (શ'ર્ટિંગ્) Cloth suitable for shirts. પહેરણ બનાવવા જેટલા પનાનું કપડું-કાપડા; તાકો.

**Shive,** *n.* (શાઇવ્) A slice. કકડો; ટુકડો. 2. A little piece or fragment. પાતળો નાનો ટુકડો-કકડો.

**Shiver,** *n.* (શિ'વર્) A thin slice. પાતળો કકડો. 2. A small piece or fragment. ચુરો; કકડો; ચુરી; ખંડ. 3. A spindle. તરાક; ત્રાક. *vt.* To shatter; to dash to pieces. ચુરા-કકડા કરી નાખવા; ટુકડે ટુકડા કરવા. *vi.* To fall at once into many small pieces. ભાંગીને ચુરેચુરા થઇ જવા; કકડે કકડા થવા.

**Shiver,** *vt.* (શિ'વર્) To cause to shake in the wind. હલાવવું; ધુણાવવું; ફગફગાવવું. *vi.* To quake, to tremble. થરથરવું; કંપવું; ધ્રુજવું; ધુણવું. *n.* A tremor, a shaking fit. કંપારો; ધ્રુજારો; કંપ; થરથરાટ.

**Shivery,** *a.* (શિ'વરિ) Trembling, vibrating. ધ્રુજતું; કંપતું; હાલતું; થરથરતું. 2. Easily falling into many pieces. ભાગીને ચુરેચુરા થઈ જાય તેવું.

**Shoal,** *n.* (શો,લ્) A throng; a crowd. ટોળું; જથો; ઝુંડ; સમૂહ *vi.* To crowd; to throng. ટોળાબંધ થવું; ટોળામાં એકઠા થવું,

**Shoal,** *n.* (શો,લ્) A sand-back; a shallow. રેતીનો ખડક; ભાઠું; છાછરા પાણીવાળી જગ્યા.-*vi.* To become shallow. છાછરૂં થવું.-*vt.* To cause to become more shallow. છાછરૂં બનાવવું. *a.* Of little depth, shallow. છાછરૂં; છાછરા પાણીવાળું.

**Shoat,** *n* (શો,ટ્) A young hog. ભુંડ-ડુક્કરનું બચ્ચું.

**Shock,** *n.* (શૉક્) A sudden shake; a collision. અથડાઅથડી; આંચકો; ધક્કો; હડસેલો; હેલો. 2. That which surprises or offends the moral sense. કોઈ વાતથી દિલમાં લાગેલો ઝટકો-ધકકો; હેબત; આવેશ; આઘાત. 3. A violent agitation of the nervous system. ચિતરી; કમકમાટ; કંટાળો; સંક્ષોભ-*vt.* To strike against suddenly. હડસેલો-ધકકો-આંચકો મારવો. 2 To strike with surprise, horror, or disgust. અચંબો-ભય-બીક-કંટાળો ઉપજાવવો-આપવો; ત્રાસ દેવો, આપવો.

**Shock,** *n.* (શૉક્) A pile or assemblage of sheaves of grain; a stook. એકઠી કરીને

ઉભી રાખેલી ઝુંડીઓ; ગંજી; ગંજ; ઓઘો-*vt.* To make or collect into shocks. એકઠું કરીને ઝુંડી બંધ ઉભું કરવું; ઝુડી વાળવી.

**Shock,** *n.* (શૉક) A dog with long thick hair. લાંબા વાળવાળો કુતરો. 2. A thick mass of short hair. ટુંકાવાળનો જથો-સમૂહ.

**Shocking,** *a.* (શૉ'કિંગ્) Affecting with horror or disgust. કમકમાટ ભરેલું;દિલ દુખાવે એવું; ખેદમય ત્રાસદાયક; કારમું.

**Shod,** (શૉડ્) *imp.* and *p. p.* of **Shoe** જોડા પહેરેલા; નાળ જડેલું.

**Shoddy,***n.*(શૉ'ડિ.) Any worthless material. નકામી ચીજ, વસ્તુ, કચરો.-*a.* Cheap and nasty. ગંદું; સુગ આવે તેવું; સસ્તું પડતું પણ ગંદું. 2. Made of shoddy. ખવાઇ જીર્ણ થઇ ગએલા કપડાનું બનાવેલું.

**Shoe,** *n.* (શૂ) A covering for the foot, usually of leather. પગરખું; જોડો; ખાસડું; જુતીયું;ઉપાનહ.2.Anything resembling a shoe in form. જોડાના આકારની ચીજ,પદાર્થ. 3. A plate of iron, nailed to the hoof of an animal. નાળ. **Wooden shoe,** પાવડી; પાદુકા. **Shoe flower,** જાસવંદ; જાસુંદીનું ફુલ-*vt.* [*imp. & p. p.* Shod.] To furnish with shoes. નાળ જડવી-ઠોકવી; ટોચ ઉપર કંઇક મૂકવુ-જડવું. [L. *cutis*, a skin.]

**Shoe-black,** *n.* (શૂ'-બ્લૅક) One who cleans and blacks shoes. જોડાને બ્લૅકી લગાડનાર; જોડાને સાફ કરનાર; પૅાલીશ કરનાર.

**Shoe-horn,** *n.* (શૂ'હૉર્ન) A curved piece of polished horn or metal, used to faciliate the entrance of the foot into the shoe. પગ ઝટ લઇને અંદર આવે તે માટે વપરાતું વાંકું લીસું શીંગડું.-ધાતુની પટ્ટી; જોડાની જીભ.2.(Fig.) A medium. સાધન; દ્વાર. 3. An inducement. લાલચ; લાંચ.

**Shoe-maker,** *n.* (શૂ'-મે,કર્) One who makes shoes, and boots. મોચી; જોડા-બુટ બનાવનાર.

**Shoo,** *interj.* (શૂ) Begone; away. દુર રહે; ચાલ્યો જા; જતો રહે. **Shook** *p. p.* of Shake હલાવ્યું.

**Shoot,** *vt.* (શૂટ્) [*imp.* & *p. p.* Shot,] To let fly or cause to be driven with force. ફેંકવું; મારવું; જવાદેવું; છોડવું. 2. To hit, wound or kill with a missile. અસ્ત્રથી મારવું-ઘા કરવો-મારી નાંખવું. 3. To discharge an arrow or a bullet. ગોળી છોડવી; બાણ ફેંકવું-નાખવું. 4. To emit; to hurl. ઝડપથી ઠાલવવું-નાખવું-ગબડાવવું. 5. To pass rapidly though or under, માંથી તીરની માફક સપાટાબંધ-સરર નીકળી જવું, 6. To push or thrust forward. આગળ ધસવું. ફૂટવું; ફણગો ફૂટવો; હડસેલો મારવો -*vi.* To discharge a missile. ફૂટવું; નો અવાજ-બાર થવો. 2. To cause to discharge anything by means of an engine or or instrument. છોડવું; ફોડવું; ફેંકવું. 3. To be shot or propelled forcibly. અતિ વેગથી દોડી જવું; બાણની માફક ઝડપથી જવું. 4. To germinate, to sprout. અંકુર-ફણગો ફૂટવો; ઉગી નીકળવું; કળી-પીલો ફૂટવો. 5. To make progress. આગળ વધવું; મોટું થવું; વધવું 6. To spread over or overspread. છવાઈ જવું; પથરાઈ જવું. 7. To be felt as if darting through one. સણકો-ચટકો-ઝાટકો આવવો; સૂળ-વેગ આવવા.**To shoot ahead** to progress. આગળ પડવું.-*n.* Act of propelling or driving anything with force. હાંકી-હડસેલી-ધકેલી કાઢી મૂકવું તે. 2. A shot. ગોળી મારવી તે; બાર. 3. Young branch or growth. ફણગો: અંકુર; પીલો; કુમળી ડાળી; પલ્લવ.

**Shoot,** *n.* (શૂટ્) An inclined plane. ઢોળાવ; ઢળતી જગ્યા; ઢાળ; ઉતરણ

**Shooter,** *n.* (શૂ'ટર્) An archer; a gunner. તીર; મારનાર; તીરંદાજ; બંધુક છોડનાર. 2. A fire arm. અ.ચશ્ર; બંધુક વગેરે. 3. A shooting star. ખરતો તારો.

**Shooting,** *n.* (શૂ'ટિંગ્)The act of discharging. ગોળી-બંધુક-તીર-પીસ્તોલ છોડવી તે; તીરબાજી; બંધુકબાજી. 2. The killing of game. બંધુક વડે શિકાર કરવો તે. 3. A piercing sensation. ઝાટકો; સણકો; ચસકો; સૂળ; વેગ.

**Shooting-pain,** *n.* (શૂ'ટિંગ-પે,ન્) Darting pain. આંકડી; સૂળ; ઝાટકો; સણકો.

**Shooting-star**.*n.* (શૂ'ટિંગ્-સ્ટાર્)A darting star. ખરતો તારો; પડતો તારો.

**Shop,** *n.* (શૉપ્) A building or room in which goods, wares, drugs, etc. are sold by retail. દુકાન; હાટ; પેઢી. 2. A building in which mechanics work; a warehouse. વખાર; દુકાનનું કારખાનું; ઉદ્યોગશાળા.*vi.* To visit shops for purchasing good. માલ વહોરવા-ખરીદવા દુકાને જવું.

**Shop-book,** *n.* (શૉ'પ-બુક) An account book. હીસાબ-નામું રાખવાની ચોપડી-ચોપડો.

**Shop-keeper,** *n.* (શૉપ્-કી'પર્) One who sells goods in a shop or by retail.દુકાનદાર. છુટક માલ વેચનાર.

**Shop-lifter,** *n.* (શૉપ્-લિ'ફ્ટર્) One who steals anything in a shop. દુકાનમાંથી-પરથી માલ ચોરનાર.

**Shop-lifting,** *n.* ( શૉ'પ્-લિ'ફ્ટિંગ્ ) Theft from a shop. દુકાનમાંથી ચોરી, તફડંચી.

**Shop-man,** *n.* (શૉપ્-મન્) A tradesman; a shop-keeper.દુકાનદાર;છુટક માલ વેચનાર. 2. A salesman. દુકાનમાંનો ગુમાસ્તો-મહેતાજી; વેંચનાર.

**Shopping,** *n. pr. p.* (શૉ'પિંગ્) The act of visitng shops for the purchase of goods. માલ વહોરવા, લેવા, દુકાને દુકાને ફરવું.

**Shore,** *n.* (શો,ર્) A prop placed beneath anything કોઈપણ ચીજની નીચે, તળે, બાજુએ મૂકેલો ટેકો.–*vt.* To prop; to support. ટેકો, આધાર મૂકવો.

**Shore,** *n.*(શો,ર્)The coast or land adjacent to the ocean or sea. કીનારો; કાંઠો; તીર; તટ.–*vt* To set on shore. કિનારા ઉપર મૂકવું;ઉતરવું. [A. Sax. *Score*, to shear.]

**Shore-less,** *a.* ( શો,'ર્-લિસ્ ) Having no coast; of unlimited extent. કિનારા વગરનું; અપાર; ઘણું વિસ્તીર્ણ.

**Shorn,** ( શૉ ર્ન્ ) *p.p.* of **Shear.** કાતરેલું; મુંડેલું; ખુંચી લીધેલું.

**Short,** *a.* (શોર્ટ્) Not long. ટુંકુ; નાનું; થોડું; સંક્ષિપ્ત; અલ્પ. 2. Not extended in time; not of long duration. ટુંક વખતનું; થોડા દિવસનું. 3. Lacking; deficient. અધુરૂં; ઉણપ વાળું; ઉણું; કમી; અલ્પ; થોડું;ખીટવાળું.4.Scanty; insufficient. અલ્પ; ઉણું; થોડા દીવસ ચાલે તેવું; થોડું. 5. Near at hand. નજીકનું; ઢુંકડું;પાસેનું. 6. Brittle. બરડ; ભાંગી ભૂકો થઇ જાય તેવું. 7. Abrupt; brief. સંક્ષિપ્ત; ટુંકું; અચાનક. 8. Not equal or equivalent. ઓછું; કમતી; કમ; અલ્પ. 9. Dwarfish. ઠીંગણું; વામન; ક્ષુદ્ર. 10. Pronounced with a less prolonged utterance. હ્રસ્વ; લઘુ; ટુંકું. 11. Narrow minded. કમ અક્કલનું; ટુંકી બુદ્ધિનું; સાંકડું; સમજી ન શકે તેવું.*n.* A summary account. સારાંશ; ટુંક હેવાલ. 2. *pl.* The part of the ground grain, from which the fine flour has been sifted.રવો; લોટનો જાડો શાગ.3. *pl.* Breeches. સુરવાળ;ચડ્ડી;ટુંકી ઓચણી.*adv.*Briefly;limitedly. અધુરૂં; અચાનચ; એકદમ; અપૂર્ણ. **At short notice,** In a little time. તરતજ; ટુંક વખતમાં **In short,** in a few words. ટુંકામાં; થોડા શબ્દોમાં; સંક્ષેપમાં. The long and short,બધું; આખું;મતલબ;સારાંશ;તાત્પર્ય. **To sell short,** વાયદે વેચવું.**To stop short,** એકદમ અટકવું. [L. *turtus*, short.]

**Shortage,** *n.*(શૉ'ર્ટિજ્)Deficiency.ખાધ;ટોટો; તૂટ; તંગાશ; ખોડ; તાણ.

**Short-breathed,** *a.* (શૉર્ટ્-બ્રી'ધ્ડ) Having quick respiration હાંફતું; ઉતાવળે શ્વાસ લેતું 2. Having short life.અલ્પાયુષી; ટુંકી જીંદગીનું.

**Short coming,** *n.*(શૉ'ર્ટ્-કમિંગ્) The act of failing as the failure of crop. અનાજ અગર બીજો કોઈ પણ પદાર્થ બરાબર નહિ ઉગવો તે;ઓછી આની પાક.2.Failure in performance of duty. કસુર; ખોડ; ખામી; વાંક; ભૂલ.

**Shorten,** *vt.* (શૉ'ર્ટન્) To lessen; to make short in measure or time ઘટાડવું; કમી થોડું-નાનું કરવું; ટુંકું કરવું.2. To curtail; to reduce in amount. સંકોચવું,ઓછું,કમી કરવું; કસર કરવી. 3. To make deficient in respect to. વગર, વિનાનું-રહિત કરવું; લઇ લેવું. *vi.* To contract. સંકોચાવું; ટુંકું-ઓછું થવું.

**Short-hand,** *n* (શૉ'ર્ટ્-હૅન્ડ)A short method of writing; stenography.સંક્ષેપમાં, થોડા અક્ષર કે ચિહ્નમાં લખવાની કળા; સંક્ષિપ્ત લિપિ;લઘુલેખન.

**Short handed,** *a.* (શૉર્ટ્-હૅ'ન્ડિડ્) Helpless. એકલું; મદદ વિનાનું.

**Short lived,** *a.*(શૉ'ર્ટ્-લિવ્ડ્) Not living or lasting long.ટુંકા આવરદાનું;અલ્પાયુષી;ક્ષણ ભ ગુર.

**Shortly,** *adv.*(શૉ'ર્ટ્લિ) Quickly.ઝડપથી;જલદીથી; થોડામાં. 2. Briefly.થોડા શબ્દમાં; સંક્ષેપમાં;ટુંકામાં.

**Short-sighted,** *a.* (શૉ'ર્ટ્-સાઈટિડ્) Not able to see far; near sighted. દૂર નહિ જોઇ શકે તેવું; ટુંકી નજરનું-દૃષ્ટિવાળું. 2. Of limited intellect. ટુંકી બુદ્ધિનું; લાંબા વિચાર-સમજ વગરનું;કમઅક્કલનું. 3. Heedless.બેદરકાર;ભવિષ્યનો વિચાર નહિ કરનારૂં.

**Short-winded,** *a.* (શૉ'ર્ટ્-વિન્ડિડ્) Affected with shortness of breath. દમીએલ; થોડો શ્વાસ લઇ શકે તેવું; હાંફી જાય એવું.

**Short-witted,** *a.* (શૉ'ર્ટ્-વિટિડ્) Not wise. મૂર્ખ; કમઅક્કલનુ; ઠોઠ; અભણ; અક્કલનું બુઠ્ઠું.

**Shot,** *n.* (શૉટ્) The act of shooting. બાણ-તીર ફેંકવું તે; ગોળી મારવી તે;બાર;અગ્નયસ્ત્ર છોડવું તે. 2. A missile, weapon, a ball or a bullet. બાણ; અસ્ત્ર; ગોળો; ગોળી. 3. Small globular masses, of lead. જુદાજુદા કદના સીસાના છરા; ગોળી. 4. A marksman. નિશાન તાકનાર; આબાદ ગોળી મારનાર; તોકડું; લક્ષ્યવેધી. 5. Share or proportion; reckoning. ભાગ; હિસ્સો, ફાળો: ચુકાત; હિસાબ. 6. The flight of a missile, weapon. અંતર; ટપ્પો; તીરવો.–*vt.* To load with shot over a cartridge બંદુકમાં ગોળા ભરવી. *imp. & p. p* of **Shoot.** ગોળી મારી. [*n. pl.* **Shot** or **Shots.**]

**Shot-free,** *a* (શૉ'ટ્-ફ્રી) The same as *scot-free.*

**Should,** *imp.* (શુડ્)of **Shall,**ભવિષ્યકાળદર્શક શૅલ્ શબ્દનું ભૂતકાળ. It expresses duty or

moral obligation. એનો અર્થ "જોઇએ", "ફરજ છે" એવો થાય છે.

**Shoulder,** *n.*(શો,'લ્ડર)The joint by which the arm of a human being, or the fore-leg of a quadruped is connected with the body.ખભો;ખાંધ;સ્કંધ;અંસ.2.The flesh and muscles connected with the shoulder-joint. ખભા આગળનું માંસ અને સ્નાયુ. 3.The fore-leg of an animal dressed for market. કોઈપણ પશુનો આગલો પગ. 4. (Fig.) Support.આધાર; ટેકો; આશ્રય. 5. The upper part of the back. પીઠનો ઉપલો ભાગ.–*vt.* To push or thrust with the shoulder. ખભાવતી ધકકો-હડસેલો મારવો. 2. To take upon the shoulder. ખાંધે લેવું-ઉચકવું. [A. S. *sculder.*]

**Shoulder-blade,** *n.* (શો',લ્ડર્-બ્લે,ડ્) The scapula; the broad bone of the shoulder. ખભાનું ચપટું હાડકું; સ્કંધફલક.

**Shoulder-knot,** *n.* (શો,'લ્ડર્-નૉટ) A kind of ornamental knot or ribbon or lace worn on a shoulder. ખભા ઉપર આવી રહે એવો કસબ કે ફીતનો ગુચ્છો-ફુલ-ગોટો.

**Shout,** *vi.* (શાઉટ) To cry out; to utter a sudden and loud cry. બુમ પાડવી: પોકાર, ચીસ પાડવી; આરડવું; બરાડવું; લલકારવું.–*vt.* To cry; to utter with a shout. ઘાંટો કાઢીને–બુમ પાડીને બોલાવવું; તાણીને હાક મારવી. 2. To treat with shouts or clamour. ની જો બોલાવવી.–*a.* A loud burst of voice. હાંક; બુમ; પોકાર;શોર; ઘોંઘાટ; જયધ્વનિ; ઘોષ;કોલાહલ; હર્ષનાદ.

**Shouting,** *n.* (શા'ઉટિંગ્) Uttering a sudden and loud cry. કીકીઆરી; પોકાર; બૂમાબૂમ; ઘાંટા ઘાંટ.

**Shove,** *vt.* (શવ્) To push; to drive along. ધકેલવું; હડસેલો મારવો; ઠેલવું; હડસેલવું. 2. To push along or aside in a careless or rude manner. બે ફીકરાઈથી-જંગલી પણે બાજુએ-આગળ ખસેડી ધકેલી પાડવું,–*vi.* To push or drive forward; to push off. આગળ ધકેલવું-હાંકવું; ચલાવવું; હલેસવું; હંકારવું; વાંસ કે હલેસા વડે આગળ ચલાવવું.–*n.* The act of pushing. ધકેલો; ધક્કો; હડસેલો; ઠેલો.

**Shovel,** *n.* (શ'વલ) An instrument with hollowed blade for digging, lifting or throwing earth or loose substances. પાવડો; પાવડી.–*vt.* To take up and throw with a shovel. પાવડેથી ફેકવું-નાંખવું. 2. To gather in great quantities. પાવડેથી એકઠું કરવું. ભેગું કરવું.

**Shoveler,** *n.* (શ'વલર્) A kind of duck, having a long and broad bill.એક જાતનું બતક.

**Show,** *vt.* (શો,) [*p. p.* Shown or Showed] To exhibit or present to view. દેખાડવું; બતાવવું; દર્શાવવું; નજર આગળ ધરવું. 2. To inform; to teach. કહેવું; જાહેર કરવું; સૂચવવું; શિખવવું; જણાવવું; 3 To usher, guide, or conduct.રસ્તો બતલાવી લઇ જવું; આગળ ચાલવું. 4.To prove; to explain.સાબીત કરવું; સમજાવવું; બતલાવી આપવું; પ્રગટ કરવું. 5. To confer; to bestow. (અનુગ્રહ-ઉપકાર) કરવો; રાખવું; કરવું. *vi.* To appear; to look; to seem.દેખાવું; નજરે પડવું; જણાવું; નું દર્શન થવું. **To show off,** To display one's self. ભપકો, ડોળ બતાવવો. **To show up,** વગોવવું; ફજેત કરવું.–*n.* Appearance; exhibition. તમાસો;ખેલ;પ્રદર્શન. 2. Semblance; likeness. સ્વરૂપ;આકાર;ડોળ;ઘાટ; દેખાવ; રૂપ.3. Parade; pomp. દમામ; ઠાઠમાઠ; ડોળ;ભપકો;ધામધુમ;આડંબર.4. Pretext; plausibility.ખોટો ડોળ;ઢોંગ;ટાપટીપ;સોંગ;વેશ. **Show-glass,** A mirror. દર્પણ; ચાટલું; તકતો.

**Show-bill,***n* (શો,'બિલ્)A broad sheet containing an advertisement in large letters. દુકાનને બારણે વગેરે ઠેકાણે ચોટાડવાનો કાગળ;ભીંતે ચોટાડવાનો કાગળ; મોટી જાહેર ખબર.

**Shower,** *n.*(શાઉર) A fall of rain. માવઠું; ઝાપટું; વરસાદ *vt.* To water with a shower; to rain.ભિંજવવું;વરસાવવું; પલાળવું;ઝાપટું પાડવું. 2. To scatter in abundance; to bestow liberally. ની વૃષ્ટિ-વરસાદ વરસાવવો; વરસવું.*vi.* To rain in showers.ઝાપટું થવું; ઝાપટાં પડવાં.

**Shower-bath,***n.*A bath in which water is showered from above. ઉપરથી પાણી પડે એવી નહાવાની જગ્યા; ધારાસ્નાન.

**Showery,** *a.* (શા'ઉરિ)Raining in showers. ઝાપટે-ઝાપટે પડવું-આવવું. 2. Pertaining to, or produced by showers. વરસાદ-ઝાપટાં સંબંધી-નું-વિષે.

**Show-man,** *n.*(શો,'મન્)One who exhibits a show. ખેલાડી; તમાસગીર; નટ.

**Showy,** *a.* (શો,'ઇ) Making a show; gay; gaudy, ostentatious. ડોળદાર; ઢોંગી; રોફદાર; ભપકાવાળું; દેખાવડું.

**Shred,** *n.* (શ્રેડ) A piece; a fragment. કકડો; ટુકડો; ખંડ. 2. A strip. ચીથરૂં;ચીંદરડી;કાપલી.–*vt.* To cut or tear into small pieces.કાપલી-ચીંદરડી-ટુકડા કરવા; મોળવું.

**Shrew,** *n.* (શ્રૂ) A brawling, turbulent, vexatious woman; a scold.વઢકારી બૈરી;કર્કશા; વઢકણી વહુ.2.A shrew-mouse.છછુંદરી;ગંધમુખી.-*a.* Wicked, malicious. દુષ્ટ; ખારીલું; ઝેરીલું; ખરાબ.–*vt.* To beshrew; to curse. દુઃખ-સંકટ નાખવું; શાપ દેવો; અનિષ્ટ કરવું.

**Shrewd,** *a.* (શ્રૂડ) Sagacious; keen; discriminating. લાંબી-ઝીણી નજરવાળું; હોશિયાર; ડાહ્યું; ચતુર; નિપુણ; ચોકસ. 2. Vicious; wicked; malicious. લુચ્ચું; પાપી; દુષ્ટ; ખારીલું; વઢકારું. 3. Artful; cunning. પહોંચેલ; કાવાબાજ; ધૂર્ત; પાકું; લુચ્ચું.-*adv.* Archly; sagaciously. બારીક નજરથી; ખરી અટકળ-તર્ક-વિચાર બાંધીને-કરીને.

**Shrewish,** *a.* (શ્રૂ'ઇશ્) Peevish; forward. વઢકારું; કર્કશા જેવું; હઠીલું; નઠારું.

**Shriek,** *vi.* (શ્રીક્) To utter a shrill cry; to scream. ચીસીઆરી-ચીસ પાડવી-મારવી; તીણી બુમ મારવી.-*n.* A sharp shrill, outcry or scream. ચીસ; ચીચીઆરી; આક્રંદ, તીણી બુમ.

**Shrift.** *n.* (શ્રિફ્ટ્) A confession made to a priest. પાદરી આગળ પાપ માનવાં તે; પાપનો સ્વીકાર; પાપનિવેદન.

**Shrill,** *a.* (શ્રિલ્) Sharp; piercing. તીણું-તીક્ષ્ણ; કાન ફોડી નાખે તેવું.-*vi.* To utter an acute, piercing sound. ચીસ-બુમ-ચીચીઆરી પાડવી, કરવી-*n.* A shrill sound. ચીસ; બુમ; ચીચીઆરી.

**Shrillness,** *n.* (શ્રિ'લ્નિસ્) The quality or state of being shrill. કટુતા; કર્કશપણું; બારીક સ્વર.

**Shrimp,** *n.* (શ્રિમ્પ્) A small, long-tailed crustaceous fish. ઝીંગુ; કોલમી 2. A dwarf; a little wrinkled man. ઠીંગણો; વામન; ગટ્ટી; ગટોરૂગચ્છ-*vt.* To shrink, to contract. સંકોચાઇ જવું; ઠીંગરાઈ જવું; ચઢી-વળી જવું.

**Shrine,** *n.* ( શ્રાઇન્ ) A case or box in which sacred relics are deposited. પવિત્ર ચીજો રાખવાની પેટી-દાબડો-કંડીઓ. 2. A tomb or altar; any sacred place. દરઘા; કબર, ઘોર; મંદિર, દહેરૂં; દેવળ; પવિત્ર જગ્યા.-*vt.* To enshrine. પેટી, કંડીઆમાં પવિત્ર વસ્તુ મૂકવી-ઘાલવી; પ્રતિષ્ઠા કo. [L. *scrinium,* a case.]

**Shrink,** *vi.* ( શ્રિન્ક્ ) [*imp.* Shrank, or Shrunk *p. p.* Shrunk or Shrunken.] To become wrinkled by contraction; to shrivel; to dry up. સંકોચાવું; ચડી જવું; ચિમળાવું; કરચલી વળી જવી; સુકાઇ જવું; ઘટ્ટ થઇ જવું. 2. To withdraw or retire, as from danger. અચકાવું; આંચકો ખાવો; પાછા હઠવું; ભયથી પાછા જવું. 3. To shudder; to quake. ધ્રુજવું; કંપવું.-*vt.* To cause to contract. સંકોચાઈ-ચઢી જાય તેમ કરવું; ચઢાવી દેવું. *n.* Recoil; contraction. સંકોચન; સંકોચ; આંચકો; પ્રત્યાઘાત.

**Shrive,** *vt.* (શ્રાઇવ્) To hear or receive the confession. પાપ નિવેદન સાંભળવું. પાપ સાંભળવું.

**Shrivel,** *vi.* (શ્રિ'વલ્ ) To contract; to shrink; to draw into wrinkles. સંકોચાઇને કરચલી વળી જવી-વળવી.-*vt.* To cause to shrink or contract. ચીમળાવી નાખવું; કરચલી લાવવી-પાડવી-વાળવી.

**Shroud,** *n.* (શ્રાઉડ્) The dress of the dead, a winding sheet. વસ્ત્ર; કફન; શબને ઓઢાડેલું લુગડું; પ્રેત વસ્ત્ર; ચાદર 2. A garment. લુગડું; 3. That which covers or shelters, like a shroud. ઓઢું; આશ્રય; ઢાંકણ; આશ્રય; ઓથો; વિશ્રામ સ્થળ. 4. A foliage. પાંદડાં; પાતરાં; પાલો; પલ્લવ. *vt.* To cover with a shroud; to dress for the grave. વસ્ત્ર, કફન ઓઢાડવું. 2. To hide; to veil. છુપાવવું; સંતાડવું; રક્ષણ કરવું; ઢાંકવું. [A. sax. *scrud,* a garment.]

**Shrove-tide,** *n.* (શ્રવ્-ટાઇડ્) The Tuesday preceding the first day of Lent. લેન્ટના પહેલા દિવસ પહેલાં આવતો મંગળવાર; અંગ્રેજ લોકના પાપનો સ્વીકાર કરવાનો મંગળવાર.

**Shrub,** *n.* (શ્રબ્) A bush; a small woody plant. નાનો છોડ-છોડવો; ઔષધિ; વનસ્પતિ; જડી બુટ્ટી. 2. A drink, consisting of vegetable acid. ભાજીપાલાના અર્કનો બનાવેલો દારૂ; શરબત.

**Shrubbery,** *n.* (શ્ર'બરિ) A collection of shrubs. છોડવાનો જથ્થો; ઝાડી; છોડવાનો કિત્તો. 2. Shurbs. છોડવા; નાના છોડ.

**Shrung,** *n.* (શ્રંગ્) A drawing up of shoulders; a motion expressing dislike or contempt. નાપસંદગી-ધિક્કાર જણાવવા ખભા ઉંચકવા તે-મરડવા તે; સ્કંધસંકોચ; છણકો. *vt.* & *vi.* To draw up or contract, especially by way of expressing dislike, dread, doubt or like. નાપસંદગી, ભય, શક વગેરે બતાવવા ખભા મરડવા-ચઢાવવા; નાક ચઢાવવું; છણકો કo.

**Shudder,** *vi.* (શ'ડર્) To quake, to tremble; to shiver. ધ્રુજવું; કંપવું; થરથરવું; ત્રાસ-કંપારો-કમકમી આવવી; ત્રાસવું; ટાઢથી ધ્રુજવું; રૂવાં ઉભાં થવાં. *n.* A shaking with fear, a tremor. કંપારો; કમકમી; ત્રાસ; થરથરાટ.

**Shuck,** *n.* (શક્) A shell or covering; husk; pod. છીપ; ઢાંકણ; છોડું; છાલ; કાચલી; શીંગ. *vt.* To husk; to shell. છોડાં; છોતરાં; છાલ કાઢી નાખવી તે.

**Shuffle,** *vt.* (શ'ફલ્) To push from one to another; to shove one way and the other. આગળ પાછળ ફેંકવું-નાખવું-પાડવું-ખોસવું-ધકેલવું. 2. To throw into disorder; to confuse. ભેળસેળ-સેળભેળ કરી ડહોળી નાખવું; (cards), ચિપી નાખવું; ધાલમેલ કરવી; ચિપવું. 3. To evade. ઉડાવવું; યુક્તિથી ખોસી, ઘુસાડી દેવું. **To shuffle up,** ભેળસેળ કરી દેવું; ગરબડ ગોટાળો કરી દેવો; ઝડપથી ભેગું કરી દેવું.-*vi.* To change the relative position of cards in a pack. ચીપવું. 2. To shift ground; to elude detection

પોતાની સ્થિતિ-જગા ફેરવવી-બદલવી; ઉરાડવું; આડા ફાટવું;ફરી જવું.3. To move in a slovenly dragging manner. ડોલતા ડોલતા ચાલવું; રગસરગસ ચાલવું.4.To use arts or expedients; to evade.ઉડાવવું;યુક્તિ-પેચ-પ્રપંચ રચવો-કરવો.-*n.* The act of shuffling. ચીપ; ચીપવું તે; સંમિશ્રણ. 2. An evasion,a trick,an artifice. ઉડાવવાની રીત; દાવ; યુક્તિ; પેચ; લાગ; છળ.

**Shuffler,** *n.* (શ'ફ્લર્) One who shuffles. ચીપનાર; બહાનું કાઢનાર; ફરી જનાર; ગફલતી.

**Shun,** *vt.* (શન્) To avoid; to keep clear of; to escape. દૂર રહેવું; તજવું; છોડી દેવું; કાઢી નાખવું; થી વેગળા-આઘા રહેવું; નાશી જવું.

**Shunt,** *vt.* (શન્ટ્)To turn off to one side; to switch off. બાજુની રેલ ઉપર વાળવું; વાળીને બાજુપર લાવવું; ખસેડવું; બીજે પાટે ચઢાવવું. 2. To move from; to shun. છોડવું; તજી દેવું; થી દૂર જવું. 3. To give a sudden start to. જલદીથી ચલાવરાવવું; એકદમ ચાલે તેવી ગતિ આપવી.-*vi.* To go aside; to turn off. ખસી જવું; કોરે ખસવું; બાજુએ જવું-વળવું.-*n.*A turning off to a side or short rail. એક રેલથી બીજી રેલ ઉપર વાળવું તે. 2. A switch; a contrivance for shifting an electric current to another circuit. વીજળીની પેટીના બે છેડા સાંધનારી નળી-સાંધણ.

**Shut,** *vt.* (શટ્) To close as the hand; to contract. બીડવું; વાળવું;બંધ કરવું; વાસવું;મીંચવું; ઢાંકવું. 2. To close so as to hinder ingress or egress. બંધ કરવું; વાસવું; ( બારણાં ) દેવાં; અટકાવવું; બીડવું; સંકોચવું. 3. To prohibit; to forbid entrance into.માં આવવા જવાની બંધી, મના કરવી; પ્રતિબંધ કરવો; બહાર રાખવું; માંહે આવવાની મના કરવી.-*vi.* To close itself; to become closed. બીડાઇ જવું; વસાઇ જવું; બંધ થવું; વસાવું. **To shut in,** to confine. કેદ કરવું; પૂરવું; ગોંધવું. 2.To cover the view of.માં આવી જવું; સમાવેશ થવો.**To shut off,**બહાર રાખવું; જવા આવવા ન દેવું. **To shut out,** to exclude. બહાર રાખવું; અટકાવવું;અંદર આવવા ન દેવું. **To shut up,** બાંધવું; ગોંધવું; પૂરવું. *a.* Closed or fastened. વાસેલું; દીધેલું; બંધ કરેલું. 2. Prohibited. વેગળું; પ્રતિષિદ્ધ સ્વતંત્ર; છુટું. *n.* A cover; a door; a shutter.બારણું; કમાડ; ઢાંકણ; ફરેડીઓ.

**Shutter,** *n.* ( શ'ટર્ ) One who shuts or closes. બંધ કરનાર; વાસનાર. 2.A close cover for a window. ઢાંકણું; કમાડ; બારણું;આચ્છાદન. 3. A blind. બારીની ફરેડી; ફરેડીઓ.

**Shuttle,** *n.* (શ'ટલ્) A weaver's intsrument for carrying thread. વણકર-સાળવીનો કાંઠલો. 2. A sliding thread-holder in a sewing machine. સીવવાના સાંચામાં દોરા વિંટાળવાનું ફરતું ચક્ર; ગરેડી. 3. A shuttle-cock.એક પ્રકારની પીછાના પૂછડાવાળી દડી.

**Shuttle-cock,***n.* (શ'ટલ્-કૉક્)A cork stuck with feathers, driven backwards and forwards by a battle-dore in a play; the play itself. એક પ્રકારની પીછાના પુછડાંવાળી દડી; શટલ-કૉકથી રમવાની રમત.

**Shy,** *a.* (શાઇ) Coy,reserved.શરમાળ;શરમિંદું; લાજાળ; લજ્જાળું; ભીરૂ. 2. Timid; easily frightened.બીકણ;ભડકણ. 3. Suspicious;wary; cautious.વહેમી; હોશિઆર; ફીકરમંદ;સાવચેત. *vi.* To start suddenly aside as if a little frightened. બહીને, ભડકીને, ચમકીને પાછું હઠવું; મડકવું; બીવું. *n.* A sudden fright.ચમક; ભડક; ભડકાટ.-°**ly, ily,** *adv.* Not familiarly; with reserve. ભીરૂતાથી; બીકથી; લાજથી; શરમથી.

**Shyness,** *n.* ( શા'ઇનિસ્ ) [Shiness.] The quality or state of being shy. શરમાળપણું; લાજ; ભીતિ; સંકોચ.

**Sibilant,** *a.* (સિ'બિલન્ટ્) Hissing; uttered with a hissing sound. ઉષ્મ; સકારી; સકારના અવાજ જેવું. *n.* A sibilant letter. જેમાંથી 'સ'નો અવાજ ઘણો નિકળતો હોય તે અક્ષર; ઉષ્મ-વર્ણ; ઉષ્મ. [L. *sibilo*, I hiss.]

**Sibyl,** *n.* (સિ'બિલ્) A woman supposed to be endowed with a spirit of prophecy. (પુરાતન કાળમાં) ભવિષ્ય કહે એવી સ્ત્રી; સિદ્ધા. 2. A female fortune teller, a gipsy. ભાગ્ય કહેનાર, જોનાર સ્ત્રી; સ્ત્રી જ્યોતિષી. [L. *sibylla.*]

**Sibylline,***a* (સિ'બિલાઇન્) Uttered, written or composed by sibyls;pertaining to sibyls. ભવિષ્ય કહેનાર સ્ત્રી સંબંધી-નું-વિષે. સ્ત્રી-જોતિષીએ કહેલું, લખેલું, બનાવેલું.

**Sic,** *adv.* (સિક્) So, thus. એવું એમ.

**Siccity,** *n.*(સિ'ક્સિટિ) Dryness. સુકા, નિર્જલ, નીરસ, કોરાપણું.

**Sice,** *n.* (સાઈસ્) The number six at dice. છક્કો; પાસાપરનો છનો આંક.

**Sick,** *a.*(સિક્)Affected with disease of any kind; indisposed; ill; not well.આજારી; માંદું; રોગી; બિમાર; વ્યાધિગ્રસ્ત;સુવાવડું.2. Inclined to vomit. મોળ આવતી હોય તેવું; ઓકારી, ઉલટી, વમન આવતું હોય તેવું. 3. Disgusted; having a strong dislike. કંટાળેલું; કાયર થઇ ગયેલું; વિરક્ત; દ્વેષી. 4.Weak; feeble; morbid. નબળું; અશક્ત; માંદલું; શક્તિ વગરનું. 5. Pining. ઝંખના કરી રહેલું; ઉત્કંઠિત.-*n.* Sickness.મંદવાડ; માંદગી; આજારીપણું; સુવાવડ.

**Sick-bed**, *n.* (સિ'ક્-બેડ) A bed to which, one is confined by sickness. મંદવાડનો, સુવાવડનો ખાટલો.

**Sicken**, *vt.* (સિ'કન્) To make sick; to disease. આજારી-માંદુ-બિમાર પાડવું-કરવું. 2. To make disgusted; to nauseate. કંટાળો લાવવો-આણવો-ઉપજાવવો; ઓકારી-અમાવો ઉત્પન્ન કરવો. 3. To weaken. નબળું પાડવું; નરમ પાડવું.-*vi.* To become sick. માંદા થવું; માંદગીમાં હોવું; બિમારી ભોગવવી. 2. To disgust. કંટાળો-ત્રાસ આપવો. 3. To be disgusted. કંટાળવું; ચીતરી-કમકમાટ વછુટવો-ઉપજવો; ઉલટી-ઉછાળો આવવો. 4. To decay; to languish. નબળું થવું; શિથિલ થવું; કમજોર-નિર્બળ થવું.

**Sickening**, *a.* (સિ'કનિંગ્) Causing sickness, or disgust. માંદુ પાડે તેવું; દુઃખમાં પાડનાર; વ્યાધિ કરનાર; કંટાળો આવે તેવું; માથું ફરી જાય તેવું.

**Sickle**, *n.* (સિ'કલ્) A reaping hook દાતરડું; કાતુ. [L. *seco*, I cut.]

**Sickly**, *adv.* (સી'કિલ) In a sick manner or condition. માંદગીપણે; આજારી.-*a.* Not healthy; somewhat sick. માંદુ; થોડું ઘણું માંદુ; માંદલું; માંદીયલ; રોગી, આજારી; બિમાર. 2. Producing or tending to disease. રોગ કરે તેવું; રોગિષ્ટ. રોગી. 3. Sickening. માંદુ પાડે તેવું; સુગ ચઢે તેવું. 4. Infirm. weak; languid. નબળું; ફિક્કુ; નિસ્તેજ; રોગીયું; ઝાંખુ.

**Sickness**, *n.* (સિ'ક્નિસ્) State of being sick or diseased; illness. મંદવાડ; રોગ; માંદગી; બિમારી; મરજ; આજાર. 2. Nausea. મોળ, ઓકારી; ચીતરી

**Side**, *n.* (સાઇડ) The margin, edge, border, or verge of a surface. બાજુ; પાસુ; કિનારી, કોર, ધાર; કાંઠો; સીમાડો. 2. Any outer portion of a thing. કોઇ પણ ચીજનો બહારનો ભાગ 3. A slope or declivity of a hill. ટેકરીનો ઢોળાવ-ઢોળાણ. 4. A doctrine opposed to another doctrine; a party. તરફેણ. પક્ષ. 5. The part of the body about the ribs. પડખું; પાસું; એક પાસુ. 6. The part connecting top and bottom. ટોચ અને તળીઆના છેડાને જોડનારો ભાગ; બાજુ; પાસું. 7. A line of descent. પાસું; પડખું; પક્ષ 8. A boundary. સીમા; હદ. **On all sides**, સર્વત્ર; આજુબાજુ; ચોતરફ. **Side by side**, સાથે સાથે; લગોલગ; પાસે પાસે; એક ઓળમાં.-*a.* Being on one side; lateral. બાજુનું; બાજુ-કોર-પક્ષસંબંધી-નું-વિષે. 2. Indirect; oblique. પેટાનું; આડું; ફંટાતું; અંતર્ગત; ગૌણ. **Side-glance**, નેણ; કટાક્ષ -*vi.* To embrace the opinions of one party. તરફેણ-પક્ષ પકડવો-કરવો; ની બાજુ થવું; પક્ષ લેવો. 2. To lean on one side. એક બાજુએ વળવું.-*vt.* To be or stand at the side of. ની બાજુએ હોવું-ઉભા રહેવું; પક્ષ લેવો.

**Side board**, *n.* (સા'ઇડ્-બોર્ડ) A side-table for holding dining utensils &c. જમવાનો સામાન મૂકવાનું ટેબલ-કબાટ.

**Side-long**, *a.* (સા'ઈડ્-લૉંગ્) Lateral; oblique. એક બાજુનું; ત્રાંસું; આડું; વાંકું.-*adv.* Obliquely; in a side. ત્રાંસુ; આડું; વાંકુંચુંકું.

**Side look**, *n.* (સા'ઇડ્-લુક્) A glance at one side. એક બાજુએ જોવું તે; નેન; કટાક્ષ.

**Sidereal**, *a.* (સાઇડીરિ'અલ્) Pertaining to stars. તારા-ગ્રહસંબંધી-વિષે. 2. Baleful. અનર્થકારક. નાશકારક; વિનાશી; દીલગીરી ભરેલું; દુષ્ટ; ખેદકારક.

**Sidereal**, *a.* (સાઇડી'રિઅલ્) Relating to the stars; astral; starry. તારા-ગ્રહ-નક્ષત્ર વિષે-સંબંધી. 2. Measured by the apparent motion of the stars. ગ્રહ-તારાની દેખીતી ગતીથી માપેલું-મપાએલું. **Sidereal day**, સૌર્ય દિવસ; તારા ઉગે ત પાછા એને એ ઠેકાણે આવે તેનો વચલો વખત, સૂર્યમાન દિવસ. [L. *sidus*, a star.]

**Siderography**, *n.* (સાઇડરૉ'ગ્રફિ) The art or practice of steel engraving. લોઢાને કોતરવાની, ઉપસાવવાની કળા. પોલાદ ઉપરનું કોતર કામ. [Gr. *sideros*, iron.]

**Side saddle**, *n.* (સા'ઇડ્-સૅડલ્) A saddle for women. સ્ત્રીઓને બેસવાનું જીન.

**Side-ways,-wise**, *adv.* (સા'ઈડ્-વે,-ઝ્-વાઈઝ્) Toward one side; on one side. પડખેથી; બાજુપર; કોરે; પડખે.

**Side-view**, *n.* (સા'ઇડ-વ્યુ) Side-glance. નેત્ર કટાક્ષ; નેન; આંખનો ચાળો.

**Siding**, *n.* (સા'ઇડિંગ્) The attaching of one's self to a party. પક્ષમાં-તડમાં જોડાઈ રહેવું તે; પક્ષ સ્વીકાર. 2. The covering of the outside wall of a frame of a house. ઘરના ચોકડાની બહારની દિવાલનું ઢાંકણ. 3. A side track, a turn out. લોઢાની સડકનું પડખું; ફાંટો; શાખા; ફંટાતો ભાગ.

**Sidle**, *vi* (સા'ઈડલ્) To move sidewise. એક તરફ, બાજુ ફરી જવું. 2 To lie on the side. પાસું વાળી સુવું; એક પાસા ઉપર સુવું, પડખે સુવું.

**Siege**, *n* (સીજ્) The setting of an army around a fortified place. ઘેરો; ઘેરો ઘાલવો તે. 2. A seat, a throne. બેઠક; ગાદી; રાજ્યાસન. 3. Continued attempt to gain possession. કબજે, વશ, તાબે કરવાનો નિરંતર યત્ન, કોશિશ; Siege-train. કિલ્લાને ઘેરો ઘાલી, હુમલો કરવાનું તોપખાનું. [L. *sedo*, I sit.]

**Sierra,** *n.* (સિએ'ર્) A saw-like ridge of mountains and craggy rocks. ખરબચડી કરાડ-ડુંગર. [L. *serra*, a saw.]

**Siesta,** *n.* (સિએ'સ્ટ)A mid-day short sleep. મધ્યાહ્નકાળની સુખનિદ્રા;ઝોકું;જગ્યા પછી આડા થવું તે. [L. *sexta*, the sixth hour after sunrise.]

**Sieve,** *n.* (સીવ્)The utensil for separating the fine part from any coarse substance. ચારણી; ચાયણી; ઝારો; ચારણો.

**Sift,** *vt.* (સિફ્ટ્) To separate by a sieve. ચાળવું; ગાળવું; છણવું. 2. To scrutinize. બારીક નજરથી તપાસીને જોવું. 3. To analyze. જુદું પાડવું; છણી છણીને તપાસવું; પૃથક્કરણ કરવું.4.To separate as part as if by a sieve. જુદું કાઢવું, ધાડવું; નોખું કરવું.

**Sigh,** *vi.* (સાઇ) To inhale and aspire a long breath audibly as from grief. નિશ્વાસ નાખવો; મોટા નિસાસો નાખવો,મૂકવો;ડસકું ખાવું;હાય મારવી. 2. To lament; to grieve. પશ્ચાત્તાપ કરવો; શોક-ખેદ કરવો; નિસાસો નાખવો.3. To make a sound like sighing. નિસાસો મૂકવાના જેવો અવાજ કરવો,-*vt.*To utter sighs over. નિસાસા, સાસ મૂકવો. 2. To lament over.નો પશ્ચાત્તાપ કરવો; ને માટે ખેદ, શોક કરવો. To express by sighs. નિસાસાથી દર્શાવવું. **To sigh for,**ની ઘણી ઉત્કંઠા, ઝંખના રાખવી-*n.* A single deep respiration; a long breath. નિઃશ્વાસ; નિસાસો ડસકું; લાંબો-ઉંડો નિસાસો; ઉંડો સાસ 2. A lament. પશ્ચાત્તાપ; શોક; ખેદ; બળાપો; દિલગીરી.

**Sight,** *n.*(સાઇટ્) Perception of objects by the eye; view. દૃષ્ટિ;દેખાવ;નજર;આંખ;અવલોકન. 2. The faculty of vision; the power of seeing. જોવાની શક્તિ; આંખ; દૃષ્ટિ; નજર. 3. A show; a spectacle. તમાસો; દેખાવ;રચના;ખેલ; કૌતક; ચમત્કાર. 4. Examination; inspection. તપાસ; પરીક્ષા; ચોકસી. 5. Visibility. દેખાવ; નજર; દૃષ્ટિપથ; દૃષ્ટિ. 6. The instrument of seeing, the eye. આંખ; નેત્ર; નયન; ચક્ષુ. 7.A small aperture,through which,objects are to be seen. પદાર્થ જોવાનું-તાકવાનું બાકું કાણું. 8. A great number, quantity or sum. મોટી સંખ્યા;રકમ;જથો;ઢગ;ઓઘ;ગંજ. 9. A piece of metal near the muzzle or near the breech of a fire-arm, to guide the eye, in taking aim. માંખ; માંખી. *vt.* to see. જોવું; દેખવું. **At sight,** તુરત સુદતનું; દેખતનું; જોવું જોવામાં આવ્યું તેવુંજ. **To take sight,** તાકવું; નિસાન માંડવું. **To be in sight of,** દેખાવું; જણાવું; દીસવું.-*vt.* **To get sight of,** to see જોવું; નિરખવું; દેખવું. 2. To see accurately. બારીકાઇથી, ચોકસપણે જોવું. *vi.* To take sight. તાકવું; ચોટ તાકવી.

**Sightless,** *a.* (સા'ઇટ્લિસ) Wanting sight; blind. આંધળું;આંખ વગરનું;નેત્રહીન.2.Unpleasing to the eye. કદરૂપું; બેડોળ; જોતાં સુગ ચઢે તેવું. 3. Invisible. દેખાય નહિ તેવું; અદૃશ્ય.

**Sightly,** *a.* (સા'ઇટ્લી) Open to sight; conspicuous. મોખરે પડતું; દેખાતું; મોખરાનું. 2. Comely; pleasing to the sight. દેખાવડું; મનોહર; આંખોને ગમે તેવું; સુંદર; શોભિતું.

**Sign,** *n.* (સાઈન્) A mark; token; emblem; proof. નિશાની; ચિહ્ન; લક્ષણ; સાબીતી; એંધાણ; નિશાન. 1. A motion, action or gesture, by which a thought is expressed. નિશાની, ચિહ્ન; લક્ષણ; સાન;ઈસારત;સંકેત;ઇસારો;સંજ્ઞા. 2.A symbol or emblem, which prefigures an idea. સંજ્ઞા; ચિહ્ન; લક્ષણ; નિશાની 3. An omen; શુકન; શુભચિહ્ન. 4. A miracle, a wonder. કૌતક; અદ્ભુત બનાવ; ચમત્કાર.5.A military emblem by which a command or wish is made known. લડાઈના વાવટા પરનું નિશાન;ધજા;વાવટો. 6. (Astron.) The twelfth part of the ecliptic or zodiac. રાશિ. 7. A token or a memorial. સંભારણું; નિશાની 8. A character; typical representation. હસ્તાક્ષર, અક્ષર. 9. Something conspicuous placed before a house, to advertise the business there transacted. નિશાન; પાટીયું; ચિહ્ન.-*vt.* To represent by a sign;to signify સાન-ઇસારો ચિહ્ન કરવું; ઇસારત કરવી; સૂચવવું. 2. To affix a signature to. સહી કરવી; મતું મારવું; ઉપર સહી કરવી. 3. To mark with a sign. નિશાની કરવી; ચિહ્ન કરવું; નિશાન કરવું-*vi.* To make a sign or signal. નિશાની, ચિહ્ન-સંકેત-સંજ્ઞા, સાન કરવી. [L. *signum*, a sign.]

**Signal,***n.*(સિ'ગ્નલ્) A sign to give notice. નિશાન; સાન; સંકેત; વાવટો; ઝુંડો; ઇસારત. 2. An indication; a token.ચિહ્ન; નિશાન; ઈસારો. *a* Eminent; memorable; notable. પ્રખ્યાત; પ્રસિદ્ધ; નામીચું; જાણવાજોગ; મોટું.2.Pertaining to signals. નિશાન; ચિહ્ન, વાવટા, સંબંધી-નું-વિષે *vt.*To communicate by signals. સંકેતથી જણાવવું; સંકેતથી ચેતવવું ખબર આપવી કરવી. 2. To make a sign or a signal. નિશાન-વાવટો ધરવો; નિશાન કરવું. [L.*signum*,a sign.]

**Signalize,***vt.*(સિ'ગ્નલાઇઝ્) To communicate with by means of a signal. નિશાન-વાવટાથી ખબર આપવી; ખબરની નિશાનીમાં વાવટો ઉંચો ટાંગવો-કરવો. 2. To make remarkable or eminent. નામીચું, પ્રસિદ્ધ કરવું;નામ કાઢવું;નામના

કરવી;થી પ્રખ્યાત થવું.3.To indicate the existence by a signal. વાવટા-નિશાનના સંકેતિક ચિહ્નથી જણાવવું.

**Signatory,** *n.* (સિ'ગ્નટરી) A signer. સહી-મતું કરનાર. *a.* Pertaining to a seal. સીલ-સિક્કા સંબંધી. 2. Signing; sharing in a signature. સહી કરવાનું, સહી કરવામાં ભાગ લેવું.

**Signature,** *n.* (સિ'ગ્નચર્) A sign; stamp or mark impressed. નિશાન; ચિહ્ન; સિક્કો; બિલ્લુ. 2. A sign manual. સહી; હસ્તાક્ષર; મતું;પોતાના અક્ષર. દસ્કત.3.An outward mark. લક્ષણ; ઇંગિત; નિશાન.

**Sign-board,***n.*(સા'ઇન્-બોર્ડ્)A board placed before a shop, officer or firm &c.કોઇ પણ દુકાન કે પેઢીના નામનું પાટીયું:દુકાનને બારણે ચોઢેલું નામ; ધંધો; વેપારસૂચક પાટીયું; તકતી.

**Signet,***n.* (સિ'ગ્નિટ્) A seal; the seal used by sovereign in sealing his private letters and grants. મ્હોર; છાપ; રાજાની ખાનગી મુદ્રા; સિક્કો; અંગુલિ.

**Significance,-cy,***n.*(સિગ્નિ'ફિકન્સ-સી) The state of being significant. અગત્યનું; ઉપયોગી; મહત્વ; પ્રાધાન્યતા. 2. Import; consequence; meaning. અર્થ; મર્મ; ભાવાર્થ; સાર; આશય. 3. Importance; weight; force; import.ઉપયોગી-પણું;અગત્યતા; વજન;મહત્વ;લેખું;ભાર;વિશાત;ગૌરવ

**Significant,** *a.* (સિગ્નિ'ફિકન્ટ્) Expressive of some fact or meaning. અર્થવાળું; સાર્થક; સૂચક; અર્થયુક્ત; વાચક; લાક્ષણિક.2.Momentous; important. મહત્વનું; મહાભારત;જરૂરનું; અગત્યનું; ઉપયોગી; ખપનું.

**Signification,***n.*(સિગ્નિફિકે,'શન્) The act of signifying or making known. કોઈ પણ ચિહ્ન-ઇશારતથી કહેવું;જણાવું; જાહેર, પ્રદર્શિત કરવું તે. 2. Import; sense. અર્થ; અભિપ્રાય;માયનો; આશય; ભાવ; ભાવાર્થ.

**Signify,** *vt.* (સિ'ગ્નિફાય્) To make known by a sign; to express; to manifest; to declare. ઇશારત-નિશાન કરવી; બતાવવું; જણાવવું; સૂચના કરવી; ઇશારતથી કહેવું; સમજાવવું; સૂચવવું. 2. To denote;to imply; to mean;to import. અર્થ-માયનો-ભાવાર્થ થવો; વિસાદ હોવી-થવી; માલ-વજન હોવું. [L. *signum,* sign; & *facio,* I make.]

**Signior,***n.*(સિ'ન્યર્) Sir; Mr.; Italian title. શેઠ; સાહેબ; રા. રા , ભાઇસાહેબ; મુરબ્બી.

**Sign-manual,** *n.* (સાઇન્-મૅ'ન્યુઅલ્) The signature of one's name, in his own handwriting. હસ્તાક્ષી; સ્વલેખ; સહી; દા. પોતે.

**Sign-post,***n.*(સા'ઇન્-પો,સ્ટ્)A post on which sign is hung for public notice. જાહેર ખબર, પાટીયાં ચોઢવાનો થાંભલો, સ્તંભ.

**Silence,** *n.* (સા'યલન્સ્) Stillness;muteness; entire absence of sound. ચુપકી; શાન્તિ; ગુમ સુમ; સુનકાર; શાન્તપણું. 2.Absence of speech. મૌન; મુંગાપણું; મૂકભાવ; નિઃશબ્દપણું; અનાલાપ. 3. Quiet; calmness. શાન્તિ; ચુપકી; સ્તબ્ધતા; ખામોશી. 4. Secrecy. ગુપચુપી; સુઘકા;છુપાપણું. 5. Oblivion; absence of mention.અપ્રખ્યાતિ; અપ્રસિદ્ધિ; વિસ્મૃતિ; ભૂલાવો. **Be silent**,મુંગો રહે; ચૂપ રહે; છાનો રહે; ચૂપ. *vt.* To compel silence. ચૂપ કરવું; મુંગું રાખવું; છાનું રાખવું; બોલતું બંધ કરવું. 2. To put to rest;to quiet. બંધ પાડવું; શાન્ત, નરમ પાડવું; શાન્તિ કરવી. [L. *silentia,* silence.]

**Silent,** *a.* (સા'યલન્ટ્) Free from sound or noise; absolutely still. છાનું; શાન્ત; મુંગું;ચુપ. 2. Speechless; mute, habitually taciturn. અલ્પભાષી; થોડાબોલું; મૂક; મુંગું; શાન્ત; નિઃશબ્દ. 3. Inactive. નિશ્ચલ; ટોઠ; શાન્ત; સ્થિર;સ્તબ્ધ. 4. Not pronounced; having no sound. અનુચ્ચારિત;જેનો ઉચ્ચાર ન થતો હોય તેવું;5.Dormant. જાહેર નહિ તે; અપ્રસિદ્ધ; અપ્રગટ; છાનું; ગુપ્ત. **Silent-partner,** dormant partner. છાનો ગુપ્ત, અપ્રગટ ભાગીદાર. [L. *sileo,* I am silent.]

**Silently,** *adv.* ( સા'યલન્ટલિ ) In a silent manner. ગુપચુપ; છુપીરીતે; છાનામાના; મુંગેમોઢે; વગર બોલે-શોરે.

**Silesia,** *n.* (સિલે,'શિઆ) A kind of thin, coarse linen cloth. સીલેશિઆમાં બનતું એક જાતનું ખરબચડું શણનું કપડું.

**Silex,** *n.*(સા'ઇલેક્સ્) The oxide of silicon. સીલીકૉન નામના પદાર્થનો કાટ.

**Silicious,** *a.* (સિલિ'શસ્) Pertaining to or containing silica. ચકમક વિષે, જેવું; ચમકવાળું; જેમાં ચકમક ભરેલું છે એવું.ચકમકના જેવા ગુણવાળું.

**Silicon,** *n.* (સિલિકૉ'ન્) A dark,nut-brown substance. એક જાતનો ઘેરો, સોપારીના જેવા રંગનો પદાર્થ.

**Silk,***n.*(સિલ્ક્)The fine soft thread produced by the silk-worm. રેશમ; હીર; રેશમ જેવા તાતણા-છુછા.2. Thread spun or cloth woven from the above-named material.રેશમી દોરો; રેશમી કાપડ;હીરાગળ લુગડાં; પટકુળ;પટોળાં.**Raw-silk**,કાચું રેશમ;રેશમના કુચા.[L.*sericum*,silk.]

**Silken,** *a.* (સિ'લ્કન્) Made of,resembling, or pertaining to silk. રેશમી; હીરાગળ;રેશમનું; હીરનું. 2. Delicate; soft;smooth.લીસું સુંવાળું; નરમ; કોમળ; મૃદુ; રેશમ જેવું. 3. Dressed in silk. રેશમી કપડાં પહેરેલું; રેશમી કપડાંવાળું.

**Silk-mercer,** *n.* (સિ'લ્ક્-મર્સર્) A dealer in silks. રેશમી કાપડ વેચનાર.

**Silk-worm,** *n.* (સિ'લ્ક્-વર્મ્)The caterpillar which produces silk. રેશમનો કીડો; હીરકીડો; તંતુકીટ; કોશરથ.

**Silky,** *a.* (સિ'લ્કિ) Silk-like; soft and smooth. રેશમ જેવું; સુંવાળું; નરમ.

**Sill,** *n.* (સિલ્) A stone or timber forming the basis or foundation of a house. પાયો; આધાર; મંડાણ. 2. The threshold. ઉમરો;ઉમર; તળવટ; થાળ. [A. S. *syl*, a base.]

**Silliness,** *n.* (સિ'લિનિસ્) The quality or state of being silly. નાદાની; બેવકુફી, મૂર્ખાઇ; મૂર્ખતા; નાદાની.

**Silly,** *a.* (સિ'લિ) Weak; helpless; frail. નિરાધાર; નબળું; મદદ વિનાનું. 2. Weak in intellect; witless; shallow; foolish. મંદ બુદ્ધિનું; મૂર્ખ; નાદાન; બેવકુફ; અનાડી; ખાલી; કમઅક્કલનું. 3. Simple. ભોળું; સાદું; ગામડીયું; ભલું. 4. Happy; fortunate. સુખી; નશીબવાન. 5. Harmless; innocent. નિર્દોષ; નિરપરાધી.

**Silo,** *n.*(સા'યલો)A pit or trench in which fodder crops are preserved. ઘાસ-ચારો રાખવાની ખાઈ-ખાડો.

**Silt,** *n.* (સિલ્ટ્) Mud or earth, deposited from running or standing water. કાંપ;કાદવ; મેલ; કચરો. *vt.* To choke, fill or obstruct with mud. કાંપ, કચરાથી પૂરવું, બંધ કરવું, રોકવું. *vi.*To ooze.નિતરવું,ધીમે ધીમે વહેવું; ઝમવું;ગળવું.

**Silva, Sylva,***n.* (સિ'લ્વ) The forest trees of a region or country. કોઈપણ દેશનાં જંગલનાં ઝાડો; જંગલ; વન. [L. *silva*, a wood.]

**Silvan,** *a.* (સિ'લ્વન્) Of or pertaining to woods; woody. જંગલને લગતું-વિષે-સંબંધી; વન સંબંધી; રાની; વગડાનું. **Silvan-goddess,** વન દેવતા.

**Silver,***n.*(સિ'લ્વર્)A soft, white, malleable and ductile metal, much used for coin. રૂપું; રજત. **Pure-silver.** ચાંદી. 2. Coin made of silver. રૂપાનાણું.3. Anything having the lustre or appearance of silver. રૂપાના જેવી વસ્તુ; રૂપેરી રંગની વસ્તુ. *a.* Made of or resembling silver. રૂપાનું;રૂપાનું બનાવેલું; રૂપેરી; રૂપાસંબંધી; રૂપાના જેવું-ને મળતું આવતું **Silver hair,** ધોળા વાળા; પરીઆં *vt.* To cover with silver. રૂપાનો ઢોળ ચઢાવવો-દેવો; ઉપર રૂપું ચઢાવવું.2.To coat with an amalgam of tin and mercury. પારો ચઢાવવો; કલાઇ લગાડવી-દેવી. 3. To polish like silver.ઓપીને રૂપા જેવું ચળકતું-ચકચકિત બનાવવું. 4. To make hoary or white like silver. રૂપાના જેવું ધોળું, સફેદ બનાવવું; ધોળું કરવું. **Silver-thread,** કસબ; કલાબતું. [L. *sidus*, a star.]

**Silvering,***n.*(સિ'લ્વરિંગ્)The art of covering the surface of anything with silver; the silver coating.રૂપાનો ઢોળ ચઢાવવાની કળા; રૂપેરી કરવાની કળા.

**Silver-leaf,** *n.* (સિ'લ્વર્-લીફ્) Leaves or sheets made of silver.રૂપાના-ચાંદીના વરખ-પાનાં.

**Silver-smith,** *n.* (સિ'લ્વર્-સ્મિથ્) One who works in silver. સોની; રૂપાગરો; રૂપાના ઘાટ ઘડનાર; સોનાર.

**Silvery,** *a.* (સિ'લ્વરિ) Resembling or having the lustre of silver.રૂપાના જેવું;રૂપેરી; ચળકતું; પ્રકાશિત. 2. Covered with silver.રૂપે મઢેલું. 3. Clear in sound. સ્પષ્ટ; મધુર.

**Simarre,** *n.* (સિમા'ર્) A woman's long dress or robe. બૈરીને પહેરવાનો ઝભ્ભો. 2. A scarf. ચાદર; પિછોડી; ચારસો.

**Similar.***a.*(સિ'મિલર્)Exactly corresponding; somewhat alike. મળતું; સરખું; સમાન; સમ; જેવું; સદૃશ. 2. Resembling; uniform.અનુરૂપ; સજાતીય;સરખું.**Similar figures,**figures which differ from each other only in magnitude. કદમાં જુદી જાતની હોય પણ ઘાટમાં એકજ જાતની હોય તેવી આકૃતિઓ. [L. *similis*, like.]

**Similarity,** *n.* (સિમિલૅ'રિટિ) State of being similar; resemblance, likeness. સરખાપણું; બરોબરી; સમાનતા; મળતાપણું; સજાતીયતા.

**Similarly,***adv.*(સિમિ'લર્લિ)In like manner. તેજ પ્રમાણે રીતે; તેમજ, સરખી રીતે; બરાબર.

**Simile,** *n.* (સિ'મિલી) [*pl. similes.*](Rhet.) A similitude.ઉપમા;દાખલો;અલંકાર;દૃષ્ટાંત;ઉત્પ્રેક્ષા.

**Similitude,** *n.* (સિ'મિલિટ્યુડ્) Similarity; likeness resemblance. સરખાપણું; મળતાપણું; આકાર; રૂપ; બરોબરી. 2. Simile; fanciful or imaginative comparison. ઉપમા;તુલના;દાખલો; દૃષ્ટાંત; મુકાબલો. 3. Semblance or copy. નકલ; રૂપ; આકાર; સરખાપણું; પ્રતિમા.[L.*similis*,like.]

**Simious,** *a.* (સિ'મિઅસ્) Monkey-like. વાંદરા જેવું; અડપલું; અટકચાળું; સલી કરનાર;માંકડા જેવું. [L. *simia*, an ape.]

**Simmer,** *vt.* (સિ'મર્) To boil gently. ધીમે તાપે ઉકળવું; ખદખદવું; સણસણવું.

**Simnel,** *n.* (સિ'મ્નલ્) A cracknel. ઝીણી બારીક લોટની બનાવેલી રોટલી-રોટી; પુરી; દહીંથરૂં

**Simony,***n.*(સી'મનિ)The crime of buying or selling church preferment. પાદરીની-ધર્મગુરૂની જગો રૂશવત-લાંચ ખાઈ વેચવા-લેવા સંબંધીનો અપરાધ ગુન્હો. [From. *simon*, who

wished to purchase, the power of conferring the Holy Spirit.]

**Simoniac,** *n.* (સિમો,'નિઍક) One who buys or sells preferment in the church. પાદરીની જગો લાંચ-રૂશવત ખાઈ વેચનાર-લેનાર.

**Simoniacal,** *a.* (સિમોના'અકલ) Guilty of simony;of or pertaining to simony.પાદરીની જગો રૂશવત ખાઇ વેચવા-લેવા સંબંધી-વિષે.

**Simoom,** *n.* (સિમૂ'મ)A hot, dry, suffocating, dust-laden wind.એક જાતનો ગરમ ગુંગળાવી નાખે તેવો તાફાની પવન વાવાઝોડું;વંટોળીયો;શિમૂન.

**Simper,** *vi.* (સિ'મ્પર) To smile in a silly manner. નાદાની ભરેલી રીતે હસવું; ડોળથી-ખોટા દંભથી હસવું-મ્હોં મલકાવવું.-*n.*A smile with an air of silliness. નાદાનીભરેલી રીતે હસવું તે; નિ:શબ્દ હાસ્ય.

**Simple,** *a.* (સિ'મ્પલ) Single;not complex; not compounded. સાદું;શુદ્ધ;અસંયુક્ત;અમિશ્રિત; મૂળ. 2. Plain; unadorned. સાદું; અનલંકૃત; નકશી વિનાનું;અલંકારરહિત.3.Clear;intelligible. ચોખ્ખું, સમજાય તેવું; ખુલ્લું, સ્પષ્ટ; સરળ. 4. Weak in intellect; not wise; foolish.મૂર્ખ; કમબુદ્ધિ-અકલનું; અજ્ઞાન; બોધું; ભોળું. 5. Plain; not luxurious. સાદું; મોજમઝા ન ભોગવે તેવું. 6. Humble; lowly. નમ્ર; હલકું. 7. Artless in manner. આડંબર રહિત; પ્રપંચ વગરનું; નિષ્કપટી; નિખાલસ મનનું. 8. Elementary. ભેળસેળ વિનાનું; મૂળ. 9. (Botany) Entire. આખું; ભાગલા વિનાનું;પેટાભાગ વગરનું.**Simple equation** એકજ અજ્ઞાત રકમ હોય તેવું સમીકરણ.-*n.* Something not mixed or compounded. અમિશ્રિત વસ્તુ-પદાર્થ. 2. A medical plant. ઔષધી; વનસ્પતિ; ઓસડ. [L. *simplex*, alike, *sine*, without, *plico*, I fold.]

**Simple-hearted,***a.*(સિ'મ્પલ-હાર્ટેડ)Sincere; artless. નિખાલસ. ભોળો; નિષ્કપટી; પાપ વગરનું.

**Simpleton,** *n.* (સિ'મ્પલ્ટન) A foolish person, a silly person. ભોળો-મૂર્ખ-બેવકુફ માણસ; ભોળોભા; મૂઢ; અનાડી.

**Simplicity,***n.* (સિ'મ્પ્લી'સિટી)The quality or state of being simple, unmixed or uncompounded. અમિશ્રિતપણું; શુદ્ધતા; અસંયુક્તપણું; અમિશ્રતા. 2. Artlessness of mind; sincerity. નિષ્કપટીપણું; નિખાલસ – ભોળપણુ-પણું-સરળતા; સાધુપણું; સાલસાઇ. 3.Plainness.સાદાઈ;અનલંકૃતપણું. 4. Clearness. ચોકખા, ખુલ્લાપણું; સ્પષ્ટતા. 5. Silliness. મૂર્ખાઇ; નાદાની;ભોળપણું; છોકરવાદી.

**Simplify,***vt* (સિ'મ્પ્લિફાય) To make simple; to make less complex. ગુંચવણમાંથી છેડેલું; સાદું કરવું-બનાવવું; સ્પષ્ટ-ચોકખું-સરળ કરવું. 2. To explain. સ્પષ્ટ-ચોકખું કરવું; સમજી શકાય તેવું કરવું. **To simplify** કૌંસ છોડવા-ઉડાવવા; સાદું રૂપ આપવું.

**Simplist,** *n.* (સિ'મ્પ્લિસ્ટ) One skilled in simples or medical plants. અમિશ્રિત પદાર્થ વનસ્પતિ-ઓળખનાર-પારખનાર; ઓસડ વર્તનાર.

**Simply,** *adv.*(સિ'મ્પ્લિ)In a simple manner; merely; only. સાદી રીતે; સ્પષ્ટતાથી; માત્ર;ફક્ત; કેવળ; સહેજ; એકલું. 2. Artlessly; plainly.સાદી રીતે; નિષ્કપટીપણે; નિખાલસ દિલથી; સરળપણે. 3. Foolishly; weakly. મૂર્ખાઈથી; ભોળપણથી.

**Simulate,***a.*(સિ'મ્યુલેટ)Feigned;pretended. બહારથી દેખાડેલું; કૃત્રિમ; વેષધારી; ઢોંગ ઘાલેલું, ડોળી. *vt.* To feign. ઢોંગ-ડોળ દેખાવ ધરવો-કરવો; ઉપરથી દેખાડવું; આડંબર રાખવો. [L. *similis*, like.]

**Simulation,** *n.* (સિમ્યુલે,'શન) The act of simulating; feint; pretence. ખોટાં દંભ ડોળ; આડંબર; ઢોંગ.

**Simultaneous,***a.*(સિમલ્ટે,'નિઅસ)Existing or happening at the same time.એકજ વખતે બનેલું; એકજ સમયે બનેલું; સમકાલીન; એકકાલિક. [L. *simul*, at the same time.]

**Simultaneously,** *adv.* (સિમલ્ટે,'નિઅસ્લિ) At the same time. એકજ કાળે-વખતે-પ્રસંગે; જોડે; સાથે લગું; તેજ વખતે.

**Sin,***n.* (સિન) Transgression of the law of God; neglect of a known rule or duty. પાપ; અધર્મ કરવો તે; ઈશ્વરી કાયદાનો ભંગ કરવો તે. 2. An offence; crime; iniquity. પાપ; અધર્મ; કુકર્મ; ગુન્હો; દુરાચરણ; અનીતિ; અપરાધ; દોષ; તકસીર. **Deadly sin,** મહાપાતક; અઘોર પાપ-પાતક. *vt.* To violate any known rule or duty or divine law. પાપ, અધર્મ કરવું; કુકર્મ કરવું; ગુન્હો કરવો.2.To violate human rights, law or property. અપરાધ; ગુન્હો;તકસીર કરવી. [L. *sons*, guilty.]

**Sinapism,** *n.* (સિનૅ'પિઝમ) Mustard seed pulverized. રાઇની ભુકી-બારીક ચૂર્ણ; લેપ કરવાને માટે વપરાતો રાઇનો બારીક ચૂરો.

**Since,** *adv.* (સિન્સ) Before this or now; ago. ઉપર; થયાં;થી 2. After; from the time of. જ્યારથી; ત્યારપછી; ત્યારથી આજસુધી, આજ લગી. 3. When or that. ક્યારે;જ્યારે; કે.*prep.* From the time of; after. પછી; થી; વખતથી. *con.* Seeing that; since the time when; because; considering. તેથી;કારણકે;તેટલા માટે; એમ છે તેથી.

**Sincere,** *a.* (સિન્સી'ર) Unmixed; pure; unadulterated. ચોક્ખું;સાફ;શુદ્ધ;નિર્મળ;અમિશ્રિત. 2. Hearty; honest; unfeigned; frank.સરળ;

નિખાલસ; દંભ વગરનું; ખરા દિલ-ભાવનું;દિલોજાન; નિષ્કપટી;ખરૂં. 3. Perfect; uninjured;unhurt. પૂર્ણ; અખંડિત; આખું. [L. *sine*, without, & *cera*, wax.]

**Sincerely**,*adv*.(સિન્સી'ર્લિ)Honestly;purely. ખરા દિલથી-મનથી; હૃદયથી;નિષ્કપટપણે; અંતઃકરણ પૂર્વક; સ્પષ્ટ-ખુલ્લી રીતે.

**Sincerity**,*n*.(સિન્સે'રિટિ) Honesty of mind or intention. નિષ્કપટીપણું;નિખાલસપણું;સચ્ચાઇ; શુદ્ધ ભાવ; ખરો ભાવ; સરળતા.

**Sinciput**, *n*. (સિ'ન્સિપટ) The fore part of the head from forehead to the coronal suture. માથાની આગલી, ખોપરી; માથાનું તાળવું.

**Sine**,*n*.(સા'ઇન્)The length of a perpendicular drawn from one extremity of an arc to the diameter, drawn through the other extremity.જ્યા(ભૂમિતિમાં)2.The perpendicular itself. ઉપર દર્શાવેલી લંબરેષા.-*prep*. Without. સિવાય;વગરનું;વિનાનું. [L. *sinus*,a bosom.]

**Sinecure**, *n*. (સા'ઈનિક્યૂર)An ecclesiastical benefice without care of souls.કામકાજ વગરની ઉપાધ્યાય વૃત્તિ; કર્મશૂન્યાધિકાર. 2. An office which requires no active service or labour. કામ વગરની-બેઠી ચાકરી; બેઠો રોજગાર-ધંધો;ટાઢા લોહીની-સાહેબીની, પેન્શન જેવી નોકરી.-*vt*. To put in a sinecure.બેઠી ચાકરી આપવી.[L.*sine*, without, & *cura* care.]

**Sinecurist**, *n*. (સા'ઇનિક્યૂરિસ્ટ્)One who has a sinecure. વગર કામે-બેઠો પગાર ખાનાર-લેનાર.

**Sinew**, *n*. (સી'ન્યુ) A tendon. રગ; સ્નાયુ; નસ. 2. Nerve; muscle. સ્નાયુ; જ્ઞાનેન્દ્રિય. 3.That which supplies strength or power. બળ આપનાર; વીર્ય; શક્તિ; બળ;સામર્થ્ય.-*vt*.To knit as by sinews.સ્નાયુથી જોડવું; મજબૂત કરવું.

**Sinews**, *n*. *pl*. (સિ'ન્યુઝ્) Strength; power. કૌવત; બળ;શક્તિ. 2.Chief means. મુખ્ય સાધન.

**Sinewy**,*a*.(સી'ન્યુઇ)Pertaining to, consisting of or resembling a sinew,or sinews. સ્નાયુ વિષે-સંબંધી-ના જેવું. સ્નાયુમય. 2. Strong; nervous, firm;vigorous.જોરાવર;બળીયું;બળવાન; જોરવાળું; જબરૂં.

**Sinful**, *a*. (સિ'ન્ફુલ્) Wicked; unholy; full of sin; criminal. પાપી; ઘાતકી;પાપકર્મી; અધર્મી પાપિષ્ઠ; અપવિત્ર.

**Sing**, *vi*. (સિન્ગ્) [*Imp*. sung or sang; *p*. *p*. sung.] To utter sounds with musical inflections or melodious modulations of voice. ગાન-ગાયન કરવું; ગાવું; મધુર સ્વર કરવો. 2. To utter sweet or melodious sounds as birds. (પક્ષીનું) ગાવું; ટોકા-ટ્રોકડા-ગુંજારવ કરવા; મધુર શબ્દ ગાવા. 3. To celebrate something in poetry. કવિતામાં-પદ્યમાં વર્ણવવું-કહેવું; કવન કરવું; ની કવિતા કરવી. 4. To make a small shrill sound. સણસણવું; સુસવાટાના જેવો અવાજ કરવો. *vt*. To utter with musical modulations of voice. ગાવું; ગાનતાન કરવું. 2. To celebrate in song. કવિતા-પદ્યમાં વર્ણવવું-કહેવું; વખાણ કરવાં; બણગાં ફૂંકવાં; કવન કરવું. 3. To lull by singing. ગાઇને શાન્ત કરવું; ઉઘાડવું. 4. To repeat in chorus what is sung. ઝીલવું.

**Singe**, *vt*. (સિન્જ્) To burn slightly or superficially. ઉપરની સપાટી બાળવી-શેકવી; શેક કરવો; ઉપરથી સહેજ બાળવું; દઝાડવું. 2. To burn off hair, etc. from the surface of. રૂવાં-વાળ બાળી નાંખવા; પૂં બાળવી.-*n*. A slight burn; a burning of the surface. શેકવું-દઝાડવું તે.

**Singer**, *n*. (સિ'ન્ગર્) One whose profession is to sing. ગાનાર; ગાન કરનાર; ગવૈયો.

**Singing**, *a*. & *n*. (સિ'ન્ગિગ્) *pr*. *p*. from *sing*. ગાનારૂં; ગાયન કરનારૂં.-*n*.ગાયન;ગાનતાન;ગીત.

**Single**, *a*. (સિ'ગલ્) One only; individual; separate. એક; એકજ; નોખું; નિરાળું; એકલું. 2. Alone; having no companion. એકલું; કુંવારૂં; વિધુર; છડું; એકાકી. 3. Not twisted or combined with others. એકવડું; એકવટું. 4. Uncompounded; unmixed;pure.અમિશ્રિત; શુદ્ધ; ચોકખું. 5. Sincere. પ્રામાણિક; નિખાલસ મનનું; નિષ્કપટી.6. Performed by one man or one on each side. દ્વંદ્વ; એકલત; એકલા; એકએકનું. 7. Simple; not wise. મૂર્ખ; મંદ બુદ્ધિનું. *vt*. To select from, among a number; to separate. બીજામાંથી ચુંટી કાઢવું. જુદું પાડવું-કાઢવું; કાઢી લેવું; પસંદ કરવું; નિરાળું કાઢવું.2. To take alone or one by one.એક પછી એક લેવું. *vi*. To take the irregular gait called single-foot. (horse.) ખદડક-ખદડક, ઉછળતા ચાલવું.*n*.A unit;one.એક.2. A handful of gleaned grain. વીણેલા દાણાની મુઠી. [L. *singulus*, separate.]

**Single-handed**,*a*.(સિ'ગલ્-હૅન્ડિડ્) Alone, unassisted; by one's self. એકલો; એકલી જાતે; છડું; મદદ વિનાનું; જાતે.

**Single-hearted, minded**, *a*. (સિ'ગલ્-હાર્ટિડ્-માઇન્ડિડ્) Having a single or honest heart without duplicity. નિખાલસ;ભોળું;ખરા-ભાવવાળું; સાફ દિલનું નિષ્કપટી; એકનિષ્ઠ; ચોકખા ભાવવાળું.

**Singleness**, *n*. (સિ'ન્ગલ્નિસ્) The state of being single or separate from all others.

એકલાપણું;કુંવારાપણું;છડાપણું.2. Freedom from duplicity; simplicity; sincerity.ખરો-એકભાવ; સાફ દીલી; નિખાલસપણું; ચોકખું દિલ.

**Singly**,*adv*.(સિં'ગ્લિ)Individually;separately. એકેક;પ્રત્યેક; દરેક; નોખું નોખું;જુદું જુદું;છુટું છુટું. 2. Without partners. જુદું; નોખું; ભાગીઆ વિનાનું. 3. Only by one's self; alone. એકલું; પોતાની મેળે; ફક્ત. 4. Honestly. પ્રમાણિકપણે; ખરા દિલથી-ભાવથી.

**Sing-song**,*n*. (સિં'ગ્-સૉંગ) A bad singing or poetry. ખરાબ ગાયન-કવિતા-ગીત; રસ તાલ વગરનું ગાણું; નીરસગાણું; ગદ્ધા મલ્હાર. 2. A drawling or monotonous tone. એક સરખા અવાજનો રાગ-રાગડો.

**Singular**,*a*. (સિં'ગ્યુલર્) (Logic.) Standing by itself; single; individual. વ્યક્તિવાચક; અપ્રતિમ; અપૂર્વ;અનન્ય; અનુપમ; સાધારણ; પ્રત્યેક; દરેક;એક. 2. (Gram.) Denoting one person or thing. એકવચન.3. Single; distinct. એકલું; જુદું; નોખું; નિરાળું; એકાકી.4. Extraordinary; rare. પ્રખ્યાત; અજાયબ જેવું; અસાધારણ;અનુપમ. 5. Strange; peculiar; odd. વિચિત્ર; ઓર; તરેહવાર; વિલક્ષણ. 6. Out of the ordinary course or things. અપૂર્વ; અસાધારણ; ઓર; તરેહવાર; વિશેષ; અનન્ય. 7. Being alone; unique. એકલું; જોડાવગરનું; એકજ; અનુપમ. 8. Fantastic. વિલક્ષણ; વિચિત્ર; અવનવું; તરેહવાર. *n*. The singular number, એકવચન. 2. An individual instance. દૃષ્ટાંત; એક-અમુક દાખલો. [L. *singulus*, single.]

**Singularity**. *n*. (સિંગ્યુલૅ'રિટિ)Peculiarity; the state of being singular.વિશેષતા;વિલક્ષણતા; અપ્રતિમતા; તરેહવાર-વિચિત્ર ગુણ; અસાધારણપણું. 2. Possession of a particular or exclusive privilege or distinction. ખાસ-અમુક હક હોવો તે; ખાસ ગુણ હોવો તે. 3. Anything singular, rare, or curious. કોઈ વિચિત્ર-ભાગ્યે મળે તેવી ચીજ-પદાર્થ. 4. Celibacy. કુંવારાપણું; વાંઢાપણું.

**Sinister**, *a*. (સિ'નિસ્ટર્) Left; on the left hand or the side of the left hand. ડાબું; ડાબી તરફનું;ડાબા હાથનું 2.Unlucky;unauspicious; evil; injurious. દુઃખી; દુઃખી કરે તેવું; અમંગળ; અશુભ; દુષ્ટ; અપશકુનનું; અભદ્ર. 3. Corrupt; dishonest. બગડેલું; અપ્રમાણિક; બદ;ખોટું;ખરાબ; દુષ્ટ. 4. Indicative of lurking harm or evil or danger.અશુભ થશે તેવું દર્શાવનારૂં. અપશુકનીયું. [L.*sinister* unlucky.]

**Sinistrorsal**,*a*.(સિનિસ્ટ્રૉ'ર્સલ્)Rising from left to right.ડાબીથી જમણી બાજુ તરફ જતું, નિકળતું.

**Sink**, *vi*. (સિંક્) [*Imp*. Sank or Sunk; *p. p.* Sunk]. To fall by the force of gravity; to descend lower and lower; to subside. નીચે ઉતરવું-પડવું-બેસવું; ડુબવું; બુડવું; તળીએ બેસવું; અસ્ત પામવું; ધીમે ધીમે ઉતરતા જવું.2.To penetrate; to enter deeply. ભોંકાવું; ઘોંચાવું; ઉંડું પેસવું; ઉતરવું; ઠસવું; ચોંટવું. 3. To enter so as to make an abiding impression. મનમાં ઉતરવું; ચોંટવું; ઠસવું. 4. To become submerged; to subside. સુકાઈ-સોસાઇ જવું; ઉતરી જવું; ઓસરી જવું. 5. To decline; to decay; to decrease; to be overwhelmed or depressed. ગળવું;નરમ પડવું;લોથ થઈને પડવું;કમી થવું;ઘટવું;સમવું;ભારથી દબાઇ-ચગદાઈ જવું;માં ડુબવું; માં ગરીને રહેવું.-*vt*. To immerse in a fluid; to cause to sink. તળીએ બેસાડવું; બુડાડવું; ડુબાવવું;ડુબાવી દેવું. 2. To depress;to degrade. ઘટાડવું; ડુબાવીને નાશ કરવો;થી હલકું-નીચું પાડવું-ઉતારવું. 3. To make by digging or delving. ખોદાવીને ખાડો કરાવવો;ખોદાવવું;કોતરાવવું;માં ઉંડાણ-પોલાણ કરવું. 4.To lower in value or amount; to reduce in amount. કમી-ઓછું કરવું;ઘટાડવું; વાળવું. 5.To reduce in quantity. ઘટાડવું;વાળવું; ખુટાડવું; કમી કરવું; ઓછું કરવું; નકામું ગુમાવવું. 6. To keep out of sight;to suppress. ખાઇ જવું; ગળી જવું; ઉચાપત કરવું; ઉડાવવું; છાનામાના પોતાના કામમાં લેવું; નજરમાં ન લેવું; ન ગણવું-ગણકારવું. **Sinking fund**. કરજ કમી કરવાનું-વાળવાનું ભંડોળ. **Sinking hole**, કચરો જવાનો રસ્તો; ખાળનું મ્હોં.-*n*. A drain to carry off filthy water. મોરી; ખાળ; ગટર; નીક. 2. A shallow box, connected with a drain. ખાળકુંડી; ખાળકુવો. [A. S. *sincan*, to sink.]

**Sinless**, *a*. (સિ'ન્લિસ્) Free from sin;pure; perfect. પાપ વગરનું; નિષ્પાપી; નિષ્પાપ; નિર્દોષ; નિરપરાધી; પવિત્ર.

**Sinner**, *n*. (સિ'નર્) One who has sinned. પાપીઓ; પાપ કરનાર; પાપી; કુકર્મી.

**Sinic**, *a*. (સિ'નિક્) Chinese. ચીનનું;ચીન દેશનું.

**Sinology**,*n*.(સિનૉ'લજિ) One versed in the Chinese language. ચીની ભાષા જાણનારો માણસ.

**Sinuous**, *a* (સિ'ન્યુઅસ્)Bending in and out; winding;crooked. વાકુંચુંકું; પેચદાર; સર્પાકાર.

**Sinus**,*n*.(સાઇ'નસ્)An opening or hollow.બાકું; કાણું; દર; ગાબચું; પોલાણ; ખાડો. 2. A venous canal. નસ; નળી; સ્નાયુ.

**Sinuate**, *vt*. (સિ'ન્યુએટ્) To bend in and out; to wind; to turn. વાંકુંચુકું વળવું; લપેટાવું; ગોળ ફરવું; સાપનાજેવું વળવું.

**Sip,** *vt.*(સિપ્)To drink in small quantities. ઘુંટડે ઘુંટડે પીવું; જરા જરા મ્હોમાં લઇને પીવું: બચકે બચકે પીવું; આચમન કરવું. 2. To suck up; to draw into the mouth. ચુસવું; મ્હોમાં લેવું; ચુસી લેવું. 3. To drink out of;to taste. ચાખવું; પીવું.-*vi.*To drink a small quantity. જરા પીવું; મ્હોં અડકવું; મ્હોએ અડાડવું.-*n.*The taking of a liquid with the lips.ઘુંટડો; હોઠથી જરા પીધેલો ગુંટડો; આચમન.

**Siphon,** *n.* (સા'ઇફન્) A bent tube with arms of unequal length, for transferring a liquid, from one vessel to another, by atmospheric pressure. પીપમાંથી પ્રવાહી વસ્તુ કાઢવાની નળી;વક્ર નળી-નાલી; સાઇફન.[*L. sipho,* a siphon, from *siphlos,* empty.]

**Sir,** *n.* (સર્)A master; a gentleman; a lord. શેઠ; સાહેબ; મહારાજ; ખુદાવંદ. 2. A title of courtesy, fixed to a Christian name of a knight or a baronet. નાઇટ અથવા બૅરોનેટના મૂળ નામને લગાડેલો ખિતાબ. 3. A title used in addressing a man,without being prefixed to his name. મહરબાન; સાહેબ; ખુદાવંદ;આર્ય; ભગવન્; જી; હાજી; જી સાહેબ; શેઠ; બાપજી. [L. *senior,* elder.]

**Sire,** *n.*(સાયર્)A father; an elderly person; husband. બાપ; શેઠ; માસ્તર; ધણી;વડીલ;મુરબ્બી; મહારાજ;સત્તાધારી-ધીશ.2.A title of courtesy, now used in addressing a sovereign.મહારાજ; ખુદાવિંદ.3.An author;an originator.બનાવનાર; કર્તા; સરજનહાર; સ્રષ્ટા. 4. The male parent of the beast. પશુએનો નર.

**Siren,** *n.* (સા'ઇરિન્) One of the three sea-nymphs. દરિયાઇ ત્રણ દેવીમાંની એક દેવી.2.An enticing or alluring woman. મોહિની; મોહ પમાડનાર સ્ત્રી; માયા; મોહક-લલચાવે એવી સ્ત્રી-બાયડી. 3. Something deceptive. ભૂલમાં નાખે એવી ચીજ;મોહ પમાડે એવી વસ્તુ.4.A mermaid. જલસી;મચ્છ કન્યા. 5.An instrument for producing musical tones.વાજું;વાજીંત્ર.-*a* Pertaining to siren, fascinating; alluring. મોહક; લલચાવનારું; મોહિની જેવું-નું; મોહ પમાડનારું. [L. *seiren,* to sing.]

**Sirius,** *n.* (સિ'રિઅસ્) (Astro.) The large and bright star called the dog-star. લુબ્ધકનોતારો.

**Sirloin,** *n.* ( સ'ર્લૉઇન્) A loin of beef. બળદ-ગોધાની કટી-કમર.

**Sirname** *n.* (સ'ર્નેમ્) See **surname.**

**Sirocco,** *n.* (સિરૉ'કો,) An oppressive, hot wind from the Libyan deserts, felt inItaly. લિબિઆના રણનો કમતાકાત કરે એવો ઇટાલીમાં વાતો પવન. [L. *saracenus,* eastern.]

**Sirrah,** *n.* (સિ'રે)A word of reproach and contempt or of familiarity. અરે ઓ; દોંગો; હરામખોર;લબાડ;લુચ્ચા;માણસના જણ્યા બેટા;બચ્ચા.

**Sirup, Syrup,** *n* (સિ'રપ્) A saturated solution of sugar, simple, flavoured or medicated.made with water;fruit or juice. ફળ ફળાદિનો-ખાંડનો વનસ્પતિ સહિત ઉકાળેલો રસ; શરબત; ચાસણી. 2. Any sweetened liquid.

**Sister,** *n.* (સિ'સ્ટર) A female born of the same parents. બ્હેન; ભગિની. 2. A female closely allied to, or associated with another person, as in the same faith or society. ધર્મભગિની;જોડીએણ; સાથી;ધર્મબ્હેન;મઠમાં રહેનારી કુંવારી સ્ત્રી;જોડની વસ્તુ;બહેન.-*a.*Closely related. પાસેના સંબંધવાળું;પાસે પાસેનું;જોડાજોડનું -*vt.* To resemble closely. ને આબેહુબ-બરાબર મળતા આવવું; ની બેન થવું. [L. *soror,* a sister.]

**Sisterhood,** *n.* (સિ'સ્ટરહુડ) A society of sisters. સ્ત્રીસમાજ; એકજ ધર્મ-આશ્રમ-માર્ગનું સ્ત્રીમંડળ; મહિલા મંડળ. 2. The state of being a sister. બેનપણું; બેનનું સગપણ; બેનની ફરજ.

**Sister-in-law,** *n.* (સિ'સ્ટર્-ઇન્-લૉ) [ *pl.* Sisters-in-law.] The husband's or wife's sister; a brother's wife. નણંદ; નણદી; સાળી; ભાભી; ભોજાઈ; દેરાણી; જેઠાણી.

**Sisterly,** *a.* ( સિ'સ્ટર્લિ ) Like a sister; affectionate. બેનના જેવું; બેનને લાયક; ખરા હેતવાળું; પ્રેમાળ.

**Sit,** *vi.* (સિટ્) [*Imp.* Sat; *p. p.* Sat.] To rest upon the haunches; to repose upon a seat. બેસવું; પર આસન લેવું-કરવું; બેસી જવું. 2. To perch. પક્ષીનું બેસવું. 3. To fit; to be adjusted. બંધ બેસવું; બેસવું; બંધ બેસતું આવવું. 4. To lie, rest or bear. આરામ લેવો; ઠોલવું; બેસી રહેવું; રહેવું; બેઠેલા હોવું. 5. To brood. સેવવું; ઉપર બેસીને સેવવું; નું સેવન કરવું. 6. To befit. લાયક થવું,યોગ્ય હોવું. 7. To be officially engaged in public business, as judges. ના મેમ્બર તરીકે-સભાસદ તરીકે બેસવું;માં સભાસદ હોવું. 8. To hold a session for. બેસવું;ઉઘડવું; ની બેઠક હોવી-થવી. 9. To hold a relative position. અમુક સ્થિતિ ધારણ કરવી.-*vt.* To keep one's seat upon. ના ઉપર બેસવું; સવારી કરવી. 2. To cause to be seated. બેસાડવું. **To sit down,** બેસી જવું; હેઠે બેસવું; થાક ખાવા બેસવું; ધરાઇને નિરાંતે બેસવું; ઘેરો ઘાલી બેસવું **To sit up.** બેઠા રહેવું; જાગવું; રાત્રે મોડુવાર જાગવું. **To**

**sit out,** to be without employment or engagement. ઘેર બેસવું; નવરા હોવું; માંખો મારવી;કામ વગરના હોવું **To sit up,** ટટાર બેસવું; ઉજાગરો કરવો;બેઠા રહેવું.ની તપાસ,સંભાળ રાખવી; ની સારવાર કરવી. [L. *sedeo*, I sit]

**Site,** *n.* (સાઇટ્) Local position; situation. જગા;ઠેકાણું;સ્થળ;બેઠક;સ્થાન;સ્થાનક. 2. A place for an edifice. કાઇપણ ચીજ-ઘર-મકાન મહેલની ભૂમિ-સ્થળ; જગા: મકાનને યોગ્ય સ્થળ-ભૂમિ. [L. *situs*, placed.]

**Sitting,** *n.*(સિ'ટિંગ્) The posture of being on a seat. બેસવું તે;બેઠેલા હોવું તે;આસન;બેઠક. 2. A seat or space, occupied by a person in a church. આસન; બેઠક; બેસવાની જગા. 3. A session. બેઠક; બેસવાનો વખત. 4. A brooding over eggs for hatching. સેવન; સેવવું તે. ઇંડાં સેવવાં તે.5. A time during which one sits. અમુક કામ-વખત સુધી કામમાં રોકાઈ રહેવું તે. *a.* Being in a state of one who sits. બેઠેલું; બેઠું; બેઠું બેઠું.

**Situate; Situated,** *a* (સિ'ચ્યુઅટ્-સિચ્યુએટિડ) Permanently fixed;placed;residing; seated. સ્થિર; ઉપર આવેલું; બેસાડેલું; મૂકેલું; રહેલું; આવેલું.

**Situation,** *n* (સિચ્યુએ,'શન્) Site; position; location.સ્થાન;જગા; ઠેકાણું;સ્થિતિ. 2. Position, as regards the conditions and circumstances; relative position. દશા;સ્થિતિ; હાલત; હકીકત;ભાવ. 3. Situation; place; office. નોકરી; જગા;અધિકાર; પદવી; ચાકરી. 4. Circumstances. દશા; હાલત; અવસ્થા; સ્થિતિ; હાલ; આપદા.

**Sitz-bath,** *n.*(સિ'ટ્ઝ-બાથ્) A tub in which, one may bathe in sitting position. બેસીને નહાવાનું પીપ-કુંડું. 2. A bath taken in a tub, &c. બેસીને નહાવાના પીપમાં નહાવું તે.

**Sivan,** *n.*(સિ'વન્) The third month of the Hebrew year. હિબ્રુ-યાહુદી લોકોનો ત્રિજો મહિનો.

**Six,** *a.*(સિક્સ)Twice three; one more than five. ૬; છ; ષટ્; ખટ. *n.* The sum of three and three.છની રકમ;છ એકમ-પદાર્થ-વસ્તુ.2.A symbol, representing six units, as 6 or VI. છ એકમ દર્શાવનારૂં; જેવું કે "૬". **To be at six and seven, at sixes and sevens,** to be in disorder. ગેરવ્યવસ્થામાં હોવું; બેતાલ થઇ જવું. [L. *sex.*]

**Six-fold,** *a.* (સિ'ક્સ્-ફો,લ્ડ્) Six times as much or many. છગણું; ષટ્પટ;છ પડવાળું;છવડું.

**Sixteen,** *a.*(સિક્સ્ટી'ન્)Six and ten; consisting of six and ten. સોળ, ૧૬.-*n.* The sum of ten and six. સોળની રકમ; સોળ પદાર્થ-વસ્તુઓ. 2 A symbol representing sixteen units as "16" or XVI. સોળ એકમ દર્શાવનાર ચિહ્ન-નિશાની જેવી કે '૧૬'.

**Sixteenth,** *a.* (સિક્સ્ટી'ન્થ્) Sixth after the tenth;next in order after the fifteenth. સોળમું; ષોડશ. 2. Being one of sixteen equal parts,into which anything is divided. સોળાંશ. *n.* One of sixteen equal parts. સોળમો ભાગ.

**Sixth,** *a.* (સિ'ક્સ્થ્) First after the fifth. છઠ્ઠો;છઠ્ઠું.-*n.*One of six equal parts.છઠ્ઠો ભાગ.

**Sixtieth,** *a.* (સિ'ક્સ્ટિએથ્) Next in order after the fifty-ninth. સાઠમું 2. Being one of sixty equal parts into which anything is divided. કોઈપણ ચીજના સાઠ સરખા ભાગ કર્યા હોય તેમાંનું એક હોય તેવું; સાઠાંશ.-*n.* One of sixty equal parts. સાઠમો ભાગ; સાઠમું.

**Sixty,** *a.* (સિ'ક્સ્ટિ) Six times ten; three score. સાઠ; ૬૦.-*n.* The sum of six times ten. સાઠની રકમ; સાઠ એકમ-પદાર્થ-વસ્તુ. 2. A symbol, representing sixty units, as "60" or LX. સાઠ એકમ દર્શાવનારૂં ચિહ્ન-નિશાની જેવી કે ૬૦.

**Sizar,** *n.* (સા'ઇઝર્)A student of the lowest rank,at the University of Cambridge,who eats at the public table after the fellows, free of expense. કેમ્બ્રીજ યુનીવર્સિટિમાં સૌથી નીચી પાયરી વિદ્યાર્થી જેને રોજ ભણવાનો અને જમવાનો હક હોય છે.

**Size,** *n.* ( સાઈઝ્ ) A glutinous substance. એક જાતનો પાતળો પદાર્થ-રસ; ખેળ; આર.-*vt.* To cover or prepare with size. ખેર, આરદેવો-ચઢાવવો [L. *ad* & *sedeo*, I sit.]

**Size,** *n.* (સાઈઝ્) An extent of volume, a settled quantity or allowance. અમુક જથ્થો. 2. An allowance of food and drink from the buttery (Cam. Univer.) નાસ્તો, હાજરી આપવી તે. 3. Bulk; magnitude; greatness. કદ; પરિમાણ; આકાર;મહત્વ. 4. Figurative bulk. આકાર; આકૃતિ; પરિમાણ; મોભો;દરજ્જો; મરતબો; ઇજ્જત; ગૌરવ; પ્રતિષ્ઠા;માન. 5. A conventional relative measure of dimension. કદ;પરમાણું; માપ;ભરત;ભરતર.-*vi.* To arrange according to size. કદ પ્રમાણે ગોઠવવું; નાના મોટા પ્રમાણે ગોઠવવું. 2. To sift through a wire sieve. ચાળવું.ચાળણી-હવાલાથી ગેરવવું. 3. To fix the standard of. નું માપ મુકરર કરવું-ઠેરવવું. 4. To swell. ફુલાવવું; નું કદ વધારવું.

**Sizing**, *n.* (સા'ઇઝિંગ) The act of covering with size. ખળ ચઢાવવી તે; આર-કાંજી-ચઢાવવી તે. 2. Size. આર; ખેળ; કાંજી.

**Sizy**, *a.* (સા'ઈઝિ) Size-like;ropy;glutinous. આર-ખેળ કાંજીના જેવું;દોરડા જેવું.

**Skain**, } *n* (સ્કેન્) A knot or number of
**Skein**, } knots of thread, yarn or silk. આંટી; દોરાની કોકડી; પીલ્લું; દડી; ગોટી; ગુંડીચું; ફાળુ. 2. A metallic band or thimble. ધાતુનો પટ્ટો-અંગુઠી; ખોળી.

**Skate**, *n.* (સ્કેટ્) A kind of sandal or frame of wood on a steel blade for moving rapidly on ice or other smooth surface. એક પ્રકારનો બરફ ઉપર ચાલવાનો જોડો-પાવડી.-*vt.* To slide or move on skates. એવા જોડાથી સરકવું-ચાલવું-ખસવું.

**Skeleton**, *n.* (સ્કે'લિટન્) The bones of an animal, in their natural position, without flesh. હાડપિંજર; શરીરનું ખોખું; હાડકાનો માળો. 2. A very thin or lean person. પાતળો માણસ; દુબળો માણસ; સુકલકડી; હાડકેહાડકું દેખાય તેવો માણસ.3. The general structure or frame of anything. ખોખું;આકાર;ડોળી. 4. The heads and outline of a literary performance.ટાંચણ;ખરડો; ટીપણ; ખોખું;રૂપરેખા-*a.* Consisting of or resembling a skeleton. હાડપિંજરના જેવું-વાળું-ને મળતું આવતું; ખરડા-ટાંચણ જેવું. [L. Gr. *skeleton*, a mummy.]

**Skeleton-key**, *n.* (સ્કે'લિટન્ કી)A master-key. બીજાં તાળાંને બેસે તેવી કરેલી ચોરકુંચી;જાણી જોઇને ઘસી નાંખેલી કુંચી; માસ્ટરકી.

**Skeptic**, } *n.* (સ્કે'પ્ટિક્) An inquirer after
**Sceptic**, } facts or reason; one who is yet undecided as to what is true. શંકાશીલ માણસ; ખરૂં શું છે તે વિષે જેની ખાતરી ન થતી હોય તેવો શંકાશીલ માણસ. 2. An infidel;an unbeliever. નાસ્તિક; ધર્મને નહિ માનનાર માણસ. 3.A universal doubter.દરેક બાબતમાં જેને શંકા થતી હોય તેવો માણસ; સંશયાત્મા. [L. *scepticus*, inquiring.]

**Sketch**, *n.* (સ્કેચ્)An outline;rough draft; delineation. હદ બતાવતી લીટીઓથી જે આકાર બતાવવો તે; નકશો; ચિત્ર; ખોખું; ખરડો; મુસદ્દો; ચિત્રનું ડોળીયું.-*vt.* To draw or make a rough draft of. નું ખોખું-ખરડો-ડોળીયું કરવું-કાઢવું-ચિતરવું. 2.To plan by giving the principal points. મુખ્ય બાબતો આપીને યોજના કરવી; મુખ્ય બાબતો કહેવી-જણાવવી; રૂપરેખા દોરવી.

**Sketch-book**, *n* (સ્કેચ બુક) A book of sketches or for sketches. ખરડાની ચોપડી; ખરડાપોથી; ખરડો.

**Skewer**, *n.* (સ્કયૂ'અર્) A pointed rod for fastening meat to a spit or for keeping it in form while roasting. સોયો; સળીઓ.

**Skid**,*n.*(સ્કિડ્)A piece of timber to protect the side of a vessel from injury. વહાણને નુકશાનમાંથી બચવા માટે તેની બાજુએ મુકવામાં આવતો લાકડાનો કકડો. 2. A chain for fastening the wheel of a wagon. પૈડાને ફરતું અટકાવવાને બાંધવામાં આવતી સાંકળ. *vt.* To check (a wheel) with a skid.સાંકળથી પૈડાને અટકાવવું, ફરતું બંધ કરવું. 2.To support or roll on skids. લાકડાના કકડાનો ટેકો દેવો-આપવો; લાકડાના કકડા ઉપર મૂકીને કોઇ ચીજને ખસેડવી; ગબડાવવું.

**Skiff**, *n.* (સ્કિફ્) A small light boat. નાનો મછવો; હોડી; હોડકું; હલકી હોડી.

**Skill**,*n.* (સ્કિલ્) Knowledge;understanding. જ્ઞાન;બુદ્ધિ;સમજ;સમજણ; અક્કલ. 2. Discrimination; judgment. વિવેક; અક્કલ; ડહાપણ;સમજણ. 3. Dexterity;expertness; ability to perceive and to perform.યુક્તિ;ચતુરાઈ;હાથ કસબ ચાલાકી; ચાતુર્ય; કળા; કરામત; કારીગરી; ઉસ્તાદી. 4. Any particular art. હુન્નર; કળા; કૌશલ્ય; કસબ.

**Skillet**, *n* (સ્કિ'લિટ્)A small vessel with a handle. હાથા, ડોયાવાળું નાનું વાસણ.

**Skilled, Skilful**, *a.* (સ્કિ'લ્ડ-સ્કિ'લ્ફુલ્) Expert; masterly; clever. ચતુર; કુશળ; હુન્નરબાજ; કાબેલ;પ્રવીણ;નિપુણ;હોશિઆર;કરામતી;હુન્નરી;કસબી 2. Judicious; discerning. વિવેકી;ડાહ્યું; સમજુ.

**Skim**, *vt* (સ્કિમ્) To clear (a liquid) from cream. ની મલાઈ-તર કાઢી લેવી, ઉપર ઉપરથી તારવી કાઢવું 2. To pass near the surface of. ની સપાટી ઉપર થઇને જવું; ઉપર ઉપરથી અડકીને જવું; સરી પડવું. 3. To examine or read superficially. ઉપર ઉપરથી તપાસવું-જોઇ જવું-વાંચી જવું; ઉપર ટપકે જોઇ લેવું *vi.* To pass lightly; to glide along near the surface. ઉપર ઉપરથી ધીમે ધીમે ચાલવું; ની સપાટીની લગોલગ ચાલવું-જવું. 2.To hasten along superficially. ઉપર ચોટીયું જોઇ જવું; આંખ ફેરવવી;સરસર જવું.

**Skimmer**,*n.*(સ્કિ'મર્)A utensil for skimming liquids. મલાઇ તારવી લેવાનું વાસણ; ઝારો. 2. A kind of aquatic bird. પાણીમાં સરસર તરનારૂં એક જાતનું પક્ષી.

**Skim-milk**, *n.* (સ્કિ'મ્-મિલ્ક્) Milk from which the cream has been taken. મલાઇ-તોર ઉતારેલું દૂધ; પીસેલું દૂધ; સાપરેટ

**Skimp**,*vt* (સ્કિમ્પ્) To slight;to do carelessly. મન ન આપવું;અવગણના કરવી; બેદરકારીથી કરવું.

*vi.* To save; to be niggardly. બચાવવું; કંજુસાઇ કરવી; કસર કરવી.-*a.* Scanty. કંજુસ; કૃપણુ; કરકસર કરે તેવું.

**Skin**, *n.* (સ્કિન્) The external membranous envelope of animal bodies. ચામડી; ચામડું; ચર્મ; ખોળીયું; કાંચળી. 2. The hide of an animal separated from the body. લીલું-સુકું ચામડું; ખાલ; ચામડી; પકવેલું ચામડું. 3. A bark or husk of a plant or a fruit. છોતરૂં; છોડું; છાલ. 4. A vessel made of skin. કુલ્લું; કુપ્પી; કુલ્લી; ચંબુ. *vt.* To flay; to peel. ચામડી ઉતારવી-ઉખાડવી; છાલ-છોતરાં ઉખેડવાં. 2. To cover with skin. ચામડેથી મઢવું; પર ચામડી લાવવી-ને રૂઝવવું; ને અંગુર લાવવું -*vi.* To be covered with skin. રૂઝાવું; ખાલ-ચામડી આવવી; અંગુર આવવું; ખાલથી ઢંકાવું.

**Skin-deep**, *a.* (સ્કિ'ન્-ડીપ્) Superficial; slight. ચામડીપૂર ઉંડું; ઉપર ઉપરનું-ચોટીયું; જરાક; લગીર.

**Skin-flint**, *n.* (સ્કિ'ન્-ફ્લિન્ટ્) A miser. કૃપણુ; કંજુસ; મખ્ખીચુસ.

**Skinny**, *a.* (સ્કિ'નિ) Consisting of skin; wanting flesh. એકલી ચામડીવાળું; દુબળું; ચામડી ચોટી ગએલું; પાતળું.

**Skip**, *vi.* (સ્કિપ્) To leap lightly; to bound; to spring. કુદવું; ઠેકડો-છલંગ મારવી; ઉછળવું. 2. To pass without notice; to make omissions. જોયા વગર જવા દેવું; કુદાવી જવું; મૂકી દેવું; ધ્યાનમાં ન લેવું; મુંગા મુંગા જવું.-*vt.* To pass over or by. ના ઉપર થઇને જવું; પાસે થઇને જવું; જોયા વગર જવું. 2. To omit; to miss. જવા દેવું; મૂકી દેવું; નજર ચૂક થવી. 3. To leap over. ઠેકડો મારવો; કુદવું.-*n.* A leap; bound; spring. કુદકો; છલંગ; ઠેકડો. 2. An omission of a part. કોઈપણ ભાગ પડતો મૂકવો તે.

**Skipper**, *n.* (સ્કિ'પર્) A dancer. નાચનાર; કુદકો, ઠેકડો મારનાર; કુદનાર. 2. A young thoughtless person. મૂર્ખ-અવિચારી જુવાન માણુસ. 3. The master of a small trading vessel. ન્હાના વેપારી વહાણુનો માલીક. 2. A ship-boy. વહાણુમાં કામ કરનાર છોકરો-ચાકર.

**Skirmish**, *n.* (સ્કર'મિશ્) A slight combat or fight, in war. ઝપાઝપી-મારા મારી-*vi.* To fight slightly or in small numbers. ઝલ-ઘેર મૂકવી-કરવી; ઝપાઝપી થવી, કરવી -*vi.* To be on the border or live near the extremity. કિનારે-કાંઠે આવવું-હોવું; ની હદ-સીમા પર રહેવું.

**Skirmisher**. *n.* (સ્કર'મિશર્) One who skirmishes, ઝપાઝપી કરનાર; લડનાર; લડવૈયો; સીપાઈ;

**Skirt**, *n.* (સ્કર્ટ્) The lower and loose part of a coat, or other garment. ઝુલ; ચાળ; ઘેર; પાલવ. 2. Edge; border; margin. સીમા; કોર; કાંઠો; કિનારો; સીમાડો, હદ. 3. The grinding surface on a mill-stone. ઘંટીના ઉપલા પડની ગાળાની આજુબાજુની સપાટી. 4. A petticoat. ઘાઘરો; ચણિયો. *vt.* To border. સામાપર આવવું; ની હદ પર આવવું. 2. To form a border. સીમા તરીકે હોવું; હદ ઉપર હોવું.

**Skittish**, *a.* (સ્કિ'ટિશ્) Easily frightened; shy. સહેજમાં બ્હીએ તેવું; ભડકણું; બીકણું; શરમાળ. 2. Wanton; volatile; hasty. ઢંગ વગરનું; વાએલ, અસ્થિર; ચપળ; ચંચળ; પળપળમાં ફરે એવું.

**Skit**, *vt.* (સ્કિટ્) To cast reflections on; to asperse on. એબ-બટ્ટો લગાડવો; આળ ચઢાવવું.-*n.* A reflection, a jeer or jibe, an oblique taunt. એબ; બટ્ટો; આળ; તહોમત; મજાક; મશ્કરી; મેણું; ટોણું, 2. A wanton girl. વેશ્યા; છિનાળ; રંડા; પાતર.

**Skiver**, *n.* (સ્કા'ઈવર્) An inferior quality of leather. એક જાતનું ચામડું.

**Skulk**, } *vi.* To lurk; to get out of the
**Sculk**, } way. ભટકવું; ભરાઈ બેસવું; છુપાવું; સંતાવું; કામ કરવામાં હરામી કરવી.-*n.* One who skulks. હરામી કરનાર; ભરાઈ બેસનાર.

**Skull**, *n.* (સ્કલ્) The bony case which incloses the brain. ખોપરી; માથાનું તાલકું; કપાળ; લલાટ; માથાની કાચલી. 2. Mind; the seat of intelligence. મન; મગજ; બુદ્ધિનું સ્થાન. 3. An empty brainless head. ખોપરી; ગડ.

**Skull-cap**, *n.* (સ્ક'લ્-કૅપ્) A close-fitting cap. તાલકાટોપી; ટોપી.

**Sky**, *n.* (સ્કાઇ) The firmament; heavens. આકાશ; ગગન; આસમાન; આભ. 2. The weather; climate. ઋતુ; હવા; આબોહવા. 3. Cloud; shadow. વાદળું; છાયા; પડછાયો; છાંયડો. [A. S. *sceua*, shadow.]

**Sky-blue**, *a.* (સ્કા'ઇબ્લ્યૂ) Blue like the sky; azure. આસમાની; વાદળી; આકાશના રંગ જેવું; નીલવર્ણ.

**Sky-coloured**, *a* (સ્કા'ઈ-કલર્ડ્) Having the colour of the sky. વાદળી; આસમાની; નીલવર્ણ; આકાશવર્ણ

**Sky-larking**, *n.* (સ્કા'ઇ-લાર્કિંગ્) An act of running about the rigging of a vessel in sport; frolicking. વહાણુના દોરડાં ઉપરની રમતગમત

**Sky-light**, *n.* (સ્કા'ઈ-લાઈટ્) A window in the roof of a building. છાપરામાં ઉપરથી અજવાળું આવવાને મૂકેલી બારી; જાળીયું; આકાશબારી; અજવાળીયું.

**Sky-rocket**, *n.* (સ્કા'ઈ-રૅકિટ્) A rocket that ascends high and burns as it flies. હવાઈ; એક જાતની અતશબાજી; ગુબારો; કોકમાણું; તારામંડળ.

**Slab**, *n.* (સ્લૅબ્) A thin piece of anything especially of marble or other stone. શિલા; પત્થરની પાટ-છાટ; નિસા; ગચ્છીયું. 2. An outside piece of sawed timber. વ્હેરવાના લાકડાના ઉપરનું પાટીયું; ચીપ; પુઠીયું.-*a.* Thick; viscous. જાડું; ઘટ્ટ.

**Slabber**, *vi.* (સ્લૅ'બર્) To let the saliva or other liquid fall from the mouth carelessly. મોઢામાંથી લાળ-અથવા એવો કોઈ પદાર્થ પડવા દેવો; થૂંકવું. *vt.* To wet and foul by the saliva. લાળ અથવા થૂંકવાણું કરીને બગાડવું-ગંદું કરવું. 2. To shed; to spill. ખરડવું; બગાડવું; ઢોળવું. *n.* Slaver; saliva; spittle. લાળ; થુંક.

**Slabberer**, *n.* (સ્લૅ'બરર) One who slabbers; an idiot. થૂંકનાર; જંગલી માણસ; બેવકુફ; જંગલી.

**Slack**, *a* (સ્લૅક્) Not holding fast; not tense; not hard drawn. ઢીલું; પોચું; શિથિલ; નરમ. 2. Loose; relaxed; not rapid. નબળું; પોચું; અશક્ત; શિથિલ. 3. Slow; tardy. ધીમું; મંદ; ટાઢું; ઠંડું. 4. Remiss; inactive. ઢીલું; ગાફેલ; સુસ્ત; મંદ.

**Slacken, Slack**, *vi* (સ્લૅ'કન્) To become slack; to decrease in tension. નરમ-પોચું-ઢીલું થવું-પડવું; શિથિલ થવું. 2. To be remiss or backward. ઢીલા થવું; પછાત રહેવું; ગાફેલ રહેવું; પાછું હઠવું. 3. To lose solidity with water. પાણીમાં પીગળી જવું; પ્રવાહી થવું; પીગળવું; નો ભૂકો થવો. 4. To languish. નબળા પડવું; પાતળા થવું; ધીમા પડવું. 5. To abate. મંદ-નરમ પડવું-થવું. 6. To become less violent નું જોર ધીમું પડવું-ઓછું થવું. *vt.* To render slack. નરમ-ઢીલું-પોચું પાડવું-કરવું 2. To neglect. ભુલવું; ગાફેલ થવું. 3. To change from a solid form to a powder. પાણીની સાથે મેળવી ભૂકો કરવો; ઓગાળવું. 4. To abate. નરમ-ઢીલું; ધીમું પડવું; ઘટાડવું. 5. To check; to repress. નરમ પાડવું; અટકાવવું; ધીમું-ઓછું કરવું; ઘટાડવું.

**Slackness**, *n.* (સ્લૅ'કનિસ) The quality or state of being slack. ઢીલાપણું; ઠંડાઈ; ધીમાશ; આળસ; બેકાળજી; ગાફેલી; મંદી; મંદપણું; નિર્બળતા.

**Slag**, *n* (સ્લૅગ્) The dross or recrement of a metal. ધાતુનો કચરો; મેલ-કાટ. 2. The scoria of a volcano. જવાળામુખી પર્વતમાંથી નિકળતો છિદ્રમય પદાર્થ.

**Slake**, *vt.* (સ્લેક્) To quench; to extinguish; to cool છિપાવવું; બુઝવવું; હોલવવું; મટાડવું; છાંટવું; શાંત કરવું. 2. To mix with water; to slack. પાણીમાં ઓગાળવું; પાણી નાખીને ભૂકો કરવો.-*vi.* To go out; to become extinct. હોલવાઈ-બુઝાઇ જવું; છીપવું; બુઝાવું. 2. To slacken. નરમ-પોચું-ઢીલું થવું; શિથિલ પડવું.

**Slam**, *vt.* (સ્લૅમ્) To shut with violence and noise. અફાળી-પછાડીને બંધ કરવું; ભટકાવવું; ધબોધબ, ભટકઈને બંધ કરવું. 2. To bang. ઠોકવું; મારવું; પ્રહાર કરવો.-*vi.* To strike violently and noisily. ભટકાવવું; ધબ લઈને પછાડવું-બંધ કરવું.-*n.* A violent driving and dashing against. ધબકારો; ધબધબ અવાજ; ઠોકાઠોક. 2. The violent shutting of a door. બારણાને ધબ લઇને-પછાડીને-અફાળીને બંધ કરવાં તે.

**Slander**, *n.* (સ્લૅ'ન્ડર્) A false tale or report maliciously uttered and tending to injure the reputation of another. ચુગલી; અપવાદ; નિંદા; બગદોઈ; આળ; નાલેશી; ફજેતી; અપમાન; બટ્ટો.-*vt.* To asperse; to defame. ને માથે આળ ચઢાવવું; ની બગદોઇ, નિંદા કરવી; ની ચાડી-ચુગલી કરવી. 2. To vilify. નું બદનામ કરવું; [L. *scandalum*, a scandal.]

**Slanderous**, *a.* (સ્લૅ'ન્ડરસ્) Disposed or given to slander. નિંદાખોર; ખોટી બગદોઈ કરનાર; ચુગલીખોર. 2. Containing slander; calumnious. નિંદા-બગદોઈ ભરેલું-વાળું; કુભાંડી; નિંદાત્મક.

**Slang**, *n.* (સ્લૅન્ગ) Low, vulgar language. હલકી-નીચ વર્ણની બોલી; બીભત્સ બોલી. 2. A fetter worn on the leg by a convict. પગની બેડી-*vt.* To insult with low, vulgar language. હલકા. નીચ શબ્દ બોલી અપમાન કરવું; ગાળાગાળી કરવી; ગાળ દેવી.

**Slant**, *a.* (સ્લૅન્ટ્) Oblique; sloping; inclined. તિરકસ; આડું; વાંકું; ત્રાંસુ; નમતું; ઢળતું.-*v.* To turn from a direct line; to slope. તિરકસ-વાંકું કરવું; ત્રાંસુ, આડું, ઢાળ પડતું થવું; નમતું કરવું.-*n.* A slope. ઢાળ; ઢોળાવ; ત્રાંસી બાજુ.

**Slanting**, *a.* (સ્લૅ'ન્ટિંગ્) Sloping. નમતું; ઢાળ પડતું; વાંકું; ત્રાંસુ; ઢળતું.

**Slap**, *n.* (સ્લૅપ્) A blow given with the open hand or with something broad. ધોલ; લપડાક; તમાચો; થપ્પડ; છક્કડ. *vt.* To strike with the open hand or with something broad. થપ્પડ મારવી; તમાચો-ધોલ મારવી-લગાવવી; કોઇપણ પહોળા પદાર્થથી ઝાપટ મારવી; ઝાપટવું.-*adv.* Quickly; instantly. ધડ લઇને; તરતજ; ઉતાવળે.

**Slap-dash**, *adv.* (સ્લૅ'પ ડૅશ્) In a careless manner; at random. બેદરકારપણે; નીડરપણે. 2. All at once. ઓચિંતો; એકદમ; એક સપાટે.

**Slap-jack**, *n.* (સ્લૅ'પ-જૅક્) A griddle cake. તવા, કડઈ-તાવડી ઉપર શેકેલી રોટલી.

**Slash**, *vt.* (સ્લૅશ્) To cut at random; to cut with long cuts. જોરથી આમતેમ મારી કાપી

નાખવું; કાપીને લાંબા વાઢ-ચીરા કરવા. 2. To whip; to lash. ચાબુક-ફટકા મારવા; ચાબુકનો સટકો બોલાવવો.-*vi.* To strike violently and at random. ઉતાવળથી-બેદરકારીથી ફટકારવું-કાપવું -*n.* A long cut. લાંબો કાપો-ચીરો-વાઢ; કાપ. 2. A large slit in the garment. કાપ; ચીરો; ફાડ.

**Slat,** *n.* (સ્લૅટ્) A thin, narrow wooden strip. લાકડાની પાતળી ચીપટ-ચીપ-સળીઓ.-*vt.* To slap; to strike. તમાચો; ધોલ મારવી;મારવું; લાકડી મારવી.

**Slate,** *n.* (સ્લેટ્) A stone, which readily splits into plates. ચીપો ઉતરે એવી જાતનો એક પત્થર; એક જાતનો ભુરો પત્થર. 2. Any stone or rock having a slaty structure. સ્લેટના જેવો પત્થર. 3. A tablet for writing upon. પત્થર; પાટી; સ્લેટ. 4. A thin, flat piece for roofing. છાપરા પર જડવાની છાટ-તકતી; પત્થરની પાતળી કાપેલી ચીર. 5. A list of candidates for nomination. પત્રક; રજીસ્ટર; કૅટલૉગ -*vt* To cover with slate. સ્લેટની પાતળી છાટ જડવી. 2. To register. પત્રકમાં નોંધવું.

**Slater,** *n.* (સ્લે'ટર્) One who slates buildings. છાપરા ઉપર સ્લેટનો પત્થર જડનાર-બેસાડનાર;સલાટ.

**Slaty,** *a.* (સ્લે'ટી) Resembling slate. સ્લેટના પત્થર જેવું. 2. Composed of thin, parallel plates. પાતળાં સમાન્તર પડવાળું; છુટાં પડે તેવાં પાતળાં પડવાળું.

**Slattern,** *n.* (સ્લૅ'ટર્ન્) A woman negligent of her dress or house. ગંદી-ફુવડ સ્ત્રી; શરીર તથા ઘર સાફસુફ ન રાખે તેવી બાયડી.

**Slatternly,** *a.* (સ્લૅ'ટર્નલી) Sluttish; dirty. મેલી; ગંદી; ફુવડ.

**Slaughter,** *n.* (સ્લૉ'ટર્) Murder; massacre; carnage. ખુનરેજી; કાપાકાપી; કતલ;સંહાર;નિકંદન. 2. The act of killing cattle &c. વધ; ઘાત; હત્યા; હિંસા.-*vt.* To slay; to kill કતલ કરવી; સંહાર કરવો; કાપી નાખવું; ઘાણ કાઢી નાખવો. 2. To butcher. (ખાવા માટે) વધ-હત્યા-હલાલ કરવું; મારી નાખવું.

**Slaughterous,** *a.* (સ્લૉ'ટરસ્) Destructive; murderous. ખુની; ઘાતકી; નાશકારક.

**Slaughter-house,** *n.* (સ્લૉ'ટર્-હાઉસ્) A house where beasts are butchered for the market. પ્રાણી-પશુ મારવાની જગ્યા; કસાઇખાનું; વધસ્થાન.

**Slave,** *n.* (સ્લેવ્) A bond-man; one wholly subject to the will of another. દાસ; ગુંડો; ગુલામ. 2. A drudge. વૈતરો; વેઠીઓ; મજુર. 3. One who has lost the power of resistance. આધીન; વશ; દાસ; હજુરીઓ. 4. Captive; vassal. કેદી; બંદીઓ રાજા. 5. One who labours like a slave. મજુર; હેલ્કરી; ગુંડો.-*vi.* To drudge; to toil as a slave. ગુલામગીરી કરવી;વૈતરૂં-મહેનત-ચાકરી કરવી.

**Slaver,** *n.* (સ્લેવર્) A ship employed in a slave-trade. ગુલામો વેચવા માટે એક દેશથી બીજે દેશ જનારૂં વહાણ. 2. A person engaged in the purchase and sale of slaves. ગુલામનો વેપારી.

**Slaver,** *n.* (સ્લૅ'વર્) Saliva drivelling from the mouth. મોમાંથી નિકળતી લાળ-થુંક; લબ.-*vi.* To suffer the spittle to issue from the mouth. મોમાંથી લાળ; થુંક પડવા દેવી. 2. To be besmeared with saliva. લાળ-થુંક-લબથી ખરડાવું-બગડવું; પલળવું.

**Slavery,** *n.* (સ્લે',વરિ) Condition of a slave; servitude ગુલામગીરી; દાસત્વ; ગુંડાપણું; પરાધીનતા. 2. The state of entire subjection; પરતંત્રતા; પરવશતા; પરાધીનતા.

**Slavish,** *a.* (સ્લે',વિશ્) Abject; servile. ગુંડા-ગુલામ જેવું; દાસત્વ; ગુલામી.

**Slaw,** *n.* (સ્લૉ) Sliced cabbage. કાપેલી-મોળેલી કોબી-કોબીજ; સમારેલી કોબી-કરમ કલ્લો.

**Slay,** *vt.* (સ્લે) [*Imp.* slew, *p. p.* slain.] To kill; to murder; to destroy. કાપી નાખવું; મારી નાખવું;નો વધ,ઘાત કરવો; નો જીવ લેવો.

**Slayer,** *n.* (સ્લે'અર્) One who slays. મારી નાખનાર; ખુની; ઘાતકી.

**Sledge,** *n.* (સ્લેજ્) A vehicle or runners, used for conveying heavy loads over the snow. બરફ ઉપર ચાલવાની ગાડી. 2. A light seat, mounted on runners for sliding on snow. નાનાં છોકરાંની બરફ ઉપર ચલાવવાની ગાડી.

**Sledge,** *n.* (સ્લેજ્) A vehicle on runners or on low wheels. બરફ ઉપર ચલાવવાની ન્હાના કે વગર પૈંડાની ગાડી. 2. A hurdle for carrying traitors to the place of execution. રાજદ્રોહી ને વધસ્થાને લઇ જવાની ગાડી. 3. A large, heavy hammer. મોટો, ભારે હથોડો.

**Sleek,** *a.* (સ્લીક્) Smooth; glossy. સુંવાળું; લીસું; સાફ; ચળકી વાળું; ઓપદાર. *vt.* To render smooth, soft and glossy. સાફ-સુંવાળું, ચળકી વાળું બનાવવું-કરવું.

**Sleek-ness,** *n.* (સ્લી'ક-નિસ્) Smoothness. સુંવાળાપણું; સફાઈ; ચળકી; લીસાપણું.

**Sleep,** *vi.* (સ્લીપ) [*imp.* & *p. p.* slept.] To rest; to slumber. ઉંઘવું; નિદ્રા લેવી; સુઇ જવું; આરામ લેવો; સુવું. 2. To be careless or inattentive. બેદરકાર-ગાફેલ રહેવું; આંખ મિંચવી.

2. To be dead. મરી ગએલું હોવું. 3. To be unagitated. સ્વસ્થ રહેવું; શાંત રહેવું; ઉંઘવું. *vt.* To give sleep to.ઉંઘાડવું;સુવાડવું. *n.* Slumber; repose; rest. નિદ્રા; ઉંઘ; નીંદ. **Dead sleep,** અઘોર નિદ્રા-ઉંઘ; ગાઢ નિંદ્રા.

**Sleeper,** *n.*(સ્લીʼપર્) One who sleeps. ઉંઘનાર. 2. A drone; a lazy person.ઉંઘણસી; આળસુ. 3. One of a set of timbers supporting a floor. સલેપાટ; પાટડો;સ્લીપર;રેલ્વેના પાટાનીચેની આડસર.

**Sleeping,** *a.* (સ્લીʼપિંગ્) Occupied with sleep or for sleeping. ઉંઘતું; ઉંઘમાં પડેલું;શાંત. 2. Dormant. બહાર નહિ પડેલું; શાન્ત; અપ્રગટ

**Sleeping partner.**છુપો-કામ કર્યા વગર ભાગ લેનાર, ભાગીદાર.

**Sleep-less,** *a.* (સ્લીʼપ્-લિસ્) Having no sleep; wakeful. ઉંઘ-નિદ્રા વગરનું; જાગતું; આરામ, ચેન વગરનું.2. Having no rest.અસ્વસ્થ; બેચેન.

**Sleepy,** *a.*(સ્લીʼપિ) Drowsy; inclined to sleep. ઉંઘણસી;નિંદ્રાળુ; ઉંઘરાટું. 2. Dull; lazy. આળસુ; મંદ; સુસ્ત; એદી; ધીમું. 3. Soporiferous. ઉંઘ-નિદ્રા આવે તેવું; નિંદ્રાજનક.

**Sleet,** *n.* (સ્લીટ્) A fall of hail or snow mingled with rain. ઝીણા હિમ કે કરા ભેગો વરસાદ; ઝરમર; તુષાર વૃષ્ટિ. To snow or hail with a mixture of rain. વરસાદ સાથે કરા કે હિમ પડવું.

**Sleeve,** *n.*(સ્લીવ્)The part of the garment fitted to cover the arm.બાંય;બ્હાં.2.A narrow channel of water.પાણીની સાંકડી નહેર. *vt.* To furnish with sleeves.બાંય મૂકવી-ચોટાડવી.**To laugh in the sleeve,** to laugh privately. મોંમાં, ગાલમાં;છાનુંમાનું હસવું. To pin or hang on the sleeve of. બાયને આધારે રહેવું; આસરે રહેવું; ના આધારે રહેવું.

**Sleigh,** *n.* (સ્લે,) A vehicle or runners, for carrying persons or goods on snow or ice. બરફ ઉપર ચલાવવાની ગાડી.

**Sleight,** *n.* (સ્લાઈટ્) An artful trick. હાથ ચાલાકી; ચતુરાઇનો ખેલ; ઇંદ્રજાળ; જાદુ; માયા 2. Dexterity.(હાથ) ચાલાકી;હોશિયારી. 3.Cunning; craft. લુચ્ચાઈ; પ્રપંચ; ઠગાઈ.

**Slender,** *a.* (સ્લેʼન્ડર્) Thin or narrow in proportion to length. પાતળું; સાંકડું; નબળું; કૃશ. 2. Feeble; weak. નાજુક; નબળું; નાનકડું; કુમળું. 3. Small; meagre; inadequate. થોડું; જુજ; અલ્પ; પૂરતું નહિ. 4. Trivial; moderate. હલકું; જુજ; અલ્પ. 5. Spare; simple. થોડું, પેટ ન ભરાય તેવું.

**Sleuth,** *n.* (સ્લૂથ્) The track of a man or beast as known by the scent. વાસ ઉપરથી-સુંઘીને માણસનો અથવા પશુનો જાણેલો રસ્તો; સુંઘીને ખોળી કાઢેલાં પગલાં.

**Sley,** *n.* (સ્લે,) A weaver's reed. વણકરની ફણી; ફણો.

**Slice,** *n.* (સ્લાઇસ્) A thin broad piece cut off. ફાટ; ચીર; કાતરી; કાપલી; પહોળો, પાતળો કાપીને કરેલો કકડો. 2. A salver; platter or tray. કુંડું; કથરોટ; તાંસળું. 3. A broad thin knife. પહોળું પાતળા ફળવાળું ચપ્પુ-છરી-કાતું. 4. A kind of chisel. ફરસી.-*vt.* To cut into thin pieces. કાપલી-ચીર-કકડા-ટુકડા કરવા;કાતરી ઉતારવી. 2. To cut into parts. ભાગલા પાડવા-કરવા; ભાગ કરવા.

**Slide,** *vi.*(સ્લાઈડ્) [*Imp.* Slid; *p. p.* Slidden] To slip, to glide. લપસવું; લપસી જવું. 2. To move over snow or ice with an uninterrupted motion. બરફ ઉપર લપસીને સરળ રીતે ચાલ્યા જવું 3. To move gently onward. પસાર થઇ જવું. 4. Slip; to fall. પગ લપસી જવો; ખસી પડવું; લપસી પડવું.-*vt* To thrust along; to thrust by slipping. ધકેલવું; લપસવા દેવું; સરકાવવું. 2. To pass or put imperceptibly. ધીમે રહીને મૂકવું; આસ્તેથી ખસેડવું-મૂકવું. -*n.* A smooth and easy passage. લપસણો-લીસા રસ્તો. 2. A slider.લપસનાર;ઘસણી કરનાર; ખસીને દેવું-દેવાનું ઢાંકણું. 3. The descent of a mass of earth or rock down a declivity. માટી કે ખડકનો ધસી પડેલો ભાગ. 4. A place for sliding. ઢાળાવ. 5. A slip of glass for microscope. સૂક્ષ્મદર્શકથી જોવાને માટે વપરાતી કાચની કાપલી. [ A. Sax. *slidor*, slippery. ]

**Slight,** *n.* (સ્લાઇટ્) Disdain; scorn. અનાદર; અવધીરણા; તુચ્છકાર; અવગણના; ઉપેક્ષા; ધિક્કાર. -*vt.* To disregard as of little value. અનાદર કરવો; નહિં ગણકારવું; અવગણના-તિરસ્કાર કરવો. -*a.* Faint; trifling; negligent. ઓછું; હલકું; સહેજ; જરા; થોડું. 2. Slender; weak; gentle. નાજુક; કોમળ; પાતળું; બારીક; જબરૂં નહિં; કાગદી. **To slight off.** તિરસ્કારમાં કાઢી નાખવું.

**Slightly,** *adv.* ( સ્લાʼઈટ્લિ ) In a slight manner લગાર;જરા;સહેજ;જુજ. 2. Negligently. બેદરકારપણે; હળવે રહીને.

**Slily,** *adv.* (સ્લાʼઈલિ) Craftily; in a sly manner. લુચ્ચાઇથી; પ્રપંચથી; નજર ચૂકાવીને.

**Slim,** *a.* (સ્લિમ્) Slender; weak. પાતળું; ખાલી; નબળું; નજીવું; નાજુક; બારીક.

**Slime,** *n.* (સ્લાઇમ્) Any soft, glutinous substance. કાદવ; કચરો. 2. Viscous mud. કાંપ; પોચી-ભીની-ચીકણી માટી. 3. Bitumen.રાળ; શિલાજીત. [L. *limus*, mud.]

**Slimy**, *a.* (સ્લા'ઇમિ) Glutinous; viscous. ચીકણું; ચીકણી માટીવાળું; ચીકટવાળું.

**Sling**. *n.* (સ્લિંગ્)An instrument for throwing stones or other missiles. ગોફણ. 2. A throw; a stroke. સપાટો; ઝપાટો. 3. A kind of hanging bandage,put round the neck, in which a wounded arm is sustained. જખમાએલો હાથ રાખવાની ઝોળી.4.A rope with hooks for suspending an object. સીંકું;છીંકું. 5. A rope or iron band for securing the centre of a yard to the mast. ગાળો;હૂક. *vt.* [*Imp.* & *p. p.* slunk.] To throw with a sling. ગોફણ ફેંકવી; ગોફણમાં ઘાલી ફેંકવું-છોડવું-મારવું. 2. To throw; to hurl. ફેંકવું; નાખવું. 3. To hang, so as to swing; to suspend. ટાંગી મૂકવું; લટકતું-ઝુલતું રાખવું; લટકાવવું; ટાંગવું.

**Slink**, *vi.* (સ્લિંક્) [*Imp.* & *p. p.* slunk.] To steal away; to sneak. ચોરીથી સંતાઇને જતા રહેવું; છટકી જવું; નજર ચૂકાવીને જતા રહેવું. 2. To miscarry as a beast. અધુરે જવું-જણવું; તરવઈ જવું.-*vt.* To cast prematurely. તરવઇ જઇને બચ્ચું આવવું; અધુરે જણવું.-*a.* Thin; lean. પાતળું; નબળું; બારીક. 2. Produced prematurely. અધુરે જન્મેલું, આવેલું; અધુરા દહાડાનું.-*n.* The young of a beast, brought forth prematurely. અધુરે જણેલું બચ્ચું. 2. A thief; a sneak. ચોર; ઢોંગો; ઠગ; સંતાતો ફરે તેવો માણસ.

**Slip**, *vi.* (સ્લિપ્) [*Imp.* & *p. p.* slipped.] To slide; to glide. લપસી જવું; સરી, ખસી જવું; સરવું; લપસવું; ખસવું. 2. To move, start or fly out of the place. ખસી જવું.3. To sneak or depart secretly ચોરીથી, સંતાઇને જતા રહેવું; સટકી જવું. 4. To err. ચૂકવું; ભૂલવું;ગોથું ખાવું; ભૂલ કરવી 5. To enter by oversight. જવું; નજર ચૂકથી આવવું. 6. To escape as if by sling. અચાનક જવું;સરકી જવું.*vt.* To convey secretly.સરકાવવું;છાનામાના કાઢવું-નાંખવું. 2.To cut slips from (a plant); to take off. કાપવું; કાપી નાખવું. 3. To let loose.જવા દેવું; છોડવું; છુટું મૂકવું. 4. To throw off; to disengage one's self from. કાઢી નાખવું;થી છુટું થવું. **To slip on**, to put on in haste. ઉતાવળથી પહેરી લેવું;. વહેલાં વહેલાં પહેરી લેવું. *n.* The act of slipping.પતન; લપસવું તે. 2. An unintentional mistake. નજરચૂક; ગોથું; શરતચૂક; દોષ. 3. A leash by which a dog is held. કુતરાને પકડવાની દોરી-સાટ. 4. A cutting; a twig.કાપેલી સોટી; ડાળ; કલમ; શાખા. 5. An escape.સટકી જવું તે; પલાયન થવું તે. 6. A long narrow piece. ચીપ; ચીર. 7. A loose garment worn by a woman. ઝુરખો; જબ્બો. 8. A child's pinafore. છોકરાને પહેરવાનો જબ્બો-સદરો.9.An outside covering. ગલેફ; તરવારનું મ્યાન;ઢાંકણ. 10. An opening or space left in a dock. ગોદીમાં વહાણને રહેવાની જગા-સ્થળ. **To give one the slip**, કોઇથી છટકી-નાસી જવું. [A. Sax. *slipan*, to pass away.]

**Slip-knot**, *n.* (સ્લિપ્-નૉટ્) A knot which slips along a rope or line around which it is made. સરકા ગાંઠ; સરકીયું.

**Slipper**, *n.* (સ્લિપર્) One who or that which slips. ખસનાર; લપસનાર. 2. A kind of light shoe. સપાટ; સલીપર; તરત પહેરાય તેવા જોડા. 3. A kind of brake or shoe for a wagon wheel. ગાડીના પૈડાનું અટકણ.-*a.* Smooth; unstable. લપસણું; લીસું; અસ્થિર;ફરી જાય તેવું.

**Slippery**, *a.* (સ્લિપરિ) Smooth; glib.સરી, લપસી જવાય તેવું. 2. Changeable,uncertain. ટગે-ફરે તેવું; ક્ષણિક; નાશવાન; અસ્થિર; ચળ. 3. Liable to slip away. સરી-લપસી જાય તેવું. 4.Not affording firm footing or confidence. ફરી જાય તેવું; સરકી જવાય તેવું. 5. Unchaste. ખરાબ ચાલનું; વિષયી; લંપટ; વંઠેલ; લફંગું.

**Slip-shod**, *a.* (સ્લિપ્-શૉડ્) Wearing shoes like slipper. સપાટની પેઠે જોડા પહેરનાર; ખડા વગરનું. 2. Careless in manners, style etc. રીતભાત-ઢંગધડા વગરનું;જથરપથર;રીતભાતમાં બેફિકર.

**Slip-slop**, *n.* (સ્લિપ્-સ્લૉપ્) Bad or insipid liquor. ખરાબ દારૂ; ઉતરતી જાતનો દારૂ.2.Weak, profitless writing. દમ-માલ વગરનું, નિર્માલ્ય લખાણ.

**Slit**, *vt.* (સ્લિટ્)[*Imp.* & *p. p.* slit or slitted. To cut lengthwise. કાપીને લાંબા કકડા કરવા. 2. To cut or make a long fissure in or upon. માં, ઉપર લાંબો ચીરો ફાટ-કાપ કરવો-મૂકવો; ચીરવું. 3. To split; to rend. ફાડવું; ચીરવું; કાપવું.-*n.* A long cut; narrow opening. ચીર; ફાટ; કાપ; લાંબો ચીરો.

**Sliver**, *vt.* (સ્લિવર્, સ્લા'ઇવર્) To cut or divide into long, thin pieces. પાતળા-ઘણા ઝીણા કકડા કરવા.—*n.* A long piece cut or rent off. કકડો; ચીરો. 2. A loose untwisted strand of fibre, ready for slubbing or roving. ચીંદરડો; કાપલો; પુણી.

**Sloat**, *n.* (સ્લોટ્) A narrow piece of timber which holds together large pieces; a slat. ટેકણને માટે આડા જડેલા લાકડાના કકડા-લાકડો.

**Slogan,** *n.* (સ્લો,'ગન્) The war-cry or gathering word. લડાઈની બૂમ અથવા એકઠા થવાનો શબ્દ.

**Sloop,** *n.* (સ્લૂપ્)A vessel having one mast only. એકજ સઢવાળું વહાણ-જહાજ; ન્હાનું વહાણ.

**Slop,** *n.* (સ્લૉપ્) Liquid carelessly spilled or thrown about. ઢોળાએલું પાણી; મેલા-ગંદા ખરડાએલા પાણીનું ખાબોચીયું; મેલી જગા. 2. *pl.* Dirty water. મેલું-ગંદું-ગંધાતું પાણી. 3. Poor or weak drink or liquid food. હલકી જાતનો ખાવાનો પ્રવાહી પદાર્થ; ઘેંસ; ભડકું; કાંજી.—*vt.* To spill. ઢોળવું. 2. To spill liquid upon. ઉપર પ્રવાહી પદાર્થ ઢોળવો. 3. To form with a slope. ઢાળ પડતું કરવું; ઢાળ કરવો; ઢળતું કરવું-*vi.* To overflow or to be spilled as a liquid. છલકાઈ ઢોળાઇ જવું. 2. To be sloping. ઢાળ પડતું-ઢળતું હોવું.

**Slop,** *n.* (સ્લૉપ્) A lower garment as breeches, trousers. સુરવાળ; મોટો ચોયણો; સુંથણું.2.*pl.*Ready-made clothes. તૈયાર લુગડાં. 3. Policeman. સિપાઇ.

**Slope,** *a.* (સ્લો,પ્) Inclined or inclining. ઉતરતું; ઢાળ પડતું; ઢળતું.-*n.* A declivity. ઢોળાવ; ઢાળ; ઢળતી જગા; ઉતરણ; ઉતાર.-*vt.* To form with a slope. ઢળતું કરવું; ઢાળ કરવો. *vi.* To be inclined. ઢળતું હોવું; ઉતરતું-ઢાળ પડતું હોવું.

**Sloping,** *a.* (સ્લો,'પિંગ્) Slanting; oblique. ઢાળ પડતું; ઢળતું; ઉતરતું.

**Sloppy,** *a.* (સ્લૉ'પિ) Muddy; plashy. કાદવ વાળું; મેલું; ગંદું; ભીનું; કચરાવાળું.

**Slot,** *n.* (સ્લૉટ્) The track of a deer.હરણના જવાથી પડેલી નિશાની-પગલું. *vt.* To groove. કોરણ-ખોભણ-પાડવી, ખસરકો કરવો;કાપવું; ચીરવું.

**Sloth,** *n.* (સ્લો,થ્) Laziness; idleness. આળસ; સુસ્તી; પ્રમાદ; એદીપણું.2.Tardiness; slowness. ઠંડાશ; ધીમાપણું; ધીમાશ. 3. A slow-moving animal. મંદ જનાવર. *vi.* To be idle or slow. સુસ્ત-આળસુ હોવું-થવું; ઠંડા હોવું.

**Slothful,***a.* (સ્લો,'થ્-ફુલ્) Inactive;lazy;idle. આળસુ; પ્રમાદી; એદી; મંદ; સુસ્ત.

**Slouch,** *n.* (સ્લાઉચ્) A depression of the head or some other part of the body. માથું નીચું ઘાલવું-નમાવવું તે. 2. An awkward clownish fellow. રેંચો; ગમાર; ગામડીઓ; ભુસો.-*vi.* To hang down. નીચું ઘાલવું-રાખવું. 2. To have a clownish gait or manner. સુસ્તાઇમાં ચાલવું; અનાડી-ગમાર ચાલે ચાલવું. *vt.* To depress. નીચું દાબવું-નમાવવું-ઘાલવું.

**Slough,** *n.* (સ્લાઉ) A place of deep mud or mire. ઉંડા કાદવ-કાંપવાળી જગા; ઉંડો કાદવ, કાંપ-પંક. 2.A wet place.ભીની, કાદવવાળી જગા.

**Slough,** *n.* (સ્લફ્) The cast skin of a serpent. સાપની ઉતારેલી કાંચળી. 2. The part that separates from a foul sore.ગુમડાં ઉપરનું મરેલું ચામડું-મુડદાલ, નકામું માંસ. To separate from the sound flesh. ઉખડી જવું-પડવું; ઉતરી જવું.

**Sloughy,** *vi.* (સ્લ'ફિ) Resembling a slough. કાંચળીના જેવું. 2. Miry. કાદવ-કાંપવાળું.

**Sloven,** *n.*(સ્લવન્) A person careless of dress and cleanliness.ગલીચ; ફુવડ; ગંદો-મેલો. માણસ; ઢંગધડા વગરનો માણસ.

**Slovenly,** *a.* (સ્લ'વન્લિ) Negligent of dress or neatness. ગંદો; ફુવડ; મેલો; મલિન. 2. Disorderly; not neat. મેલું; ગંદું;અવ્યવસ્થિત-અસ્વચ્છ.-*adv.* In a slovenly manner. ગંદી-મેલી રીતે; ફુવડપણે.

**Slow,** *a.* (સ્લો,) Not quick in motion; not swift. ધીમું; હળવું; મંદ; ધીમે ધીમે થતું.2.Late. મોડું; ધીમું ધીમું. 3. Not prompt. ચકોર-ચંચળ નહિ હોય એવું; ધીમું; મંદ; 4. Dull; tardy; inactive. સુસ્ત; ઠંડુ;વિચારશીલ; તરત ન કરે તેવું. 5. Behind the time. વખતસર નહિ એવું;મોડું; પાછળ.-*vt.* To render slow; to retard. ધીમું કરવું; ઢીલ કરવી.-*vi.* To go slowly. ધીમે ધીમે જવું; ધીમું પડીને ચાલવું-જવું.-*adv.* Slowly. ધીમેથી; આસ્તેથી.

**Slowness,** *n.* (સ્લો,'નિસ્) The quality or state of being slow. ધીમાશ; ઠંડાશ; વિલંબ; જડતા; મંદ ચાલ; આસ્તાપણું.

**Slubber,** *vt.* (સ્લ'બર્) To do lazily or imperfectly, આળસાઇથી કરવું; બરાબર નહિ ક૦; વેઠ કરવી.

**Sludge,** *n.* (સ્લજ્) Mud; mire. કીચડ;કાદવ; કાંપ. 2. Small floating piece of ice.બરફનો ન્હાનો તરતો કટકો.

**Slue,** *vt.* (સ્લ્યુ) To turn about; to twist. ફેરવવું; આમળવું; વળ ચઢાવવો; ગબડાવવું.

**Slug,** *n.* (સ્લગ્) A drone; a slow lazy fellow. આળસુ-પ્રમાદી માણસ. 2. A kind of snail. એક જાતની ગોકળ ગાય; ગોકળ ગાય જેવું પ્રાણી. 3. A small bullet discharged from a gun. સીસા-લોઢાનો નાનો કકડો, ગોળી. 4. A ship that sails slowly. ધીમેથી ચાલતું વહાણ.

**Sluggard,** *n.* (સ્લ'ગર્ડ્) A person habitually lazy; a drone. પ્રમાદી-આળસુ-સુસ્ત માણસ; એદી, ઉંઘણસી માણસ.

**Sluggish,** *a.* (સ્લ'ગિશ્)Dull, stupid.આળસુ; બેવકુફ; જડ; મંદ. 2. Slothful;inactive.પ્રમાદી; એદી; આળસુ. 3. Inert; slow. ધીમું; ઠંડું; જડ; મંદ; સુસ્ત; ટાઢું.

**Sluice,** *n.* (સ્લુસ્) An artificial passage of water. પાણી આવવા જવાનો દરવાજો, રસ્તો, માર્ગ. 2. An opening, a flood-gate. રસ્તો; દ્વાર;બાકું;ભરતીનો દરવાજો. 3. A stream which flows through a flood-gate. ભરતીમાં દરવાજામાં થઈને વહેતો ઝરો.-*vt.* To wet copiously as by opening a sluice. રસ્તો ખુલ્લો કરીને પાણીથી રેલાઈ-લદબદ થઈ જાય તેમ કરવું. 2. To emit by. નીકળવું; બહાર આવવું.

**Slum,** *n.* (સ્લમ્) A back street of the city, filled with vicious population. નીચ-વિષયી વસ્તીનો મહોલ્લો-શેરી-પોળ-લત્તો.

**Slumber,** *vi.* (સ્લ'મ્બર્) To sleep; to doze. ઝોકાં ખાવાં; ઉંઘવું; સ્હેજ ઉંઘવું. 2. To be in the state of negligence. બેદરકાર રહેવું;ભૂલમાં હોવું; ની તરફ ધ્યાન-નજર ન કરવી.-*n.* Light sleep;repose. નિદ્રા;ઉંઘ;સહેજ ઝોકું ખાવું તે;આરામ.

**Slump,***vi.*(સ્લમ્પ્) To fall or sink suddenly through or in, while walking on snow. બરફમાં ડુબવું, કળી જવું.

**Slur,** *vt.* (સ્લર્) To soil;to sully;to disgrace. બટ્ટો, કલંક, એબ લગાડવી; દૂષિત કરવું. 2. To conceal. છુપાવવું; ઢાંકવું. **He slurs his crimes.** તે પોતાના અપરાધ છુપાવે છે.-*n.* A mark;a stain. એબ;કલંક;કાળીટીલી. 2. A trick played upon a person. કોઇપણ માણસ ઉપર કરેલું કપટ, છળ. 3. A mark, thus.-[ ‿ or ⁀ ] એક પ્રકારનું સંગીતમાં વપરાતું ચિહ્ન.

**Slush,** *n.* (સ્લશ્) Sludge; soft mud. કચરો; કાદવ;કાંપ. 2. A mixture of snow and water. બરફ અને પાણીનું મિશ્રણ. 3. The refuse grease and fat from salt meat. કાઢી નાખેલી નકામી ચરબી. - *vt.* To smear with slush or grease. ચરબી લગાડવી. 2. To paint with a mixture of white lead and lime. સફેતા અને ચુનાનું મિશ્રણ લગાડવું.

**Slut,** *n.* (સ્લટ્) An untidy woman. ગંદી.-ફુએડ સ્ત્રી. 2. A bitch. કુતરી.

**Sluttish,** *a.* (સ્લ'ટિશ્) Like a slut;untidy. ગંદી-ફુએડ સ્ત્રી. 2. A bitch. કુતરી,

**Sly,** *a.* (સ્લાય્) Cautious; shrewd; artful; cunning. પક્કું; પેચવાળું; કાવાદાવાવાળું; પ્રપંચી. **On the sly or by the sly,**in a sly or secret manner. છુપી રીતે; છાનામાના.-°**ly,** *adv.* Craftily. નજર ચુકવીને; લુચ્ચાઈથી.

**Sly-boots,** *n.* (સ્લા'ઈ-બૂટ્સ્) A sly, cunning person. લુચ્ચું-બદમાસ માણસ.

**Slyness,** *n.*(સ્લા'ઇનિસ્)The state of being sly. પ્રપંચ; પેચ; યુક્તિ; લુચ્ચાઈ; પક્કાઈ; ખંધાઇ.

**Smack,** *vi.* (સ્મૅક્) To kiss with a loud sound. બચકારો-અવાજ કરીને બોકી-બચી કરવી; ચુંબન કરવું-*vt.* To make a noise with lips in kissing and tasting. બચી-ચુંબન કરતી વખતે બચકારો બોલાવવો; બચબચ બોલાવવું.-*n.*A loud kiss; a buss. અવાજ કરીને લીધેલી બોકી-બચી-ચુંબન. 2. A quick sharp noise. બચકારો; બચબચ; સડાકો. 3. A slap.લપડાક;તમાચો; ધોલ.

**Smack,** *vi.* (સ્મૅક્) To be tinctured with any particular taste. સ્વાદવાળું હોવું;માં પાસ-સ્વાદ હોવો.-*n.* Taste, flavour. સ્વાદ; પાસ; ગંધ; વાસ. 2. A small sailing vessel. એક પ્રકારનું ન્હાનું વહાણ.

**Smacking,** *n.* (સ્મૅ'કિંગ્) A sharp quick noise; a smack. બચબચ; બચકારો; સડાકો.-*a.* Making a sharp noise. સુસવાટો કરતું; સણસણાટ કરતું.

**Small,** *a.* (સ્મૉલ્) Little; not great; diminutive; minute. ન્હાનું; થોડું;તુચ્છ; ઝીણું; લઘુ; અલ્પ.-*n.* The small or slender part of a thing. કોઇપણ ચીજનો નાનો અગર નાજુક ભાગ. **Small talk,** Chit-chat. ગપ્પાં; તડાકા **Small hours,** મધરાત પછીથી ૩ થી ૪ વાગ્યા સુધીનો વખત. **Small arms.** પિસ્તોલ, બંધુક-તમંચા જેવાં નાનાં હથીયાર.

**Small-clothes,** *n.* (સ્મૉ'લ્-કલોધઝ્) Breeches. સુરવાળ; તંગીઓ.

**Small-pox,** *n.* (સ્મૉ'લ-પૉક્સ્) An eruptive febrile disease. સહિએડ; શીતળા માતા; કાકાબળિયા; બળિયા; ઓરી.

**Smart,** *n.* (સ્માર્ટ્) A quick, pungent, lively pain. બળતરા; ચરચરાટ; અગન; શૂળ; લહાય.-*vi.* To feel pain of mind. ખિન્ન થવું; ખેદ થવો; ને દુઃખ લાગવું. 2. To feel a lively, pungent pain. ચણચણવું; લાય બળવી.-*a.* Severe; keen. આકરૂં; બારીક; તીવ્ર. 2. Clever; sharp; active. ચતુર; ચાલાક; હોંશિયાર;ચપળ.3. Witty; shrewd. માર્મિક; ટોળ;મશ્કરી,ખોર,-રીઉં. 4. Brisk; fresh. તાજો; સપાટાબંધ. 5. Showy. ફક્કડ; દેખાવ; ભપકાવાળું. [L. *mordeo,* I bite.]

**Smartness,** *n.* (સ્માર્ટનિસ્) The quality or state of being smart. ચાલાકી; હોંશીઆરી; ચપળતા; તીવ્રતા; શોભા.

**Smash,** *vt.* (સ્મૅશ્) To dash to pieces; to crush. કચરી નાખવું; ચુરેચુરો કરવો.-*n.* A breaking to pieces. કચ્ચરઘાણ; ચુરેચુરા.

**Smatter,** *vi.* (સ્મૅ'ટર્) To talk superficially or ignorantly. વગર સમજે બકવું-બરડવું; લવવું. 2. To have a superficial knowledge. ઉપરચોટીયું જ્ઞાન હોવું.-*n.* Superficial knowledge. ઉપર ચોટીયું જ્ઞાન; બાહ્ય જ્ઞાન.

**Smatterer,** *n.* (સ્મૅ'ટરર્) A sciolist. ઉપરચોટીયા જ્ઞાનવાળો.

**Smattering,** *n.* (સ્મૅ'ટરિંગ્) A slight, superficial knowledge. ઉપર ટપકેનું જ્ઞાન-માહિતગારી; ઉપર ચોટીયું જ્ઞાન.

**Smear,** *vt.* (સ્મી,ર્) To overspread with anything adhesive; to soil. ચોપડવું; લગાડવું. *n.* Blot; stain. ડાઘો; કલંક; એબ. 2. An ointment. મલમ; અંજન.

**Smell,** *vt.* (સ્મેલ્) To perceive by the nose. સુંઘવું; વાસ સોડમ લેવી. 2. To perceive as if by the smell. વાસથી જાણવું; જાણી જવું. *vi.* To have an odour or scent. ગંધ આવવી; વાસ આવવી. *n.* The power of smelling. વાસ ઇંદ્રિ; ઘ્રાણેન્દ્રિય 2. Odour; perfume. ગંધ; બો; વાસ; સુવાસ. **To smell out,** ચતુરાઇથી ખોળી કહાડવું-જાણી જવું. **To smell a rat,** વહેમનું કારણ હોવું, સંદેહથી જોવું; વહેમ લાવવો.

**Smelt,** (સ્મેલ્ટ્) [*imp.* & *p. p.* of smell.] સુંઘ્યું; વાસ લીધી. *n.* A kind of fish. એક જાતની માછલી.—*vt.* To melt or fuse as ore. ધાતુનો રસ કરવો; ધાતુ ગાળવી.

**Smicker,** *vi.* (સ્માઇકર્) To look amorously or wantonly. વિષય વાસનાથી જોવું.

**Smile,** *vi.* (સ્માઇલ્) To laugh slightly. જરા હસવું; મંદમદ હસવું; મોં મલકાવવું; ગાલમાં-મૂછમાં હસવું. 2. To favour. પ્રસન્ન થવું; મહેરબાની કરવી. 3. To sneer. હસી કાઢવું; તુચ્છકારવું. 4. To look gay and joyous. ખુશકારક-આનંદી હોવું.—*vt.* To express by a smile. હસીને જણાવવું.—*n.* An act of smiling. મોં મલકાવવું-હસવું તે. 2. Favour. અનુગ્રહ; મહેરબાની, મહેર.

**Smirk,** *vi.* (સ્મર્ક) To look affectedly soft or kind. ઢોંગ કરી ઘણી મહેરબાની દેખાડવી. *n.* An affected smile. ઢોંગ અથવા ડોળથી હસવું તે.

**Smite,** *vi.* (સ્માઇટ્) [*imp.* smote, & *p. p.* smitten.] To strike, to inflict a blow with the hand. મારવું; પ્રહાર કરવો; ઠોકવું. 2. To kill. મારી નાખવું. 3. To beat in a battle. પરાજય કરવો; હરાવવું. 4. To strike with passion or with fear. મોહ પમાડવું; બીવડાવવું; ચકિત કરવું. 5. To afflict. દુઃખ દેવું. **To smite off,** કાપી નાખવું.

**Smith,** *n.* (સ્મિથ્) One who forges with the hammer. લુહાર; સોની; હથોડાથી ઘડનાર.

**Smithery,** *n.* (સ્મિ'થરિ) The work-shop of a smith. ઘડનારનું કારખાનું. 2. Work done by a smith. ઘડનારનું કામ; કરેલું કામ.

**Smithy,** *n.* (સ્મિ'થિ) The shop of a smith. લુહાર-સોની-કંસારાની કોડ-દુકાન-કારખાનું.

**Smock,** *n.* (સ્મૉક્) A woman's under garment; a shirt. સ્ત્રીઓને અંદર પહેરવાનું લુગડું.

**Smock-frock,** *n.* (સ્મૉ'ક્-ફ્રૉક્) A coarse linen frock, worn by farm-labourers. ઝબ્બો; કુરતો; કડીયું.

**Smoke,** *n.* (સ્મો,ક્) The exhalation from burning bodies; visible vapour. ધુમાડો; ધુણી; વરાળ; ધુમાડા જેવો પદાર્થ. 2. Idle talk. માલ વગરની વાત; નકામી વાત.—*vi.* To emit smoke. માંથી ધુમાડો-ધુણી નીકળવી. 2. To use tobacco in a pipe. બીડી, ચુંગી પીવી. *vt.* To apply smoke to. ધુમાડો દેવો; ધુમાડામાં મુકવવું. 2. To scent with smoke. ધુમાડાનો પાસ દેવો; વરાળથી ભરવું. 3. To inhale and puff out the smoke of. બીડી પીને ધુમાડો કહાડવો.

**Smoker,** *n.* (સ્મો,'કર્) One who smokes tobacco or the like. તમાકુ, બીડી, હુક્કો પીનાર.

**Smoky,** *a.* (સ્મો,'કિ) Emitting smoke. ધુમાડું; ગોટાડું. 2. Resembling smoke. ધુમાડા જેવું; ધુમવાળું.

**Smolder, Smoulder,** *vi.* (સ્મો,'લ્ડર્) To waste away by a slow and suppressed combustion. ધીમે ધીમે બળીને નાશ પામવું. 2. To suffocate. ગુંગળાવવું; ધુંધવાવું.

**Smooth,** *a.* (સ્મૂ,ધ્) Even on the surface; not rough. લીસું; સુંવાળું; સાફ. 2. Mild; bland. નરમાસ ભરેલું; ધીમું; મીઠું. 3. Uttered without hesitation; fluent. અટકયા સિવાય બોલાતું; સરસરાટ; એકધારૂં. 4. Flattering. ખુશામતીયું; મસ્કાવાળું.—*vt.* To make smooth. સુંવાળું-લીસું-સરખું-સપાટ કરવું. 2. To make easy. સહેલું-સરળ કરવું. 3. To make flowing. મધુર-મીઠું કરવું.

**Smoothen,** *vt.* (સ્મૂ'ધન્) To make smooth. લીસું-સુંવાળું કરવું.

**Smoothly,** *adv.* (સ્મૂ'ધ્લિ) In a smooth manner. સરળતાથી; વગર હરકતે; ધીમેથી.

**Smoothness,** *n.* (સ્મૂ'ધ્નિસ્) The quality or state of being smooth. મીઠી બોલી; લીસાપણું; સુંવાળાપણું.

**Smooth-tongued,** *a.* (સ્મૂ'ધ્-ટંગ્ડ્) Flattering. ખુશામતીયું; મીઠા બોલું; હાજી હા કરનાર.

**Smother,** *vt.* (સ્મ'ધર્) To destroy the life of by suffocation. ગુંગળાવીને મારી નાખવું; ગુંગળાવવું. 2. To suppress. છુપાવવું; ઢાંકવું; દાબી રાખવું.—*vi.* To be suffocated or stifled. ગુંગળાવવું.

**Smoulder,** See *Smolder*.

**Smug,** *a.* (સ્મગ્) Studiously neat or nice. ટાપટીપીયું; વરણાગીયું; દેખાવડું.

**Smuggle,** *vt.* (સ્મ'ગલ્) To export or import secretly, without paying the duties imposed

by the law. દાણચોરી કરવી; જકાત-દાણ આપ્યા વગર લાવવુ-મોકલવું. 2. To convey or introduce secretly. ખાનગી રીતે-છળથી-છુપી રીતે લઈ જવું-દાખલ કરવું.

**Smuggler,** *n.* (સ્મ'ગ્લર્) One who smuggles. દાણ-જકાત ચોરનાર. 2. A vessel employed in smuggling. દાણચોરી કરનાર વહાણ.

**Smuggling,** *n.* (સ્મ'ગ્લિંગ્) Offence of importing goods, without paying the legal duties. દાણચોરી.

**Smut,** *n.* (સ્મટ્) Foul matter, like soot or coal-dust. મેશનો ડાઘ; કાજળ; મેંશ; કોયલાની ભૂકી જેવો ખરાબ પદાર્થ. 2. A disease in grain of a dirty black colour. ફુંગ; ઉબ. 3. Obscene or filthy language. ફટાણા; બે-ફાટ, નિર્લજ ભાષણ. 4. Bad, soft coal. માટીવાળો પોચો કોયલો. *vt.* To stain or mark with smut. ડાઘ પાડવો; કાળું કરવું. 2. To blacken. કાળું-ધુમાડાવાળું કરવું. 3. To taint with mildew as grain. ફુગ ચઢવી. *vi.* To gather smut. મેંશ એકઠી થવી. મેંશવાળું થવું. 2. To crock. સાફ કરી નાખવું.

**Smutty,** *a.* (સ્મ'ટિ) Soiled with smut. કાજળ-મેંશવાળું-ના ડાઘવાળું.

**Snack,** *n.* (સ્નૅક્) A share; an equal part or portion. ભાગ; હિસ્સો; ફાળો. 2. A lunch. નાસ્તો; ઉતાવળો નાસ્તો.

**Snaffle,** *n.* (સ્નૅ'ફલ્) A nose-band; a bridle with a bit-mouth without branches. જેર કડીવાળી એક જાતની લગામ.-*vt.* To bridle. ના મોંમાં લગામ ઘાલવી.

**Snag,** *n.* (સ્નૅગ્) A short, rough branch. ઝાડનો ઠુંઠો-ઠોયો-ડાળી. 2. A broken or decayed tooth. ભાગી-સડી ગએલો ખરાબ દાંત. *vt.* To injure or destroy by a snag. ખડ-બચડી રીતે કાપવું.

**Snaggy,** *a.* (સ્નૅ'ગિ) Full of snags. ઠેકા વાળું; ગાંઠોવાળુ.

**Snail,** *n.* (સ્નેલ્) A slimy, creeping animal. ગોકળગાય. 2. A drone. એદી, આળસુ માણસ.

**Snake,** *n.* (સ્નેક્) A serpent. સાપ; નાગ; સર્પ. *vt.* To drag or draw, as a snake from the hole. કાણા-દરમાંથી સાપને ખેંચી કાઢવો. 2. To wind round spirally. ના ઉપર ગોળ વિંટાળવું.

**Snake-charmer,** *n.* (સ્નેક,'-ચાર્મ'ર્) One who charms a serpent. વાદી; ગારૂડી; મદારી.

**Snaky,** *a.* (સ્ને,'કિ) Resembling a snake. સાપના જેવું; સાપને મળતું 2. Sly; cunning. કપટી; લુચ્ચું; ખંધું; ઠગારૂં. 3. Having serpents. સાપથી ભરેલું.

**Snap,** *vt.* (સ્નૅપ્) To break at once. એકદમ, કડાક લઇને ભાંગવું. 2. To bite or seize suddenly. કરડવું; એકદમ બચકું લેવું. 3. To crack. ફટકારો બોલાવવો. 4. To strike with a sharp sound. સડાક દઇને મારવું.-*vi.* To break short. તુટી જવું; વચ્ચેથી ભાંગી જવું. 2. To part asunder suddenly. કડાક લઈને એક-દમ ભાંગી જવું. 3. To make a sharp cracking sound. કડકડ બોલવું. 4. To make an effort to bite. કરડવા જવું-આવવું.-*n.* A crack; a sudden breaking. એકદમ ભાંગી જવું તે. 2. A crack of a whip. ચાબુકનો ફટકારો; સાકટાનો ફટકો; 3. A sudden eager bite. દાંતથી બચકું ભરવું તે; લોથરૂં. **To snap one up**=એકદમ ઉતારી પાડવુ-ખંખેરવું; ઉપલું લેવું.

**Snappish,** *a.* (સ્નૅ'પિશ્) Eager to bite. કરડકણું; કરડવા જાય તેવું. 2. Peevish. ચીડીયું; વાંધાખોર; ડાચીયું.

**Snap-shot,** *n.* (સ્નૅ'પ્-શૉટ્) An instantaneous photograph. એકદમ લીધેલી છબી.

**Snare,** *n.* (સ્નેઅર્) A noose; a trap. પાશ; ફાંદો; જાળ. *vt.* To entangle. ફાંસા-જાળમાં પકડવું-પકડાવવૂં.

**Snarl,** *vt.* (સ્નાર્લ્) To entangle. ગુંચવવું; ગુંચવાડો કરવો. 2. To form raised work upon the surface of. ઉપસાવવું; ઉપસણીનું કામ કરવું-*n.* A knot. ગાંઠ; ગુંચ.

**Snarl,** *vi.* (સ્નાર્લ્) To growl. ઘુરકવું; બડબડવું. **-ing,** *n.* (સ્નાર્'લિંગ્) Talking in rude, surly terms. બડબડાટ; ડાચી; ઘુરકી; ગરકી.

**Snatch,** *vt.* (સ્નૅચ્) To seize hastily, or abruptly. ઝડપથી લેવુ; ખુંચવી લેવું; ઝુંટાવી લેવું. *n.* A hasty catch or seizing. એકદમ ખુંચાવી, લેવું તે. 2. A short period of vigorous action. થોડાજ વખતનું ધમધોકાર, તડામાર કામ.

**Snath,** *n.* (સ્નૅથ્) The handle of a scythe. દાતરડાનો હાથો.

**Sneak,** *vi.* (સ્નીક્) To creep or steal away privately. છાનામાના-સંતાઈને સટકી જવું. 2. To behave with meanness. નીચપણે વર્તવું.-*n.* A mean, sneaking fellow. નીચ-હલકો માણસ; ટેક મૂકીને ચાલનાર માણસ.

**Sneaking,** *a.* (સ્ની'કિંગ્) Mean; servile. ચાપલુશીખોર; બાયલો; ટેક મૂકીને ચાલનાર.

**Sneakingly,** *adv.* (સ્ની'કિંગ્લિ) In a mean manner. ખંદાઇથી; હલકાઇથી.

**Sneer,** *vi.* (સ્નીર્) To show contempt by turning up the nose, or by a particular cast of countenance. નાક ચઢાવીને કે બીજી રીતે મોઢાથી તિરસ્કાર જણાવવો, કરવો; મ્હોં ચઢાવવું.

*vt.* To utter with a sneer. ધિક્કારથી–ફિટકારથી બોલવું.–*n.* A look of contempt, a jeer. તિરસ્કાર;હાંસી;મશ્કરી. 2. The act of sneering. તિરસ્કાર–હાંસી કરવી તે; છણકો.

**Sneeze,** *vi.* (સ્નીઝ્) To emit air forcibly through the nose. છીંકવું. 2. A sudden, audible sound through the nose. છીંક.

**Sniff,** *vi.* (સ્નિફ્) To draw air audibly up the nose. નાક વાટે દમ લેવો; નસકોરાં બોલે એ રીતે શ્વાસ લેવો –*vt.* To scent; to smell. સુંઘવું. 2. To draw in with the breath, through the nose. નાક માર્ગે શ્વાસ જોરે લેવું.–*n.* Perception by sniffing. સુંઘવું તે; નાક માર્ગે શ્વાસ લેવો તે.

**Snip,** *vt.* (સ્નિપ્) To cut off; to nip. વેતરી નાખવું; કાપી નાખવું.–*n.* A single cut.કાપલો; કાપ; છાંટ. 2. A bit cut off. કાપેલો કકડો.

**Snip-snap,** *n.* (સ્નિ'પ્-સ્નૅપ્) A lively dialogue. ખુશકારક સંવાદ.–*a.* Quick; sharp. કડક; મર્મવેધી; જલદ.

**Snivel,***n.*(સ્નિ'વલ્) Mucus running through the nose. નીંટ; લીંટ;સેડા.–*vi.*To run at the nose. નાકે લીંટ વહેવી–નીકળવી.

**Snob.** *n.* (સ્નૉબ્) An affected and pretentious person. સારા લોકાની સ્હોબત છે એવો ઢોંગ કરનાર હલકો માણસ;મોટાની બરોબરી કરનાર.

**Snooze,** *n.* (સ્નૂઝ્) A short sleep;slumber. ઝોકું; થોડી ઉંઘ.–*vi.* To doze. ઝોકું ખાવું;ઉંઘવું.

**Snore,** *vi.* (સ્નો,ર્) To breathe with a rough sound. ઘોરવું; નસકોરાં બોલાવવાં.–*n.* A breathing with a harsh sound. નસકોરાં બોલાવવાં તે.

**Snort,** *vi.* (સ્નૉર્ટ્) To force the air with violence through the nose. સુસવાટો કરવો; ફૂંફાટા મારવા.–*n.* The act of snorting. ફુંફાટા મારવા તે; હાંફવું તે; હણહણાટ.

**Snot,** *n.* (સ્નૉટ્) Mucus discharged through the nose. લીંટ; સેડા.

**Snotty,** *a.* (સ્નૉ'ટિ) Foul with snot; dirty. લીંટવાળું; ફુવડ; ગંદું.

**Snout,** *n.* (સ્નાઉટ્) The long projecting nose of a beast. જનાવરોનું લાંબુ મોઢું–નાક; સુંઢ. 2.The end of a pipe.પોલી ભુંગળી–નળીનો છેડો; નાળચું.

**Snow,** *n.* (સ્નો,) Frozen vapour. બરફ;હિમ. *vi.* To fall in as snow. બરફ પડવો.·*vt.* To scatter like snow. બરફની માફક પાથરવું [L. *nix, nivis,* to snow].

**Snow-drift,***n.*(સ્નો,'-ડ્રિફ્ટ્)A bank of snow, driven together by the wind. પવનથી એકઠાઈ આવેલા બરફનો ઢગલો.

**Snowy,** *a.* (સ્નો'ઇ) White like snow.બરફ જેવું સફેદ. 2. Abounding with snow. બરફથી ઢંકાઈ ગએલું. 3. Pure. ચોકખું; સફેદ.

**Snub,** *vt.* (સ્નબ્) To nip; to clip. છેડો કાપી નાખવો; અણી કાપવી. 2 To slight designedly. જાણીજોઇને તરછોડવું–ધિક્કારવું-અપમાન કરવું; પાછું, ભોંઠું પાડવું. 3.To rebuke. ઠપકો આપવો.–*n.*A cheak or rebuke. ઠપકો; ધમકી; ભોંઠામણ.2. A knot. ગાંઠ; ઢેકો.

**Snub-nose,** *n.* (સ્ન'બ્-નો,ઝ્) A short or flat nose. બુચું-ચપટું નાક; ચીબું નાક.

**Snuff,** *n.* (સ્નફ્)A part of the candle-wick charred by the flame. ગુલ; મોગરો.-*vt.* To crop a snuff. મોગરો કાતરવો–કાપવો.

**Snuff,** *n.* (સ્નફ્)Pulverized tobacco.તપખીર; છીંકણી. 2. The act of snuffing. સુંઘવું તે.-*vt.* To inhale. શ્વાસ લેવો; સુંઘવું.–*vi.* To inhale air with violence. જોરથી અને સુસવાટથી શ્વાસ લેવો. **To snuff at,** રોષે ભરાવું.

**Snuffle,** *vi.* (સ્ન'ફ્લ્) To speak through the nose. નાકમાંથી બોલવું; ગુંગણું બોલવું. 2. To breathe through the nose. નાકવાટે શ્વાસ લેવો.–*n.*The act of snuffling.ગુંગણું બોલવું તે 2. An affected nasal twang.ગુંગણો ઉચ્ચાર.

**Snug,** *a.* (સ્નગ્)Closely pressed;concealed; compact. લપાઇ, ચંપાઈ, દબાઈ રહેલું; સંતાએલું; છુપાએલું. 2. Convenient and comfortable. સગવડ-સોઇવાળું; સુતરાઈવાળું.–*vi.* To lie close. લપાઈ–છુપાઇ રહેવું.

**Snuggle,** *vi.* (સ્ન'ગલ્) To lie close.ચંપાઇને પાસે સુવું;ભરાઇ, લપાઈ બેસવું.

**Snugly,** *adv.* (સ્ન'ગ્લિ) Closely; safely. છેક પાસે સુઈને; સુખેથી; બીક વગર.

**So,** *adv.* (સો) In that manner or degree. એવી રીતે; એવું; તેવું; આમ; આટલું; તેટલું; એટલું. 2. In like manner or degree; thus. આ પ્રમાણે; એવું; આમ; તેમ. 3 For this reason. આને લીધે; આટલા માટે; આથી. 4. In such a degree. આવો; આટલો બધો. 5. In high degree; very. એટલું બધું; ઘણો. 6 Therefore. તેથી; તેને લીધે. **So far,** આટલે સુધી. **So and so,** અમુક. **So, so,** ઠીકા ઠીક; ઠીક ઠીક; **So that,** જેથી; એટલે કે–*conj.* Provided that; on condition that. જો; અગરજો.

**Soak,** *vt.* (સો,ક્) To drench; to wet thoroughly. પલાળવું; બોળવું; ભીનું કરવું; પાણીમાં ઝબોળવું. 2. To penetrate by wetting thoroughly.છિદ્ર વાટે શોષી લેવું;છિદ્રમાં પેસી રસ્તો કરવો. *vi.*To lie steeped. ભીંજેલું,તરબોળ રહેવું.

**Soap,** *n.* (સો,પ્) A substance used as a cleaning agent. સાબુ.–*vt.* To rub or wash

**Spoom**, *vi.* (સ્પૂમ્) To be driven steadily and swiftly, as before a strong wind. પવનથી-વાવાઝોડાથી ઘસડાઇ જવું.

**Spoon**, *n.* (સ્પૂન્) An instrument consisting of a small bowl with a handle. ચમચો; પળી.

**Spoonful**, *n* (સ્પૂ'ન્‌ફુલ્) The quantity which a spoon contains. ચમચામાં માંય તેટલું; ચમચાપુર; ચમચો.

**Spoony**; **Spooney**, *a.* (સ્પૂ'ની) Weak-minded; silly; love-sick. નબળા મનનો; મૂર્ખ; કામાતુર; વિહ્વળ.

**Sport**, *n.* (સ્પૉર્ટ્) Game; play; pastime. ખેલ; રમત; ગમત; મઝા; ક્રીડા. 2. Diversion of the field. શિકાર; મૃગયા. 3. A toy. રમકડું. 4. Jest; mock. મશ્કરી; મજાક; ઠઠ્ઠો; હાસ્ય.–*vt.* To divert; to make merry. રમત–ગમત-હાસ્ય કરવું.-*vi.* To play. ગમત–મઝા–રમત કરવી. 2. To practise the diversions of the field. મૃગયા–શિકાર કરવા જવું. 3. To bring out in public. દેખાતા ફરવું.

**Sportful**, *a.* (સ્પૉ'ર્ટ્-ફુલ્) Full of sport; merry; froliesome; done in jest; playful. આનંદી; ગમતી; હસવા જેવું; ખુશમીજાજી

**Sporting**, *a.* (સ્પૉ'ર્ટિંગ્) Pertaining to a sport, or sports. શિકાર-રમત-ગમત સંબંધી-વિષે; રમતીયાળ.

**Sportive**, *a.* (સ્પૉ'ર્ટિવ્) Playful; merry; froliesome; gay. મોજી; ગમતી; રમતીયાળ; આનંદી.

**Sportiveness**, *n.* (સ્પૉ'ર્ટિવ્‌નિસ્) Playfulness. મોજીલાપણું; રમતીયાળપણું.

**Sportsman**, *n.* (સ્પૉ'ર્ટ્‌સ્‌મન્) One who pursues the sports of the field; one fond of hunting. પારધી; શિકારી; શિકાર, રમતગમતનો શૉખીન, માં હુશીયાર.

**Spot**, *n.* (સ્પૉટ્) A speck; a blot. ડાઘ; ડબકો; ચાંદુ; ટપકું; ચાઠું; લાંછન; બિંદુ. 2. A small extent of space. જગા; સ્થળ; સ્થાન. 3. Blemish; disgrace. એબ; કલંક; લાંછન. *vt.* To mark; to stain. ડાઘ લગાડવો; ટપકું-છાંટા-ડાઘ પાડવો. 2. To blemish. ને એબ લગાડવી. **On the spot** = immediately before moving. ત્યાંના ત્યાંજ.

**Spotless**, *a.* (સ્પૉ'ટ્‌લિસ્) Without a spot; pure; immaculate. ડાઘ વગરનું; નિષ્કલંક; નિર્દોષ; પાક.

**Spotted**, *a* (સ્પૉ'ટિડ્) Marked with spots. છાંટ–ટપકાંવાળું; છુટુંછવાયું આવેલું.

**Spotty** *a.* (સ્પૉ'ટિ) Full of spots. ડાઘવાળું; દોષિત; કલંકિત.

**Spousal**, *a.* (સ્પા'ઉઝલ્) Matrimonial; nuptial. લગ્ન-વિવાહ સંબંધી; સાદી સંબંધી. *n.* Marriage. વિવાહ; લગ્ન; સાદી; પાણિગ્રહણ.

**Spouse**, *n.* (સ્પાઉઝ્) A married person; husband or wife. ધણી-ધણીઆણી; જોડું; વહુ કે વર; વધૂ; ભાર્યા. *vt.* To wed. પરણાવવું; લગ્ન-સાદી કરવી. [L. *sponsus*, to promise.]

**Spout**, *n.* (સ્પાઉટ્) A pipe; a tube for conducting a fluid. નળી; નાળચું; પરનાળ; ઝારી. *vt.* To throw out; to issue out of a narrow orifice. ફ્રાગળો કરીને બહાર કાઢવું; ધાર ફુટી નીકળવી; સાંકડા મ્હોંમાંથી જોરથી નીકળવું.

**Sprain**, *vt.* (સ્પ્રેન્) To overstrain; to weaken by sudden and excessive exertion. મરડાવું; કરમોડાવું; મરડાઈ-લચકાઈ જાય તેવું કરવું; લચકાવવું. *n.* An excessive strain of the ligaments of the joints, without dislocation. મોચ; કરમોડ; લચક.

**Sprawl**, *vi.* (સ્પ્રૉલ્) To lie with limbs stretched out. લાંબા થઈને સુવું; હાથપગ પસારીને સુવું. 2. To spread irregularly. આમતેમ ફેલાવું. 3. To move when lying down. સુતાં સુતાં ચાલવું-ખસવું-ગબડવું.

**Spray**, *n.* (સ્પ્રે) A twig; a small shoot or branch. ડાળી; ફણગો.-*n.* Water flying in small drops or particles. વાછંટ; પાણીના ઉડતા છાંટા; વરાળનો ભભૂકો.

**Spread**, *vt.* (સ્પ્રેડ્) To extend in length and breadth. પાથરવું; વિસ્તારવું; પસારવું; લંબાવવું; ફેલાવવું. 2. To extend so as to cover something. કંઇપણ ઢંકાય તેવી રીતે પાથરવું-વિસ્તારવું. 3 To scatter. વેરવું-પાથરવું. 4. To publish. પ્રસિદ્ધ કરવું; બહાર પાડવું.-*vi.* To be stretched or extended. પ્રસરવું; ફેલાવું.-*n.* Extent; expansion. ફેલાવો; વિસ્તાર; પ્રસાર. 2. A coverlet. ચાદર; પાથરણું.

**Spree**, *n.* (સ્પ્રી) A merry frolic; a debauch. મઝા; મોજશોખ; ગમત; દારૂ પીવાની મઝા; પાનોત્સવ.

**Sprig**, *n.* (સ્પ્રિગ્) A small shoot or twig of a tree. ડાંખળી; નાની ડાળી; શાખા. 2. A youth; a lad. બાળક; છોકરૂં; બચ્ચું.

**Spright**, *n.* (સ્પ્રાઇટ્) A spirit; a soul. આત્મા; જીવ. 2. An apparition; a ghost. ભૂત; પ્રેત; પિશાચ.

**Sprightly**, *a.* (સ્પ્રા'ઇટ્‌લિ) Active; brisk; lively; merry. ચકોર; ચંચળ; મોજી; ઉલ્લાસી; આનંદી.

**Spring**, *vi.* (સ્પ્રિંગ્) To leap; to bound; to jump. કુદકો-છલંગ-ફલંગ મારવી; 2. To issue with speed and violence. જોરથી એકદમ નીકળવું. 3. To shoot up. ફુટી નીકળવું; ફુટવું. 4. To grow; to thrive. ઉગવું. 5. To result as from a cause, or motive. નીપજવું; ઝરી નીકળવું; જન્મ પામવું.-*vt.* To cause to spring up. કુદકો મરાવવો; ફુટવા દેવું; ઉગવા દેવું. 2. To

cause to explode. ફોડવું. 3. To bend by force. બળ કરીને જોરથી વાળવું. 4.To start or rouse (game). ચમકાવીને સંતાવાની જગામાંથી બહાર કાઢવું.–*n.* A jump; a leap.છલંગ; કુદકો; ઠેકડો. ફલંગ; કુદકારો. 2. A fountain. ઝરો; પાણીનો ઝરો; મુખ. 3. An elastic power or force. સ્થિતિસ્થાપકપણું-તા. 4. An elastic body. કોઇ પણ જાતનો સ્થિતિસ્થાપક પદાર્થ; કમાન; ચાંપ. 5. Cause; origin. હેતુ; મૂળ; ઉદ્ગમ. 6. The vernal season.વસંત;વસંત ઋતુ. **Spring tide,**વસંતકાળ,પૂર્ણિમાની ભારે ભરતી. **To spring in,** એકદમ ધસી આવવું.

**Springe,** *n.* (સ્પ્રિન્જ્) A noose; a snare. ફાંસો; જાળ.–*vi.* To catch in a springe. જાળમાં પકડવું; ફસાવવું.

**Spring-head,** *n.* (સ્પ્રિંગ્હેડ્) A fountain or source. ઝરો; મૂળ; યોનિ; આદિકારણ.

**Spring-tide,** *n.* (સ્પ્રિંગ્ટાઇડ્)The time of spring. વસંતકાળ.

**Springy,** *a.* (સ્પ્રિંગિ) Elastic; light.કમાન જેવું; સ્થિતિસ્થાપક; હલકું; 2. Wet; spongy. ભેજવાળું; ભીનું.

**Sprinkle,** *vt.*(સ્પ્રિંકલ્)To scatter in small drops or particles. છાંટવું. 2. To scatter on. ભભરાવવું; વેરવું. 3. To purify; to cleanse. સ્વચ્છ કરવું; શુદ્ધ કરવું; જળસંસ્કાર કરવો; જળ સિંચન કરવું.–*n.* A small quantity scattered. વિખરાએલો થોડો પદાર્થ. 2. A utensil for sprinkling. છાંટવાનું વાસણ; ઝારી.

**Sprinkling,** *n.*(સ્પ્રિંકલિંગ્)Act of scattering in small drops;a small quantity falling in distinct drops. ફરફર; છાંટવું-વેરવું તે;ઝરમર.

**Sprite,** *n.* (સ્પ્રાઇટ્) A spirit;an apparition ભૂત; પ્રેત.

**Sprout,** *vi.* (સ્પ્રાઉટ્) To shoot as the seed of a plant. ફુટવું; ફણગો ફુટવો. 2. To germinate. ના ફણગા-ફાંટા ફુટવા.–*n.* The shoot of a plant. ફણગો; ફાંટો; અંકુર; પિલો; સણગો.

**Spruce,** *n* (સ્પ્રૂસ્) A large coniferous tree. એક જાતનું ઝાડ.–*a.* Neat, without dignity; trim. અલબેલું; ટાપટીપીયું; વરણાગીયું; ચંચળ.–*vi.* To dress one's self with affected neatness. ટાપટીપ કરવી.

**Sprue,** *n.* (સ્પ્રૂ) Tropical disease with ulcerated mouth etc. સંગ્રહણી; મ્હોઢું આવી જવું; ઝાડા વગેરેનું દરદ.

**Spry,** *a.* (સ્પ્રાય્) Having great power of leaping or running; nimble. દોડવાની-કુદવાની ઝડપવાળું; ચાલાક.

**Spud,** *n.* (સ્પડ્) A sharp narrow spade. એક જાતની સાંકળી કોદાળી.

**Spume,** *n.* (સ્પ્યૂમ્) Frothy matter; foam; scum. ફીણ; ફેમ.

**Spun.**(સ્પન્)*Imp.& p.p.*of *spin.*કાંત્યું;કાંતેલું.

**Spunge,** *n.* (સ્પન્જ્) A sponge. વાદળી.

**Spunk,** *n.* (સ્પંક્) Wood that readily takes fire; touch-wood. સુકું-સડેલું લાકડું; જલદીથી સળગી ઉઠે તેવું લાકડું. 2. Spirit; pluck. પાણી; દમ; જુસ્સો; હિંમત.

**Spur,** *n.* (સ્પર્) An instrument, having a little wheel, with sharp points, worn on horseman's heels. એડી; એડ; ભમરેજ. 2. Incitement. ઉત્તેજન. 3. A brace; a strut. ટેકો; થાંભલો; લાકડાની કુંભી. 4. A mountain that shoots from any other mountain. પર્વતની શાખા-ફાંટો. 5 The hard, pointed projection on a cock's leg. મરઘાંની ઘુંટી પાછળનો નખ. *vt.* To prick with spurs. એડ-એડી મારવી. 2. To incite; to instigate. ઉશ્કેરવું; ઉત્તેજન આપવું; ઉભું કરવું. *vi.* To press forward. ઘોડાને એડી મારી આગળ ચલાવવો. **On the spur of the moment,** એકદમ.

**Spurious,** *a.* (સ્પ્યુરિઅસ્) False; not genuine; adulterate. ખોટું; બનાવટી; નકલી; તર્કટી. 2.Bastard.રાંડના પેટનું; હરામજાદું.[L. *spurius.*]

**Spuriousness,***n.*(સ્પ્યુરિઅસ્નિસ્)Adulteration; falseness. નકલીપણું; તર્કટ; બનાવટ.

**Spurn,** *vt.* (સ્પર્ન્) To kick. લાત મારવી. 2. To hate; to treat with contempt. ધિક્કારવું; તિરસ્કાર કરવો; તરછોડી કાઢવું.–*vi.* To kick or toss up the heels. પગ ઉંચા કરવા-ઉછાળવા.–*n.* Contemptuous treatment. ધિક્કાર; તિરસ્કાર. 2. A kick. લાત.

**Spurrier,** *n.* (સ્પરિઅર્) One who makes spurs. એડી બનાવનાર.

**Spurt,** *vt.* (સ્પર્ટ્) To throw out as a liquid with force from a pipe. પિચકારી ઉરાડવી; જોરથી દદુડીની ધારે બહાર કાઢવું.–*vi.* To gush out in a stream. જોરથી બહાર નિકળવું. *n.* A jet; a small quick stream. ધાર; દદુડી; દદુડો. 2. A sudden exertion. એકદમ જાગ્રત થઈને કરેલો પ્રયત્ન; ભભુકો. 3. A shoot. ફણગો.

**Sputter,** *vi.* (સ્પટર્) To emit saliva from the mouth, as in rapid speaking. થુંક ઉડાડવું; લાળ પડવી. 2. To utter words hastily. તડ તડ બોલવું; બહુ ઉતાવળું બોલવું.–*n.* Saliva. થુંક; લાળ.

**Sputum,** *n.* (સ્પ્યુટમ્) [*pl. sputa.*] Saliva; Spittle. થુંક; લાળ.

**Spy,** *n.* (સ્પાઇ) One who observes the conduct of the others. બાતમીદાર; ગુપ્તદૂત

ચાર; જાસુસ. 2. A scout. દૂત; જાસુસ; રેકુ.-*vt.* To gain sight of; to see. જોવું; દેખવું. 2. To discover by close search. બારીક તપાસ કરી શોધી કાઢવું-જોઇ કાઢવું. 3. To examine secretly. બારીકાઇથી છુપી રીતે તપાસવું-તપાસ રાખવી. બારીક તપાસથી જોઇ કાઢવું-*vi.* To search narrowly. બારીકાઇથી તપાસ-શોધ કરવી. [L. *specio*, I see.]

**Spy-glass,** *n.*(સ્પા'ઈ-ગ્લાસ્)A small telescope. નાનું દુરબિન.

**Squab,** *a.* (સ્કવૉબ્) Thick; plump; fat. જાડું; માતેલું; કદાવર. 2. Unfeathered. પીછાં વિનાનું.-*n.* A young pigeon or dove. કબુતરનું તરતનું જન્મેલું બચ્ચું. 2. A person of short fat figure. ઠીંગણો, જાડો માણસ.

**Squabby,** *a.*(સ્કવૉ'બિ)Short and thick.જાડું.

**Squabble,** *n.*(સ્કવૉ'બલ્)A scuffle; a brawl; a wrangle. કજીઓ; તકરાર; ઝડાઝડી; રકઝક.-*vi.* To quarrel; to scuffle. લડાઇ-રકઝક-કજીઓ કરવો. 2. To debate peevishly. તકરાર-બોલાચાલી કરવી.-*vt.* To disarrange. અવ્યવસ્થિત કરવું.

**Squad,** *n.* (સ્કવૉડ્) A small party of men assembled for drill or inspection. કવાયત માટે ભેગી કરેલી ટુકડી. 2. Any small party. ન્હાની ટોળી. [L. *ex* & *quadra*, a square.]

**Squadron,** *n.* (સ્કવૉ'ડ્રન્) A square body of troops. ચોરસ આકારમાં ઉભી કરેલી લશ્કરની ટુકડી. 2. A body of cavalry. ઘોડે સ્વારની ટુકડી. [L. *quadra*, a square.]

**Squalid,** *a.* (સ્કવૉ'લિડ્) Filthy; foul. ગંદું; ગંધાતું;મેલું;કચરાવાળું.[L.*squalere*,to be dirty.]

**Squall,** *n.* (સ્કવૉલ)A loud scream or cry. ચીસ; બુમ. 2.A sudden gust of wind.પવનનો ઝપાટો-તોફાન;વંટોળીયો; વાવાઝોડું.-*vi.*To scream or cry violently બુમ-ચીસ પાડવી; બરાડા પાડવા.

**Squally,** *a.* (સ્કવૉ'લિ) Abounding with squalls. તોફાની; વાવંટોળીઆવાળું.

**Squalor,** *n.* (સ્કવૉ'લર્) Filthiness;foulness. ગંદવાડ; મલિનતા.

**Squander,** *vt.* (સ્કવૉ'ન્ડર્) To spend lavishly or profusely. લખલુટ ખરચ કરવો; ઉડાડી દેવું; ગુમાવવું; ખરચવું.

**Squanderer,** *n.* (સ્કવૉ'ન્ડરર્) One who squanders. છુટા હાથનો; લખલુટ ખરચ કરનાર; ઉડાઉ; ખરચાળ.

**Square,** *n.* (સ્કવેઅર્) A rectilineal figure, having four equal sides and four right angles. સમચોરસ; ચોખંડી આકૃતિ; ચોકડી. 2. An instrument used to lay out or test square work. કાટખુણો. 3. The area; four sides with houses on each side. ચોક; ચોગાન. 4. A square piece or fragment. ચોરસ કકડો. 5. The product of a number or quantity multiplied by itself. વર્ગ; દ્વિઘાત. 6. A square body of troops. ચોકડી, ચોરસ આકારમાં ઉભેલી લશ્કરની ટુકડી.-*a.* Having four equal sides and four right angles. સમચોરસ; ચોખંડું. 2. Forming a right angle. કાટખુણો બનાવતું. 3. True; just. સાચું; વ્યાજબી. 4, Fair; honest. ઠીક; સારૂં; પ્રમાણિક.-*vi.* To form with four equal sides and four right angles. ચોરસ, ચોખુણુ કરવું. 2. To multiply by itself. નો વર્ગ કરવો. 3. To make even. બરોબર કરવું; મેળવવું.-*vi.* To suit; to fit. ને બેસતું હોવું-થવું. **On or upon the square** honestly. પ્રમાણિકપણે; વાજબીપણે. **Square root,** વર્ગ મૂળ. **To be on the square with,** ની બરોબર થવું.-હોવું. **To square accounts,** હિસાબ પતાવવો. **To square one's shoulders.** ખભા ચડાવવા. **To break no squares.** To give no offence. ને ખોટું-માઠું ન લગાડવું. **To be at square,** ની સાથે અણબનાવ-અણુરાગ હોવો. [L. *ex* & *quadrus*, a square.]

**Squarrose,** *a.* (સ્કવૉ'રોઝ્)Ragged; rough. ફાટુતુટુ; ચીંથરેહાલ; ખરબચડું.

**Squash,** *vt.* (સ્કવૉશ્) To crush;to shatter; to beat or press into pulp or a flat mass. કચરી નાખવું; છુંદવું; વાટીને લુગદી કરવી.-*n.*Something soft and easily crushed નરમ અને જલદી કચરાય તેવો પદાર્થ.

**Squat,** *vi.* (સ્કવૉટ) To sit down upon the heels.પલાંઠી વાળી, અધુકડા બેસવું.2. To sit close. સંકોચાઈ, લપાઇને બેસવું. 3.To settle on another's land without a title. પરાઈ જમીન પચાવી પાડવી.-*a.* Sitting on one's heels; sitting close to the ground. લપાઈ બેઠેલું; ચપટ. 2. Short and thick. ટુંકું અને જાડું -*n.*The posture of one that sits on his heels or close to the ground. પલાંઠી.

**Squaw,** *n.* (સ્કવૉ) A wife; a woman. સ્ત્રી; પત્ની; બૈરી; બાયડી.

**Squeak,** *vi.* (સ્કવીક) To utter a sharp, shrill cry. તીણો અવાજ કરવો-કાઢવો; ચૂંચૂં-ચીંચીં કરવી.-*n.* A sharp shrill sound. તીણો અવાજ; ચીચીઆરી; કીકીઆરી.

**Squeal,** *vi.* (સ્કવીલ્) To cry with a sharp, shrill, prolonged sound. લાંબો તીણો અવાજ કાઢવો-કરવો.-*n.* A shrill. લાંબો તીણો અવાજ.

**Squeamish,** *a.* (સ્કવી'મિશ) Having a stomach that is easily turned. સ્હેજમાં ઉછાળો-ઉલટી આવે એવા પેટવાળું.2.Dainty; over-nice. સ્વાદિષ્ટ; મધુર; લહેજતદાર; ચાપચીપિયું; અતિ મુલાયમ.

**Squeeze,** *vt.* (સ્કવીઝ) To press closely; to press between two bodies. નીચોવવું; બે પદાર્થની વચ્ચે દાબવું; દબાવવું. 2. To oppress with hardships, burdens and taxes. (ઉપર) જુલમ ગુજારવો. 3. To compress. પિલવું; નીચે દબાવીને કાઢવું.-*vi.* To pass by pressing. દાબવું; દબાઇ-ચંપાઇને જવું.

**Squelch,** *vi.* (સ્કવેલ્ચ) To crush; to put down. કચરી નાંખવું; દાબી દેવું.

**Squib,** *n.* (સ્કિવબ) A little pipe, filled with powder, or combustible matter. પલીનો ફટાકો; ફટાકીઓ; જામગીરી; ટોટો. 2.A sarcastic speech; a petty lampoon. નિંદાનું લખાણ. *vi.* To throw squibs. નિંદાનું લખાણ લખીને તકરાર કરવી.

**Squill,** *n.* (સ્કિવલ) The sea-onion used in medicine. રાની કાંદો, ડુંગળી.

**Squint,** *a.*(સ્કિવન્ટ) Looking obliquely or askance. ત્રાંસું;આડું;અડું; ઢાળ પડતું;*vi.*To look obliquely. ત્રાંસું જોવું; આડું જોવું. 2. To slope. ઢાળ પડતું હોવું. *n.* The act or habit of squinting. ત્રાંસું-આડું આડું જોવાની ટેવ. *vt.* To turn to an oblique position.ત્રાંસુ જવું;આડું જોવું.

**Squint-eyed,** *a.* (સ્કિવ'ન્ટ-આઇડ) Oblique; indirect. આડું; ત્રાંસું.

**Squire,** *n.* (સ્કવાયર) A shield-bearer or armour-bearer, who attended a knight. "નાઇટ"ના ઈલ્કાબવાળા માણસની સાથે રહેનારો ઢાલ-બખ્તરવાળો માણસ. 2. A title of respect in addressing letters.શેઠ;મહેરબાન; ખાનસાહેબ ઇત્યાદિ ખેતાબ. *vt.* To attend as a squire. સ્કવાયર તરીકે સેવા કરવી. [L.*scutum*,a shield].

**Squirrel,** *n.* (સ્કિવિરલ) A small rodent, having a bushy tail, and very nimble in running and leaping on trees.ખીસકોલી;ખલેરી.

**Squirt,** *vt.* (સ્કવર્ટ) To eject or drive out of a narrow pipe in a stream. પીચકારી મારવી, છોડવી *vi.* To throw out liquid from a narrow pipe in a rapid stream. ન્હાની-ઉતાવળી દદુડી-ધાર નીકળવી. *n* An instrument with which a liquid is ejected in a stream with force.પીચકારી; ઉતાવળી દદુડી-ધાર.

**Stab,** *vt.* (સ્ટૅબ) To pierce with a pointed weapon.ભોકવું;ઘોચવું; (કટારી) ઘોચી મારી નાખવું; ઘાયલ કરવું. 2 To impugn maliciously એબ-બટ્ટો લગાડવો. *vi.* To give a wound with a pointed weapon. કટારીથી ઘા કરવો-ઘાયલ કરવું; અણીવાળા હથિયારથી ઘાયલ કરવું.*n.*The thrust of a pointed weapon. અણીવાળા હથિયારનો ઘા.2. An injury given in the dark છાનામાના કરેલું નુકસાન-ઘા.

**Stabiliment,** *n.* (સ્ટૅબિ'લિમન્ટ) Firm support. પકકો આશરો-આધાર.[L. *stabilis*, stable.]

**Stability,** *n.* (સ્ટૅબિ'લિટિ) State of being stable or firm, immovability. મજબુતી; દ્રઢતા; સ્થિરતા. 2. Firmness of resolution or purpose. આગ્રહ; નિશ્ચય; દ્રઢતા.

**Stable,** *n.* (સ્ટે,'બલ) A shed for beasts; a building with stalls for horses. તબેલો; ઢહેલું; ઘોડાર; ઘોડગ્રાળ. *vt.* To put or keep in a stable. તબેલામાં મૂકવું-રાખવું.-*vi.* To dwell in a stable. તબેલામાં રહેવું.-*a.* Fixed; constant. કાયમ; સ્થાયી; અચળ. 2. Firm in resolution. આગ્રહી; નિશ્ચયી. 3. Durable. ટકાઉ; કાયમ. [L. *sto*, I stand]

**Stack,** *n.* (સ્ટૅક) A large pile of hay, grain or straw. ઢગલો; ગંજી; ગંજ; ઓઘો; ઢગ. 2. The chimney of a locomotive. વરાળયંત્રનું ભૂંગળું.-*vt.* To make into a large pile. ખડકવું; ઢગલો-ગંજ-ઓઘો કરવો.

**Stack yard,** *n.* (સ્ટૅ'ક-યાર્ડ) A yard for stacks of hay. ગંજી-ઓઘો ખડકવાનો વાડો.

**Staddle,** *n.* (સ્ટૅ'ડલ) Anything which serves for a support. સોટો; લાકડી; ઠુંઠું; ડાંગ. 2. The frame or support of a stalk of hay or grain. ઘાસની ગંજી ખડકવાનો ટેકો, ઘર.

**Stadium,** *n.* (સ્ટે'ડિઅમ) [*pl. stadia*]. A Greek measure of length=606 ft. 9 in. ફરલાંગ જેટલું ગ્રીસ દેશનું લંબાઇનું માપ. 2. A race-course. શરતનું મેદાન.

**Stadt-holder,** *n.* (સ્ટૅ'ટ હોલ્ડર) The chief magistrate of Holland. હૉલંડ દેશનો મુખ્ય ન્યાયાધીશ. Viceroy or lieutenant governor.

**Staff,** *n.* (સ્ટાફ) A pole or stick. લાકડી; ડાંગ; દંડુકો; સોટી. 2. A pole erected in a ship, to hoist a flag upon. વાવટો બનાવવાની લાકડી-વાંસ; વાવટો ચઢાવવાનો વાંસ. 3. A pole or stick, borne as an ensign of authority. રાજદંડ; છડી. 4. A corps of executive officers. કામદાર મંડળ. 5. An establishment of officers in various departments attached to an army. લશ્કરની ટુકડી કે લશ્કરના અંગના માણસો; સેનાપતિની હજુરનો કામદાર. **The staff of life,** bread. રોટલો; આજીવિકા.

**Stag,** *n.* (સ્ટૅગ્) A male red deer. સાબર; હરણ; કલિયાર. 2. A colt or filly. વછેરો; વછેરી.

**Stage,** *n.* (સ્ટે'જ્) Raised floor; an elevated platform. ઉંચી બેઠક સ્થાન. 2. A scaffold. પાલખ; ફાંસી દેવાનો માંચડો. 3. The theatre; drama. નાટકશાળા; નાટક; રંગભૂમિ. 4. The distance between two places of rest on a road. મજલ; ટપ્પો; ન્ડમજલ. 5. A degree of advancement in any pursuit. અમુક હાલત સ્થિતિ. 6. A coach, that runs by stages. ડાગની ગાડી; ડાગડાઇ. 7. One of several marked phases or periods. ક્રમ; પાયરી; ભૂમિકા. **By full stage,** બરમજલ. **Stage after stage.** મજલ દરમજલ; ક્રમેક્રમે. [L. *sto*, I stand.]

**Stage-coach,** *n.* (સ્ટે'જ્-કોચ્) A coach that runs regularly from one stage to another. ડાગગાડી.

**Stage-play,** *n* (સ્ટે'જ્-પ્લે) A dramatic or theatrical entertainment. નાટક; ખેલ.

**Stage-player,** *n.* (સ્ટે'જ્-પ્લેઅર્) An actor on the stage. નાટકમાં વેષધારી; નટ; પાત્ર.

**Stager,** *n.* (સ્ટે'જર્) A person of experience. જ્ઞાનવૃદ્ધ; અનુભવી; માહિતગાર.

**Stagger,** *vi.* (સ્ટૅ'ગર્) To reel; to cease to stand firm; to totter. લથડવું; ડોલવું; લથડીયાં ખાવાં; ડગવું; પાછું હડવા માંડવું. 2. To hesitate. શકમાં પડવું; મનમાં શંકા લાવવી; ડગમગવું; આનાકાની કરવી. -*vt.* To cause to reel. ભમાવવું; લથડીયું ખવાડવું. 2. To cause to doubt. ઢચુપચુ-આનાકાની કરાવવી; શકમાં પાડવું. -**°er,** *n* લથડીયું, ધ્રાસ્કો ખવરાવનાર બનાવ, દલીલ, વગેરે.

**Staggers,** *n.* (સ્ટૅ'ગર્સ્) A disease of horses, attended by reeling. ઘોડાને થતું ફેરફેર-વાઇનો રોગ.

**Stagnant,** *a.* (સ્ટૅ'ગ્નન્ટ્) Motionless; impure from want of motion; inactive. બંધિયાર; સ્થિર; મંદ; ધીમું; જડ; સુસ્ત. [L. *stagnum*, a piece of standing water.]

**Stagnate,** *vi.* (સ્ટૅગ્ને,'ટ્) To be motionless; to cease to flow. સ્થિર રહેવું; વહેવું બંધ પડવું. 2 To become impure by want of motion. વહેવું, બંધ પડવાથી મલિન થવું. 3. To become dull or inactive. મંદ પડવું; બંધ પડવું; ધીમું પડવું. *a* Stagnant. સ્થિર; મલિન; મેલું. [L. *stagnura*, a piece of standing water.]

**Stagnation,** *n.* (સ્ટૅગ્ને,'શન્) Condition of being stagnant. વહેવું બંધ પડવું તે. 2 State of being dull. મંદતા; મંદપણું.

**Staid,** (સ્ટે,'ડ્) [*Imp. & p.p.* of stay.] થોભ્યું; રહ્યું; થોભેલું; રહેલું. *a.* Sober; grave. શાન્ત; ગંભીરતાવાળું; ઠાવકું; પ્રૌઢ.

**Stain,** *vt.* (સ્ટે,ન્) To blot; to spot. ડાઘ પાડવો; ડબકાં પાડવાં. 2. To colour; to dye. રંગ દેવો; રંગવું. 3. To impress with figures. ફુલ વગેરેની આકૃતિ છાપવી. 4. To spot with guilt or infamy. ને બટ્ટો-કલંક-એબ-લાંછન લગાડવું. *n.* A blot; a spot. ડાઘ; ડબકો; ચાંદુ. 2. Infamy; disgrace. એબ; બટ્ટો; કલંક; લાંછન. 3 Cause of reproach. શરમ; કલંક-બટ્ટાનું કારણ.

**Stainless,** *a.* (સ્ટે,'ન્લિસ્) Spotless; free from stain. ડાઘ વગરનું; ચોકખું; શુદ્ધ; નિષ્કલંક; નિર્દોષ.

**Stair,** *n.* (સ્ટેઅર્) One step of a series, for passing to different level. પગથિયું. 2. A series of steps. સીડી; દાદર; નિસરણી. **Below stairs,** નીચે; હેઠળ **Upstairs,** ઉપર; મેડે.

**Stair-case,** *n.* (સ્ટે'અર્-કે,સ્) A flight of stairs, with their supporting frame-work સીડી; દાદર.

**Stake,** *n.* (સ્ટે,ક) A small piece of wood, sharpened at one end. મેખ; ખીલો; અણીવાળી લાકડી-ખુંટી-ખીંટી; અડું. 2. A wager; a pledge. શરત-હોડમાં મૂકેલી વસ્તુ. 3. Martyrdom by fire. ધર્મને માટે અગ્નિમાં પ્રાણભોગ. 4. The piece of timber, to which a martyr was affixed while he was burning. પોતાના મત સારૂ જીવ આપનારને, સત્યાગ્રહીને બાળી મૂકવા બાંધવામાં આવતું લાકડું; દાહસ્તંભ. *vt.* To fasten to support or defend with stakes. લાકડી-ખીંટીને આધારે ઉભું કરવું-રાખવું 2. To wager. હોડ-શરતમાં મૂકવું; શરત બકવી. **At stake,** In danger. ભયમાં; જોખમમાં.

**Stale,** *a.* (સ્ટે,લ) Vapid or tasteless from age. ટાઢું; વાસી; જુનું; બેસ્વાદ. 2. Decayed; worn out. સડી ગએલું; બગડી ગએલું. -*vt.* To make vapid or tasteless. ટાઢું-વાસી કરવું.- *n.* That which is worn out. ઘણા વખત સુધી પડી રહેલો પદાર્થ-વસ્તુ. **Stale-diamond.** લાંબા વખત સુધી નહિ કરેલી માગણી.

**Stalk,** *n.* (સ્ટૉક્) A stem or main axis of a plant. સાંઠો; રાડું; થડ. -*vi.* To walk with high and proud steps. મોટા ડોળથી છાતી કાઢી ચાલવું; મોટી ફલંગે ચાલવું. -*vt.* To approach stealthily. ચોરીથી પાસે જવું; ધીમે ધીમે, સાવચેતીથી જવું.

**Stalking-horse,** *n.* (સ્ટૉ'કિંગ્-હૉર્સ્) A horse, behind which, a fowler conceals himself, from the sight of the game, which he is aiming to kill; a mere pretext. પક્ષીનો શિકાર કરવા માટે, પારધીએ પોતાને સંતાઈ રહેવા કરેલો ઘોડો; બ્હાનું; મુશવટો.

**Stall,** *n.* (સ્ટૉલ) A station; a stand. થોભવાની-ઉભા રહેવાની જગા. 2. A small shed

for merchandise. માલ વેચવાનો નાનો માંડવો-દુકાન. 3. A stable; a place for cattle. કુહોડ; ગાય-ઢોર બાંધવાની જગા. 4. A reserved seat in a theatre. નાટકમાં રાખી મૂકેલી જગા. *vt.* To put in a stall or stable. તબેલામાં બાંધવું-મૂકવું.

**Stallage,** *n.* (સ્ટૉ'લિજ્) Right of erecting stalls. દુકાન બાંધવાનો હક. 2. Rent paid for a stall. દુકાનનું ભાડું.

**Stallion,** *n.* (સ્ટૅ'લ્યન્) A horse not castracted. વાલી ઘોડો; તુખમ વધારવાને રાખેલો ઘોડો

**Stalwart,** *a.* (સ્ટૉ'લ્વર્ટ્) Stout; bold; brave. બહાદુર; જોરાવર; મજબુત; જુસ્સાદાર.

**Stamen,** *n.* (સ્ટે',મેન્) A thread. દોરો; તાંતણો. 2. The male organ of flowers. પુંકેસર; કેસર; ફુલોની અંદરના દોરા; ફુલમાં નરતંતુ. [*stamen*, a warp ]

**Stamina,** *n. pl.* (સ્ટૅ'મિના) The fixed, firm part of a body; whatever constitutes the principal strength or support. દમ; કસ; આધાર; પાણી; બળહેતુ; જીવ; જોર; તાકાત.

**Stammer,** *vi.* (સ્ટૅ'મર્)To hesitate or falter in speaking. તોતડું-બોબડું બોલવું; અટકીને બોલવું; જીભ અટકવી.-*vt.* To utter or pronounce with hesitation. તોતડું બોલવું.-*n.* Defective utterance. તોતડું બોલવું, ફેંફેં તે.

**Stamp,** *vt.* (સ્ટૅમ્પ્) To strike or press forcibly with the bottom of the foot. પગ ઠોકવો; ચગદી નાખવું; પગ પછાડવો. 2. To impress with some mark or figure. સિક્કો-બિંબ-છાપ પાડવી. 3. To coin; to fix deeply. સિક્કો પાડવો. 4. To impress; to imprint. મહોર પાડવી. 5. To stamp on as for postage. ટપાલની ટીકીટ ચોડવી.-*vi.* To strike the foot forcibly downward. જોરથી પગ પછાડવો-ઠોકવો.-*n.* An act of stamping. પ્રહાર; લાત; પગ પછાડવો તે. 2. An instrument for making impressions on other bodies. મહોર; છાપ; સિક્કો. 3. Mark made by stamping; impression. પડેલી-પાડેલી છાપ-મુદ્રા-સિક્કો. 4. A stamped or printed device, issued by the government. સરકારી ટીકીટ; સ્ટૅમ્પનો કાગળ; છાપનો કાગળ. 5. An official mark. સરકારી છાપ; મહોર; સિક્કો. 6. A character or reputation. ગુણ; કીર્તિ; આબરૂ. 7. Form. ઘાટ; આકાર. 8. An instrument for cutting out materials into various forms. અમુક આકારમાં કોઇપણ પદાર્થ કાપવાનું ઓજાર-હથિયાર **Stamp Act.** સ્ટૅમ્પનો કાયદો.

**Stanch,** *vt.* (સ્ટૅન્ચ્) To stop the flowing of blood. અટકાવવું; બંધ પાડવું.-*vi.* To cease to flow. થોભવું; બંધ પડવું.-*a.* Strong and tight; firm. મજબુત; નક્કર; સંગીન; કઠણ. 2. Hearty; steady. ખરૂં; દૃઢ; આગ્રહી; ડગે નહિ તેવું; સ્થિર.

**Stand,** *vi.* (સ્ટૅન્ડ્)To rest on the feet, neither lying nor sitting. ઉભું રહેવું-હોવું. 2. To last; to be permanent; to endure. ટકવું; જાથુ રહેવું-હોવું. 3. To be fixed or steady. કાયમ-સ્થિર-દૃઢ રહેવું. 4. To maintain one's ground. નીભવું; ટક્કર ઝીલવી; ઉભી આબરૂએ રહેવું. 5. To stop; to cease from progress. અટકવું; આગળ નહિ વધવું; થોભવું 6. To be situated or located. આવેલું હોવું; આવી રહેવું. 7. To be. થવું; હોવું. 8. To stagnate. સ્થિર થઈ જવું. 9. To offer one's self as a candidate. ઉમેદવાર થવું, હોવું. *vt.* To endure; to bear. ટકવું; નભવું; ખમવું; ઉભું રહેવું. 2. To withstand. સામા થવું; બચાવ કરવો. 3. To wait. થોભવું; રાહ જોવી. *n.* A place where one stands. ઉભા રહેવાની જગા. 2. A station for carriages. ગાડીને ઉભી રહેવાની-થોભવાની જગા-સ્થળ-સ્થાન. 3. An act of opposing; resistance. સામા થવું તે; ટક્કર; સામો ટકાવ. 4. Something on which a thing rests. કોઇ પણ વસ્તુ મૂકવાને આસન. **To stand by,** to be near; to defend; to support. પાસે, જોડે હોવું; રક્ષણ-બચાવ કરવો; મદદ આપવી; ટેકો આપવો. **To stand for,** To be in the place of. ની જગા લેવી; ઉમેદવાર તરીકે બહાર પડવું. **To stand with,** મળતું આવવું. **To stand out,** To project, to persist in opposition or resistance. બહાર પડવું-નીકળવું; ટક્કર ઝીલવી લેવી. **To stand to,** To remain fixed. પકડી રહેવું; વળગ્યા રહેવું. **To stand fire.** To receive the fire of arms from an enemy without giving way. ડગ્યા વગર શત્રુનો દારૂ ગોળીનો માર ખમવો. **To be at a stand,** To be perplexed. મુંઝાઇ જવું; સ્થિર, ગતિ વિનાના હોવું **To make a stand,** to halt. ઉભા રહેવું; સ્તબ્ધ થવું. **To stand a trial.** પોતાના ઉપર કામ ચાલવા દેવું [L. *sto*, I stand.]

**Standard,** *n.* (સ્ટૅ'ન્ડર્ડ્) A flag; an ensign; a banner. વાવટો; ઝુંડો; નિશાન; ધ્વજ. 2. That which is established as a rule or model. પ્રમાણ; ધોરણ. 3. A specimen weight or measure, sanctioned by the government. સરકારે નક્કી કરેલું તોલ અથવા માપનું પ્રમાણ. 4. The proportion of weight of fine metal and alloy, established by authority. ધાતુના સિક્કામાં સરકારે નક્કી કરેલી ભેળની ધાતુ. *a.*

Having a fixed or permanent value. પ્રમાણભૂત; આધારભૂત; વજનદાર.

**Standard-bearer,** *n.* (સ્ટૅ'ન્ડર્ડ-બેઅરર્) A officer who bears a standard. વાવટો-નિશાન ઝુંડો ઉંચકનાર.

**Standing,** *a.* (સ્ટૅ'ન્ડિંગ્) Established by law; settled. કાયમ; ચાલુ; સ્થાયી; રૂઢ. 2. Stagnant. સ્થિર; બાંધ્યું. 3. Fixed; not movable. કાયમ; ખસેડાય નહિ એવું. 4. Remaining erect. ઉભું; કાપી નહિં નાખ્યું હોય તેવું; ઉભું રહેલું.–*n.* The act of stopping or coming to a stand. ઉભું હોવું તે; ઉભું રહેવું તે. 2. Rank; condition in society. હાલત; સ્થિતિ; દરજ્જો; માન; પ્રતિષ્ઠા. 3. Duration. કાળ; અવધિ; મુદત.

**Standish,** *n.* (સ્ટૅ'ન્ડિશ્) A stand or case for pen and ink. કલમદાન; દવાત, કલમ મૂકવાનું ખાનું.

**Stand-point,** *n.* (સ્ટૅ'ન્ડ્-પૉઇન્ટ્) A fixed point or station; a basis or fundamental principle. કાયમ જગા; નજર; દૃષ્ટિ; વિચાર; સમજ.

**Stand-still,** *n.* (સ્ટૅ'ન્ડ્-સ્ટિલ્) A stop. અટકવું તે; ગતિસ્થંભ.

**Stannary,** *a.* (સ્ટૅ'નરિ) Of or pertaining to tin-mines. કલાઈની ખાણ સંબંધી–વિષે-નું.–*n.* A tin-mine or tin works કલાઇની ખાણ–કારખાનું.

**Stannic,** *a.* (સ્ટૅ'નિક્) Of or pertaining to or obtained from tin. કલાઈસંબંધી–વિષે–નું.

**Stanza,** *n.* (સ્ટૅ'ન્ઝા) A verse. શ્લોક; કડવું; બહુપદી છંદ; કવિતાની કડી, પારા.

**Staple,** *n.* (સ્ટે,'પલ્) A settled mart or market. બજાર; વેપારનું મથક. 2. Raw material. કાચો માલ. 3 The thread of wool or cotton. તાણો; દોરો. 4. A loop of metal. લોઢાનો મરડેલો નકુચો. 5. A principal commodity or production of a country. કોઇપણ દેશનો, વેપારનો મુખ્ય માલ.–*a.* Chief; principal. ધોરી; મુખ્ય. 2. Pertaining to commodities. માલ-વેપારની જણસસંબંધી. 3. Fit to be sold. વેચવા લાયક.

**Star,** *n.* (સ્ટાર્) One of the innumerable luminous bodies seen in the heavens. તારો. 2. An asterisk [thus *]. ફુદડી; કટોરી; તારા જેવી આવી * નિશાની. 3. A person of brilliant and attractive qualities. ગુણવાળો દીપે એવો પુરૂષ; હીરો; મણિ. 4. A planet. ગ્રહ; તારો. [L. *stella*, a star.]

**Star-board,** *n.* (સ્ટા'ર્-બોર્ડ્) The right hand side of a ship, to a person looking forward. વહાણમાં આગળ નજર કરનારની જમણી બાજુ.

**Starch,** *n.* (સ્ટાર્ચ્) A substance used to stiffen cloth. કાંજી; ખેર; આર; 2. Rigidness. અતડાપણું; અતડાશ. *a.* Stiff. અક્કડ; અતડું. *vt.* To stiffen with starch. આર ભરવો; ખેળ નાખવી; કાંજી પાવી

**Starched,** *a.* (સ્ટા'ર્ચ્ડ્) Stiffened with starch. આર દીધેલું-ચઢાવેલું. 2. Formal. અક્કડ; અતડું.

**Starchy,** *a.* (સ્ટા'ર્ચિ) Stiff; precise. અક્કડ; ચિપાસિયું; ચોકસ.

**Stare,** *vi.* (સ્ટેઅર્) To look with fixed eyes wide open. તાકીને જોઇ રહેવું; તાકવું. *vt.* To gaze at; to look earnestly at. સામું ટગર ટગર જોવું-જોઇ રહેવું *n.* The act of staring; gaze. સ્થિર દૃષ્ટિ-નજર; તાકીને જોવું તે.

**Star-gazer** *n* (સ્ટા'ર્-ગે,ઝર્) An astronomer. જોષી; શુકન જોનાર; ભવિષ્ય જોનાર.

**Stark,** *a.* (સ્ટાર્ક્) Stiff; strong. અક્કડ; મજબુત. 2. Mere, sheer. કેવળ; ફક્ત. 3. Severe. સખ્ત. *adv.* Entirely; wholly. સાફ; તદન; બિલકુલ; ઠીક.

**Starry,** *a.* (સ્ટા'રિ) Abounding with stars. તારાવાળું; તારાથી ભરપૂર; તારાથી શોભિત. 2. Resembling stars. તારાના જેવું–મળતું; પ્રકાશિત.

**Start,** *vi.* (સ્ટાર્ટ્) To set out; To shrink. ઉપડવું; નીકળવું; ચમકવું.–*vt.* To alarm; to rouse. ભડકાવવું; ચમકાવવું. 2 To bring into a sudden spring or motion. એકદમ ઉઠાડવું; ઉભું કરવું; ચલાવવું. 3. To invent. શોધી કાઢવું, આણવું.–*n.* A sudden fit. ચમક; ઝપાટો. 2. The outset. શરૂઆત; મંડાણ. **To start after,** ની પાછળ પડવું. **To start against,** ની સામા ઉમેદવાર થવું. **To start up,** ઝબકી–ચમકી ઉઠવું; એકદમ નજરે ચઢવું–પડવું.

**Startle,** *vi.* (સ્ટા'ર્ટલ્) To shrink; to move suddenly, on feeling a sudden alarm. ચમકવું; ભડકવું; એકદમ પાછા હઠવું.–*vt.* To surprise; to alarm. ચમકાવવું; ભડકાવવું; આશ્ચર્ય પમાડવું.–*n.* A sudden motion or shock. ઝબક; ચમક.

**Start-up,** *n.* (સ્ટા'ર્ટ્-અપ્) An upstart. નવો શ્રીમંત; ચઢતી; આજકાલનો; નવોસવો; અલેલ ખલેલ.

**Starvation,** *n.* (સ્ટાર્વે,'શન્) State of being starved. ભૂખે મરવું તે; ઉપવાસ; ભૂખમરો; અનાહાર.

**Starve,** *vi.* (સ્ટાર્વ્) To perish or die with cold. ટાઢથી મરી જવું; મરવું; પ્રાણ છોડવા. 2. To perish with hunger. ભૂખથી મરી જવું; ભૂખે મરવું; ખાવા પીવા ન મળવું.–*vt.* To kill with hunger. ભૂખે મારી નાખવું; નિર્બળ-કમ જોર કરવું.

**Starveling,** *a.* (સ્ટા'ર્વ્લિંગ્) Hungry; lean. ભૂખ્યું; નિર્બળ; કમજોર –*n.* An animal or plant made thin. પાતળું-નિર્બળ પ્રાણી; ચીમળાએલો છોડ.

**State,** *n.* (સ્ટે,ટ્) Estate; possession. જાગીર; રાજ્ય; સંસ્થાન. 2. Condition or rank. પદ્દી; દરજ્જો; મરતબો. 3. Dignity; pomp. ઠાઠ; ડોળ.

4. Circumstances or condition of a being or a thing, at any given time. દશા; હાલત; સ્થિતિ; હાલ; અવસ્થા. 5. Republic. પ્રજાસત્તાક રાજ્ય; પ્રજાગણ રાજ્ય. 6. A nation. પ્રજા. 7. A community of a particular character. મંડળ; સભા. 8. The bodies, constituting the legislature of a country. ધારાસભા; કાયદા કરનાર મંડળ. 9. Condition of prosperity. આબાદાની; આબાદ સ્થિતિ.–*a.* Pertaining to the government or the public affairs of a state. સરકારી.–*vt.* To narrate; to express in words. કહેવું; વર્ણવવું;બોલવું;વિગતવાર કહેવું; હકીકત કહેવી; બ્યાન કરવું; નિવેદન કરવું. **State prison,** public prison. સાર્વજનિક કેદખાનું. **State affairs,** રાજકાર્ય. [L. *status*, a standing position.]

**State-craft,** *n.* (સ્ટે,'ટ-ક્રૅફ્ટ)State management. રાજ ચલાવવાની યુક્તિ–કળા–કૌશલ્ય-પ્રપંચ; રાજનીતિ.

**Stated,** *a.* (સ્ટે',ટિડ્) Settled; established. નિમેલું; મુકરર કરેલું; ઠરાવેલું; અમુક. 2. Occurring at regular times. અમુક વખતે થતું; વખતસર.

**Stately,** *a.* (સ્ટે',ટ્લિ) Majestic; grand; lofty. ભવ્ય; દમામદાર; ઠાઠવાળું; પ્રૌઢ; મોટું; ડોળવાળું.

**Statement,** *n.* (સ્ટે',ટમેન્ટ્) Act of stating; reciting or presenting, verbally or on paper. વર્ણવવું તે; નિવેદન; હકીકત; હેવાલ; વર્ણન.

**Statesman,** *n.* (સ્ટેટ્,'સ્મન્) A politician; one skilled in the art of government. રાજમંત્રી; રાજનીતિમાં કુશળ પુરૂષ.

**Statesmanship,** *n.* (સ્ટે,'ટસ્મન્શિપ્) The qualifications or employments of a statesman. રાજકૌશલ્ય; રાજદરબારી કામ; કારભાર.

**Statics,** *n.* (સ્ટૅ'ટિક્સ્) That branch of mechanics, which treats of the equilibrium of forces, or relates to bodies as held at rest by the forces acting on them.ગુરૂત્વવિદ્યા.

**Station,** *n.* (સ્ટે,'શન્) A stand. મુકામ; સ્થાન; સ્થળ; મુકામની જગા. 2. A place on a railway where trains make halt. આગગાડીને ઉભા રહેવાની જગા;સ્ટેશન.3.The head-quarters of the police force of any precinct. ચોકી; ગેટ; ચબુતરો. 4. Assigned post. નીમેલું કામ; હોદ્દો; ગેટ; ચબુતરો. 5. Rank; condition of life. પદ્દવી; દરજ્જો; હાલત. 6. Position. સ્થિતિ; સ્થાન.-*vt.* To place; to set. મૂકવું; બેસાડવું; રાખવું; નીમવું. [L. *sto*, I stand.]

**Stationary,** *a.* (સ્ટે,'શનરિ) Fixed; not moving; stable. કાયમ; સ્થિર; અચળ; હાલે નહિ તેવું. 2. Not improving;not growing wiser. હોય તેવું ને તેવું, કાયમ.

**Stationer,** *n.* (સ્ટે,'શનર્) One who sells paper,pens and other furniture for writing. કાગદી; કાગળ, કલમ; ખડીયા વગેરે લખવાનો સામાન વેચનાર.

**Stationery,** *n.*(સ્ટે,'શનરિ) The articles sold by stationers.કાગળ,કલમ વગેરે લખવાનો સામાન.-*a.* Belonging to a stationer. કાગળ, કલમ વગેરે વેચનારસંબંધી.

**Statist,** *n.*(સ્ટે,'ટિસ્ટ્)A statesman.રાજનીતિમાં કુશળ પુરૂષ.

**Statistics,** *n.* (સ્ટૅટિ'સ્ટિક્સ્) A collection of facts, respecting the state of society and the civil condition of people.દેશસ્થિતિ વિષેની હકીકતનો સંગ્રહ; આંકડા; ગણતરી 2. The science, concerning the classification of such facts. દેશસ્થિતિવિદ્યા.

**Statuary,** *n.*(સ્ટૅ'ચ્યુઅરિ)The art of carving statues or images. પુતળાં કોતરવાની કળા; બાવલું કોતરવાની કળા. 2. One who practices the art of carving images. પુતળું કોતરનાર; મૂર્તિકાર-કોતરનાર. [L. *statua*, statue.]

**Statue,** *n.*(સ્ટૅ'ચ્યુ)An image.બાવલું;મૂર્તિ,પુતળું.

**Stature,** *n.*(સ્ટૅ'ચ્યર્)The natural height of an animal body. શરીરની ઉંચાઇ-કદ-કાઠું. [L. *statura*, an upright posture.]

**Status,** *n.* (સ્ટે,'ટસ્) Condition; state; rank. હાલત; સ્થિતિ; દશા; દરજ્જો; પદ્દવી; મરતબો. [L. *status*.]

**Statute,** *n.*(સ્ટૅ'ચ્યુટ્) A law enacted by a legislature. લેખિત કાયદો; ધારો; કાનુન.

**Statutory,** *a.* (સ્ટૅ'ચ્યુટરિ) Enacted by a statue; depending on a statute for its authority. કાયદા પ્રમાણે થએલું;કાયદાનું;નિયમ સ્થાપિત.

**Stave,** *n.* (સ્ટે,વ્) A thin narrow pieceo f wood of which casks are made.સાંકડું-પાતળું પીપ બનાવવાનું પાટીયું; પાતળી લાકડાની ચીપ. 2. A verse; a stanza. પદ; કડવું; કડી.–*vt.* To burst; to break a hole in. ફોડવું; નાકું-છિદ્ર પાડવું; માં શાર પાડવો. 2. To push as with a staff. આગળ ધકેલવું; વેગળું–દૂર કરવું.

**Stay,** *vi.* (સ્ટે.) To stop; to stand still. અટકવું; ઠરવું; ઉભા રહેવું. 2. To wait; to attend. વાટ–રાહ જોવી. 3. To dwell; to tarry. મુકામવાસ કરવો; વાર લગાડવી. 4. To continue in a state. અમુક સ્થિતિમાં રહેવું.-*vt.*To withhold; to restrain. અટકાવવું; પકડી રાખવું;ઠેલું રાખવું; થંભાવવું. 2. To wait for. ને માટે રાહ-વાટ જોવી; થોભવું; ઉભા રહેવું. 3. To obstruct, અ-

કાવવું; રોકવું; ખાળવું. 4. To prop. ટેકો દેવો; ટેકવી રાખવું. 5. To stop from motion or falling. અટકે-બંધ પડે તેમ કરવું.-*n.* Abode for a time. મુકામ; વાસ. 2. Support. ટેકો; આધાર. 3. *pl.* A bodice; a corset. કાંચળી; ચોળી; કાપડું; કબજો. 4. A strong rope employed to support a mast. વહાણના ડોળને ટેકવી રાખવાને મજબુત દોરડું.

**Stead,** *n.* (સ્ટેડ્) Place; room. જગા; ઠેકાણું. 2. The place or room which another, had, has or might have. બીજાની જગ્યા-ઠેકાણું. 3. A bed-stead. ખાટલો; પલંગ. **In stead of,** in place of. ને બદલે-ઠેકાણે. **To stand in stead,** to be of use. ઉપયોગી-ફાયદા કારક હોવું-થવું.

**Steadfast,** *a.* (સ્ટે'ડ્-ફાસ્ટ્) Firmly fixed; firm; resolute. દૃઢ; અચળ; ડગે નહિ એવું; સજ્જડ.

**Steadfastly,** *adv.* (સ્ટે'ડ્-ફાસ્ટ્લિ) Firmly. દૃઢતાથી; આગ્રહથી.

**Steadily,** *adv.* (સ્ટે'ડિલિ) In a steady manner. દૃઢતાથી; નિશ્ચયથી.

**Steady,** *a.* (સ્ટે'ડિ) Firm; fixed. સજ્જડ; અચળ; દૃઢ. 2. Constant; regular. એકધોરણી; નિરંતર; એકસરખું; પાયાદાર, 3. Constant in feeling. ડગે-હચે નહિ એવું; દૃઢ. *vt.* To support; to hold or keep firm. ઠેરવી રાખવું; સ્થિર રાખવું; દૃઢ રાખવું. *vt.* To be firm. સ્થિર; અચળ-દૃઢ થવું.

**Steal,** *vt.* (સ્ટીલ્) To take without right or leave; to take away secretly, or silently. ચોરવું; ચોરી લઇ જવું; ચોરી કરવી; હરવું; છાનામાના ચોરીથી લઈ જવું. 2. To accomplish in a concealed manner. ગુપ્ત રીતે કે છાનામાના ચોરીથી કરવું.-*vi.* To practise theft ચોરી કરવી; તસ્કરવું; ચોરીથી જતા રહેવું-આવવું. **To steal a march,** ધાપ મારવી; આગળ થઇ જવું.

**Stealing; Stealth,** *n.* (સ્ટી'લિંગ; સ્ટેલ્થ) Theft; the act of stealing. ચોરી; ચોરી કરવી તે. 2. The thing stolen. ચોરાએલી વસ્તુ.

**Stealthy,** *a.* (સ્ટે'લ્થી) Done by stealth; secret; private. ચોરીથી કરેલું; છુપું; છાનું; ખાનગી; ગુપ્ત; ચોરીનું.

**Steam,** *n.* (સ્ટીમ્) The vapour of water; visible vapour. વરાળ; બાફ; બાષ્પ.-*vi.* To rise or pass off in vapour. બાફ-વરાળ છૂટવી-નીકળવી.-*vt.* To emit steam or vapour. વરાળ બહાર કાઢવી. 2. To move or travel by the agency of steam. વરાળની સહાયથી ચાલવું. 3. To apply steam. વરાળનો બાફ દેવો; વરાળથી ગરમ કરવું.

**Steam-boat,** *n.* (સ્ટી'મ-બોટ્) A boat, propelled by steam. આગબોટ; વરાળથી ચાલતું વહાણ.

**Steam-engine,** *n.* (સ્ટી'મ્-એન્જીન્) An engine moved by steam. વરાળયંત્ર; બાષ્પયંત્ર.

**Steamer,** *n.* (સ્ટી'મર્) A vessel propelled by steam. આગબોટ. 2. A steam-engine. વરાળયંત્ર.

**Steam-tug** *n.* (સ્ટી'મ્-ટગ્) A steam-vessel used in towing ships. વહાણ ખેંચવાની આગબોટ.

**Steamy,** *a.* (સ્ટી'મિ) Full of steam. વરાળથી ભરેલું. 2. Resembling steam. વરાળ બાફ જેવું-વાળું.

**Steed,** *n.* (સ્ટીડ્) A horse, esp. a spirited horse for state or war. લડાયક ઘોડો; પાણીવાળો ઘોડો.

**Steel,** *n.* (સ્ટીલ્) Iron combined with a small portion of carbon. પોલાદ; ગજવેલ. 2. An instrument made of steel. પોલાદનું બનાવેલું હથિયાર-ઓજાર-શસ્ત્ર. (તરવાર; કટાર વગેરે) 3. Extreme hardness. સખતપણું; કઠિનતા.-*vt.* To overlay, point or edge with steel; to harden. ઉપર પોલાદ ચઢાવવું; કઠણ કરવું.

**Steel-yard,** *n.* (સ્ટી'લ્-યાર્ડ્) An implement for weighing. કંપાણ.

**Steep,** *a.* (સ્ટીપ્) Precipitous; elevated. ઉભા ચડાવવાળું; ઉભું; ઘણુંજ ઉંચું.-*n.* A precipitous place. ઉભો ચઢાવ-ટેકરો.-*vt.* To soak in a liquid. ઝબોળવું; પલાળવું; બોળવું; ભીંજવવું.

**Steeple,** *n.* (સ્ટી'પલ્) A tower or turret of a church. શિખર; મિનારો; ખ્રિસ્તી દેવળનો અણિવાળો મિનારો; કંગુરો.

**Steer,** *n.* (સ્ટી,ર્) A young male of the bovine genus. વાછડો; ગોધો.-*vt.* To castrate. ખસી કરવી.

**Steer,** *vt.* (સ્ટી,ર્) To direct the course of; to guide; to control. હંકારવું; ચલાવવું; રસ્તો લેવો; પકડવો.-*vi.* To direct a vessel in its course. વહાણ ચલાવવું. 2. To conduct one's self. વર્તવું; ચાલવું. 3. To be directed or governed. હંકાવું; ચાલવું.

**Steersman,** *n.* (સ્ટી,સ્મર્ન્) The helmsman of a ship. સુકાની; સુકાન ફેરવનાર.

**Stellar,** *a.* (સ્ટે'લર્) Starry; full of stars. તારાથી ભરપૂર-ભરેલું. 2. Pertaining to the stars. તારાસંબંધી-વિષે-નું.

**Stellate,** *a.* (સ્ટે'લેટ્) Resembling a star; arranged in the form of a star. તારા જેવું; તારાના આકારમાં ગોઠવેલું.

**Stem,** *n.* (સ્ટેમ્) The main stock; the main body of a tree. થડ; ઝાડનો મુખ્ય ભાગ; ડીચકું. 2. The stock of a family; progeny. સંતતિ;

પ્રજા; વંશ; થડ. 3. The forward part of a vessel. વહાણનો મોખરાનો ભાગ.4.The leading position.અગ્રેસરપણું.-*vt.*To oppose; to check. સામા થવું; ની ગતિ અટકાવવી. 2. To remove the stems from. નાં થડ કાપી- ઉખેડી નાખવાં. 3. To resist; to make progress against as a current. સામે પાણીએ જવું; સામા થવું; પાણી વહેતું બંધ રાખવું.

**Stench,***n.*(સ્ટેન્શ)A bad smell;an offensive smell. દુર્ગંધ; બદબો.

**Stencil,***n.*(સ્ટે'ન્સિલ્)A thin plate of metal, used in painting, marking etc. ચિતારા-છિપા વગેરેનું બીબું.

**Stenography,** *n.* (સ્ટીનૉ'ગ્રફી) The art of writing in short-hand. ટુંકમાં લખવાની કળા; લઘુલીપી.[Gr.*stenos*,narrow,& *grapho*,I write.]

**Stentorian,** *a.* (સ્ટેન્ટો'રિઅન્) Extremely loud; able to utter a very loud sound મોટા અવાજ-ઘાંટાવાળું.

**Step,** *vi.* (સ્ટેપ્) To move the foot slowly. કદમ-ડગલું ભરવું.2.To walk a little distance. ચાલવું. 3. To advance. આગળ જવું.-*vt.* To set as the foot. ચાલવું; પગ મૂકવો.-*n.* A pace; a gait. કદમ; ડગલું. 2. A footprint. પગની નિશાની; પગલું. 3. A stair. દાદર; સીડી; નિસરણી. 4. The space passed by the foot in walking or running. બે પગલાં વચ્ચેનું અંતર; ડગલું. 5. One remove in ascending or decending. પગથિયું. **Step by step,** પગલે પગલે **To step in or into,** અંદર જવું. **To step aside,**જરા બાજુએ જવું;ખસી જવું. **To step off.** પગલાંથી માપવું-ભરવું. **To take step,**to take action.ઉપાય-ઈલાજ કરવો.

**Step-brother,** *n.* (સ્ટે'પ્-બ્રધર્) A brother by a marriage of one's father with the mother of another, or of one's mother with the father of another.ઓરમાન-સાવકો ભાઇ.

**Step-daughter,***n* (સ્ટે'પ્-ડૉટર્)A daughter of one's wife or husband by a former marriage. સ્ત્રીની અથવા ધણીની પહેલા લગ્નની, આંગળીયાત છોકરી.

**Step-father,** *n.* (સ્ટે'પ્-ફાધર્) A man married to one's mother after the death of one's own father. ઓરમાન-સાવકો બાપ.

**Step-mother,***n.*(સ્ટે'પ્-મધર્) The wife of one's father by a subsequent marriage. સાવકી-ઓરમાન મા.

**Stepping-stone,** *n.* (સ્ટે'પિંગ્-સ્ટોન્) A raised stone to keep the feet above the water or mud. પગથીયું. 2. A means of progress.પાયરી-ઉદ્દિષ્ટ સાધન; પ્રથમ પગથિયું.

**Step-son,** *n.* (સ્ટે'પ્-સન્) A son of one's husband or wife by a former marriage. ઓરમાન-સાવકો છોકરો.

**Stere,** *n.* (સ્ટર્)The metric unit for solid measure. મેટ્રીકસીસ્ટમ્ પ્રમાણે ઘનમાપ.

**Stereoscope,***n.*(સ્ટે'રીઓસ્કો,પ્) An optical instrument for viewing small pictures.ચિત્રને આબેહુબ જોવાનું બે નળીવાળું એક દર્શકયંત્ર. [Gr. *stereos*, firm, & *skopeo*, I look at.].

**Stereotype,** *n.* (સ્ટે'રીઓટાઇપ્) A plate of fixed or solid metallic types for printing books. ચોપડીઓ છાપવાનાં બીબાંનાં પતરાં.*vt.*To make the stereotype plates for. ચોપડીઓ છાપવાનાં બીબાંના પતરાં બનાવવાં. [Gr. *stereos* firm & *tupos*, type.]

**Sterile,** *a.* (સ્ટે'રાઈલ્) Unfruitful; barren. ફળ નહિ આપે એવું; ઉજ્જડ; વેરાન; અફળ. 2. Producing no young. વાંઝણી; વંધ્યા. [L. *sterilis*, barren.]

**Sterility,***n.* (સ્ટરિ'લિટિ) Barrenness. ઉજ્જડ-પણું. 2. Unproductiveness. વાંઝીયાપણું.

**Sterling,** *n.* (સ્ટ'ર્લિંગ્) An English coin of value. અંગ્રેજી સિક્કાનું નામ.-*a.* Belonging to the British coinage. અંગ્રેજી નાણાનું-સંબંધી 2. Pure; genuine. ચોકખું; સિક્કાઈ; શુદ્ધ; ખરૂં.

**Stern,** *a.* (સ્ટર્ન્) Severe of manner; harsh; austere. સખત; આકરૂં; કરડું; કઠોર; અતિ દૃઢ. *n.*The hind part of a ship or vessel.વહાણ નાવનો પાછલો ભાગ. 2. A rudder. સુકાન.

**Sternum,** *n.* (સ્ટ'ર્નમ્) The breast-bone. છાતીનું ચપટું, વચલું હાડકું.

**Sternutation,** *n.* (સ્ટર્ન્યુટે,'શન્) The act of sneezing. છીંક; છીંકવું તે. [L. *sternuto*, I sneeze.]

**Stern-way,** *n.*(સ્ટ'ર્ન્-વે,) The movement of a ship backward. વહાણનું પાછું ફરવું તે.

**Stertorous,** *a.* ( સ્ટ'ર્ટરસ્ ) Snoring; hoarsely breathing. ઘોરવું; નસકોરાં બોલાવવું. [L. *sterteo*, I snore.]

**Stethoscope,** *n.* (સ્ટે'થોસ્કો,પ્ ) An instrument for ascertaining the state of the chest and lungs. છાતી તપાસવાની ડાકટરની ભુંગળી. [Gr.*stethos*,the chest & *skopein*,to examine.]

**Steve,***vt.* (સ્ટીવ્) To stow in a ship's hold. વહાણમાં મૂકવું-ગોઠવવું-ખડકવું.

**Stevedore,** *n.* (સ્ટી'વીડોર્) One who loads and unloads vessels in a port. વહાણમાં માલ લઈ જનાર-બહાર કાઢનાર મજુર.

**Steven,** *n.* ( સ્ટે'વન્ ) Speech; voice. સાદ; અવાજ. 2. A loud call. મોટો ઘાંટો-અવાજ. **To set steven,** વાયદો કરવો.

**Stew,** *vt.* (સ્ટ્યુ) To boil slowly; to seethe. ધીમે તાપે ઉકાળવું; સીઝવવું.–*vi.* To be cooked or seethed. ધીમે તાપે ઉકળવું; સીઝવું.–*n.* A house for baking. ધીમે તાપે પકવવાની જગા. 2. A brothel. છિનાળખાનું; વેશ્યાવાડો. 3. The meat stewed. ધીમે તાપે સીજવેલું ભોજન. 4. The state of excitement. ગભરાટ; મુંઝવણ.

**Steward,** *n.* (સ્ટ્યુ'અર્ડ્) One employed to manage domestic concerns. ઘરનો કારભારી; વહીવટ કરનાર. 2. A person employed in a hotel or on board a ship, હૉટલ-વીશી-વહાણ વગેરેમાં રસોડાની દેખરેખ રાખનાર માણસ.

**Stewardship,** *n.* (સ્ટ્યુ'અર્ડ્-શિપ્) The office of a steward. કારભારીપણું; વહીવટદારી.

**Stick,** *n.* (સ્ટિક્) A rod; a staff. લાકડી; સોટી; ડાંગ; 2. A thrust; a stab. ગોદો; મચકો.–*vt.* To pierce; to cause to enter. ગોદો મારવો; ઘોંચવું. 2. To attach by causing to adhere to the surface. ચોટવું; વળગાડવું; ચોટાડવું. 3. To kill by piercing. ઘોંચીને-ખોસીને મારી નાખવું.–*vi.* To adhere. ચોંટવું; વળગી રહેવું. 2. To stop; to hesitate. અટકવું; ગુંચવાવું. 3. To cling. વળગી, ચોંટી રહેવું. **To stick at,** આનાકાની કરવી; ગુંચવાવું. **To cut one's stick,** to run away. ન્હાસી જવું. **To stick to,** દઢ-મજબુત થવું; પકડી રહેવું. **To stick out,** બહાર નિકળવું.

**Stickle,** *vi.* (સ્ટિ'કલ્) To take part with one side. એકનો પક્ષ પકડવો-ઝાલવો. 2. To contend pertinaciously on insufficient grounds. ખોટી તકરાર-જક કરવી. 3. To stand for one's rights. પોતાના હકને માટે લડવું.

**Stickler,** *n.* (સ્ટિ'કલર્) An umpire; a contender. પંચ; મધ્યસ્થ; ખોટી તકરાર કરનાર; ચીકણો; ચપચપીયો.

**Sticky,** *a.* (સ્ટિ'કી) Adhesive; viscous; inclined to stick. ચીકણું; ચીકટ.

**Stiff,** *a.* (સ્ટિફ્) Inflexible; not easily bent. મરડાય-વળે નહિ એવું; અક્કડ; કઠણ; ચીકણું. 2. Stubborn; obstinate. હઠીલું; અતડું; જકકી; દુરાગ્રહી. 3. Thick and tenacious. જાડું, રગડ જેવું. 4. Violent. જોરનું; ભારે. 5. Affected; formal in manner. ઢાંગી; અક્કડપણાવાળું. [L. *stipes*, a stem.]

**Stiffen,** *vt.* (સ્ટિ'ફ્ન્) To make stiff. અક્કડ-કઠણ-વળે નહિ એવું કરવું; ઘટ કરવું.–*vi.* To become stiff. ટાટ થવું; જાડું કઠણ-અક્કડ થવું.

**Stiff-necked,** *a.* (સ્ટિ'ફ્-નેક્ડ્) Stubborn, unyielding. હઠીલું; નમે નહિ તેવું; જકકી.

**Stiff-ness,** *n.* (સ્ટિ'ફ્-નિસ્) The quality or state of being stiff. હઠીલાઇ; કઠણતા; ઘટ્ટપણું.

**Stifle,** *vt.* (સ્ટા'ઇફ્લ્) To suffocate; to choke. શ્વાસ રોકવો-ગુંગળાવવું; ગુંગળાવી નાખવું. 2. To extinguish; to quench. હોલવવું; બુઝવવું. 3. To conceal; to destroy. છુપાવવું; સંતાડવું; છાનું રાખવું; ઉડાવવું.–*vi.* To die by reason of the obstruction of the breath. ગુંગળાવાથી-શ્વાસ બંધ પડવાથી મરી જવું.

**Stigma,** *n.* (સ્ટિ'ગ્મા) A mark with a burning iron; a brand. ડામ. 2. Any mark of infamy. લાંછન; કલંક. 3. A red speck on the skin. લાખું; ચામડી પરનું લાલ ચાઠું. 4. A small spot. છિદ્ર; ખાંડું.

**Stigmatize,** *vt.* (સ્ટિ'ગ્મટાઈઝ્) To mark with a brand. ડામ દેવો. 2. To set a mark of disgrace on. બટ્ટો એબ-કલંક લગાડવું.

**Stile,** *n.* (સ્ટાઈલ્) A step or set of steps for passing a fence or wall. વાડ કે કોટ ઉપરથી જવા આવવાનાં પગથિયાં.

**Stilletto,** *n.* (સ્ટિલે'ટો) A small dagger with a pointed blade. અણીદાર કટારી.–*vt.* To pierce with a stilletto. અણીદાર કટારી ભોકી મારી નાખવું.

**Still,** *a.* (સ્ટિલ્) Silent; calm. શાન્ત; ચુપ; છાનું. 2. Quiet; motionless. સ્થિર; ગતિ વિનાનું; શાન્ત.–*n.* Silence; freedom from noise. ચુપકી; સ્થિરતા; શાન્તિ. 2. A boiler used in the distillation of liquors; a distillery. દારૂ ગાળવાની ભઠ્ઠી-યંત્ર.–*vt.* To silence; to make quiet. છાનું રાખવું; ઠંડું પાડવું; શાંત રાખવું-પાડવું-કરવું.–*adv.* To this time. હજી, હજુ સુધી-લગી; આ વખત સુધી. 2. Always; ever. હંમેશાં; નિરંતર. 3. Notwithstanding. તેમ છતાં પણ; છતાં પણ. 4. By an additional degree. તોએ; હજીપણ વધારે; જેમ જેમ. 5. Nevertheless. તથાપિ. 6. After that. તે પછી. **Still and anon**=વારંવાર.

**Still-born,** *a.* (સ્ટિ'લ-બૉર્ન્) Dead at the birth. પેટમાંજ મરણ પામી નીકળેલું; મુએલું જન્મેલું.

**Stillness,** *n.* (સ્ટિ'લ્નિસ્) Silence, quietness. ચુપકી; શાન્તપણું.

**Stilt,** *n.* (સ્ટિલ્ટ્) A piece of wood constructed to raise the foot above the ground in walking. ચાલતાં પગ ઉંચો રાખવાને ખોભણવાળી લાકડી-ઘોડી; કાખ લાકડી.–*vt.* To raise on stilts; to elevate.

**Stilted,** *a.* (સ્ટિ'લ્ટિડ્) Artificially elevated; pompous. ઉંચું; ડોળવાળું.

**Stimulant,** *a.* (સ્ટિ'મ્યુલન્ટ્) Serving to stimulate. ચેતન આણે તેવું; ઉત્તેજક; હોંશ-જોમ

આણે તેવું.–*n.* That which stimulates. ઉત્તેજક પદાર્થ–વસ્તુ; ઉદ્દીપક ઓસડ.

**Stimulate,** *vt.* (સ્ટિ'મ્યુલેટ્) To excite, rouse, or animate to action. ઉશ્કેરવું; ઉલટ-ઉત્તેજન આપવું; ચેતનમાં આણવું; ઉદ્દીપ્ત કરવું. [L. *stimulare,* to goad.]

**Stimulation, Stimulus,** *n.* (સ્ટિમ્યુલે,'શન્-સ્ટિ'મ્યુલસ્) The act of exciting;something that rouses the mind or spirits. હોંશ–ચેતન જાગૃતિ આણે તેવી વસ્તુ; ઉત્તેજન.

**Sting,** *n.* (સ્ટિંગ્) A sharp-pointed, poison-bearing weapon in the head or hinder part of the body of certain insects and animals. કાંટો.2.The thrust of a sting into the flesh. ડંખ મારવો તે; ચટકો 3. Sarcastic saying. મર્મવાક્ય; મહેણું-*vt.* To pierce with a sting. ડંખ મારવો.

**Stinginess,** *n.* (સ્ટિ'ન્જીનિસ્) The quality or state of being stingy. કંજુસપણું;બખીલાઈ; મખ્ખીચુસપણું.

**Stingy,** *a.* (સ્ટિ'ન્જિ) Stinging. ડંખતું; ડંખ મારતું; દંશતું.2.Extremely covetous;niggardly. મખ્ખીચુસ; કૂંજુસ; બખીલ.

**Stink,** *vi.* (સ્ટિંક્)To emit an offensive smell. ગંધ આવવી–મારવી;બદબો નીકળવી.–*n.* A strong smell. ગંધ; બદબો.

**Stinkard,** *n.* (સ્ટિ'ન્કર્ડ્) A mean, paltry fellow. નીચ–પાજી માણસ.

**Stint,** *vt.* (સ્ટિન્ટ્)To confine;to bound;to limit. પૂરવું; હદ બાંધવી.*n.* Limit; bound. હદ, મર્યાદા; સંકોચ. 2. Proportion allotted. નસીબમાં આવેલો ભાગ.

**Stipend,** *n.* (સ્ટા'યૂપેન્ડ) Settled pay or compensation for services. પગાર; મુસારો; નિમણુક.[L. *stipis,*a gift & *pendo,*I weigh.]

**Stipendiary,** *a.*(સ્ટાયૂપે'ન્ડિઅરિ) Receiving wages or salary. પગારી; પગાર લેનાર-લેતું. *n.* One who receives a stipend. પગાર–બદલો લઇ નોકરી કરનાર.

**Stipple,** *vt.*(સ્ટિ'પલ્) To engrave by means of dots. ટપકાં ટપકાં કરી કોતરવું–નકશી કરવી.*n.* A mode of engraving in dots. ટપકાંવાળું નકશી કામ–કોતર કામ.

**Stipulate,** *vi* (સ્ટિ'પ્યુલેટ્) To contract; to bargain. સરત-ઠરાવ-કરાર-બોલી કરવી. [L *stipulus,* fast.]

**Stipulation,** *n* (સ્ટિપ્યુલે,'શન્) An agreement, a contracting or bargaining. બોલી; સરત; કરાર; ઠરાવ. 2. Bargain, સાટું.

**Stir,** *vt* (સ્ટર્) To agitate; to move. હલાવવું; ખળભળાવવું; ક્ષોભ ઉત્પન્ન કરવો. 2. To change the place of in any manner.ચલાવવું;ઠેલાવવું; હલાવવું. 3. To bring into debate. ચર્ચામાં ઉતારવું; ઉભું કરવું.4. To prompt;to instigate. ઉશ્કેરવું; ઉત્તેજન આપવું;જાગૃત કરવું.*vi.* To move one's self; to be in motion. ખસવું; હાલવું; ચાલવું. *n.* Tumult; agitation. હાલચાલ; ગડબડાટ; ધામધુમ.

**Stirk,** *n.* (સ્ટર્ક્) A young ox or heifer. વછેરો; વછેરી.

**Stirring,** *a.*(સ્ટ'રિંગ્) Active in business; active. ચપળ; ચકોર; ધમાધમતું.

**Stirrup,** *n.* (સ્ટિ'રપ્) An iron ring for a horseman's foot.પિગડું; ઘોડાના જીનનું પિગડું-પેગડું.

**Stitch,** *n.*(સ્ટિચ્) A single pass of a needle in sewing. ટાંકો; શિવણ; ઓટણ; બખીઓ.2. A furrow. ખોભણ; ખાંચ. 3.A twist. વળ;આમળો. *vt.* To form stitches in. બખીઓ દેવો–મારવો. 2. To sew or unite together. ઓટવું; સીવવું; સાંધવું. *vi.* To practise stitching. સીવવું; ઓટવું; ટાંકો મારવો.

**Stithy,** *n.* (સ્ટિ'થિ) An anvil. એરણ, 2. A smith's shop. લુહારની દુકાન-કોઢ.

**Stock,** *n.* (સ્ટૉક્) The trunk of a tree or a plant. ઝાડ-છોડનું થડ. 2. A post. થંભ; થાંભલો; કુળી.3.A stem or branch in which a graft is inserted. જે ઉપર કલમ કરવામાં આવે છે તે થડ-ડાળી. 4. A senseless person. બુડથલ; જડ બુદ્ધિનો માણસ. 5. Family; race. વંશ; કુળ; ઓલાદ; કુટુંબ. 6. Capital. ભંડોળ; થાપણ; પુંજી; સિલક;મુડી.7.Domestic animals; cattle. ઢોરઢાંખર; ઢોર–પ્રાણીઓ. 8. The wood to which the barrel of musket is fixed. કુંદું; ડીમચું. 9. *pl.*A frame for punishment. હેડ. 10. The original progenitor. મૂળ પુરૂષ; આદિ પુરૂષ. 11. Store; raw material; supply provided. જથો; વેચવાની ચીજો; વખાર; ભંડાર; કોઠાર. 12. Broth. માંસની કઢી; સેરવો.–*vt.* To lay up. ભરી મુકવું.–*a.* Standing. ચાલતું;જ્યારે ખપ પડે ત્યારે લેવાતું. **Dead stock,** The implements of husbandry and produce stored up for use. ખેતીવાડીના ઓજારો અને ઉપયોગ માટે ભેગી કરી મુકેલી પેદાશ. **Stock company,** An incorporated company, the capital of which is represented by marketable shares. સ્ટૉક કંપની; નોંધાવેલી કંપની. **To take stock,** સિલક તપાસવી; નોંધ-ટીપ કરવી; કુલ ગણતરી કરવી. **To take stock in,** To accept as truth. સાચું માનવું; માં વિશ્વાસ હોવો-રાખવો.

**Stockade,** *n.* (સ્ટૉકે,'ડ્) An inclosure or pen made with posts and stakes. લાકડાંકોટ

સ્તંભાવળી; રક્ષણને માટે કરેલો લાકડાનો કોટ.-*vt.* To surround or fortify with posts fixed in the ground. થાંભલાનો ફરતો કોટ બાંધવો; લાકડાની વાડ-કોટ કરવો.

**Stock-blind,** *a.* (સ્ટૉ'ક્-બ્લાઈન્ડ) Blind as a stock. તદ્દન આંધળું; સંપૂર્ણ આંધળું.

**Stock-exchange,** *n.* (સ્ટૉ'ક્-એક્સ્ચેન્જ્) Stock-market.શેરબજાર;શેરની લેવડદેવડની જગા,2. An association or body of stock-brokers.શેરના દલાલોની મંડળી.

**Stock-holder,** *n.*(સ્ટૉ'ક્-હો,લ્ડર્)A proprietor of stock in the public funds. જેની પાસે શેર કે લોન હોય તે, શેરનો ભાગીદાર.

**Stocking,** *n.* (સ્ટૉ'કિંગ્) A close-fitting covering for the foot and leg, પગનું મોજું.

**Stock-jobber,** *n.* (સ્ટૉ'ક્-જૉબર્) One who speculates in stocks for gain.શેરનો સટ્ટો કરનાર.

**Stock-still,** *a.* (સ્ટૉક્-સ્ટિ'લ્) Still as a fixed post. લાકડા જેવો સ્થિર; થાંભલા જેવો.

**Stoic,** *n.* (સ્ટો'ઇક્) A disciple of the philosopher Zeno. ઝેનો નામના તત્વજ્ઞાનીનો ચેલો; પ્રાચીન યુનાન દેશનો એક તત્વજ્ઞાની. 2. A person not easily excited. શાન્ત પ્રકૃતિનો માણસ.-*a.* Unfeeling; gloomy. ઉદાસીન; વિરક્ત; વિરાગી.

**Stoical,** *a.* (સ્ટો'ઇકલ્ )Of or pertaining to stoics. ઝેનોના ચેલા સંબંધી-વિષે.

**Stoicism,** *n.* (સ્ટો'ઇસિઝમ્) The opinions and maxims of the stoics. ઝેનોના ચેલાઓનો મત-સિદ્ધાંત; વૈરાગ્યવાદ.

**Stoker,** *n.* (સ્ટો,'કર્) One who looks after the fire in a steam-engine. વરાળ યંત્રની ભઠ્ઠી ઉપર રહીને તેમાં બળતણ પૂરનાર;અગ્નિ સંકોરનાર.

**Stole,** *imp.* of steal. (સ્ટો,લ્) ચોર્યું; ચોરી કરી. *n.*A long loose garment.લાંબો ઢીલો જામો,ઝભ્ભો.

**Stolen,** *p.p.*of steal.(સ્ટો,'લન્ )ચોરેલું;ચોરી કરેલું.

**Stolid,** *a.* (સ્ટૉ'લિડ્) Dull; foolish. જડ; મૂર્ખ; મૂઢ.

**Stolidity,** *n* (સ્ટૉલિ'ડિટિ) Dullness of intellect; stupidity. મૂઢપણું; જડપણું;જડબુદ્ધિ.

**Stomach,** *n.* (સ્ટ'મક્) The organ of digestion. પેટ; જઠર; હોજરી; ઉદર; કોઠો. 2. Appetite; desire. ભૂખ; ઇચ્છા.-*vt.* To brook. સાંખી રહેવું; પેટમાં રાખવું. [Gr. *stoma*, an outlet.]

**Stomacher,** *n.* (સ્ટ'મચર્) An ornament for the breast worn by women. કંઠી;તનમનિયું; સુશોભિત કાંચળી.

**Stomp,** *vi.*(સ્ટૉમ્પ્)To stamp with the foot. પગ ઠોકવો, પછાડવો; ચગદી નાખવું.

**Stone,** *n.*(સ્ટો,ન્) A mass of concreted earthy or mineral matter. પથ્થર;પાષાણ;પહાણો;શલ્યા-શિલા.2. A statue; a monument.મૂર્તિ;બાવલું; પાળીઓ; મરી ગયેલા માણસના સ્મરણાર્થે ઉભો કરેલો પત્થર. 3. A gem; a precious stone. રત્ન; માણેક; હીરો. 4. A weight of 14 lbs. ચૌદ શેરનું વજન.5. The nut of a stone-fruit. ઠળીઓ;ગોટલો;ઠળીઓ.6.A calculous concretion in the kidneys or a bladder.પથરી.7.Testicle. પેળવો; વૃષ્ણ; અંડ.**Philosopher's stone.** પારસમણિ. **To leave no stone unturned.**To use all practicable means. ચાલે તેટલા ઉપાય કરવા; ઉપાય કરવામાં બાકી ન રાખવી.*vt.* To pelt with stones. પથ્થર મારવા. 2. To free from stones ફોલવું;ઠળીઆ કઢાડવા.

**Stone-blind,** *a.*(સ્ટો'ન્ બ્લા'ઇન્ડ્)Completely blind;as blind as stone. આંધળું; આંધળું ભીંત.

**Stone-cutter,** *n.* (સ્ટો,'ન્-કટર્) One whose occupation is to cut or hew stones.સલાટ; પથ્થર કાપનાર.

**Stone-hearted,** *a.* (સ્ટો,'ન્-હાર્ટેડ્) Hard-hearted; cruel; unfeeling. ઘાતકી; ક્રૂર; કઠણ હૈયાનું; નિર્દય.

**Stony,** *a.* (સ્ટો,'નિ) Relating to or made of stone. પત્થરનું-સંબંધી-ના જેવું; પાષાણમય. 2. Hard; cruel. સખત;નિર્દય;ઘાતકી.3.Converting into stone. બદલીને પથ્થર બનાવે એવું. 4. Inflexible. વાળ્યું વળે નહિ એવું.

**Stood,** *Imp. & p. p.* of *stand.* (સ્ટુડ્) ઉભું રહ્યું; ઉભું રહેલું.

**Stook,** *n.* (સ્ટૂક્) A small collection of sheaves set up in the field. એકઠી ભરીને ઉભી રાખેલી ઝુંડી;નાની ગંજી;ઓઘલી.*vt.*To set up in stooks. પુળીઓ એકઠી કરીને ઉભી કરવી-રાખવી.

**Stool,** *n.* (સ્ટૂલ્)A seat without a back,પીઠ વગરની ત્રણ અગર ચાર પાયાની બેઠક; બાજ; પાટલો. 2.A seat used in evacuating the contents of the bowels. ફેરે ઝાડે ફરવાનો બાજઠ. 3. A discharge from the bowels. દસ્ત;ઝાડો;અધાર. **Loose stool,** જુલાબ; રેચ, **Window stool,** બારીનો ઉમરો.

**Stoop,** *vi.*(સ્ટૂપ્)To bend the body downward and forward. વાંકા વળવું; નમવું. 2.To submit. શરણ થવું. 3. To sink, to alight from the wing. ઉતરવું; ઉડતાં ઉડતાં ઉતરવું. 4. To come down on prey. ઉપર તરાપ મારવી; ઉપર તુટી પડવું. 5. To descend from rank or dignity. પોતાની પદવીથી હલકું કામ કરવું; હલકા પડવું. 6.To bend by compulsion.વાંકા વાળવું;નમાવવું. *n.* The act of stooping. નમવું-વાંકા વળવું

તે; નમન. 2. The steps of a door. બારણાનાં દરવાજાનાં પગથીયાં. 3. A flagon. સિરોઈ; ચંબુ.

**Stop,** *vt.* (સ્ટૉપ) To close (an aperture). બંધ કરવું; પૂરવું. 2. To hinder from acting or moving. અટકાવવું; જવા ન દેવું; રોકવું. 3. To obstruct. રોકવું; બંધ કરવું. 4. To cause to cease; to interrupt. થોભાવવું; બંધ પડે તેમ કરવું.–*vi.* To cease to go forward. ઉભા રહેવું; અચકાવું. 2. To cease from any motion. કોઈપણ જાતની ગતિમાંથી અટકવું. 3. To tarry; to stay. થોડી વાર રહેવું; થોભવું; સબુર કરવી.–*n.* The act of stopping. અડચણ; અટકાવ; વિરામ; બંધ કરવું–ઉભું રહેવું–થોભવું તે, 2. A mark of punctuation. વિરામ ચિહ્ન. [L. *stupa*, flax.]

**Stop-cock,** *n.* (સ્ટૉ'પ્-કૉક્) A cock or valve for checking the flow of a liquid from a pipe. વાસવા, ઉઘાડવાની ટોટીવાળી નળી.

**Stoppage,** *n.* (સ્ટૉ'પિજ્) The act of stopping progress, motion, or action; the state of being stopped. રોકાણ; અટકાવ; બંધી; પ્રતિબંધ.

**Stopper,** *n.* (સ્ટૉ'પર્) That which stops or closes. બંધ કરનાર; ઉભું રાખનાર; રોકનાર; દાટો.

**Storage,** *n* (સ્ટો'રિજ્) The safe-keeping of goods in a ware-house. વખારમાં ભરવું–ભરી મૂકવું તે 2. The price for keeping goods in a store. ભરી મૂકામણ ભાડું; વખારનું ભાડું.

**Storax,** *n.* (સ્ટો'રૅક્સ) A fragrant resin from the liquid-amber and styrax. શિલારસ.

**Store,** *n.* (સ્ટોર્) A great quantity. સંગ્રહ; ભંડોળ. 2. A source from which supplies may be drawn. સંગ્રહ; ભંડાર; સંઘરો. 3. A store-house. વખાર; ભંડાર; કોઠાર; કોઠી. 4. A shop. દુકાન; હાટ. 5. *pl* Necessary articles laid up for use. ખોરાકીનો સંઘરો–સંગ્રહ.–*vt.* To collect as a reserved supply. ભરવું; ભરી મૂકવું; સંગ્રહ કરવો. 2. To deposit in a store. ભંડારમાં–વખારમાં મૂકવું. 3. To furnish against a future time. ભવિષ્યને માટે સંઘરો કરવો. **In store,** In a state of readiness. પાસે તૈયાર; ભેગું કરી મૂકેલું. **To set store by,** To value greatly. ભારે કીંમત આંકવી; ઉચો મત ધરાવવો.

**Store-house,** *n.* (સ્ટો'ર્-હાઉસ્) A warehouse; a repository. વખાર; કોઠી; ભંડાર.

**Store-keeper,** *n.* (સ્ટો'ર્-કીપર્) A man in charge of stores or goods. કોઠારી; ભંડારી; સાહિત્ય સંભાળનાર.

**Stork,** *n.* (સ્ટૉર્ક્) A large wading bird of the heron kind. જળકુકડી; બગલું; શાહમૃગ.

**Storm,** *n.* (સ્ટૉર્મ) A tempest. તોફાન; વાવંટોળ 2. A fall of rain or snow. વરસાદનું તોફાન. 3. A violent agitation of human society. બખેડો; બળવો. 4. Violent calamity. મ્હોટી આફત. 5. A violent assault on a fortified place. હલ્લો; છાપો.–*vt.* To attack with violence. ઉપર હલ્લો, હંગામો કરવો–*vi.* To raise a tempest. તોફાન કરવું–ઉઠાવવું. 2. To rage. ગુસ્સે, ક્રોધાયમાન થવું.

**Stormy,** *a.* (સ્ટૉ'ર્મિ) Subject to storms. તોફાની; વરસાદ–વા વંટોળવાળું; તોફાનનું. 2. Violent; rough; passionate. સખત; જુસ્સાવાળું; ધમધમાટવાળું.

**Story,** *n.* (સ્ટો'રિ) A tale; a fable; a fiction; history. કહાણી; વાત; ઇતિહાસ; વૃત્તાંત; બ્યાન; કથા. 2. A falsehood. જોડી કાઢેલી વાત; બનાવટી વાત. 3. A floor of a house. માળ; મેડો; મજલો.–*vt.* To narrate or describe. વર્ણન–બ્યાન–વાર્તા કહેવી.

**Story-teller,** *n.* (સ્ટો'રિ-ટેલર્) One who tells stories. વાત કહેનાર; વહિવંચો; કથા કહેનાર. 2. A historian. ઇતિહાસકર્તા.

**Stoup,** *n.* (સ્ટૂપ્) A flagon. સિરોઇ; ચંબુ; પાણીનું કુંડું.

**Stout,** *a.* (સ્ટાઉટ્) Lusty; strong; robust. બળવાન; લઠ; જબરો; જોરાવર; મજબુત; જાડું; ભરેલું.

**Stoutness,** *n.* (સ્ટા'ઉટ્નિસ્) The state of being stout. બળ; જોર; જોમ; મજબુતી.

**Stove,** *n.* (સ્ટો'વ્) A hot-house. ગરમ ઓરડી. 2. An apparatus in which fire is made. સગડી; ચુલો; ભઠ્ઠી.–*vt.* To keep warm. ગરમ રાખવું.

**Stover,** *n.* (સ્ટો'વર્) Fodder. ઘાસ; ચારો.

**Stow,** *vt.* (સ્ટો) To fill by packing closely; to place or arrange in a compact mass. ખડકવું; પાસે પાસે પકડીને ભરવું–ગોઠવવું; કોઇ જગાએ ખડકીને મૂકવું.

**Straddle,** *vi* (સ્ટ્રૅડલ્) To stand or walk with the legs far apart. પગ પહોળા કરીને ઉભા રહેવું–ચાલવું; પગ પહોળા રાખવા. *vt.* To stand or sit astride of. ઘોડો પલંગીને ઉભા રહેવું–બેસવું; ઉપર ઘોડો પલાણીને બેસવું.– *n.* The act of standing or walking with the legs far apart. પગ પહોળા રાખીને ઉભા રહેવું–ચાલવું–બેસવું તે. 2. The position or distance between the feet of one who straddles. પહોળા રાખેલા પગ વચ્ચેનું છેટું.

**Straggle,** *vi.* (સ્ટ્રૅ'ગલ્) To wander aside; to rove. રખડવું; ભટકવું; ભમવું. 2. To be dispersed. વેરાઇ જવું; આડા અવળા જવું; હાર તોડવી; છુટું પડવું. 3. To wander at large. ઘણું ભટકવું.

**Straggler,** *n.* (સ્ટ્રૅ'ગ્લર્) A vagabond. ભટકતો માણસ; ભટકનાર; રખડનાર.

**Straight**, *a.* (સ્ટ્રેટ્) Direct; right. સીધું; સરખું; પાધરૂં; બરાબર. 2. Upright; just; honest. ઉભું; ટટાર; ન્યાયી; વાજબી; નેક; પ્રામાણિક. *adv.* Directly; immediately. સીધી રીતે; તરતજ. **A straight face,** સુખ દુઃખ, હર્ષ-શોક વગરનો ચહેરો–ચ્હેરો.

**Straighten**,*vt.*(સ્ટ્રે,'ટન્) To make straight સીધું-પાંસરૂં કરવું.

**Straight-forward**, *a.* (સ્ટ્રેટ્-ફૉ'વર્ડ્)Not deviating; honest; frank. સીધું; પાધરૂં; પ્રમાણિક; ઈનસાફી

**Straight-way**. *adv.* (સ્ટ્રે,'ટ-વે) Immediately. તરતજ; એકદમ.

**Strain**, *vt.* (સ્ટ્રેન્) To draw with force; to stretch. જોરથી ખેંચવું-તાણવું. 2. To exert to the utmost. થાય એટલું બળ-જોર કરવું; હોય તેટલું બળ-જોર કાઢવું-વાપરવું.3.To make tighter. તંગ કરવું. 4. To filter. ગાળવું. 5. To injure by drawing or stretching. ઘણું જોર-બળ આવવાથી મરડાઇ-મોચાઇ-તડકાઇ જવું.6.To force. પરાણે કરાવવું; ના ઉપર દબાણ કરવું; તાણીતુષીને કરાવવું.7.To press closely. સરસું, સખત દબાવવું. 8. To make uneasy બેચેન કરવું. *vi.* To make violent efforts. બને તેટલું જોર-મહેનત કરવી.2. To be filtered. ગળાવું. *n.* A violent effort. અતિશય જોર-મહેનત-તાણાતુસ. 2. Tendency. સ્વભાવ;પ્રકૃતિ;વલણ.3.Family;family blood.વંશ; કુળ. 4. A song. ગાયન;ગીત. 5. A particular portion of a tune. રાગ; તાન; ઝમક; સૂર. 6. Style. શૈલી;છટા;લખવાની ઢબ. 7. An injurious tension of the muscles. લચક; તાણ; આંચકો. [L. *stringo*, I bind tight.]

**Strainer**, *n.* (સ્ટ્રે,'નર્) One who strains. ખેંચનાર. 2. A sieve or filter. ગળણી; ચાળણી.

**Strait**,*n.*(સ્ટ્રેટ્) A narrow pass or passage. સાંકડો માર્ગ-રસ્તો. 2. A narrow pass in the ocean. સામુદ્રધુની. 3. Distress; difficulty. વિપત્તિ; સંકટ; દુઃખ; ઘણી તંગી; સંકડામણ. *a.* Narrow; close. સાંકડો; નાનો. 2. Distressful. સંકટમય; દુઃખી.

**Straiten**, *vt.*(સ્ટ્રે,'ટન્) To make tense or tight. તંગ-સખત-સજ્જડ-મજબુત કરવું. 2. To make narrow. સાંકડું કરવું. 3. To distress. તંગીમાં નાંખવું; ભીડ-મુશીબત-સંકડામણ-સંકટમાં નાંખવું.

**Straitness**,*n.*(સ્ટ્રે,'ટ્નિસ્)Narrowness;want; scarcity;difficulty.સંકડામણ;અડચણ;તંગાશ;ભીડ.

**Strand**, *n.* (સ્ટ્રૅન્ડ્) The shore.કિનારો;કાંઠો.*vt.* To drive or run aground on a shore. કિનારા ઉપર-બેટ ઉપર ચડાવી દેવું.*vi.* To drift or to be driven on shore. કિનારા, જમીન ઉપર ચઢી જવું; લાધવું; લાધી જવું.

**Strand**, *n.*(સ્ટ્રૅન્ડ્) One of the twists of which a rope is composed.દોરડાની એક સેર;આમળો. *vt* To break one of the strands of a rope. દોરડાની શેર, આમળો ભાંગવો.

**Strange**, *a.* (સ્ટ્રેન્જ્) Foreign; belonging to another country. પરદેશનું, સંબંધી. 2. Wonderful; astonishing. ચમત્કારી; આશ્ચર્ય ભરેલું. 3. Odd; queer. વિચિત્ર; તરેહવાર. 4. Not before known, heard or seen. પહેલાં નહિ જણાએલું, સાંભળેલું, જોએલું; અજાણ્યું; અપૂર્વ. 5. Belonging to other persons. પારકું; બીજાનું. [L. *extra* outside.]

**Stranger**, *n.* (સ્ટ્રે,'ન્જર્) A foreigner. પરદેશી. 2. One who is unknown or unacquainted. અજાણ્યો; પારકો; ઓળખાણ વગરનો માણસ; ત્રાહિત. 3. A guest; a visitor. પરોણો; અતિથિ.

**Strangle**, *vt.* (સ્ટ્રૅ'ન્ગલ્) To suffocate; to choke; to suppress. ગુંગળાવીને,ગળું દાબી મારી નાંખવું; દાબી નાખવું; શ્વાસ રૂંધી મારી નાખવું; બહાર ન આવવા દેવું.[L.*strangulo*,I bind tight.]

**Strangulation**, *n.* (સ્ટ્રૅન્ગ્યુલે,'શન્)The act of strangling. ગુંગળાઇ જવું તે; ગુંગળાવવું તે.

**Strangury**,*n.*(સ્ટ્રૅ'ન્ગ્યુરિ)A painful discharge of urine, drop by drop. મૂત્રકૃચ્છ્ર; મૂત્રાવરોધ.

**Strap**, *n.* (સ્ટ્રૅપ્) A long, narrow slip of cloth or leather. ચામડાનો પાટો; સાટ; પટો. 2. A strop. ટાપટીપીયું. 3. A band or strip of metal.ચાપડો;ચીપ.-*vt.*To beat or chastise with a strap. પટાથી, ચીપથી મારવું. 2. To fasten or bind with a strap. પટા, ચીપથી બાંધવું, કસવું.

**Strappado**, *n.* (સ્ટ્રૅપે,'ડો)A military punishment which consisted in letting an offender fall from the top of a beam. થાંભલાની ટોચેથી ગુન્હેગારને પાડી નાખવાની એક પ્રકારની લશ્કરી શિક્ષા.

**Strapping** *a.* (સ્ટ્રૅ'પિંગ્) Lusty; tall. ઉંચું મોટું; જબરૂં; લઠ્ઠ.

**Strategem**, *n.* (સ્ટ્રૅ'ટજિમ્) An artifice,a plan; a scheme for deceiving an enemy. યુક્તિ; પેચ; ઉપાય; લડાઇનો કાવો; દાવો-છળ-પેચ. [Gr. *stratos*, an army; & *agein*, to lead.]

**Strategetics**, *n.* (સ્ટ્રૅટજે'ટિક્સ્) Science of military movement; generalship. લશ્કરી વિદ્યા; લડાયકશાસ્ત્ર; સેનાપતિત્વ; સેનાપતિનો હોદ્દો.

**Strategy**, *n.* (સ્ટ્રૅ'ટિજી) Generalship. સેનાપતિત્વ; સેનાપતિનો હોદ્દો; યુદ્ધચલન, દાવપેચ.

**Stratify**, *vt.* (સ્ટ્રૅ'ટિફાઇ) To form or deposit in layers. થર-પડ બઝાડવાં.

**Stratum**, *n.* (સ્ટ્રે'ટમ્) [*pl.* strata.] A layer of earth or rock. પૃથ્વી–ખડકમાંનું માટી વગેરેનું વડ-થર. [L. *sterno,* I spread out.]

**Straw**, *n.* (સ્ટ્રૉ) The stalk or stem of certain species of grain; hay. પરાળ; ઘાસ; તણખલું. 2. Anything proverbially worthless. નકામું; તલભાર; હલકું. **Man of straw,** An imaginary person. પરાળનું પુતળું. **To be in the straw**; to be brought to bed. સુવાવડને ખાટલે સુતું- માં હોવું.

**Straw-colour**, *n.* (સ્ટ્રૉ'-કલર્) A delicate, yellowish colour. સુંદર પીળચટો રંગ.

**Strawy**, *a.* (સ્ટ્રૉ'ઇ) Pertaining to, made of, or like straw. પરાળને લગતું-વિષે; પરાળનું બનેલું જેવું.

**Stray**, *vi.* (સ્ટ્રે) To wander; to deviate. આડા ભમવું; ભટકવું; રખડવું. 2. To ramble; to rove at large. વિખુટું પડીને છુટું પડવું. 3. To err. ભૂલ કરવી. 4. To wander from the path of duty. આડે માર્ગે જવું. -*a.* Strayed; wandering. આડે રસ્તે ગએલું; રખડતું; રખડેલ. -*n.* Any domestic animal that wanders at large. રખડેલ-રઝળેલ ઢોર-પ્રાણી [L. *strata,* a street.]

**Streak**, *n.* (સ્ટ્રીક્) A stripe. લીટી; લીસોટા; રેષા; રેખા; જમીનથી જુદા રંગનો પટો-લીટી. -*vt.* To stripe. જુદા જુદા રંગના લીસોટા કાઢવા-લીટા કરવા.

**Streaky**, *a.* (સ્ટ્રી'કી) Having streaks; striped. જુદા જુદા રંગના લીસોટાવાળું-પટાવાળું.

**Stream**, *n.* (સ્ટ્રીમ્) A river or brook; a current of fluid. નદી; વહેળો; ઝરો; ધાર; વહેળિયું; પ્રવાહ. 2. A beam or ray of light. તેજનું કિરણ. 3. Tendency; drift. પ્રવાહ; વલણ -*vi.* To issue or flow in a stream. વહેવું; ધાર છુટવી; ની ધારા વહેવી-ચાલવી; ધાર પાડવી. 2. To pour out or emit. ભડભડ છુટવું; નો પ્રવાહ ચાલવો. 3. To radiate. નાં કિરણ પડવાં; ચોતરફ વહેવું. *vt.* To send forth in a current or stream. નો પ્રવાહ ચાલવો; ધાર છુટવી.

**Streamer**, *n.* (સ્ટ્રી'મર્) An ensign or flag; a pennon. વાવટો; નિશાન; ધ્વજ.

**Streamlet**, *n.* (સ્ટ્રી'મ્લેટ્) A rivulet; a small stream. ન્હાનું વહેળિયું; ઝરો; વહેળો.

**Streamy**, *a.* (સ્ટ્રી'મિ) Abounding with streams. ઝરાવાળું; ઝરણવાળું.

**Street**, *n.* (સ્ટ્રીટ્) A city road; a way. માર્ગ; રસ્તો; ગલી. 2. A lane. મહોલ્લો; કુળીયું; શેરી; પોળ. [L. *strata,* to pave.]

**Street-walker**, *n.* (સ્ટ્રી'ટ્-વૉકર્) A prostitute. વેશ્યા; કસબણ.

**Strength**, *n.* (સ્ટ્રેન્થ્) Quality or state of being strong; power; capacity. જોર; કૌવત; બળ; શક્તિ; તાકાત; સામર્થ્ય. 2. Power of resisting attacks. મજબુતી; જીવ; કસ; જોર. 3. Force. જોર; શક્તિ. 4. Legal or moral force. પ્રભાવ; ઓજ; ઉત્તમતા. 5. Support. આધાર; આશ્રય. On or upon the strength of = ના ઉપર વિશ્વાસ રાખીને.

**Strengthen**, *vt.* (સ્ટ્રે'ન્થન્) To make strong or stronger. મજબુત-જોરાવર કરવું; પુષ્ટિ આપવી; બળ આપવું. *vi.* To grow strong or stronger. મજબુત-વધારે મજબુત-જબરૂં થવું.

**Strenuous**, *a.* (સ્ટ્રે'ન્યુઅસ્) Eagerly pressing or urgent; zealous. ઘણો આગ્રહી; શૂરો; ઉદ્યોગી; ઉદ્યમી; જબરૂં.

**Stress**, *n.* (સ્ટ્રેસ્) Pressure. દબાણ; ભાર; વજન. 2. Force or weight. જોર; ભાર; બળ. 3. Importance; urgency. અગત્યતા; જરૂરીયાત. 4. Force exerted in utterance. દબાણ; ભાર. 5. Distress. દુઃખ; સંકટ; મુશીબત; અડચણ; અવગડ. To lay stress upon = ભાર મૂકવો. [L. *strictus.*]

**Stretch**, *vt.* (સ્ટ્રેચ) To draw out; to extend. લંબાવવું; તાણવું; લાંબુ કરવું. 2. To extend in breadth. વિસ્તારવું; પહોળું કરવું. 3. To strain. ખેંચવું; તંગ કરવું. 4. To spread; to expand. ફેલાવવું; ખેંચીને લાંબુ કરવું. 5. To exaggerate. અતિશય લંબાવીને, વધારીને કહેવું. -*vi.* To be extended. તણાવું; ખેંચાવું; લાંબુ થવું, 2. To spread; to be extended. લાંબુ કરવું; ખેંચવું. 3. To strain beyond the truth. વધારીને-તાણી તુષીને મ્હોટું કરવું -*n.* Effort; strain; struggle. પ્રયત્ન; મહેનત; શ્રમ. 2. Extent to which anything may be stretched. પ્રસાર; વિસ્તાર.

**Stretcher**, *n.* (સ્ટ્રે'ચર્) A litter or frame for carrying sick or wounded. ઝોળી; માંચી; ખાટલો; ડાંડી; ડોળી.

**Strew**, *vt.* (સ્ટ્રુ) To scatter; to spread by scattering. વેરવું; ભભરાવવું; પાથરવું; વિખેરવું. 2. To throw loosely. આમતેમ વેરવું. 3. To cover by scattering something over. ઉપર વેરીને ઢાંકી નાંખવું; આચ્છાદન કરવું. [L. *sterno,* I spread.]

**Striate, Striated**, *a.* (સ્ટ્રા'એટ્, સ્ટ્રા'એટિડ્) Formed with small channels. જુદા જુદા રંગના લીટાવાળું. [L. *stria,* a furrow.]

**Strict**, *a.* (સ્ટ્રિક્ટ્) Drawn close; strained. ઘણુંજ ખેંચેલું. 2. Severe; rigorous. સખત; કરડું; કઠણ; આકરૂં. 3. Exact; accurate. બરોબર;

ચોકસ; બારીક; તીવ્ર. 4. Rigidly interpreted. અક્ષરશઃ [L. *stringo*, I draw tight.]

**Strictness,** *n.* (સ્ટ્રિ'ક્ટનિસ્) Quality or state of being strict. સખ્તાઈ; કઠોરતા; સાચાઇ; ચોકસાઇ; ચોકસપણું.

**Stricture,** *n.* (સ્ટ્રિ'ક્ચર્) Censure, a touch of adverse criticism. સખત ટીકા. 2. Strictness. સખ્તાઈ; ચોકખાઇ.

**Stride,** *n.* (સ્ટ્રાઇડ્) A step; a long step. ફલંગ; લાંબુ કદમ; મોટું ડગલું; ડાંફ.–*vi.* To walk with long steps. મોટી ફલંગ-ડગલાં ભરવાં-ભરીને ચાલવું. 2. To straddle. પગ પહોળા કરીને ઉભા રહેવું; પલાણવું. *vt.* To pass over at a step. ઓળંગવું.

**Strife,** *n.* (સ્ટ્રાઈફ્) Contention in battle; quarrel; struggle. કજીઓ; લડાઇ; ઝઘડો; હરીફાઇ; સ્પર્ધા; તકરાર.

**Strike,** *vt.* (સ્ટ્રાઇક્) To hit with some force; to smite મારવું; લગાવવું; ઘા કરવો. 2. To collide with. ની સાથે અથડાવું. 3. To give as a blow. ઘા મારવો-કરવો. 4. To stamp or impress with a strike. છાપવું; ભીણુ પાડવું. 5. To chastise; to punish; to inflict punishment; to afflict. સજા મારવી-કરવી. 6. To trust in; to set in the earth (as the roots of trees.) નીચે ઉતારવું; ઘાલવું (મૂળ ઘાલવાં). પાડવું. To strike a ledger or an account to balance it=બાકી કાઢી હિસાબ નક્કી કરવો. To strike the flag=નીચે પાડવું; ઉતારી લઈ જવું. To strike hands with=ની સાથે હાથ મિલાવટ કરવી; હાથ સલામી કરવી. To strike off=to erase from an account; to deduct. કાઢી નાખવું; છેકી નાખવું; ભૂસી કહાડવું. To strike on luck=to shake hands with one and wish him good luck. ની સાથે હાથ મિલાવી તેની ફત્તેહ ઇચ્છવી, ભાગ્યશાળી નીવડો એવું કહેવું. To strike out=to produce by collision. ઠોકીને, સામા અથડાવીને કહાડવું. To force out. (*b*) To blot out; to erase. પર ચેરો મૂકવો; છેકવું; પર લીસરડો કહાડવો. To strike up=to cause to sound. વગાડવું; વગાડવા માંડવું. (*b*) To begin to sing or play. ગાવા અથવા વગાડવા માંડવું, To strike work=to quit work. કામ છોડી દેવું; હડતાળ પાડવી; અણુંજો પાળવો; બેકાર થવું. To go on a strike. *vi* To give blows. ઝપાટો કરવો; ઘા કરવો; લગાવવો; ફટકાવવું. 2. To hit or collide; to clash. ની સાથે અથડાવું; અફળાવું; ઠોકાવું; પછડાવું; ની સાથે વાગવું 3. To make an attack. હુમલો કરવો; હલ્લો કરવો; પર નિશાન મારવું; નેમ-ચોટ મારવી. 4. To touch; to act by impulse. અડકવું; થવું; ઉગવું (મનમાં). 5. To be struck; to sound. વાગવું; નો અવાજ થવો. 6. To lower as a flag. વાવટો નીચે ઉતારવો. 7. To quit work in order to have an increase in wages. હડતાળ પાડવી; બંધી કરવી. To strike at=ની સામે નેમ-ચોટ માંડવી પર નિશાન તાકવું. To strike up=to commence to play. ગાવા વગાડવા માંડવું. *n.* The act of quitting work; an act by a body of workmen done as a means of compelling their master to give an increase in wages or salary. કારીગરોની હડતાલ. 2. Black mailing. ધમકીથી નાણાં કઢાવવાં તે. [L. *stringo*, I touch lightly.]

**Striking,** *a.* (સ્ટ્રાઇ'કીંગ્) Surprising; forcible; very noticeable; very impressive. બહુજ અસરકારક, અચંબો પમાડે એવું-આશ્ચર્યકારક; આબેહુબ.

**String,** *n.* (સ્ટ્રિન્ગ્) A cord or a line. તંતુ; દોરો; દોરી; રજ્જુ. નાડું. *a.* Thread by which small things are tied together or strung, or arranged. દોરો; લટ; સેર. 3. A stripe, as of leather. ચામડાની પટી; અથવા પટા; બંધ. 4. The chord of musical instrument. વાજીંત્રનો તાર; દોરી; તાંત. 5. The line or a cord of a bow. કામઠાની પણછ; કામઠાની દોરી. 6. Any concatenation; a chain. હાર; માળ; સંકલના. *vt.* To furnish with strings. તારવાળું કરવું; તાર બાંધવા, ચઢાવવા. 2. To put on a string; to file. પરોવવું. [L. *stringo*, I draw, tight.]

**Stringed,** *a.* (સ્ટ્રિ'ન્ગ્ડ) Having stings. તંતુયુક્ત; તારવાળું; તારયુક્ત. 2. Produced by strings. તારથી ઉત્પન્ન થતું.

**Stringy,** *a.* (સ્ટ્રિ'ન્ગી) Fibrous; endowed with filaments; filamentous. તંતુમય; રેસાવાળું; સૂત્રયુક્ત.

**Strip,** *vt.* (સ્ટ્રિપ્) To deprive of. છિનવી લેવું, ખુંચાવી લેવું. To bereave; to make destitute; to deprive of a covering. નીચોવી લેવું-વિનાનું કરવું; વસ્ત્રહીન કરવું. To deprive of all milk. નું બધું દુધ કાઢી-દોહી લેવું. 3. To tear off the thread from a bolt. ઇસ્કૂનો પેચ ઉતારી લેવો. *vi.* To undress. નગ્ન કરવું; નાગું કરવું. *n.* A narrow piece or one comparatively long. કકડો; ચીંદરડો, પટો; પટી.

**Stripe,** *n.* (સ્ટ્રાઇપ) A line on long narrow division of any thing of a different colour or structure from the ground. જમીનથી જુદા રંગ-આકારનો પટો. 2. A pattern produced by arranging the warp threads in sets of alternating colours. ચટાપટાદાર નમુનો. 3. A stripe or a long narrow piece attached

to something of a different colour. જુદા રંગની ચોટેલી ચીંદરડી. *vt.* To variegate with stripes. જુદા જુદા રંગનાં થીંગડાં ચ્હોડવાં.

**Striped,** *a.* (સ્ટ્રાઇપ્ડ) Having stripes of different colours. પટાપટી, ચટાપટાવાળું.

**Stripling,** *n.* (સ્ટ્રિ'પ્લિંગ્) A youth in state of adolescense; a lad. છોકરો.

**Stripping,** *n.* (સ્ટ્રિ'પીંગ્) Act of one who strips. ખુંચવી લેવું તે; ઉતારી લેવું તે.

**Strive,** *vt.* (સ્ટ્રાઇવ્) To make efforts. યત્ન કરવા; કોશીશ કરવી; જોર મારવું. 2. To struggle in opposition.લઢવું; મારવું.To vie; to compete. હરીફાઈ કરવી.

**Stroke,** *n.* (સ્ટ્રો,ક) A knock; a hit;a blow. ઝપાટો; ફટકો; ઘા; ઠોક. 2.Striking of a clock to tell the hour. ઘડીઆળનો અવાજ–ટકોરો. 3. A mark or dash in writing or printing a line. ચેરો; છેકો; લીસરકો; લીંટો. 4. Sudden attack of diseases; a fatal attack. ઝપાટો; સપાટો; ઝડી. 5. A bunch. હાથ; હથોડી હાથ કરાબ. *vt.* To rub gently in one direction; to coax, to caress. પંપાળવું; હાથ ફેરવવો.

**Stroll,** *vi.* (સ્ટ્રો,લ્) To wander on foot; to ramble or roam idly; to walk leisurely. રઝળવું. *n.* A wandering on foot; a ramble. સહેલ; રખડપટી.

**Strong**,*a.*(સ્ટ્રૉંગ્)Having power of exerting great force or bodily exertion. મજબૂત; જબરૂં; બળવાન; જોરાવર; બળવાળું. 2. Powerful. શક્તિવાન; બલિષ્ઠ.3.Full of spirit;intoxicating. ઘણા કેફવાળું; માદક. 4. Violent; forcible, impeutous. પ્રચંડ; તમાખી; ઘણા જોરાવાળું;ઉગ્ર. 5. Affecting any sense powerfully. કોઈપણ ઇંદ્રિયને ઘણું અસર કરતું. 6. Vigorous, effective; forcible. અસરકારક; બળવાન; બલિષ્ઠ.

**Strong-hold,** *n.* (સ્ટ્રૉંગ્-હોલ્ડ) A fastness, a fortified place of security. ગઢ; કિલ્લો; સુરક્ષિત જગ્યા.

**Strongly,** *adv.* (સ્ટ્રૉ'ંગ્લી) In a strong manner;powerfully;firmly. જોરથી; મજબુતીથી;

**Strop,** *n.*(સ્ટ્રૉપ) A strap. ટપટપી ટાપટીપીયું; લટપટીયું. *vt.* To draw over; to rub upon; a strop; sharper. લટપટીયા પર ઘસીને ધાર ચઢાવવી; વધારવી.

**Structure,** *n.* (સ્ટ્ર'ક્ચર્) Manner of organization, constitution. રચના; નિર્માણ; વિધાન. 2.That which is built; manner of building. ઇમારત, મકાન, મંદિર, ભવન, બાંધવાની રીત, ઘાટ, બંધારણ.

**Struggle,** *vi.* (સ્ટ્ર'ગલ્) To strive; to make efforts to; endeavour with vigour. તરફડીયાં મારવાં. To use great efforts અતિશય પ્રયત્ન કરવો; ફાંફાં મારવાં. 3. To labour in pain or anguish; to be in agony.તરફડવું.*n.*A violent effort. તરફડાટ; પ્રયત્ન,તરફડીયાં.2.Great labour. માથાકુટ.3. Contest. લઢાઇ, કજીયો. Struggle for existence. જીવનકલહ. *n.* Great effort to save one' life. જીવન–પ્રતિવાદીના જીવનને માટે પ્રયાસ; જીવન નભાવવા માટે પ્રયાસ.

**Struggler,***n* (સ્ટ્ર'ગ્લર્ )One who struggles. તરફડીયાં મારનાર; કજીયો લઢાઇ કરનાર.

**Strumpet,** *n.*(સ્ટ્ર'મ્પેટ)A prostitute. વારસ્રી; વેશ્યા; કિસબણ, પાતર, રંડા, માલજાદી. *a.* Of or pertaining to a strumpet. રંડી વિષેનું. *vt.* To debauch. રંડીબાજી કરવી; જારકર્મ, કરવી, છિનાળું કરવું. 2. To dishonour with the reputation of being a strumpet. વેશ્યા ગણી બેઆબરૂ કરવી. To slander.ની બદબોઇ કરવી; નિન્દા કરવી. [L. *stup-rum*, debauchery.]

**Strut,** *vi.* (સ્ટ્રટ) To walk in a lofty, proud gait and erect head. ઠમકાથી ચાલી નખરાં કરવાં. *n.* A pompous step or walk. ઠમકો; ઠસ્સો; નખરાં; આડંબર ભરેલી ચાલ. *vt.* To hold; apart. ઇલાયદું રાખવું; જુદું, અલગ રાખવું.

**Strychnine,** *n.* (સ્ટ્રિક્નાઈન્ )A very fatal and poisonous alkaloid resembling bruchine. ઝેર કોચલું.

**Stub,** *n.* (સ્ટબ્) The stump of a tree stalk. ઝાડનું મૂળ, રાડું, થડ. 2. Log or a block. લાકડાનું ઠીમચુ. The part of a leaf left in a check-book after the check is torn out. અડધીયું, હુંડી ફાડી લીધા પછી રહેલો ભાગ. 4. A pen with a short blunt nib. ટુંકી,બુઠી,જીભવાળી,ટાંકવાળી કલમ. *vt.* To extirpate.નાં મૂળ ઉખાડવાં ની જડ ઉખાડવી-નું જડમૂળ કહાડવું. To strike as the toes against a stub, or stone. ઠેસ મારવી; પગે ચઢાવવું; ઠોકર મારવી.

**Stubborn,** *a.* (સ્ટ'બર્ન ) Stiff; obstinate unbending;unyielding. અક્કડ,જીદ્દી;હઠીલું;જક્કી.

**Stubbornness,***n.*(સ્ટ'બર્નનિસ્)Obstinacy; state of being stubborn. હઠ;મમત;આગ્રહ;જીદ.

**Stubby,** *a.* (સ્ટ'બી) Abounding with stubs. 2. Short and strong. ટુંકું ને મજબૂત. રાંડા, થડીયાંવાળું.

**Stucco,** *n.* (સ્ટ'કો) Plaster of any kind used as a coating for walls. ઝીણો સાગોળ, ચુનાનો ઝીલાવો. 2. Work made of stucco. ઝીણા સાગોળથી ભરેલું નકસી કામ. *vt.* To overlay

or decorate with stucco. ઝીણા સાગોળનો લેપ કરવો.

**Stuck-up**, *a.* (સ્ટ'ક્-અપ્) Self important and supercilious. અહંકારી, અભિમાની, અહંતાવાળો.

**Stud**, *n.* (સ્ટડ્) A collection of breeding horses and mares or the place where they are kept. અશ્વશાળા, ઘોડા અને ઘોડીઓ રાખવાની જગા. *vt.* To adorn with shining stubs or knobs. શોભીતા કોબાવાળા ખીલાથી શણગારવું.

**Student**, *n.* (સ્ટ્યુ'ડન્ટ્) A person engaged in study; a learner, a pupil; a scholar. શિખનાર, ભણનાર, વિદ્યાર્થી, અભ્યાસી, શિષ્ય. [L. *studeo*, I study.]

**Studied**, *a.* (સ્ટ'ડિડ્) Closely examined. તૈયાર કરેલું; અભ્યાસિત; પૂર્વપઠિત. 2. Well-versed in any branch of learning; learned. નિષ્ણાત; નિપુણ, કુશળ, પ્રવીણ. 3. Premeditated; designed. પૂર્વ કલ્પિત, પૂર્વ રચિત; જાણીબુઝીને કરેલું.

**Studio**, (*pl.* studios) *n.* (સ્ટ્યુડીઓ) Working room of an artist. ચીતારાની, કારીગરની દુકાન.

**Studious**, *a.* (સ્ટ્યુ'ડીઅસ્) Given to study; absorbed in it. ઉદ્યોગી; વિદ્યાવ્યસની. 2. Contemplative. વિચારવંત. 3. Attentive; diligent; observant; industrious. ઉદ્યોગી, ખંતીલું તત્પર, ઉદ્યમી; વ્યવસાયી; આસક્ત.

**Study**, *n.* (સ્ટ'ડી) Application of mind to books, arts or science. વિદ્યાભ્યાસ, અધ્યયન. 2. Any particular branch of learning that is studied. વિદ્યા; શાસ્ત્ર. 3. A room set apart for study or literary work. અભ્યાસ કરવાની ઓરડી; ગૃહ. *vi.* To muse; to ponder. મનન કરવું; વિચાર કરવો. To apply mind to books or learning. ભણવું, શીખવું. *vt.* To apply the mind to. શિખવું; ભણવું. [L. *studeo*, I study.]

**Stuff**, *n.* (સ્ટફ્) Material which is to be worked up in any process of manufacture; raw material. કાચો માલ; વસ્તુ. 2. Woven material made into garments; fabric of any kind. લુગડું; કાપડ; પટ. 3. Furniture or goods. સરસામાન; રાચરચીલું. 4. Refuse or worthless matter. કચરો, પુંજો. કુચા. *vt.* To fill by crowding something into. ઠાંસવું; ઠાંસીને ભરવું; કૂચા મારવા. દાબીને ભરવું. 2. To press. દાબવું; ભરવું. 3. To fill the skin of for the purpose of keeping a specimen. ચામડાંમાં મસાલો ભરવો. 4. To crowd with facts; to pack the mind of. મન, મગજ ખીચોખીચ ભરવું; ગોખી રાખવું. 5. To put fraudulent votes into (Ballot box). જૂઠા મત નાંખવા.

**Stuffing**, *n.* (સ્ટ'ફિન્ગ્) That which is used for the purpose of filling anything. (માં) ભરવાની વસ્તુ-પૂરણ, ભારણ. ભરણ-મસાલો. 2. A mixture of oil and dressing leather. ચામડુ સુંવાળું કરવાને માટે કરેલું તેલ ને ચરબીનું મિશ્રણ.

**Stultify**, *vt.* (સ્ટ'લ્ટીફાય્) To befool; to make fool of. ને બેવકુફ બનાવવો; બેવકુફ જણાય તેમ કરવું. [L. *stultus*, foolish & *faceo* I make.]

**Stumble**, *vi.* (સ્ટ'મ્બલ્) To trip in walking; to move or walk with faltering steps. લથડવું; લથડીયાં ખાઇ ચાલવું. ઠેસ ખાવી. 2. To walk in an unsteady or clumsy manner. ડોલાં ખાતા ચાલવું; લથડવું; ડોલતા ડોલતા ચાલવું. 3. To fall into crime or to commit a mistake. ભૂલચૂકમાં પડવું; પાપી થવું; પાપમાં પડવું; ગોથાં ખાવાં; સ્ખલનમાં પડવું. *vt.* To cause to stumble or trip. ઠોકર ખવડાવવી ગોથું ખવરાવવું. *n.* A trip in walking. ઠોકર; ઠેસ; ઠબકડું; અડબડીયું; ડોલું.

**Stumbling-block, stone**, *n* (સ્ટ'મ્બ્લિન્ગ બ્લૉક્, સ્ટોન્) Any cause of stumbling; perplexity or error. ગોથાં ખવડાવનાર; ગોથું ખાવાનું કારણભૂત.

**Stump**, *n.* (સ્ટમ્પ્) The stub. ઝાડનું રહેલું થડ. 2. *pl.* Legs. પગ; પાય. 3. One of three pointed rods stuck in the ground to form a wicket and support the bails. ક્રીકેટની રમતમાં ભોંયમાં રોપાતી થાંભલી. *vt.* To cut the part of. ઠુંઠું કરવું. To stump it = to go afoot, hence to run away. નાસી જવું; પોબારા ગણવા; સટકી જવું. *vt.* To walk clumsily. ધબધબ હીંડવું, ચાલવું.

**Stumpy**, *a.* (સ્ટમ્પી) Hard; strong; stubby tall of stumps. 2. Short and thick. ઠુંઠું અને જાડું ધીંગું.

**Stun**, *vt.* [Compare skt. *stan* to thunder.] (સ્ટન્) To make senseless or dizzy, by violence by blow on the head; to overpower the sense of. બેભાન, અચેત કરવું, બેશુદ્ધ કરવું; બ્હેરૂં, ઠુંઠ બનાવી દેવું; કાનના પડદા ફોડી નાખવા; બહેરૂં કરવું. (Stunned-Stunning) **Stung**, *vt.* [*Imp.* & *p.p.* of *sting*.] ડંખ માર્યો, મારેલો.

**Stunt**, *n.* (સ્ટન્ટ્) To prevent the growth; to hinder the growth of. મોટું થવા ન દેવું; વૃદ્ધિ પામતાં અટકાવવું. *n.* A dwarf; a check in growth. હીમાઇ, ઠીંગરાઇ ગયેલું પ્રાણી; દબાવી દેવું તે; ભોંઠામણ.

**Stunted**. *pp.* (સ્ટ'ન્ટિડ્) Dwarfed. ઠીંગરાઇ ગયેલું ગઠું રહી ગયેલું; ઠીંગણું; પૂરેપૂરૂં; નહિ વધેલું; હીમાઈ ગયેલું.

**Stupefaction**, *n.* (સ્ટ્યુપીફૅક્શન્) The act of stupefying or state of being stupefied.

બેભાની, બેશુદ્ધતા, જડતા, જડત્વ; મોહ. (Infatuation.) બેસાવધપણું.

**Stupefy**, *vt.* (સ્ટ્યુ'પીફાય્) To make stupid. બેહોશ કરવો-બેશુદ્ધ કરવો; દિંગ્મૂઢ ક૦ 2.To deprive of material mobility.અચેતન કરવું. [L. *stupeo*, I am stupefied and *facio*, I make.]

**Stupendous**, *a.* (સ્ટ્યુપે'ન્ડસ્) Astonishing; wonderful; surprising. અદ્ભુત; આશ્ચર્યજનક; વિસ્મય પમાડે એવું; અચંબો ઉત્પન્ન કરે તેવું [L. *stupeo*, I am astonished.]

**Stupid**, *a.* (સ્ટ્યુ'પિડ્) Insensible; very dull; heavy; senseless; foolish. અક્કલહીન; જડભરત; મૂર્ખ; જડ.

**Stupidity**, *n.* (સ્ટ્યુપિ'ડિટિ) Folly; insensibility; dullness; sluggishness. મૂર્ખતા; બેવકુફાઈ; જડતા; મંદબુદ્ધિપણું; જડબુદ્ધિ.

**Stupor**, *n.*(સ્ટ્યુ'પૉર)Dazed state; torpidity; lethargy. બેહોશી; અસાવધપણું [L. *stupeo*, I am struck senseless.)

**Sturdy**, *a.* (સ્ટ'ર્ડી) Robust; hardy; vigorous; lusty; strongly built. હૃષ્ટપુષ્ટ; મજબુત. 2.Foolishly obstinate; unbending; resolute. જક્કી; હઠીલો. 3. Resolute (in good sense). પ્રબળ; મક્કમ. 4. Stiff; stout. મજબુત.

**Stutter**, *vt.* & *vi.*(સ્ટ'ટ્ર્) To stammer.તોતડું બોલવું; જીભ લથડવી. *n.* Art of stutting. જીભ અટકવી તે. 2. A man who stammers. તોતડો. [L. *tundo*, I trust.]

**Sty**, *n.* (સ્ટાઇ) An enclosure for keeping pigs and swine. ડુક્કરખાનું;ડુક્કરોને પૂરવાનો વાડો. *vt.* To shut up pigs in a S. ડુક્કરને પૂરવાં; ગોંધવાં. *vi.* To climb; ascend; soar. ઉંચે ઉડવું; ઉપર ચઢવું. *n* An inflamed swelling or boil on the edge of the eyelid. ઓજણી; આંજણી. [L. *vestium* footstep.]

**Stygian**, *a.* (સ્ટિ'જીઅન્)Of or pertaining the river Styx. નરકની વૈતરણી નદી સંબંધે. 2. Gloomy. શોકજનક.

**Style**, *n.* (સ્ટાઇલ્) Mode of expressing or giving out thoughts in language whether on paper or orally; collective characteristics of the writing, diction or artistic expression or the way of presenting things. બોલવા તથા લખવાની ધાટી, શૈલી; ઢબ; છટા. 2. Mode of presentation. બોલવા-ગાવાની ઢબ. 3. Fashion; impressing manner. રીત; ધાટી; ચાલ. 4. The mode of address; title. સંજ્ઞા; ખ્યાતિ-રીતિ-ખિતાબ. *vt.* To denominate. નું નામ પાડવું; તરીકે લેખવું. [L. *stilus*, a style.]

**Stylist**, *n.* (સ્ટા'ઇલિસ્ટ્) Person aiming at good literary style. સરસ શૈલી, છટાવાળો.

**Styptic**, *a.* (સ્ટિ'પ્ટિક્) That checks bleeding;producing contraction;astringent.લોહીનો પ્રવાહ બંધ કરે તેવું; સંકોચક. Styptic medicine. બંધ કરે તેવી દવા. [L. *stupho*, I contract.]

**Styx**, *n.* (સ્ટાઇ સ્) The main river of the nether worlds. વૈતરણી; પ્રેતનદી.

**Suability**, *n.* (સ્યુઍબિ'લિટિ) The state of being the subject to be sued for. દાવો થઇ શકે એવી જોખમદારી.

**Suant**, *a.* (સ્યૂ'અન્ટ્) Even;levelled;uniform. એક સરખું; ખાડા ખાબરા સિવાયનું; સપાટ.

**Suasion**, *n.* ( સ્વે,'શ્ઝન્ ) Persuasion as opposed to force; act of persuading. સમજુતી; પતાવટ. [L. *studio*, I advise.]

**Suasive**, *a.* (સ્વે,'ઝિવ્) Having power to persuade; persuasive. સમજાવે તેવું. મન પર અસર કરે તેવું.

**Suavity**, *n.* (સ્વૅ'વિટિ) State of being mollifying; state of being soothing. મિષ્ટતા; મિઠાશ; સ્વાદિષ્ટપણું; મધુરતા; મનોરંજકતા.

**Sub-acid**, *n.* (સબઍ'સિડ્) Somewhat acid; acidic. કાંઈક ખાટું; ખટુમડું. [L. *subacidus*.]

**Sub-agency**, *n.* (સબ્-એ,'જન્સિ) An agency under some higher agency;a subordinate one. આડી; હાથ નીચેનો કારોબાર; પેટાઆડત.

**Subah**, *n.* (સુ'બાહ્) A province. પરગણું; પાની. A subahdar. પરગણાનો ધણી-સુબો; સુબેદાર; ગવર્નર.

**Subaltern**,*a.*(સબૉ'લ્ટર્ન્) Of inferior rank. હાથ નીચેનું.*n.* A person holding an inferior office. હાથ નીચેનો અમલદાર [L. *sub* & *alter* one or the other of the two.)

**Sub audition**, *n.* (સબ ઑડિ'શન્) Mental applying of omitted words; understanding of what is not expressed. અધ્યાહાર વસ્તુ સમજ; મનમાં સમજી લેવું તે.

**Sub-committee**, *n.* ( સબ્કમિ'ટિ ) A subordinate committee. પેટા મંડળી-ઉપસભા.

**Subdivide**, *vt.* (સબડિવ્હા'ઈડ્) To split into smaller parts. ભાગના ભાગ કરવા. ન્હાના ન્હાના ભાગ કરવા. *vi.* To be come subdivided. છુટા થઇ જવું. ન્હાના ન્હાના ભાગ થઇ જવા.

**Sub-division**, *n.* (સબ્ડિવિ'શ્ઝન્) Act of subdividing. વિભાગ કરવા તે. 2. A part of a thing made by subdividing. ભાગ;પેટાભાગ. [*sub* & *divido*, I divide.]

**Subdue**,*vt.*(સબ્ડ્યૂ')To conquer; subjugate; to suppress; overcome. જીતવું, હાથ તળે

લાવવું; દબાવવું; પરાજય કરવો. 2. Vanquish; render submissive. તાબે રહેતાં શીખવવું. To soften, make gentle. 3. To overcome as by persuasion. જીતી લેવું; મન ફેરવવું. [L. *sub* & *duco*, I lead.]

**Subjacent,** *a.* (સબ્જે,'સન્ટ) Under government; lying under. તાબાનું; તળે પડેલું, તળેનું; હેઠળનું. [*sub* & *jaceo*, I throw.]

**Subject,** *n.* (સ'બ્જિક્ટ) That which is placed ... authority. તાબા-હુકમ સત્તા નીચેનું. 2. One who is under authority of a ruler. પ્રજા-રૈયત. 3. That which is subjected to any physical operation or process. અધિષ્ઠાન, પાત્ર; ભાજન. 4. That which is brought under discussion or examination. વિષય, બાબત. 5. Hero of a piece; the main personage. પુરૂષનાયક પ્રધાનપુરૂષ. 6. Theme of a proposition. મુખ્ય વસ્તુ. Principal theme. મુખ્ય વસ્તુ. *a.* That which is under the power of another. ને તાબે હોય તે; સત્તા નીચેનું. *vt.* To make subject. તાબામાં લાવવું. 2. To expose. પાત્ર કરવું. To make servile. તાબે કરવું નમ્ર બનાવવું. [*sub* & *jaceo*, I throw.]

**Subjection,** *n.* (સબ્જે'કશન્) The act of subjecting; act of overcoming. તાબે કરવું તે. 2. State of being subject to or under control of another. તાબેદારી; અધીનતા; પરતંત્રતા.

**Subjective,** *a.* (સબ્જે'કિટવ્) Relating to mind. માનસિક. Pertaining to a subject. બાબત; વિષય સંબંધે.

**Subjoin,** *vt.* (સબ્-જૉ'ઇન્) To add at the end; append; to annex. જોડવું; વધારવું; સાંધવું.

**Subjugate,** *vt.* (સ'બ-જ્યુગે,ટ) To bring under control; subdue; to bring under the yoke of power. હરાવીને વશ કરવું. [*sub* & *jugum*, a yoke.]

**Subjugation,** *n.* (સબ્જ્યુગે',શન્) Act of subjugating; vanishing. પરાભવ; દમન; જય; નિગ્રહ; તાબે કરવું તે.

**Subjunctive,** *a.* (સબ્-જ'ન્કટિવ્) Added to something that is written above or spoken before **S.** *mood*; a verbal mood named as being used chiefly in subordinate clauses. સંશયાર્થ; સંકેત વાચક અર્થ. [*sub* & *jungo*, I join.]

**Sublet,** *v.* (સબ્લે'ટ્) To underlet. પેટા ભાડે, ગણોતે આપવું.

**Sublimate,** *n.* (સબ્લિમે'ટ્) A thing that is left after sublimation; a product as a residue after sublimation. વરાળના રૂપમાં ફેરવાયા પછી બનેલી ચીજ. *vt.* Convert from solid state to vapour by heat and then allow to solidify again. વરાળ બનાવી પાછું ઠારવું. [*sub limus*, high.]

**Sublime,** *a.* (સબ્લા'ઇમ્) Of most exalted kind. ઘણું ઉચું. So distinguished by elevation or size or nobility or grandeur or other impressive quality as to inspire awe and wonder. ઉમદા; ઉત્કૃષ્ટ; ભવ્ય. *vi.* To sublimate; to go from solid state to vapour. વરાળરૂપ થવું. *vt.* To convert from solid state to vapour.

**Sublimity,** *n.* (સબ્લિ'મિટિ) State of being sublime. ઉત્કૃષ્ટપણું; ગૌરવ; ઉચ્ચતા. **S.** of meaning અર્થ ગૌરવ; *n.* A thing that is sublime. પ્રૌઢ વસ્તુ-ઉચ્ચ કોટિની વસ્તુ.

**Sublunary,** *n.* (સબ્લ્યુ'નરી) A thing that is existing under the moon; terrestrial; earthly. ઐહિક વસ્તુ-આ દુનીઆનું-ને લગતું.

**Submarine,** *n.* (સ'બ-મરીન્) A ship that travels under water. *a.* Being or growing under water. સમુદ્ર તળે રહેવું-વૃદ્ધિ પામવું.

**Submerge,** *vt.* (સબમ'ર્જ્) To place below water; flood with water; innundate. તરબોળ કરવું; પાણીમાં ઝબોળવું. *vi.* To jump into water or any other fluid. ઝંપલાવવું; પાણીમાં ડુબવું.

**Submerse,** *vt.* & *a.* (સબમ'ર્સ) To submerge. ડુબાડવું; ડુબેલું.

**Submersion,** *n.* (સબ્મ'ર્શન્) Act of submerging or plunging into water. નિમજ્જન; મજ્જન.

**Submission,** *n.* (સબ્મિ'શન્) The act of submitting; humility; meekness; acceptance of authority. અધીનતા; આજ્ઞામાં રહેવું તે; આજ્ઞાપાલન. [*sub* & *mitto*, I send.]

**Submit,** *vi.* & *vt.* (સબ્-મિ'ટ્) Surrender one's self for control. ને વશ રહેવું; ની આજ્ઞામાં રહેવું 2. To hand over; offer (to **S.** accounts); to present for consideration or decision. રજુ કરવું; અગાડી ધરવું; મૂકવું; નમ્રતાથી કહેવું. 3. To give way; to yield; to make submission. ને તાબે થઈ જવું; શરણે જવું. 4. To give up efforts. યત્ન છોડી દેવો; અધીન, નિરાશ થઈ જવું. 5. To be in humility. બીજાની આગળ નમવું; બીજાના કહ્યામાં રહેવું. 6. To be obedient without any murmuring. બોલ્યા ચાલ્યા સિવાય તાબે થવું.

**Submissive.** *a.* (સબ્મિસિવ્) Meek; obedient; yielding. આજ્ઞાધીન; તાબેદાર; આજ્ઞાંકિત; આજ્ઞાપાલક.

**Submissively**, *adv.* (સબમિ'સિવ્લી) Humbly;obediently.નમ્રતાપૂર્વક;આજ્ઞાપૂર્વક;અધીનતાથી

**Submultiple**, *n.* (સબમ'લ્ટિપલ્)A number which bears to another a ratio which is a whole number—integral number or is an aliquot part of it. શેષભાજક; દ્દઢભાજક.

**Subordinate**, *a.* (સબૉ'ર્ડિનેટ્) Of inferior importance or rank;sub-servient;secondary. ઉતરતા દરજ્જાનું; ઉતરતી પંક્તિનું; ગૌણ; અપ્રધાન; હાથ નીચેનો, ઉતરતા દરજ્જાનો માણસ.

**Subordination**, *n.* (સબૉર્ડિને,'શન્) Inferiority of rank. ઉતરતી સ્થિતિ; તાબેદારી. 2. Place of inferior rank or grade. નિચલા દરજ્જાની જગ્યા; ઉતરતી પંક્તિની પદ્દવી. [L. *sub* & *ordinus*; I arrange.]

**Suborn**, *vt* (સબૉ'ર્ન્)To induce by bribery. લાંચ રૂશ્વત્ આપીને સમજાવવું.

**Subpœna**,*n.* (સબપિ'ના)Writ commanding-persons presence in court;a summons over a person for penalty.કોર્ટનું તેડું;સાક્ષીસમન;સમન.

**Subscribe**, *vt.* (સબસ્ક્રા'ઈબ્) To write one's name at foot of document. નામ લખવું. (2) પોતાની સહિ કરવી. To sign one's name. 3. To enter one's name in the list of contributors. ભરતીમાં નામ લખવું; ટીપમાં નામ લખવું; ભરવું.[L. *sub* & *scribo*, I write.]

**Subscriber**, (સબસ્ક્રા'ઈબર્) One who subscribes. કબુલ રાખનાર;મતુ કરનાર;ટીપમાં ભરનાર; ગ્રાહક; અગાઉનો ગ્રાહક.

**Subscription**, *n.* (સબસ્કિ'પ્શન્) A paper or document to which a signature is attached. સહી કરેલો દસ્તાવેજ–કાગળ. 2. Act of subscribing. સહી કરવી તે. 3. The sum subscribed. રકમ; ટીપની રકમ. લવાજમ.

**Subsequent**,*a.* (સ'બસીક્વન્ટ્) That follows. પાછળનું. 2. Posterior in time or succeeding. પછીનું; પાછળથી બનેલું.

**Subservient**, *a.* (સબ્સ'ર્વિઅ ટ્) A man serving under a higher authority. હાથ નીચેનો માણસ–ઉતરતા દરજ્જાનો માણસ.2. Useful as means; having merely instrumental relation. સાધનભૂત; મદદગાર; સહાયભૂત.

**Subside**, *vi.* (સબસા'ઇડ્) Sink on level; to fall to a bottom. તળીએ બેસવું. 2. To be calmed; to dwindle. ઢીલું પડવું; શાન્ત પડવું; નરમ પડવું. [*sub* & *sideo*, I sit.]

**Subsidiary**,*a.* (સબસિ'ડિઅરી) Supplement; serving to assist. મદદગાર; સહાયકારી; મદદ કરનાર. Auxiliary. *n.* An accessory. [*subsi*, thing or person.]

**Subsidiarily**, *adv.* (સબસિ'ડિઅરીલી) In a subsidiary way.મદદગાર તરીકે; બીજી પંક્તિમાં, તાબે રહીને.

**Subsidy**, *n.* (સ'બસીડી) Money grant from one state to another in return for military or naval aid or other equivalent. 2. Sum paid by one king to another to get the cooperation by way of alliance. કોઇ રાજાએ બીજાને નાણાંરૂપે આપેલી મદદ. 2. Aid; succour. મદદ; ટેકો; સહાય. [*subsideo*, I lie in want.]

**Subsist**, *vi.* (સબસિ'સ્ટ્) To continue to exist; to remain. હયાત, હસ્તીમાં હોવું; રહેવું. 2. To feed; to maintain. ખવરાવવું; સંભાળવું; ગુજરાન ચલાવવું. 3. To support life; to find sustenance. ગુજરાન મેળવવું; ભરણ પોષણ મેળવવું; ગુજરાન કરવું. [*sub* & *sisto*, I stand ]

**Subsistence**, *n.* (સબસિ'સ્ટન્સ્ ) Means of supporting life; livelihood. નિર્વાહ; ગુજરાન, ભરણપોષણ. 2. Existence. અસ્તિત્વ.

**Subsoil**, *n.* (સ'બ-સૉઇલ્) Crust which lies just below the outer surface; the bed or stratum or earth immediately below the external surface. સપાટી ને તળીઆ વચ્ચેનીજમીન.

**Substance**, *n.* (સ'બસ્ટન્સ્) Matter; body. વસ્તુ; દ્રવ્ય પદાર્થ. 2. Main part; purport; real meaning; pith. તત્વ; સાર; તાત્પર્ય.

**Substantial**, *a.* (સબ્સ્ટૅ'ન્શલ્) Full of substance; full of purport; not illusionary. દમવાળું–અર્થવાળું, તત્વવાળું; નક્કર; કસ, રસદાર. 2. Strong; stout મજબૂત; દમવાળું. 3. Actually existing. હયાત, અસ્તિત્વ ધરાવતું. 4. Possessed of property; well-to-do; commercially sound.કાંઇક જીવવાળું;ખાતુંપીતું; સમધારણ પૈસાદાર.

**Substantially**, *adv.* (સબસ્ટૅ'ન્શલ્લી) In a substantial manner; essentially. ખરું જોતાં, વાસ્તવિક રીતે; સારી, સધર રીતે.

**Substantials**, *n.* (સબ્સ્ટૅ'ન્શલ્ઝ્ )Essential parts. સાર.

**Substantiate**, *vt.* (સબ્-સ્ટૅ'ન્શિયેટ્) To establish the existence or truth by proof; give good grounds for. ને સાબીત કરવું. ખરું કરી દેવું; કારણ આપી સાબીત કરવું.

**Substantive**, *a.* (સબ-સ્ટૅ'ન્ટિવ્) Having a separate and independent existence. પોતાનાજ પાયા પર ઉભા રહેલા; અસલ; સ્વાશ્રયી. 2. Expressing existence. હયાતી દર્શાવનારૂં. 3. Substantial; enduring-lasting. સંગીન; વાસ્તવિક. *n.* (Gram.) A noun. નામ; વિશેષ્ય

**Substitute**, *n.* & *vt.* (સ'બ-સ્ટિટ્યુટ્) Person or thing performing some function instead

of another. પ્રતિનિધિ; અવેજી માણસ; અવેજમાં મૂકેલી વસ્તુ. *vt.* To place in place of another. નેબદલે,ની અવેજીમાંમૂકવું.[*sub* & *statuo*, I place.]

**Substitution,** *n.* (સબસ્ટિટ્યુ'શન્) State of being substituted. બીજાને બદલે મૂકવું તે; અવેજી મુકવું તે. 2. Act of placing one in exchange of another. બદલી; અદલા બદલી; અવેજી. 3. Office or place of one acting for another. પ્રતિનિધિત્વ.

**Substract,** *vt.* (સબસ્ટ્રૅ'ક્ટ્) To deduct; to take back; to withdraw. કમી કરવું; બાદ કરવું ઓછું કરવું. [*sub* & *traho*, I draw.]

**Substratum,** *n.* (સબસ્ટ્રે'ટમ્) Permanent subject of qualities. પદાર્થ; આધાર; અધિકરણ. 2. The thing placed under. નીચે મૂકાયલું; ભોંય નીચેનો થર.

**Subtenant,** *n.* (સબટે'નન્ટ્) An under-tenant. પેટા ભાડુત; આડ ભાડુત.

**Subterfuge,** *n.* (સ'બ્ટરફ્યુજ્) An attempt to escape censure; evasion; defeat in argument by evading the issue; a shift. પ્રપંચ; યુક્તિ; પેચ, ખેલ, છળ, કપટ;બ્હાનું.

**Subterranean,** *a.* (સબ્ટેરે'નીઅન્)Situated within the crust of earth. ભોંય તળીયે. જમીનની તળે આવેલું. [*sub* & *terra*, earth.]

**Subtile,** *a.* (સ'બ્ટિલ્) Finely woven. ઝીણું વણેલું; ઝીણું; પાતળું; બારીક. Diaphanous.

**Subtle,** *a.* (સ'ટલ્) Evasive; mysterious; difficult of apprehension. નજરમાં ન આવે તેવું. ખ્યાલમાં ન આવે તેવું; ગહન. 2. Having delicate perception; acute; sly. સૂક્ષ્મદર્શી; ચતુર; સૂક્ષ્મ. 3.Crafty; sly. ખાંટ; કપટી; પેચી. 4. Sly. પક્કુ; ખંધું.

**Subtlety,** *n.* (સ'ટલ્ટી) Craftiness; cunning. ખંધાઇ; પેચ; દાવ; સૂક્ષ્મતા.

**Subtract,** *vt.* (સબ્ટ્રૅ'ક્ટ્) To withdraw; to take away; to deduct. બાદ કરવું; કમી કરવું. [*sub* & *traho*, I draw.]

**Subtraction,** *n.* (સબ્ટ્રૅ'કશન્) The act or operation of subtracting or taking away. કમી કરવું તે. 2. A mathematical process of subtraction. બાદબાકી.

**Suburb,** *n.* (સ'બર્બ) Any outlying part of a city. પરૂં.

**Suburban,** *a.* (સ'બર્બન્) Pertaining to a suburb. પરાને લગતું. *n.* One who dwells in a suburb. પરાનવાસી.

**Subversion,** *n.* (સબ્વ'ર્શન્) Complete overturn; complete upset; overthrow. પૂર્ણ નાશ; પાયમાલી; ઉથલપાથલ; પરિવર્તન.

**Subversive,** *a.* (સબ્વ'ર્સિવ્) Tending to complete ruin. પાયમાલ કરે તેવું; નાશ પમાડે તેવું.

**Subvert,** *vt.* (સબ્વ'ર્ટ્) To upset;overturn. ખેદાનમેદાન કરવું; પાયમાલ કરવું. 2. To corrupt. બગાડવું; પાપી કરવું; ભ્રષ્ટ કરવું. 3. To be subverted. પાયમાલ થવું.

**Succeed,** *vt.* & *vi.* (સક્સી'ડ્) To take the place previously filled by; follow. ને ઠેકાણે આવવું. 2. To be an heir. ના વારસ થવું. 3. To follow in succession; to follow in order. અનુક્રમવાર,પછી આવવું.4.To ascend the throne after the death of the former ruler. ના ગયા પછી ગાદીએ આવવું.5.To get prosperity; to have success. જયવંત,સફળ થવું;ફતેહમંદ નીવડવું.

**Success,** *n.* (સક્સે'સ્) Victory; favourable issue; accomplishment of end aimed at. ફતેહ; વિજય; સફળતા.

**Successful,** *a.* (સકસે'સફુલ) Prosperous. ફતેહમંદ; સફળ; વિજયી.

**Succession,** *n.* (સક્સે'શન્) A following in order. ઉત્તરોત્તર અનુક્રમ. 2. Lineage; pedigree. વંશ; ઓલાદ; કુળ. 3. Ascending throne after the death of the previous ruler. ની પાછળ ગાદીએ બેસવું તે; વારસો.

**Successive,** *a.* (સક્સે'સિવ્) Following one after another without interruption. એક પછી એક અનુક્રમવાર આવતું; ઉત્તરોત્તર. 2. Hereditary. વંશપરંપરા ઉતરી આવતું.

**Successor,** *n.*(સક્સે'સર)One who succeeds. એક પછી એક આવનાર; વારસ. [L. *sub* & *cedo*, I go.]

**Succinct,** *a.* (સક્સિ'ન્કટ્) Terse; concise; briefly expressed. ટુંકું. 2. Girded tucked up. બાંધેલું. [L. *sub* & *cinct*, tuck up.]

**Succour,** *vt.* (સ'કર્) To come to the assistance of; to run to the help of. ની મદદે દોડી આવવું; મદદ કરવી. *n.* Help; aid. મદદ; સહાય. [*sub* & *curro*, I run.]

**Succuba,-bus,** [*pl.* -°**bae** or -°**bi.**] Female demon having sexual intercourse with sleeping men. ઉંઘતા માણસ જોડે સંભોગ કરનારી રાક્ષસી.

**Succulent,** *a.* (સ'ક્યુલન્ટ્) Juicy. રસવાળું; રસભર્યું.

**Succumb,** *vi.* (સક'મ્) To be overcome and to give way to. ને તાબે થઇ જવું; ને વશ થઇ જવું. [*sub* & *cubo*, I lie down.]

**Such,** *a.* (સચ્) Of the same kind or degree; as. એવું; તેજ; તેના જેવું.

**Suchwise,** *adv.* (સ'ચ્વાઇઝ્) In such a fashion or mode. એવી રીતે; તે પ્રમાણે.

**Suck**, *vt. vi. & n.* (સક્) To draw milk or liquid into mouth by making vacuum with muscles of lips. ધાવવું; સ્તનપાન કરવું. 2. To absorb. ચૂશી લેવું; શોષી લેવું. 3. To draw. ખેંચી લેવું. 4. To **s.** in=to draw in the mouth. મોંમાં લેવું. 5. **s.** out=to draw by suction; to exhaust the contents by suction.ચૂશી લેવું;શોષી લેવું 6.Sucked orange. ચૂશાઈ ગયેલું નારંગી.Having no goodness left. 7. Sucking barrister=unpractised barrister.

**Suckle**, *vt. & vi.* (સ'કલ્) To give suck to; to foster at the breast. ધવડાવવું; સ્તન-પાન કરાવવું.

**Suckling**, *n.* (સ'ક્લિંગ્) An infant yet sucking. ધાવતું બાળક; ધાવણું બાળક.

**Suction,** *n.* (સ'કશન્) Process of sucking. શોષી લેવું તે, ચૂસી લેવું તે. [*sugo*, I suck.]

**Sudden,** *a.*(સ'ડન્)Occurring unexpectedly; abrupt; abnormally rapid. અણુચિન્તવ્યું; ઓચિંતું-અચાનક; 2. Hurried. ઉતાવળથી કરેલું.

**Suddenly,** *adv.* (સ'ડન્લી) Unexpectedly. અણુચિન્તવી રીતે;ઓચિન્તી રીતે;એકાએક; આકસ્મિક.

**Sudorific,***a.*(સ્યૂડૉરિ'ફિક્)Sweat producing. પરસેવો કહાડે તેવું. 2. **s.** medicine. પરસેવો કરે તેવી દવા. [*sudor* sweat.]

**Suds,** *n. pl.* (સડ્ઝ્) Soap-froth. સાબુનાં ફીણ.

**Sue**, *vt. & vi.* (સ્યૂ) To prosecute (a person) in law court. ની સામે ફરીયાદી કરવી. 2. To make application. અરજ કરવી. 3. To woo. સંવનન કરવું; કોઇ સ્ત્રીની પ્રીતિ મેળવવા યત્ન કરવા.

**Suede,** *n.* (સ્વેડ્) વગર કમાવેલું બકરાંનું ચામડું.

**Suent,** *a.* (સ્યૂ'અન્ટ્) Levelled; even. સપાટ.

**Suet,** *n.* (સ્યૂ'ઇટ્) બળદ વગેરેના મૂત્રાશય આસ-પાસની ચરબી.

**Suffer,** *vt. & vi.* (સ'ફર) To undergo; to be subjected to; to submit with grief. વેઠવું; સહન કરવું. 2. To be damaged. ઘોડો પહોંચવો; નુકસાન થવું.3.Allow.રજા દેવી.થવા દેવું.*vi.*To feel pain. દુઃખ થવું. 2. To undergo chatisement. સજા ખમવી.

**Sufferable,** *a.* (સફરબલ) Able to endure; able to suffer; patient. ખમતી (આસામી); સહનશીલ. 2. Allowable; such as could be endured. ચલવી શકાય તેવું; સહ્ય.

**Sufferance,** *n.* (સ'ફરન્સ્)Submissiveness; state of suffering; loss; patience. સહનશીલતા; નુકશાન; ખામોસ. 2. પરવાનગી; રજા; મ્હેરબાની.

**Sufferer,** *n.* (સ'ફરર્) A man who suffers. દુઃખ ખમનાર; વેઠનાર; સહન કરનાર.

**Suffering,** (સ'ફરિન્ગ્) *a.* Being in agony or misery. દુઃખી; કષ્ટ પામનાર. *n.* Pain or loss. દુઃખ, આધિ; કષ્ટ; નુકસાન; સંકટ.

**Suffice**, *vt. & vi.* (સફા'ઇસ્)To be enough. બસ હોવું; પૂરતું હોવું. 2. To gratify. સંતોષ આપવો. તુષ્ટ કરવો. [*sub & faceo*, I make.]

**Sufficiency,***n.*(સફિ'શન્સી)Being sufficient. યથેષ્ટતા; પર્યાપ્તિ. 2. Efficiency; ability. કાબેલ પણું; લાયકાત; શક્તિ. 3. Adequate resources. જોઇએ તેટલી વસ્તુ; જોઇએ તેટલી,ઠીકઠાક આવક. 4. Supply equal to wants.જરૂરિઆત જેટલી વસ્તુ.

**Sufficient,***a* (સફિ'શન્ટ)Sufficing; adequate; ample. જોઈએ તેટલું; પૂરતું; યથેષ્ટ.

**Sufficiently**, *adv.* (સફિ'શન્ટલી) To an adequate degree. જોઇએ તેટલું; પૂરતું; બસ.

**Suffix**, *n.* (સ'ફિક્સ્) An appendage in word formation; A postfix. પ્રત્યય. *vt.* To add; append in word formation. પ્રત્યય લગાડવો. [L. *sub* & *figo*, I fix.]

**Suffocate**, *vt. & vi.* (સ'ફકેટ્) To stifle; to choke; to kill by stopping respiration. ગુંગળાવી નાખવું; ગુંગળાઇ જવું.To be suffocated.

**Suffocation,** *n.* (સફોકે'શન્) The act of suffocating or state of being choked. પ્રાણ રોધ; શ્વાસાવરોધ; ગુંગળાટ.

**Suffragan,***n.* (સ'ફ્રગન્) Assistant Bishop. મદદનીશ ધર્માધ્યક્ષ, પાદરી.

**Suffrage,** (સ'ફ્રિજ્) Vote or approval; consent expressed by voting. મત; અનુ-મોદન.અનુમતિ.2.Right of voting in political elections. મત આપવાનો હક. 3. Aid. મદદ; સહાય. 4. Short petition of congregation especially said in response to priest. ટુંકી અરજ; પ્રાર્થના; ચરણ પ્રતિચરણ; પ્રતિઘોષ.*vi.* To vote. મત આપવો.

**Suffragette,** *n.* (સફ્રજે'ટ્) A woman who agitates for woman-suffrage. સ્ત્રી મતાધિકાર માટે ઝુંબેશ ચલાવનાર સ્ત્રી.

**Suffragist,** (સ'ફ્રજીસ્ટ) One who attaches great importance to the suffrage.

**Suffuse,** *vt.* (સફ્યૂ'ઝ્) To fill or to cover with something fluid. પ્રસરાવવું;ફેલાવવું; વ્યાપ્ત કરવું;-થી ઢાંકી લેવું. [*sub fundo*, I pour.]

**Sugar,** *n* (શુ'ગર્) Kind of sweet crystalline substance prepared from various plants. ખાંડ; સાકર; શર્કરા. *vt.* To mix sugar with. માં ખાંડ મેળવવી.

**Sugar-candy,** *n.* (શુ'ગરૅન્ડિ) Crystallised sugar. સાકર.

**Sugar-cane,** *n.* (શુ'ગરકેન્) A tall grass from which sugar is made. શેરડી.

**Sugar-mill,** *n.* ( શુ'ગરમિલ્ ) A machine for extracting sugar juice. શેરડી પીલવાનો કોલુ.

**Sugary,** *n.* (શુ'ગરિ) Containing sugar; bearing semblance with sugar. ખાંડવાળું: ગળ્યું; ખાંડ જેવું.

**Suggest,** *vt.* (સજે'સ્ટ્) To introduce indirectly to the thoughts. સૂચવવું; સુઝાડવી. 2. To give hints. સૂચના કરવી. 3. To inform privately. છાનામાના ખબર કહેવી.

**Suggestion,** *n.* (સજે'સ્ચન્) Thing that is suggested. સલાહ. A hint; 2. Act of suggesting. સુઝાડવું તે. [*sub* & *gero*, I carry.]

**Suggestive,** *a.* (સજે'સ્ટિવ્) Containing a suggestion. સુઝાડે તેવું; સૂચના આપે તેવું.

**Suicidal,** *a.* (સ્યુઇસા'ઇડલ) Of the nature of a suicide; partaking of the crime of suicide. પોતાનોજ વધ કરે તેવું; આત્મનાશી; આત્મઘાતી.

**Suicide,** *n.* (સ્યુ'ઇસાઇડ્) Self-annihilation. આત્મઘાત; આપઘાત; આત્મહત્યા. *n.* One guitly of self-murder. આત્મહત્યા કરનાર. [L. *sui*, of one's self *cœdo*, I kill.]

**Suit,** *n.* (સ્યૂટ્) A petition in court. દાવો. 2. Seeking a woman's hand in marriage. સંવનન. Wooing. પરણવાના વિચારથી સ્ત્રીનો પ્યાર મેળવવાનો ઉદ્યોગ;માગું. 3.A company of attendants or menials. ખવાસો. 4. Set of man's clothes.એક જોડાની,જાતની ચીજો;જોડ. 5.Regular order. ક્રમ. 6. **s.** yourself=do as you please. 7. Out of **s.**=having no correspondence. કાંઇ પણ સમાનતા વિનાનું. *vt.*To fit. ને લાયક કરવું.

**Suitable,** *a.* ( સ્યૂ'ટબલ્ ) Fitting; proper. લાયક; ઘટતું; છાજતું.

**Suitably,** *adv.* ( સ્યૂ'ટબ્લિ ) Agreeably; properly. યોગ્ય રીતે; યથાયોગ્ય.

**Suite,** *n.* (સ્વીટ્) A retinue. ચાકર નોકર વગેરે.

**Suitor,** *n.* (સ્યૂ'ટર્) An applicant. અરજદાર. 2. One who woos; a lover. પ્રીતિ મેળવવાનો યત્ન કરનાર.

**Sulks,** *n. pl.* (સલ્ક્સ્) A sulky mood or humour. રોષ; ક્રોધ; રીસ.

**Sulky,** *a.* (સ'લ્કિ) Obstinate;sullen;morose; silent or inactive. ચીઢીયું; બળીએલ; તોબરો ચઢાવેલું; હઠીલું; ગુસ્સાવાળું.

**Sullen,** *a.* (સ'લન્) Cross; sour; gloomy. ઉદાસી; ચીઢીયું. 2. Heavy; dull. ભારેખમ; જડ.

**Sulliage,** *n.* (સ'લીએજ્) Filthiness. ગંદકી. Dirtiness.

**Sully,** *vt.*(સ'લી)To soil or to make dirty. મેલુ કરવું; કચરાવાળું કરવું; ડાઘ કરવો. (Sullied fame.) *vi.* To become tarnished. મલિન થવું; ઝાંખું થવું. *n. pl.* Tarnish; blemish. ડાઘ; કલંક; કચરો; મેલ.

**Sulphur,**,*n.*(સ'લ્ફર્)Pale-yellow non-metallic element occurring in crystalline or amorphous condition; chiefly occurring in sulphides. ગંધક.–**Sulphate,** (સ'લ્ફેટ્) ગંધક ક્ષાર–**Sulphide.** ગંધકમિશ્રણ.

**Sulphureous or Sulphurous,** (સલ્ફ્યૂ'રીઅસ્) or (સ'લ્ફ્યુરસ્) Consisting of sulphur; containing sulphur. ગંધકવાળું; ગંધકમય, જેવું, સંબંધી.

**Sulphury,** *a.*(સ'લ્ફરિ) Bearing semblance with sulphur. ગંધક જેવું.

**Sultan,** *n.* (સ'લ્તન્) (સુ'લ્ટૅન્) A ruler of Mahomedan state.મુસલમાની બાદશાહનો ખિતાબ; સુલતાન.–°**ate** સુલ્તાનની પદ્વી.

**Sultana,** *n.* (સુલ્ટા'ના) Wife of a sultan. સુલતાના બેગમ, સુલતાનની બીબી.

**Sultriness,** *n.* ( સ'લ્ટ્રિનિસ્ ) The quality of being sultry. ગરમી; ઘખારો.

**Sultry,** *a.* (સ'લ્ટ્રિ) Hot; scorching; burning. ધગધગતું; ગરમ; ઉષ્ણતાવાળું.

**Sum,** *n.* (સમ્) An arithmetical process of adding together two numbers. સરવાળો. The total amount of individuals or things. જુમલો; સંગ્રહ; એકંદર સરવાળો.2.Any amount indefinitely.રકમ;અવેજ.3.Essence; substance. સારાંશ.*vt.*To add together;to bring together into one lump. સરવાળો કરવો. 3. To condense anything. નો સાર ગ્રહવો; એકંદર, સંક્ષિપ્ત કરવું.

**Summary,** *a.* (સ'મરિ) Short; condensed; brief. સંક્ષેપમાં કહેલું;ટુંકું. 2. *n.* Compendium. સારાંશ; ટુંક સાર.

**Summer,** *n.* (સ'મર્) A season of heat. ગ્રીષ્મઋતુ; ઉન્હાળો. 2. One who sums.સરવાળો કહાડનાર. *vi.* To spend the summer.ઉન્હાળો વ્યતીત કરવો–વીતાડવો.*vt.*To sustain in summer. ઉન્હાળામાં ભરણપોષણ કરવું.

**Summerhouse,** *n.* ( સ'મર્-હાઉસ્ ) An apartment in a park where artificial cold is made in summer. ઉન્હાળા માટે ઠંડો બગીચો; ઉદ્યાન.

**Summersault,-set,** *n.* અધર ઉલગુલાંટીયું, ગુલાંટ.–also,**so**°–.

**Summit,** *n.* (સ'મિટ્) *n.* The pinnacle; the topmost place.સાનુ;શિખર;ટોચ. (Summit of glory.) [L. *summus*, highest.]

**Summon,** *vt.* (સ'મન્)To order a man to present himself in the court. કોર્ટમાં હાજર થવા સૂચના આપવી. 2. To call for; to give notice to come. ને તેડું મોકલવું. 3. To give notice to surrender as a fort. કિલ્લો આપી દેવા બોલાવવું; શરણે આવવા કહેવું. To **s.** up; to congregate. એકઠું થવું; ભેગું કરવું. [ *sub & moneo* I cut.]

**Summons,** *n.* (સમન્ઝ) A notice from authority to present. આવાહન પત્ર; તેડું. *vt.* To send summons. સમન મોકલવો.

**Sumpter,** *n.* (સ'મ્પ્ટર્) Load; a pack. વજન; ભાર. 2. Horse for conveyance. ભાર વહેનાર ઘોડો. 3. Driver of a baggage horse. ઘોડો હાંકનાર.

**Sumptuary,** *a.*(સ'મ્પ્ચ્યુઅરી) વિલાસનિયામક; મોજશોખની વસ્તુ પર અંકુશ મૂકતું;ખ્હેમાનાવિષયક.

**Sumptuous,** *a.* (સ'મ્પ્ચ્યુઅસ્) Gorgeous; ostentatious; splendid; grand. ભભકદાર; દબદબાવાળું. 2. Luxurious; expensive;lavish. ભારે; ઘણી કિંમતનું. [*sumptus*, expense.]

**Sun,** *n.* (સન્) A self-luminous disc which causes day and leaves darkness when absent. સૂર્ય; દિવાકર; રવિ, સૂરજ. 2. The light from the sun. તડકો; તાપ; ગરમી.-તડકો ખવરાવવો; ખાવો.

**Sun-beam,** *n.* (સ'ન્બીમ્) A beam or ray of the sun. સૂરજનું કિરણ;સૂર્યગભસ્તિ.**s.**-bath. સૂર્યકિરણસ્નાન; આરોગ્યકિરણ. **s.**-blind. બારીનું વાછંટીયું. બ્હારનું બારણું; સાયબાન.-**s.**-burnt. ગરમીથી કાળાશ પર આવેલું.

**Sunday,** *n.* (સ'ન્-ડિ)The first day of the week; a day on which God kept the sabbath.રવિવાર;આદિત્યવાર;દિતવાર.**Sundew,** એક જાતનો છોડ;-**Sundog**,ભાષાળી,દેખાતો સૂર્ય.

**Sunder,** *vt. & vi.* (સ'ન્ડર્) To divide; to separate. જુદું પાડવું; નોખું પાડવું. *n.* A part; a division. જુદો ભાગ.

**Sundial,** *n.* (સ'ન્ડાયલ્) A gnomon; an instrument by which time can be known with the help of the knowledge of its shadow. શંકુછાયાયંત્ર; સૂર્યઘટિકા યંત્ર.

**Sundries,** *n. pl.* (સ'ન્ડ્રીઝ્)Many different small things. પરચુરણ, ન્હાની વસ્તુઓ.

**Sundown,** *n.* સૂર્યાસ્ત.

**Sundry,** *a.* (સ'ન્ડ્રિ) Several; various. કેટલીક; જુદી જુદી; ભિન્નભિન્ન.

**Sunflower,** *n.* (સ'ન્ફ્લાવર્)A plant of the genus. *Heliathus.* સુરજમુખી ફુલ; સૂર્યમુખ.

**Sunk,** [*Imp. & p. p.* of *sink.*](સન્ક્) ડુબેલું. Submerged. **S. fence** = A ditch with a retaining wall. ઉંચી ભીંતવાળી ખાઇ.

**Sunless,** *a.* (સ'ન્લિસ) Bereft of the sun; covered; shaded. આચ્છાદિત; છાંયાવાળું; સૂર્ય વગરનું; સૂર્યરહિત.

**Sunny,** *a.* (સ'નિ) Shining; glossy; illumined by the sun. ચળકતું; ઝગઝગતું; પ્રકાશવંત, 2. Pertaining the sun. સૂર્ય સંબંધે. 3. Coj; joyous. આનંદી; મોજીલું.

**Sunrise or Sunrising,** *n.* (સ'નરાઈઝ્) The first appearance of the sun above the horizon. ક્ષિતિજ ઉપર પ્રથમ સૂર્યાગમ-સૂર્યોદય.

**Sunset-sunsetting,** (સ'નસેટ્) The descent of **s.** below the western horizon. સૂર્યાસ્ત.

**Sunshade,** *n.* છત્તર; છત્ર; છતરી.

**Sunshine,** *n.* (સ'નશાઇન્) Light of the sun or the place where the **s.** shines. સૂર્યનું અજવાળું-સૂર્યનો પ્રકાશ. 2. ગરમી. 3. હુંફ. Favour. કૃપા. [*snnshine* of royal favour Macaulay.] 4.તેજ;પ્રકાશ;ચળકાટ. **Sunspot,** સૂર્યમાંનો દેખાતો ડાઘો.

**Sunstroke,** *n.* (સ'નસ્ટ્રો,ક્) An affection brought about by the excessive heat of the sun. લુ; સૂર્યની ઝાળ. **Sunwise,** *adv.* ઘડીયાળ માફક.

**Sup,** *vi.* (સપ્) To take into mouth; to eat. પદાર્થ ખાવો. 2. To take the evening meal. વાળુ કરવું. *vt.* To give the supper; to treat with supper; to entertain with supper. વાળુ પીરસવું.

**Superable,** *a.* (સ્યૂ'પરબલ્) [L. *super*, above.] That can be overcome. હરાવાય તેવું; જીતી શકાય તેવું.

**Superabound,** *vi.* સ્યુ'પરએબાઉન્ડ્) To be excessively filled with; to be abundant with. થી ચિકાર હોવું: થી ભરપૂર હોવું. 2. To be sufficient. પૂરતું હોવું.

**Super-abundance,** *n.* (સ્યુપરૅબ'ન્ડન્સ્) State of being superabundant. અધિકતા; પુષ્કળ હોવું તે.

**Superabundant,** *a* (સ્યુપરૅબ'ન્ડન્ટ્) Excessive; sufficient. અધિક; પુષ્કળ; જોઇએ તે કરતાં વધારે.

**Super-add,** *vt.* (સ્યુપર્-ઍ'ડ્) To add once again; to add to what has been added. અધિકાધિક કરવું; વધારવું.

**Super-annuated,** *a.* (સ્યુપર્-ઍ'ન્યુએ,ટિડ્) Worn out due to years; infirm on account of old age. ઘડપણથી નબળું બની ગયેલું; ઘરડું.

**Superb**, *a.* (સ્યુપ'ર્બ્) Majestic; gorgeous; stately; grand. ભવ્ય; ભભકાવાળું; મહાન. 2. Richly decorated; elegant. ભારે; નકશીદાર.

**Supercargo**, *n.* (સ્યુ'પર્કાર્ગો) વહાણનો માલ વેચવા વગેરેનો વહીવટ કરનાર.

**Superciliary**, *a.* (સ્યુપસિ'લિઅરી) ભમર સંબંધી; આંખની ઉપરનું.

**Supercilious**, *a.* (સ્યુપરસિ'લિઅસ્) Arrogant; proud. મગરૂરીવાળો; અહંકારી; પતરાજીખોર.

**Super-eminent**, *a.* (સ્યુપર્-એ'મિનન્ટ્) Excessively eminent. બહુજ ઉત્તમ; સર્વોપરિ; અત્યંત વિખ્યાત.

**Supererogation**, *n.* ફરજ, ધર્મ કરતાં વધારે કામ કરવું તે; અતિવિધિ; અનુવિધિ.

**Superexcellent**, *a.* (સ્યુપરઇ'કસેલન્ટ્) Excessively excellent; excellent to an extraordinary degree. અત્યંત ઉત્કૃષ્ટ; અતિશય ઉત્તમ.

**Superficial**, *a.* (સ્યુ'પર્ફિ'શલ્) Pertaining to surfaces. સપાટીને લગતું; સપાટીનું. 2. Hollow; not profound. ઉપર ચોટીયું. 3. Of or pertaining to superfices. જમીન પર પહેલું.

**Superfices**, *n.* (સ્યુપરફિ'શીઝ્) The superficial area, or face of a thing. સપાટી. [L. *super* & *facio*, I make.]

**Superfine**, *a.* (સ્યુ'પર્ફાઇન્) Excessively fine. ઘણુંજ બારીક; અતિસૂક્ષ્મ, સરસ.

**Superfluity**, *n.* (સ્યુપર્ફ્લુ'ઇટી) State or quality of being superfluous. નકામાપણું. 2. A thing that is superfluous; a thing beyond the necessities. જ્યાસ્તે રાખેલી ચીજ; ફાલતુ રાખેલી ચીજ. 3. Quality greater than required. ઉપયોગ કરતાં વધારાનો ભાગ; વધારો.

**Superfluous**, *a.* (સુપ'ર્ફ્લુઅસ્) Unnecessary. ફાલતુ; જ્યાસ્તે; ફાજલ; વધારાનું. [L. *super* & *fluo*, I flow.]

**Superhuman**, *a.* (સ્યુપર્હ્યુ'મન્) Divine; above what is human. અમાનુષ; દૈવતાઈ.

**Superincumbent**, માથે, ઉપર રહેલું, પડેલું.

**Superinduce**, બાહ્ય અસરથી આણવું.

**Superintend**, *vt.* (સ્યુપરિન્ટે'ન્ડ્) To watch over; to have a look over. ની દેખરેખ રાખવી.

**Superintendence**, *n.* (સ્યુપરિન્ટે'ન્ડન્સ્) Watch; oversight for the purpose of guidance. દેખરેખ; પ્રેક્ષણ; નિરીક્ષણ.

**Superintendent**, *n.* (સ્યુપરિન્ટે'ન્ડન્ટ્) One who superintends; one who looks over the things for the purpose of guidance. દેખરેખ રાખનાર; તપાસણી કામદાર; નિરીક્ષક.

**Superior**, *n.* (સુપી'રિઅર્) One who is above another in gradation or rank. ઉપરિ; ચઢીઆતા દરજ્જાનો. One who is above in age, station, office. *a.* Of higher rank; more elevated. ઉપરનું, ઉપલા દરજ્જાનું.

**Superiority**, *n.* (સુપી,રિઑ'રિટિ) The state or condition or quality of being a superior. આધિક્ય; ઉચ્ચપણું; શ્રેષ્ઠતા; વડિલપણું.

**Superlative**, *a.* (સુપ'ર્લટિવ્) Of the highest degree; supreme; surpassing all. સર્વોત્કૃષ્ટ; સૌથી સરસ. 2. (in grammar) a degree expressing supremeness or the highest or the lowest degree of quality, manner etc. etc. શ્રેષ્ઠતાવાચક. *n.* That which is superlative. સર્વોત્કૃષ્ટ ચીજ.

**Superhuman**, *n.* નિત્સેકલ્પિત આદર્શજન; અલૌકિક, સામાન્ય નીતિથી પર મનુષ્ય.

**Supernatural**, *a.* (સ્યુપર્નૅ'ચુરલ્) Above the forces of nature. અદ્ભુત.

**Super-numerary**, *a.* (સ્યુપર્ન્યુ'મરરિ) Being in excess of a normal number. ઉપલગ; ફાલતુ; વધારાનું. 2 Exceeding the number stated. કહ્યા કરતાં વધારે. *n.* A person or a thing in excess of the normal number. ઉપલગ, વધારાનો માણસ. [L. *super* & *numeris* number.]

**Superscribe**, *vt.* (સ્યુપર્સ્કા'ઇબ્) To write or engrave at the top or outside of some thing; to write inscription over or on (something.) ઉપર શિરણામું લખવું; પત્તો લખવો ની ઉપર કોતરવું.

**Superscription**, *n.* (સ્યુપર્સ્કિ'પ્શન્) That which is written at the top etc. સપાટી પર, ઉપર લખેલું. 2. Act of super-scribing. ઉપર લખવું તે. [*super* & *scribo*, I write.]

**Supersede**, *vt.* (સ્યુપરસી'ડ્) To set aside; to cease to employ; to adopt another thing or person in place of. મૂકી દેવું; ને બદલે રાખવું-નીમવું. 2. To come in place of. ને બદલે આવવું. 3. To make void. નિર્બલ, રદબાતલ બનાવી મૂકવું.

**Superstition**, *n.* (સ્યુપરસ્ટિ'શન્) Credulity regarding the supernatural. મૂઢ વિશ્વાસ. 2. Irrational fear of the unknown or mysterious. વહેમ. 3. Misdirected reverence; the worship of a false God. પાખંડી ધર્મ-મત; ખોટા દેવની ભક્તિ. [L. *super* & *sto*, I stand.]

**Superstitious**, *a.* (સ્યુપર-સ્ટિ'શસ્) Of or pertaining to superstition. વહેમ સંબંધે. 2. Evincing false credulity. વહેમી; મિથ્યા; ભોળું.

**Superstructure**, પાયાપરનું બાંધકામ; સિદ્ધાંત ઉપરથી પ્રતિપાદિત જ્ઞાન, વિગત. **Supertax**, વધારાનો કર.

**Supervene**, *vi.* (સ્યુપર્-વી'ન્) To occur as an interruption to; to change from

some condition. બનવું; આવવું નીપજવું. [L. *super* & *veneo*, I come.]

**Supervise**, *vt.* (સ્યુપરવા'ઈઝ્) To direct or watch with authority the work of. દેખરેખ રાખવી. 2. Oversee; to look over so as to read. ઉપર ઉપર વાંચી જવું. [L. *super* & *video*, I see.]

**Supervision**, *n.* (સ્યુપરવિ'ઝન્) Superintendence; act of supervising; inspection. દેખરેખ; નિધેબાની; ચોકી.

**Supervisor**, *n.* (સ્યુ'પરવાઈઝર્) One who inspects; superintendent; one who supervises. દેખરેખ રાખનાર; તહવાસ રાખનાર.

**Supine**, *n.* (સ્યુ'પાઈન્) Verbal noun. કૃદંતનામ.

**Supine**, *a.* (સ્યુપા'ઇન્) Lying with face upward; lying on the back. છતું; ચત્તું; ચત્તાપાટ. 2. Disinclined for exertion; indolent. આળસુ; બેદરકાર; નિશ્ચેતન; બેઠડુક.

**Supper**. *n.* (સ'પર્) Evening meal. રાતનું ખાણું; વાળુ.

**Supperless**, *a.* (સ'પર્-લિસ્) Bereft or deprived of supper. વાળુ વગરનો; વાળુ કર્યા વગર-વિના.

**Supplant**, *vt.* (સપ્લૅ'ન્ટ્) To oust or take the place of by underhand means. દાવ-યુક્તિ-કપટ-થી દૂર ખસેડવું. 2. To overthrow. ઉથલાવી નાખવું; ઉખેડી નાખવું. [L. *sub* & *plant*, the sole of the foot.]

**Supple**, *a.* (સ'પલ્) Easily bent, pliant; flexible given to compliance; artfully submissive; fawning. જલદીથી વળે તેવું; સુંવાળું; નરમ; હાજીહા કહેનાર. *vi.* To turn supple. નરમ થવું; નમે તેવું થવું. [L. *supplex*, suppliant.]

**Supplement**, *n.* (સ'પ્લીમન્ટ્) Thing added to supply the defect of something else. સાંધણ; ઉમેરો; પૂરવણી. *vt.* To make additions. ઉમેરો કરવો; સાંધણ ઉમેરવું. (in Mathe.) The angle that added to another will make the sum two right angles. [L. *sub* & *pleo*, I stand.]

**Supplementary**, **Supplemental**, *a.* (સપ્લિમે'ન્ટલ્-પ્લિમે'ન્ટરિ) વધારાનું; બીજું; અનુષંગી.

**Suppliant**, *a.* (સપ્લા'યન્ટ્) Supplicating; entreating. કાલાવાલા કરતું; આજીજી કરતું. *n.* A humble petition. શરણાર્થી; કાલાવાલા કરનાર.

**Supplicate**, *vt.* (સ'પ્લિકેટ્) To make humble petition. કાલાવાલા કરવા; આજીજી કરવી.

**Supplication**, *n.* (સપ્લિકે'શન્) An act of entreating. કાલાવાલા; પ્રાર્થના. 2. An earnest entreaty. કાલાવાલા; અરજ પ્રાર્થના.

**Supplicatory**, *a.* (સપ્લિકે'ટરિ) Accompanied with supplication. કાલાવાલાવાળું; નમ્ર; દીન.

**Supply**, *vt.* (સપ્લા'ય્) To furnish; to provide. (with the thing needed.) ને પૂરું પાડવું. 2. To fill. (place; vacancy; pulpit) as substitute. ને ઠેકાણે આવવું; વતી બેસવું. 3. To provide. પૂરું પાડવું. *n.* Act of supplying. પૂરું પાડવું તે. 2. That which provides with the necessary things. તંગી પૂરી પાડનાર. *a.* Auxiliary troops. મદદનીશ લશ્કર; મદદ માટે આવી પહોંચેલું લશ્કર. (*b*) Food; store. ખોરાકનો ભંડાર. [L. *sub* & *pleo*, I fill.]

**Support**, *vt.* (સપૉ'ર્ટ્) To keep from falling; to hold up; carry the weight of. ને ટેકવી રાખવું; નો ભાર ઝીલવો. 2. To help. ને મદદ આપવી. 3. To carry. નીભાવી રાખવું. 4. To get livelihood. ગુજરાન ચલાવવું. *n.* State or act of upholding. નો ભાર ઝીલવો તે; આધાર. 2. Sustenance; maintenance. ગુજરાન; નિભાવ. 3. That which upholds or sustains. ટેકો; આધાર; સ્તંભ. [*sub* & *porto*, I carry.]

**Supportable**, *a.* (સપૉ'ર્ટબલ્) Capable of being supported. નીભાવી શકાય તેવું.

**Suppose**, *vt.* (સપો,'ઝ્) Assume as a hypothesis. ધારી લેવું. 2. To imagine. ધારવું; કલ્પવું. 3. To believe. માનવું *vi.* To think; to hold the opinion. ના મતનું હોવું; ધારવું. [L. *sub* & *pono*,]

**Supposition**, *n.* (સપોઝિ'શન્) Act of supposing. ધારવું તે; ધારણા. 2. Hypothesis; conjecture. કલ્પના; અટકળ.

**Suppositious**, *a.* (સપોઝિ'શસ્) Substituted for real. ધારી લીધેલું; મૂકી દીધેલું; પ્રક્ષિપ્ત. [*spurious* child, or writings.]

**Suppress**, *vt.* (સપ્રે'સ્) Put down; quell; put an end to activity or existence of (rebellion, sedition; agitation, etc.) ને દબાવી દેવું. 2. Restrain; to keep in; not to give bent to. દબાવી રાખવું; ખાળવું. મનમાં રાખવું. 3. To keep secret; not to reveal. છાનું રાખવું. 4. To stop. અટકાવવું.

**Suppression**, *n.* (સપ્રે'શન્) Act of suppressing. દમન; સ્તંભન; છુપામણી. 2. Complete stoppage of a natural secretion. અટકાવ, અવરોધ

**Suppurate**, *vi.* (સ'પ્યુરેટ્) To form pus; to generate pus; fester. માં પરૂ ભરાવું તે. 2. To cause to suppurate. માં પરૂ ભરાય તેમ કરવું; પકવવું [L. *sub* & *pus*, puris matter.]

**Suppuration**, *n.* (સપ્યુરે'શન્) Act of suppurating. પરૂ ભરાવું તે. 2. Matter produced by suppuration. પાચ; પરૂ.

**Supremacy**, *n.* (સુપ્રે'મસિ) The state of being supreme or exalted or the state of

being in the highest station of power.સર્વોપરિપણું; સર્વોત્કૃષ્ટપણું; સર્વાધિકય; શ્રેષ્ઠતા.

**Supreme**, *a.* (સુપ્રીમ્) Highest; greatest; uttermost. સર્વથી મોટું-વધારે; ઘણુંજ;અતિશય; ભારે. 2. Highest in authority. શ્રેષ્ઠ;સર્વોપરિ; પરમ; વરિષ્ઠ. **Supreme court**, સદર અદાલત. **Supreme monarch, The supreme**, પ્રભુ; પરમેશ્વર. [L. *super*, above.]

**Surcharge**, *vt.* (સર્ચાર્જ) To overload; to overburden. ગજા ઉપરાંત ભાર મૂકવો;માં-ઉપર વધારે ભાર મૂકવો-ભરવો. 2. To overstock. ચરામાં પહોંચી શકે તે કરતાં વધારે ઢોર ચરવા છોડવાં; વધારે ભરવું. 3. To show an omission in, for which credit ought to have been given. ઉધારવાની રકમ નહિ ઉધારેલી બતાવવી. *n.*(સ'ર્ચાર્જ) An excessive load or burden. ગજા ઉપરાંત બોજો; વધારે-જાસ્તી ભાર.2.An extra charge. વધારેલું ખર્ચ-નુર, કિંમત.

**Surcingle**, *n.* ઘોડાનો તંગ.

**Surcoat**, *n.* બખ્તર પરનો ડગલો, ઝબ્બો,જામો,

**Surd**, *n.* (સર્ડ) A quantity which cannot be expressed by rational numbers.કરણી.2.A surd element of speech.અનુચ્ચારિત વર્ણ.*a.*Deaf બહેરું. 2. Unheard.ન સંભળાતું હોય તેવું;અશ્રુત. 3. Toneless. અનુચ્ચારિત; અવાજ વિનાનું. 4. Involving surds. કરણીવાળું.[L. *surdus*, deaf.]

**Sure**, *a.* (શુર્) Certainly knowing and believing; confident beyond doubt. નિઃસંદેહ; ખાતરી, ભરોસાવાળું; સંશયહીન. 2. Firm; steady; strong. મજબુત; જબરો; ભરોસો કરવા લાયક. 3. Certain to find or retain. ખચિત; નક્કી; નિશ્ચિત. 4. Safe. સહીસલામત; નિર્ભય. **To be sure** or **be sure**, Certainly. ખાત્રીથી; ખચિત; ખરેખર; બેશક; નક્કી. [L. *se*, aside & *cura*, care.]

**Surely**,*adv.* (શુ'ર્લિ) Certainly; assuredly. નક્કી; ખચિત; ખરેખર; બેશક; નિઃસંશય; ખસુસ.

**Surety**, *n.* (શુ'ર્ટિ) Certainty; security. ખાત્રી; નિર્ણય; નિશ્ચય. 2. Security against loss or damage. નુકસાની બદલ બાંહેધરી; અવેજ. 3. (Law.) A bondsman; a bail. હામી, જામીન.

**Surf**, *n.* (સર્ફ) The swell of the sea. દરિયાનું મોજું; લહેર; તરંગ; કલ્લોલ.

**Surface**, *n.* (સ'ર્ફિસ) Superficies. ઉપરની બાજુ; સપાટી; તળ; પૃષ્ઠ; બહારનો ભાગ. 2. External appearance. બહારનો દેખાવ. [L. *super* & *facies*, face.]

**Surfeit**, *vt.* (સ'ર્ફિટ) To overfeed. અકરાંતિયાની પેઠે ખવડાવવું. *vi.* To eat to excess. ઠાંસી ઠાંસીને ખાવું; અતિશય, અકરાંતિયું ખાવું. *n.* Excess in eating and drinking. અકરાંતિયું ખાવું તે; આફરો; અતિશય ખાનપાન. [L. *sur* & *faceo*, I make.]

**Surge**, *n.* (સર્જ) A large wave or billow. મોટું મોજું. 2. A spring; a fountain. ઝરો; ફુવારો. *vt.* To swell; to rise high and roll. મોજું આવવું; ઘણું ઉછળીને વહેવું. [L. *sub* & *rego*, I direct.]

**Surgeon**, *n.* (સ'ર્જન્) One whose profession is to cure diseases of the body by manual operation. શસ્ત્રવૈદ્ય; વાઢકાપનું કામ જાણનાર. [Gk. *kheir*, hand, *ergo*, work.]

**Surgery**,*n.*(સ'ર્જરિ)The art of healing by manual operation. શસ્ત્રવિદ્યા; વાઢકાપ;શસ્ત્રવૈદક.

**Surgical**, *a.* (સ'ર્જિકલ્) Pertaining to surgery. શસ્ત્રવૈદ્ય-નું-સંબંધી, વિષે; વાઢકાપનું; શસ્ત્રીના ઉપચારનું.

**Surly**, *a.* (સ'ર્લિ) Abrupt;rude;ill-natured. ચીઢીયું; તોરી; ખરાબ સ્વભાવનું. 2. Gloomily morose; proud. મગરૂર; અહંકારી; ગર્વિષ્ઠ.

**Surmise**, *vt.* (સર્માઇઝ્) To suppose; to guess; to imagine.કલ્પના કરવી;ધારવું; અનુમાન કરવું; વિચારવું;વહેમ-સંદેહ આણવો.-*n.*Imagination; thought. વિચાર; કલ્પના તર્ક.2. Doubt; suspicion. શક; વહેમ; સંદેહ.[L. *sur* & *mitto*, I send.]

**Surmount**, *vt.* (સર્માઉન્ટ્) To surpass; to exceed. ના કરતાં ચઢવું; થી ચઢિયાતા હોવું. 2. To subdue; to conquer.વશ તાબે કરવું;જીતવું. 3. To rise above. થી ઉંચે ચઢવું-જવું. [L. *sur* & *monter*, to mount.]

**Surmountable**, *a.* (સર્માઉન્ટબલ્)Capable of being surmounted.જીતી, વશ કરી શકાય તેવું.

**Surname**,*n.*(સ'ર્નેમ્) A name or appellation added to or over and above, the baptismal or Christian name. ઉપનામ; અટક; કુળનામ.-*vt.* To give a surname to. ને અટક-ઉપનામ આપવું.

**Surpass**, *vt.* (સર્પાસ) To exceed; to go beyond in anything good or bad.થી ચઢિયાતા થવું;હઠાવવું;પાછળ મૂકવું;ના કરતાં સરસ થવું-નિવડવું.

**Surpassing**, *a.* (સર્પા'સિંગ્) Exceeding others; excellent. ઉત્તમ-શ્રેષ્ઠ; સર્વોપરિ; સરસ.

**Surplice**, *n.* (સ'ર્પ્લિસ્) A white garment worn over another dress by the clergy. પાદરીઓને ઘોળો ઝભ્ભો. [L. *super*, above & *pellicium*, a robe of fur.]

**Surplus**, *n.* (સ'ર્પ્લસ્) Excess; overplus. ફાજલ ભાગ; ઉપરનો વધારો; શેષ; બાકીનો ભાગ-*a.* More than sufficient. ફાજલ; વધારાનું; ઉપરનું; બાકીનું. [L. *sur* & *plus*, more.]

**Surprise,** *vt.* (સર્પ્રાઇઝ઼્) To strike with wonder or astonishment. વિસ્મય કરવું;અચંબો પમાડવો; દંગ કરવું. 2. To come or fall upon suddenly and unexpectedly. છાપો મારવો; અચાનક હુમલો કરવો. 3. To confuse. ગભરાવવું. *n.* Wonder; astonishment; amazement. આશ્ચર્ય; અચંબો; વિસ્મય. 2. The act of coming upon unawares. છાપો; ઉપર હુમલો,ધસારો કરવો તે.[L.*sur* & *prehendo*, I take.]

**Surprising,** *a.* (સર્પ્રાઈઝિંગ્) Wonderful; extraordinary. અજબ પમાડે એવું; અદ્ભુત; ચમત્કારિક; આશ્ચર્યકારક.

**Surrebutter,** *n.* (સરિબટર્) ફરિયાદી, વાદી પક્ષનો ત્રીજો જવાબ. **Surrejoinder,** વાદીનો બીજો જવાબ.

**Surrender,** *vt.* (સરેન્ડર્) To yield; to give up; to resign. છોડવું; છોડી દેવું; શરણ–તાબે–આધીન થવું. 2. To give the possession of. નો કબજો સોંપી દેવો; ને હવાલે કરવું 3. To yield to the power of another. શરણ થવું; તાબે થવું–*vi.* To yield; to give up one's-self into the power of another. શરણ-તાબે થવું.–*n.* The act of surrendering. તાબે, વશ, આધીન કરવું તે.

**Surreptitious,** *a.* (સરેપ્ટિશસ્) Done, produced or obtained by stealth. ચોરીનું; કપટનું; દગાથી કરેલું; છાનુંમાનું; ખોટું; કપટથી કરેલું. [L. *sub* & *rapeo,* I snatch.]

**Surrogate** *n.* (સરોગેટ્) A deputy; a delegate; substitute. અવેજી; પ્રતિનિધિ; મુખત્યાર. 2. The deputy of an ecclesiastical judge.ધર્મ સંબંધી ન્યાયાધીશનો મદદગાર-પ્રતિનિધિ [L. *sub* & *rogo,* I ask.]

**Surround,** *vt.* (સરાઉન્ડ્) To inclose on all sides. ઘેરી લેવું; પાછળ આવી રહેવું; ચારે પાસ ફરી વળવું. 2. To lie or be on all sides of. ની પાછળ ફરવું હોવું; ચારે પાસ ફરવું આવવું. [L. *super* & *unda,* wave.]

**Surrounding,** *a.* (સરાઉન્ડિંગ્) Encompassing; inclosing. ફરતું; આસપાસનું; ઘેરી લેતું.–*n.* An encompassing. ઓવરણ. 2.*pl.* Things or conditions which surround. આસપાસ–આજુબાજુની હકીકત–બીના–વસ્તુ–વાત; વાતાવરણ; સંજોગ.

**Surtax,** વધારાનો કર.

**Surtout** *n.* (સર્ટુટ્) Overcoat.

**Surveillance,** *n.* (સર્વેલન્સ્) Inspection; watch. દેખરેખ; જાપ્તો; ચોકસી; તપાસ; ચોરી; પહેરો [L. *super* & *vigilo,* I watch.]

**Survey,** *vt.* (સર્વે) To take view of; to inspect. ઉપર નજર ફેંકી જોવું; તપાસવું; તપાસી જોવું. 2. To determine the form, extent, position etc. મોજણી કરવી; માપવું; ખુંટ-સીમ નક્કી કરવા સર્વેઇ કરવી. 3. To examine. અવલોકવું; તપાસવું; નિહાળવું; નિરખવું; લક્ષ પૂર્વક જોવું. *n.* (સર્વે) A general view. બધે આંખ ફેરવી જોવું તે; તપાસ. 2. Examination. તપાસ; નિરીક્ષણ; નિરીક્ષા.3.The operation of finding the contour, dimensions, position or other particulars of any part of the earth's surface. મોજણી; પાણી; માપણી; સર્વેઇકામ.[L. *super* & *video,* I see.]

**Surveying,** *n.* (સર્વેઇંગ્) The act or occupation of making survey. મોજણી; માપણી; પાણી; સર્વેઇકામ.

**Surveyor,** *n.* (સર્વેઅર્) An overseer; a superintendent; an inspector. મોજણીદાર; તપાસ રાખનાર; ઉપર તલાસ રાખનાર; સર્વેઅર.

**Survival,** *n.* (સર્વાઇવલ્)An outliving. એક મુઆ પછી બીજાએ જીવતા રહેવું તે; અતિ, પુનર્જીવન.

**Survive,** *vt.* & *vi.* (સર્વાઇવ્)To outlive; to live longer than.ના મુવા પછી જીવતા-હયાત રહેવું-હોવું; ના કરતાં વધારે જીવવું. [L. *super* & *vivo,* I live.]

**Survivor,** *n.* (સર્વાઇવર્)One who survives or outlives another person or anything. મુઆપછી પછવાડે રહેનાર-જીવનાર; વધારે, પાછળ જીવનાર; હકદાર.

**Susceptibility,** *n.* (સસેપ્ટિબિલિટિ) The quality of receiving impressions;sensibility. ગ્રહણ શક્તિ; ગ્રાહકત્વ; ગ્રહણ શીલતા.

**Susceptible,** *a.* (સસ્સેપ્ટિબલ્) Capable of admitting anything additional, or any change, affection or influence. થવા જેવું; થઈ શકે એવું; માં, ઉપર ચઢાવી-વધારી શકાય તેવું. 2.Impressible;tender.અસર થાય તેવું;કોમળ;ગ્રહણ સમર્થ;ગ્રાહી;લાગણીવાળું.[L.*sub* & *capio*,I take.]

**Suspect,** *vt.* (સસ્પેક્ટ્) To imagine to be guilty. ગુન્હેગાર ધારવો; વહેમ, અંદેશો આણવો. 2. To doubt; to distrust. નો અણવિશ્વાસ આણવો. 3. To mistrust; to suppose. વહેમ, અંદેશો આણવો; અટકળ કરવી, બાંધવી. *vi.* To imagine guilty; to have a suspicion. ના વિષે શક, વહેમ હોવો, આણવો. *n.* A suspected or doubtful person. શકદાર. 2. Suspicion. શંકા; વહેમ; સંદેહ. [L. *sub* & *specio,* I look.]

**Suspend,** *vt.* (સસ્પેન્ડ્) To attach to something above; to hang. લટકાવવું; ટાંગવું. 2. To interrupt; to stay; to delay. અટકાવવું; રહેવા દેવું; બંધ-મોકુફ રાખવું. 3. To hold in an undetermined state. એમનુંએમ

રાખી મૂકવું; અનિશ્ચિત-ઠરાવામાં રાખવું; બાકી રાખવું. 4- To debar from the execution of an office. નોકરીથી દૂર-મોકુફ કરવું; સસ્પેન્ડ કરવું. 5. To cause to cease for a time. થોડા વખત સુધી બંધ રાખવું,-*vi.* To cease from operation or activity. મોકુફ રહેવું; થોડી મુદત સુધી બંધ રહેવું; **To suspend payment,** દેવાળું કાઢવું; નાદાર થવું [L. *sub* & *pendo*, I hang.]

**Suspense,** *n.* (સસ્પેન્સ્) Indecision; indetermination. અનિશ્ચય; ઉચ્ચાટ; સંદેહ. 2. A cessation of time; a stop. મોકુફી. **Suspense account,** કાચું નામું; કાચો મેળ.

**Suspension,** *n.* (સસ્પેન્શન્) The act of suspending or state of being suspended. લટકણું; લટકાવું-ટાંગવું-ટંગાવું તે. 2. Temporary delay or cessation. થોડી મુદત બંધ રાખવું-અટકાવવું તે; વિલંબ; આરામ; મોકુફી; બંધી. 3. Cessation of payment of what is due. દેવાળું કાઢવું તે; દેવાળું; નાદારી. 4. A keeping in doubt. ઉચો જીવ; ઉચાટ. **Suspension bridge,** ઝુલતો પૂલ; ઝોલા પૂલ.

**Suspicion,** *n.*(સસ્પિશન્)Mistrust; doubt; diffidence. શક; વ્હેમ; અંદેશો; સંશય; શંકા; અણવિશ્વાસ.

**Suspicious,** *a.* (સસ્પિશસ્) Inclined to suspect. વહેમી; શંકાશીલ; સંશયી; વહેમ-શક-અંદેશો પડતું

**Suspire,** *vi.* (સસ્પાયર્) To fetch a long, deep breath; to sigh. દીર્ઘનિશ્વાસ નાખવો; ઉંચો શ્વાસ લેવો.

**Sustain,***vt.*(સસ્ટેન્)To keep from falling; to support.નો ભાર ઝીલવો-ખમવો;ટેકવી રાખવું. 2. To keep from sinking or despondence. હોશીઆરીમાં રાખવું; ખુશીમાં રાખવું;ધીરજ આપવી. 3. To maintain; to nourish.ગુજરાન ચલાવવું-કરવું; જીવતું રાખવું. 4. To bear. ખમવું; નભાવવું; વેઠવું. 5. To prove. સાબીત કરવું. 6.To sanction. મંજુરી આપવી; કાયમ રાખવું.7. To help. મદદ-સહાય કરવી. [L. *sub*, & *teneo*, I hold.]

**Sustenance,** *n.* (સસ્ટેનન્સ્) The act of sustaining; support; maintenance. નિર્વાહ; ભરણપોષણ; પોષણ; ટેકો; ગુજરો; વૃત્તિ; જીવન. 2. Food. ખોરાક; અન્ન.

**Sustentation,** *n.* (સસ્ટેન્ટેશન્) Support; the act of sustaining. નિભાવ;ગુજરાન;પોષણ; ટકવી રાખવું તે.

**Sutler,** *n.* (સટ્લર્) One who follows an army to sell provisions, liquors etc. લશ્કર સાથે ખરસામાન, દારૂ વગેરે વેચવા જનાર.

**Suture,** *n.* (સ્યુચર્) The act of sewing. સીવણ; સાંધવું તે; સાંધો. 2. A stitch to hold together the edges of the wound. ટેભો; ઘા ઉપર ટેભા દઇને સીવવું તે.3.The joint of the skull. ખોપરીના હાડકાનો સાંધો. [L. *suo*, I sew]

**Suzerain,** *n.* (સ્યુઝરેન્) A superior lord, to whom fealty is due.મુખ્ય સરદાર;પટાવતોનો રાજા;મોટો જમીનદાર; સર્વોપરિ. [L.*sub* & *verto*, I turn.]

**Swab,** *n.* (સ્વૉબ્) A mop for cleaning desks etc. ભોંય વાળવાની-ઝાડવાની સાવરણી; કુચડો; કુચો.-*vt.* To clean with a mop or swab. સાવરણી-ઝાડુથી સાફ કરવું.

**Swaddle,** *n.* (સ્વૉડલ્) A swarding band. લુગડાનો પટો;નાના છોકરાને વીંટવાનાં લુગડાં-*vt.*To bind;as with a bandage.લુગડાનો પાટો બાંધવો.

**Swag,** *vi.* (સ્વૅગ્) To swing; to sink down by its weight; to lean. ઝોલો ખાવો; ભારથી ઝુલવું-ઝુલી પડવું; ભારથી નમવું.-*n.* A swaying; irregular motion, as of a heavy body. ઝોલાની અનિયમિત ગતિ.2.A burglar's booty. ચોરની લુંટ.

**Swagger,** *vi.* (સ્વૅગર્) To walk with a swaying motion. લપકામાં-લપકાબંધ ચાલવું. 2. To boast; to brag; to bully. બડાઇ-ફુલાસ મારવી;ફુલ હાંકવી; અભિમાન કરવું.-*n.*Boastfulness or insolence of manner. બડાઈ; ફુલ; ફુલાશ; અભિમાન.

**Swain,** *n.* (સ્વેન્) A rustic. ગામડીઓ; ગામડાનો આશક.

**Swallow,** *n.* (સ્વૉલો) A kind of sparrow. ચકલો; ચકલી.

**Swallow,***vt.*(સ્વૉલો)To take into stomach. ગળી જવું; ગટગટાવી જવું;ગટ્ટ કરવું.2.To absorb. શોષી લેવું. 3. To engross. પચાવી-દબાવી લઇ પડવું;ઓઈઆં કરી જવું.4.To receive or embrace (opinions) without examination. વગર તપાસે સ્વીકારવું.-ગ્રહણ કરવું; એકદમ માનવું.-*n.* The throat. ગળું; ગળાની નળી. 2. As much as is, or can be, swallowed at once. કોળીઓ; ઘુંટડો. 3. A whirl-pool. ખાબોચીયું; મેલું પાણી ભરાયું હોય તેવો ખાડો.

**Swam,** (સ્વૅમ્) *Imp.* of *swim.* તર્યું.

**Swamp,** *n.* (સ્વૉમ્પ્) Low ground filled with water; wet; soft; spongy ground કાંપ-કાદવ-પાણીવાળી જગ્યા.-*vt.* To plunge or sink in a swamp. ભીની કાદવવાળી જગામાં બોળવું-રગદોળવું. 2. To overwhelm; to ruin. ને ઉંધા પાડી દેવું; ના ટાંટીઆ, હાથપગ ભાગવા.-*vi.* To sink or stick in a swamp. ભીની-કાદવવાળી જગામાં પડવું-ચોટવું.

**Swampy**, *a.* ( સ્વૉ'મ્પિ ) Consisting of a swamp. કંપ, કાદવ-કચરાવાળું; પાણીવાળું. 2. Like a swamp. કાદવ જેવું; પાણી જેવું.

**Swan**, *n.* (સ્વૉન્) A large migratory web footed bird of several species, like the goose. રાજહંસ. 2. A flock of swans. રાજહંસનું ટોળું.

**Swap**, *vt.* (સ્વૉપ્) To exchange; to barter. સાટું; અદલાબદલ; બદલો.

**Sward**, *n.* (સ્વૉર્ડ્) An exchange. સાટું-બદલો કરવો તે.-*n.* Turf; the grassy surface of land. ઘાસવાળી જમીન-ભોંય. 2. Skin; covering. ચામડી; પડ.-*vt.* To cover with sward. ના ઉપર ઘાસ ઉગાડવું.

**Swarm**, *n.* (સ્વૉર્મ્) A large number of small animals or insects, especially when in motion. નાનાં ચાલતાં-ઉડતાં જીવજંતુનું ટોળું. 2. A great number of honey bees. મધમાખીઓનું ટોળું. 3. Any great number or multitude. ટોળું; ઝુંડ; જમાવ.-*vi.* To collect and depart from a hive by flight in a body. ટોળું થઈને જવું-ઉડવું-આવવું-ઉડી જવું. 2. To appear or collect in a crowd. ટોળાબંધ થવું-મળવું.

**Swarthy**, *a.* (સ્વૉ'ર્ધિ) Of a dark blue; tawny. કાળું; આછા કાળા રંગનું; શામળું.

**Swash**, *n.* (સ્વૉશ્) A swaggering fellow. ડંફાશમાર; તડાકામાર; ધાંધલીઓ. 2. A dashing of water. પાણીનું જુસ્સાભેર ઉડવું-છંટાવું તે. 3. A narrow channel of water, lying within a sand-bank. રેતીના કીનારાની અંદરની બાજુએ આવેલી પાણીની સાંકડી નહેર.-*vi.* To splash. પાણીનું જોરથી અથડાવું-છંટાવું. To bluster. ગડબડ કરવી; ડંફાસ મારવી. **S. buckler** = ડંફાસીયો; તડાકીઓ. **Swastika**, *n.* (સ્વૅ'સ્ટિક્) Fylfot. [Sk. स्वस्तिक]. સાથીયો.

**Swath**, *n.* (સ્વૉથ્) A band or fillet. ફીત; પટી; કિનારી; પાટી. 2. The whole sweep of a scythe. લાંબા હાથાવાળા દાતરડાથી એક સપાટે જેટલું કાપ્યું હોય તેટલી જગ્યા. 3. A line of grass or grain cut and thrown together by a scythe. દાતરડાથી કાપી નાખેલા છુટા દાણા કે ઘાસની હાર.

**Swathe**, *vt.* (સ્વેધ્)To bind with a band. વિંટાળવું; પાટા વતી બાંધવું.-*n.* A bandage. પાટો; પટો, બળોતીયું.

**Sway**, *vt.* (સ્વે,)To move or wield with the hand. ઝાલવું; ધરવું; ધારણ કo; ગ્રહણ કo; વાપરવું. 2. To direct; to influence; to govern. દોરવું; સત્તા અમલ-રાજ્ય ચલાવવું; રાજ કરવું. 3. To swing; to cause to incline to one side. ઝોલા ખાવા; એક બાજુએથી બીજી બાજુએ હાલવું. 4. To hoist; to raise. ઉંચે ચઢાવવું. *vi.* To bear rule; to govern. સત્તા, અધિકાર, અમલ ચલાવવો; રાજ કરવું.-*n.* Power; influence; weight. સત્તા; અમલ; અધિકાર; શાસન; વજન. 2. Turn of a balance. ત્રાજવાનો ઝોક. 3. A sweep of a weapon. શસ્ત્રનો ઝપાટો-લસરકો.

**Swear**, *vi.* (સ્વેઅર્) To affirm or utter a solemn declaration, with an appeal to God, for the truth of what is affirmed. સોગન-કસમખાવા; પ્રતિજ્ઞા કરવી. 2. To give evidence on oath. સોગન ઉપર જુબાની-પૂરાવો આપવો. 3. To curse; to use the name of God profanely. ખોટા-નકામા પરમેશ્વરના કસમ-સોગન, સમ ખાવા-લેવા-નું નામ લેવું. 4. To promise on oath. સોગન ખાઈને વચન આપવું. *vt.* To utter or affirm with a solemn appeal to God for the truth of the declaration. કસમ સોગન ખાવા-લેવા; સોગન ખાઈ કહેવું. 2. To cause to take an oath. સોગન ખવડાવવા; પ્રતિજ્ઞા કરાવવી. 3. To declare or charge upon oath. સોગન કસમ ઉપર કહેવું. **To swear off**, નું જળ મૂકવું; ની બાધા લેવી.

**Sweat**, *n.* ( સ્વેટ્ ) The fluid or moisture excreted from the skin of an animal. પરસેવો; પસીનો; નીતાર; ઝરણ. 2. Toil; labour. ભારે મહેનત-શ્રમ; વૈતરું.-*vi.* To perspire. ને પરસેવો છુટવો.-*vt.* To cause to perspire. પરસેવો, પસીનો આણવો. 2. To flow from the pores. માંથી ઝરવું; નીતરવું.

**Sweaty**, *a.* ( સ્વે'ટિ ) Moist with sweat. પરસેવાથી ભીનું થએલું; પરસેવાવાળું. 2. Toilsome. પરસેવાવાળું; માથાકુટ-મહેનતનું; ઘણું ભારે.

**Sweep**, *vt.* (સ્વીપ્) To brush with a broom; to rub over with a broom for removing loose dirt. વાળવું; ઝાડવું; સાફ કરી નાખવું; વાસીદું વાળવું; પુંજો-કચરો કાઢવો. 2. To rub lightly along. ઘસીને લઇ જવું. 3. To draw or drag over. ના ઉપર ખેંચવું-ખેંચી લઇ જવું. 4. To pass over; to traverse. ને જોઇ જવું; પર દોડયા જવું. 5. To carry with a long swinging or dragging motion. ઝોળથી આગળ ચાલવું; ફલંગે ચાલવું. 6. To propel. હડસેલવું; ધકેલવું. 7. To strike with a long stroke. વગાડવું; રણકાર કરવો; ઝણઝણાવવું.-*vi.* To clean with a brush. વાળવું. 2. To pass with swiftness. જોરથી-સપાટાબંધ જવું.-*n.* The act of sweeping. વાળવું કે ઝાડવું તે. 2. The compass of a stroke. સપાટો; ઝપાટો; ફેર; લસરકો. 3. Violent destruction. ધાણ; સંહાર; કચ્ચરઘાણ. 4. A sweeper. વાળનાર; ઝાડુ કાઢનાર. 5. A long pole or piece of timber. વળગણી; દંડી;

આકળી. 6. *pl.* The sweepings of workshops. કારખાનાનો કચરો પૂંજો.

**Sweeper,** *n.* (સ્વી'પર્) One who sweeps. વાળનાર; ઝાડનાર; ઝાડુ કાઢનાર; ઢેરો.

**Sweepings,** *n.* (સ્વી'પિંગ્સ્) Things collected by sweeping. વાસીદું; કચરો; પૂંજો; એંઠવાડો; ઝાડુ.

**Sweep-stakes,** *n.* (સ્વીપ-સ્ટેક્સ્) The whole money staked or won at a race. શરતમાં હારજીત થવાનાં નાણાંની બધી રકમ. 2. One who wins all. બધું જીતનાર.

**Sweet,** *a.* (સ્વીટ્) Having the taste of honey or sugar. મીઠું; ગળ્યું; મિષ્ટ; મધુર. 2. Fragrant. ખુશબોદાર; સુગંધીદાર. 3. Pleasing to the ear. મીઠું; મધુર; કર્ણપ્રિય; સુસ્વર 4. Pleasing to the eye. ખુબસુરત; મનોહર; સુંદર; રમણીય.–*n.* Confectionery; sweetmeats. મીઠાઇ; મીઠું મીઠું ખાવાનું; મિષ્ટાન્ન; પકવાન. 2. A perfume. સુગંધી; સુવાસ. 3. A darling. વલ્લભ; પ્રિયતમ; વહાલું; પ્રિય માણસ; રમણ, પ્રિયા.

**Sweeten,** *vt.* (સ્વી'ટન્) To make sweet to the taste. મીઠું-ગળ્યું કરવું. 2. To make pleasing to the mind. માં સુખ-આનંદ મૂકવો; માં મીઠાશ મૂકવી-વધારવી: પ્રિય કરવું.–*vi.* To become sweet. ગળ્યું થવું.

**Sweet-heart,** *n.* (સ્વી'ટ્-હાર્ટ્) A lover or mistress. રમણ; પ્રિયતમ; વલ્લભ; પ્યારી; પ્રિયા; લલના; વલ્લભા.

**Sweet-meat,** *n.* (સ્વી'ટ્-મીટ્) Any article of confectionery; fruit preserved with sugar. મીઠાઈ; ખાંડ પાએલો મેવો-ફળ. **S.-scented,** સુગંધી. **S.-tempered,** સુંવાળા, મીઠા સ્વભાવનો. **S.-tooth,** દાઢચસ્કો; સારૂંસારૂં, ગળ્યું ખાવાનો શોખ.

**Sweetness,** *n.* (સ્વી'ટ્નિસ્) Agreeableness; the quality or state of being sweet. મીઠાશ; મધુરતા; ગળપણ.

**Swell,** *vi.* (સ્વેલ્) To grow larger by matter added within, or by expansion of the inclosed substance. ફુલવું; સુઝવું; ઉપસવું; માં સોજો આવવો-ચઢવો. 2. To increase in size. કદમાં વધવું; પાણી ભરાવું; પાણી ચઢવાં. 3. To rise or be driven into waves or billows. નાં મોજાં ઉછળવાં-ચઢવાં. 4. To be elated. અહંકારી-મગરૂબ થવું. 5. To bulge out. ફુલી, ઉપસીને બહાર નીકળવું. 6. To become larger in amount. રકમ-સંખ્યામાં મોટું થવું; વધી જવું. 7. To be puffed up. ફુલાઈ જવું. 8. To strut. મ્હોટાઈ-ઢોંગ કરવો; ફુલાવું. *vt.* To increase the size, bulk, or dimensions of. વધારવું; મ્હોટું કરવું; નું કદ વધારવું. *n.* The act of swelling. વધવું, મોટું થવું, કરવું તે; વૃદ્ધિ; સોજો. 2. A wave; a billow. મોજું; છોળો; તરંગ; મોજાં. 3. Gradual increase. ધીમે ધીમે ચઢાવ, વધારો. 4. A showy, boastful person. વરણાગીઓ; લાલ સાહેબ; અક્કડબાજ માણસ. *a.* Stylish; fashionable. ટોળી; ભપકા-ડોળવાળું; પતરાજીખોર.

**Swelling,** *n.* (સ્વે'લિંગ્) Protuberance. સુઝવું-વધવું તે; ઉપસવું, ફુલવું તે; સોજો.

**Swelter,** *vi.* (સ્વે'લ્ટર્) To be overcome and faint with heat. તાપથી મરણતોલ થઈ જવું; બફાઈ જવું. *vt.* To oppress with heat. તાપમાં મૂર્છા-વિકાર કરવો.

**Swerve,** *vi.* (સ્વર્વ્) To wander; to deviate. આડું-આડુંપાડું જવું; હઠવું; આડું જવું. 2. To bend. વાંકું થવું; વળવું. *vt.* To turn aside. વાંકું કરવું; ફેરવવું.

**Swift,** *a.* (સ્વિફ્ટ્) Quick; rapid; fleet. ઉતાવળું; વેગ-ઝડપવાળું; ચાલાક–*n.* A reel for winding yarn. ફિરકું; દોરો વિંટવાની ફરકી.

**Swiftly,** *adv.* (સ્વિ'ફ્ટ્લિ) With quick motion; fleetly. ઝડપથી; જલદીથી; સત્વર; વેગથી.

**Swiftness,** *n.* (સ્વિ,ફ્ટ્નિસ્) Speed; quickness. ઉતાવળ; ઝડપ; ત્વરા; જલદી.

**Swill,** *vt.* (સ્વિલ્) To drink grossly or greedily. ઢીંચવું; અતિશય પી-હોઇઆં કરી જવું.

**Swim,** *vi.* (સ્વિમ્) To float; to be supported by water or other fluid. તરવું; પ્રવાહી પદાર્થ ઉપર રહેવું. 2. To glide along. સરીલસી જવું. 3. To be dizzy. તમ્મર-ચક્કર-ફેર આવવા. 4. To be overflowed or drenched. પલળી જવું; રેલાવું; ભિંજાઈ જવું.–*vt.* To pass or move over or on by swimming. તરીને જવું; તરવું. 2. To compel or cause to swim. તરાવવું; તરતું રાખવું.–*n.* The act of swimming. તરવું તે.

**Swimmingly,** *adv.* (સ્વિ'મિંગ્લિ) Smoothly; successfully; without obstruction. સહેલથી; નિર્વિઘ્ન; સફાઈથી; અડચણ વગર.

**Swindle,** *vt.* (સ્વિ'ન્ડલ્) To cheat and defraud grossly. ધુતવું; ઠગવું; દગો કરવો.

**Swindler,** *n.* (સ્વિ'ન્ડ્લર્) A cheat; a sharper. ચોર; ધુતારો; ઠગ; હરામખોર.

**Swine,** *n.* (સ્વાઇન્) [*sing.* & *pl.*] An animal of the hog kind; a hog. ભુંડ; સુવર; ડુક્કર.

**Swing,** *vi.* (સ્વિંગ્) To move to and fro; to wave; to oscillate; to vibrate. હીંચકવું; ઝોલા ખાવા; ઝુલવું; લટકવું. 2. To use a swing. ઝોલો-હિંચકો ખાવો.–*vt.* To cause to swing.

હીંચોળવું; ઝુલાવવું; હીંચકો નાખવો.-*n.* The act of swinging.ઝોલા-હીંચકા ખાવા તે; ઝોલો;હીંચકો. 2. Free course.મોકળો માર્ગ; છુટ.3.Influence or power of a body put in motion. વેગ; સપાટો. 4. An apparatus for recreation by swinging. હિંચકો; ઝુલો; હિંડોળો; પાટીયું.

**Swinge,***vt.*(સ્વિન્જ)To beat soundly;towhip. ખુબ મારવું; ફટકા-ચાબુક મારવો. 2. To move as a lash. ફટકા માફક હલાવવું: ચાબુખ ટીંઝવી.-*n* A swinging motion. ઝુલતી ગતિ.

**Swingle,** *n.* (સ્વિંગલ્) A wooden instrument like a large knife.પીંજણ.-*vt.* To clean with a swingle. પીંજણથી સાફ-ચોકખું કરવું.

**Swinish,***a.*(સ્વાઇનિશ્)Resembling a swine. ભુંડના જેવું; જનાવર જેવું.

**Swipe,** જોયા વગર જોરથી ફટકો, ફટકો લગાવવો -(*pl.*) હલકી જાતનો દારૂ.

**Swirl,** *v.* ઘુમરી ખાવી.-*n.* ઘુમરી.

**Swish,** *v.* સોટી વગેરેનો સપકારો બોલાવવો -*n.* સપકારો; સફ, સસ, અવાજ.

**Swiss,** *a.* સ્વિટ્ઝર્લેંડનું.

**Switch,** *n.* (સ્વિચ્) A small flexible twig or rod. નાની ડાળી, સોટી. 2. A shunt.વિજળીનો પ્રવાહ એક જગાએથી બીજે સ્થળે લઇ જવાની યાંત્રિક યુક્તિ; ઇલેક્ટ્રિનું બટન. 3. A movable part of a rail.રેલ્વેનો ખસેડી શકાય એવો ભાગ.-*vt.*To strike with a switch. નાની સોટીથી મારવું.2.To shunt; to transfer by a switch. એક ઉપરથી બીજી રેલ્વે પર લઈજવું;બીજા ભાગમાં લઈ જવું;મરડવું;બટન દબાવવું.

**Swivel,** *n.* (સ્વિવલ્) A fastening which allows the thing fastened; to turn freely on its axis; a ring; a link;a staple.નકુચો; આંકડો; કડી; ફરકી. 2. A small cannon fixed in a swivel. નકુચા ઉપર ફરે એવી તોપ.-*vi.*To turn on a staple, pin or pivot. નકુચા-અંકોડા ઉપર ફરવું.

**Swollen,** *a.* (સ્વો,'લન્)Enlarged by swelling. સુજવાથી મોટું થએલું;

**Swoon,** *vi.* (સ્વૂન્) To faint; to sink into a fainting fit. બેશુદ્ધ-બેભાન થવું; મૂર્છા આવવી.-*n.* A fainting fit. મૂર્છા; બેશુદ્ધિ; બેભાન.

**Swoop,** *vt.* (સ્વૂપ્) To fall on at once and seize. એકદમ પકડીને ઝડપી લેવું;તરાપ મારવી.2.To catch. પકડવું.-*vi.* To descend with closed wings from a height upon prey. શિકાર ઉપર ઉંચેથી એકદમ પાંખ બંધ કરીને ઉતરવું.-*n.* A falling on and seizing.ઝપટ;ઝડપી લેવું તે.

**Sword,** *n.*(સૉર્ડ્)A weapon, having a long, strong and sharp pointed blade,for cutting or thrusting. તરવાર; સમશેર. 2. The military power of a country. લશ્કર; સેના. **Sword-cane,** ગુપ્તિ. **To put to the sword,** મારી નાખવું. **To draw sword,**લડાઇ કરવી.

**Swordsman,** *n.* (સૉ'ર્ડ્ઝ્મન્) A soldier; a fighting man. યોદ્ધો; સિપાઇ; લડવૈયો;સૈનિક. -°**ship,** તલવારબાજી.

**Swore,** (સ્વો,ર્) *Imp. of* **swear.** સમ-સોગન ખાધા.

**Swot,** *n.* ભણવાનું વૈતરૂં; માથાકુટ; *v.* વૈતરૂં કરવું.

**Sworn,** (સ્વૉર્ન્) *p. p. of* **swear.** સમ, સોગન ખાધેલા.

**Sybarite,** *n.* (સિ'બરાઇટ્) A person devoted to luxury and pleasure. મોજશોખ કરનાર માણસ; બાયલો વિલાસી; ફાતડી.

**Sycophancy,** *n.* (સિ'કોફન્સિ) Flattery; servility. ખુશામત; નીચ મરજી ઉઠાવવી તે; ગધ્ધા વૈતરૂં કરવું તે. 2. False accusation.ખોટું આળ. [L. *sycophanta,* a fig-shower.]

**Sycophant,** *n.*(સિ'કોફન્ટ્)A base parasite; a mean flatterer. નીચ-ખુશામતખોર માણસ; ખુશામતખોર.

**Sycophantic,** *a.* (સિકોફૅ'ન્ટિક્) Meanly flattering. ખુશામત કરતું-વાળું, ભરેલું.

**Syllabic,-cal,***a.*(સિલૅ'બિક્-કલ્) Pertaining to a syllable; containing a syllable. અક્ષર સંબંધી; વર્ણ સંબંધી; એકપદી. [Gr. *syn* & *lambano,* I take together.]

**Syllabification,** *n.* (સિલૅબિફિકે,'શન્) Formation of syllables. જોડણી બનાવવી તે; વર્ણી કરવી તે; પદચ્છેદ.

**Syllable,** *n.* (સિ'લેબલ્) An elementary sound or a combination of elementary sounds, uttered together. એક સ્વર; અક્ષર; વર્ણ;એક સ્વરયુક્ત વ્યંજન;પદ. 2.In writing and printing, a part of a word separated from the rest, as capable of being pronounced by a single impulse of the voice. લખાણ કે છાપવામાં જુદો પડેલો ભાગ; વર્ડી.3. A small part of a sentence or discourse. વાક્યનો ભાગ-વિભાગ; અક્ષર; કાંઇપણ ટુકો ભાગ.

**Syllabus,** *n* (સિ'લેબસ્)An abstract.ટિપ્પણ; ટાંચણ; સંક્ષેપ; સારાંશ; સાર.

**Syllogism,** *n.* (સિ'લજિઝ્મ્) The regular logical form of argument, consisting of three propositions, of which the first two are called the **premises,** and the last the **conclusion.** અવયવ ઘટિત વાક્ય; તર્કશાસ્ત્રમાં આપેલી બે દલીલ ઉપરથી નક્કી કરેલી દલીલ; ન્યાય; અવયવોપેત વાક્ય. [Gr. *syn* & *lego,* I gather.]

**Sylph,** *n.* (સિલ્ફ્) A fairy. વનદેવી; પરી; વિદ્યાધરી; દિવ્યાંગના. [Gr. *silphe*, a grub.]

**Sylvan,** *a.* (સિ'લ્વન્) Rural;rustic;forest-like. જંગલ-રણ્ જેવું;રાની;વન્ય 2. Abounding in forests. જંગલવાળું-જંગલથી ભરપૂર.-*n.* A fabled deity of the wood; a satyr. વનદેવી; વનદેવતા. [L. *sylva*, wood.]

**Symbol,** *n.* ( સિ'મ્બલ્ ) An emblem; a visible sign of an idea. નિશાની;લક્ષણ;નમુનો; ચિહ્ન; નિશાન 2. Figure; type. સંજ્ઞા; અક્ષર; ચિહ્ન. 3. Any character used to represent a quantity. અક્ષર;ચિહ્ન;સંજ્ઞા. 4. A summary of the articles of religion. ધર્મ-સિદ્ધાંતસાર; ધર્મ; ફરજ. [Gr. *syn* & *ballo*, I throw.]

**Symbolic,-al,** *a.* (સિમ્બૉ'લિક,-કલ્) Of or pertaining to a symbol.લક્ષણ-ચિહ્નરૂપ;ચિહ્નવાળું; સાંકેતિક.

**Symbolism,** *n.* (સિ'મ્બલિઝમ્) Representation by symbols. ચિહ્ન-લક્ષણ રચના. 2. The science of creeds. ધર્મ-મતશાસ્ત્ર.

**Symbolize,** *vi.* (સિ'મ્બલાઇઝ્) To have a resemblance of qualities or properties. મળતુ આવવું; ના ગુણ સરખા હોવા. 2 To agree. મળતા આવવું; એક મતના હોવું.-*vt.* To make to agree in properties or qualities. ગુણમાં મેળવવું-સરખાવવું 2. To represent by a symbol. સંજ્ઞાથી જણાવવું;મૂર્તિરૂપ બનાવવું.

**Symmetrical,***a.* (સિમે'ટ્રિકલ્) Proportional in its parts; involving or exhibiting symmetry. આકાર-સાંગશુદ્ધ; પરિપૂર્ણ; ઘાટદાર;ડોળદાર; યથાપ્રમાણ. 2. Having corresponding parts or relations.સરખા માપનું;સરખા અવયવ-ભાગવાળું

**Symmetrize,** *vt.* (સિ'મિટ્રાઇઝ્) To make proportion in its parts. સપ્રમાણ કરવું; આકાર-શુદ્ધ કરવું.

**Symmetry,** *n.* (સિ'મિટ્રિ)A due proportion of the several parts of a body to each other. આકારશુદ્ધિ; આકારસાંગતા; યથા પ્રમાણતા; અવયવ સંજોગ. [Gr. *syn* & *metron*, a measure.]

**Sympathetic,** *a.* (સિમ્પથે'ટિક્) Inclined to or exhibiting sympathy. બીજાની દયા જાણનાર; સમદુ:ખી; પરદુ:ખી; સહૃદય; દિલસોજી.

**Sympathize,** *vi.* (સિ'મ્પથાઈઝ્) To have a common feeling. બીજાનું દુ:ખ જાણવું-લાગવું; બીજાના દુ:ખથી દુ:ખી અને સુખથી સુખી થવું; દાઝ જાણવી; દયા લાવવી; સહાનુભૂતિ, દિલસોજી ધરાવવી. *vt.* To experience together.સાથે અનુભવ કરવો.

**Sympathy.** *n.* (સિ'મ્પથિ) Fellow-feeling; feeling corresponding to that which another feels. એકેકની દયા-દાઝ; બીજાના દુ:ખની દયા; અનુકંપા; દિલસોજી;સહાનુભવ, ભૂતિ. 2. Pity.દયા; મમતા; દાઝ; માયા. [Gr. *syn*, with & *pathos*, feeling.]

**Symphonious,** *a.* (સિમ્ફો'નિઅસ્) Harmonious; agreeing in sound. એક રાગવાળું; મધુર; સુસ્વર. [Gr. *syn* & *phone*, a sound.]

**Symphony,** *n.* (સિ'મ્ફનિ) Accordance of sounds. એક રાગ; સુસ્વરતા.

**Symptom,** *n.* (સિ'મ્પટમ્) Mark; sign; token. ચિહ્ન; નિશાની; લક્ષણ. 2. An affection which attends a disease. રોગ લક્ષણ; લક્ષણ. [L. *syn* with & *pipto*, I fall.]

**Symptomatic,** *a.* (સિમ્પ્ટમૅ'ટિક્) Of or pertaining to symptoms. લક્ષણભૂત-સૂચક; લાક્ષણિક.

**Synagogue,** *n.* (સિ'નગૉગ્) An assembly of Jews for worship. યાહુદી લોકોનો ધર્મ સમાજ-મંડળી-સભા. 2. A Jewish place of worship. યાહુદી લોકોનું ધર્મ મંદિર. [Gr. *syn*, with & *ago*, I lead.]

**Synchronal,** *a.* (સિ'ન્ક્રોનલ્)Simultaneous; happening at the same time. સમકાલીન; એક કાળે બને એવું; સમકાલિક. [Gr. *syn* & *chronos*, time.]

**Synchronism,***n.*(સિ'ન્કનિઝમ્) Simultaneousness;the concurrence of events in time. સમકાલીનતા; એક કાળે બનવા-હોવાપણું;સમકાળતા. 2. The tabular arrangement of historical events, according to their dates. સાલવારી ઇતિહાસ; તારીખ પ્રમાણે ઇતિહાસના બનાવને કોઠામાં ગોઠવવા તે.

**Synchronize,** *vi.* (સિ'ન્કનાઇઝ્) To agree in time. વખત-કાળમાં મળતા આવવું.-*vt.* To assign to the same date or period of time. એકજ સમયનું બતાવવું,

**Syncopate,** *vt.* (સિ'ન્કપે,ટ્) To contract (a word) by taking one or more letters from the middle. શબ્દના વચલા મધ્યાક્ષરનો લોપ કરવો; સંકોચવું.

**Syncope,***n.* (સિ'ન્કપી) An elision or retrenchment of one or more letters or syllables from the middle of a word. વચલા અક્ષરનો લોપ;મધ્યાક્ષરલોપ. 2.A fainting or swooning. મૂર્છા; બેભાન; બેશુદ્ધિ.[Gr. *syn* & *kopto*, I cut.]

**Syndic,***n.*(સિ'ન્ડિક્)An advocate or patron. કારભારી; મુનીમ; વહીવટદાર; વહીવટ કરનાર. [Gr. *syn* & *dike*, justice.]

**Syndicate,** *n.* (સિ'ન્ડિકે,ટ્) A council or body of syndic. અધિકારીમંડળ 2. The office or jurisdiction of a syndic. અધિકારી-

અમલદારનો હોદ્દો.3.An association of persons, authorized to transact a business.કારોબારી-વહીવટ કરનાર મંડળ; કામ ચલાવનાર મંડળી.

**Syne**,*adv* (સાઇન્)Afterwards; since. પછીથી; પાછળથી. 2. Late. પછી; તેથી મોડા.

**Synecdoche,** *n.* (સિને'કડકી) A figure or trope, by which the whole of a thing is put for a part, or a part for the whole. ઉપલક્ષણ; લક્ષણા. [Gr. *syn-ek* & *dechomai,* I receive.]

**Synod**, *n.*(સિ'નડ્)An ecclesiastical council to consult on matters of religion. ધર્મસંબંધી મસલત માટે મળેલી ધાર્મિક મંડળી;ધર્માધિકારીઓની મંડળી. [Gr. *syn,* with & *hodols,* a way].

**Synonym,** *n.*(સિ'નોનિમ્) A word which has the same signification. સમાનાર્થી શબ્દ; શબ્દાર્થ ભેદ;પર્યાય [Gr.*syn,*& *onoma,* a name.]

**Synonimous**, *a.* (સિનૉ'નિમસ્)Expressing the same thing or idea. એકાર્થી; એક અર્થનું; સમાનાર્થક.-°**mity,**-નિ'-°**nymy**, (સિનૉ'નિમી) સમાર્થતા; અતિ શબ્દતા.

**Synopsis,** *n.* સિનૉ'પ્સિસ્) [ *pl. synopses.*] A brief general view.બધાનો સાર;ટૂંક,સંક્ષિપ્ત હકીકત;સારાંશ;સાર ગ્રંથ.[Gr.*syn* & *opsis.* view.]

**Syntax,** *n.* (સિ'ન્ટૅક્સ્ ) The construction of sentences; due arrangement of words in sentences. વાક્યરચના; વાક્યવિચાર; પદાન્વય. [Gr. *syn* & *tasso,* I arrange.]

**Synthesis**, *n.* (સિ'ન્થિસિસ્) [*pl.syntheses.*] Composition; the putting of two or more things together. એકીકરણ; સંયોજન; મિશ્રણ; વસ્તુના જુદા જુદા ભાગો એકઠા કરવાની રીત;મિલન. [Gr. *syn* & *thesis,* a placing. ]

**Synthetical,** *a.* (સિન્થે'ટિકલ્) Pertaining to synthesis. સંયોજન-એકીકરણ સંબંધી, વિષે.

**Sytony,** *n.* (સિ'ન્ટની) વગર દોરડાના તારની પ્રસારક શક્તિ સમાન ગોઠવવી.

**Syphilis,** *n.* (સિ'ફિલિસ્) A dangerous, venereal disease. ચાંદી; ટાંકી; વિસ્ફોટિક;ગરમી. [Gr. *sin* & *phis.*]

**Syphilitic,** *a.* ( સિફિલિ'ટિક્ ) Pertaining to syphilis; infected with syphilis.ચાંદી સંબંધીનું; ચાંદીવાળું.

**Syren,** એક જળાશયમાંથી બીજામાં પાણી,પ્રવાહી, લઇ જવા માટેની ભુંગળી.

**Syren,** *n.* (સા'યરન્) Same as "siren". નાવિક વિનાશક સ્ત્રી; પ્રલોભન; પ્રલોભક, મોહક સ્ત્રી, વસ્તુ; વ્હાણમાંનું સૂર યંત્ર.

**Syriac,** *a* (સિ'રિઍક્) Of or pertaining to Syria, its language સીરીઆ અથવા ત્યાંની ભાષા વિષે-*n.*The language of Syria.સીરીઆની ભાષા.

**Syringe,** *n.* (સિ'રિન્જ્) A small hand-pump for injecting liquids. પીચકારી;બસ્તિ;-*vt.* To inject by means of a syringe; to wash and cleanse by injections from a syringe. માં પીચકારી મારવી; પીચકારી મારીને સાફ કરવું-ધોવું; પીચકારીથી ઘાલવું-દાખલ કરવું.[Gr.*syrinx,*a tube.]

**Syrup,** *n.* (સિ'રપ્) શરબત; જાડું પ્રવાહી ચાટણ; ચાસણી; મુરબ્બો; ઢીલો ગોળ.

**System,** *n.* (સિ'સ્ટિમ્) A regular union of principles or parts forming one entire thing. રીતિ; પદ્ધતિ; વ્યવસ્થા; રચના; ગોઠવણ. 2. The universe.જગત;દુનીઆ; સૃષ્ટિ રચના તંત્ર.

**Systematic,-cal,** *a.* ( સિસ્ટમૅ'ટિક્-કલ્ ) Methodical;proceeding according to system. પદ્ધતિ,નિયમસરનું;નિયમિત.-°**tism,** *n.*(સિ'સ્ટમ-ટિઝમ્) પદ્ધતિ, શાસ્ત્ર પ્રમાણે ગોઠવવું તે;શાસ્ત્રરચના.-°**tist,** *n.* (સિ'સ્ટમટિસ્ટ્) શાસ્ત્ર, પદ્ધતિ રચનાર; નિયમાનુરાગી; શાસ્ત્રી.-°**tization,** (સિસ્ટમટાયઝે',શન્) પદ્ધતિ, શાસ્ત્રરચના.

**Systematize**,*vt.* (સિ'સ્ટમટાઇઝ્) To reduce to system or regular method. નિયમિત, શાસ્ત્રીય બનાવવું.-°**zer,** *n.*-°બનાવનાર.

**Systematology**,*n.*(સિસ્ટમટૉ'લજી) Knowledge about systems. શાસ્ત્ર, પદ્ધતિજ્ઞાન.

**Systole,** *n.*(સિ'સ્ટલી)હૃદય તથા નસને સંકોચાવી લોહી ફેરવવું તે; રક્તભ્રમણક્રિયા; ગુરૂ અક્ષરને લઘુ બનાવવો તે.-°**tolic,** (સિસ્ટૉ'લિક્)*a.*

**Syzygy,** *n.* (સિ'ઝિજી) કોઇ નક્ષત્રનો સૂર્ય-સંયોગ, પ્રતિરોધ.

## T.

**T,** (ટી) The twentieth letter of the English alphabet is a nonvocal consonant. અંગ્રેજી મૂળાક્ષરનો વીસમો અક્ષર. એનો ઉચ્ચાર ત્, અને ટ્ જેવો થાય છે.

**Tab,** *n.* ( ટૅબ્ ) A shoe-flap or latchet. બુટનો કાન; બુટની દોરી.

**Tabasher, Tabasheer,** *n.* ( ટ'બૅશર્-ટ'બૅશીર્) A concretion found in the joints of the bamboo tree. વાંસકપુર.

**Tabby,** *n.* ( ટૅ'બી ) A kind of rich silk. એક જાતનું લેહરીવાળું રેશમી કાપડ. *a.* Appearing wavy. લ્હેર-ભાતનું, વાળું. *vt.* To calendar; to water. લ્હેર પાડવી.

**Tabernacle,** *n.* (ટૅ'બર્નૅકલ્) A Hebrew Temple; a place of worship. યાહુદી લોકોનું દેવળ; દેવળ. 2. The human body as a temporary abode of the soul. દેહ; પિંડ. [L. *taberna,* a hut.]

**Table,** *n.* (ટે,બલ્) The presentation of many items in one group. [illegible]

A synopsis; an index. સારાંશ; સાર; તકતો; પત્રક; અનુક્રમણિકા. 3. The arrangement of the lines on the palm. હસ્તરેખાનો આકાર. 4. An article of furniture. મેજ; ટેબલ. 5. Entertainment; fare; food set before a party. ખાણું; જમણ. 6. A flat piece of wood supported on pegs. લખવા ચીતરવાને બનાવેલી પાટી. **To turn the tables**=To have a change in fortune. નશીબ ફરવું; ફેરવવું. **To serve tables**=ગરીબોને ખાણું આપવું. **To lay on the table**=To postpone the consideration of, by the common vote. બધાનું મત લઈ કામ મુલતવી રાખવું.

**Tableau,** *n.* (ટેબ્લો',) A representation or picture. છબી; પ્રતિમા; મૂર્તિ; આબેહુબ છબી. 2. Persons grouped together in a dramatic scene. નાટકમાં એક સીનના પાત્રો; ચિત્રદૃશ્ય.

**Tableland,** *n.* (ટે',બલલૅન્ડ) A level piece of land; a plateau. ઉંચી સપાટ જમીન; સમસ્થળ; ઉચ્ચ સમભૂદેશ.

**Tablet,** *n.* (ટૅ'બ્લિટ્) A flat piece of anything for drawing or writing upon. લખવાનો ચોરસપાટ કકડો; પાટી; પટ. 2. A small table. નાનું ટેબલ-મેજ્. 3. A cake. *pl.* A diary. નોંધવહી. ગોટી; ચપટી ગોળી. diary. નોંધવહી.

**Taboo,** *n.* (ટૅબૂ') Boycott; interdiction. મનાઈ; બંધી. *vt.* To boycott or interdict. મનાઈ કરવી; સોગન દેવા.

**Tabour,** *n.* (ટે'બુર્) A little drum. ઢોલકી; પખાજ. *vi.* To play on a drum. ઢોલકી વગાડવી; ઢોલક વગાડવું.

**Tabret,** *n.* (ટૅ'બ્રિટ્) A small drum. ઢોલકી; નાનુ ઢોલક.

**Tabular,** *a.*(ટૅ'બ્યુલર્)Arranged in squares. ખાનાવાળું. 2. In a schedule form. કોષ્ઠકરૂપ; પત્રકરૂપ; કોઠારૂપ. 3. Flat-surfaced. સપાટ. 4. Having layers. પડવાળું.

**Tabulation,** *n.* (ટૅબ્યુલે,'શન્) કોષ્ઠક, કોઠો.

**Tache,** *n.* (ટૅક)A blemish; a stain; a spot. ડાઘો; કલંક. 2. A loop; a catch. ગાળો; આંકડો; પકડ; ચાંપ.

**Tachygraphy,** *n.* (ટૅ'કિગ્રફી)Stenography; shorthand. લઘુલેખન; ઝડપથી લખવાની કળા. [Gr. *tachus*, short & *grapho*, I write.]

**Tacit,** *a.* (ટૅ'સિટ્) Understood; complied; done or made in silence. ગુપ્ત; માનસી; મુંગું; સમજી લીધેલું.

**Taciturn,** *a.* (ટૅ'સિટર્ન) Not given to; conversation; silent and quiet by nature. મિતભાષી; અલ્પભાષી; અબોલ.

**Taciturnness,** *n.*(ટૅ'સિટર્નનિસ્) or **Taciturnity,** *n.* (ટૅસીટ'ર્નીટી)Silence by nature; reservedness. અબોલપણું; મૌનત્વ; ચુપકીદી.

**Tack,** *n.*(ટૅક)A peculiar savour or flavour. સોરમ; સ્વાદ. 2. A blemish; a spot. એબ; કલંક; ડાઘ.

**Tack,** *n.* (ટૅક) A flat-headed nail. ખીલી; મેખ; ચુંક. 2. A rope used to pull the sails of a ship. ગોલ-ગોસ-ઘોસ. *vt.* To attach or fasten. સાંધવું. 2. To secure hastily by nailing. જોડી મુકવું.

**Tackle,** *n.*(ટૅ'કલ્)An instrument of action; a gear. દાંતાવાળું હથીયાર; સાહિત્ય; સરંજામ. 2. Pulley-block apparatus. ગરેડી; બે અથવા વધારે ગરેડીવાળું યંત્ર. 3. The ropes &c. that keep the sails upright. વહાણના ડોલ તથા સઢને મજબુત રાખનાર દોરડાઓ વગેરે. *vt.* To furnish or supply the tackles and other nautical equipment. વહાણનો સામાન પૂરો પાડવો. 2. To work vigorously at or upon. બરાબર હાથમાં, સકંજામાં લેવું; પકડવું.

**Tact,** *n.* (ટૅક્ટ્)Nice perception or discernment; sensitive mental touch. ઉંડી પહોંચ; કળવકળ; અક્કલ; ચાતુર્ય. [ L. *tango*, I touch. ] *adv.* Tactfully. કળથી; ચાલાકીથી.

**Tactful,** *a.* (ટૅ'ક્ટફુલ્) Talented. અક્કલવાળો, ચાલાકી, હુશીયારીવાળો.

**Tactless,** *a.* (ટૅ'ક્ટલિસ) અક્કલ વગરનો; ઠોઠ.

**Tactical,** *a.* (ટૅ'ક્ટિકલ્) Pertaining to military evolutions or tactics. સેના કવાયત-વ્યૂહરચના વિષે.

**Tactician,** *n.*(ટૅક્ટિ'શન્) A master of military evolutions. વ્યૂહરચનામાં કુશળ; લશ્કરી કવાયત પારંગતમાં માણસ.

**Tactics,** *n.* (ટૅ'ક્ટિક્સ્)The science and art of military evolutions. વ્યૂહ, સૈન્ય રચના.

**Tactile,** *a.* (ટૅ'કટાઇલ્) Pertaining to the organs or sense of touch. સ્પૃશ્ય; સ્પર્શનીય; સ્પર્શેન્દ્રિય વિષે.

**Taction,** *n.* ( ટૅ'ક્,શન્ ) Contact; touch. સ્પર્શ; અડકવું તે.

**Tactual,** *a.* (ટૅ'ક્ટ્યુઅલ્) Pertaining to, derived from or consisting of the sense of touch. સ્પર્શ મૂલક; સ્પર્શરૂપ.

**Tadpole,** *n.* (ટૅ'ડપો,લ્) A very young frog. દેડકાનું બચ્ચું.

**Taff-rail,** *n.* (ટૅ'ફરે,લ્) The upper stern of a ship. ડબુસાનો ઉપલો ભાગ-કઠોરો.

**Tag,** *n.* (ટૅગ્) Rabble. તોફાની ટોળું. 2. The direction of a card or label. સરનામું લખવાની

ચિઠ્ઠી. 3. The catchword of an actor. નાટકના પાત્રને છેલ્લો બોલવાનો ખુબીદાર શબ્દ. **Tag and rag**=People of the lowest class. અતિનીચ વર્ણના લોક. 4. One year old sheep. પ્હેલા વર્ષનું ઘેટું. *vt.* To attach a tag to; to fit with. ચિઠ્ઠી લગાડવી.

**Tail,** *n.* (ટે,લ)Abridgment;entail;limitation. કોઈ અમુક વારસનેજ મળે એવો મીલ્કત સંબંધી પ્રતિબંધ. **Estate an tail**=Entailed property. સપ્રતિબંધદેય મીલ્કત. 2. The projecting flexible part of the body of an animal behind. પુંછડું; દુમ; પુંછ. 3. The hindermost,lower or back part of anything છેડો;પીઠ;પૃષ્ઠભાગ.**T.of a loch**=તળાવના નીચલા ભાગમાં જવાનો રસ્તો. **Tail spindle**=સંધાડાની ત્રાક. **To turn tail**=To run away.નહાસી જવું; ભાગી જવું; પોલ થવું. *vi.* To hold by the tail. પુંછડાથી પકડવું. *vt.* To hang behind or follow like a tail. પુંછડાની માફક-ની પાછળ ફર્યા કરવું; પુછડાની માફક લટકવું.

**Tailor,***n.*(ટે,'લર)One who makes garments from cloth. દરજી; સઇ.

**Tailor-bird,***n.*(ટે,'લરબર્ડ)A small singing bird. એક જાતનો ગાનાર પક્ષી; સુગ્રીવ; સુગરી.

**Taint,** *n.* (ટે,'ન્ટ) Blemish; spot;stain.ડાઘો; એબ; કલંક. 2. Hue; tincture. રંગ; પાસ. *vt.* To contaminate;to pollute; to defile.બગાડવું; માઠું કરવું; માં વિકાર પેસાડવો. 2. To tarnish; sully or stain. કલંક-એબ-દૂષણ-ડાઘ લગાડવો.*vi.* To be corrupted, defiled or tarnished. બગડેલું હોવું; એબ લાગેલું-કલંકિત હોવું.

**Taintlees,** *a.*(ટે,'ન્ટલિસ)Pure;untarnished; unspotted. દોષ-વિકારરહિત; નિષ્કલંક; કલંકરહિત.

**Take,** *vt.* (ટે,ક) To accept;to admit.માનવું; કબુલ રાખવું. 2. To eat; to partake of. લેવું-ગ્રહણ-પ્રાશન કરવું; જમવું, 3. To withdraw or remove from. પાન કરવું;કાઢી લેવું.4.To guide; to lend. લેવું; લઇ જવું. 5. To portray; to delineate; to copy; to picture. લેવું; ઉતારવું; ચિત્ર-છબી કાઢવી-લેવી; ની છબી ઉતારવી. 6. To capture; to catch hold of; to grasp.પકડવું; લેવું;ઝાલવું.**To take to arms**=To begin fighting.લડાઈ શરૂ કરવી.**To take breath**=To invigorate or freshen up oneself.આરામ-દમ લેવો. **To take aim**=તાકવું; નીશાન માંડવું. **To take along**=To guide દોરવું. **To take away**=To remove; to carry off.લઇ જવું;લુંટી લેવું.**To take care**=To be careful. કાળજી લેવી; સંભાળ લેવી. **To take down**=ઉતારવું;લખવું.2. To swallow.ગળી જવું. 3.To reduce.નીચે ઉતારવું.**To take heart**=to be encouraged; to take courage. હીંમત આવવી. **To take effect**=To have effect. અસર ક૦; ગુણ ક૦. **To take heed**=To be cautious. કાળજી રાખવી.**To take heed to**=To be careful of. સંભાળ-કાળજી રાખવી. **To take hold of**=To grasp or catch. પકડવું; ઝાલવું. **To take to horse**=ઘોડા પર સવાર થવું. **To take in**=To cheat or deceive. છેતરવું; ઠગવું; ઠસાવવું. **To take in hand,**=To undertake. હાથમાં લેવું; માથે રાખવું. **To take in vain**=નું નામ નકામું લેવું. **To take leave**=To bid good-bye to. રજા લેવી; સલામ ક૦. **To take notice**=To note with care. ધ્યાન દઈને જોવું. **To take off**=To destroy. લઈ જવું; નાશ ક૦. 2. To remove; to carry off. ખસેડવું; નહસાડવું; **To take one**=To assume oneself. ઓઢોરવું; માથે લેવું; ધારણ ક૦. **To take orders**=To be ordained as a clergyman. કોઈ ધર્માધિકારીની પદ્વી લેવી. **To take part**=To share. ભાગ લેવો. **To take part with** = To side or unite with. ભાગે સામેલ થવું; ભળવું. **To take air** = છતું થઈ જવું **To take the air** = હવા ખાવા જવું. **To take the field**=To commence war. મેદાને પડવું; લડાઇ શરૂ ક૦. **To take to heart**=To feel sensitively. લાગવું-હૃદયને ખુંચવું. **To take up arms**=શસ્ત્ર લઇ સજ્જ થવું. **To take upon oneself**=To assume; to undertake. માથે લેવું. **To take advice**=To consult. ની સલાહ લેવી. **To take a leaf out of another's book.**=To follow in the footsteps of. નુ અનુકરણ કરવું; ને પગલે પગલે ચાલવું. **To take to flight**=To run away. નહાસી જવું. **To take into one's head**=To think of; to be seized with the idea of doing. કંઈ પણ કરવાની મગજમાં ધુન ભરાવી. **To take off from**=ઘટાડવું; ઓછું ક૦. **To take one's chance**=To risk; to play for. માં ઝુકાવવું; નશીબ અજમાવવું. **To take one's way**=રસ્તો કાપવો. **To take sight**=To aim. નિશાન તાકવું. To reprove or reprimand severely. સખ્ત લેવડાવવો; ખખડાવવું; ઠપકો દેવો. **To take to heels** To fly away. નહાસી જવું. **To take umbrage**=To be angry.ગુસ્સે થવું. **To take after**=To copy; to imitate. અનુકરણ-નકલ કરવી;નાં જેવું ઉતરવું-હોવું. **To take wind**=To be out; to be generally known. પ્રગટ-પ્રસિદ્ધ થવું; **To**

**take on**=To be violently affected; to express grief. ઘણું મુંઝાવું-ગભરાવું. **To take up**=To lift or raise. ઉંચકવું. 2. To enter upon. બાબત ઉપાડવી-વાત ચલાવવી. **To take to**=To be fond of; to resort to. લત લાગવી; ગમવું; નાદ-ટેવ લાગવી. *n* Anything taken or caught at one time (as fish). એકે વખત પકડાએલી માછલી; પકડાએલી-સપડાએલી કોઇપણ વસ્તુ. [Dan. *tage*, to take.]

**Taking**, *a*. (ટે,'કિંગ્) Alluring; attractive; deceiving. લોભાવે-લલચાવે-લાલચમાં પાડે એવું.

**Talc**, *n*. (ટૅલ્ક્) Mica. અબરખ.

**Tale**, *n*.(ટે,લ્)A coin. એક (ચીનમાં વપરાતું) નાણું. 2. A story, narration or discourse. કથા; વાત.

**Tale-bearer**, *n*. (ટે,'લબેઅરર્) One who carries stories officiously and brings others into mischief; a back-biter. ચાડીઓ; ચુગલીખોર.

**Talent**, *n*. (ટૅ'લન્ટ) Genius; intellectual ability; skill. અક્કલ; શક્તિ; બુદ્ધિ; મતિ.

**Talented**, *a* (ટૅ'લન્ટેડ્)Of high intellectual ability; skilled. હોશીયાર; હુન્નરમંદ; બુદ્ધિવંતમાન; સંસ્કારી.

**Talisman**, *n*.(ટૅ'લિસ્મન્)A charm. તાવીજ. માદળીયું; દોરો; ચિઠ્ઠી (માંત્રિક).

**Talismanic**, *a*.(ટૅ'લિસમનિક્) Acting like a charm; magical. તલીસ્માટી; જાદુતું; માયાવી; જાદુ જેવું.

**Talk**, *vi*. (ટૉક્) To speak; to utter words; to converse. બોલવું; વાતચીત કરવી. **To talk of**=To relate about. ની વાતો ક૦. *vt*. To speak freely. બોલવું **To talk a person into**=વાતો કરીને કોઇપણ માણસનો મત બદલવો. *n*. Speech; conversation. વાતચીત; ગપાટા.

**Talkative**, *a*. (ટૉ'કેટિવ્)Loquacious; given to much talking. લવારીખોર; વાતુડીઓ; બોલકો.

**Talker**, *n*. (ટૉ'કર્) One who speaks or converses. બોલનાર.

**Talking**, *a*. (ટૉ'કિંગ્) Given to talk; able to utter words or speak. બોલકો; વાતુડીઓ; બોલી શકે એવું; વાત કરે એવું.

**Tall**, *a*.(ટૉલ્)High in stature. ઉંચું; ઉન્નત; લંબુસ.

**Tallness**, *n*.(ટૉ'લનિસ્)Height. ઉંચાઇ; લાંબાપણું.

**Tallow**, *n*. (ટૅ'લૉ) Animal or vegetable fat. ઝાડ અથવા પ્રાણીઓની-માંથી કાઢેલી ચરબી. *vt*. To fatten. લઠ્ઠ કરવું. 2. To smear or oil with tallow. ચરબી લગાડવી.

**Tally**, *vt*. (ટૅ'લી) To make to correspond; to cause to fit. નો મેળ મેળવવો; સાથે મળતું બનાવવું. *vi*. To agree exactly; to correspond. બેસતું-મળતું આવવું; સરખું ઉતરવું. 2. To score. તાળો-મેળ લખવો.

**Talon**, *n*.(ટૅ'લન્)The claw of a bird of prey. શિકારી પક્ષીનો પંજો; નખોરીયાં. [L. *talone*, heel.]

**Talus**, *n*.(ટૅ,લસ્)A sloping ground ઢોળાવ.

**Tamable**, *a*. (ટૅ',મબલ્) Capable of being domesticated. પાળી શકાય એવું; વશ્ય; હેળવાય.

**Tamarind**, *n* (ટૅ'મેરિંડ્)A kind of shady tree and its fruit. આમલીનું ઝાડ; આંબલી.

**Tambour**, *n*. (ટૅ'મ્બુર્) A drum. ડફ; તબલો; ખંજરી. 2. A circular frame on which silk or other stuff is stretched for being embroidered upon. ભરત ભરવાનું ચોકઠું.

**Tambourine**, *n*. (ટૅ'મ્બુરિન) A musical instrument of the drum species. ખંજરી; વાડકાનું ડફ.

**Tame**, *a*. (ટે,મ્)Subdued; servile; spiritless. દબેલ ને દબેલ રહેનાર; ધપ્પાખાઉ; પાણી વગરનું. 2. Domestic; domesticated. પાળીવ; પાળેલું. *vt*. To subdue; to crush; to depress. વશ કરવું; તાબે ક૦. 2. To domesticate. પાળવું; હેળવવું.

**Tameness**, *n*. (ટે,'મનિસ્) Domesticity; unresisting submission. નામર્દી; પરાક્રમહીનતા; ગરીબી; સાધારણ, લુખાપણું.

**Tamper**, *vi*. (ટૅ'મ્પર્) To interfere or meddle with. છેડવું; માથું મારવું. 2. To influence secretly or in an underhand way. છુપી રીતે વગ-વસીલો લગાડવો. *n*. A tamping iron. એક લોખંડનું હથીયાર. 2. One who tamps. સુરંગનું મોઢું પુરનાર.

**Tan**, *vt*. (ટૅન્) To convert into leather by chemical process. ચામડું કેળવવું-કમાવવું. 2. To beat, flog or thrash. કુટવું; માર મારવો. *vi*. To become tanned or sunburnt. કેળવાવું; સૂર્યકિરણની અસરથી શામળુ-બદામી રંગનું થવું.

**Tang**, *n*. (ટૅન્ગ્) Characteristic relish or taste or flavour. સ્વાદ; પાશ; રંગ. *vt*. & *vi*. To make a ringing sound; to ring. વગાડવું; ખણખણતો અવાજ થવો.

**Tangency**, *n*. (ટૅ'ન્જન્સી) Contact or touching; the state of being a tangent. સ્પર્શ; સ્પૃશ્યતા; સ્પૃશતા.

**Tangent**, *n*. (ટૅ'ન્જન્ટ્) A line which touches a circle or a curve in one place only. સ્પર્શરેખા-લીટી. *a* Coming in contact with; touching. સ્પર્શ કરતું, અડકતું.

**Tangibility**, *n*. (ટૅન્જીબિ'લિટી) Palpability; the state of being tangible. સુસ્પષ્ટતા; સ્પર્શજ્ઞેયતા; વેદ્યતા.

**Tangible**, *a*. (ટૅ'ન્જીબલ્) That which may be felt by touch; palpable; tactile. સ્પર્શજ્ઞેય; સ્પર્શેન્દ્રિયથી જણાય એવું. 2. That may

be possessed or realized;substantial; real; evident. વાસ્તવિક; સ્પષ્ટ; સાફ લાગે-દેખાય એવું.

**Tangle,** *n.* (ટૅ'ન્ગલ્) A knot of hair,threads &c. in a state of entanglement. આંટી;ગાંઠ. *vi.* To be entangled. ગુંચવાઈ જવું. *vt.* To interlock or interweave so as to make it difficult to unravel ગુંચવી નાખવું. 2. To involve or embroil or ensnare ફસાવવું; ભેરવવું. 3. To complicate matters. વધારે ગુંચવણ ભરેલું કરવું.

**Tank,** *n.* (ટૅન્ક્) A measure equal to 240 grains. ટાંક 2. A reservoir; a large cistern. બાંધેલું તળાવ; મોટી ટાંકી; હોજ; ટાંકુ.

**Tankard,** *n.* (ટૅ'ન્કાર્ડ્) A pitcher; a large vessel for drinking. ઢાંકણવાળું પીવાનું પવાલું-વાસણ.

**Tanner,** *n.* (ટૅ'નર્) One who tans hides. ચામડું કેળવનાર-કમાવનાર.

**Tannery,** *n.* (ટૅ'નરી) A factory where hides are tanned. ચામડા કમાવવાની જગ્યા-ફૅક્ટરી. 2. The art of tanning. ચામડા કમાવવાનો હુનર-ની કળા.

**Tanpit,** *n.* (ટૅ'નપિટ્) A pit for tanner. ચામડીયાનો કુંડ; ખાલપાની-ચમારની કુંડી.

**Tantalize,** *vt.* (ટૅ'ન્ટલાઇઝ્) To torment by presenting something desirable to the view which however is unobtainable by the person who sees it; to excite hopes and fears which are unrealizable; to tease. ટગમગાવવું; ટીટળાવવું; ટીમટીમાવવું; ટગાવવું.

**Tantalizing,** *a.* (ટૅ'ન્ટલાઇઝિંગ્) Alluring yet unattainable. મૃગજળ સમાન-બતાવવું; લાલચ આપી ટમટમાવવું.

**Tantamount,** *a.* (ટૅ'ન્ટમાઉન્ટ્) Equal in signification, value or effect. બરોબર; સરખું. *vi.* To be equivalent to. સરખું-બરાબર હોવું.

**Tanyard,** *n.* (ટૅ'નયાર્ડ્) Tannery. ચામડાં કેળવવાની જગ્યા-કારખાનું.

**Tantrum,** *n.* (ટૅ'ન્ટ્રમ્) Outburst of petulance. ચીડ; આવેશ; આડાઇ.

**Tap,** *n.* (ટૅપ્) A pat; a gentle blow. ટપલી; ટકોરો. *vi.* To strike a gentle blow. ધીમે રહીને ટકોરો મારવો. *vt.* To touch gently; to pat. ને હળવેથી ટકોરો-ટકોરો મારવો. 2. To put on a new heel or sole. નવું તળીયું મુકાવવું. *n.* A hole or pipe through which a liquor is drawn. દારૂ અગર પાણી જવાનો નળ. *vt.* To pierce or broach a cask. પીપને ગ્વાળી પદાર્થ નિકળે એટલા માટે કાણું પાડવું.

**Tape,** *n.* (ટેપ્) A tape-line. માપવાની ફીત 2 A narrow band. પાટી; નાડું; ફીત.

**Taper,** *n.* (ટે'પર્) A candlet; a small candle or light. નહાની મીણબત્તી-દીવો. *a.* Long and becoming gradually slenderer towards a point; conical. છેડે અણીવાળું થતું. *vi.* To become gradually slenderer or less in diameter. એક છેડેથી પાતળું થવું. *vt.* To cause to taper. એક છેડેથી પાતળું કરવું.

**Tapering,** *a.* (ટે'પરિંગ્) Conical. શંકુના કાર; શંકુના આકારનું.

**Tapestry,** *n.* (ટે'પિસ્ટ્રી)Decorated curtain-cloth.બુટ્ટાદાર ભીંતના પડદા-કાપડ.*vt.*To decorate with tapestry. ઉપર પીછવાઈ નાંખવી-જડવી.

**Tapster,** *n.* (ટૅ'પસ્ટર્) One whose business is to broach or tap casks.દારૂ પીપમાંથી કાઢનારો.

**Tar,** *n.* (ટાર્) Pitch; ડામર; કોલતાર. 2. A sailor. ખલાસી; ખારવો. *vt.* To spread or cover with pitch. વિલાયતી ડામર લગાડવો.

**Tardiness,** *n.* (ટા'ર્ડિનિસ્) Sluggishness; slowness; dullness. મંદપણું;ધીમાપણું;સુસ્તપણું.

**Tardy,** *a.* (ટા'ર્ડી) Sluggardly; slow; dull. મંદ; ધીમું; ઠંડું. 2. Late. મોડું; વિલંબી. [L. *tardus*, slow.]

**Tare,** *n.* (ટેઅર્) An abatement or deduction made from the gross weight of commodity. કપાત; બારદાન; વળતર; બાદ છુટ. *vt.* To mark the tare of the goods. બારદાન નક્કી ક.

**Target,** *n.* (ટા'ર્જેટ્) A mark or butt to shoot at for practice. લક્ષ; નિશાન. 2. A small shield. નાની ઢાલ.

**Targum,** *n.* (ટા'ર્ગમ્) A translation of the Hebrew Scriptures in the Chaldee language. બાઈબલનું કાલ્ડી ભાષામાં કરેલું ભાષાંતર.

**Tariff,** *n.* (ટૅ'રિફ્)A system of duties upon goods going out or coming into the country imposed by the government. દાણ, જકાત દરની યાદી. 2. The duty so levied. કર;જકાત.

**Tarnish,** *vt.* (ટા'ર્નિશ્) To sully; to dim; to lessen or destroy the lustre of. ને એબ-ડાઘ કલંક લગાડવો. *vi.* To lose lustre; to become dim or dull. ચળકાટ-તેજ જતું રહેવું. *n* Blemish; stain. કલંક; ઝાંખ; ડાઘો.

**Tarpaulin,** *n.*(ટારપૉ'લિન્)Tarred canvas. તારપત્રી; ડામર લગાડેલું કેનવાસ

**Tarry,** *a.* (ટૅ'રી) Pitchy; covered with tar; like tar. ડામરવાળું; ડામર ચડાવેલું.*vt.* To wait for. ની રાહ જોવી.2. To stop;to remain behind; to stay. ઉભા રહેવું-રાહ જોવી.

**Tart**, *a.* (ટાર્ટ) Snappish; severe; keen. આકરો; આકરૂં. 2. Sour; acid. ખાટું.

**Tartar**, *n.* (ટા'ર્ટર્) A native of Tartary. ટાર્ટરી પ્રદેશનો રહેવાસી. 2. The reddish sediment or crust in a wine-cask. દ્રાક્ષના દારૂના પીપને ચોંટી રહેલો પોપડો.

**Task**, *n.* (ટાસ્ક્) Irksome labour or study imposed upon a person by another. કંટાળાભરેલું કામ; વેઠ. 2. Work; employment; business. કામ. *vt.* To oppress with severe labour; to impose a task upon. ને કંટાળવાળું-ભારે કામ આપવું. **To take to task**=To reprimand or reprove severely. ઝાટકવું; ઝડતી લેવી; ખખડાવવું; ઠપકો દેવો.

**Tassel**, *n.* (ટૅ'સલ્) The flower or head of some plant. ઝાડનું ફૂલ; ટોચ; ચમરી. 2. A pendent ornament consisting of a sort of boss or knob with a thread hanging down. ઝુમખો; ઝુલ. *vt.* To decorate with tassels. ઝુલ મુકીને શણગારવું.

**Tastable**, *a.* (ટે,'સ્ટબલ્) Relishable; such as can be tasted. સ્વાદ લેવા જેવું.

**Taste**, *n.* (ટે,'સ્ટ્) Gustation; act of tasting. ચાખવું તે; સ્વાદ. 2. Savour; relish; flavour. રસ; લ્હેજત; મજા. 3. A particular sensation excited by certain bodies when applied to the tongue &c. and moistened by the saliva. રસેંદ્રિય. 4. Intellectual relish or discernment. રસિકતા; માર્મિકતા. 5. Liking. ચાટ; રૂચિ; શોખ. *vt.* To try the flavour or relish of. સ્વાદ લેવો; ચાખવું; ચાખી જોવું. 2. To undergo, experience or feel. નો અનુભવ-લેહજત લેવી. *vi.* To try food with one's mouth. ચાખવું. **Devoid of taste** અરસિક.

**Tasteful**, *a.* (ટે,'સ્ટફુલ્) Flavoury; savoury; relishing. સ્વાદિષ્ટ; રૂચિકર; રસિક; મિષ્ટ; સરસ.

**Tasteless**, *a.* (ટે',સ્ટલિસ્) Insipid; flavourless; unsavoury. ફીકું; સ્વાદ વગરનું; બે સ્વાદ; મોળું મચક.

**Tatter**, *n.* (ટૅ'ટર્) A manufacturer of cotton tape. સુતરાઉ દોરાની ફીત બનાવનાર. 2. Rags. ચીંથરાં; ફાટેલાં કપડાં. *vt.* To tear or rend into pieces. ચીથરા કરવાં; ફાડી નાખવું.

**Tattle** *vi.* (ટૅ'ટલ્) To tell tales. છાની વાત કરી દેવી; ઉઘાડી પાડવી. 2. To talk idly; to prattle. લવારો કરવો. *n.* Gossip; idle talk; chat. ગપસપ; ગપાટા.

**Tatler** *n.* (ટૅ'ટ્લર્) One who tells tales; an idle talker; a gossip. ચાડીઓ; લવારો કરનાર ગપ્પી માણસ.

**Tattoo**, *n.* (ટટૂ') A beat of drums and bugle-call at night calling upon the soldiers to repair to their quarters. સીપાઈઓને પાછા ફરવાનો ઇસારો કરતો પડઘમ તથા તતુડીનો અવાજ. 2. An indelible impression, usually in form of artistic pictures upon hands, made by puncturing the skin. છુંદણાં; ત્રાજવાં. *vt.* To make such impressions, છુંદણાં છુંદવાં; ત્રાજવાં કાઢવાં, પાડવાં.

**Taunt**, *n.* (ટૉન્ટ) A bitter, scornful, sarcastic reproach; insulting invective. ટોણું; મ્હેણું. *vt.* To jeer at; to reproach in bitter and sarcastic words; to upbraid. ટોણા મારવા; મ્હેણાં મારવાં.

**Taurus**, *n.* (ટૉ'રસ્) One of the signs of the zodiac. વૃષભરાશિ. [Gr. word meaning, a bull.]

**Tautological**, *a.* (ટૉટોલૉ'જીકલ્) With the same meaning or signification. પુનરૂક્ત; એકજ અર્થરૂપ-વાળું.

**Tautology**, *n.* (ટટૉ'લજી) Expression of the same meaning in different words. અનુવાદ; પુનરૂક્તિ; તેનો તે અર્થ જુદા જુદા શબ્દમાં કહ્યા કરવો તે. [Gr. *tautos*, same and *lego*, I speak.]

**Tavern**, *n.* (ટૅ'વર્ન) A liquor-shop. દારૂની દુકાન; પીઠું.

**Taw**, *vt.* (ટૉ) To crush by beating. કચરી-ઠોકીને તૈયાર કo. 2. To beat. માર મારવો. 3. To dress and prepare. સફેદ ચામડું રંગવું. 4. To tug; to push. ધકેલવું; ખેંચવું; ખસેડવું.

**Tawdryness**, *n.* (ટૉ'ડ્રીનિસ્) The state or quality of being tastelessly ornamental. તકલેદીપણું; ઢંગધડાવગરનું દેખાવું તે; છકેલીયત.

**Tawdry**, *a.* (ટૉ'ડ્રી) Tastelessly ornamental; fine and showy without elegance. મિથ્યા શોભાયુક્ત; તકલેદી. 2. Bought at the festival of St. Andrey. સાધુ ઍન્ડ્રીના મેળા વખતે વેચાતું લીધેલું-ખરીદેલું.

**Tawny**, *a.* (ટૉ'ની) Of yellowish brown colour. બદામી; કપિલ રંગનો; પિંગલ; પીળચટું.

**Tax**, *n.* (ટૅક્સ્) A contribution levied or imposed upon persons by some authority as government, municipality &c. કરવેરો. 2. Octroi duties upon goods &c. જકાત; દાણ. *vt.* To collect or levy a tax upon. ઉપર કર બેસાડવો.

**Taxable**, *a.* (ટૅ'ક્સબલ્) Such as can be taxed; a commodity or person on which a tax can rightfully be levied. વેરો ઠરાવવા લાયક; દાણપાત્ર; કર-વેરા લાયક.

**Taxation**, *n.* (ટૅક્સે,'શન્) The act of levying a tax upon. કરવેરો બેસાડવો તે. 2. The amount in toto levied as tax upon the people of a country. જકાત-કર-વેરાની રકમ.

**Taxi**, *n.* (ટૅકસી) ભાડુતી મોટર વગેરે.

**Taxidermy**, *n.* (ટૅ'ક્સિડર્મી) મરેલાં પ્રાણીની અંદર મસાલો ભરીને તેને જીવતાં જેવાં રાખવાની કળા, રીતિ.

**Taximeter**, *n.* (ટૅક્સિ'મીટર) Automatic fare indicator આપોઆપ ભાડું દર્શાવનારૂં યંત્ર.

**Tea**, *n.* (ટી) ચાહ; ચાય. **Early Tea** = સવારના નાસ્તાની પહેલાંનો લીધેલો ચાહ. **Afternoon** or **five o'clock tea** = બપોર, સાંજના ખાણાની વચમાં લીધેલો ઉપાહાર; ચાહ નાસ્તો **High** or **meat tea** = મુખ્ય જમણ પછી લીધેલું રાતનું ભોજન. **Take, come** or **go to tea with** = કોઇને ઘેર મ્હેમાન તરીકે (બપોરનો) નાસ્તો કરવા જવું. **Tea cloth**, ચ્હાના મેજપર પાથરવાનું સુશોભિત, સુંદર કપડું; પ્યાલા વગેરે લુછવાનું કપડું. 2. Decoction of tea leaves used as drink. ચા; પીવાની ચ્હા.

**Teach**, *vt.* (ટીચ્) To instruct; to impart knowledge or learning to. શિખવવું; ભણાવવું; જ્ઞાન-ઉપદેશ આપવો. *vi.* To give instruction or tuition. ભણાવવું; શિખવવું.

**Teachable**, *a.* (ટી'ચબલ્) Capable of being taught or instructed. શીખવવા લાયક; જલદી શીખે એવું.

**Teacher**, *n.* (ટી'ચર્) A tutor; an instructor. શિખવનાર; ગુરૂ; શિક્ષક. 2 A religious preacher. ધર્મોપદેશક.

**Teaching**, *n.* (ટી'ચિંગ્) The act of imparting knowledge. શિખવવું તે, 2. Instruction. કેળવણી; શિક્ષણ.

**Teak**, *n.* (ટીક્) A tree of East Indies which furnished hard and valuable timber. સાગનું ઝાડ. 2 The timber obtained from that tree. સાગનું લાકડું.

**Teal**, *n.* (ટીલ્) A small fresh water duck. જળ કુકડી-કુકડો.

**Team**, *n.* (ટીમ્) A number of persons playing together in a game પાર્ટી; ટીમ; કોઈપણ રમતમાં સાથે રમતા માણસોની ટોળી. 2. A number of animals yoked together. બળદ અથવા બીજા પ્રાણીઓની જોડ. 3. A herd or flock. પશુઓનું ટોળું.

**Teamster**, *n.* (ટી'મ્સ્ટર્) One who drives a team. ગાડીવાન-ગાડી હાંકનાર.

**Tear**, *n.* (ટી,ર્) A drop of watery fluid secreted by the eyes. અશ્રુ; આંસુ. *vt.* (ટેઅર) To rend; to pull in pieces; to lacerate. વિદારવું; ચીરવું; કટકા કરવા, 2. To revenue or force by violence. જોર જુલમથી કાઢી લેવું-ખસેડવું, 3. To pull with violence. જોરથી ખેંચવું. *vi.* To be torn or rent. ફાટી જવું. **To tear off** = ઉખેડી નાંખવું.

**Tease**, *vt.* (ટીઝ્) To harass; to trouble; to annoy. ને ખીજવવું; ચીડવવું; પજવવું; સતાવવું.

**Teat**, *n.* (ટીટ્) A nipple. આંચળ; ડીંટી.

**Teleology**, *n.* (ટલીઑ'લજી) અમુક કાર્ય સિદ્ધ કરવા માટેજ દરેક વસ્તુનો તે પ્રમાણે વિકાસ થાય છે તેવો મત; કાર્ય પરિણામ વાદ.

**Telepathy**, *n.* (ટીલે'પથી) માનસિક આંદોલન, વિચાર સંદેશા; ઇંદ્રિયની મદદ વગર એક મન બીજા મન ઉપર અસર કરે છે તે.

**Technical**, *a.* (ટૅ'ક્નિકલ્) Pertaining to mechanical or chemical arts. હુન્નર-કળા વિષયક; હસ્તક્રિયા વિષે.

**Technicality**, *n.* (ટૅક્નિકૅ'લિટી) Quality or state of being technical; a technical feature or expression. અમુક ધંધા, વિદ્યાશાસ્ત્રનો ખાસ શબ્દ અથવા બીજી કોઈ વસ્તુ; પરિભાષા. [Gr. *techne*, art.]

**Technology**, *n.* (ટૅક્નૉ'લજી) The science or systematic knowledge of industrial arts. કળાજ્ઞાન; હુન્નરજ્ઞાન.

**Ted**, *vt.* (ટૅડ્) To spread out in the sun for drying. વિખરાવું-છુટું નાંખવું; વિખેરી નાખવું.

**Tedious**, *a.* (ટી'ડિયસ્) Tiresome; wearisome. કંટાળવાળું; કંટાળા ભરેલું.

**Teem**, *vt.* (ટીમ્) To produce or bring forth. જણવું; ઉત્પન્ન કરવું. *vi.* To bring forth young ones. બચ્ચું જણવું; ફળ ઉત્પન્ન કરવું. 2. To be overflowingly full; to be prolific. પૂર્ણ-ભરપૂર હોવું.

**Teens**, *n.* (ટીન્સ્) Age from 13 to 19 years. તેરથી ઓગણીસ સુધીની ઉમર.

**Teeth**, *n.* (ટીથ્) *pl.* of *tooth*. દાંત. *vt.* (ટીધ્) To grow or breed teeth. દાંત ફુટવા-આવવા.-also, **Teethe.**

**Teetotaller**, *n.* (ટીટો,'ટલર્) One pledged to entire abstinence from all intoxicating liquors. માદક પાન વર્જ્ય કરી બેસેલો માણસ; દારૂતાડી અથવા કોઇપણ માદક પદાર્થને નહિ અડકે એવો માણસ; મદ્યનિષેધક.

**Teetotum**, *n.* (ટીટો,'ટમ્) A toy like a top. ચકરડી; ભમરડી.

**Tegument**, *n.* (ટૅ'ગ્યુમન્ટ્) A lid; a covering; a cover. ઢાકણું; આચ્છાદન.

**Telegram**, *n.* (ટૅ'લીગ્રૅમ્) A telegraphic message; a wire. તારથી મોકલેલો સંદેશો.

**Telegraphy,** *n.* (ટિલે'ગ્રફી) The art or science of signalling messages on a telegraph machine. તારપર સંદેશો મોકલવાની, કળા; વિદ્યા.

**Telegraph,** *n.* (ટે'લીગ્રૅફ્) An electrical apparatus for rapidly communicating messages. તારનો સાંચો; તારકામ.

**Telephone,** *n.* (ટે'લીફો,ન્) An electrical apparatus for conveying words over a long distance. ટેલીફોન; સ્વરવાહક યંત્ર. *vt.* To convey a message on telephone. ટેલીફોન ઉપરથી વાત કહેવી-કરવી. [Gr. *teles*, distance and *phones*, sound.]

**Telephotography,** *n.* (ટેલીફટૉ'ગ્રફી) બરાબર ન દેખાય તેવા પદાર્થોની છબી, લેવાની કળા; ચિત્ર કે દૃશ્યની છબી વિજળીના બળથી દૂર પાડવી, પડાવવી તે.

**Telescope,** *n.* (ટે'લીસ્કો,પ્) An optical instrument used in getting a clear sight of distant objects and heavenly bodies. *a.* દૂરદર્શકયંત્ર; દુરબિન.

**Telescopic,** *a.* (ટેલીસ્કૉ'પિક્) Belonging to, of, or pertaining to a telescope. દુરબિન સંબંધી. 2. Seen only by a telescope. દુરબિનથીજ દેખાતું.

**Tell,** *vt.* (ટેલ્) To utter. ઉચ્ચાર ક૦. 2. To recount. હેવાલ આપવો; ગણવું. 3. To relate; to narrate; to make known. જણાવવું; કહેવું. 4. To bid; to give an order or to request. હુકમ-આજ્ઞા-વિનંતિ કરવી. **To tell off**=to count off. ગણી નાંખવાં.

**Telling,** *a.* (ટે'લિંગ્) Efficacious; effective; impressive. અસરકારક; ઘણીજ અસર કરે એવું.

**Tell-tale,** *n.* (ટે'લટે,લ્) A backbiter; one who mischievously carries tales of another. ચાડી ચુગલી ખાનાર; ચાડી-ચુગલીખોર. *a.* Showing; serving to betray. કહી દેનારૂં; દર્શક; સૂચક.

**Telpherage,** *n.* (ટે'લફ્રિજ્) માલ, સામન વગેરેને વિજળીને બળે મોકલી આપવો તે.

**Temerity,** *n.* (ટમે'રિટી) Extreme boldness; recklessness; rashness. સાહસ; હીંમત; ઉદ્ધતાઈ.

**Temper,** *n.* (ટે'મ્પર્) Constitution or disposition of the mind. સ્વભાવ; મિજાજ. 2. The state of a metal as to its hardness. પાણી. *vt.* To mix or combine in due proportion. મિશ્ર કરીને જોઇએ તેવું બનાવવું. 2. To calm; to moderate; to soften. નરમ, શાંત કરવું. 3. To form to a proper degree of hardness. ને પાણી, પાવું-ચઢાવવું.

**Temperament,** *n.* (ટે'મ્પરામન્ટ્) Constitution or disposition of the mind or body. શરીર પ્રકૃતિ; સ્વભાવ; મીજાસ. 2. Internal constitution. બંધારણ. 3. Temperature; the state of a body with regard to heat or cold. ઉષ્ણતા.

**Temperance,** *n.* (ટે'મ્પરન્સ્) Avoiding excess; moderation; moderate indulgence. સંયમ; નિગ્રહ. **T. in eating or drinking**= મિતાહારીપણું પરિમિતપાન.

**Temperate,** *a.* (ટે'મ્પરિટ્) Abstentious; moderate in the indulgence of passions &c., moderate. સંયમી; મિતાહારી; મિતપાની. 2. Sober; calm; cool; measured. શાંત; નરમ; થંડા મીજાસનો. 3. Not excessive; moderate (as heat or cold). સમશીતોષ્ણ, માફક; જોઈએ તેવું; પરિમિત. **Temperate zone**=સમશીતોષ્ણ કટિબંધ. *vt.* To moderate; to calm. મીજાજનું સાંત્વન કરવું; ચિત્ત સ્વસ્થ ક૦; મીજાજ કાબુમાં રાખવો. [L. *temperatura*, proportion.]

**Temperature,** *n.* (ટે'મ્પરચ્યુર્) Compound; mixture. મેળવણી; મિશ્રતા. 2. State in regard to heat or cold. શીતોષ્ણ પ્રમાણ; હવા, ઉષ્ણતા માન-પ્રમાણ; તાઢ, તાવનું પ્રમાણ.

**Tempered,** *a.* (ટે'મ્પર્ડ્) Disposed; having a certain kind of disposition. સ્વભાવવાળું. 2. Ground sharp or watered as a sword. પાણી ચઢાવેલું; બરોબર પાણી પાયેલું.

**Tempest,** *n.* (ટે'મ્પિસ્ટ્) A violent storm at sea, specially a cyclone. પવનનું મોટું-ભારે તોફાન. [L. *tempus*, time.]

**Tempestuous,** *a.* (ટમ્પે'સ્ટ્યુઅસ્) Stormy; violent; turbulent. તોફાની; મહાભારત તોફાનનું; ઘણા ગરમ મીજાજવાળું.

**Templar,** *n.* (ટે'મ્પ્લર્) A candidate for the London bar who has rooms in Temple at London. લન્ડનમાં ટેમ્પલ નામના મકાનમાં રહીને કાયદાનો અભ્યાસ કરતો વીદ્યાર્થી. 2. One of the order of "Knights-Templars." "નાઈટ્સ ટેમ્પ્લર્સ"માંનો એક માણસ.

**Temple,** *n.* (ટે'મ્પલ્) An edifice or building devoted to the worship of some God. દેવળ; દેવસ્થાન; મંદિર. 2. The space on either side of the head just in front of the ears. લમણો. [L. *tempus*, a temple; also *tempum*, a temple.]

**Temporal,** *a.* (ટે'મપરલ્) Wordly; secular; subject to the vicissitudes of time. લૌકિક; ઐહિક; આ લોકનું. *n.* Wordliness; secularity; a secular possession. સંસારિક પદાર્થ, વસ્તુ.

**Temporality,** *n.* (ટેમ્પરૅ'લિટિ) The state of being temporal or secular. ક્ષણભંગુરતા. 2. Material interests or secular possessions.

આ લોકની-ઐહિક-સાંસારિક વસ્તુ. 3. Ecclesiastical revenue. દેવળ-ધર્મ સંબંધીના મીલ્કતની ઉપજ; ધર્માનય.

**Temporary**, *a.* (ટે'મ્પરરિ) Existing or continuing for a time only; fleeting; transitory; provisional. ક્ષણિક; ક્ષણભંગુર; થોડો કાળ પ્હોંચે એવું; હંગામી.

**Temporize**, *vt.* (ટે'મ્પરાઇઝ) To comply with the time; to yield to the circumstances or to the current opinion; to bow to the public opinion &c. દેશ-કાળ-રંગ સમયને અનુસરીને રાખવું; જમાના પ્રમાણે ચાલવું.

**Tempt**, *vt.* (ટેમ્પ્ટ) To allure or entice generally towards a bad thing; to seduce. લલચાવવું; મોહ લગાડવો; લોભાવવું.

**Temptation**, *n.* (ટેમ્પ્ટે'શન) An act likely to seduce; an allurement; an enticement; trial. લોભ; લાલચ. 2. That which tempts; that which is presented to the mind as an inducement to evil. લોભ; વિષય; પ્રલોભન; લાલચ; મોહજાળ.

**Ten**, *n.* (ટેન) A number twice five. દશ. 2. A figure or symbol standing for nine plus one. દશનો આંકડો અથવા દશની સંજ્ઞા. (X)ના જેવી. *a.* Twice five; nine and one. દશ.

**Tenable**, *a.* (ટે'નબલ) That which may be held or defended against an assailant; that which can be maintained or that which is justifiable (as an argument.) રક્ષણ શક્ય; રક્ષણીય; સપ્રમાણ; સચોટ.

**Tenacious**, *a.* (ટિને'શસ) Tough; cohesive. ચીકણું; વળગીજ રહે એવું. 2. Retentive; apt to retain. જેમાંથી કદી ખસે નહિં એવી, સંધારક (યાદદાસ્તી). 3. Inclined to retain what is in its possession; apt to hold fast. કદાપિ છોડી ન દે એવું; જીદ્દી.

**Tenacity**, *n.* (ટિનૅ'સિટી) The quality or state of being tenacious. કદાપિ છોડી ન દે એવું હોવું તે; જીદ્દ. 2. Adhesiveness. ચીકાશ. Cohesiveness. ચીકણાસ.

**Tenancy**, *n.* (ટે'નન્સી) Tenure of an estate ભોગવટો; વહીવટ. 2. An estate hired or rented from another. ભાડા-કબજાનું ઘર. [L. *tenso*, I hold.]

**Tenant**, *n.* (ટે'નન્ટ) One who has leased a house or an estate. આસામી; ભાડુત; ગણોતી; ખાતેદાર. 2. To rent, hire or occupy as a tenant. ભાડે રહેવું; જમીન ગણોતે-પટે રાખવી.

**Tenantable**, *a.* (ટે'નન્ટબલ) In a state suitable for a tenant; fit to be rented; habitable. ગણોત સાથે આપવા જેવું; ભાડેખાઉ.

**Tenantry**, *n.* (ટે'નન્ટ્રી) Possession as a tenant. માલીકી; કબજો. 2. Agricultural or peasant class collectively. ખેડુતવર્ગ.

**Tend**, *vt.* (ટેન્ડ) To guard; to look after; to take care of; to watch. રાખવું; જતન કo; સંભાળ રાખવી; કોઇપણ જાનવરના ઘાસપાણીની ખબર રાખવી. *vi.* To subscribe or contribute. સાધનભૂત થવું. 2. To attend, wait upon or serve. ચાકરી ઉઠાવવી; બરદાસ કo. 3. To move in a certain direction. અમુક એક દિશામાં જવું.

**Tend**, *v.* (ટેન્ડ) To have a certain motion, inclination. વલણ હોવું; ની તરફ ગતિ હોવી. 2. To take care of. સંભાળ રાખવી; સારવાર કરવી. -*n.* **Tendency**, વલણ; અમુક પરિણામ લાવવાનું વલણ. **Tendentious**, *a.* (ટેન્ડે'ન્શસ) અમુક કામ ધપાવવા, આગળ કરવા યોજેલું, કરે એવું.

**Tender**, *v.-a.* (ટે'ન્ડર) Make offer. આપવું; ધરવું; અડસટ્ટો મોકલવો. 2. Delicate; loving. સુંવાળું; મુલાયમ; કોમળ; નાજુક; પ્રેમી.-*n.* કંટ્રાક્ટનો અડસટ્ટો; રકમ. An offer for acceptance. ટેન્ડર.*vt.* To offer in words for the acceptance of the opposite party. નિવેદન-હાજર, રજુ કo. *a.* Expressive of softer passions or finer feelings of the heart. રસિક; કોમળ; માર્મિક. 2. Physically weak; delicate. કોમળ; નાજુક; કુમળું. 3. Exciting compassion; pitiable. દયા આવે એવું. [L. *tendo*, I stretch.]

**Tendency**, *n.* (ટે'ન્ડન્સી) Causal influence; likelihood; inclination; drift. મનનું વલણ; ઇચ્છા; પ્રવૃત્તિ; સ્વભાવ.

**Tenderhearted**, *a.* (ટે'ન્ડરહાર્ટિડ) Having a soft heart; compassionate. હેતાળ; દયાળુ; કોમળ હૃદયનું.

**Tenderness**, *n.* (ટે'ન્ડરનિસ) Delicacy. નાજુકતા; કુમળાસ 2. Fondness; affection. માયા; હેત; પ્રેમ. 3. Compassion; pathos. દયા; કરૂણા.

**Tendinous**, *a.* (ટે'ન્ડિનસ) Resembling or pertaining to a tendon. નસના જેવું; સ્નાયુ સંબંધી.

**Tenden**, *n.* (ટે'ન્ડન) A sinew. સંધિબંધન; શીર; સ્નાયુ.

**Tendril**, *n.* (ટે'ન્ડ્રિલ) A slender twining growth by which a plant attaches itself to something. વેલો; તંતુ.

**Tenebrous**, *a.* (ટે'નિબ્રસ) Gloomy; dark. નિસ્તેજ; કાળું.

**Tenement**, *n.* (ટે'નિમન્ટ) A place of residence or a dwelling house. રહેઠાણ; રહેવાનું ઘર. 2. A property or anything held on lease. ભાડે-ગણોતે-પટે રાખેલી મીલકત.

**Tenet**, *n.* (ટે'નિટ્) A religious doctrine a person believes to be true. વિચાર; મત (ધર્મસંબંધી ખાસ કરીને)

**Tenfold**, *a.* (ટે'નફો,'લ્ડ્)Ten times as much. દશગણું–પટ.

**Tennis**, *n.* (ટે'નિસ્)A kind of game played with a ball and racket in an open place. જાળી દડાની રમત.

**Tenon**, *n.* (ટે'નન્) A specially shaped end of a piece of wood or the like to be inserted or fitted into a corresponding cavity in another part of the structure corresponding to it. ખીલ માંકડી. *vt.* To fit or cut for insertion into the mortise. સાલ બેસતું ક૦; લાકડાનું સાલ કાઢવું.

**Tenor**, *n.* (ટે'નર્) Career;course;tendency or general mode. વલણ; સાધારણ રીત. 2. Meaning;import; purport. ભાવાર્થ; ભાવ. 3. Stamp. આકાર; રૂપ; છાપ.

**Tense**, *n.* (ટેન્સ્) That modification of verbs which shows whether the action connoted by it has taken place in the past, is taking place at present or will take place in future.કાળ. *a.* Rigid; tightly stretched; drawn tight. તંગ;મજબુત ખેંચાએલું.

**Tension**, *n.* (ટે'ન્શન્) Tightness, the act or state of being tightly strained. તાણ; ખેંચાએલું હોવું તે. 2. Mental strain. *a.* મનની અસ્વસ્થ સ્થિતિ.

**Tensive**, *a.* (ટે'ન્સિવ્) Feeling or looking stretched or tight. ખેંચાય–તણાય એવું.

**Tent**, *n.* (ટેન્ટ્) A pavilion; a portable canvas hut. રાવટી; ડેરો; તંબુ. *vt.* To put up in a tent. તંબુમાં રહેવું.

**Tentage**, *n.* (ટે'ન્ટિજ્) An encampment or camp consisting of tents.તંબુઓની છાવણી.

**Tentative**, *a.* (ટે'ન્ટેટિવ્) Done by the way of trial; empirical; experimental. અજમાયશ તરીકે. *n.* An experiment; a trial. પરીક્ષા; કસોટી; પ્રયોગ; અજમાયશ.

**Tenter**, *n.*(ટે'ન્ટર્)A machine for stretching cloth on hooks for drying. કાપડ તણાઈને સુકાય એવો સંચો. **To be on the tenters or tenter hooks**=To be in a dilemma or distress. દુઃખમાં હોવું. *vi.* To be capable or admit extension. ખેંચાવું; લાંબા થવું. *vt.* To stretch or hang an tenters. કાપડને આંકડીપર તાણવું.

**Tenth**, *a.* (ટેન્થ્) As much part of a whole as taken ten times would equal the whole; one-tenth. એક દશાંશ. 2.Just after the ninth in order or rank. દશમું.

**Tenuity**, *n.* (ટિન્યૂ'ઇટિ) Rarity. પાતળાપણું. 2. Slenderness; thinness. ઝીણાશ; પાતળાપણું; સૂક્ષ્મતા. 3. Delicacy; refinement. કોમળતા; નાજુકાઈ; સુધરેલપણું.

**Tenuous**, *a.* (ટે'ન્યુઅસ્) Not dense; rare; minute; thin; slender. આછું; પાતળું; બારીક; સૂક્ષ્મ; ઝીણું.

**Tenure**, *n.* (ટે'ન્યુઅર્) Consideration given to the landlord for a lease. જમીનના પટાની–ગણોતપટાની ભરેલી રકમ. 2. The right or manner of holding real estate. ભોગવટ; વહિવટ; સત્તાપ્રકાર 3. The duration or time of occupation of an office. કોઈપણ જગ્યા, નોકરી ઉપર એક માણસ હોય તે અરસો; નોકરી દરમ્યાનની મુદત. [સ્હેવાટું.

**Tepid**, *a.* (ટે'પિડ્) Lukewarm. મંદોષ્ણ;નવસકુ;

**Term**. *n.* (ટર્મ્) Duration; time for which anything has lasted. વખત; મુદત. 2. Boundary; limit. હદ; સીમા. (In Universities, schools, &c.) 3. A definite number of days during which the presence of a student is required by the rules to complete his year. કૉલેજમાં ભરવા પડતા દિવસ–ટર્મ 4. The time during which the work of the school or college is going on. સત્ર; કૉલેજ ચાલુ હોય તે દિવસો. 5. An expression or word. સંજ્ઞા; શબ્દ. 6. Conditions. શરતો, **Good terms**=બનાવ; મિત્રભાવ; મૈત્રી. **Bad terms**=અણબનાવ; અપ્રીતિ. **To bring to terms**=To compel negotiations. સલાહ કરાવવી. **To make terms**=To make an agreement or treaty. કોલકરાર ક૦ *vt.* To denominate; to name to call. સંજ્ઞા–નામ આપવું; કહેવું; બોલવું. [L. *terme*].

**Termagancy**, *n.* ( ટ'મેંગન્સી ) Quarrelsomeness; outrageousness; tumultuousness; turbulence. કુલ્લક; તોફાન; બંડ; બખેડો.

**Termagant**, *n.* ( ટ'મેંગન્ટ્ ) A shrew; a virago. કજીયા ખોર સ્ત્રી; કર્કશા. *a.* Quarrelsome; scolding; turbulent; tumultuous. કજીયાખોર; ટંટાખોર.

**Terminable**, *a.* (ટ'મિંનબલ્) Capable of being limited. સીમા બંધાય,અંત લાવી શકાય એવું.

**Terminal**, *a.* (ટ'મિંનલ્) Forming an end or extremity.અંત્ય;છેડાનું;સત્રાન્તિક;ટર્મ આખરની. *n.* Termination; end. અંત; છેડો.

**Terminate**, *vt.* (ટ'મિંનેટ્) To put a limit or set a boundary to. હદ–સીમા,બાંધવી–કરવી.

2. To complete; finish or end.નો અંત-છેડો આણવો; પૂર્ણ કરવું.

**Termination,** *n.*(ટર્મિને,'શન્ )The suffix at the end of a word. પ્રત્યય; અંત્યાક્ષર-અંત્યવર્ણ. 2. The act of terminating. છેડો; પાર; અંત. 3. End or close of a period of time or of existence. આખર; અવધિ; અંત.

**Terminator,** *n.* (ટ'ર્મિને,ટર) One who or a thing which terminates or bounds. સીમા બાંધનાર; અંત લાવનાર.

**Terminology,** *n.* (ટર્મિનૉ'લજી) Nomenclature; the terms used in any particular science, art &c. નામ;સંજ્ઞા;શબ્દાવલિ;પરિભાષા. 2. The science or theory of technical terms. શબ્દ, સંજ્ઞા, પરિભાષાશાસ્ત્ર.

**Terminus,** *n.* (ટ'ર્મિનસ્ ) Limit; border; boundary. હદ;સીમા;પરિસીમા. 2.A boundary or border sign or post. સીમાસ્તંભ.3.Either end of a railway or tram or omnibus line. છેવટનું સ્ટેશન.

**Termite,**n.(ટ'ર્માઇટ્)A species of destructive insects. ઉધાઇ; કંસારો.

**Termless,** *a.* ( ટ'ર્મલિસ્ ) Indescribable; inexpressible. અવર્ણનીય. 2. Unbounded or unlimited. બેહદ; સીમા વગરનું.

**Ternary,** *a.* (ટ'ર્નરી)Consisting of three. ત્રણત્રણથી થતું.2.Composed of three different parts. ત્રણ જુદા જુદા ભાગવાળું. *n.* A group or number of three.ત્રણ;ત્રણનું ટોળું;ત્રયી;ત્રિપુટિ.

**Terrace,** *n.* ( ટે'રિસ્) The flat roof of a house.ધાબુ;અગાશી. 2.A gallery or balcony. ગોખ; છજું; અટારી.

**Terracotta,** *n.* (ટે'રાકોટા) Baked clay. ચુનો ને રેતીની કરેલી મેળવણી.

**Terraqueous,***a.*( ટેરે'ક્વઇઅસ્ ) Half-land half-water; amphibious. જળસ્થળમય; જલ-સ્થલાત્મક, વાસી.

**Terrene, Terrestrial,***a.*(ટરી'ન-ટેરે'સ્ટ્રીઅલ્) Earthly;pertaining to the earth.પૃથ્વીસંબંધી; પૃથ્વીનું; પૃથ્વી ઉપરનું. 2. Confined;pertaining to or living on land. જમીનનું-જમીન ઉપર રહેતું. 3. Mundane; sublunary; earthly. ભૂલોકનું; ઐહિક; આ મૃત્યુલોકનું.

**Terrible,** *a.* ( ટે'રિબલ્) Horrible; fearful; formidable;dreadful. ભયાનક;ભયંકર;ત્રાસદાયક.

**Terribly,** *adv.* (ટે'રિબ્લી) Horribly; in a terrible manner; formidable. ભયાનક-ભયંકર ત્રાસદાયક રીતે; ઉગ્રતાથી; ઘોરતાથી.

**Terrier,** *n.* (ટે'રિઅર્) A small hunting dog. એક જાતનો શિકારી કુતરો.2.A borer. સારડી.

**Terrific,** *a.* (ટરિ'ફિક્) Terrible; dreadful; terrifying. ભયાનક; ક્રૂર;વિકટ; ત્રાસજનક; ભયાનક; ભયંકર લાગતું; બ્હીવડાવતું; ભય પમાડતો.

**Terrify,** *vt.* (ટે'રિફાય્) To frighten terribly; to appal; to cause terror in the mind of. ભયાનક-ભયંકર લાગવું; ભયભીત કરવું; બ્હીવરાવવું.

**Territorial,** *a.* ( ટરિટો'રિયલ્) Confined to a certain part of the country. કોઇ અમુક પ્રદેશ સંબંધી. 2. Concerning or pertaining to land. જમીન સંબંધી.

**Territory,***n.*(ટે'રિટરી)A region;a country; a district. પ્રદેશ; મુલક; દેશ; વિષય.

**Terror,** *n.* (ટે'રર્) Extreme fear or dread; fright;excess of alarm. ધાસ્તી; બ્હીક;ઘણો ભય. **King of terrors**=Death.મોત. **Shock of terror**=હેબક; ધાસ્તી.

**Terrorism,** *n.* (ટે'રરિઝમ્) Intimidation; coercion through fear. થરથરી ગયેલા-ત્રાસ પામેલા હોવું તે. 2. A system of Government by terror; a reign of terror; a regime of repression. લોકોને ભયથી દબાવી રાજ્ય કરવું તે. રાવણરાજ્ય.

**Terse,** *a.* (ટર્સ્) Elegantly brief or concise. સંક્ષિપ્ત; શબ્દની ખુબી સાથે ટુંકું. 2. Refined. સુધરેલું. 3. Rubbed. ઘસેલું

**Terseness,***n.* (ટ'ર્સનિસ્) Elegant brevity; the quality of being to the point; polish; refinement. શોભા; ઠીકઠાકપણું; સફાઈ.

**Tertian,** *a.* (ટ'ર્શન્) Happening or occuring at the interval of one day. એકાંતરીયું; ત્રિજે દિવસે આવનાર. *n.* A kind of Malaria attacking the person suffering from it on every third day. એકાંતરીઓ તાવ.

**Tertiary,** *a.* (ટ'ર્શિઅરિ) Being third in order on formation; third. ત્રિજું. **T. colour**=બે ગૌણ રંગના મિશ્રણથી થયેલો રંગ, *pl.* An officer of the third rank in order of a religious society. ધર્મ મંડળમાં ત્રિજા દરજ્જાનો અધિકારી.

**Tesseraic, Tesseleated,** *a.* (ટે'સ્સેરે,ક-ટે'સ્સેલે,ટિડ્) Checkered; formed of little squares. અટાપટાદાર; જાળીદાર; ખાનાંખાનાંવાળું, ચોકીદાર.

**Test,** *n.* (ટેસ્ટ્) A touchstone. કસોટી; કસ કાઢવાનો પથ્થર. 2. A crucial trial or examination. પરીક્ષા; કસોટી; પારેખ. 3. Standard; criterion; means of trial. કસોટી કરવાનું સાધન; ઉપાય; કસોટી. *vt.* To refine as gold or silver; to cupellate. નું શોધન, સાફ કરવું; શોધવું. 2. To put to a list or trial; to bring to trial and examination. પરીક્ષા કરવી; પારખવું.

3. To compare with some fixed standard or to examine by means of some reagent. પારખથી તપાસવું; કસ કાઢવો. *vi.* To will or make a testament. વશિયતનામું કo. *n.* A witness. શાહેદ; સાક્ષી.

**Testacious,** *n.* (ટસ્ટે',શિસ્) Relating to or consisting of shells. છીપનું-છીપ વિષે;શંખનિવિષ.

**Testament,** *n.* (ટે'સ્ટમન્ટ્) One of the new or old Bibles. બાયબલ 2. A will. વસીયતનામું.

**Testamentary,** *a.* (ટેસ્ટા'મન્ટરી) Pertaining to a will; given by, bequeathed by a testament.વશીયત નામાની રૂએ મળેલું-આપેલું.

**Testate,** *a.* (ટે'સ્ટે,ટ્) Leaving a will behind him. રીતસર વશિયતનામું થએલું.

**Testator,** *n.*(ટે'સ્ટેટર્)One who dies after leaving a valid will behind him. વશીયતનામું, મુત્યપત્ર કરનાર-કરી મરી જનાર.

**Testatrix,** *n.* (ટેસ્ટે,'ટ્રિક્સ્) A woman testator. મૃત્યપત્ર કરી મરી જનાર-કરનાર સ્ત્રી.

**Testicle,** *n.* (ટે'સ્ટિકલ્) One of the two glands which secrete the seminal fluid in males. વૃષણ; અંડ; આંડવો.

**Testification,** *n.* (ટેસ્ટિફિકે,'શન્) The act of submitting evidence or giving testimony. પ્રતિજ્ઞા ઉપર સાક્ષી આપવી તે.

**Testify,***vt.*(ટે'સ્ટિફાઇ)To affirm or declare solemnly; to bear witness to. ખાત્રીપૂર્વક કેહવું; ની સાક્ષી પૂરવી. *vi.* To make a solemn declaration;to give testimony.કોઈ વાત વિષે ખાતરીથી બોલવું; પ્રતિજ્ઞાપૂર્વક શાહેદી કરવી.

**Testimonial,** *n.*(ટેસ્ટિમો'નિયલ્)A written declaration or certificate bearing witness to one's ability, character&c. from some eminent person. પ્રમાણપત્ર;; આબરૂપત્ર. *a.* Containing or relating to testimony. સાક્ષી વિષે-સાક્ષી આપતું.

**Testimony,***n.*(ટે'સ્ટિમની) Witness. શાહેદી. 2.Affirmati on;solemn declaration;evidence. સાક્ષી;ખાતરીથી કહેવું તે.3.A solemn affirmation or attestation made in judicial proceedings under oath. શાહેદી; સાક્ષી.

**Testy,** *a.* (ટે'સ્ટી)Irritable;peevish; fretful. ચીડખોર-ચીડયું.

**Tetanus,** *n.* (ટેટનસ્) A kind of fatal disease consisting of the spasms of different muscles with rigidity suchas lock-jaw &c. ધનુરરોગ; ધનુર્વાત; ધનુર.

**Tete-a-tate.** *n.* (ટેટ્-આ-ટેટ્) A private interview between the persons concerned only. ખાનગી, ગુપચુપ વાત. *a.* Private;known to two persons only.બે માણસ વચ્ચેની;ખાનગી. *adv.*In private;in close confabulation;face to face. છાનામાના; મ્હોંમાં મ્હોં ઘાલીને; ખાનગી રીતે.

**Tether,** *n.* (ટે'ધર્) A rope or leather thong with which animals are fastened up. પશુઓને બાંધી મુકવાનું દોરડું. *vt.* To fasten or tie up with a tether or chain. દોરડાથી બાંધી મુકવું.

**Tetrad,** *n.* (ટે'ટ્રેડ્) A collection of four things; the number of four. ચોકડી; ચારની સંખ્યા; ચતુષ્ટય; ચતુષ્ક.

**Tetrarch,** *n.* (ટે'ટ્રાર્ક્) A petty monarch; a prince. માંડલીક ઉપરાજા. *a.* Four. ચાર.

**Tetra-syllable,** *a.* (ટેટ્રાસી'લેબલ્)Having four syllables. ચાર વર્ણનો શબ્દ.

**Teutonic,** *a.* (ટયુટૉ'નિક્) Pertaining to the ancient German races. પ્રાચીન જર્મન લોક સંબંધી. 2. Pertaining to the old German language. પ્રાચીન જર્મન ભાષાઓ વિષે

**Tewel,** *n.* (ટયૂ'અલ્) A small tube of a furnace. ધમણીની એક લોઢાની નળી. 2. A smoke chimney. ધુમાડીઉં.

**Text,** *n.* (ટેક્સ્ટ્) A passage or verse from the Bible selected for an ecclesiastical lecture. બાઈબલમાંનું વચન. 2. An author's own work as distinguished from notes or annotations. મૂળ-અસલ ગ્રંથ. **Text-book**= School-book. નિશાળમાં ચાલતું પુસ્તક. **Text-hand** Bold and large handwriting. મોટા દસ્કત; મોટા અક્ષર.

**Textile,** *a.* (ટે'ક્સ્ટાઇલ્) Formed by weaving; pertaining to woven fabrics. વણાટ-વણેલાં કપડાં સંબંધીનું; વણેલું; વણીને કરેલું. *pl. n.* Woven fabrics. વણેલા કપડાં.

**Textual,** *a.* (ટે'ક્ષ્ટ્યુઅલ્) Relating or contained in the original text. અસલ ગ્રંથ સંબંધી-માંનું.

**Texture,** *n.* (ટે'ક્સ્ચર્) Structure; the manner in which the constituent parts are interwoven. પોત; કુમાશ. 2. The connection or disposition of threads &c. વણાટ; વણતર.

**Than,** *conj.* (ધૅન્-ધૅન્) A suffix or particle used after the comparative degrees of adjectives. ના કરતાં-થી-નાથી; કરતાં.

**Thank,** *vt.* (થૅન્ક્) To be grateful to; to express obligations to. આભાર-ઉપકાર માનવા. *pl. n.* Obligations; an expression of obligation. ઉપકાર; આભાર. **Thanks!** *intj.* I thank you. હું તમારો આભાર માનું છું. **Thanks to**=ની મદદથી; ના સાધનથી; ની વતી.

**Thankful,** *a.* (થૅ'ન્કફુલ્) Obliged;grateful. ઉપકારી; આભારી. 2. Deserving thanks. આભાર માનવા લાયક.

**Thankless,** *a.* (થૅ'ન્કલિસ્) Ungrateful;unthankful. અકૃતજ્ઞ; કૃતઘ્ન; ઉપકાર ન માને એવું.

**Thanks-giving,** *n.*(થૅ'ન્ક્સગિવિન્ગ્) The act of rendering thanks. ઉપકાર સ્તુતિ; આભાર-ઉપકાર માનવો તે. 2. A public ceremonial thanking God for some special mercy of his. મહોત્સવ; ધન્યવાદ; ઉત્સવ; પ્રભુ પ્રાર્થના.

**That,** *pron. conj.* & *adv.* (ધૅટ્) A pronominal adjective pointing to a person or thing mentioned before or supposed to be understood. પેલું; તે; એ; જે. 2. As a relative pronoun, it stands for *who* or *which.* કે જે; જે. 3. As a conjunction, it has the meaning of introducing a reason, a purpose, a wish &c. કે

**Thatch,** *n.* (થૅચ્) Reeds; rushes, straw &c. used to cover the roof of buildings. પરાળ, છાજ વગેરે છાવાના પદાર્થ. *vt.* To cover the roof with straw &c.છાવું; પર છાવણ ક૦.

**Thaumatargy,** *n* (થૉ'મટર્જી) Magic; sorcery; the art of doing wonderful or miraculous things. જાદુ.

**Thaw,** *vi.* (થૉ) To melt or liquefy through heat &c. ઓગળી પાણી જેવું થઇ જવું. *vt.* To cause to liquefy or melt. પિગાળવું; ઓગળાવવું. *n.* The melting of ice or snow. બરફ-હિમનું ઓગળવું.

**The,** *def. art.* (ધી)A word placed before nouns limiting their meaning.તે;નામની પૂર્વે નિશ્ચયાર્થદર્શક મુકેલો શબ્દ. *adv.*By how much; by so much; by that. તેથી.

**Theatre,***n.*(થી'અટ્ર્)A play-house;a house for the exhibition of dramatic performances. નૃત્યશાળા; નાટકશાળા; થિએટર; નાટયગૃહ.

**Theatrical,** *a.* (થીઍ'ટ્રિકલ્) Dramatical; pertaining to or concerning a theatre. નાટક-ગૃહ-શાળાસંબંધી; થીએટર વગેરે.

**Theatricals,** *n.* (થીઍ'ટ્રિકલ્સ્) The plays exhibited in theatres; dramatic performances. નાટક; પ્રયોગ; ખેલ; નાટકીય ચાળા.

**Thee,** *pron.*(ધી)The objective of *thou.* તને.

**Theft,** *n.*(થેફ્ટ્)Larceny;the act of stealing. તસ્કરી; ચોરી. 2. Goods stolen. ચોરેલો માલ.

**Their,***pro.* & *a.*(ધેઅર્)Belonging to them. તેઓનું; તેમનું; એમનું.

**Theism,***n.*(થી'ઇઝમ્)Belief in the existence of God, આસ્તિકપણું; ઈશ્વર છે એવો મત.

**Theist,** *n.* (થી'ઈસ્ટ્) A believer in the existence of God; a god-fearing person. આસ્તિક; ઈશ્વરવાદી.

**Theistical,** *a.* (થીઇસ્ટિકલ્)Concerning or pertaining to a theist.ઈશ્વરવાદીનું-આસ્તિકસંબંધી.

**Theme,** *n.* (થીમ્)An essay or composition required of a pupil.વિદ્યાર્થીને લખવાનો નિબંધ. 2. A thesis or discourse on certain subjects. અમુક વિષય પર વાદ-વિવાદ. 3. A subject on which a person writes or speaks. વસ્તુ; વિષય; બાબત. [L. *thema,* a subject.]

**Themselves,** *pron.* (ધેમસે'લ્વ્સ્)They or these people in person.તેઓ પોતે;તેમની મેળે.

**Then.** *adv.* (ધેન્) At another time.તે પછી; બીજે વખતે; ફરીથી. 2. At that time. ત્યારે; તે વખતે **By then**=By that time.ત્યારસુધી; તેટલામાં Now and then=વખતોવખત. **Till then**=Until that time. ત્યાં સુધી *adv.* Till then. તે વખત સુધી.

**Thence,** *adv.* (ધે'ન્સ્) Thenceforth; from that time. ત્યારથી; તે વખતથી. 2. From that place. ત્યારથી; તે જગાએથી.

**Thenceforth-forward,***adv.* (ધેન્સફો'ર્થ્-ધેન્સફૉ'ર્વર્ડ્)After that time; thereafter. ત્યારથી.

**Theodolite,** *n.* (થીઑ'ડોલાઇટ્)A surveying instrument. ત્રિકોણમિતિમાં અંતર માપવાનું યંત્ર-દુરબિન.

**Theologian,** *n.*(થીઓલો'જીઅન્)A divine;a person well-versed in theology. અધ્યાત્મવાદી; બ્રહ્મજ્ઞાની; ઈશ્વર, શાસ્ત્રવેત્તા-જ્ઞાની.

**Theologist,** *n.* (થીઓ'લજીસ્ટ્) A divine; a theologian. અધ્યાત્મવાદી; બ્રહ્મજ્ઞાની; વેદાંતી.

**Theology,** *n.* (થીઑ'લજી) Divinity; the science which treats of God and divine things in their relation to man. ઈશ્વરજ્ઞાન; વેદાંત. [Gr. *theos,* God & *log,* discourse.]

**Theorem,***n*(થી'અરમ્)A truth or principle proposed for demonstration. સિદ્ધાંત; પ્રમેય; સાધ્ય પ્રતિજ્ઞા.

**Theoretical,***a.*(થીઅરે'ટિકલ્) Not practical; speculative.અવ્યવહારિક;ફક્ત સિદ્ધાંત રૂપનું;શાબ્દિક.

**Theorist,** *n.* (થી'અરિસ્ટ્) One given to theory and speculation only. કેવળ મ્હોડાની વાત કરનાર; સિદ્ધાંતી.

**Theorize,** *vt.* (થી'અરાઇઝ્) To speculate; to spin theories. માત્ર મન કલ્પના ઉઠાવવી; સિદ્ધાંત બાંધવો.

**Theory,***n.*(થી'અરી)Speculation; hypothesis. તર્ક;સિદ્ધાંત. 2. An exposition of the general principles of any science.કોઇપણ શાસ્ત્ર,વિજ્ઞાન

નિયમો. 3. The rules of an art as distinguished from the practice of it. શાસ્ત્રના નિયમો. 4. A philosophical explanation of the worldly phenomena. સિદ્ધાંત; મત; વાદ. **Theory of evolution**=પરિણામવાદ; ઉત્પત્તિવાદ.

**Theosophy,** *n.* (થીઑ'સફી) Spiritualism; knowledge of divine things obtained through the direct means of spirits &c. તત્ત્વજ્ઞાન; બ્રહ્મજ્ઞાન. [*theos*, God and *sophia*, wisdom.]

**Therapeutic,** *a.* (થૅરપ્યુ'ટિક્) Curative; pertaining to the art of healing. વ્યાધિ નિવારણ વિષયક. *pl. n.* The curative branch of the medical science. ઔષધોપચાર પ્રકરણ; વ્યાધિ નિવારણ પ્રકરણ.

**There,** *adv.* (ધે.ર્) Thither; into or to that place. તે જગ્યાએ. 2. At or in that place. તે જગામાં. **Here and there**=At some places. આમતેમ.

**Thereabouts,** *adv.* (ધેરઍબા'ઉટ્સ્) Near that place. તે જગાની પાસે. 2. Near that number, degree or quantity. લગભગ એટલા.

**Thereafter,** *adv.* (ધેરઆ'ફ્ટર્) Afterward; after that. પછીથી; તે પછી.

**There-again,** *adv.* (ધેરઅગે,'ન્) Contrary to; in opposition to. વિરૂદ્ધ; ઉલટું; સામે.

**Thereat,** *adv.* (ધેરઍ'ટ્) There; at that place. ત્યાં; તે જગ્યાએ. 2. On that account. તે કારણસર.

**Thereby,** *adv.* (ધિરબા'ય્) In consequence of that; by that means. તેને લીધે; તેથી; તે વડે; તે સાધનથી. 2. Thereabouts. તે જગ્યાની પાસે; લગભગ એટલા.

**Therefore,** *conj.* & *adv.* (ધે'રફૉર્) For that or this reason;consequently.આ કારણને લીધે; તેટલા માટે.

**Therein,** *adv.* (ધેરઈ'ન્) In that place, time or thing. તે જગ્યામાં, વખતમાં, વસ્તુમાં વગેરે. 2. In that or this particular point or respect. આમાં; તે બાબતમાં.

**Thereof,** *adv.* (ધેરઑ'વ્) Of this or that. એનું; તેમાંનું; તેમાંથી.

**Thereon,** *adv.* (ધેરઑ'ન્) On that or this; there upon.તે ઉપરથી; તેના પરથી;આ પરથી.

**Thereto,** *adv.* (ધેરટૂ') To that or this. તેને,

**Thereupon,** *avd.* (ધેરઅપૉ'ન્) Hereon; upon that or this. આના-તેના ઉપર. 2. In consequence of or on account of. તેથી-તેને લીધે.

**Therewith,** *adv.* (ધેરવિ'ધ્) With that or this. તે; આ સાથે.

**Therewithal,** *adv.* (ધેરવિધૉ'લ્)Moreover; besides; over and above that or this. તે ઉપરાંત; વળી. 2. At the same time; therewith. તેજ વખતે. 3. તેનાથીજ.

**Thermal,** *a.* (થ'ર્મલ્) Hot; warm. ગરમી વાળું; ઉષ્ણ; ગરમ. [L. *thermes*, hot springs.]

**Thermometer,** *n.* (થર્મૉ'મિટર્)An instrument for measuring the heat of different bodies. શીતોષ્ણ માપક યંત્ર; તાવ જોવાની નળી.

**Thermometrical,** *a.* (થર્મોમિ'ટ્રિકલ્) Concerning or relating to a thermometer. શીતોષ્ણ માપક યંત્ર સંબંધી.

**Thesaurus,** *n.* (થીસૉ'રસ્) A treasury; a storehouse (of knowledge especially.) જ્ઞાનનો ભંડાર; ખજાનો. 2. A lexicon. કોષ.

**These,** *pro.* (ધીઝ્) *pl.* of *this.* આ,; આઓ; આ લોકો.

**Thesis,** *n.* (થિ'સિસ્) A written discourse or essay upon one definite subject or theme; a dissertation upon one theme. નિબંધ; નિબંધ વિષય.

**Theurgy,** *n.* (થિ'અર્જી) The producing of effects by supernatural means. ચમત્કારી કામ; જાદુ. 2. Magical science. જાદુઇ વિદ્યા.

**Thew,** *n* (થ્યુ)A muscle or sinew.સ્નાયુ;મજ્જી.

**They,** *pro.* (ધે,) *pl. of* he, she or it. તેઓ. **They say**=એમ વાત ચાલે છે કે; લોકોમાં કહેવાય છે કે; એમ અફવા ફેલાઈ છે કે.

**Thick,** *a.* (થિક્) Compact; dense. ઘટ્ટ. 2. Not slender or thin. જાડું; સ્થૂલ. 3. Crowded together; closely set. ખીચો ખીચ ભરેલું. 4. Very intimate; friendly or familiar. જીવજાન;ખરેખરો.5.Dull or stupid.મટ્ઠ;ઠોઠ;મુરખ. **Through thick and thin**=ગમે તે ભોગે; ગમે તેવી મુશ્કેલી, હરકતોમાં પણ.

**Thicken,** *vt.* (થિ'કન્)To render dense or thick. જાડું કરવું. 2. To render close;to fill up the interstices in cloth. કુમાશદાર જાડા પોતવાળું, ઘટ્ટ પોતવાળું બનાવવું. *vi.*To become thick. જામવું થીજવું; ઘટ્ટ થવું.

**Thickening,** *n.* (થિ'કનીંગ્) Anything put into a thin liquid to thicken it or make it more dense. પ્રવાહી જાડું બનાવવા માટે અંદર નાંખવામાં આવતી વસ્તુ.-*a.* જાડું કરતું.

**Thicket,** *n.* (થિ'કેટ્) A dense growth of trees, shrubs &c. close together. ઝાડી; ઝુંડ.

**Thick-headed or skulled,** *a.*(થિ'કહેડિડ-થિ'કસ્કલ્ડ્) Stupid; dull in comprehenssion; senseless. મંદબુદ્ધિ; જુડ બુદ્ધિનું; જડ અક્કલનું.

**Thickish**, *a.* (થિ'કીશ્) Somewhat thick. જાડાશ પડતું; સ્થૂલ.

**Thickness**, *n.* (થી'કનિસ્) The state or quality of being thick. ઘનતા; જાડાશ; સ્થૂલતા; જાડાપણું.

**Thief**, *n.* (થીફ્) One who commits theft; a larcenist. ચોર; ચોરી કરનાર.

**Thievery**, *n.* (થી'વરી) Thievishness; larceny; theft. ચોરી; ચોરટાપણું.

**Thieve**, *vi.* (થીવ) To steal; to practise theft. ચોરી કરવી, જવું.

**Thievishness**, *n.* (થી'વિશનિસ્) Larceny; theft; thievery. ચોરી; ચોરટાપણું; નિશાચરી. **Thievish** = Given to stealing or petty thefts. ચોર; ચોરટો; ઉઠાઉગિર.

**Thigh**, *n.* (થાય્) The thickest part of the leg between the ankle and the wrist. થાપો; જાંઘ; સાથળ.

**Thill**, *n.* (થિ'લ્) The shaft of a cart or carriage. ધુંસરી.

**Thimble**, *n.* (થિ'મ્બલ્) A metal cap or cover for the top of the finger used by tailors for driving the needle through the cloth. દરજીની અંગુઠી-વીંટી.

**Thimble-rigger**, *n.* (થિ'મ્બલરિગર) A sleight of hand performer. હાથચાલાકીના ખેલ કરનાર.

**Thin**, *a.* (થિન્) Lean; slender. પાતળું. 2. Not compact or dense; scattered. પાતળું; વિખરાઇ ગયેલું. *adv.* In a scattered state; not densely or thickly. વિખરાયેલું *vt.* To make slender or thin. પાતળું કરવું. *vi.* To grow or become thin; to diminish in size. પાતળું થવું.

**Thine**, *pro.* (ધાઇન્) Belonging to thee. તારૂં.

**Thing**, *n.* (થિંગ્) An occurrence, event or deed. બિના; બાબત. 2. Something; anything; an inanimate object. ચીજ; વસ્તુ; નિર્જીવ પદાર્થ. 3. *pl.* Clothing. કપડાંલત્તાં. 4. Personal belongings or luggage. સરસામાન; માલમિલ્કત.

**Think**, *vi.* (થિન્ક્) To revolve ideas in the mind; to reflect or meditate. વિચાર કરવો; વિચારવું. 2. To intend or purpose. નો વિચાર કરવો-ઇરાદો-હેતુ હોવો. 3. To recollect or remember. ધ્યાનમાં-યાદ આવવું. 3. To ponder or meditate. ધ્યાન ક૦; વિચાર ક૦. **Methinks** = I think; it seems to me. મને લાગે છે કે. *vt.* To suppose, imagine, fancy or believe. માનવું; ધારવું. 2. To intend, plan or design. ધારણા-ઇરાદો-કલ્પના ક૦. **To think much of** = To have a high opinion about or value something highly. ને માટે ઉંચા વિચાર હોવા; ની ઘણી કિંમત આંકવી; મ્હોટી વાત-કામ લાગવું.

**Thinkable**, *a.* (થિ'ન્કબલ્) Capable of being thought. વિચાર, મન, કલ્પનામાં આવે, ઉતરે એવું.

**Thinker**, *n.* (થિ'ન્કર્) One who thinks. વિચાર કરનારો; વિચારશીલ; વિચાર ક.

**Thinking**, *n.* (થિ'ન્કિંગ્) Intention; belief; conception; judgment; imagination. વિચાર; ધારણા; માન્યતા; ધારવું તે.

**Thinly**, *adv.* (થિ'ન્લી) Scantily; not thickly; in a thin manner. થોડું થોડું; આછું આછું.

**Thinness**, *n.* (થિ'ન્નિસ્) The quality of being thin or scattered. સૂક્ષ્મતા; પાતળાપણું; આછાપણું.

**Third**, *a.* (થર્ડ્) One of three equal parts of a whole. તૃતીયાંશ. 2. Coming after the 2nd and before the 4th unit or thing. ત્રીજું. *n.* One upon three. એક તૃતીયાંશ.

**Thirdly**, *adv.* (થ'ર્ડલી) In the third place. ત્રીજું એક; ત્રીજી રીતે.

**Thirst**, *n.* (થ'ર્સ્ટ્) Dryness of the mouth and throat accompanied by a desire for some drink. તરસ. 2. A burning or eager desire and want of something. સ્પૃહા; તૃષ્ણા. **Thirst of money** = દ્રવ્ય લાલસા. *vt.* To feel thirst. તરસ લાગવી. 2. To have a vehement desire. જબર તૃષ્ણા હોવી.

**Thirstiness**, *n.* (થ'ર્સ્ટિનિસ્) The act of being thirsty. તરસ; તૃષ્ણા; આશા.

**Thirsty**, *a.* (થ'ર્સ્ટી) Feeling thirst. તરસ્યું.

**Thirteen**, *n.* (થ'ર્ટીન્) Ten and three; one more than twelve. તેર; ત્રયોદશ. *n.* The number composed of ten and three. તેરની સંખ્યા.

**Thirteenth**, *a.* (થ'ર્ટીન્થ્) One thirteenth; one of thirteen equal parts. તેરમો ભાગ. 2. Next in order after the twelfth. તેરમું. *n.* One thirteenth part. એક તેરાંશ.

**Thirtieth**, *a.* (થ'ર્ટિઇથ્) Following the twenty-ninth. ત્રિશમું. 2. One of thirty equal parts. એક ત્રિસાંશમો ભાગ. *n.* One over thirty. એક ત્રિસાંશ.

**Thirty**, *a.* (થ'ર્ટી) Consisting or comprising thrice ten. ત્રિસમું. *n.* A number consisting of thirty units. ત્રિસની સંખ્યા.

**Thirty-second**, *a.* (થ'ર્ટીસે'કન્ડ્) Following the thirty first. બત્રિસમું. 2. One of thirty-two equal parts. એક બત્રિસાંશમું.

**This**, *demon. pro.* & *a.* (ધિસ્) Something near in place or time or something just mentioned. આ.

**Thistle,** *n.* (થિ'સલ્) Prickly pear. જળવાસો; એખરો.
**Thistly,** *a.* (થિ'સલી) Full of thistles. કાંટા કાંટાવાળા છોડથી ભરપૂર.
**Thither,** *adv.* (ધિ'ધર્) To that place; there. તે જગ્યાએ.
**Thitherward,** *adv.* (ધિ'ધરવર્ડ્) In that direction; towards that place. તે બાજુએ; તેણી તરફ.
**Tho',** A short spelling of *though.*
**Thong,** *n.* (થૅાંગ્) A long narrow strip of leather. ચામડાનો પટ્ટો-બંધ-ચાપડો;ચર્મ રજ્જુ.
**Thorax,** *n.* (થો'રૅકસ્) Chest. ઉર; હૃદયપ્રદેશ; છાતી. 2. A breast-plate. છાતી ઉપર પહેરવાનું બખ્તર.
**Thorn,** *n.* (થૅાર્ન્) A pointed or sharp woody projection on the stems of some trees. શૂળ; કંટક; કાંટો. 2. A care; a trouble; a troublesome thing. કંટક; સાલ. **Thorn apple**=ધંતુરો. *vt.* To prick. કાંટો-શૂળ ભોંકવી. **To be a thorn in one's side**=ની આંખમાં સાલવું-ખુંચવું.
**Thorny,** *a.* (થૅા'ર્ની) Covered with thorns. કંટકમય; કાંટાવાળું. 2. Vexatious; troublesome. પીડા-હેરાન કરનાર.
**Thorough,** *prep.* (થ'રો) Passing through or to the end. માં; અંદર. *a.* Perfect; complete. પૂરેપૂરું; પૂરું. *adv.* In a thorough manner. બરોબર રીતે; માં સીધું.
**Thorough-bred,** *a.* (થ'રોબ્રેડ્) Bred from pure and unmixed blood; mettlesome or spirited (as a horse). જાતવાન પાણીદાર; ઉંચામાં ઉંચા ખુનયાદવાળું. *n.* A horse of pure blood. જાતવાન જાનવર-ઘોડો.
**Thorough-fare,** *n.* (થ'રોફે,અર્) A public road or way. રાજમાર્ગ; ખુલ્લો રસ્તો.
**Thorough-going,** *a.* (થ'રો-ગો'ઇંગ્) Extreme; going or ready to go to all lengths. હદપાર. 2. Perfect in all particulars. સંપૂર્ણ; પૂર્ણ.
**Thoroughly,** *adv.* (થ'રલી) Entirely; perfectly; completely; fully. સદંતર; જરાએ જરાક; પૂરેપૂરું; બિલકુલ.
**Those,** *pro.* (ધો,ઝ્) *pl.* of *that.* એઓ-પેલાઓ; તેઓ.
**Thou,** *pro.* (ધાઉ) Second personal pronoun in the singular number denoting the person addressed to. તું.
**Though,** *conj.* (ધો,) Nevertheless; still; that; if. અગર; તોપણ; યદ્યપિ; તથાપિ. **As though**=as if. જાણે.
**Thought,** *n.* (થૅાટ્) Reflection; idea; conception. વિચાર; ચિંતન. 2. Imagination; fancy. તર્ક. 3. Intention; propose. ઇરાદો; હેતુ. **In thought, word or deed**=મનસા,વાચા વા કર્મણા.
**Thoughtful,** *a.* (થૅા'ટફુલ્) Reflective; contemplative; meditative. વિચારમય; ગહન વિચારમાં; વિચાર કરતું.
**Thoughtfulness,** *n.* (થૅા'ટફુલનિસ્) Deep reflection or meditation. ઉંડો વિચાર; વિચારશીલતા. 2. Solicitude; anxiety. ફિકર; પરવા.
**Thoughtless,** *a.* (થૅા'ટલિસ્) Careless; rash; inconsiderate; reckless. અવિચારી; વિચાર વગરનું.
**Thoughtlessness,** *n.* (થૅા'ટલિસનિસ્) Stupidity; rashness; recklessness. અવિચારીપણું; નાદાની; અવિવેકપણું.
**Thousand,** *a.* (થા'ઉઝન્ડ્) Comprising ten times hundred. સહસ્ર; એક હજાર. *n.* A number equal to ten times a hundred. એક હજાર-સહસ્રની સંખ્યા.
**Thousandfold,** *a.* (થા'ઉઝન્ડફો,લ્ડ્) A thousand times the amount. સહસ્ર પુટ; સહસ્ર-હજારગણું.
**Thraldom,** *n.* (થ્રૅા'લ્ડમ્) Servitude; slavery; bondage. દાસ્યત્વ; ગુલામી; ગુલામગીરી.
**Thrall,** *n.* (થ્રૅાલ્) A serf; a slave; a bondsman. દાસ; બંધાયેલો માણસ; ગુલામ.
**Thrash,** *vt.* (થ્રૅશ્) To separate the grain or seed by treading with oxen or by a thrashing machine. પગરવું; હાલરું હાંકવું; ઝુડવું. 2. To flog soundly with a stick. સજ્જડ ઝપેટવું-મારવું; સોરવું; ધોકાવવું. *vi.* To beat out the husks from the grn. ઝુડવું.
**Thrasonical,** *a.* (થ્રેસૅા'નિકલ્) Vainglorious; boastful; proud; bragging. ગર્વિષ્ઠ; અહંકારી.
**Thread,** *n.* (થ્રેડ્) A fine cord of any material. દોરો; તાંતણો. 2. A line of silver or gold. જરીતાર. **Worked with gold thread**= જરી; જરદોસ; કસબ. 3. Continued tenour. સૂત્ર; દોરી; અનુસંધાન; તાર. 4. Fineness; quality; composition. ગુણ; બારીકાઈ. 5. Sacred cord of the Hindus. જનોઈ; ઉપવિત. 6. The main idea or general purpose of a discourse or story. વાર્તાનું અનુસંધાન-મુખ્ય વિચાર. **Thread and thrum**=The good and the bad together. સારૂં નરસું એક સાથે; ગુણદોષ. *vt.* To pass the thread to the eye of a needle. માં દોરો ઘાલવો.
**Threadbare,** *a.* (થ્રે'ડબેઅર્) Ragged; torn in many places. તારેતાર દેખાય એટલું ઘસાઈ ગયેલું; ચીથરાં થઈ ગયેલું.
**Threat,** *n.* (થ્રેટ્) Declaration of an intention to injure; a menace; an intimidation. ધમકી;

ધમકી; ધાક; ભય. *vi.* To menace; to threaten. ધમકી-બ્હીક આપવી; બ્હીવડાવવું.

**Threaten,** *vt.* (થ્રે'ટન્) To menace or declare an intention of injuring; to intimidate. ધાક-ધમકી આપવી; બ્હીવડાવવું *vi.* To have a threatening appearance; to be impending. ઝઝુમી રહેવું; ભયંકર લાગવું.

**Threatening,** *a.* (થ્રે'ટનિંગ્) Menacing; alarming. ડરાવતું; ગભરાવતું; ભય-ધાક બતાવતું. *n.* A threat. ભય; ધાક.

**Three,** *a.* (થ્રી) Thrice unity. ત્રણ. *n.* A number equal to three times one. ત્રણની સંખ્યા.

**Three-cornered,** *a.* (થ્રી'કૉર્નર્ડ્) Having three corners; triangular. ત્રિકોણાકાર.

**Three-fold,** *a.* (થ્રી'ફો,લ્ડ્) Three times; thrice. ત્રિપટ; ત્રમણું; ત્રણગણું; ત્રિગુણ.

**Three-master,** *n.* A ship having three masts. ત્રણ ડોલવાળું વહાણ.

**Three-score,** *a.* (થ્રી'સ્કો,ર્) Sixty; thrice twenty. સાંઠ; ત્રણ કોડી; સાઠ.

**Threshold,** *n.* (થ્રે'શો,લ્ડ્) A door-sill. ઉમરો; ઉંબર. 2. Outset; beginning. શરૂઆત; પહેલ.

**Threw** = Past tense of *throw.*

**Thrice,** *a.* (થ્રાઇસ્) Three times. ત્રણ ગણું.

**Thrift,** *n.* (થ્રિફ્ટ્) Frugality; economic use of money &c. કરકસર. 2. Prosperity. ફાયદો; આબાદી.

**Thriftily,** *adv.* (થ્રિ'ફ્ટિલી) Frugally; economically. કરકસરથી.

**Thrifty,** *a.* (થ્રિ'ફ્ટી) Economical; frugal; sparing. કરકસરીયું. 2. Well-to-do. આબાદ; સુખી.

**Thrill,** *n.* (થ્રિલ્) A quivering or trembling sensation. ઝમઝમાટ; રોમાંચ; ઝંઝણી. 2. Nostril. નાસિકા; નસકોરૂં. *vt.* To send a quiver or tingling sensation through the body, on account of different emotions. રોમરોમ વ્યાપી જાય તેમ કરવું; આખા શરીરમાં ઝણઝણી આવે એમ ક૦. *vi.* To feel a shivering or tingling sensation of keen emotion through the body. ઝંઝણી-કંપારી.

**Thrive,** *vt.* (થ્રા'ઇવ્) To flourish; to prosper in any business; to be successful by industry and economical management. આબાદ થવું; પૈસા મેળવવા. 2. To grow in statute or bulk. બળ-જોર વધવું.

**Thriving,** *a.* (થ્રા'ઇવિંગ્) Flourishing; prospering; increasing in wealth and prosperity. સમૃદ્ધ; સુખી; આબાદ.

**Throat,** *n.* (થ્રો,ટ્) The opening downward at the back of the mouth. કંઠ; ગળું. **To give one the lie in his throat** = To charge a person point-blank with falsehood. ઉઘાડેઉઘાડ ખોટું બોલવાનો કોઇ ઉપર સીધો આરોપ મુકવો. **To lie in one's throat** = હાડોહાડ જુઠું-ખોટું બોલવું; બેધડક, ખોટું બોલવું.

**Throb,** *vi.* (થ્રૉબ્) To beat with more than the usual force or rapidity as the heart or the pulse; to palpitate. ધબકવું, થડકવું. *n.* A palpitation or violent beating of the pulse or heart. ધબકારો-સ્ફુરણ-કંપ.

**Throe,** *n.* (થ્રો,) Agony; anguish; extreme pain; anguish of travail in childbirth. પ્રસુતિના વખતની અસહ્ય વેદના; ભયંકર વેદના; અતિશય દુઃખ.

**Throne,** *n.* (થ્રો,ન્) A royal seat; chair of sovereignty. સિંહાસન; રાજગાદી; તખ્ત. 2. Kingly power and sovereignty. રાજાની સત્તા, અધિકાર, હોદો.

**Throng,** *n.* (થ્રૉન્ગ્) A crowd; a multitude. ટોળું; ભીડ. *vi.* To collect in numbers. જમાવ થવો; ઠઠ મચવી. *vt.* To crowd together or press. ભેગા કરવું; ભીડ કરવી.

**Throttle,** *n.* (થ્રૉ'ટલ્) The trachea or windpipe. ઘાંટો; શ્વાસ લેવાની નળી. *vt.* To choke or strangle. ગુંગળાવવું. 2. To speak inarticulately and in a half-suffocated manner. ગુંગળાઈ ગયેલાની પેઠે અચકાઇ અચકાઇને બોલવું; ગરડવું.

**Through,** *adv.* (થ્રૂ) From end to end or side to side. આરપાર. 2. To the conclusion or end. છેડા સુધી; અંત સુધી; આખર સુધી. *prep.* By the agency or means of. ની લીધે. 2. Within; between the walls or sides of. માં થઇને; માંથી. 3. Over the whole extent or surface of. માં સઘળે ઠેકાણે; સર્વત્ર. 4. Amongst; in the midst of. મધ્યે; માં. **To drop through** = To be unsuccessful. નિષ્ફળ નિવડવું. *a.* Perfect; complete; entire; thorough. પૂરેપૂરૂં; આરપાર; વચ્ચે જનાર.

**Throughout,** *prep.* (થ્રુઆ'ઉટ્) From end to end. એક છેડાથી બીજા છેડા સુધી; ચોતરફ. *adv.* Everywhere; in every part. દરેક ભાગમાં; સર્વત્ર; ઠેઠ.

**Throw,** *vt.* (થ્રો,) To prostrate or overturn in wrestling. પાડી નાખવું; પાડવું. 2. To hurl; to cast or fling with a circular motion of the hands. નાંખવું; ફેંકવું. 3. To cause to take a certain position. અમુક સ્થિતિમાં ગોઠવવું. 4. To cast as dice. પાસા નાંખવા. **To throw down** = To overthrow or subvert. પાડી

નાંખવું-ભાંગી, તોડી નાંખવું. **To throw in**=To inject as a fluid. અંદર ઉતારવું;માં દાખલ કરવું. **To throw off**=To free oneself form;to expel. કરીને મટવું; થી મુક્ત થવું; મારી કાઢવું. **To throw out**=To expel. કાઢી મુકવું. *n.* The act of flinging or hurling. નાંખી દેવું-ફેંકી દેવું તે. 2. The distance through which anything thrown goes or travels પલ્લો;ટપ્પો.

**Throwster,** *n.* (થ્રો,'સ્ટર્) Silk-twister or thrower. રેશમ કાંતનાર; પટવેગીર.

**Thrum,** *n.* (થ્રમ્) A stamen. કેસર તંતુ. 2. One end of a weaver's thread. આંતરી;ચુંથો; રેષા; છેડો. 3. A mat made of coarse yarn. સુતરના ચુંથાની બનાવેલી સાદડી. *vt.* To cover with or make of coarse yarn. ચુંથાથી બનાવવું-ઢાંકવું.

**Thrush,** *n.* (થ્રશ્) A kind of singing bird. સારિકા. 2. A kind of disease of the mouth. મોઢાનો રોગ.

**Thrust,** *vt.* (થ્રસ્ટ્) To stab. ભોંકવું. 2. To make a forcible push; to drive or impel with force. ધકેલવું; જોરથી મારવું;હડસેલવું. **To thrust oneself upon**=To intrude. વગર નિમંત્રણે પેસી જવું;આગાંતુકી કરવી. **To thrust away**=હડસેલી મુકવું; ધક્કો મારી આધા કાઢવું. **To thrust in**=To drive or push in. પેસાડવું; ખોસવું. *vi.* To squeeze;to enter by pushing. ઘુસવું;ઘુસીને વચ્ચે પડવું. *n.* A stab or a lunge with some pointed instrument. ભોંકવું-મારવું તે; હડસેલો; ઘોંકો.

**Thrustings,** *n. pl.* (થ્ર'સ્ટિંગ્ઝ્) White whey. દહીમાંની દાબી કાઢેલી તર-મલાઈ.

**Thug,** *n.* (ઠગ્) A secret society of assassin robbers who strangled their victims with handkerchiefs and buried them after looting them; one who belonged to this secret society. ઠગ; ફાંસીયા.

**Thumb,***n.*(થ'મ્) The shortest and thickest finger of the human hand. હાથનો અંગુઠો. **Under one's thumb**=Completely under one's control. મુઠીમાં; વશ; આધીન; કબામાં.**Thumb mark**=અંગુઠાનું નિશાન.*vt.* To turn over the leaves of; to soil or handle awkwardly. પાનાં ફેરવવાં; અણઘડપણાથી હાથમાં લેવું.

**Thump,** *n.* (થમ્પ્) The noise made by the sudden fall of a heavy body. ધબકારો. 2. A heavy fall. ધબાકો. *vt.* To beat or strike with something heavy. ધબ લઈને અફાળવું. *vi.* To strike or fall on with a heavy blow. ધબ લઇ અફળાવું.

**Thunder,** *n.* (થ'ન્ડર્) The sound following a flash of lightning, caused by the discharge of atmospheric electricity. કડાકો; મેઘગર્જના; ગડગડાટ. 2. Any loud noise (as of a cannon.) ધડાકો; ગડગડાટ; ભડાકો. 3. A strong or vehement denunciation published. કોઈ પણ વ્યક્તિ અથવા વિષય ઉપર કરેલી-લખેલી સખત ટીકા, *vi* To emit the noise of thunder or to make a loud and continuous rattling noise. ગાજવું-ગર્જવું.2. To denounce violently. હાક વગાડવી; સખ્ત ટીકા કરવી. *vt.* To speak loudly and in a threatening manner. ધમકાવવું; ધમકીપૂર્વક કહેવું.

**Thunderbolt,** *n.* (થ'ન્ડરબો,લ્ટ્) A strong shaft or flash of lightning. વિદ્યુલ્લેખા;વિજળીનો લાંબો લીસોટો; વજ્ર.

**Thunderstorm,** *n.* (થ'ન્ડરસ્ટૉર્મ્) A storm accompanied by thunder. વિજ સાથેનું વાવાઝોડું; વાનું તોફાન.

**Thunderstruck,** *a.* (થ'ન્ડરસ્ટ્રક્) Blasted or struck by lightning.વિજળી પડેલું-વિજળીથી બળી ગયેલું. 2. Amazed; struck dumb with surprise or terror. છક્ક; આશ્ચર્યચકિત; દિંગ્મૂઢ.

**Thursday,** *n.* (થ'ર્સડિ) The day coming after Wednesday. ગુરૂવાર.

**Thus,** *adv.* (ધસ્) Accordingly; consequently; in this way, manner or condition. એ પ્રમાણે; એ રીતે; આ પ્રમાણે; આમ; એમ.

**Thwart,** *a.*(થ્વૉર્ટ્)Being across something else; transverse. આડું; ત્રાંસું. 2. Perverse or obstinate. જીદ્દી; હઠીલું. *adv.* Transversely; obliquely. આડી રીતે. *prep.* Across. આડું. *vt.* To pass across. માં આડા થઇને જવું. 2. To frustrate or defeat; to cross the purpose of. ની રસ્તામાં આવવું-ના કામમાં આડા પડવું; હરાવવું; ની સામા થવું.

**Thy,** *pro.* (ધાય્) Belonging to or of thee. તહારૂં; તારૂં.

**Thyself,** *pro.* (ધા'યસેલ્ફ્) Thee in person. તું પોતેજ.

**Tiara,** *n.* (ટા'યૅરા) A crown of the pope. પોપનો તાજ. 2. (Fig.) The papal dignity or power. પોપની સત્તા. 3. Any ornamental and jewelled headdress like a crown.મુગટ;તાજ.

**Tibial,** *a.* (ટિ'બિયલ) Pertaining to the large bone of the lower leg. પગની નળીનું. *n.* Shin-bone. પગની નળી.

**Tick,***n.*(ટિક્)A small distinct ticking noise as that of a watch. ઘડીયાળનું ટકટક; ટિકટિક.

2. A small dot or other mark of identification like this (✓)એક ખુણુ-સંજ્ઞા. 3. Trust or credit. શાખ; ઉધારી. 4. The cover of a bed. બીછાનાનું ખોળીયું. **To buy on the tick**=ઉધાર ખરીદવું *vt.* To make a ticking noise. ટકટક-ટીકટીક કરવું. To mark with a tick or dot. ખુણુ કરવી.

**Tickening.** *n.* (ટિ'કનિંગ્)A coarse cloth formed into coverings for bed.ખોળીયાનું લુગડું.

**Ticket,** *n.* (ટિ'કેટ્) A label. ચિઠ્ઠી.2.A small piece of printed or written card-board acknowledging receipt of consideration and entitling the holder to some service mentioned therein on the part of the issuers thereof. ટીકીટ. *vt.* To put a label or ticket on. ચિઠ્ઠીઓ ચ્હોડવી-લગાડવી. 2. To give a ticket to. ટીકીટ આપવી.

**Ticket-porter,** *n.* (ટિ'કેટ પૉર્ટ'ર્) A licensed porter who wears a badge. પરવાનગીવાળો; પટ્ટેદાર મજુર.

**Tickle,** *vt.* (ટિ'કલ્) To touch or rub lightly causing a peculiar creeping, thrilling sensation inducing laughter.ને ગલપચી કરવી;ગલી, ગદબદીયાં ક૦. 2. To please, to cajole;to flatter delicately. ખુશામીજાજમાં લાવવું; ખુશીમાં લાવવું. *vi.* To feel titillation. ગલીપચી લાગવી-થવી. *a.* Unstable. અદ્દ; ફરી જાય એવું.

**Ticklish,***a.*(ટિ'કિલશ્)Easily ticked;touchy. જલદીથી ગલીપચી લાગે એવું; ચીડીયું. 2. Liable to be overthrown; critical; nice; difficult. અણીનું; તરતજ ખરાબ પરિણામ આવે એવું.

**Tidal,** *a.* (ટા'ઇડલ્) Subject to, relating to tides. ભરતી આવે એવું-ભરતી સંબંધી.

**Tide,***n.*(ટાઇડ્)Rise and fall in the water of the ocean &c.,regularly taking place owing to the lunar influence. ભરતી-જુવાર; ઓટ. 2. Course; flow, current, of influences or circumstances. વેગ; ગતિ. Neap tide=નાની ભરતી. *vt.* To drive with the tide of the stream. ભરતીની સાથે વહાણ હંકારવું. **To tide over**=To surmount some difficulty. કોઇ પણ મુશ્કેલીમાંથી પાર ઉતરવું. *vi.* To pour a tide or flood. ભરતી-ઓટ આવવી, થવી.

**Tidings**, *n.* (ટા'ઇડિંગ્સ્-ગ્ઝ્) Information; news. ખબર; સમાચાર; બાતમી; પત્તો.

**Tidy,** *a.* (ટા'ઇડી) In good order; neat and clean. સાફ; સ્વચ્છતાવાળું; સફાઇદાર. *n.* An ornamental work for the back of the chair, sofa &c. ઓછાડ; કવર; ગલેફ.

**Tie,** *n.* (ટાય્) A fastening; a knot. ગાંઠ; બંધ; કસ. 2. A knot of hair. અંબોડો; શિખા; વેણી. **Worldly ties**=સંસાર સંબંધ-સંસારના બંધનો. *vt.* To bind or fasten with a knot. ગાંઠ મારવી; બાંધવું. 2 To make fast or unite strongly. મજબુત બાંધવું; દૃઢ જોડવું. 3. To turn out equal. બરોબર, સરખા ઉતરવું. **To tie down**=To fasten securely. મજબુત બાંધી રાખવું.

**Tier,** *n.* (ટા'યર્) One who ties. બાંધનાર માણસ. 2. Two or more rows placed one above the other. એક ઉપર બીજી એમ ગોઠવાએલી હારો; અટેળ.

**Tiff,** *n.* (ટિફ્) Angry mood or fit. ગુસ્સો; રીસ. 2. Liquor. દારૂ. *vi.* To be angry or put out. તકરાર-બોલાચાલી કરવી. *vt.* To decorate or deck out. શણગારવું.

**Tiffin,** *n.* (ટિ'ફિન્) Lunch. ફરાળ;ટીફીન;નાસ્તો,

**Tight,** *a.* (ટાઇટ્) Closely fitting. બેસતું; તંગ; બંધ બેસતું. 2. Firmly stretched. ખેંચાએલું; તાણેલું. 3. Somewhat tipsy. થોડોક પિધેલ. 4. Active. ચાલાક; ચપળ. 5. Not leaky. કાણું નહિં હોય એવું. 6. Compactly or firmly fastened or made. સજ્જડ; સજ્જડ બેઠેલું. 7. Hard to obtain as money. મળવામાં મુશ્કેલ.

**Tiger,** *n.* (ટા'ઇગર્) A carnivorous animal, strong and large, of the feline family. વાઘ; વ્યાઘ્ર; દીપડો.

**Tighten,** *vt.* (ટા'ઇટન્) To make more compact or tight. વધારે ઘટ્ટ-બંધ બેસતું-તંગ કરવું.

**Tigress,** *n.* (ટા'ઇગ્રિસ્) A female of tiger. વાઘણ.

**Tile,** *n.* (ટાઇલ્)A marble slate for covering the floor.જમીન ઉપર ચોટાડવાના આરસના,પત્થરના ચોરસા. 2. Curved plates of baked clay used to cover roofs. નળીયાં; નેવાં. *vt.* To cover with tiles. નળીયાં મુકવાં-ચઢાવવાં.

**Till,** *n.* (ટિલ્) A money box or a drawer for money in a shop. ગલ્લો; પૈસા મુકવાની પેટી. 2. Raw clay. ચાકાની માટી. *prep.* Until; upto; as far as. લગી. સુધી. **Till now**=અત્યાર સુધી, **Till then**=તે વખત સુધી. *conj.* Upto that place; as far as, as long as, that place. તે જગ્યા સુધી. *vt.* To plough or cultivate. ખેડવું. *vi.* To cultivate land. ખેતી કરવી; જમીન ખેડવી.

**Tillage,***n.*(ટિ'લિજ્)Cultivation;agriculture; the act of cultivating or tilling. કૃષિકર્મ; ખેડવાનું કામ; ખેતી 2. Land so cultivated. ખેડેલી જમીન.

**Tiller,** *n.* (ટિ'લર્) An agriculturist. ખેડુત. 2. The sprout of a plant. ઝાડનો ફણગો. *vt.* To sprout or put forth new shoots. ફણગા ફુટવા.

**Tilt,** *n.* (ટિલ્ટ) The cloth-cover of a boat, cart. ગાડી-હોડી ઢાંકવાનું લુગડું. 2. A tent.તંબુ. *vt.* To thrust or point a weapon. કોઈને કંઇ હથીયાર મારવું.*vi.*To run or ride and thrust with a lance. ઘોડો દોડાવી ભાલાથી લડાઇ કરવી. *n.* A tournament. ભાલાબાજી. 2. To turn up or down. ઉથલવું; ઉંચા નીચા થવું.

**Timber,** *n.* (ટિ'મ્બર્) Wood to be used for building purposes. ઇમારતી લાકડાં. 2. Wood squared and fitted for building purposes. ઈમારત બાંધવાનાં પાટીયાં વગેરે.

**Timbrel,***n.*(ટિ'મ્બ્રલ્)A drum.એક જાતની ઢોલકી.

**Time,** *n.* (ટાઈમ્) Period; era; age. કાળ; જમાનો. 2. Duration; a point or portion of duration. વખત; કાળ; પ્રસંગ; વેળા; સમય. 3. Season;proper time.તક;મોસમ;બરાબર વખત.4. Leisure.ફુરસદ;નવરાશ. 5.Repetition.વાર; વખત. 6. Length of one's life.જીંદગીનો વખત; આયુષ. **At times**=Now and then. વખતો વખત. **In time**=At the proper time;eventually. વખતસર;સવેળા; આખેર. **To kill time**=વખત નકામો ગુમાવવો,કાઢવો.**Times immemorial** =અનાદિ કાળ. **Time-book**=હાજરી પત્રક. **Adverse times, hard times** કસુત્રા વખત; ખરાબ-અવળો વખત; વિપત્તિ. **Course of time**=કાળચક્ર;કાળગતિ.**Unreasonable time**=કવખત; કદહાડો **Auspicious time**= શુભ અવસર-ઘડી. **Time-serving**=કાળાનુવર્તી. **Out of time**=મુદત બહાર. *vt* To regulate the time of.નો કાળ નક્કી કરવો-રાખવો 2. To appoint a time for.ને માટે વખત ઠેરવવો. 3. To record or ascertain the time. વખત-ગતિ નોંધવી. 4. To measure (as in music or harmony).નો તાલ મેળવવો. *vi.* To keep time. વખતસર ચાલવું.2.To beat time. તાલ મેળવવો.

**Timehonoured,***a.*(ટા'ઇમ ઑનર્ડ્) Famous or respected since a long time. લાંબા વખતથી પ્રખ્યાત-પૂજ્ય ગણાતું.

**Time-keeper,** *n.* (ટા'ઇમકીપર્) A person whose duty it is to note down the time of arrival of the labourers, officers &c. of an office or factory. વખતની નોંધ રાખનાર. 2. A watch, clock or any other device which fulfills that purpose. ઘડીયાળ અથવા એવુંજ કામ આપનારી બીજી કોઇ વસ્તુ; ટાઇમપીસ. 3. An official of the railways to time the departure of the trains. રેલવે ગાડીનો જવાનો વખત નક્કી કરનાર માણસ-જણાવનાર માણસ.

**Timeless,** *a.* (ટા'ઈમલિસ્) Immature; premature. કવેળાનું; કમોસમનું; પુખ્ત નહિં થયેલું એવું. 2. Untimely. કવખત-કવેળાનું. 3. Endless. અનંત; જેનો છેડો નહિં આવે એવું.

**Timely,** *a.* (ટા'ઇમલી) Opportune; in time. વખતસર, બરાબર વખતનું. *adv.* At the proper time. બરાબર વખતે; વખતસર.

**Time-piece,** *n.* (ટા'ઇમપીસ્) A clock. મોટું ઘડીઆળ; ડબો.

**Time-server,** *n.* (ટા'ઈમસર્વર્) A man who suits his actions, words &c. to the time and has no fixed principles or views. હાજીહા કરનાર માણસ; કાલાનુસારી માણસ; વખત પ્રમાણે વરતનાર.

**Time-serving,** *a.* (ટા'ઈમસર્વિંગ્) Suiting himself to the times; sycophant. સમયાનુસારી; હાજીહા કરનાર.

**Time-table,** *n.* (ટા'ઇમટેબલ્)A programme of actions &c. on the basis of time. સમય પત્રક.

**Timid,** *a.* (ટિ'મિડ્) Fearful; fainthearted; timorous; wanting in courage; shy. બ્હીકણું; ડરકણું; ભયશીલ; શરમાળ.

**Timidity,** *n.* (ટિમિ'ડિટિ)Faintheartedness; fearfulness; effiminacy. બાયલાપણું;બ્હીકણપણું.

**Timidly,** *a.* (ટિ'મિડલી) Fearfully; shyly. નામર્દ રીતે; બીકણ રીતે; શરમાઇને.

**Timocracy,** *n.* (ટિ'મૉક્રસી) An ideal state in which love and not force would be the governing or ruling force. રામરાજ્ય જેમાં પ્રેમનું વર્ચસ્વ હોય, નહિં કે સામર્થ્યનું એવું, પ્રેમસત્તાથી ચાલતું રાજ્ય.

**Timorous,** *a.* (ટિ'મરસ્) Timid;shy;fearful. બ્હીકણું; ડરપોક. [L. *timor*, fear.]

**Tin,***n.*(ટિન્)A valuable white metal. કથીર; કલાઇ; કલઈ. 2. Plates made of tin. કલાઇનાં પતરાં; ટિન. *vt.* To overlay with a thin layer of tin (to prevent food stuffs being affected with rust &c.) કલાઇ કરવી.-*n.* ડબ્બો.

**Tinical.** *n.* (ટિ'નિકલ્) Borax in its crude state. ટંકણખાર.

**Tincture,** *n.*(ટિ'ન્ક્ચર્) Shade,hue or tinge of a colour. છાંટ; રંગ; પાસ. 2. An extract or solution of the active principle of some chemical drug in a powerful solvent like spirit or alcohole &c. સત્વ; ઔષધ મિશ્રિત-મદ્યાર્ક. *vt.* To tinge. રંગનો છાંટ લગાડવો. 2. To impregnate or imbue. છાપ-અસર પાડવી.

**Tinder,** *n.* (ટિ'ન્ડર્) An inflammable substance. તરતજ સળગે એવી વસ્તુ.

**Tine,** *n.* (ટાઇન્) Distress; trouble. પીડા; સતામણી; હેરાનગતી; સંકટ; દુઃખ; ત્રાસ. *vt.* To set fire to. ચેતવવું-સળગાવવું-આગ લગાડવી. *vi.* To kindle or rage as fire. સળગી ઉઠવું-સળગવું.

**Tinfoil,** *n.* (ટિ'નફૉઇલ્) A thin layer or plate of tin. કલાઈનું પડ-વરખ અથવા પાતળું પતરૂં.

**Tinge,** *n.* (ટિન્જ્) Hue; shade. છાંટ; રંગ; અસર. *vt.* To colour slightly. સહેજ છાંટ આપવી. 2. To imbue or impregnate in a small degree. થોડી અસર કરવી.

**Tingle,** *vi.* (ટિ'ંગલ્) To feel a kind of thrilling sensation or pain. ઝણઝણી છુટવી-ઝણઝણ થતું હોય એમ લાગવું.

**Tinker,** *n.* (ટિ'ન્કર્)A mender of brassware. તાંબા-પિત્તળનાં વાસણ ઘડનાર તથા દુરસ્ત કરનાર. *vt.* To solder or mend brassware. તાંબા-પિત્તળનાં વાસણ દુરસ્ત કરવા-સાંધવાં વગેરે.

**Tinkle,** *n.* (ટિ'ંકલ્) A quick sharp ringing noise. ખણખણાટ. *vi.* To clink. ખણખણ થવું. *vt.* To cause to make a sharp ringing noise. ખણખણાટ કરવો.

**Tinman,** *n.* (ટિ'નમન્) A dealer or manufacturer of tinware. કલાઇગર; કલાઇનાં વાસણ વગેરે બનાવનાર.

**Tinsel,** *n.* (ટિ'ન્સેલ્) Thin, glittering metallic sheets used for ornamenting. કસબ; ઝીનારી. 2. A gaudy thing; something more showy than valuable. ભપકાબાજ, દેખાવવાળો પદાર્થ. *a.* Excessively showy. બહારથી ઘણુંજ ભપકાબાજ દેખાતું; તકલાદી.

**Tinsmith,** *n.* (ટિ'નસ્મિથ્) One who makes articles of tin. ટિનનાં વાસણ બનાવનાર

**Tint,** *n.* (ટિન્ટ્) A tinge or slight colouring. પાસ; છાંટ. 2. Grade or intensity of colour. રંગની છટા-ઓછું વધતું હોવું તે; છાંટ; પાસ. *vt.* To shade slightly with; to tinge. ની છાંટ લગાડવી.

**Tiny,** *a.* (ટા'ઇની) Puny; very small; little. ઘણુંજ ન્હાનું; ન્હાનું સરખું.

**Tip,** *n.* (ટિપ્) The point or extremity of anything. ટોચ; અગ્રભાગ; છેડો. 2. A tap; a gentle stroke. ટકોરો-થબડાક. 3. A small; present in money given to waiters in the hotel and the like. બક્ષીસ; બ્હોણી. *vt.* To form the tip of. ની અણીનો ભાગ હોવો. 2. To bestow a small money-gift upon. બ્હોણી, બક્ષીસ આપવી. 3. To tap. ધીમેથી ટકોરો મારવો.

**Tip-cat,** *n.* (ટિ'પકૅટ્) A kind of Indian game. ગીલી દંડાની એક રમત; મોઇદાંડીયો.

**Tippet,** *n.* (ટિ'પેટ્) A muffler to protect the neck from cold. ગલપટ્ટો; મફલર; કંઠવસ્ત્ર.

**Tipple,** *vi.* (ટિ'પલ્) To be a habitual drunkard. મદ્યપાનનું વ્યસન હોવું. *vt.* To drink wine to excess.ખુબ દારૂ પીવો.*n.*Drink.દારૂ;નિશો.

**Tippler,** *n.* (ટિ'પ્લર્) A habitual drunkard દારૂડીયો; મદ્યપાન કરનાર.

**Tippling,** *n.* (ટિ'પ્લિંગ્) Excessive indulgence in wine. હદપાર દારૂ પીવો તે; બેહદ નિસો; છાકટાપણું; નિશાબાજી.

**Tip-staff,** *n.* (ટિ'પસ્ટાફ્) A stick with a metal tip.ખોળીવાળી લાકડી-દંડુકો.2.An officer of the police who bears such a staff. પોલીસનો લાકડીવાળો અમલદાર.

**Tipsy,** *a.* (ટિ'પ્સી) Intoxicated to excess; fuddled. છાકટો; પીધેલ.

**Tip-toe,** *n.* (ટિ'પટો,)The tip or extremity of the toe. પગના અંગુઠાનો છેડો.**To be on the tip-toe**=To be in anxious expectation of. આતુરતાથી-કાળજીથી રાહ જોવી.*a.*Raised or lifted up. ઉંચુ કરેલું. **T. mirth**=Height of enjoyment. અત્યાનંદ; હદપાર ખુશાલી.

**Tip-top,** *n.* (ટિ'પટૉપ) The height; the zenith.પરાકાષ્ઠા;શિખર. *a.*First-rate;excellent. અત્યુત્તમ; ઘણુંજ સારૂં.

**Tirade,** *n.* (ટિરે'ડ) A harangue; a lecture of reproach tiring in its length. આક્ષેપ; ઠપકો;નિંદાત્મક ભાષણ;લાંબો લાંબો, દોઢડાહ્યો ઉપદેશ.

**Tire,** *n.* (ટાયર) Rank; row; tier. ઓળ;હાર. 2. Dress; apparel; attire. પોષાક; લીબાસ. *vt.* To decorate (old English). શણગારવું. 2.To fatigue; to weary or exhaust.ને થકવી નાંખવું. *vi.* To become weary. થાકી જવું. To tire out. કંટાળવું.

**Tiresome,***a.*(ટા'યરસમ્)Tedious; wearisome; fatiguing. કંટાળા ભરેલું; થાકી જવાય એવું; કંટાળો ઉપજાવે એવું.

**Tiresomeness,** *n.*(ટા'યરસમનિસ્)Wearisomeness; tediousness; exhaustion. કષ્ટ; કંટાળો; ત્રાસ.

**Tissue,** *n.* (ટિ'શ્યુ) One of the primary layers of the animal body. પેશી; ઝીણી શિરાઓનો ગુચ્છો. 2. Texture; web. જાળ; પોત. 3. A fabrication. ખોટું ઉભું કરેલું ગોઠવેલું-જાળ. **A tissue of falsehoods**=અસત્ય જાળ. **T. paper**=Very thin bluish gauzelike paper. જાડ,બાજ જાતનો કાગળ.*vt.*To make into tissue cloth. જરીકસબ કાપડ બનાવવું.

**Tit,** *n.* (ટિટ્) A term of contempt for a woman. 2. A bit; a mouthful; a morsel. કકડો; ટુકડો. **Tit for Tat**=અદલાનો બદલો; સાટા પાટી.

**Titan,** *n.* (ટા'યટન્) A fabulous giant. દાનવ-દૈત્ય-રાક્ષસ. *a.* **Titanic** (ટાયટૅ'નિક) ગંજાવર; રાક્ષસી.-એક આગબોટનું નામ.

**Tit-bit,** *n.* (ટિ'ટબિટ્) A small delicious morsel. સુગ્રાસ; જરા કકડો; ફકરો; ટુકડો બુકડો.

**Tithe,** *n.* (ટાઇધ્) One tenth part. દશમા ભાગ. *a.* Tenth. દશમું.

**Tithingman,** *n.* (ટા'ઇથિંગમન્) A sort of peace officer or constable; the head of a borough. પ્રગણાનો-મુલેહનો અમલદાર.

**Titallation,** *n.* (ટાઇટૅલે,'શન્) A tickling sensation. ગલીપચી; અદબદીયાં થવાં તે; આતુરતા.

**Title,** *n.* (ટા'ઇટલ્) The name of a book. પુસ્તકનું નામ. 2. An appelation of pre-eminence or distinction suffixed to the name of persons of dignity &c. ઈલ્કાબ; ખિતાબ; પ્રતિષ્ઠાનામ. 3. An inscription which identifies the thing in question. કોઇપણ લેખી નિશાની. 4. A claim or right which is the foundation of ownership. હક્ક; દાવો. **Title deeds**=Instruments or documents entitling a person to the possession of an estate &c. દસ્તાવેજ; પૂરાવો.

**Titled,** *a.* (ટા'ઈટલ્ડ્) Bearing an appelation of distinction or preminence. ઇલ્કાબવાળું; ખિતાબ ધરાવતું; ઈલ્કાબી.

**Title-page,** *n.* (ટા'યટલ-પે,જ્) The page of a book on which its name is inscribed. મુખપૃષ્ઠ; મુખપત્ર.

**Titter,** *vi.* (ટિ'ટર્) To laugh with a muffled sound; to laugh in the sleeve. મનમાંને મનમાં-ખીખી-હીહી હસવું. *n.* A restrained laugh. ખીખી-મનમાં ને મનમાં હસવું તે;છાનું હાસ્ય.

**Tittle,** *n.* (ટિ'ટલ્) An iota; a very small part; a particle. અણુ;બિંદુ;લેશ;રજકણ; અનુમાન.

**Tittle-tattle,** *n.* (ટિ'ટલટૅ'ટલ્) Gossip; idle and trifling talk; chit-chatting. બક-બકાટ; ગપસપ; ખોટા લવારો. *vi.* To prattle or talk idly. લવારો કરવો;ગપ્પા ઝુડવા,હાંકવા,મારવા.

**Titular,** *a.* (ટિ'ટ્યુલર્) Nominal; virtually non-existent; holding a position or office in name only.નામધારી; નામનું; પુતળા-ઓઠા જેવું.

**Titulary,** *n.* (ટિ'ટ્યુલરી) A titled man. ઈલ્કાબ-ખિતાબ ધરાવતો માણસ. *a.* Relating to, concerning or consisting in a title. નામનું; નામધારી; ઇલ્કાબ-ખીતાબ સંબંધી.

**To,** *prep.* (ટુ) Towards. પાસે-કને-એ તરફ. 2. Denotes motion,tendency &c. towards time, state, condition &c. માં; એ; ને; તરફ; ઉપર. 3. Implies(*a*)consequence. કોઇ અમુક જાતનું પરિણામ આવે એવી રીતે;ત્યાં સુધી;ઉપજાવીને.(*b*)Comparison. સરખામણી કરતાં. (*c*) Addition. વળી; સાથે; વધારામાં. (*d*) Union or accompaniment. સાથે. (*e*) Extent; limit &c. of comprehension. પર્યંત; લગી; સુધી. (*f*) a sign of the infinitive. વું-ને-તું-માં. **To and fro**=Backward and forward. આગળ પાછળ; આમતેમ. **To wit**=To know. જાણવું. 2. In addition; this one. તે-આ એક;અર્થાત્.**To the face**=In the presence of; in front of. ની આગળ-ચ્હેરા પર; સન્મુખ. **To and again**=to and fro. આમતેમ.

**Toad,** *n.* (ટો,ડ્) A species like frogs but inhabiting land only. મેંડક; દદુંર; જમીન ઉપરજ રહેતી દેડકાની એક જાત.

**Toad-eater,** *n.* (ટો,'ડઈટર્) A mean sycophant. ખુશામતીઓ માણસ;હાજી હા કરનાર માણસ; મસ્કો.

**Toady,** *n.* (ટો'ડી) A mean flatterer. હાજી હા કરનાર; મસ્કો. *vt.* To flatter obsequiously; to fawn upon in a servile manner. ની ખુશામત કરવી-ને મસ્કો લગાડવો.

**Toast,** *vt.* (ટો,સ્ટ્) Roast brown. ભુંજવું; શેકવું. 2.To drink to the health of.નું નામ લઇ ફતેહ ઇચ્છી દારૂનો પ્યાલો મ્હોડે લગાડવો. *n.*Bread scorched by fire. દેવતા ઉપર શેકેલી રોટલી, પાંઉ. 2. A person or an event to the health of which a party drinks. જે માણસ અથવા વસ્તુના માનમાં-નું નામ લઇ દારૂનો પ્યાલો મોઢે માંડે તે વસ્તુ-માણસ.

**Tobacco,** *n.*(ટબૅ'કો) An American narcotic plant; the leaves of the plant dried and prepared for smoking &c.તમાકુનો છોડ;તમાકુ; જરદો; સુકો.

**Tobacconist,** *n.* (ટોબૅ'કનિસ્ટ્) A dealer in tobacco. તમાકુવાળો, તમાકુ વેચનાર. 2. A smoker of tobacco. તમાકુ પીનાર.

**Tocsin,** *n.* (ટૅ'ક્સિન્) A danger-signal;an alarm-bell. ભય બતાવનાર-ભયસૂચક ઘંટ;યુદ્ધ ઘંટ.

**Today,** *n.* (ટુડે') The day through which the speaker is passing; the present day. આજનો દીવસ. *adv.* On this day. આજે.

**Toddle,** *n.* (ટૅ'ડલ્) A walking with short steps like a child newly on its legs. ટુંકે પગલે ચાલવું. *vi.* To walk totteringly or with

short steps like a child. ટુંકે પગલે, લથડતાં ચાલવું (ન્હાના બચ્ચા જેમ).

**Toddy**, *n.* (ટૉ'ડી) Fermented juice of the palms used as an intoxicating drink. તાડી.

**Toe**, *n.* (ટો,) The thickest finger of the foot. પગનો અંગુઠો. **To toe in** = વાંકે, રાંટે, પગલે ચાલવું.

**Toga**, *n.* ( ટો,'ગા ) A loose robe of the Romans, worn over other clothing. ઓવરકોટ જેવો મોટો ઝબો.

**Together**, *adv.* (ટુગે'ધર્) In the same place; gathered in one body of place. એક ઠેકાણે એકઠા થયેલા. 2. At the same time; in concert. એક સાથે. 3. In company with; unitedly. એક બીજા સાથે-સંગાથે-ભેગા. **Together with** = Along or in company with. ની સાથે, સંગાથે-એકઠું.

**Toil**, *n.* (ટૉ'ઇલ્) Oppressing or fatiguing labour. પરિશ્રમ; સખત મહેનત. *vt:* To labour hard; to drudge. સખત મ્હેનત ક૦; પરિશ્રમ ક૦. *vt.* To labour to exhaustion or fatigue. થાકી જવાય એટલું કામ કરવું; મહેનત કરવી. *n.* Meshes; net; snare. જાળ; બંધન.

**Toilet**, *n.* (ટૉ'ઇલિટ્) The act or process of dressing. શણગાર કરવો તે. 2. The style of dressing. શણુગારની રીત વગેરે. 3. A dressing-table. શણગારની ચીજો રાખવાનું ટેબલ. 4. A linen cover. રેશમનું-ભરતનું ઢાંકણું.

**Toilful**, *a.* ( ટૉ'ઇલફુલ ) Wearisome. શ્રમિત.

**Toilless**, *a.* ( ટૉ'ઇલ્લિસ્ ) Free from toil. મહેનત ન પડે તેવું.

**Toilsome**, *a.* ( ટૉ'ઇલસમ્ ) Exhausting; fatiguing; laborious; wearisome, કષ્ટનું; મહા-મહેનતી; કષ્ટસાધ્ય.

**Token**, *n.* (ટો,'કન્ ) Mark; sign; indication; symbol. લક્ષણ; નિશાની. 2. Souvenir, keepsake or memorial of friendship. યાદગીરી; સંભારણું.

**Tola**, *n.* (ટો',લા) A weight used in British India. એક તોલો; રૂપીયાભાર.

**Tolerable**, *a.* (ટૉ'લરબલ્) Bearable or endurable. ખમી શકાય-સહન કરી શકાય એવું. 2. Middling; passable. ઠીકાઠીક; ચાલી શકે એવું; સાધારણ; મધ્યમ પ્રતિનું.

**Tolerance**, *n.* ( ટૉ'લરન્સ્ ) Endurance; sufferance; toleration. સહનશીલતા; સહન કરવું તે

**Tolerant**, *a.* ( ટૉ'લરન્ટ્ ) Enduring; forbearing; ready to tolerate; undulgent. સહનશીલ; ખણખોદ નહિં કરે એવું.

**Tolerate**, *vt.* (ટૉ'લરેટ્) To bear with; to endure; to suffer to do or think as he likes. સહન ક૦; સાંખ્યા ક૦; ખમ્યા કરવું. [L. *tollero*, I lift up.]

**Toleration**, *n.* ( ટૉલરે,'શન્) Sufferance; tolerance; allowance in spite of disapproval. ઉપેક્ષા; અનિષેધ; અપ્રતિબંધ. 2. The recognition of the right of private judgment in religious &c. matters. મતસ્વાતંત્ર્ય; છુટ (ધાર્મિક બાબતમાં ખાસ કરીને).

**Toll**, *n.* (ટૉલ્) A duty or tax imposed on vehicles, travellers and goods passing along public roads; bridges &c. ટોલ; પુલ-સરકારી રસ્તા વગેરે વાપરવા માટે તે વાપરનાર શખસ પાસેથી ઉઘરાવવામાં આવતો કર; ગાડીવેરો. *vt.* & *vi.* To pay or exact toll. ટોલ આપવો-લેવો વગેરે. *n.* The slow and measured ringing of a bell at funerals (in England.) શોકનાદ-ઘંટ. *vt.* To sound a bell slowly and in a measured manner as at the Christian funerals. ધીમેથી ઘંટ વગાડવો-શોક ઘંટ-શોકનાદ કરવો. 2. To ring the bell to indicate the time. કલાકના ટકોરા વગાડવા-મારવા.

**Toll-house**, *n.* (ટૉ'લહાઉસ્) Toll-bar or gate where tolls are collected. માંડવી; કર લેવાની ચોકી.

**Tomato**, *n.* (ટૅ'મેટો) A kind of fruit. ટમાટું.

**Tomb**, *n.* (ટૂમ્) A vault for the dead; a sepulchre for burying the dead; a grave. હજીરો; કબર; દાટવાની જગ્યા; ઘોર ઉપરનું ચણતર.

**Tomboy**, *n.* (ટૉ'મબૉય્) A wild, romping girl; a girl masculine in character though feminine in physic. તોફાની છોડી-છોકરી.

**Tombstone**, *n.* ( ટૂંમસ્ટો,ન્) A gravestone. ચૈત્ય; કબર.

**Tom-cat**. *n.* (ટૉ'મકૅટ્) He-cat; male-cat. માંજરો; બીલાડો; મીંદડો.

**Tom-foolery**, *n.* (ટૉ'મફૂલરી) Foolishness; folly. મૂર્ખાઇ; બેવકુફી; અક્કલ વગરનું કામ. 2. Absurd ornaments or knick-knacks. ખોટાં, વિચિત્ર લાગતાં ઘરેણાં.

**To-morrow**, *n.* (ટુમૉ'રો) The day after to-day. આવતી કાલ. *adv.* On the day after to-day. આવતી કાલે.

**Tomtom**, *n.* (ટૉમટૉમ્) The Indian drum. ઢોલ-ઢોલકી; ડમરૂ.

**Ton**, *n.* (ટન્) A weight equal to 2,240 lbs. એક ટન; છપ્પન મણ.

**Tonal**, *a.* (ટો',નલ્) Pertaining to the tone. અવાજ-રાગ-ધાંટા વિષે.

**Tone**, *n.* (ટો,ન્) Modulation of the voice. અવાજની ઢબ. 2. Any sound considered with

relation to its pitch, volume, strength &c. અવાજ; ધાંટો. 3. Sound as expressive of sentiment. અમુક વિકાર, લાગણી બતાવતો અવાજ. 4. Pitch of a sound. રાગ-સ્વર. 5. The peculiar sound which characterises a particular instrument. અમુક એક વાદ્યનો સૂર-રાગ વગેરે. 6. Healthy or normal activity of the organs or brain or mind &c. સારી-મૂળ સ્થિતિ. 7. The general or prevailing character as to morals &c. સર્વ સાધારણ નીતિની સ્થિતિ. **To tone down**=To soften. સૂર નરમ-ધીમો કરવો. *vt.* To give a certain tone to; to speak in an affected manner. રાગ કાઢીને, દાબીને બોલવું; રાગ કાઢવો.

**Toneless,** *a.* (ટો,'નલિસ્) Out of harmony; melodyless; unmusical. બેસૂરે; સૂર વગરનું.

**Tongs,** *n.*(ટૉ'ન્ગ્ઝ્) An instrument for catching hold of things. ચીપીઓ; ચીમટો.

**Tongue,** *n* (ટન્ગ્) The fleshy movable organ in an animal mouth. જીભ; જીહ્વા. 2. Speech; language. ભાષા;બોલી;જબાન. 3. The indicator of a balance. કાંટો (ત્રાજવાંનો) **To hold one's tongue,**=To be silent. ચુપ રહેવું **On the tip of one's tongue**=જીહ્વાએ-જીભ ઉપર, મોઢે હોવું.

**Tonguetied,** *a.* (ટ'ન્ગટાઇડ્) Unable to speak freely from whatever cause. કોઈ પણ કારણથી નહિ બોલી શકે એવું;જીભનું બંધ;ચુપ;મુંગું.

**Tonic,** *a.* (ટૉ'નિક્) Increasing the strength or improving the tone of the system. કૌવત, બળ વધારનારૂં *n.* A medicine with such effect. શક્તિની દવા; કૌવતવર્ધક-શક્તિવર્ધક દવા.

**To-night,** *n.* (ટુના'ઇટ્) This night; present night. આજની રાત;રાત્રિ *adv.* On the present night. આજ રાત્રે.

**Tonnage,** *n.*(ટ'નિજ્) Weight of goods (in tons) which a ship, boat &c. carries. કોઇ વહાણમાં એકંદર ભરેલા માલનું વજન. 2. A duty per ton. દર ટને લેવાતો અમુક કર-વેરો.

**Tonsil,** *n.*(ટૉ'ન્સિલ્) Glands of the throat. જીભના મૂળ આગળની ગાંઠ; લાળી; કાકડો.

**Tonsure,** *n.*(ટૉ'ન્સ્યુર) Act of clipping the hair and keeping a round tuft of it or a round bare place in the middle of it. મુંડણ કરી રાખવો તે; હજામત; મુંડો; ટાલ; બોડકું.

**Tontine,** *n* (ટૉ'નટાઈન્) An annuity shared by the subscribers to a loan, and increased to each as the subscribers die until at last the whole goes to the last survivor. સાલીયાણું; વર્ષાસન.

**Too,** *adv.* (ટૂ) Also. વળી; તેની સાથે. 2. Over much; more than enough. (જોઇએ તેથી) વધારે; એટલું બધું કે

**Took,** past tense of **take.** (ટુક) લીધું.

**Tool,** *n.*(ટૂલ્)An implement or instrument of use or service. ઓજાર; હથીયાર; સાધન. 2. A person used as an instrument by another. કબજાનો-સાધન રૂપી માણસ.

**Tooling,** *n.* (ટૂ'લિંગ) Skilled work with a tool. ઓજારથી કરેલું કામ.

**Tooth,** *n.* (ટૂથ્)The hard bony projections in the mouths of vertebrate animals with which they chew or tear their food. દાંત;દંત. 2. Anything resembling teeth (as the teeth of a comb.) દાંતો. 3. Any sharp or cutting projecting part (as that of a saw.) ધાર; દાંતા. **In the teeth of**=In defiance of. અનાદર કરીને; જાણતો છતાં. **To show the teeth** = To threaten. બ્હીવડાવવું. **To cast in the teeth**=To reproach. મ્હેણું મારવાં **Tooth and nail**= With all his energy or power. એની તમામ શક્તિ, બળથી. **Wisdom-teeth**=અક્કલ દાઢ. **To gnash one's teeth**=દાંત પીસવા. **To clean one's teeth**=દાતણ કo.

**Tooth-ache,** *n.* (ટૂ'થએ,ક્) Pain of the teeth. દાંતનો દુખાવો.

**Tooth-brush,** *n.* (ટૂ'થબ્રશ્) Brush for the use of the teeth. દાંત સાફ કરવાનું બ્રશ.

**Toothless,** *a.* (ટૂ'થલિસ્) Without teeth. દાંત વગરનું.

**Tooth-powder,** *n.*(ટૂ'થપાઉડર્) A dentifrice; a powder for cleaning the teeth. દંતમંજન.

**Top,** *n.* (ટૉપ્) The summit; the highest part. શિખર; ટોચ; મથાળું. 2. Height; zenith; the utmost degree. શિખર; સીમા; અવધિ. 3. The highest or most respected dignity, rank, position &c. ઉંચો દરજ્જો. 4. A toy made to whirl on a point by a string. ભમરડો *vt.* To cap; to tip; to cover (as with a string.) મથાળું ઢાંકવું;ને મથાળે મુકવું; ઉપર આવવું.

**Topaz,** *n.* (ટો',પૅઝ્) A kind of precious stone or gem. પોખરાજ. [L. *topazon.*]

**Tope,** *n.* (ટો,પ્) A clump of bushes; a grove. ઝાડી; ઝાડોની ઘટા.

**Toper,** *n.* (ટો'પર્) A sot; a drunkard. દરૂબાજ; દારૂડીઓ.

**Topful,** *a.* (ટૉ'પફુલ્) Full to the brim. કાંઠા-કોર સુધી ભરેલું; ઠઠોઠઠ ભરેલું.

**Topheavy,** *a.*(ટૉ'પહેવી)Having the upper part more than proportionately heavy.ભારે મથાળાવાળું; ઉપરથી ભારે.

**Tophet,** *n.* (ટો'ફેટ્) Hell. દોઝખ; નરક.

**Topic,***n.*( ટૉ'પિક) A head; a subject-matter. પ્રકરણ;બાબત;વિષય. 2. A reason or argument. તકરાર. *a.* Local. અમુક સ્થળ-જગ્યા વિષેની.

**Top-knot,** *n.* ( ટૉ'પનૉટ્ ) The crest of a bird. તોરો; કલગી; અંબોડો.

**Topmast,** *n.* (ટૉ'પમાસ્ટ્) The second mast. વહાણના તળીયાના ડોલ પરનો કુવો.

**Topmost,***a.*(ટૉ'પમો,સ્ટ્)Uppermost; highest. સર્વોત્કૃષ્ટ; ઉંચા માં ઉંચું; સૌથી ઉંચું.

**Topography,** *n.* ( ટૉપૉ'ગ્રફી ) The local geography; the description of a particular town as regards its locality, streets &c. અમુક જગ્યાનું સવિસ્તર બ્યાન; સ્થાનિક ભૂગોળ.

**Topsail,***n.* (ટૉ'પસે,લ્ )The sail next above the one on the mast. તળીયાના કુવાપરના ડોલ પર ચઢાવેલો સઢ.

**Topsy-turvy,***a.* (ટૉ'પ્સી-ટર્વી) Top undermost; with upside down; in an inverted position. ઉંધું; ઉલટું.

**Torch,***n.*(ટૉર્ચ )A flambeau; a light consisting of a piece of stick round which is wrapped a cloth soaked in some inflammable substance or oil. મશાલ.

**Torch-bearer** *n.* (ટૉ'ર્ચબેઅરર્) One who carries a torch at the time of a procession. મશાલચી.

**Torch-light,** *n.* (ટૉ'ર્ચલાઈટ્) Light of a flambeau. મશાલમાંથી નીકળતું અજવાળું.

**Torment,** *n.* (ટૉ'ર્મન્ટ્) Torture; extreme misery,pain or anguish(mental or physical). અતિ દુઃખ-વેદના;સંતાપ. *vt.* (ટૉર્મે'ન્ટ્) To put to torture; to cause to suffer extreme mental or physical pain.અતિવેદના-પીડાથી દમવું;જજ્ર કરવું; ટગાવવું. **Tormenter,**=પીડનાર; દુઃખ દેનાર.

**Torpedo,** *n.* ( ટૉ'ર્પિ'ડો ) A destructive engine concealed in and propelled under water and exploded against an enemy's ship with deadly effect. વહાણ ડુબાડવાનું યંત્ર. 2. A kind of fish. એક જાતનો માછો. 3. A shell buried in ground.જમીનમાં દાટેલો દારુગોળો-ગોળો *vt.*To blow up with a torpedo. ટોરપેડોના ઉપયોગથી વહાણ ડુબાડવું.

**Torpid,** *a.* (ટો'ર્પિડ્) Stupefied; sluggish; inactive; benumbed. બ્હેર મારી ગયેલું; સુસ્ત; મુડદાલ; સુપ્ત; શૂન્ય; બધિર;બેશુદ્ધ; કામ નહિં કરતું.

**Torpidity, Torpor,***n.* (ટૉર્પિ'ડિટિ-ટૉ'ર્પર્) Inactivity; sluggishness; numbness. જડતા; બ્હેરાપણું; સુસ્તી.

**Torrefy,** *vt.* (ટૉ'રીફાય્) To roast or dry by fire. શેકવું; ભુંજવું.

**Torrent,***n.*(ટૉ'રન્ટ્)A violent rushing stream of water &c. running with great force down a slope નદીનો જોસભેર પ્રવાહ-વેગ; ધોધ.

**Torrid,** *a.* (ટૉરિડ્) Dry; parching. વધારે ગરમ-સુકું;બળી જવાય એવું.**T. zone**=ઉષ્ણકટિબંધ.

**Tort,** *n.* (ટૉર્ટ્) A legal term for any wrong or injury to a person or property. નુકશાન; ઇજા. *a.* Tight. ખેંચાયેલું.

**Tortious,** *a.*( ટૉ'ર્શસ્) Wrongful;injurious; harmful. નુકશાન કારક; ઇજા કારક.

**Tortoise,** *n.* (ટૉ'ર્ટિઝ્ ) A turtle, especially one living on land. કુર્મ; કાસવો; કાચબો.

**Tortuous,***a.*(ટૉ'ર્ચ્યુઅસ્)Winding;crooked; twisted. આમળાવાળું; વાંકુંચુકું; વક્ર; વાંકવાળું.

**Torture,** *n.* (ટૉ'ર્ચર્) Torment; extreme mental or physical anguish or pain &c. ઘણું દુઃખ; અસહ્ય વેદના. *vt.* To torment or put to to extreme pain. અસહ્ય વેદના થાય એમ કરવું. 2. To punish with torture. દુઃખ દેવાના ઓજારનો ઉપયોગ કરી રીબાવવું. 3. To give a crooked and wrong meaning to. અવળો અર્થ ક૦.

**Tory,** *n.* (ટૉ'રી) A royalist; a conservative. રાજપક્ષ-કૉનઝરવેટીવ પક્ષનો માણસ.

**Toss,** *n.* (ટૉસ્) A throwing upward with a jerk. ફેંકવું-નાંખવું તે. *vt.* To raise or lift up violently and suddenly. એકદમ ઉંચું કરી દેવું. 2. To throw upward with the hand. ઉપર ઉછાળવું. 3. To make something rise and fall. ઉંચુ નીચું કરવું. **Toss and off** = To drink at one gulp in haste. એકદમ એકજ ઘુંટડે પી જવું. *vi.* To move from side to side (as a ship). હાલણુ ડોલણુ થવું; આમતેમ ગબડવું. **Tosspot**="છાપ કે કાંટો" રમવું. To win the toss (in cricket)=To have the option of batting or fielding at one's disposal. બૅટીંગ કે ફીલ્ડીંગ જે ફાવે તે પ્હેલું કરવાનો હક જીતવો-મેળવવો; ટૉસ સુક જીતવું.

**Tosspot,** *n.* (ટૉ'સપૉટ્)A sot. દારૂડીઓ; છાકટ.

**Total,** *n.* (ટો,'ટલ્) Sum. સરવાળો. 2. The whole. આખો-કુલ ભાગ; સમગ્રતા. *a.* Entire; whole. પૂર્ણ; કુલ. *v.* (ટો'ટલ્) કુલ કરવું.

**Totally,** *adv.* ( ટો'ટલી ) In its entirety; wholly. પૂર્ણ; કુલ; એકંદર રીતે.

**Totter,** *vi.* (ટૉ'ટર્) To stagger or vacillate; to appear as if about to fall. લથડવું; લથડતાં લથડતાં ચાલવું.

**Touch,** *n.* (ટચ્) The act of touching; contact. સ્પર્શ; અડકવું તે. 2. Communication. સંબંધ. 3.Power of exciting emotion. લાગણી, ભાવ ઉત્પન્ન કરવો તે. 4. A single stroke of the pen or brush. એકજ વખત ફેરવેલો હાથ. 5. The set of playing on a musical instrument. વગાડવું-બજાવવું તે 2. Musical notes =રાગ; સૂર. *vt.* To perceive by feeling. સ્પર્શેન્દ્રિયથી જાણવું. 2. To come in contact with. અડકવું; સ્પર્શ કરવો. 3. To treat of; to speak; write or deal with. ની બાબત ઉહાપોહ કરવો-વાદવિવાદ કરવો-લખાણ-ભાષણ કરવું. 4. To move to compassion or pity. હૃદય પીગળે-પલળે એવું કરવું. 5. To delineate with the brush or pen. કલમ-હાથ-બ્રશ ફેરવવું. 6. To impress. અસર કરવી. *vi.* To take effect. અસર થવી-લાગવી. 2. To come or be in contact. અડકવું, અડવું; નો સ્પર્શ થવો. 3. To treat of or deal with anything in a discourse, lecture or essay &c. ની વાત કાઢવી; ને અડકવું; ની બાબત ભાષણ લખાણ કરવું. **To touch at a port**=કોઇ પણ બંદર ઉપર થોડા વખતને માટે થોભવું; લાંગરવું. **Touch and go**=A narrow escape. મરતા મરતા બચવું તે.

**Touch-hole,** *n.* (ટ'ચહો,લ્) The hole of a cannon through which fire is applied to the charge. કાન (તોપનો); રંજક મુકવાનો જ્હે.

**Touching,** *a.* (ટ'ચિંગ્)Calculated to excite compassion;pitiable;piteous. હૃદય પીગળાવી નાંખે એવું-અંતઃકરણ ગદ્ગદિત કરે એવું.From; with respect to; about લગતું; સંબંધી.

**Touch-stone,** *n.* (ટ'ચસ્ટો,ન્) A compact; dark colored;smoat stone used to ascertain the purity of gold and silvor.કસોટીનો પથ્થર. 2.Any crucial test or cretorian.કસોટી;પરીક્ષા.

**Touch-wood,***n.* (ટ'ચવુડ્)A kind of wood. મોરવણ; ચેતવણ.

**Tough,** *a.* (ટફ્) Able to endure hardship; strong;firm. મજબુત; દૃઢ. 2.Flexible without brittleness. ચીકણું; ચીકટ.

**Tour,** *n.* (ટુર્) An excursion or journey in circuit. પર્યટન;દેશાટન;સફર. *vi.*To journey or travel in circuit. સફર-મુસાફરી કરવી.

**Tournament,** *n.* (ટૂ'ર્નમેન્ટ) A contest of skill at arms; a tilting match. ખોટી-અમથી અમથી લડાઇ; બાલાબાજી.

**Tow,***n.*(ટો,) The coarser part of the hemp or flax. શણનો ચુંથો. 2. Dragging through water. ખેંચવું તે (વહાણ). *vt.* To drag or pull through water by means of a rope.વહાણને દોરડાવતી પાણીમાં ખેંચી લઈ જવું.*n.*A rope used for towing. એવી રીતે ખેંચવા સારુ વપરાતો દોર.

**Toward, Towards,** *adv.* (ટૉ'વર્ડ-ટૉ'વર્ડ્સ) At hand; near. લગભગ; પાસે. *prep.* About, near. નજીકમાં; પાસે. 2. With reference or respect to.ની બાબતમાં;પ્રતિ.3.To;in the direction of. સામું;ની તરફ. *a.* Apt. લાયક.2. Forward; impertinent. આગળ પડનાર; વચમાં માથું મારનાર. 3. Coming nearer and nearer every day; approaching. પાસે પાસે આવતું; નજદીક આવતું.

**Towel,** *n.* (ટૉ'વેલ્) A wiping cloth for use after bath. ટુવાલ; રૂમાલ.

**Tower,** *n.* (ટા'વર્) A citadel. કીલ્લો. 2. A projection from a line of wall. બુરજ. 3. A building, tall and having minarets મિનારો.

**Towering,** *a.* (ટા'વરિંગ્) Elevated; lofty; very high; transcendent.ઉન્નત;ઘણુંજ ઉંચું;પ્રૌઢ.

**Town,** *n.* (ટાઉન્) A big village smaller than a city. મ્હોટો કસ્બો; શહેર. 2. The residents of a town. નગરવાસીઓ. **Town talk**=ગામગપાટા; લોકવાર્તા.

**Town-hall,** *n.* (ટા'ઉન-હૅલ્) A big hall belonging to a public corporation and used for public functions. ટાઉન હૉલ;શહેરની વાડી; સર્વ લોકોને એકઠા થવા માટે બાંધેલો હૉલ; જાહેર નગર મંદિર.

**Towns-folk,***n.*(ટા'ઉન્સ્ફો,ક્)The inhabitants of a town. નગરવાસીઓ; શહેરીઓ.

**Township.** *n.* (ટા'ઉનશિપ્) પ્રાંત.

**Townsman,** *n.* (ટા'ઉન્સમન્)An inhabitant of a town. નગરવાસી; શહેરીજન; નાગરિક.

**Townspeople,** *n.* (ટા'ઉન્સપીપલ્) Inhabitants of a town. શહેરીઓ;શહેરમાં રહેનારા,વસતા.

**Town talk,** *n.* (ટા'ઉન્ ટૉક્) General discussion in a town. નગરચર્ચા; શહેરમાં ચાલતું વાતાવરણ; ગામગપાટા.

**Toxin,***n.* (ટૉ'કિસન્) A poisonous substance in an animal's body. ઝેરી પદાર્થ. (જાનવરના શરીરનો.)

**Toy,** *n.* (ટૉય્) A plaything for children. રમકડું. *vt.* To play or sport with. રમવું; રમત કરવી.

**Toyear** *n.* (ટૂ'યી,ર) This year. આ વર્ષ; સાલ મજકુર; ચાલુ સાલ.

**Trace,** *n.*(ટ્રે,સ)Remnants; remains; vestige; track; footstep. નિશાની; નામ; પત્તો; પગલું. *vt.* To copy or imitate from an original. અસલ ઉપરથી ચિતરવું. 2. To follow step by step; to track out. તે પગલે પગલે ચાલ્યા જવું; પત્તો મેળવવો. 3. To delineate or draw out with marks. નીશાનીથી ઓળખવું.

**Trachea,** *n.* (ટ્રે'કીઆ)Windpipe.શ્વાસનલિકા; પ્રાણમાર્ગ.

**Tracing,** *n.* (ટ્રે',સિંગ) Delineation.આભાસ ઉપરથી ચિતરવું તે; રૂપરેખા દોરવી તે. 2. Track or regular path. રસ્તો.

**Tracing-paper,** *n.*(ટ્રે,'સિંગ-પે,પર)Transparent paper for tracing designs, ચિત્રપત્ર; મિણપાયેલ, પાતળો કાગળ.

**Track,** *n.* (ટ્રૅક) A vestige or mark left in passing. પગથી; ચીલો; કોઈના જવાથી પડી રહેલી નિશાની. 2. A beaten path. પગવટ; રસ્તો. 3. A trace. ડગલું; પગલું; પત્તો.

**Trackless,***n.*(ટ્રૅ'ક્લિસ)Having no track or mark whereby one may follow; untrodden. ઉજ્જડ; જ્યાં કોઇપણ રસ્તો-પગવાટ નહિં હોય એવું.

**Tract,** *n.* (ટ્રૅક્ટ) Trace; track. પગલું; નામ ઠામ.2.The footprint of a wild beast.શિકારના પશુનું પગલું. 3. An extended piece of land or water. પ્રદેશ; જમીન અથવા પાણીનો ભાગ.

**Tractability,** *n.* (ટ્રૅક્ટબિ'લિટિ) The state or quality of being manageable or tractable. જેમ કહે તેમ કરવું એવો ગુણ; આજ્ઞાધારીપણું; કહ્યાગરાપણું; વળકણો સ્વભાવ.

**Tractable,** *a.* (ટ્રૅ'ક્ટબલ) Governable; docile; manageable. હુકમી; હુકમ બરદાર; વશ વર્તી; કહ્યાગરૂ.

**Traction,** *n.* (ટ્રૅ'કશન) Attraction આકર્ષણ; ખેંચાવું-ખેંચવું તે,

**Trade,** *n.* (ટ્રે,ડ) Occupation. ધંધો; કસબ. 2. Traffic of commerce. વ્યાપાર; આપલે; વેપાર. 3. *pl.* The trade winds. ઇશાન કોણનો વા; વ્યાપારને અનુકૂળ પવન. *vi.* To deal in; to buy and sell; to barter. વેપાર-વેંચાણ કo. આપલે કરવી; વેચવું. *vt.* To deal or traffic in. નો વેપાર કરવો.

**Trade-mark,** *n.* (ટ્રે,'ડમાર્ક) A distinctive sign, of the manufacturer of a commodity, which is a monopoly and cannot be imitated. ટ્રેડમાર્ક; વેપારીની વસ્તુની ખાસ નીશાની.

**Trader,** *n,* (ટ્રે',ડર) A merchant on a small scale; an ordinary or retail dealer in a commodity. વેપારી-વેપાર ચલાવનાર. 2. A vessel engaged in import, export trade. બારકસ; વેપારી વહાણ.

**Tradesman,***n.* (ટ્રે',ડ્સમન)A shopkeeper; one who trades. વેપારી.

**Trade-wind,** *n.* (ટ્રે',ડવિન્ડ) A wind on the open sea always blowing in one direction for at least six months and thus helping trading vessels. વ્યાપારાનુકૂલ વાયુ; ઈશાનકોણનો વ્યાપારી વહાણોને ઉપયોગી થઇ પડતો વાયુ.

**Tradition,** *n.* (ટ્રૅડિ'શન) That which is handed down from age to age by means of oral communication; a statement; story &c. so handed down. દંતકથા; સંપ્રદાય.

**Traditional,-ary,***a.*(ટ્રૅડિ'શનલ-ટ્રૅડિ'શનરી) Transmitted from age to age by oral communication only. દંતકથા સંબંધી.

**Traduce,** *vt.* (ટ્રડ્યૂ'સ) To wilfully misrepresent; defame, villify or calumniate. જાણી જોઇને કોઇની આબરૂને નુકશાન થાય એવું ભાષણ-લખાણ કરવું; કોઈની બેઆબરૂ કરવી.

**Traffic,** *vi.*(ટ્રૅ'ફિક) To deal in goods. વેપાર કરવો. 2. To trade mercenarily or meanly. પૈસાની દૃષ્ટિથીજ ફક્ત, નીચ, વેપાર ચલાવવો. *vt.* To deal in; to carry on commerce in; to trade in. નો વેપાર-ની લેવડદેવડ કરવી. 2. Trade; commerce. વેપાર. 3. Goods and persons passing along a means of communication as a railway (thought of collectively). ઉતારૂ, વાહન, માલ વગેરેની આવજાવ.

**Trafficker,** *n.* (ટ્રૅ'ફિકર) A trador (in contempt). વેપલો કરનાર.

**Tragedian,** *n.* (ટ્રૅ'જીડિયન) An actor or a writer of tragedy. કરૂણારસ નાટકો લખનાર અથવા ભજવનાર.

**Tragedy,** *n.* (ટ્રૅ'જીડી) A dramatic play with an elevated diction, having a mournful strain running through it, and ending with a catastrophe.કરૂણારસપ્રધાન,આપત્તિ નાટક. 2.A catastrophe;an event having a mournful end. વિનાશક બનાવ; ભયંકર બનાવ; પરિવર્તક.

**Tragical,** *a.* (ટ્રૅ'જીકલ) Pertaining to a tragedy. કરૂણાજનક. 2. Dire; catastrophical. જીંદગીને નુકસાનકારક; ભયંકર; જીવલેણ. 3. Mournful or sorrowful or lamentable. શોકાતુર; શોકજનક; વિલાપ કરવા લાયક.[Gr. *tragos*, goat.]

**Trail,** *n.* (ટ્રે,'લ) Track;smell or any other vestige left by a hunted animal and followed by the hunters and hunting dogs. શિકારના પ્રાણીની નાસી જતાં રહી ગયેલી ગંધ.2.Something drawn or dragged behind. શેડ; ઘા. 3. A

path made by animals or men simply by passing along. પગરસ્તો. પગવાટ.

**Trail**, *vt.* (ટ્રે'લ) To draw behind or along the ground. જમીન ઉપર ઘસડતાં જવું. 2.To hunt by following the scent left by an animal.ને પગલે પગલે જઇને શિકાર કરવો.*vi.*To hang down loosely behind something.ની પાછળ લટકતું હોવું.

**Train**, *n.* (ટ્રેન) Railway train. આગગાડી; અગ્નિરથ. 2. A series; a succession of connected things. માળા; હાર. 3. A number of followers. ખટલો; અનુયાયી વર્ગ; પરિચારક. 4. That part of a dress which hangs loosely on the ground behind. દામણું; છેડો; ઝુલ; ચાળ. *vt.* To form to any practice by excercise; to drill; to subject to proper excercise and regimen or diet &c. for accomplishing some feat; to discipline. ને શિક્ષણ આપવું; કેળવવું; ને તરબીયત આપવી; ને યોગ્ય ખોરાક આપી અને કસરત વગેરે કરાવી અમુક એક કામ માટે તૈયાર કરવું; ઉછેરી શિખવવું. **To train upto**=To teach. શિખવવું. *vi.* To be drilled in military excersises; to be under training. કવાયત શિખવી; તાલીમ લેવી.

**Trainer**, *n.*(ટ્રે'નર) An instructor; one to be trained or subjected; a person to excercise or discipline. કેળવનાર; તરબીયત આપનાર; તરબેજ કરનાર.

**Training**,*n.*(ટ્રે'નિંગ) Education; the act of being in the state of preparation for something. કવાયત; શિક્ષણ; કેળવણી; શિક્ષા.

**Trait**, *n.* (ટ્રેટ) A characteristic; a peculiarity. ખોડ; ગુણ; લક્ષણ; વિશેષગુણ; ચિહ્ન. **Bad trait**=દુર્ગુણ; ખરાબ ખોડ. **Good trait** સુલક્ષણ; સારી ટેવ.

**Traitor**, *n.* (ટ્રે',ટર) One who betrays his cause or his country; a treasonable or treacherous fellow. દેશ શત્રુ; ફીતુરી; દગાખોર; બંડખોર; દેશદ્રોહી; રાજદ્રોહી; ફુટેલો માણસ. [L. *trado*, I deliver into foreign hands.]

**Traitorous**, *a.* (ટ્રે',ટરસ) Disloyal; faithless; treacherous; guilty of treason. રાજ-કાર્ય-દેશ દ્રોહી.

**Tralation**, *n.* (ટ્રેલે',શન) A metaphor or transferred epithet. રૂપક, શબ્દાંતર.

**Tram**, *n.* (ટ્રૅમ) ટ્રામ ગાડી; ટ્રામ.

**Trammel**, *n.* (ટ્રૅ'મલ) A long bird or fish net. માછલી અથવા પક્ષીઓ પકડવાનું મોટું જાળું. 2. Shackles; bonds; chains. બેડી; પાશ; બંધન. *vt.* To catch in the meshes of a net. જાળમાં પકડવું. 2. To trap, confine or shackle. બેડીમાં-બંધનમાં સપડાવવું; ગોંધવું.

**Tramontane**,*a.*(ટ્રમૉ'ન્ટેન) Lying beyond the mountains. પર્વત પરનું, ની પેલી પારનું. 2. foreign. પરદેશી; પારકા દેશનું; અણઘડ. *n.* One barbarous or who lives in foreign lands; an alien. પરદેશી માણસ. [L. *trans*, beyond and *mons*, mountain.]

**Tramp**, *n.* (ટ્રૅમ્પ) A vagrant; a strolling beggar. રખડેલ માણસ; ભિખારી. 2. A tread; the sound made by a number of feet marching together. ચાલતો અવાજ-ધબકારો. *vt.* To journey through or travel through. માં થઇને મુસાફરી કરવી. 2. To trample by the feet. પગથી ખુંદવું; ચાલીને જવું; પગ ઢસડવા. 3. To beat the dirt out of clothes by stamping over them after weltering. કપડાં ઉપર પાણી છાંટીને તેને પગથી દબાવીને સાફ કરવાં. [L. *trampen*, to tramp.]

**Trample**, *vt.* (ટ્રૅ'મ્પલ) To stamp under foot. પગથી ખુંદી નાંખવું. *n.* The act of stamping. સમ્મર્દન; મર્દન.

**Tramway-road**, *n.* (ટ્રૅ'મવે-રોડ) The track or path along which a train passes, made of iron rails &c.ટ્રામનો રસ્તો; ટ્રામનાપાટા.

**Trance**, *n.* (ટ્રૅન્સ) A state of insensibility to one's surroundings; a state in which the soul seems to have passed out of the body; an ecstasy. સમાધિ; એકાગ્ર ચિત્ત; ગાઢ ઉંઘ. *vt.* To throw into deep sleep; to entrance. સમાધિસ્થ-ગાઢ નિદ્રામાં નાંખવું.

**Tranquil**, *a.* (ટ્રૅ'ન્ક્વિલ) Peaceful; calm; quiet; undisturbed; still. શાંત; સ્થિર; સ્વસ્થ; ગંભીર; ટાઢું.

**Tranquillity**, *n.* (ટ્રૅન્ક્વી'લિટિ) Peace or composure of mind; calmness. સ્વસ્થચિત્તતા; સ્થિરતા; થંડાપણું.

**Tranquilize**, *vt.* (ટ્રૅ'ન્કવીલાઈઝ)To pacify; to compose oneself; to quiet; to allay when agitated. શાંત-સ્થિર-સ્વસ્થ કરવું.

**Transact**, *vt.* (ટ્રૅન્સૅ'ક્ટ) To despatch; to complete or carry through; to manage; to perform. કામ કo. *vi.* To conduct matters. કામ કરવું-ચલાવવું; પાર પાડવું.

**Transaction**, *n.* (ટ્રૅન્સૅ'કશન) The business performed or completed. કામકાજ; મામલો; કીસ્સો. 2. The act of performance, completion &c. of a work. કરવું તે; કાર્ય.

**Transactor**, *n.* (ટ્રૅન્સૅ'ક્ટર) One who completes or manages an affair. કાર્યકર્તા-

કામ પૂરું કરનાર-વહીવટ જોનાર માણસ. [L.*trans*, beyond & *ago*, I carry.]

**Transatlantic,** *a.*(ટ્રૅન્સ્ઍટ્લૅ'ન્ટિક્)Situated beyond the Atlantic Ocean. ઍટ્લૅન્ટીક મહાસાગરની પેલી પારનું.

**Transcend,** *vt.* (ટ્રૅન્સે'ન્ડ) To exceed; to pass over.ને ઓળંગીને-ની પેલી તરફ જવું.2. To rise above. ઉંચે ચઢવું.3.To mount or climb. ઉપર ચઢવું.4.To surpass or excel or outgo. ના કરતા વધારે સારું-ની કરતાં ચઢીયાતું હોવું. [L. *trans*, beyond & *scando*, I climb.]

**Trancendent-al,***a* (ટ્રૅન્સે'ન્ડન્ટ-ડે'ન્ટલ્)Very excellent; surpassing all others. સૌથી ઉત્તમ-બીજા બધા કરતાં ચઢીયાતું. 2. Going beyond human experience. અનુભવાતીત; મનુષ્યજાતિના અનુભવની બહાર.

**Transcribe,** *vt.* (ટ્રૅન્સક્રા'ઇબ્) To copy from an original. અસલ પ્રત ઉપરથી નકલ-ઉતારો કરવો.

**Transcription,** *n.* (ટ્રૅન્સક્રી'પશન્)The act of transcribing. ઉતારો-નકલ કરવી તે. 2. Transcript or copy. નકલ; ઉતારો.

**Transfer,** *vt.* (ટ્રૅન્સફ'ર્) To pass or make over the control or possession of.ના હવાલામાં આપવું; સ્વાધીન કરવું; બીજાને આપવું. 2. To transport or remove to another place or person. સ્થલાંતર કરવું; એક માણસ પાસેથી બીજા માણસ પાસે લઈ જવું-મોકલવું. *n.* Transport; the act of transferring. સ્થલાંતર; બદલી; ફેરફાર.2.Conveyance of a right or claim from one person to another.પરહસ્તદ.ન.3. Anything transferred. સ્થલાંતર કરેલી કોઇપણ વસ્તુ.

**Transferable,** *a* (ટ્રૅન્સફ'રબલ્) Transportable; mobile. એક જગ્યાએથી બીજી જગ્યા પર-એક માણસ પાસેથી બીજા માણસ પાસે જઇ શકે એવું; બીજાના નામ પર ચઢાવી શકાય એવું.

**Transferability,***n.* (ટ્રૅન્સફરૅબિ'લીટી)Quality of being transferable. બદલી; ફેરફાર; સંક્રમણીયતા; અતિ વાહ્યતા.

**Transferee,** *n.* (ટ્રૅન્સફરી')The person in whose favour something is transferred. જે માણસના નામ ઉપર ચઢાવવું હોય તે માણસ.

**Transference,** *n.* (ટ્રૅ'ન્સફરન્સ્)Transfer; the act of removing from one person or place to another. બદલી; ફેરફાર.

**Transfiguration,** *n.*(ટ્રૅન્સફિગરે,'શન્)An alteration in appearance or form. રૂપાંતર; આકાર-દેખાવમાં ફેરફાર.

**Transfigure,** *vt.* (ટ્રૅન્સફિ'ગ્યર્) To alter or change the shape or form of; to transform. નુ રૂપ બદલવું; માં રૂપાંતર કરવું. [L. *trans.* beyond & *figuro*, figure.]

**Transfix,** *vt.* (ટ્રૅન્સફિ'ક્સ્) To pierce through as with a pointed weapon. જડી દેવું; વિંધવું [L. *trans*, beyond & *figo*, I fix.]

**Transform,** *vt.* (ટ્રૅન્સફૉ'ર્મ્) To alter or convert. સ્વભાવ, અંત:કરણ વગેરેમાં ફેરફાર કરવો. 2. To transfigure; to metamorphose. રૂપાંતર કરવું; સ્વરૂપ બદલવું. 4. To transmute. બદલવું; ફેરવવું; રૂપાંતર કરવું. *vi.* To be altered in mind, form &c. નું રૂપાંતર થવું.

**Transformation,** *n.* (ટ્રૅન્સફૉર્મે',શન્) A conversion or alteration in disposition, character &c. સ્વભાવ, અંત:કરણ, વિચાર વગેરેમાં ફેરફાર થવો 2. Transmutation. ધાતુનું રૂપાંતર; બદલી. 3. Any change in a substance &c. દેહાંતર; આકારભેદ; રૂપાંતર.

**Transfuse,** *vt.* (ટ્રૅન્સફ્યૂ'ઝ્) To transfer by pouring as the blood of one animal into the sinews of another. માં નાંખી ફેર બદલ કરવો. એક પ્રાણીનું લોહી બીજા પ્રાણીની નસોમા લઈ જવું.

**Transgress** *vt.* (ટ્રૅન્સગ્રે'સ્) To break or violate any law. નો ભંગ કરવો; નું અતિક્રમણ કરવું; નું ઉલ્લંઘન કરવું. 2. To tease or vex or offend against. ચીઢવવું. *vi.* To offend by violating some law civil or moral. હુકમ તોડવો; આજ્ઞાભંગ કરવો.

**Transgression,** *n.*(ટ્રૅન્સગ્રે'શન્) Violation of a law or breach of a rule. આજ્ઞાભંગ; આજ્ઞા ઉલ્લંઘન; ગુન્હો.

**Transgressor,** *n.* (ટ્રૅન્સગ્રે'સર્) One who violates or breaks a law; an offender or sinner. આજ્ઞા તોડનાર; હુકમ નહિં માનનાર,

**Tranship,** *vt.* (ટ્રૅન્શિ'પ્) To transfer from one ship to another. એક વહાણમાંથી બીજા વહાણમાં લઇ જવું.

**Transient,** *a.* (ટ્રૅ'ન્ઝિયંટ્) Transitory; fleeting. ક્ષણિક; ક્ષણભંગુર; ભાસરૂપ. 2. Lasting for a short time; temporary. ઘડી બે ઘડીનું; ક્ષણિક; ચાલચલાઉ.

**Transit,** *n.* (ટ્રૅ'ન્ઝિટ્)A passage or route. રસ્તો; માર્ગ. 2. Passage through or over. સંક્રાતિ; અવસ્થાંતર. 3. The act of passing. ઉપરથી જવું તે. 4. Conveyance.લઇ જવું-આવવું તે. *vt.* To traverse or pass over the disk of some bigger planet. સંક્રમણ કરવું.

**Transit-duty,** *n.* (ટ્રૅ'ન્ઝિટ્ડયુટી) Duties or taxes on exported commodities. જકાત; શહેરી જકાત હાંસ.

**Transition,** *n.* (ટ્રૅન્ઝિ'શન્)The transformation from one state or place to another. ફેરફાર; સ્થલાંતર; ગમન. 2. Trans-figuration; change of form. આકારબદલ; સ્વરૂપાંતર.

**Transitive,** *a.* (ટ્રૅ'ન્ઝિટિવ્) Having an object. સકર્મક.

**Transitory,** *a.* (ટ્રૅ'ન્ઝિટરી) Evanescent; transient; brief; fleeting. ક્ષણભંગુર; ક્ષણિક; અસ્થાયી.

**Translate,** *vt.* (ટ્રૅ'ન્ઝ્લે,ટ્) To transfer. સ્થલાંતર કરવું. 2. To render into another language. ભાષાંતર-તરજુમો કરવો. *vi.* To render into a translation. તરજુમો-ભાષાંતર થવું.

**Translation,** *n.* (ટ્રૅન્ઝ્લે,'શન્) Removal; transference. સ્થલાંતર; બદલી; સ્થાનાંતર. 2. A version in another language. તરજુમો-ભાષાંતર. 3. The act of rendering into another language. ભાષાંતર-તરજુમો કરવો તે.

**Translator,** *n.* (ટ્રૅન્ઝ્લે,'ટર્) One who renders a book or piece from one language into another. ભાષાંતરકાર; અનુવાદક; તરજુમો કરનાર. **Transliterate,** *v.* (ટ્રૅ'ન્ઝ્લિટરે,ટ્) અમુક ભાષાનો શબ્દ બીજી ભાષાની લિપિમાં લખવો. -*n.*°**tion,** અક્ષર વર્ણાન્તર.

**Transluscent,** *a.* (ટ્રૅ'ન્ઝ્લૂસન્ટ્)Half transparent. અર્ધપારદર્શક. [L. *trans*, beyond & *lucao*, I shine.]

**Transmigrate,** *vt.* (ટ્રૅ'ન્સમાઇગ્રે,ટ્) To emigrate. દેશાંતર કરવું. 2. To pass from one animal body into another (said of the soul.) એક દેહમાંથી બીજા દેહમાં જવું; બીજો જન્મ-અવતાર ધારણ કરવો. [L. *trans*, beyond & *migro*, I migrate.]

**Transmigration,** *n.* (ટ્રૅન્સમાઈગ્રે,'શન્) Emigration. દેશાટન; દેશાંતર. 2. Passage of the soul from one animal body into another. પુનર્જન્મ ધારણ-દેહાંતર.

**Transmission,** *n.* (ટ્રૅન્સમિ'શન્) The act or state of being transmitted. રવાનગી; સંચારણ. 2. Transference or handing down as of a right or claim. હકનું એક માણસ પાસેથી બીજા માણસ પાસે જવું; પરંપરાગમન.

**Transmit,** *vt.* (ટ્રૅન્સમિ'ટ્) To cause to be carried or conveyed from one person or place to another; to hand down or transfer (as a right). પાઠવવું; પ્હોંચાડવું; રવાના કરવું; ઉતર્યાં આવવું; બીજા તરફ-ઉપર મોકલવું; વંશપરંપરા ચાલતા આવવું.

**Transmutable,** *a.* (ટ્રૅન્સમ્યૂ'ટબલ્) Such as can be transferred or changed. રૂપ બદલી નંખાય એવું; રૂપાંતર કરી શકાય એવું.

**Transmutation,** *n.* (ટ્રૅન્સમ્યુટે,'શન્)Change or conversion of one substance into another or a change in the nature thereof. આકારભેદ; રૂપાંતર.

**Transmute,** *vt.* (ટ્રૅન્સમ્યૂ'ટ્) To transform; to alter the form or nature of. રૂપાંતર-ગુણાંતર કરવું.

**Transparence,** *n.* (ટ્રૅન્સપે'રન્સ્) Transparency. પારદર્શકતા.

**Transparency,** *n.* (ટ્રૅન્સપે'રન્સી) The quality or state of being transparent. પારદર્શકપણું-પારદર્શકતા.

**Transparent,** *a.* (ટ્રૅન્સપે,'રન્ટ્) Allowing the rays of light to pass through; pellucid; pervious to light. પારદર્શક; આરપાર દેખાય એવું; સ્વચ્છ. [L. *trans*, beyond & *pareo*, I appear.]

**Transpire,** *vi.* (ટ્રૅન્સપા'યર્)To take place; happen or occur. થવું; બનવું. 2. To become an open secret or to become public. અજાણી જાણમાં આવવું; જણાવવું; ખુલ્લું થવું; જાહેર થવું. *vt.* To perspire or exhale. પરસેવો થવો; મ્હોડામાંથી બહાર હવા નિકળવી.

**Transplant,** *vt.* (ટ્રૅન્સપ્લૅ'ન્ટ્) To remove and reside in another place. જગ્યા બદલવી. 2. To take out from the mother-soil and plant in another place. એક જગ્યાએથી ઉખેડી બીજી જગ્યાએ વાવવું.

**Transport,** *vt.* (ટ્રૅન્સપૉ'ર્ટ્) To banish. દેશપાર કરવો. Transportation for life=કાળા પાણીની સજા. 2. To convey or carry from one place to another. સ્થલાંતર કરાવવું; એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવું. 3. To hurry or carry away by the violence of one's emotion; to ravish with pleasure; to absorb. હર્ષાતિરેક કરાવવો; બહુજ આનંદ થાય એવું કરવું. **To be transported with joy**=અત્યાનંદ થવો. *n.* Ecstasy; rapture; violent; emotion. હર્ષાતિરેક; અત્યાનંદ. 2. A banished criminal. દેશપાર કરેલો ગુન્હેગાર. 3. Conveyance; means of moving from one place to another. વાહન; ગાડી; સ્થલાંતર સાધન.

**Transportation,** *n.* (ટ્રૅન્સપૉર્ટે,'શન્)The punishment of banishment or exile. દેશનિકાલની સજા. 2. Conveyance; movement from one place to another. સ્થલાંતર-એક જગ્યાએથી બીજે જગ્યે જવું તે.

**Transpose,** *vt.* (ટ્રૅન્સપો,'ઝ્) To alter the place or order of. સ્થાનાંતર કરવું; શબ્દની જગ્યાની અરસપરસ ફેરબદલ કરવી.

**Transposition**, *n.* (ટ્રૅન્સપોઝિ'શન્) The act of transposing or the state of being transposed. સ્થાનાંતર;શબ્દની જગ્યાની અરસપરસ ફેરબદલ (વ્યાકરણમાં).

**Transubstantiate**,*vt.*(ટ્રૅનસબ્સ્ટૅ'નશિએટ્) To change to another substance. કોઇપણ પદાર્થનો રૂપાંતર અથવા ગુણાંતર થવું-કરવું.

**Transubstantiation**,*n.*(ટ્રૅનસબસ્ટૅનશિએ,'શન્)Transmutation or alteration of one substance into another. રૂપગુણાંતર; એક પદાર્થનો બીજો પદાર્થ કરવો-થવો તે.2.In theology, the doctrine of the conversion of the bread and wine in the eucharist into the body and blood of the Christ according to the belief of many christians. ભોજન વિધિમાં રોટલી તથા દારૂ ઇસુખ્રિસ્તનાં દેહ અને લોહી રૂપ છે એવી માન્યતા; અંતર્બહિરંગ પ્રસાદી.

**Transverse**, *a.* (ટ્રૅન્સવર્સ્) Lying in a cross direction. તિરકસ; આડું. *n.* A thing lying in cross direction. આડી પડેલી વસ્તુ. [L. *trans & verto*, I turn.]

**Trap**, *n.* (ટ્રૅપ) A contrivance that shuts suddenly with a spring used for capturing animals &c. પાશ; જાળ; પાંજરૂં. 2. A net or snare. પેચ, જાળ; ફાંસો. *vt.*To entrap. પાંજરામાં, ફાંસામાં પકડવું. *vi.* To be entrapped. સપડાવવું (પાંજરામાં) 2. To set traps. શિકાર પકડવા માટે પાંજરાં ગોઠવવાં.

**Trapan**, *n.* (ટ્રૅપ'ન્) A strategem; a snare. જાળ; ફાંસો. *vt.* To entrap or ensnare. જાળમાં પકડવું-સપડાવવું.

**Trapdoor**, *n.* (ટ્રૅ'પડોર્) A small door in the floor or roof of a house shutting fast with the floor when closed; a secret door. ચોરબારણું; ગલી દરવાજો.

**Trapezium**, *n.* (ટ્રૅપી'ઝિયમ્) A quadrilateral having no two sides parallel. વિષમ ચતુર્ભુજ; વિષમ ચતુરસ્ર.

**Trapezoid**, *n.* (ટ્રૅ'પિઝૉઇડ્)A quadrilateral having any two opposite sides parrellel. સમલંબ ચતુર્ભુજ.

**Trapper**, *n.* (ટ્રૅ'પર્) One who traps animals for getting their furs. પ્રાણીઓનાં રૂવાં મેળવનાર.

**Trappings**, *n.* (ટ્રૅ'પિંગ્સ્) Ornaments and decorative dress &c. put upon a horse.ઘોડાનો સાજ-ઘોડા ઉપરના ઘરેણાં; લટકણીયાં; બાહ્યાડંબર.

**Trash**, *n.* (ટ્રૅશ્) Waste or worthless matter; rubbish; refuse. કચરો; નકામી વસ્તુ. 2. A good-for-nothing or worthless fellow. નકામો માણસ.

**Trashy**, *a.* (ટ્રૅ'શી) Of no use; worthless. નકામું.

**Trass**, *n.* (ટ્રૅસ્) જ્વાળામુખી પર્વતોમાંથી સીમેન્ટ જેવો નીકળતો ભૂકો.

**Travail**, *n.* (ટ્રૅ'વે,લ્) Pains of child birth; labour. પ્રસુતિ વેદના, કષ્ટ. *vi.* To be suffering from the pangs of labour. પ્રસૂતિ વેદનાથી પીડાવું.

**Travel**, *n.* (ટ્રૅ'વલ્) A journey. પ્રવાસ; દેશાટન; મુસાફરી. 2.An account of the happenings &c. of a journey by a traveller. પ્રવાસ વર્ણન *vi.* To journey; to visit different places or foreign countries. પ્રવાસ કરવો; મુસાફરી કરવી.

**Traveller**, *n.* (ટ્રૅ'વલર્) One who goes on a journey. પ્રવાસી.

**Traverse**, *a.* (ટ્રૅ'વર્સ) Transverse. આડું; તિરકસ. *adv.* Lying across. આડું પડેલું. *vt.* To journey through; to cross [illegible] ng. મુસાફરી કરવી; માં થઇને-ઓ[illegible] જવું.

**Tray**, *n.* (ટ્રે,) A dish, [illegible]કાબી; થાળી; કથરોટ. *vt.* To betray or deceive. ને છેતરવું-નો વિશ્વાસઘાત કરવો.

**Treacherous**, *a.* (ટ્રૅ'ચરસ્) Faithless; disloyal; full of treachery. દગલબાજ; દગાખોર; છેતરનાર.

**Treachery**, *n.* (ટ્રૅ'ચરી) Faithlessness; disloyalty; treason. દગલબાજીપણું; છેતરવું-ઠગવું તે; વિશ્વાસઘાત; છળ; કપટ.

**Treacle**, *n.* (ટ્રિ'કલ્) Raw sugar. ગોળ.

**Tread**, *n.* (ટ્રેડ્) Path; track; way. પગરસ્તો. 2. Footstep; stepping or the act of stepping. પગલાં; ચાલવું તે. *vi.* To walk or stamp with the feet. પગલાં મુકવાં-ભરવાં. **To tread on or upon**=ઉપર પગલાં મુકવાં, ભરવાં;ની પાછળ પાછળ ચાલવું-અનુકરણ કરવું **To tread upon the heels of**= To follow closely. ને પગલે પગલે ચાલવું. *vt.* To trample with the feet upon or to walk upon something. પગવતી ખુંદવું, ઉપર પગવતી ચાલવું. **To tread a measure**= To dance. નાચવું. **To tread down**= પાયમાલ-જમીન દોસ્ત-કબજે કરવું; દબાવી દેવું.

**Treader**, *n.* (ટ્રૅ'ડર્) One who treads. પગે ચાલનારો; પાયદળ; ખુંદનાર.

**Treadle or Treaddle**, *n.* (ટ્રૅ'ડલ્) That part of the machine like a pressmachine

which is operated with the feet. સાળ કે બીજા કોઇ સાંચાના જે ભાગને પગવતી દાબે છે તે ભાગ; પગું; હલાળીયું.

**Treason,** *n.* (ટ્રી'ઝન્) Treachery; disloyalty; faithlessness. કપટ; દગો; નિમકહરામી; બે વફાઈ.

**Treasonable,** *a.* (ટ્રી'ઝનબલ્) Treacherous; faithless; disloyal; betraying. નિમકહરામ; રાજદ્રોહી; રાજદ્રોહકર્તા; દગાખોર.

**Treasure,** *n.* (ટ્રે'ઝર્) Plenty; abundance; coffers. ખજાનો; ભંડાર; નિધિ. 2. Riches hoarded; wealth accumulated. થાપણ; દોલત; ડલ્લો.

**Treasurer,** *n.* (ટ્રે'ઝરર્) A person in charge of treasury; a person who has the charge of the moneys of a society &c. ખજાનચી.

**Treasury,** *n.* (ટ્રે'ઝરી) A Government department which has the charge and control of the public revenue. સરકારી તીજોરીનું ખાતું. 3. A place where a treasure is deposited. તીજોરી; જામદારખાનું; ખજાનો; ધનકોશ.

**Treat,** *n.* (ટ્રીટ્) A feast, or an entertainment. મીજબાની. 2. A thing that pleases or affords enjoyment &c. વિનોદ; રમત; ગમત. *vt.* To use; to manage; to handle. સાથે વર્તવું-ચાલવું. 2. To deal with or discourse upon (in a speech or essay.) ઉપર બોલવું–વ્યાખ્યાન કરવું; ની ઉપર નિબંધ લખવો. 3. To give a feast to; to entertain. મેજબાની આપવી; ખવાડી પીવાડી ખુશ કરવું. 4. To have under medical or surgical care. ને ઓસડ કરવું; દવા પાણી આપવું. *vi.* To debate or discuss. વાદવિવાદ કરવો; ચર્ચા કરવી. 2. To entertain at table. ખવડાવવું પીવડાવવું.

**Treatise,** *n.* (ટ્રિ'અટાઈઝ્) A written dissertation or discourse on a subject. પ્રબંધગ્રંથ; ચર્ચાનિબંધ.

**Treatment,** *n.* (ટ્રી'ટમન્ટ) Act or manner of treating. વર્તન; વર્તણુક. 2. Manipulation; usage; management; handling. ચિકિત્સા; વિધિ; ક્રિયા; દવાદારૂ; આચરણ; આચાર; વિવેચન; વર્ણન. 2. Entertainment at table. આતિથ્ય; આગતસ્વાગત.

**Treaty,** *n.* (ટ્રી'ટિ) An agreement, contract or league between two or more nations. તહ; કરારનામું; તહનામું; કોલકરાર. 2. The act of negotiating; negotiation. શિષ્ટાઈ; વિષ્ટિ; બોલી; કહેણ.

**Treble,** *a* (ટ્રે'બલ્) Triple; thrice; threefold. ત્રણગણું; ત્રણપટ; તેવડું. *adv.* Triply; trebly. ત્રણગણું. *vt.* To make thrice the original number. ત્રણગણું કરવું. *vi.* To become three fold. ત્રણગણું થવું; ત્રણગણું-ત્રેવડું થવું.

**Tree,** *n.* (ટ્રી) A perennial plant having a woody trunk and branches springing therefrom. ઝાડ; વૃક્ષ; તરૂવર. **A genealogical tree**=પેઢીપત્ર; પેઢી નામું.

**Treeless,** *a.* (ટ્રીલિસ્) Having no trees or without trees. વૃક્ષહીન; વેરાન; ઉજ્જડ; અરણ્ય જેવું.

**Trefoil,** *a.*(ટ્રિ'ફૉઇલ્) Having three leaves. ત્રણ પાંદડાવાળું *n.* A three-leaved plant. ત્રણ પાંદડાંવાળું ઝાડ.

**Trellis,** *n.* (ટ્રે'લિસ્) A structure or frame of cross-barred work; a reticulated panning or lattice-work of wood or metal. જાળીવાળું ચોકઠું; જાળીદાર ચોકઠું.

**Tremble,**_vi_ (ટ્રે'મ્બલ્) To shake; to quiver; to quake. કાંપવું; કંપવું; ધ્રુજવું; થરથરવું. 2. To totter; to vibrate. હાલવું; હાલ્યાકરવું; તરવરવું.

**Trembling,** *a.* (ટ્રે'મ્બ્લિંગ્) Quivering or shaking; tottering. કંપમાન; ધ્રુજતું; કાંપતું; કંપારીવાળું.

**Tremendous,** *a.* (ટ્રીમે'ન્ડસ્) Fearful; dreadful; terrible. ભયંકર; ભય ઉપજાવે તેવું. [L. *tremo,* I tremble.]

**Tremor,** *n.* (ટ્રે'મર્) Shaking of the limbs; quivering; quavering; trembling. કંપ; ધ્રુજારી, કંપારી; ધ્રુજવું તે.

**Tremulous,** *a.* (ટ્રે'મ્યુલસ્) Trembling; quivering; shaking; shivering. કંપાયમાન; ધ્રુજતું; હાલતું; અસ્થિર.

**Trench,** *n.* (ટ્રેન્શ) A long narrow pit or ditch. ખાઈ; મોરી. 2. A ditch dug during war for concealing soldiers from the fire of the enemy or during a seige. *vi.* & *vt.* To dig or conceal in trenches. ખંદક ખોદવો; ખડકમાં છુપાવવું.

**Trencher,** *n.* (ટ્રે'ન્શર) A big wooden plate.(લાકડાની થાળી;મોટી રકાબી. **Trencher-man**=A great eater. ઘણું ખાનાર માણસ. 2. A cook. રસોયો.

**Trepan,** *n.* (ટ્રીપૅ'ન્) A surgical instrument for relieving brain-congestion. ખોપરી કાપવાનું ડાક્ટરી કામમાં વપરાતું ગોળ કરવત. *vt.* To operate upon the brain with a trepan, ગોળ કરવતથી ખોપરી કાપવી.

2. To lay a trap for; to entrap or capture by strategem.છેતરવું;ઠગવું;દાવપેંચથી હસ્તગત કરવું.

**Trepidation,** *n.* (ટ્રેપિડે,'શન્) 1. Trembling. ધ્રુજારો. 2. Alarm; confusion; fear. બ્હીક; ભય; ગભરાટ.

**Trespass,** *vt.* (ટ્રે'સપસ)To encroach upon the land of others. પારકી જમીન ઉપર વગર પરવાનગીએ જવું. 2. To transgress or violate a law. આજ્ઞાનું ઉલ્લંઘન કરવું 3. To pass beyond the limits or boundaries of. ની હદ બહાર જવું.*n.*An offence against some rule or law. કાયદા સામે અપરાધ,નો ભંગ 2. An encroachment upon the land of another. પારકી જમીન ઉપર. પારકી હદ ઉપર વગર રજાએ જવું તે. [L. *trans,* beyond.]

**Tresspasser,** *n.* (ટ્રે'સપસર) A transgressor; one who tresspasses. કાયદાનું ઉલ્લંઘન કરનાર; વગર રજાએ ઘુસી જનાર.

**Tress,** *n.*(ટ્રેસ)A ringlet or lock of hair. વાળનો ગુચ્છો-લટ.

**Trestle,** *n.* (ટ્રે'સલ)A frame for supporting things. કોઇપણ ચીજ રાખવાનું ચોકઠું [L. *transtum,* a cross beam.]

**Trevet or Trivet,** *n.* (ટ્રે'વેટ-ટ્રિ'વેટ) A threelegged stool. ત્રણ પગવાળું સ્ટૂલ-માંચડી; ત્રણ પાયાવાળું ચોકઠું.

**Triable,** *a.* (ટ્રા'યબલ) Such as may be put to test. અજમાવવા લાયક. 2. As can be subjected to legal proceedings. અદાલતમાં કામ ચલાવવા લાયક.

**Triad,** *n.* (ટ્રા'યડ) A trinity; three united. ત્રણનું જોડું; ત્રેખડું; ત્રય [L. *trias,* three.]

**Trial,** *n.* (ટ્રા'યલ) Test;proof;examination. કસોટી; કસણી; સાબિતી; અખતરો; અજમાયશ. 2. Competition. હરીફાઇ; સ્પર્ધા. 3. Temptation; affliction; suffering tests. કસોટી; તાવણી; આપત્તિ;વિપત્તિ. 4.The legal examination in a suit by a court of law. સુણાવણી;તપાસણી.

**Triangle,** *n.*(ટ્રા'યૅન્ગલ)A space or figure bounded by three finite straight lines. ત્રિકોણ; ત્રિભુજ. **Equilateral triangle**= સમબાજુ ત્રિકોણ. **Isosceles triangle** = સમદ્વિબાજુ ત્રિકોણ. **Acute-angled triangle** = અંતર્લંબ ત્રિકોણ.**Abtuse angled triangle**=લ્હોટખુણ ત્રિકોણ.**Right angled triangle** = કાટખુણ ત્રિકોણ.**Scalene triangle**=વિષમભુજ ત્રિકોણ.

**Triangular,** *a.* (ટ્રાઍ'ન્ગ્યુલર)Having three sides and three angles.ત્રિકોણાકાર;ત્રણ ખુણાવાળું.

**Triangulation,** *n.* (ટ્રાઍન્ગ્યુલે,'શન્)The act of triangulating ત્રિકોણ, ત્રણ ખૂણાવાળું કરવું તે.

**Tribe.** *n.* (ટ્રાઇબ્) A distinct community of savages or uncivilized people.અણસુધરેલ-જંગલી લોકો. 2. A distinct class or distinct portion of the people; a family or race. કોમ; વર્ગ; જાત. [L. *truis.*]

**Tribesman,** *n.* (ટ્રા'ઇબ્ઝમન) A member of a tribe. ટોળીમાંનો માણસ.

**Triblet,** *n.*(ટ્રિ'બ્લેટ)The tool of a goldsmith used in fashioning rings. સોનાની વીંટી બનાવવાનું ઓજાર.

**Tribulation,** *n.* (ટ્રિબ્યુલે,'શન્) Distress; calamity;severe trouble or affliction undergone. ભોગવેલું સંકટ; આપત્તિ; ત્રાસ; તાવણી. [L. *tribulum.*]

**Tribunal,** *n.* (ટ્રિ'બ્યુનલ) Court of justice. અદાલત; ન્યાયમંદિર; કોરટ.

**Tribune,** *n.* (ટ્રિ'બ્યુન) A tribunal.અદાલત. 2. An officer of justice chosen by the people. લોકોએ ચુંટી કહાડેલો મૅજીસ્ટ્રેટ-જજ. [L. *tribus,* a tribe.]

**Tributary,** *n.* (ટ્રિ'બ્યુટરી) Subject or subordinate; paying tribute to another. ખંડણી આપતું; માંડલિક. 2. Paid as tribute; contributive.ખંડણીમાં ભરેલું;ભાગી. 3. *pl.* Small rivers pouring their water into a big river, a sea or the like. મોટી નદીને મળનાર નાની નદીઓ; ઉપનદીઓ; શાખાઓ.

**Tribute,** *n.* (ટ્રિ'બ્યુટ) Anything done or given or a personal contribution given, as being due or deserved. આપવાનું કંઈ, તર્પણ; ભાગ; નજરાણું.

2.An annual toll paid by subject nations to the conquering nation. ખંડણી.

**Trice,** *n.* (ટ્રા'ઇસ) A moment or an instant. પળ; નિમિષ; ક્ષણ; પળ; પલકારો. *vt.* To drag or pull by means of a rope. ખેચવું; ખેંચી ખસડીને દોરડીવતી બાંધવું.

**Trick,** *n.* (ટ્રિક) A crafty device; a strategem; an artifice; a piece of cheatery or fraud. યુક્તિ; દાવપેચ *vt.* To deceive or take in. છેતરવું; ઠગવું.

**Trickery,** *n.*(ટ્રિ'કરી)Fraud;deceit; artifice. છેતરપીંડી.

**Trickish** *a.* (ટ્રિ'કિશ) Knavish; cunning; artful. પેચી-કપટવાળું-મય.

**Trickishness,** *n.* (ટ્રિ'કિશનિસ)Artfulness; knavery. દગો; કપટ.

**Trickle**, *vt.* (ટ્રિ'કલ્) To leak out in drops. પાતળી ધાર ચાલવી; ઝરવું; ગળવું.

**Tricycle**, *n.* (ટ્રા'ઈસિકલ્) A three-wheeled cycle. ત્રણ પૈંડાવાળી બાઈશીકલ; સાયકલ.

**Tricyclist**, *n.* (ટ્રા'ઇસિક્લિટ્) One who rides on a tricycle. ટ્રાઈસીકલ પર બેસનારો.

**Trident**, *n.* (ટ્રા'ઇડન્ટ્) A forkshaped instrument with three prongs or spears. ત્રિશૂળ. *a.* Having three prongs. ત્રણ ફળ, દાંતાવાળું.

**Tridentate**, *a.* (ટ્રાઈડે'ન્ટે,ટ્) Threetoothed; three-pronged. ત્રણ ફળ, ત્રણ દાંતાવાળું.

**Triennial**, *a.* (ટ્રાયે'નિયલ્) Lasting, happening, or appearing every three years. ત્રિવાર્ષિક; ત્રણસાલી.

**Trier**, *n.* (ટ્રા'યર્) An experimenter. અજમાયશ કરનાર; પ્રયોગ કરનાર.

**Trifle**, *n.* (ટ્રા'ઈફલ્) A paltry thing or affair; something of no importance. નકામી-બહુ ઓછી કીંમતની, નજીવી વસ્તુ. *vt.* To think or act lightly or frivolously. હલકાઇથી બોલવું-કાર્ય કરવું. **To trifle with**=To play or toy with; to mock; to play the fool with. મશ્કરી કરવી; મજાક કરવી. 2. To squander or waste to no good purpose. ગુમાવી-વેડફી મારવું.

**Trifler**, *n.* (ટ્રા'ઈફ્લર્) One who talks or acts with levity. છોકરવાદી-કમ અક્કલનું માણસ.

**Trifling**, *a.* (ટ્રા'ઇફ્લિંગ્) Insignificant or of no value or moment. નકામું-નજીવું; કોડી કીંમતનું.

**Trifle**, *n.* (ટ્રા'યફલ્) A thing of little value or importance. નજીવી-નું; કિંમત વગરનું.

**Trifoliate**, *a.* (ટ્રાઈ ફો'લિએ,ટ્) Three-leafed. ત્રણ પાંદડાવાળું.

**Triform**, *a.* (ટ્રા'યૂફૉર્મ્) Triple shaped. ત્રણરૂપ-આકારનું.

**Trig**, *n.* (ટ્રિગ્) A skid; a scotch. ગાડીનું પૈંડું અટકાવવા નીચે રાખેલો પદાર્થ; આડ; અટકણ. *vt.* To fill or stuff. ભરવું; દાબીને ભરવું. *a.* Full. ભરેલું.

**Trigger**, *n.* (ટ્રિ'ગર્) The catch or lever which being pulled back liberates the hammer of the lock of a gun and fires it off; anything similar in purpose and construction. બંદુકનો ચાંપ-ઘોડો; એના જેવીજ બીજી કંઇપણ વસ્તુ.

**Trigonal**, *a.* (ટ્રા'યૂગનલ્) Three-angled; triangular. ત્રિકોણ; ત્રણ ખુણાવાળું.

**Trignometrical**, *a.* (ટ્રિગ્નૉમે'ટ્રિકલ્) Pertaining to trigonometry. ત્રિકોણમિતિ સંબંધી.

**Trignometry**, *n.* (ટ્રિ'ગ્નૉમિટ્રિ) The part of mathematics dealing with the mutual relation of the sides and angles of a triangle. ત્રિકોણમિતિ. 2 A treatise on the same. ત્રિકોણમિતિનો ગ્રંથ. Also, **Trigono°-.**

**Trilateral**, *a.* (ટ્રિલૅ'ટરલ્) Having three sides; three sided. ત્રિકોણ; ત્રિભુજ; સમત્રિભુજ.

**Trilingual**, *a.* (ટ્રિલિ'ન્ગ્વલ્) Consisting of three languages; speaking three languages. ત્રિભાષિક; ત્રણ ભાષામાં લખેલું-માંડું.

**Triliteral**, *a.* (ટ્રિલિ'ટરલ્) Three-lettered. ત્રણ અક્ષરનું.

**Trill**, *n.* (ટ્રિ'લ્) A rapid trembling or shaking sound. ધ્રુજતો-કંપાયમાન થતો ઝડપી આવાજ;ટરેરાટી. *vi.* To sing with quavers. ધ્રુજતા અવાજે ગાવું. *vt.* To sing clearly or sweetly. મધુર કંપાતે અવાજે ગાવું.

**Trim**, *vt.*(ટ્રિમ્)To adjust or put in order or to put right (for some definite purpose); to clip; prune; lop; pare or shave or the like.છાટવું;કાપવું;સોરવું.**To trim up**=To put in order for something. જોઇએ તેવું, ઠીકઠાક બનાવવું; નિયમમાં મુકવું. *n.*Condition;disposition; mood. મનની-શારીરિક સ્થિતિ. 2. Garb; dress. પોષાક.

**Trimmer**, *n.* (ટ્રિ'મર્) One who trims or an instrument that trims. ગોઠવનાર;કાપનાર; કાતરણી;કાતર.2.One who fluctuates between parties or tries to keep on good terms with both. દહીં અને દુધમાં પગ રાખનાર; હાજીહાજી કરનાર.

**Trimming**, *n.* (ટ્રિ'મિંગ્) The act of one who trims. છાટવું તે; કાતરવું તે; કાતરણી. 2. Ornamental appendages to a garment. સારા દેખાવ માટે કાપડ ઉપર કરેલી નકશી; ઝુલ વગેરે; કાનારી; પાલવ; કોર.

**Trimness**, *n.* (ટ્રિ'મનિસ્) Tidiness; neatness; smugness. નિયમિતપણું; ઠીકાઠીકપણું; સાફસુફી; સ્વચ્છતા; ઠોળ ડમાક.

**Trinity**, *n.* (ટ્રિ'નિટી) The union of three in one. ત્રણનું ચોકડું. 2. The union of three gods in one in the Christian religion. વ્યક્તિત્રયાત્મક ધર્મ. (ખ્રિસ્તી).

**Trinket**, *n.* (ટ્રિ'ન્કેટ્)A trifling decoration; a small ornament. થોડી કિંમતનાં ઘરેણાં; નાના નાના દાગીના. *vi.* To intrigue; to traffic. મસલત ચલાવવી-કાવત્રા કરવાં.

**Trinomial**, *a.* (ટ્રિનો'મીઅલ્) Consisting of three terms. ત્રણ પદ, રકમવાળું.*n.*A quantity consisting of three terms, ત્રણરકમવાળી સંખ્યા; ત્રિપદી.

**Trinominal**, *a.* ( ટ્રાઇનૉ'મિલ્ ) Trinomial or consisting of three terms. ત્રણ રકમ-પદવાળું; ત્રિપદી.

**Trio**, *n.* ( ટ્રા'યો ) A set of three; three together or united. ત્રણની જોડ; સાથે કામ કરનાર અથવા રહેનાર ત્રણ; ત્રિપુટિ.

**Trip**, *n.*(ટ્રિપ્ )A tour; a short journey. ટુંકી મુસાફરી;સફર.2.A small piece. નાનો કટકો. *vi.* To make a short tour. ટુંકી મુસાફરી કરવી. 2. To lose one's footing; to stumble. પગ ચુકવો; લથડવું. *vt.* To cause to make a false step and fall. ને ઠેસ લાગી પડે એવું કરવું. 2. To haul up an anchor. લંગર ઉપાડી લેવું.

**Tripedal**, *a.* (ટ્રા'ઇપેડલ્) Having three legs (as a stool)ત્રણપગવાળું.[L.*trius*,three.]

**Triple**, *a.* (ટ્રિ'પલ્) One of three. ત્રિજું; ત્રણમાંનુ એક. 2. Three-fold; three united. ત્રણ જોડાઈને થયેલું; ત્રિગુણાત્મક. *vt.* To make three-fold. ત્રણગણું કરવું.

**Triplet**, *n.*(ટ્રિ'પ્લેટ્)An aggregate of three. ત્રણનું મળીને બનેલું. 2. A kind of verse with three feet rhyming. ત્રિપાદ. 3. *pl.* Three children born at a time. એકજ વખ્તે જન્મેલા ત્રણ છોકરાં.

**Triplicate**, *a.* (ટ્રિ'પ્લિકે,ટ્) Thrice-fold; made of three as much. ત્રિગુણુ; તેવડું; ત્રણ ગણું. *n.* A third thing corresponding to a pair. એના જોડની ત્રીજી ચીજ-વસ્તુ.

**Tripod**, *n.* (ટ્રિ'પૉડ્) A three-legged vessel or utensil. તરિપાઈ; ત્રિપાઇ; ઘોડી. [Gr. *tri*, three &*podos*, feet.]

**Tripping**, *a.* (ટ્રિ'પિંગ્) Active; quick; nimble. ઝડપથી ચાલનારું; ભોંયે પગ ન અડે એવું. *n.* The act of walking quickly or trippingly. ઉચ્ચાલ; ભોંય ઉપર પગ ન અડે એવી રીતે ચાલનાર; સરસરતું; ઠમકતું.

**Trisect**, *vt.* (ટ્રા'યસેક્ટ્) To divide in three equal parts. ત્રિભાગવું; નાં ત્રણ સરખા ભાગ-ભાગલા પાડવા.

**Trisection**, *n.* (ટ્રાઇસે'કશન્) Cutting or division in three equal parts. ત્રણ સરખા ભાગલા પાડવા તે.

**Trisyllable**, *a.* (ટ્રિ'સિલેબલ્) Having three syllables. ત્રણ પદનો-*n.* એવો શબ્દ.

**Trite**, *a.* (ટ્રા'ઈટ્) Common place; thread-bare; hackneyed. સોંઘુ; જીર્ણ; સાધારણ; જુનું.

**Tritheism**, *n.* (ટ્રિ'થિઇઝમ્) The opinion in Christian religion that the Father,the son and the Holy Ghost are three distinct Gods. દેવત્રયવાદ; ત્રણ દેવ છે એવું મત.

**Trituration**, *n.* (ટ્રિટ્યુરે,'શન્)Levigation; the act of reducing to very fine powder. દળી વાટીને ઝીણું મેંદા જેવું કરવું તે; ચૂર્ણીકરણ.

**Triumph**, *n.* (ટ્રા'યંફ્) Victory; conquest; achievement. ફતેહ; ફળ; પ્રાપ્તિ; જીત; યશ. 2. Rejoicing; joy or exultation for success. વિજયહર્ષ; વિજયનાદ. *vi.* To prevail upon; to be successful; to obtain a victory. જીત મેળવવી; હરાવવું; ફતેહ મેળવવી. 2. To rejoice on account of success;to celebrate a victory with pomp. જયસમારંભ, જયોત્સવ કરવો.*vt.*To defeat;to obtain a victory over. ને હરાવવું; ની ઉપર જીત મેળવવી.

**Triumphal**, *a.* ( ટ્રાય'મ્ફલ્ ) Pertaining to a triumph; serving to commemorate a triumph. ફતેહ વિષયી; ફતેહના સ્મારક તરીકે *n.* A memorial of victory. વિજય ચિહ્ન.

**Triumphant**, *a.* (ટ્રાય'મ્ફન્ટ્) Successful; victorious; graced with conquest. વિજયી; જય-જીત પામેલું. 2. Feeling triumphant; rejoicing for success or victory. જય-હર્ષનું ભરેલું;જયકાર કરતું.3.Expressing joy.જયહર્ષસૂચક.

**Triumvire**, *n.* (ટ્રાય'મ્વર્) One of the triumvirate. રાજ્યના વડામાં વડા ત્રણ અધિ-કારીઓમાંનો એક.

**Triumvirate**. *n.* (ટ્રાય'મ્વરે,ટ્)Dictatorship of three. ત્રણ માણસનું રાજ્ય. 2. Government by three men in coalition. ત્રિજનસત્તાક રાજ્ય; જે રાજ્યનો મુખ્ય અધિકાર ફક્ત ત્રણ માણસોના હાથમાં હોય એવું રાજ્ય.

**Trivet**, *n.* (ટ્રિ'વેટ્) A table or stool with three legs. ત્રણ પગવાળી માંચી-બેસણી.

**Trivial**, *a.* (ટ્રિ'વિઅલ્)Insignificant; trifling; of little worth. હલકું; તુચ્છ, નજીવું; દમ-માલ વગરનું; ક્ષુલ્લક. 2. Vulgar; trifling; ordinary. સાધારણ; નજીવું; નકામું.

**Trivialty**, *n.* (ટ્રિ'વિઍલ્ટી) Insignificance; the state or quality of being trifling. નજીવાપણું; નકામાપણું.

**Trochee**, *n.* (ટ્રો',કી) A foot of two syllables first long and second short. પહેલા ગુરૂ અને પછી લઘુ ઉચ્ચારના અક્ષરોનું પદ; અથવા જેનું પહેલું પદ સ્વરચિહ્ન (ઍકસન્ટ) વાળું અને બીજું તે વિનાનું હોય એવો પાદ, ચરણ.

**Trod**, *pp.* (ટ્રૉ'ડ્) Walked or trampled. કચર્યું; ખુંદ્યું; ચાલ્યું.

**Trodden**, *a* ( ટ્રૉ'ડન્ ) Trampled over; stamped over. કચરેલું; ખુંદેલું.

**Troll**, *vt.* (ટ્રોલ્) To circulate or roll. ફેરવવું. *vi.* To go round; move round. ફરવું

ફરવું; ઝડપથી-જલદીથી જવું. *n.* The act of going round. ફેરવવું; ફરવું તે-ગબડવું તે. 2. A hand-cart or trolley. નાની ગાડી.

**Trollop,** *n.* (ટ્રૉ'લ્લોપ્) A loosely dressed woman; a drab; a slattern. છિનાળ; વેશ્યા

**Tromp,** *n.* (ટ્રૅમ્પ્) A blowing machine. ભઠ્ઠી ફુંકવાનું ધમણ જેવું યંત્ર.

**Troop,** *n.* (ટ્રુપ્) A small body of cavalry, infantry &c. રસાલો, ઘોડેસ્વારની ટુકડી. 2. A body of soldiers; an army collectively. લશ્કર; સેના. 3. A multitude; a collection of people; a company. ફોજ; ઝાડું; ઝુંડ; ટોળું.

**Trooper,** *n.* (ટ્રુ'પર્) A soldier; dragoon. ઘોડેસ્વારના લશ્કરનો સિપાઇ.

**Trope,** *n.* (ટ્રો'પ્) The figurative use of a word. કોઈપણ શબ્દનો અલંકાર અર્થે ઉપયોગ. 2. A word so used. અલંકાર અર્થે વાપરેલો શબ્દ.

**Trophy,** *n.* (ટ્રૉ',ફી) Memorial of conquest; anything taken and preserved as a memorial of victory such as arms &c. જયચિહ્ન; યુદ્ધમાં ફતેહ મેળવેલી હોય તેની નિશાની. 2. A medal forming such a memorial. ચાંદ વગેરે ઉપર કાઢેલું ચિત્ર.

**Tropic,** *n.* (ટ્રૉ'પિક્) Either of the two corresponding parallels of latitude on the globe including between them the torrid zone. દક્ષિણોત્તરાયણવૃત્ત. **Tropic of Cancer**=કર્કવૃત્ત. **Tropic of Capricorn**=મકરવૃત્ત. *pl.* The regions lying between the tropics, ક્રાંતિમંડળ; ઉષ્ણકટિબંધ; ઉષ્ણદેશ *a.* Tropical. ઉષ્ણકટિબંધમાંનું-વિષે.

**Tropical,** *a* (ટ્રૉ'પિકલ્) Incident to or being within or pertaining to the tropics. ક્રાંતિવૃત્ત વિષયક; દક્ષિણોત્તરરસીમાંતર્ગત; ઉષ્ણકટિબંધસંબંધી.

**Trot,** *n.* (ટ્રૉટ્) The pace of a horse or quadruped more rapid than a walk. ખડ્ડુક ખડ્ડુક ચાલ. *vi.* To move at a pace faster than a walk (as a horse). ખડ્ડુક ખડ્ડુક ચાલવું. 2. To move fast or run. દોડવું; ઉતાવળે ચાલવું. *vi.* To ride at a trot. ઉતાવળે દોડાવવું.

**Troth,** *n.* (ટ્રૉ'થ્) Veracity; fidelity; faith; belief. કોલ; વફાદારી; નિમકહલાલી. 2. Truth. સચ્ચાઈ; સાચવટ; સત્ય. **To plight one's troth**=To pledge one's faith. વચન આપવું. 2. To betroth oneself. સગાઇ, વિવાહ કરવા; લગ્ન કરવાનું વચન આપવું.

**Trotter,** *n.* (ટ્રૉ'ટર્) One who trots. ખૂદખૂદ-ખડ્ડુક ખડ્ડુક ચાલનાર જાનવર.

**Trottingly,** *a.* (ટ્રૉ'ટિંગ્લી) With a trotting pace. ખડ્ડુક ખડ્ડુક ચાલવું; ઘોડાની પેઠે ઠેકવું.

**Trouble,** *n.* (ટ્ર'બલ્) Vexation; uneasiness; agitation. હેરાનગતી; સંતાપ; ઉચાટ; ગભરાટ. 2. Calamity or affliction. સંકટ; પીડા; દુઃખ. 3. Labour or exertion. ત્રાસ; મહેનત. **To get into trouble**=સંકટમાં આવી પડવું. **To take the trouble**=તસ્દી લેવી-ઉઠાવવી. *vt.* To vex, molest, annoy, fret or distress. પજવવું; દુઃખ દેવું. 2. To put to some slight trouble; to give occasion for some slight exertion. ને તસ્દી આપવી-શ્રમ આપવો.

**Troubler,** *n.* One who disturbs.

**Troublesome,** *a.* (ટ્ર'બલસમ્) Vexatious; annoying; distressing; wearisome; burdensome. દુઃખદાયક; હેરાન કરનારું; દુઃખદાયી.

**Troublous,** *a.* (ટ્ર'બ્લસ્) Disquieting; full of trouble or disorder; unsettled. નઠારૂં; નેષ્ટ; કષ્ટ ભરેલું; દુઃખદાયક; સંકટ ભરેલું.

**Trough,** *n.* (ટ્રફ્) A goodsized vessel for holding water, foodstuff &c. for animals. પરાત; કથરોટ; થાળી.-**Water-T.**=હવાડો; અવેડો.

**Trousers,** *n.* (ટ્રાઉ'ઝર્સ) A garment of men, covering the lower part of the trunk and each leg separately. સુરવાળ; પાયજામો; ચોરણો.

**Trover,** *n.* (ટ્રો'વર્) The gaining possession of goods by finding them or otherwise than by purchase. જડવાથી અથવા ખરીદ કર્યા સિવાય માલ ઉપરનો હક, દાવો. 2. An action at law to recover such goods or damages. જડેલો માલ પાછો લેવા બદલનો દાવો.

**Trow,** *n* (ટ્રો) A kind of boat. એક જાતની હોડી. *vt.* & *vi.* To think, suppose. માનવું; લાગવું. 2. To trust or believe. વિશ્વાસ રાખવો.

**Trowel,** *n.* (ટ્રૉ'વેલ્) The tool of a stone cutter. કડીયાનો લેલો.

**Troyweight,** *n.* (ટ્રૉ'યવેટ્) A weight used for gold and silver. સોના ચાંદીના વજન માટે વાપરવામાં આવતું વજન.

**Truant,** *n.* (ટ્રુ'અન્ટ્) A loiterer; an idler; one who shirks a duty; one who absents himself from school without leave. ભટકેલ-રખડેલ છોકરો; ન્હાસી ગયેલો માણસ. *a.* Idle; loitering; shirking duty. કામનું ચોર; આળસુ. *vi.* To idle away time વખત નકામો ગુમાવવો.

**Truce,** *n.* (ટ્રુસ્) A temporary suspension of hostilities; an armistice. થોડા દહાડા સારૂ કરેલી સલાહ-સંધિ; તાત્પુરતો તહ.

**Truck,** *n.* (ટ્રક્) A small wheeled carriage used generally for the transport of luggage, goods &c. નાના પૈંડાની ભારગાડી; લૉરી; ખટારો.

*vt.* To transport by means of a truck. ભારગાડીમાં ભરી લઇ જવું.*vt.& vi.*To exchange or barter. બદલો-સાટું કરવું. *n.* Barter or exchange.બદલો-સાટું. 2. Small commodities વેપારની ન્હાની જણુસો.

**Truckle,** *n.* (ટ્રકલ્) A small wheel. ન્હાનું પૈંડું. *vi.* To cringe; to submit obsequeously to the will of another.બીજાની મરજી સાચવવી; હાજી હાજી કરવી.

**Truculence-cy,***n.*(ટ્રકયુલન્સ-સિ)Ferocity; rudeness; savageness; fierceness. ક્રૂરતા; વિક્રાળતા; જંગલીપણું.

**Truculent,** *a.* (ટ્રકયુલન્ટ) Rude; ferocious; savage; fierce. ભયંકર; જંગલી; ક્રૂર.

**True,** *a.* (ટ્રૂ) Genuine;real; pure; actual. ખરૂં; સાચું. 2. Accurate; exact; lifelike (picture). યથાપ્રત; બરાબર; અસલ પ્રમાણે. 3. Not false; conformable to facts; correct. ખરૂં; સાચું; સત્ય.

**True-hearted,***a.*(ટ્રૂહાર્ટિડ)Sincere;loyal; honest. સાફ દિલનું; પ્રમાણિક; પ્રતિષ્ઠિત.

**Truism,** *n.* (ટ્રુઇઝમ્) A self-evident or undoubted truth.ખુલ્લી દેખાતી ખરી બાબત;ટાયલું.

**Trull,** *n.* (ટ્રલ્) A harlot;a strumpet.પાતર; વેશ્યા.

**Trump,** *n.* (ટ્રમ્પ્) A trumpet. રણશિંગ. 2. A winning card or one which for the purposes of the play at that time is superior to any other. હુકમનું પાનું; હુકમ.3.A person on whom one can depend;a good fellow. વિશ્વાસપાત્ર માણસ; ભલો માણસ. *vi.* To play a winning card.હુકમનું પાનું ખેલવું, ઉતરવું, નાંખવું. **To put to or on one's trumps**=To force to the last expedient. છેલ્લામાં છેલ્લો ઉપાય લેવાની ફરજ પાડવી.2.To force to play or to play the winning card. હુકમ કઢાવવો-ઉતરાવવો. **To trump up**=To forge; to concoct; to devise falsely. જુઠાણું ગોઠવવું-ખોટાં દસ્તાવેજ-પૂરાવો વગેરે તૈયાર કરવા; ખોટી નકલ કરવી.

**Trumpery,** *n.* (ટ્રમ્પરી) Deceit or forged up documents &c. જુઠાણું; ખોટાં દસ્તાવેજ-પૂરાવા વગેરે. 2. Worthless but showy finery or ornaments. નકામા દાગીના વગેરે નકામો માલ, ખોટી દીમાખ.

**Trumpet,***n.*(ટ્રમ્પિટ્ )A wind instrument. તુરી; શરણાઈ; ભુંગળ 2. Blast blown on T. તુરીનો અવાજ; માં ફુંક; શરણાઈ વગાડવી તે. 3. હાથી વગેરેની સુંઢ. 4. પડકાર; આહ્વાન. *v.*અવાજ કરવો; તુરી વગાડવી; જાહેર કરવું; ફુલ હાંકવી.

**Trumpet-tongued,** *a.* (ટ્રમ્પિટ-ટન્ગ્ડ) Having a very large voice. મ્હોટા ઘાંટાવાળું.

**Truncal,** *a.* (ટ્રન્કલ્) Respecting or concerning the trunk. શરીર,ધડ,થડ સુંઢ સંબંધી.

**Truncate,** *vt.* (ટ્રન્કેટ્) To cut off the upper part; to lop. કાપી નાંખવું. *a.* Appearing lopped. કાપી નાંખ્યું હોય એવું દેખાતું; હુંઠું.

**Truncheon,** *n.*(ટ્રન્શન્) A club; a cudgel. ગદા; ગોફ; દંડુકો; છડી. [L.*truncus*, a trunk.]

**Trundle,** *n.* (ટ્રન્ડલ્) A truck; a lorry wiih low wheels. નાના પૈડાંવાળી ભારની ગાડી *vt.* To take on a small truck (as luggage). લારીમાં લઇ જવું.

**Trunk,** *n.* (ટ્રન્ક્) A box or chest. પેટી. 2. The body of an animal without limbs. ધડ. 3. The woody stem of trees. થડ (ઝાડનું) 4. The snout or proboscis of the elephant. હાથીની સુંઢ.

**Truss,** *n.* (ટ્રસ્) An elastic bandage used to support the diseased parts in hernia. ગોળાના દરદીને બાંધવાનો પાટો. 2. A package, a bundle. ગાંસડો; પોટલો; ભારો; બચકો. *vt.* To pack up or bind up. કઠણ-મજબુત બાંધવું. **To truss up**=To tie up securely. તંગ-મજબુત-સખ્ત બાંધવું.

**Trust,** *n.* (ટ્રસ્ટ્) Credit given. ઉધાર આપવું તે. 2. Reliance; dependence; confidence. વિશ્વાસ; ભરોસો. 3. A charge; something received to be taken care of or in confidence. સોંપેલી કંઇ વસ્તુ; વહીવટ. 4. A person or thing relied upon. વિશ્વાસનું પાત્ર; વિશ્વાસ મુકયો હોય એવો માણસ. **Trust deed**=A document constituting a person the trustee of something. ટ્રસ્ટપત્ર. *vt.* To rely upon; to place confidence in. નો વિશ્વાસ કરવો; ના ઉપર ભરોસો રાખવો. 2. To believe; to give credence to. માનવું; ખરૂ માનવું 3.To expect or hope confidently.આશા,શ્રદ્ધા, રાખવી. 4. To entrust or give over something in charge of another. હવાલે કરવું; સોંપવું. 5. To give credit to. ને ઉધાર આપવું.*vi.*To have reliance or dependence. આધાર-વિશ્વાસ રાખવો. **To trust in**=To rely upon.ના ઉપર વિશ્વાસ રાખવો. *a.* Held in trust or confidence. વિશ્વાસમાં-ભરોસા ઉપર આપેલું-રાખેલું.

**Trustee,***n.*(ટ્રસ્ટી') A person who is constituted the guardian of a property &c. on behalf of or for the benefit of others. બીજાઓના વતી મિલ્કતનો વહીવટ કરનાર.

**Trustful,** *a.* (ટ્રસ્ટફુલ્)Reliant; confiding; trusting. ભરોસો રાખતું–રાખનારું.

**Trustiness,** *n.*(ટ્રસ્ટિનિસ્) Dependability; trustworthiness; the quality of being deserving of confidence.વિશ્વાસપાત્રપણું–તા;લાયકાત.

**Trustworthy,** *a.* (ટ્રસ્ટવર્ધી) Reliable; worthy of confidence; dependable. ભરોસો–વિશ્વાસ રાખવા લાયક.

**Trusty,** *a.* (ટ્રસ્ટી)Dependable;trustworthy; reliable.વિશ્વાસપાત્ર;ભરોસો રાખવા લાયક;વિશ્વાસુ.

**Truth,** *n.* (ટ્રુથ્) Verity; fact. સાચી–ખરી હકીકત.2. Truthfulness; genuineness. સચ્ચાઇ; ખરાપણું. 3. Trueness; conformity to facts or reality. સત્ય; સાચાપણું. **In truth** = Really. ખરેખર. **Naked truth** = The true state of affairs as they are without a tinge or colouring of the prejudices of the narrator. નગ્ન, નર્યું, સત્ય; ખરેખરી બનેલી તેવી હકીકત; સાચેસાચું.

**Truthful,** *a.* (ટ્રુ'થફુલ્) Closely adhering to truth; veracious; true. સાચું બોલનાર; સત્ય વાદી; સાચું.

**Truthfulness,** *n.* (ટ્રુ'થફુલનિસ) Veracity; trueness. સત્ય; સચ્ચાઇ; ઇમાન.

**Try,** *vt.* (ટ્રાય્) To subject to an examination or trial. કસવું; ની કસોટી કરવી. 2. To put to the test of experience; to make a trial of; to prove or test by experiment. અજમાયશથી સાબીત કરવું. 3. To attempt; to undertake; to essay. પ્રયત્ન કરવો–અજમાયશ કરી જોવું. 4. To inquire or examine judicially. મુકર્દમો ચલાવવો. *vi.* To endeavour; to exert strength. જોર કરવું; પ્રયત્ન કરવો. *n.* An experiment; a trial. પ્રયત્ન; અજમાયશ.

**Tryable** *a.* (ટ્રા'યબલ્) Fit to be tried. પ્રયત્ન, મ્હેનત કરવા યોગ્ય, જેવું.

**Trying,** *a.* (ટ્રા'ઇંગ્) Adapted to try; severe; afflictive. સખત; કસોટી કરે તેવું.

**Tuber,** *n.* (ટ્યુ'બર્) An underground fleshy stem. કંદમૂળનો ગાંઠો.

**Tub,** *n.* (ટબ્) An open wooden vessel; a cask open at one end. ટબ પીપ.

**Tube,** *n.* (ટ્યૂબ્) A vessel in an animal body. પ્રાણીની અથવા ઝાડની રગ–નસ. 2. A small pipe. નળી; નળ; ભુંગળું. [L. *tuba*, a trumpet.]

**Tubercle,** *n.* (ટ્યૂ'બર્કલ્) A little projecting knob developed in certain parts of the body when diseased. ફોલ્લો; ગુમડું; ગાંઠ.

**Tuberous,** *a.* (ટ્યૂ'બરસ્) Knobbed; having tubers; covered with knoblike prominences. કંદના જેવું–વાળું; ગાંઠાગાંઠા.

**Tubular,** *a.* (ટ્યુ'બ્યુલર્) Shaped or formed like a tube or pipe. નળી–ભુંગળા જેવું.

**Tubule,** *n.* (ટ્યુ'બ્યુલ્) A small tube or pipe. ન્હાની ભુંગળી–નળી. [L. *tubus*, a tube.]

**Tubulous,** *a.*(ટ્યુ'બ્યુલસ્)Formed or shaped like a tube; tubular. નળી જેવું; ભુંગળી જેવું.

**Tuck,** *vt.* (ટક્) To make a tuck. આંતરસીવો કરવો. 2. To shorten or draw up. ટૂંકું કરવું; દાબવું;સંકેલવું;ચ્હડાવી દેવી.*vi.*To draw together. સંકોચાવવું; દબાઇ જવું. *n.* A plait. આંતરસીવો.

**Tucker,** *n.* (ટ'કર્) A sort of frill or ornamental collar-like structure round a woman's neck. કમખો; કાંચળી.

**Tuesday,** *n.* (ટ્યૂ'સડિ) The day next after Monday and before Wednesday. મંગળવાર.

**Tuft,** *n.* (ટફ્ટ) Cluster; clump; collection of small things in a bunch. ઝુમખો; ગુચ્છો; ઘટા; કલગી; સમુદાય; ગુચમટો. *vi.*To grow in a cluster. ઝુડાબંધ–ગોટાબંધ ઉગવું.

**Tufted, Tufty,** *a.* (ટ'ફ્ટિડ્) Adorned with or growing in tufts or clusters. કલગીદાર; ઝુડબંધ ઉગતુ.

**Tug,** *n.* (ટગ્)A strong sudden pull. જોસભેર એકદમ મારેલો આંચકો. 2. Tug-of-war. દોરડાની ખેંચતાણની રમત. *vt.*To pull or draw along with great effort; to haul along or strain at. બહુ જોરથી ખેંચવું–ખેંચી લઇ જવું; ઘસેડવું.*vi.* To draw or pull with effort.ઘણા જોરથી ખેંચવું.

**Tuition,***n.*(ટ્યુ'ઈશન્)Instruction;business of teaching; tutorship. વિદ્યોપદેશ; શિક્ષણ;ખાનગી ભણાવવું તે.

**Tulip,** *n.* (ટ્યૂ'લિપ્) A kind of flowering plant used as a window &c. decoration. એક જાતનો ફૂલવાળો સુશોભિત છોડવો.

**Tumble,** *vt.* (ટ'મ્બલ્) To throw down; to turn over. પાડી નાખવું; પાડવું. *vi.* To fall suddenly;to roll over.ગબડવું;લોટવું;ગબડી પડવું.

**Tumbler** *n.* (ટ'મ્બલર્) A kind of pigeon. એક જાતનું કબુતર. 2. A drinking-glass (a large one.) ટમલર; લાંબો પ્યાલો; કાચનું પવાલું. 3. A performer of acrobatic feats. કસરત–સર્કસનું કામ કરનાર માણસ.

**Tumblerful,** *a. n.* (ટ'મ્બલરફુલ્) As much as can be contained in an average drinking glass; a large cup-full. એક મોટા કાચના પવાલામાં રહે એટલું; એક મ્હોટો પ્યાલો.

**Tumbrel,** *n* (ટં'મ્બ્રલ્) An artillery carriage. તોપ લઇ જવાની ગાડી. 2. A small rough cart. ન્હાનું ગાડું. 3. A stool. બાજઠ.

**Tumefaction,** *n.* (ટ્યુમીફૅ'કશન્) The state of being swollen or the act of swelling. સોજો.

**Tumefy,** *vt & vi.* (ટ્યૂ'મિફાય્) To rise in a tumour; to swell or cause to swell. સોજો આવવો-સુજવું.

**Tumid,** *a.* (ટ્યૂ'મિડ્) Pompous; gorgeous. આડંબરી; દેખાવવાળું; ભભકાવાળું. 2. Swollen. સુજી ગયેલું; સુજેલું.

**Tumour,** *n.* (ટ્યુ'મર્) A local swelling either temporary or permanent. ગુમડું; ફોલ્લો.

**Tumulous,** *a.* (ટ્યુ'મ્યુલસ્) Moundy; hilly. ટેકરાવાળું; ટીંબાવાળું.

**Tumult,** *n.* (ટ્યૂ'મલ્ટ્) Commotion; uproar or high excitement amongst a number of persons. તોફાન; હુલ્લડ; ખળભળાટ; ગરબડાટ.

**Tumultuous, tumultary,** *a.* (ટ્યુમ'લ્ટ્યુઅસ્-ટ્યુ'મલ્ટરી) Turbulent; causing high excitement or commotion; disorderly. ગરબડાટ ભરેલું; અવ્યવસ્થિત; તોફાની; હુલ્લડખોર.

**Tunable,** *a.* (ટ્યૂ'નબલ) Musical; harmonious. સૂર તાલ મેળવાય એવું; મધુર.

**Tune,** *n.* (ટ્યૂન્) An air; a melody. સૂર; રાગ. 2. A note; a sound. ધાંટો; અવાજ. *vt.* Harmonized. સુર મેળવવો.

**Tuneful,** *a.* (ટ્યૂ'નફુલ્) Melodious; musical; harmonise. તાલ-રાગવાળું; મધુર; સુસ્વર.

**Tuner,** *n.* (ટ્યૂ'નર્) A person who tunes up different instruments. વાજીંત્રનો સૂર મેળવનાર.

**Tunic,** *n* (ટ્યુ'નિક્) A kind of garment. એક જાતનું વસ્ત્ર. [L. *tunica*, a tunic.]

**Tunnage,** *n.* (ટ'નિજ) Tax upon a tun. એક ટનપર લેવાનો વેરો, કર.

**Tunnel,** *n.* (ટ'નલ્) A subterranean passage through a hill, rock or under a river &c. સણુંગ; સુરંગ; ખોદી કઢાડેલો રસ્તો. *vt.* To make a subterranean passage. સુરંગ ખોદવી.

**Turban,** *n.* (ટ'રબન્) An oriental headdress. પાઘડી; વગડી; ફેંટો; સાફો.

**Tubid,** *a* (ટ'બિડ્) Muddy; not clear; soiled. મેલું; ડોળાએલું; રગડા જેવું.

**Turbinated,** *a.* (ટ'બિનેટિડ્) Going round like a top in motion. ચકર ચકર ફરતું; ચડાવેલું.

**Turbulence,-cy,** *n.* (ટ'બ્યુલન્સ-ન્સિ) Commotion; agitation; disorder; tumult. દંગો-હુલ્લડ-તોફાન; બંડ-બખેડો.

**Turbulent,** *a.* (ટ'રબ્યુલન્ટ્) Ritous; disorderly; refractory; tumultuous; disturbed. ખળભળી ઉઠેલું; તોફાની; તોફાન ઉપર-હુલ્લડ ઉપર ચઢેલું; ફીસાદી; દંગાખોર.

**Turf,** *n.* (ટર્ફ) A piece of green sward or grassy ground. ઘાસવાળું મેદાન. 2. A race-course or the business of horse-racing. ઘોડદોડ; ઘોડાની શરત. 3. Sod. ઢેફું.

**Turfy,** *a* (ટ'ર્ફી) Covered with green sward. લીલા ઘાસથી ઢંકાયેલી જમીન.

**Turjent,** *a.* (ટ'જેન્ટ્) Turged; swelling. સુજેલું; ઉપસેલું.

**Turgid,** *a.* (ટ'જીડ્) Swollen; inflated; swelled. ઉપસેલું; સોજો ચઢેલું હોય એવું; સુજેલું. 2. Gorgeous; pompous. આડંબર યુક્ત; ખોટા ભભકાવાળું.

**Turgidity,** *n.* (ટજી'ડિટી) Bombast; inflation of style. કેવળ શબ્દગૌરવ; શબ્દાડમ્બર. 2. Inflammation. સોજો. 3. Pompousness. ખોટો ભપકો; ઘટાટોપ.

**Turkey,** *n.* (ટ'ર્કી) An American fowl. વિલાયતી મરઘી. 2. A country in Asia and Europe. (under the Muslim rule.) ટર્કી-તુર્કસ્તાન દેશ.

**Turkois,** *n.* (ટ'ર્કોઇસ્) A kind of precious stone. એક જાતનું કીંમતી રત્ન. *a.* Resembling the turkois gem in colour. પીરોજા-ભુરા રંગનું.

**Turmeric,** *n.* (ટ'મેરિક્) An East Indian plant of the ginger family, yielding a condiment and also a yellow dye. હળદર; હળદર.

**Turmoil,** *n.* (ટ'ર્મોઇલ્) Trouble; disquiet; disturbance; molestation; exertion; harassment. સંતાપ-શ્રમ-મહેનત-ખટપટ; ધાંધલ. *vt.* To annoy; to worry; to disquiet. બેચેન કરવું; સતાવવું.

**Turn,** *vt.* (ટ'ર્ન્) To cause to turn round on its axis; to revolve or rotate. ને ગોળ ફેરવવું. 2. To fashion or shape by means of a lathe. સંઘાડે ઉતારવું. 3. To alter the course of; to direct into a different channel, way or direction. ફેરવવું; વાળવું. 4. To reverse, invert or change with respect to the top, bottom, sides &c. ઉથલાવવું; ઉલટાવવું; ઉપલો ભાગ નીચે-નીચલો ભાગ ઉપર અથવા એવીજ જાતનો બીજો કોઇ ફેરફાર કરવો. 5. To transfer. નામે ચઢાવવું. 6. To convert, translate or construe. અર્થ, તરજુમો-ભાષાંતર કરવું. **To turn ivory or metals**=ધાતુ અથવા હાથીદાંતનો ઘાટ ઉતારવો. **To turn a cold shoulder to**=To neglect or treat with coldness or indifference. ની સાથે બેદરકારીથી વર્તવું. **To turn aside**=To ward off or avert. અટકાવવું; પડખે થઇ જવું. **To turn**

**adrift**=To leave or cast off.ને રખડતું મુકવું; ને કાઢી મુકવું. **To turn against**=To make hostile to. સામે થાય એવું કરવું; દુશ્મનાવટ કરાવવી. 2. To direct against.ની સામે ચલાવવું. **To turn an honest penny**=To trade at a small profit. જુજ નફે વેપાર કરવો; મ્હેનત કરી રાખવું. **To turn away**=To give the sack; to dismiss. નોકરીમાંથી કાઢી મુકવું. 2. To expel. હાંકી મુકવું; **To turn back**=To return. પાછું આપવું 2. To cause to retrace one's steps. પાછા ફરવાની ફરજ પાડવી; પાછી પાની કરવી. 3. To drive back or expel. પાછું કાઢવું. **To turn down**= To double or fold down. બેવડું વાળવું. **To turn in the mind**=To meditate or reflect upon. ના ઉપર વિચાર કરવો-નું મનન કરવું. **To turn in**=To fold in a crease or plait. માંહેથી, નીચે-અંદર વાળવું; ઘડી વાળવી. **To turn on**=To allow to come. આવવા દેવું. 2. To light (as a light). સળગાવવું. **To turn off**=To dismiss contemptuously. ધુતકારી હાંકી કાઢવું.**To turn one's hand to**=To engage in or to take to. માં કામે લગાડવું-માંડવું. **To turn one's coat**=To change or shift sides.બાજુ બદલવી; બીજા પક્ષ તરફ જવું; સામા પક્ષમાં જવું **To turn out**=To unbind for feeding purposes (as cattle). ચરવા માટે છોડી મુકવાં (ઢોર). 2. To dismiss or expel. મુકવું; બાતલ કરવું. **To turn over**=To overturn; to cause to topple down. ગબડાવવું; પાડવું; ફેરવવું. **To turn tail**=To decamp or run away.ન્હાસી જવું; પુછડી ઘાલી નાસી જવું. **To turn the back upon**=To flee from. ન્હાસી જવું. 2. To treat with contempt. તુચ્છકારી-છીટકારી કાઢવું. **To turn the die or dice**=To have a change of fortune. નશીબમાં ફેરફાર થવો. **To turn the head or brain of**= To fascinate or infatuate. નું માથું ફેરવવું;ની ડાગળી ખસવી. **To turn the scale or balance**=To determine or decide or give a decisive and different turn to something upto that time doubtful. નો નિશ્ચય-નિર્ણય કરવો. **To turn the tables**=To reverse the state of things. નું નશીબ ફેરવવું; અસલથી ઉલટ સ્થિતિ કરવી. **To turn up**=To overturn. ઉંધું વાળવું.2. To come up (as a person).આવી રહેવું.**To turn upon**= To retort. સામો જવાબ દેવો. **To turn upside down**=To overturn or make a mess of the whole affair. ઉંધુ વાળવું; ઘોટાળો વાળવો. 2. To search carefully. કાળજીપૂર્વક બધે (કોઇપણ ખોવાયેલી વસ્તુની) તપાસ કરવી. *vi.* To have a circular motion; to move round or rotate. ગોળ ફરવું. **To turn about**=To turn in a direction contrary to the former. વિરૂદ્ધ દિશા તરફ મોઢું ફેરવી ઉભું રહેવું;ચકર ફરવું.**To turn again**=To return. પાછા ફરવું. **To turn against** = To become the enemy of a former friend. ની સાથે દુશ્મનાઇ કરવી. **To turn aside or away**=To go astray. આડે રસ્તે દોરાઈ જવું. **To turn to**=To resort or have recourse to. નો આશ્રય લેવો. **To turn to account**=To benefit or profit from. કોઇપણ બનાવમાંથી ફાયદો-સાર કાઢવો, **To turn an enemy's flank**=To attack him on the side. એક તરફથી હુમલો કરવો **To turn the stomach**=To cause nausea or vomitting. પેટમાં અકળામણ થવી; ગભરાટ થવો. *n.* Revolution; rotation; the act of turning. ફરવું-ફેરવવું તે; આંટો; ચક્કર; પેચ. 2. A winding, bend, angle, flexture. વાંક; વલણ. 3. A round; a short walk or promenade or excursion. ફેરો; આંટો; ચક્કર. 4. Change; alteration or vicissitude.ફરક;ફેરફાર;પલટો.5. Due chance or opportunity in rotation. વારા ફરતી વારો; ફેરો. 6. Purpose; requirement, use or exigency. કામ; ગરજ. **A good turn**=ઉપકાર; ભલમનસાઇ. **Bad or ill turn**=અપકાર; કોઈનું બગાડે તે. **By turns**=In due order; one after another. વારાફરતી. **To a turn** = Precisely; exactly. બરાબર; સંપૂર્ણ રીતે. **To take one's turn**=વારાફરતે પોતાને ભાગે આવતું કામ કરવું. **Turn & turn about**=By turns. એક પછી એક. **Turnscrew**=સ્ક્રૂ બેસાડવાનું યંત્ર.

**Turn-coat**, *n.* (ટ'ર્નકો,ટ) One who meanly forsakes his party or his principles; a deserter; an apostate. પોતાનો પક્ષ છોડી બીજાના પક્ષમાં જનાર;પોતાના સિદ્ધાંતો છોડી દેનાર માણસ.

**Turner**, *n.* (ટ'ર્નર્) A variety of pigeon. એક જાતનું કબુતર. 2. One who shapes or fashions things with a lathe.સંઘાડીઓ-ખરાદી.

**Turning,** *n.* (ટ'ર્નિંગ્) The act of shaping articles from a lathe.સંઘાડીઆનો હુન્નર-ધંધો. 2. The place where one street diverges from another.રસ્તાનો વાંક-ખુણો-વળવાની જગ્યા. 3. A turn;a bend;a winding; a meander. ફાંટો; વાંક. **Turning-point**=The critical point. મુદ્દો; મૂળ મુદ્દાની વાત-બાબત;બાજી ફેરવનાર બનાવ.

**Turnip,** *n.* (ટ'ર્નિપ્) A plant of the cabbage kind. કોબીચના જેવો થતો છોડ; મૂળો.

**Turnkey,** *n.* (ટ'ર્નકી) A person who looks the prisoners in and turns them out in a gaol;a warder or gaoler.કેદખાનાનો ચોકીદાર.

**Turnpike,** *n.* (ટ'ર્નપાઈક્) A toll-gate.નાકું. 2. A gate on the road to exact toll; a turn-stile. ખોડીબારું; દાણદરવાજો.

**Turnstile,** *n.* (ટ'ર્નસ્ટાઈલ્) A gate with horizontal arms which gives passage only to one man at a time by pushing. ખોડીબારું.

**Turpentine,** *n.* (ટ'ર્પન્ટાઇન્) A vegetable oil with medicinal properties called in medicine "Spirit Terebinth."ટરપેન્ટાઇનનું તેલ.

**Turpitude,***n* (ટ'ર્પિટ્યુડ્) Moral depravity; shameful wickedness. પાજીપણું; નીચપણું; લુચ્ચાઇ; દુષ્ટાઇ; પાપબુદ્ધિ; કુમતિ.

**Turquoise,***n.*(ટ'ર્કૉઇઝ્)A kind of precious stone greyish blue or blue opaque in colour. પીરોજો; એક જાતનું જવાહીર, *a.* Blue-coloured. ભુરા, ગુઢા, પીરોજા રંગનું.

**Turret,** *n.* (ટ'રેટ્) A small tower or a revolving basement on which cannon are mounted. કીલ્લા પરનો બુરજ-મીનારો અથવા લોખંડના પાતળા પાટીયાનો તોપ ચઢાવવાનો ટાવર. [L. *turrio* ]

**Turtle,** *n.* (ટ'ર્ટલ્) A species of tortoise. કાચબો; કૂર્મ. **Turtle-dove** = એક જાતનું કબુતર; વિલાયતી હોલો-કબુતર.

**Tush-tut,** *intj.* (ટ'શ્-ટટ્) An exclamation of rebuke, impatience or contempt equal to phaw ! or be silent ! છુછકારો; છટ્; છી. *n.* A tusk. મોટો દાંત; શૂળ.

**Tusk,** *n.* (ટસ્ક્) The teeth of any animal protruding out of its mouth.દંતશૂળ;દાંત;દાઢ.

**Tutelege,** *n.* ( ટ્યુ'ટેલિજ્ ) Protection; guardianship. વાલીપણું; સગીરી; દેખરેખ. 2. The state of being under a guardian;minority. બાલ્યાવસ્થા; સગીરપણું.

**Tutelar,-y,***a.*(ટ્યુ'ટેલર,લરી)Having charge of; protecting; acting as a guardian to. રક્ષક; રક્ષણકારી; રક્ષણ કરનારું.

**Tutor,** *n.* (ટ્યુ'ટર્) One who gives instruction; a teacher. શિક્ષક. *vt.* To impart instruction to; to teach. ભણાવવું.

**Tutorage,** *n.* ( ટ્યુ'ટરિજ્ ) Guardianship; tutorship. વાલીપણું; સગીરના વાલી થવું-હોવું તે.

**Twain,** *n.* (ટ્વે,'ન્) Pair or couple. જોડ; બે સાથે. *a.* Two; both. બે; બન્ને.

**Twang,***n.* (ટ્વૅન્ગ્)A short quick vibrating sound as of a bowstring.ટંકાર;ટણકારો;રણકારો. *vt.* or *vi.* To make a vibrating and harsh sound.નો ટંકાર કરવો; ટંકાર થવો; નો રણકારો કરવો; રણકારો થવો.

**Tweak,** *n.* (ટવીક્)A sharp jerk or pinch. હડસેલો; ધક્કો. *vt.* To pinch and pull with a sudden jerk.ને આંચકો મારી તાણવું, મરડવું.

**Tweezers,** *n.* ( ટ્વી'ઝર્સ્ ) Small pincers used in pulling out hair. નાનો ચીપયો.

**Twelfth** *a.* (ટવે'લ્થ્) Next after eleventh in order of number. બારમું; દ્વાદશ. 2.One of twelve equal parts. એક બારાંશ.

**Twelve,** *n.* (ટ્વેલ્વ્) The number or symbol of the number next to eleven; a dozen. બારનો આંકડો-બારની સંખ્યા. *a.* One more than eleven; dozen. બાર; અગીયારને એક.

**Twentieth,** *a.* (ટવે'ન્ટીઇથ્) Next to nineteenth. વિસમું. 2. One of twenty equal parts. એક વિસાંશ.

**Twenty,** *n.* (ટ્વે'ન્ટી) A nnmber consisting of one more than ninenteen or equal to two tens or the symbol for it. વિસની સંખ્યા, સંજ્ઞા-આંકડો.

**Twice,** *a.* (ટવાઇસ્) Twofold; double; two times. બેવાર; બેવડું; દુપટ; બમણું.

**Twig,** *n.* (ટ્વિ'ગ્) A small shoot or branch of a tree. ઝાડની નાની ડાળી-ડાંખળી. *vt.* To understand. સમજવું.

**Twilight,** *n* (ટ્વા'ઇલાઇટ્) The faint light of the sun reflected upon earth after sunset and before sunrise. ઝળઝળીયું; ઝળઝળું; સંધ્યા. 2. An obscure light. ઝાંખો પ્રકાશ.

**Twin,** *n.* (ટ્વિ'ન્) One of two born together; one of couple. બે જોડે જન્મેલા હોય તેમાનું એક. જોટામાંનું-બેમાનું એક. 2. *pl.* A sign and constellation of the zodiac. મિથુન રાશિ. *a.* One of two born together or of a couple. બે સાથે જન્મેલા હોય તેમાંનું એકલાનું, જોડીમાંનું.

**Twine,** *n.* (ટ્વા'ઈન્) A two-fold twisted thread. બે તારની વણેલી દોરી; સુતળી. 2. The

act of twisting. વળ ચઢાવવો તે. *vt.* To twist together. વળ ચઢાવવો.

**Twin-born,** *a.* (ટ્વિ'નબૉર્ન્) Born together. બેલડું; સાથે સાથે જન્મેલું; દ્વિજ.

**Twinge,** *n.* (ટ્વિ'ન્જ્) A quick sharp pain. ચસકો; શૂળ; તીવ્રવેદના. 2. A pinch. આમળો. *vt.* To pinch; to cause to have a sudden sharp pain. ચીમટો દેવો; તીવ્ર વેદના થાય એવું કરવું. *vi.* To have a sudden, sharp pain. ચસકા-શૂળ આવવું.

**Twinkle,** *vi.* (ટ્વિ'ન્કલ્)To flash at intervals ચમકવું 2. To open and shut the eye rapidly. આંખના પલકારા મારવા. *n.* Sparkle or wink of the eye. આંખનો પલકારો. 2. Flash at intervals. ચમકવું.

**Twinkling,** *n.* (ટ્વિ'ન્ક્લિંગ્)A rapid movement of shutting and opening the eye. આંખનો પલકારો. 2. Flashing at intervals. રહી રહીને ચળકવું તે; ચળકાટ. 3. The short time required for shutting and opening the eyes.આંખનો પલકારો મરાય તેટલો વખત;એકપળ.

**Twirl,** *n.* (ટ્વર્લ્) A rapid whirl or circular motion; a turn or convolution. ચાક; વળ; આમળો. *vt.*To give a rapid circular motion to. ને ચાકપર ચઢાવવું-ચક્કર ચક્કર ફેરવવું. *vi.* To revolve with rapidity. ચક્કર ચક્કર ફરવું. **T.-gig**=ફિરકી.

**Twist** *n* (ટ્વિસ્ટ)The form given in twisting. વળ; આમળો. 2. The act of twisting; flexture; contortion. પેચ-વળ; આમળો. *vt.* To give a twist to. વળ ચઢાવવો.

**Twit,** *vt.* (ટ્વિટ્) To reproach, upbraid or taunt. મ્હેણું મારવું.

**Twitch,** *vi.* (ટ્વિચ્) To jerk; to tug; snatch. આંચકો દેવો; ખેંચવું; ઝોંટવું.

**Twitter,** *n.*(ટ્વિ'ટર્)A tremulous, vibrating noise as that made by sparrow.ચુચુ,ચીંચીં કરવું, કીલબીલ કીલબીલ કરવું તે.*vi.*To make a chirping noise like that made by sparrows. ચીં-ચીં-ચું-ચું-કીલબીલ કીલબીલ-કરવું.

**Two,** *n.* (ટૂ) A number made up of two units. બે 2. The symol for it. બેની સંજ્ઞા. **In twos**=બેની સંખ્યામાં; બે ભાગમાં; બે બે.

**Twofold,** *a.* (ટૂ'ફોલ્ડ્) Duplicate; double; twice. દુપટ; બમણું, *adv.* Doubly; in a double degree. બે ગણું.

**T.-handed**=Having two hands.બે હાથવાળું.

**T.-headed**=Having two heads. બે માથાવાળું. **T.-legged**=Having two legs. બે પગવાળું.

**Tympan,** *n.* (ટિ'મ્પન્) A panel. તકતી. 2. A small drum. ઢોલ. [ L. *typanum,* a kettle-drum.]

**Tympanum,** *n.* (ટિ'મ્પનમ્) The ear-drum. કાનનો પડદો, ઢોલ. [L. *tympanum* a kettle-drum.]

**Type,** *n.* (ટાઈપ્) A raised letter cast in metal or cut in wood used in printing. છાપ; મુદ્રા; બીબું. 2. The original object. પ્રતિરૂપ; છાપ. 3.The characteristic or general form common to a number of individuals. જાતિ; સ્વરૂપ; પ્રકાર. 2. A token. નમુનો; પ્રત. 3. An emblem; an impressed sign. નિશાની; છાપ; ચિહ્ન. [L. *typus,* a figure.] *v.* છાપવું; છાપ પાડવી.

**Type-writer,** *n.* (ટા'ઈપરાઇટર્)A machine used to print words by the impression of ink. ટાઇપનો સંચો.

**Typhoid,** *a.* (ટા'ઇફૉઈડ્) Pertaining or resembling typhus. સન્નિપાત-કાળજ્વરસંબંધી. *n.* આંતરજ્વર.

**Typical,** *a.* (ટી'પિકલ્)Symbolic;figurative; representative; serving as a type. નમુના-દાખલારૂપ; બોધક; બતાવનાર.

**Typhoon,** *n.* (ટા'યફૂન્) A violent wind-storm. જબરો દરીયાઇ વંટોળ; તોફાન.

**Typify,** *vt.* (ટી'પિફાઇ) To exemplify; to serve as a symbol; to represent. દાખલારૂપ હોવું; ના અસલ સ્વરૂપનું ચિહ્ન-નિશાની હોવું.

**Typist,** *n.* (ટા'યુપિસ્ટ) ટાઇપ કરનાર,

**Typographer,** *n.* (ટાઇપૉ'ગ્રફર)A printer. છાપનાર; છાપખાનાવાળો.

**Typography,** *n.* (ટાઇપૉ'ગ્રફી) The art of printing. છાપવાની ક્રિયા-હુનર. 2. Emblematic representation. મુદ્રાંક.

**Tyrannical, tyrannic,** *n.* (ટીરૅ'નિકલ્-ટીરૅ'નિક્) Arbitrary; oppressive; despotic. જુલમી; પ્રજાપીડક; પીડાકારક; દુઃખકારક.

**Tyrannicide,** *n.* (ટીરૅ'નિસાઇડ્)The murder of a tyrant.જુલમી રાજાનું ખુન.2.The murderer of a tyrant. જુલમી રાજાનો ખુન કરનાર.

**Tyrannise,-ze,** *vt* (ટિ'રનાઇઝ્) To oppress; to harass; to act the tyrant; to excercise despotic power. જુલમ ગુજારવો-દુઃખ દેવું; પીડા; ત્રાસ આપવો.

**Tyrannous,** *a.*(ટિ'રનસ્)Despotic;arbitrary; oppressive. પીડાકારક; જુલમી; જુલમગારૂં.

**Tyranny,** *n.* (ટિ'રની) Despotic or arbitrary rule or government. જુલમી; એકહથ્થુ રાજ્ય સત્તા. 2. Harassment; oppression; the

despotic excercise of power. જુલમ-જબરદસ્તી; સખ્તાઈ. નિર્દયતા.

**Tyrant**, *n.* (ટા'યરન્ટ્) An arbitrary or despotic ruler. જુલમી રાજા. 2. A usurper. જુલમી, પ્રજાપીડક; એકહથ્થુ રાજ્ય ચલાવનાર માણસ.

**Tyre**, *n.* (ટાયર્) The hoop or tire of a wheel. મોટરનું અથવા ગાડીનું ટાયર.

**Tyro**, *n.* (ટા'યરો) A novice or beginner. નવો નિશાળીઓ; શિખાઉ માણસ.

**Tzar**, *n.* (ઝાર્) Czar of Russia. રશીયાનો રાજા.

## U.

**U**, ( યુ ) Is the twenty first letter of the alphabet and the fifth vowel. It has four sounds યુ and અ્ and અ, ઉ.

**Ubiquitary,-ous**, *a.* ( યુબિ'ક્વિટરી-ટસ્ ) Omnipresent; existing or being everywhere. સર્વવ્યાપી; સર્વત્ર હોનાર; વિશ્વવ્યાપક.

**Ubiquity**, *n.* (યુબિ'ક્વિટી) Existence in all places, everywhere at the same time; omnipresence. વિશ્વવ્યાપકત્વ; અભિવ્યાપ્તિ.

**Udder**, *n.* (અ'ડર્) The glandular bag in quadrupeds in which milk is secreted. આંચળ; ઓડણુ; પાખર; ગાયનાં થાન.

**Ugliness**, *n.* ( અ'ગ્લીનિસ્ ) The state or quality of being ugly. બેડોળપણું; બદશિકલ; બદ સુરતી.

**Ugly**, *a.* ( અ'ગ્લી ) Unsightly; deformed; repulsive; ill-formed. રૂપહીન; કદરૂપ; બેડોળ; કુરૂપ.

**Ulcer**, *n.* ( અ'લ્સર્ ) A wound that has gathered pus; an abcess. ગુમડું; નાસુર; વ્રણ; ભગંદર.

**Ulcerate**, *vi.* ( અ'લસરેટ્ ) To take the form of an ulcer. માં નાસુર થવો-વ્રણ પડવો. *vt.* To suffer from abcesses. ગુંમડાં થવા

**Ulceration**, *n.* (અલ્સરે'શન્) Abcess; ulcer. સડો; નાસુર.

**Ulcerous**, *a.* (અ'લ્સરસ) Having the character of or resembling an ulcer. ભગંદર-નાસુરવાળું.

**Ulterior**, *a.* (અલ્ટી'રિયર્) Remote; further. અગાડી; બીજું. 2. Thither; situated beyond. સામે પાસનું; પેલીપારનું. 3. Not avowed; reserved, (as motive or intention). અંદરનો; ગુપ્ત.

**Ultimate** *a.* (અ'લ્ટિમે,ટ્) Final; last; terminating. છેલ્લું; છેવટનું; પરિણામી.

**Ultimately**, *adv.* (અ'લ્ટિમે,ટલી) In the end; finally; at last. પરિણામે; છેલ્લે સરવાળે; અંતે; આખરે; છેવટે.

**Ultimatum**, *n.* (અલ્ટિમે',ટમ્) The last offer; the final proposition; terms or conditions offered as a basis of treaty which being refused war is to be declared. આખરનું કહેણુ; છેલ્લી બોલી-શરત; અત્યંત પ્રતિજ્ઞા.

**Ultra**, *prep.* (અ'લ્ટ્રા) Beyond; in a high degree; exceedingly. બહુજ વધારે; હદની બહાર. *a.* Fanatical, extreme; uncompromising; beyond due limit. ઘણુંજ; અત્યંત; હડહડતું; હદ્દે પાટલે બેઠેલું.

**Ultra-marine**, *a.* (અ'લ્ટ્રા-મરિન્) Being or situated beyond the sea. દરીયાપારનું-દરિયાની પેલી તરફ આવેલું. *n.* A beautiful and durable sky-blue colour. સુંદર અને ટકાઉ એક જાતનો વાદળી-અસ્માની રંગ; [L. *ultra*, beyond & *marinus*, sea.]

**Ultra-montane**, *a.* (અલ્ટ્રા-મૉ'નટે,ન) Situated beyond the mountains. પર્વતપારનું; પહાડની પેલી તરફનું *n.* One who lives beyond the mountain. પર્વતપાર વસનાર [L. *ultra*, beyond & *montane*, mountain.]

**Ultra-mundane**, *a.* (અલ્ટ્રા-મ'નડે,ન) Beyond the world or beyond the limits of our system. પારલૌકિક; દુનિયાપારનું.

**Umbel**, *n.* (અ'મ્બેલ્) A boquet; a cluster or flower. તોરો-કલગી.

**Umbilic, umbilical**, *a.* (અમબિ'લિક્-કલ્) Of or pertaining to the navel cord નાયડા-નાળસંબંધી. **Umbilic cord**=Navel cord. નાળ; નાયડો.

**Umbles**, *n.* (અ'મ્બલ્સ્) The entrails of a deer. હરણનાં આંતરડાં.

**Umbra**, *n.* (અ'મ્બ્રા) The central dark portion of a sun-spot. સૂર્યના ડાઘાવાળા ભાગનો મધ્યભાગ. 2. The complete shadow of the moon or earth in an eclipse. ગ્રહણના વખતનો પૃથ્વી અથવા ચંદ્રના ઉપર પડતો છાયો-છાયડો.

**Umbrage**, *n.* (અ'મ્બ્રિજ્) Shadow or shade. છાયા; છાયો; ઘટા. 2. Jealousy; offence; resentment. મત્સર; ખોટું, માઠું લગાડવું-મનમાં આણવું તે; ઓછું લાગવું તે. **To take umbrage**= ગુસ્સો-ખોટું લગાડવું; મનમાં ઓછું આણવું.

**Umbrageous**, *a.* ( અમ્બ્રે',જસ્ ) Shadowed; shaded; shady. ઘટાદાર; છાયાદાર; છાયાવાળી; ઘટાવાળી.

**Umbrella**, *n.* (અમ્બ્રે'લા) A portable shade or canopy which opens and folds, carried in hand by a person for protection from the sun and rain. છત્ર; છત્તર; છત્રી.

**Umpirage**, *n.* (અ'મ્પાયૂરિજ્) The position or office of an umpire. મધ્યસ્થતા; લવાદી; અમીનગીરી; ફેંસલો આપવો તે.

**Umpire**, *n.* (અ'મ્પાયર્) A referree; a person to whom the points in dispute are to be referred (especially in a game.) મધ્યસ્થ; અ'મ્પાયર;ત્રાહિત; ચુકાદો ફેસલો આપનાર. 2. An arbitrator. લવાદ; પંચ. *vt.* To give one's decision as an umpire. ત્રાહિત–અમ્પાયર તરીકે અમુક સવાલનો નિર્ણય-ચુકાદો આપવો. *vi.* To act as an arbitrator. પંચ-મધ્યસ્થ થઇ મત આપવો. [L. *impar*, unequal.]

**Umpireship**, *n.* (અ'મ્પાયરશિપ્) The office of umpire. અમ્પાયરનો હોદ્દો.

**Un**, (અન્) An inseparable "negative" prefix of verbs. ક્રીયાપદોને "નકાર" બતાવવા માટે આગળ લગાડવામાં આવતો શબ્દ.

**Unable**, *a.* (અને',બલ્) Weak; incapable. અશક્ત-દુર્બળ.

**Unabridged**,(અ'નૅબ્રિ'જ્ડ્)Entire;complete; full;not shortened or abridged.અસંક્ષિપ્ત;સંપૂર્ણ.

**Unacceptable**,*a.* (અનઍકસે'પ્ટબલ્)Unwelcome; unpleasant; not to one's taste or liking. ના પસંદ; ના કબુલ.

**Unaccommodating**,*a.*(અનઍકૉ'મેડેટિંગ) Uncompliant;not ready to oblige;unsuiting. બીજાની ગરજ નહિં સારે એવો; નિરૂપયોગી; અતડું; એકલશૂરૂં.

**Unaccompanied**, *a.* (અનઍક'મ્પનિડ્) Unattended; single. સાથ વિનાનું;અસહાય; એકલું.

**Unaccomplished**, *a.* (અન-ઍકૉ'મ્પ્લીશ્ડ્) Not performed completely; unfinished. અસિદ્ધ; અપ્રવીણ; અધુરૂં; અપૂર્ણ. 2. Not having accomplishments. કોઇ પણ જાતની કળા, હુનર વિનાનું; અભણ.

**Unaccountable**,*a.*(અનઍકા'ઉન્ટબલ્) Inexplicable; not to be accounted for. ગુહ્ય; ગહન; અનિર્વાચ્ય; ગૂઢ; જેનું કારણ નહિ જડે એવું. 2. Not subject to account or control; not responsible. જવાબદાર નહિં એવું; સ્વતંત્ર.

**Unaccustomed**,*a.*(અનઍક'સ્ટમ્ડ્)Unused; not habituated to. અનભ્યાસી; મહાવરો-ટેવ ન હોય એવું; અપરિચિત.

**Unacknowledged**, *a.* (અનઍકનૉલિજ્ડ્) Unowned or unconfessed; not recognised or avowed. અસ્વીકૃત; અમાન્ય.

**Unacquainted**, *a.* (અનઍકવે,'ન્ટિડ્) Not having a familiar knowledge of; unfamiliar with. બીનમાહિતગાર; અજાણ્યું.

**Unadorned**, *a.* (અનએડૉ'ર્ન્ડ્) Not decorated. અનલંકૃત; અભૂષિત; સાદું; અણશણગારેલું.

**Unadvisable**, *a.* (અનઍડ્વા'ઇઝબલ્) Inexpedient; imprudent; not to be recommended. નાલાયક; અનુચિત; અયોગ્ય.

**Unadvised**, *a.* (અનઍડવા'ઇઝ્ડ્) Indiscreet; rash; not advised. વગર વિચાર્યું; કાચા વિચારનું.

**Unadulterated**, *a.* (અનઍડ'લ્ટરે,ટિડ્) Pure; unmixed; unalloyed. નિર્મળ; ભેળસેળ વગરનું; અદૂષિત; અમિશ્રિત.

**Unaffected**, *a.* (અનઍફે'ક્ટિડ) Unmoved; not affected. અસર વિનાનું; નિર્વિકાર. 2. Plain; natural; simple; real સાદું; કુદરતી. 3. Not hypocritical; sincere. ખરા દિલનું; ભાવનાવાળું.

**Unaffectedly**,*adv.*(અનઍફે'ક્ટિડ્લિ)Really; sincerely. ખરેખર, અકૃત્રિમ રીતે; ઢોંગ વગર.

**Unalienable**, *a.* (અનઍ'લ્યનબલ્) Entailed (estate); inalienable. સ્થાવર;બીજાને વેચાણ ન અપાય એવું.

**Unalloyed**, *a.* ( અનઍલૉ'ઈડ્ ) Pure;unmixed; unadulterated. મિશ્રણ વગરનું; શુદ્ધ; ચોખ્ખું; ભેળ વગરનું. 2. Perfect; entire. પૂર્ણ; સંપૂર્ણ; આખું.

**Unalterable**,*a* (અનઑ'લ્ટરબલ્)Immutable; unchangeable; not to be changed. મક્કમ; ફેરવાય-બદલાય નહિં એવું.

**Unamiable**, *a.*(અનએ'મિઅબલ્) Reserved; illnatured; morose. બીજા માણસો સાથે નહિં ભળે એવું; મ્હો ન ગમે એવું; ઉદાસ; ચીડીયું.

**Unanimated**, *a.* (અનઍ'નિમે,ટિડ્)Without life; lifeless; inanimate. પ્રાણહીન; નિર્જીવ; અચેતન; અજીવ.

**Unanimity**, *n.* (યુનૅનિ'મિટિ) Agreement of all; perfect concord; the state of being unanimous. એકમતિ; એકમન; સંપ; એકો.

**Unanimous**, *a.* (યુનૅ'નિમસ્) Being of one accord, opinion, mind or determination. એકમતનું; એકચિત્ત-એકદિલ-સમભાવ [L. *unus*, one & *animus*, mind ]

**Unanimously**, *adv.* (યુનૅ'નિમસ્લિ) With perfect concord; with the agreement of all. સર્વાનુમતે; એકમતે.

**Unanswerable**, *a.* ( અનઍ'નસરબલ્ ) Irrefutable; not capable of being replied to satisfactorily. નિરૂત્તર; જેનો યોગ્ય જવાબ આપી ન શકાય એવું.

**Unapparent**. *a.* (અનઍપે,'રન્ટ્)Unevident; not to be seen. અપ્રગટ; અદૃશ્ય; અસ્પષ્ટ.

**Unappeasable**, *a* (અનઍપી'ઝબલ્) Implacable; inexorable; not to be pacified. અસાંત્વનીય; અશામ્ય; શાંત કરી નહિં શકાય એવું.

**Unappreciated**,*a* (અનઍપ્રિ'શિએટિડ્) Not duly estimated or valued. બરોબર કિંમત નહિં થયેલું; કદર નહિં થયેલું; કદર નહિં કરેલું.

**Unapproachable**, *a.* (અનઍપ્રો,'ચબલ્) That cannot be approached; inaccessible. અગમ્ય; પાસે નાહિં જઈ શકાય એવું.

**Unappropriated**, *a.* (અનઍપ્રો'પ્રિએટિડ્) Not applied to any specific purpose. અમુકજ કામ માટે નક્કી નહિ કરેલા. 2. Not granted to any person. અમુક માણસને નહિં આપેલું એવું.

**Unapt**, *a* (અનઍ'પ્ટ્)Not suitable; inapplicable. નાલાયક; અયોગ્ય. 2. Dull or slow. જડ બુદ્ધિનું; મંદ.

**Unarmed**, *a.* (અનઆ'ર્મ્ડ) Weaponless; defenceless. શસ્ત્રહીન-રહિત; અશસ્ત્ર; હથીયાર વગરનું; બિનહથીયારી.

**Unascertained**, *a.* (અનઍ'સરટે,'ન્ડ્) Indefinite; uncertain. અનિર્ણિત; તપાસ ન કરેલું હોય એવું; અનિશ્ચિત.

**Unasked**, *a.* (અનઆ'સ્કડ્) Unsolicited. પુછાયા વગર, સિવાય.

**Unaspirated**, *a.*(અનઍ'સ્પિરે'ટિડ્)Pronounced or written without an aspirate. અલ્પપ્રાણ ઉચ્ચારવાળો.

**Unaspiring**, *a.* (અનઍસ્પા'યરિંગ્) Not aspiring or ambitious. ઉંચી આશાઓ-મોટી ઉમેદ ન રાખતું; નમ્ર.

**Unassailable**, *a.* (અનઍસે,'લબલ્) That cannot be assaulted; impregnant (as a fortress).અજય્ય;હુમલો નહિં કરી શકાય એવું;દુર્ભેદ્ય.

**Unassisted**, *a.* (અનઍસિ'સ્ટિડ્) Unaided; alone; without any outside help. બહારની મદદ વગર; એકલાએજ; મદદ વગરનું; અસહાય.

**Unassuming**, *a.* (અનઍસ્યૂ'મિન્ગ્)Simple; modest; humble; retiring. વિનયશીલ; નિરભિમાની; મર્યાદશીલ; નમ્ર.

**Unassured**, *a.* (અનઍશ્યૂ'ર્ડ્)Not confined. ખાત્રી વિનાનું, રહિત.

**Unattached**, *a.* (અનઍટે'ચ્ડ્)Not belonging to any one company. કોઈ મંડળી માટે નિર્માણ નહિં કરેલું. 2. Not closely adhering to. સખત, સંગી, નહિં એવું; ઢીલું; જમિનમાં આવેલું.

**Unattainable**, *a.* (અનઍટે,'નબલ્) Unobtainable; not to be gained;beyond one's reach. અલક્ષ્ય; અસાધ્ય; અપ્રાપ્ય;અગમ્ય; દુ:સાધ્ય.

**Unattempted**,*a.*(અનઍટે'મ્પ્ટિડ્)Not tried, attempted or essayed.યત્ન નહિં કરેલું હોય એવું; નહિં અજમાવેલું.

**Unattended**, *a.* (અનઍટે'ન્ડિડ્) Having no retinue or attendance; alone.છુટું; એકલું.

**Unauthentic**, *a.* (અનઑથે'ન્ટિક્) Unattested; uncertain; not borne out or supported by proofs. ખાતરી વગરનું; અપ્રમાણ.

**Unauthorised**, *a.* (અનઑ'થૅરાઇઝ્ડ્) Not duly commissioned or supported by proper authoriy. સત્તા વગરનું; ગેર હુકમી; અનધિકારી.

**Unavailable**, *a.* (અનઍવે',લબલ્) Useless; vain. ફોગટ-નિરૂપયોગી; કામ વગરનું. 2. Not to be found or got. ન મળી શકે એવું (બજારમાં)

**Unavailing**, *a.* (અનઅવે,'લિંગ્) Of no use; in vain; useless; of no avail. નિરૂપયોગી; ફોગટ; કામ વગરનું.

**Unavenged**, *a.* (અનઍવે,'ન્જ્ડ્)Not revenged. વેર લેવાયા વગરનું.

**Unavoidable**, *a.* (અનએવૉ'ઇડબલ્) Inevitable; that can be shunned or avoided. અનિવાર્ય; દૂર નહિં થઇ શકે એવું

**Unaware**, *a.* (અનઍવે,'ર્) Unconscious; without thought. અચાનક; ઓચિંતું.

**Unawares**, *a* (અનઅવે'અર્સ્) Unexpectedly; inadvertently; without premeditation or intent; suddenly. એકાએક; ઓચિંતુ; અચાનક.

**Unawed**, *a.* (અનઑ'ડ્) Not daunted; not restrained by fear. નિર્ભય; બ્હીક વગરનું.

**Unbalanced**, *a.* (અનબૅ'લન્સડ્) Not poised or balanced. સમતોલ નહિં એવું. 2. Unsound; unsteady. અનિશ્ચિત; અશાંત; વ્યગ્ર; અસ્થિર.

**Unbar**, *vt.* (અનબા'ર્) To open. ખોલવું; ઉઘાડવું.

**Unbearable**,*a.*(અનબે'અરબલ્)Unendurable; not to be borne; too great. અસહ્ય; ખમી નહિં શકાય એવું; બહુજ તીવ્ર.

**Unbecoming**, *a.* (અનબીક'મિંગ્) Unfit; unworthy. અનુચિત; અયોગ્ય; અઘટિત; નાલાયક.

**Unbefitting**, *a.*(અનબિફિ'ટિન્ગ્)Unsuitable; unbecoming. નાલાયક; અયોગ્ય; અનુચિત.

**Unbelief**, *n.*(અનબિલી'ફ્)Incredulity;doubt; disbelief specially in religion, God and the like. અનાસ્થા; અશ્રદ્ધા; અણભરોસો-વિશ્વાસ.

**Unbeliever**,*n.* (અનબિલી'વર્)A disbeliever; an infidel; an incredulous person. નાસ્તિક; અશ્રદ્ધાવાળું; શંકાશીલ માણસ; પરધર્મી.

**Unbend**,*vi.* (અનબે'ન્ડ્) To become relaxed or not bent. વાંકાનુ સીધું થઇ જવું. 2. To act with freedom; to give up stiffness or authority &c. છુટથી વર્તવું; માન-સત્તા બાજુ મુકી વર્તવું. *vt.* To relax. સીધું-ઢીલું કરવું.

**Unbending**, *a.* (અનબે'ન્ડિન્ગ) Inflexible; unyielding; resolute; firm; stiff. વળે નહિં એવું; મજબુત; દુરાગ્રહી; દૃઢ; નિશ્ચલ; અડગ.

**Unbiassed**,*a.*(અનબા'યસ્ડ્) Impartial;unprejudiced. ઉભય પક્ષ સમાન; નિષ્પક્ષપાતી; કોઇ પણ તરફ ખાસ વલણ નહિં હોય એવું.

**Unbidden,** *a.* (અનબિ'ડન્) Not commanded; spontaneous. નહીં ફરમાવેલું; સ્વાભાવિક; સહજ. 2. Not requested to attend; uninvited. વગર તેડે આવેલું.

**Unbind,** *vt.* (અનબા'ઇન્ડ્) To unite or set free. બંધન મુક્ત કરવું; છોડવું; બંધ ખોલવો; છોડી નાંખવું.

**Unblameable,** *a.* (અનબ્લે,'મબલ્) Innocent; not guilty. નિર્દોષ; વાંક નહિં કાઢી શકાય એવું; અનિંદ્ય; અદૂષણીય; નિરપરાધી.

**Unblemished,** *a.* (અનબ્લે'મિશ્ડ્) Stainless; untarnished; spotless; pure. કલંક વગરનું; ડાઘ રહિત; નિર્દોષ; નિષ્કલંક.

**Unblest,** *a.* (અનબ્લે'સ્ટ્) Wretched; unhappy. દુઃખી. 2. Excluded from benediction; not blessed. આશીર્વાદ નહિં પામેલું.

**Unblown,** *a.* (અનબ્લો,'ન્) Budding; not fully open (as a flower.) અપ્રફુલ્લિત; અપ્રફુલ્લ; વગર ખીલેલું.

**Unbolt,** *vt.* (અનબો.'લ્ટ્) To unbar; unfasten. આગળી ઉઘાડવી; બારણું ઉઘાડવું.

**Unborn,** *a.* (અનબૉ'ર્ન્) Not brought into life; not born; future. આવતું; અનાગત; નહિં જન્મેલું; અજાત.

**Unbosom,** *vt.* (અનબૂ'ઝમ્) To open one's bosom to or heart to; to reveal in confidence. પડદો ખોલીને-ખુલ્લેખુલ્લી અંતરની વાત કહી દેવી.

**Unbounded,** *a.* (અનબા'ઉન્ડેડ) Limitless; having no bounds. ઘણુંજ; હદપારનું; બેહદ; અપાર; અત્યંત; અઢળક.

**Unbridled,** *a.* (અનબ્રા'ઇડલ્ડ્) Unrestrained; unruly. બેકેદ; બીનલગામી; ઉચ્છૃંખલ; હાથથી ગયેલું. 2. Licentious. ખરાબ વર્તનવાળું; સ્વચ્છંદી.

**Unbroken,** *a.* (અનબ્રો,'કન્) Continuous; not broken. અખંડિત; આખું; અખંડ; નહિં ભાંગેલું.

**Unbrotherly,** *a.* (અનબ્ર'ધરલી) Not befitting a brother; unkind. બંધુભાવહીન; ભાઇને નહિ ઘટે એવું.

**Unburden,** *vt.* (અનબ'ર્ડન્) To rid of a load or a burden. ભાર બોજો ઉતારી લેવો. 2. To relieve the mind or heart of something lying heavy on it. મન ઉપરનો ભારબોજો દૂર કરવો; તું દુઃખ ખુલાસાથી કેહવું.

**Uncalled-for,** *a.* (અનકૉ'લ્ડ-ફૉર) Not required; not called for; uninvited; not required; unneeded. બોલાવ્યા વગરનું; વગર તેડે આવેલું; કહ્યા વગર કરેલું; અણછાજતું.

**Uncandid,** *a.* (અનકૅ'ન્ડિડ્) Insincere; not frank. કપટી; મનનું મેલું; દગાખોર.

**Unceasing,** *a.* (અનસી'ઝિંગ્) Continuous; not intermitting. અખંડ; સંતત; નિરંતર; નહિં બંધ પડે એવું.

**Unceasingly,** *adv.* (અનસી'ઝીંગલી) Continuously; not in an intermittent manner. સદા; હમેશાં; નિત્ય. નિરંતરપણે.

**Unceremonious,** *a.* (અનસેરીમો'નિયસ્) Informal; not using ceremony; familiar. આદરસત્કાર વિનાનું; વિધિહીન.

**Uncertain,** *a.* (અનસ'ર્ટન્) Not sure. ખાતરી વગરનું. 2. Questionable. શકભરેલું. 3. Not certain or definite. શકભરેલું; અનિશ્ચિત.

**Uncertainly,** *adv.* (અનસ'ર્ટનલી) In an indefinite or uncertain manner. શક ભરેલી, અચોક્કસ રીતે.

**Uncertainty,** *n.* (અનસ'ર્ટનટી) Indefiniteness; the quality of not being certain or sure. અનિશ્ચય; સંદેહ.

**Unchain** *vt* (અનચે,'ન્) To release or loosen the bonds of. ને બંધનમુક્ત કરવું; છુટો કરવો.

**Unchangeable, unchanging,** *a.* (અનચે,'ન્જબલ-અનચે,'ન્જીંગ્) Unalterable; immutable; not capable of change; firm. ફરે નહિં એવું; નિર્વિકાર; નિર્વિકલ્પ; અવિકારી.

**Uncharitable,** *a.* (અનચૅ'રિટબલ્) Harsh; ready to think evil of or impute bad motives to others. ખોડ-દોષ કાઢનાર; અપ્રેમી; અનુદાર.

**Unchaste,** *a.* (અનચે,'સ્ટ્) Impure; lewd; incontinent. વ્યભિચારી; નાપાક; છિનાળવું.

**Unchastity,** *n.* (અનચૅ'સ્ટિટિ) Lewdness; incontinence; sensuality. છિનાળું; વ્યભિચાર.

**Unchecked.** *a.* (અનચે'ક્ડ) Unhindered or unrestrained. નહિં અટકાવેલું; બીન લગામી; બે કેદ; હાથથી ગયેલું.

**Unchristian,** *a.* (અનક્રિ'સ્ટિયન્) Contrary to the tenets of the Christian religion. ખ્રિસ્તી ધર્મ વિરૂદ્ધ. 2. અનુદાર; સાંકડા મનનું.

**Uncircumcised,-zed.** *a.* (અનસ'રકમ્સાઇઝ્ડ) Not circumcised. બેસુન્નત; સુન્નત નહિં કીધેલું.

**Uncircumspect,** *a.* (અનસ'રકમસ્પે'ક્ટ્) Not cautious or circumspect; careless. ગાફેલ; અસાવધ; ગેરસાવધ; પ્રમાદી; અસાવધાન; પ્રમત્ત.

**Uncivil,** *a.* (અનસિ'વિલ્) Rude; savage; impolite; uncivilized. રાનનું; જંગલી; નહિ સુધરેલું; અસભ્ય.

**Unclaimed,** *a.* (અનકલે',મ્ડ્) Not called for or demanded. ધણી વગરનું; નહિ માગેલું.

**Unclasp,** *vt.* (અનકલૅ'સ્પ) To open or loosen the fastening or clasps of. આંકડી કાઢવી; ચોપડો ખોલવો.

**Uncle**, *n.* (અ'ન્કલ્) The brother of one's father or mother; the husband of one's aunt. કાકો; મામો; ફુવો; માસો.

**Uncleanly**, *a.* (અનક્લે'નલિ) Dirty; foul; not clean. નાપાક; મલિન; ગંદું; મેલું; અશુદ્ધ; અપવિત્ર.

**Uncleanness,-uncleanliness**, *n.* (અન કલે'ન્સી-અનકલે'ન્લિનિસ્) Filth; filthiness; impartly; foulness. મલિનતા; મેલ; અશુદ્ધતા.

**Unclose**, *vt.* (અનકલો',ઝ્) To lay open; to disclose. તોડવું; ઉઘાડવું; સીલ તોડવી

**Unclouded**, *a.* (અનકલા'ઉડિડ્) Clear; free from clouds; not darkened. નિર્મળ; વાદળાં વગરનું.

**Uncoil**, *vt.* (અનકૉ'ઇલ્) To unwind; unroll or open the coils of. છોડવું; ઉકેલવું.

**Uncoloured**, *a.* (અનક'લર્ડ્) Not coloured. રંગ્યા વગરનું; રંગ નહિં હોય તેવું.

**Uncomely**, *a.* (અનક'મલી) Wanting grace or beauty; unseemly; unbefitting. રૂપહીન; અસુંદર; શોભે નહિં એવું

**Uncomfortable**, *a.* (અનક'મ્ફર્ટબલ્) Causing bodily incomfort; giving uneasiness; disagreeable. અસુખી; સુખકારક નહિં એવું.

**Uncommon**, *a.* (અનકૉ'મન્) Infrequent; unusual; remarkable. વિરલ; અસામાન્ય; અસાધારણ; અલૌકિક; અપૂર્વ; અદ્ભુત

**Uncommunicated**, *a.* (અનકૉમ્યુ'નિકે,ટિડ) Not communicated.. નહિં જણાવેલું, જોડેલું

**Uncomplaining**, *a.* (અનકમ્પ્લે'ઇનિંગ) Not murmuring. બડબડયા. ઝીણું, ઝીણું બોલ્યા વગર; નમ્ર; રાંક; અબોલ.

**Uncompromising**, *a.* (અનકૉ'મ્પ્રોમાઇઝીંગ્) Unyielding; inflexible; not agreeing to terms. હઠીલું; પોતાનો કક્કો ખરો કરે એવું; શરત કબુલ; સમાધાન નહિં કરે એવું.

**Unconcern**, *n.* (અનકનસ'ર્ન) Indifference; apathy. બેદરકારી; બેપરવાઈ.

**Unconcerned**, *a.* (અનકનસ'ર્ન્ડ્) Not anxious; feeling no anxiety or solicitude; easy in mind. બેદરકાર; બેફીકર; નિષ્કાળજી; કાળજી વગરનું. 2. Having no interest in. જેને કંઇ પણ લાગે વળગે નહિં એવું; અસંબદ્ધ.

**Unconditional**, *a.* (અનકંન્ડિ'શનલ્) Unreserved; absolute; not limited by any conditions. બિનશરતી; વાંધા, તકરાર વગરનું.

**Unconfined**, *a.* (અનકનફા'ઇન્ડ્) Illimitable; free from restraint or control; wide and comprehensive. અબદ્ધ; બંધ વગરનું; ખુલાસા ભરેલું; વિસ્તૃત; બેહદ.

**Uncongenial**, *a.* (અનકૉન્જી'નીઅલ્) Not agreeable or congenial. પ્રતિકૂળ; માફક નહિં એવું; બિનઅનુકૂળ.

**Unconnected**, *a.* (અનકને'ક્ટિડ્) Broken; separate; incoherent; disconnected; loose. છુટું; પૃથક્; ઈલાયદું; છુટક; નિરાળું; સંબંધરહિત.

**Unconquerable**, *a.* (અનકૉ'ન્કરબલ્) That cannot be mastered, overcome or subdued; unvanquishable. અજીત; સદાવિજયી; અજય્ય.

**Unconquered**, *a.* (અનકૉ'ન્કર્ડ્) Undefeated; victorious. કોઈથી નહિં જીતાયેલું; અજીત.

**Unconscious**, *a.* (અનકૉ'ન્શસ્) Having lost consciousness; insensible. બેચેન; બેભાન; બેશુદ્ધ. 2. Unaware; inadvertent; not perceiving. ખબર નહિં હોય એવું; જાણીજોઇને નહિં કરેલું; અજાણતાં.

**Unconsciously**, *adv.* (અનકૉ'ન્શસ્લી) In an unconscious manner; without knowledge. અજાણતાં; અજાણપણાથી.

**Unconstrained**, *a* (અનકૉન્સ્ટ્રે,'ન્ડ્) Having no feelings that check one's word or actions; free from restraint. છુટું; સ્વતંત્ર; સ્વેચ્છાધીન.

**Uncontrollable**, *a.* (અનકંન્ટ્રો,'લબલ્) Irrestible; ungovernable; that cannot be controlled. વશ નહિં થાય એવું; તોફાની.

**Uncontrolled**, *a.* (અનકંન્ટ્રો',લ્ડ્) Unrestrained; ungoverned; unruly; rebellious. અંકુશ વગરનું; કબજામાં નહિં રહેલું; અમર્યાદ; તોફાની.

**Unconverted** *a.* (અનકનવ'ર્ટિડ્) Outside the folds of the Christian church; heathen. મૂર્તિપૂજક; ખ્રિસ્તી ધર્મ નહિં સ્વીકારેલો હોય એવું. 2. Unchanged in opinion, belief &c. જેના મતો, વિચાર, ધર્મ વગેરે ફર્યા નથી એવો. 3. Not exchanged, converted or altered. ફેરવી નહિ શકાય એવું; મક્કમ

**Uncord**, *vi.* (અનકૉ'ર્ડ્) To loose from cords. બેડી વગરનું, બાંધ્યા વગરનું, મુક્ત કરવું.

**Uncork**, *vt.* (અનકૉ'ર્ક્) To remove the cork from. નો બુચ-દાટો કાઢવો. **Uncorked**= Open; not corked. ઉઘાડું; બુચ નહિં દીધેલું.

**Uncorrected**, *a* (અનકરે'ક્ટિડ્) Not revised, amended or corrected. નહિં સુધારેલું; અશુદ્ધ.

**Uncorrupt**, *a.* (અનકર'પ્ટ્) Pure; undepraved. પવિત્ર; પાક; નહિં બગડેલું.

**Uncourteous**, *a.* (અનકૉ'ર્ટિઅસ્) Impolite; rude. અસભ્ય; અવિનયી; જંગલી.

**Uncourtly**, *a.* (અનકો'ર્ટ્લિ) Uncivil; impolite; rude. અસભ્ય; વિનયહીન; જંગલી.

**Uncouth**, *a.* (અનકૂ'થ્) Awkward or odd. અનાડી; જંગલી. 2. Strange; unfamiliar. વિચિત્ર; વરેહવાર. 3. Unknown. અજાણ્યું.

**Uncouthness,** *n.* (અનકૂ'થનિસ્) Awkwardness; strangeness. બેડોળપણું; વિલક્ષણતા; વિચિત્રતા.

**Uncover,** *vt.* (અનકં'વર્) To lay open the cover or lid of. નું ઢાંકણું કાઢવું-ઉઘાડવું. 2. To reveal (as a secret). બહાર પાડવું. 3. To remove the hat in honour of. ના માનમાં હેટ ઉતારવી.

**Uncreated,** *a.* (અનક્રિએ',ટિડ્) નિર્જન્મ; જન્મ નહિં તેવો; અજ.

**Unction,** *n.* (અં'ન્કશન્) A salve; an ointment. લેપ; લેપન. 2. The act of rubbing with an ointment. લેપ ચોપડવો તે.

**Unctuous,** *a.* (અં'ન્કટ્યુઅસ્) Greasy; fatty; oily. ચરબીવાળું; ચીકણું; તેલીયું.

**Uncultivated,** *a.* (અનકં'લ્ટિવેટિડ્) Untilled; waste. નહિં ખેડેલી-વેરાન. 2. Uncivilized; uninstructed. અભણ; અણઘડ.

**Undated,** *a.* (અનડે',ટિડ્) Having no date. તારીખ વગરનું.

**Undaunted,** *a.* (અનડૉ'ન્ટિડ્) Not afraid of; not fearing; bold; venturesome. નિર્ભય; બહાદુર; હિંમતવાન; ધાસ્તી વગરનું.

**Undauntedly,** *adv.* (અનડૉ'ન્ટિડલિ) Fearlessly. નિડરપણે; નિશંયપણે; ધૃષ્ટતાથી.

**Undecaying,** *a.* (અનડીકે'ઇન્ગ) Not decaying; immortal. અવિનાશી; અજરામર; નિર્વ્યય; નહિં બગડતું.

**Undeceive,** *vt.* (અનડીસિ'વ્) To remove some delusion of, to open the eyes of a person. ની આંખ ના કાન ઉઘાડવા; શક દૂર કરવો; નિર્ભ્રાન્ત કરવો; ખરેખરી વસ્તુ સ્થિતિથી વાકેફ કરવું; ભ્રાંતિ દૂર કરવી.

**Undecided,** *a.* (અનડીસા'ઇડિડ) Unsettled; instable. ઢચુપચુ; અનિશ્ચિત; અનિર્ણિત; નક્કી નહિં કરેલું.

**Undefiled,** *a* (અનડીફા'ઇલ્ડ્) Pure; unstained; chaste; impollute. નિર્મળ; શુદ્ધ; ભ્રષ્ટ નહિં થયેલું.

**Undeniable,** *a.* (અનડીના'યબલ્) Irrefutable; that cannot be denied. નિર્વિવાદ; કબુલ કરવુંજ પડે એવું; ના નહિજ કહેવાય એવું.

**Under,** *prep.* (અં'ન્ડર્) Below; beneath. હેઠળ; નીચે; તળે. **Under arms** = હથીયારબંધ. **Under canvas** = Propelled by sails. સઢથી આગળ ચલાવાતું. 2. With tents &c. તંબુ સહિત. **Under the breath** = In a low tone. ઘણેજ ધીમેથી. **Under way,** = ધંધે વળગેલું; ચીલે પડેલું; રસ્તે પડેલું. *adv.* In a lower place; subordinate to. તાબામાં રહીને; પરવશપણે. *a.* Under the authority of; subject to. ઉતરતા દરજ્જાનું; હાથ નીચેનું.

**Under-agent,** *n.* (અં'ન્ડર્-એ,જન્ટ્) A sub-agent. હાથ નીચેનો-તાબાનો આડતિઓ.

**Underbid,** *vt.* (અન્ડરબિ'ડ) To bid less than (as in an auction). લીલાઉમાં ઓછી કિમતે માંગવું.

**Underbred,** *a.* (અં'ન્ડરબ્રેડ) હલકા કુટુંબનો; હલકી રીતભાતવાળો.

**Under-buy** = ઓછી કિમતે લેવું. **U.-charge** = થોડી કિમત લેવી; ઓછી કિમત. **U.-clothes, -ing,** = બીજાની નીચે પહેરેલાં, ચામડીની અડોઅડ કપડાં. **U.-do** = જોઇએ તે કરતાં ઓછું કરવું; કાચું રાંધવું. **U.-drain** = જમીન નીચેની ગટર વગેરે. **U.-estimate** = બહુજ થોડી કિમત આંકવી, કિમત. **U.-girdle** = નીચે પટો બાંધવો. **U. growth** = મોટાં ઝાડની અંદર, નીચે ઉગતાં ઝાંખરાં વગેરે.

**Underbrush,** *n.* (અં'ન્ડરબ્રશ્) Undergrowth. નાના છોડવાં-ઝાડ.

**Undercurrent,** *n.* (અં'ન્ડરકરન્ટ્) A current below the surface of water. પાણીની સપાટી નીચે ચાલતો પ્રવાહ. 2. Unconscious or subconscious thought, feeling &c. અંદરની ઉઠતી મનોવૃત્તિ.

**Underfoot,** *adv.* (અન્ડરફૂ'ટ) Below feet. પગતળે. *a.* Base; object; low. હલકું; અધમ; નીચું.

**Undergo** *vt.* (અન્ડરગો,') To risk or hazard. જોખમમાં નાંખવું. 2. To endure; bear or suffer. ખમવું; સહન કરવું. 3. To move or go below. નીચે જવું.

**Undergraduate,** *n.* (અન્ડરગ્રૅ'જ્યુઅટ્) One who has not taken the degree of graduation of an university. અન્ડરગ્રેજ્યુએટ; કૉલેજમાં અભ્યાસ કરેલો માણસ કે જે સ્નાતક થઈ શક્યો ન હોય; ઉપસ્નાતક.

**Underground,** *a.* (અં'ન્ડગ્રાઉન્ડ્) Below the surface of the ground. જમીન નીચેનું; ભોયરામાંનું. 2. Secret; unfair. છાનું; છુપું; અન્યાયી; અયોગ્ય. *n.* The bowels of the earth. તળીયાની જમીન.

**Underhand,** *a.* (અં'ન્ડરહૅન્ડ્) Working by stealth; clandestine; secret; unfair. છાનું; ગુપ્ત. *adv.* Deceitfully by fraud. છુપી રીતે; કપટથી; દગો કરી.

**Under-let,** *vt.* (અન્ડરલે'ટ્) To rest to a sub-tenant. ભાડુત હોઈ ભાડુતને આપવું; પેટાભાડે આપવું.

**Underlie,** *vi.* (અન્ડરલા'ઇ) To lie below or under. નીચે હોવું-રહેવું.

**Underlying,** *a.* (અન્ડરલા'ઇંગ) Kept behind or in the back ground; not manifest (as an intention &c.) ખરો; મનમાંનો; શબ્દ પાછળનો (ઉદ્દેશ વગેરે) 2. Lying below. ની [illegible]તું.

**Underline,** *vt.* (અન્ડરલા'ઈન્) To mark with a thick line below (a word to call attention to it.)ની નીચે લીટી દોરવી;અધોરેખિત કo; ની ઉપર ખાસ ધ્યાન ખેચવું.

**Underling,** *n.* (અ'ન્ડરલિંગ્) A parasite;a dependant; an inferior kind of subordinate. તાબાનો હલકો માણસ; નોકરડો.

**Undermine,** *vt.* (અન્ડરમા'ઈન્) To sap; to mine under or below. ની નીચેથી સુરંગ ખોદવી. 2. To dig the foundation of. નો પાયો ખોદી કહાડવો.3.To subvert clandestinely; to injure in an underhand manner. ગુપ્ત રીતે નાશ કરવો; ખોદવું; ખોતરવું.

**Undermost,** *a.* (અ'ન્ડરમો,સ્ટ્) The lowest of all. સર્વથી નીચું.

**Underneath,** *prep.* (અન્ડરનીથ્) Below; under. હેઠળ; તળે; નીચે.

**Underprize-underate,***vt.*(અન્ડરપ્રા'ઈઝ્-અન્ડરરે.'ટ્) To undervalue, depreciate or disparage.ની ઓછી કીંમત આંકવી.

**Underrose,** *adv.* (અન્ડરરો,'ઝ્) In a secret manner. ગુપ્ત રીતે; છાની માની રીતે. [L. *sub rosa.*]

**Undersell,** *vt.* (અન્ડરસે'લ્) To sell at a price lower than the current market price. ઓછી કીંમતે વેચવું.

**Undersign,** *vt.* (અન્ડરસા'ઈન્) To affix one's signature under.ના નીચે સહી કરવી.**The undersigned**=નીચે સહી કરનાર; અરજદાર.

**Understand,** *vt.* (અન્ડરસ્ટૅ'ન્ડ્)To comprehend or know; to grasp. મગજમાં-ધ્યાનમાં ઉતરવું; સમજવું.2 To interpret;to suppose to mean. નો અર્થ કરવો; ધારવું.

**Understanding,***n.*(અન્ડરસ્ટૅ'ન્ડિગ્)Concord; agreement of opinion; harmony. સમજુતી; સંપ;એક વિચાર;સમાધાન 2.Comprehension;the faculty of mind by which one grasps the meaning of actions &c. સમજશક્તિ; જ્ઞાન; સમજણ. 3. Intellect. બુદ્ધિ; અક્કલ. **Good understanding**=મિત્રભાવ.

**Understate,** *vt.*(અન્ડરસ્ટે,'ટ્)To represent as low; to state less strongly than facts are. હોય તેથી ઓછું કહેવું-બતાવવું.

**Understood,** *a.* (અન્ડરસ્ટુ'ડ્) Implied; meant but not expressed.અધ્યાહાર;અધ્યાહૃત.

**Undertake,** *vt.* (અ'ન્ડરટે,ક્) To take in hand; to take upon oneself. હાથમાં લેવું; બીડું ઝડપવું; માથે લેવું. 2. To promise; guarantee or affirm.ના વતી છાતી ઠોકીને કહેવું;ખાત્રી આપવી *vi.*To dare or venture.હીંમત કરવી;જોખમ ખેડવું.

**Undertaker,** *n.* (અ'ન્ડરટે,કર્) One who undertakes. બીડું ઝડપનાર; કામ હાથમાં લે... 2.The supplier of coffins and other fune... necessaries.મસાણીઓ;મરેલા માણસોને દાટવા જોઈતી બધી ચીજો પૂરી પાડનાર વેપારી.

**Undertaking,** *n.* (અ'ન્ડરટે કિંગ્) W... undertaken; venture or risk; the act... undertaking. માથે લીધેલું કામ; કામ માથે... તે; સાહસ; કાર્ય; જોખમ.

**Undertenant,** *n.* (એ'ન્ડરટેનન્ટ્) A sub... nant. પેટા ભાડુત.

**Undervalue,** *vt.* (અન્ડરવૅ'લ્યુ) To dep... ciate; to under-rate. ની ઓછી કિંમત આં...

**Under-wear,** *a.* (અ'ન્ડરવે,ર્) નીચે પહે... કપડાં.

**Under-work,***vt.*(અ'ન્ડરવર્ક્)To underv... one's work. ઓછી કીંમતે કામ કરવું. 2. undermine.છુપી રીતે નાશ કરવા સારુ કાવત્રાં ર...

**Under-write,** *vt.* (અન્ડરરા'ઇટ્) To w... under. ની નીચે લખવું 2. To subscribe o... part of the risk taken jointly in insurance contract. વિમાની જવાબદા... પોતાનો ફાળો લખવો.

**Undeserved,** *a.* (અનડિઝ'ર્વ્ડ્)Unmeri... not worthy. અયોગ્ય; ગેરવાજબી; નાલાયક; અઘ...

**Undeserving,** *a.* (અનડિઝ'ર્વિંગ્) ... worthy. અપાત્ર; અયોગ્ય; નાલાયક.

**Undesigning,** *a.* (અનડિઝા'ઇનિંગ્)Strai... forward; artless; simple. સાધુભોળું; નિષ્ક... નિષ્પ્રપંચી.

**Undesirable,** *a.* (અનડિઝા'યુરબલ્) Unp... sant; not to be desired or wished. અ... અનિષ્ટ; ના પસંદ; અણગમતું.

**Undetermined,** *a.* (અનડિટ'ર્મિન્ડ્) Wa... ing; undecided. અનિશ્ચિત; નિશ્ચય નહીં ...

**Undeterred,** *a.* (અનડિટ'ર્ડ્) Not restrai... નહિ અટકેલું; નિર્ભય.

**Undeviating,** *a.* (અનડિ'વિએ,ટિંગ્) ... swerving; never leaving the path or ... chalked out. અસ્ખલિત; સીધું; સરળ; રસ્તે નહિં જનાર.

**Undigested,** *a.* (અનડિજે'સ્ટિડ્) નહિં પ... ગેરવ્યવસ્થિત; અણઘડ.

**Undignified,***a.*(અનડિ'ગ્નિફાઈડ્) Unbec... ing one's rank or position. નહિં છાજે... અપ્રશસ્ત; નીચ.

**Undiscerning,** *a* (અનડિ'સર્નિંગ્)Wan... in discrimination or judgment. વિવેક... આગળ પાછળનો બરાબર નહિં વિચાર કરી શકે...

**Undisciplined,** *a.* (અનડિ'સિપ્લિન્ડ્) Raw; not properly trained or disciplined. નહિં કેળવાયેલું; અશિક્ષિત.

**Undiscriminating,** *a.* (અનડિસ્ક્રિ'મિનેટિંગ્) અવિચારી;ભેદ,તફાવત નહિં પારખતું;અવિવેકી.

**Undisguised,** *a.* (અનડિસગા'ઇઝ્ડ્) Bare; not coloured; without any disguise or mask; naked. છચોક;અકૃત્રિમ;વેષ વિનાનું;ઉઘાડું.

**Undisputed,** *a.*(અનડિસ્પ્યુ'ટિડ્)Uncontested; absolute. નિર્વિવાદ; વાદીત; કોઇપણ જાતના વાંધા વગરનું.

**Undisturbed,** *a.* (અનડિસ્ટ'ર્બ્ડ્)Cool and calm; tranquil. શાંત; સ્થિર; સ્વસ્થ.

**Undivided,** *a.* (અનડિવા'ઇડેડ્) Complete; entire. આખું; ભાગ વિનાનું. 2. Joint;not set off. અવિભક્ત; મળીયારૂં; સહીયારૂં. 3. Whole without division. આખું; અખંડિત;ભાગ વિનાનું

**Undo,** *vt.* (અનડૂ') To untie or loosen.ગાંઠ છોડવી–ઢીલી કરવી. 2. To bring to naught; to annul or reverse. રદ કરવું; કર્યાં ઉપર પાણી ફેરવવું. 3. To ruin or impoverish; to reduce to extremity.પાયમાલ કરવો;નાશ કરવો.

**Undoing,** *n.* (અનડૂ'ઇંગ્) Cancellation or annulment. રદ કરવું તે. 2. Destruction or ruin. નાશ; કાળ; પાયમાલી.

**Undoubted,** *a.*(અનડા'ઉટિડ્)Sure; certain. શંકારહિત; નિઃસંશય; શક વિનાનું.

**Undress,** *vt.* (અનડ્રે'સ્) To put off one's clothes. કપડાં ઉતારવાં. 2. To remove the dressing from. પાટો છોડી દેવો.

**Undue,** *a.* (અનડ્યૂ') Improper. ગેરવાજબી; અયોગ્ય; વાજબી કરતાં વધારે. 2. Excessive; immoderate.ઘણુંજ;અતિશય. 3. Not ripe for payment; not due. મુદત નહિં થયેલું; નહિં પાકેલું

**Undulate,** *vt.* (અ'નડ્યુલેટ્) To move to and fro; to vibrate. આમતેમ હલવું-ડોલવું-ડોલા ખાવા; હીચકા ખાવા.

**Undulated,** *a.* (અ'નડ્યુલેટિડ્) Wavy; vibrating. ચઢઉતર; ઉંચુનીચું થતું.

**Undulation,** *n.* (અનડ્યુલે'શન્) Vibration or wavy motion. ઝોલા; હીંચકા; લહરની પેઠે ગમન કરવું તે.

**Undulatory,** *a.* (અ'નડ્યુલેટરી) Vibrating; moving with a wavelike motion. ડોલતું; હલ્યા કરતું.

**Unduly,** *a* (અનડ્યૂ'લી) Improperly; in an undue manner. ગેરવાજબી રીતે;અયોગ્ય રીતે; અતિશય; ઘણું.

**Undutiful** *a.* (અનડ્યૂ'ટિફુલ્) Disobedient. બેહુકમી; આજ્ઞા ભંગ કરનાર; સ્વધર્મવિમુખ.

**Undying,** *a.* (અનડા'ઇંગ્) Everlasting; perennial;imperishable.અજરામર; અમર;સ્થાયી.

**Unearth,** *vt.* (અનઅ'ર્થ્) To dig out from the bowels of the earth. પૃથ્વીમાંથી ખોદી કહાડવું.

**Unearthly,** *a.* (અનઅ'ર્થ્લી) Ghostly;supernatural.અલૌકિક;આ દુનીઆનું-મૃત્યલોકનું નહિં એવું.

**Uneasily,** *adv.*(અનઇ'ઝીલી) In an uneasy or painful manner. અસ્વસ્થપણે; બેચેનથી; અસ્વસ્થતાથી.

**Uneasiness,** *n.* (અનઇ'ઝિનિસ્) Disquiet; anxiety. બેચેની; નહિં ગમવું તે.

**Uneasy,** *a.* (અનઈ'ઝી)Disquiet; disturbed; perturbed. અસુખી; બેચેન. 2. Difficult;hard. કઠણ; અઘરૂં.

**Uneducated,** *a.* (અનએ'ડ્યુકેટિડ્) Illiterate or not educated. અભણ; કેળવણી નહિં પામેલા; અશિક્ષિત; નિરક્ષર.

**Unembarrassed,** *a.* (અનએમ્બૅ'રસ્ડ્) Unperplexed; not confused or embarassed. નહિં ગભરાયેલું; ઘોટાળામાં નહિં પડેલું.

**Unemotional,** *a.* (અનઇમો'શનલ્) લાગણી વગરનું; શાંત; ભાવનાહીન.

**Unencumbered,** *a.*(અનએનકં'મ્બર્ડ્)Free; disencumbered; having no burden or encumbrance. બોજા વિનાનું; છુટું; છડું; એકલું. 2. Not mortgaged as an estate. ગીરો નહિં મુકાએલું.

**Unengaged,** *a.* (અનઈન્ગે'જ્ડ્) Free; unemployed. નવરૂં; છુટું.

**Unenvious,** *a.* (અનએ'ન્વિઅસ્) Not jealous. અદેખાઇ નહિં કરતું.

**Unequal,** *a.* (અનઈ'ક્વલ્) Partial. એકપક્ષી; ગેરવાજબી. 2. Not of the same size; not equal. અસમાન; વિષમ; કમી જાસ્તી. 3. Disproportionate; inadequate; insufficient. અતુલ્ય.

**Unequalled,** *a.* (અનઇ'ક્વલ્ડ્) Matchless; unrivalled; transcendant. અતુલ્ય; અનુપમ; નિરૂપમ; વિષમ.

**Unequivocal,** *a.* (અનઇક્વી'વોકલ્) Plain; unambiguous; evident; clear. ખુલ્લું; સ્પષ્ટ; સાફ; સંદેહરહિત.

**Unerring,** *a.* (અનએ'રિંગ્) Correct; precise; exact; infallible; certain; sure. ચોકસ; નિર્ભ્રાન્ત; અચુક.

**Unessential,** *a.* (અનઈસે'ન્શલ્) Not important. અનાવશ્યક; ગૌણ.

**Uneven,** *a.* (અનઇ'વન્) Not level. સરખું નહિં; ઉંચું નીચું હોય એવું. 2. Unequal. વિષમ; અસમાન. 3. Not divisible by two; odd. એકી.

**Unevenness,** *n.* (અનઇ'વનનિસ્) Want of uniformity; inequality of surface; variableness. વિષમતા; ઉંચાનીચાપણું.

**Unexceptionable,** *a.* (અનઇક્સે'પ્શનબલ્) Not liable to objection; admirable; excellent. અબાધિત; સુંદર; તકરાર વિનાનું; દોષ, અપવાદરહિત.

**Unexpected,** *a.* (અનઈક્સ્પે'કટિડ્)Unlooked for; sudden. ઓચીંતુ; એકદમ આવેલું; અકલ્પિત; અકસ્માત; એકાએક; અણધારેલું.

**Unexpectedly,** *adv.* (અનઇક્સ્પે'કટેડલી) Suddenly; in an unlooked for manner. અચાનક; અકસ્માત; ઓચીંતુ; એકાએક.

**Unexpressed,** *a.* (અનઈક્સ્પ્રે'સ્ડ્) Understood; implied. અધ્યાહૃત; અધ્યાહાર; અસૂચિત; નહિં બતાવેલું.

**Unexperienced,** *a.* (અનઇકસપિ'રીઅન્સડ્) Raw; inexperienced. અનુભવ વગરનું; અજાણ્યું.

**Unfading,** *a.* (અનફે,'ડિંગ્) Not withering; always new or fresh. અજર; અક્ષય; કરમાઇ-સુકાઈ ન જાય એવું.

**Unfailing,** *a.* (અનફે,'લિંગ્) Certain; sure. નક્કી; ખચિત; ભુલ્યા વગર. 2. Not capable of being exhausted; boundless. અખુટ; અક્ષય; આબાદ; અમોઘ.

**Unfair,** *a.* (અનફે'અર) Unjust;partial;dishonest; underhand. અપ્રમાણિક; ગેરવ્યાજબી; ખોટું; બેઈમાનદાર.

**Unfaithful,** *a.* (અનફે,'થફૂલ્) Faithless; perfidious; treacherous. બેઇમાન; અપ્રમાણિક; નિમકહરામ; બેવફા

**Unfairness,** *n.* (અનફે,'રનિસ્) Dishonesty; injustice. ગેરવાજબીપણું; અપ્રમાણીકતા; અન્યાયીપણું.

**Unfairly,** *adv.* (અનફે'અરલી) Partially;unjustly. અયોગ્ય-અન્યાયી રીતે; ગેરવાજબી-અપ્રમાણિક રીતે.

**Unfaithfulness,** *n.* ( અનફે,'થ્ફુલનિસ્ ) Faithlessness; infidelity; treachery; perfidy. દગો; નિમકહરામી; બેવફાઇ.

**Unfaltering,** *a.* (અનફૉ'લ્ટરિંગ્) Firm; unwavering; constant; not hesitating or failing. અડગ; નિઃશંક; નીડર; દ્દઢ;અચકયા વગરનું

**Unfashionable,** *a.* (અનફૅ'શનબલ્)Out of fashion; plain; simple; ચાલ,ધારા પ્રમાણે નહિં એવું; ફેશનવાળું નહિં એવું; સાદું; જુનું.

**Unfasten.** *vt.* (અનફૅ'સન્) To untie or unbind. છુટું કરવું.

**Unfathomable,** *a.* (અનફૅ'ધમબલ્) Incomprehensible; inscrutable; too deep to be sounded or measured. અથાગ; અગાધ; અગમ્ય; ગહન; અપરંપાર.

**Unfavourable,** *a.* (અનફે,'વરબલ્) Contrary; adverse. કહડું; પ્રતિકૂળ; વિષમ; અનનુકૂળ.

**Unfeeling,** *a.* (અનફી'લિંગ્ ) Cruel;harsh; hard-hearted; brutal; devoid of feelings or sympathy for others. લાગણી વિનાનું; નિર્દય; ક્રૂર; દયાહીન.

**Unfeigned,** *a.* (અનફે,'ન્ડ્)Not pretended; real; genuine. વાસ્તવિક; ખરેખરું.

**Unfilial,** *a.* (અનફિ'લિયલ્ ) Undutiful; not becoming a child. પુત્રધર્મને અછાજતું નહિં છાજતું.

**Unfinished,** *a.* (અનફિ'નિશ્ડ્) Imperfect; not accomplished; not completed. અપૂર્ણ; અસમાપ્ત; કાચું; અધુરૂં.

**Unfit,** *a.* (.અનફિ'ટ્ ) Not fit; unsuitable; improper; incompetent. અયોગ્ય; અનુચિત, નાદુરસ્ત; નાલાયક. *vt.*To disqualify or disable some person. કોઈ પણ માણસને અમુક કામ માટે નાલાયક-અયોગ્ય ઠેરવવું-કરવું.

**Unfitness,** *n.*(અનફિ'ટ્નિસ્ )Incompetency; unsuitableness; the state of being not fit. અયોગ્યતા; લાયકાતમાં ખામી; અનુચિતતા.

**Unfix,** *vt* (અનફિ'ક્સ્ )To loosen or detach from anything that holds. ઉખેડવું;છુટું કરવું.

**Unfixed,** *a* (અનફિ'ક્સ્ડ્)Instable;unsettled. ડામાડોળ; ચલિત; અસ્થિર.

**Unflinching,** *a.*(અનફ્લિ'ન્શીન્ગ્)Not shrinking from some painful task; resolute. નીડર; અડગ; દ્દઢ; હટે નહિં એવું.

**Unfold,** *vt.* (અનફો,'લ્ડ્ ) To open. ઉઘાડું કરવું. 2. To spread out or expand. ઘડી છુટી કરવી; ઉકેલવું. 3. To release from a fold. વાડામાંથી બહાર કાઢવું.

**Unforeseen** *a.*(અનફોરસી'ન્ ) Unexpected; sudden. અચાનક; ઓચીંતું; અણધાર્યું.

**Unforgiving,** *a.*(અનફરગિ'વિંગ્ )Not disposed to pardon; implaceable. વેર રાખે એવું; માફ નહિં કરે એવું; અક્ષમાશીલ.

**Unfortunate,** *a.* (અનફૉ'ર્ચુનેટ્) Luckless; having ill-fortune; unhappy. કમનસીબ; અભાગીઉં; દુર્ભાગી.

**Unfounded,** *a.* (અનફા'ઉન્ડિડ્) Not established or built. નિરાધાર; અસ્થાપિત;પાયા વગરનું.

**Unfrequented,** *a.* (અનફ્રિકવ'ન્ટિડ્)Solitary; rarely visited or seldom resorted to by human beings. નિર્જન; જ્યાં કોઇપણ માણસ નહિં આવે એવું; શૂન્ય.

**Unfriendly,** *a.* (અનફ્રે'ન્ડ્લિ) Hostile; inimical. પ્રીતિરહિત; મિત્રને ન છાજે એવું.

**Unfruitful,** *a.* (અનફ્રુ'ટફૂલ્) Infertile; barren; unproductive. નિષ્ફળ; વાંઝીયું.

**Unfruitfulness,** *n.* (અનફ્રુ'ટફુલનિસ્) Unproductiveness; infertility. ફળહીનતા; વાંઝીયાપણું; નિષ્ફળતા.

**Unfurl,** *vt.* (અનફ'ર્લ્) To unfold. ઉકેલવું; ખોલવું.

**Ungenerous,** *a.* (અનજ'નરસ્) Not liberal or generous. અનુદાર; હલકું; નીચ મનવાળું; હલકા મનવાળું; કૃપણ.

**Ungenial,** *a.* (અનજી'નિયલ્) Uncongenial; not favourable to nature or natural growth. પ્રકૃતિ પ્રતિકૂળ; માફક નહિં એવું.

**Ungentle,** *a.* (અનજે'ન્ટલ્) Harsh; rude; unkind. અસભ્ય.

**Ungentlemanly,** *a.* (અનજે'ન્ટલમન્લી)Not befitting a gentleman.સદ્‌ગૃહસ્થોને નહિં છાજતું; અસભ્ય.

**Ungird,***vt.*(અનગ'ર્ડ્)To unbind.કમરપટો છોડવો.

**Ungodliness,** *n.* (અનગૉ'ડ્લિનિસ્) Godlessness; wickedness; impiety. અધર્મ; દેવનિંદા; નાસ્તિકપણું.

**Ungodly,** *a.* (અનગૉ'ડ્લી) Impious અધર્મી; દેવનિંદક.

**Ungovernable,** *a.*(અનગ'વર્નબલ્)Unruly; wild; unbridled; licentious. બેફેદ; બે-લગામ; વશ થાય નહિં એવું.

**Ungraceful,** *a.* (અનગ્રે'સફુલ્) Clumsy; awkward; graceless.બેઢબ;કદરૂપ;અસુંદર;અનાડી.

**Ungracious,** *a* (અનગ્રે'શસ્)Disagreeable; rude; impolite. અસભ્ય; કૃપા નહિં કરે એવું.

**Ungrammatical,***a.*(અનગ્રમૅ'ટિકલ્)Contrary to the rules of grammar.વ્યાકરણના નિયમ વિરુદ્ધ.

**Ungrateful,** *a.* (અનગ્રે'ટફૂલ્) Thankless; not acknowledging any obligations. કૃતઘ્ન; નગણું; નિમકહરામ.

**Ungrounded,** *a.* (અનગ્રા'ઉન્ડિડ્) Baseless; groundless; without support.નિરાધાર;નિર્મૂળ; પાયા વગરનું.

**Unguarded,***a.* (અનગા'ર્ડિડ્) Undefended; without protection. અસાવધ; ગાફેલ; ગફલતી.

**Unguent,** *n.* (અ'ન્ગ્વેન્ટ્) An ointment. મલમ; પટી; લેપ.

**Unguentous,** *a.* (અ'ન્ગ્વેન્ટસ્) Anointed. લેપવાળું.

**Unhallowed,***a.*(અનહૅ'લૉડ્)Not sanctified; impure. નાપાક; કુકર્મી.

**Unhandsome,** *a.* (અનહૅ'ન્ડસમ્) Not beautiful. સુંદર નહિં એવું;બદસુરત; કુરૂપ; બેડોળ. 2. Mean; unfair. હલકું; નાલાયક.

**Unhandy,** *a.*(અનહૅ'ન્ડી) Awkward;clumsy. અણઘડ; અણકસબી; હતોટી વગરનું.

**Unhappily,** *adv.* (અનહૅ'પીલી) Sadly; unfortunately. હીનભાગ્યે; કમનશીબે.

**Unhappiness,** *n.* (અનહૅ'પિનિસ્) Misery; ill-luck; calamity. કમનશીબ; દુઃખ; સંકટ; અક્ષેમ; અશુભપણું.

**Unhappy,** *a.* (અનહૅ'પી) Miserable; ill-lucked. કમનશીબવાળું; દુર્ભાગી; અશુભ.

**Unharness,** *vt.* (અનહા'ર્નિસ્) To remove the harness from.ઘોડાનો સામાન-સાજ ઉતારીલેવો.

**Unhealthy,** *a.* (અનહે'લ્થી) Sickly; wanting health. સદારોગી; રોગિષ્ટ; નબળું; બીમાર. 2. Insalubrious; not favourable to health. રોગિષ્ટ; ખરાબ.

**Unheard,** *a.* (અનહ'ર્ડ્) Disregarded; unheeded. દાદ નહિં દીધેલું એવું. 2. Not heard. અશ્રુત;નહી સાંભળેલું. **Unheard of**=Unprecedented. અદ્વિતીય; કોઈના સાંભળવામાં નહી આવ્યું હોય એવું. 2. Not famous or celebrated. અપ્રસિદ્ધ; અપ્રખ્યાત.

**Unheeded,** *a.* (અનહી'ડિડ્) Unminded;not attended to. ઉપેક્ષિત; અનપેક્ષિત; ધ્યાન-લક્ષમાં નહિં રાખેલું એવું.

**Unheeding,** *a.* (અનહી'ડિન્ગ્) Regardless; careless; thoughtless. અવિચારી; ગાફેલ; અસાવધ; ઉપેક્ષી.

**Unhesitating,***a.*(અનહે'ઝિટેટિન્ગ્)Decided; prompt; confident. નિભ્રન્તિ; બેધડક; નિઃશંક.

**Unholiness,** *n.* (અનહો'લિનિસ્) Impiety. અધર્મ; નાપાકી; અપવિત્રતા; અશુદ્ધિ.

**Unholy,** *a.* (અનહો'લી) Impure; profane. અપવિત્ર; અશુદ્ધ.

**Unhorse,** *vt.* (અનહૉ'ર્સ્) To dismount a person. ઘોડા ઉપરથી નીચે ઉતારવો, પડવું.

**Unhumbled,** *a.* (અનહ'મ્બલ્ડ્) Arrogant; proud. ગર્વિષ્ઠ.

**Unhurt,** *a.* (અનહ'ર્ટ્) Unharmed; not wounded. સહીસલામત; સાબુત; બેનુકસાન.

**Unhurtful,** *a.* (અનહ'ર્ટફુલ્)Mild;not injuring others. બીજાને નુકસાન નહિં કરે એવું; અવિકારી; અબાધક.

**Unicorn,** *n.* (યૂ'નિકૉર્ન્)A fabulous animal with one horn and the body of a horse.ઘોડા જેવું શરીર અને એક શીંગડાવાળું દંતકથામાંનું જાનવર.

**Unidiomatical,** *a.* (અનઇડિઓમૅ'ટિકલ્) Not according to the idiom of a language. ભાષાસંપ્રદાય, રીતિ વિરુદ્ધ.

**Uniflorous,** *a.*(યુનિફ્લો'રસ્)One-flowered. એકજ ફૂલવાળું.[L.*unis*,one & *florus*,flower.]

**Uniform,** *n.*(યૂ'નિફૉર્મ્)A dress of a general kind having distinctive appearance. એક સરખો પોષાક; યુનીફૉર્મ. *a.*Invariable;constant; not varying in shape, size, character &c. એક જાતનું, તરેહનું; એકસરખું.

**Uniformity,***n.*(યુનીફૉ'ર્મિટી) Invariableness; sameness; the state of being uniform. એકસરખાપણું.

**Uniformly,** *adv.* (યૂ'નિફૉર્મ્લિ)Invariably. એક સરખી રીતે. 2. Always; at all times. હમેશાં.

**Uniliteral,** *a.* (યુનિલિ'ટરલ્) One-lettered. એકાક્ષરી.

**Unilluminating,** *a.* (અનઇલ્યુ'મિને,ટિંગ્) Not enkindling.પ્રકાશ,જ્ઞાન નહિં આપતું;અપ્રકાશક.

**Unimaginable,** *a.* (અનઇમૅ'જીનબલ્) Inconceivable; capable of being imagined.અકલ્પનીય; કલ્પના કરી નહિં શકાય એવું.

**Unimpaired,** *a.* (અનઈમ્પે'અર્ડ) Uninjured; not impaired. નહિં બગડેલું; નુકસાન નહિં થયેલું.

**Unimpassioned,** *a.* (અનઈમ્પૅ'શન્ડ)Unimpetuous; cool. શાંત; રોષહીન; મનોવિકાર રહિત.

**Unimpeachable,** *a.* (અનઇમ્પી'ચબલ્) Not blameworthy; with whom fault cannot be found. દોષરહિત; નિષ્કલંક.

**Unimportant,** *a.* (અનઇમ્પૉ'ર્ટન્ટ)Trifling; insignificant; not of much moment હલકું; નજીવું; બીન જરૂર-અગત્યનું.

**Unimproving,** *a.* (અનઈમ્પ્રૂ'વિંગ્) Not being made better. નહિં સુધરતું; વધારે સારૂં નહિં થતું

**Uninformed,** *a.* (અનઇનફૉ'ર્મ્ડ) Ignorant; illiterate. અભણ; અજાણ્યો; નહિં જાણતો; અજ્ઞાન; બે ખબર.

**Uninhabited,** *a.* (અનઇનહૅ'બિટિડ્)Solitary; having no inhabitants. વેરાન; નિર્જન; વસ્તીહીન; ઉજ્જડ; વસ્તી વગરનું.

**Uninitiated,** *a.* (અનઇનિ'શિએ,ટિડ્) Not initiated. અસંસ્કારી; સંસ્કારહીન; અસંસ્કૃત; અદીક્ષિત; દીક્ષા નહિં લીધેલું.

**Uninjured,** *a.* (અનઇ'ન્જર્ડ) Unharmed. સહીસલામત; સાબુત.

**Uninspired,***a.*(અનઈન્સ્પા'ચર્ડ) Uninfluenced by inspiration. અપ્રેરીત; પ્રેરણારહિત.

**Uninstructed,***a.*(અનઈન્સ્ટ્ર'ક્ટિડ્) Unlearnt; uninformed; illiterate, ignorant. અભણ; અજ્ઞાન; અશિક્ષિત.

**Unintelligent,** *a.* (અનઈન્ટે'લિજન્ટ) Dull; not clever. હોશયાર નહિં; જડ; મૂઢ.

**Unintelligible,** *a.*(અનઈન્ટે'લિજીબલ્)Meaningless; not capable of being understood. સમજાય નહિં તેવું.

**Unintentional,***a.*(અનઇન્ટે'ન્શલ્) Not done purposely. અણુધાર્યું; જાણીબુઝીને નહિં કરેલું; નહિં ધારેલું.

**Unintentionally,***adv.*(અનઇન્ટે'ન્શલી)Done without purpose. અબુદ્ધિપૂર્વક; અજાણતાં; અણધારેલી રીતે.

**Uninterested,** *a.*(અનઇ'ન્ટ્રિસ્ટિડ્)Having no personal concern or interest. લેવાદેવા વિનાનું;બિનસ્વાર્થી 2.Not having the mind or feelings engaged. ઉદાસીન; બેપરવા.

**Uninteresting,** *a.* (અનઇ'ન્ટ્રિસ્ટિન્ગ્)Dull; monotonous. અરસિક; રસહીન; રસ નહિં પડે એવું; અમનોરંજક.

**Uninterrupted,***a.*(અનઇ'ન્ટરપ્ટિડ્)Incessant; unintermitted.અખંડિત;અખંડ;વચમાં અટક્યા વગર.

**Uninvited,** *a.* (અનઈનવા'ઇટિડ) Uncalled. વગર તેડે આવેલું; નોતર્યા વિનાનું.

**Uninviting,** *a.* (અનઇનવા'ઇટિંગ્) Unattractive;rather repellent. અપ્રલોભક; નહિં લલચાવે એવું; અનાકર્ષક.

**Union,** *n.* (યૂ'ન્યન્) Concord; harmony. સંપ; મેળાપ. 2. Combination;coalition;junction. સંજોગ; સંધિ; સંયોગ; જોગ. 3. Anything united or a collective body.ટોળી;એકસંપી;સમૂહ.

**Unionist,** *n.* (યૂ'ન્યનિસ્ટ) A member of the Trade Union. વ્યાપારી સભાસદ. 2. A prmoter of union. સંપ ઇચ્છનાર.

**Union-jack,** *n.* (યૂ'નિઅનજૅક્) A name given to the Union flag. બ્રિટિશ એમ્પાયરના વાવટાનું નામ.

**Unique,** *a.* (યુની'ક્) Matchless;unrivalled. અપૂર્વ; અસાધારણ. *n.* A matchless object. અપ્રતિમ વસ્તુ.

**Unison,** *n.* (યુ'નિઝન્) Concord; harmony. એકરાગ; મેળાપ; સંપ.

**Unit,** *n.* (યુ'નિટ્) Any definite amount adopted as a standard.એકમ પ્રમાણ,માપ.2.A single person or thing. એક એક વ્યક્તિ-પદાર્થ.

**Unitarian,** *n.* ( યુનિટે'રિયન્ ) A monist. અદ્વૈતવાદી. **Unitarianism**=અદ્વૈતવાદ.

**Unite,** *vt.* (યુના'ઇટ્) To associate; to cause to agree; to attach. સંયોગ કરવો. 2. To wed or marry. લગ્ન-પ્રીતિ કરવી. 3. To connect; to combine. સાંધવું; મેળવી દેવું; જોડવું. *vi.* To join in an act. સામેલ-એકસંપ થવું; એક થવું.

**United,** *a.* (યુનાઈ'ટિડ્) Combined together; joined together. એકમત; સંયુક્ત; સંપેલું.

**Unitedly,** *adv.* (યુનાઇ'ટિડ્લિ) In a united manner. એકમતે; એકઠા થઇને-ગળીને.

**Unity,** *n.* (યૂ'નિટિ) Concord. મળતાપણું. 2. Oneness of sentiments and affection. સંપ; ઐક્ય; એકમનતા.

**Universal,** *a.* (યુનિવ'ર્સલ્) Omnipresent; general;all-reaching;all-pervading.સાર્વત્રિક; સર્વવ્યાપક; સર્વસંમત. 2. Total. આખું; સર્વ.
**Universal spirit,**=સર્વાત્મા.

**Universalism,** *n.* (યુનિવ'ર્સલિઝમ્) The doctrine that all men will ultimately attain absolution. સર્વમુક્તિવાદ.

**Universality,** *n.*(યુનિવર્સૅ'લિટિ) The state or quality of being universal.સર્વ,-વિશ્વવ્યાપકતા.

**Universally,** *adv.* (યુનિવ'ર્સલિ) In an universal manner. સઘળે ઠેકાણે; સામાન્ય રીતે.

**Universe,** *n.* (યુ'નિવર્સ્) The creation; the general system of things; the world. આલમ; ત્રિભુવન; સંસાર; સૃષ્ટિ; વિશ્વ; જગત [L. *unus*, one & *ve to*, I turn.]

**University,** *n.* (યુનિવ'ર્સિટિ) An institution or corporation for the purpose of instruction in all or some of the most important branches of science, literature &c. and having the power to confer degrees therein. વિશ્વવિદ્યાલય; વિદ્યાપીઠ.

**Univocal,** *a.* (યુનિ'વોકલ્) Having one meaning. એક અર્થી. 2. Having a unison of sounds. એકસૂરી; એકરાગી. *n.* A word with but one meaning. એકજ અર્થવાળો શબ્દ.

**Unjust,** *a.* (અનજ'સ્ટ્) Unfair; not equitable. અન્યાયી; ગેરઇન્સાફી; ગેરવાજબી; અધર્મી.

**Unjustifiable,** *a.* (અનજ'સ્ટીફાયબલ્) Incapable of vindication or defence. જેનો બચાવ નહિં થઇ શકે એવું; અયોગ્ય.

**Unjustly,** *adv.* (અનજ'સ્ટલી) Dishonestly; wrongfully;inequitably. અન્યાયથી-ગેરવાજબી-ગેરઇન્સાફની રીતે.

**Unkind,** *a.*(અનકા'ઇન્ડ્) Unjust;harsh;cruel ગેરમેહરબાન; અકૃપાળુ; દયાહીન; કૃપાહીન.

**Unkindly,** *adv.* (અનકા'ઇન્ડ્લી) Harshly; without kindness. ગેરવાજબી રીતે; ઘાતકી રીતે.

**Unkindness,** *n.*(અનકા'ઇન્ડનિસ્) Harshness; cruelty. ઈતરાજી; કરડાકી; ગેરમેહરબાની; અવકૃપા.

**Unknowingly,** *adv.* (અનનો'ઇંગ્લી) Unintentionally. અજાણતાં; અણસમજે;અજ્ઞાનતાથી.

**Unknown,** *a.* (અનનો,'ન્) Not famous. અપ્રસિદ્ધ.

**Unlace,** *vt.* (અ'નલે,સ્) To remove the lace from.લેસ,દોરીઉતારી નાંખવી;બંધ છોડવા (ચોળીના).

**Unlatch,** *vt.* (અનલૅ'ચ્) To unbar. આગળી કાઢવી; ઉઘાડવું.

**Unlawful,** *a.* (અનલૉ'ફુલ્) Illegal.ગેરકાયદેસર; કાયદા વિરૂદ્ધ.

**Unlawfully,** *adv.* (અનલૉ'ફુલી) Illegally. ગેરકાયદેસર રીતે; કાયદા વિરૂદ્ધ.

**Unlearn** *vt.* (અનલ'ર્ન્) To fail to learn or to forget. ના શીખવું; શીખેલું ભૂલી જવું.

**Unlearned, unlettered,** *a.*(અનલ'ર્નિડ્-અનલે'ટર્ડ્) Ignorant;uneducated. અજ્ઞાન;અભણ.

**Unless,** *conj.* (અનલે'સ્) Except; were it not that; if it be not. જો નહિંતો;વગર;સિવાય.

**Unleavened,** *a.* (અન્લી'વન્ડ્) Without leaven. બેખમીર; ખમીર વગરનું.

**Unlicensed,** *a.* (અનલા'યસન્સ્ડ્) Without due or formal permission, without license. બિનસનંદી; સનંદ-પરવાના-રજા વગરનું.

**Unlike,** *a.* (અનલા'ઇક્) Dissimilar; different; not like or resembling. ભિન્ન; જુદું; સરખું નહિં હોય એવું.

**Unlikely,** *a.* (અનલા'ઇક્લિ) Improbable. અસંભવિત; ન થવા જોગ *adv.* In an improbable manner. અસંભવિત રીતે.

**Unlikeness,** *n.* (અનલા'ઇકનિસ્) Dissimilarity; want or absence of resemblance. ભિન્નતા; જુદાપણું; પૃથક્તા.

**Unlimited,** *a.* (અનલિ'મિટિડ્) Boundless. અમર્યાદ; બેહદ; અપાર; અનંત; નિઃસીમ.

**Unload,** *vt.* (અનલો',ડ્) To disburden or remove the load from. માંથી માલ ઉતારી લેવો; બોજો ઉતારવો. 2. To remove the charge from a gun. બંદુક ફોડી દેવી.

**Unlock,** *vt.* (અનલૉ'ક્) To unfasten; to remove or open the lock of. તાળું ખોલવું, ઉઘાડવું.

**Unloose,** *vi.* (અનલૂ'સ્) To loose; to untie. છુટું કરવું; રજા આપવી; મુક્ત કરવું.

**Unloveliness,** *n.* (અનલ'વ્લિનિસ્) Unattractiveness; want of beauty; repulsiveness. અસૌન્દર્ય; અલાવણ્ય; કદ્રુપ.

**Unlovely** *a.* (અનલ'વ્લિ) Unattractive; repellent. અણગમતું; પ્યારૂં નહિં લાગે એવું.

**Unluckily,** *adv.*(અનલ'કિલિ) Unfortunately. દુર્દૈવે; દુર્ભાગ્યે; માઠા ભાગ્યે; કમનશીબથી.

**Unlucky,** *a.*(અનલ'કિ) Ill-fated; unfortunate. કમનશીબ; અભાગી. 2. Ill-omened; inauspicious. અમંગળ; અશુભ.

**Unmake,** *vt.* (અનમે',ક્) To cause to cease to exist; to destroy the form &c. of. ભાંગવું; નાશ કરવો; રદ કરવું.

**Unman,** *vt* (અનમૅ'ન્) To depopulate. વસ્તીહીન કરવું. 2. To dis hearten or discourage. નાહિમ્મત કરવું. 3. To make effeminate; to emasculate. નામર્દ-નપુંસક કરવું.

**Unmanageable,** *a.* (અનમૅ'નજબલ્) Not governable. બે લગામ, ઉચ્છૃંખલ; તાબામાં ન રખાય એવું.

**Unmanly,** *a.* (અનમૅ'ન્લી) Base; mean. હલકું;નીચ.2.Effeminate;cowardly.બાયલું;નામર્દ.

**Unmannerly,** *a.* (અનમૅ'નરલી) Impolite; rude. અસભ્ય.

**Unmarried,** *a.* (અનમૅ'રિડ્) Not married; virgin (said of ladies only). કુંવારૂં.

**Unmask,** *vt.* (અનમા'સ્ક્) To remove the disguise from. મુખવટો, ચ્હેરો કાઢી નાંખવું. 2. To lay open or reveal something concealed. કોઇપણ ગુપ્ત રાખેલી-છાની વાત બહાર પાડવી. *vi.* To put off a mask. વેષ ઉતારવો.

**Unmatched,** *a.* (અનમૅ'ચ્ડ્) Matchless; unequalled. અપ્રતિમ; અદ્વિતીય.

**Unmeaning,** *a.* (અનમી'નિંગ્) Senseless; meaningless. મતલબ-અર્થ વિનાનું; ખાલી; નિરર્થક; પોકળ.

**Unmeasured,** *a.*(અનમે,'ઝર્ડ) Plentiful; excessive; immoderate. બેહદ.

**Unmeet,** *a.* (અન્‌મી'ટ્) Not fit. બંધ બેસતું ન હોય તેવું.

**Unmelodious,***a.* (અનમેલો'ડિઅસ્) Harsh. કઠણ; શુષ્ક.

**Unmerciful,** *a.* (અનમ'સિફુલ) Unkind; cruel;merciless.દયાહીન;નિર્દય;ક્રૂર;નિષ્કરૂણ;ઘાતકી.

**Unmerited,** *a.* (અનમે'રિટિડ્)Undeserved; unjust. ગેરવાજબી; ગુણને યોગ્ય નહિં એવું;અયોગ્ય.

**Unmindful,***a.* (અનમા'ઈન્ડફૂલ્) Inattentive; careless. કાળજી વગરનું; અસાવધ; બેફીકર.

**Unmingled,***a.*(અનમીં'ગલ્ડ)Unadulterated; unmixed. નર્યું; નરદમ; શુદ્ધ; ચોખ્ખું; અમિશ્રિત.

**Unmixed,** *a.* (અનમિ'ક્સ્ડ) Pure. ચોખ્ખું.

**Unmolested,***a* (અનમૉલે'સ્ટિડ્)Unharmed. ઇજા વગરનું. 2. Undisturbed; tranquil. કલેશ રહિત; નિરૂપદ્રવી; ઉપદ્રવરહિત.

**Unmoor,** *vt.* (અનમૂ'ર્) To haul anchor. લંગર ઉપાડીને વહાણુ ચલાવવું.

**Unmoved,** *a.* (અનમૂ'વ્ડ) Calm; cool; undisturbed. શાંત; સ્થિર; ગંભીર; અચળ; દઢ; રસહીન.2.Not moved to pity. દયાહીન; રસહીન.

**Unmusical,** *a.* (અનમ્યૂ'ઝિકલ) Harsh; unmelodious. બેસૂર; સ્વરશૂન્ય, રહિત.

**Unmuzzle,** *vi.* (અનમ'ઝલ્) To free from restraint. મુક્ત કરવું; છોડવું.

**Unnamed,** *a* (અન્‌ને,'મ્ડ્)Having no name. નામ વગરનો; નનામો.

**Unnatural,** *a.* (અનનૅ'ચરલ્) Contrary to nature. કુદરતના નિયમ વિરુદ્ધ; અસ્વાભાવિક. 2. Forced; affected;unusual.અસ્વાભાવિક; કૃત્રિમ.

**Unnecessarily,** *adv.* (અનને'સિસરિલી)In an unnecessary manner;uselessly.નિરૂપયોગી; નકામું; ફોકટ; વિનાકારણે; મિથ્યા; અમસ્તું.

**Unnecessary,** *a.*(અનને'સિસરી)Needless; useless. અકારણ; ફોકટ; નિરૂપયોગી; વૃથા;મિથ્યા.

**Unnerve,** *vt.* (અનન'ર્વ્) To cause to lose one's nerve;to weaken. બળહીન કરવું; ગભરાવવું.

**Unnoticed,** *a.* (અનનો,'ટિસ્ડ) Unobserved; unseen. ધ્યાન નહિં આપેલું; અલક્ષિત.

**Unnumbered**,*a.* (અનન'બર્ડ્)Innumerable. અગણિત; અસંખ્ય; અનંત.

**Unobserved,** *a.* (અનઑબ્ઝ'ર્વ્ડ) Unseen. અનવલોકિત; કોઈના જેવામાં નહિં આવેલું.

**Unobserving,***a.*(અનઑબ્સ'ર્વિંગ્)Heedless; not noticing carefully.બેભાન; અસાવધ; ગાફેલ.

**Unobstructed,** *a.* (અનઑબસ્ટ્ર'કિટડ) Unhindered. નિર્વિઘ્ન; અપ્રતિબંધ; બીનહરકતે.

**Unobtainable,** *a.* (અનઑ'બ્ટે,નબલ્) Unavailable; not be had or got. અલભ્ય; દુર્લભ; મેળવી શકાય નહિં એવું.

**Unoccupied,** *a.* (અનઑ'કયુપાઇડ્) Empty; not engaged by any one (as a seat).ખાલી. 2.Not employed in business &c;at leisure (time). નવરૂં; નકામું.

**Unoffending,***a.*(અનઑ ફે'ન્ડિંગ્)Inoffensive; harmless; innocent. નિરાપરાધી;ભલું;બેગુન્હેગાર.

**Unopposed,** *a.* (અનઅપો'ઝ્ડ્) Unresisted; not meeting with any opposition or obstruction.અનિવારિત;અપ્રતિબાધિત;બીનહરકત;વાંધા વગર.

**Unorganised**, *a.* (અનઑ'ર્ગનાઇઝ્ડ) Inorganic. ઇન્દ્રિયો વિનાનું; ઇન્દ્રિય રહિત. 2. Unsystematised. યોજના વગર રચેલું.

**Unorthodox,** *a.* (અનઑ'ર્થોડૉક્સ્) Heterdox; heretical; impious; pretender. ઢોંગી; અધર્મી; નાસ્તિક; પાખંડી.

**Unostentatious,** *a.* (અનઑ'સ્ટેનટે,શસ્) Not glaring or showy;modest; simple. ડોળ-આડંબર વિનાનું; ભભકા વગરનું; સાદું.

**Unpack,***vi.*(અનપૅ'ક્)To unload. ભાર લઈ લેવો; છોડવું.

**Unpaid,** *a.* (અનપે,'ડ્)Not paid. નહિં આપેલું-પહોંચેલું.
**Unpalatable,** *a.* (અનપૅ'લેટબલ્) Not agreeable to the taste;tasteless;untasteful બેસ્વાદ; અરૂચિકર.
**Unparelleled,** *a.* (અનપૅ'રલલ્ડ્) Matchless. અસાધારણ; અનુપમ;અતુલ્ય; અતુલ; અપ્રતિમ;અપૂર્વ.
**Unpardonable,** *a.*(અનપા'ર્ડનબલ્)Incapable of being forgiven.અક્ષમ્ય;માફ નહિં કરાય એવું.
**Unperceivable,** *a.* (અન્પરસી'વબલ્) That cannot be seen or perceived. દેખી શકાય નહિં એવું; અગોચર.
**Unperceived,** *a.* (અન્પરસી'વ્ડ્) Unseen. અદર્શિત; અલક્ષિત; જોવામાં નહિં આવે એવું.
**Unperformed,** *a.* (અનપરફૉ'ર્મ્ડ્) Not executed; unfulfilled. અમલમાં નહિં મુકાયું હોય એવું; અપૂર્ણ.
**Unphilosophic, unphilosophical** *a.* (અન્ફિલૉસૉ'ફિક્-કલ્) Not according to the principles of sound philosophy. તત્વજ્ઞાન, શાસ્ત્રવિરૂદ્ધ.
**Unpitying,** *a.*(અનપિ'ટિઈંગ્)Merciless.નિર્દય-દયાહીન.
**Unpleasant,unpleasing,** *a.*(અનપ્લે'ઝન્ટ્-અનપ્લી'ઝીંગ્)Offensive; displeasing; disagreeable. ન ગમે એવું; કંટાળાવાળું.
**Unpoetic-cal,** *a.* (અનપોએ'ટિક્-કલ્) Defective in poetical qualities. કાવ્યમાં નહિં ગણી શકાય એવું; કવિતા નિયમથી ઉલટું.
**Unpolished,** *a.* (અનપૉ'લિશ્ટ્) Wanting polish; not polished. સાદું; સફાઇદાર નહિં કરેલું. 2. Unrefined; rude; barbarous. અસભ્ય; જંગલી.
**Unploughed,** *a.*(અનપ્લા'ઉડ્)Untilled.વેરાન; પડતર; ખેડેલી નહિં એવી.
**Unpolite,** *a* (અનપોલા'ઇટ્) Incivil; rude. અસભ્ય; વિનયહીન; અશિષ્ટ.
**Unpolluted,** *a* (અનપોલ્યૂ'ટિડ્) Undefiled; pure. શુદ્ધ; અભ્રષ્ટ; અદૂષિત; નિર્મળ.
**Unpopular,** *a.* (અનપૉ'પ્યુલર્) Generally disliked;not popular. લોકોને અપ્રિય-અણગમતું.
**Unpopularity,** *n.* (અનપૉપ્યુલૅ'રિટી) State of being unpopular. લોકોને અણગમતું હોવું તે.
**Unprecedented,** *a.* (અનપ્રે'સીડેન્ટિડ્) New; novel;un-exampled.અપૂર્વ;અજ્ઞાતપૂર્વ; અજાતપૂર્વ.
**Unprejudiced,** *a.*(અનપ્રે'જ્યુડિસ્ડ્)Impartial. સમદર્શી; નિષ્પક્ષપાતી.
**Unpremeditated,** *a.* (અનપ્રીમે'ડિટે,ટિડ્) Not planned or thought of before-hand. અકલ્પિત; અચિંતિત.
**Unprincipled,** *a.* (અનપ્રિ'ન્સિપલ્ડ્) Profligate;wicked;unscrupulous.દુરાચારી;ઢંગ વગરનું.
**Unproductive,** *a.* (અનપ્રોડ'ક્ટિવ્)Barren. વેરાન; ફળદ્રુપ નહિં એવું. 2 Unprofitable. લાભ-હીન; નિષ્ફળ
**Unprofessional,** *a.* (અનપ્રોફે'શનલ્) Amateur. ધંધો નહિં લઈ બેઠેલું.
**Unprofitable,** *a.* (અનપ્રૉ'ફિટબલ) Gainless; unproductive. લાભ-નફા વગરનું.
**Unpromising,** *a.* (અનપ્રૉ'મિસિંગ્) Not promising; not affording a good prospect of success, profit &c. સારૂં નહિં નિવડે એમ જણાવતું; નિરાશાજનક.
**Unpropitious,** *a* (અનપ્રોપિ'શસ્) Inauspicious; unfavourable. વિપરીત; પ્રતિકૂળ.
**Unprotected,** *a.* (અનપ્રોટે'ક્ટિડ્) Defenceless; unsheltered. અનાથ; અરક્ષિત, અનાશ્રિત.
**Unpublished,** *a.* (અનપ'બ્લિશ્ડ્) Not made public; not made public through the press (as books). અપ્રકટ; છાનું; ગુપ્ત; અપ્રસિદ્ધ; બહાર નહિં પડેલું.
**Unpunished,** *a.* (અનપ'નિશ્ડ્) Not punished. શિક્ષા નહિં કરેલું; સજા નહિં પામેલું;અદંડિત; અશાસિત.
**Unqualified,** *a.* (અનક્વૉ'લિફાઈડ્) Not duly qualified; incompetent; unsuitable; unfit. અયોગ્ય; અનધિકારી. 2. Absolute; unconditional. બીન શરતી; શરત વગરનું.
**Unquenchable,** *a.* (અનક્વે'ન્શબલ્) Unappeasable. આગ હોલવાય નહિં તરસ છીપે નહિં એવું; તૃષ્ણાનું સમાધાન ન થાય એવું.
**Unquestionable,** *a.* (અનક્વે'સ્ચનબલ્) Certain; indubitable. નિઃસંશય; નિઃસંદેહ.
**Unravel,** *vt.* (અનરૅ'વલ્) To unfold. ઉઘાડું કરવું. 2. To disentagle. છુટું પાડવું-ઉકેલવું.
**Unread,** *a.* (અનરે'ડ્) Unstudied; unlearnt. નહિં વાંચેલું; અભણ; અજ્ઞાન; નિરક્ષર.
**Unreal,** *a.* (અનરિ'અલ્) Fictitious; not true to facts. નામનું; ખોટું; ખાલી; અમસ્તું; અવાસ્તવિક.
**Unreasonable,** *a.* (અનરિ'ઝનબલ્) Not agreeable to reason; immoderate; excessive. અયોગ્ય; વિવેક વિરૂદ્ધ; ગેરવાજબી.
**Unrefuted,** *a.* (અનરિફ્યૂ'ટિડ્)Unanswered; unreplied to. રદ નહિં કરેલું; અખંડિત; જવાબ નહિં વાળેલો એવું.
**Unregarded-ful,** *a.* (અનરિગા'ર્ડિડ-અનરિગા'ર્ડફુલ)Heedless; disregarded-ful; neglected-ful;slighted-ful. અસાવધ; બેદરકાર; ગાફેલ.

**Unrelenting,** *a.*(અનરીલે'ન્ટિંગ્) Merciless. નિર્દય; દયાહીન; કરડું.

**Unremitting,** *a.*(અનરિમિ'ટિંગ્) Persevering; continued. ચાલુ; અખંડ; જારી રાખેલું.

**Unreserve,** *n.* (અનરીઝ'ર્વ્) Openness of mind; frankness. નિખાલસતા; નિષ્કપટપણું; સીધાપણું. **Unreserved,** = Frank; open. નિષ્કપટ; નિખાલસ.

**Unresolved,** *a.* (અનરીઝૉ'લ્વડ્) Wavering; hesitating. અનિશ્ચિત; ડગમગતું; ઢચુપચુ.

**Unrestrained,** *a.*(અનરીસ્ટ્રે'ન્ડ્)Unbridled; uncontrolled. બે લગામ; બેકેદ; નિરંકુશ.

**Unrevealed,** *a.* (અનરીવી'લ્ડ્) Not laid open; not disclosed (as a secret). અપ્રકટ; અપ્રસિદ્ધ; બહાર નહિ પાડેલું.

**Unriddle,** *vt.* (અનરિ'ડ્લ્) To unravel or solve a problem. છોડવું; જવાબ આપવો. **To unriddle a dilemma or a puzzle**= ઉખાણો છોડવવો;કોયડો ઉકેલવો.

**Unrighteous,** *a.* (અનરા'ઈચસ્) Wicked; evil. પાપી; અધર્મી; દુષ્ટ.

**Unrivalled,** *a.* (અનરા'ઈવલ્ડ્) Peerless; matchless. અદ્વિતીય; અપ્રતિમ; અનુપમ, અપૂર્વ; નિરુપમ; અતુલ્ય.

**Unripe.** *a* (અનરા'ઇપ્)Not mature or ripe.કાચું; પૂરેપુરું પકવ નહિં થયેલું; પુખ્ત નહિં એવું; અપૂર્ણ.

**Unroll,** *vt.* (અનરો,'લ) To unwind. લપેટેલું ઉકેલી નાખવું 2. To unfold; display. બતાવવું-ઉઘાડું પાડવું.

**Unruffled,** *a.* (અનર'ફલ્ડ્) Calm; tranquil; not disturbed. શાંત; સ્થિર; અક્ષુબ્ધ.

**Unruly,** *a.*(અનરૂ'લી)Turbulent; ungovernable. તોફાની; છકી ગયેલું; ફાટેલ.

**Unsafe,** *a.* (અનસે'ફ્) Full of danger. ધાસ્તીભરેલું; બીનસલામત.

**Unsaid,** *a.* (અનસે'ડ્) Not uttered or spoken, અકથિત; નહિં બોલાયેલું; અભાષિત.

**Unsaleable,** *a.*(અનસે,'લબલ્)Not meeting with a ready sale. અવિક્રેય; વેચાય નહિં એવું.

**Unsanctified,** *a* (અનસૅંકિટફાઇડ્) Unholy. અશુદ્ધ; નાપાક, અપવિત્ર.

**Unsatiable,** *a* (અનસે,'શઅલ્) Unappeasable; insatiate. અતર્પણીય; અતોષણીય; અતૃપ્ત; સંતોષ ન પામે એવું.

**Unsatisfactorily,** *adv.* (અનસૅટિસ્ફૅ'કટરીલી) In an unsatisfactory manner. સંતોષ નહિં આપે એવી રીતે.

**Unsatisfactory,** *a.* (અનસૅટિસ્ફૅ'ક્ટરી) Not giving satisfaction. અસંતોષકારક; અનિશ્ચયાત્મક; અનિર્ણયક.

**Unsatisfied,** *a.* (અનસૅ'ટિસ્ફાઈડ્) N satisfied. ઉણું; અતૃપ્ત; નહિં ધરાએલું; સંતે નહિં પામેલું.

**Unsavoury,** *a.* (અનસૅ,'વરી) Not tastef અસ્વાદિષ્ટ; બેસ્વાદ; મોળું સ્વાદ વગરનું.

**Unsay,** *vt.* (અનસે,') To retract; to ta back. બોલીને ફરી જવું; શબ્દ પાછા ખેંચી લે

**Unscriptural,** *a.* (અનસ્ક્રિ'પ્ચરલ્) N according to the scriptures. ધર્મશાસ્ત્ર વિરુ

**Unscrupulous,** *a.*(અનસ્ક્રુ'પ્યુલસ્)Regardl of principles.ખોટું કામ કરતાં અચકાય નહિં એ

**Unseal,** *vt.* (અનસી'લ્) To remove t seal from. સીલ તોડવી.

**Unsearchable,** *a.* (અનસ'ર્ચબલ્) Secr hidden. છુપું; અતર્ક્ય; અકળ; દુર્જ્ઞેય.

**Unseasonable,** *a.* (અનસી'ઝનબલ્) O of time or season.અકાલિક;કવખતનું;મોડું;અકા

**Unseasoned,** *a.*(અનસી'ઝન્ડ્)Not flavour with condiments. વધાર-મસાલા વગરનું. Not experienced; not inured.અનુભવ વિના કાચું; નહિં ઘડાએલું.

**Unseemly,** *a.* (અનસી'મ્લી) Unbecomin અયોગ્ય,ખરાબ દેખાય એવું.*adv.*In an unseem manner. અઘટિત રીતે.

**Unselfish,** *a.*(અનસે'લ્ફિશ્)Selfless;thinki of or regarding others more than on self. નિઃસ્વાર્થી; મહાત્મા.

**Unserviceable,** *a.* (અનસ'ર્વિસબલ્)Of use; unsuitable. અનુપયોગી; નિરૂપયોગી; નકા

**Unsettle,** *vt.* (અનસે'ટલ્) To displace unfix. અવ્યવસ્થિત; અસ્થિર; રદ કરવું; ઘોટાળા નાંખવું. *vi.* To become unfixed. ડગમગવું.

**Unsettled,** *a.* (અનસે'ટલ્ડ્) Having fixed habitation; unfixed. અસ્થિર.

**Unsevered,** *a* (અનસે'વર્ડ્) Not separate જુદું નહિં પાડેલું.

**Unshackle,** *vt.* (અનશૅ'કલ્) To unfet or set free. સ્વતંત્ર-મુક્ત કરવું; બેડી કાઢવ બંધન તોડવું.

**Unshackled,** *a.* (અનશૅ'કલ્ડ્) Unfetter બેડી વગરનું; સ્વતંત્ર.

**Unshaken,** *a.* (અનશે,'કન્) Steadfa resolute. દૃઢ; સ્થિર.

**Unsheathe,** *vt* (અનશી'ધ્) To draw from the sheath. ખેંચવું; મ્યાનમાંથી બા કાઢવું; નાગી કરવી (તરવાર).

**Unsheltered,** *a.* (અનશે'લ્ટર્ડ્) Defencele without shelter; unprotected. અરક્ષિત; અ શ્રય; ઉઘાડું; નિરાશ્રયી.

**Unship,** *vt.* (અનશિ'પ્) To remove from a ship. વહાણમાંથી ઉતારી લઇ લેવું.

**Unshod,** *a.* (અનશૉ'ડ્) Without shoes on (as a horse). નાળ નહિં જડેલું; જોડા વગરનું; ઉઘાડુંપગું.

**Unshrinking,** *a.* (અનશ્રિ'ન્કિંગ્) Unflinching. અચકચા વગરનું; શાંત; સંકોચાય નહિં એવું.

**Unsightly,** *a.* (અનસા'ઇટલિ) Ugly-looking. બેડોળ

**Unskilled-unskilful,** *a.* (અનસ્કિ'લ્ડ-સ્કિ'લફૂલ) Awkward; indexeterous. અણુકસબી; હુનર બરાબર નહિં જાણતો; અચતુર.

**Unskilfulness,** *n.* (અનસ્કિ'લફુલનિસ્) Want of dexeterity; ignorance. અકુશળતા; અકસબીપણું, અકૌશલ્ય; અદક્ષતા.

**Unsociable, unsocial,***a.*(અનસો,'શઅલ્-અનસો,'શલ્) Not caring to mix with one's fellows;solitude-loving.અતડું; મળતાવડુંનહિં એવું.

**Unsolicited,** *a.*(અનસૉલિ'સિટિડ્)Unrequested or unasked for. વગર માગ્યું; નહિં માંગેલું; માગ્યા વગર આપેલું.

**Unsolicitous,** *a.* (અનસૉલિ'સિટસ્) Not anxious; unconcerned; regardless. નિશ્ચિંત; ચિંતા-ફીકર વિનાનું.

**Unsophisticated,** *a.* (અનસૉફિ'સ્ટિકે,ટિડ્) Pure; innocent. અસલ; અમિશ્રિત; દોષરહિત. 2. Simple; artless. સાદું; નિષ્કપટી.

**Unsorted,** *a.* (અનસૉ'ર્ટિડ્) Not selected or classified; at random. જુદું નહિં પાડેલું; બરાબર નહિં કરેલું.

**Unsound,***a.*(અનસા'ઉન્ડ્)Unhealthy; infirm. રોગિષ્ઠ; અશક્ત. 2. Invalid. અનર્થક; ખોટું. 3. Hollow; baseless. પોકળ; ખોટું.

**Unsoundness,***n.*(અનસા'ઉન્ડનિસ્) Weakness; defectiveness. નબળાઇ;બેબદારી;રોગ;ખોડ.

**Unsparing,** *a.* (અનસ્પે'અરિન્ગ્) Liberal; not sparing. કરકસર ન કરે એવું. 2. Unpitying; merciless. નિર્દય; દયાહીન.

**Unspeakable,** *a.* (અનસ્પી'કબલ્)Unutterable; that cannot be spoken of. અકથ્ય; અવાચનીય; નહિં કહેવાય એવું.

**Unspotted,** *a.* (અનસ્પૉ'ટિડ્) Unstained; untarnished. અકલંકિત; ડાઘ વગરનું;એબ વગરનું; ચોખ્ખું; નિર્મળ.

**Unstable, unstaid,** *a.* (અનસ્ટે,'બલ-અનસ્ટે,'ડ્)Unfixed;wavering. ડગમગતું;અસ્થિર; ચલિત; ચંચળ.

**Unstained,** *a.* (અનસ્ટે,'ન્ડ્) Stainless. નિષ્કલંક, ડાઘરહિત; એબહીન.

**Unsteady,** *a.* (અનસ્ટે'ડી) Wavering; unstable. ચંચળ; ચલિત; અદૃઢ; અસ્થિર; વિચાર બદલ્યા કરે એવું.

**Unstring,** *vt.* (અનસ્ટ્રિ'ન્ગ્) To remove the string from. દોરી છોડી નાંખવી.

**Unstrung,** *a.* (અનસ્ટ્ર'ન્ગ્) Loosened ઢીલું-નરમ કરેલું. 2. Having the nerves shaken. ગભરાઇ-અકળાઈ ગયેલું.

**Unstudied,** *a.* (અનસ્ટ'ડિડ્) Natural; inartificial; not laboured અકલ્પિત; આગળથી તૈયાર નહિં કરેલું; સ્વાભાવિક. 2. Unskilled નહિં શીખેલું; અચતુર. 3. Not studied. અભ્યાસ વિનાનું.

**Unsubdued,** *a.* (અનસબ્ડ્યૂ'ડ્) Victorious; undefeated; unvanquished. અજીત; અવશ; અશાંત; નહિં વશ કરેલું; નહિં જીતેલું.

**Unsubstantial,** *a.* (અનસબસ્ટૅ'ન્શલ્) Not real;not substantial;not nutritive(as food). નિ:સાર; દમવિનાનું; ખાલી; ખોટું.

**Unsuccessful,** *a.* (અનસકસે'સફુલ) Unfortunate; meeting with failure everywhere; unlucky. કમનશીબ; નિષ્ફળ; હીણભાગી.

**Unsuit,** *vt.* (અનસૂ'ટ્) To be unfit for. ને વાસ્તે અયોગ્ય હોવું.

**Unsuitable, unsuited,** *a.* (અનસૂ'ટબલ-અનસૂ'ટિડ્) Unfit for. નિરૂપયોગી.2.Improper. નાલાયક, અઘટિત; અયોગ્ય; યુક્ત.

**Unsullied,** *a.* (અનસ'લીડ્)Unspotted.નિર્દોષ; નિર્મલ.

**Unsupporatable,** *a.* (અનસપો'ર્ટબલ્)That cannot be supported. અસહનીય; અસહ્ય;નહિં ખમી શકાય તેવું.

**Unsurmoutnable,** *a.* (અનસરમા'ઉન્ટબલ્) That cannot be overcome. ઓળંગી શકાય નહિં એવું; દુસ્તર; અનિવાર્ય.

**Unsurpassed,***a.*(અનસરપા'સ્ડ્)Unexcelled અપૂર્વ;અપ્રતિમ;જેનાથી બીજું ચઢીયાતું નહિં હોય એવું.

**Unsuspected,** *a.* (અનસસ્પે'ક્ટિડ્) Sudden;not suspected.અણધાર્યું;શંકાહીન;સંશયરહિત.

**Unsuspecting,***a.* (અનસસ્પે'ક્ટિંગ્)Confide[illegible] reliant; credulous. નિખાલસ; ભરોસો રાખતું.

**Unsuspicious,** *a.* (અનસસ્પિ'શસ્) Undoubting; not entertaining any doubt o[illegible] suspicion. અશંકી; અસંશયી; અકુતર્કી.

**Unsymmetrical,***a* (અનસીમે'ટ્રિકલ્)Wanting due proportion of parts. બેબંધ; બેડોળ પ્રમાણ વિનાનું; કદરૂપું.

**Unsystematical,** *a.* (અનસીસ્ટમૅ'ટિકલ્) Not in due order. બેબંધ; અવ્યવસ્થિત.

**Untainted**, *a.* (અનટે,'ન્ટિડ) Not stained or tainted. ડાઘ-કલંક વગરનું; નહિં બગડેલું.

**Untamable**, *a.* (અનટે,'મબલ) Ferocious; that cannot be domiciled. હેળી નહિં જાય; વશ નહિં થાય એવું.

**Untame**, *a.* ( અનટે,'મ) Undomesticated; wild. જંગલી; નહિં પાળેલું.

**Untarnished**, *a.*(અનટા'રનિશ્ડ)Unspotted; clear; unstained. નિર્મળ; ચોખ્ખું; નિષ્કલંક.

**Untaught**, *a.* (અનટૉ'ટ) Ignorant. અભણ.

**Unteachable**, *a.* (અનટી'ચબલ) Such as cannot be taught.શિખવાય નહિં-શિખવી નહિં શકાય એવું; દુ:શિક્ષણીય.

**Untenable**, *a.* (અનટી'નબલ) Not tenable. અસ્થાપનીય. 2. Indefensible. સાબીત નહિં થઇ શકે એવું; ખોટું.

**Untenanted**, *a.* (અનટે'નન્ટિડ) Tenantless. ભાડૂત વગરનું. 2. Desolate. ઉજ્જડ; વેરાન; નિર્જન; સુનું.

**Unthankful**, *a.* (અનથૅ'ન્કફૂલ)Ungrateful. કૃતઘ્ન; અકૃતજ્ઞ; ઉપકારને બદલે અપકાર કરે એવું

**Unthankfulness**, *n.*(અનથૅ'ન્કફૂલનિસ) Ingratitude. કૃતઘ્નતા; નિમકહરામતા.

**Unthinking**,*a.* (અનથી'ન્કીંન્ગ) Thoughtless. અવિચારી; વિવેકહીન.

**Unthoughtof**,*a.*(અનથૉ'ટઑવ)Unexpected, sudden; accidental. અકસ્માત થયેલું;આકસ્મિક.

**Untidy**, *a.* (અનટા'ઇડી) Not neat and clean. ગંદું; મેલું.

**Untie**, *vt.* (અનટા'ય) To loosen. ઢીલું કરવું.

**Until**, *adv.*(અનટિ'લ)So long as.........not; till; upto. લગણ; જ્યાં સુધી-ત્યાં સુધી.

**Untilled**, *a.* (અનટિ'લ્ડ) Uncultivated. પડતર-નહિં ખેડાયલી (જમીન).

**Untime**, *n.* (અનટા'ઇમ)Improper time or occasion. કવેળા; કવખત,

**Untimely**, *adv.* (અનટા'ઇમલી) Done at the improper time; inopportune. કવખતનું; અકાલીન, કવેળાનું.

**Untiring**, *a.* (અનટા'યરીંન્ગ) Indefatigable; incessantly busy or working. અશ્રાંત; થાકી ન જાય એવું.

**Unto**, *prep.* (અ'નટુ) Till; until. પર્યંત;જ્યાં સુધી-લગી; પર્યંત. 2. To. લગી; સુધી.*conj.*Till; until. જ્યાં સુધી; લગી.

**Untouched**, *a.* (અનટ'ચ્ડ) Not touched. નહિં અડકેલું. 2. Not moved to compassion. અસર નહિં થઇ હોય એવું.

**Untoward, untractable**, *a.* (અનટૉ'-વર્ડ-અનટ્રૅ'કટબલ) Perverse; forward. હઠીલું; આડું. 2. Difficult; inconv અઘરું; અગવડ ભરેલું.

**Untrained**, *a.* (અનટ્રે',ન્ડ) Not p trained or prepared to dischar duties of a particular office. નહિં કે અભણ.

**Untrue**, *a.* (અનટ્રુ) Fictitious; no ખોટું; જુઠું; અસત્ય. 2. Treacherous; de breaking one's promise. નિમકહરામ; શબ્દ તોડે એવું; બેવફા.

**Untruism**, *n.* (અનટ્રુ'ઈઝમ) What a universal truth. અસત્ય; હમેશાં પ હોય એવું કથન.

**Untrust**, *n.* (અનટ્ર'સ્ટ)Want of conf અવિશ્વાસ; ભરોસો નહિં હોવો તે.

**Untruth**, *n.* (અનટ્રુ'થ) Lie; fal જુઠાણું; અસત્ય.

**Untwine**, *vt.*(અનટ્વા'ઇન)To untwi

**Unused**, *a.* (અનયૂ'ઝ્ડ) Not habitu used. નહિં વપરાએલું-મ્હાવરા વગરનું.

**Unusual**, *a.* (અનયૂ'ઝ્અલ) Extraor not happening every day. અપૂર્વ; અ હમેશા નહિં બનતું-થતું એવું.

**Unutterable**, *a.* (અનઅ'ટરબલ) speakable. બોલાય નહિં-કહી નહિં શક

**Unvanquished**, *a.* (અનવૅ'ન્કવીશ્ડ) feated; unsubdued. અજીત; વશ નહિં અપરાજીત.

**Unvalued**, *a.* (અનવૅ'લ્યુડ) Inv valueless. અમૂલ્ય; કીંમત વગરનું. 2 appreciated. કદર નહિં થયેલું.

**Unvaried**, *a.* (અનવે'રિડ) Unch monotonous. નહિં બદલાએલું; એક સરખુ ભિક રહિત.

**Unvarying**, *a.* (અનવે',રીઇંગ) Mono not changing; without variety. એ એકરૂપ; સરખું.

**Unvariable**, *a.* (અનવે'રિઅબલ)Inv not changing. નહિં બદલાતું; હમે સરખું રહેતું.

**Unveil**, *vt.* (અન્વે,'લ) To uncove ખોલવો; ખુલ્લું મુકવું.

**Unversed**,*a.*(અનવ'ર્સ્ડ)Unskilful;i unknowing. અજ્ઞાન; અનિપુણ; અપ્રવી

**Unvisible**,*a.*(અનવિ'ઝિબલ)Not perc by the eyes. અદૃશ્ય; નહિં દેખાતું.

**Unvitiated**,*a.*(અનવી'શિએટિડ)Not pure. પવિત્ર; અદૂષિત; અભ્રષ્ટ; નહિં બગ

**Unwariness**, *n.* (અનવે'રિનિસ) W caution; carelessness અસાવધપણું; પ્રમાદ.

**Unwarlike,** *a.* (અનવૉ'રલાઇક્) Effeminate; unmanly. નિર્વીર્ય; વીર્યહીન; લઢાઇને માટે અયોગ્ય. 2. Peace-loving. શાંતિપ્રિય.

**Unwarned,** *a.* (અનવૉ'ર્ન્ડ્) Not cautioned or warned. સૂચના નહિં આપેલું; અણચેતવ્યું; સૂચના નહિં મળેલું.

**Unwarped,** *a.* (અનવૉ'ર્પ્ડ્) Unbiassed; impartial. નિષ્પક્ષપાતી; સમપક્ષી.

**Unwarrantable,** *a.* (અનવૉ'રન્ટબલ્) Unjust; indefensible. અનુચિત; અયોગ્ય; ગેરવાજબી.

**Unwarranted,** *a.* (અનવૉ'રન્ટિડ્) Not guaranteed as to quality. ખાત્રી નહિં આપેલું. 2. Improper; not justifiable by the facts of the case. ગેરવાજબી; અનુચિત; સાબીતી વગરનું.

**Unwearied,** *a.* (અનવી'અરીડ્) Not fatigued or exhausted. નહિં થાકેલું; પરિશ્રમી; મેહનત કરતું.

**Unwary,** *a.* (અનવે,'રી) Incautious. ગાફિલ; અસાવધાન; અસાવધ; બેભાન.

**Uuwavering,** *a.* (અનવે,'વરિંગ્) Firm; not hesitating; resolved. દૃઢ; નિશ્ચયી; અડગ; નિશ્ચિત.

**Unweaned,** *a.* (અનવિ'ન્ડ્) Suckling. ધાવતું; માનું દૂધ પીતું.

**Unweave,** *vt.* (અનવી'વ્) To undo or unfold. ઉકેલી નાંખવું.

**Unweighed,** *a.* (અનવે,'ડ્) Not weighed. વજન નહિં કરેલું. 2. Not deliberately considered and examined. બરાબર નહિં વિચારેલું.

**Unwelcome,** *a.* (અનવે'લકમ્) Not pleasing or welcome; not well received. નાખુશ કરે એવું; નાખુશીથી ભરેલું; અનિષ્ટ.

**Unwell,** *a.* (અનવે'લ્) Indisposed. અસ્વસ્થ; તબીયત બગડેલું.

**Unwholesome,** *a.* (અનહો,'લસમ્) Insalubrious; not good (for moral or physical well-being). માઠું; અલાભકારક; રોગકારક; રોગિષ્ટ; રોગી.

**Unwieldy,** *a* (અનવી'લ્ડી) Bulky; ponderous. ઘણી મુશ્કેલીથી ઉંચકાય એવું; ઘણુંજ ભારે; સ્થૂલ.

**Unwilling,** *a.* (અનવિ'લીંગ્) Not ready to do; not willing. નાખુશ.

**Unwillingly,** *adv.* (અનવિ'લીંગ્લી) Not in a willing manner. નાખુશીથી.

**Unwillingness,** *n.* (અનવિ'લીંગનિસ્) The state of not being ready or willing to do. ગેરખુશી; અસંતોષ; કષ્ટ; શ્રમ; કંટાળો.

**Unwind,** *vt.* (અનવા'ઇન્ડ્) To untwist or wind off. વીંટાળેલું ઉકેલી નાખવું. 2. To unravel or disentangle. છોડવું. *vi.* To be unwound. ની ગુંચ છુટવી; ઉકેલવું.

**Unwise,** *a.* (અનવા'ઇઝ્) Indiscreet; not well-advised; not wise. અણસમજુ; અજ્ઞાન; ડહાપણ વગરનું; અવિચારી.

**Unwisdom,** *n.* (અનવિ'ઝડમ્) Ignorance; folly. મૂર્ખતા; અવિચાર; અજ્ઞાનતા; ભોળાપણું.

**Unwitty,** *a.* (અનવિ'ટિ) Wanting humour or wit. અવિનોદી; જડ; બુસો.

**Unwonted,** *a.* (અનવો,'ન્ટિડ્) Unused; unaccustomed. મહાવરા વગરનું. 2. Unusual; uncommon. અપૂર્વ; અસાધારણ.

**Unworthiness,** *a.* (અનવ'ર્ધિનિસ્) Worthlessness. અયોગ્યતા; નાલાયકી, બીનલાયકાત.

**Unworthy,** *a.* (અનવ'ર્ધી) Worthless; mean. નાલાયક; બીનલાયક અઘટિત; અણઘટતું.

**Unwritten,** *a.* (અનરિ'ટન્) Oral; not written. નહિં લખેલું; મ્હોડાનું. Blank. કોરૂં.

**Unyielding,** *a.* (અનયી'લ્ડીંગ્) Obstinate; stubborn. જીદ્દી; મમતી; હઠીલું; અડીએલ.

**Unyoke,** *vt.* (અનયો,'ક્) To free or loosen from a yoke. ધુસરીએથી છોડવું; છોડવું. 2. To release from a responsibility. છુટું કરવું.

**Up,** *adv.* (અપ્) On high; above; aloft. ઉંચે; ઉપર. 2. Not short of. જેટલું પર્યંત; સુધી. 3. Wholly; completely; quite. સંપૂર્ણ; બધું; આખું; પૂરેપૂરૂં. 4. Aside. દૂર; વેગળું. **It is all up with him** = He is ruined, lost or dead. એ મરી ગયો છે; એની પાયમાલી થઈ છે. **The time is up**=વખત થઈ ગયો છે. **To be up to**= To be competent for or equal to. લાયક-યોગ્ય-બરોબર હોવું. **To blow up**=To expand or inflate. ઉપસાવવું; ફૂલાવવું. *prep.* From a lower to higher place. ઉપર. 2. From the mouth towards the source of. મુખથી મૂળ તરફ. **Ups and downs** = ચડતી પડતી.

**Upbear,** *vt.* (અપ્બે,'ર્) To lift up; to raise aloft. ઉંચું કરવું.

**Upbraid,** *vt.* (અપ્બ્રે,'ડ્) To reproach or revile. દોષ મુકવો; ઠપકો દેવો. 2. To treat with contempt. ધમકાવવું; ઝાટકવું; તિરસ્કાર કરવો.

**Upbraiding** = Reproof or reproach. નિંદા; ધમકી; ઠપકો; દોષ.

**Upbreathe,** *vi.* (અપ્બ્રી'ધ્) To exhale. શ્વાસ બહાર કાઢવો.

**Upheaval,** *n.* (અપ્હી'વલ્) A lifting up of a portion of the earth's crust. ઉછાળો; ખળભળાટ. 2. Agitation; tumult; revolution. ખળભળાટ; ક્રાંતિ; ઉત્ક્ષેપ.

**Uphill,** *a.* (અ'પ્હિલ્) Upward (said of roads &c.) ઉંચે. 2. Ascending or difficult. કઠણ; દુર્ઘટ; ઉંચું; અઘરૂં.

**Uphoard,** *vt.* (અપ્હો,'ર્ડ્) To hoard up; to store up. સંગ્રહ-સંચય-એકઠું કરવું.

**Uphold**, *vt.* (અપ્હો,'લ્ડ્) To elevate or hold up. ઉંચકવું; ઉંચકી ધરી રાખવું. 2. To support, sustain, defend &c. આશ્રય-ટેકો-આપવો; નભાવી-ટકાવી રાખવું; કાયમ-બહાલ રાખવું.

**Upholder**, *n.* (અપ્હો,'લ્ડર્) One who upholds; a supporter or defender. આશ્રયદાતા; કોઇપણ સંસ્થા વગેરે ટકાવી-નભાવી રાખનાર માણસ. 2. A provider for funerals. મરણક્રિયાનો સામાન પૂરો પાડનાર.

**Upholster**, *n.* (અપહો',લ્સ્ટર્) A broker. દલાલ. *vt.* To furnish somebody with upholstery. ઘરના પડદા, ફરનીચર વગેરે પૂરાં પાડવાં.

**Upholsterer**, *n.* (અપહો' લ્સ્ટરર્) A dealer in upholstery. ઘરના પડદા, બીછાનાં, તકીયા વગેરે સામાન પૂરો પાડનાર.

**Upholstery**, *n.* (અપહો',લ્સ્ટરિ) Articles like bedding, tapestry, curtains, furniture &c. required for setting up a new home. ગાદી, તકીયા, બીછાનાં, પડદા વગેરે, નવું ઘર માંડવા માટે જોઇતું સામાન.

**Uplift**, *vt.* (અપલિ'ફ્ટ્) To raise or lift up. (physically, mentally, morally or spiritually). શારીરિક; માનસિક અથવા આત્મિક ઉન્નતિ કરવી-પ્રગતિ કરાવવી; ઉચકવું; ઉંચું કરવું.

**Uplook**, *vt.* (અપલુ'ક્) To lift up one's eyes to. ઉપર જોવું.

**Uplock**, *vt.* (અપલૉ'ક્) To lock up. તાળું દેવું.

**Upmost**, *a.* (અ'પમો,સ્ટ્) Topmost; highest. ઉંચામાં ઉંચું; આખેરનું.

**Upon**, *prep.* (અપૉ'ન્) On. ઉપરથી-ઉપર. **To assume upon** (in law.)=વચન આપવું; કબુલ કરવું; માથે લેવું.

**Upper**, *a.* (અ'પર્) Superior; higher. શ્રેષ્ઠ; ઉપલું; પ્રધાન; મુખ્ય. **Upper world**, =1. ઉપલું વાતાવરણ. 2. સ્વર્ગ. **To have or get the upper hand**=To get ascendency or superiority over. ની ઉપર જીત મેળવવી; વધારે ચાલવું.
**Uppermost**, =Highest; most superior. બધા કરતાં ઉંચું; ચઢીઆતું.

**Uppish**, *a*, (અ'પિશ્) Arrogant; proud. મગરૂબ; મગરૂર; ગર્વિષ્ઠ.

**Upraise, or uprear**, *vt.* (અપરે,'ઝ-અપરીર્) To erect or raise. ઉંચુ, ઉભું કરવું.

**Upright**, *a.* (અ'પ્રાઇટ્) Pointing upward; perpendicular. ટટાર; સીધું; ઉભું. 2. Just; honest. ન્યાયી; નેક; પ્રમાણિક.

**Uprightly**, *adv.* (અ'પરાઇટલિ) In an upright manner. ન્યાયની રીતે; પ્રમાણિકપણે.

**Uprightness**, *n.* (અ'પ્રાઇટનિસ્) The state or quality of being upright. પ્રામાણિક-પણું; ન્યાય; નેકી; ન્યાયીપણું.

**Uprise**, *vi.* (અપરા'ઇઝ્) To get up or rise up. ઉઠવું; ઉભું થવું.

**Uproar**, *n.* (અ'પ્રો,ર) Disturbance; tumult. કોલાહલ; ઘોંઘાટ, શોરબકોર.

**Uproarious**, *a.* ( અપ્રો'રિઅસ્ ) Noisy; tumultuous. ગડબડવાળું; ઘોંઘાટ કરતું.

**Uprun**, *vt.* (અપર'ન્) To mount up or ascend. ની ઉપર ચઢવું.

**Uprush**, *vt.* ( અપ્ર'શ્ ) To rush upwards. ઉપર ધસારો કરવો.—*n.* (અ'-). ધસારો.

**Upset**, *vt.* (અપ્સે'ટ્) To overturn. ઉંધું વાળવું; ઉથલાવવું. 2. To set up. સીધું-ઉભું મુકવું. *vi.* To become upset. વ્યર્થ થવું; ઉંધું વળવું. *n.* A revolution; an overturning. પરિવર્ત્તન; પર્યાસ.

**Upshot**, *n.* (અ'પ્શૉટ) End; result; finale. છેવટ; અંત; પરિણામ.

**Upside-down**, *adv.* ( અ'પ્સાઇડડાઉન્ ) Topsy-turvy; the lowest side uppermost. ઉલટપાલટ; ઉલટાસુલટી.

**Upspear**, *vt.* (અપ્સ્પી'અર્) To grow like a spear. ભાલાની પેઠે ઉગવું.

**Upspring**, *vi.* (અપ્સ્પ્રી'ન્ગ્ ) To spring up. ઉગવું; નીકળી આવવું. *n.* A leap in the air. છલંગ; કુદકો. 2. An upstart. નવો-તાજો શ્રીમંત થયેલો માણસ; આગન્તુક; અલેલ.

**Upstairs**, *adv.* (અ'પ્સ્ટેઅર્સ્) On the next floor; up the stairs. મેડા ઉપર; મેડીએ; ઉપર.

**Upstand**, *vi.* (અપસ્ટૅ'ન્ડ્ ) To rise or stand up. ઉઠવું; ઉભા થવું.

**Upstart**, *n.* (અ'પસ્ટાર્ટ્) One who suddenly rises to wealth, power, position or consequence (generally without merits or deserts and by a mere freak of fortune); a parvenue. એકદમ ભાગ્યચક્ર ફરવાથી એકાએક-શ્રીમંત-પૈસાદાર-હોદ્દાવાળો થયેલો માણસ; અલેલ; આજકાલનો. *a.* Suddenly become wealthy or influential &c. એકાએક પૈસાદાર અથવા હોદ્દાવાળું થયેલું. આગન્તુક. *vt.* To spring up or start suddenly into prominence, wealth &c. એકદમ નીકળી આવવું; એકદમ પૈસાદાર વગેરે થવું.

**Upstir**, *n.* (અ'પસ્ટર) Disturbance; insurrection; tumult. હુલ્લડ; તોફાન; દંગો; બળવો; બંડ.

**Upswell**, *vi.* (અપસ્વે'લ્) To rise up or swell. સુજવું; સોજો આવવો-ચઢવો.

**Upthrow**, *vt.* (અપથ્રો,') To throw up. ફેંકી દેવું.

**Upthunder,** *vi.* (અપથ'ન્ડર્) To make a thundering noise. ગર્જનાની પેઠે અવાજ કરવો.

**Upward,** *adv.* (અ'પ્વર્ડ્) Upwards; towards a higher place. ઉપરની તરફ; ઉપર. 2. Towards God, heaven. ઈશ્વર, સ્વર્ગ તરફનું. *a.* Ascending; directed to a higher place. ચઢતું; ઉંચેનું; ઉપરનું.

**Upwards of,** *adv.* (અ'પવર્ડ્સ્ ઑ'વ્) Above; more than. અધિક; ઉપરાંત; કરતાં વધારે.

**Uranography,** *n.* (યુરનૉ'ગ્રફિ) The description of heavenly bodies &c. આકાશ વર્ણન. [Gr. *uranos*, heaven & *grapho*, I write.]

**Uranus,** *n.* (યૂ'રનસ્) The name of the planet farthest from the sun. યુરેનસ નામનો એક ગ્રહ (સૂર્યમાલિકાથી દૂરમાં દૂર.)

**Urban,** *a.* (અ'ર્બન્) Belonging to or of a town or city. (as opposed to *rural*). નાગરિક; શહેરી. 2. Courteous; elegant in manners; polite. સુસભ્ય; નમ્ર; સુજન. [L. *urbanus*.]

**Urbane,** *a.* (અરબે'ન્) Suave; polite; courteous; elegant in manners. સભ્ય; વિનયશીલ; વિવેકી.

**Urbanity,** *n.* (અરબૅ'નિટિ) Refinement; politeness; polished manners. ભલમનસાઈ; માણસાઈ; સુજનતા; સુશીલતા; વિવેક; સભ્યતા; વિનયશીલપણું; મર્યાદાશીલપણું.

**Urbanize,** *vt.* (અ'રબનાઇઝ્) To polish or refine; to teach elegant manners. ને સાર સંસ્કાર આપવા; ને સુધારવું-શિષ્ટ કરવું.

**Urchin,** *n.* (અ'ર્ચિન્) A child or small boy (used in contempt or joke). છોકરું; પોયરો.

**Ureter,** *n.* (યુરિ'ટર્) The tube leading out from the bladder. મૂત્રાશયની નળી.

**Urethra,** *n.* (યુરિ'થ્રા) The urinary canal. પિશાબની નળી.

**Urge,** *vt.* (અર્જ) To insist upon; to press. નો આગ્રહ કરવો; ખેંચતાણ કરવી.2.To provoke; to lead to. ચડાવવું; ઉશ્કેરવું. *vi.* To insist. આગ્રહ કરવો.

**Urgency,** *n.* (અ'ર્જન્સી)Importunity;state of being urgent or requiring immediate performance. જરૂર; અગત્ય.

**Urgently,** *adv.* (અ'ર્જન્ટલી) Immediately; pressing. તાકીદે; અગત્યે કરી.

**Urgent,** *a.* (અ'ર્જન્ટ્) Calling for immediate action; pressing. અગત્યનું; જરૂરી.

**Urinal,** *n.* (યુ'રિનલ્)A place where urine is made;place for making water.મુતરડી;મોરી.

**Urinary,** *n.* (યુ'રિનરી) Pertaining to or about the urine. મૂત્રસંબંધી. **Urinary affection**=મૂત્રદોષ;પ્રમેહ. *n.* A urinal.મુતરડી.

**Urinate,** *vt.* (યૂ'રિને,ટ્) To make water. પેશાબ કરવો; મુતરવું.

**Urine,** *n.* (યૂ'રિન) A watery excretion from the kidneys. લઘુશંકા; પેશાબ; મૂત્ર.

**Urn,** *n.* (અર્ન) A vessel. વાસણ; લોટો; ચંબુ. 2. A liquid measure. પ્રવાહી પદાર્થો માપવાનું સાધન.

**Ursa,** *n.* (અ'ર્સા) The constellation which contains the pole-star. રીંછ જેવા આકારનું તારામંડળ.**Ursa major**=સપ્તર્ષિ.

**Us,** *prep.* (અસ્) Ourselves; the persons speaking. આપણને; અમને.

**Usage,** *n.* (યૂ'ઝિજ્) Custom; habit. ટેવ; ભાત; ચાલ; રીત.**Conventional usage**= રૂઢિ. **Family usage**=કુલાચાર.2. Method; custom. ધારો; ચાલ; રીવાજ.

**Use,** *n.* (યુસ્) Application; employment. ઉપયોગ; વાપર; ખપ. 2. Usefulness; utility. જરૂરીયાત; ઉપયોગ. **Out of use**=પડી રહેલું; નકામું. *vt.* (યુઝ્) To employ or apply to some purpose.નો ઉપયોગ કરવો.2.To habituate; accustom. ટેવ-મહાવરો પાડવો.3. To practise. મહાવરો પાડવો. 4. To treat. સાથે વર્તન ચલાવવું; વર્તવું. **To use up**=To consume. વાપરી નાંખવું-ખપાવવું. *vi.* To be accustomed or habituated. ટેવ હોવી.

**Useful,** *a.* (યુ'સફુલ્)Advantageous;beneficial; affording service or utility. ખપનું; કામનું; ઉપયોગી; જરૂરનું.

**Usefulness,** *n.* (યૂ'સફુલ્નિસ્) The act of affording service; utility. ઉપયોગીપણું; ખપ; કામ; જરૂર.

**Useless,** *a.* (યુ'સલિસ્) Of no utility; of no service; unsuitable. નિરૂપયોગી; ખપમાં-કામમાં નહિ આવે એવું. 2. Worthless. નકામો; નાલાયક (માણસ). 3. Fruitless; unavailing. નિષ્ફળ; વ્યર્થ.

**Usher,** *n.* (અ'શર્)A servant or an officer who introduces other people at a ceremony; a door-keeper. દ્વારપાળ; છડીદાર; પ્રવેશક; ચોપદાર; નકીબ. 2. A lecturer. ઉપશિક્ષક; આસિસ્ટંટ માસ્તર. *vt.* To introduce or bring in. દાખલ કરવું.

**Usual,** *a.* (યૂ'ઝ્અલ્) Customary;ordinary; common. સાધારણ; રીતમુજબ, હમેશ મુજબનું. **An usual**=હમેશ મુજબ.

**Usually,** *adv.*(યૂ'ઝ્અલી) Customarily;commonly; ordinarily. સાધારણ રીતે; હમેશાં.

**Usufruct,** *n.* (યૂ'ઝ્યુફ્રક્ટ્) *In law*, the use and enjoyment of lands or tenements of others. ઉપભોગ; ભોગવટો.

**Usurer,** *n.* (યૂ'શ્યુરર) One who charges exorbitant interest for the use of his money; a money-lender. વ્યાજખાઉ; ધીરેલા પૈસા માટે કાળુલી વ્યાજ લેનાર.

**Usurious,** *a.* (યૂ'શ્યુરીઅસ્) Practising usury. કાળુલી વ્યાજ વસુલ કરતો; બહુજ વ્યાજ લેતો; વ્યાજ ખોરીયું.

**Usurp,** *vt.* (યુઝ'ર્પ્) To appropriate wrongfully; to seize and hold by force. બળાત્કારે છીનવી લેવું; પચાવી પાડવું.

**Usurpation,** *n.* (યુઝર્પે,'શન્) Wrongful appropriation. પચાવી પાડવું તે; છીનવી લેવું તે; બળાત્કાર; અપહરણ.

**Usurper,** *n.* (યુઝ'ર્પર્) One who usurps. પચાવી પાડનાર માણસ; ઝુંટવી લેનાર માણસ.

**Usury,** *n.* (યુ'શ્યુરી) Exorbitant interest. ગેરવાજબી-કાળુલી વ્યાજ. 2. The profession of a money-lender. પૈસા ધીરવાનો ધંધો.

**Utensil,** *n.* (યુટે'ન્સિલ્) A vessel used for cooking purpose. રાંધવાના કામમાં વાપરવામાં આવતું વાસણ.

**Uterine;** *a.* (યુટે'રાયન્) Pertaining to the uterus. ગર્ભાશય સંબંધી.

**Uterus,** *n.* (યુટે'રસ્) The organ of the female where the embryo develops; the womb. ગર્ભાશય; ગર્ભસ્થાન.

**Utilitarian,** *a.* (યુટિલિટે',રિઅન્) Pertaining to utility. ઉપયોગી; ઉપયોગને લગતું; વધારેમાં વધારે સંખ્યાને સુખ મળે એવી નીતિ; સિદ્ધાંત સંબંધી.—*n.* એવો સિદ્ધાંત વધારેમાં ધરાવનાર. —°**ism** (યુટિલિટે'રિયનિઝમ્) નીતિ રીતિ વગેરે સર્વ બાબત તેના ઉપયોગીપણા પરથી સારી ને નરસી ઠરે એવો મત; વધારેમાં વધારે માણસો વગેરેને વધારેમાં વધારે સુખ મળે એવી નીતિ એજ ખરી નીતિ એવો મત; બહુદયવાદ; અધિકસુખવાદ.

**Utility,** *n.* (યુટિ'લિટિ) The state or quality of being useful. ઉપયોગિતા; ગુણ; ફાયદો; ઉપયોગ; ઉપયોગીપણું.

**Utilize,** *vt.* (યૂ'ટિલાઇઝ્) To put to use; to enjoy for some useful purpose. ને ઉપયોગમાં લેવું; ને કામે લગાડવું; કામમાં લેવું.

**Utmost,** *a.* (અ'ટમો,સ્ટ્) Highest; best; greatest. બેહદ; અપરંપાર; ઘણુંજ. *n.* The greatest possible. બને તેટલું; પરાકાષ્ઠા.

**Utopian,** *a.* (યુટો',પિયન્) Impracticable; imaginary; ideal. માનસિક; કલ્પિત; અશક્ય. Utopian schemes & thoughts=શેખચલ્લી જેવા વિચારો.

**Utter,** *a.* (અ'ટર્) Perfect; complete. સંપૂર્ણ; કેવળ. *vt.* To give utterance to; to speak. બોલવું; ઉચ્ચાર કરવો.

**Utterable,** *a.* (અ'ટરબલ્) That can be uttered. વચનીય; ઉચ્ચારણીય; કહી શકાય એવું.

**Utterance,** *n* (અ'ટરન્સ્) Style or fashion of speaking. બોલવાની ઢબ-રીત. 2. Speech; articulation. ઉચ્ચાર; ઉચ્ચારણ; વાણી.

**Utterly,** *adv.* (અ'ટરલિ) Totally; completely; fully. બીલકુલ.

**Uttermost,** *a.* (અ'ટરમો,સ્ટ્) Utmost; extreme. છેવટનું; બેહદ; આખરનું. *n.* The utmost. પરાકાષ્ઠા.

**Uvula,** *n* (યૂ'વ્યુલે) The soft fleshy body which hangs from the palate. પડજીભ; લાળી; કાકડો.

**Uxorious,** *a.* (અગ્ઝો'રિઅસ્) Hen-pecked; completely ruled or under the thumb of his wife. ભાર્યાસક્ત; સ્ત્રીવશ; બાયલો.

**Uxoriousness,** *n.* (અગ્સો'રિયસનિસ્) The state of being henpecked or uxorious. સ્ત્રીવશપણું; બાયલાપણું; ભાર્યાસક્તિ.

## V.

**V,** (વી) The twenty-second letter of the alphabet, is a vocal consonant and has the sound of વ્. અંગ્રેજી મૂલાક્ષરનો વીસમો અક્ષર છે અને એનો ઉચ્ચાર "વ્" થાય છે.

**Vacancy,** *n.* (વે'કન્સી) Empty space; an open or occupied space between bodies or things. શૂન્યતા; પોલાણ; ખાલી જગ્યા; પોલ; ગાળો 2. An unoccupied office; a post unfilled. ખાલી પડેલી જગ્યા. Emptiness. શૂન્યતા; પોકળતા.

**Vacant,** *a.* (વે,'કન્ટ્) Not filled by an incumbent. ખાલી. 2. Empty of thought. સુનકાર; ખાલી; વિચાર વગરનું. 3. Empty; not filled. સુનું; ઠાલું; શૂન્ય; ખાલી. [L. *vaco*, I am empty.]

**Vacate,** *vt.* (વેકે,'ટ્) To leave empty; to quit possession or occupancy of. છોડવું; ખાલી કરવું; છોડીને ચાલ્યા જવું.

**Vacation,** *n.* (વેકે,'શન્) The days of leave between two terms in a school or college. છુટી; રજા; વેકેશન્ 2. (*Law*), An intermission in judicial proceedings; recess. વિશ્રામકાળ; રજા.

**Vaccinate,** *vt.* (વૅ'ક્સિને,ટ્) To inoculate with cowpox. સૈયદ-શીતળા-બળીયા કાઢવા.

**Vaccination,** *n.* (વૅ'ક્સિને,'શન્) Inoculation with cowpox. સૈયદ; શીતળા કાઢવા તે.

**Vaccinator,** *n.* (વૅક્સિને,'ટર્) Inoculator. સૈયદ, શીળી કાઢનાર.

**Vaccine,** *n.*(વૅ'ક્સિન્)Pertaining to cows. ગવ્ય; ગાયનું.2.The lymph used in vaccination. ગાયનો ચેપ.

**Vacillate,** *vi.* (વૅ'સિલે,ટ્) To stagger or reel; to move this way and that. આમતેમ ફરવું; લથડવું; ઝોકા ખાવા. 2.To waver; to be unsteady or inconstant;to fluctuate in mind or opinion.વિચાર ફેરવવો;ઢચુપચુ હોવું; અચકાવું.

**Vacillating,** *a.* (વૅ'સિલે,ટિંગ્)Inclined to fluctuate in mind; wavering. ધોરણ વગરનું; અદૃઢ; ઢચુપચુ.

**Vacillation,** *n.* (વૅસિલે,'શન્)The act of wavering. અસ્થિરતા; અદૃઢતા; ઢચુપચુપણું; સંકલ્પવિકલ્પ; અનિશ્ચય.

**Vacuum, vacuity,***n.* (વૅ'ક્યુઅમ્-વૅક્યૂ'ઇટી) Space; void; emptiness; vacancy. અવકાશ; શૂન્યતા; ખાલીપણું; ખાલી જગ્યા.

**Vacuous,** *a.* (વૅ'ક્યુઅસ્) Void of anything; empty; vacant. ખાલી; શૂન્ય.

**Vademicum,** *n.* (વૅ'ડીમિકમ્) A manual or handbook. નહાનું પુસ્તક, ચોપડી.

**Vagabond,** *n.* ( વૅ'ગેબૉન્ડ્ ) A scamp; a wanderer;a vagrant. વંઠેલ;ભટકનાર; રખડનાર. *a* Having no fixed habitation; wandering. ભમ્યા કરવું; રખડવું; ભટકવું [L.*vago*,I wander.]

**Vagary,** *n.* (વે,'ગરી) A fancy;a freak of imagination; a whim. ભ્રમ;વિભ્રમ;લેહર;તરંગ

**Vagabondage,** *n.* ( વૅગેબૉન્ડિજ્ ) The state of a vagabond. લુંટ; લુટવું તે.

**Vagina,** *n.*(વૅજા'ઇના)The canal of females leading inwards to the womb. યોનિ.

**Vagrancy,** *n.* ( વે,'ગ્રન્સી ) The state of being a vagrant; the life and conduct of wandering beggars;the habit of wandering purposelessly. ભટકવાની-રઝળવાની ટેવ;ભટકનાર, રખડેલ હોવું તે.

**Vagrant,** *n.* ( વે,'ગ્રન્ટ્ ) A wanderer; a strolling-beggar.રખડનાર-રઝળનાર;રખડેલ ભીખારી.*a.*Given to wandering.રઝળનાર;ભટકવું;વંઠેલ.

**Vague,***a.*(વે,'ગ્)Hazy; uncertain; doubtful. અનિશ્ચિત; જેનો અર્થ અથવા ભાવાર્થ નક્કી નહિં કરી શકાય એવું; અધ્ધર.

**Vail,** *n.* (વે,'લ્) Avail; casual advantage; return; profit. ફાયદો-લાભ-નફો; અણધાર્યો ઓચિંતો લાભ.*vt.*To avail; to be of use or advantage. કામ લાગવું; ખપ આવવું. *vi.* To yield.ને જગ્યા આપવી.

**Vain,** *a.* ( વે,'ન્ ) Light-minded; conceited; proud of petty things or trifling achievements; having an unduly high idea of one's attainments &c. બડાઇખોર; ડંફાસ મારનાર;ફાંકો રાખનાર. 2. Worthless; empty; void.મિથ્યા; પોકળ;નકામું;ખાલી;નિરર્થક.3.False;unsubstantial જુઠું;ખોટું;બનાવટી. **In vain**=To no purpose. ફોકટ; નાહક; અમથું; નકામું; વ્યર્થ; વૃથા.

**Vain-glorious,** *a* (વે,ન-ગ્લો'રિઅસ્) Bragging; boastful. ગુમાની; બડાઇખોર; પતરાજીયું; શેખીખોર; અહંકારી; બડાઇખોર.

**Vain-glory,***n.*(વે,ન-ગ્લો'રી)Undue exaltation;tendency to unduly exalt one's self or one's own performances. બડાઈ;ડંફાસ;શેખી.

**Vainly,** *a.* (વે,'ન્લી) Ineffectually;in vain. નિરથક રીતે; મિથ્યા.

**Vainness,** *n.* (વે,'ન્નિસ્) The state of vanity. શેખી; બડાઇ; ખોટો;ડોળ; મિથ્યાભિમાન.

**Vale,** *n.* (વે,'લ્) A valley. ખીણ બે પહાડ-ટેકરા વચ્ચેની જગ્યા. 2. A channel. કનાલ.

**Valediction,** *n.* (વૅલીડિ'ક્શન્) A bidding farewell. છેલ્લી સલામ. [L. *vale*, farewell & *dico*, I say].

**Valedictory,** *a.* (વૅલીડિ'ક્ટરી) Bidding farewell; pertaining to leave-taking. છેલ્લી સલામ વિષે; રજા લેવું.

**Valet,** *n.* (વૅ'લિટ્) A personal attendant. ખિદમતગાર; હુજુરીઓ. 2. A goad. પરોણી;આર.

**Valetudinarian, valetudinary,** *a.* (વૅલિટયૂડિને'રિઅન્-વૅલેટ્યુ'ડિનરી)In a poor state of health; infirm; sickly. રોગીયું; રોગિષ્ઠ. *n.* A sickly person. સદારોગી માણસ.

**Valiant,** *a.* (વૅ'લિઅન્ટ્) Heroic; brave; intrepid; courageous. બહાદુર; પરાક્રમી; જબરો; હિમ્મતવાન; ધૈર્યવાન. 2. Bravely conducted; performed with valour (as an action &c.) મરદાનીનું; હિંમ્મતનું; બહાદુરીથી. [L. *valeo*, I am strong].

**Valid,** *a.* (વે'લિડ્) Good; sound, tenable. ખરૂં; વાજબી; વાસ્તવિક. 2. Powerful; strong. સારૂં;બળવાન મજબુત.3.Having legal strength or force; enforceable as law.કાયદેસર; પાકું.

**Validity,** *n.*(વૅલિ'ડિટી) The state of being valid. વાસ્તવિકપણું; વાજબીપણું; ખરાપણું; કાયદેસરપણું; પાકાપણું.

**Valise,** *n.*(વૅલી'ઇઝ)A travelling hand-bag. મુસાફરીનાં લુગડાં ભરવા સારુ ચામડાની હૅન્ડ-બૅગ-પોર્ટમૅન્ટો.

**Vallation,** *n.* (વૅલે,'શન્) Intrenchment, rampart. કિલ્લાની ભીંત.

**Valley,** *n.* (વૅ'લી)The low-land between two mountains; a plateau. ખો; ખીણ.

**Valorous,** *n.* (વૅ'લરસ્)Courageous;brave; intrepid. શૂરવીર; બહાદુર; હિંમતવાન; મર્દ.

**Valour,** *n.*(વૅ'લર્) Prowess in war; personal bravery; courage; intrepedity. હિમ્મત;બહાદુરી; શુરાતન; પરાક્રમ.[L.*valeo*, I am strong.]

**Valuable,** *a.* (વૅ'લ્યુઅબલ્) Precious;costly; estimable; worthy. મૂલ્યવાન; કિમતી; ભારે; વખાણવા-કદર કરવા લાયક (ગુણ વગેરે).

**Valuation,** *n.* (વૅલ્યુએ,'શન્)Appraisement; the art or act of setting a price upon. ની કિમત આંકવી તે-આંકવાની ક્રિયા-હુનર વગેરે; નિરૂપણ;આંકણી.2. Estimated worth or value. (આંકેલી) કિંમત, મૂલ્ય, મુલ.

**Value,** *n.* (વેલ્યુ) Price; cost. મૂલ્ય; કિંમત. 2. Excellence; worth. ગુણ; ઉપયોગ;ફાયદેમંદપણું. 3. Regard; esteem. માન; ગણના; વજન; લેખું; ભાર, બુજ; દરકાર. *vt.* To set a price upon; to estimate the worth of. કિંમત-(મુલ) આંકવી-ઠરાવવી; મૂલ્ય કરવું 2. To hold in high esteem; to prize.ની કિંમત વધારવી; વધારે કિંમતી લેખવું.

**Valued,** *a.*(વૅ'લ્યુડ) Prized; esteemed;highly regarded. કિંમતી મૂલ્યવાન; પૂજ્ય.

**Valueless,** *a.* (વૅલ્યુલિસ્) Worthless; of no worth. નાલાયક; કોડીનું; નજીવું; દમ-માલ વગરનું; નકામું.

**Valve,** *n.* (વૅ'લ્વ્) A lid. જીભાવી; ઢાંકણું. 2. One of the leaves of a folding door. બે પડવાળા બારણાનું એક પડ.

**Valvular,** *a.* (વૅ'લ્વ્યુલર્) Having valves. જીભાળીવાળું; બે પડવ ળા બારણાવાળું.

**Vampire,** *n.* (વૅ'મ્પાયર્) A blood-sucking ghost. જીવતા પુરૂષનું લોહી ચુસી જનાર ભૂત.2.A vampire-bat.એક જાતની ચામાચીડ,છાપું. 3. An extortioner. લોકોનું લોહી ચુસી લેનાર માણસ (વ્યાજવટ્ટાનો ધંધો બહુજ વ્યાજ લઇને કરનાર માણસ) ફસાવનાર સ્ત્રી.

**Vamp,** *n.* (વૅમ્પ્) The upper leather of a boot or shoe for fashion. અંગુઠા આગળનો બુટનો ચકચકિત ભાગ.

**Van,** *n.* (વૅન્) A light goods wagon. માલ લઇ જવાની હલકી ગાડી. 2. A luggage-car of a railway. ગુડસ ગાડીનો ડબો. 3. The leading line or the front of an army; the foremost portion or front of any movement. લશ્કરનો મોખરો; કોઇપણ ચળવળનો અગ્રગણ્ય ભાગ-આગળ પડતો ભાગ લેનાર માણસ.

**Vandal,** *n.* (વૅ'ન્ડલ્) One who wilfully destroys any work of art. વિઘ્ન નાંખનારો; છેદન કરનાર; જંગલી; જડભરત.

**Vandalic,** *a.*(વૅન્ડૅ'લિક્)Wilfully destructive; unnecessarily cruel; merciless (from the name of the **Vandals** a tribe who looted Rome and who were distinguished by these characteristics). અતિ ક્રૂર; ઘાતકી.

**Vandalism,** *n.*(વૅન્ડ્'લિઝ્મ્)Wilful cruelty or destruction. અતિક્રૂરતા; ઘાતકીપણું; વિકાળતા.

**Vandyke,** *n.* (વૅ'ન્ડાઇક્) A small collar. નાનો ગલપટો.

**Vane,** *n.* (વે,ન્) A weather-cock or similar other device to show which way the wind blows. વાયુગતિદર્શક ફિરકી; મોર.

**Vanguard,** *n.* (વે'ન્ગાર્ડ) The advance guard or the leading line of an army. લશ્કરના મોખરાની ટુકડી.

**Vanish,** *vt.* (વૅ'નિશ્) To disappear;to go out of sight. અદૃશ્ય થવું; ઉડી જવું; જતા રહેવું; નજરમાંથી ગુપ્ત થઇ જવું. [L. *vanus*, empty.]

**Vanity,** *n* (વૅ'નિટી)Conceit;pride;arrogance; emptiness. બડાઈ; ડંફાસ; ફાંકો; ખાલીપણું. [L. *vanus*, empty.]

**Vanquish,** *vt.* (વૅ'ન્ક્વીશ્) To defeat; overwhelm or conquer. જીતવું; હરાવવું; પરાજીત કરવું. *n.* A kind of disease of the sheep. ઘેટાંનો એક જાતનો રોગ.

**Vanquishable,** *a.* (વૅ'ન્ક્વીશઅબલ્) Conquerable; that can be defeated. જીતી શકાય-હરાવી શકાય એવું; જય્ય.

**Vantage,** *n.* (વૅ'ન્ટિજ્) Advantage; gain; profit. લાભ; ફાયદો; નફો. **To have at vantage**=નો લાભ મેળવવો.

**Vantage-ground,** *n.* (વૅ'ન્ટિજ્-ગ્રાઉન્ડ્) Superiority of position or place(especially in military tactics). ચઢીયાતી-કંઈ સામા કરતાં વધારે સારી જગ્યા; ગુણ થાય એવી જગ્યા.

**Vapid,** *a.* (વૅ'પિડ્)Spiritless; dull; insipid. નીરસ; ફિક્કું; રસહીન; દમ-જીવ વિનાનું.

**Vapidity,** *n.* (વૅપિ'ડિટી) Dullness; spiritlessness. નીરસતા; રસહીનતા; નિઃસત્વતા.

**Vaporation,** *n.* (વૅપોરે,'શન્) Conversion into steam or vapour. વરાળના રૂપમાં ઉડી જવું તે.

**Vaporous,** *n.* (વે,'પરસ્) Full of having the form of steam or vapour. વરાળવાળું; વરાળના જેવું.

**Vapoury,** *a.* (વે,'પરી) Full of steam or vapour. બાષ્પમય, રૂપ; બાફ-વરાળવાળું.

**Vapour,** *n.* (વે,'પર્) The gaseous state of a substance. વરાળ; બાફ. *vi.* To give out vapour. માંથી વરાળ, ધુમાડો નિકળવો. *vt.* To cause to emit vapour. વરાળરૂપે ઉરાડી દેવું.

**Vapourer,** *n.* (વે,'પરર્) A boastful person; a braggart. ફુલણજી; બડાઇખોર; શેખીખોર.

**Vaporise,** *vt.* (વે,'પરાઇઝ્) To transform into the gaseous form. વરાળના રૂપમાં લાવવું; ની વરાળ કરવી. *vi.* To pass off in vapour. વરાળરૂપે ઉડી જવું.

**Variable,** *a.* (વે'રિઅબલ્) Changeable; alterable. જુદા પ્રકારનું થાય એવું; બદલાય એવું; બદલાય એવું. 2. Fickle; mutable. ચલિત; ચંચલ; પરિવર્તનશીલ; અનિત્ય. **Variable stars**=અસ્થાયી તારાઓ. *n.* An alterable thing. બદલી જાય એવો પદાર્થ.

**Variableness, Variability,** *n.* (વે'રિઅબલનિસ્, વેરિઅબિ'લિટી) The state or quality of being changeable or alterable. બદલાઇ જઈ શકે એવી સ્થિતિ, એવો ગુણ; ચંચળતા; અસ્થિરતા; અસ્થિરપણું.

**Variance,** *n.* (વે'રિઅન્સ્) Variation; disagreement; dissension; discord. ફેરફાર; ફરક; બેબનાવ; ફૂટ; અણબનાવ; વિરોધ; અણરાગ.

**Variation,** *n.* (વેરિએ,'શન્) Modification; alteration; the act of varying. ફરક; ફેરફાર; તફાવત. 2. The extent or degree of difference. ભિન્નતા; ફેર; તફાવત. 3. The change of the termination of words. રૂપાંતર; શબ્દમાં ફેરફાર.

**Varicose,** *a.* (વૅ'રિકો,સ્) Permanently and abnormally dilated. સદંતર મ્હોટું; પ્હોળુ થઇ ગએલું; અતિવિકસિત.

**Variegate,** *vt.* (વે'રિએગે,ટ્) To diversify in external appearance; to mark with different colours. ચિત્રવિચિત્ર-રંગબેરંગી-તરેહતરેહનું બનાવવું.

**Variegated,** *a.* (વે'રિએગેટિડ્) Marked with diverse colours. રંગબેરંગી; ચિત્રવિચિત્ર; તરેહતરેહનું.

**Variegation,** *n.* (વે'રિએગે,'શન્) Diversity of colours. રંગબેરંગીપણું; ચિત્રવિચિત્રપણું; તરેહતરેહનું હોવું તે.

**Variety,** *n.* (વેરા'ઇટી) Differentness; multifariousness; many-sidedness; diversity. તફાવત; ફેર; જુદાપણું; એકસરખાપણું ન હોવું તે. 2. A kind; sort; sub-species. જુદી જાત; પેટા જાત; ઉપજાત.

**Variform,** *a.* (વે'રિફૉર્મ) જુદી જાતનું, રંગનું, આકારનું.

**Variorum,** *a.* (વરિઑ'રમ્) કોઈપણ પુસ્તકની આવૃત્તિ બહાર પાડવા માટે લેખકની લીધેલી મંજુરી.

**Various,** *a.* (વે'રિયસ્) Diverse; different; manifold; several. નાનાવિધ; જાતજાતનું; તરેહતરેહનું; જુદું જુદું.

**Variously,** *adv.* (વે'રિઅસ્લી) In various ways. જુદીજુદી રીતે.

**Varlet,** *n.* (વા'રલેટ્) A servant. ચાકર; નોકર. 2. A rogue; a base rascal. હરામખોર; ધુતારો; ઠગ.

**Varletry,** *n.* (વા'ર્લેટ્રી) The rabble; crowd. સમૂહ; ટોળું; જથ્થો.

**Varnish,** *n* (વા'રનિશ્) A viscous liquid generally mixed with oil and used in polishing furniture &c. વારનીશ; રોગાન. 2. A lustrous or glossy appearance. ચળકતો દેખાવ. 3. Outside show, gloss or polish. બહારનો ભપકો-દેખાવ-ડોળ-ટાપટીપ *vt.* To polish with; varnish. વારનિસ-રોગાન ચઢાવવું. 2. To whitewash or gloss over some defect &c. પર ઢાંકણ દેવું; ઢાંકવું. **V. tree**=એક જાતનું ઝાડ.

**Varun,** *n.* (વ'રૂન્) The Neptune of the Indian mythology. વરૂણદેવ; દરિયાઇ દેવતા.

**Varnisher,** *n.* (વા'રનિશર્) One who varnishes furniture and other articles. ફરનીચરને પૉલીશ કરી સફાઇદાર બનાવનાર.

**Varnishing,** *n.* (વા'રનિશિન્ગ્) The act of applying varnish to furniture. રોગાન લગાડવું તે.

**Vary,** *vt.* (વે,'રી) To modify; to change the aspect of. તરેહમાં ફેરફાર કરવો. 2. To exchange or transform. રૂપાંતર કરવું; પલટવું; બદલવું. 3. To variegate or diversify. વિચિત્ર તરેહવાર, કરવું. *vi.* To change or alter. બદલાવું; બદલાઇ જવું. 2. To become different or to differ. થી જુદા પડવું-જુદા પ્રકારના હોવું. 3. To alternate. એકપછી એક આવવું. [L. *varius*, various.]

**Vascular,** *a.* (વૅ'સ્કયુલર્) Consisting of animal or vegetable vessels. રસવાહિનીથી ભરપુર; રસવાહિનીનું બનેલું; નાડી સંબંધી. [L. *vas*, a vessel.]

**Vase,** *n.* (વે,'સ્, બ્હાઝ્) An ornamental vessel of glass &c. used as a decoration. શોભીતુ-શોભા માટે રાખેલું વાસણ પ્યાલું.

**Vaseline,** *n.* (વૅ'સલિન્) એક જાતનો મલમ જેવો પદાર્થ.

**Vassal,** *n.* (વૅ'સલ્) A slave; a servant; a serf. નોકર; ચાકર; ગુલામ. 2. A feudatory. માંડલિક; જાગીરદાર; ખંડીયો. *vt.* To enslave. ગુલામ કરવું.

**Vassalage,** *n.* (વૅ'સલિજ્) Political slavery or want of liberty; enslavery. વશતા; તાબેદારી; ગુલામી; ખંડીયાપણું. 2. A territory held as a feudatory. માંડલિકનું સંસ્થાન; તાબાનો મુલક. 3. ખંડણી.

**Vast,** *a.* (વાસ્ટ્) Very large or spacious; immense; very great in force; mighty. વિસ્તારવાળું; વિશાળ; મોટું; અફાટ; ઘણા જોરવાળું; જબરૂં. 2. Very great in amount, number, bulk, importance &c. ભારે; બ્હોળું; ઘણું મોટું. [L. *vastus*, empty].

**Vastly,** *adv.* (વા'સ્ટ્લી) In a vast manner. અતિશય; બહુજ.

**Vastness,** *n.* ( વા'સ્ટનિસ્ ) The state or quality of being vast. વિશાળતા; વિસ્તાર.

**Vastation,** *n.* ( વૅસ્ટે,'શન્ ) Devastation; lying waste; depopulation. પાયમાલી; નાશ.

**Vastity,** *n.* ( વૅ'સ્ટિટી ) Vastness. વિસ્તાર; વિશાળતા.

**Vat,** *n.* (વૅટ્) A large tub; a wooden tank or cistern. કુંડું; મ્હોટું પીપ-ટાંકી; હોડકું. 2. A liquid measure. પ્રવાહી પદાર્થનું એક માપ.

**Vaticide,** *n.* (વૅ'ટિસાઈડ્)A prophet murderer; the murder of a prophet. પયગંબરનુ ખુન-ખુન કરનાર. [ L. *vates*, a prophet, and *cædo*, I kill].

**Vaticinal,** *a.* (વૅ'ટિસિનલ્) Prophetic.જેમાં ભવિષ્યવાણી રહેલી છે એવું;ભવિષ્યસુચક;ભવિષ્યદર્શક.
**Vaticination**=ભવિષ્ય કહેવું તે.

**Vault,** *n.*(વૉલ્ટ્) An arched dome. કમાનવાળો ઘુમટ. 2. An underground cell. ભોંયરૂં; જમીન નીચેનો ઓરડો. 3. The canopy of the sky. આભ; આકાશ.

**Vaulted,** *a.*(વૉ'લ્ટિડ્)Covered with a vault; concave; arched.કમાનદાર;મહેરાબદાર;ઘુમટવાળું.

**Vaulting,** *n.*(વૉ'લ્ટિંગ)Tumbling; leaping. કુદવાની કસરત; કુદકા; ઠેકડાબાજી.

**Vaunt,** *vi.* (વૉન્ટ્)To talk with ostentation; to brag; to boast. બડાઈ મારવી; શેખી મારવી. *vt.*To boast of;to make a vain display of. ની બડાઇ-મોટાઇ-શેખી મારવી. *n.* A boast; a brag. ફિશયારી; બડાઈ; ડફાંસ; મ્હોટાઇ; શેખી; ફુલ. [L. *vanus*, empty].

**Vauntingly,** *adv.* (વૉ'ન્ટિન્ગલી) In a vaunting manner. બડાઇ-મોટાઇ-ફીશયારી-ડંફાસથી.

**Veda,** *n.* (વે'ડ) The scriptures of the ancient Hindus. હિંદુઓનું પવિત્ર શાસ્ત્ર; વેદ. *pl.* **Vedas.**

**Veal,** *n.* (વીલ્) The flesh of a dead calf. ગોવત્સમાંસ; વાછરડાંનું માંસ.

**Veer,** *vi.* (વી.ર્) To change the direction or alter the course of. ફરવું; દિશા બદલવી. *vt.* To alter the course of. (વહાણની) દિશા બદલવી;ને ફેરવવું.**To veer away or out**= to let out. મુકવું; છોડવું.

**Vegetable,** *a.* (વે'જીટબલ્) Comprising or pertaining to plants. છોડનું; છોડ વિષેનું; છોડ વિષેનું; છોડસંબંધી; શાકજન્ય.*n.*Plants used as food after cooking. શાકભાજી. 2. A plant. ભાજીપાલો; વનસ્પતિ; ઓષધી.

**Vegetate,** *vi.* (વે'જીટે,ટ્)To germinate or grow. ફણગા ફુટવા; ઉગવું. 2. To luxuriate; to grow in plenty.ફૂલવું-વધવું. 3. Be stationary or without ideas. નકામું સડવું. [L. *vegeto*, I enliven].

**Vegetation,** *n.* (વેજીટે,'શન્) Vegetables or plants collectively or in general.શાકભાજી; વનસ્પતિ; ઝાડપાન.2. The process of vegetating or growing. અંકુર-પીલો ફૂટવો તે;ઉગવું તે.

**Vegetative,** *a.* (વે'જીટે,ટિવ્) Promoting the growth of plants; growing. ઝાડપાનની વૃદ્ધિ કરે એવું; વર્ધમાન; વૃદ્ધિ પામતું; ઉગતું.

**Vehemence,** *n.* (વી'ઈમન્સ્) Fury;violence; boisterousness; impetuousness; farvour; ardour. જોર; વેગ; ઝપાટો; તડાકો; પ્રાબલ્ય;ઝનુન; શૂર; જોસ; જોર; આવેગ. [L. *veho*, I carry, & *mentis*, the mind].

**Vehement,** *a.* (વી'ઈમન્ટ્) Violent; very ardent; boisterous; eager. આવેશી; ઝનુની; આવેશમાં આવેલું; પ્રચંડ; ભારે;જબરૂં;વેગ-જોરવાળું.

**Vehicle,** *n.*(વી'ઇકલ્) A means of transport or conveyance as a carriage &c. વાહન; ગાડી;રથ. **Horse vehicle**=ઘોડાગાડી.**Man-vehicle**=પાલખી. 2. Medium; means of transmission or communication. સાધન; ઉપાય; મારફત.

**Veil,** *n.* (વે,લ્ ) A curtain or cover.પડદો; આંતરો. 2. A screen for the face. બુરખો; ઘુમટો. 3. Disguise;mask; pretence; cover. વેશ; ઢાંકણ; પડદો. *vt.* To throw a veil over; to draw a curtain over.બુરખો નાંખવો;સંતાડવું; નજરથી દૂર કરવું.

**Vein,** *n.* ( વે,ન્ ) A vessel in animal body which carry blood to the heart.નસ; નાડી; ધમની. 2. Disposition; cast of mind; particular mood; humour or temper for the time being.વૃત્તિ; મનોવૃત્તિ; ભાવ 3.A dike. નળી; સેર; નેર.

**Veined,** *a.*( વે,'ન્ડ્ )Full of veins; streaked; variegated. જુદાજુદા રંગોની રગો-ટસરો-દોરાથી રંગબેરંગી દેખાતું.

**Veiny,** *a.*(વે,'ની) Full of veins. નસોથી ભરપુર.

**Vellum,** *n.* ( વે'લમ ) A polished fine parchment made of calf's skin.સૂક્ષ્મ ચર્મપત્ર; ઉમી જાતનું ચામડું.

**Velocipede,** *n.* ( વિલૉ'સિપિડ્ ) A light foot-propelled carriage.પગેથી ચલાવવાની ગાડી. [L. *velosis*, swift & *pedis*, foot.]

**Velocity,** *n.* (વેલૉ'સિટી) Rapidity; speed; swiftness. ઝડપ; વેગ; ત્વરા. 2. Speed or rate of motion. ગતિનો વેગ; વેગ; ગતિ. [ L. *velosis*, swift.]

**Velvet,** *n* (વે'લ્વેટ્) A rich silk stuff covered on the outside with a close, short, fine, soft pile or nap. મખમલ. *a.* Made of velvet; soft and delicate like velvet. મખમલનું; મખમલ જેવું. [L. *villus*, shaggy hair.]

**Velveteen,** *n.* (વે'લ્વેટીન્) A kind of cloth. એક જાતનું ચકચકિત કપડું.

**Velvety,** *a.* (વે'લવેટી) Made of velvet; smooth and soft like velvet. મખમલનું-મખમલ જેવું.

**Venal,** *a.* (વી'નલ્) About veins. નસોનું; શિરાસંબંધી; વિષયક. [L. *vena*, a vein.]

**Venal,** *a.* (વી'નલ્) Mercenary; purchaseable; done with sordid motives. વેચણીયું; પૈસાની આશા રાખી કરેલું; લોભી.

**Venality,** *n.* (વેનૅ'લિટી) Mercenariness. લાંચલુચપત; લોભ; લાંચખોરી; પૈસા લઇને કામ કરવાની ચાલ.

**Vend,** *vt.* (વેન્ડ્) To sell to; to make a sale of. વેચવું; વેચાણ કo; વકરો કરવો; વેચી નાખવું.

**Vendace.** *n.* (વે'ન્ડેસ્) એક જાતની બ્રિટિશ સમુદ્રમાં મળી આવતી માછલી.

**Vendee,** *n.* (વેન્ડી') The buyer of a thing sold. ખરીદનાર.

**Vender, vendor,** *n.* (વે'ન્ડર્-વે'ન્ડર્) The seller of a thing. વેચનાર.

**Vendue,** *n.* (વે'ન્ડ્યુ) An auction or public sale. વેચાણ; લીલાંઉ; હરાજી.

**Veneering,** *n.* (વીની'રિંગ્) The act of one who veneers; the material laid on. પાટીયાં જડવાની ક્રિયા; ઉપર જડેલું કિમતી લાકડાનું પાટીયું.

**Venerable,** *a.* (વે'નરબલ્) Respectable; worthy of reverence; deserving respect from age and character; sacred on account of associations. પવિત્ર; પૂજ્ય; માનનીય; પૂજનીય; માન્ય.

**Venerate,** *vt.* (વે'નરેટ્) To reverence; to hold in great respect or sacred; to hold in awe. પૂજ્ય-માનનીય ગણવું; પ્રત્યે પૂજ્યબુદ્ધિ ધરાવવી. [L. *venoror*, I worship.]

**Veneration,** *n.* (વેનરે'શન્) Reverence; respect mingled with awe. પૂજ્યબુદ્ધિ; આદરબુદ્ધિ; માનનીય ગણવું તે.

**Venerator,** *n.* (વે'નરેટર્) One who reverences. પૂજ્ય ગણનાર.

**Venereal,** *a.* (વીની'રીઅલ્) About coition or sexual intercourse. મૈથુનસંબંધી; સ્ત્રીસંભોગ સંબંધી. 2. (Medicine). Proceeding from sexual intercourse. ગરમીથી થતું; ચાંદી-ટાંકીનું. 3. Adopted to the cure of sexual diseases. ગરમીના રોગ મટાડવાને કામ લાગતું. 4. Of copper. ત્રાંબાનું.

**Venery,** *n.* (વે'નરી) Sexual intercourse; coition. રતિસુખ; મૈથુન; સ્ત્રીસંભોગ; સંભોગ; સંગ. 2. Hunting. શિકાર. [L. *venus*, the goddess of love.]

**Venesection,** *n.* (વીનીસે'ક્શન્) Letting out of blood; opening a vein. શિરાચ્છેદ; નસ ખોલવી તે.

**Venetian,** *n.* (વેની'શ્યન્) A native of Venice. વેનીસવાસી. *a.* Pertaining to or of Venice વેનીસ સંબંધી. **Venetian blind**= વેનિસની ફરેરી પડદા.

**Vengeance,** *n.* (વે'ન્જન્સ્) Revenge; retaliation; retribution. સુડ; ખાર; કીનો; ઝેર; વેર. [L. *vindico*, I avenge.]

**Vengeful,** *a* (વે'ન્જફુલ્) Revengeful; vindictive. ખારીલું; ખુની; ઝેરીલું; કીનાખોર; વેર રાખતું.

**Venial,** *a.* (વી'નિયલ્) Excusable; that may be passed over; pardonable. માફ કરવા યોગ્ય-જેવું; નજીવો (અપરાધ)

**Venison,** *n.* (વે'નિસન-વે'નિઝન્) Flesh of the deer. મૃગમાંસ.

**Venom,** *n.* (વે'નમ્) Poison, deadly matter. ઝેર; વિષ; હાલાહલ. 2. Spite; ill-will; malice. કીનો; ઝેર; વેર.

**Venomous,** *a.* (વે'નમસ્) Poisonous. ઝેરી; વિષમય; પ્રાણઘાતક.

**Venous,** *a.* (વી'નસ્) About or pertaining to the veins. શિરાવિષયક; નસો સંબંધી. [L. *venu*, vein.]

**Vent,** *vt.* (વેન્ટ્) To give passage to; to emit; to let out; to make manifest. પ્રગટ-પ્રસિદ્ધ કરવું; બહાર કાઢવું; ઉભરો કાઢવો; કાણા-બાકામાંથી બહાર કાઢવું. *n.* An aperture or outlet. મ્હોં; છિદ્ર; બાકું; બારી; માર્ગ; રસ્તો. 2. Utterance or expression. ઉદ્ગાર; પ્રગટ કરવું-બતાવવું-કહી દેવું તે.

**Ventage,** *n* (વે'ન્ટિજ્) A small hole. નાનું બાકું.

**Vent-hole,** *n.* (વે'ન્ટ-હોલ્) Touch-hole. તોપનો કાન.

**Ventiduct,** *n.* (વે'ન્ટિડક્ટ્) Ventilator. પવનનો રસ્તો; જાળીયું; બારી.

**Ventilate,** *vt.* (વે'ન્ટિલેટ્) To make free for the ingress and egress of air. પવનના આવજાવ માટે રસ્તો ખુલ્લો કરવો; પવન માટે માર્ગ કરવો. 2. To make public. પ્રસિદ્ધ-જાહેર કરવું.

**Ventilation,** *n.* (વેન્ટિલે'શન્) A giving vent to. ઉભરો; ચર્ચા; ઉદ્ગાર; ઉચ્ચારણ 2. Free exposure to air. પવન આવે જાય તેમ કરવું; પવનની છુટ.

**Ventral**, *a.* (વે'ન્ટ્રલ્) Belonging or pertaining to belly. હોજરી સંબંધી.

**Ventricle**, *n.* (વે'ન્ટ્રિકલ્) Stomach પેટ; હોજરી.

**Ventriloquism**, *n.* (વેન્ટ્રિ'લક્વિઝમ્) The art of the projection of sound from any place so as to make it appear to proceed from any other desired place. ગારૂડી, ચાળા, વાણી.

**Venture**, *n.* (વે'ન્ચર્) A risk; a hazard. જોખમ; સાહસ. 2. Accident; chance. અણધાર્યો બનાવ; નશીબ; સંભવ; દૈવ. *vt.* To dare; to hazard one's self. છાતી ચલાવવી; હીંમત ધરવી. 2. To bide one's time; to risk; to take one's chance. ઝોકાવવું; જોખમ માથે લેવું. **To — on or upon** = To undertake some responsibility. કોઈપણ જોખમ ઉઠાવવાની-જોખમી કામ કરવાની હીંમત-છાતી કરવી; જોખમ ખેડવું.

**Venturesome, venturous**, *a* (વે'ન્ચરસમ -વે'ન્ચરસ્) Daring; risky; brave; bold. સાહસિક; હીંમતવાન; બહાદુર; જોખમવાળું; ભારે.

**Venue**, *n.* (વે'ન્યુ) The scene of action. બનાવ બન્યાની જગ્યા; કાર્યની રંગભૂમિ. 2. A near place. પાસેની જગ્યા.

**Venus**, *n.* (વી'નસ્) The Goddess of Love and the incarnation of feminine beauty. કામદેવી; રતિ. 2. One of the planets શુક્રનો તારો.

**Veracious**, *a.* (વેરે'શસ્) Truthful; sticking closely to facts. સાચું બોલનાર; સાચો.

**Veracity**, *n.* (વેરે'સીટી) Truthfulness; agreement with facts. સત્યતા; ખરાપણું; સચ્ચાઇ.

**Veranda, verandah**, *n.* (વરૅ'ન્ડા) Open portico along side of house. ઘરના બારણા. બાર આગળનો ઓટલો; ઓટલો; લૅાબી.

**Verb**, *n.* (વર્બ) A word which says or asserts something about some person or thing. ક્રિયાપદ. **Transitive verb** = સકર્મક ક્રિયાપદ. **Intransitive verb** = અકર્મક ક્રિયાપદ **Auxiliary verb** = સહાયક ક્રિયાપદ. 2. Vocal; a word. શબ્દ; બોલ. [L. *verbum*, a word.]

**Verbal**, *a.* (વ'ર્બલ્) Oral; spoken; consisting of words only; not written. શબ્દનું; શાબ્દિક; મ્હોડાનું; બોલેલું. 2. Derived from a verb. ધાતુમાંથી-ક્રિયાપદમાંથી બનેલું. **Verbal noun** = ધાતુસાધિત નામ [ખરૂં જોતાં આનો અર્થ 'શાબ્દિક' એટલોજ થાય. 'મ્હોડાનું' એ પ્રચલિત પરંતુ ખોટો અર્થ છે.]

**Verbally**, *adv.* (વ'ર્બલી) In a verbal manner. મ્હોડેથી; મુખથી; વાણીથી; શબ્દોથી.

**Vebatim**, *a.* (વર્બે'ટીમ્) Word for word. શબ્દેશબ્દ; શબ્દશઃ; અક્ષરશઃ [L. *verbum*, a word.]

**Verbiage**, *n.* (વ'ર્બિએજ્) Bombast; verbosity. શબ્દવિસ્તાર; વાક્પ્રપંચ.

**Verbose**, *a.* (વર્બો'સ્) Full of words; many-worded. શબ્દથીભરપુર; શબ્દવિસ્તારનું; વાક્પ્રપંચવાળું.

**Verboseness, verbosity**, *n.* (વર્બો'ઝનિસ-વર્બો'સિટી) Bombast; verbiage. વાક્વિસ્તાર; વાક્પ્રપંચ; શબ્દવિસ્તાર; જોઇએ તે કરતાં અધિક શબ્દો વાપરવા તે.

**Verdancy**, *n* (વ'ર્ડન્સી) Verdure; greenness due to grass &c. લીલોત્રી; લીલાપણું; હરીયાળી.

**Verdant**, *a.* (વ'ર્ડન્ટ્) Green with foliage; covered with green growing plants or grass. હરીયાળું; લીલું; તાજું. 2. Raw or green in knowledge on account of inexperience (used colloquially only). કાચું; નવું; અજાણ્યું.

**Verdict**, *n.* (વ'ર્ડિક્ટ્) The decision of the Jury. જ્યુરીનો નિકાલ-ચુકાદો-ફેંસલો.

**Verdigris**, *n.* (વ'ર્ડિગ્રિસ્) Copper-rust; green vitriol. મોરથુથુ; તાંબાનો કાટઃ જંગાલ. [L. *viridis*, green & *aeris* brass.]

**Verdure**, *n.* (વ'ર્જ્યર્) (વ'ર્ડ્યર્) Green vegetation; freshness of vegetation; greenness. લીલોત્રી; હરીયાળી.

**Verge**, *n.* (વર્જ) A margin; an edge. કાંઠો; ધર; કીનારો; કાનો; કોર. **On the verge of death** = મરણોન્મુખ. *vt.* To incline, lend, approach or border upon. કીનારે-છેડે આવી રહેવું. [L. *verga*, a sprout.]

**Verifiable**, *a.* (વે'રિફાયબલ્) That can be verified; confirmable. સાબીત થઈ શકે એવું; સાબીત કરી આપવા જોગ.

**Verification**, *n.* (વેરિફિકે'શન્) Authentication; confirmation. સાબીતી આપવી તે; સત્યસ્થાપ.

**Verify**, *vt.* (વે'રિફાય્) To authenticate; to establish the truth or correction of; to confirm. પ્રમાણ આપવું; ખરૂં કરી આપવું; બતાવવું. [L. *veres*, true & *facio*, I make or do.]

**Verily**, *adv.* (વે'રિલી) Certainly; really; in fact. ખરેખર; બેશક; ખચિત; નિઃસંશય; વાસ્તવિક રીતે; ખચીત.

**Veritable**, *a.* (વે'રિટબલ્) Genuine; actual; agreeable to fact. ખરેખર; સત્ય.

**Verity**, *n.* (વે'રિટી) Fact; reality; actuality; truth. સાચવટ; સચ્ચાઈ; ભૂતાર્થ; ખરી વાત.

**Verjuice**, *n.* (વ'ર્જુસ્) જંગલી સફરજનમાંથી નીકળતો દારૂ.

**Vermeil**, *n.* (વ'રમીલ્) સોનારૂપાનો ગીલીટ. 2. Vermilion. સિંદુર.

**Vermicelli**, *n.* (વર્મિસે'લિ) An eatable peparation made of the dough of soft

wheat in the form of small tubes &c. ખાવાની શેવ; શેવ; સેવી.

**Vermicide**, *n.* (વ'મિંસાઇડ્) A substance which destroys worms. જંતુ, જીવડાંને મારી નાંખવાનો પદાર્થ.

**Vermicular**, *a.* (વમિ'ક્યુલર) Worm shaped. કૃમિના, જીવડાના જેવા આકારનું.

**Vermiculate**, *vt.* (વર્મિ'ક્યુલે,ટ) To make into a worm-like form. શેવ જેવો આકાર કરવો; કૃમિ જેવો આકાર કરવો. *a.* Worm-like; crawling. કૃમિના આકારનું; કૃમિની માફક પેટે ચાલતું.

**Vermicule**, *n.* (વ'મિ'ક્યુલ્) A small worm or insect. કીડો; કૃમિ; ન્હાનો જીવડો.

**Vermifuge**, *n.* (વ'મિં'ફ્યુજ્) A worm-killing medicine. કૃમિનું ઓસડ; કૃમિની દવા.

**Vermilion**, *n.* (વમિ'લ્યન્) A beautiful red colouring matter artificially prepared from sulphur and mercury; any beautiful red colour resembling this. હીંગળોક; સુંદર લાલ રંગ. 2. Bright red colour got from cinnabar.

**Vermin**, *n.* (વ'મિ'ન્) Noxious insects; pest. જીવજંતુ; જીવાત. [L. *verminus*, a worm.]

**Vermivorous**. *a.* (વર્મિ'વરસ્) Preying or feeding on worms. કીડા ખાનારૂં.

**Vernacular**, *n.* (વરનૅ'ક્યુલર) One's mother-tongue માતૃભાષા. *a.* Belonging to the country or place of one's birth (especially one's language.) સ્વદેશી; દેશી; માતૃ, જન્મ, ભૂમિનું. [L. *vernaculus*, born in one's house.]

**Vernal**, *a* (વ'નલ્) Appearing in or pertaining to the spring. વસંતઋતુમાં આવતું; વસંતઋતુનું. 2. Youthful; in the spring of life. તારૂણ્યાવસ્થાનું; તરૂણપણાનું; જુવાનીનું. **Vernal equinox**=મેષવિષુવ; મહાવિષુવ.

**Versatile**, *a.* (વ'સંટાઇલ્) Readily turning; capable of being turned round. ગોળ ફરે તેવું. 2. Inconstant; unsteady. અદ્દ્ડ; ચંચળ; અસ્થિર. 3. Many-sided; all-round; having different kinds of accomplishments; readily appliable to different branches of knowledge. બધા કામમાં પૂરો હોશિયાર-સર્વગ્રાહી. [L. *verto* I turn.]

**Versant**, *n.* (વ'સૅન્ટ) Slope. ઢોળા; ઢળાવ, સરતો ભાગ.

**Versatility**, *n.* (વર્સટિ'લિટી) The quality of being versatile. ચપળતા; ચંચળતા; બધા વિષયમાં સરખી રીતે કામ કરી શકે એવો ગુણ; સર્વ બહુ-ગ્રાહીપણું.

**Verse**, *n.* (વર્સ) Poetry; poem. છંદ; કવિતા; ચરણ; પાદ; ટુંક; કડી; શ્લોક; વચન. *vt.* To narrate in poetry form. કવિતાના રૂપમાં કહેવું. *vi.* To versify. કવિતાઓ કરવી. [L. *verto*, I turn.]

**Versed**, *a.* (વ'ર્સ્ડ) Practised; skilled; dexterous; accomplished in. પ્રવીણ; નિપુણ; પારંગત; કાબેલ; વાકેફગાર.

**Versification**, *n.* (વર્સિફિકે,'શન્) Poetical metre and construction &c. પદરચના; કાવ્યરચના.

**Versifier**, *n.* (વ'સિંફાયર) A poet or poetastor; one who makes verses. કવિ; કાવ્ય રચનાર; જોડકણાં રચનાર.

**Versify**, *vt.* (વ'સિંફાય) To render into poetical form. ને કવિતાનું રૂપ આપવું. *vi.* To make verses. કવિતાઓ કરવી; કાવ્ય રચવું; શ્લોક કરવા.

**Version**, *n* (વ'ર્શન્) The act of translating or translation; a rendering. ભાષાંતર; તરજુમો; તરજુમો-ભાષાંતર કરવું તે. 2. An account of some incident or proceeding from some particular point of view. બ્યાન. હેવાલ; વર્ણન; હકીકત.

**Verso**, *n.* (વ'સો) A left hand page; the second page of a leaf. ડાબા હાથ તરફનું પાનું.

**Versus**, *prep.* (વ'સંસ્) As against; as opposed to. વિરૂદ્ધની સામે.

**Vertebra**, *n.* (વ'ર્ટિબ્રે) The spinal column. પીઠના બરડાની કરોડ; પીઠના હાડકાનો મણકો.

**Vertebral-vertebrate**, *a.* (વ'ર્ટિબ્રલ્-વ'ર્ટિબ્રેટ્) Possessing the spinal column. બરડાની કરોડ હોય એવા; પીઠના હાડકા વિષે.

**Vertex**, *n.* (વ'ર્ટેક્સ્) Apex; turning point. અગ્ર; શિખર; ટોચ; માથું. 2. The crown of the head; the top. માથાનું તાળવું. 3. The zenith; the point most distant from the base. ઉર્ધ્વ; ઉર્ધ્વ દશા; ઉંચામાં ઉંચો ભાગ.

**Vertical**, *a.* (વ'ર્ટિકલ્) About the vertex; perpendicular; directly over head. ટોચ-શિખર સંબંધી; માથા ઉપરનું; પાધરૂં દોર-સીધું-ઉભું.

**Vertigo**, *n.* (વ'ર્ટિગો) Light-headedness; giddiness. ચક્કર; તમર; માથું ફરવું તે; ભમરી; ભોવળ.

**Verve**, *n.* (વર્વ) Spirits; energy. લાગણી, ભાવ.

**Very**, *adv.* (વે'રી) Exceedingly; extremely. ઘણુંજ; ભારે; અતિશય *a.* Real; actual; same. ખરેખરૂં; સત્ય; તેજ; એજ.

**Verily**, *adv.* (વે'રિલી) Truly; really; actually. નક્કી; બેશક.

**Vesicate**, *vt.* (વે'સિકે,ટ) To blister. ફોલ્લા ઉઠે તેમ કરવું.

**Vesicle**, *n.* (વે'સિકલ્) A small blister. ઝીણી ફોલ્લી. 2. A cavity full of fluid. પ્રવાહી પદાર્થથી ભરેલી ઝીણી કોથળી. 3. A cell; a bladder-like vessel. પોલ-પોલાણ.

**Vesiculous**, *a.* (વેસિ'ક્યુલસ્) Blistery. ફોલ્લાવાળું.

**Vesper**, *n.* (વે'સ્પર્) Venus, the evening star. શુક્રનો તારો. 2. Evening; sunset-time. સાંજ; સંધ્યાકાળ. 3. *pl.* The evening prayers. સાંજની પ્રાર્થના; સાયં સંધ્યા.

**Vessel**, *n.* (વે'સલ્) A boat or ship. જહાજ; વહાણ. 2. A hollow utensil. વાસણ; રાંધવાનું તપેલું વગેરે.

**Vest**, *n.* (વેસ્ટ્) Robe; dress; outer garment. ઝભો; જામો; અંગરખો. 2. Garb; array. વેષ; પોષાક. 3. Jacket or waist-coat. જાકીટ. બદન; પ્હેરણ. *vt.* To put on a dress of. પોષાક પહેરાવવો. 2. To give possession of or title to some right, property &c, ભોગવટાનો-માલીકીનો-કબજાનો હક્ક આપવો. *vi.* To descend or come down. ને ઉતરવું; મળવું; પહોંચવું; પ્રાપ્ત થવું.

**Vestal**, *a.* (વે'સ્ટલ્) Dedicated to Vesta; the Roman Goddess of the home and the hearth, hence, pure; chaste. શુદ્ધ; પવિત્ર. *n.* One of the virgins dedicated to Vesta, the Roman Goddess. વેસ્ટા દેવીને અર્પણ કરેલી કુમારી.

**Vested**, *a.* (વે'સ્ટિડ્) Robed; clothed; clad. વસ્ત્ર-લુગડાં પહેરેલું. 2. Established or well-settled; fixed. નક્કી; કરેલું; સ્થાપિત; કાયમ, નક્કી ઠરાવેલું.

**Vestibule**, *n.* (વે'સ્ટિબ્યુલ્) A passage, hall or antechamber inside the outer door of a house. દેવડી; પરસાળ.

**Vestige**, *n.* (વે'સ્ટિજ્) Mark, trace, appearance or remnant of something that has passed; a foot-print. નામનિશાન; પત્તો; ચિહ્ન; નિશાની; પગલું.

**Vestament**, *n.* (વે'સ્ટામન્ટ્) A garment or robe. પહેરાવ; વસ્ત્ર; વેષ; પોષાક; જામો.

**Vesture**, *n* (વે'સ્ચર્) Apparel; dress; robe; covering; envelope. પોષાક; જામો; ઝભો; પહેરવેશ. ઢાંકણ.

**Veteran**, *a.* (વે'ટરન્) Thoroughly experienced; having been long exercised (especially in war.) અનુભવી; લાંબા વખતના અનુભવવાળું; ઘડાઇને પાકું થયેલું *n.* One who has got a long experience in something, especially war. કસાએલો લડવૈયો.

**Veterinary**, *a.* (વે'ટરિનરી) Pertaining to the disease of animals like horses, cows &c. પશુ ચિકિત્સા સંબંધી, વિષયક; જનાવરોના રોગો સંબંધી, તું.

**Veto**, *n* (વી'ટો) Prohibition or negation. નામંજુરી; મનાઈ; નિષેધ; ના પાડવી તે. 2. The power of negation or interdiction exercised generally by the highest official like the governor or governor-general to the resolutions passed by the legislative bodies or that exercised by one department over another subordinate to it. મનાઇ, રદ, કરવાનો અધિકાર. *vt.* To interdict or prohibit or to forbid. મનાઇ કરવી. [L. *veto*, I forbid.]

**Vex**, *vt.* (વેક્સ્) To tease; to torment or harass. સતાવવું; દુઃખ દેવું; ચીડવવું. 2. To disquiet; agitate or disturb. અસ્વસ્થ, ક્ષુબ્ધ કરવું. *vi.* To be unquiet, ill at ease or irritated. ચીડાવું; ખીજાવું; ચીડાવું.

**Vexation**, *n.* (વેક્સે,'શન્) Irritation; disquiet; trouble; agitation. હેરાનગતિ; કલેશ; દુઃખ; સંતાપ; ચીડ.

**Vexatious**, *a* (વેક્સે,'શસ્) Irritating; troublesome; afflicting; agitating. ચીડ ચ્હડાવે એવું; દુઃખદાયક.

**Via**, *prep.* (વા'યા) Through; by the way of. ને માર્ગે; થઇને, રસ્તે.

**Viaduct**, *n.* (વા'યડક્ટ) A kind of long bridge or similar structure. નાળા, ખીણ ઉપર બાંધેલો રસ્તો; પુલ.

**Vial**, *n.* (વા'યલ્) A phial; a small bottle. કુપ્પી; બાટલી. *vt.* To put in a phial. બાટલી, શીશીમાં મુકવું.

**Viands**, *n.* (વા'યન્ડ્ઝ્) Eatables; provisions; food. ખાનપાન; ખાવાની વસ્તુ; ખાવાના પદાર્થ.

**Viaticum**, *n.* (વાઍ'ટીકમ્) Travelling-allowance; provisions for a journey. ભથ્થું; રસ્તાની ખરચી, ભાતું.

**Vibrancy**, *n.* (વા'યબ્રન્સી) Resonance; tremulousness. સ્ફુરણ; અવાજ; તન્મનાટ; રણકો.

**Vibrant**, *a* (વા'યબ્રન્ટ્) Resonant; tremulous; vibrating. અવાજ કરતું; હાલતું; દોલાયમાન; ધ્રુજતું; થનથનતું.

**Vibrate**, *vt.* (વા'યબ્રે,ટ્) To move to and fro; to swing; to brandish. આમતેમ હલાવવું-ફેરવવું. 2. To cause to ride to and fro. ઝોલા ખાતું કરવું *vi.* To move with a wavelike rapid motion; to quaver or tremble. ધ્રુજવું; સ્ફુરવું; કંપવું; કંપાયમાન અવાજ આપવો; થનથનવું.

**Vibration**, *n.* (વાઇબ્રે,'શન્) Oscillation; rapid and wavelike motion. ઝોલા; સ્ફુરણ; આંદોલન; સ્ફુર્તિ. 2. Tremulous motion or oscillations produced in a body, કંપન; કંપાયમાન થવું તે; સ્ફુરણ; થનથનાટ.

**Vibrating, vibratory**, *a.* (વા'યબ્રેટીંગ-વા'યબ્રેટરી) Moving to and fro rapidly; oscillating. દોલાયમાન; આમતેમ હાલતું; ઝોલા ખાતું,

**Vicar**, *n.* (વિ'કર્) The priest of a parish. અમુક ગામડાનો ધર્મોપાધ્યાય. 2. A representative; a deputy. નાયબ; પ્રતિનિધિ; અવેજી.

**Vicarage**, *n.* (વિ'કરિજ્) The benefice or house of a vicar. ધર્મ ઉપાધ્યાયના તાબાનો ગામનો ભાગ; ધર્મોપાધ્યાયનું ઘર-રહેઠાણ.

**Vicarious**, *a.* (વિકે'રિઅસ્) Delegated or deputed; acting for or in the place of another. બીજાને વતી કામ કરનાર; પ્રતિનિધિ; અવેજી; બદલાનું; બીજાને બદલે. [L. *vicis*, change.]

**Vicarship**, *n.* (વિ'કરશિપ્) The office of a vicar. પાદરીનો હોદ્દો; પાદરીપણું.

**Vice**, *n.* (વાઇસ્) Immorality; wickedness; depravity. પાપ; અધર્મ, અન્યાય; અનીતિ; દુષ્ટતા; ભ્રષ્ટતા; દુર્ગુણ. 2. Blemish; imperfection; defect; fault. ખોડ; એબ; દૂષણ. 3. A kind of instrument like a jack for firmly catching hold of things. સેગડો; એક જાતનું સુતારી કામમાં વપરાતું યંત્ર-ઓજાર. 4. Lewdness; profligacy. કુકર્મ; દુરાચાર; લંપટતા. *a.* Next in authority or rank to (as vice-president). ઉપ-નહાનું. *prep.* In the stead or place of. સ્થાને; ને બદલે.

**Vice-admiral**, *n.* (વાઇસ્-ઍ'ડ્મિરલ્) Rear-admiral; the officer next in rank to an admiral. નાયબનૌકાધિપતિ. **Vice-admiralty** = એ હોદ્દા-પદ્ધી.

**Vice-chancellor**, *n.* (વાઇસચૅ'ન્સેલર્) (Law). The officer next in rank to the Lord Chancellor. મુખ્ય ન્યાયાધીશથી ઉતરતો અમલદાર. 2. The next highest officer of a University to its Chancellor. કુલનાયક; વાઇસચૅન્સેલર.

**Vice-regent**, *n.* (વાઈસ્રી'જન્ટ્) Deputy-regent. વાઇસરીજન્ટ; ઉપરક્ષક.

**Vice-gerent**, *n.* (વાઇસજી'રન્ટ્) A Deputy; a lieutenant. નાયબ; પ્રતિનિધિ.

**Vice-president**, *n.* (વાઇસ્પ્રે'ઝિડન્ટ્) The officer of an institution next to the president. ઉપપ્રમુખ; ઉપાધ્યક્ષ. **Vice-presidency** = ઉપાધ્યક્ષપણું; ઉપપ્રમુખપણું.

**Vice-regal**, *a.* (વાઇસ્રી'ગલ્) Pertaining to the vice-roy or vice-royalty. વાઈસરૉય અથવા તેના હોદ્દા-પદ્ધી વિષે.

**Vice-roy**, *n.* (વા'ઇસ્રૉય્) A representative of the crown in a conquered country. વાઇસરૉય; બડા લાટ સાહેબ; સરસુબો. [L. *vice*, instead & *rex*, a king]

**Vice-royalty**, *n.* (વા'ઇસ્રૉયલ્ટી) The office or dignity of a vice-roy. વાઈસરૉયનો હોદ્દો અથવા પદ્ધી; રાજ્યપ્રતિનિધિની જગ્યા-પદ્ધી.

**Vicety**, *n.* (વા'ઇસિટી) Defect; fault; imperfection. ખોડખાપણ; એબ.

**Vice versa**, *adv.* (વા'ય્સીવ'સૉ) ઉલટસુલટ; ઉંધું.

**Vicinage, vicinity**, *n.* (વિ'સિનિજ-વિસિ'નિટી) Neighbourhood; proximity; nearness in place or distance. પાડોશ; નિકટતા; સમીપતા; સન્નિધિ; પાસેપણું; આસપાસ-પડોશમાં હોવું તે.

**Vicious**, *a.* (વિ'શસ્) Full of vice; immoral; wicked. દુષ્ટ; દુરાચારી; દુર્ગુણી. 2. Bad; foul. નુકસાનકારક; નઠારૂં; દુષ્ટ; ખરાબ. 3. Addicted to bad tricks or not well-broken (as a horse &c.) તોફાની; બે-લગામ; અડીયલ. 4. Faulty; defective. એબીયલ; અપૂર્ણ.

**Vicissitude**, *n.* (વિસિ'સિટ્યુડ્) Change or alternation from one state in life to another. અનુક્રમે ફેરફાર; નિયમિત ફેરફાર. 2 The ups and downs of life. લીલાસુકી-તડકો છાંયડો; ઉથલપાથલ; ફેરફાર. **Vicissitudes of time** = કાળચક્ર; ભાગ્યચક્ર. [L. *vicis*, change.]

**Victim**, *n.* (વિ'ક્ટિમ્) A living sacrifice. બલિદાન; બળી; ભોગ; યજ્ઞપશુ. 2. The animal so sacrificed. યજ્ઞપશુ; બળી આપેલો પશુ. 3. The person sacrificed in pursuit of an object; the sufferer from a definite course planned by a person. ભોગ; ભક્ષ; બળી.

**Victimize**, *vt.* (વિ'ક્ટિમાઇઝ્) To cheat or deceive. છેતરવું. 2. To make a play or victim of. નો ભોગ-ભક્ષ કરવો.

**Victor**, *n.* (વિ'ક્ટર્) Conqueror; winner. જીતનાર; હરાવનાર; વિજેતા. [L. *vinco*, I conquer.]

**Victoriously**, *a.* (વિક્ટોરિઅસ્લી) In a victorious manner. ફતેહમંદ રીતે.

**Victress**, *n.* (વિ'ક્ટ્રેસ્) A female that conquers. જીત મેળવનારી સ્ત્રી; વિજેત્રી.

**Victory**, *n.* (વિ'ક્ટરી) Success; triumph; conquest; gaining of superiority. વિજય; ફતેહ; જય; જીત. **Victorious** = Successful; triumphant; winning. જીત મેળવેલું; જયવંત; વિજયી; ફતેહમંદ.

**Victual**, *n.* (વિ'ટલ્) Provisions; food provided. ખોરાક; અનાજ; ખોરાકપાણી. *vt.* To provision. ખોરાકપાણી પૂરાં પાડવા; ખાવાનું પૂરું પાડવું.

**Victualage** = Food. અન્નોદક; અન્નપાણી. **Victualler** = One who supplies provisions. અન્નોદક પૂરે પાડનાર-ખોરાક ખાવાની વસ્તુઓ પૂરી પાડનાર માણસ અથવા વહાણ.

**Vide**, *v.* (વા'ઈડી) Refer to; see above. જુઓ; એ બાબતમાં વાંચો. [L. *video*, I see.]

**Videlicet**, *adv.* (વિડી'લિસેત્) Namely, *viz.* એટલે કે; નામે; અર્થાત્.

**Wavar**, *vi.* (વે,'વર્) To fluctuate,vacillate or be undecided. આનાકાની કરવી; ચળી જવું; ડગવું; માં ઢચુપચુ થવું. 2. To move to and fro, to swing or reel. આમતેમ હાલવું; ડોલવું.

**Wavering,** *a.* (વે,'વરિન્ગ્) Moving to and fro; undecided; vacillating. આમતેમ ડોલવું-હાલવું; ઢચુપચુ; અનિશ્ચિત; અદૃઢ; અસ્થિર.

**Wax,** *vi.* (વૅક્સ્) To grow ( in size &c. ) મોટું થવું; વધવું. *n.* Tallow. મીણ. 2. Ear wax. કાનનો મેલ. **Wax-candle**=મિણબત્તી. *vt.* To apply wax to. ઉપર મીણ ચોપડવું.

**Waxed-cloth, wax-cloth,** *n.*(વૅ'ક્સ્ડ્-ક્લૉથ્) A cloth coated with wax. મીણકાપડ; મીણીયું.

**Waxen,** *a.* (વૅ'ક્સન્) Resembling, made of, covered with wax. મીણનું; મીણ પાએલું; મીણ જેવું.

**Wax-end,** *n.* (વૅ'ક્સએન્ડ્) Waxed thread used by cobblers. જોડા શીવવામાં વાપરવામાં આવતો મીણ પાએલો દોરો.

**Wax-light,** *n.* (વૅ'ક્સ્લાઈટ્)A taper made of wax. મીણબત્તી.

**Wax-work,** *n.* (વૅ'ક્સવર્ક્) Articles made of wax. મીણનાં પુતળાં; મીણનું કામ.

**Waxy,** *a.* (વૅ'ક્સી) Soft; adhesive; viscid; resembling wax.નરમ;મૃદુ;ચીકણું;મીણ જેવું પોચું.

**Way,** *n.* (વે,) Manner. પ્રકાર; રીત; તરેહ 2. Device; scheme. કળા;યુક્તિ;ઉપાય.3. Passage; road; that by, along or upon which one passes. મુસાફરીનો રસ્તો; વાટ; માર્ગ;પંથ;રસ્તો. **By the way**=During the course of the journey.મુસાફરીના રસ્તામાં.2.Parenthetically. દરમિયાન;કહેતાં કહેતાં;વાતમાં વાત તરીકે.**By way of**=As; for the purpose of.ની રૂએ; વાસ્તે; ને માટે. **Covert way**=ચોરવાટ; ગુપ્ત રસ્તો. **In the way**=On the road. રસ્તામાં.**In family way**=સગર્ભા; ગર્ભવતી. **Milk-way**=આકાશગંગા.**On the way**=રસ્તામાં. **Out of the way**=Not directly in the path. આડે માર્ગે; ખરા રસ્તાથી દૂર. **To go one's way**=To mind one's own business. પોતાને રસ્તે જવું.**To make one's way**= To come to the front by pushing.સ્વપ્રયત્નથી ઉંચું ચઢવું-ફતેહ પામવું.**Ways and means**= Resources; methods. સાધનો; રસ્તા.**Ways of God**=ઈશ્વરલીલા; પ્રભુની રચના **Right-way**=સન્માર્ગ;નીતિનો રસ્તો.**Water-way**= જળમાર્ગ. **Way by land**=જમીનમાર્ગ. [L. *veho*, I carry].

**Way-faring,** *a.* (વે'ફે,અરિન્ગ્) Passing; travelling. પાંથિક; માર્ગસ્થ; રાહગીર; મુસાફરી કરતું; જતું **Way-fareer**=મુસાફર; જનાર.

**Way-lay,** *vt.* (વે,લે',) To lie in ambush for; to watch insidiously in the way with a view to sieze, rob, murder &c સંતાઇ રહીને રસ્તામાં લુંટવું.**Way-layer**=A highway man. વાટપાડુ; રસ્તામાં લુટનાર.

**Wayless.** *a.* (વે,'લિસ્) Pathless;trackless; having no road. રસ્તા વિનાનું-ભુલું પડેલું.

**Way-mark,** *n.* (વે,'માર્ક)Land-mark.રસ્તો જડવા માટે-યાદ રાખવા માટે કરેલી નિશાની.

**Way-ward,***a.*(વે,'વર્ડ)Wilful; disobedient. સ્વચ્છંદી; હઠીલું; જીદ્દી.

**Way-worn,** *a.* ( વે.વૉ,ર્ન ) Fatigued by travelling. મુસાફરી કરી થાકી ગયેલું.

**We,** *pro.* (વી) First person plural number nominative case of "I". અમે;આપણે;આપણ.

**Weak,** *a.* ( વીક્ ) Infirm; sickly; feeble. કમતાકાત; દુર્બળ; અશક્ત; નબળું. 2. Unable to sustain burden.પોચું; નરમ.3.Not forceful; defective; not effective.નિર્જીવ;નિરર્થક;નબળું; કમજોર. 4. That form their past tense by the addition of "ed" or "d",(said of verbs). નિયમિત. **Weak-side**=નબળી-પડતી બાજુ; અશક્તિ **A weak point**=દૂષણ; ખોડ; એબ; છિદ્ર; દોષ.

**Weaken,** *vt.* ( વી'કન્ ) To debilitate or make weak. અશક્ત-કમજોર-દુર્બળ-નિર્બળ કરવું. 2. To decrease in quality, strength, spirit &c. ફીકું-મોળું કરી નાંખવું; આશાભંગ-નિરાશા કરવી. *vi.* To decrease in strength, spirit, quality &c. નરમ થવું.

**Weak-hearted,** *a.* (વી'કહાર્ટિડ) Faint-hearted; timid; coward. નબળા મનનું;નિરાશા પામેલું; દમવિનાનું.

**Weakness,** *n.* (વી'કનિસ્) Lack or want of strength, spirit; resolution &c. દુર્બળતા; અશક્તિ; કમકૌવતી; કમજોરી; દૌર્બલ્ય; નબળાઈ. 2. A defect or fault. ખામી; ખોડ; દોષ.

**Weal** *n.*(વીલ્)Welfare;prosperity. આબાદાની; કલ્યાણ; સુખ; શ્રેય, ભરભરાટ. **Weal or woe**= શુભાશુભ 2. The mark of a stripe. સોળ. *vt.* To mark with stripes. સોળ પાડવા.

**Weak-side,** *n.*(વી'કસાઇડ્)Infirmity; weakness; defeat. દોષ;ખામી;એબ; ખરાબ ખોડ-ગુણ.

**Weald,** *n.* (વીલ્ડ્) A piece of open forest land. રાન; જંગલ; મેદાન.

**Weals-man,** *n.* (વી'લ્સમન્) A politician or statesman. રાજનીતિજ્ઞ-રાજદ્વારી પુરુષ.

**Wealth,** *n.* (વેલ્થ્) Opulence; riches; estate; money. ધનદોલત; સમૃદ્ધિ; પૈસા ટકા; સમૃદ્ધિ.

**Wealthy,** *a.* (વે'લ્થી) Opulent; rich; having wealth. ધનવાન, પૈસા ટકાવાળું; દ્રવ્યવાન; સંપત્તિવાળું.

**Wealthiness,** *n.* (વે'લ્થિનિસ્) State of being wealthy; richness. તવંગરી; પૈસાદારી.

**Wean,** *vt* (વીન્) To disengage from the habit of suckling. ધાવણ મુકાવવું. 2. To reconcile to the loss of anything. ઉપરથી મન ઉઠાડવું.

**Weanling,** *n.* (વી'ન્લિંગ્) A newly weaned child or animal. ધાવણ છોડાવેલું-મુકાવેલું છોકરૂં, બચ્ચું.

**Weapon,** *n.* (વે'પન્) Any instrument or implement of offence or defence. હથીયાર; શસ્ત્ર; અસ્ત્ર.

**Wear,** *vt.* (વેઅર્) To put on or bear upon one's person. પહેરવું-ઓઢવું-શરીરે ધાલવું. 2. To exhibit or show outwardly. ધારણ કરવું-ચહેરા ઉપર જણાઈ આવવું. **To wear away** =To consume or use up. ધીમે ધીમે ઘસી નાંખવું-વાપરી નાંખવું. **To wear out**=To wear till useless. જુનું-જીર્ણ કરી નાંખવું. 2. To grow tired or fatigued. થાકી જવું-લોથ પોથ થઈ જવું. *vi.* To be used up or consumed. ધીમે ધીમે ઘસાઈ-વપરાઇ જવું. **To wear off** =To consume by degrees. ધીમું ધીમું ઘસાઈ જવું-વપરાઇ જવું. **To wear on**=To elapse or pass. ચાલ્યા જવું. *n.* The state of being worn or the act of wearing. વાપરથી ફાટી જવું તે; ઘસારો. **Wear and tear**=Deterioration or impairment in efficiency by ordinary use. વપરાસનો ઘસારો.

**Weariness,** *n.* (વી,'રિનિસ્) Fatigue; tired feeling; exhaustion. થાક; ખેદ; શ્રાંતિ. 2. Boresomeness; the state of being tired. કંટાળો.

**Wearisome,** *a.* (વે,'રિસમ્) Tedious; fatiguing; tired. થાકેલું; કંટાળો આપે એવું; શ્રમ; ખેદજનક થકવી નાંખે એવું.

**Weary,** *a.* (વી,'રી) Fatigued; tired. થાકેલું. 2. Tedious; tiresome. કંટાળેલું. 3. Sick; tired. ત્રાસદાયક; કંટાળા ભરેલું. *vt.* To tire or fatigue. થકવી નાંખવું-થકવવું. 2. To weary or harass. હેરાન કરવું-ને કંટાળો આપવો. *vi.* To grow fatigued. થાકવું.

**Weasand, weazand,** *n.* (વી'ઝૅન્ડ્) The wind-pipe. શ્વાસ લેવાની નળી.

**Weasel,** *n.* (વી'ઝલ્) A mungoose. નોળીયો. 2. A mean, sneaking fellow. નાલાયક-અધમ નીચ માણસ.

**Weather,** *n* (વે'ધર્) The general atmospheric condition at any one time; the vicissitudes of weather. ઋતુ; હવા; ઋતુમાં ફેરફાર. **To make fair weather**=To flatter. ની સ્તુતી-ના વખાણ કરવાં. **Under the weather**= Ill. માંદો. (also) Strained in circumstances. પૈસા સંબંધી તંગીવાળું. *vt.* To unhood and let loose ( as a hawk ). છુટું મેલવું-હવામાં ઉડાડવું (બાજને) **To weather a storm**= મુશ્કેલીમાંથી પસાર થવું-સંકટ સ્હામે ટક્કર ઝીલવી. *vi.* To suffer or be exposed to the action of the wind. હવાની અસરથી ફેરફાર થવા.

**Weather-beaten,** *a.* (વે'ધરબીટન્) Inured or hardened by exposure. પવનના ઝપાટા સહન કરેલું; પવનને ટેવાએલું; ઘડાએલું.

**Weather-board,** *n.* (વે'ધર-બો,ર્ડ્) A plank on the port-holes; the lee side of the ship. વહાણમાંનું એક પાટીયું; પવન તરફથી વહાણની બાજુ.

**Weather-cock,** *n.* (વે'ધર-કૉક્) Any device for ascertaining the direction of the weather. હવાની દિશા બતાવનાર યંત્ર. 2. A fickle-minded person. ચંચળવૃત્તિનો-અસ્થિર ઠરેલ નહિં એવો, માણસ.

**Weather-fend,** *vt.* (વે'ધર-ફેન્ડ) To protect from inclement weather (as sheep &c.) હવાથી રક્ષણ કરવું.

**Weather-glass,** *n.* ( વે'ધરગ્લાસ્ ) An instrument to indicate the state of the atmosphere. હવાનું માપ બતા-વવાનું યંત્ર.

**Weather-prophet,** *n.* (વે'ધરપ્રૉફેટ) One skilled in foreseeing the changes of the weather. હવાની અદલીબદલી કરનાર, આગળથી કહેનાર.

**Weave,** *vt.* ( વીવ્ ) To interlace or entwine a fabric. વણવું. *vi.* To work a weaving-loom. સાળ ઉપર કામ કરવું.

**Weaver,** *n.* (વી'વર્) A professional worker on the loom. વણકર.

**Weaving,** *n.* ( વી'વિંગ્ ) Interlacing or entwining of fabrics for the formation of cloth. વણાટ; વણતર; વણવું તે.

**Weazen,** *a.* ( વી'ઝન્) Withered; sharp; emaciated; thin. પાતળું; ક્ષીણ; લાંબુ; તીણું; આગળ આવેલું.

**Web,** *n.* ( વેબ્ ) Woven texture; textile fabric. વણાટ; વણતર; વણેલી વસ્તુ. 2. A whole piece of linen &c. woven. થાન; તાકો. 3. A cobweb. બાઝું; જાળું. 4. The membrane uniting the toes of water-fowl. પક્ષીઓના (જળચર)

આંગળા વચ્ચેની ત્વચા-ચામડી. *vi.* To entangle; to surround with or to spin a web &c. જાળમાં ફસાવવું; પકડાવવું; જાળું બાંધવું.

**Webbed,** *a.*(વે'બ્ડ્)Having webs.જાળાવાળું; પાતળી ચામડીથી જેના આંગળાઓ વચ્ચેનો ભાગ જોડાએલો છે તેવું.

**Web-footed,** *a.* (વે'બ–ફૂટિડ્) Having its toes connected by a thin membrane (as a water-fowl). જેના પગના આંગળા ચામડીથી જોડાએલા છે એવું.

**Webster,** *n.* (વે'બસ્ટર્)A female weaver. વણનારી સ્ત્રી.

**Wed,** *vt.* (વેડ્) To marry or espouse. ના સાથે વિવાહ-લગ્ન કo; ને પરણવું; ને વરવું. *vi.* To be married. પરણેલા-લગ્ન થયેલા હોવું.

**Wedding,** *n.* (વે'ડિંગ્)Nuptials; marriage. લગ્નસમારંભ; વિવાહઉત્સવ; લગ્ન; વિવાહ.**Wedding-favour**=લગ્ન વખતે પહેરાતી પટ્ટી;વરમાળા.

**Wedge,** *n.* (વેજ્) A tapering piece of wood, metal &c. used in split wood.ખિલો; ફાચર. *vi.* To force or drive a wedge; to fasten or split open with a wedge. ફાચર મારવી–ખીલો મારવો. 2. To crowd or press closely. દાબીને–ઠાસીને ભરવું.

**Wedlock,** *n.* (વે'ડલૉક્) Matrimony; the married state; the marriage-ceremony. લગ્નસમારંભ; વિવાહોત્સવ; વિવાહ; લગ્ન.

**Wednesday,** *n.* ( વે'ન્ઝ્ડિ ) The fourth day of the week. બુધવાર.

**Wee,** *a.* (વી) Little; very small. ઝીણું;નાનું; અલ્પ; થોડું *n.* A little;a bit.કકડો;થોડી જગો.

**Weed,** *n.* (વીડ્) Apparel (specially the mourning apparel worn by widows). શોકની નિશાની તરીકે વિધવા બાઈને પહેરવાનું લુગડું. 2. The general name of any plant that is regarded as positively troublesome and of no use.નકામા–પાકને ઇજા કરતાં ઝાડવાં. **Wedding-hook,-tough**=ખરપડી; નકામાં ઝાડવાં કાપવાનું ઓજાર. *vi.* To cut off the useless shrubs from a field &c. ખેતરમાંના નકામા છોડવા કાપી નાંખવા.**Weeding**=નકામા છોડવા ખેતરમાંથી કાપી નાખવાની ક્રિયા.

**Weedy,** *a.* (વી'ડી) Full of, overgrown with weed. નકામા છોડોથી ભરપૂર.

**Week,** *n.* (વીક્) The period of seven days (collectively). અઠવાડીયું; સાત દિવસ [L. *vicis*, turn].

**Week-day,** *n.* (વી'કડિ) All days or anyone of them except sunday. રવિવાર-રજા સિવાયનો દિવસ; રવિવાર સિવાયનો દિવસ.

**Weekly,** *a.* (વી'કલી) Occurring, happening &c. every week or at the interval of seven days. દર અઠવાડીયે થતું-બહાર પડતું વગેરે. *n.* A pamphlet published every seven days. દર સાત દિવસે બહાર પડતું ચોપાનીયું વગેરે; અઠવાડિક. *adv.* Once a week. દર અઠવાડીએ.

**Weel,** *n.* (વીલ્) A trap of twigs. માછલા પકડવાની જાળ.

**Ween,** *vt.* (વીન્) To consider or think. વિચાર કરવો; ધારવું.

**Weep,** *vi.* (વીપ્) To cry or shed tears. રૂદન કરવું; રોવું. 2. To complain or lament. પોતાનું દુઃખ રડવું; શોક કરવો; દિલગીરી બતાવવી; આંસુ ઢાળવાં.

**Weeper,** *n.* (વી'પર્) One who weeps; a bewailer. વિલાપ કરનાર; રડનાર; શોક કરનાર; આંસુ ઢાળનાર.

**Weeping,** *n.* (વી'પિન્ગ્) The act of shedding tears or of lamenting. શોક, વિલાપ, રૂદન કરવું તે; આંસુ ઢાળવાં તે.

**Weft,** *n.* (વેફ્ટ) The woof of a cloth. કાપડનું આડું સુતર; વાણો. **Weftage**=કુમાશ;પોત.

**Weigh,** *vt.* (વે,) To ascertain the weight of. તોલ કરવો; જોખવું; તોલથી આપવું. 2. To think deeply or ponder over; to examine. મનમાં તુલના કરવી; તોલ કરવો; ગૂઢ વિચાર કરવો; સરખામણી કરવી; વસ્તુઓની કીંમત આંકવી. **To weigh down**=વજનમાં ભારે હોવું. *vi.* To measure in weight. વજનમાં હોવું. 2. To judge. વિચાર કરવો.

**Weighage,** *n.* (વે,'ઇજ્) Charge for weighing goods. જોખામણ; હાંસલ.

**Weigh-bridge,** *n.* (વે,' બ્રિજ્) A machine for weighing carts, wagons etc. with their load. ગાડા વગેરેનો માલ જોખવાનું યંત્ર; કાંટો.

**Weigh-house,** *n.* (વે,' હાઉસ્) A public building for keeping goods. માલ વગેરે રાખવાનું સ્થાનક; ગોદાઉં.

**Weight,** *n.* (વે,ટ્) Moment; importance. ભાર; વજન. 2. The quality or quantity of having weight. ભાર; વજન; તોલ. 3. A mass used as a standard in weighing. કાટલું; વજન;તોલું.4.A sensation of oppression or heaviness. ભારે દિલ હોવું તે; ઉદાસીનતા; ગમગીની.

**Weightless,** *a.* ( વે,'ટ્લિસ્ ) Having no weight. વજનહીન; હલકું.

**Weighty,** *a.* (વે,'ટી) Burdensome,ponderous.ભારે;વજનદાર. 2. Of moment; important. ગંભીર; વજનદાર; અગત્યનું.

**Weird**, *n.* ( વીઃર્ડ ) Fate or destiny. દૈવ; ભાગ્ય; નસીબ. *a.* Unearthly; partaking of the super-natural. દૈવી,સ્વર્ગલોકનું;આ દુનિયાનું નહિં એવું; મંત્ર-તંત્ર વિષે; અદ્ભુત; અલૌકિક.

**Welcome**, *a. n.* ( વે'લ્કમ્ ) Received with gladness; entertainment. ભલે પધાર્યાં; સારી આગતાસ્વાગતા.

**Wele**, *n.* ( વી'લ ) Weal. આબાદાની; ચઢતી; કલ્યાણ; સુખ.

**Welfare**,*n.*(વે'લ્ફે,ર્) Happiness;prosperity; weal. આબાદી; સમૃદ્ધિ; હિત;ચઢતી;કલ્યાણ; સુખ. **Welfaring**=તેજ; ચઢતી પડીએ પહોંચવું; ભાગ્યનો ઉદય થવું.

**Welk**, *vi.* (વેલ્ક્) To fade or wither.કરમાઇ-સુકાઇ જવું.

**Welkin**, *n.* (વે'લ્કિન્) Sky or the vault of heaven. આકાશ; ગગન.

**Well**, *a.* (વેલ્) In a satisfactory or desirable condition; not ill; safe.નિરોગી;સુખી;તનદુરસ્ત; કુશળ; સારૂં; સહીસલામત. *n.* A pit dug artificially or existing naturally so as to reach an underground supply of water. કુવા; વાવ; વાવડી. 2. A spring; a fountain. ઝરો. *vt.* To take out as from a well. પાણીમાંથી કાઢવું. *vi.* To spring or flow. માંથી વહેવું-નીકળવું. *adv.* In a proper manner;rightly; justly. વાજબી-ખરી રીતે; બરાબર; ઠીક. **As well as**=તે પણ; અને પણ; વળી. **Well-enough**=સારૂંજ; ઠીકઠીક.

**Well-a-day**, *interj.* ( વે'લ-અ-ડિ ) Alas ! Alack-a-day ! હાય ! હાય ! અફસોસ !!

**Well-behaved**, *a.* (વેલબીહે,'વ્ડ્) Of good conduct. સારી ચાલચલગતવાળું.

**Well-being**, *n.* ( વે'લબીઇન્ગ્ ) Welfare; happiness;prosperity. આબાદાની; સમૃદ્ધિ;સુખ; કલ્યાણ; ક્ષેમ; હિત.

**Well-born**, *a.* ( વેલ-બૉર્ન ) Highly born. ઉંચા કુળમાં જન્મેલો.

**Well-bred**,*a.*(વે'લબ્રેડ્ ) Polished or refined in manners;polite,courteous. સભ્ય;મર્યાદશીલ; સારી રીતભાતવાળું; સંસ્કારવાળું.

**Well-disposed**,*a.*(વે'લડિસ્પો,ઝ્ડ્) Amiable; good-tempered. સારા સ્વભાવવાળું; મનમીળાઉ; સુશીલ. 2. Friendly. મિત્રભાવ રાખતું.

**Well-doer** *n.* (વે'લડુઅર્) A good-wisher; a benefactor. હિતકર્તા; હિતેચ્છુ.

**Well-done**, *interj.* ( વે'લડન્ ) Shows the hearty approval of the speaker for an action. શાબાશ ! વાહવાહ !!

**Well-favoured**, *a.* ( વે'લફે,વર્ડ )Beautiful; handsome. સુંદર;ફીસલ્ણ;દેખાવડું;ખુબસુરત;રૂપાળું.

**Well-informed**,*a* (વે'લ્ઇનફૉર્મ્ડ)Intelligent; well-read. સુજાણ; સુજ્ઞાત; વિદ્વત્તાભર્યું.

**Well-known**, *a.* (વે'લનો,ન્ ) Celebrated. પ્રખ્યાત; જાણીતું; મશહુર.

**Wellington**, *n.* (વે'લિન્ગ્ટન્) A kind of boot worn by men, named after Duke of Wellington. એક જાતના બૂટ, (ડયુક ઑવ્ વેલિંગ્ટનના નામ પરથી બૂટનું નામ પડેલું.)

**Well-meaning**, *a.* ( વે'લમીનિંગ્ ) Good-intentioned. સારા ઉદ્દેશવાળું; સારા હેતુથી કરેલું.

**Well-nigh**, *a.* (વે'લનાઇ) Nearly; almost. લગભગ.

**Well-off, well-to-do**, *a.* (વેલ ઑફ્, વેલ-ટુ-ડુ) Prosperous. પૈસે ટકે સુખી; સમૃદ્ધ; સારી સ્થિતિનો.

**Well-proportioned**, *a.* ( વે'લપ્રપો'ર્શન્ડ્ ) Well-shaped. સારા આકારવાળું; પ્રમાણસર.

**Well-read**, *a.* ( વે'લરેડ્ ) Literary. ભાષાનું સારૂં જ્ઞાન ધરાવતો. 2.Educated.ભણેલો;સુશિક્ષિત.

**Well-seen**, *a.* ( વે'લસીન્ ) Experienced; accomplished. અનુભવી; હોશીયાર.

**Well-spoken**, *a.* (વેલસ્પો,'કન્) One, who is spoken well. જેના વિષે સારૂં બોલાતું હોય એવું.

**Well-spring**, *n.* (વે'લસ્પ્રિન્ગ્) A fountain or spring. કુવા-વાવનો ઝરો.

**Well-well**, *interj.* ( વે'લ્-વેલ્ ) All right; thanks ! ઠીક ! ઠીક ! શાબાશ !

**Well-wisher**, *n.* ( વે'લવિશર ) One who wishes well. હિતેચ્છુ.

**Welt**, *n.* (વેલ્ટ્) A kind of border, fringe, or hem. કીનારી; કોર; આંતરી; ઝુલ. *vt.* To attach a hem &c. to. ઝુલ લગાડવી, રાખવી.

**Welter**, *vt.* or *vi.* (વે'લ્ટર્) To wallow; to roll about in; to tumble about in. રગદોળવું; કાદવવાળું થવું; રોળવું. *n.* Mire;filth. કાદવ; કચરો.

**Wem**, *n.* ( વેમ્ ) The womb or uterus. ગર્ભાશય; ગર્ભસ્થાન.

**Wen**, *n.* ( વેન્ ) A tumour on the skin. ગાંઠ; રસોળી.

**Wench**, *n.* (વેન્શ્ ) A girl; a maiden or young woman generally (often used in contempt, as also a form of endearment). તરૂણી; યુવતી; કુમારિકા; કન્યા;છોકરી;પોરી;ગગી. (આ શબ્દ અંગ્રેજીમાં ઘણી વખત લાડમાં તથા તિરસ્કાર્થે વપરાય છે).

**Wencher**, *n.*(વે'ન્શર્)A profligate.ભ્રીલંપટ; લફંગો; છિનાળવો.

**Went**, past tense of **go**, (વેન્ટ્) ગયો; ગઇ; ગયું. *n.* Path; way; course; journey. માર્ગ; પંથ; રસ્તો.

**West**, *n.* (વેસ્ટ્) The direction on the horizon where the sun sets. પશ્ચિમ દિશા; આથમણી દિશા. 2.Countries situated in the western hemisphere. પશ્ચિમગોળાર્ધમાંના દેશો-પ્રદેશ. **The occident**=પશ્ચિમગોળાર્ધ. *a.* Situated in the west. પશ્ચિમ તરફ આવેલા. *adv.* Westward. પશ્ચિમ તરફ. *vi.* To go or pass in a westerly direction. પશ્ચિમ દિશા તરફ જવું.

**Westerly**, *a.* (વે'સ્ટરલી) Situated in the west. પશ્ચિમ તરફનું. *adv.* Westward પશ્ચિમે.

**Western**, *a.* (વે'સ્ટર્ન) Being in the direction of the west; of the countries situated in the west; going to the west. પશ્ચિમ તરફનું; પાશ્ચાત્ય; પશ્ચિમ તરફ જવું.

**Westerner**,*n.*(વે'સ્ટર્નર્)A European or an American.પશ્ચિમનો રહેવાસી;યુરોપીઅન;અમેરિકન.

**Westward**, *a.* (વે'સ્ટવર્ડ) Towards the west. પશ્ચિમે. *adv.* Westerly. પશ્ચિમે આવેલું. **Westwardly**=પશ્ચિમ તરફ.

**Westy**, *a.* (વે'સ્ટી) Giddy; dizzy. ચક્કર-ફેર-તમ્મર આવે એવું.

**Wet**, *a.* (વેટ્) Moist;containing water.ભીનું. 2.Rainy;damp.વરસાદનું;ભેજવાળું.**W.goods**= દારૂ-માદક પદાર્થ. *n.* Moisture. ભીનાશ. *vt.* To moisten with water. ભીનું કરવું.

**Wether**, *n.* (વે'ધર્) A castrated ram. ખાસી કરેલો ઘેટો.

**Wetness**, *n.*(વે'ટનિસ્)The state or quality of being moist. ભીનાશ; શરદી; ઠંડી.

**Wet-nurse**, *n.* (વે'ટનર્સ્) A nurse who attends upon as well as suckles the child ધાત્રી; ધવડાવનારી સ્ત્રી, ઉપમાતા; ધાવ.

**Whack**, *vt.* (વ્હૅક્) To beat or strike a smart blow. મુક્કી; મારવી. *n.* A blow (with the fist &c.) મુક્કી; મુક્કો.

**Whale**, *n.* (વ્હે.'લ્) A monstrous sea-fish. વ્હેલ જાતની પ્રચંડ માછલી; મગરમચ્છ.

**Whale-man**, *n.* (વ્હે,'લમન્) A hunter of the whale. વ્હેલનો શીકાર કરનાર.

**Whaler**, *n.* (વ્હે,'લર્) A ship or boat (also a person) who is engaged in the whale fisheries. મગરમચ્છ પકડનાર માણસ; એ શીકાર કરવા માણસોને લઇ જતી બોટ.

**Wharf**, *n.* (વ્હૅર્ફ્) A pier; a quay. ડક્કો; ઓવારો; બંદર; ઘાટ; ધક્કો. **Wharf rat**= બ્રુરો કોળ. *vt.* To protect by means of a pier &c. ડક્કો બાંધી સુરક્ષિત કરવું. (બંદર વગેરે). 2. Disembark on a pier. ડક્કે ઉતારવું.

**Wharfage**, *n.* (વ્હા'ર્ફેજ્)The toll,or charge paid for the use of the pier. બંદર પરનો કર-જકાત.

**Wharfinger**, *n.* (વ્હા'ર્ફિંજર્) The person who owns or is in charge of a wharf. ઘાટનો ધણી-માલેક.

**What**, *pro.* (વૉટ્) Used interrogatively either for persons or for things. શું; કયો; કોણ? 2. Used exclamatorily. શું! અહો! અરે! also, shows the bigness, greatness of quality or quantity &c. કેટલું બધું! કેવું! 3. As a relative pronoun. જે; તે; જેવો; તેવો. 4. Used adjectively, means, the... which; the sort ...which.કેવું; કયું. 4. Somewhat; partly. કેટલેક અંશે;કેટલેક દરજ્જે. **What ho!** અરે! ઓ-ઓ!! **What if**=તો શું;તેથી શું? **What though**=તોપણ શું; એમ હોય તોપણ.

**Whatever, Whatsoever,** (વૉટ એ'વર્) or (વૉટસોએ'વર્) One thing or another;anything, being this or that. જે કંઇ; જેટલું-તેટલું; જે જે.

**Wheat**, *n.* (વ્હીટ્) A kind of cireal grain. ઘઉં. **Fine W.**=મેંદો. **Wheaten**=ઘઉંનું. **Wheaten bread**=રોટલી-રોટલો.

**Wheedle**, *vt.* (વ્હી'ડલ્) To cajole or coax with soft words. લલચાવવું; પટાવવું; ફોસલાવવું.

**Wheel**, *n.* (વ્હીલ્) A spinning wheel. રેંટીયો. 2. The circular wooden &c. frame on which a carriage rolls. પૈડું; ચક્કર. 3. Potter's wheel. કુંભારનો ચાક. Wheels within wheels =Many intricate complications of circumstances or motives &c.અટીપટી બાબત; ગુંચવાડો; આંટીઘુંટી.*vt.*To carry in a wheeled carriage. ગાડીમાં ઘાલી લઇ જવું. 2. To cause to turn or revolve. ફેરવવું; ચક્કર મારવું.

**Wheeze**, *vi.* (વ્હીઝ્) To revolve, move about or go round in circuit. ગળામાં કફ બોલવો-સસણી બોલવી. *vi.* To breathe with a coughy sound. સસણી; ગળામાં કફ બોલવો તે.

**Whelm**,*vt.*(વ્હેલ્મ્)To ingulf or overwhelm. ઝબોળવું;ગુંગળાવવું;બોળવું 2.To cover completely; to absorb.માં લીન-ગરકાવ કરી દેવું

**Whelp**, *n.* (વ્હેલ્પ્) The young one of a dog. કુરકુરીયું.

**When**, *adv.* (વ્હેન્) The moment that; at, during or after the time that; at what or that time. ક્યારે; કયે વખતે; જ્યારે-ત્યારે; પછી. 2.Which time.તે વેળા, વખતે-ત્યારે. 3. While. જ્યારે-જેવારે-તેવારે.

**Whence**, *adv.* (વ્હેન્સ્) How; from what place. કેણીગમથી;કયાંથી? 2.From which place, source, material or from what person &c. શાથી-કયાંથી-કોની પાસેથી?

**Where**, *adv.* (વ્હેઅર્) At or in what place. જે ઠેકાણે; જ્યાં; જે જગ્યાએ, જગ્યામાં. (Interrogative). કયાં? કયે ઠેકાણે? કઇ જગ્યાએ?

**Whereabouts**, *n.* (વે,'રઅબાઉટસ્) The address of a person. ઠેકાણું;સ્થળ;સ્થાન. *adv.* Near what or which place; about where; about which. કયાં; કયે ઠેકાણે; કયાં કયાં; કઇ જગ્યામાં; જેમાં; જેને વિષે.

**Whereas**, *a.* & *conj.* (વે,રૅઝ્) It being the case that;considering that. જ્યારે-ત્યારે; જેટલા માટે; તેટલા માટે; છે તેથી. 2. While to the contrary; when in fact. કારણ કે; ખરૂં કહેતાં; ખરૂં પુછાવો તો.

**Whereat**, *adv.* (વ્હેઅરૅ'ટ) Whereupon;at which.શા માટે;શાથી;શાણે;શા ઉપરથી;કેમ;જેથી તેથી.

**Whereby**, *adv.* (વ્હે,રબા'ઈ) By what or which. શા ઉપરથી; જેથી; જેણે કરીને.

**Wherefore**, *adv.* & *conj.*(વ્હે,'ર્ફોર્) Why; for what reason. શા સારૂ-વાસ્તે; કેમ; કાં. 2. For which reason.માટે-લીધે;ને કારણ સારૂં;જેથી.

**Wherein-whereinto**, *adv.* (વેરઈ'ન-વ્હેરઇન્ટુ') In what or in which place.શામાં-કેમાં; જેમ; જેથી કરીને.

**Whereof**, *adv.* (વેરઑ'વ્)Of whom which or what. જેમાંનું; જેનું.

**Wheresoever**, *adv.* (વ્હેરસોએ'વર્) Wherever; in whatever place જ્યાં કયંઇ; જ્યાં જ્યાં; જેજે ઠેકાણે; જ્યાં-ત્યાં.

**Whereto**, *adv.* (વ્હેરટૂ') To what end; to what. કયાં સુધી? 2. To which. જ્યાં સુધી;જેને.

**Whereupon**, *adv.* (વ્હેરઅપૉ'ન્) After or upon which. જે ઉપરથી; તે ઉપરથી; પછી.

**Whereever**, *adv.*(વ્હે'રએવર્) At whatever place. ગમે ત્યાં; જ્યાં જ્યાં;

**Wherewith,-al**, *adv.* & *conj.* (વ્હેરવિ'ધ્-વિધૉ'લ) With which; with what? જેનાથી; શેનાથી? **The w.**=પૂરતાં સાધન, નાણું.

**Wherry**, *n.* (વ્હે'રી) A passenger barge; a small boat for carrying passengers. નદી ઉપરના ઉતારૂઓને બેસવાની હોડી.

**Whet**, *vi.* (વ્હેટ્) To sharpen by rubbing against stone.ઘસવું;તીણું કo;ધાર કાઢવી; સરાણ પર ચઢાવવું.*n.*The act of sharpening. ઉત્તેજન; પ્રદીપન.

**Whetstone**, *n.* (વ્હે'ટસ્ટૉન્) A stone on which instruments are sharpened. નીસણી; પથરી; સરાણ.

**Whether**, *conj.* or *adv.* (વે'ધર્) Which of the two alternatives. બેમાંથી કયું;આ કે તે. *pro.* Which one. કયું; જે કંઇ.

**Whey**, *n.* (વ્હે) The watery part of milk, left after the separation of curds and butter. છાસ; દહીંનું પાણી.

**Which**, *pro.* (વિચ્) As an interrogative pronoun it means:—કઇ; કીયુ; કયો. 2 As a relative pronoun it stands for.—જે; તે.

**Whichever, whichsoever**, *pro.* (વિચએ'વર-વીચસોએ'વર્) Which; whether the one or the other. જે-કોઇ, કંઈ-જેજે.

**Whiff**, *n.* (વ્હિફ્) A glimpse. લ્હેર;આભાસ; લ્હેજે 2. A sudden expulsion of the air from the mouth. ફૂંક; દમ. *vt.* or *vi.* To puff ફૂંક મારવી.

**Whiffle**, *vi.* (વ્હિ'ફલ્) To evade, shake or waver. છટકવું;ઢચુપચુ થવું;હાલવું;કંપવું.*vt.* To spread. પસરાવવું; ફેલાવવું.

**Whig**, *n.* (વ્હિગ્) A political party siding with the people in the time of Charles I. ચાર્લ્સ પહેલાના વખતનો પ્રજાપક્ષ.

**While**, *n.* (વ્હાઇલ્) Space of time. વેળા; વખત; કાળ; વાર. **The while**=In the meanwhile. દરમીયાન **Within a while**= Soon, જલદી **Worth while**=ને માટે તસ્દી-ત્રાસ લેવા લાયક; પૈસા ખરચવા યોગ્ય વગેરે. **Not worth while**=નકામું; નજીવું. *vt.* To pass or spend one's time. (વખત)પસાર કરવો; વીતાડવો;ગાળવો.**To while away one's-time**=વખત (નકામો) ગાળવો *conj.* Whilst; as long as. જ્યાંસુધી; જ્યારે; બીજી તરફ.

**Whiles**, *adv.* (વ્હાઇલ્સ્) Meantime; meanwhile; at times. દરમીયાન; વખતેવખતે. *conj.* While. જ્યારે.

**Whilom**, *adv.* (વ્હા'યલમ્) Formerly quandom. અગાઉ; ભૂતપૂર્વ; માજી; એક વખતનું

**Whilst**, *adv.* (વ્હાઈલસ્ટ્) Until; while જ્યાંસુધી; એટલામાં; જ્યારે.

**Whim**, *n.* (વ્હિમ્) A fancy;freak;humour લ્હેર; તરંગ; ફાટો. *vi.* To become freakish લ્હેરી થવું.

**Whimy**, *a.* (વ્હિ'મી) Whimsical; full of whims. લ્હેરી; તરંગી.

**Whimsical**, *a.* (વ્હિ'મઝિકલ્) Fanciful freaky. સ્વચ્છંદી; તરંગી; લ્હેરી; મનસ્વી;મનમોજી

**Whimper**, *vi.* (વ્હિ'મ્પર્) To whine. ઉકારી, દુઃખથી કીકીયારી કરવી-*n.* ઉંકારો; ગણગણાટ.

**Whine**, *vi.* (વ્હાઈન્) To cry or weep plaintively. દુઃખે રડવું; ધીમેધીમે રડવું. *n.* A low plaintive cry. કકળાટ; રૂદનનો અવાજ.

**Whinny**, *n.* (વ્હિ'ની) A neigh. ખોંખારો.*vt.* To neigh. હણહણવું.

**Whin-yard**, *n.* (વ્હિ'ન્-યાર્ડ) A hanger; a sword. તલવાર.

**Whip**, *n.* (વ્હિપ્) A lash; a stick with a cord attached used generally to drive animals. કોરડો; ચાબકો. *vi.*To flog or lash. હંટરથી ફટકારવું; ચાબકો મારવો. **To whip the cat**=To be very miserly. ઘણુંજ કૃપણ હોવું. He came on.**Whip & spur**=તે ઘણીજ ઉતાવળે ઘોડા ઉપર ઘોડો દોડાવતો આવ્યો.

**Whipping**,*n.*(વ્હિ'પિંગ)Flogging; lashing. ચાબુકનો માર.

**Whirring**, *n.* (વ્હ'રિન્ગ્)A hnmming sound produced by rapid motion. ઘર્ર્ર્ર્-ઘર્ઘર્ થતો અવાજ.

**Whirl**, *n.* (વ્હર્લ્) Rapid gyration; quick rotation. ચક્રાવર્તન; ભ્રમણ; ફેર; ચાક. *vt.* To rotate something rapidly. ગોલ ફેરવવું. *vi.* To gyrate or rotate. ગોળ ફરવું,ચક્કર ચક્કર ફરવું.

**Whirligig**, *n.* (વ્હ'ર્લિગિગ્) A top;a merry-go-round; change. ભમરડો; ચગડોળ; પરિવર્તન.

**Whirl-pool**, *n.* (વ્હ'ર્લ-પૂલ્) A vortex or an eddy of water. ભમરો; વમળ; આવર્ત્ત.

**Whirl-wind**, *n.* (વ્હ'ર્લવિન્ડ્) Violent wind moving with a circular motion. વંટોળીઓ; વાવંટોળ; વાવાઝોડું.

**Whisk**,*n* (વ્હિસ્ક)A rapid sweeping motion; a sudden motion or a quick puff. ઝપાટો; ઝાપટ. 2. A small bunch. પીંછી; કુચડો.*vt.*To sweep or brush. વાળી નાંખવું.

**Whiskers**, *n.*(વ્હિ'સ્કર્ઝ)Long hair growing on the human cheek; moustaches. થોભા; થોભીઆ; મુંછ.

**Whisket**,*n.*(વ્રિ'સ્કિટ્)A small lathe. સંઘાડો. 2. A basket. ટોપલી.

**Whiskey**, *n.* (વ્હિ'સ્કી) Wine made from wheat &c. ઘઉં-જવ વગેરેમાંથી બનાવવામાં આવતો દારૂ; એક જાતનો દારૂ.

**Whisper**, *vi.* (વ્હિ'સ્પર્) To talk low or speak softly. કાનમાં ગુપચુપ વાત કહેવી;ધીમે ધીમે, છાનુંમાનું બોલવું-વાત કરવી. *vt.* To talk under breath.ધીમે રહીને કાનમાં કહેવું. *n.* A soft sound of talking. ધીમે થતી વાત.

**Whisperer**, *n.* (વ્હિ'સ્પરર્) A backbiter; one who whispers. કાનમાં વાત કરનાર; ધીમે રહીને કહેનાર; છુપીવાત કહેનાર; ચાડીઓ.

**Whist**, *interj.* (વ્હિસ્ટ્) Hush! silent! Be still! ચુપ-છાનો-મુંગો રહે. *a.* Silent. મુંગું;ચુપ. *vt.* To hush. છાનું-મુંગુ-ચુપ રાખવું. *n.* A kind of game of cards. પત્તાની એક રમત.

**Whistle**, *vi.* (વ્હિ'સલ્) To produce a shrill sound. સીટી-સીસોટી વગાડવી. *n.*A shrill sound. સીસોટી; સીટી; પાવો.

**Whit**, *n.* (વ્હિટ્) Jot; a bit. જરા;લેશ;તલમાત્ર.

**White**, *a.* (વ્હાઈટ્) Snowy. ઉજળું;ધોળું; સફેદ; શ્વેત. 2. Hoary; gray. પાકી ગએલું; ધોળું; સફેદ. **White feather**=A sign of cowardice. બ્હીકણ-બાયલાપણાની નિશાની.*n.*Snowy colour. સફેદ-ઉજળો રંગ. 2. White part or thing. સફેદ-ધોળો ભાગ. 3. A European. ગોરી ચામડીવાળા યુરોપીઅન લોકો. **White of an eye**= આંખનો સફેદ ભાગ. *vt.* To white-wash. ચુનો લગાડવો;ધોળવું;છુપાવી ઉજળું,સારૂં દેખાડવું.**White ant**=ઉધ;ઉધી. **Whited**=સફેદ રંગ લગાડેલું.

**White-lead**, *n* (વ્હા'ઇટલેડ્) Ceruse. સફેતો.

**White-livered**, *a.* (વ્હાઇટલિવર્ડ્) Pale-looking; feeble. નિસ્તેજ; નબળું; ફીકું.

**Whiten**, *vt.* (વ્હા'ઈટન્) To make white. ધોળવું; સફેદ કરવું. *vi.* To grow white. સફેદ-ધોળું થવું.

**Whiteness**, *n.* (વ્હા'ઇટનિસ્) The state or quality of being whiteધોળાપણું;સફેતી;ઉજળાપણું.

**Whites**, *n. pl.* (વ્હાઇટ્સ) Leucorrhœa. શ્વેત પ્રદર; પ્રદર રોગ.

**White-wash**, *n.* (વ્હા'ઈટ વૉશ્) A mixture of lime and water used in painting walls &c. ચુનો (ભીંત ઉપર લગાડવાનો). *vt.* To apply white-wash to; to whiten. ચુનો લગાડવો;ધોળવું.

**Whither**, *adv.* (વ્હિ'ધર્) To which or what place. ક્યાં; કયે ઠેકાણે; તે જગ્યાએ-ઠેકાણે; જ્યાં;ત્યાં.

**Whither-soever**, *adv.* (વ્હિ'ધરસોએવર્) At what-ever place. જે જે સ્થળે-જગ્યાએ; જ્યાં જ્યાં; જે જે જગ્યાએ.

**Whitlow**, *n.* (વ્હિ'ટ્લો) An abscess of the joint of the fingers. નખમૂળ-નખછર; આંટણ.

**Whittle**, *n.* (વ્હિ'ટલ્) A small knife. નાનો ચપ્પુ. *vt.* To cut off with a small knife. નાના ચાકુવતી કાપવું-છોલવું.

**Whiz**, *vi.* (વ્હિઝ) To make a noise as that of something passing rapidly through air. સું સું અવાજ કરવો;સણણણણ અવાજ કરવો; સુસવાટો કરવો. *n.* A noise like a hiss. સણણણ-સુંસું અવાજ; સુસવાટો; સણસણાટ.

**Who**, *pro.* (હુ) As a relative pronoun it means,anyone;one.જે.2.As an interrogative pronoun it means.—કોણ ?

**Whoever, whosoever**, *pro.* (હુએ'વર-હુસોએ'વર્) Any or whatever person. કોઈપણ; જેકોઈ.

**Whole.** *a.* (હોલ) Entire; all; total.સઘળું; આખું. 2. Sound; well. તંદુરસ્ત;સારૂં.3.Entire; complete. પૂર્ણ; સમસ્ત. *n.* Entirety;totality; all things or parts together. તમામ; બધી વસ્તુઓ અથવા બધા ભાગો. **Upon the whole**=After considering the pros and cons. બધાનો-એકંદરે વિચાર કરી જોતાં.

**Wholesale,** *a* (હોલસે,'લ) Dealing in great quantities. જથ્થાબંધ વેપાર કરતો. *n.* Sale of goods in large quantities. જથાબંધ વેપાર.

**Wholesome,** *a.* (હો,'લસમ્) Good for health; salubrious; sound. સુખાકારી;ગુણકારી; તંદુરસ્ત. 2. Favourable to morals,religion, prosperity &c. ગુણકારી; હિતકારક; સારા.

**Wholly,** *adv.* (હો,'લી) Completely; fully; entirely; totally. તમામ; પૂરેપૂરી રીતે.

**Whom,** *pro.* (હુમ્)Objective case of *who* means.—કોને; જેને.

**Whoop,** *n.* (હુપ) A haloo; a loud shout; a noise of coughing. ચીસ; બુમ; સસણી. *vt.* or *vi.* To shout out or haloo; to hoot. બુમ પાડવી.

**Whooping-cough,** *n.*(હૂ'પિન્ગકફ)A kind of severe cough resembling an asthamatic attack. સખ્ત, સસણી, ઉધરસ; ડાંગીઓ.

**Whore,** *n.* (હો,ર) A harlot or prostitute. વેશ્યા; કસબણ. *vi.* To lead the life of a prostitute. વ્યભિચાર-છિનાળવું કરવું.

**Whoredom,** *n.* (હો,'રડમ્) Sensuality; prostitution. વ્યભિચાર; બદકર્મ; છિનાળું; જારકર્મ; છિનાળી.

**Whore-master,-monger,***n.*(હો,'રમાસ્ટર્-મન્ગર) A procurer; a profligate. રાંડ રાખનાર; રંડીબાજ; ભડવો.

**Whose,** *pro.* (હુઝ) Possessive case of "who" means.—જેનું; કોનું.

**Why,** *adv.* (વ્હાય) Wherefore; for what cause. શા માટે; શુંકામ; કેમ; કાં. 2. For what or which. કેને-જેને માટે. 3.For what reason. શા વાસ્તે; કયા કારણસર.

**Wick,** *n.* (વિક્) A loose spongy string or band made of thread and used in oil-lamps &c. બત્તી; દીવેટ; વાટ.

**Wicked,** *a.* (વિ'કિડ્) Immoral;sinful; evil; cursed. નુકસાનકારક; પાપી; દુષ્ટ;દુરાચરણી;બદકર્મી.

**Wickedness,** *n.* (વિ'કિડનિસ)Immorality; evil ways; sinfulness. દુરાચરણ; દુષ્ટપણું;પાપ; દુર્બુદ્ધિ; કુમતિ; કભાવ,

**Wicker,** *a.* (વિ'કર) Made from twigs (as a basket). નેતરનું; ઝાડની ડાળીઓનું,સળી,વાંસનું, બનાવેલું.*n.*A basket;a twig.ટોપલી;નાની ડાળી.

**Wicket,** *n.* (વિ'કિટ) Stumps (in cricket); the place where the stumps are pitched. સ્ટંપ; ક્રિકેટમાંની લાકડીઓ (ડાંડી) ખોસી હોય તે જગ્યા 2.A small door in a larger one. મોટા બારણામાંની બારી; નાનું બારણું.

**Wide** *a.* (વાઈડ્) Having breadth. પ્હોળાઈ વાળું; પ્હોળું. 2. Broad; liberal; extended; of large scope. વિશાળ; અથાગ; ધાડી; ગંજાવર; મોટું. 3. Measuring so much in breadth. પ્હોળું. 4. Remote or far. આઘેનું. *adv.*Far; to a distance. ઘણે દૂર. *n.* Breadth. વિસ્તાર; પ્હોળાઇ; પ્હોળાપણું.

**Widely,** *adv.* (વા'ઇડ્લી) Very much; far. ઘણુંજ; વિસ્તારીને; ઘણે લાંબે સુધી.

**Widen,** *vi.* (વા'ઇડન્)To grow wide. પ્હોળું થવું. *vt.* To make wide. પ્હોળું કરવું.

**Wideness,***n.* (વા'ઈડનિસ્) Breadth; broadness; width. પોહળાઇ; પનો; પોહળાપણું.

**Wide-spread,** *a.* ( વા'ઇડસ્પ્રેડ ) Greatly extended. અતિશય ફેલાયેલું.

**Width,** *n.* (વિ'ડ્થ) Breadth. પહોળાઇ; પનો.

**Widow,***n.*(વિ'ડો)A woman whose husband is dead. વિધવા; રાંડેલી બાઇ; ખુણે બેઠેલી બાઇ; રાંડીરાંડ; બોડકી; રાંડ. *vt.* To kill the husband of. ને રાંડીરાંડ-વિધવા કરવી. *vi.* To lose one's husband. રાંડવું; રંડાપો આવવો.

**Widowed,** *a.* (વિ'ડો,ડ્) Having lost her husband. રંડાએલી; ખુણે બેઠેલી; રંડાપો આવેલી હોય એવી.

**Widower,** *n.* (વિ'ડોઅર)A man who has lost his wife. રાંડેલો માણસ; વિધુર.

**Widowhood,** *n.* (વિ'ડોહુડ) The state of being a widow. રંડાપો; વૈધવ્ય.

**Wield,** *vi.* (વીલ્ડ)To use with full power or command; to rule; to govern. કુલ અખત્યારથી કામ ચલાવવું;પર રાજ્ય ચલાવવું;રાજ્ય કરવું. 2. To handle (as a weapon). ફેરવવું; હથીયાર વાપરવું-ચલાવવું.

**Wieldy,** *a.* (વી'લ્ડી) Usable; that can be handled;manageable.ધારણ થાય એવું; વાપરવા જેવું; સુગમ; સ્હેલાઇથી ચલાવી શકાય એવું.

**Wife,***n.*(વાઇફ)A lawful consort;the woman one has married. પત્ની; સ્રી; પરણેલી સ્રી;બૈરી.

**Wig,** *n.* (વિગ્) A cap of artificial hair. વાળની ટોપી. *vt.* To take to task. ધમકાવવું; ઠપકો દેવો.

**Wight,** *n.* (વાઇટ્) A supernatural being. અલૌકિક સત્વ. *a.* A jot; a little; a bit.અણુ; લવલેશ; જરીક. 2. Nimble; active; swift. ચંચળ; તીક્ષ્ણ.

**Wigwam,** *n.* (વિ'ગવૅમ્) North American Indian's tent or hut. અમેરિકાના મૂળ વતની, જંગલી લોકોનો તંબુ કે ઝુંપડું.

**Wild,** *a.* (વાઇલ્ડ્) Undomesticated; living in the forest. જંગલી; રાની;વગડાઉ.2.Desert. વેરાન. 3. Rude; savage; uncivilized.અનાડી; વનચર; જંગલી. 4. Violent; turbulent.તોફાની; નિરંકુશ; મસ્તાન; ઘણા જુસ્સાવાળું; 5. Not cultivated; native. ખેડયા વગર ઉગતું થયેલું. 6. Agitated by strong emotions. અતિ-વ્યાકુળ; ઉન્મત્ત.

**Wilderness,** *n.* (વિ'લ્ડરનિસ્) A waste; a desert. વન; જંગલ; રણ; અરણ્ય; રાન; વગડો.

**Wildness,** *n.* (વા'ઈલ્ડ્નિસ્) The state or quality of being undomesticated or wild. દુરાચારીપણું; જંગલીપણું. **Wildly**=જંગલી રીતે.

**Wile,** *n.* (વાઇલ્) A strategem or trick;an allurement. કાવાદાવો; કાવત્રું; કપટ; છળ;પ્રપંચ. *vt.* To cheat. છેતરવું; કપટ કરવું.2. To while away (as time). વખત ગાળવો-પસાર કરવો.

**Wilful,** *a.* (વિ'લફુલ્) Perverse; stubborn; apt to have its own way. હઠીલું; સ્વચ્છંદી; જીદ્દી; આડું; મમતી.

**Wilfulness,***n.* (વિ'લફુલનિસ્)Perverseness. સ્વચ્છંદ; હઠ; મમત; જક; હઠીલાપણું.

**Wilhelm-strasse,** *n.* (વિ'લ્હેલ્મસ્ટ્રૅસ) The German Foreign office જર્મનીનું પરદેશ ખાતું.

**Wiliness,** *n.* (વા'ઇલિનિસ્)Craftiness;cunning. કાવત્રું; લુચ્ચાઇ; છળભેદ; ખળતા.

**Will,** *n.* (વિલ્) Choice. મરજી;ખુશી.2.Power of choosing.ઇચ્છાશક્તિ;મનોબળ.3. Testament. વસીયતનામું. 4. Command. આજ્ઞા; હુકમ;મરજી. **At will**=મરજી મુજબ. **To have one's will**=ની મરજી પ્રમાણે થવું.*vt.* To desire or wish. ઇચ્છવું; ચાહવું. 2. To bequeath or make a testament. વસીયતનામું કરવું. *vi.* To desire or wish. ઇચ્છા-મન હોવું.

**Willing,** *a.* (વિ'લિન્ગ્) Eager; desirous. રાજી; ખુશી; તૈયાર. 2. Desired; chosen. રાજીખુશીથી કબુલ કરેલું; ખુશીનું.

**Willingness,***n.*(વિ'લિન્ગનિસ્)Free consent or choice. સંતોષ; ઉત્સાહ; હોંશ.

**Will-o'-the-wisp,** *n.* (વિ'લ્-ઓ-ધ-વિસ્પ્) A feeble light appearing and disappearing over the marshly places. ભૂતભડકો.

**Willow,***n.*(વિ'લો) Water side tree yielding osiers etc. ટોપલા, ક્રિકેટ બૅટ વગેરે બનાવવાનાં સળી,બરૂ,લાકડું આપનારૂં પાણીમાં ઉગતું ઝાડ,છોડ. *a.* Willowy. બરૂવાળું; પાતળું અને ચપળ.

**Wily,** *a.* (વા'ઈલી) Artful; crafty. કપટી; લુચ્ચું; પ્રપંચી.

**Wimble,** *n.* (વિ'મ્બલ્)A lathe.કાણા પાડવાનું હથીયાર. *vt.* To make a hole. કાણું પાડવું.

**Win,** *vt.* (વિન્) To allure by kindness. મન હરણ કરી લેવું-મેળવી લેવું. 2. To come out victorious in a contest of superiority. જય-ફતેહ પામવી; જીતવું; 3. To gain over to one's side or party. પોતાની તરફ ખેંચી લેવું. *vi.*To triumph or succeed.જીત-ફતેહ મેળવવી. **To win on or upon**=નું મન સંપાદન કરી લેવું; ની મરજી મેળવવી.

**Wince,** *vi.*(વિન્સ્)To start back or shrink. અંગ સંકોચવું; અટકવું.

**Wind,** *vt.* (વાઈન્ડ્) To twist or twine. વિંટાળવું-લપેટવું; પર વિંટવું-લપેટવું. **To wind off**=To unravel. ઉકેલવું.**To wind out**= છુટું કરવું. **To wind up**=To roll. વિંટાળીને ગુંચળું બનાવવું. 2. To finish; to conclude. છેડો આણવો; આટોપી લેવું. 3. To turn the key of; to key. કુંચી આપવી (ઘડીયાળને). *vi.* To roll. ને વિંટાળવું. *n.* A turn; a bend. વાંક; વલણ. 2. Air in motion; a current of air. હવા; પવન; વાયુ; વાયરો; વા. 3. Breath or power of respiration. દમ; શ્વાસ. 4. Flatulence. વાયુ;બાદી. **Down the wind**= વાની દિશાએ; પવન તરફ. **To be in the wind**=To surmise. વિષે વહેમ હોવો. **To get wind**=જાહેર થવું. **Wind pump**= પવનચક્કીથી ચાલતો નળ.. *vt.* To ventilate. હવાની આવજાવ થવા દેવી.

**Wind fall,** *n.* (વિ'ન્ડફૉલ્)Fruit blown off the tree by wind; hence, an unexpected legacy or benefit.પવનથી પડેલી વસ્તુ;અણધાર્યો મળેલો નફો-ખજાનો વગેરે.

**Winding,** *n.* (વા'ઇન્ડિંગ્)A curve; a bend. આડીવાટ; વાંક; ગલી. *a.* Zigzag. વાંકુંચુંકુ.**W.-sheet**=A cloth which is wrapped round a dead body. કફન; ચોફાળ.

**Windlass,** *n.* (વિ'ન્ડલૅસ્) A machine for raising weights.ભાર ઉંચકવાનું યંત્ર;ગરેડી.*vt.*To raise by means of a windlass. ડુમકલાસથી ભાર ઉપાડવો.

**Wind-mill,** *n.*(વિ'ન્ડમિલ્)A mill propelled by a current of air. પવનથી ચાલતી ચક્કી.

**Window,** *n.* (વિ'ન્ડો)An aperture in the wall of a building for the entrance of light &c.બારી;વાતાયન.*vi.*To make a window for; to equip or ventilate with a window. બારી રાખવી-બનાવવી.

**Wind-pipe**, *n.* (વિ'ન્ડ-પાઇપ્)The trachea. ગળું; શ્વાસ લેવાની નળી; શ્વાસમાર્ગ.

**Windward**, *a.* or *adv.*(વિ'ન્ડવર્ડ્)Towards the side from which the wind blows.પવનની તરફનું-દીશાનું. *n.* The side toward which the wind blows. પવનની દિશા.

**Windy,** *a.* (વિ'ન્ડી)Tempestuous;disturbed by wind. તોફાની. 2. Caused by wind. પવનનું; વાયુનું.

**Wine**, *n.* (વાઈન્) An alcoholic liquor extracted from the fermented juice of grapes &c. દારૂ; દ્રાક્ષાસવ; મદ્ય; માદકપીણું.

**Wing,***n.*(વિન્ગ્)The anterior limbs of a bird enabling it to fly; anything resembling them and enabling men to fly.પાંખ;ઉડવાનું સાધન.2.A side building;a portion of a house situated in one direction. ઘરની એક બાજુ; ગૃહની પક્ષ, પાંખ. 3. One flank of an army. લશ્કરની ટુકડીની એક બાજુ. 4. Protection. સંભાળ; ઓથ; રક્ષણ; આશ્રય. **On the wing** =Flying. ઉડતું. **To take the wing**=ઉડી જવું. *vi.* To cause to fly; to supply with wings. ઉડવાનું સાધન આપવું; ઉરાડવું. 2. To cut off the wings of. ની પાંખ કાપી નાંખવી.

**Winged**, *a.* (વિ'ન્ગડ્) Having wings; swift. પાંખોવાળું;ઝડપી.2.Sublime or lofty. ઉન્નત; પ્રૌઢ.

**Wink,** *vi.* (વિન્ક્) To nap; nod or sleep. ઝોકા ખાવા; ઉંઘવું. 2. To move the eyes to and fro; to hint at with eyes. આંખ મારવી. આંખોથી ઇશારત કરવી;મટકું મારવું. 2.To connive at.જોયું,ન જોયું કરવું;આંખ આડા કાન કરવા. *vt.* To cause to wink. પલકારો મારવો. *n.* The act of shutting and opening one's eye quickly hence, a moment; a hint given by the shutting of the eye. આંખની ઈશારત-પલકારો; પલ;નિમિષ; મટકું. **Winker**=આંખનો ઇસારો-પલકારો કરનાર.

**Winning,** *a.* (વિ'નિન્ગ્) Alluring; fascinating; charming. મનોહર; મોહિનીકારક. *n.* Victory. ફતેહ; જીત.

**Winnow,** *vt.* (વિ'નો) To separate the husk from the grain; to separate the good from the bad. ઝાટકી નાંખવું; સારાં અને નઠારાં જુદાં પાડવાં. **Winnowing-fan**=સુપડું.

**Winsome**, *a.* (વિ'નસમ્) Merry; cheerful; gay; gladsome. ખુશી કરે એવું; હસમુખું; ચારૂ.

**Winter,** *n.* (વિ'ન્ટર) The coldest season of the year. શીયાળો. **Winter of life,**= વૃદ્ધાવસ્થા; ઘડપણ. *vt.* To live in winter at. શીયાળો ગાળવો-કાઢવો.

**Winter-beaten**, *a.* (વિ'ન્ટર-બીટન્) Injured or tanned by winter. શિયાળાની ઠંડીથી ઇજા પામેલું.

**Wintry, wintery,** *a.* (વિ'ન્ટ્રી) Pertaining to the winter; cold; damp; moist &c. શીયાળાનું; થંડા દિવસોનું; ટાઢનું.

**Wipe,** *vt.* (વાઇપ્) To rub off; to clean by rubbing. ભુસી નાંખવું; લુંછવું; લ્હોવું. *n.* The act of wiping. લુંછવું તે.

**Wiper,***n.*(વા'ઇપર) One who wipes. લુંછનાર; ભુસી નાંખનાર.

**Wire,** *n.* (વાયર્) A cable or telegram; a wire. તાર. 2. A slender rod of metal.સળી; તાર. **To pull the wires**=રમકડાની માફક રમાડવું-નચાવવું. **Wire rod**=તાર ખેંચવાનો લોઢાનો સળીયો.*vt.*To cable or send a telegram. તાર કરવો. 2. To fence with wire.તાર બાંધવા.

**Wire-draw,** *vt.* (વા'યરડ્રૉ)To draw a wire from.નો ખેંચીને તાર બનાવવો.

**Wireless**, *a.* (વા'યરલિસ) Worked or sent without wire. દોરડા વગરનું.

**Wiry,***a.* (વા'યરી) Tough; lean and sinewy. મજબુત. 2. Made of wire. તારનું બનેલું.

**Wis,** *vt.* ( વિસ્ ) To think. વિચારવું; જાણવું. *adv.* Indeed; really. નક્કી; જરુર; ખરેખર; ખરેખાત.

**Wisdom**, *n.* (વિ'ઝડમ) Skill; knowledge; sagacity. સમજ; બુદ્ધિ;શાણપણ;ડ્હાપણ;ચતુરાઈ.

**Wise,***a* (વાઈઝ્) Learned;having knowledge. બુદ્ધિમાન; ડાહ્યું, શાણું; અક્કલમંદ; વિવકી; સુજાણ; સમજુ. 2. Sagacious. ચતુર.

**Wise-acre,** *n.* ( વા'ઈઝેકર્ ) A dunce or block-head who poses as a wise man. દોઢ ડાહ્યો માણસ; અક્કલનો દુશ્મન.

**Wisely,** *adv.* (વા'ઇઝ્લી)In a wise manner. ડ્હાપણ ભરેલી રીતે; શાણપણાથી; વિવેકપૂર્વક.

**Wish**, *vt.* (વિશ્) To long; to desire; to be disposed or inclined towards.ની મરજી હોવી; ઇચ્છા હોવી-કરવી; ઇચ્છવું. *n.* Longing; desire. ઇચ્છા; મનકામના; મનોરથ; મરજી.

**Wished-for,** *a.*(વિ'શ્ડફૉર) Much-desired. ઇષ્ટ; આકાંક્ષિત; ધારેલું; ચાહેલું.

**Wishful,** *a.* (વિ'શફુલ્ ) Desirous. ઇચ્છાથી ભરેલું. Desiring. ઇચ્છતું.

**Wisket,** *n.* (વિ'સ્કિટ્)A basket.ટોપલી; ડાલું.

**Wisp,** *n.* (વિસ્પ્) A small broom. નાની સાવરણી. 2. Will-o'-wisp. ભૂતના ભડકા. 3. A small brush or bundle. કુચડી; કુચડો.

**Wist-ful,** *a.* (વિ'સ્ટફુલ્)Wishful; desirous; longing. ઉત્સુક્ત; કાળજીવાળું; આતુર.

**Wit,** *vt.* or *vi.* (વિટ્) To learn; to know. જાણવું. *n.* Sense; intellect. બુદ્ધિ;અક્કલ;સમજ. **To be at one's wit's end**=ઇલાજ; ઉપાય ખુટી જવા; ના હાથ હેઠા પડવા. 2. *pl.* Consciousness. શુદ્ધિ;બુદ્ધિ;ભાન.3.A humorist. બુદ્ધિકુશળ; હાજરજવાબી; રસિક બોલનાર.

**Witch,** *n.* (વિચ્) A sorceress; a hag; an ugly woman. કદરૂપી સ્ત્રી;ડાકણ.*vt.*To bewitch or enchant. જાદુ કરવું; મોહ પમાડવો.

**Witch-craft,** *n.*(વિ'ચક્રૅફ્ટ્) Enchantment; sorcery. મંતર; ઇલમ; જાદુ. **Witchery**= જાદુ; મંતર; ચેટક; કામણ.

**With,** *prep.* (વિધ્) Denotes proximity, association, connection; nearness &c. સાથે; જોડે; સંગાથે; પડખે; તરફ; સંગે; મદદમાં; થી;થકી; લીધે; કરીને; સહિત; સુદ્ધાં.

**Withal,** *adv.* (વિધૅા'લ્) With this or that; at the same time; also. આ ઉપરાંત; વળી; તેજ વખતે. *prep.* With. થી; સહિત.

**Withdraw,** *vt.* (વિધ્ડ્રૉ') To retract or recall; to draw or take back. પાછું ખેંચી લેવું;માંડી વાળવું;પાછું ખેંચી લેવું-જાવું.*vi.*To retreat, retire or go away. જતા રહેવું; જવું. **Withdrawal-ment**=Resignation. રાજીનામું; પાછું ખેંચી લેવું તે.

**Withe,***n.*(વિ'ધિ -ધ) A partition. પડદો.2. A flexible twig. વળે એવી ડાળી.*vt.* To tie with twigs. ડાળીઓથી બાંધવું.

**Wither,** *vt.* (વિ'ધર્) To become sapless; to fade. સુકાઈ-કરમાઇ જવું; ચીમળાઇ જવું *vi* To cause to fade. સુકવી-કરમાવી નાંખવું.

**Withhold,** *vt.* (વિ'ધ્હો,લ્ડ) To keep back; to restrain or prevent. અટકાવી રાખવું; દાબી રાખવું; અટકાવવું.

**Within,** *adv.* (વિધિ'ન્) Not without; in; inside of. માંહે; મધ્યે; માં; અંદર.

**Without,** *prep.* (વિધા'ઉટ્) At the outside of;out of. બહારની બાજુએ;બહાર.2.Otherwise than with; in absence of. વિના; રહિત;શિવાય; વગર. *conj.* Except; unless. વગર;શિવાય.*adv.* Outwardly. બહારનું.

**Withstand,** *vt.* (વિધ્સ્ટૅ'ન્ડ્) To resist or oppose; to stand against. સામા થવું;ની આડે આવવું; રોકવું;માં બાધક થવું; સાંખવું-ખમી રહેવું; ટક્કર ઝીલવી.

**Witless,** *a.* (વિ'ટલિસ્) Senseless. બુદ્ધિહીન; કમઅક્કલ; બુદ્ધિવગરનું.

**Witling,** *n.*(વિ'ટ્લિન્ગ્)A fool. કમઅક્કલવાળો માણસ.

**Witness,** *n.* (વિ'ટનિસ્) Proof;testimony. સાહેદી; સાહેદ; સાક્ષી; સાખ. 2. One who has seen something himself or is directly cognisant of it. સાક્ષાત્ જોનાર; નજરે જોનાર. *vt.* To testify to; to experience something personally. સાક્ષી પૂરવી; પોતે જાતે નજરે જોવું. *vi.* To testify. જુબાની આપવી; સાક્ષી પૂરવી.

**Witsnapper,** *n.* (વિ'ટસ્નૅપર્) A wit or a would-be-wit.હાજરજવાબી;હાજરજવાબી હોવાનો ડોળ કરનાર.

**Witticism,** *n.* (વિ'ટિસિઝમ્) A humorous proverb;a witty saying.ટુચકો;હાસ્યજનક વાકય.

**Wittily,** *adv.* (વિ'ટિલી) Humorously. માર્મિક રીતે; હાસ્યજનક રીતે; રસિકપણે;વિનોદમાં.

**Wittingly,** *adv.* (વિ'ટિન્ગલી) Purposely; knowingly. બુદ્ધિપૂર્વક; જાણીજોઈને.

**Witty,** *a* (વિ'ટી) Humourous; satirical; skilful; wise. વિનોદી; ઠઠ્ઠેબાજ.

**Wizard,** *n.*(વિ'ઝર્ડ)A conjurer;a magician. ઇલમબાજ; જાદુગર; જીવતો ભૂત.

**Wizen,** *a.* (વિ'ઝન) Faded. કરમાઈ-સુકાઇ ગયેલું.*vi.*To fade or wither.કરમાઇ-સુકાઇ જવું.

**Woe,***n.*(વો,)A curse.શાપ.2.Sorrow;misery; grief.ક્લેશ;ખેદ;દુ:ખ.**Woe worth the day**= બળ્યો તે દુ:ખનો દિવસ.*a.*Sorrowful.ખેદકારક;દુ:ખી.

**Woe-begone,** *a.* (વો'બિગૉન્) Sorrowful; melancholy. દુ:ખી; ખેદકારક.

**Woeful,** *a.* (વો'ફુલ્) Sorrowful. કષ્ટિ, દુ:ખનું; આપત્તિનું; દુ:ખી.

**Wolf,** *n.* (વુલ્ફ્) An animal of the dog family, carnivorous in habits and living in jungles. વરૂ; વૃક.

**Wolfish,** *a.* (વૂ'લ્ફિશ્) Fierce; like a wolf. ઘાતકી; ક્રૂર; વિકાળ; વરૂની માફક.

**Woman,** *n.* (વુ'મન્) A female. સ્ત્રી; નારી; બાયડી **Doings and goings of woman** =સ્ત્રીચરિત.2.Womankind. સ્ત્રી જાત. *vt.* To act the part of a woman. બાયડીનો સ્વાંગ લેવો.

**Womanhood,** *n.* (વુ'મનહુડ્) Womankind; the qualities and characteristics peculiar

to women; female character. સ્ત્રીજાત; સ્ત્રીત્વ; સ્ત્રી ધર્મ; સ્ત્રીપણું.

**Womanish,** *a.* (વૂ'મનિશ્)Effeminate.બાયલું; બૈરી જેવું.

**Womanly,** *a.* (વુ'મનલી) Fit for a woman. સ્ત્રી ધર્મને ઉચિત એવું. *adv.* Effeminately. બાયલાપણે.

**Womankind,** *n.* (વૂ'મનકાઇન્ડ્) Females collectively. સ્ત્રીજાત.

**Womb,** *n.* (વૂમ્) Uterus. ગર્ભસ્થાન; ગર્ભાશય; ગર્ભસ્થાન; પેટ; કમળ; કુખ. **To drop the womb**=ગર્ભ છુટવો.

**Wonder,** *n.* (વ'ન્ડર્) Admiration; surprise; astonishment. વિસ્મય; આશ્ચર્ય; અચરતી; તાજુબી. 2. A miracle; a prodigy. ચમત્કાર. *vi.* To be astonished or amazed. આશ્ચર્ય પામવું; તાજુબ થવું.

**Wonderful,***a.*(વ'ન્ડરફુલ્) Strange; astonishing. નવાઇનું; અદ્ભુત; જાદુઈ, ચમત્કાર ભરેલું.

**Wonderfulness,** *n.* (વ'ન્ડરફુલનિસ્) The state of being wonderful. અપૂર્વતા;અદ્ભુતતા નવાઇ; કૌતુક.

**Wonderment,** *n.* (વ'ન્ડરમન્ટ્) Surprised state of mind. આશ્ચર્ય; નવાઇ.

**Wonderstruck,** *a* (વ'ન્ડરસ્ટ્રક્) Astonished; surprised. ચકિત; છક્ક; વિસ્મયાપન્ન; વિસ્મત.

**Wondrous,** *a.* (વ'ન્ડ્રસ્) See "Wonderful."

**Wont,** *a.* (વો,ન્ટ્) Used; habituated. ટેવવાળું; ટેવ પડેલું. *n.* Habit; custom. આદત; ટેવ. *vi.* To be habituated. ટેવ હોવી; આદત હોવી. *vt.* To habituate or accustom. ટેવ પાડવી; આદત પાડવી.

**Wonted,** *a.* (વો,'ન્ટિડ્) Accustomed;usual. વપરાતું; રોજનું; પરિચિત; નિત્ય; હમેશનું. **Wonted nature**=સ્વભાવ; પ્રકૃતિ.

**Wontedness,** *n.* (વો,'ન્ટિડનિસ) Habit. ધારો; ચાલ; ટેવ.

**Woo,** *vt.* (વૂ) To court; to solicit in love. પ્યાર-પ્રીતિ કરવી. *vi.* To court. પ્યાર કરવો; માગું, સંવનન ક૦.

**Wood,** *a.* (વૂડ્) Insane; mad. બેભાન; ગાંડો; *vi.* To grow mad. ગાંડા થવું-બનવું; *n.* A forest; a grove; a collection of trees. જંગલ; રાન; વગડો. 2. Firewood. બળતણ; બળાવું લાકડું. 3. Timber. ઇમારતી લાકડું.

**Wood-apple,** *n.* (વૂ'ડૅપલ્) A kind of fruit. કોઠું.

**Wood-cut,** *n.* (વૂ'ડ-કટ્) An engraving on wood; a print from such wood. લાકડા ઉપરનું કોતરકામ-નકશી-ચિત્ર; બુડકટ.

**Wood-cutter,** *n.* (વૂ'ડ-કટર્) A person who cuts wood; a wood-engraver. કઠીઆરો; લાકડા ઉપર કોતરકામ કરનાર.

**Wooden,** *a.* (વૂ'ડન્) Consisting of or made of wood. લાકડાનું બનાવેલું; કાષ્ઠમય.

**Wood-land,** *n.* (વૂ'ડલૅન્ડ્) Land covered with wood. જંગલ; વગડો; વન; રાન. *a.* An inhabitant of the forest.જંગલમાં રહેનાર;રાની.

**Woodman,** *n.* (વૂ'ડમન્) A hunter; a forester; a sports-man. પારધી; શીકારી; જંગલનો ઉપરિ. 2. A wood-cutter. કઠીઆરો.

**Wood-monger** *n.* (વૂ'ડમન્ગર્) A dealer in wood. લાકડા વેચનાર; કાટપીટીઓ.

**Wood-ness,** *n.* (વૂ'ડનિસ્) Madness. ગાંડાઈ; ગાંડાપણું.

**Wood nymph,** *n.* (વૂ'ડનિમ્ફ્) A goddess of the woods. વનદેવતા; વનદેવી; જંગલની દેવી.

**Wood-pecker,** *n.* (વૂ'ડપેકર્) Name of many climbing birds. લક્કડખોદ પક્ષી.

**Woody,** *a.* (વૂ'ડિ) Consisting or abounding in woods. વૃક્ષમય; ઝાડીમય. 2. Ligneous. લાકડાનું.

**Wooer,** *n* (વૂ'અર) A suitor; one who wooes. આશક; સંવનન કરનાર.

**Wool,** *n.* (વૂલ) The hair of sheep and some other animals capable of giving warmth. ઉન.

**Wool-comber,** *n.* (વૂ'લકો,મર્) One who or that which combs;a machine that combs wool. ઉન પીંજનાર-ઉન પીંજવાનો ચરખ.

**Wool-fell,** *n.* (વૂ'લફેલ્) Skin covered with wool. ઉનવાળી ચામડી; ઉનવાળુ ચામડુ; ખાલ.

**Wool-gathering,** *a.* (વૂ'લગૅધરિન્ગ્) The act of gathering wool. ઉન કાપવું તે. 2. Indulgence in idle fancies. શેખચલ્લી જેવા વિચાર રાખવા તે; તરંગ.

**Wool-sack,** *n.*(વૂ'લ્સૅક)Lord Chancellor's seat in House of Lords. અમીરી સભામાં લૉર્ડ ચૅન્સેલરની બેઠક; હોદ્દો.

**Woollen,** *a.* (વૂ'લન્) Made of wool. ઉનનું. *pl.* Goods made of wool. ઉનનો માલ-વસ્ત્રો.

**Woollen-draper,***n.*(વૂ'લન્ડ્રે,પર્)A dealer in woollen goods. ઉનના કપડાનો વેપારી.

**Woolly,** *a* (વૂ'લી) Resembling or consisting of wool. ઉનસરખું-ઉનવાળું.

**Woolly-head,***n.*(વૂ'લીહેડ્)An Abyssyniar; a negro. હબસી; સીદ્દી; શીદી.

**Word,** *n.* (વર્ડ્) An articulate sound or combination of sounds conventionally expressing an idea. શબ્દ; વચન.*pl.*Language.

